

# શ્રી ચિંતામણી પાર્શ્વનાથ

શ્રી ગોડીજી મહારાજ જૈન દેરાસર પાયધુની મુંબઈ

# સજ્જન સન્મિત્ર

યાને

# એકાદશ મહાનિધી

સંવત ૨૦૨૧

સંગ્રાહક:

પોપટલાલ કેશવજી દોશી

પ્રકાશક :
પોપટલાલ કેશવજી દોશી
૫૧, મંગળદાસ રોડ,
મુંબઈ-૨.

卐



卐

કિંમત : રૂ. ૩૦-૦૦

卐

મુદ્રક :
જાદવજી પીતાંબર ઠક્કર
ઉષા પ્રિન્ટરી આઇવેટ લી.
દેવકરણ મેન્શન, પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ-૨.



શ્રી પોપટલાલ કેશવજી દોશી



સ્વ. શ્રીમતિ જેકોરબેન
પોપટલાલ દોશી

આપે અમોને પાળી પોષી કેળવણી આપી સાથે સાથે ધર્મ સંસ્કારો આપ્યા તે મહાન ઉપકાર નિમિત્તે અને સજ્જન સન્મિત્ર નામનો ગ્રંથ ઘણો જ પરિશ્રમ લઈને તૈયાર કર્યો તે નિમિત્તે અને આજના આ પ્રસંગે પૂ. માતુશ્રીની ચિરંતીત યાદમાં........

## અર્પણ.

—વિનુ
—ખુશાલ
—ભાનુ

# શ્રદ્ધાંજલિ



શ્રી ચુનીલાલ નારણદાસ કાનુની

અમે આ મહાપુરૂષના સંપર્કમાં લાંબા કાળ સુધી રહ્યા છીએ. પોતાની પરિસ્થિતિને લક્ષ્યમાં લઇ, દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવની ભૂમિકા પર આ વિષમ પંચમ-કાળમાં શ્રાવકના જીવનમાં પોતાની પવિત્રતા વડે જે સીમા સુધી પહોંચી શકાય એ ચરમ સીમા પર આ મહાપુરૂષને અમે જોયા છે.

જેમની પ્રત્યે અમારા હૈયામાં ગુરૂ પ્રત્યે શિષ્યનો પૂજ્યભાવ હોય એવો પૂજ્યભાવ છે.

પ્રાણીમાત્રના પરમ મહોદયના હિત-ચિંતન માટેની તીર્થંકર નામ કર્મની ષોડશ ભાવનાનું અધ્યયન કરવાનું જે સૌભાગ્ય અમને પ્રાપ્ત થયું તેના પર ચિંતન, મનન પછી મંથન અને પરિશીલન થતાં આ પુણ્ય પવિત્ર આત્માના હૃદયદર્શનથી અમને પારાવાર ભાવોલ્લાસનો ઉદ્ગમ થતો હતો.

આ ભાવોનું દર્શન તેમના જીવનમાં સાક્ષાત્ થતું હતું. "સવી જીવ કરૂં શાસનરસી"ના ભાવનો અખંડ સ્રોત જીન નામ કર્મ બાંધનાર પુણ્યાત્માઓમાં વહેતો હોવાનું વર્ણન શાસ્ત્રોમાં મળે છે તે ભાવોનું પ્રત્યક્ષ દર્શન અમને એમના જીવનમાં ભાસમાન થયું હતું.

તેમની પ્રત્યેના અમારા આદરભાવને અમે યથાર્થરૂપે પ્રગટ કરવા અસમર્થ છીએ. આ ઉદ્ગારો દ્વારા આ શ્રદ્ધાંજલિ તેમના ચરણોમાં અમે અર્પણ કરીએ છીએ.



શ્રી પોપટલાલ કેશવજી દોશી





શ્રી ઋષભદાસજી
(મદ્રાસ)

ARVIND NEMCHAND VAKILWALA
82 83, Vithalbhai Patel Road,
Ratan House, 3rd Floor, Opp. Bank of India
BOMBAY (400 004)

ૐ હ્રીં શ્રી અર્હં શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ

# પ્રસ્તાવના

જિનભક્તિ એ ધનુષ્ય છે આત્મા એ બાણ છે. શ્રી પંચપરમેષ્ઠિ ભગવંતો એ લક્ષ્ય છે. અપ્રમત્ત બનીને જિનભક્તિરૂપી ધનુષ્ય વડે આત્મપ્રયત્નરૂપી બાણથી પરમેષ્ઠિરૂપી લક્ષ્યને વીંધવું જોઈએ.

આ ભાવ નમસ્કારની પ્રક્રિયા છે.

જિનભક્તિ પ્રગટ થાય તે માટે શ્રી જિનેશ્વર ભગવંતના સ્વરૂપનો પરિચય અનિવાર્ય છે.

શ્રી જિનેશ્વર ભગવંતનું સ્વરૂપ એટલું ઉચ્ચકોટિનું છે કે જેમજેમ તેમનો પરિચય વધતો જાય છે તેમતેમ તેમની પ્રત્યેની ભક્તિ પુષ્ટ બને છે. અને જેમ જેમ ભક્તિ પુષ્ટ બને છે તેમ તેમ એ સર્વોત્કૃષ્ટ સ્વરૂપ અધિક સ્પર્શે છે.

શ્રી જિનેશ્વર ભગવંતનો પરિચય પૂર્વાચાર્યોના રચેલા મહાપ્રભાવિક સ્તોત્રો, સ્તવનો, સજ્ઝાયો, સ્તુતિઓ દ્વારા થાય છે.

જિનભક્તિ હૃદયમાં સ્થિર કરવા માટે, દૃઢ થવા માટે આ સાહિત્ય અત્યંત સહાયક છે. મહાન પૂર્વાચાર્યોની અદ્‌ભૂત રચનાઓ દ્વારા શ્રી જિનસ્વરૂપનું સમ્યગ્દર્શન તથા તેમના શાસનનું સમ્યગ્‌જ્ઞાન પ્રગટ થાય છે અને તે પ્રત્યે ભક્તિભાવ જાગે છે તથા પુષ્ટ બને છે.

ચિત્તવિશુદ્ધિ માટે આ અપૂર્વ રસાયણ છે અને તે વડે મિથ્યાત્વરૂપી મલ નાશ પામે છે તથા સમ્યગ્દર્શન ગુણ નિર્મળ બને છે.

શ્રી જિનેશ્વરના ગુણોનું સ્તવન કરવું એ બે હાથ વડે પૂરીને ઉપાડવી કે સ્વયંભુરમણ સમુદ્રને તરવાથીયે અધિક દુષ્કર છે. આ ગુણોને શબ્દમાં ઉતારવા અશક્ય છે, તો પણ મહાપુરૂષોએ પોતાની ભક્તિ અને શ્રદ્ધા સ્તોત્રો દ્વારા, સ્તવના દ્વારા વ્યક્ત કરી છે જેમ બાળક બે હાથ પહોળા કરીને સમુદ્રના વિસ્તારને વર્ણવે છે તેમ આ સ્તોત્રો દ્વારા પરમાત્માના અનંત ગુણોની માત્ર સામાન્ય ઝાંખી થાય છે.

આ સ્તોત્રો, સ્તવનો, પદો, સજ્ઝાયોમાં ચિત્તને પરોવવાથી પરમાત્મ ગુણોમાં ચિત્તની તન્મયતા થાય છે. તે વડે અનેક પાપ કર્મોનો ક્ષણવારમાં ધ્વંસ થઈ જાય છે. હૃદયમાં જ્યારે પરમાત્મ ગુણોની સ્થિતિ થાય છે ત્યારે કર્મના દૃઢ બંધનો શિથિલ થાય છે. ભાવપૂર્વક પરમાત્મગુણોનું સ્તવન, તેનું વારંવાર સ્મરણ. જીવનમાં આ ગુણો પ્રગટાવવા માટેનું ચિંતવન, ધારણા તથા ધ્યાનવડે તદ્રુપતા આપે છે અને સંસારનો શીઘ્ર ઉચ્છેદ થાય છે.

એક મહાપુરૂષે કહ્યું છે કે સદ્‌ભૂત ગુણોના વર્ણનમાં ક્યારેય પણ અતિશયોક્તિ થઈ શકતી નથી, સદાય અલ્પોક્તિ જ રહે છે. અને તેટલું સદ્‌ભૂત ગુણવર્ણન અધુરૂં જ છે.

પરમાત્માની સ્તુતિ કરનારા પૂર્વ સ્તુતિકારોએ પોતાનું અસામર્થ્યપણું વિના સંકોચે પ્રદર્શિત કર્યું છે અને કહ્યું છે કે અમારામાં સામર્થ્યપણું ન હોવા છતાં અમે શ્રી જિન ગુણ ગાવા માટે તત્પર થયા છીએ તેનું કારણ કેવળ તેમની પ્રત્યેની અમારી શ્રદ્ધા અને ભક્તિ જ છે. તેથી શક્ય અને અશક્યનો વિચાર કર્યા વિના બોલાયેલા બાળકોના પ્રલાપ જેવા અમારા વચનો અમારી ભક્તિના કારણે સાંભળનારને કારુણિ નહિ ઉપજાવે પણ વિસ્મય અને કૌતુક ઉપજાવશે.

શ્રી જિનગુણની સ્તુતિ જિનાજ્ઞાનું પાલન અને આરાધન કરવામાં સહાયક છે.

પૂર્વ મહર્ષિઓ ફરમાવે છે કે. "જેમ હાથો વડે સમુદ્રના પાણીનું માપ કાઢવું અશક્ય છે તેમ અલ્પબુદ્ધિવાળા એવા અમારા જેવા વડે ગુણસમુદ્ર એવા શ્રી જિનેશ્વર ભગવંતોના ગુણોનું માપ શોધવું એ અશક્ય છે, તો પણ ભક્તિથી નિરંકુશ બનેલા એવા અમે અમારી શક્તિ કે યોગ્યતાનો વિચાર કર્યા વિનાજ આ કાર્યમાં ઉત્સાહિત થયા છીએ.'

'હે નાથ! આપની ભક્તિની આગળ સ્વર્ગ લક્ષ્મી પણ અમને તુચ્છ ભાસે છે. હે ભગવન્! અમે એકજ ઇચ્છીએ છીએ કે ભવોભવ અમને આપને વિષે સદાયભક્તિ જાગૃત થાઓ.'

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યયન ૨૯ માં ફરમાવ્યું છે કે.

"પ્રશ્ન૦ હે ભગવન્! સ્તોત્ર સ્તુતિરૂપ મંગળ વડે જીવ શું ઉપાર્જન કરે ?

ઉત્તર૦ સ્તોત્ર સ્તુતિરૂપ મંગળ વડે જીવ જ્ઞાન દર્શન ચારિત્ર અને બોધિના લાભને પ્રાપ્ત કરે છે. જ્ઞાન દર્શન ચારિત્ર અને બોધિલાભને પામેલો જીવ અંતક્રિયા કરીને તેજ ભવે મોક્ષને પ્રાપ્ત કરે છે, અથવા વૈમાનિક કલ્પની પ્રાપ્તિને યોગ્ય આરાધના કરી ત્રીજે ભવે મોક્ષ પામે છે."

શ્રી જિનેશ્વર ભગવંતની ભક્તિ માટે તથા મોક્ષની આરાધના માટે આ ગ્રંથ અત્યંત ઉપકારક થશે. જે ઉપયોગી સામગ્રી આ ગ્રંથમાં આપવામાં આવી છે તેની ઝાંખી અનુક્રમણિકા જોવાથી થશે.

અહિં તેની સામાન્ય રૂપરેખા આપીએ છીએ

## સજ્જન સન્મિત્ર

### મંગલ પ્રવેશિકાઃ—પાના ૧ થી ૪૫

મંગલ પ્રવેશિકામાં શ્રી વજ્રપંજર સ્તોત્રમ્, શ્રી મંગલ ચૈત્ય સ્તોત્રમ્, શ્રી તીર્થ-વંદના, શારદા સ્તવનમ્, શ્રી ગૌતમસ્વામિના છંદો, શ્રી નવકાર મંત્રનો છંદ, શ્રી સિદ્ધ-સહસ્ર નામ, ચોવીસ જિનેશ્વરના છંદો તથા શ્રી પાર્શ્વનાથ ભગવંતના અનેક છંદો છે.

### પ્રથમ મહાનિધિઃ—શ્રી પંચપ્રતિક્રમણાદિ સૂત્ર પાના ૪૭ થી ૬૦૧

આ વિભાગમાં શ્રી પંચપ્રતિક્રમણના મૂળ સૂત્રો ભાવાર્થ સાથે તથા સાધુસાધ્વી-નાં આવશ્યકક્રિયાના સૂત્રો, કાળમાનયંત્ર, પચ્ચક્ખાણ સમયનો કોઠો વગેરે છે.

દ્વિતીય મહાનિધિ:—સ્મરણ સ્તોત્ર-સ્તવનાદિ સંગ્રહ પાના ૧૦૨ થી ૧૯૧

આ વિભાગમાં નવસ્મરણ, બૃહત્શાંતિ વિધિ, શ્રી ઋષિમંડલ સ્તોત્ર, શ્રી જિનપંજર સ્તોત્ર, પૂ. શ્રી સિદ્ધસેન દિવાકર વિરચિત શક્રસ્તવ—જિન સહસ્રનામ, પૂ. શ્રી હેમચંદ્રાચાર્ય વિરચિત અર્હન્નામ સમુચ્ચય, શ્રી સહસ્રકૂટ સ્તોત્ર, શ્રી ચતુર્વિંશતિ જિન સ્તોત્રો, શ્રી શત્રુંજયના સ્તોત્રો, શ્રી શત્રુંજય લઘુકલ્પ. બૃહત્ કલ્પ, બૃહત્ ઉવસગ્ગહરં મહા પ્રભાવિક સ્તોત્રમ્, શ્રી પાર્શ્વનાથના મંત્રમય સ્તોત્રો, શ્રી પદ્માવતીના સ્તોત્રો. શ્રી સરસ્વતીના સ્તોત્રો, શ્રી ગૌતમ સ્વામિના સ્તોત્રો છે.

તૃતીય મહાનિધિ:—પ્રકરણાદિ સંગ્રહ પાના ૧૯૨ થી ૨૬૭

આ વિભાગમાં જીવ વિચાર, નવતત્ત્વ, દંડક, લઘુ સંગ્રહણી, ત્રણ ભાષ્ય, છ કર્મ ગ્રંથ. બૃહત્ સંગ્રહણી, લઘુક્ષેત્ર સમાસ, વૈરાગ્યશતક, ઇન્દ્રિયપરાજય શતક, સમવસરણ પ્રકરણ, શ્રી ચઉસરણ પયન્ના, આઉર પચ્ચક્ખાણ પયન્ના, શ્રી દશવૈકાલિક સૂત્ર, શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્ર. સિન્દૂરપ્રકર; યોગ દિપક વગેરે સામગ્રી છે.

ચતુર્થ મહાનિધિ:—ચૈત્યવંદનો અને સ્તુતિઓ પાના ૨૬૮ થી ૩૫૩.

આ વિભાગમાં શ્રી સીમંધર જિનચૈત્યવંદન, શ્રી સિદ્ધાચળજીના, શ્રી અષ્ટાપદના, પર્વ તિથિઓના, નવપદના, દિવાળી, પર્યુષણના ચૈત્યવંદનો છે. શ્રી પદ્મવિજયજી કૃત, શ્રી બુદ્ધિસાગરસૂરિકૃત, ઉપાધ્યાય શ્રી ક્ષમાકલ્યાણજી કૃત ચૈત્યવંદન ચોવીસીઓ, મહાકવિ શ્રી શોભનમુનિ પ્રણીત સ્તુતિઓ, શ્રી ઐન્દ્રસ્તુતિ ચતુર્વિંશતિકા, પાદપૂર્તિની સ્તુતિઓનો સુંદર સંગ્રહ છે.

ચતુર્થ મહાનિધિ:—સ્તવન સંગ્રહ પાના ૩૫૪ થી ૬૩૪.

આ વિભાગમાં શ્રી વિહરમાન જિનેશ્વરોના સ્તવનો, ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજની વિહરમાન જિન વીશી, શ્રી દેવચંદ્રજી કૃત વિહરમાન જિન વીશી, શત્રુંજયના સ્તવનો, ગિરનારજીની યાત્રાનું સ્તવન. શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનું પં. શ્રી વીરવિજયજી મહારાજનું ગૂઢાર્થ સાથેનું સ્તવન, શ્રી મહાવીર સ્વામીનું પારણું, તેમના પંચ કલ્યાણક તથા તેમના ૨૭ ભવનું સ્તવન, શ્રી વિનય વિજયજી કૃત પાંચ સમવાય કારણનું સ્તવન તથા તીર્થના સ્તવનો અને પર્વ તીથીઓના સ્તવનો છે.

પૂજ્ય શ્રી યશોવિજયજી ઉપાધ્યાયના ત્રણ મોટા સ્તવનો ૩૫૦ ગાથાનું, ૧૫૦ ગાથાનું, ૧૨૫ ગાથાનું અને નિશ્ચય વ્યવહાર ગર્ભિત શ્રી શાંતિજિન સ્તવન તથા શ્રી સીમંધર સ્વામીનું સ્તવન અને શ્રી વિજયલક્ષ્મીસૂરિ કૃત જ્ઞાનાદિ નયગર્ભિત શ્રી મહાવીર જિનસ્તવનનો સંગ્રહ છે.

શ્રી આનંદઘનજી, ઉપાધ્યાય શ્રી યશોવિજયજી, શ્રી દેવચંદ્રજી, ઉપા૦ શ્રી માનવિજયજી. શ્રી પદ્મવિજયજી, શ્રી જિનવિજયજી, શ્રી મોહનવિજયજી, શ્રી ઉદયરત્નજી, શ્રી બુદ્ધિસાગરજી કૃત ચોવીસીઓનો સુંદર સંગ્રહ છે.

પંચમ્ મહાનિધિઃ—સજ્ઝાય પદો, લાવણી, સંગ્રહ પાના ૬૩૫ થી ૮૧૯.

આ વિભાગમાં શ્રી નંદિસૂત્રની સજ્ઝાયે શ્રી યશોવિજયજી ઉપાધ્યાયની સમ્યક્ત્વના ૬૭ બોલની સજ્ઝાય, આઠ યોગ દૃષ્ટિની સજ્ઝાય, અઢાર પાપસ્થાનકની સજ્ઝાય, અમૃતવેલીની નાની તથા મોટી સજ્ઝાયો, ઉપાધ્યાય શ્રી સકળચંદ્રજી કૃત બાર ભાવનાની સજ્ઝાય, સહજાનંદીની સજ્ઝાય અઢાર નાતરા વગેરેની સજ્ઝાયો છે

શ્રી આનંદઘન પદાવલિના ૧૦૮ પદો. ઉપા૦ શ્રી યશોવિજયજીના પદો. શ્રી ચિદાનંદજી પદ સંગ્રહ, લાવણી સંગ્રહ, સવૈયા સંગ્રહ, શ્રી ચિદાનંદજી કૃત પુદ્‌ગલ ગીતા. શ્રી બનારસીદાસ કૃત અધ્યાત્મબત્રીસી, જ્ઞાન પચ્ચીસી, સમયસાર નાટક, તથા અન્ય બત્રીશીઓ અને છત્રીશીઓનો સુંદર સંગ્રહ છે.

ષષ્ઠમ્ મહાનિધિ :—વિધિ સંગ્રહ પાના ૮૨૦ થી ૮૫૧

આ વિભાગમાં પચ્ચક્ખાણો, પંચ પ્રતિક્રમણ. ગુરૂવંદન. ચૈત્યવંદન પૌષધ, પડિલેહણ તથા સંથારા વિધિ છે. કેટલાંક પ્રચલિત તપની વિધિ દર્શાવી છે

શ્રી પંચપરમેષ્ઠિ અનાનૂપૂર્વિ, ગુણસ્થાનકવિચાર. ૨૪ જિનેશ્વરોના ૨૭ બોલ, ૧૨૦ કલ્યાણક તિથિઓ વગેરે ઉપયોગી નોંધ આપેલી છે

સપ્તમ્ મહાનિધિ :—સમ્યક્ત્વાદિ પુષ્ટિ સંગ્રહ પાના ૮૫૨ થી ૯૧૦.

આ વિભાગમા પૂ. શ્રી ચિરંતનાચાર્યના પંચસૂત્રનો પ્રથમ અધ્યાય, પચ્ચ। શતિ પ્રકરણ, શ્રી અરિહંત સ્વરૂપ, આચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકર વિરચિત વર્ધમાન દ્વાત્રિંશિકા. તથા તેમની બત્રીસીઓમાંથી ૨૧ શ્લોકો, પૂ. શ્રી હેમચંદ્રાચાર્યની અયોગ વ્યવચ્છેદ દ્વાત્રિંશિકા. ઉપા. શ્રી યશોવિજયજી કૃત પરમાત્મદર્શન પંચ વિંશતિ તથા પરમાત્મ જ્યોતિ પંચ વિંશતિ, શ્રી કુમારપાલ કૃત આત્મનિંદારૂપ જિનેન્દ્ર સ્તુતિ, શ્રી ઋષભપંચાશિકા, શ્રી રત્નાકર પચ્ચીશી, જીવાનુશાસ્તિ વગેરે કુલકો, શ્રી વિનયવિજયજી કૃત નયકર્ણિકા, ષટ્‌લેશ્યા દૃષ્ટિ સ્વરૂપ, આત્મસિદ્ધિશાસ્ત્ર તથા નવકારના અર્થની ભાવના અને નમસ્કારનો બાલાવબોધ છે.

## અષ્ટમ્ મહાનિધિ યોગ સ્વાધ્યાય

યોગ વિષયક આ વિભાગ પાના ૯૧૧ થી ૧૧૨૨ સુધી છે. મહર્ષિઓના વચનો અહિં સંગૃહિત કર્યા છે.

યોગશાસ્ત્ર, યોગ બિન્દુ, યોગ શતક, અધ્યાત્મસાર, તત્ત્વાનુશાસન, યોગપ્રદિપ, સમાધિશતક, તત્ત્વજ્ઞાન તરંગીણીના ઉપયોગી શ્લોકોનો સંગ્રહ કર્યો છે. ઉપાધ્યાય શ્રી યશોવિજયજીના ત્રણ અષ્ટક—યોગઅષ્ટક, ધ્યાન અષ્ટક, અનુભવ અષ્ટક આપ્યા છે.

આ વિભાગમાં ધ્યાન વિચાર, ચતુર્વિધ ધ્યાન સૂત્ર. શ્રી પરમેષ્ઠિ-વિદ્યા યંત્ર કલ્પના શ્લોકો, શ્રી ભૈરવ પદ્માવતી કલ્પની કેટલીક ગાથાઓ, હ્રીંકાર કલ્પ, ૐકારવિદ્યા

સ્તવનમ્, અર્હંનું સ્વરૂપ, શ્રી યોગરત્ન કલ્પ, મંત્રસાધન વિધિ, શક્રનમસ્કાર ગુણન વિધિ, આર્હનોપનિષદના શ્લોકો, માતૃકા પ્રકરણના શ્લોકો તથા મંત્રાક્ષરોના બીજકોષનો સંગ્રહ છે.

યોગ સંબંધી વિશેષ જીજ્ઞાસા જાગૃત કરવાના હેતુથી આ લેખન થયું છે. કોઈ આરાધક આત્માને જો આ લેખન સંયમમાર્ગમાં સહાયક નીવડે તો સંપાદકનો પ્રયત્ન સાર્થક થશે. સ્યાદ્વાદદૃષ્ટિએ આ સ્વાધ્યાય વાંચવા આગ્રહભરી નમ્ર વિનંતી છે.

નવમ મહાનિધિઃ-મંત્ર વિભાગ પાના ૧૧૨૭ થી ૧૧૩૨.

આ વિભાગમાં શારદા-સરસ્વતીના આમ્નાય મંત્રો, વિદ્યાપ્રાપ્તિ મંત્રો, સર્વસિદ્ધિદાયક મંત્ર, નમુત્થુણં સ્વપ્ન વિદ્યામંત્ર, ભક્તામર મંત્ર, ચંદ્રપ્રજ્ઞપ્તિ સૂત્રાન્તર્ગત મંત્ર, સંતિકરસ્તવ આમ્નાય મંત્ર, શ્રી દશવૈકાલિક પ્રથમ અધ્યયન કલ્પ, ધમ્મોમંગલની સુવર્ણસિદ્ધિ માટેની ગાથા તથા શ્રી શાંતિસ્નાત્રમાં બોલવાની મંત્રગાથાઓ છે.

દશમ મહાનિધિ :-અંતિમ આરાધના પાના ૧૧૩૩ થી ૧૧૬૮.

આ વિભાગમાં શ્રી દેવચંદ્રજી કૃત સ્નાત્રપૂજા, સમાધિમરણ વિચારગ્રંથ, ઉપા. શ્રી યશોવિજયજી કૃત સમતાશતક તથા સમાધિશતક, પુણ્યપ્રકાશનું સ્તવન, પદ્માવતિ આરાધના, ચાર શરણા તથા સમ્યક્ત્વધારી જીવની અંતિમ આરાધના છે.

એકાદશ મહાનિધિ :-જ્યોતિષસાર સંગ્રહ પાના ૧૧૭૦ થી ૧૧૯૨.

આ વિભાગમાં જ્યોતિષ સંબંધી સામાન્ય માહિતિ, યોગોની સમજણ, સપ્તશલાકા, પંચશલાકા યંત્રો, આનંદાદિ યોગોનું કોષ્ટક, સર્વતોભદ્રચક્ર, બાર રાશિના ઘાતચંદ્ર જોવાનો કોઠો, ગોરખઆંક, અષ્ટાંગ નિમિત્ત તથા સ્વરોદયનું અલ્પ સૂચન છે.

આ ગ્રંથ જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યરસથી ભરપુર જે સામગ્રી ભરી છે તે સમ્યક્ત્વની પરમવિશુદ્ધિ કરવામાં અને શાસન પ્રત્યેનો દૃઢ અનુરાગ પ્રગટાવવામાં અત્યંત ઉપકારી થાઓ એવી પ્રાર્થના છે.

આ ગ્રંથમાં અજાણતા સિદ્ધાંતથી વિરૂદ્ધ લેશમાત્ર પણ લખાયું હોય તો તે માટે મિચ્છામિ દુક્કડં !

આ ગ્રંથના સ્વાધ્યાય વડે શ્રી જિનેશ્વરની ભક્તિ અવશ્ય પુષ્ટ થશે.

સંપત્તિ એ સાચી સંપત્તિ નથી. શ્રી વીતરાગનું સ્મરણ એ જ સાચી સંપત્તિ છે, વિપત્તિએ સાચી વિપત્તિ નથી શ્રી વીતરાગનું વિસ્મરણ એજ સાચી વિપત્તિ છે.

આરાધક આત્માઓને આ ગ્રંથ એમની આરાધનામાં સહાયક બને એજ મંગલ કામના !

અલકાબાદ કોર્ટ
મરીનડ્રાઈવ, મુંબઈ ૧.
શ્રી પાર્શ્વનાથ જન્મ કલ્યાણક
વિ. સં. ૨૦૨૧

કિરણ

## આભાર દર્શન

સજ્જન્ સન્મિત્રની સુધારેલી આ નવી આવૃતિ પ્રકાશિત કરતાં અમને આનંદ થાય છે. આ નવી આવૃતિમાં ઉપયોગી એવી વિશેષ સામગ્રી મુકવામાં આવી છે જે વડે આરાધક આત્માઓને પોતાની આરાધનામાં વિશેષ વેગ પ્રાપ્ત થાય એવું ઇચ્છીએ છીએ.

આ પુસ્તકની પ્રથમ આવૃતિ સ્વ–પ્રજ્ઞા ચક્ષુ શ્રી શામજીભાઈ જેચંદભાઈએ કરેલા સંગ્રહને સજ્જન સન્મિત્રના નામથી પ્રકાશીત કરી હતી. ત્યાર પછી અમોએ સુધારા વધારા સાથે આશરે ૧૧૦૦/પૃષ્ટમાં બીજી આવૃતિ પ્રસિદ્ધ કરી હતી તેની નકલો કેટલાક વર્ષોથી અપ્રાપ્ય હોઇ વાંચકોની અત્યંત આગ્રહભરી વિનંતિથી આ ત્રીજી આવૃતિ પ્રસિદ્ધ કરવાનું નક્કી કર્યું".

આ આવૃતિમાં આગળની આવૃતિ કરતાં અનેક નવા વિષયો આગળના વિષયો સહિત ઉમેરાયા છે અને ગ્રંથ ક્રાઉન આઠ પેજીમાં આશરે ૧૨૫૦ પાનાનો થયેલ છે.

આ આવૃતિમાં યોગ સંબંધી કંઇક સામગ્રી આવે તે માટે અમોએ "શ્રી (કરશનભાઈ"ને આગ્રહ કરેલો તેથી તેમણે પોતાનો કિંમતી સમય કાઢી પરિશ્રમ લઇ "યોગસ્વાધ્યાય" વિષયનું ચિત્રો સાથે સંપાદન કરી આપ્યું છે તે માટે અમો તેમના આભારી છીએ.

આ ગ્રંથમાં આવેલા ચિત્રો કાળજીપૂર્વક અને શ્રમ વેઠીને પોતાની લાક્ષણિક ચિત્રકળાના ભાવપૂર્વક "શ્રી પ્રીતમભાઇ"એ દોર્યાં છે તે માટે તેમનો આભાર માનીએ છીએ.

આ ગ્રંથના સંપાદનમાં જે જે ગ્રંથોમાંથી ઉપયોગી સામગ્રીઓ લીધી છે તે સર્વે મહાનુભાવોનો અત્યંત આભાર માનીએ છીએ

આ ગ્રંથના પ્રકાશન માટે પ્રથમથી ગ્રાહક થઇ અમને આર્થિક ઉત્તેજન આપનાર સદ્‌ગૃહસ્થોનો અમો આભાર માનીએ છીએ

આ ગ્રંથ માટે કીફાયત ભાવથી કાગળ આપનાર શ્રીમાન્ શેઠ ચીમનલાલ પેપર કું. તથા કાળજીપૂર્વક ઝણુથી ચાર કલરના ચીત્રો છાપનાર "શ્રી મહાવીર પ્રીન્ટરી" તથા ઉષા પ્રીન્ટરીના માલીક ઠક્કર જાદવજીભાઇ તથા તેમના સુપુત્ર જયંતિલાલ તથા કંપોઝીટર ઝીણાભાઇનો તથા બુકબાઈંડર શ્રી કોટેનો આભાર માનીએ છીએ.

ચિત્રોના બ્લોકો નિઃસ્વાર્થ ભાવે તૈયાર કરાવી આપનાર ભાઇશ્રી હિમ્મતલાલભાઈના અમો આભારી છીએ વળી મા. બાબુલાલભાઇએ કાળજીપૂર્વક પ્રૂફો તપાસી આપ્યાં છે તેમનો પણ આભાર માનીએ છીએ

શ્રી ખંભાત નિવાસી એક ગૃહસ્થ તરફથી પાંચ ફોટાના તથા ખંભાત નિવાસી શ્રી મુલચંદ ગાંડાભાઇ વીપાના સ્મરણાર્થે બે ફોટાના કાગળો મળ્યા છે તેનો આભાર માનીએ છીએ.

શ્રી જામનગર નિવાસી ભાઇ અનોપચંદ રતીલાલ તરફથી શ્રી સખેશ્વર સ્વામીનો બ્લોક તથા કાગળો મળ્યા છે તેનો આભાર માનીએ છીએ.

આ ગ્રંથમાં ક્યાંય કંઇપણ શાસ્ત્રકાર ભગવંતોના આશય વિરૂદ્ધ લખાયું હોય તેમજ પ્રેસ દોષથી કે અમારી દૃષ્ટીના અનુપયોગથી જે કંઈ દોષો રહ્યા હોય તેનું ત્રિવિધે ત્રિવિધે મિચ્છામિ દુક્કડં માંગીએ છીએ.

લી.

પોપટલાલ કેશવજી દોશી

# ॐ ह्रीं અર્હં નમઃ

# શ્રી સજ્જન સન્મિત્ર યા એકાદશ મહાનિધિ

## —: અનુક્રમણિકા :—

### મંગળ પ્રવેશિકા



### પ્રથમ મહાનિધિ શ્રી પંચ પ્રતિક્રમણાદિ સૂત્ર

## સાધુ સાધ્વી યોગ્ય આવશ્યક ક્રિયાનાં સૂત્રો

## દ્વિતીય મહાવિધિ–સ્મરણ સ્તોત્ર સ્તવનાદિ સંગ્રહ

## તૃતીય મહાનિધિ પ્રકરણાદિ સંગ્રહ

## ચતુર્થ મહાનિધિ ચૈત્યવંદનો

# સ્તુતિ (થોય) સંગ્રહ

# ચતુર્થ મહાનિધિ સ્તવન સંગ્રહ

| સંખ્યા | વિષય | પૃષ્ઠ |
|---|---|---|

## શ્રી પંચમ મહાનિધિ સજઝાય ( પદ-લાવણી-હરિયાલ )
## સવૈયા, એકત્રીશા, છત્રીશી, ગહુલી, આદિ સંગ્રહ

## શ્રી આનંદઘન પદાવલી

## શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય કૃત પદસંગ્રહ



## શ્રી ચિદાનંદ કૃત પદ સંગ્રહ

## શ્રી સવૈયા સંગ્રહ



## ષષ્ઠ મહાનિધિ વિધિ સંગ્રહ

## સપ્તમ મહાનિધિ સમ્યક્ત્વાદિ પુષ્ટિ સંગ્રહ

યોગ સ્વાધ્યાય અષ્ટ મહાનિધી-

## નવમ મહાનિધિ મંત્ર વિભાગ

## દશમ મહાનિધિ અંતિમ આરાધના આત્મબોધ



## એકાદશ મહાનિધિ જ્યોતિષ સાર સંગ્રહ



ૐ

અર્હં નમઃ

# શ્રી સજ્જન સન્મિત્ર

## મંગલ પ્રવેશિકા

નમોત્થુણં સમણસ્સ ભગવઓ મહાવીરસ્સ
અક્ષીણ-મહ નસિલબ્ધ-નિધાનાય
શ્રીમતે ગૌતમ ગણધરાય નમોનમઃ



## ૧ આત્મરક્ષાકર-નમસ્કાર મહામંત્ર ગર્ભિત શ્રી વજ્રપંજર સ્તોત્રમ્

ૐ પરમેષ્ઠિનમસ્કારં, સારં નવપદાત્મકં;
આત્મરક્ષાકરં વજ્ર-પંજરાભં સ્મરામ્યહં. ૧.
ૐ નમો અરિહંતાણં, શિરસ્કં શિરસિ સ્થિતં;
ૐ નમો સવ્વ સિદ્ધાણં, મુખે મુખપટામ્બરમ્. ૨.
ૐ નમો આયરિયાણં, અંગરક્ષાઽતિશાયિની;
ૐ નમો ઉવજ્ઝાયાણં, આયુધં હસ્તયોર્દૃઢં. ૩.
ૐ નમો લોએ સવ્વસાહૂણં, મોચકે પાદયોઃ શુભે;
એસો પંચ નમુક્કારો, શિલાવજ્રમયી તલે. ૪,

સવ્વ પાવપ્પણાસણો, વપ્રો વજ્રમયો બહિઃ;
મંગલાણં ચ સવ્વેસિં, ખાદિરાંગાર ખાતિકા. ૫.
સ્વાહાન્તં ચ પદં જ્ઞેયં, પઢમં હવઇ મંગલં;
વપ્રોપરિ વજ્રમયં, પિધાનં દેહરક્ષણે. ૬.
મહાપ્રભાવા રક્ષેયં, ક્ષુદ્રોપદ્રવનાશિની;
પરમેષ્ઠિ પદોદ્ભૂતા, કથિતા પૂર્વ સૂરિભિઃ. ૭.
યશ્ચૈનં કુરુતે રક્ષાં, પરમેષ્ઠિપદૈઃ સદા;
તસ્ય ન સ્યા્ ભયં વ્યાધિ–રાધિશ્ચાપિ કદાચન. ૮.

## ૨ પ્રાતઃ પ્રાર્થના

ॐ ह्रीं નમો અરિહંતાણં. ॐ ह्रीं નમો સિદ્ધાણં.
ॐ ह्रीं નમો આયરિયાણં. ॐ ह्रीं નમો ઉવજ્ઝાયાણં.
ॐ ह्रीं નમો લોએ સવ્વ સાહૂણં.
એસો પંચ નમુક્કારો. સવ્વ પાવપ્પણાસણો.
મંગલાણં ચ સવ્વેસિં. પઢમં હવઇ મંગલં.

* * * *

નમો અરિહંતાણં. નમો સિદ્ધાણં.
નમો આયરિયાણં. નમો ઉવજ્ઝાયાણં.
નમો લોએ સવ્વ સાહૂણં.
એસો પંચ નમુક્કારો. સવ્વ પાવપ્પણાસણો.
મંગલાણં ચ સવ્વેસિં. પઢમં હવઇ મંગલં.

* * * *

નમો અરિહંતાણં. નમો સિદ્ધાણં.
નમો આયરિયાણં. નમો ઉવજ્ઝાયાણં.
નમો લોએ સવ્વ સાહૂણં.
એસો પંચ નમુક્કારો. સવ્વપાવપ્પણાસણો.
મંગલાણં ચ સવ્વેસિં. પઢમં હવઇ મંગલં.

* * * *

જયઇ જગજીવ જોણી, વિયાણુઓ જગગુરુ જગાણંદો;
જગનાહો જગબંધો. જયઇ જગપ્પિયામહો ભયવં.
જયઇ સુઆણં પભવો, તિત્થયરાણં અપચ્છિમો જયઇ;
જયઇ ગુરુલોગાણં, જયઇ મહપ્પા મહાવીરો.

(નંદી સૂત્ર)

*　*　*　*

ધમ્મો મંગલમુક્કિટ્ઠં, અહિંસા સંજમો તવો;
દેવાવિ તં નમંસંતિ, જસ્સ ધમ્મે સયામણો.

(દશવૈકાલિક સૂત્ર)

*　*　*　*

ઓંકારં બિન્દુ સંયુક્તં, નિત્યં ધ્યાયન્તિ યોગિનઃ;
કામદં મોક્ષદં ચૈવ, ૐકારાય નમોનમઃ

(ૐકાર નમસ્કાર)

*　*　*　*

નમસ્કાર સમો મંત્ર, શત્રુંજય સમો ગિરિ;
વીતરાગ સમો દેવો, ન ભૂતો ન ભવિષ્યતિ.

*　*　*　*

અશોક વૃક્ષઃ સુર પુષ્પવૃષ્ટિ-ર્દિવ્યધ્વનિશ્ચામરમાસનંચ;
ભામંડલં દુંદૂભિરાતપત્રં, સત્પ્રાતિહાર્યાણિ જિનેશ્વરાણામ્.

(અષ્ટમહાપ્રાતિહાર્ય.)

*　*　*　*

ચઉતીસ-અઇસયજુઆ, અટ્ઠ મહાપાડિહેર કયસોહા;
તિત્થયરા ગય મોહા, ઝાએઅવ્વા પયત્તેણં.

(તિજયપહુત્ત.)

*　*　*　*

સર્વારિષ્ટ પ્રણાશાય, સર્વાભીષ્ટાર્થ-દાયિને;
સર્વલબ્ધિ નિધાનાય, ગૌતમસ્વામિને નમઃ

(ગૌતમસ્વામિ નમસ્કાર)

*　*　*　*

અજ્ઞાનતિમિરાન્ધાનાં, જ્ઞાનાંજન શલાકયા;
નેત્રોન્મીલિતં યેન, તસ્મૈ શ્રી ગુરવે નમઃ

(ગુરુનમસ્કાર)

મંગલં ભગવાન્ વીરો, મંગલં ગૌતમ પ્રભુ:;
મંગલં સ્થૂલિભદ્રાદ્યા:, જૈનો ધર્મોઽસ્તુ મંગલમ્. ૧.
નાભેયાદ્યાજિના: સર્વે, ભરતાદ્યાશ્ચ ચક્રિણ:;
કુર્વન્તુ મંગલં સર્વે, વિષ્ણુવ: પ્રતિવિષ્ણુવ:. ૨.
નાભિ-સિદ્ધાર્થ-ભપાદ્યા, જિનાના પિતરશ્ચ મે;
પાલિતાઽખંડસામ્રાજ્યા, જનયન્તુ જયં મમ ૩.
મરુદેવાત્રિશલાદ્યા, વિખ્યાતા જિનમાતર;
ત્રિજગજ્જનિતાનન્દા, મંગલાય ભવન્તુ મે. ૪.
શ્રી પુંડરીકેન્દ્રભૂતિ-પ્રમુખા: ગણધારિણ:;
શ્રુત કેવલિનોઽન્યેઽપિ, મંગલાનિ દિશન્તુ મે. ૫.
બ્રાહ્મીચન્દનબાલાદ્યા, મહાસત્યો મહત્તરા:;
અખંડ શીલલીલાઢ્યા, યચ્છન્તુ મમ મંગલમ્. ૬.
ચક્રેશ્વરી-સિદ્ધાયિકા, મુખ્યા: શાસનદેવતા:;
સમ્યગ્દૃશાં વિઘ્નહરા, રચયન્તુ જયશ્રિયમ્. ૭.
કપર્દિ-માતંગમુખ્યા; યક્ષા વિખ્યાત વિક્રમા:;
જૈનાવિઘ્નહરા નિત્યં, દેયાસુર્મંગલાનિ મે. ૮.
યો મંગલાષ્ટકમિદં પટુધીરધીતે,
પ્રાતર્નર: સુકૃત ભાવિત ચિત્તવૃત્તિ:;
સૌભાગ્યભાગ્યકલિતો ધુત સર્વવિઘ્નો,
નિત્યં સ મંગલમલં લભતે જગત્યામ્. ૯

**(આચારોપદેશ.)**

* * * * *

ઉપસર્ગા: ક્ષયં યાન્તિ-છિદ્યન્તે વિઘ્નવલ્લય:;
મન: પ્રસન્નતામેતિ, પૂજ્યમાને જિનેશ્વરે.

* * * * *

સર્વ-મંગલ-માંગલ્યં, સર્વ-કલ્યાણકારણમ્;
પ્રધાનં સર્વ-ધર્માણાં, જૈનં જયતિશાસનમ્.

* * * * *

ખ્યાતોઽષ્ટાપદ પર્વતો ગજપદઃ સમ્મેતશૈલાભિધઃ
શ્રીમાન્ રૈવતકઃ પ્રસિદ્ધમહિમા શત્રુંજયો મણ્ડપઃ;
વૈભારઃ કનકાચલોઽર્બુદગિરિઃ શ્રી ચિત્રકૂટાદય;
તત્ર શ્રી ઋષભાદયો જિનવરઃ કુર્વન્તુ વો મંગલમ્.

(મંગલ સ્તોત્ર)

* * * *

પૂર્ણાનન્દમયં મહોદયમયં કૈવલ્યચિદ્દગ્મયં,
રૂપાતીતમયં સ્વરૂપરમણં સ્વાભાવિકી શ્રીમયમ્;
જ્ઞાનોદ્યોતમયં કૃપારસમયં સ્યાદ્વાદ વિદ્યાલયં,
શ્રીસિદ્ધાચલ તીર્થરાજ મનિશં વન્દેઽહમાદીશ્વરમ્.

(શત્રુંજય સ્તુતિ)

* * * *

અર્હન્તો ભગવન્ત ઇન્દ્ર મહિતાઃ સિદ્ધાશ્ચ સિદ્ધિસ્થિતાઃ,
આચાર્યા જિનશાસનોન્નતિકરાઃ પૂજ્યા ઉપાધ્યાયકાઃ;
શ્રી સિદ્ધાન્તસુપાઠકા મુનિવરાઃ રત્નત્રયારાધકાઃ,
પંચૈતે પરમેષ્ઠિનઃ પ્રતિદિનં કુર્વન્તુ વો મંગલમ્.

(મંગલ સ્તોત્ર)

* * * *

સહજાનંદી શુદ્ધ સ્વરૂપી અવિનાશી હું આત્મસ્વરૂપ
સહજાનંદી શુદ્ધ સ્વરૂપી અવિનાશી હું આત્મસ્વરૂપ
સહજાનંદી શુદ્ધ સ્વરૂપી અવિનાશી હું આત્મસ્વરૂપ
સહજાનંદી શુદ્ધ સ્વરૂપી અવિનાશી હું આત્મસ્વરૂપ
સહજાનંદી શુદ્ધ સ્વરૂપી અવિનાશી હું આત્મસ્વરૂપ
સહજાનંદી શુદ્ધ સ્વરૂપી અવિનાશી હું આત્મસ્વરૂપ
સહજાનંદી શુદ્ધ સ્વરૂપી અવિનાશી હું આત્મસ્વરૂપ

(ધુન)

**માતા-પિતા-વડિલાદિને વંદન કરવું.**
**પ્રાતઃ પ્રાર્થના સમાપ્તમ્**

## ૩ મંગલચૈત્ય સ્તોત્રમ્

નિત્યે શ્રીભુવનાધિવાસિભવને પ્રાતે મણિદ્યોતિતે, કોટ્યઃ સપ્ત જિનૌકસાં દ્વિકયુતા લક્ષાસ્તથા સપ્તતિઃ; પ્રત્યેકં ભવનાદિષુ પ્રતિસભં સ્તૂપત્રયં શાશ્વતં, તત્ર શ્રીઋષભાદયો જિનવરાઃ કુર્વન્તુ વો મંગલમ્. ૧. રમ્યે વ્યન્તરસત્કભૌમનગરવ્યૂહે સુરત્નોજ્જ્વલે, શ્રીસિદ્ધાયતનાનિ સન્તિ ગણનાતીતાનિ ચૈત્યાનિ ચ; તેભ્યઃ સંખ્યગુણાનિ ચૈત્યભવનાન્યન્તઃ સદા જ્યોતિષાં, તત્ર શ્રીઋષભાદયો જિનવરાઃ કુર્વન્તુ વો મંગલમ્. ૨. સૌધર્માદિવિમાનરાજિષુ તથા ગ્રૈવેયકાણ્વનુત્તર-સ્વર્ગેષ્વસ્તિસહસ્રસપ્તનવતિઃ શુદ્ધા ત્રયોવિંશતિઃ; ચૈત્યાનામભિતશ્ચતુરધિકાશીતિશ્ચ લક્ષાઃ સદા, તત્ર શ્રીઋષભાદયો જિનવરાઃ કુર્વન્તુ વો મંગલમ્. ૩. વૈતાઢ્યેષુ શતં ચ સપ્તતિયુતં નિત્યં તથા વિંશતિઃ, ચૈત્યાનાં ગજદન્તકેષુ નવતિઃ કુર્વ-દ્વિપેષુ સ્થિતાઃ; ત્રિંશદ્વર્ષધરેષુ મેરુષુ તથાશીતિશ્ચ પંચાધિકાઃ, તત્ર શ્રીઋષભાદયો જિનવરાઃ કુર્વન્તુ વો મંગલમ્. ૪. પ્રત્યેકં રુચકેષુ માનુષનગે ચત્વારિ સત્કુણ્ડલે, ચત્વાર્યાયતનાનિ સન્તિ સતતં સર્વેષુકારાદ્રિષુ; વક્ષસ્કારગિરિષ્વશીતિરનઘા નન્દીશ્વરે વિંશતિઃ, તત્ર શ્રીઋષભાદયો જિનવરાઃ કુર્વન્તુ વો મંગલમ્. ૫. વૈતાઢ્યે રથનૂપુરાદિનગરસ્તોમે વિદેહેષ્વપિ, ક્ષેમાદિર્નગરવ્રજોઽસ્તિ ભરતેઽયોધ્યા તથૈરાવતે; સૌર્યં કુણ્ડપુરં તથા ગજપુરી ચમ્પા ચ વાણારસી, તત્ર શ્રીઋષભાદયો જિનવરાઃ કુર્વન્તુ વો મંગલમ્. ૬. અસ્ત્યાનન્દપુરં ફલર્દ્ધિ નગરી શ્રીસત્યનામ્ના પુરં, નાસિક્યં ભૃગુકચ્છમંગલપુરં સોપારકં વિશ્રુતમ્; મોઢેરં મથુરાઽણહિલ્લનગરં શ્રીસ્તમ્ભનં પાવનં, તત્ર શ્રીઋષભાદયો જિનવરાઃ કુર્વન્તુ વો મંગલમ્ ૭. ખ્યાતોઽષ્ટાપદપર્વતો ગજપદઃ સમ્મેતશૈલાભિધઃ, શ્રીમાન્ રૈવતકઃ પ્રસિદ્ધમહિમા શત્રુંજયો મણ્ડપઃ; વૈભારઃ કનકાચલોઽર્બુદગિરિઃ શ્રીચિત્રકૂટાદયઃ, તત્ર શ્રીઋષભાદયો જિનવરાઃ કુર્વન્તુ વો મંગલમ્. ૮. દેવાઃ શ્રીઋષભાજિતપ્રભૃતયઃ શ્રીપુણ્ડરીકાદયઃ, શ્રીમન્તો ભરતેશ્વરપ્રભૃતયઃ શ્રીબાહુબલ્યાદયઃ; શ્રીમદ્દામયુધિષ્ઠિરપ્રભૃતયઃ પ્રદ્યુમ્નશામ્બાદયઃ, શ્રીમદ્ગૌતમમુખ્યસાધુયતયઃ કુર્વન્તુ વો મંગલમ્. ૯. યસ્માત્તીર્થમિદં પ્રવૃતિમગમત્ શ્રીમત્સુધર્મો ગુરુઃ, ધન્યો ધન્યમુનિઃ સુકોશલમુનિઃ શ્રીશાલિભદ્રાભિધઃ, મેતાર્યોઽથ દૃઢપ્રહારિસુયતિર્મેઘો દશાર્ણાભિધઃ શ્રીશ્રીમત્કરકણ્ડુમુખ્યયતયઃ કુર્વન્તુ વો મંગલમ્. ૧૦. શ્રીજમ્બુઃ પ્રભવપ્રભુર્ગતભવઃ શય્યંભવઃ શ્રીયશો-ભદ્રાખ્યઃ શ્રુતકેવલી ચ ચરમઃ શ્રીભદ્રબાહુર્ગુરુઃ; શીલસ્વર્ણકષોપલઃ સુવિમલઃ શ્રીસ્થૂલિભદ્રઃ પ્રભુઃ, સર્વેઽપ્યાર્યમહાગિરિ પ્રભૃતયઃ કુર્વન્તુ વો મંગલમ્. ૧૧. શ્યામાચાર્ય સમુદ્રમંગુસહિતાઃ શ્રીભદ્રગુપ્તાદયઃ, શ્રીમાન્ સિંહગિરિસ્તથા ધનગિરિઃ સ્વામી ચ વજ્રાભિધઃ; શ્રીવીરો મુનિરાયરક્ષિતગુરુઃ પુષ્યો ગુરુઃ સ્કન્દિલઃ, શ્રીદેવર્દ્ધિપુરસ્સરાઃ શ્રુતધરાઃ કુર્વન્તુ વો મંગલમ્ ૧૨. બ્રાહ્મી ચન્દનબાલિકા ભગવતી રાજીમતી દ્રૌપદી, કૌશલ્યા ચ મૃગાવતી ચ સુલસા સીતા સુભદ્રા શિવા; કુન્તી શીલવતી નલસ્ય દયિતા

ચૂલાપ્રભાવત્યપિ, પદ્માવત્યપિ સુન્દરી દિનમુખે કુર્વન્તુ વો મંગલમ્. ૧૩. ઽતીતાનાગતવર્ત્તમાનવિષયાઃ સર્વેઽપિ તીર્થંકરાઃ, સિદ્ધાઃ સૂરિવરાશ્ચ વાચકવરાઃ સર્વેઽપિ સત્સાધવઃ; ધર્મઃ શ્રીજિનપુંગવૈર્નિગદિતો જ્ઞાનાદિરત્નત્રયં, શ્રીમન્તો જિનસિદ્ધસાદ્ભૂતિશયાઃ કુર્વન્તુ વો મંગલમ્. ૧૪. શાશ્વતાશાશ્વતાન્યેવં, ચૈત્યાનિ પુરુષોત્તમાઃ; ભવેભ્યો મંગલં દદ્યુઃ, સ્તુતાઃ શ્રીધર્મસૂરિભિઃ. ૧૫.

## ૪ શ્રી તીર્થ વંદના

(સ્રગ્ધરા–વૃત્તમ્)

સદ્ભક્ત્યા દેવલોકે, રવિશશિભવને, વ્યન્તરાણાં નિકાયે, નક્ષત્રાણાં નિવાસે, ગ્રહગણપટલે, તારકાણાં વિમાને, પાતાલે પન્નગેન્દ્રે; સ્ફુટમણિકિરણે, ધ્વસ્તસાન્દ્રાન્ધકારે, શ્રીમત્ તીર્થંકરાણાં પ્રતિદિવસમહં તત્ર ચૈત્યાનિ વન્દે. ૧. વૈતાઢ્યે મેરુશૃંગે, રુચકગિરિવરે, કુંડલે હસ્તિદન્તે, વક્ષારે કૂટ નંદીશ્વર કનકગિરૌ, નૈષધે નીલવન્તે; ચિત્રે શૈલે વિચિત્રે, યમકગિરિવરે, ચક્રવાલે હિમાદ્રૌ, શ્રીમત્૦ ૨. શ્રી શૈલે વિંધ્યશૃંગે, વિમલગિરિવરે, હ્યર્બુદે પાવકે વા, સમ્મેતે તારકે વા, કુલગિરિશિખરેઽષ્ટાપદે સ્વર્ણશૈલે; સહ્યાદ્રૌ વૈજયન્તે, વિપુલગિરિવરે ગૂર્જરે રોહણાદ્રૌ, શ્રીમત્૦ ૩. આઘાટે મેદપાટે, ક્ષિતિતટમુકુટે, ચિત્રકૂટેત્રિકૂટે; લાટે નાટે ચ ઘાટે, વિટપિ ઘન તટે, દેવકૂટે વિરાટે; કર્ણાટે હેમકૂટે વિકટ તરકટે, ચક્રકૂટે ચ ભોટે, શ્રીમત્૦ ૪. શ્રીમાલે માલવે વા, મલયિનિ નિષધે, મેખલે પિચ્છલે વા, નેપાલે નાહલે વા, કુવલયતિલકે, સિંહલે કેરલે વા; ડાહાલે કોશલે વા, વિગલિતસલિલે, જંગલે વા તમાલે, શ્રીમત્૦ ૫. અંગે વંગે કલિંગે સુગતજનપદે સત્પ્રયાગે તિલંગે, ગૌડે ચૌડે મુરંગે, વરતર દ્રવિડે, ઉદ્રિયાણે ચ પૌંડ્રે; આદ્રે માદ્રે પુલિંદ્રે, દ્રવિડકુવલયે, કાન્યકુબ્જે સૌરાષ્ટ્રે, શ્રીમત્૦ ૬. ચમ્પાયાં ચંદ્રમુખ્યાં, ગજપુરમથુરા, પત્તને ચોજ્જયિન્યાં, કૌશાંબ્યાં કૌશલાયાં કનકપુરવરે દેવગિર્યાં ચ કાશ્યામ્. નાશિક્યે રાજગેહે, દશપુરનગરે ભદ્દિલે તામ્રલિપ્ત્યામ્, શ્રીમત્૦ ૭. સ્વર્ગે મર્ત્યેઽન્તરિક્ષે, ગિરિશિખર દ્રહે, સ્વર્નદી નીરતીરે, શૈલાગ્રે નાગલોકે, જલનિધિ પુલિને, ભૂરુહાણાં નિકુંજે, ગ્રામ્યેઽરણ્યે વને વા, સ્થલજલવિષમે, દુર્ગમધ્યે ત્રિસંધ્યમ્, શ્રીમત્૦ ૮. શ્રીમન્મેરૌ કુલાદ્રૌ, રુચકનગવરે, શાલ્મલે જંબૂવૃક્ષે, ચોઘાને ચૈત્યનંદી રતિકર રુચકે, કૌંડલે માનુષાંકે, ઇક્ષુકારે જિનાદ્રૌ, દધિમુખગિરૌ, વ્યન્તરે સ્વર્ગલોકે, જ્યોતિર્લોકે ભવન્તિ, ત્રિભુવન વલયે યાતિ ચૈત્યાલયાનિ. ૯. ઇત્થં શ્રી જૈનચૈત્ય, સ્તવનમનુદિનં યે પઠન્તિ પ્રવીણાઃ, પ્રોદ્યત્ કલ્યાણ હેતું, કલિમલહરણં, ભક્તિભાજસ્ત્રિસંધ્યમ્, તેષાં શ્રી તીર્થયાત્રા, ફલમતુલમલં, જાયતે માનવાનામ્; કાર્યાણાં સિદ્ધિરુચ્ચૈઃ; પ્રમુદિત મનસાં, ચિત્ત માનંદકારી. ૧૦.

## ૫ દેવગુરુને નમસ્કાર

શ્રી આદીશ્વર શાંતિ નેમિ જિનને, શ્રી પાર્શ્વવીર પ્રભો, એ પાંચે જિનરાજ આજ પ્રણમું, હેતે ધરી એ વિભો; કલ્યાણે કમલા સદૈવ વિમલા, વૃદ્ધિ પમાડો અતિ; એહવા ગૌતમસ્વામી લબ્ધિ ભરીયા, આપો સદા સન્મતિ. ૧. પ્રણમી પ્રભુ વીરને પ્રથમમાં, માંગલ્યકારી સદા; બીજા શ્રી ગુરુ ગૌતમ ગણધરા, વંદે ટળે આપદા; ત્રીજા શ્રી સ્થલિભદ્રને પ્રણમીએ, કોશ્યા ઘરે જે રહ્યા; મૂકી તેહના ભોગ યોગ ગ્રહીને, સ્વર્ગે પછીથી ગયા. ૨.

## ૬ પ્રાતઃ સ્મરણીય શીયલવાન પંચક

લબ્ધિવંત ગૌતમ ગણધાર, બુદ્ધિમાંહિ શ્રી અભયકુમાર, પ્રહ ઉઠીને કરી પ્રણામ, શીતળવંતના લીજે નામ. પહેલા નેમિ જિનેશ્વરરાય, બાળબ્રહ્મચારી લાગું પાય, બીજા જંબૂ કુમાર મહાભાગ, રમણી આઠનો કીધો ત્યાગ. ત્રીજા સ્થૂલિભદ્ર સુજાણ, કોશ્યા પ્રતિબોધિ ગુણખાણ, ચોથા સુદર્શન શેઠ ગુણવંત, જેણે કીધો ભવનો અંત. પાંચમાં વિજયશેઠ નરનાર, શીયલ પાળી ઉતર્યાં ભવપાર, એ પાંચને વિનતિ કરે, ભવસાયર તે હેલા તરે.

## ૭ ચાર મંગલ

સિદ્ધાર્થ ભૂપતિ સોહે ક્ષત્રિયકુંડે, તસ ઘેર ત્રિશલા કામિની એ; ગજવર ગામિની પોઢિય ભામિની, ચઉદ સુપન લહે જામિની એ; જામિની મધ્યે શોભતાં રે, સુપન દેખે બાલ, મયગલ વૃષભ ને કેસરી, કમલા કુસુમની માલ; ઇંદુ દિનકર ધ્વજા સુંદર, કલશ મંગળ રૂપ, પદ્મસર જલનિધિ ઉત્તમ, અમર વિમાન અનૂપ. રત્નનો અંબાર ઉજ્વલ, વન્હિ નિર્ધૂમ જ્યોત, કલ્યાણ મંગલકારી મહા, કરત જગ ઉદ્યોત, એ ચઉદ સુપન સૂચિત વિશ્વ પૂજીત, સકલ સુખ દાતાર, મંગલ પહેલું બોલીએ, શ્રી વીર જગદાધાર. ૧. મગધ દેશમાં નયરી રાજગૃહિ, શ્રેણિક નામે નરેસરુ એ, ધનવર ગુબ્બર ગામ વસે તિહાં. વસુભૂતિ વિપ્ર મનોહરુ એ; મનોહર તસ માનિની, પૃથિવી નામે નાર, ઇંદ્રભૂતિ આદેય છે, ત્રણ પુત્ર તેહને સાર, યજ્ઞકર્મ તેણે આદર્યું, બહુ વિપ્રનો સમુદાય, તેણે સમે તિહાં સમોસર્યા, ચોવીશમા જિનરાય. ઉપદેશ તેહનો સાંભલી, લીધો સંજમ ભાર, અગીયાર ગણધર થાપીયા, શ્રી વીરે તેણી વાર, ઇંદ્રભૂતિ ગુરુ ભગતે થયો, મહાલબ્ધિ તણો ભંડાર, મંગલ બીજું બોલીયે, શ્રી ગૌતમ પ્રથમ ગણધાર. ૨. નંદ નરિંદનો પાટલી પુરવરે, શકડાલ નામે મંત્રીસરુ એ, લાછલદે તસ નારી અનુપમ, શીયલવતી બહુ સુખકરુ એ, સુખકરુ સંતાન નવ હોય–પુત્ર પુત્રી સાત, શીયલવંતમાં શિરોમણિ, સ્થૂલિભદ્ર

જગ વિખ્યાત, મોહવશે વેશ્યામંદિર, વસ્યા વર્ષ જ બાર, ભોગ ભલી પેરે ભોગવ્યા, તે જાણે સહુ સંસાર. શુદ્ધ સંજમ પામી વિષય વામી, પામી ગુરુ આદેશ, કોશ્યા વાસે રહ્યા નિશ્ચલ, ડગ્યા નહીં લવલેશ, શુદ્ધ શીયલ પાલે વિષય ટાલે, જગમાં જે નરનાર, મંગલ ત્રીજું બોલીએ, શ્રીસ્થૂલીભદ્ર અણગાર ૩. હેમમણિ રૂપમય ઘટિત અનુપમ, જડિત કોશીમાં તેજે ઝગે એ, સુરપતિ નિર્મિત ગઢ ત્રણ શોભિત, મધ્યે સિંહાસન ઝગમગે એ, ઝગમગે જિન સિંહાસને, વાજિંત્ર કોડાકોડ, ચાર નિકાયના દેવતા, તે સેવે બેહુ કરજોડ, પ્રાતિહારજ આઠશું, ચોત્રીશ અતિશયવંત, સમવસરણમાં વિશ્વનાયક, શોભે શ્રી ભગવંત. સુર અસુર કિન્નર માનવી, બેઠી તે પર્ષદા બાર, ઉપદેશ દે અરિહંતજી, ધર્મના ચાર પ્રકાર, દાન શીયળ તપ ભાવનાએ, ટાલે સઘલાં કર્મ; મંગલ ચોથું બોલીયે, જગમાંહે શ્રી જિનધર્મ. એ ચાર મંગલ નિત્ય ગાવે જે પ્રભાતે ધરી પ્રેમ, તે કોટિ-મંગલ નિત્ય પામશે, ઉદયરત્ન ભાખે એમ. ૪.

## ૮ શ્રી જિનેન્દ્રદેવદર્શન ફલ

યાસ્યામ્યાયતનં જિનસ્ય લભતે ધ્યાયં ચતુર્થં ફલં, ષષ્ઠં ચોત્થિતમુદ્યતોઽષ્ટમમથો ગન્તુપ્રવૃત્તોઽધ્વનિઃ; શ્રદ્ધાલુર્દશમં બહિર્જિન ગૃહાત્પ્રાપ્તસ્તતો દ્વાદશ , મધ્યે પાક્ષિકમીક્ષિતે જિનપતૌ માસોપવાસં ફલમ્.

## ૯ જિનેન્દ્રદર્શન સ્તુતિઓ

કિં કર્પૂરમયં સુધારસમયં, કિં ચન્દ્રરોચિર્મયં, કિં લાવણ્યમયં મહામણિમયં, કારુણ્ય કેલિમયં; વિશ્વાનંદમયં મહોદયમયં, શોભામયંચિન્મયં, શુકલધ્યાનમયં વપુર્જિનપતે-ર્ભૂયાદ્ભવાલમ્બનમ્. ૧. સરસ શાંતિ સુધારસ સાગરં, શુચિતરં ગુણરત્ન મહાગરં; ભવિકપંકજબોધદિવાકરં, પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરં. ૨. ચિદાનન્દૈક-રૂપાય, જિનાય પરમાત્મને: પરમાત્મપ્રકાશાય, નિત્યંસિદ્ધાત્મને નમઃ. ૩. ચિદાનંદ સ્વરૂપાય, રૂપાતીતાય તાયિને; પરમજ્યોતિષે તસ્મૈ, નમઃ શ્રી પરમાત્મને. ૪. યસ્ય સંક્લેશજનનો, રાગો નાસ્ત્યેવ સર્વથા; ન ચ દ્વેષોપિ સત્ત્વેષુ, શમેન્ધન દવાનલઃ. ૫. ન ચ મોહોઽપિ સતજ્ઞાના-ચ્છાદનોઽશુદ્ધવૃત્તકૃત્; ત્રિલોકખ્યાતઃ મહિમા, મહાદેવઃ સ ઉચ્યતે. ૬. એવંભૂતાય શાન્તાય, કૃતકૃત્યાય ધીમતે, મહાદેવાય સતતં, સમ્યગ્ભક્ત્યા નમોનમઃ. ૭. ઐંદ્રશ્રેણીનતા પ્રતાપભવનં, ભવ્યાંગી નેત્રામૃતં, સિદ્ધાન્તોપનિષદ્ વિચાર ચતુરૈઃ, પ્રીત્યા પ્રમાણિકૃતા; મૂર્તિઃ સ્ફૂર્તિમતિઃ સદા વિજયતે, જૈનેશ્વરી વિસ્ફુરન્, મોહોન્માદ ઘનપ્રમાદ મદિરા, મત્તૈરનાલોકિતા. ૮. અદ્યાભવત્ સફલતા નયનદ્વયસ્ય, દેવ ! ત્વદીય ચરણાંબુજવીક્ષણેન; અદ્ય ત્રિલોકતિલક ! પ્રતિભાસતે મે, સંસારવારિધિરયં ચુલુક પ્રમાણઃ ૯. તુભ્યં નમસ્ત્રિભુવનાર્તિહરાય નાથ ! તુભ્યં નમઃ ક્ષિતિતલામલભૂષણાય;

તુભ્યં નમસ્ત્રિજગતઃ પરમેશ્વરાય, તુભ્યં નમો જિન! ભવોદધિશોષણાય. ૧૦. નેત્રાનન્દકરી ભવોદધિતરી શ્રેયસ્તરોમંજરી, શ્રીમદ્ધર્મમહાનરેન્દ્રનગરી, વ્યાપલ્લતાધૂમરી; હર્ષોત્કર્ષશુભપ્રભાવલહરી, રાગદ્વિષાં જિત્વરી, મૂર્તિઃ શ્રીજિનપુંગવસ્ય ભવતુ, શ્રેયસ્કરી દેહિનામ્. ૧૧. જય સ્વામિન્! જિનાધીશ! જય દેવ! જગત્પ્રભો! જય ત્રૈલોક્યતિલક! જય સંસારતારણ! ૧૨. સ્વામિનામપિ યઃ સ્વામી, ગુરુણામપિ યો ગુરુઃ; દેવાનામપિ યો દેવ-સ્તસ્મૈ તુભ્યં નમો નમઃ ૧૩. પન્નગે ચ સુરેન્દ્રે ચ, કૌશિકે પાદ સંસ્પૃશિઃ નિર્વિશેષ મનસ્કાય. શ્રી વીરસ્વામિને નમઃ ૧૪. નમો દુર્વારરાગાદિ-વૈરીવાર નિવારિણે; અર્હતે યોગીનાથાય, મહાવીરાય તાયિને. ૧૫. કલ્યાણપાદપારામં, શ્રુતગંગાહિમાચલમ્ઃ વિશ્વાભોજરવિં દેવં. વંદે શ્રીજ્ઞાતનન્દનમ્. ૧૬. પાન્તુ વઃ શ્રીમહાવીર-સ્વામિનો દેશનાગિરઃ; ભવ્યાનામાન્તરમલ-પ્રક્ષાલનજલોપમાઃ ૧૭. પ્રશમ-રસનિમગ્નં, દૃષ્ટિયુગ્મં પ્રસન્નં; વદનકમલમંકઃ, કામિનીસંગશૂન્યઃ; કરયુગમપિયત્તે શસ્ત્રસંબંધવંધ્યં, તદસિ જગતિ દેવો વીતરાગસ્ત્વમેવ. ૧૮. અદ્ય મે સફલં જન્મ, અદ્ય મે સફલા ક્રિયા; અદ્ય મે સફલં ગાત્ર, જિનેન્દ્ર! તવ દર્શનાત્. ૧૯. નિત્યાનંદપદપ્રયાણસરણી, શ્રેયોવનીસારિણી. સંસારાર્ણવતારણૈકતરણીઃ વિશ્વર્દ્ધિવિસ્તારિણી. પુણ્યાંકુરભરપ્રરોહધરણી, વ્યામોહસંહારિણી, પ્રીત્યૈ કસ્ય ન તેડખિલાર્ત્તિહરણી, મૂર્તિર્મનોહારિણી. ૨૦. અદ્ય મે કર્મસંઘાતં, વિનષ્ટં ચિરસંચિતમ્, દુર્ગત્યાપિ નિવૃત્તોડહં, જિનેદ્રં તવ દર્શનાત્. ૨૧. નહિ ત્રાતા નહિ ત્રાતા નહિ ત્રાતા જગત્ત્રયે, વીતરાગસમો દેવો, ન ભૂતો ન ભવિષ્યતિ. ૨૨. ન કોપો ન લોભો ન મનં ન માયા, ન હાસ્યં ન લાસ્યં ન ગીતં ન કાન્તા; ન ચાપાત્ય શત્રોર્નં મિત્રં કલત્રં, ત્વમેકં પ્રપદ્યે જિન દેવદેવમ્. ૨૩. અન્યથા શરણં નાસ્તિ, ત્વમેવ શરણં મમ; તસ્માત્ કારુણ્યભાવેન, રક્ષ રક્ષ જિનેશ્વર. ૨૪. વીતરાગ મુખં દૃષ્ટવા, પદ્મરાગ સમપ્રભં; ડનૈક જન્મ કૃતં પાપં, દર્શનેન વિનશ્યતિ. ૨૫. પાતાલે યાનિ બિંબાનિ, યાનિ બિંબાનિ ભૂતલે; સ્વર્ગેડપિ યાનિ બિંબાનિ, તાનિ વંદે નિરંતરમ્ ૨૬. કલેવ ચન્દ્રસ્ય કલંકમુકતા, મુકતાવલિશ્ચારુ ગુણપ્રપન્ના; જગત્ત્રયસ્યાભિમતં દદાના, જૈનેશ્વરી કલ્પલતેવ મૂર્તિઃ ૨૭. ધન્યોડહં કૃતપુણ્યોડહં, નિસ્તીર્ણોડહં ભવાર્ણવાત્; અનાદિ ભવ કાન્તારે, દૃષ્ટો યો ન શ્રુતો મયા. ૨૮. દર્શનાત્ દુરિતધ્વંસી, વંદનાત્ વાંછિતપ્રદઃ, પૂજનાત્ પૂરકઃશ્રીણાં, જિનઃ સાક્ષાત્ સુરદ્રુમઃ ૨૯. દર્શનંદેવ દેવસ્ય, દર્શનં પાપ નાશનમ્; દર્શનં સ્વર્ગસોપાનં, દર્શનં મોક્ષ સાધનમ્. ૩૦. દર્શનં જિન સૂર્યસ્ય, સંસાર ધ્વાન્ત-નાશનં, બોધનં ચિત્તપદ્મસ્ય, સમસ્તાર્થં પ્રકાશકમ્. ૩૧. દર્શનં જિનચન્દ્રસ્ય, સધર્મામૃત વર્ષણઃ, જન્મદાઘ વિનાશાય, બૃહણં સુખવારિધેઃ. ૩૨. જિને ભક્તિઃ જિને ભક્તિઃ જિને ભક્તિઃ દિને દિને, સદામેડસ્તુ સદામેડસ્તુ સદામેડસ્તુ ભવેભવે. ૩૩.

## ૧૦ જિન દર્શન ભાવના

પ્રભુ પૂજનકું હું ચલ્યો, કેસર ચંદન ઘનસાર; નવ અંગે પૂજા કરી, સફલ કરું અવતાર. ૧. પાંચ કોડીને ફુલડે, પામ્યા દેશ અઢાર, કુમારપાળ રાજા થયા. વર્ત્યો જયજયકાર. ૨. શ્રી જિનેશ્વર પૂજના, ઉત્કૃષ્ટે પરિણામ, કરતાં કેઇ જીવ પામીયા, સ્વર્ગ મોક્ષના ધામ. ૩. સમકિતને અજુવાલવા, ઉત્તમ એહ ઉપાય, પૂજાથી તમે પ્રીછજો, મનવંછિત સુખ થાય. ૪. ભવદવ દહન નિવારવા, જલદઘટા સમ જેહ, જિન પૂજા જુગતે કરી, ત્રિવિધે કીજે તેહ. ૫. પૂજા કુગંતિની અગંલા, પુણ્ય સરોવર પાળ; શિવગતિની સાહેલડી, આપે મંગળ માળ ૬. જિન દર્શન પૂજા વિના, જેહના દહાડા જાય; તે સર્વ વાંઝીયા જાણીયે, (વળી) જન્મ અકારથ થાય. ૭. પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવનિધ, પ્રભુ દર્શનથી પામીયે, સકલ પદારથ સિધ. ૮. ભાવે જિનવર પૂજીયે, ભાવે દીજે દાન, ભાવે ભાવના ભાવીયે, ભાવે કેવલ જ્ઞાન. ૯. જીવડા ! જિનવર પૂજીયે, પૂજાના ફળ હોય, રાજા નમે પ્રજા નમે, આણ ન લોપે કોય. ૧૦. ફુલડાં કેરા બાગમાં, બેઠા શ્રી જિનરાજ, જેમ તારામાં ચંદ્રમા, તેમ શોભે મહારાજ. ૧૧. ત્રિભુવન નાયક તું ધણી, મહી મ્હોટો મહારાજ, મ્હોટે પુણ્યે પામીયો, તુમ દરિશન હું આજ. ૧૨. આજ મનોરથ સવિ ફળ્યા, પ્રગટ્યા પુણ્ય કલોલ; પાપ કરમ દૂરે ટળ્યાં, નાઠાં દુઃખ દંડોલ. ૧૩. પંચમ કાળે પામવો, દુર્લભ પ્રભુ દેદાર; તો પણ ત્હારા નામનો, છે મ્હોટો આધાર. ૧૪. પ્રભુ નામકી ઔષધિ, ખરા મનશુ ખાય, રોગ પીડા વ્યાપે નહિ, મહા દોષ મીટ જાય. ૧૫. જે દર્શન દર્શન વિના, તે દર્શન નિરપેક્ષ; જે દર્શન દર્શન હુવે, તે દર્શન સાપેક્ષ. ૧૬. દર્શન દર્શન રટતો ફીરું, તો રણુ રોઝ સમાન; દર્શન શુદ્ધ સ્વભાવનુ, અનુભવ મન વિશ્રામ. ૧૭. સકલ કર્મ વારી, મોક્ષમાર્ગાધિકારી; ત્રિભુવન ઉપકારી, કેવલજ્ઞાન ધારી. ૧૮. ભવિજન નીત સેવા, દેવ એ ભક્તિ ભાવ, એહીજ જિન ભજંતા, સર્વસંપત્તિ પાવે. ૧૯. જિનવર પદ સેવા, સર્વ સંપત્તિ દાઇ; નિશદિન સુખદાઇ, કલ્પવલિ સહાઇ. ૨૦. નમિ વિનમિ લહીજે, સર્વ વિદ્યા વડાઇ; ઋષભ જિનહ સેવા, સાધતાં તેહ પાઇ. ૨૧.

## ૧૧ જિનેન્દ્ર સ્તુતિઓ

જગદેવ અનંત અભેદ પ્રભુ, કરું સેવ તજી અહમેવપણું, પ્રતિમા તવરૂપ ગ્રહી ચિતમાં, સમરુંનિજ હું ધરી ભાવ ઘણું. ૧. પ્રતિમા તુજની જન જે નિંદશે, ભમશે ભવ તેહ અનંત સદા; પ્રતિમા તુજની જન જે વંદશે, કરશે નિજશ્રેય બધા ઉમદા. ૨. સુણ્યા હશે પૂજ્યા હશે નિરખ્યા હશે પણ કો ક્ષણે, હે ! જગતબંધુ ચિત્તમાં ધાર્યા નહિ ભક્તિપણે; જન્મ્યો પ્રભુ તે કારણે દુઃખ પાત્ર હું સંસારમાં

હા ! ભક્તિ તે ફળતી નથી જે ભાવ શુન્યાચારમાં. ૩. છે પ્રતિમા મનોહારિણી દુઃખહરી, શ્રી વીરજિણંદની, ભક્તોને છે સર્વદા સુખકરી, જાણે ખીલી ચાંદની; આ પ્રતિમાના ગુણ ભાવ ધરીને, જે માણસો ગાય છે, પામી સઘળા સુખ તે જગતના, મુક્તિ ભણી જાય છે. ૪. અષ્ટાપદે શ્રી આદિ જિનવર, વીર પાવાપુરીવરુ, વાસુપૂજ્ય ચંપાનયર સિદ્ધ્યા, નેમ રૈવતગિરિવરુ, સમ્મેતશિખરે વીશ જિનવર, મુક્તિ પહોતા મુનિવરુ, ચોવીસ જિનવર નિત્યવંદુ, સયલસંઘ સુહંકરુ. ૫. ભવભવ તુમહીજ દેવ ! ચરણ તોરા ધરું, ભવસાગરથી તાર અરજ આવી કરું. જગતસ્વામી મોક્ષગામી મોક્ષગામી સુખકરો, પ્રભુ અજર અમરઅખંડ નિર્મલ, મોહમિથ્યા તમ હરો, દેવાધિદેવા ચરણસેવા, નિત્યમેવા આપીયે, નિજદાસ જાણી દયા આણી, આપ સમોવડ થાપીએ. ૬. શ્રીપાર્શ્વનાથ પ્રગટ પરમેશ્વર, અલિય વિઘન સવિદૂર કરો, થાટ-ઘાટ સમરે જે સાહેબ, ભયભંજન ચકચૂર કરો; લીલાલચ્છી દાસ તુમારો કોઇ પૂજે કોઇ અરજ કરે, નજર કરીને નીરખો સાહેબ, તુમ સેવક અરદાસ કરે. ૭.

## ૧૨ શ્રી સરસ્વતી (શારદા) સ્તવનમ્

વાગ્દેવતે ! ભક્તિમતાં સ્વશક્તિ–કલાપવિત્રાસ્રિતવિગ્રહા મે; બોધં વિશુદ્ધં ભવતિ વિધત્તાં, કલાપવિત્રા સિતવિગ્રહા મે. ૧. અંકપ્રવીણા કલહંસપત્રા, કૃતસ્મરેણાડનમતાં નિહન્તમ્; અંકપ્રવીણા કલહંસપત્રા, સરસ્વતી શશ્વદપોહતાં વઃ. ૨. બ્રાહ્મી વિજેષીષ્ઠ વિનિદ્રકુન્દ પ્રભાવદાતા ઘનગર્જિતસ્ય; સ્વરેણ જૈત્રી ઋતુનાં સ્વકીય–પ્રભાવદાતા ઘનગર્જિતસ્ય. ૩. મુક્તાક્ષમાલા લસદૌષધીશા–ડભિપૂજવલા ભાતિ કરે ત્વદીયે; મુક્તાક્ષમા લાડલસદૌષધીશા, યાં પ્રેક્ષ્ય ભેજે મુનયોડપિ હર્ષમ્. ૪. જ્ઞાનં પ્રદાતું પ્રવણા મમાડતિ–શયાલુનાનાભવપાતકાનિ; ત્વં નેમુષાં ભારતિ ! પુંડરીક–શયાલુનાનાભવપાતકાનિ ૫ પ્રૌઢપ્રભાવાડસમપુસ્તકેન, ધ્યાતાસ્રિ યેનાડમ્બ ! વિરાજિહસ્તા; પ્રૌઢપ્રભાવાડસમપુસ્તકેન, વિદ્યાસુધાપૂરસુદૂરદુઃખં ૬. તુભ્યં પ્રણામઃ ક્રિયતેડનઘેન, મરાલયેન પ્રમદેન માતઃ ! કીર્તિ–પ્રતાપૌ ભુવિ તસ્યનમ્રે–ડમરાલયેન પ્રમદેન માતઃ. ૭. રુચ્યાડરવિન્દભ્રમદ કરોતિ, વેલં યદિયોડચંતિ તેંડઘ્રિયુગ્મમ્; રુચ્યાડરવિન્દભ્રમદં કરોતિ, સસ્વસ્યગોષ્ઠીં વિદુષા પ્રવિશ્ય. ૮. પાદપ્રસાદાત્તવ રૂપસંપદ્–લેખાભિરામોદિતમાનવેશઃ; ભવેન્નરઃ સૂકિતભિરમ્બ ! ચિત્રો–લ્લેખાભિરામોદિતમાનવેશ. ૯. સિતાંશુકાંતે નયનાભિરામાં, મૂર્તિં સમારાધ્ય ભવેન્મનુષ્યઃ; સિતાંશુકાંતે ! નયનાભિરામા–ડન્ધકારસૂર્ય ક્ષિતિપાડવતંસઃ. ૧૦. યેન સ્થિતં ત્વામનુ સર્વતીર્થૈઃ, સભાજિતામાનતમસ્તકેન; દુર્વાદિનાંનિર્દલિતં નરેન્દ્ર–સભાજિતામાનતમસ્તકેન. ૧૧. સર્વજ્ઞવક્ત્રવરતામરસાંકલીના–માલિંઘ્નતી પ્રણયમસ્રયાદ્દશૈવ, સર્વજ્ઞવક્ત્રવરતામરસાંકલીના, પ્રીણાતુ વિશ્રતયશાઃ શ્રુતદેવતા નઃ. ૧૨. કલૃપ્તસ્તુતિર્નિખિલભક્તિજલ્પકપૂકતૈગુફૈગિંરામિતિગિરામધિદેવતા સા; બાલોડનુકંપ્ય ઇતિ રોપયતુ પ્રસાદ–સ્મેરાંદશાં મયિ જિનપ્રભસૂરિ વર્ણ્યા. ૧૩.

સરસ્વતી મહાભાગે, વરદે કામ રૂપિણી; વિશ્વરૂપી વિશાલાક્ષી, દે વિદ્યા પરમેશ્વરી. ૧. સરસ્વતી મયાદ્રષ્ટા, વીણા પુસ્તકધારિણી; હંસવાહન સંયુકતા, વિદ્યાદાન વરપ્રદા. ૨.

## ૧૩ દીર્ઘાક્ષરે સરસ્વતી સ્તુતિ

સિદ્ધારૂપી સાચીદેવા, સારેજીકી નીકી સેવા; રાગે આએ લાગે પાએ, જાગે મોટી માઇ હૈ. ચંગી રંગી વીણા વાવે, રાગે સારે રાગે ગાવે; હાવે ભાવે સોભા પાવે, જ્ઞાતા જાકુ ગાઇ હૈ. હંસી જૈસી ચાલી ચાલે, પૂજી વકી પીડા ટાલે; લીલા સેતી લાલી પાસે, શુદ્ધિ બુદ્ધિ દાઇ હૈ. સોહે વાની નીકી બાની, જાકુ જ્ઞાની પ્રાણી જાની; એસી માતા શાતા દાની, ધર્મસિંહે ધ્યાઇ હૈ.

## ૧૪ શ્રી ગૌતમાષ્ટક સ્તોત્રમ્

શ્રી ઇન્દ્રભૂતિંવસુભૂતિપુત્રં, પૃથ્વીભવં ગૌતમગોત્રરત્નમ્; સ્તુવન્તિ દેવાસુરમાનવેન્દ્રાઃ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૧. શ્રીવર્ધમાનાત્ ત્રિપદીમવાપ્ય, મુહૂર્તમાત્રેણ કૃતાનિ યેન, અંગાનિ પૂર્વાણિ ચતુર્દશાપિ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૨. શ્રીવીરનાથેન પુરા પ્રણીતં, મન્ત્રં મહાનન્દસુખાય યસ્ય; ધ્યાયન્ત્યમી સૂરિવરાઃ સમગ્રાઃ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૩. યસ્યાભિધાનં મુનયોઽપિ સર્વે, ગૃહ્ણન્તિ ભિક્ષાભ્રમણસ્ય કાલે; મિષ્ટાન્નપાનામ્બરપૂર્ણકામાઃ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૪. અષ્ટાપદાદ્રૌ ગગને સ્વશક્ત્યા, યયૌ જિનાનાં પદવન્દનાય; નિશમ્ય તીર્થાતિશયં સુરેભ્યઃ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૫. ત્રિપંચસંખ્યાશતતાપસાનાં, તપઃકૃશાનામપુનર્ભવાય; અક્ષીણલબ્ધ્યા પરમાન્નદાતા, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૬. સદક્ષિણં ભોજનમેવ દેયં, સાધર્મિકં સંઘસપર્યયૈવ; કૈવલ્યવસ્ત્રં પ્રદદૌ મુનીનાં, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૭. શિવં ગતે ભર્તરિ વીરનાથે, યુગપ્રધાનત્વમિહૈવ મત્વા; પટ્ટાભિષેકો વિદધે સુરેન્દ્રૈઃ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૮. [1]ત્રૈલોક્યબીજં વિજ્ઞાનબીજં, પરમાત્મબીજં પરમેષ્ઠિબીજમ્; યન્નામમન્ત્રં વિદધે સુરેન્દ્રૈઃ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૯. શ્રી ગૌતમસ્યાષ્ટકમાદરેણ, પ્રબોધકાલે મુનિપુંગવા યે; પઠન્તિ તે સૂરિપદં સદૈવા-નન્દં લભન્તે સુતરાં ક્રમેણ. ૧૦.

## ૧૫ શ્રી ગૌતમસ્વામીનો છંદ

વીર જિનેસર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશદિન; જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન. ૧. ગૌતમ નામે ગિરિવર ચઢે, મનવંછિત

૧ પાઠાંતરે-ત્રૈલોક્યબીજં પરમેષ્ઠિબીજં, સદ્ધ્યાનબીજં જિનરાજબીજં; યન્નામચોક્તં વિદધાતિ સિદ્ધિં, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે.

હેલા સંપજે; ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંયોગ. ૨. જે વૈરી વિરુઆ વંકડા, તસ નામે નાવે ઢુકડા; ભૂત પ્રેત નવિ મંડે પાણ, તે ગૌતમના કરું વખાણ. ૩. ગૌતમ નામે નિર્મલ કાય, ગૌતમ નામે વાધે આય; ગૌતમ જિનશાસન શણગાર, ગૌતમ નામે જયજયકાર. ૪. શાળ દાળ સુરહા ઘૃત ગોળ, મનવાંછિત કાપડ તંબોલ; ઘર સુઘરણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત. ૫. ગૌતમ ઉદયો અવિચળ ભાણ, ગૌતમ નામ જપો જગજાણ; મ્હોટા મંદિર મેરુ સમાન, ગૌતમ નામે સફળ વિહાણ.૬. ઘર મયગલ ઘોડાની જોડ, વારુ પહોંચે વાંછિત કોડ; મહિયલ માને મોટા રાય, જો ત્રુઠે ગૌતમના પાય. ૭. ગૌતમ પ્રણમ્યા પાતક ટળે, ઉત્તમ નરની સંગત મળે, ગૌતમ નામે નિર્મલ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન. ૮. પુણ્યવંત અવધારો સહુ, ગુરુ ગૌતમના ગુણ છે બહુ; કહે લાવણ્યસમય કરજોડ, ગૌતમ તુઠે સંપત્તિ કોડ. ૯.

## ૧૬ શ્રી ગૌતમસ્વામીનો પ્રભાતિ છંદ

માત પૃથ્વીસુત પ્રાત ઉઠી નમો, ગણધર ગૌતમ નામ ગેલે; પ્રહ સમે પ્રેમશું જેહ ધ્યાતાં સદા, ચઢતી કલા હોય વંશ વેલે. માત૦ ૧. વસુભૂતિ–નંદન વિશ્વજન વંદન, દુરિત નિકંદન નામ જેહનું; અભેદબુદ્ધે કરી ભવિજન જે ભજે, પૂર્ણ પહોંચે સહી ભાગ્ય તેહનું. માત૦ ૨. સુરમણિ જેહ ચિંતામણિ સુરતરુ, કામિત પૂરણ કામધેનુ; એહ જ ગૌતમતણું ધ્યાન હૃદયે ધરો, જેહ થકી અધિક નહીં મહાત્મ્ય કેહનું. માત૦ ૩. જ્ઞાન બલ તેજ ને સકલ સુખ સંપદા, ગૌતમ નામથી સિદ્ધિ પામે; અખંડ પ્રચંડ પ્રતાપ હોય અવનીમાં, સુરનર જેહને શીશ નામે. માત૦ ૪. પ્રણવ આદે ધરી માયા બીજે કરી, સ્વમુખે ગૌતમ નામ ધ્યાવે; કોડિ મન કામના સકલ વેગે ફલે, વિઘન વૈરી સવે દૂર જાવે. માત૦ ૫. દુષ્ટ દૂરે ટલે સ્વજન મેળો મળે, આધિ ઉપાધિને વ્યાધિ નાસે; ભૂતને પ્રેતનાં જોર ભાંજે વલી, ગૌતમ નામ જપતાં ઉલ્લાસે. માત૦ ૬. તીર્થ અષ્ટાપદે આપ લબ્ધે જઈ, પન્નરસેં ત્રણને દિખ્ખ દીધી; અઠ્ઠમ પારણે તાપસ કારણે, ક્ષીર લબ્ધે કરી અખૂટ કીધી. માત૦ ૭. પચ્ચાસ વરસ લગે ગૃહવાસે વસ્યા, વરસ વળી ત્રીશ કરી વીર સેવા; બાર બરસા લગે કેવલ ભોગવ્યું, ભક્તિ જેહની કરે નિત્ય દેવા. માત૦ ૮. મુહિયલ ગૌતમગૌત્ર મહિમાનિધિ, ઋદ્ધિને સિદ્ધિ સુખ કીર્તિદાઈ; ઉદયજસ નામથી અધિક લીલા લહે, સુજસ સૌભાગ્ય દોલત સવાઈ. મા. ૯.

## ૧૭ ગૌતમસ્વામી અષ્ટક છંદ

પ્રહ ઉઠી ગૌતમ પ્રણમીજે, મનવંછિત ફલનો દાતાર; લબ્ધિનિધાન સકલ ગુણસાગર, શ્રીવર્ધમાન પ્રથમ ગણધાર. પ્રહ૦ ૧. ગૌતમગોત્ર ચઉદ વિદ્યાનિધિ,

પૃથિવી માત-પિતા વસુભૂતિ; જિનવર વાણી સુણી મન હરખ્યો, બોલાયો નામે ઇંદ્રભૂતિ. પ્રહ૦ ૨. પંચ મહાવ્રત લિયે પ્રભુ પાસે, દિએ જિનવર ત્રિપદી મનરંગે; શ્રીગૌતમ ગણધરે તિહાં ગૂંથ્યા, પૂરવ ચઉદે દ્વાદશ અંગે. પ્રહ૦ ૩. લબ્ધે અષ્ટાપદ ગિરિ ચઢીયો, ચૈત્યવંદન જિનવર ચોવીસ; પનરેસે તિડોત્તર તાપસ, પ્રતિબોધી કીધા નિજસીસ. પ્રહ૦ ૪. અદ્‌ભૂત એહ સુગુરુનો અતિશય, જસુ દીખે તસુ કેવલજ્ઞાન; જાવજ્જીવ છઠ છઠ તપ પારણે, આપણપે ગોચરિએ મધ્યાન. પ્રહ૦ ૫. કામધેનુ સુરતરુ ચિંતામણિ, નામમાંહિ જસુ કરેરે નિવાસ; તે સદ્‌ગુરુનો નામ જપતાં, લાભે લખમી લીલ વિલાસ. પ્રહ૦ ૬. લાભ ઘણો વિણજે વ્યાપારે, આવે પ્રવહણ કુશલે ખેમ; તે સદ્‌ગુરુનો ધ્યાન ધરંતા, પામે પુત્ર-કલત્ર બહુ પ્રેમ. પ્રહ૦ ૭. ગૌતમસ્વામિ તણા ગુણ ગાતાં, અષ્ટ મહાસિદ્ધિ નવનિધાન; સમયસુંદર કહે સુગુરુ પ્રસાદે, પુણ્ય ઉદય પ્રગટ્યો પ્રધાન. પ્રહ૦ ૮.

## ૧૮ શ્રી ગૌતમસ્વામીનો પ્રભાતિ છંદ

### પ્રભાતી રાગ

સમરમન સમરમન ઇંદ્રભૂતિ સદા, પ્રહ સમે નામ સૌભાગ્ય કરતા; સહેજ સુખ સંપદા સંપજે જેહથી, વિપુલમતિ જ્ઞાન પરકાશ ધરતા. સમ૦ ૧. યજ્ઞને છોડીને માન મદ મોડીને, કરકમલ જોડી પ્રભુ પાસ આયો; વેદનો અર્થ ભાવાર્થ સહુ સાંભલી, જીવ સત્તા પદે મન ઠહરાયો. સમ૦ ૨. નગર ગૌવરજનું સસકર કનક તનુ, ચૌદ વિદ્યા નિગમ વેદ વેત્તા; વિપ્રકુલ અવતર્યો સકલ ગુણથી ભર્યો, પંચશત શિષ્ય સંદેહ છેત્તા. સમ૦ ૩. વિશ્વભૂતિ તનુજ નમિત સુરનર દનુજ, અગ્નિભૂતિ અનુજ શમિત કામ; રૂપ નિર્જિત મદન સરદ શશિ સમ વદન, પરમ સમતા સદન પુણ્ય ધામ. સમ૦ ૪. માત પૃથિવી તનય વીર જિનકૃતવિનેય, ઇંદ્રભૂતિ સયલ સૌખ્ય દાયી; કમલદલ સમવસરણ વીર જિનવર ચરણ, સેવતાં ઋદ્ધિ નવનિધિ પાઇ. સમ૦ ૫. પરમમંગલ કરણ સકલ સંકટ હરણ, શુદ્ધ શ્રદ્ધાનધર જગત જનથી; તજી અહંકાર મમકાર જિનવર કરે, આદરી દિખ્ખ જેણે શુદ્ધ મનથી. સમ૦ ૬. વીર ત્રિપદી સુણી દ્વાદશાંગી તણી, વિશદ રચના રચી ચિત્રકારી; આદરે તેહ સસનેહ સુવિહિત મુનિ, જે ગણાધીશ માર્ગાનુસારી. સમ૦ ૭. ચડત કૈલાસ સવિલાસ જિન સંથુણી, પન્નરસેં ત્રણ્યને દિખ્ખ આપી; ખીરને વીરનુ ધ્યાન ધરતા થકા, તે થયા કેવલી કરમ ખપાવી. સમ૦ ૮. ગૌત્ર ગૌતમ તણે નામ ગૌતમ ધર્યું, સકલ કારજ સવિ વીર જપતા; ક્ષપક શ્રેણે ચડી, કરમ સાથે અડી, આદર્યું વીરપદ કરમ ક્ષપતાં. સમ૦ ૯. તેહનાં નામને જાઉ હું ભામણે, પ્રથમ ગણધર પદે જે ગવાયો; અમૃતપદ સંગમાં વિલસે ભોરંગમાં, પામીયો અચલ સુખ જસ સવાયો. સમ૦ ૧૦.

## ૧૯ શ્રી ગૌતમસ્વામીનો છંદ

જયો જયો ગૌતમ ગણધાર, મ્હોટી લબ્ધિતણો ભંડાર; સમરે વંછિત સુખ દાતાર, જયો જયો ગૌતમ ગણધાર. ૧. વીરવજીર વડો અણગાર, ચૌદ હજાર મુનિ શિરદાર; જપતાં નામ હુવે જયકાર; જયો૦ ૨. ગય ગામિણી રમણી જગ સાર, પુત્ર કલત્ર સજ્જન પરિવાર; આપે કનક કોડ વિસ્તાર, જયો૦ ૩. ઘેર ઘોડા પાયક નહિ પાર, સુખાસન પાલખી ઉદાર; વૈરી વિકટ થાયે વિસરાળ, જયો૦ ૪. પ્રહ ઉઠી જપિયે ગણધાર, ઋદ્ધિ સિદ્ધિ કમળા દાતાર: રૂપ રેખ મયણ અવતાર, જયો૦ ૫. કવિ રૂપચંદ કેરો શિષ્ય, ગૌતમ ગુરુ પ્રણમો નિશદિશ; કહે છંદ એ સુમણગાર; જયો૦ ૬.

## ૨૦ ગૌતમસ્વામી પ્રભાતિક

રાગ પ્રભાતી જે કરે, પ્રહ ઉગમતે સૂર; ભૂખ્યાં ભોજન સંપજે, કુરલા કરે કપૂર. ૧. અંગુઠે અમૃત વસે, લબ્ધિ તણો ભંડાર; શ્રી ગુરુ ગૌતમ સમરીએ, મનવંછિત દાતાર. ૨. પુંડરીક ગૌતમ પમુહા, ગણધર ગુણ સંપન્ન; પ્રહ ઉઠીને સમરીએ, ચૌદહસેં બાવન્ન. ૩. ખંતિખયં ગુણ કલિયં, સુવિણીયં સવ્વલદ્ધિ સંપન્નં; વીરસ્સ પઢમસીસં, ગોયમસામિં નમંસામિ. ૪. અક્ષીણમહાનપીલબ્ધિ; કેવલ શ્રી કરામ્બુજે; નામ લક્ષ્મીમુંખે વાણી, તમહં ગૌતમ સ્તુવે. ૫.

## ૨૧ એકાદશ ગણધર પ્રભાતિક છંદ

પ્રભાતે ઉઠીને ભવિકા ગણધર વંદો, ગણધર વંદો રે ભવિકા ગણધર વંદો પ્રભાતે૦ ઇંદ્રભૂતિ નામ પહેલા રે ગણધર, જીવનો સંદેહ; અગ્નિભૂતિને કર્મનો સંદેહ, નમિયે ગુણગેહ. પ્રભાતે૦ ૧. જીવ-શરીર બે એકજ માને, વાયુભૂતિ નામે; ગૌતમ ગોત્ર સહોદર ત્રણ, પ્રણમું પુણ્ય કામે. પ્રભાતે૦ ૨. ચોથા ગણધર વ્યક્તજી વંદો, સર્વ શૂન્ય માને; આભવ-પરભવ સરખો થાવે, સોહમ અભિધાને. પ્રભાતે૦ ૩. મંડિત ગણપતિ છઠ્ઠારે જિનના, બંધ મોક્ષ ટાલે; મૌર્યપુત્રને દેવનો સંદેહ, હૈડામે સાલે પ્રભાતે૦ ૪. નારકી જગમાં નજરે ન દેખે, અકંપિત બોલે; અચલભ્રાતજી પુણ્ય-પાપ હોય, સંશયમાં ડોલે. પ્રભાતે૦ ૫. મેતારજને પરભવ શંકા ગણપતિ પરભાસે; મોક્ષ ઘટે નહિ યુક્તિ કરતાં, આવ્યા પ્રભુ પાસે. પ્રભાતે૦ ૬. સંદેહ ભાગીને યુક્તિ દેખાડે, જિનવર મહાવીર; કેવળનાણી પ્રભુનેં વાંદી, બુઝયા મહા ધીર. પ્રભાતે૦ ૭. ચુમ્માલીશસેં બ્રાહ્મણ સાથે, લેઈ શ્રમણ દીક્ષા, પામે એકાદશ પ્રભુની પાસે, ત્રિપદીની શિક્ષા. પ્રભાતે. ૮. દ્વાદશાંગી રચે સઘળા રે ગણધર કરે જિનવર સેવા; ઉત્તમ ગુરુપદ પાયે નમતાં, લહીયે શિવ મેવા. પ્રભાતે૦ ૯.

## ૨૨ શ્રી નવકાર મંત્રનો છંદ (૧)

દોહા–વંછિત પૂરે વિવિધ પરે, શ્રી જિન શાસન સાર; નિશ્ચે શ્રી નવકાર નિત્ય, જપતાં જય જયકાર. ૧. અડસઠ અક્ષર અધિક ફલ, નવપદ નવે નિધાન; વીતરાગ સ્વયં મુખ વદે, પંચપરમેષ્ઠિ પ્રધાન. ૨. એક જ અક્ષર એક ચિત્ત, સમર્યાં સંપત્તિ થાય; સંચિત સાગર સાતનાં, પાતક દૂર પલાય. ૩. સકલ મંત્ર શિર મુકુટમણિ, સદ્‌ગુરુ ભાષિત સાર; સો ભવિયાં મન શુદ્ધસું, નિત્ય જપીયે નવકાર. ૪.

છંદ–હાટકીઃ–નવકાર થકી શ્રીપાલ નરેશર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ; સમશાન વિષે શિવનામ કુમરને, સોવન–પુરિસો સિદ્ધ; નવલાખ જપંતા નરક નિવારે, પામે ભવનો પાર; સો ભવિયાં ભકતે ચોખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર. ૫. બાંધી વડશાખા શિંકે બેસી, હેઠળ કુંડ હુતાશ; તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવકે, ઉડયો તે આકાશ; વિધિએ જપતાં અહિ વિષ ટાલે, ઢાલે અમૃતધાર; સો૦ ૬. બીજોરા કારણ રાય મહાબલ, વ્યંતર દુષ્ટ વિરોધ; જેણે નવકારે હત્યા ટાળી, પામ્યો યક્ષ પ્રતિબોધ; નવલાખ જપંતાં થાયે જિનવર, ઈસ્યો છે અધિકાર; સો૦ ૭. પલ્લિપતિ શીખ્યો મુનિવર પાસે, મહામંત્ર મન શુદ્ધ; પરભવ તે રાજસિંહ પૃથિવીપતિ, પામ્યો પરિગલ રિદ્ધ; એ મંત્ર થકી અમરાપુર પહોતો; ચારુદત્ત સુવિચાર; સો૦ ૮. સંન્યાસી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પરજાલે; દીઠો શ્રી પાસકુમારે પન્નગ, અધબલતો તે ટાલે; સંભલાવ્યો શ્રીનવકાર સ્વયંમુખ, ઈંદ્રભવન અવતાર; સો૦ ૯. મન શુદ્ધે જપતાં મયણાસુંદરી, પામી પ્રિય સંયોગ; ઇણે ધ્યાને કુષ્ઠ ટલ્યો ઊંબરને, રકતપિત્તનો રોગ, નિશ્ચે શું જપતાં નવનિધિ થાયે, ધર્મતણો આધાર; સો૦ ૧૦. ઘટમાંહિ કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો; ઘરણી કરવા ઘાત, પરમેષ્ઠિ પ્રભાવે હાર ફુલનો, વસુધા માંહિ વિખ્યાત; કલાવતીએ પિંગલ કીધો, પાપતણો પરિહાર; સો૦ ૧૧. ગયણાંગણ જાતિ રાખી ગ્રહીને, પાડી બાણ પ્રહાર; પદ પંચ સુણતાં પાંડુપતિ ઘર, તે થઈ કુતા–નાર; એ મંત્ર અમુલખ મહિમા મંદિર, ભવદુઃખ ભંજણહાર; સો૦ ૧૨. કંબલ સંબલે કાદવ કાઢયા, શકટ પાંચસે માન; દીધે નવકારે ગયા દેવલોકે, વિલસે અમર વિમાન; એ મંત્ર થકી સંપત્તિ વસુધા લહી, વિલસે જૈન વિહાર; સો૦ ૧૩. આગે ચોવીશી હુઈ અનંતી, હોશે વાર અનંત; નવકાર તણી કોઈ આદિ ન જાણે, એમ ભાખે અરિહંત; પૂરવ દિશિ ચારે આદિ પ્રપંચે, સમર્યાં સંપત્તિ સાર; સો૦ ૧૪. પરમેષ્ઠિ સુરપદ તે પણ પામે, જે કૃતકર્મ કઠોર; પુંડરીકગિરિ ઉપર પ્રત્યક્ષ પેખો, મણિધર ને એક મોર; સદ્ગુરુ સન્મુખ વિધિયે સમરંતાં, સફલ જનમ સંસાર; સો૦ ૧૫. શુલિકારોપણ તસ્કર કીધો, લોહખુરો પરસિદ્ધ; તિહાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની રિદ્ધ; શેઠને ઘર આવી વિઘ્ન નિવાર્યાં, સુરે કરી મનોહાર; સો૦ ૧૬. પંચ પરમેષ્ઠિ જ્ઞાન જ પંચહ, પંચ દાન ચારિત્ર; પંચ સજ્ઝાય મહાવ્રત પંચહ, પંચ સમિતિ સમકિત; પંચ પ્રમાદ વિષય તજો પંચહ, પાલો પંચાચાર, સો૦ ૧૭.

કલશ–છપ્પયઃ–નિત્ય જપીએ નવકાર, સાર સંપત્તિ સુખદાયક; સિદ્ધ મંત્ર

એ શાશ્વતો, એમ જપે શ્રી જગનાયક; શ્રી અરિહંત સુસિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણી જે; શ્રી ઉવજ્ઝાય સુસાધુ,-પંચ પરમેષ્ટિ થુણી જે; નવકાર સાર સંસાર છે, કુશલલાભ વાચક કહે; એક ચિત્તે આરાધતાં, વિવિધ ઋદ્ધિ વાંછિત લહે. ૧૮.

## ૨૩ પંચ પરમેષ્ઠિપરમાનંદ છંદ (૨)

**દોહા:**–[1]ૐ નમો અરિહંતાણું, ઇમ પાંચે પદમાંય; ૐ હ્રાં હ્રીં શ્રીં હ્રીં સ્વાહા, જપતાં હ્રીં શ્રીં થાય.

**ત્રિભંગી છંદ:**–પ્રણમું સરસતિ, હોય વર મતિ, ચિત્ત ઉલ્લસે અતિ, ગુણ ગુણવા; શુદ્ધ ભાવે ધ્યાવે, સો સુખ પાવે, એક ચિત્ત થાવે, યશ સુણવા; જય જય પરમેષ્ઠી, જગમેં શ્રેષ્ટિ, દે પદ જેઠી, જગધારં; ત્રિજગ મઝારં, નામ ઉદારં, જય સુખકારં, નવકાર, એ આંકણી. ૧. બારે ગુણવંતા, શ્રી અરિહંતા, લોક મહંતા; ગુણ ગહેરા, ઘન ઘાતિ કર્મ, મિથ્યા ભર્મ, ત્યાગ અધર્મ, વિષ લહેરા; શુકલ મન ધ્યાયા, કેવળ પાયા, ઇંદ્દિર આયાં, તિણ વારં. ત્રિ૦ ૨. વર પર્ષદા બારે, હર્ષ અપારે, સુણી અવધારે, જિનવાણી; અમૃત શુ પ્યારી, જગ હિતકારી, સુર–નરનારી, પહેચાણી; કેઇ સંયમ ધારે, કેઇ વ્રત બારે, કર્મ વિદારે, શિવ ત્યારી; ત્રિ૦ ૩. દ્વિતીય પદ ધ્યાવો, સિદ્ધ ગુણ ગાવો, ફિર નહિ આવો, જિહાં જાઇ; જે અલખ નિરંજન, ભવિ મનરંજન, કર્મકે અંજન, શિવ સાંઈ; પુદ્ગલકા ફંદા, દૂર નિકંદા, પરમાનંદા, અવિકાર, ત્રિ૦ ૪. અષ્ટ ગુણ કે ધારે, જગત નીહારે, કાળ ન મારે, ઉન તાઇ; જિહાં સુખ અનંતા, કેવળ વંતા, ગુણ ઉચરંતા, છે નાઇ; નિજ વાસ બતાઇ, દ્યો મુજ તાઈ, તુમસા નાઇ, દાતાર, ત્રિ૦ ૫. ગણિવર પદ ત્રીજે, નિત્ય નમીજે, સેવા કીજે, હર્ષ ધરી; પંચ મહાવ્રત પાળે, દૂષણ ટાળે, ગજ જિમ મહાલે, શૂર હરી; પાંચે વશ કરતે, પંચ ઉતરતે, પાંચુઇ હરતે, દુઃખકારં; ત્રિ૦ ૬. શીતળ જિમ ચંદા, અચળ ગિરિંદા, ગણપતિ ઇંદા, શિરદારં; સાગર જિમ ગહેરા, જ્ઞાન લહેરા, મિથ્યા અંધેરા, પરિહારં; સંપદ વસુ પાવે, ન્યાય બઢાવે, પાળે પળાવે, આચારં; ત્રિ૦ ૭. ગુરુ સેવા સાધી, વિનય આરાધી, ચિત્ત સમાધી, જ્ઞાન ભણે; બારે અંગ વાણી, પેટી સમાણી, પૂરવ નાણી, સંશય હણે; નિરવદ્ય સત્ય ભાખે, શાસ્ત્ર સાખે, ગુણ અભિલાખે, નિજસારં; ત્રિ૦ ૮. ઉવઝાયા સ્વામી, અંતરજામી, શિવગતિ ગામી, હિતકારી; શીખણરે આવે, જોગ શિખાવે, ન્યાય બતાવે, ઉપકારી; દુર્ગતિમાં પડતો, કાદવ ગડતો, ચિત કરે ચડતો, તિનવાર; ત્રિ૦ ૯. કંચુક અહિ ત્યાગે, દૂર ભાગે, તિમ વૈરાગે, પાપ હરે; જુઠા પરછંદા, મોહની ફંદા, પ્રભુકા બંદા, જોગ ધરે; સબ માલ ખજીના, ત્યાગન કીના, મહાવ્રત લીના, અણગારં; ત્રિ૦ ૧૦. પાળે શુદ્ધ કરણી, ભવજળ તરણી, આપદ હરણી, દૃષ્ટી રખે; બોલે સત્ય વાણી, ગુપ્તિ ઠાણી, જગકા પ્રાણી, સમ લેખે; શિવમારગ ધ્યાવે, પાપ હઠાવે, ધર્મ બતાવે, સત્ય સારં; ત્રિ૦ ૧૧. એ પ્રણમે ભાવે, વિઘ્ન હઠાવે, અરિ હરિ જાવે, દૂર સહીં; જે તંપ તેજારી, દુઃખ બિમારી, સોગ સવાંરી, આત નહી; ગ્રહ પીડા ભાગે, દૃષ્ટિ ન લાગે, શત્રું ન જાગે, લીગારં; ત્રિ૦ ૧૨. એહ મંત્રજ

---

1 ૐ અસિઆઉસા ૐ હ્રાં હ્રીં શ્રીં હ્રીં શ્રીં સ્વાહા. આ મંત્રની ૧૦૮ની એક માલા ગણવી.

નીકો, તારક જીકો, ત્રિજગ ટીકો, સુખદાતા; એ મંત્ર કશારી, મહિમા ભારી, લહે નરનારી, સુખશાતા; સરજી વનવેલી, દે ઘન ઠેલી, ભવે ભવે કેલી, યહ સારં; ત્રિ૦ ૧૩. પદ્માસનવાળી, રંગનિહાળી, આરતિ ટાળી, ધ્યાન ધરે, ત્રિલોક પયંપે, ભાવસું જંપે, રિદ્ધિ-સિદ્ધિ જંપે, જેહ ઘરે; એહ છંદ ત્રિભંગી, ગાવે ઉમંગી, ભવભય સંગી, જયકાર; ત્રિ૦ ૧૪.

## ૨૪. નવકાર મંત્રનો છંદ (૩)

સુખકારણ ભવિયણ, સમરો નિત નવકાર; જિનશાસન આગમ, ચૌદ પૂરવનો સાર. ૧. એ મંત્રનો મહિમા, કહેતાં ન લહું પાર; સુરતરુ જિન ચિંતિત, વંછિત ફલ દાતાર. ૨. સુરદાનવ માનવ, સેવા કરે કરજોડ; ભુવિ મંડલ વિચરે, તારે ભવિયણ કોડ. ૩. સુરછંદે વિલસે, અતિશય જાસ અનંત; પદ પહેલે નમિયે, અરિ ગંજન અરિહંત. ૪. જે પનરે ભેદે, સિદ્ધ થયા ભગવંત; પંચમિગતિ પહોંચ્યા, અષ્ટ કરમ કરી અંત, ૫. કળઅકળ સરૂપી, પંચાનતક દેહ; જિનવર પાય પ્રણમું, બીજે પદ વળી એહ. ૬. ગચ્છભાર ધુરંધર, સુંદર શશિહર શોભે; કરે સારણ વારણ, ગુણ છત્રીશે થોભે, ૭. શ્રુત જાણ શિરોમણિ, સાગર જિમ ગંભીર; ત્રીજે પદ નમીયે, આચારજ ગુણ ધીર. ૮. શ્રુતધર ગુણ સાગર, સૂત્ર ભણાવે સાર; તપવિધિ સંયોગે, ભાંગે અર્થ વિચાર. ૯. મુનિવર ગુણ જુત્તા, કહિયે તે ઉવજઝાય; પદ ચોથે નમીયે, અહ નિશિ તેહના પાય. ૧૦. પંચાશ્રવ ટાળે, પાળે પંચાચાર; તપસી ગણધારી, વારે વિષય વિકાર. ૧૧. ત્રસ થાવર રક્ષક, લોકમાંહી જે સાધ; ત્રિવિધે તે પ્રણમું, પરમારથ જિણે લાધ. ૧૨. અરિ–કરિ–હરિ–સાયણિ, ડાયણિ–ભૂત–વૈતાળ; સવિ પાપ પણાસે, વાધે મંગળ માળ. ૧૩. ઈણ સમર્યાં સંકટ, દૂર ટળે તતકાળ; ઈમ જંપે જિનપ્રભ–સૂરિ શિષ્ય રસાળ. ૧૪.

## ૨૫ સિદ્ધ–સહસ્રનામ વર્ણન છંદ (૧)

**ભુજંગ પ્રયાત વૃત** :–જંગન્નાથ જગદીશ જગબંધુ નેતા, ચિદાનંદ ચિતકંદ ચિન્‌ મૂરતિ ચેતા; મહા મોહ ભેદી અમાઈ અવેદી, તથાગત તથારૂપ ભવ–તરુ–ઉચ્છેદી. ૧. નિરાતંક નિકલંક નિરમલ અબંધો, પ્રભો દીનબંધો કૃપાનીર સીંધો; સદાતન સદાશિવ સદા શુદ્ધ સ્વામી, પુરાતન પુરુષ પુરુષવર વૃષભગામી. ૨. પ્રકૃતિં રહિત હિત વચન માયા અતીત, મહાપ્રાજ્ઞ મુનિયજ્ઞ પુરુષ પ્રતીત;:દલિત કર્મભર કર્મફલ-સિદ્ધિ દાતા, હૃદય પૂત અવધૂત નૂતન વિધાતા. ૩. મહાજ્ઞાન યોગી મહાત્મા અયોગી, મહાધર્મ સન્યાસ વર લચ્છી ભોગી; મહાધ્યાન લીનો સમુદ્રો અમુદ્રો, મહાશાંત અતિદાંત માનસ અરુદ્રી. ૪. મહેંદ્રાદિકૃતસેવ દેવાધિદેવ, નમો તે અનાહત ચરણ નિત્ય મેવ;-નમો દર્શનાતીત દર્શન સમૂહ, ત્રયી–ગીત–વેદાંતકૃત અખિલ ઉહ. ૫. વચન મન અગોચર મહા વાકય વૃત્તે, કૃતાવેદ્ય સંવેદ્ય પદ સુપ્રવૃત્તે; સમાપત્તિ આપત્તિ સંપત્તિ ભેદે, સકલ પાપ સુગરિઠ તું દિઠ છેદે. ૬. ન તૂં દૃશ્ય. દૃગ્માત્ર ઈતિ વેદવાદો, સમાપત્તિ તુજ દૃષ્ટિ સિદ્ધાંત-વાદો; વિગૂતા વિના અનુભવે સકલ વાદી, લખે એક સિદ્ધાંતધર અપ્રમાદી. ૭. કુમારી દયિત ભોગસુખ જિમ ન જાણે, તથા ધ્યાન વિણ તુજ સુધા લોક તાણે; કરે કષ્ટ તુજ કારણે બહુત ખોજે, સ્વયં તૂં પ્રકાશે ચિદાનંદ મોજે. ૮. રટે અટપટી ઝટપટી વાદ

લ્યાવે, ન ત્યાં તૂં રમે અનુભવી પાસ આવે; મહા નટ ન હઠયોગ માંહિં તુજ જાગે, વિચારે હોઈ સાંઇ આગે જુ આગે. ૯. તથાબુદ્ધિ નહીં શુદ્ધ તુજ જેણિ વહિએ, કલૌ નામ માંહિં એક થીર થોભ રહિએ; સહસ નામ માંહિં દપ્પ પણિ અપ્પ જાણું, અનંતે ગુણે નામ અણુંતાં વખાણું. ૧૦. અનેકાંત સંક્રાંત બહુ અર્થ શુદ્ધ, જિકે શબ્દ તે તાહરાં નામ બુદ્ધ; નિરાસી જપે જેહ તે સર્વ સાચું, જપે જેહ આસાએ તે સર્વ કાચું. ૧૧. ન કો મંત્ર નવિં તંત્ર નવિં યંત્ર મોટો, જિસ્યો નામ તાહરો શમ–અમૃત લોટો; પ્રભો ! નામ મુજ તુજ અક્ષય નિધાન, ધરું ચિત્ત સંસાર તારક પ્રધાન. ૧૨. અનામી તણા નામનો શ્યો વિશેષ, એ તો મધ્યમા વૈખરીનો ઉલ્લેખ; મુનિરૂપ પશ્યંતિ કાંઈ પ્રમાણે, અકલ અલખ તૂં ઇમ હોઈ ધ્યાન ટાણે. ૧૩. અનવતારનો કોઇ અવતાર ભાખે, ઘટે તે નહીં દેવને કર્મ પાખે; તનુ ગ્રહણુ નહીં ભૂત આવેશ ન્યાયે, પ્રથમ યોગ છે કર્મ તન્મિશ્ર પ્રાયે. ૧૪. અછે શક્તિ તો જનની ઉદરે ન પેસે, તનુ ગ્રહણુ વલી પર અદૃષ્ટે ન બેસે; તુરંગશ્રૃંગ સમ અર્થ જે એહ યુક્તિ, કહે સદ્દહે તેહ અપ્રમાણુ ઉક્તિ. ૧૫. યદા જિનવરે દોષ મિથ્યાત્વ ટાલ્યો, ગ્રહિઉં સાર સમ્યક્ત્વ નિજ વાન વાલ્યો; તિહાંથી હુઆ તેહ અવતાર લેખે, જગત લોક ઉપગાર જગગુરુ ગવેખે. ૧૬. અહો યોગ મહિમા જગન્નાથ કેરો, ટલે પંચ કલ્યાણકે જગ અંધેરો; તદા નારકી જીવ પણિ સુખ પાવે, ચરણ સેવવા ધસમસ્યા દેવ આવે. ૧૭. તજી ભોગ લ્યે યોગ ચારિત્ર પાલે, ધરી ધ્યાન અધ્યાત્મ ઘનઘાતિ ટાલે; લહે કેવલજ્ઞાન સુર કોડિ આવે, સમવસરણ મંડાઈ સવિ દોષ જાવે. ૧૮. ઘટે દ્રવ્ય જગદીશ અવતાર એસો, કહો ભાવ જગદીશ અવતાર કેસો; રમે અંશ આરોપ ધરી ઓઘદૃષ્ટિ, લહે પૂર્ણ તે તત્વ જે પૂર્ણ દૃષ્ટિ. ૧૯. ત્રિકાલજ્ઞ અરિહંત જિન પારગામી, વિગતકર્મ પરમેષ્ટી ભગવંત સ્વામી; પ્રભુ બોધિદાભયદ આસ સ્વયંભૂ, જયો દેવ તીર્થંકરો તૂં જ શંભુ. ૨૦. ઇસ્યાં સિદ્ધ જિનનાં કહ્યાં સહસ્ર નામ, રહો શબ્દ–ઝગડો લહો શુદ્ધ ધામ; ગુરુશ્રી નયવિજય બુધ ચરણ સેવી, કહે શુદ્ધપદમાંહિં નિજ દૃષ્ટિ દેવી. ૨૧.

## ૨૬ શ્રી સિદ્ધ પરમાત્માનો છંદ

**હરીગીત છંદ:**–તુમ્હે તરણ તારણ, દુઃખ નિવારણ, ભવિક જન આરાધનં; શ્રી નાભીનંદન, જગત વંદન, નમો સિદ્ધ નિરંજન.૧. જગત ભૂષણ, વિગત દૂષણ, પ્રણુવ પ્રાણુ નિરૂપકં; ધ્યાન રૂપ અનોપ ઉપમ, નમો૦ ૨. ગગન મંડલ મુક્તિ પદવી, સર્વ ઉદ્ધં નિવાસનં; જ્ઞાન જ્યોતિ અનંત રાજે, નમો૦ ૩. અજ્ઞાન નિદ્રા વિગત વેદન, દલિત મોહ નિરાયુષં; નામ ગોત્ર નિરંતરાયં, નમો૦ ૪. વિકટ ક્રોધા માન યોધા, માયા લોભ વિસર્જનં; રાગ દ્વેષ વિમર્દં અંકુર, નમો૦ ૫. વિમલ કેવળ જ્ઞાન લોચન; ધ્યાન શુકલ સમીરિતં; યોગીનાતિગમ્ય રૂપં, નમો૦ ૬. યોગ ને સમોસરણ મુદ્રા, પુરી પલ્યંકાસનં; સર્વ દીસે તેજ રૂપં, નમો૦ ૭. જગત જીનકે દાસ દાસી, તાસ આસ નિરાસનં; ચંદ્ર પરમાનંદ રૂપ, નમો૦ ૮. સ્વ સમય સમકિત દૃષ્ટી જિનકી સો એ યોગી આયોગીકં; દેખતામાં લીન હોવે, નમો૦ ૯. તીર્થસિદ્ધા અતીર્થ સિદ્ધા,

ભેદ પંચદશાધિકં; સર્વ કર્મ વિમુક્ત ચેતન, નમો૦ ૧૦. ચંદ્ર સૂર્ય દીપ મણીકી, જ્યોતિ તેન ઉલ્લંઘિતં, તે જ્યોતિથી અપરમ જ્યોતિ, નમો૦ ૧૧. એકમાંહિ અનેક રાજે, અનેકમાંહિ એકિકં; એક અનેકકી નાંહિ સંખ્યા, નમો૦ ૧૨. અજર અમર અલખ અનંત, નિરાકાર નિરંજનં; પરબ્રહ્મ જ્ઞાન અનંત દર્શન, નમો૦ ૧૩. અતુલ સુખકી લહીરમેં પ્રભુ, લીન રહે નિરંતર; ધર્મધ્યાનથી સિદ્ધ દર્શન, નમો૦ ૧૪. ધ્યાન–ધૂપ મનઃ–પુષ્પ, પંચેંદ્રી–હુતાશનં; ક્ષમા–જાપ સંતોષ–પૂજા, પૂજો દેવ નિરંજનં. ૧૫. તુમ્હે મુક્તિ દાતા કર્મ ઘાતા, દીન જાણી દયા કરો; સિદ્ધાર્થ નંદન જગત વંદન, મહાવીર જિનેશ્વર. ૧૬.

## ૨૭ ચોવીસ જિનેશ્વરનો છંદ (૧)

**છંદ–આર્યા**–બ્રહ્મસુતા વાણી ગિર્વાણી; સુમતિ વિમલ આપો બ્રહ્માણી ! કમલ કમંડલ પુસ્તક પાણિ, હું પ્રણમું જોડી જુગ પાણિ. ૧, ચોવીસે જિનવર તણા, છંદ રચૂં ચોસાલ; ભણતાં શિવસુખ સંપજે, સુણતાં મંગળ માલ. ૨.

**છંદ–જાતિ–સવૈયા**–આદિ જિણંદ નમે નરઇંદ સપુનમચંદ સમાન મુખં, સમામૃત કંદ ટાલે ભવફંદ મરુદેવીનંદ કરત સુખ; લગે જસ પાય સુરિંદ નિકાય ભલા ગુણ ગાય ભવિક જનં, કંચનકાય નહિ જસ માય નમે સુખ થાય શ્રી આદિજિનં. ૧. અજિતજિણંદ દયાલ મયાલ કૃપાલ વિસાલ નયન જુગ, અનુપમ ગાલ મહામૃગ ચાલ સુભાલ સુજાનુ બાહુ જુગ, મનુષ્ય મેલીહ મુનિસર સીંહ અબીહ નરીહ ગયે મુગતી, કહે નય ચિત્ત ધરી બહુ ભક્તિ નમો જિનનાથ ભલી જુગતી. ૨. અહો ! સંભવનાથ અનાથકો નાથ મુગતિકો સાથ મિલ્યો પ્રભુ મેરે, ભવોદધિપાજ ગરીબનિવાજ સવે શિરતાજ નિવારત ફેરો; જિતારિકો જાત સુસેના માત નમે નર જાત મિલી બહુ ઘેરો, કહે નય શુદ્ધ ધરિ બહુ બુદ્ધ જિતાવન નાથ હું સેવક તેરો. ૩. અભિનંદન સ્વામ લિયે જશ નામ સરે સવિ કામ ભવિક તણો, વિનિતા જશ ગામ નિવાસકો ઠામ કરે ગુણ ગ્રામ નરિંદ ઘણો; મુનીશ્વર ભૂપ અનુપમ રૂપ અકલ સ્વરૂપ જિનંદ તણો, કહે નય એમ ધરી બહુ પ્રેમ નમે નર પાવત સુખ ઘણો. ૪. મેઘ નરિંદ મલ્હાર વિરાજિત સોવનવાન સમાન તનુ, ચંદ સુચંદ વદન સુહાવત; રૂપ વિનિર્જિત કામ તનુ કર્મકી કોડ સવે દુઃખ છોડ નમે કરજોડ કરિ ભક્તિ, વશ ઇક્ષ્વાકુ વિભૂષણ સાહિબ સુમતિ જિનંદ ગએ મુક્તિ. ૫. હંસપાદ તુલ્ય રંગ રતિ અર્ધ રાગરંગ અઢીસે ધનુષ ચંગ દેહકો પ્રમાણ હે, ઉગતો દિણંદ રંગ લાલકેસુ ફુલ રંગ રૂપ હે અનંગ ભંગ અંગકેરો વાન હે; ગંગકો તરંગ રંગ દેવનાથ હિ અભંગ જ્ઞાનકો વિસાલ રંગ શુદ્ધ જાકે ધ્યાન હે, નિવારીએ કલેશ સંગ પદ્મપ્રભુ સ્વામિ ધીંગ દિજિએ સુમતિ સંગ પદ્મ કેરો જાણ હે. ૬. જિણંદ સુપાસ તણા ગુણ રાસ ગાવે ભવિ ભાવ આણંદ ઘણો, ગમે ભવપાસ મહિમા નિવાસ પૂરે સવિ આસ કુમતિ હણે; ચીંહુ દિસે વાસ સુગંધ સુખાસં ઉસાસ નીઃસાસ જિનેંદ્ર તણો, કહે નય ખાસ મુનીંદ્ર સુપાસ તણો જસ વાદ સદૈવ ભણો. ૭. ચંદ્ર ચંદ્રિકા સમાન રુપ સૈલસે સમાન દોઢસો ધનુષ માન દેહકો પ્રમાણ હે, ચંદ્રપ્રભુ સ્વામી નામ લીજીયેં પ્રભાત જામ પામીયે સુખ ઠામ ઠામ ગામજશ નામ

હે, મહાસેન અંગજાત લક્ષ્મણાભિધાન માત સવિ જગજંતુ તાત ચંદ્રસમ કાંત હે, કહે નય છોડી વાત ધ્યાઇએ જો દિનરાત ધામીયે તો સુખ સાત દુઃખકો ભી જાત હે. ૮. દુધ સિંધુફેન પીંડ ઉજલો કપુરખંડ ધેનુ ખીરકો મંડ શ્વેત પદ્મ ખંડ હે, ગંગકો પ્રવાહ પિંડ શંભુ શેલ દંડ અમૃત સરસ કુંડ શુદ્ધ જાકો તુંડ હે; સુવિધિ જિનંદ સંત કીજીયે દુકર્મ અંત શુભભક્તિ જાસદંત શ્વેત જાકો વાન હે, કહે નય સુણો સંત પૂજીયે જો પુષ્પદંત પામીયે તો સુખ સંત સુદ્ધ જાકો ધ્યાન હે. ૯. શીતલ શીતલ વાણી ઘનાઘન ચાહત હે ભવિ કોક કિશોરા, કોક દિણંદ પ્રજાસુ નરીંદ વલી જિમ ચાહત ચંદ ચકોરા; વિંધ ગયંદ સુચિ સુરિંદ સતિ નિજ કંત સુમેઘ મયુરા, કહે નય નેહ ધરી ગુણ ગેહ તથા હુ ધ્યાવત સાહેબ મેરા. ૧૦. વિષ્ણુ ભૂપકો મલ્હાર જગજંતુ સુખકાર વંશકો શૃંગહાર રૂપકો આગાર હે, છોડી સવિ ચિત્તકાર માન મોહકો વિકાર કામ ક્રોધકો સંચાર સર્વ વેરી વાર હે; આદર્યો સંજમભાર પંચ મહાવ્રત સાર ઉતારે સંસારપાર જ્ઞાનકો ભંડાર હે, ઇગ્યારમો જિણંદ સાર જડકી જીવ ચિન્હધાર કહે નય વારોવાર મોક્ષકો દાતાર હે. ૧૧. લાલ કેસુ ફુલ લાલ રતિ અર્ધ રંગ લાલ ઉગતો દિણંદલાલ લાલચોળ રંગ હે, કેસરીકી જીહ લાલ કેસરકો ઘોલ લાલ ચૂનડીકો રંગ લાલ લાલ પાન રંગ હે; લાલ કીર ચંચૂ લાલ હીંગલો પ્રવાલ લાલ કોકિલાકી દૃષ્ટિ લાલ ધર્મ રંગ લાલ હે, કહે નય તેમ લાલ બારમો જિણંદ લાલ જયાદેવિ માત લાલ લાલ જાકો અંગ હે. ૧૨. કૃતવર્મ નરિંદ તણો એહ નંદ નૃમંત સુરેંદ્ર પ્રમોદ ધરી, ગમે દુઃખ દંદ દીયે સુખવૃંદ જાકો પદ સોહત્ત ચિત્ત ધરી; વિમલ જિણંદ પ્રસન્ન વદન જાકે શુભ મન્ન સુગંગ ધરી એક મન્ન કહે નય ધન્ય નમો જિનરાજ દિણંદ સુપ્રીત ધરી. ૧૩. અનંત જિણંદ દેવ દેવનાં દેવાધિદેવ પૂજો ભવી નિતમેવ ધરી બહુ ભાવના, સુર નર સારે સેવ સુખ કીયો સ્વામી હેવ તુજ પાખે ઓર દેવ ન કરું હું સેવના; સિંહસેન અંગ જાત સુજસાભિધાન માત જગમાં સુજસ ખ્યાત ચીહું દીશે વ્યાપતો, કહે નય તાસ વાત કીજીએ જો સુપ્રભાત પરાજિત નિજ હોય સુખ સાત કીર્તિ કોડ આપતો. ૧૪. જાકે પ્રતાપ પરાજિત નિર્બલ ભૂતલ થઇ ભમે ભાનુ આકાસે, સૌમ્ય વદન વિનિર્જિત, અંતર શ્યામ વાસીવેન હોત પ્રકાશે; ભાનુ મહિપતિ વંશકુ શૈશવ બોધ ન દીપત ભાનુ પ્રકાશે, નમે નય નેહ નિતુ સાહિબ એહ ધર્મ જિણંદ ત્રિજગ પ્રકાશે. ૧૫. સોલમા જિણંદ નામે શાંતિ હોય ઠામો ઠામે સિદ્ધિ હોય સર્વ કામે નામકે પ્રભાવ થે, કંચન સમાન વાન ચાલીશ ધનુષ માન ચક્રવર્તિકો ભિધાન દીપતો તે સૂર થે; ચૌદ રયણ સમાન દીપતા નવય નિધાન કરત સુરેંદ્ર ગાન પુણ્ય પ્રભાવ થે, કહે નય જોડી હાથ અબ હું થયો સનાથ પાઇઓ સુમતિ સાથ શાંતિનાથકે દિદાર થે. ૧૬. કહે કુંથું જિણંદ મયાલ દયાલ નિધિ સેવકની અરદાસ સુણો, ભવ ભીમ મહાર્ણવ પૂર અગાહ અથાગ ઉપાધિ સુનીર ઘણો, બહુ જન્મ જરા મરણાદિ વિભાગ નિમિત્ત ઘણાદિ કલેસ ઘણો, અબ તારક તાર કૃપા પર સાહિબ સેવક જાણીએ છે આપતણો. ૧૭. અરદેવ સુદેવ કરે નર સેવ દુઃખ દોહગ દૂર કરે, ઉપદેશ ઘનાઘન નીર ભરે ભવી

'માનસ માનસ ભૂરી તરે; સુદર્શન નામ નરેસર અંગજ ભવ્ય મને પ્રભુ જાસ વસે, તસ સંકટ શોક વિયોગ કુયોગ દરિદ્ર કુસંગતિ ન આવત પાસે. ૧૮. નીલ કીર પંખી નીલ નાગવલિ પત્ર નીલ તરુવર રાજી નીલ નીલ નીલ દ્રાખ હે, કાચકો સુગોલ નીલ ઇંદ્ર નીલ રત્ન નીલ પત્ર નીલ ચાસ હે; જમુના પ્રવાહ નીલ ભૃંગરાજ પંખી નીલ જેહવો અશોક વૃક્ષ નીલ નીલ રંગ હે, કહે નય તેમ નીલ રાગ થે સુસ્વર નીલ મલ્લીનાથ દેવ નીલ જાકો અંગ નીલ હે. ૧૯. સુમિત્ર નરીંદ તણો વર નંદ સુચંદ્ર વદન સોહાવત હે, મંદર ધીર સેવે નરહીર સુસામ શરીર વિરાજિત હે; કજ્જલવાન સુકછપ યાન કરે ગુણગાન નરિંદ ઘણો, મુનિસુવ્રત સ્વામી તણો અભિધાન લહે નય માન આનંદ ઘણો. ૨૦. અરિહંત સરૂપ અનુપમ રૂપકે સેવક દુઃખને દૂર કરે, નિજ વાણી સુધારસ મેઘ જલે ભવિ માન સમાન સભૂરી ભરે; નમીનાથકો દર્શન સાર લહી કુણ વિષ્ણુ મહેશ ઘરે જો ફરે, અબ માનવ મુઢ લહિ કુણ સકર છોડકે કંકર હાથ ધરે; ૨૧. જાદવ વંસ વિભુષણ સાહિબ નેમિ જિણંદ મહાનંદકારી, સમુદ્ર વિજય નરિંદ તણો સુત ઉજવલ શંખ સુલક્ષણ ધારી; રાજુલ નાર મુકી નિરધાર ગયે ગિરનાર ક્લેસ નિવારી, કજ્જલ કાય શિવા દેવી માય નમે નય પાય મહાવ્રતધારી. ૨૨. પાર્શ્વનાથ અનાથ કો નાથ સનાથ ભયો પ્રભુ દેખત થે, સવિ રોગ વિજોગ કુજોગ મહાદુઃખ દૂર ગએ પ્રભુ ધ્યાવત થે; અશ્વસેન નરેશ સપુત વિરાજિત ઘનાઘનવાન સમાન તનુ, નય સેવક વંછીત પૂરણ સાહિબ અભિનવ કામ કરિ રમનુ. ૨૩. કુકમઠ કુલંઠ ઉલંઠ હઠી હઠ ભંજન જાસ પ્રતાપ વિરાજે, ચંદન વાણી સુવામા નંદન પુરુષાદાણી બિરુદ જસ છાજે; જસ નામકે ધ્યાન થકો સવિ દોહગ દારિદ્ર દુઃખ મહા સવિ ભાંજે, નય સેવક વંછિત પૂરણ સાહિબ અષ્ટ મહા સિદ્ધિ નિત્ય નીવાજે. ૨૪. સિદ્ધારથ ભૂપ તણા પ્રતિરૂપ નમે નર ભૂપ આનંદ ધરી; અચિંત્ય સ્વરૂપ અનુપમ રૂપકે લંછન સોહત જાસ હરી; ત્રિસલાનંદન સમુદ્રમ કંદન લઘુપણે કંપતિ મેરુગિરિ, નમે નય ચંદ વદન વિરાજિત વીર જિણંદ સુપ્રીત ધરી. ૨૫. ચોવીશ જિનંદ તણા ઇહ છંદ ભણે ભવિવૃંદ જે ભાવ ધરે, તસ રોગ વિયોગકુ જોગકુ ભોગ સવિ દુઃખ દોહગ દૂર કરે; તસ અંગણ બાર ન લાભે પાર સુમતિ તોખાર હેખાર કરે, કહે નયસાર સુમંગલ ચાર ધરે તસ સંપદ ભૂરી ભરે. ૨૬. સવેગી સાધુ વિભૂષણ વંસ વિરાજિત શ્રી નયવિમલ જનાનંદકારી, તસ સેવક. સંજમધાર સુધારકે ધીરવિમલગણી જયકારી, તાસપદાંબુજ ભૃંગ સમાન શ્રી નયવિમલ મહાવ્રત ધારી, કહે એ છંદ સુણો ભવિવૃંદકે ભાવધારીને ભણો નરનારી. ૨૭.

## ૨૮ ચોવીશ જિનેશ્વરનો છંદ (૨)

શ્રી તીર્થરાજ વિમલાચળ નિત્યવંદો, દેખી સદા નયનથી જેમ પુણ્યચંદો; પૂજે મળી સુરવરો નરનાથ જેને, ધારી સદા ચરણ લંછન માંહી તેને. ૧. શ્રેયાંસના ઘર વિષે રસ ઇક્ષુ લીધો, ભિક્ષાગ્રહી નિજ પ્રપૌત્ર સુપાત્ર કીધો; માતા પ્રતિ વિનય ભાવ ધરી પ્રભુએ, અર્પી અહો પરમ કેવળ શ્રી પ્રભુએ. ૨. દેવાધિદેવ ગજ લંછન ચંદ્રકાંતિ, સંસાર સાગર તણી હરનાર ભ્રાંતિ; એવા જિનેશ્વર તણા યુગપાદ પૂજો,

દીઠો નહિ જગતમાં તુજ તુલ્ય દૂજો. ૩. જન્મ્યા તણી નયરી ઉત્તમ જે અયોધ્યા, ત્રાતા નરેશ પ્રભુના જિતશત્રુ રાજા; દેદીપ્યમાન જનની વિજયા સ્વીકારી, સેવા સદા અજિત-નાથ ઉમંગકારી. ૪. વાધે ન કેશ શિરમાં નખ રોમ વ્યાધી, પ્રસ્વેદ ગાત્ર નહિ લેશ સદા સમાધિ; છે માંસ શોણિત અહો અતિ શ્વેતકારી, હે સ્વામી સંભવ સુસંપદ ગામ તારી. ૫. છે શ્વાસ અંબુજ સુગંધ સદા પ્રમાણે, આહારને તુમ નિહાર ન કોઇ જાણે; એ ચાર છે અતિશયો પ્રભુ ! જન્મ સાથે, વંદું હમેશ અભિનંદન જોડી હાથે. ૬. ભૂમંડળે વિહરતા જિનરાજ જ્યારે, કાંટા અધોમુખ થઇ રજ શુદ્ધ ત્યારે; છે એક જોજન સુધી શુભ વાત શુદ્ધિ, એવા નમું સુમતિનાથ સદા સુબુદ્ધિ. ૭. વૃષ્ટિ કરે સુર-વરો અતિસૂક્ષ્મ ધારી, જાનુ પ્રમાણ વિરચે કુસુમો શ્રીકારી; શબ્દો મનોહર સુણી શુભ શ્રોત્ર માંહિ, શ્રી પદ્મનાથ પ્રભુને પ્રણમું ઉછાંહિ. ૮. સેવા કરે યુગલ યક્ષ સુહંકરોને, વીંઝે ધરી કર વિષે શુભ ચામરોને; વાણી સુણે સરસ જોયણ એક સારી, વંદું સુપાર્શ્વ પુરુષોત્તમ પ્રીતિકારી. ૯. બોલે જિનેંદ્ર મુખ માગધી અર્ધ ભાષા, દેવો નરો તિરી-ગણો સમજે સ્વભાષા; આર્યો અનાર્ય સઘળા જન શાંતિ પામે, ચંદ્રપ્રભુ ચરણ લંછન ચંદ્ર નામે. ૧૦. વૈરો વિરોધી સઘળાં જન ત્યાં વિસારે, મિથ્યાત્વિઓ વિનય વાક્ય મુખે ઉચ્ચારે, વાદી કદી અવિનયી થઇ વાદ માંડે, દેખી જિનેશ સુવિધિ જન સર્વ છાંડે. ૧૧. જે દેશમાં વિચરતાં જિનરાજ જ્યારે, ભીતી ભયંકર નહિ લવલેશ ત્યારે; ઇતિ–ઉપદ્રવ–દુકાળ તે દૂર ભાજે, નિત્યે કરું નમન શીતળનાથ આજે. ૧૨. છાયા કરુ તરુ અશોક સદૈવ સારી, વૃક્ષો સુગંધ શુભ શીતળ શ્રેયકારી; પચીસ જોયણ લગે નહિ આધિ વ્યાધિ, શ્રેયાંસનાથ ! તુમ સંવનથી સમાધી. ૧૩. સ્વપ્નો ચતુર્દશ લહે જિનરાજ માતા, માતંગને વૃષભ સિંહ સુલક્ષ્મી દાતા; નિર્ધૂમ અગ્નિ શુભ છેવટ દેખી તેને, શ્રી વાસુપૂજ્ય પ્રભુના શુભ સ્વપ્ન થાને. ૧૪. જે પ્રાતિહાર્ય શુભ આઠ અશોક વૃક્ષે, વૃષ્ટિ કરે કુસુમથી સુરનાદ દક્ષે; બે ચામરો શુભ સુખાસન મસ્તકે તે, છે છત્ર હે વિમળનાથ સુદુંદુભી તે. ૧૫. સંસ્થાન છે સમ સદા ચતુરસ્ર ત્હારું, સંઘેણ વજ્ર-રુષભાદિ દીપાવનારું; અજ્ઞાન ક્રોધ મદ મોહ હર્યાં તમોએ, એવા અનંતપ્રભુને નમીએ અમો એ. ૧૬. જે કર્મથી પ્રભુ તમેજ મૂકાવનારા, સંસાર સાગર થકી તમે તારનારા; છે વજ્ર લાંછન તમે શોભાવનારા, શ્રી ધર્મનાથ પદ શાશ્વત આપનારા. ૧૭. શ્રી વિશ્વ-સેન નૃપનંદન દિવ્ય કાંતિ, માતા સુભવ્ય અચિરા તસ પુત્ર શાંતિ; શ્રી મેઘના ભવ વિષે સુર એક આવી, પારેવ સિંચનકના સ્વરૂપો બતાવી. ૧૮. પારેવને અભય જીવિત દાન આપ્યું, પોતા તણું અતિય કોમળ માંસ કાપ્યું, તેવા મહા અભયદાનથી ગર્ભ-વાસે, મહા ઉપદ્રવ ભયંકર સર્વનાશે. ૧૯. શ્રી તીર્થ નાયક થયા વળી ચક્રવર્તી, બન્ને લહી પદવીઓ ભવ એક વર્તી, જે સાર્વભૌમ પદ પંચમ ભોગવીને, તે સોળમા જિન તણા ચરણે નમીને. ૨૦. ચોરાશી લક્ષ ગજ અશ્વ રથે કરીને, છન્નું કરોડ જન લશ્કર વિસ્તરીને, તેવી છતી અતિ સમૃદ્ધિ તજી ક્ષણે કે, શ્રી કુંથુનાથ જિન–ચક્રી થયા વિવેકે. ૨૧. રત્નો ચતુર્દશ નિધાન ઉમંગકારી, બત્રીશબદ્ધ નિત નાટક થાય

ભારી, પ્રધાનને સહસ ચોસઠ અંગનાઓ, તેથી તજી અર જિનેશ્વર સંપદાઓ. ૨૨. નિત્યે કરે કવલ ક્ષેપન કંઠ સુધી, ષટ્મિત્રને તરણુકાજ નિપાઇ બુદ્ધિ; ઉદ્યાન મોહન ગૃહે રચી હેમ મૂર્તિ, મલ્લી જિનેશ પડિમા ઉપકાર કર્તી. ૨૩. નિસ્સંગ દાંત ભગવંત અનંતજ્ઞાની, વિશ્વોપકારી કરુણા નિધિ આત્મ ધ્યાની; પંચેંદ્રિયો વશ કરી હણી કર્મ આઠે, વંદો જિનેંદ્ર મુનિસુવ્રત તેહ માટે. ૨૪. ઇંદ્રો સુરો નરવરો મળી સર્વ સંગે, જન્માભિષેક સમયે અતિ ભક્તિ રંગે; વિદ્યાધરી સુરવરી શુભ શબ્દ રાગે, સંગીત નાટક કરે નમિનાથ આગે. ૨૫. રાજિમતિ ગુણવતી સતી સૌમ્યકારી, જેને ત્યજી થયા મહા બ્રહ્મચારી; પૂર્વે ભવે નવ લગે તુમ સ્નેહ ધારી, હે! નેમિનાથ ભગવંત! પરોપકારી. ૨૬. સમ્મેતશૈલ શિખરે પ્રભુપાર્શ્વ સોહે, શંખેશ્વરા અમિઝરા કલીકુંડ મોહે; શ્રી અશ્વસેન કુલ દીપક માત વામા, નિત્યે અચિંત્ય મહિમા પ્રભુપાર્શ્વનામા. ૨૭. સિદ્ધાર્થરાય ત્રિશલા સુત નિત્ય વંદો, આનંદકારક સદા ચરણારવિંદો; જે શાસનેશ્વર તણા ઉપકાર પામી, પૂજું પ્રભુ ચરણ શ્રી મહાવીર સ્વામી. ૨૮.

## ૨૯ શ્રી શાંતિનાથ જિનનો છંદ

શારદા માય નમું શિરનામી, હું ગુણ ગાઉં ત્રિભુવનકે સ્વામી; શાંતિ શાંતિ જપે સબ કોઈ, તે ઘેર શાંતિ સદા સુખ હોઇ. ૧. શાંતિ જપી જે કીજે કામ, સોહી કામ હોવે અભિરામ; શાંતિ જપી પરદેશ સિધાવે, તે કુશળે કમળા લેઇ આવે. ૨. ગર્ભથકી પ્રભુ મારી નિવારી, શાંતિ નામ દીયો હિતકારી; જે નર શાંતિ તણા ગુણ ગાવે, ઋદ્ધિ અચિંતી તે નર પાવે. ૩. જે નરકું પ્રભુ શાંતિ સહાઇ, તે નરકું કોય આરતી નાઈ; જો કછું વંછે સોહી પૂરે, દુઃખ–દારીદ્ર–મિથ્યામતી ચૂરે. ૪. અલખ નિરંજન જ્યોત પ્રકાશી, ઘટ ઘટ અંતર કે પ્રભુવાસી; સ્વામી સ્વરુપ કહ્યું નવિ જાય કહેતાં મુજ મન અચરીજ થાય. ૫. ડાર દીયે સબહી હથીયારા, જીત્યા મોહ તણા દળ સારા; નારી તજી શિવ શું રંગ રાચો, રાજ તજ્યો પણ સાહીબ સાચો, ૬. મહાબળવંત કહીજે દેવા, કાયર કુંથું એક હણેવા; ઋદ્ધિ સયલ પ્રભુ પાસ લહીજે, ભિક્ષા આહારી નામ કહીજે. ૭. નિંદક પૂજકકુ સમ ભાયક, પણ સેવકહીકું સુખદાયક; તજી પરિગ્રહ હુઆ જગનાયક, નામ અતિથિ સવે સિદ્ધ લાયક. ૮. શત્રુ મિત્ર સમ ચિત્ત ગણીજે, નામ દેવ અરિહંત ભણીજે; સયળ જીવ હિતવંત કહીજે, સેવક જાણી મહાપદ દીજે. ૯. સાયર જેસા હોત ગંભીરા, દૂષણ એક ન માંહે શરીરા; મેરુ અચળ જિમ અંતરજામી, પણ ન રહે પ્રભુ એકણ ઠામી. ૧૦. લોક કહે જિનજી સબ દેખે, પણ સુપનાંતર કબહુ ન પેખે; રીસ વિના બાવીશ પરીસા, સેના જીતી તે જગદિશા. ૧૧. માન વિના જગ આણ મનાઈ, માયા વિના શિવ શું લઈ લાઇ; લોભ વિના ગુણ રાશી ગ્રહિજે, ભિક્ષુ ભાવે ત્રિગડો સેવિજે. ૧૨. નિગ્રંથપણે શિર છત્ર ધરાવે, નામ યતિ પણ ચમર ઢળાવે; અભયદાન દાતા સુખ કારણ, આગળ ચક્ર ચાલે અરિદારણ. ૧૩. શ્રી જિનરાજ દયાળ ભણીજે, કર્મ સવંકા મૂળ ખણીજે; ચઉવિહ સંઘ તીરથ થાપે, લચ્છી ઘણી દેખે નવિ આપે, ૧૪. વિનયવંત ભગવત કહાવે, નાહિ કીસીકું

શિશ નમાવે; અકંચનકો બિરુદ ધરાવે, પણુ સોવન પદ્મ પંકજ ઠાવે. ૧૫. રાગ નહીં પણુ સેવક તારે, દ્વેષ નહીં નિગુણુા સંગ વારે; તજી આરંભ નિજ આતમ ધ્યાવે, શિવરમણીકો સાથ ચલાવે. ૧૬. તેરો મહિમા અદ્દ્ભૂત કહીએ, તેરા ગુણુકો પાર ન લહિએ; તું પ્રભુ સમરથ સાહેબ મેરા, હું મન મોહન સેવક તેરા. ૧૭. તું રે ત્રિલોકતણો પ્રતિપાળ, હું રે અનાથને તું રે દયાળ; તું શરણુાગત રાખત ધીરા, તુ પ્રભુ તારક છે વડવીરા. ૧૮. તું હી સમો વડભાગજ પાયો, તો મેરો કાજ ચઢયો રે સવાયો; કરજોડી પ્રભુ વિનવું તુમશું, કરો કૃપા જિનવરજી અમશું. ૧૯. જનમ–મરણુના ભય નિવારો, ભવ સાગરથી પાર ઉતારો; શ્રી હત્થીણુાઉર મંડણુ સોહે, ત્યાં શ્રી શાંતિ સદા મન મોહે. ૨૦ પદ્મસાગર ગુરુરાય પસાયા,શ્રી ગુણુસાગર કહે મન ભાયા; જે નર-નારી એક ચિત્ત ગાવે, તે મનવાંછિત નિશ્ચે પાવે. ૨૧.

## ૩૦ શ્રી મહાવીર જિન છંદ

સેવો વીરને ચિત્તમાં નિત્ય ધારો, અરિ ક્રોધને મનથી દૂર વારો; સંતોષ વૃત્તિ ધરો ચિત્ત માંહિ, રાગ દ્વેષથી દૂર થાઓ ઉછાહિં. ૧. પડયા મોહના પાસમાં જેહ પ્રાણી, શુદ્ધ તત્વની વાત તેણે ન જાણી; મનુ જન્મ પામી વૃથા કાં ગમો છો, જૈન-માર્ગ છંડી ભુલા કાં ભમો છો. ૨. અલોભી અમાની નિરાગી તજો છો, સલોભી સમાની સરાગી ભજો છો; હરિહરાદિ અન્યથી શું રમો છો, નદી ગંગ મુકી ગલીમાં પડો છો. ૩. કેઇ દેવ હાથે અસિ ચક્રધારા, કેઈ દેવ ઘાલે ગલે રૂંઢમાલા; કેઇ દેવ ઉત્સંગે રાખે છે વામા, કેઈ દેવ સાથે રમે વૃંદ રામા. ૪. કેઇ દેવ જપે લેઇ જપમાલા, કેઇ માંસભક્ષી મહા વીકરાલા; કેઈ યોગિણી ભોગિણી ભોગ રાગે, કેઇ રૂદ્રાણી છાગનો હોમ માંગે. ૫. ઇસા દેવ દેવી તણી આશ રાખે, તદા મુક્તિના સુખને કેમ ચાખે; જદા લોભના થોકનો પાર નાવ્યો, તદા મધના બિંદુઓ મન ભાવ્યો. ૬. જેહ દેવલાં આપણી આશ રાખે, તેહ પિંડને મનશું લેઅ ચાખે; દીન હીનની ભીડ તે કેમ ભાંજે, ફુટો ઢોલ હોયે કહો કેમ વાજે. ૭. અરે મૂઢ ભ્રાતા ભજો મોક્ષ દાતા, અલોભી પ્રભુને ભજો વિશ્વ ખ્યાતા; રત્નચિંતામણી સારિખો એહ સાચો, કલંકી કાચના પિંડશું મત રાચો. ૮. મંદ બુદ્ધિ જેહ પ્રાણી કહે છે, સવિ ધર્મ એકત્વ ભૂલો ભમે છે, કીહાં સર્ષવા ને કીહાં મેરુધીર, કીહાં કાયરાને કીહાં શુરવીર. ૯. કીહાં સ્વર્ણથાલ કીહાં કુભખંડ, કીહાં કોદ્રવાને કીહાં ખીરમંડ; કીહાં ખીરસિંધુ કીહાં ક્ષારનીર, કીહાં કામધેનુ કીહાં છાગ ખીર. ૧૦. કીહાં સત્યવાચા કીહાં કુડવાણી, કીહાં રંક નારી કીહાં રાય રાણી; કીહાં નાર-કીને કીહાં દેવભોગી, કીહાં ઇંદ્ર દેહી કીહાં કુષ્ટરોગી. ૧૧. કીહા કર્મઘાતી કીહાં કર્મધારી, નમો વીરસ્વામી ભજો અન્ય દારી; જીસી સેજમાં સ્વપ્નથી રાજ્ય પામી, રાચે મંદબુદ્ધિ ધરિ જેહ સ્વામી. ૧૨. અથિર સુખ સંસારમાં મન્ન માચે, તે જના મૂઢ ના શ્રેષ્ટ શું ઇષ્ટ છાજે; તજો મોહ માયા હરો દંભ રોષી, સજો પુણ્ય પોષી ભજો તે અરોષી. ૧૩. ગતિ ચાર સંસાર અપાર પામી, આવ્યા આશ ધારી પ્રભુ પાય સ્વામી; તુંહી તુંહી તુંહી પ્રભુ પરમ રાગી, ભવ ફેરની શૃંખલા મોહ ભાંગી. ૧૪. માનો વીરજી અર્જ છે એક મોરી, દીજે દાસકું સેવના

ચરણ તોરી; પુણ્ય ઉદય હુઓ ગુરુ આજમેરો; વિવેકે લહ્યો મેં પ્રભુ દર્શ તેરો. ૧૫.

## ૩૧ શ્રી પાર્શ્વનાથ જિનના ૧૦૮ નામનો છંદ (૧)

પાસ જિનરાજ સુણી આજ શંખેશ્વરા, પરમ પરમેશ્વરા વિશ્વ વ્યાપ્યો; ભીડ ભાંગી જરા જાદવોની જઈ, થિર થઈ શંખપુરી તામ થાપ્યો. પાસ૦ ૧. સારી કરી સારી મનોહારિ મહારાજ તું, માની મુજ વિનતિ મન્નમાચી; અવર દેવા તણી આસ કુણ કામની, સ્વામીની સેવના એક સાચી. પાસ૦ ૨. તૂંહી અરિહંત ભગવંત ભવ તારણો, વારણો વિષમ ભય દુઃખ વાટે; તૂંહી સુખ કારણો સારણો કાજ સહુ, તૂંહી મનોહારણો સાચ માટે. પાસ૦ ૩. અંતરીખ અમીઝરા પાસ પંચાસરા, ભોયરા પાસ ભાભા ભટેવા; વિજયચિંતામણિ સોમચિંતામણિ, સ્વામી શ્રીપાસ તણી કરો સેવા. પાસ૦ ૪. ફલવૃદ્ધિ પાસ મનમોહના મગસિયા, તારસહ્યા નમું નાંહિ તોટા; સકળલેચા પ્રભુ આસગુલ અરજિયા, અંભણા થંભણા પાસ મોટા. પાસ૦ ૫. ગૈબી ગોડી પ્રભુ નીલકંઠા નમું, હલધરા સામલા પાસ પ્યારા; સુરસરા કંકણા પાસ દાદા વલી, સૂરજમંડણ નમું તરણતારા. પાસ૦ ૬. જગતવલ્લભ કલિકુંડ ચિંતામણિ, લોઢણા સેરિસા સ્વામી નમીએ; નાકોડા ન્હાવલા કલિયુગા રાવણા, પોસીના પાસ નમી દુઃખ દમીએ. પાસ૦ ૭. સ્વામી માણિક નમું નાથ સારોહિયા, નકુહા જોરવાડી જગેશા; કાપલી દૌલતી પ્રસમિયા મુંજપરા, ગાડરીયા પ્રભુ ગુણ ગીરેશા. પાસ૦ ૮. હમીરપુર પાસ પ્રણમું વલી નવલખા, ભીડભંજન પ્રભુ ભીડ ભાંગે; દુઃખભંજન પ્રભુ ડોકરીયા નમું, પાસ જીરાવલા જગત જાગે. પાસ૦ ૯. અવંતી ઉજ્જેણિએ સહસફણા સાહિબા, મહિમદાવાદી કોકા કડેરા; નારિંગા ચંચુચલ્લા ચવલેસરા, તવલી ફલવિહાર નાગેંદ્ર નેરા. પાસ૦ ૧૦. પાસ કલ્યાણ ગંગાણિયા પ્રણમીએ, પલ્લવિહાર નાગેંદ્ર નાથા; કુર્કુટ ઈશ્વરા પાસ છત્રાઅહિ, કમઠદેવે નમ્યા શક્ર સાથા. પાસ૦ ૧૧. તિમિરી ગોગો પ્રભુ દૂધિયા વલ્લભા, શૃંખલ ઘૃતકલ્લોલ બૂહા; ધીંગડમલ્લા પ્રભુ પાસ ઝોટીંગજી, જાસ મહિમા નહિં જગત ગૂહા. પાસ૦ ૧૨. ચોરવાડી જિનરાજ ઉદ્દામણિ, પાસ અજાહરા ને વનંગા; કાપડેરા વજેબો પ્રભુ છે છલી, સુખસાગર તણા કરીએ સંગા. પાસ૦ ૧૩. વિજાુલા કરકડુ મંડલિકા નલી, સુહુરિયા શ્રી ફલોધિ અણિંદા; અઉઆ કુલ પાક કંસારિયા ડંબરા, અણિયલા પાસ પ્રણમું આણંદા. પાસ૦ ૧૪. નવસારી નવપલ્લવા પાસજી, શ્રી મહાદેવ વરકાણ વાસી; પરોકલ ટાંકલ નવખંડા નમું, ભવતણી જાય જેહથી ઉદાસી. પાસ૦ ૧૫. મનવછિત પ્રભુ પાસજીને નમું, વલી નમું નાથ સાચા નગીના; દુઃખદોહગ તજી સાધુ મારગ ભજી, કર્મના કેસરીથી ન બીના. પાસ૦ ૧૬. અશ્વનૃપનંદ કુલચંદ પ્રભુ અલવરા, બીબડા પાસ કલ્યાણ રાયા; હોવે કલ્યાણ જસ નામથી જય હુવે, જનની વામાને ધન જેહ જાયા. પાસ૦ ૧૭. એકશત આઠ પ્રભુ પાસ નામે શુણ્યા, સુખસંપતિ લહ્યો સર્વ વાતે; ઋદ્ધિ યશ સંપદા સુખ શરીરે સદા, નાહિ મણા માહરે કોઈ વાતે. પાસ૦ ૧૮. સાચ જાણી સ્તવ્યો મનમાહરે ગમ્યો, પાસ હૃદયે રમ્યો પરમ પ્રીતે; સમીહિત સિદ્ધિ નવનિધિ પામ્યો સહુ, મુજથકી જગતમાં કોન જીતે. પાસ૦ ૧૯. કાજ સહુ સારજે શત્રુ સંહારજે, પાસ

શંખેશ્વરા મોજ પાવું; નિત્ય પરભાત ઉઠી નમું નાથજી, તુઝ વિના અવર કુણ કાજ ધ્યાવું. પાસ૦ ૨૦. અઢાર એકાસીએ ફાલ્ગુણ માસીએ, બીજ ઉજ્જલ પખે છંદ કરીયો; ગૌતમ ગુરુ તણાં વિજયખુશાલને, ઉત્તમે સંપદા સુખ વરીયો. પાસ૦ ૨૧.

## ૩૨ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનો છંદ (૨)

સેવો પાસ શંખેશ્વરો મન શુધ્ધે, નમો નાથ નિશ્ચે કરી એક બુધ્ધે; દેવી દેવલાં અન્યને શું નમો છો ? પડયા પાસમાં ભૂલા કાં ભમો છો ? ૧. ત્રિલોકના નાથને શું તજો છો ? પડયા પાસમાં ભૂતને કાં ભજો છો ? સુરધેનુ છંડી અજા શું જચો છો ? મહાપંથ મુકી કુપંથે વ્રજો છો ? ૨. તજે કોણ ચિંતામણિ કાચ માટે ? ગ્રહે કોણ રાસભને હસ્તિ સાટે ? સુરદ્રુમ ઉખાડી કોણ આક વાવે ? મહામૂઢ તે આકુલા અંત પાવે. ૩. કીહાં કાંકરો ને કીહાં મેરુ શૃંગં ? કીહાં કેસરી ને કીહાં તે કુરંગં ? કીહાં વિશ્વનાથં કીહાં અન્ય દેવા ? કરો એક ચિત્તે પ્રભુ પાસ સેવા. ૪. પૂજે દેવી પ્રભાવતી પ્રાણનાથં, સહુ જીવને જે કરે છે સનાથં; મહાતત્ત્વ જાણી સદા જેહ ધ્યાવે, તેના દુઃખ દારિદ્ર દૂરે પલાવે. ૫. પામી માનુષોને વૃથા કાં ગમો છો ? કુશીલે કરી દેહને કાં દમો છો ? નહીં મુક્તિવાસં વિના વીતરાગં, ભજો ભગવંતં તજો દૃષ્ટિરાગં. ૬. ઉદયરત્ન ભાખે સદા હિત આણી, દયા ભાવ કીજે પ્રભુ દાસ જાણી; આજ માહરે મોતીડે મેહ વુઠયા, પ્રભુ પાસ શંખેશ્વરો આપ તુઠયા. ૭.

## ૩૩ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનો છંદ (૩)

**પ્રભાતી**:-પાસ શંખેશ્વરા સાર કર સેવકાં દેવકાં એવડી વાર લાગે ? કોડી કરજોડી દરબાર આગે ખડા, ઠાકુરા ચાકુરા માન માગે. ૧. પ્રગટ થા પાસજી મેલી પડદો પરો, મોડ અસુરાણને આપ છોડો; મુજ મહિરાણ મંજુષમાં પેસીને, ખલકના નાથજી બંધ ખોલો. ૨. જગતમાં દેવ જગદીશ તું જાગતો, એમ શું આજ જિનરાજ ઉંઘે ? મોટા દાનેશ્વરી તેહને દાખીએ, દાન દે જેહ જગ કાળ મોંઘે. ૩. ભીડ પડી જાદવા જોર લાગી જરા, તત્ક્ષણે ત્રિકમે તુજ સંભાર્યો; પ્રગટ પાતાળથી પલકમાં તેં પ્રભુ, ભક્તજન તેહનો ભય નિવાર્યો. ૪. આદિ અનાદિ અરિહંત તું એક છે, દીનદયાળ છે કોણ દુજો ? ઉદયરત્ન કહે પ્રગટ પ્રભુ પાસજી, પામી ભયભંજનો એહ પૂજો. ૫.

## ૩૪ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનો છંદ (૪)

**દોહા**—સારદ માતા સરસ્વતિ, પ્રણમું તેહના પાય. શ્રી શંખેશ્વર ગાયસ્યું, જેમ મુજ મન આનંદ થાય. ૧. ઉપજે આનંદ અતિ ઘણો, સમરંતા જિનરાજ, છંદ ભેદ ભાવે કરી, ગાઇસ્યું ગરીબ નિવાજ. ૨. ગરિબ નિવાજ સાહિબ સુણો, સેવકની અરદાસ, મહેર કરી મહારાજ તુમ, આપો લીલ વિલાસ. ૩. લીલ વિલાસિ ભગવંત તું, પરતા પૂરણહાર, પરતક્ષ સુરતરુ અવતર્યો; રિદ્ધ સિદ્ધ દાતાર. ૪. દાતારી તુમ સમ અવર, મેં નવિ દિઠો કોય, સમરંતા સવિ દુઃખ ટલે, આનંદ અધિકો હોય. ૫.

### ઢાલ પહેલી

**અડિયલ છંદ**:-જિમ જિન મંદિર ઘંટા રણકે. એ દેશી. શ્રી શંખેશ્વર સાહિબ દિઠો, તે મુજ નયણે અમિય પઇઠો; દિસે મૂરતિ મોહનગારી, તે મુજને લાગે

અતિ પ્યારી. ૧. આષાઢી શ્રાવક સમકિત ધારી, અતિત ચોવીશી થયો ઉપગારી; આઠમાં જિન દામોદર વારે, પુછે મુજને મુગતિ કે વારે. ૨. વલતું જિનવર ઇણી પરે ભાખે, પાર્શ્વનાથને વારે ઉલ્લાસે; થાસ્યો ગણધર શિવ ગતિગામી, પાર્શ્વનાથ ગુરુ અંતરજામી. ૩. આર્યઘોષ નામે ગણધર, વિનયવંત બહુ ગુણ ભંડાર; આવતી ચોવીશી ચોથે આરે, પંચમિ ગતિ લેસ્યો નિરધારે. ૪.

ઢાલ બીજી

**વસ્તુ છંદ :**—આષાઢી જીસો પાવક, કરમ વન દહવા ભણી; અતિ ભાવ આણી, લાભ જાણિ, નિપાયો ત્રિભુવન ધણી. ૧. શ્રી પાર્શ્વનાથનું બિંબ મનોહર, જિસો શશિધર દિપતો; જાગતિ જ્યોતિ જિણંદ કેરી, તેજ તરણિને જીપતો. ૨. નીત ભગતિ આણિ સુણે વાણિ, સોહમ સુરપતિ નિજ ઘરે; તેહ પાર્શ્વનાથનો બિંબ મનોહર ઇંદ્રિ, પૂજે સુભ પરે. ૩. બહુ કાલ સુધી નિરવિરોધી, શિવદાયક જાણી કરી; પૂજે તે મનમાં લાભ જાણી, ઇંદ્રિ ઇંદ્રાણી હેત ધરી. ૪. વૈતાઢ્ય ઉપરે નમિવિનમિ, રુષભ વારે અતિ ઘણું; પૂજિત પ્રતિમા જનમ સુધિ, અજવાલ્યું કુલ આપણું. ૫. ઇતિભીતિ ને સબલ ભય તે, પાર્શ્વ નામે સવિ ટલે; ગુણવંત ગિરુવા મોક્ષ વરવા, સ્વર્ગ સુખ આવિ મલે. ૬. તવ સોહમ સુરપતિ તેહ પ્રતિમા, પૂજતો ઉલટ ધરિ; ભવભીતી નાસન સુખ વિકાશન, પાર્શ્વજિન હેજે કરી. ૭. સુરાસુરપતિનો વચન સુણિને, તેહ સુરપતિ હરખીયો; તેહ પાર્શ્વનાથનું બિંબ મનોહર, શિવ સુખદાયક નિશ્ચે પરખીયો. ૮.

ઢાલ ત્રીજી

**છંદ :**—બહુ કાલ સુધી તે પૂજે રિજે, મન ધરિ હર્ષ અપાર; પદ્માવતી દેવી ઇણિ પરે, પ્રેમે પૂજે પુન્ય ભંડાર. ૧. ધરણેંદ્ર નાગકુમાર તે હરખે, નિરખે જીમ જગન્નાથ; ઉલટ બહુ આણે મનમાં જાણે, સાચો સાહિબ નાથ. ૨. એણીપરે સુરપતિ સુરનર કિન્નર, વિદ્યાધરની કોડિ; પ્રભુ પૂજે પાતિક ધ્રુજે તેહના, પ્રણમે બેકર જોડિ. ૩. ગિરનારે સુકે સપ્તમિ ટુંકે, પૂજે નાગ કુમાર; તે કંચન બાલા સહુકો જાણે, સદગુરુ ને અનુસાર. ૩.

**દેશી છંદ :**—જબ જરાસંગ સુકુંદ ઉપર સેન સબલો લાવિયો, બલવત નેમકુમાર સાથે, દ્વારાપુરપતિ આવિયો; કરે યુદ્ધ સબલા નાહિ નબલા, ગરવ મદભર પૂરિયા, ગજરાજ હાર્યા ન રહે વાર્યા, શત્રુ સઘલા ચૂરિયા. ૧. ઇમ કુંત બાણ કબાણ ખડગ ને નાલ ગોલા ઉછલે, ધીરા તે પગ પાછા ન દિયે, કાયર કંપે કલમલે; ઇમ યુદ્ધ કરતા ક્રોધ ધરતા, હારે ન કો જીતે નહિ, તવ જરાસંઘ ક્રોધવશ હુઓ મુકે જરા અવસર લહિ. ૨. તવ જરા ધારા સર્વ હાર્યા, શ્રીપતિ મન ચિંતા વસી, તવ નેમનાથ જિણંદ બોલે, નારાયણ ચિંતા કિસી, કહો સ્વામિ સીસ નામિ, સુભટ સહુ આવી જરા, કિમ જુધ કિજે જય વરિજે. કહો શ્રી નેમ જિનેશ્વરા. ૩. તવ કહે જદુપતિ સુણો શ્રીપતિ, અઠ્ઠમ તપ તુમે આદરી, ધરણેંદ્ર સાધિ મન આરાધિ, પાર્શ્વ પ્રતિમા હિત ધરી, તસ નમણ જલસુ સીંચી તે કરી, અવર ચિંતા છે કિસી ધરણેંદ્ર સાધિ મન આરાધિ, પાર્શ્વ પ્રતિમા આણી ઉલ્લસી. ૪. તવ નમણ નીરે સહુ શરીરે, સુભટ હુવા સજજએ, જરાસંઘ

હાર્યો ચક્ર માર્યો, શ્રીપતિ સરિયો કાજએ, તિહાં પાર્શ્વ કેરું અતિ ભલેરું, ભુવન કીધું દીપતું; તે નગર વાસ્યું શંખપુરસ્યું સુરલોકથી જીપતું. ૫.

## ઢાલ ચોથી

**અડીયલ છંદ:**—શ્રી શંખેશ્વર પાસ સુહંકર, થાપ્યા શ્રીપતિ શ્રીગુણઆગર, પહોતા દ્વારામતિ વિશ્વેસર, શંખપુરી માંહે શંખેશ્વર. ૧. છાસી સહસ્ર વરસ ઇણુ ઠામે, શંખેશ્વર શંખેશ્વર ગામે; પરતા પૂરે શિવ ગતિ ગામી, એ પ્રભુ મેરા અંતરજામી. ૨. સંવત અગિયાર પંચાવન વરસે, સજ્જન શેઠે તે મનને હરખે; નિપાયો પરસાદ ઉદાર, પામ્યા શેઠ તે ભવનો પાર. ૩. દુરજનશલ્ય નામે ભૂપાલ, ધરમવંતને અતિ સુકુમાલ; કુષ્ટ ટલ્યો તસ પાર્શ્વ પસાયે, વિમાન સમાન પરસાદ નિપાયે. ૪.

**છંદ ત્રિભંગી:**—પરસાદ કીધો સુજસ લીધો, સિદ્ધા સવિ તસ કાજ, પરતક્ષ સુરતરુ સમો નિરમમ, જિનવર આપે અવિચલ રાજ. ૧. સુરમણિ સમવંછીત ઇચ્છિત પૂરે, ચૂરે કરમ જંજાલ; સસ ફ્ણી મણી પાસ શંખેશ્વર, પરમેશ્વર પ્રતિપાલ. ૨. મેં પૂરવ પુન્યે પ્રભુજી પામ્યો, સાચો સાહિબ એહ; દેખતા દુઃખ સવિ દૂર નાસે, વાધે ધરમ સનેહ. ૩. શંખેશ્વર સ્વામિ શિવગતિ ગામિ, અંતર જામિ દેવ; સેવકના સ્વામિ કામ સુધારો, આપો ચરણની સેવ. ૪. તું ચિતમાં વસિયો નવલ સનેહિ, ગુણગેહિ ગુણવંત, તું ત્રુઠે આપે શિવપદ સંપદ, સેવકને અરિહંત. ૫. ઘેર ઘોડા હાથી રથ પાયક દલ, મણિ માણેક ભંડાર; ધણુ કંચન રયણ રાસી મનોહર, તુ આપે કિરતાર. ૬. ઘેર ગૌરી ગોરી બહુ ગુણવંતી, વાલમને તું પ્યાર; સુખ મીઠું બોલઇ હીયડુ ખોલઇ, ડોલઈ નહીય લગાર. ૭. સસભૂમી આવાસે મનને ઉલ્લાસે વિલસે ભોગ અપાર, તુમ નામે પામે જે મને કામેં બહુલાં અરથ ભંડાર. ૮. શિર મુગટ મનોહર નાસા સુંદર આભૂષણ અતિસાર, એહવી રિદ્ધિ દીસે હીઅડું હીસે તે સવિ તુમ ઉપગાર. ૯. કલિ કાલે પ્રગટ્યો સાચો સુરતરુ પરતા પૂરણહાર; પ્રભુ પૂજી પ્રણમી નયણે નિહાલી, સકલ કીયો અવતાર. ૧૦.

## ઢાલ પાંચમી

**દોહા:**—સફલ કીઓ અવતારમેં, દેખ્યા શ્રી જિનરાજ; દુઃખ દોહગ દૂરે ગયા, સીધા વંછિત કાજ. ૧. સુરતિ મોહન વેલડી, પરતક્ષ નયણે નિહાલ; ખીણ ખીણ ચિત્તથી ન વિસરે, એ ત્રિભુવન પ્રતિપાલ. ૨. ચીરંજીવ જગદીશ તું, આશા પૂરણ હાર; આસ અમારી પૂરવો, તો ઉતારો ભવ પાર. ૩. દોલત દાઈ દેખીયે, શ્રી શંખેશ્વર પાસ; સુખ સોભાગ્ય સંપતિ ઘણી, આપો લીલ વિલાસ. ૪. અરજ અમારી સાંભલી, મનમાં ધરો સનેહ, હરીસણ દીજે ઇણિ પરે, જિમ મોરા મન મેહ. ૫. પાર્શ્વનાથ પ્રભુ સમરિયે, પ્રહ ઉગમતે ભાણ, વામાનંદન વંદિયે, દિન દિન ચઢતે મંડાણ. ૬.

**કલશ:**—ઇમ ત્રિજગનાયક મુગતિદાયક, પાસ શંખેશ્વર ધણી, શશિ જલધી સંવત વેદ બાણે (૧૭૪૫) ગાયો ભક્તિ આણી ઘણી; શ્રાવણ વદ તેરસ મનોહર, દેવ સ્તવિયો સારચે, શ્રી લાવણ્યવિજય ઉવજ્ઝાય સેવક, નીતિવિજય જયકાર એ. ૧.

## ૩૫ શ્રી પાર્શ્વનાથનો છંદ (૫)

પ્રણમામિ સદા જિન પાર્શ્વજિનં, જનદાયક નાયક સૌખ્યઘનં; ઘનચારુ મનો-

હર દેહધરં, ધરણીપતિ નિત્ય સુ સેવકરં. ૧. કરુણારસ રંજિત ભવ્યફણિં, ફણિ સસ સુશોભિત મૌલિમણિં; મણિ કંચનરૂપ ત્રિકોટ ગઢં, ગઢતા સુર કિન્નર પાર્શ્વતટં. ૨. તટિનીપતિ ઘોષ ગંભીર સરં, શરણાગત વિશ્વ અશેષ નરં; નરનારી નમસ્કૃત નિત્ય પદા, પદમાવતી ગાવતી ગીત સદા. ૩. સતતેંદ્રિય કોપ યથા કમઠં, કમઠાસુર વારણ મુક્તિ હઠં; હઠ હેલિત કર્મ કૃતાન્ત બલં, બલધામ ધુરંધર પંકજલં. ૪. જલજુંજય પત્ર પ્રભા નયનં, નયનાંજિત ભવ્ય નરેશમનં; મનમથ મહિરુહવ નિસમં, સમતા ગુણ રત્નમયં પરમં. ૫. પરમાત્મવિશાલ સદા કુશલં, કુશલં દિનનાથ સમ વિમલં, અલિની નલિની નલ નીલતનં, તનુતા પ્રભુ પાર્શ્વ જિન સુધનં. ૬.

**કલશ** :–સુધનધાન્યકરં કરુણાપરં, પરમશુદ્ધિકરં સુગતિવંરમ્; વરતરં અશ્વ-સેન કુલોદ્ભવં, ભવભ્રાતાના પ્રભુ જિનંપાર્શ્વં સ્તુમં. ૭.

## ૩૬ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનો છંદ (૬)

**તોટક વૃત્ત** :-જય જય જગનાયક પાર્શ્વજિનં, પ્રણુતાખીલ માનવદેવઘનં; શંખે-શ્વર મંડન સ્વામી જયો, તુમ દરીશન દેખી આનંદ ભયો. ૧. અશ્વસેન કુલાંબર ભાનુ-નિભં; નવહસ્ત શરીર હરિપ્રતિભં, ધરણેન્દ્ર સુસેવિત પાદયુગં, ભર ભાસુરકાંતિ સદા સુભંગં. ૨. નીજરૂપ વિનિર્જિત રંભપતિ, વદનદ્યુતિ શારદ શોભતતી; નયનાંબુજ દીસ વિશાલતરા, તીલ કુસુમ સન્નીભ નાસા પ્રવરા; ૩. રસનામૃતકંદ સમાન સદા, દશનાલી અનારકલી સુખદા; અધરારુણ વિદ્રુમ રંગઘન. જયશંખપુરાભિધ પાર્શ્વજિનં. ૪. અતિચારુ મુકુટ મસ્તક દીપે, કાનેકુંડલ રવિશશિ જીપે; તુજ મહિમા મહિમંડલ ગાજે, નીત પંચ શબ્દ વાજાં વાજે, ૫. સુર કીન્નર વિદ્યાધર આવે, નરનારી તારા ગુણ ગાવે; તુજ સેવે ચોસઠ ઇંદ્ર સદા, તુજ નામે નાવે કષ્ટ કદા, ૬. જે પૂજે તુજને ભાવ ઘણે, નવ નિધિ થાય ઘર તેહ તણે; અડવડીયાં તું આધાર કહ્યો, સમરથ સાહીબ મેં આજ લહ્યો ૭. દુઃખીયાને સુખદાયક તું દાખે, અશરણને શરણે તું રાખે; તુજ નામે સંકટ વિકટ ટળે, વીછડીયાં વ્હાલાં આવી મળે. ૮. નટ વીટં લંપટ દૂરે નાસે, તુજ નામે ચોર ચરડ ત્રાસે; રણરાઉલ જય તુજ નામ થકી, સઘળે આગળ તુજ સેવ થકી. ૯, યક્ષ રાક્ષસ કિન્નર સવી ઉરગા, કરી કેસરી દાવાનળ વીહગા; વધ બંધન ભય સઘળા જાવે, જે એક મને તુજને ધ્યાવે. ૧૦. ભૂત પ્રેત પિશાચ છળી ન શકે, જગદીશ તવાભીધ જાપ થકે; મહોટા ભોરીંગ રહે દૂરે, દૈત્યાદિકનાં તું મદ ચૂરે, ૧૧. ડાયણી સાયણી જાય હટકી, ભગવત થાય તુજ ભજન થકી; કપટી તુજ નામ લીયા કંપે, દુર્જન મુખથી જીજી જંપે, ૧૨. માની મચ્છરાળા મુહ મોડે, તે પણ આગળથી કર જોડે દુર્મુખ દુષ્ટાદિક તુંહી દમે, તુજ નામે મ્હોટાં મ્લેચ્છ નમે. ૧૩. તુજ નામે માને નૃપ સબળા, તુજ જશ ઉજવળ જેમ ચંદ્રકળા; તુજ નામે પામે ઋદ્ધિ ઘણી, જય જય જગદીશ્વર ત્રિજગ ધણી. ૧૪. ચિંતા-મણિ કામગવી પામે, હય ગય રથ પાયક તુજ નામે; જનપદ ઠકુરાઈ તું આપે; દુર્જન જનના દારિદ્ર કાપે. ૧૫. નિર્ધનને તુ ધનવંત કરે, તૂઠયો કોઠાર ભંડાર ભરે; ઘર પુત્ર કલત્ર પરિવાર ઘણો તે સહુ મહિમા તુમ નામ તણો. ૧૬. મણિ માણિક મોતી રત્ન

જડયાં, સોવન ભૂષણુ સહુ સુઘડ ઘડયાં; વળી પહેરણુ નવરંગ વેષ ઘણાં, તુમ નામે નવી રહે કાંઇ મણા. ૧૭. વૈરી વીરુઓ નવી તાકી શકે, વળી ચોર ચુગલ મનથી ચમકે; છળ છિદ્ર કદા કેહુનો ન લગે, જિનરાજ સદા તુજ જ્યોતિ જગે, ૧૮. ઠગ ઠાકુર સવી થરથર કંપે, પાખંડી પણુ કો નવી ફરકે; ક્ષુંટાદિક સહુ નાસી જાયે, મારગ તુજ જપતાં જય થાયે. ૧૯. જડ મુરખ જે મતિહીન વળી, અજ્ઞાન તિમિર દુઃખ જાય ટળી; તુજ સમરણુથી ડાહ્યા થાએ, પડિત પદ પામી પૂજાએ. ૨૦. ખસ ખાંસી ખયન પીડા નાસે, દુરબળ સુખ દીનપણું ત્રાસે; ગડગુંબડ કુષ્ટ જીકે સબળા, તુજ જાપે રોગ શમે સઘળા. ૨૧. ગહીલા ગુંગા બહીરાય જીકે, તુજ ધ્યાને ગત દુઃખ થાય તીકે, તનું કાંતિ કળા સુવિશેષ વધે, તુજ સમરણુ શુ નવનિધિ સધે. ૨૨. કરી કેશરી અહીરણુ બંધ સયા, જળ જલણુ જળોદર અષ્ટ ભયા; રાંગણુ પમુહા સવી જાય ટળી, તુજ નામેં પામે રંગરળી. ૨૩. ૐ હ્રીં અર્હં શ્રી પાર્શ્વ નમો, નમીઉણુ જપંતા દુષ્ટ દમો; ચિંતામણિ મંત્ર જીકે ધ્યાયે, તીણુઘર દીન દીન દોલત થાયે. ૨૪. ત્રિકરણુ શુદ્ધે જે આરાધે, તસ જશકીર્તિ જગમાં વાધે; વળી કામિત કામ સવે સાધે, સમીહીત ચિંતામણી તુજ લાધે. ૨૫. મદ મચ્છર મનથી દૂર તજે, ભગવંત ભલીપરે જેહ ભજે; તસ ઘર કમળા કલ્લોલ કરે, વળી રાજ્ય રમણી બહુ લીલ વરે. ૨૬. ભયવારક તારક તું ત્રાતા, સજ્જન મન ગતિ મતિનો દાતા; માત તાત સહોદર તું સ્વામી, શિવદાયક નાયક હિતકામી. ૨૭. કરુણાકર ઠાકુર તું મ્હારો, નિશિ વાસર નામ જપુ ત્હારો; સેવક શું પરમ કૃપા કરજ્યો, વાલેસર વંછિત ફળ દેજ્યો. ૨૮. જિનરાજ સદા જય જયકારી, તુજ મૂર્તિ અતિ મોહનગારી; ગુર્જર જનપદ માંહે રાજે, ત્રિભુવન ઠકુરાઇ તુજ છાજે. ૨૯. ઈમિ ભાવ ભલે જિનવર ગાયો, વામાસુત દેખી બહુ સુખ પાયો; રવિ[1] શશિ[1] મુનિ[7] સંવચ્છર (૧૭૧૧) રંગે, વિજય દેવ સૂરમાંહિ સુખ સંગે. ૩૦. જય શંખપુરાધિપ પાર્શ્વપ્રભો, સકલારથ સમિહિત દેહિ વિભો; બુધ હર્ષરુચિ વિજયોચ સુદા, લબ્ધિરુચી સુખ થાય સદા. ૩૧.

**કલશ :** (**વસંતતિલકાવૃત્તમ્**) ઇત્થં સ્તુતઃ સકલ કામિત સિદ્ધિ દાતા, યક્ષાધિરાજ નત શંખપુરાધિરાજ; સ્વસ્તિ શ્રી હર્ષરુચી પંકજ સુપ્રસાદાત્, શિષ્યેણુ લબ્ધિ રુચિ નતી મુદા પ્રસન્નઃ ૩૨.

## ૩૭ શ્રી પાર્શ્વનાથનો છંદ (૭)

આપણુ ઘર બેઠા લીલ કરો, નીજ પુત્ર કલત્રશું પ્રેમ ધરો; તુમે દેશ દેશાંતર કાંઇ દોડો, નિત્ય પાસ જપો શ્રી જિન રુડો. ૧. મનવાંછિત સઘળાં કાજ સરે, શીર ઉપર છત્ર ચામર ધરે; કલમલ આગળ ચાલે ઘોડો, નિત્ય૦ ૨. ભૂત ને પ્રેત પિશાચ વળી, સાયણિ ને ડાયણિ જાય ટળી; છળ છિદ્ર ન કોઇ લાગે જુડો, નિત્ય૦ ૩. એકાંતર તાવ સિયોતર દાહ, ઔષધ વીણુ જાયે ક્ષણુ માંહ; નવી દુઃખે માથું પગ ગુડો, નિત્ય૦ ૪. કંઠ માળ ગડ ગુંબડ સઘળા, તસ ઉદર રોગ ટળે સઘળા; પીડા ન કરે ફીન ગળ ફોડો નિત્ય૦ ૫. જાગતો તીર્થંકર પાસ બહુ, એમ જાણે સઘળો જગત સહુ; તતક્ષણુ અશુભ કર્મ તોડો, નિત્ય૦ ૬. પાસ વાણારસી પુરી નગરી, તીહાં ઉદયો જિનવર ઉદય કરી; સમયસુંદર કહે કરજોડી, નિત્ય૦ ૭.

## ૩૮ શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનો છંદ (૮)

**દોહા :**–કલ્પવેલ ચિંતામણી, કામધેનુ ગુણ ખાણ; અલખ અગોચર અગમ ગતિ, ચિદાનંદ ભગવાન. ૧. પરમ જ્યોતિ પરમાતમા, નિરાકાર કિરતાર; નિબંધ રૂપ જ્યોતિ રુપ, પૂરણ બ્રહ્મ અપાર. ૨. અવિનાશી તું એક છે, ચિંતામણિ શ્રી પાસ; અરજ કરું કરજોડ કે, પૂરો વંછિત આશ. ૩. મન ચિંતિત આશા ફળે, સકળ સિદ્ધવે કામ; ચિંતામણિકો જાપ જપ, ચિંતાહર એ નામ. ૪. તુમ સમ ઔરકો નહી, ચિંતામણિ ભગવાન; ચેતનકી એહ વિનતિ, દીજે અનુભવ જ્ઞાન. ૫.

**ચોપાઈ :**–પ્રાણત દેવલોકથી આયે, જન્મ વારાણસી નગરી પાયે; અશ્વસેન કુળ મંડન સ્વામી, ત્રિહુ જગકે પ્રભુ અંતરજામી. ૬. વામાદેવી માતાકે જાયે, લંછન નાગફણી મણિ પાયે; શુભ કાયા નવ હાથ વખાણો, નીલ વરણ તનુ નિર્મળ જાણો. ૭. માનવ જક્ષ સેવે પ્રભુ પાય, પદ્માવતી દેવી સુખદાય; ઇંદ્ર ચંદ્ર પારસ ગુણ ગાવે, કલ્પવૃક્ષ ચિંતામણિ પાવે. ૮. નિત સમરો ચિંતામણિ સ્વામી, આશાપૂરે અંતરજામી; ધન ધન પારસ પુરિસાદાણી, તુમ સમ જગમેં કો નહીં નાણી. ૯. તુમરો નામ સદા સુખકારી, સુખ ઉપજે દુઃખ જાય વિસારી; ચેતનકો મન તુમરે પાસ, મનવંછિત પૂરો પ્રભુ આશ. ૧૦.

**દોહા :**–ૐ ભગવંત ચિંતામણિ, પાર્શ્વપ્રભુ જિનરાય; નમો નમો તુમ નામસે, રોગ સોગ મીટ જાય. ૧૧. વાત પિત્ત દૂરે ટળે, કફ નહી આવે પાસ; ચિંતામણિ કે નામસેં, મીટે શ્વાસ ઓર કાસ. ૧૨. પ્રથમ-દૂસરો તીસરો, તાવ ચોથીયો જાય; શૂળ બહોંતેર દૂર રહે, દાદ ખાજ ન રહાય. ૧૩. વિસ્ફોટક ગડ ગુંબડાં, કોઢ અઢારે દૂર; નેત્રરોગ સબ પરી હરે, કંઠમાળ ચકચૂર. ૧૪. ચિંતામણિ કે જાપસેં, રોગ શોગ મીટ જાય; ચેતન પાર્શ્વ નામકો, સમરો મન ચિત્ત લાય. ૧૫.

**ચોપાઈ :**–મન શુદ્ધે સમરો ભગવાન, ભયભંજન ચિંતામણિ ધ્યાન; ભૂત પ્રેત ભય જાવે દૂર, જાપ જપે સુખ સંપતિ પૂર. ૧૬. હાકણ શાકણ વ્યંતર દેવ, ભય નહી લાગે પારસ સેવ; જલચર થલચર ઉરપરિ જીવ, ઇનકો ભય નહીં સમરો પીવ. ૧૭. વાઘ સિંહકો ભય નહીં હોય, સર્પ ગોહ આવે નહીં કોય; વાટ ઘાટમેં રક્ષા કરે, ચિંતામણિ ચાહુતા સબ હરે. ૧૮. ટોણાં ટામણ જાદુ કરે, તુમરો નામ લેતાં સબ ડરે; ઠગ ફાંસીગર તશ્કર હોય, દ્વેષી દુશ્મન દુષ્ટજ કોય. ૧૯. ભય સબ ભાગે તુમરે નામ, મનવંછીત પૂરો સબ કામ; ભય નિવારણ પૂરે આશ, ચેતન જપ ચિંતામણિ પાસ. ૨૦.

**દોહા :**–ચિંતામણિકે નામસે, સકળ સિદ્ધવે કામ, રાજઋદ્ધિ રમણી મળે, સુખ સંપત્તિ બહુ દામ. ૨૧. હય ગય રથ પાયક મળે, લક્ષ્મી કો નહિ પાર; પુત્ર કલત્ર મંગળ સદા, પાવે શીવ દરબાર. ૨૨. કર આંબિલ ષટ માસકો, ઉપજે મંગળ માળ. ૨૩. પારસ નામ પ્રભાવથી, વાધે બળ બહુ જ્ઞાન; મનવંછિત સુખ ઉપજે, નિત સમરો ભગવાન. ૨૪. સંવત અઢારા ઉપરે, સાડત્રીશકો પરિમાણ; પોષ શુકલ દીન પંચમી, વાર શનીશ્વર જાણ. ૨૫. પઢે ગુણે જો ભાવશું, સુણે સદા ચિત્તલાય; ચેતન સંપત્તિ બહુ મળે, સમરો મન વચ કાય. ૨૬.

## ૩૯ શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનો છંદ (૯)

આણી મનસૂધી આસતા, દેવ જુહારુ સાસ્વતા; પાર્શ્વનાથ મનવાંછિત પૂર, 'ચિંતામણ' મ્હારી ચિંતાચૂર. ૧. અણુયાલી તોરી આંખડી, જાણે કમલ તણી પાંખડી; મુખ દીઠાં દુઃખ જાવે દૂર-'ચિંતામણ૦ ૨. કો કેહને કો કેહને નમે, મ્હારા મનમાં તૂંહી જ ગમે; સદા જુહારુ ઉગતે સૂર-'ચિંતામણ૦ ૩. વિછડીયા વાલ્હેસર મેલ, વૈરી દુસમણ પાછા ઠેલ; તું છે મ્હારે હાજરાહજૂર-'ચિંતામણ૦ ૪. એહ સ્તોત્ર જે મનમેં ધરે, તેહના કાજ સદાય સરે; આધિ-વ્યાધિ દુઃખ જાવે દૂર-'ચિંતામણ૦ ૫. મુજ મન લાગી તુમસું પ્રીત, દુજો કોય ન આવે ચિત્ત; કર મુજ તેજ પ્રતાપ પ્રચૂર-'ચિંતામણ૦ ૬. ભવભવ દેજ્યો તુમ પદ સેવ, શ્રી ચિંતામણ અરિહંત દેવ; સમય સુંદર કહે ગુણ ભરપૂર 'ચિંતામણ૦ ૭.

## ૪૦ શ્રી ગોડી પાર્શ્વનાથનો છંદ (૧૦)

ધવલધિંગ ગોડી ધણી, સેવક જન આધાર; પંચમ આરે પેખીએ, સાહિબ તું જગ સીરદાર. ૧. છંદ:-તજો માન-માયા ભજો ભાવ આણી, વામાનંદને સેવીએ સાર જાણી; જુઓ નાગને નાગણી એક ધ્યાને, પામ્યા ઈંદ્રની સંપદા ઓધધાને. ૨. વસ્યા પાટણે કાલ કેતો ધરાવે, પછે પધાર્યા પ્રભુ પ્રેમસ્યું પારકરામેં; થલીમાં વલી વાસ કીધો વિચારી, પૂરે લોકની આસ ત્રિલોકધારી. ૩. ધરી હાથમાં લાલ કબ્બાન રંગે, ભીડી રાતડી ગાતડી નીલ અંગે; ચઢે નીલડે તજઈ વિઘન્ન નિવારે, ધાય વારે પંથ ભૂલાં સુધારે. ૪. જિણે પાસ ગોડી તણો સૂપ જોયો, તિણે કર્મનાં બંધનો જોર ખોયો; જિણે પાસ ગોડી તણા પાય પૂજ્યા, શત્રુ સર્વથી તેહના દૂર ધુજ્યા. ૫. સર્વ દેવદેવી થયાં આજ ખોટાં, પ્રભુ પાસજીનાં પરાક્રમ મોટાં; ગોડી પાસ જોરે નવખંડ ગાજે, જેહથી સાકિની-ડાકિની દૂર ભાજે. ૬. પૂરે કામના પાસ ગોડી પ્રસિદ્ધો, ટલે મોહરાજા જિણે જોર કીધો મહા દુષ્ટ દુરંદ જે ભૂત ભૂંડા, પ્રભુ નામ પામે સર્વ ત્રાસ ગુંડા. ૭. જરા જન્મના રોગના મૂલ કાપે, આરાધ્યો સદા સર્વદા સુખ આપે; ઉદયરત્ન ભાખે નમો નાથ ગોડી, નાખો નાથજી દુઃખની જાલ ત્રોડી. ૮.

## ૪૧ શ્રી ગોડી પાર્શ્વનાથનો છંદ (૧૧)

સરસતી સામિની આપ સુરાણી, વચન વિલાસ વિમલ બ્રહ્માણી; સકલ જ્યોતિ સંસાર સમાણી; પાદ પરણમું જોડી યુગ પાણિ. ૧. પારસનાથ પ્રગટ પરમેશ્વર, અતુલી બલદાતા અલવેસર; નવ ગઢ થલિ ગઉડી પુર નાયક, દેવ સકલ વંછિત સુખદાયક. ૨.

* * * * *

કલશ:-તેણી ધરા જસ તુજ ઉદધિ તિહી દીપ અસંખિત; વ્યોમ ધરણિ પાયાલ આણુસુર વહે અખંડિત. અસુર ઇંદ્ર નર અમર વિવિધ વ્યંતર વિદ્યાધરું, સેવે તુજ પય સદા નામ જસુ જપે નિરંતરું. જગનાથ પાસ જિનવર જયો મન કામિત ચિંતામણી; કવિ કુશલલાભ સંપત્તિ કરણ ધવલધિંગ ગોડી ધણી. ૨૩.

## ૪૨ શ્રી ગોડી પાર્શ્વનાથનો છંદ (૧૨)

નમું શારદા સાર પાદારવિંદ, સુદા વર્ણવું માત વામા સુનંદ; જગત્ ધ્યેયરૂપ

સદાનંદ કંદં, ભજો ભાવસ્યું પાર્શ્વગોડી જિણંદં. ૧. જગત્ જાગતિ જેહની જ્યોતિ દીસે, પરબ્રહ્મને પામતી વર્ણ વીસે; કરે સેવના જાસ જોગીસ વૃંદં, ભજો૦ ૨. જગન્નાથ તું વિશ્વરૂપીત્વમેવં, ભલે પુણ્યથી મેં લહી તુજ સેવ; વપુસ્તેજનો પુંજ જાણે દિણંદ, ભજો૦ ૩. પ્રભો તાહરું તેજ ત્રિલોકય માંહે, થયું એક હું તે હવે કુંઠતાં હે; ભલે ભેટ લાધી મિટયો દુઃખ દંદં, ભજો૦ ૪. ઘણા અન્ય તીર્થીય જે દેવ દીસે, મહિયંમનો તેહથી નૈવ હીસે; લહિ સ્વામિનું મામ પામ્યો સુભદ્રં, ભજો૦ ૫. અહો મૂઢ માનો કિસ્યું અન્ય દેવા, કરો એક ચિત્તે પ્રભુ પાસ સેવા; લસત્ કર્મકુંભી ઘટા સિંહનાદં, ભજો૦ ૬. ઘણું સ્યું કહું એહ છે સ્વામી મીઠો, ભમંતા ભવે એ સમો કો ન દીઠો; મુખં શોભતું જાણીએ પૂર્ણચંદં, ભજો૦ ૭. જલે ચદ્ર બિંબં યથા ભિન્ન ભાસે, પ્રભું વ્યાપક ત્વં યથા સુપ્રકાસે, પરકો ન દાખી શકે બુદ્ધિમદં, ભજો૦ ૮. જગત્ હેતુરદ્વૈતવાદિત્વમેકં, અસત્ હેતુ વત્ ભાસમાના અનેક, નમે તત્વ પાદં ચતુષષ્ઠિ ઇન્દ્ર, ભજો૦ ૯. કિસી ભીતિ સંસારની ચિત્ત આણે; પ્રભુ ધ્યાન ઉદ્ધારનું ઠામ જાણે; કૃપાવલ્લીનો કંદ એ છે મુણિંદ, ભજો૦ ૧૦. અસાધારણત્વે વિભો તૂં વિરાજે, ગુણાનાં ગુણજ્ઞેય-સંદેહ ભાંજે; જગત્ ભાવભાસી ગ્રહ્યો તત્વ છંદ, ભજો૦ ૧૧. વિભો ! જ્ઞાન ધ્યાને સદા-રંગ રાતો, પ્રભુ ! તાહરું નામ હું મસ્ત માતો; ગયો રોગ દૂરે લહ્યો સુખ પૂરે, પ્રભુ ! પાસજી ધ્યાન થઈ છે હજૂરે, ૧૨. ઘણા દિનથી આપણો સ્વામી પામી, કરી વિનતિ આજ મેં સીસ નામી; હવે સેવકાં રિદ્ધિ દીજે સંભાલી, પ્રભુ પાસજી આસ એક છે તમારી. ૧૩.

**કલશ :**–ઇત્થં શ્રી ગોડીશ્વર પાર્શ્વં સ્તુતિ પંથમં નિત્યં પ્રમોદ પ્રદો, ભવ્યાનાં ભવભીતી ભેદ નિપુણં પ્રોદ્દામ ધામાસ્પદમ્; નિત્યં સત્કવિરાજ રાજિ સુમતે પાદ પ્રસાદાદસૌ, રામેણાદ્ભુત વૈભવો વર તનુ સૌખ્યપ્રદઃ સર્વદા. ૧૪.

## ૪૩ શ્રી પદ્દમાવતી માતાનો છંદ

**દોહા**–દાનવ સુંચિત સઘન ઘન, ચલિતાસન અહિરાજ;
ફૂનન થગન પદ્માવતી, નચત નાચ શિવ કાજ. ૧.

**છંદ ચાલ**–પાય ઠમકતી ઠણુણ, ઘુઝર ઝણુણ, ઘણુણ, નેઉર ઘણુકંતી; ચુડી અતિ ખણુણ, ઘુઘરી ઘણુણ, ફણુણ, ફુદડી ફરકંતી; વીણારવ જણુણ, કાંશીય કણુણ, તણુણ તંતીય તાણ ભરે; પઉમાબઇ અમરીય જિનગુણ સમરીય, રંગભર રાચીય નાચ કરે. ૧. વાજત સમ તાલન, દુંદુહી ચાલન, ભાલન ફેરી ભણુકંતી, ઠુક્કમ ઠમ ઠમનન, શંખ-શોભનન, કણુણ કાંશીય કણુણંતી; કલ અકલયકારી, અતિ મનોહારી, વાણી શ્રવણા સુખ કરે; પઉમા૦ ૨. માણક પગ કડીયાં, મોતીશુ જડીયાં, આડી અંગે ઓપંતી; લાયક જગનાયક, મનમથ ઘાયક, પાયે અખીયાં રોપંતી; બામડી લોડાવતી, જિનગુણ ગાવતી ભાવતી ભાની ચિત્ત ખરે, પઉમા૦ ૩. વાજે ઢક્ક વીણા, રસભર લીણા, ઝીણા નાદે ઝણુણંતી; આવે અલવંતી, દેવીસુ પંન્તી, દેહ સુકંતી દીપંતી; ચુંદડી નવરંગી, આંગિયા ચંગી, નવલ સુરંગી રંગ ભરે; પઉમા૦ ૪. તું દૈત્ય સંહારી, વિઘ્ન વિદારી, સમકિત-ધારી, જયકારી; શાસન સારી, સગ ભય વારી, અહિપતિ પ્યારી, મનોહારી; સાગર

હરિ અરિ કરિ, જલન જલોદર, નામ જપ્યાં દુઃખ દૂર કરે; પઉમા૦ ૫. પારસ પરમેશ્વર, ભુવન દિણેસર, અલવેસર પદ સેવંતી; ક્ષમા જિન ઉત્તમ, પદ્મવિજય, શુભ રૂપવિજય પદ દેવંતી, શંખેસર ઇસર, ત્રિભુવન દિનેસર, સેવાકારી ભક્તિ કરે પઉમા૦ ૬.

## ૪૪ શ્રી પદ્માવતી માતાનો છંદ

ૐ હ્રીં કલિકુંડ દંડ, શ્રી પાર્શ્વનાથ સંસ્તુવે;
ધરણેંદ્ર શચિ સાર્ક, ધર્મકામાર્થ સિદ્ધયે.

**ત્રિભંગી છંદ:**–શ્રી પાર્શ્વનાથ પ્રતિમા, સહિત ગિરિમા, મહિતલ મહિમા, વિસ્તરણી; ધરણીધર રાણી, તું જગ જાણી, ભવિયણ પ્રાણી, ભય હરણી; શાસન જયકારી, સમક્તિધારી, તું સહચારી, શીલવતી; સંતુષ્ઠા ભવમે, દેવી પદ્મે, માત ગિરિમા જૈનમતી. ૧. નાગિણી સમકાલી, જીત કરવાલી, ઝાક ઝમાલી વેણુવતી; જીત મીન કપોલી, સેંથો ફોલી, આહ અમૂલી, શિર ધરતી; તિલકાંકિત ભાલી, પીતમ આલી, ભૂષણમાળા, ભાગ્યવતી; સંતુષ્ઠા૦ ૨. કંચન સમ વરણી, સકલા ભરણી, શીતલ કરણી, સોમમુખી; ગલોન્નત ઉજવલ, કાને કુંડલ, જીત રવિમંડલ, કમલાક્ષી; ગગણાંગણ ગયણી, વિકસિત નયણી, અવિચલ વયણી, માત સતી, સંતુષ્ઠા૦ ૩. નાસા અણિયાળી, અધર પરવાલી, જીભ રસાળી, નિરદોષી; દાડિમ કણદંતી, મધુર લવંતી, જિન ગુણ શુણતી, તાર નખી; જીત કિન્નર વાદી, સુસ્વર નાદી, જિન ગુણ લાધી, રાગવતી; સંતુષ્ઠા૦ ૪. કર ભુજ દંડી, મંડિત ચૂડી, ગંભીર ઊંડી, નાભિ ભરી; ઉર ઉન્નત સારા, કંચુકી ભારા, વિલસિત હારા, કૃશોદરી; કટિ મેખલા કરણી, હરિ કટિ હરણી; ઝાંઝર ચરણી, હંસપદી; સંતુષ્ઠા૦ ૫. પુષ્પાંબર વસ્ત્રે, રૂપ વિચિત્રે, રાજિત છત્રે, રાજવતી; હસ્તાયુધમાના, કુકુંટ યાના, પાન સુપાના, પુણ્યવતી; પહિરણ પટકોલી, ચરણા ચોલી, લીલ કપોલી, સંચરતી; સંતુષ્ઠા૦ ૬. હું મતિ લવવાસી, તવ ગુણ રાશિ, ન શકુ ભાષિ, પૂર્ણમતિ; તુમ વિણ નવિ જાચું, માનો સાચું, દો વર યાચું, દાનવતી; આંવી અવતરજે, મહેર જ કરજે, સમર્યા સરજે, સારમતી; સંતુષ્ઠા૦ ૭. શિવ આસિત કામા, પ્રાગમ રામા, ગુરુ અભિરામા, શક્તિમતી; ચંદન કૃષ્ણાગર, ચપક કેશર, ભોગ મનોહર, દીપવતી; ચિંતામણિ મંત્રે, વશિકર યંત્રે, હોમ પવિત્રે, તૃપ્તિ મતી; સંતુષ્ઠા૦ ૮. નિજ સેવક વંછે, વાંછિત દેજે, હેજ કરે જે, હેજવતી; સંતાન વધારે, દુઃકૃત વારે, ધર્મ સંભારે, ધીરમતી, સજ્જન મન રંજે, દુર્જન ગંજે, ભાવઠ સંજે, કામગતી; સંતુષ્ઠા૦ ૯. દવ સાયર પડીયા, બંધન જડીયા, આયુ સંકલીયા, ઉદ્ધરણી; હસ્તિ હરિ વાઘણ, વિષધર સાપણ, શાકિની ડાકણ, નિગ્રહણી; દુષ્ટા ભય હરણી, શુદ્ધા વરણી, રક્ષા કરણી, માત સતી; સંતુષ્ઠા૦ ૧૦.

**કલશ:**–અતિશયવંત અનંત સદા જગ સાચી દેવી, સમકિત પાલે શુદ્ધ શ્રી જિન શાસન સેવી; અધો મધ્ય આકાશ રાસ રમંતી અમરી, સેવક જન આધાર સાર કરે મન સમરી; ફણીપતિ મંડિત પાસ પ્રતિમા મસ્તક ધરણી, હર્ષસાગર કહે હર્ષશું પદ્માવતી પૂજે સુખ કરણી. ૧૧.

## ૪૫ શ્રી માણિભદ્રજીનો છંદ

ત્રોટક :–શ્રી માણિભદ્ર સદા સમરો, ઉર બીચમેં ધ્યાન અખંડ ધરો; જપીયાં જય જયકાર કરો, ભજીયાં સહુ નિત્ય ભંડાર ભરો. ૧. જે કુશળ કરે નામ જ લીયાં, આનંદ કરે દેવ આશ કીયા; સૌભાગ્ય વધે જગ સહસ ગુણો, દિલ સેવક દે પ્રભુ જશ દુગુણો. ૨. અરિયણુ સહુ અલગા ભાગે, વિરુઆ વૈરી જન પાય લાગે; સંકટ શોક વિયોગ હરે, ઉંણુ વેલા આપ સહાય કરે. ૩ ભૂત ભયકર સહુ ભાગે, જક્ષ યોગિણી સાયિણી નવિ લાગે; વાય ચોરાશી જાય અલગી, લખમી સહુ આય મળે વેગી. ૪. ગુલ પાપડીયાં ગુરુવાર દિને, લાપસીયા લાડુ શુદ્ધ મને; ધૂપ દીપ ફલ નૈવેધ ધરો, આઠમ દિન પૂજા અવશ્ય કરો. ૫. જેહનો દિન પ્રતિ જાપ સદા, તસ સુપનાંતરમેં પ્રત્યક્ષ કદા; જીપીયાં સહુ જાયે આપદા, કોઇ મણા ઘરે રહે ન કદા. ૬. મહમદ સારૂ તમે જસ કરીયો, ગુણસાયર જીસ્યો તમે ગુણ ભરીયો; શ્રી દીનાનાથજી દયા કરો, શિર ઉપર હાથ દીયો સખરો. ૭. ભવિયણ જે ભાવે ભજશે, કારજ સિદ્ધિ આપણી કરશે; પૂજ્યાં પુત્ર વધે દુગુણા, કિણી વાતે કદિ રહે નહીં ઉંણા. ૮. શ્રી માણિભદ્ર મનમે ધ્યાવો, સુખ સંપતિ સહુ વેગે પાવો; લક્ષ્મીકીર્તિ વર આપ લહે, શિવકીર્તિ મુનિ એમ સુજશ કહે. ૯.

## ૪૬ શ્રી માણિભદ્રજીનો છંદ

દોહા–સરસ વચન દ્યો સરસ્વતી, પૂજું ગુરુકે પાય, ગુણ માણિકના ગાવતાં, સેવકને સુખ થાય. ૧. માણિભદ્રને પામીયો, સુરતરુ જેહવો સ્વામી; રોગ શોક દૂરે હરે, નમુ ચરણ શિર નામી. ૨. તું પારસ તું પોરસો, કામકુંભ સુખકાર; સાહિબ વરદાયી સદા, આતમનો આધાર. ૩. તુંહિ જ ચિંતામણિ રતન, ચિત્રાવેલ વિચાર, માણિક સાહિબ માહરો, દોલતનો દાતાર. ૪. દેવ ઘણા દુનિયાં નમે, સુણતા કરે સન્માન; માણિભદ્ર મોટો મરદ, દીપે દેશ દીવાન. ૫.

અડિયલ-છંદ :–દીપંતો જગ માહિ દીસે, પિશુન તણાં દલ તુંહિજ જીપે; આઠે ભયથી તુંહિ જ ઉગારે, નિંદા કરતાં શત્રુ નિવારે. ૬. ગજમુખ દેવ મહા ઉપગારી, ઐરાવણ જિણરે અસવારી; માણિભદ્ર મોટો મહારાજા, વાજે નિત છત્રીશે વાજાં. ૭. હેમવિમલ સૂરિ સાહાઇ, ક્ષેત્રપાલ જિણે કાઢયો જાઇ; એણે વેલા માણક તું ઉઠયો, ભેરવને ગુરજાશુ કૂટયો. ૮. માનોજી માણિક વચન હમારો, થેં મોટો હું ચાકર થારો; માણિભદ્રજી વાચા માની, કાલો ગોરો કિધો કાની. ૯. પાટ ભક્ત પણ વાચા પાલી, વલંતી સામગરી સંભાલી; જાલિમ માણિક બાંહિ ઝાલ્યો, દેશ અઢારે જહિ ઉજવાલ્યો. ૧૦. કુમતિ રોગ કીયો નિકંદન, માણિભદ્ર તપગચ્છ કેરો મંડન; ધ્યાન ધરે એક તારી જ્યારે, તેહનાં કારજ વેલાં સારે. ૧૧. બોલ શિર રાખે દરબારે, વસુધા કીર્તિ અધિક વધારે, આઠમ ચૌદસ જે આરાધે, સઘલા જાપ દીવાલી સાધે. ૧૨. શ્રી માણિભદ્ર પૂજે જે મોટો, તાસ ઘરે કદિય ન આવે ત્રોટો; ભાવે કરી તુજને જે ભેટે, માણિક તેહનાં દાલિદ્ર મેટે. ૧૩. ધન અખૂટ તે બહુ રુદ્ધિ પાવે, માણિક તત્ક્ષણ રોગ ગમાવે; સેવકને તું બાંહે સાહિં, મહિમા થાયે મહીયલ માંહિં. ૧૪. જો સુજને સેવક કરી જાણો, તો માણિક એક વિનતિ

માનો; દિલ ભરી દર્શન મુજને દીજે, કૃપા કરી સેવક સુખ કીજે. ૧૫.

દોહા :–તુ વાસી ગુજરાતનો, નવખંડે તુજ નામ; મગરવાડે મોટો મરદ, કવિયાં સારે કામ. ૧૬. સેવકને થેં શીખવો, હુકમ પ્રમાણુ હમેશ; જિણુ વિધ હું પૂજા કરું, સેવા દિઓ હમેશ. ૧૭. કરો અગાડી કવિયણુ, માણિભદ્ર માબાપ; દિલભરી દર્શન દીજીએસેવક ટાલ સંતાપ. ૧૮. માણિભદ્ર મહારાજશું, ઉદય કરે અરજ; મૂલમંત્ર મુજને દીયો, રાખો માહરી લજ્જ. ૧૯.

અડિયલ છંદ :–વસુધામાં મારી લાજ વધારો, ન્યાત ગોત્રમેં કુજસ નિવારો; દુઃખ દાલિદ્ર હરિજે દૂરે, પુત્ર તણી તું વાંછા પૂરે. ૨૦ સેનાનીને તું સમજાવે, અવનીપતિ પણુ ચરણે આવે; વિઘ્ન અનંતો રાજ નિવારે, માણિભદ્ર મુજ શત્રુ નિવારે. ૨૧. સઘલાં નરનારી વશ થાય, શાકિણી ડાકિણી નાસી જાય; ભૂત પ્રેત તુજ નામે નાસે, નાહર ચોર કદિ નાવે પાસે. ૨૨. મોટા દાનવ તુંહિ મરોડે, તાવ તેજરા તુંહિજ તોડે; હરિ હર દેવ ઘણાય હોયે, તિણુમેં તુમ સરિસો નહીં કોયે. ૨૩. ભાવે અડસઠ તીરથ ભેટો, ભાવે શ્રી માણિભદ્રને ભેટો; સુરપતિ માહરી અરજ સુણીજે, કવિયણુને તત્ક્ષણુ સુખી કીજે. ૨૪. તાહરો પાર ન પામે કોઇ, જાલીમ વીરરી જગમાં જોઈ; દ્યો વંછિત માણિક વરદાઈ, સેવકને ગહગટ્ટ સવાઈ. ૨૫.

કલશ. છપ્પન છંદ :–ગુણુ ગાતાં ગહગટ્ટ, અન્ન ધન કપડા આવે, ગુણુ ગાતાં ગહગટ્ટ, પ્રગટ ઘર સંપદા પાવે; ગુણુ ગાતાં ગહગટ્ટ, રાજમાન મોજ દીરાવે, ગુણુ ગાતાં ગહગટ્ટ, લોક સહુ પૂજા લ્હાવે; સુખકુશલ આશા સફલ, ઉદયકુશલ એણી પરે કહે; ગુણુ માણિકનાં ગાવતાં, લાખ લાખ રીઝાં લહે. ૨૬.

## ૪૭ કર્મ ઉપરનો છંદ

ચોપાઇ :–આદિ જિનેશ્વર કરું પ્રણામ, સમરું સરસ્વતી સામિણી નામ; કર્મ તણી ગતિ વિષમી કહું, કર્મ તણાં ફલ સુણજો સહુ. ૧. કર્મે આદીસર ભગવન, વર્ષ દિવસ નવ પામ્યા અન્ન; ભરત બાહુબલ ઝગડો કરિયો, કર્મે મલ્લિનાથ સ્રીવેદ ધરિયો. ૨. આદીસર સાથના યતિ, મૂકી વેષ હુઆ મઠપતિ; ખંધક સૂરિ શિષ્ય પાંચસેં, ઘાણી ઘાલ્યા શિવપુર વસે. ૩. શિષ્ય સહુ મુક્તિ પામ્યા સહી, આપ ભુવનપતિ પદવી લહી; કર્મે બ્રહ્મા કર્યો કુંભાર, કર્મે વિષ્ણુ દશ અવતાર; કર્મે ઇશ્વર દીધી શીખ, કર્મે મુંજ મંગાવી ભીખ. ૪. કર્મે ઇંદ્રિ અહિલ્યાશું રમ્યો, કર્મે રામચંદ્ર વન ભમ્યો; કર્મે પાંડવ ગયા વિદેશ, કર્મે નલ ભમીયા બહુ દેશ. ૫. દમયંતીને પડ્યો વિયોગ, કુબેરદત્ત માય બહેન સંયોગ; ખંધક કુમાર ઉતારી ખાલ, સતી સુભદ્રા ચઢીયું આલ. ૬. વંકચૂલ રાય ઘરે અવતાર, ચોર થઈ રહ્યો પાલ્લિ મઝાર; મલયાસુંદરી મહાબલ ધણી, પૂર્વે કર્મ કર્યાં રે વણી. ૭. વંશ અગ્રે એલાચી પુત્ર, કર્મે પામ્યો જ્ઞાન પવિત્ર; કર્મવશે શ્રી આર્દ્રકુમાર, મૂકી વેષ માંડ્યો વ્યાપાર. ૮. ગજસુકુમાર શિર બાંધી પાલ, ભરી અંગાર કર્યું પરજાલ; કર્મે નવ નંદ કરપી હુઆ, મમણુ ધન મેલીને મુઆ. ૯. મુંગલ ગયું કર્મે તારકી, શૂલી સુદર્શન કરમે થકી; મુનિ આષાઢે કીધું એમ, ગુરુ છંડી વેશ્યાશું

પ્રેમ. ૧૦. નંદિષેણુ જુઓ મુનિરાય, મૂકી વેષ વેશ્યા ઘર જાય; સૂરજ ગતિ ભમે નિશ-દિન, કર્મતણી છે ઐસી જગીશ. ૧૧. સુકોસલ વાઘણુ મુખ પડ્યો, મેતારજ સોનારે નડ્યો; રહ્યો કોશ્યા ઘર સ્થુલિભદ્ર યતિ, કર્મે પાપ ન લાગ્યું રતિ. ૧૨. ખોદ બલંતો પન્નગ જેહ, ધરણેંદ્રપદવી પામ્યો તેહ; મુનિસુવ્રત વાણી અનુસરી, વાજિ પહોતો દેવન-પુરી. ૧૩. પૂરવ કર્મે શ્રી મહાવીર, શ્રવણે ખીલા ચરણે ખીર, નામે હરિબલ માછી વલી, કર્મે સ્ત્રી પામ્યો નિરમલી. ૧૪. અરણિક મુનિ દીક્ષાથી પડ્યો, ચંડકોશીઓ સુર-પદવી ચડ્યો, શાસ્ત્ર નિમિત્તિઆ કૈ કૈ કહ્યા, મૂકી વેશ ઘર વાસી રહ્યા. ૧૫. મુનિવર માસખમણુના ધણી, તે ગતિ પામ્યા પન્નગ તણી; કુરગડુને જમતાં નાણુ, એહ કર્મ તણું અહિનાણુ. ૧૬. કર્મે ઉત્તમ કુલની નાર, તેહ વાંછે બીજો ભરતાર; કઠિયારો ઇમ શીલે રહ્યો, દ્રવ્ય છંડીને નાસી ગયો. ૧૭. કર્મ થકી ભરતે શું કીધ, આરિસામાં કેવલ લીધ; વલી તંદુલ મચ્છ કર્મે કરી, સાતમી નર્કે પહોંચે વલી. ૧૮. કંડરીક પુંડરીક બંધવ બે, એક રાજા એક દીક્ષા લે; પડીયો મુનિવર ચડીયો રાય, જરાકુમરે મારયો નિજ ભાય. ૧૯. કર્મે દદુંર સુરવર થાય, કર્મે રલીયા રંક ને રાય; કર્મે હાથી નર અવતાર, પ્રત્યક્ષ પેખો મેઘકુમાર. ૨૦. બાલપણે શ્રી વયરકુમાર, પારણે ભણીયા અંગ ઇગ્યાર; લક્ષમણુા નામે જે મહાસતી, કર્મે તે ચૂકી શુભ ગતિ. ૨૧. મયણાસુંદરી નર-પતિ સુતા, વરીયો કોઢી સહુ દેખતાં; કર્મે ચુલણી મારે પુત્ર, કર્મે ભાંજી રહે ઘરસુત્ર. ૨૨. હરિકેશી બલ પૂરવ યતિ, કુલ ચાંડાલ તણે ઉત્પત્તિ; કર્મ તણી ગતિ જુએ ઇસી, સારે દેવ સેવા ઉલ્લસી. ૨૩. સતી સીતા સંકટમાં પડી, ઇચ્છાકારી બહુ કર્મે નડી; એક રડવડતાં સઘલે ભમે, તેહને કન્યા ન મલે કિમે. ૨૪. કર્મ તણાં ફલ જો જો દેવ, બહોંત્તર સહસ પરણ્યા વસુદેવ, કર્મે કેસરી કેવલ લીયો, કર્મે ભામંડલ જીવીયો. ૨૫. કર્મે ભગિની કરવા દ્રોહ, કર્મે શૂલી થયાં સુરલોય; કર્મે ચોરી રોહિણી કરે, કર્મે પુણ્ય-વંત ભૂખે મરે. ૨૬. કર્મે વિક્રમને શિર આલ, લહે કેવલ એવંતો બાલ; ઘણી વેઢ લગે નવ નારદ, કર્મે શુદ્ધ બુદ્ધ પામ્યા બલદ. ૨૭. ચૌદ પૂરવધારી જે મુનીશ, પડ્યા નિગોદે વહી નિશદિન; સુભૂમ રાજા નરકે ગમન, બ્રહ્મદત્તને ગમીયાં નયણ. ૨૮. દઢ-પ્રહારી કરી હત્યા ચાર, તોહિ મુક્તિફલ લીધાં સાર; ગૌતમસ્વામી ગણધર જોધ, દેવશર્મા બ્રાહ્મણ પ્રતિબોધ. ૨૯. કર્મ તણી ગતિ કિમ કહેવાય, નિજ પ્રેમદા શિર કીડા થાય; કર્મે અરજુનમાલી અણગાર, પાતિક ઉતાર્યાં નિરધાર. ૩૦. હરિચંદ રાજા સાહસધીર, કર્મે ડુંબ ઘરે વહ્યું નીર; પરશુરામ જમદગ્નિની જાત, ક્ષત્રીની તેણે કીધી ઘાત. ૩૧. પ્રભવો હુતો મોટો ચોર, તિણે લીધું સંજમવ્રત ઘોર; ભદ્રબાહુ સ્વામી ગુરુ ભાય, વરાહ-મિહિર નામે કહેવાય. ૩૨. મૂકી દીક્ષા ભાષે જોષ, ઇણી પરે કરે ઉદરનો પોષ; સન-ત્કુમાર કરતો રંગરોલ, ડીલે રોગ ઉપના છે સોલ. ૩૩. દશ શીશ રાવણ કીધ કલોલ, કર્મે દશ શિર હુઆં રોલ, કર્મે નિર્ધનને ધનવંત, કર્મે થાય સંત અસંત. ૩૪. ચંપક-સેન દાસીનો પુત્ર, લીધું વ્રત દત્તધરસૂત્ર; કુર્માપુત્ર કેવલસીરી લહે, પામી કેવલ ઘરમાં રહે. ૩૫. કીધાં કર્મ ન આવે પાર, દેખો દ્રૌપદી પંચ ભરતાર; શાસ્ત્ર માંહિ છે ઘણા

વિચાર, તે કહેતાં નવ આવે પાર. ૩૬. સુલસા શ્રાવિકા કર્મે ઓધાન, સુત બત્રીસે ધર્યાં પ્રધાન; એક ધરમીને જાયે જાન, એક પાપી પામે બહુમાન. ૩૭. તે દેખી મમ ધરજો રોષ, પૂરવ કર્મ તણો એ દોષ; નિંદા કરો કો કેહ તણી, નિંદા થાયે દુરગતિનો ધણી. ૩૮. જેહને હોય નિંદાનો ઢાલ, તે બોલ્યો ચોથો ચંડાલ; પર તણી જે નિંદા કરે, પિંડ પોતાનો પાપે ભરે. ૩૯. તેહને સાધુ કહે જગબાપ, જે કેહને ન કરે સંતાપ; કવિ કહે તસ લાગું પાય, જિમ મુજ દુઃખ તે સઘલાં જાય. ૪૦. જેહને જેહવી હોયે મતિ, તેહને તેહવી થાયે ગતિ; તે દેખી મત ધરજો રોષ, પૂરવ કર્મ તણો એ દોષ. ૪૧. જો કરો નિંદાની ખાંત, નિંદા આપ કરો દિનરાત; નિજ આતમમેં દીયે ઉપદેશ, તે જન કરશે મુગતિ પ્રવેશ. ૪૨. તપગછનાયક જગગુરુ નામ, શ્રી હીરવિજય સૂરિ અભિરામ; પટધર શ્રી વિજયસેન સૂરીશ, રતનસાગર પ્રણમે નિશદિશ. ૪૩.

**કલશ હરિગીત છંદ**:–ઇમ આદિનીરે અંતથીરે, કરયાં કર્મ સહુ ભોગવે, શ્રી ચક્રવર્તિપદ વસુદેવ રાજા, શુભ અશુભ ફલ ભોગવે; સુણુ જીવડા એક પુણ્ય કરતાં, દુષ્કૃત સઘલાં ખેપીએ, મુક્તિનારી પામે સારી, જિનવર વાણી જે પીએ. ૪૪.

## ૪૮ શ્રી તાવનો છંદ

**દોહા**:–નમો આનંદપુર નગર, અજપાળ રાજન; માતા અજયા જનમિયો, જવર તું કૃપાનિધાન. ૧. સાત રૂપ શકિત હુઓ, કરવા ખેલ જગત; નામ ધરાવે જૂજૂવાં, પ્રસર્યો તું ઈતિ ઉત્ત. ૨. એકાંતરો બેયાંતરો, ત્રઇયો ચોથો નામ; શીઅ ઉષ્ણ વિષમજ્વરો, એ સાતે તુજ નામ. ૩. **છંદ**:–એ સાતે તુજ નામ સુરંગા, જપતાં પૂરે કોડિ ઉમંગા; તેં નામ્યા જે જાલિમ જુંગા, જગતમાં વ્યાપી તુજ જસ ગંગા. ૪. તુજ આગે ભુપતિ સબ રંકા, ત્રિભુવનમાં વાજે તુજ ડંકા; માને નહિં તુ કેહની શંકા, તુઠયો આપે સોવન ટકા. ૫. સાધક સિદ્ધ તણા મદ મોડે, અસુર સુરી તુજ આગળ દોડે; દુર્દ્ધ ધિઠ્ઠનાં કંધર તોડે, નમિ ચાલે તેને તું છોડે. ૬. આવંતો થર હર કંપાવે, ડાહ્યાને જિમ તિમ બહેકાવે; પહેલો તું કેડમાંથી આવે, સાત શિખર પણ શીત ન જાવે. ૭. હીં હીં હું હુંકાર કરાવે, પાંસળિયાં હાડાં કકડાવે; ઉનાળે પણ અમલ જગાવે, તું તાપે પહિરણમાં સુતરાવે. ૮. આસો કાર્તિકમાં તુજ જોરેં, હઠયો ન માને ધાગો દોરો; દેશ વિદેશ પડાવે સોરો, કરે સબળ તું તાતો તોરો. ૯. તું હાથીનાં હાડાં ભંજે, પાપીને તાડે કર પંજે; ભક્તવત્સલ ભાવે જો રંજે, તો સેવકને કોઈ ન ગંજે. ૧૦. ફોગટ તોડક ડમરૂ ડાક, સુરપતિ સરિખા માને હાક; ધમકે ધુંસડ ધાસડ ધાક, ચઢતો ચાલે ચંચળ ચાક. ૧૧. પિશુન પછાડણ નહિ કો તોથી, તુજ જસ બોલ્યા જાય ન કોથી; શી અણુખીલ કરો એ પોથી, મહેર કરી અળગા રહો મોથી. ૧૨. ભક્ત થકી એવડી કાં ખેડો, અવર અમીના છાંટા રેડો; લાખ ભક્તનો એ નિવેડો, મહારાજ મૂકો મુજ કેડો. ૧૩. લાજવશે મા અજયા રાણી, ગુરુ આણ માનો ગુણખાણી; ઘરે સિધાવો કરુણા આણી, કહું છું નાકે લીંટી તાણી. ૧૪. મંત્ર સહિત એ છંદ જો જપશે, તેહને તાવ કદિ નવ ચઢશે; કાંતિ કળાને દેહ નીરોગ, લહેશે લખમી લીલાભોગ. ૧૫.

૨

પુરૂષોત્તમ પરમાતમા, પરમ જ્યોતિ પરધાન; પરમાનંદ સ્વરૂપ રૂપ, જગતમાં નહી ઉપમાન. ૧. મરકત રત્ન સમાન વાન, તનુ કાંતિ બિરાજે; મુખ સોભા શ્રીકાર દેખી, વિધુમંડળ લાજે. ૨. ઇંદ્રવર દલ નયન સયલ, જન આણંદકારી; કુંભરાય કુલ ભાણુ ભાલ, દીપત મનોહારી. ૩. સુરવધુ નરવધુ મલ્લિ મલ્લિ, જિનગુણ ગણુ ગાતી; ભક્તિ કરે ગુણવંતની, મિથ્યાં અઘ ઘાતી. ૪. મલ્લિ જિણંદ પદ પદ્મની એ, નિત્ય સેવા કરે જેહ; રૂપવિજય પદ સંપદા, નિશ્ચય પામે તેહ. ૫.

## ૮. શ્રી. નમિનાથ જિન ચૈત્યવંદન

સકલ મંગલ કેલિ કમલા, મંદિરં ગુણ સુંદરં, વર કનક વર્ણં સુપર્ણં પતિ જસ, ચરણ સેવે મનહરં; અમરાવતી સમ નયરી મિથિલા, રાજ્ય ભાર ધુરાધરં; પ્રણમામિ શ્રી નમિનાથ જિનવર, ચરણ પંકજ સુખકરં. ૧. ગજવાજિ સ્યંદનદેશપુર ધન, ત્યાગ કરી ત્રિભુવન ધણી; ત્રણસે અઠ્યાસી કોડિ ઉપર, દીએ લખ એંશી ધણી; દીનાર જનની જનક નામાંકિત, દીયે ઈચ્છિત જિનવરં; પ્રણ૦ ૨. સહસ્રામ્ર વનમાં સહસ નર યુત, સૌમ્ય ભાવ સમાચરે; નર ક્ષેત્ર સંજ્ઞી ભાવ વેદી; જ્ઞાન મનઃપર્યંવ વરે; અપ્રમત્ત ભાવે ઘાતિ ચઉખય, લહે કેવલ દિનકરંઃ પ્રણ૦ ૩. તવ સકલ સુરપતિ ભક્તિ નતિ કરી, તીર્થંપતિ ગુણ ઉચ્ચરે; જય જગત જંતુ જાત કરુણાવંત તું ત્રિભુવન શિરે; જય અકલ અચલ અનંત અનુપમ, ભવ્ય જન મન ભયહરં; પ્રણ૦ ૪. સપ્તદશ જસ ધરા મુનિ, સહસ વિંશતિ ગુણનીલા; સહસ એકતાલીશ સાહુણી, સોલસે કેવલી ભલા; જિનરાજ ઉત્તમ પદ્મની પરે, રૂપવિજય સુહંકરં, પ્રણ૦ ૫.

## ૯. શ્રી. નેમિ જિન ચૈત્યવંદન.

૧

સમુદ્રવિજય કુલ ચંદ નંદ, શિવાદેવી જાયા; યાદવ-વંશ નભોમણિ, સૌરીપુર ઠાયા. ૧. બાલથકી બ્રહ્મચર્ય ધર, ગત માર પ્રચાર; ભોક્તા નિજ આત્મિક ગુણ, ત્યાગી સંસાર. ૨ નિઃકારણ જગજીવનો એ, આશાનો વિશ્રામ; દીન દયાલ શિરોમણિ, પૂરણ સુરતરુ કામ. ૩. પશુઆં પુકાર સુણી કરી, છાંડી ગૃહ વાસ; તત્ક્ષણ સંયમ આદરી, કરી કર્મનો નાશ. ૪. કેવલ શ્રી પામી કરી એ, પહોતા મુક્તિ મઝાર; જન્મ મરણ ભય ટાલવા, જ્ઞાન સદા સુખકાર. ૫.

૨

બાવીશમા શ્રી નેમિનાથ, નિત્ય ઉઠી વંદો; સમુદ્રવિજય સુત ભાનુ સમ, ભવિ જન સુખ કંદો. ૧. સઘન શ્યામ દ્યુતિ દેહની, દશ ધનુષ્ય શરીર; અમિત કાંતિ યાદવ ધણી, ભાંજે ભવ તીર. ૨. રાજીમતી રમણી તજી એ, બ્રહ્મચર્ય ધર ધીર; શિવ રમણી સુખ વિલસતા, ભૂપ નમે ધર્માધીર. ૩

## ૧૦. શ્રી પાર્શ્વજિન ચૈત્યવંદન.

### શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ચૈત્ય વંદન.

૧

ૐ નમઃ પાર્શ્વનાથાય, વિશ્વચિન્તામણીયતે; હ્રીંધરણેન્દ્રવૈરોટ્યા પદ્માદેવીયુતાય તે. ૧. શાન્તિ તુષ્ટિ મહાપુષ્ટિ ધૃતિ કીર્તિ વિધાયિને, ૐ હ્રીંદ્વિડ્વ્યાલ વેતાલ સર્વાધિ વ્યાધિ નાશિને. ૨. જયાઽજિતાઽઽખ્યાવિજયાઽઽખ્યાઽપરાજિતયાઽન્વિતઃ; દિશાંપાલૈર્ગ્રહૈર્યક્ષૈ ર્વિદ્યાદેવીભિરન્વિતઃ. ૩. ૐ અસિઆઉસાય નમ સ્તત્ર ત્રૈલોક્યનાથતામ્; ચતુઃષષ્ટિ સુરેન્દ્રાસ્તે, ભાસન્તે છત્રચામરૈઃ ૪. શ્રીશંખેશ્વરમણ્ડન! પાર્શ્વજિન! પ્રણતકલ્પતરુકલ્પ! ચૂરય દુષ્ટવ્રાતં, પૂરય મે વાંછિતં નાથ! ૫.

### ગોડી પાર્શ્વનાથ ચૈત્યવંદન

૨

પ્રણમામિ સદા પ્રભુ પાર્શ્વજિનં, જિનનાયક દાયક સુખધનં; ધન ચારુ મહોત્તમ દેહધરં, ધરણપતિ નિત્ય સુસેવકરં. ૧. કરુણા રસ રંચિત ભવ્યફણી, ફણિ સસસુશોભિત મૌલિમણિ; મણિ કંચન રૂપ ત્રિકોટી ઘટં, ઘટિતાસુર કિન્નર પાર્શ્વતટં. ૨. તટનીપતિ ઘોષ ગંભીર સ્વરં, સ્વરનાકર અશ્વસુસેનનરં; નરનારી નમસ્કૃત નિત્ય મુદા, પદ્માવતી ગાવતી ગીત સદા. ૩. સહનેન્દ્રિય ગોપ યથા કમઠં, કમઠાસુર દારણ મુક્તહઠં; હઠે હેલિત કર્મ કૃતાંત બલં, બલ ધામ ધુરંધર પંકજલં. ૪. જલજદ્વયપત્ર પ્રભાનયનં, નયનંદિત ભવ્ય નરેશમનં; મન મન્મથ મહીરૂહ વન્હિસમં, સમતામય રત્નકરં પરમં. ૫. પરમાર્થ વિચાર સદા કુશલં, કુશલં કુરુ મે જિનનાથ અલં; અલિની નલિની નલિનીલ તનું, તનુતા પ્રભુપાર્શ્વજિનં સુધનં. ૬. ધન ધાન્યકરં કરુણા પરમં, પરમામૃત સિદ્ધિ મહાસુખદં, સુખદાયક નાયક સંત ભવં, ભવભૃત્ પ્રભુ પાર્શ્વજિનં શિવદં. ૭.

૩

પુરિસાદાણી પાસનાહ, નમીયે મનરંગ; નીલ વરણ અશ્વસેન નંદ, નિર્મલ નિઃસંગ. ૧. કામિત દાયક કલ્પ સાખ, વામા સુત સાર; શ્રી ગવડીપુર સ્વામ નામ, જપિયે નિરધાર. ૨. ત્રિભુવન પતિ ત્રેવીશમો એ, જાસ અખંડિત આણ; એક મને આરાધતાં, લહિયે કોડ કલ્યાણ. ૩.

### શ્રી અન્તરિક્ષ પાર્શ્વનાથનું

૪

પ્રભુ પાસજી તાહરું નામ મીઠું, તીહુંલોકમાં એટલું સાર દીઠું; સદા સમરતાં સેવતાં પાપ નીઠું, મન માહરે તાહરું ધ્યાન બેઠું. ૧. મન તુમ પાસે વસે રાત દીસે, મુખ પંકજ નીરખવા હંસ હીસે; ધન્ય તે ઘડી જે ઘડી નયણ દીસે, ભલી ભક્તિ ભાવે કરી વિનવી જે. ૨. અહો એહ સંસાર છે દુઃખ દોરી, ઇંદ્રજાલમાં ચિત્ત લાગ્યું ઠગોરી; પ્રભુ માનીયે વિનતિ એક મોરી, મુજ તાર તું તાર બલીહારી તોરી. ૩. સહિ સ્વપ્ન જંજાલને સંગ મોહ્યો, ઘડીયાલમાં કાલ રમતો ન જોયો; મુધા એમ સંસારમાં જન્મ

ખાવા, જહા ઘૃત તણે કારણે જળ વિલોયા. ૪. એનો ભમરલો કેસુઆ ભ્રાન્તિ ધાયો, જઈ શુકની ચંચુ માંહે ભરાયો; શુકે જાંબુ જાણી ગલે દુઃખ પાયો, પ્રભુ લાલચે જીવડો એમ વાહ્યો. ૫. ભમ્યો ભમ ભૂલ્યો રમ્યો કર્મ ભારી, દયા ધર્મની શર્મ મેં ન વિચારી; તોરી નર્મ વાણી પરમ સુખકારી ત્રીહું લોકના નાથ મેં નવી સંભારી. ૬ વિષય વેલડી શેલડી કરીય જાણી, ભજી મોહ તૃષ્ણાં તજી તુજ વાણી; એહવો ભલો ભુંડો નિજ જાણી, પ્રભુ રાખીએ બાંહીની છાંય પ્રાણી. ૭. મોરા ત્રિવિધ અપરાધની કોડિ સહીએ, પ્રભુ શરણે આવ્યા તણી લાજ વહીએ; વલી ઘણી ઘણી વિનતિ એમ કહીએ; મુજ માનસ સરે પરમ હંસ રહીએ. ૮.

કલશ-એમ કૃપા મૂરત પાર્શ્વસ્વામી, મુગતિગામી ધ્યાઈએ; અતિ ભક્તિ ભાવે વિપત્તિ જાવે, પરમ સંપત્તિ પાઈએ; પ્રભુ મહિમા સાગર ગુણ વૈરાગર, પાર્શ્વ અન્તરિક્ષ જે સ્તવે; તસ સકલ મંગલ જય જયારવ, આનંદવર્દ્ધન વિનવે. ૯.

### શ્રી. શંખેશ્વર પાર્શ્વજિનનું

૫

સકલ ભવિજન ચમત્કારી, ભારી મહિમા જેહનેં; નિખિલ આતમ રમા રાજીત, નામ જપીએ તેહનો, દુષ્ટ કર્માષ્ટક કિંજરી જે, ભવિક જન મન સુખ કરો; નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૧. બહુ પુન્ય રાશિ દેશ કાશી, તથ્થ નયરી વણારસી; અશ્વસેન રાજા રાણી વામા, રૂપે રતિ તનુ સારીખી; તસ કુખે સુપના ચૌદ સુચિત, સ્વર્ગથી પ્રભુ અવતર્યો; નિત્ય૦ ૨. પોસ માસે કૃષ્ણ પક્ષે, દશમી દીન પ્રભુ જનમિયા; સુરકુમરી સુરપતિ ભક્તિભાવે, મેરુશૃંગે સ્થાપિયા; પ્રભાતે પૃથ્વીપતિ પ્રમોદે, જન્મમહોચ્છવ અતિ કર્યો; નિત્ય૦ ૩. ત્રણ લોક તરૂણી મન પ્રમોદી, તરૂણ વય જબ આવીઆ; તવ માત તાતે પ્રસન્ન ચિત્તે, ભામિની પરણાવીઆ; કમઠ શઠ કૃત અગ્નિ કુંડે, નાગ બલતો ઉદ્ધર્યો; નિત્ય૦ ૪. પોસ વદિ એકાદશી દિને, પ્રવ્રજ્યા જિન આદરે; સુર અસુર રાજ ભક્તિ સાજ, સેવના ઝાઝી કરે; કાઉસ્સગ્ગ કરતાં દેખી કમઠે, કીધ પરિસહ આકરો; નિત્ય૦. ૫. તપ ધ્યાનધારારૂઢ જિનપતિ, મેઘધારે નવિ ચલ્યો; તિહાં ચલિત આસન ધરણ આયો, કમઠ પરિસહ અટકલ્યો; દેવાધિદેવની કરે સેવા, કમઠને કાઢી પરો; નિત્ય૦ ૬. ક્રમે પામી કેવળજ્ઞાન કમળા, સંઘ ચઉવિહ સ્થાપીને; પ્રભુ ગયા મોક્ષે સમેતશિખરે, માસ અણસણ પાળીને; શિવ રમણી રંગે રમે રસીયો, ભવિક તસ સેવા કરો; નિત્ય૦ ૭, ભૂતપ્રેત પિશાચ વ્યંતર, જલણ જલોદર ભય ટળે; રાજ રાણી રમા પામે, ભક્તિ ભાવે જો મળે; કલ્પતરૂથી અધિક દાતા, જગત ત્રાતા જય કરો; નિત્ય૦ ૮. જરા જર્જરીભૂત યાદવ, સૈન્ય રોગ નિવારતા; વઢીયાર દેશે નિત બિરાજે, ભવિક જીવને તારતા; એ પ્રભુ તણાં પદ પદ્મ સેવા, રૂપ કહે પ્રભુતા વરો; નિત્ય૦ ૯.

### ૧૧. શ્રી. મહાવીર સ્વામી ચૈત્યવંદન

૧

ૐ અર્હં શ્રી મહાવીર! વર્ધમાન! જિનેશ્વર! શાંતિં તુષ્ટિં મહાપુષ્ટિં કુરુ

સ્વેષ્ટં કુરુ પ્રભો! ૧. સર્વદેવાધિદેવાય, નમો વીરાય તાયિને; ગ્રહભૂતમહામારી, દુતં નાશય! નાશય! ૨. સર્વત્ર કુરુ મે રક્ષાં, સર્વોપદ્રવનાશતઃ; જયં ચ વિજયં સિદ્ધિં, કુરુ શીઘ્રં કૃપાનિધે! ૩. ત્વન્નામસ્મરણાદેવ! ફલતુ મે વાંછિતં સદા; દૂરીભવન્તુ પાપાનિ, મોહં નાશય વેગતઃ ૪. ૐ 'હ્રીં અર્હં મહાવીર,'–મંત્રજાપેન સર્વદા; બુદ્ધિસાગરશક્તીનાં, પ્રાદુર્ભાવો ભવેદ્ ધ્રુવમ્. ૫.

૨

પરમાનંદ વિલાસ ભાસ, શાસન છે જેહનું; વરસ સહસ એકવીશ, વહાલું છે તેહનું. ૧. શ્રી મહાવીર મહિયલ કરું, પણ સમતા ધારી; જોશ ન કબહુ ન લેખવે, સહુને હિતકારી. ૨. બહુ અતિશય લીલા વતી કરતાં જન પ્રસન્ન; બ્રહ્મચારી ચૂડામણિ, જસ નહિ વિષયનો સંગ. ૩. ગુરુ પાસે ભણીયા નહીં, પણ સઘળું જાણે; નિંદ વિના પરમેશ્વર, સુખ સઘળાં માણે. ૪. રજતમણિ ગઢ હેમ વસે, નહીં પરિગ્રહ પાસ; ચામર છત્ર વિંઝાવના, નિરપરિસતા ભાસ. ૫. સેવા કરાવે સહુ ભણી, નામ ધરાવે સાધુ; સાધ ધરામણુ કો નહીં, સુક્ષ્મ નિરાબાધુ. ૬. રાગ નહીં પણ રીઝવે, સવી ભવિના ચિત્ત; દ્વેષ નહીં પણ ટાળીયા, મોહાદિક અમિત્ત. ૭. કામ નહીં પણ ભોગવે, સવી વસ્તુના મર્મ; કર્મ નહીં પણ સવી તણા, કહે કર્મના મર્મ. ૮. નિર્માદિક લીલા નહીં, શર્મ તણો નહીં પાર; તસ ગુણ દાખવી નવી શકું, જો હોય જીભ અપાર. ૯. જિનવર બિંબને પૂજતાં, હોય શતગણું પુન્ય; સહસ્ર ગણું ફલ ચંદને, જે લેપે તે ધન્ય. ૧૦. લાખ ગણું ફલ કુસુમની, માલા પહેરાવે, અનંત ગણું ફલ તેહથી ગીત ગાન કરાવે. ૧૧. તીર્થંકર પદવી વરે, જિન પૂજાથી જીવ; પ્રીતિ ભક્તિ એમ લેખવે, સ્થિરતા પણ અતીવ. ૧૨. જિન પ્રતિમા જિન સારીખી, સિદ્ધાંતે ભાખી; નિક્ષેપા સહુ સારીખા, થાપના તેમ દાખી. ૧૩. ત્રણ કાલ ત્રિભુવન માંહે એ, કરે તે પૂજન જેહ; દરીશન કેરું બીજ છે, એહમાં નહીં સંદેહ. ૧૪. જ્ઞાનવિમલ પ્રભુ તેહને, હોય સદા સુપ્રસન્ન; એહી જીવિત ફલ જાણીએ, તેહીજ ભવિ જન ધન્ય. ૧૫.

૩

વર્દ્ધમાન જિનવર ધણી, પ્રણમું નિત્યમેવ; સિદ્ધારથ કુલચંદલો, સુર નિર્મિત સેવ. ૧. ત્રિશલા ઉદર સર હંસ સમ, પ્રગટ્યો સુખ કંદ; કેશરી લંછન વિમલ તનુ, કંચનમય વૃંદ. ૨. મહાવીર જગમાં વડો એ, પાવાપુરી નિર્વાણ; સુર નર ભૂપ નમે સદા, પામે અવિચલ ઠાણ. ૩.

૪

સિદ્ધારથ સુત વંદીએ, ત્રિશલાદેવી માય; ક્ષત્રિયકુંડમાં અવતર્યા, પ્રભુજી પરમ દયાલ. ૧. ઉજ્જવલી છઠ આષાઢની, ઉત્તરાફાલ્ગુની સાર; પુષ્પોત્તર વિમાનથી, ચવિયા શ્રી જિનભાણ. ૨. લક્ષણ અડહિય સહસ એ, કંચનવર્ણીય કાય; મૃગપતિ લંછન પાઉલે, વીર જિનેશ્વર રાય. ૩. ચૈત્ર શુદિ તેરસ દિને, જન્મ્યા શ્રી જિનેશ્વર; સુર નર મળી સેવા કરે, પ્રભુનું જન્મકલ્યાણ. ૪. માગસર વદિ દશમી દિને, લીએ પ્રભુ સંજમભાર;

ચઉનાણી જિનજી થયા, કરવા જગ ઉપકાર. ૫. સાડાબાર વરસ લગે, સહ્યા પરિસહ ઘોર; ઘન ઘાતિ ચઉ કર્મનો, વજ્ર કર્યો ચકચૂર. ૬. વૈશાખ સુદિ દશમી દિને, ધ્યાન શુક્લ મન ધ્યાન; શમી વૃક્ષ તળે પ્રભુ, પામ્યા પંચમ નાણ. ૭. સંઘ ચતુર્વિધ સ્થાપવા, દેશના દીએ મહાવીર; ગૌતમ આદિ ગણધરુ, કર્યાં વજીર હજુર. ૮. કાર્તિક અમાવાસ્યા દિને, શ્રીવીર લહ્યા નિર્વાણ; પ્રભાતે ઇન્દ્રભૂતિને, આપ્યું કેવલનાણ. ૯. જ્ઞાન ગુણે દીવા કર્યાં એ, કાર્તિક કમલા સાર; પુણ્યે મુક્તિવધૂ વર્યા, વરતી મંગળમાળ. ૧૦.

## શ્રી મહાવીર જિન (દીપમાલિકા)નું ચૈત્યવંદન.

જય જય શ્રી જિન વર્ધમાન, સોવન સમ કાય; સિંહ લંછન સિધ્ધાર્થ-રાય, ત્રિશલા સુતભાન. ૧. વરસ બહોંત્તર આઉ દેહ, કર સત્ત પ્રમાણ; ઋષભાદિક સમ જાસ વંશ, ઇક્ષ્વાકુ સમ જાન. ૨. છઠ્ઠ ભત્ત સંજમ લીઓએ, કુંડલગ્રામ સુખ ઠામ; ગણધર અગીયારે સહિત, આવો શિવપુર સ્વામ. ૩. ચૌદહ સહસ મુનિ શિષ્ય છત્રીશ સહસ્સ; શ્રમણી શ્રાવક એક લાખ, ગુણસટ્ઠ સહસ્સ. ૪. તીન લાખ શ્રાવિકા વલી, અધિક સહસ્સ અઢાર; સુર માતંગ સિદ્ધાયિકા, નીત સાનિધ્યકાર. ૫. એકાકી પાવાપુરીએ, છઠ્ઠ ભકત સુજાણ; પ્રભુ પહોતા અમૃત પદે, કરો સંઘ કલ્યાણ. ૬.

## ૧૨. શ્રી ઇંદ્રભૂતિ ગણધરનું ચૈત્યવંદન.

બિરુદ ધરી સર્વજ્ઞનું, જિન પાસે આવે; મધુર વયણશું વીરજી, ગૌતમ બોલાવે. ૧. પંચભૂત માંહિ થકી, એ ઉપજે વિણસે; વેદ અર્થ વિપરીતથી, કહો કેમ ભવ તરશે. ૨. દાન દયાં દમ ત્રિહું પદે એ, જાણે તેહજ જીવ; જ્ઞાનવિમલ ઘન આત્મા, સુખ ચેતના સદૈવ. ૩.

## ૧૩. શ્રી અગ્નિભૂતિ ગણધરનું ચૈત્યવંદન.

કર્મતણો સંશય ધરી, જિન ચરણે આવે; અગ્નિભૂતિ નામે કરી, તવ તે બોલાવે. ૧. એક સુખી એક છે દુઃખી, એક કિંકર સ્વામી; પુરુષોત્તમ એકે કરી, કિમ શક્તિ પામી. ૨. કર્મતણા પ્રભાવથી એ, સકલ જગત મંડાણ; જ્ઞાનવિમલથી જાણીયે, વેદારથ સુપ્રમાણ. ૩.

## ૧૪. શ્રી વાયુભૂતિ ગણધરનું ચૈત્યવંદન.

વાયુભૂતિ ત્રીજો કહ્યા, તસ સંશય એહ; જીવ શરીર બેહુ એક છે, પણ ભિન્ન ન દેહ. ૧. પ્રજ્ઞાજ્ઞાન તપે કરી, આતમ નિર્મલ લહીયે; કર્મ શરીરથી વેગલો, એમ વેદ સદહિયે. ૨. જ્ઞાનવિમલ ગુણ ઘન ધણી એ, જડમાં કિમ હોય એક; વીર વયણથી તે લહ્યો, આણી હૃદય વિવેક. ૩.

## ૧૫. શ્રી વ્યક્તગણધરનું ચૈત્યવંદન.

પંચભૂતનો સંશયી, ચોથો ગણી-વ્યક્ત; ઇંદ્રજાલ પરે જગ કહ્યો, તો કિમ તસ સક્ત. ૧. પૃથ્વિ પાણી દેવતા, ઇમ ભૂતની સત્તા; પણ અધ્યાત્મ ચિત્તને, નહિ તેહની મમતા. ૨. એમ સ્યાદ્વાદ મતે કરી એ, ટાલ્યો તસ સંદેહ; જ્ઞાનવિમલ જિન ચરણશું, ધરતો અધિક-સ્નેહ ૩.

## ૧૬. શ્રી સુધર્મગણધરનું ચૈત્યવંદન.

સોહમ સ્વામીને મને, છે સંશય એહવો; જે ઈહાં હોયે જેહવો, પરભવે તે, તેહવો. ૧. શાલિ થકી શાલિ નીપજે, પણ ભિન્ન ન થાય; સુણ એહવો નિશ્ચય નથી, એમ કહે જિનરાય. ૨. ગોમયથી વીંછી હોવે એ; ઇમ વિષ સદૃશ પણ હોય; જ્ઞાનવિમલ મતિશું કહે, વેદારથ શુદ્ધ જોય. ૩.

## ૧૭. શ્રી મંડિતગણધરનું ચૈત્યવંદન.

છઠ્ઠો મંડિત બંભણો, બંધ મોક્ષ ન માને; વ્યાપક વિગુણ જે આતમા, તે કિમ રહે છાને. ૧. પણ સાવરણ થકી નહી, કેવલ ચિદ્રૂપ; તેહ નિરાવરણી થયે, હોએ જ્ઞાન સરૂપ. ૨. તરણી કિરણ જિમ વાદલે એ, હોય નિસ્તેજ તેજ; જ્ઞાન ગુણે સંશય હરી, વીર ચરણે કરે હેજ. ૩.

## ૧૮. શ્રી મૌર્યપુત્ર ગણધરનું ચૈત્યવંદન.

સાતમો મૌરિયપુત્ત જે, કહે દેવ ન દીસે; વેદ પદે જેહ ભાખિયા, તિહાં મન નવી હીસે. ૧. યજ્ઞ કરંતાં પામીયે, સ્વર્ગ એ વેદની વાણી; લોકપાલ ઈંદ્રાદિકે, સત્તા તે કેમ જાણી. ૨. ઈમ સંદેહ નિરાકરીએ, વીર વયણથી તેહ; જ્ઞાનવિમલ જિનને કહે, હું તુમ પગની ખેહ. ૩.

## ૧૯. શ્રી અકંપિત ગણધરનું ચૈત્યવંદન.

અકંપિત દ્વિજ આઠમો, સંશય છે તેહને; નારક હોયે પરલોકમાં એ મિથ્યા જનને. ૧. જે દ્વિજશૂદ્રાન્ન કરે, તસ નારક સત્તા; દાખી વેદે નવિ કહે, એ તુજ ઉન્મત્તા. ૨. મેરુ પરે શાશ્વત નહિ એ, પ્રાયિક એહવી ભાખી; તે સંશય દૂરે કર્યો, જ્ઞાનવિમલ જિન સાખી. ૩.

## ૨૦. શ્રી અચલભ્રાત ગણધરનું ચૈત્યવંદન.

અચલભ્રાતને મન વસ્યો, સંશય એક ખોટો; પુણ્ય પાપ નવિ દેખીયે એ અચરિજ મોટો. ૧. પણ પ્રત્યક્ષ દેખીયે, સુખ દુઃખ ઘણેરાં; બીજાની પરે દાખીયાં વેદ પદે બહોતેરાં. ૨. સમજાવીને શિષ્ય કર્યો એ, વીરે આણી નેહ; જ્ઞાનવિમલ પામ્યા થકી, ગુણ પ્રગટ્યા તસ તેહ. ૩.

## ૨૧. શ્રી મેતાર્યગણધરનું ચૈત્યવંદન.

પરભવનો સંદેહ છે, મેતારજ ચિત્તે, ભાખે પ્રભુ તવ તેહને દાખી બહુ જુગતે. ૧. વિજ્ઞાન ઘન પદ તણો, એ અર્થ વિચારે; પરલોકે ગમનાગમે, મન નિશ્ચય ધારે. ૨. પૂર્વાર્થ બહુ પરે કહી એ, છેદ્યો સંશય તાસ; જ્ઞાન વિમલ પ્રભુ વીરને ચરણે થયો તે દાસ. ૩.

## ૨૨. શ્રી પ્રભાસ ગણધરનું ચૈત્યવંદન.

એકાદશમ પ્રભાસ નામ, સંશય મન ધારે; ભવ નિરવાણ લહે નહિ, જીવ એણે સંસારે. ૧. અગ્નિહોત્ર નિત્યે કરે, અજરામર પામે; વેદારથ ઇમ દાખવી, તસ

સંશય વાસે. ૨. વીર ચરણનો રાગીઓ એ, થયો તેહ તત્કાલ; જ્ઞાન વિમલ જિનવર તણી, આણ વહે નિજ ભાલ. ૩.

## ૨૩. ચોવીશજિનનું ચૈત્યવંદન.

નમો આદિ અરિહંત દેવ, દેવન પતિ રાયા; જાસ ચરણ અવલંબ, ગણાધિપ ગુણ નિજ પાયા. ૧. ધનુષ પંચશત માન, સમકર પરિમિત કાયા; વૃષભ આદિ અરૂ અંત, મૃગાધિપ ચરણ સુહાયા. ૨. આદિ અંત અરુ મધ્ય, જિન ચોવીશ ઈમ ધ્યાઈએ; ચિદાનંદ તસ ધ્યાનથી, અવિચલ લીલા પાઈએ. ૩.

## ૨૪. શ્રી પરમાત્મા ચૈત્યવંદન.

૧

પરમાનંદ પ્રકાશ ભાસ, ભાસિત ભવ લીલા; લોકાલોક લોકવે, નિત એહવી લીલા. ૧. ભાવ વિભાવ પણે કરી, જેણે રાખ્યો અલગે; તદુપરે પય મેળવી, તેહ થકી નવિ વળગ્યો. ૨. તેણી પરે આતમ ભાવને એ, વિમળ કર્યો જેણે પૂર; તે પરમાતમ દેવનું, દિન દિન વધતું નૂર. ૩. નામે તો જગમાં રહ્યા, સ્થાપન પણ તિમહી; દ્રવ્યે ભવ માંહે વસે, પણ ન કળે કિમહી. ૪. ભાવ થકી સવી એકરૂપ, ત્રિભુવનમેં ત્રિકાળે; તે પારંગને વંદીએ, ત્રિહું યોગે સ્વભાળે. ૫. પાળે પાવન ગુણ થકી એ, યોગ ક્ષેમંકર જેહ; જ્ઞાન વિમલ દર્શન કરી, પુરણ ગુણ મણિ ગેહ. ૬.

૨

જગન્નાથને તે નમું હાથ જોડી, કરું વિનતિ ભક્તિશું માન મોડી; કૃપાનાથ સંસારકું પાર તારો. લહ્યો પુન્યથી આજ દેદાર સારો. ૧. સોહીલો મલે રાજ્ય દેવાદિ ભોગો, પરમ દોહીલો એક તુજભક્તિ જોગો; ઘણા કાલથી તું લહ્યો સ્વામી મીઠો, પ્રભુ પારગામી સહુ દુઃખનીઠો. ૨. ચિદાનંદ રૂપી પરબ્રહ્મ લીલા, વિલાસી વિભો ત્યક્ત કામાગ્નિ કીલા; ગુણાધાર જોગી શનેતા અમાઇ, જયત્યં વિભો ભૂતલે સુખદાઇ. ૩. ન દીઠી જેણે તાહરી યોગમુદ્રા, પડ્યા રાત દીસે મહા મોહ નિદ્રા; કીસી તાસ હોશે ગતિ જ્ઞાન સિંધો, ભમંતા ભવે હે જગ જીવ બંધો. ૪. સુધાસ્યંદિ તે દર્શનં નિત્ય દેખે, ગણું તેહનો હું વિભો જન્મ લેખે; તદાજ્ઞા વશે જે રહ્યા વિશ્વ માંહિ, કરે કર્મની હાણ ક્ષણ એક માંહે. ૫. જિનેશાય નિત્યં પ્રભાતે નમસ્તે, ભવિ ધ્યાન હોજો હૃદયં સમસ્તે; સ્તવી દેવના દેવને હર્ષ પૂરે, મુઆંલોજ ભાલિ ભજે હેજ ઉરે. ૬. કહે દેશના સ્વામી વૈરાગ્ય કેરી, સુણે પર્ષદા બાર બેઠી ભલેરી સુધાભોજધારા સમી તાપ ટાલે, એહુ બાંધવા સાંભલે એક ઢાલે. ૭. લહેમોક્ષના સુખલીલા અનન્તી વરક્ષાયક જ્ઞાનભાવે લહંતી; ચિદાનંદચિત્તે ધરે ધ્યેય જાણી કહે રામ નિત્યે જયોજિનવાણી. ૮.

## ૨૫ શ્રી. પંચતીર્થનું ચૈત્યવંદન

૧

સુખદાઈ શ્રી આદિજિણંદ, અષ્ટાપદ વંદો; ચંપાપુરી શ્રી વાસુપૂજ્ય સુખ પૂનમ

ચંદો. ૧. ગિરનારે શ્રી નેમિનાથ. સુખ સુરતરુ કંદો, સમેત શિખર શ્રી પાર્શ્વનાથ, પૂજી મન આણુ દો. ૨. અપાપાનગરી વીરજી કલ્યાણક શુભ નામ; રૂપ વિજય કહે સાહિબા, પાંચે આતમ રામ. ૩.

૨

આજ દેવ અરિહંત નમું, સમરું તારું નામ; જ્યાં જ્યાં પ્રતિમા જિનતણી, ત્યાં ત્યાં કરું પ્રણામ. ૧. શેત્રુંજે શ્રી આદિ દેવ, નેમ નમું, ગિરનાર; તારંગે શ્રી અજિતનાથ, આબુ ઋષભ જુહાર. ૨. અષ્ટાપદ ગિરિ ઉપરે, જિન ચોવીશે જોય; મણિમય મૂરતિ માનશું, ભરતે ભરાવી સોય. ૩. સમેતશિખર તીરથ વડો, જિહાં વીશે જિન પાય. વૈભારગિરિવર ઉપરે, શ્રી વીર જિનેશ્વર રાય ૪. માંડવગઢનો રાજીઓ, નામે દેવ સુપાસ, ઋષભ કહે જિન સમરતાં, પહોંચે મનની આશ. ૫.

## ૨૬. શ્રી પંચ પરમેષ્ઠિના ગુણનું ચૈત્યવંદન.

બારગુણ અરિહંત દેવ, પ્રણમીજે ભાવે, સિદ્ધ આઠ ગુણ સમરતાં દુઃખ દોહગ જાવે. ૧. આચારજ ગુણ છત્રીશ, પચવીશ ઉવજ્ઝાય; સત્યાવીશ ગુણ સાધુના, જપતા શિવ સુખ થાય. ૨ અષ્ટોત્તર સય ગુણ મલી, એમ સમરો નવકાર; ધીર વિમલ પંડિત તણો, નય પ્રણમે નિત સાર. ૩.

## ૨૭. ચોવીસ જિનના ભવનું ચૈત્યવંદન.

પ્રથમ તીર્થંકરતણા હુવા, ભવ તેર કહીજે; શાંતિતણા ભવ બાર સાર, નવ ભવ નેમ લહીજે. ૧. દશ ભવ પાસ જિણંદના, સત્તાવીશ શ્રી વીર; શેષ તીર્થંકર ત્રિહું ભવે, પામ્યા ભવજલ તીર. ૨. જિહાંથી સમકિત ફરશીયું એ, તિહાંથી ગણીએ તેહ; ધીર વિમલ પંડિતતણો, જ્ઞાનવિમલ ગુણગેહ. ૩.

## ૨૮. જિનેશ્વરદેવ દર્શન ફલનું ચૈત્યવંદન.

પ્રણમી શ્રી ગુરુરાજ આજ, જિનમંદિર કેરો; પુન્ય ભણી કરશું સફલ, જિનવચન ભલેરો. ૧. દેહરે જાવા મન કરે, ચોથ તણું ફલ પાવે; જિન જુહારવા ઉઠતાં છઠ્ઠ પોતે આવે, ૨. ૨. જઈશું જિનવર ભણી એ, માર્ગ ચાલંતા હોવે દ્વાદશ તણું પુન્ય ભક્તિ માલંતા. ૩. અર્ધ પંથ જિનવર તણો એ, પંદરે ઉપવાસ; દીઠો સ્વામી તણો ભુવન, લહીએ એક માસ. ૪. જિનવર પાસે આવતા, છમાસી ફલ સિદ્ધ, આવ્યા જિનવર બારણે, વર્ષી તપ ફલ લીધ. ૫. સો વર્ષ ઉપવાસ પુણ્ય, જે પ્રદક્ષિણા દેતાં; સહસ વર્ષ ઉપવાસ પુણ્ય, જે નજરે જોતાં. ૬. ફલ ઘણો ફૂલની માલ, પ્રભુ કંઠે ઠવતાં; પાર ન આવે ગીત નાદ, કેરાં ફલ થુણતાં. ૭. શિરપૂજી પૂજા કરો એ, સુર ધૂપ તણો ધૂપ, અક્ષત સાર તે અક્ષય સુખ, દીપ તનુરૂપ. ૮. નિર્મલ તન મને કરી એ થુણતાં ઈંદ્રિ જગીશ, નાટક ભાવના ભાવતાં, પામે પદવી જગીશ ૯. જિનવરભક્તિ વલી એ, પ્રેમે પ્રકાશી, સુણી શ્રી ગુરુ વયણ સાર, પૂર્વ ઋષિ ભાખી. ૧૦. અષ્ટ કર્મને ટાળવા, જિનમંદીર જઈશું, ભેટી ચરણ ભગવંતના, હવે નિર્મલ થઈશું. ૧૧. કીર્તિવિજય ઉવજ્ઝાયનો, વિનય કહે

કર જોડ, ફલ હોજો મુજ વિનતિ, જિન સેવાનું કોડ. ૧૨.

## ૨૯ શ્રી પરમાત્મા ચૈત્યવંદન.

૩

પરમેશ્વર પરમાતમા, પાવન પરમિટ્ઠ; જય જગગુરૂ દેવાધિદેવ, નયણે મેં દીઠ. ૧. અચળ અકળ અવિકારસાર, કરુણા રસસિંધુ; જગતીજન આધાર એક, નિઃકારણ બંધુ. ૨. ગુણ અનંત પ્રભુ તાહરાએ, કીમહી કળ્યા ન જાય; રામપ્રભુ જિનધ્યાનસે, ચિદાનંદ સુખ થાય. ૩.

૪

જય જય શ્રી જિનરાજ આજ, મળીયો મુજ સ્વામી; અવિનાશી અવિકાર સાર, જગ અંતરજામી. ૧. રૂપારૂપી ધર્મ દેવ, આતમ આરામી; ચિદાનંદ ચેતન અચિંત્ય, શિવલીલા પામી. ૨. સિદ્ધબુદ્ધ તુજ વંદતા, સકલ સિદ્ધ વર બુદ્ધ; રમો પ્રભુ ધ્યાને કરી, પ્રગટે આતમ રીદ્ધ. ૩. કાળ બહુ થાવર ગ્રહ્યો, ભમીઓ ભવમાંહિં વિકલેંદ્રિ એળે ગયો, પણ થિરતા નહિ ક્યાંહિ. ૪. તિરિયપંચેંદ્રિય દેવમાં, વળી કરમે હું આવ્યો; કરી કુકર્મ નરકે ગયો, તુમ દરિશન નવિ પાયો. ૫. એમ અનંત કાળે કરીએ, પામ્યો નર અવતાર; હવે જગ તારક તુંહી મળ્યો, ભવજળ પાર ઉતાર. ૬.

૫

તુજ મૂરતિને નિરખવા, મુજ નયણાં તલસે; તુજ ગુણ ગણને બોલવા, રસના મુજ હરખે. ૧. કાયા અતિ આનંદ મુજ, તુમ યુગ પદ ફરસે, તો સેવક તાર્યા વિના, કહો કિમ હવે સરસે. ૨. એમ જાણીને સાહિબાએ, નેક નજર મોહી જોય; જ્ઞાનવિમલ પ્રભુ નજરથી, તેહશું જે નવિહોય. ૩.

## ૩૦ એકસો સિત્તરજિનનું ચૈત્યવંદન.

સોળે જિનવર શામળા, રાતા ત્રીશ વખાણું; લીલા મરકત મણિ સમા, આડત્રિશે ગુણ ખાણું. ૧. પીળા કંચન વર્ણ સમા, છત્રીશે જિનચંદ; શંખવરણ સોહામણું, પચાશે સુખકંદ. ૨. સીત્તેર સો જિન વંદિયે એ, ઉત્કૃષ્ટા સમકાલ; અજિતનાથ વારે હુવા, વંદુ થઈ ઉજમાલ. ૩. નામ જપંતાં જિન તણું, દુર્ગતિ દૂરે જાય; ધ્યાન ધ્યાતાં પરમાત્મનું, પરમ મહોદય થાય. ૪. જિન વર નામે જશ ભલો, સફળ મનોરથ સાર; શુદ્ધ પ્રતિતી જિન તણી, શિવ સુખ અનુભવ ધાર. ૫.

## ૩૧ ચોવીશ જિનના વર્ણનું ચૈત્યવંદન.

પદ્મપ્રભુ ને વાસુપૂજ્ય, દો રાતા કહીએ; ચંદ્રપ્રભુ ને સુવિધિનાથ; દો ઉજ્જવલ લહીએ. ૧. મલ્લિનાથ ને પાર્શ્વનાથ, દો નીલા નિરખ્યા; મુનિસુવ્રત ને નેમનાથ, દો અંજન સરિખા. ૨. સોળે જિન કંચન સમા એ, એવા જિન ચોવીશ; ધીરવિમળ પંડિતતણો, જ્ઞાનવિમલ કહે શિષ્ય. ૩.

## ૩૨ ચોવીશ જિનના લંછનનું ચૈત્યવંદન.

ઋષભ લંછન ઋષભ દેવ, અજિત લંછન હાથી, સંભવ લંછન ઘોડલો, શિવપુરનો સાથી ૧. અભિનંદન લંછન કપિ; ક્રૌંચ લંછન સુમતિ; પદ્મ લંછન પદ્મપ્રભુ, વિશ્વદેવ સુમતિ. ૨. સુપાર્શ્વ લંછન સાથીઓ, ચંદ્રપ્રભુ લંછન ચંદ્ર, મગર લંછન સુવિધિ પ્રભુ, શ્રીવચ્છ શીતળ જિણંદ. ૩. લંછન ખડ્ગી શ્રેયાંસને, વાસુપૂજ્યને મહિષ; સૂવર લંછન વિમલદેવ, ભવિયા તે નમો શિષ. ૪. સિંચાણો જિન અનંતને, વજ્ર લંછન શ્રીધર્મ; શાંતિ લંછન મૃગલો, રાખે ધર્મનો મર્મ. ૫. કુંથુનાથ જિન બોકડો, અરજિન નંદાવર્ત્ત, મલ્લિકુંભ વખાણીએ, સુવ્રત કચ્છપ વિખ્યાત. ૬. નમિજિનને નીલું કમલ, પામીએ પંકજ માંહિ, શંખ લંછન પ્રભુ નેમજી, દીસે ઉંચે આંહી. ૭. પાર્શ્વનાથને ચરણે સર્પ, નીલ વરણ શોભિત; સિંહ લંછન કંચન તનુ–વર્ધમાન વિખ્યાત. ૮. એણીપરે લંછન ચિંતવીએ, ઓળખીએ જિનરાય, જ્ઞાનવિમલ પ્રભુ સેવતાં લક્ષ્મીરતન સૂરિરાય. ૯.

## ૩૩ શ્રી સિદ્ધ પરમાત્માનું ચૈત્યવંદન.

૧

ઉદધિસુતા સુત તાસ રિપુ, વાહન સંસ્થિત ભાલ, બાલ જાણી નિજ દીજીએ, વચન વિલાસ રસાલ. ૧. અજ અવિનાશી અકલજે, નિરાકાર નિરાધાર; નિર્મમ નિર્ભય જે સદા, તાસ ભક્તિ ચિત્તધાર. ૨. જન્મ જરા જાકું નહીં, નહીં શોક સંતાપ, સાદિ અનંત સ્થિતિ કરી, સ્થિતિ બંધન રુચિ કાય. ૩. નીજે અંશ રહિતશુચિ, ચરમપિંડ અવગાહ, એક સમય સમશ્રેણિએ, અવિચળ થયો શિવનાર. ૪. સમ અસ વિષમપણેકરી, ગુણપર્યાય અનંત; એક એક પરદેશમેં, શક્તિ સુજગ મહંત. ૪. રૂપાતીત વ્યતીત મલ, પૂર્ણાનંદી ઈશ, ચિદાનંદ તાકુંનમત, વિનય સહિત નિજ શિષ. ૬.

૨

સિદ્ધ સકલ સમરું સદા, અવિચલ અવિનાશી; થાશે તે વળી થાય છે, થયા અકર્મ વિનાશી. ૧. લોકાલોક પ્રકાશભાસ, કહેવા કોણ સુરો; સિદ્ધ બુદ્ધ પારંગત, ગુણથી નહિં અધુરો. ૨. અનંતસિદ્ધ એણી પરે નમું એ, વળી અનંત અરિહંત, જ્ઞાન વિમલ ગુણ સંપદા, પામ્યા તે ભગવંત. ૩.

## ૩૪ બીજનું ચૈત્યવંદન

દુવિધ ધર્મ જિણે ઉપદિશ્યો, ચોથા અભિનંદન; બીજે જન્મ્યા તે પ્રભુ, ભવદુઃખ નિકંદન. ૧ દુવિધ ધ્યાન તુમે પરિહરો, આદરો દોય ધ્યાન; એમ પ્રકાશ્યું સુમતિજિને તે ચવિયા બીજદિન ૨. દોય બંધન રગદ્વેષ, તેહને ભવિ તજીએ; મુજપરે શીતળજિન કહે, બીજદિન શિવ ભજીએ. ૩. જીવાજીવ પદાર્થનું, કરો નાણ સુજાણ; બીજદિન

વાસુપૂજ્ય પરે, લહો કેવલનાણ. ૪. નિશ્ચય નય વ્યવહાર હોય, એકાંત ન ગ્રહીએ; અરજિન બિજદિને ચ્યવી, એમ જિન આગળ કહીયે. ૫. વર્તમાન ચોવીશીએ, એમ જિનકલ્યાણ; બીજદિને કેઈ પામિયા, પ્રભુ નાણ નિર્વાણ. ૬. એમ અનંત ચોવીશીએ હુઆ બહુ કલ્યાણ; જિન ઉત્તમ પદપદ્મને, નમતાં હોય સુખ ખાણ. ૭.

## ૩૫ જ્ઞાન પંચમીનું ચૈત્યવંદન.

ત્રિગડે બેઠા વીરજિન, ભાંખે ભવિજન આગે; ત્રિકરણશું ત્રિહું લોકજન, નિસુણો મનરાગે. ૧. આરાહો ભલી ભાતસેં, પાંચમ અજુઆળી; જ્ઞાન આરાધન કારણે, એહજ તિથિ નિહાળી. ૨. જ્ઞાન વિના પશુસારિખા, જાણો એણે સંસાર; જ્ઞાનઆરાધનથી લહે, શિવપદસુખ શ્રીકાર. ૩. જ્ઞાન રહિત કિરિયા કહી; કાશ કુસુમ ઉપમાન, લોકાલોકપ્રકાશકર, જ્ઞાન એક પરધાન. ૪. જ્ઞાની શ્વાસોશ્વાસમાં, કરે કર્મનો છેહ; પૂર્વ કોડી વરસાં લગે, અજ્ઞાની કરે તેહ. ૫. દેશઆરાધક ક્રિયા કહી, સર્વઆરાધક જ્ઞાન; જ્ઞાનતણો મહિમા ઘણો, અંગ પાંચમે ભગવાન. ૬. પંચ માસ લઘુ પંચમી, જાવ જીવ ઉત્કૃષ્ટી; પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભ દૃષ્ટી. ૭. એકાવનહિ પંચનો, કાઉસ્સગ્ગ લોગસ્સ કેરો; ઉજમણું કરો ભાવશું, ટાળે ભવફેરો. ૮. એણિ પેરે પંચમી આરાહીએ એ, આણી ભાવ અપાર; વરદત્ત ગુણમંજરી પરે, રંગવિજય લહો સાર.

૨

શ્રી સૌભાગ્ય પંચમી તણો, સયલ દિવસ શિણગાર; પાંચે જ્ઞાનને પૂજીયે, થાય સફલ અવતાર. ૧. સામાયિક પોસહ વિષે, નિરવદ્ય પૂજા વિચાર; સુગંધ ચુરણાદિક થકી, જ્ઞાન ધ્યાન મનોહાર. ૨. પૂર્વ દિશે ઉત્તર દિશે, પીઠ રચી ત્રણ સાર; પંચ વરણ જિન બિંબને, સ્થાપી જે સુખકાર. ૩. પંચ પંચ વસ્તુ મેલવી, પૂજા સામગ્રી જોગ, પંચવરણ કલશા ભરી, હરીયે દુઃખ ઉપભોગ ૪. યથાશકિત પૂજા કરો, મતિ જ્ઞાનને કાજે; પંચ જ્ઞાનમાં ધુરે કહ્યું, શ્રી જિન શાસન રાજે. ૫. મતિશ્રુત વિણ હોવે નહિ, અવધિ પ્રમુખ મહાજ્ઞાન; તે માટે મતિ ધુરે કહ્યું, મતિશ્રુતમાં મતિ માન. ૬. ક્ષય ઉપસમ આવરણનો, લબ્ધિ હોયે સમ કાલે; સ્વામ્યાદિકથી અભેદ છે, પણ મુખ્ય ઉપયોગ કાલે. ૭. લક્ષણ ભેદે ભેદ છે, કારણ કારજ યોગે; મતિ સાધન શ્રુત સાધ્ય છે, કંચન કળશ સંયોગે. ૮. પરમાતમ પરમેસરુ એ, સિદ્ધ સયલ ભગવાન; મતિ જ્ઞાન પામી કરી, કેવલ લક્ષ્મી નિધાન. ૯.

૩

શ્રી જિન ચઉ નાણી થઇ, શુકલ ધ્યાન અભ્યાસે; અતિશય અતિશય આત્મરૂપ, ક્ષણ ક્ષણ પ્રકાશે. ૧. નિદ્રા સ્વપ્ન જાગર દશા, તે સવિ દુરે હોવે; ચોથી ઉજાગર દશા, તેહનો અનુભવ જોવે. ૨. ક્ષપકશ્રેણિ આરોહિયાએ, અપૂર્વ શક્તિ સંયોગે; લહી ગુણ ઠાણું બારમું; તુરીય કષાય વિયોગે. ૩. નાણ દંસણ આવરણ મોહ, અંતરાય ઘનઘાતી; કર્મ દુઃખ ઉચ્છેદીને, થયા પરમાતમ જાતી. ૪. હોય ધર્મ સવિ વસ્તુના, સમયાંતર

ઉદયાગ; પ્રથમ વિશેષ પણે અછે, બીજે સામાન્ય સંયોગ. ૫. સાદિ અનંત ભાગે કરીએ દર્શન જ્ઞાન અનત; ગુણ ઠાણું લહી તેરમું, ભાવ જિણુંદ જયવંત. ૬. મૂલ પયડિનો એક બંધ, સત્તા ઉદયે ચાર; ઉત્તર પયડિનો એક બધ, તેમ ઉદયે રહે બાયાલ. ૭. સત્તા પંચાશી તણીએ, કર્મ જેહવાં રજ્જુ છાર; મન વચ કાયા યોગ જાસ, અવિચળ અવિકાર. ૮. સયોગી કેવલી તણી એ, પામી દશાએ વિચરે; અક્ષય કેવલ જ્ઞાનના, વિજય લક્ષ્મી ગુણ ઉચ્ચરે. ૯.

૪

યુગલા ધર્મ નિવાર આદ્ય, આદિમ અરિહંત; શાંતિકરણ શ્રી શાંતિનાથ, જય કરુણાવંત. ૧. નેમિનાથ બાવીશમા, બાળ થકી બ્રહ્મચારી; પ્રગટ પ્રભાવિ પાર્શ્વદેવ, રત્નત્રય ધારી. ૨. વર્ત્તમાન શાસન ધણીએ, વર્દ્ધમાન જગદીશ; પાંચે જિનવર પ્રણમતાં, વાધે જગમાં જગીશ. ૩. જન્મ કલ્યાણક પંચ રૂપ, સોહમપતિ આવે; પંચ વર્ણ કલશે કરી, સુરગિરિ નવરાવે. ૪. પંચ સાખ અંગુઠડે, અમૃત સંચારે; બાલપણે જિનરાજ કાજ, એમ ભક્તિશું ધારે. ૫. પંચ ધાવ પાલીજતે, જોવન વય પાવે; પંચ વિષય નિવ વેલી તોડી, સજમ મન ભાવે. ૬. છંડી પંચ પ્રમાદ પંચ; ઇંદ્રિય બળ મોડી; પંચ મહાવ્રત આદરે, દેઇ ધન કોડી. ૭. પંચાચાર આરામમાં, પામ્યા પંચમ જ્ઞાન; પંચ દેહ વર્જિત થયા, પંચ હ્રસ્વાક્ષર માન. ૮. પંચમી ગતિ ભરતાર તાર, પૂરણ પરમાનંદ; પંચમી તપ આરાધતાં, ક્ષમા વિજય જિનચંદ. ૯.

૫

શ્યામલવાન સોહામણા, શ્રી નેમિ જિનેશ્વર; સમવસરણ બેઠા કહે, ઉપદેશ સોહંકર. ૧. પંચમી તપ આરાધતાં, લહે પંચમનાણ; પાંચ વરસ પંચ માસનો, એ છે તપપરિણામ. જિમવરદત્ત ગુણમંજરીએ, આરાધ્યો તપ એહ, જ્ઞાન વિમલ ગુરુ એમ કહે, ધન ધન જગમાં તેહ. ૩.

## ૩૬ અષ્ટમી તિથિનું ચૈત્યવંદન.

૧

મહાશુદિ આઠમને દિને, વિજયા સુત જાયો; તેમ ફાગણ શુદિ આઠમે, સંભવ ચવિ આયો. ૧. ચૈતર વદની આઠમે, જન્મ્યા ઋષભ જિણંદ; દીક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનિચંદ. ૨, માધવ શુદિ આઠમ દિને, આઠ કર્મ કર્યાં દૂર અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપુર. ૩. એહીજ આઠમ ઉજળી, જન્મ્યા સુમતિ જિણંદ; આઠ જાતિ કલશે કરી, ન્હવરાવે, સુરઇંદ. ૪. જન્મ્યા જેઠ વદિ આઠમે, મુનિસુવ્રતસ્વામી; નેમ અષાઢ શુદિ આઠમે અષ્ટમી ગતિ પામિ. ૫. શ્રાવણ વદી આઠમે, નમિ જન્મ્યા જગભાણ; તેમ શ્રાવણ શુદિ આઠમે, પાસજીનું નિર્વાણ. ૬. ભાદરવા વદિ આઠમ દિને, ચવિયા સ્વામી સુપાસ; જિ ઉત્તમ પદ પદ્મને, સેવ્યાથી શિવવાસ. ૭.

૨

આઠ ત્રિગુણ (૨૪) જિનવરતણી, નિત્ય કીજે સેવા; વહાલી સુજમન અતિ ઘણી, જેમ ગજ મનરેવા. ૧. પ્રતિહારજ આઠશું, ઠકુરાઈ છાજે, આઠે મંગળ આગળે, જેહને વળી રાજે. ૨, ભાંજે ભય આઠમોટકા એ, આઠ કર્મ કરે દૂર, આઠમ દિન આરાધતાં, જ્ઞાનવિમલ ભરપુર. ૩.

## ૩૭ મૌન એકાદશીનું ચૈત્યવંદન

૧

શાસનનાયકવીરજી, પ્રભુ કેવલ પાયો; સંઘ ચતુર્વિધ સ્થાપવા, મહસેનવન આયો. ૧. માધવ સિત એકાદશી, સોમલ દ્વિજ યજ્ઞ; ઇંદ્રભુતિઆદે મળ્યા; એકાદશ વિજ્ઞ. ૨. એકાદશસેં ચઉ ગુણો, તેહનો પરિવાર; વેદઅરથ અવળો કરે, મન અભિમાન અપાર. ૩. જીવાદિકસંશય હરી, એકાદશ ગણધાર; વીરે સ્થાપ્યા વંદીએ, જિનશાસન જયકાર. ૪. મલ્લિજન્મ અર મલ્લિ પાસ, વર ચરણવિલાસી; ઋષભ અજિત સુમતિ નમિ, મલ્લિ ઘનઘાતિવિનાશી. ૫. પદ્મપ્રભ શિવવાસ પાસ, ભવભવના તોડી; એકાદશી-દિન આપણી, ઋદ્ધિ સઘળી જોડી. ૬. દશ ક્ષેત્રે તિહું કાળનાં, ત્રણસેં કલ્યાણ; વર્ષ અગ્યાર એકાદશી, આરાધો વર નાણ. ૭. અગીઆર અંગ લખાવીએ, એકાદશ પાઠાં; પૂંજણી ઠવણી વીંટણી, મસી કાગળ કાઠાં. ૮. અગિયાર અવ્રત છાંડવા એ, વહો પડિમા અગિયાર; ખિમાવિજય જિનશાસને, સફળ કરો અવતાર. ૯.

૨

શીત્રનાયક જગ જયો, વર્ધમાન જગ ઇશ; આતમહિતને કારણે, પ્રણમું પરમ મુનીશ. ૧. ખટ પરવી જેણે વર્ણવી, તેહમાં અધિકી જેહ; એકાદશી સમ કો નહી, આરાધો ગુણ ગેહ. ૨. માગસર સુદિ એકાદશી, આરાધો શિવવાસ; કલ્યાણક નેવું જિનતણાં, એક સો ને પચાસ. ૩. મહાયશ સર્વાનુભૂતિ, શ્રીધર નમિ મલ્લિ અરનાથ; સ્વયંપ્રભ દેવશ્રુત ઉદય, મલિયા શિવપુર સાથ. ૪. અકલંક શુભંકર સુપ્રતાપ, બ્રહ્મેન્દ્ર ગુણ ગાંગીક; સાંપ્રત મુનિ વિશિષ્ઠ જિન, પામ્યા પુન્યની નીક. ૫. સુમૃદુ વ્યક્ત કલાસત, અરણ્ય યોગ અયોગ; પરમ સુધારતિ નિકસે તેમ, પામ્યા શિવસંયોગ. ૬. સર્વાર્થ હરિભદ્ર મગધાધિપ, પ્રયચ્છ અક્ષોભ મલયસિંહ; દિનરૂક ધનદ પૌષધ તથા, જપતાં સફલી જિહ. ૭. પ્રલંબ ચરિત્ર નિધિ પ્રશમરાજિત, સ્વામિ વિપરીત પ્રસાદ; અઘટિત બ્રમણેન્દ્ર રુષભચંદ્ર, સમર્યા શિવ આસ્વાદ. ૮. દયાંત અભિનંદન રત્નેશનાથ, શ્યામકોષ્ટ મરુદેવ અતિપાર્શ્વ; નંદિષેણ વ્રતધર નિર્વાણ તથા, થાયે શિવસુખ આશ. ૯. સૌદર્ય ત્રિવિક્રમ નરસિંહ, ક્ષેમંત સંતોષિત કામનાથ; મુનિનાથ ચન્દ્રદાહ દિલાદિત્ય મલિયો શિવપુર સાથ. ૧૦. અષ્ટાહ્નિક વણિક ઉદયનાથ, તમો કંદ સાયકાક્ષ ખેમંત; નિર્વાણ રવિરાજ પ્રથમ, નમતાં દુઃખનો અંત. ૧૧. પુરૂરવાસ અવબોધ વિક્રમેંદ્ર; સુશાન્ત હરદેવ નંદિકેશ; મહામૃગેન્દ્ર અશોચિત ધર્મેન્દ્ર, સંભારો નામ જિનેશ. ૧૨.

અન્વવૂંદ કુટલિક વર્ધમાન, નંદિકેશ ધર્મચન્દ્ર વિવેક; કલાપક વિસોમ અરણુનઃથ, સમય' ગુણ અનેક. ૧૩. ત્રણે પદે ત્રણ ચોવીશીઓ, પદે પદે કોઠો જાણ; ચોથા પદમાં ભાવના, આરાધો ગુણખાન. ૧૪. દોઢસો કલ્યાણકતણો, ગુણનો એ મનોહાર; ચિત્ત આણીને આદરો, જિમ પામો ભવપાર. ૧૫. કળશ-જિનવર ગુણ માલા, પુન્યની એ પ્રનાલા; જે શિવસુખ રસાલા; પામિયે સુવિશાલા. ૧૬. જિન ઉત્તમ થુણીજે, પાદ તેહના નમીજે, નિજરૂપ સમરીજે, શિવલક્ષ્મી વરીજે. ૧૭.

## ૬૮ નવપદ ચૈત્યવંદનો

૧

શ્રી સિદ્ધચક્ર આરાધતાં, સુખ સંપત્તિ લહીએ; સુરતરુને સુરમણિથકી, અધિકજ મહિમા કહીએ. ૧. અષ્ટકર્મદાહિણ કરી, શિવમંદિર રહીએ; વિધિ શું નવપદ ધ્યાનથી, પાતિક સવિ દમીએ. ૨. સિદ્ધચક્ર જે સેવશે, એકમના નર નાર; મનવાંછિત ફળ પામશે, તે ત્રિભુવન મોઝાર. ૩. અંગદેશ ચંપાપુરી, તસ કેરો ભૂપાલ; મયણા સાથે તપ તપે, તે કુંવર શ્રીપાલ. ૪. સિદ્ધચક્રજીના ન્હવણ થકી, જસ નાઠારોગ; તત્ક્ષણ ત્યાંથી તે લહે, શિવસુખ સંજોગ. ૫. સાતસે કોઢી હતા, હુવા નિરોગી જેહ; સોવન વાને ઝળહળે, જેની નિરુપમ દેહ. ૬. તેણે કારણ તમે ભવિજનો, પ્રહ ઉઠી ભક્તે; આસો માસ ચૈત્ર થકી, આરાધો જુગતે. ૭. સિદ્ધચક્ર ત્રણ કાલના, વંદો વળી દેવ; પડિક્કમણું કરી ઉભય કાલ, જિનવર મુનિ સેવ. ૮. નવપદ ધ્યાન હૃદે ધરો, પ્રતિપાળો ભવિ! શીલ; નવપદે આંબિલ તપ તપો, જેમ હોય લીલમ લીલ. ૯. પહેલે પદ અરિહંતનો, નિત્ય કીજે ધ્યાન; બીજે પદ વળી સિદ્ધનો, કરીએ ગુણગ્રામ. ૧૦. આચારજ ત્રીજે પદે, જપતાં જયજયકાર; ચોથે પદ ઉવજ્ઝાયના, ગુણ ગાઉં ઉદાર. ૧૧. સરવ સાધુ વંદુ સહી, અઢીદ્વીપમાં જેહ; પંચમ પદમાં તે સહી, ધરજો ધરી સસ્નેહ. ૧૨.

૨

જો ધુરિ સિરિઅરિહંતમૂલદઢપીડપઈટ્ઠિઓ, સિદ્ધ-સૂરિ-ઉવ-જ્ઝાય-સાહુચિહુંપાસ ગરિટ્ઠિઓ દંસણ-નાણ-ચરિત્તતવહિ પડિસાહા-સુન્દરો, તત્તક્ખરસરવગ્ગલદ્ધિગુરુપય-દલદુંબરો, દિસિપાલજક્ખજક્ખિણીપમુહસુરકુસુમેહિં અલંકિઓ, સો સિદ્ધચક્કગુરુકપ્પતરુ અમ્હ મનવંછિયફલ દિઓ. ૧.

૩

ઉપ્પન્નસન્નાણમહોમયાણં, સપ્પાડિહેરાસણસંઠિયાણં; ઉદ્દેસણાણંદિયસજ્જણાણં, નમો નમો હોઉ સયા જિણાણં. ૧. સિદ્ધાણમાણંદરમાલયાણં, નમો નમોણંતચઉક્કયાણં; સૂરીણ દૂરીકયકુગ્ગહાણં, નમો નમો સૂરસમપ્પહાણં. ૨. સુત્તત્થવિત્થારણતપ્પરાણં, નમો નમો વાયગકુંજરાણં; સાહૂણ સંસાહિઅસંજમાણં, નમો નમો સુદ્ધદયાદમાણં, ૩. જિણુત્તતત્તે રુઇલક્ખણસ્સ નમો નમો નિમ્મલદંસણસ્સ; અન્નાણસંમોહતમોહરસ્સ, નમો નમો નાણદિવાયરસ્સ. ૪. આરાહિયખંડિયસક્કિઅસ્સ, નમો નમો સંજમ-

વીરિયસ્સ; કમ્મદુમોમ્મૂલણકુંજરસ્સ, નમો નમો તિવ્વતવોભરસ્સ. ૫. ઇય નવપયસિદ્ધં લદ્ધિવિજ્જાસમિદ્ધં, પયડિયસુરવગ્ગં હ્રીંતિરેહાસમગ્ગં, દિસવઈસુરસારં ખોણિપીઢાવ-યારં, તિજયવિજયચક્કં, સિદ્ધચક્કં નમામિ. ૬.

૪

સકળ મંગળ પરમ કમળા, કેલિ મંજુલ મંદિરં; ભવકોટિસંચિત પાપનાશન, નમો નવપદ જયકરં. ૧. અરિહંત સિદ્ધ સૂરીશ વાચક, સાધુદર્શન સુખકરં; વર જ્ઞાનપદ ચા-રિત્ર તપ એ, નમો નવપદ જયકરં. ૨. શ્રીપાળ રાજા શરીર સાજા, સેવતાં નવપદ વરં; જગમાંહિ ગાજા કીર્તિ ભાજા, નમો નવપદ જયકરં, ૩. શ્રી સિદ્ધચક્ર પસાય સંકટ, આપદા નાસે સવે; વળી વિસ્તરે સુખ મનોવાંછિત, નમો નવપદ જયકરં. ૪. આંબિલ નવ દિન દેવવંદન, ત્રણ ટંક નિરંતરં; બેવાર પડિક્કમણાં પલેવણ, નમો નવ પદ જયકરં. ૫. ત્રણ કાળ ભાવે પૂજીએ, ભવતારકં તીર્થંકરં; તિમ ગુણણું હોય હજાર ગણીએ, નમો નવપદ જયકરં. ૬. વિધિસહિત મન વચન કાયા, વશ કરી આરાધીએ; તપ વર્ષ સાઢાચાર નવ-પદ, શુદ્ધસાધન સાધીએ. ૭. ગદ કષ્ટ ચૂરે શર્મ પૂરે, યક્ષ વિમલેશ્વરવરં; શ્રી સિદ્ધ ચક્ર પ્રતાપ જાણી, વિજય વિલસે સુખભરં ૮.

૫

જીયંત રંગારિ જણે સુનાણે, સપ્પાડિ હેરાઈ સયપ્પહાણે; સંદેહ સંદોહ રયં હરંતે, ઝાએહ નિચ્ચં પિ જિણેરિહંતે. ૧. દુટ્ઠ કમ્માવરણપ્પમુક્કે, અનંત નાણાઇ સીરી ચઉક્કે; સમગ્ગ લોગગ્ગ પયપ્પસિદ્ધે, ઝાએહ નિચ્ચં પિ મણસ્સ સિદ્ધે. ૨. ન તં સુહં દેઇ પીયા ન માયા, જંદિંતિ જીવાણીહ સૂરીપાયા; તમ્હા હુ તે ચેવ સયા મહેહ, જં મુક્ખ સુક્ખાઈ લહું લહેહ. ૩. સુત્તત્થ સંવેગ મયસ્સુ એણં, સંખીર નીરામય વિસ્સુએણં; પીણંતિ જે તે ઉવઝાય રાએ, ઝાએહ નિચ્ચં પિ કયપ્પસાએ. ૪. ખંતે ય દંતે ય સુગુત્તિ ગુત્ત, મુત્તે પસંતે ગુણ જોગજુત્તે; ગયપ્પમાએ ગય મોહ માયે, ઝાએહ નિચ્ચં મુણિરાય પાએ. ૫. જં દવ્વ છક્કાય સુસદ્દહાણં, તં દંસણં સવ્વ ગુણપ્પહાણં; કુગ્ગાહિ વાહી ઉવયંતિ જેણ, જહા વિધેણ રસાયણેણં. ૬. નાણં પહાણં નય ચક્ક સિદ્ધં, તત્તાવ બોહીક્કયં પસિદ્ધં; ધરેહ ચિત્તાવસએ ફુરંત, માણિક્ક દિવોવ્વ તમો હરંતં. ૭ સુસંવરં મોહ નિરોહ સારં, પંચપ્પયારં વિગયાઇ યારં; મુલોત્તરાગેણ ગુણે પવિત્તં, પાલેહ નિચ્ચં પિ હુ સચ્ચરિત્તં. ૮. બજ્ઝં તહાસિંતર ભેય મેયં, કયાય દુબ્ભેય કુકમ્મ ભેયં; દુક્ખ ખયત્થં કય પાવ નાસં, તવં તવેહા ગમિયં નિરાસં. ૯

૬

પહેલે પદ અરિહંતના, ગુણ ગાઉં નિત્યે; બીજે સિદ્ધ તણા ઘણા, સમરો એક ચિત્તે ૧. આચારજ ત્રીજે પદે, પ્રણમો બિહુ કર જોડી; નમિયે શ્રી ઉવજ્ઝાયને, ચોથે મદ મોડી. ૨. પંચમ પદ સર્વસાધુનું, નમતાં ન આણો લાજ; એ પરમેષ્ઠિ પંચને, ધ્યાને અવિચળ રાજ. ૩. દંસણ શંકાદિક રહિત, પદ છટ્ઠે ધારો; સર્વ નાણપદ સાતમે, ક્ષણ એક ન

વિચારો. ૪. ચારિત્ર ચોખ્ખું ચિત્તથી, પદ અષ્ટમ જાપયે, સકળ ભેદ મિચ દાન ફળ, તપ નવમે તપિયે. ૫. એ સિદ્ધચક્ર આરાધતાં, પૂરે વંછિત કોડ; સુમતિવિજય કવિરાયનો, રામ કહે કર જોડ. ૬.

## ૩૮ શ્રી દીવાળીનું ચૈત્યવંદન.

૧

શ્રી સિદ્ધારથનૃપ કુલ તિલો, ત્રિશલા જશ માત; હરિ લંછન તનુ સાત હાથ, મહિમા વિખ્યાત. ૧. ત્રીસ વરસ ગૃહવાસ છંડી, લીયે સંયમ ભાર; બાર વરસ છદ્મસ્થ માન, લહી કેવલ સાર. ૨. ત્રીસ વરસ એમ સવિ મલી એ, બહોત્તર આયુ પ્રમાણ; દીવાલી દિન શિવ ગયા, કહે નય તેહ ગુણખાણ. ૩.

૨

મગધ દેશ પાવાપુરી, વીર પ્રભુજી પધાર્યા; સોળ પહોર દિયે દેશના, ભવિક જીવ તુમે તાર્યા. ૧. અઢાર ભેદે ભાવે ભણી, અમૃત જેવી વાણી, દેશના દેતા રયણીએ, પરણ્યા શિવરાણી. ૨. ઉઠો રાય દીવા કરો, અજુવાળો દીન એહ; આસો માસે કાર્તિકી, દીવાળી દિન એહ. ૩. મેરુ થકી ઇંદ્ર આવીયા, લેઈ હાથમાં દીવો; મેરૈયા તે કારણે, લોક કહે ચીરંજીવો. ૪. કલ્યાણક કર્યાં જેણે, ગરણું જે ગણશે; જાપ જપે જિનરાજનું, સૌ પુસ્તક નમશે. ૫. પહિલે દિન ગૌતમ નમું, પામ્યા કેવલજ્ઞાન; બાર સહસ ગરણું ગણે, તેથી કોડ કલ્યાણ. ૬. સુર નર વંદુ નિમંળા, ગૌતમને આપો; આચારજ પદ્દી થયા, સૌ સાખે સ્થાપો. ૭. જવાર પટોરાં તે કારણે, લોકાંતિક વ્યવહાર; બેને ભાઈ જમાડીયો, નંદિવર્ધન સાર. ૮. ભાવઠ બીજ તિહાં થઈ, વીરે જાણ્યું સાર; નયવિમલ સુખ સંપદા, મેરુ શિખર ઉવજ્ઝાય. ૯.

## ૩૯ શ્રી પર્યુષણ ચૈત્યવંદન.

૧

પર્વ પર્યુષણ ગુણ નીલો, નવ કલ્પ વિહાર; ચાર માસાન્તર થીર રહે, એહીજ અર્થ ઉદાર. ૧. આષાઢ શુદ ચઉદશ થકી, સંવત્સરી પચાસ; મુનિવર દિન સિત્તેરમે, પડિક્કમતાં ચૌમાસ. ૨. શ્રાવક પણ સમતા ધરી, કરે ગુરુના બહુમાન; કલ્પસૂત્ર સુવિહિત મુખે, સાંભળે એક તાન. ૩. જિનવર ચૈત્ય જુહારીયે, ગુરુભક્તિ વિશાલ; પ્રાયે અષ્ટ ભવાંતરે, વરીયે શિવ વરમાલ. ૪. દર્પણથી નિજ રૂપનો, જુવે સુદૃષ્ટિ રૂપ; દર્પણ અનુભવ અર્પણે, જ્ઞાન રમણ મુનિ ભૂપ. ૫. આતમ સ્વરૂપ વિલોકતાં એ, પ્રગટયો મિત્ર સ્વભાવ; રાય ઉદાયી ખામણાં, પર્વ પર્યુષણ દાવ. ૬. નવ વખાણ પૂજી સુણો શુક્લ ચતુર્થી સીમા; પંચમી દિને વાંચે સુણે, હોય વિરાધી નિયમા. ૭. એ નહી પર્વે પંચમી, સર્વ સમાણી ચોથે; ભવ ભીરુ મુનિ માનશે, ભાખ્યું અરિહા નાથે. ૮. શ્રુત કેવલી વયણા સુણી, લહી માનવ અવતાર; શ્રી શુભવીરને શાસને, પામ્યા જયજયકાર. ૯.

૨

નવ ચૌમાસી તપ કર્યાં, ત્રણ માસી દોય, દોય અઢી માસી કર્યાં, તીમ દોઢ

માસી હોય. ૧. અહોંત્તરે પાસક્ષમણ કર્યા, મ.સક્ષમણ કર્યા બાર; બે માસી તપ આદર્યાં, બાર અટ્ઠમ તપ સાર. ૨. ખટમાસી એક તેમ કર્યો, પણ દિન ઉણુ ખટ્માસ; બસેં ઓગણત્રીસ છઠ્ઠભક્ષા, દીક્ષા દિન એક ખાસ. ૩. ભદ્ર પ્રતિમા હોય તીમ, પારણુ દિન જાસ; દ્રવ્યાહાર પાન કર્યો, ત્રણુશેં ઓગણપચાસ. ૪. છદ્મસ્થ એણી પરે રહ્યા, સહ્યા પરિષહ ઘોર; શુક્લ ધ્યાન અનલે કરી, બાળ્યાં કર્મ કઠોર. ૫. શુક્લ ધ્યાન અંતર રહ્યા એ, પામ્યા કેવલનાણુ; પદ્મવિજય કહે પ્રણુમતાં, લહીએ નિત્ય કલ્યાણુ. ૬.

## ૪૦ શ્રી વીશ સ્થાનક તપનું ચૈત્યવંદન.

પહેલે પદ અરિહંત નમું, બીજે સર્વ સિદ્ધ; ત્રીજે પ્રવચન મન ધરો, આચાર્ય સિદ્ધ. ૧. નમો થેરાણું પાંચમે, પાઠક પદ છઠ્ઠે; નમો લોએ સવ્વ સાહૂણું, જે છે ગુણુ ગરિટ્ઠે. ૨. નમો નાણુસ્સ આઠમે, દર્શન મન ભાવો. વિનય કરો ગુણુવંતનો ચારિત્ર પદ ધ્યાવો. ૩. નમો બંભવય ધારિણું, તેરમે ક્રિયા જાણુ; નમો તવસ્સ ચૌદમે, ગોયમ નમો જિણાણું. ૪. સંયમ જ્ઞાન, સુઅસ્સને એ, નમો તિત્થસ્સ જાણી જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખખાણી. ૫.

## ૪૧ શ્રી વર્ધમાન તપનું ચૈત્યવંદન.

વર્ધમાન જિન ઉપદિશે, વર્ધમાન તપ સાર; કરવો ત્રિવિધ જોગે સદા, કઠિન કર્મ સંહાર. ૧. એકેકું આંબિલ વધે, યાવત્ શત પરિમાણુ: સાધિક ચૌદે વર્ષમાં પૂરણુ ગુણુમણિ ખાણુ. ૨. તપ મંદિરની ઉપરે એ, શોભે શિખર સમાન; ધર્મરત્ન તપસ્યા કરી, પામો પદ નિર્વાણુ. ૩.

## ૪૨ શ્રી રોહિણી તપનું ચૈત્યવંદન.

રોહિણી તપ આરાધીએ, શ્રી શ્રીવાસુપૂજ્ય; દુઃખ દોહગ દૂરે ટળે, પૂજક હોયે પૂજ્ય. પહેલ કીજે વાસક્ષેપ, પ્રહ ઉઠીને પ્રેમે; મધ્યાન્હે કરી ધોતીઆ, મન વચ કાય ખેમે. ૨. અષ્ટ પ્રકારની વિરચિએ, પૂજા નૃત્ય વાજિંત્ર; ભાવે ભાવના ભાવિએ, કીજે જન્મ પવિત્ર. ૩. ત્રિહું કાળે લઇ ધૂપ દીપ, પ્રભુ આગળ કીજે; જિનવર કેરી ભક્તિશું, અવિચલ સુખ લીજે. ૪. જિનવર પૂજા, જિન સ્તવન, જિનનો કીજે જાપ; જિનવર પદને ધ્યાઇએ. જિમ નાવે સંતાપ. ૫. કોડ કે ડ ફલ લીજીએ, ઉત્તર ઉત્તર ભેદ; માન કહે ઇણુ વિધ કરો, જિમ હોય ભવનો છેદ. ૬.

## શ્રી છન્નુ જિન ચૈત્યવંદન

### ઢાળ પહેલી

કેવલનાણિ શ્રી નિરવાણી, સાગર મહાજસ વિમલતે જાણી; સર્વાનુભૂતિ શ્રીધર ગુણુખાણી, દત્ત દામોદર વંદો પ્રાણી. ૧. સુતેજ સ્વામી મુનિસુવ્રત જાણી, સુમતિને શિવગતિ પંચમ નાણી; અસ્તાગ નમિસર અનિલ તે જાણી, જશોધર સેવો મનમાંહે આણી ૨. કૃતાર્થ જપતાં નવિહોવે હાણી, ધમીસર પામ્યા શિવપુર રાણી; શુદ્ધમતિ શિવંકર સ્પંદન ઠાણી, સંપ્રતિના ગુણુ ગાએ ઇંદ્રાણી ૩. વાચક મૂલા કહે ઉગતે ભાણી, સ્તવન ભણો

જિમ થાઓ નાણી; એ ચોવિસી નિત્ય નિત્ય ગાણી, મુક્તિ તણાં; સુખ લ્યો. પ્રાણી. ૪.

ઢાળ બીજી

આદિ અજિત જરે, સંભવ અભિનંદન ભણું; શ્રી સુમતિજ રે, પદ્મપ્રભુજીના ગુણ ગુણું, શ્રીસુપારસ રે, ચંદ્રપ્રભ જિન જાણીએ; સુવિધિ શીતલ રે, શ્રેયાંસ હરખે વખાણીએ. ૧. ત્રુટક ખંવખાણી એ શ્રી વાસુપૂજ્ય, વિમલ અનંત ધર્મ-શાંતિ એ, કુંથુ અરમલ્લિ મુનિસુવ્રત, નમિ નેમિ ધ્યાઉં ચિત્ત એ; શૂર ધીર પાર્શ્વ વીર, વર્તમાને જિનવરા, કર જોડી વાચક ભણે મૂલા, સ્વામી સેવક સુખકરા. ૨.

ઢાળ ત્રીજી

પદ્મનાભ સુરદેવ, સુપાર્શ્વ સ્વયંપ્રભ હોઈ; સર્વાનુભૂતિ દેવસુત, ઉદય પેઢાલ જ જોઇ. ૧. પોટિલ સ-કીર્તિ મુનિસુવ્રત અમમ નિઃકષાય; નિપુલાયક નિર્મમ, ચિત્રગુપ્ત વંદુપાય. ૨. સમાધિ સુસંવર જશોધર વિજય મલ્લદેવ, અનંતવીરજ ભદ્રંકૃત, તેહની કીજે સેવ. ૩. અનાગત જિનવર હોશે તેહના નામ; ભણે વાચકમૂલા, તેહને કરું પ્રણામ. ૪.

ઢાળ ચોથી

મહાવિદેહ પંચ મઝાર, પ્રત્યેકે જિન ચાર; સીમંધર જુગમંધર બાહુ, સુબાહુ એ સુખકાર. ૧. સુજાત સ્વયંપ્રભસ્વામી, ઋષભાનન લેહું નામી; અનંત વીરિય દેવ, સુરપભ કરું એ સેવ. ૨. વિશાલ વજ્રધર સાહુ, ચંદ્રાનન ચંદ્રબાહુ; ભુયંગ ઈશ્વર ગાઉં, નેમિ પ્રભુચિત્ત એ લાઉં. ૩. વીરસેન મહાભદ્ર વંદુ, દેવજસા દીઠે આનંદુ; અજિતવીરિય વંદન, શાશ્વતા ઋષભ ચંદ્રાનન. ૪. વર્ધમાન વારિષેણ ઇશ, એ હુઆ જિન ચોવીશ; એવા છન્નું એ જિનવર, વાચકમૂલા કહે સુખકર.

## ૪૩ શ્રી પદ્મવિજયજી કૃત ચૈત્યવંદન ચોવીશી.

### ૧. શ્રી ઋષભ જિન ચૈત્યવંદન

આદિ દેવ અલવેસરુ વિનીતાનો રાય; નાભિરાયા કુલ મંડણો, મરુદેવી માય. ૧. પાંચશે ધનુષની દેહડી એ, પ્રભુ પરમ દયાલ; ચોરાશી લખ્ખ પૂર્વનું, જસ આયુ સુવિશાલ. ૨. વૃષભ લંછનજિન વૃષધરુ એ, ઉત્તમ ગુણમણિ ખાણ; તસપદપદ્મ સેવન થકી, લહીએ અવિચલ ઠાણ. ૩.

### ૨. શ્રી અજિતનાથ ચૈત્યવંદન.

અજિતનાથ પ્રભુ અવતર્યો, વિનીતાનો સ્વામી; જિતશત્રુ વિજયા તણો, નંદન શિવ ગામી. ૧. બોંતેર લાખ પૂરવતણું, પાલ્યું જિણે આય; ગજ લંછન લછન નહિં, પ્રણમે સુર રાય. ૨. સાડા ચારશે ધનુષની એ, જિનવર ઉત્તમ દેહ; પાદ પદ્મ તસ પ્રણમીએ, જિમ લહીયે શિવ ગેહ. ૩,

### ૩ શ્રી સંભવનાથ ચૈત્યવંદન.

સાવત્થી નયરી ધણી, શ્રી સંભવનાથ; જિતારી [illegible] ા, ચલવે શિવ સા [illegible]

[illegible] સેના નંદન ચંદનો.. પૂજો ભવ અંગ; ચારશે ધનુ [illegible] પ્રભુસુ મ

૨. સાઠ લાખ પૂરવ તણું એ, જિનવર ઉત્તમ આય; તુરગ લંછન પદ પદ્મને, નમતાં સુખ થાય. ૩.

### ૪. શ્રી અભિનંદન ચૈત્યવંદન.

નંદન સંવર રાયનો; ચોથા અભિનંદન; કપિ લંછન વંદન કરો, ભવ દુઃખ નિકંદન, ૧. સિદ્ધારથ જસ માવડી, સિદ્ધારથ જિન રાય; સાઢા ત્રણસેં ધનુષ માન, સુંદર જસ કાય. ૨. વિનીતા વાસી વંદીયે એ, આયુ લખ પચાસ; પૂરવ તસ પદ પદ્મને, નમતાં શિવપુર વાસ. ૩.

### ૫. શ્રી સુમતિનાથ ચૈત્યવંદન.

સુમતિનાથ સુહંકરૂ, કોશલ્યા જસ નગરી; મેઘરાય મંગલા તણો, નંદન જિત વયરી. ૧. ક્રૌંચ લંછન જિન રાજિયો, ત્રણસેં ધનુષની દેહ; ચાલીસ લાખ પૂરવ તણું, આયુ અતિ ગુણગેહ. ૨. સુમતિ ગુણે કરી જે ભર્યાં એ, તર્યાં સંસાર અગાધ; તસ પદ પદ્મ સેવા થકી, લહો સુખ અવ્યાબાધ. ૩.

### ૬. શ્રી પદ્મપ્રભુ ચૈત્યવંદન

કોસંબી પુર રાજિયો, ધર નરપતિ રાય; પદ્મપ્રભ પ્રભુતા મયી; સુસિમા જસ માય. ૧. ત્રીસ લાખ પૂરવ તણું, જિન આયુ પાલિ; ધનુષ અઢીસેં દેહડી, સવિ કર્મને ટાલી. ૨. પદ્મ લંછન પરમેશ્વરૂ એ, જિન પદ પદ્મની સેવ; પદ્મવિજય કહે કીજીએ, ભવિ જન સહુ નિત્યમેવ. ૩.

### ૭. શ્રી સુપાર્શ્વનાથ ચૈત્યવંદન

શ્રી સુપાસ જિણંદ પાસ, ટાલ્યો ભવ ફેરો; પૃથિવી માતાને ઉરે, જાયો નાથ હુમેરો. ૧. પ્રતિષ્ઠિત સુત સુંદરૂ, વાણારસી રાય; વીશ લાખ પૂરવ તણું, પ્રભુજીનું આય. ૨. ધનુષ બસેં જિન દેહડી, સ્વસ્તિક લંછન સાર; પદ પદ્મે જસ રાજતો, તાર તાર ભવતાર. ૩.

### ૮. શ્રી ચંદ્રપ્રભ ચૈત્યવંદન

લખમણા માતા જનમીયો, મહસેન જસ તાય; ઉડુપતિ લંછન દીપતો, ચંદ્રપુરીનો રાય. ૧. દશ લાખ પૂરવ આઉખું, દોઢસો ધનુષની દેહ; સુરનરપતિ સેવા કરે, ધરતા અતિ સસનેહ. ૨. ચંદ્રપ્રભ જિન આઠમા એ, ઉત્તમ પદ દાતાર; પદ્મવિજય કહે પ્રણમીયે, મુજ પ્રભુ પાર ઉતાર. ૩.

### ૯. શ્રી સુવિધિનાથ ચૈત્યવંદન.

સુવિધિનાથ નવમા નમું, સુગ્રીવ જસ તાત; મગર લંછન ચરણે નમું, રામા રૂડી માત. ૧. આયુ બે લાખ પૂરવ તણું, શત ધનુષની કાય; કાકંદી નયરી ધણી, પ્રણમું પ્રભુ પાય. ૨. ઉત્તમ વિધિ જેહથી લહ્યો એ, તેણે સુવિધિ જિન નામ, નમતાં તસ પદ પદ્મને, લહીયે શાશ્વત ધામ. ૩.

### ૧૦. શ્રી શીતલનાથ ચૈત્યવંદન.

નંદા દૃઢરથ નંદનો, શીતલ શીતલનાથ, રાજા ભદ્દિલપુર તણો, ચલવે શિવ

સાથ. ૧. લાખ પૂરવનું આઉખું, નેવું ધનુષ પ્રમાણ; કાયા માયા ટાલીને, લહ્યા પંચમ નાણ. ૨. શ્રીવત્સ લંછન સુંદરુ એ, પદ્મ પદ રહે જાસ; તે જિનની સેવા થકી, લહીયે લીલ વિલાસ. ૩.

## ૧૧. શ્રી શ્રેયાંસ જિન ચૈત્યવંદન

શ્રી શ્રેયાંસ અગ્યારમા, વિષ્ણુ નૃપ તાય; વિષ્ણુ માતા જેહની, એંશી ધનુષની કાય. ૧. વરસ ચોરાશી લાખનું, પાળ્યું જેણે આય; ખડ્ગી લંછન પદકજે, સિંહપુરીનો રાય. ૨. રાજ્ય તજી દીક્ષા વરી એ, જિનવર ઉત્તમ જ્ઞાન, પામ્યા તસ પદ પદ્મને, નમતાં અવિચલ થાન. ૩.

## ૧૨. શ્રી વાસુપૂજ્ય ચૈત્યવંદન.

વાસવ વંદિત વાસુપૂજ્ય, ચંપાપુરી ઠામ; વાસુપૂજ્ય કુલચંદ્રમા, માતા જયા નામ. ૧. મહિષ લંછન જિન બારમા, સિત્તેર ધનુષ પ્રમાણ; કાયા આયું વરસ વલી, બહોંતેર લાખ વખાણ. ૨. સંઘ ચતુર્વિધ થાપિને એ, જિન ઉત્તમ મહારાય; તસ મુખ પદ્મ વચન સુણી, પરમાનંદી થાય. ૩.

## ૧૩. શ્રી વિમલનાથ ચૈત્યવંદન.

કંપિલપુર વિમલ પ્રભુ, શ્યામા માત મલ્હાર; કૃતવર્મા નૃપ કુલ નભે, ઉગમિયો દિનકાર. ૧. લંછન રાજે વરાહનું, સાઠ ધનુષની કાય; સાઠ લાખ વરસા તણું, આયુ સુખ સમુદાય. ૨. વિમલ વિમલ પોતે થયા એ, સેવક વિમલ કરેહ; તુજ પદ પદ્મ વિમલ પ્રત્યે, સેવું ધરી સ સનેહ. ૩.

## ૧૪. શ્રી અનંતનાથ ચૈત્યવંદન.

અનંત અનંત ગુણ આગરુ, અયોધ્યાવાસી; સિંહસેન નૃપ નંદનો, થયો પાપ નિકાસી. ૧. સુજસા માતા જનમિયો, ત્રીશ લાખ ઉદાર; વરસ આઉખું પાલીયું, જિનવર જયકાર. ૨. લંછન સીંચાણા તણું એ, કાયા ધનુષ પચાસ; જિન પદ પદ્મ નમ્યા થકી, લહિયે સહજ વિલાસ. ૩.

## ૧૫. શ્રી ધર્મનાથ ચૈત્યવંદન.

ભાનુનંદન ધર્મનાથ, સુવ્રતા ભલી માત; વજ્ર લંછન વજ્રી નમે, ત્રણ ભુવન વિખ્યાત. ૧. દશ લાખ વરસનું આઉખું, વપુ ધનુ પીસતાલીશ; રત્નપુરીનો રાજીયો, જગમાં જાસ જગીશ. ૨. ધર્મ મારગ જિનવર કહીએ, ઉત્તમ જન આધાર; તેણે તુજ પાદ પદ્મ તણી, સેવા કરું નિરધાર. ૩.

## ૧૬. શ્રી શાંતિનાથ ચૈત્યવંદન.

શાંતિ જિનેસર સોલમા, અચિરા સુત વંદો; વિશ્વસેન કુલ નભોમણિ, ભવિ જન સુખ કંદો. ૧. મૃગ લંછન જિન આઉખું, લાખ વરસ પ્રમાણ; હત્થિણાઉર નયરી ધણી, પ્રભુજી ગુણ મણિ ખાણ. ૨. ચાલીશ ધનુષની દેહડી એ, સમ ચઉરસ સંઠાણ; વદન પદ્મ જ્યું ચંદલો, દીઠે પરમ કલ્યાણ. ૩.

### ૧૭. શ્રી કુંથુનાથ ચૈત્યવંદન.

કુંથુનાથ કામિત દીએ, ગજપુરનો રાય; સિરિ માતા ઉરે અવતર્યો, સુર નરપતિ તાય. ૧. કાયા પાંત્રીશ ધનુષની, લંછન જસ છાગ; કેવલજ્ઞાનાદિક ગુણા, પ્રણમો ધરી રાગ. ૨. સહસ પંચાણું વરસનું એ, પાલી ઉત્તમ આય; પદ્મવિજય કહે પ્રણમીયે, ભાવે શ્રી જિનરાય. ૩.

### ૧૮. શ્રી અરનાથ ચૈત્યવંદન.

નાગપુરે અર જિનવરુ, સુદર્શન નૃપ નંદ; દેવી માતા જનમીયો, ભવિ જન સુખકંદ. ૧. લંછન નંદાવર્ત્તનું, કાયા ધનુષ ત્રીશ; સહસ ચોરાશી વરષનું, આયુ જાસ જગીશ. ૨. અરુજ અજર અજ જિનવરુ એ, પામ્યા ઉત્તમ ઠાણ; તસ પદ પદ્મ આલંબતાં, લહીયે પદ નિરવાણ. ૩.

### ૧૯. શ્રી મલ્લિજિન ચૈત્યવંદન.

મલ્લિનાથ ઓગણીશમા, જસ મિથિલાનયરી; પ્રભાવતી જશ માવડી, ટાલે કર્મ વયરી. ૧. તાત શ્રી કુંભ નરેસરુ, ધનુષ પચવીશની કાય; લંછન કલશ મંગલ કરું, નિર્મમ નિરમાય. ૨. વરસ પંચાવન સહસનું એ, જિનવર ઉત્તમ આય; પદ્મવિજય કહે તેહને, નમતાં શિવ સુખ થાય. ૩.

### ૨૦. શ્રી મુનિસુવ્રત જિન ચૈત્યવદન.

મુનિસુવ્રત જિન વીશમા, કચ્છપનું લંછન; પદ્મા માતા જેહની, સુમિત્ર નૃપ નંદન. ૧. રાજગ્રહી નગરી ધણી, વીશ ધનુષ શરીર; કર્મ નિકાચિત રેણુવ્રજ, ઉદ્દામ સમીર. ૨. ત્રીશ હજાર વરસ તણું એ, પાલી આયુ ઉદાર; પદ્મવિજય કહે શિવ લહ્યા, શાશ્વત સુખ નિરધાર. ૩.

### ૨૧. શ્રી નમિજિન ચૈત્યવંદન.

મિથિલાનયરી રાજીયો, વિપ્રા સુત સાચો; વિજયરાય સુત છોડીને, અવરા મત રાચો. ૧. નીલ કમલ લંછન લહું, પન્નર ધનુષની દેહ; નમિ જિનવરનું સોહતું, ગુણ ગણ મણિ ગેહ. ૨. દશ હજાર વરસ તણું એ, પાળ્યું પરગટ આય; પદ્મવિજય કહે પુણ્યથી, નમિયે તે જિનરાય. ૩.

### ૨૨. શ્રી નેમિનાથ ચૈત્યવંદન.

નેમિનાથ બાવીશમા, શિવાદેવી માય; સમુદ્રવિજય પૃથ્વી પતિ, જે પ્રભુના તાય. ૧. દશ ધનુષની દેહડી, આયુ વરસ હજાર; શંખ લંછન ધર સ્વામીજી, તજી રાજુલ નાર. ૨. શૌરીપુર નયરી ભલી એ, બ્રહ્મચારી ભગવાન; જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં અવિચલ થાન. ૩.

### ૨૩. શ્રી પાર્શ્વજિન ચૈત્યવંદન.

આશ પૂરે પ્રભુ પાસજી, ત્રોડે ભવ પાશ; વામા માતા જનમિયો, અહી લંછન જાસ. ૧. અશ્વસેન સુત સુખકરુ, નવ હાથની કાયા; કાશી દેશ વાણારસી, પુણ્યે પ્રભુ આયા. ૨. એકસો વરસનું આઉખું એ, પાલી પાર્શ્વ કુમાર; પદ્મ કહે મુક્તે ગયા,

નમતાં સુખ નિરધાર. ૩.

૨૪. શ્રી વર્ધમાનસ્વામિ ચૈત્યવંદન.

સિદ્ધારથ સુત વંદિયે. ત્રિશલાનો જાયો; ક્ષત્રિયકુંડમાં અવતર્યો, સુર નરપતિ ગાયો. ૧. મૃગપતિ લંછન પાઉલે, સાત હાથની કાય; બહોંત્તેર વરસનું આઉખું, વીર જિનેશ્વર રાય. ૨. ખિમાવિજય જિનરાયના એ, ઉત્તમ ગુણ અવદાત; સાત બોલથી વર્ણવ્યા, પદ્મવિજય વિખ્યાત ૩.

જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ કૃત ચૈત્યવંદન ચોવીશી.

૧. શ્રી ઋષભદેવ ચૈત્યવંદન.

આદિનાથ અરિહંત જિન, ઋષભદેવ જયકારી; સંઘ ચતુર્વિધ તીર્થને, સ્થાપ્યું જગ સુખકારી. ૧. પરમેશ્વર પરમાતમા, તનુયોગે સાકાર, અષ્ટકર્મ દૂરે કર્યાં, નિરાકાર નિર્ધાર. ૨. સાકારી અરિહંતજી એ, નિરાકારથી સિદ્ધ; બુદ્ધિસાગર ધ્યાવતાં, પ્રગટે આતમઋદ્ધિ. ૩.

૨. શ્રી અજિતનાથ ચૈત્યવંદન.

અજિત અજિતપદ આપતા, ભવ્યજીવને જેહ, પુરુષાર્થને ભાખતા, હેતુ મુખ્ય છે તેહ. ૧. જડપરિણામી યત્નથી, જડસાથે છે બન્ધ; શુદ્ધાત્મિકપરિણામના, પુરુષાર્થે નહિ બન્ધ. ૨. પુરુષાર્થશિરોમણિ એ, સહજયોગ શિરદાર; શુદ્ધાતમ ઉપયોગ છે, અજિત થવા નિર્ધાર. ૩.

૩. શ્રી સંભવનાથ ચૈત્યવંદન.

સંભવજિનને સેવતાં, સંભવતી નિજ ઋદ્ધિ; ક્ષાયિક નવ લબ્ધિ મળે, થતી આત્મની શુદ્ધિ. ૧. ઘાતીકર્મના નાશથી, અર્હન્ પદવી પામ્યા; આધિ વ્યાધિ ઉપાધિને, તુજ ધ્યાનારા વામ્યા. ૨. આતમા તે પરમાતમા એ, વ્યક્તિભાવે કરવા; સંભવજિન ઉપયોગથી, ક્ષણ ક્ષણ દિલમાં સ્મરવા. ૩.

૪. શ્રી અભિનંદન ચૈત્યવંદન.

બાહ્યાંતર અતિશય ધણી, અભિનંદન જિનરાજ; પ્રભુ ગુણગણને પામવા, અંતરમાં બહુ દાઝ. ૧. પ્રભુ ગુણ વરવા ભક્તિ છે. સાધ્ય એજ મન ધરવું; ઘટાટોપ શો ગુણ વિના, ગુણ પ્રાપ્તિમાં મરવું. ૨. પ્રભુગુણ પોતામાં છતા એ, આવિર્ભાવને કાજે; અભિનંદનને વંદતાં, પ્રકટ ગુણો થૈ છાજે. ૩.

૫. શ્રી સુમતિનાથ ચૈત્યવંદન.

સુમતિનાથ પંચમ પ્રભુ, સુમતિના દાતાર; સર્વવિશ્વનાયક વિભુ, અરિહંત અવતાર. ૧. સાત્વિકગુણની શક્તિથી, બાહ્યપ્રભુતા ધારી; ચિદાનંદ પ્રભુતા ભલી, આંતર નિત્ય છે પ્યારી. ૨. તુજમાં મનને ધારીને એ, નિઃસંગી થનાર; કર્મ કરે પણ નહીં કરે, તુજ ભક્તો નરનાર. ૩.

૬. શ્રી પદ્મપ્રભુ ચૈત્યવંદન.

નવધા ભક્તિથી ખરી, પદ્મપ્રભુની સેવા; સેવામાં મેવા રહ્યા, આપ બને જિનદેવા. ૧. નવધા ભક્તિમાં પ્રભુ, પ્રગટપણે પરખાતા; આઠ કર્મ પડદા હઠે, સ્વયં પ્રભુ સમજાતા. ૨.

પદ્મપ્રભુને ધ્યાવતાં એ પૂર્ણ સમાધિ થાય; હૃદય પદ્મમાં પ્રકટતા, આત્મપ્રભુજી જણાય. ૩

### ૭. શ્રી સુપાર્શ્વનાથ ચૈત્યવંદન.

સુપાર્શ્વનાથ છે આતમા, તીર્થંકર જિનરાજ; પાસે પ્રભુ સુપાર્શ્વતો, આતમ જગનો રાજ. ૧. આતમમાં પ્રભુ પાસ છે, બાહિર મૂર્ખો શોધે. અંતરમાં પ્રભુ ધ્યાનથી, જ્ઞાની જાણે બોધે. ૨. દ્રવ્યભાવથી વંદીએ એ, ધ્યાઇજે પ્રભુ પાસ; એકવાર પામ્યા પછી, ટળે નહીં વિશ્વાસ. ૩.

### ૮. શ્રી ચંદ્રપ્રભુ ચૈત્યવંદન.

આનંદ ચંદ્રની જ્યોતિથી, અનંત જ્ઞાનની જ્યોત; ચંદ્રપ્રભુ પ્રણમું સ્તવું, કરતા જગ ઉદ્યોત. ૧. અસંખ્ય ચંદ્રો ભાનુઓ, ઇન્દ્રો જેને ધ્યાય; પરબ્રહ્મ ચંદ્રપ્રભુ, જગમાં સત્ય સુહાય. ૨. શુદ્ધપ્રેમથી વંદતાં એ, અસંખ્ય ચંદ્રનો નાથ; બુદ્ધિસાગર આતમા, રાજે પ્રભુગત સાથ. ૩.

### ૯. શ્રી સુવિધિનાથ ચૈત્યવંદન.

સુવિધિનાથ સુવિધિ દિયે, આત્મશુદ્ધિનાં હેત; શ્રાવક સાધુ ધર્મ બે, તેના સહુ સંકેત. ૧ દ્રવ્ય-ભાવ વ્યવહાર ને, નિશ્ચય સુવિધિ બેશ; જૈનધર્મની જાણતાં, કરતાં રહે ન ક્લેશ ૨. શુદ્ધાતમ પરિણામમાં એ, સર્વસુવિધિ સમાય; આતમ સુવિધિનાથ થૈ ચિદાનંદમય થાય. ૩.

### ૧૦. શ્રી શીતલનાથ ચૈત્યવંદન.

આત્મિક ધર્મની શુદ્ધતા, કરીને શીતલનાથ; સર્વ લોક શીતલ કરો, સાચા શિવપુર સાથ. ૧. ધર્મ સુવિધિ આદરી, શીતલ થયા જિનેન્દ્ર, સમતાથી શીતલ પ્રભુ, આતમ સ્વયં મહેન્દ્ર. ૨. સમતા શીતલતા થકી એ, શીતલ પ્રભુ થવાય; બુદ્ધિસાગર આતમા, પૂર્ણાનંદ સુહાય. ૩.

### ૧૧. શ્રી શ્રેયાંસનાથ ચૈત્યવંદન.

સર્વ આત્મ શ્રેયો કર્યાં, શ્રી શ્રેયાંસ જિનંદ; આત્મશીતલતા ધારીને, ટાળ્યા ભવના ફંદ. ૧. ઉપશમ ક્ષયોપશમ અને, ક્ષાયિક ભાવે જેહ; સત્ય શ્રેયને પામતો, સર્વ ચેતન જ તેહ. ૨. શ્રીશ્રેયાંસ પ્રભુસંગો એ, નિજઆતમને કરવા; વંદો ધ્યાવો જિનજના, ધર ન જડની પરવા. ૩.

### ૧૨. શ્રી વાસુપૂજ્ય ચૈત્યવંદન.

[illegible] વાસુપૂજ્ય જિનદેવ; થયા હૃદયમાં જાણીને, કરો પ્રભુની [illegible] નિર્જરા [illegible] પૂજ્ય જિનરાજ; વાસુપૂજ્ય નિજ આતમા, કરશો [illegible] પ્રભુ સેવતાં રે, સ્વયં પ્રભુ જિન થાય; અનંત કેવલજ્ઞાનની [illegible] ૩.

### ૧૩. શ્રી વિમલનાથ ચૈત્યવંદન.

[illegible] આત્મવસ્તુ પ્રગટાવીને, નિર્મલ [illegible] વિમલ નિજ આતમા, થયા વિમલ જિનરાજ; પ્રભુ પેઠે નિજ

નિમલતા, કરવી એ છે કાજ. ૨ આત્માંનમલતા જે કરે એ, સ્વયં વિમલ તે થાય; વિમલ પ્રભુ આલંબને, વિમલપણું પ્રગટાય. ૩.

### ૧૪. શ્રી અનંતનાથ ચૈત્યવંદન.

વિમલાત્મા કરીને પ્રભુ, થયા અનત જિનેશ; અનંન જ્યોનિમંય વિભુ, નહીં રાગ ને દ્વેષ. ૧. અનત જીવન જ્ઞાનમય, આનંદ સહજ સ્વભાવે; દ્રવ્ય ક્ષેત્ર ને કાલથી, ભાવથી સત્ય સુહાવે ૨. અનત રત્નત્રયી વર્યા એ, અનત જિનવર દેવ; બુદ્ધિસાગર ભાવથી, કરવી ભક્તિ સેવ. ૩.

### ૧૫. શ્રી ધર્મનાથ ચૈત્યવંદન.

પન્નરમા શ્રી ધર્મનાથ, વદુ હર્ષોલ્લાસે; અનંત અતન ભાસિયો, કેવલજ્ઞાન પ્રકાશે. ૧. આત્મધર્મ છે આત્મમાં, જડનાં જડન ધર્મો, વસ્તુસ્વભાવે ધર્મ છે, સમજી ટાળો કર્મો. ૨. ચિદાનદ ધનંજ ખરો એ, ધર્મ ન તે જડમાંહ્ય, આત્મધર્મ જડ વિષયમાં, મળે ન આનંદ કયાંયે. ૩.

### ૧૬. શ્રી શાંતિનાથ ચૈત્યવંદન.

દર્શન જ્ઞાન ચારિત્રથી, સાચી શાન્તિ થાવે, શાંતિનાથ શાંતિ વર્યા, રત્નત્રયી સ્વભાવે. ૧ તિરોભાવ નિજ શાન્તિનો. આવિર્ભાવ જે થાય; શુદ્ધાતમ શાંતિ પ્રભુ, સ્વયં મુક્તિપદ પાય. ૨. બાહ્ય શાન્તિના અત છે એ, આતમ શાંતિ અનંત; અનુભવે જે આત્મમાં, પ્રભુપદ પામે સંત ૩

### ૧૭ શ્રી કુંથુનાથ ચૈત્યવંદન.

શુદ્ધ સ્વભાવે શાંતિને, પામ્યા કુંથુ જિનંદ, કુંથુનાથ નિજ આતમા, સમજે નહિ મતિમંદ. ૧. મનની ગતિ કુટિલ થતાં, વૈકુંઠ મુક્તિ પસે, ક્રોધાદિક દૂરે કરી, વર્તે હર્ષોલ્લાસે. ૨ બાહિરદૃષ્ટિ ત્યાગથી, આતમદૃષ્ટિયોગે, કુંથુનાથ ધ્યાવો સદા, નિજના નિજ ઉપયોગે. ૩.

### ૧૮. શ્રી અરનાથ ચૈત્યવંદન.

રાગદ્વેષાદિ હણી, થયા અરિહંત જેહ; અર જિનેશ્વર વંદતાં, કર્મ રહે નહીં રેહ. ૧. આત્મના ઉપયોગથી, રાગદ્વેષ ન હોય, સર્વ કાર્ય કરતા થકાં, કર્મ બંધ નહીં જોય. ૨. આત્મજ્ઞાન પ્રકાશથી એ, નિશ્ચયાતમ પલટાય; બુદ્ધિસાગર આત્મમાં, સહુ શક્તિ પ્રગટાય ૩.

### ૧૯. શ્રી મલ્લિનાથ ચૈત્યવંદન.

મલ્લ બની ભવરણવિષે, જીત્યા રાગ ને દ્વેષ; મલ્લિ પ્રભુ તેથી થયા, ટાળ્યા સર્વે કલેશ. ૧. રાગદ્વેષ ન જેહને, પરમાતમ તે જાણ; દેહ છતા વૈદેહી તે, કેવલી છે ભગવાન. ૨ મલ્લિનાથ પ્રભુ ધ્યાઇને એ, ભાવમલ્લતા પામી, કર્મ કરો પ્રારબ્ધથી, બની અંતર નિષ્કામી. ૩.

### ૨૦ શ્રી મુનિસુવ્રત ચૈત્યવંદન.

ભાવ મુનિસુવ્રતપણું, પ્રગટાવીને જેહ, મુનિસુવ્રત પ્રભુ જિન થયા, વંદુ તે ગુણગેહ. ૧. ક્ષાયિકભાવે આત્મમાં, ક્ષાયિક લબ્ધિ ધારી; મુનિસુવ્રતને વંદતાં, રહે ન જડની યારી. ૨. મુનિસુવ્રતપણું આત્મમાં એ, જાણી પામો ભવ્ય; મુનિસુવ્રત જિન ઉપદિશે,

એવું નિજ કર્તંવ્ય. ૩.

## ૨૧. શ્રી નમિનાથ ચૈત્યવંદન.

આતમમાં પ્રણમી પ્રભુ, થયા નમિ જિનરાજ; નમવું ઉપશમ ક્ષાયિકે, ક્ષયોપશમે સુખકાજ. ૧. નમ્યા ન જે તે ભવ ભમ્યા, નમી લહ્યા ગુણવૃંદ; નમિ પ્રભુએ ભાખિયું, સેવા છે સુખ કંદ. ૨. આતમમાં પ્રણમી રહી એ, સ્વયં નમિ ઘટ જોવે; ધ્યાનસમાધિ યોગથી, આત્મશક્તિ નહી ખોવે. ૩.

## ૨૨. શ્રી નેમિનાથ ચૈત્યવંદન.

બાવીશમા શ્રી નેમિનાથ, ઘોર બ્રહ્મવ્રત ધારી; શક્તિ અનંતી જેહની, ત્રણ ભુવન સુખકારી. ૧. ઇન્દ્ર ચન્દ્ર નાગેન્દ્રને, વાસુદેવો સર્વે; ચક્રવર્તિયો નેમિને, સેવે રહી અગર્વે. ૨. કૃષ્ણાદિક ભક્તો ઘણા એ, જેની સેવા સારે; એવા પરમેશ્વર વિભુ, સેવંતાં સુખ ભારે. ૩.

## ૨૩. શ્રી પાર્શ્વનાથ ચૈત્યવંદન.

પાર્શ્વનાથ પાસે પ્રભુ, આત્મ જ્ઞાનથી દેખે; જડવણ આતમ ભાનથી, પ્રગટ પ્રભુ નિજ પેખે. ૧. જલધિમાં તારો યથા, ખેલે સ્વેચ્છાભાવે, તથા જ્ઞાની જડ વસ્તુમાં, ખેલે જ્ઞાન સ્વભાવે. ૨. પંચ વર્ણની માટીને. ખાઇ બને છે શ્વેત; શંખની પેઠે જ્ઞાની બહુ, નિઃસંગી સંકેત. ૩. દેખે અજ્ઞાની બહિર, અંતર દેખે જ્ઞાની; જ્ઞાનીના પરિણામની, સાક્ષી કેવલજ્ઞાની. ૪. જ્ઞાનીને સહુ આસ્રવો.-સંવર રૂપે થાય; સંવર પણ અજ્ઞાનીને, આસ્રવ હેતુ સુહાય. ૫. પાર્શ્વ પ્રભુએ ઉપદિશ્યો એ, જ્ઞાન અજ્ઞાનનો ભેદ; બુદ્ધિસાગર આત્મમાં, જ્ઞાનીને નહીં ખેદ. ૬.

## ૨૪. શ્રી મહાવીર ચૈત્યવંદન.

પ્રભુ મહાવીર જગધણી, પરમેશ્વર જિનરાજ; શ્રદ્ધા ભક્તિ જ્ઞાનથી, સાર્યાં સેવક કાજ. ૧. કાલ સ્વભાવ ને નિયતિ, કર્મ ને ઉદ્યમ જાણ; પંચ કારણે કાર્યની,-સિદ્ધિ કથી પ્રમાણ. ૨. પુરુષાર્થ તેમાં કહ્યો. કાર્યસિદ્ધિ કરનાર; શુદ્ધાત્મા મહાવીર જિન, વંદું વાર હજાર. ૩. મહાવીર ધ્યાવતાંએ, મહાવીર આપોઆપ; બુદ્ધિસાગર વીરની, સાચી અંતર છાપ. ૪.

## ૪૫. ઉપાધ્યાય શ્રી ક્ષમાકલ્યાણજી પ્રણીત શ્રી ચૈત્યવંદન ચતુર્વિંશતિકા.

### ૧. શ્રી ઋષભ જિનેન્દ્ર ચૈત્યવંદનમ્.

(શાર્દૂલ વિક્રીડિત-છન્દઃ)

સદ્ભક્ત્યાનતમૌલિનિર્જરવરભ્રાજિષ્ણુ મૌલિપ્રભા, સંમિશ્રારુણદીપ્તિશોભિચરણામ્ભોજદ્વયઃ સર્વદઃ; સર્વજ્ઞઃ પુરુષોત્તમઃ સુચરિતો ધર્માર્થિનાં પ્રાણિનાં ભૂયાદ્ભૂરિવિભૂતયે મુનિપતિઃ શ્રીનાભિસૂનુર્જિનઃ. ૧. સદ્બોધોપચિતાઃ સદૈવ દધતા પ્રૌઢપ્રતાપશ્રિયો, યેનાજ્ઞાનતમોવિતાનમખિલં વિક્ષિપ્તમન્તઃ ક્ષણમ્; શ્રીશત્રુંજયપૂર્વશૈલશિખરં ભાસ્વાન્નિવોદ્ભાસયન્, ભવ્યામ્ભોજહિતઃ સ એવ જયતુ શ્રીમારુદેવપ્રભુઃ. ૨. યો વિજ્ઞાનમયો જગત્રયગુરુર્યં સર્વલોકાઃ શ્રિતાઃ, સિદ્ધિર્યેન વૃતા સમસ્તજનતા યસ્મૈ નતિં તન્વતે;

૩

શ્રીનેમિઃ પંચરૂપત્રિદશપતિકૃત પ્રાજ્ય જન્માભિષેક; શ્ચંચત્પંચાક્ષસત્તદ્વિરદમદભિદા પંચવક્ત્રોપમાનઃ; નિર્મુક્તઃ પંચદેહાઃ પરમસુખમય પ્રાસ્તકર્મ પ્રપંચઃ, કલ્યાણં પંચમીસત્તપસિ વિતનુતાં પંચમજ્ઞાનવાન્વઃ ૧. સંપ્રીણન્ સચ્ચકોરાન્ શિવતિલકસમઃ કૌશિકાનંદ મૂર્તિઃ, પુણ્યાબ્ધિ પ્રીતિદાયી સિતરુચિરિવયઃ સ્વીયગોભિસ્તમાંસિ; સાંદ્રાણિ ધ્વંસમાનઃ સકલકુવલયોલ્લાસ મુચ્ચૈશ્ચકાર, જ્ઞાનં પુષ્યાજ્જિનૌઘઃ સતપસિભવિનાં પંચમીવાસરસ્ય. ૨. પીત્વાનાનાભિધાર્થામૃતર-સમસમં યાંત્તિયાસ્યન્તિજગ્મુ, જીવા યસ્માદનેકે વિધિવદમરતાં-પ્રાજ્યનિર્વાણપુર્યામ્; યાત્વાદેવાધિદેવાગમદશમસુધાકુંડમાનંદહેતુ, સ્તત્પંચમ્યાસ્તપસ્યુદ્યતવિશદધિયાં ભાવિનામસ્તુ નિત્યમ્. ૩. સ્વર્ણાલંકાર વલ્ગ-મણિકિરણગણધ્વસ્ત નિત્યાંધકારા, હુંકારારાવદૂરીકૃત સુકૃત જનવ્રાતવિઘ્નપ્રચારા; દેવી-શ્રીઅંબિકાખ્યા જિનવરચરણાંભોજભૃંગીસમાના, પંચમ્યહ્નસ્તપોર્થં વિતરતુકુશલંધીમતાં સાવધાના. ૪.

## ૧૪ મૌનૈકાદશી સ્તુતિઃ

૧

અરસ્ય પ્રવ્રજ્યા નમિજિનપતેર્જ્ઞાનમતુલં, તથા મલ્લેર્જન્મવ્રતમપમલં કેવલમલં; વલક્ષૈકાદશ્યાં સહસિલસદુદ્દામમહસિ, ક્ષિતૌકલ્યાણાનાંક્ષપતિવિપદઃ પંચકમદઃ, ૧. સુપર્વેન્દ્ર શ્રેણ્યાગમનગમનૈર્ભૂમિવલયં, સદાસ્વર્ગંત્યાવા હુમહમિકયાયત્રસલયં; જિનાનામપ્યાપુઃ ક્ષણમતિસુખં નારકસદઃ, ક્ષિતૌકલ્યાણાનાં ક્ષપતિ વિપદઃ પંચકમદઃ. ૨. જિનાએવંયાનિ પ્રણિજગદુરાત્મીય સમયે, ફલંયત્કર્તૄણામિતિચ વિદિતં શુદ્ધ સમયે; અનિષ્ટારિષ્ટાનાં-ક્ષિતિરનુભવેયુર્બહુમુદઃ, ક્ષિતૌકલ્યાણાનાં ક્ષપતિ વિપદઃ પંચકમદઃ. ૩. સુરાઃ સેન્દ્રાઃ સર્વે સકલ જિનચન્દ્ર પ્રમુદિતા-સ્તથા ચ જ્યોતિષ્કાખિલ ભવનનાથાસમુદિતાઃ; સપો યત્કર્તૄણાં-વિદધતિ સુખં વિસ્મિતહૃદં, ક્ષિતૌકલ્યાણાનાં ક્ષપતિ વિપદઃ પંચકમદઃ. ૪.

૨

શ્રીભાગ્નેમિબભાષે જલશયસવિધે સ્ફુર્તિમેકાદશીયાં, માદ્યન્મોહાવનીન્દ્રપ્રશમનવિશિખઃ પંચબાણાચિંરણં; મિથ્યાત્વધ્વાન્તવાન્તૌ રવિ- કરનિકરસ્તીવ્રલોભાદ્રિવજ્રં, શ્રેયસ્તત્પર્વં વસ્તાતશિવસુખમિતિ વાંસુવ્ર-તશ્રેષ્ઠિનોઽભૂત્. ૧. ઇન્દ્રૈરભ્રભ્રમદ્ભિર્મુનિપગુણરસાસ્વાદનાનન્દપૂર્ણૈ-ર્દિવ્યદ્ભિસ્ફારહારૈર્લલિતવરવપુર્યષ્ટિભિ સ્વવંધૂભિઃ; સાર્દ્ધં કલ્યાણકૌઘો જિનપતિનવતેર્બિન્દુભૂતેન્દુસંખ્યો, યસ્મે યસ્મિન્ જગે તદ્ ભવતુ સુભવિનાં પર્વં સત્કર્મહેતુઃ. ૨. સિદ્ધાન્તાબ્ધિપ્રવાહઃ કુમતજનપદાન્ પ્લાવયન્ યઃ પ્રવૃત્તઃ, સિદ્ધિદ્વીપં નયન્ ધીધનમુનિવણિજઃ સત્યપાત્ર-પ્રતિષ્ઠાન્; એકાદશ્યાદિપર્વેન્દુમણિમતિદિશન્ધીવરાણાં મહાર્ઘ્યં, સજયાયામ્ભશ્ચ નિત્યં પ્રવિતરતુ સ નઃ સ્વપ્રતીરે નિવાસમ્. ૩. તત્પર્વોદ્યાપનાર્થં સમુદિતસુધિયાં શમ્ભુસંખ્યાપ્રમેયા-મુત્કૃષ્ટાં વસ્તુવીથીમભયદસદને પ્રાભૃતીકુર્વતાં તામ્; તેષાં સન્વ્યાક્ષપાદૈઃ પ્રલપિતમતિભિઃ પ્રેતભૂતાદિભિર્વા, દુષ્ટૈર્જન્યં ત્વજન્યં હરતુ દુરિતહૃન્યસ્તપાદામ્બિકાખ્યા. ૬.

## ૧૫ પંચતીર્થ સ્તુતિ

શ્રીશત્રુંજયમુખ્યતીર્થતિલકં શ્રીનાભિરાજાંગજં, વન્દે રૈવતશૈલમૌલિમુકુટં શ્રીનેમિનાથં તથા; તારંગેડપ્યજિતં જિનં ભૃગુપુરે શ્રીસુવ્રતં સ્તમ્ભને, શ્રીપાર્શ્વં પ્રણમામિ સત્યનગરે શ્રીવર્દ્ધમાનં ત્રિધા. ૧. વન્દેડનુત્તરકલ્પતલ્પભવને ગ્રૈવેયકવ્યન્તર–જ્યોતિષ્કામરમન્દરાદ્રિવસતીંસ્તીર્થં કરાનાદરાત્; જમ્બૂપુષ્કરધાતકીષુ રુચકે નન્દીશ્વરે કુણ્ડલે, યે ચાન્યેડપિ જિના નમામિ સતતં તાન્ કૃત્રિમાકૃત્રિમાન. ૨. શ્રીમદ્વીરજિનાસ્યપદ્મહ્રદતો નિર્ગત્ય તં ગૌતમં, ગંગાવર્તનમેત્ય યા પ્રબિભિદે મિથ્યાત્વવૈતાઢયકમ્; ઉત્પત્તિસ્થિતિસંહૃતિત્રિપથગા જ્ઞાનામ્બુદાવૃદ્ધિગા, સા મે કર્મમલં હરત્વવિકલં શ્રીદ્વાદશાંગી નદી. ૩. શક્રશ્ચન્દ્રરવિગ્રહાશ્ચધરણબ્રહ્મેન્દ્રશાન્ત્યમ્બિકા, દિક્પાલાઃ સકપર્દિગોમુખ–ગણિશ્ચક્રેશ્વરી ભારતી; યેડન્યે જ્ઞાનતપઃ ક્રિયાવ્રતવિધિશ્રીતીર્થયાત્રાદિષુ, શ્રીસંઘસ્ય તુરા ચતુર્વિધસુશસ્તે સન્તુ ભદ્રંકરાઃ. ૪.

## ૧૬ શ્રી સમવરણ ભાવગર્ભિત પાર્શ્વજિન સ્તુતિ.

(હરિગીત છંદઃ)

દ્રેંદ્રેંકિ ધપમપ ધુધુમિ ધોંધોં ધ્રસકિ ધર ધપ ધોરવમ્, દોંદોંકિ દોંદોં દાગિદદિ દાગિદદિકિ દ્રમાક દ્રણુ રણુ દ્રેણુવમ્; ઝઝિઝૂંકિ ઝૂં ઝૂં ઝૂણુણુ રણુ રણુ નિજકિ નિજજન રંજનમ્, સુરશૈલ શિખરે ભવતિ સુખદ પાર્શ્વ જિનપતિ મજ્જનમ્. ૧. કટ રેંગિતિ થોંગિનિ કિટતિ ગિગદ્દાં ધુધુકિ ધુટનટ પાટવમ્, ગુણુ ગુણુણુ ગુણુ ગણુ રણુકિ ણેંણેં ગુણુણુ ગુણુ ગણુ ગૌરવમ્; ઝઝિંઝેંકિ ઝૂં ઝૂં ઝૂણુણુ રણુ રણુ નિજકિ નિજ જન સર્જના, કલયન્તિ કમલા કલિત કલમલ મુકલમીસ મહેજિનઃ ૨. ઠાક ઠૂં કિ ઠૂં ઠૂં ઠહિ ઠહિકિ ઠહિ પટ્ટા તાડ્યતે, તલ લોંકિ લોં લોં ત્રેંખિ ત્રેંખિનિ ડેંખિ ડેંખિનિ વાદ્યતે; ઓં ઓંકિ ઓં ઓં થુંગિ થુંગિનિ ધોંગિ ધોંગિનિ કલરવે, જિન મત મનંતં મહિમ તનુતા નમતિ સુર નર મહોત્સવે. ૩. ખુદાંકિ ખુંદાં ખુખુદદિખુંદાં ખુખુડદિ દોં દોં અંબરે, ચાચપટ ચચપટ રણુકિ ણેં ણેં ઢણુણુ ડેં ડેં ડંબરે; તિહાં સરગમપધુનિ નિધપમગરસ સસ સસસ સુર સેવતા, જિન નાટય રંગે કુશલમુનિશં દિસતુ શાસન દેવતા. ૪.

## ૧૭ શ્રી આદીશ્વર સ્તુતિ.

(માલિની વૃત્ત)

જય વૃષભ જિનાભિ, સ્તુયશે નિમ્ન નાભિ–જંદિમર વિષ નાભિ–યઃ સુ પર્વાંગ નાભિ; મિહ કિલ સુહુ નાભિઃ, ક્ષોણિ ભૃત સુનુ નાભિ,–ર્ધૃત ભુવનમ નાભિઃ, ક્ષાન્તિ સંપત્કુ નાભિઃ. ૧. વિગલીન મજિનાનાં, નૌમિરાજીં જિનાનામ્ સરસજ નયનાનાં. પૂર્ણ ચંદ્રાનનાનામ્; ગજવર ગમનાનાં, વારિવાહ સ્વનાનામ્, હત મદ મદનાનાં. મુક્ત જીવાસનાનામ્. ૨. અવિકલ કલ તારા, પ્રાણનાથં સુ તારા, ભવ જલનિધિ તારા, સર્વદા વિઘ્ન તારા; સુર નર વિન તારા, ત્વાર્હંતિ ગીઅંતારા, દનવર તમિ તારા. જ્ઞાન લક્ષ્મી સુતારા. ૩. નયન જીત કુરંગિ, કંચુ ધારો ચિરંગિ, મિહ કિલ, સુહુ રંગિ, હેતુ ચિત્તાં

તરંગિ; સ્મૃતિઃ સુચિરમ્િ, દેવતાં ય સ્તુરગિ, કુરુત ઈમિ સુરગિં, લ્યાદિ કૃત બંધુ રંગી. ૪.

## ૧૮ શ્રી શાન્તિનાથ સ્તુતિ.

યદિ નિયતમ શાન્તિં, ને તુ મિચ્છોપશાન્તિં, તમભિલષિતુ શાન્તિં, તદ્-વિધાનાપ્તશાંતિં; મહત જગદશાન્તિં, જન્મ તુ પ્રાપ્ત શાન્તિમ્, નમત વિનત શાન્તિં, હે જના દેવ શાન્તિમ્. ૧.

બાકીની બીજી, ત્રીજી, અને ચોથી એ ત્રણ થોયો અનુક્રમે ઉપરની આદીનાથની બોલવી.

## ૧૯ શ્રી નેમિનાથ સ્તુતિ

જિત મદ નમં નેમે, તાનિ સન્નાથ નેમે, નિરુપમ શમ નેમે, યેન તુલ્યં વિનેમે; નિકૃત જલધિ નેમે, સીર મોહદ્રુ નેમે, પ્રણિ દધતિ ન નેમે, તં પશ અપ્ય નેમે. ૧.

બાકીની ત્રણ આદીનાથની બોલવી.

## ૨૦ શ્રી પાર્શ્વનાથ સ્તુતિ

અહિ પતિ વૃત પાર્શ્વં, છિન્ન સંમોહ પાશ્વમ્, દુરિત હરણ પાર્શ્વં, સતમ યક્ષ પાર્શ્વમ્; અશુભ તમ અપાર્શ્વં, ન્યકૃતામંશુ પાર્શ્વં, વિજિન વિપિન પાર્શ્વં, શ્રી જિનં નૌમિપાર્શ્વમ્. ૧.

બાકીની ત્રણ આદીનાથની બોલવી.

## ૨૧ શ્રી મહાવીર સ્વામી સ્તુતિ

૧

ત્રિદશ વિહિત માનં, સત્ત હસ્તાંગ માનં; દલિત મદન માનં, સદ્‌ગુણૈર્વર્દ્ધમાનમ્; દનવર તમિ માનં, ક્રોધ મત્સ્યસ્યમાનં, જિનવર મસમાનં, સંસ્તુવે વર્દ્ધમાનમ્. ૧.

બાકીની ત્રણ આદીનાથની બોલવી

વીરદેવં નિત્યં વંદે ૧. જૈનાઃ પાદા યુષ્માન્ પાન્તુ, ૨.
જૈનં વાક્યં ભૂયાદ્ ભૂત્યૈ, ૩. સિદ્ધાદેવી દદ્યાત્ સૌખ્યમ્. ૪

## ૨૨ શ્રી સીમંધર જિન સ્તુતિ.

૧

શ્રી સીમંધર સેવિત સુરવર, જિનવર જય જયકારીજી. ધનુષ્ય પાંચસેં કંચન-વરણી, મૂરતિ મોહનગારીજી; વિચરંતા પ્રભુ મહાવિદેહે, ભવિ જનને હિતકારીજી, પ્રહ ઉઠી નિત્ય નામ જપીજે, હૃદય કમલમાં ધારીજી. ૧. સીમંધર યુગબાહુ સુબાહુ, સુજાત સ્વયંપ્રભ નામજી, અનંત સુર વિશાલ વજ્રધર, ચંદ્રાનન અભિરામજી; ચંદ્ર ભુજંગ ઇશ્વર નેમિપ્રભ, વીરસેન ગુણ ધામજી, મહાભદ્રને દેવયશા વલી, અજિત કરૂં પ્રણામજી. ૨. પ્રભુ મુખ વાણી બહુ ગુણ ખાણી, મીઠી અમીય સમાણીજી, સૂત્ર અને અર્થે ગુંથાણી, ગણધરથી વીર વાણીજી; કેવલ નાણી બીજ વખાણી, શિવપુરની

નીશાણીજી, ઉલટ આણી દિલ માંહે જાણી, વ્રત કરો ભવિ પ્રાણીજી. ૩. પહેરી પટોલી ચરણાં ચોલી, ચાલીચાલ મરાલીજી, અતિ રૂપાલી અધર પ્રવાલી, આંખડલી અણીઆલીજી; વિઘ્ન નિવારી સાનિધ્યકારી, શાસનની રખવાલીજી, ધીરવિમલ કવિરાયનો સેવક, બોલે નય નિહાલીજી. ૩.

૨

શ્રી સીમંધર દેવ સુહંકર, મુનિ મન પંકજ હંસાજી; કુંથું અરજિન અંતરે જન્મ્યા, તિહુઅણુ જસ પરશંસાજી; સુવ્રત નમિ અંતર વળી દિક્ષા, શિક્ષા જગત નિરાસેજી, ઉદય પેઢાલ જિનાંતરમાં પ્રભુ, જાશે શિવવહુ પાસેજી. ૧. બત્રીસ ચઉસઠિ ચઉસઠિ મળીયા, ઇગસયસઠ્ઠિ ઉક્કિઠ્ઠાજી; ચઉઅડઅડ મળી મધ્યમકાળે, વિશ જિનેશ્વર દિઠ્ઠાજી; દો ચઉચાર જઘન દશ જંબુ, ધાયઈ પુષ્કર મોઝારજી, પૂજે પ્રણુમો આચારાંગે, પ્રવચન સાર ઉદ્ધારેજી. ૨. સીમંધર વર કેવળ પામી, જિનપદ ખવણુ નિમિત્તેજી, અર્થની દેશના વસ્તુ નિવેશન, દેતાં સુણુત વિનીત્તેજી; દ્વાદશ અંગ પૂરવ સૂત્ર રચિયા, ગણુધર લબ્ધિ વિકસિયાજી, અપજ્જવસિયજિનાગમ વંદો, અક્ષયપદના રસિયાજી. ૩. આણુરંગી સમકિતસંગી, વિવિધભંગી વ્રત ધારીજી, ચઉવિહ સંઘ તિરથ રખવાળી, સહુ ઉપદ્રવ હરનારીજી; પંચાંગુલી સૂરિશાસન દેવી, દેતી તસ જશ ઋદ્ધિજી, શ્રી શુભવીર કહે શિવસાધન, કાર્ય સકળમાં સિદ્ધિજી. ૪.

૩

વંદે પુવ્વવિદેહભૂમિમહિલાલંકારહારોપમં, દેવં ભક્તિપુરસ્સરં જિણુવરં સીમંધરંસામિયં; પાયા જસ્સ જિણેસરસ્સ ભવભીસંદેહસંતાસણુા, પોઆભા ભવયસાગરમ્મિ નિવડંતાણું જણુાણું સયા. ૧. તીઆણુાગયવટ્ટમાણુ અરિહા સવ્વેવિ સુક્ખાવહા, પાણીણું ભવિયાણુ સંતુ સયયં તિત્થંકરા તે ચિરં; જેસિં મેરૂગિરિમ્મિ વાસવગણુા દેવંગયા સંગયા, ભત્તીએ પકુણુંતિ જમ્મણુમહં સોવણ્ણુ કુમ્ભાઇહિં. ૨. નિસ્સીમામલનાણુકાણુણુ-ઘણુો સમ્મોહનિન્નાસણુો, જોનીસેસપયત્થસત્થ કલણે આઇચ્ચ કપ્પો ફુડો; સિદ્ધંતં ભવિયા સરંત હિઅએ તં બારસંગીગયં, નાણુાભેયનયાવલીહિ કલિયં સવ્વણ્ણુણુા ભાસિયં. ૩. જે તિત્થંકર પાયપંકજવણુાસે ? વિક્કરોલંબયા, ભવ્વાણું જિણુભત્તયાણુ અણુિસં સોહિજ્જકજ્જેરયા; સમ્મદિઠ્ઠિસુરા વરાભરણુભાદિપ્પંત દેહપ્પહા, તે સંઘસ્સ હવંતુ વિગ્ઘ-હરણુા કલ્લાણુસંપાયણુા. ૪.

૪

અજુવાળી તે બીજ સોહાવેરે, ચંદારૂપ અનુપમ ભાવે રે; ચંદા વીનતડી ચિત્ત ધરજોરે, શ્રી સીમંધરને વંદણુા કહેજો રે. ૧. વીશ વિહરમાન જિનને વંદોરે, જિન-શાસન પૂજી આણુંદો રે; ચંદા એટલું કામ મુજ કરજોરે, શ્રી સીમંધરને વંદણુા કરજો રે. ૨. શ્રી સીમંધર જિનની વાણી રે, તે તો પીતા અમીય સમાણી રે; ચંદા તમે સુણી અમને સુણાવો રે, ભવ સંચીત પાપ ગમાવોરે. ૩. શ્રી સીમંધર જિનની સેવારે, જિન-શાસન આણુંદ મેવારે; હું તો હોજો સંઘની માતારે, જગત ચંદ્ર

વિખ્યાતાં રે. ૪.

૫

મહાવિદેહ ક્ષેત્રમાં સીમંધર સ્વામી, સોનાનું સિંહાસનજી; રુપાનું ત્યાં છત્ર બીરાજે, રત્નમણીના દીવા સારજી; કુમકુમ વરણી ત્યાં ગહુંળી બિરાજે, મોતીના અક્ષત સારજી; ત્યાં બેઠા સીમંધર સ્વામી, બોલે મધુરી વાણીજી; કેસર ચંદન ભર્યાં કચોળાં, કસ્તુરી બરાસોજી; પહેલી પૂજા અમારી હોજો, ઉગમતે પ્રભાતેજી.

૬

શ્રી સીમંધર મુજને વ્હાલા આજ સફળ સુવિહાણુંજી, ત્રિગડે તેજે તપતા જિનવર મુજ ત્રુઠયા હું જાણુંજી; કેવળકમલા કેલિ કરંતા કુળમંડણ કુળદીવોજી, લાખ ચોરાશી પૂરવ આયુ રુક્મિણીવર ઘણું જીવોજી.

## ૨૩ શ્રી શત્રુંજય ગિરિ સ્તુતિ

૧

જીહાં ઓગણોતેર કોડા કોડી, તેમ પંચાશી લખ વળી જોડી; ચુમ્માલીશ સહસ્સ કોડી, સમવસર્યા જિહાં એતીવાર; પૂર્વ નવાણું એમ પ્રકાર, નાભિ નરિંદ મલ્હાર. ૧. સહસકુટ અષ્ટાપદ સાર, જિન ચોવીશ તણા ગણધાર; પગલાંના વિસ્તાર, વલી જિન બિંબ તણો નહિં પાર; દેહરી થંભે બહુ આકાર, વિમલગિરિવર સાર. ૨. એંશી સીતેર સાઠ પંચાશ, બાર જોયણ માને જસ વિસ્તાર, ઈગ બીતી ચઉ પણ ચાર; માન કહ્યું તેહનું નિરધાર, મહિમા એહનો અગમ અપાર, આગમ માંહે ઉદાર. ૩. ચૈત્રી પૂનમ દિન શુભ ભાવે, સમકિત દૃષ્ટિ સુરનર આવે, પૂજા વિવિધ રચાવે; જ્ઞાનવિમલસૂરિ ભાવના ભાવે, દુરગતિ દોહગ દૂર ગમાવે, બોધિ બીજ જસ પાવે. ૪.

૨

શ્રી શત્રુંજય તીરથ સાર, ગિરિવરમાં જેમ મેરુ ઉદાર, ઠાકુર રામ અપાર; મંત્રમાંહે નવકારજ જાણું, તારામાં જેમ ચંદ્ર વખાણું, જલધર જળમાં જાણું; પંખી માંહે જેમ ઉત્તમ હંસ, કુળમાંહે જેમ રુષભનો વંશ; નાભિતણો એ અંશ; ક્ષમાવંતમાં શ્રી અરિહંત, તપશૂરા મુનિવર મહંત, શત્રુંજય ગિરિ ગુણવંત. ૧. રુષભ અજિત સંભવ અભિનંદા, સુમતિનાથ મુખ પુનમચંદા, પદ્મપ્રભ સુખકંદા; શ્રી સુપાર્શ્વ ચંદ્રપ્રભ સુવિધિ, શિતલ શ્રેયાંસ સેવો સહુ બુદ્ધિ, વાસુપૂજ્ય મતિ શુદ્ધિ; વિમલ અનંત ધર્મ જિન શાંતિ, કુંથુ અર મલ્લિ નમું એકાંતિ, મુનિસુવ્રત શુદ્ધ પાંતિ; નમિ નેમ પાસ વીર જગદીશ, નેમ વીના એ જિન તેવીશ, સિદ્ધગિરિ આવ્યા ઈશ. ૨. ભરતરાય જિન સાથે બોલે, સ્વામી શત્રુંજય ગિરિ કુણ તોલે, જિનનું વચન અમોલે; રુષભ કહે સુણો ભરતજી રાય, છરી પાલંતા જે નર જાય, પાતિક ભુકો થાય; પશું પંખી જે ઈણ ગિરિ આવે, ભવ ત્રીજે તે સિદ્ધજ થાવે, અજરામર પદ પાવે; જિનમત મેં શેત્ર જો વખાણ્યો, તે મેં આગમ દિલમાંહે આણ્યો, સુણતાં સુખ ઉર ઠાણ્યો. ૩. સંઘપતિ ભરત નરેસર આવે, સોવન તણાં પ્રાસાદ કરાવે, મણિમય મૂરતિ ઠાવે; નાભિરાયા મરુદેવી

માતા, બ્રાહ્મી સુંદરી બ્હેન વિખ્યાતા, મૂર્તિ નવાણુ ભ્રાતા; ગોમુખ યક્ષ ચક્કેસરી દેવી, શત્રુંજય સાર કરે નિત્યમેવી, તપગચ્છ ઉપર હેવી; શ્રી વિજયસેન સૂરીશ્વર રાયા, શ્રી વિજયદેવ સૂરિ પ્રણુમી પાયા, ઋષભદાસ ગુણુ ગાયા. ૪.

૩

આદિ જિનવર રાયા, જાસ સોવન્ન કાયા, મરુ દેવી માયા, ધોરી લંછન પાયા; જગત સ્થિતિ નિપાયા; શુદ્ધ ચારિત્ર પાયા, કેવલ સિરિરાયા, મોક્ષનગરે સધાયા. ૧. સવિ જિન સુખકારી, મોહ મિથ્યા નિવારી, દુર્ગતિ દુઃખભારી; શોક સંતાપ વારી; શ્રેણી ક્ષપક સુધારી, કેવલાનંત ધારી, નમીયે નરનારી, જેહ વિશ્વોપકારી. ૨. સમો-વસરણે બેઠા, લાગે જે જિનજી મીઠા, કરે ગણુપઈઠ્ઠા, ઈંદ્ર ચંદ્રાદિ દીઠા; દ્વાદશાંગી વરીઠ્ઠા, ગુંથતા ટાલે રિઠ્ઠા, ભવિજન હોય હિઠ્ઠા, દેખી પુણ્યે ગરિઠ્ઠા. ૩. સુર સમકિત-વંતા, જેહ ઋદ્ધે મહંતા, જેહ સજ્જન સંતા, ટાલીયે મુજ ચિંતા; જિનવર સેવંતા, વિઘ્ન વારે દુરંતા; જિન ઉત્તમ થુણુંતાં પદ્મને સુખ દિંતા. ૪.

૪

અતિ સુઘટ સુંદર, ગુણુ પુરંદર, મંદરરૂપ સુધીર, ઘન કર્મ કદલી દલન દંતી, સિંધુ સમ ગંભીર; નાભિરાય નંદન, વૃષભ લંછન, ઋષભ જગદાનંદ, શ્રી રાજવિજય, સૂરીંદ તેહના, વંદે પદ અરવિંદ. ૧. સુરનાથ સેવિત; વિબુધ વંદિત, વિહિત વિશ્વાધાર, હોય સામલા, હોય ઉજલા, હોય નીલ વર્ણ ઉદાર; જાસૂદ ફુલ, સમાન હોઈ, સોલ સોવન વાન, શ્રી રાજવિજય, સૂરિરાજ અહોનિશ, ધરે તેહનું ધ્યાન. ૩. અજ્ઞાન મહાતમ, રૂપ રજની, વેગે વિદ્ધંસણ તાસ, સિદ્ધાંત શુદ્ધ, પ્રબોધ ઉદયો, દિનકર કોડી પ્રકાશ; પદબંધ શોભિત, તત્ત્વ ગર્ભિત, સૂત્ર પીસ્તાલીશ, અતિ સરસ તેહના, અર્થ પ્રકાશે, શ્રી રાજવિજય સૂરીશ. ૩. ગજગામિની, અભિરામ કામિની, દામિનીસી દેહ, સા કમલ નયણી, વિપુલ વયણી, ચક્કેસરી ગુણુ ગેહ; શ્રી રાજવિજય સુરિંદ પાયે, નિત્ય નમતી જેહ, કહે ઉદયરત્ન, વાચક જૈનશાસન, વિઘ્ન નિવારો તેહ. ૪.

૫

શત્રુંજય મંડણુ, ઋષભ જિણુંદ દયાળ; મરુદેવી નંદન, વંદન કરું ત્રણુ કાળ; એ તીરથ જાણી, પુર્વ નવાણું વાર; આદીશ્વર આવ્યા, જાણી લાભ અપાર. ૧. ત્રેવીશ તીર્થંકર, ચઢીઆ ઇણુ ગિરિ રાય; એ તીરથનાગુણુ, સુરાસુરાદિક ગાય; એ પાવન તીરથ, ત્રિભુવન નહિ તસ તોલે; એ તીરથના ગુણુ, સીમંધર મુખ બોલે. ૨. પુંડરિકગિરિ મહિમા, આગમમાં પરસિદ્ધ; વિમલાચલ ભેટી, લહીએ અવિચલ રિદ્ધ; પંચમી ગતિ પહોંતા, મુનિવર કોડા કોડ; ઇણુ તીરથે આવી, કર્મ વિપાક વિછોડ. ૩. શ્રી શત્રુંજય કેરી, અહોનીશ રક્ષા કારી; શ્રી આદિજિનેશ્વર, આણુ હૃદયમાં ધારી; શ્રી સંઘ વિઘનહર, કવડ જક્ષ ગણુભૂર; શ્રી રવિ બુદ્ધસાગર, સંઘના સંકટ ચુર. ૪.

૬

પુંડરીક ગણુધર પાય પ્રણુમીજે, આદીશ્વર જિનચંદાજી, નેમ વિના ત્રેવીશ

તિર્થંકર, ગિરિ ચઢિઆ આનંદાજી, આગમ માંહિ પુંડરિક મહિમા, ભાખ્યું જ્ઞાન જિનંદાજી, ચૈત્રી પુનમ દિન દેવી ચક્રેસરી, સૌભાગ્ય દ્યો સુખકંદાજી.

૭

વિમલાચલમંડણ જિનવર આદિજિણંદ, નિર્ભય નિરમોહી કેવલજ્ઞાન દિણંદ; જે પૂરવ નવાણું આવ્યા ધરી આણંદ, શત્રુંજય શિખરે, સમવસર્યા સુખકંદ ૧ એહ ચોવિસીમાં રુષભાદિક જિનરાય, વલી કાલ અતીતે અનંત ચોવીસી થાય, તે સવિ ઇણ ગિરિવર આવી ફરસી જાય, ઇમ ભાવિ કાલે આવશે સવિ મુનિરાય. ૨. શ્રી રુષભના ગણધર પુંડરીક ગુણવંત, દ્વાદશ અંગરચના કીધી જેને મહંત; સવિઆગમ માહે શત્રુંજય મહિમા મહંત, ભાવિ જિન ગણધર સેવો કરી થિર ચિત્ત. ૩. ચક્રેસરી ગોમુખ કપર્દિ પ્રમુખ સુર સાર, જસુ સેવા કારણ થાપી ઇંદ્ર ઉદાર; દેવચંદ્ર ગણિ ભાવે, ભવિજનને આધાર, સૂવીતીરથ માંહે સિદ્ધાચલ શીરદાર. ૪.

૮

શ્રી શત્રુંજય આદિજિન આવ્યા, પુરવ નવાણું વારજી, અનંત લાભ ઇહાં જિનવર જાણી, સમોસર્યા નિરધારજી; વિમળ ગિરિવર મહિમા મોટો, સિદ્ધાચળ ઇણે ઠામજી, કાંકરે કાંકરે અનંતા સિદ્ધયા, એક સો આઠ ગિરિનામજી.

## ૨૪ શ્રી સુમતિ જિન સ્તુતિ

( 'પૃથ્વી પાણી તે ઉરે' એ દેશી )

મોટા તે મેઘરથ રાયરે, રાણી સુમંગલા, સુમતિનાથ જિન જનમિયા એ; આસન કંપ્યું તામ રે, હરિ મન કંપીયા, અવધિજ્ઞાને નિરખતા એ; જાણ્યું જન્મ જિણંદ રે, ઉઠ્યા આસન થકી, સાત આઠ ડગ ચાલીયા એ; કર જોડી હરિ તામ રે, કરે નમુત્થુણં; સુમતિનાથના ગુણ સ્તવે એ. ૧. હરિણેગમેષિ તામ રે, ઇન્દ્રે તેડીયા, ઘંટા સુઘોષા વજડાવીયા એ; ઘંટા તે બત્રીસ લાખ રે, લાગે તે વેલા. સુરપતિ સહુકો આવીઆ એ; રચ્યું તે પાલક વિમાન રે, લાખ જોજન તણું, ઉચું જોજન પાંચસેં એ; હરિ બેસી તે માંહી રે, આવે વાંદવા, જિન ઋષભાદિક વંદીઓ એ, ૨. હરિ આવે મૃત્યુ લોક રે, સાથે સુર બહુ, કેતા ગજ ઉપર ચડયા એ; ગરૂડ ચડ્યા ગુણવંતરે, નાગ પલાણીઆ, સુર મલી જિનઘર આવીઆ એ; ત્રણ પ્રદક્ષિણા દેઇ રે, પ્રણમી સુમંગલા, રત્ન કૂખ તારી સહિ એ; જન્મ્યા સુમતિ જિણંદ રે, ત્રણ જ્ઞાન સહિત. ધન્ય વાણી જિનજી તણી એ. ૩. પંચ રુપ કરી હાથ રે, ઇન્દ્રે તેડીયા, ચામર વિંઝે દોય હરિ એ; એક હરિ છત્ર ધરંતરે, વજ્ર કરે ગ્રહી, એક હરિ આગલ ચાલતા એ; આવ્યા મેરુની શ્રૃંગે રે, પાંડુક વન જિહાં, નવરાવી ઘર મૂકીઆ એ; યક્ષ તુંબરૂ દેવ રે, મહાકાલી યક્ષણી, ઋષભ કહે રક્ષા કરો એ. ૪.

## ૨૫. શ્રી શાન્તિજિન સ્તુતિ.

૧

( 'શાન્તિ સુહંકર સાહીબો.' એ દેશી. )

શાન્તિ જિનેસર સમરીએ, જેની અચિરા માય, વિશ્વસેન કુલ ઉપન્યા, મૃગ

લંછન પાય; ગજપુર નયરીનો ધણી, કંચન વર્ણી છે કાય, ધનુષ ચાલીશ દેહડી, લાખ વરસનું આય. ૧. શાન્તિ જિનેસર સોલમા, ચક્રી પંચમ જાણું, કુંથુનાથ ચક્રી છઠ્ઠા, અરનાથ વખાણું; એ ત્રણે ચક્રી સહિ, દેખી આણંદુ, સંજમ લેઇ મુગતે ગયા, નિત્ય ઉઠીને વંદું. ૨. શાન્તિ જિનેસર કેવલી, બેઠા ધર્મ પ્રકાશે, દાન શિયલ તપ ભાવના, નર સોહે અભ્યાસે, એરે વચન જિનજી તણા, જેણે હીયડે ધરીયા, સુણતાં સમકિત નિર્મલા, તેણે કેવલ વરીયા. ૩ સમેતશિખર ગિરિ ઉપરે, જેણે અણુસ્રણ કીધાં, કાઉસ્સગ્ગ ધ્યાન મુદ્રા રહી, જેણે મોક્ષજ સિધ્ધાં; જક્ષ ગરુડ સમરુ સદા, દેવી નિર્વાણી, ભવિક જીવ તુમ સાંભળો, રિખભદાસની વાણી. ૪.

૨

સકલ સુખાકર પ્રણમિત નાગર, સાગરપરે ગંભીરોજી, સુકૃત લતાવન, સીંચન ઘનસમ, ભવિજન મન તરુ કીરોજી; સુરનર કિન્નર અસુર વિદ્યાધર, વંદિત પદ અરવિંદજી, શિવ સુખ કારણ, શુભ પરિણામે, સેવો શાંતિ જિણંદજી. ૧. સયલ જિનેસર ભુવન દિણેસર, અલવેસર અરિહંતાજી, ભવિજન કુમુદ, સંબોધન શશિસમ, ભયભંજન ભગવંતાજી; અષ્ટ કરમ અરિ, દલ અતિ ગંજન, રંજન મુનિજન ચિત્તાજી, મન શુધ્ધે જે, જિનને આરાધે, તેહને શિવસુખ દિત્તાજી, ૨. સુવિહિત મુનિજન, માનસરોવર, સેવિત રાજમરાલોજી, કશ્મિલ સકલ, નિવારણ જલધર, નિર્મલ સૂત્ર રસાલોજી; આગમ અકલ, સુપદ પદે શોભિત, ઉંડા અર્થ અગાધોજી, પ્રવચન વચના, તણી જે રચના, ભવિજન ભાવે આરાધોજી. ૩. વિમલ કમલ દલ, નિર્મલ લોયણ, ઉલસિત ઉરે લલિતાંગીજી, બ્રહ્માણી, દેવી નિરવાણી, વિઘ્ન હરણ કણયંગીજી; મુનિવર મેઘ, રત્નપદ અનુચર, અમર રત્ન અનુભાવેજી નિરવાણી દેવી પ્રભાવે, ઉદય સદા સુખ પાવેજી. ૪.

૩

ગજપુર અવતારા, વિશ્વસેન કુમારા, અવનિતલે ઉદારા, ચક્રવિ લચ્છી ધારા; પ્રતિ દિવસ સવારા, સેવિયે શાંતિ સારા. ભવજલધિ અપારા, પામીયે જેમ પારા. ૧. જિનગુણ જસ મહિ, વસના વિદ્રવ વહિ, મન સદન ચ સહિ, માનવંતી નિસહિ; સકલ કુશલ વહિ, કૂલડે વેગ કૂદી, દુરગતિ તસ દૂહિ, તા સદા શ્રી બહુલી. ૨. જિનકથિત વિશાલા, સૂત્રશ્રેણી રસાલા, સકલ સુખ સુખાલા, મેલના મુક્તિબાલા; પ્રવચન પદ માલા, દૂતિકા એ દયાલા, ઉરધરી સુકુમાલા, મૂકીયે મોહજાલા. ૩. અતિ ચપલ વખાણી, સૂત્રમાં જે પ્રમાણી, ભગવતિ બ્રહ્માણી, વિઘ્નહંતી નિર્વાણી; જિનપદ લપટાણી, કોડી કલ્યાણ ખાણી, ઉદયરત્ને જાણી, સુખદાતા સયાણી. ૪.

૪

શાંતિ સુહંકર સાહિબો, સંયમ અવધારે, સુમતિને ઘરે પારણું, ભવપાર ઉતારે; વિચરંતા અવનીતલે, તપ ઉગ્રવિહારે, જ્ઞાન ધ્યાન એક તાનથી, તિર્યંચને તારે. ૧. પાસ વીર વાસુપૂજ્યને, નેમ મલ્લી કુમારી, રાજ્ય વિહૂણા એ થયા, આપે વ્રત ધારી; શાંતિનાથ પ્રમુખા સવિ, લહી રાજ્ય નિવારી, મલ્લી નેમ પરણ્યા નહીં, બીજા ઘરબારી

૨. કનક કમલ પગલાં ઠવે, જગ શાંતિ કરીજે, રયણ સિંહાસન બેસીને, ભલી દેશના દીજે; યોગાવંચક પ્રાણીયા, ફલ લેતા રીઝે, પુષ્કરાવર્તના મેઘમાં, મગસેલ ન ભીજે. ૩. કોડવદન શુકગારૂઢો, શ્યામ રૂપે ચાર, હાથ બીજોરુ કમલ છે, દક્ષિણ કર સાર; જક્ષ ગરૂડ વામ પાણિએ, નકુલાક્ષ વખાણે, નિર્વાણીની વાત તો, કવિ વીર તે જાણે. ૪.

## ૨૬ શ્રી મલ્લિનાથની સ્તુતિ

મલ્લિ જિનેસર વાને લીલા, દીયો મુજ સમકિત લીલાજી, અણુ પરણે જિણે સંયમ લીધો, સુધા સંયમ શીલાજી; તે નરભવમાં પશુ પરે જાણો, જે કરે તુમ અવહીલજી, તુમ પદ પંકજ સેવાથી હોય, બોધિ બીજ વસીલાજી. ૧. અષ્ટાપદગિરિ ઋષભ જિનેશ્વર, શિવપદ પામ્યા સારજી, વાસુપૂજ્ય ચંપાએ યદુપતિ, શિવ પામ્યા ગિરનારજી; તિમ અપાપા પુરીશિવ પહોતા, વર્દ્ધમાન જિનરાયજી, વીશ સમેતશિખર ગિરિ સીધા, ઈમ જિન ચઉવીશ થાયજી. ૨. જીવ અજીવ પુણ્ય પાપને આશ્રવ, બંધ સંવર નિર્જરણાજી, મોક્ષ તત્વ નવ ઈણી પરે જાણો, વળી ષટ્ દ્રવ્ય વિવરણાજી; ધર્મ અધર્મ નભ કાલને પુદ્‌ગલ, એહ અજીવ વિચારોજી, જીવ સહિત ષટ્દ્રવ્ય પ્રકાશ્યાં, તે આગમ ચિત્ત ધારોજી. ૩. વિદ્યાદેવી સોલ કહીજે, શાસન સુર સુરી લીજેજી, લોકપાલ ઈંદ્રાદિક સઘળા, સમકિત દ્રષ્ટી ભણીજેજી; જ્ઞાનવિમલ પ્રભુ શાસન ભક્તા, દેખી જિનને રીઝેજી, બોધીબીજ શુદ્ધ વાસન દ્રઢતા, તાસ વિરહ નવિ કીજેજી. ૪.

## ૨૭ શ્રી નેમિજિન સ્તુતિ

૧

સુર અસુર વંદિત પાયપંકજ, મયણ મલ્લમક્ષોભિતં, ઘન સુઘન શ્યામ શરીર સુંદર, શંખ લંછન શોભિતં; શિવાદેવી નંદન, ત્રિજગ વંદન, ભવિક કમલ દિનેશ્વરં, ગિરનાર ગિરિવર શિખર વંદું, શ્રી નેમિનાથ જિનેશ્વરં. ૧. અષ્ટાપદે શ્રી આદિજિનવર, વીર પાવાપુરી વરું, વાસુપૂજ્ય ચંપા નયર સિદ્ધા, નેમ રૈવત ગિરિવરું; સમેતશિખરે વીશ જિનવર, મુક્તિ પહોતા મુનિવરું, ચોવીશ જિનવર નિત્ય વંદું, સયલ સંઘ સુહંકરું. ૨. ઈગ્યાર અંગ ઉપાંગ બાર, દશ પયન્ના જાણિયેં, છછેદ ગ્રંથ પસથ્થ સથ્થા, મૂલ ચાર વખાણિયેં; અનુયોગદ્વાર ઉદ્ધાર, નંદી સૂત્ર જિનમત ગાઈયેં, વૃત્તિ ચૂર્ણિ ભાષ્ય પિસ્તાલીશ આગમ ધ્યાઈએ. ૩. દોય દિશિ બાલક દોય જેહને, સદા ભવિયણ સુખકરું, દુઃખ હરિ અંબા લુંબ સુંદર, દુરિત દોહગ અપહરું; ગિરનાર મંડણ નેમિ જિનવર ચરણ પંકજ સેવિયે, શ્રી સંઘ સુપ્રસન્ન મંગલ, કરો તે અંબા દેવિએ. ૪

૨

શ્રી ગિરનારે જે ગુણ નીલો, તે તરણ તારણ ત્રિભોવન તિ
તે સદા, સેવ્યાથી આપે સંપદા. ૧. ઈંદ્રાદિક દેવ જેહને નમે,
જે અતિત અનાગત વર્તમાન, જે જિનવર વંદુ વર પર

ઉચ્ચરી, ગણધરે તો રચના કરી; પીસ્તાલીશ આગમ જાણીયે, અર્થ તેના ચિત્તે આણીયે. ૩. ગઢ ગિરનારની અધિષ્ઠાયિકા, જિનશાસનની રખવાલીકા; સમરુ સા દેવી અંબિકા, કવિ ઉદયરત્ન સુખ દાઇકા. ૪.

૩*

નેમિ જિનેસર, પ્રભુ પરમેસર, વંદો મન ઉલ્લાસજી, શ્રાવણ શુદિ પંચમી દિન જનમ્યા, હુઓ ત્રિજગ પ્રકાશજી; જન્મ મહોત્સવ કરવા સુરપતિ, પાંચ રૂપ કરી આવેજી, મેરુ શિખર પર ઓચ્છવ કરીને, વિબુધ સયલ સુખ પાવેજી. ૧. શ્રી શત્રુંજય ગિરનાર વંદું, કંચનગિરિ વૈભારજી, સમેતશિખર અષ્ટાપદ આબુ, તારંગગિરિને જુહારજી; શ્રી ફલવદ્ધિ પાસ મંડોવર, શંખેસર પ્રભુ દેવજી, સયલ તીરથનું ધ્યાન ધરીજે, અહનિશ કીજે સેવજી. ૨. વરદત્તને ગુણમંજરી પ્રબંધ, નેમિ જિણેસર દાખ્યોજી, પંચમી તપ કરતાં સુખ પામ્યા, સૂત્ર સકલમાં ભાખ્યોજી; નમો નાણસ્સ ઇમ ગણણું ગણિયે, વિધિ સહિત તપ કીજેજી, ઉલટ ધરી ઉજમણું કરતાં, પંચમી ગતિ સુખ લીજેજી. ૩. પંચમીનું તપ જે નર કરશે, સાનિધ્ય કરશે અંબાઇજી; દોલત દાઈ અધિક સવાઇ, દેવી દે ઠકુરાઇજી; તપગચ્છ અંબર દિનકર સરખો, શ્રી વિજયસિંહસૂરીશજી, વીર વિજય પંડિત કવિરાજા, વિબુદ્ધ સદા સુજગીશજી. ૪.

૪.

શ્રી ગિરનારશિખર સિણગાર, રાજેમતિ હૈયાનો હાર, જિનવર નેમકુમાર; પૂરણ કરૂણા રસ ભંડાર, ઉગાર્યાં પશુઆં એ વાર, સમુદ્રવિજય મલ્હાર; મોર કરે મધુરા કિંગાર વિચે વિચે કોયલના ટહુકાર, સહસ ગમે સહકાર; સહસા વનમાં હુઆ અણગાર, પ્રભુજી પામ્યા કેવલ સાર, પહોતા મુક્તિ મઝાર. ૧. સિદ્ધગિરિ એ તીરથ સાર, આબુ અષ્ટાપદ સુખકાર, ચિત્રકૂટ વૈભાર; સોવનગિરિ સમ્મેત શ્રીકાર, નંદીશ્વર વરદ્વીપ ઉદાર, જીહાં બાવન વિહાર; કુંડલ રુચક ને ઇક્ષુકાર, શાસ્વતા અશાસ્વતા ચૈત્ય વિચાર, અવર અનેક પ્રકાર; કુમતિ વયણે મ ભૂલ ગમાર, તીરથ ભેટે લાભ અપાર, ભવિયણ ભાવે જુહાર, ૨. પ્રગટ છઠ્ઠે અંગ વખાણી, દ્રૌપદી પાંડવની પટરાણી, પૂજા જિન પ્રતિમાની; વિધિસું કીધી ઉલટ આણી, નારદ મિથ્યા દૃષ્ટિ અજાણી, છાંડયો અવિરતિ જાણી; શ્રાવક કુલની એ સહિનાણી, સમકિત આલાવે આખ્યાણી, સાતમે અંગ વખાણી; પૂજનીક પ્રતિમા અંકાણી, ઇમ અનેક આગમની વાણી, તે સુણજો ભવિ પ્રાણી. ૩. કટે તટી મેખલ ઘુઘરીયાલી, પાયે નેઉર રમઝમ ચાલી, ઉજ્જતગિરિ રખવાલી; અધર લાલ જીસ્યા પરવાલી, કંચનવાન કાયા સુકુમાલી, કર લહકે અંબડાલી; વૈરીને લાગે વિકરાલી, સંઘના વિઘ્ન હરે ઉજમાલી, અંબાદેવી મયાલી; મહિમા એ દશો દિશ અજુઆલી, ગુરુ શ્રી સંઘવિજય સંભાલી, દિન દિન નિત્ય દીવાલી. ૪.

૫

યદુવંશાકાશે ઉડુપતિસમા નેમિજિનજી! શરીરે રંભા ભારતી મદહરી રાજુલ તજી; ગ્રહી દીક્ષા ભારી ભવિજન વિબોધે દિનકરી! કરો દૃષ્ટિ સ્વામી હરિણપશુ જૈસે

* આ સ્તુતિ જ્ઞાનપંચમીની સ્તુતિમાં પણ બોલાય છે.

હિતકરી. ૧. ગયા મુક્તિ સ્વામી ગિરિશિખર ઉજ્જંત શિરસી! અપાપામાં વીર શિવસુખ અનંત વિક્રસી; જયાભૂ ચંપામાં ધવલ ગિરિ શ્રી આદિજિનજી! સમેતા આનંદામૃત રસ ક્યાં વીસ જિનજી. ૨ અનેકાંત સ્યાદ્ધ દનયગમ ભંગા વિવિધસુ! યજે આહીં તીર્થાંતર સવળુધે કીટ સમસુ; નિહારી વાણી જો જિનની સય પંચાસય વિહા, સુધા ધારા સારા જિન મુખ થકી નિર્ગત સુહા. ૩. અધિષ્ઠાત્રી અંબા પ્રવચન નમે નેમિજિનજી, કુરોગો મે ધોઈ સતત સુખ શાંતિ અતિ ઘણી; વિજય આણંદે શ્રી–તપગણગણી વલ્લભ સદા, નમો ભાવે શુદ્ધે મનવચનકાયા ફળ તદા. ૪.

૬

રાજુલ વર નારી, રૂપથી રતિ હારી; તેહના પરિહારી, બાલથી બ્રહ્મચારી; પશુઆં ઉગારી, હુઆ ચારિત્રધારી; કેવલશ્રી સારી, પામીયા ઘાતી વારી. ૧. ત્રણ જ્ઞાન સંયુત્તા, માતની કૂખે હૂંતા; જનમે પુરહૂંતા, આવી સેવા કરંતા; અનુક્રમે વ્રત કરંતા, પંચ સમિતિ ધરંતા; મહિયલ વિચરતા, કેવલશ્રી વરંતા. ૨. સવિ સુર વર આવે, ભાવના ચિત્ત લાવે; ત્રિગડું સોહાવે, દેવ છંદો બનાવે; સિંહાસનઠાવે, સ્વામિના ગુણ ગાવે; તિહાં જિનવર આવે, તત્વ વાણી સુણાવે. ૩. શાસન સૂરી સારી, અંબિકા નામ ધારી; જે સમકિત નર નારી, પાપ સંતાપ વારી; પ્રભુ સેવા કારી, જાપ જપીયે સવારી; સંઘ દુરિત નિવારી, પદ્મને જેહ પ્યારી. ૪.

૭

યાદવ કુલમંડણ નેમિનાથ જગનાથ, ત્રિભુવન જગમોહન શોભન શિવપુર સાથ; ગિરનાર શિખર શિર દીક્ષા–નાણ–નિર્વાણ, શૌરિપુર નગરે ચવન જનમ સુખકાર. ૧. ઈમ ભરતે પંચે ઐરવતે બલસાર, ચોવીસે જિનનાં થાયે જિન આધાર; તસુ પંચ કલ્યાણક વદે પૂજે જેહ, નિરૂપમ સુખ સંપત્તિ નિશ્ચે પામે તેહ. ૨. જિનમુખ લહી ત્રિપદી ગુંથ્યા જેહ, વર અંગ અગ્યાર દૃષ્ટિવાદ ગુણગેહ; ત્રણ કાલે જિનવર કલ્યાણક વિધિ તેહ, સમકિત થીર કારણ સેવો ધરિય સનેહ. ૩. શ્રી નેમિજિનેશ્વર શાસન વિનયેરત, જિનવર કલ્યાણક આરાધક ભવિચિત્ત; દેવચંદ્રને શાસન સાંનિધ કરે નીત મેવ, સમરીજે અહનિશ સા અંબાઈ દેવ. ૪.

## ૨૮ શ્રી પાર્શ્વજિન સ્તુતિ.

૧

પાસ જિણંદા વામા નંદા, જબ ગરભે ફ્રેલી; સુપના દેખે અર્થ વિશેષે; કહે મઘવા મલી; જિનવર જાયા સુર હુલરાયા, હુઆ રમણિ પ્રિયે, નેમી રાજી ચિત્ત વિરાજી વિલોકિત વ્રત લીયે. ૧. વીર એકાકી ચાર હજારે, દીક્ષા ધુર જિનપતિ, પાસને મલ્લિ ત્રય શત સાથે, બીજા સહુસે વ્રતી; ષટ્ શત સાથે સંયમ ધરતા, વાસુપૂજ્ય જગ ધણી, અનુપમ લીલા જ્ઞાન રસીલા, દેજો મુજને ઘણી. ૨. જિનમુખ દીઠી વાણી મીઠી, સુરતરુ વેલડી, દ્રાખ વિહાસે ગઈ વનવાસે, પીલે રસ સેલડી; સાકર સેંતી તરણાં લેતી, મુખે

પશુ ચાવતી, અમૃત મીઠું સ્વર્ગે દીઠું, સુરવધૂ ગાવતી. ૩. ગજમુખ દક્ષો વામન યક્ષો મસ્તક ફણાવલી, ચાર તે બાંહીં કચ્છપ વાહી, કાયા જસ શામલી; ચઉકર પ્રૌઢા નાગારૂઢા, દેવી પદ્માવતી, સોવન કાંતિ પ્રભુ ગુણ ગાતી, વીર ઘરે આવતી.

૨

જગ જન ભજન માંહે જે ભલિયો, જોગીસર ધ્યાને જે કલીયો, શિવ વધૂ સંગે હલિયો; અખિલ બ્રહ્માંડે જે જલહલિયો, ષટદર્શન મતે નવિ ખલિયો, બલવંત માંહે બલીયો; જ્ઞાન મહોદય ગુણ ઉચ્છલીયો, મોહ મહાભટ જેણે છલીયો, કામ સુભટ નિર્દલીયો; અજર અમર પદ ભારે લહીયો, સો પ્રભુ પાસ જિનેસર મલીયો, આજ મનોરથ ફલીયો. ૧. મુક્તિ મહા મંદિરના વાસી, અધ્યાતમ પદના ઉપાસી, આનંદ રૂપ વિલાસી; અલગ અગોચર જે અવિનાશી, સાધુ શિરોમણિ મહા સંન્યાસી, લોકાલોક પ્રકાશી; જગ સઘલે જેહની શાબાસી, જીવાંયોનિ લાખ ચોરાશી, તેહના પાસ નિકાસી; જલહલ કેવલ જ્યોતિકી આસી, અથિર સુખના જે નહીં આસી, વંદુ તેહને ઉલ્હાસી. ૨. શ્રી જિન ભાષિત પ્રવચન માલા, ભવિજન કંઠે ધરો સુકુમાલા, મેહેલી આલ પંપાલા; મુક્તિ વરવાને વરમાલા, વારૂ વર્ણ તે કુસુમ રસાલા, ગણધરે ગુંથી વિશાલા; મુનિવર મધુકર રૂપ મયાલા, ભોગી તેહના વલી ભૂપાલા, સુરનર કોડી રઢાલા; જે નર ચતુર અને વાચાલા, પરિમલ તે પામે વિગતાલા, ભાંજે ભવ જંજાલા. ૩. નાગ નાગિણી અધ બલતા જાણી, કરૂણાસાગર કરૂણા આણી, તત્ક્ષણ કાઢ્યા તાણી; નવકાર મંત્ર દીયો ગુણ ખાણી, ધરણીધર પદ્માવતી રાણી, થયા ધણી ધણીઆણી; પાસ પસાયે પદ પરમાણી, આ પછી જિન પદે લપટાણી, વિઘ્ન હરણ સપરાણી; ખેડા હરિયાલીમાં શુભ ઠાણી, પૂજો પાસ જિણંદ ભવિપ્રાણી, ઉદય વંદે એમ વાણી. ૪.

## ભીલડીપુર પાર્શ્વનાથસ્તુતિ.

૩

ભીલડીપુર મંડણ, સોહિએ પાર્શ્વજિણંદ; તેહને તમે પૂજો, નરનારીના વૃંદ! તે તુઠ્યો આપે ધણ-કણ કંચન કોડ, તે શિવપદ પામે કર્મતણા ભય છોડ. ૧. ઘનઘસીય ઘનાઘન કેસરના રંગરેળ, તેહમાં તમે ભેળો, કસ્તુરીના ઘોળ; તિણે શું પૂજો, ચઉવીશે જિણંદ; જેમ દૈવ દુઃખ જાવે, આવે ઘર આણંદ. ૨. ત્રિગડે જિન બેઠા સોહિયે સુંદર રૂપ, તસ વાણી સુણવા, આવી પ્રણમે ભૂપ; વાણી જોજનની સુણજો ભવિયણ સાર, તે સુણતાં હોયે પાતિકનો પરિહાર. ૩. પાય રૂમઝુમ રૂમઝુમ ઝાંઝરના ઝણકાર; પદ્માવતી એવે પાર્શ્વ તણા દરબાર; "સંઘ વિઘ્ન હરજો, કરજો જયજયકાર;" એમ સૌભાગ્યવિજય કહે સુખ સંપત્તિ દાતાર.

૪

શંખેશ્વર પાસજી પૂજીએ, નરભવનો લાહો લીજીએ; મનવાંછિત પૂરણ સુરતરુ, જય વામાસુત! અલવેસરુ. ૧. દોય રાતા જિનવર અતિભલા, દોય ધોળા જિનવર

ગુણનીલા; દોય લીલા દોય શામલ કહ્યા, સોળે જિન કંચનવર્ણ લહ્યા. ૨. આગમ તે જિનવર ભાખીયો. ગણધર તે હૈડે રાખીયો; તેહનો રસ જોણે ચાખીયો, તે હુવો શિવસુખ સાખીયો. ૩, ધરણેંદ્ર રાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વ તણાં ગુણ ગાવતી, સહુ સંઘનાં સંકટ ચૂરતી, નયવિમળનાં વાંછિત પૂરતી. ૪.

૫

સકલ સુરાસુર સેવે પાયા, નયરી વાણારસી નામ સોહાયા, અશ્વસેન કુલ આયા; દશને ચાર સુપન દીખલાયા, વામાદેવી માતાએ જાયા; લ છન નાગ સોહાયા; છપ્પન દિગ્કુમરી હુલરાયા, ચોસઠ ઈંદ્રાસન ડોલાયા, મેરૂશિખર નવરાયા; નીલવર્ણ તનુ સોહે કાયા, શ્રી વિજયસેન સૂરીશ્વર રાયા, પાસ જિનેશ્વર ગાયા. ૧. વિદ્રુમ વર્ણા દોય જિણંદા દો નીલા દો ઉજ્વલ ચંદા, દો કાલા સુખ કંદા; સોલે જિનવર સોવનવર્ણા, શિવપુરવાસી શ્રી પરસન્ના, જે પૂજે તે ધન્ના; મહા વિદેહે જિન વિચરંતા, વિશે પૂરા શ્રી ભગવંતા, ત્રિભુવન તે અરિહંતા; તીરથ સ્થાનક નામું એ શિશ, ભાવ ધરીને વિશ્વાવીશ, શ્રી વિજયસિંહ સૂરીશ ૨, સાંભળ સખરા અંગ અગિઆર, મન શુધ્ધે ઉપાંગજ બાર, દશ પયન્ના સાર; છેદ ગ્રંથ વલી ષટ્ વિચાર, મૂલ સૂત્ર બોલ્યા જિન ચાર, નંદી અનુયોગદ્વાર; પણયાલીશ જિન આગમ નામ, શ્રી જિન અરથે ભાખ્યા જામ, ગણધર ગુંથે તામ; શ્રી વિજય સેન સુરીંદ વખાણે, જે ભવિકા નિજ ચિત્તમાં જાણે, તસ ઘર લક્ષ્મી આણે ૩. વિજાપુરમાં સ્થાનક જાણી, મહિમા મ્હોટે તું મંડાણી, ધરણીંદ્ર ધણીઆણી; અહનિશ સેવે સુર વૈમાની, પરતો પૂરણ તુ સપરાણી, પૂરવ પુણ્ય કમાણી; સંઘ ચતુર્વિધ વિઘ્ન નિવારો, પાશ્ર્વનાથની સેવા સારો, સેવક પાર ઉતારો; શ્રી વિજયસેન સૂરીશ્વર રાયા, શ્રી વિજયદેવ ગુરુ, પ્રણમી પાયા, ઋષભદાસ ગુણ ગાયા. ૪.

## ૨૯ શ્રી મહાવીર જિન સ્તુતિ.

૧

ઉપસમ રસમાં મગ્ન સદા જે, પ્રસન્નદૃષ્ટિ સદા, વિકસિતકમલ સમ જસ વદન, સ્રી સંગ નહિ કદા; અહો કર જુગલ તે પણ જાસ, શસ્રાદિકે વર્જીત, શ્રી મહાવીર, સત્યહિ દેવ, રાગ દ્વેષ નિર્જીત. ૧. જિન અરિહંત, સમ દમ વંત, સેવે સંત માનમાં, પર તણી આશ, જે ભવ વાસ, કીધ નિરાશ સ્વધ્યાનમાં; કામને કોહ, વિદલિત મોહ, નિંદ વિછોહ સુજ્ઞાનમાં, સયલ ગુણ ભૂપ, પરમાતમ રૂપ, સદાદભૂત તાનમાં. ૨, નમો તત્વાવભાસી, જગભાવવિકાસી, સ્વપરપ્રકાશીનાણને, પશુ પણું ટાલી, સુરરૂપ કરે જે, પલ્લવ આણે પહાણને; ભૂલ અનાદિ, ટલે જાસ પ્રભાવ, સ્મરે ભાવ પ્રાણને, પ્રણમો જિન વાણી, મહા કલ્યાણી, આપે પદ નિર્વાણને. ૩. જિનાજ્ઞાકારી, દંભ નિવારી, શુદ્ધ મને સેવતા, જિન ગુણ રાગી, નિર્ગુણ ત્યાગી, સુવિધી આ સેવતા; નિજ ભાવે મગ્ના, વિભાવે અલગ્ના, શ્યામતા દૂરે ખેવતા, શુદ્ધ સમકિત ધારી જાઉં બલિહારી, જસ સાનિધ્યકારી દેવતા. ૪

૨

ગંધારે મહાવીર જિણંદા, જેને સેવે સુર નર ઇંદા, દીઠે પરમાનંદા; ચૈતર શુદ તેરસ દિન જાયા, છપ્પન્ન દિગ કુમરી ગુણ ગાયા, હરખ ધરી હુલરાયા; ત્રીશ વરસ પાલી ઘરવાસ, માગસર વદ દશમી વ્રત જાસ, વિચરે મન ઉલ્લાસ; એ જિન સેવો હિતકર જાણી, એહથી લહીએ શિવ પટરાણી, પુણ્ય તણી એ ખાણી. ૧. રિખભ જિનેશ્વર તેર ભવ સાર, ચંદ્ર પ્રભુ ભવ આઠ ઉદાર, શાન્તિનાથ ભવ બાર; મુનિસુવ્રત ને નેમકુમાર, તે જિનના નવ નવ ભવસાર, દશ ભવ પાર્શ્વકુમાર; સત્તાવીશ ભવ વીરના કહીએ, સત્તર જિનના ત્રણ ત્રણ લહીએ, જિન વચને સદ્દહીએ; ચોવિશ જિનનો એહ વિચાર, એહથી લહીએ ભવનો પાર, નમતાં જય જયકાર. ૨. વૈશાખ શુદ દશમી લહી નાણ, સિંહાસન બેઠા વર્દ્ધમાન, ઉપદેશ દે પ્રધાન; અગ્નિ ખુણે હવે પર્ષદા સુણીએ, સાધ્વી વૈમાનિક સો ગણીએ, મુનિવર ત્યાંહીજ ભણીએ; વ્યંતર જ્યોતિષિ ભુવનપતિ સાર, એહને નૈઋત્ય ખુણે અધિકાર, વાયવ્ય ખુણે એની નાર; ઈશાને સોહીએ નર નાર, વૈમાનીક સુર થઇ પર્ષદા બાર, સુણે જિનવાણી ઉદાર ૩. ચક્કેસરી અજિયા દુરિઆરિ, કાલી મહાકાલી મનોહારી, અચ્ચુઆ સંતા સારી; જવાલા સુતારયા અસોયા, સિરિવત્સા વર ચંડા માયા, વિજયાંકુસી સુખદાયા; પન્નત્તિ નિવ્વાણી અચ્ચુઆ ધરણી, વૈરુટ્ટ દત્તા ગંધારી અઘ હરણી, અંબ પઉમા સુખ કરણી; સિદ્ધાઇ શાસન રખવાલી, કનકવિજય બુધ આનંદકારી, જસવિજય જયકારી. ૪

૩

કનક સમ શરીરં, પ્રાપ્ત સંસારતીરં, કુમત ઘન સમીરં. ક્રોધ દાવાગ્નિનીરં; જલધિજલગંભીરં, દંભ ભૂ સારસીરં, સુરગિરિસમ ધીરં, સ્તૌમિ ભક્ત્યા ચ વીરં. ૧. નમદખિલ સુરેંદ્રા., પાપ પંકે દિનેંદ્રા· કુમત મૃગ મૃગેંદ્રાઃ કર્મ વૃક્ષે ગજેદ્રાઃ; સુગુણ મણિ સમુદ્રાઃ, સાધુ ચક્કોર ચંદ્રાઃ, ગત ઘનતર તંદ્રાઃ, પાતુવઃ શ્રી જિનેંદ્રાઃ ૨. જિન વદન હૃદાંતા, નિર્ગતા વાદ્ધિકાંતા, સુપ્રદ મલિલ પૂતા, પાપં પંકૌઘ હર્ત્તા; જનન મરણ નિત્યા, દ્વાદશાંગી વિચિત્રા, મુનિજન હિત કર્તા, મોક્ષ સૌખ્ય પ્રદાતા. ૩. જિન નયન કુરંગી, શ્યામવેણી ભુજંગી, જિન મુખકજ ભૃંગી, શ્વેત વસ્ત્રાવૃતાંગી; નિવડ જડિમરોગિ, ધ્વંસને માતુલિંગી, શ્રુત નિચય વરાંગી, દેહી મે દેવિ સદ્દગી: ૪.

૪

વીર જગતપતિ જન્મજ થાવે, નંદન નિશ્ચિત શિખર રહાવે આઠ કુમારી ગાવે; અડ ગજદંતા હેઠે વસાવે, રુચકગિરિથી છત્રીશ જાવે, દીપ રુચક ચઉ ભાવે; છપ્પન્ન દિગકુમરિ હુલરાવે, સૂતી કરમ કરી નિજ ઘર પાવે, શક્ર સુઘોષા વજાવે; સિંહનાદ કરી જ્યોતિષી આવે, ભવન વ્યંતર શંખ પડહે મિલાવે, સુરગિરિ જન્મ મલ્હાવે. ૧. રુષભ તેર શશિ સાત કહીજે, શાંતિનાથ ભવ બાર સુણીજે, મુનિસુવ્રત નવ કીજે; નવ નેમીશ્વર નમન કરી જે, પાસ પ્રભુના દશ સમરી જે, વીર સત્તાવીશ લીજે; અજિતાદિક જિન શેષ રહીજે, ત્રણ્ય ત્રણ્ય ભવ સઘલે ઠવીજે, ભવ સમકિત થી ગણીજે; જિન

નામબંધ નિકાચિત કીજે, ત્રીજે ભવતપ, ખંતી ધરીજે, જિનપદ ઉદયે સીઝે. ૨. આચારાંગ આદે અંગ અગ્યાર, ઉવવાઇ આદે ઉપાંગ તે બાર, દશ પયન્ના સાર; છ છેદ-સૂત્ર વિચિત્ર પ્રકાર, ઉપગારી મૂલસૂત્ર તે ચાર, નંદી અનુયોગદ્વાર; એ પીસ્તાલીશ આગમ સાર, સુણતાં લહીયે તત્ત્વ ઉદાર, વસ્તુ સ્વભાવ વિચાર; વિષય ભુજંગિની વિષ અપહાર, એ સમો મંત્ર ન કો સંસાર, વીર શાસન જયકાર. ૩. નકુલ બીજોરુ હોય કર ઝાલી, માતંગ સુર શામ કંતી તેજાલી, વાહન ગજ શુંઢાલી; સિંહ ઉપર બેઠી રઢીયાલી, સિદ્ધાયિકા દેવી લટકાલી, હરિતાભા ચાર ભુજાલી; પુસ્તક અભયા જિમણે ઝાલી, માતુ-લિંગને વીણા રસાલી, વામ ભુજા નહીં ખાલી; શુભ ગુરુ ગુણ ધ્યાન ઘટાલી, અનુભવ નેહશું દેતી તાલી, વીર વચન ટંકશાલી. ૪.

૫

મહાવીર જિણંદા, રાય સિદ્ધાર્થ નંદા, લંછન મૃગેંદા, જાસ પાયે સોહંદા; સુર નર વર ઇંદા, નિત્ય સેવા કરંદા; ટાલે ભવ ફંદા, સુખ આપે અમંદા ૧. અડ જિનવર માતા મોક્ષમાં સુખ શાતા, અડ જિનની ખ્યાતા, સ્વર્ગ ત્રીજે આખ્યાતા; અડ જિનેપ જનેતા, નાક માહેંદ્ર યાતા, સવિ જિનવર નેતા, શાશ્વતા સુખ દેતા. ૨. મલ્લી નેમી પાસ, આદિ અઠ્ઠમ ખાસ, કરી એક ઉપવાસ, વાસુ પૂજ્ય સુવાસ, શેષ છઠ્ઠ સુવિલાસ, કેવલ-જ્ઞાન જાસ, કરે વાણી પ્રકાસ, જેમ અજ્ઞાન નાશ. ૩. જિનવર જગદીશ, જાસ મોટી જગીશ, નહિ રાગને રીશ, નામીયે તાસ શીશ; માતંગ સુર ઈશ, સેવતો રાતિ દીસ, ગુરુ ઉત્તમ અધીશ, પદ્મ ભાંખે સુશીશ ૪.

૬

જય જય ભવિ હિતકર, વીર જિનેશ્વર દેવ, સુર નરના નાયક, જેહની સારે સેવ; કરુણારસ કંદો, વંદો આણંદ આણી, ત્રિશલા સુત સુંદર, ગુણ મણિ કેરો ખાણી. ૧. જસ પંચ કલ્યાણક, દિવસ વિશેષ સુહાવે, પણ થાવર નારક, તેહને પણ સુખ થાવે; તે ચ્યવન જન્મ વ્રત, નાણ અને નિર્વાણ, સવિ જિનવર કેરાં, એ પાંચે અહિઠાણ. ૨. જિહાં પાંચ સમિતિ યુત, પાંચ મહાવ્રત સાર, જેહમાં પરકાશ્યા, વલિ પાંચે વ્યવહાર; પરમેષ્ટિ અરિહંત, નાથ સર્વજ્ઞને પાર, એહ પંચ પદે લહ્યો, આગમ અર્થ ઉદાર. ૩. માતંગ સિદ્ધાઈ, દેવી જિનપદ સેવી, દુઃખ દુરિત ઉપદ્રવ, જે ટાલે નિતમેવી; શાસન સુખદાયી, આઈ સુણો અરદાશ, શ્રી જ્ઞાનવિમલ ગુણ, પૂરો વંછિત આશ. ૪.

## ૩૦ શ્રી ભાવનગર જિન ચૈત્ય સ્તુતિ.

ભાવનગર બંદર અતિ સુંદર, જિન મંદિર જ્યાં સોહેજી; આદિકરણ જીહાં પ્રથમ તીર્થંકર, પ્રથમ રાય મન મોહેજી; પ્રથમ ભિક્ષાચર ઋષભ જિનેશ્વર, એ અભિધાને પૂજોજી; દુરિત કરિગણ કેસરી સમ જિન, એ વિણ અવર ન દુજોજી. ૧. અભિનંદન જિન શાન્તિ જિનેશ્વર, પાસ ગોડીચા નીરખોજી; વડવા માંહે ચંદ્રપ્રભ જિન, વદન દેખી મન હરખોજી, ઈત્યાદિક એ જિન બિંબ નીહાલી, અનુભવ રસની થાળીજી; ભવોદધિ તારણ અધિકો કારણ, અર્ચો જિનવર આલિંજી, ૨. સમવસરણમાં જિનવર ભાખે,

ઉત્પત્તિ ધ્રુવ નાશજી; તે અનુસારે ગણધર હેતે, દ્વાદશાંગી પ્રકાશીજી; મિથ્યા તિમિર નિવારણ હેતે, દિનકર તુલ્ય આચારેજી, જિન પડિમા જિન આગમ છે વલી, દુષમ કાલે આધારોજી. ૩. જિનમત ભકતા સમકિત યુકતા, ઉકતા જિનવર દેવજી; રમતા જિનશાસનમાં જે ભવિ, કરતા તેહની સેવજી; જિનપદ ધ્યાવે તેહીજ પાવે, અક્ષય પદની ઋદ્ધિજી; મુનિ ગુણ રસિયા પરથી ખસિયા, તે પામે ગુણ વૃદ્ધિજી. ૪.

## ૩૧ શાશ્વતા જિન સ્તુતિ.

ઋષભ ચંદ્રાનન વંદન કીજે, વારિષેણ દુઃખ વારેજી; વર્દ્ધમાન જિનવર વલી પ્રણમો, શાશ્વત નામ એ ચારેજી; ભરતાદિક ક્ષેત્રે મલિ હોવે, ચાર નામ ચિત્ત ધારોજી; તેણે ચારે એ શાશ્વત જિનવર, નમિયે નિત્ય સવારેજી. ૧. ઉર્ધ્વ અધો તિર્છાલોકે થઇ, કોડિ પન્નરસે વખાણોજી; ઉપર કોડી બેંતાલીશ પ્રણમો, અડવન લખ મન આણોજી; છત્રીશ સહસ એંસી તે ઉપરે, બિંબ તણા પરિમાણોજી; અસંખ્યાત વ્યંતર જ્યોતિષિમાં, પ્રણમું તે સુવિહાણોજી. ૨. રાયપસેણી જીવાભિગમે, ભગવતી સૂત્રે ભાખીજી; જંબૂદ્વીપ પન્નતિ ઠાણાંગે, વિવરીને ઘણું દાખીજી; વલીય અશાશ્વતી જ્ઞાતા કલ્પમાં, વ્યવહાર પ્રમુખ આખીજી તે જિન પ્રતિમા લોપે પાપી, જીહાં બહુ સૂત્ર છે સાખીજી. ૩. એ જિન પૂજાથી આરાધક, ઇશાન ઇંદ્ર કહાયાજી; તેમ સુરિયાભ પ્રમુખ બહુ સુરવર, દેવી તણા સમુદાયાજી; નંદીશ્વર અઠાઇ મહોત્સવ, કરે અતિ હર્ષ ભરાયાજી; જિન ઉત્તમ કલ્યાણક દિવસે, પદ્મવિજય નમે પાયાજી. ૪.

## ૩૨ શ્રી નંદીશ્વર દ્વીપની સ્તુતિ.

નંદીસર વરદ્વીપ સંભારું, બાવન ચૌમુખ જિનવર જુહારું; એકે એકે એકશો ચોવિશ. બિંબ ચોસઠ સય અડતાલીશ. ૧. દધિમુખ ચાર રતિકર આઠ, એકે અંજનગિરિ તેરે પાઠ; ચઉ દિશિના એ બાવન જુહારું, ચાર નામ શાશ્વતા સંભારું. ૨. સાત દ્વીપ તીહાં સાયર સાત, આઠમો દ્વીપ નંદીસર વાટ; એ કેવલીએ ભાખ્યું સાર, આગમ લાલવિજય જયકાર. ૩. પહેલો સુધર્મા બીજો ઇશાન ઇંદ્ર. આઠ આઠ અગ્ર મહિષીના ભદ્ર; શોલ પ્રાસાદ તીહાં વાંદીજે, શાસનદેવી સાનિધ્ય કીજે. ૪.

## ૩૩ બીજની સ્તુતિ.

જિન સકલ મનોહર, બીજ દિવસ સુવિશેષ, રાય રાણા પ્રણમે, ચંદ્રતણી જિહાં રેખ; તિહાં ચંદ્રવિમાને, શાશ્વતા જિનવર જેહ, હું બીજ-તણે દિન, પ્રણમુ આણી નેહ. ૧. અભિનંદન ચંદન, શીતળ શીતળનાથ, અરનાથ સુમતિ જિન, વાસુપૂજ્ય શિવ સાથ; ઇત્યાદિક જિનવર, જન્મ જ્ઞાન નિરવાણ, હું બીજ તણે દિન, પ્રણમુ તે સુવિહાણ. ૨. પરકાશ્યો બીજે, દુવિધ ધર્મ ભગવંત, જેમ વિમળ કમળ હોય વિપુલ નયન વિકસંત આગમ અતિ અનુપમ, જિહાં નિશ્ચય વ્યવહાર, બીજે સવિ કીજે, પાતકનો પરિહાર. ૩. ગજગામિની કામિની, કમળ સુકોમળ ચીર. ચક્કેસરી કેસર, સરસ સુગંધ શરીર, કરજોડી બીજે, હું પ્રણમું તસ પાય, એમ લબ્ધિવિજય કહે, પૂરો મનોરથ માય. ૪.

## ૩૪ ત્રીજની સ્તુતિ

નિસીહિ ત્રણ પ્રદક્ષિણા ત્રણે, પ્રણામ ત્રણે કરીજેજી, ત્રણ દીશી વરજી જિન જુઓ, ભૂમિ ત્રણ પૂજીજેજી; ત્રણ પ્રકારની પૂજા કરીને, ત્રણ અવસ્થા ભાવીજેજી, આલંબન ત્રણ મુદ્રા પ્રણિધાન, ચૈત્યવંદન ત્રણ કીજેજી. ૧. પહેલે ભાવજિન દ્રવ્યજિન બીજે, ત્રીજે એક ચૈત્ય ધારોજી, ચોથે નામજિન પાંચમે સવે', લોક ચૈત્ય જુહારોજી; વીહરમાન છઠ્ઠે જિન વંદો, સાતમે નાણ નિહાળોજી, સિદ્ધ વીર ઉજ્જંત અષ્ટાપદ, શાસન સૂર સંભારોજી. ૨. શક્રસ્તવમાં હોય અધિકાર, અરિહંત ચેઇઆણં ત્રીજેજી, નામ સ્તવમાં હોય પ્રકાર. શ્રુતસ્તવ હોય લીજેજી; સિદ્ધસ્તવમાં પાંચ પ્રકાર, એ બારે અધિકારજી, જીતનિયુંક્તિમાંહે ભાખ્યો, તે તણો વિસ્તારજી. ૩. ભોયણ પાણ તણુદ્ર વાહન, મેહુણ એક ચિત્ત ધારોજી, થુંક સળેખમ વડી લઘુ નીતિ, જુગતે રમવું વારોજી; એ દશે આશાતના મોટી, વરજો જિનવર દ્વારેજી, ક્ષમાવિજય જિન એણીપરે જંપે, શાસન સૂર સંભારોજી. ૪.

## ૩૫ પંચમીની સ્તુતિ.

૧

શ્રાવણ સુદિ દિન પંચમી એ, જન્મ્યા નેમિ જિણંદ તો, શ્યામવરણ તનુ શોભતું એ, મુખ શારદકો ચંદ તો; સહસ વરસ પ્રભુ આઉખું એ, બ્રહ્મચારી ભગવંત તો, અષ્ટ કરમ હેલા હણી એ, પહોતા મુક્તિ મહંત તો. ૧. અષ્ટાપદ–પર આદિજિન એ, પહોતા મુક્તિ મોઝાર તો, વાસુપૂજ્ય ચંપાપુરીએ, નેમ મુક્તિ ગિરનાર તો; પાવાપુરી નગરીમાં વળી એ, શ્રીવીરતણું નિર્વાણ તો, સમેતશિખર વીશ સિદ્ધ હુઆ એ, શિર વહું તેહની આણ તો, ૨. નેમનાથ જ્ઞાની હુવા એ, ભાખે સાર વચન તો, જીવદયા ગુણવેલડી એ, કીજે તાસ જતન તો, મૃષા ન બોલો માનવી એ, ચોરી ચિત્ત નિવાર તો અનંત તીર્થંકર એમ કહે એ, પરહરિએ પર નાર તો. ૩. ગોમેધ નામે યક્ષ ભલો એ, દેવી શ્રી અંબિકા નામ તો; શાસન–સાનિધ્ય જે કરે એ, કરે વળી ધર્મના કામ તો; તપગચ્છનાયક ગુણનીલો એ, શ્રીવિજયસેનસૂરિરાય તો, ઋષભદાસ પાય સેવતાં એ, સફળ કર્યો અવતાર તો. ૪.

૨

તીર્થંકર શ્રીવીર જિણંદા, સિદ્ધારથ કુલ ગગન દિણંદા, ત્રિશલા રાણી નંદા; કહે જ્ઞાન પંચમીદીન સુખકંદા, મતિ શ્રુતાવરણી મટે ભવ ફંદા, અજ્ઞાન કુંભી મયંદા; દુગ ચઉ ભેદ અઠ્ઠાવીશ વૃંદા, સમકિત મતિશ્રી ઉલ્લસે આનંદા, છેદે દુરમતિ દંદા; ચઉદ ભેદે ધારો શ્રુત ચંદા, જ્ઞાની હોયના પદ અરવિંદા, પૂજો ભાવ અમંદા. ૧. અવતરિયા સવિ જગદાધાર, અવવિનાણ સાંહત નિરધાર, પામે પરમ કરાર, માગશિર શુદિ પંચમી દિન સાર, શ્રાવણ શુદિ પંચમી શુભવાર, સુવિધિ નેમ અવતાર; ચૈત્ર વદિ પંચમી ઘણી શ્રીકર, ચંદ્રપ્રભ ચ્યવન મંગલ વિસ્તાર, વર્ત્યો જય જયકાર; ત્રીજા જ્ઞાન દર્શન ભંડાર, દેખે પ્રગટ દ્રવ્યાદિક ચાર, પુણ્ય અનંત અધિકાર. ૨. વૈશાખ વદિ પંચમી મન આણી, કુંથુનાથ સંયમ-

ગુણ ઠાણી, થયા મનઃપર્યવ નાણી; દીક્ષા મહોત્સવ અવસર જાણી, આવે સુરપતિ અને ઇંદ્રાણી, વંદે ઉલટ આણી; વિચરે પાવન કરતા જગ પ્રાણી, અધ્યાતમ ગુણ શ્રેણી વખાણી, સ્વરૂપ રમણ સહી નાણી; અપ્રમાદિ રિદ્ધિવંતા પ્રાણી, નમો નાણીતે આગમ વાણી, સાંભલી લહો શિવરાણી. ૩. કાર્તિક વદિ પંચમી દિન આવે, કેવલજ્ઞાન સંભવ જિન પાવે, પ્રભુતા પૂરણ થાવે; અજિત સંભવજિન અનંત સોહાવે, ચૈત્રશુદી પંચમી મુક્તિ કહાવે, જ્યેષ્ઠ શુદિ તિથિ દાવે; ધર્મનાથ પરમાનંદ પદ પાવે, શાસન સૂરિ પંચમી વધાવે, ગીત સરસ કોઈ ગાવે; સંઘ સકળ ભણી કુશલ બનાવે, જ્ઞાનભક્તિ બહુ માન જણાવે, વિજય લક્ષ્મીસૂરિ પાવે. ૪.

## ૩૬ આઠમની સ્તુતિ.

### ૧

અષ્ટમી અષ્ટપદ મદ એમ છાંડીયે, અષ્ટમી ધર્મશું પ્રેમ બહુ માંડીયે; અષ્ટમી આદિ જિન ધરીયે સંજમ રળી, અષ્ટમી પાસ જિન મુગતે પહોત્યા વળી. ૧. અષ્ટમો દ્વીપવર નંદીશ્વર સોહીયે, એક શત અષ્ટોત્તર બિંબ મન મોહીયે; ચાર અષ્ટાયિક સુર સ્વર્ગે ગયા, પૂજિયા આગલ અષ્ટ મંગલ લહ્યા. ૨. પાસજીના વર દત્ત તે ગણધરા, સહસ અષ્ટોત્તરા અંગ લક્ષણ ધરા; સુણી જિન વાણી આગમ રસંતે તદા. અષ્ટમી પાળતાં અષ્ટ સુખ સંપદા. ૩. અષ્ટમી અષ્ટપદ કમલ નિવાસિની, અષ્ટમી કર્મઘન પડલની નાશિની, અષ્ટમી વ્રતિ તપ સંજમ કરે, અષ્ટમી અસિય વિઘ્ન દેવ દૂર હરે. ૪.

### ૨

મંગળ આઠ કરી જસ આગળ, ભાવ ધરી સુરરાજજી, આઠ જાતિના કળસ કરીને, ન્હવરાવે જિનરાજજી; વીર જિનેશ્વર જન્મ મહોત્સવ કરતાં શિવસુખ સાધેજી, આઠમનું તપ કરતાં અમ ઘર, મંગળ કમળા વાધેજી. ૧. અષ્ટ કરમ વયરી ગજગંજન, અષ્ટાપદપરે બળિયાજી, આઠમે આઠ સરૂપ વિચારી, મદ આઠે તસ ગળિયાજી; અષ્ટમી ગતિ પહોતા જે જિનવર, ફરસ આઠ નહીં અંગેજી; આઠમનું તપ કરતાં અમઘર, નિત્ય નિત્ય વાધે રંગજી. ૨. પ્રાતિહારજ આઠ બિરાજે, સમવસરણ જિન રાજેજી, આઠમે આઠસો આગમ ભાખી; ભવિ મન સંશય ભાંજેજી; આઠે જે પ્રવચનની માતા, પાળે નિરતિચારોજી, આઠમને દિન અષ્ટ પ્રકારે, જીવદયા ચિત્ત ધારોજી. ૩. અષ્ટ પ્રકારી પૂજા કરીને, માનવભવ-ફળ લીજેજી, સિદ્ધાઇ દેવી જિનવરસેવી, અષ્ટ મહાસિદ્ધિ દીજેજી; આઠમનું તપ કરતાં લીજે, નિર્મળ કેવળ જ્ઞાનજી, ધીરવિમળ કવિ સેવક નય કહે, તપથી કોડી કલ્યાણજી. ૪.

### ૩

ચોવિશે જિનવર હું પ્રણમું નિત્યમેવ; આઠમ દિન કરીએ ચંદ્રપ્રભુજીની સેવ; મૂર્તિ મનમોહન જાણે પૂનમ ચંદ, દીઠે દુઃખ જાયે, પામે પરમાનંદ. ૧. મલી ચોસઠ ઇંદ્ર, પૂજે પ્રભુજીના પાય, ઇંદ્રાણી અપચ્છરા કરજોડી ગુણ ગાય; નંદીસર દ્વીપે, મલી સુરવરની કોડ, અઠ્ઠાઇ મહોચ્છવ કરે તે હોડા હોડ. ૨. શેત્રુંજ શિખરે જાણી લાભ અપાર, ચોમાસું રહીયા

ગણધર મુનિ પરિવાર; ભવિયણને તારે દેઈ ધર્મ ઉપદેશ, દૂધ સાકરથી પણ વાણી અધિક વિશેષ. ૩. પોસહ પડિક્કમણું કરીએ વ્રત પચ્ચખ્ખાણ, આઠમ દિન કરીએ અષ્ટ કર્મની હાણ; અષ્ટ મંગળ થાયે, દિનદિન ક્રોડ કલ્યાણ, એમ સુખસૂરિ કહે જીવિત જન્મ પ્રમાણ. ૪.

૪

("સત્તર ભેદી જિન પૂજા રચીને." એ દેશી.)

અષ્ટમી વાસર મધ્યમ રયણી, આઠ જાતિ દિશિ કુમરીજી; જન્મ ઘરે આવે ગહગહતિ, નિજ નિજ કારજ સમરીજી; અઢાર કોડા કોડિ સાગર અંતર, તુજ તોલે કોણ આવેજી; ઋષભ જગત ગુરુ દાયક જનની, ઇમિ કહી ગીત સુણાવેજી. ૧. આઠ કર્મ ચૂરણકર જાણી, કલશ આઠ પ્રકારજી; આઠ ઇંદ્રાણી નાયક અનુક્રમે, આઠનો વર્ગ ઉદારજી; અષ્ટ પ્રકારની પૂજા કરીને, મંગલ આઠ આલેખેજી; દાહિણ ઉત્તર દિશિ જિનવરનો, જન્મ મહોત્સવ લેખેજી. ૨. પ્રવચન માતા આઠ આરાધો, આઠ પ્રમાદને બાધોજી; આઠ આચાર વિભુષિત આગમ, ભણતાં શિવ સુખ સાધોજી; આઠમે ગુણઠાણે ચઢી અનુક્રમે, ક્ષપક શ્રેણી મંડાણજી; આઠમે અંગે અંતગડ કેવલી, વલી પામો નિરવાણજી. ૩. વૈમાનિક જ્યોતિષિ ભવનાધિપ, વ્યંતર પતિ સુરનારીજી; ક્ષુદ્રાદિ અડદોષ નિઠારી, અડગુણ સમકિત ધારીજી; આઠમે દ્વીપે અઠ્ઠાઇ મહોત્સવ, કરતા ભક્તિ વિશાલજી; ક્ષમાવિજય જિનવરની ઠવણા, ચઉસઠી સય અઠ્યાલજી. ૪.

## ૩૭ એકાદશીની સ્તુતિ.

૧

નિરુપમ નેમિ જિનેશ્વર ભાખે, એકાદશી અભિરામજી; એકમને જેહ આરાધે, તે પામે શિવ ઠામજી, તેહ નિસુણી માધવ પૂછે, મન ધરી અતિ આનંદાજી, એકાદશીનો એહવો મહિમા, સાંભળી કહે જિણંદાજી, ૧. એકશત અધિક પચાસ પ્રમાણ, કલ્યાણક સવિ જિનનાજી, તેહ ભણી તે દિન આરાધો, છંડી પાપ સવિ મનનાજી; પોસહ કરીએ મૌન આદરીએ, પરિહરીએ અભિમાનજી, તે દિન માયા મમતા તજીએ, ભજીએ શ્રી ભગવાનજી. ૨, પ્રભાતે પડિક્કમણું કરીને, પોસહ પણ તિહાં પારીજી, દેવ જુહારી ગુરુને વાંદી, દેશનાની સુણો વાણીજી; સાહમી જમાડી કર્મ ખપાવી, ઉજમણું ઘર માંડુજી, અશનાદિક ગુરુને વહોરાવી, પારણું કરો પછી વારુજી. ૩. બાવીસમા જિન એણીપરે બોલે, સુણ તું કૃષ્ણ નરિંદાજી, એમ એકાદશી જેહ આરાધે, તે પામે સુખ વૃંદાજી; દેવી અંબાઈ પુણ્ય પસાયે, નેમીશ્વર હિતકારીજી, પંડિત હરખ વિજય તસ શિષ્ય, માનવિજય જયકારીજી. ૪.

૨

એકાદશી અતિ રુઅડી, ગોવિંદ પૂછે નેમ, કિણ કારણ એ પર્વ મોટું, કહોને મુજશું તેમ; જિનવર કલ્યાણક અતિ ઘણાં, એક સો ને પચાસ; તેણે કારણ એ પર્વ મોટું, કરો મૌન ઉપવાસ. ૧. અગિયાર શ્રાવકતણી પડિમા, કહિ તે જિનવરદેવ, એકાદશી એમ અધિક સેવો,

વનગજા જિમ રેવ; ચોવીશ જિનવર સયલ સુખકર, જેસા સુરતરુ ચંગ, જેમ ગંગ નિર્મળ નીર જેહવો, કરો જિનશું રંગ. ૨. અગિયાર અંગ લખાવીએ, અગિયાર પાઠાં સાર, અગિયાર કવળી વીંટણાં, ઠવણી પૂંજણી સાર; ચાબખી ચંગી વિવિધ રંગી, શાસ્તતણે અનુસાર, એકાદશી એમ ઊજવો, જેમ પામીએ ભવપાર. ૩. વર કમલનયણી કમલવયણી, કમલ સુકોમળ કાય, ભુજ દંડ ચંડ અખંડ જેહને, સમરતાં સુખ થાય; એકાદશી એમ મન વસી, ગણિ હર્ષ પંડિત શિષ્ય, શાસનદેવી વિઘન નિવારે, સંઘતણા નિશદિશ. ૪.

૩

ગોયમ બોલે ગ્રન્થ સંભાલી, વર્દ્ધમાન આગલ રઢીઆલી, વાણી અતીઅ રસાલી; મૌન અગ્યારસ મહિમા ભાલી, કોણે કીધી ને કોણે પાલી, પ્રશ્ન કરે ટંકશાલી; કહોને સ્વામી પરવ પંચાલી, મહિમા અધિક અધિક સુવિશાલી, કૃષ્ણ કહે કહો તુમ ટાલી; વીર કહે માગશર અજુઆલી, દોઢસો કલ્યાણક નિહાલી, અગ્યારસ કૃષ્ણે પાલી ૧. નેમિનાથને વારે જાણો, કાન્હુડો ત્રણ ખંડનો રાણો, વાસુદેવ સુપ્રમાણો; પરિગ્રહ ને આરંભે ભરાણો, એક દિન આતમ કીધો શાણો, જિનવંદન ઉજાણો; નેમિનાથને કહે હેત આણો, વરસે વારુ દિવસ વખાણો, પાલી થાઉં શિવ રાણો; અતીત અનાગત ને વર્ત્તમાન, નેવું જિનના હુવા કલ્યાણ, અવર ન એહ સમાન. ૨. આગમ આરાધો ભવિ પ્રાણી, જેહમાં તીર્થંકરની વાણી, ગણધર દેવ કમાણી; દોઢસો કલ્યાણકની ખાણી, એહ અગ્યારસને દિન જાણી, એમ કહે કેવલ નાણી; પુન્ય પાપ તણી જ્હાં કહાણી, સાંભલતા શુભ લેખ લખાણી, તેહની સરગ નિસાણી; વિદ્યા પૂરવ ગ્રન્થે રચાણી, અંગ ઉપાંગ સૂત્રે ગુંથાણી, સુણતા દીએ શિવ રાણી. ૩. જિન શાસનમાં જે અધિકારી, દેવ દેવી હોએ સમકિત ધારી, સાનિધ્ય કરે સંભારી; ધરમ કરે તસ ઉપર પ્યારી, નિશ્ચલ ધર્મ કરે સુવિચારી; જે છે પર ઉપકારી; વડ મંડલ મહાવીરજી તારી, પાપ પખાલી જિન જુહારી, લાલવિજય હિતકારી, માતંગ જક્ષ કરે મનોહારી, ઓલગ સારે સુર અવતારી, શ્રી સંઘના વિઘન નિવારી. ૪.

## ૩૮ શ્રી સિદ્ધચક્ર સ્તુતિ.

૧

વીર જિનેશ્વર અતિ અલવેસર, ગૌતમ ગુણના દરિયાજી, એક દિન આણા વીરની લઇને, રાજગ્રહી સંચરીયાજી; શ્રેણિક રાજા વંદન આવ્યા, ઉલટ મનમાં આણીજી, પર્ષદા આગલ બાર બિરાજે, હવે સુણો ભવિ પ્રાણીજી. ૧. માનવ ભવ તુમે પુન્યે પામ્યા, શ્રી સિદ્ધચક્ર આરાધોજી, અરિહંત સિદ્ધ સૂરિ ઉવજઝાયા, સાધુ દેખી ગુણ વાધોજી; દરિસણ નાણ ચારિત્ર તપ કીજે, નવપદ ધ્યાન ધરીજેજી, ધુર આસોથી કરવા આંબિલ સુખ સંપદા પામીજેજી. ૨. શ્રેણિકરાય ગૌતમને પૂછે, સ્વામી ! એ તપ કોણે કીધોજી, નવ આંબિલ તપ વિધિશું કરતાં, વાંછિત સુખ કોણે લીધોજી, મધુર ધ્વની બોલ્યા શ્રી ગૌતમ, સાંભળો શ્રેણિકરાય વયણાજી, રોગ ગયો ને સંપદા પામ્યા, શ્રી શ્રીપાળ ને મયણાજી. ૩. રુમઝુમ કરતી પાયે નેઉર, દીસે દેવી રુપાલીજી, નામ ચક્કેસરીને સિદ્ધાઇ, આદિ જિનવર રખવાલીજી;

વિઘ્ન કોડ હરે સહુ સંઘના, જે સેવે એના પાયજી, ભાણુવિજય કવિ સેવક નય કહે, સાનિધ્ય કરજો માયજી ૨.

૨

જિનશાસન વંછિત, પૂરણ દેવ રસાલ, ભાવે ભવિ ભણીયે, સિદ્ધચક્ર ગુણમાલ; તિહું કાલે એહની, પૂજા કરે ઉજમાલ, તે અજર અમર પદ, સુખ પામે સુવિશાલ. ૧, અરિહંત સિદ્ધ વંદો, આચારજ ઉવજ્ઝાય, મુનિ દરિસણ નાણ, ચરણ તપ એ સમુદાય; એ નવપદ સમુદિત, સિદ્ધચક્ર સુખદાય, એ ધ્યાને ભવિનાં, ભવકોટિ દુઃખ જાય. ૨. આસો ચૈતરમાં, શુદિ સાતમથી સાર, પૂનમ લગે કીજે, નવ આંબિલ નિરધાર; દોય સહસ ગણણું, પદ સમ સાડા ચાર, એકાશી આંબિલ, તપ આગમ અનુસાર. ૩. સિદ્ધચક્રનો સેવક શ્રી વિમલેસર દેવ, શ્રીપાલતણી પરે; સુખ પૂરે સ્વયમેવ; દુઃખ દોહગ નાવે, જે કરે એહની સેવ, શ્રી સુમતિ સુગુરુનો, રામ કહે નિત્યમેવ. ૪.

૩

અરિહંત નમો વલી સિદ્ધ નમો, આચારજ વાચક સાહુ નમો; દર્શન જ્ઞાન ચારિત્ર નમો, તપ એ સિદ્ધચક્ર સદા પ્રણમો. ૧. અરિહંત અનંત થયા થાશે, વલી ભાવ નિક્ષેપે ગુણ ગાશે; પડિક્કમણાં દેવવંદન વિધિશું, આંબિલ તપ ગણણું ગણો વિધિશું. ૨. છહરી પાળી જે તપ કરશે, શ્રીપાળતણી પરે ભવ તરશે; સિદ્ધચક્રને કુણ આવે તોલે, એહવા જિન આગમ ગુણ બોલે. ૩. સાડા ચાર વરસે તપ પૂરો, એ કર્મ વિદારણ તપ શૂરો; સિદ્ધચક્રને મનમંદિર થાપો. નય વિમલેસર વર આપો. ૪.

૪

પ્રહ ઉઠી વંદુ, સિદ્ધચક્ર સદાય, જપીએ નવપદનો, જાપ સદા સુખદાય; વિધિપૂર્વક એ તપ, જો કરે થઇ ઉજમાલ, તે સવિ સુખ પામે, જીમ મયણા શ્રીપાળ. ૧. માલવપતિ પુત્રી, મયણા અતિ ગુણવંત, તસ કર્મ સંયોગે, કોઢિ મળિયો કંત; ગુરુવયણે તેણે, આરાધ્યું તપ એહ, સુખ સંપદ વરિયાં, તરિયાં ભવજલ તેહ. ૨. આંબિલ ને ઉપવાસ, છઠ્ઠ વલી અઠ્ઠમ, દશ અઠ્ઠાઈ પંદર, માસ છ માસી વિશેષ; ઇત્યાદિક તપ બહુ, સહુમાંહિ શિરદાર, જે ભવિયણ કરશે, તે તરશે સંસાર. ૩ તપ સાનિધ્ય કરશે, શ્રી વિમલેશ્વર યક્ષ, સહુ સંઘનાં સંકટ, ચૂરે થઇ પ્રત્યક્ષ; પુંડરીક ગણધાર, કનકવિજય બુધ શિષ્ય, બુધ દર્શન વિજય કહે, પહોંચે સકલ જગીશ ૪.

૫

અંગ દેશ ચંપાપુરી વાસી, મયણા ને શ્રીપાળ સુખાશી, સમકિતશું મન વાસી; આદિ જિનેશ્વરની ઉલ્લાસી, ભાવે પૂજા કીધી મન આસી, ભાવ ધરી વિશ્વાસી; ગલિત કોઢ ગયો તેણે નાશી, સુવિધિશું સિદ્ધચક્ર ઉપાસી, થયા સ્વર્ગના વાસી; આસો ચૈત્ર પૂરણમાસી, પ્રેમે પૂજો ભક્તિ વિકાસી, આદિ પુરુષ અવિનાશી. ૧. કેસર ચંદન મૃગમદ ઘોળી, હરખેશું ભરી હેમકચોળી, શુદ્ધ જળે અંઘોળી; નવ આંબિલની કીજે ઓળી, આસો શુદિ સાતમથી ઓલી, પૂજો શ્રી જિન ટોળી; ચઉગતિમાંહે આપદા ચોળી, દુર્ગતિનાં દુખ દૂરે ઢોળી,

કર્મ નિકાચિત રોળી; કર્મ કષાય તણા મદ રોળી, જેમ શિવ રમણી ભમર ભોળી, પામ્યા સુખની ઓળી. ૨. આસો સુદ સાતમશું વિચારી, ચૈત્રી પણ ચિત્તશું નિરધારી, નવ આંબિલની સારી; ઓળી કીજે આળસ વારી, પ્રતિક્રમણ બે કીજે ધારી, સિદ્ધચક્ર પૂજો સુખકારી; શ્રીજિનભાષિત પરઉપકારી, નવદિન જાપ જપો નરનારી, જેમ લહીએ મોક્ષની બારી; નવપદ મહિમા અતિ મનોહારી, જિન આગમ ભાખે ચમત્કારી, જાઉં તેહની બલિહારી. ૩. શ્યામ ભ્રમર સમ વીણા કાળી, અતિ સોહે સુંદર સુકુમાળી, જાણે રાજમરાળી; જલહલ ચક્ર ધરે રૂપાળી, શ્રી જિનશાસનની રખવાળી; ચક્રેશ્વરી મેં ભાળી; જે એ ઓળી કરે ઉજમાળી, તેનાં વિઘ્ન હરે સા બાળી, સેવક જન સંભાળી; ઉદયરત્ન કહે આસનવાળી, જે જિન નામ જપે જપ માળી, તે ઘર નિત્ય દીવાળી. ૪.

૬

શ્રી સિદ્ધચક્ર સેવો સુવિચાર, આણી હૈડે હરખ અપાર, જિમ લહો સુખ શ્રીકાર; મન શુદ્ધે ઓલી તપ કીજે, અહોનિશ નવ પદ ધ્યાન ધરીજે, જિનવર પૂજા કીજે, પડિક્કમણાં દોય ટંકનાં કીજે, આઠે થુઇએ દેવ વાંદીજે, ભૂમિ સંથારો કીજે; મૃષા તણો કીજે પરિહાર, અંગે શીયલ ધરીજે સાર, દીજે દાન અપાર. ૧. અરિહંત સિદ્ધ આચાર્ય નમીજે, વાચક સર્વે સાધુ વંદીજે દંસણ નાણ સુણીજે; ચારિત્ર તપનું ધ્યાન ધરીજે, અહોનિશ નવ પદ ગણણું ગણીજે, નવઆંબિલ પણ કીજે; નિશ્ચલ રાખી મન હો નિશ્ચે, જપીએ પદ એક એક દશ, નવકારવાલી વીશ; છેલ્લે આંબિલ મોટો તપ કીજે, સત્તરભેદી જિનપૂજા રચીજે, માનવભવ લાહો લીજે. ૨. સાતસેં કુષ્ટીયાના રોગ, નાઠા યંત્ર નમણ સંજોગ, દૂર હુઆ કર્મના ભોગ; અઢારે કુષ્ઠ દૂરે જાયે, દુઃખ દોહગ દૂર પલાયે, મનવંછિત સુખ થાયે; નિરધનીયાને દે બહુ ધન્ન, અપુત્રીયાને દે પુત્રરતન્ન, જે સેવે શુદ્ધ મન્ન; નવકાર સમો નહીં કોઈ મંત્ર, શિદ્ધચક્ર સમો નહી કોઇ જંત્ર, સેવો ભવિ હરખંત. ૩. જિમ સેવ્યા મયણા શ્રીપાલ, ઉંબર રોગ ગયો સુખ રસાલ, પામ્યા મંગલમાલ; શ્રીપાલ તણી પેરે જે આરાધે, દિન દિન દોલત તસ ઘર વાધે, અતિ શિવસુખ સાધે; વિમલેશ્વર યક્ષ સેવા સારે, આપદા કષ્ટને દૂર નિવારે, દોલત લક્ષ્મી વધારે; મેઘવિજય કવિયણના શિષ્ય, આણી હૈડે ભાવ જગદીશ, વિનય વંદે નિશદિશ. ૪

૭

વીરજિનેસર ભવનદિણેસર, જગદીસર જયકારીજી, શ્રેણીક નરપતિ, આગલ જંપે, સિદ્ધચક્ર તપ સારીજીઃ સમકિત દૃષ્ટિ, ત્રિકરણ શુદ્ધે, જે ભવિયણ આરાધેજી, શ્રી શ્રીપાલ, નરિંદપરે તસ, મંગલ કમલા વાધેજી. ૧. અરિહંત વિચે, સિદ્ધસૂરિ પાઠક, સાહુ ચિહું દિશિ સોહેજી; દંસણ નાણ, ચરણ તપ વિદિશે, એહ નવ પદ મન મોહેજી; આઠ પાંખડી, હૃદયાંબુજ રોપી, લોપી રાગને રીશજી, ૐ હ્રીંપદ, એકની ગણિયે, નવકારવાલી વીશજી. ૨ આશો ચૈત્ર શુદિ સાતમથી, માંડી શુભ મંડાણજી; નવ નિધિદાયક, નવ નવ આંબિલ, એમ એકાશી પ્રમાણજી; દેવ વંદન પડિક્કમણું પૂજા, સ્નાત્ર મહોત્સવ ચંગજી, એહ વિધિ સઘલો, જિહાં ઉપદેશ્યો પ્રણમું અંગ ઉપાંગજી. ૩. તપ પૂરે ઉજમણું કીજે, લીજે નરભવ લાહોજી

જિનગૃહપડિમા સાહમ્મિવત્સલ સાધુ ભક્તિ ઉત્સાહજી; વિમલેસર યક્ષેસરી દેવી, સાન્નિધ્યકારી રાજેજી, શ્રી ગુરુ ખિમાવિજય સુપસાયે, મુનિ જિન મહિમા છાજેજી. ૪.

## ૩૯ શ્રી પર્યુષણની સ્તુતિ

૧

સત્તર ભેદી જિન પૂજા રચીને, સ્નાત્ર મહોત્સવ કીજેજી, ઢોલ દદામા ભેરી નફેરી, ઝલ્લરીનાદ સુણીજેજી; વીરજિન આગે ભાવના ભાવી, માનવ ભવફળ લીજેજી, પર્વ પજુસણ પૂરવ પુણ્યે, આવ્યા એમ જાણીજેજી. ૧. માસ પાસ વળી દસમ દુવાલસ, ચત્તારી અઠ્ઠ કીજેજી; ઉપર વળી દસ દોય કરીને, જિન ચોવીશે પૂજીજેજી; વડા કલ્પનો છઠ્ઠ કરીને વીર વખાણ સુણીજેજી. પડવેને દિન જન્મ મહોત્સવ ધવળમંગળ વરતીજેજી. ૨ આઠ દિવસ લગે અમર પળાવી, અઠ્ઠમનો તપ કીજેજી. નાગકેતુની પરે કેવલ લહીએ, જો શુભ ભાવે રહીએજી, તેલાધર દિન ત્રણ કલ્યાણક, ગણધર વાદ વદીજેજી, પાસ નેમિસર અંતર ત્રીજે, ઋષભ ચરિત્ર સુણીજેજી. ૩. બારસાસૂત્ર ને સમાચારી, સંવત્સરી પડિક્કમીએજી; ચૈત્યપ્રવાડી વિધિશું કીજે, સકલ જંતુને ખામીજેજી; પારણાને દિન સ્વામીવત્સલ, કીજે અધિક વડાઈજી, માનવિજય કહે સકલ મનોરથ, પૂરે દેવી સિદ્ધાઈજી. ૪.

૨

જિન આગમ ચૌ પરવી ગાઈ, ત્રણ ચોમાસા ચાર અઠાઈ, પજુસણપર્વ સવાઈ; એ શુભદિનને આવ્યા જાણી, ઉઠો આળસ છંડી પ્રાણી, ધર્મની નીક મંડાણી; પોસહ પડિક્કમણા કરો ભાઈ, માસખમણ પાસખમણ અઠ્ઠાઈ, કલ્પ અઠમ સુખદાઇ; દાન દયા દેવપૂજા સૂરિની, વાચના સુણીએ કલ્પસુતરની, આજ્ઞા વીર જિનવરની. ૧. સાંભળી વીરનું ચરિત્ર વિશાલ, ચઉદ સ્વપ્ને જન્મ્યા ઉજમાળ, જન્મ મહોચ્છવ રસાળ; આમલકીડાએ સુરને હરાવ્યો, દીક્ષા લઇ કેવળ ઉપજાવ્યો, અવિચળ ઠામસેં ભાવ્યો; પાસ નેમિ સંબંધ સાંભળીએ, ચોવીશ જિનનાં અંતર સુણિએ, આદિ ચરિત્ર સાંભળીએ. ૨. વીરતણાં ગણધર અગ્યાર, થવિરાવલીનો સુણો અધિકાર, એ કરણી ભવપાર; અષાઢીથી દિન પચાસ, પજુસણ પડિક્કમણું ઉલ્લાસ, એકે ઉણ પણમાસ; સમાચારી સાધુનો પંથ, વરતે જયણાએ નિગ્રંથ, પાપ ન લાગે અંશ; ગુરુ આણાએ મુનિવર રાચે, રાગી ઘરે જઈ વસ્તુ ન જાચે, ચાલે મારગ સાચે. ૩ વિગય ખાવાનો સંચ ન આણે, આગમ સાંભળતાં સહુ જાણે, શ્રી વીર જિન વખાણે; કુંભાર કાનમાં કાંકરી ચંપે, પીડાએ ક્ષુલ્લકપણું કંપે, મિચ્છામિ દુક્કડં જંપે; એમ જે મન આમલો નવી છોડે, આ ભવ પરભવ દુઃખ બહુ જોડે, પડે નરક ને ખોડે; આરાધિક જે ખમે ખમાવે, મન શૂધ્ધે અધિકરણ સમાવે, તે અક્ષય સુખ પાવે; સિદ્ધાઈકા સૂરિ સાનિધકારી શ્રી મહિમાપ્રભસૂરિ ગચ્છધારી, ભાવરતન સુખકારી ૪.

૩

પુણ્યવંત પોશાળે આવે, પર્વ પજુષણ આવ્યા વધાવે, ધર્મના પંથ ચલાવે; ઘાંચીની ઘાણી છોડાવે, જીવ બંધનની જાળ તોડાવે, બંદીવાન ખોલાવે; આઠ દિવસ

લગે અમર પળાવે, સ્વામીવચ્છલ મેરૂ ભરાવે, જિનશાસન દીપાવે; પોસહ પડિક્કમણા ચિત્ત ધારે, ક્રોધ કષાય અંતરથી વારે, વીરજીની પજા રચાવે. ૧. પુસ્તક લઇ રાત્રિજગો કીજે, ગાજતે વાજતે ગુરુ હસ્તે દીજે, ગહુંલી સુવાસણ કીજે; કલ્પસૂત્ર પ્રારંભે વખાણુ, વીર જન્મ દિન સહુકો જાણું, નીશાળગરણા ટાણું; ખાંડ પડા પેંડા પતાસા, ખાંડના ખડીઆ નાળીએર ખાસા, પ્રભાવના ઉલ્લાસા; વીરતણો પહેલો અધિકાર, પાસ નેમિસર અંતર સાર, આદિ ચરિત્ર ચિત્ત ધાર. ૨ જંબૂ પાટ પ્રભવ ગુણ ભરીયા, શ્રી શય્યંભવ જેણે ઉદ્ધરીયા, યજ્ઞ થકી ઓસરીયા; કોસ્યા ઘેર ચોમાસું કીધું, અખંડ શિયલનું દાન જ દીધું, સ્થુલિભદ્ર નામ પ્રસિધું; પારણે હાલરડાં ગાયા, સાંભળતા સૂત્ર પાઠે ઠવીયા, વયરસ્વામી શુભ વરીયા; એમ સ્થવિરાવલી ભાખી જેહ, સોહમસ્વામી ચિંતામણિ જેહ, કલ્પમાં સુણીએ એહ ૩. કસબ મસરુ ને પાઠાં રુમાલ, પૂજીએ પોથી ને જ્ઞાન વિશાળ, ઠવણી સહેજ સંભાળ; વળી પૂજા કીજે ગુરુ અંગે, સંવત્સરી દિન મનને રંગે, બારસે સુણો એક અંગે; સાસુ જમાઇના અડીયા ને દડીયા, સમાચારીમાંહે સાંભળીયા, ખામણે પાપજ ટળીયા; શ્રી ભાવલબ્ધિસૂરિ કહે એ કરણી, શ્રીપદ મહેલ ચઢણ નીસરણી, સિદ્ધાયિકા દુઃખહરણી. ૪.

૪

પર્વ પજુસણ પુન્યે કીજે, સત્તરભેદી જિન પૂજા રચીજે, વાજીંત્ર નાદ સુણીજે; પ્રભાવના શ્રીફલની કીજે, યાચક જનને દાન જ દીજે, જીવ અમારી કરીજે; મનુષ્યજન્મ ફળ લાહો લીજે, ચોથ છઠ્ઠ અઠ્ઠમ તપ કીજે; સ્વામીવત્સલ કીજે; એમ અઠ્ઠાઈ ઓચ્છવ કીજે, કલ્પસૂત્ર ઘેર પધરાવીજે, આદિનાથ પૂજીજે. ૧. વદા કલ્પ દિન ધુર મંડાણ, દશ કલ્પ આચાર પરિમાણ, નાગકેતુ વખાણ; પછી કરીએ સૂત્ર મડાણ, નમુથ્થુણં હોય પ્રથમ વખાણ, મેઘકુમાર અહિઠાણ; દશ અચ્છેરાનો અધિકાર, ઈંદ્ર આદેશે ગર્ભ પરિહાર, દેખે સુપન ઉદાર; ચોથે સ્વપ્ને બીજું સાર, સ્વપ્નપાઠક આવ્યા દરબાર, એમ ત્રીજું જયકાર. ૨. ચોથે વીર જન્મ વખાણ, દિશિ કુમરી સવી ઈન્દ્રની જાણ, દીક્ષા પંચ વખાણ; પારણા પરીસહ તપ ને દાન, ગણધરવાદ ચોમાસું પરિમાણ, તવ પામ્યા નિરવાણ; એ છઠ્ઠે વખાણે કહિએ, તેલાધર દિવસે એમ લહીએ, વીરચરિત્ર એમ સુણીએ; પાસ નેમિજિન અંતર સાથ, આઠમે ઋષભ થિર અવદાત, સુણતા દીએ શિવ સાથ. ૩. સંવચ્છરી દિન સહુ નરનારી, બારસેં સૂત્ર ને સમાચારી, નિસુણે અઠ્ઠમ ઉદારી; સુણીએ ગુરુ પટાવલિ સારી, ચૈત્યપ્રવાડી અતિ મનોહારી, ભાવે દેવ જુહારી; સાહમી ખમત ખામણા કીજે, સમતા રસમાંહે ઝીલીજે, દાન સંવચ્છરી દીજે; શ્રી ચક્રેશ્વરી સાનિધ્ય કીજે, જ્ઞાનવિમલ એમ ગણી જે, સુજસ મહોદય લીજે. ૪.

૫

પુન્યનું પોષણ પાપનું શોષણ, પરવપજુસણ પામીજી; કલ્પ ઘેર પધરાવો સ્વામી, નારી કહે શીરનામીજી; કુંવર ગયવર ખંધ ચઢાવી, ઢોલ નીસાન વજડાવોજી; સદ્‌ગુરુ સંગે ચઢતે રંગે, વીર ચરિત્ર સુણાવોજી. ૧. પ્રથમ વખાણ ધર્મ સારથી પદ, બીજે

સુપનાં ચારજી; ત્રીજે સુપન પાઠક વલી-ચોથે, વીર જનમ અધિકારજી; પંચમે દિક્ષા છઠ્ઠે શિવપદ, સાતમે જિન ત્રેવીશજી, આઠમે થિરાવલી સંભળાવી, પિઉડા પૂરો જગીશજી. ૨. છઠ અઠ્ઠમ અઠ્ઠાઈ કીજે, જિનવર ચૈત્ય નમીજેજી; વરશી પડિક્કમણુ મુનિ વંદન, સંઘ સયળ ખામીજેજી; આઠ દિવસ લગે અમર પરાવી, દાન સુપાત્રે દીજેજી, ભદ્રબાહુ ગુરુ વચણુ સુણીને, જ્ઞાન સુધારસ પીજેજી. ૩. તીરથમાં વિમળાચળ ગીરીમાં, મેરુ મહીધર જેમજી; મુનિવર માંહી જિનવર મોહટા, પરવ પજુસણુ તેમજી; અવસર પામી સાહમ્મી વચ્છલ, બહુ પકવાન વહાઈજી; ખીમાવિજય જિન દેવી સિદ્ધાઈ, દીન દીન અધિક વધાઈજી. ૪.

૬

મણિ રચિત સિંહાસનં, બેઠા જગદાધાર; પર્યુષણ કેરો, મહિમા અગમ અપાર; નિજ મુખથી દાખી, સાખી સુરનર વૃંદ; એ પર્વ પર્વમાં, જિમ તારામાં ચંદ. ૧. નાગ કેતુની પરે, કલ્પ સાધના કીજે; વ્રત નિયમ આખડી, ગુરૂ મુખ અધિકી લીજે; દોય ભેદે પૂજા, દાન પાંચ પ્રકાર; કર પડિક્કમણું ધર, શીયલ અખંડિત ધાર. ૨. જે ત્રિકરણ શુદ્ધે, આરાધે નવ વાર; ભવ સાત આઠ–નવ શેષ તાસ સંસાર; સહુ સૂત્ર શિરોમણિ, કલ્પસૂત્ર સુખકાર; તે શ્રવણે સુણીને, સફળ કરો અવતાર. ૩. સહુ ચૈત્ય જુહારી, ખમત ખામણા કીજે; કરી સાહમ્મી વત્સલ, કુગતિ દ્વારપટ દીજે; અઠ્ઠાઈ મહોત્સવ, ચિદાનંદ ચિત્ત લાઈ; ઈમ કરતાં સંઘને, શાસન દેવ સહાઇ. ૪.

૭

વરસ દિવસમાં અષાઢ ચોમાસ, તેહમાં વલી ભાદરવો માસ, આઠ દિવસ અતિ ખાસ; પર્વ પજુસણુ કરો ઉલ્લાસ, અઠ્ઠાઈધરનો કરવો ઉપવાસ, પોસહ લીજે ગુરૂ પાસ; વડા કલ્પનો છઠ્ઠ કરીજે, તેહ તણો વખાણુ સુણીજે, ચૌદ સુપન વાંચીજે; પડવેને દિન જન્મ વંચાય, ઓચ્છવ મહોચ્છવ મંગલ ગવાય, વીર જિણેસરરાય. ૧. બીજ દિને દીક્ષા અધિકાર, સાંજ સમય નિરવાણુ વિચાર, વીર તણો પરિવાર; ત્રીજ દિને શ્રીપાર્શ્વ વિખ્યાત, વલી નેમીસરનો અવદાત, વલી નવભવની વાત; ચોવિશે જિન અંતર તેવીશ, આદિ જિનેશ્વર શ્રીજગદીશ, તાસ વખાણુ સુણીશ; ધવલ મંગલ ગીત ગહુંલી કરીએ, વલી પ્રભાવના નિત અનુસરીએ, અઠ્ઠમ તપ જય વરીએ. ૨. આઠ દિવસ લગે અમર પળાવો, તેહ તણો પડહો વજડાવો, ધ્યાન ધરમ મન ભાવો; સંવત્સરી દિન સાર કહેવાય, સંઘ ચતુર્વિધ ભેલો થાય, બારસા સૂત્ર સુણાય; થિરાવલીને સમાચારી, પટાવલી પ્રમાદ નિવારી, સાંભલજો નરનારી, આગમ સૂત્રને પ્રણમીશ, કલ્પસુત્રશું પ્રેમ ધરીશ, શાસ્ત્ર સર્વે સુણીશ. ૩. સત્તર ભેદી જિન પૂજા રચાવો, નાટક કેરા ખેલ મચાવો, વિધિશું સ્નાત્ર ભણાવો; આડંબર શું દેહરે જઇએ, સંવત્સરી પડિક્કમણું કરીએ, સંઘ સર્વને ખમીએ; પારણે સાહમિવચ્છલ કીજે, યથાશક્તિએ દાનજ દીજે, પુન્ય ભંડાર ભરીજે; શ્રી વિજયક્ષેમ સૂરિ ગણધાર, જસવન્તસાગર ગુરૂ ઉદાર, જિણંદસાગર જયકાર. ૪.

૮

પર્વ પર્યુષણ પુણ્યે પામી, પરિમલ પરમાનંદોજી, અતિ ઓચ્છવ આડંબર સઘળો, ઘર ઘર બહુ આનંદોજી, શાસન અધિપતિ જિનવર વીરે, પર્વ તણાં ફળ દાખ્યાજી; અમારિ તણો ઢંઢેરો ફેરી, પાપ કરંતા વાર્યાજી. ૧. મૃગનયની સુંદરી સુકુમાળી, વચન વદે ટંકશાળીજી; પૂરો પનોતા મનોરથ મારા, નિરુપમ પર્વ નિહાળીજી; વિવિધ ભાતિ પકવાન્ન કરીને, સંઘ સયલ સંતોષોજી; ચોવીશે જિનવર પૂજીને, પુણ્ય ખજાનો પોષોજી. ૨. સકલ સૂત્ર શિર મુગટ નગીનો, કલ્પસૂત્ર જગ જાણોજી; વીર પાસ નેમીશ્વર અંતર, આદિ ચરિત્ર વખાણોજી, સ્થવિરાવળી ને સમાચારી, પટ્ટાવળી ગુણ ગેહજી; એમ એ સૂત્ર સવિસ્તર સુણિને, સફલ કરો નર દેહજી. ૩. એણિપરે પર્વ પર્યુષણ પાળી, પાપ સર્વ પરિહરીએજી; સંવત્સરી પડિક્કમણું કરતાં, કલ્યાણ કમળા વરીએજી; ગોમુખ જક્ષ ચક્કેશ્વરી દેવિ, શ્રી માણિભદ્ર અંબાઇજી, શુભવિજય કવિ શિષ્ય અમરને, દિન દિન કરજો વધાઇજી. ૪.

૯

પર્વ પજુસણ પુણ્યે પામી, શ્રાવક કરે એ કરણીજી, આઠે દિન આચાર પલાવે, ખાંડણ પીસણ ધરણીજી; સૂક્ષ્મ બાદર જીવ ન વિણાસે, દયા તે મનમાં જાણેજી, વીર-જિનેસર નિત્ય પૂજીને, શુદ્ધ સમકિત આણેજી. ૧. વ્રત પાલેને ધરે તે શુદ્ધ, પાપ વચન નવિ બોલેજી, કેસર ચંદને જિન સવિ પૂજે, ભવભય બંધન ખોલેજી; નાટિક કરીને વાજિંત્ર વજાડે, નર નારીને ટોલેજી, ગુણ ગાવે જિનવરના ઈણ વિધિ, તેહને કોઇ ન તોલેજી. ૨. અઠ્ઠમ ભક્ત કરી લઇ પોસહ, બેસી પૌષધ સાલેજી, રાગ દ્વેષ મદ મચ્છર છાંડી, કૂડ કપટ મન ટાલેજી; કલ્પસૂત્રની પૂજા કરીને, નિશ દિન ધર્મે મ્હાલેજી, એહવી કરણી કરતાં શ્રાવક, નરક નિગોદાદિક ટાલેજી. ૩. પડિક્કમણું કરિયે શુદ્ધ ભાવે, દાન સંવત્સરી દીજેજી, સમક્તિ ધારી જે જિનશાસન, રાત્ર દિવસ સમરીજેજી; પારણુ વેલા પડિલાભીને, મન વંછિત મહોત્સવ કીજેજી, ચિત્ત ચોખે પજુસણ કરશે, મન માન્યાં ફલ લેશેજી. ૪.

૧૦

પર્વ પજુસણ સર્વ સજાઇ, મેલવીને આરાધોજી, દાન શીલ તપ ભાવને ભેલી, સફલ કરો ભવ લાધોજી; તત્ક્ષણ એહ પર્વથી તરીયે, ભવજલ જેહ અગાધોજી, વીરને વાંદી અધિક આણંદી, પૂજી પુણ્યે વાધોજી. ૧. ઋષભ નેમ શ્રીપાસ પરમેસર, વીર જિણેસર કેરાંજી, પાંચ કલ્યાણક પ્રેમે સુણીએ, વલી આંતરા અનેરાજી; વીશે જિનવરના જે વારુ, ટાલે ભવના ફેરાજી, અતિત અનાગત જિનને નમિયે, વલી વિશેષે ભલેરાજી. ૨. દશાશ્રૂત સિદ્ધાંત માંહેથી, સૂરિવર શ્રી ભદ્રબાહુજી, કલ્પસૂત્ર એ ઉદ્ધરી સંઘને, કરી ઉપગાર જે સાહુજી; જિનવર ચરિત્રને સમાચારી, સ્થિવિરાવલી ઉમાહોજી, જાણી એહની આણ જે લહેશે, લેશે તે ભવ લાહોજી. ૩. ચઉથ્થ છઠ્ઠ અઠ્ઠમ અઠ્ઠાઇ, દશ પંદરને ત્રીશજી, પીસ્તાલીશ ને સાઠ પંચોતેર, ઈત્યાદિક સુ જગીશજી; ઉપવાસ એવા કરી આરાધે

પર્વ પજુસણ પ્રેમજી, શાસન દેવી વિઘન તસુ વારે, ઉદય વાચક કહે એમજી. ૪.

૧૧

પામી પર્વ પજુસણ સાર, સત્તરભેદી જિનપૂજા ઉદાર, કરીએ હરખ અપાર; સદ્‌ગુરુ પાસ ધરી બહુ પ્યાર, કલ્પસૂત્ર સુણીએ સુખકાર, આળસ અંગ ઉતાર; ધરમસારથિપદ સુપનાં ચાર, સુપનપાઠક આવ્યા દરબાર, વીરજનમ અધિકાર; દિક્ષાને નિરવાણવિચાર, ષટ્ વ્યાખ્યાન અનુક્રમે ધાર, સુણતાં હોય ભવપાર. ૧. નમિ સુવ્રત મલ્લિ અર કંત, કુંથુ શાંતિ ને ધર્મ અનંત, વિમલ વાસુપૂજ્ય સંત; શ્રી શ્રેયાંસ શીતળ ભગવંત, સુવિધિ ચંદ્ર સુપાર્શ્વ ભદંત, પદ્મ સુમતિ અરિહંત; અભિનંદન સંભવ ગુણખાણ, અજિતનાથ પામ્યા નિરવાણ, એ વીશ અંતર માન; પાસ નેમીસર જગદીશાન, ઋષભચરિત્ર કહ્યું પરધાન, સાતમું એહ વખાણ. ૨ આઠમે ગણધર સ્થવિર ગણીજે, નવમે બારમા સમાચારી લીજે, નવ વખાણ સુણીજે; ચૈત્યપરિપાટી વિધિશું કીજે, યથાશક્તિએ તપ તપીજે, આશ્રવ પંચ તજીજે; ભાવે મુનિવરને વંદીજે, સંવચ્છરી પડિકમણું કીજે, સંઘ સકલ ખામીજે; આગમવયણસુધારસ પીજે, શુભકરણી સવિ અનુમોદીજે, નરભવ સફલ કરીજે. ૩. મણિમાં જિમ ચિંતામણિ સાર, પર્વતમાં જિમ મેરુ ઉદાર, તરુમાં જિમ સહકાર; તીર્થંકર જિમ દેવમાં સાર, ગુણગણમાં સમકિત શ્રીકાર, મંત્ર માંહી નવકાર; મતમાં જિમ જિનમત મનોહાર, પર્વપજુસણ તેમ વિચાર, સકલ પર્વ શિણગાર; પારણે સ્વામિભક્તિ પ્રકાર, માણેકવિજય વિઘન અપહાર, દેવી સિદ્ધાઇ જયકાર. ૪.

## ૪૦ શ્રી દીવાલીની સ્તુતિ.

૧

ઈંદ્રભૂતિ અનુપમ ગુણ ભર્યા, જે ગૌતમ ગોત્રે અલંકર્યા; પંચ શત છાત્રશું પરવર્યા, વીર ચરણ લહી ભવજલ તર્યા. ૧. ચઉ અઠ દશ દોય જિનને સ્તવે, દક્ષિણ પશ્ચિમ ઉત્તર પૂરવે; સંભવ આદિ અષ્ટાપદ ગિરિએ વલી, જે ગૌતમ વંદે લલી લલી. ૨. ત્રિપદિ પામીને જેણે કરી, દ્વાદશાંગી સકલ ગુણે ભરી; દીયે દીખ તે લહે કેવલ સિરી, તે ગૌતમને રહું અનુસરી. ૩. જક્ષ માતંગ સિદ્ધાઇકા, સુરી શાસનની પ્રભાવિકા; શ્રી જ્ઞાનવિમલ દીપાલિકા, કરો નિત્ય મંગલ માલિકા. ૪.

૨

શાસન નાયક વીરજીએ, પામી પરમ આધારતો, રાત્રી ભોજન મત કરીએ, જાણી પાપ અપારતો; ઘુવડ કાગને નાગનાએ, તે પામે અવતારતો, નિયમ નોકારસી નિત્ય કરોએ, સાંજે કરો ચઉવિહારતો. ૧ વાસી બોળો રિંગણાંએ કંદમૂળ તું ટાળતો, ખાતા ખોટ ઘણી કરીએ, તે માટે મન વારતો; કાચા દુધને છાશ માંહે, કઠોળ જમવું નિવારતો, ઋષભાદિકજિન પૂજતાં એ, રાગ ધરે શિવનારતો. ૨. હોળી બળેવને નોરતાંએ, પીપળે પાણી મરેદતો, શીલ સાતમ વાસી વહાએ, ખાતા મોટી ખોડતો; સાંભળી સમકિત દૃઢ કરોએ, મિથ્યાત્વ પર્વની વાર તો, સામાયિક પડિકમણું નિત કરોએ, જિનવાણી જયકાર તો. ૩. રૂતુવંતી અડકો નહિએ, નવી કરે ઘરના કામતો, તેના વાંછિત

પૂરશે એ, દેવી સિદ્ધાયિકા નામતો; હિત ઉપદેશે હર્ષ ધરીએ, કોઇ ન કરશો રીસ તો, કીર્તિ કમલા પામશોએ, જીવ કહે તસ શિષ્ય તો. ૪.

### ૪૧ શ્રી નવતત્વની સ્તુતિ.

જીવાજીવાપુણ્ય ને પાવા, આશ્રવ સંવર તત્તાજી, સાતમે નિર્જરા આઠમે બંધ, નવમે મોક્ષપદ સત્તાજી; એ નવ તત્તા સમકિત સત્તા, ભાખે શ્રી અરિહંતાજી, ભુજનયર મંડણ રિસહેસર, વંદો તે અરિહંતાજી. ૧. ધમ્માધમ્માગાસા પુગ્ગલ, સમયા પંચ અંજીવાજી, નાણ વિનાણ શુભાશુભયોગે, ચેતન લક્ષણ જીવાજી, ઈત્યાદિક ષટ દ્રવ્ય પ્રરૂપક, લોકાલોક દિણંદાજી, પ્રહ ઉઠી નિત્ય નમિયે વિધિશું, સિત્તરિ સો જિન ચંદાજી. ૨. સુક્ષ્મ બાદર દોય એકેન્દ્રી, બિતી ચઉરિંદિ દુવિહાજી, તિવિહા પંચિંદિ પજ્જતા, અપજ્જતા તે વિવિહાજી; સંસારી અસંસારી સિદ્ધા, નિશ્ચયને વ્યવહારાજી, પન્નવણાદિક આગમ સુણતાં, લહિયે શુદ્ધ વિચારાજી. ૩. ભુવનપતિ વ્યંતર જ્યોતિષવર, વૈમાનકી સુર વૃંદાજી, ચોવીશ જિનના યક્ષ યક્ષણી; સમકિત દ્દષ્ટિ સુરીંદાજી; ભુજનગર મહિમંડલ સઘલે, સંઘ સકલ સુખ કરજોજી, પંડિત માનવિજય ઇમ જંપે, સમકિત ગુણ ચિત્ત ધરજોજી. ૪.

### ૪૨ વર્ધમાન તપની સ્તુતિ.

૧

વર્ધમાન આંબિલ તપ આદરો, ચોવીશ જિનની પૂજા કરો; અંતગડ આગમ સુણો વખાણ; સિદ્ધાઇ દેવી કરે કલ્યાણ. ૧.

(આ સ્તુતિ ચાર વાર કહેવાય છે.)

૨

વર્દ્ધમાન ઓલી કરો, ભવભવ પાતિક પરીહરો; વર્દ્ધમાન જિન પામીને, દુર કરો સહુ ખામીને. ૧. વર્દ્ધમાનદિક જિન તર્યા, પૂર્વ ભવે જે તપ કર્યા; તે તપ મુજને ફળ આપો, આહારાદિક સંજ્ઞા કાપો. ૨. અંતગડ આચાર દિનકરૂં, શ્રી ચંદ્ર ચારિત્ર આદરૂં; તપ કુલકાદિક ગ્રંથ જે, તપ સાધનના પંથ છે. ૩. તપગચ્છ નંદન સુરતરૂ, શ્રી વિજયધર્મ સૂરીશ્વરૂ; રત્નવિજય સુખદાયિકા, સહાય કરે સિદ્ધાયિકા. ૪.

૩

વર્દ્ધમાનતપ ઓળીપાળું, ત્રિવિધે ત્રિવિધે પાતિક ટાળું; શરીર અને જીવ ભિન્ન નિહાળુ, શ્રાવક ગુણઠાણું અજવાળું. ૧. અતીત અનાગત ને વર્તમાન, ત્રિગડે બેસી કરે વખાણ; કોઈ નહિ એ તપની તોલે, વીશ વિહરમાન ઇમ બોલે. ૨. અંતગડ આગમની વાણી, આચાર દિનકર ગ્રંથ નિશાણી; તપ સૂરા અણગાર કહીજે, પૂજી પ્રણમી લાહો લીજે. ૩. શાસન સુરવર કરે સહાયા, તપસી નરના પૂજે પાયા; વિમલેશ્વર વર યક્ષ પ્રસન્ન, ધર્મ રત્નનાં કરે જતન્ન. ૪.

### ૪૩ શ્રી વીશસ્થાનકતપની સ્તુતિ.

૧

વીશ સ્થાનક તપ વિશ્વમાં મોટો, શ્રી જિનવર કહે આપજી, બાંધે જિનવર

ત્રીજા ભવમાં, કરીને સ્થાનક જાપજી; થયા થશે સવી જિનવર અરિહા, એ તપને આરાધીજી, કેવળજ્ઞાનદર્શન સુખ પામ્યા, સર્વે ટાળી ઉપાધીજી. ૧. અરિહંત[૧] સિદ્ધ[૨] પવયણ[૩] સૂરિ[૪] સ્થવિર,[૫] વાચક[૬] સાધુ[૭] નાણજી,[૮] દર્શન[૯] વિનય[૧૦] ચરણ[૧૧] બંભ કિરિયા , તપ[૧] કરો ગોયમ ઠાણજી; જિનવર [૬] ચારિત્ર પંચવિધ નાણ,[૧૮] શ્રુત[૧] તીર્થ [૦] એહ નામજી, એ વીશ સ્થાનક આરાધે તે, પામે શિવપદ ધામજી. ૨. દોય કાળ પડિક્કમણું પડિલેહણ, દેવવંદન ત્રણ વારજી, નોકારવાળી વીશ ગણી જે, કાઉસગ્ગ ગુણ અનુસારજી; ચારસો ઉપવાસ કરી ચિત્ત ચોખે, ઉજમણું કરો સારજી, પડિમા ભરાવો સંઘ ભક્તિ કરો; એ વિધિ શાસ્ર મોઝારજી. ૩. શ્રેણિક સત્યકિ સુલસા રેવતી, દેવપાળ અવદાતજી, સ્થાનક–તપ સેવા મહિમાએ, થયા જગમાંહિ વિખ્યાતજી; આગમ વિધિ સેવે જે તપીયા, ધન્ય ધન્ય તસ અવતારજી, વિઘ્ન હરે તસ શાસન દેવી, સૌભાગ્યલક્ષ્મી દાતારજી. ૪.

૨

પુછે ગૌતમ વીર જિણંદા, સમવસરણ બેઠા શુભકંદા, પૂજિત અમર સુરીંદા; કેમ નિકાચે પદ જિનચંદા! કિણ વિધ તપ કરતાં બહુ ફંદા! ટળે દુરિત–દંદા?; તો ભાખે પ્રભુજી ગતનિંદા, સુણ ગૌતમ! વસુભૂતિ–નંદા, નિર્મળ તપ અરવિંદા; વીશ સ્થાનક તપ કર મહંદા, જિમ તારકસમુદાયે ચંદા, તિમ એ તપ સવિ ઇંદા. ૧. પ્રથમ પદ અરિહંત ભણીજે, બીજે સિદ્ધ પવયણપદ ત્રીજે, આચારજ થિર ઠવીજે; ઉપાધ્યાય ને સાધુ ગ્રહીજે, નાણ દંસણ પદ વિનય વહીજે, અગિયારમે ચારિત્ર લીજે; બંભવય-ધારિણં ગણીજે, કિરિયાણં તવસ્સ કરીજે, ગોયમ જિણાણં લહીજે; ચારિત્ર નાણ સુઅસ્સ તિત્થસ્સ કીજે, ત્રીજે ભવ તપ કરત સુણીજે, એ સવિ જિન તપ લીજે. ૨. આદિ નમો પદ સઘળે ઠવીશ, બાર પન્નર વળી બાર છત્રીશ, દશ પણવીશ સગવીશ; પાંચ ને અડસઠ તેર ગણીશ, સિત્તેર નવ કિરિયા પચવીશ, બાર અઠ્ઠાવીશ ચોવીશ; સત્તર એકાવન પિસ્તાલીશ, પાંચ લોગસ્સ કાઉસગ્ગ રહીશ, નવકારવાળી વીશ; એક એક પદે ઉપવાસજ વીશ, માસ ષટે એક ઓળી કરીશ, એમ સિદ્ધાંત જગીશ. ૩. શક્તે એકાસણું તિવિહાર, છઠ્ઠ અઠ્ઠમ માસ ખમણ ઉદાર, પડિક્કમણું દોયવાર; ઈત્યાદિક વિધિ ગુરુગમ ધાર, એકપદ આરાધન ભવપાર, ઉજમણું વિવિધ પ્રકાર; માતંગ યક્ષકરે મનોહાર, દેવી સિદ્ધાઈ શાસન સુખકાર, વિઘ્ન મિટાવણ હાર; ક્ષમાવિજય જશ ઉપર પ્યાર, શુભ ભવિયણ ધર્મ આધાર, વીરવિજય જયકાર. ૪.

૩

અરિહંત સિદ્ધ પવયણ આચારજ થવિરાણ, ઉવઝાય સાહુ નાણ દંસણ વિનય પહાણ; ચારિત્ર બ્રહ્મ કિરિયા તપ ગોયમ જિનમાણ, સંજમનાણી શ્રુત સંઘ સેવો વીસે ઠાણ. ૧. ઉત્કૃષ્ટે જિનવર એકસો સીત્તેરધીર, વલીકાલજ ધન્યે જિનવર વીસ ગંભીર; જિનથાય અનંત અતીત અનાગત કાલ, એ વીસે થાનક આરાધેગુણ ભાલ. ૨ આવશ્યક

૧ થી ૨૦ ની સંજ્ઞાઓ વીશ સ્થાનકના નામ સૂચવે છે.

બે વેળા જિન વંદન ત્રણકાલ, થાનકપદ ગણુવો સહસદોય સુકુમાલ; કાઉસ્સગ ગુણ સ્તવના પૂજા પ્રભાવનાસાર, ઇમ શાસન વચ્છલ કરતાં ભવનો પાર. ૩. સમરીજે અહોનિશિ ગુણરાગી સુરસાથ જખ જખણી સુરપતિ વૈયાવચ્ચ કરનાથ; થાનકતપ વિધિશું જે સેવે મનરંગ, દેવચન્દ્ર આણાએ સાનિધકરે તસુ ચંગ. ૪.

## ૪૪ રોહિણી તપની સ્તુતિ.

નક્ષત્ર રોહિણી જે દિન આવે, અહોરત્ત પૌષધ કરી શુભભાવે, ચઉવિહાર મન લાવે; વાસુપૂજ્યની ભક્તિ કીજે, ગણણું પણ તસ નામ જપીજે, વરસ સત્તાવીસ લીજે; થોડી શકતે વરસતે સાત, જાવજ્જીવ અથવા વિખ્યાત, તપ કરી કરો કર્મઘાત; નિજ શકતે ઉજમણું આવે, વાસુપૂજ્યનું બિંબ ભરાવે, લાલ મણિમય ઠાવે. ૧. એમ અતીત અને વર્તમાન, અનાગત વંદો જિન બહુમાન, કીજે તસ ગુણગાન; તપકારકની ભક્તિ આદરીએ, સાધર્મિક વળી સંઘની કરીએ, ધરમ કરી ભવતરીએ; રોગ સોગ રોહિણી તપે જાય, સંકટ ટળે તસ જશ બહુ થાય, તસુ સુરનર ગુણગાય; નિરાશંસપણે તપ એહ, શંકા રહિતપણે કરો તેહ, નિધિનવ હોયે જેમગેહ ૨. ઉપધાન સ્થાનક જિન કલ્યાણ, સિદ્ધચક્ર શત્રુંજય જાણ, પંચમીતપ મન આણ; પડિમાતપ રોહિણી સુખકાર, કનકાવલી રત્નાવલી સાર, મુક્તાવલી મનોહાર; આઠમ ચઉદસ ને વર્ધમાન, ઇત્યાદિક તપમાંહે પ્રધાન, રોહિણી તપ બહુમાન; એણીપરે ભાવે જિનવરવાણી, દેશના મીઠી અમીય-સમાણી, સૂત્રે તેહ ગુંથાણી. ૩. ચંડા યક્ષિણી યક્ષકુમાર, વાસુપૂજ્ય શાસન સુખકાર, વિઘ્ન મિટાવણહાર; રોહિણીતપ કરતાં જન જેહ, એહ ભવ પરભવ સુખ લહે તેહ, અનુક્રમે ભવનો છેહ; આચારી પંડિત ઉપગારી, સત્યવચન ભાખે સુખકારી, કપૂરવિજય વ્રતધારી; ખીમાવિજય શિષ્ય જિનગુરુરાય, તસ શિષ્ય મુજ ગુરુ ઉત્તમ થાય; પદ્મ-વિજય ગુણ ગાય. ૪.

## ૪૫ શ્રી આધ્યાત્મિક સ્તુતિ.

૧

વીતરાગ અરિહંત પૂજીયે, કેવળ નાણ દર્શન લીજીયે; કર્મ કલંક સબ પરિહરીયે, નિકલંક સિદ્ધ વધુ વરીએ. ૧. ભેદ જ્ઞાની અનુભવી આતમા, નિજ પર ભિન્ન મહાતમા; ક્ષપક શ્રેણી આરોહ ધ્યાનાતમા, સર્વ જૈન થયા સિદ્ધાતમા. ૨. ખટ્દ્રવ્ય વસ્તુને ઓળખી, ગુણ પર્યાય સ્વભાવ લક્ષણ લખી; પર પાંચ અજીવ અકારણી. આત્મજ્ઞાની ધર્મ ધારણી. ૩. એહી દેવ પરમાતમ કીજિયે, સેવે સુર નર ઇંદ્ર મન રીઝીયે; તિહાં જ્ઞાન શીતળ જલ લીજીયે, પરમાનંદ મય રસ પીજીયે. ૪.

૨

શુદ્ધાનંદ નિજ વંદીયે, પરમ દેવ પવિત્ત તો, મોક્ષ કારણ એહ છે એ, ઉપાદાન રુડી રીત તો; નિમિત્ત કારણ દેવ ગુરુ કહ્યા એ, જિન વચને દૃઢ ચિત્ત તો, શક્તિ ભાવ પ્રણમ ન કરીએ, વ્યક્ત સ્નાતક સિદ્ધ તો ૧. વસ્તુ સ્વભાવ સિદ્ધ સાધના એ, રમણ થિર ગુણ પર્યાય તો, નિરવિકલ્પ રસ પીજીયે એ, જ્ઞાન અભેદતા પાય તો; ભાવ

સંવર શુદ્ધ નિર્જરા એ, કર્મ અનંત ક્ષય થાય તો; નિર્મળરંજન બુધ થઇ એ, સર્વ સત સિદ્ધ રાય તો. ૨. કેવળ નાણ દર્શન લહીએ, ધર્મદાન દાતાર તો, હિત ઉપદેશ ભવ્ય જીવને એ, કરતા વારંવાર તો; બોધિબીજ વિરતિ ગૃહે એ, નરનારીના વૃંદ તો, ગણધર સૂત્ર દ્વાદશ રચે એ, જ્ઞાન ભાણુ પવિત્ર તો. ૩. સર્વ દેવનો દેવ છે એ, નિજાતમ શુદ્ધ સિદ્ધ તો, સૂત્ર ગ્રંથની શાખથી એ, ગુરુ વચને પ્રતીત તો; જ્ઞાન શીતળ જુવે તેહને એ, અગમ અનોપમ રૂપ તો, સેવે પૂજે સમકિતિ એ, દેવ દેવાંગના ભૂપ તો. ૪.

૩

સિદ્ધ બુદ્ધને વાંદુ, નિજ સ્વરૂપ નિહાળી, ઉપયોગે ભાવું, બોધ બીજ તિહાં ભાળી; શુદ્ધ શ્રદ્ધા સાચી. ચિદઘન ભોગ સંજોગ, ઉપાધિ હણતા, પરમાતમ નિરોગ. ૧. રોગ શોગ દુઃખ કોપે, મહા મોહ મહ ભાગે, જ્ઞાન સુભટ બળીયો, ધ્યાન અગ્નિ તિહાં જાગે; કર્મ કાષ્ટને બાળે, તિહાં શીતળતા વાધે, પરમાનંદ ભોગી, સર્વ સિદ્ધતા સાધે. ૨. અરૂપી અવિનાશી, અવ્યાબાધ અનંત, નિર્મળ નિરંજન, અખંડિત મહંત; અચળ અનોપમ, નિરાકાર શિવ સંત, ઈત્યાદિ અનંત, અનુભવ જ્ઞાન લહંત. ૩. યોગ રોધ અયોગી, શૈલેશિ કરણ અકંપ, આયુ અંત છેહડે, દેવ દેવીના સંપ; ઓચ્છવને કારણ, નિર્વાણ મંગળ ગાવે, જ્ઞાન શીતળ હર્ષે, જોતમાં જોત સમાવે. ૪.

૪

ઉઠી સવેળા સામાયિક લીધું, પણ બારણું નવિ દીધુંજી, કાળો કુતરો ઘરમાં પેઠો, ઘી સઘળું તેણે પીધુંજી; ઉઠો વહુઅર આલસ મૂકી, એ ઘર આપ સંભાળોજી, નિજ પતિને કહો વીરજિન પૂજે, સમકિતને અજુઆળોજી. ૧. બલે બિલાડે જડપ જડપાવી, ઉત્રોડ સર્વે ફોડીજી, ચંચલ છૈયાં વાર્યાં ન રહે, ત્રાક ભાંગી માળ ત્રોડીજી; તેહ વિના રે ટિયો નવિ ચાલે, મૌન ભલું કેને કહીયેજી, ઋષભાદિક ચોવીશ તીર્થંકર, જપીયે તો સુખ લહીયેજી. ૨. ઘર વાશીદુ કરોને વહુઅર, ટાલો ઓજીશાલુંજી, ચોરટો એક કરે છે હેરૂં, ઓરડે ઘોને તાળુંજી; ઝબકે પ્રાહુણા ચાર આવ્યા છે, તે ઉભા નવિ રાખોજી, શિવપદ સુખ અનંતા લહિયે, જો જિનવાણી ચાખોજી. ૩. ઘરનો ખુણો કોળ ખણે છે, વહુ તુમે મનમાં લાવોજી, પહોળે પલંગે પ્રીતમ પોઢયા, પ્રેમ ધરીને જગાવોજી; ભાવપ્રભસૂરિ કહે નહીં એ કથળો, અધ્યાતમ ઉપયોગીજી, સિદ્ધાઈકા દેવી સાન્નિધ્ય કરેવિ, સાધે તે શિવપદ ભોગીજી. ૪.

## * ૪૬ શ્રી જિનપંચક સ્તુતિ.

શ્રી આદિશાન્તિ નેમિ પાસ વીર શાસનપતિ વલી, નમો વર્તમાન અતીત અનાગત ચોવિશે જિન મન રલી; જિનવરની વાણી ગુણની ખાણી પ્રેમે પ્રાણી સાંભળી, થયા સમકિતધારી ભવ નિઠારી સેવે સુરવર લળી લળી. ૧.

## ૪૭ શ્રી ભીડભંજન પાર્શ્વનાથની સ્તુતિ.

ભીડ ભંજન પાસ પ્રભુ સમરો, અરિહંત અનંતનું ધ્યાન ધરો; જિનાગમ અમૃત પાન કરો, શાસન દેવિ સવિ વિઘ્ન હરો. ૧.

* ૪૮ શ્રી ચિંતામણિ પાર્શ્વજિન સ્તુતિ.

શ્રી ચિંતામણિ કીજે સેવ, વળી વંદુ ચોવીશે દેવ, વિનય કહે આગમથી સુણો, પદ્માવતીનો મહીમા ઘણો.

* ૪૯ શ્રી નેમિનાથ સ્તુતિ.

ગીરનારે ગીરવો, વ્હાલો નેમ જિણંદ, અષ્ટાપદ ઉપર, પૂજી ધરો આણંદ; સિદ્ધાંતની રચના, ગણધર કરે અનેક, દીવાળી દિવસે, દ્યો અંબાઇ વિવેક. ૧.

* ૫૦ શ્રી સુમતિજિન સ્તુતિ.

સુમતિ સુમતિ દાયી, મંગલા જાસમાઇ, મેરુને વલી રાઇ, ઓર એહને તુલાઇ; ક્ષય કીધાં ઘાઇ, કેવલ જ્ઞાન પાઇ, નાહિં ઊણિમ કાંઇ, સેવિયે તે સદાઇ. ૧.

* ૫૧ શ્રી શીતલનાથની સ્તુતિ.

શીતલ જિન સ્વામી, પુણ્યથી સેવ પામી, પ્રભુ આતમ રામી, સર્વ પર ભાવ વામી; જે શિવગતિ ગામી, શાશ્વતાનંદ ધામી, ભવિ શિવ સુખ કામી, પ્રણમીયે શિશ નામી. ૧.

* ૫૨ શ્રી અનંતનાથની સ્તુતિ.

અનંત-અનંત નાણી; જાસ મહિમા ગવાણી, સુરનર તિરિ પ્રાણી, સાંભલે જાસ વાણી; એક વચન સમજાણી, જેહ સ્યાદ્વાદ જાણી, તર્યાં તે ગુણ ખાણી, પામીયા સિદ્ધિ રાણી. ૧.

* ૫૩ શ્રી મલ્લિનાથની સ્તુતિ.

મલ્લિ જિન નમીયે, પૂરવલા પાપ ગમીયે, ઇંદ્રિય ગણ દમિયે. આણ જિનની ન ક્રમીયે; ભવમાં નવિ ભમીયે, સર્વ પર ભાવ વમીયે, નિજ ગુણમાં રમીયે, કર્મ મલ સર્વ ધમીયે. ૧.

---

* આ ચિન્હવાળી સ્તુતિઓ ચાર વખત બોલાય છે.



# ॐ ह्रीं
# અર્હં નમઃ
# શ્રી
# સજ્જન સન્મિત્ર
# મહાનિધિ ચતુર્થ
# સ્તવન સંગ્રહ.



## ૧. શ્રી સીમંધરાદિ વિહરમાન જિન સ્તવનો

### ૧

સુણો ચંદાજી! સીમંધર પરમાતમ પાસે જાજો; મુજ વિનતડી, પ્રેમ ધરીને એણિ પરે તુમે સંભળાવજો. જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક છે; નાણ દરિસણ જેહને ખાયક છે. સુણો૦ ૧. જેની કંચન વરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે; પુંડરીગિણી નગરીનો રાયા છે. સુણો૦ ૨. બાર પર્ષદામાંહિ બિરાજે છે, જસ ચોત્રીસ અતિશય છાજે છે; ગુણ પાંત્રીશ વાણીએ ગાજે છે. સુણો૦ ૩. ભવિજનને જે પડિબોહે છે, તુમ અધિક શીતળ ગુણ સોહે છે; રૂપ દેખી ભવિજન મોહે છે. સુણો૦ ૪. તુમ સેવા કરવા રસિયો છું, પણ ભરતમાં દૂરે વસિયો છું; મહામોહરાયકર ફસિયો છું. સુણો૦ ૫ પણ સાહિબ ચિત્તમાં ધરિયો છે, તુમ આણા ખડ્ગ કર ગ્રહિયો છે; પણ કાંઈક મુજથી ડરિયો છે. સુણો૦ ૬. જિન ઉત્તમ પૂંઠ હવે પૂરો, કહે પદ્મવિજય થાઉં શૂરો; તો વાધે મુજ મન અતિ નૂરો. સુણો૦ ૭.

### ૨

ધન ધન ક્ષેત્ર મહાવિદેહજી, ધન્ય પુંડરીગિણી ગામ; ધન્ય તીહાંના માનવીજી, નિત્ય ઊઠી કરે રે પ્રણામ. સીમંધર સ્વામી કહીએ રે, હું મહાવિદેહ આવીશ; જયવંતા જિનવર કહીએ રે, હું તમને વાંદીશ. ૧. ચાંદલીયા સંદેશડોજી, કહેજો સીમંધર સ્વામ; ભરતક્ષેત્રના માનવીજી, નિત્ય ઊઠી કરે રે પ્રણામ. સીમંધર૦ ૨. સમવસરણ દેવે રચ્યું તીહાં, ચોશઠ ઇંદ્ર નરેશ; સોના તણે સિંહાસન બેઠા, ચામર છત્ર ધરેશ. સીમંધર૦ ૩. ઈંદ્રાણી કાઢે ગહુંલીજી, મોતીના ચોક પૂરેશ; લળિ લળિ લીયે લૂંછણાંજી, જિનવર દીયે ઉપદેશ. સીમંધર૦ ૪. એહવે સમે મેં સાંભળ્યુંજી, હવે કરવા પચ્ચખ્ખાણ; બારે પર્ષદા સાંભળેજી, અમૃત વાણી વખાણ. સીમંધર૦ ૫. રાયને વ્હાલા ઘોડલાજી, વેપારીને

વ્હાલા છે દામ; અમને વ્હાલા સીમંધર સ્વામી, જેમ સીતાને શ્રીરામ. સીમંધર૦ ૬. નહિ માગું પ્રભુ રાજઋદ્ધિજી, નહિ માગું ગરથ ભંડાર; હું માગું પ્રભુ એટલુંજી, તુમ પાસે અવતાર. સીમંધર૦ ૭. દૈવે ન દીધી પાંખડીજી, કેમ કરી આવું હજુર; મુજરો મ્હારો માનજોજી, પ્રહ ઉગમતે સૂર. સીમંધર૦ ૮. સમયસુંદરની વિનતિજી, માનજો વારંવાર; બેહુ કર જોડી વિનવુંજી, વિનતડી અવધાર. સીમંધર૦ ૯.

### ૩

### (રાસડાના રાગમાં.)

મનડું તે મ્હારું મોકલે, મ્હારા વહાલાજી રે; શશિહર સાથે સંદેશ, જઇને કહેજો મ્હારા વાલાજી રે. ભરતના ભક્તને તારવા, મ્હા૦ એક વાર આવોને આ દેશ. જઇ૦ ૧. પ્રભુજી વસો પુષ્કલાવતી, મ્હા૦ મહાવિદેહ ક્ષેત્ર મઝાર. જઇ૦ પુરી રાજે પુંડરિગિણી, મ્હા૦ જિહાં પ્રભુનો અવતાર. જઇ૦ ૨. શ્રી સીમંધર સાહિબા, મ્હા૦ વિચરંતા વીતરાગ. જઇ૦ પડિબોહે બહુ પ્રાણીને, મ્હા૦ તેહનો પામે કુણ તાગ. જઇ૦ ૩. મન જાણે ઉડી મળું, મ્હા૦ પણ પોતે નહી પાંખ. જઇ૦ ભગવત તુમ જોવા ભણી, મ્હા૦ અલજો ધરે છે બેહુ આંખ. જઇ૦ ૪. દુર્ગમ મોટા ડુંગરા, મ્હા૦ નદી નાળાનો નહી પાર. જઇ૦ ઘાંટીની આંટી ઘણી, મ્હા૦ અટવી પંથ અપાર. જઇ૦ ૫. કોડી સોનૈયે કાશીદું, મ્હા૦ કરનારો નહી કોય. જઇ૦ કાગલીયો કેમ મોકલું મ્હા૦ હોંશ તો નિત્ય નવલી હોય. જઇ૦ ૬. લખું જે જે લેખમાં. મ્હા૦ લાખો ગમે અભિલાષ. જઇ૦ તે હૈડામાં તમે લહો, મ્હા૦ સમય પૂરે છે સાખ. જઇ૦ ૭. લોકાલોક સ્વરૂપના, મ્હા૦ જગમાં તુમે છો જાણ. જઇ૦ જાણ આગે શું જણાવિયે, મ્હા૦ આખર અમે અજાણ. જઇ૦ ૮. વાચક ઉદયની વિનતિ, મ્હા૦ શશિહર કહ્યા સંદેશ. જઇ૦ માની લેજો માહરી, મ્હા૦ વસતાં દૂર વિદેશ જઇ૦ ૯.

### ૪

પ્રભુ નાથ તું તિયલોકનો, પ્રત્યક્ષ ત્રિભુવન ભાણ; સર્વજ્ઞ સર્વદર્શી તુમે, તુમે શુદ્ધ સુખની ખાણ. જિનજી વિનતિ છે એહ. ૧. પ્રભુ જીવ જીવન ભવ્યના, પ્રભુ મુજ જીવન પ્રાણ; તાહરે દર્શને સુખ લહું, તુંહિ જગત સ્થિતિ જાણ. જિનજી૦ ૨. તુજ વિના હું બહું ભવ ભમ્યો, ધર્યા વેશ અનેક; નિજ ભાવને પરભાવનો, જાણ્યો નહી સુવિવેક. જિનજી૦ ૩ ધન્ય તેહ જે નિત્ય પ્રહ સમે, દેખે જે જિન મુખચંદ; તુજ વાણી અમૃત રસ લહી, પામે તે પરમાનંદ. જિનજી૦ ૪. એક વચન શ્રી જિનરાજનો, નયગમ ભગ પ્રમાણ; જે સુણે રુચિથી તે લહે, નિજ તત્ત્વ સિદ્ધિ અમાન. જિનજી૦ ૫. જે ક્ષેત્ર વિચરો નાથજી, તે ક્ષેત્ર અતિ સુપસથ્થ; તુજ વિરહ જે ક્ષણ જાય છે, તે માનીયે અકયથ્થ. જિનજી૦ ૬. શ્રી વીતરાગ દર્શન વિના, વિત્યો જે કાલ અતીત; તે અફળ મિચ્છા દુક્કડં, તિવિહંતિવિહંની રીત. જિનજી૦ ૭. પ્રભુ વાત મુજ મનની સહુ, જાણોજ છો જિનરાજ; સ્થિર ભાવ જો તુમચો લહું, તો મિલે શિવપુર સાજ. જિનજી૦ ૮. પ્રભુ મિલે હું સ્થિરતા લહું, તુજ વિરહ ચંચળ ભાવ; એકવાર જો તન્મય રમું, તો કરું

અચળ સ્વભાવ. જિનજી૦ ૯. પ્રભુ વસો ક્ષેત્ર વિદેહમાં, હું રહું ભરત મઝાર; તો પણ પ્રભુના ગુણ વિષે, રાખું સ્વચેતન સાર. જિનજી૦ ૧૦. જો ક્ષેત્ર ભેદ ટલે પ્રભુ, તો સરે સઘળાં કાજ; સન્મુખ ભાવ અભેદતા, કરી વરું આતમરાજ. જિનજી૦ ૧૧. પર પુંઠ ઇહાં જેહની, એવડી જે છે સ્વામ; હાજર હજૂરી તે મલે, નીપજે તે કેટલો કામ. જિનજી૦ ૧૨. ઇંદ્રિ ચંદ્ર નરેંદ્રનો, પદ ન માગું તિલ માત્ર; માગું પ્રભુ મુજ મન થકી, ન વીસરો ક્ષણ માત્ર. જિનજી૦ ૧૩. જ્યાં પૂર્ણ સિદ્ધ સ્વભાવની, નવી કરી શકું નિજ રિદ્ધ; ત્યાં ચરણ શરણ તુમારડો, એહિજ મુજ નવનિધ. જિનજી૦ ૧૪. મહારી પૂર્વ વિરાધના, યોગે પડ્યો એ ભેદ; પણ વસ્તુ ધર્મ વિચારતાં, તુજ મુજ નહિ છે ભેદ. જિનજી૦ ૧૫. પ્રભુ ધ્યાન રંગ અભેદથી, કરી આત્મભાવ અભેદ; છેદી વિભાવ અનાદિનો, અનુભવું સ્વસંવેદ. જિનજી૦ ૧૬. વિનવું અનુભવ મિત્રને, તું ન કરીશ પર રસ ચાહ; શુદ્ધાત્મ રસ રંગી થઇ, કર પૂર્ણ શક્તિ અવાહ. જિનજી૦ ૧૭. જિનરાજ સીમંધર પ્રભુ, તેં લહ્યો કારણ શુદ્ધ; હવે આત્મ સિદ્ધિ નિંપાવવી, શી ઢીલ કરી એ બુદ્ધ. જિનજી૦ ૧૮. કારણે કાર્ય સિદ્ધિનો, કરવો ઘટે ન વિલંબ; સાધવી પૂર્ણાનંદતા, નિજ કર્તૃતા અવલંબ. જિનજી૦ ૧૯. નિજ શક્તિ પ્રભુ ગુણમાં રમે, તે કરે પૂર્ણાનંદ; ગુણગુણી ભાવ અભેદથી, પીજીએ શમ–મકરંદ. જિનજી૦ ૨૦ પ્રભુ સિદ્ધ બુદ્ધ મહોદયી, ધ્યાને થઈ લયલીન; નિજ દેવચંદ્ર પદ આદરે, નિત્યાત્મ રસ સુખ પીન. જિનજી૦ ૨૧.

૫

કહેજો વંદન જાય, દધિસુત કહેજો વંદન જાય; મહાવિદેહમાં સ્વામી મેરો, જયો-ત્રિભોવનરાય. દ૦ ૧. ભૂપતિ શ્રીશ્રેયાંસનંદન, સત્યકી જસ માય; સકળ સુરપતિ સેવા સારે, નમે નરપતિ પાય. દ૦ ૨. તાર ખિજમતગાર અપનો, ભરતમાં ગુણ ગાય; નાથ સાથે સતત ધ્યાવત, મિલનકો મન થાય. દ૦ ૩. પાંખ પોતે હોય માહરે, તો મિલું જઈ ધાય; આપ જઇ દૂરે બેઠા, મિલું કિણ પરે આય. દ૦ ૪. પતિતપાવન નામ તેરો, સમરતાં સુખ થાય; ધરે વચન પ્રતિત નિશ્ચળ, એહી મોક્ષ ઉપાય. દ૦ ૫. રાગ રાખે નહી કોઈશું, સેવતાં સુખ થાય; એહ અચરિજ વડું મનમાં, વીતરાગ કહાય. દ૦ ૬. તાહરી ગતિ તુંહિ જાણે, અકળ અમલ અમાય; ન્યાયસાગર દાસકો પ્રભુ, કીજીએ સુપસાય. દ૦ ૭.

૬

કયા જાનું કછુ કીનોરે, યુગંધરા-કયા૦ વિધિ ઉદ્યમ સૂત્રાદિક પ્રવચન, ખાદનમેં કછુ દીનોરે. યુ૦ કયા૦ ૧. તુંહી જગતમતિ સ્થિતિ મેં તેરો, ધ્યાનામૃતરસ પીનોરે. યુ૦ કયા૦ ૨. પરમપુરુષ તું અખલ નિરંજન, ચિદાનંદમેં ચિનોરે. યુ૦ કયા૦ ૩. તુંહિજ બ્રહ્મા બ્રહ્મસ્વરૂપી, તું ઉપસમરસ લીનોરે. યુ૦ કયા૦ ૪. જગવ્યાપી તું વિષ્ણુ મહેસર, ઇશ્વર તીન જગતનોરે. યુ૦ કયા૦ ૫. સબ દેવનકો દેવ તું પ્યારો, તુંહીજ યોગ નગીનોરે. યુ૦ કયા૦ ૬. ન્યાયસાગર પ્રભુ વાંછિત દાતા, તુંહીજ સર્વ સુધિનોરે. યુ૦ કયા૦ ૭.

૭

કાયા પામી અતિ કૂડી, પાંખ નહીં આવું ઉડી; લબ્ધિ નહીં કોયે રૂડી રે, શ્રીયુગં-

મંધરને કેજો, કે દધિસુત વિનતડી સુણજોરે ૧. તુમ સેવામાંહે સુર કોડી, તે ઇહાં આવે એક દોડી; આશ ફળે પાતક મોડી રે. શ્રીયુગ૦૦ ૨. દુઃખમ સમયમાં ઇણે ભરતે, અતિશય નાણી નવિ વરતે; કહીયે કહો કોનુ સાંભલતે રે. શ્રીયુગ૦ ૩. શ્રવણે સુખીયા તુમ નામે, નયણા દરિસણ નવિ પામે; એ તો ઝગડાને ઠામે રે. શ્રીયુગ૦ ૪. ચાર આંગળ અંતર રહેવું, શોકલડીની પરે દુઃખ સહેવું; પ્રભુ વિના કોણ આગળ કહેવું રે. શ્રીયુગ૦ ૫. મહોટા મેળ કરી આપે, બેહુનો તોલ કરી થાપે; સજ્જન જસ જગમાં વ્યાપે રે શ્રીયુગ૦ ૬ બેહુનો એક મતો થાવે, કેવલનાણ જુગલ પાવે; તો સઘળી વાત બની આવે રે. શ્રીયુગ૦ ૭. ગજલંછન ગજગતિગામી, વિચરે વિપ્ર વિજય સ્વામી; નયરી વિજયા ગુણધામી, શ્રીયુગ૦ ૭. માત સુતારાએ જાયો, સુદૃઢ નરપતિ કુલ આયો; પંડિત જિન વિજયે ગાયો રે. શ્રીયુગ૦ ૮.

૮

જીરે મારે ધાતકી ખંડ મઝાર, પશ્ચિમ અરધ સોહાકરી જીરેજી; જી૦ વચ્છવિજયમંડાણ, શાશ્વતી તિહાં સુસામાપુરી જીરેજી. ૧. જી૦ પદ્મરથભૂનાથ, નંદન નંદનવન સમો જીરેજી; જી૦ હરિચંદનમંદાર, દેહ સુગંધ સદા નમો જીરેજી. ૨. જી૦ નિમંલ ગત ઉત્પાત, સરસ સુગંધ સુખકાર છે જીરેજી; જી૦ શુભમતી સરસ્વતીપુત્ર, વિજયાવતી ભરતાર છે જીરેજી. ૩. જી૦ ઉજવલ લોહી માંસ, શ્વાસ સુરભી ઘણો મહમહે જીરેજી; જી૦ આહાર નિહાર અદ્રશ્ય, ચરમચક્ષુ કોઇ નવિ લહે જીરેજી. ૪. જી૦ શંખ ધર્યો નિજ પાય, નિરંજન ઉપમાનથી જીરેજી; જી૦ સુખીયા સેવકલોક, કીધા સમકિતદાનથી જીરેજી. ૫. જી૦ વંદો વજ્રધરદેવ, વજી જસ ચરણે નમે જીરેજી; જી૦ ક્ષમાવિજય જિન ભક્તિ, કામગવી મનઘર રમે જીરેજી. ૬.

૯

ચંદ્રાનન ચતુરસુજાણ, ધાતકીખંડેરે; નલિનાવતીવિજય વિશાળ, અયોધ્યા મંડેરે. ૧. વૃષભપદ પદમાવતી પુત્ર, પુન્યવિલાસીરે; ત્રયદંસણજ્ઞાનનિધાન, ભવથી ઉદાસીરે. ૨. જય કરૂણારસકાસાર, કામિતદાતારે; વાલ્મીકકુલાંબુદ્ધિચંદ લીલાવતી કંતારે. ૩. આગાર તજી અણગાર, ધરમ જગાવેરે; માનુ વિરત સંકેતે નાણ, ચોથું આવેરે. ૪. ઘનઘાતી કર્મ ખપાવિ, કેવલ ભાસીરે; અગીયાર અતિશય ચંગ, રંગવિલાસીરે. ૮. એક જોયણ ક્ષેત્રે દેવ, દાનવ કોડિરે; સુર નર નારી તિર્યંચ, રહે મદ મોડીરે. ૬. નિજનિજ ભાષા સમજંત, સઘળે સરસીરે; પાંત્રીશગુણે સુત વાણિ, અમૃતવરસીરે. ૭. તનુ કાંતિ સમોહ અપાર, ભેદ્યો કીધોરે; ભામંડલ રૂપ અનૂપ, લોક પ્રસીધોરે. ૮. સાધિક દોસય ગવ્યૂત, વિચરે જિહાંથીરે; સમ કાળે સાતે ઇત, નાસે તિહાંથીરે. ૯. ધન્ય મહાવિદેહના લોક, નયણે નિરખેરે; શ્રીક્ષમાવિજય જિનચંદ, ચકોર જયું હરખેરે. ૧૦.

૧૦

અનંતવીરજ અરિહંત સુણો મુજ વીનતી, અવસર પામી આજ કહું જે દિલ છતી; આતમસત્તા હારી સંસારે હું ભમ્યો, મિથ્યા અવિરતિ રંગ કષાયે બહુ દમ્યો. ૧. ક્રોધદાવાનળદગ્ધ માનવિષધર ડસ્યો, માયાજાળેબદ્ધ લોભઅજગર ગ્રસ્યો; મન વચ

કાયા યોગ ચપળ થયા પરવસા, પુદ્દગલપરિચય પાપતણી અહનિશિ દશા. ૨. કામરાગે અણુ નાથ્યો સાંઢપરે ધસ્યો, સ્નેહ રાગીની રાચે ભવપંજર વસ્યો; દૃષ્ટિરાગ રુચિકાચ પાચ સમકિતગણું, આગમ રીતે નાથ ન નિરખું નિજપણું. ૩. ધર્મ દેખાડું માંડ ભાંડ પરે અતિ લવું, અચરેઅચરે રામ શુક પરે જપું; કપટપટુ નટુઆ પરે મુનિમુદ્રા ધરું, પંચવિષયસુખપોષ સદોષવૃત્તિ ભરું. ૪. એક દિનમાં નવ વાર કરેમિભંતે કરું; ત્રિવિધ ત્રિવિધ પચ્ચખાણે ક્ષણ એક નવિ ઠરું; માસાહસખગ રીતિ નીતિ ઘણી કહું, ઉત્તમ કુલવટ વાટ ન તે પણ નિરવહું. ૫. દીનદયાળ ભુજાળ પ્રભુ મહારાજ છો, જાણુ આગળ શું કહેવું ગરિબનિવાજ છો; પૂરવધાતકી ખંડ નલિનિ વિજયાવતી, નયરીઅયોધ્યાનાયક લાયક યતિપતિ. ૬. મેઘમહિપ મંગલાવતીસુત વિજયાવતી, આનંદન ગજ લંછન જગજન તારતી; ક્ષમાવિજય જિનરાય અપાય નિવારજો, વિહરમાન ભગવાન સુનજરે તારજો. ૭.

૧૧

અનંતવિરજ અરદાસ સુણોને માહરી, મીઠડી સુરતી ખાસ ચાહું હું તાહરી; ઐરાવત ગતિ એક અછે જગ સાહરી, દીજે દરિશણ તુરતજ દેવ દયા કરી. ૧. સમરૂં તાહરું નામ સરાગે ફરી ફરી, જાણો લહું જગદીશ વહારી ચાકરી; નિગંમીયે દુખકાળ ઇસ્યો એહ કિણુ પરી, ધાર ન ખચે જેહ થયો જન આતુરી. ૨. ધન્ય જળચરની રીત બની જે આકરી, જળ વિરહો ન ખમાય જે જાયે તે મરી; પ્રારથીયાં સંભાળ ન કીધી કો ખરી. જાણીસાં તે પ્રીત હમાશું ઊતરી. ૩. નિવસો તુમચી સેવ કૃપાને અનુસરી, પાળો પ્રીતમ પ્રીત મયૂરાં ઘન પરી; લેખે તે બહુ મોલ ગણું એકા ધરી, જબ પ્રીતમનો સંગ ભજું હઇડે ઠરી. ૪ મુંહ ટાળો દે જાય ધરામાં તે ઠરી, ન હુવે તસુ ધરિ આપી પ્રગાઢી હાથરી; નયણુકટોરી પ્રેમ સુધારસશું ભરી, કાંતિ મિલ્યો પ્રાણેશ રૂડી ધરી ચાતુરી. ૫.

૧૨

તારી મૂરતિએ મન મોહ્યુંરે, મનના મોહનીયા! તારી સુરતિએ જગ સોહ્યુંરે, જગના જીવનીયા! તુમ જોતાં સવિ દુરમતિ વિસરી, દિન રાતડી નવી જાણીઃ પ્રભુ ગુણ ગણ સાંકળશું બાંધ્યું, ચંચલ ચિત્તડું તાણીરે– મ૦ ૧. પહેલાં તો એક કેવલ હરખે, હેજાળું થઈ હળિયો, ગુણ જાણીને રૂપે મિલિઓ, અભ્યંતર જઈ ભળિઓ રે– મ૦. ૨. વીતરાગ ઈમ જસ નિસુણીને, રાગી રાગ કરેહ; આપ અરૂપી રાગ નિમિત્તે દાસ અરૂપ ધરેહ રે– મ૦. ૩. શ્રી સીમંધર! તું જગબંધુ, સુંદર તાહરી વાણી; મંદર ભૂધર અધિક ધીરજ ધર, વંદે તે ધન્ય પ્રાણી રે– મ૦. ૪. શ્રી શ્રેયાંસ નરેસર નંદન, ચંદન શીતલ વાણી; સત્યકી માતા વૃષભ લંછન પ્રભુ, જ્ઞાનવિમલ ગુણખાણીરે– મ૦. ૫.

## ૧૩ વીશ વિહરમાન તીર્થંકરોનું–૧

સીમંધર, યુગમંધર, બાહુ, ચોથા સ્વામિ સુબાહુ, જંબુ દ્વીપ વિદેહે વિચરે, કેવળ કમળા નાહો; રે ભવિકા! વિહરમાનજિન વંદો, આતમ પાપ નિકંદો રે ભવિકા!— વિ૦. ૧. સુજાત, સ્વયંપ્રભ, ઋષભાનન, અનંતવીરય ચિત્ત ધરિયે, સુરપ્રભ, શ્રીવિશાળ, વજ્રધર, ચંદ્રાનન ધાતકીયેરે ભવિકા૦ ૨. ચંદ્ર જંગ

ને ઈશ્વર, નેમિનાથ, વીરસેન, દેવજશા, ચંદ્રજશા, અજિતવીર્ય, પુક્ખરદ્વીપ પ્રસન્નરે– ભવિકા૦ ૩. આઠમી, નવમી, ચોવીશ, પચવીશમી વિદેહવિજય જયવંતા; દશલાખ કેવળી, સોકોડ સાધુ–પરિવારે ગહગહંતારે–ભવિકા૦ ૪. ધનુષ પાંચસે ઊંચી સોહે, સોવન વરણી કાયા; દોષ રહિત સુર મહિ મહીતળ, વિચરે પાવન પાયારે. ભવિકા૦– ૫. ચોરાશી લાખ પૂરવ જિન જીવિત, ચોત્રીશ અતિશય ધારી; સમવસરણ બેઠા પરમેશ્વર, પડિબોહે નરનારી– ભવિકા૦ ૬. ખેમાવિજય જિન કરુણાસાગર આપ તર્યાં પર તારે; ધર્મનાયક શિવમારગદાયક, જન્મજરા દુઃખ વારેરે–ભવિકા૦ ૭.

૧૪

શ્રી સીમંધર સાહિબા, અવરકુણ યુગનાથ; મારે આંગણીએ આંબો ફળ્યો, કોણ ભરેરે બાવળ તરુ બાથરે સલુણા દેવ. સ્વામી સીમંધરદેવ કોઇ મલેરે બલીહારીનો સાથરે; સલુણાદેવ સ્વામી સીમંધરદેવ. ૧. આડા સાયર જલે ભર્યા, વચમાં મેરુ પર્વત હોય; કોશ કેઇકને આંતરે તીહાં, આવી શકે ન કોયરે; સલુણાદેવ સ્વામી૦ ૨ મે જાણ્યું હું આવું તુમ કને, વિષમ વિષમ વાટ અતિ દૂર; ડુંગરને દરિયા ઘણા, વચમાં નદીઓ વહે ભરપૂરરે, સલુણાદેવ સ્વામી૦ ૩. મુજ હૈડું'રે સંશય ભર્યું, કે આગળ કહું દિલની વાત; એકવાર સ્વામીજી જો મળે, જોઇ જોઇ જોઉંરે વંદન કેરી વાટરે; સલુણાદેવ. સ્વામી૦ ૪. કોઇ કહે સ્વામીજી આવીયા, આપું લાખ પસાય; જીભરે ઘડાવું સોનાતણી, એના દુધડે પખાલું પાયરે. સલુણાદેવ સ્વામી૦ ૫. સ્વામીજી સુણલે પેખીયા, હૈડે હરખ ન માય; ગણિ સમયસુંદર વાચક ઇમ ભણે. મુજને ભેટ્યા સીમંધર રાય રે. સલુણા દેવ સ્વામી સીમંધર દેવ. ૬.

## ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી કૃત વિહરમાન જિન–વીશી સ્તવનો

### ૧ શ્રી સીમંધર જિન–સ્તવન.

[ ઈડર આંબા આંબલીરે–એ દેશી. ]

પુખ્ખલવઇ વિજયે જયોરે, નયરી પુંડરિગિણિ સાર; શ્રીસીમંધર સાહિબારે, રાય-શ્રેયાંસ કુમાર, જિણંદરાય, ધરજ્યો ધર્મસનેહ. જિ૦ ૧. મોટા નાહના અંતરોરે, ગિરૂઆ નવિ દાખંત; શશી દરિશણ સાયર વધેરે, કૈરવ વન વિકસંત. જિ૦ ૨. ઠામ કુઠામ નવિ લેખવેરે, જગ વરસંત જલધાર; કર દોય કુસુમે વાસીએરે, છાયા સવિ આધાર. જિ૦ ૩. રાય રંક સરિખા ગણેરે, ઉદ્યોતે શશી સૂર; ગંગાજલ તે બિહું તણારે, તાપ કરે સવિ દૂર જિ૦ ૪. સરિખા સહુને તારવારે, તિમ તુમે છો મહારાજ; મુજશું અંતર કિમ કરોરે, બાંહ્ય ગ્રહ્યાંની લાજ. જિ૦ ૫. મુખ દેખી ટીલું કરે રે, તે નવિ હોવે પ્રમાણ; મુજરો માને સવિ તણોરે, સાહિબ તેહ સુજાણ. જિ૦ ૬. વૃષભ લંછન માતા સત્યકીરે, નંદન રુક્મિણી કંત; વાચક જશ ઇમ વીનવ્યેરે, ભયભંજન ભગવંત. જિ૦ ૭.

### ૨ શ્રી યુગમંધર જિન–સ્તવન.

[ ધરણા ઢોલા–એ દેશી. ]

શ્રીયુગમંધર સાહિબારે, તુમશું અવિહડ રંગ; મનના માન્યા. ચોલ મજીઠ તણી

પરેરે, તે તો અચલ અભંગ; ગુણના ગેહા ૧ ભવિજન મન ત્રાંબુ કરેરે, વેધક કંચન વાન; મ૦ ફરિ ત્રાંબુ તે નવિ હુએરે, તિમ તુમ નેહ પ્રમાણ. ગુ૦ ૨. એક ઉદક લવ જિમ ભળ્યોરે, અક્ષય જલધિમાં સોય મ૦ તિમ તુજશુ ગુણ નેહલોરે, તુજ સમ જગ નહિ કોય. ગુ૦ ૩. તુજશું મુજ મન નેહલોરે, ચંદન ગંધ સમાન; મ૦ મેળ હુઓ એ મૂળગોરે, સહજ સ્વભાવ નિદાન. ગુ૦ ૪. વપ્રવિજયાપુરીરે, માત સુતારા નંદ; મ૦ ગજ લંછન પ્રિય મંગલાર્ગે, રાણી મન આનંદ. ગુ૦ ૬. સુદૃઢરાય કુલ દિનમણિરે, જય જય તું જિનરાજ; મ૦ શ્રીનયવિજય વિબુધતણારે, શિષ્યને દિઓ શિવરાજ. ગુ૦ ૬.

### ૩ શ્રી બાહુજિન-સ્તવન.

[દેશી નણદલની-એ દેશી.]

સાહિબ બાહુજિણેસર વીનવું, વીનતડી અવધાર હો; સા૦ ૧ ભવભયથી હું ઉભગ્યો, હવે ભવ પાર ઉતાર હો. સા૦ તુમ સરીખા મુજ શિર છતે, કર્મ કરે કિમ જોર હો; સા૦. ભુજંગ તણા ભય તિહાં નહિ, જિહાં વન વિચરે મોર હો. સા૦, ૨. જિહાં રવિ તેજે ઝલહલે, તિહાં કિમ રહે અંધકાર હો; સા૦. કેસરી જિહાંક્રિડા કરે, તિહાં નહિ ગજ પરિચાર હો. સા૦. ૩. તિમજો તુમે મુજ મન રમો, તો નાસે દુરિત સંભાર હો; સા૦. વચ્છવિજય સુસીમાપુરી, રાય સુગ્રી મલ્હાર હો. સા૦ ૪. હરિણ લંછન ઇમ મેં સ્તવ્યો, મોહના શણીનોકત હો; સા૦. વિજયાનંદન મુજ દીઓ, જસ કહે સુખ અનંત હો. સા૦. ૫.

### ૪. શ્રી સુબાહુ જિન-સ્તવન

[ચતુર સનેહી મોહના-એ દેશી.]

સ્વામી સુબાહુ સુહંકરુ, ભૂનંદા નંદન પ્યારોરે; નિસઢ નરેસર કુળતિલો, કિંપુરુષા ભરથારોરે૦ કપિ લંછન નલિનાવતી, વપ્રવિજય અયોધ્યાના હોરે; રંગે મિલિયે તેહશું, એહ મણુઅ જનમનો લાહોરે. સ્વા૦. ૨. તે દિન સવિ એળે ગયા, જિહાં પ્રભુશું ગોઠ ન બાંધીરે; ભગતિ દૂતિકાએ મન હર્યું, પણ વાત કહી છે આધીરે. સ્વા૦ ૩. અનુભવ મિત્ત જો મોકલું, તો તે સઘળી વાત જણાવેરે; પણ તેહ વિણ મુજ ન વિસરે, કહો પુત્ર વિચાર તે આવેરે. સ્વા૦. ૪. તેણે જઇ વાત સવે કહી, પ્રભુ મળ્યા તે ધ્યાનને ટાણેરે; શ્રીનયવિજય વિબુધ તણો, ઇમ સેવક સુજશ વખાણેરે. સ્વા૦ ૫.

### ૫ શ્રીસુજાત જિન-સ્તવન.

[રામચંદ્રકે બાગ આંબો મોરી રહ્યો રે-દેશી.]

સાચો સ્વામી સુજાત, પૂરવ અરધ જ્યોરી; ધાતકી ખંડ મોઝાર, પુષ્કલાવઇ વિજયોરી. ૧. નયરી પુંડરગિણી નાથ, દેવસેન વંશ તિલોરી; દેવ સેનાનો પુત્ર, લંછન ભાનુ ભલોરી. ૨. જયસેનાનો કંત, તેહશું પ્રેમ ધર્યોરી; અન્તર ન આવે હાથ, તેણે વશિ ચિત્ત કર્યોરી. ૩. તુમે મત જાણો દૂર, જઇ પરદેશ રહ્યારી; છો મુજ ચિત્ત હજૂર, ગુણ સંકેત ગ્રહ્યારી. ૪. ઉગે ભાનુ આકાશ, સરવર કમલ હસેરી; દેખી ચંદ ચકોર, પીવા અમીઅ ધસેરી. ૫. દૂરથકી પણ તેમ, પ્રભુશું ચિત્ત મિળ્યુંરી, શ્રીનયવિજય સુશિષ્ય, કહે ગુણ હેજે હિળ્યુંરી. ૬.

## ૬ શ્રી સ્વયંપ્રભ જિન-સ્તવન.

[ દેશી પારધીયાની.]

સ્વામી સ્વયંપ્રભ સુંદરૂરે, મિત્ર નૃપતિ કુળ હંસરે, ગુણ રસીઆ. માતા સુમંગળા જનમિયોરે, શશિ લંછન સુપ્રશંસરે. મનવસીઆ. ૧. વપ્રવિજય વિજયાપુરીરે, ધાતકી પૂરવ અર્દ્ધરે; ગુ૦ પ્રિયસેના પિયુ પુન્યથીરે, તુમ સેવા મેં લદ્ધરે. મ૦ ૨. ચખવી સમકિત સુખડીરે, હેળવીઓ હું બાળરે; ગુ૦ કેવળ રત્ન લહ્યા વિનારે, ન તજું ચરણ ત્રિકાળરે. મ૦ ૩ એકને લલચાવી રહોરે, એકને આપો રાજરે; ગુ૦ એ તુમ કરવો કિમ ઘટેરે, પંક્તિભેદ જિનરાજરે; મ૦ ૪. કેડ ન છોડું તાહરીરે, આપ્યા વિણ શિવસુખરે, ગુ૦ ભોજન વિણુ ભાંજે નહીરે, ભામણડે જિમ ભૂખરે. મ૦ ૫. આસંગાયત જે હુશેરે, તે કહેશે સો વારરે; ગુ૦ ભોળી ભગતે રીઝશેરે, સાહેબ પણ નિરધારરે. મ૦ ૬. સવિ જાણે થોડું કહેરે, પ્રભુ તું ચતુર સુજાણરે; ગુ૦ વાચક જશ કહે દીજીએરે, વાંછિતસુખ નિર્વાણરે. મ૦ ૭.

## ૭. શ્રી ઋષભાનન જિન-સ્તવન.

[ ભત્યો કુઅરજીનો સેહરો-એ દેશી.]

શ્રીઋષભાનન ગુણનીલો; સોહે મૃગપતિ લંછન પાય હો; જિણંદ. મોહ મન તું સવિ તણા, ભલી વીરસેના તુજ માય હો; જિ૦ શ્રી. ૧. વચ્છવિજય સુસીમા પુરી, ખંડ ધાતકી પૂરવ ભાગ હો; જિ૦ રાણી જયાવતી નાહલો, કીર્તિંનૃપ સુત વડભાગ હો; જિ૦ શ્રી૦ ૨. હું પૂછું કહો તુમે કેણીપરે, દિઓ ભગતને મુગતિ સંકેત હો; જિ૦ રૂસો નહિ નિંદા કારણે, તુસો નહી પૂજા હેત હો; જિ૦ શ્રી૦ ૩. વિણુ સમકિત ફળ કો નવિ લહે, એહ ગ્રંથે છે અવદાત હો; જિ૦ તો એ શાબાશી તુમને ચઢે, તુમે કહેવાઓ જગ તાત હો; જિ૦ શ્રી. ૪. હવે જાણ્યું મનવાંછિત દીએ, ચિંતામણિ ને સુરકુંભ હો; જિ૦ અગ્નિ મિટાવે શીતને, જે સેવે થઇ થિરથંભ હો; જિ૦ શ્રી૦ ૫. જિમ એ ગુણ વસ્તુ સ્વભાવથી, તિમ તુમથી મુગતિ ઉપાય હો; જિ૦ દાયક નાયક ઓપમા, ભગતે ઇમ સાચ કહેવાય હો; જિ૦ શ્રી૦ ૬. તપ જપ કિરીયા ફળ દીયે, તે તુમ ગુણ ધ્યાન નિમિત્ત હો; જિ૦ શ્રી નયવિજયવિબુધ તણા, સેવકને પરમ તું મિત્ત હો; જિ૦ શ્રી. ૭.

## ૮. શ્રી અનંતવીર્ય જિન-સ્તવન.

[ નારાયણની-એ દેશી.]

જિમ મધુકર મન માલતીરે, જિમ કુમુદિની ચિત્ત ચંદ, જિણંદરાય૦ જિમ ગજ મન રેવા નદીરે, કમળા મન ગોવિંદરે, જિણ૦ શું મેરે મન તું વસ્યોજી. ૧. ચાતક ચિત્ત જિમ મેહુલોરે, જિમ પંથી મન ગેહરે, જિ૦ હંસા મન માનસરોવરે, તિમ મુજ તુજશું નેહરે. જિ૦ શું. ૨. જિમ નંદનવન ઇંદનેરે, સીતાને વહાલો રામરે; જિ૦ ધરગીને મન સંવરૂરે, વ્યાપારી મન દામરે, જિ૦ શું૦ ૩. અનંત વીરજ ગુણસાગરૂરે. ધાતકીખંડ મોઝારરે: પૂરવ અરધ નલિનાવતીરે, વિજય અયોધ્યા ધારરે જિ૦ શું૦ ૪.

મેઘરાય મંગલાવતીરે, સુત વિજયાવતી કંતરે; જિ૦ ગજ લંછન યોગીસરૂરે, હું સમરૂં મહા મંતરે. જિ૦ સું૦ ૫. ચાહે ચતુર ચૂડામણીરે, કવિતા અમૃતની કેલરે; જિ૦ વાચક જશ કહે સુખ હિઓરે, મુજ તુજ ગુણુ રંગરેલરે. સું૦ ૬.

## ૯ શ્રી સુરપ્રભ જિન–સ્તવન.

[ રામપુરા બજારમાં—એ દેશી. ]

સુરપ્રભ જિનવર ધાતકી, પશ્ચિમ અરધે જયકાર; મેરે લાલ. પુષ્કલાવઇ વિજયે સોહામણો, પુરી પુંડરિગિણી શણગાર. મે૦ ચતુર શિરોમણિ સાહિબો. ૧. નંદસેનાનો નાહલો, હય લંછન વિજય મલ્હાર; મે૦ વિજયાવતી કુખે ઉપનો, ત્રિભુવનનો આધાર. મે૦ ચ૦ ૨. અલવે જસ સાહમું જૂએ, કરૂણાભર નયન વિલાસ, મે૦ તે પામે પ્રભુતા જગતણી, એહવો છે પ્રભુ સુખવાસ. મે૦ ચ૦ ૩. મુખમટકે જગજન વશ કરે, લોયણ લટકે હરે ચિત્ત; મે૦ ચારિત્ર ચટકે પાતિક હરે, અટકે નહિ કરતો હિત મે૦ ચ૦ ૪. ઉપકારી શિર સેહરો, ગુણનો નવિ આવે પાર; મે૦ શ્રી નયવિજય સુશિષ્યને રે, હોજ્યો નિત મંગમાળ. મે૦ ચ૦ ૫.

## ૧૦ શ્રી વિશાળ જિન–સ્તવન.

[ દેશી–લુહારની. ]

ધાતકીખંડે હો કે પશ્ચિમ અરધ ભલો, વિજ્યાનયરી હો કે વપ્ર તે વિજય તિલો; તિહાં જિન વિચરે હો કે સ્વામી વિશાળ સદા, નિત નિત વંદુ હો કે વિમલાકંત મુદા. ૧. નાગનરેસર હો કે વંશ ઉદ્યોતકરૂ, ભદ્રાએ જાયા હો કે પ્રત્યક્ષ દેવતરૂ; ભાનુ લંછન હો કે મિલવા મન તલસે, તસ ગુણ સુણિયા હો કે શ્રવણે અમી વરસે. ૨. આંખડી દીધી હો કે જો હોએ મુજ મનને, પાંખડી દીધી હો કે અથવા જો તનને; મનહ મનોરથ હો કે તો સવિ તુરત ફળે, તુજ મુખ દેખવા હો કે હરખીત હેજ મળે. ૩. આડા ડુંગર હો કે દરીયા નદીય ઘણી, પણ શક્તિ ન તેહવી હો કે આવું તુજ ભણી; તુજ પાય સેવા હો કે સુરવર કોડિ કરે, જો એક આવે હો કે તો મુજ દુઃખ હરે. ૪. અતિ ઘણું રાતી હો કે અગ્નિ મજીઠ સહે, ઘણુશું હણીયે હો કે દેશ વિયોગ લહે; પણ ગિરૂઆ પ્રભુશું હો કે રાગ તે દુરિત હરે, વાચક જશ કહે હો કે ધરીએ ચિત્ત ખરે. ૫.

## ૧૧ શ્રી વજ્રધર જિન–સ્તવન.

[ માહરા સુગુણ સનેહા પ્રભુજી–એ દેશી. ]

શંખ લંછન વજ્રધર સ્વામી, માતા સરસ્વતી સુત શિવગામી હો; ભાવે ભવિ વંદો. નરનાથ પદ્મરથા જાયો, વિજયાવતી ચિત્ત સુહાયો હો. ભા૦ ૧. ખંડ ધાતકી પશ્ચિમ ભાગે, પ્રભુ ધર્મધુરંધર જાગે હો; ભા૦ વચ્છવિજયમાં નયરી સુસીમા, તિહાં થાપે ધર્મની સીમા હો. ભા૦ ૨. પ્રભુ મનમાં અમ વસવું જેહ, સુપને પણ દુર્લભ તેહ હો; ભા૦ પણ અમ મન પ્રભુ જો વસશે, તો ધર્મની વેલ ઉલસશે હો. ભા૦ ૩. સ્વરૂપ ને પ્રભુ મુખ નિરખંતા, અમે પામું સુખ હરખંતા હો; ભા૦ જેહ સુપન રહિત

કહિયા દેવા, તેહથી અમે અધિક કહેવા હો. ભા૦ ૪. મણિ માણિક. કનકની કોડિ, રાણિમ ઋદ્ધિ રમણી જોડિ હો, ભા૦ પ્રભુ દરશનના સુખ આગે, કહો અધિકેરૂ કુણ માગે હો. ભા૦ ૫. પ્રભુ દૂરથકી પણ ભેટયા, તેણે પ્રેમે દુઃખ સવિ મેટયા હો; ભા૦ ગુરૂ શ્રીનયવિજય સુશીશ, પ્રભુ ધ્યાન રમે નિશદીશ હો. ભા૦ ૬.

## ૧૨ શ્રી ચંદ્રાનન જિન–સ્તવન.

(માહરી સહિરે સમાણી–એ દેશી)

નલિનાવતી વિજય જયકારી, ચંદ્રાનન ઉપગારીરે; સુણુ વીનતી મોરી. પશ્ચીમ અરધે ધાતકી ખંડે, નયરી અયોધ્યા મંડેરે. સુ૦ ૧. રાણી લીલાવતી ચિત્ત સુહાયો, પદ્માવતીનો જાયોરે; સુ૦ નૃપ વાલ્મીક કુળે તું દીવો, વૃષભ લંછન ચિરંજીવોરે. સુ૦ ૨. કેવલજ્ઞાન અનંત ખજાનો, નહી તુજ જગમાંહે છાનોરે; સુ૦ તેહનો લવ દેતાં શું નાસે, મનમાહે કાંઈ વિમાસેરે. સુ૦ ૩. રયણ એક દિયે રયણે ભરીયો, જો ગાજંતો દરીયોરે; સુ૦ તો તેહને કાંઈ હાણુ ન આવે, લોક તે સંપત્તિ પાવેરે. સુ૦ ૪. અલિ સાચે પરિમલ લવ પામી, પંકજ વન નહિ ખામીરે; સુ૦ અંબ લુબ કોટિ નવિ છીજે, એકે પિક સુખ દીજેરે. સુ૦ ૫. ચંદ્રકિરણ વિસ્તારે છોછું, નવિ હોયે અમીયમાં ઓછુંરે; સુ૦ આશાતારક હે બહુત નિહોરા, તે હોવે સુખિત ચકોરારે. સુ૦ ૬. તિમ જો ગુણ લવ દિઓ તુમ હેજે, તો અમે દીપું તેજેરે, સુ૦ વાચક જશ કહે વાંછિત દેશો, ધર્મનેહ નિરવહેશોરે. સુ૦ ૭.

## ૧૩ શ્રી ચંદ્રબાહુ જિન–સ્તવન.

(સરવર પાણી હું ગઇ મા મોરીરે–એ દેશી)

દેવાનંદ નરીંદનો, જનરંજનોરે લાલ, નંદન ચંદનવાણીરે દુઃખભંજનોરે લાલ. રાણી સુગંધા વાલહોરે, જ૦ કમલ લંછન સુખખાણુરે. દુ૦ ૧. પુષ્કરદીવ પુષ્કલાવઇરે, જ૦ વિજય વિજય સુખકરરે; ચંદ્રબાહુ પુંડરિગિણીરે, જ૦ નગરીએ કરે વિહારરે. દુ૦ ૨. તસ ગુણગણગંગાજલેરે–જ૦, મુજ મન પાવન કીધરે; દુઃખ૦ ફિરિ તે મેલું કિમ હુવેરે–જ૦, અકરણનિયમપ્રસિદ્ધરે. દુઃખ૦ ૩. અંતરંગ ગુણ ગોઠડીરે–જ૦, નિશ્ચય સમકિત તેહરે; દુઃખ૦ વિરલા કોઈક જાણશેરે–જ૦, તે તો અગમ અછેહરે. દુઃખ૦ ૪. નાગર જનની ચાતુરીરે–જ૦, પામર જાણે કેમરે; દુઃખ૦ તિમ કુણ જાણે સાંઇશુંરે–જ૦, અમ નિશ્ચયનય પ્રેમરે. દુઃખ૦ ૫. સ્વાદ સુધાનો જાણતોરે–જ૦ લલિત હોયે કદન્નરે; દુઃખ૦ પણ અવસરે જો તે લહેરે–જ૦, તે દિન માને ધન્નરે. દુઃખ૦ ૬. શ્રીનયવિજય વિબુધ તણોરે–જ૦, સેવક કહે સુણો દેવરે!; દુઃખ૦ ચંદ્રબાહુ! મુજ દીજીએરે–જ૦, નિજ પયપંકજ સેવરે. દુઃખ૦ ૭.

## ૧૪ શ્રી ભુજંગ જિન–સ્તવન.

[મહાવિદેહ ખેત્ર સોહામણુંરે–એ દેશી.]

ભુજંગદેવ ભાવે ભજો, રાય મહાબલ નંદ લાલરે; મહિમા કુખે હંસલો, કમલ

લછન સુખકંદ લાલરે. ભુ૦ ૧. વપ્રવિજય વિજયાપુરી, કરે વિહાર ઉચ્છાહ લાલરે; પૂરવ અરધે પુખ્ખરે, ગંધસેનાનો નાહ લાલરે. ભુ૦ ૨. કાગળ લિખવો કારમો, આવે જો દુરજન હાથ લાલરે, અણમિલવું દુરંત રે, ચિત્ત ફિરે તુમ સાથ લાલરે. ભુ૦ ૩. કિસી ઈસારત કીજીયે, તુમે જાણો છો જગભાવ લાલરે, સાહિબ જાણ અજાણને, સાહમું કરે પ્રસ્તાવ લાલરે. ભુ૦ ૪. ખિજમતમાં ખામી નહી, મેલ ન મનમાં કોય લાલરે, કરૂણાપૂરણ લોયણે, સાહમું કાંઇ ન જોય લાલરે. ભુ૦ ૫. આસંગો મોટા તણો, કુંજર ગ્રહવો કાન લાલરે; વાચક જશ કહે વિનતિ, ભગતિ વસે મુજ માન લાલરે. ભુ૦ ૬.

## ૧૫ શ્રી ઇશ્વર જિન–સ્તવન.

[રાજા જો મિલે–એ દેશી.]

(અથવા–કીસવા ચેલા બાબુ કીસકા હો પુત્ત–એ દેશી)

નૃપ ગજસેન જશોદા માત, નંદન ઈશ્વર ગુણ અવદાત; સ્વામી સેવીએ પુષ્કરવર પૂરવારધ કચ્છ, વિજય સુસીમા નયરી અચ્છ. સ્વા૦ ૧. શશી લંછન પ્રભુ કરેરે વિહાર, રાણી ભદ્રાવતીનો ભરતાર; સ્વા૦ જે પામે પ્રભુનો દીદાર, ધન ધન તે નરનો અવતાર. સ્વા૦ ૨. ધન તે તન જિન નમીએ પાય, ધન તે મન જે પ્રભુગુણ ધ્યાય; સ્વા૦ ધન તે જીહા પ્રભુ ગુણ ગાય, ધન્ય તે વેળા વંદન થાય. સ્વા૦ ૩. અણમિલવે ઉતકંઠા જોર, મિલવે વિરહ તણો ભય સોર; સ્વા૦ અતરંગ મિલવે જીઉ છાંહ, શોકવિરહ જિમ દૂરે પલાય. સ્વા૦ ૪. તું માતા તું બંધવ મુજ, તુંહી પિતા તુંજશું મુજ ગુજ; સ્વા૦ શ્રીનયવિજય વિબુધનો શીશ, વાચક જશ કહે પૂરો જગીશ. સ્વા૦ ૫.

## ૧૬ શ્રી નેમિપ્રભુ જિન–સ્તવન.

[થારે માથે પચરંગી પાઘ સોનારો છોગલો મારૂજી–એ દેશી.]

(અથવા–આજ હો થારે કેસરી કસબી ને વાગે મોહરી રે મારૂજી–એ દેશી)

પુષ્કરવર પૂરવ અરધ દિવાજે રાજેરે સાહિબજી. નલિનાવતી વિજયે નયરી અયોધ્યા છાજેરે; સા૦ પ્રભુ વીરનરેસર–વંશ–દિણેસર ધ્યાઇએરે; સા૦ સેનાસુત સાચો ગુણશું જાચો ગાઈએરે. સા૦ ૧. મોહની. મનવલ્લભ દરસન દુરલભ જાસરે, સા૦ રવિચરણ ઉપાસી કિરણ વિલાસી ખાસરે; સા૦ ભવિજનમનરંજન ભાવઠભંજન ભગવંતરે, સા૦ નેમિપ્રભુ વંદું પાપનિકંદું તંતરે. સા૦ ૨. ઘર સુરતરૂ, ફળીયો સુરમણિ મીલીઓ હાથરે, સા૦ કરી કરૂણા પૂરી અઘ ચૂરી જગનાથરે; સા૦ અમિએ ઘન વૂઠા વળી તૂઠા સવિ દેવરે, સા૦ શિવગામી પામી જો મેં તુજ પદ સેવરે સા૦ ૩. ગંગાજલ નાહ્યો હું ઉમાહ્યો આજરે, સા૦ ગુરૂ સંગત સારી મ્હારી વધારી લાજરે; સા૦ મુહ માગ્યા જાગ્યા પૂરવ પુન્ય અકૂરરે. સા૦ મન લીનો કીનો તુજ ગુણ પ્રેમ પંડૂરરે. સા૦ ૪. તું દોલત-દાતા તુ જગત્રાતા મહારાજરે, સા૦ ભવસાયર તારો સારો વાંછિત કાજરે; સા૦ દુઃખ-ચૂરણ પૂરણ કીજે સયલ જગીશરે, સા૦ અરદાસ પ્રકાશે શ્રીનયવિજય–સુશીશરે. સા૦ ૫.

સ્વસ્તિક લંછન જિન જગ મોહેરે; ભવિઆં! અજિતવીર્ય જિન વંદો. ૧. રાજપાલ કુળ મુગટ નગીનો, માત કનિનિકા જાયો; રતનમાળા રાણીનો વલ્લભ, પરતક્ષ સુરમણિ પાયોરે. ભ૦ ૨. દુરજનશુ કરી જે હુઓ દૂષણ, હુયે તસ શોષણ ઈહાં; એહવા સાહિબના ગુણ ગાઈ, પવિત્ર કરૂં હું જીહારે. ભ૦ ૩. પ્રભુ–ગુણગણ ગંગાજળે ન્હાઈ, કીયો કર્મમળ દૂરે; સ્નાતક પદ જિન ભગતેં લહિયે, ચિદાનંદ ભરપૂરરે. ભ૦ ૪. જે સંસર્ગ અભેદારોપે, સમાપત્તિ મુનિ માને; તે જિનવર ગુણ થુણતાં લહિયે, જ્ઞાન ધ્યાન લય તાને. ભ૦ ૫. સ્પર્શજ્ઞાન ઈણિપરે અનુભવતાં, દેખીજે નિજરૂપ; સકળ જોગ જીવન તે પામી, નિસ્તરિયે ભવકૂપરે. ભ૦ ૬. શરણ–ત્રાણ–આલંબન જિનજી, કોઈ નહી તસ તોલે; શ્રીનયવિજયવિબુધ-પયસેવક, વાચક જશ ઈમ બોલેરે. ભ૦ ૭. ઈતિ ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી કૃત વિહરમાન જિન–વીશી સંપૂર્ણ.

## શ્રી દેવચંદ્રજી કૃત વિહરમાન જિન વીશી સ્તવનો

### ૧ શ્રી સીમંધરજિન સ્તવન.

શ્રી સીમંધર જિનવર સ્વામી, વિનતડી અવધારો; શુદ્ધધર્મ પ્રગટ્યો જે તુમચો, પ્રગટ્યો તેહ અમ્હારો રે સ્વામી; વિનવીયે મનરંગે. ૧. જે પરિણામિક ધર્મ તુમારો, તેહવો અમચો ધર્મ; શ્રદ્ધાભાસન રમણ વિયોગે, વલગ્યો વિભાવ અધર્મરે, સ્વામી વિ૦ ૨. વસ્તુ સ્વભાવ સ્વજાતિ તેહનો, મૂળ અભાવ ન થાય; પરવિભાવ અનુગત પરિણતથી, કરમે તે અવરાયરે, સ્વામી વિ૦ ૩. જે વિભાવ તે પણ નૈમિત્તિક, સંતતિભાવ અનાદિ; પરનિમિત તે વિષય સંગાદિક, તે સંયોગે સ્યાદિરે. સ્વામી વિ૦ ૪. અશુદ્ધ નિમિત્ત એ સંસરતા, અત્તાકત્તા પરનો; શુદ્ધ નિમિત્ત રમે જબ ચિદઘન, કરતા ભોકતા ઘરનોરે, સ્વામી વિ૦ ૫. જેહના ધર્મ અનંતા પ્રગટયા, જે નિજ પરણિત વરીયો; પરમાતમજિનદેવ અમોહી, જ્ઞાનાદિક ગુણદરિયોરે, સ્વામી વિ૦ ૬. આલંબન ઉપદેશ કરી તે, શ્રીસીમંધર દેવ; ભજીયે શુદ્ધનિમિત્ત અનોપમ, તજીયે ભવભય ટેવરે, સ્વામી વિ૦ ૭. શુદ્ધદેવ આલંબન કરતાં, પરહરીયે પરભાવ; આતમધર્મ રમણ અનુભવતાં, પ્રગટે આતમ ભાવરે, સ્વામી વિ૦ ૮. આતમગુણ નિરમલ નિપજતાં, ધ્યાનસમાધિ સભાવે; પૂર્ણાનંદ સિદ્ધતા સાધી, દેવચંદ્રપદ પાવેરે સ્વામી. વિ૦ ૯.

### ૨ શ્રી યુગમંધરજિન સ્તવન.

( દેશી નારાયણાની. )

શ્રીયુગમંધર વીનવુંરે, વીનતડી અવધારરે; દયાળરાય. અ પરપરણિતિ રંગથીરે, મુજને નાથ ઉગારરે. દ૦ શ્રી૦ ૧. કારક ગ્રાહક ભોગ્યતારે, મેં કીધી મહારાયરે; દ૦ પણ તુજ સરિખો પ્રભુ લહિરે, સાચી વાત કહાયરે. દ૦ શ્રી૦ ૨. યદ્યપિ મૂળસ્વભાવમેરે, પરકર્તૃત્વવિભાવરે; દ૦ અસ્તિધરમ એ માહરોરે, એહનોતચ્છઅભાવરે. દ૦ શ્રી૦ ૩. પરપરણામિકતાદશારે, લહિ પરકારણયોગરે; દ૦ ચેતના પરગત થઈરે, રાચી પુદગલ ભોગરે; દ૦ શ્રી૦ ૪. અશુદ્ધનિમિત્ત તો જડઅછેરે; વીરય શકિત વિહીનરે; દ૦ તું તો વીરજ જ્ઞાનથીરે, સુખ

અનંતે લીનરે. દ૦ શ્રી૦ ૫. તિણુ કારણુ નિશ્ચે કર્યોરે, મુજ નિજ પરણિત ભોગરે; દ૦ તુજ સેવાથી નીપજેરે, ભાંજે ભવભય શોગરે. દ૦ શ્રી૦ ૬. શુદ્ધરમણુઆનંદતારે, ધ્રુવનિસંગ સ્વભાવરે, સકલ પ્રદેશ અમૂર્ત્તતારે, ધ્યાતાં સિદ્ધ ઉપાયરે. દ૦ શ્રી૦ ૭ સમ્યગતત્વ જે ઉપદિશેરે, સુણુતાં તત્વ જણાયરે; દ૦ શ્રધાજ્ઞાને જે ગ્રહ્યોરે, તેહિજ કાર્ય કરાયરે દ૦ શ્રી૦ ૮. કાર્ય રુચી કરતા થયોરે, કારક સવિ પલટાયરે; દ૦ આતમગતે આતમરમેરે, નિજ ઘર મંગળ થાયરે; દ૦ શ્રી૦ ૯. પ્રાણુશરણુ આધારછોરે, પ્રભુજી ભવ્ય સહાયરે; દ૦ દેવચંદ્રપદ નીપજેરે, જિનપદકજસુપસાયરે દ૦ શ્રી૦ ૧૦.

## ૩ શ્રી. બાહુજિન સ્તવન.

(સંભવજિન અવધારીયે–એ દેશી.)

બાહુજિણુંદ દયામઇ, વરતમાન ભગવાન પ્રભુજી; મહાવિદેહે વિચરતા, કેવલજ્ઞાન નિધાન. પ્ર૦ બા૦ ૧. દ્રવ્યથકી છકાયને, ન હણે જેહ લગાર; પ્ર૦ ભાવદયા પરિણામનો, એહિજ છે વ્યવહાર. પ્ર૦ બા૦ ૨. રૂપઅનુત્તરદેવથી, અનંતગુણો અભિરામ; પ્ર૦ જોતાં પણુ જગજીવને, ન વધે વિષયરામ. પ્ર૦ બા૦ ૩. કર્મઉદે જિનરાજનો, ભવિજન ધર્મ સહાય; પ્ર૦ નામાદિક સંભારતાં, મિથ્યા દોષ વિલાય. પ્ર૦ બા૦ ૪. આતમગુણુ અવિરાધના, ભાવદયા ભંડાર. પ્ર૦ ક્ષાયકગુણુપર્યાયમેં, નવિ પરધર્મ પ્રચાર. પ્ર૦ બા૦ ૫. ગુણુગણુપરણુતિ પરણુમે, બાધકભાવ વિહીન. પ્ર૦ દ્રવ્યઅસંગી અન્યનો, શુદ્ધ અહિંસક પીન. પ્ર૦ બા૦ ૬. ક્ષેત્રે સર્વ પ્રદેશમેં, નહી પરભાવ પ્રસંગ; પ્ર૦ અતનુઅયોગી ભાગથી, અવગાહના અભંગ. પ્ર૦ બા૦ ૭. ઉત્પાદ વ્યય ધ્રુવપણે, સહેજે પરણિત થાય; પ્ર૦ છેદન યોજયતા નહી, વસ્તુસ્વભાવ સમાય. પ્ર૦ બા૦ ૮. ગુણુપર્યાય અનંતતા, કારક પરણિત તેમ; પ્ર૦ નિજ નિજ પરણિત પરણુમે, ભાવ અહિંસક એમ પ્ર૦ બા૦ ૯. એમ અહિંસકતામઈ, દીઠો તું જિનરાજ; પ્ર૦ રક્ષક નિજ પર જીવનો, તારણુતરણુજિહાજ. પ્ર૦ બા૦ ૧૦. પરમાતમ પરમેસરૂ, ભાવદયાદાતાર; સેવો ધ્યાવો એહને, દેવચંદ્ર સુખકાર, પ્ર૦ બા૦ ૧૧.

## ૪ શ્રી સુબાહુજિન સ્તવન.

(માહરો વ્હાલો બ્રહ્મચારી–એ દેશી.)

શ્રીસુબાહુજિન અંતરજામી, મુજમનનો વિસરામીરે; પ્રભુ અંતરજામી. આતમધર્મતણો આરામી, પરપરણુતિનિષ્કામીરે. પ્ર૦ ૧. કેવળજ્ઞાન અનંત પ્રકાશી, ભવિજન કમળવિકાસીરે; પ્ર૦ ચિદાનંદઘન તત્વવિલાસી, શુદ્ધસ્વરૂપ નિવાસીરે. પ્ર૦ ૨. યદ્યપિ હું મોહાદિક છળીઓ, પરપરણિતશું મળીયોરે; પ્ર૦ હવે તુજ સમ મુજ સાહિબમિલીયો, તિણુ સવિ ભવભય ટળિયોરે ધ્યેયસ્વભાવે પ્રભુ અવધારી, દુર્ધ્યાતા પરણુત વારીરે; પ્ર૦ ભાસનવિર્યએકતાકારી, ધ્યાન સહજ સંભારીરે. પ્ર૦ ૪. ધ્યાતા ધ્યેય સમાધિ અભેદે, પરપરણિત વિછેદેરે; પ્ર૦ ધ્યાતા સાધક ભાવ ઉછેદે, ધ્યેયસિદ્ધતા વેદેરે. પ્ર૦ ૫. દ્રવ્યક્રિયા સાધનવિધિ યાચી, જે જિન આગમવાચીરે, પ્ર૦ પરણુતિ વૃત્તિ વિભાવે રાચી, તિણુ નવિ થાયે સાચીરે. પ્ર૦ ૬. પણ નવિ ભય જિનરાજ પસાયે, તત્વ રસાયણ પાયેરે; પ્ર૦ પ્રભુ

ભગતે નિજ ચિત્ત વસાઇ, ભાવરોગ મિટ જાયેરે. પ્ર૦ ૭. જિનવરવચન અમૃત અનુસરીયે, તત્વરમણ આદરીયેરે; પ્ર૦ દ્રવ્યભાવ આશ્રવ પરહરીયે, દેવચંદ્રપદ વરીયેરે. પ્ર૦ ૮.

## ૫ શ્રી સુજાતજિન સ્તવન.

### (દેહુ દેહુ નણુંદ હઠીલી—એ દેશી.)

સ્વામિસુજાત સુહાયા, દીઠાં આણંદ ઉપાયારે, મનમોહનાજિનરાયા. જિણે પૂરણતત્વ નિપાયા, દ્રવ્યાસ્તિક નય ઠહરાયારે. મ૦ ૧. પરપાયાસ્તિકનયરાયા, તે મૂળ સ્વભાવ સમાયારે; મ૦ જ્ઞાનાદિક જે સ્વપરાયા, નિજકાર્યકરણ વરતાયારે; મ૦ ૨. અંસનયમાર્ગ કહાયા, તે વિકલ્પભાવ સુણાયારે; મ૦ નયચ્યાર તે દ્રવ્ય થપાયા, શબ્દાદિકભાવકહાયારે. મ૦ ૩. દુર્નય તે સુના થલાયા, એકત્વ અભેદે ધ્યાયારે; મ૦ તે સવિ પરમાર્થ સમાયા, તસુ વર્તન ભેદ ગમાયારે. મ૦ ૪. સ્યાદ્વાદિ વસ્તુ કહીજે, તસુ ધર્મ અનંત લહીજેરે; મ૦ સામાન્ય વિશેષનો ધામ, તે દ્રવ્યાસ્તિક પરિણામરે. મ૦ ૫. જિનરૂપે અનંત ગણીજે, તે દિવ્યજ્ઞાન જાણીજેરે; મ૦ શ્રુતજ્ઞાને નયપથ લીજે, અનુભવ આસ્વાદન કીજેરે. મ૦ ૬. પ્રભુશક્તિ વ્યક્તિ ઇક ભાવે, ગુણસર્વ રહ્યા સમ ભાવેરે, મ૦ માહરે સત્તા પ્રભુ સરખી, જિનવચન પસાયે પરખીરે. મ૦ ૭. તું તો નિજ સંપતિ ભોગી, હું તો પરપરણતિ યોગીરે; મ૦ તિણે તુમ્હ પ્રભુ માહરા સ્વામી, હું સેવક તુજ ગુણગ્રામીરે. મ૦ ૮. એ સબંધે ચિત સમવાયે, મુજ સિદ્ધિનો કારણ થાયેરે; મ૦ જિનરાજની સેવના કરવી, ધ્યેય ધારણા ધરવીરે. મ૦ ૯. તું પૂરણબ્રહ્મ અરૂપી, તું ચ્યાનાનંદ સ્વરૂપીરે; મ૦ ઇમ તત્વાલંબન કરીયે, તો દેવચંદ્રપદ વરીયેરે. મ૦ ૧૦.

## ૬. સ્વયંપ્રભજિન સ્તવન.

### (મો મનડો હેહાઉહો મિસરિ ઠાકુરો મહહરો—એ—દેશી)

સ્વામિસ્વયંપ્રભુને હો જાઉ ભામણે, હરખે વાર હજાર; વસ્તુધરમ પૂરણ જસુ નીપનો, ભાવકૃપા કરતાર. સ્વા૦ ૧. દ્રવ્ય ધરમતે હો જોગ સમારિવા, વિષયાદિક પરિહાર; આતમશકિત સભાવ સુધર્મનો, સાધનહેતુ ઉદાર. સ્વા૦ ૨. ઉપશમ ભાવેહો મિશ્રક્ષાયક પણે. જે નિજ ગુણ પ્રાગ્ભાવ; પૂર્ણાવસ્થાને નીપજાવતો, સાધન ધર્મસ્વભાવ. સ્વા૦ ૩. સમકિત ગુણથી હો શૈલેશી લગે, આતમ અનુગતભાવ; સંવર નિર્જરાહો ઉપાદાન હેતુતા, સાધ્યાલંબન દાવ. સ્વા૦ ૪. સકલ પ્રદેશીહો કર્મ અભાવતા, પૂર્ણાનંદ સ્વરૂપ; આતમ ગુણનેહો જે સંપુર્ણતા, સિદ્ધસ્વભાવ અનૂપ. સ્વા૦ ૫. અચલ અબાધિત હો જે નિસ્સંગતા, પરમાતમ ચિદ્રુપ; આતમભોગીહો રમતા નિજ પદે, સિદ્ધરમણ એ રૂપ સ્વા૦ ૬. એહવો ધર્મહો પ્રભુને નીપનો, ભાખ્યો એહવો ધર્મ; જે આદરતાહો ભવિયણ શુચિ હોવે, ત્રિવિધ વિદારી કર્મ. સ્વા૦ ૭, નામ ધરમ હો ઠવણ ધરમ તથા, દ્રવ્ય ક્ષેત્ર તિમ કાળ; ભાવ ધરમના હો હેતુ પણે ભલા, ભાવ વિના સહુ આળ. સ્વા૦ ૮. શ્રદ્ધા ભાસન હો તત્વ રમણ પણે, કરતાં તન્મયભાવ; દેવચંદ્ર જિનવર પદ સેવતાં પ્રગટે વસ્તુ સ્વભાવ. સ્વા૦ ૯.

## ૭. શ્રી રૂષભાનન જિન સ્તવન.

(વીરારે ગોડી પાસને-એ દેશી.)

શ્રી રૂષભાનન વાંદીયે. અચલ અનંત ગુણુવાસ; જિનવર. ક્ષાયક ચારિત્ર ભોગથી, જ્ઞાનાનંદ વિલાસ જિ૦ શ્રી૦૧. જે પ્રસન્ન પ્રભુ મુખ ગ્રહે, તેહિજ નયન પ્રધાન; જિ૦ જે જિનવરને નામીયે મસ્તક તેહ પ્રમાણુ. જિ૦ શ્રી૦ ૨. અરિહા પદકજ અરચીયે, સલહી જે તે હથ્થ; જિ૦ પ્રભુગુણ ચિંતનમેં રમે, તેહ જનમ સુકયથ્થ. જિ૦ શ્રી૦ ૩. જાણોછો સહુ જીવની, સાધિક બાધિક ભાંત; જિ૦ પણ શ્રીમુખથી સાંભળે, મન પામે નિરાંત. જિ૦ શ્રી૦ ૪. તીન કાળ જાણુગ ભણી, શું કહિયે વારંવાર; જિ૦ પૂર્ણાનંદિ પ્રભુતણો, ધ્યાન તે પરમ આધાર. જિ૦ ૫. કારણુથી કારજ હુવે, એ શ્રીજિનમુખ વાણુ; જિ૦ પુષ્ટ હેતુ મુજ સિદ્ધતા, જાણી કીધ પ્રમાણુ. જિ૦ ૬. શુદ્ધ તત્વ નિજ સંપદા, જ્યાં લગે પુર્ણ ન થાય. જિ૦ ત્યાં લગે જગ ગુરૂદેવના, સેવું ચરણુ સહાય. જિ૦ શ્રી૦ ૭. કારજ પૂર્ણ કરયા વિના, કારણુ કેમ મુકાય; જિ૦ કાર્ય રૂચિ કારણુતણા, સેવે શુદ્ધ ઉપાય. જિ૦ શ્રી૦ ૮. જ્ઞાન ચરણુ સંપુર્ણતા, અવ્યાબાધ અમાય; જિ૦ દેવચંદ્ર પદ પામીયે, શ્રી જિનરાજ પસાય. જિ૦ શ્રી૦ ૯.

## ૮. શ્રી અનંત વીરજજિન સ્તવન.

અનંતવીરજ જિનરાજનો, શુચિ વીરજ પરમ અનંતરે; નિજ આતમ ભાવે પરણુમ્યો, ગુણુ વૃત્તિ વરતનાવંતરે; મન મોહ્યો અમ્હારો પ્રભુ ગુણે. ૧. યદ્યપિ જીવ સહુ સદા, વીરજગુણુ સત્તાવંતરે; પણ કર્મે આવૃત તથા, બાળ બાધક ભાવ લહંતરે. મ૦ ૨. અલ્પ વીરજ ક્ષયોપશમ અછે, અવિભાગ વરગણારૂપરે; પુદ્ગગુણુ એમ અસંખથી, થાયે યોગ સથાન સરૂપરે. ૩. સુહુમ નિગોદી જીવથી, જોસન્નીવર પજ્જત્તરે; યોગનાં ઠાણુ અસંખછે, તરતમમાંહે પસયત્તરે; ૪. સંયમને યોગે વીર્યતે, તુમ્હે કીધો પંડિત દક્ષરે; સાધ્યરસી સાધકપણે, અભિસંધિ રમ્યો નિજ લક્ષરે. મ૦ ૫. અભિસંધિ અબંધક નીપને, અનભિસંધિ અબંધક થાયરે; થિર એકતત્વતા વરતતો, તે ક્ષાયકશક્તિ સમાયરે. ૬. ચક્રભ્રમન નાય સંયોગતા, તજિ કીધ અયોગી ધામરે; અકરણુ વીર્ય અનંતતા, નિજગુણુ સહકાર અકામરે. ૭. શુદ્ધઅચલ નિજવિર્યની, નિરૂપાધિક શક્તિ અનંતરે; તે પ્રગટી મેં જાણી સહી, તિણુ તુમહિજ દેવ મહંતરે. મ૦ ૮. તુજ જ્ઞાને ચેતના અનુગમી, મુજ વીર્ય સ્વરૂપ સમાયરે; પંડિત ક્ષાયકતા પામશે, એ પૂરણુ સિદ્ધિ ઉપાયરે. મ૦ ૯. નાયક તારક તું ધણી, સેવનથી આતમ શુદ્ધરે; દેવચંદ્રપદ સંપજે, વરપરમાણુંદ સમૃદ્ધરે. ૧૦.

## ૯ શ્રી સૂરપ્રભજિન સ્તવન.

( દેશી કડખાની. )

સૂરજગદીશની તીક્ષ્ણુ અતિ સૂરતા, તિણે ચિરકાલનો મોહજીત્યો. ભાવસ્યાદ્વાદતા શુદ્ધ પરગાસકરી, નીપનો પરમપદ જગવદીતો. સૂ૦ ૧. પ્રથમ મિથ્યાત્વ હણિ શુદ્ધદંસણુનિપુણુ પ્રગટ કરિ જેણુઅવિરતિ પ્રણાસી. શુદ્ધ ચારિત્ર ગતવીર્ય એકત્વથી, પરણુતિ કલુ-

ષતા સવિવિણાસી સૂ૦ ૨. વારિ પરભાવની કર્તૃતા મૂળથી, આત્મ પરણામ કર્તૃત્વધારી; શ્રેણિ આરોહતાં વેદ હાસ્યાદિની, સંગમીચતના પ્રભુ નિવારી. સૂ૦ ૩. ભેદજ્ઞાને યથા-વસ્તુતા ઓળખી, દ્રવ્યપર્યાયમેં થઇ અભેદી; ભાવસવિકલ્પતા છેદ કેવલ સકલ, જ્ઞાન-અનંતતા સ્વામિ વેદી. સૂ૦ ૪. વીર્યક્ષાયકબળે ચપલતા યોગની, રોધિ ચેતન કર્યો સૂચિ અલેશી; ભાવશૈલેસીમેં પરમ અક્રીય થઇ, ક્ષય કરી ચ્યાર તનુ કર્મ શેષી. સૂ૦ ૫. વર્ણ રસ ગંધ વિનુ ફરસ સંસ્થા વિનુ, યોગતનુ સંગવિનુ જિનઅરૂપી; પરમ આનંદ અત્યંત સુખ અનુભવિ, તત્વ તન્મય સદા ચિતસ્વરૂપી. તાહરી શૂરતા ધીરતા તીક્ષ્ણતા, દેખિ સેવકતણો ચિત્ત રાચ્યો; રાગ સુપ્રસસ્થથી ગુણી આશ્ચર્યતા, ગુણીઅદભુતપણે જીવ માચ્યો. સૂ૦ આત્મગુણ રૂચિ થઇ તત્વસાધનરસી, તત્વનિષ્પત્તિ નિર્વાણપાવે; દેવચંદ્ર શુદ્ધ પરમાત્મ સેવનથકી, પરમ આત્મીક આનંદ પાવે. સૂ૦

## ૧૦ શ્રી વિશાળજિન સ્તવન.

(પ્રાણી વાણી જિન તણી—એ દેશી.)

દેવવિશાળજિણંદની, તુમે ધ્યાવો તત્વસમાધિરે; ચિદાનંદરસ અનુભવી, સહજ અકૃત નિરૂપાધિરે; અરિહંત પદ વંદીયે, ગુણવંતરે. ગુણવંત અનંત મહંત સ્તવો ભવતારણો, ભગવંતરે ૧. ભવ ઉપાધિ ગદ ટાળવા, પ્રભુજીછે વૈદ્ય અમોઘરે; રત્નત્રય ઓષધ કરી, તુમે તારયા ભવિજન ઓઘરે. અ૦ ૨. ભવસમુદ્રજળ તારવા, નિરજામિક સમ જિન-રાજરે; ચરણજિહાજે પામીયે, અક્ષય શિવનગરનું રાજરે. અ૦ ૩. ભવઅટવી અતિ ગહનથી, પારગ પ્રભુજી સથવાહરે; શુદ્ધમાર્ગદશંકપણે, યોગખેમાંકર નાહરે. અ૦ ૪. રક્ષક જિન છ કાયના, વળિ મોહનિવારક સ્વામરે; શ્રમણસંઘરક્ષક સદા, તિણે [1]ગોપઇશ અભિરામરે. અ૦ ૫. ભાવઅહિંસક પૂર્ણતા, માહણતા ઉપદેશરે; ધર્મઅહિંસક નીપનો, માહણજગદીશ વિશેષરે. અ૦ ૬. પુષ્ટકારણ અરિહંતજી, તારક જ્ઞાયક મુનિચંદ્રે; મોચક સર્વ વિભાવથી, જીપાવે મોહઅરિંદરે. અ૦ ૭. કામકુંભ સુરમણિ પરે, સહજ ઉપગારી થાયરે; દેવચંદ્ર સુખકર પ્રભુ, ગુણગેહ અમોહ અમાયરે. અ૦ ૮.

## ૧૧. શ્રી વજધરજિન સ્તવન.

(નદી યમુનાકે તીર—એ દેશી.)

વિહરમાન ભગવાન સુણો મુજ વીનતી, જગતારક જગનાથ અછો ત્રિભુવનપતી; ભાસક લોકાલોક તિણે જાણો છતિ, તો પણ વિતકવાત કહું છુંતુજપ્રતિ. ૧. હું સરૂપ-નિજ છોડિ રમ્યો પરપુદગલે, ઝીલ્યો ઉલટ આણી વિષયતૃષ્ણાજલે, આશ્રવબંધવિ-ભાવ કરૂં રૂચિ આપણી, ભૂલ્યો મિથ્યાવાસ દોષ દેઉં પર ભણી. ૨. અવગુણ ઢાંકણ કાજ કરૂં જિનમતક્રિયા, ન તજું અવગુણચાલ અનાદિની જે પ્રીયા; દ્રષ્ટિરાગનો પોષ તેહ સમકિત ગિણું, સ્યાદવાદની રીત ન દેખું નજપણું, ૩. મન તનુ ચપલ સ્વભાવ વચન એકાંતતા, વસ્તુ અનંત સ્વભાવ નભાસે જે છતા; જે લોકોત્તરદેવ નમું લોકીકથી

[1] મોટા ગોવાળીયા—ગોપના ધણી.

દુર્લભ સિદ્ધસભાવ પ્રભો તહકીકથી. ૪. મહાવિદેહ મઝારકે તારક જિનવરૂ, શ્રીવજ્રધર અરિહંત અનંતગુણા કરૂં; તે નિર્યામિક શ્રેષ્ઠ સહી મુજ તારશે, મહાવૈદ્ય ગુણયોગ રોગભવ વારશે. ૫. પ્રભુ મુખ ભવ્ય સ્વભાવ સુણું જો માહરો, તો પામું પ્રમોદ એહ ચેતન ખરો; થાયે શિવપદ આશ રાસ સુખવૃંદની, સહજ સ્વતંત્ર સ્વરૂપ ખાણુઆણંદની. ૬. વળગ્યા જે પ્રભુનામ ધામ તે ગુણતણા, ધારો ચેતનરામ એહ થિરવાસના; દેવચંદ્ર જિનચંદ્ર હિદય થિર થાપજો, જિનઆણા યુત ભકિત સુકિત મુજ આપજો. ૭.

## ૧૨. શ્રી ચંદ્રાનનજિન સ્તવન.

### (વીરાચંદલા–એ દેશી.)

ચંદ્રાનનજિન, સાંભળી એ અરદાસરે; મુજ સેવક ભણી, છે પ્રભુનો વીસાસોરે. ચ૰ ૧. ભરતક્ષેત્ર માનવપણોરે; લાધો દુસમકાળ; જિન પૂરવધર [2]વિરહથીરે, દુલહો સાધન ચાલોરે. ચં૰ ૨. દ્રવ્યક્રિયા રૂચિ જીવડારે, ભાવધરમ રૂચિ હીન; ઉપદેશક પણ તહેવારે, શું કરે જીવ નવીનરે. ચં૰ ૩. તત્વાગમ જાણગ તજીરે, બહુ જન સંમત જેહ; મૂઢ હઠી જન આદરયોરે. સુગુરૂ કહાવે તેહરે. ચં૰ ૪. આણા સાધ્ય વિના ક્રિયારે, લોકે માન્યોરે ધર્મ; દંસણ નાણ ચરિત્રનોરે, મૂળ ન જાણ્યો મર્મરે. ચં૰ ૫. ગચ્છ કદાગ્રહ સાચવેરે, માને ધર્મ પ્રસિદ્ધ; આતમ ગુણ અકષાયતારે, ધર્મ ન જાણે શુદ્ધરે. ૬. તત્વરસિકજન થોડલારે, બહુલો જનસંવાદ; જાણો છો જિનરાજજીરે, સઘળો એહ વિવાદોરે. ચં૰ ૭. નાથચરણ વંદનતણોરે, મનમાં ઘણો ઉમંગ; પુણ્ય વિના કિમ પામીયેરે, પ્રભુસેવનનો સંગરે. ચં૰ ૮. જગતારક પ્રભુ વાંદીએરે, મહાવિદેહ મઝાર; વસ્તુધરમસ્યાદવાદતારે, સુણિ કરિયે નિરધારરે ચં૰ ૯. તુજ કરૂણા સહુ ઉપરેરે, સરખી છે મહારાય; પણ અવરાધક જીવનેરે, કારણ સફળો થાયરે. ચં૰ ૧૦ એહવા પણ ભવિજીવનેરે, દેવભગતિ આધાર; પ્રભુ સમરણથી પામીયેરે, દેવચંદ્ર પદ સારરે. ચં૰ ૧૧.

## ૧૩ શ્રી ચંદ્રબાહુજિન સ્તવન.

### ( શ્રી અરનાથ ઉપાસના–એ દેશી. )

ચંદ્રબાહુજિન સેવના, ભવનાશિની તેહ; પરપરિણતિના પાસને, નિષ્કાસન રેહ. ચં૰ ૧. પુદગલભાવ અસંસના, ઉદાસનકેત; સમ્યગ્દર્શન વાસના, ભાષણ ચરણ સમેત. ચં૰ ૨. ત્રિકરણયોગ પ્રશંસના, ગુણસ્તવનારંગ; વંદન પૂજન ભાવના, નિજપાવના અંગ. ચં૰ ૩. પરમાતમપદ કામના, કામ નાસન એહ; સત્તા ધરમ પ્રકાશતા, કરવા ગુણગેહ. ચં૰ ૪. પરમેશ્વર આલંબના, રાચ્યા જે જીવ; નિર્મળ સાધ્યની સાધના, સાધે તેહ સદીવ. ચં૰ ૫. પરમાનંદઉપાયવા, પ્રભુ પુષ્ટ ઉપાય; તુજ સમ તારક સેવતાં, પરસેવ ન થાય. ચં૰ ૬. શુદ્ધાતમ સંપતિતણા, તુમ્હે કારણસાર; દેવચંદ્ર અરિહંતની, સેવા સુખકાર. ચં૰ ૭.

---

૧ આનંદ, ૨ વિયોગથી

## ૧૪ શ્રી ભુજંગદેવજિન સ્તવન.

( દેશી–લૂઅરની. )

પુષ્કલાવઇવિજયેહોકે વિચરે તીર્થપતી, પ્રભુચરણને સેવેહોકે સુર નર અસુરપતી; જસુ ગુણ પ્રગટયાહોકે સર્વ પ્રદેશમાં. આતમગુણનીહોકે વિકસી અંતરમાં. ૧. સામાન્ય સભાવનીહોકે પરણુતિ અસહાઈ, ધર્મ વિશેષનીહોકે ગુણને અનુજાઇ; ગુણ સકળ પ્રદેશેહોકે નિજ નિજ કાર્ય કરે, સમુદાય પ્રવર્ત્તેહોકે કરતા ભાવ ધરે. ૨. જડ દ્રવ્ય ચતુષ્કેહોકે કરતા ભાવ નહી, સર્વ પ્રદેશેહોકે વૃત્તિ વિભિન્ન કહી; ચેતનદ્રવ્યનેહોકે સકળ પ્રદેશ મળે, ગુણ વરતના વરતેહોકે વસ્તુને સહેજ બળે. ૩ શંકર સહકારેહોકે સહજે ગુણ વરતે, દ્રવ્યાદિક પરણિતીહોકે ભાવે અનુસરતે; દાનાદિક લબ્ધિહોકે ન હુવે સહાય વિના, સહકાર અકંપેહોકે ગુણની વૃત્તિઘના. ૪. પર્યાય અનંતાહોકે જે ઇક કાર્યપણે, વરતે તેહનેહોકે જિનવર ગુણ પભણે; જ્ઞાનાદિક ગુણનીહોકે વરતના જીવ પ્રતે, ધર્માદિક દ્રવ્યનેહોકે સહકારે કરતે. ૫. ગ્રાહક વ્યાપકતાહોકે પ્રભુ તુમ ધર્મ રમી, આતમ અનુભવથીહોકે પરણુતિ અન્ય વમી; તુજ શક્તિ અનંતીહોકે ગાતાં ને ધ્યાતાં, મુજ શક્તિ વિકાસનહોકે થાયે ગુણ રમતાં. ૬. ઇમ નિજ ગુણ ભોગીહોકે સ્વામિ ભુજંગ મુદા, જે નિત વંદેહોકે તે નર ધન્ય સદા; દેવચંદ્ર પ્રભુનીહોકે પુન્યે ભગતિ સધે, આતમ અનુભવનીહોકે નિત્ય નિત્ય શક્તિ વધે ૭.

## ૧૫ શ્રી ઇશ્વરજિન સ્તવન.

( કાળઅનંતાનંત–એ દેશી. )

સેવો ઇશ્વરદેવ, જિણે ઇશ્વરતા નિજ અદભુત વરી; તિરોભાવની શક્તિ, આવિર્ભાવેહો સહુ પ્રગટ કરી. ૧. અસ્તિત્વાદિક ધર્મ, નિર્મળ ભાવેહો સહુને સર્વદા; નિત્યત્વાદ સ્વભાવ, તે પરિણામીહો જડ ચેતન સદા. ૨. કર્ત્તા ભોક્તા ભાવ, કારક ગ્રાહકહો જ્ઞાન ચારિત્રતા; ગુણપર્યાય અનંત, પામ્યા તુમચાહો પૂર્ણ પવિત્રતા. ૩ પૂર્ણાનંદ સ્વરૂપ, ભોગી અયોગીહો ઉપયોગી સદા; શક્તિ સકળ સ્વાધીન, વરતે પ્રભુનિહો જે ન ચળે કદા. ૪. દાસ વિભાવ અનંત, નાસે પ્રભુજીહો તુજ અવલંબને; જ્ઞાનાનંદ મહંત, તુજ સેવાથીહો સેવકને બને. ૫. ધન્ય ધન્ય તે જીવ, પ્રભુ પદ વંદીહો જે દેશના સુણે; જ્ઞાનક્રિયા કરે શુદ્ધ, અનુભવ યોગેહો નિજ સાધકપણે. ૬. વાર વાર જિનરાજ, તુજપદ સેવાહો હોજો નિરમળી; તુજ શાસન અનુજાઈ, વાસન ભાસનહો તત્વરમણ વળી. ૭. શુદ્ધાતમ નિજ ધર્મ, રુચિ અનુભવથીહો સાધન સત્યતા; દેવચંદ્રજિનચંદ્ર, ભક્તિ પસાયેહો હોશે વ્યકતતા. ૮.

## ૧૬ શ્રી નમિપ્રભુજિન સ્તવન.

( અરજ અરજ સુણોને રુડા રાજીયાહોજી–એ દેશી. )

નમિપ્રભુ નમિપ્રભુ વીનવું હોલાલ, પામી વર પ્રસ્તાવ; જાણોછો ૨ તિણ વીનવે હોલાલ, તોપણ દાસ સ્વભાવ. ન૦ ૧. હું કરતા ૨ પરભાવનો હોલાલ, ભુકતા પુદગલરૂપ; ગ્રાહક ૨ વ્યાપક એહનો હોલાલ, રાચ્યો જડ ભવભૂપ. ન૦ ૨. આતમ ૨ ધર્મ

વિસારીયો હોલાલ, સેવ્યો મિથ્યા ભાગ; આશ્રવ ર બંધપણો કર્યો હોલાલ, સંવર નિર્જર ત્યાગ. ન૦ ૩. જડ ચળ ર કર્મ જે દેહતે હોલાલ, જાણો આતમતત્વ; બહિરાતમ ર તા મેં ગ્રહી હોલાલ, તનુરંગે એકત્વ. ન૦ ૪. કેવળ ર જ્ઞાન મહોદધિ હોલાલ, કેવળ દંસણ બુદ્ધ; વીરજ ર અનંત સ્વભાવનો હોલાલ, ચારિત્રક્ષાયક શુદ્ધ. ન૦ ૫. વિશ્રમિ ર જિનભાવના હોલાલ, સ્યાદ્વાદિ અપ્રમાદ; પરમાતમ ર પ્રભુ દેખતા હોલાલ, ભાગિ ભ્રાંતિ અનાદ ન૦ ૬. જિન સમ ર સત્તા ઓળખી હોલાલ, તસુ પ્રાગ્ભાવની ઈહ; અંતર ર આતમતા લહે હોલાલ, પરપરણતની રીહ. ન૦ ૭. પ્રતિછંદે ર જિનરાજનો હોલાલ, કરતા સાધકભાવ; દેવદેવચંદ્ર પદ અનુભવે હોલાલ, શુદ્ધાત્તમ પ્રાગ્ભાવ. ન૦ ૮.

## ૧૭. શ્રી વીરસેનજિન સ્તવન.

(લાછલદે માત મલ્હાર–એ દેશી.)

વીરસેન જગદીશ, તહુરી પરમ જગીસ; આજહે દીસેરે વીરજતા ત્રિભુવનથી ઘણીજી. ૧. અનહારી અશરીર, અક્ષય અજય અતિ ધીર; આજહો અવિનાસી અલેશી ધ્રુવ પ્રભુતા બણીજી. ૨. અતિઇંદ્રીયગત કોહ, વિગત માય મય લોહ; આજહો સોહેરે મોહે તું જગજના ભણીજી. ૩. અમર અખંડ અરૂપ, પૂર્ણાનંદ સ્વરૂપ; આજહો ચિદ્રૂપે થિર સમતા ધણીજી. ૪. વેદ રહિત અકષાય, શુદ્ધ સિદ્ધ અસહાય; આજહો ધ્યાયક ને ધ્યેયપદે ગ્રહ્યોજી. ૫. દાન લાભ નિજભોગ, શુદ્ધ સગુણ ઉવભોગ, આજહો અજોગી કરતા ભોકતા પ્રભુ લહ્યોજી. ૬. દરસણ જ્ઞાન ચારિત્ર, સકળ પ્રદેશ પવિત્ર, આજહો નિરમળ નિસ્સંગી અરિહા વંદીયેજી. ૭. દેવચંદ્ર જિનચંદ્ર, પૂર્ણાનંદનો વૃંદ, આજહો જિનવર સેવાથી ચિર આનંદીયેજી. ૮.

## ૧૮. શ્રી મહાભદ્રજિન સ્તવન.

(તટ યમુનાનોરે અતિ રલીયામણોરે–એ દેશી.)

મહાભદ્ર જિનરાજ, રાજ વિરાજેહો આજ તુમારડોજી; ક્ષાયકવીર્ય અનંત, ધર્મ અભંગેહો તું સાહિબ બડોજી. ૧. હું બલિહારીરે, થી જિનવરતણીરે. કર્ત્તા ભોક્તા ભાવ, કારક કારણહો તું સ્વામીછતાજી; જ્ઞાનપ્રધાન પ્રધાન, સરવ વસ્તુનાહો ધરમ પ્રકાશતાજી. હું૦ ૨. સમ્યગદર્શનમિત્ત, થિર નિર્ધારરે અવિસંવાદતાજી; અવ્યાબાધ સમાધિ, કોસ અનશ્વરેરે નિજઆનંદતાજી. હું૦ ૩. દેશ અસંખ પ્રદેશ, નિજ નિજ રીતેરે ગુણ સંપતિ ભર્યાજી; ચારિત્રદુર્ગ અભંગ, આતમ શકતેહો પરજય સંચર્યાજી. હું૦ ૪. ધર્મ ક્ષમાદિક સૈન્ય, પરિણતિ પ્રભુતાહો તુજબળ આકારોજી; તત્વ સકલ પ્રાગભાવ, સાદિ અનંતીરે રીતે પ્રભુ ધરયોજી. હું૦ ૫ દ્રવ્યભાવ અરિલેશ, સકલ નિવારીરે સાહિબ અવતરયોજી; સહજ સ્વભાવ વિલાસ, ભોગી ઉપયોગીરે જ્ઞાનગુણે ભર્યોજી. હું૦ ૬. આચારિજ ઉવઝાય, સાધક મુનિવરહો દેશવિરતિધરુજી: આતમ સિદ્ધ અનંત, કારણરૂપેરે યોગક્ષેમં કરૂજી. હું૦ ૭. સમ્યગદ્રષ્ટિ જીવ, આણારાગીહો સહુ જિનરાજનાજી; આતમ સાધન કાજ, સેવે પદકજહો શ્રી મહારાજનાજી. હું૦ ૮. દેવચંદ્ર જિનચંદ્ર, ભગતે રાચેહો ભવિ આતમ રુચીજી; અવ્યય અક્ષય

શુદ્ધ, સંપતિ પ્રગટેહો સત્તાગતિ સુચીજી હું૦ ૯.

## ૧૯. શ્રી દેવજસાજિન સ્તવન.

(મહાવિદેહક્ષેત્ર સોહામણું-એ દેશી.)

દેવજસા દરસણ કરો, વિઘટે મોહ વિભાવ લાલરે; પ્રગટે શુદ્ધ સ્વભાવતા, આનંદ લહરી દાવ લાલરે. દે૦ ૧. સ્વામી વસો પુષ્કરવરે, જંબૂભરતે દાસ લાલરે, ક્ષેત્ર વિછોહ ઘણો પડયો, કિમ પહોંચે ઉલ્લાસ લાલરે. દે૦ ૨. હોવત જો તન પાંખડી, આવત નાથ હજૂર લાલરે, જો હોતી ચિત આંખડી, દેખત નિત પ્રભુ નૂર લાલરે, દે૦ ૩. શાસન ભકિતજ સુરવરા, વીનવું શીશ નમાય લાલરે, કૃપા કરો મુજ ઊપરે; તો જિન વંદન થાય લાલરે. દે૦ ૪. પૂછું પૂર્વ વિરાધના, શી કીધી ઈણે જીવ લાલરે; અવિરતિ મોહ ટળે નહી, દીઠે આગમ દીવ લાલરે. દે૦ ૫. આતમતત્વ સ્વભાવને, બોધન શોધન કાજ લાલરે; રતનત્રયી પ્રાપ્તિતણો, હેતુ કહો મહારાજ લાલરે, દે૦ ૬. તુજ સરિખો સાહિબ મિલ્યો, ભાજે ભવભ્રમ ટેવ લાલરે, પુષ્ટાલંબન પ્રભુ લહિ, કોણ કરે પર સેવ લાલરે. દે૦ ૭. દીન દયાળુ કૃપાળુઓ, નાથ ભવિકઆધાર લાલરે, દેવચંદ્રજિન સેવના, પર માસૃત સુખકાર લાલરે. ૮.

## ૨૦ શ્રી અજિતવીર્યજિન સ્તવન.

અજિતવીરજ જિન વિચરતારે. મનમોહનારેલાલ; પુષ્કરઅર્ધવિદેહ, ભવિબોહનારે-લાલ. જંગમસુરતરૂ સારિખોરે, મન૦ સેવે ધન ધન તેહરે. ભવિ૦ ૧. જિનગુણઅમૃતપાનથીરે, મ૦ અમૃતક્રિયા સુપસાયરે; ભ૦ અમૃતક્રિયા અનુષ્ઠાનથીરે, મ૦ આતમ અમૃત થાયરે. ભ૦ ૨. પ્રીતિ ભક્તિ સેનાથકીરે, મ૦ વચનઅસંગીસેવરે; ભ૦ કરતાં તનમયતા લહેરે, મ૦ પ્રભુ-ગતિ નિતમેવરે. ભ૦ ૩. પરમેશ્વર અવલંબનેરે, મ૦ ધ્યાતા ધ્યેય અભેદરે; ભ૦ ધ્યેય સમાપતિ હુવેરે, મ૦ સાધ્યસિદ્ધિ અવિછેદરે. ભ૦ ૪. જિનગુણરાગ પરાગથીરે, મ૦ વાસિત મુજ પરિ-ણામરે. ભ૦ તજશે દુષ્ટવિભાવતારે, મ૦ સરશે આતમકામરે. ભ૦ ૫. જિનભકતે રતિ ચિત્ત-નેરે, મ૦ વેધકરસ ગુણપ્રેમરે, ભ૦ સેવક જિનપદ પામશેરે, રસવેધક અય જેમરે. ભ૦ ૬. નાથભગતિરસ ભાવિથીરે, મ૦ ત્રિણ જાણું પરદેવરે; ભ૦ ચિંતામણી સુરતરુથકીરે, મ૦ મ૦ અધિકી અરિહંત સેવરે. ભ૦ ૭. પરમાતમ ગુણ સ્મૃતથકીરે, મ૦ ફરશો આતમરામરે; ભ૦ નીયમા કંચનતા લહેરે, મ૦ લોહજયું પારસ પામરે. ભ૦ ૮. નિરમલ તત્વ રુચિ થઇરે, મ૦ કરજો જિનપતિ ભકિતરે; ભ૦ દેવચંદ્ર પદ પામશોરે, મ૦ પરમમહોદય યુકિતરે. ભ૦ ૯.

### કળશ

(રાગ-ધનાશ્રી.)

વંદો વંદોરે જિનવર વિચરંતા વંદો, કીર્ત્તન સ્તવન નમન અનુસરતાં, પુરવ પાપ નિકંદોરે; જિનવર વિચરંતા વંદો. ૧. જંબૂદ્વીપે ચ્યાર જિનેશ્વર, ધાતકી આઠ આણંદોરે; પુષ્કરઅરધે આઠ મહામુની, સેવે ચોસઠ ઇંદોરે જિ૦ ૨. કેવલી ગણધર સાધુ સાધવી, શ્રાવક શ્રાવિકા વૃંદોરે; જિનમુખ ધરમઅમૃત અનુભવતાં પામે મન આણંદોરે. જિ૦ ૩. સિદ્ધાચલ ચોમાસે રહીને, ગાયો જિનગુણ છંદોરે; જિનપતિ ભગતિ મુગતિનો મારગ

અનોપમ શિવસુખકંદો. જિ૦ ૪. ખરતરગચ્છ જિનચંદસૂરિવર, પુન્ય પ્રધાન મુણિંદોરે; સુમતિસાગર સાધુરંગ સુવાચક, પીધો શ્રુતમકરંદોરે. જિ૦ ૫. રાજસાર પાઠક ઉપગારી, જ્ઞાનધરમદિણંદોરે; દીપચંદ સદ્દગુરુગુણવંતા, પાઠક ધીરગયંદોરે. જિ૦ ૬. દેવચંદ્રગણિ આતમ હેતે, ગાયા વીશ જિણંદોરે; ઋદ્ધિ વૃદ્ધિ સુખ સંપતિ પ્રગટે, સુજસ મહોદયવૃંદોરે. જિ૦ ૭. ઇતિશ્રી ગણિ દેવચંદ્રજી કૃત વિરમાનજિનવીશી સંપૂર્ણ.

## ૨ શ્રી શત્રુંજયગિરિના સ્તવનો

૧

તે દિન ક્યારે આવશે, શ્રી સિદ્ધાચળ જાશું; ઋષભજિણંદને પૂજવા, સૂરજકુંડમાં ન્હાશું. તે૦ ૧. સમવસરણમાં બેસીને, જિનવરની વાણી, સાંભળશું સાચે મને, પરમારથ જાણી. તે૦ ૨. સમકિત વ્રત સુદ્ધાં ધરી, સદ્દગુરુને વંદી; પાપ સરવ આલોઈને, નિજ આતમ નિંદી. તે૦ ૩. પડિક્કમણાં દોય ટંકના, કરશું મન કોડે, વિષય કષાય વિસારીને, તપ કરશું હોડે. તે૦ ૪. વહાલાને વૈરી વિચે, નવિ કરવો વેરો; પરના અવગુણ દેખીને, નવિ કરવો ચેરો, તે૦ ૫. ધરમ સ્થાનક ધન વાવરી, છકાયના હેતે; પંચ મહાવ્રત લેઇને, પાળશું મન પ્રીતે. તે૦ ૬. કાયાની માયા મેલીને, પરિસહને સહેશું; સુખ દુઃખ સઘળાં વિસારીને, સમભાવે રહેશું. તે૦ ૭. અરિહંત દેવને ઓળખી, ગુણ તેહના ગાશું; ઉદયરતન ઇમ ઉચ્ચરે, ત્યારે નિર્મલ થાશું. તે૦ ૪.

૨

ચાલોને પ્રિતમજી પ્યારા, શેત્રુંજે જઇએ; શેત્રુંજે જઈયે રે, વહાલા વિમળાચળ જઇએ. ચાલો૦ ૧. શું સંસારે રહ્યા છો મોહી, દિન દિન તન છીજે; આથ આભની છાયા સરખી, પોતાની કીજે. ચા૦ ૨. જે કરવું તે પહેલાં કીજે, કાલે શી વાતો; અણચિંતવી આવીને પડશે, સબળાની લાતો. ચાલો૦ ૩. ચતુરાઈ શું ચિત્તમાં ચેતી, હાથે તે સાથે, મરણ તણાં નિશાનો મોટાં, ગાજે છે માથે. ચા૦ ૪. માતા મરુદેવીનંદન નિરખી, ભવ સફળો કીજે, દાનવિજય સાહેબની સેવા, એ સંબલ લીજે. ચા. ૫.

૩

આંખલડીયેરે મેં આજ, શેત્રુંજો દીઠોરે; સવા લાખ ટકાનો દહાડો રે, લાગે મુને મીઠો રે. સફળ થયોરે મારા મનનો ઉમાયો, વાલા મારા ભવનો શંસય ભાંગ્યો રે; નરક તિર્યંચગતિ દૂર નિવારી, ચરણે પ્રભુજીને લાગ્યો રે. શે૦દી૦ ૧. માનવ ભવનો લાહો લીજે, વાલા૦ દેહડી પાવન કીજેરે; સોના રુપાના ફુલડે વધાવી, પ્રેમે પ્રદક્ષિણા દીજેરે. શે૦ ૨. દુધડે પખાળીને કેસર ઘોળી, વાલા૦ શ્રી આદીશ્વર પૂજ્યારે; શ્રી સિદ્ધાચળ નયણે જોતાં, પાપ મેવાસી ધ્રૂજ્યારે. શે૦ ૩. શ્રી મુખ સુધર્મા સુરપતિ આગે, વાલા૦ વીર જિણંદ એમ બોલેરે; ત્રણ ભુવનમાં તીરથ મોટું, નહીં કોઇ શેત્રુંજા તોલે રે. શે૦ ૪. ઇંદ્ર સરીખા એ તીરથની. વાલા૦ ચાકરી ચિત્તમાં ચાહેરે; કાયાની તો કાસલ કાઢી, સૂરજ કુંડમાં નાહેરે. શે૦ ૫. કાંકરે કાંકરે શ્રી સિદ્ધક્ષેત્રે, વાલા૦ સાધુ અનંતા સિધ્યારે; તે માટે

# તીર્થાધિરાજ શ્રી શત્રુંજય મહાતીર્થ




આયઃ એ ગિરી શાશ્વતો, મહિમાનો નહિં પાર;
પ્રથમ જીણંદ સમોસર્યા, પૂર્વ નવાણું વાર.

સુરનર કિન્નર નૃપ વિદ્યાધરા રે કરતા નાટારંભ. મારું૦ ૪. ધન્ય ધન્ય દહાડો રે ધન્ય વેળા ઘડી રે, ધરીએ હૃદય મોઝાર; જ્ઞાનવિમળસૂરિ ગુણ એહના ઘણા રે, કહેતાં નાવે પાર. મારૂં૦ ૫.

૮

શ્રીરે સિદ્ધાચળ ભેટવા, મુજ મન અધિક ઉમાયો; રૂષભદેવ પૂજા કરી, લીજે ભવ તણો લાહો. શ્રીરે૦ ૧. મણીમય મૂરતિ શ્રી ઋષભની, નીપાઈ અભિરામ; ભવન કરાવ્યાં કનકનાં, રાખ્યાં ભરતે નામ. શ્રીરે૦ ૨. નેમ વિના ત્રેવીશ પ્રભુ, આવ્યા સિદ્ધક્ષેત્ર જાણી; શત્રુંજય સમો તીરથ નહિં, બોલ્યા સીમંધર વાણી. શ્રીરે૦ ૩. પૂરવ નવાણું સમોસર્યાં, સ્વામી શ્રી ઋષભ જિણંદ; રામ પાંડવ મુગતે ગયા, પામ્યા પરમાનંદ શ્રીરે૦ ૪. પૂરવ પુન્ય પસાયથી, પુંડરિકગિરિ પાયો; કાંતિવિજય હરખે કરી, શ્રી સિદ્ધાચળ ગાયો. શ્રીરે૦ ૫.

૯

માતા મરુદેવીના નંદ, દેખી તાહરી મૂરતિ મારું મન લોભાણુંજી મારું દીલ લોભાણુંજી, દેખી તાહરી મૂરતિ મારું મન લોભાણુંજી, કરુણાનાગર કરુણાસાગર, કાયા કંચનવાન; ધોરીલંછન પાઉલે કાંઇ, ધનુષ પાંચસે માન. માતા૦ ૧. ત્રિગડે બેસી ધર્મ કહંતા, સુણે પર્ષદા બાર; જોજનગામિની વાણી મીઠી, વરસંતી જલધાર. માતા૦ ૨. ઉર્વશી રૂડી અપછરાને, રામા છે મન રંગ; પાયે નેપુર રણઝણે, કાંઈ કરતી નાટારંગ. માતા૦ ૩. તુંહી બ્રહ્મા તુંહી વિધાતા, તું જગતારણહાર; તુજ સરિખો નહિ દેવ જગતમાં, અરવડીયા આધાર. માતા૦ ૪. તુંહી ભ્રાતા તુંહી ત્રાતા, તુંહી જગતનો દેવ; સુરનર કિન્નર વાસુદેવા, કરતા તુજપદ સેવ. માતા૦ ૫. શ્રી સિદ્ધાચળ તીરથ કેરો, રાજા ઋષભ જિણંદ; કિર્તિ કરે માણેક મુનિ તાહરી, ટાળો ભવભય ફંદ. માતા૦ ૬.

૧૦

ઉમૈયા મુજને ઘણી જીહો, ભેટું વિમળગિરિરાય; હો જંતરા મુજ પાંખડી જીહો, લળી લળી લાગું પાયકે, મોહનગારા હો રાજ રૂડા, મારા સાંભળ સગુણા સુડા. ૧. શત્રુંજય શિખર સોહામણી, જીહો ધન્ય ધન્ય રાયણ રૂખ; ધન્ય પગલાં પ્રભુજી તણાં જીહો દીઠડે ભાંગે ભૂખ કે. મોહન૦ ૨. ઇણગિરિ આવી સમોસર્યાં, જીહો નાભિનરિન્દ મલ્હાર; પાવન કીધી વસુંધરા, જીહો પૂર્વ નવાણું વાર કે. મોહન૦ ૩. પુંડરીક મુનિ મુગતે ગયા, જીહો સાથે મુનિ પંચકોડ; પુંડરીક ગિરિવર એ થયા, જીહો નમો નમો બે કરજોડ કે. મોહન૦ ૪. એણે તીર્થે સિધ્યા ઘણા, જીહો સાધુ અનંતી કોડ; ત્રણ ભુવનમાં જોવતાં, જીહો નહિં કોઇ એહની જોડ કે. મોહન૦ ૫. મન વાંછિત સુખ મેળવે, જીહો જપતાં એ ગિરિરાજ; દ્રવ્યભાવ વરી તણો, જીહો ભય જાવે સવિ ભાંજકે. મોહન૦ ૬. વાચક રામવિજય કહે, જીહો નમો નમો તીરથ એહ; શિવમંદિરની શ્રેણી છે, જીહો એહમાં નહિ સંદેહ કે. મોહન૦ ૭.

એ તીરથ મોહટું. ઉદ્ધાર અનંતા કીધારે. શે૦ ૬. નાભિરાયા સુત નયણે જોતાં, વાલા૦ મેહ અમીરસ વુઠ્યારે; ઉદયરતન કહે મ્હારે પોતે, શ્રી આદીશ્વર તુઠ્યારે. શે૦ ૭.

૪

જાત્રા નવાણું કરીએ વિમલગિરિ, જાત્રા નવાણું કરીએ. પૂરવ નવાણું વાર શત્રુંજયગિરિ, ઋષભ જિણંદ સમોસરીએ. વિ૦ યા૦ ૧. કોડી સહસ ભવ પાતક ત્રુટે; શેત્રુંજા સામો ડગ ભરીએ. વિ૦ યા૦ ૨. સાત છઠ્ઠ દોય અઠ્ઠમ તપસ્યા; કરી ચઢીએ ગિરિવરીએ. વિ૦ યા૦ ૩. પુંડરીક પદ જપીએ મન હરખે; અધ્યવસાય શુભ ધરીએ. વિ૦ યા૦ ૪. પાપી અભવ્ય ન નજરે દેખે; હિંસક પણ ઉદ્ધરીએ. વિ૦ યા૦ ૫. ભૂમિ સંથારો ને નારી તણો સંગ; દૂર થકી પરિહરીએ. વિ૦ યા૦ ૬. સચિત્ત પરિહારી ને એકલ આહારી; ગુરુ સાથે પદ ચરીએ. વિ૦ યા૦ ૭. પડિક્કમણાં દોય વિધિશું કરીએ; પાપ પડલ વીખરીએ. વિ૦ યા૦ ૮. કલિકાળે એ તીરથ મોટું; પ્રવહણ જેમ ભરદરીએ. વિ૦ યા૦ ૯. ઉત્તમ એ ગિરિવર સેવંતા; પદ્મ કહે ભવ તરીએ. વિ૦ યા૦ ૧૦.

૫

વિમળાચળ નિત્ય વંદીએ, કીજે એહની સેવા; માનું હાથ એ ધર્મનો શિવતરુ ફળ લેવા. વિ૦ ૧. ઉજ્જવલ જિનગૃહ મંડળી, તિહાં દીપે ઉત્તંગા; માનુ હિમગિરિ વિભ્રમે, આઈ અંબર ગંગા. વિ૦ ૨. કોઇ અનેરું જગ નહિ, એ તીરથ તોલે; એમ શ્રીમુખ હરિ આગળે, શ્રી સીમંધર બોલે. વિ૦ ૩. જે સઘળા તીરથ કર્યાં, જાત્રા ફળ કહીએ; તેહથી એ ગિરિ ભેટતા, સતગણું ફળલહીએ વિ૦ ૪. જનમ સફળ હોય તેહનો, જે એ ગિરિ વંદે; સુજસવિજય સંપદ લહે, તે નર ચિર નંદે. વિ૦ ૫.

૬

સિદ્ધાચળગિરિ ભેટયારે, ધન ભાગ્ય હમારાં; એ ગિરિવરનો મહિમા મોટો, કહેતાં ન આવે પાર; રાયણ રુષભ સમોસર્યા સ્વામી, પૂર્વ નવાણું વારા રે. ધન૦ ૧. મૂળનાયક શ્રી આદિજિનેશ્વર, ચૌમુખ પ્રતિમા ચાર; અષ્ટદ્રવ્યશું પૂજો ભાવે, સમકિત મૂળ આધારા રે. ધન૦ ૨. ભાવ ભક્તિશું પ્રભુ ગુણ ગાવે, અપના જન્મ સુધાર્યા, યાત્રા કરી ભવિજન શુભ ભાવે, નર્ક તિર્યંચ ગતિ વારારે. ધન૦ ૩. દૂર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તોરા, પતિત ઉદ્ધારણ બિરુદ તુમારું, એ તીરથ જગ સારા રે. ધન૦ ૪. સંવત અઢાર ત્યાસી માસ અષાઢ, વદિ આઠમ ભોમવારા, પ્રભુકે ચરણ પ્રતાપકે સંગમાં, ક્ષમારતન પ્રભુ પ્યારા રે. ધન૦ ૫.

૭

મારું મન મોહ્યું રે શ્રીસિદ્ધાચળેરે, દેખીને હરખિત થાય, વિધિશું કીજેરે જાત્રા એહનીરે, ભવ ભવનાં દુઃખ જાય. મારું૦ ૧. પંચમે આરે પાવન કારણે રે, એ સમો તીરથ ન કોય, મોટો મહિમા રે જગમાં એહનો રે, આ ભરતે ઈહાં જોય. મારું૦ ૨. ઇણગિરિ આવ્યા રે, જિનવર ગણધરારે, સિધ્યા સાધુ અનંત, કઠણ કરમ પણ એ ગિરિ ફરસતાં રે, હોવે કરમ નિશાંત. મારું૦ ૩. જૈન ધર્મ તે સાચો જાણીએ રે, માનવતીરથ એ સ્થંભ

૧૩

વિમળાચળ વિમળા પ્રાણી, શીતલ તરૂ છાયા ઠરાણી; રસવેધક કંચનખાણી, કહે ઇંદ્ર સુણો ઇંદ્રાણી, સનેહીસંત એ ગિરિ સેવો, ચૌદ ક્ષેત્રમાં તીરથ નહિ એવો સ્નેહી૦ ૧. છરી પાળી ઉલ્લસિએ, છઠ્ઠ અઠ્ઠમ કાયા કસીએ; મોહ મલ્લની સામા ધસીએ, વિમળાચળ વેગે વસીએ. સનેહી૦ ૨. અન્ય સ્થાનક કર્મ જે કરિએ, તે ઇણગિરિ હેઠે હરીએ; પાછળ પ્રદક્ષિણા ફરીયે, ભવજલધિ હેલા તરીયે. સનેહી૦ ૩. શિવમંદિર ચઢવા કાજે, સોપાનની પંક્તિ બિરાજે; ચઢતાં સમકિતિ તે છાજે, દૂરભવ્ય અભવ્ય તે લાજે. સનેહી૦ ૪. પાંડવ પમુહા કેઈ સંતા, આદીશ્વર ધ્યાન ધરંતા; પરમાતમ ભાવ ભજતા, સિદ્ધાચળ સિધ્ધ્યા અનંતા સનેહી૦ ૫. ષટમાસી ધ્યાન ધરાવે, શુકરાજનુ રાજ્યને પાવે; બહિરંતર શત્રુ હરાવે, શત્રુંજય નામ ધરાવે. સનેહી૦ ૬. પ્રણિધાને ભજો ગિરિ જાચો, તીર્થંકર નામ નિકાચો; મોહરાયને લાગે તમાચો, શુભવીર વિમલગિરિ સાચો. સનેહી૦ ૭.

૧૪

તુમે તો ભલે બિરાજોજી, શ્રી સિદ્ધાચળકે વાસી સાહેબ ભલે બિરાજોજી૦ મરૂદેવીનો નંદન રુડો, નાભિનરિંદ મલ્હાર; જુગલા ધર્મ નિવારણ આવ્યા, પુર્વ નવાણું વાર. તુમે તો૦ ૧. મુળદેવને સનમુખ રાજે, પુંડરીક ગણધાર; પંચક્રોડશું ચૈત્રી પુનમે, વરીઆ શિવવધુ સાર. તુમે તો૦ ૨. સહસ કૂટ દક્ષિણ બિરાજે, જિનવર સહસ ચોવીશ; ચઉદશે બાવન ગણધરનાં, પગલાં પૂજો જગદીશ. તુમે તો૦ ૩. પ્રભુ પગલાં રાયણ હેઠે, પૂજી પરમાનંદ; અષ્ટાપદ ચઉવીશ જિનેશ્વર, સમેત વીશજિણંદ. તુમે તો૦ ૪. મેરુ પર્વત ચૈત્ય ઘણેરાં, ચઉમુખ બિંબ અનેક; બાવન જિનાલય દેવળ નિરખી, હરખ લહું અતિરેક. તુમે તો૦ ૫. સહસફણા ને શામળા પાસજી, સમવસરણ મંડાણ; છીપાવસી ને ખરતરવસી કાંઈ, પ્રેમાવસી પરમાણ.' તુમે તો૦ ૬. સંવત અઢાર ઓગણપચાસે, ફાગણ અષ્ટમીદિન; ઉજ્વળ પક્ષે ઉજવળ હુઓ, ગિરિ ફરસ્યા મુજ મન. તુમે તો૦ ૭. ઇત્યાદિક જિનબિંબ નિહાળી, સાંભરી સિદ્ધની શ્રેણ; ઉત્તમ ગિરિવર કેણી પરે વિસરે?, પદ્મવિજય કહે જેણ. તુમે તો૦ ૮.

૧૫

નિલુડીરાયણતરુતળે, સુણ સુંદરી; પિલુડાં પ્રભુના પાય રે; ગુણમંજરી. ઉજ્વળ ધ્યાને ધ્યાઇએ, સુણ૦ એહીજ મુક્તિ ઉપાયરે, ગુણ૦ ૧. શિતળ છાયાએ બેશીએ, સુ૦ રાતડો કરી મન રંગ રે. ગુણ૦ પૂજીએ સોવન ફુલડે, સુણ૦ જેમ હોય પાવન અંગ રે. ગુણ૦ ૨. ખીર ઝરે જેહ ઉપરે. સુણ૦ નેહ ધરીને એહરે. ગુણ૦ ત્રીજે ભવે તે શિવ લહે, સુણ૦ થાયે નિર્મળ દેહરે. ગુણ૦ ૩. પ્રીત ધરી પ્રદક્ષિણા, સુણ૦ દીએ એહને જે સાર રે. ગુણ૦ અભંગ પ્રીતિ હોય જેહને, સુણ૦ ભવભવ તુમ આધાર રે, ગુણ૦ ૪. કુસુમ ફળ પત્ર મંજરે, સુણ૦ શાખા થડ ને મૂળ રે. ગુણ૦ દેવતણા વાસાય છે, સુણ૦ તીરથને અનુકૂળ રે. ગુણ૦ ૫. તીરથ ધ્યાન ધરો મુદા, સુણ૦ સેવે એહની છાંય રે. ગુણ૦ જ્ઞાનવિમળ ગુણ ભાખિયો, સુણ૦ શેત્રુંજા મહાતમ માંહ્યરે. ગુણ૦ ૬.

૧૧

ચાલો ચાલો વિમળગિરિ જઇએરે, ભવજલ તરવાને; તુમે જયણાએ ધરજો પાયરે, પાર ઉતરવાને. બાળ કાળની ચેષ્ટા ટાળી, હું તો ધર્મ યૌવન હવે પાયો રે; ભવ૦ ભૂલ અનાદિની દૂર નિવારી, હું તો અનુભવ મનમાં લાયોરે પાર૦ ચાલો૦ ૧. ભવ તૃષ્ણા સવી દૂર નિવારી, મારી જિનચરણે લય લાગીરે; ભવ૦ સંવરભાવમાં દિલ હવે ઠરીયું, મારી ભવની ભાવઠ ભાંગીરે પાર૦ ચાલો૦ ૨. સચિત્ત સર્વનો ત્યાગ કરીને, નિત્ય એકાસણાં તપકારીરે; ભવ૦ પડિક્કમણાં દોય ટંકના કરીશું, ભલી અમૃતક્રિયા દિલ ધારીરે પાર૦ ચાલો૦ ૩. વ્રત ઉચ્ચરશું ગુરુની પાસે, હું તો યથાશકિત અનુસારેરે, ભવ૦ ગુરુ સાથે ચઢશું ગિરિરાજે, જે ભવોદધિ બુડતાં તારેરે પાર૦ ચાલો૦ ૪. ભવતારક એ તીરથ ફરશી, હું તો સુરજકુંડમાં ન્હાઇરે, ભવ૦ અષ્ટપ્રકારી ઋષભ જિણંદની, હું તો પૂજા કરીશ લય લાઇરે પાર૦ ચાલો૦ ૫. તીરથપતિને તીરથ સેવા, એ તો સાચા મોક્ષના મેવારે; ભવ૦ સાત છઠ્ઠ દોય અઠ્ઠમ કરીને, મને સ્વામીવચ્છલની હેવા રે પાર૦ ચાલો૦ ૬. પ્રભુપદ પદ્મ રાયણ તળે પૂજી, હું તો પામીશ હરખ અપારરે; ભવ૦ રૂપવિજય પ્રભુ ધ્યાન પસાયે, એ તો પામે સુખ શ્રીકારરે પાર૦ ચાલો૦ ૭.

૧૨

વીરજી આવ્યારે, વિમળા ચળકે મેદાન, સુરપતિ પાયા રે, સમોવસરણ કે મંડાણ. દેશના દેવે વીરજી સ્વામ, શત્રુંજય મહિમા વર્ણવે તામ, ભાખ્યા આઠે ઉપર સો નામ, તેહમાં ભાખ્યુંરે પુંડરગિરિ અભિધાન; સોહમઇંદો રે તવપૂછે બહુમાન, કિણ થયું સ્વામી રે, ભાખો તાસ નિદાન. વીર૦ ૧. પ્રભુજી ભાખે સાંભળ ઇંદ્ર, પ્રથમ જે હુવા ઋષભ જિણંદ, તેહના પુત્ર ભરત નરિંદ, ભરતના હુવા રે ઋષભસેન પુંડરીક; ઋષભજી પાસે રે, દેશના સુણી તહકીક, દીક્ષા લીધીરે, ત્રિપદી જ્ઞાન અધિક. વીર૦ ૨. ગણધર પદવી પામ્યા જામ, દ્વાદશાંગી ગુંથી અભિરામ, વિચરે મહિયલમાં ગુણધામ, અનુક્રમે આવ્યારે શ્રી સિદ્ધાચળ ઠામ; મુનિવર કોડી રે, પંચતણે પરિણામ, અણ સણ કીધાં રે, નિજ આતમને ઉદ્દામ વીર૦ ૩. ચૈત્રી પૂનમ દિવસે એહ, પામ્યા કેવળજ્ઞાન અછેહ, શિવ-સુખ વરીઆ અમર અદેહ, પૂર્ણાનંદી રે અગુરુલઘુ અવગાહ; અજ અવિનાશી રે, નિજ-પદ ભોગી અબાહ, નિજગુણ ધરતારે, પર પુદ્ગલ નહીં ચાહ. વીર૦ ૪. તેણે પ્રગટ્યું પુંડરીકગિરિ નામ, સાંભળ સોહમ દેવલોક સ્વામ, એહનો મહિમા અતિહિ ઉદ્દામ, તેણે દિન કિજેરે તપજપ પૂજાને દાન; વ્રત વળી પોસો રે, જે કરે અનિદાન, ફળ તસ પંચકોડીરે ગુણમાન વીર૦ ૫. ભગતે ભવ્ય જીવ હોય, પંચમે ભવ મુક્તિ લહે સોય, તેહમાં બાધક છે નહિ કોય, વ્યવહાર કેરી રે મધ્યમ ફળની એ વાત; ઉત્કૃષ્ટ યોગે રે અંતરમુહૂર્ત વિખ્યાત, શિવસુખ સાધે રે, નિજ આતમ અવદાત. વીર૦ ૬. ચૈત્રી પૂનમ મહિમા દેખ, પુજા પંચપ્રકારી વિશેષ, તેહમાં નહીં ઉણીમ કાંઇ રેખ, એણી પરે ભાખીરે જિણવર ઉત્તમ વાણ; સાંભળી બુઝયા રે, કેઇક ભાવિક સુજાણ, એણીપરે ગાયો રે, પદ્મવિજય સુપ્રાણ. વીર૦ ૭.

સેવક તનને રે. બાપલડાં૦ ૫. બાહ્ય અભ્યંતર શત્રુ કેરો, ભય નહી મુજ મનને; સેવક સુખીઓ સુજસ વિલાસી, એ મહિમા સવી તુજનેરે. બાપલડાં૦ ૬. નામ મંત્ર તુમારો સાધ્યો, એ થયો જગ મોહનને; તુજ મુખ મુદ્રા નિરખી હરખું, ચાતક જેમ જલધરને રે. બાપલડાં૦ ૭. તુજ વીણુ અવર દેવ ન ધ્યાવું, ફરી ફરી આ મનને; જ્ઞાનવિમલ કહે ભવજલ તારો, સેવક બાંહી ગ્રહીને રે. બાપલડાં૦ ૮.

૧૯

એક દિન પુંડરીક ગણધરુરે લાલ, પૂછે શ્રી આદિ જિણંદ સુખકારીરે; કહીએ તે ભવજલ ઊતરીરે લાલ, પામીશ પરમાનંદ ભવવારીરે. એક૦ ૧. કહે જિન ઇણગિરિ પામશોરે લાલ, જ્ઞાન અને નિરવાણુ જયકારીરે; તીરથમહિમા વાધશેરે લાલ, અધિક અધિક મંડાણુ નિરધારીરે. એક૦ ૨. ઈમ નિસુણીને ઈહાં આવીયારે લાલ, ઘાતિ કરમ કર્યાં દૂર, તમ વારીરે; પંચક્રોડ મુનિ પરિવર્યારે લાલ. હુઆ સિદ્ધિ હજુર, ભવપારીરે. એક૦ ૩. ચૈત્રી પૂનમ દિન કીજીએરે લાલ, પૂજા વિવિધ પ્રકાર દિલ ધારીરે; ફળ પ્રદક્ષિણા કાઉસગ્ગારે લાલ, લોગસ્સ થુઈ નમુક્કાર. નરનારીરે. એક૦ ૪. દશવીશ ત્રીશ ચાલીશ ભલારે લાલ, પચાસ પુષ્પની માળ અતિ સારીરે; નરભવ લાહો લીજીએરે લાલ, જેમ હોય જ્ઞાન વિશાળ, મનોહારીરે. એક૦ ૫.

૨૦

અબ તો પાર ભયે હમ સાધુ, સિદ્ધ ક્ષેત્ર હમ જાય લહ્યો રે; પશુ પંખી જીહાં છિનકમેં તરીઆ, તો હમ દ્રઢ વિશ્વાસ ગ્રહ્યો રે. અબ૦ ૧. શ્રી જિન ગણધર નહિ મુનિ અવધિ, કોણુ આગે હું પોકાર કરું રે; જેમ તેમ કરી વિમલાચલ ભેટ્યો, ભવ સાયરથી નાહિ ડરું રે. અબ૦ ૨. દૂર દેશાન્તરમેં હમ ઉપના, કુગુરુ કુપંથ કુજાલ હર્યો રે; શ્રી જિન આગમ હમ મન માન્યો, તબ હિ કુપંથ જાલ જર્યો રે. અબ૦ ૩. તો તુમ શરણુ બિચારી આયો, દીન અનાથકુ શરણુ દીયો રે; તું વિમલાચલ પૂરણુ સ્વામી, જન્મ મરણુ દુઃખ દૂર ગયો રે. અબ૦ ૪. દૂભવિ અભવ્ય ન દેખે, સૂરિ ધનેશ્વર એમ કહ્યો રે; જો વિમલાચલ ફરસે પ્રાણી, મોક્ષ મહેલ તેણે વેગે લહ્યો રે. અબ૦ ૫. તું જગદીશ તું વિમલેસર, પૂરવ નવાણું વાર થયો રે; સમવસરણુ રાયણુ તલે તેરો, નિરખી મમ અઘ દૂર ગયો રે. અબ૦ ૬. જો વિમલાચલ મુજ મન વસીયો, માનું સંસારનો અંત થયો રે; જાત્રા કરી સંતોષ ભયો અબ, જનમ જનમકો દુઃખ ગયો રે. અબ૦ ૭. નિર્મલ મુનિજન જે તેં તાર્યા, તે તો પ્રસિદ્ધ સિદ્ધાન્તે કહ્યો રે; મુજ સરીખા નિંદક જો તારો, તારક બિરુદ એ સાચ લહ્યો રે. અબ૦ ૮. જ્ઞાન હીન ગુણ રહિત વિરોધી, લંપટ ધીઠું કસાઈ ખરો રે; તો બિન શરણુ કોઈ ન દીસે, તું જગદીસર સિદ્ધ વર્યો રે. અબ૦ ૯. નરક તિર્યંચ ગતિ દૂર નિવારી, ભવ સાયરની પીડ હરી રે; આતમરાય અનઘ પદ પામીને, મોક્ષ વધુ અબ વેગે વરી રે. અબ૦ ૧૦.

૨૧

આપો આપોને લાલ મોંઘાં મૂલનાં મોતી; લાવો લાવોને રાજ મોંઘાં મૂલાં મોતી.

૧૬

જિનંદા તોરે ચરણ કમલકી રે, હું ચાહું સેવા પ્યારી, તો નાશે કર્મ કઠારી; ભવ ભ્રાંતિ મીટ ગઇ સારી. જિનંદા૦ ૧. વિમલગિરિ રાજે રે, મહિમા અતિ ગાજે રે; વાજે જગ ડંકા તેરા, તું સચ્ચા સાહિબ મેરા; હું બાળક તેરા તેરા. જિનંદા૦ ૨. કરૂણા કર સ્વામી રે, તું અંતરજામી રે, નભિ જગ પુનમચંદા, તું અજર અમર સુખકંદા; તું નાભિરાયા કુલ નંદા. જિનંદા૦ ૩. ઇણ ગિરિ સિદ્ધા રે, મુનિ અનંત પ્રસિદ્ધા રે; શ્રી પુંડરીક ગણધારી, પુંડરીકગિરિ નામ કહારી; એ સહુ મહિમા તારી. જિનંદા૦ ૪. તારક જગ દીઠા દીઠા રે, પાપ પંક સહુ નિઠા રે; ઇચ્છા હો મનમે ભારી, મેં કીધી સેવા તારી; હું માસ રહી શુભ ચારી. જિનંદા૦ ૫ બિરુદ નિહારો રે, અબ મોહે તારો રે; તીર્થ જિનવર તો ભેટી, જન્મ જરા દુઃખ મેટી; હું પાયો ગુણની પેટી જિનંદા૦ ૬ દ્રાવિડ વાલિખિલ્લા રે, દશ ક્રોડી મુનિ સીદ્ધા રે; હુઆ મુકિત રમણી ભરતારા, કાર્તિક પૂનમ દિન સારા; જિન શાસન જગ જયકારા. જિનદા૦ ૭. સંવત શશિ[૧] ચાર[૪] રે, નિધિ ઇન્દુ[૧] (૧૯૪૧) ઉદારા રે; આતમકો આનંદકારી, જિન શાસનકી બલીહારી; પામ્યા ભવજલ પારી. જિનંદા૦ ૮.

૧૭

મનના મનોરથ સવી ફળ્યાએ, સિધ્યા વાંછિત કાજ; પૂજો ગિરિ રાજનેરે૦ પ્રાયે એ ગિરિ શાશ્વતોએ, ભવજળ તરવા જહાજ. પૂજો૦ ૧. મણિ માણેક મુક્તાફળે એ, રજત કનકનાં ફુલ; પૂજો૦ કેસર ચંદન ઘસી ઘણાંએ, બીજી વસ્તુ અમૂલ. પૂજો૦ ૨. છઠ્ઠે અંગે દાખીઓએ, આઠમે અંગે ભાખ; પૂજો૦ સ્થવિરાવળી પયન્ને વર્ણવ્યો એ, એ આગમની સાખ. પૂજો૦ ૩. વિમળ કરે ભવિલોકને એ, તેણે વિમળાચળ જાણ; પૂજો૦ શુક રાજાથી વિસ્તર્યો એ, શત્રુંજય ગુણખાણ. પૂજો૦ ૪. પુંડરીક ગણધરથી થયો એ પુંડરીકગિરિ ગુણ ધામ પૂજો૦ સુરનરકૃત એમ જાણીએ એ, ઉત્તમ એકવીશનામ. પૂજો૦ ૫. એ ગિરિવરના ગુણ ઘણાએ, નાણીએ નવી કહેવાય; પૂજો૦ જાણે પણ કહી નવી શકેએ, મુક ગુડને ન્યાય. પૂજો૦ ૬. ગિરિવર દરશન નવિ કર્યા એ, તે રહ્યો ગરભાવાસ; પૂજો૦ નમન દરશન ફરશન કર્યા એ, પૂરે મનની આશ. પૂજો૦ ૭. આજ મહોદય મેં લહ્યોએ, પામ્યો પ્રમોદ રસાળ પૂજો૦ મણિ ઉદ્યોત ગિરિ સેવતાંએ, ઘેર ઘેર મંગળ માળ. પૂજો૦ ૮.

૧૮

બાપલડાં રે પાતિકડાં તુમે, શું કરશો હવે રહીને; શ્રી સિદ્ધાચલ નયણે નિરખ્યો, દૂર જાઓ તમે વહીને રે. બાપલડાં૦ ૧. કાલ અનાદિ તણી તુમ સાથે, પ્રીત કરી નિરવહીને; આજ થકી પ્રભુ ચરણે રહેવું, એમ શીખવીયું મનનેરે. બાપલડાં૦ ૨. દુસમ સમએ ઇણે ભરતે, મૂક્તિ નહી સંઘયણને; પણ તુમ ભક્તિ મુક્તિને ખેંચે, ચમક ઉપલ જેમ લોહને રે. બાપલડાં૦ ૩ શુદ્ધ સુવાસન ચુરણ આપ્યું, મિથ્યા પંક શોધનને; તેહથી આતમ થયો મુજ નિર્મલ, આણંદ તુજ ભજનને રે. બાપલડાં૦ ૪. અખય નિધાન તુજ સમકિત પામી, કુણ વંછે ચલ ધનને; શાંત સુધારસ નયણ કચોલે, સીંચો

ઇંદ્રાદિક સુરનર બહુ મલિયા, દેશના દે જિનરાય રે. નમો૦ ૯. શત્રુંજય સંઘાધીપ યાત્રાફળ, ભાખે શ્રી ભગવંત રે; ભરતેસર કરે રે સજાઇ, જાણી લાભ અનંત રે. નમો૦ ૮.

## ઢાળ બીજી

નયરી અયોધ્યાથી સંચર્યા એ, લઇ રિદ્ધિ અસેસ. ભરત નૃપ ભાવશું એ, શત્રુ જય યાત્રા રંગ ભરેએ; આવે આવે ઉલટ અંગ, ભરત નૃપ ભાવશું એ. ૧. આવે આવે રીખવનો પુત્ર, વિમલગિરિ જાત્રાએ એ; લાવે લાવે ચક્રવર્તીની રિદ્ધ, ભરત૦ માંડલીક મુગટ- વરધન ઘણાએ, બત્રીશ સહસ નરેશ. ભરત૦ ૨. ઢમ ઢમ વાજે છંદ શું એ, લાખ ચોરાશી નિશાણ; ભરત૦ લાખ ચોરાશી ગજ તુરીએ, તેહનાં રત્ન જડીત પલાણ. ભરત૦ ૩. લાખ ચોરાશી રથ ભલાએ, વૃષભ ધોરી સુકુમાલ; ભરત૦ ચરણે ઝાંઝર સોના તણાએ, કોરે સોવન ઘુઘરમાલ. ભરત૦ ૪. બત્રીસ સહસ નાટક કહીએ, ત્રણલાખ મંત્રી દક્ષ; ભરત૦ દીવીધરા પંચ લાખ કહ્યા એ, સોલ સહસ સેવા કરે યક્ષ. ભરત૦ ૫. દશ કોડી આલંબ ધજા ધરાએ, પાયક છન્નું કોડી; ભરત૦ ચોસઠ સહસ અંતે ઉરીયે રૂપ સરિખી જોડી. ભરત૦ ૬. એક લાખ સહસ અઠાવીશ એ, વારાંગના રૂપ નિહાલી; ભરત૦ શેત્ર તુરંગમ સવે મિલીએ, કોડી અઢાર નિહાલી. ભરત૦ ૭. ત્રણ કોડી સાથે વ્યવહારિઆએ, બત્રીસ કોડી સ્વાર; ભરત૦ શેઠ સાર્થવાહ સામટા એ, રાય રાણા નહિ પાર. ભરત૦ ૮. નવનિધિ ચૌદ રયણ ભલાં એ, લીધો લીધો સવી પરિવાર; ભરત૦ સંઘપતિ તિલક સોહામણું એ, ભાલે ધરાવ્યું સાર. ભરત૦ ૯. પગે પગે કદમ નિકંદતાએ, આવ્યા આસન જામ; ભરત૦ ગિરિ પેખી લોચન ઠર્યાં એ, ધન ધન શેત્રુંજા નામ. ભરત૦ ૧૦. સોવન ફૂલ મુગતા ફૂલેએ, વધાવ્યો ગિરિરાજ ભરત૦ દેઈ પ્રદક્ષિણા પાગથીએ, સિધ્યા સઘળાં કાજ. ભરત૦ ૧૧.

## ઢાળ ત્રીજી

કાજ સીધાં સકલ હવે સાર, ગિરિ દીઠે હરખ અપાર; એ ગિરિવર દરિસણ જેહ, યાત્રાફલ કહીએ તેહ. ૧ સુરજકુંડ નદીય શેતરુંજી, તીરથ જળે નાહાર'જી; રાયણ તળે ઋષભ જિણંદા, પહેલાં પગલાં પૂજે નરિંદા. ૨. વળી ઈંદ્ર વચન મન આણી, શ્રી ઋષભનું તીરથ જાણી; તવ ચક્રધર ભરત નરેશ, વારધિકને દીયો આદેશ. ૩. તીણે શેત્રુંજા ઉપર ચંગ, સોવન પ્રાસાદ ઉતંગ; નિપાયો અતી મનોહાર, એક કોસ ઉંચો ચોબાર. ૪. ગાઉ દોઢ વિસ્તારે કહીએ, સહસ ધનુષ પહુલ પણે લહીએ; એકેકે બારણે જોઇ, મંડપ એકવીશ હોઈ ૫. ઈમ ચિહું દિશે ચોરાશી, મંડપ રચીયા શું પ્રકાશી; તિહાં રયણમય તોરણમાલ, દીસે અતી ઝાક ઝમાલ. ૬. વિચે ચિહું દિશે. મૂલ ગભાર, થાપી જિન પ્રતિમા ચાર; મણિમય મૂરતિ સુખકંદ, થાપ્યા શ્રી આદિ જિણંદ. ૭. ગણધર વર પૂંડરિક કેરી, થાપી બિહુ પાસે મૂરતિ ભલેરી; આદિ જિન મૂરતિ કાઉસ્સગીયા, નમિ વિનમિ બેહુ પાસે ઠવીયા. ૮. મણિ સોવન રૂપ પ્રકાર, રચ્યું સમોસરણ સુ વિચાર; ચિહુ દસે ચઉ ધરમ કહંતા, થાપી મૂરતિ શ્રી ભગવંતા. ૯. ભરતેસર જોડી હાથ, મૂરતિ આગલ જગનાથ; રાયણ તળે જમણે પાસે, પ્રભુ પગલાં થાપ્યાં ઉલ્લાસે. ૧૦. શ્રી નાભી અને મરુદેવી, પ્રાસાદ શું મૂરતિ કરેવી; ગજવર ખંધે લહી

શ્રી સિદ્ધાચલ નિરખી વધાવું, પૂરણ પુન્ય પંનોતી. આપો૦ ૧. પ્રથમ જિનેશ્વરને જઇ પૂજું, પહેરી નિર્મલ ધોતી; હરખી હરખી જિન મુખ નિરખી, મુખને મટકે જોતી. આપો૦ ૨. પૂર્વ સંચિત જે બહુ પાતીકડાં, દુઃખ દોહગડાં ખોતી; પ્રભુ ગુણગણ મોતનકી માલા, ભાવના ગુણમાં પરોતી. આપો૦ ૩. અનુભવ લીલા એસી પ્રગટી, પહેલાં કદીય ન હોતી; ધ્યાયી ધ્યાન ક્રિયાને અનુભવ, પ્રગટી નિરંજન જ્યોત. આપો૦ ૪. પૂજા વિવિધ પ્રકારે વિરચિત, મણિમય ભૂષણ ઘોતિ; નાટક ગીત કરતાં મોહંતી, વંછિત આશા ફલન્ત. આપો૦ ૫. સિદ્ધાચલ નીરખી ભવ ભવની, અલચ્છી ગઇ રોવંતી; ઋદ્ધિ સિદ્ધિ લીલા સર્વ સવાઈ, હૈયે હેજ હસંતિ. આપો૦ ૬. શિવ સુંદરી વરવા વરમાલા, કંઠ ઠવે વશ હોતી; જ્ઞાનવિમલ સૂરિની સેવા, કામગવી દોહન્તિ. આપો૦ ૭.

૨૨

વહેલા ભવિ જઇઓ રે, તુમે વહેલા વહેલા જઇઓ; વિમલ ગિરિ ભેટવા. હાંરે કાંઈ ભેટતાં ભવ દુઃખ જાય, હાંરે કાંઈ સેવતાં શિવ સુખ થાય. વહેલા૦ ૧. હાંરે કાંઇ જન્મ સફલ તુજ થાય, હાંરે કાંઇ નરક તિર્યંચ મીટ જાય; હાંરે કાંઈ તન મન પાવન થાય, હાંરે કાંઈ સકલ કરમ ક્ષય થાય. વહેલા૦ ૨. હાંરે કાંઈ પાંચમે ભવ શિવ રાય, હાંરે કાંઈ ઈનિમે શંકા ન કાંય; હાંરે કાંઇ વિમલાચલ ફરસાય, હાંરે કાંઈ ભવિને નિશ્ચય થાય. વહેલા૦ ૩. હાંરે કાંઈ નાભિનો નંદન ચંદ; હાંરે કાંઇ છહરી પાલી જિન વંદ, હાંરે કાંઈ દૂર હોવે અઘ વૃંદ, હાંરે કાંઈ પ્રગટે નયના નંદ. વહેલા૦ ૪ હાંરે કાંઇ ચઉ મુખ ચઢ સુખ રાશ, હાંરે કાંઇ મોક્ષ મહેલ કીનો વાસ, હાંરે કાંઇ ભવ વન થયો નાશ, હાંરે કાંઈ કોઈની ન રહે ફિર આશ. વહેલા૦ ૫. હાંરે કાંઈ મ્હોટા પુન્ય અંકૂર, હાંરે કાંઇ ચિન્તા ગઈ સબ દૂર, હાંરે કાંઈ કુમતિ કદાગ્રહ ચૂર, હાંરે કાંઇ આવ્યા નાથ હજૂર. વહેલા૦ ૬. હાંરે કાંઈ આપણો ખરો ઉદ્ધાર, હાંરે કાંઈ અમ આતમ આધાર, હાંરે કાંઈ મુજને તું અબ તાર, હાંરે કાંઈ અવર ન શરણુ આધાર. વહેલા૦ ૭. હાંરે કાંઈ મુજને મતિ સુવિચાર, હાંરે કાંઈ કર્મ કર સબ છાર, હાંરે કાંઈ આતમ આનંદકાર, હાંરે કાંઈ ભવસાગર પામ્યો પાર. વહેલા૦ ૮.

## ૨૩. શ્રી શત્રુંજય ભરતનૃપ યાત્રાનું સ્તવન.

### ઢાળ પહેલી

સાંભળી જિનવર મુખથી સાચું, પુંડરીક ગણધાર રે, પંચ કોડી મુનિવર શું ઇણગિરિ, અણસણ કીધું ઉદાર રે. ૧. નમોરે નમો શ્રી શત્રુંજય ગિરિવર, સકલ તીરથ માંહિ સારરે, દીઠે દુરગતિ દૂર નિવારે, ઉતારે ભવ પાર રે. નમો૦ ૨. કેવલ લહી ચૈત્ર પુનમ દિન, પામ્યા મુગતિ સુઠામ રે, તદા કાળથી પુહવી પ્રગટ્યું, પુંડરીકગિરિ નામ રે. નમો૦ ૩. નયરી અયોધ્યાથી વિહરતા પહોતા, તાતજી રિખવ જિણંદરે; સાઠ સહસ સમ ખટ ખંડ સાધી, ઘરે આવ્યા ભરત નરિંદરે. નમો૦ ૪. ઘરે જઈ માયને પાય લાગી, જનનિ દે આશિષ રે; વિમલાચલ સંઘાધીપ કેરી, પોહોચો પુત્ર જગદીશ રે. નમો૦ ૫. ભરત વિમાસે સાઠ સહસ શમ, સાધ્યા દેશ અનેક રે; હવે હું તાત પ્રતે જઇ પૂછું, સંઘપતિ તિલક વિવેક રે નમો૦ ૬. સમોશરણે પોહાતા ભરતેસર, વંદી પ્રભુના પાય રે;

સાધુ અનંત, વળીરે સિદ્ધસે વાર અનંતી, એમ ભાખે ભગવાન; ભવો ભવ ફેરારે, પાતીક દૂર કરે. વિમળ૦ ૨. પાવડીયા રસ કુંપા કેરા મણી માણેકનીરે ખાણ, રત્નખાણ બહુ રાજે સો તીરથ, એવી શ્રી જિન વાણ; સુખના સ્નેહીરે, બંધન દૂર કરે. વિમળ૦ ૩. પાંચ કરોડ શું પુંડરીક સીધ્યા, ત્રણ કરોડ શું રામ, વીશ કરોડ શું પાંડવ મુક્તે, સિદ્ધક્ષેત્ર સિદ્ધ ઠામ; મુનીવર મોટારે, અનંતા મુક્તિ વરે. વિમળ૦ ૪. એસો તિરથ ઓર ન જગમાં, ભાખે શ્રી જિનરાય, દુરગતી કાપે ને પાર ઉતારે, વાલો આપે કેવળ નાણ; ભવીજન ભાવેરે, જે એહનું ધ્યાન ધરે. વિમળ૦ ૫. દ્રવ્ય ભાવ શું પુજા કરતાં, પૂજો શ્રી જિનરાય, ચિદાનંદ સુખ આતમ વેદે, જ્યોતીસે જ્યોતી મીલાઇ; કીરતી એહનીરે- માણેકમુની કરે. વિમળ૦ ૬.

૨૬

સિદ્ધગિરિ મંડન ઇશ સુણો મુજ વિનતી, મરુદેવીના નંદ છો શીવરમણી પતિ; પૂરક ઇષ્ટ અનિષ્ટ ચૂરક કમ્મવેલી, ભવભય ભંજન રંજન તુજ મુદ્રા ભલી. ૧. અનંત ગુણના આધાર અનંતી લક્ષ્મી વર્યા, ક્ષાયીક ભાવે જ્ઞાન દર્શન ચારિત્ર ધર્યા; અજર અમર નિરૂપાધ સ્થાનક પહોંતા જિહાં. ચાર ગતિ માંહી ભમતો મુકયો મુજને ઇહાં. ૨. ક્રોધ લોભ મોહ મત્સર વશ હું ધમધમ્યો, પણ નિજ ભાવમાં એક ઘડી પ્રભુ નવી રમ્યો; ચાર કરો ઇણ અવસર પ્રભુજી ઉચિત સહી, મોહ ગયે જો તારો તો તેહમાં અધિક નહીં. ૩. પણ તુજ દર્શન પામી અનુભવ ઉલસ્યો, મિથ્યા તામસ સૂર સરીખો તુહી મીલ્યો; ઉદય હુઓ આજ ભાગ્ય મુજ જાગીયાં, તુજ મુખ ચંદ્ર ચકોર નયણ મુજ લાગીયાં ૪. તેહીજ જીહ્વા ધન્ય જેણે તુજ ગુણ સ્તવ્યા, ધનધન તેહીજ નયણ જેણે તુજ નીરખીયા; મૂર્તિ મનોહરપન્ન મનઅલી મોહીઓ; જાણું ભવ મહા સાયર ચુલકપણું લહ્યો. ૫. ભવ અટવી સથ્થવાહ કર્મ કરી કેસરી, જન્મ જરા મૃતિ રોગચ્છેદ ધનવંતરી; જ્ઞાન રયણ રયણાયર ગુણ મણી ભૂધરા, રાગ ષ કષાય જીતી થયા જિનવરા. ૬. તારક મોહ નિવારક કષ્ટ મુજ કાપજો, ભવોદધી પાર ઉતારી મુક્તિપદ આપજો; કમલવિજય પન્યાસ ચરણ કીંકરું, કહે મોહન તુજ ધ્યાન ભવોભવ હું ધરૂં. ૭.

૨૭

વિમલગિરિ કયું ન ભયે હમમોર, વિમલગિરિ૦ સિદ્ધવડરાયણ રૂખકી શાખા, ઝુલત કરત ઝકોર૦ વિ૦ ૧. આવત સંઘ રચાવત અંગિયા, ગાવત ગુણ ઘમઘોર વિ૦ હમ ભી છત્ર કલા કરી નીરખત, કટને કર્મ કઠોર૦ વિ૦ ૨. મૂરત દેખ સદા મન હરખે, જૈસે ચંદ્રચકોર; વિ૦ શ્રી રિખહેસર દાસ તિહારો, અરજ કરત કરજોર. વિ૦ ૩.

૨૮

વિમલગિરિ વિમલતા સમરીયે, કમલ દલનયન જગદીશરે; ત્રિભુવન દીપક દીપતો, જિહાં જગો શ્રીયુગાદીશરે. વિ૦ ૧. પાપના તાપ સવિ ઉપશમે, પ્રહ સમે સમરતા નામરે; પૂજતાં પાપ શ્રીઋષભના, સંપજે વંછિત કામરે. વિ૦ ૨. રિદ્ધિ રાણિમ ઘણી ઘર મિલે પયનમે કનકની કોડીરે; નાભિનરનાથ સુત સમરણે, ઈમ ભણે વિનય કરજોડીરે૦ ૩.

મૂગતિ, કીધી આઈની મૂરતિ ભગતિ. ૧૧. સુનંદા સુમંગલા માતા, બ્રાહ્મી સુંદરી બહેન વિખ્યાતા; વળી ભાઈ નવાણું પ્રસિદ્ધ, સવિ મૂરતિ મણિમય કીધ. ૧૨ નિપાઈ તીરથમાલ, સુપ્રતિષ્ઠા કરાવી વિલાસ; યક્ષ ગોમુખ ચકેસરી દેવી, તીરથ રખવાલ ઠવેવી. ૧૩. ઈમ પ્રથમ ઉધારજ કીધો, ભરતે ત્રિભુવન જસ લીધો; ઇંદ્રાદિક કીરતિ બોલે, નહિ કોઈ ભરત નૃપ તોલે. ૧૪. શત્રુંજય મહાત્મ્ય માંહિ, અધિકાર જોયો ઉછાહી; જિન પ્રતિમા જિનવર સરિખી, જુઓ સૂત્ર ઉવવાઈ નિરખી. ૧૫ (વસ્તુ છંદ) ભરતે કીધો ભરતે કીધો પ્રથમ ઉદ્ધાર, ત્રિભુવન કીર્તિ વિસ્તરી. ચંદ્ર સૂરજ લગે નામ રાખ્યું; તિણે સમે સંઘપતિ કેટલા, સવાસો ઇમ શાસ્ત્રે ભાખ્યું, કોડી નવાણું નરવરા, હુવા નેવાસી લાખ; ભરત સમે સંઘપતી વળી, સહસ ચોરાશી લાખ. ૧૬.

૨૪

રિખભ જિણંદ વિમલગીરી મંડણ, મંડણ ધર્મ ધુરા કહીએ; તું અકલ સ્વરૂપી, જારકે કરમ ભરમ નીજ ગુણ લહીએ. રિખભ૦ ૧. અજર અમર પ્રભુ અલખ નિરંજન, ભંજન સમર સમર કહીએ; તું અદભુત યોદ્ધા, મારકે કરમ ધાર જગ જશ લહીએ. રિખભ૦ ૨. અવ્યય વિભુ ઈશ જન રંજન, રુપરેખા બીન તું કહીએ; શિવ અચળ અનંગી, તારકે જગ જન નિજ સત્તા લહીએ. રિખભ૦ ૩. શતસુત માતા સુતા સુહંકર, જગત જયંકર તું કહીએ; નીજ જન સબ તાર્યો, હમોસે અંતર રખના ના ચહીએ. રિખભ૦ ૪. મુખડા બીચકે બેસી રહેના, દીન દયાલકોના ચહીએ; હમ તન મન ઠારો, બચનસે સેવક અપના કહે દઈએ. રિખભ૦ ૫. ત્રિભુવન ઈશ સુહંકર સ્વામી, અંતરજામી તું કહીએ; જબ હમકુ તારો, પ્રભુસે મનકી બાત સકલ કહીએ. રિખભ૦ ૬. કલ્પતરુ ચિંતામણી જાચો, આજ નિરાશે ના રહીએ; તું ચિંતીત દાયક, દાસકી અરજ ચિત્તમેં દ્રઢ ગ્રહીએ. રિખભ૦ ૭. દીન હીન પર ગુણ રસ રાચી, શરણ રહિત જગમેં રહીએ; તું કરુણા સિંધુ દાસકી કરુણા કયું નહિ ચિત્ત ગ્રહીએ. રિખભ૦ ૮. તુમ બીન તારક કો નહી દીસે, અબે તુમકું કયા કહીએ; ઇહ દીલમેં ઠાની તારકે સેવક જગમેં જશ લહીએ. રિખભ૦ ૯. સાતવાર તુમ ચરણે આયો, દાયક શરણ જગમેં કહીએ; અબ ધરણે બેસી, ના થશે મન વંછિત સબ કુચ્છ લહીએ. રિખભ૦ ૧૦. અવગુણ માની પરીહરશો તો આદિ ગુણી જગકો કહીએ; જો ગુણીજન તારો તો તેરી અધિકતા કયા કહીએ. રિખભ૦ ૧૧. આતમ ઘટમેં ખોજ તું પ્યારે, બાહીર ભટકતા ના રહીએ; તું અજ અવિનાશી, ધાર નિજરુપ આનંદઘન રસ લહીએ. રિખભ૦ ૧૨. આતમાનંદિ પ્રથમ જિનેશ્વર, તેરે ચરણ શરણ રહીએ; સિદ્ધાચલ રાજા, સબ કાજ આનંદ રસ કો પી લહીએ. રિખભ૦ ૧૩.

૨૫

શ્રી આદીશ્વર અંતરજામી, જીવન જગત આધાર, શાંત સુધારસ જ્ઞાને ભરીયો, સિધાચળ શણગાર; રાયણ રુડીરે, જીહાં પ્રભુ પાય ધરે, વિમળગીરી વંદોરે, દેખત દુઃખ હરે; પુણ્યવંતા પ્રાણીરે, પ્રભુજીની સેવા કરે. ૧. ગુણ અનંતા ગિરીવર કેરા, સિદ્ધા

યાત્રાએ જાતાં પગે પગે નિરજરે, બહુ ભવ સંચિત એહ, સો૦ પ્ર૦ ૧. પાપ હોય વજલેપ સમોવડે, તે જાયરે દૂર, સોભાગી૦ જો એ ગિરિનું દરિશન કીજીએ, ભાવ ભગતિ-ભરપૂર-સો૦ પ્ર૦ ૨. ગોહત્યાદિક હત્યા પંચ છે, કારક તેહના જે હોય, સોભાગી. તે પણ એ ગિરિનું દરિશન જો કરે, પામે શિવગતિ સોય-સો૦ પ્ર૦ ૩. શ્રી શુકરાજ નૃપતિ પણ ઇણ ગિરિ, ધરતો જિનવર ધ્યાન, સો૦ ષટ્ માસે રિપુ વિજય ગયા સવે, વાધ્યો અધિક તસ વાન, સો૦ પ્ર૦ ૪. ચન્દ્રશેખર નિજ ભગિની ભોગવી, કીધું પાપ મહંત, સોભાગી; તે પણ એ તિરથ આરાધતાં, પામ્યો શુભ ગતિ સંત, સો૦ પ્ર૦ ૫. મોર સર્પ વાઘણ પ્રમુખ બહુ, જીવ છે જે વિકરાળ, સોભાગી; તે પણ એ ગિરિ પુન્યથી, પામે સુગતિ વિશાળ, સો૦ પ્ર૦ ૬. એવો મહિમા એ તિરથ તણો, ચૈત્રી પૂનમે વિશેષ, સોભાગી; શ્રી વિજયરાજ સૂરીશ્વર શિષ્યને, દાન ગયાં દુઃખ લેશ, સો૦ પ્ર૦ ૭.

૩૩

ચાલો ચાલોને રાજ ! શ્રી સિદ્ધાચલ ગિરિએ, શ્રી વિમલાચલ તીરથ ફરસી, આતમ પાવન કરીએ-ચાલો૦ ૧. ઇણ ગિરિ ઉપર મુનિવર કોડી, આતમતત્ત્વ નિપાયો, પૂર્ણાનંદ સહજ અનુભવ રસ, મહાનંદ પદ પાયો-ચાલો૦ ૨. પુંડરીક પમુહા મુનિવર કોડી, સકલ વિભાવ ગમાયો, ભેદાભેદ તત્ત્વ પરિણતિથી, ધ્યાન અભેદ ઉપાયો-ચાલો૦ ૩. જિનવર, ગણધર, મુનિવર કોડી, એ તીરથ રંગરાતા, શુદ્ધ શક્તિ વ્યક્તે ગુણ સિદ્ધિ, ત્રિભુવન જનના ત્રાતા-ચાલો૦ ૪. એ ગિરિ ફરશ્યે ભવ્ય પરીક્ષા, દુર્ગતિનો હોય છેદ; સમ્યગ દરિસણ નિર્મળ કારણ, નિજ આનંદ અભેદ-ચાલો૦ ૫. સંવત અઢાર ચુમોતેર વરસે, શુદિ માગશિર તેરસીએ; શ્રી સુરતથી ભક્તિ હરખથી, સંઘસહિત ઉલ્લસીએ. ચાલો૦ ૬. કચરા કીકા જિનવર ભક્તિ, રૂપચંદ્રજી ઐંદ્ર; શ્રી શ્રીસંઘને પ્રભુ ભેટાવ્યા, જગપતિ પ્રથમ જિનેંદ્ર. ચાલો૦ ૭. જ્ઞાનાનંદી ત્રિભુવન વંદિત, પરમેશ્વર ગુણ ભીના; દેવચંદ્ર પદ પામે અદ્ભુત, પરમમંગલ લય લીના. ચાલો૦ ૮.

૩૪

ચાલો સખી જિન વંદન જાઇએ, શ્રી વિમલાચલ અંગેરે; અનંત સિદ્ધિ ધ્યાન સિદ્ધાચલ, ફરસી જે મન રંગેરે. ચાલો૦ ૧. ગુરુ આચારી સઘે સુવિહિત પોતે પાય વિહારી; એકલ આહારી ભૂમિ સંથારી, સકલ સચિત પરિહારીરે. ચાલો૦ ૨. શ્રાવક શ્રાવિકા પ્રભુ ગુણ ગાતી, પ્રભુ ભક્તિ અતિ શતીરે; તિર્થંકરને નમને ઉજાતી, ગજ ગતિ ચતુર સુહાતીરે. ચાલો૦ ૩. જીહાં મુનિ કોડી શિવ ગેહ પહોતા, નિજ અનુભવ લસલસતીરે; વિષય દ્વેષ ઉપશમ તરસી, રત્નત્રયીમેં રમતીરે. ચાલો૦ ૪. ઋષભાદિક જિન ફરસિત અંગે, ફરસ્યા પાપ પુલાઇરે; શુદ્ધગુણ સ્મરણ ગુણ પ્રગટે, ધ્યાન લહર લીલાઇરે. ચાલો૦ ૫. અતીત અનાગતને વર્તમાને, એ તીરથ શિર ટીકોરે; શ્રી શત્રુંજય ભક્તે પામે, દેવચંદ્ર પદ નીકોરે. ચાલો૦ ૬.

૨૯

દ્વૈત સમાનને અસ્ત સમાનરે, જે તારે દીલ આવેરે, નાગર સજ્જનારે, કોઇ-કોઇ સિદ્ધગીરિરાજ બતાવેરે, ભેટાવેરે, વંદાવેરે, ગવરાવેરે, પૂજાવેરે, નાગર સજ્જનારે; ૧. કોઇ અતિ ઉમયોને બહુ દીન વહીઓરે, માનવના વૃંદ આવેરે, નાગર૦ ૨. ધવળ દેવળીયાને સુરપતિ મળીયારે, ચારોહિ પાગ ચઢાવેરે, નાગર૦ ૩. નાટક ગીતને તૂર વાગેરે, સરગમ નાદ સુણાવેરે નાગર૦ ૪. શ્રીજિન નીરખીને હરખીત હોવેરે, તૃષિત ચાતક જલ પાવેરે; નાગર૦ ૫. સકળ તિરથ માંહિ સમરથ એ ગીરિ કેઇ આગમ પાઠ બતાવેરે; નાગર૦ ૬. ધનધન એ ગૃહપતિને નરપતિ કોઈ, સંઘપતિ તિલક ધરાવેરે: નાગર૦ ૭. ઘેર બેઠાં પણ એહીજ ધ્યાવોરે ગીરી ગુણ ગાવોરે; જ્ઞાનવિમળ ગુણ ગાવેરે; નાગર સજ્જનારે કોઇ૦ ૮.

૩૦

સિદ્ધાચલનો વાસી પ્યારો લાગે, મોરા રાજીંદા ઇણુરે ડુંગરીઆમાં ઝીણીઝીણી કોરણી, ઉપર શિખર બિરાજે-મો૦ સિ૦ ૧. કાને કુંડલ માથે મુગટ બિરાજે, બાંહે બાજુબંધ છાજે-મો૦ સિ૦ ૨. ચોમુખ બિંબ અનોપમ છાજે, અદ્ભૂત દીઠે દુઃખ ભાંજે-મો૦ સિ૦ ૩. ચુવા ચુવા ચંદન ઓર અગરજા, કેસર તિલક વિરાજે-મો૦ સિ૦ ૪. ઇણ ગિરિ સાધુ અનંતા સિદ્ધયા, કહેતાં પાર ન આવે-મો૦ સિ૦ ૫. જ્ઞાનવિમલ પ્રભુ એણી પેરે બોલે, "આ ભવ પાર ઉતારો"-મો૦ સિ૦ ૬.

૩૧

વિવેકી ! વિમલાચલ વસીએ, તપ જપ કરી કાયા કસીએ; ખોટી માયાથી ખસીએ, વિવેકી ! વિમલાચલ વસીએ; વસી ઉન્મારગથી ખસીએ-વિવેકી ૧. માયા મોહિનીએ મોહ્યું, કોણ રાખે રણમાં રોયો ? આ નરભવ એળે ખોયો-વિવેકી ! ૨. બાળ લીલાએ હુલરાવ્યો, યૌવન યુવતિએ ગાયો; તોએ તૃપ્તિ નવી પાયો-વિવેકી ! ૩. રમણી ગીત વિષય રાચ્યો, મોહની મદીરાએ માચ્યો; નવ નવ વેશ કરી નાચ્યો-વિવેકી ! ૪. આગમ વાણી સમી આસી, ભવજળધિમાંહી વાસી; રોહિત મત્સ્ય સમો થાશી-વિવેકી ! ૫. મોહની જાલને સંહારે, આપ કુટુંબ સકલ તારે; વરણવીએ તે સંસારે-વિવેકી ! ૬. સંસારે કુડી માયા, પંથ શિરે પંથી આયા, મૃગ તૃષ્ણા જલને ધાયા-વિવેકી ! ૭. ભવદવ તાપ લહી આયા, પાંડવ પરિકર મુનિરાયા; શીતલ સિદ્ધાચલ ધ્યાયા-વિવેકી ! ૮. ગુરુ ઉપદેશ સુણી ભાવે, સંઘ દેશોદેશ આવે; ગિરિવર દેખી ગુણ ગાવે-વિવેકી ! ૯. સંવત્ અઢાર ચોરાસીએ માઘ ઉજ્જવલ એકાદશીએ, વાંદ્યો પ્રભુજી વિમલસહીએ-વિવેકી ! ૧૦. જાત્રા નવાણું અબ કરીએ, ભવભવ પાતિકડાં હરીએ; તીર્થ વિના કહો કિમ તરીએ ?-વિવેકી ! ૧૧. હંસ, મયુરા, ઇણે ઠામે, ચકવા શુક, પિક, પરીણામે, દર્શને દેવગતિ પામે-વિવેકી ! ૧૨.

૩૨

પ્રણમો પ્રેમે પુંડરીક ગિરિ રાજયો, ગાજિયો જગમાંરેજેહ, સોભાગી !

સુખ પાવે;ગિરિ૦ શિવવહુ વરવા મંડપ એ ગિરિ, શ્રી શુભ વીર વચન રસ ગાવે. ગિરિ૦ ૭.

૩૮

[ તોરણ આઇ કયું ચલે રે-એ દેશી ]

ભરતને પાટે ભૂપતિ રે. સિદ્ધિ વર્યા એણે ઠાય, સલૂણા. અસંખ્યાતા તિહાં લગેરે, હુઆ અજિતજિનરાય, સલૂણા. ૧. જેમ જેમ એ ગિરિ ભેટીએ રે, તેમ તેમ પાપ પલાય. સ૦ અજિત જિનેશ્વર સાહિબો રે, ચોમાસુ રહી જાય. સ૦ જેમ૦ ૨. સાગરમુનિ એક કોડીશું રે તોડ્યા કર્મના પાસ. સ૦ પાંચ કોડી મુનિરાજ શું રે, ભરત વસ્યા શિવવાસ. સ૦ જેમ૦ ૩. આદીશ્વર ઉપકારથી રે, સત્તરકોડી સાથ. સ૦ અજિતસેન સિદ્ધાચળે રે, ઝાલ્યો શિવવહૂ હાથ. સ૦ ૪. અજિતનાથમુનિ ચૈત્રની રે, પૂનમે દશ હજાર. સ૦ આદિત્યયશા-મુક્તિ વર્યા રે, એક લાખ અણુગાર. સ૦ જેમ૦ ૫. અજરામર ક્ષેમંકરુ રે, અમરકેતુ ગુણકંદ. સ૦ સહસ્રપત્ર શિવંકરુ રે, કર્મક્ષય તમઃકંદ. સ૦ જેમ૦ ૬. રાજરાજેશ્વર એ ગિરિ રે, નામ છે મંગળરૂપ. સ૦ ગિરિવર રજતરુમંજરી રે. શીશ ચઢાવે ભૂપ. સ૦ જેમ૦ ૭. દેવયુગાદિ પૂજતાં રે, કર્મ હોયે ચકચૂર. સ૦ શ્રી શુભવીરને સાહિબા રે, રહેજો હૈડા હજૂર. સલૂણા જેમ૦ ૮

૩૯

(એ ઉંચોને અલબેલો રે, કામણગારો કાનુડો-એ દેશી)

સિદ્ધાચળ શિખરે દીવો રે, આદીશ્વર અલબેલો છે, જાણે દર્શન અમૃત પીવો રે, આ૦ શિવ સોમજસાની લારે રે, આ૦ તેરકોડી મુનિ પરિવારે રે, આ૦ સિદ્ધ૦ ૧. કરે શિવ સુંદરીનું આણું રે, આ૦ નારદજી લાખ એકાણું રે, આ૦ વસુદેવની નારી પ્રસિદ્ધિ રે, આ૦ પાંત્રીસ હજાર તે સિદ્ધિ રે. આ૦ સિદ્ધા૦ ૨. લખ બાવન ને એક કોડી રે, આ૦ પંચાવન સહસને જોડી રે, આ૦ સાતસે સત્યોતેર સાધુ રે, આ૦ પ્રભુ શાન્તિ ચોમાસું કીધું રે, આ૦ સિદ્ધા૦ ૩. તવ એ વરિયા શીવનારી રે, આ૦ ચૌદ સહસ મુનિ દમિતારી રે આ૦ પ્રદ્યુમ્નપ્રિયા અચંભી રે, આ૦ ચૌદચાલીસસેં વૈદર્ભિ રે, આ૦ સિદ્ધા૦ ૪. થાવચ્ચાપુત્ર હજારે રે, આ૦ શુક પરિવ્રાજક એ ધારે રે, આ૦ સેલગ પણસય વિખ્યાતે રે, આ૦ સુભદ્રમુનિ સયસાતે રે, આ૦ સિદ્ધા૦ ૫. ભવ તરિયા તેણે ભવતારણ રે, આ૦ ગજચંદ્ર મહોદય કારણ રે, આ૦ સુરકાંત અચલ અભિનંદો રે, આ૦ સુમતિ શ્રેષ્ઠ ભયકંદો રે, આ૦ સિદ્ધા૦ ઇહાં મોક્ષ ગયા કેઈ કોટી રે, આ૦ અમને પણ આશા મોટી રે. આ૦ શ્રદ્ધા સંવેગે ભરિયો રે, આ૦ મેં મોટો દરિયો તરિયો રે. આ૦ સિદ્ધા૦ ૭. શ્રદ્ધાવિણ કુણ ઈહાં આવે રે, આ૦ લઘુ જળમાં કેમ તે નાવે રે, આ૦ તેણે હાથ હવે પ્રભુ ઝાલો રે, આ૦ શુભવીરને હુંડે વહાલો રે, આ૦ સિદ્ધાચળ શિખરે દીવો રે. ૮.

૪૦

તીરથની આશાતના નવિ કરીયે, હાંરે નવિ કરીયે રે નવિ કરીયે; હાંરે ધૂપ ધ્યાન

૩૫

પ્રભુજી જાવું પાલિતાણા શહેરકે મન હરખે ઘણું રે લોલ, પ્રભુજી સંઘ ઘણેરા આવે કે એ ગિરિ ભેટવા રે લોલ; પ્રભુજી આવ્યું પાલિતાણા શહેરકે તલાટી શોભતી રે લોલ. ૧. પ્રભુજી ગિરિરાજ ચઢતાં કે મન હરખે ઘણું રે લોલ; પ્રભુજી આવ્યો હિંગલાજનો હડો કે કેડે હાથ દઈ ચડો રે લોલ. ૨. પ્રભુજી આવી રામજપોળ કે સામી મોતીવસી રે લોલ; મોતીવસી દીસે ઝાક ઝમાલકે જોયાની જુગતી ભલી રે લોલ. ૩. પ્રભુજી આવી વાઘણપોળકે ડાબા ચકેસરી રે લોલ; ચકેસરી જિનશાશન રખવાળ કે સંઘની સહાય કરે રે લોલ. ૪. પ્રભુજી આવી હાથણપોળકે સામા જગધણી રે લોલ; પ્રભુજી આવ્યા મૂલ ગભારેકે આદીશ્વર ભેટ્યા રે લોલ. ૫. આદીશ્વર ભેટે ભવ દુઃખ જાયકે શિવ સુખ પામીએ રે લોલ; પ્રભુજીનું મુખડું પુનમકેરો ચંદકે મોહ્યા સુરપતી રે લોલ. ૬. પ્રભુજી તુમ થકી નહિ રહું દૂરકે ગિરિપૃથે વસ્યા રે લોલ; એવી વીરવિજયની વાણી, કે શિવસુખ પામીએ રે લોલ. ૭. પ્રભુજી જાવું પાલતણા શહેરકે૦

૩૬

શેત્રંજા ગઢના વાસી રે, મુજરો માનજો રે લાલ સેવકની સુણી વાતો રે, દીલમાં ધારજો રે; પ્રભુ મેં દીઠો તુમ દેદાર, આજ મને ઉપન્યો હરખ અપાર; સાહિબાની સેવા રે, ભવ દુઃખ ભાંગશે રે, દાદાજીની સેવા રે, શિવ સુખ આપશે રે. ૧. એક અરજ અમારી રે, દિલમાં ધારજો રે, ચોરાસી લાખ ફેરા રે, દૂર નિવારજો રે; પ્રભુ મને દુર્ગતિ પડતો રાખ, પ્રભુ મને દરિસણ વહેલું દાખ, સાહિબા૦ ૨. દોલત સવાઇ રે, સોરઠ દેશની રે, બલિહારી હું જાઉં રે, પ્રભુ તારા વેશની રે; પ્રભુ તારું રુડું દીઠું રૂપ, મોહ્યા સુર નર વૃંદને ભૂપ. સાહિબા૦ ૩. તીરથ કોઈ નહિ રે, શેત્રુંજા સારખું રે; પ્રવચન પેખીને કીધું મેં તો પારખું રે; ઋષભને જોઇ જોઈ હરખે જેહ, ત્રિભુવન લીલા પામે તેહ. સાહિબા૦ ૪. ભવો ભવ હુ માંગું રે, પ્રભુ તારી સેવના રે, ભાવઠ ન ભાંગે રે, જગમાં જે વિના રે; પ્રભુ મારા પુરો મનના કોડ, ઇમ કહે ઉદયરત્ન કર જોડ. સાહિબા૦ ૫.

૩૭

[ રાગ પૂર્વી—ઘડી ઘડી સાંભરે શાન્તિ સલુણા.—એ દેશી ]

ગિરિવર દરિસણ વિરલા પાવે, પૂરવ સંચિત કર્મ ખપાવે. ગિરિ૦ ઋષભ જિનેશ્વર પૂજા રચાવે, નવ નવ નામે ગિરિ ગુણ ગાવે. ગિરિ૦ ૧. એ આંકણી. સહસ્ર કમલ ને મુક્તિનિલય ગિરિ, સિદ્ધાચળ શતકૂટ કહાવે; ગિરિ૦ ઢંક કદંબને કોડી નિવાસો, લોહિત્ય તાલધ્વજ સુર ગાવે. ગિરિ૦ ૨. ઢંકાદિક પંચ કૂટ સજીવન, સુર નર મુનિ મળી નામ થપાવે; ગિરિ૦ રયણખાણ જડીબૂટી ગુફાઓ, રસકૂંપિકા ગુરુ, ઈહાં બતાવે. ગિરિ૦ ૩. પણ પુન્યવંતા પ્રાણી પાવે, પુન્ય કારણ પ્રભુ પૂજા રચાવે; ગિરિ૦ દશકોટી શ્રાવકને જમાડે, જૈનતીર્થ યાત્રા કરી આવે. ગિરિ૦ ૪. તેથી એક મુનિ દાન દિયંતાં, લાભ ઘણો સિદ્ધાચળ થાવે; ગિરિ૦ ચંદ્રશેખર નિજ ભગિની ભોગી, તે પણ એ ગિરિ મોક્ષે જાવે. ગિરિ૦ ૫. ચાર હત્યારા નર પરદારા, દેવ ગુરુદ્રવ્ય ચોરી ખાવે; ગિરિ૦ ચૈત્રી કાર્તિકી પૂનમ યાત્રા, તપ જપ ધ્યાનથી પાપ જલાવે. ગિરિ૦ ૬. ઋષભસેન જિન આદે અસંખ્યા, તીર્થંકર મુક્તિ

૩

જ્ઞાનરયણ રયણાયરુ રે, સ્વામી રુષભ જિણંદ; ઉપગારી અરિહા પ્રભુ રે, લોક લોકોત્તર નંદ રે. ૧. ભવિયા ભાવે ભજો ભગવંત, મહિમા અતુલ અનંત રે; ભવિયા ભાવે૦ તિગ તિગ આરક સાગરુ રે; કોડાકોડી અઢાર; યુગલા ધર્મ નિવારીયોરે, ધર્મ પ્રવર્તન હાર રે ભ૦ ૨. જ્ઞાનાતિશયે ભવ્યના રે, સંશય છેદનહાર; દેવ નરા તિરિ સમઝીયા રે, વચનાતિશય વિચાર રે. ભ૦ ૩. ચાર ઘને મઘવા સ્તવે રે, પૂજાતિશય મહંત; પંચ ઘને યોજન ટલે રે, કષ્ટ એ તુર્ય પ્રસંત રે. ભ૦ ૪. યોગક્ષેમંકર જિનવરુ રે, ઉપશમ ગંગા નીર; પ્રીતિ ભક્તિપણે કરી રે, નિત્ય નમે શુભવીર રે. ભ૦ ૫.

૪

આદિકરણ અરિહંતજી, ઓલગડી અવધાર; લલના૦ પ્રથમ જિનેસર પ્રણમિએ, વંછિત ફળ દાતાર. લ૦ આ૦ ૧. ઉપગારી અવનીતળે, ગુણ અનંત ભગવાન; લ૦ અવિનાશી અક્ષયકળા, વરતે અતિશયનિધાન. લ૦ આ૦ ૨. ગૃહવાસે પણ જેહને, અમૃતફળ આહાર; લ૦ તે અમૃતફળને લહે, એ યુગતું નિરધાર. લ૦ આ૦ ૩. વંશ ઈક્ષ્વાક છે જેહનો, ચઢતો રસ સુવિશેષ; લ૦ ભરતાદિક થયા કેવળી, અનુભવ રસ ફળ દેખ. લ૦ આ૦ ૪. નાભિરાયા કુળમંડણો, મરુદેવી સર હંસ; લ૦ ઋષભદેવ નિતુ વંદીયે, જ્ઞાનવિમલ અવતંસ. લ૦ આ૦ ૫.

૫

સમકિતદ્વાર ગભારે પેસતાંજી, પાપ પડલ ગયાંદૂર રે; મોહન મરુદેવીનો લાડલોજી, દીઠો મીઠો આનંદ પૂર રે. સમ૦ ૧. આયુ વરજીત સાતે કરમનીજી, સાગર કોડાકોડી હીણ રે; સ્થિતિ પઢમ કરણે કરીજી, વીર્ય અપૂરવ મોઘર લીધ રે. સમ૦ ૨. ભૂંગળ ભાંગી આઘ કષાયનીજી, મિથ્યાત્વ મોહની સાંકળ સાથરે; બાર ઉઘાડ્યાં શમ સંવેગનાજી, અનુભવ ભવને બેઠો નાથ રે. સમ૦ ૩. તોરણ બાંધ્યું જીવદયા તણુંજી, સાથીયો પૂર્યો શ્રદ્ધા રુપરે; ધૂપ ઘટી પ્રભુગુણ અનુમોદનાજી, ધીગુણ મંગળ આઠ અનુપરે. સમ૦ ૪. સંવર પાણી અંગ પખાલણેજી, કેસર ચંદન ઉત્તમ ધ્યાનરે; આતમ ગુણરુચિ મૃગમદ મહમહેજી, પંચાચાર કુસુમ પ્રધાનરે. સમ૦ ૫. ભાવપૂજાએ પાવન આતમાજી, પૂજો પરમેશ્વર પુણ્ય પવિત્ર રે; કારણ જોગે કારજ નીપજેજી, ખીમાવિજય જિન આતમ રીત રે. સમ૦ ૬.

૬

## શ્રી વિનયવિજય ઉપાધ્યાયજી કૃત આદિજિન વિનતિરૂપ સ્તવન

પામી સુગુરૂ પસાય રે, શત્રુંજય ધણી; શ્રી રિસહેસર વિનવુંએ. ૧. ત્રિભુવન નાયક દેવરે, સેવક વિનતિ; આદિશ્વર અવધારીયે એ. ૨. શરણે આવ્યો સ્વામી રે, હું સંસારમાં; વિરુએ વૈરીયે નડયો એ. ૩. તાર તાર મુજ તાતરે; વાત કિશી કહું ભવભવ એ ભાવઠ તણી એ. ૪. જન્મ મરણ જંજાલ રે, બાલ તરૂણપણું; વલી વલી

ઘટ! અનુસરીએ, હાંરે તરિયે સંસાર તી૦ ૧. આશાતના કરતાં થકાં ધન હાણી, ભૂખ્યાં ન મળે અન્નપાણી; કાયા વળી રોગે ભરાણી, હાંરે આ ભવમાં એમ. તી૦ ૨. પરભવ પરમાધામી ને વશ પડશે, વૈતરણી નદીમાં ભળશે; અગ્નિ ને કુંડે બલશે, હાંરે નહીં શરણું કોય. તી૦ ૩. પૂરવ નવાણું નાથજી ઇહાં આવ્યા, સાધુ કેઈ મોક્ષે સિધાવ્યા; શ્રાવક પણ સિદ્ધિ સુહાવ્યા, હાંરે જપતાં ગિરિનામ. તી૦ ૪. અષ્ટોત્તર શતકુટ એ ગિરિ ઠામે, સૌદર્ય યશોધર નામે; પ્રીતિમંડણ કામુક કામે, હાંરે વળી સહજાનંદ. તી૦ ૫. મહેંદ્ર-ધ્વજ સરવારથ સિદ્ધ કહિયે, પ્રિયંકર નામ એ લહિયે; ગિરિ શિતલ છાંયે રહીએ, હાંરે નિત્ય કરિયે ધ્યાન. તી૦ ૬. પૂજા નવાણું પ્રકારની એમ કીજે, નરભવનો લાહો લીજે; વળીદાન સુપાત્રે દીજે, હાંરે ચઢતે પરિણામ તી૦ ૭. સેવાના ફલ સંસારમાં કરે લીલા, રમણી ધન સુંદર બાલા; શુભવીર વિનોદ વિશાલા, હાંરે મંગળ શિવમાલ તી૦ ૮.

## ૩ શ્રી ઋષભદેવ જિન સ્તવનો

### ૧

આદિજિનં વન્દે ગુણસદનં સદનન્તામલબોધં રે; બોધકતા-ગુણ-વિસ્તૃત-કીર્તિ કીર્તિત-પથમવિરોધંરે-આદિ૦ ૧. રોધ-રહિત-વિસ્ફુરદુપયોગં યોગં દધતમભંગં રે; ભંગં નય-વ્રજ-પેશલ-વાચં વાચંયમસુખસંગં રે-આદિ૦ ૨. સંગત-પદ શુચિ-વચન તરંગં રંગં જગતિ દદાન રે; દાન-સુર-દ્રુમ-મંજુલ-હૃદયં હૃદયંગમગુણભાનં રે-આદિ૦ ૩. ભાડડનન્દિત-સુરવર-પુન્નાગં નાગર-માનસ-હંસં રે-હંસગતિં પંચમ-ગતિવાસં વાસવવિહિતાશંસં રે-આદિ૦ ૪. શંસંતં નય-વચનમનવમં નવ-મંગલ-દાતારં રે; તાર-સ્વરમઘ-ઘન-પવમાનં માન-સુભટ-જેતારં રે-આદિ૦ ૫.

વસન્તતિલકા છન્દ :

ઇત્થં સ્તુતઃ પ્રથમ-તીર્થપતિઃ પ્રમોદા-ચ્છ્રીમદ્યશોવિજયવાચકપુંગવેન; શ્રીપુણ્ડરીક ગિરિરાજ વિરાજમાનો, માનોન્મુખાનિ વિતનોતુ સતાં સુખાનિ. ૬.

### ૨

પ્રથમ જિણેસર પ્રણમીયે, જાસ સુગંધીરે કાય; કલ્પવૃક્ષ પરે તાસ, ઇંદ્રાણી નયન જે. ભૃંગ પરે લપટાય. ૧. રોગ ઉરગ તુજ નવિ નડે, અમૃત જે આસ્વાદ; તેહથી પ્રતિહત તેહ, માનું કોઈ નવી કરે, જગમાં તુમ શું રે વાદ. ૨. વગર ધોઇ તુજ નીરમલી, કાયા કંચન વાન; નહિં પ્રસ્વેદ લગાર, તારે તું તેહને જે ધરે તાહરું ધ્યાન. ૩. રાગ ગયો તુજ મન થકી, તેહમાં ચિત્ર ન કોઇ; રુધિર આમિષથી, રાગ ગયો તુજ જનમથી, દુધ સહોદર હોય. ૪. શ્વાસોશ્વાસ કમલ સમો, તુજ લોકોત્તર વાત દેખે ન આહાર નિહાર, ચરમ ચક્ષુ ધણી, એહવા તુજ અવદાત. ૫. ચાર અતિશય મૂલથી, ઓગણીસ દેવના કીધ; કર્મ ખપ્યાથી અગ્યાર, ચોત્રીશ એમ અતિશયા સમ-વાયાંગે પસિદ્ધ. ૬. જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ; કહે એહ સમય; પ્રભુ પાળજો, જિમ થાઉં અક્ષય અભંગ. ૭.

મહારાજ રે, મુજને સ્વમુખે; બોલાવો સેવક કહી એ. ૪૫. એટલે સિદ્ધાં કાજ રે, સઘળાં માહરાં મનના મનોરથ સવિ ફળ્યા એ. ૪૬. ખમજો મુઝ અપરાધ રે, આસંગો કરી; અસમંજસ જે વિનવ્યું એ. ૪૭. અવસર પામી આજ રે, જો નવિ વિનવું; તો પસ્તાવો મન રહે એ. ૪૮. ત્રિભુવન તારણહાર રે, પુણ્યે માહરે; આવી એકાંતે મળ્યા એ. ૪૯. બાલક બોલે બોલ રે, જે અવિગતપણે; માય તાયને તે રૂચે એ. ૫૦. નયણે નિરખ્યો નાથ રે, નાભિ નરિંદનો; નંદન નંદનવન જિસ્યો એ. ૫૧. મરૂદેવી ઉરહંસ રે, વંશ ઇખાગનો; સોહાકર સોહામણો એ. ૫૨. માય તાય પ્રભુ મિત્ર રે, બંધવ માહરો; જીવ જીવનતું વાલહો એ. ૫૩. અવર ન કો આધાર રે, ઇણે જગ તુજ વિના; ત્રાણ શરણ તું ધણી એ. ૫૪. વલી વલી કરૂં પ્રણામરે, ચરણે તુમ તણે; પરમેશ્વર સન્મુખ જુઓ એ. ૫૫. ભવ ભવ તુમ પાય સેવ રે, સેવકને દેજો; હું માગું છું એટલું એ. ૫૬. શ્રી કીર્તિવિજય ઉવઝાયરે, સેવક એણિ પેરે; વિનય વિનય કરી વિનવે એ. ૫૭.

૬

નાભી નરીંદનો નંદન વંદીએરે, મારૂદેવાજી માત મલ્હાર; નહીં જસ લંછન લંછન ગવયનું રે, મેલ્યા મોહ મહા વિકાર, કેવળ કમળા વિમલા તું વર્યો. ૧. હરીહર બ્રહ્મા પુરંદર જ્ઞાનથી રે, જ્ઞાન અનંતુ જિનવર રાજ; જગ લોચનથી અધિક પ્રભા નહી રે, જેમ રૂખ તારકના સમુદાય. કેવલ૦ ૨. ધર્મ બતાયા માયા પરીહરી રે, ભવ દાવાનલ ઉપશમ નીર; પાપ હરયા કાયા ધનુષની રે; પંચસયા સોવન શરીર. કેવલ૦ ૩. શિવ સુખ ભોગી શિવ સુખ આપીએ રે, દાસતણી અરદાસ મનાય; મોટા મૌન ધરીને જો રહે રે, તો કેમ કારજ થાય. કેવલ૦ ૪. પંકજ દળ જળ બિંદુ જગ લહે રે, ઉપમા મોતીની મહારાજ; સજ્જન સંગે રે, જગ જગ પામીએ રે, કહે શુભ સેવક દયો શીવરાજ. કેવલ૦ ૫.

૭

ઋષભ જિનરાજ મુજ આજદિન અતિ ભલો, ગુણ નીલો જેણે તુજ નયણ દીઠો, દુઃખ ટળ્યાં સુખ મળ્યાં સ્વામિ ! તુજ નિરખતાં, સુકૃત સંચય હુઓ પાપ નીઠો. ઋષભ૦ ૧. કલ્પ શાખી ફળ્યો કામ ઘટ મુજ મળ્યો, આંગણે અમિયનો મેહ વૂઠો, મુજ મહીરાણ મહી–ભાણ તુજ દર્શને, ક્ષય ગયો કુમતિ અંધાર જૂઠો. ઋષભ૦ ૨. કવણ નર કનક મણિ છોડી તૃણ સંગ્રહે ? કવણ કુંજર તજી કરહ લેવે ? કવણ બેસે તજી કલ્પતરુ બાઉલે ? તુજ તજી અવર સુર કોણ સેવે ? ઋષભ૦ ૩. એક મુજ ટેક સુવિવેક સાહિબ સદા, તુજ વિના દેવ દૂજો ન ઇહું, તુજ વચન–રાગ સુખ સાગરે ઝીલતો, કર્મ ભર ભ્રમ થકી હું ન બીહું. ઋષભ૦ ૪ કોડી છે દાસ વિભુ ! તાહરે ભલ ભલા, માહરે દેવ તૂં એક પ્યારો, પતિત પાવન સમો જગત ઉદ્ધારકર, મહિર કરી મોહિ ભવ જલધિ તારો. ઋષભ૦ ૫. મુક્તિથી અધિક તુજ ભક્તિ મુજ મન વસી, જેહશું સબલ પ્રતિબંધ લાગો, ચમક–પાષાણ જિમ લોહને ખિંચશ્યે, મુક્તિને સહજ તુજ ભક્તિ–રાગો. ઋષભ૦ ૬. ધન્ય ! તે કાય જેણિ પાય તુજ પ્રણમિયે, તુજ થૂણ્યે જેહ ધન્ય ! ધન્ય ! જિહા, ધન્ય ! તે હૃદય જેણિ તુજ સદા સમરતાં, ધન્ય ! તે રાત ને ધન્ય ! દીહા.

જરા દહે ઘણું એ ૫. કેમે ન આવ્યો પાર રે; સાર હવે સ્વામી; શ્યેંન કરો એ માહરી એ. ૬. તાર્યાં તુમે અનંત રે, સંત સુગુણ વલીઃ અપરાધી પણ ઉદ્ધર્યા એ. ૭ તો એક દીનદયાલ રે, બાલ દયામણો, હું શા માટે વિસર્યો એ. ૮. જે ગિરૂઆ ગુણવંત રે, તારો તેહને; તે માંહિ અચરિજ કિશ્યું એ. ૯. જે મુજ સરિખો દીન રે, તેહને તારતાં; જગ વિસ્તરશે જશ ઘણો એ, ૧૦, આપદે પડિયો આજ રે, રાજ તુમારડે; ચરણે હું આવ્યો વહી એ. ૧૧ મુજ સરિખો કોઈ દીન રે, તુજ સરિખો પ્રભુ; જોતાં જગ લાભે નહીં એ. ૧૨. તોયે કરુણાસિંધુ રે, બંધુ ભુવન તણા; ન ઘટે તુમ ઉવેખવું એ. ૧૩. તારણહારો કોઈ રે, જો બીજો હુવે; તો તુમ્હને શાને કહું એ. ૧૪. તુંહિજ તારીશ નેટ રે, પહિલાને પછે; તો એવડી ગાઢિમ કીસી એ. ૧૫, આવી લાગ્યો પાય રે, તે કેમ છોડશે; મન મનાવ્યા વિણ હવે એ. ૧૬. સેવક કરે પોકાર રે, બાહિર રહ્યા જશે, તો સાહિબ શોભા કીસી એ. ૧૭, અતુલી બલ અરિહંતરે, જગને તારવા; સમરથ છો સ્વામી તુમે એ. ૧૮. શું આવે છે જોર રે, મુજને તારતાં; કે ધન બેસે છે કિશ્યું એ. ૧૯. કહેશો તુમે જિણંદ રે, ભક્તિ નથી તેહવી; તો તે ભક્તિ મુજને દીયો એ. ૨૦. વલી કહેશો ભગવંત રે, નહિં તુજ યોગ્યતા; હમણા મુક્તિ જોવા તણી એ ૨૧. યોગ્યતા તે પણ નાથ રે, તુમહીજ આપશો; તો તે મુજને દીજિયે એ. ૨૨ વલી કહેશો જગદીશરે, કર્મ ઘણાં તાહરે; તો તેહજ ટાલો પરાં એ. ૨૩. કર્મ અમારાં આજ રે, જગપતિ વારવા; વલી કોણ બીજો આવશે એ. ૨૪. વલી જાણો અરિહંતરે, એહને વિનતિ; કરતાં આવડતી નથી એ. ૨૫ તો તેહિજ મહારાજ રે, મુજને શીખવો; જેમ તે વિધિશું વિનવું એ. ૨૬. માય તાય વિણ કોણ રે, પ્રેમે શીખવે; બાલકને કહો બોલવું એ. ૨૭. જો મુજ જાણો દેવ રે, એહ અપાવનો; ખરડ્યો છે કાલિકા હવે એ. ૨૮. કેમ લેવું ઉત્સંગ રે, અંગે ભરયું એહનું; વિષય કષાય અશુચિશું એ. ૨૯. તો મુજ કરો પવિત્ર રે, કહો કોણ પુત્રને; વિણ માવિત્ર પખાલશે એ. ૩૦. કૃપા કરી મુજ દેવ રે, ઈહાં લગે આણીયો, નરક નિગોદાદિક થકી એ. ૩૧. આવ્યો હવે હજુર રે, ઉભો થઇ રહ્યો; સામું શ્યે જુઓ નહીં એ. ૩૨. આડો માંડી આજ રે, બેઠો બારણે; માવિત્ર તુમે માનશો એ. ૩૩. તુમે છો દયાસમુદ્ર રે, તો મુજને દેખી; દયા નથી શ્યે આણતા એ. ૩૪. ઉવેખશ્યો અરિહંત રે, જો આણી વેલા; તો મહારી શી પરે થશે એ. ૩૫. ઉભા છે અનેક રે, મોહાદિક વૈરી; છલ જુએ છે માહરાં એ. ૩૬. તેહને વારો વેગે રે, દેવ દયા કરી; વલી વલીશું વિનવું એ. ૩૭. મરૂદેવી નિજમાય રે, વેગે મોકલ્યાં; ગજ બેસારી મુક્તમાં એ. ૩૮. ભરતેસર નિજ નંદરે, કીધો કેવલી; આરીસો અવલોકતાં એ. ૩૯. અઠ્ઠાણું નિજ પુત્ર રે, પ્રતિબોધ્યા પ્રેમે; જુઝ કરતાં વારીયા એ. ૪૦ બાહુબલને નેટ રે, નાણ કેવલ તમે, સામી સાહમું મોકલ્યું એ. ૪૧. ઇત્યાદિક અવદાત રે, સઘળા તુમ તણા; હું જાણું છું મૂલગા એ. ૪૨ મહારી વેલા આજ રે, મૌન કરી બેઠા; ઉત્તર શે આપો નહીં એ. ૪૩. વિતરાગ અરિહંત રે, સમતાસાગરૂ; માહારાં તાહરાં; શાં કરો એ. ૪૪. એકવાર

રહ્યો, સુરભિ સમ હો લહિ તાસ વિજ્ઞાન. અ૦ ૧. કીટ ધ્યાન ભૃંગી તણો, નિત ધરતાં હો તે ભૃંગી નિદાન; હેકલધૌત સ્વરૂપતા, લોહ ફરસત હો પારસ પાષાન. અ૦ ૨. પિચુમંદાદિક સહિ, હોય ચંદન હો મલયાચલ સંગ; સિંધવ કયારીમેં પડ્યો, જિમ પલટે હો વસ્તુનો રંગ. અ૦ ૩. ધ્યેય રૂપની એકતા, કરે ધ્યાતા હો ધરે ધ્યાન સુજાન; કરે કતલ મલ ભિન્નતા, જિમ નાસે હો તમ ઉગતે ભાન. અ૦ ૪. પુષ્ટાલંબન યોગથી, નિરાલંબનતા હો સુખ સાધન જેહ; ચિદાનંદ અવિચળ કળા, ક્ષણમાંહે હો ભવિ પાવે તેહ. ૫.

૪ (રાગ : ભૈરવ)

અજિત જિનંદ દેવ, થિર ચિત્ત ધ્યાઇએ; થિર ચિત્ત ધ્યાઇએ, પરમ સુખ પાઇએ. અજિ૦ (આંકણી) અતિ નીકો ભાવ જલ, વિગત મંમત મલ; એસા જ્ઞાનસરથી, સુજલ ભર લાઇએ. અજિ૦ ૧. કેસર સુમતિ ઘોરી, ભરી ભાવના કચોરી; કર મન ભોરી અંગ, અંગીયાં રચાઇએ. અજિ૦ ૨. અભય અખંડ કયારી, સીંચકે વિવેક વારી; સહજ સુભાવમેં, સુમન નિપજાઇએ. અજિ૦ ૩. ધ્યાન ધુપ જ્ઞાન દીપ, કરી અષ્ટકર્મજીપ; દુવિધ સરૂપ તપ, નૈવેદ્ય ચઢાઇએ. અજિ૦ ૪. લીજીએ અમલ ફલ, ચઢાઇએ સરસ ફૂલ; અક્ષત અખંડ બોધ, સ્વસ્તિક લખાઇએ. અજિ૦ ૫. અનુભવ ભોર ભયો, મિથ્યા તમ દૂર ગયો; કરિ જિન સેવ ઇમ, ગુણ કુનિ ગાઇએ અજિ૦ ૬. ઇણવિધ ભાવ સેવ. કીજિયે સુનિત્ય મેવ; ચિદાનંદ પ્યારે ઇમ, શિવપુર પાઇએ. અજિ૦ ૭.

## ૫. શ્રી સંભવનાથજિન સ્તવનો.

૧

હાંરે પ્રભુ સંભવસ્વામી ત્રીજા શ્રીજગનાથજો, લાગીરે તુજથી દૃઢ ધર્મની પ્રીતડીરે લો; હાંરે સરસ સુકોમળ સુરતરુ દીધી બાથજો, જાણ્યું રેસે ભૂખે લીધી સૂખડીરે લો. ૧. હાં૦ સકળ ગુણે કરી ગીરુઓ તુંહી જ એકજો, દીઠોરે મન મીઠો ઇઠો રાજીઓરે લો; હાંરે તુજશું મિલતાં સાચો મુજશું વિવેકજો, હુંતોરે ધણીઆતો થઇને ગાજીઓરે લો. ૨. હાં૦ નહિ છે માહરે હવે કેહની પરવાહજો, જોતાંરે સાહી મુજ હેજે બાંહડીરે લો; હાંરે તુજ પાસેથી અળગો ન રહું નાહજો, દોડેરે કુણ તાવડ છાંડિ છાંહડિરે લો. ૩. હાં૦ ભાગ્યે લહીયે તુજ સરીખાનો સંગજો, આણેરે જમવારે ફિરિ ફિરિ દોહિલારે લો; હાંરે જોતિ મનોહર ચિંતામણીનો નંગજો, જોતાંરે કિમે નહીં જગમાં સોહિલોરે લો. ૪. હાં૦ ઉતારો મત ચિતડાથી નિજ દાસજો, ચિંતારે ચુરંતાં પ્રભુ ન કરો ગઇરે લો; હાંરે પ્રેમ વધારણ કાંતિ તણી અરદાસજો, ગણતાંરે પોતાનો સવિ લેખે થઇરે લો. ૫.

૨

મુને સંભવ જિનશું પ્રીત, અવિહડ લાગીરે; કાંઇ દેખત પ્રભુ મુખ ચંદ, ભાવઠ ભાગીરે. ૧. જિન સેનાં નંદન દેવ, દિલડે વસીયોરે; પ્રભુ ચરણ નમે કર જોડ, અનુભવ રસીયોરે. ૨. તોરી ધનુસય ચાર પ્રમાણ, ઉંચી કાયારે; મનમોહન કંચનવાન, લાગી તોરી માયારે. ૩. પ્રભુ રાયજિતારી નંદ, નયણે દીઠોરે; સાવથ્થીપુર શણગાર, લાગે મુને મીઠોરે. ૪. પ્રભું બ્રહ્મચારી ભગવાન, નામ સુણાવેરે; પણ મુગતિવધુ વશી મંત્ર, પાઠ ભણાવેરે. ૫.

ઋષભ૦ ૭. ગુણ અનંતા સદા તુજ ખજાને ભર્યા, એક ગુણ દેત મુજ શું વિમાસો ? રયણ એક દેત શી હાણ રયણાયરે ? લોકની આપદા જેણે નાસો. ઋષભ૦ ૮. ગંગ સમ રંગ તુજ કિતિં-કલ્લોલને, રવિ થકી અધિક તપ-તેજ તાજો, નયવિજય વિબુધ સેવક હું આપરો, જસ કહે અબ મોહિ ભવ નિવાજો. ઋષભ૦ ૯.

૮ (રાગ : રામ કલી)

ઋષભદેવ હિતકારી, જગતગુરુ ઋષભદેવ હિતકારી; પ્રથમ તીર્થંકર પ્રથમ નરેસર, પ્રથમ યતિ બ્રહ્મચારી, જ૦ ૧. વરસી દાન દેઇ તુમ જગમેં, ઈલિતિ ઈતિ નિવારી; તૈસી કાહી કરતુ નાહી કરૂના, સાહિબ બેર હમારી, જ૦ ૨. માગત નહીં હમ હાથી ઘોડે, ધન કન કંચન નારી; દિઓ મોહિ ચરનકમલકી સેવા, યાહિ લગત મોહિ પ્યારી; જ૦ ૩. ભવલીલા વાસિત સુર ડારે, તું પર સબહી ઉવારી; મેં મેરો મન નિશ્ચય કીનો, તુમ આણા શિર ધારી. જ૦ ૪. એસો સાહિબ નહિ કો જગમેં, યાસું હોય દિલદારી; દિલહી દલાલ પ્રેમકે બિચિં, તિહાં હઠ ખેંચે, ગમારી. જ૦ ૫. તુમહી સાહિબ મેં હું બંદા, યા મત દિઓ વિસારી; શ્રી નયવિજય વિબુધ સેવકકે, તુમ હો પરમ ઉપકારી. જ૦ ૬.

## ૪. અજિતનાથ જિન-સ્તવનો

૧ (રાગ : કાફી)

અજિતદેવ મુજ વાલહા, જ્યું મોરા મેહા; (ટેક) જ્યું મધુકર મન માલતી, પંથી મન ગેહા. અ૦ ૧. મેરે મન તુંહી રુચ્યો; પ્રભુ કંચન દેહા; હરિહર બ્રહ્મા પુરંદરા, તુજ આગે કેહા. અ૦ ૨. તુંહી અગોચર કો નહીં, સજ્જન ગુન રેહા; ચાહે તાકું ચાહિયે, ધરી ધર્મસનેહા. અ૦ ૩. ભગતવચ્છલ જગતારનો, તું બિરુદ વદેહા; વીતરાગ હુઇ વાલહા, કયું કરી ઘો છેહા. અ૦ ૪. જે જિનવર હે ભરતમેં, ઐરવત વિદેહા; જસ કહે તુજ પદ પ્રણમતે, સબ પ્રણમે તેહા. અ૦ ૫.

૨

પ્રીતલડી બંધાણી રે અજિત જિણંદ શું, કાંઇ પ્રભુ પાખે ક્ષણ એક મન ન સુહાયજો; ધ્યાનની તાલી રે લાગી નેહ શું, જલદઘટા જીમ શિવસુત વાહન દાયજો. પ્રીતલડી૦ ૧. નેહ ઘેલું મન મારું રે પ્રભુ અલજે રહે, તન મન ધન એ કારણથી પ્રભુ મુજજો; મારે તો આધાર રે સાહીબ રાવલો, અંતરગતનું પ્રભુ આગલ કહું ગુંજજો. પ્રીતલડી૦ ૨. સાહેબ તે સાચો રે જગમાં જાણીએ, સેવકના જે સહેજે સુધારે કાજ જો; એહવેને આચરણે કેમ કરીને રહું, બિરુદ તુમારો તારણ તરણ જહાજજો. પ્રીતલડી૦ ૩. તારકતા તુજ માંહે રે શ્રવણે સાંભલી, તે ભણી હું આવ્યો છું દીન દયાલ જો; તુજ કરુણાની લહેરે મુજ કારજ સરે, શું ઘણું કહીએ જાણ આગલ કૃપાલ જો. પ્રીતલડી૦ ૪. કરુણા દૃષ્ટિ કીધી રે સેવક ઉપરે, ભવ ભવ ભાવઠ ભાંગી ભક્તિ પ્રસંગ જો; મન વંછિત ફલીયાં રે જિન આલંબને, કર જોડીને મોહન કહે મન રંગ જો. પ્રીતલડી૦ ૫.

૩

અજિત અજિત જિન ધ્યાઇયે, ધરી હેડે હો ભવિ નિર્મળ ધ્યાંન; હૃદય સાંસતા મેં

સમતા રસ માતે, જેસે ગજભર મદવારી; તીન ભુવનમાં નહી કો ઇનિકો, અભિનંદન જિન અનુકારી. પ્ર૦ ૪. મેરે મન તો તુંહી રુચત હે, પરે કુણુ પરકે લારી; તેરે નયનકી મેરે નયનમેં, જશ કહે દીયો છબી અવતારી. પ્ર૦ ૫.

૨ (ઘમઘમ ઘમકે ઘુઘરારે, ઘુઘરે હીરની દોરકે. ઘમ—એ દેશી)

શ્રી અભિનંદનસ્વામીનેરે, સેવે સુરકુમરીની કોડકે; પ્રભુની ચાકરીરે, મુખ મટકે મોહિ રહિરે, ઉભી આગળ બે કર જોડકે. પ્ર૦ ૧. સ્વર ઝીણે આલાપતિરે, ગાતી જિન-ગુણુ ગીત રસાળ કે; પ્ર૦ તાળ મૃદંગ બજાવંતિરે, દેતી અમરી ભમરી બાળકે. પ્ર૦ ૨. ઘમઘમ ઘમકે ઘુઘરરે, ખળકે કટિમેખલ સારકે; પ્ર૦ નાટિક નવનવા નાચતીરે, બોલે પ્રભુ ગુણુ ગીત રસાળકે. પ્ર૦ ૩. સુત સિદ્ધાર્થ માતનોરે, સંવર ભૂપતિ કુળ શિણુગાર; પ્ર૦ ધનુસય સાઢા ત્રણુનીરે, પ્રભુજીને દીપે દેહ અપાર. પ્ર૦ ૪. પુરવ લાખ પચાસતુંરે, પાળી આયુ લહ્યું શુભ ઠામ; પ્ર૦ નયરી અયોધ્યાનો રાજીયોરે, દરશણુ નાણુ રયણુ ગુણુખાણુ. પ્ર૦ ૫. સેવો સમરથ સાહિબોરે, સાચો શિવનયરીનો સાથ; પ્ર૦ મુજ હૈડાંમાહિ વસ્યોરે, વ્હાલો તીન ભુવનનો નાથ. પ્ર૦ ૬. ઈણીપરે જિન ગુણુ ગાવતારે, લહો એ અનુભવ સુખ રસાળ; પ્ર૦ રામવિજય પ્રભુ સેવતાંરે, કરતાં નિત મંગળ માળ. પ્ર૦ ૭.

૩

અભિનંદન જિનરાજ, આણી ભાવ ઘણેરી, પ્રણુમું તુંમચા પાય, સેવક કરિ અપણેરી; ભવભય સાગર તાર, સાહિબ સુહામણેરી; સુરતરુ જાસ પ્રસન્ન, કિમ હોયે તે દુમણેરી. ૧. ભગતવચ્છલ જિનરાજ, શ્રવણે જેહ સુણ્યોરી, તેહશું ધર્મસનેહ સહજસુભાવ બન્યોરી; ઉપશમવંત અથાગ, તોહી મોહ હણ્યોરી, રતિપતિ દુર્ધર જેહ, દુશ્મન તે ન ગણ્યોરી. ૨. સંવરનૃપનો જાત, સંવર જેહ ધરેરી, અચરિજશું તેહમાંહી, કુળ આચાર કરેરી; કીરતિ કન્યા જાસ, ત્રિભુવનમાંહિ ફિરેરી, પરવાદી મત માન, તાસુ તેહ હરેરી. ૩. અખય લહે ફળ તેહ, જેહશું હેજ વહેરી, દોહગ દુરગતિ દુઃખ, દુશ્મન ભીતિ દહેરિ; ભવભવ સંચિત પાપ, ક્ષણુમાં તેહ હરેરી, ઈમ મહિમા મહિમાંહિ, સવથી કેમ કહેરી. ૪. સાયર ભલિઇં બિંદુ; હોયે અખયપણેરી, તિમ વિનતી સુપ્રમાણુ, સાહિબ જેહ સુણેરી, અનુભવ ભુવને નિવાસ, આપો હેજ ઘણેરી જ્ઞાનવિમલ સુપ્રકાશ, પ્રભુ ગુણુ રાસ ભણેરી. ૫.

## ૭. શ્રી સુમતિજિન સ્તવન.

૧

સાહિબા સુમતિજિણંદા, ટાળો ભવભવ મુજ ફંદા; શ્રીજિન સેવોરે. તુજ દરિસણુ અતિ આનંદા, તું સમતારસના કંદા. શ્રી૦ ૧. સુમતિ સુમતિ જવ આવે, તવ કુમતિનો દાવ ન ફાવે; શ્રી૦ તુજ સરૂપ જવ ધ્યાવે, તવ આતમ અનુભવ પાવે. શ્રી૦ ૨. તુંહીજ છે આપ અરૂપી, ધ્યાય કબહુ ભેદે રૂપી; શ્રી૦ સહેજે વળી સિદ્ધસ્વરૂપી, ઈમ જોવાં તું બહુરૂપી. શ્રી૦ ૩. ઈમ અલગો વિલગો હોવે, કિમ સૂક્ષ્મમતિ તું જોવે; શ્રી૦ જે અનુભવરૂપે જોવે, તે મોહતિમિરને ખોવે. શ્રી૦ ૪. સુમંગલા જેહની માતા;

મુજ રઢ લાગી મનમાંહિ, તુજ ગુણ કેરી રે; નહિં તુજ મૂરતને તોલ, સૂરત ભલેરીરે. ૬. જિન મહેર કરી ભગવાન, વાન વધારોરે; શ્રી સુમતીવિજય ગુરુ શિષ્ય, દિલમાં ધારોરે. ૭.

૩

સાહેબ સાંભળોરે, સંભવ અરજ અમારી; ભવોભવ હું ભમ્યોરે, ન લહી સેવા તુમારી. નરક નિગોદમાંરે, હું તિહાં બહુ ભવ ભમિયો; તુમ વિણ દુઃખ સહ્યાંરે, અહનિશ ક્રોધે ધમધમીયો. સા૦ ૧. ઈંદ્રિય વશ પડયોરે, પાળ્યાં વ્રત નવિ હોંસે; ત્રસપણું નવિ ગણ્યુંરે, હણીયા થાવર હુંસે; વ્રત ચિત્ત નવી ધર્યાંરે, બીજું સાચું ન બોલ્યું; પાપની ગોઠડીરે, ત્યાં મેં હઈડું જઈ ખોલ્યું. સા૦ ૨. ચોરી મેં કરીરે, ચઉવિહ અદત્ત ન ટાળ્યું; શ્રી જિન આણશુંરે, મેં નવિ સંજમ પાળ્યું; મધુકર તણી પરેરે, શુદ્ધ ન આહાર ગવેખ્યો; રસના લાલચેરે, નિરસ પિંડ ઉવેખ્યો. સા૦ ૩. નરભવ દોહિલોરે, પામી મોહવશ પડીયો; પરસ્રી દેખીનેરે, મુજ મન તિહાં જઈ અડીયો; કામ ન કો સર્યાંરે પાપે પિંડ મેં ભરીયો; શુદ્ધ બુદ્ધ નવિ રહી રે, તેણે નવિ આતમ તરીઓ. સા૦ ૪. લક્ષ્મીની લાલચેરે, મેં બહુ દીનતા દાખી; તો પણ નવિ મળીરે, મળી તો નવિ રહી રાખી; જે જન અભિલખે રે, તે તો તેહથી નાસે; તૃણ સમજે ગણેરે, તેહની નિત્ય રહે પાસે. સા૦ ૫. ધન્ય ધન્ય તે નરારે, એહનો મોહ વિછોડી; વિષય નિવારીનેરે, જેહને ધર્મમાં જોડી, અભક્ષ તેં મેં ભખ્યાંરે, રાત્રિભોજન કીધાં; વ્રત નવિ પાળીયા રે, જેહવાં મૂળથી લીધાં. ૬. અનંત ભવ હું ભમ્યોરે, ભમતાં સાહિબ મળીયો; તુમ વિના કોણ દીએરે, બોધિરયણ મુજ બળીયો; સંભવ આપજોરે, ચરણ કમળ તુમ સેવા; નય એમ વિનવેરે, સુણજો દેવાધિદેવા. સા૦ ૭.

૪ [ રાગ–ગોડી ]

સંભવજિન જબ નયન મિલ્યો હો. (ટેક) પ્રગટે પૂરવ પુણ્યકે અંકુર, તબથેં દિન મોહી સફલ વલ્યો હો; અંગન મેં અમિયેં મેહ વૂઠે, જન્મ તાપકો વ્યાપ ગલ્યો હો. સં૦ ૧. જૈસી ભક્તિ તૈસી પ્રભુ કરુના, શ્વેત શંખમેં દૂધ ભલ્યો હો; દરશનથેં નવનિધિ મેં પાઇ, દુઃખ દોહગ સવિ દૂર ટલ્યો હો. સં૦ ૨. ડરત ફિરત હે દુરહી દિલથેં, મોહ મલ્લ જિણે જગત્રય છલ્યો હો. સમકિત રતન લહું દરિસણથેં, અબ નવિ જાઉં કુગતિ રૂલ્યો હો. સં૦ ૩. નેહ નજર ભર નિરખત હી મુઝ, પ્રભુશું હિયડો હેજ હલ્યો હો; શ્રી નયવિજય વિબુધ સેવકકું, સાહિબ સુરતરુ હોઈ ફલ્યો હો. સં. ૪.

## અભિનંદન જિન–સ્તવનો.

૧ [ રાગ નટ ]

પ્રભુ ! તેરે નયનકી હું બલીહારી, (ટેક) યાકી શોભા વિજીત તપશા, કમલ કરતુ હે જલચારી; વિધુકે શરણ ગયો મુખ અરીકે, વનથેં ગગન હરિણ હારી. પ્ર૦ ૧. સહજ હિ અંજન મંજુલ નીરખત, ખંજન ગર્વ દીયો ડારી; છીન લહીહિ ચકોરકી શોભા, અગ્નિ ભખે સો દુઃખ ભારી. પ્ર૦ ૨. ચંચલતા ગુણ લીયો મીનકો, અલિ જ્યું તારા હેં કારી; કહું સુભગતા કેતિ ઇનકી, મોહી સબહીં અમરનારી. પ્ર૦ ૩. ધૂમત હે

આઈ કુન ચાખે લૂના. ઘ૦ ૫.

## ૯ શ્રી સુપાર્શ્વનાથ જિન-સ્તવન.

[ રાગ વસંત-કલ્યાણ. ]

ઐસેં સામી સુપાર્શ્વસેં દિલ લગા, દુઃખ ભગા જગતારણા; (ટેક) રાજહંસકું માનસરોવર, રેવા જલ જ્યું વારણા; ખીર સિંધુ જ્યું હરિકું પ્યારો જ્ઞાનિકું તત્વ-વિચારણા. ઐ૦ ૧ મોરકું મેહ ચકોરકું ચંદા, મધુ મનમથ ચિત્ત ઠારના; ફૂલ અમૂલ ભમરકું અંબ હી. કોકિલકું સુખકારના. ઐ૦ ૨. સીતાકું રામ કામ જ્યું રતિકું, પંથીકું ઘરબારના; દાનીકું ત્યાગ-યાગ બંભનકું, યોગીકું સંયમ ધારના. ઐ૦ ૩. નંદનવન જ્યું સુરકું વલ્લભ, ન્યાયીકું ન્યાય નિહારના; ત્યું મેરે મન તુંહિ સુહાયો, ઓર તો ચિત્તથેં ઉતારના. ઐ૦ ૪. શ્રી સુપાર્શ્વ દરિશન પર તેરે, કીજે કોડિ ઉવારના; શ્રી નયવિજય વિબુધ સેવકકું, દિયો સમતારસ પારના. ઐ૦ ૫.

## ૧૦ શ્રી ચંદ્રપ્રભ જિન-સ્તવન.

૧ [ રાગ-રામશ્રી. ]

શ્રી ચંદ્રપ્રભ જિનરાજ રાજે, વદન પુનમચંદરે; ભવિક લોક ચકોર નિરખત, લહે પરમાનંદરે. (ટેક) શ્રી ચંદ્ર૦ ૧. મહમહે મહિમાએં જસભર, સરસ જસ અરવિંદરે; રણઝણે કવિજન ભમર રસિયા, સુખ મકરંદરે. શ્રી ચં૦ ૨. જસ નામે દોલત અધિક દિપે, ટલે દોહગ દંદરે; જસ ગુન-કથા ભવ-વ્યથા ભાંજે, ધ્યાન શિવતરૂ કંદરે. શ્રી ચં૦ ૩. વિપુલ હૃદય વિશાલ ભુજ યુગ, ચા લતી ચાલ ગયદરે; અતુલ અતિશય મહિમ મંદિર, પ્રણત સુરનર વૃંદરે. શ્રી ચં. ૪. મેં હું દાસ ચાકર પ્રભુ ! તેરો, શિષ્ય તુજ ફરજંદરે;જસવિજય વાચક ઇમ વિનવે, ટાલો મુજ ભવફંદ રે શ્રી ચં૦ ૫.

૨

હાંરે મારે ચંદ્રવદન જિન ચંદ્રપ્રભુ જગતનાહજો, દીઠો મીઠો ઇચ્છો જિનવર આઠમોરેલો; હાં૦ મનહાનો માનીતો પ્રાણઆધારજો, જગસુખદાયક જંગમસુર સાખી સમોરેલો. હાં૦ ૧ શુભઆશય ઉદયાચળ સમકિત સૂરજો; વિમલદશા પૂરવદિશે ઉગ્યો દીપતોરેલો, હાં૦ મૈત્રી મુદિતા કરુણા ને માધ્યસ્થજો; વિનય વિવેક સુલંછન કમળ વિકાસતોરેલો. હાં૦ ૨. સદ્દહણા અનુમોદ પરિમલ પૂરજો, પરછાયો મનમાનસસર અનુભવ વાયરે રેલો; હાં૦ ચેતન ચકવા ઉપશમ સરવર નીરજો, શુભમતી ચકવી સંગે રંગ રમલ કરે રેલો. હાં૦ ૩. જ્ઞાનપ્રકાશે નયણદલાં મુજ દોયજો; જાણે રે ખટદ્રવ્ય સ્વભાવે થાપણેરેલો. હાં૦ જડ ચેતન ભિન્નાભિન્ન નિત્યાનિત્યજો; રુપી અરુપી આદિસ્વરુપ આ પાપણેરેલો. હાં૦ ૪. લખ ગુણદાયક લખમણા રાણી નંદજો, ચરણસરોરુહ સેવા મેરા સારિખીરેલો. હાં૦ પંડિત શ્રીગુરુ ક્ષમા વિજય સુપસાયજો, મુનિજિન પંથે જોતાં પારખીરેલો. હાં૦ ૫.

## ૮. શ્રી સુવિધિજિન સ્તવનો.

૧ સુવિધિજિન ત્રિગડે છાજે, સુરદુંદુહી ગયણે ગાજે; શિર ઉપર છત્ર વિરા-

તું પંચમગતિનો દાતા; શ્રી૦ જ્ઞાનવિમલ પ્રભુજ્ઞાતા, તું માતા ત્રાતા ભ્રાતા. શ્રી૦ ૫.

૨ [ રાગ : મારૂ ]

સુમતિનાથ ! સાચા હો, (ટેક)- પરિપરિ પરખત હિ ભયા, જૈસા હીરા જાચા હો; ઔર દેવ સવિ પરિહર્યાં, મૈં જાણી કાચ્ચા હો–સુ૦ ૧ તૈસી કિરિયા હૈ ખરી, જૈસી તુજ વાચા હો; ઔર દેવ સવિ મોહે ભર્યાં, સવિ મિથ્યા માચ્યા હો–સુ૦ ૨. ચઉરાશી લખ વેશમાં હું બહુ પરિ નાચા હો; મુગતિદાન દેઈ સાહિબા ! રે, અબ કર હો ઉવાચા હો–સુ૦ ૩. લાગી અગ્નિ કષાયકી, સબ ઠૌર રહી આંચા હો; રક્ષક જાણી આદર્યાં, મૈં તુમ સરન સાચા હો–સુ૦ ૪. પક્ષપાત નહિ કોઉસું, નહિ લાલચ લાંચા હો; શ્રી નયવિજય સુશિષ્યકો, તોસું દિલ રાચ્ચા હો–સુ૦ ૫.

## ૮. શ્રી પદ્મપ્રભ જિન સ્તવનો.

૧

પદ્મપ્રભુ પ્રાણસે પ્યારા, છોડાવો કર્મની ધારા; કર્મ બંધ તોડવા ધોરી, પ્રભુજીસે અરજહૈ મોરી. પદ્મ૦ ૧. લઘુવય એક થે જીયા, મુક્તિસે વાસ તુમ કિયા; ન જાની પીર તેં મોરી, પ્રભુ અબ ખેંચલે દોરી. પદ્મ૦ ૨. વિષય સુખ માની મોં મનમેં, ગયો સબ કાલ ગફલતમેં; નરક દુઃખ વેદના ભારી, નીકલવા ન રહી બારી. પદ્મ૦ ૩. પરવશ દીનતા કીની, પાપકી પોટ શીર લીની; નહીં જાની ભકિત તુમ કેરી, રહ્યો નિશદીન દુઃખ ઘેરી. પદ્મ૦ ૪. ઈનિ વિધ વિનતિ મોરી, કરૂં મૈં દોય કરજોડી; આતમ આનંદ મુજ દીજે, વીરનું કામ સબ કીજે. પદ્મ૦ ૫.

૨

શ્રી પદ્મપ્રભ સ્વામિ ! અરજ સુણો અભિરામી; આજ હો શિરનામિરે બહુ વિધ પંરે વિનવુંજી–૧. તુમ્હે છો જગદાધાર મુજ સેવકને તાર; આજ હો ધારીરે, મુજ સ્વામીજી નિજ ચિત્તમાંજી–૨. ભગતિવછલ ભગવાન, મુજપેં હજ્યો માહેરબાન; આજ હો મુજ ઉપરે રે, બિમણી સ્નેહલતા ધરીજી–૩. તુમ સમ માહરે સ્વામી, હવે ન રહી કાંઇ ખામી; આજ હો કામિત રે, માહરાં પૂરણ થાયશેજી–૪. પ્રેમ વિબુધ સુપસાય, ભાણ નમે તુમ પાય; આજ હો દેજ્યોરે ભાણ તુજ પદ સેવનાજી–૫.

૩ [ રાગ પૂરવી. ]

ઘડિ ઘડિ સાંભરે સાંઈ સલૂના, ઘડિ ઘડિ. (ટેક.) પદ્મ પ્રભુ જિન દિલસેં ન વિસરે. માનૂં કિયો કછુ ગુનકોં ટૂના; દરિસન દેખતહી સુખ પાઉં, તો બિન હોત હું ઉના દૂના. ઘ૦ ૧. પ્રભુ ગુન જ્ઞાન ધ્યાન વિધિ રચના, પાન સુપારી કાથા ચૂના; રાગ ભયો દિલમેં આયોગેં, રહે છિપાયા ના છાના છૂના. ઘ૦ ૨. પ્રભુ ગુન ચિત્ત બાંધ્યો સબ સાખે, કુન પઇસે લેઈ ઘરકાં ખૂના; રાગ જગ્યા પ્રભુસું મોહિ પરગટ, કહો નયા કોઉ કહો જૂના. ઘ૦ ૩. લોક લાજસેં જે ચિત્ત ચોરે, સો તો સહજ વિવેકહી સૂના; પ્રભુગુન ધ્યાન વિગર ભ્રમભૂલા, કરે કિરિયા સો રાને રૂના. ઘ૦ ૪. મેંતો નેહ કિયો તોહિ સાથે, અબ નિવાહ તો તોથેઇ હૂના; જસ કહે તો બિનુ ઓર ન સેવું, અમય

તુમ ગુન અનુભવ ધારા; ભઈ મગનતા તુમ ગુન રસકી, કુન કંચન કુન દારા; શી૦ ૪. શીતલતા ગુન હોર કરત તુમ, ચંદન કાહુ બિચારા? નામેહીં તુમ તાપ હરત હૈ, વાકું ઘસત ઘસારા; શી૦ ૫. કરહુ કષ્ટ જન બહુત હમારે, નામ તિહારો આધારા; જસ કહે જનમ મરણ ભય ભાગો, તુમ નામે ભવપારા; શી૦ ૬.

૨

શ્રી શીતલજિન વંદિયે અરિહંતાજી, શીતલ દર્શન જાસ ભગવંતાજી; વિષય કષાયને શામવા, અ૦ અભિનવ જાણે બરાસ; ભ૦ ૧, બાવનાચંદન પરિ કરે, અ૦ કંટકરૂખ સુવાસ; ભ૦ તિમ કંટક મન માહરૂં, અ૦ તુમ ધ્યાને હોયે શુભ વાસ; ભ૦ ૨. નંદન નંદા માતનો, અ૦ કરે આનંદિત લોક; ભ૦ દૃઢરથનૃપ કુલદિનમણી, અ૦ જિન મદ માને ને શોક. ભ૦ ૩. શ્રીવત્સલંછન મિસિ રહે, અ૦ પગકમળે સુખકાર; ભ૦ મંગળીકમાં તે થયો, અ૦ તે ગુણ પ્રભુ આધાર. ભ૦ ૪. કેવળકમળા આલીંગે, અ૦ તો વાધે જગ મામ; ભ૦ ન્યાયસાગરની વિનતી, અ૦ સુણો ત્રિહુજગના સ્વામ ભ૦ ૫.

## ૧૩ શ્રી શ્રેયાંસનાથ જિન સ્તવન

શ્રી શ્રેયાંસ જિણંદજી! અવધારો અરદાસ લાલ રે; દાસ કરી જો લેખવો, તો પૂરો મન આશ લાલ રે–શ્રી૦ ૧. મોટા નાના અંતરું, લેખવે નહિ દાતાર લાલ રે; સમ વિષમ સ્થલ નવિ ગણે, વરસંતો જલધાર લાલ રે–શ્રી૦ ૨ નાહનાને મોટા મિલ્યા, સહિ તે મોટા થાય લાલ રે; વાહુલીયા ગંગા મિલ્યા, ગંગ પ્રવાહ કહાય લાલ રે–શ્રી૦ ૩. મોટાને મોટા કરો, એ તો જગતની રીત લાલ રે; નાહના જો મોટા કરો, તો તુમ્હ પ્રેમ પ્રતીત લાલ રે–શ્રી૦ ૪. ગુણ અવગુણ નવિ લેખવે, અંગીકૃત જે અમંદ લાલ રે, કુટિલ કલંકી જિમ વહ્યો, ઇશ્વર શિશે ચંદ લાલરે–શ્રી૦ ૫. અવગુણીએ પણ ઓળગ્યો, ગુણવંત તું ભગવંત લાલરે, નિજ સેવક જાણી કરી, દીજે સુખ અનંત લાલરે–શ્રી૦ ૬., ઘણી શી વિનતિ કીજીયે, જગજીવન જિનનાહ લાલરે, નયવિજય કહે કીજીયે, અંગીકૃત નિરવાહ લાલરે–શ્રી૦ ૭.

## ૧૪ શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન

શ્રી વાસુપૂજ્ય નરેસરુરે–નંદ જયા જસ માય; શ્રી વાસુપૂજ્યને પૂજતાંરે, ઋદ્ધિ સિદ્ધિ બહુ થાય. ભવિક જન! પૂજો એ જિનરાય, જિમ ભવજલધિ તરાય–ભવિક૦ મુગતિનો એહ ઉપાય–ભવિક૦ ૧. સોહે સોવન સિંહાસને રે, કુંકુમ વરણી કાય; જિમ કંચન ગિરિ ઉપરે રે, નૂતન ભાણુ સુહાય–ભવિક૦ ૨. લંછન મિસિ મહિષી મૂત જમ પાય, "લોકેં હું સંતાપીઓરે, છુટું તુમ્હ પસાય"–ભવિક૦ ૩. મન રંજે એ રાતડોરે, એ તો જુગતો ન્યાય; પણ જે ઉજ્જવલ ... તે તો અચરિજ થાય–ભવિક૦ ૪. બાર ઉઘાડે મુગતિનાંરે બારસમો જિનરાય; કીર્તિવિજય ઉવજ્ઝાયનોરે, વિનયવિજય ગુણગાય–ભવિક૦ ૫.

જેહો, દેવ પ્યારા દરીશ તુમારે જાચું. ૧. સમ પંચ વર્ણ ફૂલ, દેવ વરસાવે બહુ મૂલ; પામે સમકિત અનુકૂલહો. દે૦ ૨. પુંઠે ભામંડળ ઝલકે; દુગ પાસે ચામર લલકે; સ્વર ઝીણું ઘુઘરી રણકેહો. દે૦ ૩. સિંહાસન રુખઅશોક, દળફળની શી કહું રોક; મોહે દાનવ માનવ થોકહો. દે૦ ૪. દૂધ સાકર મેવા દ્રાખ, પાકી સહકારની સાખ; તેહથી મીઠી તુમ્હ ભાખહો. દે૦ ૫. ભવભવના તાપ શમાવે, એક વચને સહુ સમજાવે; વળી બીજ-ધર્મનું વાવેહો. દે૦ ૬. સુણી બારપરખદા હરખે, સંયમ સમતા સુખ ફરસે, સેવક જિન તેહને તરસેહો દે૦ ૭.

૨ [ રાગ કેદાર–કાનડો ]

મેં કીનો નહિ, તો બિન ઓર શું રાગ [ ૨ ] દિન દિન વાન ચઢત ગુન તેરો. જ્યું કંચન પર ભાગ; ઔરનમેં હે કષાયકી કલિમા, સો ક્યું સેવા લાગ ? –મેં૦ ૧. રાજહંસ તું માનસરોવર, ઔર અશુચિ રુચિ કાગ; વિષય ભુજંગમ ગરુડ તું કહિયે, ઔર વિષય વિષનાગ–મેં૦ ૨. ઔર દેવ જલછિલ્લર સરિખે, તું તો સમુદ્ર અથાગ; તું સુરતરુ–જગ–વાંછિત–પૂરન ઔર તો સૂકે સાગ–મે૦ ૩. તું પુરુષોત્તમ તુંહિ નિરંજન, તું શંકર વડભાગ; તું બ્રહ્મા, તું બુદ્ધ, મહાબલ, તુંહી દેવ વીતરાગ–મેં૦ સુવિધિનાથ તુજ ગુન ફૂલનકો, મેરો દિલ હે બાગ; જસ કહે ભ્રમર રસિક હોઈ તામેં, લીજે ભકિત પરાગ–મેં૦ ૫.

૩

જ્ઞાની શિર ચૂડામણિજી, જગજીવન જિનચંદ; મળીયો તું પ્રભુ ! એ સમેજી, ફળીયો સુરતરુ કંદ; સુવિધિ જિન તુમ્હ શું અવિહડ નેહ, જિમ બપઈયા મેહ–૧. માનુ મેં મરુ મંડળેજી, પામ્યો સુરતરુ સાર; ભૂખ્યાને ભોજન ભલુંજી, તરસ્યાં અમૃત વારિ–સુવિધિ૦ ૨. દુષમ દુષમા કાળમાંજી, પૂરવ પુણ્ય પ્રમાણ; તું સાહિબ જો મુજ મિળ્યોજી, પ્રગટયો આજ વિહાણ–સુવિધિ૦ ૩. સમરણ પણ પ્રભુજી તણુંજી, જે કરે તે કૃતપુણ્ય; દરિસણ જે એ અવસરેજી, પામે તે ધન્ય ધન્ય–સુવિધિ૦ ૪. ધન્ય દિવસ ધન્ય એ ઘડીજી; ધન્ય મુજ વેલા રે એહ; જગજીવન જગ વાલહોજી, ભેટ્યો તું સસનેહ–સુવિધિ૦ ૫. આજ ભલી જાગી દશાજી, ભાગી ભાવઠ દૂર; પામ્યો વાંછિત કામનાજી, પ્રગટ્યો સહજ સનૂર–સુવિધિ૦ ૬. અંગીકૃત નિજ દાસનીજી, આશા પૂરોરે દેવ ! નયવિજય કહે તો સહિજી, સુગુણ સાહિબની સેવ–સુવિધિ૦ ૭.

## ૧૨ શ્રી શીતલનાથ જિન–સ્તવનો

૧ [ રાગ આશાવરી ]

શીતલ જિન મોહિ પ્યારા, સાહિબ શીતલ જિન મોહે પ્યારા, (ટેક) ભુવન વિરોચન પંકજ લોચન, જિઉકે જિઉ હમારા; શી૦ ૧. જ્યોતિશું જ્યોત મિલત જબ ધ્યાવેં, હોવત નહિ તબ ન્યારા; બાંધી મૂઠી ખુલે ભવ માયા, મિટે મહા ભ્રમ ભારા; શી૦ ૨. તુમ ન્યારે તબ સબહિ ન્યારા, અંતર કુટુંબ ઉદારા; તુમહી નજિક નજિક હે સબહી, ઋદ્ધિ અનંત અપારા; શી૦ ૩. વિષય લગનકી અગ્નિ બુઝાવત

કૃત કર્મ કેરે અભાવે. શ્રી૦ ૨. શ્યેન નિજ ક્રૂરતા ટાળવા તુમ પદે, લંછન મિસિ રહ્યો સેવ સારે; સદયતા સુભગતાદિક ગુણ તુમ તણી, સેવના પાવનાને આધારે. શ્રી૦ ૩. સિંહસેન ભૂપ સુજસા તણો નંદનો, ચૌદમો ચૌદ ભૂયગામ પાળે; ચૌદ ગુણઠામ સોપાન ચઢી નિજ ગુણ, આવતા આપમાંહિ સંભાળે શ્રી૦ ૪. અનંતજિન સેવથી અનંત જિનવર તણી, ભક્તિની બકત નિજ શક્તિ સારું; ન્યાયસાગર કહે અવનીતળે જોયતાં, એહ સમ અવર નહી કોય તારું. શ્રી૦ ૫.

## ૧૭ શ્રી ધર્મનાથજિન સ્તવન.

[ એક દીન પુંડરીક ગણધરુંરે લાલ—એ દેશી ]

રતનપુરી નયરી હુઓરે લાલ, લંછન વજ્ર ઉદાર મેરે પ્યારેરે; ભાનુ નૃપતિ કુળ કેસરીરે લાલ, સુવ્રતા માત મલ્હાર મેરે પ્યારે રે, ધર્મ જિનેસર ધ્યાઇયેં રે લાલ૦ ૧. આયુ વરસ દશ લાખનુંરે લાલ, ધનુ પણયાલ પ્રસિદ્ધ મેરે પ્યારેરે; કંચનવરણ વિરાજતોરે લાલ, સહસ સાથે વ્રત લીધ—મેરે૦ ૨. સિદ્ધિ કામિની કર ગ્રહે રે લાલ, સમ્મેતશિખર અતિરંગ—મેરે પ્યારે રે; સહસ ચોસઠ સોહામણારે લાલ, પ્રભુના સાધુ અભંગ—મેરે૦ ૩. બાસઠ સહસ સુસાહુણીરે લાલ, વળી ઉપરી શત ચ્યાર—મેરે પ્યારે રે; કંદર્પા શાસન સુરીરે લાલ, કિન્નર સુર સુવિચાર—મેરે૦ ૪. લટકાળે તુજ લોયણેરે લાલ, મોહ્યાં જગ જન ચિત્ત મેરે પ્યારેરે; શ્રી નયવિજય વિબુધ તણોરે લ લ, સેવક સમરે નિત્ય—મેરે૦ ૫.

## ૧૮ શ્રી શાંતિજિન સ્તવનો.

૧ [ ત્રિભુવન તારણ તીરથ પાસ ચિંતામણિરે—એ દેશી—મલ્હાર રાગ ]

શાંતિ જિનેશ્વરદેવ દયાળશિરોમણીરે; કે દયાળશિરોમણી; સોળમો જિનવર પંચમ ચક્રી જગ ધણીરે, કે ચક્રી જગધણી. ૧. પારેવા શું પ્રીતિ કરી તિણિ પેરે કરોરે; તિ૦ જનમ જરા ભય મરણ સીંચાણાથી ઉદ્ધરોરે. કે સી૦ ૨. તેણે કાંઇ દીધું હોય તે મુજને કહોરે; કે તે૦ શરણ કર્યાની લાજ તો મુજને નિરવહોરે. કે મુ૦ ૩. પારેવા પરિ હરણ કરે તુજ સેવનારે; કે ક૦ સિંહિકેય સુત ભીતિ નિવારણ કામનારે. કે નિ૦ ૪. તિણ કારણ હું સેવક સ્વામિ તું માહરોરે; કે સ્વા૦ તેહથી હું છું અધિક સેવા પર તાહરોરે; કે સે૦ અચિરા માતા વિશ્વસેન પિતા છે તાહરોરે. કે સે૦ ૫. શાંતિ નામ ગુણ રહસ્યે મુજને તારતાંરે; કે મુ૦ ન્યાયસાગર કહે ઇષ્ટ પ્રભુ દિલ ધારતાંરે. કે દિ૦ ૬.

૨ [ રાગ—સારંગ ]

શાંતિજિણંદ મહારાજ, જગતગુરુ, શાંતિજિણંદ મહારાજ; અચિરાનંદન ભવિ મનરંજન, ગુણનિધિ ગરીબનિવાજ. જ૦ ૧. ગર્ભ થકી જિણે ઇતિ નિવારી, હરષિત સુર નર કોડી; જનમ થયે ચોસઠ ઇંદ્રાદિક, પદ પ્રણમે કર જોડી. જ૦ ૨. મૃગલંછન ભવિક તુમ ગંજન, કંચનવાન શરીર; પંચમનાણી પંચમ ચક્રી, સોળસમો જિન ધીર. જ૦. ૩. રત્નજડિત ભૂષણ અતિ સુંદર, આંગી અંગ ઉદાર; અતિ ઉછરંગ ભગતિ નૌતમ ગતિ, ઉપશમ રસ દાતાર. જ૦ ૪. કરુણાનિધિ ભગવાન કૃપાકર, અનુભવ ઉક્તિ

## ૧૫. શ્રી વિમલજિન સ્તવનો.

### ૧ [ આદિને અરિહંત અમ ઘરે આવોને–એ દેશી ]

વિમળજિનેસર દેવ નયણે દીઠા રે, મૂરતિવંત મહંત લાગે મીઠા રે, મધુરી જેહની વાણિ જેવી શેલડી, સાંભળતાં સુખ થાય કામિત વેલડી. ૧ જાગ્યાં માહરાં ભાગ્ય તુજ ચરણે આયો, પાપ ગયાં પાતાલ ગંગાજળ ન્હાયો; દુધે વુઠયા મેહ અશુભ દિવસ નાઠા; દૂર ગયા દુઃખ દંદ દુશમન થયા માઠા. ૨. હવે માહરો અવતાર સફળ થયો લેખે, પણ મુજને એક વાર નેહ નજરે દેખે; સુરમણિથી જગદીશ તુમે તો અધિક મળ્યા, પાસા માહરે દાવ મુહ માગ્યા ઢળ્યા. ૩. ભૂખ્યાને મહારાજ જિમ ભોજન મળે, તરસ્યાને તાઢું નીર અંતર તપ ટળે; થાકયો તે સુખપાળ બેસી સુખ પામે, તેમ ચાહતા મિત્ત મળતાં હિત જામે. ૪. તાહરે ચરણે નાથ હેજે વળગ્યો છું, કદિય મ દેજો છેહ નહી હું અળગો છું; શ્રી અખયચંદ સૂરીશ ગુરુજી ઉપગારી, શિષ્ય મુનિ ખુશાલ જાવે બલિહારી. ૫.

### ૨ [ ઉધાજી કહીસો બહુરી–એ દેશી ]

પ્રભુજી ! મુજ અવગુણ મત દેખો; રાગ દશાથી તું રહે ન્યારો, હું રાગે મન ઘાલું, દ્વેષ રહિત તું સમતા ભીનો, દ્વેષ મારગ હું ચાલું–પ્ર૦ ૧. મોહ લેશ ફરસ્યો નહી તુંહી, મોહ લગત મુજ પ્યારી; તું અકલંકી, કલંકિત હું તો, એ પણ રહેણી ન્યારી–પ્ર૦ ૨. તુંહિ નિરાશ ભાવ પદ સાધે; હું આશા સંઘ વિલૂધો; તું નિશ્ચલ, હું ચલ, તું સૂધો, હું આચરણે ઉંધો–પ્ર૦ ૩. તુજ સ્વભાવથી અવળા માહારા, ચારિત્ર સકળ જગે જાણ્યા; ભારેખમા પ્રભુને તે કહેતાં, ન ઘટે મુહડે આણ્યા–પ્ર૦ ૪. પ્રેમ નવલ જો હોયે સવાઇ, વિમલનાથ મુખ આગે; કાંતિ કહે ભવ વન ઉતરતાં, તો વેળા નવિ લાગે–પ્ર૦ ૫.

## ૧૬ શ્રી અનંતનાથ જિન–સ્તવનો.

### ૧ [ સાબરમતી આવી છે ભરપૂર જો–દેશી ]

સુજસા નંદન જગ આનંદ દેવજો, નેહેરે નવરંગે નિત નિત ભેટીયેરે; ભેટ્યાથી શું થાયે મોરી સૈઓરે, ભવ ભવના પાતિકડાં અળગાં મેટીયેરે. ૧. સુંદર ચોળી પ્હેરી ચરણા ચીરરે, આવોરે ચોવટડે જિનગુણ ગાઇયેરે; જિનગુણ ગાયે શું થાયે મોરી બેનીરે, પરભવરે સુરપદવી સુંદર પામીયેરે. ૨. સહિયર ટોળી ભોળી પરિઘળ ભાવેરે, ગાવેરે ગુણવંતી હુડે ગહગહીરે; જય જગનાયક શિવ સુખદાયક દેવરે, લાયકરે તુજ સરિખો જગમાં કો નહીરે. ૩. પરમ નિરંજન નિજિંત ભગવંતરે, પાવનરે પરમાતમ શ્રવણે સાંભળ્યોરે; પામી હવે મેં તુજ શાસન પરતીતરે, ધ્યાનેરે એક તાને પ્રભુ આવી મળ્યોરે. ૪. ઇંચપણે પચાશ ધનુષનું માનરે, પાળ્યુંરે વળી આઉખું લાખ તીશનુંરે; શ્રીગુરુ સુમતિવિજય કવિરાય પસાયરે, અહનિશરે દિલ ધ્યાન વશે જગદીશનુંરે. ૫.

### ૨ ['કડખાની–દેશી આશાવરી ]

શ્રી અનંતપ્રભો સંત હિયડે વિભો, ગુણ અનંતા રહે ધ્યાન રૂપા; અતિશયવંત મહંત જિન રાજીયા, વાજીયા પરિ સદા સકળ રૂપા. શ્રી૦ ૧. જ્ઞાન દર્શન સુખ સમકિતાખય થિતિ અરૂવિ અવગાહના અખય ભાવે; વીર્ય અનંત એ અષ્ટક ઉપનું, આઠ

પ્રભુ, નિસુણે અસુર સુરીંદા; ભાવ અનિત્ય સકલ ભવ માંહે, દીસે એ સવિ ફંદા. સેવો૦ ૬. મ મ કરશો મમતા મનમાંહે, સહુ સંબંધે મલીયું; રાખે ભવ માંહે રોકીને, કર્મ કટક એ બલીયું. સેવો૦ ૭. તું કોણ ઘરનો ચેતન તાહરી, સમતા સુંદરી નારી; શું લાગ્યો મમતા ગણિકાશું, હોય રહ્યો ભિખારી. સેવો૦ ૮. ચેતન સંગ તજો મમતાનો, કરો સમતાશું યારી; જો તે જાતિ મીલે હોય જુગતું, અસરિષ સંગ નિવારી. સેવો૦ ૯. કામ કરો કોઇ એહવું ધારી, બંધનો હેતુ નિવારી; જેમ ભવસ્થિતિ છાંડી અતિ ભારી, વરીયે મુક્તિ સુનારી. સેવો૦ ૧૦

૬

શાંતિ જિનેશ્વર સાચો સાહેબ, શાંતિ કરણ અનુકૂલમેં હો જિનજી, તું મેરા મનમેં તું મેરા દિલમેં; ધ્યાન ધરું પલપલમેં સાહેબજી, તું મેરા૦ ૧. ભવમાં ભમતાં મેં દરીશન પાયો, આશા પૂરો એક પલમેં હો જિનજી. તું મેરા૦ ૨. નિર્મલ જ્યોત વદન પર સોહે, નીકસ્યોજી ચંદ વાદળમેં હો જિનજી. તું મેરા૦ ૩. મેરો મન તુમ સાથે લીનો, મીન વસે જ્યું જળમેં સાહેબજી. તું મેરા૦ ૪. જિનરંગ કહે પ્રભુ શાંતિ જિનેશ્વર, દીઠોજી દેવ સકળમેં હો જિનજી. તું મેરા૦ ૫.

૭ (અંબા વિરાજે છે—એ દેશી)

સુંદર શાંતિ જિણંદની, છબિ છાજે છે, પ્રભુ ગંગા જલ ગંભીર કીર્ત્તિ ગાજે છે; ગજપુર નયર સોહામણું, ઘણું દીપે છે, વિશ્વસેન નરિંદનો નંદ, કંદર્પ જીપે છે. ૧. અચિરા માતાએ ઉરે ધર્યો, મન રંજે છે; મૃગ લંછન કંચન વાન, ભાવઠ ભંજે છે. ૨. પ્રભુ લાખ વરસ ચોથે ભાગ, વ્રત લીધું છે; પ્રભુ પામ્યા કેવલજ્ઞાન, કારજ સીધ્યું છે. ૩. ધનુષ ચાલીશનું દેહનું, તનુ સોહે છે; પ્રભુ દેશના ધ્વનિ વરસંત, ભવિ પડિબોહે છે. ૪. ભક્તવત્સલ પ્રભુતા ભણી, જન તારે છે; બૂડંતાં ભવજલ માંહિં, પાર ઉતારે છે. ૫. શ્રી સુમતિવિજય ગુરુ નામથી, દુઃખ નાસે છે; કહે રામવિજય જિન ધ્યાન, નવ નિધિ પાસે છે. ૬.

૮

ક્ષણ ક્ષણ સાંભરો શાંતિ સલુણા, ધ્યાન ભુવન જિનરાજ પરુણા; ક્ષ૦ શાંતિ જિનંદકો નામ અમીસેં ઉલ્લાસિત હોત હમસેં રોમ વપુના ક્ષ૦ ભવ ચોગાનમેં ફિરતે પાએ, છોરત મેં નહિ ચરણ પ્રભુનાં ક્ષ૦ ૧. છીલરમેં રતિ કબહૂ ન પાવે; જે ઝીલે જલ ગંગ યમુના; ક્ષ૦ તુમ સમ હમ શિર નાથ ન થાશે, કર્મ અધૂના દૂના ધૂના ક્ષ૦ ૨. મોહ લરાઇ મેં તેરી સહાઈ, તો ક્ષણમેં છિન્ન છિન્ન કરુંના; ક્ષ૦ નાહે ઘટે પ્રભુ આના દૂના, અચિરા સુત પતિ મોક્ષવધુના. ક્ષ૦ ૩. ઓરકી પાસમેં આસ ન કરતે, ચાર અનંત પસાય કરુના; ક્ષ૦ કયુંકર માગત પાસ ધત્તરેં, યુગલિક યાચક કલ્પતરુના. ક્ષ૦ ૪. ધ્યાન ખડ્ગ વર તેરે આ સંગે, મોહ ડરે સારી ભીક ભરુના; ક્ષ૦ ધ્યાન અરૂપી તો સાંઈ અરૂપી, ભક્તે ધ્યાવત્ર તાના તૂના. ક્ષ૦ ૫. અનુભવ રંગ વધ્યો ઉપયોગ, ધ્યાન સુપાનમેં કોઆ યૂના; ક્ષ૦ ચિદાનંદ ઝકઝોલ ઘટાસેં, શ્રી શુભવીરવિજય પ્રદિપુના. ક્ષ૦ ૬.

આવાસ; રૂપ વિબુધનો મોહન પભણે, દીજે જ્ઞાન વિલાસ. જ૦ ૫.

૩

મ્હારો મુજરો લ્યોને રાજ, સાહિબ શાંતિ સલુણા. અચિરાજીના નંદન તોરે, દર્શન હેતે આવ્યો; સમકિત રીઝ કરોને સ્વામી, ભગતિ ભેટણું લાવ્યો મ્હારો૦ ૧. દુઃખ ભંજન છે બિરુદ તુમારો, અમને આશા તુમારી; તુમે નિરાગી થઇને છૂટો, શી ગતિ હોશે અમારી. મ્હારો૦ ૨. કહેશે લોક ન તાણી કહેવું, એવડું સ્વામી આગે; પણ બાલક જો બોલી ન જાણે, તો કેમ વ્હાલો લાગે. મ્હારો૦ ૩. મ્હારે તો તું સમરથ સાહિબ, તો કેમ ઓછું માનું; ચિન્તામણિ જેણે ગાંઠે બાંધ્યું, તેહને કામ કિશાનું. મ્હારો૦ ૪. અધ્યાતમ રવિ ઉગ્યો મુજ ઘટ, મોહ તિમિર હર્યું જુગતે; વિમલ વિજય વાચકનો સેવક, રામ કહે શુભ ભગતે મ્હારો૦ ૫.

૪

સુણો શાન્તિ જિણંદ સોભાગી; હું તો થયો છું તુજ ગુણરાગી; તુમે નિરાગી ભગવત, જોતાં કેમ મલશે તંત. સુણો૦ ૧. હું તો ક્રોધ કષાયનો ભરીયો, તું તો ઉપશમ રસનો દરીયો; હું તો અજ્ઞાને આવરીયો, તું તો કેવલ કમલા વરીયો. સુણો૦ ૨. હું તો વિષયા રસનો આશી, તેં તો વિષયા કીધી નિરાશી; હું તો કર્મને ભારે ભાર્યો, તેં તો પ્રભુ ભાર ઉતાર્યો. સુણો૦ ૩. હું તો મોહ તણે વશ પડીયો, તું તો સઘલા મોહને નડીયો; હું તો ભવ સમુદ્રમાં ખુંતો, તું તો શિવ મંદિર પહોતો. સુણો૦ ૪. મારે જન્મ મરણનો જોરો, તેં તો તોડયો તેહનો દોરો; મારો પાસો ન મેલે રાગ, તમે પ્રભુજી થયા વીતરાગ. સુણો૦ ૫. મુને માયાએ મુકયો પાશી, તું તો નિરબંધન અવિનાશી; હું તો સમકિતથી અધુરો, તું તો સકલ પદારથે પૂરો. સુણો૦ ૬. મ્હારે છો તુંહિ પ્રભુ એક, ત્હારે મુજ સરીખા અનેક; હું તો મનથી ન મૂકું માન, તું તો માન રહિત ભગવાન. સુણો૦ ૭. મારું કીધું તે શું થાય, તું તો રંકને કરે રાય; એક કરો મુજ મહેરબાની, મ્હારો મુજરો લેજો માની. સુણો૦ ૮. એકવાર જો નજરે નીરખો, તો કરો મુજને તુમ સરીખો; જો સેવક તુમ સરીખો થાશે, તો ગુણ તમારા ગાશે. સુણો૦ ૯. ભવો ભવ તુજ ચરણની સેવા, હું તો માગું દેવાધીદેવા; સામું જુઓને સેવક જાણી, એવી ઉદયરત્નની વાણી. સુણો૦ ૧૦.

૫

સેવો સેવોને રાજ, શાન્તિ જિનેશ્વર સ્વામી; સોળમા જિનવર સોલમ સોવન, વરણે શિવગતિ ગામી. સેવો૦ ૧. જગગુરુ જગલોચન જગદાયક, જગતારણ હિતકારી; જગજીવન જગબંધન જિનવર, વંદો સવિ નરનારી. સેવો૦ ૨. નિજ નિર્વાણ સમય પ્રભુ જાણી, બહુ સાધુ પરિવારે; સમેતશિખરે પધાર્યા પ્રભુજી, આપ તરે પર તારે. સેવો૦ ૩. માનું શિવ ચઢવાની નિસરણી, સમેત શિખર ગિરીંદા; આરોહે અલવેસર જિનવર, અચિરા રાણીનંદા. સેવો૦ ૪. પદ્માસન પૂરી પરમેશ્વર, બેઠા ધ્યાન સમાધિ; સુરવર સમવસરણ તિહાં વિરચે, હેજશું હૈડું વાધે. સેવો૦ ૫. તિહાં બેસી ઉપદેશ દીયે

શ્રી શાંતિ૦ ૮. દેવ સાનિધ્યે તવ ત્યાંહિ રે, મ્લેચ્છ છએ ત્રણ વાર; ચક્રીનાં દલ ઉપરે રે, વરસાવે જલધાર; વરસાવે જલધાર જે જોર, મુશલ ધારા દુર્દમ ઘોર; ધર્મ રત્ન ચક્રી વિસ્તારે, છત્ર રત્ન ઉપર ધારે. શ્રી શાંતિ૦ ૯. મેઘ વૃષ્ટિ કરતાં થકાંરે, થાક્યો તે સુર-રાય; ચક્રવર્તિ પુણ્યવંતાનો રે, વાળ ન વાંકો થાય; વાળ ન વાંકો થાય ત્યારે, મ્લેચ્છ છએ પ્રણમે તેણી વારે; આણ મનાવી ચક્રી ચાલે, રિષભ કુટ નગરે નજર નિહાલે. શ્રી શાંતિ૦ ૧૦ કાંગાણી રયણ થકી લગે રે, ચક્રી આપણું નામ; ખંડ થકી પ્રભાત નિસરી રે, ચક્રી આવે નિજ ઠામ; નિજ ઠામે છસેં વર્ષે આવે, ખટ ખંડ માંહિ આણ મનાવે; કુરુજન પદમાં હથ્થીણાઉરવર રાજધાની ભોગવે વર ચક્રધર. શ્રી શાતિ૦ ૧૧. ચક્રવર્તિ પદવી ભોગવી રે, ત્રણ જીમ છંડિ તેહ; રિદ્ધિ કહું હવે તેહની રે, સાંભલજો ગુણ ગેહ; સાંભલજો ગુણ ગેહરે સાથી, લાખ ચોર્યાંસી હયવર હાથી; છન્નુ ક્રોડ પાયક દલ સુરા, ભરત ક્ષેત્ર ખટ ખંડ તે પૂરા. શ્રી શાંતિ૦ ૧૨. અશ્વ વેસર વિવિધ ધરાવે, સંખ્યા કોડી ચોવીશ; ગબરૂ મારૂ કાબલી રે, ઊંટ તે ક્રોડ તેત્રીસ; ઊંટ તે ક્રોડ તેત્રીસ પઠઈઆ, જોરાવર ત્રણ ક્રોડ પોઠઈઆ; એક લાખ જે ગાયનું દુધ, જીરવે ચક્રી દેહ વિશુદ્ધ. શ્રી શાંતિ૦ ૧૩. ચૌદ રત્ન નવનિધિ ભલારે, સહસ પચવીસ જક્ષ; ચૌદ સહસ મહામંત્રવી રે, ત્રણ ક્રોડ મંત્રી દક્ષ, ત્રણ ક્રોડ મત્રી દક્ષ દીવાજા, બત્રીસ સહસ મુગટ બંધ રાજા, ચોસઠ સહસ અંતે ઉરનારી, વારાંગના બમણી વિસ્તારી. શ્રી શાંતિ૦ ૧૪. બત્રીશ સહસ નાટક ભલા રે, બત્રીસ સહસ સુદેશ. ચૌદ સહસ જલપંથ અછેરા, ઇગવીસ સહસ સન્નિ વેશ; ઇગવીશ સહસ સન્નિવેશ, સુંદર ગામ, બત્રીશ સહસ વેલાઉલ ઠામ, સોળ સહસ રાજધાની જાણો, છપ્પન અંતર દ્વીપ વખાણો. શ્રી શાંતિ૦ ૧૫. ગામ છન્નુ ક્રોડ ગામડાં રે, કોડી ઓગણપચાસ; બાગ વાડી ઉદ્યાન તે રે, સહસ ઓગણપચાસ; સહસ ઓગણપચાસ કુરાજ કહાણા, સોળ સહસ મ્લેચ્છ કુરાજ કહાણા; એણી પેરે સેણી અઢાર અઢાર, એંસી સહસ પંડિત સિરદાર. શ્રી શાંતિ૦ ૧૬. સાત કોડી કુટુંબિક રે, સોળ સહસ નિજ ગેહ; વર દ્રોણમુખ તે જાણજો રે, સહસ નવાણું તેહ; સહસ નવાણું તેહ તે સુંદર, ચોવીશ સહસ બાધન પુરવર; સહસ અડતાલીસ પાટણ મોટા, ચોવીશ સહસ માંડવ સકોટા. શ્રી શાંતિ૦ ૧૭. કરણુર ખેડાં જાણજો રે, સહસ ચોવીસ ચોવીસ; નવ વારી નગરી કહી રે, નિરુપમ સહસ બત્રીસ; નિરુપમ સહસ બત્રીસ તે આગર, સોળ સહસ સંખ્યાએ ચાકર; દ્વીપ તો સોળ સહસ જલ મગ, કુલ બત્રીસે સહસ પ્રસિદ્ધ. થી શાંતિ૦ ૧૮. ચક્રવર્તિ ચહવા તણા રે, હયવર ક્રોડી અઢાર; પાંચ ક્રોડી દીવી ધરારે, બત્રીસ ક્રોડ અસ્વાર; બત્રીસ ક્રોડ અસ્વાર તે ચાનક, ત્રણ ક્રોડ ભોજનનાં સ્થાનક; અવરપતાકા દ્વાદશ કોડ, ક્રોડ નવાણું માંડવીક જોડ. શ્રી શાંતિ૦ ૧૯. લાખ ચોરાશી દુંદુભી રે, લાખ ચોરાશી નિશાન; ત્રણ કોડ જોગી કહ્યા રે, ત્રણ કોડ હળ ખેડાણ, ત્રણ કોડ હળ ખેડાણ એ જાસ, કોડ નવાણું દાસીદાસ; ચોસઠ સહસ કલ્યાણકારક, કોડ નવાણું તે પટ તારક. થી શાંતિ૦ ૨૦. વૈદ્ય શેઠ સારથ પતિ રે, એ સહુ ત્રણ ત્રણ ક્રોડ; કોડ નવાણું શેઠીઆ રે, સેવ કરે કર જોડ; સેવ કરે કર જોડ નિજ ઘર, ત્રણસેં સાઠ સુપકાર તે

૯ [ગરબો કોણુને કોરાંવ્યો કે નંદજીના લાલરે—એ દેશી]

સોલમા શાંતિ જિનેસર દેવકે, અચિરાનાં નંદરે; જેહની સારે સુરપતિ સેવકે; અ૦ તિરિ નર સુર સહુ સમુદાયકે, અ૦ એક યોજન માંહે સમાય કે. અ૦ ૧. તેહને પ્રભુજીની વાણીકે, અ૦ પરિણમે સમજે ભવિ પ્રાણીકે; અ૦ સહુ જીવના સંશય ભાંજેકે, અ૦ પ્રભુ મેઘધ્વનિ એમ ગાજેકે; અ૦ ૨. જેહને જોયણુ સવાસો માન કે, અ૦ જે પૂર્વના રોગ તેણે થાનકે; અ૦ સવિનાશ થાયે નવા નાવે કે, અ૦ ષટ માસ પ્રભુ પરભાવે કે. અ૦ ૩. જિહાં જિનજી વિચરે રંગ કે, અ૦ નવિ મુષક શલભ પતંગ કે; અ૦ નવિ કોઇને વેર વિરોધ કે, અ૦ અતિવૃષ્ટિ અનાવૃષ્ટિ રોધ કે. અ૦ ૪. નિજ પરચક્રનો ભય નાસે કે, અ૦ વલી મરકી નાવે પાસે કે; અ૦ પ્રભુ વિચરે તિહાં ન દુકાલ કે, અ૦ જાયે ઉપદ્રવ સવિ તત્કાલ કે. અ૦ ૫. જસ મસ્તક પૂંઠે રાજે કે, અ૦ ભામંડલ રવિ પરે છાજે કે; અ૦ કર્મ ક્ષયથી અતિશય અગીયાર કે, અ૦ માનું યોગ્ય સામ્રાજ્ય પરિવાર કે. અ૦ ૬. કબ દેખું ભાવ એ ભાવે કે, અ૦ એમ હોંશ ઘણી ચિત્ત આવે કે; અ૦ શ્રી જિન ઉત્તમ પરભાવે કે, અ૦ કહે પદ્મ વિજય બની આવે કે. અ૦ ૭.

૧૦

અચીરાનંદન પ્રણુમીએ રે, સમય સમય સો વાર; સેવાથી સુખ લહેરે, એહ ભવ જશ વિસ્તાર; એહ ભવ જશ વિસ્તાર તે પામે, શાંતિ જિનેશ્વર સાહેબ નામે; જગમાં શાંતિ થઈ તીણુ સાટે, નામ ઠવ્યું પ્રભુનું તીણુ માટે, શ્રી શાંતિ જિનેશ્વરુજી. ૧. એક ભવમાં ભોગવી રે, પદવી તીણુ જિનરાય; નામ કહાણી પ્રથમથી રે, મંડલીક નરરાય; મંડલીક નરરાય કહાણુા, ચૌદ રયણુ પ્રગટ્યા સપરાણુા; ચક્રવર્તિ પદવી તદનંતર, ઉદય આવે તમ ભોગવે નરવર. શ્રી શાંતિ૦ ૨. ચક્ર રયણુ ઉપન્યાં પછી રે, ચક્રી ભરત છ ખંડ; આપ ચઢે સાધન ભણી રે, સાધે તુરત ત્રિખંડ; સાધે તુરત ત્રિખંડ ભલેરા, વૈતાઢ્ય પર્વત પાસે ડેરા; ગુફા તમિસ્રા તાસ કમાડે, દંડ રત્ન પ્રહારે ઉઘાડે. શ્રી શાંતિ૦ ૩. તેહ કમાડ ઉઘાડતાં રે, નિસરે અગ્નિ વરાળ; ચક્રી કટક ઉભું રહે રે, તો થાએ પ્રજાળ; તો થાએ પ્રજાગ ઝુઝુઆં, માસ છ ત્યાંહ નિસરે ધુઆં; અનુક્રમે શિતલ થાય વાટ, ચક્રી પેસે સેના લેઇ ઘાટ. શ્રી શાંતિ૦ ૪. ગુફા માંહિ પેસતાં રે, ભીંત ભીંતર હોય પાસ; જોજન જોજન અંતરે રે, મંડલ ઓગણુપચાસ; મંડલ ઓગણુપચાસ આલેખે, કાંગણી રયણુ થકી સહુ દેખે; અંધકાર તિહાં જાએ નાશ, થાએ દિનકર સમ પ્રકાશ. શ્રી શાંતિ૦ ૫. મધ્યે નિમ્નગા ઉન્નગા રે, હોય નદી અસરાલ, ત્રણુ પાત્રાદિક એકમાંરે, ડૂબે તિહાં તત્કાલ; ડૂબે તિહાં તત્કાલ જે નાખે, પત્થરને પણુ ડૂબતા રાખે; બીજી તટનીનો ગુણુ એહ, ઉતરે ચક્રી તેહને જેહ. શ્રી શાંતિ૦ ૬ વિદ્યાધર વૈતાઢ્યના રે, આણુ માને સહુ કોય; આગે ત્રિખંડ મ્લેચ્છના રે, સાધે ચક્રી સોય; સાધે ચક્રી સોય તેહ તો કિંકર, બાણુ નામાંકિત મેલે બળકર; મ્લેચ્છ તણુા જે રાય ઉદાર, બાણુ પડે તસં સભા મઝાર: શ્રી શાંતિ૦ ૭. તેહ નામને વાંચતાં રે, ક્રોધ ધમ ધમ થાય; મ્લેચ્છ છ એ દલ લઇને રે, ચક્રી સન્મુખ થાય; ચક્રી સન્મુખ થાય અણુઝ, જોરાવર માંડે તિહાં ઝુઝ; ચક્રી સેનાશું જોર ન લાગે, લડતાં મ્લેચ્છ તણુાં દમ ભાગે.

જગધણીરે, દિલમાંહિ ધરજો પ્યાર; રૂપવિજય કવિરાયનોરે મોહન જય જયકાર-શાંતિ૦ ૬.

૧૩

શાંતિ જિનેશ્વર સાહેબ વંદો, અનુભવ રસનો કંદો રે; મુખને મટકે લોચન લટકે, મોહ્યા સુર નર વૃંદો રે. શાંતિ૦ ૧. માંજર દેખીને કોયલ ટૌકે, મેઘઘટા જેમ મોરો રે; તેમ જિન પ્રતિમા નિરખી હરખું, વળી જેમ ચંદ ચકોરો રે. શાંતિ૦ ૨. જિન પ્રતિમા શ્રી જિનવર ભાખી, સૂત્ર ઘણા છે સાખી રે; સુરનર મુનિવર વંદન પૂજા, કરતા શિવ અભિલાષી રે. શાંતિ૦ ૩. રાયપસેણી પ્રતિમા પૂજી, સુરિઆભ સમકિતધારી રે; જીવાભિગમે પ્રતિમા પૂજી, વિજયદેવ અધિકારી રે. શાંતિ૦ ૪. જિનવર બિંબ વિના નવિ વંદુ, આણંદજી એમ બોલે રે; સાતમે અંગે સમકિત મૂલે, અવર નહિ તસ તોલે રે. શાંતિ૦ ૫. જ્ઞાતા સૂત્રે દ્રૌપદી પૂજા, કરતી શિવ સુખ માગે રે; રાય સિદ્ધારથે પ્રતિમા પૂજી, કલ્પસૂત્રમાંહે રાગે રે. શાંતિ૦ ૬. વિદ્યાચારણ મુનિવરે વંદી, પ્રતિમા પાંચમે અંગે રે; જંઘાચારણ મુનિવરે વંદી, જિનપડિમા મનરંગે રે. શાંતિ૦ ૭. આર્ય સુહસ્તી સૂરિ ઉપદેશે, ચાવો સંપ્રતિ રાય રે; સવા કોડિ જિન બિંબ ભરાવ્યાં, ધન્ય ધન્ય એહની માય રે. શાંતિ૦ ૮. મોકલી પ્રતિમા અભયકુમારે, દેખી આર્દ્રકુમાર રે; જાતિ સ્મરણે સમકિત પામી, વરીઓ શિવસુખ સાર રે. શાંતિ૦ ૯. ઇત્યાદિક બહુ પાઠ કહ્યા છે, સૂત્ર માંહે સુખકારી રે; સૂત્રતણો એક વરણ ઉથાપે, તે કહ્યો બહુલ સંસારી રે. શાંતિ૦ ૧૦. તે માટે જિણ આણાધારી, કુમતિ કદાગ્રહ નિવારી રે; ભક્તિતણાં ફલ ઉત્તરાધ્યયને, બોધિ બીજ સુખકારી રે. શાંતિ૦ ૧૧. એક ભવે દોય પદવી પામ્યા, સોળમા શ્રી જિનરાયા રે; મુજમન મંદિરીએ પધરાવ્યા, ધવલ મંગલ ગવરાયા રે. શાંતિ૦ ૧૨. જિન ઉત્તમ પદ રૂપ અનુપમ, કીરતિ કમલાની શાળા રે; જીવવિજય કહે પ્રભુજીની ભક્તિ, કરતા મંગલ માળા રે. શાંતિ૦ ૧૩.

૧૪ [ધ્યાન-મગ્નતા રાગ-સારંગ]

હમ મગન ભયે પ્રભુ ધ્યાનમેં-બિસર ગઈ દુવિધા તન મનકી, અચિરાસુત ગુણગાનમેં-હમ૦ હરિ હર બ્રહ્મ પુરંદર કી ઋદ્ધિ, આવત નહિ કોઇ માનમેં; ચિદાનંદકી મોજ મચી હૈ, સમતારસકે પાનમેં-હમ૦ ૧. ઇતને દિન તુમ નાહિ પીછાન્યો, મેરો જન્મ ગમાયો અજાનમેં; અબ તો અધિકારી હોઇ બેઠે, પ્રભુગુણ અખય ખજાનમેં-હમ૦ ૨. ગઈ દીનતા સબહિ હમારી, પ્રભુ તુમ સમકિત દાનમેં; પ્રભુગુણ અનુભવ રસકે આગે, આવત નહિ કોઉ માનમેં-હમ૦ ૩. જિનહિ પાયા તિનહિ છિપાયા, ન કહે કોઉકે કાનમેં; તાલી લાગી જબ અનુભવકી, તબ સમજે કોઈ સાનમેં-હમ૦ ૪. પ્રભુ ગુણ અનુભવ ચંદ્રહાસ જ્યોં, સો તો ન રહે મ્યાનમેં; વાચકયશ કહે મોહ મહા અરિ, જીત લીયો હે મેદાનમેં-હ૦ ૫.

૧૫ [તોટક છન્દઃ]

સુરરાજ સમાજ નતાંઘ્રિયુગં યુગપજ્જન જાત વિબોધ કરમ્; કરણ દ્વિપ કુમ્ભ કઠોર હરિં, હરિણાંકિતમજુંન તુલ્ય રુચિમ્. ૧. રુચિરાગમ સર્જન શમ્ભુસમં, સમભાન વિલોકિતજન્તુગણમ્; ગણ નાયક મુખ્ય મુનીન્દ્ર નતં, નત વાઞ્છિત પૂરણ કલ્પ નગમ્.

સુંદર; રસવતીઓ નિપજાવે પ્રેમે, ચક્રી ત્રણુ લાખ સાથે જમે. શ્રી શાંતિ૦ ૨૧. ક્રોડ નવાણું મત્સુખિઆરે, ત્રણુ ક્રોડ હજુરદાર; લાખ નવાણુ લેખવો રે, અંગરક્ષક પરિવાર; અંગરક્ષક પરિવાર તે જોઈ, ક્રોડ નવાણું કાવડીઆ ભાઈ, ક્રોડ નવાણું થયા તે ટોલી, ક્રોડ નવાણું પાન તંબોલી. થી શાંતિ૦ ૨૨. બાવન પાંડવ જાણુજોરે, ક્રોડ નવાણું નવાણું; આઠ ક્રોડ તે સામની રે, સીતેર ક્રોડ વખાણું; સીતેર કોડ વખાણું ગાડાં રૂડાં, લાખ ચોરાશી બોલે સુડાં; ક્રોડ નવાણું બીઠ બોલા, ત્રણુ ક્રોડ વાજીંત્ર મજોલા. શ્રી શાંતિ૦ ૨૩. એમ અનેક ચક્રવર્તિની રે, બોલી રિદ્ધિ અપાર; તે છાંડીને તતખીણુ રે, લીધો સંજમ ભાર: લીધો સંજમ ભાર તે સાર, જાણ્યો એહ અથિર સંસાર; તીર્થંકર પદવી શ્રીકાર, ભોગવી શ્રી જિનરાજ ઉદાર. શ્રી શાંતિ૦ ૨૪. પચવીસ સહસ કુમાર અવસ્થાપણે રે, પચવીસ સહસ મંડલીક; પચવીસ સહસ ચક્રવર્તિપણે રે, પચવીસ સહસ કૈવલીક; પચવીસ સહસ કૈવલીક તે સાર, સમેત શિખર ગિરિરાય ઉદાર; શૈલેસી કરણે સુખકાર, પામ્યા શિવ મંદિર જયકાર. શ્રી શાંતિ૦ ૨૫ તપગચ્છ નાયક વંદીએ રે, વિજયક્ષમા સૂરિરાય; કીર્તિસાગર પંડિતવરુરે, તાસ તણે સુપસાય; તાસ તણે સુપસાય કહાયા, સમરથ શાંતિ જિનેશ્વર ધ્યાયા; જસવંતસાગર પંડિત રાયા શિષ્ય જિનેશ્વરસાગર ગુણુ ગાયા. શ્રીશાંતિ૦ ૨૬.

૧૧

સુણુ દયાનિધિ! તુજ પદપંકજ મુજ મન મધુકર લીનો, તું તો રાત દિવસ રહે સુખલીનો–સુણુ૦ પ્રભુ અચિરા માતાનો જાયો, વિશ્વસેન ઉત્તમ કુળ પાયો; એક ભવમાં દોય પદવી પાયો–સુણુ૦ ૧. પ્રભુ ચક્રી જિનપદનો ભોગી, શાંતિ નામ થકી થાય નીરોગી; તુજ સમ અવર નહિ દુજો યોગી–સુણુ૦ ૨. ષટ્ ખંડ તણો પ્રભુ તું ત્યાગી, નિજ આતમઋદ્ધિતણો રાગી; તુજ સમ અવર નહિ વૈરાગી–સુણુ૦ ૩. વડવીર થયા સંજમધારી, લહે કેવળદુગ કમળા સારી; તુજ સમ અવર નહિ ઉપકારી–સુણુ૦ ૪. પ્રભુ મેઘરથભવ ગુણુખાણી, પારેવા ઉપર કરુણા આણી; નિજ શરણે રાખ્યો સુખખાણી–સુણુ૦ ૫. પ્રભુ કર્મકટક ભવભય ટાળી, નિજ આતમ ગુણુને અજુઆળી; પ્રભુ પામ્યા શિવવધૂ લટકાળી–સુણુ૦ ૬. સાહેબ! એક મુજરો માનીજે, નિજ સેવક ઉત્તમ પદ દીજે; રૂપ કીર્તિ કરે તુજ જીવવિજે–સુણુ૦ ૭.

૧૨

શાંતિ જિનેશ્વર સાહિબા રે! શાંતિતણા દાતાર; અંતરજામી છો માહરારે, આતમના આધાર–શાંતિ૦ ૧. ચિત્ત ચાહે પ્રભુ ચાકરીરે, મન ચાહે મળવાને કાજ; નયન ચાહે પ્રભુ નિરખવારે, દ્યો દરિશણુ મહારાજ–શાંતિ૦ ૨. પલક ન વિસરો મન થકીરે, જેમ મોરા મન મેહ; એક પખો કેમ રાખીએરે, રાજ કપટનો નેહ–શાંતિ૦ ૩. નેહ નજર નિહાળતાંરે, વાધે બમણો વાન; અખૂટ ખજાનો પ્રભુ તાહરોરે, દીજીએ વંછિત દાન–શાંતિ૦ ૪. આશ કરે જે કોઇ આપણીરે, નવી મૂકીએ નિરાશ; સેવક જાણીને આપણોરે, દીજીએ તાસ વિલાસ–શાંતિ૦ ૫ દાયકને દેતાં થકાંરે, ક્ષણુ નવિ લાગે વાર; કાજ સરે નિજ દાસનાંરે, એ મ્હોટો ઉપકાર–શાંતિ૦ ૬. એવું જાણીને

## ૨૧ શ્રી મલ્લિનાથ જિન-સ્તવન.

૧ [ પ્રથમ ગોવાળ તણે ભવેજી–એ દેશી. ]

મિથીલા નયરી અવતર્યાજી, કુંભ નૃપતિ કુળભાણ; રાણી પ્રભાવતી ઉર ધર્યાજી, પચવીશ ધનુષ પ્રમાણ, ભવિક જન, વંદો મલ્લિજિણંદ, જિમ હોયે પરમ આનંદ; ભવિક જન૦ વં૦ ૧. લંછન કલશ વિરાજતોજી, નીલ વરણ તનુ કાંતિ; સંયમ લીયે શત ત્રણશ્યુંજી, ભાંજે ભવની ભ્રાંતિ ભ૦ વં૦ ૨. વરષ પંચાવન સહસનુંજી, પાળી પૂરણ આય; સમેતશીખર શિવ પદ લહ્યુંજી, સુર કિન્નર ગુણ ગાય. ભ૦ વં૦ ૩. સહસ પંચાવન સાહુણીજી, મુનિ ચ્યાલીશ હજાર; વૈરોટ્યા સેવા કરેજી, યક્ષ કુબેર ઉદાર. ભ૦ વં૦ ૪. મૂરતિ મોહનવેલડીજી, મોહે જગજન જાણ; શ્રીનયવિજય સુશિષ્યનેજી, દીયો પ્રભુ કોડી કલ્યાણ. ભ૦ વં૦ ૫.

૨ ( ગીરીરાજકું સદા મેરી વંદના–એ દેશી )

અરનાથકું સદા મેરી વંદના, જગનાથકું સદા મેરી વંદના–જ૦ જગ ઉપગારી ઘન જ્યોં વરસે, વાણી શીતલચંદના રે–જ૦ ૧. રૂપે રંભા રાણી શ્રીદેવી, ભૂપ સુદર્શન નંદના રે–જ૦ ૨. ભાવ ભગતિશું અહનિશિ સેવે, દુરિત હરે ભવ ફંદના રે–જ૦ ૩. છ ખંડ સાધી દ્વેધા કીધી, દુર્જય શત્રુ નિકંદના રે–જ૦ ૪. ન્યાયસાગર પ્રભુ-સેવા મેવા, માગે પરમાનંદના રે–જ૦ ૫.

૩ ( મેં તો ન્યારા રહિસ્યાંજી–એ દેશી )

મ્હેં તો આણ વહેસ્યાંજી માહરારે સાહેબરી, મ્હેં તો આણ વહેસ્યાંજી આણ વહેસ્યાં, ભકિત કરેસ્યાં, રહેસ્યાં નયણ હજુર, અરજિન આગળ અરજ કરંતા, લહેસ્યાં સુખ ભરપુર–મ્હેં તો૦ ૧. એકને છંડી, બેને ખંડી, ત્રણ સું જોડી નેહ, ચાર જણા શિર ચોટ કરેસ્યું પંચનો આણી છેહ–મ્હેં તો૦ ૨. છત સત અડ નવ દશને ટાળી, અજવાળી અગ્યાર, બાર જણાનો આદર કરેસ્યું, તેરનો કરી પરિહાર–મ્હેં તો૦ ૩. પણ અડ નવ દશ સત્તર પાળી, સત્તાવીશ ધરી સાથ, પચવીશ જણસું પ્રીતિ કરેસ્યું, ચાર ચતુર કરી હાથ મ્હેં તો૦ ૪. બત્રીશ તેત્રીશ ને ચોરાશી, ઓગણીશ દૂર નિવારી, અડતાળીશનો સંગ તજેસ્યું, એકાવન દિલ ધારી–મ્હેં તો૦ ૫. વીશ આરાધી, બાવીશ બાંધી ત્રેવીશનો કરી ત્યાગ, ચોવીશ જિનના ચરણ નમીને પામસું ભવજલ તાગ–મ્હેં તો૦ ૬. ધ્યાતા ધ્યેય ને ધ્યાન સ્વરૂપે, તન મન તાન લગાય, ક્ષમાવિજય કવિ પદકજ મધુકર, સેવક જિન ગુણગાય મ્હેં તો૦ ૭.

૪ ( કૌન ભરે રી કૌન ભરે દલ બાદલીરો પાણી કૌન ભરે–એ દેશી)

કૌન રમે ચિત કૌન રમે, મલ્લિનાથજી વિના ચિત્ત કૌન રમે, માતા પ્રભાવતી રાણી જાયો, કુંભ નૃપતિ સુત કામ દમે–મ૦ ૧. કામકુંભ જિમ કામિત પૂરે, કુંભ લંછન જિન મુખ ગમે–મ૦ ૨. મિથિલા નયરી જનમ પ્રભુકો, દર્શન દેખત દુઃખ શમે–મ૦ ૩. ઘેબર ભોજન સરસાં પીરસ્યાં, કુકસ બાકસ કૌ ન જમે. મ૦ ૪. નીલ વરણ પ્રભુ કાન્તિ કે આગે, મરકત મણિ છબિ દૂર ભમે–મ૦ ૫. ન્યાયસાગર પ્રભુ જગનો પામી,

૨. નગરાજ વિનિર્મિત જન્મ મહં, મહનીય ચરિત્ર પવિત્ર તનુમ્; તનુકીકૃત વૈર નરેશ મદં, મદમત્ત ગજેન્દ્ર સદૃગ્ ગમનમ્. ૩. મન ઇહિત સૌખ્ય વિધાન પટું, પટુ વાણિ જનૌઘ કૃત સ્તવનમ્; વન જોદર સોદર પાણિ પદં, પદ પદ્મ વિલીન જગત્ કમલમ. ૪. મલ માન્ય વિમુક્ત પદ પ્રભવં, ભવ દુઃખ સુ દારુણ દાન ઘનમ્; ઘનસાર સુગન્ધિ મુખ શ્વસિતં, સિત સંયમ શીલ ધુરૈક વૃષમ્. ૫. વૃષ કાનન સેવન નીર ધરં ધરણી ધર વન્દ્ય મનિન્દ્ય ગુણમ્; ગુણ વજ્જનતા ઽઽશ્રિત સચ્ચરણં, રણ રંગ વિનિર્જિત દેવ નરમ. ૬. નરકા ઽઽદિકે દુઃખ સમૂહ હરં, હર હાર તુષાર સુ કીર્તિ ભરમ્; ભરત ક્ષિતિ પા ઽમિત બાહુ બલં, બલ શાસન શંસિત સાધુ જનમ્. ૭. જનકા ઽઽધનુરાગ વિધૌ વિમુખં, મુખ કાન્તિ વિનિર્જિત ચન્દ્ર કલમ્; કલના ઽતિગ સિદ્ધિ સમૃદ્ધ પરં, પર ભક્તિજના! નુત શાન્તિ જિનમ્. ૮. જિન પુંગવ નાયક! શિવ સુખ દાયક! નત દેવેન્દ્ર મુનીન્દ્ર વર! ત્રિભુવન જન બન્ધુર! ભવ તરુ સિન્ધુર! ભવ ભવિનાં ભવ ભીતિ હરઃ. ૯.

## ૧૯ શ્રી કુંથુનાથ જિન-સ્તવન.

[ઢાલ મરકલડાની]

ગજપુર નયરી સોહીયે જી, સાહીબ ગુણનીલો; શ્રી કુંથુનાથ મુખ મોહીયે જી, સાહીબ ગુણનીલો, સૂર નૃપતિ કુલચંદો જી, સા૦ શ્રીનંદન ભાવે વંદો જી૦ સા૦ ૧. અજ લંછન વંછીત પૂરે જી, સા૦ પ્રભુ સમરીઓ સંકટ ચૂરે જી, સા૦ પાંત્રીશ ધનુષ તનુ માને જી, સા૦ વ્રત એક સહસ અનુમાને જી, સા૦ આયુ વરષ સહસ પંચાણુ જી, સા૦ તનુ સોવન વાન વખાણું જી૦ સા૦ ૨. સમેતશીખર શિવ પાયા જી, સા૦ સાઠ સહસ મુનીશ્વર રાયા જી૦ સા૦ ૩. ખટ શત વળી સાઠ હજાર જી, સા૦ પ્રભુ સાધ્વીનો પરિવાર જી, સા૦ ગંધર્વ બળા અધિકારી જી, સા૦ પ્રભુ શાસન સાન્નિધ્યકારી જી૦ સા૦ ૪. સુખદાયક મુખને મટકે જી, સા૦ લાખેણે લોયણ લટકે જી, સા૦ બુધ શ્રી નયવિજય મુણીંદો જી, સા૦ સેવકને દીઓ આણંદો જી, સા૦ ૫.

## ૨૦ શ્રી અરનાથ જિન-સ્તવન.

૧ [સમયરિ સાદ દિએરે દેવ-એ દેશી.]

અરજિન ગજપુર વર શિણગાર, તાત સુદર્શન દેવી મલ્હાર; સાહીબ સેવીયે, મેરો મનકો પ્યારો સેવીયે; ત્રીશ ધનુષ પ્રભુ ઉચી કાય, વરષ સહસ ચોરાશી આય. સા૦ ૧. નંદાવર્ત્ત વિરાજે અંક, ટાળે પ્રભુ ભવભવના આતંક; સા૦ એક સહસશ્યું સંયમ લીધ, કનક વરણ તનુ જગત પ્રસિદ્ધ. સા૦ ૨. સમેતશિખર ગિરિ સબળ ઉછાહ, સિદ્ધિવધૂનો કર્યો વિવાહ; સા૦ પ્રભુના મુનિ પચાસ હજાર, સાઠ સહસ સાધ્વી પરિવાર. સા૦ ૩. યક્ષ ઇંદ્ર પ્રભુ સેવાકાર, ધારિણી શાસનની કરે સાર; સા૦ રવિ ઉગે નાસે જિમ ચોર, તિમ પ્રભુના ધ્યાને કરમ કઠોર. સા૦ ૪. તું સુરતરૂ ચિંતામણી સાર, તું પ્રભુ ભગતે મુગતિ દાતાર; સા૦ બુધ જશવિજય કરે અરદાસ, દીઠે પરમાનંદ વિલાસ. સા૦ ૫.

શુદ્ધ લગાર; ઉચિત સહી ઇણે અવસરે, સેવકની હો કરવી સંભાળ. ૫૦ ૪. મોહ ગયા જો તારશો, તિણ વેળા હો કહા તુમ ઉપગાર; સુખ વેળા સજ્જન ઘણાં, દુઃખ વેળા હો વિરલા સસાર. ૫૦ ૫. પણ તુમ દરિસન જોગથી, થયો હૃદયે હો અનુભવ પરકાશ; અનુભવ અભ્યાસી કરે, દુઃખદાયી હો સહુ કર્મ વિનાશ. ૫૦ ૬. કર્મ કલંક નિવારીને, નિજ રુપે હો રમે રમતા રામ; લહત અપૂરવ ભાવથી, ઇણ રીતે હો તુમ પદ વિશ્રામ. ૫૦ ૭. ત્રિકરણ જોગે વિનવું, સુખદાયી હો શિવાદેવી નંદ; ચિદાનંદ મનમેં સદા, તુમે આવો હો પ્રભુ! નાણ દિણંદ. ૫૦ ૮.

૨ [ આવો જમાઇ પ્રાહુણા, જયવંતાજી–એ દેશી ]

નિરખ્યો નેમિ જિણંદને અરિહંતાજી; રાજીમતી કર્યો ત્યાગ, ભગવંતાજી બ્રહ્મચારી સંયમ ગ્રહ્યો અ૦ અનુક્રમે થયા વીતરાગ ભ૦ ૧. ચામર ચક્ર સિંહાસન અ૦ પાદપીઠ સંયુક્ત ભ૦; છત્ર ચાલે આકાશમાં અ૦ દેવદુંદુભિ વર ઉત્ત. ભ૦ ૨. સહસ જોયણ ધ્વજ સોહતો અ૦ પ્રભુ આગલ ચાલંત ભ૦; કનક કમલ નવ ઉપરે અ૦ વિચરે પાય ઠવંત. ભ૦ ૩. ચાર મુખે દીયે દેશના અ૦ ત્રણ ગઢ ઝાકઝમાલ ભ૦; કેશ રોમ શ્મશ્રુ નખા અ૦ વાધે નહીં કોઇ કાલ. ભ૦ ૪. કાંટા પણ ઉધા હોય અ૦ પંચવિષય અનુકૂલ ભ૦; ષટ્ ઋતુ સમકાલે ફૂલે અ૦ વાયુ નહીં પ્રતિકૂલ ભ૦; ૫. પાણી સુગંધ સુર કુસુમની અ૦ વૃષ્ટિ હોય સુરસાલ ભ૦; પંખી દીયે સુપ્રદક્ષિણા અ૦ વૃક્ષ નમે અસરાલ. ભ૦ ૬. જિન ઉત્તમ પદ પદ્મની અ૦ સેવ કરે સુર કોડી ભ૦; ચાર નિકાયના જઘન્યથી અ૦ ચૈત્ય વૃક્ષ તેમ જોડી. ભ૦ ૭.

૩

રહો રહો રે યાદવ! દો ઘડીયાં, રહો૦ દો ઘડીયાં, દો ચાર ઘડીયાં–રહો રહો રે યાદવ! દો ઘડીયાં. શિવામાત મલ્હાર નગીને, કયું ચલીએ હમ વિછડીયાં? રહો૦ યાદવવંશ વિભૂષણ સ્વામી! તુમે આધાર છો અડવડીયાં–રહો૦ ૧. તો બિન ઓરસે નેહ ન કીનો, ઔર કરનકી આખડીયાં–રહો૦ ઇતને બીચ હમ છોડ ન જઇએ, હોત બુરાઇ લાજડીયાં–રહો૦ ૨. પ્રીતમ પ્યારે! નેહ કર જાનાં, જે હોત હમ શિર બાંકડીયાં–રહો૦ હાથસેં હાથ મિલાદે સાંઇ! ફૂલ બિછાઉં સેજડીયાં–રહો૦ ૩. પ્રેમકે પ્યાલે બહુત મસાલે, પીવત મધુરે સેલડીયાં–રહો૦ સમુદ્ર વિજય કુલ તિલક નેમિકુ, રાજુલ ઝરતી આંખડીયાં–રહો૦ ૪. રાજુલ છોર ચલે ગિરનારે, નેમ યુગલ કેવલ વરીયાં–રહો૦ રાજિમતી પણ દીક્ષા લીની, ભાવના રંગ રસે ચઢીયાં–રહો૦ ૫. કેવલ લઇ કરી મુગતિ સિધારે, દંપતી મોહન વેલડીયાં–રહો૦ શ્રી શુભવીર અચલ ભઇ જોડી, મોહરાય–શિર લાકડીયાં–રહો૦ ૬.

૪

દ્વારાપુરીનો નેમ રાજીયો, તજી છે જેણે રાજુલ જેવી નાર રે; ગિરનારી નેમ સંયમ લીધો છે બાળાવેશમાં. ૧. મંડપ રચ્યો છે મધ્ય ચોકમાં, જોવા મળીયું છે દ્વારાપુરીનું લોક રે. ગિરનારી નેમ૦ ૨. ભાભીએ મેણાં મારીયાં, પરણે વ્હાલો શ્રીકૃષ્ણનો

હરિહરબ્રહ્મા કો ન નમે-મ૦ ૬.

## ૨૨. શ્રી મુનિસુવ્રત જિન સ્તવન.

શ્રી મુનિસુવ્રત હરિકુલ ચંદા, દુરનય પંથ નિસાયો; સ્યાદ્વાદ રસ ગર્ભિત બાની, તત્ત્વ સરૂપ જનાયો. સુણુ જ્ઞાની! જિન બાની, રસ પીજે અતિ સન્માની. ૧. બંધ મોક્ષ એકાંતે માની, મોક્ષ જગત ઉછેદે; ઉભય નયાત્મક ભેદ ગ્રહીને, તત્ત્વ પદારથ વેદે-સુણુ૦ ૨. નિત્ય અનિત્ય એકાંત કહીને, અરથ ક્રિયા સબ નાસે; ઉભય સ્વરૂપે વસ્તુ બિરાજે, સ્યાદ્વાદ ઇમ ભાસે-સુણુ૦ ૩. કરતા ભુગતા બાહિજ દ્રષ્ટે, એકાંતે નહી થાવે, નિશ્ચય શુદ્ધ નયાતમ રૂપે, કુણુ કરતા ભુગતાવે-સુણુ૦ ૪. રૂપ વિના ભયો રૂપસ્વરૂપી, એક નયાતમ સંગી; તન વ્યાપી વિભુ એક અનેકા, આનંદઘન દુઃખરંગી-સુણુ૦ ૫. શુદ્ધ અશુદ્ધ નાશ અવિનાશી, નિરંજન નિરાકારો; સ્યાદ્વાદ મત સગરો નીકો, દુરનય પંથ નિવારો-સુણુ૦ ૬. સપ્તભંગી મતદાયક જિનજી, એક અનુગ્રહ કીજે; આતમ રૂપ જિસો તુમ લીધો, સો સેવકકું દીજે-સુણુ૦ ૭.

## ૨૩ શ્રી નમિનાથ જિન સ્તવન

પરમ રૂપ નિરંજન, જન મન રંજણો લલના; ભક્ત વચ્છલ ભગવંત તુ, ભવ ભવ ભંજણો લલના; જગત જંતુ હિતકારક, તારક જગધણી લલના; તુજ પદ પંકજ સેવ, હેવ મુજને ઘણી લલના૦ ૧. આવ્યો રાજ! હજુર, પૂરણ ભગતિ ભયેં-લલના-આપો સેવના આપ, પાપ જિમ સવિ ટળે લલના-તુજ સરીખા મહારાજ! મહેર જો નહિ કરે લલના-તો અમ સરીખા જીવનાં, કારજ કીમ સરે? લલના-૨. જગતારક જિનરાજ! બિરુદ છે તુમ તણો લલના-આપો સમકિતદાન પરાયા મત ગણો લલના-સમરથ જાણી દેવ, સેવના મેં કરી લલના-તુંહિ જ છે સમરત્થ, તરણુ તારણુ તરી લલના-૩. મૃગશીર સિત એકાદશી, ધ્યાન શુક્લ ધરી લલના-ઘાતી કરમ કરી અંત કે, કેવલ-શ્રી વરી લલના-જગનિસ્તારણુ કારણુ, તીરથ થાપીયો લલના-આતમ સત્તા ધર્મ ભક્તોને આપીયો લલના-૪. અમ વેળા કિમ આજ, વિલંબ કરી રહ્યા? લલના-જાણો છો મહારાજ! સેવકે ચરણુ ગ્રહ્યાં લલના-મન માન્યા વિના માહરું, નવિ છોડું કદા લલના-સાચો સેવક તેહ જે સેવ કરે સદા લલના-૫. વપ્રા માત સુજાત, કહાવો શું ઘણું? લલના-આપો ચિદાનંદ દાન, જનમ સફલો ગણું લલના-જિન ઉત્તમ પદ પદ્મ, વિજય પદ દીજીયે લલના-રૂપવિજય કહે સાહિબ! મુજરો લીજીએ લલના-૬.

## ૨૪ શ્રી નેમિનાથ સ્તવનો

### ૧ [અજિત જિણંદશું પ્રીતડી-એ દેશી]

પરમાતમ પૂરણુ કલા, પૂરણુ ગુણુ હો પૂરણુ જન આશ; પૂરણુ દૃષ્ટિ નિહાલીયે ચિત્ત ધરિયે હો અમચી અરદાસ. પ૦ ૧. સર્વ દેશ ઘાતી સહુ, અઘાતી હો કરી ઘાત દયાળ; વાસ કીયો શિવ મંદિરે, મોહે વીસરી હો ભમતો જગજાળ. પ૦ ૨. જગતારક પદવી લહી, તાર્યા સહી હો અપરાધી અપાર; તાત કહો મોહે તારતાં, કિમ કીની હો ઇણુ અવસર વાર. પ૦ ૩. મોહ મહા મદ છાકથી, હું છકીયો હો નહિ

શુદ્ધ લગાર; ઉચિત સહી ઇણે અવસરે, સેવકની હો કરવી સંભાળ. પ૦ ૪. મોહ ગયા જો તારશો, તિણ વેળા હો કહા તુમ ઉપગાર; સુખ વેળા સજ્જન ઘણાં, દુઃખ વેળા હો વિરલા સંસાર. પ૦ ૫. પણ તુમ દરિસન જોગથી, થયો હૃદયે હો અનુભવ પરકાશ; અનુભવ અભ્યાસી કરે; દુઃખદાયી હો સહુ કર્મ વિનાશ. પ૦ ૬. કર્મ કલંક નિવારીને, નિજ રુપે હો રમે રમતા રામ; લહત અપૂરવ ભાવથી, ઇણ રીતે હો તુમ પદ વિશ્રામ. પ૦ ૭. ત્રિકરણ જોગે વિનવું, સુખદાયી હો શિવાદેવી નંદ; ચિદાનંદ મનમેં સદા, તુમે આવો હો પ્રભુ! નાણ દિણંદ. પ૦ ૮.

૨ [ આવો જમાઇ પ્રાહુણા, જયવંતાજી—એ દેશી ]

નિરખ્યો નેમિ જિણંદને અરિહંતાજી; રાજીમતી કર્યો ત્યાગ, ભગવંતાજી બ્રહ્મચારી સંયમ ગ્રહ્યો અ૦ અનુક્રમે થયા વીતરાગ ભ૦ ૧. ચામર ચક્ર સિંહાસન અ૦ પાદપીઠ સંયુક્ત ભ૦; છત્ર ચાલે આકાશમાં અ૦ દેવદુંદુભિ વર ઉત્ત. ભ૦ ૨. સહસ જોયણ ધ્વજ સોહતો અ૦ પ્રભુ આગલ ચાલંત ભ૦; કનક કમલ નવ ઉપરે અ૦ વિચરે પાય ઠવંત. ભ૦ ૩. ચાર મુખે દીયે દેશના અ૦ ત્રણ ગઢ ઝાકઝમાલ ભ૦; કેશ રોમ શ્મશ્રુ નખા અ૦ વાધે નહીં કોઇ કાલ. ભ૦ ૪. કાંટા પણ ઉંધા હોય અ૦ પંચવિષય અનુકૂલ ભ૦; ષટ્ રૂતુ સમકાલે ફૂલે અ૦ વાયુ નહીં પ્રતિકૂલ ભ૦; ૫. પાણી સુગંધ સુર કુસુમની અ૦ વૃષ્ટિ હોય સુરસાલ ભ૦; પંખી દીયે સુપ્રદક્ષિણા અ૦ વૃક્ષ નમે અસરાલ. ભ૦ ૬. જિન ઉત્તમ પદ પદ્મની અ૦ સેવ કરે સુર કોડી ભ૦; ચાર નિકાયના જઘન્યથી અ૦ ચૈત્ય વૃક્ષ તેમ જોડી. ભ૦ ૭.

૩

રહો રહો રે યાદવ! દો ઘડીયાં, રહો૦ દો ઘડીયાં, દો ચાર ઘડીયાં—રહો રહો રે યાદવ! દો ઘડીયાં. શિવામાત મલ્હાર નગીને, કયું ચલીએ હમ વિછડીયાં? રહો૦ યાદવવંશ વિભૂષણ સ્વામી! તુમે આધાર છો અડવડીયાં—રહો૦ ૧. તો બિન ઓરસે નેહ ન કીનો, ઔર કરનકી આખડીયાં—રહો૦ ઇતને બીચ હમ છોડ ન જઇએ, હોત બુરાઇ લાજડીયાં—રહો૦ ૨. પ્રીતમ પ્યારે! નેહ કર જાનાં, જે હોત હમ શિર બાંકડીયાં—રહો૦ હાથસેં હાથ મિલાદે સાંઇ! ફૂલ બિછાઉં સેજડીયાં—રહો૦ ૩. પ્રેમકે પ્યાલે બહુત મસાલે, પીવત મધુરે સેલડીયાં—રહો૦ સમુદ્ર વિજય કુલ તિલક નેમિકું, રાજુલ ઝરતી આંખડીયાં—રહો૦ ૪. રાજુલ છોર ચલે ગિરનારે, નેમ યુગલ કેવલ વરીયાં—રહો૦ રાજિમતી પણ દીક્ષા લીની, ભાવના રંગ રસે ચડીયાં—રહો૦ ૫. કેવલ લઇ કરી મુગતિ સિધારે, દંપતી મોહન વેલડીયાં—રહો૦ શ્રી શુભવીર અચલ ભઇ જોડી, મોહરાય-શિર લાકડીયાં—રહો૦ ૬.

૪

દ્વારાપુરીનો નેમ રાજીયો, તજી છે જેણે રાજુલ જેવી નાર રે; ગિરનારી નેમ સંયમ લીધો છે બાળાવેશમાં. ૧. મંડપ રચ્યો છે મધ્ય ચોકમાં, જોવા મળીયું છે દ્વારાપુરીનું લોક રે. ગિરનારી નેમ૦ ૨. ભાભીએ મેણાં મારીયાં, પરણે વ્હાલો શ્રીકૃષ્ણનો

વીર રે. ગિરનારી નેમ૦ ૩. ગોખે બેસીને રાજુલ જોઈ રહ્યાં, કયારે આવે જાદવકુલનો દીપ રે. ગિરનારી નેમ૦ ૪. નેમજી તે તોરણ આવીયા, સુણી કાંઈ પશુનો પોકાર રે. ગિરનારી નેમ૦ ૫. સાસુએ નેમજીને પોંખીયા, વ્હાલો મારો તોરણ ચઢવા જાય રે. ગિરનારી નેમ૦ ૬. નેમજીએ શાળાને બોલાવીયા, શાને કરે છે પશુડાં પોકાર રે. ગિરનારી નેમ૦ ૭. રાતે રાજુલ બહેન પરણશે, સવારે દેશું ગોરવનાં ભોજન રે. ગિરનારી નેમ૦ ૮ નેમજીએ રથ પાછો વાળીયો, જઈ ચઢવા ગઢ ગિરનાર રે. ગિરનારી નેમ૦ ૯. રાજુલ બેની રૂવે ધ્રુસકે, રૂવે રૂવે કાંઈ દ્વારાપુરીના લોક રે. ગિરનારી નેમ૦ ૧૦. વીરાએ બેનીને સમજાવીયા, અવર દેશું નેમ સરીખો ભરતાર રે. ગિરનારી નેમ૦ ૧૧. પીયુ તે નેમ એકધારીયા, અવર દેખું ભાઈ ને બીજા બાપ રે. ગિરનારી નેમ૦ ૧૨. જમણી આંખે શ્રાવણ સરવરે, ડાબી આંખે ભાદરવો ભરપુર રે. ગિરનારી નેમ૦ ૧૩. ચીર ભીંજાય રાજુલ નારનાં, વાગે છે કાંઇ કંટક અપાર રે. ગિરનારી નેમ૦ ૧૪. હીરવિજય ગુરુ હીરલો, લબ્ધિવિજય કહે કરજોડ રે. ગિરનારી નેમ૦ ૧૫. નેમિ તીર્થંકર બાવીશમાં, સખીયો કહે ન મળે એની જોડ રે. ગિરનારી નેમ૦ ૧૬.

## ૨૫ શ્રી પંચાસરા પાર્શ્વનાથ જિન–સ્તવન

૧

પરમાતમ પરમેશ્વરુ, જગદીશ્વર જિનરાજ, જગબંધવ જગભાણ બલિહારી તુમ તણી, ભવજલધિમાં રે જહાજ. ૧. તારક વારક મોહનો, ધારક નિજ ગુણ ઋદ્ધિ; અતિશયવંત ભદંત રૂપાળી શિવ વધૂ, પરણી લહી નિજ સિદ્ધિ ૨. જ્ઞાન દર્શન અનંત છે, વળી તુજ ચરણ અનંત; ઇમ દાનાદિ અનંત ક્ષાયિકભાવે થયા, ગુણ તે અનંતાનંત. ૩. બત્રીશ વર્ણ સમાય છે, એક જ શ્લોક મોઝાર; એક વર્ણ પ્રભુ તુજ ન માયે જગતમાં, કેમ કરી થૂણીએ ઉદાર. ૪. તુજ ગુણ કોણ ગણી શકે, જો પણ કેવલી હોય; આવિર્ભાવે તુજ સયલ ગુણ માહરે, પ્રછન્ન ભાવથી જોય. ૫. શ્રી પંચાસરા પાસજી, અરજ કરૂં એક તુજ; આવિર્ભાવથી થાય દયાલ કૃપાનિધિ, કરુણા કીજેજી મુજ. ૬. શ્રી જિન ઉત્તમ તાહરી, આશા અધિક મહારાજ; પદ્મવિજય કહે એમ લહું શિવનગરીનું, અક્ષય અવિચલ રાજ. ૭.

## શ્રી શામલા પાર્શ્વનાથ જિન સ્તવન.

૨

રાતા જેવાં ફૂલડાં ને, શામલ જેવો રંગ; આજ તારી આંગીનો કાંઈ, રૂડો બન્યો રંગ; પ્યારા પાસજી હો લાલ, દીનદયાળ મુને નયણે નિહાલ. ૧. જોગીવાડે જાગતો ને, માતો ધિંગડમલ્લ; શામલો સોહામણો કાંઈ, જીત્યા આઠે મલ્લ. પ્યા૦ ૨. તું છે મારો સાહિબો ને, હું છું તારો દાસ; આશા પૂરો દાસની. કાંઈ સાંભળી અરદાસ. પ્યા૦ ૩. દેવ સઘળા દીઠા તેમાં, એક તું અવલ્લ; લાખેણું છે લટકું તહારૂં, દેખી રીઝે દિલ્લ. પ્યા૦ ૪. કોઇ નમે પીરને ને, કોઈ નમે રામ; ઉદયરત્ન કહે પ્રભુ, મારે તુમશું કામ. પ્યા૦ ૫.

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ જિન સ્તવન

૩

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો; સાંભળીને આવ્યો હું તીરેં, જન્મ મરણ દુઃખ વારો; સેવક અર્જ કરે છે રાજ, અમને શિવસુખ આપો. ૧. સહુકોનાં મનવંછિત પૂરો, ચિંતા સહુની ચૂરો; એહવું બિરુદ છે રાજ તમારું, કેમ રાખો છો દૂરે. સેવક૦ ૨. સેવકને વલવલતો દેખી, મનમાં મહેર ન ધરશો; કરુણાસાગર કેમ કહેવાશો, જો ઉપગાર ન કરશો. સેવક૦ ૩. લટપટનું હવે કામ નહીં છે, પ્રત્યક્ષ દરિશન દીજે; ધુંઆડે ધીજું નહિ સાહિબ, પેટ પડ્યાં પતિજે સેવક૦ ૪. શ્રી શંખેશ્વર મંડણ સાહિબ, વિનતડી અવધારો; કહે જિન હર્ષ મયા કરી મુજને, ભયસાયરથી તારો. સેવક૦ ૫.

૪

મોહન મુજરો લેજો રાજ, તુમ સેવામાં રહીશું. વામાનંદન જગદાનંદન, જેહ સુધારસ ખાણી; મુખને મટકે લોચનને લટકે, લોભાણી ઈંદ્રાણી. મોહન૦ ૧. ભવ પટ્ટણ ચિહું દિશી ચારે ગતિ, ચોરાશી લખ ચૌટા; ક્રોધ માન માયા લોભાદિક, ચોવટીયા અતિ ખોટા. મોહન૦ ૨. મિથ્યા મ્હેતો કુમતિ પુરોહિત, મદન સેનાને તોરે; લાંચ લઈ લખ લોક સંતાપે, મોહ કંદર્પ જોરે. મોહન૦ ૩. અનાદિ નિગોદ તે બંધીખાણો, તૃષ્ણા તોપે રાખ્યો; સંજ્ઞા ચારે ચોકી મેલી, વેદ નપુંસક વાંકો. મોહન૦ ૪. ભવસ્થિતિ કર્મ વિવર લઈ નાઠો, પુણ્ય ઉદય પણ વાધ્યો; સ્થાવર વિકલેંદ્રિયપણું ઓળંગી, પંચેંદ્રિયપણું લાધો. મોહન૦ ૫. માનવ ભવ આ રાજ ફળ સદ્‌ગુરુ, વિમળ બોધ મળ્યો મુજને; ક્રોધાદિક સહુ શત્રુ વિણાસી, તેણે ઓળખાવ્યો મુજને મોહન૦ ૬. પાટણ માંહે પરમ દયાળુ, જગત વિભૂષણ ભેટ્યા; સત્તર બાણું શુભ પરિણામે, કર્મ કઠિન મેટ્યા, મોહન૦ ૭. સમકિત ગજ ઉપશમ અંબાડી, જ્ઞાન કટક બળ કીધું; ખીમાવિજય જિન ચરણકરણ પસાયે, રાજ પોતાનુંલીધું. મોહન૦ ૮.

૫

પ્યારો પ્યારો રે હો વાલા મારા પાસજિણંદ મુને પ્યારો, તારો તારો રે વાલા મારા ભવના દુઃખડા વારો. કાશીદેશ વણારસી નગરી, અશ્વસેન કુલ સોહીએરે; પાસ જિણંદા વામાનંદા મારા વાલા; દેખીત જન મન મોહીએ પ્યારો૦ ૧. છપ્પન દીગકુમરી મીલી આવે, પ્રભુજીને હુલરાવે રે. થેઈ થેઈ નાચ કરે મારા વાલા, હરખે જિનગુણ ગાવે. પ્યારો. ૨. કમઠ હઠ ગાળ્યો પ્રભુ પાશ્ર્વે; બળતા ઉગાર્યો ફણી નાગરે; દીઓ સાર નવકાર નાગકું, ધરણીંદ્ર પદ પાયો. પ્યારો૦ ૩. દીક્ષા લઇ પ્રભુ કેવળ પાયો, સમવસરણમેં સુહાયોરે; દીયે મધુરી દેશના પ્રભુ ચોમુખ, ધર્મ સુણાયો. પ્યારો૦ ૪. કર્મ ખપાવી શીવપુર જાવે, અજરામર પદ પાવેરે; જ્ઞાન અમૃતરસ ફરસે મારા વાલા, જ્યોતીસે જ્યોત મીલાવે. પ્યારો૦ ૫.

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન

૬

નિત્ય સમરું સાહેબ વયણાં, નામ સુણતાં શીતલ વયણાં; ગુણ ગાતાં ઉલસે

વીર રે. ગિરનારી નેમ૦ ૩. ગોખે બેસીને રાજુલ જોઈ રહ્યાં, ક્યારે આવે જાદવકુલનો દીપ રે. ગિરનારી નેમ૦ ૪. નેમજી તે તોરણ આવીયા, સુણી કાંઈ પશુનો પોકાર રે. ગિરનારી નેમ૦ ૫. સાસુએ નેમજીને પોંખીયા, વ્હાલો મારો તોરણ ચઢવા જાય રે. ગિરનારી નેમ૦ ૬. નેમજીએ શાળાને બોલાવીયા, શાને કરે છે પશુડાં પોકાર રે. ગિરનારી નેમ૦ ૭. રાતે રાજુલ બહેન પરણશે, સવારે દેશું ગોરવનાં ભોજન રે. ગિરનારી નેમ૦ ૮ નેમજીએ રથ પાછો વાળીયો, જઈ ચઢવા ગઢ ગિરનાર રે. ગિરનારી નેમ૦ ૯. રાજુલ બેની રૂવે ધ્રુસકે, રૂવે રૂવે કાંઈ દ્વારાપુરીના લોક રે. ગિરનારી નેમ૦ ૧૦. વીરાએ બેનીને સમજાવીયા, અવર દેશુ નેમ સરીખો ભરતાર રે. ગિરનારી નેમ૦ ૧૧. પીયુ તે નેમ એકધારીયા, અવર દેખું ભાઈ ને બીજા બાપ રે. ગિરનારી નેમ૦ ૧૨. જમણી આંખે શ્રાવણ સરવરે, ડાબી આંખે ભાદરવો ભરપુર રે. ગિરનારી નેમ૦ ૧૩. ચીર ભીંજાય રાજુલ નારનાં, વાગે છે કાંઈ કંટક અપાર રે. ગિરનારી નેમ૦ ૧૪. હીરવિજય ગુરુ હીરલો, લબ્ધિવિજય કહે કરજોડ રે. ગિરનારી નેમ૦ ૧૫. નેમિ તીર્થંકર બાવીશમાં, સખીયો કહે ન મળે એની જોડ રે. ગિરનારી નેમ૦ ૧૬.

## ૨૫ શ્રી પંચાસરા પાર્શ્વનાથ જિન-સ્તવન

૧

પરમાતમ પરમેશ્વરુ, જગદીશ્વર જિનરાજ, જગબંધવ જગભાણ બલિહારી તુમ તણી, ભવજલધિમાં રે જહાજ. ૧. તારક વારક મોહનો, ધારક નિજ ગુણ ઋદ્ધિ; અતિશયવંત ભદંત રૂપાળી શિવ વધૂ, પરણી લહી નિજ સિદ્ધિ ૨. જ્ઞાન દર્શન અનંત છે, વળી તુજ ચરણ અનંત; ઇમ દાનાદિ અનંત ક્ષાયિકભાવે થયા, ગુણ તે અનંતાનંત. ૩. બત્રીશ વર્ણ સમાય છે, એક જ શ્લોક મોઝાર; એક વર્ણ પ્રભુ તુજ ન માયે જગતમાં, કેમ કરી થૂણીએ ઉદાર. ૪. તુજ ગુણ કોણ ગણી શકે, જો પણ કેવલી હોય; આવિર્ભાવે તુજ સયલ ગુણ માહરે, પ્રછન્ન ભાવથી જોય. ૫. શ્રી પંચાસરા પાસજી, અરજ કરૂં એક તુજ; આવિર્ભાવથી થાય દયાલ કૃપાનિધિ, કરુણા કીજેજી મુજ. ૬. શ્રી જિન ઉત્તમ તાહરી, આશા અધિક મહારાજ; પદ્મવિજય કહે એમ લહું શિવનગરીનું, અક્ષય અવિચલ રાજ. ૭.

## શ્રી શામલા પાર્શ્વનાથ જિન સ્તવન.

૨

રાતા જેવાં ફૂલડાં ને, શામલ જેવો રંગ; આજ તારી આંગીનો કાંઈ, રૂડો બન્યો રંગ; પ્યારા પાસજી હો લાલ, દીનદયાળ મુને નયણે નિહાલ. ૧. જોગીવાડે જાગતો ને, માતો ધિંગડમલ્લ; શામલો સોહામણો કાંઈ, જીત્યા આઠે મલ્લ. પ્યા૦ ૨. તું છે મારો સાહિબો ને, હું છું તારો દાસ; આશા પૂરો દાસની. કાંઈ સાંભળી અરદાસ. પ્યા૦ ૩. દેવ સઘળા દીઠા તેમાં, એક તું અવલ્લ; લાખેણું છે લટકું તહારૂં, દેખી રીઝે [illegible] પ્યા૦ ૪. કોઈ નમે પીરને ને, કોઈ નમે રામ; ઉદયરત્ન કહે પ્રભુ, મા [illegible]

મ્હાં૦ ૧૦: કાચે તાંતણે ગાડલું બાંધી, રાજાયે થવું ધુરમાં; પણ પાછું વાળી જોયા વિના, જવું જરુર નિજ પુરમાંરે. મ્હાં૦ ૧૧. જો પાછું વાળીને જોશે, તો પ્રતિમા તિહાં રહેશે; ભુલ્યો બાજીગર જેમ સોચે, તેમ ચિંતા દુઃખ સહેશેરે. મ્હાં૦ ૧૨. એહવું સ્વપ્ન દેખીને રાણી, નિદ્રામાંથી જાગી; પ્રેમ ધરીને દેવગુરુનું, સ્મરણ કરવા લાગીરે. મ્હાં૦ ૧૩. તેમજ કરી પૃથ્વીપતિ ચાલ્યો, ઓજથી હાથ ન હાલ્યો; શંકા ઉપજી પ્રતિમા કેરી, મુખ વાળી તિહાં ભાલ્યોરે. મ્હાં૦ ૧૪. પ્રતિમા અધર રહી ત્યાં આગળ, ગાડું નીકલી ચાલ્યું; વિના વિચારે કીધું તે તો, રાજાના દીલમાં સાલ્યુંરે. મ્હાં૦ ૧૫. પણ પ્રતિમા ઉપર પ્રીતિથી, શ્રીપુરનગર વસાવી; રહેવા લાગ્યો ત્યાં પર રાજા, નગરલોકને હુસાવીરે. મ્હાં૦ ૧૬. ચૈત્યપ્રતિષ્ઠા મહોત્સવ કીધો, જગમાં યશ બહુ લીધો; પ્રતિ દીન ત્રિકાળ પૂજા કરીને નિજ ભવ સફલો કીધોરે. મ્હાં૦ ૧૭ તે કાલે પણિહારી બેહડું, લઇ નીચે જઇ શક્તિ; હવણે તો અંગલોહણું નીકળે, દીપ શીખા જુવો જગતીરે. મ્હાં૦ ૧૮. દુઃખમ કાલમેં એમ પ્રભુની, મૂરતી અધર બિરાજે; તે કારણ અંતરીક્ષ પાસજી, નામ જગતમાં ગાજેરે. મ્હાં૦ ૧૯. તે પ્રભૂની યાત્રા કરવાને, અમલનેરથી આવે, રૂપચંદ મોહનચંદ પોતે, સંઘ લઇ શુદ્ધ ભાવેરે. મહાં૦ ૨૦. સંવત ઓગણીસ છપ્પનકેરા, મહા શુદ દશમી સારી, લક્ષ્મીવિજય ગુરુરાજ પસાયે, હંસ નમે વારંવારીરે. મ્હાં૦ ૨૧.

૮ [ મહારા પાસજી રેલો—એ દેશી ]

જિનજી ત્રેવીશમો જિન પાસ, આશ મુજ પૂરવે રેલો; માહરા નાથજી રે લો, જિ૦ ઇહ ભવ પરભવ દુઃખ દોહગ સવિ ચુરવે રે લો મા૦; જિ૦ આઠ પ્રતિહાર્ય શું જગમાં તું જયો રે લો મા૦, જિ૦ તાહરા વૃક્ષ અશોકથી, શોક દુરે ગયો રે લો. મા૦ ૧. જિ૦ જાનુ પ્રમાણ ગિર્વાણ, કુસુમ વૃષ્ટિ કરે રે લો મા૦, જિ૦ દિવ્યધ્વની સુર પૂરે કે, વાંસલીયે સ્વરે લો મા૦; જિ૦ ચામર કેરી હાર ચલંતી, એમ કહેરે લો મા૦, જિ૦ જે નમે અમર પરે તે ભવિ, ઉર્ધ્વ ગતિ લહે રે લો. મા૦ ૨. જિ૦ પાદપીઠ સિંહાસન, વ્યંતર વિરચિયે રે લો મા૦, જિ૦ તિહાં બેસી જિનરાજ, ભવિક દેશના દીયે રે લો મા૦; જિ૦ ભામંડલ શિર પૂઠે, સૂર્ય પરે તપે રે લો મા૦, જિ૦ નિરખી હરખે જેહ, તેહના પાતક ખપે રે લો: મા૦ ૩. જિ૦ દેવ દુંદુભિનો નાદ, ગંભીર ગાજે ઘણો રે લો. મા૦, જિ૦ ત્રણ છત્ર કહે તુજ. કે, ત્રિભુવન પતિ તણો રે લો. મા૦; જિ૦ એ ઠકુરાઇ તુજ કે, બીજે નાહ ઘટે રે લો મા૦, જિ૦ રાગી દ્વેષી દેવ કે, તે ભવમાં અટે રે લો. મા૦ ૪. જિ૦ પૂજક નિંદક હોય કે, તાહરે સમપણે રે લો મા૦, જિ૦ કમઠ ધરણ પતિ ઉપરે, સમચિત્ત ગણે રે લો મા૦; જિ૦ પણ ઉત્તમ તુજ પાદ, પદ્મ સેવા કરે રે લો. મા૦, જિ૦ તેહ સ્વભાવે ભવ્ય કે, ભયસાયર તરે રે લો. મા૦ ૫.

૯

આશ પૂરે સદા પરમેસરુ, દાસ પરિ જાસ સુર સેવ સારે; ભીમ ભવસાગરુ ઘોર ભય આગરુ, વાહણ પરે લોકના થોક તારે. આશ૦ ૧. માત વામા સતી પુત્ર હુલરાવતી, નવ નવાં હાલરે ગીત ગાવે; રૂપ અદ્ભૂત નિજ પુત્રનું દેખતાં, આનંદ

નયણુંરે, શંખેશ્વર સાહિબ સાચો; બીજાનો આશરો કાચોરે, શંખે૦ ૧. દ્રવ્યથી દેવ દાનવ પૂજે; ગુણ સંચિતસો પણ લીજે; અરિહાપદ પર્યંવ છાજે, મુદ્રા પદ્માસન રાજેરે. શંખે૦ બી૦ ૨. સંવેગ તજી ઘરવાસો, પ્રભુ પાસના ગણધર થાશો; તવ મુક્તિપુરીમાં જાશો, ગુણ લોકમાં વયણે ગવાસોરે. શંખે૦ બી૦ ૩. એમ દામોદર જિનવાણી, અષાઢી શ્રાવક જાણી; જિનવંદી નિજઘર આવે, પ્રભુ પાસની પ્રતિમા ભરાવેરે. શં૦ બી૦ ૪. ત્રણ કાલ તે ધુપ ઉવેખે. ઉપકારી શ્રી જિન સેવે; પછી તેહ વૈમાનિક થાવે, તે પ્રતિમા પણ તિહાં લાવેરે શં૦ બી૦ ૫ ઘણા કાલ પૂજી બહુમાને, વલી સૂરજ ચંદ્ર વિમાને; નાગ લોકનાં કષ્ટ નિવાર્યા, જ્યારે પાર્શ્વ પ્રભુજી પધાર્યારે. શં૦ બી૦ ૬. યદુરાય રહ્યો રણઘેરી જીત્યા નવિ જાયે વૈરી, જરાસેને જરા તવ મેહેલી, હરિ બલ વિના સઘલે ફેલીરે. શં૦ બી૦ ૭. નેમીશ્વર ચોકી વિશાલી. અઠ્ઠમ કરે વનમાલી. તુઠી પદ્માવતી બોલી. આપે પ્રતિમા ઝાકઝમા લિરે. શં૦ બી૦ ૮. પ્રભુ પાસની પ્રતિમા પૂજી, બલવંત જરા તવ ધ્રુજી; છંટકાવ ન્હવણ જલ જોતી, જાદવની જગ જાય રોતીરે. શં૦ બી૦ ૯. શંખપૂરીને સહુને જગાવે, શંખેશ્વર ગામ વસાવે; મંદિરમાં પ્રભુ પધરાવે, શંખેશ્વર નામ ધરાવેરે. શં૦ બી૦ ૧૦. રહે જે જિન રાજ હજુરે, સેવક મનવંછિત પૂરે; એ ભેટણ પ્રભુજીને કાજે, શેઠ મોતીભાઈને રાજેરે. શં. બી૦ ૧૧. નાના માણેક કેરા નંદ; સંઘવી પ્રેમચંદ વીરચંદ; રાજનગરથી સંઘ ચલાવે, ગામોગામના સંઘ મિલાવેરે. શં૦ બી૦ ૧૨. અઢાર અઠોત્તેર વરષે, ફાગણ વદિ તેરશ દિવસે; જિન વંદીને આણંદ પાવે, શુભવીર વચન રસ ગાવેરે. શં૦ બી૦ ૧૩.

## શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથ જિન સ્તવન.

૭

મ્હારી કલ્પ વેલડી મૂરતી શ્રી અંતરીક્ષ પાસની, મ્હારી કલ્પ વેલડી. એક સમય લંકાપતિ રાવણ હુકમ આપ ફરમાવે; માલી સુમાલી વિદ્યાધર બે, કાર્ય કારણ તસ જાવેરે. મ્હારી૦ ૧. જાય વિમાન ઝડપથી તેહનું. જેમ ગગને ગુંબારા; મધ્યાન્હે ભોજન વેળાએ, વિમાન હેઠે ઉતારારે. મ્હા૦ ૨. તવ સેવક મન સંશય ઉપન્યો, પ્રતિમા ઘેર વિસારી; પ્રભૂ પૂજન વિના ભોજન ન કરે, મુજ સ્વામી ભાગ્યશાળીરે. મ્હા૦ ૩. વેલુમય મૂરતી નીપજાવી, કરી પૂજન તૈયારી; સ્વામીએ પૂજન કરી ભોજન, લીધા શરીર સુખકારીરે. મ્હા૦ ૪. જાતાં મૂરતીને પધરાવી, સરોવરમાં ઊછરંગે; અધિષ્ટાયક દેવે અખંડિત, રાખી તિહાં ઉમંગેરે. મ્હા૦ ૫. એક દીન બિંગલપુરનો રાજા, શ્રીપાલ કુષ્ટી આવે; હાથ મુખ પ્રમુખ અંગોને, પખાલી નિજ ઘર જાવેરે. મ્હા૦ ૬. સુખડું નીરોગી દેખી રાણી, ફરી ત્યાં જાઈ નવરાવે; કંચન સમ કાયા રાજાની, જોઈ જોઇ અચરીજ પાવેરે. મ્હા૦ ૭. બલી બાકુલ નાખી પટરાણી, બોલી મધુરી વાણી; દેવી દેવ જે કોઈ હોય તે, દ્યો દરશન હીત આણીરે. મ્હા૦ ૮. એમ કરી ઘર જઈને સુતી, સ્વપ્ને દેવી દીઠી; પાર્શ્વ પ્રભુની પ્રતિમા ઇહાં છે, એમ વાણી સુણી મીઠીરે. મ્હા૦ ૯. રોગી રાજા નીરોગ થયો તે, જિનજી તણો પસાય; તે કારણ પ્રતિમા કાઢીને, ગાડે દીયો પધરાયરે.

ધરી નિરમાય. પા૦ ૪. અમ સરીખા જે મોહે ભ્રમ્યાજી, તેહને દ્યોડી સહાય; સૌભાગ્ય-લક્ષ્મીસૂરી - પદ વરેજી, જેહ તુજને નિતુ ધ્યાય પા૦ ૫.

## શ્રી દાદા પાર્શ્વજિન સ્તવન.

૧૩

મેરે સાહિબ તુમહિ હો, પ્રભુ પાસ જિણુંદા; ખિજમતગાર ગરીબ હું, મેં તેરા બંદા. મે૦ ૧. મેં ચકોર કરું ચાકરી, જબ તુમહિ ચંદા; ચક્રવાક મેં હુઈ રહું, જબ તુમહિ દિણુંદા. મે૦ ૨. મધુકર પરે મેં રણુજણું, જબ તુમ અરવિંદા; ભક્તિ કરું ખગપતિ પરે, જબ તુમહિ ગોવીંદા. મે૦ ૩. તુમ જબ ગર્જિત ઘન ભયે, તબ મેં શિખિનંદા; તુમ સાયર જબ મેં તદા, સુરસરિતા અમંદા. મે૦ ૪. દૂર કરો દાદા પાસજી, ભવ દુઃખકા ફંદા; વાચક જશ કહે દાસકું, દીજે પરમાનંદા. મે૦ ૫.

## શ્રી ગોડી પાર્શ્વનાથ જિન સ્તવન.

૧૪

તજો માન માયા ભજો ભાવ આણી, વામાનંદને સેવીએ સાર જાણી; જુઓ નાગ ને નાગણી નાથ ધ્યાને, પામ્યા શક્રની સંપદા બોધિદાને. ૧. વસ્યા પાટણે કાલ કેતો ધરામાં, પધાર્યા પછી પ્રેમ શું પારકરમાં; થલીમાં વલી વાસ કીધો વિચારી, પૂરે લોકની આશ ત્રૈલોક ધારી. ૨. ધરી હાથમાં લાલ કબાંણુ રંગે, ભીડી ગાતડી રાતડી નીલ અંગે; ચઢી નીલડે તેજી એ વિઘ્ન વારે, ધાઈ વહારે પંથ ભૂલા સુધારે. ૩. જેણે પાસ ગોડી તણો રૂપ જોયો, તેણે કર્મના પાસનો જોર ખોયો, જેણે પાસ ગોડી તણા પાય પૂજ્યા, શત્રુ સર્વથા તેહના સર્વ ધ્રૂજ્યા. ૪. સહુ દેવ દેવી હુઆ આજ ખોટા, પ્રભુ પાસના એકલા કર્મ મોટા; ગોડી આપ જોરે નવ ખંડ ગાજે, જેથી શાકીણિ ડાકીણિ દૂર ભાજે. ૫. પૂરે કામના પાસ ગોડી પ્રસિદ્ધો, હેલા મોહ રાજા જેણે જેર કીધો; મહા દુષ્ટ દુર્દન્ત જે ભૂત ભુંડા; પ્રભુ પાસ નામે સર્વ વાસ ગુંડા. ૬. જરા જન્મ મહા રોગના મૂલ કાપે, આરાધ્યો સદા સંપદા શુદ્ધ આપે; ઉદયરત્ન ભાખે નમો પાસ ગોડી, નાખો નાથજી દુઃખની જાલ તોડી. ૭.

## શ્રી મંડોવરા પાર્શ્વનાથ જિન સ્તવન.

૧૫

તાર મુજ તાર મુજ તાર ત્રિભુવન ધણી, પાર ઉતાર સંસાર સ્વામી; પ્રાણ તું ત્રાણ તું શરણ આધાર તું, આતમારામ મુજ તુંહિ સ્વામી. તાર૦ ૧. તુંહિ ચિન્તા-મણિ તુંહિ મુજ સુરતરું, કામઘટ કામધેનુ વિધાતા; સકલ સંપત્તિ કરુ, વિકટ સંકટ હરુ, પાસ મંડોવરો મુક્તિ દાતા. તાર૦ ૨. પુન્ય ભરપૂર અંકૂર મુજ જાગીઓ, ભાગ્ય સૌભાગ્ય સુખ નૂર વાધ્યો; સકલ વંછિત ફલ્યો માહરો દિન વળ્યો, પાસ મંડોવરો દેવ લાધ્યો. તાર૦ ધન્ય મરુ દેશ મંડોવરા નરવરી, ધન્ય અયોધ્યા નયરી નીકા; ધન્ય ચોધા તે ધન્ય તે ધન્ય કુલ પુન્ય તે, પાસ પૂજે સદા દેવ લોકા. તાર૦ ૪. પાસ મુજ તું ધણી પ્રીતી તુજ બની ઘણી, વિબુધવર કહાનજી ગુરુ વખાણી; મુક્તિ જા

ઉલટ અંગ આવે. આશ૦ ૨. પાસ સુર દેવી પદમાવતી ગુણવતી, ભગતજન વાંછિત સર્વે આપે; કીર્ત્તિવિજય ઉવઝાયનો સેવક, વિનય નિજ ચિત્ત પ્રભૂ પાસ થાપે. આશ૦ ૩.

૧૦

સેવો ભવિજન જિન ત્રેવીશમો, લંછન નાગ વિખ્યાત; જલધર સુંદર પ્રભુજીની દેહડી, વામા રાણીનો જાત. સે૦ ૧. ચઉદિશે ઘોર ઘટા ઘનશું મળ્યો, કમઠે રચ્યો જલધાર; મૂસલધારે જલ વરસે ઘણું, જલ થલનો ન લહું પાર. સે૦ ૨. વડ હેઠલ ન્હાલો કાઉસગ્ગ રહ્યો, મેરુ તણી પેરે ધીર; ધ્યાન તણી ધારા વાધે તિહાં, ચડીયાં ઉંચાં જી નીર. સે૦ ૩. અચળ ન ચળીયો પ્રભુજી માહરો, પામ્યો કેવળનાણ; સમોવસરણ સુર કોડ મળ્યા તિહાં, વાજ્યાં જીત નિસાન. સે૦ ૪. નવ કર ઉંચપણે પ્રભુ શોભતા, અશ્વસેન રાયનો નંદ; પ્રગટ પૂરતા પૂરણ પાસજી, દીઠે હોવે પરમાણંદ. સે૦ ૫. એક શત વરસનું આઉખું ભોગવી, પામ્યા અવિચળ રિદ્ધ; બુધ શ્રીસુમતિવિજય ગુરુ નામથી, રામ લહે વર સિદ્ધ. સે૦ ૬.

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ જિન સ્તવન

૧૧

આજ શંખેશ્વર જિન ભેટીએ, ભેટંતા ભવ દુઃખ નાસે, સાહેબ મોરા રે; જ્યો અશ્વસેન કુલ ચંદ્રમા, માતા વામા સુત પાસ. સા૦ આ૦ ૧. ભક્તિવત્સલ જન ભયહરુ, હસતાં હણીયા ષટ્ હાસ્ય સા૦; દાનાદિક પાંચને દૂહવ્યા, ફરી ન આવે પાસની પાસ. સા૦ આ૦ ૨. કરી કામને કારમી કમકમી, મિથ્યાત્વને ન દીઉં માન; સા૦; અવિરતિને રંત નહિ એક ઘડી, અગુણી અલગું અજ્ઞાન. સા૦ આ૦ ૩. નિંદક નિદ્રાને નાસવી, મૃત રાગને રોગ અપાર; સા૦; એક ધક્કે દ્વેષને ઠેલીયો, એમ નાઠા દોષ અઢાર. સા૦ આ૦ ૪. વળી મત્સર મોહ મમત ગયો, અરિહા નિરિહા નિર્દોષ; સા૦; ધરણેંદ્ર કમઠ સુર બિહું પરે, તુમ માત્ર નહી તોસ રોષ. સા૦ આ૦ ૫. અચરિજ સુણજો એક તેણે સમે, શત્રુને સમકિત દાય; સા૦; ચંદન પારસ ગુણી અતિ ઘણી, અક્ષર થોડે ન કહાય. સા૦ આ૦ ૬. જાગરણ દિશા ઉપર ચઢ્યા, ઉજાગરણો વીતરાગ; સા૦; આલંબન ધરતા પ્રભુ તણો, પ્રભુતા સેવક સૌભાગ્ય. સા૦ આ૦ ૭. ઉપાદાન કારણ કારજ સધે, અસાધારણજો કારણ નિત્ય; સા૦; જો અપેક્ષા કારણ ભવિ લહે, ફલદા કારણ નિમિત્ત. સા૦ આ૦ ૮. પ્રભુ ત્રાયક સાયકતા ધરી, દાયક દાયક નાયક ગંભીર; સા૦; નિજ સેવક જાણી નિવાજીયે, તુમ ચરણે નમે શુભ વીર. સા૦ આ૦ ૯.

૧૨

પાર્શ્વજિન પૂર્ણતા તાહરીજી, શુભ થીરતામાં સમાય; પરમેશ્વર વિભુ જિનવરજી, સહજ આનંદ વીયરાય. પા૦ ૧. શુદ્ધશુદ્ધાતમે રાજતાજી, કર્મ રહિત મહારાય; પામીને અશુભને વામતાજી નિરીહપણે સુખદાય. પા૦ ૨. વિશ્વનાયક તુંહી સારહીજી, ત્યાગી ભોગી જિનરાજ; ચઉબંધને પ્રભુ છંડીનેજી, થયો માહરો શીરતાજ. પા૦ ૩. ભવગિરિભંજન પવી સમોજી, તારક બિરુદ ધરાય; અમરપતિ નિત્ય નમે તુજ પદેજી, ભાવ

મુદીતા મૈત્રી ભાવરે; વર્તે નિજ ચિત્ત મધ્યસ્થતા, કરુણામય શુદ્ધ સ્વભાવરે પ્રણુમું૦ ૩. નિજ સ્વરૂપ કર થીર ધરે, ન કરે પુદ્ગલની ખંચરે; શાખી હુઈ વરતે સદા, ન કદા પરભાવ પ્રપંચરે. પ્રણુમું૦ ૪. સહજ દશા નિશ્ચય જગે, ઉમંએ અનુભવ રસ રંગરે; રાચે નહિ પરભાવમાં, નિજ ભાવમાં રંગ અભંગરે. પ્રણુમું૦ ૫. નિજ ગુણુ સબ નિજમાં લખે, ન ચખે પરગુણુની રેખરે; નીર ખીર વિવરો કરે, એ અનુભવ હંસસુ પેખરે. પ્રણુમું૦ ૬. નિર્વિકલ્પ જે અનુભવે, અનુભવે અનુભવની રીતરે; ઓર ન કબહું લખી શકે, આનંદઘન પ્રીત પ્રતીતરે. પ્રણુમું૦ ૭.

૧૯

સોના રુપાકે સોગઠે, સૈંયાં ખેલત બાજી, ઈંદ્રાણી મુખ દેખતે, હરિ હોત હે રાજી. ૧. એક દિન ગંગા કે બિચે, સુર સાથ બહોરા; નારી ચકોરા અપ્સરા, બહોત કરત નિહોરા. ૨. ગંગાકે જલ ઝીલતે, છાંહી બાદલીયાં; ખાવન ખેલ ખેલાય કે, સવિ મંદિર વલીયાં. ૩. બેઠે મંદિર માલીયે, સારી આલમ દેખે; હાથ પૂજાપા લે ચલે, ખાનં પાન વિશેષે. ૪. પૂછ્યા પડુત્તર દેત હે, સુનો મોહન મેરે; તાપસકું બંદન ચલે, ઉઠી લોક સવેરે. ૫. કમઠ યોગી તપ કરે, પંચ અગ્નિકી જવાલા; હાથે લાલક દામણી, ગલે મોહનમાલા. ૬. પાસ કુંવર દેખણુ ચલે, તપસીપેં આયા; ઓહી નાણે દેખકે, પીછે યોગી બોલાયા. ૭ સુણુ તપસી સુખ લેનકું, જપે ફોકટ માલે; અજ્ઞાનસે અગની બિચે, યોગકું પરજાલે. ૮. કમઠ કહે સુણુ રાજવી, તુમે અશ્વ ખેલાઓ; યોગીકે ઘર હે બડે, મત કો બતલાઓ. ૯. તેરા ગુરુ કોન હે બડા, જિને યોગ ધરાયા; નહિ ઓલખાયા ધર્મકું, તનુ કષ્ટ બતાયા. ૧૦. હમ ગુરુ ધર્મ પિછાનતે, નહિ કવડી પાસે; ભૂલ ગયે દુનિયા દિશા, રહતે વનવાસે. ૧૧. વનવાસી પશુ પંખિયા, એસે તુમ યોગી; યોગી નહિ પણુ ભોગીયા, સંસારકે સંગી. ૧૨. સંસાર બૂરા છોરકે, સુણુ હો લઘુ રાજા; યોગી જંગલ સેવતે, લેઇ ધર્મ અવાજા. ૧૩. દયા ધર્મકો મૂલ હે, કયા કાન ફુકાયા; જીવદયા નહુ જાનતે, તપ ફોકટ માયા. ૧૪. બાત દયાકી દાખીયે, ભૂલ ચૂક હમારા; બેર બેર કયા બોલણુા, એસા હાક દમાલા. ૧૫. સાંઇ હુકમસે સેવકે, બડા કાષ્ટ ચીરાયા; નાગ નિકાલા એકીલા, પરજલતી કાયા. ૧૬. સેવક મુખ નવકારસે, ધરણેંદ્ર બનાયા; નાગકુમારે દેવતા, બહુ ઋદ્ધિ પાયા. ૧૭. રાણી સાથ વસંતમે, વન ભીતર પેઠે; પ્રાસાદ સુંદર દેખીને, ઉહાં જાકર બેઠે. ૧૮. રાજિમતિકું છોડકે, નેમ સંજમ લીના; ચિત્રામણુ જિન જોવતે, વૈરાગે ભીના. ૧૯. લોકાન્તિક સુર તે સમે, બોલે કર જોડી; અવસર સંજમ લેનકા, અબ દેર હે થોરી. ૨૦. નિજ ઘર આયે નાથજી, પિયા ખિણુ ખિણુ રોવે; માતા પિતા સમજાયકે, દાન વરસી દેવે. ૨૧. દીન દુઃખી સુખીયા કીયા, દારિદ્રકું ચૂરે; શ્રી શુભ વીર હરી તિહાં, ધન સઘલો પૂરે. ૨૨.

૨૦ [ મનડું કીમહી ન બાજે હો કુંથુજિન—એ દેશી ].

અનુભવ અમૃત વાણી હો, પાસ જિન! અનુભવ અમૃત વાણી; સુરપતિ ભયો જે નાગ શ્રીમુખથી, તે વાણી ચિત્ત આણી હો. પા૦ ૧. સ્યાદ્વાદ મુદ્રા મુદ્રિત શુચિ,

આપજો આપ પદ થાપજો, કનકવિજય આપણો ભક્ત જાણી. તાર૦ ૫.

૧૬

રંગ રસીયા રંગ રસ બન્યો, મન મોહનજી; કોઇ આગલ નવિ કહેવાય, મનડું મોહ્યું રે, મન મોહનજી; વેધકતા વેધક લહે, મન૦; બીજા બેઠા વા ખાય, મન૦ ૧. લોકોત્તર ફલ નિપજે, મન૦; મ્હોટો પ્રભુનો ઉપકાર, મન૦; કેવલ નાણ દિવાકરુ, મન૦; વિચરંતા સુર પરિવાર, મન૦ ૨. કનક કમલ પગલાં ઠવે, મન૦, જલથલ કુસુમ વરસાત, મન૦; શિરછત્ર વલી ચામર ઢલે, મન૦; તરુ નમતા મારગ જાત મન૦ ૩. ઉપદેશી કેઇ તારીયા, મન૦; ગુણ પાંત્રીશ વાણી રસાલ, મન૦; નરનારી સુર અપ્સરા, મન૦; પ્રભુ આગલ નાટક સાલ, મન૦ ૪. અવનિતલ પાવન કરી, મન૦; અંતિમ ચોમાસુ જાણ, મન૦; સમેતશિખર ગિરિ આવીયા, મન૦; ચઢતા શિવઘર સોપાન, મન૦ ૫. શ્રાવણ શુદિ આઠમ દિને, મન૦; વિશાખાયે જગદિશ, મન૦; અણુસણ કરી એક માસનું, મન૦; સાથે મુનિવર તેત્રીશ, મન૦ ૬. કાઉસ્સગમાં મુક્તિ વર્યા, મન૦, સુખ પામ્યા સાદિ અનંત, મન૦; એક સમય સમ શ્રેણીએ, મન૦; નિઃકર્મા ચઉ દૃષ્ટાંત, મન૦ ૭. સુરપતિ સઘલા તિહાં મલે, મન૦; ક્ષીરોદધિ આણે નીર, મન૦; સ્નાન વિલેપન ભૂષણે મન૦; દેવદુષ્યે સ્વામી શરીર; મન૦ ૮. શોભાવી ધરી શિબિકા, મન૦; વાજિંત્ર ને નાટક ગીત, મન૦; ચંદન ચય પરજાલતા, મન૦; સુર ભક્તિ શોક સહિત, મન૦ ૯. શુભ કરે તે ઉપરે, મન૦; દાઢાદિક સ્વર્ગે સેવ મન૦; ભાવ ઉદ્યોત ગયે થકે, મન૦; દીવાલી કરતા દેવ, મન૦ ૧૦. નંદીશ્વર ઉત્સવ કરે, મન૦; કલ્યાણક મોક્ષાનંદ, મન૦; વર્ષ અઢીશે આંતરૂં, મન૦; શુભ વીર ને પાસ જિણંદ, મન૦ ૧૧.

## અંતરીક્ષ પાર્શ્વનાથ પ્રભુ મહિમા સ્તવન.

૧૭

જય જય જય જય પાસ જિણંદ, ટેક. અંતરીક પ્રભુ ત્રિભુવન તારણ; ભવિક કમલ ઉલ્લાસ દિણંદ. જય૦ ૧, તેરે ચરણ શરણ મેં કીને, તું બિનુ કુન તારે ભવ ફંદ; પરમ પુરુષ પરમારથ દરશી; તું દિયે ભવિકકુ પરમાનંદ. જય૦ ૨. તું નાયક તું શિવ સુખ દાયક, તું હિતચિંતક તું સુખકંદ; તું જનરંજન તું ભવભંજન, તું કેવલ કમલા ગોવીંદ. જય૦ ૩. કોડિ દેવ મિલિકે કર ન શકે, એક અંગુઠ રૂપ પ્રતિછંદ; એસો અદ્ભૂત રૂપ ત્હારો, વરષત માનુ અમૃતકો બુંદ. જય૦ ૪. મેરે મન મધુકરકે મોહન, તુમ હો વિમલ સદલ અરવિંદ; નયન ચકોર વિલાસ કર તું હે, દેખત તુમ મૂખ પૂરનચંદ. જય૦ ૫. દૂર જાવે પ્રભુ તુમ દરિશન તેં, દુઃખ દોહગ દાલિદ્ર અઘ દંદ; વાચક જસ કહે સહસ ફલતે તુમ હો, જે બોલે તુમ ગુનકે વૃંદ જય૦ ૬.

૧૮

પ્રણમું પદ પંકજ પાસના, જસ વાસના અગમ અનુપરે; મોહ્યો મન મધુકર જેહથી, પામે તસ શુદ્ધ સ્વરૂપ રે. પ્રણમું૦ ૧. પંક કલંક શંકા નહિ, નહિ ખેદાદિક દુઃખ દોષરે; ત્રિવિધ અવંચક યોગથી, લહે અધ્યાતમ રસ પોષરે. પ્રણમું૦ ૨. દુદંશા દૂરે કરી, ભજે

વિભાગ, લ૦ નિશ્ચય નય મત હોતું ભિચે, હોય નાંહિ ભેદકો લાગ; મન૦ ૧૩. મન વચનાદિ પુદ્‌ગલ ન્યારા, નાસે સકલ વિભાવ, લ૦ શુદ્ધ દ્રવ્ય ગુન પર્યાય ઘટના, તુજ સમ શુદ્ધ સ્વભાવ; મન૦ ૧૪. તું ઘટ અંતર પ્રગટ વિરાજે, જ્યું નિર્મલ ગુણુ કાંત, લ૦ બાહિર ઢુંઢત મૂઢ ન પાવે, જ્યું મૃગમદ મન ભ્રાંત; મન૦ ૧૫. ગુણુઠાણાદિક ભાવે મિશ્રિત, સબમેં હૈ તુજ અંસ, લ૦ ખીર નીર જ્યૂં ભિન્ન કરત હે, ઉજ્વલ અનુભવ હંસ મ૦ ૧૬. આતમ જ્ઞાન દશા જસ જાગી, વૈરાગી તુજ જ્ઞાન, લ૦ સો પાવે જ્યું રતન પરીક્ષા, પરખત રતન પ્રધાન; મન૦ ૧૭. પુન્ય પ્રગટ દેવનકો લંછન, મૂઢ લહે નાંહિ ધર્મ, લ૦ જ્યું પિયરાકું કંચન માને, લહે નાંહિ અંતર મર્મ; મન૦ ૧૮. ગંધ-રૂપ-રસ-ફરસ-વિવર્જિત, ન ધરત હૈં સંઠાણુ, લ૦ અન અવતાર અશરીર અવેદી, તું પ્રભુ સિદ્ધ પ્રમાણુ; મન૦ ૧૯. કેવલ જ્ઞાન દશા અવલોકી, લોકાલોક પ્રમાણુ, લ૦ દર્શન-વીર્ય-ચરણુ-ગુણુધારી, શાશ્વતાં સુખ અહિઠાણુ; મન૦ ૨૦. સત્તા શુદ્ધ અરૂપી તેરી, નહી જગકો વ્યવહાર, લ૦ કો કહીએ કછુ કહ્યો ન જાએ, તું પ્રભુ અલખ અપાર; મન૦ ૨૧. દીપ ચંદ્ર રવિ ગ્રહ ગણુ કેરો, જિહાં પસરત નાંહિ તેજ, લ૦ તિહાં એક તુજ ધામ વિરાજે; નિર્મલ ચેતના સેજ; મન૦ ૨૨. આદિરહિત અજરામર નિર્ભય, વ્યાપક એક અનંત, લ૦ શુદ્ધ પ્રકૃતિ અક્ષયિ અમાયિ, તું પ્રભુ બહુ ગુણુવંત; મન૦ ૨૩. તું માતા તું ત્રાતા ભ્રાતા, પિતા બંધુ તું મિત્ત, લ૦ શરણુ તુંહી તુજ સેવા કીજે, દઢ કરી એકજ ચિત્ત; મન૦ ૨૪. પાસ આસ પૂરો અબ મેરી, અરજ એક અવધાર, લ૦ શ્રી નયવિજય વિબુધ પાય સેવક, જસ કહે ભવજલ તાર; મન૦ ૨૫.

## ભાવપૂજા રહસ્ય

### ૨૩

પૂજા વિધિ માંહે ભાવિયેજી, અંતરંગ જે ભાવ; તે સવિ તુજ આગળ કહુંજી, સાહેબ સરલ સ્વભાવ, સુહંકર! અવધારો પ્રભુપાસ!–એ આંકણી ૧. દાતણુ કરતાં ભાવિયેજી, પ્રભુ ગુણુજલ મુખ શુદ્ધ; ઉલ ઉતારી પ્રમત્તતાજી, હો મુઝ નિર્મલ બુદ્ધ; સુહંકર! ૨. જતનાયે સ્નાન કરીજીએજી, કાઢો મેલ મિથ્યાત; અંગુછો અંગ શોષવીજી, જાણું હું અવદાત; સુહંકર! ૩. ક્ષીરોદકનાં ધોતીયાંજી, ચિંતવો ચિત્ત સંતોષ; અષ્ટ કર્મ-સંવર ભલોજી, આઠ પડો મુહકોષ; સુહંકર! ૪. ઓરસીયો એકાગ્રતાજી, કેસર ભક્તિ કલ્લોલ; શ્રદ્ધા ચંદન ચિતવોજી, ધ્યાન ઘોલ રંગરોલ; સુહંકર! ૫. ભાલ વહું આણા ભલીજી, તિલક તણો તેહ ભાવ; જે આભરણુ ઉતારીયેંજી, તે ઉતારો પરભાવ; સુહંકર! ૬. જે નિર્માલ્ય ઉતારિયેજી, તે તો ચિત્ત ઉપાધિ; પખાલ કરતાં ચિંતવોજી, નિર્મલ ચિત્ત સમાધિ; સુહંકર! ૭. અંગલુહણાં બે ધર્મનાંજી, આત્મ સ્વભાવ જે અંગ; જે આભરણુ પહેરાવીએજી, તે સ્વભાવ નિજ ચંગ; સુહંકર! ૮. જે નવવાડ વિશુદ્ધતાજી, તે પૂજા નવ અંગ; પંચાચાર-વિશુદ્ધતાજી, તેહ ફૂલ પંચરંગ; સુહકર! ૯. દીવો કરતાં ચિંતવોજી, જ્ઞાન-દીપક સુપ્રકાશ; નય ચિંતા ઘત પૂરિયુંજી, તત્ત્વ પાત્ર સુવિલાસ; સુહંકર! ૧૦. ધૂપ રૂપ અતિ કાર્યતાજી,

જિમ સુરસરિતા પાણી; અંતર મિથ્યાભાવલતા જે, છેદણુ તાસ કૃપાણી હો. પા૦ ૨. અહોનિશ નાથ અસંખ્ય મલ્યા તિમ, તિરે છે અચરિજ એહી; લોકાલોક પ્રકાશ અંશ જસ, તસ ઉપમા કહો કેહી હો. પા૦ ૩. વિરહ વિયોગ હરણી એ દંતી, સંધી વેગ મિલાવે; ચાકી અનેક અવંછકતાથી, આણા વિમુખ કહાવે હો. પા૦ ૪. અક્ષર એક અનંત અંશ જિહાં, લેપ રહિત સુખ ભાખો; તાસ ક્ષયોપશમ ભાવ વધ્યાથી, શુદ્ધ વચન રસ ચાખો હો. પા૦ ૫. ચાખ્યાથી મન તૃપ્ત થયું નવિ, શા માટે લોભાવો; કર કરુણા કરુણારસ સાગર, પેટ ભરીને પાવો હો. પા૦ ૬. એ લવલેશ લહ્યાથી સાહિબ, અશુભ યુગલગતિ વારી; ચિદાનંદ વામાસુત કેરી, વાણીની બલિહારી હો. પા૦ ૭.

૨૧

વન્દેહં જિનદેવ પાર્શ્વં, બહુવિધ દેવ દયાલં. (બે વાર.) વાણારસ્યાં પુર્યાં યસ્ય, જાતં જન્મ વિશાલં; અશ્વસેન તન નંદન વંદિત, વિદલિત કલિમલ જાલં. વન્દેહં૦ ૧. કમઠાસુર મદ મર્દવ ધીરં, કૃતાંત કર્માતારં; અહિનિદહદૃશ્યાં ફણિની ફણિર્યાં, દત્ત નમસ્કૃત સારમ્. વન્દેહં૦ ૨. રાગાદિ રિપુમાર નિકારં, સંચિત દુર્જય તારં; રત્નત્રયાંબર ભૂષણ હૃદયં, દશવિધ ધર્મ સુપાલં. વન્દેહં૦ ૩. સમ્મેતાચલ પર્વત શિખરં, મુક્તિગતં ગુણમાલં; જગત પ્રસિદ્ધા કીર્તિર્યસ્યા, જાતા તં જિનપાલં. વન્દેહં૦ ૪.

૨૨ (રાગ–ધમાલ)

ચિદાનંદઘન પરમ નિરંજન, જન મન રંજન દેવ, લલના! વામાનંદન જિનપતિ શુણીએ, સુરપતિ જસ કરે સેવ, હો રાજ મનમોહન જિન ભેટીએ હો; (ટેક) ભેટીએ પાપકો પૂર હો રાજ જિનજી૦ ૧, કેસર ઘોળી ઘસી ઘનચંદન, આનંદન ઘનસાર, લલના! પ્રભુજીકી પૂજા કરી મન રંગે, પાઇએ પુન્ય અપાર; મ૦ ૨. જાઈ જૂઈ ચંપક કેતકી, દમણો ને મચકુંદ, લલના! કુંદ પિયંગુ રુચી સુંદર તોડી, પૂજીએ પાસ જિણંદ; મ૦ ૩. અંગી ચંગી અંગ બનાઈ, અલંકાર અતિસાર, લલના! દ્રવ્યસ્તવ વિધિ પૂરણ વિરચી, ભાવીએ ભાવ ઉદાર; મ૦ ૪. પરમાતમ પૂરણ ગુણ પરતક્ષ, પુરુષોત્તમ પરધાન, લ૦ પ્રગટ પરભાવ પ્રભાવતી વલ્લભ, તું જયો સુગુણ નિધાન; મન૦ ૫ જો તુજ ભક્તિ મયૂરી મુજ મન, વન વિચરે અતિ ચિત્ત, લ૦ દુરિત ભુજગમ બંધન ત્રૂટે, તું સઘલો જગ મિત્ત; મન૦ ૬. તુજ આણા સુરવેલી મુજ મન, નંદન વન જિહાં રૂઢ, લ૦ કુમતિ કદાગ્રહ કંટક શાખી, સંભવે તિહાં નહી ગૂઢ; મન૦ ૭. ભક્તિ રાગ તુજ આણુ આરાધન, દોય ચક્ર સંચાર, લ૦ સહસ અઢાર સીલાંગરથ ચાલે, વિઘન રહિત શિવ દુવાર; મન૦ ૮. ગુરુ ઉપદેશે જો મુજ લાગ્યો, તુજ શાસનકો રાગ, લ૦ મહાનંદ પદ ખેંચ લીએ ગો, જયું અલિ કુસુમ પરાગ; મન૦ ૯. બાહિર મન નિકસત નાંહિ ચાહત, તુજ શાસનમેં લીન, લ૦ ઉમગ નિમગ કરી નિજપદ રહેવે, જયું જલ નિધિ માંહિં મીન; મન૦ ૧૦. મુજતુજ શાસન અનુભવકો રસ, કયું કરી જાણે લોગ, લ૦ અપરિણીત કન્યા નવિ જાણે, જયું સુખ દયિત સંયોગ; મન૦ ૧૧. ઓરનકી ગણના નાંહિ પાઉં, જો તું સાહિબ એક, લ૦ ફલે વાસના દઢ નિજ મનકી, જો અવિચલ હોય ટેક; મન૦ ૧૨. તું સાહિબ હું સેવક તેરો, એ વ્યવહાર

માતા વામા દેવીના જાયારે; અમને દરિશન દ્યોને દયાળા—અહો૦ ૬. હું તો લળીલળી લાગું પાયરે, મારા ઉરમાં તે હરખ ન માયરે; એમ માણેકવિજય ગુણ ગાય—અહો૦ ૭.

## શ્રી ચિંતામણી પાર્શ્વનાથ જિન સ્તવન.

### ૨૭. (મુક્તિ યાચના)

શ્રી ચિંતામણી પાર્શ્વજી રે, ! વાત સુણો એક મોરીરે; માહરા મનના મનોરથ પૂરજો, હું તો ભક્તિ ન છોડું તોરીરે. શ્રી૦ ૧. માહરી ખિજમતમાં ખામી નહિરે, તાહરે ખોટ ન કાંઈ ખજાનેરે; હવે દેવાની શી ઢીલ છે ? કહેવું તે કહીયે છાનેરે. શ્રી૦ ૨. તેં ઉરણ સવી પૃથિવી કરીરે, ધન વરસી વરસી- દાનેરે; મહારી વેળા શું એહવા, દીઓ વાંછિત વાળો વાનરે. શ્રી૦ ૩. હું તો કેડ ન છોડું તાહરીરે, આપ્યા વિણ શિવ-સુખ સ્વામીરે; મુરખ તે ઓછે માનશે, ચિંતામણી કરયલ પામીરે શ્રી૦ ૪. મત કહેશ્યો તુજ કર્મે નથી રે, કર્મે છે તો તું પામ્યોરે; મુજ સરીખા કીધા મોટકા, કહો તેણે કાંઈ તુજ થામ્યોરે. શ્રી૦ ૫. કાલ સ્વભાવ ભવિતવ્યતારે, તે સઘળા તારા દાસોરે, મુખ્ય હેતુ તું મોક્ષનો, એ મુજને સબલ વિશ્વાસોરે. શ્રી૦ ૬. અમે ભકતેં મુક્તિને ખેંચસું રે, જિમ લોહને ચમક પાષાણો રે, તુમ્હે હેજે હસીને દેખશો, કહશો સેવક છે સપરાણો રે. શ્રી૦ ૭. ભક્તિ આરાધ્યા ફળ દીએ રે, ચિંતામણી પણ પાષાણો રે, વળી અધિકું કાંઇ કહાવશો, એ ભદ્રક ભાકત તે જાણોરે. શ્રી૦ ૮. બાળક તે જિમતીમ બોલતો રે, કરે લાડ તાતને આગેરે; તે તેહસું વંછિત પુરવે, બની આવે સઘળું રાગેરે. શ્રી૦ ૯. માહરે બનનારૂં તે બન્યુંજ છે રે, હું તો લોકને વાત શીખાવું રે, વાચક જશ કહે સાહિબા, એ ગીતે એ ગુણ ગાવુંરે શ્રી૦ ૧૦.

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ જિન સ્તવન.

### મારી દશા.

### ૨૮ (રાગ—શ્રી રાગ)

અબ મોહી ઐસી આય બની, શ્રી શંખેસર પાસ જિનેસર, મેરે તું એક ધની અબ૦ ૧. તું બિનુ કોઉ ચિત્ત ન સુહાવે, આવે કોડિ ગુની, મેરો મન તુજ ઉપર રસિયો, અલિ જિમ કમલ ભણી. અ૦ ૨. તુમ નામે સવિ સંકટ ચૂરે, નાગરાજ ધરની; નામ જપું નિશી વાસર તેરો, એ શુભ મુજ કરની. અ૦ ૩. કોપાનલ ઉપજાવત દુર્જન, મથન વચન અરની; નામ જપું જલધાર તિહાં તુજ, ધારું દુઃખ હરની. અ૦ ૪. [૧]મિથ્યામતિ બહુ જન હે જગમેં, પદ ન ધરત ધરની; ઉનતેં અબ તુજ ભક્તિ પ્રભાવેં, ભય નહિ એક કની. અ૦ ૫. સજ્જન નયન સુધારસ—અંજન, દુરજન રવિ ભરની; તુજ મૂરતિ નિરખે સો પાવે, સુખ જસ લીલ ઘની અ૦ ૬.

---

૧ આ સ્તવનની નકલ કર્તાના સ્વહસ્તાક્ષરથી લખેલ પ્રતપરથી લીધેલ છે. ચાલુ છાપામાં 'ઇ' ની જગ્યાએ 'એ' વાંચવો.

કૃષ્ણાગરુનો જોગ; શુદ્ધ વાસના મહમહેજી, તે તો અનુભવ યોગ; સુહંકર ! ૧૧. મંહ-સ્થાનક અડ છાંડવાંજી, તેહ અષ્ટ મંગલિક; જે નૈવેદ્ય નિવેદીયેંજી, તે મન નિશ્ચલ ટેક; સુહંકર ! ૧૨. લવણ ઉતારી ભાવીએજી, કૃત્રિમ ધર્મનોરે ત્યાગ; મંગલ દીવો અતિ ભલોજી, શુદ્ધ ધર્મ પરભાગ; સુહંકર ! ૧૩. ગીત નૃત્ય વાજિંત્રનોજી; નાદ અનાહત સાર; શમ-રતિ રમણી જે કરીજી, તે સાચો થેઈકાર; સુહંકર ! ૧૪. ભાવ પૂજા એમ સાચવીજી, સત્ય વજાઓરે ઘંટ; ત્રિભુવન માંહે તે વિસ્તરેજી, ટાલે કર્મનોં કંટ; સુહંકર ! ૧૫. એણી પરે ભાવના ભાવતાંજી, સાહેબ જસ સુપ્રસન્ન; જનમ સફલ જગ તેહનોજી, તેહ પુરુષ ધન્ન ધન્ન; સુહંકર ! ૧૬. પરમ પુરુષ પ્રભુ સામલાજી, માનો એ મુજ સેવ; દૂર કરો ભવ-આમલાજી, વાચક જશ કહે દેવ; સુહંકર ! ૧૭.

૨૪ [ મલ્લિજિન નાથજી વ્રત લીજે રે—એ દેશી ]

ચિત્ત સમરી શારદ માય રે, વલી પ્રણમું નિજ ગુરુ-પાય રે; ગાઉં ત્રેવીશમો જિનરાય, વ્હાલાજીનું જન્મ કલ્યાણક ગાઉં રે૦ સોના રુપાને ફૂલડે વધાવું, વ્હા૦ થાલ ભરી મોતીડે વધાવું—વ્હા૦ ૧. કાશી દેશ વણારશી રાજે રે, અશ્વસેન છત્રપતિ છાજે રે; રાણી વામા ગૃહિણી સુરાજે—વ્હા૦ ૨. ચૈત્ર વદિ ચોથે તે ચવિયા રે, માતા વામા કુખે અવતરીયા રે; અનુઆળ્યાં એહના પરીયા—વ્હા૦ ૩. પોશ વદિ દશમી જગભાણ રે, હોવે પ્રભુનું જન્મ કલ્યાણ રે; વીશ સ્થાનક સુકૃત કમાણ—વ્હા૦ ૪. નારકી નરકે સુખ પાવે રે; અંતર-મુહૂર્ત દુઃખ જાવે રે, એ તો જન્મ કલ્યાણ કહાવે—વ્હા૦ ૫. પ્રભુ ત્રણ ભુવન શિરતાજ રે, તુમે તારણ તરણ જહાજ રે; કહે દીપ વિજય કવિરાજ—વ્હા૦ ૬.

## પ્રભુ સેવા.

૨૫ [ રાગ : નટ ]

સુખદાઇ રે સુખદાઈ, દાદો પાશજી સુખદાઈ; ઐસો સાહિબ નહિ કોઉ જગમેં, સેવા કીજે દીલ લાઈ. સુ૦ ૧. સબ સુખદાઈ એહિજ નાયક, એહિ સાયક સુસહાઈ; કિંકરકુ કરે શંકર સરિસો, આપે અપની ઠકુરાઈ. સુ૦ ૨. મગલ રંગ વધે પ્રભુ ધ્યાને, પાપ વેલી જાએ કરમાઈ; શીતલતા પ્રગટે ઘટ અંતર, મિટે મોહકી ગરમાઈ. સુ૦ ૩. કહા કરૂં સુરતરૂ ચિંતામણિકુ, જો મેં પ્રભુ સેવા પાઈ; શ્રી જસવિજય કહે દર્શન દેખ્યો, ઘર-અંગન નવનિધિ આઈ. સુ૦ ૪.

૨૬

અહો ! અહો ! પાસજી ! મુજ મળિયારે, મારા મનના મનોરથ ફળિયા—અહો૦ તારી મૂર્તિ મોહનગારીરે, સહુ સંઘને લાગે પ્યારીરે; તમને મોહી રહ્યા સુર નર નારી—અહો૦ ૧. અલબેલી મૂરત પ્રભુ ! તારીરે, તારા મુખડા ઉપર જાઉં વારીરે; નાગ-નાગણી જોડ ઉગારી—અહો૦ ૨. ધન્ય ધન્ય દેવાધિદેવારે, સુરલોક કરે તારી સેવારે; અમને આપો શિવપુર મેવા—અહો૦ ૩. તમે શિવરમણીના રસીયારે, જઈ મુક્તિપુરીમાં વસીયારે; મારા હૃદયકમળમાંહિ વસિયા—અહો૦ ૪. જે કોઈ પાર્શ્વતણા ગુણ ગાશેરે, ભવભવનાં પાતક જાશેરે; તેના સમકિત નિરમળ થાશે—અહો૦ ૫. પ્રભુ ત્રેવિશમા જિનરાયારે,

કેશર૦ અંતસ્થે બીજો સ્વર ટાલી તો શિવગામી ગતિ આચરી. કેશર૦ ૪ વિશ ફરસ વલી સંયમ માને તો, આદિ કરણ કરી દિલ ધરી; કેશર૦ ઇણું નામે જિનવર નિત્ય ધ્યાઉં તો, જિનહર જિનકુ પરિહરી. કેશર૦ ૫. ત્ર્યંબકે દાહ્યો રૂપ જન બોલે તો, વાત એ દિલમાં ન ઉતરી; કેશર૦ અજ ઇશ્વર પણ સીતાની આગે તો, કામ વિવશ નટતા ધરી. કેશર૦ ૬. તે જિન તસ્કર તું જિનરાજ તો, હરિ પ્રણમેં તુજ પાઉં પરી, કેશર૦ બાલપણે ઉપગારે હરિપતિ, સેવન છલ લંછન ધરિ. કેશર૦ ૭. પ્રભુપદ પંકજ અલિહોત રહિયે તો ભવ ભવમાં નહિ શલી કલી; કેશર૦ મન મંદિર મહારાજ પધારે તો, હરિ ઉદયે ન વિભાવરી. કેશર૦ ૮ સારંગમાં સંપા જ્યું ઝરકત, ધ્યાન અનુભવ લેહરી; કેશર૦ શ્રી શુભ વીરવિજય શિવ વહુને તો, ઘર તેડંતાં હોય ઘરી કેશર૦ ૯.

## શ્રી ગોડી પાર્શ્વનાથ જિન-સ્તવન.

### ૩૧ (ત્રિગડે પ્રભુ સોહે રે – એ રાગ)

ગોડી પ્રભુ ગાજે રે, ઠકુરાઇ છાજે રે, અતિ તાજે દિવાજે, રાજે રાજિઓ રે. ૧.

---

બે-બીજા નગરનો 'ખ' તેના માથે માત્રા ચઢાવીને 'ખે' મૂકવો પછી વિશ્વેશ વાશ વિ-પક્ષી, તેનો ઇશ-સ્વામી ગરુડ, તેનો રાજા-કૃષ્ણ તેનો પુત્ર પ્રદ્યુમ્ન-કામદેવ તેનો દાહક-બાળનાર શંકર, તેનું તિગ-વર્ણ-ત્રણ અક્ષરનું નામ ઇશ્વર, તેમાંથી આદિ પહેલો અક્ષર 'ઇ' દૂર કરીને બાકીના 'શ્વર' એ બે અક્ષરો મૂકવા ત્યાર પછી (૪) એકવીશમેં ફરસી-સ્પર્શ વ્યંજન 'પ'ની પાસે કરણ-કાનો કરીને 'પા' મૂકવો. પછી અર્થધન તેનું અભિધ બીજું નામ સ્વ તેની સમતુલ્ય અક્ષર 'શ્વ' લઇને પછી, અંતસ્થ-'ય-ર-લ-વ'. તેના બીજા અક્ષર 'ર' માંથી સ્વર દૂર કરીએ એટલે 'ર્' તેની શિવગામી-મોક્ષ ગામિની ગતિ અર્થાત્ ઊર્ધ્વગતિ કરાવવી. એટલે શ્વ ને માથે રેફ ચઢાવીને "ર્શ્વ" મૂકવો. તેની પછી (૫) વીશમો ફરસ-સ્પર્શ 'ન' સંયમ સત્તર પ્રકારનું હોવાથી સત્તરમો 'થ' એ બે માંથી આદિ-પ્રથમના અક્ષર 'ન'ની પાસે કરણ-કાનો કરીને 'નાથ' એવા અક્ષરો દિલમાં ધારણ કરીને મૂકવા, જિન શબ્દનું (અર્થનું નહીં) હર-હરણ કરનાર જિન-શંકર વગેરે દેવોનો ત્યાગ કરીને ઉપર્યુક્ત 'શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ' નામવાળા સાચા જિનવર-મોહને જીતનારાઓમાં શ્રેષ્ઠ તેનુ હંમેશાં સ્મરણ કરું. (૬) લોકો કહે છે કે-ત્ર્યંબકે-મહાદેવે રૂપ-કામને બાળી નાંખ્યો છે, પણ એ વાત ગળે ઉતરતી નથી. કેમકે અજ-નહીં ઉત્પન્ન થયેલ એવા ઇશ્વર-શંકરે પણ સીતા-પાર્વતીને આગળ કામને વશ થઇને નટતા ધારણું કરી હતી-નૃત્ય કર્યું હતું. (૭) માટે તે મહાદેવ વગેરે તો 'જિન' શબ્દના ચોર છે અને તમે તો જિન-મોહને જીતનારાઓમાં રાજા છો. તેથી હરિ-ઇંદ્રો તમારા ચરણોમાં પડીને નમસ્કાર કરે છે બાલપણામાં તમે ઉપકાર કર્યો હતો, માટે હરિપતિ-નાગરાજ (ધરણેન્દ્ર) તમારા ચરણમાં સર્પના લંછન-ચિન્હના બહાનાથી તમારી હમેશાં સેવા કરે છે, (૮) આ પ્રભુના પદપંકજ-ચરણરૂપી કમળમાં અલિ-ભ્રમર થઇને રહીએ તો ભવોભવમાં કદી પણ દુઃખી ન થઇએ આ મહારાજ જો મન રૂપી મંદિરમાં પધારે તો, જેમ હરિ-સૂર્યનો ઉદય થવાથી વિભાવરી-રાત્રિ રહેતી નથી તેમ તે મનરૂપી અંધકાર રહેતો નથી (૯) સારંગ મેઘ અથવા રાત્રિમાં જેમ સંપા-વીજળી ઝબકી ઉઠે છે તેમ, જો અનુભવ ધ્યાનની લહેરો ઉછળે તો પં. શ્રી શુભવિજયજી મહારાજના શિષ્ય પં શ્રી વીરવિજયજી મહારાજ કહે છે કે-શિવવહુ-મુક્તિરૂપી વધૂને પોતાને ઘેર લાવતાં-પ્રાપ્ત કરતાં ફક્ત બેજ ઘડીની વાર લાગે અર્થાત્ જલદી મોક્ષ મળે.

## સુરત મંડન શ્રી પાર્શ્વનાથ જિન–સ્તવન.

### મુક્તિ-દાનની યાચના

૨૯ [ સાહિબા વસુપૂજ્ય જિણંદા–એ દેશી ]

સૂરતિ મંડન પાસ જિણંદા, અરજ સુનો ટાલો દુઃખદંદા. સાહિબા રંગીલારે હમારા મોહનારે, જીવનારે, એ આંચલી. તું સાહિબા હૂં છૂ તુઝ બંદા, પ્રીતિ બની જિઉં કઇરવ ચંદા. સા૦ ૨. તુઝસ્યૂં નેહ નહીં મુઝ કાચો, ઘણુહી ન ભાજે હીરો જાચો. સા૦ ૩. દેતાં દાન તે કાંઈ વિમાસો, લાગે મુઝ મનિ એહ તમાસો. સા૦ ૪. કેડિ લાગા તે કેડ ન છોડે, દિઓ વંછિત સેવક કર ઓડે. સા૦ ૫. અખય ખજાનો તુઝ નવિ ખૂટે, હાથ થકી તો સ્યૂં નહિ છૂટે. સા૦.૬. જો ખિજમતિમાં ખામી દાખો, તોપણુ નિજ જાણી હિત રાખો. સા૦ ૭. જેણે દીધું છે તેહજ દેસ્યે, સેવા કરસ્યે તે ફલ લેસ્યે. સા૦ ૮ ધેનુ કૂપે આરામ સ્વભાવે, દેતાં દેતાં સંપત્તિ પાવે. સા૦ ૯. તિમ મુઝને તુમ્હે જો ગુણ દેસ્યો, તો જગમાં યશ-અધિક વહેસ્યોં. સા૦ ૧૦. અધિકુ ઓછું કિસ્યૂં કહાવો, જિમતિમ સેવક ચિત્ત મનાવો. સા૦ ૧૧. માગ્યા વિણું તો માય ન પીરસે, એ ઊખાણો સાચો દીસે. સા૦ ૧૨. ઇમ જાણીને વીનતી કીજે, મોહનગારા મુજરો લીજે. સા૦ ૧૩. વાચકજશ કહે ખમિય આસંગો, દિઓ સિવ સુખ ધરિ અવિહડ રંગો. સા૦ ૧૪.

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનું–સ્તવન*

૩૦

સહજાનંદી શીતલ સુખ ભોગી તો, હરિ દુઃખ હરી, ઇશતાવરી, કેશરચંદન ઘોલી પૂજો રે કુસુમે, અમૃત વેલીના વૈરીની બેટી તો, કંતહાર તેહનો અરિ. કેશર-ચંદન૦ ૧. તેહના સ્વામિની કાંતાનું નામ તો, એક વરણે લક્ષણ ભરી; કેશર૦ એ ધુર થાપીને આગલ ઠવીએ તો; ઉષ્માણ ચંદ્રક ખંધરી. કેશર૦ ૨. ફરસનો વરણ તે નયન પ્રમાણે તો, માત્રા સુંદર શિર ધરી, કેશર૦ વીશરાજ સુત દાહક નામે તો તિગ વરણ આદિ દૂરે કરી. કેશર૦ ૩. એકવીશમેં ફરસે ધરી કરણ તો, અર્થાભિધતે સમ હરી;

* આ સ્વવન અંતર્લાપિકા સાથે શબ્દ લાલિત્યવાળુ તેમજ શબ્દાલંકાર સાથે અર્થાલંકાર યુક્ત છે કવિએ આ સ્તવનની રચના ભક્તિરસની લાગણી પુર્વક બહુ ઊંડી કલ્પનાઓ કરીને કરેલી હોવાથી ગૂઢાર્થવાળા આ સ્તવનનો ભાવાર્થ બુદ્ધિશાળી મનુષ્યોના પણ સમજવામાં એકદમ આવે તેમ નહીં હોવાથી તેનો સંક્ષિપ્ત અર્થ દરેક-કડી પ્રમાણે અહી આપવામાં આવ્યો છે તે અર્થમાંથી 'શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ' આવા શબ્દો નીકળે છે.—કડી. ૧

(૧) સહજાનંદી અને શીતલ સુખના ભોગી એવા શ્રી પાર્શ્વનાથે કુમારે હરિ–સર્પના દુઃખને હરણ કરીને પ્રભુતા પ્રાપ્તકરી. અમૃત વેલ વેલડીનો વૈરી–શત્ર હિમ ( હિમાલય ), તેની પુત્રી પાર્વતીનો કંથ-પતિ મહાદેવ તેનો હાર–સર્પ તેનો અરિ-શત્રુ ગરુડ, (૨) તેનો સ્વામી કૃષ્ણ, તેની કાંતા–શ્રી લક્ષ્મી, તેનું એક અક્ષરવાળું નામ 'શ્રી' તેને સૌથી પ્રથમ સ્થાપીને પછી આગળ ઉષ્માણ–ઉષ્માક્ષર 'શષસહ' તેમાંનો ચંદ્ર–પહેલો અક્ષર 'શ' તેના ક–કેશ ( શિર ) પર, ખં–આકાશ–પોલ–મીંડું ચઢાવીને 'શં' મુકવો, તેની પછી ( ૩ ) ફરસ–સ્પર્શ વ્યંજન કથીમ-સુધીના પચ્ચીશ અક્ષરો, તેમાંથી નયન–

તિમ મુજને પ્રભુ દીજીયે હો લાલ, અવિચલ અનુભવરંગ સા૦ ગિ૦ ૧૫.

૩૩

અતુલી બલ સામી, ગોડી પાસજી ગાજે અતુલી; ત્રિભુવન માંહી આણ અખંડિત તેજ પ્રતાપ વિરાજે. અતુલી૦ ૧. કેવલજ્ઞાન પ્રકાશાથેં અપરિ, તેજ સવિ ભાજે; યાકે નામ કેશરી કે અવજિએ, વિઘન મતંગજ ભાજે. અતુલી૦ ૨. મહીમંડલી મહમૂર મહિમગુણ, ગુહિનીઆણ ગુહાજે; વિવિધ રૂપ કરી તુંહીજ ધ્યાવે; નર હરિસણ નિજરાજે. અતુલી૦ ૩. અહુનિસિ દહદિસિ ભવિજન આવત, ધ્યાવત પૂજ સમાજે; હરિસણ દેખી બહુત સુખ પાવત, હોત સવે શિરતાજે. અતુલી૦ ૪. યાન અછે ભવ જલધિ તરનકું, તુમ પદ સેવ જિહાજે; સાહિબ અબ મોહી જ્ઞાન વિમલકું સમકિત મોજ નિરાજે. અતુલી૦ ૫.

૩૪

જિનજી ગોડીમંડન પાસ કે, વિનંતિ સાંભલોરે લો; જિનજી અરજ કરું સુવિલાસ કે મૂકી આમલોરે લો; જિનજી. જિનજીતુમ હરિસણ કે કાજ કે, જીવડો ટળવળેરેલો; જિનજી મહેર કરી મહારાજ કે આશા સવિ ફ્લેરે લો. જિનજી૦ ૧. જિનજી મન ભમરો લલચાય કે, પ્રભુની ઓલમેં રે લો; જિનજી જીમ તિમ મેલો થાય કે, તે કરજો વગેરે લો; જિનજી. જિનજી દૂર થકાં પણ નેહ કે, સાચો માનજો રે લો; જિનજી તુમથી લહું ગુણગેહ કે, અમૃતપાન જોરેલો. જિનજી. ૨. જિનજી પ્રભુ શું બાંધ્યો પ્રેમ કે, તે કેમ વિસરે લો; જિનજી બીજા જેવા નિમ કે, પ્રભુથી દિલ ઠરેરે લો, જિનજી૦ જિનજી જોતાં તાહરું રૂપ કે, અનુભવ સાંભરે રેલો; જિનજી તાહરી જ્યોતિ અનૂપ કે, ચિંતા દુઃખ હરે રેલો. જિ૦ ૩. જિ૦ એઠું ભોજન ખાય કે, મિઠાઇની લાલચે રેલો; જિ૦ આતમને હિત થાય કે, પ્રભુના ગુણ સચેરેલો; જિ૦. જિ૦ કંમં તણો બલજોર કે, તેહથી તારિયેં રેલો; જિ૦ સમકિતના જે ચોર કે, તેહને વારિયેં રેલો; જિ૦ ૪. જિ૦ નિજ સેવક જાણીને મુકિત બતાવીયે રેલો; જિ૦ કરુણારસ આણીને કે મનમાં લાવીયેં રેલો. જિ૦. જિ૦ વાચક સહજ સુંદરનો સેવક કહે રેલો; જિ૦ પંડિત શ્રી નિત્ય લાભ કે, પ્રભુથી શિવ લહેરેલો. જિનજી૦ ૫.

૩૫ [ મેરે સાહિબ તુમહી હો....એ રાગ ]

પ્રભુશ્રી ગોડીયા પાસજી, આશ પૂરો કૃપાલ; જગમાંહે જાણે સહુ, તુમ હો દીન દયાલ. પ્રભુશ્રી૦ ૧. બીરુદ ગરીબ નિવાજનું અશરણ આધાર; પતિત પાવન પરમેસરુ, સેવક સાધાર. પ્રભુશ્રી૦ ૨. ભૂત–પ્રેત પીડે નહીં, ધરતાં ધ્યાન; ગયવરના અસ્વારને, કહો કીમ અડે શ્વાન. પ્રભુશ્રી૦ ૩. એકતારી તુમ ઉપરે, દૃઢ સમકિત ધારી; ભકતવચ્છલ ભગવંતજી, કરો ભવજલ પારી. પ્રભુશ્રી૦ ૪. પાપ પડલ જાયે પરાં, વેદન વિસરાલ; કહે લાવણ્ય તુમ નામથી, હોવે મંગલ માલ. પ્રભુશ્રી૦ ૫.

૩૬

લપ લાગીરે, લપ લાગીરે, ગોડી પાસ જિણંદશું લપ લાગી; આતમરૂપી ને અકલ અરૂપી, લોકાલોક પ્રકાશીરે. ગોડી૦ ૧. ચોસઠ ઇંદ્ર કરે તોરી સેવા, ઈન્દ્રાણિ લળિ લળિ

શરણાગત ત્રાતા રે, તું દોલતિ દાતા રે, હવે દીજે મુઝ સાતા, સમકિત શુદ્ધિની રે ૨. હું તુઝ ગુણરંગી રે તું સહજ નિઃસંગી રે, તોએ પ્રીતિ એકંગી, અંગીકરિ રહું રે, ૩. કેતું તુઝ કહિએ રે, જો બાંહિં ગ્રહિએ રે, તો પ્રેમ નિરવહિએ, વારુ વાલહા રે. ૪. ઉત્તમ ગુણ ઠાણે રે તુંહિજ મુઝ આણે રે, હવે ટાણે સ્યું તાણે, શિવસુખ આપવા રે? ૫. સ્યું થાઓ ઉદાસી રે, જોઓ હૃદય વિમાસી રે, તુઝ ચરણ ઉપાસી, હાંસી કિમ સહું રે ૬. હાંસી એ મોટી રે, જે આશા ખોટી રે, ધરિ જ્ઞાન કોટી રે, પણિ ભવવશ હુંએ રે ૭. જો સનમુખ દેખે રે, સવિ આવે લેખે રે, તો કાંઈ ઉવેખે થોડે કારણે રે. ૮. યાચક બહુ યાચે રે, વલી નચવ્યો નાચે રે. તેહથી કરમ નિકાચે દાતા વિણ દિએ રે. ૯. તે સઘલું જાણો રે, સ્યું મહિર ન આણો રે, હું છું સપરાણો રે, તુજ આસિરે રે. ૧૦. મુઝે લાજ વધારી રે, આપી મતિ સારી રે, હવે પ્યારી શિવનારી, પ્રભુ પરણાવિએ રે, ૧૧. નહિ કો તુઝ તોલે રે, તુમ વયણે મન ડોલે રે; સેવક જસ બોલે, તું જગગુરુ જયો રે. ૧૨.

૩૨

ગિરુઆ ગોડી પાસજી હો લાલ, દીજે દીજે દરિસણ આજ સાહેબજી; બહુ દિનનો ઉમાહલો હો લાલ, સફળ થયો જિનરાજ. સા૦ ગિ૦ ૧. આશ ધરીને આવતો હો લાલ, દશ દિશ માનવવૃંદ સા૦ પરતા પૂરણ પરગડો હો લાલ, કલિ કલ્પ દ્રુમ કંદ સા૦ ગિ૦ ૨. સાચોર ચરક વિચે આકરો હો લાલ, વિષમા થલના ઘાટ સા૦ તે સવિ મનમાં અવગણી હો લાલ, આવે આવે ભવિજન થાટ સા૦ ૩. ઇહલોકે ફલ ચિંતવી હો લાલ, આવે આવે આશાબદ્ધ સા૦ પણ કેવલ ભગતિ ઉલસ્યા હો લાલ, તે પ્રભુ તુમ ગણલદ્ધ સા૦ ૪. સવિ અંતર્યામી અછો હો લાલ, જાણો પર્યાયભાવ સા૦ તો શી સેવક તારવા હો લાલ, ઢીલ કરો જિનરાય સા૦ ગિ૦ ૫. ઇહભવ પરભવ તાહરા હો લાલ, ચરણ શરણ જગમાંહી સા૦ જલ થલ વિષમે થાનકે હો લાલ, તુંહી ગ્રહે નિજ બાંહ્ય સા૦ ગિ૦ ૬. તુજ નામે દૂરે હુએ હો લાલ, પાતિક મોહ મિથ્યાત સા૦ વંશ ઇક્ષ્વાકુ ચૂડામણિ હો લાલ, અશ્વસેન નૃપતાત સા૦ ગિ૦ ૭. ગણે કાંટા કાંકરા હો. લાલ, કોઇ અરણ્ય ઉજાડ સા૦ ભરડું જરડું કાંટી ઘણી હો લાલ, એક તુમ દરિસણ ફુહાડ. સા૦ ગિ૦ ૮. સ્વારથિયા ન ગણે સહી હો લાલ, આશાને અવલંબ સા૦ પ્રારથીઆ પહિલા દિયે હો લાલ૦ જીમ કોકિલને અવલંબ સા૦ ગિ૦. ૯. દરિસણનો અલજો ઘણો હો લાલ, દ્યો દરિસણ દિવાણ સા૦; નયણે નિરખંતા હોવે હો લાલ૦ જીવિત જન્મ પ્રમાણ સા૦ ગિ૦ ૧૦. નામ અનેકે તું અછે હો લાલ, નયર નિવેશને નામ સા૦; ત્રિભુવન માંહે તાહરો હો લાલ, દીપે છે બહુ ધામ સા૦ ગિ૦ ૧૧. કોઈ આવે છે દોડતા હો લાલ, કંઇ બેઠા ધ્યાવંત સા૦; તે બેહુમાં અંતર ઘણો હો લાલ, ભક્તિ તણી એકાંત સા૦ ગિ૦ ૧૨. થયે કામે જે ઉલગે હો લાલ, અવરને અહનિશ ધ્યાન સા૦; વિણ સ્વારથ બિહું સાચવે હો લાલ, તે તો પુરુષ પ્રધાન સા૦ ગિ૦ ૧૩. વિનતિ વચન સુણી કરી હો લાલ, દીધું દીધું દરિસણ આજ સા૦; સત્તર પંચાવન ફાગુણે હો લાલ, વદી દશમી સિધ્યાં કાજ સા૦ ગિ૦ ૧૪. જ્ઞાન વિમલ ગુણથી લહ્યો હો લાલ, શિવ સુંદરી શિવ સંગ, સા૦;

## શ્રી પાર્શ્વનાથ (ભોજન થાળ) સ્તવન

૪૧

માતા વામાદે બોલાવે જમવા પાસને, જમવા વેળા થઇ છે, રમવાને ચિત્ત ચિત્ત જાય, ચાલો તાત તુમારા ઉતાવળા બહુ થાય; વહેલા હાલોને ભોજનીયાં ટાઢા થાય. માતા૦ ૧. માતાનું વચન સુણીને જમવાનું બહુ પ્રેમશું, બુદ્ધિ બાજોઠ ઢાળી બેઠા થઇ હોંશીયાર, વિનય થાળ અજુઆળી, લાલના આગળ મૂકીયો, વિવેક વાટકીઓ શોભાવે થાળ મોઝાર. માતા૦ ૨. સમકિત શેલડીના છોલીને ગઢ્ઢા મૂકીયા, દાંતના દાડમ દાણા ફોલી આપ્યા ખાશ; સમતા સીતાફલનો રસ પીજ્યો બહુ રાજીયા, જુકિત જામફળ પ્યારા આરોગોને પાશ. માતા૦ ૩. મારા નાનડીયાને ચોકખા ચિત્તના ચૂરમા, સુમતિ સાકર ઉપર ભાવશું ભેળું ધરત; ભકિત ભજીયાં પીરસ્યા પાસ કુમારને પ્રેમશું, અનુભવ અથાણા ચાખોને રાખો સરત માતા૦ ૪. પ્રભુને ગુણ ગુંજામે જ્ઞાન ગુંદવડાં પીરસ્યાં, પ્રેમના પેંડા જમજ્યો માનવ ધામણ કાજ; જાણપણાની જલેબી જમતાં ભાંગે ભુખડી, દયા દુધપાક અમીરસ આરોગોને આજ૦ માતા૦ ૫. સંતોષ સીરો ને વળી પુન્યની પુરી પીરસી, સંવેગ શાક ભલાં છે દાતાર ઢીલી દાળ, મોટાઈ માલપુવાને પ્રભાવના ના પુડલાં, વિચાર વડી વઘારી જમજ્યો મારા બાળ. માતા૦ ૬. રૂચી રાયતાં રૂડાં પવિત્ર પાપડ પીરસ્યાં, ચતુરાઈ ચોખા ઓસાવી આણ્યા ભરપુર; ઉપર ઇંદ્રિ દમન દુધ તપ તાપે તાતુ કરી, પ્રીત્યે પીરશું જમજો જગજીવન હજુર. માતા૦ ૭. પ્રીતે પાણી પીધાં પ્રભાવતીના હાથથી. તત્ત્વ તંબોલ લીધાં શીયલ સોપારી સાથ, અકલ એલાઇચી આપીને માતા સુખ વહે, ત્રિભુવન તારી તરજ્યો જગજીવન જગનાથ. માતા૦ ૮. પ્રભુના થાળ તણા જે ગુણ ગાવેને સાંભળે, ભેદ ભેદાંતર સમજે જ્ઞાની તે કહેવાય; ગુરુ ગુમાન વિજયનો શિષ્ય કહે શીર નામીને, સદા સૌભાગ્યવિજય ગાવે ગીત સદાય. માતા૦ ૯.

(આ સ્તવન શ્રી વિષહર પાર્શ્વનાથના મહામંત્ર રૂપે કહેવાય છે)

૪૨ [ રાગ-ધનાશ્રી ]

ૐ જીતું ૐ જીતું ૐ જી ઉપશમધરી, ૐ હ્રીં પાર્શ્વ અક્ષર જયંતી; ભૂત ને પ્રેત ઝોટિંગ સવિ વ્યંતરા, ઉપશમે વાર એકવીસ સુણંતી. ૐ જીતું૦ ૧. દુષ્ટ ગ્રહ રોગ ને સોગ જર જંતુ જે, તાવ એકાંતરા દિહ તપંતી; ગર્ભ બંધન હરે, વિચ્છુ અહિ-વિષ ટલે, બાલકા બાલની વ્યાલ ખંતી. ૐ જીતું૦ ૨. શાયણી ડાયણી રોહિણી રીંગણી, ફોટિકા મોટિકા દુઃખ હરંતી; દાઢ ઉંદરતણી કોલ નોલાં તણી, શ્વાન શુંઆર વિકરાલ દંતી. ૐ જિતું૦ ૩. ધરણેન્દ્ર પદ્માવતી સમર શોભાવતી. નાટ ને વાટ અટવી અટંતી; લક્ષ્મી લૂંહો મળે સુજસ વેલા વલે, સયલ આસ્યા ફલે મન હરંતી. ૐ જીતું૦ ૪. અષ્ટ મહાભય હરે કાન પીડા ટલે, ઉતરે વૃશ્ચિ-અહિવિષ ભણંતી; વદતી વર પ્રીતિસું પ્રીતવિમલ પ્રભુ પાર્શ્વ નામે સદા દક્ષર જયંતી. ૐ જીતું૦ ૫.

## પાર્શ્વનાથ જિન સ્તવન.

એકવાર હૃદયે આવો, હો દેવ ! પાર્શ્વ જિણંદા. પાર્શ્વ જિણંદા વામાદેવી નંદા,

પાય લાગીરે, ગોડી૦ ૨. જ્ઞાનવિમળસૂરિ ઈણી પેરે બોલે, પ્રભુ આવાગમણ નિવારોરે. ગોડી૦ ૩.

૩૭ [ રાગ–કાફી. સિદ્ધ ભજો ભગવંત પ્રાણી–એ દેશી ]

તુમ વિણુ મેરી કોણ ખબર લે, ગોડી પાસ જિણંદા; વામાનંદન દિલકા રંજન, અશ્વસેન કુલચંદા. ગોડી પાસ જિણંદા. ૧. મહિમાધારી ઇચ્છાચારી દૂર કરત ભવ ફંદા ગોડી૦ ૨. ઉપગારી અવનિતલ તુમ સમ, ઐસો કોન મુનંદા ગોડી૦ ૩. તુજ પદ પંકજ વંદન કરે નિત્ય, સુરનર અસુરકે ઇંદા. ગોડી ૦ ૪. અમૃત પદ બક્ષો અબ સાહિબ, રંગ સદા સુખ કંદા. ગોડી૦ ૫.

૩૮

લાખીણો સોહાવે જિનજી કુલડાંનો ગલેહાર; આણીને સોહાવે જિનજી અંગીઆ જડાવ. મોરા પાસજી હો લાલ, સંકટ છોડાવ સ્વામી વિઘ્ન નિવાર૦ એ આંકણી. ૧. પદમણી ચાલી પૂજવાને, ધરી સોલ શણગાર; પાય ઘમકે ઘૂઘરીને, ઉરનો ઝણકાર. મોરા પાસજી૦ ૨. મેઘમાલી દેવતાને, કીધો ઘનઘોર; ગાજે ગગન વીજલીને, પાણી વરસે મોર, મોરા પાસજી૦ ૩. ધ્યાન થકી નવી ચુકયા, પ્રભુ પાસ જિણંદ, દેહી કષ્ટ નિવારવાને, આવ્યા છે ધરણિંદ મોરા પાસજી૦ ૪. ગોડી પારસ પૂજો જીમ, હોએ રંગરેલ; દેખી મૂરતિ પાસજીની, જાણીએ મોહનવેલ. મોરા પાસજી૦ ૫. ઠમક ઠમક ચાલતી ને, ઘૂઘરડી ઘમકાર; તાતા થેઇ તાલ બાજે, દેવતાની ચાલ. મોરા પાસજી૦ ૬. કેશર ચંદન ઘસી ઘણાંને, કસ્તુરી ઘનસાર; જે નર ભાવે પૂજશે રે, ઉતરશે ભવપાર, મોરા પાસજી૦ ૭. તુંહી મોરા સાહિબોને, તુંહી જીવન પ્રાણ; તુને માને દેવતાને; મોટા રાણા રાણ. મોરા પાસજી૦ ૮. પંડિત માંહે શિરોમણિને, કનકવિમલ ગુરુ હીર; ચરણ કમલ સેવે સદાને, કેશર કવિયણ ધીર. મોરા પાસજી૦ ૯.

૩૯

મુજરો માહરો માનો રે, ગોડીજી મુજરો માહરો માનો રે; જિનતો એક દિન નથી ધ્યાયો, તાસ જન્મ અલેખે રે; ગોડીજી મુજરો. ૧. સુરતરુ છાયા છંડી ગેહરી, બાવલ છાયા કુણ બેસે રે, કાચે રાચે કુણ નર મૂરખ, રતનાને કુણ મૂકે રે; ગોડીજી મુજરો ૨. વામાનંદ પાસ જિનેસર, વિનતડી અવધારો રે, રૂપ વિબુધનો મોહન પભણે, સાચો સેવક જાણો રે. ગોડીજી મુજરો. ૩.

૪૦ [ કચ્છી બોલીનું ]

અમાં આઉ નેહગે કંધી, ગોડીચે પેહ વેંધી; કેસર જો ધારે ધોરીંધી વિંઝિ, આઉં પૂજા કંધી; ઇન વામાજીજો નીંગરો એડો, બેયો નાએ જુગમેં તેડો. અમાં૦ ૧. સરગ મરત પાતાલજા માડુ, જજ્જા સેવી પાય; કામણગારો પાસજી આયા. મુંજે દિલમેં ભાય. અમાં૦ ૨ સર્પિ સર્પા જેરે બરંધા, દિનો જે નવકાર; પાસજીજો નાલો ગિની, હુઆ ઇન્દ્ર–ઇન્દ્રાણી સાર. અમાં૦ ૩. બિઆ દેવ દિઠા જજ્જા, દેવ ન કેડે કમ્મ; તું નિરોગી ગતિ નિવારણ, અઠે કર્મેંજો દમ્મ. અમાં૦ ૪. જેડાં વિંજા તેડાં ઇનકે ભજિયાં, જગમેં વડો પીર; જે થરજો સાંમી મલિયો, ખીલ્લી હુઆ ખીર, અમાં૦ ૫.

માતંગ સિદ્ધાયિકા વર સુરી, સકળ તુજ ભવિકની ભીતિ ભાંજે. આ૦ ૪. તુજ વચન-રાગ સુખસાગરે ઝીલતો, પીલતો મોહ મિથ્યાત્વવેલી; આવીઓ ભાવીઓ ધર્મપંથ હું હવે, દીજીયે પરમપદ હોઈ બેલી. આ૦ ૫. સિંહ નિશદીહ જો હૃદયગિરિ મુજ રમે, તું સુગુણલીહ અવિચલ નિરીહો; તો કુમત રંગ માતંગના જૂથથી, મુજ નહિ કોઇ લવલેશ બીહો. આ૦ ૬. ચરણ તુજ શરણ મેં ચરણ ગુણ નિધિ ગ્રહ્યા, ભવતરણ કરણ દમ શર્મ દાખો; હાથ જોડી કહે જશવિજય બુધ ઇશું, દેવ નિજ ભુવનમાં દાસ રાખો. આ૦ ૭.

૪

સિદ્ધારથનારે નંદન વિનવું, વિનતડી અવધાર; ભવમંડપમાંરે નાટક નાચીઓ, હવે મુજ દાન દેવરાવ. સિદ્ધા૦ ૧. ત્રણ રતન મુજ આપો તાતજી, જિમ નાવેરે સંતાપ; દાન દીયંતારે પ્રભુ ! કોસર કીસી ! આપો પદવીરેં આપ. સિદ્ધા૦ ૨. ચરણ–અંગુઠેરે મેરુ કંપાવીઓ, મોડયાં સુરનારે માન; અષ્ટ કરમનારે ઝગડા જીતવા, દીધાં વરસીરે દાન. સિદ્ધા૦ ૩. શાસન નાયક શિવસુખદાયક, ત્રિશલા–કુખે રતન; સિદ્ધારથનોરે વંશ દીપાવિયો, પ્રભુજી તમે ધન ધન. સિદ્ધા૦ ૪. વાચકશેખર કીર્તિવિજય ગુરુ, પામી તાસ પસાય; ધરમતણે રસ જિન ચોવીશમા, વિનયવિજય ગુણ ગાય. સિદ્ધા૦ ૫.

## ૫ શ્રી ગંધારમંડન મહાવીર જિન સ્તવન.

જગપતિ તારક શ્રી જિનદેવ, દાસનો દાસ છું તાહરો; જગપતિ તારક તું કિર-તાર, મનમોહન પ્રભુ માહરો. ૧. જગપતિ તાહરે તો ભક્ત અનેક, મારે તો એકજ તું ધણી; જગપતિ વીરમાં તું મહાવીર, મૂરતિ તારી સોહામણી. ૨. જગપતિ ત્રિશલા રાણીનો તન, ગંધાર બંદર ગાજીયો; જગપતિ સિદ્ધારથ કૂળ શણગાર, રાજ રાજેશ્વર રાજીયો. ૩. જગપતિ ભગતોની ભાંગે છે ભીડ, ભીડ પડે પ્રભુ પારીખે; જગપતિ તુંહી પ્રભુ અગમ અપાર, સમજ્યો ન જાય મુઝ સારીખે. ૪. જગપતિ ઉદય નમે કર જોડ, સત્તર નેવ્યાસી સમે કિયો; જગપતિ ખંભાત જંબૂસર સંઘ, ભગવંત ભાવશું ભેટિયો. ૫.

## ૬ શ્રી ગંધાર બંદર મહાવીર જિન સ્તવન.

પ્રભુજી વીર જિણંદને વંદિયે, ચોવીશમા જિનરાય હો; ત્રિશલાના જાયા. પ્રભુજીને નામે તે નવનિધિ સંપજે, ભવદુઃજ સવિ મીટજાય હો; ત્રિશલાના જાયા. ૧. પ્રભુજી કંચનવાન કર સાતનું, જગતાતનું એટલું માન હો; ત્રિ૦ પ્રભુજી મૃગપતિ લંછન ગાજતો, ભાંજતો મદગજ માન હો; ત્રિ૦ ૨. પ્રભુજી સિદ્ધારથ ભગવંત છો, સિદ્ધારથ કુળચંદ હો; ત્રિ૦ પ્રભુજી ભક્તવત્સલ ભવ દુઃખહરુ, સુરતરુસમ સુખકંદ હો; ત્રિ૦ ૩. પ્રભુજી ગંધારબંદર ગુણનિલો, જગતિલો જિહાં જગદીશ હો; ત્રિ૦ પ્રભુજીનું દર્શન દેખીને ચિત્ત ઠર્યું, સર્યું મુજ વંછિત ઇશ હો; ત્રિ૦ ૪. પ્રભુજી શિવગિરીનો રાજીયો જગતારણ જિનદેવ હો; ત્રિ૦ પ્રભુજી રંગવિજયને આપજો, ભવોભવ તુમ પાય સેવ હો; ત્રિ૦ ૫.

૭

નારે પ્રભુ નહી માનું, નહી માનું રે અવરની આણ; નારે પ્રભુ૦ મ્હારે તાહરૂં વચન પ્રમાણ; નારે પ્રભુ૦ હરિહરાદિક દેવ અનેરા, તે દીઠા જગમાંય રે; ભામિની

એકવાર હૃદયે આવો. હો દેવ૦ ૧. કષ્ટ ચીનાથી નાગ ઉગાર્યો. અશ્વસેન રાયકુલચંદા હો દેવ પાર્શ્વ જિણંદા૦ ૨. નવકાર દઇ પ્રભુ ધરણેન્દ્ર બનાયો, જગહિત કલ્પવેલી કંદા. હો દેવ પાર્શ્વ જિણંદા૦ ૩. તીવ્ર વ્રત તપી કર્મને જીતી, કેવલ પામ્યા જિણંદા. હો દેવ પાર્શ્વ જિણંદા૦ ૪. ચોત્રીશ અતિશય ધારી પ્રભુજી, પૂજે સુરનર ઈંદ્રા હો દેવ પાર્શ્વ જિણંદા૦ ૫. વિદ્યા શ્રી મહિલા મંડલ તણા, પ્રભુ દૂર કરો ભવ ફંદા, હો દેવ પાર્શ્વ જિણંદા૦ ૬

## ૨૬ શ્રી મહાવીર સ્વામી સ્તવનો.

વીર પ્રભુ પ્રાણ થકી પ્યારા, હો દેવરાજ રંઢયાળા; ચૈતર સુદી તણી તેરસના દિવસે, જન્મ્યા જિણંદ જયકારા....હો દેવરાજ રઢિયાળા૦ ૧. નવરાવ્યા ઇંદ્રે તમને મેરુ ઉપર, મેરુ ચલિત કરનારા, હો દેવ૦ ૨. લંછન સિંહ તુજ જંઘે વિરાજતો, કાંતિ સુવર્ણ ધરનારા; હો દેવ૦ ૩ કેવલ લઈ નાથ સમોસરણમાં, દેશના દીધી ઉદારા. હો દેવ૦ ૪. વર્ષ બહોતેર પ્રભુ પૂર્ણાયુ ભોગવી, દીવાળીને દીન સ્વારા હો દેવ૦ ૫. પાવાપુરીમાં મોક્ષપદ પામી, વરીયા છો શિવ વધુ પ્યારા હો દેવ૦ ૬. વહેલા રે આવજો ભક્ત ઉગારવા, સેવક નમે છે પાય તારા. હો દેવરાજ રઢિયાળા૦ ૭.

૨

સરસતી સામિણિ પાએ લાગો, પ્રણમી સદ્ગુરૂ પાયા; ગાસુ હીઅડઈ હરખ ધરીનઇ, શ્રી વર્ધમાન જિનરાયા; મોરા સામી હો ! તોરાં ચરણ ગ્રહીજે. સોભાગી જિનનાં ચરણ ગ્રહીજે. વૈરાગી જિનનાં ચરણ ગ્રહીજે; અરૂપી જિનનાં ચરણ ગ્રહીજે, ચરણ ગ્રહીજે હો; સરણે રહીજે, નરભવ-લાહો લીજે, મોરા સામી હો-એ આંચલી. ભ.દેકરમી તે પણ તાર્યા, પાતકથી ઉગાર્યા, મુઝ સરખા શે નવિ સંભાર્યા?, શું ચિતથી ઉતાર્યા? મોરા૦ ૨. પથર પન કોઇ તીરથ પરભાવે, જલમાં દીસે તરતો; તિમ અમે તરશું તુમ પાએ વલગા, શું રાખો છો અલગા? મોરા સામી૦ ૩. મુઝ.કરણી સામું મત જોજો, નામ સાચું તમે જોજો; સાહબ! સેવક દુઃખ હરજો, તુમને મંગલ હોજો. મોરા સામી૦ ૪. તરણ તારણ તુમે નામ ધરાવો, હું છું ખીજમતગારો; બીજા કુણ આગલ જઈ જાચું? મોટો નામ તુમારો મોરા૦ ૫ એહ વીનતીયે સાહબ તૂઠા, શ્રી વર્ધમાન જિનરાયા; આપ ખજાના માંહિથી આપો, સમકિત રત્ન સવાયા. મોરા૦ ૬. શ્રી નયવિજય વિબુધ પય સેવક, વાચક જસ ઇમ બોલે; શાસનનાયક શિવસુખદાયક, નહિ કોય વીરજીને તોલે. મોરા૦ ૭.

૩ (રાગ-ધનાશ્રી)

આજ જિનરાજ મુજ કાજ સિધ્યાં સવે, તું કૃપા કુંભ જો મુજ તૂઠો; કલ્પતરુ કામઘટ કામધેનુ મિલ્યો, આંગણે અમિય રસ મેહ વૂઠો. આ૦ વીર તું, કુંડપુરનયર ભૂષણ હુઓ રાય સિદ્ધાર્થ ત્રિશલા તનુજો; સિંહ લંછન કનક વર્ણ કર સપ્ત તનુ, તુજ સમો જગતમાં કો ન દૂજો આ૦ ૨. સિંહપરે એકલો ધીર સંયમ ગ્રહી, આયુ બોહોત્તર વર્ષ પૂર્ણ પાળી; પુરી અપાપાયે નિષ્પાપ શિવવદૂ વર્યા, તિહાં થકી પર્વ પ્રગટી દીવાળી. આ૦ ૩. સહસ તુજ ચૌદ મુનિવર મહા સંયમી, સાહુણી સહસ છત્રીશ રાજે; યક્ષ

પંડિત તેહ્યા, કહો રે પંડિત ફળ એહનું એ. ૬. અમ કુળમંડળ તુમ કુળ દીવો, ધન રે મહાવીર પ્રભુ અવતર્યા એ, જે નર ગાવે તે સુખ પાવે, આનંદ રંગ વધામણાં એ. ૭.

૧૦

ભક્તિ અમ ચિત્ત સાચી ધરી, ધારીયે શાસન તીર રે; વારીયે દુષ્ટ દુર્વાસના, ધ્વંસીયે ભવ તણી ભીત રે. ભક્તિ૦ ૧. વીર જિનરાજ સમ પ્રભુ લહી, ગહગહી બુદ્ધિ ગુણ ગ્રામી રે; કોણ પરદેવને આદરે, કલ્પતરુ સમ પ્રભુ પામી રે. ભક્તિ૦ ૨. એક આધાર છે તાહરો, માહરે દીન દયાળ રે; સાર કીજે હવે દાસની, જગજીવન પ્રતિપાળ રે. ભક્તિ૦ ૩. વિનતી દાસની ધારીયે, ધારીયે કર ઉપગાર રે; દોષ અનાદિ નિવારીયે, આપીયે અનુભવ સાર રે. ભક્તિ૦ ૪. મોહ જંજાલ વશ જીવડા, રડવડે પુદ્‌ગલ રાગ રે; તેહને શુદ્ધ રત્નત્રયી, દાખવી તેં મહાભાગ રે. ભક્તિ૦ ૫. એક આલંબન સ્વામીનો, દાસના ચિત્તને નાહરે; અશરણ શરણ ભવ અટવીનો, તુંહીજ પરમ સત્થવાહ રે. ભક્તિ૦ ૬. તુજ ગુણ રાગ ભર હૃદયમેં, કિમ વસે દુષ્ટ કષાય રે; નિર્મલ તત્વના ધ્યાનથી, ધ્યાયક નિર્મલ થાય રે. ભક્તિ૦ ૭. ધ્યેયની શુદ્ધતા રસ થકી, વિદ્રવ્ય કંચન થાય રે; તેમ અમોહ રસે ચેતના, પૂર્ણ આનંદ ઉપાય રે. ભક્તિ૦ ૮. માહરા પરિણતી દોષની, તિવ્રતા વારણ કાર રે; તાહરા શાસન શુભ તણો, રાગ છે એક આધાર રે. ભક્તિ૦ ૯. ક્ષણ ક્ષણ નામ તુમચો જપુ, તુજ ગુણ સ્તવન ઉલ્લાસ રે; ચિંતવી રૂપ પ્રભુજી તણો, કીજીએ આત્મ પ્રકાશ રે. ભક્તિ૦ ૧૦. વળી વળી વિનવું સ્વામીજી, નિત પ્રતિ તુંહીજ દેવ રે; શુદ્ધ આશય પણે મુજ હોજ્યો, ભવ ભવ તાહરી સેવ રે. ભક્તિ૦ ૧૧. વીર આણા અવિરુદ્ધપણે, આદરુ સાધન જેહ રે; તાહરી સાખથી સત્ય તે, સિધસે માહરે તેહ રે. ભક્તિ૦ ૧૨. ભદ્રક ભાવ રાગી પણે, વિનતિ એમ કરાય રે; દેવચંદ્ર પદ નીપજે, નાથજી ભક્તિ સુપસાય રે. ભક્તિ૦ ૧૩.

૧૧

વીર જિનેશ્વર સાહેબ મેરા, પાર ન લહુ તેરા; મેહેર કરી ટાળો મહારાજજી, જન્મ મરણના ફેરા, હો જિનજી, અબ હું શરણે આવ્યો૦ ૧. ગર્ભાવાસ તણાં દુઃખ મોટાં; ઉંધે મસ્તકે રહીયો; મળમૂત્ર માંહિ લપટાણો, એવાં દુઃખ મેં સહીયાં. હો જિનજી૦ ૨. નર્ક નિગોદમાં ઉપન્યો ને ચવિયો, સૂક્ષ્મ બાદર થઈઓ; વિંધાણો સૂઇને અગ્ર ભાગે, માન તિહાં કિહાં રહીયો. હો જિનજી૦ ૩. નરક તણી અતિ વેદના મારી, સહી તે જીવે બહુ; પરમાધામીને વશ પડીઓ, તે જાણો તમે સહુ. હો જિનજી૦ ૪. તિર્યંચ તણાં ભવ કીધા ઘણેરાં, વિવેક નહિ લગાર; નિશદિનનો વ્યવહાર ન જાણ્યો, કેમ ઉતરાયે પાર. હો જિનજી૦ ૫. દેવતણી ગતિ પુન્યે હું પામ્યો, વિષયારસમાં ભીનો; વ્રત પચ્ચખાણ ઉદય નવિ આવ્યાં, તાનમાન માંહિ લીનો. હો જિનજી૦ ૬. મનુષ્ય જન્મને ધર્મ સામગ્રી, પામ્યો છું બહુ પુન્યે; રાગ દ્વેષ માંહે બહુ ભળીયો, ન ટળી મમતા બુદ્ધિ. હો જિનજી૦ ૭. એક કંચનને બીજી કામિની, તે શું મનડું બાંધ્યું; તેનો ભોગ લેવાને શુરા, કેમ કરી જિન ધર્મ સધ્ધુ. હો જિનજી૦ ૮. મનની દોડ કીધી

ભમર ભ્રકુટીએ ભૂલ્યા, તે મુજને ન સુહાય. નારે૦ ૧. કેઇક રાગી કેઇક દ્વેષી કેઇક લોભી દેવ રે; કેઇક મદ માયામાં ભરિયા, કેમ કરીએ તસ સેવ, નારે૦ ૨. મુદ્રા પણ તેહમાં નવિ દીસે, તુજ માંહેલી તિલ માત રે; તે દેખી દિલડું નવિ રીઝે, શી કરવી તસ વાત. નારે૦ ૩ તું ગતિ તું મતિ તું મુજ પ્રીતમ, જીવ જીવન આધાર રે; રાત દિવસ સ્વપ્નાંતરમાં તુંહી, તુંહી માહરે નિરધાર. નારે૦ ૪. અવગુણ સહુ ઉવેખીને પ્રભુ, સેવક કરીને નિહાળ રે; જગબંધવ એ વિનતિ માહરી, માહરાં જનમ મરણ દુઃખ ટાળ. નારે૦ ૫. ચોવીશમા પ્રભુ ત્રિભુવનસ્વામી, સિદ્ધારથના નંદ રે; ત્રિશલાજીના ન્હાનડીયા પ્રભુ, તુમ દીઠે અતિ હી આનંદ નારે૦ ૬. સુમતિવિજય કવિરાયનો કહે, રામવિજય કરજોડ રે; ઉપગારી અરિહંતજી માહરા, ભવભવનાં બંધ છોડ નારે૦ ૭.

૮ [નંદકુમાર કેડે પડયો, કેમ ભરિયે,—એ દેશી]

વીર કુંવરની વાતડી કેને કહીએ, હાંરે કેને કહીએરે કેને કહીયે; નવ મંદિર બેસી રહીએ, હાંરે સુકુમાર શરીર. વી૦ ૧. બાલપણાથી લાડકો નૃપ ભાવ્યો, મળી ચોસઠ ઈંદ્રે મલાવ્યો; ઈંદ્રાણી મળી હુલરાવ્યો, ગયો રમવા કાજ. વી૦ ૨. છોરૂં ઉછાંછલાં લોકનાં કેમ રહીએ, એની માવડીને શુ કહીએ; કહીએ તો અદેખાં થઇએ, નાશી આવ્યાં બાળ. વી૦ ૩. આમલકી ક્રીડા વિષે વીંટાણો, મોટો ભોરિંગ રોષે ભરાણો; વીરે હાથે ઝાલીને તાણ્યો, કાઢી નાખ્યો દૂર. વી૦ ૪. રૂપ પિશાચનું દેવતા કરી ચલિયો, મુજ પુત્રને લેઇ ઉછળીયો; વીર મુઠી પ્રહારે વળીઓ, સાંભળીએ એમ. વી૦ ૫. ત્રિશલા માતા મોજમાં એમ કહેતી, સખીઓને ઓલંભા દેતી; ક્ષણ ક્ષણ પ્રભુ નામ જ લેતી; તેડાવે બાળ. વી૦ ૬. વાટ જોવંતા વીરજી ઘેર આવ્યા, માતા ત્રિશલાએ નવરાવ્યા; ખોળે બેસી હુલરાવ્યા, આલિંગન દેત. વી૦ ૭. યૌવનવય પ્રભુ પામતાં પરણાવે, પછી સંજમ શુ દીલ લાવે; ઉપસર્ગની ફોજ હઠાવે, લીધું કેવળ નાણ. વી૦ ૮. કર્મસૂદન તપ ભાખીયું જિનરાજે, ત્રણ લોકની ઠકુરાઈ છાજે; ફલ પૂજા કરી શિવ કાજે, ભવિને ઉપગાર. વી૦ ૯. શાતા અશાતા વેદની ક્ષય કીધું, આપે અક્ષય પદ લીધું; શુભ વીરનું કાજ સિધું, ભાગે સાદિ અનંત વી૦ ૧૦.

૯

સિદ્ધારથ રાજાને ઘેર પટરાણી, ત્રિશલા નામે સોહામણી એ; રાજભુવનમાંહિ પલંગે પોઢંતા, ચૌદ સુપન રાણીએ લહ્યા એ. ૧. પહેલે રે સુપને ગયવર દીઠો, બીજે વૃષભ સોહામણો એ; ત્રીજે સિંહ સુલક્ષણો દીઠો, ચોથે લક્ષ્મી દેવતા એ. ૨. પાંચમે પંચ વરણની માળા, છઠ્ઠે ચંદ્ર અમીઝરો એ, સાતમે સૂરજ આઠમે ધ્વજા, નવમે કલશ રૂપાતણો એ. ૩. પદ્મસરોવર દશમે દીઠો, ક્ષીર સમુદ્ર અગ્યારમે એ; દેવવિમાન એ બારમે દીઠું, રણઝણ ઘંટા વાજતાં એ. ૪. રત્નનો રાશિ તે તેરમે દીઠો, અગ્નિ શિખા દીઠી ચૌદમે એ; ચૌદ સુપન લઇ રાણીજી જાગ્યા, રાણીએ રાયને જગાડિયા એ. ૫. ઉઠો ઉઠો સ્વામી મને સુહણલાં લાધ્યાં, એરે સુપન ફળ શા હશે એ; રાય સિદ્ધારથે

વાત ન માનીરે; ફણીધરને લઘુ બાળક રૂપે, રમત રમીયો છાનીરે, માતા ત્રિસલાનંદ૦ ૪. વર્ધમાન તુમ ધીરજ મોટું, બલમાં પણ નહિ કાચુંરે; ગિરુઆના ગુણ ગિરુઆ ગાવે, હવે મેં જાણ્યું સાચુંરે, માતા ત્રિસલાનંદ૦ ૫. એક મુષ્ટિ પ્રહારે મારું મિથ્યાત્વ ભાગ્યુ જાયરે; કેવલ પ્રગટે મોહરાયને, રહેવાનું નહિ થાયરે; માતા ત્રિસલાનંદ૦ ૬. આજ થકી તું સાહેબ મારો, હું છું સેવક તારોરે; ક્ષણ એક સ્વામી ગુણ ન વિસારું, પાણ થકી તું પ્યારોરે, માતા ત્રિસલાનંદ૦ ૭. મોહ હરાવે સમકિત પાવે, તે સુર સ્વર્ગ સધાવેરે; મહાવીર પ્રભુનું નામ ધરાવે, ઇન્દ્રસભા ગુણ ગાવેરે, માતા ત્રિસલાનંદ૦ ૮. પ્રભુ મલપંતા નિજ ઘર આવે, સરખા મિત્ર સોહાવેરે; શ્રી શુભ વીરનું મુખડું જોતાં, માતાજી સુખ પાવેરે, માતા ત્રિસલાનંદ૦ ૯.

૧૫ [પંથડો નિહાળું રે, બીજા જિન તણો રે. એ દેશી]

ચરમ જિણેશ્વર વિગત સ્વરૂપનું રે, ભાવું કેમ સ્વરૂપ; સાકારી વિણ ધ્યાન ન સંભવેરે, એ અધિકાર અરૂપ, ચરમ૦ ૧. આપ સ્વરૂપે આતમમાં રમે રે, તેહના ધુર બે ભેદ; અસંખ્ય ઉક્કોસે સાકારી પદે રે; નિરાકારી નિરભેદ. ચરમ૦ ૨. સુખમનામ કરમ નિરાકાર જે રે, તેહ ભેદે નહીં અંત; નિરાકાર જે નિરગત કર્મથી રે; તેહ અભેદ અનંત. ચરમ૦ ૩. રૂપ નહીં કંઇયે બંધન ઘટયું છે, બંધન મોક્ષ ન હોય; બંધ મોક્ષ વિણ સાદિ અનંતનું રે, ભંગ સંગ કેમ હોય ? ચરમ૦ ૫. આતમતા પરિણિત જે પરિણમ્યા રે, તે મુજ ભેદા ભેદ; તદાકાર વિણ મારા રૂપનુ રે, ધ્યાણુ વિધિ પ્રતિષેધ. ચરમ૦ ૬. અંતિમ ભય ગ્રહણે તુજ ભાવનું રે, ભાવશું શુદ્ધ સ્વરૂપ; તદયે આનંદ ઘન પદ પામશુ રે, આતમ રૂપ અનૂપ ચરમ૦ ૬.

૧૬

વીર જિનેશ્વર પરમેશ્વરજયો, જગ જીવન જિન ભૂપ; અનુભવ મિત્તે રે ચિત્તે હિત કરી, દાખ્યું તાસ સ્વરૂપ. વીર૦ ૧. જેહ અગોચર માનસ વચનને, તેહ અતીંદ્રિય રૂપ, અનુભવ મિત્તે રે વ્યક્તિ શક્તિશું, ભાખ્યું તાસ સ્વરૂપ. વીર૦ ૨. નય નિક્ષેપેરે જેહ ન જાણીયે, નવિ જીહાં પ્રસરે પ્રમાણ; શુદ્ધ સ્વરૂપે રે તે બ્રહ્મ દાખવે, કેવલ અનુભવ ભાણ. વીર૦ ૩. અલખ અગોચર અનુપમ અર્થનો, કોણ કહી જાણે રે ભેદ; સહજ વિશુદ્ધયે રે, અનુભવ વયણ જે, શાસ્ત્ર તે સઘળો રે ખેદ. વીર૦ ૪, દિશિ દેખાડી રે શાસ્ત્ર સવિ રહે, ન લહે અગોચર વાત; કારજ સાધક બાધક રહિત જે, અનુભવ મિત્ત વિખ્યાત વીર૦ ૫. અહો ચતુરાઇ રે અનુભવ મિત્તની, અહોતસ પ્રીત પ્રતીત; અંતરજામી સ્વામી સમીપ તે, રાખી મિત્રશું રીત વીર૦ ૬. અનુભવ સંગેરે રંગે પ્રભુ મલ્યા, સફલ ફલ્યાં સવિ કાજ; નિજ પદ સંપદ જે તે અનુભવે રે, આનંદ ઘન મહારાજ. વીર૦ ૭.

૧૭ [ગેબર સાગરી પાલા ઉભી હોય નાગરી મારા લાલ—એ દેશી]

શાસન નાયક શિવસુખ દાયક જિનપતિ, મારા લાલ પાયક જાસ સુરાસુર ચરણે નરપતિ; મા૦ સાયક કંદર્પ કેરાં જેણે નવિ ચિત્ત ધર્યાં, મા૦ દાયક પાતક વૃંદ ચરણ

અતિ ગાઝી, હું છું કોક જડ જેવો; કલી કલી કલ્પ મેં જન્મ ગુમાયો, પુનરપિ પુનરપિ તેહવો. હો જિનજી૦ ૯. ગુરુ ઉપદેશમાં હું નથી ભીનો, નાવી વૃહણુ સ્વામી, હવે વડાઇ જોઇએ તમારી, ખીજમતમાં છે ખામી. હો જિનજી૦ ૧૦. ચાર ગતિ માંહે રડવડિઓ, તોએ ન સિદ્ધાં કાજ; રિખભ કહે તારો સેવકને, બાહે ગ્રહ્યાની લાજ. હો જિનજી૦ ૧૧.

૧૨

વંદુ વીર જિનેસર રાયા, વર્દ્ધમાન સુખદાયાજી; શાસન નાયક જેહ કહાયા. જગ જશવાદ સવાયાજી. વ૦ ૧. હરિ લંછન કંચનવન કાયા, સિદ્ધારથ નૃપ તાયાજી; સિદ્ધારથ થયા કર્મ ખપાયા, ત્રિસલા રાણી માયાજી. વં૦ ૨. લઘુવયથી જેણે મેરુ ચલાયા, વીર વેતાળ હરાયાજી; દુર્ધર મોહનો જેર જિતીને, જયોતિ મેં જયોતિ મિલાયાજી. વં૦ ૩. જસ શાસનથી ખટ દ્રવ્ય પાયા, સ્યાદ્વાદ સમજાયાજી; અભિનવ નંદનવનની છાયા, દર્શન જ્ઞાન ઉપાયાજી. વં૦ ૪. જાસ વજીર છે ગૌતમરાયા, લબ્ધિનિધાન મન ભાયાજી; ન્યાયસાગર પ્રભુના ગુણ ગાયા, સુજશ સુબોધ સવાયાજી. વં. ૫.

૧૩

આજ મ્હારા પ્રભુજી સ્હામું જુવો, સેવક કહીને બોલાવો. આજ મ્હારા પ્રભુજી મહેર કરીને, સેવક સાહમું નિહાળો; કરુણાસાગર મહેર કરીને, અતિશય સુખ ભૂપાળો. આ૦ ૧. ભગત વછલ શરણાગતપંજર, ત્રિભુવનનાથ દયાળો; મૈત્રી ભાવ અનંત વહે અહનિશ, જીવ સયલ પ્રતિપાળો. આ૦ ૨. ત્રિભુવન દીપક જિપક અરિગણ, અવિઘટ જયોતિ પ્રકાશી; મહા ગોપ નિર્યામક કહિયે, અનુભવ રસ સુવિલાસી. આ૦ ૩. મહામાહણ મહાસારથી અવિતથ, અપના બિરુદ સંભાળો; બાહ્ય અભ્યંતર અરિ ગણ જોરો, વ્યસન વિઘન ભય ટાળો. આ૦ ૪ વાદી તમ હર તરણી સરિખા, અનેક બિરુદના ધારી; જિત્યા પ્રતિવાદી નિજ મતથી, સકલજ્ઞાયક યશકારી. આ૦ ૫. યજ્ઞકારક ચઉવેદના ધારક, જીવાદિ સત્તા ન ધારે; તે તુજ મુખ દિનકર નિરખણથી, મિથ્યાતિમિર પરજાલે. આ૦ ૬. ઇલીકા ભમરી ન્યાયે જિનેસર, આપ સમાન તેં કીધા; ઇમ અનેક યશ ત્રિશલા નંદન, ત્રિભુવન માંહે પ્રસિધા આ૦ ૭ મુજ મન ગિરિકંદરમાં વસીઓ, વીર ચરમ જિન સિંહ; હવે કુમત માતંગના ગણુથી, ત્રિવિધ યોગે મિટિ બીહ. આ૦ ૮. અંત મન રાગે શુભ ઉપયોગે, ગાતાં જિન જગદીશ; સૌભાગ્યસૂરી શિષ્ય લક્ષ્મીસૂરી લહે, પ્રતિદિન સયલ જગીશ. આ૦ ૯.

૧૪

માતા ત્રિશલા નંદકુમાર જગતનો દીવોરે, મારા પ્રાણતણા આધાર વીર ઘણું જીવોરે, આમલકી ક્રીડાએ રમતાં, હાર્યો સુર પ્રભુ પામીરે; સુણજોને સ્વામી આતમરામી વાત કહું શીર નામીરે; માતા ત્રિસલાનંદ૦ ૧. સુધર્મા સુરલોકે રહેતાં, અમો મિથ્યાત્વે ભરાણારે; નાગદેવની પૂજા કરતાં, શીર ન ધરી પ્રભુ આણારે; માતા ત્રિસલાનંદ૦ ૨. એક દિન ઇંદ્ર સભામાં બેઠા; સોહમપતિ એમ બોલેરે; ધીરજબળ ત્રિભુવનનું ન આવે, ત્રિશલા બાલક તોલેરે; માતા ત્રિસલાનંદ૦ ૩. સાચું સાચું સહુ સુર બોલ્યા, પણ મેં

ગાલ, હસશે રમશે ને વલી હુંસા દેશે ગાલ. હાલો૦ ૬. નંદન નવલા ચેડા રાણાના ભાણેજ છો, નંદન નવલા પાંચશે મામીના ભાણેજ છો, નંદન મામલીયાના ભાણેજા સુકુમાલ, હસશે હાથે ઉચ્છાલી કહીને ન્હાના ભાણેજા, આંખ્યો આંજી ને વલી ટપકું કરશે ગાલ. હાલો૦ ૭. નંદન મામા મામી લાવશે ટોપી આંગણાં, રત્ને જડીયાં ઝાલર મોતી કસબી કોર; નીલાં પીલાં ને વળી રાતાં સર્વે જાતિનાં, પહેરાવશે મામી માહરાં નંદકિશોર. હાલો૦ ૮. નંદન મામા મામી સુખલડી બહુ લાવશે, નંદન ગજુવે ભરશે લાડુ મોતીચૂર; નંદન મુખડાં જોઇને લેશે મામી ભામણાં, નંદન મામી કહેશે જીવો સુખ ભરપૂર. હાલો૦ ૯. નંદન નવલી ચેડા મામાની સાતે સતી, મારી ભત્રીજી ને બેનં તમારી નંદ; તે પણ ગૂંજે ભરવા લાખણસાઇ લાવશે, તુમને જોઈ જોઈ હોશે આધકો પરમાનંદ. હાલો૦ ૧૦. રમવા કાજે લાવશે લાખ ટકાનો ઘુઘરો, વલી સૂડા મેના પોપટ ને ગજરાજ; સાહસ હંસ કોયલ તીતર ને વલી મોરજી, મામી લાવશે રમવા નંદ તમારે કાજ. હાલો૦ ૧૧. છપ્પન કુમરી અમરી જલકલશે નવરાવિયા, નંદન તમને અમને કેલીઘરની માંહિ; ફૂલની વૃષ્ટિ કીધી યોજન એકને માંહલે, બહુ ચિરંજીવો આશીષ દીધી તુમને ત્યાંહિ. હાલો૦ ૧૨. તમને મેરુ-ગિરિપર સુરપતિએ નવરાવિયા, નિરખી નિરખી હરખી સુકૃત લાભ કમાય; મુખડા ઉપર વારૂં કોટિ કોટિ ચંદ્રમા, વલી તન પર વારૂં ગ્રહગણનો સમુદાય. હાલો૦ ૧૩. નંદન નવલા ભણવા નિશાળે પણ મૂકશું, ગજપર અંબાડી બેસાડી મોહટે સાજ; પસલી ભરશું શ્રીફળ ફોફળ નાગરવેલશું, સુખડલી લેશું નિશાળીયાને કાજ. હાલો૦ ૧૪. નંદન નવલા મોહટા થાશો ને પરણાવશું, વહુવર સરખી જોડી લાવશું રાજકુમાર; સરખા વેવાઇ વેવાણોને પધરાવશું, વરવહુ પોંખી લેશું જોઇ જોઇને દેદાર. હાલો૦ ૧૫. પીયર સાસરા માહરા બેહું પખ નંદન ઉજળા, મહારી કૂખે આવ્યા તાત પનોતા નંદ; મહારે આંગણ વૂઠા અમૃત દૂધે મેહુલા, મહારે આંગણે ફળીયા સુરતરુ સુખના કંદ. હાલો૦ ૧૬. ઇણિ પરે ગાયું માતા ત્રિશલાસુતનું પારણું, જે કોઈ ગાશે લેશે પુત્ર તણા સામ્રાજ; બીલીમોરા નગરે વર્ણવ્યું વીરનું હાલરું. જય જય મંગલ હોજો દીપવિજય કવિરાજ હાલો૦ ૧૭.

૨૦

## શ્રી મહાવીર સ્વામીના પંચ કલ્યાણકનું સ્તવન

સરસતી ! ભગવતી ! દીઓ મતિ ચંગી સરસ સુરંગી વાણ; તુજ પસાય માય ! ચિત્ત ધરીને, જિન ગુણ રયણની ખાણ. ૧. ગિરુવા ગુણ વીરજી, ગાયશું ત્રિભુવન રાય; જસ નામે ઘર મંગલ માલા, તસ ઘર બહુ સુખ થાય. ગિ૦ ૨. જંબૂદ્વીપ ભરત ક્ષેત્રમાંહે, નયર માહણકુંડ ગામ; ઋષભદત્ત વર વિપ્ર વસે તિહાં, દેવાનંદા તસ પ્રિયા નામ. ગિ૦ ૩. સુર વિમાન વર પુષ્પોત્તરીથી, ચવી પ્રભુ લીએ અવતાર; તવ તે માહણી રયણી મધ્યે, સુપન લહે, દસ ચાર, ગિ૦ ૪. ધુરે મયગલ મલપંતો દેખે, બીજે વૃષભ વિસાલ; ત્રીજે કેસરી ચોથે લક્ષ્મી, પાંચમે કુસુમની માલ. ગિ૦ ૫.

અંગી કર્યાં. મા૦ ૧. ક્ષયિક ભાવે કેવલ જ્ઞાન દર્શન દરે, મા૦ જ્ઞાયક લોકાલોકના ભાવશું વિસ્તરે; મા૦ ક્ષાયક ઘાતી કર્મ મર્મની આપદા, મા૦ લાયક અતિશય પ્રાતિહાર્યની સંપદા. મા૦ ૨. કારક ષટ્ક થયાં તુજ આતમ તત્વમાં, મા૦ ધારક ગુણ સમુદાય સયલ એકત્વનાં મા૦ નારક નરતિરિ દેવ ભ્રમણથી હું થયો, મા૦ કારક જે વિભાવ તેણે વિપરિત ભયો. મા૦ ૩. તારક તું ભવિ જીવને સમરથમેં લહ્યો; મા૦ ઠારક કરુણા રસથી ક્રોધાનલ દહ્યો; મા૦ વારક જેહ ઉપાધી અનાદિની સહચરી, મા૦ કારક નિજ ગુણ રુદ્ધિ સેવકને બરાબરી મા૦ ૪. જાણી ઉત્તમ આશ, ધરી મનમાં ઘણી. મા૦ ખાણી ગુણની તુજ પદ પદ્મની ચાકરી; મા૦ આણી હૈડે હેજ, કરું નિજ પદ કરી. મા૦ ૫.

૧૮

## શ્રી મહાવીર સ્વામીનું પારણું.

ત્રિશલા માતા પારણું ઝુલાવે, મહાવીર પોઢોરે; રેશમ દોરે માતા હિંચોળે, મહાવીર પોઢોરે. ૧. મધુર મધુર હાલરડાં ગાતી, અંતર કેરા અમીરસ પાતી; ત્રિશલા રાણી ગીત સુણાવે, મહાવીર પોઢેરે. ૨. વીર થજે મારા બાળ જગતમાં, ધીર ગંભીર થજે તું જગતમાં; સ્નેહ થકી તુજ જીવન ભરજે, આ સંસારે રે. ૩. સંસારમાં સુખ ક્યાંય નથીરે, વેરઝેરથી દુનિયા ભરીરે; કામ ક્રોધ મદ માયા ત્યજીને, ભવજલ તરજેરે. ૪. દુઃખ ભરેલા જીવન જગમાં, કરુણા વેદના પામે જીવનમાં; રાજવૈભવના સુખ ત્યજીને, આંસુ લોહજેરે. ૫. સંસારના સૌ સંબંધ ત્યાગી, દીક્ષા લેઈ થા સંયમરાગી; મોહનિદ્રામાં સૂતેલા જગને, દેજે જગાડીરે. ૬. ઘર ઘર વન વન ધૂમી વળજે, અહિંસા પરમો ધર્મ તું રટજે; જિન શાસનની જ્યોત બનીને મુક્તિ વરજેરે ૭.

૧૯

માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પારણે, ગાવે હાલો હાલો હાલ રૂવાનાં ગીત; સોના રૂપાને વળી રત્ને જડિયું પારણું, રેશમ દોરી ઘૂઘરી વાગે છુમ છુમ રીત, હાલો હાલો હાલો મારા નંદને. ૧. જિનજી પાસ પ્રભુથી વરસ અઢીશે અંતરે, હોશે ચોવીશમો તીર્થંકર જિન પરિમાણ, કેશી સ્વામી મુખથી એવી વાણી સાંભળી, સાચી સાચી હુઇ તે મારે અમૃતવાણ હાલો૦ ૨. ચૌદે સ્વપ્ને હોવે ચક્રી કે જિનરાજ, વીત્યા બારે ચક્રી નહી હવે ચક્રીરાજ; જિનજી પાસ પ્રભુના શ્રી કેશી ગણધાર, તેહને વચને જાણ્યા ચોવીશમા જિનરાજ, મારી કૂખે આવ્યા ત્રણ ભુવન શિરતાજ, મારી કૂખે આવ્યા તરણ તારણ જહાજ, હું તો પુણ્ય પનોતી ઇંદ્રાણી થઇ આજ. હાલો૦ ૩. મુજને દોહલો ઉપન્યો બેસું ગજ અંબાડીએ, સિંહાસનપર બેસું ચામર છત્ર ધરાય; એ સહુ લક્ષણ મુજને નંદન તાહરા તેજનાં, તે દિન સંભારું ને આનંદ અંગ ન માય, હાલો૦ ૪. કરતલ પગતલ લક્ષણ એક હજાર ને આઠ છે, તેહથી નિશ્ચય જાણ્યા જિનવર શ્રી જગદીશ; નંદન જમણો જંઘે લંછન સિંહ બિરાજતો, મેં તો પહેલે સુપને દીઠો વીશવાવીશ. હાલો૦ ૫. નંદન નવલા બંધવ નંદીવર્દ્ધનના તમે, નંદન ભોજાઇઓના દેયર છો સુકુમાલ, હસસે ભોજાઇઓ કહી દીયર મહારા લાડકા; હસશે રમશે ને વલી ચુંટી ખણશે

કલ્પના એ. ૩. ચોશઠ ઇંદ્ર આણુંદ, પ્રણમી કહે એ; રત્નગર્ભા જિન માત, દુજી એસી નહી એ. ૪. જન્મ મહોચ્છવ દેવ, સવિ હુ આવિયા એ; માઇ દેઇ નિદ્રા મંત્ર, સુત લેઇ મેરુ ગયા એ. ૫. કંચન મણિ ભંગાર, ગંધોદકે ભર્યાં એ; કિમ સહસે લઘુ વીર, હરિ સંશય ધર્યાં એ. ૬. વહેશે નીર પ્રવાહ, કેમ તે નમીયે એ; ન કરે નમણ સનાહ, જાણ્યું સ્વામીયે એ. ૭. ચરણ અંગુઠે મેરુ, ચાંપી નાચીઓ એ; મુજ શિર પગ ભગવંત, એમ લહી રાચીઓ એ. ૮. ઉલટ્યા સાયર સાત, સરવે જલ હલ્યા એ; પાયાલે નાગેંદ્ર, સઘલા સલસલ્યા એ. ૯. ગિરિવર ત્રુટે ટુંક, ગડગડી પડ્યા એ; ત્રણ ભુવનના લોક, કંપિત લડથડ્યા એ. ૧૦. અનંતબલ અરિહંત, સુરપતિયે કહ્યું એ હું મૂરખ સહી મૂક. એટલું નવિ લહ્યું એ. ૧૧. પ્રદક્ષિણા દેઈ ખામેય, ઓચ્છવ કરે એ; નાચે સુર ગાયે ગીત, પુણ્ય પોતે ભરે એ. ૧૨. ઇણે સુખે સ્વર્ગની લીલ, તૃણ સરખી ગણે એ જિન મૂકી માયને પાસ, પદ ગયા આપણે એ. ૧૩. માય જાગી જૂવે પુત્ર, સુરવરે પૂજીઓ એ; કુંડલ દોય દેવદુષ્ય, અમીય અંગુઠે લીઓ એ. ૧૪. જન્મ મહોચ્છવ રાય, ઋદ્ધિયે વાધિયો એ; સજ્જન સંતોષી નામ, વર્દ્ધમાન થાપીઓ એ. ૧૫.

## ઢાલ ચોથી

પ્રભુ કલ્પતરુ સમ વાધે, ગુણ મહિમા પાર ન લાધે; રૂપે અદ્ભુત અનુપમ અકલ, અંગે લક્ષણ વિદ્યા સકલ. ૧. મુખ ચંદ્ર કમલ દલનયણ, સાસ સુરભિ ગંધ મીઠા વયણ; હેમ વરણે પ્રભુ તનુ શોભાવે, અતિ નિર્મલ વિણુ નવરાવે. ૨. તપ તેજે સૂરજ સોહે, જોતાં સુર નરનાં મન મોહે; પ્રભુ રમે રાજકુંવરશું વનમાં, માય તાયને આનંદ મનમાં. ૩. બલ અતુલ વૃષભ ગતિ વીર, ઇંદ્ર સભામાં કહ્યો જિન ધીર; એક સુર મૂઢ વાત ન માને, આવ્યો પરખવાને વન રમવાને. ૪. અહિ થઇ વૃક્ષ આમલીયે રાખ્યો, પ્રભુ હાથે ઝાલી દૂર નાખ્યો; વલી બાલક થઇ આવી રમીયો, હારી વીરને ખાંધે લઇ ગમિઓ. ૫. માય તાય દુઃખ ધરી કહે મિત્ર, કોઇ વર્ધમાનને લઇ ગયો શત્રુ; જાતો સુર વાધ્યો ગગને મિથ્યાત્વી, વીરે મુષ્ટીયે હણ્યો પડ્યો ધરતી. ૬. પાય નમી નામ દીધું મહાવીર, જેહવો ઇંદ્રે કહ્યો તેહવો ધીર; સુર વલિઓ પ્રભુ આવ્યા રંગે, માય તાયને ઉલટ અંગે. ૭.

વસ્તુ-રાય ઓચ્છવ રાય ઓચ્છવ કરે મન રંગ; લેખન શાળાએ સુત ઠવે, વીર જ્ઞાન રાજા ન જાણે; તવ સૌધર્મ ઇંદ્ર આવીયા, પૂછે ગ્રંથ સ્વામી વખાણે; વ્યાકરણ જૈન તિહાં કીઓ, આનંદે સુર રાય; વચન વદે પ્રભુ ભારતી; પંડ્યો વિસ્મય થાય. ૧.

## ઢાલ પાંચમી

યૌવન વય જબ આવીયાએ, રાય કન્યા જશોદા પરણાવીયાએ; વિવાહ મહોચ્છવ શુભ કિયાએ, સર્વે સુખ સંસારના વિલસીયાએ. અનુક્રમે હુએ એક કુંવરીએ, ત્રીશ વર્ષ જિનરાજ લીલા કરીએ; માતાપિતા સદ્ગતિ ગયાએ, પછે વીર વૈરાગે પૂરીઆએ. ૨. મયણ રાય સેના જીતીયોએ, વીરે અથિર સંસાર મન ચિંતીઓએ; રાજ રમણી ઋદ્ધિ પરિહરીએ, કહે કુટુંબને લેશું સંયમ સિરિએ. ૩.

સૂરજ ધ્વજ કલશ પદમસર, દેખે એ દેવ વિમાન, રયણ ઢેલ રયણાયર રાજે, ચૌદમે અગ્નિ પ્રધાન ગિ૦ ૬. આનંદ ભર જાગી સા સુંદરી, કંથને કહે પરભાત; સુણીય વિપ્ર કહે તુમ સુત હોશે, ત્રિભુવન માંહે વિખ્યાત. ગિ૦ ૭. અતિ અભિમાન કીયો મરીચય ભવે, ભવિ! જુઓ કર્મ વિચાર; તાત સુતા વર તિહાં થયા કુંવર, વલી નીચ કુલે અવતાર. ગિ૦ ૮. ઇણે અવસર ઈંદ્રાસન ડોલે, નાણે કેરી હરિ જોય, માહણી કુખે જગગુરુ પેખે, નમી કહે અઘટતું હોય. ગિ૦ ૯. તત્ક્ષણ હરિણગમેષી તેડાવી, મોકલીઓ તેણે ઠાય; માહણી ગર્ભ અને ત્રિશલાનો, બિહું બદલી સુર જાય. ગિ૦ ૧૦ વલી નિશિભર તે દેવાનંદા, દેખે એ સુપન અસાર; જાણે એ સુપન ત્રિશલા કર ચઢિઆ. જઈ કહે નિજ ભરતાર. ગિ૦ ૧૧ કંત કહે તું દુઃખ હર સુંદરી, મુજ મન અચિરજ એહ; મરુથલ માંહે કલ્પદ્રુમ દીઠો, આજ સંશય ટલ્યો તેહ. ગિ૦ ૧૨.

ઢાલ બીજી

નયર ક્ષત્રિયકુંડ નરપતિ, સિદ્ધારથ ભલો એ. આણ ન ખંડે તસ કોય કે, જગ જસ નિર્મલો એ; તસ પટરાણી ત્રિશલા સતી, કૂખે જગપતિ એ, પરમ હર્ષ હિયડે ધરી, ઠવિઆ સુરપતિ એ ૧. સુખ સજ્જાયે પોઢી દેવી તો, ચૌદ સુપન લહે એ, જાગતી જિન ગુણ સમરતી, હરખની ગહગહે એ; રાજહંસ ગતિ ચાલતી, પિયુ કને આવતી એ, પ્રહ ઉગમતે સૂર કે, વિનવે નિજપતિ એ ૨. સુણીય વાત રાય રંજીઓ, પંડિત તેડીયા એ, તેણે શુભ સુપન વિચારવા, પુસ્તક છોડીયાં એ; બોલે મધુરી વાણ કે, ગુણનિધિ સુત હોશે એ, સુખ સંપત્તિ ઘરે વાધશે, સંકટ ભાંજશે એ. ૩. પંડિતને રાય તોષીયા, લચ્છી દીએ ઘણી એ, કહે એહ વાણી સફલ હોજો, અમને તુમ તણી એ; નિજ પદ પંડિત સંચર્યા, રાય સુખે રહે એ, દેવી ઉદર ગર્ભ વાધતો, શુભ દોહલા લેહ એ. ૪. માત ભક્તિ જિનપતિ કરે, ગર્ભ હાલે નહી એ, સાત માસ વોલી ગયા, માય ચિંતા લહી એ; સહીઅરને કહે સાંભલો, કોણે મારો ગર્ભ હર્યો એ, હું ભોલી જાણું નહી, કે કટ પ્રગટ કર્યો એ. ૫. સખી એ અરિહંત સમરતાં, દુઃખ દોહગ ટલે એ, તવ જિન જ્ઞાન પ્રયુંજીઓ, ગર્ભથી સલસલે એ; માતા પિતા પરિવારનું, દુખ નિવારીયું એ, સંયમ ન લઉં માય તાય, છતાં જિન નિરધારીયું એ ૬ અણદીઠ મોહ આવડો કેમ વિછુઓ ખમે એ, નવ માસ વાડા ઉપરે, દિન સાડા સાતમે એ; ચૈત્ર શુકલ દિન તેરસે, શ્રી જિન જનમિયા એ; સિદ્ધારથ ભૂપતિ ભલા, ઓચ્છવ તવ કિયા એ ૭.

વસ્તુ–પુત્ર જન્મ્યો પુત્ર જન્મ્યો, જગત શણગાર; સિદ્ધારથ નૃપ કુલ તિલો, કુલ મંડણ કુલ તણો દીવો; શ્રી જિન ધર્મ પસાઉલે, ત્રિશલાદેવી સુત ચિરંજીવો, એમ આશીષ દીએ ભલી, આવી છપ્પન કુમારી; સુતિ કર્મ કરે તે સહી, સોહે જિસી હરિની નારી, સોહે૦ ૧.

ઢાલ ત્રીજી

ચાલ્યું રે સિંહાસણ ઇંદ્ર, જ્ઞાને નિરખતા એ; જાણી જનમ જિણંદ, ઇંદ્ર તવ હરખતો એ. ૧ આસનથી રે ઉઠેવ, ભક્તિએ શુણે એ; વાય સુઘોષા ઘંટ, સઘલે રણઝણે એ. ૨. ઇંદ્ર ભુવનપતિ વીશ, વ્યંતર તણા એ; બત્રીશ રવિ શશી દોય, દશ હરિ

કોઇ એહ રે, મલ્લીનાથ પામ્યા સ્ત્રી વેદ રે. ૧. કર્મે ચક્રી બ્રહ્મદત્ત નડીઓ રે, સુભૂમ નરક માંહે પડીઓ રે; ભરત બાહુબલ શું ભડીઓ રે ચક્રી હાર્યો રાય જસ ચડીઓ રે. ૨. સનત કુમારે સહ્યા રોગ રે, નલ દમયંતી વિયોગ રે; વાસુદેવ જરાકુમારે માર્યો રે, બલદેવ મોહનીએ ધાર્યો રે. ૩. ભાઈ શબ મસ્તકે વહીઓ રે, પ્રતિબોધ સુર મુખે લહીઓ રે; શ્રેણિક નરકે એ પોહોતો રે, વન ગયા દશરથ પુત્રો રે. ૪. સત્યવંત હરિચંદ ધીર રે, ડુંબ ઘરે શિર વહ્યું નીર રે; કુબેરદત્તને કુયોગ રે, બહેન વલી માતા શું ભોગ રે. ૫. પર હથ્થે ચંદનબાલ રે, ચઢિઓ સુભદ્રાને આલ રે; મયણરેહા મૃગાંકલેખા રે, દુઃખ ભોગવીઆ તે અનેકા રે. ૬. કરમે ચંદ્ર કલંક્યો રે, રાય રંક કોઇ ન મૂક્યો રે; ઇંદ્ર અહલ્યા શું લુબ્ધ્યો રે, રંયણાદેવી રવિ માઉ કીધો રે. ૭. ઇશ્વર નારીયે નચાવ્યો રે, બ્રહ્મા ધ્યાનથી ચુકાવ્યો રે; અઇ અઇ કરમ પ્રધાન રે, જીત્યા જીત્યા શ્રી વર્દ્ધમાન રે. ૮.

## ઢાલ દશમી

ઇમ કર્મ હણ્યા સવિ, ધીર પુરૂષ મહાવીર; બાર વર્ષ તપ્યો તપ. તે સવલો વિણ નીર; શાલિવૃક્ષ તલે પ્રભુ, પામ્યા કેવલજ્ઞાન; સમવસરણ રચે સુર, દેશના દે જિણ ભાણ. ૧ અપાપા નયરે, યજ્ઞ કરે વિપ્ર જેહ; સર્વે બુજવી દિખ્યા, વીરને વંદે તેહ; ગૌતમ ઋષિ આદે, ચારસેં ચાર હજાર; સહસ્સ ચૌદ મુનિવર, ગણધર વર અગ્યાર. ૨. ચંદનબાલા મુખ્ય, સાધવી સહસ બત્રીસ; દોઢ લાખ સહસ નવ, શ્રાવક દે આશીષ; ત્રણ લાખ શ્રાવિકા, અધિકી સહસ અઢાર; સંઘ ચતુર્વિધ થાપ્યો, ધન ધન જિન પરિવાર. ૩. પ્રભુ અશોક તરૂતલે, ત્રિગડે કરેઅ વખાણ; સુણે બારે પરખદા, યોજન વાણી પ્રમાણ; ત્રણ છત્ર સોહે શિર, ચામર ઢાલે ઇંદ્ર; નાટક બદ્ધ બત્રીશ, ચોત્રીશ અતિશય જિણંદ. ૪. ફૂલ પગર ભરે સુર, વાજે દુંદુભિ નાદ; નમે સકલ સુરાસુર, છાંડી સવિ પ્રમાદ; ચિહું રૂપે સોહે, ધર્મ પ્રકાશે ચાર; ચોવીશમો જિનવર, આપે ભવનો પાર. ૫. પ્રભુ વર્ષ બહોંતેર, પાલી નિર્મલ આય; ત્રિભુવન ઉપગારી, તરણ તારણ જિનરાય; કાર્ત્તિક માસે દિન, દીવાલી નિરવાણ; પ્રભુ મુક્તે પોહોતા, પામે નિત્ય કલ્યાણ. ૬.

## કળશ

ઈમ વીર જિનવર સયલ સુખ કર, નામે નવનિધિ સંપજે; ઘર ઋદ્ધિ વૃદ્ધિ સસિદ્ધિ પામે; એક મના જે નર ભજે; તપગચ્છ ઠાકુર ગુણ વૈરાગર, હીરવિજય સૂરીશ્વરો; હંસરાજ વંદે, મન આણંદે, કહે ધન્ય મુજ એ ગુરો. ૧.

## ૨૧. મહાવીર જિન કુંડળીનું સ્તવન.

સેવધિસં ચઉ ઘેરિયાં; અલબેલે સાંઇ, કર્યું રે લગાઓ અતિ બેરિયાં. દીએ બિના ન ચલે, ફેરૂ ન પીછે વલે, બાબત આપ ઉછેરિયાં; અલબે૦ કર્યું૦ ભાગ્ય અતુલબલી, માગત અટકલી, જન્મ બલીગ્રહ ચારિયાં. અ૦ ૧ કર્યું૦ સંવત પાસ ઈશ, દો શત અડતાલીશ; ઉજ્વલ ચૈત્ર તેરશે; અ૦ સાઠ ઘડી ન ઋણી, ઉત્તરાફાલગુણી, મંગલવાર નિશા વસે અ૦ ૨. કર્યું૦ સિદ્ધી યોગ ઘડી, પન્નર ચારે ચરી, વેલા મુહૂર્ત ત્રેવીશમે; અં૦ લગ્ન 'સંકર વહે; સ્વામી જનમ લહે; જીવ સુખી સહુ તે સમે. અ૦ ૩. કર્યું૦

### ઢાલ છઠ્ઠી

પિતરીઓ સુપાસરે, ભાઈ નંદિવર્ધન; કહે વત્સ એમ ન કીજીયેએ ૧. આગે માય તાય વિછોહરે, તું વલી વ્રત લીયે; ચાંદે ખાર ન દીજીએ. ૨. નીર વિના જિમ મચ્છરે, વીર વિના તિમ; ટલવલતું ઈમ સહુ કહેએ. ૩. કૃપાવંત ભગવંતરે, નેહ વિના વલી; વરસ બે ઝાઝેરાં રહ્યાંએ. ૪. ફાસુ લીએ અન્નપાનરે, પરઘર નવિ જમે; ચિત્ત ચારિત્ર ભાવે રમે એ. ૫. ન કરે રાજની ચિંતરે, સુર લોકાંતિક; આવી કહે સંયમ સમે એ. ૬. બૂજ બૂજ ભગવંતરે, છોડ વિષય સુખ; એ સંસાર વધાવણોએ. ૭.

### ઢાલ સાતમી

આલે આલે ત્રિશલાનો કુંવર, રાજા સિદ્ધારથનો નંદન દાનસંવત્સરી એ; એક કોડી આઠ લાખ દિન પ્રત્યે એ, કનક રયણ રૂપા મોતી તો, મૂઠી ભરી ભરી એ. આલે૦ ૧. ધણ કણ ગજ રથ ઘોડલા એ, ગામ નયર પુર દેશ તો, મનવંછિત વલી એ; નિર્ધનને ધનવંત કીઆ એ, તસ ઘર ન ઓલખે નારી, તો સમર કહે વલી વલી એ. આલે૦ ૨. દુઃખ દારિદ્ર ટાલ્યા જગ તણા એ, મેઘપરે વરસીદાનતો, પૃથિવી અઋણ કરી એ; બહુ નર નારી ઓચ્છવ જુએ એ, સુર નર કરે મંડાણ તો, જિન દીક્ષા વરી એ. આલે૦ ૩. વિહાર કરમ જગ ગુરુ કીઓ એ, કેડે આવ્યો માહણ મિત્ર તો, નારી સંતાપીઓ એ; જિન યાચક હું વિસર્યો એ, પ્રભુ ખંધ થકી દેવદુષ્ય તો, પટ ખંડ કરી દીઓ એ આલે૦ ૪.

### ઢાલ આઠમી

જસ ઘર હોય પારણું. સુર તિહાં કંચન વરસે અતિ ઘણું; આંગણું દીપે તેજે તેહ તણું એ, દેવ દુંદુભી વાજે એ, તેણે નાદે અંબર ગાજે એ, છાજે એ, ત્રિભુવન માંહે સોહામણું એ. ૧. (ત્રુટિક) સોહામણું પ્રભુ તપ તપે, બહુ દેશ વિદેશે વિચરતા; ભવિ જીવને ઉપદેશ દેતા, સાતે ઈતિ સમાવતા; ષટ્ માસ વન કાઉસગ્ગ રહી, જિન કર્મ કઠીન દહે સહી; ગોવાલ ગૌ ભલાવી ગયા, વીર મુખે બોલે નહી, ૨. (ઢાલ) ગોરુ સવિ દશ દિસે ગયા, તેણે આવી કહ્યું મુનિ કિહાં ગયા; ઋષિરાય ઉપર મૂરખ કોપીયાએ, ચરણ રાંધી ખીર; તેણે ઉપસર્ગે ન ચાલ્યા ધીર, મહાવીર શ્રવણે ખીલા ઠોકીઆ એ. ૩. (ત્રુટિક) ઠોકીયા ખીલા દુઃખે પીલ્યા, કો ન લહે તેમ કરી ગયા; જિનરાજને મન શત્રુ મિત્ર સરખા, મેરુ પરે ધ્યાને રહ્યા; ઉનહી વરસે મેઘ બારે, વીજલી ઝબૂકે ઘણી; બેહુ ચરણ ઉપર દાભ ઉગ્યો, ઈમ સહે ત્રિભુવન ધણી. ૪. (ઢાલ) એક દિન ધ્યાન પુરૂં કરી, પ્રભુ નયરિયે પહોતા ગોચરી; તિહાં વૈદ્યે, શ્રવણે ખીલા જાણીઆ એ; પારણું કરી કાઉસ્સગ્ગે રહ્યા, તિહાં વૈદ્ય સંચા ભેલા કીઆ; બાંધીયા, વૃક્ષે દોર ખીલા તાણીઆએ. ૫. (ત્રુટિક) તાણી કાઢ્યા દોય ખીલા, વીર વેદનાથઈ ઘણી; આક્રંદ કરતાં ગિરિ થયો સત ખંડ, જુઓ ગતિ કર્મ તણી; બાંધે રે જીવડો કર્મ હસતાં, રોવતાં છુટે નહીં; ધન્ય ધન્ય મુનિવર કહે સમ ચિત, કર્મ એમ છુટેસહી ૬.

### ઢાલ નવમી

જૂઓ જૂઓ કરમે શું કીધું રે, આજ વર્ષ ઋષભેં ાં લીધું રે; કર્મ વશ થં કુંશો

તામ, તુજ પુત્ર મરિચી નામ; વીર નામે થશે જિન છેલ્લા, આ ભરતે વાસુદેવ પહેલા. ૪. ચક્રવર્તી વિદેહે થાશે, સુણી આવ્યા ભરત ઉલ્લાસે; મરિચીને પ્રદક્ષિણા દેતા, નમી વંદીને એમ કહેતા. ૫. તમે પુન્યાઇવંત ગવાશો, હરિ ચક્રી ચરમ જિન થાશો; નવિ વંદુ ત્રિદંડીક વેશ, નમું ભક્તિયે વીર જિનેશ. ૬. એમ સ્તવના કરી ઘેર જાવે, મરિચી મન હર્ષ ન માવે; મારે ત્રણ પદવીની છાપ; દાદા જિન ચક્રી બાપ. ૭. અમે વાસુદેવ ધુર થઇશું, કુળ ઉત્તમ મહારૂં કહીશું; નાચે કુળ મદશું ભરાણો; નીચ ગોત્ર તિહાં બંધાણો. ૮. એક દિન તનુ રોગે વ્યાપે, કોઈ સાધુ પાણી ન આપે; ત્યારે વ છે ચેલો એક, તવ મળીયો કપિલ અવિવેક. ૯. દેશના સુણી દીક્ષા વાસે, કહે મરિચી લીયો પ્રભુ પાસે; રાજપુત્ર કહે તુમ પાસે, લેશું અમે દીક્ષા ઉલ્લાસે. ૧૦. તુમ દરશનને ધરમનો વ્હેમ, સુણી ચિંતે મરિચી એમ; મુજ યોગ્ય મળ્યો એ ચેલો, મૂળ કડવે કડવો વેલો. ૧૧. મરિચી કહે ધર્મ ઉભયમાં, લીએ દીક્ષા જોબન વયમાં; એણે વચને વધ્યો સંસાર, એ ત્રીજો કહ્યો અવતાર. ૧૨. લાખ ચોરાશી પૂરવ આય, પાળી પંચમે સ્વર્ગ સધાય, દશ સાગર જીવિત ત્યાંહી, શુભ વીર સદા સુખ માંહી. ૧૩.

ઢાલ ત્રીજી [ચોપાઇની દેશી]

પાંચમે ભવ, કોલ્લાગ સન્નિવેશ કૌસિક નામે બ્રાહ્મણ વેશ; એંશી લાખ પૂરવ અનુસરી, ત્રિદંડીયાને વેષે મરી. ૧. કાળ બહુ ભમિયો સંસાર, થુણાપુરી છઠ્ઠો અવતાર; બહોંતેર લાખ પૂરવને આય, વિપ્ર ત્રિદંડીક વેશ ધરાય. ૨. સૌધર્મે મધ્ય સ્થિતિયે થયો; આઠમે ચૈત્ય સન્નિવેશે ગયો; અગ્નિદ્યોત દ્વિજ ત્રિદંડીયો, પૂર્વ આયુ લખ સાઠે મૂઓ. ૩. મધ્ય સ્થિતિયે સુર સ્વર્ગ ઇશાન, દશમે મંદિરપુર દ્વિજ ઠાણ; લાખ છપ્પન્ન પુરવાયુપુરી, અગ્નિભૂતિ ત્રિદંડીક મરી. ૪. ત્રીજે સ્વર્ગે મધ્યાયુ ધરી, બારમે ભંવે શ્વેતાંબી પૂરી; પુરવલાખ ચુમાલીસ આય, ભારદ્વાજ ત્રિદંડીક થાય ૫. તેરમે ચોથે સ્વર્ગે રમી, કાળ ઘણો સંસારે ભમી; ચૌદમે ભવરાજગૃહી જાય, ચોત્રીસ લાખ પૂરવને આય. ૬. થાવર વિપ્ર ત્રિદંડી થયો, પાંચમે સ્વર્ગે મરીને ગયો; સોળમે ભવ કોડ વરસ સમાય, રાજકુમાર વિશ્વભુતિ થાય. ૭. સંભૂતિમુનિ પાસે અણગાર, દુષ્કર તપ કરી વરસ હજાર; માસખમણ પારણે ધરી દયા, મથુરામાં ગૌચરીએ ગયા. ૮. ગાયે હણ્યા મુનિ પડિયા ધસ્યા, વૈશાખનદી પિતરીયા હસ્યા; ગોશૃંગે મુનિ ગર્વે કરી, ગયણ ઉછાળી ધરતી ધરી. ૯. તપ બળથી હોજો બળ ઘણી, કરી નીઆણું મુનિ અણસણી; સત્તરમે મહાશુક્રે સુરા, શ્રી શુભવીર સત્તર સાગરા. ૧૦.

ઢાલ ચોથી [નદી યમુના કે તીર ઉડે દોય પંખીડા—એ દેશી]

અઢારમે ભવે સાત, સુપન સુચિત સતી; પોતાનપુરીયે પ્રજાપતિ, રાણી મૃગાવતી; તસ સુત નામે ત્રિપૃષ્ટ વાસુદેવ નિપના; પાપ ઘણું કરી સાતમી નરકે ઉપન્યા. ૧. વીશમે ભવ થઇ સિંહ ચોથી નરકે ગયા; તિહાંથી ચવી સંસારે ભવ બહુળા થયા; બાવીશમે નરભવ લહી પુણ્યદશા વર્યા; ત્રેવીસમે રાજ્યધાની મૂકામે સંચર્યા. ૨. રાય ધનંજય ધારણી રાણીએ જનમિયા; લાખ ચોરાશી પુરવ આયુ જીવિયા; પ્રિયમિત્ર નામે ચક્રવર્તી

ત્રિશલારાણીએ જાયો, દેવ દેવીએ ગાયો, સુત સિદ્ધારથ ભૂપકો; અ૦ મંગલ કેતુ લગને, રવિ બુધ ચોથે ભવને, દશમે શનિશ્ચર ઉંચકો. અ૦ ૪. કયું૦ પંચમે જીવ રાહૂ, સાતમે વેદ સાહૂ; કેંદ્રભુવન ગ્રહ મંડલી; અ૦ ભાગ્યભુવન શશી, શુક્રસંતાન વસી, મેઘધુઆ એક વીજલી. અ૦ ૫. કયું૦ ચંદ્રદશા વિપાકી, માસ ભુવન બાકી; જન્મ દશા શની સંજમી; અ૦ ગુરૂ મહાદિશામેં, કેવલજ્ઞાન પામે, તા સુખ બાની સેરે દિલ રમી અ૦ ૬. કયું૦ થાવર વિગલમેં, કાલ અનંત ભમે, મેં બીનિકલિયા સાથમેં; અ૦ નારક તિરી ગતિ, સુખ ન એક રતી, કાલ નિગમિયો અનાથમેં. અ૦ ૭. કયું૦ બહોત મેં નાચ નચે. ચિહું ગતિ ચોક બીચે, નેકિ ન મિલિએ નાથજી; અ૦ પોત પ્રકાશ દીએ, આશ નિરાશ કીએ, અલગ ક્રિયા મેં આજથી. અ૦ ૮. કયું૦ માનવ ગુણ લહી, તુમ સનમુખ રહી, બેર બેર શિર માગતે; અ૦ બાત ન ઓર કહું, લીએ બિના ન રહું, બાલ હઠ્યો રસ લગતે અ૦ ૯. કયું૦ નાથ નજર કેરી, બેર ન એક ઘરી, સદા મગન સુખ લેહેરસેં; અ૦ મંગલ તૂરવરા, ગાવત અપછરા, શ્રી શુભ વીર પ્રભુ મેહેરસેં. અ૦ કયું૦ ૧૦.

## ૨૨ શ્રી મહાવીરસ્વામિના સત્તાવીશ ભવનું સ્તવન.

શ્રી શુભવિજય સુગુરુ નમી, નમી પદ્માવતિ માય; ભવ સત્તાવિસ વર્ણવું, સુણતાં સમકિત થાય. ૧ સમકિત પામે જીવને, ભવ ગણતીએ ગણાય; જો વળી સંસારે ભમે, તો પણ મુગતે જાય. ૨. વીર જિનેશ્વર સાહેબો, ભમીયો કાળ અનંત; પણ સમકિત પામ્યા પછી, અંતે થયા અરિહંત. ૩.

### ઢાળ પહેલી (કપુર હોય અતિ ઉજળો રે—એ દેશી)

પહેલે ભવે એક ગામનોરે, રાય નામે નયસાર; કાષ્ટ લેવા અટવી ગયોરે, ભોજન વેળાં થાયરે પ્રાણી! ધરીયે સમકિત રંગ, જિમ પામીયે સુખ અભંગરે. પ્રાણી૦ ૧. મન ચિંતે મહિમા નીલોરે, આવે તપસી કોય; દાન દેઇ ભોજન કરુરે, તો વંછિત ફળ હોયરે. પ્રાણી૦ ૨. મારગ દેખી મુનિવરોરે, વંદે દેઇ ઉપયોગ; પૂછે કેમ ભટકો ઇહાંરે, મુનિ કહે સાથ વિજોગરે. પ્રાણી૦ ૩. હર્ષભરે તેડી ગયોરે, પડિલાભ્યા મુનિરાજ; ભોજન કરી કહે ચાલીયે રે, સાથ ભેળા કરું આજ રે પ્રાણી૦ ૪. પગવટીએ ભેળા કર્યા રે, કહે મુનિ દ્રવ્ય એ માર્ગ; સંસારે ભુલા ભમો રે, ભાવ મારગ અપવર્ગરે. પ્રાણી૦ ૫. દેવ ગુરુ ઓળખાવીયા રે, દીધો વિધિ નવકાર; પશ્ચિમ મહાવિદેહમાં રે, પામ્યા સમકિત સારરે, પ્રાણી૦ ૬. શુભ ધ્યાને મરી સુર હુઆ રે. પહેલા સ્વર્ગ મઝાર; પલ્યોપમ આયુ ચવી રે, ભરત ઘરે અવતારરે. પ્રાણી૦ ૭. નામે મરિચી યૌવને રે, સંયમ લીએ પ્રભુ પાસ; દુષ્કર ચરણ લહી થયો રે, ત્રિદંડીક શુભ વાસરે. પ્રાણી૦ ૮.

### ઢાળ બીજી [વિવાહલાની દેશી]

નવો વેશ રચે તેણી વેળા, વિચરે આદીશ્વર ભેળા; જળ થોડે સ્થાન વિશેષે, પગે પાવડી ભગવે વેશે. ૧. ધરે ત્રિદંડ લાકડી મોટી, શિર મુંડણ ને ધરે ચોટી, વળી છત્ર વિલેપન અંગે, થૂલથી વ્રત ધરતો રંગે. ૨. સોનાની જનોઇ રાખે, સહુને મુનિ મારગ ભાખે; સમોસરણે પૂછે નરેશ, કોઇ આગે હોશે જિનેશ. ૩. જિન જંપે ભરતને

વાસના આવી, તપસી જુવે છે ભાવી. ૨. મારગ ભૂલ્યા તે દેવ, મુનિ આવ્યા તતખેવ; આહાર દીધો પાય લાગી, ઋષિની ભૂખ તૃષા સવી ભાગી. ૩. ધર્મ સુણ્યો મન રંગે, સમકિત પામ્યો એ ચંગે; ઋષિને ચાલતા જાણી, હૈડે તે ઉલટ આણી ૪. મારગ દેખાડ્યો વહેતો, પાછો વલીઓ એમ કહેતે; પહેલે ભવે ધરમજ પાવે, અતે દેવગુરુને ધ્યાવે. ૫. પંચ પરમેષ્ટીનું ધ્યાન, સૌધર્મ પામ્યો વૈમાન; આઉખું એક પલ્યોપમ, સુખ ભોગવી અનોપમ. ૬. ભવ બીજે ત્રીજે આયો, ભરત કુલે સુત જાયો; ઓચ્છવ મંગલીક કીધું, નામ તે મરીઅંચ દીધું. ૭. વાધે સુરતરુ સરિખો, અહિ જિન દેખીને હરખ્યો; અહો એ દેશના દીધી, ભાવે દીક્ષાએ લીધી. ૮. જ્ઞાન ભણ્યો સુવિશેષ, વિહાર કરે દેશ વિદેશ; દીક્ષા દેહી એ ન જરે, અલગો સ્વામીથી વિચરે. ૯. મહાવ્રત ભાર એ મહોટો, હું પણ પુન્યાઇયે છોટો; ભગવું કાપડ કરશું; માથે છત્તર ધરશું. ૧૦ પાયે ઉપાનહી પેરશું, સ્નાન શુચી જલે કરશું; પ્રાણી થુલ નહી મારું, ખૂર મુંડ ચોટીએ ધારું. ૧૧. જનોઈ સોવન કેરી, શોભા ચંદન ભલેરી; હાથે ત્રિદંડિયું લેવું, મન માંહે ચિંતવ્યું એહવું. ૧૨. લિંગ કુલિંગનું રચીઉં, સુખ કારણ એમ ચીંતવીઉં, ગુણ સાધુના વખાણે, દીક્ષા પ્રયોગ તે જાણે. ૧૩. આણી જતિઓને આપે, શુદ્ધ મારગ સ્થાપે; સમવસરણ રચ્યું જાણી, વાંદે ભરત વિર્ન્નાણી. ૧૪. બારે પરષદા રાજે, પુછે ભરત એ આજે; કોઈ છે તુમ સરિખો, દાખ્યું મરીઅંચ નીકો. ૧૫. પહેલો વાસુદેવ થશે, ચક્રવર્ત્તિ મૂકા એ વંસે; ચોવીશમો એ તીર્થંકર, વર્દ્ધમાન જયંકર. ૧૬. ઉલસ્યું ભરતનું હૈયું, જઇ મરીઅંચને કહ્યું; તાતે પદવીઓ દાખી, હરિ ચક્રિ જિનપદ ભાખી. ૧૭ ત્રણ પ્રદક્ષિણા દેઈ, વંદન વિધિશું કરેઈ; સ્તવના કરે એમ દહો, પુત્ર! ત્રિદંડી ન શહો. ૧૮. વાંદુ છું એહ મરમ, થાશો જિનપતિ ચરમ; એમ કહી પાછો વલીઓ, ગરવે મરીઅંચી ચડીઓ. ૧૯.

ઢાલ બીજી

ઇખાગ કુલે હું ઉપનો, મારો ચક્રવર્ત્તિ તાતજી; દાદા મહારો જિન હુઓ, હું પણ ત્રિજગ વિખ્યાતજી. ૧. અહો! અહો! ઉત્તમ કુલ માહરૂં, અહો! અહો! મુજ અવતારજી; નીચ ગોત્ર તિહાં બાંધીઉં, જુઓ જુઓ કરમ પ્રચારજી. અ૦ ૨. આ ભરતે પોતનપુરે, ત્રિપૃષ્ઠ હરિ અભિરામજી; મહાવિદેહ ક્ષેત્ર મૂકાપુરી, ચકી પ્રિયમિત્ર નામજી. અ૦ ૩. ચરમ તીર્થંકર થાઇશું, કોણે ત્રિગડું સારજી; સુરનર સેવા સારશે, ધન્ય ધન્ય મુજ અવતારજી. અ૦ ૪. રહે મદમાતો એણી પરે, એક દિન રોગ અતીવજી; મુનિજન સાર કો નવિ કરે, સુખ વાંછે નિજ જીવજી. અ૦ ૫ કપીલ નામે કોઈ આવીઓ, પ્રતિબોધ્યો નિજ વાણીજી; સાધુ સમીપે દીક્ષા વરો, ધરમ છે તેણે ઠામજી. અ૦ ૬. સાધુ સમીપે મોકલે, નવી જાએ તે અજોગજી, ચિંતે મરીઅંચ નિજ મને, દીસે છે મુજ જોગજી. અ૦ ૭. તવ તે વળતું બોલીયો, તુમ વાંદે શું હોયજી; ભોં ભોં! ધરમ ઇહાં અછે, ઉત્સૂત્ર ભાખ્યું સોયજી. અ૦ ૮. તેણે સંસાર વધારીયો, સાગર કોડા કોડીજી; લાખ ચોરાસી પૂરવ તણું, આયુ ત્રીજે ભવ જોડીજી. અ૦ ૯. ભવ ચોથે સ્વર્ગ પાંચમે, સાગર સ્થિતિ દશ જાણજી; કૌશિક દ્વિજ ભવ પાંચમે, લાખ એંશી પૂરવ માનજી.

દીક્ષા લહી; કોડી વરસ ચારિત્રદશા પાળી સહી. ૩. મહાશુક્રે થઇ દેવ ઇણે ભરતે ચવી; છત્રિકા નગરીયે જિતશત્રુ રાજવી, ભદ્રા માય લખ પચવીશ; વરસ સ્થિતિ ધરી, નંદન નામે પુત્રે દીક્ષા આચરી. ૪. અગીઆર લાખને એંશી હજાર છસેં વળી, ઉપર પીસ્તાલીશ અધિક પણ દિન રૂળી; વીશસ્થાનક માસખમણે. જાવજીવ સાધતાં; તીર્થંકર નામ કર્મ તિહાં નિકાચતા. ૫. લાખ વરસ દીક્ષા પર્યાય તે પાળતા; છવ્વીસમે ભવ પ્રાણત કલ્પે દેવતા; સાગર વીશનું જીવિત સુખભર ભોગવે; શ્રી શુભ વીર જિનેશ્વર, ભવ સુણજો હવે. ૬.

ઢાલ પાંચમી [ગજરા મારુજી ચાલ્યા ચાકરી રે-એ દેશી]

નયર માહણકુંડમાં વસે રે, મહાઋદ્ધિ ઋષભદત્ત નામ, દેવાનંદા દ્વિજ શ્રાવિકા રે, પેટ લીધો પ્રભુ વિસરામ રે, પેટ લીધો પ્રભુ વિશરામ. ૧. બ્યાશી દિવસને અંતરે રે, સુર હરિણગમેષી આય; સિદ્ધારથ રાજા ઘરે રે, ત્રિશલા કૂખે છટકાય રે. ત્રિશલા૦ ૨. નવ માસાંતરે જનમિયા રે. દેવ દેવીયે ઓચ્છવ કીધ; પરણી યશોદા યૌવને રે, નામે મહાવીર પ્રસિદ્ધ રે. નામે૦ ૩. સંસાર લીલા ભોગવી રે, ત્રીશ વર્ષે દીક્ષા લીધ; બાર વરસે હુઆ કેવળી રે, શિવવહુનું તિલક શીર દીધ રે. શિવ૦ ૪. સંઘ ચતુર્વિધ થાપીયો રે, દેવાનંદા ઋષભ દત્ત પ્યાર; સંયમ દેઈ શીવ મોકલ્યા રે, ભગવતીસૂત્રે અધિકાર રે. ભગવતિ૦ ૫. ચોત્રીશ અતિશય શોભતા રે, સાથે ચૌદ સહસ અણગાર; છત્રીશ સહસ તે સાધવી રે, બીજો દેવ દેવી પરીવાર રે. બીજો૦ ૬ ત્રીશ વરસ પ્રભુ કેવળી રે, ગામ નગર તે પાવન કીધ; બહોંતેર વરસનું આવખું રે, દીવાળીયે શીવપદ લીધ રે. દીવાળી૦ ૭ અગુરુ લઘુ અવગાહને રે, કીયો સાદી અનંત નિવાસ; મોહરાય મલ્લ મૂળશું રે, તન મન સુખનો હોય નાશ રે. તન૦ ૮ તુમ સુખ એક પ્રદેશનું રે, નહિ માવે લોકાકાશ; તો અમને સુખીયા કરો રે, અમે ધરીયે તુમારી આશ રે. અમે૦ ૯ અખય ખજાનો નાથનો રે, મેં દીઠો ગુરુ ઉપદેશ, લાલચ લાગી સાહેબા રે, નવિ ભજીએ કુમતિનો લેશ રે. નવિ૦ ૧૦. મોહટાનો છે આશરો રે, તેથી પામીયે લીલ વિલાસ; દ્રવ્ય ભાવ શત્રુ હણી રે, શુભ વીર સદા સુખવાસ શુભ૦ ૧૧.

કળશ–ઓગણીશ એકે વરસ છે કે પૂર્ણિમા શ્રાવણ વરો, મેં શુણ્યો લાયક વિશ્વનાયક વર્ધમાન જિનેશ્વરો; સંવેગ રંગ તરંગ ઝીલે જસવિજય સમતા ધરો, શુભ વિજય ચરણ સેવક વીર વિજયો જય કરો.

## ૨૩ મહાવીર સ્વામીના સત્તાવીસ ભવનું સ્તવન

દોહાઃ–વિમલ કમલદલ લોયણાં, દીસે વદન પ્રસન્ન; આદર આણી વીર જિન, વાંદી કરું સ્તવન. ૧. શ્રી ગુરુ તણે પસાઉલે, સ્તવશુ વીર જિણંદ; ભવ સત્તાવીસ વર્ણવું, સુણજો સહુ આણંદ. ૨. સાંભલતાં સુખ ઉપજે, ભક્તિ નિર્મલ હોય; કરતાં જિનની સકથા, સફલ દહાડો સોય. ૩.

ઢાલ પહેલી [ચોપાઇની દેશી]

મહાવિદેહ પશ્ચિમ જાણું, નયસાર નામે વખાણું; નયર તણો છે એ રાણો, અટવી ગયો સપરાણો. ૧. જમવા વેલાએ જાણી, ભક્ત રસવંતી આણી; દત્તની

માસ સંલેષણા કીધ; મેરે લાલ૦ ખમી ખમાવી તે ચવ્યો, દશમેં સ્વર્ગ ફલ કીધ. મેરે લાલ૦ તીર્થં૦ ૬. પુષ્પોત્તરાવંસકે, વિમાન સાગર વીસ; મેરે લાલ૦ સુર ચવીઓ સુખ ભોગવી, હુઆ એ ભવ છવીસ. મેરે લાલ૦ તીર્થં૦ ૭.

ઢાલ પાંચમી

સત્તાવીશમો ભવ સાંભલોજીતો, ભમર હુલી રૂડું માહણકુંડ ગામ તો ઋષભદત્ત બ્રાહ્મણ વસે તો; ભ૦ દેવાનંદા ઘરણી નામ તો. ૧. કર્મ રહ્યાં લવલેશ વલી તો, ભ૦ મરીઅચી ભવનો જે હતો, પ્રાણત કલ્પ થકી ચવી તો, ભ૦ દ્વિજ કુલે અવતર્યો તેહ તો. ૨. ચૌદ સુપન માતા લહે તો, ભ૦ આણંદ હુઓ બહુત તો; ઇંદ્ર અવધિ જોઇયું તો, ભ૦ એહ અછેરાં ભુત તો. ૩. બ્યાશી દિન તિહાં કણે રહ્યા તો, ભ૦ ઇંદ્ર આદેશે દેવ તો; સિદ્ધાર્થ ત્રિશલા કૂખે તો, ભ૦ ગર્ભ પાલટે તતખેવ તો. ૪. ચૌદ સુપન ત્રિશલા લહે તો, ભ૦ શુભ મુહૂર્તે જનમ્યા જામ તો; જન્મ મહોચ્છવ તિહાં કરે તો, ભ૦ ઇંદ્ર ઇંદ્રાણી તામ તો. ૫. વદ્ધમાન તસ નામ દિએ તો, ભ૦ દેવે દીઓ મહાવીર તો; હર્ષે શું પરણાવીઆ તો, ભ૦ સુખ વિલસે ઘર વીર તો. ૬. માય તાય સુરલોક ગયા તો, ભ૦ જિન સાધે નિજ કાજ તો; લોકાંતિક સુર ઈમ કહે તો, ભ૦ લ્યો દીક્ષા મહારાજ તો. ૭. વરસી દાન દઈ કરી તો. ભ૦ લીધો સંયમ ભાર તો; એકાકી જિનવિહાર કરે તો, ભ૦ ઉપસર્ગનો નહીં પાર તો. ૮. તપ ચઉવિહાર કર્યા ઘણા તો, ભ૦ એક છમાસી ચોવિહારં તો; બીજો છમાસી કર્યો તો, ભ૦ પંચ દિન ઉણા ઉદાર તો. ૯. નવ તે ચોમાસી કર્યાં તો, ભ૦ બે ત્રણમાસી જાણ તો; અઢી માસ બેવાર કર્યાં તો, ભ૦ બે માસી છ વાર વખાણ તો. ૧૦. દોઢ માસી બે વાર કર્યાં તો, ભ૦ માસખમણ કર્યાં બાર તો; બહોંતેર માસ ખમણ કર્યાં તો, ભ૦ છઠ્ઠ બસેં ઓગણત્રીશ સાર તો. ૧૧. બાર વરસમાં પારણા તો, ભ૦ ત્રણસે ને ઓગણ પચાસ તો; નિદ્રા બેઘડીની કરી તો, ભ૦ બેઠા નહીં બાર વરસ તો. ૧૨. કરમ ખપાવી કેવલ લહ્યું તો, ભ૦ ત્રિગડે પરષદા બાર તો; ગણધર પદની થાપના તો, ભ૦ જગ હુઓ જયજયકાર તો. ૧૩. ગણધર વર અગ્યાર હુઆ તો, ભ૦ ચૌદ સહસ સાધુ સુખકાર તો; છત્રીસ સહસ સાધવી હુઈ તો, ભ૦ શીયલ રયણ ભંડાર તો. ૧૪. એક લાખ ઓગણસાઠ હજાર કહ્યા તો, ભ૦ શ્રાવક સમકિત ધાર તો; ત્રણ લાખ અઢાર હજાર શ્રાવિકા તો, ભ૦ એ કહ્યો વીર પરિવાર તો. ૧૫. બ્રાહ્મણું માત પિતા હુઆ તો, ભ૦ મોકલ્યાં મુક્તિ મોઝાર તો; સુપુત્ર આવો ઈમ કહ્યો તો, ભ૦ સેવકની કરો સાર તો. ૧૬. ત્રીશ વરસ ગૃહવાસ વસ્યા તો, ભ૦ બાર વરસ છદ્મસ્થ તો; ત્રીશ વર્ષ કેવલ ધર્યું તો, ભ૦ બહોંતેર વરસ સમસ્ત તો. ૧૭. એણીપરે પાલી આઉખું તો, ભ૦ દિન દીવાલી જેહ તો; મહાનંદ પદવી પામીઆ તો, ભ૦ સમરું હું નિત્ય નેહ તો. ૧૮. સંવત સોલ બાસઠ વર્ષે તો, ભ૦ વિજયા દશમી ઉદાર તો; લાલ વિજય ભક્તે કહે તો, ભ૦ વીરજિન ભવજલ તાર તો. ૧૯.

ઢાલ છઠ્ઠી

કુંમરણ સુખ સંપદ મિલે, ફલે મનોરથ કોડજી; રોગ વિયોગ સવિ ટલે, ન હોય

અ૦ ૧૦. થુણા નયરીયે દ્વિજ થયો, પૂરવ લાખ બહોંતેર સારજી; હુઓ ત્રિદંડી છઠ્ઠે ભવે, સાતમે સોહમ અવતારજી. અ૦ ૧૧. અગ્નિદ્યોત આઠમે ભવ, સાઠ લાખ પૂરવ આયજી; ત્રિદંડી થઈ વિચરે વલી. નવમે ઈશાને જાયજી. અ૦ ૧૨. અગ્નિભૂતિ દશમે ભવે, મંદિરપુરે દ્વિજ હોયજી; લાખ છપન્ન પૂરવ આઉખું, ત્રિદંડી થઇ મરે સોયજી. અ૦ ૧૩. અગ્યારમે ભવે તે થયો, સનત કુમારે દેવજી; નયરી શ્વેતંબીયે અવતર્યો, બારમે ભવે દ્વિજ હેવજી. અ૦ ૧૪. ચુમાલીશ લાખ પૂરવ આઉખું, ભારદ્વાજ જસ નામજી; ત્રિદંડી થઈ વિચરે વળી, મહા ઇંદ્ર તેરમે ભવે ઠામજી. અ૦ ૧૫. રાજગૃહી નયરી ભવ ચૌદમે, થાવર બ્રાહ્મણ દાખજી; ચોત્રીશ લાખ પૂરવ આઉખો, ત્રિદંડીલિંગ તે ભાખજી. અ૦ ૧૬. અમર થયો ભવ પન્નરમે પાંચમે દેવલોકે દેવજી; સંસાર ભમ્યો ભવ સોલમે, વિશ્વભૂતિ ક્ષત્રિય દેવજી. અ૦ ૧૭.

ઢાલ ત્રીજી

વિશ્વભૂતિ ધારણીનો બેટો, ભુજબળ કુઠ સમૂલ સમેટો; સંભૂતિ ગુરુને તેણે ભેટ્યો. ૧. સહસ વરસ તિહાં ચારિત્ર પાલી, લહી દીક્ષા આતમ અજુઆલી; તપ કરી કાયા ગાલી. ૨. એક દિન ગાય ધસી સિંગાલી, પડ્યો ભૂમિ તસ ભાઇયે ભાલી; તેહશું બલ સંભાલી. ૩. ગરવે રીસ ચઢી વિકરાલી, સિંગ ધરી આકાશે ઉછાલી; તસ બલ શંકા ટાલી. ૪. તિહાં અનશન નિયાણું કીધું, તપ વેંચી બલ માગી લીધું; અધો પ્રયાણું કીધું. ૫. સત્તરમેં ભવે શુક્રે સુરવર, ચવી અવતરીઓ જિહાં પોતનપુર; પ્રજાપતિ મૃગાવતી કુંવર. ૬. ચોરાશી લાખ વરસનું આયો, સાત સુપન સુચિત સુત જાયો; ત્રિપૃષ્ઠ વાસુદેવ ગાયો. ૭. ઓગણીસમે ભવે સાતમી નરકે, તેત્રીશ સાગર આયુ અભંગે; ભોગવીઉં તનુ સંગે. ૮ વીશમે ભવે સિંહ હિંસા કરતો, એકવીશમે ચોથી નરકે ફરતો; વચ્ચે વચ્ચે ઘણા ભવ ભમતો. ૯. બાવીશમે ભવે સરલ સભાવી, સુખ ભોગવંતા જશ ગવરાવી; પુન્યે શુભમતિ આવી. ૧૦. ત્રેવીશમે ભવે મૂકાપુરી સુખે, ધનંજય ધારણીની કૂખે; નર અવતરીઓ સુખે ૧૧. ચક્રવર્ત્તિની પદવી લાધી. પોટિલાચાર્ય શું મતિ બાંધી; શુભમતિ કિરિઆ સાધી. ૧૨. કોડી વરસ દીક્ષાનો જાણુ, લાખ ચોરાશી પૂરવ પ્રમાણ; આઉખું પૂરું જાણુ. ૧૩. ચોવીશમે ભવે શુક્રે સુરવર, સુખ ભોગવિઆ સાગર સત્તર; તિહાંથી ચવીઓ અમર. ૧૪.

ઢાલ ચોથી

આ ભરતે છત્રિકા પુરી, જિતશત્રુ વિજય નાર; મેરે લાલ૦ પચવીસમે ભવે ઉપનો, નંદન નામ ઉદાર. મેરે લાલ૦ તીર્થંકર પદ બાંધીઓ. ૧. લઈ દીક્ષા સુવિચાર, મેરે લાલ; વીશ સ્થાનક તપ આચર્યું, હુઓ તિહાં જય જયકાર મેરે લાલ૦ તીર્થં૦ ૨. રાજ તજી દીક્ષા લીયે, પોટિલાચાર્ય પાસ; મેરે લાલ૦ માસ ખમણ પારણું કરે, અભિગ્રહવંત ઉલ્લાસ. મેરે લાલ૦ તીર્થં૦ ૩. લાખ વરસ ઇમ તપ કર્યો, આલસ નહીં અલગાર; મેરે લાલ૦ પરિગલ પુણ્ય પોતે કર્યું, નિકચ્યું જિનપદ સાર. મેરે લાલ૦ તીર્થં૦ ૪. માસખમણ સંખ્યા કહું, લાખ અગ્યાર એંશી સહસ; મેરે લાલ૦ છસેં પિસ્તાલીશ ઉપરે, પંચ દિન વૃદ્ધિ કરેસ. મેરે લાલ૦ તીર્થં૦ ૫ પચવીશ લાખ વર્ષ આઉખું,

વસે જી, મણિ હરે વિષ તત્કાલ; પર્વત થિર ચલ વાયરો જી, ઊર્ધ્વ અગ્નિની ઝાલ. સુ૦ ૬. મચ્છ તુંબ જલમાં તરે જી, બૂડે કાગ પહાણ; પંખી જાત ગયણે ફિરે જી, ફણિ પરે સયલ વિન્નાણ. સુ૦ ૭. વાયુ સુંઠથી ઉપશમે જી, હરડે કરે વિરેચ; સીઝે નહીં કણ કાંગડું જી, શક્તિ સ્વભાવ અનેક. સુ૦ ૮. દેશ વિશેષે કાષ્ટનું જી, ભૂંયમાં થાય પાહાણ; શંખ અસ્થિનો નીપજે જી, ક્ષેત્રસ્વભાવ પ્રમાણ. સુ૦ ૯. રવિ તાતો શશિ શીતલોજી, ભવ્યાદિક બહુ ભાવ; છએ દ્રવ્ય આપ આપણા જી, ન તજે કોય સ્વભાવ. સુ૦ ૧૦.

ઢાલ ત્રીજી—૩. ભાવિ સમવાય કારણ; નિયતિવાદી મત.

કાલ કિશું કરે બાપડો જી, વસ્તુ સ્વભાવ અકજ્જ; જો નવિ હોયે ભવિતવ્યતા જી, તો કિમ સીઝે કજ્જ રે; પ્રાણી મ કરો મન જંજાલ, ભાવિ ભાવ નિહાલ રે. પ્રા૦ મ૦ ૧. જલનિધિ તરે જંગલ ફરે જી, કોડ જતન કરે કોય; અણભાવી હોવે નહીં જી, ભાવિ હોય તે હોય રે. પ્રા૦ ૨. આબે મોર વસંતમાં જી, ડાળે ડાળે કેઈ લાખ; કેઈ ખર્યાં કેઈ ખાખટી જી, કેઈ આંબા કેઈ સાખ રે. પ્રા૦ ૩. વાઉલ જિમ ભવિતવ્યતાજી, જિણ જિણ દિસિ ઉજાય; પરવશ મન માંણસ તણું જી, તૃણ જિમ પૂંઠે ધાય રે. પ્રા૦ ૪. નિયત વસે વિણ ચિંતવ્યું જી, આવી મલે તત્કાલ; વરસાં શોનું ચિંતવ્યું જી, નિયતિ કરે વિસરાલ રે. પ્રા૦ ૫. બ્રહ્મદત્ત ચક્રીતણા જી, નયણ હણે ગોવાલ; હોય સહસ્સ જસ દેવતાજી, દેહ તણા રખવાલ રે. પ્રા૦ ૬. કોકૂહો કોયલ કરે જી, કિમ રાખી શકે પ્રાણ; આહેડી શરતા કીયો જી, ઉપર ભમે સીંચાણ રે. પ્રા૦ ૭. આહેડી નાગે ડસ્યો જી, બાણ લાગ્યો સીંચાણ; કોકૂહો ઉડી ગયો જી, જુઓ જુઓ નિયત પ્રમાણ રે. પ્રા૦ ૮. શસ્ત્ર હણ્યાં સંગ્રામમાં જી, રાને પડયા જીવંત; મંદિરમાંથી માનવી જી, રાખ્યાહી ન રહંત રે. પ્રા૦ ૯.

ઢાલ ચોથી—૪. પૂર્વકૃત કર્મ સમવાય કારણ; કર્મવાદી મત.

કાલ સ્વભાવનિયત મતિકૂડી, કર્મ કરે તે થાય; કર્મે નરય તિરિય નર સુરગતિ જી, જીવાંતરે જાય. ચેતન ચેતિયેરે, કર્મ સમો નહીં કોઈ ચેત૦ ૧. કર્મે રામ વસ્યા વનવાસે, સીતા પામે આલ; કર્મે લંકાપતિ રાવણનું, રાજ થયું વિશરાલ. ચે૦ ૨. કર્મે કીડી કર્મે કુંજર, કર્મે નર ગુણવંત; કર્મે રોગ સોગ દુઃખ પીડિત, જન્મ જાય વિલવંત. ચે૦ ૩. કર્મે વરસ લગે રિસહેસર, ઉદક ન પામે અન્ન; કર્મે વીરને જુઓ યોગમાંરે ખીલા રોપ્યા કન્ન ચે૦ ૪. કર્મે એક સુખપાલે બેસે, સેવક સેવે પાય; એક હય ગય રથ ચઢ્યા ચતુર નર, એક આગલ ઉભાય. ચે૦ ૫. ઉદ્યમ માની અંધ તણી પરે, જગ હીંડે હાહુતો; કરમ બલે તે લહે સકલ ફલ, સુખ ભર સેજે સુતો રે ચે૦ ૬. ઉંદર એકે કીધો ઉદ્યમ, કરંડીયો કરકોલે; માંહિ ઘણા દિવસનો ભૂખ્યો, નાગ રહ્યો દુઃખ ડોલે રે. ચે૦ ૭. વિવર કરી મૂષક તસ મુખમાં, દિયે આપણો દેહ; માર્ગ લહી વન નાગ પધાર્યા, કર્મ મર્મ જુઓ એહ. ચે૦ ૮.

ઢાલ પાંચમી—૫. ઉદ્યમ સમવાય કારણ; ઉદ્યમવાદી મત.

હવે ઉદ્યમવાદી ભણે એ, એ ચારે અસમર્થ તો; સકલ પદારથ સાધવા એ, એક ઉદ્યમ સમરથ તો. ઉદ્યમ કરતાં માનવીએ, શું નવિ સીઝે કાજ તો; રામે

શરીરે કોડજી. આ૦ ૧. આદ્રીઆણા પુર મંડણો, ખંડણો પાપનો પૂરોજી; જે ભવિયણ સેવા કરે, સુખ પામે તે ભરપૂરોજી. આ૦ ૨. સૂરત મોહન વેલડી, દીઠે અતિ આણંદોજી; સિંહાસણે બેઠો સોહે સદા, ગગને જીસ્યો રવિચંદોજી. આ૦ ૩. પ્રતિમા એ લહીએ સદા, પ્રણમું જોડી હાથજી; ત્રણ પ્રદક્ષિણા દેઇ કરી, માગું મુક્તિનો સાથજી. આ૦ ૪ શ્રાવક અતિ ઉદ્યમ કરી, કીધો જિન પ્રાસાદોજી; કાઢયું પાપ ઠેલી કરી, પુણ્યે જગ જસવાદોજી. આ૦ ૫.

કળશ–શ્રી વીર પાટ પરંપરાગત, શ્રી આણંદ વિમલ સૂરીશ્વરું, શ્રી વિજયદાન સૂરિતાસ પાટે, શ્રી હીરવિજય સૂરિગણધરું; શ્રી વિજયસેન સૂરિતાસ પાટે, શ્રી વિજય દેવસૂરિ હિતકરું, કલ્યાણ વિજય ઉવજ્ઝાય પંડિત શ્રી શુભ વિજય શિષ્ય જયકરું. ૧.

## ૨૪ શ્રી વિનયવિજયજી કૃત શ્રી વીરજિનનું પાંચ સમવાય કારણનું સ્તવન.

(દોહા) સિદ્ધારથ સુત વંદીએ, જગદીપક જિનરાજ, વસ્તુતત્વ સવિ જાણીએ, જસ આગમથી આજ. ૧. સ્યાદ્વાદથી સંપજે, સકલ વસ્તુ વિખ્યાત; સપ્તભંગ રચના વિના, બંધ ન બેસે વાત. ૨. વાદ વદે નય જૂજુઆ, આપ આપણે ઠામ; પૂરણ વસ્તુ વિચારતાં, કોઈ ન આવે કામ. ૩. અંધ પુરુષે એહ ગજ, ગ્રહી અવયવ એકેક; દૃષ્ટિવંત લહે પૂર્ણ ગજ, અવયવ મેલી અનેક. ૪. સંગતિ સકલ નયે કરી, જુગતિ યોગ શુદ્ધ બોધ; ધન્ય જિનશાસન જગ જયો, જિહાં નહીં કશો વિરોધ. ૫

ઢાલ પહેલી–૧. કાળ સમવાય કારણ; કાળવાદીનો મત.

શ્રી જિન શાસન જગ જયકારી, સ્યાદ્વાદ શુદ્ધ રૂપ રે; નય એકાંત મિથ્યાત્વ નિવારણ, અકલ અભંગ અનૂપ રે. શ્રી૦ ૧. કોઇ કહે એક કાલતણે વશ, સકલ જગતગતિ હોય રે; કાલે ઉપજે કાલે વિણશે, અવર ન કારણ કોય રે. શ્રી૦ ૨. કાલે ગર્ભ ધરે જગ વનિતા, કાલે જન્મે પૂત રે; કાલે બોલે કાલે ચાલે, કાલે ઝાલે ઘર સૂત રે. શ્રી૦ ૩. કાલે દૂધ થકી દહીં થાયે, કાલે ફલ પરિપાક રે; વિવિધ પદારથ કાલે ઉપજે, કાલે સહુ થાયે ખાક રે. શ્રી૦ ૪. જિન ચોવીશે બારે ચક્રવર્તી, વાસુદેવ બલદેવ રે; કાલે કવલિત કોઈ ન દીસે, જસ કરતા સુર સેવ રે. શ્રી૦ ૫. ઉત્સર્પિણી અવસર્પિણી આરા, છએ જુઈ જુઈ ભાત રે; ષટઋતુ કાલ વિશેષ વિચારો, ભિન્ન ભિન્ન દિન રાત રે. શ્રી૦ ૬. કાલે બાલ વિલાસ મનોહર, યૌવન કાલા કેશ રે; વૃદ્ધ પણ વલી પલી વપુ અતિ દુર્બલ, શક્તિ નહીં લવલેશ. શ્રી૦ ૭.

ઢાલ બીજી–૨. સ્વભાવ સમવાય કારણ; સ્વભાવવાદી મત.

તવ સ્વભાવવાદી વદે જી, કાલ કિસ્યું કરે રંક; વસ્તુ સ્વભાવે નીપજે જી, વિણસે તિમજ નિઃશંક; સુવિવેક વિચારી જૂઓ જૂઓ વસ્તુ સ્વભાવ. ૧. છતે યોગ જોબનવંતીજી, વાંઝણી ન જણે બાલ; મૂછ નહીં મહિલા મુખે જી, કરતલ ઉગે ન વાલ. સુ૦ ૨. વિણ સ્વભાવ નવિ નીપજે જી, કેમ પદારથ કોય; અંબ ન લાગે લીંબડે જી, બાગ વસંતે જોય. સુ૦ ૩. મોરપિચ્છ કુણ ચીતરે જી, કુણ કરે સંધ્યા રંગ; અંગ વિવિધ સવિ જીવનાજી, સુંદર નયન કુરંગ. સુ૦ ૪. કાંટા બોર બબુલનાં જી, કોણે અણીયાલા કીધ; રૂપરંગ ગુણ જૂજુઆં જી, તરૂ ફલ ફુલ પ્રસિદ્ધ. સુ૦ ૫. વિષધર મસ્તક નિત્ય-

શુદી વૈશાખ દશમે કેવલી રે, ચઉવિહ સંઘ આધાર. વાટડી૦ ૪. સમવસરણ સિંહાસન બેસીને રે, પ્રભુ કરશો વ્યાખ્યાન; આતમ ધર્મ સુણી તે અવસરે રે, ધરતો પ્રભુ ગુણ ધ્યાન. વાટડી૦ ૫. સંમુખ ત્રિપદી પામી ગણધરારે, રચશે દ્વાદશ અંગ; તે વેળા હું પ્રભુ ચરણે રહું રે, જિન ધર્મે દૃઢ રંગ. વાટડી૦ ૬. દિવાળી દિન-શિવપદ પામશો રે, શુદ્ધાતમ મકરંદ; દેવચન્દ્ર સાહેબની સેવનારે, કરતાં પરમાનંદ. વાટડી૦ ૭.

## ૨૮ શ્રી જિનપંચક સ્તવન.

પંચ પરમેશ્વરા પરમ અલવેસરા, વિશ્વ વાલેસરા વિશ્વવ્યાપી; ભક્તિવત્સલ પ્રભુ ભક્તજન ઉદ્ધરી, મુક્તિ પદ જે વર્યા કર્મ કાપી. પંચ૦ ૧ વૃષભ અંકિત પ્રભુ ઋષભ જિન વંદિયે, નાભિ મરુદેવીનો નંદ નીકો; ભરતને બ્રાહ્મીના તાત ભુવનાંતળે, મોહ મદ ગંજણો મુક્તિ ટીકો. પંચ૦ ૨. શાંતિ પદ આપવા શાંતિ પદ થાપવા, અદ્ભુત કાંતિ પ્રભુ શાંતિ સાચો; મૃગાંક પારાપત શ્યેનથી ઉદ્ધરી, જગતપતિ જે થયો જગત જાચો. પંચ૦ ૩. નેમી બાવીશમા શંખ લંછન નમુ, સમુદ્રવિજય અંગજ અનંગ જીતી; રાજ કન્યા તજી સાધુ મારગ ભજી, જીત જેણે કરી જગ વીદીતી. પંચ૦ ૪. પાસ જિનરાજ અશ્વસેન કુલ ઉપનો, જનની વામા તણો જેહ જાયો; આજ ખેટકપુરે કાજ સિદ્ધાં સવે, ભીડ ભંજન પ્રભુ જે કહાયો. પંચ૦ ૫. વીર મહાવીર સર્વ વીર શિરોમણી, રણવટ મોહભટ માન મોડી; મુક્તિ ગઢ વાસીઓ જગત ઉપાસીઓ, તેહ નિત્ય વંદીયે હાથ જોડી. પંચ૦ ૬. માત ને તાત અવદાત એ જિન તણાં, ગામને ગોત્ર પ્રભુ નામ ગુણતાં; ઉદય વાચક વદે ઉદય પદ પામીયે, ભાવે જિનરાજની કીર્તિ ભણતાં. પંચ૦ ૭.

## ૨૯ શ્રી પરમાત્મા સ્તવનો.

૧

સકલ સમતા સુરલતાનો, તુંહી અનુપમ કંદ રે; તુંહી કૃપારસ કનકકુંભો, તુંહી જીણંદ મુણીંદ રે. ૧. પ્રભુ તુંહી તુંહી તુંહી તુંહી, તુંહી ધરતા ધ્યાન રે; તુજ સ્વરૂપી જે થયા, તેણે લહ્યું તાહરૂં તાન રે. પ્રભુ૦ ૨. તુંહી અલગો ભવ થકી પણ, ભવિક તાહરે નામ રે; પાર ભવનો તેહ પામે, એહ અચિરજ ઠામ રે. પ્રભુ૦ ૩. જન્મ પાવન આજ માહરો, નિરખીઓ તુજ નૂર રે; ભવો ભવ અનુમોદનાજે, હુઓ આપ હજુર રે. પ્રભુ૦ ૪. એહ માહરો અખય આતમ, અસંખ્યાત પ્રદેશ રે; તાહરા ગુણ છે અનંતા, કીમ કરૂં તાસ નિવેશ રે. પ્રભુ૦ ૫. એક એક પ્રદેશ તાહ રે, ગુણ અનંતનો વાસ રે; એમ કરી તુજ સહજ મીલતાં, હુએ જ્ઞાન પ્રકાશ રે. પ્રભુ૦ ૬. ધ્યાન ધ્યાતા ધ્યેય એકી, ભાવ હોરે એમ રે; એમ કરતાં સેવ્ય સેવક, ભાવ પ્રગટે ક્ષેમ રે. પ્રભુ૦ ૭. શુદ્ધ સેવા તાહરી જો, હોય અચલ સ્વભાવ રે; જ્ઞાનવિમલ સૂરીંદ પ્રભુતા, હોયે સુજસ જમાવરે. પ્રભુ૦ ૮.

૨

શ્રી અર્હન્ સ્વામી મેરા, ક્ષણ નાહિ ભુલના રે; તુમે પૂજો ભવિ મનરંગે, ભલા તુમે પૂજો ભાવ મન રંગે. ભવ ભય દી મીટાના, શ્રી અર્હન્ સ્વામી મેરા. ૧. ભવ ત્રીજે ઘર તપ કરકે, સેવે જિહાના રે; જિન નામ કરમ શુભ બાંધી, હુવે ત્રિભુવન રાના.

રયણાયર તરીઓ, લીધું લંકા રાજ તો ૨. કર્મ નિયત તે અનુસરે એ, જેહમાં શકિત ન હોય તો; દેઉલ વાઘ મુખે પંખીયા એ, પિંડ પેસંતા જોય તો. ૩. વિણ ઉદ્યમ કિમ નીકલે એ, તિલમાંહેથી તેલ તો; ઉદ્યમથી ઉંચી ચઢે એ, જુઓ એકેંદ્રિય વેલ તો. ૪. ઉદ્યમ કરતાં એક સમે એ, જેહ નવિ સીજે કાજ તો; તે ફરી ઉદ્યમથી હુવે એ, જો નવિ આવે વાજ તો. ૫. ઉદ્યમ કરી ઓર્યા વિનાએ, નવિ રંધાયે અન્ન તો; આવી ન પડે કોળીઓ એ, મુખમાં પાખે જતન્ન તો. ૬. કર્મ સુત ઉદ્યમ પિતાએ, ઉદ્યમે કીધાં કર્મ તો; ઉદ્યમથી દૂરે ટલે એ, જુઓ કર્મનો મર્મ તો ૭. દૃઢપ્રહારી હત્યા કરી એ, કીધાં પાપ અનંત તો; ઉદ્યમથી ષટ માસમાં એ, આપ થયા અરિહંત તો ૮. ટીપે ટીપે સર ભરે એ, કાંકરે કાંકરે પાલ તો, ગિરિ જેહવા ગઢ નીપજે એ, ઉદ્યમ શકિત નિહાલ તો. ૯. ઉદ્યમથી જલ બિંદુઓ એ, કરે પાષાણમાં ઠામ તો; ઉદ્યમથી વિદ્યા ભણે એ, ઉદ્યમ જોડે દામ તો. ૧૦.

ઢાલ છઠ્ઠી-૬, સ્યાદ્વાદ મતે પૂર્વોકત એકાંતવાદીઓનું સમાધાન.

એ પાંચે નયવાદ કરંતાં, શ્રી જિન ચરણે આવે; અમિય સરસ જિન વાણી સુણીને, આનંદ અંગ ન માવે રે; પ્રાણી ! સમકિત મતિ મન આણો, નય એકાંત મ તાણો રે, પ્રાણી ! તે મિથ્યામતિ જાણો રે પ્રાણી. સ૦ ૧. એ પાંચે સમુદાય મિલ્યા વિણ, કોઇ કાજ ન સીઝે; અંગુલિ યોગે કર તણી પરે, જે બૂઝે તે રીઝે રે પ્રાણી. સ૦ ૨. આગ્રહ આણી કોઈ એકને, એહમા દીજે વડાઈ; પણ સેના મળી સકલ રણાંગણ, જીતે સુભટ લડાઇ રે પ્રાણી સ૦ ૩. તંતુ સ્વભાવે પટ ઉપજાવે, કાલ ક્રમેરે વણાએ; ભવિતવ્યતા હોય તો નિપજે, નહીં તો વિઘન ઘણાએ રે, પ્રાણી. ૪. તંતુવાય ઉદ્યમ ભોક્તાદિક, ભાગ્ય સકલ સહકારી; ઈમ પાંચે મલી સકલ પદારથ, ઉત્પત્તિ જુઓ વિચારી રે પ્રાણી. સ૦ ૫. નિયતિવશે હલુ કરમો થઇને, નિગોદ થકી નિકલીયો; પુણ્યે મનુજ ભવાદિક પામી, સદ્ગુરુને જઈ મલિયો રે પ્રાણી. સં૦ ૬. ભવસ્થિતિનો પરિપાક થયો તવ, પંડિત વીર્ય ઉલ્લસિઓ; ભવ્ય સ્વભાવે શિવગતિ પામી, શિવપુર જઇને વસીઓ રે પ્રાણી. સ૦ ૭. વર્ધમાન જિન ઇણિ પરે વિનવે; શાસન નાયક ગાયો; સંઘ સકલ સુખ હોયે જેહથી, સ્યાદ્વાદ રસ પાયો રે પ્રાણી. સ૦ ૮.

કળશ : ઇમ ધર્મનાયક મુકિત દાયક, વીર જિણવર સંથુણ્યો; સય સત્તર સંવત વન્હિ લોચન, વર્ષ હર્ષ ધરી ઘણો; શ્રી વિજય દેવ સૂરીંદ પટધર, શ્રી વિજયપ્રભ મુણિંદ એ; શ્રી કીર્તિવિજય વાચક શિષ્ય ઇણિ પરે, વિનય કહે આનંદ એ. ૯.

## ૨૭ શ્રી પદ્મનાભ જિન સ્તવન.

### [આવતી ચોવીસીના પ્રથમ તીર્થંકર]

વાટડી વિલોકું રે, ભાવિ જિન તણી રે, પદ્મનાભ જસુ નામ; ઋષભ દોષી રે ભરત કૃપા કરું રે, ઉપશમ અમૃત ધામ. વાટડી૦ ૧. વીર નિમિત્તે શ્રેણિકને ભવે રે, તુમે બાંધ્યું જિન નામ; કલ્યાણક અતિશય ઉપગારતાએ, વીર સમાન સ્વભાવ. વાટડી૦ ૨. શુદી અષાઢે છઠીને દિને રે, ઉપજશો જગનાથ; ચૈત્ર ધવલ તેરશ પ્રભુ જનમશો રે; થાશો મેરુ સનાથ. વાટડી૦ ૩. માગશર વદી દશમી દીક્ષા ગ્રહી રે, ધરશો ચરણ ઉદાર;

૫ પ્રભુ પ્રત્યે રાગ. (રાગ–સામેરી)

મેરે પ્રભુ સું, પ્રગટયો પૂરન રાગ. (ટેક) જિન ગુણ ચંદ કિરનસું ઉમગ્યો, સહજ સમુદ્ર અથાગ–મેરે૦ ૧. ધ્યાતા ધ્યેય ભયે દોઉ એકહુ, મિટ્યો ભેદકો ભાગ; કુલ વિદારી છલે જબ સરિતા, તબ નહિ રહત તડાગ–મેરે૦ ૨. પૂરન મન પૂરન સબ દીસે, નહિ દુવિધાકો લાગ; પાઉં ચલત પનહી જો પહિરે, તસ નવિ કંટક લાગ–મેરે૦ ૩. ભયો પ્રેમ લોકોત્તર જૂઠો, લોકબંધનકો તાગ; કહો કોઉ કછુ હમતો ન રુચે, છુટી એક વીતરાગ–મેરે૦ ૪. વાસત હૈ મુજ દિલકું, જૈસો સુરતરુ બાગ; ઓર વાસના લગે ન તાકો, જસ કહે તું વડભાગ–મેરે૦ ૫.

૬

મનમાં આવજો રે નાથ! હું થયો આજ સનાથ–મન૦ જય જિનેશ નિરંજણો, ભંજણો ભવદુઃખ રાશ; રંજણો સવિ ભવિ ચિત્તને;, મંજણો પાપનો પાશ–મનમાં૦ ૧. આદિ બ્રહ્મ અનુપમ તું, અબ્રહ્મ કીધાં દૂર; ભવભ્રમ સવિ ભાંજી ગયા, તુંહિ ચિદાનંદ સનૂર મનમાં૦ ૨. વીતરાગ ભાવ ન આવહી, જિહાં લગી મુજને દેવ; તિહાં લગે તુમ પદ કમલની, સેવના રહેજો એ ટેવ–મનમાં૦ ૩. યદ્યપિ તુમે અતુલ બલી, યશવાદ એમ કહેવાય; પણ કબજે આવ્યા મુજ મને, તે સહજથી ન જવાય–મનમાં૦ ૪ મન મનાવ્યા વિણું માહરું, કેમ બંધનથી છુટાય? મનવાંછિત દેતાં થકાં કાંઈ, પાલવડો ન ઝલાય–મનમાં૦ ૫. હઠ બાલનો હોય આકરો, તે લહો છો જિનરાજ! ઝાઝું કહાવે શું હોવે, ગિરુઆ ગરીબનિવાજ–મનમાં૦ ૬. જ્ઞાન વિમલ ગુણથી લહો, સવિ ભવિક મનના ભાવ; તો અક્ષય સુખ લીલા દીયો, જિમ હોવે સુજસ જમાવ–મ૦ ૭.

૭ પ્રભુ–પ્રવચન. [રાગ:–વેલાવલ.]

પ્રભુ! તેરો વચન સુન્યો, જબહીથેં સુવિહાન. (ટેક) તબહીથેં તત્ત્વ દાખ્યો, ચાખ્યો રસ ધ્યાન; ભાવના લીએ જાગી, માનું કીયો સુધા–પાન. પ્રભુ તેરો૦ ૧. શ્રુત ચિંતા જ્ઞાન સોતો, ખીર–નીરવાન; વિષય–તૃષ્ણા બુઝાવે, સોહિ સાચો જ્ઞાન. પ્રભુ તેરો૦ ૨. ગાયન હરન તતેં, નાદે ધરે કાન; તેસેંહિં કરત મોહિં, સંત–ગુન–ધ્યાન. પ્રભુ, તેરો૦ ૩. પ્રાનતેં અધિક સાંઈ, કૈસે કહું પ્રાન! પ્રાનથી અભિન્ન દાખ્યો, પ્રત્યક્ષ પ્રમાન. પ્રભુ તેરો૦ ૪. ભિન્ન ને અભિન્ન કછુ, સ્યાદ્વાદેં વાન; જસ કહે તુહેં તુહેં, તુહ જિન–ભાન. પ્રભુ તેરો૦ ૫.

૮ પ્રભુને શરણે. [રાગ–ધન્યાશ્રી અથવા ગુજરી]

જિન! તેરે ચરન સરન ગ્રહું. (ટેક) હૃદય–કમલમેં ધ્યાન ધરતહું,[1] સિર તુજ તુજ આણ વહું. જિન! ૧. તુજ સમ ખોલ્યો દેવ ખલકમેં, પૈખ્યો નાંહિ કબહું.[1] તેરે ગુનકી જપું જપમાલા, અહનિસિ પાપ દહું.[2] જિન! ૨. મેરે મનકી તુમ સબજાનો,[3] કયા મુખ બહોત કહું? કહે જસવિજય કરો તુમ[4] સાહિબ, જયું ભવ–દુઃખ ન લહું.[5] જિન! ૩

---

૧ ધરતુહે. ૧. પછીએ નાહિં કહું; પૈખ્યે છાહિ કહું ૨. ધરું નિજ પાપ દહું.
૩. દિલકી બાત સબહી તું જાને ૪. તિઉં=તેમ ૫ ગ્રહું.

શ્રી૦ ૨. જિનકે કલ્યાણક દિવસે, નરકે સુહાના રે; ઉદ્યોત હુવે ત્રિભુવનમેં, અતિશય ગુણ ગાના. શ્રી૦ ૩. પ્રભુ તીન જ્ઞાન હુંઇ ઉપને, જગમે સુભાના રે; લહી દીક્ષા ભવિ જન તારે, હુવે કેવલજ્ઞાના. શ્રી૦ ૪. મહા ગોપ સથ્થ નિર્યામક, વલી મહા મહાના રે; એ ઉપમા જિનકો છાજે, તે ત્રિભુવન ભાના. શ્રી૦ ૫. પ્રાતિહારજ અડ જસ શોભે, ગુણ પાંત્રીસ વાના રે; પ્રભુ ચોત્રીશ અતિશય ધારી, મહાનંદ ભરાના શ્રી૦ ૬. ભવિ અરિહંત પદકો પૂજો. નિજ રૂપ સમાનારે, જિન આતમ ધ્યાને ધ્યાવે, તદ રૂપ ભીલાના. શ્રી૦ ૭.

૩

ભવિ તુમે વંદો રે, અરિહા દેવ જિણંદા; ગુણ ગણ કંદો રે, નમતાં જાયે ભવ ફંદા જય પરમેશ્વર જગદાનંદન, જય જગ વલ્લભનાથ; જય ત્રિભુવન એક મંગલ રૂપી, જય તું શિવપુર સાથ. ભવિ૦ ૧. જય જોગીસર સેવિત પદ તુજ, જય ઇંદ્રિય ગજ સિંહ; જય દૂર્જય કંદર્પ હ, જય તું અકલ અબીહ. ભવિ૦ ૨. જય ભવિ કમલ વિકાશન દિનકર, જય સુરનર નત પાય; જય મન વંછિત પૂરણ સુર ગવી, જય તું અમલ અપાય ભવિ૦ ૩. જય પારંગત જય જય નિકલંકી, જય સ્યાદ્વાદ સ્વરૂપ; જય ગુણ રહિત ગુણાકાર સ્વામિ, જય અશરીર અરૂપ. ભવિ૦ ૪. જય પરિસહ ફોજે એ રાવણ, જય અજરામર દેવ; જય ભવ ભય ભંજન અવિનાશી, જય સુરતરુ સમસેવ. ભવિ૦ ૫. જય ગત રાગદ્વેષ ગત વેદા, જય ગત રોગ ને શોગ; જય ગત માન મત્સર રતિ અરતિ, જય ગત ભોગ વિજોગ. ભવિ૦ ૬. જય સર્વજ્ઞ તથા સવિદર્શી, જય તું ચરણ અનંત; જય અપુનર્ભવિ જય જય નિરૂપમ, જય ભગવંત ભદંત. ભવિ૦ ૭. જય તું અચલ અનંત અખંડ, જય અક્ષય અવિકાર; જય નિજ ભોગીને અયોગી, જય તું માર્ગ દાતાર. ભવિ૦ ૮. જય જગ બંધવ જય જગ રક્ષક, જય નિરીહ નિઃસંગ; જય શાશ્વત સુખ અવ્યાબાધહ, જય નિજ આતમ રંગ ભવિ૦ ૯. જય પૂર્ણાનંદ પરમાતમ, જય ચિદ્ અમૃત પાન; જય નિજ ગુણકર્તા તહભોક્તા, જય તુજ અકહ કહાન, ભવિ૦ ૧૦ જય ગુણવંત અલપ મુજ બુદ્ધિ, જય જિનવર કિમ કહીએ; ઉત્તમ ગુણ જો પદ્મવિજય કહે, પ્રગટે તો સવિ લહીયે. ભવિ૦ ૧૧.

૪

આજ મારા પ્રભુજી ! સામું જુઓ સેવક કહીને બોલાવો રે, એટલે હું મનગમતું પામ્યો રૂઠડાં બાળ મનાવો, મારા સાંઈ રે-૧. પતિતપાવન શરણાગતવત્સલ, એ જશ જગમાં ચાવો રે; મનરે મનાવ્યા વિણ નહિ મૂકું, એહિજ મારો દાવો, મા૦ આ૦ ૨. કબજે આવ્યા તે નહિ મૂકું, જિહાં લગે તુમ સમ થાવો રે; જો તુમ ધ્યાન વિના શિવ લહીએ, તો તે દાવ બતાવો, મા૦ આ૦ ૩. મહાગોપ ને મહાનિર્યામક, ઇણિ પરે બિરુદ ધરાવો રે; તો શું આશ્રિતને ઉદ્ધરતાં, બહુ બહુ શું કહાવો ? મા૦ આ૦ ૪. જ્ઞાનવિમલ ગુરુનો નિધિ મહિમા, મંગળ એહિ વધાવો રે, અચળ અભેદપણે અવલંબી, અહો નિશ એહિ દિલ ધ્યાવું. મા૦ આ૦ ૫

### ૧૪ [રાગ–ધન્યાશ્રી તથા દેવગંધાર]

પ્રભુ! તેરો મોહન હે મુખ મટકો, નીરખી નીરખી અતિ હરખિત હોવે; અનુભવ મેરે ઘટકો–પ્રભુ૦ ૧. સહજ સુભગતા સમતા કેરી, એહિજ ચરણકો ચટકો, દરિસન જ્ઞાન અક્ષય ગુણનિધિ તુમ, દીઓ પ્રેમે તસ કટકો–પ્રભુ૦ ૨. શુદ્ધ સુવાસન સુરભિ સમી રે, મિથ્યામત–રજ ઝટકો; દંભ પ્રપંચ જોર જિમ ન હોય, પટ કટકે મોહ નટકો–પ્રભુ૦ ૩. ધર્મ સન્યાસ યોગ શિર પાગે, બંધન પથ જય પટકો; દર્શન ચહે કર્મ નૃપતિ શું, કરત સદા રણ રટકો–પ્રભુ૦ ૪. વીતરાગતા દિલમેં ઉલ્લસત, નહીં અવર ખલ ખટકો; પૂરવસંચિત પાતક જાતક, અમથી દૂરે સટકો–પ્રભુ૦ ૫. જ્ઞાનવિમલ પ્રભુ–ધ્યાન પસાયે, ભવભવ ભાવ! નવિ ભટકો; આઈ મીલે જ્યું એકી ભાવે, શિવસુંદરીકો લટકો–પ્રભુ૦ ૬.

### ૧૫. ત્વમેવ શરણું મમ [રાગ : કાફી]

તો બિન ઓર ન જાચું. જિનંદ રાય! તો૦ (ટેક). મેં મેરામન નિશ્ચય કીનો, એહમાં કછુ નહિ કાચુ. જિનંદ રાય! તો૦ ૧. તુમ ચરન–કમલ પર પંકજ–મન મેરો, અનુભવ રસ ભર ચાખું; અંતરંગ 'અમૃત રસ ચાખો', એહ વચન મન સાચું, પ્રભુજી! તો૦ ૨. જસ પ્રભુ ધ્યાયો મહા રસ પાયો, અવર રસે નહિં રાચું; અંતરંગ ફરસ્યો દરશન તેરો, તુજ ગુણ–રસ સંગ માચું. પ્રભુજી! તો૦ ૩.

### ૧૬. [રાગ માલકોષ]

ક્યુંકર ભક્તિ કરું પ્રભુ! તેરી!–ક્યું૦ ક્રોધ લોભ મદ માન વિષય રસ, છાંડત ગેલ ન મેરી–ક્યું૦ ૧. કર્મ નચાવે તિમ હી નાચત, માયા વશ નટ ચેરી–ક્યું૦ ૨. દૃષ્ટિ રાગ દૃઢ બંધન બાંધ્યો, નિકસત ન લહી સેરી–ક્યું૦ ૩ કરત પ્રશંસા સબ મિલ અપની, પરનિંદા અધિકેરી–ક્યું૦ ૪. કહત માન જિન ભાવ ભક્તિ બિન, શિવગતિ હોત ન તેરી–૫.

## ૩૦ શ્રી સિદ્ધ ભગવાનનું સ્તવન. (૧)

સિદ્ધ જગત શિરે શોભતા, રમતા આતમરામ; લક્ષ્મી લીલાની લેહેરમાં, સુખિયા છે શિવઠામ. સિદ્ધની શોભા રે શી કહું! ૧. મહાનંદ અમૃતપદ નમો, સિદ્ધિ કૈવલ્ય નામ; અપુનર્ભવ બ્રહ્મપદ વળી, અક્ષય સુખ વિશરામ. સિ૦ ૨. સંશ્રેય નિઃશ્રેય અક્ષરા, દુઃખ સમસ્તની હાણ; નિવૃત્તિ અપવર્ગતા, મોક્ષ મુક્તિ નિર્વાણ સિ૦ ૩ અચલ મહોદય પદ લહ્યું, જોતાં જગતના ઠાઠ; નિજ નિજ રૂપે રે જુજુઆં, વીત્યાં કર્મ તે આઠ. સિ૦ ૪. અગુરુલઘુ અવગાહના, નામે વિકસે વદન, શ્રી શુભવીરને વંદતાં, રહિયે સુખમાં મગન. સિ૦ ૫.

## શ્રી સિદ્ધ શિલાનું સ્તવન (૨)

શ્રી ગૌતમ પૃચ્છા કરે. વિનય કરી શીશ નમાય હો પ્રભુજી; અવિચળ સ્થાનક મેં સુણ્યું, કૃપા કરી મુજને બતાવો હો પ્રભુજી, શિવપુર નગર સોહામણું૦ ૧. આઠ કરમ અળગાં કરી, સાર્યાં આતમકાજ હો પ્રભુજી; છૂટ્યાં સંસારના દુઃખ થકી, તેને રહેવાનું કોણ ઠામ હો પ્રભુજી. શિવપુર૦ ૨. વીર કહે ઉર્ધ્વ લોકમાં, સિદ્ધ શિલા તસ ઠામ હો ગૌતમ; સ્વર્ગ છવીસા ઉપરે, તેના બાર છે નામ હો ગૌતમ. શિવપુર૦ ૩. લાખ પીસ્તાલીશ જોજને, લાંબી પહોળી જે જાણ હો ગૌતમ; આઠ જોજન જાડી વચ્ચે,

### ૯ પ્રભુ દર્શનથી પરમાનંદ

આજ આનંદ ભયો પ્રભુકો દર્શન લહ્યો, રોમ રોમ સીતલ ભયો, પ્રભુ ચિત્ત આયે હે. આજ૦ ૧. મન હું તે ધાર્યો તોહે, ચલકે આયો મન મોહે; ચરણ-કમલ તેરો, મનમેં ઠહરાયો હે. આજ૦ ૨. અકલ અરૂપી તુંહી, અકલ અમૂરતિ યોહીં; નિરખ નિરખ તેરો, સુમતિશું મિલાયો હે. આજ૦ ૩ સુમતિ સ્વરૂપ તેરો, રંગ ભયો એક અનેરો; વાઇ રંગ આત્મ પ્રદેશે, સુજસ રંગાયો હે આજ૦ ૪.

### ૧૦ પ્રભુ મયતા

જ્ઞાનાદિક ગુણ તેરો, અનંત અપાર અનેરો; વાહી કીરત સુન મેરો, ચિત્ત હું જસ ગાયો હે જ્ઞાના૦ ૧. તેરો ગ્યાન તેરો ધ્યાન, તેરો નામ મેરો પ્રાણ; કારણ કારજ સિદ્ધો, ધ્યાતા ધ્યેય ઠહરાયો હે. જ્ઞાના૦ ૨ છૂટ ગયો ભ્રમ મેરો, દર્શન પાયો મેં તેરો; ચરણ-કમલ તેરો, સુજસ રંગાયો હે. જ્ઞાના૦ ૩.

### ૧૧ પ્રભુ ગુણ ચિંતન

પ્રભુ તેરો ગુન-જ્ઞાન, કરત મહા મુનિ ધ્યાન; સમરત આઠો જામ, હૃદયમેં સમાયો હે. પ્રભુ ! ૧. મન મંજન કરલાયો, સુદ્ધ સમકિત ઠહરાયો; વચન કાય સમ-જાયો, એસે પ્રભુકું ધ્યાયો હે. પ્રભુ ! ૨. ધ્યાયો સહી પાયો રસ, અનુભવ જાગ્યો જસ; મિટ ગયો ભ્રમકો મસ,[1] ધ્યાતા ધ્યેય સમાયો હે. પ્રભુ ! ૩. પ્રગટ ભયો પ્રકાશ,[2] જ્ઞાનકો મહા ઉલ્લાસ; એસો મુનિરાજ-તાજ, જસ પ્રભુ છાયો હે. પ્રભુ ! ૪.

### ૧૨ પરમાત્મ સ્વરૂપ [રાગ-કાનડો]

એ પરમ બ્રહ્મ પરમેશ્વર, પરમ આનંદમયિ સોહાયો; એ પરતાપકી સુખ સંપત્તી, બરની ન જાત મોપેં, તા સુખ અલખ કહાયો. એ૦ ૧. તા સુખ ગ્રહવેકું મુનિ-મન ખોજત, મન મંજન કર ધ્યાયો; મન મંજરી ભઇ, પ્રફુલ્લીત દસા લઇ, તા પર ભમર લોભાયો. એ૦ ૨. ભમર અનુભવ ભયો, પ્રભુ-ગુણ-વાસ લહ્યો, ચરન કરન તેરો, અલખ લખાયો; એશી દશા હોત જબ, પરમ પુરૂષ તબ, એસી દશા પકરત[1] પાસ પઠાયો. એ૦ ૩. તબ સુજસ ભયો, અંતરંગ આનંદ લહ્યો, રોમ રોમ સીતલ ભયો, પરમાતમ પાયો; અકલ સ્વરૂપ ભૂપ; કોઉન પરખત અનૂપ;[2] સુજસ પ્રભુ ચિત્ત આયો. એ૦ ૪.

### ૧૩. શ્રી પરમાત્માનું સ્તવન [રાગ-વેલાઉલ]

મેરે સાહિબ તુમ્હ હિહો, જીવન આધારા; પાર ન આવે સમરતાં, તુમ્હ ઉપ-ગારા. મેરે૦ ૧. દૂર કરે દુઃખ વિશ્વકો, વરષતી જલધારા; તેસે તુમ હમકું ભયે, સમ-કીત દાતારા. મેરે૦ ૨. તુમ્હ ગુણ સાયરમેં ભલે, હમ ભાવ કુચારા; અખય અખ હિત ગુણ ભયે, નહી ભેદ વિચારા. મેરે૦ ૩ હમ ગુણકું કંચન કરે, તુમ્હ ગુણ રસ તારા; સો કયું તાંબા હોઇગા, ભયા કંચન સારા. મેરે૦ ૪. તુમ્હ અનંત કેતા કહું, ગુણ અનંત અપારા; જસ કહે સ્મરણ ભજનથેં, તુમ્હ તારણહારા. મેરે૦ ૫.

---

૧. રસ, ૨ મહાપ્રકાશ. ૧ પંકર-ત ૨. કોઉ ન પરખત કૂપ

૩૨ શ્રી સહસ્ત્રકૂટ (૧૦૨૪) જિન પ્રતિમા સ્તવન.

સહસ્ત્રકૂટ જિન પ્રતિમા વંદીયે, મન ધરી અધિક જગીસ વિવેકી; સુંદર મૂરતિ અતિ સોહામણી, એકસહસને ચોવીસ. વિ૦ સહ૦ (એ ટેક) ૧. અતીત અનાગત ને વર્તમાનની, ત્રણ્ય ચોવીશી હો સાર વિવેકી; બોતેર જિનવર એકએક ખેત્રમેં, પ્રણમીજે વારંવાર, વિ૦ સહ૦ ૨. પાંચ ભરત વલી એરવત પાંચમે, સરખી રીત સમાજ વિવેકી; દશ ક્ષેત્રે થઇ થાએ સાતસે, બીસ અધિક જિનરાજ. વિ૦ સહ૦ ૩. પંચવિદેહે જિનવર શેઠે સો (૧૬૦) ઉત્કૃષ્ટ એહીજ ટેવ વિવેકી; જિન સમાન જિન પ્રતિમા ઓલખી, ભક્તી કીજે હો સેવ. વિ૦ સહ૦ ૪. પંચકલ્યાણક જિન ચોવીસના, વીસાસો (૧૨૦) તેહીજ થાય વિવેકી તે કલ્યાણક વિધિ શું સાચવી, લાભ અનંત કહાય. વિ૦ સહ૦ ૫. પંચ વિદેહે હો હમણાં વિહરતા, વીસ અચ્છે અરિહંત વિવેકી; શાશ્વતાજિન ઋષભાનન આદિદે ચાર (૪) અનાદિ અનંત. વિ૦ સહ૦ ૬. એકસહસ ચોવીસ જિનવર તણી, પ્રતિમા એકએ ઠામ વિવેકી; પૂજા કરતાં જનમ સફલ હોવે, સીઝે વચ્છીત કામ. વિ૦ સહ૦ ૭. તીનકાલ અઢાઇ દ્વીપમાં, કેવલનાણ પહાણ વિવેકી; કલ્યાણક કરી પ્રભુ ઈહાં સામઠાં, લાભે ગુણમણી ખાણ. વિ૦ સહ૦ ૮. સહસ્ત્રકૂટ સિદ્ધાચલ ઊપરે, તીમહિજ ધરણી વિહાર વિવેકી; તેથી અદ્ભુત એ બે સ્થાપના, પાટન નગર મઝાર. વિ૦ સહ૦ ૯. તીર્થ સકલ વલી તીર્થંકર સહુ, એણે પૂજા તે પૂજાય વિવેકી; એક જીભ્હાથી મહિમા એહનો, કિણ ભાતે કહેવાય. વિ૦ સહ૦ ૧૦. શ્રીમાલી કુલ દીપક જેતસી, શેઠ સુગુણ ભંડાર વિવેકી; તસ સુત શેઠ શિરોમણિ તેજસી, પાટણ નગરમેં દાતાર. વિ૦ સહ૦ ૧૧. તેણે એ બિંબ ભરાવ્યા ભાવશું, સહસ અધિકા ચોવીસ વિવેકી; કીધી પ્રતિષ્ઠા પુનમગચ્છ ધરુ, ભાવપ્રભ સૂરીશ. વિ૦ સહ૦ ૧૨. સહસ જિનેસર વિધીશું પૂજસે, દ્રવ્યભાવ શુચિ હોય વિવેકી; એ ભવ પરભવ પરમ સુખી હોવે, લહસ્યે નવનિધિ સોય. વિ૦ સહ૦ ૧૩. જિનવર ભક્તિ કરે મનરંગશું, ભવિજનની એ છે રીત વિવેકી; દીપચંદ્ર સમ શ્રી જિનરાજજી, દેવચંદ્રની એ પ્રીત. વિ૦ સહ૦ ૧૪.

૩૩ શ્રી ગિરનારજીનું સ્તવન [રાગ: માહરા વાલાજી–એ દેશી]

તોરણથી રથ ફેરી ચાલ્યા કંતરે પ્રીતમજી, આઠ ભવોની પ્રીતડી ત્રોડી તંત મહારા પ્રીતમજી, નવમે ભવ પણ નેહ ન આણ્યો મુજ રે, પ્રી૦ તો શે કારણ એટલે આવવું તુઝ, મા૦ ૧. એક પોકાર સુણી તિર્યંચનો એમ રે, પ્રી૦ મૂકો અબલા રોતી પ્રભુજી કેમ; મા૦ ષટ જીવના રખવાળમાં શિરદાર રે, પ્રી૦ તો કેમ વિલવતી સ્વામી મૂકો નારી. મા૦ ૨. શિવ વધુ કેરું એહવું કેવું રુપ રે, પ્રી૦ મુજ મૂકીને ચિત્તમાં ધરી જિન ભૂપ; મા૦ જિનજી લિયે સહસાવનમાં વ્રત ભાર રે, પ્રી૦ ઘાતી કરમ ખપાવીને નિરધાર મા૦ ૩. કેવલ ઋદ્ધિ અનંતી પ્રકટ કીધ રે, પ્રી૦ જાણી રાજુલ એમ પ્રતિજ્ઞા લીધ; મા૦ જે પ્રભુજીએ કીધું કરવું તેહ રે; પ્રી૦ એમ કહી વ્રત ધર થઇ પ્રભુ પાસે જેહ. મા૦ ૪. પ્રભુ પહેલાં નિજ શોકયનું જોવા રૂપ રે, પ્રી૦ કેવલ જ્ઞાન લઇ થઈ સિદ્ધ સ્વરૂપ મા૦ શિવ વધુ વરીયા જિનવર ઉત્તમ નેમ રે, પ્રી૦ પદ્મ કહે પ્રભુ રાખ્યો અવિચલ પ્રેમ મા૦ ૫.

છેડે પાતળી અત્યત વખાણી હો ગૌતમ. શિવપુ૦ ૪. અર્જુન સોના માંહિ દીપતી, ગહારી મહારી જો જાણુ હો ગૌતમ; ફટક તણી પરે નિર્મલી, સુંવાળી અત્યંત વખાણી હો ગૌતમ. શિવપુર૦ ૫. શિલા ઓળંગી આઘે ગયા, અધર રહ્યા છે બિરાજ હો ગૌતમ; અલોકથી જાઇ અડ્યાં, સાર્યા આતમકાજ હો ગૌતમ. શિવપુર૦ ૬. જીહાં જનમ નહિ મરણ નહિ, નહિ જરા નહિ રોગ હો ગૌતમ; વૈરિ નહિ મિત્ર નહિ, નહિ સંજોગ નહિ વિજોગ હો ગૌતમ. શિવપુર૦ ૭. ભૂખ નહિ તૃષા નહિ, નહિ હર્ષ નહિ શોક હો ગૌતમ; કર્મ નહિ કાયા નહિ, નહિ વિષય રસ ભોગ હો ગૌતમ. શિવપુર૦ ૮. શબ્દ રૂપ રસ ગંધ નહિ, નહિ ફરસ નહિ વેદ હો ગૌતમ; બોલે નહિ ચાલે નહિ, મૌન જીંહા નહિ ખેદ હો ગૌતમ. શિવપુર૦ ૯ ગામ નગર એકે નહિ. નહિ વસ્તી નહિ ઉજાડ હો ગૌતમ; કાળ સુકાળ વર્તે નહિ, નહિ રાતદિન તીથીવાર હો ગૌતમ. શિવપુર૦ ૧૦. રાજા નહિ પ્રજા નહિ, નહિ ઠાકોર નહિ દાસ હો ગૌતમ; મુક્તિમેં ગુરૂ ચેલા નહિ, નહિ લઘુ વડાઇ તાસ હો ગૌતમ. શિવપુર૦ ૧૧. અનોપમ સુખ ઝીલી રહ્યાં, અરૂપી જ્યોતિ પ્રકાશ હો ગૌતમ; સઘળાને સુખ સારીખા, સઘળાનો અવિચળ વાસ હો ગૌતમ. શિવપુર૦ ૧૨. અનંતા વ મુક્તે ગયા, ફીર અનંતા જાય હો ગૌતમ; તોયે જગ્યા રૂંધે નહિ, જ્યોતિમેં જ્યોત સમાય હો ગૌતમ. શિવપુર૦ ૧૩. કેવલજ્ઞાન સહિત છે, કેવલ દર્શન પાસ હો ગૌતમ; ક્ષાયિક સમકિત દીપતાં, કદીય ન હોય ઉદાસ હો ગૌતમ. શિવપુર૦ ૧૪. એ સિદ્ધ સ્વરૂપ કોઇ ઓળખે, પામે અવિચલ ઠામ હો ગૌતમ; શિવ રમણી વેગે વરે, પામે સુખ અથાગ હો ગૌતમ. શિવપુર૦ ૧૫.

## ૩૧ શ્રી જિનબિંબ સ્થાપન—સ્તવન કુમતિ લતા ઉન્મીલન સ્તવન

ભરતાદિકે ઉદ્ધારજ કીધો શત્રુંજય મોઝાર, સોનાતણા જેણે દેરાં કરાવ્યાં, રત્નતણા બિંબ થાપ્યાં; હો કુમતિ! કાં પ્રતિમા ઉથાપી? એ જિન વચને થાપી. હો કુમતિ૦ ૧. વીર પછે બસે નેવું વરસે, સંપ્રતિ રાય સુજાણ, સવા લાખ પ્રાસાદ કરાવ્યા, સવા ક્રોડ બિંબ થાપ્યાં. હો૦ ૨. દ્રોપદીએ જિન પ્રતિમા પૂજી, સૂત્રમાં સાખ ઠરાણી, છઠે અંગે તે વીરે ભાખ્યું, ગણધર પૂરે સાખી. હો૦ ૩. સંવત નવસેં તાણું વરસે, વિમલ મંત્રીશ્વર જેહ, આબુ તણાં જેણે દહેરાં કરાવ્યાં, બે હજાર બિંબ થાપ્યાં. હો૦ ૪. સંવત અગીઆર નવાણું વરસે, રાજા કુમારપાલ, પાંચ હજાર પ્રાસાદ કરાવ્યાં, સાત હજાર બિંબ થાપ્યાં. હો૦ ૫. સંવત બાર પંચાણું વરસે, વસ્તુપાલ તેજપાલ, પાંચ હજાર પ્રાસાદ કરાવ્યાં, અગીઆર હજાર બિંબ થાપ્યાં. હો૦ ૬. સંવત બાર બોહિંતેર વરસે, સંઘવી ધન્નો જેહ, રાણકપુર જેણે દેરાં કરાવ્યાં, ક્રોડ નવાણું દ્રવ્ય ખરચ્યાં. હો૦ ૭. સંવત તેર એકોતેર વરસે, સમરોશા રંગ શેઠ, ઉદ્ધાર પંદરમો શેત્રુજે કીધો, અગીઆર લાખ દ્રવ્ય ખરચ્યાં. હો૦ ૮. સંવત સોલ છોંતેર વરસે, બાહરશાહને વારે; ઉદ્ધાર સોલમો શેત્રુંજે કીધો, કરમાશાહે જશ લીધો. હો૦ ૯. એ જિન પ્રતિમા જિનવર સરખી, પૂજો ત્રિવિધ તુમે પ્રાણી; જિન પ્રતિમામાં સંદેહ ન રાખો, વાચક જસની વાણી. હો૦ ૧૦.

ભાવશું ગાન. ન૦ ૫. નિજ લબ્ધે ગૌતમ ગુરુ મા૦ કરવા આવ્યા તે જાત ન૦; જગ ચિંતામણિ તિહાં કર્યું મા૦ તાપસબોધ વિખ્યાત. ન૦ ૬. એ ગિરિ મહિમા મોટકો મા૦, તેણે ભવ પામે જે સિદ્ધ ન૦. જે નિજ લબ્ધે જિન નમે મા૦, પામે શાશ્વત રીદ્ધ ન૦ ૭. પદ્મવિજય કહે એહના મા૦ કેતાં કરું રે વખાણ ન૦; વીરે સ્વમુખે વર્ણવ્યો મા૦, નમતાં કોડી કલ્યાણ ન૦ ૮.

(૨) અષ્ટાપદ ગિરિ યાત્રા કરનકું, રાવણ પ્રતિહરિ આયા; પુષ્પક નામે વિમાને બેસી, મંદોદરી સુહાયા. શ્રીજિન પૂજી હો લાલ, સમકિત નિર્મલ કીજે. નયણે નીરખી હો લાલ, નરભવ સફલો કીજે, હૈયડે હરખી હો લાલ, સમતા સંગ કરીજે. (એ આંકણી) ૧. ચઉમુખ ચઉગતિ હરણ પ્રાસાદે, ચઉવિશે જિન બેઠા; ચઉદિશિ સિંહાસન સમનાસા, પૂરવદિશિ દોય જિઠા. શ્રી૦ ૨. સંભવ આદે દક્ષિણ ચારે, પશ્ચિમ આઠ સુપાસા; ધર્મ આદિ ઉતર દિશિ જાણો, એવં જિણ ચઉવીશા. શ્રી૦ ૩. બેઠા સિંહતણે આકારે, જિણહર ભરતે કીધા, રયણ બિંબ મૂરતિ થાપીને, જગ જશ વાદ પ્રસિદ્ધા. શ્રી૦ ૪. કરે મંદોદરી રાણી નાટક, રાવણ તાંત બજાવે; માદલ વીણા તાલ તંબૂરો, પગરવ ઠમઠમકાવે. શ્રી૦ ૫. ભક્તિ ભાવે એમ નાટક કરતાં, ત્રૂટી તંતી વિચાલે; સાંધી આપ નસા નિજ કરની, લઘુ કલાશું તતકાલે. શ્રી૦ ૬. દ્રવ્ય ભાવશું ભક્તિ ન ખંડી, તો અક્ષય પદ સાધ્યું; સમકિત સુરતરુ ફલ પામીને, તીર્થંકર પદ બાંધ્યું. શ્રી૦ ૭. એણી પેરે ભવિજન જે જિન આગે, બહુ પરે ભાવના ભાવે; જ્ઞાનવિમલ ગુણ તેહના અહનિશ, સુરનર નાયક ગાવે. શ્રી. ૮.

## ૩૬ શ્રી સમેતશિખરના સ્તવનો.

સમેતશિખર જિન વંદિયે, મોટું તીરથ એહ રે; પાર પમાડે ભવ તણો, તીરથ કહીયે તેહ રે. સમેત૦ ૧. અજિતથી સુમતિ જિણંદ લગે, સહસ મુનિ પરિવાર રે; પદ્મ પ્રભુ શિવ સુખ વર્યા, ત્રણસે અડ અણગાર રે. સમેત૦ ૨. પાંચશે મુનિ પરિવાર શું, શ્રી સુપાસ જિણંદ રે; ચંદ્રપ્રભ શ્રેયાંસ લગે, સાથે સહસ મુણિંદ રે. સમેત૦ ૩. છ હજાર મુનિરાજશું, વિમલ જિનેશ્વર સીધા રે; સાત સહસશું ચૌદમા, નિજ કાર્ય વર કીધા રે. સ૦ ૪. એકસો આઠશું ધર્મજી, નવસેં શું શાંતિનાથ રે; કુંથુ અર એક સહસશું, સાચો શિવપુર સાથ રે. સ૦ ૫. મલ્લિનાથ શત પાંચશું, મુનિ નમિ એક હજાર રે; તેત્રીસ મુનિ યુત પાસજી, વરિયા શિવસુખ સાર રે. સ૦ ૬. સત્તાવીશ સહસ ત્રણસે, ઉપરે ઓગણપચાસ રે; જિન પરિકર બીજા કેઈ, પામ્યા શિવપુર વાસ રે. સ૦ ૭. એ વીસે જિન એણે ગિરે, સિધ્યા અણસણ લેઇ રે; પદ્મવિજય કહે પ્રણમીયે, પાસ શામલનું ચેઇ રે. સ૦ ૮.

(૨) આજ સફલ દિન ઉગ્યો હો, શ્રી સમ્મેત શિખર ગિરિ ભેટીયો રે; કાંઇ જાગ્યા પુણ્ય અંકુર, ભૂલ અનાદિની ભાંગી હો; અબ જાગી સમકિત વાસના રે, કાંઇ પ્રગટ્યો આનંદ પૂર. આજ૦ ૧. વિષમ પહાડની ઝાડી હો, નદી આડી ઓલંઘી ઘણી રે; કાંઇ ઓલંઘ્યા બહુ દેશ, શ્રી ગિરિરાજને નિરખી હો; મન હરખી દુઃખડા વિસર્યા રે, કાંઇ પ્રગટ્યો ભાવ વિશેષ આજ૦ ૨. વીશ ટુંકે ભગતે હો, વળી વીશે જિન પતિ રે; મેં ભેટ્યા ધરી બહુ

## ૩૪ શ્રી આબુજીનું સ્તવન

આબુ અચલ રળિયામણો રે લો, દેલવાડે મનોહાર સુખકારી રે; વાદલીયે જે સ્વર્ગશું રે લો, દેઉલ દીપે ચાર બલીહારી રે, ભાવ ધરીને ભેટીયે રે લો ૧. બાર પાદશાહ વશ કીયા રે લો, વિમલ મંત્રીસર સાર સુ૦; તેણે પ્રાસાદ નિપાઈયો રે લો, રુપભજી જગદાધાર બલીહારી રે આબુ અચલ રળીયામણો રે લો. ૨. તેહ ચૈત્યમાં જિનવરુ રે લો, આઠશે ને છોતેર સુ૦; જેહ દીઠે પ્રભુ સાંભરે રે લો, મોહ કરયો જેણે જેર. બ૦ આબુ૦ ૩. દ્રવ્ય ભરી ધરતી મવી રે લો, લીધી દેઉલ કાજ સુ૦; ચૈત્ય તિહાં મઢાવીયો રે લો, લેવા શિવપુર રાજ, બ૦ આબુ૦ ૪. પન્નરશે કારીગરા રે લો, દીવીધરા પ્રત્યેક સુ૦; નેમ મર્દન કારક વળી રે, વસ્તુપાલ એ વિવેક. બ૦ આબુ૦ ૫. કોરણી ધોરણી તિહાં કરી રે લો, દીઠે બને તે વાત સુ૦; પણ નવિ જાય મુખે કહી રે લો, સુર ગુરુ સમ વિખ્યાત બ૦ આબુ૦ ૬. ત્રણે વરસે નીપન્યો રે લો, તે પ્રસાદ ઉત્તંગ સુ૦; બાર કોડી ત્રેપન લક્ષને રે લો, ખરચ્યા દ્રવ્ય ઉછરંગ. બ૦ આબુ૦ ૭. દેરાણી જેઠાણીના ગોખલા રે લો, દેખતાં હરખ તે થાય સુ૦; લાખ અઢાર ખરચીયા રે લો, ધન્ય ધન્ય એહની માય બ૦ આબુ૦ ૮. મૂલ નાયક નેમીશ્વરુ રે લો, જન્મ થકી બ્રહ્મચાર સુ૦; નિજ સત્તા રમણી થાયો રે લો, ગુણ અનંત આધાર બ૦ આબુ૦ ૯. ચારસેં ને અડસઠ ભલા રે લો, જિનવર બિંબ વિશાલ સુ૦; આજ ભલે મેં ભેટીયાં રે લો, પાપ ગયા પાયાલ. બ૦ આબુ૦ ૧૦ રુપભ ધાતુમયી દેહ રે લો, એકસો પિસ્તાલીશ બિંબ સુ૦; ચૌમુખ ચૈત્ય જુહારીયે રે લો, મરુધરમાં જેમ અંબા બ૦ આબુ૦ ૧૧. બાવું કાઉસ્સગ્ગીયા તેહમાં રે લો, અગણ્યાસી જિનરાય સુ૦; અચલગઢે બહુ જિનવરા રે લો, વંદુ તેહના પાય. બ૦ આબુ૦ ૧૨. ધાતુમયી પરમેશ્વરા રે લો, અદ્‌ભૂત જાસ સ્વરૂપ સુ૦; ચૌમુખ મુખ્ય જિન વદતા રે લો, થાયે નિજ ગુણ ભૂપ. બ૦ આબુ૦ ૧૩. અઢારશે અઢારમાં રે લો, ચૈતર વદિ ત્રીજ દિન સુ૦; પાલણપુરના સંઘ શું રે લો, પ્રણમી થયો ધન ધન્ન. બ૦ આબુ૦ ૧૪. તિમ શાંતિ જગદીશરુ રે લો, યાત્રા કરી અદ્‌ભૂત સુ૦; જે દેખી જિન સાંભરે રે લો, સેવ કરે પુર હુંત. બ૦ આબુ૦ ૧૫. એમ જાણી આબુ તણી રે લો, જાત્રા કરશે જેહ સુ૦; જિન ઉત્તમ પદ પામશે રે લો, પદ્મવિજય કહે તેહ બ૦ આબુ૦ ૧૬.

## ૩૫ શ્રી અષ્ટાપદ સ્તવન

(૧) અષ્ટાપદ અરિહંતજી મારા વ્હાલા રે આદીશ્વર અવધાર નમીયે નેહશું; મા૦ દશ હજાર મુણિંદશું મા૦ વરિયા શિવવધુ સાર. નમીયે૦ ૧. ભરત ભૂપ ભાવે કર્યો મા૦ ચૌમુખ ચૈત્ય ઉદાર ન૦; જિનવર ચોવીશે જિહાં મા૦ થાપ્યા અતિ મનોહાર. ન૦ ૨. વર્ણ પ્રમાણે વિરાજતા મા૦ લંછનને અલંકાર ન૦; સમ નાસાયે શોભતા મા૦, ચિહું દિશે ચાર પ્રકાર. ન૦ ૩. મંદોદરી રાવણ તિહાં મા૦ નાટક કરતાં વિચાલ ન૦; તૂટી તાંત તવ રાવણે મા૦. નિજ કર વીણા તત્કાલ. ન૦ ૪. કરી બજાવી તિણે સમે મા૦, પણ નવિ ત્રોડયું તે તાન ન૦; તીર્થંકર પદ બાંધ્યું મા૦, અદ્‌ભૂત

ઢાલ-(૨) સાહિબ અજિત જિણંદ! અવધારીએ, દાસ તણી અરદાસ હો, સાહિબ! શ્રી તારણગિરિ મંડણો, મહિમા મહિમ નિવાસ હો. સાહિબ૦ ૧. સાહિબ! ગુણ અનંત છે તાહરે; તો કાં ન દિયો ગુણ એક હો, સાહિબ! તિણે ગુણથી તુજને મિલું, ભક્તિ તણે સુવિવેક હો. સાહિબ૦ ૨. સાહિબ! રયણાયર એક રયણડે દેતાં ન હોઈ હાણિ હો, સાહિબ! નાસે લોકની આપદા, વાધે સુજસની વાણી હો. સાહિબ૦ ૩

(૨) તારંગાતીર્થ મજાનું રે, આનંદ દે નિર્ધાર તારંગા૦ અજિતનાથ પ્રભુ ભેટિયા રે, સુખ સંપત્તિ દાતાર. તારંગા૦ ૧ કુમારપાળે કરાવીયું રે, પાછળ જીર્ણોદ્ધાર; સંવત્ સોળની સાલમાં રે, શોભે સુન્દરાકાર. તારંગા૦ ૨. સિદ્ધશિલાની ઉપરે રે, બે જિન દેરી સાર; કોટિશિલા પર દેરી બે રે, શ્વેતાંબર મનોહાર. તારંગા૦ ૩. ધર્મપાપની બારીએ રે, એક દેરી સુખકાર; જિન પ્રતિમાઓ જિન સમી રે, લેટી ભાવ વિશાલ. તારંગા૦ ૪. કુદરતી ગુફાઓ ભલી રે, તીર્થ પવિત્ર વિચાર, કોટી મનુષ્યો સિદ્ધિયાં રે, વન્દુ વાર હજાર. તારંગા૦ ૫. તારંગા મન્દિરની રે, ઉંચાઇ શ્રીકાર, દેખી શીર્ષ ધુણાવતા રે, યાત્રાળુ નરનાર. તારંગા૦ ૬. ગુર્જરત્રા પાવનકરું રે, તીર્થ વડું ગુણકાર; બુદ્ધિસાગર તીર્થની રે, યાત્રા જયજયકાર. તારંગા૦ ૭.

(૩) તારંગા ગઢ અજિત જિનેશ્વર, પૂજતાં સુખ થાય રે; અજિત બને નિજ આતમધ્યાને, મોહ તે ભાગ્યો જાય રે. તારંગા૦ ૧. ભ્રમરી સંગે ઇયલ ભ્રમરી;-રૂપને ધ્યાને પાય રે; તેમ પ્રભુના ધ્યાને રહેતાં, આતમ તદ્રૂપ થાય રે. તારંગા૦ ૨. દ્રવ્ય ભાવથી યાત્રા કરવી, પ્રભુની સદ્ગુણ વરવા રે, સેવા પૂજા, ગાયન, ભક્તિ, પ્રભુ ગુણને અનુસરવા રે, તારંગા૦ ૩. પ્રભુ સમ ગુણ નિજ આતમમાંહી, તેહનો આવિર્ભાવ રે; કરવા સાધન યાત્રાદિક સહુ, ચૂકે ન સમકિતી દાવ રે. તારંગા૦ ૪. આતમની શુદ્ધિ કરવાને.તુજ અવલંબન લીધું રે; બુદ્ધિસાગર સાધ્યો પયોગે, નિજ સુખ નિજને દીધું રે. તારંગા૦ ૫.

## ૩૮ શ્રી તીર્થમાળાનું સ્તવન

શત્રુંજે ઋષભ સમોસર્યા, ભલા ગુણ ભર્યા રે, સિદ્ધા સાધુ અનંત, તીરથ તે નમું રે, તીન કલ્યાણક તિહાં થયા, મુક્તે ગયા રે, નેમીશ્વર ગિરનાર. તીરથ૦ ૧. અષ્ટાપદ એક દેહેરો, ગિરિ સેહરો રે, ભરતે ભરાવ્યાં બિંબ. તીરથ૦ આબૂ ચૌમુખ અતિ ભલો, ત્રિભુવન તિલો રે, વિમલવસઇ વસ્તુપાલ. તીરથ૦ ૨. સમેત શિખર સોહામણો, રળિયામણો રે, સિદ્ધાતીર્થંકર વીશ, તીરથ૦ નયરી ચંપા નીરખીએ, હૈડે હરખીએ રે. સિદ્ધા શ્રી વાસુપૂજ્ય. તીરથ૦ ૩. પૂર્વદિશે પાવાપુરી, ઋદ્ધે ભરી રે, મુક્તિ ગયા મહાવીર, તીરથ૦ જેસલમેર જુહારીએ, દુઃખ વારીએ રે, અરિહંત બિંબ અનેક, તીરથ૦ ૪. બીકાનેર જ વંદિએ રે, અરિહંત દેહેરાં આઠ, તીરથ૦ સેરીસરો શંખેશ્વરો રે, પંચાસરો રે, ફલોધી થંભણ પાસ. તીરથ૦ ૫. અંતરીક્ષ અજાવરો અમીઝરો રે, જીરાવલો જગનાથ, તીરથ૦ ત્રૈલોક્ય દીપક દહેરા જાત્રા કરો રે, રાણકપુરે રિસહેશ. તીરથ૦ ૬. શ્રી નાડુલાઇ જાદવો ગોડી સ્તવોરે, શ્રી વરકાણો પાસ. તીરથ૦ નંદીશ્વર દેહરાં બાવન ભલાં રે, રૂચક કુંડલે ચાર ચાર તીરથ૦ ૭ શાશ્વતી અશાશ્વતી પ્રતિમ છતી રે, સ્વર્ગ

ભાવ, શામળા પાસજી હો; તવ ધ્રૂજ્યા મોહાદિક રિપુ રે, એ તીરથ ભવ જલ નાવ. આજ૦ ૩. તીરથ સેવા મેવા હો, મુજ હેવા લેવાને ઘણું રે; તે પૂરણ પામ્યો આજ, તીન ભુવન ઠકુરાઈ હો; મુજ આઇ સઘળી હાથમાં રે, કાંઇ સિધ્યા સઘળાં કાજ. આજ૦ ૪. આશ પાસ મુજ પૂરે હો, દુઃખ ચૂરે શામલીયો સદા રે; ત્રેવીશમો જિનરાજ, એ પ્રભુના પદ પદ્મ; સુખ પદ્મે મુજ મન મોહ્યું રે, કવિ રૂપવિજય કહે આજ. આજ૦ ૫.

(૩) જઇ પૂજો લાલ સમેતશિખર, ગિરિ ઉપર પાસજી શામળા; જિન ભગતે લાલ કરતાં, જિનપદ પાવે ટળે ભવ આંબળા. છહરી પાળી દરશન કરીએ, ભવ સંચિત પાતિકડાં હરીએ; નિજ આતમ પુન્ય રસે ભરીયે, જઇ પૂજો લાલ. ૧. એ ગિરિની નિત સેવા કીજે ભજી શિવ સુખડાં કરમાં લીજે; ચિદાનંદ સુધારસ નિત પીજે, જઈ પૂજો લાલ. ૨. જિહાં જિહાં શિવ રમણી વરવા આયા, અજિતાદિક વીશે જિનરાયા; બહુ મુનિવર સુ શિવવધુ પાયા, જઇ પૂજો લાલ. ૩. તેણે એ ઉત્તમ ગિરિ જાણે, કરો સેવા આતમ કરી શાણો; એ ફરી ફરી નહી આવે ટાણો, જઇ પૂજો લાલ. ૪. તુમે ધન કણ કંચનની માયા, કરતાં અશૂચી કીની કાયા; કેમ તરશો વિણ એ ગિરિરાયા, જઇ પૂજો લાલ. ૫. ઇમ શુભમતિ સુણી તાજા, એ ભજો જગગુરુ આતમ રાજા; ગિરવર ફરશો ધરી મન શૂચી માજા, જઇ પૂજો લાલ. ૬. સંવત શર રીખી જખચંદ શમે, ફાગણ સુદી ત્રીજ બુધવાર ગમે, ગિરિ દરસણ કરતાં ચિત્ત રમે, જઇ પૂજો લાલ. ૭ જિનના પદ પદ્મ તણી સેવા, કરતાં નિત લહીએ શિવ મેવા; કહે રૂપવિજય મુજ તે હેવા, જઇ પૂજો લાલ. ૮.

## ૩૭ તારંગા મંડન શ્રી અજિતનાથ જિનસ્તવન

(૧) આનંદ અધિક ઉચ્છાહ ધરી દિલમાં ઘણો હો લાલ ધરી દિલમાં ઘણો હો લાલ, બહુ દિનનો ઉમાહ, સફલ થયો મુજ તણો હો લાલ સફલ થયો મુજતણો હો લાલ. ૧. ભવતારણ તારંગ, અચલ અજબ નિરખીઓ હો લાલ અ૦ હિયડું હેજ વિલાસ, ધરી ઘણું હરખિઓ હો લાલ ધરી૦ ૨. દંડ કલશ અભિરામ, ધજાશું સોહતો હો લાલ ધજા૦ ગગનશું માંડઈ વાદ, પ્રાસાદ મન મોહતો હો લાલ. પ્રસાદ૦ ૩. કુમારપાલ નરિંદ, પરમ શ્રાવકે કર્યો હો લાલ પરમ૦ ધન ધન હેમસૂરિંદ, જિણે નૃપ ઉધર્યો હો લાલ. જિણાઇં૦ ૪. તિણું કીધો કુમર–વિહાર, નામે દેવલ ભલો હો લાલ નામે૦ મહિયલમાં વિજયંત, જાણે ત્રિભુવન તિલો હો લાલ. જાણે૦ ૫. બેઠા શ્રી અજિત જિણંદ, ગજાંક મનોહરુ હો લાલ ગજાંક૦ વિજ્યા માત મલ્હાર, સોભાગી સુંદરુ હો લાલ. સોભા૦ ૬. ષટ ઋતુની વનરાજ, વિરાજે બિહું પરે હો લાલ વિરા૦ કોડિ શિલા જિહાં દિઠે ભવિજન મન ઠરે હો લાલ. ભવિ૦ ૭. તારણ દેવીના નામ, અછઈ રખવાલિકા હો લાલ અછઈં૦ એ ગિરિની મનોહાર, ભવિક સુખદાયકા હો લાલ. ભવિ૦ ૮. ચારિ પાજિ ચઢી, ચિહું ગતિ દુઃખ નિકંદીએ હો લાલ ચિહું૦ ભેટી અજિત જિણંદ, સદા આણંદીએ હો લાલ. સદા૦ ૯. તોરણ થભ ઉત્તંગ, કગરની કોરણી હો લાલ કગરની૦ પૂતલી રૂપ અનૂપ, શોભા અતિ ચોગુણી હો લાલ. શોભા૦ ૧૦. સિદ્ધાચલ સમ એહ, આણંદપુર પાસથી હો લાલ આણંદ૦ સફલ કરો અવતાર, સુદર્શન વાસથી હો લાલ સુદર્શન૦ ૧૧.

## ૪૧ બીજ તિથિનું સ્તવન

સરસ વચનરસ વરસતી, સરસતી કલા ભંડાર; બીજ તણો મહિમા કહું, જિમ કહ્યો શાસ્ર મોઝાર. ૧. જંબૂદ્વીપના ભરતમાં, રાજગૃહી ઉદ્યાન; વીર જિણંદ સમોસર્યા, વાંદવા આવ્યા રાજન. ૨. શ્રેણિક નામે ભૂપતિ, બેઠા બેસણ ઠાય; પૂછે શ્રી જિનરાયને, દ્યો ઉપદેશ મહારાય. ૩ ત્રિગડે બેઠા ત્રિભુવનપતિ, દેશના દિયે જિનરાય; કમળ સુકોમળ પાંખડી, એમ જિન હૃદય સોહાય. ૪. શશિ પ્રગટે જિમ તે દિને, ધન્ય તે દિન સુવિહાણ; એક મને આરાધતાં, પામે પદ નિર્વાણ. ૫

ઢાલ પહેલી:-કલ્યાણક જિનના કહું, સુણ પ્રાણીજીરે; અભિનંદન અરિહંત, એ ભગવંત, ભવિ પ્રાણીજીરે; માઘ સુદી બીજને દિને સુણ૦ પામ્યા શિવ સુખ સાર, હરખ અપાર, ભવિ૦ ૧. વાસુપૂજ્ય જિન બારમા, સુણ૦ એહી જ તીથે થયું નાણ, સફળ વિહાણ; ભવિ૦ અષ્ટ કર્મ ચૂરણ કરી, સુણ૦ અવગાહન એકવાર, મુક્તિ મોઝાર. ભવિ૦ ૨. અરનાથ જિનજી નમું, સુણ૦ અષ્ટાદશમા અરિહંત, એ ભગવંત, ભવિ૦ ઉજ્વલ તિથિ ફાગણ ભલી, સુણ૦ વરીયા શિવવધુ સાર, સુંદર નાર. ભવિ૦ ૩. દશમા શીતળ જિનેશ્વરુ, સુણ૦ પરમ પદની એ વેલ, ગુણની રેલ; ભવિ૦ વૈશાખ વદિ બીજને દિને, સુણ૦ મૂક્યો સરવે એ સાથ, સુર નર નાથ. ભવિ૦ ૪. શ્રાવણ સુદની બીજ ભલી, સુણ૦ સુમતિનાથ જિનદેવ, સારે સેવ; ભવિ૦ એણિ તિથિએ જિનજી તણા, સુણ૦ કલ્યાણક પંચ સાર, ભવનો પાર. ભવિ૦ ૫.

ઢાલ બીજી:-જગપતિ જિન ચોવીશમો રે લાલ, એ ભાખ્યો અધિકારરે, ભવિક જન; શ્રેણીક આદે સહુ મળ્યા રે, શક્તિ તણે અનુસાર રે; ભવિક જન, ભાવ ધરીને સાંભળો રે, આરાધો ધરી હેત રે, ભવિકજન! ભાવ૦ ૧. દોય વરસ દોય માસની રે લાલ, આરાધો ધરી ખંતરે, ભવિક૦ ઉજમણું વિધિશું કરો રે લાલ, બીજ તે મુક્તિ મહંત રે. ભવિક ભાવ૦ ૨. માર્ગ મિથ્યા દૂરે તજો રે લાલ, આરાધો ગુણ થોક રે; ભવિક૦ વીરની વાણી સાંભળી રે લાલ, ઉછરંગ થયા બહુ લોક રે, ભવિક૦ ભાવ૦ ૩. એણિ બીજે કેઇ કેઈ તર્યાંરે લાલ, વળી તરશે કરશે સંગરે; ભવિક૦ શશિ સિધિ અનુમાનથી રે લાલ શૈલ નાગધર અંક ભવિક૦ ભાવ૦ ૪. અષાડ શુદિ દશમી દિને રે લાલ, એ ગાયો સ્તવન રસાળ રે; ભવિક૦ નવલ વિજય સુપસાયથીરે લાલ, ચતુરને મંગળમાલ રે. ભવિક૦ ભવ૦ ૫.

કળશ-એમ વીરજિનવર, સયલસુખકર, ગાયો અતિ ઉલટભરે; અષાડ ઉજ્વળ દશમી દિવસે, સંવત અઢાર અઠોતરે; બીજ મહિમા એમ વર્ણવ્યો, રહી સિદ્ધપુર ચોમાસએ; જેહ ભવિક ભાવે સુણે ગાવે, તસ ઘરે લીલ વિલાસએ. ૧.

## ૪૨ શ્રી જ્ઞાનપંચમીના સ્તવનો.

૧

શ્રી જિનવરને પ્રગટ થયું રે, ક્ષાયિક ભાવે જ્ઞાન; દોષ અઢાર અભાવથી રે, ગુણ ઉપન્યા તે પ્રમાણ રે; ભવિયા વંદો કેવલ જ્ઞાન, પંચમી દિન ગુણ ખાણ રે. ભવિયા૦ ૧. અનામીના નામનો રે, કીશ્યો વિશેષ કહેવાય; એ તો મધ્યમ ભાવે કરી રે,

મૃત્યુ પાતાલ તીરથ૦ તીરથ યાત્રા ફલ તીહાં, હોજો મુજ ઇહાં રે; સમય સુંદર કહે એમ. તીરથ૦ ૮.

### ૩૯ શ્રી પંચતીર્થનું સ્તવન

હે સાહેબજી! નેક નજર કરી નાથ સેવકને તારો; હે સાહેબજી મહેર કરી પૂજાનું ફલ મને આપો, પ્રભુ તુજ મૂરતી મોહન વેલી પૂજે સુર અપછરા અલબેલી; વર ઘનસાર કેસરશું ભેળી, હે સાહેબજી૦ ૧. સિદ્ધાચળ તીર્થ ભવી સેવો, ચૌદક્ષેત્રે તીરથ નહી એવો, એમ બોલે દેવાધિદેવો હે સાહેબજી૦ ૨. ગીરનારે જઇએ નેમ પાસે, ઇહાં ભવિજન સિદ્ધિ થાશે. જશ ધ્યાને પાતિકડાં નાસે. હે સાહેબજી૦ ૩. આબુગઢે આદિ જિનરાયા, નેમનાથ શીવાદેવી જાયા, જસ ચોસઠ ઇંદ્ર ગુણ ગાયા. હે સાહેબજી૦ ૪. વળી સમેતશિખરે જગના ઇશ, ગયા મોક્ષે જિનરાજ વીશ, ધ્યેય ધ્યાવો ભવિજન નિશદીશ. હે સાહેબજી૦ ૫ અષ્ટાપદે સકલ કર્મ ટાળી, પ્રભુ વરીયા શીવ વધુ લટકાળી, આદીશ્વર પૂજતાં દીવાળી હે સાહેબજી૦ ૬. એ તીર્થ પ્રણમો મનરંગે, વળી પૂજો પ્રભુને નવ અંગે, કહે ધર્મચંદ્ર અતિ ઉમંગે. હે સાહેબજી૦ ૭.

### ૪૦ ભાવનગર મંડન દેરાસરજી સ્તવન

આવો આવોને આજ સજ્જન સરખી ટોળી, એણે સંસારે ભમતા પામ્યા, નરભવ સુકૃત ઓળી, આવો આવો ને રાજ (એ આંચલી) સમકીત દાંતણ કરી મુખ પાવન આળસ ઉલ ઉતારી, પ્રવચન પાણી એ અંગ પખાલી મિથ્યા મેલ નિવારી આવો૦ ૧ દેશવિરતિ રુચી ચીવર પહેરો, જિન સ્તુતિ હાર સોહાવો; સન્મુખ ભાવે તિલક બનાવો, આણા શીશ ચઢાવો આવો૦ ૨. મૈત્રી ભાવના કનક કચોલી, મુદિતા કેશર ઘોળી; ઉપશમ સરસ બરાસને ભેળી; પ્રભુ પૂજો રંગરોળી આવો૦ ૩ ભાવનગરમાં આદિમ અરિહા, આતમ અભેદે નિરખો; વસ્તુ સ્વભાવે ચેતન સત્તા, સહુમે સરખી પરખ્યો. આવો૦ ૪. વીરથી પનર સય સીત્તેર વર્ષે જાવડ પુણ્ય વિલાસી તેણે સિદ્ધાચલ ઉપર સ્થાપ્યા મુળનાયક ગુણરાશી૦ આવો૦ ૫. અનુક્રમે ભાવનગરમાં દેવળ, સુંદર સ્વર્ગ વિમાન; ઘોઘામાંથી તે પ્રભુ આણી સ્થાપ્યા સુગુણ નિધાન આવો૦ ૬. લાધા લીલા સુત સુવિવેકી કુંવરજી કુલ દીવો; જિનશાસન પ્રભાવક શ્રાવક કુલ મંડન ચીરંજીવો. આવો૦ ૭. જેહની સહાયે સંઘ મનોરથ ચૈત્ય સરાડે ચડયો સત્તર ત્રાણુ મહા વદ પાંચમ ઉંચો અંબર ચડયો. આવો૦ ૮. પ્રભુ પૂજાથી પ્રભુ પદ પાવે ઈલી ભમરી ન્યાયે; સદ્ગુરુ ખીમા વિજય સુપસાયે, સેવક જિનગુણ ગાયે આવો૦ ૯.

૨

ભાવનગરમાં ભેટીયે વિમલાચળ સ્વામી૦ (૨) આનંદી આદિમ પ્રભુ નિજ સંપદ્ધામી ભાવ૦ ૧. ધ્યેય પણે તીહુ લોકમાં ધ્યાતાને ધ્યારો (૨) જળ ભાજન રવિ બિંબશું નિશ્ચયથી ન્યારો. ભા૦ ૨. ધ્યાતા ધ્યેયપણું લહે ધ્યાનાંતર ભાજે. (૨) ઈલી ભમરી સંગને ભમરી થઈ રાજે. ભાવ૦ ૩. સંસારી સિદ્ધાત્મા થાયે પાપ પખાલી, રસવેધક કંચન યથા ત્રાંબુ મળ ગાળી. ભાવ૦ ૪ સંગી રંગી અનાદિનો તજી કર્મ ત્રિયોગી ખીમાવિજય જિનરાજથી થાયે અચલ અયોગી. ભાવ૦ ૫.

વરદત્ત કુંવર તેહનો રે, વિનયાદિક ગુણવંત; પિતરે ભણવા મૂકિઓ રે, આઠ વરસ જબ હુંત રે. પ્રા૦ ૨. પંડિત યત્ન કરે ઘણો રે, છાત્ર ભણાવણ હેત; અક્ષર એક ન આવડે રે, ગ્રંથ તણી શી ચેત રે. પ્રા૦ ૩. કોઢે વ્યાપી દેહડી રે, રાજા રાણી સચિંત; શ્રેષ્ઠી તેહીજ નંયરમાં રે, સિંહદાસ ધનવંત રે. પ્રા૦ ૪. કપૂરતિલકા ગેહિની રે, શીલે શોભિત અંગ; ગુણમંજરી તસ બેટડી રે, મુંગી રોગે વ્યંગ રે. પ્રા૦ ૫. શોલ વરસની સા થઇ રે, પામી યૌવન વેશ; દુર્ભગ પણ પરણે નહી રે, માત પિતા ધરે ખેદ રે. પ્રા૦ ૬. તેણે અવસરે ઉદ્યાનમાં રે, વિજયસેન ગણધાર; જ્ઞાન રયણ રયણાયરુ રે, ચરણ કરણ વ્રતધાર રે. પ્રા૦ ૭. વનપાલક ભૂપાલને રે, દીધી વધાઇ જામ, ચતુરંગી સેના સજી રે, વંદન જાવે તામ રે. પ્રા૦ ૮. ધર્મ દેશના સાંભલે રે, પુરજન સહિત નરેશ; વિકસિત નયણ વદન મુદા રે, નહિ પ્રમાદ પ્રવેશ રે. પ્રા૦ ૯. જ્ઞાન વિરાધન પરભવે રે, મુરખ પર આધીન; રોગે પીડયા ટળવલે રે, દીસે દુઃખીયા દીન રે. પ્રા૦ ૧૦. જ્ઞાન સાર સંસારમાં રે, જ્ઞાન પરમ સુખ હેત; જ્ઞાન વિના જગ જીવડા રે, ન લહે તત્ત્વ સંકેત રે. પ્રા૦ ૧૧. શ્રેષ્ઠી પૂછે મુણિંદને રે, ભાખો કરુણાવંત; ગુણમંજરી મુજ અંગજા રે, કવણ કર્મ વિરતંત રે. પ્રા૦ ૧૨.

ઢાલ ત્રીજી :–ધાતકી ખંડના ભરતમાં, ખેટક નગર સુઠામ; વ્યવહારી જિન દેવ છે, ધરણી સુંદરી નામ૦ ૧. અંગજ પાંચ સોહામણા, પુત્રી ચતુરા ચાર; પંડિત પાસે શીખવા તાતે મૂકયા કુમાર. ૨. બાલ સ્વભાવે રમતા, કરતાં દહાડા જાય; પંડિત મારે ત્યારે, મા આગલ કહે આય. ૩. સુંદરી સંખણી શીખવે, ભણવાનું નહિ કામ; પંડયો આવે તેડવા, તો તસ હણજ્યો તામ. ૪. પાટી ખડિયા લેખણા, બાળી કીધાં રાખ; શઠને વિદ્યા નવિ રૂચે, જેમ કરહાને દ્રાખ. ૫. પાડા પરે મોહટા થયા, કન્યા ન દીયે કોય; શેઠ કહે સુણ સુંદરી, એ તુજ કરણી જોય ૬. તડકી ભાખે ભામિની, બેટા બાપના હોય; પુત્રી હોયે માતની, જાણે છે સહુ કોય. ૭. "રે રે પાપિણી! સાપિણી! સામા બોલ મ બોલ; "રીસાલી કહે" "તાહરો, પાપી બાપ નિટોલ." ૮. શેઠે મારી સુંદરી, કાળ કરી તતખેવ; એ તુજ બેટી ઉપની, જ્ઞાનવિરાધન હેવ૦ ૯. મૂર્છાગત ગુણમંજરી, જાતિ સમરણ પામી; જ્ઞાન દીવાકર સાચો" ગુરુને કહે શિર નામિ. ૧૦. શેઠ કહે સુણો સ્વામી, કેમ જાયે એ રોગ; ગુરુ કહે "જ્ઞાન આરાધો," સાધો વંછિત યોગ. ૧૧. ઉજ્જવલ પંચમી સેવો, પંચ વરસ પંચ માસ; "નમો નાણસ્સ" ગણણું ગણો, ચોવિહારો ઉપવાસ. ૧૨. પૂરવ ઉત્તર સન્મુખ, જપિયે દોય હજાર; પુસ્તક આગલ ઢોઇયે, ધાન્ય ફલાદિ ઉદાર. ૧૩. દીવો પંચ દીવટ તણો, સાથિઓ મંગલ ગેહ; પોસહમાં ન કરી શકે, તેણે વિધિ પારણ એહ. ૧૪. અથવા સૌભાગ્ય પંચમી, ઉજવલ કાર્તિક માસ; જાવજ્જીવ લગે સેવીયે, ઉજમણા વિધિ ખાસ. ૧૫.

ઢાલ ચોથી :–પાંચ પોથી રે, ઠવણી પાઠાં વિંટાંગણાં, ચાબખી દોરા રે પાટી પાટલા વતરણાં; મસી કાગલ રે, કાંબી ખડિયા લેખિણી, કવલી દાબલી રે, ચંદુઆ ગરમદ પુંજણી. ૧. ત્રોટક–પ્રાસાદ પ્રતિમા તાસ ભૂષણ. કેસર ચંદન દાબલી, વાસકુંપિ વાલા

વચન ઉલ્લેખ કશય રે. ભવિયા૦ ૨. ધ્યાન ટાણે પ્રભુ તું હોયે રે, અલખ અગોચર રૂપ; પશા પર્યંતી પામીને રે, કાંઇ પ્રમાણે મુનિ ભૂપ રે. ભવિયા૦ ૩. છતી પર્યાય જે જ્ઞાનના રે; તે તો નવિ બદલાય; જ્ઞેયની નવી નવી વર્તના રે, સમયમાં સર્વ જણાય રે. ભવિયા૦ ૪. બીજા જ્ઞાન તણી પ્રભા રે, એહમાં સર્વ સમાય; રવિ પ્રભાથી અધિક નહિ રે, નક્ષત્ર ગુણ સમુદાય રે. ભવિયા૦ ૫. ગુણ અનંતા જ્ઞાનના રે, જાણે ધન્ય નર તેહ; વિજયલક્ષ્મી સૂરિ તે લહે રે, જ્ઞાન મહોદય જેહ રે. ભવિયા૦ ૬.

૨

જી રે માહરે શ્રીજિનવર ભગવાન, અરિહંત નિજ નિજ જ્ઞાનથી. જી રે જી૦ સંયમ સમય જાણંત, નવ લોકાંતિક માનથી જી રે જી. ૧. જી૦ તીર્થ વર્તાવો નાથ, ઈમ કહી પ્રણમે તે સુરા જી રે જી, જી૦ વર અતિશયવંત દાન, લેઈને હરખે સુરનરા જી રે જી. ૨. જી૦ ઇણવિધ સવિ અરિહંત, સર્વ વિરતિ જબ ઉચ્ચરે જી રે જી; જી૦ મનઃપર્યવ તવ નાણ, નિર્મલ આતમ અનુસરે જી રે જી. ૩. જી૦ જેહ ને વિપુલ મતિ તેહ, અપ્રતિપાતી પણે ઉપજે જી રે જી; જી૦ અપ્રમાદિ શ્રાદ્ધવંત, ગુણ ઠાણે ગુણ નીપજે. જી રે જી. ૪. જી૦ એક લક્ષ પીસ્તાલીશ હજાર, પાંચશે એકાણું જાણીયે જી રે જી; જી૦ મન જ્ઞાની મુનિરાજ, ચોવીશ જિનના વખાણીયે જી રે જી. ૫ જી૦ હું વંદુ ધરી નેહ, સવિ સંશય હરે મન તણા જી રે જી; જી૦ વિજય લક્ષ્મી શુભ ભાવ, અનુભવ જ્ઞાનનાં ગુણ ઘણા જી રે જી. ૬.

૩

ઢાલ પહેલી:—સુત સિદ્ધારથ ભૂપનો રે, સિદ્ધારથ ભગવાન; બારહ પર્ષદા આગળે રે, ભાખે શ્રી વર્દ્ધમાનો રે. ૧. ભવિયણ! ચિત્ત ધરો, મન વચ કાય ઉમાયો રે; જ્ઞાન ભગતિ કરો. ગુણ અનંત આતમ તણા રે, મુખ્યપણે તિહાં હોય; તેમાં પણ જ્ઞાન જ વડું રે, જિણથી દંસણ હોય રે. ભ૦ ૨. જ્ઞાને ચારિત્ર ગુણ વધે રે, જ્ઞાને ઉદ્યોત સહાય; જ્ઞાને થિવિરપણું લહે રે, આચારજ ઉવઝાય રે. ભ૦ ૩. જ્ઞાની શ્વાસોશ્વાસમાં રે, કઠિણ કરમ કરે નાશ: વન્હિ જેમ ઇંધણ દહે રે, ક્ષણમાં જ્યોતિ પ્રકાશો રે. ભ૦ ૪. પ્રથમ જ્ઞાન પછે દયા રે, સંવર મોહ વિનાશ; ગુણ સ્થાનક પગ થાલીયે રે, જેમ ચઢે મોક્ષ આવાસો રે. ભ૦ ૫. મઇ સુઅ ઓહિ મન પજ્જવા રે, પંચમ કેવલ જ્ઞાન; ચઉ મુંગા શ્રુત એક છે રે, સ્વપર પ્રકાશ નિદાનો રે. ભ૦ ૬. તેહનાં સાધન જે કહ્યાં રે, પાટી પુસ્તક આદિ; લખે લખાવે સાચવે રે, ધર્મી ધરી અપ્રમાદો રે. ભ૦ ૭. ત્રિવિધ આશાતના જે કરે રે, ભણતાં કરે અંતરાય; અંધા બહેરા બોબડા રે, મુંગા પાંગુલા થાય રે. ભ૦ ૮. ભણતાં ગણતાં ન આવડે રે, ન મલે વલ્લભ ચીજ; ગુણમંજરી વરદત્ત પરે રે, જ્ઞાન વિરાધન બીજ રે. ભ૦ ૯. પ્રેમે પૂછે પર્ષદા રે, પ્રણમી જગગુરુ પાય; ગુણમંજરી વરદત્તનો રે, કહો અધિકાર પસાયો રે. ભ૦ ૧૦.

ઢાલ બીજી:—જંબૂદ્વીપના ભરતમાં રે, નયર પદમપુર ખાસ; અજિતસેન રાજા તિહાં રે, રાણી યશોમતી તાસ રે. ૧. પ્રાણી આરાધો વર જ્ઞાન, એ હજ મુગતિ નિદાન રે; પ્રાણી૦

પાલને રે, અમરાવતી ઘર નાર. ત૦ ૧૧. વૈજયંત થકી ચવી રે, ગુણમંજરીનો જીવ; ત૦ માનસરસ જેમ હંસલો રે, નામ ધર્યું સુગ્રીવ ત૦ ૧૨. વીશે વરસે રાજવી રે, સહસ ચોરાશી પુત્ર; ત૦ લાખ પૂરવ સમતા ધરે રે, કેવલ જ્ઞાન પવિત્ર. ૧૩. પંચમી તપ મહિમા વિષે રે, લાગે નિજ અધિકાર; ત૦ જેણે જેહથી શિવપદ લહ્યું રે, તેને તસ ઉપકાર. તા૦ ૧૪.

ઢાલ છઠ્ઠી :—ચોવીશ દંડક વારવા, હું વારીલાલ, ચોવીશમો જિનચંદરે, હું વારીલાલ; પ્રગટ્યો પ્રાણુત સ્વર્ગથી, હું૦ ત્રિશલા ઉર સુખકંદ રે હું૦ ૧. મહાવીરને કરું વંદના; હું૦ પંચમી ગતિને સાધવા, હું૦ પંચમ નાણ વિલાસ રે; હું૦ મહાનિશીથ સિદ્ધાંતમાં, હું૦ પંચમી તપ પ્રકાશ રે. હું૦ ૨. અપરાધી પણ ઉદ્ધર્યો, હું૦ ચંડકોસિઓ સાપ રે; હું૦ યજ્ઞ કરંતા બામણા, હું સરખા કીધા આપ રે. હું૦ ૩. દેવાનંદા બ્રાહ્મણી, હું૦ રિખભદત્ત વલી વિપ્ર હું૦ બ્યાશી દિવસ સંબંધથી, હું૦ કાંમિત પૂર્યો ક્ષિપ્ર રે, હું૦ ૪. કર્મ રોગને ટાલવા, હું૦ સવિ ઔષધનો જાણ રે; હું૦ આદર્યો મેં આશા ધરી, હું૦ મુજ ઉપર હિત આણ રે, હું૦ ૫ શ્રી વિજયસિંહસૂરીશનો, હું૦ સત્યવિજય પન્યાસ રે; હું૦ શિષ્ય કપૂરવિજયકવિ, હું૦ ચંદકિરણ જશ જાસ રે. હું૦ ૬. પાસ પંચાસરા સાન્નિધ્યે, હું૦ ખિમાવિજય ગુરુ નામ રે; હું૦ જિન વિજય કહે મુજ હજો, હું૦ પંચમી તપ પરિણામ રે. હું૦ ૭.

કળશ :—ઇમ વીર લાયક વિશ્વનાયક સિદ્ધિ દાયક સંસ્તવ્યો, પંચમી તપ સંસ્તવન ટોડર, ગુંથી નિજ કંઠે ઠવ્યો; પુણ્ય પાટણ ખેત્ર માંહે, સત્તર ત્રાણું સંવત્સરે, શ્રી પાર્શ્વ જન્મકલ્યાણક દિવસે, સકલ ભવિ મંગલ કરે ૮.

૪ [ રસિયાની દેશી ]

પ્રણમો પંચમી દિવસે જ્ઞાનને, ગાજે જગમાં જેહ સુજ્ઞાની; શુભ ઉપયોગે ક્ષણમાં નિજરે, મિથ્યા સંચિત એહ. સુ૦ પ્રણ૦ ૧. સંતપદાદિક નવ દ્વારે કરી, મતિ અનુયોગ પ્રકાશ સુ૦; નવ વ્યવહારે આવરણ ક્ષય કરી, અજ્ઞાની જ્ઞાન ઉલ્લાસ સુ૦ પ્રણ૦ ૨. જ્ઞાની જ્ઞાન લહે નિશ્ચય કહે, દો નય પ્રભુજીને સત્ય સુ૦; અંતર મુહૂર્ત રહે ઉપયોગથી, એ સર્વ પ્રાણીને નિત્ય સુ૦ પ્રણ૦ ૩. લબ્ધિ અંતર મુહૂર્ત લઘુપણે, છાસઠ સાગર જિઠ્ઠ સુ૦; અધીકો નરભવ બહુ વિધ જીવને, અંતર કહીએ ન દીઠ સુ૦ પ્રણ૦ ૪. સંપ્રતિ સમયે એક બે પામતા, હોય અથવા નવિ હોય સુ૦; ક્ષેત્ર પલ્યોપમ ભાગ અસંખ્યમાં, પ્રદેશ માને બહુ જોય સુ૦ પ્રણ૦ ૫. મતિજ્ઞાન પામ્યા જીવ અસંખ્ય છે, કહ્યા પડિવાઈ અનંત સુ૦; સર્વ આશાતના વરજો જ્ઞાનની, વિજયલક્ષ્મી લહો સંત સુ૦ પ્રણ૦ ૬.

૫

પંચમી તપ તમે કરો રે, પ્રાણી, જેમ પામો નિર્મલ જ્ઞાન રે; પહેલું જ્ઞાન ને પછી ક્રિયા, નહી કોઈ જ્ઞાન સમાન રે. પંચમી૦ ૧. નંદીસૂત્રમાં જ્ઞાન વખાણ્યું, જ્ઞાનના પાંચ પ્રકાર રે; મતિ શ્રુત અવધિ ને મનઃપર્યવ, કેવલ એક ઉદાર રે. પંચમી૦ ૨. મતિ અઠ્ઠાવીશ શ્રુત ચઉદહ વીશ, અવધિ છ અસંખ્ય પ્રકાર રે; દોય ભેદે મનઃપર્યવ દાખ્યું, કેવલ એક ઉદાર રે. પંચમી૦ ૩. ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર તારા, એકથી એક અપાર રે; કેવલજ્ઞાન સમું નહીં કોઇ, લોકાલોક પ્રકાશ રે. પંચમી૦ ૪. પારસનાથ પ્રસાદે

કુંચી, અંગલુંહણાં છાબડી; કલશ થાલી મંગલદીવો, આરતિને ધૂપધાણાં, ચરવલા મુહપત્તિ સાહમ્મિવચ્છલ, નોકારવાલી થાપના. ૨. ઢાલ–જ્ઞાન દરિસણ રે, ચરણના સાધન જે કહ્યાં, તપ સંયુક્ત રે, ગુણમંજરી એ સદ્દહ્યાં; નૃપ પૂછે રે, વરદત્ત કુંઅરને અંગ રે, રોગ ઉપનો રે, કવણ કરમ ભંગ રે. ૩. ત્રોટક–મુનિરાજ ભાસે જંબૂદ્વિપે, ભરત સિંહપુર ગામ એ, વ્યવહારી વસુ તાસ નંદન, વસુસાર વસુદેવ નામ એ; વનં માંહે રમતાં દોય બંધવ, પુણ્ય યોગે ગુરુ મલ્યા, વૈરાગ્ય પામી ભોગ વામી, ધર્મ ધોમિ સંવર્યા. ૪. ઢાલ–લઘુ બાંધવ રે, ગુણવંત ગુરુ પદવી લહે, પણસય મુનિને રે, સારણ વારણ નિતુ દિએ, કર્મ યોગે રે, અશુભ ઉદય થયો અન્યદા, સંથારે રે, પોરિસી ભણી પોઢયા યદા ૫. ત્રોટક–સર્વઘાતિ નિંદ વ્યાપી, સાધુ માગે વાયણા, ઉઘમાં અંતરાય થાતાં, સૂરિ હુવા દુમણા; જ્ઞાન ઉપર દ્વેષ જાગ્યો, લાગ્યો મિથ્યા ભૂતડો, પુણ્ય અમૃત ઢોલી નાખ્યું, ભર્યો પાપ તણો ઘડો. ૬. ઢાલ–મન ચિંતવે રે, કાં મુજ લાગ્યું પાપ રે, શ્રુત અભ્યાસો રે, તો એવડો સંતાપ રે; મુજ બાંધવ રે, ભોયણ સયણ સુખે કરે; મૂરખના રે, આઠ ગુણ મુખ ઉચ્ચરે. ૭. ત્રોટક–બાર વાસર કોઇ મુનિને, વાયણા દીધી નહી, અશુભ ધ્યાને આયુ પૂરી, ભૂપ! તુજ નંદન સહી; જ્ઞાન વિરાધન મૂઢ જડપણું, કોઢની વેદન લહી, વૃદ્ધ બાંધવ માન સરોવર, હંસગતિ પામ્યો સહી. ૮. ઢાલ–વરદત્તને રે, જાતિ સમરણ ઉપન્યું; ભવ દીઠો રે, ગુરુ પ્રણમી કહે શુભ મનો; ધન્ય ગુરુજી રે. જ્ઞાન જગત્રય દીવડો; ગુણ અવગુણ રે, ભાસન જે જગે પવરડો. ૯. ત્રોટક–જ્ઞાનપાવન સિદ્ધિ સાધન, જ્ઞાન કહો કેમ આવડે, ગુરુ કહે તપથી પાપ નાસે, દાહ જેમ ધન તાવડે; ભૂપ પભણે પુત્રને પ્રભુ, તપની શક્તિ ન એવડી, ગુરુ કહે પંચમી તપ આરાધો, સંપદા લ્યો એવડી. ૧૦.

**ઢાલ પાંચમી**:–સદ્‌ગુરુ વયણ સુધારસે રે, ભેદી સાતે ધાત, તપશું રંગ લાગ્યો; ગુણમંજરી વરદત્તનો રે, નાઠો રોગ મિથ્યાત. ત૦ ૧. પંચમી તપ મહિમા ઘણો રે, પસર્યો મહીયલ માંહી; ત૦ કન્યા સહસ સ્વયંવરા રે, વરદત્ત પરણ્યો ત્યાંહી. ત૦ ૨. ભૂપે કીધો પાટવી રે, આપ થયો મુનિ ભૂપ; ત૦ ભીમ કાંત ગુણે કરી રે, વરદત્ત રવિ શશિ રૂપ ત૦ ૩. રાજ રમા રમણી તણા રે, ભોગવે ભોગ અખંડ; ત૦ વરસે વરસે ઉજવે રે, પંચમી તેજ પ્રચંડ. ત૦ ૪. ભુક્તભોગી થયો સંજમી રે, પાલે વ્રત ખટ્કાય; ત૦ ગુણમંજરી જિનચંદ્રને રે, પરણાવે નિજ તાય. ત૦ ૫. સુખ વિલસી થઈ સાધવી રે, વૈજયંતે દોય દેવ; ત૦ વરદત્ત પણ ઉપનો રે, જિહાં સીમંધર દેવ. ત૦ ૬. અમરસેન રાજા ઘરે રે, ગુણવંત નારી પેટ; ત૦ લક્ષણ લક્ષિત રાયને રે, પુણ્યે કીધો ભેટ. ત૦ ૭. શુરસેન રાજા થયો રે, સો કન્યા ભરતાર; ત૦ સીમંધરસ્વામી કને રે, સુણી પંચમી અધિકાર. ત૦ ૮. તિહાં પણ તે તપ આદર્યું રે, લોક સહિત ભૂપાલ; ત૦ દશ-હજાર વરસાં લગે રે, પાલે રાજ્ય ઉદાર. ત૦ ૯. ચારે મહાવ્રત ચોંપશું રે. શ્રી જિનવરને પાસ; ત૦ કેવલધર મુક્તિ ગયો રે, સાદિ અનંત નિવાસ. ત૦ ૧૦. રમણી વિજય સુભાપુરી રે, જંબૂ વિદેહ મઝાર; ત૦ અમરસિંહ મહી-

સાતમાજિન ચ્યવન માણુ રે. વિ૦ ૧૦. એહ તિથિ સાધતો રાજીયો, દંડવીરજ લહ્યો મુક્તિ રે, કર્મ હણવા ભણી અષ્ટમી, કહે સૂત્ર નિર્યુક્તિ રે. વિ૦ ૧૧. અતિત અનાગત કાળના, જિનતણાં કેઈ કલ્યાણ રે; એહ તિથે વળી ઘણા સંયમી, પામશે પદ નિર્વાણ રે. વિ૦ ૧૨. ધર્મવાસિત પશુ પંખીયા, એહ તિથે કરે ઉપવાસ રે; વ્રતધારી જીવ પોસહ કરે, જેહને ધર્મ અભ્યાસ રે. વિ૦ ૧૩. ભાખીયો વીર આઠમ તણો, ભવિક હિત એહ અધિકાર રે;જિન મુખે ઉચ્ચરી પ્રાણીયા, પામશે ભવ તણો પાર રે. વિ૦ ૧૪. એહથી સંપદા સવિ લહે, ટળે કષ્ટની કોડી રે, સેવજો શિષ્ય બુધ પ્રેમનો, કહે કાંતિ કર જોડી રે. વિ૦ ૧૫.

કળશ—ઇમ ત્રિજગ ભાસન અચલ શાસન, વર્દ્ધમાન જિનેશ્વરુ, બુધ પ્રેમ ગુરુ સુપસાય પામી સંથુણ્યો, અલવેસરુ; જિન ગુણ પ્રસંગે ભણ્યો રંગે, સ્તવન એ આઠમ તણો, જે ભવિક ભાવે સુણે ગાવે કાંતિ સુખ પાવે ઘણો.

૨

ઢાલ પહેલી :—શ્રી રાજગૃહી શુભ ઠામ, અધિક દિવાજે રાજે રે, વિચરંતા વીર જિણંદ, અતિશય છાજે રે; ચોત્રીશ અને પાંત્રીશ, વાણી ગુણ લાવે રે પાઉ ધાર્યાં વધામણી જાય, શ્રેણીક આવે રે, ૧. તિહાં ચોસઠ સુરપતિ આવીને, ત્રિગડું બનાવે રે, તેમાં બેસીને ઉપદેશ, પ્રભુજી સુણાવે રે; સુરનરને તિર્યંચ નિજ નિજ ભાષા રે, તિહાં સમજીને ભવ તીર પામે સુખ ખાસા રે. ૨. તિહા ઇંદ્ર ભૂતિ ગણધાર; શ્રી ગુરુ વીરને રે, પૂછે અષ્ટમીનો મહી માય, કહો પ્રભુ અમને રે; તવ ભાખે વીર જિણંદ, સુણો સહુ પ્રાણી રે; આઠમ દિન જિનનાં કલ્યાણ, ધરો ચિત્ત આણી રે. ૩.

ઢાલ બીજી :—શ્રી ઋષભનું જન્મ કલ્યાણ રે, વળી ચારિત્ર લહ્યું ભલે વાન રે; ત્રીજા સંભવ ચ્યવન કલ્યાણ ભવિજન! અષ્ટમી તિથિ સેવો રે; એ છે શિવ વધુ વરવાનો મેવો ભવિ૦ અષ્ટ૦ ૧. શ્રી અજિત સુમતિ નમિ જન્મ્યા રે; અભિનંદન શિવપદ પામ્યા રે, જિન સાતમા ચ્યવન પામ્યા રે. ભવિ૦ ૨. વીશમા મુનિ સુવ્રત સ્વામી રે, તેહનો જન્મ હોય ગુણ ધામી રે; બાવીશમા શિવ વિસરામી. ભવિ૦ ૩. પારસ જિન મોક્ષ મહંતા રે, ઇત્યાદિક જિન ગુણવંતા રે; કલ્યાણક મોક્ષ મહંતા. ભવિ૦ ૪. શ્રી વીર જિણંદની વાણી રે, નિસુણી સમજ્યા ભવિ પ્રાણી રે; આઠમ દિન અતિ ગુણખાણી. ભવિ૦ ૫. આઠ કર્મ તે દૂર પલાય રે, એથી અડસિદ્ધિ અડ બુદ્ધિ થાય રે; તે કારણ સીંચો ગુણ લાય. ભવિ૦ ૬. શ્રી ઉદયસાગરસૂરી રાયા રે, ગુરુ શિષ્ય વિવેકે ધ્યાયા રે; તસ ન્યાયસાગર ગુણ ગાયા. ભવિ૦ ૭.

## ૪૪ શ્રી મૌન એકાદશીનું દોઢસો કલ્યાણકનું સ્તવન.

ઢાલ પહેલી :—ધુર પ્રણમું જિન મહરસી; સમરું સરસતી ઉલ્લસી, ધસમસિ મુજ મતિ જિન ગુણ ગાયવાએ. ૧ હરિ પૂછે જિન ઉપદિશિ, પરવ તે મૌન એકાદશી; મનં વસિ, અહનિસિ તે ભવિ લોકને એ. ૨. તરીઆ ને ભવજલે તરશી, એહ પરવ પોષધ ફરશી; મન હરસિ, અવસર જે આરાહસીએ. ૩. ઉજમણું જે ધારસી, વસ્તુ ઇગ્યાર ઇગ્યારસી; વારસિ, તે દુરગતિના બારણાં એ. ૪. એ દિન અતિદિ સુહામણું, દોહસો

કરીને, મ્હારી પૂરો ઉમેદ રે; સમયસુંદર કહે હું પણ પામું, જ્ઞાનનો પાંચમો ભેદ રે. પંચમી૦ ૫.

## ૪૩ શ્રી અષ્ટમીનું સ્તવન

**ઢાલ પહેલી**:–હાંરે મારે ઠામ ધરમના સાઢા પચવીશ દેશ જો, દીપે રે ત્યાં દેશ મગધ સહુમાં શિરે રે લોલ; હાં રે મારે નગરી તેહમાં રાજગૃહી સુવિશેષ જો, રાજે રે ત્યાં શ્રેણિક ગાજે ગજ પરે રે લોલ. ૧. હાંરે મારે ગામ નગર પુર પાવન કરતા નાથ જો, વિચરંતા તિહાં આવી વીર સમોસર્યા રે લોલ. હાં૦ ચૌદ સહસ્સ મુનીવરના સાથે સાથ જો, સુધા રે તપ સંયમ શીયલે અલંકર્યા રે લોલ. ૨. હાં૦ ફૂલ્યા રસભર ઝૂલ્યા અંબ કદંબ જો, જાણું રે ગુણુશીલ વન હસી રોમંચીયો રે લોલ; હાં૦ વાયા વાય સુવાય તિહાં અવિલંબ જો, વાસે રે પરિમલ ચિહું પાસે સંચીયો રે લોલ. ૩. હાં૦ દેવ ચતુર્વિધ આવે કોડા કોડ જો, ત્રિગડું રે મણિ હેમ રજતનું તે રચે રે લોલ; હાં૦ ચોસઠ સુરપતિ સેવે હોડાહોડ જો, આગે રે રસ લાગે ઇંદ્રાણિ નચે રે લોલ. ૪. હાં૦ મણિમય હેમ સિંહાસન બેઠા આપજો, હાં૦ ઢાલે રે સુર ચામર મણિ રત્ને જડયાં રે લોલ; હાં૦ સુણતાં દુંદુભિનાદ ટલે સવિ તાપ જો, વરસે રે સુર ફૂલ સરસ જાનુ અડ્યાં રે લોલ. ૫. હાંરે મારે તાજે તેજે ગાજે ધન જેમ લુંબ જો, રાજે રે જિનરાજ સમાજે ધર્મને રે લોલ; હાંરે મારે નિરખી હરખી આવે જન મન લુંબ જો, પોષે રે રસ ન પડે શોષે ભમંમાં રે લોલ. ૬. હાંરે મારે આગમન જાણી જિનનાં શ્રેણિક રાય જો, આવ્યો પરિવરિયો હય ગય રથ પાયગે રે લોલ, હાંરે મારે દેઈ પ્રદક્ષિણા વંદી બેઠો ઠાય જો, સુણવારે જિન વાણી મોટે ભાયગે રે લોલ ૭. હાંરે મારે ત્રિભુવન નાયક લાયક તવ ભગવંત જો, આણી રે જન કરુણા ધર્મકથા કહે રે લોલ; હાંરે મારે સહજ વિરોધ વિસારી જગના જંત જો, સુણવારે જિન વાણી મનમાં ગહેરે લોલ. ૮.

**ઢાલ બીજી**:–વીર જિનવર ઇમ ઉપદીશે, સાંભળો ચતુર સુજાણ રે; મોહની નિંદમાં કાં પડો? ઓળખો ધર્મનાં ઠાણ રે. ૧. વિરતિએ સુમતિ ધરી આદરો, પરિહરો વિષય કષાય રે; બાપડા પંચ પ્રમાદથી, કાં પડો કુગતિમાં ધાય રે? વિ૦ ૨. કરી શકો ધર્મ કરણી સદા, તો કરો એ ઉપદેશ રે; સર્વ કાળે કરી નવી શકો, તો કરો પર્વ સુવિશેષ રે વિ૦ ૩. જુજુઆં પર્વ ષટ્નાં કહ્યાં, ફળ ઘણાં આગમે જોય રે; વચન અનુસારે આરાધતાં, સર્વદા સિદ્ધિ ફળ હોય રે. વિ૦ ૪. જીવને આયુ પરભવ તણું, તિથિ દિને બંધ હોય પ્રાય રે; તે ભણી એહ આરાધતાં, પ્રાણીઓ સદ્ગતિ જાય રે. વિ૦ ૫. તે હવે અષ્ટમી ફળ તિહાં, પુછે ગૌતમ સ્વામ રે; ભવિક જીવ જાણવા કારણે, કહે વીર પ્રભુ તામ રે. વિ૦ ૬. અષ્ટ મહા સિદ્ધિ હોય એહથી, સંપદા આઠની વૃદ્ધિ રે; બુદ્ધિના આઠ ગુણ સંપજે, એહથી અષ્ટગુણ સિદ્ધિ રે. વિ૦ ૭. લાભ હોય આઠ પડિહારનો, આઠ પવયણ ફળ હોય રે; નાશ આઠ કર્મનો મૂળથી, અષ્ટમીનું ફળ જોય રે. વિ૦ ૮. આદિજિન જન્મ દીક્ષા તણો, અજિતનો જન્મ કલ્યાણ રે; ચ્યવન સંભવ તણો એહ તિથે, અભિનંદન પામ્યા નિર્વાણ રે. વિ૦ ૯. સુમતિ સુવ્રત નમિ જનમીયા, નેમનો મુક્તિદીન જાણ રે; પાર્શ્વજિન એહ તિથે સિદ્ધલા,

સર્વાર્થ ચોથા જિનવરૂ, છઠ્ઠા હરિભદ્ર ધાર. ૧. જિનવર નામે રે મુજ આનંદ ઘણો. (એ ટેક.) શ્રી મગધાધિપ વંદુ સાતમા, હવે ચોવીશી વર્ત્તમાન; શ્રી પ્રયચ્છ પ્રણમું એકવીશમા, જેહનું જગમાં નહી ઉપમાન. જિન૦ ૨. શ્રી અક્ષોભ જિનવર ઓગણી-શમા, અઢારમા મલ્લસિંહ નાથ; હવે અનાગત ચોવીશી નમું, ચોથા દિનરૂક્ શિવ સાત. જિ૦ ૩. છઠ્ઠા શ્રી જિન ધનદ સંભારીયે, સાતમા પોષધ દેવ; હર્ષે તેહના ચરણ કમલ તણી, સુર નર સારે રે સેવ. જિન૦ ૪. ધ્યાને મિલવું એહવા પ્રભુ તણું, આલસ માંહિ રે ગંગ; જનમ સફલ કરી માનું તેહથી, સુજસ વિલાસ સુરંગ. જિન૦ ૫.

ઢાલ સાતમી :–પુષ્ખર પશ્ચિમ ભરતમાં, ધારો અતિત ચોવીશી રે; ચોથા પ્રલંબ જિનેસરુ, પ્રણમું હિયડલે હિસી રે. ૧. એહવા સાહેબ નવિ વીસરે, ક્ષિણ ક્ષિણ સમરીયે હેજે રે; પ્રભુ ગુણ અનુભવ યોગથી, શોભીયે આતમ તેજે રે. એહવા૦ ૨. છઠ્ઠા ચારિત્રનિધિ સાતમા, પ્રસમરાજિત ગુણધામ રે; હવે વર્ત્તમાન ચોવીશીયે, સમરીજે જિન નામ રે, એહવા૦ ૩. સ્વામી સર્વજ્ઞ જયંકરુ, એકવીશમા ગુણ ગેહ રે; શ્રી વિપ-રિત ઓગણીશમા, અવિહડ ધરમ સનેહ રે. એહવા૦ ૪. નાથ પ્રસાદ અઢારમા, હવે અનાગત ચોવીશી રે; ચોથા શ્રી અઘટિત જિન વંદીયે, કર્મ સંતતિ જેણે પીસી રે. એહવા૦ ૫. શ્રી બ્રહ્મેંદ્ર ભ્રમણેંદ્ર છઠ્ઠા નમું, ઋષભચંદ્રાભિધ વંદુ રે; સાતમા જગ જશ જયકરુ, જિન ગુણ ગાતાં આણંદુ રે. એહવા૦ ૬.

ઢાલ આઠમી :–જંબૂદ્વીપ ઐરવતેંજી, અતિત ચોવીશી વિચાર; શ્રી દયાંત ચોથા નમુંજી, જગ જનના આધાર. ૧. મન મોહન જિનજી, મનથી નહી મુજ દૂર. એ ટેક. અભિનંદન છઠ્ઠા નમુંજી, સાતમા શ્રી રતનેશ; વર્ત્તમાન ચોવીશીયેજી, હવે જિન નામ ગણેશ. મન૦ ૨. શ્યામ કોષ્ટ એકવીશમાજી, ઓગણીશમા મરુદેવ; શ્રી અતિપાર્શ્વ અઢારમાજી, સમરું ચિત્ત નિત મેવ. મન૦ ૩. ભાવિ ચોવીશી વંદીયેજી, ચોથા શ્રી નંદીષેણ; શ્રી વ્રતધર છઠ્ઠા નમુંજી, ટાલે કરમની રેણ. મન ૪. શ્રી નિર્વાણિ તે સાત-માજી, તેહ શું સુજસ સનેહ; જેમ ચકોર ચિત્ત અંદશુંજી, તેમ મોરા મન મેહ. ૫.

ઢાલ નવમી :–પૂરવ અરધે ધાતકીજી, ઐરવતે જે અતીત; ચોવીશી તેહમાં કહુંજી, કલ્યાણક સુપ્રતિત. ૧. મહોદય સુંદર જિનવર નામ. (એ ટેક.) ચોથા શ્રી સૌંદર્ય-નેજી, વંદુ વારંવાર; છઠ્ઠા ત્રિવિક્રમ સમરીયેજી, સાતમા નરસિંહ સાર. મહોદય૦ ૨. વર્તમાન ચોવીશીયેજી એકવીશમા ક્ષેમંત; સંતોષિત ઓગણીશમાજી, અઢારમા કામ-નાથ સંત. મહોદય૦ ૩. ભાવિ ચોવીશી વંદીયેજી, ચોથા શ્રી મુનિનાથ; ચંદ્રદાહ છઠ્ઠા નમુંજી, ભવ દવ નીરદ પાથ. મહોદય૦ ૪. દિલાદિત્યજિન સાતમાજી, જન મન મોહન વેલ; સુખ જશ લીલા પામીયેજી, જશ નામે રંગરેલ મહોદય૦ ૫.

ઢાલ દશમી :–પુષ્ખર અરધે પૂરવ ઐરવતે, અતીત ચોવીશી સંભારું; શ્રી અષ્ટાહિક ચોથા વંદી, ભવ વન ભ્રમણ નિવારું રે. ૧. ભવિકા એહવા જિનવર ધ્યાવો; ગુણવંતના ગુણ ગાવો રે; ભવિકા૦ એહવા૦ વણિક નામ છઠ્ઠા જિન નમીયે, શુદ્ધ ધર્મ વ્યવહારી; ઉદયજ્ઞાનં સાતમા સંભારો, ત્રણ ભુવન ઉપગારી રે. ભવિકા૦ એહવા૦ ૨.

કલ્યાણક તણું; મન ધણું, ગુણણું કરતાં-સુખ હોયે એ. ૫.

ઢાલ બીજી :-પાડે પાડે ત્રણ ચોવીશી, દ્વીપ ક્ષેત્ર જિન નામે; પાડે પાડે પાંચ કલ્યાણક, ધારો શુભ પરિણામે. ૧. જિનવર ધ્યાઇયે રે, મોક્ષ મારગના દાતા. એ ટેક. "સર્વજ્ઞાય નમો" એમ પહેલે, "નમો અર્હતે" એ બીજે; ત્રીજે "નમો નાથાય" તે, ચોથે "સર્વજ્ઞાય" કહી જે. જિન૦ ૨. પાંચમે "નમો નાથાય" કહી જે, પાડે પાડે જાણો; ત્રણ નામ તીર્થંકર કેરા, ગુણણાં પાંચ વખાણો. જિન૦ ૩. ત્રણ ચોવીશી એક એક દાલે, ત્રણ નામ જિન કહિશું; કોડી તપે કરી જે ફલ લહિયે, તે જિન ભક્તે લહિશું. જિન૦ ૪. કામ સર્વે સીજે જિન નામે, સફલ હોએ નિજ જીહા; જે જાણે જિન ગુણ સમરંતા, સફલ જન્મ તે દીહા. જિન૦ ૫.

ઢાલ ત્રીજી :-જંબૂદ્વિપ ભરત ભલું, અતિત ચોવીશ સાર મેરે લાલ; ચોથા મહાજશ કેવલી, છઠ્ઠા સર્વાનુભૂતિ ઉદાર મેરે લાલ જિનવર નામે જયહુએ. એ ટેક. ૧. શ્રી શ્રીધર જિન સાતમા, હવે ચોવીશી વર્તમાન, મેરે લાલ. શ્રી નમિ જિન એકવીશમા, ઓગણીશમા મલ્લિ પ્રધાન મેરે લાલ. જિન૦ ૨. શ્રી અરનાથ અઢારમા, હવે ભાવિ ચોવીશી ભાવ, મેરે લાલ; શ્રી સ્વયંપ્રભુ ચોથા નમું, છઠ્ઠા દેવસુત મન લાવ૦ મેરે લાલ. જિન ૩. ઉદયનાથ જિન સાતમા, તેહને નામે મંગલ માલ, મેરે લાલ; ઓચ્છવ રંગ વધામણા, વળી લહિએ પ્રેમ રસાલ મેરે લાલ. જિન૦ ૪. અલિય વિઘન દૂરે ટલે, દુરજનનું ચિંત્યું નવિ થાય, મેરે લાલ; મહિમા મહોટાઈ વધે, વળી જગમાંહે સુજસ ગવાય, મેરે લાલ. જિન૦ ૫.

ઢાલ ચોથી :-પૂરવ ભરતે તે ધાતકી ખંડે રે અતિતચોવીશી ગુણહ અખંડે રે; ચોથા શ્રી અકલંક સોભાગી રે, છઠ્ઠા દેવ શુભંકર લાગી રે. ૧. સપ્તનાથ સપ્તમ જિનરાયા રે, સુરપતિ પ્રણમે તેહના પાયા રે, વર્ત્તમાન ચોવીશી જાણો રે, એકવીશમા બ્રહ્મેંદ્ર વખાણો રે ૨ ઓગણીશમા ગુણનાથ સમરીયે રે, અઢારમા ગાંગિક મન ધરીયે રે; કહું અનાગત હવે ચોવીશી રે, ધાતકી ખંડે હેડે હિંસીરે. ૩ શ્રી સાંપ્રતિ ચોથા સુખદાયી રે, છઠ્ઠા શ્રી મુનિનાથ અમાયી રે; થી વિશિષ્ટ સપ્તમ સુખકારા રે, તે તો લાગે મુજ મન પ્યારા રે. ૪. શ્રી જિન સમરણ જેહવું મીઠું રે, એહવું અમૃત જગમાં ન દીઠું રે; સુજસ મહોદય શ્રી જિન નામે રે, વિજય લહીજે ઠામો ઠામે રે. ૫.

ઢાલ પાંચમી :-પુખ્ખર અર્દ્ધ પૂરવ હુઆ, જિન વંદીયે રે; ભરત અતીત ચોવીશી કે, પાપ નિકંદીએ રે; ચોથા સુમૃદુ સુહંકરું જિ૦ છઠ્ઠા વ્યકત જગદીશ કે. પા૦ ૧. શ્રી કલાલત સપ્તમ ગુણ ભર્યાં, જિ૦ હવે ચોવીશી વર્ત્તમાન કે; પા૦ કલ્યાણક એ દિને હુવા, જિ૦ લીજીયે તેહનાં અભિધાન કે. પા૦ ૨. અરણ્યવાસ એકવીશમા, જિ૦ ઓગણીસમા શ્રી યોગ કે; પા૦ શ્રી અયોગ તે અઢારમા, જિ૦ દીએ શિવ રમણી સંયોગ કે. પા૦ ૩. ચોવીશી અનાગત ભળી, જિ૦ તિહાં ચોથા પરમ જિનેશ કે; પા૦ સુધારતિ છઠ્ઠા નમું, જિ૦ સાતમા શ્રી નિઃકેસ કે. પા૦ ૪. પ્રિયમેલક પરમેસરુ, જિ૦ એહનું નામ સે પરમ નિધાન કે; પા૦ મહોટાનો જે આશરો, જિ૦ તેહથી લહયેજશ બહુ માન કે. પા૦ ૫.

ઢાલ છઠ્ઠી :-ધાતકી ખંડે રે, પશ્ચિમ ભરતમાં, અતીત ચોવીશી સંભાર; શ્રી

ચારિત્ર ધર્મ અશક્ત, રક્ત આરંભ પરિગ્રહે; જગપતિ મુજ આતમ ઉદ્ધાર, કારણ તુમ વિણુ કોણુ કહે. ૩. જગપતિ તુમ સરિખો મુજ નાથ, માથે ગાજે ગુણુનિલો; જગપતિ કોઇ ઉપાય બતાવ, જેમ વરે શિવવધૂ કંતલો. ૪. નરપતિ ઉજ્વલ માગસિર માસ, આરાધો એકાદશી; નરપતિ એકસો ને પચાસ, કલ્યાણુક તિથિ ઉલ્લસી. ૫. નરપતિ દશ ક્ષેત્રે ત્રણુ કાળ, ચોવીશી ત્રીશે મળી; નરપતિ નેવું જિનનાં કલ્યાણુ, વિવરી કહું આગળ વળી. ૬. નરપતિ અર દીક્ષા નમિ નાણુ, મલ્લી જન્મ વ્રત કેવલી; નરપતિ વર્ત્તમાન ચોવીશી, માંહે કલ્યાણુક કહ્યા વલી. ૭. નરપતિ મૌનપણે ઉપવાસ, દોઢસો જપમાલા ગણો; નરપતિ મન વચકાય પવિત્ર, ચરિત્ર સુણો સુવ્રત તણો. ૮. નરપતિ દાહિણુ ધાતકીખંડ, પશ્ચિમ દિશિ ઇક્ષુકારથી; નરપતિ વિજયપાટણુ અભિધાન, સાચો નૃપ પ્રજાપાલથી ૯. નરપતિ નારી ચંદ્રાવતી તાસ, ચંદ્રમુખી ગજગામિની; નરપતિ શ્રેષ્ઠી શૂર વિખ્યાત, શીયલ સલીલા કામિની. ૧૦. નરપતિ પુત્રાદિક પરિવાર, સાર ભૂષણુ ચીવર ધરી; નરપતિ જાયે નિત્ય જિનગેહ, નમન સ્તવન પૂજા કરી. ૧૧. નરપતિ પોષે પાત્ર સુપાત્ર, સામાયિક પોષધ કરે; નરપતિ દેવવંદન આવશ્યક, કાલવેળાએ અનુસરે. ૧૨.

ઢાલ બીજી :—એક દિન પ્રણુમી પાય, સુવ્રત સાધુ તણા રી, વિનયે વિનવે શેઠ, મુનિવર કરી કરુણા રી. ૧. દાખો મુજ દિન એક, થોડો પુણ્ય કીયો રી; વાધે જિમ વડ બીજ, શુભ અનુબંધી થયો રી. ૨. મુનિ ભાષે મહાભાગ્ય, પાવન પર્વ ઘણાં રી; એકાદશી સુવિશેષ, તેહમાં સુણુ સુમના રી. ૩. સિત એકાદશી સેવ, માસ અગ્યાર લગે રી; અથવા વરસ અગ્યાર, ઉજવી તપશુ વળે રી. ૪. સાંભલી સદ્ગુરુ વેણુ, આનંદ અતિ ઉલ્લસ્યો રી; તપ સેવી ઉજવિય, આરણુ સ્વર્ગ વસ્યો રી. ૫. એકવીશ સાગર આય, પાલી પુણ્યવશે રી; સાંભલ કેશવરાય, આગળ જેહ થશે રી. ૬. સોરીપુરમાં શેઠ, સમૃદ્ધદત્ત વડો રી; પ્રીતિમતિ પ્રિયા તાસ, પુણ્યે જોગ જડ્યો રી. ૭. તસ કુખે અવતાર, સૂચિત શુભ સ્વપને રી; જનમ્યો પુત્ર પવિત્ર, ઉત્તમ ગ્રહ શકુને રી. ૮. નાલ નિક્ષેપ નિધાન, ભૂમિથી પ્રગટ હવો રી; ગર્ભદોહદ અનુભાવ, સુવ્રત નામ ઠવ્યો રી. ૯ બુદ્ધિ ઉદ્યમ ગુરુ જોગ, શાસ્ત્ર અનેક ભણ્યો રી; યૌવનવય અગીયાર, રુપવતી સ્રી પરણ્યો રી. ૧૦. જિનપૂજન મુનિદાન, સુવ્રત પચ્ચખ્ખાણુ ધરે રી; અગીયાર કંચન કોડ, નાયક પુણ્ય ભરે રી. ૧૧. ધર્મઘોષ અણુગાર, તિથિ અધિકાર કહે રી; સાંભલી સુવ્રત શેઠ, જાતિ સ્મરણુ લહે રી. ૧૨. જિન પ્રત્યય મુનિ શાખ, ભક્તે તપ ઉચ્ચરે રી; એકાદશી દિન આઠ, પહોરો પોસો ધરે રી. ૧૩.

ઢાલ ત્રીજી :—પત્ની સંયુતે પોસહ લીધો, સુવ્રત શેઠે અન્યદા જી; અવસર જાણી તસ્કર આવ્યા, ઘરમાં ધન લૂટે તદા જી. ૧. શાસન ભક્તે દેવી શક્તે, થંભાણા તે બાપડા જી; કોલાહલ સુણી કોટવાલ આવ્યો, ભૂપ આગલ ધર્યા રાંકડા જી. ૨. પોસહ પારી દેવ જુહારી, દયાવંત લેઇ ભેટણાં જી; રાયને પ્રણુમી ચોર મૂકાવી, શેઠે કીધાં પારણાં જી. ૩. અન્ય દિવસ વિશ્વાનલ લાગો, સોરીપુરમાં આકરો જી; શેઠજી પોસહ સમરસ બેઠા, લોક કહે હઠ કાં કરો જી. ૪. પુણ્યે હાટ વખારો શેઠની, ઉગરી સહુ પ્રશંસા કરે જી;

વર્ત્તમાન ચોવીસી વંદૂ, એકવીશમા તમોકંદ; શાયકાક્ષ ઓગણીશમા સમરો, જન મન નયણાનંદ રે. ભવિકા૦ એહવા૦ ૩. શ્રી ક્ષેમંત અઢારમા વંદો, ભાવિ ચોવીશી ભાવો; શ્રી નિર્વાણિ ચોથા જિનવર, હૃદય કમલમાં લાવો રે. ભવિકા૦ એહવા૦ ૪. છઠ્ઠા રવિરાજ સાતમા, પ્રથમનાથ પ્રણમીજે; ચિદાનંદઘન સુજસ મહોદય, લીલા લચ્છિ લહીજે રે. ભવિકા૦ એહવા૦ ૫.

ઢાલ અગ્યારમી :–પશ્ચિમ ઐરવતે ભલો, ધાતકી ખંડે અતીત કે; ચોવીશી રે પુરૂરવા, ચોથા જિન સુપ્રતીત કે. ૧. જિનવર નામ સોહામણું, ઘડી ન મેલ્યું જાય કે; રાત દિવસ મુજ સાંભરે, સંભારે સુખ થાય કે. જિન૦ ૨. શ્રી અવબોધ છઠ્ઠા નમું, સાતમા શ્રી વિક્રમેંદ્ર કે; ચોવીશી વર્ત્તમાનના, હવે સંભારૂં જિનેંદ્ર કે. જિન૦ ૩. એકવીશમા શ્રી સ્વસાંતજી, ઓગણીશમા હરનામ કે; શ્રી નંદીકેશ અઢારમા, હોજો તાસ પ્રમાણ કે. જિન૦ ૪. ભાવિ ચોવીશી સંભારીયે, ચોથા શ્રી મહામૃગેંદ્ર કે; છઠ્ઠા અસોચિત વંદીયે, સાતમા શ્રી ધર્મેંદ્ર કે. જિન૦ ૫. મન લાગ્યું જસ જેહશું, ન સરે તેહ વિણુ તાસ કે; તેણે મુજ મન જિન ગુણ ગુણી, પામે સુજસ વિલાસ કે. જિન૦ ૬.

ઢાલ બારમી :–પુખ્ખર પશ્ચિમ ઐરવતે હવે, અતીત ચોવીશી વખાણુંજી, અશ્વવૃંદ ચોથા જિન નમીયે, છઠ્ઠા કુટિલક જાણુંજી; સાતમા શ્રી વર્દ્ધમાન જિનેશ્વર, ચોવીશી વર્ત્તમાનજી, એકવીશમા શ્રી નંદીકેશ જિન, તે સમરુ શુભ ધ્યાનેજી. ૧. ઓગણીશમા શ્રી ધર્મચંદ્ર જિન, અઢારમા શ્રી વિવેકોજી; હવે અનાગત ચોવીશીમાં, સંભારૂં શુભ ટેકોજી; શ્રી કલાપક ચોથા જિન છઠ્ઠા, શ્રી વિસોમ પ્રણમીજેજી, સાતમા શ્રી આરણ્ય જિન ધ્યાતા, જન્મનો લાહો લીજેજી. ૨. શ્રી વિજયપ્રભ સૂરીશ્વર રાજે, દિન દિન અધિક જગીશેજી, ખંભ નયરમાં રહી ચોમાસું, સંવત સત્તર બત્રીશેજી; દોઢસો કલ્યાણકનું ગણણું, તે મેં પૂરણ કીધુંજી, દુઃખ ચૂરણ દીવાલી દીવસે, મન વંછિત ફલ લીધુંજી. ૩. શ્રી કલ્યાણ વિજય વર વાચક, વાદી મત્તંગજ સિંહોજી, તાસ શિષ્ય શ્રી લાભ વિજય બુધ, પંડિત માંહિ લિંહોજી; તાસ શિષ્ય શ્રી જિતવિજય બુધ, શ્રી નય વિજય સોભાગીજી, વાચક જસવિજયે તસ શિષ્યે, ગુણીઆ જિન વડભાગીજી. ૪. એ ગણણું જે કંઠે કરશે, તે શિવરમણી વરશેજી, તરશે ભવ હરશે સાવ પાતક, નિજ આતમ ઉદ્ધરશેજી; બાર ઢાલ જે નિત્ય સમરશે, ઉચિત કાજ આચરશેજી, સુકૃત સહોદય સુજસ મહોદય, લીલા તે આદરશેજી. ૫.

કળશ :–એ બાર ઢાલ રસાલ બારહ, ભાવના તરૂ મંજરી, વર બાર અંગ વિવેક પલ્લવ, બાર વ્રત શોભા કરી; એમ બાર તપ વિધ સાર સાધન, ધ્યાન જિન ગુણ અનુસરી, શ્રી નયવિજય બુધ ચરણ સેવક, જસવિજય જય શ્રી વરી. ૧.

## ૪૫ શ્રી એકાદશીના સ્તવનો.

### ૧

ઢાલ પહેલી :–જગપતિ નાયક નેમિ જિણંદ, દ્વારિકા નગરી સમોસર્યા; જગપતિ વંદવા કૃષ્ણ નરિંદ, જાદવ કોડશું પરિવર્યા. ૧. જગપતિ ધીગુણ ફૂલ અમૂલ, ભક્તિ ગુણે માલા રચી; જગપતિ પૂજી પુછે કૃષ્ણ, ક્ષાયિક સમકિત શિવ રુચિ. ૨. જગપતિ

કારણ મુજ દાખો, મહિમા તિથિનો યથાર્થ દાખ્યો, જી રે જિણંદજી જી રે. ૧. નેમિ કહે કેશવ સુણો રે, પર્વ વડું છે એહ; કલ્યાણક જિનનાં કહ્યાં રે, દોહસો એણે દિન જેહ. (ત્રોટક) દોહસો એણે દિન સૂત્ર પ્રસિદ્ધા, કલ્યાણક દશ ક્ષેત્રનાં લીધાં; અતીત અનાગત ને વર્તમાન, સર્વ મળી દોહસો તસ માન. જી૦ ૨. કલ્પવૃક્ષ તરુમાં વડો રે, દેવમાંહે અરિહંત; ચક્રવર્તી નૃપમાં વડો રે, તિથિમાં તિમ એ હુંત. (ત્રોટક)–તિથિમાં તિમ એ હુંત વડેરો, ભેદ કર્મ સુભટનો ઘેરો; મૌન આરાધે શિવપદ આપે, સંકટ વેલતણા મૂળ કાપે. જી૦ ૩. અહોરત્ત પોસો કરી રે, મૌન તપ ઉપવાસ; અગ્યાર વરસ આરાધીએ રે, વળી અગ્યારહ માસ. (ત્રોટક)–વળી અગ્યારહ માસ જે સાધે, મન વચ કાયે શુદ્ધ આરાધે; ભવ ભવ સુખીયા તે નર થાશે, સુવ્રત શેઠ પરે ગવરાશે. જી૦ ૪. કૃષ્ણ કહે સુવ્રત કીઓ રે, કિમ પામ્યો સુખ સાંત; નેમ કહે કેશવ સુણો રે, સુવ્રતનો અવદાત. (ત્રોટક)–સુવ્રતનો અવદાત વખાણું, ધાતકીખંડ વિજ્યાપુરી જાણું; પૃથ્વીપાળ તિહાં રાજ વિરાજે ચંદ્રવતી તસ રાણી છાજે. જી૦ ૫. વાસ વસે વ્યવહારીઓ રે, સુર નામે તિહાં એક; સદ્ગુરુ મુખે એક દિન ગ્રહી રે, અગ્યારશ સુવિવેક. (ત્રોટક)–અગ્યારશ સુવિવેકે લીધી, રુડી ઉજમણાની વિધિ કીધી; પેટ શૂળથી મરણ લહીને, પહોંચ્યો અગ્યારમે સ્વર્ગ વહીને જી૦ ૬. એકવીશ સાગર તણો રે, પાળી નિરુપમ આય; ઉપજ્યો જિહાં તે કહું રે, સુણજો જાદવરાય. (ત્રોટક)–સુણજો જાદવરાય એક ચિત્તે, સૌરિપુર વસે શેઠ સમૃદ્ધદત્તે; પ્રીતિમતી તસ ઘરણીને પેટે, પુત્રપણે ઉપજ્યો પુણ્ય ભેટે. જી૦ ૭. જન્મ સમયે પ્રગટ હુવા રે, ભૂમિથી સબળ નિધાન; ઉચિત જાણી તસ થાપીયો રે, સુવ્રત નામ પ્રધાન. (ત્રોટક)–સુવ્રત નામ ઠવ્યો માય તાયે, વાધ્યો કુમાર કળાનિધિ થાયે; અગ્યાર કન્યા વર્યો સમ જોડી, અગ્યાર હોય સ્થિર સુવર્ણ કોડી. જી૦ ૮. વિલસે સુખ સંસારના રે, દોગુંદુક સુર જેમ; અન્ય દિવસ સદ્ગુરુ મુખે રે, દેશના સુણી તેણે એમ. (ત્રોટક)–દેશનામાં સુણ્યું એમ મહાતમ, બીજ પ્રમુખ તિથિઓ અતિ ઉત્તમ; સાંભળીને ઇહાપોહ કરંતે, જાતિસ્મરણ લહ્યો ગુણવંતે. જી૦ ૯. કરજોડી સુવ્રત એમ ભણે રે, વરસ દિવસમાં સાર; દિવસ એક મુજ દાખવો રે, જેહથી હોય ભવપાર. (ત્રોટક)–જેહથી હોય ભવપાર તે દાખો, ગુરુ કહે મૌન એકાદશી રાખો; તે તહત્તી કરી વિધિશું આરાધે, માગશર શુદિ એકાદશી સાધે. જી૦ ૧૦. શેઠને સુખીયો દેખીને રે, જન કહે એ ધર્મ સાર; પ્રેમ સહિત આરાધતાં રે, કાંતિવિજય જયકાર. ત્રોટક–કાંતિવિજય જયકાર સદાઇ, નિત્ય નિત્ય સંપદા હોઈ સવાઇ; એ તિથિ સકલતણે મન ભાવી, પહેલી ઢાલ થઈ સુખદાઇ. જી. ૧૧.

ઢાલ બીજી :–એક દિવસે રે, શેઠ સુવ્રત પોસહ ધરે; સહ કુટુંબે રે, રયણી સમય કાઉસ્સગ્ગ કરે; તવ આવ્યા રે, ચોર લેવા ધન આંગણે; કસી બાંધે રે, ધનની ગાંસડી તત્ક્ષણે. (ત્રોટક)–તત્ક્ષણે બાંધ્યો દ્રવ્ય બહુલો, શિર ઉપાડી સંચરે; તવ દેવ શાસન તણે થંભ્યા, ચોર ચિંતા અતિ કરે; દીઠા પ્રભાતે કોટવાળે, બાંધી સોંપ્યા રાયને; વધ હુકમ દીધો રાયે તવ તિહાં, શેઠ આવ્યા ધાઇને. ૧૨. નૃપ આગળે રે, શેઠ મૂકી તિહાં ભેટણું; છોડાવ્યું રે, ચોર સહુનું બંધણું; જગમાં વધ્યો રે, મહિમા શ્રી જિન

હરખે શેઠજી તપ ઉજમણું, પ્રેમદા સાથે આદરે જી. ૫. પુત્રને ઘરનો ભાર ભલાવી, સંવેગી શિર સેહરો જી; ચઉનાણી વિજયશેખર સૂરિ, પાસે તપ વ્રત આદરે જી. ૬. એક ખટ માસી ચાર ચૌમાસી, દો સય છઠ સો અઠ્ઠમ કરે જી; બીજાં તપ પણ બહુ શ્રુત સુવ્રત, મૌન એકાદશી વ્રત ધરે જી. ૭. એક અધમ સુર મિથ્યાદૃષ્ટિ, દેવતા સુવ્રત સાધુને જી; પૂર્વોપાર્જિત કર્મ ઉદારી, અંગે વધારે વ્યાધિને જી. ૮. કર્મે નડીયો પાપે જડીયો, સુર કહે જાઓ ઔષધ ભણી જી; સાધુ ન જાયે રોષ ભરાયે, પાટુ પ્રહારે હણ્યો મુનિ જી. ૯. મુનિ મન વચન કાય ત્રિયોગે, ધ્યાન અનલ દહે કર્મને જી; કેવલ પામી જિનપદ રામી, સુવ્રત નેમ કહે શ્યામને જી. ૧૦.

**ઢાલ ચોથી**:–કાન પયંપે નેમને એ, ધન્ય ધન્ય યાદવ વંશ; જિહાં પ્રભુ અવતર્યા એ, મુજ મન માનસ હંસ, જયો જિન નેમને એ. ૧. ધન્ય શિવાદેવી માવડી એ, સમુદ્રવિજય ધન્ય તાત; સુજાત જગતગુરુ એ, રત્નત્રયી અવદાત. જયો૦ ૨. ચરણ વિરાધી ઉપનો એ, હું નવમો વાસુદેવ; જયો૦ તિણે મન નવિ ઉલ્લસે એ, ચરણ ધરમની સેવ. જયો૦ ૩. હાથી જેમ કાદવ ગળ્યો એ, જાણું ઉપદેય હેય; જયો૦ તો પણ હું ન કરી શકું એ, દુષ્ટ કર્મનો ભેય. જયો૦ ૪. પણ શરણો બલીયા તણો એ, કીજે સીઝે કાજ; જયો૦ એહવાં વચનને સાંભલી એ, બાંહ ગ્રહ્યાની લાજ. જયો૦ ૫. નેમ કહે એકાદશી એ, સમકિત યુત આરાધ; જયો૦ થાઇશ જિનવર બારમો એ, ભાવિ ચોવીશીએ લાધ. જયો૦ ૬.

**કળશ**:–ઇય નેમિ જિનવર નિત્ય પુરંદર રેવતાચલ મંડણો, બાણ[5] નંદ[9] મુનિ[7] ચંદ[1] (૧૭૯૫) વરસે રાજનગરે સંશુણ્યો; સંવેગ રંગ તરંગ જલનિધિ સત્યવિજય ગુરુ અનુસરી, કપૂરવિજય કવિ, ક્ષમાવિજય ગણિ જિનવિજય જયસિરિ વરી.

૨

પંચમ સૂરલોકના વાસી રે, નવ લોકાંતિક સુવિલાસી રે; કરે વિનતિ ગુણની રાશી. ૧. મલ્લિ જિન નાથજી વ્રત લીજે રે, ભવિ જીવને શિવસુખ દીજે. તમે કરુણારસ ભંડાર રે, પામ્યા છો ભવજલ પાર રે, સેવકનો કરો ઉદ્ધાર. મલ્લિ૦ ૨. ભવિ૦ પ્રભુ દાન સંવત્સરી આપે રે, જગનાં દારિદ્ર દુઃખ કાપે રે, ભવ્યત્વપણે તસ થાપે. મલ્લિ૦ ૩. ભવિ૦ સુરપતિ સઘલા મળી આવે રે, મણિ રયણ સોવન વરસાવે રે, પ્રભુ ચરણે શીશ નમાવે. મલ્લી૦ ૪. ભવિ૦ તીર્થોદક કુંભા લાવે રે, પ્રભુને સિંહાસન ઠાવે રે, સુરપતિ ભગતે નવરાવે. મલ્લિ૦ ૫. ભવિ૦ વસ્ત્રાભરણે શણગારે રે, ફુલમાલા હૃદય પર ધારે રે, દુખડાં ઇંદ્રાણી ઉવારે. મલ્લિ૦ ૬. ભવિ૦ મળ્યા સુર નર કોડા કોડી રે, પ્રભુ આગે રહ્યા કર જોડી રે, ભક્તિ યુક્તિ મદ મોડી. મલ્લિ૦ ૭. ભવિ૦ મૃગશિર શુદિની અજુઆલી રે, એકાદશી ગુણની આલી રે, વર્યા સંયમ વધુ લટકાલી રે. મલ્લિ૦ ૮. ભવિ૦ દીક્ષા કલ્યાણક એહ રે, ગાતાં દુઃખ ન રહે રે, લહે રૂપવિજય સસનેહ મલ્લિ૦ ૯. ભવિ૦

૩

**ઢાલ પહેલી**:–દ્વારકા નગરી સમોસર્યા રે, બાવીશમો જિનચંદ; એ કરજોડી ભાવશું રે, પૂછે કૃષ્ણ નરીંદ. (ત્રોટક) પૂછે કૃષ્ણ નરિંદ વિવેક, સ્વામી અગ્યારશ માની અનેક; એહ તણાં

યસી જી. ૨૨. છેહડો હો તુજ છેહડો સાહ્યો આજ, મોટી હો જિન મોટી મેં આશા કરી જી; દીધા હો જીન દીધા વિણુ મહારાજ, છૂટીશ હો કિમ છૂટીસ કિમ વિણુ દુઃખ હરિજી. ૨૩. ભવ ભવ હો જિન ભવ ભવ શરણું તુજ, હોજો હો જિન હોજો કહું કેતું વળી જી; દેજો હો જિન દેજો સેવા મુજ, રંગે હો પ્રભુ રંગે પ્રણમું લળી લળી જી. ૨૪. ત્રીજી હો એહ ત્રીજી પુરી થઈ ઢાલ, પ્રેમે કાંતિવિજય કહેજી; નમતાં હો પ્રભુ નમતાં નેમ દયાળ, મંગળ હો ધરી મંગળમાળા મહમહેજી. ૨૫.

કળશ :—એમ સકળ સુખકરુ દુરિત દુઃખહરુ, ભવિક તરવા જળધરુ; ભવ્ય તિમિર વારક જગત તારક; જયો જિનપતિ જગગુરૂ; સત્તર સો ઓગણોતેર વરસે, રહી ઠલોઇ ચોમાસુએ; શુદિ માગશર તિથિ અગ્યારશ, રચ્યો ગુણ સુવિલાસ એ. ૨૬. થઇ શુઈ મંગળ કોટી ભવનાં, પાપ પડલ દુરે કરે; જયવાદ આપે કીર્તિ થાપે, સુજસ દશ દિશિ વિસ્તરે. ૨૭. તપગચ્છ નાયક વિજયપ્રભ ગુરુ, શિષ્ય પ્રેમવિજયતણો; કહે કાંતિ સુણતાં ભવિક ભણતાં, લહે મગળ અતિ ઘણો. ૨૮.

## ૪૬. શ્રી સિદ્ધચક્રજીના સ્તવનો

૧

નવ પદ ધરજો ધ્યાન, ભવિજન નવ પદ ધરજો ધ્યાન; એ નવ પદનું ધ્યાન કરતાં, પામે જીવ વિશ્રામ. ભવિજન૦ ૧. અરિહંત સિદ્ધ આચારજ પાઠક, સાધુ સકળ ગુણ ખાણ; ભવિ૦ ૨. દર્શન જ્ઞાન ચારિત્ર એ ઉત્તમ, તપ તપો કરી બહુ માન; ભવિ૦ ૩. આસો ચૈત્રની શુદિ સાતમથી પુનમ લગી પ્રમાણ; ભવિ૦ ૪. એમ એકાશી આંબિલ કીજે, વરસ સાડાચારનું માન; ભવિ૦ ૫. પડિક્કમણાં દોય ટંકના કીજે, પડિલેહણ બે વાર; ભવિ૦ ૬ દેવવંદન ત્રણ ટંકના કીજે, દેવ પૂજો ત્રિકાળ; ભવિ૦ ૭. બાર આઠ છત્રીશ પચવીશનો. સત્તાવીશ અડસઠ સાર; ભવિ૦ ૮, એકાવન સીત્તેર પચાસનો, કાઉસગ્ગ કરો સાવધાન; ભવિ૦ ૯. એક એક પદનું ગણણું, ગણીએ દોય હજાર; ભવિ૦ ૧૦ એણે વિધિ જે એ તપ આરાધે, તે પામે ભવ પાર; ભવિ૦ ૧૧ કર જોડી સેવક ગુણ ગાવે, મોહન ગુણ મણિ માળ; ભવિ૦ ૧૨ તાસ શિષ્ય મુનિ હેમ કહે છે, જન્મ મરણ દુઃખ ટાળ; ભવિ૦ ૧૩.

૨

સિદ્ધચક્ર વર સેવા કીજે, નર ભવ લાહો લીજે જી; વિધિપૂર્વક આરાધન કરતાં, ભવ ભવ પાતક છીજે. આંકણી૦ ભવિજન! ભજીયે જી, અવર અનાદિની ચાલ, નિત્ય નિત્ય તજીએ જી. ૧. દેવના દેવ દયાકર ઠાકર, ચાકર સુર નર ઇંદા જી; ત્રિગડે ત્રિભુવન નાયક બેઠા, પ્રણમો શ્રી જિન ચંદા. ભવિ૦ ૨. અજ અવિનાશી અકળ અજરામર, કેવળ દંસણ નાણી જી; અવ્યાબાધ અનંતુ વીરજ, સિદ્ધ પ્રણમો ભવિ પ્રાણી. ભવિ૦ ૩. વિદ્યા સૌભાગ્ય લક્ષ્મી પીઠ, મંત્ર યોગરાજ પીઠ જી; સુમેરુપીઠ પંચ પ્રસ્થાને, નમું આચારજ ઇઠ. ભવિ૦ ૪. અંગ ઉપાંગ નંદી અનુયોગા, છ છેદ ને મૂળ ચાર જી; દસ પયન્ના એમ પણયાલીસ, પાઠક તેહના ધાર. ભવિ૦ ૫. વેદ ત્રણ ને હાસ્યાદિક ષટ, મિથ્યાત્વ ચાર

ધર્મનો; કેઈ છંડે રે, મિથ્યાત્વ મારગ ભરમનો. (ત્રોટક)–મિથ્યાત્વ મારગ તજી પુર-જન, જૈનધર્મ અંગી કરે; એક દિવસ ધગધગ કરત ઉદ્ભટ, અગ્નિ લાગી તિણે પુરે; બળે તે મંદિર હાટ સુંદર, લોક નાઠા ધસમસે; સહુ કુટુંબ પોષધ સહિત તિણે દિને, શેઠ બેઠા સમરસે. ૧૩. જન બોલે રે, શેઠ સલુણા સાંભળો; હઠ કાં કરો રે, નાસો અગ્નિમાં મ બળો; શેઠ ચિંતવે રે, પરિષહ સહશું તે સહી; વ્રત ખંડન રે, એણે અવસરે કરશું નહીં. (ત્રોટક)–નહીં યુક્ત સુજને વ્રત વિલોપન, એમ રહ્યો દૃઢતા ગ્રહી; પુર બળ્યું સઘળું શેઠનું, ઘર હાટ તે ઉગર્યાં સહી; પુરલોક અચરજ દેખી સઘળો, અતિ પ્રશંસે દૃઢપણો; હવે શેઠ કરે સામાન રૂડો, ઉજમણું કરવા તણો. ૧૪. મુક્તાફળ રે, મણિ માણિક્ય ને હીરલા; પીરોજી રે, વિદ્રુમ ગોલક અતિ ભલા; સ્વર્ણાદિક રે, સમ ધાતુ મેળી રૂડી; ક્ષીરોદક રે, પ્રમુખ વિવિધ ઉંબર વળી. (ત્રોટક)–ધાન્ય પકવાન્ન બહુવિધ, ફળ ફુલ મન ઉજળે; અગ્યાર સંખ્યા એક એકની, ઠવે શ્રી જિન આગળે; જિન ભક્તિ મંડે દુરિત ખંડે, લાભ લે નરભવ તણો; મહિમા વધારે સુવિધિ દ્વારે, ભવ સુધારે આપણો. ૧૫. સાતે ક્ષેત્રે રે, ખરચે ધન મન ઉલ્લસે; સંઘ પૂજા રે, સ્વામિ ભક્તિ કરે હસે; દીયે મુનિને રે, જ્ઞાનોપકરણ શુભ મને; અગ્યારશ રે, એમ ઉજવી તેણે સુવ્રતે. (ત્રોટક)–તેણે સુવ્રતે એક દિવસ, વાંદ્યા સૂરિ જયશેખર ગુરુ; સુણી ધર્મ અનુમતિ માગી સુતની, લીયે સંયમ સુખકરુ; અગ્યાર તરુણી ગ્રહી સંયમ, તપ તપી અતિ નિર્મળું; લહી નાણ કેવળ મુક્તિ પહોંચ્યા, લહ્યું સુખ ઘન ઉજળું. ૧૬. હોય સો છઠ્ઠ રે, એક સો અઠ્ઠમ સાર રે; ષટમાસી રે, એક ચોમાસી ચાર રે; ઇત્યાદિક રે, સુવ્રત મુનિવર તપ કરે; અગ્યારશ રે, તે તિથિ સેવે મન ખરે. (ત્રોટક)–મન ખરે પાળે શુદ્ધ સંયમ, એક દિન એ ઋષિ તણે; થઇ ઉદર પીડા તિણે દિવસે, અછે તે સુવ્રતપણે; એક દેવ વૈરી પૂર્વ ભવનો, ચળાવા આવ્યો સહી; મુનિરાય સુવ્રત તણે અંગે, વેદના કીધી વહી. ૧૭. સમતા ધરી રે, નિશ્ચળ મેરુ પરે રહ્યો; સુર પરિસહ રે, સ્થિર થઇને અહોનિશ સહ્યો; નવિ લોપે રે, મન સુવ્રત મુનિરાજીઓ; ઔષધ પણ રે, સુર દાખ્યો પણ નવિ કીયો. (ત્રોટક)–નવિ કીયો ઔષધ રોગ હેતે, અસુર અતિ કોપે ચડ્યો, પાદુ પ્રહારે હણ્યા તે વારે, મિથ્યા મતિ પાયે પડ્યો; ઋષિ ક્ષપકશ્રેણિએ ચઢીઓ, કેવળ લહી મુક્તિ ગયો; એમ ઢાલ બીજી કાંતિ ભણતાં, સકળ સુખ મંગળ થયો. ૧૮.

ઢાલ ત્રીજી:–ભાખી હો જિન ભાખી નેમિ જિણંદ, એણીપરે હો જિન એણી પરે સુવ્રતની કથા જી; સદ્દહે હો તેહ સદ્દહે કૃષ્ણ નરિંદ, છેદન હો ભવ છેદન ભવ ભયની વ્યથા જી. ૧૯. પર્ષદ હો જિન પર્ષદ લોક તિવાર, ભાવે હો તિહાં ભાવે અગ્યારશ ઉચ્ચરી જી; એહથી હો એમ એહથી ભવિક અપાર, સહેજે હો ભવ સહેજે ભવસાયર તરી જી. ૨૦. તારક હો જિન તારક ભવથી તાર, મુજને હો પ્રભુ મુજ નિગુંણીને હિત કરી જી; તરશું હો જિન તરશું જો તપ સાધ, તુમચી હો પ્રભુ તુમચી તિહાં મોટીમ કીસી જી. ૨૧. સાચી હો જિન સાચી ચિત્ત અવધાર, કીધી હો એમ કીધી મેં તાહરી ચાકરી જી; દેઈશ હો જિન દેઈશ તુંહી સમાધી, એવડી હો જિન એવડી કાંઇ આઢીમ

"तिजयविजयचक्कं सिद्धचक्कं नमामि"

# श्री सिद्धचक्र महायन्त्रम् ॥



હીરવિજયની વાણી, સુણતાં અમિય સમાણી; મોક્ષ તણી નિસરણી, ઓ સયરો૦ ૬.

૫

અવસર પામીને રે, કીજે નવ આંબિલની ઓલી; ઓલી કરતાં આપદ જાયે, ઋદ્ધિ સિદ્ધિ લહીએ બહુલી. અવસર૦ ૧. આંસો ને ચૈત્રે આદરશું, સાતમથી સંભાલી રે; આલસ મ્હેલી આંબિલ કરશે, તસ ઘર નિત્ય દીવાલી અવસર૦ ૨. પૂનમને દિન પૂરી થાતે, પ્રેમશું પખાલી રે, સિદ્ધચક્રને શુદ્ધ આરાધી, જાપ જપે જપ માલી, અવસર૦ ૩. દેહરે જઇને દેવ જુહારો, આદીશ્વર અરિહંત રે; ચોવિશે ચાહીને પૂજો, ભાવશું ભગવંત. અવસર૦ ૪. બે ટંકે પડિક્કમણું બોલ્યું, દેવવંદન ત્રણ કાલ રે; શ્રી શ્રીપાલ તણી પરે સમજી, ચિત્તમાં રાખો ચાલ. અવસર૦ ૫. સમકિત પામી અંતરજામી આરાધો એકાંત રે; સ્યાદ્વાદ પંથે સંચરતાં, આવે ભવનો અંત. અવસર૦ ૬. સત્તર ચોરાણુંયે શુદિ ચૈત્રીયે, બારસે બનાવી રે; સિદ્ધચક્ર ગાતાં સુખ સંપત્તિ, ચાલીને ઘેર આવી. અવસર૦ ૭. ઉદયરત્ન વાચક એમ જંપે, જે નર નારી ચાલે રે; ભવની ભાવઠ તે ભાંજીને, મુક્તિપુરીમાં મ્હાલે. અવસર૦ ૮.

૬

સિદ્ધચક્ર સેવો રે પ્રાણી, ભવોદધિ માંહે તારક હો જાણી; વિધિપૂર્વક આરાધી જે, જિમ ભવ સંચિત પાતક છીજે. સિદ્ધ૦ ૧. પ્રથમપદે અરિહંત, બીજે પદે વળી સિદ્ધ ભગવંત; ત્રીજે પદે આચાર્ય જાણું, ચોથે પદે ઉપાધ્યાય વખાણું. સિ૦ ૨. પાંચમે પદે સકલ મુનીંદ, છઠ્ઠે દર્શન શિવસુખ કંદ; સાતમે પદે જ્ઞાન વિબુધ, આઠમે ચારિત્ર ધાર વિશુદ્ધ. સિ૦ ૩. નવમે પદ તપ સાર, એક એક પદ જપો હોય હજાર; નવ આંબિલ ઓળી કીજે, ત્રણ કાળ જિનને પૂજીજે. સિ૦ ૪. દેવવંદન ત્રણવાર, પડિક્કમણું પડિલેહણ ધાર; રત્ન કહે એમ આરાધો, શ્રીપાળ મયણા જિમ સુખ સાધો. સિ૦ ૫.

૭

અહો ભવિ પ્રાણી રે સેવો, સિદ્ધચક્ર ધ્યાન સમો નહિ મેવો. અહો૦ જે સિદ્ધચક્ર આરાધે, તેહની કીરતી જગમાં વાધે. અહો૦ ૧. પહેલે પદે રે અરિહંત, બીજે સિદ્ધ બુદ્ધ ધ્યાન મહંત; ત્રીજે પદે રે સૂરીશ્વર, ચોથે ઉવજ્ઝાય ને પાંચમે મુનીશ્વર. અહો૦ ૨. છઠ્ઠે દરિસણ કીજે, સાતમે જ્ઞાનથી શિવસુખ લીજે; આઠમે ચારિત્ર પાલો, નવમે તપથી મુક્તિ ભાલો. અહો૦ ૩. ઓલી આયંબિલની કીજે, નોકારવાલી વીશ ગણીજે; ત્રણે ટંકના રે દેવ, પડિલેહણ પડિક્કમણું કીજે. અહો૦ ૪. ગુરુમુખ કિરિયા રે કીજે, દેવગુરુ ભક્તિ ચિત્ત ધરીજે; એમ કહે રામનો શિષ્ય, ઓલી ઉજવીએ જગીશ અહો૦ ૫.

૮

નવપદ મહિમા સાર, સાંભળજો નરનાર, આછે લાલ! હેજ ધરી આરાધીએ જી; તો પામો ભવપાર, પુત્ર-કલત્ર પરિવાર, આછે લાલ! નવ દિન મંત્ર આરાધીએ જી. ૧. આસો માસ સુવિચાર, નવઆંબિલ નિરધાર, આછે લાલ! વિધિશું જિનવર પૂજીએ જી; અરિહંત સિદ્ધ પદ સાર, ગણણું તેર હજાર, આછે લાલ! નવપદ મહિમા કીજીએ

કષાય જી; ચોદ અભ્યંતર નવવિધ બાહ્યની, ગ્રંથિ તજે મુનિરાય. ભવિ૦ ૬. ઉપશમ ક્ષયોપશમ ને ક્ષાયક, દર્શન ત્રણ પ્રકાર જી; શ્રદ્ધા પરિણતિ આત્મા કેરી, નમીએ વારંવાર. ભવિ૦ ૭. અઠ્ઠાવીશ ચૌદ ને ષટ દુગ ઇગ, મત્યાદિકના જાણુ જી; એમ એકાવન ભેદે, પ્રણમો, સાતમે પદ વર નાણ. ભવિ૦ ૮. નિવૃત્તિ ને પ્રવૃત્તિ ભેદે, ચારિત્ર છે વ્યવહાર જી; નિજ ગુણ સ્થિરતા ચરણ તે પ્રણમો, નિશ્ચય શુદ્ધ પ્રકાર. ભવિ૦ ૯. બાહ્ય અભ્યંતર તપ તે સંવર, સમતા નિર્જરા હેતુ જી; તે તપ નમીએ ભાવ ધરીને, ભવસાયરમાં સેતુ. ભવિ૦ ૧૦. એ નવ પદમાં પણ છે ધર્મી, ધર્મ તે વરતે ચાર જી; દેવ ગુરુ ને ધર્મ તે એહમાં, દોય ત્રણ ચાર પ્રકાર. ભવિ૦ ૧૧. માર્ગ દેશક અવિનાશીપણું, આચાર વિનય સંકેતે જી; સહાયપણું ધરતા સાધુજી, પ્રણમો એહીજ હેતે, ભવિ૦ ૧૨. વિમલેશ્વર સાનિધ્ય કરે તેહની, ઉત્તમ જે આરાધે જી; પદ્મવિજય કહે તે ભવી પ્રાણી, નિજ આતમ હિત સાધે. ભવિ૦ ૧૩.

૩

શ્રી સિદ્ધચક્રને વંદો જી મનોહર મનગમતા, અવિચળ સુખનો કંદો જી મનોહર મનગમતા; માસ આસોએ મધુરે સોહાવે જી મ૦, ભવિ આદરો તમે ભલે ભાવે જી મ૦ ૧. નવ આંબિલ તપ કીજે જી મ૦, તો અવિચળ સુખડાં લીજે જી મ૦; શુદિ સાતમથી તમે માંડી જી મ૦, ઘરના આરંભ સવિ છાંડી જી મ૦ ૨. પહેલે પદે અરિહંત સેવા જી મ૦, આપે મુક્તિના મેવા જી મ૦; બીજે પદે સિદ્ધ સોહાવે જી મ૦, મન શુદ્ધે પૂજો ભલે ભાવે જી મ૦ ૩. આચાર્ય ત્રીજે પદે નમો જી મ૦, તમે ક્રોધ કષાયને દમો જી મ૦; ઉવઝાય તે ચોથે વંદો જી મ૦, સાધુ પાંચમે દેખી આણંદો જી મ૦ ૪. છઠ્ઠે દરિસણ જાણો જી મ૦, શ્રી જ્ઞાનને સાતમે વખાણો જી મ૦; ચારિત્ર પદ આઠમે સોહે જી મ૦, વળી નવમે તપ મન મોહે જી મ૦ ૫. રસ ત્યાગે આંબિલ કીજે જી મ૦, તો મુક્તિ તણાં ફળ લીજે જી મ૦; સંવત્સર ચુગ ષટ માસે જી મ૦, તે તપ કીજે ઉલ્લાસે જી મ૦ ૬. એ તો મયણાં ને શ્રીપાળ જી મ૦, તપ કીધો થઈ ઉજમાળ જી મ૦; તેનો કોઢ શરીરનો ટાળ્યો જી મ૦, જગમાં જશવાદ પ્રગટાયો જી મ૦ ૭ પંચમ કાળે તુમે જાણો જી મ૦, પ્રગટ પરચો પરમાણો જી મ૦; એનું ગુણણું બે હજારજી મ૦, તમે ધરો હૃદય મોઝાર જી મ૦ ૮. નરનારી એ પદને ધ્યાવે જી મ૦, તે તો સંપદ સઘળી પાવેજી મ૦; મુની રત્નસુંદર સુપસાયજી મ૦, સેવક મોહન ગુણ ગાયજી મનોહર મનગમતા. ૯.

૪

ચૌદ પૂરવનો સાર, મંત્ર માંહે નવકાર; જપતાં જય જયકાર, ઓ સયરો, હૃદય ધરો નવકાર ૧ અડસઠ અક્ષર ઘડીઓ ચૌદ રતનસું જડીઓ; શ્રાવકને ચિત્ત ચડીઓ, ઓ સયરો૦ ૨ અક્ષર પંચ રતન; જીવદયા સુરતન; જે પાળે તેને ધન્ય, ઓ સયરો૦ ૩. નવપદ નવસરો હાર, નવપદ જગમાં સાર; નવપદ દોહીલો આધાર, ઓ સયરો૦ ૪. જે નર નારી જાણશે, તે સુખ-સંપદ લહેશે; સેવકને સુખ-થાશે, ઓ સયરો૦ ૫

## ૪૭ પર્યુષણ પર્વનું સ્તવન

૧

પ્રભુ વીર જિણંદ વિચારી, ભાખ્યાં પર્વ પજુસણ ભારી; આખા વર્ષમાં તે દિન મોટા, આઠે નહિ તેમાં છોટા રે; એ ઉત્તમને ઉપગારી ભાખ્યાં પર્વ પજુસણ ભારી. પ્રભુ-વીર૦ ૧. જેમ ઔષધમાંહિ કહીએ, અમૃતને સારૂં લહીએ રે; મહામંત્રમાં નવકારવાળી, ભાખ્યાં૦ પ્રભુ વીર૦ ૨ વૃક્ષમાંહિ કલ્પતરુ સારો, એમ પર્વ પજુસણ ધારો રે; સૂત્રમાંહિ કલ્પ ભવ તારી, ભાખ્યાં૦ પ્રભુ૦ ૩. તારાગણમાં જેમ ચંદ્ર, સુરવર માંહિ જેમ ઇંદ્ર રે; સતીઓમાં સીતા નારી, ભાખ્યાં પ્રભુ૦ ૪. જો બને તો અઠ્ઠાઈ કીજે, વળી માસખમણ તપ લીજે; સોળ ભત્તાની બલીહારી, ભાખ્યાં૦ પ્રભુ૦ ૫. નહિ તો ચોથ છઠ્ઠ તો લહીએ, અઠ્ઠમ કરી દુઃખ સહીએ રે; તે પાણી જુજ અવતારી, ભાખ્યાં૦ પ્રભુ૦ ૬. તે દિવસે રાખી સમતા છોડો મોહ માયા ને મમતા; સમતારસ દિલમાં ધારી, ભાખ્યાં૦ પ્રભુ૦ ૭. નવપૂરવ તણો સાર લાવી, જેણે કલ્પસૂત્ર બનાવી રે; ભદ્રબાહુ વાર અનુસારી ભાખ્યાં૦ પ્રભુ૦ ૮. સોના રૂપાનાં ફુલડાં ધરીએ, એ કલ્પની પૂજા કરીએ રે; એ શાસ્ત્ર અનોપમ ભારી, ભાખ્યાં૦ પ્રભુ૦ ૯. ગીત ગાન વાજીંત્ર બજાવે, પ્રભુજીની આંગી રચાવે રે; કરે ભક્તિ વાર હજારી, ભાખ્યાં૦ પ્રભુ૦ ૧૦ સુગુરુ મુખથી એ સાર, સુણે અખંડ એકવીશ વાર; એ જીવે એ દિજ ભવે શિવ પ્યારી, ભાખ્યાં૦ પ્રભુ૦ ૧૧. એક અનેક ગુણના ખાણી, તે પર્વ પજુસણ જાણી રે; સેવો દાન દયા મનોહારી, ભાખ્યાં૦ પ્રભુ૦ ૧૨.

૨

સુણજો સાજન સંત પજુસણ આવ્યાં રે, તમે પુન્ય કરો પુન્યવંત ભવિક! મન ભાવ્યાં રે. વીર જિણેસર અતિ અલવેસર, વહાલા! મારા પરમેશ્વર એમ બોલે રે; પર્વમાંહિ પજુસણ મ્હોટાં, અવર ન આવે તસ તોલે રે પ૦ સુ૦ ભ૦ ૧. ચોપદમાં જેમ કેસરી મોટો, વા૦ ખગમાં ગરુડ કહીએ રે; નદી માંહિ જેમ ગંગા મ્હોટી; નગમાં મેરુ લહીએ રે. પ૦ ૨. ભૂપતિમાં ભરતેસર ભાખ્યો, વા૦ દેવ માંહિ સુરઈંદ્ર રે; તીરથમાં શેત્રુંજો દાખ્યો, ગ્રહ ગણમાં જેમ ચંદ્ર રે. પ૦ ૩. દશરા દીવાળી ને વળી હોળી, વા૦ અખાત્રીજ દીવાસો રે; બળેવ પ્રમુખ બહુલા છે બીજા, પણ નહિ મુક્તિનો વાસો રે. પ૦ ૪. તે માટે તમે અમર પળાવો, વા૦ અઠ્ઠાઈ મહોત્સવ કીજે રે; અઠ્ઠમ તપ અધિકાઈએ કરીને, નરભવ લાહો લીજે રે. પ૦ ૫. ઢોલ દદામા ભેરી નફેરી, વા૦ કલ્પસૂત્રને જગાવો રે; ઝાંઝરનાં ઝમકારં કરીને, ગોરીની ટોલી મળી આવો રે. પ૦ ૬. સોના રૂપાને ફૂલડે વધાવો, વા૦ કલ્પસૂત્રને પૂજો રે; નવ વખાણ વિધિએ સાંભળતાં, પાપ મેવાસી ધ્રૂજે રે. પ૦ ૭. એમ અઠ્ઠાઈનો મહોત્સવ કરતા, વા૦ બહુ જીવ જગ ઉદ્ધરિયા રે; વિબુધ વિમળવર સેવક એહથી, નવ નિધ ઋદ્ધિ સિદ્ધિ વરિયા રે. ૮

## ૪૮ દિવાળીનું સ્તવન.

૧

મારે દીવાળી રે થઈ આજ, પ્રભુ મુખ જોવાને; સર્યાં સર્યાં રે સેવકનાં કાજ,

જી. ૨. મયણાસુંદરી શ્રીપાળ, આરાધ્યો તત્કાળ, આછે લાલ! ફળદાયક તેહને થયો જી; કંચનવરણી કાય, દેહડી તેહની થાય, આછે લાલ! શ્રી સિદ્ધચક્ર મહિમા કહ્યો જી. ૩. સાંભળી સહુ નરનાર, આરાધ્યો નવકાર, આછે લાલ! હેજ ધરી હૈડે ઘણું જી; ચૈત્ર માસ વળી એહ, ધરો નવપદશું નેહ, આછે લાલ! પૂજ્યેં દે શિવસુખ ઘણું જી. ૪ એણી પરે ગૌતમ સ્વામ, નવનિધિ જેહને નામ, આછે લાલ! નવપદ મહિમા વખાણીએ જી; ઉત્તમસાગર શિષ્ય, પ્રણમે તે નિશદીશ, આછે લાલ! નવપદ મહિમા જાણીએ જી. ૫.

૯

સેવો રે ભવિ ભાવે નવકાર, જપે શ્રી ગૌતમ ગણધાર; ભવિ સાંભળો, હાં રે સંપદ થાય. ભ૦ હાં રે સંકટ જાય ભ૦; આસોને ચૈત્ર હરખ અપાર, ગણણું કીજે તેર હજાર. ભ૦ ૧. ચાર વર્ષને વળી ષટ માસ, ધ્યાન ધરો ભવી ધરી વિશ્વાસ ભ૦; ધ્યાયો રે મયણાસુંદરી શ્રીપાળ, તેહનો રોગ ગયો તત્કાળ. ભ૦ ૨. અષ્ટ કમળ દળ પૂજા રસાળ, કરી ન્હવણ છાંટ્યું તત્કાળ ભ૦; સાતસો મહીપતિ તેહને રે ધ્યાન, દેહડી પામ્યા કંચન વાન. ભ૦ ૩. મહિમા કહેતા નાવે પાર, સમરો તિણે કારણ નવકાર ભ૦; ઇહ ભવ પર ભવ દીએ સુખવાસ, પામે લચ્છી લીલ વિલાસ. ભ૦ ૪. જાણી પ્રાણી લાભ અનંત, સેવો સુખદાયક એ મંત્ર ભ૦; ઉત્તમ સાગર પંડિત શિષ્ય, સેવે કાંતિ સાગર નિશદીશ. ભ૦ ૫.

૧૦

અરિહત સિદ્ધ આચારજ પાઠક, સાધુ દેખા ગુણ રૂપ ઉદારી. નવપદ ધ્યાન સદા જયકારી. ૧. દર્શન જ્ઞાન ચારિત્ર હે ઉત્તમ, તપ દોય ભેદે હૃદય વિચારી. નવપદ૦ ૨. મંત્ર જડી ઔર તંત્ર ઘણેરા, ઉન સબકુ હમ દૂર વિસારા. નવપદ૦ ૩. બહોત જીવ ભવજલસે તારે, ગુણ ગાવત હે બહુત નરનારી. નવપદ૦ ૪. શ્રી જિન ભક્તો મોહન મુનિવંદન, દિન દિન ચઢતે હરખ અપારી. નવપદ૦ ૫.

૧૧

સકલ સુરાસુર વંદ્ય નમીજે, શ્રી સિદ્ધચક્ર પ્રધાન રે; ઇહભવ પરભવ શિવસુખ કારણ, વારણ કર્મ વિતાન રે. સ૦ ૧. પ્રથમ પદે અરિહંત નમીજે, ચાર અતિશયવંત રે; પ્રાતિહારજ આઠની શોભા, બાર ગુણે ભગવંત રે. સ૦ ૨. આઠ કરમને નાશે જિનવર, આઠ ગુણે પ્રગટાય રે; એહવા સિદ્ધ પ્રભુને નમતા, દુરિત સકલ દૂર જાય રે. સ૦ ૩. આચારજ પ્રણમો પદ ત્રીજે, ગુણ છત્રીસ સુહાય રે; પાઠક પદ ચોથું નિત પ્રણમું, ગુણ પચવીસ કહાય રે. સ૦ ૪. સત્તાવીસ ગુણે કરી સાધુ, દુષ્ટ કરમ ભવ જીપે રે; ચાર સદ્દહણા આદે સહસઠ, ભેદે દરિસણ દીપે રે. સ૦ ૫. સાતમે નાણ નમો ભવી ભાવે, ભક્તિ કરી શુભ મન રે; પાંચ કહ્યા મૂલ ભેદજ ચારુ, ઉત્તર એકાવન રે. સ૦ ૬. સંયમ સત્તર પ્રકારે આરાધો, નવમે પદ તપ સાર રે, તે તપ બારે ભેદે વખાણ્યો, અવિચલ પદ દાતાર રે. સ૦ ૭. એ નવપદમાં આતમા રે, નિજ આતમમાં એહ રે; મયણા ને શ્રીપાલે આરાધ્યો, નવમે ભવે શિવ ગેહ રે. સ૦ ૮. પાંચ ગુણિમાં ગુણ રહ્યા રે, ગુણી સેવે ગુણ હોય રે; ધ્યેય ને ધ્યાતા ધ્યાનથી જાણો, ભેદ રહ્યો નવિ હોય રે. સ૦ ૯. ઇમ નવ પદ જે ધ્યાવે પ્રાણી, તે શુભવિજય વરંત રે,-વીર કહે સુણ શ્રેણિક તે નર, સિદ્ધિ વધૂ વરકંત રે. સ૦ ૧૦.

સુખકારી રે સ૦ ૩. માતા નમી આઠે દિગકુમરી; અધોલોકની વસનારી રે સ૦; સૂતી ઘર ઇશાને કરતી, જોજન એક અશુચિ ટાલી રે; સ૦ ૪ ઉર્ધ્વ લોકની આઠ જ કુમરી, વરસાવે જલ કુસુમાળી રે, સ૦; પૂરવ રૂચક આઠ દર્પણ ધરતી, દક્ષિણની અડ કળશાળી રે. સ૦ ૫. અડ પચ્છિમની પંખા ધરતી; ઉત્તર આઠ ચમર ઢાલી રે સ૦; વિદિશીની ચઉ દીપક ધરતી, રૂચક દીપની ચઉ બાલી રે. સ૦ ૬. કેળતણા ઘર ત્રણ કરીને, મર્દન સ્નાન અલંકારી રે. સ૦; રક્ષા પોટલી બાંધી બેહુને, મંદિર મેહેલ્યાં શણગારી રે. સ૦ ૭. પ્રભુ મુખ કમલે અમરી ભમરી, રાસ રમંતી લટકાલી રે સ૦; પ્રભુ માતા તું જગતની માતા, જગ દીપકની ધરનારી રે. સ૦ ૮. માજી તુજ નંદન ઘણું જીવો, ઉત્તમ જીવને ઉપગારી રે સ૦, છપ્પન દિગકુમરી ગુણ ગાતી, શ્રી શુભવીર વચન ટંકશાલી રે. સ૦ ૯.

૫

દુઃખ હરણી દીપાલિકા રે લાલ, પરવ થયું જગ માંહિ; ભવિપ્રાણી રે. વીર નિર્વાણથી થાપના રે લાલ, આજ લગે ઉચ્છાહિ ભવિ૦ સમકિત દ્રષ્ટિ સાંભલો રે લાલ. ૧. એ આંકણી. સ્યાદ્વાદ ઘર ધોલીયે રે. દર્શનની કરી શુદ્ધિ; ભવિ૦ ચરિત્ર ચંદ્રોદય બાંધિયેં રે લાલ, ટાલો રજ દુઃકર્મ બુદ્ધિ. ભવિ૦ સમ૦ ૨. સેવા કરો જિનરાયની રે લાલ, દીલ દીઠાં મીઠાશ; ભવિ૦ વિવિધ પદાર્થ ભાવના રે લાલ, તે પકવાનની રાશિ ભવિ૦ સમ૦ ૩. ગુણીજન પદની નામના રે લાલ, તેહિજ જુહાર ભટ્ટાર, ભવિ૦ વિવેક રતન મેરાઇયાં રે લાલ, ઉચિત તે દીપ સંભાર. ભવિ૦ સમ૦ ૪. સુમતિ સુવનિતા હેજ શું રે લાલ, મન ઘરમાં કરો વાસ; ભવિ૦ વિરતિ સાહેલી સાથશું રે લાલ, અવિરતિ અલચ્છી નિકાસ. ભવિ૦ સમ૦ ૫. મૈત્ર્યાદિકની ચિંતના રે લાલ, તેહ ભલા શણગાર; ભવિ૦ દર્શન ગુણ વાઘા બન્યા રે લાલ, પરિમલ ઉપગાર. ભવિ૦ સમ૦ ૬. પૂર્વ સિદ્ધ કન્યા પખે રે લાલ, જાનૈયા અણગાર, ભવિ૦ સિદ્ધશિલા વર વેદિકા રે લાલ; કન્યા નિવૃત્તિ સાર. ભવિ૦ સમ૦ ૭. અનંત ચતુષ્ટય હાથજો રે લાલ, શુદ્ધાયોગ વિરોધ, ભવિ૦ પાણિગ્રહણ પ્રભુજી કરે રે લાલ, સહુને હરખ વિશેષ ભવિ૦ સમ૦ ૮. ઇણિપરે પર્વ દીપાલીકા રે લાલ, કરતા કોડી કલ્યાણ; ભવિ૦ જ્ઞાનવિમલ પ્રભુ ભક્તિ શું રે લાલ, પ્રગટે સકલ ગુણ ખાણ. ભવિ૦ સમ૦ ૯.

## ૪૯ શ્રી ગૌતમ સ્વામી વિલાપ

### દોહા ૧

વર્ધમાન વચને તદા, શ્રી ગૌતમ ગણધાર; દેવશર્મ પ્રતિ બોધવા, ગયા હતા વિરધાર. ૧. પ્રતિબોધી તે વિપ્રને, પાછા વલિયા જામ; તવ તે શ્રવણે સાંભળે, વીર લહ્યા શિવ ધામ. ૨. પ્રસક પડ્યો તવ ધ્રાસકો, ઉપન્યો ખેદ અપાર; વીર વીર કહીને વલવલે સમરે ગુણ સંભાર. ૩. પૂછીશ કોને પ્રશ્ન હું, 'ભંતે' કહી ભગવંત; ઉત્તર કુણ મુજ આપશે, 'ગોયમ' કહી ગુણવંત. ૪. અહો પ્રભુ આ શું કર્યું, દીનાનાથ દયાલ, તે અવસર મુજને તમે, કાઢ્યો દૂર કૃપાલ. ૫.

ભવ દુઃખ ખોવાને મહાવીર સ્વામી મુક્તે પોહોતા, ગૌતમ કેવળજ્ઞાન રે; ધન્ય અમાવસ્યા ધન્ય દીવાળી મારે, વીર પ્રભુ નિરવાણુ. જિન મુખ૦ ૧. ચારિત્ર પાળ્યું નિર્મળું ને, ટાળ્યાં વિષય કષાય રે; એવા મુનિને વાંદીએ તો, ઉતારે ભવ પાર. જિન મુખ૦ ૨. બાકુળ વહોર્યા વીરજી ને, તારી ચંદન બાળા રે; કેવળ લઈ પ્રભુ મુક્તે પોહોચ્યા પામ્યા ભવનો પાર. જિન મુખ૦ ૩. એવા મુનિને વાંદીએ જે, પંચ જ્ઞાનને ધરતા રે; સમવસરણ દઈ દેશના રે, પ્રભુ તાર્યા નર ને નાર જિન મુખ૦ ૪. ચોવીશમા જિનેસરુ ને, મુક્તિ તણા દાતાર રે; કરજોડી કવિયણ એમ ભણે રે, પ્રભુ ભવનો ફેરો ટાળ. જિન મુખ૦ ૫.

૨ [વાલાજીની વાટડી અમે જોતાં રે–એ દેશી]

જય જિનવર જગ હિતકારી રે, કરે સેવા સુર અવતારી રે; ગૌતમ પમુહા ગણધારી, સનેહી વીરજી જયકારી રે. ૧. અંતરંગ રિપુને ત્રાસે રે, તપ કોપાટોપે વાસે રે; લહ્યું કેવલ નાણ ઉલ્લાસે. સ૦ ૨. કોટિ લંકે વાદ વદાય રે, પણ જિન સાથે ન ઘટાય રે; તિણે હરિ લંછન પ્રભુ પાય. સ૦ ૩. સવિ સુરવહુ થેઈ થેઈ કારા રે, જલપંકજની પરે ન્યારા રે; તજી તૃષ્ણા ભોગ વિકારા. સ૦ ૪. પ્રભુ દેશના અમૃત ધારા રે, જિનધર્મ વિષે રથકારા રે; જેણે તાર્યા મેઘકુમારા. સ૦ ૫. ગૌતમને કેવલ આલી રે, વર્યા સ્વાતિએ શિવ વરમાલી રે; કરે ઉત્તમ લોક દીવાલી. સ૦ ૬. અંતરંગ અલચ્છી નિવારી રે, શુભ સજ્જનને ઉપગારી રે; કહે વીર પ્રભુ હિતકારી સ૦ ૭.

૩

માર્ગ દેશક મોક્ષનો રે, કેવલ જ્ઞાનનિધાન; ભાવ દયાસાગર પ્રભુ રે, પર ઉપગારી પ્રધાનો રે. ૧. વીર પ્રભુ સિદ્ધ થયા, સંઘ સકલ આધારો રે; હવે ઇણ ભરતમાં, કોણ કરશે ઉપગારો રે. વીર૦ ૨. નાથ વિહૂણું સૈન્ય જ્યું રે, વીર વિહુણાં રે જીવ; સાધે કોણ આધારથી રે, પરમાનંદ અભંગો રે. વીર૦ ૩. માત તાત વિહૂણો બાલ જ્યું રે, અરહા પરહો અથડાય, વીર વિહુણા જીવડા રે, આકુલ વ્યાકુલ થાય રે. વીર૦ ૪. સંશય છેદક વીરનો રે, વિરહ તે કેમ ખમાય? જે દીઠે સુખ ઉપજે રે, તે વિણ કેમ રહેવાય રે? વિર૦ ૫. નિર્યામક ભવ સમુદ્રનો રે, ભવ અટવિ સથ્થવાહ; તે પરમેશ્વર વિણ મળે રે, કેમ વાધે ઉત્સાહો રે? વીર૦ ૬. વીર થકાં પણ શ્રુત તણો રે, હતો પરમ આધાર; હવે ઇંહાં શ્રુત આધાર છે રે; અહો જિનમુદ્રા સાર રે! વીર૦ ૭. ત્રણ કાલે સવિ જીવને રે, આગમથી આણંદ; સેવો ધ્યાવો ભવિ જના રે, જિન પડિમા સુખકંદો રે; વીર૦ ૮. ગણધર આચારજ મુનિ રે સહુને એણી પરે સિદ્ધ, ભવ ભવ આગમ સંગથીરે દેવચંદ્ર પદ લીધ રે. વીર૦ ૯.

રમતી ગમતી હમને સાહેલી, બેહુ મલી લીજીયે એક તાલી; સખિ આજ અનોપમ દીવાલી. લીલ વિલાસે પૂરણ માસે, પોષ દશમ નિશિ રઢીયાલી રે. સ૦ ૧. પશુ પંખી વસીઆ વનવાસે, તે પણ સુખીયા જગતમાં સમકાલી રે સ૦; એણી રાત્રે ઘેર ઘેર ઓચ્છવ હોશે, સુખીયા જગતમાં નર નારી રે. સ૦ ૨. ઉત્તમ ગ્રહ વિશાખા જોગે, જન્મ્યા પ્રભુજી જયકારી રે સ૦; સાતે નર્કે થયાં અજવાળા, થાવરને પણ

મયા કરી મુઝને, મોહનમૂરતિ! દીજે રે.' જિનજી! વીનતડી અવધારો. એ આંકણી ૧ ચાલે સૂત્ર વિરુદ્ધાચારે, ભાષે સૂત્ર વિરુદ્ધ; એક કહે અમ મારગ રાખું, તે કિમ માનું શુદ્ધ રે? જિનજી! ૨. આલંબન કૂડાં દેખાડી, મુગ્ધ લોકને પાડે; આણાભંગ તિલક તે કાલું, થાપે આપ નિલાડે રે. જિનજી! ૩. 'વિધિ જોતાં કલિયુગમાં હોવે, તીરથનો ઉચ્છેદ; જિમ 'ચાલે તિમ ચલવે જઇયે', એહ ધરે મતિ ભેદ રે.' જિનજી! ૪. ઇમ ભાષી તે મારગ લોપે, સૂત્રક્રિયા સવિ પીસી; આચરણા-શુદ્ધિ આચરિયે, જોઈ યોગની વીસી રે. જિનજી! ૫. પંચમ આરે જિમ વિષ મારે, અવિધિ દોષ તિમ લાગે; ઇમ ઉપદેશ પદારિક દેખી, વિધિ રસિયો જન જાગે રે. જિનજી! ૬. કોઇ કહે જિમ બહુ જન ચાલે, તિમ ચલિયે શી ચર્ચા? મારગ મહાજન ચાલે ભાખ્યો, તેહમાં લહીયે અર્ચા રે. જિનજી! ૭. એ પણ બોલ મૃષા મન ધરીયેં, બહુજન મત આદરતાં; છેહ ન આવે બહુલ અનારય, મિથ્યામતમાં ફિરતાં રે.' જિનજી! ૮. થોડા આર્ય અનાર્ય જનથી, જૈન આર્યમાં થોડા; તેહમાં પણ પરિણત જન થોડા, શ્રમણ અલ્પ બહુ મોડા રે. જિનજી! ૯. ભદ્રબાહુ ગુરુ વદન વચન એ, આવશ્યકમાં લહિયેં; આણા શુદ્ધ મહાજન જાણી, તેહને સંગે રહિયે રે. જિનજી! ૧૦. અજ્ઞાની નવિ હોવે મહાજન, જો પણ ચલવે ટોલું; ધર્મદાસ ગણી વચન વિચારી, મન નવિ કીજે ભોલું રે. જિનજી! ૧૧. અજ્ઞાની નિજ છંદે ચાલે, તસ નિશ્રાયે વિહારી; અજ્ઞાની જે ગચ્છને ચલવે, તે તો અનંત સંસારી રે. જિનજી! ૧૨. ખંડ ખંડ પંડિત જે હોવે, તે નવિ કહીયે નાણી; નિશ્ચિત સમય લહે તે નાણી; સંમતિની સહિ નાણી રે. જિનજી! ૧૩. જિમ જિમ બહુશ્રુત બહુ જન સંમત, બહુ શિષ્યે પરિવરિઓ; તિમ તિમ જિનશાસનનો વયરી, જો નવિ નિશ્ચય દરીઓ રે જિનજી! ૧૪. કોઇ કહે 'લોચાદિક કષ્ટે, મારગ ભિક્ષાવૃત્તિ;' તે મિથ્યા નવિ મારગ હોવે, જનમનની અનુવૃત્તિ રે. જિનજી! ૧૫. જો કષ્ટે મુનિ મારગ પાવે, બલદ થાઓ તો સારો; ભાર વહે જે તાવડે ભમતો, ખમતો ગાઢ પ્રહારો. રે. જિનજી! ૧૬ લહે પાપ અનુબંધી પાપે; બલહરણી જનભિક્ષા; પૂરવ ભવ વ્રત ખંડન ફલ એ, પંચવસ્તુની શિક્ષા રે. જિનજી! ૧૭. કોઇ કહે 'અમે લિંગે તરશું, જૈનલિંગ છે વારુ;' તે મિથ્યા નવિ ગુણ વિણ તરિયે, ભુજ વિણ ન તરે તારુ રે. જિનજી! ૧૮. ફૂટલિંગ જિમ પ્રગટ વિડંબક, જાણી નમતાં દોષ; નિદ્ધંધસ જાણીને નમતાં તિમ જ કહ્યો તસ પોષ રે જિનજી! ૧૯. શિષ્ય કહે 'જિમ જિનપ્રતિમાને, જિનવર થાપી નમિયે; સાધુ વેષ થાપી અતિ સુંદર, તિમ અસાધુને નમિયે રે', જિનજી! ૨૦. ભદ્રબાહુ ગુરુ બોલે 'પ્રતિમા, ગુણવંતી નહિ દુષ્ટ; લિંગ માંહે બે વાનાં દીસે, તે તું માન અદુષ્ટ રે જિનજી.' ! ૨૧. કોઇ કહે 'જિન આગે માગી, મુક્તિ મારગ અમે લેશું; નિરગુણને પણ સાહિબ તારે, તસ ભક્તે ગહગહિશું રે.' જિનજી! ૨૨. પામી બોધ ન પાલે મૂરખ, માગે બોધ વિચાલે; લહિયે તેહ કહો કુણ મૂલે? બોલ્યું ઉપદેશ માલે રે જિનજી! ૨૩. આણા પાલે સાહેબ તૂસે, સકલ આપદા કાપે; આણાકારી જે જન માગે, તસ જસ લીલા આપે રે. જિનજી! ૨૪.

૨ [ પંખીડા સંદેશો કેજો મારા નાથને-એ દેશી ]

ઢાલ ચોથી :-શાસન સ્વામી, સંત સનેહી સાહિબા; અલવેશ્વર વિભુ, આતમના આધાર જો; આથડતો અહીં, મુકી મુજને એકલો, માલિક કિમ જઇ, બેઠા મોક્ષ મોઝાર જો. વિશ્વંભર વિમલાતમ વ્હાલા વીરજી. એ આંકણી. ૧. મન મોહન તુમે જાણ્યું કેવલ માગશે, લાગશે અથવા કેડે એ જિમ બાલ જો; વલ્લભ તેથી ટાલ્યો મુજને વેગલો, ભલું કર્યું એ ત્રિભુવન જન પ્રતિપાલ જો. વિશ્વંભર૦ ૨. અહો હવે મેં જાણ્યું શ્રી અરિહંતજી, નિસ્નેહી વીતરાગ હોય નિરધાર જો; મ્હોટો છે અપરાધ ઈહાં પ્રભુ માહરો, શ્રુત ઉપયોગ મેં દીધો નહિ તે વાર જો. વિશ્વંભર૦ ૩. સ્નેહ થકી સર્યું ધિગ એક પાક્ષિક સ્નેહને, એકજ છું મુજ કોઇ નથી સંસાર જો; સૂરિ માણુક ઇમ ગૌતમ સમતા ભાવતા, વરિયા કેવલ જ્ઞાન અનંત ઉદાર જો. વિશ્વંભર૦ ૪.

## ૫૦ શ્રી વીશસ્થાનકનું સ્તવન

હારે મારે પ્રણમું સરસ્વતી માગું, વચન વિલાસજો; વીસેરે તપ સ્થાનિક મહિમા ગાઈશું રે લોલ. હાં૦ મારે પ્રથમ અરિહંત પદ, લોગસ્સ ચોવીશ જો; બીજે રે સિદ્ધ સ્થાનક પંન્નર ભાવશું રે લોલ ૧. હાં૦ ત્રીજે પવયણુશું ગણુશો લોગસ્સ સાત જો; ચઉથેરે આયરિયાણું છત્રીશનો સહીરે લોલ, ૨. હાં૦ મારે થેરાણું પદ પાંચમે દશ ઉદાર જો; છટ્ઠેરે ઉવજ્ઝાયાણું પચવીશનો સહીરે લોલ. હાં૦ સાતમે નમો લોએ સવ્વસાહુ સત્તાવીશ જો; આઠમે નમો નાણુસ્સ પંચે ભાવશુ રે લોલ. હાં૦ નવમે દરિસણ અડસઠ મનને ઉદાર જો; દશમે નમો વિણયસ્સ દશ વખાણીએ રે લોલ. ૩ હાં૦ અગીઆરમે નમો ચારિત્તસ્સ લોગસ્સ સત્તર જો; બારમે નમો બંભસ્સ નવ ગુણે સહી રે લોલ. હાં૦ કિરિયાણું પદ તેરમે વળી પચવીશ જો; ચઉદમે નમો તવસ્સ બાર ગુણે સહીરે લોલ હાં૦ પંદરમે નમો ગોયમસ્સ અઠ્ઠાવીશ જો; નમો જિણાણું ચઉવ્વીશ ગણુશું સોળમે રે લોલ. હાં૦ સત્તરમે નમો ચારિત્ત લોગસ્સ સિત્તેર જો; નાણુસ્સનો પદ ગણુશું એકાવન અઢારમે રે લોલ. ૫. ઓગણીશમે નમો સુઅસ્સ વીશ પિસ્તાલીશ જો; વીશમે નમો તિત્થસ્સ વીશ ભાવશું રે લોલ. હાં૦ તપનો મહિમા ચારશેં ઉપર વીશ જો; ષટ માસે એક ઓળી પૂરી કીજીએ રે લોલ. ૬. હાં૦ તપ કરતાં વળી ગણીએ દોય હજાર જો; નવકારવાળી વીશે સ્થાનક ભાવશું રે લોલ. હાં૦ પ્રભાવના સંઘ સાહમિવચ્છલ સાર જો; ઉજમણું-વિધિ કીજીએ વિનય લીજીએ રે લોલ. ૭. હાં૦ તપનો મહિમા કહે શ્રી વીર જિનરાય જો, વિસ્તારે ઇમ સંબંધ ગોયમ સ્વામીને રે લોલ. હાં૦ તપ કરતાં વળી તીર્થંકર પદ હોય જો; દેવ ગુરુ ઈમ કાંતિ સ્તવન સોહામણો રે લોલ. ૮.

## શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય વિરચિત સિદ્ધાંત-વિચાર રહસ્ય ગર્ભિત સાડા ત્રણસો ગાથાનું શ્રી સીમંધર સ્વામી વિનતિનું સ્તવન.

ઢાલ પહેલી :-શ્રી સીમંધર સાહિબ આગે, વીનતડી એક કીજે; 'ચારણ શુદ્ધ

દેવ ! ૮. પુષ્ટ કારણ વિના મુનિ નવિ, દ્રવ્ય અધિકારી; ચૈત્ય પૂજાયે ન પામે, ફલ અનધિકારી. દેવ ! ૯. આર્ય અગ્નિપુત્ર અજ્જા, લાભથી લાગા; કહે નિજલાભે અતૃપ્ત, ગોચરી ભાગા. દેવ ! ૧૦. ન જાણે ગતશિષ્ય અવમે, થિવિર બલ હીણો; સુગુણ પરિચિત સયતી કૃત, પિંડવિધિ કીણો. દેવ ! ૧૧. વિગય લેવી નિત્ય સૂજે, લષ્ટ-પુષ્ટ ભણે; અન્યથા કિમ દોષ એહનો, ઉદાયન ન ગણે ? દેવ ! ૧૨. ઉદાયન રાજર્ષિ તનુ નહિં, શીત લુક્ષ સહે; તેહ વ્રજમાં વિગય સેવે, શું તે ન લહે ? દેવ ! ૧૩. લોક આલમ્બન ભરીઓ, જન અસંયતને; તેહ જગમાં કાંઈ દેખે, ધરે તેહ મને. દેવ ! ૧૪ શિથિલ આલમ્બન ગ્રહે મુનિ મંદ સંવેગી; સંયતાલંબન સુજસ ગુણ. તીવ્ર સંવેગી દેવ ! ૧૫.

ઢાલ ચોથી :—સુણજો સીમન્ધર સ્વામી ! વલી એક કહું સિરનામી; મારગ કેસ્તાને પ્રેરે, દુર્જન જે દૂષણ હેરે. ૧. કહે 'નિજ સાંખે મત પાલો, પણ ધર્મદેશના ટાલો; જન મેલ્યાનું શું કામ ? બહુ બોલ્યું નિંદા ઠામ.' ૨. ઇમ કહેતાં મારગ ગોપે, ખોટું દૂષણ આરોપે; જે નિર્ભય મારગ બોલે, તે કહ્યો દ્વીપને તોલે. ૩. અજ્ઞાની ગારવ રસિયા, જે જન છે કુમતે ગ્રસિયા; તેહનો કુણ ટારણહાર ? વિણ ધર્મદેશના સાર. ૪. ગીતારથ જયણાવંત. ભવભીરુ જેહ મહંત; તસ વયણે લોકે તરિયે, જિમ પ્રવહણથી ભર દરીયે. ૫ બીજા તો બોલી બોલે, શું કીજે નિગુંણ ટોલે ? ભાષા કુશીલનો લેખો, જન મહા નિશીથે દેખો. ૬. જન મેલનની નહી ઇહા, મુનિ ભાષે મારગ નીરીહા; જો બહુજન સુણવા આવે, તો લાભ ધરમનો પાવે. ૭ તેહને જો મારગ ન ભાખે, તો અંતરાય ફલ ચાખે; મુનિ શક્તિ છતી નવિ ગોપે, વારે તેહને શ્રુત કોપે. ૮. નવિ નિંદા મારગ કહેતાં, સમ પરિણામે ગહગહતાં; મુનિ અદ્દચરિત મનરંગે, જોઈ લીજે બીજે અંગે ૯. કોઇ ભાષે 'નવિ સમજાવો, શ્રાવકને ગૂઢા ભાવો;' તે જૂઠ કહ્યા લઢકા, શ્રાવક સૂત્રે ગહિયઠ્ઠા. ૧૦. કહે કોઈ 'નવી સિ જોડી ?, શ્રુતમાં નહીં કાંઇ ખોડી,' તે મિથ્યા ઉદ્ધત ભાવા, શ્રુત જલધિ પ્રવેશે નાવા. ૧૧. પૂરવ સૂરિયે કીધી, તેણે જો નવિ કરવી સિદ્ધિ; તો સર્વે કીધી ધર્મ, નવિ કરવો જોગો મર્મ. ૧૨. પૂરવ બુધને બહુમાને, નિજ શક્તિ મારગ જાને; ગુરુ કુલવાસીને જોડી, યુગતિ એહમાં નહીં ખોડી. ૧૩. ઇમ શ્રુતનો નહીં ઉચ્છેદ, એ તો એકદેશનો ભેદ; એ અર્થ સુણી ઉલ્લાસે, ભવી વરતે શ્રુત અભ્યાસે. ૧૪. ઈહાં દૂષણ એક કહાય, જે ખલને પીડા થાય; તો પણ એ નવિ છોડીજે, જો સજ્જનને સુખ દીજે. ૧૫ તે પૂછ્યે હોયે તોષ, તેહને પણ ઈમ નહીં દોષ; ઉજમતાં હિયડે હીસી, જોઈ લીજે પહેલી વીસી. ૧૬. કહે કોઇક જૂઠી રીતે, મુનિ ભિક્ષા ભાંજે ભીતે; તે જુઠું શુભમતિ ઇહે, મુનિ અંતરાયથી બીહે ૧૭. જે જન છે અતિ પરિણામી, વલી જેહ નાહે પરિણામી; તેહને નિત્યે સમજાવે, ગુરુ કલ્પવચન મન ભાવે. ૧૮. ખલ વયણ ગણે કુણ સૂરા, જે કાઢે પયમાં પૂરા; તુજ સેવામાં જો રહીયે, તો પ્રભુ જશ લીલા લહીયે. ૧૯.

ઢાલ પાંચમી:—વિષમ કાલને જોરે. કેઇ, ઉઠયા જડ મલધારી રે; ગુરુ ગચ્છ છાંડી મારગ લોપી. કહે અમે ઉગ્રવિહારી રે. ૧. શ્રી જિન ! તું આલંબન જગને, તુજ વિણ કવણ આધારો રે; ભગત લોકને કુમતિ જલધિથી, બાંહિ ગ્રહીને તારો રે. ૨. શ્રીજિન !

ઢાલ બીજી:–કોઈ કહે અમે ગુરુથી તરશું, જિમ નાવાથી લોહા રે,' તે મિથ્યા ન લહે સહવાસે, કાચ પાચની સોહા રે. ૧. શ્રી સીમંધર સાહિબ! સુણજો, ભરતક્ષેત્રની વાતો રે; લહું દેવ! કેવલ-રતિ ઈણે યુગે, હું તો તુજ ગુણ રાતો રે શ્રી સી૦ ૨. કોઈ કહે 'જે ગચ્છથી ન ટલ્યા, તે નિરગુણ પણ સાધો રે; નાતિમાંહે નિરગુણ પણ ગણીયે; જસ નહી નાતિ બાધો રે. શ્રી સી૦ ૩. ગુણ અવગુણ ઈમ સરિખા કરતો, તે જિનશાસન-વૈરી રે; નિરગુણ જો નિજ છન્દે ચાલે, તો ગચ્છ થાએ સ્વૈરી રે. શ્રી સી૦ ૪. નિરગુણનો ગુરુ પક્ષ કરે જે, તસ ગચ્છ ત્યજવો દાખ્યો રે; તે જિનવર મારગનો ઘાતક, અચ્છાચારે ભાખ્યો રે. શ્રી સી૦ ૫. વિષમકાલમાં નિરગુણ ગચ્છે, કારણથી જો વસીયે રે; દ્રવ્ય થકી વ્યવહારે ચલિયે, ભાવે નવિ ઉલ્લસિયે રે. શ્રી સી૦ ૬. જિમ કુવૃષ્ટિથી નગરલોકને, ઘહેલા દેખી રાજા રે; મંત્રી સહિત ઘહેલા હોઈ બેઠા, પણ મન માંહે તાજા રે. શ્રી સી૦ ૭. ઇમ ઉપદેશપદે એ ભાખ્યું. તિહાં મારગ અનુસારી રે; જાણીને ભાવે આદરીયે, કલ્પભાષ્ય નિરધારી રે. શ્રી સી૦ ૮. જ્ઞાનાદિક ગુણવન્ત પરસ્પર,' ઉપગારે આદરવો રે; પંચવસ્તુમાં ગચ્છ સુગુણને, અવર કહ્યો છે ત્યજવો રે. શ્રી સી૦ ૯. જે નિરગુણ ગુણ રત્નાકરને, આપ સરીખા દાખે રે; સમકિતસાર રહિત તે જાણો, ધર્મદાસ ગણી ભાખે રે શ્રી સી૦ ૧૦. કોઈ કહે 'જે બકુસ કુશીલા, મૂલોત્તર પડિસેવી રે; ભગવતી અંગે ભાખ્યા તેથી, અન્ત વાત નવિ લેવી રે.' શ્રી સી૦ ૧૧. તે મિથ્યા નિકારણ સેવા, ચરણઘાતિની ભાખી રે; મુનિને તેહને સંભવ માત્રે, સત્તમ-ઠાણું સાખી રે. શ્રી સી૦ ૧૨. પડિસેવા વચને તે જાણો, અતિચાર બહુલાઈ રે; ભાવ બહુલતાયે તે ટાલે, પંચવસ્તુ મુનિ ધ્યાઇ રે. શ્રી સી૦ ૧૩ સહસા દોષ લગે તે છૂટે, સંયતને તત્કાલે રે; પચ્છિત્તે આકુટ્ટિયે કીધું, પ્રથમ અંગની ભાલે રે. શ્રી સી૦ ૧૪. પાયછિત્તાદિક ભાવ ન રાખે, દોષ કરી નિશૂકો રે; નિદ્ધંધસ સેઢીગી હેઠો, તે મારગથી ચૂકો રે. શ્રી સી૦ ૧૫. કોઈ કહે 'જે પાતક કીધાં, પડિકમતાં છૂટીજે રે:' તે મિથ્યા ફલ પડિકમણાનું, અપુણકરણથી લીજે રે. શ્રી સી૦ ૧૬. મિથ્યા દુક્કડ દેઈ પાતિક, તે ભાવે જે સેવે રે; આવશ્યક સાખે તે પરગટ, માયા મોસને સેવે રે. શ્રી સી૦ ૧૭. મૂલ પદે પડિકમણું ભાખ્યું, પાપ તણું અણુકરવું રે; શક્તિ ભાવતણે અભ્યાસે, તે જસ અર્થે વરવું રે. શ્રી સી૦ ૧૮.

ઢાળ ત્રીજી:–દેવ! તુઝ સિદ્ધાંત મીઠો, એક મને ધરિયે; દુષ્ટ આલંબન નિહાલી, કહો કિમ તરિયે? દેવ! ૧. દુષ્ટ આલંબન ધરે જે, ભગ્ન-પરિણામી; તેહ આવશ્યકે ભાખ્યા, ત્યજે મુનિ નામી. દેવ! ૨. નિયતવાસ વિહાર ચેઇય, ભકિતનો ધંધો; મૂઢ અજ્જાલાભ થાપે, વિગય પડિબંધો. દેવ! ૩. કહે ઉગ્રવિહાર ભાગા, સંગમ આયરિઓ; નિયત-વાસ ભજે બહુશ્રુત, સુણિઓ ગુણદરિઓ. દેવ! ૪. ન જાણે તે ખીણ જંઘા-બલ થિવિર તે હો; ગોચરીના ભાગ કલ્પી, બહુ રહ્યો જે હો દેવ! ૫. ચૈત્યપૂજા મુકિતમારગ, સાધુને કરવી; જિણે કીધી વયર મુનિવર, ચૈત્યવાસ ઠવી. દેવ! ૬. તીર્થ ઉન્નતિ અન્ય શાસન, મલિનતા ટાળે; પૂર્વ અવચિત પુષ્પ મહિમા, તેહ નવિ જાણે. દેવ! ૭. ચૈત્ય પૂજા કરત સંયત, દેવલોઈ કહ્યો; શુભમને પણ માર્ગનાસી, મહાનિશીથે લહ્યો.

સાહિબ ! ૨. સચિત સચિત મિશ્ર નવિ જાણે, કલ્પ અકલ્પ વિચારે રે; યોગ્ય ન જાણે નિજ નિજ ઠામે, દ્રવ્ય યથાસ્થિત સાર રે. સાહિબ. ૩. ખેત્ર ન જાણે તેહ યથાસ્થિત, જનપદ અધ્યવિશેષ રે; સુભિક્ષ દુભિંક્ષ કલ્પ નવિ જાણે, કાલવિચાર અશેષ રે. સાહિબ! ૪. ભાવ હિઠું ગિલાણુ ન જાણે, ગાઢ અગાઢહ કલ્પ રે; ખમતો અણુખમતો જન ન લહે, વસ્તુ અવસ્તુ અનલ્પ રે. સાહિબ ! ૫. જે આકુટ્ટી પ્રમાદે દર્પે, પડિસેવા વલિ કલ્પ રે; નવિ જાણે તે તાસ યથાસ્થિત, પાયચ્છિત્ત વિકલ્પ રે. સાહિબ ! ૬. નયણુ રહિત જિમ અનિપુણુ દેશે, પંથ નટ્ઠ જિમ સત્થ રે; જાણે હું ઠામે પહુંચાવું, પણુ નહિં તેહ સમત્થ રે. સાહિબ ! ૭. અગીતારથ તિમ જાણે ગરવે, હું ચલવું સવિ ગચ્છ રે; પણુ તસપાસે ગુણુગણુ નાસે, હોઇ ગલાગલ મચ્છ રે. સાહિબ ! ૮. પચ્છિત્તે અતિમાત્ર દિએ જે, અપચ્છિત્તે પચ્છિત્ત રે; આસાયણુ તસ સૂત્રે બોલી, આસાયણુ મિચ્છત્ત રે. સાહિબ ! ૯. તપસી અબહુશ્રુત વિચરંતો, કરી દોષની શ્રેણિ રે; નવિ જાણે તે કારણુ તેહને, કિમ વાધે ગુણુશ્રેણિ રે ? સાહિબ ! ૧૦. માર્ગમાત્ર જાણે જિમ પંથી, અલહી તાસ વિસેસ રે; લિંગાચાર માત્ર તે જાણે, પામે મૂઢ કિલેશ રે. સાહિબ ! ૧૧. ભેદ લહ્યા વિણુ નાના પરિણુતિ, મુનિ મનની ગતબોધ રે; ખિણુરાતા ખિણુતાતા થાતા, અંતે ઉપાઇ વિરોધ રે. સાહિબ ! ૧૨. પત્થરસમ પામર આદરતાં, મણિસમ બુધ જન છોડિ રે; ભેદ લહ્યા વિણુ આગમ થિતિનો, તે પામે બહુ ખોડિ રે. સાહિબ ! ૧૩. જ્ઞાન ભગતિ ભાંજિ અણુ લહતાં, જ્ઞાનતણો ઉપચાર રે; આરાસારે મારગ લોપે, ચરણુ કરણુનો સાર રે. સાહિબ ! ૧૪. ઉત્કર્ષી તેહને દે શિક્ષા, ઉદાસીન જે સાર રે; પરૂપત્રચન તેહને તે બોલે, અંગ કહે આચાર રે. સાહિબ ! ૧૫. અમ સરિખા હો તુમ જાણો, નહીં તો સ્યા તુમ બોલ રે ? એમ ભાખી જાત્યાદિક દૂષણુ, કાઢે તેહ નિટોલ રે. સાહિબ ! ૧૬. પાસત્થાદિક દૂષણુ કાઢી, હીલે જ્ઞાની તેહ રે; યથાછન્દતા વિણુ ગુરુઆણુા, નવિ જાણે નિજ રેહ રે. સાહિબ ! ૧૭. જ્ઞાનીથી તિમ અલગા રહેતા, હંસ થકી જિમ કાક રે; ભેદ વિનયના બાવન ભાખ્યા, ન લહે તસ પરિપાક રે. સાહિબ ! ૧૮. સર્વ ઉદ્યમે પણુ તસ બહુ ફલ, પડે કષ્ટ અજ્ઞાણુ રે; સૂત્ર અભિન્નતણે અનુસારે, ઉપદેશમાલા વાણુ રે. સાહિબ ! ૧૯. તે તો ઋજુભાવે એકાકી, ચાલે તેહને જુત્ત રે; વાસ્ય કુવાસન જે અકુવાસન, દેશારાધક ઉત્ત રે. સાહિબ ! ૨૦. અજ્ઞાની ગુરુતણે નિયોગે, અથવા શુભ પરિણામ રે; કમ્મપયડી સાખે સુદૃષ્ટિ, કહિયે એહનો ઠામ રે. સાહિબ ! ૨૧. જે તો હઠથી ગુરુને છાંડી ભસ્મ ચરણુ પરિણામ રે; સર્વ ઉદ્યમે પણુ તસ નિશ્ચય, કાંઈ ન આવે ઠામ રે. સાહિબ ! ૨૨. આણુરુચિ વિણુ ચરણુ નિષેધે, પંચાશકે હરિભદ્ર રે; વ્યવહારે તો થોડું દેખે, જેહ સહકારે સદ્ રે. સાહિબ ! ૨૩. શિષ્ય કહે 'જો ગુરુ અજ્ઞાની, ભજતાં ગુણુનિધિ જાણી રે; જો સુવાસના તો કિમ ત્યજતાં, તેને અવગુણુ જાણી રે ? સાહિબ ! ૨૪. ગુરુ બોલે 'શુભ વાસન કહિયે', પન્નવણિજ્જ સ્વભાવ રે; તે આયત્તપણે છે આવે, જસ મન ભદ્રક ભાવ રે. સાહિબ ! ૨૫. સૂધું માની સૂધું થાતા, ચઉભંગી આચાર રે, ગુરુ કહણે તેહમાં ફલ જાણી, કહીયે સુજશ અપાર રે. સાહિબ ! ૨૬.

તું આલંબન જગને–એ આંકણી. ગીતારથ વિણ ભૂલા ભમતા, કષ્ટ કરે અભિમાને રે; પ્રાયે ગંઠી લગે નવિ આવ્યા, તે ખૂતા અજ્ઞાને રે. શ્રીજિન! ૩. તેહ 'કહે ગુરુ ગચ્છ ગીતારથ, પ્રતિબન્ધે શું કીજે રે? દર્શન–જ્ઞાન–ચરિત આદરિયે, આપે આપ તરીજે રે.' શ્રીજિન! ૪. નવિ જાણે તે પ્રથમ અંગમાં, આદિ ગુરુ કુલવાસો રે; કહ્યો ન તે વિણ ચરણ વિચારો. પંચાશક નય ખાસો રે. શ્રીજિન! ૫. નિત્યે ગુરુકુલ વાસે વસવું, ઉત્તરાધ્યયને ભાખ્યું રે; તેહને અપમાને વલી તેહમાં, પાપશ્રમણપણું દાખ્યું રે. શ્રીજિન! ૬. દશવૈકાલિક ગુરુશુશ્રૂષા, તસ નિંદા ફલ દાખ્યાં રે; આચારાંગમાં દ્રહસમ સદ્ગુરુ, મુનિકુલ મચ્છસમ ભાખ્યા રે. શ્રીજિન! ૭. ગુરુદૃષ્ટિ અનુસારે રહેતાં, લહે પ્રવાદ પ્રવાદે રે; એ પણ અર્થ તિહાં મન ધરિયે, બહુગુણ સુગુરુ પ્રસાદે રે. શ્રીજિન! ૮. વિનય વધે ગુરુ પાસે વસતાં, જે જિનશાસન મૂલો રે; દર્શન નિર્મલ ઉચિત પ્રવૃત્તિ, શુભયોગે અનુકૂલો રે. શ્રીજિન! ૯. વૈયાવચ્ચે પાતક છૂટે, ખંત્યાદિક ગુણ શક્તિ રે; હિત ઉપદેશે સુવિહિત સંગે, બ્રહ્મચર્યની ગુપ્તિ રે, શ્રીજિન! ૧૦. મન વાધે મૃદુબુદ્ધિ કેરા, મારગ ભેદ ન હોવે રે; બહુ ગુણ જાણે એ અધિકારે, ધર્મરયણ જે જોવે રે. શ્રીજિન! ૧૧. નાણ તણો સંભાગી હોવે, થિરમન દર્શન ચરિતે રે; ન ત્યજે ગુરુ કહે એ બુધ ભાખ્યું, આવશ્યકનિર્યુક્તિ રે. શ્રીજિન! ૧૨ ભોતપ્રતે જિમ બાણે હણતા, પગ અણફરસી સમરા રે; ગુરુ છાંડી આહાર તણો ખપ, કરતા તિમ મુનિ નવરા રે. શ્રીજિન! ૧૩. ગુરુકુલવાસે જ્ઞાનાદિક ગુણ, વાચંયમને વાધે રે; તો આહાર તણો પણ દૂષણ, ખપ કરતાં નવિ બાધે રે. શ્રીજિન! ૧૪. ધર્મરતન ઉપદેશપદાદિક, જાણી ગુરુ આદરવો રે; ગચ્છ કહ્યો તેહનો પરિવારો, તે પણ નિત અનુસરવો રે. શ્રીજિન! ૧૫. સારણ વારણ પ્રમુખ લહીને, મુનિ મારગ આરાધે રે; શુભવીર્ય તિહાં સુવિહિત કિરિયા, દેખાદેખે વાધે રે. શ્રીજિન. ૧૬. જલધિતણો સંક્ષોભ અસહતા; જેમ નીકલતા મીનો રે; ગચ્છસારણાદિક અણસહતા તિમ મુનિ દુખિયા દીનો રે. શ્રી૦! ૧૭. કાક નર્મદાતટ જિમ મૂકી, મૃગતૃષ્ણા જલ જાતા રે; દુઃખ પામ્યા તિમ ગચ્છ તજિને, આપમતી મુનિ થાતા રે. શ્રી! ૧૮. પાલિ વિના જિમ પાણી ન રહે, જીવ વિના જિમ કાયા રે; ગીતારથ વિણ તિમ મુનિ ન રહે, જૂઠ કષ્ટની માયા રે. શ્રીજિન! ૧૯. અંધ પ્રતે જિમ નિર્મલ લોચન, મારગમાં લેઇ જાય રે; તિમ ગીતારથ મૂરખ મુનિને; દઢ આલંબન થાય રે. શ્રીજિન! ૨૦ સમભાવી ગીતારથ નાણી, આગમ માહે લહિયે રે; આતમ અરથી શુભ મતિ સજ્જન, કહો તે વિણ કિમ રહિયે રે! શ્રી૦ ૨૧. લોચન આલંબન જિનશાસન, ગીતારથ છે મેઢી રે; તે વિણ મુનિ ચઢતી સંયમની, આરોહે કિમ સેઢી રે? શ્રીજિન! ૨૨. ગીતારથને મારગ પૂછી, છાંડીજે ઉન્માદો રે; પાલે કિરિયા તે તુજ ભક્તિ, પામે જગ જશ વાદો રે. શ્રીજિન! ૨૩.

ઢાલ છઠ્ઠી:–પ્રથમ જ્ઞાન ને પછી અહિંસા, દસવૈકાલિક સાખી રે; જ્ઞાનવંત તે કારણ ભજિયે, તુજ આણા મન રાખી રે સાહિબ! સુણજો રે. ૧. દ્રવ્ય ક્ષેત્ર ને કાલ ન જાણે, ભાવ પુરુષ પડિસેવ રે; નવિ ઉત્સર્ગ લહે અપવાદહ, અગીતારથ નિત મેવ રે.

ઢાલ સાતમી:–કોઈ કહે 'ગુરુ ગચ્છ ગીતારથ સારથ શુદ્ધ, માનું પણ નવિ દીસે જોતાં કોઈ વિશુદ્ધ; નિપૂણ સહાય વિના કહ્યો સૂત્રે એક વિહાર, તેહથી એકાકી રહેતાં નહી દોષ લગાર.' ૧. અણુ દેખંતા આપમાં તે સવિ ગુણુનો યોગ, કિમ જાણે પરમાં મત ગુણુનો મૂલ વિયોગ ? છેદ દોષ તાંઈ નવિ કહ્યા પ્રવચને મુનિ દુઃશીલ; દોષલવે પણુ થિર પરિણામી બકુશકુશીલ. ૨. જ્ઞાનાદિક ગુણુ ગુરુઆદિક માંહે જોય, સર્વ પ્રકારે નિર્ગુણુ નવિ આદરવો હોય; તે છાંડે ગીતારથ જે જાણે વિધિ સર્વ, જ્ઞાનૌષધ દૃષ્ટાંતે મૂઢ ધરે મન ગર્વ. ૩. તે કારણુ ગીતારથને છે એકલ વિહાર, અગીતારથને સર્વ પ્રકારે તે નહિ સાર; પાપ વરજતો કામ અસંજતો ભાખ્યો જેહ, ઉત્તરાધ્યયને ગીતારથ એકાકી તેહ. ૪. પાપ તણું પરિવર્જન ને વલિ કામ અસંગ, અજ્ઞાનીને નવિ હુએ તે નવિ જાણે ભંગ; અજ્ઞાની શું કરશે શું લહશે પુન્ય પાપ, દશવૈકાલિકે વયણે પંચાશક આલાપ. ૫. એક વિહારે દેખો આચારે સંવાદ, બહુ ક્રોધાદિક દૂષણુ વલી અજ્ઞાન પ્રમાદ; વલિય વિશેષે વાર્યો છે અવ્યક્ત વિહાર, પંખી પોત દૃષ્ટાંતે જાણો પ્રવચનસાર. ૭. એકાકીને સ્ત્રી રિપુ શ્વાન તણો ઉપઘાત, ભિક્ષાની નવી શુદ્ધિ મહાવ્રતનો પણુ ઘાત; એકાકી સચ્છંદપણે નવિ પામે ધર્મ, નવિ જાણે પૃચ્છાદિક વિણુ તે પ્રવચન–મર્મ. ૭. સમિતિ ગુપતિ પણુ ન ધરે એકાકી નિઃશંક, ભાવ પરાવર્તે ધરે આલંબન સપંક; જૂદા જૂદા થતા થવિર કલ્પનો ભેદ, ટોલાએ મન લોકનાં થાએ ધર્મ–ઉચ્છેદ ૮. ટોલે પણુ જો ભોલે અંધપ્રવાહ નિપાત, આણા વિણુ નવિ સંઘ છે અસ્થિ તણો સંઘાત; તો ગીતારથ ઉદ્ધરે જિમ હરિ જલથી વેદ, અગીતારથ નવિ જાણે તે સવિ વિધિનો ભેદ. ૯. કારણથી એકાકીપણું પણુ ભાખ્યું તાસ, વિષમકાલમાં તો પણુ રુડો ભેલો વાસ; પંચકલ્પભાષ્યે ભણ્યું આતમરક્ષણુ એમ, શાલિ એરંડતણે ઇમ ભાંગે લહિયે એમ. ૧૦. એકાકી પાસત્થો સચ્છંદો ગતયોગ, ઠાણુવાસી ઉસન્નો બહુદૂષણુ સંયોગ, ગચ્છ વાસી અણુઓગી ગુરુ–સેવી વલિ હોય, અનિયતવાસી આઉત્તો બહુગુણુ ઇમ જોય. ૧૧. દોષ હાનિ ગુણુ વૃદ્ધિ જયણા ભાષે સૂરિ, તે શુભ પરિવારે હુઇ વિઘન ટલે સવિ દૂરિ; દેવ ફલે જો આંગણે તુજ કરુણા સુર વેલિ, શુભ પરિવારે લહિયે તો સુખ જસ રંગ રેલિ. ૧૨.

ઢાલ આઠમી :–કોઈ કહે સિદ્ધાન્તમાંજી, ધર્મ અહિંસારે સાર, આદરિયે તે એકલીજી, ત્યજિયેં બહુ ઉપચાર; મનમોહન જિનજી ! તુજ વયણે મુજ રંગ. મન૦ ૧. નવિ જાણે તે સર્વ ત્યજીને, એક અહિંસા રંગ, કેવલ લૌકિક નીતી હોવે, લોકોત્તર-પંથ ભંગ. મન૦ ૨. વનમાં વસતો બાલ તપસ્વી, ગુરુ નિશ્રા વિણુ સાધ; એક અહિંસાયે તે રાચે, ન લહે મર્મ અગાધ. મન૦ ૩. જીવાદિક જિમ બાલ તપસ્વી, અણુ જાણંતો મૂઢ; ગુરુ લઘુ ભાવ તથા અણુલહેતો, ગુરુ વર્જિત મુનિ મૂઢ. મન૦ ૪. લવમોચક પરિણામ સરીખો, તેહનો શુભ ઉદ્દેશ; આણુ રહિતપણે જાણી જે, જેહ પદ ઉપદેશ. મન૦ ૫. એક વચન ઝાલીને છાંડે, બીજા લૌકિક નીતિ; સકલ વચન નિજ ઠામે જોડે, એ લોકોત્તર નીતિ. મન૦ ૬. જિનશાસન છે એક ક્રિયામાં, અન્યક્રિયા સમ્બન્ધ; જિમ ભાખીજે ત્રિવિધ અહિંસા, હેતુ–સ્વરૂપ–અનુબન્ધ. મન૦ ૭ હેતુ અહિંસા જયણારૂપે, જંન્તુ અઘાત

જોરથી રે, વિણુ શિવમુખ વિજ્ઞાણ રે. પ્રભુ! ૩. કામ કુમ્ભ સમ ધર્મનું રે, મૂલ્ય કરી ઈમ તુચ્છ રે; જનરંજન કેવલ લહે રે, ન લહે શિવતરુ ગુચ્છ રે. પ્રભુ! ૪. કરુણા ન કરે હીનની રે, વિણુ પણિહાણ સનેહ રે; દ્વેષ ધરન્તા તેહશું રે, હેઠા આવે તેહ રે પ્રભુ! ૫. એક કાજમાં નવિ ધરે રે, વિણુ પ્રવૃત્તિ થિર ભાવ રે; જીહાં તિહાં ભોલું ઘલતાં રે, ધારે ઢોર સ્વભાવ રે. પ્રભુ! ૬. વિના વિઘન જય સાધુને રે, નવિ અવિછિન્ન પ્રયાણ રે; કિરિયાથી શિવપુરી હોયે રે કિમ જાણે અજ્ઞાણ રે? પ્રભુ! ૭. શીતતાપ પ્રમુખ વિઘન છે રે, બાહિર અન્તર વ્યાધિ રે; મિથ્યા દર્શન એહની રે, માત્રા મૃદુ મધ્યાધિ રે. પ્રભુ! ૮. આસન અશન જયાદિકે રે, ગુરુયોગે જય તાસ રે; વિઘન જોર એ નવિ ટલે રે, વિગર જ્ઞાન અભ્યાસ રે. પ્રભુ! ૯. વિનય અધિકગુણુ સાધુનો રે, મધ્યમનો ઉપગાર રે; સિદ્ધિ વિના હોવે નહિ રે, કૃપા હીનની સાર રે. પ્રભુ! ૧૦. વિણુ વિનિયોગ ન સમ્ભવે રે, પરને ધર્મ યોગ રે; તેહ વિના જનમાન્તરે રે, નહિ સંતતિ સંયોગ રે. પ્રભુ! ૧૧. કિરિયામાં ખેદે કરી રે, દૃઢતા મનની નાંહિ રે; મુખ્ય હેતુ તે ધર્મનો રે, જિમ પાણી કુવિ માંહિ રે. પ્રભુ! ૧૨ બેઠા પણ જે ઉપજે રે, કિરિયામાં ઉદ્વેગ રે; યોગ દ્વેષથી તે ક્રિયા રે, રાજવેઠ સમવેગ રે. પ્રભુ! ૧૩. ભ્રમથી જેહ ન સાંભરે રે, કાંઇ અકૃત–કૃત–કાજ રે; તેહથી શુભ ક્રિયા થકી રે, અર્થવિરોધી અકાજ રે. પ્રભુ! ૧૪. શાન્તવાહિતા વિણ હુએ રે, જે યોગ ઉત્થાન રે; ત્યાગ યોગ્ય છે તેહથી રે, અણ છંડાતુ ધ્યાન રે. પ્રભુ! ૧૫. વિચે વિચે બીજા કાજમાં રે, જાએ મન તે ખેપ રે; ઊખણતાં જિમ શાલિનું રે, ફલ નહી તિહાં નિક્ષેપ રે. પ્રભુ ૧૬. એકજ ઠામે રંગથી રે, કિરિયામાં આસંગ રે; તેહજ ગુણઠાણે થિતિરે, તેહથી ફલ નહી ચંગ રે. પ્રભુ! ૧૭. માંડી કિરિયા અવગણી રે, બીજે ઠામે હર્ષ રે; ઇષ્ટ અર્થમાં જાણિયે રે, અંગારાનો વર્ષ રે. પ્રભુ! ૧૮. રોગ હોએ સમજણ વિના રે, પીડા ભંગસ્વરુપ રે; શુદ્ધ ક્રિયા ઉચ્છેદથી રે, તેહ વન્ધ્યફલ રૂપ રે. પ્રભુ! ૧૯. માન હાનિથી દુઃખ દીએ રે, અંગ વિના જિમ ભોગ રે; શાન્તોદાન્તપણા વિના રે, તિમ કિરિયાનો યોગ રે. પ્રભુ! ૨૦. શાન્ત તે કષાય અભાવથી રે, જે ઉદાત્ત ગમ્ભીર રે, કિરિયા દોષ લહી ત્યજે રે, તે સુખ જસભર ધીર રે. પ્રભુ! ૨૧.

ઢાલ અગીયારમી:—એકવીસ ગુણ પરિણમેં, જાસ ચિત્ત નિતમેવ; ધરમરતનની યોગ્યતા, તાસ કહે તું દેવ! ૧. ૧ ખુદ્દ નહિં ૨ વલી રુપનિધિ, ૩ સોમ્મ. ૪ જનપ્રિયજ ધન્ય; ૫ ક્રુર નહીં ૬. ભીરૂ વલી, ૭ અસઠ ૮ સાર દક્ખિન્ન. ૨. ૯ લજ્જાલુઓ ૧૦ દયાલુઓ, ૧૧ સોમદિટ્ઠિ મજ્ઝત્થ; ૧૨ ગુણરાગી ૧૩ સત્કથ ૧૪ સુપકખ, ૧૫ દીરઘદરશી અત્થ. ૩. ૧૬ વિશેષજ્ઞ ૧૭ વૃદ્ધાનુગત, ૧૮ વિનયવંત, ૧૯ કૃતજાણ; ૨૦ પરહિતકારી ૨૧ લબ્ધલકખ, ગુણ એકવીસ પ્રમાણ. ૪. ખુદ્ર નહી તે જેહ મને, અતિગંભીર ઉદાર; ન કરે જન ઉતાવલો, નિજપરનો ઉપગાર. ૫. શુભ સંઘયણ રૂપનિધિ, પૂરણ અંગઉપંગ; તે સમરથ સહેજે ધરે, ધર્મપ્રભાવન ચંગ ૬. પાપકર્મ વરને નહીં, પકૃતિસોમ્ય જગમિત્ત; સેવનીક હોવે સુખે, પરને પ્રશમ નિમિત્ત. ૭. જનવિરુદ્ધ સેવે નહી, જનપ્રિય ધર્મ સૂર; મલિનભાવ મનથી ત્યજી, કરી શકે અક્રૂર.

જિનજી! નિરંત્રશેષ ત્રીજો વલી, ઇમ ભાખે જગદીશ. જિનજી! ૭. છયા નર, થાલે ચલે, રહે થિતી તસ જેમ; જિનજી! સૂત્ર અરથ ચાલે ચલે, રહે થિતી તસ તેમ. જિનજી! ૮. અર્થ કહે વિધિ ધારણા, ઉભય સૂત્ર જિમ ઠાણ; જિનજી! તિમ પ્રમાણ સામાન્યથી, નવિ પ્રમાણ અપ્રમાણ. જિનજી! ૯. અંધ પંગુ જિમ બે મલે, ચાલે ઇચ્છિત ઠાણ; જિનજી! સૂત્ર અરથ તિમ જાણીયેં, કલ્પભાષ્યની વાણ. જિનજી! ૧૦. વિધિ-ઉદ્યમ-ભયં વર્ણના, ઉત્સર્ગહ-અપવાદ; જિનજી! તદુભય અર્થે જાણીયે, સૂત્ર ભેદ અવિવાદ. જિનજી! ૧૧. એહ ભેદ જાણ્યા વિના, કંખામોહ લહંત; જિનજી! ભંગન્તર પ્રમુખે કરી, ભાખ્યું ભગવઈ તન્ત, જિનજી! ૧૨. પરિવાસિત વારી કરી; લેપન અશન અશેષ; જિનજી! કારણથી અંતિ આદર્યાં, પંચકલ્પ ઉપદેશ. જિનજી! ૧૩. વર્ષાગમન નિવારિઓ કારણે ભાખ્યું તેહ. જિનજી! ઠાણાંગે શ્રમણી તણું, અવલમ્બાદિક જેહ. જિનજી! ૧૪. આધાકર્માદિક નહી, બન્ધ તણો એકન્ત; જિનજી! સૂયગડે તે કિમ ઘટે વિણ વૃત્ત્યાદિક તન્ત? જિનજી! ૧૫. વિહરમાન ગણધર પિતા, જિન જનકાદિક જેહ; જિનજી! ક્રમ વલી આવશ્યક તણો સૂત્ર માત્ર નહી તેહ જિનજી! ૧૬. અર્થ વિના કિમ પામિયે, ભાવ સકલ અનિબદ્ધ? જિનજી! ગુરુમુખવાણી ધારતાં, હોવે સર્વ સુબદ્ધ જિનજી! ૧૭ પુસ્તક અર્થ પરમ્પરા, સઘલી જેહને હાથ; જિનજી! તે સુવિહિત અણમાનતા, કિમ રહસે નિજ આથ? જિનજી! ૧૮. સદગુરુ પાસે શીખતાં, અર્થ માંહિ ન વિરોધ; જિનજી! હેતુ વાદ આગમ પ્રતે, જાણે જેહ સુબોધ. જિનજી! ૧૯. અર્થે મતભેદાદિકે, જેહ વિરોધ ગણન્ત; જિનજી! તે સૂત્રે પણ દેખશે, જો જોશે એકંત. જિનજી! ૨૦. સંહરતાં જાણે નહી, વીર કહે ઇમ કલ્પ; જિનજી! સંહરનાં પણ જાણનો, પ્રથન અંગ છે જલ્પ. જિનજી! ૨૧. ઋષભકૂટ અડજોયણો, જમ્બૂપન્નત્તિ સાર; જિનજી! બાર વલી પાઠાન્તરે, મૂલ કહે વિસ્તાર. જિનજી! ૨૨. સત્તાવન સય મલ્લિને, મનનાણી સમવાય; જિનજી! આઠ સયાં જ્ઞાતા કહે, એ તો અવર ઉપાય. જિનજી! ૨૩. ઉત્તરાધ્યયને સ્થિતિ કહી, અન્તરમુહૂર્ત જઘન્ય; જિનજી! વેદનીયની બાર તે, પન્નવણામાં અન્ય. જિનજી! ૨૪. અનુયોગદ્વારે કહ્યા, જઘન નિક્ષેપા ચાર; જિનજી! જીવાદિક તો નવિ ઘટે, દ્રવ્ય ભેદ આધાર. જિનજી! ૨૫ ઇમ બહુ-વચન નયન્તરેં, કોઇ વાચના ભેદ; જિનજી! ઇમ અર્થે પણ જાણીયે. નવિ ધરીયે મન ખેદ. જિનજી! ૨૬. અર્થકારથી આજના, અધિકા શુભમતિ કુણ? જિનજી! તો લે અનિયતલે નહી, આવે કહિયે હુણ? જિનજી! ૨૭. રાજા સરીખું સૂત્ર છે, મંત્રી સરિખો અર્થ; જિનજી! એહમાં એકે હીલીઓ, દિયે સંસાર અનર્થ. જિનજી! ૨૮. જે સમતોલે આચરે, સૂત્ર અર્થસું પ્રીતિ; જિનજી! તે તુઝ કરુણાયે વરે, સુખ જશ નિર્મલ-નીતિ. જિનજી! ૨૯.

ઢાલ દશમી :—જ્ઞાન વિના જે જીવને રે કિરિયામાં છે દોષ રે; કર્મબન્ધ છે તેહથી રે, નહી શમસુખ સન્તોષ રે. ૧. પ્રભુ! તુઝ વાણી મીઠડી રે, મુઝ મન સહેજ સુહાય રે; અમીય સમી મન ધારતા રે, પાપ તાપ સવિ જાય રે પ્રભુ! તુઝ વાણી મીઠડી રે—એ. આંકણી. ૨. લોકપતિ કિરિયા કરે રે, મન મેલે અજ્ઞાણ રે; ભવઇચ્છાના

અર્થ સુતીર્થે તેહનો સુણે; વિષય વિભાગ લહે અવિવાદ, વલી ઉત્સર્ગ તથા અપવાદ. ૧૫. અક્ષભાવ વિધિમાંહિ ધરે, દેશકાલગુખ જિમ અનુસરે; જાણે ગીતાર્થ વ્યવહાર, તિમ સવિ પ્રવચનકુશલ ઉદાર. ૧૬. કિરિયાગત એ ષટ્વિધ લિંગ, ભાખે તું જિનરાજ અભંગ; એ વિધિ શ્રાવક જે આચરે, સુખ જશ લીલા તે આદરે. ૧૭.

ઢાલ તેરમી:–ભાવ શ્રાવકનાં ભાવિયે હવે સત્તર ભાવગત તે હો રે; નેહો રે, પ્રભુ તુઝ વચને અવિચલ હોજો એ. ૧. ઇસ્થી ચંચલ ચિત્તથી, જે વાટ નરકની મોટી રે, ખોટી રે, છાંડે એ ગુણ ધુરિ ગણ્યો એ. ૨. ઇંદ્રિય ચપલ તુરંગને, જે રૂંધે જ્ઞાનની રાશે રે; પાસે રે, તે બીજો ગુણ શ્રાવક ધરે એ. ૩. કલેશતણું કારણ ઘણું, જે અર્થ અસારજ જાણે રે; આણે રે, તે ત્રીજો ગુણ સંનિધિ એ. ૪. ભવ વિડંબનામય અછે, વલી દુઃખરૂપી દુઃખ હેતો રે; ચેતો રે, ઇમ ચોથો ગુણ અંગીકરે એ. ૫. ક્ષીણસુખ વિષય વિષોપમા, ઇમ જાણી નવી બહુ ઇહે રે; બીહે રે, તેહથી પંચમગુણ વર્યો એ. ૬. તીવ્રારંભ ત્યજે સદા, ગુણ છઠ્ઠાનો સંભાગી રે; રાગી રે, નિરારંભજનનો ઘણું એ. ૭. માને સત્તમગુણ વર્યો, જન પાસ સદૃશ ગૃહવાસો રે; અભ્યાસો રે, મોહ જીતવાનો કરે એ. ૮. અઠ્ઠમ દંસણ ગુણ ભર્યો, બહુ ભાંતે કરે ગુરુ ભક્તિ રે; શક્તિ રે, નિજ સદ્દહણુ ની ફોરવે એ. ૯. લોકસન્ના સવિ પરિહરે, જાણે ગાડરિયો પરવાહો રે; લાહો રે, ઇમ નવમા ગુણનો સંપજે એ. ૧૦. આગમને આગલ કરે, તે વિણ કુણ મારગ સાખી રે; ભાખી રે, ઇમ કિરિયા દશમા ગુણ થકી એ. ૧૧. આપ અબાધાયે કરે, દાનાદિક ચર શક્તિ રે; વ્યક્તિ રે ઇમ આવે ગુણ ઇગ્યારમો એ. ૧૨. ચિંતામણિ સરિખો લહી, નવિ મુગ્ધ હસ્યો પણ લાજે રે; ગાજે રે, નિજ ધર્મે એ ગુણ બારમો એ. ૧૩. ધન ભવનાદિક ભાવમાં; જે નવિ રાગી નવિ દ્વેષી રે; સમપેખી રે, તે વિલસે ગુણ તેરમો એ. ૧૪. રાગ દ્વેષ મધ્યસ્થનો, સમગુણ ચઉદમે ન બાધે રે; સાધે રે, તે હઠ છાંડી મારગ ભલો એ. ૧૫. ક્ષણભંગુરતા ભાવતો, ગુણ પન્નરમે સેવંતો રે; સંતો રે, ન ધનાદિ સંગતિ કરે એ. ૧૬. ભાવવિરતિ સેવે મને, ભોગાદિક પર અનુરોધે રે; બોધે રે, ઇમ ઉલસે ગુણ સોલમે એ. ૧૭ આજ કાલ એ છાંડિશું, ઇમ વેશ્યા પરેં નિસનેહો રે; એહો રે, પર માને ગુણ સત્તરમે એ. ૧૮. એ ગુણવૃંદે જે ભર્યા, તે શ્રાવક કહિયે ભાવે રે; પાવે રે, સુજશપૂર તુઝ ભક્તિથી એ. ૧૯.

ઢાલ ચઉદમી:–તે ભાવસાધુપણું લહે, જે ભાવશ્રાવક સાર; તેહનાં લક્ષણ સાત છે, સવિ જાણે હો તું ગુણભંડાર; સાહિબજી! સાચિ તાહરી વાણી. ૧. કિરિયા મારગ અનુસારિણી ૧, શ્રદ્ધા પ્રવર અવિવાદ ૨; ઋજુભાવે પન્નવણિજ્જતા ૩, કિરિયામાં હો નિત્યે અપ્રમાદ ૪. સા૦ ૨. નિજ શક્તિ–સારુ કાજનો, આરંભ ૫ ગુણ અનુરાગ ૬, આરાધના ગુરુ આણની ૭, જેહથી લહિયે હો ભવજલ તાગ. સા૦ ૩. માર્ગ તે સમયની થિતિ તથા, સંવિગ્ન બુધની નીતિ; એ દોઇ અનુસારે ક્રિયા, જે પાલે હો તે ન લહે ભીતિ. સા૦ ૪. સૂત્ર ભણ્યું પણ અન્યથા, જુદું જ બહુગુણ જાણ; સંવિગ્ન વિબુધે આચર્યું, કાંઇ દીસે હો કાલાદિ પ્રમાણ. સા૦ ૫. કલ્પનું ધરવું ઝોલિકા,

૮. ઇહપરલોક અપાયથી, બીહે ભીરુ જેહ; અપયશથી વલી ધર્મનો, અધિકારી છે તેહ. ૯. અશઠ ન વંચે પર પ્રતે, લહે કીર્તિ વિશ્વાસ; ભાવસાર ઉદ્યમ કરે, ધર્મઠામ તે ખાસ. ૧૦. નિજ કાર્ય છાંડી કરી, કરે અન્ય ઉપકાર; સુદક્ષિણ જન સર્વને, ઉપાદેય વ્યવહાર. ૧૧. અંગીકૃત ન ત્યજે ત્યજે, લજ્જાલુઓ અકાજ; ધરે દયાલુ ધર્મની, દયા મૂલની લાજ. ૧૨. ધર્મમર્મ અવિતથ લહે, સોમદૃષ્ટિ મજ્ઝત્થ; ગુણસંયોગ કરે સદા, વરજે દોષ અણુત્થ. ૧૩. ગુણરાગી ગુણ સંગ્રહે, દૂસે ન ગુણ અનંત; ઉવેખે નિર્ગુણ સદા, બહુમાને ગુણવંત. ૧૪. અશુભકથા કલુષિત મતિ, નાસે રતન વિવેક; ધર્માર્થી સત્કથ હુએ, ધર્મનિદાન વિવેક. ૧૫. ધર્મ શીલ અનુકૂલ યશ, સદાચાર પરિવાર; ધર્મ સુપક્ષ વિઘન રહિત, કરી શકે તે સાર. ૧૬. માંડે સવિ પરિણામહિત, દીરઘદર્શી કામ; લહે દોષ ગુણ વસ્તુના, વિશેષજ્ઞ ગુણધામ, ૧૭. વૃદ્ધાનુગત સુસંગતે, હોવે પરિણતબુદ્ધિ; વિનયવંત નિયમા કરે, જ્ઞાનાદિકની વૃદ્ધિ. ૧૮. ગુણ જોડે ગુરુ આદરે, તત્ત્વબુદ્ધિ કૃત જાણ; પરહિતકારી પર પ્રતે, થાપે માર્ગ સુજાણ. ૧૯. શીખે લખે સુખે સકલ, લબ્ધલક્ષ શુભકાજ; ઇમ એકવીસ ગુણે વર્યો, લહે ધર્મનું રાજ. ૨૦. પૂરણગુણ ઉત્તમ કહ્યો, મધ્યમ પાદે હીન; અર્દ્ધહીન જઘન્ય જન, અપર દરિદ્રી દીન. ૨૧. અરજે વરજી પાપને, એહ ધર્મ સામાન્ય; પ્રભુ તુજ ભક્તિ જશ લહે, તેહ હોએ જન માન્ય. ૨૨.

**ઢાલ બ.રમી** :—એકવીસ ગુણ જેણે લહ્યા, જે નિજ મર્યાદામાં રહ્યા; તેહ ભાવશ્રાવકતા લહે, તસ લક્ષણ એ તૂં પ્રભુ ! કહે. ૧. કૃતવ્રતકર્મા શીલાધાર, ગુણવન્તો ને ઋજુ વ્યવહાર; ગુરુસેવી ને પ્રવચનદક્ષ, શ્રાવક ભાવે એ પ્રત્યક્ષ. ૨. શ્રવણ જાણણા ગ્રહણ ઉદાર, પડિસેવા એ ચાર પ્રકાર; પ્રથમ ભેદના મન ધારીયે, અર્થ તાસ ઇમ અવતારીયે. ૩ બહુમાણે નિસુણે ગીયત્થ, પાસે ભંગાદિક-બહુ અત્થ; જાણ ગુરુ પાસે વ્રત ગ્રહે, પાંલે ઉપસર્ગાદિક સહે. ૪. સેવે આયતણા ઉદ્દેશ, પરગૃહ તજે અણુબ્ભડ વેસ; વચન વિકાર ત્યજે શિશુ લીલ, મધુર ભણે એ ષટ્વિધ શીલ. ૫ આયતને સેવે ગુણપોષ, પરગૃહ ગમને વાધે દોષ; ઉદ્ભટવેષ ન શોભા લાગ, વચન વિકારે જાગે રાગ ૬. મોહ તણો શિશુ લીલા લિંગ, અનર્થદંડ અછે એ ચંગ; કઠિન વચનનું જલ્પન જેહ, ધર્મિને નહિ સમ્મત તેહ. ૭. ઉદ્યમ કરે સદા સજ્ઝાય, કરણ વિનયમાં સર્વ ઉપાય; અનભિનિવેશી રુચિ જિનઆણ, ધરે પંચગુણ એહ પ્રમાણ. ૮. સજ્ઝાયે ધારે વૈરાગ, તપ નિયમાદિક કરણે રાગ; વિનય પ્રયુંજે ગુણનિધિ તણો, જિમ મન વાધે આદર ઘણો. ૯. અનભિનિવેશી અવિતથ ગણે, ગીતારથ ભાષિત જે સુણે. સદ્દહણાયે સુણણ ચાહ, સમકિતનો મોટો ઉચ્છાહ. ૧૦. અવિતથ કથન અવંચક ક્રિયા, પાતિક પ્રકટન મૈત્રી પ્રિયા; બોધબીજ સદ્ભાવે સાર, ચાર ભેદ એ ઋજુવ્યવહાર. ૧૧. ગુરુસેવી ચઉવિહ સેવણા, કારણ સમ્પાદન ભાવના; સેવે અવસરે ગુરુને તેહ, ધ્યાન યોગનો ન કરે છેહ. ૧૨. તિહાં પ્રવર્તાવે પર પ્રને, ગુરુ ગુણ ભાખે નિજ પર છતે; સમ્પાદે ઔષધમુખ વલી, ગુરુભાવે ચાલે અવિચલી ૧૩ સૂત્ર અર્થ ઉત્સર્ગાપવાય, ભાવે વ્યવહારે સોપાય; નિપુણપણું પામ્યો છે જેહ, પ્રવચનદક્ષ કહીજે તેહ ૧૪ ઉચિત સૂત્ર ગુરુ પાસે ભણે,

દુરમતિ, શું સાધે ગુણ પાખે ધન૦ ૧૨. નવિ માયા ધર્મેં નવિ કહેવું, પરજનની અનુવૃત્તિ; ધર્મવચન આગમમાં કહિયે, કપટ રહિત મનવૃત્તિ. ધન૦ ૧૩. સંયમ વિણ સંયતતા થાપે, પાપશ્રમણ તે ભાખ્યો; ઉત્તરાધ્યયને સરલ સ્વભાવે, શુદ્ધ પ્રરુપક દાખ્યો. ધન૦ ૧૪. એક બાલ પણ કિરિયાનયે તે, જ્ઞાનનયે નવિ બાલા; સેવા યોગ્ય સુસંયતને તે, બોલે ઉપદેશમાલા. ધન૦ ૧૫. કિરિયાનયે પણ એક બાલ તે; જે લિંગી મુનિરાગી; જ્ઞાનયોગમાં જસ મન વરતે, તે કિરિયા સોભાગી. ધન૦ ૧૬. બાલાદિક અનુકૂલ ક્રિયાથી, આપે ઇચ્છાયોગી; અધ્યાતમ મુખ યોગ અભ્યાસે, કિમ નવિ કહિયે યોગી? ધન૦ ૧૭. ઉચિત ક્રિયા નિજશક્તિ છાંડી, જે અતિવેગે ચઢતો; તે ભવથિતિ પરિપાક થયા વિણ, જગમાં દીસે પડતો. ધન૦ ૧૮. માટે મોટાઇમાં જે મુનિ, ચલવે ડાકડમાલા, શુદ્ધ પ્રરૂપક ગુણ વિણ ન ઘટે, તસ ભવ અરહટમાલા. ધન૦ ૧૯. નિજ ગુણ સચે મન નવિ ખંચે, ગ્રંથ ભણી જન વંચે; લુંચે કેશ ન મુંચે માયા, તો વ્રત ન રહે પંચે. ધન૦ ૨૦. યોગગ્રંથના ભાવ ન જાણે, જાણે તો ન પ્રકાશે; ફોકટ મોટાઇ મન રાખે, તસ ગુણ દૂરે નાસે ધન૦ ૨૧. મેલે વેશે મહીયલ મ્હાલે, બક પરે નીચો ચાલે; જ્ઞાન વિના જગ ધંધે ઘાલે, તે કિમ મારગ ચાલે? ધન૦ ૨૨. પરપરિણતિ પોતાની માને, વરતે આરતધ્યાને; બન્ધમોક્ષ કારણ ન પીછાને, તે પહિલે ગુણઠાણે. ધન૦ ૨૩. કિરિયા લવ પણ જે જ્ઞાનીનો, દૃષ્ટિ થિરાદિક લાગે, તેહથી સુજશ લહીજે સાહિબ, સીમંધર! તુજ રાગે. ધન૦ ૨૪. કુલ ૩૧૫.

**ઢાલ સોલમી**:–સ્વામી સીમંધરા! તું ભલે ધ્યાઇયે, આપણો આતમા જિમ પ્રગટ પાઇયે; દ્રવ્ય ગુણ પજ્જવા તુઝ યથા નિર્મલા, તિમ મુઝ શકિતથી જઇવિ ભવિ સામલા. ૧. ચાર છે ચેતનાની દશા અવિતથા, બહુ શયન–શયન–જાગરણ–ચોથી તથા; મિચ્છ–અવિરત–સુયત–તેરમે તેહની, આદિ ગુણઠાણે નયચક્ર માંહે સુણી. ૨. ભાવ સંયોગજા કર્મ ઉદયાગતા, કર્મ નવિ જીવ નવિ મૂલ તે નવિ છતા; ખડીયથી ભિત્તિમાં જિમ હોએ શ્વેતતા; ભિત્તિ નવિ ખડીય નવિ તેહ ભ્રમસંગતા. ૩. દેહ નવિ વચન નવિ જીવ નવિ ચિત્ત છે, કર્મ નવિ રાગ નવિ દ્વેષ નવિ ચિત્ત છે; પુદ્‌ગલી ભાવ પુદ્‌ગલપણે પરિણમે, દ્રવ્ય નવિ જૂજૂઓ એક હોવે કિમે? ૪. પંથીજન લૂંટતાં ચોરને જિમ ભણે, વાટ કો લૂંટી તિમજ મૂઢો ગિણે; એકક્ષેત્રે મિલ્યા અણુતણી દેખતો, વિકૃતિ એ જીવની પ્રકૃતિ ઊવેખતો. ૫. દેહકર્માદિ સવિ કાજ પુદ્‌ગલ તણાં, જીવનાં તેહ વ્યવહાર માને ઘણાં; સયલ ગુણઠાણ જિઅ ઠાણ સંયોગથી, શુદ્ધ પરિણામ વિણ જીવકારય નથી. ૬. નાણ દંસણ ચરણ શુદ્ધ પરિણામ જે, તત્ત જોતાં ન છે જીવથી ભિન્ન તે; રત્ન જિમ જ્યોતિથી કાજ કારણપણે, રહિત ઇમ એકતા સહજ નાણી મુણે. ૭. અંશ પણ નવિ ઘટે પૂરણ દ્રવ્યના, દ્રવ્ય પણ કિમ કહું દ્રવ્યના ગુણ વિના? અકલ ને અલખ ઇમ જીવ અતિતન્તથી, પ્રથમ અંગે વદ્યું અપદને પદ નથી ૮. શુદ્ધતા ધ્યાન ઇમ નિશ્ચયે આપનું, તુઝ સમાપત્તિ ઔષધ સકલ પાપનું; દ્રવ્ય અનુયોગ સંમતિ પ્રમુખથી લહી, ભક્તિ વૈરાગ્ય ને જ્ઞાન ધરિયે સહી. ૯. જેહ અહંકાર મમકારનું બંધનં, શુદ્ધનય તે દહે દહન જિમ ઇંધનં

ભાજને ઢવરક દાન; તિથિ પજૂસણની પાલટી, ભોજન વિધ હો ઈત્યાદિ પ્રમાણ. સા૦ ૬. વ્યવહાર પાંચે ભાખિયા, અનુક્રમે જેહ પ્રધાન; આજ તો તેહમાં જીત છે, તે ત્યજિયે હો કિમ વગર નિદાન. સા૦ ૭. શ્રાવક મમત્વ અશુદ્ધ વલી, ઉપકરણ વસતિ આહાર; સુખશીલ જન જે આચરે, નવિ ધરિયે હો તે ચિત્ત લગાર. સા૦ ૮. વિધિ-સેવના-અવિતૃપ્તિ-શુભ, દેશના ખલિત વિશુદ્ધિ; શ્રદ્ધા ધર્મ ઈચ્છા ઘણી, ચઉ ભેદે હો ઇમ જાણે સુબુદ્ધિ. સા૦ ૯. દ્રઢરાગ છે શુભ ભોજ્યમાં, જિમ સેવતાંયે વિરુદ્ધ; આપદા-માંહે રસ જાણને, તિમ મુનિને હો ચરણે તે શુદ્ધ. સા૦ ૧૦. જિમતૃપ્તિ જગ પામે નહી, ધનહીન લેતો રત્ન; તપ વિનય વેયાવચ્ચ પ્રમુખ તિમ, કરતો હો મુનિવર બહુ યત્ન. ૧૧. ગુરુની અનુજ્ઞા લેઈને, જાણતો પાત્ર કુપાત્ર; તિમ દેશના શુદ્ધી દિએ; જિમ દીપે હો નિજ સંયમ ગાત્ર. સા૦ ૧૨. જે કદાચિત લાગે વ્રતે, અતિચાર પંક કલંક; આલોયણે તે શોધતાં, મુનિ ધરે હો શ્રદ્ધા નિઃશંક. સા૦ ૧૩. શ્રદ્ધા થકી જે સર્વ લહે, ગંભીર આગમ ભાવ; ગુરુ વચને પન્નવણિજ્જ તે, આરાધક હો હોવે સરલ સ્વભાવ. સા૦ ૧૪. ષટ્કાય ઘાત પ્રમત્તને, પડિલેહણાદિક ચોગ; જાણી પ્રમાદી નવિ હુએ, કિરિયામાં હો મુનિ શુભ સંયોગ. સા૦ ૧૫. જિમ ગુરુ આર્યમહાગિરિ, તિમ ઉજમે બલવંત; બલ અવિ-ષય નવિ ઉજમે, શિવભૂતિ હો જિમ ગુરુ હીલંત. ૧૬. ગુણવંતની સંગતિ કરે, ચિત્ત ધરત ગુણ-અનુરાગ; ગુણલેશ પણ પરનો શુણે, નિજ દેખે હો અવગુણ વડભાગ. સા૦ ૧૭. ગુરુ ચરણ સેવા રત્ત હોઇ, આરાધતો ગુરુ આણ; આચાર સર્વના મૂલ ગુરુ, તે જાણે હો તે ચતુર સુજાણ. સા૦ ૧૮. એ સાતગુણ લક્ષણ વર્યો, જે ભાવસાધુ ઉદાર; તે વરે સુખ જશ સમ્પદા, તુજ ચરણે હો જસ ભકિત અપાર. સા૦ ૧૯.

ઢાલ પન્નરમી :-ધન તે મુનિવરા રે, જે ચાલે સમભાવે, ભવસાયર લીલાએ ઉત્તરે સંયમ કિરિયા નાવે. ધન૦ ૧. ભોગપંક ત્યજી ઉપર બેઠો, પંકજ પરે જે ન્યારા; સિંહ પરે નિજ વિક્રમ શૂર, ત્રિભુવનજન આધારા. ધન૦ ૨. જ્ઞાનવન્ત જ્ઞાનીશું મિળતાં, તન મન વચને સાચા; દ્રવ્ય ભાવ સૂધા જે ભાખે, સાચી જિનની વાચા. ધન૦ ૩. મૂલ ઉત્તર ગુણ સંગ્રહ કરતા, તજતા ભિક્ષાદોષો; પગ પગ વ્રત દૂષણ પરિહરતા, કરતાં સંયમ પોષો. ધન૦ ૪. મોહ પ્રતે હણતાં નિત્ય આગમ, ભણતાં સદ્ગુરુ પાસે; દૂષમ કાલે પણ ગુણવન્તા, વરતે શુભ અભ્યાસે. ધન૦ ૫. છઠ્ઠું ગુણઠાણું ભવ અટવી, ઉલ્લંઘણ જેણે લહિઉં; તસ સોભાગ સકલ મુખ એકે, કિમ કરિ જાએ કહિઉં ? ધન૦ ૬. ગુણઠાણાની પરિણતિ જેહની, ન છિપે ભવ જંજાલે; રહે શેલડી ઢાંકી રાખી, કેતો કાલ પરાલે ? ધન૦ ૭. તેહવા ગુણ ધરવા અણધીરા, જો પણ સૂધું ભાખી; જિનશાસન શોભાવે તે પણ, સુધા સંવેગપાખી ધન૦ ૮. સદ્દહણા અનુમોદન કારણ, ગુણથી સંયમ કિરિયા; વ્યવહારે રહિયા તે ફરસે, જે નિશ્ચય નય દરિયા. ધન૦ ૯. દુક્કરકાર થકી પણ અધિકા, જ્ઞાનગુણે ઈમ તેહો, ધમંદાસગણિ વચને લહિએ, જેહને પ્રવચન નેહો. ધન૦ ૧૦. સુવિહિત ગચ્છ કિરિયાનો ધોરી, શ્રીહરિભદ્ર કહાય; એહ ભાવ ધરતો તે કારણ, મુઝ મન ભેદ સુહાય. ધન૦ ૧૧. સંયમ ઠાણ વિચારી જોતાં, જો ન લહે નિજ સાખે; તો જૂઠું બોલીને

કુસુમ ચરણવર મંજરી, મુક્તિફલ આપશે તે અકેલી. આજ૦ ૪. લોકસન્ના થકી લોક બહુ વાઉલો, રાઉલો દાસ તે સવિ ઉવેખે; એક તુઝ આણસું જેહ રાતા રહે, તેહને એહ નિજ મિત્ર દેખે. આજ૦ ૫. આણ જિનભાણ! તુઝ એક શિર ધરું, અવરની વાણિ નવિ કાને સુણિએ; સર્વદર્શન તણું મૂલ તુઝ શાસને, તેણે તે એક સુવિવેક થુણિએ. આજ૦ ૬. તુઝ વચનરાગ સુખસાગર હું ગણું, સકલ સુર મનુજ સુખ એક બિંદુ; સાર કરજો સદા દેવ! સેવક તણી, તું સુમતિ કમલિની વન દિણિંદુ. આજ૦ ૭. જ્ઞાનયોગે ધરી તૃપ્તિ નવિ લાજિયે, ગાજિયે એક તુઝ વચનરાગે; શક્તિ ઉલ્લાસ અધિકો હુસે તુઝ થકી, તું સદા સકલ સુખ હેત જાગે. આજ૦ ૮. વડતપાગચ્છ નંદનવને સુરતરુ, હીરવિજયો જયો સૂરિરાયા; તાસ પાટે વિજયસેન સૂરિસરુ, નિત નમે નરપતિ જાસ પાયા. આજ૦ ૯. તાસ પાટે વિજયદેવ સૂરિસરુ, પાટ તસ ગુરુ વિજયસિંહ ધોરી; જાસ હિત સીખથી માર્ગ એ અનુસર્યો, જેહથી સવિ ટલી કુમતિ ચોરી. આજ. ૧૦. હીરગુરુ શીસ અવતંસ મોટો હુઓ, વાચકા રાજ કલ્યાણવિજયો; હેમગુરુ સમ વડે શબ્દ-અનુશાસને, શીસ તસ વિબુધવર લાભવિજયો. આજ૦ ૧૧. શીસ તસ જીતવિજયો જયો વિબુધવર, નયવિજય વિબુધ તસ સુગુરુભાયા; રહિઅ કાશીમઠે જેહથી મેં ભલે, ન્યાયદર્શન વિપુલ ભાવ પાયા. આજ૦ ૧૨. જેહથી શુદ્ધ લહિયે સકલ નયનિપુણ. સિદ્ધસેનાદિ કૃત શાસ્ત્રભાવા; તેહ એ સુગુરુ–કરુણા–પ્રભો! તુઝ સુગુણ, વયણ રયણાયર મુઝ નવા. આજ૦ ૧૩.

કલશ :–ઇસ સકલ સુખકર દુરિત ભયહર સ્વામિ સીમંધર તણી, એ વીનતી જે સુણે ભાવે તે લહે લીલા ઘણી; શ્રીનયવિજય બુધ ચરણ સેવક જસવિજય બુધ આપણી, રુચિ શક્તિ સારુ પ્રગટ કીધી શાસ્ત્રમર્યાદા ભણી. ૧.

મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી વિરચિત; શ્રી સીમંધરજિન વિજ્ઞપ્તિ, અપરનામ સાડી ત્રણસો ગાથાનું સ્તવન સંપૂર્ણ.

## ૫૨ શ્રીમદ્યશોવિજયજી ઉપાધ્યાયંકૃત કુમતિ–મદ–ગાલન શ્રી વીરસ્તુતિરૂપ દોઢસો ગાથાનું હુંડીનું સ્તવન

ઢાલ પહેલી :–પ્રણમી શ્રીગુરુના પય પંકજ, થુણશું વીર જિણંદ; ઠવણ નિક્ષેપ પ્રમાણ પંચાંગી, પરખી લહો આણંદ રે. જિનજી! તુજ આણા શિર વહિએ, તુજ શાસન નય શુદ્ધ પ્રરૂપણ; ગુણથી શિવસુખ લહિએ રે. જિનજી! તુજ આણા શિર વહિએ.–એ આંકણી. ૧. શ્રી અનુયોગદુવારે ભાખ્યા, ચાર નિક્ષેપા સાર; ચાર સત્ય દશ સત્યા ભાખ્યા, ઠાણાંગે નિરધાર રે. જિનજી! ૨. જાસ ધ્યાન કિરિયામાહિ આવે, તેહ સત્ય કરી જાણું; શ્રીઆવશ્યકસૂત્ર પ્રમાણે, વિગતે તેહ વખાણું રે. જિનજી! ૩. ચોવીસત્થયમાંહિ નિક્ષેપા, નામ દ્રવ્ય હોય ભાવું; કાઉસ્સગ્ગ આલાવે ઠવણા, ભાવ તે સઘલે ધ્યાવું રે. જિનજી! ૪. પુસ્તક–લિખિત સકલ જિમ આગમ, તિમ આવશ્યક એહ; ભગવઈ નંદી સાખે સમ્મત, તેહમાં નહીં સંદેહ રે. જિનજી! ૫. સૂત્ર આવશ્યક જે ઘરઘરનું; કહસ્યે તે અજ્ઞાની; પુસ્તક અર્થ–પરંપર આવ્યું, માને તેહજ જ્ઞાની રે. જિનજી! ૬. બંભીલિપિ શ્રી ગણધરદેવે, પ્રણમી ભગવઇ અંગે; જ્ઞાનતણી તે ઠવણા, અથવા દ્રવ્યશ્રુત

શુદ્ધનય દીપિકા મુક્તિમારગ ભણી, શુદ્ધ નય આથિ છે સાધુને આપણી. ૧૦. સકલ ગણિપિટકનું સાર જેણે લહ્યું, તેહને પણ પરમસાર એહજ કહ્યું; ઓઘનિર્યુક્તિમાં એહ વિણુ નવિ મિટે, દુઃખ સવિ વચન એ પ્રથમ અંગે ઘટે. ૧૧. શુદ્ધ નય ધ્યાન તેહને સદા પરિણમે, જેહને શુદ્ધ વ્યવહાર હિયડે રમે. મલિન વસ્ત્રે યથા રાગ કુંકુમતણો, હીન વ્યવહાર ચિત્ત એહથી નવિ ગુણો. ૧૨ જેહ વ્યવહાર સેઢી પ્રથમ છાંડતાં, એક એ આદરે આપમત માંડતાં; તાસ ઉતાવલે નવિ ટલે આપદા, ક્ષુધિત ઉંબરે ઉંબર ન પાચે કદા. ૧૩. ભાવલવ જેહ વ્યવહાર ગુણથી ભલે, શુદ્ધ નય ભાવના તેહથી નવિ ચલે; શુદ્ધ વ્યવહાર ગુરુયોગ પરિણતપણું, તેહ વિણુ શુદ્ધ નયમાં નહિ તે ગણ્યું. ૧૪. કેઇ નવિ ભેદ જાણે અપરિણતમતિ, શુદ્ધનય અતિહિ ગંભીર છે તે વતી; ભેદલવ જાણતાં કેઈ મારગ ત્યજે, હોય અતિપરિણતિ પરસમય સ્થિતિ ભજે. ૧૫. તેહ કારણ થકી સર્વ નય નવિ કહ્યા, કાલિકશ્રુત માંહે તીન પ્રાયે લહ્યા; દેખી આવશ્યકે શુદ્ધનય ધુરિ ભણી; જાણિયે ઉલટી રીતિ બોટિકતણી. ૧૬. શુદ્ધ વ્યવહાર છે ગચ્છ-ક્રિયા થિતિ, દુપ્પસહ જાવ તીરથ કહ્યું છે નીતિ; તેહ સંવિજ્ઞ ગીતાર્થથી સંભવે, અવર એરંડ સમ કોણ જગ લેખવે. ૧૭. શાસ્ત્ર અનુસાર જે નવિ હઠે તાણિયે, નીતિ તપગચ્છની તે ભલી જાણિયે; જીત હાથે જિહાં સમય-સાર બુધા, નામ ને ઠામ કુમતે નહી જસ સુધા. ૧૮. નામ નિર્ગ્રંથ છે પ્રથમ એહનું કહ્યું, પ્રથમ અડપાટ લગે ગુરુગુણે સંગ્રહ્યું; મંત્ર કોટી જપી નવમપાટે યદા, તેહ કારણ થયું નામ કોટિક તદા ૧૯. પનરમે પાટે શ્રીચન્દ્રસૂરિ કર્યું, ચન્દ્રગચ્છ નામ નિર્મલપણે વિસ્તર્યું; સોલમે પાટ વનવાસ નિર્મમમતિ, નામ વનવાસી સામંતભદ્રો યતિ. ૨૦. પાટ છત્રીસમે સર્વ-દેવાભિધા, સૂરિ વડગચ્છ તિહાં નામ શ્રવણે સુધા; વડતલે સૂરિપદ આપીઉં તે વતી, વલીય તસ બહુગુણે તેહ વાધ્યા યતિ. ૨૧. સૂરિ જગચંદ જગ સમરસે ચન્દ્રમા, જેહ ગુરુ પાટે થઉ અધિક ચાલીસમા; તેહ પામ્યું તપા નામ બહુતપ કરી ! પ્રગટ આઘાટપુરિ વિજય કમલા વરી. ૨૨. એહ ષટ્ નામ ગુણઠામે તપગણ તણા, શુદ્ધસદ્દહણ ગુણ રયણ એહમાં ઘણા; એહ અનુગત પરંપર ભણી સેવતા, જ્ઞાનયોગી વિબુધ પ્રગટ જગદેવતા. ૨૩. કોઈ કહે મુક્તિ છે વીણતાં ચીથરાં, કોઈ કહે સહજ જમતાં ઘર દહિથરાં; મૂઢ એ દોય તસ ભેદ જાણે નહી, જ્ઞાનયોગે ક્રિયા સાધતાં તે સહી. ૨૪. સરલભાવે પ્રભો ! શુદ્ધ ઇમ જાણતાં, હું લહું સુજસ તુઝ વચન મન આણતાં પૂર્વ સુવિહિતણા ગ્રંથ જાણી કરી, મુઝ હોજો તુઝ કૃપા ભવ પયો નિધિ તરી. ૨૫.

ઢાલ સત્તરમી :—આજ જિનરાજ મુજ કાજ સિદ્ધાં સવે, વીનતી માહરી ચિત્ત ધારી; માર્ગ જો મેં લહ્યો તુજ કૃપારસથકી, તો હુઈ સમ્પદા પ્રગટ સારી. આજ૦ ૧. વેગલો મત હુજે દેવ ! મુઝ મન થકી, કમલના વનથકી જિમ પરાગો; ચમક પાષાણ જિમ લોહને ખેંચસે, મુક્તિને સહેજ તુઝ ભક્તિરાગો. આજ૦ ૨. તું વસે જો પ્રભો ! હર્ષભર હીયડલે, તો સકલ પાપના બન્ધ તૂટે.; ઉગતે ગગન સૂરયતણે મણ્ડલે, દહ દિશે જિમ તિમિર પડલ ફૂટે. આજ૦ ૩. સીંચજે તું સદા વિપુલ-કરુણારસેં, મુઝ મને શુદ્ધમતિ કલ્પવેલી; નાણ દંસણ

લાલ રે. તુજ૦ ૬. પહિલે ભવ પૂરવ કહે, જ્ઞાતા દદુંર સંબંધ; લાલ રે, પચ્છા કડુઅ વિષય કહ્યા, વલી મૃગાપુત્ર પ્રબંધ. લાલ રે. તુજ૦ ૭. આગમેસી ભદ્રા કહ્યા, ગઇ ઠિઇ કલ્લાણા દેવ; લાલ રે, તસ પૂરવ પચ્છા કહે, ત્રિહું કાલેં હિત જિન-સેવ. લાલ રે. તુજ૦ ૮. જસ પૂરવ પચ્છા નહીં; મધ્યે પણ તસ સંદેહ; લાલ રે, ઈમ પહીલે અંગે કહ્યું, સૂધો અર્થ તે એહ. લાલ રે. તુજ૦ ૯. પચ્છાપેચ્ચા શબ્દનો, જે ફેર કહે તે કુડું; લાલ રે, શબ્દતણી રચના ઘણી, પણ અરથ એક છે રુડું. લાલ રે. તુજ૦ ૧૦. વાંચી પુસ્તક રત્નનાં, હવે લેઈ ધરમ વ્યવસાય; લાલ રે, સિદ્ધાયતને તે ગયો, જિહાં દેવછંદાનો ઠાય. લાલ રે. તુજ૦ ૧૧. જિનપ્રતિમા દેખી કરી, કરે શિર પ્રણામ શુભ બીજ; લાલ રે, પુષ્પ-માલ્ય-ચૂર્ણે કરી, વસ્ત્રાભરણે વલી પૂજ, લાલ રે. તુજ૦ ૧૨. ફૂલ પગર આગે કરી, આલેખે મંગલ આઠ; લાલ રે, ધૂપ દેઇ કાવ્યે સ્તવી, કરે શક્રસ્તવનો પાઠ; લાલ રે; તુજ૦ ૧૩. જેહના સ્વમુખે જિન કહે, ભવસિદ્ધિ પ્રમુખ છ બોલ; લાલ રે, તાસ ભગતિ જિન પૂજના, નવિ માને તેહ નિટોલ લાલ રે. તુજ૦ ૧૪. પ્રભુ આગલ નાટક કર્યું, ભગતિ સૂરિયાભે સાર; લાલ રે, ભગતિતણાં ફલ શુભ કહ્યાં, શ્રી ઉત્તરાધ્યયન મોઝાર. લાલ રે. તુજ૦ ૧૫. અંગ ઉપાંગે ઘણે કહી, એમ દેવ દેવીની ભક્તિ; લાલ રે, આરાધકતા તેણે થઇ, ઈહાં તામલી ઈંદ્રની યુક્તિ. લાલ રે. તુજ૦ ૧૬. ભક્તિ જીતધર્મે કરી, લીએ દાઢા અવર જિન અંગ; લાલ રે, થૂભ રચે સુર ત્રણ તે, કહે જંબૂપન્નત્તી ચંગ; લાલ રે. તુજ૦ ૧૭. શતક દશમે અંગ પાંચમે, ઉદ્દેશે છઠ્ઠે ઈંદ; લાલ રે, દાઢ તણી આશાતના, ટાલે તે વિનય અમંદ. લાલ રે. તુજ૦ ૧૮. સમકિતદૃષ્ટી સુર તણી, આશાતના કરસ્યે જેહ; લાલ રે, દુલ્લભબોધિ તે હશે, ઠાણાંગે ભાખ્યું એહ. લાલ રે. તુજ૦ ૧૯. તેહને જશ બોલ્યે કહ્યું, વલી સુલભબોધિતા થાય; લાલ રે, તેણે પૂજાદિક તેહનાં, કરણી શિવહેતુ કહાય. લાલ રે. તુજ૦ ૨૦. તપ સંયમ તરુસમ કહ્યાં, ફલસમ તે શિવસુરશર્મ; લાલ રે, સુરકરણી માને નહીં, નવિ જાણ્યો તેણે એ મર્મ. લાલ રે. તુજ૦ ૨૧. દશવૈકાલિક નર થકી, સુર અધિક વિવેક જણાય; લાલ રે, દ્રવ્યસ્તવ તો તેણે કર્યાં, માને તસ સુજશ ગવાય. લાલ રે. તુજ૦ ૨૨.

ઢાલ ૩ શાસન તાહરું અતિ ભલું, જગિ નહીં કોઈ તસ સારખું રે; તિમં તિમ રાગ ઘણો વધે, જિમ જિમ જુગતિસ્યું પરખું રે. ૧. શાસન તાહરું અતિ ભલું-એ આંકણી૦ શ્રી અરિહંત અને તેહનાં, ચૈત્ય નમુ ન અનેરાં રે, અંબડ ને તસ શિષ્યનાં, વચન ઉંવવાઈ ઘણેરાં રે. શાસન૦ ૨. 'ચૈત્ય'શબ્દ તણો અરથ તે, પ્રતિમા નહિ કોઈ બીજે રે; જેહ દેખી ગુણ ચેતીએ, તેહ જ ચૈત્ય પતી જે રે. શાસન૦ ૩. ઇમજ આલાવે આણંદને, જિનપ્રતિમા નતિ દીસે રે; સપ્તમ અંગના અર્થથી, તે નમતાં મન હીંસે રે. શાસન૦ ૪. પરતીર્થી સુર તેહની, પ્રતિમાની નતિ વારી રે; તેણે મુનિ જિન પ્રતિમા તણી, વંદન નીતિ નિરધારી રે. શાસન૦ ૫. પરતીર્થીએ જે પરિગ્રહ્યા, મુનિ તે તો પરતીર્થી રે; ત્રણ શરણ માંહિ ચૈત્ય તે કહે; પ્રતિમા શિવ અર્થી રે. શાસન૦ ૬. વંદન કિશું પ્રતિમા પ્રતિ' ? એમ કહે જે છલ હેરી રે; ઉત્તર તાસ સભાવ તણી, શૈલી છે સૂત્ર કેરી રે.

અવિવાદે રે. જિનજી! ૭. ભેદ અઢાર જે બંભી લિપિના, સમવાયાંગે દીઠા; શુદ્ધ અરથ મરડી ભવ બહુલા, ભમશે કુમતી ધીઠા રે. જિનજી! ૮. બંભીલિપિ જો તેહનો કર્તા, તો લેખક પણ આવે; ગુરુ આણા વિણુ અરથ કરે જે, તેહનો બોલ નફાવે રે જિનજી! ૯. જિનવાણી પણ દ્રવ્ય–શ્રુત છે, નંદીસૂત્રને લેખે; જિમ તે તિમ બંભીલિપિ નમિયે, ભાવ તે દ્રવ્ય વિશેષે રે. જિનજી! ૧૦. જિમ અજીવ સંયમનું સાધન, જ્ઞાનાદિકનું તેમ; શુદ્ધભાવ આરોપે વિધિસ્યું, તેહને સવહે એમ રે. જિનજી! ૧૧. શુદ્ધભાવ જેહનો છે તેહના, ચાર નિક્ષેપા સાચા; જેહમાં ભાવ અશુદ્ધ છે તેહના, એક કાચે સવિકાચા રે જિનજી! ૧૨. દશવૈકાલિકે દૂષણ દાખ્યું, નારી ચિત્રને ઠામે; તો કિમ જિનપ્રતિમા દેખીને, ગુણ નવિ હોય પરિણામે રે જિનજી! ૧૩. રુચકદ્વીપે એક ડગલે જાતાં, પડિમા નમિય આવું છે; આવતાં એક ડગલે નંદીસરે, બીજે ઈહાં જિન વંદે રે. જિનજી ૧૪. તીર્છીગતિ એ ભગવઈ ભાખી, જંઘાચારણ કેરી; પંડગવન નંદન ઈહાં પડિમા, ઊર્ધ્વ નમે ઘણેરી રે. જિનજી! ૧૫. વિદ્યાચારણ તે એક ડગલે, માનુષોત્તરે જાય; બીજે નંદીસરે જિન પ્રતિમા પ્રણમી પ્રમુદિત થાય રે. જિનજી! ૧૬. તિહાંથી પડિમા વંદણ કારણ, એક ડગલે ઇહાં આવે; ઊર્ધ્વપણે જાતાં બે ડગલાં, આવતાં એક સ્વભાવે રે. જિનજી! ૧૭. શતક (ઇક–) વીશમે નવમ ઉદ્દેશે, પ્રતિમા મુનિવર વંદી, ઇમ દેખી જે અવલા ભાખે, તસ મતિ કુમતિ ફંદી રે. જિનજી! ૧૮ આલોઅણનું ઠાણ કહ્યું જે, તેહ પ્રમાદ ગતિ કેરો, તીર ગતિ જે જાત્ર વિચાલે, રહે તે ભેદ ઘણેરા રે. જિનજી! ૧૯. કરી ગોચરી જિમ આલોએ, દશવૈકાલિક સાખે; તિમ એ ઠામ પ્રમાદ આલોએ, નહીં દોષ તે પાખે રે. જિનજી! ૨૦. કહે કોઇ એ કહેવા માત્રજ, કોઈ ન ગયો નવિ જાસ્યે; નહીં તો લવણશિખા માંહિ જાતાં, કિમ આરાધક થાસ્યે રે? જિનજી! ૨૧. સત્તર સહસ જોયણ જઈ ઉંચા, ચારણ તીર્છી ચાલે, સમવાયાંગે પ્રગટ પાઠ એ, સ્યું કુમતિ ભ્રમ ઘાલે રે? જિનજી! ૨૨. 'ચૈત્ય' શબ્દનો જ્ઞાન અરથ તે, કહે કરવો કુણ હેતે? જ્ઞાન એક ને ચૈત્ય ઘણાં છે, ભૂલે જડ સંકેતે રે. જિનજી! ૨૩. રુચકાદિકનાં ચૈત્ય નમ્યાં તે, સાસય પડિમા કહિએ, જેહ ઈહાનાં તેહ અશાશ્વત, બહુમાં ભેદ ન લહિએ રે. જિનજી! ૨૪. જે ઉપર સાહિબ! તુજ કરુણા, શુદ્ધ અરથ તે ભાખે, તુજ આગમનો શુદ્ધ પ્રરુપક, સુજસ અમિય રસ ચાખે રે. જિનજી! ૨૫.

ઢાલ ૨:–તુજ આણા મુજ મનિ વસી, જિહાં જિન પ્રતિમા સુવિચાર; લાલ રે, રાય પસેણી સૂત્રમાં, સૂરિ આભતણો અધિકાર લાલ રે. તુજ૦ ૧. તે સુર અભિનવ ઉપન્યો, પૂછે સામાનિક દેવ; લાલ રે, 'શું મુજ પૂરવ ને પછી, હિતકારિ કહો તતખેવ' લાલ રે, તુજ૦ ૨. તે કહે 'એહ વિમાનમાં, જિનપડિમા દાઢા જેહ; લાલ રે, તેહની તુમ્હે પૂજા કરો, પૂર્વ પચ્છા હિત એહ' લાલ રે. તુજ૦ ૩. પૂરવ પચ્છા શબ્દથી, નિત્ય કરણી જાણે સોય; લાલ રે, સમકિતદૃષ્ટિ સદ્દહે, તે દ્રવ્ય થકી કિમ હોય? લાલ રે. તુજ૦ ૪. દ્રવ્યથકી જે પૂજિયાં, પ્રહરણ કોશાદિ અનેક; લાલ રે. તેહજ ભિન્ન જુદાં કહ્યાં, એ તો સાચો ભાવ વિવેક. લાલ રે તુજ૦ ૫. ચક્રરયણ જિણ નાણની, પૂજા જે ભરતે કીધ; લાલ રે, જિમ તિહાં તિમ અન્તર ઇહાં સમકિતદૃષ્ટિ સુપ્રસિદ્ધ.

નિજજંશા, કૂપ તણો રે દ્રિષ્ટંત; કહિ કોઇ જોડે મુખ ભાખે, ભાવ તે શુચિજલ તંત. સુખ૦ ૮. ઉપાદાન વશ બન્ધન કહિયું, તસ હિંસા શિર ઉપચાર; પુષ્પાદિક આરમ્ભ તણો ઇમ, હોય ભાવે પરિહાર સુખ૦ ૯. જલ તરતાં જલ ઉપર મુનિને, જિમ કરુણાનો રે રંગ; પુષ્પાદિક ઉપર શ્રાવકને, તિમ પૂજામાંહિ ચંગ. સુખ૦ ૧૦. પાત્ર દાનથી શુભ વિપાક જિમ, લહે સુબાહુ કુમાર; પાહિલે ગુણઠાણે ભદ્રક પણે, તિમ જિન પૂજા ઉદાર સુખ૦ ૧૧. ઉપલક્ષણથી જિમ શીલાદિક, તિમ જિનપૂજા લીધ; મનુજઆયુ બન્ધે તે સુબાહુ. તેણે સમકિત ન પ્રસિદ્ધ. સુખ૦ ૧૨. મેઘજીવ ગજ શશ અનુકમ્પા, દાન સુબાહુ વિચાર; પહિલે ગુણઠાણે પણ સુન્દર, તિમ જિનપૂજા પ્રકાર. સુખ૦ ૧૩. દાન દેવ પૂજાદિક સઘલાં, દ્રવ્ય સ્તવ કહ્યાં જેહ; અસદારમ્ભી તસ અધિકારી, માંડી રહે જે ગેહ. સુખ૦ ૧૪. સદારમ્ભમાં ગુણ જાણીજે, અસદારમ્ભ નિવૃત્તિ; અરમણિકતા ત્યાગે ભાખી, ઇમજ પ્રદેશી પ્રવૃત્તિ. સુખ૦ ૧૫. લિખિત શિલ્પશત ગણિત પ્રકાશ્યાં, ત્રણે પ્રજાહિત હેત; પ્રથમ રાય શ્રી ઋષભ જિણિન્દે, તિહાં પણ એ સંકેત. સુખ૦ ૧૬. યતનાએ સૂત્રે કહ્યું મુનિને, આર્યકરમ ઉપદેશ; પરિણામિક બુદ્ધિ વિસ્તારે, સમજે આદ્ય અશેષ. સુખ૦ ૧૭. આર્ય કાર્ય શ્રાવકનાં જે છે, તેહમાં હિંસા દિઠ; હેતુ સ્વરૂપ અનુબન્ધ વિચારે, નાશે હોઈ નિજ પિઠ. સુખ૦ ૧૮. હિંસાહેતુ અયતના ભાવે, જીવ વધે તે સ્વરૂપ; આણાભંગ મિથ્યામતિ ભાવે, તે અનુબન્ધ વિરૂપ. સુખ૦ ૧૯. હેતુસ્વરૂપ ન હિંસા સાચી, સેવી તે અનુબન્ધ; તો જમાલિ પ્રમુખે ફલ પામ્યાં, કડુઆકરી બહુ બન્ધ. સુખ૦ ૨૦ સ્વરૂપથી હિંસા ન ટલે છે, સમુદ્ર જલે જે સિદ્ધ; વલી અપવાદ પદે જે વરતે, પણ તેણે શિવપદ લીધ. સુખ૦ ૨૧. સાધુવિહાર પરિ અનુબન્ધે, નહી હિંસા જિનભક્તિ; ઇમ તે માને તેહની વાધે, સુજશ આગમ શક્તિ. સુખ૦ ૨૨.

ઢાલ પાંચમી :–સાસયપડિમા અઠસય માને, સિદ્ધાયતન વિમાને રે; ધન ધન જિન વાણી, ટેક. પ્રભુ તેં ભાખી અંગ ઉવંગે, વરણવશું તિમ રંગે રે ધન૦ ૧. કંચનમય કરતલ પદ સોહે, ભવિજનનાં મન મોહે રે; ધન૦ અંક રતનમય નખ સસનેહા, લોહિતાક્ષ મધ્યે રેહા રે. ધન૦ ૨. ગાત્ર યષ્ટિ કંચનમય સારી, નાભિ તે કંચન ક્યારી રે; ધન૦ રિઠ રતન રોમ રાજિ વિરાજે, ચુચ્ચુક કંચન છાજે રે. ધન૦ ૩. શ્રીવચ્છ તે તપનીય વિશાલા, હોઠ તે લાલ પ્રવાલા રે; ધન૦ દંત સ્ફટિકમય જીહ દયાલુ, વલી તપનીયનું તાલુ રે. ધન૦ ૪. કનક નાશિકા તિહાં સુવિશેષા, લોહિતાક્ષની રેખા રે; ધન૦ લોહિતાક્ષ રેખિત સુવિશાલા, નયન અંક રતનાલા રે. ધન૦ ૫. અચ્છિપત્તિ ભમુહાવલી કીકી, રિઠ રતનમય નીકી રે; ધન૦ શ્રવણ નિલાડ વટી ગુણશાલા, કંચન ઝાકઝમાલા રે. ધન૦ ૬. વજ્ર રતનમય અતિહિ સોહાણી, શીશ ઘડી સુખ ખાણી રે; ધન૦ કેશભૂમિ તપનીય નિવેશા, રિટ્ઠ રતનમય કેશા રે. ધન૦ ૭ પૂંઠે છત્ર ધરે પ્રત્યેકે, પ્રતિમા એક વિવેકે રે; ધન૦ દોય પાસે દોય ચામર ઢાલે, લીલાએ જિનને ઉવારે રે. ધન૦ ૮. નાગ ભૂત યક્ષ ને કુંડધારા, આગે દોય ઉદારા રે; ધન૦ તે પડિમા જિનપડિમા આગે, માનું સેવા માગે રે. ધન૦ ૯. ઘંટ, કલશ ભૃંગાર આયંસા, થાલ

શાસન૦ ૭. દશવિધ બહુવિધ જિમ કહ્યું, વૈયાવચ્ચ જહા જોગે રે; દશમે તે અંગે તથા ઈહાં, જોડીએ નય ઉપયોગે રે, શાસન૦ ૮. સાધુને જિન પ્રતિમા તણું, વૈયાવચ્ચ તિહાં બોલ્યું રે; તેહ અરથ થકી કુમતિનું, હિયડું કાંઈ ન ખોલ્યું રે. શાસન૦ ૯. સંઘ તણી જિમ થાપના, વૈયાવચ્ચ જસવાદો રે; જાણીએ જિનપ્રતિમાતણું, તિમ ઈહાં કવણ વિવાદો રે? શાસન૦ ૧૦. ઈમ સવિ શ્રાવક સાધુને, વંદનનો અધિકારો રે; સૂત્ર કહ્યો પ્રતિમા તણો, હવે કહું પૂજા-વિચારો રે. શાસન૦ ૧૧. યાગ અનેક કર્યા કહ્યા, શ્રી સિદ્ધારથ રાજે રે; તે જિનપૂજના કલ્પમાં, પશુના યાગ ન છાજે રે. શાસન૦ ૧૨. શ્રીજિન પાસને વીરથી, શ્રમણોપાસક તેહો રે; પ્રથમઅંગે કહ્યો તેહને, શ્રીજિનપૂજાનો નેહો રે. શાસન૦ ૧૩. શ્રેણિક મહાબલ પ્રમુખના, ઈમ અધિકાર અનેકો રે; છઠ્ઠે અંગે વલી દ્રોપદી, પૂજે પ્રગટ વિવેકો રે શાસન૦ ૧૪. નારદ દેખીને નવિ થઇ, ઉભી તેહ સુજાણ રે; જાણીએ તેણે તે શ્રાવિકા, અક્ષર એહજ પ્રમાણ રે. શાસન૦ ૧૫. આંબિલ અન્તર છઠ્ઠનું, ઉપસર્ગે તપ કીધું રે; કિમ નવિ કહિએ તે શ્રાવિકા? ધર્મે કારજ સીધું રે. શાસન૦ ૧૬. રાયકન્યા કહી શ્રાવિકા, ન કહી ઈમ જે ભૂલે રે; રાજીમતી કહી તેહવી, તિહાં સન્દેહ તે ઝૂલે રે શાસન૦ ૧૭. હરિ પરિ કર્મ નિયાણનું, ઈહ ભવે ભોગ ન નાસે રે; સમકિત લહે પરણ્યા પછી, કહે તે શું ન વિમાસે રે? શાસન૦ ૧૮. જિણઘર કેણે કરાવિયું? તિહાં પ્રતિમા ને પઇઠ્ઠા રે; તેહની પૂજા તે કુણ કરે? એમ પરખે તે ગરિઠ્ઠા રે. શાસન૦ ૧૯. વર નવિ માગ્યો પૂજતાં, શક્રસ્તવે શિવ માગે રે; ભક્તિ સમી સૂરિયાભને, વિરતિ વિશેષથી જાગ રે. શાસન૦ ૨૦. ધર્મ વિનય અરિહન્તનો, ઈમ એ લોકઉવયારો રે; સંભવે સર્વને જાણીએ, સમકિત શુદ્ધ આચારો રે. શાસન૦ ૨૧. આણન્દનો વિધિ નવિ કહ્યો, રાયપ્રદેશીને પાઠે રે; સંભવ સર્વ ન માનશ્યે, વીંટાસ્યે તેહ આઠે રે. શાસન૦ ૨૨. પડિકમણાદિક ક્રમ નહીં, પાઠ સપ્તમ અંગે રે; પઢમઅણુઓગથી પ્રકરણે, સર્વ કહ્યું વિધિ રંગે રે. શાસન૦ ૨૩. કિહાં એક એક દેશજ ગ્રહે, કિહાં એક ગ્રહે તે અશેષો રે; કિહાં એક ક્રમ ઉત્ક્રમ ગ્રહે, એ શ્રતશૈલી વિશેષો રે, શાસન૦ ૨૪ શાસનની જે પ્રભાવના, તે સમકિતનો આચારોરે; શ્રીજિનપૂજાએ જે કરે, તે લહે સુજશ ભંડારો રે. ૨૫.

ઢાલ ચોથી :—કોઇ કહે જિન પૂજતાંજી જે ષટ્કાય આરંભ; તે કિમ શ્રાવક આચરેજી? સમકિતમાં થિરથંભ; સુખદાયક તોરી આણા સુજ સુપ્રમાણ ટેક ૧. તેહને કહીએ જતના ભક્તિ, કિરિયામાં નહિ દોષ; પડિકમણે મુનિદાન વિહારે, નહીં તો હોય તસ પોષ૦ સુખ૦ ૨. સાહમીવચ્છલ પક્ખિય પોસહ, ભગવઇ અંગ પ્રસિદ્ધ; ઘર નિર્વાહ ચરણ લિએ તેહનાં, જ્ઞાતામાંહિ હરિ કીધ. સુખ૦ ૩. કૂણિક રાય ઉદાયન કીધા, વંદનમહ સુવિવેક; બહુાયાકય બલિકમ્મા કહિયા, તુંગીયશ્રાદ્ધ અનેક. સુખ૦ ૪. સમકિત સંવરની તે કિરિયા, તિમ જિનપૂજા ઉદાર; હિંસા હોય તો અરથદંડમાં, કહે નહી? તેહ વિચાર સુખ૦ ૫. નાગ ભૂત જક્ષાદિક હેતે, પૂજા હિંસા રે ઉત્ત; સૂયગડાંગમાં નવિ જિન હેતે, બોલે જે હોએ જુત્ત. સુખ૦ ૬. જિહાં હિંસા તિહાં નહી જિનઆણા, તો કિમ સાધુ વિહાર? કર્મબન્ધ નહી જયણા ભાવે, એ છે શુભ વ્યવહાર સુખ૦ ૭. પ્રથમ બન્ધ ને પછી

ઉત્તરાધ્યયનેરે કોવિદ જે કહ્યો, શ્રાવક પાલિત ચંપ; તે પ્રવચન નિર્ગ્રંથ વચન થકી, અરથ વિવેક અકમ્પ. સમકીત૦ ૧૧. સૂત્રે દીધુંરે સત્ય તે સાધુને, સુરનરને વળી અત્થ; સંવરદ્વારેરે બીજે ઇમ કહ્યું, અંગ દશમે સમરત્થ. સમકીત૦ ૧૨. વલિય વિગયપડિબદ્ધને વાચના, શ્રીઠાણાંગે નિષિદ્ધ; નવિય મનોરથ શ્રુત ભણવાતણો, શ્રાવકને સુપ્રસિદ્ધ. સમકીત૦ ૧૩. વાચન દેતાંરે ગૃહિને સાધુને, પાયચ્છિત્ત ચઉમાસ; કહ્યું નિશીથેરે તો શું એવડી, કરવી હુંશ નિરાશ? સમકીત૦ ૧૪. તજિય અસજ્ઝાઈ ગુરુવાચના, લેઈ યોગ ગુણવંત; જે અનુયોગ ત્રિવિધ સાચો લહે, કરે તે કર્મનો અન્ત. સમ કીત૦ ૧૫. સૂત્રઅરથ પહિલો બીજો કહ્યો, નિજ્જુત્તીએ રે મીસ; નિરવશેષ ત્રીજો અંગ પંચમે, ઈમ કહે તું જગદીશ. સમકીત૦ ૧૬ સૂત્ર નિજ્જુત્તિ રે બિહું ભેદે કહ્યું. ત્રીજું અનુયોગદ્વાર; કૂડા કપટી રે જે માને નહી, તેહનો કવણ આધાર? સમકીત૦ ૧૭. બદ્ધ તે સૂત્રે રે અર્થ નિકાચિયા, નિજ્જુત્તિએ અપાર; ઉપધિમાન ગણનાદિક કિહાં લહે? તે વિણ માર્ગ વિચાર. સમકીત૦ ૧૮. જો નિર્યુક્તિ ગઈ કુમતી કહે; સૂત્ર ગયાં નહી કેમ? જેહ વાચનાએ આવ્યું તે સર્વે, માને તો હોએ ખેમ. સમકીત૦ ૧૯. આંધા આગે રે દરપણ દાખવો, બહિરા આગે રે ગીત; મૂરખ આગે રે કહેવું યુક્તિનું, એ સવિ એક જ રીત. સમકીત૦ ૨૦. મારગ–અરથી પણ જે લોક છે, ભદ્રક અતીહિ વિનીત. તેહને એ હિતશિખ સોહામણી, વલી જે સુનય અધીત. સમકીત૦ ૨૧. પ્રવચન સાખે રે એમ મેં ભાષિયા, વિગતે અરથ વિચાર; તુજ આગમની રે અહિય પરમ્પરા, લહિએ જગ જયકાર. સમકીત૦ ૨૨. ગુણ તુજ સઘલા રે પ્રભુ! કોણ ગણી શકે? આણા ગુણલવ એક; ઇમ મેં થુણનાં રે સમકિત દૃઢ કર્યું, રાખી આગમ ટેક. સમકીત૦ ૨૩. આણા તાહરી રે જો મેં શિર ધરી, તો સ્યૂ કુમતિનું જોર? તિહાં નવિ પસરે રે બલ વિષધર તણું, કિંગારે જિહાં મોર. સમકીત૦ ૨૪. પવિત્ર કરીજે રે જીહા તુજ ગુણે, શિર ધરીએ તુજ આણ; દિલથી કહિએ રે પ્રભુ ન વિસારીએ, લહીએ સુજશ કલ્યાણ. સમકીત૦ ૨૫.

ઢાલ સાતમી–કલશઃ–વર્ત્તમાન શાસનનો સ્વામી, ચામીકરસમ દેહો જી; વીર જિનેશ્વર મેં ઈમ થુણિઓ, મન ધરી ધર્મ સનેહો જી; એહ તવન જે ભણશે ગણશે, તસ ઘર મંગલ માલા જી; સમકિત ભાણ હોશે ઘટ તેહને, પરગટ ઝાકઝમાલા જી. ૧. અરથ એહના છે અતિસૂક્ષ્મ, તે ધારો ગુરુ પાસે જી, ગુરુની સેવા કરતાં લહીએ, અનુભવ નિજ અભ્યાસે જી; જેહ બહુશ્રુત ગુરુ ગીતારથ, આગમના અનુસારી જી; તેહને પૂછી સંશય ટાલો, એ હિતશીખ છે સારી જી. ૨. ઈડલપુરમાં રહિય ચોમાસું, ધર્મધ્યાન સુખ પાયા જી; સંવત સત્તરતેત્રીશા વરસે, વિજયદશમી મન ભાયા જી; શ્રીવિજયપ્રભસૂરિ સવાયા, વિજયરતન યુવરાયા જી, તસ રાજે ભવિજન હિત કાજે, ઇમ મેં જિનગુણ ગાયા જી. ૩. શ્રી કલ્યાણવિજય વર વાચક, તપગચ્છ ગયણ દિણિંદાજી; તાસ શિષ્ય શ્રી લાભવિજયબુધ, ભવિજનકૈરવ ચંદાજી; તાસ શિષ્ય શ્રી જીતવિજયબુધ, શ્રી નયવિજય મુણિંદાજી; વાચકજશ વિજયે તસ શિષ્યે, થુણિયા વીર જિણિંદાજી. ૪. દોસી મૂલા સુત સુવિવેકી, દોસી મેઘા હેતેજી; એહ તવન મેં કીધું સુંદર, શ્રુત અક્ષર સંકેતેજી; એ જિનગુણ

પાઈ સુપઈટ્ઠા રે; ધન૦ મણુગુલિયા વાયકરગ-પ્રચંડા, ચિંતા રયણુકરંડા રે. ધન૦ ૧૦. હય ગય નર કિન્નર કિંપુરિસા, કંઠ ઉરગ વૃષ સરીસા રે; ધન૦ રયણુપુંજ વલી ફૂલ ચંગેરી, માલ્ય ને ચૂર્ણ અનેરી રે. ધન૦ ૧૧. ગંધ વસ્ત્ર આભરણુ ચંગેરી, સરસવ પુંજણી કેરી રે; ધન૦ ઇમ પુષ્પાદિક પડલ વખાણ્યાં, આગે સિંહાસન જાણ્યાં રે. ધન૦ ૧૨. છત્ર ને ચામર આગે સમુગ્ગા, તેલ કુષ્ઠસૂત જુગ્ગા રે; ધન૦ ભરિયા પત્ર ચોયગ સુવિલાસે, તગર એલા શુચિ વાસે રે ધન૦ ૧૩. વલિ હુરતાલ ને મનસિલ અંજન, સવિ સુગંધ મનરંજન રે; ધન૦ ધ્વજા એક શત આઠ એ પૂરાં, સાધન સર્વ સનૂરાં રે. ધન૦ ૧૪. સુર એ પૂજાસાધન સાથે, જિન પૂજે નિજ હાથે રે; ધન૦ સિદ્ધાયતને આપ વિમાને, થૂભાદિક બહુ માને રે. ધન૦ ૧૫. એહ અપૂરવ દરિશણુ દીઠું, સુરતરુ ફલથી મીઠું રે; ધન૦ એ સંસાર સમુદ્રે નાવા, તારણુ તરણુ સહાવા રે. ધન૦ ૧૬. ઇમ વિસ્મય ભવભવે ગુણુરાગે, ઝીલે તેહ અતાગે રે; ધન૦ રાચે માચે ને વલિ નાચે, ધરમધ્યાન મન સાચે રે. ધન૦ ૧૭. થેઈ થેઈ કરતાં દે તે ભમરી, હર્ષે પ્રભુગુણુ સમરી રે; ધન૦ યોગ નિરાલંબન લય આણી, વશ કરતા શિવ રાણી રે. ધન૦ ૧૮. ઇમ નંદીશ્વર પ્રમુખ અનેરાં, શાશ્વત ચૈત્ય ભલેરાં રેઃ ધન૦ તિહાં જિન પૂજી તે અનુમાને, જનમ સફલ નિજ માને રે. ધન૦ ૧૯. કલ્યાણુક અટ્ઠાઇ વરસી, તિથિ ચઉમાસી સરસી રે; ધન૦ તેહ નિમિત્તે સુર જિન અરચે, નિત્ય ભક્તિપણુ વિરચે રે. ધન૦ ૨૦. ભાવ અકખય ભાવે જે મલિયો, તે નવિ જાએ ટલિયો રે; ધન૦ ફરિ ત્રાંબુ નવિ હોય નિષેધે, હુઓ હેમરસ વેધે રે. ધન૦ ૨૧. એકે જલલવ જલધિ ભલાએ, તો તે અક્ષય થાયે રે; ધન૦ આપભાવ જિનગુણુ-માંહી આણે, તિમ તે અખયપ્રમાણે રે. ધન૦ ૨૨. અપુણુરૂત્ત અઠસય વઠવૃત્તે, ઇમ સુર ભાવે ચિત્તે રે; ધન૦ ઇમ જિન પૂજી જે ગુણુ ગાવે, સુજશ લીલ તે પાવે રે. ધન૦ ૨૩.

**ઢાલ છઠ્ઠી :** સમકીત સુધુંરે તેહને જાણીએ, જે માને તુજ આણ; સૂત્ર તે વાંચે રે યોગ વહી કરી, કરે પંચાગી પ્રમાણુ. સમકીત૦ ૧. ઉદ્દેશાદિક નહીં ચઉનાણુનાં, છે સુઅનાણુનાં તેહ; શ્રીઅનુયોગદુવાર થકી લહી, ધરીએ યોગસું નેહ. સમકીત૦ ૨. ઉદ્દેશાદિક ક્રમ વિણુ જે ભણે, આશાતના તેહ નાણુ; નાણુાવરણી રે બાંધે તેહથી, ભગવય અંગ પ્રમાણુ. સમકીત૦ ૩. શ્રી નન્દી–અનુયોગદુવારમાં, ઉત્તરાધ્યયનેરે યોગ; કાલગ્રહણુનોરે વિધિ સઘલો કહ્યો, ધરિએ તે ઉપયોગ. સમકીત૦ ૪. ઠાણે ત્રીજે રે વલી દશમે કહ્યું, યોગ વહે જેહ સાધ; આગમોસભદ્ર તે સંપજે, તરે સંસાર અગાધ. સમકીત૦ ૫. યોગ વહીને રે સાધુ શ્રુત ભણે, શ્રાવક તે ઉપધાન; તપઉપધાને રે શ્રુતપરિગ્રહ કહ્યા, નન્દીએ તેહ નિદાન. સમકીત૦ ૬. ઇરિયાદિકનાં રે ષટ્ ઉપધાન છે, તેણે આવશ્યક શુદ્ધ; ગૃહી સામાયિક આદિ શ્રુત ભણે, દીક્ષા લેઈ અશુદ્ધ. સમકીત૦ ૭. સૂત્ર ભણ્યા કોઇ શ્રાવક નવિ કહ્યા, લદ્ધટ્ઠા કહ્યા તેહ; પ્રથમ જ્ઞાન ને પછી દયા કહી, તિહાં સંજત ગુણુ રેહ. સમકીત૦ ૮. નવમે અધ્યયનેરે બીજા અંગમાં, ઘરમાંહિ દીવ ન દિટ્ઠું; વલિય ચઉદમેરે કહ્યું શિક્ષા લહે, ગ્રન્થ તજે તે ગરિટ્ઠું સમકીત૦ ૯. સપ્તમ અંગેરે અપઢિયા સંવરી, ભાખ્યા શ્રાદ્ધ અનેક; નાવ આચારધરાદિક તે કહ્યા, મોટો એહ વિવેક. સમકીત૦ ૧૦.

રાતે રે ફૂલે રાતડું, શ્યામ ફુલથી રે શ્યામ; પાપ પુણ્યથી રે તિમ જગિ જીવને, રાગ-દ્વેષ પરિણામ. શ્રી૦ ૧૮. ધર્મ ન કહિએ રે નિશ્ચે તેહને, જેહ વિભાગ વડ વ્યાધિ; પહેલે અંગે રે એણી પેરે ભાખિયું, કરમે હોએ ઉપાધિ. શ્રી૦ ૧૯. જે જે અંશે રે નિરૂપાધિકપણું, તે તે જાણો રે ધર્મ; સમ્યગ્દૃષ્ટી રે ગુણઠાણા થકી, જાવ લહે શિવશર્મ. શ્રી૦ ૨૦. એમ જાણીને રે જ્ઞાનદશા ભજી, રહીએ આપ સ્વરૂપ; પરપરિણતિથી રે ધર્મ ન છાંડિએ, નવિ પડિએ ભવકૂપ. શ્રી૦ ૨૧.

## આત્મ તત્ત્વ વિચાર

ઢાલ ત્રીજી :–જિહાં લગે આતમ દ્રવ્યનું, લક્ષણ નવિ જાણ્યું; તિહાં લગે ગુણ-ઠાણું ભલું, કેમ આવે તાણ્યું? ૨૨. આતમતત્ત્વ વિચારીએ એ આંકણી. આતમ અજ્ઞાને કરી, જે ભવદુઃખ લહીએ; આતમજ્ઞાને તે ટલે, એમ મનિ સદ્દહિએ. આતમ૦ ૨૩. જ્ઞાનદશા જે આકરી, તેહ ચરણ વિચારો; નિર્વિકલ્પ ઉપયોગમાં, નહીં કર્મનો ચારો. આતમ૦ ૨૪. ભગવઈઅંગે ભાખિઓ, સામાયિક અર્થ, સામાયિક પણ આતમા, ધરો સૂધો અર્થ આતમ૦ ૨૫. લોકસાર અધ્યયનમાં, સમકિત મુનિ ભાવે, મુનિ ભાવે સમકિત કહ્યું, નિજ શુદ્ધ સ્વભાવે. આતમ૦ ૨૬. કષ્ટ કરો સંજમ ધરો, ગાલો નિજ દેહ; જ્ઞાનદશા વિણ જીવને, નહીં દુઃખનો છેહ. આતમ૦ ૨૭. બાહિર-યતના બાપડા, કરતાં દુહવાએ; અંતર-યતના જ્ઞાનની, નવિ તેણે થાએ. આતમ૦ ૨૮. રાગદ્વેષ મલ ગાલવા, ઉપશમ જલ ઝીલો; આતમ પરિણતિ આદરી, પરપરિણતિ પીલો. આતમ૦ ૨૯. હું એહનો એ માહરો, એ હું એણી બુદ્ધી; ચેતન જડતા અનુભવે, ન વિમાસે શુદ્ધી. આતમ૦ ૩૦. બાહિરદૃષ્ટી દેખતાં, બાહિર મન ધ્યાવે; અંતરદૃષ્ટી દેખતાં, અક્ષયપદ પાવે. આતમ૦ ૩૧. ચરણ હોએ લજ્જાદિકે, નવિ મનને ભંગે; ત્રીજે અધ્યયને કહ્યું, એમ પહેલે અંગે. આતમ૦ ૩૨. અધ્યાતમ વિણ જે ક્રિયા, તે તનુમલ તોલે; મમકારાદિક યોગથી, ઇમ જ્ઞાની બોલે. આતમ૦ ૩૩. હું કર્ત્તા પરભાવનો, એમ જિમ જિમ જાણે; તિમ તિમ અજ્ઞાની પડે, નિજ કર્મને ઘાણે. આતમ૦ ૩૪. પુદ્ગલ કર્માદિક તણો, કર્ત્તા વ્યવહારે; કર્ત્તા ચેતન કર્મનો નિશ્ચય સુવિચારે. આતમ૦ ૩૫. કર્ત્તા શુદ્ધ સ્વભાવનો, નય શુદ્ધે કહીએ; કર્ત્તા પરપરિણામનો, બેઉ કિરિયા ગ્રહીએ. આતમ૦ ૩૬.

## શુદ્ધ નય વિચાર

ઢાલ ચોથીઃ–શિષ્ય કહે જો પરભાવનો, અકર્ત્તા કહ્યો પ્રાણી; દાનહરણાદિક કિમ ઘટે? કહે સદ્ગુરુ વાણી. ૩૭. શુદ્ધનય અર્થ મનિ ધારીએ–એ આંકણી. ધર્મ નવિ દિએ નવિ સુખ દિએ, પર જંતુને દેતો; આપ સત્તા રહે આપમાં, એમ હૃદયમાં ચેતો. શુદ્ધ૦ ૩૮. જોગવશે જે પુદ્ગલ ગ્રહ્યા, નવિ જીવના તેહ; તેહથી જીવ છે જૂજૂઓ, વલી જૂજૂઓ દેહ. શુદ્ધ૦ ૩૯. ભક્તપાનાદિ પુદ્ગલ પ્રતે, ન દિએ છતિ વિના પોતે; દાન હરણાદિ પર જંતુને, એમ નવિ ઘટે જોતે. શુદ્ધ૦ ૪૦. દાનહરણાદિક અવસરે, શુભ અશુભ સંકલ્પે; દિએ હરે તું નિજ રૂપને, મુખે અન્યથા જલ્પે. શુદ્ધ૦ ૪૧. અન્યથા વચન અભિમાનથી, ફરી કર્મ તું બાંધે; જ્ઞાયકભાવ જે એકલો, ગ્રહે તે સુખ

સુરતરુનો પરિમલ, અનુભવતો તે લહસ્યેજી; ભમર પરિ જે અરથી હોઇને, ગુરુઆણા શિર વહસ્યેજી. ૫. ઇતિશ્રી સમસ્ત પંડિત શિરોમણિ મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી વિરચિત કુમતિ-મદગાલન-દોઢસો ગાથાનું શ્રી મહાવીર જિન સ્તુતિ હુંડિનું સ્તવન સંપૂર્ણ.

## ૫૩ શ્રીમદ્ ઉપાધ્યાય યશોવિજય વિરચિત
## શ્રી સીમંધરસ્વામિની વિનતિરૂપ નટરહસ્ય, ગર્ભિત સવાસો ગાથાનું સ્તવન
### શુદ્ધ દેશનાનું સ્વરૂપ

**ઢાલ પહેલી:**–સ્વામિ સીમંધરા ! વીનતી, સાંભલો માહરી દેવ રે ! તાહરી આણ હું શિર ધરું, આદરુ તાહરી સેવ રે. સ્વામિ સીમંધરા ! વીનતી-એ ટેક. ૧. કુગુરૂની વાસના પાસમાં, હરિણ પરિ જે પડયા લોક રે; તેહને શરણ તુજ વિણ નહીં, ટલવલે બાપડા ફોક રે. સ્વામિ૦ ૨. જ્ઞાન દર્શન ચરણ ગુણ વિના, જે કરાવે કુલાચાર રે, લૂટિયા તેણે જગ દેખતાં કિહાં, કરે લોક પોકાર રે ? સ્વામિ૦ ૩. જેહ નાવ ભવ તર્યા નિરગુણી, તારશે કેણી પરિ તેહ રે ? ઇમ અજાણ્યા પડે ફંદમાં, પાપબંધે રહ્યા જેહ રે ? સ્વામિ૦ ૪. કામકુંભાદિક અધિકનું, ધર્મનું કો નવિ મૂલ રે; દોકડે કુગુરુ તે દાખવે, શું થયું એહ જગ સૂલ રે ? સ્વામિ૦ ૫. અર્થની દેશના જે દીએ, ઓલવે ધર્મના ગ્રંથ રે; પરમપદનો પ્રગટ ચોર તે, તેહથી કિમ વહે પંથ રે ? સ્વામિ૦ ૬. વિષય રસમાં ગૃહી માચિયા, નાચિયા કુગુરુ મદપૂર રે; ધૂમધામે ધમાધમ ચલી, જ્ઞાનમારગ રહ્યો દૂર રે. સ્વામિ૦ ૭. કલહકારી કદાગ્રહ ભર્યા, થાપતા આપણા બોલ રે; જિનવચન અન્યથા દાખવે, આજ તો વાજતે ઢોલ રે. સ્વામિ૦ ૮. કેઇ નિજ દોષને ગોપવા, રોપવા કેઇ મત કંદ રે; ધર્મની દેશના પાલટે, સત્ય ભાષે નહીં મંદ રે. સ્વામિ૦ ૯. બહુમુખે બોલ એમ સાંભલી, નવિ ધરે લોક વિશ્વાસ રે; ઢુંઢતા ધર્મને તે થયા, ભમર જિમ કમલની વાસ રે. સ્વામિ૦ ૧૦.

### આત્મસ્વરૂપની ઓળખાણ

**ઢાલ બીજી:**–એમ ઢુંઢતાં રે ધર્મ સોહામણો, મિલિઓ સદ્ગુરુ એક; તેણે સાચો રે મારગ દાખવ્યો, આણી હૃદય વિવેક. શ્રી સીમંધર સાહિબ ! સાંભલો. એ આંકણી. ૧૧. પરઘર જોતાં રે ધર્મ તુમે ફરો, નિજઘર ન લહો રે ધર્મ; જિમ નવિ જાણે રે મૃગ કસ્તૂરીઓ, મૃગ મદ પરિમલ મર્મ. શ્રી૦ ૧૨. જિમ તે ભૂલો રે મૃગ દિશિ દિશિ ફરે, લેવા મૃગમદ ગંધ; તિમ જગ ઢુંઢે રે બાહિર ધર્મને, મિથ્યાદૃષ્ટી રે અંધ. શ્રી૦ ૧૩. જાતીઅંધનો રે દોષ ન આકરો, જે નવિ દેખે રે અર્થ; મિથ્યાદૃષ્ટી રે તેહથી આકરો, માને અર્થ અનર્થ. શ્રી૦ ૧૪. આપ પ્રશંસે રે પરગુણ ઓલવે, ન ધરે ગુણનો રે લેશ; તે જિનવાણી રે નવિ શ્રવણે સૂણે, દિએ મિથ્યા ઉપદેશ. શ્રી૦ ૧૫. જ્ઞાનપ્રકાશે રે મોહતિમિર હરે, જેહને સદ્ગુરુ સૂર; તે નિજ દેખે રે સત્તા ધર્મની, ચિદાનંદ ભરપૂર. શ્રી૦ ૧૬. જિમ નિરમલતા રે રતન સ્ફટિકતણી, તિમ એ જીવ સ્વભાવ; તે જિન વીરે રે ધર્મ પ્રકાશીઓ, પ્રબલ કષાય અભાવ. શ્રી૦ ૧૭. જીમ તે

ગુણ બહુમાનીઓ, શુદ્ધ કહ્યો વ્યવહારો રે. તુજ૦ ૬૬. જેહમાં નિજમતિ કલ્પના, જેહથી નવિ ભવ પારોરે; અંધપરંપરા બાંધિઓ, તેહ અશુદ્ધ આચારો રે. તુજ૦ ૬૭. શિથિલ-વિહારીએ આચર્યાં, આલંબન જે કૂડાંરે; નિયતવાસાદિક સાધુને, તે નવિ જાણીએ રૂડાંરે. તુજ૦ ૬૮. આજ નવિ ચરણ છે આકરૂં, સંહનનાદિકદોષેરે; એમ નિજ અવગુણ ઓલવી, કુમતિકદાગ્રહ પોષેરે. તુજ૦ ૬૯. ઉત્તર ગુણમાંહિ હીણડા, ગુરુ કાલાદિક પાખેરે; મૂલગુણે નહી હીણડા, એમ પંચાશક ભાખેરે. તુજ૦ ૭૦. પરિગ્રહ-ગ્રહ–વશ લિંગિયા, લેઈ કુમતિરજ માથે રે; નિજગુણ પર અવગુણ લવે, ઇંદ્રિય વૃષભ ન નાથે રે. તુજ૦ ૭૧ નાણ રહિત હિત પરિહરિ, નિજ દંસણગુણ લૂંસે રે; મુનિજનના ગુણ સાંભલી, તેહ અનારજ રૂસે રે. તુજ૦ ૭૨. અણુસમ દોષ જે પરતણો, મેરુ સમાન તે બોલે રે; જેહશું પાપની ગોઠડી, તેહશું હિયડલું ખોલે રે તુજ૦ ૭૩. સૂત્ર વિરુદ્ધ જે આચરે, થાપે અવિધિના ચાલા રે; તે અતિનિબિડ મિથ્યામતિ, બોલે ઉપ-દેશમાલા રે. તુજ૦ ૭૪. પામરજન પણ નવિ કહે, સહસા જૂઠ સશૂકો રે; જૂઠ કહે મુનિવેષ જે, તે પરમારથ ચૂકો રે તુજ૦ ૭૫. નિદ્ધંધ હૃદય છકાયમાં, જે મુનિવેષે પ્રવર્ત્તે રે; ગૃહિ યતિ–ધર્મથી બાહિરા, તે નિર્ધનગતિ વર્ત્તે રે. તુજ૦ ૭૬. સાધુભગતિ જનપૂજના, દાનાદિક શુભ કર્મો રે; શ્રાવકજન કહ્યો અતિ ભલો, નહિ મુનિવેષ અધર્મો રે. તુજ૦ ૭૭. કેવલ લિંગધારી તણો, જે વ્યવહાર અશુદ્ધો રે; આદરીએ નવિ સર્વથા જાણી ધર્મ વિરુદ્ધો રે. તુજ૦ ૭૮.

### મોક્ષ–ભવમાર્ગ

ઢાલ સાતમીઃ–જે મુનિવેષ શકે નવિ છંડી, ચરણ કરણ ગુણ હીણજી; તે પણ મારગ માંહિ દાખ્યા, મુનિ ગુણ પક્ષે લીણાજી. મૃષાવાદ ભવકારણ જાણી, મારગ શુદ્ધ પ્રરૂપેજી; વંદે નવિ વંદાવે મુનીને, આપ થઇ નિજરૂપેજી. ૭૯. મુનિગુણરાગે પૂરા શૂરા, જે જે જયણા પાલેજી; તે તેહથી શુભભાવ લહીને, કર્મ આપણાં ટાલેજી. આપ હીનતા જે મુનિ ભાખે, માન સાંકડે લોકેજી; એ દુદ્ધંર મત એહનું દાખ્યું, જે નવિ ફૂલે ફોકેજી. ૮૦. પ્રથમ સાધુ બીજો વરશ્રાવક, ત્રીજો સંવેગપાખીજી; એ ત્રણ્યે શિવ–મારગ કહીએ, જિહાં છે પ્રવચન સાખીજી શેષ ત્રણ્ય ભવ–મારગ કહીએ, કુમતિકદાગ્રહ ભરિયાજી; ગૃહિ–યતિલિંગ–કુલિંગે લખીએ, સકલદોષના દરિયાજી. ૮૧. જે વ્યવહાર મુગતિમારગમાં, ગુણઠાણાને લેખેજી; અનુક્રમે ગુણશ્રેણિનું ચઢવું, તેહિજ જિનવર દેખેજી જે પણ દ્રવ્ય-ક્રિયા પ્રતિપાલે, તે પણ સંમુખ ભાવેજી; શુક્લ બીજની ચંદ્રકલા જિમ, પૂર્ણભાવમાં આવેજી. ૮૨. તે કારણ લજ્જાદિકથી પણ, શીલ ધરે જે પ્રાણીજી; ધન્ય તેહ કૃતપુણ્ય કૃતારથ, મહાનિસીથે વાણીજી. એ વ્યવહારનયે મન ધારો, નિશ્ચયનયમત દાખ્યુંજી; પ્રથમ અંગમાં વિતિગિચ્છાએ, ભાવચરણ નવિ ભાખ્યુંજી. ૮૩.

### દ્રવ્ય–ભાવસ્તવ

ઢાલ આઠમીઃ–અવર એક ભાખે 'આચાર, દયા માત્ર શુદ્ધજ વ્યવહાર;' જે બોલે તેહજ ઉત્થાપે, 'શુદ્ધ કરું હું' મુખ ઇમ જપે. ૮૪. જિનપૂજાદિક શુભવ્યાપાર, તે માને

સાધે. શુદ્ધ૦ ૪૨. શુભ અશુભ વસ્તુ સંકલ્પથી, ધરે જે નટમાયા; તે ટલે સહેજ સુખ અનુભવે, પ્રભુ આતમરાયા. શુદ્ધ૦ ૪૩. પર તણી આશ વિષવેલડી, ફ્લે કર્મ બહુ ભાંતિ; જ્ઞાનદહને કરી તે દહે, હોએ એક જે જાતિ. શુદ્ધ૦ ૪૪. રાગદોષે રહિત એક જે, દયા શુદ્ધ તે પાલે; પ્રથમ અંગે એમ ભાષિયું, નિજ શક્તિ અજૂઆલે. શુદ્ધ૦ ૪૫. એકતાજ્ઞાન નિશ્ચયદયા, સુગુરુ તેહને ભાખે; જેહ અવિકલ્પ ઉપયોગમાં, નિજ પ્રાણને રાખે. શુદ્ધ૦ ૪૬. જેહ રાખે પર પ્રાણીને, દયા તાસ વ્યવહારે; નિજ દયા વિણુ કહો પર દયા, હોએ કવણુ પ્રકારે ? શુદ્ધ૦ ૪૭. લોક વિણુ જિમ નગર મેદની, જિમ જીવ વિણુ કાયા; ફોક તિમ જ્ઞાન વિણુ પરદયા, જિસી નટતણી માયા. શુદ્ધ૦ ૪૮. સર્વ આચારમય પ્રવચને, ભણ્યો અનુભવયોગ; તેહથી મુનિ વમે મોહને; વલી અરતિ-રતિ-શોગ. શુદ્ધ૦ ૪૯. સૂત્ર અક્ષર પરાવર્ત્તના, સરસ શેલડી દાખી; તાસ રસ અનુભવ ચાખીએ, જિહાં એક છે સાખી. શુદ્ધ. ૫૦. આતમરામ અનુભવ ભજો, તજો પરતણી માયા; એહ છે સાર જિનવચનનો, વળી એહ શિવછાયા. શુદ્ધ. ૫૧.

## વ્યવહાર સિદ્ધિ

ઢાલ પાંચમી :–એમ નિશ્ચય નય સાંભલીજી, બોલે એક અજાણ; 'આદરશું અમે જ્ઞાનનેજી, શું કીજે પચ્ચખાણ ?' ૫૨. સોભાગી જિન ! સીમંધર ! સુણો વાત. એ આંકણી. કિરિયા ઉત્થાપી કરીજી, છાંડી તેણે લાજ; નવિ જાણે તે ઉપજેજી, કારણ વિણુ નવિ કાજ. સોભાગી જિન ! ૫૩. નિશ્ચયનય અવલંબતાંજી, નવિ જાણે તસ મર્મ; છોડે જે વ્યવહારનેજી, લોપે તે જિન ધર્મ. સોભાગી જિન ! ૫૪. નિશ્ચયદૃષ્ટિ હૃદય ધરીજી, પાલે જે વ્યવહાર; પુણ્યવંત તે પામશેજી, ભવ સમુદ્રનો પાર. સોભાગી જિન ! ૫૫ તુરંગ ચડી જિમ પામિએજી, વેગે પુરનો પંથ; માર્ગ તિમ શિવનો લહેજી, વ્યવહારે નિર્ગ્રંથ. સોભાગી જિન ! ૫૬. મહેલ ચઢંતાં જિમ નહીંજી, તેહ તુરંગનું કાજ; સફલ નહીં નિશ્ચય લહેજી, તેમ તનુકિરિયા સાજ. શોભાગી. જિન ! ૫૭. નિશ્ચય નવિ પામી શકેજી, પાલે નવિ વ્યવહાર; પુણ્યરહિત જે એહવાજી, તેહને કવણુ આધાર. સોભાગી જિન ! ૫૮. હેમ પરીક્ષા જિમ હુએજી, સહત હુતાશન-તાપ; જ્ઞાનદશા તિમ પરખીએજી, જિહાં બહુ કિરિયાવ્યાપ. સો૦ જિન ! ૫૯. આલંબન વિણુ જિમ પડેજી, પામી વિષમી વાટ; મુગ્ધ પડે ભવકૂપમાંજી, તિમ વિણુ કિરિયા ઘાટ. સોભાળી જિન ! ૬૦. ચરિત ભણી બહુલોકમાંજી, ભરતાદિકનાં જેહ; લોપે શુભ વ્યવહારનેજી, બોધિ હણે નિજ તેહ. સોભાગી જિન ! ૬૧. બહુ દલ દીસે જીવનાંજી, વ્યવહારે શિવયોગ; છીંડી તાકે પાધરોજી, છોડી પંથ અયોગ સોભાગી જિન ! ૬૨. આવશ્યકમાંહિ ભાખિઓજી, એહિજ અર્થ વિચાર; ફ્લસંશય પણ જાણતાંજી, જાણીજે સંચાર. સોભાગી જિન ! ૬૩.

ઢાલ છઠ્ઠી :–અવર ઇસ્યો નય સાંભલી, એક ગ્રહે વ્યવહારો રે; મર્મ દ્વિવિધ તસ નવિ લહે, શુદ્ધ અશુદ્ધ વિચારો રે. ૬૪. તુજ વિણુ ગતિ નહીં જંતુને, તૂં જગજંતુનો દીવો રે; જીવીએ તુજ અવલંબને, તૂં સાહિબ ચિરંજીવો રે. તુજ વિણુ ગતિ નહીં જંતુને–આંકણી. ૬૫ જેહ ન આગમ વારીઓ, દીસે અશઠ આચારો રે; તેહિજ

ઇમ વલિ હાખ્યો; નિજ સ્વભાવ પરિણતિ તે ધર્મ, જે વિભાવ તે ભાવજ કર્મ. ૧૦૮. ધર્મ શુદ્ધ-ઉપયોગ સ્વભાવે, પુણ્ય પાપ શુભ અશુભ વિભાવે; ધર્મ હેતુ વ્યવહારજ ધર્મ, નિજ સ્વભાવ પરિણતિનો મર્મ. ૧૦૯. શુભયોગે દ્રવ્યાશ્રવ થાય, નિજ પરિણામ ન ધર્મ હણાય; યાવત્ યોગક્રિયા નહીં થંભી, તાવત્ જીવ છે યોગારંભી. ૧૧૦. મલિનારંભ કરે જે કિરિયા, અસદારંભ તજી તે તરિયા; વિષય કષાયાદિકને ત્યાગે, ધર્મમતિ રહિએ શુભમાગે. ૧૧૧. સ્વર્ગહેતુ જો પુણ્ય કહીજે, તો સરાગ સંયમ પણ લીજે; બહુરાગે જે જિનવર પૂજે, તસ મુનિની પરે પાતિક ધ્રુજે. ૧૧૨. ભાવ સ્તવ જેહથી પામીજે, દ્રવ્ય સ્તવ એ તેણે કહીજે; દ્રવ્ય શબ્દ છે કારણ વાંચી, ભરમે મ ભૂલો કર્મ નિકાચી. ૧૧૩.

## સાચી ભક્તિ-પ્રભુપ્રેમ.

**ઢાલ અગીયારમી**:-કુમતિ ઇમ સકલ દૂરે કરી, ધારીએ ધર્મની રીતરે; હારીએ નવિ પ્રભુબલથકી, પામીએ જગતમાં જીતરે, સ્વામી સીમંધરા! તૂં જયો-એ આંકણી. ૧૧૪. ભાવ જાણે સકલ જંતુના, ભવ થકી દાસને રાખરે; બોલિયા બોલ જે તે ગણું, સફલ જો છે તુજ સાખરે. સ્વામી૦ ૧૧૫. એક છે રાગ તુજ ઉપરિ, તેહ મુજ શિવતરુ કંદરે; નવિ ગણું તુજ પરિ અવરને, જો મિલે સુરનરવૃંદરે. સ્વામી૦ ૧૧૬. તુજ વિના મેં બહુ દુઃખ લહ્યાં, તુજ મિલ્યે તે કિમ હોયરે? મેહ વિણ મોર માચે નહીં, મેહ દેખી માચે સોયરે. સ્વામી૦ ૧૧૭. મનથકી મિલન મેં તુજ કિયો, ચરણ તુજ ભેટવા સાંઇરે! કીજીએ જતન જિન એ વિના! અવર ન વાંછીએ કાંઇરે. સ્વામી૦ ૧૧૮. તુજ વચન-રાગ-સુખ આગલે, નવિ ગણું સુરનર શર્મરે; કોડી જો કપટ કોઇ દાખવે, નવિ તજું તોએ તુજ ધર્મરે. સ્વામી૦ ૧૧૯. તું મુજ હૃદયગિરિમાં વસે, સિંહ જો પરમ નિરીહરે; કુમત માતંગના જૂથથી, તો કિશી પ્રભુ! મુજ બીહરે? સ્વામી૦ ૧૨૦. કોડી છે દાસ પ્રભુ! તાહરે, માહરે દેવ તું એકરે; કીજીએ સાર સેવક તણી, એ તુજ ઉચિત વિવેકરે. સ્વામી૦ ૧૨૧. ભક્તિભાવે ઇસ્યું ભાખીએ, રાખીએ એહ મનમાંહીરે; દાસનાં ભવ-દુઃખ વારિએ, તારિએ સો ગ્રહી બાંહીરે, સ્વામી૦ ૧૨૨. બાલ જિમ તાત આગલિ કહે, વિનવું હૂં તિમ તુજરે; ઉચિત જાણો તિમ આચરું, નવિ રહ્યું તુજ કિસ્યું ગુજ્ઝરે. સ્વામી૦ ૧૨૩. મુજ હોજો ચિત્ત-શુભભાવથી, ભવ ભવ તાહરી સેવરે; યાચિએ કોડી યતને કરી, એહ તુજ આગલે દેવ! રે. સ્વામી૦ ૧૨૪.

**કલશ**:-ઇમ સયલ-સુખકર દુરિત-ભયહર, વિમલ-લક્ષણ-ગુણધરો; પ્રભુ અજર અમર નરિંદ-વંદિત, વીનવ્યો સીમંધરો. નિજ-નાદ-તર્જિત-મેઘ-ગર્જિત, ધૈર્ય-નિર્જિત મંદરો, શ્રી નયવિજય બુધ ચરણસેવક, જશવિજય બુધ જયકરો. ઇતિ મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી વિરચિત નયવિચાર ગર્ભિત સવાસો ગાથાનું શ્રીસીમંધર જિન-વિનતી રૂપ સ્તવન સંપૂર્ણ.

## નિગોદાદિ સંસાર દુઃખ વર્ણન ગર્ભિત શ્રી સીમંધર જીન વિનતિ

**દુહા**:-અનંત ચોવસી જીન નમું, સિદ્ધ અનંતી કોડ, કેવળનાણી થિવિર સવી, વંદુ બે કરજોડ. ૧. બે કોડી કેવલધર, વિહરમાન જિનવીશ, સહસ કોડી યુગલ નમું,

આરંભ અપાર; નવિ જાણે ઉતરતાં નઈ, મુનિને જીવદયા કિહાં ગઈ ? ૮૫. જો ઉતરતાં મુનિને નદી, વિધિ જોગે નવિ હિંસા વદી; તો વિધિજોગે જિન-પૂજના, શિવ કારણું મત ભૂલો જના ૮૬. વિષયારંભતણો જિહાં ત્યાગ, તેહથી લહિએ ભવજલ-તાગ; જિન-પૂજામાં શુભભાવથી, વિષયારંભ તણો ભય નથી. ૮૭ સામાયિક પ્રમુખે શુભભાવ, યદ્યપિ લહિએ ભવજલ નાવ; તો પણ જિનપૂજાએ સાગ, જિનનો વિનય કહ્યો ઉપચાર. ૮૮. આરંભાદિક શંકા ધરી, જો જિનરાજ ભક્તિ પરિહરી; દાન માન વંદન આદેશ, તો તુજ સબલો પડ્યો કિલેશ. ૮૯. સ્વરૂપથી દીસે સાવદ્ય, અનુબંધે પૂજા નિરવદ્ય; જે કારણ જિનગુણ બહુમાન, જે અવસર વરતે શુભધ્યાન ૯૦. જિનવર પૂજા દેખી કરી, ભવિયણ ભાવે ભવજલ તરી; છકાયના રક્ષક હોય વલી, એહ ભાવ જાણે કેવલી. ૯૧. જલ તરતાં જલ ઉપર યથા, મુનિને દયા ન હોએ વૃથા; પુષ્પાદિક ઉપર તિમ જાણ, પુષ્પાદિક પૂજાને ઠાણ. ૯૨. તો મુનિને નહીં કિમ પૂજના, એમ તું શું ચિંતે શુભમના ? રાગીને ઔષધ સમ એહ, નીરોગી છે મુનિવર દેહ. ૯૩.

## દ્રવ્ય—ભાવસ્તવ (ચાલુ)

ઢાલ નવમી:—ભાવસ્તવ મુનિને ભલોજી, બિહુ ભેદે ગૃહી ધાર; ત્રીજે અધ્યયને કહ્યોજી, મહાનિશીથ મઝાર. ૯૪. સુણો જિન ! તુઝ વિણ કવણ આધાર ? એ આંકણી. વલી તિહાં ફલ દાખિયુંજી, દ્રવ્ય સ્તવનું રે સાર; સ્વર્ગ બારમું ગેહિનેજી, એમ દાનાદિક ચાર. સુણો૦ ૯૫ છઠ્ઠે અંગે દ્રૌપદીજી, જિનપ્રતિમા પૂજેઈ; સૂરિયાભ પરે ભાવથીજી, એમ જિન વીર કહેઈ. સુણો૦ ૯૬. નારદ આવ્યે નવિ થઇજી, ઉભી તેહ સુજાણ; તે કારણે તે શ્રાવિકાજી ભાષે આલ અજાણ. સુણો૦ ૯૭. જિન પ્રતિમા આગલ કહ્યોજી, શક્રસ્તવ તેણે નારિ; જાણે કુણ વિણ શ્રાવિકાજી, એહવિધ હૃદય-વિચારિ. સુણો૦ ૯૮. પૂજે જિનપ્રતિમા પ્રતેજી, સૂરિયાભ સુરરાય; વાંચી પુસ્તક રત્નનોજી, લેઈ ધરમ વ્યવસાય. સુણો૦ ૯૯. રાયપસેણી સૂત્રમાંજી, મ્હોટો એહ પ્રબંધ; એહ વચન અણમાનતાંજી, કરે કરમનો બંધ સુણો૦ ૧૦૦. વિજયદેવ વક્તવ્યતાજી, જીવાભિગમે રે એમ; જો થિતિ એ સુર તણીજી, તો જિન ગુણ થુતિ કેમ ? સુણો૦ ૧૦૧. સિદ્ધારથ રાયે કર્યાજી, યાગ અનેક પ્રકાર; કલ્પ સૂત્રે ઈમ ભાખિયુંજી, તે જિનપૂજા સાર. સુણો૦ ૧૦૨. શ્રમણોપાસક તે કહ્યોજી, પહિલા અંગ મોઝાર; યાગ અનેરા નવિ કરેજી, તે જાણો નિરાધાર. સુણો૦ ૧૦૩. ઇમ અનેક સૂત્રે ભણ્યુંજી, જિનપૂજા ગૃહિ-કૃત્ય; જે નવિ માને તે સહીજી, કરસ્યે બહુભવ નૃત્ય. સુણો૦ ૧૦૪.

## શ્રી જિન પૂજામાં નિર્જરા

ઢાલ દશમી :—અવર કહે પૂજાદિક ઠામે, પુણ્યબંધ છે શુભ પરિણામે; ધર્મ ઈહાં કોઈ નવિ દીસે, જિમ વ્રત પરિણામે ચિત હીંસે. ૧૦૫. નિશ્ચયધર્મ ન તેણે જાણ્યો, જે શલેશી અંતે વખાણ્યો; ધર્મ અધર્મ તણો ક્ષયકારી, શિવસુખ દે જે ભવજલતારી. ૧૦૬. તસ સાધન તું જે જે દેખે, નિજ નિજ ગુણઠાણાને લેખે; તેહ ધરમ વ્યવહારે જાણો, કારજ કારણ એક પ્રમાણો. ૧૦૭. એવંભૂત તણો મત ભાખ્યો, શુદ્ધ દ્રવ્યનય

ખ્યાસીહજારજી; એટલીવાર એ મરે નિગોદીઓ, એકણુ માસ મોઝારજી, શ્રી૦ ૧૪. ચાર-કોડને સાતજ લખ્ખા વલી સહસ અઠ્યાલજી, ચાર શતક અધિકા સંખ્યાએ, શ્વાસોશ્વાસ વિશાળજી, શ્રી૦ ૧૫. એકવરસમાં સિતેર કોડી, લાખ સત્યોતેર વારજી સહસ અઠ્યાસી આઠસે અંકે, એહલએ અવતારજી, શ્રી૦ ૧૬.

દુહા :-મરણાં અવતરણાં કરી, સ્વામિકાળ અનંત, પરાવર્ત પુદ્ગળ કીયાં, તેહનો કહું વિરતંત. ૧. જેમ કેકી ગિરિવર રહે, મેહા દૂરેવાસ. તિમ જિનજી તુમ ઓળગું, નિસુણો એ અરદાસ. ૨.

ઢાલ ૩ જી :-દશ કોડા કોડી સાગરે, ઉત્સરપિણી એકરે; તિમગણો એહ અવસર-પિણી, મનેધરિય વિવેકરે૦ ૧. સુણ સુણ સ્વામિ સીમંધરા, ધરા ભૂષણ ઇશરે, ચોત્રીશ અતિશય પરગડા, વાણી ગુણ છે પાંત્રીશરે, સુણ૦ ૨. વીશ કોડાકોડી એહુ, મળી, કાળ-ચક્ર એક થાય રે, એહ પુદ્ગળ પરાવર્તમાં, ભવ અનંત તે જાયરે; સુણ૦ ૩. એહ નિગોદમાં હું વસ્યો, પ્રભુ ! કાળ અનંતરે, તેહ પુદ્ગલ પરાવર્તકા, ક્યાંવાર અનંતરે, સુણ૦ ૪ એપવી અકામ નિર્જરા, કર્મ ચીકણા જેહરે; પુઢવી જલજલણ વાયુ થયો, પામીયો તેહના દેહરે સુણ૦ ૫. તેહ એકેકી કાયમાં, યોનિ સાત લાખ સંખ્યરે; શીતતાપાદિક મેં સહ્યા, કાળચક્ર અસંખ્ય રે, સુણ૦ ૬ અનુક્રમે તિહાં થકી નિસરી, થયો કાળ અનંત રે; બત્રીશ નામ છે તેહના, લહ્યા ગ્રંથ સિદ્ધાંતરે, સુણ૦ ૭. સૂરણકંદ પહેલું ગણું, વજ્રકંદ હલદ્રરે; અરદ્રકઆર્દ્ર કચુરકો, સતાવરી તજો ભદ્રરે; સુણ૦ ૮. નિલીવિરાલી કુમારિકા, સતુહી અમૃતા જાણ રે; લસણુને વંસ કારેલડા, ગાજર લુણી વખાણ રે. સુણ૦ ૯. લોઢાં તે કેમળકંદા ભિધા, ગિરિકર્ણીકા ભાલ રે; કોમળ પત્રને ખરસુઆ, લુણા વૃક્ષની છાલરે; સુણ૦ ૧૦ થેગ તે મોગર જાણજો, નીલી મોથ ભૂંઈ ફોડરે; પલ્યંક શાક વિશેષ છે, ખાતાં અતિ ઘણી ખોડરે સુણ૦ ૧૧. પીલુહાં અમૃત વેલડી, મુળા મકર અભિલાષ રે; ઉગતાં વિદલ અંકુરડા, વિરૂઆ ઇતિ ભાષ રે. સુણ૦ ૧૨. પ્રથમ સમયનો વાથુલો, ગણું તેહ સહોષરે સુણ૦ ૧૩. આલુય પિંડાલુ વલી, ઘણા જીવનો પિંડરે; અનંતકાય બત્રીસના, કહ્યાં નામ પ્રચંડરે સુણ૦ ૧૪.

દુહાઃ-ઇત્યાદિક અનેક છે, અનંતકાયના ભેદ; બાદર એહ નિગોદમાં, હું પામ્યો નિર્વેદ. ૧. સુઇ અગ્ર અનંતમે, ભાગે હું બહુવાર; વેચાણો નિઃસંબલો, કિણહિ ન કીધી સાર૦ ૨. કાળ અનંત તિહાં રહ્યા, સાધારણ સ્વરૂપ; ચૌદ લાખ યોનિ ભમ્યો, હૈ હૈ કર્મ વિરૂપ. ૩.

ઢાલ ચોથીઃ-છઠી ભાવના મન ધરો એ દેશી૦ શ્રી સીમંધર સ્વામિએ, તિહુ-અણ અંતર જામીએ, પામીએ, જે ગતિ કહું તે આપણી એ, ૧. એક શરીરે એક એ, જીવ થયો પ્રત્યેક એ, છેક એ, દુઃખનો નવિ આવ્યો પ્રભો ! એ ૨. છેદન ભેદન જે સહ્યાં, તે મેં નવિ જાએ કહ્યાં, નિરવહ્યાં, કાળ અસંખ્ય તિહાં વસીએ. ૩. યોનિ લાખ દશ ફરસીએ, તેહ વર્ણસ્પર્શ સરસીએ, નરસીએ, પુષ્પ પત્ર ફૂળ વેચણાએ, ૪. વલી વિકલેંદ્રિય હું થયો, કાળ સંખ્યાતો તિહાં રહ્યો, સાંસહ્યો, દુઃખ ઉપજતું પરવશે એ. ૫. બિતિચઉ વિગલેંદ્રી તણી, યોની લાખ બબે ભણી, જગધણી તે પણ મેં

સાધુ સંરવ નિશદિશ. ૨.

દુહા :–શ્રી બ્રહ્માણી શારદા, સરસ્વતિ ઘો સુપસાય; સીમંધર જીન વિનવું, સાનિધ્ય કરજો માય.

ઢાલ પહેલી :–શ્રી સીમંધર સાહિબ મેરા, ચાહું હરિસણુ તેરા રે, તેરે ફરજનં દેખહુ તેશ, તું પ્રભુસાંઈ હમેશ રે. શ્રી૦ ૧. શ્રી શ્રેયાંસ નરિંદ બીરાજે, જસ મહિમા જગ ગાજે રે, તસ કુળ કમળ દિણુંદ સમોવડ, સત્યકી નંદન છાજે રે, શ્રી૦ ૨. પુષ્ખલવઇ વિજ્યા વિચે, નગરી અમરાવઇ સમ જાણુ રે; મહાવિદેહે તું પ્રભુ ઉપનો, પુંડરિગિણી અહિઠાણુ રે, શ્રી૦ ૩. દૂર દેશાંતર તું પ્રભુ ! વસીયો, રાણી રૂક્મણી કંત રે, મુજ સંદેહ તણા સંદેહા, કુણ ભાંજે ભગવંત ! રે, શ્રી૦ ૪. જે ચઉગઈ ગતિ આગતિ ભેયા, જીવ અજીવ વિચાર રે, કેવળનાણી વિના કોણ ભાંખે, બહુલા તે અધિકાર રે, શ્રી૦ ૫. ભવ સમુદ્ર તારણ તું પ્રગટ્યો, તું જગબંધવ બાપ રે; ભવોભવ જે મેં પાતક કીધાં, તે આલોઉં આપ રે, શ્રી૦ ૬. હું મુરખ મતિહીન ન જાણું, જ્ઞાનતણો એક લેશ રે; ગુરૂ ઉપદેશ લહી હું સાચું, નિસુણો રાવ જીનેશ રે, શ્રી૦ ૭.

દુહા :–રાંકતણી પરે રડવડ્યો, નિધણીઓ નિરધાર, શ્રી સીમંધર સાહિબા તુમ વિણુ ઇણે સંસાર. ૧. અનાદિ નિગોદમાંહે રૂલ્યો, અવ્યવહારી જીવ, કાળ તિહાં રહ્યો, ભવ અનંત સદીવ.

ઢાલ બીજી :–શ્રી સીમંધર સાહિબ મેરા, વિનતડી અવધારોજી, નરક નિગોદ તણા દુઃખ વિરૂઆ, ગિરૂઆ હૃદય વિચારોજી. શ્રી૦ ૧. દીનદયાળ કૃપાલ કૃપાનિધિ, કરીએ કંઈ ઉપગારોજી, ભીમ ભવોદધિ દુસ્તરમાંથી, મુજને નાથ ઉગારોજી શ્રી૦ ૨. પોયણી પાન સુકોમળ મેલે, બત્રીશ સંખ્યા સોયજી, બળવંતો નર સોય કરીને, મનશું વિંધે કોયજી શ્રી૦ ૩. એક પાન ભેદીને બીજે, જેહવે તે સોય જાયજી, વર્ધમાન જીન ગોયમને કહે, અસંખ્ય સમયતિહાં થાયજી, શ્રી૦ ૪. અસંખ્ય સમય એક આવલી જાણો, ક્ષુલ્લક ભવ હુવે જેહજી, જે દો શત છપ્પન આવલીનું, જીવિત જીવે તેહજી, શ્રી૦ ૫. અલ્પ આયુ એહવાં અનુભવીયાં, નાથ નિગોદ મઝારજી, જન્મ મરણના દુઃખ અનંતા, મેં સહ્યા વારંવારજી; શ્રી૦ ૬. ચુમાલીસસેં આવલી, સાડી છેંતાલીસ આગેરીજી; સાસોસાસ એટલે એક થાયે, આવી વાત ઘણેરીજી શ્રી૦ ૭. શ્વાસોશ્વાસમાં જીવ નિગોદે, કરે સત્તર ભવ પુરાજી; સાડી ચોરાસું આવલી ઉપર, અધિકી જાણો શૂરાજી, શ્રી૦ ૮. મુહુરત એકની બે ઘડી કાચી, શાસ્ત્ર તણે પરમાણુજી, સાડત્રીસસેં તેહોતેર તેહના શ્વાસોશ્વાસ વખાણુજી, શ્રી૦ ૯. તેમાંહે હવે જીવ નિગોદે, ભવકરે કેતીવારજી; પાંસઠ સહસ ને પાંચસયાંવલી, છત્તીસવાર વિચારજી, શ્રી૦ ૧૦. એક લાખને તેર હજાર એકસો નેવું વારજી, એક દિવસનાં સાસોસાસ, કેવળીને અધિકારજી, શ્રી૦ ૧૧. છાસઠ સહસ્ર એંસી અધિકેરા, ઓગણીશ લાખ ભલેરાંજી; કર્મ પ્રપંચી એક દિવસમાં, જઈ કરે ભવ ફેરાજી, શ્રી૦ ૧૨. તેત્રીશ લાખ પંચાણું સહસા, સાત શતક અવધારજી; એક માસના એક ઊસાસા અધિત તેણે અણુસારજી, શ્રી૦ ૧૩. પાંચકોડ નેવ્યાશી લકખાં, બારસો

કુવ્યાપાર, સુગુરૂ ન ઓળખ્યા એ, સૂત્રે જે લખ્યા એ. ૧૩. દયામુળ જિનધર્મ, નવિ જાણ્યો તસમર્મ. નવતત્વાદિકાએ, હેયાદિકત્રિકાએ. ૧૪. ગાડરીએ પ્રવાહ, ધર્મ કર્યો ઉચ્છાહ, વળી વૂંદારકોએ, પરમાધામીકોએ. ૧૫. નારકીને દુઃખ દેઈ, પાપે પિંડ ભરેઇ, જલ માણુસ થયોએ, જાળ અંતર રહ્યોએ. ૧૬. પીલાણો તેણે ઠામ, અંડગોલકને કામ ઘરટી મધ્ય કરીએ, નરદ્વીપાંતરીએ, ૧૭. દુઃખ પામ્યો તિહાં ભીમ, કાળ સંવત્સર સીમ, પરવશમાં છળેએ, ભવ એમ પાછલેએ. ૧૮. હવે વૈમાનિક દેવ, કરતો પર ની સેવ, દેવ વિષય તણીએ ભવ તૃષ્ણા મુજ ઘણીએ. ૧૯. તિવ્રમોહ પરિણામ, વળી એકેંદ્રિય ઠામ, આયુષ્ય સંખ્યનોએ, તિહું ઉપનોએ. ૨૦. હું અપરાધી દેવ, તહારો હું નિતમેવ, સેવક ચિત્ત ધરોએ, પહતોઉદ્ધરોએ. ૨૧.

ઢાલ છઠ્ઠી :—ચારલાખ યોનિભચો, લહ્યો સુર અવતાર; શ્રી સીમંધર ઠાકુરારે, મેં વિલસ્યાંરે તિહાં સુખ અપાર. ઠાકુરીયારે અમ તારો, ભવ સાયરે રે વ્હાલા પાર ઉતારો. ઠા૦ ૧. ચૌદ લાખ મનુષ્યના, ભોગવ્યા ભોગ અશેષ; લાખ ચોરાશી હું ભમ્યો, મેં કાઢયારે તિહાં નવા નવા વેશ. ઠા૦ ૨. દિન જાતેરે યૌવન ગળ્યું, ન ગળ્યો તે મનમથ પૂર; મહિલાને રૂપે રાચીઓ, દેખી શત દિવસ રહીઓ હું ઝૂર. ઠા૦ ૩. અશુભ ધ્યાન અંતર ચીંતવ્યાં, યુવતિના ભોગવિલાસ, અમૃત ફીટી વિષ થયું; શ્રીફળ-જળરે ઘનસારજ તાસ. ઠા૦ ૪. ક્રોધ માન માયા ત્યજી, સમભાવે ભવિ મલ, ત્યજી કંચન કામિની, મહી મંડળેરે, મુનિ તે ધન ધન્ન. ઠા૦ ૫. એણી પરે અનંતા ભવ ભમ્યે, ચવિઓ વાર અનંત, સુખ દુઃખ સઘળાં ભોગવ્યા, ભવ ગણતાંરે થાકયો ભગવંત. ઠા૦ ૬. દેવ ગુરૂ ધર્મ ઓળખ્યા, મેં સુણ્યો પ્રવચન સાર; છકાયના જીવ ઓળખ્યા. વળી દુરિતનારે, અહિઠાણુ અઢાર. ઠા૦ ૭. ગુણ સતાવીશ સાધુના, શ્રાવકના એકવીશ; તે સઘળાં મેં ઓળખ્યાં, આણુવા ખપ કરૂં નિશદિશ. ઠા૦ ૮. સામાચારી સંગ્રહી; સિદ્ધાંત તણે અનુસાર; તપગચ્છની કિરિયા કરૂં, હું તો માનુંરે પંચાંગી વિચાર. ઠા૦ ૯. એણે આરે ભરતમાં, વર નહિ કેવળ નાણ, પૂર્વાચાર્ય વયણડાં, હું તો માનું રે તે અમીય સમાન. ઠા૦ ૧૦. એણી પેરે ઘણુ ભવ પર ભવે, જીનજી ! વિરાધી આણ; તે સવિ મિચ્છામિ દુક્કડં, સાંસહજોરે અપરાધ, સુજાણ ! ઠા૦ ૧૧. મિથ્યાત્વ સઘળું પરિહરૂં, હું ધરૂં સમકીત આણ, તપ જપ કિરિયા આદરૂં, તાહરે લેખેરે માહરે તેહ પ્રમાણ. ઠા૦ ૧૨. હિત ન કર્યો કેહનો કદા, ન કર્યો તે દીન ઉદ્ધાર, દાન પુણ્ય જેણે નવિ કર્યાં, વન માલતીરે જેમ તસ અવતાર. ઠા૦ ૧૩. ધન કણ કંચન કામિની વળી સુરચક્રાદિ અનેક, હુ નવિ ઇચ્છું. રાજીયા, તુઠ્યા આપોરે અવિચળ પદ એક. ઠા૦ ૧૪.

ઢાલ સાતમી :—ધનધન એ સંપ્રતિ, સીમંધર જીનદેવ, સુરનરને કિન્નર, સારે અહાનિશ સેવ; ગઢ ત્રણ વિચાલે, સમવસરણ સુખગેહ, છત્રત્રય શોભિત, ચામર અંકિત દેહ. ૧. અકલંક મહાબલ, કલિમલતરૂ જલપૂર; જગનાયક જગગુરૂ, જગ વચ્છલ ચકનૂર; જગલોચન ઉદયો, જગદીપક જગનાહ, જગતિલક સમોવડ, એશિવપુરનો સાથ. ૨. ધનધન નરનારી, જે સેવે તુમ પાય, ધનધન—તે દીઠા જેણે તુમ સમરણ થાય; ધનધન

સહુ અનુસરીએ, ૬. પુરી પર્યાપ્તિ પખે, અંતર મુહુરત આઉખે, સહુ દુઃખે, બહુવાર અસન્નિઓએ; ૭ કુત્સિત યોનિ ઉપન્યો, ચૌદ ઠાણુમાં નિપનો, સંપન્નો, અનુક્રમે હું દશ પ્રાણુનો એ. ૮. ત્રિહું ભેદે તિર્યંચએ, જલ થલ પ્રપંચએ, સંચએ, માંડયો તિહાં બહુ પાપનોએ, ૯. મચ્છ ગલાગલ કીધાંએ, જલચારીપદ લીધાંએ સિધ્યાંએ, એ કો કાજ ન માહરાંએ. ૧૦. વૃશ્ચિક સર્પ નકુલ હવે, વાઘ સિંહ ચિત્તર ભવે, તિહાં સવે સંબળ મેલ્યાં દુરિતનાએ, ૧૧. સીંચાણુાદિક હું થયો, નરકે જાવા અલજ્યો, નવિલહ્યો પાપ પુન્યનો આંતરોએ; ૧૨. પશુઅ પણે ઈમ ભમી-ઓએ, ચોન લાખ ચઉરમીઓએ, દમીયોએ, વધ બંધે કરી મુજનેએ, ૧૩. સાત ભેદે થયો નારકી, નિર વિવેક તિર્યંચ થકી, પાતકી, છું અપરાધી તાહરોએ, ૧૪. દોહલી દશ વેયણુ સહી, કાલ અસંખ્ય તિહાં રહી હું સહી, ચાર લાખ યોનિ ભમ્યોએ, ૧૫, જગ જીવન જિનજી સાંભળો, દશ દૃષ્ટાંતે દોહિલો, અતિભલો, કાળ ઘણે લહ્યોએ, ૧૬. ઊંધે શિર ટીંગાણોએ, કર્મ બંધે બંધાણોએ, ટાણોએ, ગર્ભાવાસનો નહિ ભલોએ. ૧૭. ઉંઠ કોડિ સુઇ તાપવી, વિંધે તનુ કો માનવી, અનુભવી, એહથી આઠગુણી વ્યથા. એ. ૧૮. દુઃસ્સહ વેયણું વેહેએ, ધર્મ કરૂં સહી દેહેએ, ગેહેએ, જો જણુશે મુજ માડલીએ. ૧૯. નીચ ગોત્ર અવતારએ, ન સુણ્યો ધર્મ લગારએ, ત્યારે એ સદ્ગુરૂ સેવા નવિ લહીએ. ૨૦. દેશ અનારજ વસીયોએ, પાપતણે-રસ રસીયોએ, વિરૂઆ કર્મભણી ઘણુંએ. ૨૧. કર્મબળે પાછો વળી-ઓએ, ચોવીશ દંડક વળી રૂલીઓએ, નવી મળીઓએ, સ્વામિ ! કો મુજ તારકો એ. ૨૨.

દુહા :–ઉંચનીચ કુળ અવતર્યો, કીધાં મધ્યમ કામ. વિરતિ પાખે હું થયો, ન લહ્યા ભવ વિશ્રામ. ૧. માનવભવ અતિ દોહિલો, દોહિલો આરજ દેશ; સદ્દહણાવલી દોહિલી, દોહિલો ગુરૂ ઉપદેશ. ૨. મનુષ્યતિરી ભવ અંતરે, સાતે નરક મોજાર; ગણુતાં કાળ અસંખ્ય હુઓ, હું ગયો એટલીવાર. ૩.

ઢાલ પાંચમી :–સીમંધર જગદીશ. પુરો મનહ જગીશ, શીશ નમી રહું એ, આણાનિત વહુએ. ૧. મેરૂ મહિધર ધીર, જલનિધિ જેમ ગંભીર, વીરવડો સુણ્યો એ, મયણુ સુભટ હણ્યો એ. ૨. તું સેવક આધાર, ગુણ ગણ રયણુ ભંડાર, તારક અવતર્યો એ, જય લચ્છી વર્યો એ. ૩. તું મુજ મન તરૂ કીર, તું મુજ હૈય-ડાનો હીર, કીરતી તુમ તણી એ, ત્રિભુવન અતિ ઘણી એ. ૪. જીનજી ! જગ વિખ્યાત, સાંભળ મુજ અવદાત, ભવે ભવે જે હુઆ એ, વિવરી જુજૂઆ એ. ૫. પામ્યો આરજ દેશ. ઉંચ ગોત્ર સુવિશેષ, લેશ્યા નવિ રહીએ સામગ્રી નહિ એ. ૬. સદ્દહણા મન બદ્ધ બુદ્ધિનો દરિયો વિશુદ્ધ સમકિત એ આદર નવિ કર્યો એ. ૭. ન કરી ત્રિકરણ શુદ્ધ, પરમાદે મન બુદ્ધિ, સિદ્ધિ નકો લહીએ, હાર્યો ભવ સહીએ. ૮. ભાણી ભાણી પણ અંગ, કરી પ્રમાદ પ્રસંગ, વ્રત ભંગે હુઓ એ, નરક નિગોદીઓ એ. ૯. મેં લાધ્યુ બહુવાર, સમકીત રયણ ઉદાર, હારવીચું ઈસ્યું એ, દુષણ પાંચશું એ. ૧૦. કુગુરૂ કુદેવ કુધર્મ; ઉદાલે શિવ શર્મ, કર્મે સાંકડયો એ, તેહશું જઈ મલ્યો એ. ૧૧. અતિશયવંત મહંત, દોષ રહિત ભગવંત, ચિત્ત ન સદ્દહ્યો એ, એળે ભવ ગયો એ. ૧૨. પાળે પંચાચાર, ટાળે

શક્તિશ્યું જોડે; ભાગ્યો ભરમ મરમ સવિ જાણ્યો, પૂર્ણ જ્ઞાન નિજરૂપ પિછાણ્યો. મોહના૦ ૨. કરતા હોઇ હાથી પરે જૂઝે, સાખી નિજ ગુણ માંહે સલૂઝે; કરતા તે કિરિયા દુઃખ વેદે, સાખી ભવ–તરુ–કંદ ઉચ્છેદે. મોહના૦ ૩. જ્ઞાનીને કરણી સવિ થાકી, હુઇ રહ્યો નરમ કરમ થિતિ પાકી; માલા અણુદેખે જે ભમતો, તે દેખી હોએ નિજ ગુણ રમતો. મોહના૦ ૪. ભાવ અશુદ્ધ જે પુદ્ગલ કેરા, તે તો જાણ્યા સબહી અનેરા; મોક્ષરૂપ અમે નિજ ગુણ વરિયા, તે અર્થે કરશે કુણ કિરિયા. મોહના૦ ૫. હવે વ્યવહાર કહે સુણો પ્યારા, એ મીઠા તુમ બોલ દુચારા; ભણતાંને અણકરતાં ભાસો, વચન વીર્ય કરી–આપ વિમાસો. મોહના૦ ૬. જે અભિમાન રહિત તે સાખી, શક્તિ ક્રિયામાં લે છે આખી; ક્રિયા જે શુભ જોગે માંડે, ખેદાદિક દૂષણ સવિ છાંડે. મોહના૦ ૭ ભૂખ ન ભાંજે ભોજન દીઠે, વિણ ખાંડે તુષ વ્રીહી ન નીઠે; માંજયા વિણ જિમ પાત્ર ન આછું, કિરિયા વિણ તિમ સાધન પાછું. મોહના૦ ૮. મોક્ષ રૂપ આતમ નિરધારી, નવિ થાકયા જિનવર ગણધારી; ક્રિયા–જ્ઞાન જે અનુક્રમે સેવે, સુજસ રંગ તેહને પ્રભુ દેવે. મોહના૦ ૯.

ઢાલ ચોથી :–નિશ્ચય કહે વિણુ ભાવ પ્રમાણે, કિરિયા કામ ન આવે; આવ્યો ભાવ તો કિરિયા થાકી, ધ્રાયાં જિમણ ન ભાવે; માનો બોલ હમારો રાજ, તાણા તાણ ન કીજે. ૧. શ્રવણ હુઇ ગણધર પ્રવ્રજ્યા, મિલે તે ભાવ પ્રમાણે; લિંગ પ્રયોજન–જન–મન રંજન, ઉત્તરાધ્યયને વખાણે. માનો૦ ૨. નિજ પરિણામજ ભાવ પ્રમાણ્યો, વલી ઓધિ નિર્યુકતે; આતમ સામાયિક ભગવઇમાં, ભાખ્યું તે જુઓ જુગતે. માનો૦ ૩. નય વ્યવહાર કહે સવિ શ્રુતમાં, ભાવ કહ્યો તે સાચો; પણ ક્રિયાથી તે હોએ જાચો, કિરિયા વિણ હોએ કાચો. માનો૦ ૪. ભાવ નવો કિરિયાથી આવે, આવ્યો તે વલી વાધે; નવિ પડે–ચઢે ગુણ શ્રેણે, તેણે મુનિ કિરિયા સાધે. માનો૦ ૫. નિશ્ચયથી નિશ્ચય નવિ જાણ્યો, જેણે ક્રિયા નવિ પાલી; વચન માત્ર નિશ્ચયનું વિચારે, ઓઘ–વચન જુઓ ભાલી. માનો૦ ૬. જિમ જિમ ભાવ ક્રિયામાંહિ ભલશે, સાકર જિમ પય માંહિં; તિમ તિમ સ્વાદ હોશે આધ કેરો, સુજસ વિલાસ ઉચ્છાહિં. માનો૦ ૭.

ઢાલ પાંચમી :–નિશ્ચય નયવાદી કહે રે, ષટ્દર્શન માંહિ સાર; સમતા સાધન મોક્ષનું, એહવો કીધો નિરધાર રે; મનમાંહી ધરી જે પ્યાર રે; અમે કહું છું તુમ ઉપગાર રે, બલિહારી ગુણની ગોઠડી મેરે લાલ. એ આંકણી. ૧. પન્નર ભેદ જે સિદ્ધના રે, ભાવલિંગ તિહાં એક; દ્રવ્ય લિંગ ભજના કહી; શિવ સાધન સમતા છેક રે; તેહમાં છે સગલ વિવેક રે; તિહાં લાગી મુજ મન ટેક રે; ભામા છે અવર અનેક રે. બલિહારી૦ ૨. જિહાં જિહાં મારગ ભાંજે સવે રે, ધારણને અસરાલ; જોગ–નાલી સમતા તિહાં; ડાંડો હાથે તતકાલ રે, હોએ જોગ અજોગ વિશાલ રે; લઘુ–પણ–અક્ષર સંભાલ રે; પહોંચે શિવ–પદ દેઈ ફાલ રે. બલિહારી૦ ૩ સ્થવિર–કલ્પ જિન–કલ્પની રે, કિરિયા છે બહુ રૂપ; સામાચારી જૂજૂઇ રે, કોઇ ન મિલે એક સરૂપ રે; તિહાં હઠ છે ઉંડો કુપ રે; તિહાં પાસ ધરે મોહ ભૂપ રે; તો તે વિરૂઓ વિષમ વિરૂપ રે. બલિહારી૦ ૪. નય વ્યવહાર કહે હવે રે, તિહાં શું બોલ્યા એ મિત્ત; સમતા તુમને વાલહી, અમને

તે જીહા, જે તુમ ગુણ નિત્ય ગાય, જસકુળ અજવાળ્યું, ધન્ય તે માયને તાય. ૩. વડલી-નેવાસી, વ્યવહારી શુભચિત્ત; વહલુ (ગહેલુ)કુળ દીવો, અમીચંદ સુપવિત્ત; સંવેગી સૂધો, કીધો ત્યાગ સચિત્ત, એ સ્તવન રચ્યું મેં, ભણવા તેહ નિમિત્ત. ૪. સંવત સત્તરશે, તેરોત્તર શુચિમાસ; સુદી સાતમ શુક્રે, સ્વાતિયોગ શુભ તાસ; શ્રી વિજય પ્રભસૂરિ, રાજ્યે ચિત્ત ઉલ્લાસ, તથરવાડા માંહિ, શુણ્યો રહી ચઉમાસ. ૫. કળશ—તપગચ્છ અંબર અરૂણ ઉદયો, વિજયહીર સૂરીશ્વરો. નિજ હસ્ત દીક્ષિત, સુપરિક્ષિત, શ્રી શુભ વિજય કવીશ્વરો, તસ ચરણ પંકજ પ્રવર મધુકર, ભાવ વિજય બુધ સુંદરો, સિદ્ધિ વિજય કંઠે સ્વામિ, સંપ્રતિ સકળ ભવિ મંગલ કરો. ૧.

## ૫૪ નિશ્ચય વ્યવહાર ગર્ભિત, શ્રી શાંતિ-જિન-સ્તવન

ઢાલ પહેલીઃ—શાંતિ જિણેસર કેસર, અચિંત જગ ધણી રે, અચિંત૦ સેવા કીજે સાહિબ, નિત નિત તુમ તણી રે; નિત૦ તુજ વિણુ દૂજો દેવ, ન કોઈ દયાલુઓ રે, ન કોઈ૦ મન—મોહન ભવિ—બોહન, તૂંહી મયાલુઓ રે. તૂંહી૦ ૧. દુરિત અપાસન શાસન, તૂં જગ પાવનો રે, તૂં જગ૦ સુકૃત—ઉલ્લાસન, કર્મ—નિકાસન ભાવનો રે; નિકાસન૦ સિંહાસન પદ્માસન, બેઠો જે ઠવે રે, બેઠો૦ જગ ભાસન પર શાસન, વાસન પેખવે રે. વાસન૦ ૨. વાણી ગંગ તરંગ, સુરંગ તે ઉચ્છલે રે. સુરંગ૦ નય—ગમ—ભંગ—પ્રમાણ, પ્રવાહ ઘણા ભલે રે; પ્રવાહ૦ નિશ્ચય નય વ્યવહાર, તિહાં ભમરી ભમે રે, તિહાં૦ બુદ્ધિ નાવ જસ ચાલે, તેહને સહુ નમે રે. તેહને૦ ૩. નિશ્ચય ને વ્યવહાર, તણી ચર્ચા ઘણી રે, તણી૦ જાણે પણ જન તાણે, દિલરૂચી આપણી રે; દિલ૦ સ્યાદવાદ ઘર માંહિં, ઘડયા હોય ઘોડલા રે, ઘડયા૦ દેખે પક્ષ ઉવેખે, તે જગ થોડલા રે. તે જગ૦ ૪. માંહો માંહિં તે બિહુ જેમ, નય ચરચા કરે રે, નય૦ ભરતક્ષેત્રના ભાવિક, શ્રાવક મન ધરે રે; શ્રાવક૦ તિમ હું કાંઇક હાલ, રસાલ દાખવું રે; રસાલ૦ પણ તુજ વચન પ્રમાણે, તિહાં સુજ ભાખવું રે. તિહાં૦ ૫.

ઢાલ બીજીઃ—નિશ્ચય નયવાદી કહે, એક ભાવ પ્રમાણ છે સાચો રે; વાર અનંતી જે લહી, તે કિરિયામાં મત રાચો રે; ચતુર સનેહી સાંભલો. એ આંકણી. ૧. ભરત ભૂપ ભાવે તર્યો, વલી પરિણામે મરૂદેવી રે; ગ્રૈવેયક ઉપર નહી ફલે, દ્રવ્ય ક્રિયાની સેવા રે ચતુર૦ ૨. નય વ્યવહાર કહે તુમે, કિમ ભાવ ક્રિયા વિણ લહેસો રે; રતન શોધ શતપુટ પરિ, ક્રિયા તે સાચી કહેશ્યો રે. ચતુર૦ ૩. એક સહેજે એક યત્નથી, જિમ ફલ કેરો પરિપાકો રે; તિમ કિરિયા પરિણામનો, જગ ભિન્ન ભિન્ન છે વાકો રે. ચતુર૦ ૪. સહેજે ફલ અમ્હે પામશું, એમ ગલિઆ બલદ જે થાયે રે; સહેજે તૃપતા તે હુશે, કાં અન્ન કવલ કરી ખાએ રે. ચતુર૦ ૫. વિણુ વ્યવહારે ભાવ જે, તે તો બિણુ તોલો બિણુ માસો રે; તેહથી હાંસી ઉપજે, વલી દેખે લોક તમાસો રે. ચતુર૦ ૬. ગુરૂકુલવાસી ગુણ નીલો, વ્યવહારે થીર પરિણામી રે; ત્રિવિધ અવંચક યોગથી, હુયે સુજસ મહોદય કામી રે ચતુર૦ ૭.

ઢાલ ત્રીજી :—નિશ્ચય કહે કુણ ગુરૂ કુણ ચેલા, ખેલે આપહી આપ એકેલા; જાસ પ્રભાવે જગ સવિ ભાસે, નવ—નિધિ અષ્ટ—મહાસિદ્ધિ પાસે ૧. મોહના રંગીલા હમારા, સોહના સુખ સંગી. એ આંકણી. કર્મ વિભાવ શક્તિ જે તોડે, તે ફલભાવ

જેહુ એક નય પક્ષ; ભૂલારે ભૂલારે તે પ્રાણી ભવ રડવડે રે. ૨. મેં મતિ મોહે એકજ નિશ્ચય નય આદર્યો રે, કે એકજ વ્યવહાર; ભેલારે ભેલારે, તુજ કરૂણાયે ઓળખ્યારે. ૩. શિબિકા વાહક પુરૂષ તણી પરે તે કહ્યારે, નિશ્ચય નય વ્યવહાર; મિલિયારે મિલિયારે, ઉપગારી નવિ જૂજૂઆરે. ૪. બહુલા પણ રતન કહ્યાં જે એકલાં રે, તે માલા ન કહાય; માલારે માલારે, એક સૂત્રે તે સાંકલ્યારે. ૫. તિમ એકાકી નય સઘલા મિથ્યામતિરે, મિલિયા સમકિતરૂપ; કહીએરે કહીએરે, લહીએ સમ્મતિ સમ્મતિ રે. ૬. હોય પંખ વિણુ પંખી જિમ નવિ ચલી સકે રે, જિમ રથ વિણુ હોય ચક્ર; ન ચલે રે, ન ચલે રે, તિમ શાસન નય બિહું વિના રે. ૭. શુદ્ધ અશુદ્ધપણું પણ સરખું છે બેઉને રે, નિજ નિજ વિષે શુદ્ધ; જાણો રે જાણો રે, પર વિષે અવિશુદ્ધતા રે. ૮. નિશ્ચય નય પરિણામ પણાએ છે વડોરે, તેહવો નહી વ્યવહાર; ભાખેરે ભાખેરે, કોઇક ઈમ તે નવિ ઘટે રે. ૯. જે કારણ નિશ્ચય નય કારણ અછેરે કારણ છે વ્યવહાર; સાચોરે સાચોરે, કારજ સાચો તે સહી રે. ૧૦. નિશ્ચય નય મતિ ગુરુ શિષ્યાદિક કો નહીરે, કરે ન ભુંજે કોય, તેહથીરે તેહથીરે, ઉનમારગ તે દેશના રે. ૧૧. વ્યવહારે ગુરુ શિષ્યાદિક સંભવે રે, સાચો તે ઉપદેશ; ભાખ્યોરે ભાખ્યોરે, ભાષ્યે સૂત્ર વ્યવહારમેં રે. ૧૨.

ઢાલ બીજી:–કોઇક વિધિ જોતાં થકાં રે, છાંડે સવિ વ્યવહાર રે, મન વસિયા; ન લહે તુજ વચને કહ્યું રે, દ્રવ્યાદિક અનુસાર રે, ગુણ રસિયા. ૧. પાઠ ગીત નૃત્યની કલા રે, જિમ હોય પ્રથમ અશુદ્ધ રે; મન૦ પણ અભ્યાસે તે ખરી રે, તિમ કિરિયા અવિરૂદ્ધ રે. ગુણ૦ ૨. મણિ શોધક શત ખારના રે, જિમ પુટ સકલ પ્રમાણ રે; મન૦ સર્વ ક્રિયા તિમ યોગને રે, પંચવસ્તુ અહિનાણ રે. ગુણ૦ ૩. પ્રીતિ ભગતિ યોગે કરીરે, ઈચ્છાદિક વ્યવહાર રે; મન૦ હીણો પણ શિવ હેતુ છે રે, જેહને ગુરુ આધાર રે. ગુણ૦ ૪. વિષ–ગરલ–અન્યોન્ય છે રે, હેતુ–અમૃત જિમ પંચ રે; મન૦ કિરિયા તિહાં વિષ–ગરલ કહીરે, ઈહ પરલોક પ્રપંચ રે. ગુણ૦ ૫. અન્યોન્ય હૃદય વિના રે, સંમૂચ્છિંમ પરિ હોય રે; મન૦ હેતુ–ક્રિયા–વિધિ–રાગથી રે, સુણ વિનયીને જોય રે. ગુણ૦ ૬. અમૃત ક્રિયા માંહી જાણીએ રે, દોષ નહિ લવલેશ રે; મન૦ ત્રિક ત્યજવાં દોય સેવવાં રે, યોગબિંદુ ઉપદેશ રે. ગુણ૦ ૭. ક્રિયા ભગતે છેદીએ રે, અવિધિ દોષ અનુબંધ રે; મન૦ તિણે તે શિવ કારણ કહે રે, ધર્મસંગ્રહણી પ્રબંધ રે. ગુણ૦ ૮. નિશ્ચય ફલ કેવલ લગે રે, નવિ ત્યજીએ વ્યવહાર રે; મન૦ ચક્રી–ભોગ પામ્યા વિના રે, જિમ નિજ ભોજન સાર રે. ગુણ૦ ૯. પુણ્ય–અગનિ પાતક દહે રે, જ્ઞાન સહજે ઓલખાય રે; મન૦ પુણ્ય હેતુ વ્યવહાર છે રે, તિણે નિર્વાણ ઉપાય રે. ગુણ૦ ૧૦ ભવ્ય એક આવર્ત્તમાં રે, કિરિયા વાદી સિદ્ધ રે; મન૦ હોવે તિમ બીજો નહિ રે, "દશા ચૂર્ણી" પ્રસિદ્ધ રે. ગુણ૦ ૧૧. ઇમ જાણીને મન ધરેરે, તુજ શાસનનો રાગ રે; મન૦ નિશ્ચય પરિણતિ મુનિ રહેરે, વ્યવહારે વડ ભાગ રે. ગુણ૦ ૧૨.

ઢાલ ત્રીજી:–સમકિત પક્ષજ કોઇક આદરે, ક્રિયામંદ અણુજાણ; શ્રેણિક પ્રમુખ ચરિત્ર આગલ કરે, નવિ માને ગુરુ–આણ; અંતર જામીરે ! તું જાણે સવે. એ આંકણી૦ ૧ કહે તે શ્રેણિક નવિ નાણી હુઓ; નવિ ચારિત્ર પ્રધાન; સમકિત ગુણથીરે જિન–પદ

પણ તિહાં દઢ ચિત્ત રે; અમે સંભારું નિત્ય નિત્ય રે; કિરિયા પણ તાસ નિમિત્ત રે; એમ વધશે બિહુને હિત રે. બલિહારી૦ ૫ પન્નર ભેદ જે સિદ્ધના રે, રાજ–પંથ તિહાં જેહ; તે મારગ અનુસારિણી, કિરિયા તેહશુ ધરો નેહ રે; ક્ષણ માંહીં ન દાખો છેહ રે; આલસ છાંડો નિજ દેહ રે; આલસુને ઘણા સંદેહ રે. બલિહારી૦ ૬. થાપે ભાવજ જે કહી રે, ભરતાદિક દિઠ્ઠંત; આવશ્યક માંહિ કહ્યા, તે તો પાસથ્થા એકંત રે; તે તો પ્રવચન લોપે તંત રે; તસ મુખ નવિ દેખે સંત રે; એમ ભાખે શ્રી ભગવંત રે. બલિહારી૦ ૭. કિરિયા જે બહુવિધ કહી રે, તેહજ કર્મ પ્રતિકાર; રોગ ઘણા ઔષધ ઘણા, કોઇને કોઇથી ઉપગાર રે; જિન–વૈદ્ય કહે નિરધાર રે; તેણે કહ્યું તે કીજે સાર રે; એમ ભાખે અંગ આચાર રે. બલિહારી૦ ૮. રાજ–પંથ ભાગે નહીં રે, ભાજે૦તે નાહના સેર; એ પણ મનમાં ધારજો, એ એક ગાંઠો સો પેર રે; શું ફૂલી થાઓ છો લેર રે; જો મલીયે બિહું એક વેર રે; તો ભાંજે ભ્રાંતિ ઉકેર રે. બલિહારી૦ ૯. સૂત્ર પરંપરશું મલે રે, સામાચારી શુદ્ધ; વિનયાદિક મુદ્રા વિધિ, તે બહુ વિધ પણ અવિરૂદ્ધ રે; મુંઝે તે જે હોયે મુદ્ધ રે; નવિ મુંઝે તે પ્રતિબુદ્ધ રે; વલી સુજસ અલુદ્ધ અક્રુદ્ધ રે. બલિહારી૦ ૧૦.

ઢાલ છઠ્ઠી :–વાદ વદંતા આવિયા, તુજ સમવસરણ જબ દીઠું રે; તે બિહુંનો ઝઘડો ટલ્યો, તુજ દર્શન લાગ્યું મીઠું રે; બલિહારી પ્રભુ તુમ તણી. એ આંકણી. ૧. સ્યાદ્વાદ આગલ કરી, તુમે બિહુંને મેલ કરાવ્યો રે; અંતરંગ રંગે મલ્યા, દુર્જનનો દાવ ન ફાવ્યો રે. બલિહારી૦ ૨. પરઘર–ભંજક ખલ ઘણા, તે ચિત્ત માંહે આંચા ઘાલે રે; પણ તુમ સરિખા પ્રભુ જેહને, તેહશું તેણે કાંઇ ન ચાલે રે. બલિહારી૦ ૩. જિમ એ બિહુંની પ્રીતડી, તુમે કરી આપી થિર ભાવે રે; તિમ મુજ અનુભવ મિત્તશું, કરી આપો મેલ સ્વભાવે રે. બલિહારી૦ ૪. તુજ શાસન જાણ્યા પછી, તેહશું મુજ પ્રીત છે ઝાઝી રે, પણ તે કહે મમતા તજો, તેણે નવિ આવે છે બાઝી રે. બલિહારી૦ ૫. કાલ અનાદિ સંબંધિની, મમતા તે કેડ ન મૂકે રે; રીસાયે અનુભવ તદા, પણ ચિત્તથી હિત નવિ ચૂકે રે. બલિહારી૦ ૬. એહવા મિત્રશું રૂસણું, એ તો મુજ મન લાગે માઠું રે; તિમ કીજે મમતા પરી, જમ છાંડું ચિત્ત કરી કાઠું રે. બલિહારી૦ ૭. ચરણ ધર્મ નૃપ તુમ વસે, તસ કન્યા સમતા રૂડી રે; અચિરાસુત તે મેલવો, જિમ મમતા જાયે ઉડી રે. બલિહારી૦ ૮. સાહિબે માની વીનતી, મિલ્યો અનુભવ મુજ અંતરંગે રે; ઓચ્છવ રંગ વધામણાં, હુઆ સુજસ મહોદય સંગે રે બલિહારી૦ ૯.

કલસ :–ઇમ સકલ સુખકર, દુરિત ભયહર શાંતિ જિનવર મેં સ્તવ્યો, મુળ–ભુવન–સંયમ–માન વરષે, (૧૭૩૪) ચિત્ત હર્ષે વિનવ્યો; શ્રી વિજયપ્રભસૂરિરાજરાજ્યે, સુકૃત કાજે નય કહી; શ્રી નયવિજય બુધ શિષ્ય વાચક, જસવિજય જયસિરિ લહી ઇતિ શ્રી નિશ્ચય–વ્યવહાર ગર્ભિત શ્રી શાંતિનાથ જિન–સ્તવન સંપૂર્ણ, ગાથા ૪૮ ઢાલ–૬.

## ૫૫. નિશ્ચય વ્યવહાર ગર્ભિત શ્રી સીમંધરસ્વામી સ્તવન.

ઢાલ પહેલી :–શ્રી સીમંધર સાહિબ આગે વીનતી રે, મનધરી નિર્મલ ભાવ; કીજેરે કીજેરે, લીજે લાહો ભવ તણોરે. ૧. બહુ સુખ ખાણી તુજ વાણી પરિણમેરે,

પદ હોય ભોગ લલના; ભોગવવો ને જ્ઞાનનો, ઉપદેશ કેહવો જે જોગ લલના. જ્ઞા૦ ૪. જ્ઞાન પછી ક્રિયા કહી, દશવૈકાલિક વાણુ લલના; જ્ઞાન ગુણે કરી મુનિ કહ્યો, ઉત્તરાધ્યયન પ્રમાણુ લલના. જ્ઞા૦ ૫. દીપક ઘટ દેખાવશે, ઘટથી દીપક ન દેખાય લલના; અપ્રતિપાતિ ગુણ જ્ઞાન છે, મહાનિશિથે કહેવાય લલના. જ્ઞા૦ ૬. અધિકુ સર્વ પાતક થકી, અજ્ઞાની ન જાણે ખોજ લલના; આત્મસ્વરૂપ જાણ્યા વિના, ફિરે જિમ જંગલ રોજ લલના. જ્ઞા૦ ૭. ક્રિયા વિણુ બહુ સિદ્ધિ લહે, તાપસાદિક દૃષ્ટાંત લલના; ગજ બેઠે મરુદેવીને, આપી મેં મુક્તિ એકાંત લલના. જ્ઞા૦ ૮. અજ્ઞાન વાદી એમ કહે, આપે મોક્ષ ન જ્ઞાન લલના; ઉત્તર ધર્મસંગ્રહણીથી, કરજો મુજ બહુમાન લલના. જ્ઞા૦ ૯. જીવને જ્ઞાન અભેદ છે, મુજ વિણુ જીવ અજીવ લલના; અક્ષરનો અનંતમો, ભાગ ઉઘાડો સદીવ લલના. જ્ઞા૦ ૧૦. ક્રિયાયે કોઇ બાળ છે, જ્ઞાન નયે ઉજમાલ લલના; મુનિને સેવવા યોગ્ય તે, બોલે ઉપદેશમાલ લલના. જ્ઞા૦ ૧૧. દેવાચારય મહાવાદીજી, જગ જસવાદ લહંત લલના; બૌધ જીત્યા મુજ આસરે, એમ બહુ શાસ્ત્રે ઉદંત લલના. જ્ઞા૦ ૧૨. દેહના મેલને સારિખો, મુજ વિણુ ક્રિયા બંધ લલના; તીક્ષ્ણતા જે જ્ઞાનની, તેહિજ ચરણુ અબંધ લલના જ્ઞા૦ ૧૩.

ઢાલ બીજી :–ક્રોડી વરસ તપ જપ કિરિયા કરે, ન મટે કર્મનો પાસ રે; જ્ઞાની તે એકજ સાસ ઉસાસમાં, અનેક કર્મ કરે તાસ રે. ગુણીજન વંદો રે જ્ઞાનને લલી લલી. ૧. જ્ઞાનના ગુણને રે ઉત્તમ સંગ્રહે, બાળક માને તે વેશ રે; મધ્યમ નર કિરિયા ગુણ આદરે, ષોડશકે ઉપદેશ રે. ગુ૦ ૨. ચારિત્ર હીણો રે ગુણે ઘણો, વંદવો પૂજવો તેહ રે; થોડા જ્ઞાનની કિરિયા ક્લેશ છે, ઉપદેશમાલમાં એહ રે. ગુ૦ ૩. મહીયલ માહલે રે મેલા વેશથી, બક વ્યવહારે જે ચાલે રે; જગને ઘાલે રે જ્ઞાન વિના ધંધે, તે કિમ ધર્મને પાલે ગુ૦ ૪. પીપળ પાન જીસ્યા કિરિયા ગુરુ, જહાજ સમા ગુરુ જ્ઞાની રે; કિરિયા વિણુ જ્ઞાની રે સિદ્ધ અનંત છે, ભગવતી અંગની વાણી રે. ગુ૦ ૫. મંડુક ચૂરણુ જિમ જલદાગમે, ક્રિયાયે તિમ ભવ વાધે રે; તસ વાર કરવારે જ્ઞાનની જ્યોતિ છે, ઉપદેશપદ ઇમ સાધે રે. ગુ૦ ૬. એકનો જાણુંગ સર્વ જાણુંગ કહ્યો, એહવી છે મહારી વડાઇ રે; અવિસંવાદપણે જે જાણવું, તેહિજ સમકિત ભાઇ રે. ગુ૦ ૭. જ્ઞાન વિના કહો સમકિત કિમ રહે, ક્રિયા તો જ્ઞાનની દાસી રે; છઠ્ઠ તપે મુક્ત સેવાલ ભોજી કહ્યા, દેખે ન સુખ અવિનાશી રે. ગુ૦ ૮. થોડલી ક્રિયા રે જ્ઞાનીની ભલી, જેમ સુરવર નારીના ભાવ રે; બહુલી કિરિયા રે જ્ઞાન વિના કિસી, જિમ અંધ નારીના હાવ રે. ગુ૦ ૯. સહસ્ર તેતાલીશ બશે નર બૂઝીયા, નંદિષેણ શુભ ભાખે રે; જ્ઞાનીયે દીઠું રે તેહિજ વસ્તુ છે, ખર સિંગ સમ અન્ય દાખે રે. ગુ૦ ૧૦. કિરિયા નયને રે જ્ઞાન કહે તુમે, મુજ થકી ભિન્ન અભિન્ન રે; ભિન્ન થશો ત્યારે જડતા પામશો, અભિન્ન મુજ માંહે લીન રે. ગુ૦ ૧૧. ન્યાય ન ભીજે રે જેહને આલંબીયે, જૂઓ જુગતિ વિમાસી રે; એક પદ પામી ચિલાતી સુત તર્યો, જ્ઞાનથી સહુ સુખ વાસી રે. ગુ૦ ૧૨.

ઢાલ ત્રીજી :–સમકિત નય હવે બોલ્યો વિમાસી રે, મુજ વિણુ જ્ઞાન ક્રિયા બહુ હાસી રે, મુજ વિણુ જ્ઞાન અજ્ઞાન તે જાણો રે, શુક પાઠીત વેદીયા માનો રે. ૧. મણિ-

પામસે, તેહિજ સિદ્ધિ નિદાન. અંતર૦ ૨. નવિ તે જાણેરે કિરિયા ખપ વિના, સમકિત ગુણ પણ તાસ; નરક તણી ગતિ નવિ છેદી શકે, એ આવશ્યકે ભાષ. અંતર૦ ૩. ઉજવલ તાણેરે વાણે મેલડે, સોહે પટ ન વિશાલ; તિમ નવિ સોહેરે સમકિત અવિરતિ, બોલે ઉપદેશમાલ. અંતર૦ ૪. વિરતિ વિહુન પણ સમકિત ગુણ વર્યો, છેદે પલિય પહુત્ત; આણંદાદિક વ્રત ધરતા કહ્યો, સમકિત સાથે રે સૂત્ત. અંતર૦ ૫. શ્રેણિક સરિખારે અવિરતિ થોડલા, જેહ નિકાચત કર્મ; તાણી આણેરે સમકિત વિરતિને, એ જિન-શાસન-મર્મ. અંતર૦ ૬. બ્રહ્મ પ્રતિજ્ઞારે વિણ ભવ સપ્તમા, બ્રહ્મ વ્રતી નહિ આપ; અણકીધા પણ લાગે અવિરતે, સહજે સઘલારે પાપ. અંતર૦ ૭. એહવું જાણીરે વ્રત આદર કરો, જતને સમકિતવંત; પંડિત ઓછેરે થોડે જિમ ભણ્યો, નાવેરે બોલ અનંત. અંતર૦ ૮. આંધા આગલ દરપણ દાખવો, બહિરા આગલ ગીત; મૂરખ આગલ પરમારથ કથા, ત્રિણે એકજ રીત. અંતર૦ ૯. એવું જાણીરે હું તુજ વીનવું, કિરિયા સમકિત જોડી; દીજે કીજેરે કરૂણા અતિ ઘણી, મોહ સુભટ મદ મોડી. અંતર૦ ૧૦.

ઢાલ ચોથી:–એણી પરે મેં પ્રભુ વિનવ્યો, સીમંધર ભગવંતો રે, જાણું હું ધ્યાને પ્રગટ હું તો, કેવલ-કમલાનો કંતો રે. જયો જયો જગગુરુ જય ધણી. ૧. તું પ્રભુ હું તુજ સેવકો, એ વ્યવહાર વિવેકો રે; નિશ્ચય નય નહિ આંતરો, શુદ્ધાતમ ગુણ એકો રે. જયો૦ ૨. જિમ જલ સકલ નદી તણો, જલનિધિ જલ હોય ભેલો રે; બ્રહ્મ અખંડ સખંડનો, તિમ ધ્યાને એક મેલો રે. જયો૦ ૩ જિણે આરાધન તુજ કર્યું, તસ સાધન કુણ લેખે રે; દૂર દેશાંતર કુણ ભમે, જે સુરમણિ ઘર દેખે રે. જયો૦ ૪. અગમ અગોચર નય કથા, પાર કુણે નવિ લહીએ રે; તેણે તુજ શાસન ઇમ કહ્યું, બહુ શ્રુત-વયણડે રહીએ રે. જયો૦ ૫. તું મુજ એક હૃદયે વસ્યો, તુંહીજ પર ઉપગારી રે; ભરત ભવિક હિત અવસરે, મુજ મન મેલો વિસારી રે. જયો૦ ૬.

કળશ:–ઇમ વિમલ કેવલ જ્ઞાન દિનકર, સકલ ગુણ રયણાયરો; અકલંક અકલ નિરીહ નિર્મમ, વીનવ્યો સીમંધરો; વિજય પ્રભ સૂરીરાજ રાજે વિકટ સંકટ ભયહરો; શ્રી નય વિજય બુધ શિષ્ય વાચક, જસ વિજય જય જય કરો.

## ૫૬. શ્રી વિજયલક્ષ્મીસૂરિ કૃત જ્ઞાનાદિ નય ગર્ભિત શ્રી મહાવીરજિન સ્વવન.

દોહા:–શ્રી ઇંદ્રાદિક ભાવથી, પ્રણમે જગગુરુ પાય; તે પ્રભુ વીર જિણંદને, નમતાં અતિસુખ થાય. ૧. જ્ઞાન દર્શન ચારિત્રનો, કહું પરસ્પર સંવાદ; ત્રિક યોગે સિદ્ધિ હુવે, એહવો પ્રવચન વાદ. ૨. સમકિત ગુણ જસ ચિત્ત રમ્યો, તેહને ન વાદ વિવાદ; સમુદાયથી એક અંશ ગ્રહી, મુખ્ય કરે તિહાં વાદ. ૩.

ઢાલ પહેલી:–જ્ઞાનવાદી પહેલો કહે, ત્રિભુવનમાં હું સાર લલના; નય નિક્ષેપ પ્રમાણનો, ચઉઅનુયોગ વિચાર લલના. જ્ઞાન ભણો ભવિ પ્રાણિઆ. ૧. સપ્ત ભંગી ષટ દ્રવ્યનું, મુઝ વિણ કુણ લહે તત્વ લલના; બંભિલિપીને પ્રણમીયા, ગણધરાદિક મહાસત્વ લલના. જ્ઞા૦ ૨. મેરૂ સૂર્યને ઇંદ્રની, ઉપમા જ્ઞાનીને હોય લલના; મુઝ વિણ મૂરખ પશુ તણી, એહવી ઉપમાં તસ જોય લલના. જ્ઞા. ૩. જ્ઞાન પછી જિનરાજને, અરિહંત

જીવ; સા૦ રસવતી જલ ગુણુ જાણુતાં, તૃપ્તિ નવિ હોય અતીવ. સા૦ ૨. કિરિયા વિણુ પંથે તે નવિ ઘટે, વિચારે ન જલનિધિ તરાય; સા૦ નટણી નિજ કિરિયા વિના, જન રંજન કહો કેમ કરાય. સા૦ ૩. શત્રુંજય માહાત્મ્યમાં કહ્યું, મુનિ વેષને નમવો ઉછાંહિ; સા૦ લિંગ દેખીને ભાવે પ્રણુમીયા, સચીવ ઉદયન ગુણુ ગ્રાહિ. સા૦ ૪. ભરતને કેવલ ઉપને, લિંગ વિણુ નમીયા નહિં દેવ; સા૦ કહે ન ઉપદેશ એક સંબધનો, અણુમ્યા કેવલી તતખેવ. સા૦ ૫. જ્ઞાનનું ફલ વિરતિ કહ્યું, બહુવિધ શાસ્ત્ર મઝાર; સા૦ ચારિત્ર મહારાજા તણા, જ્ઞાન સમકિત દો પ્રતિહાર. સા૦ ૬. ગતિ ચારમાં સમકિત પામીયે, નર ગતિ માંહે સંયમ સિદ્ધ; સા૦ કિરિયા નય શાસન અંગ છે, નિર્યુક્તિનાં વચન પ્રસિદ્ધ. ૭. સર્વ સંવર કિરિયા વિના, જ્ઞાનીને મુકિત ન હોય; સા૦ અનંતર કારણુ હું સહી, તેહ ફરસી સિદ્ધા સહુ કોય. સા૦ ૮.

ઢાલ છઠ્ઠી:–જિનવર મંદિર સયલ મહિયલમાં, સોવન રયણો મંડાવેજી; એક દિવસના ચરણુ સમોવડ, કહો તે કેમ કરી થાવેજી. ૧. આદર જીવ ક્રિયા ગુણુ મનોહર, મ કરીશ વાદ વિવાદજી. કેવલને પણુ એક સંયમનું, થાનક થિર રહે શુદ્ધજી; સકલ પ્રદેશ થિરતા રૂપ ચારિત્ર, સિદ્ધ પ્રભુને કહે બુદ્ધજી. આ૦ ૨. એક વરસના સંયમ સુખમાં, અનુત્તર સુર સુખ પાવેજી; એ પણુ વ્યવહારિક નય વચન છે, ક્ષણુ માંહે શ્રેણી મંડાવેજી. આ૦ ૩. એક દિવસની કિરિયા પાલક, સંપ્રતિ નરપતિ કીધોજી; હરિ નૃપને નવ યામ ક્રિયાયે, પંચમ અનુત્તર સિદ્ધોજી. ૪. બાર કષાય મટે સંયમ હોયે, કિરિયાયે મહા ઋદ્ધિજી; દશારસિંહ સત્યકીને અધોગતિ, જો નહીં કિરિયા સંબંધિજી. આ૦ ૫. અક્રિયા વાદિ દશાચૂર્ણીમાં, કૃષ્ણુ પખીઓ જીવ નિયમાજી; ક્રિયા વાદિ શુકલ પખીઓ, જિન ઉપદેશે મહિમાજી. આ૦ ૬. યોગ વ્યાપાર નહીં જો સિદ્ધને, તો કિરિયા કિમ વ્યાપેજી; સઘલા નયનો સાર સંયમ છે, જિન ગણુધર કહ્યું આપેજી. આ૦ ૭. ખર જિમ ચંદન ભાર વહે બહુ, તસ ફલ ભોગ ન થાવેજી; 'દીપક સહસ્ર શહા પણુ અંધથી, કુણુ કાર્ય સોહાવેજી. આ૦ ૮. દશાર્ણુભદ્રને નમિયા સુરપતિ, જો કિરિયાયે ગુણુવંતાજી; મુજ અવદાત અનેક છે જગમાં, ધારો ભવિ જયવંતાજી આ૦ ૯.

ઢાલ સાતમી:–ઇમ નિજ નિજ મત થાપતાં રે લાલ, આવ્યા જિણેસર પાસ રે; વાલેસર૦ કરુણા કારક ઉપદિસે હો. લાલ, અનુપમ વચન વિલાસ રે, વાલેસર૦ ૧. જયો જયો જિનવર જયગુરુ હો લાલ, જેહથી મટે ભવ પાસ રે. વા૦ દંસણુ સહિત જ્ઞાની કહ્યો હો. લાલ, દેશે વિરાધક સાચ રે; વા૦ જ્ઞાન રહિત ક્રિયા કરે હો લાલ, તે પણુ વિરાધક વાચ રે. વા૦ જ૦ ૨. દેશે દેશે ઉપગારીયા, હો૦ સમુદાય સિદ્ધિ લહંત રે; વા૦ તિલ સમૂહે નેહ નીપજે હો૦ બિંદુ બિંદુયે સર હુંત રે વા૦ જ૦ ૩. ત્રણુ ભુવનના યોગથી, હો૦ પૂરણુ લોક કહેવાય રે; વા૦ કેમ તે એકમાં થાપિયે હો૦ એક સેવે તૃપ્તિ ન થાય રે. વા૦ જ૦ ૪. જ્ઞાન સમકિત ધોરી વહે, હો૦ સંયમ રથ સુવિશાલ રે; વા૦ બેસી જિન પંથે ચલ્યા, હો૦ થાશે તે પરમ નિહાલ રે. વા૦ જ૦ ૫. નિજ નિજ પદ પ્રાપ્તિ સુધિ, હો૦ જ્ઞાન ચારાદિક સેવ'રે; વાં૦ ઈમ શુભ પરિણામે કરી, હો૦ વેગે હોય શિવ

મય બિંબ અનંત ભરાવે રે, સોવન દહેરાં અસંખ્ય કરાવે રે; દંસણ લવ વિણુ શુભ ફલ તાપે રે, દંસણ રયણાયર ઈમ થાપે રે. ૨. વાર અનંતી તિમ જીવને ફરસ્યો રે, જિમ મૃગ તૃષ્ણાયે રહવે તરસ્યો રે, તે એક વારમાં દુઃખ સવિ ટાલુ રે, આતમ મંદિર કરૂં અજવાલું, રે. ૩. મુઝ પછી જ્ઞાન ક્રિયા હો સાચી રે, જલધર યોગે વનરાઈ માચી રે; પાત્ર અપાત્ર તુમે નથી જોતા રે, અમે લવિક અકષાઈ છોહતા રે. ૪. ક્ષણુ એક મુઝને હૃદયે રાખે રે, જિન સાહેબની સુખડી ચાખે રે; મિથ્યા વચન જો કોઈ પ્રરૂપે રે; હુંતો રીશું પડે ભવ કૂપે. રે. ૫ બાહે જાહયો તે કારણુ માટે રે, કરૂં સુખીઓ પુદ્ગલ અધ આટે રે; ફૂષી બલ સંબંધ ધરો મન માંહે રે, સમકિતવંતને પ્રણુમો ઉચ્છાહે રે. ૬. અશુચ્યા કેવલી કિરિયા હીન રે, સિદ્ધા મુજ થકી અનુભવ પીન રે; દંસણ રાહુત ન સીઝે કોઇ રે, નિશ્ચય કરો ભવિ આગમ જોઈ રે. ૭. માલા જાલે નીમાલા લોચેરે, કિરિયાડંબર ભણી બહુ સોચે રે; નવ ગ્રૈવેયક સુધી લઈ જાવે રે, તોહી સમકિત લવ સુખ નાવે રે. ૮. જૂઠ કિરિયાયે ધરાવે નામ રે, હું મુનિ હું શ્રાવક ગુણુ ધામ રે; મુજ છતાં મરીચિયે ભવભવ ન વધાર્યો રે, જમાલી કુશિષ્ય જો સમકિત હાર્યો રે. ૯.

ઢાલ ચોથી :–સિદ્ધ નરે જિમ સંગ્રહ્યો, બુદ્ધવંતાજી; વિણુ પણુ અમૃત થાય રે, રૂચિવંતાજી; તિમ સમકિતવંતે ગ્રહ્યાં બુ૦ શાસ્ત્ર સકલ સુખદાય રે. રૂચિ૦ ૧. દ્વૈપાયન શ્રેણિક ભણી, બુ૦ વાસુદેવ પેઢાલ બાલ; રૂ૦ અવિરતિને પણુ સુખી કર્યા, બુ૦ મુજ વિણુ કવણુ આધાર. રૂ૦ ૨. દશ મિથ્યાત્વ ગિરિ ભંજવા, બુ૦ પવિસમ હું સમરથ; રૂ૦ શુભદો આતમમાં વશું, બુ૦ જિન પદવી મુજ હથ્થ. રૂ૦ ૩. સમકિત અંક વિના સહુ, બુ૦ કિરિયાદિક બિંદુરૂપ; રૂ૦ અંગાર મર્દક સંબંધથી, બુ૦ સમજો મુજ સરૂપ. રૂ૦ ૪. કૃષ્ણુ પખીઓ અનાદિનો, બુ૦ મુજથી મિટે તતખેવ; રૂ૦ શુકલ પખીઓ તવ થયો, બુ૦ મિટે અનાદિભવ સેવ. રૂ૦ ૫. વરસ હજાર કિરિયા ગઇ, બુ૦ કંડરિકની અકાજ; રૂ૦ મુજ વિણુ પૂરવ ધર ગયા, બુ૦ આવે નિગોદમાં વાજ. રૂ૦ ૬. પૂર્વ બદ્ધાયુ ગત દંશણી, બુ૦ બે વિણુ સમકિતવંત; રૂ૦ વૈમાનિક પદવી લહે, બુ૦ ઇમ મહાભાષ્ય કહંત. રૂ૦ ૭. જીવ પ્રદેશે પુદ્ગલ રહ્યા, બુ૦ મિથ્યાત્વના જે સમસ્ત; રૂ૦ તેહ મિટે જે શુદ્ધતા. બુ૦ તેહિજ સમકિત વસ્ત. રૂ૦ ૮. સમકિતને ભાવે લોયે, બુ૦ દંશણુ સહિત ગુરૂ દેવ; રૂ૦ અગણિત મહીમા માહારો, બુ૦ સમકિત દશ રૂચિ સેવ રૂ૦ ૯. દશમાંહે નવ અસ્તિતા. બુ૦ સ્યાદ્વાદ રહે મુજ માંહિ; રૂ૦ યથાર્થ વસ્તુ ગ્રહું, બુ૦ આઠ પક્ષથી ઉછાંહિ. રૂ૦ ૧૦. સમકિત વિણુ ચારિત્ર નહીં, બુ૦ આવશ્યક માંહે વખાણુ; રૂ૦ સમકિત તેહજ ચરણુ છે, બુ૦ પહેલા અંગની વાણી. રૂ૦ ૧૧. સમકિતની સેવા સારી, બુ૦ નહીં મિથ્યામતિ રાજ; રૂ૦ ખટ ઉપમાન છે માહરાં બુ૦ સદ્દહજો મુનિરાજ રૂ૦ ૧૨.

ઢાલ પાંચમી:–હવે ક્રિયા વાદિ કહે મન રુલી, ન ગણે જ્ઞાનનો ગુણુ સુખ દાઈ; સાજન સૂણીયે હે, વાંજણી સુત રંક રાજવી, કીસિ સૂપનને જ્ઞાને વડાઈ. સા૦ નરહરનાં નમવાં રે સંયમ ધારીને. ૧. જ્ઞાનથી ફલ ભોગ નવિ લહે, ક્રિયા વિના કોઈક

વિમલ વિમલ પરશંસ તો. ૩. કરું અનંત ઉપાસના, સા૦ ધર્મ ધર્મ ધુર ધીર તો; શાંતિ કુંથુ અરમલ્લિ નમું, સા૦ મુનિસુવ્રત વડ વીર તો. ૪. ચરણ નમું નમિનાથના, સા૦ નેમીશ્વર કરું ધ્યાન તો; પાર્શ્વનાથ પ્રભુ પૂજીએ, સા૦ વંદુ શ્રી વર્ધમાન તો. ૫. એ ચોવિશે જિનવરા, સા૦ ત્રિભુવન કરણ ઉદ્યોત તો; મુક્તિ પંથ જેણે દાખવ્યો, સા૦ નિર્મલ કેવલ જ્યોત તો. ૬. સમકિત શુદ્ધ એહથી હોજો, સા૦ લીજે ભવનો પાર તો; બીજું આવશ્યક ઇશ્યું, સા૦ ચઉવિસથ્થો સાર તો. ૭.

**ઢાલ ત્રીજી** :–બે કર જોડી, બે કર જોડી, ગુરુ ચરણે દીઓ વાંદણાં રે; આવશ્યક પચવીશ ધારો રે, ધારો રે, દોષ બત્રીશ નિવારીએ રે. ૧. ચાર વાર, ચાર વાર, ગુરુ ચરણે મસ્તક નામીએ રે; બાર ક્રિયાવર્ત ખામો રે, ખામો રે, વળી તેત્રીશ આશાતનાં રે. ૨. ગીતાર્થ ગીતાર્થ, ગુણ ગીરુઆ ગુરુને વંદતાં રે; નીચ ગોત્ર ક્ષય જાય, થાયે રે, ઉંચ ગોત્રની અર્જના રે. ૩. આણ ઉલ્લંઘે, આણ ઉલ્લંઘે, કોઇ ન જગમાં તેહની રે; પરભવ લહે સૌભાગ્ય, ભાગ્ય રે, ભાગ્ય રે, દીપે જગમાં તેહનું રે. ૪. કૃષ્ણ રાયે, કૃષ્ણ રાયે, મુનિવરને દીધાં વાંદણા રે; ક્ષાયિક સમકિત સાર, પામ્યા રે, પામ્યા રે, તીર્થંકર પદ પામશે રે. ૫. શીતલા ચાંરજ, શીતલા ચારજ, જેમ ભાલે સહુ જગે રે; દ્રવ્ય વાંદણા દીધ, ભાવે રે ભાવે રે, દેતાં વળી કેવલ લહ્યું રે. ૬. એ આવશ્યક, એ આવશ્યક, ત્રીજુ એણી પરે જાણજો રે; ગુરુ વંદન અધિકાર, કરજો રે, કરજો રે, વિનય ભક્તિ ગુણવંતની રે. ૭.

**ઢાલ ચોથી** :–જ્ઞાનાદિક જિનવર કહ્યા, એ જે પાંચે આચાર તો; દોય વાર તે દિન પ્રતે એ, પડિક્કમીએ અતિચાર જયો જિન વીરજીએ. ૧. આલોયિને પડિક્કમીએ, મિચ્છામિ દુક્કડ દેય તો; મન વચ કાય શુદ્ધ કરીએ, ચારિત્ર ચોખ્ખું કરેય. જયો૦ ૨. અતિચાર શલ્ય ગોપવે એ, ન કરે દોષ પ્રકાશ તો; મચ્છીમલ્લ તણી પરેએ, તે પામે પરિહાસ. જયો૦ ૩. શલ્ય પ્રકાશે ગુરુ મુખે એ, હોયે તસ ભાવ વિશુદ્ધ તો; તે હુશીઆર હારે નહિ એ, કરે કર્મ શું જુદ્ધ. જયો૦ ૪. અતિચાર એમ પડિક્કમીએ, કરો ધર્મ નિઃશલ્ય તો; જિત પતાકા તેમ વરોએ, જેમ જગ ફલ્લહીમલ્લ. જયો૦ ૫. "વંદિતુ"વિધિશું કહ્યા એ, તેમ પડિક્કમણા સૂત્ર તો; ચોથું આવશ્યક ઇશ્યું એ, પડિક્કમણ સૂત્ર પવિત્ર. જયો૦ ૬.

**ઢાલ પાંચમી** :–વૈદ્ય વિચક્ષણ જેમ હરે એ, પહેલાં શલ્ય વિકાર તો; દોષ શેષ પછી રૂઝવા એ, કરે ઓસડ ઉપચાર તો. ૧. અતિચાર વ્રણ રૂઝવા એ, કાઉસ્સગ્ગ તેમ હોય તે; નવપલ્લવ સંજમ હુવે એ, દુષણ ન રહે કોય તો. ૨. કાયાની થિરતા કરીએ, ચપલ ચિત્ત કરે ઠામ તો; વચન જોગ સવિ પરિહરી એ, રમીએ આતમરામ તો. ૩. સાસ ઉસાસાદિક કહી એ, જે સોલે આગાર તો; તેહ વિના સવિ પરિહરો એ, દેહ તણો વ્યાપાર તો. ૪. આવશ્યક એ પાંચમું એ, પંચમી ગતિ દાતાર તો; મન શુદ્ધે આરાધિએ એ, લહીએ ભવનો પાર તો. ૫.

**ઢાલ છઠ્ઠી** :–સુગુણ પચ્ચખ્ખાણ આરાધજો, એહ છે મુક્તિનુ હેત રે; આહારની લાલચ પરિહરો, ચતુર તું ચિત્તમાં ચેત રે. સુગુણ૦ ૧. સાલ કાઢયું વ્રણ રૂઝવ્યું, ગઇ વેદના દૂર રે; પછી ભલાં પથ્ય ભોજન થકી, વધે દેહ જેમ નૂર રે. સુગુણ૦ ૨. તેમ

દેવ રે. વા૦ જ૦ ૬. હંસણુ જ્ઞાનમાં ભેલવી, હો૦ જ્ઞાન ક્રિયાયે કરી સિદ્ધ રે; વા૦ પંગુ અંધ નર દો મલી, હો૦ મનહ મનોરથ કીધ રે. વા૦ જ૦ ૭. જેટલા વચન વિચાર છે, હો૦ તેટલા નયના વાદ રે; વા૦ સહુ અંતર પ્રીત કરે, હો૦ સુણી વીર વચનને સ્વાદ રે. વા૦ જ૦ ૮.

ઢાલ આઠમી :–શ્રી મહાવીર જિનના ગુણ ગાવો, સંશય મનના મિટાવો રે; મુક્તા ફલના થાલ ભરીને, પ્રભુજીનાં જ્ઞાન વધાવો રે. શ્રી૦ ૧. આ સમયે શ્રુત જ્ઞાની મહોટા, શુદ્ધ સ્વરૂપ સમજાવે રે; જ્ઞાનીનો જો વિનય ન સેવે, તો આતચારતા થાવે રે. શ્રી૦ ૨. આવશ્યકાદિક ગ્રંથથી જોઈ, રચના કરી મનોહારી રે; હીનાધિક નિજ બુધ્યે કહેવાયું, તે શ્રુતધર સુધારો રે. શ્રી૦ ૩. મુનિ[૭] કર[૨] સિદ્ધ[૮] વહનને[૧] (૧૮૨૭) વરસે, આઠમ સુદિ ભલે ભાવે રે; ત્રણુશે ત્રીશ કલ્યાણુ એ દિન, ત્રીશ ચોવીશીના થાવે રે. શ્રી૦ ૪. પહેલાં પાંચ જિણુંદ નમિ નેમિ, સુવ્રત પાસ સુપાસ રે; એ દશ જિનના અગીઆર કલ્યાણક, એ દિવસે થયા ખાસ રે. શ્રી૦ ૫. અઠ સિદ્ધ બુદ્ધિ દાયક એ દિને, સ્તવન રચ્યું પ્રમાણો રે; ભણુશે ગણુશે જેહ સાંભલશે, તસ ઘર કોડિ કલ્યાણો રે. શ્રી૦ ૬.

કલશ :–ઇમ વીર જિનવર, પ્રમુખ કેરાં, અઢી લાખ ઉદાર એ; જિન બિંબ થાપી, સુજસ લીધો, દાન સૂરિ સુખકારએ; તસ પાટ પરંપર તપાગચ્છે, સૌભાગ્ય સૂરિ ગણુધાર એ; તસ શિષ્ય લક્ષ્મીસૂરિ પભણે, સંઘને જય જયકાર એ. ૧.

## ૫૭ શ્રી વિનય વિજયોપાધ્યાય કૃત શ્રી ષડાવશ્યક (પ્રતિક્રમણુ) સ્તવન.

દોહા :–ચોવિશે જિનવર નમું, ચતુર ચેતન કાજ; આવશ્યક જેણે ઉપદિશ્યા, તે ગુણુશું જિનરાજ. ૧. આવશ્યક આરાધિને, દિવસ પ્રત્યે દોય વાર; દુરિત દોષ દૂરે ટલે, એ આતમ ઉપકાર ૨. સામાયિક ચઉવિસથ્થો, વંદન પડિક્કમણેણુ; કાઉસ્સગ્ગ પચ્ચખ્ખાણુ કર, આતમ નિર્મલ એણુ. ૩. ઝેર જાય જીમ જાંગુલી, મંત્ર તણે મહિમાય; તેમ આવશ્યક આદયેં. પાતિક દૂર પલાય. ૪ ભાર તજી જેમ ભારવહી, હેજે હલુઓ થાય; અતિચાર આલોવતાં, જન્મ દોષ તેમ જાય. ૫

ઢાલ પહેલી :–પહેલું સામાયિક કરો રે, આણી સમતા ભાવ; રાગ રોષ દૂરે કરો રે, આતમ એહ સ્વભાવ રે; પ્રાણી સમતા છે ગુણુ ગેહ, એ તો અભિનવ અમૃત મેહ રે. પ્રાણી૦ ૧. આપો આપ વિચારીએ રે, રમીએ આપ સ્વરૂપ; મમતા જે પર ભાવની રે, વિષમો તે વિષ કૂપ રે. પ્રાણી૦ ૨ ભવ ભવ મેલી મૂકીએ રે, ધન કુટુંબ સંજોગ; વાર અનંતી અનુભવ્યા રે; સવિ સંજોગ વિજોગ રે. પ્રાણી૦ ૩. શત્રુ મિત્ર જગ કો નહિં રે, સુખ દુઃખ માયા જાલ; જો જાગે ચિત્ત ચેતના રે, તો સવિ દુઃખ વિસરાલ રે પ્રાણી૦ ૪. સાવદ્ય યોગ સવિ પરિહરી રે, એ સામાયિક રૂપ; હુવા એ પરિણામથી રે, સિદ્ધ અનંત અરૂપ રે. પ્રાણી૦ ૫.

ઢાલ બીજી :–આદીશ્વર આરાહીએ, સાહેલડી રે, અજિત ભજો ભગવંત તો; સંભવનાથ સોહામણા, સા૦ અભિનંદન અરિહંત તો. ૧. સુમતિ પદ્મ પ્રભુ પૂજીએ, સા૦ સમરું સ્વામિ સુપાસ તો; ચંદ્રપ્રભ ચિત્તધારીએ, સા૦ સુવિધિ ઋદ્ધિ વાસ તો. ૨ શીતલ ભૂતલ દિનમણિ, સા૦ શ્રી પૂરણુ શ્રેયાંસ તો; વાસુપૂજ્ય સુર પૂજિઆ, સા૦

પર્વ અઠ્ઠાઈ સંભારીએ; ત્રણ અઠ્ઠાઈજી, ચઉમાસી ત્રણ કારણે; ભવિજીવનાજી, પાતિક સર્વ નિવારીએ ૧. ઉથલો:–નિવારીએ પાતકતણી એ જાણી, અવધિજ્ઞાને સુરવરા; નિકાય ચારનાં ઇંદ્ર હર્ષિત, વંદે નિજ નિજ અનુચરા; અઠ્ઠાઇ મહોત્સવ કરણ સમયે, શાશ્વતા એ દેખીએ; સવી સજ્જ થાયે દેવ દેવી, ઘંટ નાદ વિસેસીએ. ૨. વલી સુરપતિજી, ઉદ્‌ઘોષણા સુરલોકમાં; નીપજાવીજી, પરિકર સહિત અશોકમાં; દ્વીપ આઠમેજી, નંદીશ્વર સુર આવીયા; શાશ્વતી પડિમાજી, પ્રણમી વધાવે ભાવિયા. ૩. ભાવિયા પ્રણમી વધાવે પ્રભુને, હર્ષ બહુલે નાચતા; બત્તીસ બદ્ધ કરીયા નાટિક, કોડી સુરપતિ માચતા; હાથ જોડી માન મોડી, અંગ ભાવ દેખાવતી, અપ્સરા રંભા અતિ અચંભા, અરિહંત ગુણ આલાવતી. ૪. ત્રણ અઠ્ઠાઈમાંજી, ષટ કલ્યાણક જિનતણાં; તથા આલયજી, બાવન જિનનાં બિંબ ઘણાં; તસ સ્તવનાજી, અદ્‌ભુત અર્થ વખાણતાં; ઠામે પહોચિજી, પછી જિન નામ સંભારતાં. ૫. સંભારતાં પ્રભુનું નામ નિશદિન, પર્વ અઠાઈ મન ધરે; સમકીત નિર્મલ કરણ કારણ, શુભ અભ્યાસે અનુસરે; નરનારી સમકીતવંત ભાવે, એહ પર્વ આરાધશે; વિઘ્ન નિવારે તેહના સવિ, સૌભાગ્ય લક્ષ્મી વધશે. ૬.

ઢાલ ચોથી:–પર્વ પજુસણમાં સદા, અમારી પડહો વજડાવેરે; સંઘ ભક્તિ દ્રવ્ય ભાવથી, સ્વામીવત્સલ સુમંડાવેરે. મહોદય પર્વ મહિમાનિધિ. ૧. સ્વામી વત્સલ એકણુ પાસે એકત્ર ધર્મ સમુદાયરે; બુદ્ધિ તુલાએ તોલીએ, તુલ્ય લાભ ફલ થાય રે. મહો૦ ૨. ઉદાયી ચરમ રાજરુષી, તેમ કરો ખામણા સત્ય રે; મિચ્છામિ દુક્કડં દેઇને ફરી સેવે પાપવંત્ત રે. મહો૦ ૩. તે કહ્યા માયા મૃષાવાદી, આવશ્યક નિર્યુક્તિ માંહિ રે; ચૈત્ય પરિપાટી કહી, પૂજા ત્રિકાલ ઉચ્છાહી રે. મહો૦ ૪. છેહલી ચારે અઠ્ઠાઇએ, મહોટો મહોત્સવ સ્યે દેવા રે; જીવાભિગમે એમ ઉચરે, પ્રભુ શાસનના એ મેવા રે. મહો૦ ૫.

ઢાલ પાંચમી:–અઠ્ઠમનો તપ વાર્ષિક પર્વમાં, શલ્ય રહિત અવિરોધ રે; કારક સાધન પ્રભુના ધર્મનો, ઇચ્છા સેવે હોય શુદ્ધ રે. તપને સેવો રે. કંતા વીરતીના ૧. છુટે સો વર્ષે રે કર્મ અકામથી, નારકી તે તો સકામે રે; પાપ રહિત હોય નવકારસી થકી, સહસ તે પોરસી ઠામે રે. તપ૦ ૨. વાધંતો વધતો રે તપ કરવા થકી, દશ ગુણો લાભ ઉદાર રે; દશ લાખ કોડી વર્ષનું આઉખું, દુરિત મીટે નિરધાર રે. તપ૦ ૩. પચાસ વર્ષ સુધી તપ્યાં લખમણાં, માયા તપ નવિ શુદ્ધ રે; અસંખ્ય ભવ- ભમ્યા એક કુવચનથી, પદ્મનાભ વારે સિદ્ધ રે. તપ૦ ૪. આહાર નિરિહંતા રે સમ્યકતપ કહ્યો, જુવો અભ્યંતર તત્વ રે; ભવોદધિ સેતુરે અઠ્ઠમ તપગણિ, નાગકેતુ ફળ પત્ત રે. તપ૦ ૫.

ઢાલ છઠ્ઠી:–વાર્ષિક પડિક્કમણા વિષે, એક હજાર શુભ આઠ રે; શ્વાસ ઉશ્વાસ કાઉસગ્ગ તણાં, આદરી ત્યજો-કર્મ આઠ રે. પ્રભુ તુમ શાસન અતિ ભલું. ૧. દુગ લખ ચઉ સય અઠ કહ્યા, પલ્ય પલ્ય પણુયાલીસ હજાર રે; નવ ભાંગે પલ્યના ચઉ - ભાગ કહ્યા, શ્વાસમાં સુર આયુ સાર રે. પ્રભુ૦ ૨. ઓગણીસ લાખને તેંસઠી, સહસ બસેં સડસઠી રે; પલ્યોપમ દેવનું આઉખું, નવકાર કાઉસગ્ગ જીઠ રે. પ્રભુ૦ ૩. એકસઠ લાખને પણ- તીસા, સહસ બસેં દશ જાણ રે; એટલા પલ્યનું સુર આઉખું, લોગસ્સ કાઉસગ્ગ

પડિક્કમણુ કાઉસ્સગ્ગથી, ગયો દોષ સવિ દુષ્ટ રે; પછી પચ્ચખ્ખાણુ ગુણુ ધારણે, હોયે ધર્મ તનુ પુષ્ટ રે. સુગુણ૦ ૩. એહથી કર્મ કાદવ ટળે, એહ છે સંવર રૂપ રે; અવિરતિ કૂપથી ઉદ્ધરે, તપ અકલંક સરૂપ રે. સુગુણ૦ ૪. પૂર્વ જન્મે તપ આચર્યો, વિશલ્યા થઇ નાર રે; જેહના ન્હવણના નીરથી, શમે સકલ વિકાર રે. સુગુણ૦ ૫. રાવણે શક્તિ શસ્ત્રો હણ્યો, પડ્યો લક્ષ્મણુ સેજ રે; હાથ અડતાં સચેતન થયો, વિશલ્યા તપ તેજ રે. સુગુણ૦ ૬. છઠ્ઠું આવશ્યક જે કહ્યું, એહવું તે પચ્ચખ્ખાણુ રે; છએ આવશ્યક જેણે કહ્યા, નમું તેહ જગભાણુ રે. ૭.

કળશ:—તપગચ્છ નાયક, મુક્તિ દાયક, શ્રી વિજયદેવ સૂરીશ્વરો; તસ પદ દીપક, મોહ જીપક, શ્રી વિજયપ્રભ સૂરિ ગણધરો. ૧ શ્રી કીર્તિ વિજય ઉવજ્ઝાય સેવક, વિનય વિજય વાચક કહે; ષડાવશ્યક, જે આરાધે, તેહ શિવ સંપદ લહે. ૨.

## ૫૮. શ્રી વિજયલક્ષ્મીસૂરિકૃત છ અઠ્ઠાઇનું સ્તવન.

શ્રી સ્યાદ્વાદ સુધોદધિ, વૃદ્ધિ હેતુ જિનચંદ; પરમ પંચ પરમેષ્ઠિમાં, તાસુ ચરણ સુખકંદ. ૧. ત્રિગુણ ગોચર નામ જે, બુદ્ધ ઇશાન માને જેહ; થયા લોકોત્તર તત્વથી, તે સર્વે જિન ગેહ. ૨. પંચવર્ણ અરિહંત શું, પંચ કલ્યાણક ધ્યેય; ષટ અઠ્ઠાઈ સ્તવના રચું, પ્રણમી અનંત ગુણ ગેહ. ૩.

ઢાલ પહેલી:—ચૈત્ર માસ સુદિ પક્ષમાંરે, પ્રથમ અઠ્ઠાઇ સંજોગ; જિહાં સિદ્ધચક્રની સેવનારે, અધ્યાતમ ઉપયોગરે; ભવિકા પર્વ અઠ્ઠાઇ આરાધ, મનવાંછિત સુખ સાધરે. ભવિકા૦ ૧. પંચ પરમેષ્ઠિ ત્રિકાલનારે, ઉત્તર ચઉ ગુણકંત; શાશ્વતપદ સિદ્ધચક્રનેરે, વદતાં પુણ્ય મહંતરે. ભવિકા૦ ૨. લોચન કર્ણયુગલ મુખેરે, નાસિકા અગ્રનીલાડ; તાલુ શિર નાભિ હૃદેરે, ભ્રમર મધ્યે ધ્યાન પાઠરે. ભવિકા૦ ૩. આલંબન સ્થાનક કહ્યાંરે, જ્ઞાનીએ દેહ મઝાર; તેહમાં વિગત વિષય પરેરે, ચિતમાં એક આધારરે. ભવિકા૦ ૪. અષ્ટ કમલ દલ કર્ણિકારે, નવ પદ થાપો ભાવ; બાહિર યંત્ર રચી કરીરે, ધારો અનંત અનુભાવરે. ભવિકા૦ ૫. આસો સુદિ સાતમ થકીરે, બીજી અઠ્ઠાઇ મંડાણ; બસેં ત્રેતાલીસ ગુણે કરીરે, અસીયાઉસાહિક ધ્યાનરે. ભવિકા૦ ૬. ઉત્તરાધ્યયન ટીકા કહેરે, એ દોય શાશ્વતા યાત્ર; કરતાં દેવ નદીશ્વરેરે, નરનિજ ઠામ સુપાત્રરે. ભવિકા૦ ૭.

ઢાલ બીજી:—અષાઢ ચોમાસાની અઠ્ઠાઇ, જિહાં અભિગ્રહ અધિકાઇ; કૃષ્ણ કુમારપાળ પરે પાળો, જીવદયા ચિત્ત લાઇ રે; પ્રાણી અઠાઈ મહોત્સવ કરીએ, સચિત આરંભ પરિહરિએરે. પ્રા૦ ૧. હિંસ ગમન તજો વર્ષા સમયે, ભક્ષ્યાભક્ષ્ય વિવેક; અછતી વસ્તુ પણ વિરતીએ, બહુ ફલ વંકચૂલ સુવિવેકરે. પ્રા૦ ૨. જે જે દેહે ગ્રહીને મૂકયા, જેહથી તે હિંસા થાય; પાપ આકર્ષણ અવ્રતિ જોગે, તે જીવે કર્મ બંધાયરે. પ્રા૦ ૩. સાયક દેહતા જીવ જે ગતીમાં, વસીયા તસ હોય કર્મ; રાજા રંકને કિરીયા સરીખી, ભગવતી અંગનો મર્મરે. પ્રા૦ ૪. ચોમાસી આવશ્યક કાઉસગ્ગના, પંચ સત માને ઉસાસા; છઠ્ઠ તપની આલોયણ કરતાં, વિરતિ ધર્મ ઉજાસારે. પ્રા૦ ૫.

ઢાલ ત્રીજી:—કાર્તિક સુદિમાંજી, ધર્મ વાસર અડધાસીએ; તીમ વળી ફાલ્ગુણેજી

કોઈ કંત કારણ કાષ્ટ ભક્ષણ કરે રે, મિલશું કંતને ધાય; એ મેળો નવિ કઇયે સંભવે રે, મેળો ઠામ ન ઠાય. ઋ૦ ૩. કોઇ પતિરંજન અતિ ઘણું તપ કરે રે, પતિરંજન તન તાપ; એ પતિરંજન મેં નવિ ચિત્ત ધર્યું રે, રંજન ધાતુ મિલાપ. ઋ૦ ૪. કોઈ કહે લીલા રે અલખ લખતણી રે, લખ પૂરે મન આશ; દોષ રહિતને લીલા નવિ ઘટે રે, લીલા દોષ વિલાસ. ઋ૦ ૫. ચિત્ત પ્રસન્ને રે પૂજન ફલ કહ્યું રે, પૂજા અખંડિત એહ; કપટ રહિત થઈ આતમ અરપણા રે, આનંદઘનપદ રેહ. ઋ૦ ૬.

## ૨ શ્રી અજિતનાથ જિન સ્તવન

પંથડો નિહાળું રે બીજા જિન તણો રે, અજિત અજિત ગુણ ધામ; જે તેં જિત્યા રે તેણે હું જિતીયો રે પુરુષ કિશ્યું મુજ નામ. ૧. ચરમનયણ કરી મારગ જોવતાં રે, ભૂલ્યો સયલ સંસાર; જેણે નયણે કરી મારગ જોઇએ રે, નયણ તે દિવ્ય વિચાર. ૨. પુરુષ પરંપર અનુભવ જોવતાં રે, અંધોઅંધ પુલાય; વસ્તુ વિચારે રે જો આગમે કરી રે, ચરણ ધરણ નહીં ઠાય. ૩. તર્કવિચારે રે વાદ પરંપરા રે, પાર ન પહોંચે રે કોય; અભિમત વસ્તુ વસ્તુગતે કહે રે, તે વિરલા જગ જોય. ૪. વસ્તુ વિચારે રે દિવ્ય નયન તણો રે, વિરહ પડયો નિરધાર; તરતમ જોગે રે તરતમ વાસના રે, વાસિત બોધ આધાર. ૫. કાલલબ્ધિ લહી પંથ નિહાલશું રે, એ આશા અવલંબ; એ જન જીવે રે જિનજી જાણજો રે, આનંદઘન મત અંબ. ૬.

## ૩ શ્રી સંભવનાથ જિન સ્તવન

સંભવદેવ તે ધુર સેવો રે, લહિ પ્રભુ સેવન ભેદ; સેવન કારણ પહેલી ભૂમિકા રે, અભય અદ્વેષ અખેદ. સં૦ ૧ ભય ચંચલતા હો જે પરિણામની રે, દ્વેષ અરોચક ભાવ; ખેદ પ્રવૃત્તિ હો કરતાં થાકિયે રે, દોષ અબોધ લખાવ. સં૦ ૨. ચરમાવર્ત્ત હો ચરમ કરણ તથા રે, ભવપરિણતિ પરિપાક; દોષ ટલે વલી દૃષ્ટિ ખુલે ભલી રે, પ્રાપ્તિ પ્રવચન વાક. સં૦ ૩. પરિચય પાતિક ઘાતિક સાધુશું રે, અકુશલ અપચય ચેત; ગ્રંથ અધ્યાતમ શ્રવણ મનન કરી રે, પરિશીલન નય હેત. સં૦ ૪. કારણ જોગે હો કારજ નિપજે રે, એમાં કોઈ ન વાદ; પણ કારણ વિણ કારજ સાધિયે રે, એ નિજ મત ઉનમાદ સં૦ ૫. મુગ્ધ સુગમ કરી સેવન આદરે રે, સેવન અગમ અનૂપ; દેજો કદાચિત સેવક યાચના રે, આનંદઘન રસ રૂપ. સં૦ ૭.

## ૪ શ્રી અભિનંદન જિન સ્તવન

અભિનંદન જિન દરિસણ તરસિયે, દરિસણ દુર્લભ દેવ; મત મત ભેદે રે જો જઇ પૂછીએ, સહુ થાપે અહમેવ. અ૦ ૧. સામાન્યે કરી દરિસણ દોહિલું, નિર્ણય સકલ વિશેષ; મદમેં ઘેર્યો રે અંધો કેમ કરે, રવિ શશિરૂપ વિલેખ. અ૦ ૨. હેતુ વિવાદે હો ચિત્ત ધરી જોઇએ, અતિ દુર્ગમ નયવાદ; આગમવાદે હો ગુરુગમ કો નહીં, એ સબલો વિખવાદ. અ૦ ૩. ઘાતી ડુંગર આડા અતિ ઘણા, તુંજ દરિસણ જગનાથ; ધીડાઇ કરી મારગ સંચરું, સેંગૂં કોઇ ન સાથ. અ૦ ૪. દરિસણ દરિસણ રટતો જો ફરું, તો રણ રોઝ સમાન; જેહને પીપાસા હો અમૃત પાનની, કિમ ભાંજે વિષપાન.

માન રે. પ્રભુ૦ ૪. ધેનુધણુ રૂપે રે જીવના, અચલ છે આઠ પ્રદેશ રે; તેહ પરે સર્વ નિર્મલ કરે, પર્વ અઠ્ઠાઈ ઉપદેશ રે. પ્રભુ૦ ૫.

ઢાલ સાતમીઃ–સોહમ કહે જંબુ પ્રત્યે, જ્ઞાનાદિ ધર્મ અનંત રે; વીનિત અર્થ પ્રકાશ્યો વીરજી, તેમ મેં રચિયો સિદ્ધાંત રે. પ્રભુ આગમ ભલો વિશ્વમાં ૧. પદ લાખ ત્રણસો તેત્રીસ, એગુણસાઠ હજાર રે; પીસ્તાલીસ આગમતણી, સંખ્યા જગ આધાર રે. પ્રભુ૦ ૨. આથમ્યે જિન કેવલ રવિ, સૂત્ર દીપકથી વ્યવહાર રે; ઉભય પ્રકાશક સૂત્રનો; સંપ્રતિ બહુ ઉપગાર રે. પ્રભુ૦ ૩. પુણ્યક્ષેત્રમાં સિદ્ધગિરિ, મંત્રમાંહિ નવકાર રે; છે શુકલ ધ્યાન છે ધ્યાનમાં, કલ્પસૂત્ર તેમ સાર રે; પ્રભુ૦ ૪. વીર વર્ણન છે જેહમાં, શ્રી પર્વ તપ તસુ સેવ રે; છઠ તપે કલ્પસૂત્ર સુણે મુદા, ઉચિત વિધિ તતખેવે રે. પ્રભુ૦ ૫.

ઢાલ સાતમીઃ–નેવું સહસ સંપતિ નૃપે રે, ઉધર્યા જૈન પ્રાસાદ રે; છત્રીસ સહસ નવા કર્યા રે. નિજ આયુ દીનવાદ૦ મનમે મોહે રે; પૂજો પૂજો રે મહોદય પર્વ મહોત્સવ મોટે રે. ૧. અસંખ્ય ભરતના પાટવી રે, અઠ્ઠાઈ ધર્મના કામિ રે; સિદ્ધિગિરિએ શિવ પુરી વર્યા રે, અજરામર શુભ ઠામ. મનમે૦ ૨. યુગ પ્રધાન પુરવ ધણી રે, વયર સ્વામી ગુણધાર રે; નિજ પિતુ મિત્ર પાસે જઇ રે, યાચ્યાં ફૂલ તૈયાર રે. મનમે૦ ૩. આવ્યા ગિરિ હિમવંત રે, શ્રી દેવી હાથે લીયા રે; મહા કમલ ગુણવંત રે. મનમેં૦ ૪. પછી જિનરાગીને સોંપીયાં રે, સુભિક્ષનગરી મઝાર રે; સુગત મત ઉછેદિતે રે, શાસન શોભા અપાર રે. મનમે૦૫.

ઢાલ નવમીઃ–પ્રાતિહાર્ય અઠ પામીયેરે, સિદ્ધ પ્રભુના ગુણ આઠ, હર્ષ ધરી સેવીયે એ; જ્ઞાન દર્શન ચારિત્રનાં એ, આઠ આચારના પાઠ, હ૦ સેવો સેવો પર્વ મહંત. હર્ષ૦૧. પવયણ માતા સિદ્ધિનું એ, બુદ્ધિ ગુણા અઠદષ્ટ; હર્ષ૦ ગણી સંપદએ, અઠ સંપદાએ, આઠમી ગતિ દીએ પુષ્ટ. હર્ષ૦ ૨. આઠ કર્મ અઠ દોષને એ, અઠમદ પરમાદ; હર્ષ૦ પરિહરિ આઠ આઠ કારણ ભજીએ, આઠ પ્રભાવક વાદ. હર્ષ૦ ૩. ગૂર્જર દીલ્લી દેશમાં એ, અકબરશાહ સુલતાન; હર્ષ૦ હીરજી ગુરુના વયણથી એ, અમારી પડહ વજાવ. હર્ષ૦ ૪. સેનસુરિ તપગચ્છ મણિ એ, તિલક આણંદ મુણંદ; હર્ષ૦ રાજ્યમાન રિદ્ધિ લહે એ, સૌભાગ્ય લક્ષ્મી સૂરીંદ. હર્ષ૦ ૫. સેવો સેવો પર્વ મહંત, હર્ષ૦ પૂજો જિનપદ અરવિંદ; હર્ષ૦ પુણ્ય પર્વ સુખકંદ, હર્ષ૦ પ્રગટે પરમાનંદ, હર્ષ૦ કહે એમ લક્ષ્મી સૂરીંદ. હર્ષ૦ ૬.

કળશઃ–એમ પાર્શ્વપ્રભુનો પસાય પામી, નામ અઠ્ઠાઇના ગુણ કહ્યા; ભવિ જીવ સાધો નિત્ય આરાધો, આત્મ ધર્મે ઉમહ્યાં. ૧. સંવત જિન અતિશય વસુ સસી (૧૮૩૪) ચૈત્ર પુનમે ધ્યાઇયા; સૌભાગ્યસૂરિ શિષ્ય લક્ષ્મીસૂરિ, બહુમે સંઘ મંગલ પાઇયા. ૨.

## ૫૯ પરમયોગી શ્રી આનંદઘનજી વિરચિત સ્તવન ચોવીશી

### ૧ શ્રી ઋષભદેવ જિન સ્તવન

ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઓર ન ચાહું રે કંત; રીઝયો સાહેબ સંગ ન પરિહરે રે, ભાંગે સાદિ અનંત. ઋ૦ ૧. પ્રીત સગાઇ રે જગમાં સહુ કરે રે, પ્રીત સગાઈ ન કોય; પ્રીત સગાઇ રે નિરૂપાધિક કહી રે, સોપાધિક ધન ખોય. ઋ૦ ૨.

ગમ્ય વિચાર; લલના જેહ જાણે તેહને કરે, આનંદઘન અવતાર લલના. શ્રી૦ ૮.

## ૮. શ્રી ચંદ્રપ્રભ જિન સ્તવન.

દેખણ દે રે, સખિ૦ મુને દેખણ દે, ચંદપ્રભુ મુખ ચંદ, સખિ૦ ઉપશમ રસનો કંદ; સખિ૦ સેવે સુરનર ઇંદ્ર, સખિ૦ ગત કલિમય દુઃખ દંદ. સખિ૦ ૧. સુહુમ નિગોદે ન દેખિયો, સખિ૦ બાદર અતિહિ વિશેષ; સખિ૦ પુઢવી આઉ ન લેખિયો, સખિ૦ તેઉ વાઉ ન લેશ. સખિ૦ ૨. વનસ્પતિ અતિ ઘણ દિહા સખિ૦ દીઠો નહીં દીદાર; સખિ૦ બિતિ ચઉરિંદી જલલિહા, સખિ૦ ગત સંજ્ઞિ પણ ધાર. સખિ૦ ૩. સુર તિરિ નિરય નિવાસમાં સખિ૦ મનુજ અનારજ સાથ, સખિ૦ અપજજતા પ્રતિભાસમાં, સખિ૦ ચતુર ન ચઢિયો હાથ. સખિ૦ ૪. ઇમ અનેક થલ જાણિયે, સખિ૦ દરિસણ વિણુ જિનદેવ; સખિ૦ આગમથી મતિ આણિયે, સખિ૦ કીજે નિર્મલ સેવ. સખિ૦ ૫. નિર્મલ સાધુ ભગતિ લહી, સખિ૦ યોગ અવંચક હોય; સખિ૦ કિરિયા અવંચક તિમ સહી, સખિ૦ ફલ અવંચક જોય સખિ૦ ૬. પ્રેરક અવસર જિનવરુ, સખિ૦ મોહનીય ક્ષય જાય; સખિ૦ કામિતપૂરણ સુરતરુ, સખિ૦ આનંદઘન પ્રભુ પાય. સખિ૦ ૭.

## ૯. શ્રી સુવિધિજિન સ્તવન.

સુવિધિ જિણેસર પાય નમીને, શુભ કરણી એમ કીજે. રે; અતિ ઘણો ઉલટ અંગ ધરીને, પ્રહ ઊઠી પૂજીજે રે. સુ૦ ૧. દ્રવ્યભાવ શુચિભાવ ધરીને, હરખે દેહરે જઇએ રે; દહ તિગ પણ અહિગમ સાચવતાં, એકમના ધુરિ થઇએ રે. સુ૦ ૨ કુસુમ અક્ષત વર વાસ સુગંધી, ધૂપ દીપ મન સાખી રે. અંગપૂજા પણ ભેદ સુણી ઇમ, ગુરુ મુખ આગમ ભાખી રે. સુ૦ ૩. એહનું ફલ દોય ભેદ સુણીજે, અનંતર ને પરંપર રે; આણાપાલણ ચિત્તપ્રસન્ની, મુગતિ સુગતિ સુરમંદિર રે. સુ૦ ૪. ફૂલ અક્ષત વર ધૂપ પઇવો, ગંધ નૈવેદ્ય ફલ જલ ભરી રે; અંગ અગ્રપૂજા મળી અડવિધ, ભાવે ભવિક શુભગતિ વરી રે. સુ૦ ૫. સત્તર ભેદ એકવીસ પ્રકારે, અઠોત્તર શત ભેદે રે; ભાવપૂજા બહુવિધ નિરધારી, દોહગ દુર્ગતિ છેદે રે. સુ૦ ૬. તુરિય ભેદ પડિવત્તી પૂજા, ઉપશમ ખીણ સંયોગી રે; ચઉહા પૂજા ઇમ ઉત્તરાધ્યયણે, ભાખીકેવલભોગી રે. સુ૦ ૭. ઇમ પૂજા બહુ ભેદ સુણી ને, સુખદાયક શુભ કરણી રે; ભવિક જીવ કરશે તે લહેશે; આનંદઘન પદધરણી રે. સુ૦ ૮.

## ૧૦ શ્રી શીતલજિન સ્તવન

શીતલ જિનપતિ લલિત ત્રિભંગી, વિવિધ ભંગી મન મોહે રે; કરુણા કોમલતા તીક્ષણતા, ઉદાસીનતા સોહે રે. શી૦ ૧. સર્વ જંતુ હિતકરણી કરુણા, કર્મ વિદારણ તીક્ષણ રે; હાન દાન રહિત પરિણામી, ઉદાસીનતા વીક્ષણ રે. શી૦ ૨. પરદુઃખ છેદન ઇચ્છા કરુણા, તીક્ષણ પરદુઃખ રીઝે રે; ઉદાસીનતા ઉભય વિલક્ષણ, એક ઠામે કેમ સીઝે રે. શી૦ ૩. અભયદાન તેમ લક્ષણ કરુણા, તીક્ષણતા ગુણ ભાવે રે; પ્રેરણ વિણુ કૃત ઉદાસીનતા, ઇમ વિરોધ મતિ નાવે રે. શી૦ ૪. શક્તિ વ્યક્તિ ત્રિભુવન પ્રભુતા, નિર્ગ્રંથતા સંયોગે રે; યોગી ભોગી વક્તા મૌની, અનુપયોગી ઉપયોગે રે. શી૦ ૫. ઇત્યાદિ બહુભંગ ત્રિભંગી,

અ૦ ૫. તરસ ન આવે હો મરણ જીવન તણો, સીઝે જો દરિસણ કાજ; દરિસણ દુર્લભ સુલભ કૃપા થકી, આનંદઘન મહારાજ. અ૦ ૬.

## ૫ શ્રી સુમતિ જિનનું સ્તવન

સુમતિ ચરણકજ આતમ અરપણા, દરપણ જિમ અવિકાર; સુગ્યાની, મતિ તરપણ બહુ સમ્મત જાણિયે, પરિસરપણ સુવિચાર. સુગ્યાની. ૧. ત્રિવિધ સકલ તનુ ધર ગત આતમા, બહિરાતમ ધુરી ભેદ; સુગ્યાની, બીજો અંતર આતમ તીસરો, પરમાતમ અવિચ્છેદ. સુગ્યાની. ૨. આતમબુદ્ધે કાયાદિકે ગ્રહ્યો, બહિરાતમ અધરૂપ; સુગ્યાની, કાયાદિકનો હો સાખી ધર રહ્યો, અંતર આતમ રૂપ સુગ્યાની. ૩. જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો, વર્જિત સકલ ઉપાધિ; સુગ્યાની, અતીંદ્રિય ગુણગણમણિ આગરૂ, એમ પરમાતમ સાધ. સુગ્યાની. ૪ બહિરાતમ તજી અંતર આતમા, રૂપ થઈ થિર ભાવ; સુગ્યાની, પરમાતમનું હો આતમ ભાવવું, આતમ અર્પણ દાવ. સુગ્યાની. ૫. આતમ અર્પણ વસ્તુ વિચારતાં, ભરમ ટળે મતિ દોષ; સુગ્યાની, પરમ પદારથ સંપત્તિ સંપજે, આનંદઘન રસ પોષ. સુગ્યાની. ૬.

## ૬ શ્રી પદ્મપ્રભ જિન સ્તવન

પદ્મપ્રભ જિન તુજ મુજ આંતરુ રે, કિમ ભાંજે ભગવંત; કર્મવિપાકે કારણ જોઈને રે, કોઈ કહે મતિમંત. પદ્મ૦ ૧. પયઈ, ઠિઈ, અનુભાગ, પ્રદેશથી રે, મૂલ ઉત્તર બિહુ ભેદ; ઘાતી, અઘાતી હો બંધોદય ઉદીરણા રે, સત્તા કર્મ વિચ્છેદ. પદ્મ૦ ૨. કનકોપલવત્ પયડિ પુરુષ તણી રે, જોડી અનાદિ સ્વભાવ; અન્ય સંજોગી જિહાં લગે આતમા રે, સંસારી કહેવાય. પદ્મ૦ ૩. કારણ જોગે હો બાંધે બંધને રે, કારણ મુગતિ મૂકાય; આશ્રવ સંવર નામ અનુક્રમે રે, હેય ઉપાદેય સુણાય. પદ્મ૦ ૪. યુંજનકરણે હો અંતર તુજ પડ્યો રે, ગુણ કરણે કરી ભંગ; ગ્રંથ યુક્તિ કરી પંડિતજન કહ્યો રે, અંતર ભંગ સુઅંગ. પદ્મ૦ ૫. તુજ મુઝ અંતર અંતર ભાંજશે રે; વાજશે મંગલ તૂર; જીવ સરોવર અતિશય વાધશે રે, આનંદઘન રસપૂર. પ્રદ્મ૦ ૬.

## ૭ શ્રી સુપાર્શ્વ જિન સ્તવન

શ્રી સુપાસજિન વંદિએ, સુખસંપત્તિનો હેતુ; લલના. શાંત સુધારસ જલનિધિ, ભવસાગર માંહે સેતુ. લલના. શ્રી૦ ૧. સાત મહાભય ટાલતો, સપ્તમ જિનવર દેવ; લલના. સાવધાન મનસા કરી, ધારો જિનપદ સેવ. લલના. શ્રી૦ ૨. શિવશંકર જગદીશ્વરુ, ચિદાનંદ ભગવાન; લલના. જિન અરિહા તીર્થંકરુ, જ્યોતિસરૂપ અસમાન. લલના. શ્રી૦ ૩. અલખ નિરંજન વચ્છલુ, સકલ જંતુ વિસરામ; લલના; અભયદાન દાતા સદા, પૂરણ આતમરામ. લલના. ૪. વીતરાગ મદ કલ્પના, રતિ અરતિ ભય સોગ; લલના. નિંદ્રા તંદ્રા દુરદશા, રહિત અબાધિત યોગ. લલના. શ્રી૦ ૫. પરમપુરુષ પરમાતમા, પરમેશ્વર પરધાન; લલના. પરમ પદારથ પરમેષ્ટિ, પરમદેવ પરમાન; લલના. શ્રી૦ ૬. વિધિ વિરંચિ વિશ્વંભરુ, હૃષિકેશ જગનાથ; લલના. અઘહર અઘમોચન ધણી, મુક્તિ પરમપદ સાથ. લલના. શ્રી૦ ૭. એમ અનેક અભિધા ધરે, અનુભવ

બાજીગરા, સેવના ધાર પર રહે ન દેવા. ધાર૦ ૧. એક કહે સેવિયે વિવિધ કિરિયા કરી, ફલ અનેકાંત લોચન ન દેખે; ફલ અનેકાંત કિરિયા કરી બાપડા, રડવડે ચાર ગતિ માંહિ લેખે. ધાર૦ ૨. ગચ્છના ભેદ બહુ નયણ નિહાલતાં; તત્ત્વની વાત કરતાં ન લાજે; ઉદર-ભરણાદિ નિજ કાજ કરતાં થકાં, મોહ નડિયા કલિકાલ રાજે. ધાર૦ ૩. વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો, વચન સાપેક્ષ વ્યવહાર સાચો; વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફલ, સાંભળી આદરી કાંઈ રાચો. ધાર૦ ૪. દેવ ગુરુ ધર્મની શુદ્ધિ કહો કેમ રહે, કેમ રહે શુદ્ધ શ્રદ્ધાન આણો; શુદ્ધ શ્રદ્ધાન વિણુ સર્વ કિરિયા કહી, છાર પર લીંપણું તેહ જાણો. ધાર૦ ૫. પાપ નહીં કોઈ ઉત્સૂત્ર ભાષણ જિસ્યો, ધર્મ નહીં કોઈ જગ સૂત્ર સરિખો; સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે, તેહનું શુદ્ધ ચારિત્ર પરિખો. ધાર૦ ૬. એહ ઉપદેશનો સાર સંક્ષેપથી, જે નરા ચિત્તમાં નિત્ય ધ્યાવે; તે નરા દિવ્ય બહુ કાલ સુખ અનુભવી, નિયત આનંદઘન રાજ પાવે. ધાર૦ ૭.

## ૧૫ શ્રી ધર્મનાથ સ્તવન

ધર્મજિનેશ્વર ગાઉં રંગશું, ભંગ મ પડશો હો પ્રીત જિનેશ્વર. બીજો મનમંદિર આણું નહીં, એ અમ કુલવટ રીત જિનેશ્વર. ધર્મ૦ ૧. ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે, ધરમ ન જાણે હો મર્મ જિનેશ્વર. ધરમ જિનેશ્વર ચરણ ગ્રહ્યા પછી, કોઇ ન બાંધે હો કર્મ જિનેશ્વર. ધર્મ૦ ૨. પ્રવચન અંજન જો સદ્દગુરુ કરે, દેખે પરમ નિધાન જિનેશ્વર. હૃદય નયન નિહાલે જગધણી, મહિમા મેરુ સમાન જિનેશ્વર. ધર્મ૦ ૩. દોડત દોડત દોડત દોડિયો, જેતી મનની રે દોડ જિનેશ્વર. પ્રેમ પ્રતીત વિચારો ઢુંકડી. ગુરુગમ લેજો રે જોડ જિનેશ્વર. ધર્મ૦ ૪. એક પખી કેમ પ્રીતિ પરવડે, ઉભય મિલ્યા હોવે સંધિ જિનેશ્વર. હું રાગી હું મોહે ફંદિયો, તું નીરાગી નિરબંધ જિનેશ્વર. ધર્મ૦ ૫. પરમ નિધાન પ્રગટ મુખ આગલે, જગત ઉલંઘી હો જાય જિનેશ્વર. જ્યોતિ વિના જુઓ જગદીશની, અંધો અંધ પુલાય જિનેશ્વર. ધર્મ૦ ૬. નિર્મલ ગુણમણિ રોહણભૂધરા, મુનિજન માનસ હંસ જિનેશ્વર. ધન્ય તે નગરી ધન્ય વેલા ઘડી, માતપિતા કુલ વંશ જિનેશ્વર. ધર્મ૦ ૭. મન મધુકર વર કર જોડી કહે, પદકજ નિકટ નિવાસ જિનેશ્વર. ઘનનામી આનંદઘન સાંભલો, એ સેવક અરદાસ જિનેશ્વર. ધર્મ૦ ૮.

## ૧૬ શ્રી શાંતિનાથ જિન સ્તવન

શાંતિ જિન એક મુજ વિનતિ, સુણો ત્રિભુવનરાય રે; શાંતિ સરૂપ કિમ જાણિયે, કહો મન કિમ પરખાય રે. શાં૦ ૧. ધન્ય તું આતમ જેહને, એહવો પ્રશ્ન અવકાશ રે; ધીરજ મન ધરી સાંભલો, કહું શાંતિ પ્રતિભાસ રે. શાં૦ ૨. ભાવ અવિશુદ્ધ સુવિ-શુદ્ધ જે, કહ્યા જિનવર દેવ રે; તે તેમ અવિતથ સદ્દહે, પ્રથમ એ શાંતિપદ સેવ રે. શાં૦ ૩. આગમધર ગુરુ સમકિતી, કિરિયા સંવર સાર રે; સંપ્રદાયી અવંચક સદા, શુચિ અનુભવાધાર રે. શાં૦ ૪. શુદ્ધ આલંબન આદરે, તજી અવર જંજાલ રે; તામસી વૃત્તિ સવિ પરિહરે, ભજે સાત્વિકી સાલ રે. શાં૦ ૫. ફલ વિસંવાદ જેહમાં નહીં, શબ્દ તે અર્થ સંબંધી રે; સકલ નયવાદ વ્યાપી રહ્યો, તે શિવસાધન સંધી રે. શાં૦ ૬. વિધિ

ચમત્કાર ચિત્ત દેતી રે; અચરિજકારી ચિત્રવિચિત્રા, આનંદઘન પદ લેતી રે. શી૦ ૬.

## ૧૧ શ્રી શ્રેયાંસ જિન સ્તવન

શ્રી શ્રેયાંસ જિન અંતરજામી, આતમરામી નામી રે; અધ્યાતમ મત પૂરણ પામી, સહજ મુગતિ ગતિ ગામી રે. શ્રી૦ ૧. સયલ સંસારી ઇંદ્રિયરામી, મુનિ ગુણ આતમરામી રે, મુખ્યપણે જે આતમરામી, તે કેવળ નિઃકામી રે. શ્રી૦ ૨. નિજસ્વરૂપે જે કિરિયા સાધે, તેહ અધ્યાતમ લહિયે રે; જે કિરિયા કરી ચઉગતિ સાધે, તે ન અધ્યાતમ કહિયે રે. શ્રી૦ ૩. નામઅધ્યાતમ ઠવણઅધ્યાતમ, દ્રવ્યઅધ્યાતમ છંડો રે; ભાવઅધ્યાતમ નિજગુણ સાધે, તો તેહશું રઢ મંડો રે. શ્રી૦ ૪. શબ્દ અધ્યાતમ અરથ સુણીને, નિર્વિકલ્પ આદરજો રે; શબ્દ અધ્યાતમ ભજના જાણી, હાન ગ્રહણ મતિ ધરજો રે. શ્રી૦ ૫. અધ્યાતમ જે વસ્તુ વિચારી, બીજા જાણ લબાસી રે; વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મતવાસી રે. શ્રી૦ ૬.

## ૧૨ શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન

વાસુપૂજ્ય જિન ત્રિભુવન સ્વામી, ઘનનામી પરિણામી રે; નિરાકાર સાકાર સચેતન, કરમ કરમફલ કામી રે. વાસુ૦ ૧. નિરાકાર અભેદ સંગ્રાહક, ભેદગ્રાહક સાકારો રે; દર્શન જ્ઞાન દુભેદ ચેતના, વસ્તુગ્રહણ વ્યાપારો રે. વાસુ૦ ૨. કર્ત્તા પરિણામી પરિણામો, કર્મ જે જીવે કરિયે રે; એક અનેક રૂપ નયવાદે, નિયતે નય અનુસરિયે રે. વાસુ૦ ૩. દુઃખ સુખ રૂપ કરમફલ જાણો, નિશ્ચય એક આનંદો રે; ચેતનતા પરિણામ ન ચૂકે, ચેતન કહે જિનચંદો રે. વાસુ૦ ૪. પરિણામી ચેતન પરિણામો, જ્ઞાન કરમફલ ભાવી રે; જ્ઞાન કરમફલ ચેતન કહિયે, લેજો તેહ મનાવી રે. વાસુ૦ ૫. આતમજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્યલિંગી રે; વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મત સંગી રે. વાસુ૦ ૬.

## ૧૩ શ્રી વિમલ જિન સ્તવન

દુખ દોહગ દુરે ટલ્યાં રે, સુખસંપદ શું ભેટ; ધીંગ ધણી માથે કિયો રે, કુણ ગંજે નર ખેટ. વિમલ જિન દીઠાં લોયણ આજ, મ્હારાં સિધ્યાં વંછિત કાજ. ૧. ચરણકમલ કમલા વસે રે, નિર્મલ થિર પદ દેખ; સમલ અથિરપદ પરિહરી રે, પંકજ પામર પેખ. વિમલ૦ ૨. મુઝ મન તુજ પદ પંકજે રે, લીનો ગુણ મકરંદ; રંક ગણે મંદરધરા રે, ઇંદ્ર ચંદ નાગિંદ. વિમલ૦ ૩. સાહિબ સમરથ તું ધણી રે, પામ્યો પરમ ઉદાર; મન વિસરામી વાલહો રે, આતમચો આધાર વિમલ૦ ૪. દરિસણ દીઠે જિન તણું રે, સંશય ન રહે વેધ; દિનકર કરભર પસરંતા રે, અંધકાર પ્રતિષેધ. વિમલ૦ ૫. અમિયભરી મૂરતિ રચી રે; ઉપમા ન ઘટે કોય; શાંત સુધારસ ઝીલતી રે, નિરખત તૃપ્તિ ન હોય. વિમલ૦ ૬. એક અરજ સેવક તણી રે, અવધારો જિનદેવ; કૃપા કરી મુજ દીજીએ રે આનંદઘન પદ સેવ. વિમલ૦ ૬.

## ૧૪ અનંત જિન સ્તવન

ધાર તરવારની સોહલી દોહલી, ચઉદમા જિન તણી ચરણ સેવા; ધારપર નાચતાં દેખ

તંત રે; વ્યવહારે લખ જે રહે, તેહના ભેદ અનંત રે. ધરમ૦ ૬. વ્યવહારે લખ દોહિલો, કાંઈ ન આવે હાથ રે; શુદ્ધ નય થાપના સેવતાં, નવિ રહે દુવિધા સાથ રે. ધરમ૦ ૭. એકપખી લખ પ્રીતિની, તુમ સાથે જગનાથ રે, કૃપા કરીને રાખજો, ચરણ તળે ગ્રહી હાથ રે. ધરમ૦ ૮. ચક્રી ધરમ તીરથતણો, તીરથ ફલ તતસાર રે; તીરથ સેવે તે લહે, આનંદઘન નિરધાર રે. ધરમ૦ ૯.

## ૧૯ શ્રી મલ્લિ જિન સ્તવન

સેવક કિમ અવગણિયે હો, મલ્લિ જિન ! એ અબ શોભા સારી; અવર જેહને આદર અતિ દીએ, તેહને મૂલ નિવારી હો. મ૦ ૧. જ્ઞાનસ્વરૂપ અનાદિ તમારું, તે લીધું તુમે તાણી; જુઓ અજ્ઞાન દશા રીસાવી, જાતાં કાણ ન આણી હો. મ૦ ૨. નિદ્રા સુપન ઉજાગરતા, તુરિય અવસ્થા આવી; નિદ્રા સુપન દશા રીસાણી, જાણી ન નાથ મનાવી હો. મ૦ ૩. સમકિત સાથે સગાઈ કીધી, સ્વપરિવારશું ગાઢી, મિથ્યામતિ અપરાધણ જાણી, ઘરથી બાહિર કાઢી હો. મ૦ ૪. હાસ્ય અરતિ રતિ શોક દુગંછા, ભય પામર કરસાલી; નોકષાય શ્રેણી ગજ ચઢતાં, શ્વાન તણી ગતિ ઝાલી હો. મ૦ ૫. રાગ દ્વેષ અવિરતિની પરિણતિ, એ ચરણમોહના યોધા; વીતરાગ પરિણતિ પરિણમતાં, ઉઠી નાઠા બોધા હો. મ૦ ૬. વેદોદય કામા પરિણામા, કામ્યકરમ સહુ ત્યાંગી; નિઃકામી કરુણારસ સાગર, અનંતચતુષ્ક પદ પાગી હો. મ૦ ૭. દાન વિઘન વારી સહુ જનને, અભયદાન પદ દાતા; લાભ વિઘન જગ વિઘન નિવારક, પરમ લાભ રસ માતા હો. મ૦ ૮. વિર્યં વિઘન પંડિત વીર્યે હણી, પૂરણ ભોગ પદવી યોગી; ભોગોપભોગ દોય વિઘન નિવારી, પૂરણ ભોગ સુભોગી હો. મ૦ ૯. એમ અઢાર દૂષણ વર્જિત તનુ, મુનિજન વૃંદે ગાયા; અવિરતિ રૂપક દોષ નિરૂપણ, નિરદૂષણ મન ભાયા હો. મ૦ ૧૦. ઇણવિધ પરખી મનવિસરામી, જિનવર ગુણ જે ગાવે; દીનબંધુની મહેર નજરથી, આનંદઘન પદ પાવે હો. મ૦ ૧૧.

## ૨૦. શ્રી મુનિસુવ્રત જિન સ્તવન.

મુનિસુવ્રત જિનરાજ, એક મુજ વિનતિ નિસુણો. મુનિ૦ આતમતત્ત્વ કર્યું જાણ્યું જગતગુરુ, એહ વિચાર મુજ કહિયો; આતમતત્ત્વ જાણ્યાવિણ નિર્મલ, ચિત્ત સમાધિ નવિ લહિયો મુ૦ ૧. કોઈ અબંધ આતમ તત માને, કિરિયા કરતો દીસે; ક્રિયાતણું ફલ કહો કુણ ભોગવે, ઇમ પૂછ્યું ચિત્ત રીસે, મુ૦ ૨. જડચેતન એ આતમ એક જ, સ્થાવર જંગમ સરિખો; દુઃખ સુખ સંકર દૂષણ આવે, ચિત્ત વિચારી જો પરિખો. મુ૦ ૩. એક કહે નિત્ય જ આતમ તત, આતમ દરિસણ લીનો; કૃતવિનાશ અકૃતાગમ દૂષણ, નવિ દેખે મતિહીણો. મુ૦ ૪. સૌગત મંત રાગી કહે વાદી, ક્ષણિક એ આતમ જાણો; બંધ મોક્ષ સુખ દુઃખ નવિ ઘટે, એહ વિચાર મન આણો. મુ૦ ૫. ભૂત ચતુષ્ક વર્જિત આતમ તત, સત્તા અલગી ન ઘટે; અંધ શકટ જો નજર ન દેખે, તો શું કીજે શકટે. મુ૦ ૬. એમ અનેકવાદી મત વિભ્રમ, સંકટ પડિયો ન લહે; ચિત્ત સમાધિ તે માટે પૂછું, તુમ વિણ તત કોઈ ન કહે. મુ૦ ૭. વલતું જગગુરુ ઇણપરે ભાખે, પક્ષપાત સબ છંડી; રાગ દ્વેષ મોહ પખ વર્જિત, આતમશું રહ મંડી. મુ૦ ૮. આતમ ધ્યાન

પ્રતિષેધ કરિ આતમા, પદારથ અવરોધ રે. ગ્રહણ વિધિ મહાજને પરિગ્રહ્યો, ઇસ્યો આગમે બોધ રે. શાં૦ ૭. દુષ્ટ જન સંગતિ પરિહરી, ભજે સુગુરુ સંતાન રે; જોગ સામર્થ્ય ચિત્ત ભાવ જે, ધરે મુગતિ નિદાન રે. શાં૦ ૮. માન અપમાન ચિત્ત સમગણે, સમગણે કનક પાષાણ રે; વંદક નિંદક સમગણે, ઇસ્યો હોયે તું જાણ રે. શાં૦ ૯. સર્વ જગજંતુને સમ ગણે, સમગણે તૃણ મણિ ભાવ રે; મુક્તિ સંસાર બેઉ સમ ગણે, મુણે ભવજલનિધિ નાવ રે. શાં૦ ૧૦. આપણો આતમભાવ જે, એક ચેતના ધાર રે; અવર સવિ સાથ સંયોગથી, એહ નિજ પરિકર સાર રે. શાં૦ ૧૧. પ્રભુ મુખથી એમ સાંભળી, કહે આતમરામ રે; તાહરે દરિશણે નિસ્તર્યો, મુઝ સીધાં સવિ કામ રે. શાં૦ ૧૨. અહો અહો હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે; અમિત ફલ દાન દાતારની, જેહની ભેટ થઇ તુજ રે. શાં૦ ૧૩. શાંતિ સરૂપ સંક્ષેપથી, કહ્યો નિજ પર રૂપ રે; આગમમાંહે વિસ્તર ઘણો, કહ્યો શાંતિ જિનભૂપ રે. શાં૦ ૧૪. શાંતિ સરૂપ એમ ભાવશે, ધરી શુદ્ધ પ્રણિધાન રે; આનંદઘન પદ પામશે, તે લહેશે બહુ માન રે. શાં૦ ૧૫.

## ૧૭. શ્રી કુંથુનાથ જિન સ્તવન

કુંથુજિન મનડું કિમ હી ન બાજે હો, કુંથુજિન૦ જિમ જિમ જતન કરીને રાખું, તિમ તિમ અલગું ભાજે હો. કુંથુ૦ ૧. રજની વાસર વસતી ઉજ્જડ, ગયણ પાયાલે જાય; સાપ ખાય ને મુખડું થોથું; એહ ઉખાણો ન્યાય હો. કુંથુ૦ ૨. મુગતિતણા અભિલાષી તપિયા, જ્ઞાન ને ધ્યાન અભ્યાસે; વયરીડું કાંઇ એહવું ચિંતે, નાખે અવલે પાસે હો. કુંથું૦ ૩. આગમ આગમધરને હાથે, નાવે કિણવિધ આંકુ; કિહાં કણે જો હઠ કરી હટકું તો, વ્યાલતણી પરે વાંકુ હો. કુંથું૦ ૪. જો ઠગ કહું તો ઠગતું ન દેખું, શાહુકાર પણ નાંહી; સર્વમાંહે ને સહુથી અલગું, એ અચરિજ મનમાંહી હો. કુંથું૦ ૫. જે જે કહું તે કાન ન ધારે, આપમતે રહે કાલો; સુર નર પંડિતજન સમજાવે, સમજે ન માહરો સાલો હો. કુંથું૦ ૬. મેં જાણ્યું એ લિંગ નપુંસક, સકલ મરદને ઠેલે; બીજી વાતે સમરથ છે નર, એહને કોઇ ન જેલે હો. કુંથું૦ ૭. મન સાધ્યું તેણે સઘળું સાધ્યું, એહ વાત નહીં ખોટી; એમ કહે સાધ્યું તે નવિ માનું, એક હી વાત છે મોટી હો. કુંથું૦ ૮. મનડું દુરારાધ્ય તેં વશ આણ્યું, તે આગમથી મતિ આણું; આનંદઘન પ્રભુ માહરું આણો, તો સાચું કરી જાણું હો. કુંથુ૦ ૯.

## ૧૮ શ્રી અરનાથ જિન સ્તવન

ધરમ પરમ અરનાથનો, કેમ જાણું ભગવંત રે; સ્વપર સમય સમજાવિયે, મહિમાવંત મહંત રે, ધરમ૦ ૧. શુદ્ધાતમ અનુભવ સદા, સ્વસમય એહ વિલાસ રે; પરબડી છાંહડી જે પડે, તે પરસમય નિવાસ રે. ધરમ૦ ૨. તારા નક્ષત્ર ગ્રહ ચંદ્રની, જ્યોતિ દિનેશ મોઝાર રે; દર્શન જ્ઞાન ચરણ થકી, શક્તિ નિજાતમ ધાર રે ધરમ૦ ૩. ભારી પીળો ચીકણો, કનક અનેક તરંગ રે; પર્યાયદૃષ્ટિ ન દીજિયે, એક જ કનક અભંગ રે. ધરમ૦ ૪. દરશન જ્ઞાન ચરણ થકી, અલખ સરૂપ અનેક રે; નિર્વિકલ્પ રસ પીજિયે, શુદ્ધ નિરંજન એક રે. ધરમ૦ ૫. પરમારથ પંથ જે કહે; તે રંજે એક

હેત. મન૦ ૧૦. રાગી શું રાગી સહુ રે, વૈરાગી શું સ્યો રાગ? રાગ વિના કિમ દાખવો રે, મુગતિ સુંદરી માગ. મન૦ ૧૧. એક ગુહ્ય ઘટતું નથી રે, સઘળો જાણે લોગ; અનેકાંતિક ભોગવો રે, બ્રહ્મચારી ગત રોગ. મન૦ ૧૨. જિણ જોગી તુમને જોઉં રે, તિણ જોગી જુવો રાજ; એક વાર મુજને જુઓ રે, તો સીજે મુજ કાજ. મન૦ ૧૩. મોહ દશા ધરી ભાવના રે, ચિત્ત લહે તત્ત્વ વિચાર; વીતરાગતા આદરી રે, પ્રાણનાથ નિરધાર. મન૦ ૧૪. સેવક પણ તે આદરે રે, તો રહે સેવક મામ; આશય સાથે ચાલીએ રે, એહી જ રૂડું કામ. મન૦ ૧૫. ત્રિવિધ યોગ કરી આદર્યો રે, નેમિનાથ ભરથાર; ધારણ પોષણ તારણો રે, નવરસ મુગતા હાર. મન૦ ૧૬. કારણ રૂપી પ્રભુ ભજ્યો રે, ગણ્યો ન કાજ અકાજ; કૃપા કરી મુજ દીજીએ રે, આનંદઘન પદ રાજ. મન૦ ૧૭.

## ૨૩. શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

ધ્રુવ પદ રામી હો સ્વામી માહરા, નિઃકામી ગુણ રાય; સુગ્યાની. નિજ ગુણ કામી હો પામી તું ધણી, ધ્રુવ આરામી હો થાય. સુ૦ ધ્રુવ૦ ૧. સર્વ વ્યાપી કહો સર્વ જાણગપણે, પર પરિણમન સ્વરૂપ; સુ૦ પરરૂપે કરી તત્ત્વપણું નહીં, સ્વસત્તા ચિદ્રૂપ. સુ૦ ધ્રુવ૦ ૨. જ્ઞેય અનેકે હો જ્ઞાન અનેકતા, જલ ભાજન રવિ જેમ; સુ૦ દ્રવ્ય એકત્વપણે ગુણ એકતા, નિજપદ રમતા હો ખેમ. સુ૦ ધ્રુવ૦ ૩. પર ક્ષેત્રે ગત જ્ઞેયને જાણવે, પરક્ષેત્રે થયું જ્ઞાન; સુ૦ અસ્તિપણું નિજક્ષેત્રે તુમે કહ્યો, નિર્મલતા ગુણમાન. સુ૦ ધ્રુવ૦ ૪. જ્ઞેય વિનાશે હોય જ્ઞાન વિનશ્વરૂ, કાલ પ્રમાણે રે થાય; સુ૦ સ્વકાલે કરી સ્વસત્તા સદા, તે પર રીતે ન જાય. સુ૦ ધ્રુવ૦ ૫. પરભાવે કરી પરતા પામતા, સ્વસત્તા થિર ઠાણ; સુ૦ આત્મચતુષ્કમયી પરમાં નહીં, તો કિમ સહુનો રે જાણ. સુ૦ ધ્રુવ૦ ૬. અગુરુ લઘુ નિજ ગુણને દેખતાં, દ્રવ્ય સકલ દેખંત; સુ૦ સાધારણ ગુણની સાધર્મ્યતા, દર્પણ જલ દૃષ્ટાંત. સુ૦ ધ્રુવ૦ ૭. શ્રી પારસજિન પારસ રસ સમો, પણ ઈહાં પારસ નાંહિ; સુ૦ પૂરણ રસીઓ હો નિજગુણ પરસમાં, આનંદઘન મુજ માંહિ. સુ૦ ધ્રુવ૦ ૮.

## ૨૪. શ્રી મહાવીર જિન સ્તવન.

વીરજિનેશ્વર ચરણે લાગું, વીરપણું તે માગું રે; મિથ્યા મોહ તિમિર ભય ભાગ્યું, જિત નગારૂં વાગ્યું રે. વીર૦ ૧. છઉમથ્થ વીર્ય લેશ્યા સંગે, અભિસંધિ જ મતિ અંગે રે; સૂક્ષ્મ થૂલ ક્રિયાને સંગે, યોગી થયો ઉમંગે રે. વીર૦ ૨. અસંખ્ય પ્રદેશે વીર્ય અસંખે, યોગ અસંખિત કંખે રે; પુદ્‌ગલ ગણ તેણે લેશું વિશેષે, યથાશક્તિ મત લેખે રે. વીર૦ ૩. ઉત્કૃષ્ટે વીર્યને વેસે, યોગ ક્રિયા નવી પેસે રે; યોગતણી ધ્રુવતાને લેસે, આતમશક્તિ ન ખેસે રે. વીર૦ ૪. કામ વીર્યવશે જેમ ભોગી, તેમ આતમ થયો ભોગી રે; સૂરપણે આતમ ઉપયોગી, થાય તેહ અયોગી રે. વીર૦ ૫. વીરપણું તે આતમઠાણે, જાણ્યું તુમચી વાણે રે; ધ્યાન વિનાણે શક્તિ પ્રમાણે, નિજ ધ્રુવ પદ પહિચાણે રે. વીર૦ ૬. અલંબન સાધન જે ત્યાગે, પર પરિણતિને ભાગે રે; અક્ષય દર્શન જ્ઞાન વૈરાગે, આનંદઘન પ્રભુ જાગે રે. વીર૦ ૭.

શ્રી આનંદઘન સ્તવનાવલિ સંપૂર્ણ.

કરે જો કોઉ, સો ફિર ઇણુમેં નાવે; વાગ્જાલ બીજું સહુ જાણે, એહ તત્ત્વ ચિત્ત ચાવે. સુ૦ ૯. જેણે વિવેક ધરિ એ પખ ગ્રહિયો, તે તતજ્ઞાની કહિયે; શ્રીમુનિસુવ્રત કૃપા કરો તો, આનંદઘન પદ લહિયે. સુ૦ ૧૦.

## ૨૧. શ્રી નમિનાથ જિન સ્તવન.

ષટ્ દરિસણ જિનઅંગ ભણીજે, ન્યાય ષડંગ જો સાધે રે; નમિ જિનવરના ચરણ ઉપાસક, ષટ્ દરિસણ આરાધે રે. ષટ્૦ ૧. જિન સુરપાદપાય વખાણો, સાંખ્ય યોગ દોય ભેદે રે; આતમ સત્તા વિવરણ કરતાં, લહો દુગ અંગ અખેદે રે. ષટ્૦ ૨. ભેદ અભેદ સુગત મીમાંસક, જિનવર દોય કર ભારી રે; લોકાલોક અવલંબન ભજિયે, ગુરુગમથી અવધારી રે. ષટ્૦ ૩. લોકાયતિક કૂખ જિનવરની, અંશ વિચાર જો કીજે રે; તત્ત્વવિચાર સુધારસ ધારા, ગુરુગમ વિણુ કેમ પીજે રે. ષટ્૦ ૪. જૈન જિનેશ્વર વર ઉત્તમ અંગ, અંતરંગ બહિરંગે રે; અક્ષર ન્યાસ ધરા આરાધક, આરાધે ધરી સંગે રે. ષટ્૦ ૫. જિનવરમાં સઘળાં દરશન છે, દર્શને જિનવર ભજના રે; સાગરમાં સઘળી તટિની સહી, તટિનીમાં સાગર ભજના રે. ષટ્૦ ૬. જિનસ્વરૂપ થઇ જિન આરાધે, તે સહી જિનવર હોવે રે; ભૃંગી ઇલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે. ષટ્૦ ૭. ચૂર્ણિ-ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ, વૃત્તિ પરંપર અનુભવ રે; સમયપુરુષના અંગ કહ્યાં એ, જે છેદે તે દુર્ભવ રે. ષટ્૦ ૮. મુદ્રા બીજ ધારણા અક્ષર, ન્યાસ અરથ વિનિયોગે રે; જે ધ્યાવે તે નવિ વંચીજે, ક્રિયા અવંચક ભોગે રે. ષટ્૦ ૯. શ્રુત અનુસાર વિચારી બોલું, સુગુરુ તથાવિધ ન મિલે રે; કિરિયા કરી નવિ સાધી શકીએ, એ વિખવાદ ચિત્ત સઘળે રે. ષટ્૦ ૧૦. તે માટે ઊભા કરજોડી, જિનવર આગલ કહિયે રે; સમય ચરણ સેવા શુદ્ધ દેજો, જેમ આનંદઘન લહિયે રે ષટ્૦ ૧૧.

## ૨૨ શ્રી નેમિનાથ જિન સ્તવન

અષ્ટ ભવાંતર વાલહી રે, તું મુજ આતમરામ; મુગતિ સ્ત્રીશું આપણે રે, સગપણ કોઇ ન કામ. મનરાવાલા તું મુજ આતમરામ. ૧. ઘર આવો હો વાલમ ઘર આવો, મારી આશાના વિસરામ; રથ ફેરો હો સાજન રથ ફેરો, સાજન મારા મનરા મનોરથ સાથ. મન૦ ૨. નારી પખો શો નેહલો રે, સાચ કહે જગનાથ; ઈશ્વર અરધંગે ધરી રે, તું મુજ ઝાલે ન હાથ. મન૦ ૩. પશુજનની કરુણા કરી રે, આણી હૃદય વિચાર; માણસની કરુણા નહીં રે, એ કુણ ઘર આચાર. મન૦ ૪. પ્રેમ કલ્પતરુ છેદિયો રે, ધરિયો જોગ ધતૂર; ચતુરાઇરો કુણ કહો રે, ગુરુ મિલિયો જગસૂર. મન૦ ૫. મારું તો એમાં કહીં નહીં રે, આપ વિચારો રાજ; રાજસભામાં બેસતાં રે, કિસડી બધસી લાજ. મન૦ ૬. પ્રેમ કરે જગજન સહુ રે, નિર્વાહે તે ઓર; પ્રીત કરીને છોડી દે રે, તેહ શું ન ચાલે જોર. મન૦ ૭. જો મનમાં એહવું હતું રે, નિસપતિ કરત ન જાણ; નિસપતિ કરીને છાંડતાં રે, માણસ હુવે નુકશાન. મન૦ ૮. દેતા દાન સંવત્સરી રે, સહુ લહે વંછિત પોષ; સેવક વંછિત નવિ લહે રે, તે સેવકનો દોષ. મન૦ ૯. સખી કહે એ સામળો રે, હું કહું લક્ષણ સેત; ઇણ લક્ષણ સાચી સખી રે, આપ વિચારો

ભૂખ્યાં મિલ્યાં ઘૃતપૂર, તરસ્યાં હો પ્રભુ તરસ્યાં દિવ્યઉદક મિલ્યાંજી; થાક્યાં હો પ્રભુ થાક્યાં મિલ્યાં સુખપાલ, ચાહતાં હો પ્રભુ ચાહતાં સજ્જન હેજે હલ્યાંજી. ૪. દીવો હો પ્રભુ દીવો નિશા વન ગેહ, સાથી હો પ્રભુ સાથી થલે જળ નૌ મિલીજી; કલિયુગે હો પ્રભુ કલિયુગે દુલ્લહો મુજ, દરિશણ હો પ્રભુ દરિશણ લહું આશા ફળીજી. ૫ વાચક હો પ્રભુ વાચક જશ તુમ દાસ, વિનવે હો પ્રભુ વિનવે અભિનંદન સુણોજી; કહીએ હો પ્રભુ કહીએ મ દેશ્યોછેહ, દેજો હો પ્રભુ દેજો સુખ દરિશણ તણોજી. ૬.

## ૫ શ્રી સુમતિનાથ જિન-સ્તવન

સુમતિનાથ ગુણશું મિલીજી, વાધે મુજ મન પ્રીતિ; તેલબિંદુ જિમ વિસ્તરેજી, જળ માંહિ ભલી રીતિ, સોભાગી જિનશું, લાગ્યો અવિહડ રંગ. ૧. સજ્જનશું જે પ્રીતડીજી, છાની તે ન રખાય; પરિમલ કસ્તૂરી તણોજી, મહી માંહિં મહકાય. સો૦ ૨. અંગુલીયે નવિ મેરુ ઢંકાયે, છાબડીયે રવિ તેજ; અંજલિમાં જિમ ગંગ ન માએ, મુજ મન તિમ પ્રભુ હેજ. સો૦ ૩. હુઓ છિપે નહિ અધર અરુણ જિમ, ખાતાં પાન સુરંગ; પીવત ભરભર પ્રભુ ગુણ પ્યાલા, તિમ મુજ પ્રેમ અભંગ. સો૦ ૪. ઢાંકી ઇક્ષુ પરાળશુંજી, ન રહે લહી વિસ્તાર; વાચક જશ કહે પ્રભુ તણોજી, તિમ મુજ પ્રેમ પ્રકાર. સો૦ ૫.

## ૬ શ્રી પદ્મપ્રભ જિન-સ્તવન

પદ્મપ્રભ જિન જઇ અલગા રહ્યા, જિહાંથી નાવે લેખોજી; કાગળ ને મસી જિહાં નવિ સંપજે, ન ચલે વાટ વિશેષોજી, સુગુણ સનેહા રે કદિય ન વિસરે. ૧. ઇહાંથી તિહાં જઇ કોઈ આવે નહિ, જેહ કહે સંદેશોજી; જેહનું મિલવું રે દોહિલું તેહશું, નેહ તે આપ કિલેશોજી. સુ૦ ૨. વીતરાગશું રે રાગ એક પખો, કીજે કવણ પ્રકારોજી; ઘોડો દોડે રે સાહિબ વાજમાં, મન નાણે અસવારોજી. સુ૦ ૩. સાચી ભક્તિ રે ભાવના રસ કહ્યો, રસ હોયે તિહાં દોય રીઝેજી; હોડાહોડે રે બહુ રસરીઝથી, મનના મનોરથ સીઝેજી. સુ૦ ૪. પણ ગુણવંતા રે ગોઠે ગાજીઓ, મોટાતે વિશ્રામજી; વાચક જશ કહે એહજ આસરે, સુખ લહું ઠામોઠામજી. સુ૦ ૫.

## ૭ શ્રી સુપાર્શ્વનાથ જિન-સ્તવન

શ્રી સુપાર્શ્વ જિનરાજ, તું ત્રિભુવન શિરતાજ; આજ હો છાજે રે, ઠકુરાઇ પ્રભુ તુજ પદ તણીજી. ૧. દિવ્યધ્વનિ સુરફૂલ, ચામર છત્ર અમૂલ; આજ હો રાજે રે, ભામંડલ ગાજે દુંદુભિજી. ૨. અતિશય સહજના ચ્યાર, કર્મ ખપ્યાથી ઇગ્યાર; આજ હો કીધા રે, ઓગણીસ સુરગણ ભાસુરેજી. ૩. વાણી ગુણ પાંત્રીશ, પ્રાતિહારજ જગદીશ; આજ હો રાજે રે, દિવાજે છાજે આઠશુંજી. ૪. સિંહાસન અશોક, બેઠા મોહે લોક; આજ હો સ્વામી રે, શિવગામી વાચક જશ થુણ્યોજી. ૫.

## ૮ શ્રી ચંદ્રપ્રભ જિન-સ્તવન

ચંદ્રપ્રભ જિન સાહિબા રે, તુમે છો ચતુરસુજાણ; મનના માન્યા; સેવા જાણો દાસની રે, દેશો ફળ નિરવાણ મ૦ આવો આવો રે ચતુર સુખભોગી, કીજે વાત

૬૦ ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય—શ્રીમદ્ યશોવિજયજી ગણિવર વિરચિત—સ્તવન. ચોવીશી—પહેલી

## ૧ શ્રી ઋષભદેવ જિન—સ્તવન

જગજીવન જગવાલહો, મરુદેવીનો નંદ લાલ રે; મુખ દીઠે સુખ ઉપજે, દરિશણ અતિહી આણંદ. લા૦ જ૦ ૧. આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી શશિ સમ ભાલ; લા૦ વદન તે શારદ ચંદલો, વાણી અતિહિ રસાળ. લા૦ જ૦ ૨. લક્ષણ અંગે વિરાજતાં, અડહિય સહસ ઉદાર; લા૦ રેખા કર ચરણાદિકે, અભ્યંતર નહિ પાર. લા૦ જ૦ ૩. ઇંદ્ર ચંદ્ર રવિ ગિરિ તણા, ગુણ લેઇ ઘડીયું અંગ; લા૦ ભાગ્ય કિહાં થકી આવીયું, અચરિજ એહ ઉત્તંગ. લા૦ જ૦ ૪. ગુણ સઘળા અંગીકર્યા, દૂર કર્યા સવિ દોષ; લા૦ વાચક જશવિજયે થુણ્યો, દેજો સુખનો પોષ. લા૦ જ૦ ૫.

## ૨ શ્રી અજિતનાથ જિન—સ્તવન

અજિતજિણંદશું પ્રીતડી, મુજ ન ગમે હો બીજાનો સંગ કે; માલતી ફૂલે મોહીયો, કિમ બેસે હો બાવળ તરુ ભૃંગ કે. અ૦ ૧. ગંગાજળમાં જે રમ્યા, કિમ છિલ્લર હો રતિ પામે મરાળ કે; સરોવર જલધર જલ વિના, નવિ ચાહે હો જગ ચાતકબાળ કે. અ૦ ૨. કોકિલ કલકૂજિત કરે, પામી મંજરી હો પંજરી સહકાર કે; ઓછાં તરુઅર નવિ ગમે, ગિરુઆશું હો હોયે ગુણનો પ્યાર કે. અ૦ ૩. કમલિની દિનકર કર ગ્રહે, વલી કુમુદિની હો ધરે ચંદશું પ્રીત કે; ગૌરી ગિરીશ ગિરિધર વિના, નવિ ચાહે હો કમળા નિજ ચિત્ત કે. અ૦ ૪. તિમ પ્રભુશું મુજ મન રમ્યું, બીજાશું હો નવિ આવે દાય કે; શ્રીનયવિજય સુગુરુતણો, વાચક જશ હો નિત નિત ગુણ ગાય કે. અ૦ ૫.

## ૩ શ્રી સંભવનાથ જિન—સ્તવન

સંભવ જિનવર વિનતિ, અવધારો ગુણજ્ઞાતા રે, ખામી નહિ મુજ ખિજમતે, કદય હોશ્યો ફળદાતા રે. સં૦ ૧. કરજોડી ઉભો રહું, રાત દિવસ તુમ ધ્યાને રે; જો મનમાં આણો નહિ, તો શું કહિયે છાને રે. સં૦ ૨. ખોટ ખજાને કો નહિ, દીજે વંછિત દાનો રે; કરુણા નજર પ્રભુજી તણી, વાધે સેવક વાનો રે. સં૦ ૩. કાળલબ્ધિ મુજ મતિ ગણો, ભાવલબ્ધિ તુમ હાથે રે; લડથડતું પણ ગજ બચ્ચું, ગાજે ગજવર સાથે રે. સં૦ ૪. દેશ્યો તો તુમહી ભલું, બીજા તો નવિ યાચું રે; વાચક જશ કહે સાંઇશું, ફળશે એ મુજ સાચું રે. સં૦ ૫.

## ૪ શ્રી અભિનંદન જિન—સ્તવન

દીઠી હો પ્રભુ દીઠી જગગુરુ તુજ, મૂરતિ હો પ્રભુ મૂરતિ મોહન વેલડીજી; મીઠી હો પ્રભુ મીઠી તાહરી વાણી, લાગે હો પ્રભુ લાગે જેસી શેલડીજી. ૧. જાણું હો પ્રભુ જાણું જન્મ કયત્થ, જો હું હો પ્રભુ જો હું તુમ સાથે મિલ્યોજી; સુરમણિ હો પ્રભુ સુરમણિ પામ્યો હત્થ, આંગણે હો પ્રભુ આંગણે મુજ સુરતરુ ફળ્યોજી. ૨. જાગ્યા હો પ્રભુ જાગ્યા પુણ્ય અંકૂર, માગ્યા હો પ્રભુ મુહ માગ્યા પાસા ઢળ્યાજી; વૂઠા હો પ્રભુ વૂઠા અમીરસ મેહ, નાઠા હો પ્રભુ નાઠા અશુભ શુભ દિન વળ્યાજી. ૩. ભૂખ્યાં હો પ્રભુ

જિણંદા, મોહના વાસુપૂજ્ય. અમે પણ તુમશું કામણ કરશું, ભકતે ગ્રહી મનઘરમાં ધરશું. સા૦ ૧. મનઘરમાં ધરીયા ઘરશોભા, દેખત નિત્ય રહેશો થિર થોભા; મનવૈકુંઠ અકુંઠિત-ભગતે, યોગી ભાખે અનુભવ યુગતે. સા૦ ૨. કલેશે વાસિત મન સંસાર કલેશરહિત મન તે ભવપાર; જો વિશુદ્ધ મન ઘર તુમે આયા, પ્રભુ તો અમે નવનિધિ ઋદ્ધિ પાયા. સા૦ ૩. સાત રાજ અલગા જઈ બેઠા, પણ ભગતે અમ મનમાંહિ પેઠા; અળગાને વળગ્યા જે રહેવું, તે ભાણા ખડખડ દુઃખ સહેવું. સા૦ ૪. ધ્યાતા ધ્યેય ધ્યાન ગુણ એકે, ભેદ છેદ કરશું હવે ટેકે; ખીરનીર પરે તુમશું મિલશું, વાચક જશ કહે હેજે હળશું સા૦ ૫.

## ૧૩. શ્રી વિમલનાથ જિન–સ્તવન.

સેવો ભવિયાં વિમલજિનેસર, દુલહા સજ્જન સંગાજી; એહવા પ્રભુનું દરિશણ લહેવું, તે આળસમાંહિ ગંગાજી. સે૦ ૧. અવસર પામી આળસ કરશે, તે મૂરખમાં પહેલોજી; ભૂખ્યાને જિમ ઘેબર દેતાં, હાથ ન માંડે ઘહેલોજી. સે૦ ૨. ભવ અનંતમાં દરિશણ દીઠું, પ્રભુ એહવા દેખાડેજી; વિકટ ગ્રંથિ જે પોળ પોળિયો, કરમ વિવર ઉઘાડેજી. સે૦ ૩. તત્ત્વ પ્રીતિકર પાણી પાએ, વિમલાલોકે આંજિજી; લોયણ ગુરુ પરમાન્ન દિએ તવ, ભ્રમ નાંખે સવિ ભાંજિજી. સે૦ ૪. ભ્રમ ભાંગ્યો તવ પ્રભુશું પ્રેમે, વાત કરું મન ખોલીજી; સરલતણે જે હીયડે આવે, તેહ જણાવે બોલીજી. સે૦ ૫. શ્રીનયવિજય વિબુધ પય સેવક, વાચક જશ કહે સાચુંજી; કોડિ કપટ જો કોઈ દિખાવે, તોહી પ્રભુ વિણ નવિ રાચુંજી. સે૦ ૬.

## ૧૪ શ્રી અનંતનાથ જિન–સ્તવન

શ્રી અનંત જિનશું કરો સાહેલડિયાં, ચોલ મજીઠનો રંગ રે–ગુણ વેલડિયાં; સાચો રંગ તે ધર્મનો–સા૦, બીજો રંગ પતંગરે. ગુ૦ ૧. ધર્મરંગ જિરણ નહિ–સા૦, દેહ તે જિરણ થાયરે; ગુ૦. સોનું તે વિણસે નાહ–સા૦, ઘાટઘડામણ જાયરે. ગુ૦ ૨. તાંબું જે રસ વેધીયું–સા૦, તે હોએ જાચું હેમરે; ગુ૦ ફરિ તાંબું તે નવિ હોવે–સા૦, એહવો જગગુરુ પ્રેમરે. ગુ૦ ૩. ઉત્તમ ગુણ અનુરાગથી–સા૦, લહિએ ઉત્તમ ઠામરે; ગુ૦ ગુ૦ ઉત્તમ નિજ મહિમા વધે–સા૦; દીપે ઉત્તમ ધામરે. ગુ૦ ૪. ઉદકબિંદુ સાયર ભળ્યો–સા૦, જિમ હોય અખય અભંગરે; ગુ૦ વાચક જશ કહે પ્રભુ ગુણે–સા૦, તિમ મુજ પ્રેમ પ્રસંગરે. ગુ૦ ૫.

## ૧૫ શ્રી ધર્મનાથ જિન–સ્તવન

થાશું પ્રેમ બન્યો છે રાજ, નિરવહશ્યો તો લેખે. મેં રાગી પ્રભુ થેં છો નિરાગી, અણજુગતે હોએ હાંસી; એકપખો જે નેહ નિરવહવો, તે માં કી શાબાશી. થા૦ ૧. નિરાગી સેવે કાંઇ હોવે, ઈમ મનમેં નવિ આણું; ફળે અચેતન પણ જિમ સુરમણિ, તિમ તુમ ભક્તિ પ્રમાણું. થા૦ ૨. ચંદન શીતલતા ઉપજાવે, અગ્નિ તે શીત મિટાવે; સેવકનાં તિમ દુઃખ ગમાવે, પ્રભુગુણ પ્રેમ સ્વભાવે. થા૦ ૩. વ્યસન ઉદય જલધિ જે અણુ હરે, શશિને તેજ સંબંધે; અણુસંબંધે કુમુદઅણુ હરે, શુદ્ધ સ્વભાવ પ્રબંધે થા૦ ૪. દેવ અનેરા તુમથી છોટા, થેં જગમેં અધિકેરા; જશ કહે ધર્મ

એકાંત અલોગી; ગુણ ગોઠે પ્રગટે પ્રેમ. મ૦ ૧. ઓછું અધિક પણ કહે રે, આસંગાયત જેહ; મ૦ આપે ફળ જે અણકહ્યાં રે, ગિરુઓ સાહિબ તેહ. મન૦ ૨. દીન કહ્યા વિણુ દાનથી રે, દાતાની વાધે મામ; મ૦ જળ દીયે ચાતક ખીજવી રે, મેઘ હુઓ તેણે શ્યામ. મ૦ ૩. પિઉ પિઉ કરી તુમને જપું રે, હું ચાતક તુમે મેહ; મ૦ એક લહેરમાં દુઃખ હરો રે, વાધે બમણો નેહ. મ૦ ૪. મોડું વહેલું આપવું રે, તો શી ઢીલ કરાય; મ૦ વાચક જશ કહે જગધણી રે, તુમ તૂઠે સુખ થાય. મ૦ ૫.

## ૯ શ્રી સુવિધિનાથ જિન સ્તવન

લઘુ પણ હું તુમ મન નવિ માવું રે, જગગુરુ તુમને દિલમાં લાવું રે; કુણને દીજે એ શાબાશી રે, કહો શ્રી સુવિધિજિણંદ વિમાસી રે. લ૦ ૧. મુજ મન અણુમાંહિ ભક્તિ છે ઝાઝી રે, તેહ દરીનો તું છે માજી રે, યોગી પણ જે વાત ન જાણે રે, તે અચરિજ કુણથી હુઓ ટાણે રે. લ૦ ૨ અથવા થિરમાંહી અથિર ન માવે રે, મોટો ગજ દરપણુંમાં આવે રે; જેહને તેજે બુદ્ધિ પ્રકાશી રે, તેહને દીજે એ શાબાશી રે. લ૦ ૩. ઉર્દ્ધમૂલ તરુઅર અધ શાખા રે, છંદપુરાણે એહવી છે ભાખા રે; અચરિજ વાળે અચરિજ કીધું રે, ભક્તે સેવક કારજ સીધું રે. લ૦ ૪. લાડ કરી જે બાળક બોલે રે, માતપિતા મન અમીયને તોલે રે; શ્રી નયનવિજય વિબુધનો શીશ રે જશ કહે એમ જાણો જગદીશ રે. લ૦ ૫.

## ૧૦ શ્રી શીતલનાથ જિન સ્તવન

શ્રી શીતલ જિન ભેટીએ, કરી ભક્તે ચોખું ચિત્ત હો; તેહશું કહો છાનું કિશ્યું, જેહને સોંપ્યાં તન મન વિત્ત હો. શ્રી૦ ૧. દાયક નામે છે ઘણા, પણ તું સાયર તે કૂપ હો; તે બહુ ખજુઆ તગતગે, તું દિનકર તેજ સ્વરૂપ હો. શ્રી૦ ૨. મોટો જાણી આદર્યો, દારિદ્ર ભાંજો જગતાત હો; તું કરુણાવંત શિરોમણિ, હું કરુણાપાત્ર વિખ્યાત હો. શ્રી૦ ૩. અંતરયામી સવિ લહો, અમ મનની જે છે વાત હો; મા આગળ મોસાળનાં, શ્યા વરણવવા અવદાત હો. શ્રી૦ ૪. જાણો તો તાણો કિશ્યું, સેવા ફળ દીજે દેવ હો; વાચક જશ કહે ઢીલની, એ ન ગમે મુજ મન ટેવ હો. શ્રી૦ ૫.

## ૧૧. શ્રી શ્રેયાંસનાથ જિન-સ્તવન.

તુમ બહુમૈત્રીરે સાહિબા, માહરે તો મન એક; તુમ વિણ બીજોરે નવિ ગમે, એ મુજ મોટીરે ટેક, શ્રી શ્રેયાંસ કૃપા કરો. ૧. મન રાખો તુમે સવિ તણાં, પણ કિંહાંએક મલી જાઓ; લલચાઓ લખ લોકને, સાથી સહજ ન થાઓ શ્રી૦ ૨. રાગભરે જનમન રહો, પણ ત્રિહું કાળ વૈરાગ; ચિત્ત તુમારારે સમુદ્રનો, કોઇ ન પામેરે તાગ. શ્રી૦ ૩. એહવાશું ચિત્ત મેળવ્યું કેળવ્યું પહેલાં ન કાંઇ; સેવક નિપટ અબુઝ છે, નિરવહશો તુમે સાંઈ. શ્રી૦ ૪. નિરાગીશુંરે કિમ મિલે, પણ મળવાનો એકાંત; વાચક જશ કહે મુજ મિલ્યો, ભક્તે કામણ તંત. શ્રી૦ ૫.

## ૧૨. શ્રી વાસુપૂજ્ય જિન-સ્તવન.

સ્વામિ તુમે કાંઇ કામણ કીધું, ચિત્તડું અમારું ચોરી લીધું; સાહિબા વાસુપૂજ્ય

ચક્ર ધુર પૂજ્ય, ચિંતા એહ હુઈરી. ૪. રીઝવવો એક સાંઇ, લોક તે વાત કરેરી; શ્રીનયવિજય સુશિષ્ય, એહીજ ચિત્ત ધરેરી. ૫.

## ૨૦ શ્રી મુનિસુવ્રત જિન–સ્તવન

મુનિસુવ્રત જિન વંદતાં, અતિ ઉલ્લસિત તન મન થાય રે; વદન અનોપમ નિરખતાં, મારાં ભવભવનાં દુઃખ જાયરે. મા૦ જગતગુરુ જાગતો સુખકંદરે, સુખકંદ અમંદ આનંદ. જ૦ ૧. નિશદિન સૂતાં જાગતાં, હીયડાથી ન રહે દૂરરે; જબ ઉપકાર સંભારીયે, તબ ઉપજે આણંદ પૂરરે. જ૦ ૨. પ્રભુ ઉપકાર ગુણે ભર્યા, મન અવગુણ એકે ન સમાયરે; ગુણ ગુણ અનુબંધી હુઆ, તે તો અક્ષયભાવ કહાયરે. જ૦ ૩. અક્ષયપદ દિએ પ્રેમ જે, પ્રભુનું તે અનુભવ રૂપરે; અક્ષર સ્વરગોચર નહિ, એ તો અકલ અમાય અરૂપરે. જ૦ ૪. અક્ષર થોડા ગુણ ઘણા, સજ્જનના તે ન લિખાયરે; વાચક જશ કહે પ્રેમથી, પણ મનમાંહે પરખાયરે. જ૦ ૫.

## ૨૧ શ્રી નમિનાથ જિન–સ્તવન

શ્રીનમિજિનની સેવા કરતાં, અલિય વિઘન સવિ દૂરે નાસેજી; અષ્ટ મહાસિદ્ધિ નવનિધિ લીલા, આવે બહુ મહમૂર પાસેજી. શ્રી૦ ૧. મયમત્તા અંગણ ગજ ગાજે, રાજે તેજીતૂખાર તે ચંગાજી; બેટા બેટી બાંધવ જોડી, લહીયે બહુ અધિકાર રંગાજી. શ્રી૦ ૨. વલ્લભસંગમ રંગ લહીજે, અણુવાહલા હોયે દૂર સહજેજી; વાંછાતણો વિલંબ ન હુવે, કારજ સીઝે ભૂરિ સહજેજી. શ્રી૦ ૩. ચંદ્રકિરણ યશ ઉજવલ ઉલ્લસે, સૂર્ય તુલ્ય પ્રતાપી દીપેજી; જે પ્રભુ ભક્તિ કરે નિત્ય વિનયે, તે અરીયણ બહુ પ્રતાપી જીપેજી. શ્રી૦ ૪. મંગળમાળા લચ્છિવિશાળા, બાળા બહુલે પ્રેમે રંગેજી; શ્રીનયવિજય વિબુધ પય સેવક, કહે લહિયે પ્રેમસુખ અંગેજી. શ્રી૦ ૫.

## ૨૨ શ્રી નેમિનાથ જિન–સ્તવન

તોરણથી રથ ફેરી ગયા રે હાં, પશુઆં શિર દેઇ દોષ મેરે વાલમા; નવભવ નેહ નિવારીયો રે હાં, શ્યો જોઇ આવ્યા જોષ મે૦ ૧. ચંદ્રકલંકી જેહથી રે હાં, રામ ને સીતા વિયોગ; મે૦ તેહ કુરંગને વયણડે રે હાં, પતી આવે કુણ લોક. મે૦ ૨. ઉતારી હું ચિત્તથી રે હાં, મુગતિ ધૂતારી હેત; મે૦ સિદ્ધ અનંતે ભોગવી રે હાં, તેહશ્યું કવણ સંકેત. મે૦ ૩. પ્રીત કરંતા સોહલી રે હાં, નિરવહતાં જંજાલ; મે૦ જેહવો વ્યાલ ખેલાવવો રે હાં, જેહવી અગનની ઝાળ, મે૦ ૪. જો વિવાહ અવસર દિઓ રે હાં, હાથ ઉપર નવિ હાથ; મે૦ દીક્ષા અવસર દીજીયે રે હાં; શિર ઉપર જગનાથ. મે૦ ૫. ઇમ વિલવતી રાજુલ ગઇ રે હાં, નેમિ કને વ્રત લીધ; મે૦ વાચક યશ કહે પ્રણમીયે રે હાં, એ દંપતી દોય સિદ્ધ. મે૦ ૬.

## ૨૩ શ્રી પાર્શ્વનાથ જિન–સ્તવન

વામાનંદન જિનવર, મુનિવરમાં વડોરે; કે૦ મુ૦ જિમ સુરમાંહી સોહે, સુરપતિ પરવડોરે; કે૦ સુ૦ જિમ ગિરિમાંહી સુરાચલ, મૃગમાંહી કેસરીરે; કે૦ મૃ૦ જિમ ચંદન તરુમાંહી, સુભટમાંહી મુરઅરીરે; કે૦ સુ૦ ૧. નદીયાંમાંહી જિમ ગંગ, અનંગ સુરૂપ-

જિણેસર થાશું, દિલ માન્યા હે મેશ. થા૦ ૫.

## ૧૬ શ્રી શાંતિનાથ જિન–સ્તવન

ધન દિન વેલા ધન ઘડી તેહ, અચિરારો નંદન જિન જદિ ભેટશુંજી; લહિશુંરે સુખ દેખી મુખચંદ, વિરહ વ્યથાનાં દુઃખ સવિ મેટશુંજી. ૧. જાણ્યોરે જેણે તુજ ગુણ લેશ, બીજારે રસ તેહને મન નવિ ગમેજી; ચાખ્યોરે જેણે અમી લવલેશ, બાકસબુકસ તસ ન રુચે કિમેજી. ૨. તુજ સમકિત રસસ્વાદનો જાણ, પાપ કુભક્તે બહુ દિન સેવીયુંજી; સેવે જો કર્મને યોગે તોહિ, વાંછે તે સમકિત અમૃત ધુરિ લિખ્યુંજી. ૩. તાહરું ધ્યાન તે સમકિતરૂપ, તેહજ જ્ઞાન ને ચારિત્ર તેહ છેજી; તેહથીરે જાએ સઘળાં પાપ, ધ્યાતારે ધ્યેય સ્વરૂપ હોયે પછેજી. ૪. દેખી રે અદ્ભુત તાહરું રૂપ, અચરિજ ભવિક અરૂપિપદ વરે જી; તાહરી ગત તું જાણે દેવ, સમરણ ભજન તે વાચક જશ કરે જી. ૫.

## ૧૭ શ્રી કુંથુનાથ જિન સ્તવન

સાહેલડિ કુંથ જિણેસર દેવ, રતન દીપક અતી દીપતો હો લાલ; સા૦ મુજ મનમંદિર માંહિ, આવે જો અરિબલ જીપતો હો લાલ. ૧. સા૦ મિટે તો મોહ અંધાર, અનુભવ તેજે જળહળે હો લાલ; સા૦ ધૂમકષાય ન રેખ, ચરણ ચિત્રામણ નવિ ચળે હો લાલ. ૨. સા૦ પાત્ર કર્યે નહિ હેઠ, સૂરજ તેજે નવિ છિપે હો લાલ; સા૦ સર્વ તેજનું તેજ, પહેલાંથી વાધે પછે હો લાલ. ૩. સા૦ જેહ ન મરુતને ગમ્ય, ચંચલતા જે નવિ લહે હો લાલ; સા૦ જેહ સદા છે રમ્ય, પુષ્ટ ગુણે નવિ કૃશ રહે હો લાલ. ૪. સા૦ પુદ્ગલ તેલ ન ખેપ, જેહ ન શુદ્ધદશા દહે હો લાલ; સા૦ શ્રીનયવિજય સુશીશ, વાચક જશ એણિપરે કહે હો લાલ. ૫.

## ૧૮ શ્રી અરનાથ જિન સ્તવન

શ્રી અરજિન ભવજલનો તારુ, મુજ મન લાગે વારુ રે; મનમોહન સ્વામી. બાંહ ગ્રહિ જે ભવિજન તારે, આણે શિવપુર આરે રે. મ૦ ૧. તપ જપ મોહ મહા તોફાને, નાવ ન ચાલે માને રે; મ૦ પણ નવિ ભય મુજ હાથોહાથે, તારે તે છે સાથે રે. મ૦ ૨. ભગતને સ્વર્ગ સ્વર્ગથી અધિકું, જ્ઞાનીને ફળ દેઇ રે; મ૦ કાયાકષ્ટ વિના ફળ લહીએ, મનમાં ધ્યાન ધરેઈ રે. મ૦ ૩. જે ઉપાય બહુવિધની રચના, યોગમાયા તે જાણો રે; મ૦ શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યાય ધ્યાને, શિવ દિયે પ્રભુ સપરાણો રે. મ૦ ૪. પ્રભુ પદ વળગ્યા તે રહ્યા તાજા, અળગા અંગ ન સાજા રે; મ૦ વાચક જશ કહે અવર ન ધ્યાઉં, એ પ્રભુના ગુણ ગાઉં રે. મ૦ ૫.

## ૧૯ શ્રી મલ્લિનાથ જિન સ્તવન

તુજ મુજ રીઝની રીઝ, અટપટ એહ ખરીરી; લટપટ નાવે કામ, ખટપટ ભાંજ પરીરી. ૧. મલ્લિનાથ તુજ રીઝ, જન રીઝે ન હુયેરી; દોય રીઝણનો ઉપાય, સાહમું કાં'ન જુએરી. ૨. દુરારાધ્ય છે લોક, સહુને સમ ન શશીરી; એક દુહવાએ ગાઢ, એક જો બોલે હસીરી. ૩. લોકલોકોત્તર વાત, રીઝ છે દોઇ જૂઈરી; તાત

## ૪ શ્રી અભિનંદન જિન-સ્તવન

ગ્રેડ સેવોરે અભિનંદન દેવ, જેહની સારેરે સુર કિન્નર સેવ; એહવો સાહિબ સેવે તેહ હજૂર, જેહનાં પ્રગટેરે કીધાં પુન્ય-પંડૂર શે૦ ૧. જેહ સુગુણ સનેહી સાહિબ હેજ દગૂલીલાગી લહીયેં સુખસેજ; તૃણ સરખું લાગે સઘળે સાચ, તે આગળ આવ્યું ધરણી રાજ. શે૦ ૨. અલવે મેં પામ્યો તેહવો નાથ, તેહથી હું નિશ્ચય હુઓરે સનાથ; વાચક જશ કહે પામી રંગ રેલ, માનું ફળિય આંગણુડે સુરતરુ વેલ શે૦ ૩.

## ૫ શ્રી સુમતિનાથ જિન-સ્તવન

સુમતિનાથ દાતાર, કીજે ઓળગ તુમ તણીરે; દીજે શિવસુખ સાર, જાણી ઓળગ જગધણીરે. ૧. અખય ખજાનો તુજ, દેતાં ખોટિ લાગે નહીરે; કિસિ વિમાસણ ગુજ્જ, નાગક શાકે ઉભા રહીરે. ૨. રયણ કોડ તેં દીધ, ઊરણ વિશ્વ તદા કીઓરે; વાચક જશ સુપ્રસિદ્ધ, માગે તીન રતન દીઓરે. ૩.

## ૬ શ્રી પદ્મપ્રભ જિન-સ્તવન

પદ્મપ્રભજિન સાંભળો, કરે સેવક એ અરદાસ હો; પાંતિ બેસારીઓ જો તુમ્હે, તો સફલ કરજો આશ હો. પ૦ ૧. જિનશાસન પાંતિ તેં ઠવી, મુજ આપ્યો સમકિત થાગ હો; હવે ભાણા ખડખડ કુણ ખમે, શિવમોદક પીસો રસાળ હો. પ૦ ૨. ગજ-ગ્રાસન ગલિત સીથેં કરી, જીવે કીડીના વંશ હો; વાચક જશ કહે ઇમ ચિત્ત ધરી, દીજે નિજ સુખ એક અંશ હો. પ૦ ૩.

## ૭ શ્રી સુપાર્શ્વનાથ જિન-સ્તવન

શ્રીસુપાસજિનરાજનોરે, મુખ દીઠે સુખ હોઈ રે; માનું સકળપદ મેં લહ્યો રે, તે તુ નેહનજર ભરી જોઈ; એ પ્રભુ પ્યારોરે, મહારા ચિત્તનો ઠારણહાર મોહન-ગારોરે. ૧. સિંચે વિશ્વ સુધારસેરે, ચંદ રહ્યો પણ દૂરરે; તિમ પ્રભુ કરુણાદ્રષ્ટિથીરે, લહિયે સુખ મહમૂર એ૦ ૨. વાચક જશ કહે તિમ કરોરે, રહિયે જેમ હજૂરરે; પીજે વાણી મીઠડીરે, જેહવો સરસ ખજૂર. એ૦ ૩.

## ૮ શ્રી ચંદ્રપ્રભ જિન-સ્તવન

મોરાસ્વામી ચંદ્રપ્રભજિનરાય, વિનતડી અવધારીયે જીરેજી; મોરાસ્વામી તુમ્હે છો દીનદયાલ, ભવજલથી મુજ તારીયે જી૦ ૧. મોરાસ્વામી હું આવ્યો તુજ પાસ, તારક જાણી ગહગહી જી૦ મોરાસ્વામી જોતાં જગમાં દીઠ, તારક કો બીજો નહી જી૦ ૨. મોરાસ્વામી અરજ કરંતાં આજ, લાજ વધે કહો કેહિ પરે જી૦ મોરાસ્વામી જશ કહે ગોપયતુલ્ય, ભવજળથી કરુણા ધરે જી૦ ૩.

## ૯ શ્રી સુવિધિનાથ જિન-સ્તવન

જિમ પ્રીતિ ચંદચકોરને, જિમ મોરને મન મેહરે; અમ્હને તે તુમ્હશું ઉલ્હસે, તિમ નાદ નવલો નેહ; સુવિધિજિણેસરૂ, સાંભળો ચતુરસુજાણ; અતિ અલવેસરૂ. ૧. અણદીઠે અદ્રઅે ઘણો, દીઠે તે નૃપતિ ન હોય રે; મન તોહિ સુખ માની લિયેં, વાહલા

મારે; કે૦ અ૦ ફુલમાંહી અરવિંદ, ભરતપતિ ભૂપમાંરે; કે૦ ભ૦ ઐરાવણ ગજમાંહી, ગરુડ ખગમાં યથારે; કે૦ તે૦ તેજવંતમાંહી ભાણુ, વખાણુમાંહી જિન કથારે. કે૦ વ૦ ૨. મંત્રમાંહી નવકાર, રતનમાંહી સુરમણિરે; કે૦ ર૦. સાગરમાંહી સ્વયંભૂરમણ શિરોમણિરે; કે૦ ર૦. શુક્લધ્યાન જિમ ધ્યાનમાં, અતિ નિરમળપણેરે, કે૦ અ૦ શ્રીનયવિજય વિબુધ પય સેવક ઇમ ભણેરે. કે૦ સે૦ ૩.

## ૨૪ શ્રી મહાવીર જિન–સ્તવન

ગિરુઆરે ગુણ તુમ તણા, શ્રી વર્ધમાન જિનરાયારે; સુણતાં શ્રવણે અમી ઝરે, મારી નિરમળ થાએ કાયારે. ગિ૦ ૧. તુમ ગુણગણ ગંગાજળે, હું ઝીલી નિરમળ થાઉંરે; અવર ન ધંધો આદરૂં, નિશીદિન તોરા ગુણ ગાઉંરે. ગિ૦ ૨. ઝીલ્યા જે ગંગાજળે, તે છીલ્લરજળ નવી પેસેરે; માલતિ ફૂલે મોહિયા, તે બાવળ-જઇ નવિ બેસેરે. ગિ૦ ૩. ઇમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યા ને વળી માચ્યારે; તે કિમ પરસુર આદરે, જે પરનારી વશ રાચ્યારે. ગિ૦ ૪. તું ગતિ તું મતી આશરો, તું આલંબન મુજ પ્યારોરે; વાચક જશ કહે માહરે, તું જીવજીવન આધારોરે. ગિ૦ ૫.

### સ્તવન ચોવીશી પહેલી સમાપ્ત

## ૬૧ ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી કૃત સ્તવન ચોવીશી–બીજી

## ૧ શ્રી ઋષભદેવ જિન–સ્તવન

ઋષભ જિણંદા ઋષભ જિણંદા, તું સાહિબ હું છું તુજ બંદા; તુજશ્યું પ્રીતિ બની મુજ સાચી, મુજ મન તુજ ગુણશ્યું રહ્યો રાચી. ઋ૦ ૧. દીઠા દેવ રુચે ન અનેરા, તુજ પાખલિએ ચિતડું દિયે ફેરા; સ્વામિ શ્યું કાંમણલડું કીધું, ચિતડું અમારૂં ચોરી લીધું. ઋ૦ ૨. પ્રેમ બંધાણો તે તો જાણો, નિરવહશ્યો તો હોશે પ્રમાણો; વાચક જશ વિનવે જિનરાજ, બાંહ્ય ગ્રહ્યાની તુજને લાજ. ઋ૦ ૩.

## ૨ શ્રી અજિતનાથ જિન–સ્તવન

વિજયાનંદન ગુણનીલોજી, જીવન જગદાધાર; તેહશ્યું મુજ મન ગોઠડીજી, છાજે વારોવાર. સોભાગી જિન, તુજ ગુણનો નહિ પાર, તું તો દોલતનો દાતાર. સો૦ ૧. જેહવી કૂઆ છાંહડીજી, જેહવું વનનું ફૂલ; તુજશ્યું જે મન નવિ મિળ્યુંજી, તેહવું તેહનું શૂલ. સો૦ ૨. મારું તો મન ધુરથકીજી, હળિઉં તુજ ગુણ સંગ; વાચક જશ કહે રાખજોજી, દિનદિન ચઢતે રંગ સો૦ ૩.

## ૩ શ્રી સંભવનાથ જિન–સ્તવન

સેનાનંદન સાહિબ સાચોરે, પરિપરિ પરખ્યો હીરો જાચોરે; પ્રીતમુદ્રિકા તેહશ્યું જોડીરે, જાણું મેં લહી કંચનકોડીરે. ૧. જેણે ચતુરશ્યું ગોઠિ ન બાંધિરે, તિણે તો જાણું ફોકટ વાધ્યારે; સુગુણ મેલાવે જેહ ઉચ્છાહોરે, મણુઅ જનમનો તેહજ લાહોરે. ૨ સુગુણ શિરોમણિ સંભવસ્વામીરે, નેહ નિવાહ ધુરંધર પામીરે; વાચક જશ કહે મુજ દિન વાળ્યોરે મનહ મનોરથ સઘળો ફળિયોરે. ૩.

## ૧૫ શ્રી ધર્મનાથ જિન–સ્તવન

ધરમનાથ તુજ સરિખો, સાહિબ શિર થકે રે સાહિબ શિર થકે રે, ચોર જોર જે ફોરવે, મુજશ્યું ઇક મનેરે કે; મુ૦ ગજનીમિલીકા કરવી, તુજને નવિ ઘટેરે કે; તુ૦ જે તુજ સનમુખ જોતાં, અરિનું બળ મિટેરે કે અ૦ ૧. રવિ ઉગે ગયણાંગણ, તિમિર તે નવિ રહેરે કે; તિ૦ કામકુંભ ઘર આવે, દારિદ્ર કિમ લહે રે કે; દા૦ વન વિચરે જો સિંહ તો, બીહ ન ગજ તણીરે કે; બી૦ કર્મ કરે શ્યું જોર, પ્રસન્ન જો જગધણીરે કે. પ્ર૦ ૨. સુગુણ નિગુણનો અંતર, પ્રભુ નવિ ચિત્ત ધરેરે કે; પ્ર૦ નિર્ગુણ પણ શરણાગત, જાણી હિત કરેરે કે; જા૦ ચંદ ત્યજે નવિ લંછન, મૃગ અતિ શામળોરે કે; મૃ૦ જશ કહે તિમ તુમ જાણી, મુજ અરિ બળ દળોરે કે. મુ૦ ૩.

## ૧૬ શ્રી શાંતિનાથ જિન–સ્તવન

જગ જનમન રંજેરે, મનમથ બળ ભંજેરે; નવિ રાગ ન દોસ, તું અંજે ચિત્ત-શ્યુંરે. ૧. શિર છત્ર વિરાજેરે, દેવદુંદુભિ વાજેરે; ઠકુરાઇ ઇમ છાજે, તોહિ અકિંચનોરે. ૨. થિરતા ધૃતિ સારીરે, વરી સમતા નારીરે; બ્રહ્મચારી શિરોમણી, તો પણ તું સુણ્યોરે. ૩. ન ધરે ભવરંગોરે, નવિ દોષાસંગોરે; મૃગલંછન ચંગો, તોપણ તું સહીરે. ૪. તુજ ગુણ કુણ આખેરે, જગ કેવળી પાખેરે; સેવક જશ ભાખે, અચિરાસુત જયોરે. ૫.

## ૧૭ શ્રી કુંથુનાથ જિન–સ્તવન

સુખદાયક સાહિબ સાંભળો, મુજને તુમશ્યું અતિ રંગરે; તુમે તો નિરાગી હુઇ રહ્યા, એ શ્યો એકંગો રંગરે. મુ૦ ૧ તુમ ચિત્તમાં વસવું મુજ ઘણું, તે તો ઉંબર ફૂલ સમાનરે; મુજ ચિત્તમાં વસો જો તુમે, તો પામ્યા નવે નિધાનરે. મુ૦ ૨. શ્રીકુંથુ-નાથ! અમે નિરવહું, ઇમ એકંગો પણ નેહરે; ઇણિ અકીને ફળ પામશું, વળી હોશે દુઃખનો છેહરે. મુ૦ ૩. આરાધ્યો કામિત પૂરવે; ચિંતામણિ પાષાણરે; વાચક જશ કહે મુજ દીજિયે, ઇમ જાણી કોડિ કલ્યાણ રે. મુ૦ ૪.

## ૧૮ શ્રી અરનાથ જિન–સ્તવન

અરજિન દરિશન દીજિયેંજી, ભવિક કમલ વન સૂર; મન તલસે મળવા ઘણુંજી, તુમે તો જઇ રહ્યા દૂર; સોભાગી તુમશ્યું મુજ મન નેહ. તુમશ્યું મુજ મન નેહલોજી, જિમ બપઇયાં મેહ; સો૦ ૧. આવાગમન પથિક તણુંજી, નહિ શિવ નગરનિવેશ; કાગળ કુણ હાથે લિખુંજી; કોણ કહે સંદેશ. સો૦ ૨. જો સેવક સંભારશ્યોજી, અંતરયામીરે આપ; જશ કહે તો મુજ મનતણોજી, ટળશે સઘળો સંતાપ. સો૦ ૩.

## ૧૯ શ્રી મલ્લિનાથ જિન–સ્તવન

મલ્લિજિણેસર મુજને તુમે મળ્યા, જેહમાંહી સુખકંદ વાલ્હેસર; તે કળિયુગ અમે ગિરુઓ લેખવું, નવિ બીજા યુગવૃંદ; વા૦ મ૦ ૧. આરો સારોરે મુજ પાંચમો, જિહાં તુમ દરિશણ દીઠ; વા૦ મરુભૂમિ પણ થિતિ સુરતરુ તણી, મેરુથકી હુઇ ઇઠ. વા૦ ૨. પંચમ આરેરે તુમ મેળાવડે, રુડો રાખ્યોરે રંગ; વા૦ ચોથો આરોરે

તણું મુખ જોઇ. મુ૦ ૨. જિમ વિરહ કઇયે નવિ હુયે, કીજિયે તેહવો સંચ રે; કરજોડી વાચક જશ કહે, ભાંજો તે ભેદ પ્રપંચ. મુ૦ ૩.

## ૧૦ શ્રી શીતલનાથ જિન સ્તવન

શીતલજિન તુજ મુજ વિચે આંતરૂં, નિશ્ચયથી નવિ કોય; હંસણ નાણ ચરણ ગુણ જીવને, સહુને પૂરણ હોય; અંતરયામી રે સ્વામી સાંભળો. ૧. પણ મુજ માયા રે ભેદી ભોળવે, બાહ્ય દેખાવડી રે વેષ; હિયડે જૂઠી રે મુખ અતિ મીઠડી, જેહવી ધૂરત વેષ. અં૦ ૨. એહને સ્વામિ રે મુજથી વેગળી, કીજે દીનદયાળ; વાચક જશ કહે જિમ તુમ્હશું મિલી, લહિયે સુખ સુવિશાળ. અં૦ ૩.

## ૧૧ શ્રી શ્રેયાંસનાથ જિન સ્તવન

શ્રેયાંસ જિણેસર દાતાજી, સાહિબ સાંભળો; તુમ્હે જગમાં અતિ વિખ્યાતાજી, સાહિબ સાંભળો; માગ્યું દેતાં તે કિશું વિમાસોજી, સાહિબ સાંભળો; મુજ મનમાં એહ તમાસોજી, સાહિબ સાંભળો. ૧. તુમ્હ દેતાં સવિ દેવાયેજી, સાહિબ સાંભળો; તો અરજ કયેં શું થાયેજી, સાહિબ સાંભળો, યશ પૂરણ કેતે લહિજેજી, સાહિબ સાંભળો; જો અરજ કરીને દીજેજી, સાહિબ સાંભળો. ૨. જો આધકુ દ્યો તો દેજોજી; સાહિબ સાંભળો; સેવક કરી ચિત્ત ધરજ્યોજી, સાહિબ સાંભળો; જશ કહે તુમ્હ પદ સેવાજી, સાહિબ સાંભળો; તે મુજ સુરતરુ ફળ મેવાજી, સાહિબ સાંભળો. ૩.

## ૧૨ શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન

વાસુપૂજ્ય જિન વાલહા રે, સંભારો નિજ દાસ; સાહિબશું હઠ નવિ હોયે રે, પણ કીજે અરદાસ રે. ચતુર વિચારીયે. ૧. સાસ પહેલાં સાંભરે રે, મુખ દીઠે સુખ હોય; વિસાર્યા નવિ વિસરે રે, તેહશું હઠ કિમ હોય રે. ચ૦ ૨. આમણ દુમણ નવિ ટળે રે, અણ વિણ પૂરે રે આશ; સેવક જશ કહે દીજીયે રે, નિજ પદકમળનો વાસ રે. ચ૦ ૩.

## ૧૩ શ્રી વિમલનાથ જિન–સ્તવન

વિમલનાથ મુજ મન વસે, જિમ સીતા મન રામ લલના; પિક વંછે સહકારને, પંથી મન જિમ ધામ. લ૦ વિ૦ ૧. કુંજર ચિત્ત રેવા વસે, કમળા મન ગોવીંદ; લ૦ ગૌરી મન શંકર વસે, કુમુદિની મન જિમ ચંદ. લ૦ વિ૦ ૨. અલિ મન વિકસિત માલતી, કમલિની ચિત્ત દિણંદ; લ૦ વાચક જશને વાલહો, તિમ શ્રીવિમલ જિણંદ. લ૦ વિ૦ ૩.

## ૧૪ શ્રી અનંતનાથ જિન–સ્તવન

શ્રીઅનંતજિન સેવિયેરે, લાલ, મોહનવલી કંદ મનમોહના; જે સેવ્યો શિવ સુખ દિયેરે લાલ, ટાળે ભવભય ફંદ. મ૦ શ્રી૦ ૧. સુખમટકે જગમોહિઓરે લાલ, રૂપરંગ અતિ ચંગ; મ૦ લોચન અતિ અણીયાલડાંરે લાલ, વાણી ગંગતરંગ. મ૦ શ્રી૦ ૨. ગુણ સઘળા અંગે વસ્યારે લાલ, દોષ ગયા સવિ દૂર; મ૦ વાચક જશ કહે સુપ્રભુરે લાલ, દેખી પ્રભુ મુખ નૂર. મ૦ શ્રી૦ ૩.

મનમંદિરમાં પ્રભુ આવી વસો રે, પામું પામું પરમાનંદ રે. દુ૦ ૧. પીઠબંધ ઈહાં કીધો સમકિતવજ્રનો રે, કાઢ્યો કાઢ્યો કચરો તે ભ્રાંતિ રે; ઈહાં અતિ ઉંચાં સોહે ચારિત્ર ચંદુઆ રે, રૂડી રૂડી સંવર ભીત્ત રે. દુ૦ ૨. કર્મવિવર ગોખે ઈહાં મોતી ઝૂમણાં રે, ઝૂલઈ ઝલઈ ધીગુણ આઠ રે; બારભાવના પંચાલી અચરજ કરે રે, કોરી કોરી કોરણી કાઠ રે. દુ૦ ૩. ઈહાં આવી સમતારાણીશ્યું પ્રભુ રમો રે, સારી સારી થિરતા સેજ રે; કિમ જઈ શકશ્યો એક વાર જો આવશો રે, રંજ્યા રંજ્યા હિયડાની હેજ રે. દુ૦ ૪. વચણ અરજ સુણી પ્રભુ મનમંદિર આવિયા રે, આપે તૂઠા તૂઠા ત્રિભુવનભાણ રે; શ્રીનય-વિજય વિબુધ પય સેવક ઈમ ભણે રે, તેણે પામ્યા કોડિ કલ્યાણ રે. ૫.

**ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી કૃત ચોવીશી–બીજી સમાપ્ત.**

## ૬૨ શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન ચોવિશી

### ૧. ઋષભદેવ જિન સ્તવન

ઋષભ જિણંદ શું પ્રીતડી, કિમ કીજે હો ચતુર વિચાર; પ્રભુજી જઈ અલગા વસ્યા, તિહાં કિણે નવિ હો કો વચન ઉચ્ચાર. ઋ૦ ૧. કાગળ પણ પહુંચે નહિ, નવિ પહુંચે હો તિહાં કો પરધાન; જે પહુંચે તે તુમ સમો, નવિ ભાખે હો કોનો વ્યવધાન. ઋ૦ ૨. પ્રીત કરે તે રાગિયા, જિનવરજી હો તુમે તો વીતરાગ; પ્રીતડી જેહ અરાગીથી, ભેળવવી હો તે લોકોત્તર માર્ગ ઋ૦ ૩. પ્રીતિ અનાદિની વિષ ભરી, તે રીતે હો કરવા મુજ ભાવ; કરવી નિરવિષ પ્રીતડી, કિણ ભાંતે હો કહો બને બનાવ. ઋ૦ ૪. પ્રીતિ અનંતી પર થકી; જે તોડે હો તે જોડે એહ; પરમ પુરૂષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણ ગેહ. ઋ૦ ૫. પ્રભુજીને અવલંબતાં, નિજ પ્રભુતા હો પ્રગટે ગુણ રાશ; દેવચંદ્રની સેવના, આપે મુજ હો અવિચળ સુખવાસ. ઋ૦ ૬.

### ૨. અજિતનાથજિન સ્તવન

જ્ઞાનાદિક ગુણ સંપદારે, તુજ અનંત અપાર; તે સાંભળતાં ઉપનીરે, રૂચિ તેણે પાર ઉતાર. અજિત જિન તારજોરે, તારજો દિન દયાળ ૧. જે જે કારણ જેહનુંરે, સામગ્રી સંયોગ મળતા કારજ નિપજેરે, કર્તા તણે પ્રયોગ. અ૦ ૨. કાર્યસિદ્ધ કર્તા વસુરે, લહિ કારણ સંયોગ; નિજપદ કારક પ્રભુ મિલ્યારે, હોય નિમિત્તહ ભોગ. અ૦ ૩. અજકુળગત કેશરી લહેરે, નિજપદ સિંહ નિહાળ, તિમ પ્રભુ ભક્તે ભવિ લહેરે, આતમ શક્તિ સંભાળ. અ૦ ૪. કારણપદ કર્ત્તાપણેરે, કરી આરોપ અભેદ; નિજપદ અર્થી પ્રભુ થકીરે, કરે અનેક ઉમેદ. અ૦ ૫. એહવા પરમાતમ પ્રભુ રે, પરમાનંદ સ્વરૂપ; સ્યાદ્વાદ સત્તા રસી રે, અમલ અખંડ અનુપ. અ૦ ૬. આરોપિત સુખ ભ્રમ ટળ્યો રે, ભાસ્યો અવ્યા-બાધ; સમર્યો અભિલાષીપણો રે, કર્ત્તા સાધન સાધ્ય. અ૦ ૭. ગ્રાહકતા સ્વામિત્વતા રે, વ્યાપક ભોક્તાભાવ; કારણતા કારજદશા રે, સકળ ગ્રહ્યું નિજ ભાવ. અ૦ ૮. શ્રદ્ધાભાસન રમણતા રે, દાનાદિક પરિણામ; સકળ થયા સત્તારસી રે, જિનવર દરસણ પામ. અ૦ ૯. તિણે નિર્યામક માહણો રે, વૈદ્ય ગોપ આધાર; દેવચંદ્ર સુખ સાગરૂ રે, ભાવ ધરમ દાતાર. અ૦ ૧૦.

ફિરિ આવ્યો ગણું, વાચક જશ કહે ચંગ. વા૦ ૩.

## ૨૦ શ્રી મુનિસુવ્રત જિન--સ્તવન

આજ સફળ દિન મુજ તણો, મુનિસુવ્રત દીઠા; ભાંગી તે ભાવઠ ભવતણી, દિવસ દુરિતના નીઠા. આ૦ ૧. આંગણે કલ્પવેલી ફળી, ઘન અમિયના વૂઠા; આપ માગ્યા તે પાસા ઢળ્યા, સુર સમકિતી તૂઠા. આ૦ ૨ નિયતિ હિત દાન સનમુખ હુયે, સ્વપુણ્યોદય સાથે; જશ કહે સાહિબે મુગતિનું, કરિઉં તિલક નિજ હાથે. આ૦ ૩.

## ૨૧ શ્રી નમિનાથ જિન--સ્તવન

મુજ મન પંકજ ભમરલે, શ્રીનમિજિન જગદીશોરે; ધ્યાન કરું નિત તુમ તણું, નામ જપું નિશદીશોરે. મુ૦ ૧. ચિત્તથકી કઈયે ન વિસરે, દેખીયે આગલિ ધ્યાનેરે; અંતર તાપથી જાણિયે, દૂર રહ્યાં અનુમાનેરે. મુ૦ ૨. તું ગતિ તું મતિ આશરો, તુંહિજ બાંધવ મોટોરે; વાચક જશ કહે તુજ વિના, અવર પ્રપંચ તે ખોટોરે. મુ૦ ૩.

## ૨૨ શ્રી નેમિનાથ જિન--સ્તવન

કહા કિયો તુમ્હે કહો મેરે સાંઈ; ફેરિ ચલે રથ તોરણ આઈ; દિલજાનિ અરે, મેરા નાહ ન, ત્યજિય નેહ કછુ અજાનિ. દિ૦ ૧. અટપટાઈ ચલે ધરી કછુ રોષ, પશુઅનકે શિર દે કરિ દોષ. દિ૦ ૨. રંગ બિચ ભયો યાથિ ભંગ, સો તો જાચો જાનો કુરંગ. દિ૦ ૩. પ્રીતિ તનકમિ તોરત આજ, પિઉ નાવે મનમેં તુમ લાજ. દિ૦ ૪. તુમ્હે બહુ નાયક જાનો ન પીર, વિરહ લાગિ જિઉ વૈરીકો તીર. દિ૦ ૫. હાર ઠાર શિંગાર અંગાર, અસન વસન ન સુહાઇ લગાર, દિ૦ ૬. તુજ વિન લાગે સુની સેજ, નહિ તનુ તેજ ન હારદ હેજ. દિ૦ ૭ આઓને મંદિર વિલસો ભોગ, બૂઢાપનમેં લીજે યોગ દિ૦ ૮. છોરુંગી મેં નહિ તેરો સંગ, ગઇલિ ચલું જિઉ છાયા અંગ. દિ૦ ૯. ઇમ વિલવતી ગઇ ગઢ ગિરનાર, દેખે પ્રીતમ રાજુલ નાર. ૧૦. કંતે દીતું કેવલજ્ઞાન, કીધી પ્યારી આપ સમાન. દિ૦ ૧૧. મુગતિ મહેલતમેં ખેલે દોઈ, પ્રણમે જશ ઉલ્લસિત તન હોઈ. દિ૦ ૧૨.

## ૨૩ શ્રી પાર્શ્વનાથ જિન--સ્તવન

ચઉ કષાય પાતાલ કલશ જિહાં, શિસના પવન પ્રચંડ; બહુ વિકલ્પ કલ્લોલ ચઢતુ હે, અરતિ ફેર ઉદ્દંડ, ભવસાયર ભીષણ તારીઈ હો, અહો મેરે લલના પાસજી; ત્રિભુવનનાથ દિલમેં, એ વિનતી ધારીયે હો. ૧ જરત ઉદ્દામ કામવડવાનલ, પરત શીલગિરિશ્રૃંગ; ફિરત વ્યસન બહુ મગર તિમિંગલ, કરત હે નિમગ ઉમગ. ભ૦ ૨ ભમરીયાકે બીચિ ભયંકર, ઉલટી ગુલટી વાચ; કરત પ્રમાદ પિશાચન સહિત જિહાં, અવિરતિ વ્યંતરી નાચ. ભ૦ ૩ ગરજત અરતિ કુરતિ રતિ, બિજુરી હોત બહુત તોફાન; લાગત ચોર કુગુરુ મલબારી, ધરમ જિહાજ નિદાન. ભ૦ ૪ જુરેપાટિયે જિઉં અતિ જોરિ, સહસ અઢાર શીલંગ; ધર્મજિહાજ તિઉં સજ કરી ચલવો, જશ કહે શિવપુરી ચંગ. ભ૦ ૫.

## ૨૪ શ્રી મહાવીર જિન--સ્તવન

દુઃખટાળયાં મુખદીઠે મુજ સુખ ઉપન્યાં રે, ભેટ્યા ભેટ્યા વીરજિણંદરે; હવે મુજ

પરિણતે સર્વ પરણામકી, એટલે કોઈ પ્રભુતા ન પામે; કરે જાણે રમે અનુભવે તે પ્રભુ, તત્ર સ્વામિત્વ શુચિ તત્ત્વ ધામે. અ૦ ૫. જીવ નવિ પુગ્ગલી નૈવ પુગ્ગલ કદા, પુગ્ગલાધાર નહિ તાસ રંગી; પર તણો ઈશ નહિ અપર ઐશ્વર્યતા, વસ્તુ ધર્મે કદા ન પરસંગી અ૦ ૬. સંગ્રહે નહીં આપે નહીં પરભણી, નવિ કરે આદરે ન પર રાખે; શુદ્ધ સ્યાદ્વાદ નિજભાવ ભોગી જિકે, તેહ પરભાવને કેમ ચાખે. અ૦ ૭. તાહરી શુદ્ધતા ભાસ આશ્ચર્યથી; ઉપજે રૂચિ તેણે તત્ત્વ ઈહે; તત્ત્વરંગી થયો દોષથી ઉભગો, દોષ ત્યાગે ઢાલે તત્ત્વ લીહે અ૦ ૮. શુદ્ધ માર્ગે વધ્યો સાધ્ય સાધન સધ્યો, સ્વામી પ્રતિ છંદે સત્તા આરાધે; આત્મ નિષ્પત્તિ તિમ સાધના નવિ ટકે, વસ્તુ ઉત્સર્ગ આતમ સમાધે. અ૦ ૯. માહરી શુદ્ધ સત્તા તણી પૂર્ણતા, તેહનો હેતુ પ્રભુ તુંહિ સાચો; દેવચંદ્રે સ્તવ્યો મુનિગણે અનુભવ્યો, તત્ત્વ ભક્તે ભવિક સકળ રાચો. અ૦ ૧૦.

## ૬. શ્રી પદ્મપ્રભુજિન સ્તવન

શ્રીપદ્મપ્રભુ જિન ગુણનિધિરે લાલ, જગતારક સિદ્ધિ જગદીશરે; વાલ્હેશર. જિન ઉપગાર થકી લહેરે લાલ, ભવિ-જન સિદ્ધિ જગીસરે. વા૦ ૧ તુજ દરિસણ મુજ વાલહુંરે લાલ, દરિસણ શુદ્ધ પવિત્તરે; વા૦ દર્શન શબ્દ નયે કરેરે લાલ, સંગ્રહ એવંભૂતરે. વા૦ તુ૦ ૨. બીજે વૃક્ષ અનંતતારે લાલ, પસરે ભૂજલ યોગરે; વા૦ તિમ મુજ આતમ સંપદારે લાલ, પ્રગટે પ્રભુ સંયોગરે વા૦ તુ૦ ૩. જગજંતુ કારજ રૂચિરે લાલ, સાધે ઉદયે ભાણુરે; વા૦ ચિદાનંદ સુવિલાસતારે લાલ, વાધે જિનવર ઝાણુરે. વા. તુ૦ ૪. લબ્ધિ સિદ્ધિ મંત્રાક્ષરેરે લાલ, ઉપજે સાધન સંગરે; વા૦ સહજ અધ્યાતમ તત્ત્વતારે લાલ, પ્રગટે તત્ત્વી રંગરે. વા૦ તુ૦ ૫. લોહ ધાતુ કંચન હુવેરે લાલ, પારસ ફરસન પામીરે; વા૦ પ્રગટે અધ્યાતમ દશારે લાલ વ્યક્ત ગુણી ગુણ ગ્રામરે. વા૦ તુ૦ ૬. આત્મસિદ્ધ કારજ ભણીરે લાલ, સહજ નિયામક હેતુરે; વા૦ નામાદિક જિનરાજનારે લાલ, ભવસાગર માંહે સેતુરે. વા૦ તુ૦ ૭. સ્થંભન ઇંદ્રિય યોગનોરે લાલ, રક્ત વરણ ગુણરાયરે; વા૦ દેવચંદ્રે વૃંદ સ્તવ્યોરે લાલ, આપ અવર્ણ અકાયરે. વા૦ તુ૦ ૮.

## ૭ શ્રી સુપાર્શ્વજિન સ્તવન

શ્રીસુપાસ આનંદમેં, ગુણ અનંતનો કંદહો જિનજી; જ્ઞાનાનંદે પૂરણો, પવિત્ર ચારિત્રાનંદહો. જિ૦ શ્રી૦ ૧. સંરક્ષણ વિણુ નાથ છો, દ્રવ્ય વિના ધનવંતહો, જિ૦ કર્તાપદ કિરિયા વિના, સંત અજેય અનંતાહો. જિ૦ શ્રી૦ ૨. અગમ અગોચર અમર તું, અન્વય ઋદ્ધિ સમૂહહો; જિ૦ વર્ણ ગંધ રસ ફરસ વિણુ, નિજ ભોક્તા ગુણ વ્યૂહહો જિ૦ શ્રી૦ ૩. અક્ષયદાન અચિંતના, લાભ અયત્ને ભોગહો; જિ૦ વીર્ય શક્તિ અપ્રયાસતા, શુદ્ધ સ્વગુણ ઉપભોગહો. જિ૦ શ્રી૦ ૪. એકાંતિક આત્યંતિકો, સહજ અકૃત સ્વાધીનહો; જિ૦ નિરૂપ ચરિત નિર્દ્વંદ્વ સુખ, અન્ય અહેતુક પીનહો જિ૦ શ્રી૦ ૫. એક પ્રદેશે તાહરે, અવ્યાબાધ સમાયહો; જિ૦ તસુ પર્યાય અવિભાગતા, સર્વાકાશ ન માયહો. જિ૦ શ્રી૦ ૬. ઇમ અનંત ગુણનો ધણી, ગુણગણનો આનંદહો; જિ૦ ભોગ રમણ આસ્વાદ યુત, પ્રભુ તું પરમાનંદહો. જિ૦ શ્રી૦ ૭. અવ્યાબાધ રૂચિ થઈ, સાધે અવ્યા-

## ૩ શ્રી સંભવનાથજિન સ્તવન

શ્રી સંભવ જિનરાજજી રે, તાહરૂં અકલ સ્વરૂપ જિનવર પૂજો; સ્વપર પ્રકાશક દિનમણિ રે, સમતારસનો ભૂપ જિ૦ પૂજો પૂજો રે ભવિક જિન પૂજો, પ્રભુ પૂજ્યા પરમાનંદ. જિ૦ ૧. અવિસંવાદી નિમિત્ત છો રે; જગતજંતુ સુખકાજ; જિ૦ હેતુ સત્ય બહુમાનથી રે, જિન સેવ્યાં શિવરાજ જિ૦ ૨. ઉપાદાન આતમ સહી રે, પુષ્ટાલંબન દેવ; જિ૦ ઉપાદાન કારણપણે રે, પ્રગટ કરે પ્રભુ સેવ. જિ૦ ૩. કાર્યગુણ કારણપણે રે, કારણ કાર્ય અનુપ; જિ૦ સકળ સિદ્ધતા તાહરી રે, માહરે સાધનરુપ. જિ૦ ૪. એક વાર પ્રભું વંદના રે, આગમ રીતે થાય; જિ૦ કારણ સત્યે કાર્યની રે, સિદ્ધિ પ્રતિત કરાય જિ૦ ૫. પ્રભુપણે પ્રભુ ઓળખી રે, અમલ વિમલ ગુણ ગેહ; જિ૦ સાધ્યદૃષ્ટી સાધકપણે રે, વંદે ધન્ય નર તેહ. જિ૦ ૬. જન્મ કૃતારથ તેહનો રે, દિવસ સફળ પણ તાસ; જિ૦ જગત શરણ જિન ચરણને રે, વંદે ધરીય ઉલ્લાસ. જિ૦ ૭. નિજ સત્તા નિજ ભાવથી રે, ગુણ અનંતનું ઠાણ; જિ૦ દેવચંદ્ર જિનરાજજી રે, શુદ્ધ સિદ્ધ સુખ ખાણ. જિ૦ ૮.

## ૪ શ્રી અભિનંદનજિન સ્તવન

ક્યું જાણું ક્યું બની આવશે, અભિનંદન રસ રીતિહો મિત્ત; પુદ્ગલ અનુભવ ત્યાગથી, કરવી જસુ પરતીતહો મિત્ત. ક્યુ૦ ૧. પરમાતમ પરમેશ્વરૂ, વસ્તુગતે તે અલિપ્તહો મિત્ત; દ્રવ્યે દ્રવ્ય મિલે નહી, ભાવે તે અન્ય અવ્યાપ્તહો મિત્ત. ક્યું૦ ૨. શુદ્ધ સ્વરૂપ સત્તાતણો, નિર્મલ જે નિઃસંગહો મિત્ત; આત્મવિભૂતિ પરિણમ્યો, ન કરે તે પર સંગહો મિત્ત ક્યું૦ ૩. પણ જાણું આગમ બળે, મિલવું તુમ પ્રભુ સાથ હો મિત્ત; પ્રભુ તો સ્વસંપત્તિમયી, શુદ્ધ સ્વરુપનો નાથહો મિત્ત. ક્યું૦ ૪. પર પરિણામિકતા અછે, જે તુજ પુદ્ગલ જોગહો મિત્ત; જડ ચલ જગની એંઠનો, ન ઘટે તુજને ભોગહો મિત્ત. ક્યું૦ ૫ શુદ્ધ નિમિત્ત પ્રભુ ગ્રહો, કરી અશુદ્ધ પરિહેયહો મિત્ત; આત્માલંબી ગુણલયી, સહુ સાધકનો ધ્યેયહો મિત્ત. ક્યું૦ ૬. જિમ જિનવર આલંબને, વધે સુધે એક તાનહો મિત્ત; તિમ તિમ આત્માલંબની, ગ્રહે સ્વરુપ નિદાનહો મિત્ત. ક્યું૦ ૭. સ્વસ્વરૂપ એકત્વતા, સાધે પુર્ણાનંદહો મિત્ત; રમે ભોગવે આતમા, રત્નત્રયી ગુણવૃંદહો મિત્ત. ક્યું૦ ૮. અભિનંદન અવલંબને, પરમાનંદ વિલાસહો મિત્ત; દેવચંદ્ર પ્રભુ સેવના, કરી અનુભવ અભ્યાસહો મિત્ત. ક્યું૦ ૯.

## ૫ શ્રી સુમતિનાથજિન સ્તવન

અહો શ્રી સુમતિ જિન શુદ્ધતા તાહરી, સ્વગુણ પર્યાય પરિણામી રામી, નિત્યતા એકતા અસ્તિતા ઈતર યુત, ભોગ્ય ભોગી થકો પ્રભુ અકામી. અ૦ ૧. ઉપજે વ્યય લહે તહવિ તેહવો રહે, ગુણ પ્રમુખ બહુલતા તહવિ પિંડી; આત્મભાવે રહે અપરતા નવિ ગ્રહે, લોક પ્રદેશ મિત પણ અખંડી. અ૦ ૨. કાર્ય કારણપણે પરિણમે તહવી ધ્રુવ, કાર્ય ભેદે કરે પણ અભેદી; કર્તૃતા પરણમે નવ્યતા નવિ રમે, સકલવેત્તા થકો પણ અવેદી. અ૦ ૩ શુદ્ધતા બુદ્ધતા દેવ પરમાત્મતા, સહજ નિજભાવ ભોગી અયોગી; સ્વ પર ઉપયોગી તાદાત્મ્ય સત્તારસી, શક્તિ પ્રયુંજતો ન પ્રયોગી, અ૦ ૪, વસ્તુ નિજ

ક્ષયોપશમિક ગુણ સર્વ, થયા તુજ ગુણ રસી હો લાલ, થ૦ સીદ્ધ સાધન શક્તિ, વ્યક્તતા ઉલ્લસી હો લાલ; વ્ય૦ હવે સંપૂરણ સિદ્ધ, તણી શી વાર છે હો લાલ, ત૦ દેવચંદ્ર જિનરાજ, જગત આધાર છે હો લાલ. જ૦ ૭.

### ૧૦ શ્રી શીતલનાથજિન સ્તવન

શીતલ જિનપતિ પ્રભુતા પ્રભુની, મુજથી કહિ ન જાયજી; અનંતતા નિર્મલતા પૂર્ણતા, જ્ઞાન વિના ન જણાયજી. શી૦ ૧. ચરમ જલધિ જલ મિણે અંજલી, ગતિ જીપે અતિ વાયજી; સર્વ આકાશ ઉલ્લંઘે ચરણે, પણ પ્રભુતા ન ગણાયજી. શી૦ ૨. સર્વ દ્રવ્ય પ્રદેશ અનંતા, તેહુથી ગુણ પર્યાયજી; તાસ વર્ગથી અનંતગુણો પ્રભુ, કેવલ જ્ઞાન કહાયજી. શી૦ ૩. કેવલ દર્શન એમ અનંતો, ગ્રહે સામાન્ય સ્વભાવજી; સ્વપર અનંતથી ચરણ અનંતો, સ્વરમણ સંવર ભાવજી. શી૦ ૪. દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ ગુણ; રાજનીતિ એ ચ્યારજી; ત્રસ વિના જડ ચેતન પ્રભુની, કોઇ ન લોપે કારજી. શી૦ ૫. શુદ્ધાશય થિર પ્રભુ ઉપયોગ, જે સમરે પ્રભુ નામજી; અવ્યાબાધ અનંતો પામે, પરમ અમૃત સુખ ધામજી. શી૦ ૬. આણા ઇશ્વરતા નિર્ભયતા, નિર્વાંછકતા રુપજી; ભાવ સ્વાધીન તે અવ્યય રીતે, ઇમ અનંતગુણ ભૂપજી. શી૦ ૭. અવ્યાબાધ સુખ નિર્મલ તે તો, કારણ જ્ઞાન ન જણાયજી, તેહુથી એહનો જાણુજ ભોક્તા, જે તુમ્હ સમ ગુણરાયજી. શી૦ ૮. ઈમ અનંત દાનાદિક નિજ ગુણ, વચનાતીત પંડુરજી; વાસન ભાસન ભાવે દુર્લભ, પ્રાપ્તિ તો અતિ દૂરજી. શી૦ ૯. સકળ પ્રત્યક્ષપણે ત્રિભુવન ગુરૂ, જાણું તુજ ગુણગ્રામજી; બીજું કાંઇ ન માગું સ્વામી, એહ છે મુજ કામજી. શી૦ ૧૦. ઈમ. અનંત પ્રભુતા સદ્દહતાં, અરચે જે પ્રભુ રુપજી; દેવચંદ્ર પ્રભુ પ્રભુતા તે પામે, પરમાનંદ સ્વરૂપજી. શી૦ ૧૧.

### ૧૧ શ્રી શ્રેયાંસનાથજિન સ્તવન

શ્રી શ્રેયાંસ પ્રભુ તણો, અતિ અદ્ભુત સહજાનંદરે; ગુણ ઇક વિધ ત્રિક પરણમ્યો, ઇમ અનંત ગુણનો વૃંદરે. મુનિચંદ જિણંદ, અમંદ દિણંદ પરે નિત દીપતો સુખકંદરે. ૧. નિજ જ્ઞાને કરી જ્ઞેયનો, જ્ઞાયક જ્ઞાતા પદ ઇશરે; દેખે નિજ દર્શન કરી, નિજ દ્રશ્ય સામાન્ય જગીશરે. મુ૦ ૨. નિજ રમ્યે રમણ કરો પ્રભુ, ચારિત્ર રમતા રામરે; ભોગ અનંતનો ભોગવો, ભોગ વિણુ ભોક્તા સ્વામીરે. મુ૦ ૩. દેય દાન નિત દીજતે અતિ દાતા પ્રભુ સ્વયમેવરે; પાત્ર તુમે નિજ શક્તિના ગ્રાહક વ્યાપકમય દેવરે. મુ૦ ૪. પરણામિક કારજ તણો કરતા ગુણ કરણે નાથરે; અક્રિય અક્ષય સ્થિતિમયી, નિકલંક અનંતી આથરે મુ૦ ૫. પરણામિક સત્તા તણો, આવિર્ભાવવિલાસ નિવાસરે; સહજ અકૃત્રિમ અપરાશ્રયથી, નિર્વિકલ્પને નિષ્પર્યાસરે. મુ૦ ૬. પ્રભુ પ્રભુતા સંભારતાં, ગાતાં કરતાં ગુણગ્રામરે; સેવક સાધનતા વરે, નિજ સંવર પરણતિ પામરે. મુ૦ ૭. પ્રગટ તત્વતા ધ્યાવતાં, નિજ તત્વનો ધ્યાતા થાયરે; તત્વરમણ એકાગ્રતા, પૂરણ તત્વે એહ સમાયરે. મુ૦ ૮. પ્રભુ દીઠે મુજ સાંભરે, પરમાતમ પૂરણાનંદરે; દેવચંદ્ર જિનરાજના, નિત વંદો પય અરવિંદરે. મુ૦ ૯.

### ૧૨ શ્રી વાસુપૂજ્યજિન સ્તવન

પૂજના તો કીજેરે બારમા જિનતણીરે, જસ પ્રગટ્યો પૂજ્ય સ્વભાવ; પર કૃત

બાધહો; જિ૦ દેવચંદ્ર પદ તે લહે, પરમાનંદ સમાધહો. જિ૦ શ્રી૦ ૮.

## ૮ શ્રી ચંદ્રપ્રભુજિન સ્તવન

શ્રી ચંદ્રપ્રભુ જિનપદ સેવા, હેવા એ જે હળિયાજી; આતમ ગુણ અનુભવથી મલિયા, તે ભવભવથી ટળિયાજી. શ્રી૦ ૧. દ્રવ્ય સેવ વંદન નમનાદિક, અર્ચન વળી ગુણગ્રામોજી; ભાવ અભેદ થવાની ઇહા, પરભાવે નિઃકામોજી. શ્રી૦ ૨. ભાવસેવ અપવાદે નૈગમ, પ્રભુ ગુણને સંકલ્પેજી; સંગ્રહ સત્તા તુલ્યારોપે, ભેદાભેદ વિકલ્પેજી. શ્રી૦ ૩. વ્યવહારે બહુમાન જ્ઞાન નિજ, ચરણે જિન ગુણ રમણાજી; પ્રભુ ગુણ આલંબી પરિણામે, ઋજુપદ ધ્યાને સ્મરણાજી. શ્રી૦ ૪. શબ્દે શુકલ ધ્યાનારોહણ, સમભિરૂઢ ગુણ દશમેજી; બીએ શુકલ અવિકલ્પ એકત્વે, એવંભૂત અમમેજી. શ્રી૦ ૫. ઉત્સર્ગે સમકિત ગુણ પ્રકટ્યો, નૈગમ પ્રભુતા અંશેજી; સંગ્રહ આતમ સત્તાલંબી, મુનિ પદ ભાવ પ્રસંશેજી. શ્રી૦ ૬. ઋજુસૂત્રે જે શ્રેણિ પદસ્થે, આત્મશક્તિ પ્રકાશેજી; યથાખ્યાત પદ શબ્દ સ્વરૂપે, શુદ્ધ ધર્મ ઉલ્લાસેજી. શ્રી૦ ૭. ભાવ સયોગિ અયોગિ શૈલેશે અંતિમ દુગ નય જાણોજી; સાધનતા એ નિજ ગુણ વ્યક્તિ, તેહ સેવના વખાણોજી શ્રી૦ ૮. કારણ ભાવ તેહ અપવાદે, કાર્યરૂપ ઉત્સર્ગેજી; આત્મભાવ તે ભાવ દ્રવ્યપદ, બાહ્ય પ્રવૃત્તિ નિસર્ગેજી. શ્રી૦ ૯. કારણ ભાવ પરંપર સેવન, પ્રગટે કાર્ય ભાવોજી; કાર્ય સિદ્ધે કારણતા વ્યય; શુચિ પરિણામિક ભાવોજી. શ્રી૦ ૧૦. પરમ ગુણી સેવન તન્મયતા, નિશ્ચય ધ્યાને ધ્યાને ધ્યાવેજી; શુદ્ધાતમ અનુભવ આસ્વાદી, દેવચંદ્ર પદ પામેજી. શ્રી૦ ૧૧.

## ૯ શ્રી સુવિધિજિન સ્તવન

દીઠો સુવિધિ જિણંદ, સમાધિ રસે ભર્યો હો લાલ, સમા૦ ભાસ્યો આત્મ સ્વરૂપ, અનાદિનો વિસર્યો હો લાલ; અ૦ સકળ વિભાવ ઉપાધિ, થકી મન ઓસર્યો હો લાલ, થ૦ સત્તા સાધન માર્ગ, ભણી એ સંચર્યો હો લાલ. ભ૦ ૧. તુમ પ્રભુ જાગણ રીતિ, સરવ જગ દેખતાં હો લાલ, સ૦ નિજ સત્તાએ શુદ્ધ, સહુને લેખતા હો લાલ; સ૦ પર પરિણતિ અદ્વેષપણે, ઉવેખતાં હો લાલ, ઉ૦ ભોગ્યપણે નિજ શક્તિ, અનંત ગવેખતા હો લાલ. અ૦ ૨. દાનાદિક નિજ ભાવ, હતા જે પરવશા હો લાલ, હ૦ તે નિજ સન્મુખ ભાવ, ગ્રહે લહી તુજ દશા હો લાલ; ગ્ર૦ પ્રભુનો અદ્ભુત યોગ, સ્વરૂપ તણી રસા હો લાલ, સ્વ૦ ભાસે વાસે તાસ, જાસ ગુણ તુજ જિસા હો લાલ. જા૦ ૩. મોહાદિકની ઘુમે, અનાદિની ઊતરે હો લાલ, અ૦ અમલ અખંડ અલિપ્ત, સ્વભાવજ સાંભરે હો લાલ, સ્વ૦ તત્ત્વ રમણ શુચિ ધ્યાન, ભણી જે આદરે હો લાલ, ભ૦ તે સમતારસ ધામ, સ્વામી મુદ્રા વરે હો લાલ. સ્વા૦ ૪. પ્રભુ છો ત્રિભુવન નાથ, દાસ હું તાહરો હો લાલ, દા૦ કરુણાનિધિ અભિલાષ, અછે મુજ એ ખરો હો લાલ; અ૦ આતમ વસ્તુ સ્વભાવ, સદા મુજ સાંભરો હો લાલ; સ૦ ભાસન વાસન એહ, ચરણ ધ્યાને ધરો હો લાલ, ચ૦ ૫. પ્રભુ મુદ્રાને યોગ, પ્રભુતા લખે હો લાલ, પ્ર૦ દ્રવ્ય તણે સાધર્મ્ય, સ્વસંપત્તિ ઓલખે હો લાલ; સ્વ૦ ઓળખતાં બહુમાન, સહિત રુચિ પણ વધે હો લાલ, સ૦ રુચિ અનુયાયી વીર્ય, ચરણ ધારા સધે હો લાલ. ચ૦ ૬.

દેવચંદ્રને આણંદ, પરમ હો પ્રભુ પરમ મહોદય તે વરેજી. ૭.

## ૧૫. શ્રી ધર્મનાથજિન સ્તવન

ધરમ જગનાથનો ધર્મ શુચિ ગાઇયે, આપણો આતમા તેહવો ભાવિયે; જાતિ જસુ એકતા તેહ પલટે નહિ, શુદ્ધ ગુણપજ્જવા વસ્તુ સત્તા સહી. ૧. નિત્ય નરવયવ વલી એક અક્રિયપણે, સર્વગત તેહ સામાન્ય ભાવે ભણે; તેહથી ઇતર સાવયવ વિશેષતા, વ્યક્તિ ભેદે પડે જેહની ભેદતા. ૨ એકતા પિંડને નિત્ય અવિનાશતા, અસ્તિ નિજ રિદ્ધિથી કાર્ય ગત ભેદતા; ભાવશ્રુત ગમ્ય અભિલાષ અનંતતા, ભવ્યપર્યાયની જે પરાવર્ત્તિતા. ૩. ક્ષેત્ર ગુણ ભાવ અવિભાવ અનેકતા, નાશ ઉત્પાદ અનિત્ય પરનાસ્તિતા; ક્ષેત્ર વ્યાપત્વ અભેદ અવક્તવ્યતા, વસ્તુ તે રૂપથી નિયત અભવ્યતા. ૪. ધર્મ પ્રાગ ભાવતા સકળ ગુણ શુદ્ધતા, ભોગ્યતા કર્તૃતા રમણ પરિણામતા; શુદ્ધ સ્વપ્રદેશતા તત્ત્વ ચૈતન્યતા, વ્યાપ્ય વ્યાપક તથ ગ્રાહ્ય ગ્રાહકગતા. ૫. સંગ પરિહારથી સ્વામી નિજ પદ લહ્યું, શુદ્ધ આત્મિક આનંદ પદ સંગ્રહ્યું; જઇવિ પરભાવથી હું ભવોદધિ વસ્યો, પર તણો સંગ સંસારતાએ ગ્રસ્યો. ૬. તહવિ સત્તા ગુણે જીવ છે નિરમળો, અન્ય સંશ્લેષ જિમ ફટિક નવિ સામળો; જે પરોપાધિથી દુષ્ટ પરણુતિ ગ્રહી, ભાવ તાદાત્મ્યમાં માહરૂં તે નહીં. ૭. તિણે પરમાત્મ પ્રભુ ભક્તિ રંગી થઇ, શુદ્ધ કારણ રસે તત્ત્વ પરણુતિમયી; આત્મ ગ્રાહક થયે તજે પરગ્રહણુતા, તત્ત્વ ભોગી થયે ટળે પરભોગીતા. ૮. શુદ્ધ નિપ્રયાસ નિજ ભાવ ભોગી યદા, આત્મક્ષેત્રે નહિ અન્ય રક્ષણ તદા; એક અસહાય નિસ્સંગ નિરદ્વંદ્વતા, શક્તિ ઉત્સર્ગની હોય સહુ વ્યક્તતા. ૯. તિણે મુજ આતમા તુજ થકી નિપજે, માહરી સંપદા સકળ મુજ સંપજે; તિણ મન મંદિરે ધર્મ પ્રભુ ધ્યાઇયે, પરમ દેવચંદ્ર નિજ સિદ્ધ સુખ પાઇયે. ૧૦.

## ૧૬ શ્રી શાંતિનાથજિન સ્તવન

જગત દિવાકર જગત કૃપાનિધિ, વાલ્હા મારા સમવસરણમાં બેઠા; ચોમુખ ચૌવિહ ધર્મ પ્રકાશે, તે મેં નયણે દીઠા રે. ભવિક જન હરખો રે, નિરખી શાંતિ જિણંદ, ભ૦ ઉપસમ રસનો કંદ, નહિ ઇને સરિખો રે. ૧. પ્રાતિહાર્ય અતિશય શોભા, વા૦ તે તો કહિય ન જાવે; ઘુક બાલકથી રવિ કર ભરનો, વર્ણન કિણ પરે થાવે રે. ભ૦ ૨. વાણી ગુણ પાંત્રીશ અનોપમ, વા૦ અવિસંવાદ સરૂપે; ભવદુઃખ વારણ શિવસુખ કારણ, શુદ્ધ ધર્મ પ્રરૂપે રે. ભ૦ ૩. દક્ષિણ પશ્ચિમ ઉત્તર દિશિમુખ, વા૦ ઠવણા જિન ઉપગારી; તસુ આલંબન લહીય અનોપમ, તિહાં થયા સમકિત ધારી. ભ૦ ૪. ખટ નય કાર્ય રૂપે ઠવણા, વા૦ સગ નય કારણ ઠાણી; નિમિત્ત સમાન થાપના જિનજી, એ આગમની વાણી. ભ૦ ૫. સાધક તીન નિક્ષેપા મુખ્યે, વા૦ જે વિણુ ભાવ ન લહિયે; ઉપગારી દુગ ભાષ્યે ભાખ્યા, ભાવ વંદકનો ગહીયે રે. ભ૦ ૬. ઠવણા સમવસરણ જિન સેતી, વા૦ જો અભેદતા વાધી; એ આત્માના સ્વભાવ ગુણ, વ્યક્ત યોગ્યતા સાધી. ભ૦ ૭. ભલું થયું મેં પ્રભુ ગુણ ગાયા, વા૦ રસનાનો ફળ લીધો; દેવચંદ્ર કહે માહરા મનનો, સકળ મનોરથ સિદ્ધયો. ભ૦ ૮.

પૂજા રે જે ઇચ્છે નહિરે, સાધક કારય દાવ. પૂ૦ ૧. દ્રવ્યથી પૂજારે કારણ ભાવનોરે, ભાવ પ્રશસ્ત ને શુદ્ધ; પરમ ઇષ્ટ વલ્લભ ત્રિભુવન ધણીરે, વાસુપૂજ્ય સ્વયંબુદ્ધ પૂ૦ ૨. અતિશય મહિમારે અતિ ઉપગારતારે, નિરમલ પ્રભુ ગુણરાગ; સુરમણિ સુરઘટ સુરતરૂ તું છતેરે, જિનરાગી મહાભાગ. પૂ૦ ૩. દર્શન જ્ઞાનાદિક ગુણ આત્મારે, પ્રભુ પ્રભુતા લયલીન; શુદ્ધ સ્વરૂપી રૂપે તન્મયીરે, તસુ આસ્વાદન પીન પૂ૦ ૪. શુદ્ધ તત્ત્વ રસરંગી ચેતનારે, પામે આત્મ સ્વભાવ; આત્માલંબી નિજ ગુણ સાધતોરે, પામે પૂજ્ય સ્વભાવ. પૂ૦ ૫. આપ અકર્તા સેવાથી હુવેરે, સેવક પૂરણ સિદ્ધિ; નિજ ધન ન દીયે પણ આશ્રિત લહેરે, અક્ષય અક્ષર રિદ્ધિ. પૂ૦ ૬. જિનવર પૂજા તે નિજ પૂજનારે, પ્રગટ અન્વય શક્તિ; પરમાનંદ વિલાસી અનુભવેરે, દેવચંદ્ર પદ વ્યક્તિ. પૂ૦ ૭.

## ૧૩ શ્રી વિમલનાથજિન સ્તવન

વિમલ જિન વિમલતા તાહરીજી, અવર બીજે ન કહાય; લઘુ નદી જિમ તિમ લંઘીએજી, પણ સ્વયંભુરમણ ન તરાય. વિ૦ ૧. સયલ પુઢવી ગિરિ જલ તરૂજી, કોઈ તોલે એક હથ્થ; તેહ પણ તુજ ગુણગણ ભણીજી, ભાખવા નહિ સમરથ્થ. વિ૦ ૨. સરવ પુદ્ગલ નભ ધરમનાજી, તેમ અધરમ પ્રદેશ; તાસ ગુણ ધરમ પજ્જવ સહુજી, તુજ ગુણ ઇક તણો લેશ. વિ૦ ૩. એમ નિજ ભાવ અનંતનીજી, અસ્તિતા કેતલી થાય; નાસ્તિતા સ્વ પર પદ અસ્તિતાજી, તુજ સમ કાળ સમાય. વિ૦ ૪. તાહરા શુદ્ધ સ્વભાવનેજી, આદરે ધરી બહુ માન; તેહને તેહીજ નિપજેજી, અહો કોઈ અદ્ભુત તાન. વિ૦ ૫. તુમ્હ પ્રભુ તુમ્હ તારક વિભુજી, તુમ્હ સમો અવર ન કોઈ; તુમ્હ દરસણ થકી હું તર્યોજી, શુદ્ધ આલંબન હોય. વિ૦ ૬. પ્રભુ તણી વિમલતા ઓલખીજી, જે કરે થિર મન સેવ; દેવચંદ્ર પદ તે લહેજી, વિમલ આનંદ સ્વયમેવ. વિ૦ ૭.

## ૧૪ શ્રી અનંતજિન સ્તવન

મૂરતિ હો પ્રભુ મૂરતિ અનંત જિણંદ, તાહરી હો પ્રભુ તાહરી મુજ નયણે વસીજી; સમતા હો પ્રભુ સમતા રસનો કંદ, સહજે હો પ્રભુ સહજે અનુભવ રસલસીજી. ૧. ભવ દવ હો પ્રભુ ભવ દવ તાપિત જીવ, તેહને હો પ્રભુ તેહને અમૃતઘન સમીજી; મિથ્યા હો પ્રભુ મિથ્યા વિષની ખીવ, હરવા હો પ્રભુ હરવા જાંગુલિ મન રમીજી. ૨. ભાવ હો પ્રભુ ભાવ ચિંતામણી એહ, આતમ હો પ્રભુ આતમ સંપત્તિ આપવાજી; એહિજ હો પ્રભુ એહિજ શિવ સુખ ગેહ, તત્ત્વ હો પ્રભુ તત્ત્વાલંબન થાપવાજી. ૩. જાયે હો પ્રભુ જાયે આશ્રવ ચાલી, દીઠે હો પ્રભુ દીઠે સંવર વધેજી; રતન હો પ્રભુ રત્નત્રયી ગુણમાળ, અધ્યાતમ હો પ્રભુ અધ્યાતમ સાધન સધેજી. ૪. મીઠી હો પ્રભુ મીઠી મૂરતિ તુજ, દીઠી હો પ્રભુ દીઠી રૂચિ બહુ માનથીજી; તુજ ગુણ હો પ્રભુ તુજ ગુણ-ભાસન યુક્ત, સેવે હો પ્રભુ સેવે તસુ ભવ ભય નથીજી. ૫. નામે હો પ્રભુ નામે અદ્ભુત રંગ, ઠવણા હો પ્રભુ ઠવણા દીઠાં ઉલ્લસેજી; ગુણ આસ્વાદ હો પ્રભુ ગુણ આસ્વાદ અભંગ, તન્મય હો પ્રભુ તન્મયતાએ જે ધસેજી. ૬. ગુણ અનંત હો પ્રભુ ગુણ અનંતનો વૃંદ, નાથ હો પ્રભુ નાથ અનંતને આદરેજી; દેવચંદ્ર હો પ્રભુ

થા૦ ૧. કર્તા આતમદ્રવ્ય કાર્યની સિદ્ધતારે, કા૦ ઉપાદાન પરણામ પ્રયુક્ત તે કરણતારે; પ્ર૦ આતમ સંપદ દાન તેહ સંપ્રદાનતારે, તે૦ દાતા પાત્રને દેય ત્રિભાવ અભેદતારે. ત્રિ૦ ૨. સ્વ પર વિવેચન કરણુ તેહ અપાદાનથીરે, તે૦ સકળ પર્યાય આધાર સંબંધ આસ્થાનથીરે; સ૦ બાધક કારક ભાવ અનાદિ નિવારવોરે, અ૦ સાધકતા અવલંબી તેહ સમારવોરે. તે૦ ૩. શુદ્ધપણે પર્યાય પ્રવર્ત્તન કાર્યનેરે, પ્ર૦ કર્તાદિક પરિણામ તે આતમ ધર્મનેરે; તે૦ ચેતન ચૈતન્ય ભાવ કરે સમ વેતમેરે, ક૦ સાદિ અનંતો કાળ રહે નિજ ખેતમેરે. ર૦ ૪. પર કર્તૃત્વ સ્વભાવ કરે ત્યાં લગીરે, ક૦ શુદ્ધકાર્ય રૂચિ ભાસ થયે નવિ આદરેરે; થ૦ શુદ્ધાતમ નિજ કાર્ય રૂચિ કારક ફિરેરે, રૂ૦ તેહિજ મૂળ સ્વભાવ ગહ્યો નિજ પદ વરેરે. ગ્ર૦ ૫. કારણુ કારજ રૂપ અછે કારકદશારે, અ૦ વસ્તુ પ્રગટ પર્યાય એહ મનમેં વશ્યારે; એ૦ પણ શુદ્ધ સરૂપ ધ્યાન ચેતનતા ગ્રહેરે, ચે૦ તબ નિજ સાધક ભાવ સકળ કારક લહેરે ૬. માહરૂં પૂર્ણાનંદ સ્વરૂપ પ્રગટ કરવા ભણીરે, પ્ર૦ પુષ્ટાલંબન રૂપ સેવ પ્રભુજી તણીરે; સ૦ દેવચંદ્ર-જિનચંદ્ર ભક્તિ મનમેં ધરોરે, ભ૦ અવ્યાબાધ અનંત અખયપદ આદરો રે. અ૦ ૭.

## ૨૦ શ્રી મુનિસુવ્રતસ્વામીજિન સ્તવન

ઓલગડી તો કીજે શ્રી મુનિસુવ્રતસ્વામિનીરે, જેહથી જિનપદ સિદ્ધ; કેવલ જ્ઞાનાદિક ગુણુ ઉલ્લસેરે, લહીયે સહજ સમૃદ્ધ. ઓ૦ ૧. ઉપાદાન નિજ પરિણુતિ વસ્તુનીરે, પણ કારણુ નિમિત્ત આધીન; પુષ્ટ અપુષ્ટ દુવિધ તે ઉપદિશ્યોરે, ગ્રાહક વિધિ આધીન ઓ૦ ૨. સાધ્ય સાધ્ય ધર્મ જે માંહી હુવેરે, તે નિમિત્ત અતિ પુષ્ટ; પુષ્પ માંહિ તિલ વાસક વાસનારે, નહિ પ્રધ્વંસક દુષ્ટ. ઓ૦ ૩. દંડ નિમિત્ત અપુષ્ટ ઘડા તણોરે, નવિ ઘટતા તસુ માંહિં; સાધક સાધક પ્રધ્વંસકતા બે અછેરે, તિણે નહિ નિમિત્ત પ્રવાહ. ઓ૦ ૪. ખટકારક ખટકારક તે કારણુ કાર્યનોરે, જે કારણુ સ્વાધીન; તે કર્ત્તા કર્ત્તા સહુ કારક તે વસુરે, કર્મ તે કારણુ પીન. ઓ૦ ૫. કારણુ સંકલ્પે કારણુદશારે, છતિ સત્તા સદભાવ; અથવા તુલ્ય ધર્મને જોઇવેરે, સાધ્યા રોપણુ દાવ. ઓ૦ ૬. અતિશય અતિશય કારણુ કારક કરણુતારે, નિમિત્ત અને ઉપાદાન; સંપ્રદાન કારણુ પદ ભવનથીરે, કારણુ વ્યય અપાદાન. ઓ૦ ૭. ભવન વ્યય વિણુ કાર્ય નવિ હુવેરે, જિમ દૃષ દેન ઘટત્વ; સુતત્વાધર સ્વગુણુનો દ્રવ્ય છેરે, સત્તાધાર સુતત્વ. ઓ૦ ૮. આતમ કર્ત્તા કાર્ય સિદ્ધતારે, તસુ સાધન જિનરાજ; પ્રભુ દીઠે. કારજ રૂચિ ઉપજેરે, પ્રગટે આત્મ સમાજ. ઓ૦ ૯ વંદન સેવન નમન વળી પૂજનારે, સમરણુ સ્તવન વળી ધ્યાન; દેવચંદ્ર દેવચંદ્ર કીજે જિનરાજનોરે, પ્રગટે પૂર્ણ નિધાન. ઓ ૧૦.

## ૨૧ શ્રી નમિનાથજિન સ્તવન

શ્રી નમિ જિનવર સેવ ઘનાઘન ઉનમ્યોરે, ઘ૦ દીઠાં મિથ્યારોરે ભવિક ચિત્તથી ગમ્યોરે; ભ૦ સુચિ આચરણા રીતે તે અભ્ર વધે વડારે, તે૦ આતમ પરિણુતિ શુદ્ધ તે વીજ ઝબુકડારે. વિ૦ ૧. વાજે વાયુ સુવાચ્ય તે પાવન ભાવનારે; પા૦ ઇંદ્ર ધનુષ ત્રિક યોગ તે ભક્તિ ઇક મનારે; ભ૦ નિર્મળ પ્રભુ સ્તવ ઘોષ ધ્વનિ ઘનગર્જનારે,

## ૧૭ શ્રી કુંથુનાથજિન સ્તવન

સમવસરણ બેસી કરી રે બારહ પરખદમાંહિં; વસ્તુ સ્વરૂપ પ્રકાશતા રે, કરૂણાકર જગનાહો રે. કુંથુ જિનેસરૂ. ૧. નિરમલ તુજ મુખ વાણી રે; જે શ્રવણે સુણે, તેહિજ ગુણ મણિ ખાણી રે. કું૦ ૨. ગુણ પર્યાય અનંતતા રે, વળી સ્વભાવ અગાહ; નય ગમ ભંગ નિપેક્ષના રે, હેય દેય પ્રવાહ રે. કું૦ ૩. કુંથુનાથ પ્રભુ દેશના રે, સાધન સાધક સિદ્ધ; ગૌણ મુખ્યતા વચનમેં રે, જ્ઞાન તે સકલ સમૃદ્ધ રે. કું૦ ૪. વસ્તુ અનંત સ્વભાવ છે રે, અનંત કથક તસુ નામ; ગ્રાહક અવસર બોધથી રે, કહવે અર્પિત કામો રે. કું૦ ૫. શેષ અનર્પિત ધર્મને રે, સાપેક્ષ શ્રદ્ધા બોધ; ઉભય રહિત ભાસન હવે રે, પ્રગટે કેવલ બોધ. કું૦ ૬. છતિ પરીણતિ ગુણ વર્ણના રે, ભાસન ભોગ આણંદ; સમ કાળે પ્રભુ તાહરે રે, રમ્ય રમણ ગુણવૃંદો રે. કું૦ ૭. નિજ ભાવે સીઅ અસ્તિતા રે, પર નાસ્તિત્વ સ્વભાવ; અસ્તિપણે તે નાસ્તિતા રે, સીઅ તે ઉભય સ્વભાવો રે. કું૦ ૮. અસ્તિ સ્વભાવ જે આપણો રે, રૂચિ વૈરાગ્ય સમેત; પ્રભુ સન્મુખ વંદન કરી રે, માગીશ આતમ હેતો રે. કું૦ ૯. અસ્તિ સ્વભાવ જે રૂચિ થઈ રે, ધ્યાતો અસ્તિ સ્વભાવ; દેવચંદ્ર પદ તે લહે રે, પરમાનંદ જમાવો રે. કું૦ ૧૦.

## ૧૮ શ્રી અરનાથજિન સ્તવન

પ્રણમો શ્રી અરનાથ, શિવપુર સાથ ખરેરી, ત્રિભુવન જન આધાર, ભવનિસ્તાર કરેરી. ૧. કર્તા કારણ યોગ, કાર્ય સિદ્ધિ લહેરી; કારણ ચાર અનુપ, કાર્યથી તેહ ગ્રહેરી ૨. જે કારણ તે કાર્ય, થાયેં પૂર્ણ પદેરી; ઉપાદાન તે હેતુ, માટી ઘટ જેમ વદેરી. ૩ ઉપાદાનથી ભિન્ન, જે વિણુ કાર્ય ન થાયે; ન હુવે કાર્ય રૂપ, કર્તાને વ્યવસાયે. ૪. કારણ તેહ નિમિત્ત, ચક્રાદિક ઘટ ભાવે; કાર્ય તથા સમવાય, કારણ નિયતને દાવે. ૫. વસ્તુ અભેદ સરૂપ, કાર્યપણું ન ગ્રહેરી; તે અસાધારણ હેતુ કુંભેસ્થાન લહેરી. ૬. જેહનો ન વિવહાર, ભિન્ન નિયત બહુ ભાવી; ભૂમિ કાળ આકાશ, ઘટ કારણ સદ્ભાવી. ૭. એહ અપેક્ષા હેતુ, આગમમાંહિ કહીોરી; કારણ પદ ઉત્પન્ન, કાર્ય થયે ન લહીોરી. ૮. કર્તા આતમ દ્રવ્ય, કાર્ય સિદ્ધ પણોરી; નિજ સત્તાગત ધર્મ, તે ઉપાદાન ગણોરી ૯. યોગ સમાધિ વિધાન, અસાધારણ તેહ વદેરી; વિધિ આચરણા ભક્તિ, જિણે નિજ કાર્ય સદેરી. ૧૦ નરગતિ પઢમ સંઘયણ, તેહ અપેક્ષા જાણો; નિમિત્તાશ્રિત ઉપાદાન, તેહની લેખે આણો. ૧૧. નિમિત્ત હેતુ જિનરાજ, સમતા અમૃત ખાણી; પ્રભુ આલંબન સિદ્ધિ, નિયમા એહ વખાણી. ૧૨. પુષ્ટ હેતુ અરનાથ, તેહના ગુણથી હીલીયે; રીઝ ભક્તિ બહુ માન; ભોગ ધ્યાનથી મીલિયે. ૧૩. મોટા ને ઉછંગ, બેઠાને શી ચિંતા; તિમ પ્રભુ ચરણ પસાય, સેવક થયા નિચિંતા. ૧૪. અર પ્રભુ પ્રભુતા રંગ, અંતર શક્તિ વિકાસી; દેવચંદ્ર આણંદ અક્ષયભોગ વિલાસી. ૧૫.

## ૧૯ શ્રી મલ્લિનાથજિન સ્તવન

મલ્લિનાથ જગનાથ ચરણયુગ ધ્યાઈયેરે, ચિ૦ શુદ્ધાતમ પ્રાગભાવ પરમ પદ પાઈયેરે; પ૦ સાધક કારક ખટ કરે ગુણ સાધના રે, ક૦ તેહિજ શુદ્ધ સરૂપ થાયે નિરાબાધના રે.

મેટી. સ૦ ૬. નયર ખંભાયતે પાર્શ્વ પ્રભુ દરશને, વિકસતે હર્ષ ઉત્સાહ વાધ્યો; હેતુ એકત્વતા રમણ પરણામેથી, સિદ્ધિ સાધકપણો આજ સાધ્યો. સ૦ ૭. આજ કૃત પુણ્ય ધનદીહ માહરો થયો, આજ નર જનમ મેં સફલ ભાવ્યો; દેવચંદ્ર સ્વામી ત્રેવીશમો વંદીયો, ભક્તિ ભરચિત્ત તુજ ગુણ રમાવ્યો સ૦ ૮.

## ૨૪ શ્રી મહાવીરજિન સ્તવન

તાર હો તાર પ્રભુ મુજ સેવક ભણી, જગતમાં એટલો સુયશ લીજે; દાસ અવગુણ ભર્યો જાણી પોતા તણો, દયાનિધિ દીનપરે દયા કીજે. તા૦ ૧. રાગ દ્વેષે ભર્યો મોહ વૈરી નડયો, લોકની રીતિ મેં ઘણું રાતો; ક્રોધ વશ ધમધમ્યો શુદ્ધ ગુણ નવિ રમ્યો, ભમ્યો ભવમાંહિ હું વિષય માતો. તા૦ ૨. આદર્યો આચરણ લોક ઉપચારથી, શાસ્ત્ર અભ્યાસ પણ કાંઇ ન કીધો; શુદ્ધ શ્રદ્ધાન વળી આત્મ અવલંબન વિણ, તેહવો કાર્ય તિણે કો ન સીધો. તા૦ ૩. સ્વામી દરશણ સમો નિમિત્ત લહી નિરમળો, જો ઉપાદાન શુચિ ન થાશે; દોષ કો વસ્તુનો અહવા ઉદ્યમ તણો, સ્વામિ સેવા સહી નિકટ લાશે. તા૦ ૪. સ્વામી ગુણ ઓળખી સ્વામીને જે ભજે, દરિશણ શુદ્ધતા તેહ પામે; જ્ઞાન ચારિત્ર તપ વીર્ય ઉલ્લાસથી, કર્મ ઝીપી વસે મુક્તિ ધામે. તા૦ ૫. જગત વત્સલ મહાવીર જિનવર સુણી, ચિત્ત પ્રભુ ચરણને શરણ વાસ્યો; તારજ્યો બાપજી બિરૂદ નિજ રાખવા, દાસની સેવના રખે જોસ્યો. તા૦ ૬. વીનતી માનજ્યો શક્તિ એ આપજ્યો, ભાવ સ્યાદ્વાદતા શુદ્ધ ભાસે; સાધિ સાધક દશા સિદ્ધતા અનુભવી, દેવચંદ્ર વિમલ પ્રભુતા પ્રકાશે. તા૦ ૭.

## ૨૫ સામાન્ય કળશરૂપ સ્તવન

ચઉવીસે જિન ગાઇયે, ધ્યાઇયે તત્ત્વ સ્વરૂપોજી; પરમાનંદ પદ પાઇયે, અક્ષયજ્ઞાન અનૂપોજી. ચો૦ ૧. ચઉદહસે બાવન ભલા, ગણધર ગુણ ભંડારોજી; સમતામયી સાહુ સાહુણી, સાવય સાવઇ સારોજી. ચો૦ ૨. વર્દ્ધમાન જિનવર તણો, શાસન અતિ સુખકારોજી; ચઉવિહ સંઘ વિરાજતા, દુષમ કાલ આધારોજી. ચો૦ ૩. જિન સેવનથી જ્ઞાનતા, લહે હિતાહિત બોધોજી; અહિત ત્યાગ હિત આદરે, સંયમ તપ શોધોજી. ચો૦ ૪. અભિનવ કર્મ અગ્રહણતા, જીર્ણ કર્મ અભાવોજી. નિકર્મીને અબાધતા, અવેદન અનાકુલ ભાવોજી. ચો૦ ૫. ભાવ રોગના વિગમથી, અચલ અક્ષય નિરાબાધોજી. પૂર્ણાનંદદશા લહી, વિલસે સિદ્ધિસમાધોજી. ચો૦ ૬. શ્રી જિનચંદ્રની સેવના, પ્રગટે પુણ્ય પ્રધાનોજી; સુમતિ સાગર અતિ ઉલ્લસે, સાધુરંગ પ્રભુ ધ્યાનોજી. ચો૦ ૭. સુવિહિત ગચ્છ ખરતરવરૂ, રાજસાગર ઉવઝાયોજી; જ્ઞાનધર્મ પાઠક તણો, શિષ્ય સુજન સુખદાયોજી. ચો૦ ૮. દીપચંદ્ર પાઠક તણો, શિષ્ય સ્તવે જિનરાજોજી; દેવચંદ્ર પદ સેવતાં, પૂર્ણાનંદ સમાજોજી. ચો૦ ૯.

ઇતિ દેવચંદ્રજી કૃત સ્તવન ચોવીશી સંપૂર્ણ.

## ૬૭ શ્રી દેવચંદ્રજી કૃત ગત સ્તવન ચોવિશી.

### ૧ શ્રી કેવલજ્ઞાની જિન સ્તવન

નામે ગુંજે પરમ આલ્હાદ, પ્રગટે અનુભવ રસ આસ્વાદ; તેથી થાયે અતિ,

શુ૦ તૃષ્ણા ગ્રીષ્મ કાળ તાપની તર્જનારે. તા૦ ૨. શુભ લેશ્યાની આલિ તે બગ પંક્તિ બનીરે, બ૦ શ્રેણી સરોવર હંસ વસે શુચિ ગુણ મુનીરે; વ૦ ચોગતિ મારગ બંધ ભવિક જન ઘર રહ્યારે, ભ૦ ચેતન સમતા સંગ રંગમેં ઉમહ્યારે. ર૦ ૩. સમ્યગ્દૃષ્ટિ મોર તિહાં હરખે ઘણુંરે, તિ૦ દેખી અદ્ભૂત રૂપ પરમ જિનવર તણુંરે; પ૦ પ્રભુ ગુણનો ઉપદેશ તે જલધારા વહીરે, જ૦ ધરમ રુચિ ચિત ભૂમિ માંહિ નિશ્ચય રહીરે. મા૦ ૪. ચાતક શ્રમણ સમૂહ કરે તબ પારણોરે, ક૦ અનુભવ રસ આસ્વાદ સકળ દુઃખ વારણોરે; સ૦ અશુભાચાર નિવારણ તૃણ અંકૂરતારે, તૃ૦ વિરતિ તણા પરિણામ તે બીજ નિપૂરતારે. બી૦ ૫. પંચ મહાવ્રત ધાન તણા કરસણ વધ્યારે, ત૦ સાધ્ય ભાવ નિજ થાપી સાધનતાએ સધ્યારે; સા૦ ક્ષાયક દર્શન જ્ઞાન ચરણ ગુણ નીપનારે, ગુ૦ આદિક બહુ ગુણ સસ્ય આતમ ઘર નીપનારે. આ૦ ૬. પ્રભુ દરસણ મહા મેહ તણે પરવેસમેંરે, ત૦ પરમાનંદ સુભિક્ષ થયો મુજ દેશમેંરે; થ૦ દેવચંદ્ર જિનચંદ્ર તણો અનુભવ કરોરે, ત૦ સાદી અનંતો કાળ આતમ સુખ અનુસરોરે. આ૦ ૭.

## ૨૨ શ્રી નેમિનાથજિન સ્તવન

નેમ જિનેસર નિજ કારજ કર્યો, છાંડયો, સર્વ વિભાવોજી, આતમ શક્તિ સકળ પ્રગટ કરી, આસ્વાદો નિજ ભાવોજી. ને૦ ૧. રાજુલ નારીરે સારી મતિ ધરી, અવલંબ્યા અરિહંતોજી; ઉત્તમ સંગેરે ઉત્તમતા વધે; સધે આનંદ અનંતોજી. ને૦ ૨. ધર્મ અધર્મ આકાશ અચેતના, તે વીજાતી અગ્રાહ્યોજી; પુદ્ગલ ગ્રહ વેરે કર્મ કલંકતા, વાધે બાધક બાહ્યોજી. ને૦ ૩. રાગી સંગેરે રાગ દશા વધે, થાએ તિણે સંસારોજી; નીરાગીથીરે રાગનો જોડવો, લહીયે ભવનો પારોજી; ને૦ ૪. અપ્રશસ્તતારે ટાળી પ્રશસ્તતા, કરતા આશ્રવ નાસેજી; સંવર વાધેરે સાથે નિર્જરા, આતમ ભાવ પ્રકાશેજી. ને૦ ૫. નેમિ પ્રભુ ધ્યાને એકત્વતા, નિજ તત્ત્વે ઇક તાનોજી; શુક્લ ધ્યાનેરે સાધી સુસિદ્ધતા; લહિયે મુક્તિ નિદાનોજી. ને૦ ૬. અગમ અરૂપીરે અલખ અગોચરુ, પરમાતમ પરમીશોજી; દેવચંદ્ર જિનવરની સેવના, કરતાં વાધે જગીશોજી. ને૦ ૭.

## ૨૩ શ્રી પાર્શ્વનાથજિન સ્તવન

સહજ ગુણ આગરો સ્વામી સુખ સાગરો, જ્ઞાન વઇરાગરે પ્રભુ સવાયો; શુદ્ધતા એકતા તીક્ષ્ણતા ભાવથી, મોહરિપુ જીતી જય પડહ વજાયો. સ૦ ૧. વસ્તુ નિજ ભાવ અવભાસ નિઃકલંકતા, પરિણતિ વૃત્તિતા કરી અભેદે; ભાવ તાદાત્મ્યતા શક્તિ ઉલ્લાસથી, સંતતિ યોગને તું ઉછેદે. સ૦ ૨. દોષ ગુણ વસ્તુની લખીય યથાર્થતા, લહી ઉદાસીનતા આપ સ્વભાવે; ધ્વંસિ તજ્જન્યતા ભાવ કર્તાપણો, પરમ પ્રભુ તું રમ્યો નિજભાવે. સ૦ ૩. શુભ અશુભ ભાવ અવભાસ તહકીકથી, શુભ અશુભ ભાવ તિહાં પ્રભુ ન કીધો; શુદ્ધ પરણામતા વીર્ય કર્તા થઈ, પરમ અક્રિયતા અમૃત પીધો. સ૦ ૪. શુદ્ધતા પ્રભુતણી આત્મભાવે રમે, પરમ પરમાત્મતા તાસુ થાયે; મિશ્ર ભાવે અછે ત્રિગુણની ભિન્નતા, ત્રિગુણ એકત્વ તુજ ચરણ આયે. સ૦ ૫. ઉપશમ રસભરી સર્વ જન શંકરી, મુર્તિ જિનરાજની આજ ભેટી, કારણે કાર્ય નિષ્પત્તિ શ્રદ્ધાન છે, તિણે ભવ ભ્રમણની ભીડ

દુભેદે, પર્યાય વિશેષ નિવેદે. સુ૦ ૮. તસુ રમણે ભોગનો વૃંદ, અપ્રયાસી પૂર્ણાનંદ; પ્રગટી જસ શક્તિ અનંતી, નિજ કારજ વૃત્તિ સ્વતંત્રી. સુ૦ ૯. ગુણ દ્રવ્ય સામાન્ય સ્વભાવી, તીરથપતિ ત્યક્ત વિભાવી; પ્રભુ આણા ભક્તે લીન, તિણે દેવચંદ્ર પદ કીન. સુ૦ ૧૦.

## ૪ શ્રી મહાજશ જિન સ્તવન

આત્મ પ્રદેશ રંગ થલ અનોપમ, સમ્યગ દર્શન રંગ રે; નિજ સુખકે સધૈયા, તું તો નિજ ગુણ ખેલ વસંત રે; નિજ૦ પરપરિણતિ ચિંતા તજિ નિજમેં, જ્ઞાન સખાકે સંગ. નિ૦ ૧. વાસ બરાસ સુ રૂચિ કેસરઘન, છાંટો પર પ્રમોદરે; નિ૦ આતમ રમણ ગુલાલકી લાલી, સાધક શક્તિ વિનોદરે. નિ૦ ૨. ધ્યાન સુધારસ પાન મગનતા, ભોજન સહજ સ્વભોગરે; નિ૦ રિઝણ એકત્વતા તાનમેં વાજે, વાજીંત્ર સનમુખ યોગરે. નિ૦ ૩. શુકલ ધ્યાન હોરીકી ઝાલા, જાલે કર્મ કઠોરરે; નિ૦ શેષપ્રકૃતિદલ ક્ષિરણ નિર્જરા, ભસ્મ ખેલ અતિ જોરરે; નિ૦ ૪. દેવ મહાજસ ગુણ અવલંબન, નિર્બંધ પરણુતિ વ્યક્તિરે; નિ૦ ધ્યાને ધ્યાને અંત બહુ માને, સાધે મુનિ નિજ શક્તિરે. નિ૦ ૫. સકળ અજોગ અલેશ અસંગત, નાહિ હોવે સિદ્ધરે; નિ૦ દેવચંદ્ર આણામેં ખેલે, ઉત્તમ સુહિં પ્રસિદ્ધરે નિ૦ ૬.

## ૫ શ્રી વિમલ જિન સ્તવન

ધન્ય તું ર ધન્ય જિનરાજ તું, ધન્ય તુજ શક્તિ વ્યક્તિ સનૂરી; કાર્ય કારણ દશાસહજ ઉપગારતા, શુદ્ધ કર્તૃત્વ પરિણામ પૂરી ધ૦ ૧. આત્મ પ્રભાવ પ્રતિભાસ કારજદશા, જ્ઞાન અવિભાગ પર્યંય પ્રવૃતે; એમ ગુણ સર્વ નિજ કાર્ય સાધે પ્રગટ; જ્ઞેયદૃસ્યાદિ કારણ નિમિતે, ધ૦ ૨. દાસ બહુમાન ભાસન રમણ એકતા, પ્રભુ ગુણ લંબની શુદ્ધ થાયે; બંધના હેતુ રાગાદિ તુજ ગુણ રશી, તેહ સાધક અવસ્થા ઉપાયે. ધ૦ ૩. કર્મ જંજાલ જ્યું જનકરણ યોગ જે, સ્વામી ભક્તિ રમ્યા થીર સમાધિ; જ્ઞાન તપ સીલવ્રત નાથ આણાવણા, થઇબાધક કરે ભવ ઉપાધી. ધ૦ ૪. સકળ પ્રદેશ સમકાળ સવિ કાર્યતા, કારણ સહકાર કર્તૃત્વ ભાવો; દ્રવ્ય પરદેશ પર્યાય આગમ પણે, અચલ અસહાય અક્રીય દાવો. ધ૦ ૫. ઉત્પતિ નાસ ધ્રુવ સર્વદા સર્વની, ખટ્ગુણી હાની વૃદ્ધિ અન્નુનો; અસ્તિ નાસ્તિત્વ સત્તા અનાદીયકો, પરણમન ભાવથી નહી અજુનો. ધ૦ ૬. ઇણીપરે વિમલ જિનરાજ નિરે વિમલતા, ધ્યાન મન મંદિરે જેહ ધ્યાવે; ધ્યાન પૃથક ત્વવિકલ્પતા રંગથીરે, ધ્યાન એકત્વ અવિકલ્પ આવે. ૭. વીતરાગી અસંગી અનંગી પ્રભુ, નાણ અપ્રયાસ અવિનાસ ધારી; દેવચંદ્ર શુદ્ધ સત્તારસી સેવતાં, સંપદા આત્મ શોભાવધારી ધ૦ ૮.

## ૬ શ્રી સર્વાનુભૂતિ જિન સ્તવન

જગતારક પ્રભુ વીનવું, વીનતડી અવધારરે; તુજ દરશણ વિણું હું ભમ્યો, કાળ અનંત અપારરે. જ૦ ૧. સૂક્ષ્મ નિગોદ ભવે વસ્યો, પુદ્ગલ પરિટ અનંતરે; અવ્યવહાર પણે ભમ્યો, ક્ષુલ્લક ભવ અત્યંતરે. જ૦ ૨. વ્યવહારે પણ તિરિવ ગતે, ઇગિ વણખંડ અસલિરે; અસંખ્ય પરાવર્તન થયાં, ભમિયો જીવ અધન્નરે. જ૦ ૩. સૂક્ષમ થાવર ચારમેં, કાલહ ચક્ર અસંખ્યરે; જનમ મરણ બહુલા કર્યાં, પુદ્ગલ ભોગને કંખરે. જ૦ ૪. ઓઘેં બાદર ભાવમેં, બાદર તરૂપણ એમરે; પુદ્ગલ અઢી લાગટ વસ્યો, નામ

સુપ્રસાદ, સુણતાં ભાજેરે કાંઇ વિષય વિખાદરે. જિણંદા તાશ નામથી મન ભીનો, પ્ર૦ ૧. ખેત્ર અસંખ્ય પ્રદેશ, અનંત પર્યાય નિવેશ; જાણુગ શક્તિ અશેષ, તેહથી જાણે કાંઈ સકળ વિશેષરે. જિ૦ ૨. સર્વપ્રમેય પ્રમાણ, જસ કેવળ નાણ પહાણ; તિણે કેવળનાણી અભિહાણ, જસ ધ્યાવેરે કાંઇ મુનિવર આણરે. જિ૦ ૩. ધ્રુવ પરણતિ છતિ જાસ, પરણતિ પરિણામે ત્રિક રાસ; કર્ત્તાપદ પ્રવૃત્તિ પ્રકાશ, અસ્તિ નાસ્તિરે કાંઇ સર્વનો ભાસરે. જિ૦ ૪. સામાન્ય સ્વભાવનો બોધ, કેવળ દર્શન શોધ; સહકાર અભાવે રોધ, સમયંતરરે કાંઈ બોધ પ્રબોધરે. જિ૦ ૫. કારક ચક્ર સમગ્ગ, તે જ્ઞાયક ભાવ વિલગ્ગ; પરમભાવ સંસગ્ગ, એ રીતેરે કાંઈ થયો ગુણવગ્ગરે. જિ૦ ૬. ઇમ આલંબન જિન ધ્યાન, સાધે તત્વ વિધાન; લહે પૂર્ણાનંદ અમાન, તેહથી થાયેરે કાંઇ શિવ ઇશાનરે. જિ૦ ૭. દાસ વિભાવ અપાય, તે નાસે પ્રભુ સુપસાય; જે તન્મયતાયે ધ્યાય, સહી તેહનેરે દેવચંદ્ર પદ થાયરે. જિ૦ ૮.

## ૨ શ્રી નિર્વાણી પ્રભુ જિન સ્તવન

પ્રણમું ચરણ પરમ ગુરૂજિનનાં, હંસ તે મુનિ જનમનના, વાસી અનુભવ નંદન વનના, ભોગી આનંદ ઘનના. મોરા સ્વામી હો, તોરો ધ્યાન ધરિજે; ધ્યાન ધરિજે હો સિદ્ધિ વરિજે, અનુભવ અમૃત પીજે. મો૦ ૧. સકલ પ્રદેશ સમાગુણ ધારી, નિજ ૨ કારજ કારી; નિરાકાર અવગાહ ઉદારી, શક્તિ સર્વ વિસ્તારી. મો૦ ૨ ગુણ ૨ પ્રતિ પર્યાય અનંતા, તે અભિલાપ સ્વતંતા; અનંત ગુણા નભિલાપિ સંતા, તે કાર્ય વ્યાપાર કરંતા. મો૦ ૩. છતિ અવિભાગી પર્યવ વ્યક્તે, કારજ શક્તિ પ્રવર્તે; તે વિશેષ સામર્થ પ્રશક્તે, ગુણ પરિણામ અભિવ્યક્તે. મો૦ ૪. નિરવાણી પ્રભુ શુદ્ધ સ્વભાવી, અભય નિરાશુ અપાવી; સ્યાદ્વાદી અમનીગતશાવી, પૂરણ શક્તિ પ્રભાવી. મો૦ ૫. અચલ અખંડ સ્વગુણ આરામી, અનંતાનંદ વિસરામી; સકલ જીવ ખેદજ્ઞ સુસ્વામી, નિરામગધી અકામી. મો૦ ૬. નિઃસંગી સેવનથી પ્રગટે, પૂર્ણાનંદી ઇહા; સાધન શક્તે ગુણ એકત્વે, સીઝે સાધ્ય સમીહા. મો૦ ૭. પુષ્ટ નિમિત્ત લંબન ધ્યાને, સ્વાલંબન લય ઠાને; દેવચંદ્ર ગુણને એક તાને, પોહોચે પૂરણ થાને. મો૦ ૮.

## ૩ શ્રી સાગરપ્રભુ જિન સ્તવન

ગુણ આગર સાગર સ્વામી, મુનિ ભાવ જિવન નિઃકામી; ગુણ કરણે કર્તૃ પ્રયોગી, પ્રગ્ભાવી સત્તા ભોગી. સુહંકર ભવ્ય એ જિન ગાવો, જિમ પૂરણ પદવી પાવો; સુ૦ ૧. સામાન્ય સ્વભાવ સ્વપરના, દ્રવ્યાદિ ચતુષ્ટય ધરતા; દેખે દર્શન રચનાયે, નિજવીર્ય અનંત સહાયે. સુ૦ ૨. તેહને તે જાણે નાણ, એ ધર્મ વિસેષ પહાણ; સાવય વીકારજ શક્તે, અવિભાગી પર્યવ વ્યક્તે. સુ૦ ૩. જે કારણ કારજ ભાવે, વરતે પર્યાય પ્રભાવે; પ્રતિ સમય વ્યય ઉત્પાદિ, જ્ઞેયાદિક અનુગત સાદિ. સુ૦ ૪. અવિભાગી પર્યય જેહ, સમવાયી કાર્યના ગેહ; જે નિત્ય ત્રિકાળી અનંત, તસુ જ્ઞાયક જ્ઞાન મહંત. સુ૦ ૫. જે નિત્ય અનિત્ય સ્વભાવ, તે દેખે દર્શન ભાવ; સામાન્ય વિશેષતો પિંડ, દ્રવ્યાર્થિક વસ્તુ પ્રચંડ. સુ૦ ૬. ઇમ કેવળ દર્શન નાણ. સામાન્ય વિશેષનો ભાણ; દ્વિગુણ આતમ શ્રદ્ધાએ, ચરણાદિક તસુ વ્યવસાયે. સુ૦ ૭. દ્રવ્ય જેહ વિશેષ પરિણામી, તે કહીયે પજ્જવ નામી; છતિ સામર્થ્ય

લ૦ નિર્મલ ભક્તિ લાલી જંગીહો, રીજે એકત્વના તાન. જિ૦ ૬. ભવ વૈરાગ અબીરશું હો, ચરન રંમન સું મહંત; લ૦ સુમતિ ગુપતિ વનિતા રમેહો, ખેલેહો શુદ્ધ વસંત. જિ૦ ૭. ચાચંર ગુન રસિયાલિયેહો, નિજ સાધક પરિણામ; લ૦ કર્મ પ્રકૃતિ અરતિ ગઈહો, ઉલસિત મરીત ઉદ્દામ. જિ૦ ૮. થિર ઉપયોગ સાધન મુખેહો, પિચકારીકી ધાર; લ૦ ઉપશમ રસ ભરી છાંટતાંહો, ગઈ તતાઈ અપાર. જિ૦ ૯. ગુન પર્યાય વિચારતાંહો, શંક્તિ વ્યક્તિ અનુભૂતિ; લ૦ દ્રવ્યાસ્તિક અવલંબતાંહો, ધ્યાન એકત્વ પ્રસૂતિ. જિ૦ ૧૦. રાગ પ્રસસ્ત પ્રભાવનાહો, નિમિત્ત કરન ઉપભેદ; નિરવિકલ્પ સુ સમાધિમેંહો, ભયેહે ત્રિગુંન અભેદ. જિ૦ ૧૧. ઇમ શ્રીદત્તપ્રભુ ગુનેહો, ફાગ રમે મતિવંત; લ૦ પર પરનતિરજ ધોયકેંહો, નિરમળ સિદ્ધિ વરંત. જિ૦ ૧૨. કારનાથે કારજ સધેહો, એહ અનાદકી ચાલ; લ૦ દેવચંદ્ર પદ પાઈયેંહો, કરત નિજ ભાવ સંભાળ. જિ૦ ૧૩.

## ૯ શ્રી દામોદરજિન સ્તવન

સુમતીતેહો કરી થિર ઉપયોગકે. દામોદર જિન વંદીયે; અનાદિનીહો જે મિથ્યા ભ્રાંતિકે. તેહ સર્વથા છંડીએ. અવિરતિહો જે પરણુતિ દુષ્ટકે, ટાળી થિરતા સાધીએ, કષાયનીહો કેસમલતા કાપીકે, વર સમતા આરાધીયે. ૧. જંબુનેહો ભરતે જિનરાજકે, નવમા અતિત ચોવીશીયે; જસ નામેહો પ્રગટે ગુણુરાશિકે, ધ્યાને શિવસુખ વિલસીયે; અપરાધીહો જે તુજથી દૂરકે, ભૂરિભ્રમણુ દુખના ધણી; તે માટેહો તુજ સેવા રંગકે, હોજો એ ઇચ્છા ઘંણી. ૨. મરૂધરમેહો જિમ સુરતરૂ લુંબકે, સાગરમેં પ્રવહણુ સમો; ભવ ભમતાંહો ભવિજન આધારકે, પ્રભુ દરશન સુખ અનુપમો; આતમનીહો જે શક્તિ અનંતકે; તેહ સ્વરૂપ પદે ધર્યાં; પરિણામિકહો ગ્યાનાદિક ધર્મકે, સ્વસ્વકાર્યપણે વર્યા. ૩. અવિનાશીહો જે આત્માનંદકે, પૂર્ણ અખંડ સ્વભાવનો; નિજગુણુનોહો જે વર્ત્તન ધર્મકેં, સહજ વિલાસી દાંવનો; તસ ભોગીહો તું જિનવરદેવકે, ત્યાગી સર્વ વિભાવનો; શ્રુતજ્ઞાનિહો ન કહી શકે સર્વકે, મહિમા તુજ પ્રભાવનો. ૪. નિઃકામાહો નિકખાઈ નાથકેં, સાથ હોજો નિત તુમ્હ તણો; તુમં આણુહો આરાધન શુદ્ધકે, સાધું હું સાધકપણો; વીતરાગથીહો જે રાગ વિશુદ્ધકે, તેહીજ ભવ ભય વારણો; જિનચંદ્રનીહો જે ભક્તિ એકત્વકે, દેવચંદ્ર પદ કારણો. ૫.

## ૧૦ શ્રી સુતેજજિનં સ્તવન

અતિરૂડીરે ૨ જિનજીની થિરતા અતિ રૂડી; સકળ પ્રદેશ અનંતી, ગુણુ પર્યાય શક્તિ મહંતીલાલ. અ૦ તસુ રમણે અનુભવવંતી, પરરમણે જે ન રમંતીલાલ. અ૦ ૧. ઉત્પાદ વય પલટંતી, ધ્રુવ શક્તિ ત્રિપદીસંતીલાલ; અ૦ ઉતપાદે ઉતપતમંતી, પુરવ પરણિત વયપંતીલાલ. અ૦ ૨. નવ નવ ઉપયોગે નવલી, ગુંણુ છતિથી તે નિત અચલીલાલ; અ૦ પરદ્રવ્યે જે નવિ ભમણી, ક્ષેત્રાંતરમાંહે નરમણીલાલ. અ૦ ૩. અતિશય યોગે નવિ દીપે, પરભાંવ ભણી નવિ છીપેલાલ; અ૦ નિજ તત્વ રસે જે લીની, બીજે કીણુહી નવિ કીનીલાલ. અ૦ ૪. સંગ્રહનયથી જે અનાદિ, પણુ એવંભુતે સાદિલાલ; અ૦ જેહને બહુ માને પ્રાણી, પામે નિજ ગુણુ સહનાણીલાલ. અ૦ ૫. થીરતાથી થીરતા

નિગોદે ભ્રમરે, જ૦ ૫. થાવર થૂલ પરિતમે, સીત્તર કોડા કોડિરે; આચર ભમ્યો પ્રભુ નવિ મિલ્યા, મિથ્યા અવિરતિ જોડિરે જ૦ ૬. વિગલ પણે લાગટ વસ્યો, સંખિજ વાસ હજારરે; બાદર પજ્જ વણસ્સઈ, ભૂ જલ વાયુ મઝારરે. જ૦ ૭. અનલ વિગલ પજ્જતમે, તસભવ આયુ પ્રમાણુરે; શુદ્ધ તત્વ પ્રાપતિ વિના, ભટક્યો નવ નવ ઠાણુરે. જ૦ ૮. સાધિક સાગર સહસ દો, ભોગવીયો તસ ભાવેરે; એક સહસ સાધિક ઉદધિ, પંચેંદ્રિ પદ દાવેરે. જ૦ ૯. પર પરણિત રાગી પણે, પર રસ રંગે રક્તરે; પર ગ્રાહક રક્ષક પણે, પરભોગે આશક્તરે. જ૦ ૧૦. શુદ્ધ સ્વજાતિ તત્વને, બહુ માને તલ્લીનરે; તે વિજાતિ રસ તાતજી, સ્વ સ્વરૂપ રસ પીનરે. જ૦ ૧૧. શ્રી સર્વાનુભુતિ જિનેશ્વરૂ, તારક લાયક દેવરે; તુજ ચરણે સરણે રહ્યો, ટળે અનાદિ કુટેવરે. જ૦ ૧૨. સબલા સાહિબ ઓલગે, આતમ સબલો થાયરે; બાધક પરણિત સવિ ટળે, સાધક સિદ્ધ કહાયરે જ૦ ૧૩. કારણથી કારજ હુવે, એ પરતીત અનાદિરે; માહરા આતમ સિદ્ધિના, નિમિત હેતુ પ્રભુ સાદિરે. જ૦ ૧૪. અવિ સંવાદન હેતુની, દ્રઢ સેવા અભ્યાસરે; દેવચંદ્ર પદ નીપજે, પૂર્ણાનંદ વિલાસરે. જ૦ ૧૫.

## ૭ શ્રીધરજિન સ્તવન

સેમુખ મુખ પ્રભુને ન મળી શક્યો, તો શી વાત કહાય; જિણુંદજી. નિજ પર વીતક વાત લહો સહુ, પણ મને કિમ પતિત આય. જિ૦ સે૦ ૧. ભવ્ય અભવ્ય પરિત્ત અણંતતો, કૃષ્ણ શુક્લ પક્ષ ધાર; જિ૦ આરાધક વિરાધક રીતનો, પૂછી કરત નિરધાર. જિ૦ સે૦ ૨. કિણ કાળે કારણ કેહવે મળે, થાશે મુજને હો સિદ્ધ. જિ૦ આતમ તત્વ રૂચિ નિજ રિદ્ધની, લહેશું સર્વ સમૃદ્ધ. જિ૦ સે૦ એક વચન જિન આગમનો લહી, નીપાવ્યાં નિજ કામ. જિ૦ એતલે આગમ કારણ સંપજે, ઢીલ થઈ કિમ આમ. જિ૦ સે૦ ૪, શ્રીધરજિન નામે બહુ નિસ્તર્યા, અલ્પ પ્રયાસેહો જેહ; જિ૦ મુજ સરિખો એતલે કારણ લહે, ન તરે કહો કિમ તેહ. જિ૦ સે૦ ૫. કારણ જોગે સાધે તત્વને, નવિ સમર્યો ઉપાદાન; જિ૦ શ્રી જિનરાજ પ્રકાશો મુજ પ્રતે, તેહનો કોણ નિદાન જિ૦ સે૦ ૬. ભવરોગના વૈદ્ય જિનેશ્વરૂ, ભવૌષધ તુજ ભક્તિ; જિ૦ દેવચંદ્રને શ્રી અરીહંતનો, છે આધાર એ વ્યક્તિ. જિ૦ સે૦ ૭.

## ૮ શ્રી દત્તપ્રભુ સ્તવન

જિન સેવનતેં પાઈયેહો, શુદ્ધાતમ મકરંદ જિ૦ તત્વ પ્રતીત વસંત રૂતુ પ્રગટી, ગઈ શિશિરકુ પ્રતીત લલના; દુરમતિ રજની લઘુ ભઈહો, સદબોધ દિવસ વદ્ધીત જિ૦ ૧. સાધ્ય રૂચિ સુસખા મીલીહો, નિજ ગુણ ચરચાં ખેલ; લ૦ બાધક ભાવકી નંદનાહો, બુધ સુખગારિકો મેલ. જિ૦ ૨. પ્રભુ ગુન ગાનશું છંદશુંહો, વાજિંત્ર અતિશય તાન; લ૦ શુદ્ધ તત્વ બહુ માનતાહો, ખેલત પ્રભુગુન ધ્યાન. જિ૦ ૩. ગુન બહુમાન ગુલાલસુંહો, લાલ ભએ ભવિજીવ; લ૦ રાગ પ્રશસ્તકી ધૂમમેહો, વિભાવ વિદારે અતીવ. જિ૦ ૪. જિનગુણ ખેલમેં ખેલતેહો, પ્રગટયો નિજ ગુનખેલ. લ૦ આતમ ઘર આતમ રમેહો, સમતા સુમતિકે મેલ. જિ૦ ૫. તત્વ પ્રતીત પ્યાલે ભરયાહો; જિનવાણી રસપાન;

ધ્યાન ન જાએ તચ્છરે; સા૦ પ્રાસ અપ્રાસ અમેયનેરે લાલ, જાણ્યો જે જિમ જચ્છરે. સા૦ પ્ર૦ ૨. છતિપરયાય જે જ્ઞાનનારે લાલ, તે તો નવિ પલટાયરે; સા૦ જ્ઞેયની નવ નવ વર્ત્તનારે લાલ, સવિ જાણે અસહાયરે. સા૦ પ્ર૦ ૩. ધર્માદિક સહુ દ્રવ્યનોરે લાલ, પ્રાસભણી સહકારરે; સા૦ રસણાદિક ગુણવર્ત્તતારે લાલ, નિજ ક્ષેત્રે તે ધારરે. સા૦ પ્ર૦ ૪. જાણગ અભિલાષિ નહિરે લાલ, નવિ પ્રતિબિંબે જ્ઞેયરે; સા૦ કારેક શકતે જાણવુ રે લાલ, ભાવઅનંત અમેયરે. સા૦ પ્ર૦ ૫. તેહ જ્ઞાનસત્તાથકેરે લાલ, ન જણાયો નિજ તત્વરે; સા૦ રૂચિ પણ તેહવી નવિ વધેરે લાલ, એ એ મોહમહત્વરે. સા૦ પ્ર૦ ૬. મુજ જ્ઞાયકતા પરરસીરે લાલ, પરતૃષ્ણયે તત્વરે; સા૦ તે સમતારસ અનુભવેરે લાલ, સુમતિ સેવન વ્યાસરે. સા૦ પ્ર૦ ૭. બાધકતા પલટાયવારે લાલ, નાથભગતિ આધારરે; સા૦ પ્રભુગુણરંગી ચેતનારે લાલ, એહિજ જીવન સારરે. સા૦ પ્ર૦ ૮. અમૃતાનુષ્ઠાને રહ્યોરે લાલ, અમૃતક્રિયાને ઉપાયરે; સા૦ દેવચંદ્ર રંગે રમેરે લાલ, તે સુમતિદેવ પસાયરે. સા૦ પ્ર૦ ૯.

## ૧૪ શ્રી શિવગતિજિન સ્તવન

વિગતિજિનવરદેવ સેવના દોહિલીહો લાલ, સે૦ પરપરણિત પરિત્યાગ કરે તસુ સોહિલીહો લાલ; ક૦ આશ્રવ સર્વ નિવારી જેહ સંવરેધરેહો લાલ, જે૦ જે નિજ આણા લીન પીન સેવન કરેહો લાલ. પી૦ ૧. વીતરાગ ગુણરાગ ભક્તિ રૂચિને ગમેહો લાલ, ભ૦ યથાપ્રવૃત્તિ ભવ્યજીવ નયસંગ્રહ રમેહો લાલ; ન૦ અમૃતક્રિયા વિધિયુક્ત વચન આચારથીહો લાલ, વ૦ મોક્ષાર્થી જિનભક્તિ કરે વ્યવહારથીહો લાલ. ક૦ ૨. ગુણપ્રાગ્ભાવિ કાર્ય તણે કારણપણેહો લાલ; ત૦ રત્નત્રયી પરિણામ તે રૂજુસૂત્રે ભણેહો લાલ; રૂ૦ જે ગુણ પ્રગટ થયો નિજનિજ કારય કરેહો લાલ, નિ૦ સાધકભાવે યુક્ત શબ્દનય તે ધરેહો લાલ. શ૦ ૩. પોતે ગુણપર્યાય પ્રગટ પણ કાર્યતાહો લાલ, પ્ર૦ ઉણે થાએ જાવ તાવ સમભિરૂઢતાહો લાલ; તા૦ સંપૂરણ નિજ ભાવ સ્વકારય કીજતેહો લાલ, સ૦ શુદ્ધાતમનિજરૂપતણે રસ લીજતેહો લાલ. ત૦ ૪. ઉત્સર્ગે એવંભુત તે ફળને નીપનેહો લાલ, તે૦ નિઃસંગી પરમાતમ રંગથી તે બનેહો લાલ; ર૦ સહજઅનંત અત્યંત મહંત સુખે ભરયાહો લાલ, મ૦ અવિનાશી અવિકાર અપાર ગુણે વરયાહો. અ૦ ૫. જે પ્રવૃત્તિ ભવ મૂળછેદ ઉપાય જેહો લાલ, મુ૦ પ્રભુગુણરાગે રક્ત થાય શિવદાય તેહો લાલ; થા૦ અંસ થકી સરવંશ વિશુદ્ધપણું ઠવેહો લાલ; વિ૦ શુકલબીજશશિરેહ તે પૂરણ હુવેહો લાલ. તે૦ ૬. તિમ પ્રભુથી શુચિ રાગ કરે વિતરાગતાહો લાલ, ક૦ ગુણએકત્વે થાય સ્વગુણપ્રાગ્ભાવતાહો લાલ; ગુ૦ દેવચંદ્ર જિનચંદ્ર સેવામાંહિ રહોહો લાલ, સે૦ અવ્યાબાધ અગાધ આત્મસુખ સંગ્રહોહો લાલ. આ૦ ૮.

## ૧૫ શ્રી આસ્તાગજિન સ્તવન

કરો સાચા રંગ જિનેશરૂ, સંસાર નિરંગ સહુ અન્યરે; સુરપતિ નરપતિ સંપદા, તે તો કુરગંધિકહ્નરે. ક૦ ૧. જિનઆસ્તાગ ગુણરસ રમી, ચલ વિષય વિકાર વિરૂપરે; ત્રિણ સમકિત મતે અભિલખે, જિણે ચાખ્યો શુદ્ધ સ્વરૂપરે. ક૦ ૨. જિન ગુણ ચિંતન જળ રમ્યા, તસુ ક્રોધ અનળનો તાપરે; નવિ વ્યાપે કાપે ભવસ્થિતિ, જિમ શીતને અર્ક

વાધે, સાધક નિજ પ્રભુતા સાધેલાલ; અ૦ પ્રભુગુણને રંગે રતતા, તે પામે અવિચલ સમતાલાલ. અ૦ ૬. નિજ તેજે જેહ સુતેજા, જે સેવે ધરી બહુ હેજાલાલ; અ૦ શુદ્ધાલબન જે પ્રભુ ધ્યાવે, તે દેવચંદ્ર પદ પાવેલાલ. અ૦ ૭.

## ૧૧ શ્રી સ્વામીપ્રભ સ્તવન

નમિ નમિ નમિ વીનવું, સુગુણા સ્વામી જિણંદ નાથરે; જ્ઞેય સકલ જાણુગ તુમે, પ્રભુજી જ્ઞાનદિણંદ નાથરે. ન૦ ૧. વર્ત્તમાન એ જીવની, એહવી પરિણિત કેમ; ના૦ જાણું હેય વિભાવને, પિણ નવિ છુટે પ્રેમ. ના૦ ન૦ ૨. પર પરિણિતરસ રંગતા, પર ગ્રાહકતા ભાવ; ના૦ પર કરતા પર ભોગતા, શ્યો થયો એહ સ્વભાવ. ના૦ ન૦ ૩. વિષય કષાય અશુદ્ધતા, ન ઘટે એ નિરધાર; ના૦ તો પણ વંછું તેહને, કિમ તરિએ સંસાર. ના૦ ન૦ ૪ મિથ્યા અવરતિ પ્રમુખને, નિયમા જાણું દોષ; ના૦ નંદુ ગરહુ વળી વળી, પણ તે પામેં સંતોષ, ના૦ ન૦ ૫. અંત રંગ પર રમણતા, ટલશે કિશ્યે ઉપાય; ના૦ આણા આરાધન વિના, કિમ ગુણસિદ્ધિ થાય, ના૦ ન૦ ૬. હવે જિનવચન પ્રસંગથી, જાણી સાધક નીતિ; ના૦ શુદ્ધ સાધ્ય રૂચિપણે, કરીએ સાધન રીતિ. ના૦ ન૦ ૭. ભાવન રમણ પ્રભુગુણે, યોગ ગુણી આધીન; ના૦ રાગ તે જિનગુણરંગમે, પ્રભુ દીઠા રતિપીન. ના૦ ન૦ ૮ હેતુ પલટાવી સવે, જોડયા ગુણી ગુણ ભક્તિ; ના૦ તેહ પ્રશસ્તપણે રમ્યા, સાધે આતમશક્તિ. ના૦ ન૦ ૯. ધન તન મન વચના સવે, જોડયા સ્વામી પાય; ના૦ બાધક કારણ વારતા, સાધક કારણ થાય. ના૦ ન૦ ૧૦. આતમતા પલટાવતાં, પ્રગટે સંવર રૂપ; ના૦ સ્વસ્વરૂપ રસી કરે, પૂર્ણાનંદ અનૂપ. ના૦ ન૦ ૧૧. વિષયકષાય જહર ટળી, અમૃત થાએ એમ; ના૦ જે પર સિદ્ધ રૂચિ હુવે, તો પ્રભુસેવા ધરી પ્રેમ. ના૦ ન૦ ૧૨. કારણ રંગી કાર્યને, સાધે અવસર પામી; ના૦ દેવચંદ્ર જિનરાજની, સેવા શિવસુખ ધામ. ના૦ ન૦ ૧૩.

## ૧૨ મુનિસુવ્રતજિન સ્તવન

દીઠો હરિશણ શ્રીપ્રભુજીનો, સાચે રાગે મન શું ભીનો; જસુ રાગે નિરાગી થાયે, તેહની ભક્તિ કોતે ન સુહાયે. ૧. પુદગલઆશ્યારાગી અનેરા, તસુ પાસે કુણુ આવે ફેરા; જસુ ભગતે નિરભયપદ લહિયે, તેહની સેવામાં થિર રહિયે. ૨. રાગીસેવકથી જે રાચે, બાહ્યભગતિ દેખીને માચે; જસુ ગુણ હાજે તૃસ્ના આંચે, તેહનો સુજસ ચતુર કિમ વાંચે. ૩. પૂરણબ્રહ્મ ને પૂર્ણાનંદિ દરશન ગ્યાન ચરણ રસ કંદ; સકળવિભાવ પ્રસંગ અફંદિ, તેહ દેવ શમરસ મકરંદિ; ૪. તેહની ભગતી ભવભય ભાજે, નિર્ગુણ પિણ ગુણ શક્તિ ગાજે; દાસ ભાવ પ્રભુતાને આપે, અંતરંગ કદીમલ સવિ કાપે. ૫. અધ્યાતમ સુખકારણ પૂરો, સ્વસ્વભાવ અનુભૂતિ સનૂરો; તસુ ગુણ વળગી ચેતના કીજે, પરમમહોદય શુદ્ધ લહિજે. ૬. મુનિસુવ્રતપ્રભુ ભૂતા લીના, આતમસંપત્તિ ભાસ ન પીના; આણારંગે ચિત્ત ધરીજે, દેવચંદ્રપદ શિઘ વરિજે. ૭.

## ૧૩ શ્રી સુમતિ જિન સ્તવન

પ્રભુ શું ઇશ્યું વીનવું રે લાલ, મુજ વિભાવ દુખ રીતરે; સાહિબાલાલા. તીન કાળના જ્ઞેયનીરે લાલ, જાણો છો સહુ નીતિરે. સા૦ પ્ર૦ ૧. જ્ઞેયજ્ઞાનશું નવિ મિલેરે લાલ,

સેવન ધ્યાને, આતમશક્તિ સમારિહો. વા૦ ૪.

## ૧૯ શ્રી કૃતાર્થજિન સ્તવન

સેવા સારજ્યો જિનની મન સાચે, પિણ મત માગો ભાઈ; મહિનતના ફળ માગી લેતાં, દાસભાવ સવિ જાઇ. સે૦ ૧. ભક્તિ નહી તે તો ભાડાયત, જે સેવાફલ જાચે; દાસ તિકે જે ઘન ભરિ નિરખી, કેકીની પરે નાચે. સે૦ ૨. સારિ વિધિ સેવા સારંતાં, આણ ન કાંઇ ભાંજે; હુકમ હાજર ખીજમતિ કરતાં સહેજે નાથ નિવાજે. સે૦ ૩. સાહિબ જાણો છો સહુ વતો, શુ કહિયે તુમ આગે; સાહિબ સનમુખ અને માગણની, વાત હારમી લાગે. સે૦ ૪. સ્વામીકૃતાર્થ તો પિણ તુમથી, આશ સહુકો રાખે; નાથ વિના સેવકની ચિંતા, કોણ કરે વિણુ દાખે સે૦ ૫. તુજ સેવ્યાં ફળ માંગ્યો દેતાં, દેવપણો થાયે કાચો; વણમાંગ્યાં વંછિતફલ આપે, તિણે દેવચંદ્ર પદ સાચો. સે૦ ૬.

## ૨૦ શ્રી ધર્મિશ્વરજિન સ્તવન

હું તો પ્રભુ વારિ છું તુમ મુખની, હું તો જિન બલિહારી તુમ મુખની; સમતા અમૃતમય સુપ્રસન્નની, ત્રેય નહી રાગરૂખની. હુ૦ ૧. ભ્રમર અધર શિષ ધનુહર કમલદલ, કીર હીર પુન્યમશશીની; શોભા તુચ્છ પ્રભુ દેખત યાકિ, કાયર હાથે જિમ અસીની. હુ૦ ૨. મનમોહન તુમ સનમુખ નિરખત, આંખ ન તૃપતિ અમ્હચિ; મોહતિમર રવિ હરષચંદ્રછબી, મૂરત એ ઉપશમચી. હુ૦ ૩. મનની ચિંતા મટિ પ્રભુ ધ્યાવત, મુખ દેખંતાં તુમ જિનની; ઇંદ્રિતૃષા ગઇ જિનેસર સેવતાં, ગુણગાતાં વચનની. હુ૦ ૪. મીન ચકોર મોર મતંગજ, જલ શશી ઘનની ચતથી; તિમ મો પ્રતિ સાહિબ સૂરતથી, ઓર ન ચાહું મનથી. હુ૦ ૫ જ્ઞાનાનંદન જોયાનંદન, આશ દાસનીયતની; દેવચંદ્ર સેવનમેં અહનિશ, રમજ્યો પરણુતિ ચિતની. હુ૦ ૬.

## ૨૧ શ્રી શુદ્ધમતિજિન સ્તવન

શ્રીશુદ્ધમતહો જિનવર પૂરવો, એહ મનોરથ માળ; સેવક જાણીહો બહિરબાની કરી, ભવસંકટથી ટાળ. શ્રી૦ ૧. પતિત ઉદ્ધારણહો તારણ વત્સલુ, કર અપણાયત એહ; નિત્ય નિરાગીહો નિસ્પૃહ જ્ઞાનની, શુદ્ધ અવસ્થા દેહ. શ્રી૦ ૨. પરમાનંદહો તું પરમાતમા, અવિનાશી તુજ રીત; એ ગુણ જાણીહો તુમ વાણીથકી, ઠહરાણી મુજ પ્રીત. શ્રી૦ ૩. શુદ્ધ સ્વરૂપીહો જ્ઞાનાનંદની, અવ્યાબાધ સ્વરૂપ; ભવજલનિધિહો તારક જિનેશ્વરૂ, પરમમહોદયભૂપ શ્રી૦ ૪. નિર મમ નિસંગીહો નિરભય અવિકારતા, નિરમલ સહજ સમૃદ્ધિ; અષ્ટ કરમહો વનદાહથી, પ્રગટી અન્વયરિદ્ધિ શ્રી૦ ૫. આજ અનાદનીહો અનંત અક્ષતા, અક્ષર અનક્ષરરૂપ; અચલ અકલહો અમલ અગમનું, ચિદાનંદ ચિદ્રુપ. શ્રી૦ ૬. અનંત જ્ઞાનીહો અનંતદરશની, અનાકારી અવિરુદ્ધ; લોકાલોકહો જ્ઞાયક સુહંકરું, અનાહારી સ્વયંબુધ. શ્રી૦ ૭. જે જિન પાસેહો તે શુ માગીયે, દેવચંદ્ર જિનરાજ; તોપિણ મુજનેહો શિવપુર સાધતાં, હોજ્યો સદા સહાય. શ્રી૦ ૮.

## ૨૨ શ્રી શિવકર જિન સ્તવન

શિવંકર જિનવર દેવ, સેવ મનમાં રમે હો લાલ સેવ મનમાં રમે. તન્મયતાએ

પ્રતાપરે ક૦ ૩. જિનગુણરંગી ચેતના, નવિ બાંધે અભિનવ કર્મરે; ગુણરમણે નિજ ગુણ ઉલ્લસે, તે આસ્વાદે નિજધર્મરે. ક૦ ૪. પરત્યાગી ગુણ એકતા, રમતા જ્ઞાનાદિક ભાવરે; સ્વસ્વરૂપ ધ્યાતાં થઈ, પામે શુચિ ખાયકભાવરે. ક૦ ૫. ગુણકરણે નવ ગુણ પ્રગટતા સત્તાગત રસ સ્થિતિ છેદરે; સંક્રમણે ઉદય પ્રદેશથી, કરે નિર્જરા ટાળે ખેદરે. ક૦ ૬. સહજ-સરૂપ પ્રકાશથી થાએ પૂર્ણાનંદ વિલાસરે; દેવચંદ્ર જિનરાજની, કરજ્યો સેવા સુખવાસરે, ક૦ ૭.

## ૧૬ શ્રીનમિશ્વરસ્વામીજિન સ્તવન

જગતદિવાકર શ્રીનમિશ્વર સ્વામજો, તુજ મુખ દીઠે નાઠી ભૂલ અનાદિનિરેલો; જાગ્યો સમ્યગજ્ઞાન સુધારસ ધામજો, છાંડિ દુર્જય મિથ્યા નિંદ પ્રમાદનીરેલો. ૧. સહજે પ્રગટ્યો નિજ પરભાવ વિવેકજો, અંતર આતમ ઠહરયો સાધન સાધવેરેલો; સાધ્યાલંબી થઈ જ્ઞાયકતા છેકજો, નિજપરણતિ નિજધર્મરસે ઠવેરેલો. ૨. ત્યાગી પર પરણતિરસ રીઝજો, જાગી આતમ અનુભવ ઇષ્ટતારેલો; સહેજે છુટી આશ્રવ ભાવની ચાલજો, જાલમ પ્રગટી સંવર શિષ્ટતારેલો. ૩. બંધહેતુ જે છે પાપસ્થાનજો, તે તુજ ભગતિ પામ્યા પુષ્ટ પ્રશસ્તતારેલો; ધ્યેયગુણે વલગો ઉપયોગજો, તેહથી પામે ધ્યાતા ધ્યેય સમસ્તતારેલો. ૪. જે અતિ દુસ્તર જલધિ સમો સંસારજો, તે ગોપદ સમ કીધો પ્રભુ અવલંબનેરે લો; જીન આલંબની નિરાલંબતા પામે જો, તેણે હુમરમશું નિજ ગુણ શુદ્ધ નંદનવનજો. ૫. (જાણ્યો પૂર્ણાનંદતે આતમ પાસજો, અવલંબ્યો નિર્વિકલ્પ પરમાતમ તત્વનેરેલો.) સ્યાદ્વાદ પ્રભુતાને એકત્વજો, ક્ષાયકભાવે થઇ નિજ રત્નત્રઈરેલો; પ્રત્યાહાર કરીને ધારે ધારણ શુદ્ધજો,.. તત્વાનંદિ પૂર્ણ સમાધિલયેમઈરેલો. ૬. અવ્યાબાધ સ્વગુણની પૂરણ રીતજો, કરતા ભોક્તા ભાવે રમણ પણે ધરેરેલો; સહજ અકૃત્રિમ નિર્મળ જ્ઞાનાનંદજો, દેવચંદ્ર એકત્વે સેવનથી વરેરેલો. ૭.

## ૧૭ શ્રી અનિલજિન સ્તવન

સ્વારથ વિણુ ઉપગારતારે, અદ્ભુત અતિશય રીદ્ધિ; આત્મસ્વરૂપ પ્રકાશતારે, પૂરણ સહજ સમૃદ્ધિ. અનિલજિન સેવીએરે, નાથ તુમ્હારી જોડિ; ન કો ત્રિહુલોકમેરે, પ્રભુજી પરમ આધાર; અછો ભવિ થોકનેરે. ૧. પરકારજ કરતા નહિરે, સેવ્યા પાર ન હેત; જે સેવે તન મન થઈરે, તે લહે શિવસંકેત. અ૦ ૨. કરતા નિજ ગુણ વૃત્તિતારે, ગુણ પરણિત ઉપભોગ; નિપ્રયાસગુણ વર્ત્તતારે, નિત્ય સકલ ઉપયોગ. ૩. સેવભક્તિ ભોગી નહીરે, ન કરે પરનો સહાય; તુજ ગુણરંગી ભક્તનારે, સહેજે કારજ થાય. અ૦ ૪. કિરીયા કારણ કાર્યતારે, એક સમય સ્વાધીન; વરતે પ્રતિગુણ સર્વદારે, તસુ અનુભવ લયલીન. અ૦ ૫. ગ્યાયક લોકાલોકનારે, અનિલપ્રભુ જિનરાજ; નિત્યાનંદમયી સદારે, દેવચંદ્ર સુખદાય. અ૦ ૬.

## ૧૮ શ્રી યશોધરજિન સ્તવન -

વદનપર વારિહો જશોધર, વદનપર વારિ૦ મોહરહિત મોહનજયાયકો, ઉપશમરસ ક્યારિહો, વા૦ ૧. મોહજીવ લોહકો કંચન, કરેવે પારસ ભારીહો; સમકિતસુરતરૂ વન સેંચનકો, વર પુષ્કરજલધારીહો. વા૦ ૨ સર્વ પ્રદેશ પ્રગટ શમગુણથી, પ્રવૃત્તિ અનંત અપહારીહો; પરમગુણી સેવનથે સેવક, અપ્રશસ્તતા વારીહો. વા૦ ૩. પરપરણિત રૂચિ રમણ ગ્રહણતા, દોષ અનાદ નિવારીહો; દેવચંદ્ર પ્રભુ

કાજ, અચલ કમલા મલે હો લાલ અચલ૦ પૂજ્યની પૂજા આપે, શિવદાર વાસને હો લાલ શિવ૦ દેવચન્દ્રમુનિ મનસૂખ સહજ વિલાસને હો લાલ. સહજ૦ ૧૩.

## ૨૩ શ્રી સ્યંદન જિન સ્તવન

સ્યંદન જિનવર પરમ દયાલ કૃપાલુઓરે. જગ મોહન ભવિ બોહન દેવ મયાલુ-ઓરે દે૦ પરપદ ગ્રહણે જગજન બાંધે કર્મનેરે અથિર પદારથ ધ્યાતાં કિમ લહે ધર્મનેરે જડચલ જગની એઠે એંઠ પુદ્ગલ પરિણતિરે ધ્યાતાં ચીરજ કંપે આપ લહે ન સગુણ રતીરે લહે૦ ૧. નિરમલ દર્શન જ્ઞાન ચરણમય આતમારે નિજપદ રમણે પ્રગટે પદ પરમાતમારે પદ૦ મોહાદિકમાં તલ્લીન તન્મય તે કહ્યોરે, શુદ્ધ બ્રહ્મમાં તલ્લીન તિણ શિવપદ લહ્યોરે તિણ૦ ૨. પુદ્ગલ પરિણતિ ભિન્ન આત્મથી જે સદારે છોડી તાસ વિકલ્પ રહો નિજગુણ મુદારે. રહો૦ તપ સંજમ મય સહજ ભાવ નિજ ધ્યાઇએરે નિર્મલ જ્ઞાનાનંદ-પરમં પદ પાઇએરે, પરમ૦ ૩. સ્યાદ્વાદ મય શુદ્ધ પ્રભુ મુખ દેશનારે સન્માને તેં કરે વિભાવ પ્રવેશનારે જિનવાણી સન્માન વિના ભવ વાસ છેરે પર પરિણતિ સન્માન કર્મ અભ્યાસ છેરે ૪. આતમ શક્તિ સ્વતંત્ર લખો જિન વાણથીરે સાધો શિવ મગ શુદ્ધ શુક્લ દ્રઢ ધ્યાનથીરે શુક્લ૦ શુદ્ધ નયે લખિ દ્રવ્યને નિસ્પૃહ અન્યથીરે સમભાવે નિજ ધ્યાય તસુ ભવ ભય નથીરે તસુ૦ ૫. પંચ મહાવ્રત પંચાચાર શ્રી જિન વંદેરે પંચ સમિતિ ત્રણ ગુપ્તિ સમભાવે સધેરે સમ૦ જ્ઞાન ધ્યાન ક્રિયા સાચી સમભાવથીરે સાધ્ય શૂન્ય ક્રિયા કષ્ટે શિવપદ નથીરે. ૬. શુદ્ધ સાધ્ય સાપેક્ષ સુનય વાણી લખો રે, સમભાવે શુદ્ધાતમ અનુભવ રસ ચખોરે અનુભવ૦ દેવચન્દ્ર પ્રભુ વચનામૃત રસ પાનમાં રે, મનસુખ શિવઘર વાસે સૂખ અમાનમાં રે. ૭.

## ૨૪ શ્રી સંપ્રતિ જિન સ્તવન

સંપ્રતિ જિનવર પદ નમી ભવિ ધ્યાવો રે. સાધો શુદ્ધ નિજ સાધ્ય પરમ પદ પાવો રે, અતિત સમય ચોવિશમા ભ૦ પ્રભુ સમ હો નિરુપાધ્ય પ૦ ૧. શુદ્ધ સાધ્ય જાણ્યા વિના ભવિ૦ સાધ્યા સાધ્ય અનેક પ૦ આણા વિણ નિજ છંદથી ભવિ૦ સુખ પામ્યો નહિ છેક પ૦ ૨. સ્યાદ્વાદ પ્રભુ વચનથી ભવિ૦ લહિ શુદ્ધાતમ સાધ્ય પરમ૦ શુદ્ધ સાધના સેવતો ભવિ૦ નાશે સર્વ ઉપાધ. પરમ૦ ૩. નિર્મલ સાધ્ય સ્વરૂપ એ ભવિ૦ મુજ સત્તાગત એમ પરમ૦ શુદ્ધ ધ્યેય નિજ જાણીએ–ભવિ૦ ધ્યાતાં શિવપદ ક્ષેમ પરમ૦ ૪. એ વિણ અવર ન સાધ્ય છે ભ૦ સુખ કારણ જગમાંહિ પરમ૦ શુદ્ધ ધ્યેય નિજ સાધવા. ભવિ૦ સાધન શુદ્ધ ઉછાંહિ પરમ૦ ૫. રત્નત્રયી વિણું સાધના ભવિ૦ નિષ્ફલ જાણ સદાય પરમ૦ રત્નત્રયી શિવ સાધના ભવિ૦ સાધી ભવિ શિવ પાય. પરમ૦ ૬. શુદ્ધાતમ જાણ્યા વિના ભવિ૦ પરપદ મળત ઉપાય પરમ૦ રાગાદિકે વશ જીવએ ભવિ૦ કીધાં અનેક ઉપાય પરમ૦ ૭. તુજવાણીથી મેં લહ્યાં ભવિ૦ નિજ ગુણ દ્રવ્ય પ્રજાય. પરમ૦ પર ગુણ દ્રવ્ય પ્રજાયનું. ભવિ૦ મમત તજે સુખ થાય. પરમ૦ ૮. જાણ્યું આતમ સ્વરૂપમેં ભવિ૦ વલી કીધો નિરધાર. ચરણે નિજ ગુણ રમણમાં ભવિ૦ તજી પર રમણ પ્રચાર પરમ૦ ૯. ધીર વીર નિજ વીર્યને ભવિ૦ રાખી અચલ

ધ્યાય, તેહ ભવભય વમે હો લાલ, તેહ૦ ત્રિપદી પ્રરુપી સાર, જગત જન તારવા હો લાલ. જગત૦ દ્રવ્ય અનંત પ્રજાય, પ્રમેય વિચારવા હો લાલ. પ્રમેય૦ ૧. જગમાં દ્રવ્ય અનંત ઉતપતી વ્યય ધ્રુવ રહે હો લાલ. ઉત૦ જે જે જેહના તે તેહના, તેહમાંહી લહે હો લાલ. તેહ૦ જાણી ભેદે વિભાવ, અનંતને જે નશ હો લાલ. અનંત૦ પામે પૂર્ણાનંદ, આતમ સંપતિ ધશ હો લાલ. આતમ૦ ૨. ઉત્પતિ વ્યય ધ્રુવ ધર્મ, અનંતા દ્રવ્યના હો લાલ અનંતા૦ લખે ત્રિકાલીક ભાવ, ટલે મતિ ભર્મના હો લાલ ટલે૦ દુવિધ લહ્યો ઉત્પાદ, પ્રયોગજ વિશ્રશા હો લાલ. પ્રયોગજ૦ ગદ્ય મમતા તસકુર, લહી આતમ રસ્રા હો લાલ. લહી૦ ૩. ઉત્પતિ વ્યય ધ્રુવ શક્તિ, સર્વમાં સહુ સમે હો લાલ. સર્વમાં૦ જે જન જાણે શુદ્ધ, મિથ્યામતી તે વમે હો લાલ. મિથ્યા૦ અસ્તિપણે છે પંચ, દ્રવ્ય જગં શાશ્વતા હો લાલ. દ્રવ્ય૦ નિજ નિજ ધર્મે અસ્તિ, રહે પર નાસ્તિતા હો લાલ રહે૦ ૪. નિજ નિજ વસ્તુ સ્વભાવ, ન છંડે કો કદી હો લાલ. ન છંડે૦ દર્વે નિજ પર્યાય રુકે નહિ, કો કદા હો લાલ. રુકે૦ સહજ પ્રમેય પ્રમાણ, સદા સહુ પરણિમે હો લાલ સદા૦ અગુરુ-લઘુ પરજાય, સ્વકાર્યમાં સહુ સમે હો લાલ સર્વકાર્યમાં૦ ૫. વિગમે પુરવ પ્રજાય, નઉતન ઉપજે હો લાલ નઉતન૦ પણ ધ્રુવ શક્તિ સહાય, સત્ત્વ લક્ષણ ભજે હો લાલ સત્ત્વ૦ એ સામાન્ય સ્વભાવ, તે જેહના તેહમાં હો લાલ. તે જેહના૦ વિશેષ સ્વભાવ, તે જેહના જેહમાં હો લાલ. તે જેહના૦ ૬. લક્ષણ લક્ષ્ય અભેદ, ત્રિકાલપણે રહે હો લાલ ત્રિકાલ૦ એમ જાણી નર બુદ્ધને, મમતા નવિ રહે હો લાલ ને મમતા૦ આત્મ જ્ઞાન વિણ મમત, મમતથી મિથ્યાત છે હો લાલ. મમતથી૦ એહથી અવિરતિ હોય, પ્રમાદ કષાય છે હો લાલ. પ્રમાદ૦ ૭. જોગ ચપલતા કરિ નિજ, વીરજ ચલ કરે હો લાલ કે વીરજ૦ બંધે આઠે કર્મ ગહન, ભવ વન ફરે હો લાલ ગહન૦ બાલ બાધક થયું વીર્ય, સાધકતા નવિ લહી હો લાલ. સાધકતા૦ શિવકર દેવ હૃદયમાં, કરુણા લહ લહી હો લાલ કે. કરુણા૦ ૮. શુદ્ધ અખંડિત ધાર, અમૃત ઘન વરસતા હો લાલ અમૃત૦ પ્રભુજી મેઘ સમાન, ભવ્ય દ્રગ હરસતા હો લાલ ભવ્ય૦ પૂજે શ્રી પ્રભુ અંગ, સુરંગે ઉમટી હો લાલ સુરંગે૦ દરશન જ્ઞાન ચારિત્ર, સવીર્ય મયી સહી હો લાલ. સવીર્ય૦ ૯. જાણે ત્રીપદી શુદ્ધ તે, ધ્યાન શુક્લ લહે હો લાલ તે૦ ઘાતી કરમ ક્ષય જાય, અનંત ચતુષ્ક લહે હો લાલ અનંત૦ એ વિણ ધર્મ ન શુક્લ લહે, નહિ નર કદા હો લાલ લહે૦ તે માટે લહિ ત્રીપદી સુશિવ, સાધો સુદા હો લાલ. સુ૦ ૧૦. અંગ પૂજા કરિ એમ, આણા આરાધીએ હો લાલ આણા૦ લહિ નિજ શુદ્ધ સ્વરુપ, મોક્ષમગ્ગ સાધીએ હો લાલ મોક્ષ૦ મહાગોપ મહા-માહણ શિવ, સથ્થવાહ છો હો લાલ શિવ૦ નિર્યામિક મહાવૈદ્ય, પરમ જગ નાહ છો હો લાલ. પરમ૦ ૧૧. ચરણ વદન કર નયણ, પરમ જિનરાજનાં હો લાલ પરમ૦ ભવિ જણને હોય સાજ, આતમ સુખ કાજમાં હો લાલ આતમ૦ નાથ કૃપાલ વિશાલ, મહા શુદ્ધ બોધથી હો લાલ મહા૦ ભવિ જન પામે સિદ્ધિ, તત્ત્વ નિજ શોધથી હો લાલ. તત્ત્વ૦ ૧૨. પામે આતમ જ્ઞાન, દોષ દુઃખ સહુ ટલે હો લાલ દોષ૦ સીઝે આતમ

ભવભય ભાવઠ ભંજણો, ભકિતવત્સલ ભગવાન. સ૦ ૨, તું જાણે વિણુ વિનવે, તોહે મેં ન રહાય; સ૦ અર્થી હોવે ઉતાવળો, ઝણુ વરસાં સો થાય. સ૦ ૩. તું તો મોટિમમાં રહે, વિનવિયે પણુ વિલંબાય; સ૦ એક ધીરો એક ઉતાવળો, ઇમ કિમ કારજ થાય. સ૦ ૪. મન માન્યાની વાતડી, સઘળે દીપે નેટ; સ૦ એક અંતર પેસી રહે, એક ન પામે ભેટ. સ૦ ૫. જોગ અજોગ્ય જે જોઈવા, તે અપૂરણુતું કામ; સ૦ ખાઈના જળને પણુ કરે, ગંગાજળ નિજ નામ. સ૦ ૬. કાળ ગયો બહુ વાયદે, તે તો મેં ન ખમાય; સ૦ ચોગવાઇ એ ફીરી ફીરી, પામવી દુર્લભ થાય. સ૦ ૭. ભેદભાવ મૂકી પરો, મુજશું રમો એકમેક; સ૦ માનવિજય વાચક તણી, એ વિનતી છે છેક. સ૦ ૮.

## ૪ અભિનંદનજિન સ્તવન

પ્રભુ મુજ દરિશન મળીયો અલવે, મન થયો હવે હળવે હળવે; અભિનંદન દેવા, મોહના અભિનંદન દેવા. પુણ્યોદય એ મોટો માહરો, અણુચિંત્યો થયો દરિશણુ તાહરો. સા૦ ૧. દેખત ખેવ હરી મન લીધું, કામણુગારે કામણુ કીધું; સા૦ મનડું જાયે નહી કોઈ પાસે, રાત દિવસ રહે તાહરી પાસે સા૦ ૨. પહિલું તો જાણ્યું હતું સોહિલું, પણુ મોટાશુ મળવું દોહિલું; સા૦ સોહિલું જાણી મનડું વળગ્યું, થાય નહિ હવે કીધું અળગું. સા૦ ૩. રૂપ દેખાડી હોએ અરુપી, કિમ અહિવાયે અકળ સરૂપી; સા૦ તાહરી ઘાત ન જાણી જાયે, કહો મનહાની શી ગતિ થાયે. સા૦ ૪. પહિલાં જાણી પછે કરે કિરિયા તે પરમારથે સુખના દરીયા; સા૦ વસ્તુ અજાણ્યે મન દોડાવે, તે તો મુરખ બહુ પસ્તાવે. સા૦ ૫. તે માટે તું રૂપી અરૂપી, તું શુદ્ધ બુદ્ધ ને સિદ્ધ સરુપી; સા૦ એહ સરૂપ ગ્રહીઉં જબ તાહરૂં, તવ ભ્રમ રહિત થયું તાહરૂં. સા૦ ૬. તુજ ગુણુ જ્ઞાન ધ્યાનમાં રહીયે, ઈમ હિળવું પણુ સુલભજ કહીયે; સા૦ માનવિજય વાચક પ્રભુ ધ્યાને, અનુભવ રસમાં હળ્યો ઇકતાને. સા૦ ૭.

## ૫. શ્રી સુમતિનાથજિન સ્તવન

રૂપ અનૂપ નિહાળી, સુમતિ જિન તાહરૂં હો લાલ; સુ૦ છાંડી ચપળ સ્વભાવ, ઠર્યું મન માહરૂં હો લાલ; ઠ૦ રૂપી સરૂપી ન હોત; જો જગ દીસતું હો લાલ; જો તો કુણુ ઉપર મન, કહો અમ હીંસતું હો લાલ. ક૦ ૧. હીંસ્યા વિણુ કિમ શુધ્ધ, સ્વભાવને ઇચ્છતા હો લાલ; સ્વ ઇચ્છા વિણુ તુંજ ભાવ, પ્રગટ કિમ પ્રીછતા હો લાલ; પ્ર૦ પ્રીછયા વિણુ કિમ ધ્યાન, દશામાંહિ લ્યાવતા હો લાલ; દ૦ લાવ્યા વિણુ રસ સ્વાદ, કહો કિમ પાવતા હો લાલ; ક૦ ૨. ભકિત વિના નવિ મુકિત; હુયે કોઇ ભગતને હો લાલ; હુ૦ રૂપી વિના તો તેહ, હુયે કિમ વ્યગંતને હો લાલ; હુ૦ નવણુ વિલેપન માળ, પ્રદીપ ને ધૂપણા હો લાલ; પ્ર૦ નવ નવ ભૂષણુ ભાળ, તિલક શિર ખૂપણા હો લાલ. તિ૦ ૩. અમ સત પુન્યને ચોગે, તુમે રૂપી થયા હો લાલ; તુ૦ અમૃત સમાની વાણી ધરમની કહી ગયા હો લાલ; ધ૦ તેહ આલંબીને જીવ, ઘણાએ બૂઝીયા હો લાલ; ઘ૦ ભાવિ ભાવન જ્ઞાને, અમો પણુ રંઝિયા હો લાલ. અ૦ ૪. તે માટે તુજ પિંડ, ઘણા ગુણુ કારણો હો લાલ; સેવ્યો ધ્યાયો હુયે, મહાભય વારણો હો લાલ; મ૦ શાંતિ વિજય બુધ

ગુણ ઠામ પરમ૦ પરસંગે ચલ નવિ કરું ભવિ૦ નહિ પરથી નિજ કામ. પરમ૦ ૧૦. પુદ્ગલ ખલ સંગે કર્યું ભવિ૦ આત્મ વીર્ય ચલ રૂપ. પરમ૦ જડ સંગે દુઃખીઓ થયો. ભવિ૦ થઇ બેઠો જડ ભૂપ. પરમ૦ ૧૧. દર્શન જ્ઞાન ચરણ સદા. ભવિ૦ આરાધો તજી દોષ. પરમ૦ આતમ શુદ્ધ અભેદથી. ભવિ૦ લહિએ ગુણ ગણ પોષ. પરમ૦ ૧૨. દરશન જ્ઞાન વિરાધના ભવિ૦ તેહિજ ભવ ભય મૂલ પરમ૦ નિજ શુદ્ધ ગુણ આરાધના. ભવિ૦ એ શિવપદ અનુકૂલ પરમ૦ ૧૩. શુદ્ધ સ્ફટિક સમ સાધ્ય નિજ. ભવિ૦ સાધે રાગ રહિત. પરમ૦ સાધ્ય અપેક્ષા વિણુ ક્રિયા ભવિ૦ કષ્ટ કર્યે નહિ હિત પરમ૦ ૧૪. પરમ દયાલ કૃપાલુઆ ભવિ૦ દેવચન્દ્ર શિવ રૂપ પરમ૦ શિવ કમલા મનસુખ લહે ભવિ૦ શાશ્વત આત્મ સ્વરૂપ. પરમ૦ ૧૫.

## ૬૪ ઉપાધ્યાય શ્રી માનવિજયકૃત ચોવિશી

### ૧ શ્રી ઋષભદેવજિન સ્તવન

ઋષભ જિણુંદા ઋષભ જિણુંદા, તુમ દરિશણ હુવે પરમાણુંદા; અહુનિશિ ધ્યાઉં તુમ દીદારા; મહિર કરીને કરજ્યો પ્યારા. ઋ૦ ૧. આપણને પુંઠે જે વળગા, કિમ સરે તેહને કરતાં અળગા; અળગા કીધા પણ રહે વળગા, મોર પીંછ પરે ન હુએ ઊભગા. ઋ૦ ૨. તુમે પણ અળગે થયે કિમ સરશે, ભક્તિ ભલી આકર્ષી લેશે; ગગને ઉડે દૂરે પડાઇ, દોરી બળે હાથે રહી આઈ. ઋ૦ ૩. મુજ મનડું છે ચપળ સ્વભાવે, તોહે અંતર મૂહુર્ત પ્રસ્તાવે; તુ તો સમય સમય બદલાયે, ઇમ કિમ પ્રીતિ નિહાવો થાયે. ઋ૦ ૪. તે માટે તું સાહિબ મારો, હું છું સેવક ભવોભવ તાહરો; એહ સંબંધમાં મ હશો ખામી, વાચક માન કહે શિર નામી. ઋ૦ ૫.

### ૨ શ્રી અજિતનાથજિન સ્તવન

અજિત જિણેસર ચરણની સેવા, હેવાયે હું હળિયો; કહુયે અણચાખ્યો પણ અનુભવ-રસનો ટાણો મળિયો. ૧. પ્રભુજી મહેર કરીને આજ, કાજ અમારાં સુધારો. મૂકાવ્યો પણ હું નવિ મૂકું, ચૂકું એ નવિ ટાણો; ભક્તિભાવ ઉઠ્યો જે અંતરે, તે કિમ રહે શરમાણો. પ્ર૦ ૨. લોચન શાંતિ સુધારસ સુભગા, મુખ મટકાળું સુપ્રસન્ન; યોગમુદ્રાનો લટકો ચટકો, અતિશય તો અતિ ધન્ન. પ્ર૦ ૩. પિંડ પદસ્થ રૂપસ્થે લીનો, ચરણ કમળ તુજ ગ્રહિયાં; ભ્રમર પરે રસ સ્વાદ ચખાવો, વિરસો કાં કરો મહિયાં. પ્ર૦ ૪. બાળ કાળમાં વાર અનંતી, સામગ્રીયેં હું નવિ જાગ્યો; યૌવનકાળે તે રસ ચાખ્યો, તું સમરથ પ્રભુ માગ્યો. પ્ર૦ ૫. તું અનુભવરસ દેવા સમરથ, હું પણ અરથી તેહનો; ચિત્ત વિત્ત ને પાત્ર સંબંધે, અજર રહ્યો હવે કેહનો પ્ર૦ ૬. પ્રભુની મહેરે તે રસ ચાખ્યો, અંતરંગ સુખ પામ્યો; માનવિજય વાચક ઇમ જંપે, હુઓ મુજ મન કામ્યો. પ્ર૦ ૭.

### ૩ શ્રી સંભવનાથજિન સ્તવન

સાંભળ સાહિબ વિનતી, તું છે ચતુર સુજાણ; સનેહી. કીધી સુજાણને વિનતી, પ્રાયે ચઢે તે પ્રમાણ. સ૦ ૧. સંભવજિન અવધારીયે, મહિર કરી મહેરબાન; સ૦

## ૯ શ્રી સુવિધિજિન સ્તવન

તુજ સેવા સારીરે, શિવસુખની ત્યારીરે, મુજ લાગે પ્યારીરે; પણ ન્યારી છે તાહરી પ્રકૃતિ સુવિધ જિનારે. ૧. હેજે નવિ બોલેરે સ્તવીયો નવિ ડોલેરે, હિયડો નવિ ખોલેરે; તુજ તોલે ત્રિણ જગમાં કો નહી નિસંગીયોરે. ૨. ન જોતાનેરે, ન રીઝે સોતાનેરે, રહે ભેળે પોતાનેરે; શ્રોતાને જોતાને તો એ વાલહોરે. ૩. નવિ તૂસે ન રુસેરે, ન વખાણે ન દૂસેરે, નવિ આપે ન મૂસેરે; નવિ ભૂંસે ન મંડેરે કોઇને કદારે. ૪. ન જણાએ ઘાતરે, તેહશું શી વાતરે, એહ જાણું કહે વાતરે; રહિવા તન તોહે તુજ વિણુ માનનેરે ૫.

## ૧૦ શ્રી શીતલનાથજિન સ્તવન

તુજ મુખ સનમુખ નિરખતાં, મુજ લોચન અમી ઠરંતાં હો; શીતલજિનજી. તેહની શીતલતા વ્યાપે, કિમ રહેવાયે કહો તાપેહો શી૦ ૧. તુજ નામ સુણ્યું જવ કાને, હઇડું આપે તવ સાને હો; શી૦ મુર્છાયો માણસ વાટે, જિમ સજ હુયે અમૃત છાંટે હો. શી૦ ૨. શુભ બંધને તરતમ યોગે, આકુલતા હુઇ ભાગે હો; શી૦ તુજ અદભુત દેહ સુવાસે, તેલ મિટી ગઈ રહત ઉહાસે હો. શી૦ ૩. તુજ ગુણ સંસ્તવને રસના, છાંડે અન્ય લવની ત્રસના હો; શી૦ પુજાયે તુજ તનુ ફરસે. ફરસન શીતલ થઈ ઉલસે હો. શી૦ ૪. મનની ચંચલતા ભાગી, સવિ છંડી થયો તુજ રાગી હો; શી૦ કવિ માન કહે તુજ સંગે, શીતલતા થઇ અંગો અંગે હો. શી૦ ૫.

## ૧૧ શ્રી શ્રેયાંસનાથજિન સ્તવન

શ્રી શ્રેયાંસ જિણંદ ઘનાઘન ગહગહ્યોરે, ઘના૦ વૃક્ષ અશોકની છાયા સુભર છાઇ રહ્યોરે; સુ૦ ભામંડળની ઝલક ઝબુકે વીજળીરે, ઝ૦ ઉન્નત ગઢ તિગ ઇંદ્ર ધનુષ શોભા મિલીરે. ધ૦ ૧. દેવ દુંદુભિનો નાદ ગુહિર ગાજે ઘણુંરે, ગુ૦ ભાવિક જનનાં નાટિક મોર ક્રીડા ભણુંરે; મો૦ ચામર કેરી હાર ચલંતી બગ તતીરે, ચ૦ દેશના રસના સુધારસ વરસે જિનપતિરે. વ૦ ૨. સમકિત ચાતક વૃંદ તૃપતિ પામે તિહારે, તૃ૦ સકળ કષાય દાવાનળ શાંતિ હુઇ જિહારે; શાં૦ જન ચિત્તવૃત્તિ સુભુમિત્રે હાલી થઈ રહીરે, હા૦ તિણે રોમાંચ અંકુર વતી કાયા લહીરે. વ૦ ૩. શ્રમણ કુષી બળ સજજ હુયે તવ ઉજમારે, હું૦ ગુણવંત જન મન ક્ષેત્ર સમારે સંયમીરે; સ૦ કરતા બીજા ધાન સુધાન નિપાવતારે, સુ૦ જેણે જગના લોક રહે સવિ જીવતારે. ૨૦ ૪. ગણધર ગિરિતટ સંગી થઇ સૂત્ર ગુંથનારે, થ૦ તેહ નદી પરવાહે હુઇ બહુ પાવનારે; હુ૦ એહજ મોટો આધાર વિષમ કાળે લહ્યોરે, વિ૦ માનવિજય ઉવઝાય કહે મેં સદ્દહ્યોરે. ક૦ ૫.

## ૧૨ શ્રી વાસુપૂજ્યજિન સ્તવન

વાસુપૂજ્ય તું સાહિબ સાચો, જેહવો હુવે હીરો જાચો હો; સુંદર શોભાગી. જસ હોવે વિરોધી વાચો, તેહની કરે સેવા કાચો હો; સું૦ ૧. અછતિઓ વાત ઉપાવે, વળી ભાવછતાને છિપાવે હો સું૦ કાંઇનું કાંઈ બોલે, પરની નિંદા કરી ડોલે હો સું૦ ૨. ઇમિ ચઉ વિહ મિથ્યા ભાખી, તે દેવની કુણ ભરે સાખી હો; સું૦ પ્રાણીના મર્મના ઘાતી,

શીશ, કહે, ભવિકા જના હો લાલ; કં૦ પ્રભુનું પિંડસ્થ ધ્યાન, કરો થઈ મના હો લાલ. કં૦ ૫.

## ૬ શ્રી પદ્મપ્રભજિન સ્તવન

શ્રીપદ્મપ્રભુના નામને, હું જાઉં બલિહાર; ભવિજન નામ જપંતાં દીહા ગમું, ભવભય ભંજનહાર. ભ૦ શ્રી૦ ૧. નામ સુણતા મન ઉલ્હસે, લોચન વિકસિત હોય; ભ૦ રોમાંચિત હુવે દેહડી, જાણે મિળિયો સોય ભ૦ શ્રી૦ ૨. પંચમકાળે પામવું, દુર્લભ પ્રભુ દીદાર; ભ૦ તોએ તેહના નામનો, છે મોટો આધાર ભ૦ શ્રી૦ ૩. નામ ગ્રહે આવી મિળે, મન ભીતર ભગવાન; ભ૦ મંત્ર બળે જિમ દેવતા, વાહલો કીધે આહ્વાન. ભ૦ શ્રી૦ ૪. ધ્યાન પદસ્થ પ્રભાવથી, ચાખ્યો અનુભવ સ્વાદ; ભ૦ માનવિજય વાચક કહે, મૂકો બીજો વાદ ભ૦ શ્રી૦ ૫.

## ૭ શ્રી સુપાર્શ્વજિન સ્તવન

નિરખી નિરખી તુજ બિંબને, હરખિત હુવે મુજ મન; સુપાસ સોહામણો. નિરવિકારતા નયનમાં, મુખડું સદા સુપ્રસન્ન. સુ૦ ૧. ભાવ અવસ્થા સાંભરે, પ્રાતિહારજની શોભ; સુ૦ કોડિ ગમે દેવા સેવા, કરતા મૂકી લોભ. સુ૦ ૨. લોકા લોકના સવિ ભાવા, પ્રતિભાસે પરતક્ષ; સુ૦ તોહે ન રાચે નવિ રૂસે, નવિ અવિરતિનો પક્ષ. સુ૦ ૩. હાસ્ય ન રતિ ન અરતિ, નહી નહી ભય શોક દુગંછ; સુ૦ નહી કંદર્પ કદર્થના, નહી અંતરાયનો સંચ. સુ૦ ૪. મોહ મિથ્યાત નિંદ્રા ગઈ; નાઠા દોષ અઢાર; સુ૦ ચોત્રીશ અતિશય રાજતો, મૂળાતિશય ચ્યાર. સુ૦ ૫. પાંત્રીશ વાણી ગુણે કરી, દેતો ભાવ ઉપદેશ; સુ૦ ઈમ તુજ બિંબે તાહરો, ભેદનો નહિ લવલેશ. સુ૦ ૬. રૂપથી પ્રભુ ગુણ સાંભરે, ધ્યાન રૂપસ્થ વિચાર; સુ૦ માનવિજય વાચક વદે, જિન પ્રતિમા જયકાર. સુ૦ ૭.

## ૮ શ્રી ચંદ્રપ્રભુજિન સ્તવન

તુંહી સાહિબારે મન માન્યા. તું તો અકળ સ્વરૂપ જગતમાં, મનમાં કોણે ન પાયો; શબ્દે બોલાવી ઓળખાયો, શબ્દાતીત ઠરાયો. તુંહી૦ ૧. રૂપ નિહાળી પરિચય કીનો, રૂપમાંહિ નહિ આયો; પ્રાતિહારજ અતિશય અહિનાણે, શાસ્ત્રમાં બુદ્ધે ન લખાયો. તું૦ ૨. શબ્દ ન રૂપ ન ગંધ ન રસ નહી, ફરસ ન વરણ ન વેદ; નહિ સંજ્ઞા છેદ ન ભેદ ન, હાસ નહી નહી ખેદ. તુ૦ ૩. સુખ નહી દુઃખ નહી વળી વાંછા નહી, નહી રોગ યોગ ને ભોગ; નહી ગતિ નહી થિતિ નહી રતિ અરતિ, નહી તુજ હરખ ને શોગ. તુ૦ ૪ પુણ્ય ન પાપ ન બંધ ન દેહ ન, જનમ ન મરણ ન ક્રીડા; રાગ ન દ્વેષ ન કલહ-ન ભય નહી, નહિ સંતાપ ન ક્રીડા. તુ૦ ૫ અલખ અગોચર અજ અવિનાશી, અવિકારી નિરૂપાધી; પૂરણ બ્રહ્મ ચિદાનંદ સાહિબ, ધ્યાયો સહજ સમાધી. તું૦ ૬. જે જે પૂજા તે તે અંગે, તું તો અંગથી દૂરે; તે માટે પૂજા ઉપચારિક, ન ઘટે ધ્યાન ને પૂરે. તું૦ ૭. ચિદાનંદ ઘન કેરી પૂજા, નિરવિકલ્પ ઉપયોગ; આતમ પરમાતમને અભેદે, નહી કોઇ જડનો જોગ. તું૦ ૮. રૂપાતીત ધ્યાનમાં રહેતાં ચંદ્ર પ્રભુ જિનરાય; માનવિજય વાચક ઇમ બોલે, પ્રભુ સરિખાઇ થાય. તું૦ ૯.

તીજી. ધ૦ ૩. કમળાકરે કમળ વિકાસજી, ધ૦ સોરંભતા લખમી વાસજી; ધ૦ તે દિનકર કરણી જોયજી, ધ૦ ઇમ ધરમ દાયક તું હોયજી. ધ૦ ૪. તે માટે ધરમના રાગીજી, ધ૦ તુજ પદ સેવે વડભાગીજી; ધ૦ કહે માનવિજય ઉવઝાયજી, ધ૦ નિજ અનુભવ જ્ઞાન પસાયજી. ધ૦ ૫.

## ૧૬ શ્રી શાંતિનાથજિન સ્તવન

શ્રી શાંતિ જિનેસર સાહિબા, તુજ નાઠે કિમ છુટાશે; મેં લીધી કેડજ તાહરી, તેહ પ્રસન્ન થયે મૂકાશે. શ્રી૦ ૧. તું વીતરાગપણું દાખવી, ભોળા જનને ભૂલાવે; જાણીને કીધી પ્રતિજ્ઞા, તેહથી કહો કુણ ડોલાવે. શ્રી૦ ૨. કોઈ કોઇને કેડે મત પડો, કેડ પડ્યાં આણે લાજ; નિરાગી પ્રભુ પણ ખિંચીઓ, ભગતે કરી મેં સાત રાજ. શ્રી૦ ૩. મન માંહિં આણી વાસીઓ, હવે કિમ નિસરવા દેવાય; જો ભેદ રહિત મુજથું મિલે, તો પલકમાંહિ છુટાય. શ્રી૦ ૪. કબજે આવ્યા કિમ છુટશો, દીધા વિણ કવણ કૃપાળ; તો શું હઠવાદ લેઈ રહ્યા; કહે માન કરો ખુસિયાળ. શ્રી૦ ૫.

## ૧૭ શ્રી કુંથુનાથજિન સ્તવન

કુંથુ જિનેસર જાણજોરે લાલ, મુજ મનનો અભિપ્રાયરે જિનેશ્વર મોરા; તું આતમ અલવેસરૂરે લાલ, રખે તુજ વિરહો થયરે. જિ૦ તુજ વિરહો કિમ વેઠિયેરે લાલ, તુજ વિરહો દુઃખ દાયરે; જિ૦ તુજ વિરહો ના ખમાયરે લાલ, ખિણ વરસાં સો થાયરે. જિ૦ વિરહો મોટી બલાયરે. જિ૦ ૧. તાહરે પાસે આવવુંરે લાલ, પહેલાં ન આવે તું દાયરે; જિ૦ આવ્યા પછી તો જાયવુંરે લાલ, તુજ ગુણ વશે ન સુહાયરે જિ૦ કુ૦ ૨. ન મિલ્યાનો ધોખો નહીરે લાલ, જસ ગુણનું નહિ નાણુરે; જિ૦ મિલિયાં કુણ કળીયાં પછીરે લાલ, વિછુરત જાયે પ્રાણુરે. જિ૦ કુ૦ ૩. જાતિ અંધને દુઃખ નહીરે લાલ, ન લહે નયનનો સ્વાદરે; જિ૦ નયન સ્વાદ લહી કરીરે લાલ, હાર્યાને વિખવાદરે. જિ૦ કુ૦ ૪. બીજે પણ કિહાં નવિ ગમેરે લાલ, જિણે તુજ વિરહ બચાયરે; જિ૦ માલતી કુસુમે માહ્લહીયોરે લાલ, મધુપ કરીને ન જાયરે. જિ૦ કુ૦ ૫. વન દવ દાધાં રૂખડાંરે લાલ, પલ્હવે વળી વરસાદડે; જિ૦ તુજ વિરહાનળના બળ્યારે લાલ, કાળ અનંત ગમતારે જિ૦ કુ૦ ૬. તાહક રહે તુજ સંગમેંરે લાલ, આકુળતા મિટી જાયરે; જિ૦ તુજ સંગે સુખીયો સદારે લાલ, માનવિજય ઉવઝારે જિ૦ કુ૦ ૭.

## ૧૮ શ્રી અરનાથજિન સ્તવન

શ્રી અરનાથ ઉપવાસના, શુભ વાસના મૂળ; હરિ હર દેવ આસાસના, કુણ આવે શૂળ શ્રી૦ ૧. દાસના ચિત્તની કુવાસના, ઉદવાસના કીધ; દેવભાસની ભાસના, વિસારી દીધ. શ્રી૦ ૨. વળી મિથ્યાવાસના તણા વાસનાશ જેહ; તે કુગુરૂની સાસના, હઇયે ન ધરેહ. શ્રી૦ ૩. સંસારિક આસંસના, તુજથું ન કરાય; ચિંતામણી દેણહારને, કિમ કાચ મંગાય. શ્રી૦ ૪. તિમ કલપિત ગચ્છવાસના, વાસના પ્રતિબંધ; માન કહે એક જિન તણો, સાચો પ્રતિબંધ શ્રી૦ ૫.

## ૧૯ શ્રી મલ્લિનાથજિન સ્તવન

મહિમા મલ્લિ જિણંદનો, એકે જીભે કહ્યો કિમ જાય; યોગ ધરે ભિન્ન યોગશું,

હઇયામાં મોટી કાતી હો સું૦ ૩. ગુણ વિણ રહ્યા ઉંચે ઠાણે, કિમ દેવ ઠહરાય પ્રમાણે હો; સું૦ પ્રાસાદ શિખર રહ્યો કાગ, કિમ પામે ગુરૂડ જસ લાગ હો. સુ૦ ૪. તું તો વીતરાગ નિરીહ, તુજ વચન યથારથ લીહ હો; સું૦ કહે માનવિજય ઉવઝાય, તું સાચો દેવઠ હરાય હો. સું૦ ૫.

## ૧૩ શ્રી વિમલનાથજિન સ્તવન

જિહો વિમલ જિનેસર સુંદરૂ, લાલા વિમલવદન તુજ દિઠું; જિહો વિમલ હુઓ મુજ આતમા, લાલા તેણે તું અંતર પઇઠું. જિનેસર તું મુજ પ્રાણ આધાર, જિહો સકળ જંતુ હિતકાર. જિ૦ ૧. જિહો વિમલ રહે વિમલે થળે, લાલા સમલે સમલ રમેય; જિહો માન સરોવરમેં હંસલો, લાલા વાયસ ખાઇ જલેય. જિ૦ ૨. જિહો તિમ મિથ્યાત્વી ચિત્તમાં, લાલા તુજ કિમ હોયે આભાસ; જિહો તિહાં કુદેવ રંગે, લાલા સમકિત મને તુજ વાસ. જિ૦ ૩ જિહો હીરો કુંદનશું જડે, લાલા દુધને સાકર યોગ; જિહો ઉલટ યોગે વસ્તુનો, લાલા ન હોયે ગુણ આભોગ. જિ૦ ૪. જિહો વિમલ પુરૂષ રહેવાતણું, લાલા થાનક વિમલ કરેય; જિહો ગૃહપતિને તિહાં શી ત્રપા, લાલા ભાટક ઉચિત ગ્રહેય. જિ૦ ૫. જિહો તિમ તે મુજ મન નિમંલું, લાલા કીધું કરતેરે વાસ; જિહો પુષ્ટી શુદ્ધિ ભાટક ગ્રહી, લાલા હું સુખીયો થયો દાસ જિ૦ ૬ જિહો વિમલ વિમલ રહ્યા, લાલા ભેદ ભાવ રહ્યો નહિ; જિહો માનવિજય ઉવઝાયને, લાલા અનુભવ સુખ થયો ત્યાંહિ. જિ૦ ૭.

## ૧૪ શ્રી અનંતજિન સ્તવન

જ્ઞાન અનંતું તાહરેરે, દરિશન તાહરે અનંત; સુખ અનંતમય સાહિબારે, વિરજપણ ઉલસ્યું અનંત. અનંતજિન આપજોરે, મુજ એહ અનંતા ચ્યાર; અ૦ મુજને નહી અવરશું પ્યાર, અ૦ તુજને આપતાં શી વાર, અ૦ એહ છે તુજ યશનો ઠાર. અ૦ ૧. આપ ખજીનો ન ખોલવોરે, નહિ મિલવાની ચિંત; માહરે પોતે છે સવેરે, પણ વિચે આવરણની ભિંત. અ૦ ૨. તપ જપ કિરિયા મોગરેરે, ભાંજી પણ ભાંગી ન જાય; એક તુજ આણ લહે થકેરે, હેલામાં પરહી થાય. અ૦ ૩. માત ભણી મરૂદેવીનેરે, જિન ઋષભ (ખણુમાં દીધ; આપ પિયારૂં વિચારતાંરે, ઇમ કિમ વીતરાગતા સિદ્ધ. અ૦ ૪. તે માટે તસ અરથીઆરે, તુજ પ્રાર્થના જે કોઈ લોક; તેહને આપો આંકણીરે, તિહાં ન ઘટે કરાવવી ટોક. અ૦ ૫. તેહને તેહનું આપવુંરે, તિહાં શ્યો ઉપજે છે ખેદ; પ્રાર્થના કરતે તાહરેરે, પ્રભુતાઇનો પણ નહિ છેદ. અ૦ ૬. પામ્યા પામે પામશેરે, જ્ઞાનાદિક જેહ અનંત; તે તુજ આણાથી સવેરે, કહે માનવિજય ઉલસંત અ૦ ૭.

## ૧૫ શ્રી ધર્મનાથજિન સ્તવન

શ્રી ધરમ જિણંદ દયાળ જી, ધરમ તણો દાતા; સવિ જંતુ તણો રખવાળજી; ધરમ તણો ત્રાતા. જસ અમિય સમાણી વાણીજી, ધ૦ જેહ નિસુણે ભાવે પ્રાણીજી. ધ૦ ૧. તેહના ચિત્તનો મેલ જાયજી, ધ૦ જિમ કતકફળે જળ થાયજી; ધ૦ નિરમળતા તેહજ ધર્મજી, ધ૦ કલુષાઈ મેટ્યાનો મર્મજી. ધ૦ ૨. નિજ ધરમ તો સહજ સભાવજી, ધ૦ તોહિ તુજ નિમિત્ત પ્રભાવજી; ધ૦ વનરાજી ફૂલની શગતીજી, ધ૦ પણ ઋતુરાજે હુઈ વ્યગ

નાળરે. સા૦ ૮. ધ્યાન ધારા શર વરસતો, હણી મોહ થયો જગનાથરે; માનવિજય વાચક વદે, મેં ગ્રહ્યો તાહરો સાથરે. સા૦ ૯.

## ૨૩ પાર્શ્વનાથજિન સ્તવન

શ્રીપાસજી પ્રગટ પ્રભાવી; તુજ મૂરતી મુજ મન ભાવીરે; મનમોહનાં જિનરાયા, સુર નર કિન્નર ગુણ ગાયારે. મ૦ જે દિનથી મૂરતી દીઠી, તે દિનથી આપદ નાઠીરે. મ૦ ૧. મટકાળો મુખ સુપ્રસન્ન, દેખત રીઝે ભવિ મન્નરે; સમતા રસ કેરાં કચોળાં, નયણાં દીઠે રંગરોળાંરે. મ૦ ૨. હાથે ન ધરે હથિયાર, નહી જપમાળાનો પ્રચારરે; ઉત્સંગે ન ધરે વામા, તેહથી ઉપજે સવિ કામારે. મ૦ ૩. ન કરે ગીત નૃત્યના ચાળા, એ તો નટના ખ્યાલારે; ન બજાવે આપે વાજાં, ન ધરે વસ્ત્ર જીરણ સાજાંરે. મ૦ ૪. ઈમ મૂરતિ તુજ નિરૂપાધિ, વીતરાગ પણે કરી સાધીરે; કહે માનવિજય ઉવઝાય, મેં અવલંબ્યા તુજ પાયરે. મ૦ ૫.

## ૨૪ શ્રી મહાવીરજિન સ્તવન

શાસનનાયક સાહિબ સાચો, અતુલી બલ અરિહંત; કર્મ અરિ બળ સબળ નિવારી, મારિયો મોહ મહંત. મહાવીર જગમાં જીત્યોજી, જીત્યો જીત્યો આપ સહાય; હાંજી જીત્યો જીત્યો જ્ઞાન પસાય; હાંજી જીત્યો જીત્યો ધ્યાન દશાય; હાંજી જીત્યો જીત્યો સુખદાય. મ૦ ૧. અનંતાનુબંધી વડ યોધા, હણીયા પહિલી ચોટ; મંત્રી મિથ્યાત પછે તિગ રૂપી, તવ કરી આગળ દોટ. મ૦ ૨. ભાંજી હેઠ આયુષ તિગ કેરી, છક વિગલેંદ્રિય જાતિ; એહ મેવાસ ભાંજ્યો ચિરકાળે, નરક યુગલ સંઘાતિ. મ૦ ૩. થાવર તિરિ દુગ આંસિ કટાવી, સાહારણ હણી ધાડી; થીણુદ્ધિ તિગ મદિરા વયરી, આતમ ઉદ્યોત ઉખાડી. મ૦ ૪. અપચ્ચખાણા અને પચ્ચખાણા, હણીયા યોદ્ધા આઠ; વેદ નપુંસક સ્ત્રી સેનાની, પ્રતિબિંબિત ગયા નાઠ. મ૦ ૫. હાસ્ય રતિ અરતિ શોક દુગંછા, ભયે મોહ ખવાસ; હણીયા પુરુષવેદ ફોજદારા, પછે સંજલના નાશ. મ૦ ૬. નિંદ્રા દોય મોહ પટરાણી, ઘરમાંહિથી સંહારી; અંતરાય દરશણ ને જ્ઞાન–વરણીય લડતા મારી. મ૦ ૭. જય જય હુઓ મોહજ મુઓ, હુઓ તું જગનાથ; લોકાલોક પ્રકાશ થયો તવ, મોક્ષ ચલાવે સાથ. મ૦ ૮. જીત્યો તિમ ભગતને જીતાવે, મૂકાયો મૂકાવે; તરણ તારણ સમરથ છે તુંહી, માનવિજય નિતુ ધ્યાવે. મ૦ ૯.

## ૬૫ શ્રી મોહનવિજય (લટકાળા) કૃત ચોવિશી

## ૧ શ્રી ઋષભદેવજિન સ્તવન

બાલપણે આપણ સસનેહિ, રમતા નવ નવ વેષે; આજ તુમે પામ્યા પ્રભુતાઈ, અમે તો સંસારનીવેશે હો પ્રભુજી ઓલંભડે મત ખીજો. ૧. જો તુમ ધ્યાતાં શિવસુખ લહીયે, તો તુમને કેઈ ધ્યાયે; પણ ભવસ્થિતિ પરિપાક થયા વિણ, કોઈ ન મુગતે જાયેહો. પ્ર૦ ૨. સિદ્ધનિવાસ લહે ભવિ સિદ્ધિ, તેહમાં શ્યો પાડ તુમારો; તો ઉપગાર તુમારો વહિએ, અભવ્ય સિદ્ધને તારો હો, પ્ર૦ ૩. નાણરયણ પામી એકાંતે, થઈ બેઠા મેવાશી; તે માંહેલો એક અંશ જો આપો, તે વાતે શાબાશી હો. પ્ર૦ ૪. અક્ષયપદ દેતાં ભવિ-

ચાળા પણ યોગના દેખાય. મ૦ ૧. વચણે સમજાવે સભા, મન સમજાવે અનુત્તર દેવ; ઉદારિક કાયા પ્રતે, દેવ સમીપે કરાવે સેવ. મ૦ ૨. ભાષા પણ સવિ શ્રોતાને, નિજ નિજ ભાષાયે સમજાય; હરખે નિજ નિજ રીઝમાં, પ્રભુ તો નિર્વિકાર કહાય. મ૦ ૩. યોગ અવસ્થા જિન તણી, જ્ઞાતા હુયે તિણુ સમજાય; ચતુરની વાત ચતુર લહે, મૂઢ બિચારા દેખી મુંઝાય. મ૦ ૪. મૂરખ જન પામે નહિ, પ્રભુ ગુણુનો અનુભવ રસસ્વાદ; માનવિજય ઉવઝાયને, તે રસ સ્વાદે ગયો વિખવાદ. મ૦ ૫.

## ૨૦ શ્રી મુનિસુવ્રતસ્વામીજિન સ્તવન

મુનિસુવ્રત કીજે મયારે, મનમાંહિ ધરી મહેર; મહેર વિહુણા માનવીરે, કઠિણ જણાયે કહિર. જિણેસર તું જગનાયક દેવ, તુજ જગ હિત કરવા ટેવ; બીજો જુવે કરતા સેવ. જિ૦ ૧. અરહટ ખેત્રની ભૂમિકારે, સીંચે કૃતારથ હોય; ધારાધર સઘળી ધરારે. ઉધરવા સજજ જોય. જિ૦ ૨. તે માટે અમ ઉપરેરે, આણી મનમાં મહેર; આપે આયા આફણીરે; બોધવા ભરૂયચ શહેર. જિ૦ ૩. અણુ પ્રારથતા ઉધર્યારે, આપે કરીય ઉપાય; પ્રારથતા રહે વિનવતારે, એ કુણુ કહીયે ન્યાય. જિ૦ ૪. સંબંધ તુજ મુજ વચ્ચેરે, સ્વામી સેવક ભાવ; માન કહે હવે મહેરનોરે, ન રહ્યો અજર પ્રસ્તાવ જિ૦ ૫.

## ૨૧ શ્રી નમિનાથજિન સ્તવન

શ્રી નમિનાથ જિણંદનેરે, ચરણ કમળ લય લાય; મૂકી આપણી ચપળતારે, તુચ્છ કુસુમે મત જાયરે, સુણો મન મધુકર માહરી વાત, મ કરો ફોકટ વિલુપાત. સુ૦ ૧. વિસમ કાસ વરસા ઋતુરે, ક્રમે ક્રમે હુઓ વ્યતીત; છેહલો પુગ્ગલ પરિયટ્ટોરે, આ૦યો શરદ પ્રતીતરે. સુ૦. જ્ઞાનાવરણુ વાદળ ફટેરે, જ્ઞાન સૂરજ પરકાશ; ધ્યાન સરોવર વિકસિયાંરે, કેવળ લક્ષ્મીવાસરે. સુ૦ ૩. નામે લલચાવે કોઈરે, કોઈક નવ નવ રાગ; એહવી વાસના નહિ બીજેરે શુદ્ધ અનુભવશુ પરાગરે. સુ૦ ૪. ભમત ભમત કહાવીયેરે, મધુકરનો રસ સ્વાદ; માનવિજય મનને કહેરે, રસ ચાખો આંહ્લાદરે. સુ૦ ૫

## ૨૨ શ્રી નેમિનાથજિન સ્તવન

નેમિ જિણંદ નિરંજણો, જઈ મોહ થળે જળ કેળ રે; મોહના ઉદભટ ગોપી, એકલમલ્લે નાંખ્યા ઠેલરે. સ્વામી સલુણા સાહિબા, અતુલી બળ તું વડવીરરે. સા૦ ૧. કોઇક તાકી મુક્તિ, અતિ તીખાં કટાક્ષનાં બાણુરે; વેધક વયણ બંદુક ગોળી, જે લાગે જાયે પ્રાણુરે. સા૦ ૨. અંગુલી કટારી ઘોચતી, ઉછાળતી વેણી કૃપાણુરે; સિંચે બાલા ઉગામતી, સિંગ જળ ભરે કોક બાણુરે. સા૦ ૩. કુલ દડા ગોળી નાખે, જે સત્વ ગઢે કરે ચોટરે; કુચ યુગ કરિ કુભસ્થળે, પ્રહરતી હૃદય કપાટરે. સા૦ ૪. શીલ સન્નાહ ઉન્નત સબે, અરિ શસ્ત્રને ગોળા ન લાગ્યારે; સોર કરી મિથ્યા સેવે, મોહ સુભટ દહો દિશે ભાગ્યારે. સા૦ ૫. તવ નવ ભવ યોદ્ધો મંડયો, સજી વિવાહ મંડપ કોટરે; પ્રભુ પણ તસ સનમુખે ગયો, નીસાણે દેતો ચોટરે. સા૦ ૬. ચાકરી મોહની છોડવી, રાજુલને શિવપુર દીધરે; આપે રૈવતગિર સજી, ભીંતર સંયમગઢ લીધ રે. સા૦ ૭. શ્રવણ ધરમ યોદ્ધા લડે, સંવેગ ખડ્ગ ધૃતિ ઢાલરે; ભાલા કેસ ઉપાડતો, શુભ ભાવના ગડગડે

ગહુત સંજોગે શું રૂપી ન થાયે' સા૦ ૬. ધન જો ઓળગે' કિમપિ ન દેવે, જો દિનમણિ કનકાચલ સેવે; સા૦ એહવું જાણી તુજને સેવું, તાહરે હાથ છે ફળનું દેવું. સા૦ ૭. તુજ પયપંકજ મુજ મન વળગ્યું, જાયે કિહાં છંડીને અળગું. સા૦ મધુકર મયગલ યદપી રાચે, પણ સુને મુખે લાલ નવિ માચે. સા૦ ૮. તારકબિરૂદ કહાવો છો મોટા, તો મુજથી કિમ થાશ્યો ખોટા; સા૦ રૂધવિબુધનો મોહન ભાખે, અનુભવરસ આણંદશું ચાખે. સા૦ ૯.

## ૩ શ્રી સંભવનાથ સ્તવન

સમકિતદાતા સમકિત આપો, મન માગે થઈ મીઠું; છતી વસ્તુ દેતાં શ્યું શોચો, મીઠું એ સહુએ દીઠું. ૧. પ્યારા પ્રાણ થકી છો રાજ, સંભવ જિનજી મુજને; ઈમ મત જાણો જે આપે લહીએ, તે લાધું શું લેવું; પણ પરમારથ પ્રીછી આપે, નેહજ કહીયેં દેવું. પ્યા૦ ૨. અર્થી હું તું અર્થ સમર્થક, ઈમ મત કરજ્યો હાસું; પ્રગટ હતું તુજને પણ પહિલાં, એ હાસાનું પાસું. પ્યા૦ ૩. પરમપુરૂષ તુમે પ્રથમ ભજીને, પામ્યા ઈમ પ્રભુતાઈ; તેણે રૂપે તુમને એ ભજીયેં, તિણે તુમ હાથ વડાઈ. પ્યા૦ ૪. તુમે સ્વામી હું સેવાકામી, મુજરે સ્વામી નિવાજે; નહિ તો હઠ માંડી માંગંતાં કિણ વિધ સેવક લાજે. પ્યા૦ ૫. જોતે જોતિ મિળે મન પ્રીછો, કુણ લહુશે કુણ ભજશે; સાચી ભક્તિ તે હંસતણી પરે, ખીર નીર નય કરશે. પ્યા૦ ૬. ઓળગ કિધી જે લેખે આવી, ચરણભેટ પ્રભુ દીધી; રૂપવિબુધનો મોહન પભણે, રસના પાવન કીધી. પ્યા૦ ૭

## ૪ શ્રી અભિનંદન સ્તવન

અકળકળા અવિરૂદ્ધ, ધ્યાન ધરે પ્રતિબૂદ્ધ; આ છે લાલ અભિનંદન જિન ચંદનાજી; રોમાંચિત થઈ દેહ, પ્રગટ્યો પૂરણ નેહ; આ છે લાલ, ચંદ્ર જયું વન અરવિંદનાજી. ૧. એકો ખીણ મનરંગ, પરમપુરૂષને સંગ; આ છે લાલ, પ્રાપ્તિ હોવે સો પામીયેંજી; સુગુણ સલૂણી ગોઠ, જિમ સાકર ભરી પોઠ; આ છે લાલ, વિણ દામે વિવસાઈયેંજી. ૨. સ્વામી ગુણમણી તુજ, નિવસો મનડે મુજ; આ છે લાલ, પણ કહિયે ખટકે નહીજી; જિમ રજ નયણે વિલંગ, નીર ઝરે નિરવંગ; આ છે લાલ, પણ પ્રતિબિંબ રહે સંસહીજી. ૩. મેં જાણ્યા કેઈ લક્ષ, તારક સોળે પ્રતક્ષ; આ છે લાલ, પણ કો સાચ નાવ્યો વગેજી; મુજ બહુમિત્રી દેખ, પ્રભુ કાં મૂકો ઉવેખ; આછેલાલ, આતુર જન બહુ ઓળગેજી; ૪. જગ જોતાં જગનાથ, જિમ તિમ આવ્યા છો હાથ; આછેલાલ, પણ હવે રખે કુમયા કરોજી; બીજા સ્વારથી દેવ, તું પરમારથ હેવ; આછેલાલ, પામ્યો હવે હું પટંતરોજી. ૫. તેં તાર્યા કેઈ કોડ, તો મુજથી શી હોડ; આછેલાલ, મેં એવડો શ્યો અલેહણોજી; મુજ અરદાસ અનંત, ભવની છે ભગવંત; આછેલાલ, જાણુને શું કહેવું ઘણુંજી. ૬. સેવાફળ દયો આજ, ભોળવો કાં મહારાજ; આછેલાલ, ભૂખ ન ભાગે ભામણેજી; રૂપવિબુધ સુપસાય, મોહન એ જિનરાય; આછેલાલ ભૂખ્યો ઉમાહે ઘણેજી. ૭.

## ૫ શ્રી સુમતિજિન સ્તવન

પ્રભુજીશું બાંધી પ્રીતડી, એ તો જીવન જગદાધાર સનેહી; સાચો તે સાહેબ સાંભરે, ખીણમાંહે કોટિક વાર સનેહી. ૧. વારી હું સુમતિ જિણંદને. પ્રભુ થોડા બોલો ને નિપુણ

જનને, સંકીર્ણતા નવી થાય; શિવપદ દેવા જો સમરથ છો, તો જશ લેતાં શું જાય હો. પ્ર૦ ૫. સેવા ગુણ રંજ્યો ભવિજનને, જો તુમે કરો વડભાગી; તો તુમે સ્વામી કેમ કહાવો, નિરમમ ને નિરાગી હો. પ્ર૦ ૬. નાભિનંદન જગવંદન પ્યારો, જગગુરુ જગ જયકારી; રૂપવિબુધનો મોહન પભણે, વૃષભ લંછન બલીહારી હો. પ્ર૦ ૭.

## ૨ ઋષભદેવજિન સ્તવન

પ્રથમ તીર્થંકર સેવના, સાહિબા ઉદિત હૃદય સસનેહ; જિણંદા મોરા હે, પ્રીત પુરાતન સાંભરે, સાહિબા રોમાંચિત શુચિ દેહ. જિ૦ ૧. અગમ અલૌકિક સાહિબા, સાહિબા કાગળ પણ ન લખાય, જિ૦ અંતરગતની જે વાતડી, સાહિબા જણ જણ નેં ન કહાય, જિ૦ ૨. કોડિ ટકાની હો ચાકરી, સાહિબા પ્રાપતિ વિણુ ન લહાય, જિ૦ મનડોજી મળવાને ઉમહ્યો, સાહિબા કિમ કરી મેળો થાય જિ૦ ૩ સાહિબા દૂર થકાં પણ સાજણા, સાહિબા સાંભરે નવરંગ રીત જિ૦ પૂરવ પુન્યે પામીયેં, સાહિબા પરમપુરૂષ શું પ્રીત જિ૦ ૪. મત મત નય નયકલ્પના, સાહિબા ઇતિર ઇતિર પરિમાણ જિ૦ રૂપ અગોચર નવિ વહે, સાહિબા વિવાદ એ મહીઆણુ જિ૦ ૫.. સમ દમ શુદ્ધ સ્વભાવમાં, સાહિબા પ્રભુ તુમ રૂપ અખંડ જિ૦ ભગતિ વદિત સંલીનતા, સાહિબા એથી પ્રગટ પ્રચંડ જિ૦ ૬. કરૂણારસ સંજોગથી, સાહિબા દિઠો નવલ દિદાર જિ૦ રૂપવિબુધ કવિરાજનો, સાહિબા મોહન જય જયકાર જિ૦ ૭.

## ૨ શ્રી અજિતનાથજિન સ્તવન (૧)

ઓળગ અજિતજિણંદની, માહરે મન માની; માલતિ મધુકરની પરેં, બની પ્રીત અછાની. ૧. વારી હું જિતશત્રુ સુત તણા, સુખડાને મટકે, અવર કોઇ જાચૂં નહી, વિણુ સ્વામી સુરંગા; ચાતુક જિમ જલધર વિના, નવિ સેવે ગંગા. વા૦ ૨. એ ગુણ પ્રભુ કિમ વીસરે, સુણી અન્ય પ્રશંસા. છીલર કીણ વિધ રતિ ધરે, માનસરના હંસા. વા૦ ૩. શિવ એક ચંદ્ર કળા થકી, લહી ઇશ્વરતાઈ; અનંત કળાધર મેં ધરયો, મુજ અધિક પુન્યાઇ. વા૦ ૪. તું ધન તું મન તન તુંહી, સસનેહા સ્વામી; મોહન કહે કવી રૂપનો, જિન અંતરજામી. વા૦ ૫.

## શ્રી અજિતજિન સ્તવન (૨)

અજિત અજિત જિન અંતરજામી, અરજ કરૂં છું પ્રભુ શિર નામી; સાહિબા સસનેહી સુગુણજી, વાતડી કહું કેહી. ૧. આપણ બાળપણાના સ્વદેશી, તો હવે કિમ થાઓ છો વિદેશી સા૦ પુન્ય અધિક તુમે હુઆ જિણંદા, આદિ અનાદિ અમે તો બંદા. સા૦ ૨. તાહરે આજ મણાછે શ્યાની, તુંહિજ લીલાવંત તું જ્ઞાની; સા૦ તુજ વિણુ અન્યનેં કાં નથી ધ્યાતા, તો જો તું છે લોક વિખ્યાતા સા૦ ૩. એકનેં આદર એકનેં અનાદર, ઇમ કિમ ઘટે તુજને કરૂણાકર; સા૦ દક્ષણ વામ નયન બિહુ સરખી, કુણ ઓછી કુણ અધિકી પરખી. સા૦ ૪. સ્વામ્યતા મુજથી ન રાખો સ્વામી, શી સેવકમાં રાખો છો ખામી; સા૦ જે ન લહે સનમાન સ્વામિનો, તો તેહને કહે સહૂકો કામીનો સા૦ ૫. રૂપાતીત જો મુજથી થાશ્યો, ધ્યાશું રૂપ કરી કિહાં જાશ્યો; સા૦ જડપરિમાણું અરૂપી કહાયેં,

પરમ મહારસે, માહરો નાથ નગીનો, તેહને તે કુણ નિંદે હોરાજ, સમકિત દૃઢતા કારણે, રૂપવિબુધનો મોહન, સ્વામી સુપાસને વંદે હોરાજ. ૭.

## ૮ શ્રી ચંદ્રપ્રભુજિન સ્તવન

શ્રી શંકર ચંદ્રપ્રભુરે લો, તું ધ્યાતા જગનો વિભુરે લો; તિણે હું ઓળગે આવિઓરે લો, તુમે પણ મુજને મયા કિયોરે. લો. ૧. દીધી ચરણની ચાકરીરે લો, હું સેવું હરખે કરીરે લો; સાહિબ સાહમું નિહાલજ્યોરે લો; ભવસમુદ્રથી તારજ્યોરે લો. ૨. અગણિત ગુણ ગણવા તણીરે લો, મુજ મન હોંશ ધરે ઘણીરે લો; જિમ નભને પામ્યા પંખીરે લો, દાખે બાલક કરથી લખીરે લો. ૩. જો જિન તું છે પાસરોરે લો, કરમ તણો શ્યો આસરોરે લો; જો તુમ રાખશો ગોદમાંરે લો, તો કિમ જાશું નિગોદમરે લો. ૪ જબ તાહરી કરૂણા થઇરે લો, કુમતિ કુગતિ દૂરે ગઇરે લો; અધ્યાતમ રવી ઉગીયોરે લો; પાપ તિમિર કિહાં પૂગીઓરે લો. ૫. તુજ મૂરતી માયા જિતિરે લો; ઉવંસિ થઈ ઉઅરે વસીરે લો; રખે પ્રભુ ટાળો એક ઘડિરે લો, નિજર વાદળ છાંયડીરે લો. ૬. તાહરી ભક્તિ ભલી બનીરે લો, જિમ ઓષધિ સંજીવનીરે લો; તવ મન આણંદ ઉપનોરે લો, કહે મોહન કવિ રૂપનોરે લો. ૭.

## ૯ શ્રી સુવિધિજિન સ્તવન

અરજ સુણો એક સુવધિજિણેસર, પરમ કૃપાનિધિ તુમે પરમેસર; સાહબા સુગ્યાનિ જોવો તો વાત છે માન્યાની. કહેવાઓ પંચમચરણના ધારી, કિમ આદરી અશ્વની અસવારી. સા૦ ૧. છો ત્યાગી શિવવાસ વસો છો દૃઢરથસુત રથે કિમ બેસોછો. સા૦ આંગી પ્રમુખ પરિગ્રહમાં પડશો, હરિહરાદિકને કીણ વિધ નડશો. સા૦ ૨. ધુરથી સકળ સંસાર નિવાર્યો, કિમ ફરિ દેવ દ્રવ્યાદિક ધાર્યો. સા૦ તજી સંજગને થાશ્યો ગૃહવાસી, કુણ આશાતના તજશે ચોરાશી. સા૦ ૩. સમકિત મિથ્યા મતમેં નિરંતર, ઈમ કિમ ભાજશે પ્રભુજી અંતર. સા૦ લોક તો દેખશે તેહવું કહેશ્યે, ઈમ જિનતા તુમ કિણ વિધ રહશ્યે. સા૦ ૪. પણ હવે શાસ્ત્રગતે મતી પોહચી, તેહથી મેં જોયું ઉંડું આલોચી. સા૦ ઈમ કીધે તુમ પ્રભુતાઈ ન ઘટે, સાહમું ઇમ અનુભવ ગુણ પ્રગટે. સા૦ ૫. હય ગય યદ્યપિતું આરોપાએ, તો પણ સિદ્ધપણું ન લોપાએ. સા૦ જિમ મુગટાદિક ભૂષણ કહેવાએ, પણ કંચનની કંચનતા ન જાએ. સા૦ ૬. ભક્તની કરણી દોષ ન તુમને, અઘટિત કેહવું અજુક્ત તે અમને. સા૦ લોપાએ નહિ તું કોઇથી સ્વામી, રોહનવિજય કહે શિરનામી. સા૦ ૭

## ૧૦ શ્રી શીતલનાથજિન સ્તવન

શીતલ જિનવર સેવના, સાહેબજી, શિતલ જીમ શશીબિંબહો; સસનેહી, મૂરત માહરે મન વસી. સા૦ સાપુરીષાંશું ગોઠડી, સા૦ મોટો તે આલાલુંબ હો; સ૦ ૧. બીજુ એક મુજને નવી વીસરે, સા૦ તુમ ગુણ પરમ અનંત હો; સ૦ દેવ અવરને શ્યું કરૂં, સા૦ ભેટ થઈ ભગવંત હો. સ૦ ૨. તુમે છો મુગટ ત્રિહુ લોકના, સા૦ હું તુમ પગની ખેહહો; સ૦ તુમે છો સઘન રૂતુ મેહુલો, સા૦ હું પચ્છિમ દિસિ ત્રેહ હો. સ૦ ૩ નિરાગી પ્રભુ રિઝવું સા૦ તે ગુણ નહિ મુજ માંહિ હો; ગુરુ ગુરુતા સાહમું જુઓ, સા૦ ગુરુતા તે મૂકે નાંહિ હો. સ૦ ૪. મોટા સેતી બરોબરી, સા૦ સેવક કીણ

ઘણો, એ તો કાજ અનંત કરનાર; સ૦ ઓળગ જેહની જેવડી, ફળ તેહવો તસ દેનાર. સ૦ વા૦ ૨. પ્રભુ અતિ ધીરો લાજે ભર્યો, જિમ સિંચ્યો સુકૃતમાલ; સ૦ એકણ કરૂણાની લેહેરમાં, સુનિવાજે કરે નિહાલ સ૦ વા૦ ૩. પ્રભુ ભવસ્થિતિ પાકે ભક્તને, કોઈ કહે કિનરે પસાય; સ૦ રૂતુવિના કહો કીમ તરૂવરે, ફલ પાકીને સુંદર થાય સ૦ વા૦ ૪. અતિ ભૂખ્યો પણ શું કરે, કાંઇ બિહું હાથે ન જમાય; સ૦ હાસતણી ઉતાવળે, પ્રભુ કિણ વિધ રીઝ્યો જાય. સ૦ વા૦ ૫. પ્રભુ લખિત હોયે તો લાભીયે, મનમાન્યાને મહારાજ; સ૦ ફળ તો સેવાથી સંપજે, વિણ ખયણ ન ભાજે ખાજ. સ વા૦ ૬. પ્રભુવીસાર્યા નવિ વીસરો, સાહસું અધિક હોવે છે નેહ; સ૦ મોહન કહે કવી રૂપનો, મુજ વ્હાલો છે જિનવર એહ. સ૦ વા૦ ૭.

## ૬ શ્રી પદ્મપ્રભુજિન સ્તવન

પરમ રસ ભીનો માહરો, નિપુણ નગીનો માહરો સાહેબો; પ્રભૂ મોરા પદમપ્રભુ પ્રાણાધાર હો, જ્યોતીરમા આલિંગીને. પ્ર૦ અછક છકયો દિન રાત હો, ઓળગ પણ નવિ સાંભળે; પ્ર૦ તો શિ દરશણ વાત હો. પ૦ની૦ સા૦ ૧. નિરભય પદ પામ્યા પછે, પ્ર૦ જાણીયે ન હોવે તેહ હો; તો નેહ જાણે આગળે, પ્ર૦ અળગા તે નિસનેહ હો. પ૦ ની૦ સા૦ ૨. પદ લેહતાં તો લહ્યો વિભૂ પ્ર૦ પણ નિજ નિજ દ્રવ્ય કહાય હો; અમે સુદ્રવ્ય સુગુણ ઘણું, પ્ર૦ સહિ તો તિણે શરમાય હો. પ૦ ની૦ સા૦ ૩. તિહાં રહ્યા કરૂણા-નયણથી, પ્ર૦ જોતાં શું ઓછું થાય હો, જિહાં તિહાં જિન લાવણ્યતા, પ્ર૦ દેહલીદીપક ન્યાય હો. પ૦ પ્ર૦ ૪. જો પ્રભુતા અમે પામતા, પ્ર૦ કેહવું ન પડેતો એમ હો; જો દેસો તો જાણું અમે પ્ર૦ દરિશણે દક્ષીદ્રતા કેમ હો પ૦ પ્ર૦ ૫ હાથે તો નાવિ શકો પ્ર૦ ન કરો કોઇનો વિશ્વાસ હો; પણ ભોળવાયે જો ભક્તિથી પ્ર૦ કહેજ્યો તો શ્યાબાશ હો પ૦ પ્ર૦ ૬. કમલલંછન કીધી મયા પ્ર૦ ગુનહ કરી બગસિસ હો; રૂપવિબુધના મોહન ભણી પ્ર૦ પૂરજો સકલ જગીશ હો પ૦ પ્ર૦ ૭.

## ૭ શ્રી સુપાસજિન સ્તવન

વાલ્હા મેહ બપીયડા આંહકુળને મૃગકુળને, તિમ વળિ નાદે વાહ્લા હોરાજ, મધુકરને નવમલ્લિકા; તિમ મુજને ઘણી વાહલી, સાતમા જિનની સેવા હોરાજ. ૧. અન્ય ઉથિક સુર છે ઘણા, પણ મુજમનડું તેહથી, નાવે એકણ રાગે હોરાજ, રાચ્યો હું રૂપાતીતથી; કારણ મનમાન્યાનું શું, કાંઈ આપો હાથે હોરાજ. ૨. મૂળની ભકતે રીજશે, નહિ તો અવરની રીત; કયારે પણ નવી ખીજે હોરાજ, ઓળગડી મોંઘી થશ્યે; કંબળ હોવે ભારી, જિમ જિમ જળથી ભીજે હોરાજ. ૩. મનથી નિવાજસ નહિ કરે, જો કર ગ્રહિને લીજે, આવશે તે લેખે હોરાજ, મોટાને કેહવું કિશ્યું; પગ દોઠ અનુચરની, અંતરજામી દેખે હોરાજ. ૪. એહથી શું અધિકો અછે, આવી મનડે વસીઓ, સાહામો સુગુણ સનેહી હોરાજ, જે વશ્ય હોશ્યે આપણે; તેહને માગ્યું દેતાં, અજર રહે કહો કેહી. હો રાજ ૫. અંત પરચે વિરચ્યે નહી, નિત નિત નવલો નવલો, પ્રભુજી મુજથી ભાસે હો રાજ, એ પ્રભુતા એ નિપુણતા, પરમપુરૂષ જે જેહવી, કિહાંથી કોઈ પાસે હો રાજ, ૬. ભીનો

ટાળે કીનોજી વિ૦ ૩. પ્રસન થઈ જગનાથં પધાર્યા, મનમંદિર મુજ સુખચેજી; હું નટ નવલ વિવિધ ગતિ જાણું, ખિણએક તો લ્યો મુજરોજી વિ. ૪. ચોરાશીલખ વેષ હું આણું, કર્મ પ્રતીત પ્રમાણેજી; જે અનુભવ દાન ગમે તો, ના રૂચે તો કહો મયાણેજી. વ૦ ૫. જે પ્રભુભક્તિ વિમુખ નર જગમેં, તે ભ્રમ ભૂલ્યો ભટકેજી; સંગત તેહ ન વિગત લહીયેં, પૂજાદિકથી ચિટકેજી. વિ૦ ૬. કીજે પ્રસાદ ઉચિત ઠકુરાઈ, સ્વામી અખય ખજાનોજી; રૂપ વિબુધનો મોહન પભણે, સેવક વિનતી માનોજી. વિ૦ ૭

## ૧૪ શ્રી અનંતનાથજિન સ્તવન (૧)

અનંત જિણંદશ્યું વિનતી, મેં તો કીધી હો ત્રિકરણથી આજ; મિલતા નિજ સાહેબ ભણી, કુણ આણે હો મૂરખમન લાજ. અ૦ ૧. મુખપંકજ મન મધુકરૂ, રહ્યો લુબ્ધિહો ગુણગ્યાને લીણ; હરીહર આંવળ ફૂલજ્યોં, તે દેખ્યાં હો કિમચિત હોવે પ્રીણ આ૦ ૨. ભવ ફરીયો દરીયો તરયો, પણ કોઈહો અણુસરીઓનદીપ; હવે મનપ્રવહરણ માહરૂં, તુમપદ ભેટેહો મેં રાખ્યુંછીપ અ૦ ૩. અંતરજામી મિલ્યે થકે, ફૂહેમાહરોહો સહિ કરીને ભાગ; હવે વાહિ જાવા તણી, નથી પ્રભુજી હો કોઇ ઇહાં લાગ અ૦ ૪. પલ્લવગ્રહી રઢ લેયશુ, નહી મેળો હો જ્યારે તુમે મીટ; આતમ અંબરે જો થઈ, કીમ ઉવટે હો કરારી છીંટ. અ૦ ૫. નાયક નિજ નિવાજીયેં, હવે લાજીયેં હો કરતા રસલૂટ; અધ્યાતમ પદ આપવા, કાંઈ નહી પડે હો ખજાને ખૂટ. અ૦ ૬. જિમ તુમે તરયા તિમ તારજ્યો, શુંબેસે હો તુમને કાંઇ દામ; નહી તારો તો મુજને, તો કિમ તુમ હો તારક કહેશ્યો નામ અ૦ ૭. હુંતો જીન રૂપસ્થથી, રહું હોઇ હો અહનિશ અનુકૂળ; ચરણ તજી જઇયેં કીહાં, છે માહરી હો વાતલડીનો મૂલ. અ૦ ૮. અષ્ટાપદ પદમ કરે, અન્ય તીરથ હો જાશે જિમ હેઠ; મોહનકહે કવી રૂપનો, વિના ઉપશમ હો નવિ મૂકુ કેડ. અ૦ ૯.

## ૧૪ શ્રી અનંતજિન સ્તવન (૨)

અનંત જિણંદ અવધારીયેં, સેવકની અરદાસ જિનજી; અનંત અનંત ગુણ તુમતણા, સાંભરે શ્વાસોશ્વાસ જિ૦ ૧. સુરમણિ સમ તુમ સેવના, પામીયેં પુન્ય પંડૂર જિ૦ કિમ પ્રમાદ તણે વશે, મૂકું અધખિણ દૂર. જિ૦ ૨. ભગતિ જુગતિ મનમેં વસો, મનરંજન મહારાજ; જિ૦ સેવકની તુમને અછે, બાંહ્ય ગ્રહ્યાની લાજ. જિ૦ ૩. શ્યું મીઠા ધીઠા હિયેં, તેહનો નહિ હું દાસ; જિ૦ સાથે સેવક સંભવી, કિજે જ્ઞાન પ્રકાશ. જિ૦ ૪. જાણુને શ્યું કહેવું ઘણું, એક વચન મેલાપ; જિ૦ મોહન કહે કવિ રૂપનો, ભક્તિ મધુર જિમ દ્રાખ. જિ૦ ૫.

## ૧૫ શ્રી ધર્મનાથજિન સ્તવન.

હાંરે મારે ધર્મજિણંદશું લાગી પૂરણ પ્રીતજો, જીવલડો લલચાણો જિનજીની ઓળગેરે લો; હાંરે મુને થાશે કોઈક સમે પ્રભુ સુપ્રસન્ન જો, વાતલડી માહારીરે સવી થાશે વગેરે લો. ૧. હાંરે પ્રભુ દુરીજનનો ભંભેરયો માહારો નાથ જો, ઓળવશ્યે નહી કયારે કીધી ચાકરીરે લો; હાંરે મારા સ્વામી સરખો કુણછે દુનિયાં માંહે જો, જઇયેંરે જીમ તેહને ઘર આશ્યા કરીરે લો. ૨. હાંરે જસ સેવાસેતી સ્વારથની નહી સિદ્ધ જો,

વિષ થાય હો; સ૦ આસંગો કિમ કીજીયે સા૦ નિહાં રહિ આ લુભાય હો. સ૦ ૫. જગગુરુ કરૂણા કીજીયે, સા૦ ન લખ્યો આભાર વિચાર હો; સ૦ મુજને રાજ નિવાજશો, સા૦ તો કુણ વારણહાર હો. સ૦ ૬. ઓળગ અનુભવ ભાવથી, સા૦ જાણો જાણ સુજાણ હો; સ૦ મોહન કહે કવિ રૂપનો, સા૦ જિનજી જીવનપ્રાણ હો. સ૦ ૭.

## ૧૧ શ્રી શ્રેયાંસજિન સ્તવન

શ્રેયાંસજિન સુણો સાહેબારે; જિનજી દાસ તણી અરદાસ, દિલડે વસી રહ્યો, દૂર રહ્યાં જાણું નહિરે; પ્રભુ તુમારે પાસ. દિ૦ ૧. હાંરે મૃગને જ્યું મધુર આલાપ, દિ૦ મોરને પીંછ કલાપ; દિ૦ દૂર રહ્યા જાણે નહીરે, પ્રભુ તુમારે પાસ. દિ૦ જળ થળ મહિયલ જોવતાંરે જિ૦ ચિંતામણી ચઢયો હાથ; દિ૦ ઉણમ શી હવે માહરેરે, જિ૦ નિરખ્યો નયણે નાથ. દિ૦ ૨. ચરણે તેહને વિલંબિયેરે જિ૦ જેહથી સીઝે કામ; દિ૦ ફોકટ શું ફેરો તિહાંરે જી૦ પૂછે નહિ પિણ નામ. દિ૦ ૩ કૂડો કલીયુગ છોડિને રે, જી૦ આપ રહ્યા એકાંત; દિ૦ આપોપું રાખે ઘણુંરે, જી૦ પર રાખે તે સંત. દિ૦ ૪. દેવ ઘણા મેં દેખિયારે, જી૦ આડંબર પટરાય. દિ૦ નિગય નહિ પણ સોઢથીરે, જી૦ 'આધા પસારે પાય. દિ૦ ૫. સેવકને જો નિવાજીયેરે, જી૦ તો તિહાં શ્યાને જાય; દિ૦ નિપટ નિરાગી હોવતાંરે, જી૦ સ્વામીપણું કિમ થાય. દિ૦ ૬. મેં તો તુજને આદર્યોરે, જી૦ ભાવે તું જાણ મ જાણ; દિ૦ રૂપવિજય કવીરાયનોરે, જી૦ મોહન વચન પ્રમાણ. દિ૦ ૭.

## ૧૨ શ્રી વાસુપૂજ્યજિન સ્તવન

પ્રભુજી શ્યું લાગીહો પૂરણ પ્રીતડી, જીવન પ્રાણ આધાર; ગિરૂઆ જિનજી હોરાજ સાહેબ સુણજ્યો હો માહરી વિનતી; હરિશણ દેજ્યો દિલભરી સ્વામજી; અહો જગગુરુ સિરદાર. સા૦ ૧. ચાહીને દીજે હો ચરણોની ચાકરી, દ્યો અનુભવ અમ રાજ; ગિ૦ ઇમ નવિ કીજે હો સાહેબાજી સાંભળો, કાંઇ સેવકને શિવરાજ. ગિ૦ સા૦ ૨. ચૂપશું છાના હો સાહિબા ન બેસીયે, કોઇ શોભા ન લહેશ્યો કોઈ. ગિ૦ દાસ ઉધારો હો સાહેબાજી આપણો, જ્યું હોવે સુજશ સવાય ગિ૦ સા૦ ૩. અરૂણ જો ઉગે હો સાહેબાજી અબરે, નાસે તિમર અંધાર; ગિ૦ અવર દેવ હો સાહિબાજી કિંકરા, મિલિયો તુ દેવ મુને સાર. ગિ૦ સા ૪. અવર ન ચાહું હો સાહિબાજી તુમ છતે, જિમ ચાતુક જલધાર. ગિ૦ ખટપદ ભીનો હો સાહેબાજી પ્રેમશું, તિમ હું હૃદય મઝાર ગિ૦ સા૦ ૫. સાતરાજને હો સાહિબાજી અંતે જઈ વસ્યા, શું કરિયે તુમ પ્રીત ગિ૦ નિપટ નિરાગી હો જિનવરતું સહિ, એ તુમ ખોટી રીત ગિ૦ સા૦ ૬. દિલની જે વાતો હો કિણને દાખવું, શ્રીવાસુ પૂજ્યજિનરાય; ગિ૦ ખીજ એક આવિ હો પુંઠેજી સાંભળો, કાંઇ મોહન આવે દાય ગિ૦સા૦ ૭.

## ૧૩ શ્રી વિમલનાથજિન સ્તવન

વિમલજિણંદશું ધ્યાનવિનોદિ, મુખ છબિ શશી અવીહેલેજી; સુરવર નિરખી રૂપ અનોપમ, હજીયે નમેષ ન મેળેજી. વિ૦ ૧. વીરતુ વરાહ થઇ ધર વસુધા, એહવું કોઇક કહે છે જી; તો વરાહ લંછન મશે પ્રભુને, ચરણે શરણ રહેછે જી. વિ૦ ૨ લીલા અકળ લલિત પુરૂષોત્તમ, સિદ્ધવધુ રસ ભીનોજી; વેધક સ્વામીથી મિલવું સોહિલું, જે કોઇ

મો૦ શાં૦ ૪. અકળકળા જિનજી તણીરે જોજો, મનોહર રૂપ અમીત; મો૦ શીતલપૂરે' શોભતારે જોજો, ભગતીવછલ ભગવંત. મો૦ શાં૦ ૫ કેવલનાણ દિવાકરૂરે જોજો, સમકિત ગુણ ભંડાર; મો૦ પારેવો તેં ઉગારીઓરે જોજો, એમ અનેક ઉપગાર. મો૦ શાં૦ ૬. હું બલીહારી તાહરીરે જોજો, જિન તુમે દેવાધિદેવ; મો૦ મોહન કહે કવી રૂપનોરે જોજો, ભવોભવ દેજો સેવ. મો૦ શાં૦ ૭.

## ૧૭ કુંથુનાથજિન સ્તવન ૧

કુંથુજિણંદ કરુણા કરો, જાણી પોતાનો દાસ; સાહિબા મોરા, શું જાણી અળગા રહ્યા, જાણ્યું કે આવશે પાસ. સા૦ ૧. અજબ રંગીલા પ્યારા, અકળ અલક્ષ્મી ન્યારા; પરમ સંસનેહી માહરી વીનતી. અંતરજામી વાલ્હા, જોવો મીટ મિલાય; સા૦ ખિણ મ હસો ખિણમાં હસો, ઈમ પ્રીત નિવાહો કિમ થાય. સા૦ ૨. રૂપી હોવો તો પાલવ ગ્રહું, અરૂપીને શું કહેવાય; સા૦ કાન માંડયા વિના વારતા, કહોનેજી કેમ બકાય. સા૦ પ૦ ૩. દેવ ઘણા દુનીઆમાં અછે, પણ દિલમેળો નવિ થાય સા૦ જિણ ગામે જાવું નહિ, તે વાટ કહો શું પૂછાય. સા૦ પ૦ ૪. મુજ મન અંતર મુહૂર્ત્તનો મેં ગ્રહ્યો ચપળતા દાવ; સા૦ પ્રીતિ સમે તો જુઉ કહો, એ શો સ્વામી સ્વભાવ. સા૦ પ૦ ૫. અંતર શો મળિયાં પછે, નવિ મળિયે પ્રભુ મૂળ; સા૦ કુમયા કિમ કરવી ઘટે, જે થયો નિજ અનુકૂલ સા૦ પ૦ ૬. જાગી હવે અનુભવ દિશા, લાગી પ્રભુશું પ્રીત; સા૦ રૂપવિજય કવીરાયનો, કહે મોહન રસ રીત. સા૦ પ૦ ૭.

૨

મુજ અરજ સુણો મુજ પ્યારા, સાચી ભગતિથી કિમ રહો ન્યારારે; સનેહી મોરા, કુંથુજિણંદ કરો કરૂણા. હું તો તુમ દરિશણનો અરથી, ઘટે કિમ કરી શકે કરથીરે સ૦ થઇ ગિરૂઆ એમ જે વિમાશો, તે તો મુજને હોઅછે તમાસોરે સ૦ ૨. લલચાવિને જે કિજે, કિમ દાસને ચિત પતીજેરે; સ૦ પદ મોટે કહાવો મોટા, જિણ તિણ વાતેં ન હુઓ ખોટારે. સ૦ ૩. મુજ ભાવમહેલમેં આવો, ઉપશમ રસ પ્યાલો ચખાવોરે; સ૦ સેવકનો તો મન રીઝે, જો સેવકનું કારજ સીઝેરે. સ૦ ૪. મનમેળુ થઈ મન મેળો, અહે આવી મગ અવહેલોરે; સ૦ તુમ જાણોછો એ કરૂં લીલા, પણ અરથ સરદહે કરી સીલારે. સ૦ ૫ પ્રભુ ચરણસરોહ લેહવું, ફળ પ્રાપતી લેહણું લેવુંરે; સ૦ કવી રૂપવિબુધ જયકારી, કહે મોહન જિન બલિહારી. સ૦ ૬.

## ૧૮ શ્રી અરનાથજિન સ્તવન

અરનાથ અવિનાશી હો, સુવિલાસી ખાસી આકરી; કાંઈ ચાહું અમે નિશદીશ, અંતરાયન રાગે હો અનુરાગે કીણપરે કીજીયે; કાંઈ શુભભાવે સુજગીશ. અ૦ ૧. સિદ્ધસ્વરૂપી સ્વામી હો ગુણધામી અલખ અગોચરૂ; કાંઇ દીઠા વિણ દિદાર, કેમ પતીજે કીજે હો કેમ લીજે ફળ સેવા તણું; કાંઇ દીસે ન પ્રાણઆધાર. અ૦ ૨. જ્ઞાન વિના કુણ પેખે હો સંખેપે સૂત્રે સાંભળ્યો; કાંઈ અથવા પ્રતિમા રૂપ, સાગે જો સંપેખું હો પ્રભુ દેખું દિલભર લોયણે; કાંઈ તો મનપહુચે ચૂપ. અ૦ ૩.

હાલીરે શી કરવી તેહની ગોઠડીરે લો; હાંરે કાંઈ જુઠું ખાય તે મીઠાઈને માટે જો. કાંઈરે પરમારથ વિણ નહી પ્રીતડીરે લો. ૩. હાંરે મારે અંતરજામી જીવન પ્રાણઆધાર જો, વાયેરે નવિ જાણ્યો કલીયુગ વાયરોરે લો; હાંરે મારે લાયક નાયક ભગતવછલ ભગવંત જો, વારૂરે ગુણ કેરો સાહિબ સાયરૂ રે લો. ૪. હાંરે મારે લાગી મુજને તાહારી માયા જોર જો, અળગારે રહ્યાથી હોય ઓસંગળોરે લો; હાંરે કુણ જાણે અંતરગતની વિણ મહારાજ જો, હેજેરે હસી બોલો છાંડી આમલેરે લો. ૫ હાંરે તારે મુખને મટકે અટકયું માહરૂં મન જો, આંખડલી અણીયાળી કામણગારીઆંરે લો; હાંરે મારા નયણાં લંપટ જોવે ખીણ ખીણ તુજ જો, રાતેરે પ્રભુરૂપે ન રહે વારીઆંરે લો. ૬. હાંરે પ્રભુ અળગા તો પણ જાણજ્યો કરીને હજૂર જો, તાહરીરે બલીહારી હું જાઉ વારણેરે લો; હાંરે કવી રૂપ વિબુધનો મોહન કરે અરદાસ જો, ગિરૂઆથી મન આણી ઉલટ અતિ ઘણેરે લો. ૭.

## ૧૬ શ્રી શાંતિજિન સ્તવન

સોળમા શ્રીજિનરાજ ઓળગ સુણો અમ તણી લલના, ભગતથી એવડી કેમ કરોછો ભોળામણી લલના; ચરણે વળગ્યો જેહ આવીને થઈ ખરો, લ૦ નિપટ જ તેહથી કેણ રાખે રસ આંતરો. લ૦ ૧. મેં તુજ કારણ સ્વામી ઉવેખ્યા સુર ઘણા, લ૦ માહરી દિશાથી મેં તો ન રાખી કાંઈ મણા; લ૦ તો તુમે મુજથી કેમ અપુંઠા થઇ રહો લ૦ ચૂક હોવે જો કોય સુખે મુખથી કહો. લ૦ ૨. તુજથી અવર ન કોઇ અધિક જગતી તળે, લ૦ જેહથી ચિત્તની વૃતિ એકાંગી જઈ મળે; લ૦ દીજે દરશન વાર ઘણી ન લગાવીએ, લ૦ વાતલડી અતિ મીઠી તે કિમ વિરમાવીએ. લ૦ ૩. તું જો જળ તો હું કમળ કમળ તો હુ વાસના, લ૦ વાસના તો હું ભમર ન ચૂકું આસના; લ૦ તું છોડે પણ હુ કેમ છોડું તુજ ભણી, લ૦ લોકોત્તર કોઈ પ્રીત આવી તુજથી બની. લ૦ ૪. ધુરથી શ્યાને સમકિત દઇને ભોળવ્યો, લ૦ ખોટે હવે કિમ જાઉં દિલાસે ઓળવ્યો; લ૦ જાણી ખાસો દાસ વિમાસો છો કિશું, લ૦ અમે પણ ખિજમતમાંહિ ખોટા કિમ થાયશ્યૂં. લ૦ ૫. બીજી ખોટી વાત અમે રાચું નહી, લ૦ મેં તુજ આગળ માહારા મનવાળી કહી; લ૦ પૂરણ રાખો પ્રેમ વિમાસો શુ તમે, લ૦ અવસર લહી એકાંત વિનવીએ છીએ અમે. લ૦ ૬. અંતરજામી સ્વામી અચિરાનંદના, લ૦ શાંતિકરણ શ્રીશાંતિજી માનજ્યો વંદના; લ૦ તુજ સ્તવનાથી તન મને આણંદ ઉપન્યો, લ૦ કહે મોહન મનરંગ પંડિત કવિ રૂપનો. લ૦ ૭.

## શ્રી શાંતિનાથજિન સ્તવન. ૨

શાંતિજિણંદ સોહામણારે જો જો, સોળમા જિનરાય; મોરા સાહિબારે. ઠકુરાઈ ત્રિહુ લોકનીરે જોજો, સેવે સુર નર પાય. મો૦ શાં૦ ૧. મુખ શારદકો ચંદલોરે જોજો, હસત લલિત નિશદીશ; મો૦ આંખડી અમીઅ કચોલડીરે જોજો, પૂરવો સકળ જગીશ મો૦ ૨. આંગી અનોપમ હેમનીરે જોજો, ઝગમગ વિવિધ જડાવ. મો૦ દેખી મૂરત સુંદરૂરે જોજો, ભજે અનમિષતા ભાવ. મો૦ શાં૦ ૩. છત્રત્રય શિરશોભતારે જોજો, મહિમાનો અવતંસ; મો૦ અજૂઆળ્યો તીરથ આપણુંરે જોજો, વિશ્વસેન નૃપનોવંશ.

તુમ લહીરે લો. ૪. હો૦ જગજીવન જિનરાય જો, મુનિસુવ્રત જિન સુજરો માનજ્યો માહરોરે લો, હો૦ પય પ્રણુમી જિનરાય જો, ભવભવશરણો સાહિબ સ્વામી તાહરોરે. લો૦ ૫. હો૦ રાખશું રૂદય મઝાર જો, આપો શામળીયા દ્યો પદવી તાહરીરે; લો૦ હો૦ રૂપવિજયનો શિષ જો, મોહનને મન લાગી માયા તાહરીરે. લો૦ ૬.

## ૨૧ શ્રી નમિનાથ સ્તવન

આજ નમિનાથ રાજને કહીયે, મીઠે વચન પ્રભુ મન લહીયેરે; સુખકારી સાહેબજી, પ્રભુ છે નિપટ નિસનેહી નગીના, તો હિયડેછું સેવક આધીનારે. સુ૦ ૧. સુનિજર કરશો તો વરશો વડાઈ, સુકહીશે પ્રભુને લહાઈરે; સુ૦ તુમે અમને કરશ્યો મોટા, કુણ કહેશે પ્રભુ તુમને ખોટારે. સુ૦ ૨. નિશંક થઈ શુભ વચનો કહેશ્યો, તો જગશોભા અધિકી લહશ્યોરે; સુ૦ અમે તો રહ્યાછું તુમને રાચી, રખે આપ રહો મત ખાંચીરે. સુ૦ ૩. અમ્હે તો કિશું અંતર નવિ રાખું, જે હોવે રૂદયે તે કહી દાખુંરે; સુ૦ ગુણીજન આગળ ગુણ કહીવાયે, જેવારે પ્રીત પ્રમાણે થાયેરે. સુ૦ ૪. વિષધર ઇસ રૂદયે લપટાણો, તેહવો અમને મળ્યોછે ટાણોરે; સુ૦ નિરવહેશ્યો જો પ્રીત અમારી, કલીમાં કીરત થાશ્યે તમારીરે. સુ૦ ૫. ધૂતાઈ ચિતડે નવિ ધરશ્યો, કાંઈ અવળો વિચાર ન કરશ્યોરે; સુ૦ જિમ તિમ જાણી સેવક જાણેજ્યો, અવસર લહી સુધ લહેજ્યોરે. સુ૦ ૬. આસંગે કહીએછે તુમને, પ્રભુ દીજે દિલાસા અમનેરે; સુ૦ મોહનવિજય સદા મન રંગે, ચિત લાગ્યો પ્રભુને સંગેરે. સુ૦ ૭.

## ૨૨ શ્રી નેમનાથ સ્તવન [૧]

કાં રથવાળો હો રાજ, સાહમું નિહાળો હો રાજ; પ્રીત સંભાળોરે, વાલ્હા યદુકુળસેહરા; જીવન મીઠા હો રાજ, મત હોજો ધીઠા હો રાજ; દીઠા અલજે રે, વાહલા નિવહો નેહરા. ૧. નવ ભવ ભજ્જા હો રાજ; તિહાં શી લજ્જા હો રાજ; તજત ભજ્જારે, કંસે રણુકા વાજીયા; શિવાદેવી જાયાહો રાજ, માની લ્યો માયા હો રાજ; કિમહીક પાયારે, વાહાલા મધુકર રાજીયા. ૨. સુણી હરણીનો હો રાજ, વચન કામિનિના હો રાજ; સહી તો બીહનારે, વાહલા આધા આવતાં; કુરંગ કહાંણુા હો રાજ, ચૂકે ટાણો હો રાજ; જાણો વાહલા રે, દેખી વર્ગ વરંગનો. ૩. વિણુ ગુન્હે ચટકી હો રાજ, છાંડો માં છટકી હો રાજ; કટકી ન કીજેરે, વાહલા કીડી ઉપરે; રોસ નિવારો હો રાજ, મહેલ પધારો હો રાજ; કાંઈ વિચારોરે, વાહાલા હાણું જીમણું. ૪. એસી હાંસી હો રાજ, હોએ વિકાસી હો રાજ; જુઓ વિમાસીરે, અતિહે રોસ ન કીજીયે; આ ચિત્રશાળી હો રાજ, સેજ સુંઆળી હો રાજ; વાત હેતાળીરે, વાહલા મહારસ પીજીયે. ૫. સુગતિ વનિતા હો રાજ, સામાન્ય વનિતા હો રાજ; તજી પરિણુતારે, વાહલા કાં તમે આદરો; તુમને જે ભાવે હો રાજ, કુણ સમજાવે હો રાજ; કિમ કરી આવેરે, તાણ્યો કુંજર પાધરો ૬. વચને ન ભીનો હો રાજ, નેમ નગીનો હો રાજ; પરમ ખજાનોરે, વાહલા નાણુ અનુપનો; લત શવિ સ્વામી હો રાજ, રાજુલ પામી હો રાજ; કહે હિતકામીરે, મોહન બુધ રૂપનો ૭.

જગનાયક જિનરાયા હો મન ભાયા મુજ આવી મળ્યા; કાંઇ મહિર કરી મહારાજ, સેવક તો સસનેહી હો નિસનેહી પ્રભુ કિમ કીજીયે; કાંઈ ઇસડીઇ વહીયેરે લાજ. અ૦ ૪. ભક્તિ ગુણે ભરમાવી હો સમજાવી પ્રભુજીને ભોળવી; કાંઈ રાખું રૂદય મઝાર, તો કહજો શ્યાબાશી હો પ્રભુ ભાસી જાણી સેવના; કાંઇ એ અમચો એક તાર. અ૦ ૫. પાણી-નીરને મેલે હો કિણુ ખેલે એકંત હોયે રહૂં, કાંઈ નહિરે મિલણુનો જોગ, જો પ્રભુ દેખું નયણે હો કહિ વયણાં સમજાવું સહિ; કાંઈ તે ન મિલે સંજોગ. અ૦ ૬. મનેમેળુ કિમ રીઝે હો શ્યું કીજે અંતરાય એવડો; કાંઈ નિપટ નહેજા નાથ, સાતરાજને અંતે હો કિણુ પાખે તે આવીને મીળું કાંઇ વિટ્ટ તુમારોજી સાથ. અ૦ ૭. ઓળગ એ અનુભવની હો મુજ મનની વાતાં સાંભળી; કાંઈ કીજે આજ નિવાજ, રૂપવિબુધનો મોહન હો મનમોહન સાંભળી વીનતી; કાંઈ દીજે શીવપુર રાજ. અ૦ ૮.

## ૧૯ શ્રી મલ્લીનાથ સ્તવન

સુગુરૂ સુણી ઉપદેશ ધ્યાયો દિલમાં ધરી હો લાલ; ધ્યાયો૦ કીધી ભગતી અનંત ચવી ચવી ચાતુરી હો લાલ, ચવી૦ સેવ્યોરે વિસવાવીશ ઉલટ ધરી ઉલસ્યો હો લાલ; ઉ૦ દિઠો નવિ દિદાર કાંન કિણુહી લગ્યો હો લાલ. કાં૦ ૧. પરમેસર શું પ્રીત કહો કીમ કીજીયે હો લાલ; ક૦ નિમષ ન મેળે મીટ દોષ કિણુ દીજીયે હો લાલ. દો૦ કોણુ કરે તકસીર સેવામાં સાહીબા હો લાલ; સે૦ કીજે ન છોકરવાદ ભગત ભરમાયવા હો લાલ. ભ૦ ૨. જાણ્યું તમારૂં જાણુ પુરૂષ નાં પારખો હો લાલ, પુ૦સુગુણુ નિગુણુનો રાહ કરયો શ્યું સારીખો હો લાલ, ક૦ દીધો દીલાસો દિનદયાળ કહાવશો હો લાલ; ક૦ કરૂણારસભંડાર બિરૂદ કેમ પાળશ્યો હો લાલ. બિ૦ ૩ શ્યું નિવસ્યા તુમે સિદ્ધ સેવકને અવગણી હો લાલ; સે૦ રાખો અવિહડ પ્રીત જાવા ઘો ભોળામણી હો લાલ, જા૦ જો કોઇ રાખે રાગ નિરાગમ રાખીએ હો લાલ; નિ૦ ગુણુ અવગુણુની વાત કહી પ્રભુ ભાખીએ હો૦ ક૦ ૪. અમચા દોષ હજાર તિકે મત ભાળજ્યો હો લાલ; તિ૦ તુમે છો ચતુર સુજાણુ પ્રીતમ ગુણુ પાળજ્યો હો પ્રી૦ મલ્લીનાથ મહારાજ મ રાખો અંતરો હો૦ મ૦ ઘો દરશિણુ દિલ ધાર મિટે જ્યું ખાંતરો હો૦ મિ૦ ૫. મનમંદિર મહારાજ વિરાજે દિલ મળી હો૦ વી૦ ચંદ્રાતપ જિમ કમળ રિદય વિકસે કળી હો૦ રી૦ કવી રૂપ વિબુધ સુપસાય કરો અમ રંગરળી હો૦ ક૦ કહે મોહન કવીરાય સકળ આશા ફળી હો૦ સ૦ ૬.

## ૨૦ શ્રી મુનિસુવ્રતજિન સ્તવન

હો પ્રભુ મુજ પ્યારા ન્યારા થઇ કેઈ રીત જો; ઓળગુઆને આળાલુંબન તાહરોરે લો, હો૦ ભક્તિવછલ ભગવંત જો; આય વસો મનમંદિર સાહિબ માહરેરે લો. ૧. હો૦ ખીણુ ન વીસારૂં તુજ જો, તંબોલીના પત્રતણી પરે ફેરતોરે લો, હો૦ લાગી મુને માયા જોર જો; હિણુયરવાસી સુસાહિબ તુમને હેરતોરે લો. ૨. હો૦ તું નિસનેહી જિનરાય જો; એકપખી પ્રીતલડી કીણુપરે રાખીયેંરે લો, હો૦ અંતરગતિની મહારાજ જો; વાતલડી વિણુ સાહિબ કેહને દાખીયેંરે લો. ૩. અલખ રૂપ થઈ આપ જો; જાય વસ્યો શિવમંદિરમાંહે તું જઇરે લો, હો૦ લાધ્યો તુમારો ભેદ જો; સૂત્ર સિદ્ધાંત ગતિને સાહિબ

સાચા શ્રીજિનરાજ રે. પ્ર૦ ૫. પ્રેમ મગનની ભાવના રે, કાંઇ ભાવ તિહાં ભવ નાસ રે; પ્ર૦ ભાવ તિહાં ભગવંતછે રે, કાંઇ ઉદસ્યે આતમસાર રે. પ્ર૦ ૬. પુરણઘટાભ્યંતર ભરયો રે; કાંઇ અનુભવ અનુહાર રે. પ્ર૦ આતમ ધ્યાને ઓલખી રે, કાંઇ તરશ્યું ભવનોપાર રે. પ્ર૦ ૭. વર્દ્ધમાન મુજ વીનતી રે, કાંઈ માનજો નિશદીશ રે; પ્ર૦ મોહન કહે મનમંદિરે રે, કાંઈ વસીયો તું વિસવાવીશ રે. પ્ર૦ ૮.

શ્રી મોહનવિજયજી કૃત ચોવિશી સંપૂર્ણ.

## ૬૬ શ્રી પદ્મવિજયકૃત ચોવિશી

### ૧ શ્રી ઋષભદેવજિન સ્તવન

ઋષભ જિનેસર ઋષભ લંછન ધરૂ, ઉંચાજે સાત રાજ્યોજી; નિરલંછન પદને પ્રભુ પામીયા, શિવપુરનો સામ્રાજ્યોજી. ઋ૦ ૧. અવ્યય અચલ અચિંત અનંત છે, અશરીરી અણાહારીજી; અવિનાશી શાશ્વત સુખનો ધણી, પર પરિણતી નિવારીજી. ઋ૦ ૨. જ્ઞાન અનંત અનંત દરશનમયી, લોકાલોક સ્વભાવોજી; દેખે કર આમળ પરે પણ નહિં, રમતા જે પરભાવોજી. ઋ૦ ૩. નિજ રૂપે રમણ કરતા સદા, સાદિ અનંતહ ભાંગોજી; અવ્યાબાધ અરજ અજ જે થયા, પુદગલ ભાવ નિસંગોજી. ઋ૦ ૪. પુદગલ રહિતપણે સુખ ઉપનું, તે કિમ જીભે કહાયોજી; વરણાદિક નહી જાસ સ્વરૂપ છે, જોગાતીત જિનરાયોજી. ઋ૦ ૫. કરતા ભોક્તારે નિજ ગુણનો પ્રભુ, અવગાહી નિજ ખેતોજી; અછે અનંતા નિજ ઠામે રહ્યા, ભીડ ન કોયને દેતોજી. ઋ૦ ૬. એ જિનવર ઉત્તમ પદ રૂપ જે, પદમને અવલંબીજેજી; તો પરભાવ કરમ દૂરે કરી, ઠાકુર પદવી લીજેજી. ઋ૦ ૭.

### ૨ શ્રી અજિતનાથજિન સ્તવન

અજિત જિન તુજ મુજ અંતરો. જોતાં દીસો ન કોયરે; તુજ મુજ આતમ સારીખો, હાંરે સત્તા ધર્મથી હોયરે. અ૦ ૧. જ્ઞાન દર્શન ચરણ આદિ દેઈ, ગુણ અછે જેહ અનંતરે; અસંખ્ય પ્રદેશ વળી સારીખા, એ છે ઇણિ પરે તંતરે. અ૦ ૨. એતલો અંતર પણ થયો, હાંરે આવિરભાવં તિરોભાવરે; આવિરભાવે ગુણ નીપના, તણે તુજ રમણ સ્વભાવરે. અ૦ ૩. રાગદ્વેષાદિ વિભાગની; હાંરે પરણતી પરભાવેરે; ગ્રહણ કરતો કરે ગુણતણા, હાંરે પ્રાણી એહ તિરો ભાવેરે. અ૦ ૪. એહ અંતર પડયો તુજ થકી, હાંરે તેને મન ઘણું દુઃખરે; ભીખ માંગે કુણ ધન છતે, હાંરે છતે આહાર કુણ ભૂખરે, અ૦ ૫. તુજ અવલંબને આંતરો, હાંરે ટળે માહરે સ્વામરે; અચલ અખંડ અગુરૂ લહુ, હાંરે લહે નિરવદ્ય ઠામરે. અ૦ ૬. જે અવેદી અખેદી પણે, અલેશી ને અજોગીરે; ઉત્તમ પદ વર પદ્મનો, હાંરે થાયે ચેતન ભોગીરે. અ૦ ૭.

### ૩ શ્રી સંભવજિન સ્તવન

કર્યું જાનું કર્યું બની આવહિ, શ્રીસંભવ જિનરાજ હો મિત્ત. તુજ મુજ અંતર મોટકો, કિમ ભાસે તે આજ હો મિત્ત કર્યું૦ ૧. મુજ પ્રવર્તન જેહ છે, તે ભવવૃદ્ધિનું હેત હો મિત્ત; હું કર્તા કર્મજ તણો, કરિયે તે કર્મ ચેત હો મિત્ત. કર્યું૦ ૨. જીવ

## શ્રી નેમીનાથજિન સ્તવન [૨]

રાજુલ કહે રથ વાળો હો, નણુદીરાવીરા હઠ તજો; કાંઈ પાળો પૂરવ પ્રીત, મૂકો કિમ વિણુ ગુનહે હો; નણુદીરાવીરા વિલપતાં, કાંઇ એ શી શીખ્યા રીત. રા૦ ૧. હું તો તુમ ચરણુારીહો નણુદીરાવીરા મોજડી; કાંઈ સાંભળો આતમરામ, તો મુજને ઉવેખોહો; નણુદીરાવીરા શ્યા વતી, નહી એ સુગણુંરો કામ રા૦ ૨ પશુઆંને કરી કરૂણા હો, નણુદીરાવીરા મૂકીયા; તો મેં શી ચોરી કીધ, પશુઆંથી શ્યું હીણી હો; નણુદીરાવીરા ત્રેવડી, જે મુજને વિછોહો દીધ રા૦ ૩ એહવું જો મન ખોટું હો, નણુદીરાવીરા જો હતું; તો પાડી કાં નેહને ફંદ, ઉળઝું તે નવી સુળઝેહો; નણુદીરાવીરા મનડું, કાંઈ કોડિ મિળે જો ઈંદ્ર. રા૦ ૪. મેં તો કહો કિણુ વાતે હો, નણુદીરાવીરા દૂહવ્યા; શ્યાને રાખો છો રોષ, માહરે તો તુમ સાથે હો; નણુદીરાવીરા અલેહણું, તો કેહને દાખું રે દોષ. રા૦ ૫. તાંત ત્રટયાની પરે હો, નણુદીરાવીરા જોડીએ; કાંઇ કતુઆરીના જેમ, ઠેલીજે નહિ પાખેહો; નણુદીરાવીરા વળગતાં, કાંઈ નેહ ન ચાલે એમ. રા૦ ૬. ઇમ કહેતી વ્રત લેતીહો, નણુદીરાવીરા નેમજી; કાંઈ શિવ પહિલે કીઓ વાસ, ધન ધન તે જગમાંહેહો; નણુદીરાવીરા પ્રીતડી, કાંઈ મોહન કહે શ્યાબાશ. રા૦ ૭.

## ૨૩ શ્રી પાર્શ્વનાથજિન સ્તવન

વામાનંદ હો પ્રાણુથકી છો પ્યારા, નાહી કીજે હો નયણુ થકી ક્ષણુ ન્યારા; પુરસાદાણી શામળ વરણો, શુદ્ધ સમકિતને ભાસે; શુદ્ધ પૂંજ જિણે કીધો તેહને, ઉજવળ વરણુ પ્રકાશે. વા૦ મા૦ ૧. તુમ ચરણે વિષધર પિણુ નિરવિષ, દંશણે થાએ વિડોજા; જોતાં અમ શુદ્ધ સ્વભાવિકા ન હૂવે, એહ અમે ગ્રહ્યા છોજા. વા૦ મા૦ ૨. કમઠરાય મદ કિણુ ગિણુતિમાં. મોહ તણુા મદ જોતાં; તાહરી શક્તિ અનંતિ આગળ, કેઈ કેઈ મર ગયા ગોતાં. વા૦ મા૦ ૩. તે જિમ તાર્યાં તિમ કુણુ તારે, કુણુ તારક કહું એહવો; સાયરમાન તે સાયર સરીખો, તિમ તું પિણુ તું જેહવો. વા૦ મા૦ ૪. કિમપિન ખેસો કરૂણાકર તે, પિણુ મુજ પ્રાપ્તી અનંતી; જેમ પડે કણુ કુંજર મુખથી, કીડી બહુ ધનવંતી. વા૦ મા૦ ૫. એક આવે એક મોજાં પાવે, એક કરે ઓળગડી; નિજ ગુણુ અનુભવ દેવા આગળ, પરખે નહી તું ઘડી. વા૦ મા૦ ૬. જેહવી તુમથી માહરી માયા, તેહવી તુમે પિણુ ધરજ્યો; મોહનવિજય કહે કવી રૂપનો, પરતક્ષ કરૂણા કરજ્યો. વા૦ મા૦ ૭.

## ૨૪ શ્રી માહાવીરસ્વામીજિન સ્તવન

દુર્લભ ભવ લહી દોહલો રે, કહો તરીયે કેણુ ઉપાય રે; પ્રભુજીને વીનવું રે. સમકિત સાચો સાચવું રે, તે કરણી કિમ થાય રે પ્ર૦ ૧ અશુભ મોહ જો મેટીયે રે, કાંઈ શુભ પ્રભુને જાય રે; પ્ર૦ નિરાગે પ્રભુ ધ્યાઇયે રે, કાંઈ તો વિણુ રાગ કહાય રે. પ્ર૦ ૨. નામ ધ્યાતા જો ધ્યાઇયે રે, કાંઇ પ્રેમ વિના નવી તાન; પ્ર૦ મોહ વિકાર જિહાં તિહાં રે, કાંઇ કીમ તરીયે ગુણુધામ રે. પ્ર૦ ૩. મોહ બંધજ બંધિઓ રે, કાંઇ બંધ જિહાં નહી સોય રે; પ્ર૦ કર્મબંધન કીજીયે રે, કર્મબંધન ગયે જોય રે. પ્ર૦ ૪. તેહમાં શો પાઠ ચઢાવીયે રે, કાંઇ તુમે શ્રીમહારાજ રે; પ્ર૦ વિણુ કરણી જો તારશો રે, કાંઇ

પ૦ ૨. બારે પરખદ આગળ તું દીયે, મધુર સ્વરે ઉપદેશ; જિ૦ શર દૃષ્ટાંતે દેશના સાંભળે, નર તિરિ દેવ અશેષ. જિ૦ પ૦ ૩. રક્ત પદ્મ સમ દેહ તે તગતગે, જગ લગે રૂપે નિહાળ; જિ૦ ઝગમગે સમવસરણમાંહિ રહ્યો, પગપગે રિદ્ધિ રસાળ. જિ૦ પ૦ ૪. સુશીમા માતાએ પ્રભુને ઉર ધર્યા, પદ્મ સુપન ગુણધામ; જિ૦ ઉત્તમવિજય ગુરૂ સાહ્ય ગ્રહ્યો, પદ્મવિજય પદ્મનામ, જિ૦ પ્ર૦ ૫.

## ૭ શ્રી સુપાર્શ્વજિન સ્તવન

શ્રીસુપાસ જિણંદ તાહરું, અકલ રૂપ જણાયરે; રુપાતીત સ્વરુપવંતો, ગુણાતીત ગુણગાયરે. કયુંહિ કયુંહિ કયુંહિ. ૧. તારનારો તુંહિ કિમ પ્રભુ, હૃદયમાં ધરી લોકરે; ભવ સમુદ્રમાં તુંજ તારે, તુજ અભિધા ફોકરે. કયું૦ ૨ નીરમાં દૃતિ દેખી તરતી, જાણિયો મ્હે સ્વામરે; તે અનિલ અનુભાવ જિમ તિમ, ભવિક તાહરે નામરે. કયું૦ ૩. જેહ તનુમાં ધ્યાન ધ્યાય, તાહરૂં તસ નાશરે; થાય તનુનો તેહ કિમ પ્રભુ, એહ અચરીજ ખાસરે. કયું૦ ૪. વિગ્રહ ને ઉપશમ કરે તે, મધ્યવરતી હોયરે; તિમ પ્રભુ તુમ્હે મધ્યવરતી, કલહ તનુ શમ જોઈરે. કયું૦ ૫. તુમ પ્રમાણ અનલ્પ દીસે, તે ધરી હૃદી ભવ્યરે; ભાર વિનું જિમ શિઘ્ર તરિયે', એહ અચરિજ નવ્યરે. કયું૦ ૬. મહાપુરુષતણો જે મહિમા, ચિંતવ્યો નવિ જાયરે; ધ્યાન ઉત્તમ જિનરાજ કેરો, પદ્મવિજય તિણે ધ્યાયરે. કયું૦ ૭.

## ૮ શ્રી ચંદ્રપ્રભુજિન સ્તવન

ચંદ્રપ્રભુ જિન આઠમારે, પામ્યા પૂર્ણ સ્વભાવ; જિનવર ધ્યાવો. પૂર્ણતા મુજ પરગટ થવારે, છો નિમિત્ત નિઃપાવ. જિ૦ ૧. ધ્યાવો ધ્યાવોરે ભવિક જિન ધ્યાવો, પ્રભુ ધ્યાતાં દુઃખ પલાય; જિ૦ પરઉપાધીની પૂર્ણતારે, જાચિત મંડવ તેહ; જિ૦ જાત્યરત્ન સંપૂર્ણતારે, પૂર્ણતા શુભ દેહ જિ૦ ૨. કલ્પનાથી જે અતાત્ત્વિકીરે, પૂર્ણતા ઉદધિ કલ્લોલ; જિ૦ ચિદાનંદ ઘન પૂર્ણતારે, સ્તિમિત સમુદ્રને તોલ. જિ૦ ૩ પૂર્યમાન હાનિ લહેરે, અસંપૂર્ણ પૂરાય; જિ૦ પૂર્ણાનંદ સ્વભાવ છેરે, જગ અદ્ભૂતનો દાય. જિ૦ ૪. પૂર્ણાનંદ જિણંદનેરે, અવલંબે ધરી નેહ; જિ૦ ઉત્તમ પૂર્ણતા તે લહેરે, પદ્મવિજય કહે એહ. જિ૦ ૫.

## ૯ શ્રી સુવિધિજિન સ્તવન

સુવિધિ જિનેસર સાહિબારે, મનમોહનારે લાલ; સેવો થઇ થિર થોભરે, જગમોહનારે લાલ; સેવા નવિ હોયેં અન્યથારે, મ૦ હોયેં અથિરતાયેં ક્ષોભરે. જ૦ ૧. પ્રભુ સેવા અંબુદ ઘટારે, મ૦ ચઢી આવી ચિત્તમાંહિરે; જ૦ અથિર પવન જબ ઉલટેરે, મ૦ તબ જાયેં વિલઈ ત્યાંહિરે. જ૦ ૨. પુંશ્ચલા શ્રેયકરી નહીરે, મ૦ જિમ સિદ્ધાંત મઝારરે; જ૦ અથિરતા તિમ ચિત્તથીરે, મ૦ ચિત્ર વચન આકારરે. જ૦ ૩. અંતઃકરણે અથિરપણુરે. મ૦ જો ન ઉધર્યું મહાશલ્યરે; જ૦ તો શો દોષ સેવા તણોરે, મ૦ નવિ આપે ગુણ દિલરે. જ૦ ૪. તિણે સિદ્ધમાં પણ વાંછીઓરે, મ૦ થિરતા રૂપ ચરિત્તરે; જિ૦ જ્ઞાન દર્શન અભેદથીરે, મ૦ રત્નત્રયી ઇમ ઉત્તરે. જ૦ ૫. સુવિધિ જિન સિદ્ધિ વર્યારે, મ૦ ઉત્તમ ગુણ અનૂપરે; જ૦ પદ્મવિજય તસ સેવથીરે, મ૦ થાયેં નિજ ગુણ ભૂપરે. જ૦ ૬.

ઘાતાદિ કારણે કરી, કરણ કારક ઈમ હોય હો મિત્ત; અક્ષય પંચ પેષક સદા, કારક સંપયાણ જોય હો મિત્ત. કર્યું૦ ૩. ઇમ મનુજનો ભવભલો, હારીને સુણજે સ્વામી હો મિત્ત; નરક નિગોદ વિષે ગયો, ખટકારક મુજ નામ હો મિત્ત કર્યું૦ ૪. તે વિપરીત એ સાધિયા, તું કરતા શિવ ઠાણ હો મિત્ત; કરિયે તે કારક કર્મ છે. શુભ સેવન કરણેણ હો મિત્ત. કર્યું૦ ૫. દેઈ ઉપદેશ ભવિ લોકને, દીધો કર્મને ત્રાસ હો મિત્ત; કર્મ થકી અલગો થયો, સિદ્ધિ વિષે ગયો ખાસ હો મિત્ત કર્યું૦ ૬ ઈમ તુજ મુજ અંતર પડયો, કિમ ભાજે ભગવંતહો મિત્ત, પણ જાણું તાહરિ પરે, સાધતાં ભાજશે તંત હો મિત્ત. કર્યું૦ ૭.-તવ કર્તાં નિજ આથિનો, ભોક્તા પણ તસ થાય હો મિત્ત; તુજ મુજ અંતર સવિ ટળે, સવિ મંગલિક બની આય હો મિત્ત કર્યું૦ ૮ અજરામર તસ સુખ હોયે, વિલસે અનંતી રિદ્ધિ હો મિત્ત; ઉત્તમ ગુરૂ સેવા લહે, પદ્મવિજય ઇમ સિદ્ધિ હો મિત્ત કર્યું૦ ૯.

## ૪ શ્રી અભિનંદન જિન સ્તવન

તુમ્હે જોજ્યો જોજ્યો રે, વાણીનો પ્રકાશ તુમ્હે જોજ્યો જોજ્યો રે, ઉઠે છે અખંડ ધ્વનિ, જોજને સંભળાય; નર તિરિય દેવ આપણી, સહુ ભાષા સમજી જાય તુ૦ ૧. દ્રવ્યાદિક દેખી કરીને, નય નિખેપે જુત્ત; ભંગ તણી રચના ઘણી, કાંઈ જાણે સહુ અદ્ભુત તુ૦ ૨. પય સુધાને ઈક્ષુવારિ, હારી જાયે સર્વ; પાખંડી જન સાંભળીને, મૂકી દીયે ગર્વ. તુ૦ ૩. ગુણ પાંત્રીશ અલંકારી, અભિનંદન જિન વાણી; શંસય છેદે મન તણા, પ્રભુ કેવલજ્ઞાને જાણી. તુ૦ ૪. વાણી જે નર સાંભળે, તે જાણે દ્રવ્ય ને ભાવ; નિશ્ચય ને વ્યવહાર જાણે, જાણે નિજ પર ભાવ. તુ૦ ૫. સાધ્ય સાધન ભેદ જાણે, જ્ઞાન ને આચાર; હેય જ્ઞેય ઉપાદેય જાણે, તત્ત્વાતત્ત્વ વિચાર. તુ૦ ૬. નરક સરગ અપવર્ગ જાણે, થિર વ્યય ને ઉત્પાદ; રાગ દ્વેષ અનુબંધ જાણે, ઉછરંગને અપવાદ. તુ૦ ૭. નિજ સ્વરૂપને ઓળખીને, અવલંબે સ્વરૂપ; ચિદાનંદ ઘન આતમ તે, થાયે જિન ગુણ ભૂપ. તુ૦ ૮. વાણીથી જિન ઉત્તમ કેરા, અવલંબે પદ પદ્મ; નીમા તે પરભાવ તજીને પામે શિવપુર સદ્મ તુ૦ ૯.

## ૫ શ્રી સુમતિજિન સ્તવન.

પંચમ જગપતિ વંદિયે, સાહેલડીયાં; સુમતિ જિનેસર દેવ, ગુણવેલડીયાં; સુમતિતણો દાયક પ્રભુ, સા૦ એહ સેવો નિતમેવ. ગુ૦ ૧. એહને જનમ મરણ નહિ સા૦ આર્તધ્યાન નવિ હોય; ગુ૦ દુરગતિ સનમુખ નવિ હોયે, સા૦ ભવદુઃખ સામું ન જોય. ગુ૦ ૨. રોગ શોગ નવિ એહને, સા૦ નહિ એહને સંતાપ; ગુ૦ એહની કરો ઉપાસના, સા૦ જાયે જેહથી પાપ. ગુ૦ ૩. આઠ કરમ દળ છેદીને, સા૦ પામ્યા અવિચળ રાજ્ય; ગુ૦ રત્નત્રયી પ્રગટ કરી, સા૦ સુખ વિલસે નિત પ્રાજ્ય. ગુ૦ ૪ જિન ઉત્તમ પદ પદ્મને, સા૦ સેવ્યે સુખ નિરધાર; ગુ૦ જેહથી અક્ષયપદ લહે; સા૦ અવ્યાબાધ ઉદાર ગુ૦ ૫.

## ૬ શ્રી પદ્મપ્રભુજિન સ્તવન

પદ્મ જિનેસર પદ્મ લંછન ભલું, પદ્મની ઓપમ દેવાય; જિનેસર. ઉદક ને પંકમાંહિ જે ઉપનું, ઉદક પંકે ન લેપાય. જિ૦ પ૦ ૧. તિમ પ્રભુ કર્મ પંકથી ઉપના, ભોગ જળે વધ્યા સ્વામી; જિ૦ કર્મભોગ મ્હેલી અલગા રહ્યા, તેહને નમું શિર-નામી જિ૦

## ૧૩ શ્રી વિમલજિન સ્તવન

વિમલ જિનેસર વયણ સુણીને, વિમલતા નિજ ઓલખાણીરે; પુદ્ગલ તત્ત્વાદિક ભિન્ન સત્તા, સિદ્ધ સમાન પિછાણીરે. વિ૦ ૧. પુદ્ગલ સંગથી પુદ્ગલમય, નિજ ખીર નીર પેરે અપ્પારે; એતા દિન લગે એહિજ ભ્રાંતિ, પુદ્ગલ અપ્પા થપ્પારે. વિ૦ ૨. માનું અબ મેં વાણી સુણીને, નિજ આતમ રિદ્ધિ પાઇરે; ગૃહ અંતરગત નિધિ બતલાવત, લહે આણંદ સવાઇરે. વિ૦ ૩. અપ્પા લહ્યો તું દેહને અંતર, ગુણ અનંત નિધાનરે; આવારક આચાર્ય આવરણ, જાણ્યા લેઅ સમાનરે. વિ૦ ૪. સિદ્ધ સમાન વિમલતા નિજ તે, કરવા પ્રગટ સ્વભાવરે; વિમલ જિન ઉત્તમ આલંબન, પદ્મવિજય કરે દાવરે. વિ૦ ૫.

## ૧૪ શ્રી અનંતજિન સ્તવન

અનંતજિન જ્ઞાન અનંતતાજી, મુજથી કેમ કહેવાય; અનંત આગમ માંહિ બોલિઆજી, એ પટ પયઠ્ઠ જિનરાય. અ૦ ૧. જીવ પુદ્ગલ સમય એ ત્રિહુંજી, દ્રવ્ય પરદેશ પર્યાય; થોડલા જીવ પુદ્ગલ તિહાંજી, અનંતગુણા ઠહરાય. અ૦ ૨. અનંતગુણ તેજસ એક છેજી, અનંતગુણ કર્મણ તાસ; બંધ ને મુક્ત ભેગા વળીજી; તિણે અનંતગુણી રાશ. અ૦ ૩. અનંતગુણ સમય તેહથી કહ્યાજી, સાંપ્રતસમય સહુમાંહિ; વ્યાપીઓ તિણે તેહથી વળીજી, દ્રવ્ય અધિકા કહ્યા ત્યાંહિ અ૦ ૪. જીવ પુદ્ગલાદિ પ્રક્ષેપથીજી, થાએ અધિકા એમ તેહ; છે પરદેશ અનંત ગુણાજી, નભ પરદેશે ઠરી એહ. અ૦ ૫. શ્રેણિ અનાદિ અનતનોજી, થાય ઘન નભ પરદેશ; કાળનો તે ઘન નવિ હોયેંજી, તિણે અનતગુણ પરદેશ. અ૦ ૬. તેહથી અનંતગુણ પજ્જવાજી, અગુરૂ બહુ પજ્જય અનંત; એક પરદેશી વિષે ભાખિઆજી, થાય સમુદાય કરંત. અ૦ ૭. અનંતજિન કેવલજ્ઞાનમાંજી, દેખતા નિતુ પરતક્ષ; જિનવર ઉત્તમ મહેરથીજી, પદ્મને પણ હોય લક્ષ. અ૦ ૮.

## ૧૫ શ્રી ધર્મજિન સ્તવન

શ્રી ધર્મ જિનેસર દેવા, બીજાની ન કરૂં હેવા હો; સાહિબ અરજ સુણો. તે તો કાચશકલના જેહવા, તું ચિંતામણી દુઃખ હરેવા હો. સા૦ ૧. તે નવિ લહ્યા આપે ધર્મ, તસ સેવા કિમ દિયે શર્મ હો; સા૦ તું તો ધર્મતણો અધિકારી, ધર્મીજનને સુખકારી હો. સા૦ ૨. નિજ જેહ જેહ અનંતા ધર્મ, કર્યા પરગટ છંડી કર્મ હો; સા૦ મુજ પણ જેહ ધર્મ અનંતા, પ્રગટ કરવા કરૂં ચિંતા હો. સા૦ ૩. તસ તું પ્રભુ કારણ મિત્રિઓ, હવે તરીગે ભવજલ દરિઓ હો; સા૦ તુજ મૂર્તિ સૂરતમાંહિ, મનોહર દીઠી ઉછ્રંહિ હો. સા૦ ૪. તેહથી તુજ પ્રત્યય આવ્યો, જિન ઉત્તમ ભાવે ભાવ્યો હો; સા૦ કહે પદ્મવિજય પ્રભુ સેવા, કરવા અક્ષયપદ લેવા હો. સા૦ ૫.

## ૧૬ શ્રી શાંતિનાથજિન સ્તવન

હાંરે મ્હારે શાંતિ જિનેસર અલવેસર આધારજો, લેઇ દીક્ષા દિયે શિક્ષા ભવિ જન લોકને રેલો; હાં૦ પામી જ્ઞાન ધરી શુભ ધ્યાન અનંતજો, ત્રણ ભુવન અજુવાળે ટાળે શોકને રેલો. ૧. હાં૦ શૈલેશીમાં થઇ અલેશી સ્વામિજો, નિજ સત્તાનો ભોગી ભોગી

## ૧૦ શ્રી શીતલજિન સ્તવન

શીતલ જિનપતિ સેવીયે એ, શીતલતાનો કંદ; સાહિબ શિવસુખકરૂ એ; પ્રતિ પ્રદેશ અનંત ગુણા એ, પરગટ પુરણાનંદ. સા૦ ૧. એક પ્રદેશે નભ તણે એ, દેવ સમૂહ સુખ વ્યાપિ; સા૦ ત્રણ કાલ ભેલું કરી એ, અસત કલ્પનાયેં થાપિ. સા૦ ૨. ઈમ આકાશ પ્રદેશ જે એ, લોકાલોકના તેહ; સા૦ થાપતાં સંપૂર્ણ હોઈ એ, અનંત ગુણ યેંમ એહ. સા૦ ૩. તે સુખ સમુહ તણો વળી એ, કીજે વર્ગ ઉદાર; સા૦ તેહનો વર્ગ વળી કરો એ, યેંમ વર્ગ કરો વારંવાર. સા૦ ૪. અનંત વર્ગ વર્ગે કરી એ, વર્ગંત સુખ સમુદાય; સા૦ અવ્યાબાધ સુખ આગળે એ, પણ અતિ ઉણુમ ગાય. સા૦ ૫. મ્લેછનગર ગુણ કમિ કહે એ, અન્ય મ્લેછપુર તેહ; સા૦ તિમ ઓપમ વિણ કિમ કહું એ, શીતલજિન સુખ જેહ. સા૦ ૬. આવશ્યક નિર્યુક્તિએ, ભાખ્યો એ અધિકાર; સા૦ કરતાં સિદ્ધિભણી તિહાંએ, ઉત્તમ અતિ નમસ્કાર. સા૦ ૭. યેંમ અનોપમ સુખ ભોગવો એ, જિન ઉત્તમ મહારાજ; સા૦ તે શીતલ સુખ જાચીયેં એ, પદ્મવિજય કહે આજ. સા૦ ૮.

## ૧૧ શ્રી શ્રેયાંસજિન સ્તવન

શ્રી શ્રેયાંસ જિણંદની, અદભુતતા ન કહાય; મોહન. સંજમ ગ્રહી કેવલ લહિ. શૈલેશીયે સુહાય. મોહન. શ્રી શ્રેયાંસ૦ ૧ શુષિર પૂરણથી હીનતા, યોગ નિરોધને કાળ; મો૦ હોય ત્રિભાગ અવગાહના, વિછંડી કર્મજંજાળ મો૦ શ્રી૦ ૨. વાચ્ય નહી સંઠાણથી, તેણે અનિશ્ચિત સંઠાણ; મો૦ પ્રદેશાંતર ફરસ્યા વિના, પામ્યા લોઅગ ઠાણ મો૦ શ્રી૦ ૩. પ્રથમ સમય અનંતર કહ્યા, પછે પરંપર સિદ્ધ; મો૦ વેત્તા સવિ જગ ભાવનો, પણ કોઈ પયથે ન ગિદ્ધ. મો૦ શ્રી૦ ૪. ચિદાનંદ નિત ભોગવો, સાદિ અનંત સ્વરૂપ; મો૦ જન્મ જરા મરણે કરી, નવિ પડવું ભવ કૂપ. મો૦ શ્રી૦ ૫. મોહક્ષયી પણ તાહરા, ગુણ ગાવા સમરથ; મો૦ પણ જ્યું શિશુ સાગર મવે; વિતરણ કરી નિજ હથ્થ. મો૦ શ્રી૦ ૬. તેણે જિનવર ઉત્તમ પ્રતે; વિનતી કરીયેં એહ; મો૦ નિજ પદ પદ્મ સેવક ભણી, દીજે શિવસુખ જેહ. મો૦ શ્રી૦ ૭.

## ૧૨ શ્રી વાસુપૂજ્યજિન સ્તવન

વાસવ વંદિત વંદિએજી, વાસુપૂજ્ય જિનરાય; માનું અરૂણ વિગ્રહ કર્યોજી, અંતર રિપુ જયકાર. ગુણાકર અદભૂત ત્હારીરે વાત, સુણતાં હોય સુખ શાંત. ગુ૦ ૧. અંતર રિપુ ક્રમ જય કર્યોજી, પામ્યો કેવલજ્ઞાન; શૈલેશી કરણે ઠર્યાજી, શેષ કરમ શુભ ધ્યાન. ગુ૦ ૨. બંધન છેદાદીક થકીજી, જઇ ફરસ્યો લોકાંત; જિહાં નિજ એક અવગાહનાજી, તિહાં ભવ મુક્ત અનંત ગુ૦ ૩. અવગાહના જે જે મૂળ છેજી, તેહમાં સિદ્ધ અનંત; તેહથી અસંખ્ય ગુણા હોયેંજી, ફરસિત જિન ભગવંત; ગુ૦ ૪. અસંખ્ય પ્રદેશ અવગાહનાજી, અસંખ્ય ગુણ તિણે હોય; જ્યોતિમાં જ્યોતિ મિલ્યા કરેજી, પણ સંકીર્ણ ન કોઈ. ગુ૦ ૫. સિદ્ધ બુદ્ધ પરમાતમાજી, આધિ વ્યાધિ કરી દૂર; અચલ અમલ નિઃકલંક તુંજી, ચિદાનંદ ભરપૂર. ગુ૦ ૬. નિજ સ્વરૂપમાંહિ રમેજી, ભેળા રહત અનંત; પદ્મવિજય તે સિદ્ધનુંજી, ઉત્તમ ધ્યાન ધરંત. ગુ૦ ૭.

પ્રકાશક ભાસક દિનમણીરેલો; સા૦ ધર્મ અનંતા સુખ દેતાં પ્રગટ થયોરેલો, સા૦ વસ્તુ સર્વ પર્યંવસ ભાખી જિન ગયારેલો. ૧. સા૦ યુગ પદભાવી ને ક્રમ ભાવિ પર્યંવ કહ્યો રેલો; સા૦ જ્ઞાનાદિક યુગ પદ ભાવી પણે સંગ્રહ્યારેલો; સા૦ નવ જીર્ણાદિક થાય તે ક્રમ ભાવી સુણોરેલો, સા૦ શબ્દ અરથથી તે પણ દ્વિવિધ પરે સુણોરેલો. ૨. સા૦ ઈંદ્ર હરિ ઈત્યાદિક શબ્દ તણા ભલારેલો, સા૦ જે અભિલાષ નહિ અર્થ પર્યંવ કળારેલો; સા૦ તે પણ દ્વિવિધ કહી જે સ્વ પર ભેદે કરીરેલો, સા૦ તે પણ સ્વભાવિકે આપેક્ષિકથી વરીરેલો. ૩. સા૦ સર્વ અતીત અનાગત સાંપ્રત કાળથીરેલો, સા૦ ઈત્યાદિક નિજ બુદ્ધે કરો સાંભાળથીરેલો; સા૦ સમકાળે ઇમ ધર્મ અનંતા પામીયેરેલો, સા૦ તે સવિ પરગટ ભાવથી તુમ્હ શિર નામીયેરેલો. ૪. સા૦ ષટ દ્રવ્યના જે ધર્મ અનંતા તે સવેરેલો, સા૦ નહિ પરછન્ન સ્વભાવ અભાવ મુજ સંભવેરેલો; સા૦ પુષ્ટાલંબન ઇંહિ પ્રગટ પણે પામીયો રેલો, સા૦ હું પણ હવે તુજ રીતે થવાને કામીયો રેલો. ૫. સા૦ મલ્લિનાથ પરે હસ્તીમલ્લ થઈ ઝુઝશુ રેલો, સા૦ જ્યું ષડ મિત્રને બૂઝવ્યા તિમ અમે બૂઝશું રેલો; સા૦ તસ પરે ઉત્તમ શિષ્યને મહેરથી નિરખીયે રેલો, સા૦ પદ્મવિજય કહે તો અમ્હે ચિત્તમાં હરખીયે રેલો. ૬.

## ૨૦ શ્રી મુનિસુવ્રતજિન સ્તવન

પદ્માનંદન વંદન કરીયે નિત્યજો, સ્યાદ્વાદ શૈલી જસ અભિધા સુચવેરે; લોકાલોકને જાણે તિણે મુનિ હોયજો, એ ગુણથી મુજ મનમાં હઠથી રુચવેરે. ૧. મત્યાદિક ચઉ નાણુ અભાવથી જાસજો, કેવલજ્ઞાન તે સૂર્ય ઉગ્યો જેહનેરે; કટ વિવરે કરી સૂરજ કિરણે પ્રકાશજો, મેઘાંતરથી આવ્યો જન કહે તેહનેરે. ૨ વાતાયન પર મુખનો કહે ઇણિ પરકાશજો, પણ સૂરજનો નવિ કહે ઇણિ પરે જાણિયેરે; કેવલજ્ઞાન પ્રકાશે ક્ષયોપશમ નામજો, મત્યાદિકથી ભવિ જન મનમાં આણિયેરે. ૩. વાતાયન પરમુખ કીધા સવિ દૂરજો, તવ કહેવાય સૂરજનો પરકાશ છેરે; તિમ આવરણ ગયાથી ઇમ કહેવાયજો, કેવલજ્ઞાને ત્રણ ભુવન આભાસ છેરે. ૪. અથવા સૂરજ ઉગે પણ નવિ જાયજો, ગ્રહણ તારા પણ પરવર્ત્તન તસ નથીરે; તિણી પરે સત્તા મત્યાદિકની જાણજો, પણ પરવર્ત્તન નહિ તસ કેવલજ્ઞાનથીરે. ૫. ઉત્તમ વ્રત પાળ્યાથી સુવ્રત નામજો, જ્ઞાનક્રિયાથી ઇમ નામે જેહને પામીયેરે; જ્ઞાનક્રિયાની મોક્ષ હોય નિરધારજો, તે સાધી શિવ પામ્યા તુમ્હ શિર નામિયેરે. ૬. જ્ઞાનમાંહિ દર્શન તે અંતર ભૂતજો, સાધનરૂપ ટળીને સાધ્ય પણે થઈરે; રત્નત્રયી જિનવર ઉત્તમ ને નિત્યજો, પદ્મવિજય કહે ભજતાં આપદ સવિ ગઈરે ૭.

## ૨૧ શ્રી નમિનાથજિન સ્તવન

નિત નમીયે નમિ જિનવરૂરેજો, જે એક અનેક સ્વરૂપજો; નિત્ય અનિત્ય પણે વળીજો, જેહના ગુણ અતિ અદ્ભૂતજો. નિ૦ ૧. અવયવી અવયવ રૂપ છેજો, જે અસ્તિ નાસ્તિ સ્વભાવજો; વળી ગુણાતીત ને જે ગુણીજો, રૂપાતીત સ્વરૂપી ભાવજો. નિ૦ ૨. વ્યય ઉત્પત્તિ ધ્રુવ જેહ છેજો, જે વેદી અવેદી વિચારજો; ભિન્ન અભિન્ન પણે કરીજો, નિત્ય ભોગવે સુખ શ્રીકારજો. નિ૦ ૩. કર્ત્તા અકર્ત્તા જેહ છેજો, વળી ભોક્તા અભોક્તા

નહી કેહા રેલો; હાં૦ ગુણ એકત્રીશ જગીશ અતિ અદભૂત જો, પ્રગટ થયા અવગુણ ગયા સવિ સાહિ સહા રેલો ૨. હાં૦ ગત આકાર શ્રીકાર સ્વરૂપ ગુણ પાંચ જો, વરણવિ ચિત્ત અતીતથી ગુણ પણ પામીયા રેલો; હાં૦ હોય ગંધ સંબંધ ટળ્યાથી હોય જો, અરસ સરસથી ગુણ રસ પણ પ્રભુ પામીયા રેલો. ૩. હાં૦ ફરસ આઠના નાસથી ગુણ લહ્યા અષ્ટ જો, ત્રણ વેદનો ખેદ પ્રભુ દૂરે કર્યો રેલો; હાં૦ અશરીરી અસંગિ વળી અરૂહ જો, એકત્રીસ ગુણ વરીઓ ભવહરીઓ નિસ્તર્યો રેલો. ૪. હાં૦ પામ્યા સિદ્ધ સરૂપ અનૂપ જિણંદ જો, તિમ સેવકના કારક તારક ભવતણા રેલો; હાં૦ જિન ઉતમ વર ગુણ ભર પદકજ નિત્ય જો, પદ્મવિજય કહે ભાવે ભાવે ભવિ જના રેલો. ૫

## ૧૭ શ્રી કુંથુજિન સ્તવન

જિનજી મોરારે, રાતદિવસ નિત સાંભરેરે; દેખી તાહરૂં રુપ લાલ, લાલ ગુલાલ આંગી બનીરે. તુજ ગુણ જ્ઞાનથી માહરૂં રે. જાણ્યું શુદ્ધ સ્વરુપ લાલ. લા૦ જિ૦ ૧. તેજ સ્વરુપને સાધવારે, કીજે જિનવર સેવ લાલ; દ્રવ્ય ભાવ દુ ભેદથીરે, દ્રવ્યથી જિમ કરે દેવ લાલ. લ૦ જિ૦ ૨. મોગર માલતી કેવડોરે, લ્યો મ્હારા કુંથુજિનને કાજ લાલ; લાખેણુંરે ટોડર કરીરે, પૂજો શ્રી જિનરાજ લાલ. લા૦ જિ૦ ૩. કેસર ચંદન ધૂપણુંજે, અક્ષત નૈવેદ્યનીરે લાલ; દ્રવ્યથી જિનની પૂજા કરોરે. નિરમલ કરીને શરીર લાલ. લા૦ જિ૦ ૪. દ્રવ્યથી ઈમ જિન પૂજા કરીરે,- ભાવથી રુપાતીત સ્વભાવ લાલ; નિઃકર્મા ને નિઃસંગતારે, નિઃકામી વેદ અભાવ લાલ. લા૦ જિ૦ ૫ આવરણ સવિ થયાં વેગળાંરે, ઘાતી અઘાતી સ્વરુપ લાલ; બંધ ઉદય ને સત્તા નહિરે, નિજ ગુણના થયા ભૂપ લાલ. લા૦ જિ૦ ૬. મુજ આતમ તુજ સારીખોરે, કરવાંને ઉજમાળ લાલ; તે જિન ઉત્તમ સેવથીરે, પદ્મને મંગળમાળ લાલ. લા૦ જિ૦ ૭.

## ૧૮ શ્રી અરનાથજિન સ્તવન

શ્રી અરનાથજિન સાંભળો, સેવકની અરદાસ; ભવ અટવિ માંહિ હું ભમ્યો, બંધાણો મોહપાસ. શ્રી૦ ૧. મોહરાયના રાજ્યમાં, બહોળું કટક જણાય; મિથ્યા મહેતો હિતાં અછે, મંત્રી કુબુદ્ધિ કહાય. શ્રી૦ ૨ અભંગા સિપાઇ અતિ ઘણા, કહેતાં નાવે પાર; તો પણ અધિકારી તણા, નામ કહું નિરધાર શ્રી૦ ૩. ક્રોધ માયા લોભ માન તે, મૂકે ન માહરો સંગ; મુજ પણ તે છે વાલ્હા, નવિ મૂકું રંગ. શ્રી૦ ૪. રાગ દ્વેષ દોય મલ્લ વળી, બાંધ્યા બાંહિ મરોડ; હવે પ્રભુ તુમ્હ આગળ રહી, વિનતી કરૂં કર જોડ શ્રી૦ ૫. બંધનમાંહિથી છોડવો, ઉતારો ભવ પાર; હરિ હર દેવ સેવ્યા ઘણા, નાવ પામ્યો હું સાર. શ્રી૦ ૬. સહસ વદન ન સ્તવી શકે, તુજ ગુણ આગમ અપાર; જિમ રયણાકર રત્નનો; નાવે વિલસે પાર. શ્રી૦ ૭. આચારિજ પંડિત ઘણા, સત્યવિજય ગુરૂ રાય; કપૂરવિજય તસ પાટવી, ભવિજનને સુખ દાય શ્રી૦ ૮. ખિમાવિજય તસ પાટવી, જિનવિજય સુપસાય; પંડિત ઉત્તમવિજયને, પદ્મવિજય ગુણગાય શ્રી૦ ૯.

## ૧૯ શ્રી મલ્લિજિન સ્તવન

સાહિબા મલ્લિ જિનેસર નાથ અનાથ તણો ધણીરેલો, સા૦ વસ્તુ સ્વભાવ

અતિશય પાયારે. વી૦ ૬. શૈલેશીમાં કર્મ જલાયા, જીત નિસાણ વજાયારે; પંડિત ઉત્તમવિજય પસાયા, પદ્મવિજય ગુણ ગાયારે. વી૦ ૭.

## ૬૭ શ્રી જિનવિજય કૃત ચોવિશી

### ૧ શ્રી ઋષભદેવજિન સ્તવન

પ્રથમ જિણેસર પૂજવા, સહિયર મ્હારી અંગ ઉલટ ધરી આવી હો; કેસર ચંદન મૃગમદે, સ૦ સુંદર આંગી બનાવી હો. ૧. સહજ સલુણો મ્હારો, શમસુખલીનો મ્હારો; જ્ઞાનમાં ભીનો મ્હારો સાહિબો, સહિયર મ્હારી જયો જયો પ્રથમ જિણંદ હો. ધન્ય મરૂદેવી કુખને સ૦ વારી જાઉં વાર હજાર હો; સર્ગ શિરોમણીને તજી, સ૦ જિહાં પ્રભુ લીએ અવતાર હો. સહ૦ ૨. દાયક નાયક જન્મથી, સ૦ લાજ્યો સુરતરૂ વૃંદ હો; યુગલા ધરમ નિવારણો, સ૦ જે થયો પ્રથમ નરિંદ હો. સહ૦ ૩ લોકનીતિ સહુ શીખવી, સ૦ દાખવા મુક્તિનો રાહ હો; રાજ્ય ભળાવી પુત્રને, સ૦ થાપ્યો ધર્મ પ્રવાહ હો. સહ૦ ૪. સંયમ લેઇ સંચર્યો, સ૦ વરસ લગે વિણ આહાર હો; શેલડી રસ સાટે દીઓ, સ૦ શ્રેયાંસને સુખ સાર હો. સહ૦ ૫ મોટા મહંતની ચાકરી, સ૦ નિષ્ફળ કદિય ન થાય હો; મુનિપણે નમિ વિનમી કર્યા, સ૦ ખિણમાં ખેચર રાય હો. સહ૦ ૬. જનનીને કીઓ ભેટણો, સ૦ કેવળરત્ન અનૂપ હો; પહિલી માતા મોકલી, સ૦ જોવા શિવવહુ રુપ હો. સહ૦ ૭. પુત્ર નવાણું પરિવર્યો, સ૦ ભરતના નંદન આઠ હો; આઠ કરમ અષ્ટાપદે, યોગનિરોધે નાઠ હો. સહ૦ ૮. તેહનો બિંબ સિદ્ધાચલે, સ૦ પૂજે પાવન અંગ હો; ક્ષમાવિજય જિન નિરખતાં, સ૦ ઉછળે હરખ તરંગ હો. સહ૦ ૯.

### ૨ શ્રી અજિતજિન સ્તવન

જીવડા વિષમ વિષયની હેવા, તુજ કાંઈ જાગે હજી કાંઈ જાગે; જીવડા અકળ સરુપ અજિત જિન નિરખ્યો, પરખ્યો પૂરણ લાગે. જી૦ ૧ સરસ સુકોમળ સુરતરૂ પામી, કંકટ બાઉળ માગે; ઐરાવત સાટે કુણ મૂરખ, રાસભ પુંઠે લાગે. જી૦ ૨. ઘોર પહાડ ઉજાડ ઓલંઘી, આવ્યો સમકિત માગે; તૃષ્ણાએ સમતારસ વિગડે, કુલ ઉદક જિમ કાગે. જી૦ ૩. જિમ કોઈક નર જાન લેઇને, આવ્યો કન્યા રાગે; સરસ આહાર નિંદ્રાભર પોઢ્યો, કરડ્યો વિષયા નાગે. જી૦ ૪. વિજયા નંદન વયણ સુધારસ, પીતાં શુભમતી જાગે; પાંચે ઇંદ્રિય ચપલ તુરંગમ, વશ કરી જ્ઞાન સુવાગે. જી૦ ૫. ક્ષમાવિજય જિન ગુણ કુસુમાવલી, શોભિત ભક્તિ પરાગે; કંઠ આરોપી વિરતી વિનતા, વરી કેસરીએ વાગે. જી૦ ૬.

### ૩ શ્રી સંભવજિન સ્તવન

સુખકારક હો શ્રી સંભવનાથકે, સાથ ગ્રહ્યો મેં તાહરો; સિદ્ધપુરનો હો પ્રભુ સારથવાહ કે, ભવ અટવિનો ભય હરો. ૧. હું ભમીયો હો મોહવશ મહારાજકે, ગહન અનાદિ નિગોદમાં; કીધાં પુદ્ગલ હો પરાવર્ત્ત અનંત કે, મહા મૂઢતા નિંદમાં. ૨. તિરિ ગઇમાંહો અસન્નિ એગિંદિકે, વેદ નપુંસકને વર્યાં; અવળીને હો અસંખ્યમે ભાગકે, સમ પુગ્ગલ પરાવર્ત્તના. ૩. સૂક્ષમમાં હો સામાન્યે સ્વામીકે, ભૂ જલ જલણ પવન વને; ઉત્સ-

જેહુજો; સક્રિય અને અક્રિય વળી જો, પરિણામ ઇતર ગુણ ગેહજો. નિ૦ ૪. યોગાતીત યોગીસરૂજો, વર્ણાતીત ને તદ્દવંતજો; સ્યાદવાદે એણિ પરે કરીજો, તું સિદ્ધ સ્વરૂપ ભગવંતજો. નિ૦ ૫. ઇમ જિનવરને ઓલખીજો, જે થિર મન કરી કરે સેવજો; ઉત્તમ ભવિજન ને હોવેજો, કહે પદ્મવિજય પોતે દેવજો. નિ૦ ૬.

## ૨૨ શ્રી નેમિનાથજિન સ્તવન

શામળીયા લાલ તોરણથી રથ ફેર્યો કારણ કહોને; ગુણગિરુઆ લાલ મુજને મુકી ચાલ્યા દરિશણ દોને. હું છું નારી તે તમારી, તુમે સેં પ્રીતિ મુકી અમ્હારી; તુમે સંયમ શ્રી મનમાં ધારી શા૦ ૧. તુમે પશુ ઉપર કિરપા આણી, તુમે માહરી વાત ન કો જાણી; તુમ વિણ પરણું નહીં કો પ્રાણી. શા૦ ૨. આઠ ભવોની પ્રીતલડી, મૂકીને ચાલ્યા રોતલડી; નહીં સજજનની એ રીતલડી. શા૦ ૩. નવિ કીધો હાથ ઉપર હાથે, તો કર મૂકાવું હું માથે; પણ જાવું પ્રભુજીની સાથે. શા૦ ૪. ઇમ કહિ પ્રભુ હાથે વ્રત લીધો, પોતાનો કારજ સવિ કીધો; પકડ્યો મારગ એણે શિવ સીધો શા૦ ૫. ચોપન દિન પ્રભુજી તપ કરીઓ, પણપન્ને કેવલ વર ધરીઓ; પણ સત છત્રીશશું શિવ વરિઓ. શા૦ ૬. ઇમ ત્રણ કલ્યાણક ગિરનારે, પ્રણમ્યો તે જિન ઉત્તમ તારે; જો પાદ પદ્મ તસ શિર ધારે શા૦ ૭.

## ૨૩ શ્રી પાર્શ્વનાથજિન સ્તવન

પરવાદી ઉલુકો પરિ હરિ સમ, હરિ સેવે જસ પાયા; હસ્તિવાને પ્રભુની ગતિ ગજ સમ, હરિ સેવે જસ પાયા; પ્રભુજી મહેર કરી મહારાજ, કાર આજ મુજ સારો. ૧. જિમ ઔષધિપતિ દેખી મનમાં, કૌષિક આણંદ પામે; તિમ પ્રભુ વક્ત્રતે દ્વિજપતિ દેખી, કૌષિક આણંદ પામે. પ્ર૦ ૨. જિમ ઔષધિપતિ દેખી મનમાં, સચ્ચકોર પ્રીતિ પામે; તિમ પ્રભુ વક્ત્ર તે દ્વિજપતિ દેખી, સચ્ચકોર પ્રીતિ પામે. પ્ર૦ ૩. જિમ રોહિણીપતિ જગમાં જાણો, શિવને તિલક સમાન; તિમ પ્રભુ મોક્ષે ખેત્ર શોભાકરૂ, શિવને તિલક સમાન. પ્ર૦ ૪. જિમ રાજા ઝલહલતો ઊગે, નિજ ગોથી તમ ટાળે; તિમ પ્રભુ સમવસરણ બેસીને, નિજ ગોથી તમ ટાલે પ્ર૦ ૫. જિમ સિતરુચિ નભમાં ઉગીને, કુલવય કરે ઉલ્લાસ; તિમ જિનવર જગમાં પ્રગટીને, કુલવય કરે ઉલ્લાસ; પ્ર૦ ૬. નિશાપાત જબ ઉગે હોયેં, પુણ્ય સમુદ્ર વૃદ્ધિકારી; થંભણપાસ પદ પદ્મની સેવા, પુણ્ય સમુદ્ર વૃદ્ધિકારી પ્ર૦ ૭.

## ૨૪ શ્રી મહાવીરજિન સ્તવન

વીર જિણેસર પ્રણમું પાયા, ત્રિશલા દેવી માયારે; સિદ્ધારથ રાજા તસ તાયા, નંદીવરધન ભાયારે. વી૦ ૧ લેઇ દીક્ષા પરિસહ બહુ આયા, શમ દમ સમણ તે જાયારે; બાર વર્ષ પ્રભુ ભૂમિ ન ઠાયા, નિંદ્રા અલપ કહાયારે. વી૦ ૨. ચંડકૌશિક પ્રતિબોધન આયા, ભય મનમાં નવિ લાયારે; ત્રણ પ્રકારે વીર કહાયા, સુર નર જસ ગુણ ગાયારે. વી૦ ૩. જગત જીવ હિતકારી કાયા, હરિ લંછન જસ પાયારે; માન ન લોભ ન વળી અકષાયા, વિહાર કરે નિરમાયારે. વી૦ ૪. કેવલજ્ઞાન અનંત ઉપાયા, ધ્યાન શુકલ પ્રભુ ધ્યાયારે; સમોસરણે બેસી જિનરાયા, ચઉવિહ સંઘ થપાયારે. વી૦ ૫. કનક કમલ ઉપર ઠવે પાયા, ચઉવિહ દેશન દાયારે; પાંત્રીશ ગુણ વાણી ઉચરાયા, ચોત્રીશ

પંડિત વીર્ય કબાન, ધર્મ ધ્યાન શુભ બાણ; જિ૦ ક્ષપકસેન સેના વળીજી. ૫. શુક્લધ્યાન સમશેર, કર્મ કટક કીયો જેર; જિ૦ ક્ષમાવિજય જિન રાજવીજી. ૬.

## ૭ શ્રી સુપાસજિન સ્તવન

દેહ ગેહ સોહાવિએ, મન દેહરાસર ખાસ; સોભાગી સાજના નિજ ગુણ રૂચિ સિંહાસને, થાપો દેવ સુપાસ. સો૦ ૧. સમકિત બારણું બાંધીએ, તોરણ મૈત્રીભાવ; સો૦ ગુણીજન ગુણ અનુમોદના, સરસ સુવાસ બનાવ. સો૦ ૨. કરૂણા શીતળ જળ ભરે, સંવર ભૂમી સમાર; સો૦ મધ્યસ્થ ભાવના મંડપે, રચના ભાવના બાર. સો૦ ૩. ચંદ્રોદય ધર્મ ધ્યાનનો, પંચાચાર ચિત્રામ, સો૦ ઉત્તરગુણ આરાધના, ઝલકે મોતી દામ. સો૦ ૪. ઓરસીઓ અપ્રમત્તતા, અનુભવ કેસર ઘોળ; સો૦ ક્ષપક શ્રેણી આરોહણા, પૂજના ભક્તિની છોળ. સો૦ ૫. શુક્લ ધ્યાનાનલ ધૂપીએ, ચારિત્ર મોહની ચૂરી; સો૦ પ્રગટ અનંત ચતુષ્ટયી, ખિમાવિજય જિન પૂરી. સો૦ ૬.

## ૮ શ્રી ચંદ્રપ્રભુજિન સ્તવન

શ્રી ચંદ્રપ્રભુ જગદીશ દીપે, વિશ્વપાવન નાથરે; નામ ઠવણા દ્રવ્ય ભાવે, કરત લોક સનાથરે. શ્રી૦ ૧. નયરી ચંદ્રનના નામે, મહસેન મહીકંતરે; રાણી લખમણા માત જાયો, નામ ચંદ્રપ્રભુ ખ્યાતરે. શ્રી૦ ૨. નામ જાંગુલી મંત્ર જાપે, પાપ વિષધર નાસરે; થાપના ત્રિહુ લોકમાંહી, પૂજતાં સુખવાસરે, શ્રી૦ ૩. પાછલે ભવે પદ્મરાજા, યુગંધર મુનિ પાસરે; ગ્રહી સંયમ યોગ સાધી, વૈજયંત નિવાસરે. શ્રી૦ ૪. તીન અધિક તીશ સાગર, પાળી પૂરણ આયરે; પોસ માસે કૃષ્ણ બારસ, જનમીયા જિનરાયરે. શ્રી૦ ૫. ગેહવાસી પણ ઉદાસી, ભોગવી વર રાજરે; દાન વરસી દેઈ છઠ તપ, લહે વ્રત સામ્રાજ્યરે. શ્રી૦ ૬. ઘાતીયાં દળ ચ્યાર ચૂરી, ચ્યાર મહાવ્રત સૈન્યરે; સમોસરણે ભાવ જિનવર, થયા સિદ્ધ વરેણ્યરે. શ્રી૦ ૭. સર્વ ક્ષેત્રે સર્વ કાળે, જગત વત્સલ રૂપરે; ક્ષમાવિજય જિનરાજ મહિમા, પ્રગટ પુણ્ય સરૂપરે. શ્રી૦ ૮.

## ૯ શ્રી સુવિધિજિન સ્તવન

સુવિધિ જિન વળી વળી વિનતીજી, વીનતી કેતી કરાય; જગગુરૂ મોટીમમાં રહ્યાજી, આતુર જન અકળાય. સુ૦ ૧. નાયક નજર માંડે નહીજી, પાયક કરે અરદાસ; જેહની પુઠે જે સરજીયાજી, તેહને તેહની આસ. સુ૦ ૨. આપ અનંત સુખ ભોગવોજી, તેહનો અંસ દો મુજ; મિઠડું સહુ જણે દીઠડુંજી, અવર શું ભાખીએ તુજ. સુ૦ ૩. રયણું એક દેત રયણાયરેજી, ઉણિમ કાંઈ ન થાય; હાથીના મુખથી દાણો પડેજી, કીડીનું કુટુંબ વરતાય. સુ૦ ૪. ચંદ્રની ચંદ્રિકા વિસ્તરેજી, અમૃતમાં નહિ હાણ; ક્ષમાવિજય જિન તદ્રૂપથીજી, જગ જિન લહત કલ્યાણ. સુ૦ ૫.

## ૧૦ શ્રી શીતલજિન સ્તવન

શીતલ જિન સદ્દાનંદી, થયો મોહની કર્મ નિકંદી; પરજાયિ બુદ્ધિ નિવારી, પરણામિક ભાવ સમારી. ૧. મનોહર મિત્ર એ પ્રભુ સેવો, દુનઆમાંહિ દેવ ન એવો.

પિંણી હો અસંખ્યાતા લોગકે, નભ પરદેશ સમાનિણે. ૪. આવે બાદર હો બાદર વન· માંહિકે, અંગુલ અસંખ્ય ભાગે મિતા; અવસપિંણી હો સુહુમ ઇતર અનંતકે. અઢી પુગ્ગલ પરિઅત્તતા ૫. હવે બાદર હો પુઢવીને નીરકે, અનલ અનિલ પત્તેયતરૂ; નિગોદમાં હો સુણી તારક દેવકે; સિત્તેર કોડાકોડિ સાગરૂ ૬ વિગલેંદિ હો માંહિ સંખ્યાતકે, સહસ વરસ જિવન રૂળ્યો, પચેંદ્રિહો તીરી નર ભવ આઠકે, આઠ કરમ કચરે કળ્યો ૭. નારક સુર હો એક ભવ અરિહંતકો, વિણ અ ન્તર સાંભરપણે; કહુ કેતીહો જાણો જગ· દીશ કે કર્મ કદર્થંન જીવને ૮. ચઉદ ભેદે હો ચઉદરાજ મઝાર કે, ચોરાશી લખ જોનીમાં; ભ્રમણ રસીઓ હો વસીઓ બહુ વેશકે, ભત્ર પરિણુતિ તતિ ગહનમાં ૯. અશુદ્ધતા હો થઈ અશુદ્ધ નિમિત્ત કે, શુદ્ધ નિમિત્તે તેટલે, તે માટે હો સર્વજ્ઞ અમોહ કે, તુમ્હ સંગે ચેતન હિલે ૧૦ નિજ સત્તા હો ભાસન રુચિ રંગકે, ક્ષમા વિજય ગુરૂથી લહિં; જિનવિજય હો પારગ તુમ્હ સેવકે, સાધન ભાવે સંગ્રહી. ૧૧.

## ૪ શ્રી અભિનંદનજિન સ્તવન

અભિનંદન આણંદમાં, અતિશય લીલ અનંત લાલરે; સંવરરાયનો બેટડો, સંવર સુખ વિલસંત લાલરે. અભિનંદન આણંદમાં ૧ સિદ્ધારથનો લાડલો, સિદ્ધારથ ભગવાન લાલરે; એ જુગતું જગની તળે, વિચરે મહિમ નિધાન લાલરે. અ૦ ૨. ચાલે ગજગતિ ગેલશુ, કામ કેશરી કરે નાશ લાલરે; દીપે દિનકર તેજથી, શીતલ સહજ વિલાસ લાલરે. અ૦ ૩. વરસે વાણી મેહજ્યું, તૃષ્ણા તટિનિ શોષ લાલરે; આતમ સંપદ વેલડી, ક્ષયિક ભાવે પોષ લાલરે અ૦ ૪. બાંધ્યું ભાવના સાંકળે, મુજ ચંચળ ચિત્ત લાલરે; લાંછન મિશ ચરણે રહ્યો, વાનર કરે વિનીત લાલરે. અ૦ ૫. તિરિ ગઈ ચપલાઈ પણું, વારો આપ વિવેક લાલરે; ક્ષમાવિજય જિન ચાકરી, ન તજું ત્રિવિધે ટેક લાલરે. અ૦ ૬.

## ૫ શ્રી સુમતિજિન સ્તવન

તુમ્હે હો પર ઉપગારી, સુમતિ જિન· તુમ્હ હો જગ ઉપગારી; પંચમ જિન પંચમગતિ દાયક, પંચ મહાવ્રત ધારી; પંચ· પ્રમાદ મતંગજ ભેદન, પંચાનન અનુકારી; સુમતિ જિન તુમ્હ હો જગ ઉપગારી. ૧. પંચવિષય વિષધર તતિ ખગપતિ, પંચશર મદન વિદારી; આશ્રવ પંચ તિમિર ભર દિનકર, કિરીયા પંચ નિવારી સુ૦ ૨. પંચાચાર સુકાનન જલધર, પંચમાંહિ અધિકારી; આગમ પંચ અમૃતરસ વરસી, દુરિત દાવાનલ ઠારી સુ૦ ૩. મેંતારજ અપરાધી વિહગમ, ચરણે રાખ્યો શિરધારી; પરખદ માંહે આપ વખાણ્યો, ક્રૌંચ સ્વરા સુરનારી. સુ૦ ૪. મેઘ નૃપતિ કુળ મુકુટ નગીનો, મંગલા ઉર અવતારી; ક્ષમાવિજય બુધ શિષ્ય કહે જિન, ગરભથી સુમતિ વધારી૦ સુ૦ ૫.

## ૬ શ્રી પદ્મપ્રભુજિન સ્તવન

પદ્મ ચરણ જિનરાય, બાલ-અરૂણ સમ કાય; જિવર લાલ ઉદયો, ધર નૃપ કુળ તિલોજી. ૧. મોહાદિક અંતરંગ, અરિગણ આઠ અભંગ; જિ૦ મારવા રાતુ રાતો થયોજી. ૨. ચઢી સંયમ ગજરાય, ઉપશમ ઝૂલ બનાય; જિ૦ તપ સિંદુરે અલંકર્યોજી. ૩. પાખર ભાવના ચ્યાર, સુમતિ ગુપતિ શિણગાર; જિ૦ અધ્યાતમ અંબાડીયેજી ૪.

વિં૦ ૭. ક્ષમાવિજય જિન સેવના, નિતુ કીજેહો જિમ પ્રગટે તેહ; સહજાનંદી ચેતના; ગુણી ગુણમાંહો રમે સાદિ અછેહ. વિ૦ ૮.

## ૧૪ શ્રી અનંતજિન સ્તવન

અનંત જિણંદ મુણિંદ ઘનાઘન ઉમહ્યોરે, ઘનાઘન ઉ૦ સકળ અશોકની છાંહિ સભર છાંહિ રહ્યોરે; સ૦ છત્રત્રયી ચઉપાસ ચલતાં વાદળરે, ચ૦ ચંચળ ચોવીસ ચામર બગપરે ઉજળારે. બ૦ ૧. ભામંડળની જ્યોતિ ઝબુકે વીજળીરે, ઝ૦ રત્નસિંહાસન ઈન્દ્ર-ધનુષ સોભા મિલીરે; ધ૦ ગુહિરો દુંદુહિ નાદ આકાશે પૂરતોરે, આ૦ ચૌવિહ દેવનિકાય મયૂર નચાવતોરે. મ૦ ૨. બહુ વિધિ ફૂલ અમૂલ સુગંધિ વિસ્તરે રે, સુ૦ બાર પરખદા નયને સરસીયા કરેરે; સ૦ સુજશા નંદન વયણ સુધારસ વરસતોરે, સુ૦ ભવિક હૃદય ભૂ પીઠ રોમાંચ અંકૂરતો રે. રો૦ ૩. ગણધર ગિરિવર શ્રૃંગથી પસરી સુરસરીરે, પ૦ નયગમ ભંગ પ્રમાણ તરંગે પરવરીરે; ત૦ ક્રોધ દાવાનલ શાંતિથી શીતલ ગુણ વહેરે, શી૦ અશુભ કરમ ઘન ઘામ સમાધિ સુખ લહેરે. સ૦ ૪. વિકસિત સંયમ શ્રેણિ વિચિત્ર વનાવળીરે, વિ૦ આશ્રવ પંચ જવાસ કે મૂળ સંતતિ બળીરે; મૂ૦ પ્રસર્યો સુથ સુકાલ ગયો ટળીરે, દુ૦ ક્ષમાવિજય જિન સંપદ વરષ ઋતુ ફળિ રે. વ૦ ૫.

## ૧૫ શ્રી ધર્મનાથજિન સ્તવન

મૂરતિ ધર્મ જિણંદની, સમતારસ પૂરી; અંતર દોષ અભાવથી, બની કાંતી સનૂરી. ૧. હું વારી ધર્મજિણંદની મૂરતિને મટકે. હાસ્ય અરતિ રતિ અગનતા, ભય શોક દુગંછા; રાગ દ્વેષ અવિરતિ નહિ, કામ નિદ્રા મિછા. હું૦ ૨. દાનાદિક ગુણ અનુભવે, અંતરાય અભાવે; વસ્તુ સ્વાભાવિક ધર્મને, કુણ ઉપમ આવે. હું૦ ૩. પૂરણ પરમાનંદથી, પદમાસન વાળો; સાધ્ય સંપૂરણ નિપને, ન ધરે જપમાળી. હું૦ ૪. અંગના ઉછંગે નહિ. હાથે હથિયાર; ક્ષમાવિજય જિનરાજની, મુદ્રા અવિકાર. હું૦ ૫.

## ૧૬ શ્રી શાંતિજિન સ્તવન

તું પારંગત તું પરમેસર, વાલા મારા તું પરમારથ વેદી; તું પરમાતમ તું પુરૂષોતમ, તું અછેદી અવેદીરે. મનના મોહનીયા, તાહરી કીકી કામણગારીરે; જગના સોહનીયા. ૧. યોગી અયોગી ભોગી અભોગી, વા૦ તુંહીજ કામી અકામી; તુંહી અનાથ સહુ જગનો, આતમ સંપદ રામીરે. મ૦ ૨. એક અસંખ્ય અનંત અનૂચર, વા૦ અકળ સકળ અવિનાશી; અરસ અવર્ણ અગંધ અફરસી, તુંહિ અપાસિ અનાશીરે. મ૦ ૩. મુખ પંકજ ભમરી પરે અમરી, વા૦ તુંહી સદા બ્રહ્મચારી; સમોસરણ લીલા અધિકારી, તુંહીજ સંયમ ધારીરે. મ૦ ૪. અચિરા નંદન અચરિજ એહી, વા૦ કહણીમાંહિ ન આવે; ક્ષમા વિજય જિન વયણ સુધારસ, પીવે તેહિજ પાવેરે. મ૦ ૫.

## ૧૭ શ્રી કુંથુનાથજિન સ્તવન

કરુણા કુંથુ જિણંદની, ત્રિભુવન મંડળ માંહિ; લલના. પરમેશ પંચ કલ્યાણકે, પ્રગટ ઉદ્યોત કીઉ. લલના૦ ક૦ ૧. સુરસૂત તન ષટકાયને, રાખે અચિરજ રૂપ;

વર કેવલનાણ વિભાસી, અજ્ઞાન તિમિર ભય નાસી; જયો લોકાલોક પ્રકાશી, ગુણ પજ્જવ વસ્તુ વિલાસી મ૦ ૨. અક્ષયથિતિ અવ્યાબાધ, દાનાદિક લબ્ધિ અગાધ; જેહ શાશ્વત સુખનો સ્વામી, જડ ઇંદ્રિય ભોગ વિરામી. મ૦ ૩. જેહ દેવનો દેવ કહાવે, યોગી શર જેહને ધ્યાવે; જસુ આણા સુરતરૂ વેલી, મુનિ હૃદય આરામ ફેલી, મ૦ ૪. જેહની શીતલતા સંગે, સુખ પ્રગટે અંગોઅંગે; ક્રોધાદિક તાપ સમાવે, જિન વિજયાણંદ સભાવે મ૦ ૫.

## ૧૧ શ્રી શ્રેયાંસજિન સ્તવન

શ્રી શ્રેયાંસ જિણંદનીરે, મૂરતિ સુંદર દેખી; લાગી મોહનીરે મધુકર માચ્યો માલતીરે, બીજા રૂંખ ઉવેખી. લા૦ ૧. આવળ ફૂલ જયું ફૂટડાંરે, નહિ ગુણ પરિમલ લેશ; લા૦ વેશ બનાવે દેવનોરે, તિહાં શ્યો પ્રેમ નિવેશ લા૦ ૨ બેપરવાહિ પદ્માસનેરે, મુખ શશિ સહજ પ્રસન્ન; લા૦ નયન પીયૂષ કચોલડાંરે, વિષય વિકાર પ્રસન્ન. લા૦ ૩. રાગદ્વેષ વિણ એકલોરે, ખડગી શૃંગ ઉપમાન; લા૦ વિષ્ણુ પિતા વિષ્ણુ માવડીરે, વિષ્ણુમાં વ્યાપી ગ્યાન. લા૦ ૪. સૂતાં જાગતાં ઉઠતાંરે, ચાલતાં કરતાં કામ; લા૦ બોલતાં બેસતાં સાંભળેરે, ક્ષમાવિજય જિન નામ. લા૦ ૫.

## ૧૨ શ્રી વાસુપૂજ્યજિન સ્તવન

આવો આવો મુજ મન મંદિરે, સમરાવું સમકિત વાસહો; મુણિંદ પંચાચાર બિછાવણા, પચરંગી રચના તાસહો. મુ૦ આ૦ ૧. સિજ્જા મૈત્રિભાવના, ગુણ મુદિતા તળાઈ ખાસહો; મુ૦ ઉપશમ ઉત્તર છદ બન્યો તિહાં, કરૂણા કુસુમ સુવાસહો. મુ૦ આ૦ થિરતા આસન આપશું, તપ ટકિયા નિજ ગુણ ભાગહો; મુ૦ શુચતા કેસર છાંટણાં, અનુભવ તબોળ સુરંગહો. મુ૦ આ૦ ૩. ખાંતિ ચામર વિંજશે, વળી મૃદુતા ઢોળે વાયહો; મુ૦ છત્ર ધરે રૂજુતા સખી, નિર્લોભ ઓળાંસે પાયહો. મુ૦ આ૦ ૪. સત્ય સચિવને સોંપશું, સેવા વિવેક સંયુતહો; મુ૦ આતમસત્તા શુદ્ધ ચેતના, પરણાવું આજ મુહૂર્ત્તહો. મુ૦ આ૦ ૫. અરજ સુણિને આવિયા, જયાનંદન નિરૂપમ દેહ હો; મુ૦ ઓચ્છવ રંગ વધામણાં; થયાં ક્ષમાવિજય જિન ગેહ હો. મુ૦ આ૦ ૬.

## ૧૩ શ્રી વિમલજિન સ્તવન

વિમલ વિમલ ગુણ તાહરા, કહેવાયેહો કિમ એકણ જીહ; જગજંતુ સન્નિપણે, તસુ જીવતહો અસંખ્યાતા દિહ. વિ૦ ૧. સાયર શ્યાહી સંભવે, સવિ વસુધાહો કાગદ ઉપમાન; તરુ ગણ લેખણ કીજીયે, ન લિખાયે હો તુજ ભાસન માન. વિ૦ ૨. લિખન કથન અભિલાપ્ય છે, અનંતગુણ હો નભિલાપ્ય પયથ્થ; કેવલનાણ અનંતગુણો, કહવાનેહો કુણ હોય સમથ્થ. વિ૦ ૩. રૂપી અરૂપી દ્રવ્યનાં, ત્રિહુ કાળનાહો પજ્જવ સમુદાય; પરણામીકતાએ પરિણમે, તુમ્હ ગ્યાનમાંહો સમકાળ સમાય. વિ૦ ૪. કેવળ દંસણ તિમ વળી, ગુણ બીજાહો ગ્રાહક સામાન્ય; કરતા એક પણા થકી, ઉપયોગેહો સમયાંતર માન્ય. વિ૦ ૫. સુર ગુણ સુખ પિંડિત કરી, કોઇ વગ્ગંતહો કરે વાર અનંત; તુમ્હ ગુણ આવ્યાં બાધને, અમતમેં હો નવિ ભાગ આવંત. વિ. ૬. દ્રવ્ય સાધર્મે માહરી, અહ સત્તા હો ભાસન પરતીન; ફટક સંયોગે શામળો, નિજ રૂપે હો ઉજ્જવળ સુપવિત્ત.

એહનાં અંગ ઉપાંગ અનૂપ, એહનું મુખડું મંગળરૂપ; એતો નવરસ રંગ સરૂપ, એહનાં પગલાં રે પ્રણમે ભૂપરે. મુ૦ ૨. એ તો એક અનેક સ્વભાવ, એતો ભાસે ભાવ વિભાવ; એતો બોલે બહુ પ્રસ્તાવ, એતો ભંગીરે એ તો ભંગી સપ્ત બનાયરે. મુ૦ ૩. એ તો નય ગર્ભિત અવદાત, એહનો તિર્થંકર પદ તાત; એ ચઉ પુરુષારથની માત, એહનાં સઘલાં અર્થ છે જાતરે. મુ૦ ૪. એહનો ત્રિહું જગમાં ખદ્યોત, છીપે રવિ શશી દીપક જ્યોત; બીજા વાદીશ્રુત ખદ્યોત, એ તો તારેરે એ તો તારે જિમ જલ પોતરે. મુ૦ ૫. એહને ગણધર કરે શિણગાર, એહને સેવે સહુ અણગાર; એહતો ધુરથી સદા બ્રહ્મચાર, એ તો ત્રિપદીરે એ તો ત્રિપદીનો વિસ્તારરે. મુ૦ ૬. એહથી જાતીનાં વૈર સમાય, બેસે વાઘણ ભેળી ગાય; આવે સુરદેવી સમુદાય, એહને ગાવેરે એહને ગાવે પાપ પલાયરે. મુ૦ ૭. એહને વાંછે નર ને નાર, એહથી નાસે કામવિકાર; એહથી ઘર ઘર મંગળ ચ્યાર, એ તો મુનિજિનરે મુનિજિન પ્રાણ આધારરે. મુ૦ ૮.

## ૨૧ શ્રી નમિનાથજિન સ્તવન

ખિજમતગારો ખાસો મૂકું ન પાસો, મુજને સમકિત વાસો હો; વપ્રા રાણીના જાયા; સુરનર નાગિંદે ગાયા, મોહન મહેર કરીજે; આશ ધરીને જે આયા અહોનિશ સેવે પાયા; તેહને દીજે દિલાસાહો, વપ્રા રાણીના જાયા. મુ૦ મો૦ ૧. ઘર ઘર ભટકી લાજ ગમાવે, તે સેવક કુણ લેખે હો; વ૦ પતીત પાવન જગજીવન ઔષધી, સરિસ હરિસણ ઉવેખેહો. વ૦ મુ૦ મો૦ ૨. કામ સનેહી હઠી રાગને છોડી, ગુણરાગે રઢ મંડીહો; વ૦ પ્રાણ તજે પણ પ્રીત ન છંડે, તેહની કીર્તિ અખંડીહો. વ૦ મુ૦ મો૦ ૩. ક્ષેત્ર કાળાદિક કારણ દાખી, મુજને શું ભોળાવોહો; વ૦ પ્રણત મ્હારી સાહા તુમ્હારી, અવસર એહ બનાવોહો વ૦ મુ૦ મો૦ ૪. ભૂ જળ યોગે અંકુર શક્તિ, પ્રગટ એહ નહિ છાનોહો; વ૦ ક્ષમા વિજય જિન કરૂણા લહરી, અક્ષય લીલ ખજાનોહો. વ૦ સ૦ મો૦ ૫.

## ૨૨ શ્રી નેમિનાથજિન સ્તવન

તોરણ આવી કંત, પાછા વળીયારે; મુજ ફુરકે દાહિણ અંગ તિણે અટકળીયારે. ૧. કુણ જોશી જોયા જોશ, ચુગલ કુણ મિલિયારે; કુણ અવગુણ દીઠા આજ, જિણથી ટળીયારે. ૨. જાઓ જાઓરે સહિરો દૂર, શાને છેડોરે; પાતળીઓ શામળ વાન, વાલિમ તેડોરે. ૩. યાદવકુળ તિલક સમાન, એમ ન કીજેરે; એક હાંસુ બીજી હાણી, કેમ ખમીજેરે. ૪. ઈહાં વાયે ઝંઝ સમીર, વીજળી ઝબકેરે; બાપીઓ પીઉ પુકારે, હિયડું ચમકેરે. ૫. દર પાવે દાદુર સોર, નદીઓ માતીરે; ઘન ગર્જારવને જોર, ફાટે છાતીરે. ૬. હરિતાંકુર પહરિયાં ભૂમિ, નવ રસ રંગેરે; બાવલીયા નવસર હાર, પ્રીતમ સંગેરે. ૭. મૈં પૂર્વ કીધાં પાપ, તાપે દાધીરે; પડે આંસુ ધાર સંવિધાખ, વેલડી વાધીરે. ૮. મુને ચઢાવી મેરૂ શિશ, પાડી હેઠીરે; કિમ સહવાશે મહારાય, વિરહ અંગીઠીરે. ૯. મુને પરણી પ્રાણ આધાર, સંયમ લેજ્યોરે; હું પતિવ્રતા છું સ્વામી, સાથી વસજ્યોરે. ૧૦. એમ આઠ ભવાંરી પ્રીત, પીઉડા પળશેરે; મુજ મનહ મનોરથ નાથ, પૂરણ ફળશેરે. ૧૧. હવે ચ્યાર મહાવ્રત સાર, ચૂંદડી દીધીરે; રંગીલી રાજુલ નારી, પ્રેમે લીધીરે. ૧૨.

લ૦ ભાવ અહિંસક રૂપ તણો, એ વ્યવહાર અનૂપ. લ૦ ક૦ ૨. હાથો દુષ્ટ વ્યંતરથકી, છાગ રહ્યો પગ આગ; લ૦ પરમ કૃપાળ પ્રભુ મિલે, કહો કિમ અળગો થાય. લ૦ ક૦ ૩. શાંત અનુમત વય તણો, લોકોત્તર આચાર; લ૦ ઉદયિક પણ અરિહંતનો, ન ધરે વિષય વિકાર. લ૦ ક૦ ૪. અસંખ્ય પ્રદેશે પરિણમે, અવ્યાબાધ અનંત; લ૦ વાનગી અવની મંડલે, વિહારે ઇતિ સમતંત. લ૦ ક૦ ૫ જગજંતુ જિનવર તણે, શરણે સિદ્ધિ લહંત; લ૦ ક્ષમાવિજય જિન દેશના, જલધર પરે વરસંત. લ૦ ક૦ ૬.

## ૧૮ શ્રી અરનાથજિન સ્તવન

અર જિનવર નમીએ નિજ ઘર રમીએ, જીવનાં સાહિબજી; પર પરણતી દમીએ નવી ભમીએ ભવગહનમાં સાહિબજી. ૧ ગયો કાલ અનંતો પ્રભુ અણુલહતો નિંદમાં; સા૦ મિથ્યામતિ નીડો કીડો વિષયાલીંદમાં સા૦ ૨. વર રમણી રૂપે લીનો દીનો મૈથુને; સા૦ આશ્રવ ભર ભારી પાપ અંધારી પૈશુને. સા૦ ૩. થયો લાખ ચોરાશી યોની વાસી મોહ વસે; સા૦ વરયો તૃષ્ણા દાસી પુદ્ગલ આસી બહુ ધસે. સા૦ ૪. વિશ્વાનલ રાતો માનેં માતો કૂકરો; સા૦ માયા વિષવેલી કરતો કેલી વાનરો. સા૦ ૫. લોભાનલ દાધો ખાધો મમતા સાપિણી; સા૦ ડાકિણ પરે વળગી ન રહે અળગી પાપિણી. સા૦ ૬. લોકોદર દ્રંગે અરિયણ સંગે હેળવ્યો; સા૦ ભવિતવ્યતા અમરી સમરી નરભવ મેળવ્યો. સા૦ ૭. નવિ કીજે ખામી અવસર પામી પુણ્યથી; સા૦ જ્ઞાનાવર્ણાદિ કર્મ મર્મ થિતીનું નથી. સા૦ ૮. સમ્યક્ત સહાગણ ગુણગણ આગમ પામીને; સા૦ કહે ચેતના નારી પ્યારી આતમ રામને. સા૦ ૯. કિમ તજીએ ભજીએ ક્ષમાવિજય જિન નામને; સા૦ જો વાછો અનોપમ અક્ષય લીલા ધામને. સા૦ ૧૦.

## ૧૯ શ્રી મલ્લિજિન સ્તવન

મલ્લિ જિનેસર ધર્મ તુમ્હારો, સાદી અનંત સ્વભાવજી; લોકાલોક વિશેષાભાષણ, જ્ઞાનાવરણી અભાવજી મ૦ ૧. એક નિત્યને સકળે વ્યાપીં, અવયવ વિણ સામાન્યજી; બીયાવરણ અભાવે દેખે, ઉપયોગાંતર માન્યજી. મ૦ ૨. આતમ એક અસંખ્ય પ્રદેશી, અવ્યાબાધ અનંતજી; વેદની વિનાશે માચે, લોકે દ્રવ્ય મહંતજી. મ૦ ૩. મોહની ક્ષયથી ક્ષાયક સમકિત, યથાખ્યાત ચારિત્રજી; વીતરાગતા રમણો આયુ, ક્ષય અક્ષય થિતિ નિત્યજી. મ૦ ૪. પંચ દેહ અવગાહના આકૃતિ, નામ વિભાવ અનૂપજી; વર્ણ ગંધ રસ ફરસે વર્જિત, અતિદ્રિય સરૂપજી. મ૦ ૫. અગુરૂ લઘુ ગુણ ગોત્ર અભાવે, નહી હલુવા નહી ભારજી; અંતરાય વિજયથી દાનાદિક–લબ્ધિ તણો ભંડારજી. મ૦ ૬. ચેતન સમતાયેં મુજ સત્તા, પરખી પ્રભુપદ પામીજી; આરીસો કાટેં અવરાણો, મળ નાસે નિજ ધામજી. મ૦ ૭. સંગ્રહનય જે આતમ-સત્તા, કરવા એવંભૂતજી; ક્ષમાવિજય જિન પદ અવલંબી, સુરનર મુનિપુહુતજી. મ૦ ૮.

## ૨૦ શ્રી મુનિસુવ્રતજિન સ્તવન

જય જય મુનિસુવ્રત જગદીશ, વરસે વાણી ગુણ પાંત્રીશ; વારે ઘાતી મુદતાદ્રીશ, જેહથી પ્રગટેરે ગુણ એકત્રીશરે. મુનિંદા. તુજ દેશના સુખ ખાણી, સુખ ખાણીરે મેં જાણીરે મુનિંદા. જેહથી લાજે સાકર પાણીરે મુ૦ એ તો ધર્મરાય પટરાણીરે. મુ૦ ૧.

## ૨ શ્રી અજિતનાથજિન સ્તવન

વિષયને વિસારી, વિજયાનંદ વંદો રે; આનંદપદનો એ અધિકારી, સુખનો કંદો રે. વિ૦ ૧. નામ લેતાં જે નિશ્ચય ફેડે, ભવનો ફંદો રે; જનમ મરણ જરાને ટાળી, દુઃખનો દંદો રે. વિ૦ ૨ જગજીવન જે જગ જયકારી, જગતી ચંદો રે; ઉદયરત્ન પ્રભુ પર ઉપગારી, પરમાનંદો રે. વિ૦ ૩.

## ૩ શ્રી સંભવનાથજિન સ્તવન

દીન દયાકર દેવ, સંભવનાથ દીઠો રે; સાકર ને સુધા થકી પણ, લાગે મીઠો રે. દી૦ ૧. ક્રોધ રહ્યો ચંડાળની પરે, દૂરે ધીઠો રે; અજ્ઞાનરૂપ અંધકારનો હવે, વેગ નીઠો રે. દી૦ ૨ ભલી પરે ભગવંત સુને, ભગતે તૂઠો રે; ઉદય કહે માહરે, આજ દૂધે મેહ વૂઠો રે. દી૦ ૩.

## ૪ શ્રી અભિનંદનજિન સ્તવન

સિદ્ધારથના સુતના પ્રેમે, પાય પૂજો રે; દુનિયામાંહિ એહ સરિખો, દેવ ન દૂજો રે. સિ૦ ૧. મોહરાયની ફોજ દેખી, કાં તુમે ધ્રુજો રે; અભિનંદનની ઓઠે રહીને, જોરે ઝુઝો રે. સિ૦ ૨. શરણાગતનો એ અધિકારી, બુઝો બુઝો રે; ઉદય પ્રભુ શું મળી મનની, કરીયે ગુજો રે. સિ૦ ૩.

## ૫ શ્રી સુમતિનાથજિન સ્તવન

સુમતિકારી સુમતિવારુ, સુમતિ સેવોરે; કુમતિનું જે મૂલ કાપે, દેવ દેવોરે સુ૦ ૧. ભવજંજીરનાં બંધ દે ભાગી, દેખતાં એવોરે; દરસન તેહનું દેખવા મુહને, લાગી ટેવોરે, સુ૦ ૨. કોડિ સુમંગલકારી સુમંગલા–સુત એહવોરો; ઉદય પ્રભુ એ મુજરો મ્હારો, માની લેવેરે. સુ૦ ૩.

## ૬ શ્રી પદ્મપ્રભુજિન સ્તવન

લાલ જાસુદના ફૂલ સો વારુ, વાન દેહનો રે; ભુવન મોહન પદ્મ પ્રભુ, નામ જેહનોરે. લા૦ ૧. બોધબીજ વધારવા જેમ, ગુણ મેહનોરે; મન વચન કાયા કરી હું દાસ તેહનોરે. લા૦ ૨. ચંદચકોર કરે, તુજને ચહું, બાંધ્યો નેહનોરે; ઉદય કહે પ્રભુ તું વીણ નહી આધીન કેહનોરે. ૩.

## ૭ શ્રી સુપાર્શ્વજિન સ્તવન

સુપાસજી તાહરું મુખડું જોતાં, રંગભીનો રે; જાણે પંકજની પાંખડી ઉપર, ભમર લીનો રે સુ૦ ૧, હેત ધરી મેં તાહરે હાથે, દિલ દીનો રે; મનડા માંહિ આવે તું મોહન, મેહલી કીનો રે. સુ૦ ૨ દેવ બીજો હું કોઇ ન દેખું, તુંજ સમીનો રે, ઉદયરત્ન કહે મુજ પ્રભુ, એ છે નગીનોરે. સુ૦ ૩.

## ૮ શ્રી ચંદ્રપ્રભુજિન સ્તવન

ચંદ્રપ્રભુના મુખની સોહે, કાંતિ સારીરે; કોડિ ચંદ્રમા નાખું વારી, હું બલિહારીરે. ચં૦ ૧. શ્વેત રજતસી જયોતિ બિરાજે, તનની તાહરીરે; આશક થઇ તે ઉપર ભમે, આંખડી માહરીરે. ચં૦ ૨. ભાવ ધરી તુજને ભેટે જે, નર ને નારીરે, ઉદયરત્ન પ્રભુ પાર ઉતારે, ભવજલ તારીરે. ચં૦ ૩.

મૈત્રાદિક ભાવના ચ્યાર, ચોરી બાંધીરે; દહી ધ્યાનાનળ સળગાયા, કર્મ ઉપાધિરે. ૧૩. થયો રત્નત્રયી કંસાર, એકા ભાવેરે; આરોગે વર ને નારી, શુદ્ધ સ્વભાવેરે. ૧૪. તજી ચંચળતા ત્રિક યોગ, દંપતિ મિળિયારે; શ્રી ક્ષમાવિજય જિન નેમ, અનુભવ કળિયારે. ૧૫.

## ૨૩ શ્રી પાર્શ્વનાથજિન સ્તવન

પરમ પુરૂષ પરમાતમા સાહિબજી, પુરીસાદાણી પાસ હો; શિવ સુખરા ભમર, થાંસે વિનતી સાહિબજી. અવસર પામી ઓળગું, સા૦ સફળ કરો અરદાસ હો. શિ૦ ૧. હોય નંદન મોહ ભૂપરા, સા૦ તિણે કર્યો જગ ધંધોળહો; શિ૦ દ્વેષ કરિ રાગ કેહસરી, સા૦ તેહના રાણા સોળહો. શિ૦ ૨. મિથ્યા મુહતો આગળો, સા૦ કામ કટક સિરદારહો; શિ૦ ત્રણ રૂપ ધરી તેહ રમે, સા૦ હાસ્યાદિક પરિવાર હો. શિ૦ ૩. મોહ મહીપરા જોરથી, સા૦ જગ સઘળો થયો જેરહો; શિ૦ હરિહર સુરનર સહુ નમ્યા, સા૦ જકડી કર્મની ઘેર હો. શિ૦ ૪. ભવતિથિ ચૌગતિ ચોકમાં, સા૦ લોક કરે પોકાર હો; શિ૦ આપ ઉદાસ થઇ રહ્યા, સા૦ ઇમ કીમ રહેશે કાર હો. શિ૦ ૫. ક્ષપકશ્રેણિરી ગજઘટા, સા૦ હલકારો અરિહંતહો; શિ૦ નાણ ખડગ મુજ કર દીયો, સા૦ ક્ષણમાં કરૂ અરીહંત. શિ૦ ૬. કરુણા નયણ કટાક્ષથી, સા૦ રિપુદળ હોએ વિસરાળહો; શિ૦ ક્ષમાવિજય જિન સંપદા, સા૦ પ્રગટે' ઝાકઝમાળહો. શિ૦ ૭.

## ૨૪ શ્રી મહાવીરજિન સ્તવન

વીર જિણંદ જગત ઉપગારી, મિથ્યા ધામ નિવારીજી; દેશના અમૃતધારા વરસી, પર પરણુતિ સવિ વારીજી. વી૦ ૧. પંચમ આરે જેહનુ શાસન, દોય હજાર ને ચ્યારજી; યુગ પ્રધાન સૂરીસર વહશે, સુવિહિત મુનિ આધારજી. વી૦ ૨. ઉત્તમ આચારજ મુનિ અજજા, શ્રાવક શ્રાવિકા અચ્છજી; લવણ જલધિમાંહિ મીઠો જલ, પીવે શ્રૃંગીમચ્છજી વી૦ ૩. દશ અછેરે દુખિત ભરતે, બહુ મત ભેદ કરાળજી; જિન કેવળી પૂરવ ધર વિરહે, ફણિ સમ પંચમ કાળજી. વી૦ ૪. તેહનુ જેર નિવારણ મણી સમ, તુમ્હ આગમ તુજ બિંબજી; નિશિ દીપક પ્રવહણ જિમ દરીએ, મરૂમાં સુરતરૂ લુંબજી. વી૦ ૫ જૈનાગમ વક્તા ને શ્રોતા, સ્યાદ્વાદે શુચિ બોધજી; કળિકાળે પણ પ્રભુ તુજ શાસન, વરતે છે અવિરોધજી. વી૦ ૬ મ્હારે તો સુખમાંથી દુખમાં, અવસર પુણ્ય નિધાનજી; ક્ષમાવિજય જિન વીર સદાગમ, પામ્યો સિદ્ધિ નિદાનજી. વી૦ ૭

**શ્રી જિનવિજય કૃત ચોવિશી સમાપ્ત.**

## ૯૮ શ્રી ઉદયરત્નજી કૃત ચોવિશી

## ૧ શ્રી ઋષભદેવજિન સ્તવન

મરુદેવીનો નંદ માહરો, સ્વામી સાચો રે; શિવવધુની ચાહ કરો તો, એહને યાચો રે. મ૦ ૧. કેવલ કાચના કુપા જેહવો, પિંડ કાચો રે; સત્ય સરૂપી સાહિબો એહને, રંગે રાચો રે. મ૦ ૨. યમરાજના મુખડા ઉપર, દેઇ તમાચો રે; અમર થઈ ઉદયરત્ન પ્રભુ શું, મિલી માચો રે. મ૦ ૩.

## ૧૬ શ્રી શાંતિનાથજિન સ્તવન

પોસહમાં પારેવડે રાખ્યો, શરણુ લેઇરે; તન સાટે વાહયો અભય-દાન દેઇરે. પો૦ ૧. અનાથ જીવનો નાથ કહાવે, ગુણનો ગેહીરે; તો મુજને પ્રભુ તારતાં કહો, એ વાત કેહીરે. પો૦ ૨. ગરીબ નિવાજ તું ગિરૂઓ સાહિબ, શાંતિ સનેહીરે; ઉદયરત્ન પ્રભુ તુજ શું બાંધી, પ્રીત અછેહીરે. પો૦ ૩.

## ૧૭ શ્રી કુંથુનાથજિન સ્તવન

વાઇ વાઇરે અમરી વીણુ વાજે, મૃદંગ રણકેરે; ઠમક પાય વિછુવા ઠમકે, ભેરી ભણકેરે. વા૦ ૧. ધમ ધમ ધમ ઘુઘરી ઘમકે, ઝાંઝરી ઝમકેરે; નૃત્ય કરતી દેવાંગના જાણે, દામની દમકેરે. વા૦ ૨. દૌ દૌ કિંદૌ દુંદભિ વાજે, ચૂડી ખલકેરે, ફૂદડી લેતાં ફૂદડીતી ફરકે, ઝાલ ઝબૂકેરે. વા૦ ૩. કુંથુ આગે ઇમ નાચ નાચે, ચાલને ચમકેરે; ઉદય પ્રભુ બોધ બીજ આપે, ઢાલને ઢમકેરે. વા૦ ૪.

## ૧૮ શ્રી અરનાથજિન સ્તવન

અરનાથ તાહરી આંખડીયે મુજ, કામણ-કીધુંરે; એક હેલામાં મનડું માહરૂં, હરી લીધુંરે. અ૦ ૧. તુજ નયણે વયણે માહરે, અમૃત પીધુંરે, જન્મ જરાનું જોર ભાગ્યું, કાજ સીધુંરે. અ૦ ૨. દુર્ગતિનાં સરવે દુઃખનું હવે, દ્વાર દીધુંરે; ઉદયરત્ન પ્રભુ શિવપથનું મેં, સંબલ લીધુંરે. અ૦ ૩.

## ૧૯ શ્રી મલ્લિનાથજિન સ્તવન

તુજ સરીખો પ્રભુ તુંજ દીસે, જોતાં ઘરમાંરે; અવર દેવ કુણ એહવો બલીયો, હરિ હરમાંરે. તુ૦ ૧. તાહરા અંગનો લટકો ઝટકો, નારી નરમાંરે; મહીમંડલમાં કોઇ ન આવે, મહરા હરમાંરે. તુ૦ ૨. મલ્લિજિન આવીને માહરા, મનમંદિરમાંરે; ઉદયરત્ન પ્રભુ આવી વસો, તું નિજરમાંરે. તુ૦ ૩.

## ૨૦ શ્રી મુનિસુવ્રતસ્વામીજિન સ્તવન

મુનિસુવ્રત મહારાજ માહરા, મનનો વાસીરે; આશા દાસી કરીને થયો, તું ઉદાસીરે. મુ૦ ૧. મુક્તિ વિલાસી તું અવિનાશી, ભવની ફાંસીરે; ભાજીને ભગવંત થયો તું. સહજ વિલાસીરે. મુ૦ ૨. ચૌદ રાજ પ્રમાણ લોકાલોક પ્રકાશીરે; ઉદયરત્ન પ્રભુ અંતરજામી, જ્યોતિ વિકાસીરે. મુ૦ ૩.

## ૨૧ શ્રી નમિનાથજિન સ્તવન

નમિ નિરંજન નાથ નિર્મલ, ધરું ધ્યાનેરે; સુંદર જેહનો રૂપ સોહે, સોવન વાનેરે. ન૦ ૧ વેણ તાહરા હું ગુણના રસીયો, એક તાનેરે; નેણ માહરાં રહ્યાં છે તરસી, નિરખવાનેરે ન૦ ૨ એક પલક જો રહસ્ય પામું, કોઇક થાનેરે; હું તું અંતરમેં હળી મળું, અભેદ જ્ઞાનેરે. ન૦ ૩. આઠ પહોર હું તુજ આરાધું, ગાવું ગાનેરે; ઉદયરત્ન પ્રભુ નિહાલ કીજે, બોધિદાનેરે. ન૦ ૪.

## ૯ શ્રી સુવિધિજિન સ્તવન

સુવિધિ સાહિબ શું મન માહરૂં, થયું મગનરે; જિહાં જોઉં તિહાં તુજને દેખું, લાગી લગનરે. સુ૦ ૧. મનડામાં જિમ મોર ઇચ્છે, ગાજે ગગનરે; ચિતડામાં જિમ કોયલ ચાહે, માસ ફગનરે. સુ૦ ૨. એહવી તુજ શું આસકી મુને, લાગું હગન રે; જોર જસ કોજનો તું, એક ઠગનરે. સુવિધિ૦ ૩. પંચ ઇંદ્ર રૂપ કયુનો જે, કરીય નગનરે; ઉદયરત્ન પ્રભુ મિલી તે શું, ખાય સોગનરે. સુ૦ ૪.

## ૧૦ શ્રી શીતલનાથજિન સ્તવન

શીતલ શીતલનાથ સેવો, ગર્વ ગાળીરે; ભવ દાવાનળ ભંજવાને, મેઘમાળીરે. શી૦ ૧. આશ્રવ રૂંધી એક બુદ્ધિ, આસન વાળીરે; ધ્યાન એહનું મનમાં ધરો, લેઇ તાળીરે. શી૦ ૨. કામને બાળી ક્રોધને ટાળી, રાગને ગાળીરે; ઉદય પ્રભુનું ધ્યાન ધરતાં, નિત દીવાળીરે શી૦ ૩.

## ૧૧ શ્રી શ્રેયાંસનાથજિન સ્તવન

મૂરતિ જોતાં શ્રેયાંસની માહરૂં, મનડું મોહ્યુંરે; ભાવે ભેટતાં ભવના દુઃખનું, ખાંપણ ખોયુંરે. મૂ૦ ૧. નાથજી માહરી નેહની નિજરે, સાહમું જોયુંરે; મહિર લહિ માહારાજની મેં તો, પાપ ધોયુંરે. મૂ૦ ૨. શુદ્ધ સમકિત રૂપ શિવનું, બીજ બોહ્યું રે; ઉદયરત્ન પ્રભુ પામતાં ભાગ્ય, અધિક સોહ્યુંરે. મૂ૦ ૩.

## ૧૨ શ્રી વાસુપૂજ્યજિન સ્તવન

જૂઓ જૂઓરે જયાનંદ જોતાં, હર્ષ થયોરે; સુરગુરૂ પણ પાર ન પામે, ન જાય કહ્યોરે. જૂ૦ ૧. ભવ અટવીમાં ભમતાં બહુ, કાળ ગયોરે; કોઈ પુણ્ય કલ્લોલથી અવસર મેં, આજ લહ્યોરે. જૂ૦ ૨. શ્રી વાસુપૂજ્યને વાંદતાં સઘળો, . દુઃખ દહ્યોરે; ઉદયરત્ન પ્રભુ અંગી કરીને; બાંહિ ગ્રહ્યોરે જૂ૦ ૩.

## ૧૩ શ્રી વિમલનાથજિન સ્તવન

વિમલ તાહરૂં રૂપ જોતાં, રહિ લાગીરે; દુઃખડાં ગયાં વિસરી ને ભૂખડી ભાગીરે. વિ૦ ૧. કુમતિયે માહરી કેડ તજી, સુમતિ જાગીરે; ક્રોધ માન માયા લોભે, શિખ માગીરે. વિ૦ ૨. પંચ વિષય વિકારનો હવે, થયો ત્યાગીરે; ઉદયરત્ન કહે આજથી, હું તો તાહરો રાગીરે. વિ૦ ૩.

## ૧૪ શ્રી અનંતજિન સ્તવન

અનંત તાહરા મુખડા ઉપર, વારી જાઉંરે, મુર્રાતની મુને મોજ દીજે, ગુણ ગાઉંરે. અ૦ ૧. એક રસો હું તલસું તુને, ધ્યાન ધ્યાઉંરે; તુજ મિલવાને કારણ તાહરો, દાસ થાઉંરે. અ૦ ૨. ભજન તાહરો ભવો ભવે, ચિત્તમાં ચાહુંરે; ઉદયરત્ન પ્રભુ જો મિલે તો, છેડો સાહુંરે. અ૦ ૩.

## ૧૫ શ્રી ધર્મનાથજિન સ્તવન

વારૂરે વાહલા વારૂ તું તો, મેં દિલ વાહીરે મુજને મોહ લગાડયો પોતે બેપરવાહીરે વા૦ ૧. હવે હું હઠ લેઈ બેઠો, ચરણ સાહીરે; કેઈ પેરે મ્હેલાવશો કહોને, દ્યો બતાઇરે. વા. ૨. કોઇ ગમે જો તુજશું, કરૂં ગહિલાઇરે; તો પણ તું પ્રભુ ધર્મ ધારી, હયો નિવાહીરે વા૦ ૩. તું તાહરા અધિકાર સાહમું, જોને ચાહિરે; ઉદય પ્રભુ ગુનહીનને તારતાં છે વડાઇરે. વા૦ ૪.

હોવે; બુદ્ધિસાગર સેવતાં, નિજરૂપને જોવે. અજિત૦ ૬.

## ૩ શ્રી સંભવનાથ સ્તવન

સંભવજિનવર જાગતો, દેવ જગમાં દીઠો; અનુભવ-જ્ઞાને જાણતાં, મન લાગે મીઠો. સંભવ૦ ૧. પ્રગટે ક્ષાયિક લબ્ધિયો, સંભવજિન-ધ્યાને; સંભવચરણની સેવના, કરતાં સુખ માણે. સંભવ૦ ૨. સંભવધ્યાને ચેતના, શુદ્ધ ઋદ્ધિ પ્રગટે, વીર્યોલ્લાસની વૃદ્ધિથી, મોહ-માયા વિઘટે. સંભવ૦ ૩. સંભવ-દૃષ્ટિ જાગતાં સંભવજિનસરિખો; આલંબને સંભવપ્રભુ, એકતાએ પરખો. સંભવ૦ ૪. સંભવસંયમસાધના, સાચી એક ભક્તિ; બુદ્ધિસાગર ધ્યાનમાં, જ્ઞાન-દર્શનવ્યક્તિ. સંભવ૦ ૫.

## ૪ શ્રી અભિનંદનજિન સ્તવન

અભિનંદનઅરિહંતનું, શરણું એક સાચું; લોકોત્તર ચિન્તામણિ, પામી દિલ રાચું. અભિ૦ ૧. લોકોત્તર આનંદના, પરમેશ્વર ભોગી; શાતા-અશાતાવેદની, ટળતાં સુખ યોગી. અભિ૦ ૨. ઉજ્વલ ધ્યાનની એકતા, ખેંચી પ્રભુ આણે; પુદ્ગલને દૂરે કરી, શુદ્ધરૂપ પ્રમાણે. અભિ૦ ૩ પિંડસ્થાદિક ધ્યાનથી, પ્રભુ દર્શન આપે; બુદ્ધિસાગર ભક્તિથી, સત્ય-આનંદ વ્યાપે. અભિ૦ ૪.

## ૫ શ્રી સુમતિનાથ સ્તવન

સુમતિચરણમાં લીનતા, સાતનયથી ખરી છે; સમકિત પામી ધ્યાનથી, યોગિયોએ વરી છે. સુમતિ૦ ૧. નૈગમ સંગ્રહ જાણજો, વ્યવહાર વિચારો; ઋજુસૂત્ર વર્તમાનના, પરિણામને ધારો. સુમતિ૦ ૨. અનુક્રમ ચરણ વિચારને, નયો સપ્ત જણાવે; શબ્દ અર્થ નય ચરણને, અનેકાંત ગ્રહાવે. સુમતિ૦ ૩. દ્રવ્ય અને ભાવ ભેદથી, ચઉ નિક્ષેપ ભેદે; તુજ ચારિત્રને ધારતાં, આઠ કર્મને છેદે. સુમતિ૦ ૪. અજર-અમર અરિહંત ! તું, ભેદભાવને ટાલે; બુદ્ધિસાગર ચરણથી, શિવમંદિર મ્હાલે. સુમતિ૦ ૫.

## ૬ શ્રી પદ્મપ્રભુ સ્તવન

પદ્મપ્રભુ ! જિનરાજ ! તું, શુદ્ધચૈતન્યયોગી; ક્ષાયિકચેતનઋદ્ધિનો, પ્રભુ ! તું વડ ભોગી. પદ્મ૦ ૧. હરિ હર બ્રહ્મા તું ખરો, જડભાવથી ન્યારો; અષ્ટઋદ્ધિભોક્તા સદા, ભવપાર ઉતારો. પદ્મ૦ ૨. નામ-રૂપથી ભિન્ન તું, ગુણ-પર્યાયપાત્ર; શુદ્ધરૂપ ઓળખાવવા, ગુરૂ તું-હું છાત્ર. પદ્મ૦ ૩. સત્તાથી સરખો પ્રભુ, શુદ્ધ કરશો વ્યક્તિ; બુદ્ધિસાગર ભાવથી, પ્રભુ રૂપની ભક્તિ. પદ્મ૦ ૪.

## ૭ શ્રી સુપાર્શ્વનાથ સ્તવન

શ્રી સુપાર્શ્વજિનેશ્વર પ્યારો, ભવજલધિથી તારોરે; સ્થિરઉપયોગે દિલમાં ધાર્યો, મોહમહામલ્લ હાર્યોરે. શ્રી સુપાર્શ્વ૦ ૧. મનમંદિરમાં દીપક સરખો, રૂપ જોઇ જોઇ હરખ્યોરે; ષટ્કારકનો દિવ્ય તું સરખો, પરમ પ્રભુરૂપ પરખ્યોરે. શ્રી સુપાર્શ્વ૦ ૨. ક્ષાયિકગુણધારી જયકારી, શાશ્વતશિવ સુખકારીરે; બુદ્ધિસાગર ચિદ્ઘનસંગી જય ! જય ! જિન ! ઉપકારીરે. શ્રી સુપાર્શ્વ૦ ૩.

## ૨૨ શ્રી નેમીનાથજિન સ્તવન

બોલ બોલેરે પ્રીતમ બોલ, મુજશું મ્હેલી આંટોરે; પગલે પગલે પીડે મુજને, પ્રેમનો કાંટોરે. બો૦ ૧. રાજેમતી કહે છોડ છબીલા, મનનો ગાંઠોરે; જિહાં ગાંઠો તિહાં રસ નહિ જિમ, શેલડી સાંઠોરે. બો૦ ૨. નવ ભવનો મુને આપને નેમજી, નેહનો આંટોરે; ધોયો કમ ધોવાય જાદવજી, પ્રીતનો છાંટોરે. બો૦ ૩. નેમ રાજુલ બે મુગતિ પોહતાં, વિરહ નાઠોરે; ઉદયરત્ન કહે આપને સ્વામી, ભવનો કાંઠોરે. બો૦ ૪.

## ૨૩ શ્રી પાર્શ્વનાથજિન સ્તવન

ચાલ ચાલરે કુમર ચાલ તાહરી, ચાલ ગમેરે; તુજ દીઠડા વિના મીઠડા માહરા, પ્રાણ ભમેરે. ચા૦ ૧. ખોળા માંહિ પડતું મેહલે, રીસે દમેરે; માવડી વિના આવડું ખુંદું, કુણ ખમેરે. ચા૦ ૨. માતા વામા કહે મુખડું જોતાં, દુખડાં શમેરે; લળિ લળિ ઉદયરત્ન પ્રભુ, તુજને નમેરે. ચા૦ ૩.

## ૨૪ શ્રી મહાવીરજિન સ્તવન

આવ આવરે માહરા મનડા માંહિ, તું છે પ્યારોરે; હરિહરાદિક દેવ હુંતી, હું છું ન્યારોરે. આ૦ ૧. અહો મહાવીર ગંભીર તું તો, નાથ માહરોરે; હું નમું તુને ગમે મુને, સાથ તાહરોરે. આ૦ ૨. ગ્રાહી સાહીરે મીઠડા હાથ માહરા, વૈરી વારોરે; દે દે રે દર્શન દેવ મુને, દે ને લારોરે. આ૦ ૩. તું વિના ત્રિલોકમેં કેહનો, નથી ચારોરે; સંસાર પારાવારનો સ્વામી, આપને આરોરે. આ૦ ૪. ઉદયરત્ન પ્રભુ જગમેં જોતાં તુંછે તારોરે; તારતારરે મુને તાર તું, સંસાર અસારોરે. આ૦ ૫.

## શ્રીમદ્ શ્રી બુદ્ધિસાગર સૂરીશ્વરજીકૃત સ્તવન ચોવીશી

## ૧ શ્રી ઋષભદેવ સ્તવન

પ્રભુજી ઋષભજિનેશ્વરદેવ, હૃદયમાં વ્હાલા લાગ્યારે. પ્રભુ૦ આવિર્ભાવે દિલ પ્રગટો, કર્મ આવરણો વિઘટો, પ્રભુજી લાગ્યું તુજથી તાન, આત્મિકભાવે જાગ્યા રે. પ્રભુ૦ ૧. મોહનો પડદો દૂરે, થાતાં શુદ્ધાતમ સ્ફુરે, પછી રહે ન કિંચિત્ ભેદ, કર્મ સહુ જાવે ભાગ્યારે, પ્રભુ૦ ૨. કાચી બે ઘડીમાં મળવું, જ્યોતિમાં જ્યોતે ભળવું, એહવું અનુભવ નિશ્ચયજ્ઞાન, જીતનગારાં વાગ્યાંરે પ્રભુ૦ ૩. શુદ્ધોપયોગે સંગી, અંતરધાતો રંગી, બુદ્ધિસાગર પ્રભુ હજુર, મલ્યા નહિ માગે માગ્યા રે. પ્રભુ૦ ૪.

## ૨ શ્રી અજિતનાથ સ્તવન

અજિતજિનેશ્વરદેવની, સેવા સુખકારી; નિશ્ચય ને વ્યવહારથી, સેવા જયકારી. અજિત૦ ૧. નિમિત્ત ને ઉપાદાનથી, સેવન ઉપકારી; દ્વેષ ખેદ ને ભય તજી, સેવો હિતકારી. અજિત૦ ૨. દુર્લભ સેવન ઈશનું, ધાતોધાતે મળવું; પરપરિણામને ત્યાગીને, શુદ્ધભાવમાં ભળવું. અજિત૦ ૩. ષટ્કારક જીવદ્રવ્યમાં, પરિણમતાં જ્યારે; ત્યારે સેવન સત્ય છે, ભવપાર ઉતારે. અજિત૦ ૪. નિર્વિકલ્પ ઉપયોગથી, નિત્ય સેવો દેવા; નિજ નિજ જાતિની સેવના, મીઠા શિવમેવા. અજિત૦ ૫. પરમપ્રભુ નિજ આતમા, સેવનથી

ધારી કરતો સ્હેલજો. પ્રીતલડી૦ ૫. બાહ્ય–ભાવની સર્વ ઉપાધિ નાસતાં, પ્રભુવિરહનો નાશ થશે નિર્ધારજો; અનુભવયોગે રંગાયો જિનરૂપમાં, થાશું પ્રભુસમા અન્તે જયકારજો. પ્રીતલડી૦ ૬. નિજગુણસ્થિરતામાં રંગાવું સહજથી, વસ્તુધર્મ–જ્ઞાનાદિક તું આધારજો; બુદ્ધિસાગર અનુભવ–વાજાં વાગિયાં, ભેટ્યા શીતલજિનવર જગ જયકારજો. પ્રીતલડી૦ ૭.

## ૧૧ શ્રી શ્રેયાંસનાથ સ્તવન

શ્રીશ્રેયાંસજિન સાહિબ સેવા, શાશ્વત શિવસુખમેવારે; દ્રવ્યાર્થિક–પર્યાયાર્થિકનય, શુદ્ધ નિરંજન દેવારે. શ્રી શ્રેયાંસ૦ ૧. યોગી, ભોગી, ગતભય–શોકી, કર્માષ્ટકથી ભિન્નરે; શુદ્ધોપયોગી; સ્વપરપ્રકાશક, ક્ષાયિકનિજગુણ લીનરે. શ્રી શ્રેયાંસ૦ ૨. અનંતગુણ–પર્યાયની અસ્તિ, સમયે સમયે અનંતીરે; પરદ્રવ્યાદિકની નાસ્તિતા, સમયે અનંતી વહંતીરે. શ્રી શ્રેયાંસ૦ ૩. અસ્તિ–નાસ્તિમય શુદ્ધસ્વરૂપી, સંગ્રહનયથી અનાદિરે; વ્યક્તપણું શબ્દાદિક-નયથી, સર્વજીવોમાં આદિરે. શ્રી શ્રેયાંસ૦ ૪. અગ્નિથી જેમ અગ્નિ પ્રગટે, શુદ્ધ ચેતનથી શુદ્ધરે; બુદ્ધિસાગર પુષ્ટાલંબન, ઉપાદન–ગુણ બુદ્ધરે. શ્રી શ્રેયાંસ૦ ૫.

## ૧૨ શ્રી વાસુપૂજ્ય સ્તવન

વાસુપૂજ્ય ! ત્રિભુવનધણી, પરમાનન્દ વિલાસીરે; અકળકળા નિર્ભયપ્રભુ, ધ્યાને નાસે ઉદાસીરે. વાસુપૂજ્ય૦ ૧. જગજીવન જગનાથ છો, પરમબ્રહ્મ મહાદેવારે; વ્યાપક જ્ઞાનથી વિષ્ણુ છો, સુરપતિ કરે પદસેવારે. વાસુપૂજ્ય૦ ૨. આદિ–અનન્ત તું વ્યક્તિથી, એવંભૂતથી યોગીરે; અનાદ્યનન્ત સત્તાપણે, ગુણ પર્યવનો ભોગીરે. વાસુપૂજ્ય૦ ૩. વ્યાપ્ય વ્યાપકતા અભેદતા, જ્ઞાતા જ્ઞેય અભેદીરે; ભિન્નાભિન્ન સ્વભાવ છે, વેદરહિત પણ વેદીરે. વાસુપૂજ્ય૦ ૪. પરમ મહોદય ચિન્મણિ, અજરામર અવિનાશીરે; નિત્ય નિરંજન સુખમયી, વ્યક્તિ શુદ્ધ પ્રકાશીરે. વાસુપૂજ્ય૦ ૫. નિરક્ષર અક્ષર વિભુ, જગબંધવ જગત્રાતારે; ક્ષાયિક નવલબ્ધિ ધણી, જ્ઞેય અનંતના જ્ઞાતારે. વાસુપૂજ્ય૦ ૬. પુરૂષોત્તમ પુરાણ તું, તુજ ધ્યાને સુખ લહીશુંરે; બુદ્ધિસાગર શુદ્ધતા, પામી જિનપદ રહીશુંરે. વાસુપૂજ્ય૦ ૭.

## ૧૩ શ્રી વિમલનાથ સ્તવન

વિમલજિનેશ્વર ચેતન ભાવો, ભાવો બહુ મન ધ્યાવોરે; સંગ્રહનયથી નિર્મળ ચેતન, શબ્દાદિકથી બનાવોરે. વિમલ૦ ૧. પ્રતિપ્રદેશે જ્ઞાન અનંતુ, છતિ સામર્થ્ય–પર્યાયરે; ક્ષયોપશમથી–ક્ષાયિકભાવે, લોકાલોક જણાયરે. વિમલ૦ ૨. અસંખ્યપ્રદેશી ચિદ્ઘનરાયા, અનંતશક્તિ વિલાસીરે; આવિર્ભાવે ચેતનમુક્તિ, નાસે સકલ ઉદાસીરે. વિમલ૦ ૩. અનંતગુણની શુદ્ધ ક્રિયાનો, સમયે સમયે ભોગીરે; બુદ્ધિસાગર શુદ્ધ ક્રિયાથી, સિદ્ધ સનાતન યોગીરે. વિમલ૦ ૪.

## ૧૪ શ્રી અનંતનાથ સ્તવન

અનંત ગુણ–પર્યાયનું ભાજન, અનંતપ્રભુ મન ધ્યાવુંરે; પરપરિણામતા દૂર હઠાવી, શુદ્ધ રમણતા પાવુંરે. અનંત૦ ૧. જ્ઞાનસ્વરૂપી જ્ઞેયસ્વરૂપી, પરજ્ઞેયાદિક ભિન્નરે; જ્ઞેય અનંતા જ્ઞાન અનંતુ, જ્ઞાતા જ્ઞાનાભિન્નરે. અનંત૦ ૨. ગુણ અનંતા સમયે સમયે, વ્યયોત્પત્તિતઃ પાવેરે; દ્રવ્યરૂપ ત્રણ કાલમાં ધ્રુવ છે, કેવલજ્ઞાની ગાવેરે. અનંત૦ ૩. અનંતગુણમ

## ૮ શ્રી ચંદ્રપ્રભુ સ્તવન

ચંદ્રપ્રભુ ! પદ રાચુ હો ચિદ્ઘન ! ચંદ્રપ્રભુ ! પદ રાચું; મન માન્યું એ સાચું હો ચિદ્ઘન ! ચંદ્રપ્રભુ ! પદ રાચું. શુદ્ધ અખંડ અનંત ગુણ–લક્ષ્મી, તેના પ્રભુ ! તમે દરિયા; સત્તાએ જ્ઞાનાદિક લક્ષ્મી, વ્યક્તિપણે તમે વરિયા હો ચિ૦ ૧. અનાદ્યનન્ત ને આદિ–અનન્ત, સત્તા–વ્યક્તિ સુહાયા; અસ્તિનાસ્તિમય ધર્મ અનન્તા, સમય સમયમાં પાયા હો ચિ૦ ૨. ક્ષપકશ્રેણિયે ઉજ્જવલધ્યાને, ઘાતક કર્મ ખપાવ્યાં, દગ્ધરજ્જુવત્ કર્મ અઘાતી, તેરમે ચૌદમે નસાવ્યાં હો ચિ૦ ૩. કેવલજ્ઞાને જ્ઞેય અનન્તા, સમય સમય પ્રભુ ! જાણ્યા; અવ્યાબાધ અનન્તુ વીર્ય, સમય સમય પ્રભુ ! માણ્યા હો ચિ૦ ૪. ઋદ્ધિ તમારી તેવીજ મારી, કદિય ન મુજથી ન્યારી; ચંદ્રપ્રભુ–આદર્શ નિહાળી, આત્મિક-ઋદ્ધિ સંભાળી હો ચિ૦ ૫. નિજ સ્વજાતીય સિંહ નિહાળી, અજવૃન્દગત હરિ ચેત્યો; નિજ સ્વજાતીય સિદ્ધ સંભાળી, જીવ સ્વપદમાં વહેતો હો ચિ૦ ૬. અન્તર–દૃષ્ટિ અનુભવ–યોગે, જાગી નિજપદ રહિયો; બુદ્ધિસાગર પરમ મહોદય, શાશ્વતલક્ષ્મિલહિયો હો ચિ૦ ૭.

## ૯ શ્રી સુવિધિનાથ સ્તવન

સુવિધિજિનેશ્વર ! દેવ ! દયા દીનપર કરો, કરૂણાવંત મહંત વિનતિ એ દિલ ધરો; ભવસાગરની પાર ઉતારો કર ગ્રહી, શક્તિ અનન્તના સ્વામી કહાવો છો મહી. ૧. તમનો શો છે ભાર કહો રવિ આગળે, કીડીનો શો ભાર કે કુંજરને ગળે; કર્મતણો શો ભાર પ્રભુજી ! તુમ છતે, સિંહતણો શો ભાર અષ્ટાપદ ત્યાં જતે. ૨. શું ખદ્યોતનું તેજ રવિ જ્યાં ઝળહળે, તેમ શું મોહનું જોર કે ઉપયોગ નીકળે; સસલાનું શું જોર સિંહ આગળ અહો ! અનેકાંત જ્યાં જ્યોતિ એકાંતનું શું કહો. ૩. પરમપ્રભુ વીતરાગ રાગ ત્યાં શું કરે, દેખી ઇન્દ્રની શક્તિ કે સુર સહુ કરગરે; પ્રાણજીવન વીતરાગ હૃદયમાં મુજ વસ્યા; તે દેખી મોહયોધ કે સહુ દૂરે ખસ્યા. ૪. ગુણ–પર્યાયાધાર ! સ્મરણ ત્હારૂં ખરૂં, ધ્યાન–સમાધિયોગે અલખ નિજ-પદ વરૂં; પરમબ્રહ્મ ! જગદીશ્વર ! જય જિનરાજજી ! શરણે આવ્યો સેવક રાખો લાજજી. ૫. વાર વાર શી ? વિનતિ જાણો સહુ કહ્યું, વાર લગાડો ન લેશ દુઃખ મેં બહુ સહ્યું; બુદ્ધિસાગર સત્ય ભક્તિથી ઉદ્ધારજો, વન્દન વાર હજાર વિનતિ એ સ્વીકારજો. ૬.

## ૧૦ શ્રી શીતલનાથ સ્તવન

પ્રીતલડી બંધાણીરે શીતલ જિણંદશું, પ્રભુવિના ક્ષણમાત્ર નહિ સોહાયજો; પ્રેમી-વિના નહિ બીજો તે જાણી શકે, રૂપ પ્રભુનું દેખી મન હરખાયજો. પ્રીતલડી૦ ૧. અન્તરના ઉપયોગે પ્રભુજી દિલ વસ્યા, ભક્તિ આધીન પ્રભુજી પ્રાણ સનાથજો; અનુભવયોગે રંગ મજીઠનો લાગિયો, ત્રણભુવનના સ્વામી આવ્યા હાથજો. પ્રીતલડી૦ ૨. જેમ પ્રભુનાં દર્શનમાં સ્થિરતા થતી, તેમ પ્રભુજી આનન્દ આપે બેશજો; આનન્દદાતા–ભોક્તાની થઈ એકતા, ચઢી ખુમારી ચાઢી આપે હંમેશજો. પ્રીતલડી૦ ૩. આત્માડસંખ્ય પ્રદેશે શીત-લતા ખરી, અવધૂત યોગી પ્રગટાવે સુખકંદજો; ઔદયિકભાવ નિવારી ઉપશમ આદિથી, ટાળે સઘળા મોહતણા મહાફંદજો. પ્રીતલડી૦ ૪. ગુણ સ્થાનક–નિસરણિ ચઢતો આતમા, ઉજ્જવલ યોગે પામે શિવપુર મ્હેલજો; ક્ષાયિકભાવે સુખ અનંતું ભોગવે, નિજપદધ્રુવતા

ઉદાસી. શ્રી અર૦ ૧. સંગ્રહનય એકાન્તથી, એક સત્તા માને; સર્વજીવનો આતમા, એક દિલ પિછાણે. શ્રી અર૦ ૨. વ્યવહારનય વિશેષથી, વ્યક્તિ બહુ દેખે; વ્યક્તિ વિના સત્તા કદી, કોઇ નજરે ન પેખે. શ્રી અર૦ ૩. સામાન્ય ને વિશેષની, એક દ્રવ્યે સ્થિતિ; વ્યક્તિ અનંતા આતમા, અનેકાન્તની રીતિ. શ્રી અર૦ ૪. માયા પુદ્ગલ-ભાવથી, છતી શાસ્ત્રે ભાખી; ચૈતન્ય-ભાવે જાણજો માયા અછતી દાખી. શ્રી અર૦ ૫. એકાન્તે મિથ્યા સદા, નિત્યાદિકભાવા; બુદ્ધિસાગર ધર્મ છે, સ્યાદ્વાદસ્વભાવા. શ્રી અર૦ ૬.

## ૧૯ શ્રી મલ્લિનાથ સ્તવન

ઉપયોગ ધરી, મલ્લિજિનેશ્વર પ્રણમી શિવસુખ ધારીએ; તજી બાહ્ય-દશા, શુદ્ધ-રમણતાયોગે કર્મ નિવારીએ. પ્રભુ! મુજ સત્તા છે તુજસમી, નિર્મલવ્યક્તિ મુજ ચિત્ત રમી, તેં અશુદ્ધ-પરિણતિ તુર્ત દમી. ઉપયોગ૦ ૧. નિજભાવરમણતા રંગાશું; અંતર્યામી પ્રભુને ગાશું, પ્રભુવ્યક્તિસમા અન્તર થાશું. ઉપયોગ૦ ૨. ચેતનતા નિજમાં રંગાશે, પ્રભુ! તુજ મુજ અંતર ઝટ જાશે, સહજાનંદી ચેતન થાશે. ઉપયોગ૦ ૩. પ્રભુ! વસ્તુ-ધર્મ તન્મય થાવું, મુજ સત્તાધર્મ પ્રગટ પાવું, ગુણઠાણે ગુણ સહુ નિપજાવું. ઉપયોગ૦ ૪. પ્રભુધ્યાને શુદ્ધદશા જાગે, વેગે જયડંકો જગ વાગે, બુદ્ધિસાગર જિનવરરાગે. ઉપયોગ૦ ૫.

## ૨૦ શ્રી મુનિસુવ્રત સ્તવન

તાર હો તાર પ્રભુ! શુદ્ધ દિનકર વિભુ! શરણ તું એક છે મુજ સ્વામી; જ્ઞાન-દર્શન ધણી, સુખ ઋદ્ધિ ઘણી. નામી પણ વસ્તુતઃ તું અનામી તાર૦ ૧. ભોગી પણ ભોગના ફંદથી વેગળો, યોગી પણ યોગથી તું નિરાળો; જાણતો અપર ને અપરથી ભિન્ન તું, વિગતમોહી પ્રભુ! શિવ મ્હાલો. તાર૦ ૨. દ્રવ્ય ક્ષેત્ર અને કાલ ને ભાવથી, આત્મદ્રવ્યે પ્રભુ! તું સુહાયો; સ્વગુણની અસ્તિતા, નાસ્તિતા પરતણી, શુદ્ધકારકમથી વ્યક્તિ પાયો. તાર૦ ૩. શુદ્ધ પરબ્રહ્મની પૂર્ણતા પામીને, વિષ્ણુ જગમાં પ્રભુ! તું ગવાયો; કર્મદોષો હરી હર પ્રભુ! તું થયો, સત્ય મહાદેવ તું છે સવાયો. તાર૦ ૪. શુદ્ધરૂપે રમી રામ તું જગ થયો, શુદ્ધ આનન્દતાનો વિલાસી; રહેમ કરતાં થયો શુદ્ધ રહેમાન તું, શુદ્ધ ચૈતન્યતા ધર્મકાશી. તાર૦ ૫. નામ ને રૂપથી ભિન્ન તું છે પ્રભુ! જાણતો તત્ત્વ સ્યાદ્વાદજ્ઞાની; શરણ તારૂં ગ્રહ્યું, ચરણ તારૂં લહ્યું, રહી નહિ વાત હે નાથ! છાની. તાર૦ ૬. ભક્તના તોરના જોરમાં પ્રભુ મળ્યા, સહજ આનંદના ઓઘ પ્રગટ્યા; જાણું પણ કહી શકું કેમ નિર્વાચ્યને, સકળ વિષયોતણા ફંદ વિઘટ્યા. તાર૦ ૭. એકતા લીનતા ભક્તિના તાનમાં, ઘેન આનંદની દિલ છવાઇ; બુદ્ધિસાગર પ્રભુ ભેટિયા ભાવથી, મુક્તિની ઘેર આવી વધાઇ. તાર૦ ૮.

## ૨૧ શ્રી નમિનાથ સ્તવન

નમિજિનવર નમું ભાવથી, મારે મોંઘા મોલે; ધર્માદિદ્રવ્ય-શક્તિયો, એક ગુણના ન તોલે. ૧. શુદ્ધધ્યાનમાં આવીને, રગેરગમાં વસિયો; ધાતોધાત મળી ખરી, લેશ માત્ર ન ખસિયો. ૨. સ્વ સ્વ જાતિ મળી ખરી, જડ-ભાવ વિદૂરે; ધ્યાતા ધ્યેયના તાનમાં, સત્ય-સુખડાં સ્ફુરે. ૩. અનુભવતાળી લાગતાં, આનંદ-ખુમારી; પરમપ્રભુ-આદર્શમાં,

અસ્તિ-નાસ્તિતા, સમયે સમયે જાણોરે; અસ્તિનાસ્તિથી સપ્તભંગીની, ઉત્પત્તિ ચિત્ત આણોરે. અનંત૦ ૪. એક સમયમાં સર્વભાવને, કેવલજ્ઞાની જાણેરે; સપ્તભંગીથી ધર્મ પ્રબોધે, ઉપદેશક ગુણઠાણેરે. અનંત૦ ૫. વિશેષ સ્વભાવે ગુણ અનંતા, ભેદ પરસ્પર પાવેરે; બુદ્ધિસાગર જાણે તેના, મનમાં અનંતપ્રભુ આવેરે. અનંત૦ ૬.

## ૧૫ શ્રી ધર્મનાથ સ્તવન

ધર્મજિનેશ્વર પરમકૃપાળુ, વંદી ભવભય ટાળુંરે; ધર્મજિનેશ્વર ધ્યાન કર્યાથી, અન્તરમાં અજવાળુંરે. ધર્મ૦ ૧. વસ્તુ-સ્વભાવ તે ધર્મ પ્રકાશે, કેવલજ્ઞાને સાચોરે; નય-નિક્ષેપે ધર્મને સમજી, શુદ્ધ સ્વરૂપમાં રાચોરે. ધર્મ૦ ૨. ધર્માદિક ષડ્દ્રવ્યને જાણે, અનન્તગુણ-પર્યાયરે; જ્ઞેયોપાદેયહેયના જ્ઞાને, વસ્તુ-ધર્મ પરખાયરે ધર્મ૦ ૩. ચેતનતા પુદ્ગલપરિણામી, પુદ્ગલ-કર્મ કરે છેરે; ચેતનતા નિજરૂપ પરિણામી, કર્મ-કલંક હરે છે રે. ધર્મ૦ ૪. જડ-પુદ્ગલથી ન્યારો ચેતન, જ્ઞાનાદિકગુણ ધારીરે; બુદ્ધિસાગર ચેતન-ધર્મે, પામે સુખ નરનારીરે. ધર્મ૦ ૫.

## ૧૬ શ્રી શાંતિનાથ સ્તવન

શાંતિ જિનેશ્વર પરમેશ્વર વિભુજી, ગાતાં ને ધ્યાતાં હર્ષ અપારરે; શાંતિ સ્મરંતાં પ્રગટે શાંતતાજી, સહજ યોગે નિર્ધારરે. શાંતિ૦ ૧. મનમાં છે મોહજ તાવત્ દુઃખ છેજી, મોહ ટળ્યાથી સાચી શાંતિરે; તમ ને રજથી નહીં શાંતિ આત્મનીજી, સાત્ત્વિક શાંતિ છેવટે શાંતિરે. શાંતિ૦ ૨. દેહ ને મનમાં શાંતિ નહીં ખરીજી, શાંત ન બાહિર ભોગે થાયરે; યાવત્ મનમાં સંકલ્પો જાગતાજી, તાવત્ ન શાંતિ સત્ય સુહાયરે. શાંતિ૦ ૩. શાંતિ અનુભવ આવે સમપણેજી, ઉપશમ આદિ ક્ષાયિકભાવરે; સહજ સ્વભાવે વિકલ્પો ટળેજી, શાંતિ અનંતી આતમ દાવરે શાંતિ૦ ૪. દ્રવ્યને ભાવથી શાંતિ પામવાજી, જ્ઞાને લગાવો આતમતાનરે; શાંતિ પ્રભુમય આતમ થૈ રહેજી બુદ્ધિસાગર ભગવાન્‌રે. શાંતિ૦ ૫.

## ૧૭ શ્રી કુંથુનાથ સ્તવન

કુંથુજિનેશ્વર જગ જયકારી, ચોત્રીશ અતિશય ધારીરે; પાંત્રીશ વાણી ગુણથી શોભે, સમવસરણ સુખકારીરે કુંથુ૦ ૧. વસ્તુધર્મ સ્યાદ્વાદ પ્રરૂપે, કેવલજ્ઞાનથી જાણીરે, ધર્મ ગ્રહી પાળી. શિવ લેવે, જગમાંહિ બહુ પ્રાણીરે. કુંથુ૦ ૨. સપ્તભંગી ને સાતનયોથી, ષ દ્રવ્યોને જણાવેરે; ઉપાદેય ચેતનના ધર્મો, બોધી શિવ પરખાવેરે. કુંથુ૦ ૩. શુદ્ધું આત્મસ્વરૂપ બતાવી, મિથ્યા-ભ્રમણા હઠાવેરે; અસ્તિનાસ્તિમયધર્મ અનન્તા, દ્રવ્ય દ્રવ્યમાં ભાવેરે. કુંથુ૦ ૪. ચાર નિક્ષેપે ચાર પ્રમાણે. વસ્તુસ્વરૂપને દાખેરે; દ્રવ્ય ક્ષેત્ર ને કાલ ભાવથી, વસ્તુસ્વરૂપને ભાખેરે કુંથુ૦ ૫ આનન્દકારી જગહિતકારી, ગુણપર્યાયાધારીરે; ઉત્પત્તિ-વ્યય-ધ્રુવતામયી પ્રભુ, શાશ્વતપદ સુખકારીરે. કુંથુ૦ ૬. જિનસ્વરૂપ થઈ જિનવર સેવી, લહીએ અનુભવમેવારે; બુદ્ધિસાગર જ્ઞાનદિવાકર, સહજયોગ પદસેવારે. કુંથુ૦ ૭.

## ૧૮ શ્રી અરનાથ સ્તવન

શ્રી અરનાથજીવંદીએ, શુદ્ધજ્ઞાન પ્રકાશી; જડ-ચેતનભેદજ્ઞાનથી, ટળે સકલ

રાજુલ પામી; રહનેમિને બોધથી, થઈ ગુણવિશ્રામી. ૨૬. એક ટેકી થઇ રાજુલે, ભાવ સ્વામી કીધા; અદ્‌ભુત ચારિત્ર ધારીને. જગમાં જશ લીધા. ૨૭. સ.ચી ભક્તિ સ્વામીની, અંતરમાં ઉતારી; નવરસ-રંગે ઝીલતી, લહે સુખ ખુમારી. ૨૮. ચેતન-ચેતના ભાવથી, એક સંગે મળિયાં, ક્ષપકશ્રેણિ-નિસ્સરણિથી, શિવમંદિર ભળિયાં; ૨૯. કર્મ કટક સંહારીને, નેમરાજુલનારી; શિવપુરમાં સુખિયાં થયાં, વંદુ વાર હજારી. ૩૦ શુદ્ધ ચેતન સંગમાં, શુદ્ધ ચેતના રહેશે; બુદ્ધિસાગર ભક્તિથી, શાશ્વત સુખ લહેશે. ૩૧.

## ૨૩ શ્રી પાર્શ્વનાથ સ્તવન

આતમ ! ! ! પાર્શ્વ પ્રભુના પ્રેમને, અંતર ધારજોરે લોલ; પ્રગટે જે જે કષાયો ચિત્તમાં તેહને વારજોરે લોલ. આતમ૦ ૧. પ્રભુના જૈનધર્મમાં શંકા, આદિ નહીં કરોરે લોલ; ગુરૂ ને ધર્મની સંઘની રક્ષા,-માટે ઝટ મરોરે લોલ. આતમ૦ ૨. જગમાં જૈનો વધવા હેતકે, સહુ સ્વાર્પણ કરોરે લોલ; સાધર્મિક દેખીને સ્વાર્પણ,-પ્રીતિ ઘટ ધરોરે લોલ. આતમ૦ ૩ જિન ને જૈનની સેવા ભક્તિમાં, ભેદ ન એકતારે લોલ; પ્રભુજી સંઘની સેવા તે તુજ, સેવા વિવેકતારે લોલ. આતમ૦ ૪. સેવા ભક્તિમાં છે અભેદ કે, પ્રભુ ને ભક્તમાંરે લોલ; પ્રભુજી એવો મુજ વિશ્વાસ છે, વ્યાપ્યો રક્તમાંરે લોલ. આતમ૦ ૫. પ્રભુની ગુરૂની સંઘની સેવા, ભક્તિ એક છેરે લોલે; જૈનમાં જિનપણું નિરખાતું કે, સ્વાર્પણ ટેક છેરે લોલ. આતમ૦ ૬. સેવા ભક્તિ વિના નહીં જ્ઞાન ને, કર્મયોગીપણુંરે લોલ; સેવ ભક્તિથી દિલ શુદ્ધિ કે, નિશ્ચય એ ભણુંરે લોલ. આતમ૦ ૭. ભક્તોને પ્રભુભાવે સેવતાં, વ્યક્ત પ્રભુપણુંરે લોલ; થાતો યોગી આતમ દેવ કે, ક્ષણમાં જિનપણુંરે લોલ. આતમ૦ ૮. પ્રભુજી તું વંદે છે સંઘને, તે છે મોટકોરે લોલ; પ્રભુજી તેની આગળ હું છું, સૌથી છોટકોરે લોલ. આતમ૦ ૯. પ્રભુજી જીવન્મુક્ત થતાં રહે, એમ ઉપદેશિયુંરે લોલ; પ્રભુજી સંઘની સેવા ભક્તિમાં, મુજ મન ઉલ્લસ્યુંરે લોલ. આતમ૦ ૧૦. પ્રભુજી સેવા ભક્તિના અંશથી, સિદ્ધપણું થતુંરે લોલ; પ્રભુજી ધર્મ કર્મ વ્યવહારથી, સંઘપણું છતુંરે લોલ. આતમ૦ ૧૧ કેવલજ્ઞાનીને વ્યવહાર કે, કરવાનો ખરોરે લોલ; તેથી તીર્થોન્નતિ છે શીખ એ, ભક્તો દિલ ધરોરે લોલ. આતમ૦ ૧૨. પ્રભુજી તુજપર અણુસમ પ્રેમ કે, જૈનો ઉપરેરે લોલ, પ્રભુજી ધારે તે લહે મુક્તિ કે, ભવસાગર તરેરે લોલ, આતમ૦ ૧૩. સંઘની દ્રવ્ય ને ભાવથી ઉન્નતિ,-હેતુ મુજ સહુરે લોલ; સ્વાર્પણ કીધું એમાં તાહારી, ભક્તિ સહુ લહુરે લોલ. આતમ૦ ૧૪. સંઘની ભક્તિમાં નહિ દોષની,-દૃષ્ટિ ભક્તનેરે લોલ; પ્રભુજી બુદ્ધિસાગર ભક્તમાં, ધન્ય છે રક્તને રે લોલ. આતમ૦ ૧૫.

## શ્રી મહાવીર પ્રભુ સ્તવન

મહાવીર જિનવર દેવ હો રાજ ! તાહારે શરણે આવ્યો; તારો તારો પ્રભુ મુજ તારો હો રાજ ! તુજ શ્રદ્ધા દિલ લાવ્યો. સાત્ત્વિક પરાભક્તિ પ્રગટો, મનમંદિરમાં પધારો; તુજ વણ બીજું જગમાં ન ઇચ્છું, ભાવે મુજને સુધારો હો રાજ. તાહારે. પ્રભુ. ૧ જેવો તેવો પણ હું છું તારો, મુજને પાર ઉતારો; પ્રાણાંતે પણ પકડયા ન છોડું, ઉધર્યા વણ નહીં આરો હો રાજ તા. પ્રભુ. ૨. માગણ પેઠે હું નહીં માગું, તું છે

જોઈ જાતિ મેં મારી ૪. શુદ્ધદ્રવ્ય જેવું તાહરૂં, તેવું માહરૂં દીઠું; સત્તાએ સરખા પ્રભુ મન લાગ્યું મીઠું ૫ તારૂં ધ્યાન તે માહરૂં, દોષ મુજથી નાસે; શુદ્ધદશાના ધ્યાનમાં, એકમેકતા ભાસે ૬. એકમેકતા યોગમાં, મનમંદિર આવ્યા; તાણ્યા જાઓ નહિ વ્યક્તિથી, પણ શાને તાણ્યા ૭. શુદ્ધજ્ઞેયાકારી જ્ઞાનથી, એકરૂપે ભળિયા; તુજ સેવાકાર વ્યક્તિથી, વેગે દોષો ટળિયા. ૮. નિર્વિકલ્પ-ઉપયોગથી, શુદ્ધ રૂપમાં મળશું; બુદ્ધિસાગર શિવમાં, જ્યોતિ જ્યોતિમાં ભળશું ૯.

## ૨૨ શ્રી નેમિનાથ સ્તવન

રાજુલ કહે છે શામળા, કેમ પાછા વળિયા; મુજને મૂકી નાથજી, કોનાથી હળિયા. ૧. પશુદયા મનમાં વસી, કેમ મ્હારી ન આણી; સ્ત્રીને દુઃખી કરી પ્રભુ! હઠ ફોગટ તાણી. ૨. લગ્ન ન કરવાં જો હતાં, કેમ આંહી આવ્યા; પોતાની મરજી વિના, કેમ બીજા લાવ્યા. ૩. ઋષભાદિ તીર્થંકરા, ગૃહવાસે વસિયા; તેનાથી શુ તમે જ્ઞાની કે, આવી દૂરે ખસિયા. ૪. શુકન જોતાં ન આવડ્યા, કહેવાતા ત્રિજ્ઞાનીઃ બનવાનું એમ જો હતું, વાત પહેલાં ન જાણી. ૫ જાદવ કુળની રીતડી, બોલ બોલી ન પાળે; આરંભી પડતું મૂકે, તે શુ? અજુવાળે. ૬. કાળા કામણગારડા, ભીરૂ થઈ શું? વળિયા; હુકમથી પશુઆં દયા, આણ માનત બળિયા. ૭ વિરાગી જો મન હતું, કેમ તોરણ આવ્યા; આઠ ભવોની પ્રીતડી, લેશ મનમાં ન લાવ્યા. ૮ મારી દયા કરી નહિ જરા, કેમ અન્યની કરશો; નિર્દય થઇને વાલ્હમા, કેમ ઠામે ઠરશો ૯. વિરહવ્યથાની અગ્નિમાં, બળતી મને મૂકી; કાળાથી કરી પ્રીતડી, અરે પોતે હું ચૂકી. ૧૦. જગમાં કોઇ ન કોઇનું, એમ રાજુલ ધારે; રાગિણી થઈ વૈરાગિણી, મન એમ વિચારે ૧૧ સંકેત કરવા પ્યારીને, પ્રાણપતિ! અહિં આવ્યા; હરિણદયાથી બહુ દયા, પ્રભુ! મુજ પર લાવ્યા. ૧૨. ભવનાં લગ્ન નિવારવા, જાન મુક્તિથી આણી; આંખે આંખ મિલાવીને, મને મુક્તિમાં તાણી. ૧૩ હું ભોળી સમજી નહીં, સાચી જગમાં અબળા; નાથે નેહ નિભાવિયો, ધન્ય સ્વામી સબલા ૧૪. ભોગાવલીના જોરથી, ગૃહવાસમાં ફસિયા; ઋષભાદિક તીર્થંકરા, લલના સંગરસિયા ૧૫ ભોગાવલીના અભાવથી, મારો સંગ ન કીધો; બ્રહ્મચારી મારા સ્વામિજી, જશ જગમાં લીધો. ૧૬. સ્ત્રીને ચેતાવવા આવિયા, સ્વામી ઉપકારી; આઠ ભવોની પ્રીતડી, પૂરી પાળી સારી. ૧૭. હાથોહાથ ન મેળવ્યો, સ્વામી ગુણરાગી; સ્વામીના એ કૃત્યથી, હું થઇ વૈરાગી. ૧૮. ત્રિજ્ઞાનીના કાર્યમાં, કાંઇ આવે ન ખામી; રાજુલ વૈરાગણ બની, શુદ્ધ-ચેતના પામી. ૧૯. જૂઠાં સગપણ મોહથી, મોહની એ માયા; ભ્રાંતિથી જગ જીવડા, નાહક લલચાયા. ૨૦. નર કે નારી હું નહિ, પુદ્દગલથી હું ન્યારી; પુદ્દગલ-કાયાખેલમાં, શુદ્ધ-બુદ્ધતા હારી ૨૧. નામરૂપથી ભિન્ન હું, એક ચેતન જાતિ; ક્ષત્રિયાણી વ્યવહારથી, કોઇ મારી ન જ્ઞાતિ ૨૨ અનંતકાળથી આથડી, સંસારમાં દુઃખી; વિષયવિકારો સેવતાં, કોઇ થાય ન સુખી. ૨૩ જડસંગે પરતંત્રતા, મોહ-વૈરીએ તાણી; ઉપકારી સાચા પ્રભુ! સત્ય પથમાં આણી ૨૪ બની વૈરાગણ નેમિની,-પાસે ઝટ આવી; ઉપકારી સ્વામી કર્યા, સંયમલય લાવી ૨૫. શોભા સતીની મોટકી, જગ

રાજુલ પામી; રહનેમિને બોધથી, થઈ ગુણવિશ્રામી. ૨૬. એક ટેકી થઇ રાજુલે, ભાવ સ્વામી કીધા; અદ્‌ભુત ચારિત્ર ધારીને. જગમાં જશ લીધા. ૨૭. સ.ચી ભક્તિ સ્વામીની, અંતરમાં ઉતારી; નવરસ-રંગે ઝીલતી, લહે સુખ ખુમારી. ૨૮. ચેતન-ચેતના ભાવથી, એક સંગે મળિયાં, ક્ષપકશ્રેણિ-નિસ્સરણિથી, શિવમંદિર ભળિયાં; ૨૯. કર્મ કટક સંહારીને, નેમરાજુલનારી; શિવપુરમાં સુખિયાં થયાં, વંદુ વાર હજારી. ૩૦ શુદ્ધ ચેતન સંગમાં, શુદ્ધ ચેતના રહેશે; બુદ્ધિસાગર ભક્તિથી, શાશ્વત સુખ લહેશે. ૩૧.

## ૨૩ શ્રી પાર્શ્વનાથ સ્તવન

આતમ ! ! ! પાર્શ્વ પ્રભુના પ્રેમને, અંતર ધારજોરે લોલ; પ્રગટે જે જે કષાયો ચિત્તમાં તેહને વારજોરે લોલ. આતમ૦ ૧. પ્રભુના જૈનધર્મમાં શંકા, આદિ નહીં કરોરે લોલ; ગુરૂ ને ધર્મની સંઘની રક્ષા,-માટે ઝટ મરોરે લાલ. આતમ૦ ૨. જગમાં જૈનો વધવા હેતકે, સહુ સ્વાર્પણ કરોરે લોલ; સાધર્મિક દેખીને સ્વાર્પણ,-પ્રીતિ ઘટ ધરોરે લોલ. આતમ૦ ૩ જિન ને જૈનની સેવા ભક્તિમાં, ભેદ ન એકતારે લોલ; પ્રભુજી સંઘની સેવા તે તુજ, સેવા વિવેકતારે લોલ. આતમ૦ ૪. સેવા ભક્તિમાં છે અભેદ કે, પ્રભુ ને ભક્તમાંરે લોલ; પ્રભુજી એવો મુજ વિશ્વાસ છે, વ્યાપ્યો રક્તમાંરે લોલ. આતમ૦ ૫. પ્રભુની ગુરૂની સંઘની સેવા, ભક્તિ એક છેરે લોલે; જૈનમાં જિનપણું નિરખાતું કે, સ્વાર્પણ ટેક છેરે લોલ. આતમ૦ ૬. સેવા ભક્તિ વિના નહીં જ્ઞાન ને, કર્મયોગીપણુંરે લોલ; સેવ ભક્તિથી દિલ શુદ્ધિ કે, નિશ્ચય એ ભણુંરે લોલ. આતમ૦ ૭. ભક્તોને પ્રભુભાવે સેવતાં, વ્યક્ત પ્રભુપણુંરે લોલ; થાતો યોગી આતમ દેવ કે, ક્ષણમાં જિનપણુંરે લોલ. આતમ૦ ૮. પ્રભુજી તું વંદે છે સંઘને, તે છે મોટકોરે લોલ; પ્રભુજી તેની આગળ હું છું, સૌથી છો:ટકોરે લોલ. આતમ૦ ૯. પ્રભુજી જીવન્મુક્ત થતાં હેં, એમ ઉપદેશિયુંરે લોલ; પ્રભુજી સંઘની સેવા ભક્તિમાં, મુજ મન ઉલ્લસ્યુંરે લોલ. આતમ૦ ૧૦. પ્રભુજી સેવા ભક્તિના અંશથી, સિદ્ધપણું થતુંરે લોલ; પ્રભુજી ધર્મ કર્મ વ્યવહારથી, સંઘપણું છતુંરે લોલ. આતમ૦ ૧૧ કેવલજ્ઞાનીને વ્યવહાર કે, કરવાનો ખરોરે લોલ; તેથી તીર્થોન્નતિ છે શીખ એ, ભક્તો દિલ ધરોરે લોલ. આતમ૦ ૧૨. પ્રભુજી તુજપર અણુસમ પ્રેમ કે, જૈનો ઉપરેરે લોલ, પ્રભુજી ધારે તે લહે મુક્તિ કે, ભવસાગર તરેરે લોલ, આતમ૦ ૧૩. સંઘની દ્રવ્ય ને ભાવથી ઉન્નતિ,-હેતુ મુજ સહુરે લોલ; સ્વાર્પણ કીધું એમાં તાહારી, ભક્તિ સહુ લહુરે લોલ. આતમ૦ ૧૪. સંઘની ભક્તિમાં નહિ દોષની,-દૃષ્ટિ ભક્તનેરે લોલ; પ્રભુજી બુદ્ધિસાગર ભક્તમાં, ધન્ય છે રક્તને રે લોલ. આતમ૦ ૧૫.

## શ્રી મહાવીર પ્રભુ સ્તવન

મહાવીર જિનવર દેવ હો રાજ ! તાહારે શરણે આવ્યા; તારો તારો પ્રભુ મુજ તારો હો રાજ ! તુજ શ્રદ્ધા દિલ લાવ્યો. સાત્વિક પરાભક્તિ પ્રગટો, મનમંદિરમાં પધારો; તુજ વણુ બીજું જગમાં ન ઇચ્છું, ભાવે મુજને સુધારો હો રાજ. તાહારે. પ્રભુ. ૧ જેવો તેવો પણ હું છું તારો, મુજને પાર ઉતારો; પ્રાણાંતે પણ પકડયા ન છોડું, ઉધર્યા વણુ નહીં આરો હો રાજ તા. પ્રભુ. ૨. માગણુ પેઠે હું નહીં માગું, તું છે

પ્રાણુથી પ્યારો; તુજ સ્વરૂપ થૈ રહેવું એ નિશ્ચય, વિનતડી અવધારો હો રાજ, તા. પ્રભુ. ૩. મ્હારૂં ત્હારૂં રૂપ ન જૂદું, હવે ન જાઉં હું હાર્યો; આતમ તે પરમાતમ નક્કી નિશ્ચય એવો ધાર્યો હો રાજ. તા. પ્રભુ. ૪. આતમમાં આનંદ પ્રગટાવો, જન્મ મરણ દુઃખ વારો; બુદ્ધિસાગર આત્મમહાવીર, પ્યારામાં તું પ્યારો હો રાજ. તા. પ્રભુ. ૫

## ૭૦ આગમની પૂજાનું સ્તવન

આગમની આશાતના નવિ કરીએ, હાંરે નવી કરીએ રે નવી કરીએ; શ્રુત ભક્તિ સદા અનુસરીયે, શક્તિ અનુસાર. આગમ૦ ૧. જ્ઞાન વિરાધક પ્રાણીઆ મતિહીના, તે તો પરભવ દુઃખીયા દીના; ભરે પેટ તે પર આધીના, નીચ કુલ અવતાર. આગમ૦ ૨. અંધા લૂલા પાંગલા પિંડ રોગી, જન્મ્યા ને માત વિયોગી; સંતાપ ઘણો ને શોગી, યોગી અવતાર. આગમ૦ ૩. મૂગાં ને વળી બોબડા ધન હીના, પ્રિયા પુત્ર વિયોગે લીના; મૂરખ અવિવેકે ભીના, જાણે રણનું રોઝ. આગમ૦ ૪. જ્ઞાન તણી આશાતના કરી દૂરે, જિન ભક્તિ કરો ભરપૂરે; રહો શ્રી શુભવીર હજુરે, સુખ માંહિ મગન. આગમ૦ ૫.

## ૭૧ શ્રી જ્ઞાનપદ પૂજાઓ

અન્નાણસંમોહતમોહરસ્સ, નમો નમો નાણદિવાયરસ્સ. હોયે જેહથી જ્ઞાન શુદ્ધ પ્રબોધે, યથાવર્ણ નાસે વિચિત્રાવબોધે; તેણે જાણીયે વસ્તુ ષડ્દ્રવ્યભાવા, ન હુયે વિતત્થા નિજેચ્છા સ્વભાવા. ૧. હોય પંચ મત્યાદિ સુજ્ઞાન ભેદે, ગુરૂપાસ્તિથી યોગ્યતા તેહ વેદે; વળી જ્ઞેય-હેય-ઉપાદેય રૂપે, લહે ચિત્તમાં જેમ ધ્વાન્ત પ્રદીપે. ૨.

ઢાલ :-ભવ્ય નમો ગુણજ્ઞાનને, સ્વપર પ્રકાશક ભાવે જી; પરજય ધર્મ અનંતતા, ભેદાભેદ સ્વભાવે જી. ૧. (ઉલાલો)-જે મુખ્યપરિણતિ સકલજ્ઞાયક, બોધ ભાવવિલચ્છના, મતિ આદિ પંચ પ્રકાર નિર્મળ, સિદ્ધિ સાધન લચ્છના, સ્યાદ્વાદસંગી તત્ત્વરંગી, પ્રથમ ભેદાભેદતા, સવિકલ્પ ને અવિકલ્પ વસ્તુ, સકલ સંશય છેદતા. ૨.

ઢાલ :-પૂજા-ભક્ષ્યા ભક્ષ્ય ન જે વિણ લહિયે, પેય અપેય વિચાર; કૃત્ય અકૃત્ય ન જે વિણ લહિયે, જ્ઞાન તે સકલ આધાર રે. ભવિકા ! સિદ્ધચક્રપદ વંદો. ૧. પ્રથમ જ્ઞાન ને પછી અહિંસા, શ્રી સિદ્ધાંતે ભાખ્યું; જ્ઞાનને વંદો જ્ઞાન મ નિંદો, જ્ઞાનીએ શિવસુખ ચાખ્યું રે. ભવિકા ! સિ૦ ૨ સકલ ક્રિયાનું મૂળ જે શ્રદ્ધા, તેહનું મૂળ જે કહિયે; તેહ જ્ઞાન નિતનિત વંદીજે, તે વિણ કહો કેમ રહિયે રે. ભવિકા ! સિ૦ ૩. પંચ જ્ઞાનમાંહિ જેહ સદાગમ, સ્વપર પ્રકાશક જેહ; દીપક પરે ત્રિભુવન ઉપકારી, વળી જેમ રવિ શશી મેહ રે. ભવિકા ! સિ૦ ૪. લોક ઉર્ધ્વ અધો તિર્યંગ જ્યોતિષ, વૈમાનિક ને સિદ્ધ; લોકાલોક પ્રગટ સવિ જેહથી, તેહ જ્ઞાન મુજ શુદ્ધ રે. ભવિકા ! સિ૦ ૫

ઢાલ :-જ્ઞાનાવરણી જે કર્મ છે, ક્ષય ઉપશમ તસ થાય રે; તો હુએ એહિજ આતમા, જ્ઞાન અબોધતા જાય રે. વી૦

૨

નાણ સ્વભાવ જે જીવનો, સ્વપર પ્રકાશક તેહ; તેહ નાણ દીપક સમું, પ્રણમો ધર્મસ્નેહ.

ઢાલ :-નાણ પદારાધન કરો રે, જેમ લહો નિર્મલ નાણ રે; ભવિક જન ! શ્રદ્ધા

## ૭૪ શ્રીમદ્ વીરવિજયજી કૃત
## સ્નાત્રપૂજાની વિધિ

૧ મધ્યના બાજોઠ ઉપર કેસરનો સ્વસ્તિક કરી, તે ઉપર અક્ષત-અને તે ઉપર, જળથી ધોઇ ઉપર કેસરનો સાથીયો કરેલું, અને નાડાછડીથી વીંટેલું શ્રીફળ મૂકવું. ૨. સિંહાસનમાં-થાળ કે રકેબીમાં સ્વસ્તિક કરી તે ઉપર રૂપાનાણું, સોપારી અને અક્ષત મૂકી તે ઉપર પ્રભુજીને કે પંચતીર્થીના પ્રતિમાજીને, ત્રણ નવકાર ગણીને લાવી અને ત્રણ નવકાર ગણી સિંહાસનમાં પધરાવવા, તેમજ આગળ સ્વસ્તિક કરી તે ઉપર શ્રીસિદ્ધચક્રજી મહારાજને પધરાવવા ૩. પ્રભુજીની જમણી બાજુએ દીપક: અને ડાબી બાજુએ ધુપધાણું: મૂકવાં. ૪. દરેક સ્નાત્રીઆએ જમણે હાથે ત્રણ વલયથી નાડાછડી બાંધવી. ૫ પંચામૃત તૈયાર કરી, તેથી સાથીયો કરેલા કળશ ભરવા, ને નાડાછડી બાંધી તેને નીચેના બાજોઠ ઉપર કે સામે મૂકેલા બીજા પાટલા ઉપર સ્વસ્તિક કરી તે ઉપર મુકવા. કળશો ઉપર સાથીયો કરેલું અંગલુહણું ઢાંકી રાખવું.

## ૭૫ શ્રીમદ્ વીરવિજયજી કૃત સ્નાત્ર પૂજા

સરસશાન્તસુધારસસાગરં, શુચિતરં ગુણરત્નમહાગરમ્, ભવિકપંકજ બોધદિવાકરં, પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરમ્. ૧.

દોહા:-કુસુમાભરણ ઉતારીને, પડિમા ધરિય વિવેક, મજ્જન પીઠે થાપીને કરીયે જળ અભિષેક [ અહીં પખાલ કરવો. ]

[ કુસુમાંજલિની થાળી લઈ ઉભા રહેવું ]

ગાથા:-જિણ! જમ્મસમયે મેરુસિહરે રયણ-કણય-કલસેહિં; દેવાસુરેહિં ન્હવિઓ, તે ધન્ના જેહિં દિટ્ઠો સિ. ૩. નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ

કુસુમાંજલી ઢાળ:-નિર્મળ જળ કળશે ન્હવરાવે, વસ્ત્ર અમૂલક અંગ ધરાવે. કુસુમાંજલિ મેલો આદિ જિણંદા. સિદ્ધસ્વરૂપી અંગ પખાળી, આતમ નિર્મળ હુઇ સુકુમાળી. કુ૦ ૪.

ગાથા:-મચકુન્દ-ચંપ-માલઇકમલાઈ પુપ્ફપંચ વણ્ણાઈ જગનાહ ન્હવણ સમયે દેવા કુસુમાંજલિં દિન્તિ. ૫. નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વ સાધુભ્યઃ

ઢાળ:-રયણ સિંહાસન જિન થાપી જે, કુસુમાંજલિ પ્રભુ ચરણે દીજે, કુસુમાંજલિ મેલો શાંતિ જિણંદા. સિદ્ધ૦ ૬.

દોહા:-જિણ તિહુકાલિય સિદ્ધની, પડિમા ગુણભંડાર, તસુ ચરણે કુસુમાંજલિ, ભવિક દુરિત હરનાર. ૭, નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ

ઢાળ:-કૃષ્ણાગરુ વરધૂપ ધરીજે, સુગંધકર કુસુમાંજલિ દીજે, કુસુમાંજલિ મેલો નેમિ જિણંદા. સિદ્ધ૦ ૮.

ગાથા:-જસ્સુ પરિમલ બલ દહદિસિ, મહુયર ઝંકાર સદ્દસંગયા. જિણ ચલણોવરિ મુક્કા સુર-નર કુસુમાંજલિ સિદ્ધા. ૯. નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વ સાધુભ્યઃ

ઢાળ:-પાસ જિણેસર જગ જયકારી. જળ થળ ફુલ ઉદક કર ધારી, કુસુમાંજલિ મેલો પાર્શ્વ જિણંદા. સિદ્ધ૦ ૧૦.

જેહ રે; હું૦ સાગરચંદ્ર પરે પ્રભુ હુવે રે લાલ, સૌભાગ્યલક્ષ્મી ગુણુ ગેહ રે. હું૦ પ્ર૦ ૬.

## ૭૨ શ્રી શ્રુત પદ જા

વક્તા શ્રોતા યોગ્યથી, શ્રુત અનુભવ રસ પીન; ધ્યાતા ધ્યેયની એકતા, જય જય શ્રુત સુખ લીન. શાસન નાયક સાહેબ સાચો અતુલિ બલ અરિહંતોજી રે.

ઢાલ:–શ્રુત પદ નમિયે ભાવે ભવિયા, શ્રત છે જગત આધારજી, દુઃસમ રજની સમયે સાચો, શ્રુત દીપક વ્યવહાર, શ્રુતપદ નમિયેજી. ૧. (એ આંકણી) બત્રીશ દોષ રહિત પ્રભુ આગમ, આઠ ગુણે કરી ભરિયુંજી; અર્થથી અરિહંતજીયે પ્રકાશ્યું, સૂત્રથી ગણધાર રચિયું. શ્રુ૦ ૨. ગણધર પ્રત્યેક બુધે ગુંથ્યું, શ્રુત કેવળી દશ પૂર્વીજી; સૂત્ર રાજાસમ અર્થ પ્રધાન છે, અનુયોગ ચારની ઉર્વી. શ્રુ૦ ૩ જેટલા અક્ષર શ્રુતના ભણાવે, તેટલા વર્ષ હજારજી; સ્વર્ગનાં સુખ અનંતા વિલસે, પામે ભવજલ પાર. શ્રુ૦ ૪. કેવલથી વાચકતા માટે, છે સુઅનાણુ સમથ્થજી; શ્રુત જ્ઞાની શ્રુત જ્ઞાને જાણે, કેવલી જેમ પસથ્થ. શ્રુ૦ ૫. કાળ વિનય પ્રમુખ છે અડવિધ, સૂત્રે જ્ઞાનાચારજી; શ્રુત જ્ઞાનીનો વિનય ન સેવે, તો થાયે અતિચાર. શ્રુ૦ ૬. ચૌદ ભેદે શ્રુત વીશ ભેદે છે, શ્રુત પિસ્તાલીશ ભેદેજી, રત્નચૂડ આરાધતો અરિહા, સૌભાગ્ય લક્ષ્મી સુખ વેદે. શ્ર૦ ૭.

## ૭૩ સ્નાત્ર પૂજા અને વિધિ

### સ્નાત્ર ભણાવવામાં જરૂર પડતી ચીજોના દોહા

ત્રણ બાજોઠ–સિંહાસને–થાપી કળશો–થાળ; ચામર–દર્પણ–ઘંટને, આરતી–મંગળ સાર. ૧. વાળાકુંચી–કેસરે પાણી–અંગ પખાળ; અંગલુહણા–દુધ–દહીં અને ઘી–સાકર સોહાય. ૨. નાહાછડી–કંકુ લઈ ચોખા–મીઠું–ધાર; માટી પણ આગે ધરી, શ્રીફળ–કપૂર ઉજાસ. ૩. રૂપાનાણુ મેળવી, ફુલ–ધુપ મનોહાર; બે પૈસા મૂકીને, ચંદરવો સોભાવ. ૪. તોરણ–પંખો ફેરવી, અગ્નિ–દીપક ધાર; ફાનસ પણ સાથે લઈ, ભાવધરો મનોહાર ૫. એમ ચોત્રીશ વસ્તુથી, જે કરશે આ સ્નાત્ર, પામે સુખ સસારના, ફળશે વાંછીત આશ. ૬.

### શ્રી સ્નાત્ર પૂજાની વિધિ

પ્રથમ ત્રણ અડને બદલે ત્રણ બાજોઠ મૂકીને ઉપલા બાજોઠને મધ્યભાગે કેશર (કુંકુમ)નો સાથીઓ કરવો, અને તેના આગળ કેશર (કુંકુમ)ના સાથીઆ ચાર કરીને ઉપર અક્ષત નાંખવા તથા ફળ મૂકવાં, વચલા સાથીઆ ઉપર રૂપાનાણુ મૂકવું, અને ચારે સાથીઆ ઉપર કલશો નાહાછડી બાંધી સ્થાપવા. તેમાં પંચામૃત કરી જલ ભરવું, તથા વચલા સાથીઆ ઉપર થાળ મૂકી કેશરનો સાથીઓ કરી અક્ષત નાંખી ફળ મૂકી નવકાર ત્રણ ગણી પ્રભુને પધરાવવા. પછી પ્રભુના જમણા પગના અંગુઠે કળશમાંથી જલ રેડવું, અને અંગલુહણાં ત્રણ કરવાં. પછી કેશરથી પૂજા કરી હાથ ધૂપીને સ્નાત્રીઆના જમણા હાથમાં કેશરનો ચાંલ્લો કરવો, પછી કુસુમાંજલિ (ફૂલ) હોય તે હાથમાં આપવાં. પ્રતિમાજીની જમણી બાજુએ પ્રતિમાજીની નાસિકા સુધી ઉંચો ઘીનો દીવો મૂકવો.

દોહા:-શુભ લગ્ને જિન જનમીયા, નારકીમાં સુખ જ્યોત; સુખ પામ્યા ત્રિભુવન જના, હુઓ જગત ઉદ્યોત. ૧.

ઢાળ :-સાંભળો કળશ જિન મહોત્સવનો ઇહાં. છપ્પન કુમારી દિશિ વિદિશિ આવે તિહાં, માય-સુત નમિય આણંદ અધિકો ધરે, અષ્ટ સંવર્ત્ત વાયુથી કચરો હરે ૧. વૃષ્ટિ ગંધોદકે અષ્ટ કુમરી કરે, અષ્ટ કલશા ભરી અષ્ટ દર્પણ ધરે. અષ્ટ ચામર ધરે, અષ્ટ પંખા લહી, ચાર રક્ષા કરી, ચાર દીપક ગ્રહી. ૨ ઘર કરી કેળના માય-સુત લાવતી, કરણ શુચિકર્મ, જળ કળશે ન્હવરાવતી. કુસુમ પૂજી, અલંકાર પેહેરાવતી. રાખડી બાંધી, જઈ શયન પધરાવતી. ૩. નમિય કહે-'માય! તુજ બાળ લીલાવતી, મેરુ, રવિ, ચંદ્ર લગે, જીવજો જગપતિ' સ્વામિગુણ ગાવતી, નિજ ઘર જાવતી, તેણે સમે ઇંદ્ર સિંહાસન કંપતી. ૪.'

ઢાળ :-જિન જન્મ્યાજી જિણ વેળા જનની ઘરે, તિણ વેળાજી ઇંદ્ર સિંહાસન થરહરે, દાહિણોત્તરજી જેતા જિન જનમે યદા, દિશિનાયકજી સોહમ-ઇશાન બેહુ તદા. ૧.

ત્રોટક છન્દ :-તદા ચિંતે ઇંદ્ર મનમાં,-'કોણ અવસર એ બન્યો?' જિનજન્મ અવધિનાણે જાણી, હર્ષ આનંદ ઉપન્યો. ૧. સુઘોષ આદે ઘંટનાદે ઘોષણા સુરમેં કરે- 'સવિ દેવી દેવા જન્મ મહોત્સવે, આવજો સુરગિરિવરે.' ૨

ઢાળ પૂર્વની :-એમ સાંભળીજી સુરવર કોડિ આવી મળે, જન્મ મહોત્સવજી કરવા મેરુ ઉપર ચલે. ૧. સોહમપતિજી બહુ પરિવારે આવીયા, માય-જિનનેજી, વાંદી પ્રભુને વધાવીયા. ૨.

ત્રોટક :-વધાવી બોલે-'હે રત્નકુક્ષી-ધારિણી તુજ સુતતણો હું શક્ર સોહમ નામે, કરશુ જન્મ મહોત્સવ અતિઘણો.' ૧. એમ કહી, જિન પ્રતિબિંબ સ્થાપી, પંચરૂપે પ્રભુ ગ્રહી, દેવ દેવી નાચે હર્ષ સાથે, સુરગિરિ આવ્યા વહી. ૨.

ઢાળ :-મેરુ ઉપરજી પાંડુકવનમેં ચિહું દિશે. શિલા ઉપરજી સિંહાસન મન ઉલ્લસે, તિહાં બેસીજી શક્રે જિન ખોળે ધર્યા, હરિ ત્રેશઠજી બીજા તિહાં આવી મળ્યા. ૩.

ત્રોટક :-મળ્યા ચોસઠ સુરપતિ તિહાં, કરે કળશ અડ જાતિના. માગધાદિ જળ તીર્થ ઔષધી, ધૂપ વળી બહુ ભાતિના. ૧ અચ્યુતપતિએ હુકમ કીનો-, 'સાંભળો દેવા સવે!-'ખીરજલધિ-ગંગાનીર લાવો ઝટતિ જિન મહોત્સવે.' ૨.

ઢાળ :-સુર સાંભળીને સંચરીઆ, માગધ વરદામે ચલીયા, પદ્મદ્રહ, ગંગા આવે નિર્મળ જળ કળશા ભરાવે. ૧. તીરથ જળ ઔષધિ લેતાં, વળી ખીરસમુદ્રે જાતાં, જળકળશા બહુલ ભરાવે, ફુલ, ચંગેરી, થાળા લાવે ૨. સિંહાસન, ચામર ધારી, ધૂપધાણાં. રકેબી સારી, સિદ્ધાંતે ભાખ્યા જેહ, ઉપકરણ મિલાવે તેહ ૩. તે દેવા સુરગિરિ આવે, પ્રભુ દેખી આનંદ પાવે; કળશાદિક સહુ તિહાં ઠાવે, ભકતે પ્રભુના ગુણ ગાવે. ૪.

ઢાળ :-આતમભકત્તે મળ્યા કેઈ દેવા, કેતા મિત્તનુજાઇ, નારી પ્રેર્યા, વળી નિજ કુલવટ, ધર્મી ધર્મ સખાઈ, જોઇસ, વ્યંતર, ભુવનપતિના, વૈમાનિક સુર આવે, અચ્યુતપતિ હુકમે ધરી, કળસા અરિહાને નવરાવે. આ૦ ૧. અડ જાતિ કળશા પ્રત્યેકે, આઠ આઠ સહસ પ્રમાણો, ચઉસઠ સહસ્સ હુઆ અભિષેકે, અઢીસેં ગુણા કરી જાણો, સાત

દોહા :-મૂકે કુસુમાંજલિ સુરા, વીર ચરણ સુકુમાળ, તે કુસુમાંજલિ ભવિકનાં, પાપ હરે ત્રણ કાળ. ૧૧. નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ

ઢાળ :-વિવિધ કુસુમ વરજાતિ ગહેવી, જિનચરણે પણમંત ઠવેવી, કુસુમાંજલિ મેલો વીર જિણંદા. સિદ્ધ૦ ૧૨.

વસ્તુ છન્દ :-ન્હવણ કાળે ન્હવણ કાળે, દેવદાણવ સમુચ્ચિય, કુસુમાંજલિ તહિં સંઠવિય; પસરંત દિસિ પરિમલ સુગંધિય જિણ પય કમલે નિવડેઈ વિગ્ઘહર જસ નામ મંતો, અનંત ચોવીસ જિન વાસવ મલિય અસેસ, સા કુસુમાંજલિ સુહ કરો ચઉવિહ સંઘ વિસેસ, કુસુમાંજલિ મેલો ચઉવીશ જિણંદા. ૧૩. નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ

ઢાળ :-અનંત ચઉવીસી જિનજી જુહારું, વર્તમાન ચઉવીસી સંભારું, કુસુમાંજલિ મેલો ચોવીસ જિણંદા. સિદ્ધ૦ ૧૪.

દોહા :-મહાવિદેહે સંપ્રતિ, વિહરમાન જિન વીશ, ભક્તિભરે તે પૂજ્યા, કરો સંઘ તે સુજગીશ. ૧૫. નમોઽર્હત્સિ૦

ઢાળ :-અપચ્છર મંડળી ગીત ઉચ્ચારા, શ્રી શુભવીરવિજય જયકારા, કુસુમાંજલિ મેલો સર્વ જિણંદા સિદ્ધ૦

**કુસુમાંજલિઓ પૂર્ણ થયા પછી** :-સ્નાત્રીયાઓએ ત્રણ પ્રદક્ષિણા આપી ખમાસમણ દેઈ જગચિંતામણિનું ચૈત્યવંદન કરી નમુત્થુણં કહી પૂર્ણ જય વીયરાય પર્યંત કહેવાનો વિધિ છે. પછી હાથધુપી, મુખકોશ બાંધી, કળશ લેઇ, ઉભા રહીને કળશ બોલે.

## સ્નાત્ર કળશાભિષેક :-

દોહા :-સયલ જિનેસર પાય નમિ, કલ્યાણક વિધિ તાસ; વર્ણવતાં સુણતાં થકાં, સંઘની પૂગે આશ. ૧.

ઢાળ :-સમકિતગુણઠાણે પરિણમ્યા, વળી વ્રતધર સંયમ સુખ રમ્યા, વીશસ્થાનક વિધિયે તપ કરી, એસી ભાવદયા દીલમાં ધરી ૧. 'જો હોવે મુજ શક્તિ ઇસી, સવિ જીવ કરું શાસન રસી.' શુચિરસ ઢલતે તિહાં બાંધતાં, તીર્થંકર નામ નિકાચતાં. ૨. સરાગથી સંયમ આચરી, વચમાં એક દેવનો ભવ કરી, ચ્યવી પન્નરક્ષેત્રે અવતરે, મધ્યખંડે પણ રાજવી કુલે. ૩. પટરાણી કુખે ગુણનિલો જેમ માનસરોવર હંસલો સુખશય્યાયે રજની શેષે, ઉતરતાં ચઉદ સુપન દેખે. ૪.

ઢાળ :-પહેલે ગજવર દીઠો, બીજે વૃષભ પઈટ્ઠો, ત્રીજે કેસરી સિંહ, ચોથે લક્ષ્મી અબિહ. ૧ પાંચમે ફુલની માળા, છઠે ચંદ્ર વિશાળા રવિ રાતો, ધ્વજ મ્હોટો, પૂરણ કળશ નહીં છોટો ૨ દશમે પદ્મ સરોવર, અગિયારમે રત્નાકર, ભુવન-વિમાન રત્નગંજી, અગ્નિશિખા ધૂમવર્જી. ૩. સ્વપ્ન લહી જઈ રાયને ભાખે, રાજા અર્થ પ્રકાશે; 'પુત્ર તીર્થંકર ત્રિભુવન નમશે, સકલ મનોરથ ફળશે ' ૪.

વસ્તુ છન્દ :-અવધિ નાણે-અવધિ નાણે, ઉપના જિનરાજ, જગત જસ પરમાણુઆ વિસ્તર્યાં વિશ્વજંતુ સુખકાર, મિથ્યાત્વ તારા નિર્બળા ધર્મ ઉદય પરભાત સુંદર, માતા પણ આનંદીયા, જાગતી ધર્મ વિધાન, જાણંતી 'જગતિલક સમો હોશે પુત્ર પ્રધાન. ૧.

પરમેશ્વરૂ રે, જસુ સુર નર સારે સેવ. ન્હ૦ ૧. માગધ તીર્થ પ્રભાસનારે, સુરનદી સિંધુનાં લેવ વરદામ ક્ષીર સમુદ્રનારે, નીરે ન્હવરાવે જેમ દેવ. ન્હ૦ ૨. તેમ ભવિ ભાવે તીર્થોદકે રે, વાસો વાસ સુવાસ;. ઔષધીઓ પણ ભેલી કરો રે, અનેક સુગંધિત ખાસ. ન્હ૦ ૩. કાલ અનાદિ મલ ટાલવા રે, ભાલવા આતમરૂપ; જલપૂજા યુકતે કરી રે, પૂજો શ્રી જિનભૂપ. ન્હ૦ ૪ વિપ્રવધુ જલપૂજથી રે, જેમ પામી સુખ સાર; તેમ તમે દેવાધિદેવને રે, અરચી લહો ભવ પાર. ન્હ૦ ૫.

## ૨ શ્રી ચંદન પૂજા

હવે બીજી ચંદન તણી, પૂજા કરો મનોહાર; મિથ્યા તાપ અનાદીનો, ટાલો સર્વ પ્રકાર. ૧. પુદ્‌ગલ પરિચય કરી ઘણો પ્રાણી થયો દુર્વાસ; સુગંધ દ્રવ્ય જિન પૂજીને, કરો નિજ શુદ્ધ સુવાસ. ૨.

ઢાલ :–ભવિ જિન પૂજો, દુનિયામાં દેવ ન દૂજો; જે અરિહા પૂજે, તસ ભવનાં પાતક ધ્રૂજે. ભ૦ ૧. પ્રભુપૂજા બહુ ગુણભરી રે, કીજે મનને રંગ; મન વચ કાયા થિર કરી રે. અરચો અરિહા અંગ. ભ૦ ૨. કેસર ચંદન ઘસી ઘણું રે, માંહે ભેલી ઘનસાર; રત્ન કચોલી માંહે ધરી રે, પ્રભુપદ અરચો સાર. ભ૦ ૩. ભવદવ તાપ સમાવવા રે, તરવા ભવજલ તીર; આતમ સ્વરૂપ નિહાલવા રે, રૂડો જગગુરૂ ધીર. ભ૦ ૪. પદ જાનુ કર અંસ શિરે રે, ભાલ ગલે વલી સાર; હૃદય ઉદરે પ્રભુને સદા રે, તિલક કરો મન પ્યાર ભ૦ ૫. ઇણિ વિધ જિનપદ પૂજના રે, કરતાં પાપ પલાય; જેમ જય સુરને શુભમતિ રે, પામ્યાં અવિચલ ઠાય. ભ૦ ૬.

## ૩ શ્રી કુસુમ પૂજા

ત્રીજી કુસુમ તણી હવે પૂજા કરો સદ્‌ભાવ; જિમ દુષ્કૃત દૂરે ટલે, પ્રગટે આતમ સ્વભાવ. ૧. જે જન ષટ ઋતુ ફુલશું, જિન પૂજે ત્રણ કાલ; સુર નર શિવ સુખ સંપદા, પામે તે સુરસાલ. ૨.

ઢાલ :–કુસુમ પૂજા ભવિ તુમેં કરો, સાહેલડીયાં; આણી વિવિધ પ્રકાર, ગુણ વેલડીયાં; જાઈ જુઈ કેતકી, સા૦ ડમરો મરુઓ સાર. ગુ૦ ૧. મોગરો ચંપક માલતી, સા૦ પાડલ પદ્મને વેલ; ગુ૦ બોલસિરિ જાસૂલશું, સા૦ પૂજો મનને ગેલ. ગુ૦ ૨. નાગ ગુલાબ સેવતરી, સા૦ ચંપેલી મચકુંદ; ગુ૦ સદા સોહાગણ દાઊદી, સા૦ પ્રિયંગુ પુન્ના-ગના વૃંદ. ગુ૦ ૩. બકુલ કોરંટ અંકોલથી, સા૦ કેવડો ને સહકાર; ગુ૦ કુંદાદિક પમુહા ઘણે, સા૦ પુષ્પતણે વિસ્તાર. ગુ૦ ૪ પૂજે જે ભવિ ભાવશું, સા૦ જિન કેરા પાય; ગુ૦ વણિક સુતા લીલાવતી; સા૦ જિમ લહે શિવપુર ઠાય. ગુ૦ ૫.

## ૪ શ્રી ધુપ પૂજા

અર્ચા ધુપ તણી કરો, ચોથી હર્ષ અમંદ; કર્મ ઘન દાહન ભણી, પૂજો શ્રી જિનચંદ. ૧ સુવિધિ ધુપ સુગંધશું, જે પૂજે જિનરાય, સુર નર કિન્નર તે સવિ, પૂજે તેહના પાય ૨.

ઢાલ :–અરિહા આગે ધુપ કરીને, નરભવ લાહો લીજેરી; અગર ચંદન કસ્તુરી સંયુક્ત, કુંદરૂ માંહે ધરીજેરી. અ૦ર૦ ૨ ચુરણ શુદ્ધ દશાંશ અનોપમ, તુરુક્ક અંબર

લાખ ઉપર એક કોડી, કળશાનો અધિકાર, બાસઠ ઇંદ્રતણાં તિહાં બાસઠ, લોકપાલના ચાર. આ૦ ૨ ચંદ્રની પંક્તિ છાસઠ છાસઠ, રવિસેણી નરલોકો, ગુરુસ્થાનક સુર કેરો એકજ, સામાનિકનો એકો, સોહમપતિ ઇશાનપતિની, ઇંદ્રાણીના સોલ, અસુરની દશ ઇંદ્રાણી નાગની બાર કરે કલ્લોલ આ૦ ૩. જ્યોતિષ વ્યંતર ઇંદ્રની ચઉ ચઉ, પર્ષદા ત્રણનો એકો, કટકપતિ અંગરક્ષક કેરો-એક એક સુવિવેકો, પરચુરણ સુરનો એક છેલ્લો, એ અઢીસેં અભિષેકો, ઇશાનઇંદ્ર કહે-'મુજ આપો પ્રભુને ક્ષણ અતિરેકો.' આ૦ ૪. તવ તસ ખોળે ઠવી અરિહાને સોહમપતિ મનરંગે, વૃષભરૂપ કરી શૃંગ જળે ભરી ન્હવણ કરે પ્રભુ અંગે, પુષ્પાદિક પૂજીને છાંટે કરી કેસર રંગ રોલે, મંગલદીવો આરતી કરતાં સુરવર જય જય બોલે આ૦ ૫. ભેરી, ભૂંગલ, તાલ બજાવત વળીયા જિન કર ધારી, જનનીઘર માતાને સોંપી, એણી પરે વચન ઉચ્ચારી, 'પુત્ર તમારો, સ્વામી હમારો, અમ સેવક આધાર,' પંચધાવી રંભાદિક થાપી, પ્રભુ ખેલાવણહાર. આ૦ ૬. બત્રીશ કોડિ કનક, મણિ, માણિક, વસ્ત્રની વૃષ્ટિ કરાવે, પૂરણ હર્ષ કરેવા કારણ દ્વીપ નંદીસર જાવે, કરીય અઠ્ઠાઇ ઉત્સવ દેવા, નિજ નિજ કલ્પ સધાવે, દીક્ષા કેવલ ને અભિલાષે, નિત નિત જિન ગુણ ગાવે. આ૦ ૭. તપગચ્છ ઇસર સિંહસૂરીશ્વર કેરા શિષ્ય વડેરા, સત્ય વિજય પન્યાસતણે પદ કપૂર વિજય ગંભીરા, ખિમાવિજય તસ સુજસવિજયના શ્રી શુભવિજય સવાયા, પંડિત વીરવિજય શિષ્યે જિન જન્મમહોત્સવ ગાયા. આ૦ ૮. ઉત્કૃષ્ટા એકસો ને સીત્તેર, સંપ્રતિ વિચરે વીશ, અતીત અનાગત કાળે અનંતા તીર્થંકર જગદીશ, સાધારણ એ કળશ જે ગાવે શ્રી શુભ વીર સવાઈ, મંગળ-લીલા સુખભર પાવે, ઘર ઘર હર્ષ વધાઈ ૯.

શ્રી પંડિત વીરવિજયજી કૃત સ્નાત્રપૂજા સમાપ્ત અહિં કળશાભિષેક કરવો, પછી દૂધ,-દહી-ઘૃત-જલ,-અને સાકર એ પંચામૃતનો પખાલ કરવો, પછી પૂજા કરી પુષ્પ ચઢાવવા, પછી લુણ ઉતારી આરતી ઉતારવી પછી પ્રતિમાજીને આડો પડદો રાખી સ્નાત્રી-આએ પોતાના નવ અંગે કંકુના ચાંદલા કરવા. પછી પડદો કાઢી નાંખી મંગલ દીવો કરવો.

## ૭૬ શ્રી દેવવિજયજી અષ્ટ પ્રકારી પુજા

### ૧ શ્રી ન્હવણ પુજા

અજર અમર નિકલંક જે, અગમ્ય રૂપ અનંત; અલખ અગોચર નિત્ય નમું, પરમ પ્રભુતાવંત. ૧ શ્રી સંભવજિન ગુણનિધિ, ત્રિભુવન જન હિતકાર; તેહના પદ પ્રણમી કરી, કહિશુ અષ્ટ પ્રકાર. ૨. પ્રથમ ન્હવણ પૂજા કરો, બીજી ચંદન સાર; ત્રીજી કુસુમ વલી ધુપની, પંચમી દીપ મનોહાર. ૩ અક્ષત ફલ નૈવેદ્યની. પૂજા અતિહિ ઉદાર; જે ભવિયણ નિત્ય નિત્ય કરે, તે પામે ભવપાર. ૪ રત્નજડિત કલશે કરી; ન્હવણ કરો જિનભૂપ; પાતક પંક પખાલતાં, પ્રગટે આતમ સ્વરૂપ. ૫. દ્રવ્ય ભાવ હોય પૂજના, કારણ કાર્ય સંબંધ; ભાવસ્તવ પુષ્ટિ ભણી, રચના દ્રવ્ય પ્રબંધ. ૬. શુભ સિંહાસન માંડીને, પ્રભુ પધરાવો ભક્ત; પંચ શબ્દ વાજિંત્રશુ, પૂજા કરીયે વ્યક્ત. ૭

ઢાલ:-અનિહારે ન્હવણ કરો જિનરાજને રે, એ તો શુદ્ધાલંબન દેવ; પરમાતમ

પ્રા૦ ૨. ખરબુજ દ્રાખ અંજીર, અન્નાસ રાયણ જંબીર હો; પ્રા૦ મિષ્ટ લીંબુને અંગુર, સીંધોડા ટેટી બીજપૂર હો. પ્રા૦ ૩, ઇણ જે જે વિષય લહંત, તે તે જિન ભુવને ઢોયંત હો; પ્રા૦ અનુપમ થાલ વિશાલ, તેહમાં ભરીને સુરસાલ હો. પ્રા૦ ૪ ફલ પૂજા કરે જે ભાવે, તે શિવ રમણી સુખ પાવે હો; પ્રા૦ દુર્ગંતા નારી જેમ, લહે કીર યુગલ વલી તેમ હો. પ્રા૦ ૫.

## ૮. શ્રી નૈવેદ્ય પૂજા.

ભવદવ દહન નિવારવા, જલદ ઘટા સમ જેહ; જિન પૂજા યુગતે કરી, ત્રિવિધે કીજે તેહ ૧. પૂજા કુગતિની અર્ગલા, પુણ્ય સરવરે પાલ; શિવગતિની સાહેલડી, આપે મગલ માલ ૨ શુભ નૈવેદ્ય શુભ ભાવશું, જિન આગે ધરે જેહ; સુર નર શિવપદ સુખ લહે, હલીય પુરુષ પરે તેહ ૩.

ઢાલ:—હવે નૈવેદ્ય રસાલ, પ્રભુજી આગે રે, ધરતાં ભવિ સુખકાર, પ્રભુતા જાગે રે; કંચન જડિત ઉદાર, થાલમાં લાવો રે, તાર તાર મુજ તાર, ભાવંના ભાવો રે, ૧. લાપસી સેવ કંસાર, લાડુ તાજા રે, મનોહર ગોતીચુર, ચુરમાં ખાજાં રે; બરફી પેંડા ખીર, ઘેવર ધારી રે, શાટા સાંકલી સાર, પૂરી ખારી રે. ૨. કસમસીઆ કુલેર, સક્કરપારા રે, લાખણ સાઇ રસાલ, ધરો મનોહારા રે; મોતીયા દલિસાર, આગે ધરીયે રે, ભવ ભવ સંચિત પાપ, ક્ષણમાં હરિયે રે. ૩ સુરકી મેસુર દહીથરાં વર સોલાં રે, પાપડ પૂરી ખાસ, દોઠાં ઘોલાં રે; ગુંદવડાં ને રેવડી, મન ભાવે રે, ફેણી જલેબી માંહે, સરસ સોહાવે રે ૪ શાલિ દાલને સાલણાં, મનરંગે રે, વિવિધ જાતિ પકવાન, ઢાવો ચગે રે; તાલ કંસાલ મૃદંગ, વીણા વાજે રે, ભેરી નફેરી ચંગ, મધુર ધ્વનિ ગાજે રે. ૫ સોલ સજી શણગાર ગોરી ગાવે રે, દેતાં અઢલક દાન, જિનઘર આવે રે; ઇણી પરે અષ્ટ પ્રકાર, પૂજા કરશે રે, નૃપ હરિચંદ પરે તેહ, ભવજલ તરશે રે. ૬.

ઢાલ:—અષ્ટ પ્રકારી ચિત્ત ભાવીયે એ, આણી હર્ષ અપાર; ભવિજન સેવિયે એ, અષ્ટ મહાસિદ્ધિ સંપજે એ, અડ બુદ્ધિ દાતાર. ભવિ૦ ૧. અડરિદ્ધિ પણ પામીયે એ, પૂજનથી શ્રીકાર; ભવિ૦ અનુક્રમે અષ્ટ કરમે હણી એ, પચમી ગતિ લહો સાર. ભવિ૦ ૨. શા ન્હાના સુત સુંદરૂ એ, વિનયાદિક ગુણવંત; ભવિ૦ શાહ જીવણના કહેણથી એ, કીઓ અભ્યાસ એ સંત૦ ભવિ૦ ૩. સકલ પંડિત શિર સેહરોએ, શ્રી વિનિત વિજય ગુરુરાય; ભાવિ તાસ ચરણ સેવા થકી એ, દેવનાં વંછિત થાય. ભવિ૦ ૪. શશિ નયન ગજ વિધુ (૧૮૨૧) વરૂએ, નામ સંવત્સર જાણ; ભવિ૦ તૃતીયા શિત આસો તણી એ. શુક્રવાર પ્રમાણ ભવિ૦ ૫. પાદરા નગર વિરાજતા એ, શ્રી સંભવ સુખધાર; ભવિ૦ તાસ પસાયથી એ રચીએ, પૂજા અષ્ટ પ્રકાર. ભવિ૦ ૬.

કલશ:—ઇય જગત સ્વામી મોહવામી, મોક્ષગામી સુખકરૂ, પ્રભુ અકલ અમલ અખંડ નિર્મલ, ભવ્ય મિથ્યા તમહરૂ; દેવાધિદેવા ચરણ સેવા નિત્ય મેવા આપીયે, નિજદાસ જાણી દયા આણી, આપ સમોવડ થાપીયે ૧.

## ૭૭. શ્રી જ્ઞાનવિમલસૂરિ કૃત શ્રી શાન્તનાથનો કલશ

શ્રી જય મંગલ કૃત્સ્નમભ્યુદયતાવલી પ્રરોહાંબુદો, દારિદ્રયદ્રુમકાનનૈકદલને મત્તો

ભાવીજેરી; રત્ન જડિત ધુપધાણું માંહે, શુભ ઘનસાર ઠવીજેરી. અરિ૦ ૨. પવિત્ર થઈ જિન મંદિર જઈને, આશય શુદ્ધ કરીજેરી; ધુપ પ્રગટ વામાંગે ધરતાં, ભવભવ પાપ હરીજેરી. અરિ૦ ૩. સમતારસ સાગર ગુણ આગર, પરમાતમ જિન પૂજારી; ચિદાનંદ ઘન ચિન્મય મૂરતિ, જગમગ જ્યોતિ સનુરારી. અરિ૦ ૪. એહવા પ્રભુને ધુપ કરંતાં અવિચલ સુખડાં લહિયેરી; ઇહભવ પરભવ સંપત્તિ પામે, જિમ વિનયંધર કહિયેરી. અરિ૦ ૫.

## ૫ શ્રી દીપક પૂજા

નિશ્ચય ધન જે જિન તણું, તીરો ભાવ છે તેહ; પ્રભુ સુખ દ્રવ્ય દીપક ધરી, આવિર્ભાવ કરેહ. ૧. અભિનવ દીપક એ પ્રભુ, પૂજી માગો દેવ; અજ્ઞાન તિમિર જે અનાદિનું, ટાલો દેવાધિદેવ. ૨.

ઢાલ :—ભાવ દીપક પ્રભુ આગલે, દ્રવ્ય દીપક ઉચ્છાહે; જિનેસર પૂજીયે; પ્રગટ કરી પરમાતમા, રૂપ ભાવો મનમાંહે જિ૦ ૧. ધુમ કષાય ન જેહમાં, ન છીપે પતંગને તેજ; જિ૦ ચરણ ચિત્રામણ નવિ ચલે, સર્વ તેજનું તેજ. જિ૦ ૨. અધ ન કરે જે આધારને, સમીર તણે નહિ ગમ્ય; જિ૦ ચંચલ ભાવ જે નવિ લહે, નિત્ય રહે વલી રમ્ય. જિ૦ ૩. તેલ પ્રપેક્ષ જિહાં નહી, શુદ્ધ દશા નહિ દાહ; જિ૦ અપર દીપક એ આચરતાં, પ્રગટે પ્રશમ પ્રવાહ. જિ૦ ૪. જિમ જિનમતિને ધનસિરી, દીપ પૂજનથી હોય; અમરગતિ સુખ અનુભવી, શિવપુર પોહોતી સોય જિ૦ ૫.

## ૬ શ્રી અક્ષત પૂજા

સમકિતને અજુઆલવા, ઉત્તમ એહ ઉપાય; પૂજાથી તુમે પ્રીછજો, મન વંછિત સુખ થાય. ૧. અક્ષત શુદ્ધ અખંડ શુ, જે પૂજે જિનચંદ; લહે અખંડિત તેહ નર, અક્ષય સુખ આણંદ. ૨.

ઢાલ :—અક્ષત પૂજા ભવિ કીજેજી, અક્ષય ફલદાતા; શાલિ ગોધુમ પણ લીજેજી; અ૦ પ્રભુ સનમુખ સ્વસ્તિક કીજેજી, અ૦ મુક્તાફલ વિચમેં દીજેજી. અ૦ ૧. એહવા ઉજ્જવલ અક્ષત વાસીજી, અ૦ શુભ તંદુલ વાસે ઉલ્લાસીજી; અ૦ ચુરક ચઉગતિ ચિત્ત ચોખેજી, અ૦ પૂરી અક્ષય સુખ લહો જોખેજી. અ૦ ૨. પુનરાવર્ત્ત હરવા હાથેજી, અ૦ નંદાવર્ત્ત કરો રંગ સાથેજી; અ૦ કર જોડી જિનમુખ રહીનેજી, અ૦ ઈમ આખો શિવ દીઓ વહીને જી. અ૦ ૩. જગ નાયક જગગુરૂ જેતાજી, અ૦ જગ બંધુ અમલ વિભુ નેતાજી; અ૦ બ્રહ્મા ઇશ્વર વડભાગીજી, અ૦ યોગીશ્વર વિદિત વૈરાગીજી. અ૦ ૪. એહવા દેવાધિદેવને પૂજેજી, અ૦ ભવ ભવનાં પાતક ધ્રુજેજી; અ૦ જિમ કીર યુગલ ભવપારજી, અ૦ લહે અક્ષત પૂજા પ્રકારજી. અ૦ ૫.

## ૭ શ્રીફલ પૂજા

શ્રીકાર ઉત્તમ વૃક્ષનાં, ફલ લઈ નર નાર; જિનવર આગે જે ધરે, સફલો તસ અવતાર ૧. ફલ પૂજાના ફલ થકી, કોડી હોય કલ્યાણ; અમર વધુ ઉલટ ધરી, તસ ધરે ચિત્તમાં ધ્યાન ૨.

ઢાલ—ફલપૂજા કરો ફલકામી, અભિનવ પ્રભુ પુણ્યે પામી હો; પ્રાણી જિન પૂજો; શ્રીફલ અખોડ બદામ, સીતાફલ દાડિમ નામ હો. પ્રા૦ ૧. જમરૂખ તરબુજ કેલાં, નિમજાં કોહલાં કરો ભેલા હો; પ્રા૦ પીસ્તા ફનસ નારંગ, પૂગી ચુઅફળ ઘણું ચંગ હો.

थइय मंगल एम, मन धरी अधिक बहु प्रेम. २२. (ढाळ) प्रेमतुह पोषणा पुण्यनी सुरासुर सहुए; समकित पोषणा शिष्ट संतोषणा एम बहु ए. २३. (चाल) हांरे बहु प्रेमशुं सुख क्षेम, घर आणीया निधि तेम; बत्रीस क्रोड सुवन्न, करे वृष्टि रयणुनी धन्न. २४. जन जननी पासे मेली, करे अठ्ठाईनी केली; नंदीश्वरे जिन गेह, करे महोत्सव ससनेह २५.

ढाल पहेली :–हवे राय महोत्सव करे, रंग भर थयो जब परभात; सुर पूज्यो सुत नयणे निरखी, हरखियो तव तात; वर धवल मंगल गीत गातां, गंधर्व गावे रास; बहु दाने माने सुखीयां कीधां, सयल पूगी आश. २६. तिहां पंचवरणी कुसुमवासित, भूमिका संलित्त; वर अगर कुंदरु धूपधूपणु, छटा कुंकुम दित्त; शिर मुकुट मंडल काने कुंडल, हैये नवसर हार; एम सयल भूषितांबर, जगतजन परिवार. २७ जिन जन्मकल्याणु महोत्सवे, चौदभूवन उद्योत; नारकी थावर प्रमुख सुखीयां, सकल मंगल होत; दुःख दुरित इति शमित सघळां, जिनराजने परताप; तेणे हेते शांति कुमार ठवीयुं, नाम इति आलाप, २८. एम शांति जिननो कलश भणतां होवे मंगलमाल; कल्याणु कमलाकेली करतां, लहे लील विलास; जिनस्नात्र करीए सहेजे तरीए भवसमुद्रनो पार; एम ज्ञान विमल सूरींद जंपे, शांतिजिन जय जयकार. २९.

## ७८ लुण उतारणुं

लूणु उतारो जिनवर अंगे, निर्मळ जळधारा मन रंगे. लूण० १. जीम जीम तडतड लूणज फूटे, तिम तिम अशुभ कर्म बंध त्रुटे. लूण० २. नयन सलूणां श्री जिनजीनां, अनुपम रूप दयारस भीनां. लूण० ३. रूप सलूणुं जिनजीनुं दिसे, लाज्युं लूण ते जळमां पेसे. लूण० ४. त्रण प्रदक्षिणा देई जलधारा, जलण खेपवीये लूण उदारा. लूण० ५. जिन उपर दुमणो प्राणी, ते एम थाजो लूण ज्यां पाणी. लूण० ६. अगर कृष्णागरु कुंदरु सुगंधे, धुप करी जे विविध प्रबंधे. लूण० ७.

## ७९ आरतिओ

### १

विविध रत्नमणि जडित रचावो, थाळ विशाळ अनोपम लावो; आरति उतारो प्रभुजीनी आगे, भावना भावी शिव सुख मागो. आ० १. सात चौद ने एकवीश भेदा, त्रण त्रण वार प्रदक्षिणा देवा. आ० २. जिम जिम जलधारा देइ जंपे, तिम तिम दोहग थरहर कंपे. आ० ३. बहु भवसंचित पाप पणासे, द्रव्य पूजाथी भाव उल्लासे. आ० ४. चौद भुवनमां जिनजीने तोले, कोई नहीं आवे आरति एम बोले. आ० ५.

### २ श्री आदिनाथनी आरति

जयजय आरति आदि जिणंदा, नाभिराया मरुदेवीको नंदा; जयजय० १. पहेली आरति पूजा कीजे, नरभव पामीने लाहो लीजे; जयजय० २. दुसरी आरति दीन दयाळा, धुळेव मंडपमां प्रभु जग अजवाळा जयजय० ३. तीसरी आरति त्रिभुवन देवा, सुरनर इंद्र करे तोरी सेवा; जयजय० ४. चोथी आरति चउगति चूरे, मनवांछित फळ शिवसुख पूरे

ધુરઃ સિંધુરઃ; વિશ્વઃ સંસ્તુતસત્પ્રતાપમહિમા—સૌભાગ્યભાગ્યોદયઃ; સ શ્રી શાન્તિ જિનેશ્વ-રોઽભિમતદો જીયાત્ સુવર્ણચ્છવિઃ. ૧. અહોભવ્યા! શ્રુણુત તાવત્ સકલમંગલકેલિકલા-લીલાસનકાઃ, લીલાશ્રસરોપિત ચિત્તવૃત્તયઃ વિહિતઃ શ્રીમજ્જિનેંદ્ર ભક્તિ પ્રવૃત્તયઃ સાંપ્રત શ્રીમચ્છાંતિજિનેંદ્ર, જન્માભિષેક કલશો ગીયતે. ૨.

શ્રી શાન્તિ જિનવર, સયલ સુખકર, કલશ ભણીએ તાસ; જિમ ભવિક જનને, સયલ સંપત્તિ, બહુત લીલ વિલાસ; કુરૂ નામેજનપદ, તિલક સમવડ, હત્થિણાઉર સાર; જિન નયરી કંચન, રયણ ધણ કણ, સુગુણ જન આધાર. ૧. તિહાં રાય રાજે, બહુ દિવાજે, વિશ્વસેન નરિંદ; નિજ પ્રકૃતિ સોમહ, તેજ તપનહ, માનુ ચંદ દિણંદ; તસ પણયખાણી, પટ્ટરાણી, નામે અચિરા નાર; સુખ સેજે સુતાં ચૌદ પેખે, સુપન સાર ઉદાર. ૨. સવઠ્ઠ સિદ્ધ વિમાનથી તવ, ચવીયો ઉર ઉપન્ન, બહુ ભદ્ ભદ્દવકસિણ સત્તમી, દિવસ ગુણસંપન્ન; તવ રોગ વિયોગ વિદુર, મારી ઇતિ શમંત, વર સયલ મંગલ, કેલિકમલા, ઘર ઘરે વિલસંત. ૩. તવ ચંદ યોગે, જ્યેષ્ઠ તેરસ વદિ દિને, થયો જન્મ; તવ મધ્યરયણીએ દિશિકુમારી, કરે સૂઈ કમ્મ; તવ ચાલ આસન, સુણીય સવિ હરિ, ઘંટનાદે મેલી; સુરવિંદ સથ્થે મેરૂમથ્થે, રચે મજ્જન કેલી. ૪ (ઢાળ) વિશ્વસેન નૃપ ઘરે નંદન જનમીયા એ; તિહુઅણ ભવિયણ પ્રેમશું પ્રણમીયા એ. ૫. (ચાલ) હાંરે પ્રણમીયા તે ચોસઠ ઇંદ્ર, લેઈ ઠવે મેરૂ ગિરિંદ; સુર નદી નીર સમીર, તિહાં ક્ષીર જલ-નિધિ નીર. ૬. સિંહાસને સુરરાજ, જિહાં મળ્યા દેવસમાજ; સર્વ ઔષધિની જાત, વર સરસ કમલ વિખ્યાત. ૭. (ઢાળ) વિખ્યાત વિવિધપરે કમલના એ; તિહાં હરખભર સુરભિ વરદામના એ. ૮. (ચાલ) હાંરે વરદામ માગધનામ જે તીર્થ ઉત્તમ ઠામ; તેહ તણી માટી સર્વ, કર ગ્રહે સર્વ સુપર્વ. ૯. બાવના ચંદન સાર, અભિયોગ સુર અધિકાર; મન ધરી અધિક આનંદ, અવલોકતા જિનચંદ. ૧૦. (ઢાળ) શ્રી જિનચંદને, સુરપતિ સવિ નવરાવતા એ; નિજ નિજ જન્મ સુકૃતારથ ભાવતા એ. ૧૧. (ચાલ) હાંરે ભાવતા જન્મ પ્રમાણ, અભિષેક કલશ મંડાણ; સાઠ લાખને એક કોડ, સત દોય તે પચાસ જોડ. ૧૨. આઠ જાતના તે હોય, ચૌસઠ્ઠી સહસા જોય; એણી પરે ભક્તિ ઉદાર, કરે પૂજા વિવિધ પ્રકાર. ૧૩. (ઢાળ) વિવિધ પ્રકાર કરીય શિણગાર એ; ભરીય જળ વિમલના વિપુલ ભૃંગાર એ. ૧૪. (ચાલ) હાંરે ભૃંગાર થાળ ચંગેરી, સુપ્રતિષ્ટ પ્રમુખ સુભેરી; સવિ કળશપરે મહાણ, જે વિવિધ વસ્તુ પ્રમાણ. ૧૫. આરતિને મંગલદીપ, જિનરાજને સમીપ; ભગવતી ચુરણીમાંહી, અધિકાર એહ ઉત્સાહી. ૧૬. (ઢાળ) અધિક ઉત્સાહશું હરખ જળ ભીંજતા એ; નવ નવ ભાંતિશું ભક્તિભર કીજતા એ. ૧૭. (ચાલ) હાંરે કીજતા નાટારંભ. ગાજતા ગુહીર મૃદંગ; કરી કરી તિહાં કહતાલ. ચઉતાલ તાલ કંસાલ. ૧૮. શંખ પણવ ભુંગળ ભેરી, ઝલ્લરી વીણા નફેરી; એક કરે હય હેષાર, એક કરે ગજ ગુલકાર. ૧૯. (ઢાળ) ગુલકાર ગર્જનાવર કરે એ; પાય દૂર દૂર ધુર ધુર ધરે એ. ૨૦. (ચાલ) હાંરે સુર ધરે અધિક બહુ માન, તિહાં કરે નવ નવ તાન; વર વિવિધ જાતિ છંદ, જિનભક્તિ સુરતરુ કંદ. ૨૧. વળી કરે મગળ આઠ એ જબૂ પન્નતિ પાઠ;

મંગલીક વાજે સાંભળતાં સવિ સંકટ ભાંજે. જય૦ ૮. આરતિ આરતિ દૂર નિવારે, મંગલ મંગલ દીપ વધારે. જય૦ ૯ અશ્વસેન કુલ દીપક પાસ, સેવકને દીયો સમકિતવાસ. જય૦ ૧૦. ધુપદીપ ધરતાં પ્રભુ આગે, પરમ ઉદયરત્ન પ્રભુતા જાગે. જય૦ ૧૧.

## ૭ શ્રી પંચ જ્ઞાનની આરતિ

જય પારસ દેવા જય પારસ દેવા સુરનર કરે તોરી સેવા ત્રણ જગના દેવા. જયદેવ જયદેવ પહેલું રે મતિજ્ઞાન અઠ્ઠાવીશ ભેદે અષ્ટ કર્મને છેદે પાપના દળ ભેદે–જયદેવ જયદેવ બીજું રે શ્રુતજ્ઞાન ચૌદવીશ જુજા ચૌદ પુરવધર સુદ્ધા ભાંગે ભવ કીધા–જયદેવ જયદેવ ત્રીજી રે આરતી અવધિજ્ઞાન કેરી. મટાડે ભવની ફેરી–સેવા કરૂં તોરી જયદેવ જયદેવ ચોથીરે આરતી મનઃપર્યવ જાણો હોય ભેદનો રાણો–મુક્તિ સકરાણો–જયદેવ જયદેવ પંચમી રે આરતી કેવળ એક ભાખ્યું અખંડ સુખ જેણે ચાખ્યું અજરામર રાખ્યું જયદેવ જયદેવ આરતી રે પંચજ્ઞાન જે કોઈ ગાશે સમકિત શુદ્ધ અભ્યાસે સૌભાગ્ય ગુણ ગાશે જયદેવ.

## ૮ શ્રી નવપદજીની આરતિ

જય જય આરતિ નવપદ તેરી, આશ ફલી સબ આજ હમેરી–જય જય૦ પહેલે પદ અરિહંતને ધ્યાવો, જનમ જનમના પાપ ગમાવો–જય જય૦ બીજે સિદ્ધ બુદ્ધ ધ્યાન લગાવો, સુરનર નારી મીલી ગુણ ગાવો–જય જય૦ ત્રીજે સૂરિ શાસન શોભાવે, ચોથે પાઠક ભણે ભણાવે–જય જય૦ ધર્મ સેવનમેં સાધુ સુરા, દર્શન જ્ઞાન સંયમ તપ પુરા–જય જય૦ સકલ દેવ ગુરુ ધર્મને સેવો, ચૌગતિ ચૂરણ અનુપમ મેવો–જય જય૦ નવપદ ધ્યાન ધરો ભાવે ભાવ, રિદ્ધિ સિદ્ધિ સબ રંગભર આવે–જય જય૦ ઉજ્જૈન નગરે શ્રી શ્રીપાળે, સેવ્યા સહુ મયણા ત્રીકાળે–જય જય૦ જય જય મંગળ જય જય બોલે, નવપદ ચંદ્ર પ્રાસાદ અમોલે–જય જય૦

## ૯ ચોવીશ તીર્થંકરોની આરતિ

જયદેવ જયદેવ જયજય જિનચંદા; પ્રભુ૦ (૨) પરમ મહેશ્વર દેવા (૨) અમૃત સુખકંદા. જય૦ ૧. આદિશ્વર જિનરાજ, સુનંદા સ્વામિ; પ્રભુ૦ (૨) અજિત અચળપદ પામ્યા (૨) સંભવ ગુણગામી. જય૦ ૨. અભિનંદન ભગવાન, સુમતિ જગત્રાતા પ્રભુ૦ (૨) પદ્મ, સુપાર્શ્વ, જિણંદા, (૨) અભયદાન દાતા. જય૦ ૩. ચંદ્ર, સુવિધિ, જગનાથ, શિતલ ઉપગારી; પ્રભુ૦ (૨) શ્રી શ્રેયાંસને વંદુ. (૨) દુરિત પડલહારી જય૦ ૪. વાસુપૂજ્ય મહારાજ, વિમલ વિમળ પ્રાણી ! પ્રભુ૦ (૨) અનંત ધર્મ પ્રભુજી, (૨) વરીયા શિવરાણી. જય૦ ૫. શાંતિ, કુંથુ. અરનાથ, મંગળ કર મલ્લિ; પ્રભુ૦ (૨) મુનિસુવ્રત, નમિ, નેમ, (૨) કાપો અઘવલ્લિ જય૦ ૬. પાર્શ્વનાથ મહાવીર, જગજન હિતકારી, પ્રભુ૦ (૨) શિવસુખ અમને આપો, (૨) ભવજલધિ તારી જય૦ ૭. માણિક જૈન સમાજ, અવરિત ગુણ ગાવે; પ્રભુ૦ (૨) પદ પંકેરૂહ પ્રણમી, (૨) સમકિત બીજ વાવે. જય૦ ૮.

## ૮૦ શ્રી મંગળ દીવો.

દીવો રે દીવો મંગળિક દીવો, ભુવન પ્રકાશક જિન ચિરંજીવો. ૧. ચંદ સૂરજ

પૂરે. જયજય૦ ૫. પંચમિ આરતિ પુન્ય ઉપાયા, મુળચંદ રિખવ ગુણ ગાયા; જયજય૦ ૬.

## ૩ શ્રી આદિનાથની આરતિ

અપચ્છરા કરતી આરતિ જિન આગે, હાંરે ! જિન આગે રે જિન આગે. હાંરે ! એતો અવિચળ સુખડાં માગે, હાંરે ! નાભિનંદન પાસ....અપ૦ ૧. તાથેઇ નાટક નાચતી પાય ઠમકે, હાંરે ! દોય ચરણે ઝાંઝર ઝમકે. હાંરે ! સોવન ઘુઘરી ઘમકે, હાંરે ! લેતી ફુદડી બાળ....અપ૦ ૨. તાલ મૃદંગને વાંસળી ડફ વીણા, હાંરે ! રૂડા ગાવંતિ સ્વર ઝીણા, હાંરે ! મધુર સુરાસુર નયણાં, હાંરે ! જોતી મુખડું નિહાલ....અપ૦ ૩. ધન્ય મરુદેવી માતને પ્રભુ જાયા, હાંરે ! તોરી કંચનવરણી કાયા, હાંરે ! મેંતો પુરવ પુણ્યે પાયા, હાંરે ! દેખ્યો તારો દેદાર....અપ૦ ૪. પ્રાણજીવન ! પરમેશ્વર ! પ્રભુ ! પ્યારો, હાંરે ! પ્રભુ સેવક છું હું તારો, હાંરે ! ભવોભવનાં દુખડાં વારો. હાંરે ! તુમે દીન દયાળ....અપ૦ ૫. સેવક જાણી આપણો ચિત્ત ધરજો, હાંરે ! મારી આપદા સઘળી હરજો; હાંરે ! મુનિ માણેક સુખીયો કરજો, હાંરે ! જાણી પોતાનો બાળ....અપ૦ ૬.

## ૪ શ્રી શાંતિનાથ પ્રભુની આરતિ

જય જય આરતિ શાંતિ ! તુમારી, તોરા ચરણ કમલમેં જાઉ બલિહારી....જય૦ ૧. વિશ્વસેન અચિરાજિકે નંદા, શાંતિનાથ મુખ પુનમચંદા....જય૦ ૨. ચાલીશ ધનુષ્ય સોવનમય કાયા, મૃગલંછન પ્રભુ ચરણ સુહાયા....જય૦ ૩. ચક્રવર્તિ પ્રભુ પાંચમા સોહે, સોલમા જિનવર સુરનર મોહે....જય૦ ૪. મંગળ આરતિ તોરહિ કીજે, જન્મ જન્મનો લાહો લીજે....જય૦ ૫. કરજોડી સેવક ગુણ ગાવે, સૌ નરનારી અમરપદ પાવે....જય૦ ૬.

## ૫ શ્રી મહાવીર સ્વામિની આરતિ

જયદેવ જયદેવ, જય સુખના સ્વામિ ! પ્રભુ૦ (૨) વંદન કરીયે તુજને (૨) ભવભવના ભામી જય૦ ૧. સિદ્ધારથના સુત ! ત્રિશલાના ! જાયા ! પ્રભુ૦ (૨) જશોદાના છો કંથજી (૨) ત્રિભુવન જગરાયા જય૦ ૨ બાલપણામાં આપ ગયા રમવા કાજે, પ્રભુ૦ (૨) દેવતાએ દીધો પડછાયો, (૨) બીવરાવવા કાજે, જય૦ ૩. એકવારનું રૂપ લીધું છે નાગનું, પ્રભુ૦ (૨) બીજીવારનું રૂપ (૨) લીધું બાલકનું જય૦ ૪. બાળક બીના સઉ, પોતે નથી બીના, પ્રભુ૦ (૨) દેવતાનુ કંઈ ન ચાલ્યું (૨) હારી જતા રેતા જય૦ ૫. એવા છે ભગવાન, મહાવીર તમે જાણો, પ્રભુ૦ (૨) વંદે છે સઉ તેને (૨) નમે રાય રાણો જય૦ ૬.

## ૬ શ્રી પાર્શ્વનાથ ભગવાનની આરતિ

જયજય આરતિ પાર્શ્વજિણંદા પ્રભુ મુખ સોહે પુનમચંદા—જય૦ ૧ પહેલી આરતિ અગર કપુરા, ઝગમગ ઝગમગ જ્યોતિ સનૂરા જય૦ ૨ બીજી આરતિ પાસ પ્રભુની સહુ મલી કીજે ભક્તિ સલૂણી જય૦ ૩ આરતી કિજે અતિ ઉજમાલા, જળહળ જળહળ ઝાકઝમાલા જય ૪ મોહન મુરતિ નવ કરવાને, નિરૂપમ ઓપત નીલે વાને. જય૦ ૫. નવ નવ નાદ મૃદંગ ન ફેરી, વાગત ઝલ્લરી ભુગલ ભેરી. જય૦ ૬. વામા કે સુત હૃદયમાં વસીયા આરતિ કરતાં મન ઉલ્લસીયાં જય૦ ૭ ઘંટ મનોહર

## શ્રી પ્રભુને પોંખવાનું-ગીત

શ્રી જીનરાજને પોંખવાએ આવે આવે સૈયરનો સાથ જીણુંદજીને પોંખવાએ. ગાવે ગાવે સોહાગણ નાર જીણુંદજીને પુંખવા. ધ્વજ પૂજનં અભિશેકમાએ કરે સામૈયામાં સાર પ્રભુજીને પધરાવતાએ, વલી વરઘોડા મોઝાર-જીણું૦ ઈંડી પીંડી ધૂસરને મુશલએ રવૈયાને સંપૂટ કહાયજી મંગલ દ્ર૦યે કરે પુંખણાએ સંઘને મંગલ થાય-જીણું૦ પૂર્વે ઇન્દ્રાણીએ પૂંખીઆએ વિધી વિનય એકતારજી હેતુ ગુરુગમ ધારીએ એ રાખવા કર્મ સંભાર-જીણું૦ કુંકુમ અક્ષત વધાવતીએ મોતીને મોહ ધરાયજી સુંદર શીર ધરી ઘાંટડીએ લળી લળી પ્રણુમે પાય-જીણુંદ૦ કરણીએ ભરણી પુન્યનીએ. મલી મલી વિનીતા વૃંદજી કરશે તરશે અનુક્રમેએ એમ કહે ખીમચંદ જીણુંદજીને પોંખવાએ.

## આંગી વખતે ગાવાનું-ગીત

આજ જીનને અંગે આંગી ચમકે મોતી હીરા ચાંદી ફુલ મનોહર મહેકે રંગ બે રંગી લાલ સુરંગી-આજ જીનને. આજ જીનને મંગલ દ્વારે. પ્રગટ્યા દીવા ઝળહળ થાયે રૂપ અનોપમ લાગે. રંગલે રગી લાલ સુરંગા આજ૦ શોભા જીનની જોવા કાજે દેવ લોકના દેવો આવે. નાચે દેવીના સંગે રૂમઝુમ રંગી લાલ સુરંગી-આજ૦ બાંધી હૃદયે ભક્તિ હીંડોળા નરનારીને બાળક ભોળા ગાવે ઉમંગે સંગે રૂમઝુમરંગી લાલ સુરંગી આજ૦

पढमं नाणं तओ दया।

અત્યાર સુધી શ્રી પોપટલાલ કેશવજી દોશી સ્થાપિત 'શ્રી જૈન ધામીંક શીક્ષણ ટ્રસ્ટ-ફંડ'ની તમામ- પ્રવૃત્તિઓ શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાળાશ્રમ હસ્તક સંચાલિત હતી. તે પ્રવૃત્તિઓને વિશેષ વ્યાપક બનાવી જૈનજૈનેતરોમાં જૈન ધાર્મિંક શિક્ષણનો પ્રચાર વ્યાપક બનાવવા 'શ્રી જૈન ધાર્મિંક શિક્ષણ સોસાયટી' નામની સંસ્થા રજીસ્ટર થએલ છે જેને દરેક જૈન ભાઇ-બહેનો ઉદાર હાથે મદદ કરે.

### સોસાયટીના ઉદ્દેશ.

પ્રજાની નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિ સારૂ ધાર્મિંક જ્ઞાનનો પ્રચાર કરવો.

'ધાર્મિંક શિક્ષણ સારૂ વર્ગવાર અભ્યાસક્રમ નક્કી કરવો અને તે મુજબ પરીક્ષાઓ યોજવી ઉચ્ચ ગુણો મેળવી ઉત્તીર્ણ થનારને ઇનામો આપી ઉત્તેજન આપવું. ભારતવર્ષની શિક્ષણ સંસ્થાઓ આ અભ્યાસક્રમને અપનાવી તેમના વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થીનીઓ યોજીત પરીક્ષામા જોડાય તે માટે પ્રયત્નો કરવા. સારા ધાર્મિંક શિક્ષક, ગૃહપતિઓ, પ્રચારકો, તૈયાર કરવા તથા તેમને કામે લગાડવા શક્ય પ્રબંધ કરવો ધાર્મિંક શિક્ષણ માટેના પાઠ્યપુસ્તકો તૈયાર કરાવવા તથા તેવા પ્રકારના કાર્યોમાં મદદરૂપ બનવું. વકતૃત્વ તથા નિબંધ હરિફાઇઓ, વ્યાખ્યાન-માળા અને ધાર્મિંક શિક્ષણ માટે તાલીમ વર્ગો યોજવા ધાર્મિંક શિક્ષણના પ્રચાર માટે દરેક જરૂરી પ્રવૃત્તિઓ કરવી.

લી. ઓ. સેક્રેટરીઓ,

ચંપકલાલ ડી. સોલીસીટર — રસીકલાલ એન. કોરા
પ્રાણજીવનદાસ એચ. ગાંધી — પોપટલાલ કે. દોશી

પ્રભુ તુમ સુખ કેરા, લુછન કરતા દે નિત્ય ફેરા. દી૦ ૨. જિન તુજ આગળ સુરની અમરી, મંગળ દીપ કરી દિયે ભમરી. દી૦ ૩. જિમ જિમ ધુપઘટી પ્રગટાવે, તિમ તિમ ભવના દુરિત દઝાવે. દી૦ ૪. નીર અક્ષત કુસુમાંજલી ચંદન, ધુપદીપ ફલ નૈવેદ્ય વન. દી૦ ૫ એણીપેરે અષ્ટપ્રકારી કીજે, પૂજા સ્નાત્ર મહોત્સવ ભણીજે. દી૦ ૬

૨

દીવોરે દીવો મંગલિક દીવો, આરતિ ઉતારો ને બહુ ચીરંજીવો. સોહામણું ઘેર પર્વ દીવાળી, અમર ખેલે અમરા વાળી, દીપાળ ભણે એણે કુળ અજુઆળી, ભાવે ભગતે વિઘન નિવારી, દીપાળ ભણે એણે એ કળિકાળે, આરતિ ઉતારી રાજા કુમારપાળે. અમ ઘેર મંગલિક તમ ઘેર મંગલિક, મંગલિક ચતુર્વિધ સંઘને હોજો, દીવોરે દીવો મંગલિક દીવો, આરતિ ઉતારણ બહુ ચિરંવો.

૩

ચારૂ મંગળ ચાર આજ ઘેર પ્રભુજી પધાર્યા. પહેલે મંગલ પ્રભુજીને પૂજું, ઘસી કેશર-ઘનસાર આજ૦ ૧ બીજે મંગલ અગર ઉવેખું, કંઠે ઠવું ફુલહાર આજ૦ ૨ ત્રીજે મંગલ આરતિ ઉતારૂં, ઘંટ બજાવું રણુકાર આજ૦ ૩ ચોથું મંગળ પ્રભુ ગુણ ગાવું, નાચું થેઈ થેઈકાર આજ૦ ૪ રૂપચંદ કહે નાથ ! નિરંજન ! ચરણ કમળ બલિહાર આજ૦ ૫

## ૮૧ શ્રી મંગલ ચાર

આરો મંગલ ચાર, આજ મ્હારે આરો મંગલ ચાર; દેખ્યો દરસ સરસ જિનજીકો, શોભા સુંદર સાર આજ૦ ૧. છીનું છીનું છીનું મનમોહન ચરચો, ઘસી કેશર ઘન સાર આજ૦ ૨. વિવિધ જાતિકે પુષ્પ મંગાવો, મોગર લાલ ગુલાલ આજ૦ ૩. ધૂપ ઉવેખોને કરો આરતી; મુખ બોલો જયકાર. આજ૦ ૪. હર્ષ ધરી આદીશ્વર પૂજો ચોમુખ પ્રતિમા ચાર આજ૦ ૫. હૈયે ધરી ભાવ ભાવ ભાવના ભાવો જિમ પામો ભવ પાર આજ૦ ૬. સકલચંદ રે જિનજીકો આનંદઘન ઉપકાર. આજ૦ ૭.

## ૮૨ શ્રી નવ અંગ પૂજાના દોહા

જલ ભરિ સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત; ઋષભ ચરણ અંગુઠડો, દાયક ભવજલ અંત. ૧. જાનુ બલે કાઉસ્સગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ; ખડાં ખડાં કેવલ લહ્યું, પૂજો જાનુ નરેશ. ૨. લોકાંતિક વચને કરી વરસ્યા વરશી દાન; કર કાંડે પ્રભુ પૂજતાં, પૂજો ભવિ બહુમાન. ૩. માન ગયું દોય અંશથી, દેખી વીર્ય અનંત; ભુજા બલે ભવજલ તર્યા, પુજો ખંધ મહંત. ૪. સિદ્ધ શિલા ગુણ ઉજલિ, લોકાંતે ભગવંત; વસિયા તેણે કારણ ભવિ, શિરશીખા પૂજંત ૫ તીર્થંકર પદ પુણ્યથી, તિહુ અણ જન સેવંત; ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત ૬. સોલ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વર્તુલ; મધુરધ્વનિ સુર નર સુણે, તેણે ગળે તિલક અમૂલ. ૭. હૃદય કમલ ઉપશમ બલે, બાલ્યા રાગને રોષ; હીમ દહે વન ખંડને, હૃદય તિલક સંતોષ ૮. રત્નત્રયી ગુણ ઉજલી, સકલ સુગુણ વિશરામ; નાભિ કમલની પૂજના, કરતાં અવિચલ ધામ ૯. ઉપદેશક નવતત્ત્વના, તેણે નવ અંગ જિણંદ; પૂજો બહુ વિધ રાગથી, કહે શુભ વીર મુણિંદ ૧૦.

રવંત, મોર નચ્ચંત કુહરસ્સ. ૧૫. વિણયણય પવર મુણિવર, ફુરંત વિજ્જુજ્જલંત સિહ-રસ્સ; વિવિહ ગુણ કપ્પરૂક્ખગ, ફલભર કુસુમા ઉલવણસ્સ. ૧૬. નાણવર રયણ દિપ્પંત કંત, વેરૂલિય વિમલ ચૂલસ્સ; વંદામિ વિણયપણઓ, સંઘ મહામંદગિરિસ્સ, ૧૭. ગુણ રયણુજ્જલકડયં સીલસુગંધિ તવ મંડિ ઉદ્દેસ; સુય બારસંગસિહરં, સંઘમહામંદરં વંદે. ૧૮. નયર રહચક્ક પઉમે, ચંદે સૂરે સમુદ્દ મેરૂમ્મિ; જો ઉવમ્મિજ્જઇસયયં, તં સંઘ ગુણાયરં વંદે. ૧૯. વંદે ઉસભં અજિયં, સંભવમભિણંદણ સુમઇ પઉમપ્પહ સુપાસં; સસિ પુપ્ફદંત સીયલં સિજ્જંસં વાસુપુજ્જં ચ ૨૦. વિમલમણંતં ચધમ્મં સંતિકુંથું અરં ચ મલ્લિં ચ; મુણિસુવ્વય નમિનેમિં, પાસં તહ વદ્ધમાણં ચ. ૨૧. પઢમિત્થ ઇંદભૂઈ બીઓ પુણ હોઇ અગ્ગિભૂઇત્તિ; તઇએય વાઉભૂઈ, તઓ વિયત્તે સુહમ્મે ય. ૨૨. મંડિય મોરિયપુત્તે, અકંપિએ ચેવ અચલભાયા ય; મેયજ્જે ય પહાસે, ગણહરા હુંતિ વીરસ્સ ૨૩. નિવ્વુઇપહ-સાસણયં, જયઇ સયા સવ્વભાવદેસણયં; કુસંમયમયણાસણયં જિણિંદવર વીર સાસણયં ૨૪.

**ઇતિશ્રી નંદીસૂત્રની પ્રથમ સજ્ઝાય.**

## શ્રી નંદી સૂત્રની બીજી સજ્ઝાય

સુહમ્મં અગ્ગિવેસાણં, જંબૂનામં ચ કાસવં; પભવં કચ્ચાયણં વંદે, વચ્છં સિજ્જં-ભવં તહા. ૧. જસભદ્દં તુંગીયં વંદે, સંભૂયચેવ માઢર; ભદ્દબાહું ચ પાઇન્નં, થૂલભદ્દં ચ ગોયમં. ૨. એલાવચ્ચસગુત્તં વંદામિ મહાગિરિં ચ સુહત્થિં ચ; તતો કોસિયગુત્તં, બહુલસ્સ સિરિવયં વંદે. ૩. હારિયગુત્તં સાઈં ચ, વંદિમો હારિયં ચ સામજ્જં; વંદે કોસિયગુત્તં, સંડિલં અજ્જજીયધરં. ૪. તિસમુદ્દ ખાયકિત્તિં દીવસમુદ્દેસુ ગહિયપેયાલં; વંદે અજ્જ સમુદ્દં, અક્ખુભિય સમુદ્દ ગંભીરં. ૫. ભણગં કરગં ઝરગં, પભાવગં ણાણદંસણ ગુણાણં; વંદામિ અજ્જ મંગું, સુયસાગરપારગં ધીરં. ૬. વંદામિ અજ્જધમ્મં, વંદે તત્તોય ભદ્દગુ-ત્તં ચ; તત્તોય અજ્જવઇરં. તવનિયમ ગુણેહિં વઇરસમં. ૭. વંદામિ અજ્જરક્ખિય, ખમણે રક્ખિય ચરિત્ત સવ્વસ્સે; રયણ કરંડગભૂઓ, અણુઓગો રક્ખિઓ જેહિં. ૮. નાણમ્મિ દંસણમ્મિ અ, તવ વિણએ નિચ્ચ કાલમુજ્જુત્તં; અજ્જાણંદિલખમણં, સિરસા વંદે પસન્ન મણં. ૯. વડ્ઢઉ વાયગવંસો, જસવંસો અજ્જનાગહત્થીણં, વાગરણ કરણ ભંગીઅ; કમ્મપયડી પ્પહાણાણં. ૧૦. જચ્ચંજણધાઉ સમપ્પહાણં મદ્દિયકુવલય નિહાણં; વડ્ઢઉ વાયગવંસો રેવઇનક્ખત્ત નામાણં. ૧૧. અયલપુરા ણિક્ખંતે, કાલિયસુય અણુઓ-ગિએ ધીરે; બંભદીવગસીહે, વાયગપય મુત્તમં પત્તે. ૧૨. જેસિં ઇમો અણુઓગો, પયરઇ અજ્જાવિ અડ્ઢભરહંમિ; બહુનયર નિગ્ગય જસે, તં વંદે ખંદિલાયરિએ. ૧૩. તત્તો હિમવંત મહંત વિક્કમે ધીઇ પરક્કમમણંતે; સજ્ઝાયમણંતધરે, હિમવંતે વંદિમો સિરસા. ૧૪. કાલિયસુય અણુયેગસ્સ ધારએ ધારએય પુવ્વાણં; હિમવંત ખમાસમણે, વંદે નાગજ્જુણાયરિએ. ૧૫. મિઉ મદ્દવ સંપન્ને અણુપુવ્વિં વાયગત્તણં પત્તે; ઓહસુય સમા-યારે, નાગજ્જુણવાયએ વંદે. ૧૬. ગોવિંદાણંપિ ણમો, અણુઓગો વિઉલ ધારિણીંદાણં; નિચ્ચં ખંતિદયાણં, પરુવણે દુલ્લભિંદાણં ૧૭. તત્તોય ભૂયદિન્નં, નિચ્ચં તવ સંજમે અ નિવ્વિણ્ણં; પંડિઅજણ સામણ્ણં, વંદામિય સંજમવીહિન્નૂ ૧૮. વર કણગ તવિય



# ૐ હ્રીં
# અર્હં નમઃ
# શ્રી
# સજ્જન સન્મિત્ર
# પંચમ મહાનિધિ

## સજ્ઝાય (પદ-લાવણી-હરિયાલી) સવૈયા, એક-ત્રીશા, બત્રીસી, છત્રીસી, ગહુલી આદિ સંગ્રહ.



### શ્રી નંદી સૂત્રની સજ્ઝાય

જયઇ જગજીવ જોણી, વિયાણુઓ જગ ગુરુ જગાણંદો; જગનાહો જગબંધુ, જયઇ જગપ્પિયામહો ભયવં ૧. જયઇ સુયાણંપ્પભવો, તિત્થયરાણં અપચ્છિમો જયઇ જયઇ ગુરુ લોગાણં, જયઇ મહપ્પા મહાવીરો. ૨. ભદ્દં સવ્વજ ગુજ્જોયગસ્સ ભદ્દં જિણસ્સ વીરસ્સ; ભદ્દં સુરાસુર નમંસિયસ્સ ભદ્દં ધૂયરયસ્સ ૩. ગુણ ભવણ ગહણ સુયરયણ, ભરિય દંસણ વિસુદ્ધ રત્થાગા; સંઘ નયર ભદ્દંતે, અખંડ ચરિત્ત પાગારા ૪. સંજમ તવ તુંબારયસ્સ, નમો સમ્મત્ત પારિયલ્લસ્સ; અપડિચક્કસ્સ જઓ, હોઇસયા સંઘ ચક્કસ્સ. ૫. ભદ્દં સીલપડા ગુસિયસ્સ, તવ નિયમતુર-યજુત્તસ્સ; સંઘ રહસ્સ ભગવઓ, સજ્ઝાય સુનંદીઘોસસ્સ. ૬. કમ્મરયજલોહ વિણિગ્ગયસ્સ સુયરયણદીહનાલસ્સ; પંચમહવ્વય થિરકણ્ણિયસ્સ ગુણકેશરાલસ્સ. ૭. સાવગજણ મહુઅરિ પરિવુડસ્સ જિણસુર તેય બુદ્ધસ્સ, સંઘ પઉમસ્સ ભદ્દં, સમણગણ સહસ્સ પત્તસ્સ. ૮. તવ સંજમ મિય લંછણ, અકિરિય રાહુમુહ દુદ્ધરિસ નિચ્ચં, જય સંઘચંદ નિમ્મલ, સમ્મત્ત-વિસુદ્ધ જુણ્હોગા. ૯. પરતિત્થિય ગહપહનાસગસ્સ તવ તેઅ દિત્ત લેસસ્સ; નાણુજ્જોયસ્સ જએ, ભદ્દંદમ સંઘસૂરસ્સ. ૧૦. ભદ્દં ધિઇવેલા પરિગયસ્સ સજ્ઝાયજોગ મગરસ્સ; અક્ખોહસ્સ ભગવઓ, સંઘ સમુદ્દસ્સ રૂંદસ્સ. ૧૧. સમ્મદંસણ વરવઇર, દઢરૂઢ ગાઢ ગાઢ પીઢસ્સ; ધમ્મ વરરયણ મંડિઅ, ચામીયર મેહલાગસ્સ. ૧૨. નિયમૂસિય કણયસિલાય લુજ્જલજલંત ચિત્તકૂડસ્સ; નંદણવણ મણહર સુરભિસીલ ગંધુદ્ધુમાયસ્સ; ૧૩. જીવદયા સુંદરકંદરુ, દરિય મુણિવર મઇંદઇણ્ણસ્સ; હેઉ સય ધાઉ પગલંત રયણ દિત્તોસહિ ગુહસ્સ. ૧૪. સંવરવર જલ પગલિય, ઉજ્ઝર પવિરાય માણહારસ્સ; સાવગજણ પઉર-

રસ ચહે રે, જેહવો સાકર દ્રાખ રે; પ્રાણી ! ધરીએ સમકિત રંગ, જિમ લહિએ સુખ અભંગ રે. પ્રાણી !૦એ આંકણી. ૧૧ તરૂણ સુખી સ્ત્રી પરિવર્યો રે, ચતુર સુણે સુરગીત; તેહથી રાગે અતિઘણે રે, ધર્મ સુણ્યાની રીત રે. પ્રાણી !૦૧૨ ભૂખ્યો અટવી ઉતર્યો રે, જિમ દ્વિજ ઘેબર ચંગ; ઇચ્છે તિમ જે ધર્મને રે, તેહિજ બીજું લિંગ રે. પ્રાણી !૦૧૩ વૈયાવચ્ચ ગુરૂદેવનું રે, ત્રીજું લિંગ ઉદાર; વિદ્યાસાધક પરિ કરે રે, આલસ નવિય લગાર રે. પ્રાણી ૦૧૪.

## ઢાલ ત્રીજી

દશ પ્રકારનો વિનય :–અરિહંત તે જિન વિચરતાજી, કર્મ ખપી હુઆ સિદ્ધ; ચેઇય જિનપડિમા કહીજી, સૂત્ર સિદ્ધાંત પ્રસિદ્ધ; ચતુર નર ! સમજો વિનયપ્રકાર, જિમ લહીએ સમકિત સાર–ચતુર૦ એ આંકણી. ૧૫. ધર્મ ક્ષમાદિક ભાખિઓજી, સાધુ તેહના રે ગેહ; આચારજ આચારનાજી, દાયક નાયક જેહ. ચતુર૦ ૧૬. ઉપાધ્યાય તે શિષ્યનેજી, સૂત્ર ભણાવણહાર; પ્રવચન સંઘ વખાણીએજી, દર્શન સમકિત સાર. ચતુર૦ ૧૭. ભગતિ બાહ્ય પ્રતિપત્તિથીજી, હૃદયપ્રેમ બહુમાન; ગુણસ્તુતિ અવગુણ ઢાંકવાજી, આશાતનની હાણ. ચતુર૦ ૧૮. પાંચ ભેદ એ દશ તણોજી, વિનય કરે અનુકૂળ; સીંચે તેહ સુધારસેજી, ધર્મવૃક્ષનું મૂલ. ચતુર૦ ૧૯.

## ઢાળ ચોથી

ત્રણ શુદ્ધિ :–ત્રિણ શુદ્ધિ સમકિત તણી રે, તિહાં પહિલી મન–શુદ્ધિ રે; શ્રી જિન ને જિનમત વિના રે, જૂઠ સકળ એ બુદ્ધિ રે; ચતુર ! વિચારો ચિત્તમાં રે. એ આંકણી. ૨૦. જિનભગતે જે નવિ થયું રે, તે બીજાથી કેમ થાય રે ? એવું જે મુખે ભાખીએ રે, તે વચન–શુદ્ધિ કહેવાય રે; ચતુર૦ ! ૨૧. છેદ્યો ભેદ્યો વેદના રે; જેહ સહેતો અનેક પ્રકાર રે; જિન વિણ પર સુર નવિ નમે રે, તેહની કાયા–શુદ્ધિ ઉદાર રે. ચતુર૦ !૨૨

## ઢાળ પાંચમી

પાંચ દૂષણ :–સમકિત–દૂષણ પરિહરો, તેહમાં પહિલી છે શંકા રે; તે જિન-વચનમાં મત કરો, જેહને સમ નૃપ રંકા રે, સમકિત–દૂષણ પરિહરો–એ આંકણી ૨૩. કંખા કુમતિની વાંછના, બીજું દૂષણ ત્યજીએ; પામી સુરતરૂ પરગડો, કિમ બાઉલ ભજીએ ? સમકિત૦ ૨૪. સંશય ધર્મનાં ફલતણો, વિતિગિચ્છા નામે; ત્રીજું દૂષણ પરિહરો, નિજ શુભ પરિણામે. સમકિત૦ ૨૫. મિથ્યામતિ–ગુણ–વર્ણના, ટાળો ચોથો દોષ; ઉનમારગી શુણતાં હુવે, ઉનમારગ–પોષ. સમકિત૦ ૨૬. પાંચમો દોષ મિથ્યા-મતિ,–પરિચય નવિ કીજે; ઇમ શુભમતિ અરવિંદની, ભલી વાસના લીજે. સમકિત૦ ૨૭.

## ઢાળ છઠ્ઠી

આઠ પ્રભાવક :–આઠ પ્રભાવક પ્રવચનના કહ્યા, પાવયણી ધુરિ જાણ; વર્ત્ત-માનસૂત્રના જેહ અર્થનો, પાર લહે ગુણખાણ, ધન ધન શાસન–મંડન મુનિવરા–એ આંકણી. ૨૮. ધર્મકથી તે બીજો જાણીએ, નંદિષેણ પરિ જેહ; નિજ ઉપદેશે રે રંજે

ચંપગ, વિમલવર કમલગબ્ભ સિરિવણ્ણે; ભવિય જણ હિયય દઇએ, દયાગુણ વિસારએ ધીરે. ૧૯ અડ્ઢ ભરહપ્પહાણે, બહુવિહ સજ્ઝાય સુમુણિયપ્પહાણે; અણુઓગિય વર વસહે, નાઇલ કુલ વંસનંદિકરે. ૨૦ ભૂયહિય અપ્પગબ્ભે, વંદેહં ભૂયદિન્નમાયરિએ; ભવભય વુચ્છેય કરે, સીસે નાગજ્જુણરિસીણું. ૨૧. સુમુણિય નિચ્ચાનિચ્ચં, સુમુણિય સુત્તત્થ ધારએ નિચ્ચં; વંદેહં લોહિચ્ચં સબ્ભાવુબ્ભાવણા તચ્ચં. ૨૨. અત્થ મહત્થખાણિં, સુસમણવક્ખાણ કહણ નિવ્વાણિં; પયઇય મહુરવાણિં, પયઓ પણમામિ દુસગણિં. ૨૩. તવ નિયમ સચ્ચ સંયમ, વિણયજ્જવ ખંતિ મદ્દવ રયાણ; સીલગુણ ગદ્દિયાણં, અણુઓગ જુગપ્પહાણાણં. ૨૪. સુકુમાલ કોમલતલે, તેસિં પણમામિ લક્ખણ પસત્થે પાએ પાવયણીણું, પડિચ્છગસએહિં પણિ વઇએ. ૨૫ જે અન્ને ભગવંતે, કાલિય સુય અણુઓગિએ ધીરે; તે પણમિઊણ સિરસા, નાણસ્સ પરૂવણં વુચ્છં. ૨૬. [થેરાવલીયા સમ્મત્તા.] આભિણિ બોહિયનાણં, સુયનાણં ચેવ ઓહિનાણં ચ; તહ મણપજ્જવનાણં, કેવલનાણં ચ પંચમયં. ૨૭. ઇતિશ્રી નંદીસૂત્રની દ્વિતીય વૃદ્ધ સ્વાધ્યાય.

## શ્રીમદ્ યશોવિજયજી ગણિવર વિરચિત સમ્યક્ત્વના સડસઠ બોલની સજ્ઝાય.

### પ્રસ્તાવ.

દૂહા :–સુકૃતવલ્લિ–કાદંબિની, સમરી સરસ્વતી માત; સમકિત સડસઠ બોલની, કહિશું મધુરી વાત. ૧ સમકિતદાયક ગુરૂતણો, પચ્ચુવયાર ન થાય; ભવ કોડાકોડે કરી, કરતાં સર્વ ઉપાય. ૨. દાનાદિક કિરિયા ન દિયે, સમકિત વિણ, શિવશર્મ; તે માટે સમકિત વડું, જાણો પ્રવચનમર્મ. ૩. દર્શનમોહવિનાશથી, જે નિર્મળ ગુણઠાણ, તે નિશ્ચય સમકિત કહ્યું, તેહનાં એ અહિઠાણ. ૪.

### ઢાલ પહેલી.

સમ્યક્ત્વના સડસઠ બોલ :–ચઉ સદ્દહણા તિ લિંગ છે, દશવિધ વિનય વિચારો રે; ત્રિણિ શુદ્ધિ પણ દૂષણ, આઠ પ્રભાવક ધારો રે. ત્રુટક :–પ્રભાવક અડ પંચ ભૂષણ, પંચ લક્ષણ જાણીએ; ષટ્ જયણા ષટ્ આગાર ભાવના, છવ્વિહા મન આણીએ; ષટ્ ઠાણ સમકિતતણા, સડસઠ ભેદ એહ ઉદાર એ, એહનો તત્ત્વવિચાર કરતાં, લહીજે ભવપાર એ ૬ ઢાલ–ચાર સદ્દહણા :–ચઉવિહ સદ્દહણા તિહાં, જીવાદિક પરમત્થો રે; પ્રવચનમાંહિ જે ભાખિયા, લીજે તેહનો અત્થો રે. ૭. ત્રુટક :–તેહનો અર્થ વિચારીએ, એ પ્રથમ સદ્દહણા ખરી; બીજી સદ્દહણા તેહની જે, જાણે મુનિ ગુણ જવહરી; સંવેગ રંગ–તરંગ ઝીલે, માર્ગ શુદ્ધ કહે બુધા, તેહની સેવા કીજીએ જિમ, પીજીએ સમતા–સુધા. ૮. ઢાલ :–સમકિત જેણે ગ્રહી વમ્યું, નિન્હવ ને અહા છન્દા રે; પાસત્થા ને કુશીલિયા, વેષવિડંબક મંદા રે. ૯. ત્રુટક :–મંદા અનાણી દૂર છંડો, ત્રીજી સદ્દહણા ગ્રહી, પરદર્શનીનો સંગ ત્યજીએ, ચોથી સદ્દહણા કહી; હીણાતણો જે સંગ ન ત્યજે, તેહનો ગુણ નવિ રહે, જ્યું જલધિ જલમાં ભળ્યું ગંગા,–નીર લૂણપણું લહે ૧૦.

### ઢાળ બીજી

ત્રણ લિંગ :–ત્રણ લિંગ સમકિતતણાં રે, પહિલું શ્રુત અભિલાષ; જેહથી શ્રોતા

બોલવું, તે કહિયે આલાપ; વાર વાર આલાપ જે કરવો, તે જાણો સંલાપ રે. ભવિકા ! ૦ ૪૯. એ જયણાથી સમકિત દીપે, વલી દીપે વ્યવહારઃ એહમાં પણ કારણથી જયણા, તેહના અનેક પ્રકાર રે. ભવિકા ! ૦ ૫૦.

## ઢાળ દશમી

છ આગાર :–શુદ્ધ ધર્મથી નવિ ચલે, અતિ દૃઢ ગુણ આધાર લલના; તો પણ જે નહિ એહવા, તેહને એ આગાર લલના. ૫૧. બોલ્યું તેહવું પાલીએ, દંતીદંત સમ બોલ લલના; સજ્જનના દુર્જનતણા, કચ્છપ કોટિને તોલ લલના. બોલ્યું૦ ૫૨. રાજા નગરાદિક ધણી, તસ શાસન અભિયોગ લલના; તેહથી કાર્તિકની પરે, નહિ મિથ્યાત્વસંયોગ લલના. બોલ્યું૦ ૫૩. મેલો જનનો ગણ કહ્યો, બલ ચોરાદિક જાણ લલના; ક્ષેત્રપાલાદિક દેવતા, તાતાદિક ગુરૂ ઠાણ લલના. બોલ્યું૦ ૫૪. વૃત્તિ દુર્લભ આજીવિકા, તે ભીષણકાંતાર લલના; તે હેતે દૂષણ નહીં, કરતાં અન્ય આચાર લલના. બોલ્યું૦ ૫૫.

## ઢાળ અગીયારમી

છ ભાવના :–ભાવીજે રે સમકિત જેહથી રૂઅડુ, તે ભાવના રે ભાવો મન કરી પરવડું; જો સમકિત રે તાજું સાજું મૂલ રે, તો વ્રતતરૂ રે દીએ શિવફલ અનુકૂલ રે. ૫૬.

ત્રુટક :–અનુકૂલ મૂલ રસાલ સમકિત, તેહ વિણ મતિઅંધ રે; જે કરે કિરિયા ગર્વભરિયા, તેહ જૂઠો ધંધ રે; એ પ્રથમ ભાવના ગુણો રૂઅડી, સુણો બીજી ભાવના; બારણું સમકિતધર્મપુરનું, એહવી તે પાવના. ૫૭.

## ઢાળ ચાલુ

ત્રીજી ભાવના રે સમકિતપીઠ જો દૃઢ સહી, તો મોટો રે ધર્મપ્રાસાદ ડગે નહી; પાયે ખોટે રે મોટે મંડાણ ન શોભીએ, તેણે કારણ રે સમકિતશું ચિત્ત થોભીએ. ૫૮.

ત્રુટક :–થોભીએ ચિત્ત નિત એમ ભાવી, ચોથી ભાવના ભાવીએ; સમકિત નિધાન સમસ્ત ગુણનું, એહવું મન લાવીએ; તે વિના છૂટાં રત્નસરિખા, મૂલ ઉત્તરગુણ સવે; કિમ રહે ? તાકે જેહ હરવા, ચોરજોર ભવોભવે. ૫૯.

## ઢાળ ચાલુ

ભાવો પંચમી રે ભાવના શમ દમ સારરે, પૃથ્વી પરિ રે સમકિત તસ આધાર રે; છઠ્ઠી ભાવના રે ભાજન સમકિત જો મિલે, શ્રુત શીલનો રે તો રસ તેહમાંથી નવિ ઢલે. ૬૦.

ત્રુટક :–નવિ ઢલે સમકિતભાવના રસ, અમિય સમ સંવરતણો; ષટ્ ભાવના એ કહી એહમાં, કરો આદર અતિ ઘણો; ઇમ ભાવતાં પરમાર્થ જલનિધિ, હોય નિતુ ઝકઝોલ એ; ઘન પવન પુણ્ય પ્રમાણ પ્રકટે, ચિદાનંદ કલ્લોલ એ. ૬૧.

## ઢાળ બારમી

છ સ્થાનક :–ઠરે જિહાં સમકિત તે થાનક, તેહનાં ષટ્ વિધ કહીએરે; તિહાં પહિલું થાનક 'છે ચેતન,' લક્ષણ આતમ લહીએ રે; ખીરનીરપરિ પુદ્ગલમિશ્રિત, પણ તેહથી છે અલગો રે; અનુભવ હંસચંચૂ જો લાગે, તો નવિ દીસે વલગો રે. ૬૨. બીજું થાનક

લોકને, ભંજે હૃદયસંદેહ. ધન૦ ૨૯. વાદી ત્રીજો રે તર્કનિપુણ ભણ્યો, મલ્લવાદી પરિ જેહ; રાજદુવારે જયકમલા વરે, ગાજંતો જિમ મેહ. ધન૦ ૩૦. ભદ્રબાહુ પરિ જેહ નિમિત્ત કહે, પરમત-જીપણ કાજ; તેહ નિમિત્તીરે ચોથો જાણીએ, શ્રીજિનશાસનરાજ. ધન૦ ૩૧. તપ ગુણ ઓપે રે રોપે ધર્મને, ગોપે નવિ જિનઆણ; આસવ લોપે રે નવિ કોપે કદા, પંચમ તપસી તે જાણ. ધન૦ ૩૨. છઠ્ઠો વિદ્યા રે મંત્રતણો બલિ, જિમ શ્રી વયર મુણિંદ; સિદ્ધ સાતમો રે અંજનયોગથી, જિમકાલિક મુનિચંદ. ધન૦ ૩૩. કાવ્ય સુધારસ મધુર અર્થ ભર્યા, ધર્મહેતુ કરે જેહ; સિદ્ધસેન પરિ રાજા રીઝવે, અટ્ઠમ વર કવિ તેહ. ધન૦ ૩૪. જવ નવિ હોવે પ્રભાવક એહવા, તવ વિધિપૂર્વ અનેક; જાત્રા પૂજાદિક કરણી કરે, તેહ પ્રભાવક છેક. ધન૦ ૩૫.

### ઢાળ સાતમી.

પાંચ ભૂષણ :—સોહે સમકિત જેહથી, સખિ ! જિમ આભરણે દેહ; ભૂષણ પાંચ તે મનિ વસ્યાં, સખિ ! મન વસ્યાં તેહમાં નહિ સંદેહ. મુજ સમકિતરંગ અચળ હોજોરે એ આંકણી. ૩૬ પહિલું કુશલપણું તિહાં, સખિ! વંદન ને પચ્ચક્ખાણ; કિરિયાનો વિધિ અતિ ઘણો, સખિ ! અતિ ઘણો આચરે જેહ સુજાણ મુજ૦ ૩૭. બીજું તીરથસેવના, સખિ ! તીરથ તારે જેહ; તે ગીતારથ મુનિવરા, સખિ ! તેહશું તેહશું કીજે નેહ. મુજ૦ ૩૮. ભગતિ કરે ગુરુદેવની, સખિ ! ત્રીજું ભૂષણ હોય; કિણહિ ચલાવ્યો નવિ ચલે, સખિ ! ચેથુ એ ચોથું તે ભૂષણ જોય. મુજ૦ ૩૯. જિનશાસન અનુમોદના, સખિ ! જેહથી બહુ જન હુંત, કીજે તેહ પ્રભાવના, સખિ! પાંચમું પાંચમું ભૂષણ ખંત. મુજ૦ ૪૦.

### ઢાળ આઠમી.

પાંચ લક્ષણ :—પાંચ લક્ષણ કહ્યાં સમકિતતણાં, ધુરિ ઉપશમ અનુકૂળ, સુગુણ નર ! અપરાધીશ્યું પણ નવિ ચિત્તથકી, ચિંતવીએ પ્રતિકૂલ, સુગુણ નર ! શ્રી જિન-ભાષિત વચન વિચારીએ, એ આંકણી. ૪૧ સુરનરસુખ જે દુઃખ કરી લેખવે, વંછે શિવસુખ એક; સુ૦ બીજું લક્ષણ તે અંગીકરે, સાર સંવેગશું ટેક સુ૦ શ્રી જિન૦ ૪૨. નારક ચારક સમ ભવઉભગ્યો, તારક જાણીને ધર્મ; સુગુણ નર! ચાહે નિકલવું નિવેદ તે ત્રીજું લક્ષણ મર્મ. સુ૦ શ્રી જિન૦ ૪૩ દ્રવ્યથકી દુઃખિયાની જે દયા, ધર્મ-હીણાની રે ભાવ; સુ૦ ચોથું લક્ષણ અનુકંપા કહી, નિજ શક્તે મન લાવ સુ૦ શ્રી જિન૦ ૪૪ જે જિનભાખ્યું તે નહિ અન્યથા, એહવો જે દૃઢ રંગ; સુ૦ તે આસ્તિ-કતા લક્ષણ પાંચમ, કરે કુમતિનો એ ભંગ. સુ૦ શ્રી જિન૦ ૪૫.

### ઢાળ નવમી

છ યત્નાં :—પરતીર્થી પરના સુર તેણે, ચૈત્ય ગ્રહ્યાં વળી જેહ, વંદન પ્રમુખ તિહાં નવિ કરવૂં, તે જયણા ષટ્ ભેયરે; ભવિકા ! સમકિત યતના કીજે. એ આંકણી. ૪૬ વંદન તે કરયોજન કહિએ, નમન તે શીશ નમાડયે; દાન ઇષ્ટ અન્નાદિક દેવૂં, ગૌરવ ભગતિ દેખાડયેરે ભવિકા !૦ ૪૭ અનુપ્રદાન તે તેહને કહીએ, વાર વાર જે દાન; દોષ કુપાત્રે પાત્રમતિએ, નહિ અનુકંપા માનરે ભવિકા !૦ ૪૮. અણબોલાયે જેહ

એહો રે. વીર૦૧૨. ચાહે ચકોર તે ચંદને, મધુકર માલતી ભોગીરે; તિમ ભવિ સહજ ગુણે હોયે, ઉત્તમ નિમિત્ત સંયોગી રે વીર૦ ૧૩. એહ અવંચક યોગ તે, પ્રગટે ચરમાવર્ત્તં રે; સાધુને સિદ્ધ દશા સમું. બીજનુ ચિત્ત પ્રવર્ત્તં રે. વીર૦ ૧૪. કરણ અપૂર્વના નિકટથી, જે પહેલું ગુણઠાણું રે; મુખ્યપણે તે ઈહાં હોએ, સુજસ વિલાસનુ ટાણું રે. વીર૦ ૧૫.

## ઢાલ બીજી

**બીજી તારા દૃષ્ટિ-વિચાર**:-દર્શન તારા દૃષ્ટિમાં, મન મોહન મેરે; ગોમય-અગનિ સમાન. મ૦ શૌચ સંતોષ ને તપ ભલા, મ૦ સઝાય ઈશ્વરધ્યાન. મ૦ ૧. નિયમ પંચ ઈહાં સંપજે, મ૦ નહિ ક્રિયા-ઉદ્વેગ; મ૦ જિજ્ઞાસા ગુણતત્ત્વની, મ૦ પણ નહિ નિજ હઠ ટેગ. મ૦ ૨. એહ દૃષ્ટિ હોય વરતતાં, મ૦ યોગ કથા બહુ પ્રેમ; મ૦ અનુંચિત તેહ ન આચરે, મ૦ વાહ્યો વલે જિમ હેમ. મ૦ ૩. વિનય અધિક ગુણીનો કરે, મ૦ દેખે નિજ ગુણ-હાણિ; મ૦ ત્રાસ ધરે ભવ ભય થકી. મ૦ ભવ માને દુઃખ-ખાણ મ૦ ૪. શાસ્ત્ર ઘણાં મતિ થોડલી, મ૦ શિષ્ટ કહે તે પ્રમાણ; મ૦ સુજસ લહે એહ ભાવથી, મ૦ ન કરે જૂઠ ડફાણ. મ૦ ૫.

## ઢાલ ત્રીજી

**ત્રીજી બલા દૃષ્ટિ-વિચાર**:-ત્રીજી દૃષ્ટિ બલા કહીજી, કાષ્ટ-અગનિ સમ બોધ; ક્ષેપ નહિ આસન સધેજી, શ્રવણ સમીહા શોધ રે જિનજી! ધન ધન તુજ ઉપદેશ. ૧. તરૂણ સુખી સ્ત્રી પરિવર્યોજી, જિમ ચાહે સુરગીત; સાંભલવા તિમ તત્ત્વનેજી, એ દૃષ્ટિ સુવિનીત રે. જિનજી! ધ૦ ૨ સરિ એ બોધ-પ્રવાહનીજી, એ વિણ શ્રુત થલ કૂપ; શ્રવણ સમીહા તે કિસીજી?, શયિત સુણે જિમ ભૂપ રે જિ૦ ધ૦ ૩. મન રીઝે તનુ ઉલ્લસેજી, રીઝે બુઝે એક તાન; તે ઇચ્છા વિણ ગુણ-કથાજી, બહિરા આગલ ગાન રે જિ૦ ધ૦ ૪. વિઘન ઇહાં પ્રાયે નહિજી, ધર્મ-હેતુ માંહે કોય; અનાચાર-પરિહારથીજી, સુજસ મહોદય હોય રે. જિ૦ ધ૦ ૫.

## ઢાલ ચોથી

**ચોથી દીપ્રા દૃષ્ટિ-વિચાર**:-યોગ દૃષ્ટિ ચોથી કહી જી, દીપ્રા તિહાં ન ઉત્થાન; પ્રાણાયામ તે ભાવથી જી, દીપ-પ્રભાસમ જ્ઞાન. મન મોહન જિનજી! મીઠી તાહરી વાણિ ૧ બાહ્ય ભાવ રેચક ઈહાંજી, પૂરક અંતર ભાવ; કુંભક થિરતા ગુણે કરીજી, પ્રાણાયામ સ્વભાવ. મ૦ ૨. ધર્મ અરથે ઇહાં પ્રાણનેજી, છાંડે પણ નહિ ધર્મ; પ્રાણ અરથે સંકટ પડેજી, જૂઓ એ દૃષ્ટિનો મર્મ. મન૦ ૩. તત્ત્વશ્રવણ મધુરોદકેજી, ઈહાં હોએ બીજ-પ્રરોહ; ખાર ઉદકસમ ભવ ત્યજેજી, ગુરૂભગતિ અદ્રોહ, મન૦ ૪. સૂક્ષ્મ બોધ તો પણ ઇહાંજી, સમકિત વિણ નવિ હોય; વેદ્ય સંવેદ્યપદે કહ્યોજી, તે ન અવેદ્યે જોય મન૦ ૫ વેદ્ય બંધ શિવહેતુ છેજી, સંવેદન તસ નાણ; નય-નિક્ષેપે અતિ ભલુંજી, વેદ્ય સંવેદ્ય પ્રમાણ. મન૦ ૬. તે પદ ગ્રંથિ-વિભેદથીજી, છેહલી પાપ—પ્રવૃત્તિ; તપ્ત લોહ પદ ધૃતિ સમીજી, તિહાં હોએ અંતે નિવૃત્તિ મન૦ ૭ એહ થકી વિપરીત છેજી, પદ જે અવેદ્ય સંવેદ્ય; ભવ-અભિનંદી જીવનેજી, તે હોયે વજ્ર અભેદ્ય મન૦ ૮. લોભી-કૃપણ દયા-

'નિત્ય આતમા,' જે અનુભૂત સંભારે રે; બાળકને સ્તનપાનવાસના, પૂરવ ભવ અનુસારે રે; દેવ મનુજ નરકાદિક તેહના, છે અનિત્ય પર્યાયા રે; દ્રવ્યથકી અવિચલિત અખંડિત, નિજગુણ આતમ-રાયા રે. ૬૩ ત્રીજું સ્થાનક 'ચેતન કર્તા;' કર્મતણો છે યોગે રે; કુંભકાર જિમ કુંભતણો જગ, દંડાદિકસંયોગે રે; નિશ્ચયથી નિજ ગુણનો કર્તા, અનુપચરિત વ્યવહારે રે; દ્રવ્યકર્મનો નગરાદિકનો, તે ઉપચાર પ્રકારે રે. ૬૪. ચોથું થાનક 'ચેતન ભોક્તા', પુણ્ય પાપ ફલકેરા રે; વ્યવહારે નિશ્ચય નય દૃષ્ટે, ભુંજે નિજ ગુણ નેરા રે; પાંચમું થાનક 'છે પરમ પદ,' અચલ અનંત સુખવાસો રે; આધિ વ્યાધિ તન મનથી લહિએ, તસ અભાવે સુખ ખાસો રે. ૬૫. છટ્ઠું થાનક 'મોક્ષ'તણો છે, સંજમ જ્ઞાન ઉપાયો રે; જો સહજે લહીએ તો સઘળે, કારણ નિષ્ફલ થાયો રે; કહે જ્ઞાનનય જ્ઞાનજ સાચૂં, તે વિણ જૂઠી કિરિયા રે; ન લહે રૂપું રૂપું જાણી, સીપ ભણી જે ફિરિયા રે. ૬૬. કહે ક્રિયા નય 'કરિયા વિણ જે, જ્ઞાન તેહ શું કરશ્યે રે ? જલ પેસી કર પદ ન હલાવે, તારૂ તે કિમ તરશ્યે રે ?' દૂષણ ભૂષણ છે ઇહાં બહુલાં, નય એકેકને વાદે રે; સિદ્ધાંતી બિહું નય સાધે, જ્ઞાનવંત અપ્રમાદે રે ૬૭. ઇણિ પરે સડસઠ બોલ વિચારી, જે સમકિત આરાહે રે; રાગદ્વેષ ટાલી મન વાલી, તે શમ સુખ અવગાહે રે; જેહનુંમન સમકિતમાં નિશ્ચલ, કોઈ નહીં તસ ઓલે રે; શ્રીનયવિજય વિબુધપયસેવક, વાચક જસ ઇમ બોલે રે. ૬૮

ઇતિ શ્રી સમકિતના સડસઠ બોલની સજ્ઝાય સંપૂર્ણ.

## મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજીકૃત આઠ યોગ-દૃષ્ટિની સજ્ઝાય

### ઢાલ પહેલી

**પ્રથમ મિત્રા દૃષ્ટિ-વિચાર** :-શિવ સુખ કારણ ઉપદિશી, યોગ તણી અડ દિઠ્ઠી રે; તે ગુણ શુણી જિન વીરનો, કરશ્યું ધર્મની પુઠ્ઠી રે. વીર જિણેસર દેશના ૧. સઘન અઘન દિન રયણિમાં, બાલ વિકલ ને અનેરા રે; અરથ જોયે જિમ જૂજૂઆ, ઓઘ નજરે તિમ ફેરા રે. વીર૦ ૨. દર્શન જે હૂઆં જૂજૂઆં, તે ઓઘ નજરને ફેરે રે; ભેદ થિરાદિક દૃષ્ટિમાં, સમકિતદૃષ્ટિને હેરે રે. વીર૦ ૩ દર્શન સકલના નય ગ્રહે, આપ રહે નિજ ભાવે રે; હિતકરે જનને સંજીવની, ચારો તેહ ચરાવે, રે. વીર૦ ૪. દૃષ્ટિ થિરાદિક ચારમાં, મુગતિ પ્રયાણ ન ભાજે રે; રયણિ શયન જિમ શ્રમ હરે, સુરનર સુખ તિમ છાજે રે. વીર૦ ૫. એહ પ્રસંગથી મેં કહ્યું, પ્રથમ દૃષ્ટિ હવે કહિયે રે; જિહાં મિત્રા તિહાં બોધ જે, તે તૃણ અગનિસ્યો લહિયે રે. વીર૦ ૬ વ્રત પણ યમ ઇહાં સંપજે, ખેદ નહિ શુભ કાજે રે; દ્વેષ નહિ વલી અવરશ્યું, એહ ગુણ અંગે વિરાજે રે. વીર૦ ૭. યોગનાં બીજ ઇહાં ગ્રહે, જિનવર શુદ્ધ પ્રણામો રે; ભાવાચારજ-સેવના, ભવ-ઉદ્વેગ સુઠામો રે. વીર૦ ૮. દ્રવ્ય અભિગ્રહ પાલવા, ઔષધ પ્રમુખને દાને રે; આદર આગમ આસરી, લિખનાદિક બહુમાને રે. વીર૦ ૯. લેખન પૂજન આપવું, શ્રુતવાચન ઉદ્ગ્રાહો રે; ભાવ વિસ્તાર સજ્ઝાયથી, ચિંતન ભાવન ચાહો રે. વીર૦ ૧૦. બીજ કથા ભલી સાંભલી, રોમાંચિત હુએ દેહ રે; એહ અવંચક યોગથી, લહિયે ધરમ-સનેહ રે. વીર૦ ૧૧. સદ્ગુરૂ યોગ વંદન ક્રિયા, તેહથી ફલ હોએ જેહો રે; યોગ-ક્રિયા-ફલ ભેદથી, ત્રિવિધ અવંચક

લાભ ઈષ્ટનો રે દ્વંદ્વ અધૃષ્યતા, જનપ્રિયતા હોય નિત્ય. ધન૦ ૨. નાશ દોષનો રે તૃપતિ પરમ લહે, સમતા ઉચિત સંયોગ; નાશ વયરનો રે બુદ્ધ ઋતંભરા એ નિષ્પન્નહ યોગ. ધન૦ ૩. ચિન્હ યોગનાં રે જે પરગ્રંથમાં, યોગાચારય દિઠ્ઠ; પંચમ દૃષ્ટિ થકી સવિ જોડીયે, એહવા તેહ ગરિઠ્ઠ. ધ૦ ૪. છઠ્ઠી દિઠ્ઠી રે હવે કાંતા કહું, તિહાં તારાભ-પ્રકાશ; તત્ત્વમીમાંસા રે દૃઢ હોય ધારણા, નહિ અન્ય શ્રુત વાસ. ધ૦ ૫. મન મહિલાનું રે વહાલા ઉપરે, બીજાં કામ કરંત; તિમ શ્રુતધર્મે રે એહમાં મન ધરે, જ્ઞાનાક્ષેપકવંત. ધ૦ ૬. એહવે જ્ઞાને રે વિઘન-નિવારણો, ભોગ નહિ ભવ હેત; નવિ ગુણ દોષ ન વિષય સ્વરૂપથી, મનગુણ અવગુણ એત ધ૦ ૭. માયા પાણી રે જાણી તેહને, લંઘી જાએ અડોલ; સાચું જાણી રે તે બીહતો રહે, ન ચલે ડમાડોલ. ધ૦ ૮. ભોગ તત્ત્વને રે ઇમ ભય નવિ ટલે, જૂઠા જાણે રે ભોગ; તે એ દૃષ્ટિ ભવસાયર તરે, લહે વલી સુજસ સંયોગ ધ૦ ૯.

## ઢાલ સાતમી

સાતમી પ્રભાદૃષ્ટિ-વિચાર :-અર્ક-પ્રભાસમ બોધ પ્રભામાં, ધ્યાન-પ્રિયા એ દિટ્ઠિ. તત્ત્વતણી પ્રતિપત્તિ ઈહાં વલી, રોગ નહી સુખ-પુટ્ઠિ રે. ભવિકા! વીર-વચન ચિત્ત ધરીએ. એ આંકણી. ૧. સઘલું પરવશ તે દુઃખ લક્ષણ, નિજવશ તે સુખ લહિએ; એ દૃષ્ટે આતમગુણ પ્રગટે, કહો સુખ તે કુણ કહિએ રે? ભ૦ ૨. નાગર-સુખ પામર નવિ જાણે, વલ્લભ-સુખ ન કુમારી; અનુભવ વિણ તિમ ધ્યાન તણું સુખ, કુણ જાણે નર નારી રે? ભ૦ ૩. એહ દૃષ્ટિમાં નિર્મલ બોધે, ધ્યાન સદા હોએ સાચું; દૂષણ રહિત નિરંતર જ્યોતિએ, રતન તે દીપે જાચું રે. ભ૦ ૪. વિષભાગક્ષય શાંતવાહિતા, શિવમારગ ધ્રુવ નામ; કહે અસંગ ક્રિયા ઈહાં યોગી, વિમલ સુજસ પરિણામ રે. ભ૦ ૫.

## ઢાલ આઠમી.

આઠમી પરા દૃષ્ટિ-વિચાર :-દૃષ્ટિ આઠમી સાર સમાધિ, નામ પરા તસ જાણુંજી, આપ સ્વભાવે પ્રવૃત્તિ પૂરણ, શશિસમ બોધ વખાણુંજી; નિરતિચારપદ એહમાં યોગી, કહિયે નહિ અતિચારીજી; આરોહે આરૂઢે ગિરિને, તિમ એહની ગતિ ન્યારીજી. ૧. ચંદન ગંધ સમાન ખિમા ઇહાં, વાસકને ન ગવેષેજી; આસંગે વર્જિત વલી એહમાં, કિરિયા નિજ ગુણ લેખેજી; શિક્ષાથી જિમ રતનનિયોજન, દૃષ્ટિ ભિન્ન તિમ એહોજી; તાસ નિયોગે કરણ અપૂર્વે, લહે મુનિ કેવલ-ગેહોજી. ૨ ક્ષીણદોષ સર્વજ્ઞ મહામુનિ, સર્વ લબ્ધિ ફલ ભોગીજી પર ઉપગાર કરી શિવસુખ તે, પામે યોગ અયોગીજી. સર્વ શત્રુક્ષય સર્વ વ્યાધિ-લય, પૂરણ સર્વ સમીહાજી; સર્વ અરથ યોગે સુખ તેહથી, અનંત ગુણહ નિરીહાજી. ૩.

ઉપસંહાર :-એ અડ દિટ્ઠિ કહી સંક્ષેપે, યોગશાસ્ત્ર સંકેતેજી, કુલયોગીને પ્રવૃત્ત-ચક્ર જે, તેહ તણે હિત હેતેજી; યોગી કુલે જાયા તસ ધર્મે, અનુગત તે 'કુલયોગી'જી; અદ્વેષી ગુરૂ-દેવ-દ્વિજ-પ્રિય, દયાવંત ઉપયોગીજી ૪. શુશ્રૂષાદિક (અડ) ગુણ સંપૂરણ, 'પ્રવૃત્તચક્ર' તે કહિયેજી. યમદ્વય-લાભી પરદુગ અર્થી, આદ્ય અવંચક લહિયેજી; ચાર અહિંસાદિક યમ ઇચ્છા, પ્રવૃત્તિ થિર સિદ્ધિ નામેજી; શુદ્ધ રૂચે પાલે અતિચારહ, ટાલે ફલ પરિણામેજી. ૫ કુલ-યોગી ને પ્રવૃતચક્રને, શ્રવણ શુદ્ધિ પ્રપંચજી યોગદૃષ્ટિ ગ્રંથે

મણોજી,-માયી-મચ્છર ઠાણ; ભવ-અભિનંદી ભયભર્યોજી, અફલ આરંભ અયાણ. મન૦ ૯. એહવા અવગુણવંતનુજી, પદ જે અવેદ્ય કઠોર; સાધુ સંગ આગમ તણોજી, તે જીતે ધરિ જોર. મન૦ ૧૦. તે જીતે સહજે ટલેજી, વિષમ કુતર્ક પ્રકાર; દૂર નિકટ હાથી હણેજી, જિમ એ બઠર વિચાર. મન૦ ૧૧ 'હું પામ્યો સંશય નહીજી,' મૂરખ કરે એ વિચાર; આલસુઆ ગુરૂ શિષ્યનાજી, તે તો વચન પ્રકાર. મન૦ ૧૨. ધીજે તે પતિઆવવુંજી, આપ-મતે અનુમાન, આગમને અનુમાનથીજી, સાચુ લહે સુજ્ઞાન. મન૦ ૧૩. નહિ સર્વજ્ઞ તે જૂજૂઆજી, તેહના જે વલી દાસ; ભગતિ દેવની પણ કહીજી, ચિત્ર અચિત્ર પ્રકાશ. મન૦ ૧૪ દેવ સંસારી અનેક છેજી, તેહની ભક્તિ વિચિત્ર; એક રાગ પર દ્વેષથીજી, એક મુગતિની અચિત્ર. મન૦ ૧૫. ઇંદ્રિયાર્થગત બુદ્ધિ છેજી, જ્ઞાન છે આગમ હેત; અસંમોહ શુભ કૃતિ ગુણેજી, તેણે ફલ ભેદ સંકેત. મન૦ ૧૬. આદર ક્રિયા-રતિ ઘણીજી, વિઘન ટલે મિલે લચ્છિ; જિજ્ઞાસા બુધ-સેવનાજી, શુભ કૃતિ ચિન્હ પ્રત્યચ્છિ મન૦ ૧૭ બુદ્ધિ ક્રિયા ભવ ફલ દિએ, જ્ઞાન ક્રિયા શિર અંગ; અસંમોહ ક્રિયા દિએજી, શીઘ્ર મુગતિ ફલ ચંગ. મન૦ ૧૮. પુદ્ગલ રચના કારમીજી, તિહાં જસ ચિત્ત ન લીન; એક માર્ગ તે શિવ તણોજી, ભેદ લહે જગ દીન મન૦ ૧૯. શિષ્યભણી જિન દેશનાજી, કે જન પરિણતિ ભિન્ન; કે મુનિની નય દેશનાજી, પરમાર્થથી અભિન્ન. મન૦ ૨૦. શબ્દ-ભેદ-ઝઘડો કિસ્યોજી ?, પરમારથ જો એક; કહો ગંગા કહો સુરનદીજી, વસ્તુ ફિરે નહિ છેક. મન૦ ૨૧. ધમ ક્ષમાદિક પણ મિટેજી, પ્રગટે ધર્મ-સંન્યાસ, તો ઝઘડા ઝાંટા તણોજી, મુનિને કવણ અભ્યાસ ? મન૦ ૨૨ અભિનિવેશ સઘલો ત્યજીજી, ચાર લહી જેણે દૃષ્ટિ; તે લહશ્યે હવે પાંચમીજી, સુજસ અમૃત ઘન વૃષ્ટિ. મન૦ ૨૩

## ઢાલ પાંચમી

**પાંચમી સ્થિરા દૃષ્ટિ-વિચાર :**-દૃષ્ટિ થિરા માંહે દર્શન નિત્યે, રત્ન-પ્રભા સમ જાણો રે; ભ્રાંતિ નહિ વલી બોધ તે સૂક્ષ્મ, પ્રત્યાહાર વખાણો રે. ૧. એ ગુણ વીર તણો ન વિસારૂં, સંભારૂં દિન રાત રે; પશુ ટાલી સુરરૂપ કરે જે, સમકિતને અવદાત રે. એ ગુણ વીર તણો ન વિસારૂં-આંકણી ૨. બાલ ધૂલિ ઘર લીલા સરિખી, ભવ-ચેષ્ટા ઇહાં ભાસે રે; ઋદ્ધિ વૃદ્ધિ ઘટમાં સવિ પ્રકટે, અષ્ટ મહા-સિદ્ધિ પાસે રે. એ ગુણ૦ ૩. વિષય વિકારે ન ઇંદ્રિય જોડે, તે ઈહાં પ્રત્યાહારો રે; કેવલ જ્યોતિ તે તત્ત્વ પ્રકાશે, શેષ ઉપાય અસારોરે. એ ગુણ૦ ૪. શીતલ ચંદનથી પણ ઉપન્યો, અગનિ દહે જિમ વનને રે; ધર્મ-જનિત પણ ભોગ ઈહાં તિમ, લાગે અનિષ્ટ તે મનને રે. એ ગુણ૦ ૫. અંશે હોએ ઇહાં અવિનાશી, પુદ્ગલજાલ તમાસી રે; ચિદાનંદઘન સુજસવિલાસી, કિમ હોય જગનો આશી રે ? એ ગુણ૦ ૬.

## ઢાલ છઠ્ઠી

**છઠ્ઠી કાંતા દૃષ્ટિ-વિચાર :**-અચપલ રોગ રહિત નિષ્ઠુર નહિ, અલ્પ હોય દ્દોય નીતિ; ગંધ તે સારોરે કાંતિ પ્રસન્નતા, સુસ્વર પ્રથમ પ્રવૃત્તિ. ધન ધન શાસન શ્રી જિનવરતણું.-એ આકણી. ૧. ધીર પ્રભાવી રે આગલે યોગથી, મિત્રાદિક યુત ચિત્ત;

રહ્યું-રાખ્યું-હો થાપણ કર્યું જેહ કે; તૃણ-તુસ માત્ર ન લીજીયે, અણદીધું હો કિહાં કોઇનું તેહ કે. ચોરી૦ ૪. દૂરે અનર્થ સકલ ટલે, મિલે વાહલાહો સઘલે જસ થાય કે; સુર સુખનાં હુએ ભેટણાં, વ્રત ત્રીજુ હો આવે જસ હાય કે ચોરી૦ ૫ ત્યજી ચોરપણું ચોરતાં, હુએ દેવતા રોહિણીયો જેમ કે; એહ વ્રતથી સુખ જસ લહે, વલી પ્રાણી હો વહે પુણ્યસ્યું પ્રેમ કે. ચોરી૦ ૬.

## ૪ અબ્રહ્મચર્ય પાપસ્થાનક સજ્ઝાય

પાપસ્થાનક ચોથું વર્જિએ, દુર્ગતિ મૂલ અબંભ; જગ સવિ મૂંઝ્યો છે એહમાં, છાંડે તેહ અચંભ. પાપ૦ ૧. રૂડું લાગે રે એ ધુરે, પરિણામે અતિ અતિ ક્રર; ફલ કિંપાકની સારિખું, વરજે સજ્જન દૂર પાપ૦ ૨ અધર વિદ્રુમ સ્મિત ફૂલડાં, કુચ ફલ કઠિન વિશાલ; રામા દેખી ન રાચિયે, એ વિષવેલિ રસાલ. પાપ૦ ૩. પ્રબલ જ્વલિત અય-પૂતલી, આલિંગન ભલું તંત; નરક-દુવાર નિતંબિની,-જઘન-સેવન તે દુરંત. પાપ૦ ૪. દાવાનલ ગુણ-વન તણો, કુલ-મશીકૂર્ચક એહ; રાજધાની મોહરાયની, પાતક-કાનન-મેહ. પાપ૦ ૫ પ્રભુતાયે હરિ સારિખો, રૂપે મયણ અવતાર; સીતાએ રે રાવણ યથા, છાંડવો પરનર નારિ. પાપ૦ ૬. દશ શિર રજમાંહે રોલીયાં, રાવણ વિવશ અબંભ; રામે ન્યાયે રે આપણો, રોપ્યો જગિ જય-થંભ. પાપ૦ ૭ પાપ બંધાએ રે અતિ ઘણાં, સુકૃત સકલ ક્ષય જાય; અબ્રહ્મચારીનું ચિંતવ્યું, કદિય સફલ નવિ થાય. પાપ૦ ૮. મંત્ર ફલે જગિ જસ વધે, દેવ કરે રે સાનિધ; બ્રહ્મચર્ય ધરે જે નરા, તે પામે નવનિધ. પાપ૦ ૯. શેઠ સુદર્શનને ટલી, શૂલિ સિંહાસન હોય; ગુણ ગાયે ગગને દેવતા, મહિમા શીલનો જોય. પાપ૦ ૧૦. મૂલ ચારિત્રનું એ ભલું, સમકિત-વૃદ્ધિ-નિદાન; શીલ સલિલ ધરે જિકે, તસ હુએ સુજસ વખાણ. પાપ૦ ૧૧.

## ૫ પરિગ્રહ પાપસ્થાનક સજ્ઝાય

પરિગ્રહ મમતા પરિહરો, પરિગ્રહ દોષનું મૂલ; સલૂણે; પરિગ્રહ જેહ ધરે ઘણો, તસ તપ-જપ પ્રતિકૂલ. સલૂણે. ૧. પરિગ્રહ મમતા પરિહરો૦ એ આંકણી નવિ પલટે મૂલ રાશિથી, માર્ગી કદિય ન હોય; સલૂણે, પરિગ્રહ-ગ્રહ છે અભિનવો, સહુને દિએ દુઃખ સોય. સલૂણે, પરિગ્રહ૦ ૨. પરિગ્રહ મદ ગુરૂઅત્તણે, ભવ માંહિ પડે જંત; સલૂણે યાનપાત્ર જિમ સાયરે, ભારાક્રાંત અત્યંત. સલૂણે પરિગ્રહ૦ ૩. જ્ઞાન-ધ્યાન હય-ગયવરે, તપ-જપ-શ્રુત પરિતંત; સલૂણે છોડે પ્રથમ પ્રભુતા લહે, મુનિ પણ પરિગ્રહવંત સલૂણે. પરિગ્રહ૦ ૪. પરિગ્રહ-ગ્રહવશે લિંગિયા, લે કુમતિ-રજ સીસ; સલૂણે જિમ તિમ જગિ લવતા ફિરે, ઉનમત્ત હુઇ નિસદીસ. સલૂણે પરિગ્રહ૦ ૫. તૃપતો ન જીવ પરિગ્રહે, ઇંધણથી જિમ આગ; સલૂણે. તૃષ્ણા-દાહ તે ઉપસમે, જલસમ જ્ઞાન વૈરાગ. સલૂણે પરિગ્રહ૦ ૬. તૃપતો સગર સુતે નહિ, ગોધનથી કૂચીકર્ણ; સલૂણે તિલક શેઠ વલી ધાન્યથી, કનકે નંદ સકર્ણ, સલૂણે પરિગ્રહ૦ ૭. અસંતુષ્ટ પરિગ્રહ ભર્યા, સુખીયા ન ઇંદ-નરિંદ; સલૂણે સુખી એક અપરિગ્રહી, સાધુ સુજસ સમ-કંદ. સલૂણે પરિગ્રહ૦ ૮

હિત હોવે, તેણે કહી એ વાતજી; શુદ્ધ ભાવ ને સૂની કિરિયા, બેહુમાં અંતર કેતોજી? ઝલહલતો સૂરજ ને ખજૂઓ, તાસ તેજમાં જેતોજી. ૬. ગુહ્ય ભાવ એ તેહને કહિયે, જેહશું અંતર ભાંજેજી; જેહશું ચિત્ત પટંતર હોવે, તેહશું ગુહ્ય ન છાજેજી, યોગ્ય અયોગ્ય વિભાગ અલહતો, કહસ્યે મોટી વાતોજી; ખમસ્યે તે પંડિત-પરષદમાં, મુષ્ટિ-પ્રહાર ને લાતોજી. ૭ સભા ત્રણ શ્રોતા ગુણ અવગુણ, નંદી સૂત્રે દીસેજી; તે જાણી એ ગ્રથ યોગ્યને, દેજો સુગુણ જગીશેજી; લોક પૂરજો નિજ નિજ ઇચ્છા, યોગ ભાવ ગુણ રયણેજી; શ્રી નયવિજય વિબુધ પય સેવક, વાચક જસને વયણેજી. ૮.

ઇતિ શ્રીમદ્ યશોવિજય વાચક વિરચિત આઠ યોગદષ્ટિ સજ્ઝાય સંપૂર્ણ

સકલ પંડિત શિરોમણિ મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજય વાચક વિરચિત

## અઢાર-પાપસ્થાનક સજ્ઝાય

### ૧ હિંસા પાપસ્થાનક સજ્ઝાય

પાપસ્થાનક પહિલું કહ્યું રે, હિંસા નામે દુરંત; મારે જે જગ-જીવને રે, તે લહે મરણ અનંત રે. ૧. પ્રાણી! જિનવાણી ધરો ચિત્ત.–એ આંકણી. માતપિતાદિ અનંતનાં રે, પામે વિયોગ તે મંદ; દારિદ્ર દોહગ નવિ ટલે રે, મિલે ન વલ્લભ-વૃંદરે. પ્રાણી! ૨. હોએ વિપાકે દશગણું રે, એક વાર કિયું કર્મ; શત સહસ કોડિ ગમે રે, તીવ્ર ભાવના મર્મ રે. પ્રાણી! ૩. 'મર' કહેતાં પણ દુઃખ હુવે રે, મારે કિમ નવિ હોય? હિંસા ભગિની અતિ બૂરી રે; વૈશ્વાનરની જોય રે. પ્રાણી! ૪. તેહને જોરે જે હુઆ રે, રૌદ્ર-ધ્યાન પ્રમત્ત; નરક-અતિથિ તે નૃપ હુઆ રે, જિમ સુભૂમ બ્રહ્મદત્ત રે. પ્રાણી! ૫. રાય વિવેક કન્યા ક્ષમા રે, પરણાવે જસ સાથ; તેહ થકી દૂરે ટલેરે, હિંસા નામ બલાય રે. પ્રાણી! ૬.

### ૨. મૃષાવાદ પાપસ્થાનક સજ્ઝાય.

બીજું પાપનું સ્થાન, મૃષાવાદ દુર્ધ્યાન; આજહો છંડોરે ભવિ! મંડો ધર્મશું પ્રીતડીજી, ૧. વૈર-ખેદ-અવિશ્વાસ, એહથી દોષ અભ્યાસ; આજ હો થાયે રે, નવિ જાએ વ્યાધિ અપથ્યથીજી. ૨ રહિવું કાલિક-સૂરિ, પરિજન વચન તે ભૂરિ; આજ હો સહવું રે, નવિ કહવું જૂઠ ભયાદિકેજી. ૩. આસન ધરત આકાશ, વસુ નૃપ હુઓ સુપ્રકાશ; આજ હો જૂઠે રે, સુર રૂઠે ઘાલ્યો રસાતલેજી. ૪. જે સત્ય વ્રત ધરે ચિત્ત, હોય જગ-માંહિ પવિત્ત; આજ હો તેહને રે, નવિ ભય સુર-વ્યંતર-યક્ષથીજી. ૫. જે નવિ ભાખે અલીક, બોલે ઠાવું ઠીક; આજ હો ટેકેરે, સુવિવેકે સુજસ તે સુખ વરેજી. ૬.

### ૩. અદત્તાદાન પાપસ્થાનક સજ્ઝાય.

ચોરી વ્યસન નિવારીયે, પાપસ્થાનક હો ત્રીજું કહ્યું ઘોર કે; ઇહભવિ પરભવિ દુઃખ ઘણાં, એહ વ્યસને હો પામે જગ ચોરકે. ચોરી૦ ૧. ચોર તે પ્રાયે દરિદ્રી હુયે, ચોરીથી હો ધન ન ઠહરે નેટ કે; ચોરનો કોઇ ધણી નહિ. પ્રાયે ભૂખ્યું હો રહે ચોરનું પેટ કે. ચોરી૦ ૨. જિમ જલમાંહે નાખીઓ, તલે આવે હો જલને અયગોલ કે; ચોર કઠોર કરમ કરી, જાયે નરકે હો તિમ નિપટ નિટોલ કે. ચોરી૦ ૩. નાઠું-પડ્યું-વલી વીસર્યું",

ભવ દુસ્તર કહે, સુણો૦ બીજાને કહે વલી તાગ. ગુણ૦ ૬. વિધિ નિષેધ નવિ ઉપદિશે, સુણો૦ એકાંતે ભગવંત; ગુણ૦ કારણે નિઃકપટી હવું, સુણો૦ એ આણા છે તંત, ગુણ૦ ૭. માયાથી અલગા ટલો, સુણો૦ જિમ મિલો સુગતિસ્યું રંગ; ગુણ૦ સુજસ વિલાસ સુખી રહો, સુણો૦ લક્ષણ આવે અંગ. ગુણ૦ ૮.

## ૯ લોભ પાપસ્થાનક સજ્ઝાય

જીરે મારે, લોભ તે દોષ અથોભ, પાપસ્થાનક નવમું કહ્યું; જીરેજી. જીરેમારે, સર્વ વિનાશનું મૂલ, એહથી કુણે ન સુખ લહ્યું. જીરેજી. જી૦ ૧. જીરેમારે, સુણિએ બહુ લોભાંધ, ચક્રવર્તી હરિની કથા; જીરેજી. જીરેમારે, પામ્યા કટુક વિપાક, પીવત રક્તજ લો યથા. જીરેજી. ૨. જીરેમારે, નિર્ધનને શત ચાહ, શત લહે સહસ લોભિએ; જીરેજી. સહસ લહે લખ લોભ, લખ લાભ્યે મન કોડીએ જીરેજી. ૩ જીરેમારે, કોટીશ્વર નૃપ ઋદ્ધિ, નૃપ ચાહે ચક્રીપણું; જીરેજી. ચાહે ચક્રી સુરભોગ, સુર ચાહે સુરપતિપણું. જીરેજી. ૪. જીરેમારે, મૂલે લઘુપણે લોભ, વાધે સરાવ પરિ સહી; જીરેજી. જીરેમારે, ઉત્તરાધ્યયને અનંત, ઇચ્છા આકાશ સમી કહી. જીરેજી ૫. જીરેમારે, સ્વયંભૂરમણ સમુદ્ર, કોઇ જે અવગાહી શકે; જીરેજી. જીરેમારે, તે પણ લોભ–સમુદ્ર, પાર ન પામે બલ થકે. જીરેજી. ૬. જીરેમારે, કોઇક લોભને હેત, તપ શ્રુત જે હારે જડા; જીરેજી. જીરેમારે, કાગ–ઉડાવણ હેત, સુરમણિ નાંખે તે ખડા. જીરેજી. ૭. જીરેમારે, લોભ ત્યજે જે ધીર, તસ સવિ સંપતિ કિંકરી; જીરેજી. જીરેમારે સુજસ સુપુણ્ય વિલાસ, ગાવે તસ સુરસુંદરી. જીરેજી. ૮.

## ૧૦. રાગ પાપસ્થાનક સજ્ઝાય

પાપસ્થાનક દશમું કહ્યું રાગ રે, કુણહિ ન પામ્યો તેહનો તાગ રે; રાગે વાહ્યા હરિ હર બંભા રે, રાચે નાચે કરે ય અચંભા રે. ૧. રાગ કેસરી છે વડરાજા રે, વિષયાભિલાષ તે મંત્રી તાજા રે; જેહના છોરૂ ઇંદ્રિય પંચો રે, તેહનો કીધો એ સકલ પ્રપંચો. રે. ૨. જેહ સહાગમ વશ હુઈ જાશ્યે રે, તે અપ્રમત્તતા શિખરે વાશ્યે રે. ચરણધર્મ–નૃપ શૈલ–વિવેકે રે, તેહશ્યું ન ચલે રાગી ટેકે રે ૩ બીજા તો સવિ રાગે વાહ્યા રે, એકા દશ ગુણઠાણે ઉમાહ્યા રે; રાગે પાડ્યા તે પણ ખૂતા રે, નરક નિગોદે મહા દુઃખ જુત્તા રે. ૪. રાગ–હરણ તપ–જપ શ્રુત ભાખ્યા રે, તેહથી પણિ જેણે ભવ–ફલ ચાખ્યા રે; તેહનો કોઈ ન છે પ્રતિકારો રે, અમિય હુવે વિષ તિહાં શ્યો ચારો રે ? ૫. તપ બલે છૂટા તરણું તાણી રે, કંચન કોડી આષાઢભૂતિ નાણી રે; નંદિષેણ પણ રાગે નડિયા રે, શ્રુત–નિધિ પણ વેશ્યાવશ પડિયા રે. ૬. બાવીસ જિન પણ રહી ઘરવાસે રે, વરત્યા પૂરવ રાગ–અભ્યાસે રે; વજ્ર બંધ પણ જસ બલે ત્રૂટે રે, નેહ–તંતુથી તેહ ન છૂટે રે. ૭. દેહ–ઉચ્ચાટન અગ્નિનું દહવું રે, ઘણ–કુટ્ટન એ સવિ દુઃખ સહવું રે; અતિ ઘણું રાતી જે હોય મજિઠે રે, રાગ તણો ગુણ એહજ દિઠો રે ૮. રાગ ન કરજો કોઈ નર કિણશ્યું રે, નવિ રહેવાય તો કરજ્યો મુનિશ્યું રે; મણિ જિમ ફણિ–વિષનું તિમ તેહો રે, રાગનું ભેષજ સુજસ સનેહો રે. ૯.

### ૬. ક્રોધ પાપસ્થાનક સજ્ઝાય.

ક્રોધ તે બોધ-નિરોધ છે. ક્રોધ તે સંયમ-ઘાતીરે; ક્રોધ તે નરકનું બારણું, ક્રોધ દુરિત-પક્ષપાતીરે ૧. પાપસ્થાનક છઠ્ઠું પરિહરો, મન ધરી ઉત્તમ ખંતી રે; ક્રોધ-ભુજંગની જાંગુલી, એહ કહી જયવંતી રે. પાપ૦ ૨. પૂરવ કોડિ ચરણ-ગુણે, ભાવ્યો છે આતમા જેણે રે; ક્રોધ વિવશ હુતાં હોય ઘડી, હારે સવિફલ તેણે રે. પાપ૦ ૩. બાલે તે આશ્રમ આપણો, ભજનાં અન્યને દાહે રે; ક્રોધ કૃશાનુ સમાન છે, ટાલે પ્રશમ પ્રવાહે રે, પાપ૦ ૪ આક્રોશ-તર્જના-ઘાતના,-ધર્મભ્રંશને ભાવે રે; અગ્રિમ અગ્રિમ વિરહથી, લાભ તે શુદ્ધ સ્વભાવે રે પાપ૦ ૫ ન હોય, ને હોય તો ચિર નહિ, ચિર રહે તો ફલ-છેહો રે; સજ્જન ક્રોધ તે એહવો, જેહવો દુરજન-નેહોરે. પાપ૦ ૬ ક્રોધી મુખે કટુ બોલણા, કંટકિઆ કુટ્ટ સાખી રે; અદીઠ કલ્યાણકરા કહ્યા; દોષતરૂ શત-શાખી રે. પાપ૦ ૭. કુરગડુ ચઉતપ-કરા, ચરિત સુણી શમ આણો રે; ઉપશમ સાર છે પ્રવચને, સુજસ વચન એ પ્રમાણો રે. ૮

### ૭. માન પાપસ્થાનક સજ્ઝાય.

પાપસ્થાનક કહે સાતમું શ્રી જિનરાજ એ, માન માનવને હોય દુરિત-શિરતાજ એ; આઠ શિખર ગિરિરાજ તણાં આડાં વલે, નાવે વિમલાલોક તિહાં કિમ તમ ટલે ? ૧ પ્રજ્ઞા-મદ તપ-મદ વલી ગોત્ર-મદે ભર્યા, આજીવિકા-મદવંત ન મુકિત અંગી કર્યા; ક્ષયોપશમ અનુસારે જો એહ ગુણ વહે, શ્યો મદ કરવો એહમાં ? નિમંદ સુખ લહે. ૨ ઉચ્ચ ભાવ દૃગ દોષે મદ-જ્વર આકરો, હોય તેહનો પ્રતિકાર કહે મુનિવર ખરો; પૂર્વ-પુરુષ સિંધુરથી લઘુતા ભાવવૂ, શુદ્ધ-ભાવન તે પાવન શિવ-સાધન નવૂં. ૩ માને ખોયું રાજ્ય લંકાનું રાવણે, નરનું માન હરે હરિ આવી ઐરાવણે; સ્થૂલિભદ્ર શ્રુત-મદથી પામ્યા વિકાર એ, માને જીવને આવે નરક અધિકાર એ. ૪. વિનય-શ્રુત-તપ-શીલ-ત્રિવર્ગ હણે સવે, માન તે જ્ઞાનનો ભંજક હોવે ભવોભવે; લૂંપક છેક વિવેક-નયનનો માન છે, એહ જે છાંડે તાસ ન દુઃખ રહે પછે. ૫. માને બાહુબલિ વરસ લગે કાઉસ્સગ રહ્યા, નિમંદ ચક્રી સેવક હોય મુનિ સમ કહ્યા; સાવધાન ત્યજી માન જે ધ્યાન ધવલ ધરે, પરમા સુજસ-રમા તસ આલિંગન કરે. ૬.

### ૮ માયા પાપસ્થાનક સજ્ઝાય

પાપસ્થાનક અઠમ કહ્યું, સુણો સંતાજી ! છાંડો માયા મૂલ, ગુણવંતાજી ! કષ્ટ કરે વ્રત આદરે, સુણો૦ માયાએ તે પ્રતિકૂલ ગુણ૦ ૧ નગન માસ ઉપવાસીયા, સુણો૦ સીથ લીયે કૃશ અન્ન, ગુણ૦ ગર્ભ અનતા પામશે, સુણો૦ જો છે માયા મન્ન ગુણ૦ ૨. કેશ-લોચ મલ-ધારણા, સુણો૦ ભૂમિ-શય્યા વ્રત યાગ; ગુણ૦ સુકર સકલ છે સાધુને, સુણો૦ દુષ્કર માયા-ત્યાગ ગુણ૦ ૩ નયન-વચન-આકારનું સુણો૦ ગોપન માયાવંત; ગુણ૦ જેહ કરે અસતીપરે, સુણો૦ તે નહિ હિતકર તંત ગુણ૦ ૪ કુસુમપુરે ઘરે શેઠયે, સુણો૦ હેઠે રહ્યો સવિજ્ઞ, ગુણ૦ ઉપરિ તસ બીજો રહ્યો, સુણો૦ સુલ્કલ પણ સુગુણજ્ઞ ગુણ૦ ૫ દંભી એક નિંદા કરે, સુણો૦ બીજો ધરે ગુણ રાગ; ગુણ૦ પહેલાને

## ૧૪ પૈશુન્ય પાપસ્થાનક સજ્ઝાય

પાપસ્થાનક હો કે ચૌદમું આકરૂં, પિશુનપણાનું હો કે વ્યસન છે અતિ બુરૂં; અશનેં માત્રનો હો કે શુનક કૃતઘ્ન છે, તેહથી ભૂંડો હો કે પિશુન લવે પછે. ૧. બહુ ઉપકરિયે હો કે પિશુનને પરિ પરિ, કલહનો દાતા હો કે હોય તે ઉપરિ; દૂધે ધોયો હો કે વાયસ ઉજલો, કિમ હોય પ્રકૃતેં હો કે જે છે સામલો ? ૨. તિલહ તિલત્તણ હો કે નેહુ છે ત્યાં લગે, નેહ વિછુટે હો કે ખલ કહીયે જગે; ઇમ નિઃસ્નેહી હો કે નિરદય હૃદયથી, પિશુનની વાર્તા હો કે નવિ જાયે કથી. ૩ ચાડી કરતાં હો વાડી ગુણ તણી, સૂકે ચૂકે હો કે ખેતી પુણ્ય તણી; કોઈ નવિ દેખે હો કે વદન તે પિશુન તણું, નિરમલ કુલને હો કે દિયે તે કલંક ઘણું. ૪. જિમ સજ્જન ગુણ હો કે પિશુનને દૂષિયે, તિમ તિણે સહજે હો કે ત્રિભુવન ભૂષિયે; ભસ્મે માંજયો હો કે દર્પણ હોય ભલો, સુજસ સવાઇ હો કે સજ્જન સુકુલ-તિલો. ૫.

## ૧૫ રતિ અરતિ પાપસ્થાનક સજ્ઝાય

જિહાં રતિ કોઇક કારણેજી, અરતિ તિહાં પણ હોય; પાપસ્થાનક તે પનરમુંજી, તિણે એ એકજ જોય. ૧. સુગુણ નર ! સમજો ચિત્તમઝાર.—એ આંકણી. ચિત્ત અરતિ રતિ પાંખશુંજી, ઉડે પંખીરે નિત્ત; પિંજર શુદ્ધ સમાધિમેંજી, રૂંધ્યો રહે તે મિત્ત સુગુણ૦ ૨. મન-પારદ ઉડે નહિજી, પામી અરતિ-રતિ આગ; તો હુયે સિદ્ધિ કલ્યાણનીજી, ભાવઠ જાયે ભાગ. સુગુણ૦ ૩. રતિ વશે અરતિ કરીજી. ભૂતારત હોય જેહ; તસ વિવેક આવે નહીજી, હોય ન દુઃખનો છેહ. સુગુણ૦ ૪. નહી રતિ-અરતિ છે વસ્તુથીજી, તે ઉપજે મન માંહિં; અંગજ વલ્લભ સુત હુઓજી, યૂકાદિક નહિ કાંઇ સુગુણ૦ ૫. મનકલ્પિત રતિ-અરતિ છેજી, નહિ સત્ય પર્યાય; નહિ તો વેચી વસ્તુમાંજી, કિમ તે સવિ મિટિ જાય ? સુગુણ૦ ૬. જેહ અરતિ-રતિ નવિ ગણેજી, સુખ દુઃખ હોય સમાન; તે પામે જસ સંપદાજી, વાધે જગિં તસ વાન. સુગુણ૦ ૭.

## ૧૬. પર-પરિવાદ પાપસ્થાનક સજ્ઝાય.

સુંદર ! પાપસ્થાનક તજો સોલમું-પર-નિંદા અસરાલ હો; સુંદર ! નિંદક જે મુખરી હુવે, તે ચોથો ચંડાલ હો. સુંદર ! ૦૧ સું૦ જેહને નિંદાનો ઢાલ છે, તપ-કિરિયા તસ ફોક હો, સું૦ દેવ કિલ્બિષ તે ઉપજે, એહ ફલ રોકારોક હો. સુંદર ! ૨. સું૦ ક્રોધ અજીરણ તપતણું, જ્ઞાન તણું અહંકાર હો; સું૦ પરનિંદા કિરિયા તણું, વમન અજીર્ણ આહાર હો સું૦ ૩. સું૦ નિંદકનો જેહ સ્વભાવ છે, તાસ કથન નવિ નિંદ હો; સું૦. નામ ધરી જે નિંદા કરે, તેહ મહા મતિમંદ હો સું૦ ૪ સું૦ રૂપ ન કોઇનું ધારીયે, દાખીયે નિજ નિજ રંગ હો; સું૦ તેહમાંહિ કોઇ નિંદા નહિ, બોલે બીજું અંગ હો સું૦ ૫ સું૦ 'એહ કુશીલને' ઇમ કહે 'કોપ હુઓ' જેહ ભાખે હો; સું૦ તેહ વચન નિંદકનો તણું, દશવૈકાલિક સાખે હો. સું૦. ૬, સું૦ દોષ-નજરથી નિંદા હુએ, ગુણ-નજરે હુએ રાગ હો; સું૦ જગ સવિ ચાલે માદલ-મહયો, સર્વ-ગુણી વીતરાગ હો. સું૦ ૭. સું૦ નિજ મુખ કનક-કચોલડે, નિંદક પરિમલ લેઇ હો; સું૦ જેહ ગુણ પર-ગુણ ગ્રહે, સંત તે

## ૧૧. દ્વેષ પાપસ્થાનક સજ્ઝાય.

દ્વેષ ન ધરિયે લાલન ! દ્વેષ ન ધરિયે, દ્વેષ તજ્યાથી લાલન ! શિવસુખ વરિયે. લાલન ! શિવસુખ વરિયે. પાપસ્થાનક એ ઇગ્યારમું કૂડું; દ્વેષરહિત ચિત્ત, હોએ સવિ રૂડું. લાલન હોય સવિ૦ ૧. ચરણ કરણ ગુણ બની ચિત્રશાલી; દ્વેષ ધૂમેં હોય, તે સવિ કાલી લા૦ તે સાવ૦ ૨. દોષ બેતાલીસ શુદ્ધ-આહારો; ધૂમ્ર દોષે હોય, પ્રબલ વિકારો. લા૦ પ્રબલ૦ ૩. ઉગ્ર વિહાર નેં-તપ-જપ-કિરિયા; કરતાં દ્વેષે તે; ભવ માંહે ફિરિયા લા૦ ભવ૦ ૪. યોગનું અંગ અદ્વેષ છે પહિલું; સાધન સવિ લહે, તેહથી વહેલું. લા૦ તેહથી૦ ૫. નિરગુણ તે ગુણવંત ન જાણે; ગુણવંત તે ગુણ, દ્વેષમાં તાણે. લા૦ દ્વેષ૦ ૬. આપ ગુણીને વલી ગુણરાગી; જગમાંહિ તેહની કીરતિ જાગી. લા૦ કીરતિ૦ ૭. રાગ ધરિજે જિહાં ગુણ લહિયે; નિરગુણ ઉપરે, સમચિત્ત રહિયે. લા૦ સમ૦ ૮. ભવ-થિતિ ચિંતન સુજસ વિલાસે; ઉત્તમના ગુણ, એમ પ્રકાશે. લા૦ એમ૦ ૯.

## ૧૨. કલહ પાપસ્થાનક સજ્ઝાય.

'કલહ તે બારમું પાપનું સ્થાન, દુર્ગતિ-વનનું મૂલ નિદાન; સાજન ! સાંભલો; મહોટો રોગ કલહ કમલો—એ આંકણી. દંત-કલહ જે ઘર માંહે હોય, લચ્છી-નિવાસ તિહાં નવિ જોય. સાજન ! ૧. 'શું સુંદરી ! તું ન કરે સાર ?' 'ન કરે નાપે કાંઇ ગમાર ?' સાજન ! 'ક્રોધ મુખી તું તુજને ધિક્કાર !' 'તુજથી અધિકો કુણ કલિકાર' ? સાજન ! ૨. સાહમું બોલે પાપિણી નિત્ય, 'પાપી તુજ પિતા જુઓ ચિત્ત;' સાજન ! દંત-કલહ ઈમ જેહને થાય, તે દંપતિને સુખ કુણ ઠાય ? સાજન ! ૩. કાંટે કાંટે થાયે વાડ, બોલે બોલે વાધે રાડ; સાજન ! જાણીને મૌન ધરે ગુણવંત, તે સુખ પામે અતુલ અનંત. સાજન ! ૪. નિત્યે કલહણ-કોહણસીલ, ભંડણસીલ વિવાદ ન સીલ; સાજન ! ચિત્ત ઉતાપ ધરે જે એમ, સંયમ કરે નિરર્થક તેમ. સાજન ! ૫. કલહ કરીને ખપાવે જેહ, લઘુ ગુરૂ આરાધક હોય તેહ; સાજન ! કલહ સમાવે તે ધન્ન ધન્ન, ઉપશમ સાર કહ્યું સામન્ન સાજન ! ૬. નારદ નારી નિર્દય-ચિત્ત, કલહ ઉદીરે ત્રિણે નિત્ય; સાજન ! સજ્જન-સુજસ-સુશીલ મહંત, વારે કલહ સ્વભાવે સંત. સાજન ! ૭.

## ૧૩. અભ્યાખ્યાન પાપસ્થાનક સજ્ઝાય

પાપ સ્થાનક તે તેરમું છાંડીયે, અભ્યાખ્યાન દુરંતોજી; અછતાં આલ જે પરનાં ઉચ્ચરે, દુઃખ પામે તે અનંતોજી. ૧. ધન ધન તે નર જે જિનમત ધરે-એ આંકણી. અછતે દોષે રે અભ્યાખ્યાન જે, કરે ન પૂરે ઠાણોજી; તે તે દોષે રે તેહને દુઃખ હોવે, ઈમ ભાખે જિન-ભાણોજી. ધન૦ ૨. જે બહુ-મુખરી રે વળી ગુણ-મત્સરી, અભ્યાખ્યાની હોયજી; પાતક લાગેરે અણકીધાં સહી, તે કીધું સવિ ખોયજી ધન૦ ૩. મિથ્યામતિની રે કથા સંજ્ઞા જિકે, અભ્યાખ્યાનના ભેદોજી; ગુણ અવગુણનો રે જો કરે પાલટો, તે પામે બહુ ખેદોજી. ધન૦ ૪. પરને દોષ ન અછતાં દીજિયે, પીજીયે જો જિન-વાણીજી; ઉપશમ-રસસ્યું રે ચિત્તમાં ભીજીયે, કીજીયે સુજસ કમાણીજી. ધન૦ ૫

મિથ્યાત્વ તે જગ પરમ રોગ છે, વલીય મહા અંધકારોજી, પરમ શત્રુને પરમ શસ્ત્ર તે, પરમ નરક-સંચારોજી; પરમ દોહગ ને પરમ દરિદ્ર તે, પરમ સંકટ તે કહીયેજી, પરમ કંતાર પરમ દુર્લિક્ષ તે, તે છાંડે સુખ લહીયેજી. ૭. જે મિથ્યાત્વ લવલેશ ન રાખે, શુધો મારગ ભાખેજી, તે સમકિત-સુરતરૂ-ફલ ચાખે, રહે વલિ અણીયે આંખેજી; મ્હોટાઈ શી હોય ગુણ પાખે?, ગુણ પ્રભુ સમકિત દાખેજી, શ્રી નયવિજય-વિબુધપયસેવક, વાચક જસ ઇમ ભાખેજી. ૮.

ઇતિ સકલ પંડિત શિરોમણિ મહોપાધ્યાય શ્રી યશોવિજય વાચક વિરચિત-
શ્રી અષ્ટાદશ પાપસ્થાનક સજ્ઝાય સંપૂર્ણ.

## અમૃતવેલિની નાની સજ્ઝાય.

ચેતન! જ્ઞાન અજુઆલજે, ટાલજે મોહ સંતાપ રે, દુરિત નિજ સંચિત ગાલજે, પાલજે આદર્યું આપ રે; ચેતન! જ્ઞાન અજુઆલજે. ૧. ખલ તણી સંગતિ પરિહરે, મત કરે કોઈશ્યૂં ક્રોધ રે; શુદ્ધ સિદ્ધાંત સાંભરજે, ધારજે મતિ પ્રતિબોધ રે. ચેતન! ૨. હરખ મત આણજે તૂસઠ્યો, દૂહવ્યો મત ધરે ખેદ રે; રાગ દ્વેષાદિ સંધિ (સંધે)રહે, મનિ વહે ચારૂ નિર્વેદ રે ચેતન! ૩. પ્રથમ ઉપકાર મત અવગણે, તું ગણે ગુરૂ ગુણ શુદ્ધ રે; જિહાં તિહાં મત ફરે ફૂલતો, ઝૂલતો મમ રહે મુદ્ધ રે ચેતન! ૪. સમકિત-રાગ ચિત્ત રંજજે, અંજજે નેત્ર વિવેક રે; ચિત્ત મમકાર મત લાવજે, ભાવજે આતમ એક રે. ચેતન! ૫. ગારવ-પંકમાં મમ લુલે, મત બલે મચ્છર ભાવ રે; પ્રીતિ મ ત્યજે ગુણવંતની, સંતની પંતિમાં આદિ રે ચેતન! ૬. બાહ્ય ક્રિયા કપટ તું મત કરે, પરિહરે આર્ત્તધ્યાન રે; મીઠડો વહને મને મેલડો, ઇણ કિમ તું શુભજ્ઞાન રે? ચેતન ૭. આલનો આંપછંદે રખે, મત ભખે પુંઠનો મંસ રે; કથન ગુરૂનું સદા ભાવજે, આપ શોભાવજે વંશ રે. ચેતન! ૮. હઠપડયો બોલ મત તાણજે, આણજે ચિત્તમાં સાન રે; વિનયથી દુઃખ નવિ બાંધસ્યે, વાધસ્યે જગતમાં માન રે. ચેતન! ૯. કોકવારે તુઝ બેલચ્યે, બોલવે ધર્મનો પંથ રે; ગુરૂ-વચન-દીપ તો કરિ ધરે, અનુસરે પ્રથમ નિર્ગ્રંથરે. ચેતન! ૧૦. ધારજે ધ્યાનની ધારણા, અમૃતરસ પારણા પ્રાય રે; આલસ અંગનું પરિહરે; તપ કરી ભૂષજે કાય રે. ચેતન! ૧૧. કલિ-ચરિત દેખિ મત બહકજે, અહકજે મત શુભ યોગ રે; સૂંખડી નવમ રસ પાવના, ભાવના આણજે ભોગ રે. ચેતન! ૧૨. લોકભયથી મન ગોપવે, રોપવે તૂં મહાદોષ રે; અવંર સુકૃત કીધા વિના, તુઝ દિન જતિ શુભ શોષરે. ચેતન! ૧૩. લોક સભાવમાં ચતુર તું, કાંઇ અછતું નવિ બોલ રે; ઇમતુઝ સુગતિસ્યું બાઝસ્યે, વાસસ્યે જિમ થહી (ગૃહી) મોલ રે. ચેતન! ૧૪. જ્ઞાન-દર્શન-ચરણ ગુણ તણા, અતિ ઘણો ધરે પ્રતિબંધ રે; તન મન વચન સાચો રહે, તૂં વહે સાચલી સંધ રે. ચેતન! ૧૫. પોપટ જિમ પડયો પાંજરે, મનિ ધરે સબલ સતાપ રે; તિમ પડે મત પ્રતિબંધ તૂં, સંધિ સંભાલજે આપ રે. ચેતન! ૧૬. મન રમાડે શુભ ગ્રંથમાં, મત ભમાડે ભ્રમ-પાશરે; અનુભવ રસવતી ચાખજે, રાખજે સુગુરૂની આશ રે. ચેતન! ૧૭. આપ સમ સકલ જગ લેખવે, શીખવે લોકને તત્ત્વ રે.

વિરલા કોઈ હો. સું૦ ૮. સું૦ પર-પરિવાદ વ્યસન તજો, મ કરો નિજ-ઉત્કર્ષ હો; સું૦ પાપ-કરમ ઇમ સવિ ટલે, પામે સુજસ તે હર્ષ હો સું૦ ૯.

## ૧૭. માયા-મૃષાવાદ પાપસ્થાનક સજ્ઝાય

સત્તરમું પાપનું ઠામ, પરિહરજો સદ્‌ગુણ ધામ; જિમ વાધે જગમાં મામ હો લાલ, માયા-મોસ નવિ કીજીયે-એ આંકણી. ૧. એ તો વિષને વલીય વધાર્યું, એ તો શસ્ત્રને અવલું ધાર્યું; એ તો વાઘનું બાલ વકાર્યું હો લાલ. માયા૦ ૨. એ તો માયી ને મોસાવાઇ, થઇ મોટા કરે ય ઠગાઈ; તસ હેઠે ગઇ ચતુરાઈ હો લાલ. માયા૦ ૩. બગલાં પરે પગલાં ભરતાં, થોડું બોલે જાણે મરતાં; જગ ધંધે ઘાલે ફિરતાં હો લાલ. માયા૦ ૪. જે કપટી બોલે જૂઠું; તસ લાગે પાપ અપૂઠું; પંડિતમાં હોય મુખ ભૂઠું હો લાલ. માયા૦ ૫. દંભીનું જૂઠું મીઠું, તે નારી-ચરિત્રે દીઠું; પણ તે છે દુર્ગતિ-ચીઠું હો લાલ માયા૦ ૬. જે જૂઠો દિએ ઉપદેશ, જનરંજને ધરે વેશ; તેહનો જૂઠો સકલ ક્લેશ હો લાલ. માયા૦ ૭. તેણે ત્રીજો મારગ ભાખ્યો, વેષ નિંદે દંભે રાખ્યો; શુદ્ધ-ભાષકે શમ-સુખ ચાખ્યો હો લાલ. માયા૦ ૮. જૂઠું બોલી ઉદર જે ભરવું, કપટીને વેષે ફરવું; તે જમવારે સ્યું કરવું? હો લાલ. માયા૦ ૯. પંડે જાણે તો પણ હંસે, માયા-મોસને અધિક અચંસે; સમકિતદૃષ્ટિ મન થંસે હો લાલ. માયા૦ ૧૦. શ્રુત-મર્યાદા નિરધારી, રહ્યા માયા-મોસ નિવારી, શુદ્ધ-ભાષકની બલિહારી હો લાલ. માયા૦ ૧૧. જે માયાએ જૂઠ ન બોલે, જગ નહિ કોઈ તેહને તોલે; તે રાજે સુજસ અમોલે હો લાલ. માયા૦ ૧૨.

## ૧૮. મિથ્યાત્વશલ્ય પાપસ્થાનક સજ્ઝાય

અઢારમું જે પાપનું થાનક, તે મિથ્યાત્વ પરિહરીયેજી, સત્તરથી પણ તે એક ભારી, હોય તુલાયે જો ધરીયેજી; કષ્ટ કરો પરિ પરિ દમો અપ્પા, ધર્મ અર્થે ધન ખરચોજી, પણ મિથ્યાત્વ છતે તે જૂઠું, તિણે તેહથી તુમે વિરચોજી. ૧ કિરિયા કરતો ત્યજતો પરિજન, દુઃખ સહતો મન રીઝેજી, અંધ ન જીતે પરની સેના, તિમ મિથ્યાદૃષ્ટિ ન સીઝેજી; વીરસેન શૂરસેન દૃષ્ટાંતે; સમકિતની નિર્યુક્તેંજી, જોઈને ભલી પરે મન ભાવો, એહ અરથ વર યુક્તેંજી. ૨. ધર્મે અધર્મ-અધર્મે ધર્મહ, સન્ના મગ્ગે ઉમગ્ગાજી, ઉન્માર્ગે મારગની સન્ના,-સાધુ અસાધુ સંલગ્ગાજી; અસાધુમાં સાધુની સન્ના, જીવે અજીવ અજીવે જીવ વેદોજી, મુત્તે અમુત્ત અમુત્તે મુત્તિહ, સન્ના એ દશ ભેદોજી. ૩. અભિગ્રહિક નિજ નિજ મતે અભિગ્રહ, અનભિગ્રહિક સહુ સરિખાજી; અભિનિવેશી જાણતો કહે જુઠું, કરે ન તત્ત્વ-પરિખાજી; સંશય તે જિન-વચનની શંકા, અવ્યક્તે અનાભોગાજી, એ પણ પાંચ ભેદ છે વિશ્રુત, જાણે સમજુ લોગાજી. ૪. લોક લોકોત્તર ભેદ એ ષડ્‌વિધ, દેવ ગુરૂ વલી પર્વજી, સંગતિ તિહાં લૌકિક ત્રિણ આદર, કરતાં પ્રથમ તે ગર્વજી; લોકોત્તર દેવ માને નિયાણે, ગુરૂ જે લક્ષણ-હીણાજી, પર્વ નિષ્ઠે ઇહ લોકને કાજે; માને ગુરૂપદ-લીનાજી. ૫. ઈમ એકવીશ મિથ્યાત્વ ત્યજે જે, ભજે ચરણ ગુરૂ કેરાજી, સજે ન પાપે રજે ન રાગે; મત્સર-દ્રોહ અનેરાજી; સમકિત-ધારી શ્રુત-આચારી, તેહની જગ બલિહારીજી, શાસન સમકિતને આધારે તેહની કરો મનોહારીજી. ૬.

નય ભાવના, પાવનાશય તણું ઠામરે. ચે૦ ૨૩ દેહ મન વચન પુદ્ગલ થકી, કર્મથી ભિન્ન તુજ રૂપ રે; અક્ષય અકલંક છે જીવનું, જ્ઞાન આનંદ સરૂપ રે; ચે૦ ૨૪. કર્મથી કલ્પના ઉપજે, પવનથી જેમ જલધિ-વેલ રે; રૂપ પ્રગટે સહજ આપણું, દેખતાં દૃષ્ટિ સ્થિર મેલરે. ચે૦ ૨૫. ધારતાં ધર્મની ધારણા, મારતાં મોહ વડચોર રે; જ્ઞાન રૂચિ વેલ વિસ્તારતાં, વારતાં કર્મનું જોરરે. ચે૦ ૨૬. રાગ વિષ દોષ ઉતારતાં, જારતાં દ્વેષ રસ શેષ રે; પૂર્વ મુનિ વચન સંભારતાં, વારતાં કર્મ નિઃશેષ રે. ચે૦ ૨૭. દેખિયે માર્ગ શિવ-નગરનો, જે ઉદાસીન પરિણામ રે; તેહ અણ છોડતાં ચાલિયે, પામીએ જિમ પરમ ધામ રે. ચે૦ ૨૮. શ્રી નયવિજય ગુરૂ શિષ્યની, શીખડી અમૃત-વેલ રે; એહ જે ચતુર નર આદરે; તે લહે સુજસ રંગ રેલરે. ચે૦ ૨૯.

## સ્થાપના કલ્પની સજ્ઝાય

પૂરવ નવમથી ઉદ્ધરી, જિમ ભાખે શ્રી ભદ્ર બાહુ રે; સ્થાપનાકલ્પ અહો કહું, તિમ સાંભલયો સહુ સાહુરે. ૧. તિમ સાંભલયો સહુ સાહુ પરમગુરૂ-વયણડે મનિ દીજઈરે; મનિ દીજઈ પરમગુરૂ-વયણડે, તો શિવસુરલતાફલ લીજઈરે. —આંકણી. ૧. લાલ વરણ જેહ થાપના, માંહિ રેખા શ્યામ તે જોઇ રે; આયુ જ્ઞાન બહુ સુર વલી, તેતો નીલકંઠ સમ હોઈ રે– ૨. તેતો નીલકંઠ૦ પીત વરણ જેહ થાપના, માંહિ દીસઇ બિંદુ શ્વેતરે; તેહ પખાલી પાઇઇ, સવિ રોગ-વિલયનો હેતરે, સવિ૦ ૩. શ્વેતવરણ જેહ થાપના, માંહિ પીતબિંદુ તસ નીર રે, નયન રોગ છાંટિં ટલઈ, પીતાં ટલઇ શુલ શરીરિરે. પીતાં૦ ૪. નીલવરણ જેહ થાપના, માંહિ પીલો બિંદુ તે સારરે; તેહ પખાલી પાઇઇ, હોઈ અહિ-વિષનો ઉત્તારરે. હોઇ૦ ૫. ટાલઇ રોગ વિસૂચિકા, ઘત લાભ દીઈ ધૃત વજરે; રક્ત વરણ પાસઈ રહ્યો; મોહઇ માનિનિ કેરાં મનરે. મોહઈ૦ ૬, શુદ્ધ શ્વેત જે થાપના, માંહિ દીસઇ રાતી રેખરે; ડંક થકી વિષ ઉતરઇ, વલી સીઝઇ કાર્ય અશેષરે; વલી૦ ૭ અર્દ્ધ રક્ત જે થાપના વલી અર્દ્ધ પીત પરિપુષ્ટરે; તેહ પખાલિ છાંટિઇ, હરઈ અક્ષિરોગ નઈ કુષ્ટરે. હરઇ૦ ૮. જંબૂ વરણ જે થાપના, માંહિ સર્વ વર્ણના બિંદુરે; સર્વ સિદ્ધિ તેહથી હોઈ; મોહઇ નરનારીના વૃંદરે. મોહઈ૦ ૯. જાતિ પુષ્પ સમ થાપના, સુત વંશ વધારશે. તેહરે; મોર પિચ્છ સમ થાપના; વંછિત દિઇ નવિ સંદેહરે. વંછિત૦; ૧૦. સિદ્ધિ કરઇ ભય અપહરઇ, પારદ સમ બિંદુ તે શ્યામરે; મૂષક સમ જેહ થાપના, તે ટાલઇ અહિવિષ ઠામરે. તે ટાલઇ૦ ૧૧. એક આવર્ત્તઇ બલ દિઇ, બિહું આવર્ત્તઇ સુખાભંગરે, ત્રિહું આવર્ત્તઇ માન દિઇ, ચિહું આવર્ત્તઇ નહી રંગરે; બિહુ૦ ૧૨. પંચ આવર્ત્તઇ ભય હરઇ, છહિં આવર્ત્તઇ દિઈ રોગરે; સાતે આવર્ત્તઈ સુખ કરઇ, વલિ ટાલઈ પ્રબલા સોગરે વલિ૦ ૧૩. વિષમાવર્ત્તઇ ફલ ભલું, સમ આવર્ત્તઈ ફલ હીનરે; ધર્મનાશ હોઈ છેહથી, ઇમ ભાખઈ તત્વ-પ્રવીન રે. ઇમ૦ ૧૪ જેહ વસ્તુ થાપિઇ, દક્ષિણ આવર્ત્તઇ તેહરે; તે અખૂટ અક્ષય હોઇ, ઇમ જાણીજઈ ગુણગેહરે. કહઈ વાચક જસ ગુણ ગેહરે. ૧૫.

માર્ગ કહેતો મન હારજે, ધારજે તું દૃઢ સત્ત્વ રે. ચેતન ! ૧૮. શ્રી નયવિજય ગુરૂ સીસની, સીખડી અમૃતવેલ રે; સાંભલી જેહ એ અનુસરે, તે લહે જસ રંગરેલ રે. ચેતન ! ૧૯.

## ૫. શ્રી અમૃતવેલિની મોટી સજ્ઝાય

ચેતન ! જ્ઞાન અજુઆલીએ, ટાલીએ મોહ-સંતાપ રે; ચિત્ત ડમડોલતું વાલીએ, પાલીએ સહજ ગુણ આપરે. ચે૦ ૧. ઉપશમ અમૃત-રસ પીજીએ, કીજીએ સાધુ-ગુણ ગાન રે; અધમ વયણે નવિ ખીજીએ, દીજીએ સજ્જનને માનરે. ચે૦ ૨. ક્રોધ-અનુબંધ નવિ રાખીએ, ભાંખીએ વયણ મુખે સાચ રે; સમકિત-રત્નરૂચિ જોડીએ, છોડીએ કુમતિ મતિ-કાચ રે. ચે૦ ૩. શુદ્ધ પરિણામને કારણે, ચારનાં શરણ ધરે ચિત્ત રે; પ્રથમ તિહાં શરણ અરિહંતનું, જેહ જગદીશ જગ-મિત્તરે. ચે૦ ૪. જે સમોસરણમાં રાજતા, ભાંજતા ભવિક-સંદેહ રે; ધર્મનાં વચન વરસે સદા, પુષ્કરાવર્ત્ત જિમ મેહ રે. ચે૦ ૫. શરણ બીજું ભજે સિદ્ધનું, જે કરે કર્મ ચકચૂર રે; ભોગવે રાજ શિવ-નગરનું, જ્ઞાન આનંદ ભરપૂરરે. ચે૦ ૬. સાધુનું શરણ ત્રીજું ધરે, જેહ સાધે શિવ-પંથ રે; મૂલ ઉત્તર ગુણે જે વર્યા, ભવ તર્યા ભાવ-નિગ્રંથરે. ચે૦ ૭. શરણ ચોથું કરે ધર્મનું, જેહમાં વર દયા-ભાવ રે; જેહ સુખ-હેતુ જિનવર કહ્યું, પાપજલ તારવા નાવરે. ચે૦ ૮. ચારનાં શરણ એ પડિવજે, વલી ભજે ભાવના શુદ્ધ રે; દુરિત સવિ આપણાં નિંદિએ, જિમ હોયે સંવર વૃદ્ધરે. ચે૦ ૯. ઇહભવ પરભવ આચર્યાં, પાપ-અધિકરણ મિથ્યાત રે; જે જિનાશાતનાદિક ઘણાં, નિંદિએ તેહ ગુણ-ઘાતરે. ચે૦ ૧૦ ગુરૂ તણાં વચન તે અવગુણી, ગુંથિયા આપમતિ-જાલ રે; બહુ પરે લોકને ભોલવ્યા, નિંદિએ તેહ જંજાલ રે. ચે૦ ૧૧. જેહ હિંસા કરી આકરી, જેહ બોલ્યા મૃષાવાદ રે; જેહ પરધન હરિ હરખિયા, કીધલો કામ-ઉનમાદરે. ચે૦ ૧૨. જેહ ધન ધાન્ય મૂર્ચ્છા ધરી, સેવિયા ચાર કષાય રે; રાગને દ્વેષને વશ હુવા, જે કીયા કલહ-ઉપાય રે. ચે૦ ૧૩. જૂઠ જે આલ પરને દિયાં, જે કર્યાં પિશુનતા પાપ રે; રતિ અરતિ નિંદ માયા મૃષા, વલિય મિથ્યાત્વ-સંતાપરે. ચે૦ ૧૪. પાપ જે એહવાં સેવીયાં, તેહ નિંદિએ ત્રિહું કાલરે; સુકૃત અનુમોદના કીજિએ, જિમ હોય કર્મ વિસરાલ રે. ચે૦ ૧૫. વિશ્વ ઉપકાર જે જિન કરે, સાર જિન નામ સંયોગ રે; તેહ ગુણ તાસ અનુમોદિએ, પુણ્ય-અનુબંધ શુભ યોગરે. ચે૦ ૧૬. સિદ્ધની સિદ્ધતા કર્મના, ક્ષયે થકી ઊપની જેહ રે; જેહ આચાર આચાર્યનો, ચરણવન સિંચવા મેહરે. ચે૦ ૧૭. જેહ ઉવજ્ઝાયનો ગુણ ભલો, સૂત્ર સજ્ઝાય પરિણામ રે; સાધુની જેહ વલી સાધુતા, મૂલ ઉત્તર ગુણ-ધામરે. ચે૦ ૧૮. જેહ વિરતિ દેશ શ્રાવક તણી, જે સમકિત સદાચાર રે; સમકિત દૃષ્ટિ સુરનર તણો, તેહ અનુમોદિએ સાર રે. ચે૦ ૧૯. અન્યમાં પણ દયાદિક ગુણો, જેહ જિન-વચન અનુસાર રે; સર્વ તે ચિત્ત અનુમોદિએ, સમકિત-બીજ નિરધારરે. ચે૦ ૨૦. પાપ નવિ તીવ્ર ભાવે કરે, જેહને નવિ ભવ-રાગ રે; ઉચિત સ્થિતિ જેહ સેવે સદા, તેહ અનુમોદવા લાગરે. ચે૦ ૨૧. થોડલો પણ ગુણ પરતણો, સાંભલી હર્ષ મન આણ રે; દોષ લવ પણ નિજ દેખતાં, નિજ ગુણ નિજાતમા જાણરે. ચે૦ ૨૨. ઉચિત વ્યવહાર અવલંબને, ઇમ કરી સ્થિર પરિણામ રે; ભાવિયે શુદ્ધ-

પામી યૌવન વેષરે; પાંચ પાંડવે તે વરીજી, હુઇ હુઇ દ્રૌપદી એષરે; સાધુ૦ ૯. તે મનુષ્ય જન્મ પામી ફરીજી, લેશે લેશે ચારિત્ર નિરધારરે; કેવળ જ્ઞાન પામી કરીજી, જશ કહે જાશે જાશે મુક્તિ મોઝારરે; સાધુ૦ ૧૦.

## ચાર આહારની સજ્ઝાય. અથવા આહાર–અણાહારની સજ્ઝાય.

સમરૂં ભગવતી ભારતી, પ્રણમી ગુરૂ ગુણવંતોરે, સ્વાદિમ જેહ દુવિહારમાં, સૂઝે તે કહું કંતોરે. ૧. શ્રી જિનવચન વિચારીએ, કીજીએ ધર્મનિઃસંગોરે; વ્રત પચ્ચખાણ ન ખંડીએ, ધરીએ સંવર રંગોરે. શ્રી જિન૦ ૨. પીંપર સુંઠ તીખા ભલા, હરડે જીરૂ તે સારરે; જાવંત્રી–જાયફલ–એલચી, સ્વાદિમ ઇમ નીરધારરે; શ્રી જિન૦ ૩. કાઠ–કુલંજર–કુમઠા–ચણીકબાલા–કચૂરોરે; મોથ ને કંટાસેલિયો, પોહોકર–મૂલ કપૂરોરે શ્રી જિન૦ ૪. હીંગલા અષ્ટક–આંપચી, બૂકી–હિંગુ ત્રેવીસોરે, બલવણ–સંચલ સૂજતાં, સંભારો નિસદિસોરે. શ્રી જિન૦ ૫. હરડાં–બેહડાં વખાણીયે, કાથો–પાન–સોપારી રીરે; અજ અજમોહ અજમો ભલો, એરવડિ નિરધારોરે. શ્રી જિન૦ ૬. તજ ને તમાલ લવીંગસું, જેઠીમધ ગણો ભેલારે; પાન વલી તુલસી તણાં, દુવિહારે લેજ્યો હેલારે. શ્રી જિન૦ ૭. મૂલ જવાસના જાણીએ, વાવડિંગ કસેલોરે; પીપલીમૂલ જોઈ લીજીએ, રાખજ્યો વ્રત વેલોરે. શ્રી જિ૦ ૮. બાવલ ખેર ને ખેજડો, છાલી ધવાદિક જાણોરે; કુસુમ સુગંધ સુવાસિયો, વાસી પૂનિતસ્યો પાણીરે; શ્રી જિન૦ ૯. એહવા ભેદ અનેક છે, ખાદિમ નીતિ માંહિરે; જીરૂ સ્વાદિમ કહ્યું ભાષ્યમાં, ખાદીમમાં બીજે ઠામેરે. શ્રી જિન૦ ૧૦. મધૂ ગોલ પ્રમુખ જે ગ્રંથમાં, સ્વાદિમ જાતિમાં ભાખ્યોરે; તે પણ તૃપ્તિને કારણે, આવરણાએ નવિ રાખ્યોરે; શ્રી જિન૦ ૧૧. હવે અણાહાર તે વર્ણવું, જે ચૌવિહારમાં સૂજેરે; લીંબ પંચાગ ગલો કડું, જેહથી મતિ નવી મૂંઝેરે; શ્રી જિન૦ ૧૨. રાખ ધમાસો ને રોહણી, સુખડ શ્રીફલાં વખાણોરે; કીરયાતો અતિવિષ એલીયો, રીંગણી પણ તિમ જાણોરે; શ્રી જિન૦ ૧૩. આછી આસંધ–ચીતરો, ગૂગલ હરડાં દાલોરે; બોણ કહી અણહારમાં, વળી મજીઠ નિહાલોરે. શ્રી જિન૦ ૧૪. કથેરનાં મૂલ પુંવાડીયા, બોલબીયો તે જાણોરે; હલદર સૂજે ચોવિહારમાં, વળી ઉપલેટ વખાણોરે. શ્રી જિન૦ ૧૫. ચોપચીની વજ જાણીએ, બોરડી મૂલ કંથેરીરે; ગાય ગોમત્ર વખાણીયે, વલી કુવાર અનેરીરે. શ્રી જિન૦ ૧૬. કંદરૂ વડકુહા ભલા, તે અણુહારમાં કહીએરે; એહવા ભેદ અનેક છે, પ્રવચનથી સવી લહીએરે શ્રી જિન૦ ૧૭. વસ્તુ અનિષ્ટ ઇચ્છા વિના, તે મુખમાં ધરીજેરે; ચાર આહારથી બહિરો, તે અણહાર કહિજેરે. શ્રી જિન૦ ૧૮ એહ જુગત શું જે લહી, વ્રત પચ્ચખાણ ન ખંડેરે: તેહશું ગુણ અનુરાગીણી, શિવ લચ્છિ રતિ મંડેરે. શ્રી જિન૦ ૧૯. શ્રી નયવિજય સુગુરૂતણા, લેઈ પસાય ઉદારરે; વાંચક જસવિજય કહ્યો, એહ વિશેષ વિચારરે. શ્રી જિન૦ ૨૦.

## બીજની સજ્ઝાય

બીજ કહે ભવ્ય જીવનેરેલો, નિસુણો આણી ઉમંગરે; સુગુણનર. સુકૃત કરવિ ખેતમેંરે લો, વાવો સમકિત બીજરે સુગુણનર. ધરજ્યો ધર્મસ્યું પ્રિતડીરે લો, કરી નિશ્ચે વ્યવહારરે. સુ૦ ઇહભવે પરભવે ભવોભવેરે લો, હોવે જયું જગ જયકારરે. સુ૦

## સમકીત સુખલડીની સજ્ઝાય

ચાખો નર સમકીત સુખલડી, દુઃખ ભૂખડલી ભાજેરે, ચાર સદ્દહણા લાડુ સેવૈયા, ત્રિણ લિંગ ફેણાં છાજેરે–ચાખો. ૧. દશ વિનયના દહુઠા ? (દહીંથરા) મીઠા, ત્રિણ શુદ્ધિ સખર સુહાળીરે; આઠ પ્રભાવક જતને રાખી, પણ દૂષણ તે ગાળીરે–ચા૦ ૨. ભૂષણ પાંચ જલેબી કુંપલી (કુમળી), છહ વિધ જયણા ખાજારે; લખણ પાંચ મનોહર ઘેબર, છ ઠાણું ગુંદવડા તાજારે–ચા૦ ૩. છ આગાર નાગોરી પીંડા, છ ભાવના પણ પૂરીરે; સડસઠિ ભેદે નવ નવ વાની, સમકીત સુખડી રૂડીરે–ચા૦ ૪. શ્રી જિનશાસન ચઉહટે દીઠી, સિદ્ધાંત થાલે સારીરે; એ ચાખે અજરામર હોવે મુનિ હરશમે પ્યારીરે–ચા૦ ૫. એ નિશ્ચે જીવ અણાહારી, સંતુષ્ટ પુદ્ગલ વીવહારીરે; વાચક જશ કહે આગળ માને (માં તે) વાત પ્રમાણેં પ્રકાશીરે–ચા૦ ૬.

## ગુણસ્થાનક સજ્ઝાય

હોયે મિથ્યાત્વ અભવ્યને, કાળ અનાદિ અનંતોરે; તેહ અનાદિ શાંત છે, પ્રાણી ભવ્યને તંતોરે. શ્રી જિનવચન વિચારીએ–૧. આવલી ષટ સાસાયણે, ચોથું અયર તે ત્રીસોરે; મનુજભવાદિક સુરભવે, ઇમ ભાખે જગદીશોરે. શ્રી જિન૦ ૨. પૂરવ કોડી છે પાંચમો, તેરમું દેશથી ઉણોરે; કાલ અવર ગુણ જાણવો; અંતર્મુહૂર્ત સહુનોરે. શ્રી જિન૦ ૩. સાધુ છઠે અને સાતમે, ત્રીજી રહે પૂરવ કોડીરે; અધિક વધે હોય કેવલી, કઠીન કર્મદલ મોડીરે. શ્રી જિન૦ ૪. જે જેના વ્યવહારમાં, તેહને તેહ કહેવાયરે; નિશ્ચયથી ગુણઠાણએ, અંતર ગતિ પલટાયરે શ્રી જિન૦ ૫, ઉચીત ક્રિયા અધિગમથકે, અછતો પણ ગુણ આવેરે; છતો હોય તે થિર રહે, જો જિનવચન સુહાવેરે. શ્રી જિન૦ ૬ જે ગુરૂચરણ ઉપાસતે, ઇમ ગુણઠાણે વિચારરે; તે લહે સુજશ સંપદા, નિશ્ચય ને વ્યવહારરે. શ્રી જિન૦ ૭.

## કડવા તુંબડાની સજ્ઝાય

સાધુજીને તુંબડું વહોરાવીયુંજી. કરમે હલાહલ થાયરે; વિપરીત આહાર વહોરાવીઓજી, વધાર્યો અનંત સંસારરે; સાધુજીને તુબડું વહોરાવીયુંજી–એ આંકણી. ૧ આહાર લેઇ મુનિ પાછા વલ્યાજી, આવ્યા ગુરૂજીની પાસરે; ભાત પાણી આલોવીયાજી, 'એ આહાર નહી તુજ લાગરે; સાધુ૦ ૨. નિરવંદ્ય ઠામે જઈને પરઠવોજી, તુમે છો દયાના જાણરે; બીજો આહાર આણી કરીજી, તુમે કરો નિરધારરે;' સાધુ૦ ૩. ગુરૂ–વચન શ્રવણે સુણીજી, પહોંચ્યા વન મોઝારરે; એકજ બિંદુ તિહાં પરઠવ્યોજી, દીઠા દીઠા જીવના સંહારરે; સાધુ૦ ૪ જીવદયા મનમાં વસીજી, આવી કરૂણા સારરે; માસખમણને પારણેજી, પડીવજ્યાં શરણાં ચારરે; સાધુ૦ ૫ સંથારે બેસી મુની 'આહાર કર્યોજી, ઉપજી ઉપજી દાહ જવાળરે; કાળ કરી સર્વાર્થસિદ્ધિજી. પહોંચ્યા સ્વર્ગ મોઝારરે; સાધુ૦ ૬ દુઃખણી દોભાગણી બ્રાહ્મણીજી, તુંબડા તણે અનુસારરે; કાળ અનંતા તે ભમીજી, રૂલિ રૂલિ તિર્યંચ મોઝારરે; સાધુ૦ ૭. સાતે નરકે તે ભમીજી, પામી પામી મનુષ્યની દેહરે; આરત્ર લઈ તપસ્યા કરીજી, બાંધ્યું નિયાણું તેહરે, સાધુ૦ ૮ દ્રુપદ રાજા ઘરે ઉપજીજી, પામી

તે આતમ અવલંબે કારજ કર્યાં રે લોલ. ૨. હાંરે મારે દેવ થકી તુમ કુખે લિયો અવતારજો, સાંભળી રોહીણી જ્ઞાન આરાધન ફલ ઘણું રે લોલ; હાંરે મારે ચાર ચતુરા વિનય વિવેક વિચારજો; ગુણ કેટલા લખાયે તુમ પુત્રી તણાંરે લોલ. ૩.

ઢાલ ૫ :—જ્ઞાનીને વયણથી ચારે બેહેની, જાતિ સમરણ પામીરે; જ્ઞાની ગુણવંતા; ત્રીજા ભવમાં ધારણા કીધી, સિદ્ધાં મનમાં કામો રે. જ્ઞાની૦ ૧, શ્રી જિનમંદિર પંચમનોહર, પંચવરણી જિન પડિમા રે; જ્ઞા૦ જિનવર આગમને અનુસારે, કરી ઉજમણાનો મહિમા રે. જ્ઞાની૦ ૨. પંચમી તિથિ આરાધન પંચમ, કેવલનાણિ તે થાયરે; જ્ઞાની૦ શ્રીવિજય લક્ષ્મીસૂરિ અનુભવ નાણે, સંઘ સકલ સુખદાય રે. જ્ઞા૦ ૩.

## ૪. શ્રી આઠ મદની સજ્ઝાય.

મદ આઠ મહા મુનિ વારિયે, જે દુર્ગતિના દાતારો રે; શ્રી વીર જિણેસર ઉપદિશે, ભાખે સોહમ ગણધારો રે. મદ૦ ૧. હાંજી જાતિનો મદ પહેલો કહ્યો, પૂર્વે હરિકેશીયે કીધોરે; ચંડાળતણે કૂળ ઉપન્યો, તપથી સાવ કારજ સીધોરે. મદ૦ ૨. હાંજી કુળમદ બીજો દાખિયો, મરિચી ભવે કીધો પ્રાણીરે; કોડાકોડિ સાગર ભવમાં ભમ્યો, મદ મ કરો ઇમ મન જાણીરે. મદ૦ ૩. હાંજી બળમદથી દુઃખ પામીયા, શ્રેણિક વસુભૂતિ જીવોરે; જઈ ભોગવ્યાં દુઃખ નરકતણાં, મુખ પાડંતા નિત રીવોરે' મદ૦ ૪. હાંજી સનતકુમાર નરેસરૂ. સુર આગળ રૂપ વખાણ્યું રે; રોમ રોમ કાયા બગડી ગઇ, મદ થોથાનું એ ટાણું રે. મદ૦ ૫. હાંજી મુનિવર સંયમ પાળતાં; તપનો મદ મનમાં આયોરે; થયા કૂરગડુ ઋષિ રાજીયા, પામ્યા તપનો અંતરાયોરે. મદ૦ ૬. હાંજી દેશ દશારણનો ધણી, રાય દશાર્ણભદ્ર અભિમાનીરે; ઇન્દ્રની ઋદ્ધિ દેખી બુઝીયો, સંસાર તજી થયો જ્ઞાની રે. મદ૦ ૭. હાંજી સ્થુળભદ્રે વિદ્યાનો કર્યો, મદ સાતમો જે દુઃખદાઇરે; શ્રુત પૂરણ અર્થ ન પામીયા, જુઓ માનતણી અધિકાઇરે. મદ૦ ૮. રાય સુભૂમ ષટ્ખંડનો ધણી, લોભનો મદ કીધો અપારરે; હય ગય રથ સબ સાયર ગયું, ગયો સાતમી નરક મોઝારરે. મદ૦ ૯. ઇમ તન ધન જોબન રાજ્યનો, મ ધરો મનમાં અહંકારોરે; એ અથિર અસત્ય સવિ કારમું, વિણસે ક્ષણમાં બહુ વારોરે. મદ૦ ૧૦. મદ આઠ નિવારો વ્રતધારી, પાળો સંયમ સુખકારીરે; કહે માનવિજય તે પામશે, અવિચળ પદવી નર નારી રે. મદ૦ ૧૧.

## ૫. શ્રી મૌનએકાદશીની સજ્ઝાય.

આજ મહારે એકાદશીરે, નણદલ મૌન કરી મુખ રહીએ; પૂછ્યાનો પડુત્તર પાછો, કેહને કાંઈ ન કહીએ. આજ૦ ૧. મ્હારો નણદોઇ તુજને વ્હાલો, મુજને ત્હારો વીરો; ધૂમાડાના બાચકા ભરતાં હાથ ન આવે હીરો. આજ૦ ૨. ઘરનો ધંધો ઘણો કર્યો પણ, એક ન આવ્યો આડો; પરભવ જતાં પાલવ ઝાલે, તે મુજને દેખાડો. આજ૦ ૩. માગસુર શુદિ અગીયારશ મ્હોટી, નેવું જિનનાં નિરખો; દોઢસો કલ્યાણક મ્હોટાં, પોથી જોઈ જોઇ હરખો. આ૦ ૪. સુવ્રત શેઠ થયો શુદ્ધ શ્રાવક, મૌન ધરી મુખ રહીયો; પાવક પુર સઘળો પરજાળ્યો, એહનો કાંઈ ન દહીયો. આજ૦. ૫. આઠ પહોર પોસહ તે કરીએ, ધ્યાન પ્રભુનું ધરીએ; મન વચ કાયા જો વશ કરીએ, તો ભવસાગર તરીએ.

ધરજ્યો૦ ૧ કિરિયા તે ખાતર નાંખીયેરે લો, સમતા દિજે ખેડરે;. સુ૦ ઉપશમ નીરે સિંચજોરે લો, ઉગે જ્યું સમકિત છોડરે. સુ૦ ધરજ્યો૦ ૨. વાડી કરો સંતોષનીરે લો, તસ પાખિલી ચિહું છોરરે; સુ૦ વ્રત પચ્ચખાણ ચોકી ઠવોરે લો, વારે ગું કર્મનો ચોરરે. સુ૦ ધરજ્યો૦ ૩. અનુભવ કેરે ફુલડેરે લો, મોહ હરે સમકિત વૃક્ષરે; સુ૦ શ્રુત ચારિત્ર ફળ ઉતરેરે લો, તે ફળ ચાંખો શિક્ષરે. સુ૦ ધરજ્યો૦ ૪. જ્ઞાનામૃત રસ પિજીયેરે લો, સ્વાદ લ્યો સામ્ય તાંબૂલરે; સુ૦ ઇણ રસે સંતોષ પામસોરે લો, લહે એ ભવનિધિ કૂળરે. સુ૦ ધરજ્યો૦ ૫ ઇણ વિધ બીજ તુમે સદ્દહોરે લો, છાંડી રાગ ને દ્વેષરે; સુ૦ કેવળ કમળા પામીયેરે લો, વરિયે મુક્તિ વિવેકરે. સુ૦ ધરજ્યો૦ ૬. સમકિત બીજ તે સદ્દહેરે લો,-તે ટાળે નરક નિગોદરે; સુ૦ વિજય લબ્ધિ નિત સદા લહેરે લો, નિત વિવિધ વિનોદરે લો. સુ૦ ધરજ્યો૦ ૭.

## ૩. શ્રી જ્ઞાન પંચમીની સજ્ઝાય.

ઢાલ ૧ :–શ્રી વાસુપૂજ્ય જિનેસર વેણુથી રે, રૂપકુંભ વચન કુંભ મુનિ દોય; રોહીણી મંદિર સુંદર આવિયા રે, નમી ભવ પુછે દંપતિ સોય; ચઉનાણી વયણે દંપતિ મોહિયારે ૧. રાજા રાણી નિજ સુત આઠનું રે તપ ફલ નિજ ભવ ધારી સંબંધ; વિનયે કરી પુછે મહારાજને રે, ચાર સુતાના ભવ-પ્રબંધ. ચઉ૦ ૨. રૂપવતી શીળવતી ને ગુણવતી, સરસ્વતી જ્ઞાનકલા ભંડાર; જન્મથી રોગ સોગ દીઠો નથી રે, કુણ પુન્યે લીધો રે એહ અવતાર. ચઉ૦ ૩.

ઢાલ ૨ :–ગુરૂ કહે વૈતાઢય ગિરિવરે રે, પુત્રી વિદ્યાધર ચાર; નિજ આયુ જ્ઞાનીને પૂછીયું રે, કરવા સફળ અવતાર; અવધારો અમ વિનતિ રે. ૧. ગુરૂ કહે જ્ઞાનોપયોગથી રે, એક દિવસ તુમ આય; ધર્મ આરાધો દેવાનુપ્રિયા રે, જેહથી શીવ સુખ થાય. અવ૦ ૨. થોડામાં કાર્ય ધર્મનાં રે, કિમ કરીએ મુનિરાજ; ગુરુ કહે યોગ અસંખ્ય છેરે, જ્ઞાનપંચમી તુમ કાજ. અવ૦ ૩. ક્ષણ અર્ધે સવિ અઘ ટળે રે, શુભ પરિણામે સાધ્ય; કલ્યાણક જિન તણા નેવું રે, પંચમી દિવસે આરાધ્ય અવ૦ ૪.

ઢાલ ૩ :–ચૈત્ર વદિ પાંચમ દિને, સુણો પ્રાણીજીરે, ચવિયા ચંદ્રપ્રભુ સ્વામ, લહી સુખઠામ; સુ૦ અજિત સંભવ અનંતજી, સુ૦ ચૈત્ર શુદિ પંચમી શિવ ધામ, શુભ પરિણામ. સુ૦ ૧. વૈશાખ વદિ પંચમી દિને, સુ૦ સંજમ લિયે કુંથુનાથ, બહુ નર સાથ; સુ૦ જેષ્ટ શુદિ પંચમી વાસરે, સુ૦ મુક્તિ પામ્યા ધર્મનાથ, શિવપુર સાથ. સુ૦ ૨. શ્રાવણ શુદિ પંચમી દિને. સુ૦ જન્મ્યા નેમિસુરંગ, અતિ ઉછરંગ; સુ૦ માગસર વદિ પંચમી દિને, સુ૦ સુવિધિ જન્મ સુખસંગ, પુન્ય અભંગ. સુ૦ ૩. કાર્તિક વદિ પંચમી દિને, સુ૦ સંભવ કેવળજ્ઞાન, કરો બહુ માન; સુ૦ દસ ક્ષેત્રે નેઉ જિન સુણો, સુ૦ પંચમી દિનનાં કલ્યાણ, સુખ નિધાન. સુ૦ ૪.

ઢાલ ૪ :–હાંરે મારે જ્ઞાન ગુરુના વયણ સુણી હિતકારજો, ચાર વિદ્યાધરી પંચમી વિધિ તે આચરેરે લોલ; હાંરે મારે શાસન દેવ પંચ જ્ઞાન મનોહારજો, ટાળીરે અશાતના દેવ વંદન સદારે લોલ. ૧. હાંરે મારે તપ પૂરણથી ઉજમણાનો ભાવજો, એહવે વિદ્યુત યોગે સુરપદ વિવર્યા રે લોલ; હાંરે મારે ધર્મ મનોરથ આળસ તજતાં હોય જો, ધન્ય

અથિર તે અથિર તું અથિર તનું જીવિતં, ભાવ્ય મન ગગન હરિ ચાપ પેખી. મુંઝ૦ ૧. લચ્છી સચિયતતિ પરે, એક ઘર નવિ રહે, દેખતાં જાય પ્રભુ જીવ લેતિ; અથિર સબ વસ્તુને, કાજ મૂઢો કરે, જીવડો પાપની કોડિ કેતી. મુંઝ૦ ૨. ઉપની વસ્તુ સવિ કારમી નવિ રહે, જ્ઞાન શું ધ્યાનમાં જો વિચારી; ભાવ ઉત્તમ હર્યાં અધમ સબ ઉદ્ધર્યાં, સંહરે કાળ દિન રાતી ચાલી. મુંઝ૦ ૩. દેખ કલિ કૂતરો સર્વ જગને ભખે, સંહરિ ભૂપ નર કોટિ કોટિ; અથિર સંસારને થિરપણે જે ગણે, જાણી તસ મૂઢની બુદ્ધિ ખોટી. મુંઝ૦ ૪. રાય મમરાજની ઋદ્ધિ શું પરવર્યો, અંતે સવિ રૂદ્ધિ વિશરાળ હોશે; ઋદ્ધિ સાથે સબ વસ્તુ મૂકી જતે, દિવસ દો તીન પરિવાર રોશે. મુંઝ૦ ૫. કુસુમ પરે યૌવનં જલબિંદુ જીવિતં, ચંચળં નર સુખં દેવ ભોગો; અવધિ મન કેવળી સુકવિ વિદ્યાધરા, કળિયુગે તેહનો પણ વિયોગો. મુંઝ ૬. ધન્ય અનિકા સુતો ભાવના ભાવતો, કેવળ સુરનદી માંહે લીધો; ભાવના સુરલતા જેણે મન રોપવી, તેણે શિવનારી પરિવાર રૂંધ્યો. મુંઝ૦ ૭.

## અશરણ ભાવના સઝાય

ઢાલ ચોથી :–કો નવિ શરણું, કો નવિ શરણું, મરતાં કુણને પ્રાણી રે, બ્રહ્મદત્ત મરતો નવિ રાખ્યો, જસ હય ગય બહુ રાણી રે, જસ નવનિધિ ધન ખાણી રે. કો નવિ૦ ૧. માતા પિતાદિક ટગમગ જોતાં, યમ લે જનને તાણી રે; મરણ થકી સુરપતિ નવિ છૂટે, નવિ છૂટે ઈંદ્રાણી રે. કો નવિ૦ ૨. હય ગય રથ નર કોડિ વિદ્યાધર, રહે ન નિત્ય રાયાં રાય રે; બહુ ઉપાય તે જીવન કાજે, કરતાં અશરણ જાય રે. કો નવિ૦ ૩. મરણથી ભીતિ કહા ચિત્ત જીવો, જો પેશે પાતાળે રે; ગિરિ દરી વન અંબુધિમાં જાવે, તોભિ હઠીએ કાળે રે. કો નવિ૦ ૪. અષ્ટાપદ જેણે બળે ઉપાડયો, સોહશ સુખ સંહરિયો રે; કો જગ ધર્મ વિના નવિ તરીયો, પાપી કો નવિ તરીયો રે, કો નવિ૦ ૫. અશરણ અનાથ જીવહ જીવન, શાંતિનાથ જગ જાણે રે, પારેવો જેણે શરણે રાખ્યો, મુનિ તસ ચરણે વખાણ્યો રે. કો નવિ૦ ૬. મેઘકુમાર જીવ ગજ ગતિમાં, સસલો શરણે રાખ્યો રે; વીર પાસે જેણે ભવ ભય કચર્યો, તપ સંયમ કરી નાંખ્યો રે; કો નવિ૦ ૭. મત્સ્યપરે રોગી તડફડતા, કોણે નવિ સુખ કરીએ રે; અશરણ અનાથ ભાવના ભરિયો, અનાથિ મુનિ નિસર્યો રે. કો નવિ૦ ૮.

## સંસાર ભાવના સજ્ઝાય.

ઢાલ પાંચમી :–સર્વ સંસારના ભાવ તું, સર્વ ધરી જીવ સંભારી રે; તે સર્વ તેં પણ અનુભવ્યો, હૃદયથી તેહ ઉતારી રે. સ૦ ૧. સર્વ તનુમાં વસી નિસર્યો, તે લીયા સર્વ અધિકાર રે; જાતિ ને યોનિ સબ અનુભવી, અનુભવ્યા સર્વ આહાર રે. સ૦ ૨. સર્વ સંયોગ તેં અનુભવ્યા, અનુભવ્યા રોગ ને શોગ રે; અનુભવ્યા સુખ દુઃખ કાળ તે, પણ લિયો નવિ જીન યોગ રે. સ૦ ૩. સર્વ જન નાતરાં અનુભવ્યા, પહેરિયા સર્વ શણગાર રે; પુદ્ગળ તે પરાવર્તિયા, નવિ નમ્યા જીન અણગાર રે. સ૦ ૪. પાપના શ્રુત પણ તેં ભણ્યા, તેં કર્યાં મોહનાં માન રે; પાપના દાન પણ તેં દિયા, નવિ દિયા પાત્રના દાન રે. સ૦ ૫. વેદ પણ તીન તેં અનુભવ્યા, તે ભણ્યા પરતણા

આજ૦ ૬. ઇર્યાસમિતિ ભાષા ન બોલે, આડું અવળું પેખે; પડિક્કમણાશું પ્રેમ ન રાખે, કહો કેમ લાગે લેખે. આજ૦ ૭. કર ઉપર તો માળા ફરતી, જીવ ફરે વનમાંહી; ચિત્તડું તો ચિહું દિશિયે ડોલે, ઇણ ભજને સુખ નાહિ. આજ૦ ૮. પૌષધશાળે ભેગાં થઇને, ચાર કથા વળી સાધે; કાંઇક પાપ મિટાવણ આવે, બારગણું વળી બાંધે આજ૦ ૯. એક ઉઠંતી આળસ મોડે, બીજી ઉંઘે બેઠી, નદીયોમાંથી કોઇક નિસરતી, જઈ દરિયામાં પેઠી. આજ૦ ૧૦. આઇ બાઈ નણન્દ ભોજાઇ, ન્હાની મ્હોટી વહુને; સાસુ સસરો મા ને માસી, શિખામણ છે સહુને. આજ૦ ૧૧. ઉદયરતન વાચક ઉપદેશે, જે નર નારી રહેશે; પોસામાંહે પ્રેમ ધરીને, અવિચળ લીલા લહેશે. આજ૦ ૧૨.

૬. ઉપાધ્યાય શ્રી સકળચંદજી કૃત બાર ભાવનાની સજ્ઝાય.

વિમળ કૂલ કમળના હંસ તું જીવડા, ભુવનના ભાવચિત્ત જો વિચારી; જેણે નર મનુજગતિ રત્ન નવિ કેળવ્યું, તેણે નર નારી મણિ કોડિ હારી. વિ૦ ૧. જેણે સમકિત ધરી સુકૃતમતિ અનુસરી, તેણે નર નારી નિજ ગતિ સમારી; વિરતિનારી વરી કુમતિ મતિ પરિહરી, તેણે નર નારી સબ કુગતિ વારી. વિ૦ ૨ જૈન શાસન વિના, જીવ-યતના વિના, જે જના જગ ભમે ધર્મહિના; જૈન મુનિ દાન બહુ માન હીણા નરા, પશુ પરે તે મરે ત્રિજગ દિના. વિ૦ ૩. જૈનના દેવગુરૂ ધર્મગુણ ભાવના, ભાવિ નિતુ જ્ઞાન લોચન વિચારી; કર્મભર નાશની બાર વરભાવના, ભાવિ નિત તું આપ તારી. વિ૦ ૪. સર્વ ગતિ માંહીવર નરભવ દુલ્હહો. સર્વ ગુણ રત્નનો શોધિકારી; સર્વ જગ જંતુને જેણે હિત કીજીયે, સોઇ મુનિ વંદીયે શ્રુત વિચારી. વિ૦ ૫.

**ઢાલ બીજી**:–ભાવના માલતી ચૂશીયે, ભ્રમર પેરે જેણે મુનીરાજ રે; તેણે નિજ આતમા વાશીયે, ભરત પેરે મુક્તિનું રાજ રે. ભા૦ ૧. ભાવના કુસુમ શું વાસિયા, જે કરે પુણ્યના કાજ રે; તે સર્વ અમર તરૂ પરે ફળે, ભાવના દિયે શિવરાજ રે. ભા૦ ૨. ભૂમિ જનની થકી ઉપના, સુતપરે જે જગે ભાવ રે; તે સર્વ ભૂજંગી ગલે, જેમ ગળે વનતરૂ દાવ રે. ભા૦ ૩. ભૂમિના વર અનંતા ગયા; ભૂમિ ન ગઈ કિણ સાથ રે; રૂદ્ધિ બહુ પાપી જે તસ મળી, તે ન લીધી કેણ સાથ રે. ભા૦ ૪. ગઈ એ દ્વારા હારિ ગયો, અથિર સબ લોકની રૂદ્ધિ રે; સૂણી એમ પાંડવા મુનિ હુવા, તેણે વરી અચળ પદ સિદ્ધિ રે. ભા૦ ૫. રાજ્યનો પાપ ભર શિર થકે, જશ હુવા શુદ્ધ પરિણામ રે; ભરત ભૂપતિ પરે તેહને, ભાવના પુણ્યના ગામ રે. ભા૦ ૬. રાજ્યના પાપ ભર શિર થકે, જશ હુવા શુદ્ધ મન ભાવ રે; ભાવના સિંધુમાં તે વળે, ઉતરે મોહમદ તાવ રે. ભા૦ ૭. જે પદાર્થ તુજ આપણો, નવિ ગણે પ્રેમ રતિ બંધ રે; જો ગણે તે હતું આપણું, જીવ તુંહિ મતિ અંધ રે. ભા૦ ૮. કૃષ્ણ લેશ્યા વશે કિજીયે, કર્મ જે રૌદ્ર પરિણામ રે; તે સવિ ધર્મ નાંવ જાણીયે, શુભ હવે શુદ્ધ પરિણામ રે. ભા૦ ૯. જે જગ આશ્રવ જીણે ભણ્યા, તે સર્વ સંવર હોય રે; ધર્મ જે અશુભ ભાવે કરે, તે તસ આશ્રવ જોય રે. ભા૦ ૧૦.

અનિત્ય ભાવના સજ્ઝાય

**ઢાલ ત્રીજી**:–મુંઝમાં મુંઝમાં મોહમાં જીવ તું, શબ્દ વર રૂપ રસ ગંધ દેખી;

કુલ પરે ભાવિયે, અંતે હિયે જીવને છેહ રે. માંસ૦ ૧. અશુભ બહુ રોગ કફ નિતુ વહે, એ ભખે ભક્ષ્ય અભક્ષ્ય રે; દેહને જાણી જોખમ ઘણા, દેહ બહુ જીવનો ભક્ષ્ય રે. માંસ૦ ૨.

## આશ્રવ ભાવના સજ્ઝાય.

**ઢાલ નવમી :**–જગ શુભાશુભ જેણે કર્મતતિ વેલી જે, શુભ અશુભાશ્રવ તે વખાણ્યો; જળ ધરો જેમ નદિવર સરોવર ભરે, તેમ ભરે જીવ બહુ કર્મ જાણ્યો. જગ૦ ૧. મમ કરે જીવ તું અશુભ કર્મહારા, વાસવા પણ સકર્મા ન છૂટે; જેણે જગ દાન વર પુણ્ય નવિ આદર્યા, તે કુપણ નિર્ધના પેટ કૂટે. જગ૦ ૨. મન વચન કાય વિષય કષાયા તથા, અવિરતિ અશુભ ધ્યાન પ્રમાદો; મૂકે મિથ્યામતિ વર ઉપાસક ગતિ, જગ શુભાશ્રવ થકીનો વિષાદો. જગ૦ ૩. રાચ મમ જીવ તું કુટુંબ આડંબરે, જળ વિના મેઘ જેમ ફોક ગાજે; ધર્મના કાજવિણુ મકર આરંભ તું, તેણે કરી જીત સંવર વિશાળ. જગ૦ ૪.

## નિર્જરા ભાવના સજ્ઝાય

**ઢાલ દશમી :**–તાપે મીણ ગળે જીમ માંખણ, તથા કર્મ તપતા પેરે; કંચન કાટ ગળે જેમ આગે, પાપ ગળે જીન જાપે રે. તા૦ ૧. તે તપ બાર ભેદ શું કીજે, કર્મ નિર્જરા હોવે રે; સો મુનીવરને હોય સકામા, અપર અકામા જોવે રે. તા૦ ૨. અણશણ ઉણોદરી રસ ત્યાગો, કીજીએ વૃત્તિ સંક્ષેપો રે; સંલીનતા કરી કાય કિલેશો, ટળે કર્મના લેશો રે તા. ૩. પ્રાયશ્ચિત વિનય વૈયાવચ્ચ, સજ્ઝાયો વર જાણે રે; કાઉસગ્ગ કીજે જેણે ભવિજન, તસ તપ મુક્તિ નિદાન રે. તા૦ ૪.

## ધર્મ ભાવના સજ્ઝાય

**ઢાલ અગ્યારમી :**–ધર્મથી જીવને જય હોવે, ધર્મથી સવિ દુઃખ નાસે રે; રોગ ને શોક ભય ઉપશમે, ધર્મથી અમર ઘર વાસ રે ધર્મ૦ ૧. દુર્ગતિ પાપથી જીવને, ધર્મ વિણુ નવિ ધરે કાંઇ રે; વાંછિત દિયે સુર તરૂ પરે, દાન તપ શીલથી જોઇ રે. ધર્મ૦ ૨. ધર્મવર સાધુ શ્રાવક તણો, આચાર્યો ભાવ શું જેહ રે; સર્વ સુખ સર્વ મંગળતણું, આદર્યું કારણ તેહ રે. ધર્મ૦ ૩.

## દાન ભાવના સજ્ઝાય

**ઢાલ બારમી :**–જે નરા સાધુ આધાર વર દાયકા, તે નરા ધન્ય જગ વિબુધ ગાયા; જે છતે યોગવર સાધુને નવિ દીયે, તે કાશ કુસુમ પરે ફોક જાય. જે૦ ૧. નિર્મળો મુક્તિનો માર્ગ જીન શાસન, સાધુ વિણુ ક્ષણ ન ચાલે; પામતો મનુજ જે સાધુને નવિ દીયે, સો કરો કપિલ દાસીય વાલે. જે૦ ૨. અકલતું હાર નર મુક્તિની વાર નર, નાટકું મકર તપ પુણ્ય કેરો; કર્મને કાટ ઉતાર નર ભવ લહી, ધીઠમ બોલ ભવ વારિ ફેરો જે૦ ૩. જ્ઞાન વિજ્ઞાન આચાર પદ નર ભવો, પામીયો પૂર્વભવ પુણ્ય યોગે; પુણ્ય વિણુ પશુભવે જીવ પરવશ પડયો, શસ્ત્ર શું મારિયો અધમ લોકે. જે૦ ૪. જીવ તે નરભવે અશુભભાવે પશુપણે, જીવતાં જીવની કોડિ મારી; પુણ્ય વિણુ પશુ રાશભ ઉકરડે, ભલભખે પૂંઠ તૃણ ગુણ ધારી. જે૦ ૫. જીવ હિંસા સવિ પાપ એ જીવને, પાપીએ આદર્યા જીવ

વેદ રે; સર્વ પાખંડ તેં અનુભવ્યા, તિહાં ન સંવેગ નિર્વેદ રે. સ૦ ૬. રડવડયો જીવ મિથ્યામતિ, પશુ હણ્યા ધર્મને કાજ રે; કાજ કીધાં નવિ ધર્મના, હરખિયો પાપને કાજ રે. સ૦ ૭. કુગુરૂની વાસના ડાકિણી, તિણે દમ્યા જીવ અનંત રે; તિહાં નવિ મુક્તિ પંથ ઓળખ્યો, તેણે નવિ હોવો ભવ અંત રે સ૦ ૮.

## એકત્વ ભાવના સઝાય.

**ઢાલ છઠ્ઠી :–** એ તુંહિ આપકું તુંહિ ધ્યાયોજી, ધ્યાન જ્ઞાન અકેલા; જીહાં તિહાં તું જાયા અકેલા, જાવેગા અકેલા. એ તુંહિ૦ ૧ હરિહર પ્રમુખા સુરનર જાયા, તેભી જગ અકેલા; તે સંસાર વિવિધ પર ખેલી, ગયા તે ભી અકેલા. એ તુંહિ૦ ૨. કોણી લીના સાથ ન તેણે, રૂદ્ધિ ગઇ નવિ સાથે; નિજ નિજ કરણી લેઈ ગયા તે, ધન વિણુ ઠાલે હાથે એ તુંહિ૦ ૩. બહુ પરિવારે મ રાચો લોકા, સુધા મળ્યો સબ સાથે; ઋદ્ધિ સુધા હાંસે સબ ચિંતો, ગગનતણી જીમ બાથે એ તુંહિ૦ ૪. શાન્તી સુધારસ રસમાં ઝીલો, વિષય વિષંચ નિવારો; એકપણું શુભધ્યાને ચિંતી, આપ આપકું તારો. એ તુંહિ૦ ૫. હિંસાદિક પાપે એ જીવો, પામે બહુવિધ રોગો; જળ વિણુ મત્સ્ય એકલો, પામે દુઃખ પર લોગો. એ તુંહિ૦ ૬. એક પણું ભાવિ નમિરાજા, મૂકી મિથીલા રાજ; મૂકી નર નારી સવિ સંગતિ, પ્રણમે તસ સૂર રાજ. એ તુંહિ૦ ૭.

## અન્યત્વ ભાવના સજ્ઝાય.

**ઢાળ સાતમી :–** ચેતના જાગી સહચારિણી, આળસ ગોદડું નાંખી રે; હૃદય જ્ઞાન દીવો કરે, સુમતિ ઉઘાડી નિજ આંખ રે. ચે૦ ૧. એક રાત અધિક અઠાવના, મોહિ રણિયા ઘરબારી રે; હું સદા તેહ વિંટયો રહું, તુજ ન ચિંતા કિસી માહરી રે. ચે૦ ૨. જઇ મુજ તે અળગો કરે, તો રમું હું તુજ સાથે રે; તેહથી હું અળગો રહું, જો રહે તું મુજ હાથે રે. ચે૦ ૩. મન વચન તનુ સવે ઇંદ્રિયા, જીવથી જુજુઆ હોય રે; અપર પરિવાર સબ જીવથી, તું સદા ચેતના જોય રે. ચે૦ ૪. (પાઠાંતરે) તનુ વચન સવે ઇંદ્રિયા, જીવથી જુજુઆ જોય રે; જો રમે તુ ઇણે ભાવના, તો તુજ કેવળ હોય રે. ચે૦ ૪. સર્વ જગ ગણી જુજુઆં, કોઈ કુણનો નવિ હોય રે; કર્મ વશે સર્વ નિજ નિજ તણો, કર્મથી નવિ તર્યો કોય રે. ચે૦ ૫. દેવ ગુરુ જીવ પણે જુજુઆ, જુજુઆ ભગતના જીવ રે; કર્મ વશ સર્વ નિજ નિજ તણો, ઉદ્યમ કરે નવિ ફિલ બરે. ચે૦ ૬. સર્વ શુભ વસ્તુ મહિ માહરે, કળિયુગો દુષ્ટ ભૂપાળ રે; તસ દુકાળોપિ જનને હરે, અપરાની આશ મન વાલ રે. ચે૦ ૭. ચિંતા કરે આપ તું આપણી, મમ કરે પરતણી આશ રે; આપણું આચર્યું અનુભવ્યું, વિચરી પર વસ્તુ ઉદાસ રે. ચે૦ ૮. કોઈણે જગ નવિ ઉદ્ધર્યો, ઉદ્ધરે આપણો જીવ રે; ધન્ય જે ધર્મો આદર હિયે, તે વસે ઇંદ્ર સમી વરે ચે૦ ૯. જો જુએ જુજુઆ આતમા, દેહ ધન જન કથી ધ્યાન રે; તે ગઈ દુઃખ નાવ ઉપજે, જેહને મન જીન જ્ઞાન રે. ચે૦ ૧૦.

## અશુચી ભાવના સજ્ઝાય.

**ઢાળ આઠમી :–** માંસ મળ મૂત્ર રૂધિર ભર્યા, અશુચિ નર નારીના દેહ રે; વારૂણી

જો નવિ મળે; તો પાસેનું પરજાળે. ક૦ ૪. ક્રોધતણી ગતિ એહવી, કહે કેવળનાણી; હાણુ કરે જે હેતની, જાળવજો એમ જાણી. ક૦ ૫. ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી; કાયા કરજો નિર્મળી, ઉપશમ રસ નાહી. ૬.

## ૯. માનની સજ્ઝાય.

રે જીવ માન ન કીજીયે, માને વિનય ન આવે રે; વિનય વિણ વિદ્યા નહિ, તો કિમ સમકિત પાવે રે. રે જી૦ ૧. સમકિત વિના ચારિત્ર નહી, ચારિત્ર વિણ નહિ મુક્તિ રે; મુક્તિ વિના સુખ શાશ્વતાં, તે કેમ લહિયે યુક્તિ રે. જી૦ ૨. વિનય વડો સંસારમાં, જે ગુણમાંહે અધિકારી રે; માને ગુણ જાયે ગળી, ચિત્ત જૂઓ વિચારી રે. રે જી૦ ૩. માન કરયું જો રાવણે, તે તો રામે મારયો રે; દુર્યોધન ગર્વે કરી, અંતે સવિ હારયો રે. રે જી૦ ૪. સૂકાં લાકડાં સારિખો, દુઃખદાયી એ ખોટો રે; ઉદયરત્ન કહે માનને, દેજો દેશવટોરે. રે જી૦ ૫.

## ૧૦. માયાની સજ્ઝાય.

સમકિતનું બીજ જાણીયે જી, સત્ય વચન સાક્ષાત; સાચામાં સમકિત વસેજી, માયામાં મિથ્યાત્વ રે; પ્રાણી મ કરો માયા લગાર. ૧. મુખ મીઠો જુઠો મનેજી, કૂડ કપટનો રે કોટ; જીભે તો જી જી કરેજી, ચિત્તમાં તાકે ચોટ રે. પ્રાણી૦ ૨. આપ ગરજે આઘો પડેજી, પણ ન ધરે વિશ્વાસ; મેલ ન છંડે મન તણોજી, એ માયાનો પાસ રે. પ્રાણી૦ ૩. જેહશું માંડે પ્રીતડી જી, તેહશુ રહે પ્રતિકુળ; નવિ મૂકે મન આમળોજી, એ માયાનું મૂળ રે. પ્રાણી૦ ૪. તપ કીધો માયા કરી જી, મિત્રશું રાખ્યો રે ભેદ; મલ્લિ જિનેશ્વર જાણજો જી, તે પામ્યા સ્ત્રી વેદ રે. પ્રાણી૦ ૫. ઉદય રતન કહે સાંભળો જી, મૂકો માયાની બુદ્ધ; મુક્તિપુરી જાવા તણો જી, એ મારગ છે શુદ્ધ રે પ્રાણી૦ ૬.

## ૧૧ લોભની સજ્ઝાય

તમે લક્ષણ જોજો લોભનાં રે, લોભે મુનિજન પામે ક્ષોભના રે; લોભે ડાહ્યા મન ડોલ્યા કરે રે, લોભે દુર્ઘટ પંથે સંચરે રે. ત૦ ૧. તજે લોભ તેહનાં લેઉં ભામણાં રે, વળી પાય નમીને કરૂં ખામણાં રે; લોભે મર્યાદા ન રહે કેહની રે, તમે સંગત મૂકો તેહની રે. ત૦ ૨. લોભે ઘર મૂકી રણમાં મરે રે, લોભે ઉંચ તે નીચું આદરે રે. લોભે પાપ ભણી પગલાં ભરે રે, લોભે અકાર્ય કરતાં ન ઓસરે રે ત૦ ૩ લોભે મનડું ન રહે નિર્મળું રે, લોભે સગપણ નાસે વેગળું રે; લોભે રહે પ્રીતિને પાવઠું રે, લોભે ધન ન મળે એકઠું રે. ત૦ ૪. લોભે પુત્ર પ્રત્યે પિતા હણે રે, લોભે હત્યા પાતક નવિ ગણે રે; તે તો દામતણે લોભે કરી રે, ઉપર મણિધર થાયે તે મરી રે. ત૦ ૫. જોતાં લોભનો થોભ દીસે નહી રે, એવું સૂત્ર સિદ્ધાંતે કહ્યું સહી રે; લોભે ચક્રી સુભુમ નામે જુઓ રે, તે તો સમુદ્ર માંહે ડૂબી મૂઓ રે. ત૦ ૬. એમ જાણીને લોભને છંડજ્યો રે, એક ધર્મ થું મમતા મંડજ્યો રે; કવિ ઉદયરતન ભાખે મુદા રે, વંદુ લોભ તજે તેહને સદા રે..ત૦ ૭.

## ૧૨ શાંતસુધારસની સજ્ઝાય

શાંત સુધારસ કુંડમાં હું રમે મુનિવર હંસ રે; ગારવ રેણુશુ મત રમે, મૂકજે

સાટે; આટકી હાટ તે વિવિધ પરે કાટીએ, અગ્નિમાં હાંટીયે પાપ માટે. જે૦ ૬. પુણ્યથી હેવે તુજ દેહ રુડો ઘડયો, આણિયો જૈન કૂળ પુણ્ય કાજે ધર્મ નર જન્મ જો જીવ હારી તું, ઘસીસ નિજ હાથ અશુભ રાજે. જે૦ ૭. દાન તપ શિળ સંયમ દયા ધર્મથી સર્વ સુખ રૂદ્ધિ જો તું વિચારી; સર્વ શુભયોગ હારીશ જો તું પછી, ઘસીસ જીમ હાથ હાર્યો જુગારી. જે૦ ૮. જીસિય ગુણિકા તણી ખાસ સાધારણી, તિસીય મિથ્યામતિ જગે ન રુડા; ત્યજી હિંસા કુધર્મા હિંસવિ પાપ, તુ વિશ્વમાં મોકલે કીર્તિ રુડી. જે૦ ૯. પાર મમ રાખ જે પાપ આચારનો, ફાટ મ પાડજે ધર્મ વાટે; જાટ પરે અણુ વિમાસ્યું કિશું મમ કરે, ખોટ કામ મમ પાડજે ધર્મ હાટે. જે૦ ૧૦. જો તુજ સુખ ગમે સર્વ દુઃખ નવિ ગમે, વિષય સો વીર રસ ત્યજીય; આત્મ અધ્યાત્મ વર ધ્યાન કુંજે રમી, ધર્મવર ભાવના ખાટો અમૃત ચાહો. જે૦ ૧૧.

## સમરસ ભાવના સજ્ઝાય.

ઢાલ તેરમી :–ભવિક જીવ પૂછે નિજ ગુરૂને, અશુભ કર્મ કિમ કાટે; શ્રમણે ધર્મની સંજ્ઞિજીવો, જો સમતા રસ ચાખે શો ભવિકા સમરસ અમૃત ચાખે. ૧. સમરસ અમૃત ચાખો, કુવ્યશન મૂકો મનનો આંટો; સદોષ પિંડે મ ભરો કોઠો, સભ પર સુખે મમ વિષ વાટો રે. ભ૦ ૨. વિંધ્યો જીવ કર્મ વિષ કાટે, પીડયો ચાર ગતિ ફાટે; શુભ ભાવે દેતાં દઢ પારે, કર્મ ગુંબડું ફાટે રે. ભ૦ ૩. પાપ પિંડ અસત્યજ ફુલે, જો કષાય મદ દાટે; નિખીલ પાપ નિસંગી જીવો, રહેતો સમ દુઃખ કાટેરે. ભ૦ ૪. જનના સુખ શુભ ધ્યાન સુલેશ્યા, દુકાળ સુંસા કાટે; દાન પુણ્ય જનના સભ તેણે, વાદળ પેરે સભ ફાટે, ભ૦ ૫. રોગ સમે જેમ અમૃત છાંટે, હૃદય પડી નવિ આંટે રે; ધર્મ કરંતા ભવિક જીવને, શિવ સુખ આવે આંટે રે. ભ૦ ૬. ગુણ વિણ કિમ શિવ ગિરિ પર ચઢીયે, હિણુ પુણ્ય જન રાટે; એસે જો જીન ગુણ મણિ સારે, તો સભ ભવ દુઃખ કાટે રે. ભ૦ ૭.

## લોક ભાવના સજ્ઝાય.

ઢાલ ચૌદમી :–જ્ઞાન નયન માંહે ત્રિભુવન રૂપી, જેણે જીવ દીઠો લોગે; ધણી આવ્યો ષટ દ્રવ્ય રૂપો, પ્રણમો તસ જીન પગે. ૧. મુનિવર ધ્યાવો અઢીય દીવ લોગો, જીહા જીન મુનિવર સિદ્ધ અનંતા; તિહાં નહિ જ્ઞાન વિયોગો, મુનિવર ધ્યાવો અઢીય દિવ લોગો. ૨. આપે સીધો કેણે ન કીધો, લીધો કેણે નવિ જાવે; આદિ નહિ જસ હોયે તો, કેવળ નાણી ભાવે. ૩. અધોલોક છત્રાસન સમ વડે, તિછોં જલ્લાહી જાણો; ઉર્ધ્વલોક મૃદંગ સમાણો, સકળ મુનિ ચિત્ત આણો. ૪.

## ૮. શ્રી ક્રોધની સજ્ઝાય

કડવાં ફળ છે ક્રોધના, જ્ઞાની એમ બોલે; રીસ તણો રસ જાણીયે, હળાહળ તોલે. ક૦ ૧. ક્રોધે ક્રોડપૂરવ તણું, સંયમ ફળ જાય; ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય. ક૦ ૨. સાધુ ઘણો તપીયો હતો, ધરતો મન વૈરાગ; શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોશિયો નાગ. ક૦ ૩. આગ ઉઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાળે; જગનો જોગ

શુદ્ધ ગુરૂ દેવ પંચ સેવ કરવા ભણી, આપણી ખાંતે કરી મ કર' ભોરા. પુન્ય૦ ૪: શેલડી સરસ સાકર સમ વયણ સુણી, આપણો મન કર્યો મુક્તિ વરવા; કાયા. કામિની તણી શિખ સંભારતો, પ્રાણીઓ ધસ મસ્યો ધર્મ કરવા. પુન્ય૦ ૫ ઉગતે ભાણુ સુવખાણ સદ્ગુરુ તણી, વાણી હિત લાઈ ચિત્ત કાન ચાખે; ઉંઘ આળસ હરે જીવડો ભવ તરે, પરમ પદવી વરે પ્રીતિ ભાખે પુન્ય૦ ૬.

## ૧૪. પરનિંદા વારક હિત શિખામણની સજ્ઝાય.

મ કર હો જીવ પરતાંત દિન રાત તું, આપણો વાંક નયણે ન દેખે; તિલ સમ પારકા દોષ હોવે જકે, તેહ કરી દાખવે મેરૂ લેખે. મ કર૦ ૧. કો કરે પર તણી અતિહી નિંદા ઘણી, તેહ તો તેહનો મેલ ધોવે; તાસ ઉજ્વલ કરે પિંડ પાપે ભરે, મૂઢ તે માનવી સુગુણ ખોવે. મ કર૦ ૨. બહુલ મચ્છરપણે ગુણ તજી પર તણા, સંત અણસંત જે દોષ ભાખે; બાપડો જીવડો તેહ મૂરખપણે, ગજ પરે નિજ શિરે ધુળ નાંખે. મ કર૦ ૩. દ્રાક્ષ સાકર સરસ વસ્તુ સવિ પરિહરિ, કાક જેમ ચાંચશું મેલ ચૂંથે; નિંદકી તેમ ગુણ કોડિ છોડી કરી, ચિત્તમાં પર તણા દોષ ગૂંથે. મ કર૦ ૪. અંગ જેમ ગોપવી મીનને મારવા, બગ રહે તાકી જીમ નીર નાકે; નીચ તેમ છિદ્ર ગોપવી કરી આપણાં, રાત દિન પારકા છિદ્ર તાકે. મ કર૦ ૫. નિપટ લંપટ પણે લંપટી કૂતરો, વમન દેખી કરી નફ્ટ નાચે; દોષ લવલેશ પામી તથા પાતકી, અધમ જન સબલ મન માંહિ માચે. મ કર૦ ૬. એક સજ્જન હોયે સેલડી સારિખા, ખંડ ખંડે કરી કોઇ કાપે; તોહિ પણ પીડતાં આપ ઉત્તમપણે, સરસ રસ વસ્તુનો સ્વાદ આપે. મ કર૦ ૭. કોઇ અવગુણ પણ છેડી જે ગુણ ગ્રહે, દેશ પરદેશ તે સુખ પાવે; દેખ પ્રત્યક્ષપણે કૃષ્ણપરે તેહનાં, દેવ રાજેન્દ્ર પણ સુયશ ગાવે. મ કર૦ ૮, દેવ ગુરુ ધર્મ આરાધ શુદ્ધ મને, પારકે પેશમાં મૂઢ કાને; સકલ સુખ કારિણી દુરિત દુઃખ વારિણી, ભાવના એહ હિતશિખ માને. શ કર૦ ૯.

## ૧૫. જીભલડીની સજ્ઝાય.

બાપલડીરે જીભલડી તું, કાં નવિ બોલે મીઠું; વિરૂઆં વચન તણાં ફલ વિરૂઆં, તે શું તેં નવિ દીઠું રે. બા૦ ૧. અજ્ઞ ઉદક અણગમતાં તુજને, જે નવિ રુચે અનીઠાં; અણ બોલાવ્યો તું શા માટે, બોલે કુવચન, ધીઠાં રે. બા૦ ૨. અગ્નિ દાઝ્યો તે પણ પાળે, કુવચન દુર્ગતિ ઘાલે; અગ્નિ થકો અધિકું તે કુવચન, તે તો ક્ષણ ક્ષણ સાલે રે. બા૦ ૩ તે નર માન મહોબત નવિ પામે, જે નર હોય મુખરોગી; તેહને તો કોઇ નવિ બોલાવે, તે તો પ્રત્યક્ષ સોગી રે. બા૦ ૪. ક્રોધ ભર્યો ને કડવું બોલે, અભિમાને અણગમતે; આપ તણો અવગુણ નવિ દેખે, તે કેમ જાશે મુગતે રે. બા૦ ૫. જનમ જનમની પ્રીતિ વિણાશે, એકણ કડુવે બોલે; મીઠાં વચન થકી વિણ ગરથે, લેવો સબ જગ મોલે રે. બા૦ ૬. આગમને અનુસારે હિતમતિ, જે નર રૂડું ભાખે; પ્રગટ થઇ પરમેશ્વર તેહની, લજ્જા જગ માંહિ રાખે રે. બા૦ ૭. સુવચન કુવચનનાં ફળ જાણી, ગુણ અવગુણ મન આણી; વાણી બોલે અમીય સમાણી, લબ્ધ કહે સુણો પ્રાણી રે. બા૦ ૮,

શિથિલ મુનિ ચંગ રે. શાં૦ ૧. સ્વહિત કરમ કર ભવપૂરણા, મ કર તું ધર્મમાં કૂડ રે; લોક રંજન ઘણું મમ કરે, જાણતો કર્યું હોયે મૂઢ રે. શાં૦ ૨. જો યતિવર થયો જીવડા, પ્રથમ તું આપને તાર રે; આપ સાખે મુનિ જો તર્યો, તો પછી લોકને તાર રે. શા૦ ૩. તુજ ગુણવંત જાણી કરી, લોક હિયે આપણા પુત્ત રે; અસન વસનાદિક ભરી દીયે, ખોટડું મ ધર મુનિ સુત્ત રે. શાં૦ ૪. નાણ દંસણ ચરણ ગુણ વિના, તું કેમ હોય સુપાત્ર રે; પાત્ર જાણી તુજ લોક રે, મ ભર તું પાપે નિજ ગાત્ર રે. શાં૦ ૫. સુધીય સુમતિ ગુપ્તિ નહિ, નહિ તપ એષણા શુદ્ધિ રે. મુનિ ગુણવંતમાં મૂળગો, કેમ હોયે લબ્ધિની સિદ્ધિ રે. શાં૦ ૬. વ્યાપ માંડયો ઘણો ગુણ વિના, ભૂરિ આડંબર ઇચ્છ રે; ઘર તજી માન માયા પડયો, કેમ હોયે સિંહ ગતિ રીંછ રે. શાં૦ ૭. ઉપશમ અંતરંગે નહિ, નહિ તુજ ચારુ નિર્વેદ રે; નતિ મુનિ પૂજ્ય તું અભિલષે, મ કર અણુમાનીયો ખેદ રે. શાં૦ ૮. ઉદર ભરણાદિ ચિંતા નહિ, સજ્જન સુત કલત્ર ઘર ભાર રે; રાજ ચોરાદિ ભય તુજ નહિ, તોહી તુજ શિથિલ આચાર રે. શાં૦ ૯. વિવિધ દુઃખ દેખી તું લોકના, તુજ કિસિ ચિંતા મુનિરાજ રે; તું જના વજ્જનાદિકે પડયો, ચૂક મ આપણું કાજ રે. શાં૦ ૧૦. આપણું પારકુ મ મ કરે, મૂક મમતા પરિવાર રે; ચિત્ત સમતારસે ભાવજે, મ કર બહુ બાહ્ય વિસ્તાર રે. શાં૦ ૧૧. લોક સત્કારે પૂજે સ્તવે, મુજ મળી લોકના વૃંદ રે; મુજ યશ નામ જગ વિસ્તર્યું, ઇસ્યો અભિમાન મુણિંદ રે. શાં૦ ૧૨. પૂરવ મુનિ સારિખી નહિ કીસી, આપણી લબ્ધિ ને સિદ્ધિ રે; અતિશય ગુણ કિસ્યો તુજ નહિ, તો નહિજ માનની બુદ્ધિ રે. શા૦ ૧૩. પૂર્વે પ્રભાવક મુનિ હુઆ, તેહને તું નહી તોલ રે; આપ હીણું ઘણું ભાવજે, મુખ વાણું ઘણુંઅ મ બોલ રે. શા૦ ૧૪. નિયડી કરી જે જન રંજીયા, વશ કર્યાં જેહ બહુ લોક રે; પૂંઠ દીધે ન તે તાહરાં, અહી મુનીના તરૂ ફોક રે. શાં૦ ૧૫. ગુરૂ પ્રસાદે ગુણહીનને, હોવે છે તું ગુણ ઋદ્ધિ રે; તું ગુણ મત્સરી મત હોયે, નિજ જીવની શુદ્ધિ રે. શાં૦ ૧૬. સંયમ યોગ મૂકી કરી, વશ કર્યાં જેહ બહુ લોક રે; શિષ્ય ગુરૂ ભક્ત પુસ્તક ભર્યાં, અંતે દીયે સમ વિણું શોક રે શાં૦ ૧૭ પ્રથમ સમતા સુખ જળધિમાં, સુર નર સુખ એક બુંદ રે; તેણે તુ સિંચ સમવેલડી, મૂકી દે અવર સબ છંદ રે. શાં૦ ૧૮. એક ક્ષણ વિશ્વજંતુ પરે, તું વસી જીવ સમભાવે રે; સર્વ મૈત્રી સુધાપાનપે, સકળ સુખ સન્મુખ લાવે રે; શાં૦ ૧૯ આપ ગુણવંત ગુણ રંજીઓ, દીન દુઃખ દેખી દુઃખ ચુર રે; નિગુંણી દેશ વિરતી રહી, સકળ મુનિ સુખ શુચિ પૂર રે. શાં૦ ૨૦.

## ૧૩. પુણ્યની સજ્ઝાય.

પુણ્ય કર પુણ્ય કર પુણ્ય કર પ્રાણીઆ, પુણ્ય કરતાં સયલ સિદ્ધિ વૃદ્ધિ કનકની કોડી; કર જોડી કાયા કહે, લચ્છી લીલા લહે ધર્મ બુદ્ધિ. પુન્ય૦ ૧. આહટ દોહટ છોડી છોકરપણું, અંત ઘણું મન તણું છોડી પાપં; પાપ સંતાપ આલાપ પરહર પીયુ, પંચ પરમેષ્ટિપદ સમર જાપં. પુણ્ય૦ ૨. તું મુજ કંત હું કામિની તાહરી, માહરી, શિખ સુણી કાન લાગે; શુભ મતિ માંડતાં અશુભ ગતિ છાંડતાં, ધર્મ કરતાં કીસી લાજ લાગે. પુન્ય૦ ૩. મુજ મતિ વાહલા ધૈર્ય ધર નાહલા, થોડલા વયણ અવધાર મોરા;

કર્મ ચૂરી, સહેજે સોહે મન રૂલી, કહે કવિઅણુ સુણો લોકો, આરાધો એક મન વલી. ૬.

## ૨૦ પ્રતિ મણાની સજ્ઝાય.

ગૌતમ પૂછે શ્રી મહાવીરનેરે, ભાખો ભાખો પ્રભુ સંબંધરે; પડિક્કમણું કરતાં પ્રભુ શુ ફલ પામીએરે, શું શું ફલ થાયે પ્રાણીને બંધરે. ગૌતમ૦ ૧. સાંભળ ગૌતમ તે કહું રે. પડિક્કમણું કરતાં ફલ થાય રે; તેથી ઉત્તરોત્તર સુખ ભોગવીરે, અનુક્રમે શીવપુર જાયરે. ગૌતમ૦ ૨. ઇચ્છા પડિક્કમણું કરીને પામીએરે, થાય પ્રાણીને પુન્ય બંધરે; પુન્યની કરણી જે ઉવેખશેરે, પરભવ થયે અંધોઅંધરે. ગૌતમ૦ ૩. પાંચ હજાર ઉપર પાંચસેરે, દ્રવ્ય ખરચી લખાવે જેહરે; જીવ ભગવઈ પન્નવણા, સૂત્રમાંરે મુકે ભંડારે પૂન્ય થાયરે. ગૌતમ૦ ૪. પાંચ હજાર ઉપર પાંચસેરે, ગાયો ગર્ભવતી જેહરે; તેન અભયદાન દેતાં થકાંરે, મુહપત્તિ આપ્યાનું ફળ એહરે. ગૌતમ૦ ૫. દશ હજાર ગાયો ગોકુળ તણીરે, એકેકુ દશ હજાર પ્રમાણરે; તેને અભયદાન દેતાં થકાંરે, પરને ઉપદેશ દીધાનું જાણરે. ગૌતમ૦ ૬. તેહથી અધિકુ ઉત્તમ ફલ પામીએરે, પરને ઉપદેશ દીધાનું ફલ જાણરે; ઉપદેશ થકી સંસાર તરેરે, ઉપદેશથી પામે કેવળ-જ્ઞાનરે. ગૌતમ૦ ૭. શ્રી. જિન પ્રતિમા અભિનવ શોભતાંરે, સહસ પચીસ શીખર કરાવે જેહરે; એકેકુ મંડપ બાવન ચૈત્યનુંરે, ચરવલો આપ્યાનું ફલ એહરે ગૌતમ૦ ૮. માસખમણની તપસ્યા કરેરે, અથવા પીંજર કરાવે એકરે; એવા ક્રોડ પીંજર કરાવતાં થકાંરે, કામલી આપ્યાનું ફલ એહરે. ગૌતમ૦ ૯. સહસ અઠ્યાસી દાન શાલા તણારે, જે ઉપજે પ્રાણીને પુન્યનો બંધરે; તેહ થકી સદ્ય ગુરૂને વંદણા કરીને, થાયે પ્રાણીને પુન્યનો બંધરે. ગૌતમ૦ ૧૦. શ્રી જિન પ્રતિમા અભિનવ શોભતારે, સહસ અઠ્યા-સીનું પ્રમાણરે; એકેકી પ્રતમા પાંચસે ધનુષનીરે, ઇરીયાવહી પડિક્કમતાં ફલ જાણરે. ગૌતમ૦ ૧૧. આવશ્યસૂત્રની રૂજુગતિ સૂત્રમાંરે, ભાખ્યો શુદ્ધ પ્રતિક્રમણનો સંબંધરે; જીવાભિગમ રૂજુગતિ જાણરે, સ્વયંમુખે ભાખે શ્રી વીર જિણંદરે. ગૌતમ૦ ૧૨. વાચક જશ કહે શ્રદ્ધા ધરેરે, પાલે શુદ્ધ પડિક્કમણાનો વહેવારરે; અનુત્તર અસમ સુખ પામે મોટકાંરે, ભવિજન પામશે ભવનો પારરે. ગૌતમ૦ ૧૩.

## ૨૧ વણઝારાની સજ્ઝાય

નરભવ નગર સોહામણું વણઝારા રે, પામીને કરજે વ્યાપાર, અહો મોરા નાયકરે; સત્તાવન સંવર તણા, વ૦ પોઠી ભરજે ઉદાર. અ૦ ૧. શુભ પરિણામ વિચિત્રતા વ૦ કરિયાણાં બહુ મૂલ; અ૦ મોક્ષનગર જાવા ભણી, વ૦ કરજે ચિત્ત અનુકૂળ. અ૦ ૨. ક્રોધ દાવાનળ ઓલવે, વ૦ માન વિષમ ગિરિરાજ; અ૦ ઓલંઘજે હળવે કરી, વ૦ સાવધાન કરે કાજ. અ૦ ૩. વંશજાળ માયા તણી, વ૦ નવિ કરજે વિશરામ; અ૦ ખાડી મનોરથ ભાટતણી, વ૦ પૂરણનું નહી કામ. અ૦ ૪. રાગ દ્વેષ દોય ચોરટા, વ૦ વાટમાં કરશે હેરાન; અ૦ વિવિધ વીર્ય ઉલ્લાસથી, વ૦ તું હણજે તે સ્થાન. અ૦ ૫. એમ સવિ વિઘન વિદારીને, વ૦ પહોંચજે શિવપુર વાસ; અ૦ ક્ષય ઉપશમ જે ભાવના, વ૦ પોઠે ભર્યા ગુણરાશ. અ૦ ૬. ખાયક ભાવે તે થવે, વ૦ લાભ હોશે તે અપાર; અ૦

## ૧૬. ચેતનને શિખામણની સજ્ઝાય.

ચતુર તું ચાખ મુજ હિત શીખ સુખડી, બાપડા વિષય કાં મૂક મંડે; વિષય લંપટપણે રાત-દિન નવિ ગણે, ક્રોધ મદ માન માયા ન છંડે ચ૦ ૧. સદન ધન સ્વજન જન, નિરખી નિજ વશ અરે, માહરૂં માહરું મ કર ભોળા; તાહરૂં તેહ જે સુકૃત સંચય કરે, પિંડ પાપે ભરી કરીય રોલા. ચ૦ ૨. કાલ અરહંટ શશી સુર વૃષ જોડલું, દિવસ ને નિશી અતિ ઘડીય માલ; નિરખી નિજ આઉખું નીર ઉલેચતાં, કાં ન છંડે હજી મોહ જાલ' ચ૦ ૩. સકલ શુભ કાજની આજ વેલા લહી, મોહે મુઝયો હજી શું વિમાસે; સકલ સુખ તુજ ગમે, દેહે દુઃખ નવિ ખમે, કરણી વિણુ મુક્તિ રતિ કેમ કરાશે. ચ૦ ૪. અથિર સંસારમાં સાર નવકારનું, ધ્યાન ધરતાં સદા હૃદય રીઝે; એહથી ભવ તરે મેરુ મહિમા ધરે, રિદ્ધિ વિજયાદી સુખ સકલ સીઝે. ચ૦ ૫.

## ૧૮ વૈરાગ્યની સજ્ઝાય

ઊંચાં તે મંદિર માળીયાં, સોડ વાળીને સૂતો; કાઢો કાઢોરે એને સહુ કહે, જાણે જન્મ્યોજ ન્હોતો ૧. એક રે દિવસ એવો આવશે, મન સબળોજી સાલે; મંત્રી મળ્યા સર્વે કારમા, તેનું કાંઈ નવ ચાલે. એક રે૦ ૨. સાવ સોનાનાં રે સાંકળાં, પહેરણ નવા નવા વાઘા; ધોળું રે વસ્ત્ર એના કર્મનું, તે તો શોધવા લાગ્યા એક રે૦ ૩. ચરૂ કઢાઈયા અતિ ઘણા, બીજાનું નહી લેખું; ખોખરી હાંડી એના કર્મની, તે તો આગળ દેખું. એક રે૦ ૪. કેનાં છોરૂ ને કેનાં વાછરૂ, કેનાં માય ને બાપ; અંતકાળે જવું (જીવને) એકલું, સાથે પુન્ય ને પાપ. એક રે૦ ૫. સગી રે નારી એની કામિની, ઊભી ટગમગ જુવે; તેનું પણ કાંઈ ચાલે નહી, ધ્રુસકે ધ્રુસકે રૂવે. એક રે૦ ૬. વ્હાલાં તે વ્હાલાં શું કરો, વ્હાલાં વોળાવી વળશે; વ્હાલાં તે વનનાં લાકડાં, તે તો સાથેજ બળશે. એક રે૦ ૭. નહિ ત્રાપો નહિ તુંબડી, નથી તરવાનો આરો; ઉદયરતન મુનિ ઈમ ભણે, પ્રભુ મને પાર ઉતારો એક રે૦ ૮.

## ૧૯ શ્રી નવકારવાલીની સજ્ઝાય

(ઢાળ)-એક નારીરે, ધર્મ તણો ધુર જાણિયે, તસ મહિમારે, મન રંગે વખાણિયે; તેહ નારીરે, આપણુડે મન આણિયે, ખટ દર્શનીરે, તે પણ સબળે માનિયે. ૧. (ત્રોટક)-માનીએ પણ નારી રૂડી, નહિ કુડી તે વડી, કર કમલ કીજે કાજ સીઝે ધ્યાને ધરિયે મન રૂલી; ત્રિભુવન સોહે રૂપ મોહે, દેવ દાનવ કર ચડી, નોકારવાલી મુહપત્તિને, આદિ પુરૂષે આદરી. ૨. (ઢાળ)-જિન શાસનરે, નોકરવાલી સહુ કહે, પર શાસનનીરે. જપ માલી કહી સવિ ગણે; તુરકો પણરે, તસબીર બોલે પણ રૂલી, અક્ષમાલારે, નામ કહિયે ચોથું વલી. ૩. (ત્રોટક)-તસ નામ લીજે કામ સીઝે. લોક બૂઝે અતિ ઘણાં, દરશન દીઠે દુઃખ નાઠે, પાપ જાયે ભવ તણાં; હરિહર પુરંદર સકલ મુનિવર, હાથે રૂડી દીસે એ, નોકારવાલી હાથ લેતાં, દેવ દાનવ તૂસે એ. ૪. (ઢાળ)-એક સોહેરે, મૂર્તિ મોહન વેલડી, સોહામણીરે, ચતુર પણે તે ગુણે ચડી; હોય ચોપનરે, મલી કરી અટ્ટોતરી, ધ્યાન ધરિયેરે, તરિયે ભવસાયર વલી, ૫. (ત્રોટક)-સંસાર તરીએ ધ્યાન ધરિયે, તરિયે ભવસાયર વલી, નોકારવાલી ધ્યાન ધરતાં, મુક્તિ પામે કેવલી; સવિ આશ પુરી

વેગલા; અપવાદ માથે ચઢે મોટા, નરકે થઇએ દોહિલા; ધન્ય ધન્ય તે નર નારી જે દઢ, શીયલ પાલે કુલ તિલો; તે પામશે યશ જગત માંહિ, કુમુદ ચંદ સમ ઉજલો ૧૦.

## ૨૩. શીયલ વિષે સ્ત્રીને શિખામણની સજઝાય.

(ચાલ) એક અનુપમરે, શિખામણ ખરી; સમજી લેજ્યોરે, સઘળી સુંદરી. (ઉથલો) સુંદરી સહેજે હૃદય હેજે, પર સેજે નવિ બેસીએ; ચિત્ત થકી ચૂકી લાજ મૂકી, પરમંદિર નવિ પેસીએ; બહુ ઘેર હીંડે નારી નિર્લજ, શાસ્ત્રે પણ ત્યજવી કહી; જેમ પ્રેત દૃષ્ટિએ પડ્યું ભોજન, જમવું તે જુગતું નહિ. ૧. (ચાલ) પર શું પ્રેમે રે, હસીય ન બોલીએ; દાંત દેખાડી રે, ગુહ્ય ન ખોલીએ; (ઉથલો) ગુહ્ય ઘરનું પરની આગે, કહોને કેમ પ્રકાશીએ; વળી વાત જે વિપરીત ભાસે, તેહથી દૂર નાશીએ; અસુર સવારા અને અગોચર, એકલડાં નવિ જાઇએ; સહસાત્કારે વાત કરતાં, સહેજે શીયળ ગુમાવીએ. ૨. (ચાલ) નટ વિટ નરશું રે, નયણ ન જોડીએ; માર્ગ જાતાં રે, આઘું ઓઢીએ. (ઉથલો) આઘું તે ઓઢી વાત કરતાં, ઘણુંજ રૂડાં શોભીએ; સાસુ અને માના જાણ્યા વિણ, પલક પાસ ન થોભીએ; સુખ–દુઃખ સરજ્યું પામીએ, પણ કુળાચાર ન મૂકીએ; પરવશ વસતાં પ્રાણ જાતાં, શીયળથી નવિ ચૂકીએ. ૩. (ચાલ) વ્યસની સાથેરે; વાત ન કીજીએ; હાથો હાથરે, તાળી ન લીજીએ. (ઉથળો) તાળી ન લીજે નજર ન દીજે ચંચલ ચાલ ન ચાલીએ; એક વિષય બુદ્ધે વસ્તુ કેહની, હાથ પણ નવિ ઝાલીએ; કોટિ કંદર્પ રૂપ સુંદર, પુરૂષ પેખી ન મોહીએ; તણખલા ગણી તેહને, ફરીય સામુ ન જોઇએ. ૪. (ચાલ) પુરૂષ પ્યારોરે, વળી ન વખાણીએ; વૃદ્ધ તે પિતારે, સરખો જાણીએ. (ઉથલો) જાણીએ પિયુ વિણ પુરૂષ, સઘળાં સહોદર સમોવડે; પતિવ્રતાનો ધર્મ જોતાં, નાવે કોઇ સમોવડે; કુરૂપ કુષ્ટિ કુબડો ને, દુષ્ટ દુબંળ નિગુંણો; ભરતાર પામી ભામિની તે ઇન્દ્રથી અધિકો ગણો. ૫. (ચાલ) અમરકુમારરે, તજી સુરસુંદરી; પવનજયેરે, અંજના પરિહરી. (ઉથલો) પરિહરી સીતા રામે વનમાં, નળે દમયંતી વળી; મહાસતી માથે કષ્ટ પડ્યાં પણ, શીયલથી તે નવિ ચળી; કસોટીની પરે કસીય જોતાં, કંત શું વિહડે નહીં; તન મન વચને શીયલ રાખે, સતી તે જાણો સહી. ૬. (ચાલ) રૂપ દેખાડીરે, પુરૂષ ન પાડીએ; વ્યાકુળ થઇનેરે, મન ન બગાડીયે. (ઉથલો) મન ન બગાડીયે પર પુરૂષનું, જોગ જોતાં નવિ મળે; કલંક માથે ચઢે કૂડાં, સગાં સહુ દૂર ટળે; અણુસર્જ્યો ઉચાટ થાએ, પ્રાણ તિહાં લાગી રહે; ઇહ લોક પામે આપદા, પર લોક પીડા બહુ સહે. ૭. (ચાલ) રામને રૂપેરે. સુપનંખા મોહી; કાજ ન સિધ્યું રે, વળી ઇજ્જત ખોઈ. (ઉથલો) ઇજ્જત ખોઇ દેખ અભયા, શેઠ સુદર્શન નવિ ચળ્યો; ભરતાર આગળ પડી ભોંઠી, અપવાદ સઘળે ઉછળ્યો; કામની બુદ્ધે કામિનીએ, વંકચૂળ વાહ્યો ઘણું; પણ શીયલથી ચૂક્યો નહીં, દૃષ્ટાંત એમ કહેતાં ભણું. ૮. (ચાલ) શીયલ પ્રભાવેરે, જૂઓ સોળે સતી; ત્રિભુવનમાંહિરે, જે જે થઈ છતી. (ઉથલો) છતી થઈ તે શીયલ રાખ્યું, કલ્પના કીધી નહીં; નામ તેહના જગત જાણે, વિશ્વમાં ઉગી રહી; ત્રિવિધ રત્ને જડિત ભૂષણ, રૂપ સુંદર કિન્નરી એક શીયલ વિણ શોભે નહીં, તે સત્ય ગણજો સુંદરી. ૯. (ચાલ) શીયલ પ્રભાવેરે, સહુ સેવા

ઉત્તમ વણુજ જે એમ કરે, વ૦ પદ્મ નમે વારંવાર. અ૦ ૭.

## ૨૨ શીયલ વિષે પુરૂષને શિખામણુની સજ્ઝાય

(ચાલ) સુણુ સુણુ કંતા રે, શીખ સોહામણી; પ્રીત ન કીજે રે, પરનારી તણી. (ઉથલો) પરનારી સાથે પ્રીત પિઉડા, કહો કિણુ પરે કીજીયે; ઉંઘ વેચી આપણી, ઉજાગરો કેમ લીજીયે; કાછડી છુટો કહે લંપટ, લોક માંહે લાજીયે; કુલ વિષય ખંપણુ રખે લાગે, સગામાં કેમ ગાજીયે. ૧ (ચાલ) પ્રીતિ કરંતાં રે, પહેલાં બીહીજીયે; રખે કોઈ જાણે રે, મન શુ ધ્રુજીયે. (ઉથલો) ધ્રુજીયે મનશુ જૂરીયે પણુ, જોગ મલવો છે નહીં; રાત દિન વિલપંતાં જાયે, અવટાઈ મરવું સહી; નિજ નારીથી સંતોષ ન વહ્યો, પરનારીથી કહો શું હશે; જો ભયેં ભાણે તૃપ્તિ ન વલી તો, એઠ ચાટે શુ હશે. ૨. મૃગ તૃષ્ણાથી રે, તૃષ્ણા નવિ ટલે; વેલુ પીલ્યાં રે, તેલ ન નીસરે. (ઉથલો) ન નીસરે પાણી વલોવતાં, લવલેશ માંખણુનો વલી; બૂડતાં બાચક ભરીયાં પાણી તે, તર્યાં વાત ન સાંભલી; તેમ નાર રમતાં પર તણી, સંતોષ ન વહ્યો એક ઘડી; ચિત્ત ચટપટી ઉચ્ચાટ લાગે, નયણે નાવે નિંદ્રડી. ૩. (ચાલ) જેવો ખોટો રે, રંગ પતંગનો; તેવો ચટકો રે, પરસ્ત્રી સંગનો. (ઉથલો) પરનારી સાથે પ્રેમ પિઉડા, રખે તું જાણે ખરો; દિન ચાર રંગ સુરંગ રૂડો, પછી નહીં રહે નિર્ધરો; જે ઘણા સાથે નેહ માંડે, છાંડ તેહશું પ્રીતડી. એમ જાણી મ મ કર નાહલા, પરનારી સાથે પ્રીતડી; ૪. (ચાલ) જે પતિ વહાલો રે, વંચે પાપિણી; પર શું પ્રેમે રે, રાચે સાપિણી. (ઉથલો) સાપિણી સરખી વયણુ નીરખી, રખે શીયલ થકી ચલે; આંખને મટકે અંગ લટકે, દેવ દાનવને છલે; એ માંહે કાલી અતિ રસાલી, વાણી મીઠી શેલડી; સાંભલી રે ભોલા રખે ભૂલો જાણુજો વિષ વેલડી ૫. (ચાલ) સંગ નિવારો રે, પરરામા તણો; શોક ન કીજેરે, મન મિલવા તણો. (ઉથલો) શોક શાને કરો ફોગટ, દેખવું પણુ દોહિલું; ક્ષણુ મેડીએ ક્ષણુ શેરીએ, ભમતાં ન લાગે સોહિલું; ઉશ્વાસ ને નિશ્વાસ આવે, અંગ ભાંજે મન ભમે; વલી કામિની દેખી દેહ દાજે, અન્ન દીઠું નવિ ગમે. ૬. (ચાલ) જાયે કલાલે રે, મનશુ કલસલે; ઉન્મત્ત થઇને રે, અલલ પલલ લવે. (ઉથલો) લવે અલલ પલલ જાણે, મોહ ગતિલા મન રહે; મહામદન વેદન કઠિન કારી; મરણુ વારૂ ત્રેવડે; એ દશ અવસ્થા કામ કેરી, કંત કાયાને દહે; એમ ચિત્ત જાણી તજે રાણી, પારકી તે સુખ લહે. ૭. (ચાલ) પરનારીના રે, પરાભવ સાંભલો; કંતા કીજે રે; ભાવ તે નિર્મલો, (ઉથલો) નિર્મલે ભાવે નહિ સમજો, પરવધૂ રસ પરિહરો; ચાંપીઓ કીચક ભીમસેને, શિલા હેઠલ સાંભલો; રણુ પડયાં રાવણુ દશે મસ્તક, રડવડ્યાં ગ્રંથે કહ્યાં; તેમ મૂંજપતિ દુઃખપુંજ પામ્યો, અપજશ જગ માંહે લહ્યો ૮. (ચાલ) શીયલ સલૂણા રે, માણુસ સોહીએ; વિણુ આભરણે રે; જગ મન મોહીએ. (ઉથલો) મોહીએ સુર નર કરે સેવા, વિષ અમિય થઈ સંચરે; કેસરી સિંહ શિયાલ થાયે, અનલ તિમ શીતલ કરે; સાપ થાયે ફૂલમાલા લચ્છી ઘરે પાણી ભરે; પરનારી પરિહરી, શીયલ મન ધરી, મુક્તિવધૂ હેલા વરે. ૯ (ચાલ) તે માટે હું રે, વાલમ વિનવું; પાયે લાગીને રે, મધુર વયણે સ્તવું. (ઉથલો) વયણુ મહારૂં માનીયે, પરનારીથી રહો

કૌતુકી હામ ચલાવશે, ચર્મ તણાં તે જોયરે; ચોથ લેશે ભિક્ષા તણી, મહા આકરા કર હોયરે. વીર૦ ૧૧. ઇન્દ્ર અવધિએ જોયતાં, દેખશે એહ સ્વરૂપરે; દ્વિજ રૂપે આવી કરી, હણશે કલંકી ભૂપરે. વીર૦ ૧૨. દત્તને રાજ્ય સ્થાપી કરી, ઇંદ્ર સુરલોકે જાય રે; દત્ત ધર્મ પાળે સદા, ભેટશે શેત્રુંજય ગિરિરાયરે. વીર૦ ૧૩. પૃથ્વિ જિનમંદિત કરી, આપશે સુખ અપારરે; દેવલોકે સુખ ભોગવે, નામે જય જયકારરે. વીર૦ ૧૪. પાંચમા આરાને છેહલે, ચતુર્વિધ શ્રીસંઘ હોશેરે; છઠ્ઠો આરો બેસતાં, જિનધર્મ પહિલો જાશેરે. વીર૦ ૧૫. બીજે અગની જાગશે, ત્રીજે રાય ન કોયરે; ચોથે પ્રહાર લોપના, છઠ્ઠે આરે તે હોય રે. વીર૦ ૧૬.

દોહા—છઠે આરે માનવી, બિલવાસી સવિ હોય; વીસ વરસનું આઉખું, ષટ વરસે ગર્ભજ હોય ૧૭. સહસ ચોરાશી વર્ષપણે, ભોગવશે ભવિકર્મ; તીર્થંકર હોશે ભલો, શ્રેણિક જીવ સુધર્મ. ૧૮. તસ ગણધર અતિ સુંદરૂં, કુમારપાળ ભૂપાળ; આગમ વાણી જોઇને, રચીયાં વયણ રસાળ. ૧૯. પાંચમા આરાના ભાવ એ, આગમે ભાખ્યા વીર; ગ્રંથ બોલ વિચાર કહ્યા, સાંભળજો ભવિ ધીર. ૨૦. ભણતાં સમકિત સંપજે, સુણતા મંગળ માળ; જિનહર્ષે કહી જોડ એ, ભાખ્યાં વયણ રસાળ. ૨૧.

## ૨૬. ધોબીડાની સજ્ઝાય

ધોબીડા તું ધોજે મનનું ધોતીયું રે, રખે રાખતો મેલ લગારરે; એણે રે મેલે જગ મેલો કર્યો રે, અણધોયું ન રાખે લગારરે; ધો૦ ૧. જિનશાસન સરોવર સોહામણું રે, સમકિત તણી રૂડી પાળ રે; દાનાદિક ચારે બારણાં રે, માંહી નવતત્ત્વ કમળ વિશાળરે. ધો૦ ૨. તિહાં ઝીલે મુનિવર હંસલા રે, પીયે છે તપ જપ નીર રે; શમ દમ આદે જે શિલારે, તિહાં પલાળે આતમ ચીરરે ધો૦ ૩. તપવજે તપ તડકે કરી રે, જાળવજે નવબ્રહ્મ વાડ રે; છાંટા ઉડાડે પાપ અઢારનારે, એમ ઉજળું હોશે તતકાળરે. ધો૦ ૪. આલોયણ સાબૂડો સૂધો કરે રે, રખે આવે માયા શેવાળ રે; નિશ્ચે પવિત્રપણું રાખજેરે; પછે આપણા નિયમ સંભાળરે. ધો૦ ૫. રખે મૂકતો મન મોકળું રે, પડ મેલીને સંકેલ રે; સમયસુંદરની શીખડી રે, સુખડી અમૃતવેલ રે. ધો૦ ૬.

## ૨૭. શ્રી સહજાનંદીની સજ્ઝાય

સહજાનંદી રે આતમા, સૂતો કાંઇ નિશ્ચિંત રે; મોહ તણા રણીયા ભમે, જાગ જાગ મતિવંત રે; લૂંટે જગતના જંત રે, નાખી વાંક અત્યંતરે; નરકાવાસ ઠવંત રે, કોઇ વિરલા ઉગરંત રે. સ૦ ૧. રાગ દ્વેષ પરિણતિ ભજી; માયા કપટ કરાય રે; કાશ કુસુમ પરે જીવડો. ફોગટ જનમ ગમાય રે; માથે ભય જમરાય રે, શ્યો મન ગર્વ ધરાય રે; સહુ એક મારગ જાય રે, કોણ જગ અમર કહાય રે. સ૦ ૨. રાવણ સરિખા રે રાજવી, નાગા ચાલ્યા વિણ ધાગ રે; દશ માથાં રણ રડવડ્યાં, ચાંચ દીએ શિર કાગ રે; દેવ ગયા સવિ ભાગ રે, ન રહ્યો માનનો બાગરે; હાર હાથે હણ્યોનાગ રે, જોજો ભાઇઓના રાગ રે સ૦ ૩. કેઈ ચાલ્યા કેઈ ચાલશે, કેતા ચાલણહાર રે; મારગ વહેતો રે નિત્ય પ્રત્યે, જોતાં લખ હજાર રે; દેશ વિદેશ સધાર રે, તે નર ઇણે સંસાર રે; જાતાં જમ દરબાર રે, ન જુએ વાર કુવાર રે. સ૦ ૪. નારાયણપુરી દ્વારિકા, બળતી મેલી

કરે; નવ વાડેરે, જેહ નિર્મળ ધરે. (ઉથલો) ધરે નિર્મળ શીયલ ઉજ્વળ, તાસ કીર્તિ ઝળહળે; મનઃકામના સવિ સિદ્ધિ પામે, અષ્ટ ભય દૂર ટળે; ધન્ય ધન્ય તે જાણો નરા, જે શીયલ ચોકખું આદરે; આનંદના તે ઓઘ પામે, ઉદય મહાજસ વિસ્તરે. ૧૦.

## ૨૪ સ્ત્રીને શિખામણની સજ્ઝાય

નાથ કહે તું સુણને નારી, શિખામણ છે સારીજી; વચન તે સઘળાં વીણી લેશે, તેહનાં કારજ સરશે. શાણા થઈએજી. ૧. જાત્રા જાગરણ ને વિવાહમાં, માતા સાથે રહીએજી; સાસરીયામાં જળ ભરવાને, સાસુ સાથે જઇ એ શા૦ ૨. દિશા અંધારી ને એકલડાં, માર્ગમાં નવિ જઇએજી; એકલી જાણી આળ ચઢાવે, એવડું શાને કરીએ. શા૦ ૩. ન્હાણામાં ન્હેલેરા ઉઠી, ઘરનો ધંધો કરીએજી; નણંદ-જેઠાણી પાસે જઇને, સુખ-દુઃખ વાત ન કરીએ. શા૦ ૪. ચોકમાં ચતુરાઇએ રહીએ, રાંધતાં નવિ રમીએજી; સહુકોને પ્રસાદ કરાવી. પાછળ પોતે જમીએ. શા૦ ૫. ગંઠિ પહેરી ઘરમાં રહીએ, બહાર પગ નવિ ભરીએજી; સસરા-જેઠની લાજ કરીનેરે, મ્હોં આગળથી ખસીએ. શા૦ ૬. છુટે કેશે શિર ઉઘાડે, આંગણામાં નવિ જઈએજી; પુરૂષ તણો પડછાયો દેખી, મ્હોં આગળ નવિ રહીએ. શા૦ ૭. એકાંતે દિયરીયા સાથે, હાથે તાળી ન લઈએજી; પ્રેમ તણી જો વાત કરે તો, મ્હોં આગળથી ખસીએ શા૦ ૮. આભરણ પહેરી અંગ શોભાવી, હાથે દર્પણ ન લઈએજી; પિયુડો જો પરદેશ સધાવે, તો કાજળ રેખ ન દઇએ. શા૦ ૯. પિયુડા સાથે ક્રોધ ન કરીએ, રીસાઈ નવી રહીએજી; છૈયા-છોરૂં છોકરડાંને, તાડન કહિય ન કરીએ. શા૦ ૧૦. ઉજ્જડ મંદિર માંહિ ક્યારે, એકલડાં નવિ જઇએજી; એકલી જાણી આળ ચઢાવે, એવડું શાને કરીએ. શા૦ ૧૧. કુશિયલ નારીનો સંગ ન કરીએ, તસસંગે નવિ ફરીએજી; મારગ જાતાં વિચાર કરીને, ઉંડો પાવ ન ધરીએ. શા૦ ૧૨. ઉદયરત્ન વાચક ઇમ બોલે, જે નર નારી ભણશેજી; તેહનાં પાતક દૂરે ટળશે, મુક્તિપૂરીમાં મળશે શા૦ ૧૩.

## ૨૫ શ્રી પાંચમા આરાની સજ્ઝાય

વીર કહે ગૌતમ સુણો, પાંચમા આરાના ભાવરે; દુઃખીયા પ્રાણી અતિ ઘણા, સાંભળ ગૌતમ સુભાવરે. વીર૦ ૧. શહેર હોશે તે ગામડાં, ગામ હોશે સ્મશાનરે; વિણ ગોવાળે રે ધણ ચરે, જ્ઞાન નહિ નિરવાણરે. વીર૦ ૨. મુજ કેડે કુમતિ ઘણા. હોશે તે નિરવાહરે; જિનમતની રૂચિ નવિ ગમે, થાપશે નિજ મતિ સારરે. વીર૦ ૩ કુમતિ ઝઝા કદાગ્રહી, થાપશે આપણા બોલરે; શાસ્ત્રમાર્ગ સવિ મૂકશે, કરશે જિનમત મોલરે. વીર૦ ૪. પાખંડી ઘણા જાગશે, ભાંગશે ધર્મના પંથરે; આગમમત મરડી કરી, કરશે નવા વળી ગ્રંથરે. વીર૦ ૫. ચારણીની પરે ચાળશે, ધર્મ ન જાણે લેશરે; આગમ સાખાને ટાળશે, આપશે નિજ ઉપદેશરે. વીર૦ ૬. ચોર ચરડ બહુ લાગશે, બોલી ન પાળે બોલરે; સાધુ જન સિદાયશે, દુર્જન બહુલા મોલરે. વીર૦ ૭. રાજા પ્રજાને પીડશે, હિંડશે નિરધન લોકરે; મગ્યા ન વરસે મેહુલા, મિથ્યાત્વ હોશે બહુ થોકરે. વીર૦ ૮. સંવત ઓગણીશ ચૌદોતરે, હોશે કલંકી રાયરે; માત બ્રાહ્મણી જાણીએ, બાપ ચંડાલ કહેવાયરે. વીર૦ ૯ છયાસી વરસનું આઉખું, પાટલીપુરમાં હોશેરે; તસ સુત દત્ત નામે ભલો, શ્રાવકકુળ શુભ પોષરે. વીર૦ ૧૦.

થઈ આકુળી. ૩. (ઉથલો) આકુળી થઇ તવ ભગિનિ, વિષય વિરક્ત તે થઇ; સાધ્વી પાસે ગ્રહી સંજમ, અવધિનાણી સા થઇ; વ્યવસાય કાજે કુબેરદત્ત, હવે અનુક્રમે મથુરા ગયો; વળી કર્મયોગે વેષ ભોગે, વિલસતાં અંગજ થયો. ૪. (ચાલ) નિજ બંધવ રે, પ્રતિબોધનને સાહુણી; વેશ્યા ઘર રે. આવીને સા સાહુણી; ધર્મશાળા રે, પારણાને પાસે રહી; હુલરાવે રે, બાળકને સાઇમ કહી ૫. (ઉથલો) ઇમ કહી પુત્ર ભત્રીજ બંધવ, દેવર કાકો પોતરો; ઇમ નાતરા ષટ તુજ સાથે, રુદન કરતી ઉચ્ચરો; પતિ પિતા બંધવ જેઠ, સુમરો પિતરિયો ઇણી ગરે કહી; કુબેરદત્ત સુ સાધવી ષટ, નાતરા ઇણી પરે લહી. ૬. (ચાલ) ભોજાઇ રે, શોક માતા સાસુ વહુ; બડી માતા રે, ઈણી પરે ષટ સગપણ લહુ; તવ ભાષે રે, સાધ્વીને વેશ્યા ઇશું; અસમંજસ રે, શું ભાષે છે એ કિશું. ૭. (ઉથલો) કિશુ ભાષે લાજ ન રાખે, સાધ્વી વેશ્યા કહે; મંજુષ માંહી ઠવિય મેલ્યા, તેહ વિતક સબ કહે; ઇમ સુણીય ગણિકા લીયે સંજમ, પાર પામી ભવ તણો; સાધ્વી ઇમ ઉપદેશ દીધો, કરી ઉપકાર અતિ ઘણો. ૮. (ચાલ) સુણી પ્રભાવ રે, ઇણી પરે સહુ સંસારમેં; એકેકે રે, સગપણ દશ અઠ ઇમ કહ્યા; ચિંહુ જણના રે, ગિણતા ઇમ બહુતર થયા. ૯. (ઉથલો) થયા બહુતર ઇમ પડુત્તર કહે જંબુકુમાર એ; સંસાર વિષમવિકાર ગિરૂઆ, દુઃખના ભંડાર એ; તેહ ભણી સંજમ ગ્રહે, પ્રભવો સુખ તિણ પરે હુલ્લસે; કવિરાજ ધીર વિમળ સેવક, નયવિમળ ઉપદિશે. ૧૦.

## ૩૦ અઢાર નાતરાની સજ્ઝાય

ઢાળ પહેલી :–પહેલા તે સમરું પાસ પંચાસરો, સમરી સરસતી માય; નિજગુરૂ કેશરે ચરણ નમી કરી રે, રચશું રંગે સજ્ઝાય. ભવિ તુમે જો જો રે સંસાર નાતરારે ૧. એક ભવે હુઆરે અઢાર, એહવું જાણીને દૂરે નિવારજોરે; જિમ પામો સુખ અપાર. ભ૦ ૨. નગરમાં મોટું મથુરા જાણીએ રે, તિહાં વસે ગણિકા એક; કુબેરસેના રે નામ છે તેહનું રે; વિલસે સુખ અનેક ભ૦ ૩. એક દિન રમતાં પર શું પ્રેમમાં રે, ઉદરે રહ્યું આધાન; પૂરણ માસે પ્રસવ્યું જોડલું રે, બેટો બેટી સુજાણ. ભ. ૪. વેશ્યા વિમાસે આપણે ઘરે રે, કુણ જાળવશે એ બાળ; ક્ષણ ક્ષણ જોવાં–ધોવાં ને ધવરાવવાં રે, કુણ કરે સાર–સંભાળ ભ૦ ૫. એહવું વિમાસી રે પેટીમાં લઇ રે, ઘાલ્યાં બાળક દોય; માંહિ તે મેલી નામાંકિત મુદ્રિકા રે, નદીમાં ચલાવે સોય. ભ૦ ૬ જમુનામાં વહેતી રે આવી શૌરીપુરેરે વાણુંરે વાહ્યું તે વાર; તવ તિહાં આવ્યા રે દોય વ્યહવારીયા રે; નદી કાંઠે હર્ષ અપાર. ભ૦ ૭. દૂરથી દીઠી પેટી આવતી રે, હૈડે વિમાસે દોય; એહમાં જે હોશે તે આપણ બિહુ રે, વ્હેંચી લેશું સોય. ભ૦ ૮. બોલ બન્ધ કીધા વ્યહવારીએ રે; કાઢી પેટી તે બાર, પેટી ઉપાડી રે છાની સોદમાં રે, લેઈ આવ્યા નગર મોઝાર. ભ૦ ૯. પેટી ઉઘાડી રે તેમાં નિહાળતાં રે, દીઠાં બાળક દોય; મનમાં વિચારે રે દોય વ્યવહારીયા રે, શું જાણે પુર કોય. ભ૦ ૧૦. જેને સુત નહિ હવો તેણે બેટો લીયો રે, બીજે બેટી દો લીધ; મુદ્રિકા મેળે રે નામ કુબેરદત્ત દિયો રે, કુબેરદત્તા વળી દીધ. ભ૦ ૧૧. અનુક્રમે વાધ્યાં રે દોય ભણ્યાં ગણ્યાં રે. પામ્યા જોબન સાર; માત તાતે જોઇને

નિરાશ રે; રોતાં રણમાં તે એકલા, નાઠા દેવ આકાશ રે; કિહાં તરૂ છાયા આવાસ રે, જલ જલ કરી ગયો સાસ રે; બલભદ્ર સગોતર છાસ રે, સુણી પાંડવ શિવ-વાસ રે. સ૦ ૫. ગાજી ગાજીને બોલતા, કરતા હુકમ હેરાન રે; પોઢયા અગ્નિમાં એકલા, કાયા રાખ સમાન રે; બ્રહ્મદત્ત નરક પ્રયાણ રે, એ ઋદ્ધિ અથિર નિદાન રે; જેવું પીંપલ પાન રે, મ ધરો જૂઠ ગુમાન રે. સ૦ ૬. વાલેસર વિના એક ઘડી, નવિ સહાતું લગાર રે, તે વિના જનમારો વહી ગયો, નહીં કાગલ સમાચાર રે; નહીં કોઇ કોઇનો સંસાર રે, સ્વારથીયો પરિવાર રે; માતા મરૂદેવી સાર રે, પહોતાં મોક્ષ મોઝાર રે. સ૦ ૭. માતા પિતા સુત બાંધવા, અધિક રાગ વિચાર રે; નારી અસારી રે ચિત્તમાં, વંછે વિષ દેતી ભરતાર રે; નૃપ જિનધર્મ આધાર રે, સજજન નેહ નિવાર રે. સ૦ ૮. હસી હસી દેતાં રે તાલીયો, શય્યા કુસુમની સાર રે; તે નર અંતે માટી થયા, લોક ચણે ઘરબાર રે, ઘડતા પાત્ર કુંભાર રે, એહવું જાણી અસાર રે; છોડયો વિષય વિકાર રે, ધન્ય તેહનો અવતાર રે. સ૦ ૯. થાવચ્ચાસુત શિવ વર્યા, વલી એલાચી કુમાર રે; ધિક્ ધિક્ વિષયા રે જીવને, લઈ વૈરાગ્ય રસાલ રે; મેહેલી મોહ-જંજાલ રે, ઘર રમે કેવલ બાલ રે; ધન્ય કરકંડુ ભૂપાલ રે. સ૦ ૧૦. શ્રીશુભવિજય સુગુરુ લહી, ધર્મરયણ ધરો છેક રે; વીર વચન રસ શેલડી, ચાખે ચતુર વિવેક રે; ન ગમે તે નર ભેક રે, ધરતા ધર્મની ટેક રે, ભવજલ તરીયા અનેક રે. સ૦ ૧૧

## ૨૮ શ્રી આપસ્વભાવની સજઝાય

આપ સ્વભાવમાં રે, અબધુ સદા મગનમેં રહેના; જગત જીવ હે કરમાધીના, અચરિજ કછુઅ ન લીના. આ૦ ૧. તુમ નહી કેરા કોઈ નહી તેરા, કયા કરે મેરા મેરા; તેરા હે સો તેરી પાસે, અવર સબ અનેરા આ૦ ૨. વપુ વિનાશી તું અવિનાશી, અબ હે ઇનકુ વિલાસી; વપુ સંગ જબ દૂર નીકાસી, તબ તુમ શિવકા વાસી. આ૦ ૩ રાગ ને રીસા દોય ખવિસા, એ તુમ દુઃખકા દીસા; જબ તુમ ઉનકુ દૂર કરીસા, તબ તુમ જગકા ઇસા. આ૦ ૪. પારકી આશા સદા નિરાશા, એ હે જગજન પાસા; તે કાટનકુ કરો અભ્યાસા, લહો સદા સુખ વાસા આ૦ ૫. કબહીક કાજી કબહીક પાજી, કબહીક હુઓ અપભ્રાજી; કબહીક જગમેં કીર્તિ ગાજી, સબ પુદ્ગળકી બાજી. આ૦ ૬. શુદ્ધ ઉપયોગને સમતાધારી, જ્ઞાન ધ્યાન મનોહારી; કર્મ કલંકકુ દૂર નિવારી, જીવ વરે શિવ નારી. આ૦ ૭.

## ૨૯ અઢાર નાતરાની સજઝાય

મથુરા નગરી રે, કુબેરસેના ગણિકા વસે; મનહરણી રે, તરૂણી ગુણથી ઉલ્લસે; તિણ જાયો રે, યુગલ ઇક સુત ને સુતા; નામ દીધો રે, કુબેરદત્ત કુબેરદત્તા. ૧ (ઉથલો) મુદ્રાલંકૃત વસ્ત્ર વિંટી, યુગલ પેટીમાં ઠવ્યો; એક રાત્રિ માંહી નદી પ્રવાહે, જમુના જળમાં વહ્યો; સોરિયપુર પ્રભાત શેઠે, સંગ્રહી વ્હેંચી કરી; એક પુત્રને પુત્રીય બીજો, રાખતાં હરખે ધરી. ૨. બિહુ શેઠે, રે, ઓચ્છવ કીયો અતિ ઘણો; કર્મ યોગે રે, મળીયો વિવાહ બિહુ તણો; સારી પાસા રે, રમતાં બિહુ મુદ્રા મિલી; નિજ બંધવ રે, જાણીને

રે કાંઇ, સંયમ લીધો તેણી વાર; તુમે૦ સંયમ લેઈ તપ આદરી રે કાંઈ, દેવલોકે પહોંચ્યા સાર રે, મન રંગીલા ૮. તપથી સવિ સુખ સંપજે રે કાંઈ, તપથી પામે જ્ઞાન રે, તપથી કેવળ ઉપજે રે કાંઈ, તપ મહોટું વરદાન રે, મ. ૯. તપગચ્છપતિ ગુણ ગાવતાં રે કાંઇ, ઋદ્ધિ વૃદ્ધિ ઘર થાય; મ૦ પંડિત દાનવિજય તણો રે કાંઇ, હેતવિજય ગુણ ગાય. મ૦ ૧૦.

## ૩૧ શ્રી ભવદેવ–નાગીલાની સજ્ઝાય.

ભવદેવ ભાઇ ઘેર આવીયારે, પ્રતિબોધવા મુનિરાજરે; હાથમાં તે લીધું ઘૃતનું પાતરૂં રે, ભાઈ મુને આવેરો વળાવરે; નવિ રે પરણ્યા તે ગોરી નાગીલા રે. ૧. એમ કરી ગુરુ પાસે આવીયા રે, ગુરુ પૂછે દીક્ષાના કાંઇ ભાવ રે; લાજે નાકારો તેમણે નવિ કહ્યો રે, દીક્ષા લીધી ગુરૂની પાસ રે. નવિ ૨. બાર વર્ષ સંજમે રહ્યા રે, મનમાં ધરતો નાગીલાનું ધ્યાન રે; હા ! હા ! મૂર્ખ ! મેં આ શું કર્યું રે, નાગીલા તજી જીવન–પ્રાણ રે. નવિ. ૩. માત ને પિતા તેહને નથી રે, એકલડી અબળા બાળ રે; સોલ વર્ષની સુંદરી રે, સુંદર તનુ સુકુમાર રે. નાવ. ૪. શશી વદની મૃગલોયણી રે, વલવલતી મૂકી ઘરની નાર રે; મુજ ઉપર અનુરાગીણી હશે રે, હવે લેહુ તેહની સંભાળ રે. ન. ૫. ભવદેવ ભાગે ચિત્તે આવીયા રે, વિણ ઓળખી પૂછે ઘર નાર રે; કોઈએ દીઠીરે ગોરી નાગીલા રે, અમે આવ્યાછી વ્રત છોડનહાર રે. ન. ૬. અમર લોક તજી કરી રે, નરક ગ્રહે કોણ હાથ રે; પામી સુખ તજી કરી રે, હા હા પડીયો કષ્ટ જંજાળ રે. ન. ૭. નારી ભણે રે સુણો સાધુજી રે, વમ્યો ન લેવે કોઈ આહાર રે; હસ્તિ છંડી ને ખર કોઇ નવિ ગ્રહે રે, તુમે છો જ્ઞાનના ભંડાર રે. ૮. ઉદક વામે લીએ આહારને રે, નહિ માનવનો આચાર રે; તમે જે ઘર તરૂણી તજ્યા રે, હવે શી તેહની સંભાળ રે. ૯. નારી નરકની ખાણ છે રે, નરકની દીવી છે નાર રે; તમે તો મહા મુનિરાજ છો રે, જેમ પામો ભવનો પાર રે. ન. ૧૦. અંકુશે ગજ વશ્ય આણ્યો રે, રાજમતિએ રહનેમ રે, વચન અંકુશે વાળીઓરે નાગીલાએ ભવદેવ તેમ રે. ન. ૧૧. નાગીલાએ નાથ સમજાવીઓ રે, ફરી લીધો સંજમભાર રે; ભવદેવ દેવલોકે ગયા રે, હુવા છે શિવકુમાર રે. ૧૨. ત્રીજે ભવે જંબૂસ્વામીજી રે, પરણ્યા પદ્મણી આઠ રે; કોડ નવાણું કંચન લાવીયા રે, તે છે સિદ્ધાંતનો પાઠ રે. ન. ૧૩. પ્રભવાદિક ચોર પાંચશે રે, પદ્મણી આઠે નાર રે; કર્મ ખપાવી મુકતે ગયા રે, સંઘ વિજય (સમયસુંદર) સુખકારરે. ન. ૧૪.

## ૩૨ શ્રી મૃગાપુત્રની સજ્ઝાય.

દુહા:–પ્રણમી પાર્શ્વજિણંદને, સમરી સરસ્વતી માય; નિજ ગુરુ ચરણ નમી કરી, ભણશું મહા મુનિરાય. ૧. રાજઋદ્ધિ લીલા પરિહરિ, લીયો સંયમભાર; તેહ મૃગાપુત્ર ગાયશું, સુણજો સહુ નર–નાર. ૨. સંક્ષેપે કરી વર્ણવું, સૂત્રે છે વિસ્તાર; ભણતાં–સુણતાં ધ્યાવતાં, લહીએ ભવનો પાર. ૩. ભોગી નરમાં ભમરલો, ઋષિમાંહી શિરદાર; તસ ગુણ વર્ણવતાં થકાં, ત્રુટે કર્મ અપાર. ૪.

ઢાળ:–સુગ્રીવનગર સોહામણુંજી બલભદ્ર તિહાં રાય; તસ ઘર ઘરણી મૃગાવતીજી, તસ નંદન જુવરાય, હો માડી, ક્ષણ લાખેણી રે જાય ૧. બળ શ્રી નામે

પરણાવીયાં રે, વિલસે સુખ અપાર. ભ૦ ૧૨.

ઢાળ બીજી :—એક દિન બેઠા માળીયે રે લાલ નરનારી મળી રંગ રે; રંગીલા કંત, સાર પાસે રમતાં સોગઠે રે લાલ, આણી મનમાં ઉમંગરે. રં. ૧. આવોને પિયુડા આપણુ ખેલીએ રે, કહું છું ધણી મનોહાર રે રં. હાસ્ય વિનોદ કરે ઘણું રે લાલ, માને ધન્ય અવતાર રે, રં. આ. ૨. રમત રમે ખુશીમાં ઘણું રે લાલ, દવ નાખે ભરતાર રે; રં. દીઠી નામાંકિત મુદ્રિકા રે લાલ, હૈડે વિમાસે નાર રે. ર. આ. ૩. બેહુ રૂપે બેહુ સરીખાં રે લાલ, સરખાં વીટીમાં નામ રે. રં. નારી વિચારે ચિત્તમાં રે લાલ, મે એ કીધો અકામ રે. રં. આ. ૪. રમત મેલી પિયરમાં ગઇ રે લાલ. પૂછે માતાને વાત રે; ર. માત કહે હુ જાણુ નહીં રે લાલ, જાણે તાહરો તાત રે. રં. આ. ૫. તાત કહે સુણજો સુતા રે લાલ, સંક્ષેપે સઘળી વાત રે; રં. પેટીમાંથી ્હેંચીયાં રે લાલ; બાળક હોય વિખ્યાત રે. રં. આ. ૬. કુબેરદત્તા મન ચિંતવે રે લાલ મેં કીધો અપરાધ રે, રં. ભાઈ વર્યો ને ભાઈ ભોગવ્યો રે લાલ, એ સવિ કર્મની વાત રે રં. આ. ૭. એમ ચિંતવીને સંયમ લીયો રે લાલ, પાળે પંચાચાર રે; રં. સમિતિ ગુપ્તિનો ખપ કરે રે લાલ, છ કાય રક્ષા સાર રે. ર. આ. ૮. કુબેરદત્ત મન ચિંતવે રે લાલ, એ નગર માંહે ન રહેવાય રે; રં. બ્હેન વરીને બ્હેન ભોગવી રે લાલ, ઘર ઘર એ કહેવાય રે. ર. આ ૯. કુબેરદત્ત તિહાંથી ચાલ્યો રે લાલ, આવ્યો મથુરા માંય રે; રં. વેશ્યા મન્દિર આવીયો રે લાલ, કરે વેશ્યા શુ અન્યાય રે. રં. આ. ૧૦. કુબેરદત્ત નિજ માત શુ રે લાલ, સુખ વિલસે દિન-રાત રે; રં. એમ કરતાં સુત જનમીયો રે લોલ, એ સવિ કર્મની વાત રે. રં. આ. ૧૧. તપ-જપ-સંયમ સાધતા રે લાલ, પાળતાં કીરિયા સાર રે; રં. કુબેરદત્તાને અવધિ ઉપન્યું રે લાલ, હવે તિહાં જ્ઞાનવિચાર રે. રં. આ. ૧૨. અવધિજ્ઞાને સાધવી રે લાલ, દેખે મથુરા મોઝાર રે; રં. નિજ જનનિથી સુખ વિલસતો રે લાલ, ધિકધિક તસ અવતાર રે. રં. આ. ૧૩. ગુરૂણીને પૂછી કરી રે લાલ, આવી મથુરા ગામ રે; રં. વેશ્યા મન્દિર જઇ ઉતરી રે લાલ, કરવા ધર્મનું કામ રે. રં. આ. ૧૪.

ઢાળ ત્રીજી :—ઇણુ અવસર નાનો બાલુડો રે કાંઈ, પારણે પોઢયો જેહ; ગાઉં હાલરૂઆં હાલો હાલો કહી હુલરાવતી રે કાંઇ; સાધવી ચતુર સુજાણ. ગા. ૧. સગપણ છે તાહરે માહરે રે, કોઈ દીકરો દેવર ભાઈ. સુ૦ ૨. સગપણ છે તાહરે માહરે રે કાંઈ, ખટ બીજા કહું તેહ, શુ૦ બન્ધવ પિતા વહવો રે કાંઇ, સસરો સુત ભરતાર. સુ૦ ૩. સગપણ છે તાહરે માહરે રે કાંઇ, ખટ બીજાં કહું તેહ, સુણ તું માતાજી. માતા કહું સાસુ કહું રે કાંઈ, વળી કહું શોક્ય ભોજાઈ. સુ૦ માતાજી. ૪. વડીઆઈ વળી પુત્રવધુ કહું રે કાંઈ તુજ મુજ સગપણ એહ; સુ૦ માતાજી. એહ સંબંધ સવિ સાંભળી રે કાંઈ, ઘરમાંથી આવ્યાં હોય, સુણ તું શ્રમણીજી. ૫. અછતાં આળ ન દિજીયે રે કાંઈ, તુમ મારગ નહિ એહ; સુ૦ શ્ર૦ શ્રમણી કહે સુણો દોઈ જણાંરે કાંઈ, ખોટું નહિય લગાર; તુમે સાંભળજો. ૬. પેટીમાં ઘાલી મૂક્યાં રે કાંઇ, જમુનાયે વહેતી જોગ, તુમે સાંભળજો. શૌરીપુર નગર તિહાં વળી રે કાંઇ, પેટી કાઢી સોય. તુ. ૭. ઇમ નિસુણી તે દોય જણે

રે માય: દુષ્કર ચારિત્ર દાખિયુંજી, કાયર પુરૂષને થાય. રે જાયા. ૨૭. કુમાર ભણે સુણુ માયડીજી, સંયમ સુખ ભંડાર; ચૌદરાજ નગરી તણાજી, ફેરા તે ટાળણહાર. હો માડી. ૨૮. અનુમતિ તો લો આપું ખરીજી, કુણુ કરશે તુજ સાર; રોગ જબ આવી લાગશેજી, નહિં ઔષધ ઉપચાર. રે જાયા. ૨૯. વનમાં રહે છે મૃગલાંજી, કુણુ કરે તેહની સાર; વનમૃગની પરે વિચરશું'જી, એકલડા નિરધાર. હો માડી. ૩૦. અનુમતિ આપે માયડીજી, આવ્યા વનહ મઝાર; પંચ મહાવ્રત આદર્યાંજી, પાળે સંયમ ભાર. મુનીશ્વર ધન ધન તમ અવતાર. ૩૧. મૃગપુત્ર ઋષિ રાજીયોજી, ષટ્કાયના ગોવાળ, એ સમ નહિ વૈરાગીયોજી, જિણે ટાલ્યો આતમ સાલ. મુનીશ્વર. ૩૨. ભણ્યો અધ્યયન ઓગણી-સમેંજી, મૃગાપુત્ર અધિકાર; તપ-જપ-કીરિયા શુદ્ધ કરીજી, આરાધી આચાર. મુનિશ્વર. ૩૩. સંયમ દુષ્કર પાળયુંજી, કરી એક માસ સંથાર; કર્મ ખપાવી કેવલ લહીજી, પહોંચ્યા મુક્તિ મઝાર મુનીશ્વર ધન ધન તુમ અવતાર. ૩૪.

## ૩૩. શ્રી દેવાનંદાની સજ્ઝાય.

જિનવર રૂપ દેખી મન હરખીત, સ્તનસેં દૂધ ઝરાયા; તવ ગૌતમકુ ભયા અચંભા, પ્રશ્ન કરનકુ આયા. હો ગૌતમ એ તો મેરી અંબા. ૧. તસ કૂખે તુમ કાં એક વસીયા, કવણુ કીયા એણે કર્મ; તવ શ્રી વીરજિણંદ એમ બોલે, એઈ કીયા એણે કર્મ. હો ગૌતમ૦ ૨. ત્રિસલાદે દેરાણી હુતી, દેવાનંદા જેઠાણી; વિષય લોભ કરી કાંઇ ન જાણ્યો, કપટ વાત મન આણી. હો ગૌતમ૦ ૩. દેરાણીકી રત્ન ડાબડી, બહોલાં રત્ન ચોરાયાં; ઝગડો કરતાં ન્યાય જબ હુવો, તબ કછું નાણાં પાયાં. હો ગૌતમ૦ ૪. એસા શ્રાપ દીયા દેરાણી, તુજ સંતાન મૂજ હોજો; કર્મ આગળ કાંઇ ન ચાલે, ઈંદ્ર ચક્રવર્તિ જોજો. હો ગૌતમ૦ ૫. ભરત રાય જબ રૂષભને પૂછે, એહમાં કોઈ જિણંદા; મરિચી પુત્ર ત્રિદંડી તેરો, ચોવિસસો જિણંદા. હો ગૌતમ૦ ૬. કૂળનો ગર્વ કિયો મેં ગૌતમ, ભરતરાય જબ વંદ્યા; મન વચન કાયાએ કરીને, હરખ્યો અતિ આણંદા. હો ગૌતમ૦ ૭. કર્મ સંજોગે ભિક્ષુક કૂળ પામ્યા, જનમ ન હોવે કબહુ; ઈંદ્ર અવધે જોતા અપહર્યો, દેવ ભૂજંગમ બાંહે હો. ગૌતમ૦ ૮. બ્યાશી દિવસ તિયાં કણે વશીયા, હરિણ ગમેષિ જબ આયા; સિદ્ધારથ ત્રિસલા દેરાણી, તસુ કૂખે છટકાયા. હો ગૌતમ૦ ૯. સિદ્ધારથ ત્રિસલા દેરાણી, અચ્યુત દેવલોક જાશે; બીજે અંગે આચારાંગે, તે સૂત્રે કેહેવાશે. હો ગૌતમ૦ ૧૦. રિખવદત્તને દેવાનંદા, લેશે સંજમ ભારા; તવ ગૌતમ એ મુકતે જાશે, ભગવતી સૂત્ર વિચારા. હો ગૌતમ૦ ૧૧. તપ ગચ્છ શ્રી હીરવિજયસૂરી, દીયો મનોરથ વાણી; સકળચંદ પ્રભુ ગૌતમ પૂછે, ઉલટ મનમાં આણી. હો ગૌતમ૦ ૧૨.

## ૩૪. વિજય શેઠ વિજયા શેઠાણીની સજ્ઝાય.

ઢાળ પહેલી:-પ્રહ ઉઠી રે પંચ પરમેષ્ઠિ સદા નમું, મન શુદ્ધે રે તેહને ચરણે હું નમું; ધુર તેહમાં રે અરિહંત સિદ્ધ વખાણિએ, આચારજ રે ઉપાધ્યાય મન

ભલોજી, મૃગાપુત્ર પ્રસિદ્ધ; માતાને નામે કરીજી, ગુણુ નિષ્પન્ન તસ કીધ. હો માડી. ૨. ભણી-ગણી પંડિત થયોજી, જોબનવય જબ આય; સુંદર મંદિર કરાવીયાંજી, પરણાવે નિજ માય. હો માડી. ૩. તવ વય રૂપે સારિખીજી, પરણ્યા બત્રીશ નાર; પંચ વિષયસુખ ભોગવેજી, નાટકના ધમકાર. હો. માડી ૪ રત્ન જડિત સોહામણાજી, અદ્ભૂત ઉંચા આવાસ, દેવ દોગુંદકની પરેજી, વિલસે લીલ-વિલાસ. હો માડી. ૫. એક દિન બેઠાં માળીયેજી, નાર ને પરિવાર; મસ્તક પગ દાઝે તળાજી, દીઠાં શ્રી અણુગાર. હો માડી. ૬. મુનિ દેખી ભવ સાંભર્યાંજી, વસીયો મંન વૈરાગ; ઉતર્યાં આમણુ દુમણાજી, જનનીને પાયે લાગ. હો માડી. ૭. પાય લાગીને વિનવેજી, સુણુ સુણુ મોરી માય; નટુવાની પરે નાચીયોજી, લાખ ચોરાશીમાંય. હો માડી. ૮. પૃથ્વી-પાણી-તેમ-તેઉમાંજી, ચોથી રે વાઉકાય; જન્મ-મરણુ દુઃખ ભોગવ્યાંજી, તેમ વનસ્પતિમાંય હો માડી ૯. વિકલેંદ્રિય તિર્યંચમાંજી, મનુષ્ય દેવ મઝાર; ધર્મ વિહુણો આતમાજી, રડવડીયો સંસાર હો માડી. ૧૦. સાતે નરકે હું ભમ્યોજી, અનંતી અનંતી રે વાર; છેદન-ભેદન ત્યાં સહ્યાંજી, કહેતાં ન આવે પાર. હો માડી. ૧૧. સાયરના જળથી ઘણુાંજી, મેં પીધાં માતાનાં થાન તૃપ્તિ ન પામ્યો આતમાજી, અધિક આરોગ્યા ધાન. હો માડી. ૧૨ ચારિત્ર ચિંતામણિ સમોજી. અધિક મ્હારે મન થાય; તન-ધન-જોબન કારમાંજી, ક્ષણુ ક્ષણુ ખુટે આય. હો માડી. ૧૩. માતા અનુમતિ આપીયેજી, લેઇશું સંયમભાર; પંચ રત્ન મુજ સાંભર્યાંજી, કરીશું તેહની સાર. હો માડી. ૧૪. વયણુ સુણી બેટા તણાજી, જનની ધરણી ઢળંત; ચિત્ત ઠેર્યું તવ આરડેજી, નયણે નીર ઝરંત રે જાયા, તુજ વિણુ ઘડી રે છ માસ. ૧૫. વળતી માતા ઈમ ભણેજી, સુણુ સુણુ મેરા રે પુત્ર; મનમોહન તું વાલહોજી; કાંઈ ભાંગે ઘર સૂત્ર રે. જાયા. ૧૬. મ્હોટાં મંદિર માળીયાંજી, શન સમોવડ થાય; તુજ વિણુ સહુ અળખામણાંજી; કિમ જાએ દિન-રાત. રે જાયા. ૧૭. નવ માસ વલ્રા ઉદર ધર્યાંજી, જન્મ તણાં દુઃખ દીઠ; કનક કચોળે પોષીયોજી, હવે હુ થઈ અનીઠ રે જાયા. ૧૮. જોબનવય નારી તણાજી, ભોગવો બહોળા રે ભોગ; જોબનવય વિત્યા પછીજી, આદરજો તપ જોગ. રે જાયા. ૧૯. પડયો અજાડી (ખાડા) જિમ હાથીઓજી, મૃગલો પડીયો રે પાસ; પંખી પડયો જિમ પાંજરેજી, તેમ કુંવર ઘરવાસ. રે જાયા. ૨૦. ઘર ઘર ભીક્ષા માગવીજી, અરસ વિરસ હોય આહાર; ચારિત્ર છે વચ્છ દોહિલુંજી, જેસી ખાંડાની ધાર. રે જાયા. ૨૧. પંચ મહાવ્રત પાળવાજી પાળવા પંચ આચાર; દોષ બેંતાલીશ ટાળીનેજી; લેવો સુઝતો આહાર. રે જાયા. ૨૨. વીણુ દાંતે લોહમય ચણાજી, કિમ ચાવીશ કુમાર; વેલુ સમોવડ કોળીયાજી, જિને કહ્યો સંયમભાર. રે જાયા. ૨૩. પલંગ તળાઈએ પોઢતોજી, કરવો ભૂમિ સંથાર; કનક કચોળાં છાંડવાંજી, કાચલીયે વ્યવહાર. રે જાયા. ૨૪. માથે લોચ કરાવવાજી, તું સુકુમાલ અપાર; બાવીશ પરિષહ જીતવાજી, કરવા ઉગ્ર વિહાર. રે જાયા. ૨૫. પાય અણુવાણે ચાલવુંજી, શિયાળે શીત વાય; ચોમાસું વચ્છ દેહિલુંજી; ઉનાળે લૂ વાય. રે જાયા. ૨૬. ગંગા સાયર આદિ કરીજી, ઉપમાં દેખાડી

સાધુના, પારણાનો ફળ લેઈ રે. ધન૦ ૧૮. માતપિતા જબ પુછિયું, તેહનું શીયળ વખાણે રે; કેવલિ મુખે જેમ સુણ્યો, તેમ કહે તેહ સુજાણ રે. ધન૦ ૧૯. કૃષ્ણ શુકલ પક્ષ દંપતી, ભોજન દે કોઈ ભાવે રે; સહસ ચોરાશી સાધુનાં, પારણાનો ફળ પાવે રે. ધન૦ ૨૦. માતપિતા જબ જાણીયે, પ્રગટ એહ પ્રબન્ધ રે; શેઠ વિજય વિજયા વળી, ચારિત્ર લે અપ્રતિબન્ધ રે. ધન૦ ૨૧.

કળશઃ–કેવલિની પાસે, ચારિત્ર લેઇ ઉદાર, મન મમતા મુકી, પાલે નિરતિચાર; અષ્ટકર્મ ખપાવી, પામ્યા કેવળ જ્ઞાન, તે મુક્તિ પોંતા, દંપતી સુગુણ સુજાણ. ૧. તેહના ગુણ ગાવે, ભાવે જે નર નાર, તે શિવ સુખ પામે, પહોંચે ભવને પાર; નાગોરી તપ-ગચ્છ, શ્રી ચંદ્રકિર્તિ સૂરિશય, શ્રી હર્ષકીર્તિસૂરિ, જંપે તાસ પસાય. ૨. જીમ કૃષ્ણ પક્ષે શુકલ પક્ષે, શીયળ પાળ્યો નિર્મલો, તે દંપતીના ભાવ શુદ્ધે, સદા સદ્‌ગુરૂ સાંભલો; જેમ દુરિત દોહગ દૂર જાયે, સુખ થાયે બહુ પરે, વળી ધવલ મંગલ આવે વાંછિત, સુખ કુશળ ઘર અવતરે. ૩.

## ૩૫. રહનેમીની સજ્ઝાય.

કાઉસ્સગ્ગ ધ્યાને મુનિ રહનેમી નામે, રહ્યા છે ગુફામાં શુભ પરિણામ રે; દેવરિયા મુનિવર ધ્યાનમાં રહેજો, ધ્યાન થકી હોય ભવનો પાર રે; દેવ૦ વરસાદે ભીના ચીવર સોકવાં કરવા, રાજુલ આવ્યા તેણે ઠામ રે. દેવ૦ ૧. રૂપે રતિ રે વસે વર્જિત બાલા, દેખી ડોલાણો તેણે કામ રે; દેવ૦ દિલડું ડોલાણું જાણી રાજુલ ભાખે, રાખો સ્થિર મન ગુણના ધામ રે. દેવ૦ ૨. જાદવ કુલમાં જિનજી નેમ નગીનો, વમન કરી છે મુજને તેણ રે; દેવ૦ બંધવ તેહના તમે શિવાદેવી જાયા, એવડો પટંતર કારણ કેણ રે. દેવ૦ ૩. પરદારા સેવી પ્રાણી નરકમાં જાય, દુર્લભબોધિ હોય પ્રાય રે; દેવ૦ સાધવી સાથે ચૂકી પાપ જે બાંધે, તેહનો છુટકારો કહીય ન થાય રે દેવ૦ ૪. અશુચિ કાયા રે મલ મૂત્રની ક્યારી, તમને કેમ લાગી એવડી પ્યારી રે; દેવ૦ હું રે સંયમી તમે મહાવ્રત ધારી, કામે મહાવ્રત જાશો હારી રે. દેવ૦ ૫. ભોગ વમ્યા રે મુનિ મનથી ન ઇચ્છે, નાગ અગંધન કૂલની જેમ રે; દેવ૦ ધિક્ કુલ નીચા થઈ નેહથી નિહાલે, ન રહે સંયમ શોભા એમ રે. દેવ૦ ૬. એહવાં રસીલાં રાજુલ વયણ સુણીને, બૂજ્યા રહનેમી પ્રભુજી પાસ રે; દેવ૦ પાપ આલોઈ કરી સંજમ લીધું, અનુક્રમે પામ્યા શિવ આવાસ રે. દેવ૦ ૭. ધન્ય ધન્ય જે નર નારી શીયલને પાલે, સમુદ્ર તર્યા સમ મત છે એહ રે; દેવ૦ રૂપ કહે તેહના નામથી હોવે, અમ મન નિર્મલ સુંદર દેહ રે દેવ૦. ૮.

## ૩૬ શ્રી પ્રસન્નચંદ્ર રાજર્ષિની સજ્ઝાય

પ્રણમું તમારા પાય, પ્રસન્નચંદ્ર પ્રણમું તમારા પાય, રાજ છોડી રળીયામણું રે, જાણી અથિર સંસાર વૈરાગે મન વાળીયું રે, લીધો સંયમભાર પ્રસન્ન. ૧. સ્મશાને કાઉસ્સગ્ગ રહી રે, પગ ઉપર પગ ચઢાય, બાહુ બે ઉંચા કરી રે, સુરજ સામી દ્રષ્ટિ

આણીએ. ૧. આણીએ મન ભાવ શુદ્ધે, ઉપાધ્યાય મન રુલી, જે પન્નર કર્મ ભૂમ માંહિ, સાધુ પ્રણમું તે વલી; જેમ કૃષ્ણ પક્ષે શુકલ પક્ષે શીયલ પાલ્યું નિર્મલુ, ભરથાર ને સ્ત્રી બેંને તેહતુ ચારિત્ર ભાવે ભણું. ૨. ભરત ક્ષેત્રમાં રે સમુદ્ર તીરે દક્ષિણ દિશે કચ્છ દેશે રે શેઠ વિજય શ્રાવક વસે; શીલવ્રત શું રે અંધારા પક્ષનો લિયો, વ્રત ચોથું રે બાલપણે નિશ્ચય કીયો. ૩. બાલપણે તેણે કીયો નિશ્ચય કૃષ્ણ પક્ષ વ્રત પાળશું, એહ નિશ્ચય એણી રીતે વિષય સેવા ટાળશું; છે એક સુંદર રૂપ વિજયા નામે કન્યા તિહાં વળી, તેણે શુકલ પક્ષનો નિયમ લીધો સુગુરુ જોગે મન રૂલી ૪. કર્મ જોગેરે માંહોમાંહે તે બેઉ તણો, શુભ દિવસરે હુઓ વિવાહ સોહામણો; તવ વિજયારે સોળ શણગાર સજી કરી, પિયુ મંદિર રે પહોંચી ઉલટ મન ધરી. ૫. મન ધરી ઉલટ અધિક પહોંચી, પિયુ પાસે સુંદરી, તે દેખી હરખી શેઠ ભાખે, આજ તો છે આખરી; મુજ શિયલ નિયમ છે પક્ષ અંધારે તેહના દિન ત્રણ છે, તે નિયમ પાળી શુકલ પક્ષે ભોગ ભોગવશુ પછે ૬. એમ સાંભળી રે તવ વિજયા વિલખી થઇ, પિયુ પુછે રે કાં ચિંતા તુજને હુઇ; તવ વિજયા રે કહે શુકલ પક્ષનો મેં લીયો, વ્રત ચોથું રે બાલપણે નિશ્ચય કીયો ૭. બાલપણે મેં કીયો નિશ્ચય, શુકલ પક્ષ વ્રત પાળશું, ઉભય પક્ષ હવે શીયળ પાળી, નિયમ દુષણ ટાળશુ; તો તુમે પરણી અવરનારી શુકલપક્ષ સુખ ભોગવો, કૃષ્ણપક્ષે નિજ નિયમ પાળી. અભિગ્રહ એમ જોગવો. ૮. તવ વળતું રે તસ ભરથાર કહે ઇસ્યું. વિષયા રસ રે કાલકૂટ હોયે જિસ્યું; તેહ છાંડીને શીયળ સબળ અમે પાળશું, એહ વારતારે માતપિતાને ન જણાવશું ૯. માતપિતા જબ જાણશે તબ દીક્ષા લેશું ધરી દયા, એમ અભિગ્રહ લેઇને તે ભાવ ચારિત્રીયા થયા; એકત્ર શય્યા શયન કરતાં ખડગ ધારા વ્રત ધરે, મન વચન કાયા ધરિય શુદ્ધ શીયલ બેઉ આચરે. ૧૦.

ઢાળ બીજી :-વિમલ કેવલિ તામ, ચંપા નયરીએ; તતક્ષણ આવી સમોસર્યા એ, આણી અધિક વિવેક, શ્રાવક જીનદાસ; કહે વિનય ગુણે પરિવર્યો એ. ૧૧. સહસ ચોરાશી સાધુ, મુજ ઘરે પારણું; કરે મનોરથ તો ફળે એ, કેવલિ જ્ઞાન અગાધ, કહે શ્રાવક સુણો, એહ વાત તો નવિ બને એ ૧૨ કિહાં એટલા અણગાર, કિહાં વલી સુજતો; ભાત પાણી હુવે એટલો એ, તો હવે તેહ વિચાર, કરો તુમે જીમ તિમ; ફળ હુવે તેટલો એ ૧૩ છે એક કચ્છ દેશ, શેઠ વિજય વળી; વિજયા ભાર્યા તસ ઘરે એ, ભાવયતિ ગ્રહિ ભેખ, તેહને ભોજન દીધે; ફળ હુવે એટલો એ. ૧૪. જીનદાસ કહે ભગવંત તિહાં, માંહે એટલા; કુણ ગુણ કુણ વ્રત છે ઘણા એ, કેવલિ કહે અનંત, ગુણ તસુ શીયળના, કૃષ્ણ શુકલ પક્ષ વ્રત તણા એ. ૧૫.

ઢાલ ત્રીજી :-કેવલિ મુખે સાંભળી. શ્રાવક તે જીન દાસો રે; કચ્છ દેશે હવે આવિયો, પુરે મનની આશો રે ધન ધન શીયળ સોહામણો ૧૬. ધન ધન શીયળ સોહામણો, શીયળ સમો નહિ કોય રે; શીયળે સુર સાનિધ્ય કરે, શીયળે શિવસુખ હોય રે ધન૦ ૧૭. શેઠ વિજય વિજયા ભણી, ભક્તિ શું ભોજન દેય રે; સહસ ચોરાશી

વિધ વિધ પરે; જઇ પૂછયો જી. શાળિભદ્રને મંદિરે જી. ૩. શેઠાણી સુભદ્રા નિરખે જી, રત્નકંબળ લેઇ પરખે જી; લેઈ પહોંચાડી જી; સાળિભદ્રને મંદિરે જી, ૪. તેડાવ્યો ભંડારી જી; વીશ લાખ નિરધારી જી; ગણી દેજયો જી, એહને ઘર પહોંચાડજો જી, ૫. રાણી કહે સુણો રાજ જી. આપણું શ્યેં કાજ જી; મુજ કાજે જી, એક ન લીધી લોબડી જી. ૬. સુણ હો ચેલણા રાણી જી, એહ વાત મેં જાણી જી, પિછાણી જી. એ વાતનો અચંબો ઘણો જી ૭. દાતણ તો જબ કરશું જી, શાળિભદ્ર મુખ જોશું જી; શણગારો જી. ગજ રથ ઘોડા પાલખી જી. ૮. આગળ કોતલ હીંચાવતા, પાછળ પાત્ર નચાવંતા; રાય શ્રેણિકજી, શાળિભદ્ર ઘેર આવીયો જી. ૯. પહેલે ભુવને પગ દીયો, રાજા મનમાં ચમક્યિા, કાંઇ જોજયો જી, આ ઘર તો ચાકર તણાં જી, ૧૦. બીજે ભુવને પગ દીયો, રાજા મનમાં ચમકીયા કંઇ જોજ્યો જી આ ઘર તો સેવક તણાં જી. ૧૧. ત્રીજે ભૂવને પગ દીયો, રાજા મનમાં ચમકિયા; કાંઈ જોજયો જી. આ ઘર તો દાસી તણાંજી. ૧૨. ચોથે ભુવને પગ દીયો, રાજા મનમાં ચમકિયા; કાંઇ જોજયો જી, આ ઘર તો શ્રેષ્ઠિતણાં જી. ૧૩. રાય શ્રેણિકની મુદ્રિકા, ખોવાઈ ખોળ કરે જીકા; માય ભદ્રા જી, થાળ ભરી તવ લાવીયાં જી. ૧૪. જાગો જાગો મોરા નંદજી, કેમ સૂતા આણંદ જી, કાંઈ આંગણે જી, શ્રેણિક રાય પધારીયા જી. ૧૫. હું નવિ જાણું માતા બોલમાં, હું નવિ જાણું માતા તોલમાં; તુમે લેજયો જી, જિમ તુમને સુખ ઉપજે જી. ૧૬. પૂર્વે કદી પૂછતાં નહીં, તો આમાં શું પૂછો સહી; મોરી માતજી; હું નવિ જાણું વણજમાં જી. ૧૭. રાય કરિયાણું લેજોજી, મુહ માગ્યા દામ દેજો જી; નાણાં ચુકવી જી, રાય ભંડારે નંખાવી દીયો જી. ૧૮. વળતી માતા ઇમ કહે, સાચી નંદન સદહે; કાંઈ સાથે જી, શ્રેણિક રાય પધારીયા જી. ૧૯. ક્ષણમાં કરે કાંઈ રાજીયો, ક્ષણમાં કરે બેરાજીયો; કાંઇ ક્ષણમાં જી, ન્યાય અન્યાય કરે સહી જી. ૨૦. પૂર્વે સુકૃત નવિ કીધાં, સુપાત્રે દાન નવિ દીધાં; મુજ માથે જી, હજુ પણ એહવા નાથ છે જી. ૨૧. અબ તો કરણી કરશું જી, પંચ વિષય પરિહરશું જી; પાળી સંયમજી, નાથ સનાથ થાશું સહી જી. ૨૨. ઈંદુવત અંગ તેજ જી, આવે સહુને હેજ જી; નખ શિખ લગીજી, અંગોપાંગ શોભે ઘણાં જી. ૨૩. મુક્તાફળ જિમ ચળકે જી. કાંને કુંડળ ઝળકે જી; રાજા શ્રેણિકે જી, શાળિભદ્ર ખોળે લીયો જી. ૨૪ રાજા કહે સુણો માતાજી, તુમ કુમર સુખશાતા જી, હવે એહને જી, પાછો મંદિર મોકલોજી. ૨૫. શાળિભદ્ર નિજ ઘર આવ્યા જી, રાયશ્રેણિક ઘેર સિધાવ્યાજી; પછી શાળિભદ્ર જી, ચિંતા કરે મનમાં ઘણી જી. ૨૬. શ્રી જિનનો ધર્મ આદરૂ, મોહ માયાને પરિહરૂં; હું છાંડું જી, ગજ રથ ઘોડા પાલખીજી. ૨૭. સુણીને માતા વિલખેજી, નારિયો સઘળી તળખેજી; તિણિ વેળાજી. અશાતા પામ્યાં ઘણીજી. ૨૮. માત પિતા ને ભ્રાતજી, સહુ આળ પંપાળની વાતજી; ઈણ જગમાંજી, સ્વાર્થનાં સર્વે સગાંજી. ૨૯. હંસ વિના શાં સરોવરિયાં, પિયુ વિના શાં મંદીરિયાં, મોહ વશ થકાંજી, ઉચાટ એમ કરે ઘણાજી. ૩૦. સર્વ નીર અમૂલ્યજી, વાટકડે તેલ ફુલેલજી; શાહ ધન્નેજી, શરીર સમારણ માંડીઓજી. ૩૧. ધન્ના ઘેર સુભદ્રા નારીજી, બેઠી મહોલ મોઝારીજી; સમારંતાજી,

લગાય પ્રસન્ન ૨ દુર્મુખ દૂત વચન સુણી રે, કોપ ચડ્યો તત્કાળ, મનશું સંગ્રામ માંડીયો રે, જીવ પડ્યો જંજાળ પ્રસંન્ન. ૩. શ્રેણીક પ્રશ્ન પુછે તે સમે રે, સ્વામિ એહની કુણ ગતિ થાય, ભગવંત કહે હણમાં મરે તો, સાતમી નરકે જાય, પ્રસન્ન. ૪. ક્ષણ એક આંતરે પૂછીયું રે, સ્વાર્થ સિદ્ધ વિમાન વાગી દેવની દુંદભિ રે, ઋષિ પામ્યા કેવળ જ્ઞાન, પ્રસન્ન. ૫. પ્રસન્નચંદ્ર ઋષિ મૂકતે ગયા રે, શ્રી મહાવીરના શિષ્ય રૂપવિજય કહે ધન્ય એ દીઠા, સૂત્રમાંહે પ્રત્યક્ષ પ્રસન્નચંદ્ર. ૬.

## ૩૭ શ્રી બલભદ્રમુનિની સજ્ઝાય

શા માટે બંધવ મુખથી ન બોલો, આંસુડે આનન ધોતાં મોરારી રે; પુન્ય જોગે હડીઓ એક પાણી, જડયો છે જંગલ જોતાં મોરારી રે. શા. ૧. શીકમ રીસ ચઢી છે તુજને, વન માંહે વનમાળી મોરારી રે; વદીરે વારનો મનાવું છું વ્હાલા, તું તો વચન ન બોલે ફરી વાળી મોરારી રે શા. ૨. નગરી રે દાઝીને શુદ્ધિ ન લીધી, મ્હારી વાણી નિસુણ વ્હાલા મોરારી રે; આ વેળામાં લીધો અબોલો, કાનજી કાં થયા કાલા મોરારી રે. શા. ૩. શી શી વાત કહું શામળીયા, વિઠ્ઠલજી આ વેળા મોરારી રે; શાંને કાજે મુજને સંતાપો, હરિ હસીને બોલોને હેલાં મોરારી રે શા. ૪. પ્રાણ હમારા જાશે પાણી વિણ, અધઘડીને અણબોલે મોરારી રે; અરતિ સઘળી જાયે અળગી, બાંધવ જો તું બોલે મોરારી રે. શા. ૫. ષટ માસ લગે પાળ્યો છબીલો, હૈયા ઉપર અતિ હેતે મોરારી રે; સિન્ધુ તટે સુરને સંકેતે, કરિ દહન ક્રિયા શુભ રીતે મોરારી રે. શા. ૬. સંયમ લઇ ગયો દેવલોકે, કવિ ઉદયરત્ન એમ બોલે મોરારી રે; સંસાર માંહે બળદેવ મુનિને કોઇ નવ આવે તોલે મોરારી રે. શા. ૭.

## ૩૮ સામાયિક લાભ સજ્ઝાય

કર પડિક્કમણું ભાવશું, દોય ઘડી શુભ ધ્યાન લાલ રે, પરભવ જાતાં જીવને, સંબળ સાચું જાણ લાલ રે, કર૦ ૧. શ્રીમુખ વીર ઇમ ઉચ્ચરે, શ્રેણીકરાય પ્રતે જાણ લાલ રે, લાખ ખાંડી સોના તણી. દીયે દિન પ્રત્યે દાન લાલ રે. કર૦ ૨. લાખ વર્ષ લગેં તે વળી, એમ દીયે' દ્રવ્ય અપાર લાલ રે, એક સામાયીકને તોલે, નાવે તેહ લગાર લાલ રે, કર૦ ૩. સામાયિક ચઉવિસત્થો, ભલુ વંદન દોય દોય વાર લાલ રે. વ્રત સંભારો રે આપણા, તે ભવ કર્મ નિવાર લાલ રે, કર૦ ૪. કર કાઊસગ્ગ શુભ ધ્યાનથી, પચ્ચખાણ સૂધું વિચાર લાલ રે, દોય સજ્ઝાયે તે વળી, ટાળો ટાળો અતિચાર લાલ રે. કર૦ ૫. શ્રી સામાયિક પ્રસાદથી, લહીયે અમર વિમાન લાલ રે. ધર્મસિંહ મુની એમ ભણે, એ છે મુક્તિ નિદાન લાલ રે. કર. ૬.

## ૩૯ શ્રી શાલિભદ્રની સજ્ઝાય

રાજગૃહી નયરી મોઝારો જી, વણજારા દેશાવર સારો જી; ઇણ વણજેજી, રતન-કંબળ લેઈ આવીયા જી. ૧. લાખ લાખની વસ્તુ લાખેણી, એ વસ્તુ છે અતિ ઝેણી; કાંઈ પરિમલ જી, ગઢ મઢ મંદિર પરસરી જી, ૨. પૂછે ગામને ચોતરે, લોક મહ્ય

જાણે તેહ સિદ્ધ પાટડું વીરજી, અવિતથ્થ ભાંખ્યું એહો રે પુ૦ ૧૧. છઠ્ઠ તણો તપ હોત જીરે, તો પહોંચત નિરવાણ સિદ્ધસિલા તિહાંથી અછે રે, જોજન બાર પ્રમાણો રે પુ૦ ૧૨. તે માહે ઇહાં અવતરી રે, દીક્ષાગ્રહી ગુરૂ પાસ કેવળજ્ઞાન લહી કરી રે, પહોંચે શિવસુખ વાસાંરે પુ૦ ૧૩. તેત્રીશ સહસ વરસ પછી રે, ભૂખ તણી રૂચી હોય તરત અમૃતમય પરગમેરે લવસમ સુર જોયો રે પુ૦ ૧૪. પુણ્યે શિવપદો રે. પુણ્યે લીલ વિલાસ ગુણવિજય પ્રભુ શું કહે રે, પુણ્ય થકી ફળે આશો રે પુ૦ ૧૫. ઇતિ.

## ૬૧ જંબુકુમારની ચાર ઢાલની સજ્ઝાય

(દોહા)-ઢાળ પહેલી:-સરસતી પદપંકજ નમી, પામી સુગુરૂ પસાય; ગુણ ગાતાં જંબુસ્વામિના, મુજ મન હર્ષ ન માય-૧ યૌવનવય વ્રત આદરી. પાળે નિરતિચાર; મન વચ કાયા શુદ્ધશું જાઉં તસ બલિહાર-૨

રાજગૃહી નયરી ભલી રે લાલ, બાર યોજન વિસ્તારરે; ભવિકજન; શ્રેણિક નામે નરેસરુ રે લાલ, મંત્રી અભયકુમાર રે ભ. ૧. ભાવધારી નિત્ય સાંભળો રે લાલ, ઋષભદત્ત વ્યવહારીયો રે લાલ, વસે તિહાં ધનવંત રે; ભ. ભાવ ૨. ધારણી તેહની ભારજા રે લાલ, શીલાદિક ગુણવંત રે; ભ. ભાવ ૨, સુખ સંસારનાં વિલસતાં રે લાલ, ગર્ભ રહ્યો શુભ દિન રે; ભ, સુપન લહી જંબુવૃક્ષનું રે લાલ; જનમ્યો પુત્ર રત્ન રે; ભ. ભા. ૩. જંબુકુમાર નામ સ્થાપિયું રે લાલ, સ્વપ્નતણે અનુસાર રે; ભ. અનુક્રમે યૌવન પામીયો રે લાલ, હુઓ ગુણભંડારરે ભ. ભા. ૪. ગ્રામાનુગ્રામે વિચરતા રે લાલ, આવિયા સોહમસ્વામિ રે; ભ. પુરજન વાંદવા આવિયા રે લાલ; સાથે જંબુ ગુણધામરે ભ. ભા ૫. ભવિક જનના હિતભણી રે લાલ. દીએ દેશના ગુણધાર રે; ભ. ચારિત્ર ચિંતામણી સારિખું રે લાલ, ભવદુઃખ વારણહાર ભ. ભા. ૬. દેશના સુણી જંબુ બુઝીયારે લાલ, કહે ગુરુને કરજોડિરે; ભ. અનુમતિ લેઈ માત તાતનીરે લાલ, સંયમલિયોમનકોડરે ભ. ભા. ૭.

ઢાળ બીજી:-ગુરૂ વાંદી ઘર આવીયા રે, પામી મન વૈરાગ, માત પિતા પ્રત્યે વિનવે રે; કરશું સંસારનો ત્યાગ.-૧ માતાજી અનુમતિ. દ્યો મુજ આજ, જેમ સીજે વંછિત કાજ; માતાજી અનુમતિ. ચારિત્ર પંથ છે દોહિલો રે. વ્રત છે ખાંડાની ધાર, લઘુ વય છે વત્સ તુમ તણું રે, કેમ પળે પંચાચાર; કુમરજી, વ્રતની મ કરો વાત, તું મુજ એક અંગજાત. કુમરજી. વ્ર—૨ એકલવિહારે વિચરવું રે, રહેવું વન—ઉદ્યાન; ભૂમિ સંથારે પોઢવું રે, ધરવું ધર્મનું ધ્યાન, કુમ વ્રત—૩ અડવાણે પગે ચાલવું રે, ફરવું દેશ વિદેશ નિરસ આહાર લેવો સદા રે, પરિષહ કેમ સહેશ: કુમ વ્રત.—૪ કુમર કહે માતા પ્રત્યે રે, એ સંસાર, અસાર તન ધન યૌવન કારમું રે, જાતા ન લાગે વાર. માતા.—૫. માતા કહે આહ્લાદથી રે, વત્સ પરણો શુભ નાર; યૌવન વય સુખ ભોગવી રે, પછી લેજો સંયમ ભાર. કુમ. વ્રત. ૬. માત પિતા આગ્રહ કરી રે, પરણાવી આઠે નાર; જળથી કમળ જેમ ભિન્ન રહે રે, તેમ રહે જંબુકુમાર. કુમ. વ્રત ૭.

ઢાળ ત્રીજી:-સનેહી પ્રીતમને કહે કામિની કામિની, સુણો સ્વામી અરદાસ સુગુણિજન સાંભળો, સનેહી અમૃત સ્વાદ મૂકી કરી; મૂ કહો કોણ પીવે છાશ સુ.

એકજ આંસૂ ખેરીયુંજી. ૩૨. ગોભદ્ર શેઠની બેટડી, ભદ્રાબાઈ તોરી માવડી; સુણ સુંદરીજી. તેં કેમ આંસૂ ખેરીયુંજી. ૩૩. શાળિભદ્રની બેનડી, બત્રીશ ભોજાઇની નણં-દલી; તો તાહરેજી, શા માટે રોવું પડે જી. ૩૪. જગમાં એકજ ભાઇ માહરે, સંયમ લેવા મન કરે; નારી એક એકજી, દિન દિન પ્રત્યે પરિહરે જી. ૩૫. એ તો મિત્ર કાયરુ, શું લે સંયમ ભાયરૂં; જીભલડીજી, મુખ માથાની જુદી જાણવીજી. ૩૬. કહેવું તો ઘણું સોહેલું, પણ કરવું અતિ દોહેલું; સુણો સ્વામીજી; એહવી ઋદ્ધિ કુણ પરિહરેજી. ૩૭. કહેવું તો ઘણું સોહેલું, પણ કરવું અતિ દોહેલું, સુણ સુંદરીજી. આજથી ત્યાગી તુજનેજી. ૩૮. હું તો હસતી મલકીને. તુમેકિયો તમાસો હલકીને સુણો સ્વામીજી અબ તો ચીંતા નવિ ધરૂજી. ૩૯. મોટા અંબોડો વાળીને, શાહધન્નો ઉઠયા માલીને કાંઇ આવ્યાજી શાળીભદ્રને મંદીરેજી. ૪૦. ઉઠો મિત્ર કાયરૂ, સંયમ લઇએ ભાયરૂ આપણ દોય જણાજી સંયમ શુદ્ધ આરાધીએજી. ૪૧. શાળીભદ્ર વૈરાગીયા, શાહ ધન્નો અતિ ત્યાગીયા દોનુ શગીયાજી શ્રીવીર સમીપે આવીયાજી. ૪૨. સંયમ મારગ લીનોજી તપસ્યાએ મન ભીનોજી શાહ ધન્નોજી માસ ખમણ કરે પારણાજી. ૪૩. તપ કરી દેહને ગાળીજી દુષણ સઘળાં ટાળીજી વૈભારગિરિજી ઉપર અણસણ આદર્યોજી. ૪૪. ચડતે પરિણામે સોયજી, કાળ કરી જણ દોયજી દેવગતિયેજી અનુત્તર વિમાને ઉપન્યાજી. ૪૫. સુર સુખને તિહાં ભોગવી, ત્યાંથી દેવ દોનું ચવી વિદેહેજી, મનુષ્ય પણું તવ પામશેજી. ૪૬. સુધા સંયમ આદરી, સકળ કર્મને ક્ષય કરી લહી કેવળજી મોક્ષ ગતિને પામશેજી. ૪૭. દાન તણાં ફળ દેખોજી, ધન્નો શાળીભદ્ર પેખોજી નહિ લેખોજી અતુલ સુખ તિહા પામશેજી. ૪૮. ઇમ જાણી સુપાત્રને પેખોજી, જિમ વેગે પામો મોક્ષજી નહી ઝોખોજી કહીયે જીવને ઉપજેજી. ૪૯. ઉતમના ગુણ ગાવેજી, મનવંછિત સુખ પાવેજી કહે કવિજનજી. શ્રોતાજન તુમ સાંભળોજી. ૫૦.

## ૪૦ શ્રી સર્વાર્થસિદ્ધ વિમાનની સજ્ઝાય

જગદાનંદન વીનવું રે, ત્રિસલા નંદન વીર, છોરૂની પરે શીખવેરે, પુણ્ય કરો નિશ દીશોરે પુણ્ય ન મુકીએ જેહથી શિવ સુખ હોય રે, તે કેમ ચૂકીએ. ૧. સર્વારથ સિદ્ધે અછે રે, સુરને સુખ અનેક તે વિવરીને હું કહું રે, સાંભળજો સુવિવેકોરે, પુ૦ ૨. સર્વાથંસિધ્ધે અછેરે, ચંદરૂઓ ચોસાળ મોતી ઝુમખો તિહાં વહોરે, ઓપે ઝાકઝમાળો રે પુ૦ ૩. એક વચ્ચે મોતી વડું રે, ચોસઠમણનું માન ચાર મોતી તસ પાખતી રે, બત્રીસ મણનાં પ્રધાનોરે પુ૦ ૪. સોળમણાં વળી સોભતા રે, અઠ મુકતા ફળ મંગ આઠ-મણાં સોળજ સુણો રે, આણી રંગ અભંગો રે પુ૦ ૫. ચારમણાં વળી ચિત્તહરૂં રે મુક્તાફળ બત્રીશ બે મણ કેરાં મનો હરૂં રે, ચોસઠ કહે જગ દીશો રે પુ૦ ૬. એક મણાં વળી જાણજોરે, એકસોને અઠાવીશ તેહનુ વર્ણન સાંભળી રે, કોણ ન ધૂણે શીશો રે પુ૦ ૭. સરવાળે સઘળાં મળી રે. હોયશે ત્રેપન હોય, વલયાકારે જાણજો રે, તે મોતી સહુ કોયરે પુ૦ ૮. પવન લહે પરોવિયાં રે સમકાળ તે જાણ મુખ્ય મોતીશું આફળે રે રમણ ઝણઝણ તામો રે પુ૦ ૯. તે માહે તિંહા દેવતારે, અહિ સુખીયા પુણ્યવંત તિણે નાદે લીલાલહે રે, માને સુખ અનંતો રે પુ૦ ૧૦. તેત્રીશ સાગર આઉખું રે, જાતું ન

લગે' દીધાં કૂંડાં કલંક અપાર. એક વાર શીલ ખંડવા જેવો અનર્થનો વિસ્તાર રે પ્રા૦ ૯. એક શો નવાણું ભવ લગે' ખંડયા, શીયલ વિષય સંબંધ તેહવો એક રાત્રિભોજનમાં, કર્મ નિકાચિત બંધરે પ્રા૦ ૧૦. રાત્રિભોજનમાં દોષ ઘણા છે શ્યો કહીયે' વિસ્તાર. કેવલી કેહતાં પાર ન પાવે, પૂરવ કોડી મઝાર રે. પ્રા૦ ૧૧. એવું જાણીને ઉત્તમ પ્રાણી નિત્ય ચોવિહાર કરીજે. માસે' માસે' પાસખમણનો લાભ એણે વિધે' લીજે' રે. પ્રા૦ ૧૨. મુનિ વસતાની એહ શિખામણ જે પાલે નર નારી. સુરનર સુખ વિલસીને' હોવે, મોક્ષતણા અધિકારી રે. પ્રા૦. ૧૩.

## ૪૩ શ્રી જંબૂસ્વામીની સજ્ઝાય

રાજગૃહી નયરી વસે, ઋષભદત્ત વ્યવહારીરે, તસુસુત જંબૂકુમાર નમું, બાલપણે બ્રહ્મચારી રે. ૧૦. જંબૂ કહે જનનીસુણો, સ્વામી સુધર્મા આયા રે; દીક્ષા લેશું તે કને, અનુમતિ દ્યો મોરી માયા રે. જંબુ૦ ૨. માય કહે સુણો બેટડા, વાત વિચારી કીજે રે; તરૂણપણે તરુણી વરી, છાંડી કેમ છૂટીજે રે. માય૦ ૩. આગે અરણિક મુનિવરા, ફરી પાછા ઘરે આયા રે; નાટકણી નેહે કરી, આષાઢભૂતિ ભોલાયા રે. માય૦ ૪. વેશ્યા વશ પડીયા પછી, નંદીષેણ નગીનો રે; આર્દ્રદેશનો પાટવી, આર્દ્રકુમાર કાં કીનો રે. માય૦ ૫. સહસ વરસ સંયમ લીયો, તોહી પાર ન પાયા રે; કૂડકને કરમે કરી, પછી ઘણું પછતાયા રે. માય૦ ૬. મુનિવરૂ શ્રીરહનેમીજી, નેમિ જિનેસર ભાઇ રે; રાજીમતી દેખી કરી, વિષય તણી મતિ આઇ રે. માય૦ ૭. દીક્ષા છે વત્સ દોહિલી, પાલવી ખાંડાની ધારે રે; સરસ નીરસ અન્ન જિમવું, સૂવું ડાભ સંથારા રે. માય૦ ૮. દીક્ષા છે વત્સ દોહિલી, કહ્યો અમારો કીજે રે; પરણો પનોતા પદમણિ, અમ્મ મનોરથ પૂરીજે રે. માય૦ ૯. જંબુ કહે જનની સુણો, ધન્ય ધન્નો અણગારો રે; મેઘ મુનીશ્વર મોટકો, શાલિભદ્ર સંભારો રે. જંબુ૦ ૧૦. ગજ સુકુમાલ ગુણે ભર્યો, આતમ સાધન કીધો રે; ષટ્માસી તપ પારણે, ઢંઢણે કેવલ લીધો રે. જંબુ૦ ૧૧. દશાર્ણભદ્ર કેવલ લહી, પાય લગાડયો ઇંદો રે, પ્રસન્નચંદ્ર કેવલ લહી, પામ્યો છે પરમાનંદો રે. જંબુ૦ ૧૨. એમ અનેક મુનિવર હુવા, કહેતાં પાર ન પાય રે; અનુમતિ દ્યો મોરી માતાજી, ક્ષણ લાખીણો જાય રે જંબુ૦ ૧૩. પાંચસે' સત્તાવીસશું, જંબુકુમાર પરવરીયો રે; પંચ મહાવ્રત ઉચ્ચરી, ભવજલ સાયર તરીયો રે જંબુ૦ ૧૪. જંબુ ચરમજ કેવલી, તાસ તણા ગુણ ગાયા રે; પંડિત લલિતવિજય તણો, હિતવિજય સુપસાયા રે. જંબુ૦ ૧૫.

## ૪૪ શ્રી મનકમુનિની સજ્ઝાય

નમો નમો મનક મહામુનિ, બાળપણે વ્રત લીધોરે; પ્રેમ પિતાશું રે પરઠીઓ, માયશું મોહ ન કીધોરે. ન૦ ૧. પૂરણ ચૌદ પૂરવ ધણી, સિજ્જંભવ જસ તાતોરે; ચોથો પટોધર વીરનો, મહીઅલ માંહે વિખ્યાતોરે. ન૦ ૨. શ્રી સિજ્જંભવ ગણધરે, ઉદ્દેશી નિજ પુત્રોરે; સયલ સિદ્ધાંતથી ઉદ્ધરી, દશવૈકાલિક સૂત્રોરે. ન૦ ૩. માસ છએ પૂરણ ભણ્યો, દશ અધ્યયન રસાલોરે; આળસ અંગથી પરિહરી, ધન ધન એ મુનિ બાળોરે. ન૦ ૪. ચારિત્ર ષટ્ માસ વાહલે, પાળી પુણ્ય પવિત્રરે; સ્વર્ગે' સમાધિ એ

સનેહી કામકળા રસ કેળવો; કે. ૧. મૂકોજી વૃતનો ધંધ; સુ. સનેહી પરણીને શું પરિહરો; પરિ. હથ મેલ્યાનો સંબંધ; સુ. સનેહી ચારિત્ર વેળુકવળ જિશ્યું; કવ. ૨. તેમાં કિશ્યો સવાદ; સુ સનેહી ભોગ્ય સામગ્રી પામી કરી; પા. ભોગવો ભોગ આલ્હાદ; સુ સનેહી ભોગ તે રોગ અનાદિનો; અ. ૩. પીડે આતમ અંગ; સુ. સનેહી તે રૅાગને શમાવવા; શ. ચારિત્ર છે રે રસાંગ, સુ. સનેહી કિંપાકફળ અતિ કુટહા. ૪. ભખતાં લાગે મિષ્ટ; સુ સનેહી વિષ પસરે જબ અંગમાં, અં. ત્યારે હોવે અનિષ્ટ સુ. સનેહી દીપ ગ્રહી નિજ હાથમાં; હા. ૫ કોણુ ઝંપાવે કુપ; સુ. સનેહી નારી તે વિષ-વેલડી; વિ. વિષયફલ વિષમ વિરૂપ; સુ. સનેહી એહવું જાણી પરિહરો; ૬. સંસાર માયા જાળ; સુ. સનેહી જો મુજશું તુમ નેહ છે રે. તો વૃત લ્યો થઇ ઉજમાળ, સુ. ૭.

**ઢાળ ચોથી**:-એહવે પ્રભવો આવીઓ, પાંચસે ચોરની સંગરે; વિદ્યાયે તાળાં ઉઘાડિયાં, ધન લેવાતે ઉમગ રે. ૧. નમો નમો જંબુસ્વામીને જંબુએ નવપદ ધ્યાનથી, થંભાવ્યા સવિ દંભ રે; થંભ તણી પરે સ્થિર રહ્યા, પ્રભવો પામ્યો અચંભરે. નમો. ૨. પ્રભવો કહે જંબુપ્રત્યે, દ્યો વિદ્યા મુજ એહ રે; જંબુ કહે કે ગુરૂ કને, છે વિદ્યાનું ગેહ રે નમો. ૩ પણસય ચોર તે બુઝવી, બુઝવ્યાં માય ને તાય રે; સાસુ સસરા નારી બુઝવી, સંયમ લેવા જાય રે. નમો. ૪. પંચસયાં સત્તાવીશશું; પરવરચો જંબુકુમાર રે; સોહમ ગણધરની કને, લીએ ચારિત્ર ઉદાર રે. નમો.—૫. વીરથી વીશમે વરસે, બીજા યુગ પ્રધાનો રે; ચૌદ પૂર્વ અવગાહીને, પામ્યા કેવળજ્ઞાન રે. નમો—૬. વરસ ચોસઠ પદવી ભોગવી, સ્થાપી પ્રભવ સ્વામી રે; અષ્ઠ કર્મનો ક્ષય કરી, થયા શિવગતિગામી રે. નમો—૭. સવંત અઢાર તેરોત્તરે, રહ્યા પાટણ ચોમાસ રે; ચરમ કેવળીને ગાવતાં, હોંયે લીલ વિલાસ રે નમો—૮. મહિમા મહિમા સદ્ગુરૂ, તાસ તણે સુપસાય રે; જંબુસ્વામી ગુણ ગાઇયા, સૌભાગ્યે ધરિય ઉત્સાહ રે—૯.

## ૪૨ અથ રાત્રિભોજનની સજ્ઝાય

પુણ્ય સંજોગે નરભવ લાધો, સાધો આતમ કાજ, વિષયા રસ જાણો વિષ સરખો. એમ ભાંખે જિનરાજ રે. પ્રાણી. રાત્રિભોજન વારો. આગમ વાણી સાચી જાણી, સમકિત ગુણ સહી નાણી રે. પ્રાણી. રાત્રિ૦ ૧. એ આંકણી. અભક્ષ્ય બાવીશમાં રયણીભોજન, દોષ કહ્યાં પરધાન. તેણે કારણ રાતે મત જમજો. જો હુવે હઇડે શાન રે. પ્રા૦ ૨. દાન સ્નાન આયુધને ભોજન એટલાં રાતે ન કીજે. એ કરવાં સૂરજની સાખે નીતિવચન સમજીજે રે. પ્રા૦ ૩. ઉત્તમ પશુ પંખી પણ રાતે ટાલે ભોજન ટાણો. તુમેં તો માનવી નામ ધરાવો, કિમ સંતોષ ન આણો રે. પ્રા૦ ૪. માખી જૂ કીડી કોલીઆવડો. ભોજનમાં જો આવે. કોઢ જલોદર વમન વિકલતા એવા રોગ ઉપાવે રે પ્રા૦ ૫. છન્નું ભવ જીવહત્ય કરતાં પાતક જેહ ઉપાયું. એક તલાવ ફોડંતાં તેટલું દૂષણ સુગુરુ બતાવ્યું રે પ્રા૦ ૬. એકસોત્તર ભવસર ફોડયા સમ એક દવ દેતાં પાપ. એકસોત્તર ભવ દવ દીધા જિમ એક કુવણિજ સંતાપ રે પ્રા૦ ૭ એક સો ચુમ્માલીશ ભવ લગે કીધા, કુવણિજના જે દોષ. કૂડું એક કલંક દિયાંતાં, તેહવો પાપનો પોષ રે. પ્રા ૮. એક સો એકાવન ભવ

શિવસુખ લહે આણંદી રે. અ૦ ૧૧. ભવિયણ એહવા મુનિવર વંદી, માનવભવ ફલ લીજે રે; કર જોડી મુનિ મોહન વિનવે, સેવક સુખીયા કીજે રે. અ૦ ૧૨.

## ૪૬ શ્રી અઇમત્તામુનિની સજ્ઝાય

વીર જિણંદ વાંદીને ગૌતમ, ગોચરીયે સંચરીયા; રાજગૃહી નગરી માંહે ગૌતમ, ઘરઘર આંગણ ફરીયા. આધા આમ પધારો પૂજ્ય. મુજ ઘર વહોરણ વેળા. ૧. ઇણે અવસર અઇમત્તે રમતા, મનગમતા મુનિ દીઠા; કંચનવરણી કાયા નિરખી, મનમાં લાગ્યા મીઠા. આધા૦ ૨. બોલ્યો કુંવર અમીરસ વાણી, એક કહો અભિરામ; ખરે બપોરે પાય અણવાણે, ભમવો તે કિણ કામે આધા૦ ૩. સાંભળ રાજકુંવર સોભાગી. શુદ્ધ ગવેષણા કીજે; નિર્દૂષણ ને નિરતિચારે, ઘર ઘર ભિક્ષા લીજે. આધા૦ ૪. આવો આજ અમારે મંદિર, કહીશો તે વિધ કરશું; જે જૂએ તે જુગતે કરીને, ભાવશું ભિક્ષા દઇશું. આધા૦ ૫. ઇમ કહી વેર તેડી ચાલ્યો, આવ્યા મુનિ આનંદે; અઇમત્તા રાણી દેખીને, વિધિશું ગૌતમ વાંદે. આધા૦ ૫. આજ હમારે રત્નચિંતામણી, મેહ અમીરસ વુઠા; આજ અમ આંગણ સુરતરૂ ફળીયો, જે ગૌતમ નયણે દીઠા. આધા૦ ૭. રે બાહુલ બહુ બુદ્ધિવંતા, ગણધર ગૌતમ આવ્યા; થાળ ભરીને મોદક મોટા, ભાવે શું વહોરાવ્યા. આધા૦ ૮. વાંદી પાય કુંવર મુનિવરના, હાથ મેલાવ્યો માથે; વોળાવું કહીને મુનિને, ઇમિ કહી ચાલ્યો સાથે. આધા૦ ૯. કુંવર કહે આ ભાજન આપો, ભાર ઘણો પ્રભુ પાસે; ગૌતવ કહે હું તેહને આપું. ચારિત્ર લીયે ઉલ્લાસે. આધા૦ ૧૦. ચારિત્ર લેઇશું હું તુમ પાસે, ઝોળી દીયે મુજ હાથે; ગૌતમ પૂછે અનુમતિ કેહની, માય મોકલ્યો તુમ સાથે. આધા૦ ૧૧. ગુરૂ જ્ઞાની ગૌતમ મન આણી, દીક્ષા દીધી તેહને; વૃદ્ધમુનિને ભળાવી દીધા, મુનિ મારગ દીયો તેહને. આધા૦ ૧૨. તે સંગાતે અઇમત્તા ચાલ્યા, સાધુ સંગાતે વનમાં; નાનું સરોવર નીરે ભરીયું, તે દેખી હરખ્યા મનમાં. આધા૦ ૧૩. નાનું સરોવર નાનું ભાજન, નાવ કરી અઇમિત્તા; વળતાં સાધુજી દેખીને, બાળક રમત કરતાં આધા૦ ૧૪. બોલાવી મુનિ બાળકને, એ આપણે નવિ કીજે; છકાય જીવની વિરાધના કરતાં, દુર્ગતિનાં ફળ લીજે. આધા૦ ૧૫. લાજ ઘણી મનમાંહી ઉપની, સમવસરણમેં આવ્યા; ઇરિયાવાહી પડિક્કમતાં અઇમિત્તા, ધ્યાન શુકલ મન ભાવ્યા. આધા૦ ૧૬. કેવલજ્ઞાન તિહાં ઉપન્યો; ધન ધન મુનિ મુક્તે પહોંચ્યા આધા૦ ૧૭ ગૌતમ આદિ અઇમિત્તા સરિખા, ગુણવંતા ઋષિરાયા; લક્ષ્મિરત્ન કર જોડી વંદે, તે મુનિવરના પાયા આધા૦ ૧૮.

## ૪૭ શ્રી સ્થુલિભદ્રજીની સજ્ઝાય.

આંબો મોરયો હે આંગણે, પરિમલ પુહવી ન માય; પાસે ફુલી હે કેતકી, ભ્રમર રહ્યો હે લુભાય. આંબો૦ ૧. આવો સ્થુલિભદ્ર વાલહા, લાછલદેના હો નંદ; તુમશું મુજ મન મોહીયું, જીમ સાયર ને ચંદ. આંબો૦ ૨. સુગુણા સાથે પ્રીતડી, દિન દિન અધિકી હો થાય; બેઠો રંગ મજીઠનો, કદીયે ચટક ન જાય. આંબો૦ ૩. નેહ વિહુણા રે માણસા, જેહવા આવળ ફુલ; દીસંતા રળીયામણા, પણ નાવ પામે હો મૂલ્ય. આંબો૦ ૪. કોયલડી ટહુકા કરે, આંબે દોકે લુંબ; સ્થુલીભદ્ર સુરતરૂ સારિખા, કોશ્યા કણયર

સીધાવીયો, કરી જગ જનને મિત્રરે. ન૦ ૫. પુત્ર મરણ પામ્યા પછી, સિજ્જંભવ ગણધારી રે; બહુ શ્રુત દુઃખ મનમાં ધરે, તિમ નયણે જલધારી રે. ન૦ ૬. પ્રભુ તુમ્હે બહુ પડિબોધીઆ, સમ સંવેગીયા સાધુરે; અમે આંસુ નવિ દીઠડાં, તુમ નયણે નિરાબાધ રે. ન૦ ૭. શું કહીએ સંસારીને, એ એહવી સ્થિતિ દીસે રે; તન દીઠે મન ઉલ્લાસે, જોતાં હીયડલું હીસે રે. ન૦ ૮. અમને એ મુનિ મનકલો, સુત સંબંધથી મલીયો રે; વિશેષ અરથ કહ્યા થકાં, પણ કેણે નવી કલીયો રે. ન૦ ૯. લબ્ધિ કહે ભવિયણ તુમ્હે, મ કરો મોહ વિકારોરે; તો તુમ્હે મનક તણી પેરે, પામો સહૂઆત સારોરે. ન૦ ૧૦.

## ૪૫ શ્રી ખંધકમુનિની સજ્ઝાય

ઢાલ પહેલી :–નમો નમો ખધક મહામુનિ, ખંધક ક્ષમા ભંડાર રે; ઉગ્ર વિહાર મુનિ વિચરંતા, ચારિત્ર ખડગની ધાર રે. નમો૦ ૧. સમિતિ ગુપ્તિને ધારતો, જિતશત્રુ રાજાનો નંદ રે; ધારણી ઉદરે જનમીઓ, દર્શન પરમાનંદ રે. નમો૦ ૨. ધર્મઘોષ મુનિ દેશના, પામીયો તેણે પ્રતિબોધ રે; અનુમતિ લેઈ માત તાતની, કર્મશું મુદ્ધ થઈ યોધ રે. નમો૦ ૩. છઠ્ઠ અઠ્ઠમ આદિ ઘણા, દુક્કર તપે તનુ શોષ રે; રાત દિવસ પરિષહ સહે, તો પણ મન નહિ રોષ રે. નમો૦ ૪. દવ દીધા ખીજડા દેહમાં, ચાલતાં ખડખડે હાડ રે; તો પણ તપ તપે આકરા, જાણતો અથિર સંસાર રે. નમો૦ ૫. એક સમે ભગનીપુરી પ્રત્યે, આવીયા સાધુજી સોય રે; ગોખે બેઠી ચિંતે બેનડી, એ મુજ બંધવ હોય રે. નમો૦ ૬. બેનને બંધવ સાંભર્યો, ઉલટ્યો વિરહ અપાર રે; છાતી લાગી છે ફાટવા, નયણે વહે જેમ નીર રે. નમો૦ ૭. રાય ચિંતે મનમાં ઇસ્યું, એ કોઈ નારીનો જાર રે; સેવકને કહે સાધુની, લાવોજી ખાલ ઉતાર રે. નમો૦ ૮.

ઢાલ બીજી :–રાય સેવક કહે સાધુને, ખાલડી જીવથી હણશુ રે; અમ ઠાકુરની એ છે આણા, તે અમે આજ કરેશું રે. અહો અહો સાધુજી સમતા વરીયા. ૧. મુનિવર મનમાંહિ આણંદ્યા, પરિસહ આવ્યો જાણી રે; કર્મ ખપાવાનો અવસર આવો, ફરી નહિ આવે પ્રાણી રે. અ૦ ૨. એ તો વળી સખાઈ મીલીઓ, ભાઇ થકી ભલેરો રે; પ્રાણી કાયરપણું પરિહરજે, જિમ ન થાયે ભવ ફેરો રે અ૦ ૩. રાય સેવકને મુનિવર કહે, કઠણ ફરસ મુજ કાયા રે, બાધા રખે તુમ હાથે થાયે, કહો તિમ રહીએ ભાયા રે. અ૦ ૪. ચારે શરણા ચતુર કરીને, ભવ ચરમ આવંતે રે; શુકલધ્યાન શું તાન લગાવ્યું, કાયાને વોસિરાયંતે રે, અ૦ ૫ ચડચડ ચામડી તેહ ઉતારે, મુનિ સમતા રસ ઝીલે રે; ક્ષપકશ્રેણિ આરોહણ કરીને કરમ કઠણને પીલે રે અ૦ ૬. ચોથું ધ્યાન ધરતાં અંતે, કેવલ લઇ મુનિ સિધ્યાં રે; અજર અમરપદ મુનિવર પામ્યા, કારજ સઘળાં સિધ્યાં રે. અ૦ ૭. હવે મુહપત્તિને, લોહીએ ખરડી, પંખીડે આમિષ જાણી રે; રાજદ્વારે તે લઇ નાંખી, સેવકે-લીધી તાણી રે. અ૦ ૮. સેવક મુખથી વાતજ જાણી, બ્હેને મુહપત્તિ દીઠી રે; નિશ્ચે ભાઇ હણીઓ જાણી, હૈયે ઉઠી અંગીઠી રે. અ૦ ૯. વિરહ વિલાપ કરે રાય રાણી, સાધુની સમતા વખાણી રે; અથિર સંસાર સ્વરૂપ તવ જાણી, સંજમ લ્યે રાય રાણી રે. અ૦ ૧૦. આલોઈ પાતક સવિ છંડી, કરમ કઠણને નીંદી રે; તપ દુક્કર કરી કાયા ગાળી,

તુમ પતિ તુમ મન વલ્લભ, વીર જિણેસર આવ્યા; સાત આઠ પગ સામે જઈને, ભાવે વંદન કીધું; અંગ વિભૂષણ સોવન રસના, લાખ દાન તસ દીધું. ૪. હવે રાજા ચિંતે, મુજ સમ અવર ન કોય; હય ગય રથ પયક, મણિ માણિક રિદ્ધિ હોય; તેણી પરે કરી વંદું, જિમ નવિ વંદ્યા કેણે; અભિમાન ધરીને, પડહ વજાવ્યો તેણે. ૫. તેણે નયરી પડહ વજાવ્યો, વેગે કરો સજાઈ; વાહન અંગ સયલ સણગારો, જોઈએ તે લે ભાઈ; સોના રૂપા ઘાટ સામટા, સબલ સજાઈ કીજે, અથિર દ્રવ્ય એ સાસય સુખ જે, જિનવર વંદી લીજે. ૬. ભદ્ર જાત સરિખા, હાથી સહજ અઢાર; વરહય પાખરીયા, ચોવીસ લાખ ઉદાર; વર રથ જોતરીઆ, દ્રઢ એકવીશ હજાર; એક સહસ સુખાસન, અંતે ઉરી પરિવાર. ૭. અંતે ઉરીસય પંચ મનોહર, સોલ સહસ રાજન; સેવા સારે કોડી એકાણું, પાયક ભીમ સમાન; સોલ હજાર ધજા લહકંતી, ચામર ચીઉં પખે સોહે; મેઘાડંબર છત્ર બિરાજે, ભવિજનનાં મન મોહે. ૮. ભલી કરીય સજાઈ, પુર બાહિર જબ આવે; પટરાય વર ચઢીઓ, રાજા ઈમ ભાવે; ચતુરંગી સેના, રિદ્ધિ દેખી ઈમ બોલે; મ્હારી રિદ્ધિ આગળ, અવર સહુ તૃણ તોલે. ૯. તૃણ તોલે મુજ આગળ સહુ એ, એમ અભિમાને હરખે; પહેલે કલ્પે ઈંદો બેઠો, અવધિ જ્ઞાને નિરખે; જિનવર ભક્તિ કરે બહુ રાજા, પણ અભિમાને ચઢીઓ; જિનવર ભક્તિ કરી કોણ પૂજે, ત્રણ જગ આવે જડીઓ. ૧૦. એમ ચિંતી ઈંદો, ઐરાવણ સુર તેડ્યો; તે હરખ્યો અંજલી, જોડી ઉભો નેડો; જિન વંદન જાશું, માન ઉતારણ કાજ; ઐરાવણ સરિખા, સહસ ચોસઠ ગજરાજ. ૧૧. ગજરાજ એક એકને મસ્તક, સોહે પાંચસે બાર; મસ્તક મસ્તક આઠ દંતુસળ, સોહે અતિહી સ્ફાર; દંતદંત પ્રત્યે આઠ આઠ વાવી, વાવે આઠ આઠ કમલ; કમલે કમલે લાખ પાંખડી, લાખ નાટક તિહાં વિમલ. ૧૨. કોડા વિચે વિચે એક એક, કમલ પ્રત્યે પ્રાસાદ; અગ્ર મહિષિ આઠ આઠ, સાથે ઈંદ્ર આલ્હાદ; પ્રતિ કમલે બેઠો, ઈંદો આવે જામ; બત્રીસ બદ્ધ નાટક, ઝમક હુવો તામ. ૧૩. તામ વીર વાંદીને બેઠો, દશાર્ણભદ્ર નરેશ; શુભ ઉજવલ ગજ ઘટા સંઘાતે, ઈંદ્રે કીઓ પ્રવેશ; ઉંચું વદન વિલોકે રાજા, બહોલી રિદ્ધિ પ્રમાણ; માહરો મદ એણે ઉતાર્યો; તો જીવ્યું અપ્રમાણ ૧૪. મેં રિદ્ધિનો ગરવ, ફોકટ કીધો આજ; ઈંદ્રની રિદ્ધિનો આગળ એ, આવે કુણ કાજ; હવે જો હું છાંડું, તો હારે સ્વર્ગવાસી; તવ જિનવર પાસે, ગયો ઇસ્યું વિમાસી ૧૫. ઈસ્યું વિમાસીને અભિમાને, રાયે ચારિત્ર લીધું; ઈંદ્ર કહે હવે મેં નવિ થાએ, તેં બોલ્યું તે કીધું; મેં જે હોડ કરી તુમ સાથે, તે ખમજો રિષિરાય; મુજમાં શક્તિ ઘણી છે બીજી, પણ મુજથી એ નવિ થાય. ૧૬. ઈંદ્ર વાંદી બોલે, ધન માનવ અવતાર; અભિમાન કરીને, નૃપ પામ્યો ભવપાર; હવે વીર પયપે, માન માનવને હોય; ઈંદ્રિ પાય લગાડ્યો, એ સમો અવર ન કોય. ૧૭. એ સમો અવર ન કોઈ બૂઝયો, ઝુઝયો કર્મ સઘાતે; કેવલ પામી મુકતે પોહોતો, મંગલિક હુવે ઈણ વાતે; પઢતાં ગુણતાં ઉત્તમના ગુણ, પોહોચે સયલ જગીશ; શુભવિજય પંડિત શિષ્ય પ્રણમે, લાલવિજય નિશ દિશ. ૧૮.

કંબ. આંખો૦ ૫. સ્થુલિભદ્રે કોશ્યાને બુઝવી, દીધો સમકિત સાર; રૂપ વિજય કહે શીલથી, લહીએ સુખ અપાર. આંખો૦ ૬.

## ૪૮ શ્રી સ્થૂલિભદ્રજીની સજ્ઝાય

શ્રી સ્થુલિભદ્ર મુનિગણમાં શિરદાર જો, ચોમાસું આવ્યા કોશ્યા આગારજો, ચિત્રામણ શાળાયે તપ જપ આદર્યાં જો. ૧. આદરીયા વ્રત આવ્યા છો અમ ગેહ જો, સુંદરી સુંદર ચંપક વરણી દેહ જો; અમ તુમ સરિખો મેળો આ સંસારમાં જો ૨. સંસારે મેં જોયું સકળ સ્વરૂપ જો, દર્પણની છાયામાં જેવું રૂપજો, સુપનાની સુખલડી ભૂખ ભાંગે નહિ જો. ૩. ના કહેશો તો નાટક કરશું આજજો, બાર વર્ષની માયા છે મુનિરાજ જો, તે છોડી કેમ જાઉં હું આશા ભરી જો. ૪. આશા ભરીયો ચેતન કાળ અનાદીજો, ભમીયો ધર્મને હિણુ થયો પરમાદિ જો, ન જાણી મેં સુખની કરણી જોગની જો. ૫. જોગી તો જંગલમાં વાસો વસીયાજો, વેશ્યાને મંદિરીયે ભોજન રસીયા જો, તુમને દીઠા એવા સંયમ સાધતા જો. ૬. સાધશું સંયમ ઇચ્છારોધ વિચારી જો, કુર્માપુત્ર થયા નાણી ઘરબારી જો, પાણીમાંહે પંકજ કોરૂં જાણીએ જો. ૭. જાણીએ તો સઘળી તુમારી વાત જો, મેવા મીઠા રસવંતા બહુ જાત જો, અમર ભૂષણ નવ નવલી ભાતે લાવતા જો. ૮. લાવતા તો તું દેતી આદર માન જો, કાયા જાણું રંગ પતંગ સમાન જો, ઢાલીને શી કરવી એવી પ્રીતડી જો. ૯. પ્રીતલડી કરતાને રંગ ભર સેજજો, રમતાને દેખાડંતા ઘણું હેત જો, રિસાણી મનાવી મુજને સાંભરે જો. ૧૦. સાંભળે તો મુનિવર મનડું વાળે જો, ઢાંકયો અગ્નિ ઉઘાડયો પરજવાળે જો, સંયમમાંહિ એ છે દૂષણ મોટકું જો. ૧૧. મોટકું આવ્યું રાજા નંદનું તેડું જો, જાતાં ન વહે કાંઈ તમારૂં મનડું જો, મે તુમને તિહાં કોલ કરીને મોકલ્યા જો. ૧૨. મોકલ્યા તો મારગ માંહિ મળીયા જો, સંભૂતિ આચારજ જ્ઞાને બળીયા જો, સંયમ લીધું સમકિત તેણે શીખવ્યું જો. ૧૩. શિખવ્યું તો કહી દેખાડો અમને જો, ધર્મ કરંતા પુણ્ય વડેરૂં તમને જો, સમતાને ઘેર આવી વેશ્યા એમ વદે જો. ૧૪. વદે મુનિશ્વર શંકાને પરિહાર જો, સમકિત મૂળે શ્રાવકનાં વ્રત બારજો. પ્રાણાતિપાતાદિક સ્થૂલથી ઉચ્ચરે જો. ૧૫. ઉચ્ચરે તો વિત્યું છે ચોમાસું જો, આણા લેઇને આવ્યા ગુરૂની પાસે જો, શ્રુતનાણી કહેવાણા ચૌદેપૂર્વી જો. ૧૬. પૂર્વી થઇને તાર્યાં પ્રાણી થોક જો, ઉજ્વળ ધ્યાને તેહ ગયા દેવલોક જો, ઋષભ કહે નિત્ય તેહને કરીએ વંદના જો. ૧૭.

## ૪૯ શ્રી દશાર્ણભદ્રની સજ્ઝાય

શારદ બુધદાઈ, સેવક નયણાનંદ; પ્રણમું હું નિજ ગુરુ, ભવિક વિકાસન વૃંદ; વંદુ શાસન પતિ, સાચો વીર જીણંદ; ગાઈશ હું ભક્તે, દશાર્ણભદ્ર મુણીંદ ૧ દશાર્ણભદ્ર દેશ અતિ ઉત્તમ, દશાર્ણભદ્ર પુર સોહે; દશાર્ણભદ્ર રાજા અતુલી બલ, ભવિજનનાં મન મોહે; ન્યાયે રાજ પ્રજાપતિ પાલે, ટાલે પરદલ પીડા; વ્યસન નિવારે ધર્મ વિચારે, કરે રંગ રસ ક્રીડા. ૨. ઇણુ અવસરે અનુક્રમે, જિનવર વિહાર કરંતા; પ્રહોતા તિણે નયરી, સમોવસરણ વિચરંતા; ગણધરને મુનિવર, ખેચર ભૂચર વૃંદ; કિન્નરને સુરવર, પામ્યા પરમાણંદ. ૩. પરમાણંદ પામ્યા વન પાલક, રાયને જઇ વધાવ્યા; સ્વામી

સાધુ સુકોસલ સાર; કેવલ લહી મુગતે ગયાજી, એમ અરણીક અણગાર. મેતારજ૦ ૯. પાપી પાલકે પીલીયાજી, ખંધક સુરીના શિષ્ય; અંબડ ચેલા પાંચશેજી, નમો નમો તે મુનિ શિષ્ય. મેતારજ૦ ૧૦. એહવા પુરુષ સંભારતાજી, મેતારજ ઋષિરાય; અંતગડ હુઆ કેવલીજી, વંદે મુનિના પાય. મેતારજ૦ ૧૧. ભારી કાષ્ટની સ્ત્રી તિહાંજી, લાવી નાંખી તેણી વાર; ધબકે પંખી જાગીયોજી, જવલા કાઢ્યા તિણે સાર. મેતારજ૦ ૧૨. દેખી જવલા વીટમાંજી મનમાં લાજ્યો સોનાર; ઓઘો મુહપત્તિ સાધુનોજી, લેઇ થયો અણગાર. મેતારજ૦ ૧૩. આતમ તાર્યો આપણોજી, થીર કરી મન વચ કાય; રાજવિજય રંગે ભણેજી, સાધુ તણી એ સજ્ઝાય. મેતારજ૦ ૧૪.

## પર શ્રી મેઘરથ રાજાની સજ્ઝાય

દશમે ભવે શ્રી શાંતિજી, મેઘરથ જીવડો રાય; રૂડા રાજા પોસહશાળામાં એકલા, પોસહ લીયો મન ભાય; રૂડા રાજા૦ ધન્ય ધન્ય મેઘરથ રાયજી, જીવદયા ગુણ ખાણ; ધર્મી રાજા ધન્ય. ૧. ઇશાનાધિપ ઇંદ્રજી, વખાણ્યો મેઘરથ રાય; રૂ૦ ધર્મે ચળાવ્યો નવિ ચળે, ભાસુર દેવતા આય. રૂ૦ ધન્ય૦ ૨. સીંચાણો મુખે અવતરી, પડીયું પારેવું ખોળા માંય; રૂ૦ રાખ રાખ મુજ રાજવી, મુજને સીંચાણો ખાય. રૂ૦ ધન્ય૦ ૩. સીંચાણો કહે રાજવી, એ છે મારો આહાર; રૂ૦ મેઘરથ કહે સુણ પંખીયાં; હિંસાથી નરક અવતાર. રૂ૦ પંખી૦ ૪. શરણે આવ્યું રે પારેવડું, નહી આપું નિર્ધાર; રૂ૦ માટી મંગાવી તુજને દેઉં, તું તેનો કર આહાર. રૂ૦ ધન્ય૦ ૫. માટી ખપે મુજ એહની, કાં વળી તાહરી દેહ; રૂ૦ જીવદયા મેઘરથ વસી, સત્ય ન મ્હેલે ધર્મી તેહ. રૂ૦ ધન્ય૦ ૬. કાતી લેઇ પિંડ કાપીને, લે માંસ તું સીંચાણ; રૂ૦ ત્રાજુયે તોળાવી મુજને દીઓ, એ પારેવા પ્રમાણ. રૂ૦ ધન્ય૦ ૭. ત્રાજુઆં મંગાવી મેઘરથ રાયજી, કાપી કાપી મૂકે છે માંસ; રૂ૦ દેવમાયા ધારણ સમી, નાવે એકણ અંશ. રૂ૦ ધન્ય૦ ૮. ભાઇ સુત રાણી વલવલે, હાથ ઝાલી કહે તેહ; રૂ૦ એક પારવાને કારણે, શું કાપો છો દેહ. રૂ૦ ધન્ય૦ ૯. મહાજન લોક વારે સહુ, મ કરો એ વડી વાત; રૂ૦ મેઘરથ કહે ધર્મફળ ભલાં, જીવદયા મુજ ઘાત. રૂ૦ ધન્ય૦ ૧૦. ત્રાજુએ બેઠા રાજવી, જે ભાવે તે ખાય; રૂ૦ જીવથી પારેવો અધિક ગણ્યો, ધન્ય પિતા તુજ માય. રૂ૦ ધન્ય૦ ૧૧. ચઢતે પરિણામે રાજવી, સુર પ્રગટયો તિહાં આય; રૂ૦ ખમાવે બહુ વિધે કરી, લળી લળી લાગે પાય રૂ૦ ધન્ય૦ ૧૨. ઇંદ્રે પ્રશંશા તાહરી કરી, તેહનો તું છે રાય; રૂ૦ મેઘરથ કાયા સાજી કરી, સુર પહોત્યો નિજ ઠાય. રૂ૦ ધન્ય૦ ૧૩. સંયમ લીયો મેઘરથ રાયજી, એક લાખ પૂરવનું આય; રૂ૦ વીશ સ્થાનક વિધે સેવીયાં, તીર્થંકર ગોત્ર બંધાય. રૂ૦ ધન્ય૦ ૧૪ અગ્યારમે ભવે શ્રી શાંતિજી, પહોત્યા સર્વાર્થ સિદ્ધ; રૂ૦ તેત્રીશ સાગર આઉખું, સુખ વિલસે સુર ઋદ્ધ; રૂ૦ ધન્ય૦ ૧૫. એક પારેવાની દયા થકી, બે પદવી પામ્યા નરેશ, રૂ૦ પાંચમા ચક્રવર્તિ ઉપન્યા, સોળમા શાંતિ જિનેશ. રૂ૦ ધન્ય૦ ૧૬. લાખ વર્ષ આયુ શાંતિજી, પહોત્યા શિવપુર વાસ; રૂ૦ જીવદયા પરસાદથી, ફળે સહુ મનની આશ. રૂ૦ ધન્ય૦ ૧૭. દયા થકી નવનિધિ હોવે, દયા તે

## ૫૦ શ્રી વયર સ્વામિની સજ્ઝાય

સાંભળજો તુમે અદ્‌ભુત વાતો, વયર કુમાર મુનિવરની ખટ મહિનાના ગુરૂ ઝોળીમાં, આવે કેલ કરંતા; ત્રણ વરસના સાધવી મુખથી, અંગ અગ્યાર ભણંતા રે. સાંભળજો૦ ૧. રાજ સભામાં નહિ ક્ષોભાણા, માત સુખડલી દેખી; ગુરૂએ દીધો ઓઘો મુહપત્તિ, લીધો સર્વ ઉવેખી રે. સાંભળજો૦ ૨. ગુરુ સંઘાતે વિહાર કરે મુનિ, પાળે શુદ્ધ આચાર; બાલપણાથી મહા ઉપયોગી, સંવેગી શિરદાર રે. સાંભળજો૦ ૩. કોળાપાકને ઘેબર ભિક્ષા, દ્રોય ઠામે નવિ લીધી; ગગન ગામિની વૈક્રીય લબ્ધિ, દેવે જેહને દીધી રે. સાંભળજો૦ ૪. દશ પૂરવ ભણીયા જે મુનિવર, ભદ્ર ગુપ્ત ગુરૂ પાસે; ખીરાશ્રવ પ્રમુખ જે લબ્ધિ, પ્રગટ જાસ પ્રકાસે રે. સાંભળજો૦ ૫. કોડી સૈકડા ધનને સંચે, કન્યા રૂકિમણી નામે; શેઠ ધનાવો દીયે પણ ન લીયે, વધતે શુભ પરિણામે રે. સાંભળજો૦ ૬. દેઇ ઉપદેશને રૂકિમણી નારી, તારી દિક્ષા આપી; યુગ પ્રધાન જે વિચરે જગમાં, સૂરજ તેજ પ્રતાપી રે. સાંભળજો૦ ૭. સમકિત શિયળ તુંબ ધરી કરમાં, મોહ સાયર કર્યો છોટો; તે કેમ બૂડે નારી નદીમાં, એ તો મુનિવર મોટો રે. સાંભળજો૦ ૮. જેણે દુર્ભિક્ષ સંઘ લેઇને, મૂકયો નયર સુગાલ; શાસન શોભા ઉન્નતિ કારણ, પુષ્પ પદ્મ વિસાલ રે. સાંભળજો૦ ૯. બોધરાયને પણ પ્રતિ બોધ્યો, કીધો શાસન રાગી; શાસન શોભા જય પતાકા, અંબર જઇને લાગી રે. સાંભળજો૦ ૧૦. વિસર્યો સુંઠ ગાંઠીયો કાને, આવશ્યક વેળા જાણ્યો; વિસરે નહિ પણ એ વિસરીયો, આયુ અલ્પ પીછાણ્યો રે, સાંભળજો૦ ૧૧. લાખ સોનૈયે હાંડી ચડે જિમ, બીજે દિન સુગાલ; એમ સંભળાવી વયરસેનને, જાણી અણુસણ કાલ રે. સાંભળજો૦ ૧૨. રથાવર્ત પર્વત જઇ અણુસણ કીધું, સોહમ હરિ તિહાં આવે; પ્રદક્ષિણા પર્વતને દેઇને, મુનિવર વંદે ભાવે. સાંભળજો૦ ૧૩. ધનસીંહગિરિ સૂરિ ઉત્તમ, જેહના એહ પટધારી રે; પદ્મવિજય કહે ગુરૂ પદ પંકજ, નિત્ય નમીયે નર નારી રે. સાંભળજો૦ ૧૪.

## ૫૧ શ્રી મેતારજ મુનિની સજ્ઝાય

સમ દમ ગુણના આગરુજી, પંચ મહાવ્રત ધાર; માસ ખમણને પારણેજી, રાજગ્રહી નગરી મઝાર; મેતારજ મુનિવર, ધન ધન તુમ અવતાર. ૧ સોનીને ઘરે આવીયાજી, મેતારજ ઋષિરાય; જવલા ઘડતો ઉઠીયોજી, વંદે મુનિના પાય. મેતારજ૦ ૨. આજ ફલ્યો ઘર આંગણેજી, વિણ કાલે સહકાર, લ્યો ભિક્ષા છે સુજતીજી, મોદક તણો એ આહાર. મેતારજ૦ ૩. ક્રૌંચ જીવ જવલા ચરયોજી, વહોરી આવ્યા ઋષિરાજ; સોની મન શંકા થઇજી, સાધુ તણા એ કાજ. મેતારજ૦ ૪. રીશ કરીને ઋષિને કહેજી, દ્યો મુજ જવલા આજ, વાધરશિર્ષે બાંધીયાજી, તડકે રાખ્યા મુનિરાજ. મેતારજ૦ ૫. ફટ ફટ ફૂટે હાડકાંજી, ત્રટ ત્રટ ત્રુટે ચામ; સોનીડે પરિસહ દીયોજી, સાધુ રાખ્યો મન ઠામ. મેતારજ૦ ૬. એહવા પણ મોટા જતિજી, મન ન આણે રોષ; આતમ નિંદે આપણોજી, સોનીનો શ્યો દોષ. મેતારજ૦ ૭. ગજ સુકુમાલ સંતાપીયાજી, બાંધી માટીની પાળ; ખેર અંગારા શિરે ધર્યાજી, મુગતે ગયા તત્કાલ. મેતારજ૦ ૮. વાઘણ શરીર વલુરીયુંજી,

જાણશું, જો સહેશો તસ હત્થ. ૫. સુણતા મંત્રી વયણ ઈમ, ચક્રી હુવો સતેગ; બાહુબળિ ભણી મોકલ્યો, નામે દૂત સુવેગ. ૬. ભટ રથ હયવર ઠાઠશું, દૂતે કીધ પ્રયાણ; શુકન હુવા બહુ વંકડા, પિણ સ્વામીની આણ. ૭. ધરા ઓલંઘી અતી ઘણી, આવ્યો બહોળી દેશ; જિહાં કોઈ બાહુબળિ વિના, જાણે નહી નરેશ. ૮. તક્ષશિલા નગરી જિહાં, બાહુબળિ ભૂમિંદ; દૂત સુવેગ જઈ તિહાં, પ્રણમ્યો પય અરવિંદ. ૯. બાહુબળિ પૂછે કુશળ, ભરત-તણો પરિવાર; ચતુરાઈ શું દૂત તવ, બોલે બોલ વિચાર. ૧૦. આસન અર્ધું બેસવા, આપે સુરપતિ જાસ; લક્ષ જક્ષ સેવા કરે, જગત કરે જસ આશ. ૧૧. હેલે જીત્યા ખંડ ષટ, એહ ન હતો કોય; ઋષભદેવ સાન્નિધ્ય કરે, તસ કિમ કુશળ ન હોય. ૧૨. પણ પ્રભુ તુમ આવ્યા વિના, માને સકળ નિરર્થ; કામ નહી હવે ઢીલનો, સેવો પ્રભુ સમર્થ. ૧૩. નહિ તો જો તે કોપશે, કોઈ ન રહેશે તીર; તસ ભુજ દંડ પ્રહાર એક, રહેશે તુજ શરીર. ૧૪. એ સેના વળી એ ઋદ્ધિ, તિહાં લગે જાણો સર્વ; જિહાં લગે એ કોપ્યો નહી, મૂકો તે ભણી ગર્વ. ૧૫.

**ઢાળ પહેલી :**—જા રે શું તુજ મારૂં દૂત, બાહુબળિ બોલે થઈ ભૂત; રાજા નહી નમે; કોપે ચઢયો હું ત્હારે રે નાંહિ, એક મૂઠિયે ધરૂં ધરતીમાંહિ. રાજા૦ ૧. હું તો જાણતો તાતજી જેમ, ભાઈપણાનો હવે જાણ્યો પ્રેમ; રાજા૦ એહજ માહરી કહેજે ગુજ્જ, જો બળ હોય તો કરજે ઝુજ. રાજા૦ ૨. દેઈ ચપેટા કાઢયો દૂત, વિલખો થઈ વિનિતાયે પહુંત; રાજા૦ સંભળાવ્યો સઘળો વિરતાંત, કોપ્યો ભરતપતિ જેમ કૃતાંત. રાજા૦ ૩. રણ દુંદુભી વજડાવી જામ, સેના સજ હુઇ સઘળી તામ; રાજા૦ કોડ સવા નિજ પુત્ર સકજ્જ, રણના રસિયા હુવા સજ્જ. રાજા૦ ૪. લાખ ચોરાશી વર ગજરાજ, ઘોડા લાખ ચોરાશી સાજ; રાજા૦ લાખ ચોરાશી રથ વળી જાણ, લાખ ચોરાશી ઘુરે નિશાણ. રાજા૦ ૫. પાયક છન્નું કોડિ ઝુંઝાર, વિદ્યાધર કિન્નર નહી પાર; રાજા૦ એમ સુભટની કોડા કોડ, રણહસે બાંધી હોડા હોડ. રાજા૦ ૬. પૃથ્વી કંપી સેનાને પૂર, રજશું છાયો અંબરસૂર; રાજા૦ સોળ લાખ વાજે રણતૂર, ચક્રી ચાલ્યો સેનાને પૂર. રાજા૦ ૭. પહોત્યો બહોળી દેશની સીમ, સુણી બાહુબળિ થયો અતિ ભીમ, રાજા૦ ત્રણ લાખ બાહુબળિના પૂત; ક્રોધે ચઢયા જાણે જમ દૂત. રાજા૦ ૮. સેના સમુદ્ર તણે અનુહાર, કહેતાં કિમહી ન આવે પાર; રાજા૦ ચક્રીશ્વરની સેના સર્વ, તૃણ જેમ ગણતો મ્હોટે ગર્વ રાજા૦ ૯. પહેરી કવચ અસવારી કીધ, બાહુબળિ રણડંકા દીધ; રાજા૦ ભરતે પહેર્યો વજ્રસનાહ, ગજરતને ચઢયો આધક ઉચ્છાહ. રાજા૦ ૧૦. બેહુ સામાં આવ્યાં સેન, કંપ્યા ગગન ફુને પૃથ્વી જેણ; રાજા૦ ઘોડે ઘોડા ગજે ગજરાજ, પાળે પાળા અડે રણ કાજ. રાજા૦ ૧૧. ઝળકે ભાલા ભીમ ખડગ્ગ, તીરે છાયો ગગનનો મગ્ગ; રાજા૦ શૂર સુભટ ભિડે છે તેમ, નાંખે ઉલાળી ગજ કાંકરી જેમ. રાજા૦ ૧૨. રૂધિર નદીયો વહે ઠામો ઠામ, બાર વરસ એમ કીધો સંગ્રામ; રાજા૦ બેહુમાં કોઇ ન હાર્યાં જામ, ચમર સુધર્મેન્દ્ર આવ્યા તામ. રાજા૦ ૧૩. તાતજી સૃષ્ટિ કરી છે એહ, કાંઈ પમાડો તેહના છેહ; રાજા૦ ભાઈ હોય ગ્રહો રણ ભાર, જેમ ન હોય જનનો સંહાર. રાજા૦ ૧૪. માન્યું વચન બે

સુખની ખાણ; રૂ૦ ક્રોડ ભવાંતરની સગી, દયા માતા તે જાણ; રૂ૦ ધન્ય૦ ૧૮. ગજ ભવે શશલો રાખીયો, મેઘકુમાર ગુણે જાણ; રૂ૦ શ્રેણિકરાય સુત સુખ લહ્યાં, પહોત્યા અનુત્તર વિમાન રૂ૦ ધન્ય૦ ૧૯. એમ જાણી ભવિ દયા પાળજ્યો, છકાયની સુખદાય; રૂ૦ નવાનગર માંહે ખંતશું, કહી મેઘરથ સજ્ઝાય. રૂ૦ ધન્ય૦ ૨૦. સંવત સત્તર સત્તાણુંએ, માસખમણ દિન જાણ; રૂ૦ ઋષિ ગોવર્દ્ધન પસાયથી, કહે રાયચંદ શુભ વાણ. રૂ૦ ધન્ય૦ ૨૧.

## ૫૩. મેઘકુમારની સજ્ઝાય

ધારણી મનાવે રે મેઘ કુમારને રે; તું મુજ એકજ પુત્ર; તુજ વિણ જાયારે, સુનાં મંદિર માળીયાં, રાખો રાખો ઘર તણાં સૂત્ર. ધારણી૦ ૧. તુજને પરણાવુરે આઠ કુમારિકારે, સુંદર અતિ સુકુમાળ; મલપતિ ચાલે રે જેમ વન હાથણીરે, નયણ વચન સુવિશાળ ધારણી૦ ૨ મુજ મન આશા રે પુત્ર હતી ઘણી રે, રમાડીશ વહુનાંરે બાળ; દૈવ અટારો રે દેખી નવિ શકયોરે, ઉપાયો એહ જંજાળ. ધારણી૦ ૩. ધન કણ કંચનરે ઋદ્ધિ ઘણી અછે રે; ભોગવો ભોગસંસાર; છતી ઋદ્ધિ વિલસો રે જાયા ઘર આપણેરે, પછી લેજો સંયમ ભાર, ધારણી૦ ૪. મેઘ કુમારે રે માતા બૂઝવીરે, દીક્ષા લીધી વીરજીની પાસ; પ્રીતિવિમળ રે ઇણિપરે ઉચ્ચરે રે પહોતી મ્હારા મનડાની આશ. ધારણી૦ ૫.

## ૫૪. રોહિણીની સજ્ઝાય

શ્રી વાસુપૂજ્ય જીણંદના એ, મઘવા સુત મનોહર, જ્યો તપ રોહિણી એ; રોહિણી નામે તસ સુતા એ, શ્રીદેવી માતા મલ્હાર; જ૦ ૧. કરે તસ ધન અવતાર; જ૦ પદ્મ પ્રભુના વયણથી એ, દુર્ગંધા રાજકુમાર; જ૦ રોહિણીતપ થાતે ભવે એ, સુજસ સુગંધ વિસ્તાર; જ૦ ક૦ ૨. નરદેવ સુરપદ ભોગવી એ, તે થયો અશોક નરિંદ; જ૦ રોહિણી રાણી તેહની એ; હોયને તપ સુખ કંદ. જ૦ ક૦ ૩. દુરભિગંધા કામિની એ, ગુરૂ ઉપદેશ સુણંત; જ૦ રોહિણી તપ કરી દુઃખ હરી એ, રોહિણી ભવ સુખવંત. જ૦ ક૦ ૪. પ્રથમ પારણદિન ઋષભનો એ, રોહિણી નક્ષત્ર વાસ; જ૦ દુવિધે કરી તપ ઉચ્ચરો એ, સાત વરસ સાત માસ જ૦ ક૦ ૫. કરો ઉજમણું પૂર્ણ તપે એ, અશોકતરૂ તલ ઠાય; જ૦ બિંબ રયણ વાસુપૂજ્યે એ, અશોક રોહિણી સમુદાય. જ૦ ક૦ ૬. એકસો એક મોદક ભર્યા એ, રૂપા નાણાં સમેત; જ૦ સાત સત્યાવિશ કીજીએ એ, વેશ સંઘ ભક્તિ હેત જ૦ ક૦ ૭. આઠ પુત્ર ચારે સુતા એ, રોગ સોગ નવિ દીઠ; જ૦ પ્રભુ હાથે સંયમ લહ્યું એ, દંપતી કેવળ દીઠ. જ૦ ક૦ ૮. કાંતિ રોહિણી પતિ જિસી એ, રોહિણી સુત સમ રૂપ; જ૦ એ તપ સુખ સંપદ દીયે એ, વિજયલક્ષ્મી સૂરિ ભૂપ. જ૦ ક૦ ૯.

## ૫૫ શ્રી ભરત બાહુબલીની સજ્ઝાય

દોહા:–સ્વસ્તિ શ્રી વરવા ભણી, પ્રણમી શ્રી જિણંદ; ગાશું તસ સુત અતિબળી, બાહુબળી મુનિચંદ. ૧. ભરતે સાઠ સહસ વરસ, સાધ્યા ષટ ખંડ દેશ; અતિ ઉચ્છવ આણંદશું, વનિતા કીધ પ્રવેશ. ૨. ચક્રરત્ન આવે નહિ, આયુધશાળા માંહિ; મંત્રીશ્વર ભરતને તદા, કહે સાંભળ તું નાહ. ૩. સ્વામી તેં નિજ બળે, વશ કીધા ષટ ખંડ; પણ બાહુબળિ ભ્રાતનો, નવિ દીઠો ભુજ દંડ. ૪. સુર નર માંહે કો નહિ, તસ જીતણ સમર્થ; તો પ્રભુ તુમ

## ૫૬ શ્રી અરણિકમુનિની સજ્ઝાય

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાઝે શીશો જી; પાય અડવાણે રે વેળુ પરજળે, તન સુકુમાળ મુનીશો જી. અ૦ ૧. મુખ કરમાણું રે માલતી ફૂલ જ્યું, ઊભો ગોખની હેઠોજી; ખરે બપોરે રે દીઠો એકલો, મોહી માનની એ દીઠોજી. અ૦ ૨. વયણ રંગીલી રે નયણે વીંધીયા, ઋષિ થંભ્યા તેણે ઠાણોજી;. દાસીને કહે જા રે ઉતાવળી, ઋષિ તેડી ઘર આણોજી. અ૦ ૩. પાવન કીજે રે ઋષિ ઘર આંગણું, વોહરો મોદક સારોજી; નવ જોબન રસ કાયા કાં દહો, સફલ કરો અવતારોજી. અ૦ ૪. ચંદ્રવદનીયે ચારિત્રથી ચુકવ્યા, સુખ વિલસે દિન રાતોજી; બેઠો ગોખે રે રમતો સોગઠે, તવ દીઠી નિજ માતોજી. અ૦ ૫. અરણક અરણિક કરતી મા ફરે, ગલિયે ગલિયે બજારોજી; કહો કેણે દીઠો રે મ્હારો અરણીલો, પૂંઠે લોક હજારોજી. અ૦ ૬. હું કાયર છું રે મ્હારી માવડી, ચારિત્ર ખાંડાની ધારોજી; ધિગ ધિગ વિષયા રે મ્હારા જીવને, મેં કીધો અવિચારોજી. અ૦ ૭. ગોખથી ઉતરી રે જનનીને પાય પડયો, મનશું લાજ્યો અપારોજી; વત્સ તુજ ન ઘટે રે ચારિત્રથી ચૂકવું, જેહથી શિવસુખ સારોજી. અ૦ ૮. એમ સમજાવી રે પાછો વાળીયો, આણ્યો ગુરુની પાસોજી; સદગુરુ દીએ રે શીખ ભલી પરે, વૈરાગ્યે મનવાસોજી અ૦ ૯. અગ્નિ ધખંતી રે, શિલા ઉપરે, અરણિકે અણુસણ કીધુંજી; રૂપવિજય કહે ધન્ય તે મુનિવરુ, જેણે મનવંછિત લીધુંજી. અરણિક મુનિવર ચાલ્યા ગોચરી. ૧૦.

## ૫૭ અરણિક મુનિની સજ્ઝાય

મુનિ અરણિક ચાલ્યા ગોચરીરે. વનના વાસી એનું રવિ તપેરે લલાટ, મુનિવર વૈરાગી મુનિ ઉંચા મંદીર વેશ્યા તણાંરે. વનના વાસી. જઇ ઉભા રહ્યા ગોખની હેઠે, મુનિવર વૈરાગી. ૧. વેશ્યાએ દાસીને મોકલી ઉતાવળીરે. વનના વાસી પેલા મુનિને અહીં તેડી લાવ, મુનિવર વૈરાગ્રી, મુનિ મંદિરે તે ચાલ્યા ઉતાવળારે. વનના વાસી ત્યાં જઈ દીધો ધર્મલાભ, મુનિવર વૈરાગી. ૨. મુનિ પંચરંગી બાંધો પાઘડીરે. વનના વાસી, તુમે મેલો ઝળકતા તાર, મુનિવર વૈરાગી; મુનિ નવા નવા લેઉં વારણાંરે, વનના વાસી, તમે જમો મોદકના આહાર, મુનિવર વૈરાગી. ૩. મુનિની માતા હીંડે શેરી શોધતારે. વનના વાસી ત્યાં તો જોવા મલ્યા બહુલોક, મુનિવર વૈરાગી કોઇએ દીઠો મારો અરણીકોરે. વનના વાસી એતો લેવા ગયો છે આહાર, મુનિવર વૈરાગી. ૪. ગોખે તે બેઠા રમે સોગઠેરે. વનના વાસી, ત્યાં તો સાંભલ્યો માતાજીનો શોર, મુનિવર વૈરાગી ગોખેથી હેઠો ઉતર્યોરે, વનના વાસી જઈ લાગ્યો માતાજીને પાય, મુનિવર વૈરાગી. ૫. મુનિ નહી કરવાના કામ તમે કર્યાં, વનના વાસી તમે થયા ચારિત્રના ચોર, મુનિવર વૈરાગી, અમે સીલા ઉપર જઈ કરશું સંથારોરે, વનના વાસી, મને ચારત્રથી અધિક સુહાય. મુનિવર વૈરાગી. ૬. મુનિએ સીલા ઉપર જઇ કર્યો સંથારોરે. વનના વાસી; ત્યાં તો ઉપન્યું છે કેવલજ્ઞાન, મુનિવર વૈરાગી. શ્રી હીર વિજય ગુરૂ હીરલોરે, વનના વાસી, લબ્ધિ વિજય ગુણગાય મુનિવર વૈરાગી. ૭.

## ૫૮ શ્રી ધન્નાજીની સજ્યાય

શીયાળામાં શીત ઘણી રે ધન્ના, ઉનાળે લૂઆળ; ચોમાસે જળ વાહળાંરે ધન્ના, એ

ભાઈએ જામ, હેવે થાપ્યાં ત્યાં પાંચ સંગ્રામ; રાજા૦ દષ્ટિ વચન બાહુ મૂઠી ને દંડ, બેહુ ભાઈ કરે યુદ્ધ પ્રચંડ. રાજા૦ ૧૫.

દોહા :–અનિમિષ નયણે જોવતાં, ઘડી એક થઇ જામ; ચક્રીને નયણે તુરત, આવ્યાં આંસૂ તામ. ૧. સિંહનાદ ભરતે કર્યો, જાણે ફૂટયો બ્રહ્માંડ; એહવા નાદ બાહુબળે; તે હાંકયો અતિ ચંડ. ૨. ભરતે બાહુ પસારિયો, તે વાળ્યો જિમ કંબ; વાનર જિમ હીંચે ભરત, બાહુ બળિ ભુજ લંબ. ૩ ભરતે મારી મુષ્ઠિકા; બાહુબળિ શિર માંય; જાનુ લગે બાહુબળિ, ધરતી માંહિ જાય. ૪. ગગન ઉછાળી બાહુ બળે, મૂકી એહવી મૂઠ; પેઠા ભરતેશ્વર તુરત, ધરતી માંહિ આકંઠ. ૫. ભરત દંડે બાહુતણો, ચૂરયો મુગટ સનૂર; ભરત તણા બાહુબળે, કિયો કવચ ચકચૂર. ૬ બોલ્યા સાખી દેવતા, હાર્યા ભરત નરેશ; બાહુ બળિ ઊપર થઈ, ફૂલ વૃષ્ટિ સુવિશેષ. ૭. ચક્રી અતિ વિલખો થયો, વાચા ચૂકયો તામ; બાહુબળી ભાઇ ભણી, મૂકયું ચક્ર ઉદ્દામ ૮ ઘરમાં ચક્ર કરે નહિ, કરી પ્રદક્ષિણા તાસ; તેજે ઝળહળતું. ચક્રું, આવ્યું ચક્રી પાસ. ૯. બાહુબળી કોપે ચઢ્યા, જાણે કરૂં ચકચૂર; મૂઠી ઉપાડી મારવા, તવ ઉગ્યો દયા અંકૂર. ૧૦. તામ વિચારે ચિત્તમે, કિમ કરી મારૂં ભ્રાત; મૂઠી પણ કિમ સંહરૂં, આવી બની દોઈ વાત. ૧૧. હસ્તી દંત જે નીકળ્યા. તે કિમ પાછા જાય, ઈમ જાણી નિજ કેશનો, લોચ કરે નરરાય. ૧૨.

ઢાલ બીજી :–તવ ભરતેશ્વર વિનવે રે ભાઇ, ખમો મુજ અપરાધ; હું ઓછો ને ઉછાંછળો રે ભાઈ, તું છે અતિહે અગાધ રે; બાહુબાળ ભાઈ, યું કયું કીજે બા૦ ૧. તું મુજ શિરનો શેહેરો રે ભાઇ, હું તુજ પગની રે ખેહ; એ સવિરાજ્ય છે તાહરું રે ભાઈ, મન માને તસ દેય રે. બા૦ યું૦ ૨. હું અપરાધી પાપીયો રે ભાઈ, કીધાં અનેક અકાજ; લોભ વશે મૂકાવિયાં રે ભાઇ, ભાઈ અઠાણુંના રાજ રે. બા૦ યું૦ ૩. એક બંધવ તું માહરે રે ભાઈ, તે પણ આદરે એમ; તો હું અપજશ આગળો રે ભાઈ, રહેશું જગમાં કેમ રે. બા૦ યું ૪ કોડ વાર કહું તુજને રે ભાઈ, તાતજી ઋષભની આણ; એક વાર હસી બોલને રે ભાઈ, કર મુંજ જન્મ પ્રમાણ રે. બા૦ યું૦ ૫. ગુન્હો ઘણો છે માહરો રે ભાઈ, બક્ષીસ કરીય પસાય; રાખો રખે દૂભણુ કિશીરે ભાઈ, લળિ લળિ લાગું છું પાયરે. બા૦ યું૦ ૬. ચક્રીને નયણે ઝરે રે ભાઇ, આંસૂડાં કેરી ધાર; તે દુઃખ જાણે તે ઉરે રે ભાઈ, કે જાણે કીરતાર રે. બા૦ યું૦ ૭. નિજ નયરી વિનિતા ભણી રે ભાઈ, જાતાં ન વહે પાય; હા ! મૂરખ મેં શુ કિયું રે ભાઈ, કેમ ઊભો પસ્તાય રે. બા૦ યું૦ ૮. વિવિધ વચન ભરતેશનાં રે ભાઈ, મુણિ નવિ રાચ્યા તેહ; લીધું વ્રત તે કયું ફિરે રે ભાઇ, જેમ હથે-ળીમાં રેહરે. બા૦ યું૦ ૯ કેવળ લહી મુગતે ગયા રે ભાઈ, બાહુબળિ અણગાર; પ્રાતઃ સમય નિત્ય પ્રણમીએ રે ભાઈ, જિમ હોય જય જયકાર રે. બા૦ યું૦ ૧૦.

કળશ :–શ્રી ઋષભ જિન સુપસાય છાણુ પરે, સંવત સત્તર ઇકોતેરે; ભાદ્રવા શુદિ પડવાતણે દિને, રવીવાર ઉલટ ભરે; વિમળવિજય ઉવજ્ઝાય સદગુરૂ, શીગ તસ શ્રી શુભવરે; બાહુબળિ મુનિરાજ ગાતાં, રામવિજય જયશ્રી વરે. ૧૧.

કરણી કરે રે માતા, તિન તેસાં ફળ હોય; દયા ધર્મ સંયમ વિના રે માતા શિવસુખ પામે ન કોય. રે હો જનની લેશું૦ ૨૩.

## ૫૯ શ્રી અનાથીમુનિની સજ્ઝાય

શ્રેણિક રયવાડી ચઢ્યો, પેખીયો મુનિ એકાંત; વરરૂપ કાંતે મોહિયો, રાય પૂછે રે કહોને વિરતંત; શ્રેણિકરાય, હું રે અનાથી નિગ્રંથ; તણે મેં લીધોરે સાધુજીનો પંથ. શ્રેણિક૦ ૧. ઇણે કોસંબી નયરી વસે, મુજપિતા પરિબળ ધન્ન; પરિબર પૂરે પરિવર્યો, હું છું તેહનો રે પુત્ર રતન્ન શ્રે૦ ૨. એક દિવસ મુજને વેદના, ઉપની તે ન ખમાય; માત પિતા ઝૂરી રહ્યા, પણ કિણહિ રે તે ન લેવાય. શ્રે૦ ૩. ગોરડી ગુણમણિ ઓરડી, મોરડી અબળા નાર; કોરડી પીડા મેં સહી, ન કોણે કીધીરે મોરડી સાર. શ્રે૦ ૪. બહુ રાજવૈદ્ય બોલાવીયા, કીધલા કોડી ઉપાય; બાવનાચંદન ચરચીયા, પણ તોહીરે સમાધિ ન થાય શ્રે૦ ૫. જગમાં કો કેહનો નહિ, તે ભણી હું રે અનાથ; વીતરાગના ધર્મ સારિખો, નહી કોઈ બીજો રે મુગતિનો સાથ. શ્રે૦ ૬. જો મુજ વેદના ઉપશમે, તો લેઉં સંયમ ભાર; ઇમ ચિંતવતાં વેદના ગઈ, વ્રત લીધું મેં હર્ષ અપાર. શ્રે૦ ૭. કર જોડી રાજા ગુણ સ્તવે, ધન ધન એહ અણગાર; શ્રેણિક સમકિત પામીયા, વાંદી પહોત્યો રે નગર મઝાર. શ્રે૦ ૮. મુનિ અનાથી ગુણ ગાવંતા, ત્રુટે કર્મની કોડ; ગણિ સમયસુંદર તેહના, પાય વંદે રે બે કર જોડ. શ્રે૦ ૯.

## ૬૦ શ્રી મનોરમા સતીની સજ્ઝાય

મોહનગારી મનોરમા, શેઠ સુદર્શન નારીરે; શીલ પ્રભાવે શાસન સુરી, થઇ જસ સાન્નિધ્ય કારીરે. મો૦ ૧. દધિવાહન નૃપની પ્રિયા, અભયા દીએ કલંકરે; કોપ્યો ચંપાપતિ કહે, શૂળી રોપણ વંકરે. મો૦ ૨. તે નિસુણીને મનોરમા, કરે કાઉસગ્ગ ધરી ધ્યાનરે; દંપતિ શીળ જો નિર્મળું, તો વધો શાસન માનરે. મો૦ ૩. શૂળી સિંહાસન થઈ, શાસનદેવી હજુરરે; સંયમ ગ્રહી થયાં કેવળી, દંપતી દોયે સનૂરરે. મો૦ ૪. જ્ઞાનવિમળ ગુણ શીળથી, શાસન શોભ ચઢાવેરે; સુર નર તસ કિંકરા, શિવસુંદરી તે પાવેરે. મો૦ ૫.

## ૬૧ જીવન ગાડી સ્વરૂપની સજ્ઝાય

મૂરખો ગાડી દેખી મલકાવે, ઉમર તારી રેલ તણી પેર જાવે. સંસાર રૂપી ગાડી બનાવી, રાગ દ્વેષ દોનું પાટા; દેહ ડબાને પળે પળે પૈડાં, એમ ફરે આવખાનાં આંટા. મૂરખો૦ ૧. કર્મ અંજીનમાં કષાય અગ્નિ; વિષ વારી માંહિ ભરીયું, તૃષ્ણાભૂંગળું આગળ કરીને ચાર ગતિમાં ફરીયું. મુરખો૦ ૨. પ્રેમરૂપી આંકડા વળગાડ્યા, ડબ્બે ડબ્બા જોડ્યા ભાઇ; પુર્વ ભવની ટિકિટ લઇને, ચેતન બેસારૂ બેઠા માંહી. મુરખો૦ ૩. કોઇએ ટિકિટ લીધી નર્ક તિર્યંચની, કોઇએ લીધી મનુષ્ય દેવા; કોઇએ ટિકિટ લીધી સિદ્ધ ગતિની; તેને પામવા અમૃત મેવા. મુરખો૦ ૪. ઘડી ઘડી ઘડીઆળ વાગે, નિશદીન એમ વહિ જાય; વાગે સીટીને ઉપડે ગાડી, આડા અવળા મહેલ થાય. મુરખો૦ ૫. જાણી નર્કમાં યમરાય પાસે, જઇને સાંપ્યો તતકાળ; આરંભ કરીને આણ્યો પરણ્યો, તેને કુંભી તે પાક મહિ ગાહયો. મુરખો૦ ૬. લાખ ચોરાશી જીવા યોનીમાં, જીવડો રૂલે વારંવાર;

દુઃખ સહ્યું ન જાય; હું તો વારી રે ધનજી આજ નહિ સો કાળ. ૧. વનમેં તો રહેવું એકેલું રે ધન્ના, કોણ કરે તારી સાર; ભૂખ પરિષહ દોહિલો રે ધન્ના, મત કરે એસી વાત. રે હો ધનજી; મત લીયો સયમ ભાર. ૨. વનમેં તો મૃગ એકલો રે માતા, કોણ કરે ઉનકી સાર; કરણી તો જેસી આપકી રે માતા, કોણ બેટો કુણ બાપ. રે હો જનની; હું લેઉં સંયમ ભાર. ૩. પંચ મહાવ્રતકો પાળવા રે ધન્ના, પાંચ મેરૂ સમાન; બાવીસ પરિષહ જીતવારે ધન્ના, સંયમ ખાંડાકી ધાર. રે હો ધનજી; મત૦ ૪. નીર વિનાની નદી કીસી રે ધન્ના, ચંદ વિના કેસી રાત, પિયુ વિના કેસી કામિની રે ધન્ના, વદનકમળ વિલખાય. રે હો ધનજી; મત૦ ૫. દિપક વિના મંદિર કિસ્યાં રે ધન્ના, કાન વિના કેસો રાગ; નયણ વિના કિસ્યું નિરખવું રે ધન્ના, પુત્ર વિના પરિવાર. રે હો ધનજી; મત૦ ૬. તું મુજ અંધાલાકડી રે ધન્ના, શો કોઈ ટેકો રે હોય; જો લાકડી તોડશો રે ધન્ના, અંધો હોશે ખુવાર. રે હો ધનજી; મત૦ ૭. રત્ન જડિતકો પિંજરો રે માતા, તે સૂડો જાણે બંધ; કામ ભોગ સંસારના રે માતા, જ્ઞાનીને મન ફંદ. રે જનની; હું લેઉં સંયમ ભાર. ૮. આયુ તો કંચન ભર્યો રે ધન્ના, રાઇ પરબત જેમ સાર; મગર પચ્ચીશી અસતરી રે ધન્ના, નહિ સંયમકી વાત. રે હો ધનજી; મત૦ ૯. નિત્ય ઉઠી ઘોડલે ફિરતો રે ધન્ના, નિત્ય ઉઠી બાગમેં જાય; એસી ખુબી પરમાણે રે ધન્ના, ચમર ઢોળાયાં જાય. રે હો ધનજી; મત૦ ૧૦. ચોઢી પાલખીયે પોહતો રે ધન્ના, નિત્ય નઇ ખુબી માણુ; એ તો બત્રીસ કામિનીરે ધન્ના, ઉભી કરે અરદાસ. રે હે ધનજી; મત૦ ૧૧. નાર્યસકારા હું ગયો રે માતા, કાને આયો રાગ; મુનિશ્વરની વાણી સુણી રે માતા, આ સંસાર અસાર. રે હો જનની; હું લેઉં૦ ૧૨. હાથમેં લેનો પાતરો રે ધન્ના, ઘેર ઘેર માંગવી ભીખ; કોઇ ગાળજ દેઈ કાઢશે રે ધન્ના, કોઇ દેવેંગે શીખ. રે હો ધનજી; મત૦ ૧૩. તજ દિયા મંદિર માળીયાં રે માતા, તજ દિયો સબ સંસાર; તજ દીની ઘરકી નારીયો રે માતા, છોડ ચાલ્યો પરિવાર. રે હો જનની; હું લેઉં૦ ૧૪. જૂઠાં તે મંદિર માળીયાં રે માતા, જૂઠો તે સબ સંસાર; જીવતાં ચૂંટે કાળજૂ રે માતા, મુવા નરક લેઈ જાય. રે હો જનની; હું લેઉં૦ ૧૫. રાત્રિ ભોજન છોડદો હો ધન્ના, પરનારી પચ્ચખાણ; પરધન શું દૂર રહો રે ધન્ના, એહજ સંયમ ભાર. રે હો ધનજી; મત૦ ૧૬. માતા પિતા વરજે નહિ રે ધન્ના, મત કર એસી વાત; એહ બત્રીશે કામિની રે ધન્ના, એસી દેગી શાપ. રે હો ધનજી; મત૦ ૧૭ કર્મ તણા દુઃખ મેં સહ્યાં રે માતા, કોઇ ન જાણે ભેદ; રાગ દ્વેષકે પુંછડે રે માતા, વાધ્યાં વૈર વિરોધ. રે હો જનની; હું૦ ૧૮. સાધુપણામેં સુખ ઘણાં રે માતા, નહિ દુઃખનો લવ લેશ; મળશે સોઇ ખાવશું રે માતા, સોઇ સાધુ ઉદેશ. રે હો જનની; હું૦ ૧૯. એકલો ઉઠી જાયશે રે માતા, કોઇ ન રાખણહાર, એક જીવકે કારણે રે માતા, કયું કરે એ તો વિલાપ. રે હો જનની; હું૦ લે૦ ૨૦. ન કોઇ ધણો મર ગયો રે માતા, ન કોઈ ગયો પરદેશ; ઉગ્યા સોઇ આથમે રે માતા, ફૂલ્યા સો કરમાય રે. હો જનની; હું લે૦ ૨૧. કાળ ઓચિંતો મારશે રે માતા, કોણ છોડાવણહાર; કર્મ કાટ મુકતે ગયા રે માતા, દેવલોક સંસાર રે હો જનની; હું૦ ૨૨. જે એસી

૨૧. બીજું ને ફહાડું કયાં થયું, કયાં ગઇ તે ચંદનબાળ, તમે એને લાડવચી કરીને મેલી એતો કહ્યું ન માને લગાર હો સ્વામી. ૨૨. ત્રીજું ને ફહાડું કયાં થયું, કયાં ગઈ તે ચંદનબાળ, તમે એને મૂઢે ચઢાવી મેલી, એ તો સાતાર માને લગાર હો સ્વામી. ૨૩. ચોથું ને ફહાડું કયાં થયું, કયાં ગઇ તે ચંદનબાળ, શેઠે કટારલો કાઢયો હતો મારીશ તારે પેટ હો સ્વામી, મૂળા નાશી ગઇ તે તત્કાળ હો સ્વામી. ૨૪. શેઠે તે પાડોસને પુછીયું કયાં ગઈ તે ચંદનબાળ હાથે તે ઘાલ્યા હશકલા પગે તે ઘાલી ગેહ, મસ્તક મુંડયારે વેણીના કેશ હો સ્વામી, એમને ઘાલ્યા ગુપ્ત દુવાર હો સ્વામી. ૨૫ શેઠે તે તાળાં ભાગીયા કાંઢયાં તે ચંદનબાલ એમને બેસાઢયા ઉમરઠ માંહી હો સ્વામી, સુપડ ખુણે બાકુળાં શેઠજી જાય તે લવારને તેડવા હો સ્વામી. ૨૬. છ માસીના પારણે મુની ભમંતા ઘેર ઘેર બાર સઘળી જોગવાઈ તિહાં મળી, ત્યાં તો ન દીઠી આંસુની ધાર હો સ્વામી. ૨૭. ત્યાંથી મુની પાછા વળ્યાં ચિંતવે તે ચંદનબાલ, મારો ભટ્ટ અવતાર હો સ્વામી, મેં શા કર્યા પાપ હો સ્વામી, મે ન આરાધ્યા અરિહંત હો સ્વામી, મે ન સમરયા ભગવંત હો સ્વામી, મેં તોડી પુણ્યની પાળ હો સ્વામી. ૨૮. પાછું તેં વાળી મુની જોવંતા દીઠી તે આંસુની ધાર સઘળી જોગવાઇ તીહા મળી અઠ્ઠમ કેરે પારણે વોરાવે ચંદન બાળ વોરાવી કરો તુમે પારણુ, તમારો સફળ કરો અવતાર ઓ સ્વામી. મારો સફળ થયો અવતાર હો સ્વામી, ૨૯. હાથે તે થયો સોના ચૂડલો, પગે તે થઈ રૂપાગેહ, મસ્તક થયા વેણીના કેશ હો સ્વામી, સેથો થીયો તે મોતીની સેર હો સ્વામી. ૩૦. શેઠે લવારને તેડી આવ્યા, આ શુ થયુ તે ચંદન બાલ, પિતા તુમારે પસાય હો સ્વામી. એટલે આવ્યા મુળામાય હો સ્વામી, આશું થયું ચંદનબાલ હો સ્વામી, માતા તુમારે પસાય હો સ્વામી. ૩૧. દેસ દેશના રાજવી ચંદનબાલાને વાંદવા જાય ત્યાં તો બારક્રોડ બત્રીશની વૃષ્ટિ હો સ્વામી, ત્યા તો અઠ્ઠાવીશ ઓચ્છવ થાય હો સ્વામી, ત્યા તો નાટારંભ થાય હો સ્વામી ત્યા તો દેવતાઇ વાજા વાગે હો સ્વામી, ત્યા તો લબ્ધિ વીજય ગુણ ગાય હો સ્વામી. ૩૨.

## ૬૩ કામલતાની કર્મકહાણીની સજ્ઝાય

શી કહું કથની મારી રાજ, શી કહું કથની મારી, મને કર્મે કરી મહીયારી. રાજ શી૦ ૧. શિવપુરના માધવ દ્વિજની, હું કામલત્તાભિધ નારી; રૂપ કળા ભરજોબન ભારી, ઉરવશી રંભા હારી. રાજ શી૦ ૨. પારણે કેશવ પુત્ર પોઢાડી, હું ભરવા ગઈ પાણી શિવપુરી દુશ્મન રાયે ઘેરી, હું પાણીયારી લુંટાણી રાજ. શી૦ ૩. સુભટોએ નિજ રાય ને સોંપી, રાયે કરી પટરાણી, સ્વર્ગના સુખથી પણ પતિ માધવ, વિસરી નહી ગુણખાણી, રાજ શી૦ ૪. વરસ પંદરનો પુત્ર થયો તવ, માધવ દ્વિજ મુજ માટે, ભમતો યોગીસમ ગોએથી, દીઠો જાતાં મેં વાટે રાજ શી. ૫. દાસીદ્વારા દ્વિજને બોલાવી દ્રવ્ય દેઈ દુઃખ કાપ્યું ચૌદશ નિશી મહાકાલી મંદિર મળશું વચન મેં આપ્યું. રાજ શી૦ ૬. કારમી ચુંકે ચીસ પોકારી, મહીપતિને મેં કીધું, એકાકી મહાકાલી જાવા, તુમ દુઃખે મેં વ્રત લીધું, રાજ શી૦ ૭. વિસરી બાધા કોપી કાળી, પેટમાં પીડ થઇ ભારી, સચ કહે એ બાધા કરશું, નિક્ષણ ચુક મટી મારી, રાજ. શી૦ ૮. ચૌદશને દિન-રાજા સાથી,

સત્તગુરુ સીખે ધર્મ આરાધે, તો પામે મુક્તિનો દ્વાર. સુરખો૦ ૭. સને ૧૮૮૬ ના વર્ષે, આતમ ધ્યાન લગાઇ; ગોપાળ ગુરુના પૂન્ય પસાએ, મોહન ગાએ ભાવગારી સુરખો૦ ૮.

### ૬૨ શ્રી ચંદનબાળાની સજ્ઝાય.

કૌશાંબી નગરી તે પધાર્યાં, વહોરવાને શ્રી મહાવીર, અભિગ્રહો તે એને ચિંતયે તમે શું જાણ્યો જગદીશ હો સ્વામી, બ્રાહ્મણીએ જાવું સતગુરૂ. ૧. ઓરંતા નિજ ઘરડે મુની, ભમંતા ઘેર ઘેર, બાર સુખડી ઘેબર હાંકી મેલ્યાં, એ તો મનમાં નઆણે લગાર હો સ્વામી. ૨. રાજાના મહેલ લુંટાઇ ગયા, લુંટી તે ચંપા પોળ, સઉ પાયકુ મેઢી ચઢયા ત્યાં તો હાથી ઘોડાના ગંજ હો સ્વામી. ૩. રાજાના મહેલ લુંટાઈ ગયાં, લુંટી કરી સૌ જાય, સૌ પાયકુ મેઢી ચઢયાં, ત્યાં તો દીઠા છે ચંદનબાલ હો સ્વામી. ૪. ચંદનબાલા ધારણી, હેઠા ઉતર્યાં તેણી વાર, ખંધે ચઢાવીને લઈ ગયો એ તો બોલે કડવા બોલ હો સ્વામી. ૫. તુમારે ઘેર બાઇ ગોરડી. હું છુ તારો નાથ, એવા વચન જેને સાંભળ્યા, ત્યારે ધારણીએ કીધો કાળ. ૬. જીભ કચરી મરી ગયા મરતા ન લાગી વાર, એ તો મરી ગયા તત્કાળ હો સ્વામી. ૭. ખંધેથી હેઠા પડયા, ટળવળે તે ચંદનબાલ, બાઇ તું માંરે ઘેર બેટડી, હું છું તારો તાત, બાઇ ન કરીશ આપઘાત હો સ્વામી. ૫. (૮) ખંધે તે ચઢાવીને લઈ ગયો, ઘેર છે ચેતાનાર, જાઓ રે બજારમાં વેચવા, નહિતર કરીશ સરાજ રાજા પોકાર હો સ્વામી. ૯. ખંધે ચઢાવીને લઇ ગયો, વેચે તે બજારમાય, ચઉટામા ઉભી કરી, એને મુલવે કૌશ્યાનાર હો. સ્વામી. ૧૦. લાખ ટકાના બાઇને મુલવ્યા, મેં માગ્યા તે આપ્યાં મૂલ, લાખ ટકાના બાઈ અધ લખા, બાઈ તમ ઘેરે કેવો આચાર હો સ્વામી. ૧૧. રાગ હાઠ બનાવવા કરવા તે સોળ શણગાર, હિંચોળા ખાટ બાઈ હિંચવા, અમ ઘેર ચાહલા ચેલૈયા પાન હો સ્વામી, ૧૨ મારો ભર્દુ પડયો અવતાર હો સ્વામી, મે શા કર્યા પાપ હો સ્વામી, મે ન આરાધ્યા અરિહંત હો સ્વામી, મે ન સમરયા ભગવંત હો સ્વામી, મેં તોડી પુણ્યની પાળ હો સ્વામી. ૧૩. આકાશે ઉભા દેવતા સાંભળે એવા બોલ, કાન નાક વઢુરીયું કોશા તે નાશી જાય ત્યાકને ઉલટયા વંદર વાંદ હો સ્વામી. ૧૪. ખંધે ચઢાવીને લઈ ગયો, વેચે તે બજારમાંય ચૌટામાં ઉભી કરી એને મુલવે ધનાવહ શેઠ હો સ્વામી. ૧૫. લાખ ટકાના બાઇને મુલવે મેં માગ્યા આપ્યા તે મુલ લાખ ટકાના ભાઈ સવા લાખ, તમ ઘરે કેવો આચાર હો સ્વામી. ૧૬. પોસા પડિક્કમણા અતિ ઘણા આંબીલનો નહિ પાર ઉપવાસ એકાસણા નિત્ય કરો અમ ઘર પાણી ગળો ત્રણ ટંક હો. સ્વામી. ૧૭. મારો સફળ થયો અવતાર હો સ્વામી, મેં આરાધ્યા અરિહંત હો સ્વામી, મેં સમરીયા ભગવંત હો સ્વામી, મેં બાંધી પુણ્યની પાળ હો સ્વામી. ૧૮. શેઠ વખારેથી આવ્યા ચંદનબાળ તે ધુએ શેઠના પાય, મૂળાએ મનમાં ચિંતવ્યું, એ તો નાર કરી ઘેર રાખી હો સ્વામી. ૧૯. હાથે તે ઘાલ્યા દશકલા પગ તે ઘાલી ગેડ, મસ્તક મૂડયાં વેણીના કેશ હો સ્વામી, એમને ઘાલ્યા ગુપ્ત દ્વાર હો સ્વામી. ૨૦. પહેલું ને દહાડુ કયા થયું, કયાં ગઈ તે ચંદનબાળ, તમે એને મૂઢે ચઢાવી મેલી, એ તો ઘરમાં ન આવે લગાર હો સ્વામી.

વર્ત્યો છે જય જયકાર. મરૂદેવી. ૭

## ૬૫ શ્રી એલાઇચી કુમારની સજ્ઝાય

નામ એલાચી પુત્ર જાણીએ, ધનદત્ત શેઠનો પુત્ર; નટડી દેખીને મોહીયો, નવિ રાખ્યું ઘરનું સૂત્ર. ૧. કર્મ ન છુટે રે પ્રાણીયા પૂરવ નેહ વિકાર; નિજ કુલ છંડીરે નટ થયો નાવી શરમ લગાર. ૨. કર્મ. માતપિતા કહે પુત્રને, નટ નવિ થઇએ રે જાત; પુત્ર પરણાવું રે પદ્મણી, સુખ વિલસો સંઘાત. કર્મ. ૩. કહેણુ ન માન્યું રે તાતનું, પૂર્વ કર્મ વિશેષ; નટ થઈ શીખ્યો રે નાચવા, ન મટે લખ્યા રે લેખ કર્મ. ૪. એક પૂર આવ્યો રે નાચવા, ઉંચો વંશ વિશેષ; તિહાં રાય જોવાને આવીયો, મલીયા લોક અનેક. કર્મ. ૫ ઢોલ બજાવે રે નટૂવી, ગાવે કિન્નર સાદ; પાય તળ ઘુઘરા રે ઘમઘમે, ગાજે અંબર નાદ. કર્મ. ૬, દોય પગ પહેરી રે પાવડી, વંશ ચઢયો ગજ ગેલ; નોંધારો થઈ નાચતો, ખેલે નવનવા ખેલ. કર્મ. ૭. નટડી રંભા રે સારિખી, નયણે દેખે રે જામ; જો અંતેઉરમાં એ રહે, જનમ સફલ મુઝ તામ, કર્મ. ૮. તવ તિહાં ચિંતે રે ભૂપતિ, લુબ્ધ્યો નટવીની સાથ; જો નટ પડેરે નાચતો, તો નટવી કરૂં મુજ હાથ કર્મ. ૯. કર્મવંશેરે હું નટ થયો, નાચું છું નિરાધાર; મન નવિ માને રે રાયનું. તો કોણ કરવો વિચાર. કર્મ. ૧૦. દાન ન આપે રે ભુપતિ, નટે જાણી તે વાત; હું ધન વાંછું છું રાયનું, રાય વંછે મુજ ઘાત. કર્મ. ૧૧. દાન લહું જો હું રાયનું, તો મુજ જીવિત સાર; એમ મન માંહે રે ચિંતવી, ચઢીઓ ચોથી રે વાર. કર્મ. ૧૨. થાલ ભરી શુદ્ધ મોદકે, પદ્મણી ઉભી છે બાર; લ્યો લ્યો કહે છે લેતાં નથી. ધન ધન મુનિ અવતાર. કર્મ. ૧૩. એમ તિહાં મુનિવર વહોરતાં, નટે દેખ્યા મહાભાગ; ધિગ્ ધિગ્ વિષયારે જીવને એમ નટ પામ્યો વૈરાગ. કર્મ. ૧૪. સંવર ભાવે રે કેવલી, થયો તે કર્મ ખપાય; કેવલિ મહિમા રે સુર કરે, લબ્ધિવિજય ગુણ ગાય કર્મ. ૧૫.

## ૬૬ અથ શ્રી રૂકમણીની સજ્ઝાય

વિચરંતા ગામોગામ, નેમિ જિનેશ્વર સ્વામ; આછે લાલ, નયરી દ્વારામતી આવીયાજી. ૧, વનપાલક સુખદાય, દીયો વધામણી આય, આછે લાલ, નેમિ જિણંદ પધારીયાજી. ૨. કૃષ્ણાદિક નરનાર, સહુ મળી પર્ષદા બાર; આછે લાલ, નેમિ વંદણ તિહાં આવીયાજી. ૩. દીએ દેશના જિનરાય, આવે સહુને દાય. આછે. રૂકમિણી પૂછે શ્રી નેમિનેજી. ૪. પુત્રને મ્હારે વિયોગ, શો હુશે કર્મ સંયોગ. આછે. ભગવન્ત મુજને તે કહોજી ૫. ભાખે તવ ભગવંત, પૂર્વભવ વીર તંત, આછે લાલ, કીધા કરમ નવિ છૂટીયેજી. ૬. તું હતી નૃપની નાર, પૂર્વભવ કોઇ વાર, આછે. ઉપવન રમવાને સંચર્યાજી. ૭. ફરતાં વનમોઝાર, દીઠો એક સહકાર. આછે. મોરલી વિયાણી તિહાં કણેજી. ૮. સાથે હતો તમ નાથ ઇન્ડા ઝાલ્યાં હાથ, આછે. કુંકુમવર્ણા તે થયાંજી. ૯. નવિ ઓળખે તિહાં મોર, કરવા લાગી શોર, આછે. ચૌદિશી ચમકે વિજળીજી. ૧૦. પછી વુઠયો તિહાં મેહ, ઇન્ડા ધોવાણા તેહ, આછે. સોલ ઘડી પછી સેવીયાંજી. ૧૧. હસતાં તે બાંધ્યાં કર્મ, નવિ ઓળખ્યો જિનધર્મ, આછે, રોતાં ન છુટે પ્રાણીયાજી. ૧૨. તિહાં બાંધી અન્તરાય,

એકાકી પગ પાળે મહિપતિ આગળ ને હું પાછળ, પોચ્યા બેઉ મહાકાળી, રાજ શી૦ ૯. રાજાએ નિજ ખડગ વિશ્વાસે, મારા કરમાં આપ્યું, જબ નૃપ મંદિર માંહી પેસે, તવ મેં તસ શીશ કાપ્યું. રાજ શી૦ ૧૦. રાયને મારી પતિને જગાડું, ઢંઢોળતાં નવી જાગે; નાગ ડસ્યો પતિ મરણ ગયો તવ, ઉભય ભ્રષ્ટ થઇ ભાગી. રાજ. શી૦ ૧૧. નાઠી વનમાં ચોરે લુંટી, ગુણકાને ઘેર વેંચી; જાર પુરુષથી જારી રમતાં કર્મની વેલ મેં સીંચી. રાજ. શી૦ ૧૨. માધવ સુત કેશવ પિતુ શોધે, ભમી ગુણીકાને ઘેર આવે; ધન દેખી જેમ દૂધ માંજારી, ગુણકાના મન ભાવે રાજ શી૦ ૧૩. ગુણીકાએ નિજસુજને સોપ્યો જાણ્યું ન મેં લલચાવ્યો, ધિક ધિક પુત્રથી જારી ખેલુ, કર્મે નાચ નચાવ્યો રાજ શી૦ ૧૪. જારી રમતાં કાળ વિત્યો કંઈ, એક દિન કીધી મેં હાંશી, કયાંના વાસી કયાં જવાના તવ તેણે અથ ઇતિ પ્રકાશી રાજ શી૦ ૧૫. દ્રઢ મન રાખી વાત સુણી મેં, ગુહ્ય મેં રાખી મારી; પુત્રને કહ્યું તમે દેશ સિધાવો, મેં દુનિયા વિસારી રાજ. શી૦ ૧૬. પુત્રને વળાવી કહ્યું ગુણકાને, હા હા ધિક મુજ તુજને, મહા પાતિકની શુદ્ધિ માટે, અગ્નિનું શરણ હો મુજને રાજ. શી૦ ૧૭. સરિતા કાંઠે ચેહ સળગાવી, અગ્નિપ્રવેશ મેં કીધો, કર્મે નદીના પુરમાં તણાણી, અગ્નિએ ભોગ ન લીધો રાજ શી૦ ૧૮. જળમાં તણાણી કાંઠે આવી, આહિરે જીવતી કાઢી, મુજ પાપીણીને સંઘરી ન નદીએ; આહિરે કરી ભરવાડી રાજ. શી૦ ૧૯. તે ભરવાડણ દહીં દૂધ લઇ, હું વેચવા પુરમાં પેઠી, ગજ છુટયો કોલાહલ સુણીને પાણીયારીને હું નાઠી રાજ. શી૦ ૨૦. પાણીયારીનું ફુટયું બેડું, ધ્રુસકે રોવા લાગી, દહીં દૂધની મટુકી મમ ફૂટી, હું તો હસવા લાગી રાજ. શી૦ ૨૧. હસવાનું કારણ તે પુછયું, વીરા અથ ઇતિ તે મેં કીધું, કેને જોઉં ને કેને રોઉં, હું દૈવે દુઃખ મને દીધું રાજ. શી૦ ૨૨. મહીયારીની દુઃખની કહાણી સુણી મૂર્છા થઈ દ્વિજને, મૂર્છા વળી તવ હા હા ઉચરે દ્વિજ કહે ધિક ધિક મુજને રાજ. શી૦ ૨૩. મા દીકરો બેઉ પસ્તાવો કરતાં, જ્ઞાની ગુરૂને મળીયા, ગુરુની દીક્ષા શિક્ષા પાળી ભવના ફેરા ટળીયા રાજ. શી૦ ૨૪. એક ભવે ભવ બાજી રમતાં, ઉલટ સુલટ પડે પાસા, નાનાવિધ ભવોભવ સાંકળચંદ, ખેલે કર્મ તમાસા રાજ. શી૦ ૨૫.

## ૬૪ શ્રી મરૂદેવી માતાની સજ્ઝાય

મરૂદેવી માતા એમ ભણે, ઋષભજી આવોને ઘેર—૨; હવે મુજ ઘડપણ છે ઘણું, મળવા પુત્ર વિશેષ. ૨. મરૂદેવી. ૧. વચ્છ તુમે વનમાં જઈ શું વસ્યા, તુમારે ઓછું શું આજ—૨, સર્વે ઇન્દ્રાદિક દેવતા, સાધ્યા ખટખંડ રાજ—૨. મરૂદેવી. ૨. સાચું સગપણ માતનું, બીજા કારમા લોક. ૨; રડતા પડતા મેલો નહિ, હૃદય વિમાસીને જોય. ૨. મરૂદેવી. ૩. ઋષભજી આવી સમોસર્યા, વિનિતા નગરી મોઝાર. ૨; હરખે દેવેર વધામણાં, ઉઠી કરૂં રે ઉલ્લાસ. ૨. મરૂદેવી. ૪. આઇ બેઠાં ગજ ઉપરે, ભરતજી વાંદવા જાય. ૨; દૂરથી વાજા રે વાગીયાં, હૈડે હરખ ન માય ૨. મરૂદેવી. ૫. હરખનાં આંસુ રે આવીયાં, પડલ તે દૂર પલાય. ૨; પરખદા દીઠી રે પુત્રની, ઉપન્યું કેવલજ્ઞાન. ૨. મરૂદેવી. ૬. ધન્ય માતા ધન્ય બેટડો, ધન્ય તેનો પરિવાર. ૨ વિનયવિજય ઉવજ્ઝાયનો,

નેપાળ દેશનો નરપતિ, નામે જીતશત્રુ રાય હો ન૦ શી૦ ૩. જયસેન વિજયસેન સુત ભલા, કલાવતી પુત્રી ઉદાર હો ન૦ માલવપતિ શંખરાયને, પરણાવી પ્રેમ અપાર હો ન૦ શી૦ ૪. પંચ વિષયસુખ વિલસતાં, કળાવતી રાય સંઘાત હો ન૦ ગર્ભ રહ્યો પુણ્ય યોગથી, હરખ્યો નૃપ સાતે ધાત હો ન૦ શી૦ ૫. અધરણી ઓચ્છવ માંડિયો, ગીત ગાવે બહુ મળી નાર હો ન૦ પેટી આવી પીયર થકી, કળાવતીને તેણીવાર હો૦ શી૦ ૬. શંકાતી બહુ શોકયથી, લેઈ ગોપવી ગોઠણ હેઠ હો ન૦ એકાંતે ઉકેલતાં, દોય બેરખા દીઠા દૃષ્ટ હો ન૦ શી૦ ૭. નંગ જડયાં માંહે નિર્મળા, અંધારે કરે ઉજવાસ હો ન૦ નામાંકિત બિહું ભ્રાતના, પહેરી રે પામી ઉલ્લાસ હો ન૦ શી૦ ૮, ખાટ હિંડોળે હીંચતાં, બેરખા, ઝબૂકે જેમ વીજ હો ન૦ દાસી લીલાવતી તણી, દેખી ધરે દિલમાં ખીજ હો ન૦ શી૦ ૯ કહો બાઈ એ કોણે દીધાં, આભૂષણ દોય અમૂલ્ય હો ન૦ મુજને જે ઘણો વાહલો, તેણે દીધા બહું મુલ હો ન૦ શી૦ ૧૦. દાસી લીલાવતી ભણી, ભાંખ્યો તે સઘળો ભેદ હો ન૦ સાંભળી ક્રોધાતુર થઇ, ઉપજયો ચિત્તમાં બહુ ખેદ હો ન૦ શી૦ ૧૧. રાણી પ્રતે મહીપત કહે, કેણે ઘડાવ્યાં તુમને આજ હો ન૦ બહુ મૂલા તમે બેરખા, કેમ કીધાં કળાવતી કાજ હો ન૦ શી૦ ૧૨. મેં ન ઘડાવ્યા બેરખા, તસ ખબર નહી મુજ કાય હો ન૦ પૂછી નિરતિ કરો તુમે, સુણી લીલાવતી તિહાં જાય હો ન૦ શી૦ ૧૩. રાય છાનો ઊભો રહ્યો, તવ પૂછે લીલાવતી તેહ હો ન૦ સાચું કહો બાઈ કળાવતી, કેણે દીધા બેરખા એહ હો ન૦ શી૦ ૧૪. હું ઘણી જેહને વાલહી, તેણે મોકલ્યા મુંજને એહ હો ન૦ રાત દિવસ મુજ સાંભરે, પણ ભાઇ ન દીઠો તેહ હો ન૦ શી૦ ૧૫ રાજા ક્રોધાતુર થયો સુણી કળાવતીનાં વચન હો ન૦ પ્રીતિ પૂરવલા પુરૂષ મૂકયા એ તેણે પ્રચ્છન્ન હો ન૦ શી૦ ૧૬. કોલ દિયો લીલાવતી ભણી, દોય બેરખા સેંતી બાંહ હો ન૦ છેદાવી તુજને દીઉં, સુણી પામી પરમ ઉત્સાહ હો ન૦ શી૦ ૧૭.

**ઢાલ બીજી**:—રાય હુકમ એહવો કર્યોજી, ચંડાળને તેણી વાર, કળાવતી કર કાપીને જી, આણી દ્યો એણીવાર; સુણ સુણ રે પ્રાણી, કર્મતણાં ફળ એહ. ૧. જન્માંતર જીવે કર્યાં જી. આવે ઉદય સહિ તેહ. સુણ સુણ રે પ્રાણી કર્મ૦ ૨. સાંભળી અત્યંજ થરહરયો જી, ચંડાળીને કહે તેહ, રાય હુકમ રૂડો નહીંજી, મુંકીયે નગરી એહ સુણ૦ કર્મ૦ ૩. પાપિણી કહે તું શું બીહે જી, એ છે માહરૂં કામ, શિર નામી ઉભી રહીજી, રાયે ખડગ દીયો તામ તું કર્મ૦ ૪. રથ જોડી રંડા કહેજી, બેસો બાઇ ઇણ માંહ; પીયર તુજને મોકલેજી, રાય ધરી બહુ ચાહ સુ૦ ક૦ ૫. ગળીયલ માકા કહેવાજી, શ્યામ વૃષભ વળી કેમ; પુત્ર રહે નહી રાયનેજી, કીધો કારણ એમ. સુ ક. ૬. રથ બેસારી રાનમાંજી, ચાલી ઉજજડ વાટ; સૂકે વને રથ છોડીયોજી, રાણી પામી ઉચાટ, સુ. ક. ૭. પીયર માર્ગ એ નહીજી, ચંડાળી કહે તામ; રાયે મુજને મોકલીજી, કર કાપણને કામ. સુ. ક. ૮. જમણો પોતે છેદીયોજી, ડાબો ચંડાળિયે લીધ; બેરખા સહિત બેહુ કર ગ્રહીજી, આણી રાયને દીધ. સુ. ક. ૯. નારીભ્રાત નામ નિરખતાંજી, મુંઝાણો તતકાળ; શીતળ વાયે સજ્જ કરયોજી, રોવે તવ મહીપાળ. સ. ક. ૧૦. કિસી કુમતી મુજ ઉપનીજી, કીધો

લાંખે શ્રી જિનરાય, આછે. સોલ ઘડીનાં વર્ષ સોલ થયાંજી. ૧૩. દેશના સુણી અભિરામ રૂક્મિણી રાણીએ તામ, આછે. શુદ્ધ તે સંયમ આદર્યોજી. ૧૪. સ્થિર શખ્યાં મન વચન કાય, કેવલનાણ ઉપાય, આછે. કર્મ ખપાવી મુક્તે ગયાજી. ૧૫ તેહનો છે વિસ્તાર, અંતગડસૂત્ર મોઝાર, આછે રાજવિજય રંગે ભણેજી. ૧૬.

## ૬૭ શ્રી દશવૈકાલિકસૂત્ર દશમાધ્યયનની સજ્ઝાય

તે મુનિ વંદો, તે મુનિ વંદો, ઉપશમ રસનો કંદો રે; નિર્મલ જ્ઞાન ક્રિયાનો ચંદો, તપ તેજે જેહ દિણંદો રે. તે. ૧. પંચાશ્રવનો કરી પરિહાર, પંચ મહાવ્રત ધારો રે; ષટજીવ તણો આધાર, કરતો ઉગ્ર વિહારો રે. તે. ૨. પંચ સમિતિ ત્રણ ગુપ્તિ આરાધે, ધર્મ ધ્યાન નિરાબાધ રે; પંચમ ગતિનો મારગ સાધે, શુભ ગુણ તો ઇમ વાધે રે. તે. ૩. ક્રય વિક્રય ન કરે વ્યાપાર, નિર્મમ નીરહંકાર રે; ચારિત્ર પાળે નિરતિચારે, ચાલંતો ખડગની ધાર રે. તે. ૪ ભોગને રોગ કરી જે જાણે, આપે પુણ્ય વખાણે રે; તપ શ્રુતરૂપનો મદ નવિ આણે, ગોપવી અંગ ઠેકાણે રે. તે. ૫. છાંડી ધન-કણ-કંચન ગેહ, થઈ નિઃસ્પૃહી નિસ્નેહ રે; એહ સમાણી જાણી દેહ, નવિ પોસે પાપે જેહ રે. તે ૬. દોષ રહિત આહાર જે પામે, જે લુખે પરિણામે રે. લેતે દેહનું સુખ નવિ કામે. જાગતો આઠેય જામે રે. તે. ૭. રસના રસ રસીયો નવિ થાવે, નિર્લોભી નિર્માયા રે; સહે પરિષહ સ્થિર કરી કાયા, અવિચલ જિમ ગિરિરાયા રે. તે. ૮. રાતે કાઉસગ્ગ કરી સ્મશાને, જો તિંહા પરિષહ જાણે રે; તો નવિ ચૂકે તેહવે ટાણે, ભય મનમાં નવિ આણે રે. તે. ૯ કોઈ ઉપર ન ધરે ક્રોધ, દિયે સહુને પ્રતિબોધ રે; કર્મ આઠ ઝીપવા જોદ્ધ, કરતો સંયમ શોધ રે તે. ૧૦. દશવૈકાલિક દશમાધ્યયને એમ ભાખ્યો આચાર રે. તે ગુરુ લાભવિજયથી પામે, વૃદ્ધિવિજય જયકાર રે. તે. ૧૧.

## ૬૮ સમકિતની સજ્ઝાય

સમકિત નવિ લહ્યું રે, એ તો રૂલ્યો ચતુર ગતિ માંહે; ત્રસ થાવરકી જયણા કીની, જીવ ન એક વિરાધ્યો; તીનકાલ સામાયિક કરતાં શુદ્ધ ઉપયોગ ન સાધ્યો. સમ૦ ૧ જૂઠ બોલવાકો વ્રત લીનો, ચોરીકો પણ ત્યાગી; વ્યવહારાદિક નિપુણ ભયો પણ, અંતર દૃષ્ટિ ન જાગી. સમ. ૨, ઉર્ધ્વ ભૂજા કરી ઊંધો લટકે, ભસ્મ ચોળી ધૂમ ઝટકે; જટા-જૂટ શિર-મૂંડે જૂઠો વિણ શ્રદ્ધા ભવ ભટકે. સમ૦ ૩. નિજ-પરનારી ત્યાગજ કરકે, બ્રહ્મચારી વ્રત લીધો; સ્વર્ગાદિક ફલ પામી, નિજ કારજ નવી સિદ્ધયો. સમ૦ ૪. બાહ્યક્રિયા સબ ત્યાગ પરિગ્રહ, દ્રવ્યલિંગ ધર લીનો, દેવચંદ્ર કહે યા વિધતો હમ, બહોત વાર કર લીનો. સમ૦ ૫.

## ૬૯ શ્રી કલાવતીની ચાર ઢાળની સજ્ઝાય

ઢાલ પહેલી:-માળવ દેશ મનોહરૂ, તિહાં નયરી ઉજ્જેણી નામ હો નરિંદ શંખરાજા તિહાં શોભતા, સહુ શુભ ગુણ કેરા ધામ હો નરિંદ, શિળયતણા ગુણ સાંભળો. ૧. શિયળે લહિયે બહુ માન હો નરિંદ, શિયળે સતીય કળાવતી, જેમ પામી સુખ પ્રધાન હો ન. શી૦ ૨. ત્રણસો સાઠ માંહે વડી, લીલાવતી પટરાણી કહાય હો ન૦

ડિયો; પોપટ તવ નીકળીયોજી; વનમાં તરૂ શાખાએ બેઠો, મનવંછિત સવિ ફળિયોજી, ભ. ૮. સુલોચના સૂડાને વિરહે, તતક્ષણ મૂચ્છિંત થાવેજી; રાજા પાસ નખાવી સૂડો, બંધાવીને લાવેજી ભ૦ ૯. રીસાણી સૂડાશું કુમરી, પાંખો બેહું તસ છેદેજી; સૂડો પણ તનુ મોહ તજીને, ભૂખ તૃષા બહુ વેદેજી. ભ૦ ૧૦ શુભ પરિણામે સૂડો ચવિરે, સુરલોકે સુર થાવેજી; કુમરી તસ વિરહે તનું તજીને; દેવાંગના પદ પાવેજી. ભ૦ ૧૧. સુરલોકે સુર સુખ વિલસીને, ઇંહાં કણે રાજા હુવોજી દેવી પણ તે ત્યાંથી ચવીને હુઇ કલાવતી જુઓજી. ભ. ૧૨. પૂરવ વૈર ઇહાં તુજ પ્રગટ્યું, તિણ કારણ કર છેદ્યાજી. જન્માંતર કીધા જે જીવે, નવી છુટે વિણ વેદ્યાંજી ભ. ૧૩ રાજા રાણી સુણીને તતક્ષણ, જાતિ-સ્મરણ જ્ઞાનેજી પુરવ ભવ સંપૂર્ણ પેખે તહત્તિ કરીને માનેજી ભ૦ ૧૪. કર્મતણી અતિ વિરૂઇ જાણી, વઇરાગે મન ભીનોજી. રાજા રાણી નિર્મળ ભાવે સંયમ માર્ગ લીનોજી ભ૦ ૧૫. તપ બલ ધ્યાન શુકલ આરાધી, ભવબંધન સવિ છોડયાંજી. રાજા રાણી કેવળ પામી, શિવરમણી સુખ જોડ્યાંજી. ભ૦ ૧૬.

(કળશ) ઇમ દુરિતખંડણ શીયળમંડણ, આરાધી શિવપદ લહ્યો, સંવત અઢાર પાંત્રીશ શ્રાવણ શુકલ પંચમી દિન કહ્યો; લોકાઋપી શ્રી કરમશી તસ શિષ્ય રંગે ઉચ્ચરે, ભુજનગર ભાવે રહી ચોમાસું, માનસિંહ જય જયવરે. ૧૭.

## ૭૦ શ્રી મરુ દેવી માતાની ચાર ઢાળની સજ્ઝાય.

ઢાલ પહેલી : માતાજી મરૂદેવીરે ભરતને ઇમ કહે, ધન ધન પુત્ર મુજ કુળ તુજ અવતાર જો, પણ દાદીનાં દુખડાં તે નવિ જાણ્યાં, કેઇ વિધ કરી તુજ આગળ કરું પોકારજો. માતાજી મરૂદેવીરે, ભરતને ઇમ કહે ૧. જે દિનથી ઋષભજીએ દીક્ષા આદરી, તે દિનથી મુજ આ સઘળું ન ખમાય જો; આંખલડી અલૂણીરે થઈ ઉજાગરે, રાત દિવસ મુજ નિદ્રા વિહુણા જાય જો. માતા૦ ૨. તુજ સરિખો કાંઇ પુત્રજ માહરે લાડકો, તાતની ખબર ન લેતો દેશ પરદેશ જો; અનેક સુખ વિલસે તું રંગ મહોલમાં, ઋષભજી તો વનમાં વિરૂએ વેષ જો. માતા૦ ૩. ખરા રે બપોરે રે ફરતા ગૌચરી, શિર ઉઘાડે પાય અડવાણે જોય જો; અરસ નિરસ ઉના જળ મેલાં કપડાં, ઘર ઘર આંગણ ફરતો હીંડે સોય જો. માતા૦ ૪. બાળ લીલા મંદિરિયે રમતો આંગણે, યક્ષ વિદ્યાધર સોહમ ઇંદ્રને સંગ જો; હું દેખી મનમાંહી હૈડે હીસતી, ચોશઠ ઇંદ્ર આવી કરતા ઉલંગ જો. માતા૦ ૫. મ્હારાં રે સુખડાં તે સુત સાથે ગયાં, દુ:ખનાં હૈડે ચઢી આવ્યાં છે પૂર જો; પૂરવની અંતરાય તે આજ આવી નડી, કેઈ વિધે કરીને ધીરજ રાખ્યું ઉર જો. માતા૦ ૬. પુરી અયોધ્યા કેરો સુત તું રાજીયો, રાજ ઋદ્ધિ મંદિર બહોળો પરિવાર જો; રાજધાનીના સુખમાં વાત ન સાંભરે, રાત દિવસ રહેતો રંગ મહોલ મોઝાર જો. માતા૦ ૭. સહસ વરસ ઋષભજીને ફરતાં વહિ ગયાં, હજૂ ખબર નહિ સંદેશો નહિ નામ જો; એવું ને કઠણ રે હૈડું કેમ થયું, સુગુણ સુતનાં એહવાં નવિ હોય કામ જો. માતા૦ ૮. ખબર કહાવો સુભટ બહુધા મોકલી, જુઓ તાતતણી ગતિ શી શી હોય જો, સેવકના સ્વામી રે એહવું કહાવજો. નિજ માતા દિન દિન વાટલડી જોય જો માતા૦ ૯.

સબળ અન્યાય, એ જીવ્યું કેણુ કામનુંજી, રાજ રમણી ન સુવાય સુ ક. ૧૧. ચય રચાવી ચંદનેજી, બળવાને તિહાં જાય; લોક મળી વારે ઘણુંજી, વચન ન માને રાય સુ ક. ૧૨.

ઢાલ ત્રીજી:-કળાવતીને જે થયો, તે સુણજો પ્રતિકાર; ભવિ પ્રાણી. કર છેદન વેદન થકી, સુત જન્મ્યો તેણીવાર, ભવિ પ્રાણી. ૧. શીયળનો મહિમા જાણીયે શીયળે સંપત્તિ થાય; ભ૦ વિઘ્ન વિષમ દૂરે ટળે સુર નર પ્રણમે પાય. ભ૦ શી૦ ૨ પુત્ર પ્રત્યે કહે પદમિણી, શું કરે તાહરી સાર; ભ૦ માહરી કૂખે અવતર્યો, તું નિર્ભાગ્ય કુમાર ભ૦ શી૦ ૩ અશુચિપણું કેમ ટાળશું, પાળશું એ કેમ બાળ; ભ૦ શોચ કરે રોવે વળી, વન મ્હોર્યો તતકાળ: ભ૦ શી૦ ૪. શિયળે સૂકી નદી વહી, પાણી આવ્યું નજીક; ભ૦ જાણે કે જળ ધોઈ જાયશે, વચ્ચે બેઠી નિર્ભીક ભ૦ શી૦ ૫. આટો દેઈ ચિહું દિશે, નદી વહી દોય ધાર; ભ૦ બોળે બાંહુ નીચી કરી. જળમાંહે તેણી વાર. ભ૦ શી૦ ૬ નવપલ્લવ નવલી થઈ, બેરખા સેતી બાંહ; ભ૦ બીજી પણ નિજહિજ થઈ, પામી પરમ ઉત્સાહ. ભ૦ શી૦ ૭. અચરિજ દેખી આવિયો, તપાસ એક તેણીવાર; ભ૦ જનકનો મિત્ર જાણી કરી, બોલાવે સુવિચાર. ભ૦ શી૦ ૮. રે પુત્રી ! તાપસ કહે, એકલી અટવી મઝાર, ભ૦ કેમ આવી મુજને કહે, તવ ભાંખ્યો સઘળો વિચાર. ભ૦ શી૦ ૯. કોપ્યો તાપસ એમ કહે. રાજને કરૂં ઉત્પાત; ભ૦ કળાવતી તવ વીનવે, કોપ ન કરો મુજ તાત. ભ૦ શી૦ ૧૦. તાપસે તિહાં વિદ્યા બળે, અચલ રચ્યો આવાસ; ભ૦ કળાવતી સુત શું તિહાં અહોનિશ રહે ઉલ્લાસ, ભ૦ શી૦ ૧૧. કઠિયારા તેણે અવસરે, દેખી એહ વિચાર; ભ૦ દેડ્યા દેવા વધામણી રાજાને તેણીવાર ભ૦ શી૦ ૧૨. મંત્રી અરજ કરે તિસે, સુણો રાજન સુકુમાળ; ભ૦ અવધિ દીયો એક માસની, ખબર કરૂં તતકાળ. ભ૦ શી૦ ૧૩. એમ કહી શોધ કરણ ચલે, એહવે આવ્યા કઠિયાર; ભ૦ રાણીની વિગત કહી સર્વે, હરખ્યો ચિત્ત મઝાર. ભ૦ શી૦ ૧૪. સૂકું વન સવિ મોરિયું, સૂકી નદી વહે પૂર; ભ૦ રાણીયે સુત તિહાં જનમિયો, કર ઊગ્યા સસનુર. ભ૦ શી૦ ૧૫. રાણીને જઈ વીનવ્યો, પામ્યો હર્ષ વિશાળ; ભ૦ રાણીને તેડવા મોકલ્યો, મંત્રીને તતકાળ ભ૦ શી૦ ૧૬. રાય રાણી મન રંગશું, આવ્યાં નગર મઝાર; ભ૦ ઉત્સવ રંગ વધામણાં, હુઓ તે જય જયકાર, ભ૦ શી૦ ૧૭.

ઢાલ ચોથી:-એક દિન રાય રાણી મન રંગે, વનમાં ખેલણ જાવેજી; તવ તિહાં સાધુ ધર્મ ધુરંધર, તેહના દર્શન પાવેજી. ૧. ભવિયણ ધર્મ કરો મન શુદ્ધે, ધર્મે સંપત્તિ થાયજી; ધર્મે મનવંછિત સવિ હોવે, ધર્મે પાપ પલાયજી. ભ. ૨. પય પ્રણમી સદ્ગુરુને પૂછે, ભગવંત મુને ભાખોજી; રાણી કર છેદ્યા કિણ કારણ, તેહનો ઉત્તર દાખોજી. ભ. ૩. સાધુ જ્ઞાની એણીપેરે બોલે, મહાવિદેહમાં રહેતાંજી; માંહેદ્રપુરી નયરી ભૂપ વિક્રમ, લીલાવતી વિલસંતાજી. ભ૦ ૪. પુત્રી પ્રસવી રૂપ અનોપમ, સુલોચના ગુણ ખાણીજી; વિદ્યાવંત વિદેશી સૂડો વદતે અમૃત વાણીજી. ભ. ૫. સુલોચના સોવન પિંજરમાં, સૂડો ઘાલી રાખેજી; ગાહા ગૂઢા નવલા ગાવે, મનોહર મેવા ચાખેજી ભ૦ ૬. મનમાં કીર વિમસે એહવું પિંજર બંધન રહેવાજી, આશ પરાઈ કરવી અહોનિશ પરવશ સુખ ન લહેવોજી. ભ૦ ૭. એક દિન પિંજર બાર ઉઘ-

સાર જો; બહુ મૂલાં આભરણુ તે વસ્રજ પહેરિયાં, સાથે સખી વળી સુભટ ને અસવાર જો ન૦ ૮. બહુ આડંબરે વંદન કારણુ સંચર્યા, પંચ શબ્દ તણા આગળ હોય અવાજ જો; એક જીભે મુખથી કેમ જાએ વર્ણવ્યા, ધન્ય જેણે તેં નિરખ્યા સર્વે સાજ જો. ન૦ ૯ ભાવે ચઢયાં માતાજી ચઢતે પરિણામશું, ત્રુટી જાગી કર્મતણો જે ભૂર જો; દૂરેથી ત્રિગડું રે નયણે નિરખતાં કેવળ લહ્યું જેમ ઉગ્યો અંબર સૂર જો. ન૦ ૧૦. જન્મ મરણનાં દુઃખડાં રે સર્વ મટી ગયાં, શાશ્વતાં સુખ મુગતિકેરાં પાય જો; ગુણી પુરૂષના ગુણ ગાવે શુદ્ધ ભાવથી ઋષિ રાયચંદ વદે તેહ મુગતિ જાય જો. ૧૧.

ઢાલ ચોથી:—જંબૂદ્વીપે હો ક્ષેત્ર ભરતમાં, વિરહો મુગતિનો હોય; અઢાર કોડા-કોડી હો સાગર માઠેરો કહ્યો, મુગતિ ગયા નહિ કોય; માતાજી મરૂદેવી હો મુગતીનો ખોલ્યો બારણો. ૧. પહેલાં પહોત્યાં નિર્વાણ, અંતક્રિયા તિહાં ભાખી હો સૂત્ર ઠાણાં-ગમાં, આગમ વચન પ્રમાણ. માતાજી૦ ૨. કોડપૂરવ લગે હો સુવાસણ રહ્યાં સતી, નિત નિત નવલા રે વેષ; ભરજોવન માંહી રહ્યાં હો માતાજી જીવ્યાં જયાં લગેં, કાળા ભમર રહ્યા કેશ. માતાજી૦ ૩. કેળ સરખી કાયા હો ઉંચી ધનુષ પાંચશે, સોવન વર્ણ શરીર; સુપનાની માંહી હો કહિય ન જાણ્યું સાસરૂં, નહિ કોઈ જાણ્યું પીયેર. માતાજી. ૪. ઔષધ એક ન લીધું હો માજી. જીવ્યાં જયાં લગેં, કહિ કસર ન હુઈ પેટ; માથું હાથ પગ હો પલક એક દુખ્યાં નહિ, કોડ પૂરવ લગે ઠેઠ માતા૦ ૫. ચોશઠ હજાર પહેડી હો નજરે નિરખી આપણી દાદીજીએ દીધાં નામ; એકહિ મૂવો કાને હો કોઈ નવિ સાંભળ્યો, સુખ દીઠો સવિ ઠામ. માતાજી૦ ૬. કોડ પૂરવ માંહી હો એકજ જણીયું જોડલું, શ્રી મરૂદેવીજી માત; તુજ સરીખા બેટા હો કિણહિએ જનમ્યા નહી, તીન ભુવનકે નાથ. માતાજી૦ ૭. હોય તો સુંદર હો સોવન વરણી શોભતી, પરણી ઋષભ જિણંદ; ભરતક્ષેત્ર માંહી હો વિવાહ પહેલો હુઓ, સૂત્રમાં સર્વ સંબંધ માતાજી૦ ૮. એકસો પુત્રો હો દાદીએ નયણે નિરખીયા, બ્રાહ્મી સુંદરી હોય; સર્વ કબીલો સુખીયો હો દુઃખીયો એક ન દેખીયો, એહવું પુણ્ય કેહનું ન હોય. માતાજી૦ ૯. ષટખંડ કેરો સ્વામી હો ભરત ભરતનો ધણી, અરજ કર કરજોડ; દાદીને પાયે લાગે હો મુજરો લેજ્યો માહરો, મુખ આગેં મન મોદ. માતાજી૦ ૧૦. હસ્તી હોદે બેઠાં હો નજરે નિરખી પુત્રને હરખે ઋષભને જોય; મરૂદેવી માતા હો મનશું જીત્યાં મોહની, કેહનું સગું નહિ કોય. માતાજી૦ ૧૧. કેવળ પામી હો માતાજી મુગતે ગયાં, હસ્તિ હોદે વીતરાગ, પછે શિવ પહોત્યા હો અસંખ્યાતા કેવળી; ખોલ્યો મુગતીનો માગ. માતાજી૦ ૧૨. સાધુ સાધ્વી હો તીર્થંકર ચોવીશના, પહોત્યા મુગતિ મોઝાર; મરૂદેવી માતા હો મુગતિનો ખોલ્યો બારણો, જડયો જંબૂકુમાર માતાજી ૧૩. તીર્થંકરચક્રી હો હળધર કેશવા, વળી રાણાને રાય; એહવી માતા હો ઓી ન હુઈ ભરતમેં, એક ચોવીશની માંય. માતાજી૦ ૧૪. માજી સરીખાં સુખીયાં હો કાને કોઈ ન સાંભળ્યાં, જોયું સૂત્રે ઠેર ઠેર; ઋષિ રાયચંદજી હો ઢાળો જોડી જુગતિશું, અ.છો શહેર અજમેર. માતાજી૦ ૧૫. સંવત અઢારશે હો વરસ પંચાવને, ગ્રીષ્મ જેઠજ માસ; પૂજ્ય જેમલજી હો પુન્ય પસાયથી, કીધો જ્ઞાન અભ્યાસ. માતાજી૦ ૧૬.

ઢાલ બીજી : ઓલંભો એહિ વિધ સુણી દાદી તણા; ભરમ હળી હળી બોલે મધુરી વાણ જો; તુજ સુતની વાતો રે દાદી શી કહું, કેઈ વિધ કરી હું સુખથી કરૂં વખાણજો, ઓલંભો એહિ વિધ સુણી દાદી તણા. ૧. પંચ મહાવ્રત સુધાં તુજ સુતે આદર્યાં, ટાળ્યા મનના ક્રોધાદિક જે ચાર જો; વૈર વિરોધ ઈંદ્રિ રે પાંચે વશ કરી, નવવાડે શુદ્ધ પાળે છે બ્રહ્મચાર જો ઓ૦ ૨. પંચ આચાર ને વળી પંચ સુમતી ગ્રહી, ત્રણ ગુપ્તિ આતમ વશ કીધો સોય જો; સત્તાવીશ ગુણેરે કરીને શોભતા, નિર્દોષી અણગાર મુનીશ્વર હોય જો, ઓ૦ ૩. બારે ને મસવાડા તપ પૂરો તપ્યા, સંચિત કર્મ કર્યાં તે સઘળાં ચૂરણ જો; મોહ માયાનાં દળ સઘળાં ચૂરણ કર્યાં, ચઢતે પરિણામે લહિયા જે રણશૂરજો ઓ૦ ૪. સજ્જન કુટુંબની તેહને મન ઇચ્છા નહી; રાજ ઋદ્ધિ સિદ્ધિ તસ સકળ અકામ જો; અંતે તે અળગું એ સઘળું જાણિયું, તે છંડિ જઇ વિચર્યા અનેરે ધામ જો. ઓ૦ ૫. ધન તે દેશને ધન તે નગર સોહામણું, ધન તેહની વન વાડી ધન શુભ ઠામ જો; ધન્ય ભૂમી જિહાં પ્રભુજી પગ માંડતાં, જેણે વાંધાં તેનાં સિદ્ધ હુઆં સવિ કામ જો ઓ૦ ૬. ઋદ્ધિ અનંતી આગળ તુમ સુત પામશે, શાશ્વતાં સુખ મુક્તિ કેરાં જોય જો; થોડા રે દહાડામાં દાદી જાણજો, કેવળ મહોત્સવ તુમ સુતકેરો હોય જો. ઓ૦ ૭. ઈમ દાદીને ધીરજ દેતો દિન પ્રતે, સુણી સુણી દાદી ધીરજ ધરતી મન જો; આશાને વિલુદ્ધિ રે માડી નિત રહે, રોતી ઋષભનું ધ્યાન સુમન ને તન જો. ઓ૦ ૮. સહસ વરસ ફરતાં ઈમ ઇણ વિધે થયાં, કર્મ ખપાવી સમવસરયા ઉદ્યાન જો; ઉગમતે સૂરે રે રુંખ તળે ઉપન્યું, ઝળાંમળ જ્યોતિ નિર્મળ કેવળ જ્ઞાન જો. ઓ૦ ૯. ઇણ અવસરમાં ભરત સભામાં વધામણી, પુરિમતાળે પિતાને કેવળનાણ જો, કરજોડી સેવક જન માંગે વધામણી, ભવબંધનથી છોડી કરો નિર્વાણ જો. ઓ૦ ૧૦.

ઢાલ ત્રીજી :—નગરી અયોધ્યામાં રે આણંદ ઉપન્યો, સુણી સુણી શ્રી આદીશ્વર સમવસરણ જો, ભરતેશ્વરે દાદીને જઈ વધાવીયાં, સુખથી કહેતા મીઠી અમૃત વાણ જો, નગરી અયોધ્યામાં રે આણંદ ઉપન્યો. ૧. સુણો દાદી વધાઇ આજ છે માહરી, પુરિમતાળે (સુજ) પિતાને કેવળ જ્ઞાન જો, ત્રિગડુ રે રચિયું મળી ચોશઠ દેવતા, ઇંદ્ર ઇંદ્રાણી ગંધર્વ કરતા ગાન જો, ન૦ ૨. ચોશઠ ઇંદ્ર ત્રિગડે જિન પદ સેવતા દેવ દુંદુભીના નાદ હુવે છે રસાળ જો, દેવ ઘંટા ઝણકારની આભે ગર્જના, છપ્પન કુમારી મંગળ બોલે વિશાળ જો. ન૦ ૩. ત્રિગડા કેરી રચના દાદી શી કહું, જોજનમાંહી દીસે ઝાકઝમાળ જો, સોવનમય કોશીશાં રત્ન હીરે જડયાં, રત્ને તોરણ દીસે રંગ રસાળ જો. ન૦ ૪. કનક સિંહાસન મધ્યે મણિરત્ને જડયું, તિહાં બીરાજે ત્રિભુવન કેરાનાથ જો બારે ને પર્ષદા મિલી કાંઇ એકઠી, નાચે અપસરા ઉત્સવ હુવેઠાઠ જો. ન૦ ૫. માતાજી વધાઈ ઇણ વિધ સાંભળી, આરતિ છાંડી ઉલટ હૈડે થાય જો; સાત આઠ પગ સ્હામાં જઈ નીચે નમી, લળિ લળિ વાંદે ઋષભ જિણંદના પાય જો. ન૦ ૬. સહસ વરસનાં દુઃખડાં સર્વ મટી ગયાં, ઉમંગ અંગ અંગે આનંદ રંગના રોળ જો; ભરતેશ્વરનાં દાદી લેતાં વારણાં પુત્ર હુઓ એ સાચો તાહરો બોલ જો. ન૦ ૭. માતાજી વંદન ઋષભ જિન કારણે, પાખર્યો ઐરાવત હસ્તિ

ધરતાં થકાં દેવ સિંહાસન કંપ્યોરે; ચાલી આવ્યો ઉતાવળો, જીહાં છે બાલકુંવારોરે. કર્મ. ૨૮. અગ્નિ જવાલા ઠંડી કરી કીધો સિંહાસન ચંગોરે; અમર કુંવરને બેસારીને, દેવ કરે ગુણગ્રામોરે. ૨૯. રાજાને ઉંધો નાંખીઓ, મુખે છુટ્યાં લોહીરે; બ્રાહ્મણ સહુ લાંબા પડયા, જાણે સુકાં કાષ્ટરે કર્મ. ૩૦. રાજસભા અચરિજ થઈ, એ બાલક કોઈ મોટોરે, પગ પૂજી જે એહના, તો એ સુવા ઉઠેરે. કર્મ. ૩૧. બાલકે છાંટો નાંખીઓ, ઉઠયો શ્રેણીક રાજારે, અચરિજ દીઠો મોટકો, આ શું હુવો કાજે રે. કર્મ. ૩૨ બ્રાહ્મણ પાંઠઆ દેખીને લોક કહે પાપ જુઓરે, બાલહત્યા કરતાં થકા તેહના ફળ છે એહોરે. કર્મ. ૩૩. બ્રાહ્મણ સહુ ભેળા થયાં; દેખે એમ તમાસોરે, કનક સિંહાસન ઉપરે બેઠો અમરકુમારોરે. કર્મ. ૩૪. રાજા સહુ પરિવાર શું, ઉઠયો તે તત્કાળોરે, કર જોડી કુંવરને એ રાજ્યઋદ્ધિ સહુ ત્હારીરે કર્મ ૩૫. અમર કહે સુણો રાજવી રાજ શું નહિ મુજ કાજે રે; સંયમ લેશું સાધનો, સાંભળો શ્રી મહારાજોરે. કર્મ. ૩૬. રાય લોક સહુ ઈમ કહે, ધન ધન બાલકુમારોરે; ભટ્ટજી પણ સાજા હુઆ, લાજ્યા તે પણ માંહિરે: કર્મ. ૩૭. જયજયકાર હુઓ ઘણો, ધર્મ તણે પ્રસાદોરે; અમરકુમાર સંજમ લીયો, કરે પંચમુષ્ઠિ લોચરે, ૩૮. બાહિર સ્મશાન કને, કાઉસગ્ગ રહ્યો શુભ ધ્યાનોરે કર્મ. ૩૯. માતાપિતા બાહિર જઈ, ધન ધરતીમાંહિ ઘાલયોરે; કાંઇક ધન ન્હેંચી લીએ જાણે વિવાહ માંડાણોરે. કર્મ ૪૦. એટલે દોડતો આવીઓ, કોઈક બાલકુંવારોરે; માતાપિતાને એમ કહે, અમરકુમારની વાતોરે. કર્મ. ૪૧. માતાપિતા વિલખા થયા, ભુંડો થયો એ કામોરે; ધન રાજા લેશે સહુ, કાંઇક કરીએ ઉપાયોરે. કર્મ. ૪૨. ચિંતાતુર થઈ અતિ ઘણી, રાત્રે નિંદ ન આવેરે; પૂર્વવૈર સંભારતી, પાપિણી ઉઠી તેની વારોરે કર્મ. ૪૩. શસ્ત્ર હાથ લઈ કરી, આવી બાલક પાસેરે; ઘાલીએ કરીને પાપિણી; માર્યો બાલકુમારોરે; કર્મ. ૪૪. શુક્લ ધ્યાને સાધતો, શુભ મન આણી ભાવોરે; કાળ કરીને અવતર્યો, બારમા સ્વર્ગ મઝારોરે. કર્મ. ૪૫. બાવીશ સાગર આઉખો, ભોગવી વંછિત ભોગો રે મહાવિદેહમાં સીઝશે, પામશે કેવલનાણોરે, કર્મ. ૪૬. હવે તે માતા પાપિણી, મનમાંહિ હરખ અપારોરે; ચાલી જાય આનંદમેં, વાઘણી મળી તે વારોરે. કર્મ. ૪૭. ફેંફેણી નાંખી તે વારે, પાપિણ, મુઇ તીણ વારો રે; છઠ્ઠી નરકે ઉપજી, બાવીશ સાગર આયુરે. કર્મ. ૪૮. જુઓ જુઓ મંત્ર નવકારથી; અમરકુમર શુભ ધ્યાનેરે; સુર પદવી લહી મોટકી, ધર્મ તણે પ્રસાદોરે. કર્મ. ૪૯. નરભવ પામી જીવડા, ધર્મ કરો શુભ કારીરે; તો તમે અમર તણી પરે સિદ્ધિગતિ લેશો સારીરે. કર્મ. ૫૦. કર જોડી કવિઅણ ભણે, સાંભલો ભવિજન લોકોરે; વેર-વિરોધ કોઈ મત કરો જીમ પામી ભવપારોરે. કર્મ. ૫૧. શ્રી જિન ધર્મ સુરતરુ સમો, જેની શિતલ છાંયરે; જેહ આરાધે ભાવશું, થાશે મુક્તિના સાથરે. કર્મ તણી ગતિ સાંભળો. ૫૨.

## ૭૨. શ્રી અવંતી સુકુમારની સજ્ઝાય

મનોહર માળવ દેશ, તિહાં બહુ નયર નિવેશ, આજ હો આછેરે ઉજેણી નયરી સોહતીજી. ૧. તિહાં નિવસે ધન શેઠ લચ્છી કરે જસ વેઠ, આજ હો ભદ્રારે તસ

## ૭૧ શ્રી અમરકુમારની સજ્ઝાય.

રાજગૃહી નયરી ભલી, તિહાં શ્રેણિક રાજારે; જિનધર્મનો પરિચય નહિ. મિથ્યામત માંહે રાચ્યા રે. કર્મ તણી ગતિ સાંભળો. ૧. કર્મ કરે તે હોય રે, સવારથના સહુ કો સગા, વિણુ સવારથ નહિ કોઇ રે. કર્મ તણી. ૨. રાજા શ્રેણિક એકદા, ચિત્રશાળા કરાવેરે, અનેક પ્રકારે મંડણી. દેખતા મનમોહેરે. કર્મ. ૩. દરવાજો ગિરગિર પડે, રાજા મન પસ્તાવે રે, પૂછે જોષી-પંડિતો, બ્રાહ્મણ ઇમ બતાવેરે. કર્મ. ૪. બાલક બત્રીશ લક્ષણો, હોમી જે ઇણુ માંહેરેઃ તો એહ મહેલ પડે નહિ ઇમ ભાંખે વયણ અજાણોરે. કર્મ. ૫. રાજા ઢંઢેરો ફેરવે, જે આપે બાલકુંવારોરે, તોલી આપું બરોબરી, સોનૈઆ ધનસારોરે, કર્મ. ૬. ઋષભદત્ત બ્રાહ્મણ તિહાં વસે; ભદ્રા તસ ઘરની જાણોરે, પુત્ર ચાર સોહામણા; નિર્ધનીઓ પુત્ર હીણોરે. કર્મ ૭. ઋષભદત્ત કહે નારને; આપો એક કુંવારોરે; ધન આવે ઘેર આપણે, આપણ સુખીયાં સારોરે; કર્મ. ૮. નારી કહે વેગે કરો, આપો અમરકુમારોરે; મ્હારે મન અણુભાવતો, આંખથી કરો નિરાળો રે. કર્મ, ૯, વાત જણાવી રાયને, રાજા મનમાં હરખ્યો. જે માગે તે આપીને, લાવો બાલકુંવારો રે. કર્મ. ૧૦. સેવક પાછા આવીયા, ધન આપે મન માન્યોરે, અમર કહે મોરી માતાજી, મુને મત આપીજેરે. કર્મ ૧૧. માતા કહે તુને શું કહું, મ્હારે મન તું મુવોરે; કામકાજ કરે નહિ, ખાવામાં છે તું શૂરોરે. કર્મ. ૧૨. આંખે આંસુ નાખતો, બોલ બોલે કુવારોરે સાંભલો મોરા તાતજી, તમે મુજને રાખોરે. કર્મ. ૧૩. તાત કહે હું શું કરૂં મુજને તો તું પ્યારો રે, માતા વેચે તાહરી, મ્હારો નહિ ઉપાયો રે. કર્મ ૧૪. કાકો પણ પાસે હતો, કાકી મુજને રાખોરે; કાકી કહે મ્હારે, તું શું લાગેરે. કર્મ. ૧૫. બાલક રોતાં સાંભલી, ફુવા તે આવેરે, બહેન પણ બેઠી હતી, કોઈ મુજને રાખો રે, કર્મ, ૧૬. જો જો ધન અનર્થ કરે, ધન પહલે વાટે રે; ચોરી કરે ધન લોભીઓ, મરીને દુર્ગતિ જાય રે, કર્મ, ૧૭. હાથ પકડીને લઇ ચાલ્યા, કુંવર રોવણ લાગે રે, મુજને રાજા હોમશે, ઇમ બાલક બહુ ઝુરેરે, કર્મ. ૧૮. બાલકને તવ લેઈ ચાલ્યા આવ્યા ભર બજાર રે, લોક સહુ હા હા કરે, વેચ્યો બાલ ચંડાલરે, કર્મ. ૧૯. લોક તિહાં બહુલા મલ્યા, જુએ બાલ કુવારોરે; બાલ કહે મુજ રાખી લ્યો થાશું દાસ તુમારોરે, કર્મ. ૨૦. શેઠ કહે રાખૂં સહી ધન આપી મુખ માગ્યો રે, રાયે મંગાવ્યો હોમવા, તે તો નહિ રખાએ રે, કર્મ. ૨૧. બાલકને તે લઈ ગયા, રાજાજીની પાસરે, ભટ્ટજી પણ બેઠા હતા, વેદ શાસ્ત્રના જાણ રે, કર્મ. ૨૨. ભટજીને રાજા કહે, દેખો બાલકુવારોરે, બાલકને શો દેખવો કામ કરો મહારાજારે, કર્મ. ૨૩. બાલક કહે કરજોડીને, સાંભલો શ્રી મહારાજારે, પ્રજાના પ્રિય છો તુમે, મુજને કિમ હોમીજેરે. કર્મ. ૨૪. રાજા કહે મેં મૂલ લીયો, મ્હારો નહિ અન્યાયરે; માતાપિતાએ તુને વેચીયો, મેં હામવા કાજ આણ્યોરે. કર્મ. ૨૫ ગંગોદકે નવરાવીને, ગળે ઘાલી ફુલની માળારે; કેસર-ચંદન ચરચીને, બ્રાહ્મણ ભણતાં તવ વેદોરે. કર્મ ૨૬. અમરકુમર મન ચિંતવે, મુજને શીખવીઓ સાધુરે; નવકાર મંત્ર છે મોટકો સંકટ સહુ ટળી જાશેરે. કર્મ. ૨૭. નવપદ ધ્યાન

૩૩. સુરભિ કુસુમજલ વૃષ્ટિ, સુર કરે સમકિત દ્રષ્ટિ, આજહો મહિમારે તે ઠામે સઅળો સાચવેજી. ૩૪. ભદ્રાને શવિ નાર, પ્રભાતે ત્રિણુવાર, આજહો આવી ગુરૂને વાંદી પૂછે વાતડીજી. ૩૫. ગુરૂ કહે એક રાતમાંહ સાધ્યા મનના ઉત્સાહ આજહો સુણી રે દુઃખ વારે સંયમ આદરેજી. ૩૬. ગર્ભવંતી એક પુત્ર તેણે રાખ્યું એક સુત્ર, આજહો થાપેરે મુનિ કાઉસગ્ગ ઠામે સુંદરૂંજી. ૩૭. તે મહાકાળ પ્રસાદ આજ લગે જસવાદ, આજહો પાસ જીનેશ્વર કેરો રૂયડો તિહાંજી. ૩૮. ધન ધન તે મુનિરાજ, સાધ્યા આતમ કાજ, આજહો વરસે રે શિવરમણિ ભવને આંતરેજી. ૩૯. ધીર વિમલ કવિ શિષ્ય લળી લળી નામે શીશ આજહો તેહરે નયવિમળ આવે ગુણેજી. ૪૦.

## ૭૩ સમાધિ પચ્ચીશીની સજ્ઝાય

અપૂર્વ જીવ જિનધર્મને પામ્યો, જ્યારે કમિય રહી નહિ ક્યારે. પ્રા૦ કલ્પવૃક્ષ તસ આંગણે ઉગ્યો, મનવંછિત ફળ પાય રે. પ્રાણી ચિત્ત સમાધી હુવે દશ બોલે ૧. ભાખી ગયા જગ તાત રે; પ્રા૦ લીલ વિલાસ સદા શાતામાં, જ્યારે સુખ માંહે દિન જાતરે પ્રા. ચિ. ૨. બીજે બોલે જાતિસમરણુ પામે પુણ્ય પ્રમાણે રે; પ્રા. પુરવલા ભવ દેખે ભલી પરે, સમજે ચતુર સુજાણુ રે પ્રા. ચિ. ૩. ઉત્કૃષ્ટા નવસે ભવ લગતા, દેખે સંજ્ઞી પંચેદ્રિય ઠીક રે; પ્રા. આયુષ્ય જાણે આપ પરાયો, મતી મંગળીક રે. પ્રા. ચિ. ૪. મૃગાપુત્ર મહેલમાં બેઠા, મુનીવર મેઘકુમાર રે; પ્રા. મલ્લિનાથ તણાં છએ મંત્રી, પામ્યો દેઢકો સમકિત સારરે. પ્રા. ચિ. ૫. ક્ષત્રિ નામે રાજ ઋષિશ્વર, વળી સુદર્શન શેઠ રે; પ્રા. નમિરાયે સંયમ આદરીયો તે તો પહોત્યા મુક્તિ હેઠ રે. પ્રા ચિ. ૬. ભૃગુ બ્રાહ્મણ દોય બાળક તેતળી પ્રધાન રે; પ્રા જાતિસમરણુથી સુખ પામ્યા, સુણુતાં આવે જ્ઞાન રે. પ્રા. ચિ. ૭. ત્રીજે બોલે યથાતથ્ય સુપનો, જીવ રાજી હુવે દેખ રે; પ્રા. ઋદ્ધિ વૃદ્ધિ પામે તે પ્રભાતે, એહના અર્થ અનેક રે. પ્રા. ચિ. ૮. ઇણુ હીજ ભવે કઇ મુગતિ સિધાયા, એહેવો સુપનો શીકાર રે; પ્રા. અરિહંતાદિકની સાય દેખે, ભગવતિમાં અધિકાર રે. પ્રા. ૯. ચોથે બોલે દેવનો દર્શન, જેહ દીઠે ઠરે નેણુ રે; પ્રા. ઝગમગ જ્યોત ઉદ્યોત બિરાજે, વળી સમદિઠ્ઠિનાં સેણુરે પ્રા. ચિ. ૧૦. સોમલ બ્રાહ્મણુને સમજાયો, સમષ્ટદેવે આય રે; પ્રા. સમકિત માંહી કરી દિયો સેંઠો, સૂત્રનિરયાવળિકામાંયરે. પ્રા. ચિ ૧૧. શકડાળ નામે કુભારની પાસે, સુર આઇ ઉભો સાક્ષાત રે; પ્રા. વીરજિણુંદશું કરી દિયો ભેટો, હુવો શ્રાવક મેટિ મિથ્યાતરે. પ્રા ૧૨. પાંચમે બોલે અવધિ જ્ઞાની, સૂત્ર નંદીમાં વિસ્તાર રે; પ્રા. આનંદ શ્રાવક જિમ સુખ પાયો, શ્રમણુજ કેશીકુમારરે. પ્રા ચિ. ૧૩ સર્વાર્થસિદ્ધિના દેવતા દેખે, તીહાં બેઠા થકા લોકનાળ રે; પ્રા. અરિહંત દેવને પ્રશ્નજ પૂછે, ઉત્તર દેવે દીનદયાલ રે. પ્રા. ચિ. ૧૪. અવધિ લહી અરિહંત દેવે આવે, માતાના ગર્ભ માંય રે; પ્રા૦ પેટમાં પોઢ્યા દુનિયા દેખે, પૂરાં પુણ્યસંચ્યાં જિનરાયરે. પ્રા. ચિ. ૧૫ છઠે બોલે અવધિદર્શન, દેખે રાવ સંસાર રે; પ્રા. સાતમે બોલે સુણુજો હો જ્ઞાની, મનઃપર્યવ વિસ્તાર રે. પ્ર. ચિ. ૧૬. દોય સમુદ્રને દ્વીપ અઢાઇ, તેમાં સંજ્ઞી પંચેંદ્રિય હોય રે; પ્રા. તેહ જીવોના મનની વાતો, છાની ન રહે કોય રે; પ્રા. ચિ ૧૭. મનઃપર્યવ જ્ઞાની હોવે મુનિવર, વળી

ધરણી મનડું મોહીતજી ૨. પૂરવ ભવે ગયં એક, શંખ્યો ધરીય વિવેક, આજહો પામ્યો રે તેહ પુન્યે સોહમ કલ્પમાંજી. ૩. નલિની ગુલ્મ વિમાન ભોગવી સુખ. અભિરામ, આજહો તે ચવી ઉપન્યો ભદ્રા કુખેજી. ૪. અવંતી સુકુમાર, નાને અતિ સુકુમાર, આજ હો; દીખે રે નિજરૂપે ઝીપે રતિ પતીજી. ૫. રંભાને અનુકાર પરણ્યો બત્રીસ નાર, આજ હો ભોગી રે ભામીનીશું ભોગજ ભોગવેજી. ૬. નીત્ય નવલા શણગાર, સોવન જડીત સફાર, આજહો પહેરેરે સુંવાળુ ચીવર સામટું જી ૭. નિત્ય નવલાં તંબોળ, ચંદન કેશર છોળ, આજહો ચરચેરે જસ અંગે આંગી ફુટડીજી. ૮. એક પખાળે અંગ, એક કરે નાટક ચંગ, આજહો એકરે સુંવાળી સેજ સમારતીજી. ૯. એક બોલે સુખ પાખ, મીઠી જાણે દ્રાખ, આજહો લાવણ્યે લટકાળા રુસ બોલડાજી. ૧૦. એક કરે નયન કટાક્ષ, એક કરે નખરા લાજ, આજહો પ્રેમેરે પનોતી પિયુ ઉચ્ચરેજી. ૧૧. એક પીરસે પકવાન, એક સમારે પાન, આજહો પીરસેરે એક સારા ખરાં સાલણાંજી. ૧૨. એક વળી ગુંથે ફુલ, પંચ વરણ બહુ મૂલ, આજહો કેશરીએ જાયે કસ એક બાંધતીજી. ૧૩. એક કહે જીજીકાર, કરતી કામ વિકાર; આજહો રુડીરે રઢીયાળી વીણા વજાવતીજી. ૧૪. ઈત્યાદીક બહુ ભોગ, નારી સંયોગ, આજહો જાણે દોગુંદક પૃથ્વી મંડલેજી. ૧૫. એવે સમે સમતા પુર, શ્રીઆર્ય મહાગિરિ સુર, આજહો આવ્યારે ઉજેણીપુરને પરિસરેજી. ૧૬. વસતિ અનુગ્રહ હેત; ચેલા ચતુર સંકેત, આજહો મેલેરે ભદ્રાઘર સ્થાનક યાચવાજી. ૧૭. વારૂ વાહન શાળ પ્રોઢી વળી પટશાળ, આજહો આપેરે ઉતરવા કાજે સાધુનેજી ૧૮ શિષ્ય કથન સુણી એમ, સપરિવારે ધરી પ્રેમ, આજહો પુન્યેરે પટશાળે, આવી ઉતર્યાંજી ૧૯. સકળ મુનિ સમુદાય, કરે પોરિસિ સજ્ઝાય, આજહો સુણીયારે શ્રવણેરે સુખ નલિનિ ગુલ્મનાજી. ૨૦. તેહ સુણી વૃતાંત, જાતસ્મરણ વંત, આજહો ચિંતેરે ચિત્તમાંહી એ કેમ પામીએજી ૨૧, પુછે ગુરૂને નેહ, કેમ લહીયે, સુખ, એહ, આજહો ભાંખેરે ગુરુ તવ વયણ સુધારસેજી. ૨૨. ચારિત્રથી નીશ્ચે મોક્ષ. જો પાળે નિર્દોષ, આજહો અથવારે સરાગે, વૈમાનીકપણુંજી. ૨૩. કહે ગુરૂને દીયો દીખ, ગુરુ કહે બિના માય શીખ, આજહો ન હુવે અનુમતિ વિણ સયમ કામનાજી. ૨૪. તિહાં કરે માતા આલાપ નારીના વિરહ વિલાપ, આજહો કહેતારે તે સઘળો પાર ન પામીએજી ૨૫. આપે પહેરે વેશ, લહી આગ્રહ સુવિવેષ, આજહો ધારેરે તિહાં પંચમહાવ્રત ગુરૂ કનેજી. ૨૬. જીમ કર્મ. ખેરૂ થાય, દાખો તેહ ઉપાય, આજહો આપેરે ઉપયોગી ગુરુ પરિસહ તિહાંજી, ૨૭ કંથેરી વન માંહી પહોંત્યો મન ઉત્સાહી, આજ હો કરેરે કાઉસગ્ગ કર્મને તોડવાજી ૨૮. માછી ભવની નાર. કરી ભવ ભ્રમણ અપાર આજહો થઈ તે શીયાલણી વાઘણુની પરેજી, ૨૯. નવ પ્રસુતિ વિકરાળ, આવી તે વનમાં વિચાલ, આજહો નીરખીરે મુનિને રીષે ધડહડેજી. ૩૦. નિશ્ચલ મને મુનિ તામ, કર્મ દહનને કામ, આજહો ભૂખે ભડભડતી મુનિ ચરણે અડેજી. ૩૧. ચાર પહોર નિશિ જોર, સહયો પરિસહ ઘોર, આજહો કરડીરે શીયાલણે શરીર વલોરીશુંજી. ૩૨. ધરતો ધર્મનું ધ્યાન નલિનિ ગુલ્મ વિમાન, આજહો પહોત્યો પુન્હોતો પુન્ય પ્રભાવથીજી.



राजयोग
सांख्ययोग
मंत्रयोग
कर्मयोग
हठयोग
भक्तियोग
प्रेमयोग
P.H.TRIVEDI

રોહિતાશ્વને, વિખુટો કર્યો તારામતિથી રાયજો. સત્ય. ૧૧. મૃતક અંબર લેવા પ્રેત વને ગયો, ચંડાળના ક્રોધથી નોકર રાયજો, આવી સુતારા કુમાર મૃતકને ઉંચકી, દહન ક્રિયા કરવા મૂકી કાયજો. સત્ય. ૧૨. રૂદન કરતી છાતીફાટને કુટતી, ખોળામાં લઇને બાલક ઉપર પ્રેમજો, એટલામાં હરિ આવ્યો દોડતો આગળે, ઓળખી રાણીને પૂછે છે કુશળ ક્ષેમજો, સત્ય. ૧૩. સુતારા કહે પુત્ર મરણની આ દશા, ચંડાળ થઇને મને વેચી દ્વિજ ઘેરજો, રાજ્ય પાટ ગયું કુટુંબ કબીલો વેગળો, પુત્ર મરણથી વર્ત્યો કાળો કેરજો. સત્ય. ૧૪. બાર વરસ લગે ભંગી પણું આપે કર્યું, ચાકરડી પણું થયું મારે શિર તેમજો, કુંવર ડસાયો વનમાં કાષ્ટ લેવા જતાં, સ્વામી હવે શું પુછો છો કુશળ ક્ષેમજો સત્ય ૧૫. પ્રભુ હવે તો દુઃખની હદ આવી રહી, શિર પર ઉગવા બાકી છે હવે તો તૃણ જો, દુઃખ લખ્યું હશે કેટલું આપણા ભાગ્યમાં નાથ હવે તો માગું છું હું મરણ જો. સત્ય. ૧૬. ગભરાયો નૃપ રાણીની વાતને સાંભળી, ધીરજ ધારી કર્યું હૃદય કઠીન જો, સહન કરીશ હું જેટલું જે દુઃખ આવશે, પણ સુર્યવંશી થાશે નહિ કદી દીનજો. સત્ય. ૧૭. આટલું બોલી પ્રેમનું બંધન તોડીને, મુખ ફેરવી માગ્યું મૃતકનું વસ્ત્રજો, રાયની સમશ્યા સુતારા સમજી નહિ, ફરી ફરી નૃપના હાથમાં દે છે પુત્રજો. સત્ય. ૧૮. પુત્રના સબનું કામ નથી હવે માહરે, ત્યારે શું કહો છો બોલો થઈ સનમુખજો, લજ્જા મુકી અશ્રુથી નેત્રો ભરી, નૃપે માગ્યું અંબર મૃતકનું કરી ઉન્મુખજો, સત્ય. ૧૯. એટલામાં કરી દેવે વૃષ્ટિ પુષ્પની, સત્યવાદી તમો જય પામો મહારાજજો, કસોટી કીધી દુઃખમાં નાંખી આપને, ક્ષમા કરો તે સત્યતણા શિરતાજજો. સત્ય. ૨૦. દીધુ વરદાન દેવે રાજ્ય આબાદનું સંજીવન કરી પુત્રને ગયા દેવલોકજો, મંત્રીશ્વર અંગરક્ષક બંને આવીયા શ્લાઘા થઇ છે નૃપની ત્રણે લોકજો. સત્ય. ૨૧. ધન્ય છે ધન્ય છે સત્ય શિરોમણી રાયને, જેમ જેમ કસીયે તેમ તેમ કંચનવાનજો, સુરપતિ આગળ સ્તુતિ કરે હરિશ્ચંદ્રની, દીઠો ન જગમાં ધૈર્યમાં મેરૂ સમાનજો. સત્ય. ૨૨. વિચરંતા પ્રભુ શાન્તિ જિનવર આવીયા, રાયને રાણી વંદન અર્થે જાયજો, દેશનાંતે હરિશ્ચંદ્રે પૂરવ ભવ પૂછીયો, શ્યા કારણથી ભંગીપણું મુજ થાયજો સત્ય. ૨૩. બાર વરસ લગે દુઃખના ડુંગર દેખીયા, સુતારા શિરપર આવ્યું મહાન કલંકજો, વિખુટો કર્યો પુત્રને રાણીથી મુજને, કારણ વિણ કદી કાર્ય બને ન નિઃશંકજો, સત્ય ૨૪. પ્રભુ કહે રાય રાણી તમે પૂર્વે હતા સાથે સાથે બેમુનિ આવ્યા તુમ ગામજો, રૂપ દેખીને રાણી વીંધાણી કામથી બોલાવે દંભથી દાસી દ્વારા ભીડી હામ જો. સત્ય. ૨૫. હાવ ભાવ દેખાડયા બહુ એકાંતમાં પણ મુનિ કહે છે ભસ્મ થયો અમ કામજો, તેથી અમારો કામ હવે નથી જાગતો, વળી મળમૂત્રની કુંડી કાયા છે ઉદ્દામ જો. સત્ય. ૨૬. નિરાશ થઇ રાણી નૃપ કને જઇ આળ ચઢાવ્યું મુનિ ઉપઃનિરધાર જો. તાડના પૂર્વક બંધીખાને નંખાવીયા, માસાંને રાય કરે પસ્તાવો અપારજો. સત્ય ૨૭. દોષ ખમાવી મુનિથી સમક્તિ પામીયા મુનિવર બન્ને કાળ કરી દેવ લોકજો, કસોટી બીજથી વૈર પુરવ તેણે વાળીયું, સુખદુઃખ નિમિત્ત કર્મ જાણી તજો. શોકજો. સત્ય. ૨૮. રાયને રાણી જાતિ મરણ પામિયાં અલ્પ નિદાનને દીઠો વિપાક

લબ્ધિવંત અણગાર રે; પ્ર. સત્ય પુરૂષ જેણે સુત્રને ગુંથ્યાં, ચૌનાણી ગણધાર રે. પ્રા. ચિ. ૧૮. કેવળજ્ઞાની આઠમે બોલે, નવમે કેવળ દર્શનની આણ રે; પ્ર ચૌદેરાજ રહ્યા છે દેખી, સર્વે વાતોના જાણ રે. પ્રા. ચિ. ૧૯. લોકમાંહી ઉદ્યોતજ કીધો, કેવળી હુવા ચોવીસ રે, પ્રા. તીરથ થાપ્યાં, કર્મને કાપ્યાં જગતારણ જગદીશ રે. ચિ. ૨૦ જઘન્ય તીર્થંકર વીશ બિરાજે; ઉત્કૃષ્ટા સયને સાઠ રે; પ્રા. ગણધર સાધુ નમું શિર નામી, કેવળી પાટોપાટ રે પ્રા ૨૧ દશમે બોલે કેવળ મરણો, તે પહોંચે નિરવાણ રે; પ્રા. એ દશ બોલ હુવા સંપૂર્ણ શ્રી વીર વચન પ્રમાણ રે. પ્રા૦ ચિ. ૨૨. નેવું જણનાં નામજ ચાલ્યાં, કહ્યો અંતગડમાંહી અંત રે; પ્રા. કેવળ મરણણે મુકતે સિધાયા, સહુ સિદ્ધ થયા બળવંત રે પ્ર૦ ૨૩. દશા શ્રુતસ્કંધ માંહે ચાલ્યા, વળી સમવાયાંગની સાખે રે; પ્રા૦ સમાધિપચીશી હુઈ સંપૂર્ણ, ઋષિરાયચંદજી એમ ભાખે રે. પ્રા. ચિ. ૨૪ પ્રસાદ પૂજ્ય જેમલજી કેરો, કર્યો જ્ઞાનતણો અભ્યાસ રે; પ્રા. સંવત અઢારશે વર્ષ તેત્રીશે, મેહતા નગર ચોમાસ રે૦ પ્રા૦ ચિ૦ ૨૫.

## ૭૪ શ્રી હરિશ્ચંદ્ર નૃપની સજ્ઝાય

દોહરો :—શ્રી ગુરુપદ પંકજ નમી, સમરી સારદમાય સત્યવાદી હરિશ્ચંદ્રની ઉત્તમ કહું સઝાય. ઢાલ—સત્ય શિરોમણી હરિશ્ચંદ્ર પૃથ્વીપતિ, નગરી અયોધ્યા જેની સ્વર્ગ સમાનજો, સુરગુરૂ સમ વસુભૂતિ મંત્રી જેહનો, રાણી સુતારાને કુમાર દેવ સમાનજો સત્ય. ૧. અવસર જાણી સુરપતિ એક દિન ઉચ્ચરે, હરિશ્ચંદ્રના ગુણ દેવને કરે જાણજો પ્રાણ જતાં પણ સત્ય પણું છોડે નહિ, મનુષ્ય છતાં પણ કેટલાકરૂં વખાણ જો. સત્ય ૨. સ્વામી વચને શ્રદ્ધા નહિ બે દેવને. તેણે વિકુર્વ્યાં તાપસો પુરની બાહાર જો. સુવર થઈને નાશ કર્યો આશ્રમનો પોકાર કરતો ગયો તાપસ પુરમાંય જો સત્ય ૩. સાંભળી નૃપતિ ચાલ્યો તાપસ આશ્રમે, હાથમાં લઇને ખેચ્યું તાણી તીર જો. ગર્ભણી હરણીને વચમાં લાગી ગયું, હરણી મરતાં કુલપતી કુટે સીર જો. સત્ય. ૪ પશ્ચાતાપની સીમા ન રહી રાયને કુલપતિ પાસે નૃપ નમાવી કાય જો, પ્રાયશ્ચીત માટે રાજ્ય પાટ દેઉં આપને, પાપ હત્યા જે લાગેલી મુજ જાયજો સત્ય. ૫ ઉપર લાખ સોનૈયા આપુ તુજને પુત્રીને પોષેલી મૃગલી જેણે દિવસને રાત જો; કુલપતિ કહે હું રાજા આજથી પુરનો લાખ સોનૈયા દ્યો વેચી તુમ જાત જો સત્ય. ૬ રાજ્યને તજતાં આડો મંત્રી આવીઓ ત્યારે તાપસે કીધો મંત્રી કીર જો કપિંજલ અંગ રક્ષક વચમાં બોલીઓ તેને પણ કીધો જંબુક છાંટી નીર જો. સત્ય. ૭. કસોટી કીધી દેવે રાજ્ય તજાવીયું, તો પણ સત્યમાં અડગ રહ્યા છો ભુપજો, કાશી નગરીમાં જઇ ચૌટામાં રહી વેચાણ માટે ત્રણે ઉભા ચુપજો. સત્ય. ૮. વેચાણ લીધી રાણીને એક બ્રાહ્મણે, કુમારને પણ વેચ્યો બ્રાહ્મણ ઘેરજો, પોતે પણ વેચાણો ભંગીના ઘરે, કર્મ રાજાએ કીધો કાળો કેરજો. સત્ય ૯. જળ વહન કર્યું બાર વરસ લગે નીચનું, નોકર થઇને વર્ત્યો ચંડાળ ઘેરજો. દુઃખ સહન કરવામાં મણા રાખી નહિ, તો પણ કર્મે જરા ન કીધી મહુરજો. સત્ય ૧૦. રાક્ષસીરૂપ કરાવી કીધી વિટંબના, તારામતિને ભરી સભાની માંયજો, નાગ ડસાવી મરણ કર્યો

## ૭૬ અથ કર્મ પચ્ચીસીની સજ્ઝાય.

દેવ-દાનવ-તીર્થંકર ગણધર, હરિહર નર વર સબળા; કર્મ સંયોગે સુખ-દુખ પામ્યા, સબસેં હુઆ મહા નબળારે, પ્રાણી કર્મ સમો નહિ કોય, કીધાં કર્મ વિના ભોગવીયાં, છુટકબારો ન હોયરે પ્રાણી. એ આંકણી. ૧. આદીશ્વરને અંતરાય વિટંબ્યો, વર્ષ દિવસ રહ્યા ભુખે; વીરને બાર વરસ દુઃખ દીધું, ઉપન્યા બ્રાહ્મણી કુખેરે પ્રાણી. ૨. સાઠ સહસ સુત એક દિન મૂઆ, સામંત શુરા જેસા; સગર હુઓ મહા પુત્રે દુઃખીયો કર્મ તણા ફળ એ સારે, પ્રાણી ૩. બત્રીશ સહસ દેશનો સાહેબ, ચક્રી સનત-કુમાર; સોલ રોગ શરીરે ઉપન્યા, કર્મે કિયા તસ ખુવારરે, પ્રાણી ૪. સુભૂમ નામે આઠમો ચક્રી, કર્મે સાયર નાંખ્યો; સોલ સહસ યક્ષે ઉભાં દીઠો, પણ કિણહી નવિ રાખ્યો રે. પ્રાણી. ૫. બ્રહ્મદત્ત નામે બારમો ચક્રી, કર્મે કીધોરે અંધો; એમ જાણી પ્રાણી વિણુ કામે, કોઇ કર્મ મત બાંધોરે પ્રાણી. ૬. વીસ ભુજા દશ મસ્તક હુતા લક્ષ્મણે રાવણ માર્યો; એકલડે જગ સહુને જીત્યો, કર્મથી તે પણ હાર્યોરે પ્રાણી. ૭. લક્ષ્મણ-રામ મહા બલવંતા, વળી સત્યવંતી સીતા, બાર વરસ લગે વનમાંહે ભમીયા, વિતક તસ બહુ વિત્યારે પ્રાણી ૮. છપ્પન ક્રોડ જાદવનો સાહેબ કૃષ્ણ મહા બલી જાણી; અટવી માંહિ એકલડો મૂઓ, વલવલતો વિણુ પાણી રે. પ્રાણી. ૯. પાંચ પાંડવ મહા જુઆરા, હારી દ્રૌપદી નારી; બાર વરસ લગે વનદુઃખ દીઠાં, ભમીયા જેમ ભિખારી પ્રાણી. ૧૦. સતીઅ શિરોમણી દ્રૌપદી કહીયે, પાંચ પુરૂષની નાર; સુકુમાલિકા ભવે બાંધ્યું નિયાણું પામી પાંચ ભરતારરે. પ્રાણી. ૧૧. કર્મે હલકો કીધો હરિશ્ચંદ્રને, વેચી તારા રાણી; બાર વરસ લગે માથે આણ્યું, ડુંબ તણે ઘેર પાણી રે પ્રાણી. ૧૨. દધિ-વાહન રાજાની બેટી, ચાવી ચંદનબાળા; ચૌપદની પરે ચૌટે વેચાણી, કર્મ તણા એ ચાળા રે. પ્રાણી. ૧૩. સમકિતધારી શ્રેણિક રાજા, બેટે બાંધ્યો મુસકે; ધર્મી નરપતિ કર્મે દબાણા, કર્મથી જોર ન કિસકારે. પ્રાણી. ૧૪. ઇશ્વરદેવ અને પાર્વતી રાણી કરતા પુરુષ કહેવાય; અહોનિશ સ્મશાન માંહે વાસો, ભિક્ષાભોજન ખાયરે, પ્રાણી. ૧૫. સહસ કિરણ સૂરજ પ્રતાપી, રાત-દિવસ રહે ભમતો; સોળ કળા શશીહર જગ ચાવો, દિન દિન જાયે ઘટતોરે. પ્રાણી. ૧૬. નળરાજા પણ જુગટે રમતાં અરથ ગરથ રાજ્ય હાર્યો બાર વરસ લગે વનદુઃખ દીઠાં, તેને પણ કર્મે ભમાડયો રે. પ્રાણી ૧૭. સુદર્શ-નને શુળીએ દીધો, મુજરાજે માંગી ભીખ તમસ ગુફા મુખ કોણિક બળીયો, માની ન કોઇની શિખ રે, પ્રાણી ૧૮ ગજ સુકુમાર શીર સગડી મૂકી, સોમીલે, બાળ્યું શિશ; મેતારાજ વાધરે વિંટાણા, ક્ષણ ન આણી રીસરે. પ્રાણી. ૧૯. પાંચસેં સાધુ ઘાણીમાં પીલ્યા. રોશ ન આણ્યો લગાર; પૂર્વકર્મે ઢંઢણ ઋષિને, ષટમાસ ન મળ્યો આહારરે. પ્રાણી ૨૦. ચૌદ પૂર્વધર કર્મ તણે વશ, પડયા નિગોદ મઝાર; આર્દ્રકુમાર અને નંદિષેણે, ફરી વાસ્યો ઘરવાસરે. પ્રાણી. ૨૧. કળાવતીના કર છેદાણા, સુભદ્રા પામી કલંક; મહાબળ મુનિનું ગાત્ર પ્રજાળ્યું; કર્મ તણાં એ વંકરે. પ્રાણી. ૨૨. દ્રૌપદી હેતે પદ્મનાભનું, ફેડયું કૃષ્ણે ઠામ; વીરના કાને ખીલા ઠોકાણા, પગે રાંધી ખીર તામરે. પ્રાણી.

મહાન જો જગતની વિચિત્રતા સર્વે અનુભવી કર્મબંધનના છોડ્યાં સકળ નિદાન જો. સત્ય ૨૯. સાકેતપુરનું રાજ્ય દઇ રોહિતાશ્વને દિક્ષા લીધી સોળમા જિનવર પાસ જો કેવળ પામી શિવપુરમાં સીધાવીયા, નીતિ ઉદયનો કરજો શિવપુર વાસ જો સત્ય. ૩૦.

## ૭૫ શ્રી સુબાહુકુમારની સજ્ઝાય

હવે સુબાહુકુમાર એમ વિનવે, અમે લેઈશું સંજમભાર; માડી મારીરે, મે' વીર પ્રભુની વાણી સાંભળી; તેથી જાણ્યો અથીર સંસાર. માડીરે, હવેરે નહિ રાચું રે સંસારમાં. ૧. અરે જાયા, તુજ વિના સુના મંદિર માળીયાં; તુજ વિના સુનારે સંસાર, જાયારે મોરારે કાંઇ માણેક-મોતી-મુદ્રિકા, કાંઈ ઋદ્ધિ તણો નહિ પાર; જાયા રે મોરારે, તુજ વિના ઘડી એક ન નિસરે. ૨. અરે માડી તન ધન-જોબન કારમું, કારમો કુટુંબ પરિવાર; માડીરે, કારમા સગપણમાં રહે, એ તો જાણ્યો અથિર સંસાર. માડી મોરીરે. ૩. અરે જાયા, સંયમ પંથ ઘણો આકરો; જાયા વ્રત છે ખાંડાની ધાર, જાયા મોરારે, બાવીશ પરિષહ જીતવા, રહેવું છે વનવાસ. જાયારે મોરારે, તુજ. ૪ અરે માજી, વનમાં રહે છે મૃગલાં; તેની કોણ કરેરે સંભાળ, માડીરે મોરીરે વનમૃગલાં પેરે ચાલશું; એમ એકલડા નીરધાર. માડીરે મોરીરે, હવે. ૫. હાં રે માજી નરકનિગોદમાં હું ભમ્યો અનંતી અનંતી વાર; માડીરે મોરીરે છેદન-ભેદન મે' ત્યાં સહ્યાં, તે કહેતાં નાવે પાર. માડીરે મોરીરે. હવે. ૬. અરે જાયા તુજને પરણાવી પાંચસે નારીઓ, રૂપે અપસરા સમાન; જાયારે મોરારે ઉંચા કુલમાં ઉપની રહેવા પાંચસેં મહેલ, જાયારે મોરારે, તુજ. ૭. હાં રે માંડીરે ઘરમાં જો એક નીકળી નાગણી, સુખે નિંદ્રા ન લગાર; માડીરે મોરીરે. પાંચસેં નાગણીઓમાં કેમ રહું, મારૂં મન આકુલ-વ્યાકુલ થાય. માડીરે મોરીરે, હવે. ૮. હાંરે જાયા આટલા દિવસ હું તો જાણતી, રમાડીશ વહુનારે બાળ; જાયારે મોરારે, દેવ અટારો હવે આવીયો તું તો લે છે સંજમ ભાર. જાયારે મોરારે, તુજ. ૯. હાંરે માજી મુસાફર આવ્યો કોઈ પરૂણલો, ફરી ભેગો થાય ન થાય; માડીરે મોરીરે. એમ મનુષ્ય-ભવ પામવો દોહિલો, ધર્મ વિના દુર્ગતિ જાય. માડીરે મોરીરે. હવે ૧૦. હવે પાંચસે વહુરો એમ વિનવે, તેમાં વડેરી કરેરે જવાબ; વ્હાલમ મોરારે, તુમ તો સંજમ લેવા સંચર્યા, સ્વામી અમને કોનો છે આધાર; વ્હાલમ મોરારે વ્હાલમ વિના કેમ રહી શકું. ૧૧. હાંરે માત-પિતા-ભાઈ-બેનડી, નારી-કુટુંબ ને પરિવાર; માજી મોરીરે અંત વેલાએ સહુ અળગા રહે, એક જિનધર્મ તરણ તારણહાર. માડી મોરી રે, હવે. ૧૨. હાંરે માજી કાચી કાયા તે કારમી, ચડી પડી વિણસી જાય; માડીરે મોરીરે, જીવડો જાય ને કાયા પડી રહેશે. મુવા પછી કરે બાળી રાખ, માડીરે મોરીરે, હવે. ૧૩. હવે માતા ધારણી એમ ચિંતવે, આ પુત્ર નહિ રહેરે સંસાર, ભવિક જનોરે, એક દિવસ રાજ્ય ભોગવ્યું, લીધો સંજમ શ્રી મહાવીરસ્વામીની પાસ. ભવિક જનોરે, સોભાગી કુંવરે સંજમ આદર્યું ૧૪. હાંરે માડી તપજપ કરી કાયા શોષવી, આરાધી ગયા દેવ-લોક; ભવિક જનોરે, પંદર ભવ પૂરાં કરી; જાશે મહાવિદેહ ક્ષેત્ર મોઝાર. ભવિક જનોરે સોભાગ્યવિજય ગુરુ એમ કહે. ૧૫.

## ૭૮ શ્રી ખડક કુમારની સજ્ઝાય

અવંતી તે નગરી સોહામણીરે, રાજા કેતુરે રાય, વન ગયા મુનિ વાંદવાજીરે, મન વસીઉં વૈરાગ, મુનીશ્વર જુઓ ભગવંતનારે કેણ. ૧. ઘરે આવીને કહ્યું માતનેરે, અમે લઇશું સંજમભાર મારો તે કુંવર નાનડોરે, એ અણુ ઘટતું થાય. મુનિશ્વર ૨. વાઘણ સિંહ વાદર વસેરે, ખડક કુંવર કેમ જાય પાંચશો જન આગળ કર્યારે, મુકયા કુંવરની પાસ. મુનિશ્વર. ૩. સાવત્થી નગરીમાં આવીયાજી, શ્રાવક હરખ અપાર. આ નગરી બનેવી તણીરે, તીહાં આહાર અપાર. મુનિશ્વર. ૪. જન સઘળા જમવા ગયારે, મેલ્યા એકીલા અણગાર. આહાર લેવા મુનિ ઉઠીયારે, સાવત્થી નગરી મોઝાર. મુનિશ્વર. ૫. આવ્યો તે મારો બંધવોરે, નયણે વછુટયારે નીર રાણી તે દેખી હરખતીરે, રાજા કોપ્યો અધીર. મુનિશ્વર. ૬. રાજાએ સેવક બોલાવીયારે સાધુને દ્યો પરિહાર. સેવક જઈ મુનિને મલ્યારે, વચને ઝાલ્યો હાથ. મુનિશ્વર. ૭ મસાણ ભૂમિમાં લઇ ગયા રે. કંપ્યા નહિ લગીર. ત્વચા ઉતારી જીવતાં રે, પછી જાણ્યો એ રાણીનો વીર. મુનિશ્વર. ૮. જન જમીને ત્યાં આવીયા રે. શોધવા લાગ્યારે ભાય. તે નજરે પડતા નથી રે, હઈડા ફાટી જાય. મુનિશ્વર. ૯. રાજાએ જનને બોલાવીયારે, નુપતિ પૂછે રે વાત. કઇ નગરીના કોણ હતા રે. કઇ તેઓની જાત. મુનિશ્વર. ૧૦. અવંતી નગરી સોહામણી રે; સ્વામી કેતુરાય, ખડગ કુંવરે દીક્ષા લીધી રે, હતા અમારી પાસ. મુનીશ્વર. ૧૧. આહા અનર્થ મેં કર્યો રે, હણુતા ન કર્યો વીચાર. અણુવીચાર્યું મેં કર્યું રે હણીયો નાનો બાળ. મુનિશ્વર. ૧૨. રાણીએ સંજમ આદર્યો રે; રાજાને જંપ ન થાય; ઘેર જવું ઘટતું નથી રે, લીયે તે સંજમ ભાર, મુનિશ્વર. ૧૩. રાજા રાણી યે સંજમ આદર્યો રે. ઉતાર્યો મોહ જંજાળ, તપ કરતા અતિ આકરારે, કરતા ઉગ્ર વિહાર મુનિશ્વર. ૧૪. સુભટ પાંચસો ભેગા થઇને, કર્યો એક વીચાર; ઘેર જવું જુગતું નથી રે, સંજમ લીયે સુખકાર, મુનિશ્વર. ૧૫. પંચ સમિતિ ત્રણ ગુપ્તિજીરે. પાળે પંચાચાર. કર્મ ખપાવી થયા કેવલીરે પોચ્યા મુક્તિ મોઝાર. મુનિશ્વર. ૧૬. શ્રીહીર વિજયની વિનતીરે, લબ્ધ વિજયનીરે જોડ, સજ્ઝાય સાંભળતા થકાં રે, સહેજે કર્મોને ત્રોડ, મુનિશ્વર. ૧૭.

## ૭૯ દેવલોકની સજ્ઝાય

સુધરમાં દેવલોકમાં રે વૈમાન બત્રીશ લાખ, કેઇ ભોળા શંકા કરેરે એતો સૂત્ર ભગવતિની શાખરે, પુણ્યનાં ફળ જોજ્યો. ૧. સુધારમાં દેવલોકમાં રે પાંચશે જોજન મેહેલ, સત્તાવીશે જોજન ભુંઇતળારે ભાઇ, એ સુખ તો નહિ સેહેલરે. પુ૦ ૨. વેગ ગતિ ચાલે દેવતારે લાખ જોજન કરે દેહ એકેકા વિમાનનોરે ભાઈ, નાવે છઠે મહિને છેહરે. પુ૦ ૩. હાવ ભાવ કરતી થકી રે, દેવીઓ આવે હજુર, આ ઠામે આવી ઉપન્યા, સ્વામિ શાં કીધાં પુણ્ય પૂરરે. પુ૦ ૪. નામ બતાવો ગુણ તણોરે, નિર્લોભી રુષિરાય, ભવસાગરમાં બુડતાંરે તુમ હાથ લિયો સંભાયરે. પુ૦ ૫. નિર્લોભી નિર્લાલચીરે, માગી બદામ ન એક, દુર્ગતિ પડતાં રાખીયોરે, મને મોકલીયો દેવલોકરે. પુ૦ ૬. દેવ પ્રત્યે દેવિયો કહેરે, સુણો વલ્લભ મોરા નાથ, નાટક જુઓ એક અમતણું રે, પછી જઈ કહેજો સગાંને

૨૩. કર્મથી નાઠા જાય પાતાળે, પેસે અગ્નિ મઝાર, મેરુશિખર ઉપર ચઢે પણ કર્મ ન મૂકે લગાર રે પ્રાણી ૨૪. એવાં કર્મ જીત્યાં નર–નારી, પહોંચ્યા શિવ ઠાય; પ્રભાતે ઉઠી નિત નિત વંદો, ભક્તિએ તેહના પાયરે. પ્રાણી. ૨૫. એમ અનેક નર ખંડ્યા કર્મે ભલ ભલેરા જેસા, ઋદ્ધિહર્ષ કરજોડી કહે, નમો નમો કર્મરાજ એસારે પ્રાણી. ૨૬.

## ૭૭ શ્રી થાવચ્ચાકુમારની સજ્ઝાય

શ્રી આદીશ્વરનેરે પાય પ્રણમી કરી, વલી નમી નિજ ગુરુ પાયોજી; થાવચ્ચાનો રે નંદન ગાઈએ, નામે નવનિધિ થાયેજી. ૧. ભાવે વંદે રે થાવચ્ચા મુનિ. નેમી જીનેશ્વર શિષ્યોજી, શ્રી શેત્રુંજા ઉપર સિદ્ધ થયા; હું પ્રણમું નિશદિશોજી. ભા ૨. દ્વારિકા નગરી રે કૃષ્ણ નરેશ્વરૂ, થાવચ્ચો ધનવંતોજી; બહુ ધન ખર્ચી રે સુત પરણાવીયો, નારી બત્રીશ ગુણવંતજી. ભા. ૩ ગઢ ગિરનારની પાસે જાણીએ, નંદનવન અભિરામોજી; બહુ પરિવારેરે નેમિ સમોસર્યા, હરિ મન હરખ્યા તામજી. ભા. ૪. વંદન આવે રે સબલ આડંબરે, જાદવનો પરિવારોજી, કુમાર થાવચ્ચોરે તિહાં વલી આવીયો સુરનરનો નહિ પારોજી. ભા. ૫ વાણી સુણીનેરે મન વૈરાગીયો, થાવચ્ચો નિજ ગેહેજી; તિહાંથી આવીરે માયને પાય પડયો, માત સુણો સસનેહોજી. ભા. ૬. એ સંસાર અસાર તે જાણીએ, અનુમતિ દ્યો મોરી માતજી, જિમ હું સંયમમાર્ગ આચરૂં, ક્ષણ લાખેણી જાયેજી. ભા. ૭. વચણ સુણીને હૈડે ડહડહી, આંસુડાં ઉભરાયોજી; સંજમમાર્ગ બેટા દોહિલો, તું છે કુમળી કાયોજી. ભા. ૮. ધન–કણ–કંચન માલ અછે ઘણો, વળી બત્રીશ વહુનારોજી; ભોગ સંયોગ વચ્છ તુમે ભોગવો, પછી તજો સંસારોજી. ભા. ૯. થાવચ્ચો કહે સુણો મોરી માવડી, વચન કહું વિશાલોજી; તન ધન જોબન એ કારમું, જાણો સુપન જંજાલોજી. ભા. ૧૦. જીજી કરતો રે દિનકર આથમે, કિમ ખમશો ટુંકારોજી; ખીણ ખીણ ભોજન કુણ એ પૂછશે, અરસ નિરસ વળી આહારોજી. ભા. ૧૧. જંગલ માંહિરે સુણ મોરી માવડી, ભુખ તરસ સહે અપારોજી; પાણી ભોજન કહો એ કુણ કરે, વનવગડાની સારોજી. ભા. ૧૨. નારી બત્રીસેરે વળી વળી વિનવે, અલવેસર અવધારોજી; અવગુણ અમનેરે કુણ કહે વ્હાલમા, કાં મેલો નિરધારોજી. ભા. ૧૩. પહોંચે સ્વારથ જ્યાં લગે જેહનો, કુણ નારી કુણ માતોજી; સ્વારથ વિણસે રે કો કેહનો, નહિ માનો માનુની વાતોજી. ભા. ૧૪. જબ લગે જીવું રે સુણ મોરા નાનડા, મ કરીશ વ્રતની વાતોજી, વલતું સંજમ તુજને જો રુચે, તો લેજે ભલી ભાતોજી. ભા ૧૫. પહેલાં પૂંઠેરે ખબર ન કો પડે, તું છે ભોલી માતાજી; ડાભ અણી જલ ચંચલ આવખું, ખીણમેં વિણસી જાએજી. ભા. ૧૬. લેઈ અનુમતિ રે કુમર હજાર શું નેમિ જિનેશ્વર શિષ્યોજી; સંજમ પાળીરે તન મન વશ કરી, છોડી તન ધન સારોજી. ભા. ૧૭. પાળે સંજમ સાધુક્રિયા કરી, ભણીયા અંગ અગીયારોજી; અવસર જાણીરે અણસણ આદરે, સાથે સાધુ હજારજી. ભા. ૧૮. શ્રી શેત્રુંજારે ઉપર સિદ્ધ થયા, મુકતે ગયા દુઃખ છોડી જી; વિબુદ્ધ શિરોમણિ દીપવિજય તણો, ધીર નમે કરજોડી જી. ભા. ૧૯.

જયવિજય ગુરૂ શિષ્ય, તસ હર્ષ નમે નિશદિન હો; સુ. મેરૂવિજય એમ બોલે, એહવા ગુરૂની કોણ તોલે હો. સુ. ૬.

## ૮૧ શ્રી સનત્કુમાર ચક્રવર્તિની સજ્ઝાય

સરસતી સરસ વચન માગું, તોરે પાયે લાગું; સનત કુમાર ચક્રી ગુણ ગાઉં, જિમ હું નિર્મળ થાઉં. રંગીલા રાણા રહો, જીવન રહો રહો; મેરે સનત્કુમાર વિનવે સવિ પરિવાર. ૧. રુપ અનુપમ ઇન્દ્રે વખાણ્યું, સુર બે જાણી સુણી ઇમ માયા બ્રાહ્મણ રૂપ કરી દોય આયા, ફરી ફરી નિરખત કાયા. ૨. જી. મે. ૨. જેહવો વખાણ્યો તેહવો દીઠો, રૂપ અનુરૂપ ભારી; સ્તવના સાંભળી મનમાં હરખ્યો, આણ્યો ગર્વ અપારી. રં. જી. મે. ૩ અબ શું નિરખો લાલ રંગીલે, ખેળ ભરી મુજ કાયા, નહિ ધોઇ જબ છત્ર ધરાવું, તબ જોજ્યો મોરી કાયા. રં. જી મે. ૪. મુગટ–કુંડલ હાર મોતીના, કરી શણગાર બનાયા; છત્ર ધરાવી સિંહાસન બેઠા, તબ ફરી બ્રાહ્મણ આયા. રં. જી, મે, ૫. દેખી રૂપ પલટાણું સુણ હો ચક્રી રાયા; સોળ રોગ તેરી દેહમાં ઉપન્યા, ગર્વ મ કર (કાચી) કૂડી કાયા; રં, જી, મે. ૬. કગાકળીયો ઘણું ચક્રી મનમાં સાંભળી દેવની વાણી; તુરત તંબોળ નાંખીને જોવે; રંગભરી કાયા પલટાણી. રં, જી. મે, ૭. ગઢ મઢ મન્દિર માળિયાં મેલ્યાં મેલી તે સવિ ઠકુરાઇ નવાનિધિ ચૌદ રતન સવિ મેલ્યાં; મેલી તે સયળ સજાઈ ૨૦ જી૦ મે૦ ૮. હય ગય રથ અંતે ઉર મેલી, મેલી તે મમતા માયા એકલડા સંયમ લઈ વિચરે કેડ ન મેલે રાણા રાયા. રં૦ જી૦ મે૦ ૯ પાયે ઘુઘરી ઘમઘમ વાજે, ઠમઠમ કરતી આવે દશ આંગુળિયે બે કર જોડી વીનતી ઘણીય કરાવે રં૦ જી૦ મે૦ ૧૦. તુમ પાખે મોરૂં હિલડું દાઝે, દિન કેહી પેરે જાશે એક લાખને બાણું સહસ, નયણે કરી નિરખીજે રં૦ જી૦ મે૦ ૧૧. માતા પિતા હેતે કરી ઝુરે, અંતે ઉર સવિ રોવે એકવાર સન્મુખ જુઓ ચક્રી, સનંતકુમાર નવિ જોવે રં૦ જી૦ મે૦ ૧૨. ચામર ધરાવો છત્ર ધરાવો, રાજ્યમેં પ્રતપો રૂડા, છ ખંડ પૃથ્વી આણ મનાવો, તે કિમ જાણ્યા કુડાં રં૦ જી૦ મે૦ ૧૩. છત્રધરે શિર ચામર ઢાળે, રાજન પ્રતાપો રૂડે, છ ખંડે પૃથ્વી રાજ્ય ભોગવો, છમાસ લગે ફરે કેડે રં૦ જી૦ મે૦ ૧૪ તવ ફરી દેવ છળવા કારણ વૈદ્ય રુપ લહી આવે તપ શક્તિયે કરી લબ્ધિ ઉપની, શુ કે કરી રોગ સમાવે રં૦ જી૦ મે૦ ૧૫. બે લાખ વરસ મંડળીક ચક્રી, લાખ વરસની દીક્ષા. પંદરમાં જિનવરને વારે, નરદેવ કરે જીવરક્ષા રં૦ જી૦ મે૦ ૧૬. શ્રી વિજયસેન સુરીશ્વર વાણી તપગચ્છ રાજે જાણી, વિનયકુશળ પંડિત વર ખાણી, તસ ચરણે ચિત્ત આણી રં૦ જી૦ ૧૭, સાતસેં વરશે રોગ સમાયો, કંચન સરખી કાયા, શાંતિ કુશળમુનિ એમ પજંપે, દેવ લોક ત્રીજા પાયા રં૦ જી૦ મે૦ ૧૮. ઇતિ.

## ૮૨ શ્રી ઇષુકાર કમલાવતીની સજ્ઝાય

મહેલે તે બેઠાં રાણ કમળાવતી, ઉડે છે ઝેણુરી ખેહ સાંભળ હો દાસી. જોઇને તમાસો ઇષુકાર નગરીનો, મનમાં તે ઉપન્યો સંદેહ. સાંભળ હો દાસી, આજ રે નગરીમાં ખેપટ અતી ઘણી. ૧. કાંતો દાસી પ્રધાનનો દંડ લીયો કાં લુટયાં રાજાએ

વાતરે. પુ૦ ૭. એક નાટક કરતાં થકાંરે, ગયાં વર્ષ હોય હજાર, દેવતા મનમાં ચિંતવેરે, હવે કરવો કવણ વિચારરે. પુ૦ ૮. સઘલો કુટુંબ પુરો થયો રે, હવે કહેશું કેહને જાય, દુર્ગંધ ઉઠે મનુષ્ય લોકનીરે, હવે જાય અમારી બલાયરે. પુ૦ ૯ ઉદયરત્ન વાચક કહેરે, દેવલોકની સજ્ઝાય, ભણે ગણેને સાંભળે, તેનાં પાતક દુર પલાયરે. પુ૦ ૧૦.

## ૮૦ અથ શ્રી નંદિષેણુમુનિનું ત્રિઢાલીયું

**ઢાલ પહેલી :**–રાજગૃહી નગરીનો વાસી, શ્રેણિક સુત સુવિલાસી હો; મુનિવર વૈરાગી નંદિષણ દેશના સુણી ભીનો, ના ના કહેતા વ્રત લીનો હો. મુ. ૧. ચારિત્ર નિત્ય ચોકખું પાળે, સંયમ રમણીશુ મ્હાલે હો; મુ એક દિન જિન પાયે લાગી, ગોચરીની અનુમતિ માગી હો. મુ. ૨. પાંગરીયો મુનિ વહોરવા ક્ષુધાવેદની કર્મ હરવા હો, મુ. ઉંચનીચ મધ્યમ કુળ મ્હોટા, અટતો સંયમ–રસ લોટા હો. મુ ૩ એક ઉંચુ ધવળ ઘર દેખી, મુનિવર પેઠો શુદ્ધ ગવેખી હો. મુ. તિહાં જઈ દીધો ધર્મલાભ, વેશ્યા કહે ઇહાં અર્થલાભ હો. મુ. ૪. મુનિ મન અભિમાનજ આણી, ખડ કરી નાંખ્યો તરણું તાણી હો; મુ. સોવન વૃષ્ટિ હુઇ બાર કોડી, વેશ્યા વનિતા કહે કરજોડી હો. મુ. ૫.

**ઢાલ બીજી :**–થેં તો ઉભા રહીને અરજ અમારી સાંભળો સાધુજી, થેં તો મ્હોટા કુળના જાણી મૂકી દ્યો આમળો સાધુજી; થેં તો લેઇ જાઓ સોવન કોડી આઠાં ઉટે ભરી સાધુજી, નહિ આવે અમારે કામ અહો પાછા ફરી સાધુજી ૧ થારાં ઉજ્વલ દેખી વસ્ત્ર મોહે મન માહરું સાધુજી, થારો સુરપતિથી પણ રુપ અધિક છે વાહરૂ સાધુજી; થારાં મૃગસમ સુન્દર નેત્રદેખી હર્ષ લાગણો સાધુજી, થારો નવલો જોબન વેષ વિરહ દુઃખ ભાંજણો સાધુજી; ૨, એ તો જંત્ર-જડિત કપાટ કુંચી મેં કર ગૃહી સાધુજી; મુની વળવા લાગ્યો જામ કે આડી ઉભી રહી સાધુજી; મેં તો ઓછી સ્ત્રીની જાતિ મતિ કહી પાછળે સાધુજી; થે તો સુગુણ ચતુરસુજાણ વિચારો આગળે સાધુજી. ૩. થે તો ભોગ પુરન્દર હું પણ સુંદરી સારી સાધુજી, થેં તો પેરો નવલા વેશ ઘરાણાં જરતારી સાધુજી. મણિ મુક્તાફળ મુગટ બીરાજે હેમના સાધુજી અમે સજીએ સોળ સણુગાર કે પિયૂ રસ અંગના સાધુજી ૪. જે હોય ચતુર સુજાણ તે કદીય ન ચૂકશો સાધુજી, એહવો અવસર સાહિબ કદિય ન આવશે સાધુજી એમ ચિંત ચિંતે મોઝાર કે નન્દીષેણ વાહલો સાધુજી; રહેવા ગણકાને ધામ કે થઈને નાહલો સાધુજી ૫.

**ઢાળ ત્રીજી :**–ભોગ કરમ ઉદય તસ આવ્યો, શાસન દેવીએ સંભળાવ્યો હો; મુનિવર વૈરાગી, રહ્યા બાર વર્ષ તસ આવાસે, વેશ મેલ્યો એકણુ પાસે હો. મુ. ૧. દશેનર દિન પ્રતે પ્રતિબુઝે, દિન એક મૂરખ નાંહ બુઝે હો; મુ બુઝવતાં હુઈ બહુ વેળા ભોજનની થઈ અવેળા. હો. મુ. ૨ કહે વેશ્યા ઉઠો સ્વામી, એ દશમો ન બુઝે કામી હો. મુ. વેશ્યા વનિતા કહે ધસમસતી, આજે દશમા તુમે હીજ હસતી હો. મુ. ૩. એહ વયણ સુણીને ચાલ્યો, ફરી સંયમ શું મન વાળ્યો; મુ ફરી સંયમ લીધો ઉલ્લાસે, વેશ લઈ ગયો જિન પાસે હો. મુ ૪ તપ જપ સંયમ કીરિયા સાધી, ઘણા જીવને હી પ્રતિબોધી હો; મુ. ચારિત્ર નિત્ય ચોકખું પાળી, દેવલોકે ગયો દેઇ તાળી હો; મુ. ૫.

મત આદરો. ૧૭. એવા વયણુ સમજાવતાં, રાણી વૈરાગ્યનાં આય સાંભળ હો રાજા સંયમ લેવાને ઉતાવળી, આકૂળ વ્યાકૂળ થાય. સાંભળ હો રાજા આજ્ઞા આપો સંયમ આદરું. ૧૮. હાથી રે જિમ બંધન તજે, તિમ તજુ' કુટુંબ પરિવાર સાંભળ હો રાજા જો અનુમતી દ્યો રાજવી ઢીલ ન ક્ષણુ લગાર. સાંભળ હો રાજા, આજ્ઞા આપો તો સંયમ આદરું. ૧૯. રત્નજડીત રાય તારું પોંજરું, માંહી સૂહલો મને જાણુ સાંભળ હો રાજા. હું રે બેઠી તીમ ત્હારા રાજમાં રહેતાં ન પામું કલ્યાણુ, સાંભળ હો રાજા, આજ્ઞા આપો તો સંયમ આદરું ૨૦. મેળવ્યું ધન રહેશે ઇહા, થોડું પણુ આવે ન સાથ. સાંભળ હો રાજા. આગળ જોશો તો પાધરૂં, સંબળ લેજો રે સાથ. સાંભળ હો રાજા, આજ્ઞા આપો તો સંયમ આદરૂં. ૨૧. રાણીનાં વયણુ સુણી કરી, બુઝયા કંઈ ઇષુકાર. સાંભળી એક ચિતે. તન ધન જોબન જાણ્યાં કારમાં જાણ્યો સંસાર અસાર. સાંભળી૦ છએ જીવે તે સંયમ આદર્યો. ૨૨. ભૃગુ પુરોહિત જસા ભારજા, વળી તેહનાં દોય કુમાર. સાંભળો એક ચિંતે. રાજા સહિત રાણી કમળાવતી. લીધો કાંઈ સંયમ ભાર સાંભળો એક ચિતે, છએ જીવે સંયમ આદર્યો. ૨૩. તપ જપ કરી સંયમ પાળતા, કરતા કાંઇ ઉગ્ર વિહાર, સાંભળો એક ચિતે કર્મ ખપાવી કેવળ પામીયા, પહોત્યા કાંઇ મુગતિ મોઝાર, સાંભળો એક ચિતે, છએ જીવે તે સંયમ આદર્યો. ૨૪ ઇતિ.

## ૮૩ શ્રી ગજસુકુમારનું દ્વીઢાળીયુ સજ્ઝાય

ઢાલ ૧ લી:–સરસતિ સમરૂં શારદારે, પભણું સુગુરૂ પસાય ગજસુકુમાળ ગુણે ભર્યા રે. ઉલટ અંગ સવાય, મોરા જીવન, ધર્મ હૈયામાં ધાર. ૧. એ આંકણી. દ્વીપે નગરી દ્વારિકા રે, વસુદેવ નરપતિ ચંદ. શ્રી કૃષ્ણુ રાજ્ય કરે તિહાં રે પ્રગટ્યો પૂનમચંદ. મો૦ ૨. ન્યાયવંત નગરી ધણી રે, બળીયો બળભદ્ર વીર, કોઇ કળા ગુણે કરી રે; આપે અતિ મન ધીર, મો૦ ૩. સ્વામી નેમિ સમોસર્યા રે, સહસા વન મોઝાર. બહુ પરિવારે પરવર્યા રે, ગુણુ મણિના ભંડાર મો૦ ૪. વંદન આવ્યા વિવેકથી રે, કૃષ્ણાદિક નર નાર, વાણી સુણાવે નેમિજી રે, બેઠી પર્ષદા બાર. મો૦ ૫. ગજસુકુમાળ ગુણે ભર્યા રે, આવ્યા વંદન એહ. વિનય કરીને વાંદીયા રે, ત્રિકરણુ કરીને તેહ. મો૦ ૬. દે દેશના પ્રભુ નેમિ જીરે, આ છે અથિર સંસાર એક ઘડીમાં ઉઠ ચલે રે, કોઈ નહીં રાખણુહાર. મો૦ ૭. વિધ વિધ કરીને વીનવું રે, સાંભળો સહુ નર નાર અંતે કોઈ કેહનું નહિંરે આખર ધર્મ આધાર મો૦ ૮. સ્વામીની વાણી સાંભળી રે, ગજસુકુમાળ ગુણવંત. વૈરાગ્યે મન વાળીયું રે, આણુવા ભવનો અંત, મો૦ ૯. આવ્યા ઘેર ઉતાવળા રે ન કર્યો વિલંબ લગાર. માતા મુજ અનુમતિ દિયો રે, લેશું સંયમ ભાર. મો૦. ૧૦.

ઢાળ ૨ જી:–કહે માતા કુમારને રે લાલ, સાંભળો ગજસુકુમારરે. પ્રવીણુ પુત્ર. દીક્ષા દુક્કર પાળવી રે લાલ. તું છે ન્હાનો બાળ રે. પ્ર૦. અનુમતિ હું આપું નહિ રે લાલ. ૧. સાંભળો સુત સુખ ભોગવો રે લાલ, ધુણિ મણિ માણેક ભંડાર રે. પ્ર૦. સુખ ઇહાં છે સુણો હાથમાં રે લાલ, તુમે પરિહરો કવણુ પ્રકાર રે. પ્ર૦ અ૦ ૨. ચાર મહાવ્રત કહ્યાં નેમિજી રે લાલ, મોંઘાં મૂલ્ય જેવાં હોય હો. મોરી માત, નાણું દિયે તે નહીં મળે

ગામ સાંભળ હો દાસી. કાં કહેનાં ધનના ગાડા નીસરયાં, કાં કોઇની પાડી રાજાએ મામ. સાંભળ હો દાસી, આજરે નગરીમાં ખેપટ અતી ઘણી. ૨. નથીરે બાઈજી, પ્રધાનનો દંડ લીયો, નથી લુટયાં રાજાએ ગામ સાંભળ હો બાઇજી, નથી કેહેનાં ધનનાં ગાડાં નીસરિયાં, નથી કોઇની પાડી રાજાએ મામ. સાંભળ હો બાઈજી, હુકમ કરો તો ગાડાં અહિં ધરૂં. ૩. ભગુ પુરોહિતનો જસા ભારજા, વળી તેહના દોય કુમાર સાંભળ હો બાઇજી. સાધુ પાસે જઇ સંયમ આદરે, તેહનો ધન લાવે છે આજ, સાંભળ હો બાઇજી, હુકમ કરો ગાડાં અહિં ધરું. ૪. વયણ સુણીને માથુ ધુણાવીયું બ્રાહ્મણ પામ્યો વૈરાગ્ય સાં૦ દા૦ તેહની ઋદ્ધિ લેવી જુગતી નાહ; રાજાના મોટા છે ભાગ્ય. સાંભળ હો દાસી, રાજાનો મત એહ જુગતો નહી. ૫. મહોલેથી ઉતરયા રાણી કમળાવતી, આવ્યા ત્યાંઇ ઠેઠ હજુર સાંભળ હો રાજા. વચન કહે છે ઘણાં આકરાં જિન કોપેથી બોલે ચઢીયો સુર. સાંભળ હો રાજા બ્રાહ્મણની છંડી ઋદ્ધિ મત આદરો ૬. વમ્યા તે આહારની ઇચ્છા કુણ કરે, કરે વળી શ્વાન ને કાગ. સાંભળ હો રાજા પહેલું જે દાન દીધું હાથ શું, તે પાછુ ન લેતાં આવે લાજ. સાંભળ હો રાજા, બ્રાહ્મણની છંડી રુદ્ધિ મત આદરો, ૭. કાંતો રાણી તને ઝોલો લાગીયો, કાં કોઇએ દીધી મતવાળ સાંભળ હો રાણી. કાં કોઇએ ભૂત વ્યંતરે છળી, કાં કોઇએ કીધી વીકરાળ. સાંભળ હો રાણી. રાજાને કઠણ વયણ નવિ કીજીએ. ૮. નથી રે મહારાજા ઝોલો લાગીયો, નથી કોઇએ કીધી મતવાળ સાંભળ હો રાજા નથી કોઇ ભૂત વ્યંતરે છળી નથી કોઇએ કીધો વિકરાળ. સાંભળ હો રાજા, બ્રા૦ ૯. જગ સઘળાનું ભેળું કરી; લાવે તોરા ઘર માંય. સાંભળ હો રાજા. તે પણ તૃષ્ણ છીપે નહી એક ત્હારે ધર્મ સુહાય. સાંભળ હો રાજા બ્રાહ્મણની છંડી ઋદ્ધિ મત આદરો. ૧૦. અગ્ની થકી વન પરજળે. પશુ બળે તેહને માંયે, સાંભળ હો રાજા, દુષ્ટ પંખી એમ ચિંતવે, આહાર કરં ચિત્ત લાય. સાંભળ બ્રા૦ ૧૧. એમરે અજ્ઞાની આપણું, રાગ દ્વેષ ચિત્ત લાય. સાંભળ હો રાજા. કામ ભોગને વશ થઇ, ધન લેવા લપટાય, સાંભળ હો રાજા. બ્રાહ્મણની છડી ઋદ્ધિ મત આદરો. ૧૨. એક દિન એહ ધન છાંડવું, પરભવ સગું નહી કોય. સાંભળ હો રાજા, પરભવ જાતાં ઇણ જીવનને, ધર્મ સખાઇજ હોય. સાંભળ હો રાજા, બ્રાહ્મણની છંડી ઋદ્ધિ મત આદરો. ૧૩. તન ધન જોવન થીર નહિ, ચંચળ વીજળી સમાન. સાંભળ હો રાજા ક્ષણમાંરે આઉખું ઘટે જિહાં મુરખ કરેરે ગુમાન. સાંભળ હો રાજા બ્રાહ્મણની છડી ઋદ્ધિ મત આદરો ૧૪. ખગ મુખ માંસ લેઇ નીસરે, ઇચ્છાં કરે ખગ તામ સાંભળ હો રાજા, તિમ પરધન ઋદ્ધિ દેખીને, લોભી ચિત્ત ધરે રે ગુમાન. સાંભળ હો રાજા બ્રાહ્મણની છંડી ઋદ્ધિ મત આદરો. ૧૫. ગરુડ દેખી જીમ સર્પંહી, ભયે સંકોચેરે દેહ. સાંભળ હો રાજા તેમ અનિત્ય ધન જાણીને, લાલચ છંડોરે એહ. સાંભળ હો રાજા બ્રાહ્મણની ઋદ્ધિ છંડી મત આદરો. ૧૬. અરે સંસાર અસાર છે, કાળ ચપેટારે દેત. સાંભળ હો રાજા ઓચિંતાનો લેઈ જાયશે ચેતી શકે તો ચેત, સાંભળ હે રાજા બ્રાહ્મણની છંડી ઋદ્ધિ

ગેહરે સો૦ ધ૦ ૨૩. આજ્ઞા આપો જો નેમિજી રે લાલ, કાઉસગ કરૂ સમશાન રે સો૦ મન થિર રાખીશ માહરૂં રે લાલ પામું પદ નિરવાણ રે. સો૦ ધ૦ ૨૪. આજ્ઞા આપી નેમિજી રે લાલ, આવ્યા જિહાં સમશાન રે સો૦ મન થિર રાખી આપણું રે, લાલ, ધરવા લાગ્યા ધ્યાન રે, સો૦ ધ૦ ૨૫ સોમલ સસરે દેખીયા રે લાલ; ઉપન્યું મનમાં પૂરવ વેર રે સો૦ કુમતિ સોમલ ક્રોધે ચઢયો રે લાલ, મનમાં ન આણી મહેર રે, સો૦ ધ૦ ૨૬. શિર ઉપર બાંધી સુણો રે લાલ, માટી કેરી પાળ રે સો૦ ખેર અંગારા ધખધખ્યા રે લાલ, તે મૂકયા તત્કાળ રે, સો૦ ૨૭, ફટ ફટ ફુટે હાડકાં રે તટ તટ ત્રુટે ચામરે સો૦ સંતોષી સસરો મલ્યો રે લાલ, તુરત સાર્યું તેનું કામ રે સો૦ ધ૦ ૨૮. સોભાગી સુકલ ધ્યાને ચઢયા રે લાલ, ઉપન્યું કેવળ નાણુ રે સો૦ ક્ષણમાં કર્મ ખપાવીને રે લાલ, મુનિ મુગતે ગયા જાણું રે સો૦ ૨૯. ગજ-સુકુમાળ મુગતે ગયા રે લાલ, વંદુ વારંવાર રે. સો૦ મન થિર રાખ્યું આપણું રે લાલ, પામ્યા ભવનો પાર રે. સો૦ ધ૦ ૩૦. શ્રી વિજયધર્મ સુરી તણો રે લાલ. રાજવિજય ઉવઝાય રે સો૦ તસ શિષ્ય લક્ષણ ગુણે કરી રે લાલ, પભણી તે સુગુરૂ પસાય રે. સો૦ ધ૦ ૩૧. સોળસેંને બાસઠ સમેરે લાલ, સાંગાનેર મઝાર રે. સો૦ ગુણ ગાયા માસ ફાગુણે રે લાલ, શુકલ છઠ સોમવાર રે સો૦ ધ૦ ૩૨. કહે મકન મોહનતણો રે લાલ, સાધુ તણી સજ્ઝાય રે. સો૦ ભણજો ગણજો ભલિ ભાતશું રે લાલ, પામજો ભવનો પાર રે સો૦ ધ૦ ૩૩. ઇતિ૦

## ૮૮ ઝાંઝરીયા મુનિની સજ્ઝાય

મહિયલમાં મુનિવર કહુંજી, કહેશું તુમ તણારે વખાણ; મુનિવર રૂપ કલેવરૂજી, આરાધ્યું છે કેવલનાણ ઝાંઝરીઆ મુનિવર ધન ધન તુમ અવતાર. ૧. પેઠાણપુર પાટણ ધણીજી. મહોટોરે મકરધ્વજ રાય; મદનબ્રહ્મ તસ બેટડોજી, સહેજ સુકોમલ કાય. ઝાંઝ-રીઆ. ૨. એક દિન ક્રીડા કારણેજી, કુમાર વનાંતર જાય; પહોંતો તિહાં મુનિવર મિલ્યોજી, વંધા ચરણ ઉત્સાહ ઝાંઝરીઆ. ૩. તાસ વયણ શ્રવણે સુણીજી, બુઝયો મનમાંહે અપાર; માતાપિતા સુત સુંદરીજી. સયલ સંસાર અસાર. ઝાંઝરીઆ. ૪. ઇમ જાણી સંયમ લઇજી, મહિયલ કરે રે વિહાર; સમતા રસ ગુણ આગરૂજી, રૂપેરે મયણ અવ-તાર. ઝાં. ૫. વિચરંતા ત્રંબાવતીજી, આવ્યાં અવસર એણ; વિરહણી કોઇ કામિનીજી, પેખી ગહીમહી એણ. ઝાં, ૬. સુંદરી કહે સખી સાંભળોજી, એ તેડી આવો ઋષિરાય ઉભો ઘરની છાંયડીજી, પુગે દાઝે કોમલ કાય. ઝાં, ૭. સુણીય સખી ઋષિ કને જઇજી, કહેતીરે ઋષિરાજ, વહોરણ વેળા વહી ગઇજી, આવોરે અમ ઘરે આજ, ઝાં. ૮. સ્વામિ-નીને સખી વિનવેજી, હું તેડી આવી અણગાર; તે તત્ક્ષણ પાછી વળીજી, દીધા બેઉ ઘરના બાર. ઝાં. ૯. ભાગ્યયોગ ભગવન્ મિલ્યાજી, તુમે આવ્યા દેવ સમાન; કે વહેરાવું લાડ-વાજી, કે વહેરાવું અમૃતપાન, ઝાં. ૧૦. પદ્મણી પોયણ પાતલીજી, ચંપા વરણી દિસે દેહ; રુપે રંભા હરાવતીજી, બોલી રે આણી નેહ ઝાં. ૧૧. અવર નહિ કાંઇ સુઝતોજી, મુનિ તુમ સરિખો આહાર દોષ રહિત હું કામિનીજી. કરો કર ગ્રહીને નિસ્તાર. ઝાં.

રે લાલ, સુણ્યા અવલ મુજ એહ હો. મો૦ દિયો અનુમતિ દીક્ષા લઉ રે લાલ ૩. સાંભળો સુત સંયમ ભણી રે લાલ, પંચ પારાધી જેહરે. પ્ર૦ આઠ કરમ આવી નડે રે લાલ, તેહને તું કેમ જીતેશ રે. પ્ર૦. અ૦. ૪. મન નિર્મળ નાળે કરૂ રે લાલ, જ્ઞાનના ગોળા જેહ હો મો૦ ઉપસર્ગ અગ્નિ દારૂ દિયું રે લાલ. ઉડાડી દેઉ એહ હો મો૦ દિ૦ ૫. ચાર ચોર અતિ આકરા રે લાલ, લોકા લુંટી જાય પ્ર૦, દશ દુશ્મન વળી તાહરા રે લાલ, આહા દેવે ઘાય રે, પ્ર૦. અ૦ ૬. એમ ખજાનો માહરો રે લાલ, લૂટ્યો કેણે ન લુંટાય હો. મો૦ શિયળ સેના કરૂં રે લાલ, મ્હારા દુશ્મન દુરે જાય હો. મો૦ દિયો૦. ૭. મોહ મહિપતિ જે મોટકો રે લાલ, ધીરજ કેમ ધરીશ રે, પ્ર૦ જાલમ એ જુગતે નડે રે લાલ, તેહરે તું કેમ જીતીશ રે, પ્ર૦ અ૦. ૮. કોમળ મન કમાનથી રે લાલ. ભવ ભાથો ભરપૂર હો. મો૦. ત્રિકરણ મન તીરજ કરૂરે લાલ, મોહ મહિપતિ કરૂં દુર હો. મો૦ દિયો૦. ૯. ભોજન ભલિ ભલિ ભાતનાં રે લાલ, સુખડી સાથે ભાત રે. પ્ર૦. સરસ નિરસ આહાર આવશે રે લાલ તે ખાશો કેમ કરી ખાંત રે. પ્ર૦. અ૦ ૧૦. સમકિત સાતે સુખડી રે લાલ, મન થિર મોતીચુર હો મો૦ ગગન ગાંઠીયા જ્ઞાનના રે લાલ, ભાવ ભલો ભરપૂર હો મો૦ દિયો૦ ૧૧. સોવન થાળ સોહામણો રે લાલ, શાળ દાળ ઘૃત ગોળ રે પ્ર૦ સરખું ભોજન મન માનતાં રે લાલ, ઉપર મુખ તંબોળ રે પ્ર૦ અ૦ ૧૨. કંચન થાળી કાચલી રે લાલ, સમતા શાળ ઘૃત ગોળ હો. મો૦ સરસ ભોજન સંતોષનાં રે લાલ, સ્થિર મન સુખ તંબોળ હો. મો૦ દિયો૦ ૧૩. ઉપસર્ગ તુજને અંત ઘણોરે લાલ વળી પરિસહ બાવીશ રે, પ્ર૦ ખમી ન શકે તું ખરો રે લાલ, પછી પસ્તાવો કરીશરે, પ્ર૦ અ૦ ૧૪. ઉપસર્ગ જે મુજ ઉપજે રે લાલ, તે ક્ષમાયે કરીને ખમાય હો. મો૦ પ્રીતે કરી પરિસહ સહુ રે લાલ, બળીયા જે કોઇ બાવીશ હો, મો૦ દીયો૦ ૧૫, વચન સુણી વૈરાગ્યનાં રે લાલ. મૂર્છાણી તવ માત રે, પ્ર૦ નયણે તે આંસુ નીતરયાં રે લાલ, સાંભળ સુત સુજાત રે. પ્ર૦ અ૦ ૧૬. માત વચન માતતણાં રે લાલ; તુજને કહું છું હું એહ રે, સોભાગી સુંદર, સુગુણ સુતા શોમલ તણી રે લાલ. પરણો પનોતા એહરે. સો૦ ધર્મ હૈયામાં શું ધરોરે લાલ, સો૦ ધરે ૧૭. માત મનોરથ પૂરવારે લાલ ન કરશો મુખ નાકારરે. સો૦ ઓચ્છવ મહોચ્છવ કરી ઘણા રે લાલ, પરણાવુ પુત્ર કુમાર રે; સો૦ ધર્મ. ૧૮. કહે કુમાર માતા ભણી રે લાલ, સાંભળો મોરી માય હો, મોરા માત. મન મ્હારૂં વૈરાગ્યમાં રે લાલ, એક ક્ષણ લાખેણી જાય હો મો૦ દિયો૦ ૧૯. માતા વિચારે ચિત્તમાં રે લાલ, રાખ્યો ન રહે એહ રે. પ્ર૦ આશિષ આપી અતિ ઘણી રે લાલ. લિયો દીક્ષા ધરી નેહ રે પ્ર૦ ધર્મ હૈયા માંહી ધરો રે લાલ. સો૦ ધર્મ૦ ૨૦. બેસાર્યા સેવકે સુત ભણી રે લાલ. ઓચ્છવ કીધો અપાર રે. સો૦ આવ્યા નેમિજી આગળે રે લાલ, ભાવે લે સંયમ ભાર રે, સો૦ ધ૦ ૨૧. માતા કહે નિજ પુત્રને રે લાલ, સાંભળ સુત સુજાણરે. સો૦ સંયમ સુધો પાળજો રે લાલ, પામજો પદ નિર્વાણ રે. સો૦ ધ૦ ૨૨. એમ આશિષ માતા દિયે રે લાલ, આવ્યા સહુ ઘેર એહ રે સો૦ આવ્યા નેમિજી આગળે રે લાલ, ગજસુકુમાળ ગુણ

## ૮૫ સમુચ્છિર્મ મનુષ્ય જીવોને ઉપજવાના ચૌદ સ્થાનકોની સમજુતિની સજ્ઝાય

ચાલો સહિયરો મંગળ ગાઇએ, લહીએ પ્રભુનાં નામરે; પહેલું મંગળવીર પ્રભુનું, બીજું ગૌતમ સ્વામીરે; ત્રીજું મંગળ સ્થૂલિભદ્રનું, ચોથું મંગળ ધર્મરે. ચાલો૦ ૧. જીવની જયણા નિત્યજ કરીએ, સેવીએ શ્રી જિનધર્મરે; જીવઅજીવને ઓળખીએ, તો પામીએ સમકિત મર્મરે. ચાલો૦ ૨. છાણાં ઇંધણાં નિત્ય પરુંજિયે, ચુલે ચંદરવો બાંધી રે, પોચે હાથે વાસીંદુ વાળીએ, દીવે ઢાંકણુ ઢાંકી રે–ચા૦ ૩. શિયાળે પક્વાન્ન દીન તીશ, ઉનાળે દિન વીશ રે, ચોમાસે પંદર દિન માન, ઉપર અભક્ષ્ય ઈશ રે–ચા૦ ૪. ચૌદ સ્થાનકીયા જીવ ઓળખીએ, પન્નવણા સૂત્રની શાખેરે, વડીનીતિ, લઘુનીતિ, બડખા માંહે અંતર્મુહૂર્ત પાખેરે–ચા૦ ૫. શરીરનો મેલ, નાકનો મેલ, વમન, પિત્ત સાતમે રે; શુક્ર, શોણિત, મૃતકલેવર, ભીનું કલેવર અગ્યારમે રે–ચા૦ ૬. નગરનો ખાળ, અશુચિસ્થાન, સ્ત્રી પુરુષ સંગમે રે; ઉપજે ત્યાં મનુષ્ય સમુચ્છિંમ, સ્થાનક જાણો ચૌદમેરે–ચા૦ ૭. અસંખ્યાતા અંતર્મુહૂર્ત આઉખે, બીજાનો નહીં પાર રે; બાવીશ અભક્ષ્ય, બત્રીશ અનંતકાય, વર્જો નર ને નારરે–ચા૦ ૮. આપવેદના પરવેદના સરખી, લેખવીએ આઠે જામ રે; પદ્મવિજય પસાયથી પામે, જીન તે ઠામો ઠામ રે–ચા૦ ૯.

## ૮૬ શ્રી ઢંઢણ ઋષિની સજ્ઝાય

ઢંઢણ ઋષિને કરું વંદના હું વારી લાલ, ઉત્કૃષ્ટો અણગાર રે હું વારી લાલ, અભિગ્રહ લીધો આકરો હુંવારી૦ લબ્ધે લેશું આહાર રે. હુંવારીલાલ ઢંઢણ૦ ૧. દિન પ્રત્યે જાવે ગોચરી હુંવારીલાલ ન મલે શુદ્ધ આહાર રે હું૦ ન લીએ મૂલ અસૂજતો હું૦ પીંજર હુઓ ગાત રે હું૦ ઢં. ૨. હરિ પુછે શ્રીનેમને હું૦ મુનિવર સહસ અઢાર રે હું૦ ઉત્કૃષ્ટો કોણ એહમાં હું૦ મુજને કહો વિચાર રે હું૦ ઢં. ૩. ઢંઢણ અધિકો દાખીયો હું૦ શ્રીમુખ નેમિ જિણંદ રે હું૦ કૃષ્ણ ઉમાહ્યો વાંદવા હું૦ ધન્ય જાદવ કુલચંદ રે હું૦ ઢં. ૪. ગલીયામાં મુનિવર મલ્યા હું૦ વાંદે કૃષ્ણ નરેશરે હું૦ કુણ હી મિથ્યાત્વીએ દેખીને હું આવ્યો ભાવ વિશેષ રે હું૦ ઢં. ૫. આવો અમઘર સાધુજી હું૦ લ્યો મોદક છે છે શુદ્ધ રે હું૦ ઋષજી લેઇ આવીયા હું૦ પ્રભુજી પાસ વિશુદ્ધ રે હું૦ ઢ. ૬. મુજ લબ્ધે મોદક મળ્યા હું૦ મુજને કહો કૃપાલ રે હું૦ લબ્ધિ નહિ વત્સ તાહરી હું૦ શ્રીપતિ લબ્ધિ નિહાલ રે હું૦ ઢં. ૭. તો મુજને લેવો નહિ નહીં હું૦ ચાલ્યો પરઠણ કાજરે હું૦ ઈંટ નીમાડે જાઇને હું૦ ચૂરે કર્મ સમાજ રે હું૦ ઢં. ૮. આપી શુદ્ધિ ભાવના હું૦ પામ્યો કેવલ જ્ઞાન રે હું૦ ઢંઢણ ઋષિ મુગતે ગયા હું૦ કહે જિન હર્ષ સુજાણ રે હું૦ વારીલાલ ઢંઢણ ઋષિને કરું વંદના. ૯.

## ૮૭ શ્રાવકની કરણીની સજ્ઝાય

શ્રાવક તું ઉઠે પરભાત, ચાર ઘડી રહે પાછલી રાત; મનમાં સમરે શ્રીનવકાર, જિમ પામે ભવસાયર પાર. ૧. કવણ દેવ કવણ ગુરૂ ધર્મ, કવણ અમારૂ છે કુલકર્મ

૧૨. સુંદરી મુજને મૂકીએજી, મુજ મત કરો રે પરાણ; શિયલ સન્ના મેં પેરીઉંજી, તુમ તીખાં નવિ લાગે બાણ ઝાં. ૧૩. હાવભાવ કામની તણાજી, જાણી મુનિ ચકોર જામ; વિરહ વિલુધી કામિનીજી આલિંગે મુનિ તામ ઝાં. ૧૪. પગે આંટી દીયે કામિનીજી નાંખે ભૂંઇ કર સહિ; ચરણે ચરણ ભરાવતીજી, ઝાંઝરીઉં આવ્યું પગ માહિ, ઝાં, ૧૫ માનની મુજ કેડે રખેજી, આવેરે અચિંતી આજ, તિણ કારણ મુનિ પાંગરયોજી, રાખી રે સકુલ તણી લાજ, ઝાં, ૧૬. અનુક્રમે ઉજેણી ગયોજી, વહોરણ પોતો જામ; ઘર ઘર મુનિ ભમંતોજી, રાય-રાણી દીઠોરે તામ, ઝાં ૧૭. ચકિત હુઇ રાણી જુઇજી, એશું મુનિપુંગવ હોય, સારિ પાસા રમતી રહીજી, મનડું મનાઈ મુનિસોય. ઝાં. ૧૮. રાજા મનમાં ચિંતવેજી, ઋષિ રૂપે મોહી નાર; જો એ ઋષિ જીવતો રહેજી, તો ભેટે કામિની અણગાર ઝાં. ૧૯. તેહ સંકેત સેવક પ્રત્યેજી, ભૂપતિ દીયેરે આદેશ; એ ઋષિને તમે મારજ્યોજી, નહિ મારો તો તુમને વધેશ. ઝાં. ૨૦. માની વયણ સેવક સુણીજી, આવ્યા જીહાં ઋષિ રાય; ભક્તિ ભાવ કરી ભેટીયાજી, મદનબ્રહ્મ કેરા પાય ઝાં. ૨૧. આજ અમારે ગોઠડીજી, પૂર બાહિર છે અણગાર; તિણે કારણ તુજ સુજતોજી, દોષ રહિત મિલે અહાર. ઝાં, ૨૨. રાજપુરષ અપરાધથીજી, કપટ રહિત જાણી ભેદ; તે મુનિવર વધ સ્થાનકેજી. બોલે પણ મન ખેદ. ઝાં, ૨૩. એક એક સન્મુખ જોઇજી, એ તુમ સરીખું કામ, મુનિવર નયણે જોઇજી, તવ મુખ દીઠો રે શ્યામ ઝાં, ૨૪. મુનિ ભણે ભાઈ તુમ તણીજી, ઝાંખી દિસે દેહ; વળતું તે મુનિ પ્રત્યે ભણેજી, રાય રૂઠયો તમ પર એહ ઝાં. ૨૫. એ ઋષિને તુમે મારજ્યોજી, નહિ તો તુમ તણી હાણ; ઇષ્ટ દેવ આરાધજોજી, એવું કહ્યું છે ગુણવાણ. ઝાં, ૨૬. શરણ એક અરિહંતનુંજી, કાઉસગ્ગ ધ્યાન મનમાંહિ; મૌન કરી મુનિવર રહ્યાજી, ભાવે તે કરોરે ઉછાહિ. ઝાં. ૨૭. દુભંર ઉદરને કારણેજી, મૂકયો કૂળ તણો રે આચાર; ક્ષમાવંત અણગારનેજી, પાપી તેણે કીધો રે પ્રહાર. ઝાં. ૨૮. ક્ષપકશ્રેણિ પામી ચઢયાજી, પામ્યા રે મુક્તિનું રાજ; મુનિ મદનબ્રહ્મના તણાજી, સિધ્યા રે જનમના કાજ. ઝાં, ૨૯ ઋષિરક્ત રાતો હુવોજી, ઓઘો આમિષ સમાન; સમળી સંહરતાં તે પડયોજી, રાય-રાણી રમે તિણ ઠામ. ઝાં. ૩૦. ચકિત થઇ રાણી કહેજી; સેવક શ્યું જોય રે ઢંઢોલ; ધર્મોપકરણ છોડતાજી, દીઠી રે અક્ષર તણી ઓળ. ઝાં. ૩૧. પેઠાણપુર પાટણ તણોજી, મ્હોટો રે મકરધ્વજ ભૂપ; તસ સુત મદનબ્રહ્મ તણોજી, ઓઘો વળી એહ અનુપ. ઝાં. ૩૨ કરણ શૂલ અક્ષરો થયાજી, ભાંગી મુજ પીયરની વાટ; એ તુજ હણવા શું થયોજી, વિલવંતી મૂકી રે આરાટ. ઝાં. ૩૩. રાજા મનમાં લાજીયોજી, ઘોર કર્મથી થયો સશંક; જયાં ઋષિ હણ્યો તિહાં ગયોજી, રાજા પાય પડે જેમ રંક. ઝાં૦ ૩૪. તાર તાર મુનિ તારકાજી, હું અપરાધી તાહેરો એહ; ભવસાગર મુજ મિલયોજી, નાવ સમાન તાહરો દેહ ઝાં૦ ૩૫. ઇમ બહુ ભાવે ખમાવતાંજી, કલેવરથી લહ્યું કેવલ નાણ; રાજા મુનિ મુક્તિ ગયાજી, ભાવતણા જુવોરે પરિમાણ. ઝાં૦ ૩૬. ઝાંઝરીઆ ઋષિરાયનોજી ભણે સહુ સજ્ઝાય; ગુણ હર્ષ કવિસરૂજી લાભ વિજય ગુણ ગાયજી, ઝાં૦ ૩૭.

રહ્યા, શીત તાપથી સુકાણારે; પંખીડે માળા ઘાલીયા, વેલડીયે વીંટાણારે. વીરા ૪. સાધવીનાં વચન સુણી કરી, ચમકયો ચિત્ત-મોઝારરે. હય-ગય-રથ-સહુ-પરિહર્યાં, વળી આવ્યો અહંકારરે વીરા. ૫. વૈરાગ્યે મન વાળીયું, મુકયો નિજ-અભિમાનરે; પગ ઉપાડયોરે વાંદવા, ઉપન્યું કેવળજ્ઞાનરે વીરા. ૬. પહોંત્યા તે કેવળ-પરષદા, બાહુ-બલિ મુનિરાયરે; અજરા-ડમર-પદવી લહી, સમય-સુંદર વંદે પાયરે. વીરા. ૭.

## ૮૯ શ્રી સીતાજીની સજ્ઝાય

જનક સુતા હું નામ ધરાવું, રામ છે અંતરજામી પાલવ હમારો મેલને પાપી, કુળમાં લાગે છે ખામી અડશો માંઝો માં, જો, માં, જો, માં, જો, અ માં. મ્હારો-નાવલીયો દુહવાય અ૦ મને સંગ કોનો ન સુહાય અ. મ્હારૂ મન માંહિથી અકળાય અ. માં-૧ (આંકણી) મેરૂ મહીધર ઠામ તજે જો, પત્થર પંકજ ઉગે; જો જલધિ મર્યાદા મુકે, પાંગળો અંબર પુગે. અ૦ ૨. તોપણ તું સાંભળને રાવણ ? નિશ્ચે શિયળ ન ખંડું; પ્રાણ હમારા પરલોકે જાયે, તોપણ સત્ય ન છંડું અ૦ ૩. કુણ મણિધરની મણી લેવાને, હૈડે ઘાલે હામ; સતી સંગાથે સ્નેહ કરીને, કહો કોણે સાધ્યું કામ ? અ૦ ૪. પરદારાનો સંગ કરીને, આખર કોણ ઉગરીયો; ઉઠું તો તું જોને આલોચી, સહિ તુંજ દહાડો ફરીયો અ. ૫. જનકસુતા હું જગ સહુ જાણે, ભામંડલ છે ભાઈ; દશરથનંદન શીર છે સ્વામિ, લક્ષ્મણ કરશે લડાઈ અ૦ ૬. હું ધણિયાતી પિયું-ગુણ રાતી, હાથ છે મારે છાતી; અળગો રહે તુંજ વયણે નચળું, કાં કુળ વાયે છે કાતી. અ૦ ૭. ઉદયરત્ન કહે ધન્ય એ અબળા ? સીતા જેહનું નામ; સતીયો માંહિ શિરોમણી કહીયે, નિત્ય નિત્ય હોજો પ્રણામ અ૦ ૮.

## ૯૦ છઠ્ઠા આરાની સજ્ઝાય

છઠ્ઠો આરો એવો આવશે, જાણશે જિનવર દેવ; પૃથ્વી પ્રલય થાયશે, વરસસે વિરુઆ મેહ રે. જીવ ! જિનધર્મ કીજીએ. ૧. તાવડે ડુંગર તરડશે, વાએ ઉડી ઉડી જાય; ત્યાં પ્રભુ ગૌતમ પુછીઓ, પૃથ્વી બીજ કેમ થાય રે. જીવ ! ૨. વૈતાઢ્યગિરિ ઠામે શાશ્વતી, ગંગા સિંધુ નદી નામ; તેને બે કેડે બેહુ ભેખડા, બહોંતેર બીલની ખાણ૦ રે જીવ ! ૩. સર્વે મનુષ્ય તિહાં રહેશે, મનખા કેરી ખાણ, સોળ વર્ષનું આવખું મુઢા હાથની કાય, રે જીવ ! ૪. છ વર્ષની સ્ત્રી ગર્ભ ધરે, દુઃખી મહા દુઃખી થાય; રાત્રે ચરવા નીકળે, દિવસે બીલમાં જાય રે. જીવ ! ૫ સર્વ ભખી સર્વે માછલાં, મરી મરી દુર્ગતિ જાય; નર નારી હોશે બહુ, દુર્ગંધી તસ કાય રે જીવ ! ૬. પ્રભુ ! બાળની પેરે વિનવું, છઠ્ઠે આરે જન્મ નિવાર; કાંતિવિજય કવિરાયનો, મેઘ ભણે સુખ માલ રે જીવ ! ૭.

## ૯૧ આઠમની સજ્ઝાય

અષ્ટકર્મ ચૂરણ કરી રે લાલ આઠ ગુણે પ્રસિદ્ધ મેરે પ્યારે રે; ક્ષાયિક સમકિત ધણી રે લાલ વંદુ વંદુ એવા સિદ્ધ મેરે પ્યારે રે. અષ્ટ૦ ૧, અનંત જ્ઞાન દર્શન ધરા રે લાલ, ચોથું વીર્ય અનંત મેરે પ્યારે રે; અગુરુ લઘુ સુખમય કહ્યા રે લાલ, અવ્યા બાધ મહંત મેરે પ્યારે રે અષ્ટ૦ ૨. જેહની કાયા જેહવી રે લાલ

કેવળ અમારે છે વ્યવસાય. એમ ચિંતવજે મનમાંહિ. ૨. સામાયિક લેજે મન શુદ્ધ, ધર્મતણી હૈડે ધરી બુદ્ધ; પડિક્કમણુ કરી રયણી તણો, પાતિક આલોચે આપણો ૩. કાયાશક્તિ કરે પચ્ચક્ખાણ, શુદ્ધિ પાળે જિનવર આણ, ભણજે ગુણજે સ્તવન સજ્ઝાય જિણહુંતી નિસ્તારો થાય. ૪. ચિત્તારે નિત ચઉદહ નીમ, ।ળે દયા જીવોની સીમ; દેહરે જાઈ જુહારે દેવ, દ્રવ્યતઃ ભાવત : કરજે સેવ. ૫ પૂજા કરતાં લાભ અપાર, પ્રભુજી મહોટા મુક્તિ દાતાર; જે ઉત્થાપે જિનવર દેવ તેહને નવ દંડકની ટેવ. ૬. પોસાલે ગુરૂવંદને જાઈ, સુણે વખાણ સદા ચિત્ત લાઇ, નિરદૂષણ સુઝતો આહાર, સાધુને દેજે સુવિચાર. ૭. સાહમીવત્સલ કરજે ઘણાં, સગપણ મોટાં સાહમીતણાં, દુઃખીયા હીણા દીણા દેખ, કરજે તાસ દયા સુવિશેષ ૮. ઘર અનુસારે દેજે દાન, મોટાસ્યું મકરે અભિમાન; ગુરૂને મુખ લેજે આખડી, ધર્મ ન મેલીશ એકે ઘડી. ૯. વારુ શુદ્ધ કરે વ્યાપાર ઓછા અધિકનો પરિહાર; મ ભરે કેહની કૂડી સાખ, કૂડાશું કથન મત ભાખ. ૧૦. અનંતકાય કહી બત્રીશ, અભક્ષ બાવીશે વિશ્વાવીશ; તે ભક્ષણ નવિ કીજે કીમે, કાચા કુણાં ફળ મત જમે ૧૧. રાત્રિ-ભોજનનાં બહું દોષ, જાણીને કરજે સંતોષ; સાજી સાબુ લોહને ગળી, મધુ ધાવડીયા મત વેચાશ વળી ૧૨. વળી મ કરાવે રંગણ પાસ, દોષ ઘણા કહ્યા છે તાસ; પાણી ગળજે બે બે વાર, અળગણ પીતે દોષ અપાર. ૧૩. જીવાણીના કરજે જતન; પાતિક છંડી કરજે પુણ્ય, છાણાં ઈંધણ ચૂલે જોઈ, વાવરજે જિમ પાપ ન હોઇ ૧૪. ધૃતની પરે વાવરજે, નીર અણગળ નીર મ ધોઇશ ચીર; બ્રહ્મવ્રત સુધા પાળજે, અતિચાર સઘળા ટાળજે. ૧૫. કહીઆ પનહર કર્મદાન, પાપતણી પરહરજે ખાણ, શીશ મ લેજે અનરથદંડ, મિથ્યા મેલ મ ભરજે પિંડ, ૧૬. સમકિત શુદ્ધ હૈડે રાખજે, બોલ વિચારીને ભાખજે; ઉત્તમ ઠામે ખરચે વિત્ત, પર ઉપકાર કરે શુભ ચિત્ત. ૧૭. તેલ તક ધૃત દૂધ ને દહીં, ઉઘાડાં મત મેલે સહી; પાંચ તિથિ મ કરજે આરંભ, પાળે શીલ તજે મન દંભ. ૧૮. દિવસચરિમ કરજે ચોવિહાર, ચારે આહારતણો પરિહાર, દિવસતણાં આલોચે પાપ, જિમ ભાંજે સઘળા સંતાપ ૧૯. સંધ્યા આવશ્યક સાચવે, જિનવર ચરણ શરણ ભવભવે; ચારે શરણ કરી દૃઢ હાયે સાગારી અણસણ લે સૌએ ૨૦. કરે મનોરથ મન એહવા, તીરથ શેત્રુંજે જાયવા, સમેતશિખર આબુ ગિરનાર, ભેટી સહુ ધનધન અવતાર. ૨૧ શ્રાવકની કરણી છે એહ, જેહથી થાયે ભવનો છેહ; આઠે કરમ પડે પાતળાં, પાપતણા છૂટે આમળા. ૨૨ વારુ લહીએ અમર વિમાન, અનુક્રમે પામે શિવપુર સ્થાન; કહે જિનહર્ષ ઘણે સસનેહ. કરણી દુઃખ હરણી છે એહ.

## ૮૮ શ્રી બાહુબલિજીની સજ્ઝાય

રાજતણારે અતિ–લોભિયા, ભરત–બાહુ–બલિ જુઝેરે, મૂઠી ઉપાડીરે મારવા, બાહુ–બલિ પ્રતિબુઝેરે. વીરા ! મોરા ગજથકી ઉતરો, ગજચઢયે કેવલ ન હોયરે વીરા. ૧. ઋષભદેવ તિહાં મોકલે, બાહુ–બલિજીની પાસેરે; બંધવ ! ગજથકી ઉતરો, બ્રાહ્મી–સુંદરી એમ ભાખેરે વીરા. ૨ લોચ કરીને ચારિત્ર લીયો, વલી આવ્યો અભિમાનરે; લઘુ–બંધવ વાંદુ નહિ, કાઉસ્સગ્ગ રહ્યા શુભ–ધ્યાનરે વીરા ૩ વરસ દિવસ કાઉસ્સગ્ગે

સુજાણુએ ૨. ગરજ પડે થાઇ ઘેહુલી બોલે હસી હસી, વિણગરજે વિકરાલ પ્રત્યક્ષ જાણે રાક્ષસી, આપપડે દુરગતિમાં પરને પાડતી, કરિ અનાચાર અને પતિને પાય લગાડતી ૩. ખાયેરે જુઠા સમને ભાંજે તણખલાં, ત્રોડેરે દાંરા દાંતમેં ઘાલે ઢાંખલાં એકને ધીરજ કરદેઇ એક એકસ્યું રમે, તે નારીનું રે મુખડું દીઠું કિમ ગમે ૪. અનેક પાપની રાશિકે નારીપણું લહે, મહાનિશીથેરે વીરજિણેસર એમ કહે. અંત અપજશનો ઠામ નારીનો સંગ એ, તે ઉપર કિમ ધરીયેં ચેલા રંગએ ૫. એમ ગુરૂની શીખામણ ન ધરી કાન સારએ, તવ ગુરૂ તેહને મદિર માંસ નિવારએ, નાટકણીને ઘરિ તિહાંથી આવીયો, પરણ્યો નારી હોય અભક્ષ નિવારીયો. ૬. વિલસે ભોગ જેમ ભુખ્યો જમે ઉતાવળે, ધન ઉપાવે વિવિધ વિદ્યા નાટિકા બળે; વ્રત છાંડાવિઓ જુઓ જુઓ, ભાવરતન કહે નારિ અથાગ કપટ કુઓ. ૭.

ઢાળ ૪ :–સુખ વિલસંતાં એક દિને, નાટકીયા પરદેશી રે. આવી સિંહરથ ભૂપને, વાત કહે ઉદેશીરે, સુ૦ ૧. જીત્યા નટ અનેક અમે, બાંધ્યાં પુતલા એહોરે. તુમ નટ હોય તો તેડીયેં, અમસ્યું વાદ જે હોયરે. સુ૦ ૨. રાયે અષાઢો તેડીયો, જીત્યા તે સઘલા નટોરે. છોડાવ્યાં તસ પુતળાં ઘર આવ્યા ઉદભટોરે. સુ૦ ૩. કેડથી નારીયે કર્યો, મદિરા–માંસનો આહારો રે. નયન પડી વમન કરી, માંખીનો ભણકારોરે સુ૦ ૪. દેખી અષાઢો ચિંતવે, અહો અહો નારી ચરિત્રોરે, ગંગાયે ગઇ ગદંભી ન હોયે કહીયે પવિત્રોરે સુ૦ ૫. ઘરથી એક ઘડી ગયો, તવ એહના એઢંગો રે નારી ન હોયે કેહની, ગુરૂવયણે ધરી રંગોરે સુ૦ ૬. નૃત્ય દેખાડી રાયને, સસરાને ધન આદર્યો રે ભાવરતન કહે સાંભળો, આષાઢે મન વાદ્યોરે સુ૦ ૭.

ઢાળ ૫ :–પાંચસેં કુમર તે મેલીયારે, નાટક કરતાં રે જેહ. લેઇ અષાઢો આવીયોરે, ગુરૂ પાસે ગુણગેહરે. ૧. ગુરૂ આજ્ઞા ધરો, માયાપિંડ નિવારોરે, મમતા પરિહરો, આષાઢે વ્રત આદર્યો રે, પાંચસેં વળીરે કુમાર, દીયે ભવિયણને દેશનારે વિચરે દેશ મોઝાર રે ગુ૦ ૨. પાંચસેં મુનિશ્યું પરિવર્યો રે, તપ જપ કરે વિશેષે; પાપ આલોએ આપણાં રે ટાલે કર્મ અશેષો રે ગુ૦ ૩. અણુસણ લેઈ અનિમિષ થયોરે, અષાઢો મુનિ તેહ પિંડ વિશુદ્ધિનિ વૃત્તિમાંરે, એમ સંબંધ છે એહોરે ગુ૦ ૪. માયાપિંડ ન લીજીયેરે, ધરીયેં ગુરૂનાં વયણ જુઓ અષાઢાની પરેં રે, ફરી લહે વ્રત રયણોરે ગુ૦ ૫. શ્રીપુનિમગચ્છ ગુણનિલોરે, પ્રધાન શાખા કહિવાય; શ્રુત અભ્યાસ પરંપરારે, પુસ્તકના સંપ્રદાયારે ગુ૦ ૬. વિચક્ષણ શ્રાવક શ્રાવિકારે, સાંભળે શ્રુત નિશદિન શ્રી મહિમા પ્રભસૂરિનોરે, ભાવરતન સુજગીશો રે ગુ૦ ૭. ઇતિ

## ૯૩ શ્રી દેવચંદ્રજી કૃત પ્રભંજનાની સજઝાય

ગિરિ વૈતાઢયને ઉપરે, ચક્રાંકા નયરીરેલો અહો ચક્રાંકા નયરીરે લો ચક્રાયુધ રાજા તિહાં, જીત્યા સવિ વયરી રે લો. અહો૦ ૧. મદનલતા તસ સુંદરી, ગુણશીલ અચંભારે લો. અ૦ ગુ૦ પુત્રી તાસ પ્રભંજના, રૂપે રતિ રંભારે લો. અ૦ ૨. વિદ્યાધર ભૂચરસૂતા, બહુમિલી એક પંથેરે લો. અ૦ બ૦ રાધાવેધ મંડાવીયો, વર વરવા ખંતે રે લો, અ૦ રૂ. ૩. કન્યા એક

ઉણી ત્રીજે ભાગ મેરે પ્યારે રે; સિદ્ધ શિલાથી જેમણે રે લાલ અવગાહના વીતરાગ મેરે પ્યારે. અષ્ટ૦ ૩. સાદિ અનંતા તિહા ઘણા રે લાલ સમય સમય તેહ જાય મેરે પ્યારે રે; મંદીર માંહિ દીપાલિકા રે લાલ, સઘળા તેજ સમાય મેરે પ્યારે રે અષ્ટ૦ ૪. માનવ ભવથી પામીએરે લાલ, સિદ્ધિ તણું સુખસંગ મેરે પ્યારે રે; એહનું ધ્યાન સદા ધરો રે લાલ; એમ બોલે ભગવતી અંગ મેરે પ્યારે રે અષ્ટ૦ ૫. શ્રી વિજયદેવ પટ્ટ ધરુ રે લાલ, શ્રી વિજય સેન સૂરીશ મેરે પ્યારે રે સિદ્ધતણા ગુણ એ કહયારે લાલ, દેવ દીએ આશિષ મેરે પ્યારે રે અષ્ટ૦ ૬.

## ૯૨ શ્રી ભાવરતનજી કૃત આષાઢભુતિની સજ્ઝાય

ઢાળ ૧ :–શ્રી શ્રુતદેવી હિયે ધરીરે સદ્દગુરૂને સુપસાય રે સાધુજી માયાપિંડ લેતાંથકારે આષાઢભૂતિ સંવાદરે સાધુજી ૧. માયાપિંડ ન લીજીયેરે વછપાટણમાંહિ વસેરે, શેઠ કમળ સુવિભૂતરે સા૦ તાસ યશોદા ભારજારે, તસ સુત આષાઢાભૂતરે સા૦ મા૦ ૨. વર્ષ ઈગ્યારમે વ્રત ગ્રહયોરે, ધર્મ રુચિ ગુરુ પાસરે સા૦ ચારિત્ર ચોખું પાળતોરે, કરતો જ્ઞાન અભ્યાસરે સા૦ મા૦ ૩. મંત્રયંત્રમણિઔષધિ રે, તેહમાં થયા સુનિજાણરે સા૦ વિહાર કરતાં આવિયારે, રાજગૃહી સુઠાણ રે સા૦ મા૦ ૪. ગુરુને પૂછી ગોચરી ગયોરે, આષાઢભૂતિ તેહરે સા૦ ભમતાં ભમતાં આવીયોરે, નાટકીયાને ગેહરે સા૦ મા૦ ૫. લાડુ વોહરી આવીયો રે, ઘર બાહિર સમક્ષરે સા૦ લાડુ એ ગુરુને હોસ્યે રે, સાહમુ જોશે શિષ્યરે સા૦ મા૦ ૬ રૂપ વિધાયેં ફેરવ્યું રે, લાડુ વોહર્યા પંચરે સા૦ ગોખે બેઠાં નિરખિયોરે, નાટકીયે સવિ સચરે સા૦ મા૦ ૭ પગે લાગીને વિનવેરે અમ ઘરે આવજો નિતરે સા૦ લાડુ પંચ વોહરી જજોરે ન રાખો મનમાં ભીનરે સા૦ મા૦ ૮. લાલચ લાગી લાડુએરે દિનપ્રતે વોહરવા જાયરે સા૦ ભાવરતન કહે સાંભલોરે, આગલ જે હવે થાયરે સા૦ મા૦ ૯

ઢાળ ૨ :–નિજ પુત્રીઓને કહેરે, નાટકીયો નિરધારરે મોહનીયા ચિંતામણીસમ છે યતીરે કરો તુમે ભરતારરે મો૦ ૧ મધ્યાન્હે મુનિવર આવીયારે, લાડુ વોહરણ કાજરે મો૦ તાત આદેશે કર્યારે, સવિ સિણુગારને સાજરે મો૦ ૨ ભુવનસુંદરી જયસુંદરીરે, રુપયૌવન વયમાંહિરે મો૦ મુનિવરને કહે મલપતી આ સોંપી તુમને દેહરે મો૦ ૩ ઘરઘર ભિક્ષા માંગવી, સહેવાં દુઃખ અસરાલ મો૦ કુમલિ કાયા તુમ તણી, દોહિલે દુઃખજ ઝાલ રે મો૦ ૪ મુખમરકલડે બોલતીરે નયણ વયણ ચપલાસિરે મો૦ ચારિત્રથી ચિત્ત ચુકવ્યો, વ્યાપ્યો વિષય વિલાસરે મો૦ ૫. જલ સરીખો જગમાં જુઓરે, પાડે પહાડમાં વાટરે. મો૦ તિમ અબળા લગાડતીરે, ધીરાને પરાણધાટરે. મો૦ ૬. મુનિ કહે મુઝ ગુરૂને કહિરે, આવીશ વહેલો આંહિરે મો૦ ભાવરતન કહે સાંભળોરે, વાટ જુવે ગુરૂ ત્યાંહીરે ૭.

ઢાલ ૩ :–ગુરૂ કહે એવડી વેલા કે ચેલા કિહાં થઈ, ત્રટકી બોલ્યો તામ તે ભાષાસમિતિ ગઇ ઘર ઘર ભિક્ષા માંગવી દુઃખ અપારએ ચારિત્ર પાલવો તેહ (ઉપર તુમ વચન) ખાંડાની ધાર એ ૧. આજ નાટકણી બે મળી મુઝ જાવું તિહાં, તુમચી આણા લેવાને હું આવ્યો ઈહાં ગુરૂ કહે નારી કુડ કપટની ખાણ એ, કિમ રાચ્યો તુંમે એહને વયણે

તેહ નિવારો સ્વપદેરે અ૦, રમતા શુદ્ધ વ્યવહારરે સુ૦. ૧૫. વ્યવહારે સમરે થકીરે અ૦, સમરે નિશ્ચય તિવાર; પ્રવૃત્તિ સમારે વિકલ્પનેરે અ૦, તેહથી પરિણુતિ સારરે સુ૦. ૧૬. પુદ્ગલને પરજીવથીરે અ૦, કીધો ભેદ વિજ્ઞાન બાધકતા દૂરે ટળીરે અ૦, હવે કુણુ રોકે ધ્યાનરે સુ૦. ૧૭. આલંબનભાવ ન વિસરેરે અ૦, ધર્મધ્યાન પ્રગટાય; દેવચંદ્ર પદ સાધવારે અ૦, એહીજ શુદ્ધ ઉપાયરે સુ૦. ૧૮. રાગ ધન્યાશ્રી ત્રુઠયો ત્રુઠયો રે વામાદે.

ઢાલ ૩ જી:–આયો આયોરે અનુભવ આતમયો આયો, શુદ્ધ નિમિત્ત આલંબન ભજતાં, આત્માલંબન પાયોરે અ૦. ૧. આતમખેત્રે ગુણુ પરજાયવિધિ, તિહાં ઉપયોગ રમાયો પરપરિણુત પરરીતે જાણી, તાસ વિકલ્પ ગમાયોરે અ૦. ૨. પૃથકત્વ વિતર્ક-શુક્લ આરોહી, ગુણુ ગુણી એક સમાયે. પરજય દ્રવ્ય વિતર્ક એકતા, દુર્ધર મોહ ખમાયોરે અ૦ ૩ અનંતાનુબંધી સુભટને કાઢી, દરસન મોહ ગમાયો તિરિગતિ હેતુ પ્રકૃતિ ક્ષય કીધી, થયો આતમરસરાયોરે અ૦ ૪. દ્વિતિ તૃતીયા ચોકડી ખપાવી, વેદયુગલ ક્ષય થાયો; હાસાદિક સત્તાથી ધસીયા, ઉદય (ઉદિત) વેદ મિટાયો અ૦ ૫ થયા અવેદિને અવિકારી, હણ્યો સંજલનો કસાયો મારો મોહુચરણુક્ષાયિકસું, પૂરણુ સમતા સમાયો અ૦ ૬ ઘનઘાતિત્રિક જોધા લડીયા, ધ્યાન એકત્વનેં ધ્યાયો જ્ઞાનાવરણુાદિક ભટ પડિયા જીત નિસાણુ ઘુરાયો અ૦ ૭ કેવલજ્ઞાનદર્શનગુણુ પ્રગટયા, મહારાજપદ પાયો શેષ અઘાતીકર્મક્ષીણુ દલ, ઉદય અબંધ દેખાયો અ૦ ૮ સજોગ કેવળી થયાં પરમંજના, લોકાલોક જણુાયો તીન કાલની ત્રિવિધ વરતના, એક સમે ઓલખાયો અ૦ ૯. સરવ સાધવીયેં વંદના કીધી, ગુણી વિનય ઉપજાયો દેવદેવી તવ સ્તવે ગુણુ સ્તુતિ, જગ જયપડહ બજાયોરે અ૦. ૧૦. સહસ કન્યકાને દીક્ષા દીધી, આશ્રવ સર્વ તજાયો જગ ઉપગારી દેશવિહારી, શુદ્ધ ધરમ દીપાયોરે અ૦. ૧૧. કારણુ જોગે કારજ સાધે, તેહ ચતુર ગાઇજે આતમ સાધન નિરમલ સાધે, પરમાનંદ પાઇજેરે અ૦. ૧૨. એ અધિકાર કહ્યો ગુણુરંગે વૈરાગ્યે મન ભાવ્યો વસુદેવહિંડતણે અનુસારે, મુનિગુણુ ભાવના ભાવ્યો રે અ૦. ૧૩. મુનિગુણુ સુણુતાં ભાવવિશુદ્ધે, ભાવ વિચ્છેદ ન થાવે પૂર્ણાનંદ ઇહાંથી ઉલસે, સાધન શક્તિ જમાવેરે અ૦. ૧૪. મુનિગુણુ ગાવો ભાવો ભાવના, ધ્યાવો સહજસમાધિ રત્નત્રયી એકત્વે ખેલો, મેટી ઉપાધિ અનાદિરે અ૦ ૧૫. રાજસાગર પાઠક ઉપગારી, જ્ઞાન ધરમ દાતારી દીપચંદ્ર પાઠક ખરતરવર, દેવચંદ્ર સુખકારી રે અ૦ ૧૬. નયર લીંબડીમાંહિ રહીને, વાચયમ સ્તુતિ ગાઇ. આતમરસિક શ્રોતાજન મનને, સાધન રુચિ ઉપજાઇ રે. અ૦ ૧૭. એમ ઉત્તમ ગુણુમાળા ગાઓ, પાવો હરખ વધાઈ જૈનધર્મ મારગ રૂચિ કરતાં, મંગળલીલ સહાઈ રે અ૦ ૧૮. ઇતિ.

## ૯૪ શ્રી કેશી ગૌતમ ગણુધરની સજ્ઝાય

બે દોય ગણુધર પ્રણુમીએ, કેશી ગોયમ ગુણુવંત હો સુણુંદ, બહુ પરિવારે પરિવર્યા, ચઉનાણુ ગુણુ ગાજંત હો સુણુંદ; બે દોય. ૧. સંઘાડા દોય વિચરંતા, એકદા ગોચરીએ મિલંત હો, પૂછે ગૌતમ શિષ્ય તિહાં, તુમે કોણુ ગચ્છના નિગ્રંથ હો સુણુંદ. ૨. બે અમગુરૂ કેશી ગણુધરૂ, પ્રભુ પાસતણા પટોધાર હો સાવથ્થી પાસે સમોસર્યા,

હજારથી, પરભંજના ચાલીરે લો. અ૦ પ૦ આર્યં ખંડમેં આવતાં, વનખંડ વિચાલી રે લો. અ૦ વ૦ ૪. નિગ્રંથી સુપ્રતિસુતા, બહુગુણ નીસંગે રેલો. અ૦ બ૦ સાધુ વિહારે વિચરતાં, વંદે મનરંગેરે લો અ૦ વ૦ ૫. આરજ્યા પુછે એવડો, ઉમાહ્યો શ્યો છેરેલો અ૦ ઉ૦ વિનયે કન્યા વિનવે, વર વરવા ઇચ્છેરે લો અ૦ વ૦. ૬. ઇસ્યો હિત જાણ્યો તુમે, એહથી નવિ સિદ્ધિરે લો અ૦ એ૦ વિષય હલાહળ વિષ જિહાં, શી અમૃત બુદ્ધિરે લો અ૦ શી૦. ૭. ભોગસંગ કારમા કહ્યા, જિન રાજા સદાઇરે લો અ૦ જિ૦ રાગદ્વેષ સંગે વધે, ભવભ્રમણ સદાઇરે લો અ૦ ભ૦ ૮. રાજસુતા કહે સાચ એ, જે ભાંખે વાણીરે લો અ૦ જે પણ એ ભૂલ અનાદિની, કિમ જાએ છંડાણીરે લો અ૦ કિ૦. ૯. જેહ તજે તે ધન્ય છે, સેવક જિનજીનારે લો અ૦ સે૦ અમશત (નાહક) પુદગલરશ રમ્યા, મોહે લયલાનારે લો અ૦ મો૦. ૧૦. અધ્યાતમરસપાનથી, ભીના મુનિરાયારેલો અ૦ ભી૦ તે પરપરિણુતિ રતિ તજી, નિજ તત્વ સમાયારે લો અ૦ નિ૦. ૧૧ અમને પણ કરવો ઘટે, કારણ સંજોગે રે લો અ૦ કા૦ પણ ચેતનતા પરણમે, જડ પુદ્ગલ ભોગેરે લો૦ અ૦ જ૦ ૧૨. અવર કન્યા પણ ઉચરે, ચિંતીત હવે કીજેરે લો અ૦ ચિં૦ પછી પરમ પદ સાધવા, ઉદ્યમ સાધીજેરે લો અ૦ ઉ૦. ૧૩. પ્રભંજના કહે હે સખિ, એ કાયર પ્રાણીરે લો અ૦ એ૦ ધર્મ પ્રથમ કરવો સદા, દેવચંદ્રની વાણીરે લો અ૦ દે૦. ૧૪.

ઢાળ ૨ :–કહે સાહુણી સુણ્ય કન્યકારે ધન્ના, એ સંસાર કલેશ. એહને જે હિત કારી ગણેરે ધન્ના, તે મિથ્યા આવેશરે સુજ્ઞાની કન્યા, સાંભળ હિત ઉપદેશ ૧. જગહિતકારી જિનેશરે સુ૦ કીજે તસુ આદેશરે સુણે સાં૦ ૨. ખરડીને જે ધોયવુંરે કન્યા, તેહ ન શિષ્ટાચાર. રત્નત્રયી સાધન કરોરે કન્યા, મોહાધીનતા વારરે. સુ૦ ૩. જે પુરૂષવરવા-તણીરે કન્યા, ઈચ્છા છે તે જીવ સ્યે સંબંધપણે ભણ્યોરે કન્યા, ક્વારિ કાલ સદૈવરે સુ૦ ૪. તવ પ્રભંજના ચિંતવેરે અપ્પા, તું છે અનાદિ અનંત. તે પણ મુઝ સત્તાસમોરે અપ્પા, સહજ અકૃત મહંતરે સુ૦ ૫. ભવ ભમતાં સવિ જીવથીરે અપ્પા, પામ્યા સવિ સંબંધ. માતા પિતા ભ્રાતા સુતારે અપ્પા, પુત્ર વધૂ પ્રતિબંધરે સુ૦ ૬. સ્યો સંબંધ કહું ઈહાંરે અ૦, શત્રુ મિત્ર પણ થાય. મિત્ર શત્રુતા વળી લહેરે અ૦, એમ સંસાર સ્વભાવરે સુ૦ ૭. સત્તાસમ સવિ જીવ છે રે અ૦, જોતાં વસ્તુ સ્વભાવ. એ માહરો એ પારકોરે અ૦, સવિ આરોપિત ભાવરે સુ૦. ૮ ગુરૂણી આગળ એહવું રે અ૦, જુઠું કિમ કહેવાય. સ્વપર વિવેચન કીજતાં રે અ૦, માહરો કો નવિ થાયરે સુ૦ ૯ ભોગપણો પણ ભૂલથી રે અ૦, માને પુદગલ બંધ; હું ભોગી નિજ ભાવનો રે અ૦, પરથી નહિં પ્રતિબંધરે સુ૦. ૧૦. સમ્યગ્જ્ઞાને વહેંચતાંરે અ૦, હું અમૂર્તિ ચિદરૂપ; કર્તા ભોકતા તત્વનોરે અ૦; અક્ષય અક્ષય અનૂપરે સુ૦. ૧૧. સર્વ વિભાવથકી જુદોરે અ૦, નિશ્ચય નિજ અનુભૂત પૂર્ણાનંદી પરણુમેરે અ૦, નહિ પરપરિણુતિ રીતરે સુ૦ ૧૨. સિદ્ધ સમો એ સંગ્રહેરે અ૦, પરરંગે પલટાય સંગાગી ભાવે કદીરે અ૦, શુદ્ધ વિભાવ અપાયરે સુ૦. ૧૩. શુદ્ધ નિશ્ચય નયે કરીરે અ૦, આતમ ભાવ અનંત તેહ અશુદ્ધનયે કરીરે અ૦, દૃષ્ટ વિભાવ મહંતરે સુ૦ ૧૪. દ્રવ્ય કરમ કરતાં થયોરે અ૦, નય અશુદ્ધ વ્યવહાર

પતિસાહ રાઉ રે; ભમત ભમત ભવજલધિ પાયકે, ભગવંત ભજનવિન ભાઉ નાઉ રે. ૨. કહા વિલંબ કરે અબ બાઉ રે, તરી ભવજલનિધિ પાઉ રે; આનંદઘન ચેતનમય મૂરતિ, શુદ્ધ નિરંજન દેવ ધ્યાઉ રે કયા૦ ૩.

## પદ્યરત્ન ૨ જું રાગ—વેલાવલ—એકતાલી

રે ઘરિયારી બાઉ રે, મત ઘરીય બજાવે; નર શિર બાંધત પાઘરી, તું કયા ઘરીય બજાવે. રે ઘરિયા૦ ૧. કેવલ કાલ કલા કલે, વૈ તું અકલ ન પાવે; અકલ કલા ઘટમેં ઘરી, મુજ સો ઘરી ભાવે. રે ઘરિયા૦ ૨. આતમ અનુભવ રસ ભરી, યામેં ઔર ન માવે; આનંદઘન અવિચલ કલા, વિરલા કોઇ પાવે. રે ઘરિયા૦ ૩

## પદ્યરત્ન ૩ જું રાગ-વેલાવલ-તાલજતી

જીય જાને મેરી સફલ ઘરીરી; જીય૦ સુત વનિતા યૌવન ધન માતો, ગર્ભતણી વેદન વિસરીરી જીય૦ ૧. સુપનકો રાજ સાચ કરી માનત, રાચત છાંહ ગગન બદરીરી; આઈ અચાનક કાલ તોપચી, ગહેગો જ્યું નાહર બકરીરી. જીય૦ ૨. અજહુ ચેત કછુ ચેતત નાંહિ, પકરી ટેક હારિલ લકરીરી; આનંદઘન હીરો જન છાંડી નર મોહ્યો માય કકરી રી. જીય૦ ૩.

## પદ્યરત્ન ૪ થું રાગ—વેલાવલ

સુહાગણ ! જાગી અનુભવ પ્રીત; સુહાગણ૦ નિંદ અનાદિ અજ્ઞાનકી મિટ ગઇ નિજ રીત. સુ૦ ૧. ઘટમંદિર દીપક કિયો, સહજ સુજ્યોતિ સરૂપ; આપ પરાઈ આપુહી, ઠાનત વસ્તુ અનૂપ. સુ૦ ૨. કહા દિખાવું ઔરકુ, કહાં સમજાઉં ભોર; તીર અચૂક હૈ પ્રેમકા, લાગે સો રહે ઠોર. સુ૦ ૩. નાદ વિલુધ્ધો પ્રાણકૂં ગિને ન તૃણ મૃગ-લોય; આનંદઘન પ્રભુ પ્રેમકી, અકથ કહાની હોય. સુ૦ ૪.

## પદ્યરત્ન ૫ મું રાગ—આશાવરી

અવધૂ નટ નાગરકી બાજી, જાણે ન બાંભણ કાજી; અવધૂ૦ થિરતા એક સમયમેં ઠાને, ઉપજે વિણસે તબહી; ઉલટ પલટ ધ્રુવસત્તા રાખે, યા હમ સુની ન કબહી. ૧ અવધૂ૦ એક અનેક અનેક એક કુની, કુંડલ કનક સુભાવે; જલતરંગ ઘટમાટી રવિકર, અગનિત તાંહિ સમાવે. અવધૂ૦ ૨. હૈ નાંહી હૈ વચન અગોચર, નય પમાણ સતભંગી; નિરપખ હોય લખે કોઇ વિરલા, કયા દેખે મત જંગી. અવધૂ૦ ૩. સર્વમયી સરવંગી માને, ન્યારી સત્તા ભાવે; આનંદઘન પ્રભુ વચનસુધારસ, પરમારથ સો પાવે. અવધૂ૦ ૪.

## પદ્યરત્ન ૬ ઠું. સાખી

આતમ અનુભવ રસિક કો, અજબ સુન્યો વિરતંત; નિવેદી વેદન કરે, વેદન કરે અનંત. ૧.

રાગ—સામગ્રી :—મ્હારો બાલુડો સંન્યાસી, દેહ દેવલ મઠવાસી. મ્હારો૦ ૧. ઇંડા પિંગલા મારગ તજી યોગી, સુખમના ઘરવાસી; બ્રહ્મરંધ્ર મધિ આસન પૂરી બાબુ, અનહદ તાન બજાસી. મ્હારો૦ ૨. યમ નિયમ આસન જયકારી, પ્રાણાયામ અભ્યાસી; પ્રત્યાહાર ધારણા ધારી, ધ્યાન સમાધિ સમાસી. મ્હારો૦ ૩. મૂલ ઉત્તરગુણ મુદ્રાધારી, પર્યંકાસન ચારી;

તિહાં તિંદુક વન મનોહર હો એ. ૩. ચાર મહાવ્રત અમતણા, કારણે પડિક્કમણા હોય હો રાતા પીળાં વસ્ર વાપરૂં, વળી પંચવરણ જે હોય હો એ. ૪. શુદ્ધ મારગ છે મુક્તિનો, અમને કલ્પે રાજ પિંડ હો ધામ જિણેસર ઉપાદશ્યો, તુમે પાળો ચારિત્ર અખંડ હો એ હોય. ૫ ગૌતમ શિષ્ય કહે સાંભળો, અમેં પંચ મહાવ્રત ધાર હો પડિક્કમણાં પંચ અમ સહિ, વસ્ર શ્વેતવરણ મનોહાર હો એ હોય. ૬. રાજપિંડ કલ્પે નહિ, ભાખે વીરજીન પરષદા માંહી હો એક મારગ સાધે બેહુ જણા, તો એવડું અંતર કાંઈ હો એ હોય ૭. શંશયવંત મુનિ બે થયા, જઈ પૂછે નિજ ગુરૂ પાસે હો ગૌતમ કોષ્ઠક વન થકી, આવે કેશી પાસે ઉલ્લાસ હો. એ હોય. ૮. કેશી તવ સામ્હા જઈ, ગૌતમને દીયે બહુ માન હો ફાસુપરાલ તિહાં પાથરી બિહુ બેઠા બુદ્ધિ નિધાન હો એ હોય. ૯. ચર્ચા કરે જીન ધર્મની, તિહાં મળીયાં સૂરનર વૃંદ હો ગણધર સોહે અતિ ભલા, જાણે એક સૂરજ બીજો ચંદ હો એ હોય. ૧૦. એક મુક્તિ જાવું બિહુ તણે, તો આચારે કાં ? ભેદ હો જીવ વિશેષે જાણજ્યો, ગૌતમ કહેમ કરો ખેદરે એ હોય. ૧૧. સંસય ભાંજવા સહુતણા, કેશી પૂછે ગુણખાણ હો ગૌતમ ભવિ જીવહિત ભણી, તવ બોલ્યા અમૃત વાણ હો એ હોય ૧૨. વક્ર જડ જીવ ચરમના, પ્રથમના ઋજુ મૂરખ જાણ હો સરલ સુબુદ્ધિ બાવીસના, તિણે જુજુઓ આચાર વખાણ હો એ હોય ૧૩. ઇમ કેશીયે પ્રશ્ન જે પૂછીયા, તેના ગૌતમે ટાળ્યા સંદેહ હો ધન ધન કેશી કહે ગોયમા તુમે સાચા ગુણમણી ગેહ હો એ હોય. ૧૪. મારગ ચરમ જિણંદનો, આદરે કેશી તેણી વાર હો કેશી ગાતમ ગુણ જપે, તે પામે ભવજલ પાર હો એ હોય. ૧૬. ઉત્તરાધ્યયન ત્રેવીસમે, એમ ભાંખે શ્રી જીનરાય હો; શ્રી વિનય-વિજય ઉવજ્ઝાયનો, શિષ્યરૂપ વિજય ગુણગાય હો; એ હોય ગણધર પ્રણમીએ. ૧૬.

### ૯૫ ઉપદેશક પદ સજ્ઝાય

જેના ઘરમાં અધર્મી નાર તેનો ભુંડો જાણો સંસાર સાત આઠ વાગે ઉંઘમાંથી ઉઠીને ધસી ચુલા પાસે જાય દર્શન કર્યાં વિના ખાંઉને ખાખરા ધીમાં ગલોળી ખાય જેના ઘરમાં. ૧. ધર્મ ક્રીયા સખી નેવે મુકીને ઓલે પેલે ઘરે જાય. નિંદાથી નવરી ઉંચી ન આવે દુર્ગતી ભાતા બંધાય જેના ઘર ૨. લાકડાને છાણા પુંજ્યા વિના એ ચુલામાં નાખતી જાય વાસી રોટલા પડી રહેને હીંચકે હીંચકા ખાય જેના ઘરમાં ૩. દેખી સાધર્મી આંખજ કાઢે. હૈયે કરે હાય હાય પર્વતીથી બ્રહ્મચર્ય ન પાળે કાંદા બટાટા ખાય જેના ઘરમાં ૪. ચીંતામણી દાદાની સેવા કરતાં સઘળાએ પાપ પલાય પ્રભુ શાશન મને ભવોભવ મલજો લળી લળી પાગું પાય જેના ઘરમાં ૫. એ ઉપદેશ નરને પણ લાગે જાગે તો સંસાર ત્યાગે સંસાર મુખો જો કડવાં લાગે તો મુક્તિ ચાલે આત્મ જાગે જેના ઘરમાં. ૬.

## શ્રી આનંદઘન પદ્યાવલિ.

### પદ્યરત્ન ૧ લું. રાગ–વેલાવલ

કયા સોવે ઉઠ જાગ બાઉ રે, કયા૦ એ આંકણી; અંજલિ જલ જયું આયુ ઘટત હે, દેત પહોરીયાં ઘરિય ઘાઉ રે. કયા૦ ૧. ઈંદ્ર ચંદ્ર નાગિંદ્ર મુનિંદ્ર ચલે, કોણ રાજા

હોય તો. ૩. કડુ. ૪. કરીયાતુ. ૫. ગલો. ૬. નાહીયો. ૭. ધમાસો. ૮. કરોઠા મૂળ. ૯ બોરડી છાલ મૂળ. ૧૦ બાવળની છાલ. ૧૧. કંથેરલી મૂળ. ૧૨. ચિત્રો. ૧૩. ખેરસાલ, સુખડ, મલયાગરુ, અગર, આડી, અંબર, કસ્તુરી, રાખ, ચુનો, રોહીણી. હળધર, (સુકી) પાતલી, આસગંધી, કુદરૂ, ગડુચી, ચુડડી, ડીકામારી, બોરબીચુ, સંધી લીંગરી, રીંગણી, અફીણુ આદિ સર્વ જાતના વિષો, સાજીખાર, જીકો, ઉપલેટ, ગુગલ, અતિવિષકલી, પુંઆડ એલીઓ, ચુણીફલ, સુરોખાર, ટંકણુખાર, ગોમુત્ર આદિ બધા અનિષ્ટ મુત્રો, બોલમજીટ. કણીયરના મૂળ કુઆરા, ખેર, પંચમૂત્ર, ખારો, ફટકડી, ચીમેઠ, હરડેદલ બધી જાતની ભસ્મો, ભુજગણુ, ઝેરી કોપરૂં પણુ વાપરવામાં આવે છે.

## શ્રી પંચ પરમેષ્ઠિ અનાનૂપૂર્વિ

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ૨ ૩ ૪ ૫ | ૨ ૩ ૪ ૧ ૫ | ૧ ૨ ૩ ૫ ૪ | ૧ ૨ ૪ ૩ ૫ | ૧ ૩ ૪ ૨ ૫ |
| ૨ ૧ ૩ ૪ ૫ | ૩ ૨ ૪ ૧ ૫ | ૨ ૧ ૩ ૫ ૪ | ૨ ૧ ૪ ૩ ૫ | ૩ ૧ ૪ ૨ ૫ |
| ૧ ૩ ૨ ૪ ૫ | ૨ ૪ ૩ ૧ ૫ | ૧ ૩ ૨ ૫ ૪ | ૧ ૪ ૨ ૩ ૫ | ૧ ૪ ૩ ૨ ૫ |
| ૩ ૧ ૨ ૪ ૫ | ૪ ૨ ૩ ૧ ૫ | ૩ ૧ ૨ ૫ ૪ | ૪ ૧ ૨ ૩ ૫ | ૪ ૧ ૩ ૨ ૫ |
| ૨ ૩ ૧ ૪ ૫ | ૩ ૪ ૨ ૧ ૫ | ૨ ૩ ૧ ૫ ૪ | ૨ ૪ ૧ ૩ ૫ | ૩ ૪ ૧ ૨ ૫ |
| ૩ ૨ ૧ ૪ ૫ | ૪ ૩ ૨ ૧ ૫ | ૩ ૨ ૧ ૫ ૪ | ૪ ૨ ૧ ૩ ૫ | ૪ ૩ ૧ ૨ ૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ૨ ૫ ૩ ૪ | ૧ ૩ ૫ ૨ ૪ | ૨ ૩ ૫ ૧ ૪ | ૧ ૨ ૪ ૫ ૩ | ૧ ૨ ૫ ૪ ૩ |
| ૨ ૧ ૫ ૩ ૪ | ૩ ૧ ૫ ૨ ૪ | ૩ ૨ ૫ ૧ ૪ | ૨ ૧ ૪ ૫ ૩ | ૨ ૧ ૫ ૪ ૩ |
| ૧ ૫ ૨ ૩ ૪ | ૧ ૫ ૩ ૨ ૪ | ૨ ૫ ૩ ૧ ૪ | ૧ ૪ ૨ ૫ ૩ | ૧ ૫ ૨ ૪ ૩ |
| ૫ ૧ ૨ ૩ ૪ | ૫ ૧ ૩ ૨ ૪ | ૫ ૨ ૩ ૧ ૪ | ૪ ૧ ૨ ૫ ૩ | ૫ ૧ ૨ ૪ ૩ |
| ૨ ૫ ૧ ૩ ૪ | ૩ ૫ ૧ ૨ ૪ | ૩ ૫ ૨ ૧ ૪ | ૨ ૪ ૧ ૫ ૩ | ૨ ૫ ૧ ૪ ૩ |
| ૫ ૨ ૧ ૩ ૪ | ૫ ૩ ૧ ૨ ૪ | ૫ ૩ ૨ ૧ ૪ | ૪ ૨ ૧ ૫ ૩ | ૫ ૨ ૧ ૪ ૩ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ૪ ૫ ૨ ૩ | ૨ ૪ ૫ ૧ ૩ | ૧ ૩ ૪ ૫ ૨ | ૧ ૩ ૫ ૪ ૨ | ૧ ૪ ૫ ૩ ૨ |
| ૪ ૧ ૫ ૨ ૩ | ૪ ૨ ૫ ૧ ૩ | ૩ ૧ ૪ ૫ ૨ | ૩ ૧ ૫ ૪ ૨ | ૪ ૧ ૫ ૩ ૨ |
| ૧ ૫ ૪ ૨ ૩ | ૨ ૫ ૪ ૧ ૩ | ૧ ૪ ૩ ૫ ૨ | ૧ ૫ ૩ ૪ ૨ | ૧ ૫ ૪ ૩ ૨ |
| ૫ ૧ ૪ ૨ ૩ | ૫ ૨ ૪ ૧ ૩ | ૪ ૧ ૩ ૫ ૨ | ૫ ૧ ૩ ૪ ૨ | ૫ ૧ ૪ ૩ ૨ |
| ૪ ૫ ૧ ૨ ૩ | ૪ ૫ ૨ ૧ ૩ | ૩ ૪ ૧ ૫ ૨ | ૩ ૫ ૧ ૪ ૨ | ૪ ૫ ૧ ૩ ૨ |
| ૫ ૪ ૧ ૫ ૩ | ૫ ૪ ૨ ૧ ૩ | ૪ ૩ ૧ ૫ ૨ | ૫ ૩ ૧ ૪ ૨ | ૫ ૪ ૧ ૩ ૨ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩ ૪ ૫ ૧ ૨ | ૨ ૩ ૪ ૫ ૧ | ૨ ૩ ૫ ૪ ૧ | ૨ ૪ ૫ ૩ ૧ | ૩ ૪ ૫ ૨ ૧ |
| ૪ ૩ ૫ ૧ ૨ | ૩ ૨ ૪ ૫ ૧ | ૩ ૨ ૫ ૪ ૧ | ૪ ૨ ૫ ૩ ૧ | ૪ ૩ ૫ ૨ ૧ |
| ૩ ૫ ૪ ૧ ૨ | ૨ ૪ ૩ ૫ ૧ | ૨ ૫ ૩ ૪ ૧ | ૨ ૫ ૪ ૩ ૧ | ૩ ૫ ૪ ૨ ૧ |
| ૫ ૩ ૪ ૧ ૨ | ૪ ૨ ૩ ૫ ૧ | ૫ ૨ ૩ ૪ ૧ | ૫ ૨ ૪ ૩ ૧ | ૫ ૩ ૪ ૨ ૧ |
| ૪ ૫ ૩ ૧ ૨ | ૩ ૪ ૨ ૫ ૧ | ૩ ૫ ૨ ૪ ૧ | ૪ ૫ ૨ ૩ ૧ | ૪ ૫ ૩ ૨ ૧ |
| ૫ ૪ ૩ ૧ ૨ | ૪ ૩ ૨ ૫ ૧ | ૫ ૩ ૨ ૪ ૧ | ૫ ૪ ૨ ૩ ૧ | ૫ ૪ ૩ ૨ ૧ |

| ૭<br>જન્મનગરી | ૮<br>જન્મભૂમિ | ૯<br>પૂર્વભવ | ૧૦<br>પૂર્વભવે ગુરુ | ૧૧<br>પૂર્વભવે સ્વર્ગ | ૧૨<br>ભવ | ૧૩<br>પારણાં |
|---|---|---|---|---|---|---|
| કોશલદેશ | ઇક્ષ્વાકુભૂમિ | વજ્રનાભ | વજ્રસેન | સર્વાર્થસિદ્ધ | ૧૩ | હસ્તીનાપુર |
| ,, | અયોધ્યા | વિમલવાહન | અરિદમન | વિજય | ૩ | અયોધ્યા |
| કુણાલદેશ | શ્રાવસ્તી | વિપુલબલ | સંભ્રાંત | ગ્રૈવેયક | ૩ | શ્રાવસ્તી |
| કોશલદેશ | અયોધ્યા | મહાબલ | વિમલવાહન | જયંત | ૩ | અયોધ્યા |
| ,, | કૌશાંબી | અતિબલ | સીમંધર | ,, | ૩ | વિજયપુર |
| વત્સદેશ | વાણારસી | અપરાજીત | પિહિતાશ્રવ | ગ્રૈવેયક | ૩ | બ્રહ્મસ્થળ |
| કાશીદેશ | ચંદ્રપુરી | નંદીષેણ | અરિદમન | ,, | ૩ | પાટલીખંડ |
| પૂર્વદેશમાં | કાકંદી | પદ્મ | યુગંધર | વૈજયંત | ૭ | પદ્મખંડ |
| કોશલદેશ | ભદ્દિલપુર | મહાપદ્મ | સર્વજ-<br>ગદાનંદ | આનત<br>દેવલોક | ૩ | શ્વેતપુર |
| મલયદેશ | સિંહપુર | પદ્મ | સસ્તાઘ | પ્રાણત | ૩ | રિષ્ટપુર |
| કાશીદેશ | ચંપા | નલિનીગુલ્મ | વજ્રદત્ત | અચ્યુત | ૩ | સિદ્ધાર્થપુર |
| અંગદેશ | કાંપિલ્યનગર | પદ્મોત્તર | વજ્રનાભ | પ્રાણત | ૩ | મહાપુર |
| પંચાલદેશ | અયોધ્યા | પદ્મસેન | સર્વગુપ્ત | સહસ્તાર | ૩ | ધાન્યકટક |
| કોશલદેશ | રત્નપુર | પદ્મરથ | ચિત્રરથ | પ્રાણત | ૩ | વર્દ્ધમાનપુર |
| કિનર કોશલદેશ | ગજપુર<br>(હસ્તિનાપુર) | દઢરથ | વિમલવાહન | વિજય | ૩ | સૌમનસપુર |
| કુરુદેશ | ,, | મેઘરથ | ધનરથ | સર્વાર્થસિદ્ધ | ૧૨ | મંદિરપુર |
| ,, | ,, | સિંહાવહ | સંવર | ,, | ૩ | ચક્રપુર |
| ,, | ,, | ધનપતિ | સાધુસંવર | ,, | ૩ | રાજપુર |
| વિદેહ | મિથિલા | વૈશ્રમણ | વરધર્મ | જયંત | ૩ | મિથિલા |
| મગધ | રાજગૃહ | શ્રીવર્મા | સુનંદ | અપરાજીત | ૯ | રાજગૃહ |
| વિદેહ | મિથિલા | સિદ્ધાર્થ | નંદ | પ્રાણત | ૩ | વીરપુર |
| કુશાર્તદેશ | સૌર્યપુર | સુપ્રતિષ્ઠ | અતિયશ | અપરાજીત | ૯ | દ્વારકા |
| કાશીદેશ | વાણારસી | આનંદ | દામોદર | પ્રાણત | ૧૦ | કોપકટક |
| પૂર્વદેશ | ક્ષત્રિયકુંડપુર | નંદન | પોટ્ટિલકાચાર્ય | ,, | ૨૭ | કોલ્લાક<br>(સંનિવેશ) |

| | ૧ તિર્થંકરો | ૨ માતા | ૩ પિતા | ૪ લાંછન | ૫ ગણધરો | ગણ | ૬ ગણધર |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવ | મરૂદેવી | નાભિરાજા | વૃષભ | પુંડરિક | ૮૪ | ૮૪ |
| ૨ | અજીતનાથ | વિજયાદેવી | જીતશત્રુ | હસ્તી–હાથી | સિંહસેન | ૧૦૨ | ૧૦૨ |
| ૩ | સંભવનાથ | સેના | જિતારીરાજા | અશ્વ | ચારૂ | ૧૦૨ | ૧૦૨ |
| ૪ | અભિનંદન | સિદ્ધાર્થા | સંવરરાજા | વાનર | વજ્રનાભ | ૧૦૦ | ૧૦૦ |
| ૫ | સુમતિનાથ | મંગલા | મેઘરાજા | ક્રૌંચ સારસપક્ષી | ચમરગણી | ૧૧૬ | ૧૧૬ |
| ૬ | પદ્મપ્રભુ | સુસીમા | શ્રીધરરાજા | લાલકમલ | સુઘોત | ૧૦૭ | ૧૦૭ |
| ૭ | સુપાર્શ્વનાથ | પૃથ્વીમાતા | પ્રતિષ્ઠરાજા | સ્વસ્તિક સાથીઓ | વિદર્ભ | ૯૫ | ૯૫ |
| ૮ | ચંદ્રપ્રભુ | લક્ષ્મણાદેવી | મહસેન | શશી–ચંદ્ર | દિન્નગણિ | ૮૮ | ૮૮ |
| ૯ | સુવિધિનાથ | રામાદેવી | સુગ્રીવ | મકર-મઘર | વરાહગણી | — | — |
| ૧૦ | શીતલનાથ | નંદાદેવી | દ્રઢરથ | શ્રીવત્સ | નંદ | ૮૧ | ૮૧ |
| ૧૧ | શ્રેયાંસનાથ | વિષ્ણુદેવી | વિષ્ણુરાજા | ખડ્ગી (ગેંડો) | કૌસ્તુભ | ૭૬ | ૭૬ |
| ૧૨ | વાસુપૂજ્ય | જયા | વસુપૂજ્ય | મહિષ-પાડો | સુભૂમ | ૬૬ | ૬૬ |
| ૧૩ | વિમલનાથ | શ્યામાદેવી | કૃતવર્મા | વરાહ–ડુક્કર | મંદરગણી | ૫૭ | ૫૭ |
| ૧૪ | અનંતનાથ | સુયશાદેવી | સિંહસેન | સેન– સિંચાણો | યશોગણી | ૫૦ | ૫૦ |
| ૧૫ | ધર્મનાથ | સુવ્રતાદેવી | ભાનુરાજા | વજ્રનું (લાંછન) | અરિષ્ટ | ૪૩ | ૪૩ |
| ૧૬ | શાંતિનાથ | અચિરાદેવી | વિશ્વસેનરાજા | હરિણ–મૃગ | ચક્રાયુધ | ૩૬ | ૩૬ |
| ૧૭ | કુંથુનાથ | શ્રીદેવી | સુરરાજા | છાગઅજ– બકરો | શંબગણી | ૩૫ | ૩૫ |
| ૧૮ | અરનાથ | દેવીમાતા | સુદર્શનરાજા | નંદાવર્ત–સાથીયો–નંદાવર્ત | કુંભગણી | ૩૩ | ૩૩ |
| ૧૯ | મલ્લિનાથ | પ્રભાવતી | કુંભરાજા | કલશ કુંભ | ભિષજગણી | ૨૮ | ૨૮ |
| ૨૦ | મુનિસુવ્રતસ્વામી | પદ્માવતી | સુમિત્રરાજા | કચ્છપ– કાચબો | મલ્લિગણી | ૧૮ | ૧૮ |
| ૨૧ | નમિનાથ | વપ્રાદેવી | વિજયરાજા | નીલકમલ | શુભગણી | ૧૭ | ૧૭ |
| ૨૨ | નેમિનાથ | શિવા | સમુદ્રવિજય | શંખ | વરદત્તગણી | ૧૧ | ૧૧ |
| ૨૩ | પાર્શ્વનાથ | વામા | અશ્વસેનરાજા | ફણીધર– નાગેન્દ્ર–સર્પ | આર્યદત્તગણી | ૧૦ | ૧૦ |
| ૨૪ | મહાવીરસ્વામી | ત્રિશલાદેવી | સિદ્ધાર્થરાજા | સિંહ | ઇંદ્રભૂતિ | ૧૧ | ૧૧ |

| ૨૧ વાસુદેવો | ૨૨ ચક્રિના | ૨૩ જ્ઞાનનગરી | ૨૪ દીક્ષાનગરી | ૨૫ ભા. તિર્થંકર | ૨૬ કોનો જીવ | ૨૭ હાલ ક્યાં છે |
|---|---|---|---|---|---|---|
| — | ભરત | પુરિમતલ | વિનિતા | પદ્મનાભ | શ્રેણિક રાજા | પહેલી નરકે |
| — | સગર | અયોધ્યા | અયોધ્યા | સુરદેવ | વીરપીતરાઇ કાકા પાર્શ્વશ્રા | બીજા દેવલોકે |
| — | — | સાવથ્થી | સાવથ્થી | સુપાર્શ્વ | કોણિકપુત્ર ઉદાયિ | ત્રીજા ,, |
| — | — | અયોધ્યા | અયોધ્યા | સ્વયં પ્રભ | વીરના પોટ્ટિલ શ્રાવક | ચોથા ,, |
| — | · | ,, | ,, | સર્વાનુભૂતિ | દ્રઢાયુષ્ય | બીજા ,, |
| — | — | કૌસંબી | કૌસંબી | દેવશ્રુત | કાર્તિક શેઠ | પહેલા ,, |
| — | — | વણારસી | વણારસી | ઉદયપ્રભ | વીરના શંખ શ્રાવક | બારમા ,, |
| — | — | ચંદ્રપુરી | ચંદ્રપુરી | પેઢાલ | આનંદમુનિ | પહેલા ,, |
| — | — | કાકંદી | કાકંદી | પોટલ | સુનંદ(જે દેવતાઓથી સેવાયા તે | પાચમા ,, |
| — | — | ભદ્દિલપુર | ભદ્દિલપુર | શતકીર્તિ | શતક શ્રાવક | ત્રીજી નરકે |
| ત્રિપૃષ્ઠ | — | સિંહપુરી | સિંહપુરી | શ્રીસુમત | દેવકી (કૃષ્ણ-માતા) | આઠમા દેવલોકે |
| દ્વિપૃષ્ઠ | — | ચંપાપુરી | ચંપાપુરી | અમમ | કૃષ્ણ વાસુદેવ | ત્રીજી નરકે |
| સ્વયંભૂ | — | કંપિલપુર | કંપિલપુર | નિષ્કષાય | સત્યકી-વિધાધર (મહાદેવ) | પાંચમા દેવલોકે |
| પુરુષોત્તમ | — | અયોધ્યા | અયોધ્યા | નિષ્પુલાક | બળદેવ (કૃષ્ણ બંધુ) | છઠ્ઠા ,, |
| પુરુષસિંહ | — | રત્નપુરી | રત્નપુરી | નિર્મમ | સુલસા શ્રાવિકા | પાંચમા ,, |
| — | 'મઘવા-સનત, શાન્તિ | ગજપુર | ગજપુર | ચિત્રગુપ્ત | રોહિણી (બળદેવની માતા) | બીજા દેવલોકે |
| — | કુંથુ | ,, | , | સમાધિ | રેવતી શ્રાવિકા | બારમા |
| પુરુષોત્તમ પુંડરીક | અર | ,, | ,, | સંવર | સતાલિ | બારમા ,, |
| દત્ત | સુભૂમ | મથુરા | મિથિલા | યશોધર | '(કૃષ્ણ) દ્વીપાયન | અગ્નિકુમાર ભુવને |
| નારાયણ | પદ્મ | રાજગૃહી | રાજગૃહી | વિજય | કરણનો | બારમા દેવલોક |
| | હરિ-જય | મથુરા | મથુરા | મલ્લજિન | નારદ વિદ્યાધર | પાંચમા ,, |
| [illegible] | — | ગિરનાર | સૌરિપુર | દેવજિન (વિમળ) | અંબડ શ્રાવક | બારમા ,, |
| — | બ્રહ્મદત્ત | વણારસી | વણારસી | અનંતવીર્ય | અમર | નવમા ગ્રૈવેયકે |
| — | — | ઋજુવાલુકા નદી | ક્ષત્રિયકુંડ | ભદ્રંકર | સ્વાતિબુદ્ધ | સર્વાર્થસિદ્ધ |

| ૧૪ પા. કરાવનાર | ૧૫ વિહારભૂમિ | ૧૬ કેવલવૃક્ષો | ૧૭ મુખ્યસાધ્વી | ૧૮ યક્ષ | ૧૯ શાસનદેવી | ૨૦ રુદ્રો |
|---|---|---|---|---|---|---|
| શ્રેયાંસકુમાર | આર્ય તથા અનાર્ય | વડ | બ્રાહ્મી | ગોમુખ | ચક્રેશ્વરી | ભીમાવત્તા |
| બ્રહ્મદત્ત | આર્ય | સપ્તપર્ણ | ફાલ્ગુની | મહાયક્ષ | અજિતા | જિતશત્રુ |
| સુરેન્દ્રદત્ત | આર્ય | સાલ | શ્યામા | ત્રિમુખ | દુરિતારી | — |
| ઇંદ્રદત્ત | આર્ય | પ્રિયાલ | અજિતા | યક્ષેશ | કાલી | — |
| પદ્મ | આર્ય | પ્રિયંગુ (રાયણ) | કાશ્યપી | તુંબુરૂ | મહાકાલી | — |
| સોમદેવ | આર્ય | છત્રાભ | રતિ | કુસુમ | અચ્યુતા | — |
| મહેન્દ્ર | આર્ય | શિરિષ | સોમા | માતંગ | શાન્તા | — |
| સોમદત્ત | આર્ય | નાગ (નાગકેસર) | સુમના | વિજય | જવાલા | — |
| પુષ્પ | આર્ય | મલ્લી | વારૂણી | અજીત | સુતારકા | રૂદ્ર |
| પુનર્વસુ | આર્ય | પિલુખ | સુયશા | બ્રહ્મા | અશોકા | વિશ્વાનલ |
| નંદ | આર્ય | તિન્દુક | ધારિણી | મનુજેશ્વર | શ્રીવત્સા | સુપ્રતિષ્ઠ |
| સુનંદ | આર્ય | પાટલક | ધરણી | કુમાર | પ્રવરા (ચંડા, | અચલ |
| જય | આર્ય | જંબુ (જાંબુ | ધરા | ષણ્મુખ | વિજયા | પુંડરીક |
| વિજય | આર્ય | અશ્વત્થ (પિંપળો) | પદ્મા | પાતાલ | અંકુશા | અજિતધર |
| ધર્મસિંહ | આર્ય | દધિપર્ણ | આર્યાશિવા | કિન્નર | પ્રજ્ઞપ્તિ | અજિતનાભ |
| સુમિત્ર | આર્ય | નંદી | શ્રુતિ | ગરૂડ | નિર્વાણી | પેઢાલ |
| વ્યાઘ્રસિંહ | આર્ય | તિલક | દામિની | ગંધર્વ | અચ્યુતા | — |
| અપરાજીત | આર્ય | આમ્રક (આમ્ર) | રક્ષિતા | યક્ષેન્દ્ર | ધરણીદેવી | — |
| વિશ્વસેન | આર્ય | અશોક | બંધુમતી | કુબેર | વૈરોટયા | — |
| બ્રહ્મદત્ત | આર્ય | ચંપક | પુષ્પવતી | વરૂણ | દત્તા | — |
| દિન્ન | આર્ય | બકુલ | અનીલા | ભ્રકુટી | ગાંધારી | ... |
| વરદિન્ન | આર્ય તથા અનાર્ય | વેતસ | યક્ષદત્તા | ગોમેધ | અંબિકા | - |
| ધન્ય (વણિક) | આર્ય તથા અનાર્ય | ધાતકી (ધાવડી | પુષ્પચૂલા | પાર્શ્વ | પદ્માવતી | — |
| બહુલ (બ્રાહ્મણ) | આર્ય તથા અનાર્ય | શાલવૃક્ષ | ચંદનબાળા | માતંગ | સિદ્ધા (સિદ્ધાયિકા) | સત્યકિ (મહાદેવ) |



# ॐ ह्रीं
# अर्हं नमः
# श्री
# सज्जन सन्मित्र
# सत्तं महानिधि
# सम्यक्त्वादि पुष्टि
# संग्रह

## पंचविंशति प्रकरण सानुवाद.



### १ श्रीसम्यक्त्वस्वरूप

#### मंगलाचरण.

श्रीमद्वीरंजिनं नत्वा, गुरुं श्रीज्ञानसागरं; श्रीसम्यक्त्वस्यार्थं, लिखामि लोकभाषया. १. गुरुपदेशतः सम्यक्, किंचित् शास्त्रानुसारतः; वृद्धपरंपरां ज्ञात्वा, क्रियते बोधिसंग्रह. २.

ભાવાર્થ—શ્રીમહાવીર પરમાત્માને નમસ્કાર કરીને તથા જ્ઞાન દ્રષ્ટિના દાતા, પરમોપકારી શ્રીગુરુના ચરણારવિંદને નમસ્કાર કરીને પૌદ્ગલિક સુખ તથા આત્મિક સુખને ભિન્ન ભિન્ન દર્શાવનારો, એહવો શ્રીસમ્યક્ત્વગુણ, તેની મુલોત્પત્તિ, સપ્રભેદ કહેનારૂં સમ્યકત્વ પંચવીસીનામે પ્રકરણ, તેનો અર્થ, શ્રીગુરુઉપદેશથકી તથા કાંઈક શાસ્ત્રાનુસારથકી તથા કાંઈક વૃદ્ધપરંપરાથકી એટલે બહુશ્રુતોની વાતો સાંભળીને મારી બુદ્ધિને અનુસારે, કિંચિત્ માત્ર સંક્ષેપથકી લોકભાષામાં વાર્તરૂપે કહું છું.

जह सम्मत्तसरूवं, परूविअं वीरजिणवरिंदेणं;
तह कित्तणेण तमहं, थुणामि सम्मत्तसुद्धिकए. ३.

ભાવાર્થ—જેમ ઉપશમ, ક્ષાયોપશમાદિ પ્રકારે સમ્યકત્વનું સ્વરૂપ શ્રીવીર જિનવરેંદ્રે પ્રરુપ્યું છે, ગણધરાદિકને ઉપદેશ્યું છે. તેમ કીર્તન કરવે કરીને એટલે જે રીતે શ્રીવીર પરમેશ્વરે સમ્યક્ત્વ પ્રાપ્તિની પ્રણાલિકા ઉપદેશી, તેજ પ્રણાલિકાગર્ભિત વિનંતિયે કરીને શ્રીવીર પરમાત્માને સ્તવીશ. એ રીતે પ્રકરણકર્તાએ વસ્તુનિર્દેશાત્મકરૂપ મંગલ કર્યું; હવે પ્રકરણ કરવાનું પ્રયોજન કહે છે, એ પ્રકરણ શા વાસ્તે કરે છે, કે સમ્યક્ત્વની

## બાર માસમાં ચો. જીનના ૧૨૦ કલ્યાણકો

### કાર્તિક માસે ૬ કલ્યાણક

સુ. ૩ સુવિધિ કેવળ   વ. ૬ સુવિધિ દીક્ષા
" ૧૨ અરનાથ કેવળ   " ૧૦ મહાવીર દીક્ષા
વ. ૫ સુવિધિ જન્મ   " ૧૧ પદ્મપ્રભ મોક્ષ

### માગશર માસે ૧૪ કલ્યાણક

સુ ૧૦ અરનાથ જન્મ   સુ. ૧૪ સંભવનાથ જન્મ
" ૧૦ અરનાથ મોક્ષ   " ૧૫ " દીક્ષા
" ૧૧ અરનાથ દીક્ષા   વ ૧૦ પાર્શ્વનાથ જન્મ
" ૧૧ મલ્લિનાથ જન્મ   " ૧૧ " દીક્ષા
" ૧૧ " દીક્ષા   " ૧૨ ચંદ્રપ્રભ જન્મ
" ૧૧ " કેવળ   " ૧૩ " દીક્ષા
" ૧૧ નમિનાથ કેવળ   " ૧૪ શીતલનાથ કેવળ

### પોષ માસે ૧૦ કલ્યાણક

સુ. ૬ વિમળનાથ કેવળ   વ ૬ પદ્મપ્રભ ચ્યવન
" ૯ શાતીનાથ કેવળ   " ૧૨ શીતળનાથ જન્મ
" ૧૧ અજિતનાથ કેવળ   " ૧૨ , દીક્ષા
" ૧૪ અભિનંદન કેવળ   " ૧૩ આદિનાથ મોક્ષ
" ૧૫ ધર્મનાથ કેવળ   " ૦)) શ્રેયાસનાથ કેવળ

### મહા માસે ૧૯ કલ્યાણક

સુ. ૨ અભિનંદન જન્મ   વ. ૭ સુપાર્શ્વનાથ મોક્ષ
" " વાસુપૂજ્ય કેવળ   " " ચંદ્રપ્રભ કેવળ
" ૩ ધર્મનાથ જન્મ   " ૯ સુવિધિનાથ ચ્યવન
" ૩ વિમલનાથ "   " ૧૧ આદિનાથ કેવળ
" ૪ " દીક્ષા   " ૧૨ શ્રેયાંસનાથ જન્મ
" ૮ અજિતનાથ જન્મ   " " મુનિસુવ્રત કેવળ
" ૯ " દીક્ષા   " ૧૩ શ્રેયાંસનાથ દીક્ષા
" ૧૨ અભિનંદન દીક્ષા   " ૧૪ વાસુપૂજ્ય જન્મ
" ૧૩ ધર્મનાથ દીક્ષા   " ૦)) વાસુપૂજ્ય દીક્ષા
" ૬ સુપાર્શ્વનાથ કેવળ

### ફાલ્ગુન માસે ૧૦ કલ્યાણક

સુ ૨ અરનાથ ચ્યવન   વ ૪ પાર્શ્વના ચ્યવન
" ૪ મલ્લિનાથ "   " ૪ પાર્શ્વનાથ કેવળ
" ૮ સંભવનાથ "   " ૫ ચંદ્રપ્રભ ચ્યવન
" ૧૨ મલ્લિનાથ મોક્ષ   " ૮ આદિનાથ જન્મ
" ૧૨ મુનિસુવ્રત દીક્ષા   " " " દીક્ષા

### ચૈત્ર માસે ૧૭ કલ્યાણક

સુ. ૩ કુંથનાથ કેવળ   વ. ૨ શીતળનાથ મોક્ષ
" ૫ અજિતનાથ મોક્ષ   " ૫ કુંથુનાથ દીક્ષા
" " સંભવનાથ "   " ૬ શીતનાથ ચ્યવન
" , અનતનાથ "   " ૧૦ નમિનાથ મોક્ષ
" ૯ સુમતિનાથ "   " ૧૩ અનંતનાથ દીક્ષા
" ૧૧ સુમતિનાથ કેવળ   " ૧૪ " જન્મ
" ૧૩ મહાવીર જન્મ   , " " કેવળ
" ૧૫ પદ્મપ્રભ કેવળ   " " કુંથુનાથ જન્મ
વ ૧ કુંથુનાથ મોક્ષ

### વૈશાખ માસે ૧૪ કલ્યાણક

સુ ૪ અભિનંદન ચ્યવન   સુ. ૧૩ અજીતનાથ ચ્યવન
" ૭ ધર્મનાથ "   વ. ૬ શ્રેયાંસનાથ "
" ૮ અભિનંદન મોક્ષ   " ૮ મુનિસુવ્રત જન્મ
" ૮ સુમતિનાથ જન્મ   " ૯ " મોક્ષ
" ૯ સુમતિનાથ દીક્ષા   " ૧૩ શાંતિનાથ જન્મ
" ૧૦ મહાવીર કેવળ   " ૧૩ " મોક્ષ
" ૧૨ વિમલનાથ ચ્યવન   " ૧૪ " દીક્ષા

### જેઠ માસે—૭—કલ્યાણક

સુ ૫ ધર્મનાથ મોક્ષ   વ ૪ આદિનાથ ચ્યવન
" ૯ વાસુપૂજ્ય ચ્યવન   " ૭ વિમળનાથ મોક્ષ
" ૧૨ સુપાર્શ્વનાથ જન્મ   " ૯ નમિનાથ દીક્ષા
" ૧૩ " દીક્ષા

### અષાઢ માસે ૭ કલ્યાણક

સુ. ૬ મહાવીર ચ્યવન   વ ૭ અનંતનાથ ચ્યવન
" ૮ નેમિનાન મોક્ષ   " ૮ નમિનાથ જન્મ
" ૧૪ વાસુપૂજ્ય મોક્ષ   " ૯ કુંથુનાથ ચ્યવન
" ૩ શ્રેયાંસનાથ મોક્ષ

### શ્રાવણ માસે ૮ કલ્યાણક

સુ ૨ સુમતિનાથ ચ્યવન   સુ ૧૫ મુનિસુવ્રત ચ્યવન
" ૫ નેમિનાથ જન્મ   વ ૭ શાંતિનાથ "
" ૬ " દીક્ષા ;   " ચંદ્રપ્રભ મોક્ષ
" ૮ પાર્શ્વનાથ મોક્ષ   " ૮ સુપાર્શ્વ ચ્યવન

### ભાદ્રપદ માસે ૨ કલ્યાણક

સુ ૯ સુવિધિનાથ મોક્ષ   વ. ૦)) નેમિનાથ કેવળ

### આસો માસે ૬ કલ્યાણક

સુ. ૧૫ નમિનાથ ચ્યવન   વા ૧૨ નેમિનાથ ચ્યવન
વ. ૫ સભનાથ કેવળ   " ૧૩ પદ્મપ્રભ દીક્ષા
" ૧૨ પદ્મપ્રભ જન્મ   " ૦)) મહાવીર મોક્ષ

પ્રસાદે ક્ષાયિકાદિકની પરે વિશિષ્ઠ તો નહિ પણ સામાન્ય પણે અલ્પકાલીન ઉપશમનામા સમકિત પામે, તે શી રીતે પામે, તેની ઉપમા કહે છે જેમ સુભટ હોય, તે શત્રુને વિષે વેરીને જીતવાથી પરમાનંદ પામે, તેમ અનાદિના જે રાગદ્વેષરુપ મહોટા શત્રુ, તજ્જનિત ગુરૂ કર્મ સ્થિત્યાદિ અનંતાનુબંધિયા ચાર વૈરીને જીતવાથી પરમાનંદ સરિખું સમ્યકત્વ જીવ પામે. અહિંયાં ગ્રંથાંતરથી પૂર્વોકત જીવ અંતરકરણમાં પહોંચતા કેવો આનંદ પામે, તેની ઉપમા પ્રકારાંતર કહી દેખાડે છે:- જેમ કોઈક પંથીજન ગ્રીષ્મકાલમાં મધ્યાન્હ સમયે નિર્જળ વનમાં સુર્યના પડેલા કિરણને પરિતાપે પડેલા લૂના સખ્ત તાપે કરી અતિ વ્યાકુલ થયો હોય, તેને કોઇ શીતળ સ્થાનક મલે, વળી તિહાં કોઇ બાવનાચંદનનો રસ છાંટે, તેવારે તે પંથી શાતા પામે, તેવો આનંદમગ્ન હોય ૭.

હવે સમ્યકત્વ કેટલે ભેદે હોય, તે આગમની ગાથાએ કહે છે.

તં એગવિહં, દુવિહં, તિવિહં તહ ચઉવિહં ચ પંચવિહં;
તથ્થેગવિહં જં તુહ, પણીયભાવેસુ તત્તરુઇ. ૮.

ભાવાર્થ—એક પ્રકારે, બે પ્રકારે, ત્રણ પ્રકારે, ચાર પ્રકારે, અને પાંચ પ્રકારે પણ આગમમાં સમ્યકૃત્વ કહ્યું તે ભેદોનું સ્વરૂપ વિવરીને કહે છે: તિહાં એકવિધ સમ્યકૃત્વ તે, જે હે પરમેશ્વર! તાહરા પ્રકાશ્યા જે જીવાદિકભાવ-પદાર્થો, તેને વિષે તત્વરૂચિ હોય, અર્થાત્, પરમાર્થબુદ્ધિ હોય, તે તત્વરૂચિ શ્રધાન મિથ્યાત્વદલના રસની મંદતાયે જાતિસ્મરણાદિક નિમિત્તે, ઉહાપોહ કરતાં કરતાં સહેજે પોતાની મેલે તત્વશ્રધાન પામે, તે નિસર્ગ સમ્યકૃત્વ કહેવાય; અથવા શુદ્ધગુરૂની ઉપાસના કરતાં, સિદ્ધાંતવાણી સાંભળતાં, જે પામે, તે ઉપદેશિક શ્રદ્ધાન કહિયે; ઇત્યાદિક લક્ષણ જે તત્વરૂચિ તે એકવિધ સમ્યકૃત્વ કહિયે. ૮.

હવે દ્વિવિધ સમ્યકૃત્વ ત્રણ પ્રકારે કહે છે.

દુવિહં તુ દવ્વભાવા, નિચ્છય વવહારઓ વિ અહવાવિ;
નિસ્સગ્ગુવએસાઓ, તુહવયણ વિઊહિં નિદ્દિટ્ઠં. ૯.

ભવાર્થ—હે જીનેશ્વર, તાહરા ભાખ્યાં જે દ્વાદશાંગ, તેના જાણ એહવા જે પ્રવિણ પુરૂષો, તેણે એક દ્રવ્યસમ્કૃત્વ, અને બીજુ ભાવસમ્યકૃત્વ, એ બે પ્રકારે સમ્યકૃત્વ કહ્યું છે; અથવા એક નિશ્ચય સમ્યકત્વ, અને બીજું વ્યવહાર સમ્યકત્વ, એ રીતે પણ બે પ્રકાર કહ્યા છે, તથા વળી એક નિસર્ગ સમ્યકૃત્વ, એ રીતે પણ બે પ્રકાર કહ્યા છે, એમ ત્રણ પ્રકાર દ્વિવધ સમ્યકૃત્વના તાહરાં વચનવેત્તા એટલે આગમાર્થના જાણ પુરુષે દેખાડયા છે. ૯.

હવે ત્રણ પ્રકારે દ્વિવિધ સમ્યકૃત્વ કહ્યું, તેના લક્ષણ કહે છે.

તુહ વયણે તત્તરુઇ, પરમથ્થમજાણઓ વિ દવ્વગયં;
સમ્મં ભાવગયં પુણ, પરમથ્થ વિયાણઓ હોઇ. ૧૦.

ભાવાર્થ—હે પ્રભુ, તાહરાં વચનનો પરમાર્થ જે રહસ્ય, તેનો અજાણ છે, તાહરાં વચનને વિષે તત્વરૂચિ છે, કેમકે જે, રાગ, દ્વેષ, અજ્ઞાન, એ ત્રણદોષનો નાશ થવાથી

શુદ્ધ થવાને અર્થે, એટલે ક્ષાયિકભાવે સમ્યક્ત્વ શુદ્ધિ પામવાને અર્થે કરે છે. ૧.

હવે સમ્યક્ત્વ પ્રાપ્તિની અગાઉ જેવી જીવની અવસ્થા હોય. તે વ્યતિકરગર્ભિત બીજી ગાથાયે સ્તુતિ કરે છે.

સામિ! અણાઇ અણંતે, ચઉગઇ સંસાર ઘોર કંતારે;
મોહાઇ કમ્મ ગુરૂઠિઇ, વિવાગવસઓ ભમઇ જીવો. ૪.

ભાવાર્થ—હે સ્વામિ, મારા સરિખા સંસારી જીવ, તે જેની આદિ પણ ન પામીયે તેને અનાદિ અનંત કહીયે, એટલે જેની આદિ અંત નથી, એવો ચતુર્ગતિ ભ્રમણરૂપ સંસાર તેહિજ જાણિયે એક ઘોર કાંતાર એટલે ભયાનક અટવી, તેહને વિષે મોહનીયાદિક આઠે કર્મની ઉત્કૃષ્ઠ સ્થિતિના વિપાક વેદવાના પરવશપણા થકી આ જીવ ભ્રમણ કરે છે.

હવે સમ્યક્ત્વ પ્રાપ્તિનો ઉપાય કહે છે

પલ્લોવલમાઇ અહા–પવિત્તિકરણેણ કોવિ જઇ કુણઇ;
પલિઆ અસંખભાગુણ; કોડિકોડિઅર ઠિઇ સેસં. ૫.

ભાવાર્થ—પાલા તથા નદીના પાષાણાદિ (આઠ) દ્રષ્ટાંતિક–ન્યાયવડે જે કોઈ ભવ્ય પ્રાણી સમ્યક્ત્વ પ્રાપ્તિના કારણપણે ત્રણ પરિણામરૂપ યથાપ્રવૃત્તિઆદિ, ત્રણ કરણ છે, તેમાંથી પ્રથમ જે યથાપ્રવૃત્તિકરણ, તેના પરિણામવડે આયુવર્જીને શેષ સાત કર્મોની એક કોહાકોડી સાગરોપમમાં એક પલ્યોપમના અસંખ્યાત ભાગે ન્યૂન સ્થિતિ કરે.

તથ્થવિ ગંઠિ ઘણ રાગ–દોસ પરિણઇમયં અભિંદંતો;
ગંઠિય જીવોવિ હહા, ન લહઇ તુહ દંસણં નાહ!. ૬.

ભાવાર્થ—તિહાં પણ કાંઇ ઉણી એક કોહાકોડી સ્થિતિ શેષ સાત કર્મની કીધી, તો પણ અભવ્ય અથવા દુર્ભવ્યત્વાદિક દૂષણને લીધે હાહા ઇતિખેદેઃ રાગ દ્વેષ પરિણામ-મય ગ્રંથી દેશગત જીવ પણ ગ્રંથીને અણભેદતો થકો હે નાથ! તાહરું દર્શન જે શ્રીમુખે કહેલું સમ્યક્ત્વ, તે પામી શકે નહી. ૪.

હવે જીવ જે રીતે ગ્રંથી ભેદે તે રીત કહે છે

પહિલય પિવિલિયનાએણ, કોવિ પજ્જત્ત સન્નિપંચિંદી;
ભવ્વો અવઢ્ઢ પુગ્ગલ, પરિયટ્ટવસેસ સંસારો. ૭.

ભાવાર્થ—ઈહાં ગ્રંથીદેશ પામ્યા પછી કોઇક જીવ અપૂર્વકરણ કરે, તે પંથી જે વટેમાર્ગુ, તથા પિપિલીકા જે કીડી, તેને ન્યાયે, (દ્રષ્ટાંતે) કરે, તેણે કોઈ સંજ્ઞી પર્યાપ્તો પચેંદ્રી ભવ્યજીવ મુક્તિ જાવા યોગ્ય હોય, જેને માત્ર અર્દ્ધ પુદ્‌ગલ પરાવર્ત શેષ સંસાર બાકી રહ્યો હોય, એહવો, એટલા લક્ષણે પૂરણ જે જીવ હોય તે જીવ કરે, તે હવે આગલી ગાથાએ કહે છે. ૫.

હવે પૂર્વોક્ત લક્ષણવંત જીવ તે ગ્રંથીદેશ સુધી આવે, તિહાં પરિણામ નિર્મલતાની વૃદ્ધિ હોય તે કહે છે.

ઔષધ કર્યા વિનાજ પોતાની મેળે જતો રહે, અને કોઈકને તો ઔષધ ચૂર્ણ, ધાગાદિ કરવાથી જ્વર જાય છે, તથા કોઇને તો અસાધ્ય જ્વર કોઈ રીતે જાયજ નહિ. એ રીતે એ બે દ્રષ્ટાંત સમ્યકત્વપ્રાપ્તિ વિષે જોડવા. તે આવી રીતે, કાંઈક શુકલપક્ષી, કાલાદિક કારણ પરિપાકવંત ચરમાવર્તિ, ચરમ કરણી, એવો ભવ્યજીવ, તે સહેજે આપોઆપ વિચારતે થકે સમ્યકત્વ પામે, તે નિસર્ગ સમ્યકત્વ કહિયે, તથા કોઇક જીવ પૂર્વોક્ત કાલાદિક યોગ્યતાવંત હોય, પણ સદ્દગુરૂને યોગે ઉપદેશ સાંભળી અનાદિની ભૂલ મટાડી દેવ, ગુરૂ, ધર્મ સદ્દહણારુપે સમ્યક્ત્વ પામે, તેને ઉપદેશ સમ્યકત્વ કહિયે, એ રીતે એ, ન્યાયદ્વારાએ સમ્યકત્વ. તે હે પ્રભુ! તુમે કહ્યું, પ્રરુપ્યું, તે માટે પરમોપકારી એહવા તુજને મ્હારો નમસ્કાર થાઓ. ૧૨.

હવે ત્રણ પ્રકારે સમ્યક્ત્વ કહે છે.

તિવિહં કારગ રોઅગ-દીવક ભેએહિં તુહ મયવિઉહિ;
પઓવસમોવસમિય-ખાઇ ભેએહિં વા કહિયં. ૧૩

ભાવાર્થ—હે નાથ! ત્હારા મતના વેત્તા જે ગણધરાદિક તેણે કારક, રોચક, અને દીપક, એમ તિવિહ-ત્રણ પ્રકારે સમ્યકત્વ કહ્યું છે. વા અથવા ક્ષાયોપશમિક, ઉપશમ અને ક્ષાયિક, એ રીતે પણ ત્રણ ભેદે સમ્યકત્વ કહ્યું છે. ૧૩.

હવે કારકાદિક સમ્યક્ત્વનાં લક્ષણ કહે છે.

જં જહ ભણિયં તુમએ, તં તહ કરણંમિ કારગો હોઇ:
રોઅગ સમ્મત્તં પુણ, રુઇમિત્તકર તુ તુહ ધમ્મે. ૧૪

ભાવાર્થ—હે નાથ, જેમ યથાર્થ ભાવે વિધિમાર્ગ તુમે પ્રકાશ્યો, તે તેમજ આજ્ઞાને અનતિક્રમતો થકો, એટલે તમારી આજ્ઞા સહિત, આગમોકત શૈલીપૂર્વક યથાશક્તિએ દાન, પૂજા, વ્રત, નિયમાદિક કરે, તેને કારક સમમ્યત્વ કહિયે, તથા વલી બીજું રોચક સમ્યકત્વ, તે ત્હારા ધર્મને વિષે રૂચિમાત્ર કરે, શ્રીજિનોક્ત ધર્મ કરવાની ઇચ્છા રહે, શુદ્ધ શ્રદ્ધા રાખે, કોઇને ધર્મ પ્રવૃત્તિ કરતો દેખીને રૂડું માને, પરંતુ પોતે ભારે કર્મી, માટે ક્રિયાનુષ્ઠાનાદિક કરી શકે નહિ, તેને રોચક સમ્યકત્વ કહિએ. ૧૪.

હવે દીપક સમ્યત્વ કહે છેઃ—

સયમહિ મિચ્છદિટ્ઠી, ધમ્મ કહાઇહિં દીવઇ પરસ્સ;
દીવગ સમ્મત્તમિણં, ભણંતિ તુહ સમયમહણો. ૧૫

ભાવાર્થ—સ્વયં-પોતે તો મિથ્યાદ્રષ્ટિ, અભવ્ય, દુર્ભવ્ય હોય, પણ અંગાર મર્દકાચાર્યની પેરે ધર્મકથાદિકે કરી, તથા દંભરચના વિશેષે કરી પર, જે બીજા ભવ્ય ભદ્રક જીવો હોય, તેને ધર્મે કરી દીપાવે, એટલે આગલા જીવોના ઘટમાં પ્રકાશ કરાવે, પરંતુ પોતાને અંતરંગ પરિણામે શ્રદ્ધા ન હોય. એહવાને હે પ્રભુ! ત્હારા સમય જે સિદ્ધાંત, તેના જાણ પુરુષો દીપકસમ્યત્વ કહે છે. ૧૫.

હવે બીજી રીતે પ્રકારાંતરે ત્રણ ભેદ સમ્યકત્વના કહે છેઃ—

વિતરાગ થયા, તે અસત્ય ભાષણ કરે નહી, એટલે શ્રીજિનભાષિત વચન સર્વ સત્ય છે. એમ તે જાણે છે, તો એવી જે તત્વરૂચિ, તે દ્રવ્યગત સમ્યક્ત્વ કહિયે; બીજું ભાગવત સમ્યક્ત્વ, તે પરમાર્થના જાણ પુરૂષને હોય, માટે જે ભવ્યજીવ જીવાદિક નવે પદાર્થને સમસ્તનય, ગમ, ભંગ નિક્ષેપ પ્રમુખ સ્યાદ્વાદ શૈલીપુર્વક જાણે, સદ્દહે, તે ભવ્યજીવને ભાગવત સમ્યક્ત્વ કહિયે; એમ દ્વિવિધ સમ્યક્ત્વ કહ્યું. ૧૦.

હવે નિશ્ચય વ્યવહાર રીતે બે પ્રકારના સમ્યક્ત્વનું લક્ષણ કહે છે.

નિચ્છયઓ સમ્મત્તં, નાણાઇ મયપ્પસુહ પરિણામો;
ઇયરં પુણ તુહ સમએ, ભણિયં સમ્મત્ત હેઊહિં. ૧૧.

ભાવાર્થ—જ્ઞાન, દર્શન ચારિત્રરૂપ શુદ્ધ શ્રદ્ધા, ભાસન, રમણતાપુર્વક રત્નત્રયીરૂપ આત્માના જે શુદ્ધ પરિણામ, તેને નિશ્ચય સમ્યક્ત્વ કહિયે, એટલે આત્માનેજ નિશ્ચય સમ્યક્ત્વ કહિયે. કેમકે આત્માને આત્માના ગુણ તે કાંઇ જૂદા નથી; પરિણામે અનન્ય છે, એક છે, ગુણગુણીભાવે અભેદેજ રહયા છે, કેમકે અભેદપરિણામે પરિણમ્યો જે આત્મા, તે તદ્ગુણરૂપજ કહેવાય. પ્રાયે અપ્રમત્ત સાધુને નિશ્ચયનયે સમ્યક્ત્વ પુર્ણ કહેવાય છે, કેમકે જેવું જાણ્યું તેવોજ ત્યાગભાવ છે, અને શ્રદ્ધા પણ તદનુરૂપ છે માટે સ્વરૂપોપયોગી જીવને આત્મા તેહિજ જ્ઞાન, દર્શન ચારિત્ર છે, કારણ કે, આત્મા રત્નત્રયાત્મક અભેદ ભાવે શરીરમાં રહ્યો છે, માટે રત્નત્રયીને શુદ્ધોપયોગે વર્તતા જીવને નિશ્ચય સમ્યક્ત્વ કહિયે. બીજું વ્યવહાર સમ્યક્ત્વ છે, તે હે પ્રભુ ! તારા સિદ્ધાંતને વિષે સમ્યક્ત્વના હેતુ, જે મિથ્યાત્વીનું સંસ્તવ, પરિચય પ્રમુખ, જે અતિચારાદિક દોષો છે, તેના ત્યાગથી થાય, તથા દેવ ગુરૂભક્તિ બહુમાનસહિત, ભક્તિ કરે, શાસનોન્નતિ કરે, અવિરતિ ગુણઠાણે રહ્યો થકો પણ આગમોક્ત વિધિ માર્ગે નિરતિચાર સમ્યક્ત્વ પ્રવૃત્તિસહિત હોય તેને વ્યવહાર સમ્યક્ત્વ કહિયે. ૧૧.

હવે ત્રીજા બે પ્રકારે સમ્યક્ત્વ કહે છે, તેમાં એક નિસર્ગ સમ્કૂત્વપ્રાપ્તિ, અને બીજી ઉપદેશજન્ય સમ્યક્ત્વપ્રાપ્તિ. ઇહાં શિષ્ય પૂછે કે, સહેજે સમ્યક્ત્વની પ્રાપ્તિ કેવી રીતે થાય? તેવારે ગુરુ દ્રષ્ટાંતગર્ભિત સમ્યક્ત્વ પ્રાપ્તિનો ઉપાય કહે છે.

જલ વથ્થ મગ્ગ કુદ્દવ-જરાઇનાએણ જેણ પત્તં;
નિસ્સગ્ગુવએસભવં, સમ્મત્તં તસ્સ તુજ્ઝ નમો. ૧૨

ભાવર્થ—આ ગાથામાં પાંચ દ્રષ્ટાંત, કહ્યાં છે, તેમા જલનો, વસ્ત્રનો અને કોદ્રવનો, એ ત્રણ દ્રષ્ટાંત, આગલ પુંજત્રય ભાવનાવસરે કહી બતાવશે, અને માર્ગનો, તથા જ્વરનો, એ બે પ્રસ્તુત છે, તે છેઃ-જેમ કોઇક પંથી માર્ગમાં ભ્રષ્ટ થયા પછી બીજા કોઇનો ઉપદેશ પામ્યા વિનાજ ભમતો ભમતો પોતાની મેલે સહેજે માર્ગ ચઢે, અને પંથ ભ્રષ્ટ થયેલો પંથી તથાવિધ પાપના ઉદયથી કોઇ સજ્જનનો જોગ ન મલવાથી માર્ગ પામેજ નહિ, તિહાંનો તિહાંજ રહે, અને ત્રીજો પુરૂષ બીજાને પૂછી માર્ગ પામે. વલી જ્વરનો દ્રષ્ટાંત કહે છે :-જેમ કોઇને તાપ, જ્વર આવ્યો, તે કોઇને

પણ બે માર્ગ કહ્યા; એટલી વાત પ્રસંગથી કહી. ૧૬.

હવે કર્મગ્રંથની શૈલીયે ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્તિનો ઉપાય કહે છે.

અકયતિપુંજો ઉસરદવ-દલિય દઢ્ઢ રૂખ્ખનાએણં;
અંતરકરણુવસમિઓ, ઉવસમિયો વા સસેણિગઓ. ૧૭.

ભાવાર્થ-જેણે ત્રણપુંજ પૂર્વે કર્યા નથી, એટલે પુંજ કર્યાથી આગલ જેમ વનમાં દાવાનલ બલતો હોય, ઉખરભૂમિ એટલે ખરી જમીન રણરૂપ હોય, અથવા કેવલ વેલુ એટલે રેતીની ભૂમિ હોય, સૂકી નદી પ્રમુખની. તેને ઉખર ભૂમિ કહિયે, તથા જે ભૂમિ ઉપર પૂર્વે દવ લાગી ગયો હોય, અને ઘાસ, લાકડી તથા ઝાડ પ્રમૂખ બળી સાફ થઇ ગયા હોય, તે દવદગ્ધ ભૂમી કહિયે, એટલે એક ઉખર ભૂમિ અને બીજી દવદગ્ધ ભૂમિ, એ બે ઠેકાણા જો બળતી અગ્નિ પામે, તો પોતાની મેલે ઓલવાઇ જાય, એ ન્યાયે મિથ્યાત્વ-વેદનરૂપ જે દાવાનલ, તે અંતકરણરુપ ઉખર ક્ષેત્ર પામીને સહેજે પોતાની મેળે ઉપશમી જાય, ઓલવાઈ જાય. તેથી જીવ ઉપશમસમ્યક્ત્વ પામે. એટલે અંતરકરણગત ઉપશમસમ્યક્ત્વ કહ્યું. વા અથવા ઉપશમસમ્યક્ત્વ સ્વશ્રેણીયે એટલે ઉપશમશ્રેણી ચઢતાં પણ હોય. ૧૭.

હવે ક્ષપકશ્રેણીનું સ્વરૂપ કહે છે. પ્રથમ ક્ષાયકની અનુક્રમણિકા કહે છે.

મિચ્છાઇ ખએ ખઇઓ, સો સત્તગખ્ખીણિ ઠાઇ બદ્ધાઊ;
ચઉ તિ ભવભાવિ મુખ્ખો, તબ્ભવ સિદ્ધિ વિ ઇયરો વા. ૧૮.

ભાવાર્થ-પૂર્વે સિદ્ધાંતાભિપ્રાયે અપૂર્વકરણે કર્યા છે ત્રણપુંજ જેણે, તે જીવ શુદ્ધ પુંજોદયે વર્ત્તતો, યથા કર્મગ્રંથાભિપ્રાયે અંતરકરણગત ઉપશમ બલ કર્યા છે ત્રણપુંજ જેણે, તે જીવ જેવારે શુદ્ધ વિપાકોદય વેદતો એટલે ક્ષાયોપશમસમ્યક્ત્વે વર્ત્તતો ચોથા ગુણઠાણાથી માંડીને ક્ષાયિક પ્રારંભે, તિહાં પ્રથમ અનંતાનુબંધી ચાર કષાય તથા મિથ્યાત્વ મોહનીવ પુંજ, મિશ્ર મોહનીયપુંજ અને સમ્યક્ત્વ મોહનીયપુંજ, એ ત્રણપુંજ અને પૂર્વોક્ત ચાર કષાય એ સાતે પ્રકૃતિનો ક્ષય કરે, તેવારે ક્ષાયક સમ્યક્ત્વી થાય, તેના બે ભેદ છે, એક બદ્ધાયુ ક્ષાયિક સમકત્વી, બીજો અબદ્ધાયુ ક્ષાયિકસમ્યક્ત્વી, તિહાં જે અબદ્ધાયુ એટલે જે જીવે આગલા ભવનું આયુ બાંધ્યું નથી, એવો ક્ષાયકસમ્યક્ત્વી જીવ તો તદ્દભવેજ મોક્ષે જાય, અને જેણે આવતા ભવનું આયુ બાંધીને પછી સાત પ્રકૃતિ ક્ષય કરી ક્ષાયકસમ્યક્ત્વ પામ્યો, તે જીવ ત્રણભવે અથવા ચારભવે મોક્ષે જાય; ઇહાં આયુ બાંધ્યા પછી કોઈ જીવે ક્ષાયિક સમ્યક્ત્વ પામ્યું, તો તે જીવે સાત પ્રકૃતિ ક્ષય કરી છે એટલેજ રહે. પણ આગલ ક્ષપકશ્રેણીયે ચઢે નહી, તે ભવે તો ક્ષાયિકમાત્રેજ રહે, પછી પૂર્વોક્ત રીતે ત્રીજે ભવે અથવા ચોથે ભવે સિદ્ધિ વરે. આટલી વાત પ્રસંગથી કહી છે.

હવે ચાર પ્રકારે સમ્યક્ત્વ કહે છે;—

ચઉહાઓ સાસાણં, ગુડાઇ વમણુવ્વ માલપડણુવ્વ;
ઉવસમિઓ ઉ પડંતો, સાસાણો મિચ્છમપ્પત્તો. ૧૯.

ભાવાર્થ—ચાર પ્રકારે સમ્યકત્વ હોય, તે આવી રીતે;-કે ત્રણ સમ્યક્ત્વ તો પૂર્વે

અપુવ્વકય તિપુંજો, મિચ્છમુઇન્નં ખવિત્તુ અણુઇન્નં;
ઉવસામિય અનિયટ્ટી-કરણાઓ પરં ખઓવસમી. ૧૬

ભાવાર્થ—અપૂર્વ કરણે કર્યા છે ત્રણ પુંજ જેણે, મિથ્યાત્વ, તેના દલ ઉદય આવ્યા, તેને ક્ષેપવીને-ક્ષયકરીને અને ઉદય ન આવ્યા જે મિથ્યાત્વના દલ, તેને ઉપશમાવીને અનિવૃત્તિકરણથી આગલ ક્ષયોપશમ સમ્યક્ત્વ પામે:—અહિંયાં પ્રકરણકારેં સિદ્ધાંત તથા કર્મ ગ્રંથિક, એ બેઉના અભિપ્રાય ગ્રહણ કરી પ્રકરણ રચના કરી છે, તેમાં સિદ્ધાંતકારનો એ આશય છે જે, અનાદિ મિથ્યાદૃષ્ટિને કોઇ તથાવિધ સામગ્રીનો સદ્ભાવ, એટલે પ્રાપ્તિ થઇ, યથાપ્રવૃત્તિ પ્રમુખ ત્રણ કરણ કરતાં અપૂર્વકરણના અધ્યવસાયથી ગ્રંથી ભેદી શેષ મિથ્યાત્વ સ્થિતિના ત્રણ પુંજ કરી પ્રથમ શુદ્ધ પુદ્ગલને વેદે, તે કારણથી ઉપશમસમ્યક્ત્વ પામ્યા વિનાજ પ્રથમ ક્ષયોપશમ સમ્યક્ત્વ પામે. તથા વલી કોઇક ભવ્ય જીવ યથાપ્રવૃત્યાદિક કરણત્રણ અનુક્રમે પૂર્વોક્ત વિધિયે કરી અંતકરણને પ્રથમ સમયે ઉપશમસમ્યક્ત્વ પામે, પણ ઉપશમે રહ્યો પુંજ કરેજ નહી, અંતરમુહૂર્ત કાલ પ્રમાણ શુદ્ધ-નિર્મલ અપૌદ્ગલિક ઉપશમ ભાવ વેદી, તિહાંથી ચલાયમાન થયો થકો અવશ્ય મિથ્યાત્વે જાય, અપર પુંજ તો છે નહિ, માટે ઇલિકાને દષ્ટાંતે ફરી પાછો મિથ્યાત્વ સ્થાનકથી આવ્યો, તે ફરી મિથ્યાત્વેજ જાય, એ સિદ્ધાતિકનો અભિપ્રાય છે. તથા કર્મગ્રંથવાલા એમ માને છે કે, જે કોઈ અનાદિ મિથ્યાદૃષ્ટિ સંસારી જીવ, જેવારે ચરમાવર્ત્ત તથા ચરમકરણ કરવાને અવસરે પહેલા સમ્યક્ત્વ પ્રાપ્તિકાલેજ યથાપ્રવૃત્યાદિ કરણત્રણ કરવા પૂર્વકજ અંતરકરણ કરે, તિહાં ઉપશમ સમ્યક્ત્વ પામી અવશ્ય ત્રણપુંજ કરે, તેનું સ્વરૂપ આગ્રંથમાં પૂર્વે કહેલ તે પ્રમાણે જાણી લેવું. હવે તે ત્રણ પુજના ત્રણ નામ થયા, તેમાં પહેલો શુદ્ધપુંજ, તે દર્શન મોહનીય કહિયેઃ હવે તે જીવ અંતરકરણગત ઉપશમકાલ પૂરો થયે થકે, એટલે જેટલો વખત અંતરકરણનો તેટલોજ વખત ઉપશમ સમ્યક્ત્વનો છે. તે ઉપશમ સમ્યક્ત્વનો કાલ અંતરમુહૂર્ત પ્રમાણ પૂરો થયે થકે જો પરિણામની વિશુદ્ધિ રહે, તો શુદ્ધ પુંજનો ઉદય થાય, તેનું નામ ક્ષયોપશમસમ્યક્ત્વ કહિયે, તિહાં ત્રિપુંજી તે સમ્યગ્ દર્શની, દ્વિપુંજી તે મિશ્રદર્શની, અને એક પુંજી મિથ્યાદૃષ્ટિ હોય, તથા ઉપશમ સમ્યક્ત્વથી આગલ જો કાંઇક ઉજ્વલ, કાંઈક મલીન, એહવા મિશ્ર પરિણામ થાય, તો મિશ્રમોહનીયનો ઉદય થાય, એટલે મિશ્રપુંજનો ઉદય આવે, અને જો અનંતાનુબંધીના ઉદય બલથકી અતિ મલીન પરિણામ થાય તો, મિથ્યાત્વ મોહનીયનો ઉદય થાય. એટલે અશુદ્ધપુંજનો ઉદય આવે; એ રીતે સંસારમાં કેટલાક ત્રિપુંજી, કેટલાક દ્વિપુંજી, કેટલાક એકપુંજી, તેમાં ક્ષયોપશમી ત્રિપુંજી હોય તથા મિથ્યાત્વ ક્ષય કરવાને સમ્યક્ત્વ મોહનીયની ઉજ્વલતા કરે, તેવારે દ્વિપુંજી હોય, અથવા અપુંજી એટલે પુજરહિત પણ ક્ષાયક સમ્યક્ત્વી હોય, તથા જે વારે મિશ્ર ઉવેલન કરે, અથવા ક્ષેપવે, તેવારે એકપુંજીજ હોય. એ રીતે કર્મગ્રંથિક મતે પ્રથમ ઉપશમ સમ્યક્ત્વજ પામે અને તે ઉપશમી નીયમા ત્રણપુંજ કરે. એ રીતે સિદ્ધાતિક. તથા કર્મગ્રંથિક. બેઉએ મલી ઉપશમ સમ્યક્ત્વ પામાવાના બે માર્ગ કહ્યા; તથા ક્ષયોપશમ સમ્યક્ત્વ પામવાના

અને મનુષ્યભવે અધિક હોય તેથી ઉપરાંત સિદ્ધજ થાય. એમ પાંચે સમ્યક્ત્વનો કાળ કહ્યો. વિશેષ સ્વરુપ ગ્રંથાંતરથી જાણવું. ૨૧.

હવે સંસારમાં ભ્રમણ કરતાં જીવ એ પાંચે સમ્યક્ત્વમાં કયું કયું સમ્યક્ત્વ કેટલી વાર પામે? તે કહે છેઃ—

ઉક્કોસ સાસયણુ, ઉવસમિયા હુંતિ પંચવારાંઓ;
વેયગ ખય ઇક્કસી, અસંખવારા ખઓવસમો. ૨૨.

ભાવાર્થ—ઉત્કૃષ્ટો મોક્ષાવધિ સુધી સંસારમાં ભમતાં ભમતાં જીવ સાસ્વાદન તથા ઉપશમિક સમ્યક્ત્વ પાંચ વાર પામે તેમાં એક તો પ્રથમ સમ્યક્ત્વ લાભ કાળે અંતરકરણગત ઉપશમિક હોય, અને ઉપશમશ્રેણી ચાર વખત પામે, તિહાં ચાર વખત ઉપશમનો લાભ હોય; તથા વેદકસમ્યક્ત્વ અને ક્ષાયકસમ્યક્ત્વ. એ બે એકજ વાર પામે. અને ક્ષયોપશમસમ્યક્ત્વ તો મોક્ષાવધિ સંસાર ભમતાં અસંખ્યાતિવાર પામે, એ રીતે સમ્યક્ત્વપ્રાપ્તિની સંખ્યા કહી. હવે કેટલીક વાત પ્રસંગે કહીયે છીયેઃ—એક ભવમાં જીવને કેટલા આકર્ષ કરે, તે કહે છે; તિહાં આકર્ષ એટલે ઉત્તરોત્તર ગુણની ફરસના કરીને વળી તે ગુણથી મંદતા થાય, વળી તે ગુણની ફરી સાવધાનતા થાય, એમ મુકી મુકીને ગ્રહણ કરવું, એવી જે પરિણામની હીલચલ, તેને આકર્ષ કહીયે; તે આકર્ષ એક શ્રુતસામાયિક, બીજું સમ્યક્ત્વ સામાયિક, અને ત્રીજું દેશવિરતિ સામાયિક. એ ત્રણ ગુણની સ્પર્શનામાં જીવને ભવમાં ઉત્કૃષ્ઠ સહસ્ર પૃથક્ત્વ, એટલે બે હજારથી નવ હજાર વાર હોય; તથા સર્વવિરતિમાં બસોથી નવસો વાર હોય, અને જઘન્યથી એકજ હોય, એ તો એક ભવ આશ્રીને જાણવું, અને અનેક ભવ આશ્રયી શ્રુતસામાયિક, સમ્યક્ત્વસામાયિક, અને દેશવિરતિસામાયિક એ ત્રણમાં ઉત્કૃષ્ટ અસંખ્યાતા હજાર આકર્ષ હોય, સર્વવિરતિમાં નાના ભવમાં મોક્ષ જાતાં સુધીમાં બે હજારથી નવ હજાર સુધી આકર્ષ હોય. એ રીતે સમ્યક્ત્વપ્રાપ્તિ સંખ્યાને પ્રસંગે આકર્ષસંખ્યા કહી. ૨૨.

હવે કયા ગુણઠાણે કયું સમ્યક્ત્વ હોય? તે કહે છેઃ—

બિય ગુણે સાસાણો, તુરિઆઇસુ અઠ્ઠગાર ચઉ ચઉસુ;
ઉવસમગ ખઇગ વેયગ, ખઓવસમા કમ્મા હુંતિ. ૨૩.

ભાવાર્થ—સાસ્વાદનસમ્યક્ત્વ તે બીજા સાસ્વાદન ગુણઠાણામાંહેજ હોય પણ અન્ય ગુણસ્થાનકે ન હોય, અને ઉપશમસમ્યક્ત્વ તે ચોથા ગુણઠાણાથી માંડી આઠમા ગુણઠાણા સુધી હોય. પણ અન્ય ગુણસ્થાનકે ન હોય, અને ક્ષાયિકસમ્યક્ત્વ અગ્યાર ગુણઠાણે હોય, એટલે ચોથા ગુણઠાણાથી માંડીને ચૌદમા અયોગી ગુણઠાણા સુધી હોય, અને ક્ષાયોપશમસમ્યક્ત્વ તથા વેદક સમ્યક્ત્વ, એ બે અનુક્રમે ચાર ચાર ગુણઠાણાની સંખ્યા સુધી પામીયે, અર્થાત્ વેદક, અને ક્ષયોપશમ, એ બે ચોથા ગુણઠાણાથી માંડીને સાતમા અપ્રમત્ત ગુણઠાણા સુધીજ હોય, પણ અન્ય ગુણઠાણે ન પામીયે, એ વાત સત્તા આશ્રી જાણવી, પણ પરમાર્થે તો વેદક સમ્યક્ત્વ અને ક્ષયોપશમસમ્યક્ત્વ એ બે એકજ કહ્યા

કહ્યા. અને જેવારે તેની સાથે સાસ્વાદન સમ્યક્ત્વ ભેળીયે, તેવારે ચાર પ્રકારે સમ્યક્ત્વ થાય. ઉપશમ સમ્યક્ત્વનો કાલ અંતરમુહૂર્ત છે, તેમાંથી જેવારે કોઈક જીવને ભવિતવ્યતાના યોગે મિથ્યાત્વે અવશ્ય જાવું છે, તેવારે ઉપશમકાળમાં ઉત્કૃષ્ટ છ આવલિકપ્રમાણુ કાલ બાકી શેષ રહ્યો હોય. અને જઘન્યથી એક સમય રહ્યો હોય, અથવા તેની વચમાંનો જે જે રહે, તે મધ્યમકાલ કહિયે એટલે ઉપશમસમ્યક્ત્વનો કાલ શેષ રહે, તેવારે ઉપશમાવેલા જે અનંતાનુબંધી કષાયના દલ, તેનો ઉદય થાય, તે જીવને સમ્યક્ત્વ થકાં ગોળના વમનની પરે, તથા માલપતનનીપરે, એટલે જેમ ગોળનું વમન થતાં જીવને કંઇક ગળછટો પણુ અનિચ્છિત સ્વાદ લાગે, તેમ ઉપશમથી પડતાં મિથ્યાત્વે જતાં વચમાં જે આવી નિરસ તત્વરુચિ રહે, તે સાસ્વાદનસમ્યક્ત્વ જાણવું. અને તેમાં માલપતન એટલે કોઇ માળેથી પડતો ભૂમિએ જેટલી વારમાં પ્હોંચે, તેટલી વારમાં તેવી સ્થિતિયે, તેવા વેગે સમ્યક્ત્વ વમતો જીવ સાસ્વાદની થઈ મિથ્યાત્વે જાય. અહિંયાં સાસ્વાદન શબ્દનો અર્થ કરે છેઃ-સાસ્વાદન એટલે સહ આસ્વાદેન વર્તતે ઇતિ સાસ્વાદનં, અર્થાત્ સમ્યક્ત્વનો આસ્વાદ માત્ર રહે, તેથી સાસ્વાદન કહીએ; અથવા આ કે૦ સમસ્તપણે શાતન કરે, પાતન કરે, મુક્તિમાર્ગથી ભ્રષ્ટ કરે, તેને આશાતન કહિયેં. અહિં સમ્યક્ત્વથી ભ્રષ્ટતારૂપ આશાતન છે, તેને સહ જોડીએ ત્યારે સાશાતન કે સાસાયણુ એટલે સાસ્વાદન કહીયે, એ રીતે ચાર પ્રકારે સમ્યક્ત્વ કહ્યું. ૧૯.

હવે પાંચ પ્રકારે સમ્યક્ત્વ કહે છેઃ—

વેયગજુઅ પંચવિહં, તં ચતુ દુપુંજખ્ખયંમિ તઇયસ્સ,;
ખય કાલ ચરમ સમયે, સુદ્ધાણુ વેયગો હોઇ. ૨૦.

ભાવાર્થ-પૂર્વે કહ્યાં જે ચાર સમ્યક્ત્વ તેની સાથે વેદક સમ્યક્ત્વ યુકત કરીયેં, તે વારે પાંચ પ્રકારે સમ્યક્ત્વ હોય. તે વેદકનું સ્વરૂપ કહે છેઃ-જે સમ્યક્ત્વના અત્યંત શુદ્ધ પુદ્ગલને વેદીયે, અનુભવિયેં, તે વેદક સમ્યક્ત્વ કહિયે. તે પરમાર્થે ક્ષયોપશમ સમ્યક્ત્વજ છે, કેમ જે સમસ્ત મિથ્યાત્વમોહનીય ક્ષય કરવાના કાળનો જે ચરમ સમયમાત્ર તે વેદક સમ્યક્ત્વ કહિયે. ૨૦.

હવે એ પાંચે સમ્યક્ત્વનો કાળ કહે છે.

અંતમુહુત્તોવસમો, છાવલિય સાસણુ વેયગો સમઓ:
સાહિય તિત્તીસાયર, ખઇઓ દુગુણો ખઓવસમો. ૨૧.

ભાવાર્થ-ઉપશમસમ્યક્ત્વનો કાલ ઉત્કૃષ્ટો અંતરમુહૂર્ત છે, અને સાસ્વાદનનો કાળ ઉત્કૃષ્ટો છ આવલિનો છે તથા વેદકસમ્યક્ત્વનો કાળ એક સમય છે, અને ક્ષાયિક સમ્યક્ત્વનો ઉત્કૃષ્ટો કાળ સર્વાર્થસિદ્ધિની અપેક્ષાયે મનુષ્ય ભવસહિત ગણુતાં સાધિક તેત્રીશ સાગરોપમ છે. એક જીવ આશ્રી અથવા અનેક જીવ આશ્રી, સમ્યક્ત્વનો જઘન્યથી અંતરમુહૂર્તજ હોય, અને ક્ષયોપશમરૂપ સમ્યક્ત્વની લબ્ધિ તો એક જીવને જઘન્ય અંતરમુહૂર્ત અને ઉત્કૃષ્ટી તો ક્ષાયકથકી બમણો છાસઠ સાગરોપમ

શ્રુતધર્મ તથા ચારિત્રધર્મને બાહ્ય તથા અંતરંગ જિનોક્ત માર્ગે સદ્દહે, આત્માના નિર્મલ પરિણામરુપ ધર્મ ઉપર દૃઢ ધર્મબુદ્ધિ હોય, અને તેનીજ ગવેષણા તથા ચાહના તીવ્ર હોય, તે ધર્મરૂચિ જાણવી એ રીતે સમ્યકત્વની દશ રુચિનું સ્વરૂપ કહ્યું; આ સમ્યકત્વરત્ન, જીવને અનાદિકાલની વિપર્યાસ હઠવાસનારૂપ, પર પુદ્દગલિક પદાર્થોને વિષે મારાપણાની બુદ્ધિરૂપ. મોહની વિકલતાએ થએલ મિથ્યાત્વમોહનીના ક્ષય વિનાં પ્રાપ્ત થાય નહિં; માટે ઉત્તમ જીવોએ સદ્દગુરુના સમાગમમાં રહી, શુદ્ધદેવ–ગુરુ, ધર્મ ઉપર બહુમાનની પરિણતિતન્મય ધારણા કરવી; જેથી પરમ પ્રભુ શ્રીજિનેશ્વર ભગવંતની કૃપાથી, એ મિથ્યાત્વરૂપ જે પરમશત્રુ, પરમરોગ, પરમહિંસા, પરમદરિદ્રતા, પરમનર્ક, પરમદ્વેષી, પરમદુર્ગતિ, તથા પરમ ઘાતકશસ્ત્ર, અને પરમવ્યાધિનો સદંતર નાશ થઇને જીવ સકલ કર્મકલંકથી મુક્ત થયો થકો, સહેજવારમાં સુખપૂર્વક અનંતસુખમય શિવપદને વરે. ૨૩.

હવે શ્રી સમ્યકત્વના સડસઠ ભેદ વિશુદ્ધ વ્યવહારથી કહે છે.

તિસુદ્ધિ લિંગ લક્ખણ, દૂસણ ભૂસણ પભાવગાગારા;
સદ્દહણ જયણ ભાવણ, ઠાણવિણઓ ગુરૂ ગુણાઢયં. ૨૪.

ભાવાર્થ–ત્રણ શુદ્ધિ, ત્રણ લિંગ; પાંચ લક્ષણ, પાંચ દૂષણ, પાંચ ભૂષણ, આઠ પ્રભાવક, છ આગાર, ચાર સદ્દહણા, છ જયણા, છ ભાવના, છ સ્થાનક, અને ગુણવંત એવા ગુર્વાદિકનો દશપ્રકારે વિનય કરવો; એ સડસઠ બોલનું સ્વરુપ મહોપાધ્યાયજી શ્રીયશોવિજયજીકૃત સમકિતની સડસઠ બોલની સજઝાયથકી ગુરૂગમથી યથાર્થ જાણવું. અહિં વિસ્તાર થાય માટે લખ્યું નથી. ૨૪.

હવે પ્રકરણકર્ત્તા પ્રભુની પ્રાર્થનાપૂર્વક આશીષ આપે છે.

વિથ્થારં તુહ સમયા, સયા સરંતાણ ભવ્વજીવાણં;
સામિય! તુહ પ્પસાયા, હવેઊ સમ્મત્ત સંપત્તિ. ૨૫.

ભાવાર્થ–હે સ્વામિન ! તહારા પ્રરૂપ્યા સિદ્ધાંતનો વિસ્તાર સદાકાલ અનુસરતા, અભ્યાસ કરતા એવા ભવ્યજીવોને ત્હારા પસાયથી સકલ સિદ્ધાંતનો પાર એવું જે સમ્યકત્વ, તેની પ્રાપ્તિ તે સમ્યક્ પ્રકારે નિરાવરણ ભાવે થાઓ, એ પ્રકરણ કરનારની આશીષ છે.

હવે આ સમ્યકત્વપ્રાપ્તિની યોગ્યતા થવામાં જીવની પૂર્વ અવસ્થા કેવી હોય છે, અને તેવાર પછી તે કેવે અનુક્રમે યોગ્યતાની સન્મુખ થતો જાય છે, તેનું કિંચિત્ સ્વરુપ વિચારે છે. જે ભવ્યજીવ છે, તેને ભવ્યતાના ઉદયે કરી અકામનિર્જરાયે કર્મ ખપાવતાં પાંચ કરણની અનુકૂલતાયે કરી બે પુદ્દગલ પરાવર્ત શેષ સંસાર રહે, તેવારે, ધર્મશબ્દ સામાન્યે સદ્દહે, જે ધર્મશબ્દ સાંભલવા સન્મુખ નિર્વિવેક પણે હોય, તેને શ્રવણ સન્મુખી ભાવ કહિયે, પણ તથાવિધ આદર પિપાસા કાંઇ હોય નહીં, પણ સહજ મિલે તો વિમુખ નહી, પછી તિહાંથી સંસાર પરિભ્રમણ કરતો જીવ, ઉચ્ચભાવમાં આવે, તેવારે દોઢ પુદ્દગલ પરાવર્ત્ત રહે. માર્ગગવેષણા, માર્ગશ્રવણ, માર્ગસન્મુખ, માર્ગાનુસારી, માર્ગપ્રાપ્ત, ઇત્યાદિક નામ, ઇહાંથી આગે થાય. ધર્મ ભણી ધસે, જિનોક્ત

છે હવે સમ્યકત્વ પામ્યા પછી દેશવિરતિ, સર્વવિરતિ. ક્ષાયિકભાવે ક્યારે પ્રાપ્ત થાય, તે કહે છેઃ- પુર્વોક્ત ભવ્ય જીવ જેવારે ગ્રંથીભેદ કરી સમ્યકત્વ પામે, તે પછી અંતઃ કોડાકોડી સાગરોપમનો સ્થિતિબંધ છે, તેમાંથી પૃથકત્વ પલ્યોપમ એટલે બેથી માંડીને નવ પલ્યોપમ સુધી ઓછી કરે, એટલે કોઇક બે પલ્યોપમ ઓછી કરે, કોઇક ત્રણ, એમ યાવત્ કોઇ નવ પલ્યોપમ જેટલી સ્થિતિ અંતઃ કોડાકોડીમાંથી ઓછી કરે, તેવારે દેશવિરતિ ગુણસ્થાનકનો ક્ષયોપશમ થાય, એટલે ભાવથી દેશવિરતિ ગુણ પ્રાપ્ત થયો છે, તે સ્થિતિમાંથી પણ સંખ્યાતા સાગરોપમની સ્થિતિ ઓછી કરે, એટલે સર્વવિરતિવંત સ્થિતિ બાંધે તો અંતઃ કોડાકોડી નવપલ્યોપમે ન્યુન જે દેશવિરતિની સ્થિતિ છે, તેથી પણ સંખ્યાતા સાગરોપમ ઓછી બાંધે, એવા અધ્યવસાયે કષાયની મંદતા હોય, તેવાર પછી સંખ્યાતા સાગરોપમ ખપવાથી ઉપશમશ્રેણી પડીવજે, તેવાર પછી પણ સંખ્યાતા સાગરોપમની સ્થિતિ ખપવાથી ક્ષપકશ્રેણી પડિવજે. હવે જે જીવ સમ્યકત્વ પામીને પાછો પડી મિથ્યાત્વે ગયો, તે ફરી સમ્યકત્વ કેવારે પામે ? કેટલો અંતર હોય ? તે કહે છેઃ-સમ્યકત્વનું આંતરૂં જઘન્યથી તો અંતરમુહુર્ત છે, કેમકે કોઇક જીવે સમ્યકત્વ પામીને પાછો પરિણામની નિર્મળતાને યોગે તદાવરણ ક્ષયોપશમથી અતંર મુહુર્તને આંતરે ફરી સમ્યકત્વ પામે, તથા જે બહુલકર્મી, તીર્થંકરાદિકની પ્રચુર આશાતના કરે, તે જીવ અર્દ્ધપુદ્દગલ સુધી સંસારમાં પ્રવર્તે, સંસારમાં જન્મ મરણ કરે, પછી અર્દ્ધપુદ્દગલ ગયે ફરી સમ્યત્વ પામે, એટલે ઉત્કૃષ્ટ આંતરૂં અર્ધપુદ્દગલ પરાવર્ત્ત છે. હવે સમ્યકત્વની દશરૂચીના નામ તથા ટુંક સ્વરૂપ લખીયે છીયેઃ ૧ નિસર્ગરુચિ, એટલે પુર્વભવના ગાઢ અભ્યાસને લીધે જાતિસ્મરણાદિ જ્ઞાન પામીએ બોધ થયે તત્વરૂચિ થાય તે. ૨ ઉપદેશરૂચિ તે સત્સંગે ગુરૂવાદીના ઉપદેશવડે જે તત્વરૂચિ પ્રગટે તે ૩ આજ્ઞારૂચિ તે, રાગ, દ્વેષ, અજ્ઞાન, મોહાદિ દોષો જેના ગયા છે તેને જુઠું બોલવાનો કંઇ પણ સ્વાર્થ ન હોય, માટે શ્રીવીતરાગભાષિત વચન એકાંત સત્ય છે, એવી દ્રઢ શ્રદ્ધા, તે આજ્ઞારૂચિ ૪. સૂત્રરૂચિ તે, સૂત્ર, સિદ્ધાંત, પ્રકરણાદિ ભણવા સાંભલવાની દ્રઢ ચાહના તે. ૫ બીજ-રૂચિ તે, જેમ તેલનું બીંદુ પાણીમાં વિસ્તાર પામે છે, તેમ ગુર્વાદિકના મુખથકી એકાદાપદથી વાકય સાંભલતાં સમસ્તભાવ તથા મર્મને વિસ્તારપણે જાણી જાય, એવી કુશાગ્રબુદ્ધિ તત્વ જાણુવા ઉપર હોય તે ૬. અભિગમરૂચિ તે અંગ, ઉપાંગ, દષ્ટિવાદાદિક ગહનશાસ્ત્રોના અર્થ સાંભલવાની, જાણવાની. મનન કરવાની તીવ્રચાહના હોય તે. ૭. વિસ્તાર રૂચિ તે, ખટ દ્રવ્ય, નવતત્વ, કર્મસ્વરૂપ, ઈત્યાદિ જીવાજીવાદિક પદાર્થોને સુક્ષ્મબુદ્ધિપુર્વક નય,ગમ, પ્રમાણ, નિક્ષેપ, આદિ અનેક ભેદભેદાંતરસહિત જાણવાની બહુ ચાહના તે. ૮. ક્રિયારૂચિ તે જેને દર્શન જ્ઞાન, ચારિત્ર, તપ, વિનય, સમિતિ, ગુપ્ત, બાહ્યક્રિયા ઉપર ઘણો રંગ હોય, એમ ક્રિયાભાવમાં ઘણી ચાહના હોય તે. ૯. સંક્ષેપરુચિ તે, કુમતિ, કદાગ્રહ રહિત, સરલ, ભદ્રિક જીવને પ્રવચન જે શાસ્ત્ર, તેને વિષે બહુ નિપુણપણુ ન હોય, તે પણ મધ્યસ્થપણાના ગુણગ્રાહક સ્વભાવને લીધે થોડું કે ઘણું સમજવામાં આવે તે. ૧૦ ધર્મરુચિ તે, પંચાસ્તિકાય સ્વરૂપને યથાર્થ જાણતાં થકાં હેયોપદેય બુદ્ધિપૂર્વક

છે, તે લઘુકર્મીપણાના યોગે સૂક્ષ્મનિગોદથી નીકળીને બાદરનિગોદમાં આવે તિહાં આયુ- કર્મ સ્થિત્યાદિકની વૃદ્ધિ થાય, કોઇક રીતે બીજા જીવોને દ્રષ્ટિગોચર પણ આવે એહવો થાય બાદર શરીર છે, માટે સ્વકાય, પરકાયશસ્ત્રથી છેદન ભેદનયોગે જો અકામ નિર્જરા થવા લાગી, તો તેના યોગથી બેઇંદ્રિયાદિકમાં આવે. તિહાં વળી પ્રાણ અને પર્યાપ્તિ તથા ઇંદ્રિય અને શરીરની વૃદ્ધિ થાય. ઈહાં કર્મબંધ વધતો થાય, કેમકે જિહાં ઇંદ્રિય તથા ભાષા, અનેક રસ આસ્વાદનાભિલાષી જિવ્હા થાય, વળી અનેક જીવને દુઃખદાયી, મહો- ટામાં મહોટું બાર યોજનનું શરીર થાય, ઉત્કૃષ્ટ આયુ બાર વર્ષનું થાય, તેણે કરી શુભાશુભ અધ્યાવસાયની પણ તરતમતા થાય, તો તિહાં પણ અકામ નિર્જરાની લતા હોય તો, ઉંચો તેઇંદ્રિયાદિકમાં આવે, અને જો અધિકરણના યોગે હિંસાદિક દોષની બહુલતા થાય તો ફરી એકેંદ્રિયમાં પણ જાય. તિહાં વળી એકેંદ્રિયમાં પણ ઉત્કૃષ્ટો અનંતકાળ રહી ફરી કોઈ કોઇકવારે કોઇક અકામ નિર્જરાના યોગથી વિકલેંદ્રિયમાં આવે તિહાં બેઈંદ્રિ, તેઇંદ્રિ, ચૌરેંદ્રિ એ ત્રણે વિકલેંદ્રિય કહિયે ઈહાં જેમજેમ ઇંદ્રિય પ્રાણ અને પર્યાપ્તિ વધે, તેમ તેમ અધિકરણ વધે હવે તિહાં જો હિંસાદિક કારણોની વૃદ્ધિ થાય તો પાછો પડી એકેંદ્રિયાદિકમાં આવી જાય, અને જો સામાન્યે રહે, તો પોતાની કાય, સ્થિતિ પ્રમાણ દ્વીંદ્રિયાદિકભાવેજ રહે, અને જો છેદન ભેદનરૂપ અકામ નિર્જરા થાય, તો તેને યોગે ઉંચો પણ આવે. ઇહાં વિકલેંદ્રિયથી એકેદ્રિયમાં પણ જાય, અને એકેદ્રિયથી વિકલેંદ્રિયમાં જાય. એ રીતે અનંતા ફેરા થાય. તિહાં એકેકા ફેરામાં પ્રાયે અનંતો કાલ પણ વહી જાય. એ રીતે કરતાં વિકલેંદ્રિયથી અકામ નિર્જરાના યોગે પ્રાયે તિર્યંચ પંચેંદ્રિય થાય. તે તિર્યંચ પંચેદ્રિયના બે ભેદ છે. એક ગર્ભજ અને બીજા સમૂર્છિમ. તેમાં સમૂર્છિમને મન ન હોય, તો પણ તેમાં શરીર, પ્રાણ, પર્યાપ્તિ, આયુ પ્રમુખ અધિકરણની વૃદ્ધિ થાય. તેથી જો હિંસાદિક અધિકરણની બહુલતા થઈ, તો પહેલી નરકે જવું પડે, અથવા પાછો પડી એકેંદ્રિયાદિકમાં પણ જાય. જો નરકે જાય, તો ઉત્કૃષ્ટ અસંખ્યાતા કાલ સુધી ક્ષેત્રવેદના, પરમાધામીકૃત તીવ્ર દુઃખ તથા પરસ્પરકૃત તીવ્રદુઃખ અનુભવે, તથા એકેંદ્રિયાદિકમાં ગયો તો ફરી છેદનાદિક અનેક દુઃખ સહન કરે. ફરી અનંતકાલ ભમે. કદાચ જો સમૂર્છિમ પંચેદ્રિમાં છેદન ભેદન શીત, તાપાદિક, મહાદુઃખ સહનથી અકામ નિર્જરાને યોગે ગર્ભજ મનુષ્ય થાય અથવા ગર્ભજ તિર્યંચ પંચેંદ્રિય થાય. તે જેવારે ગર્ભજ પંચેંદ્રિતિર્યંચ અથવા ગર્ભજ મનુષ્ય થાય, તેવારે પ્રબલ અધિકરણી થયો. તિહાં પાંચે આશ્રવ પ્રબલપણે સેવે, તિહાં પ્રાણ તથા પર્યાપ્તિ પૂરણ હોય, તેને લીધે ત્રિકાલ વેદન સ્વકીય પરકીયના વિકલ્પ જાલમાં પડે, તેથી ઉત્કૃષ્ટ કર્મસ્થિતિનો ધણી થાય. આર્ત્ત, રૌદ્ર ધ્યાનની પ્રબલતા થાય, તે દુર્ધ્યાનના યોગે કર્મ- સ્થિતિ દીર્ઘ કરે. ઈહાં કોઇક જીવ પ્રબલ હિંસાદિક કારણને યોગે સાતે નરકોને વિષે જાય તિહાં અનંત કાલ રૂલે, અથવા કેવારેક છેદન, ભેદન, તાડન, તર્જન, શીત, તાપાદિક સહન કરતો જાતે સરલપરિણામી માટે તીવ્ર સંક્લેશ ન કરે, તો અકામ નિર્જરા કરી કોઇક જીવ દેવગતિ પામે, અથવા કોઈ મનુષ્ય થાય. તેમાં જો

માર્ગનું શ્રવણ હોય, કોઇક રીતે રુચિ થાય, પણ તીવ્રભાવે ગવેષણા ન હોય, એને માર્ગપતિત કહિયે, એટલે માર્ગે પડયો કોઇ ભવે એવી રૂચિ થઇ પડી, સંસાર પરિભ્રમણ કરતાં એક પુદ્દગલ પરાવર્ત્ત રહે, તેવારે જિનમાર્ગાનુસારીપણું શુદ્ધા શુદ્ધની ગવેષણામાત્ર હોય, એ રીતે કરતાં ઇહાં ધર્મયૌવનકાલ આવે. ન્યાયસંપન્ન વિભવપ્રમુખ પાંત્રીસ ગુણ પામે, મિત્રાદિકદ્રષ્ટિ પામવાનો અવસર હોય, એહને માર્ગાનુસારી કહીયે; ઈહાં ષટ્દર્શનની ભિન્નતા જાણે, જિનોક્ત માર્ગે વ્યવહારે પ્રવર્તે, ઇહાંથી મિથ્યાત્વ મંદ પડયું તેથી વ્યવહારે દ્રવ્યધર્મ પણ પામે, પણ સમ્યક્ત્વપ્રાપ્તિ ન થાય. ઈહાં પહેલાં ત્રણ અનુષ્ટાનની પ્રબલતા હોય, સર્વક્રિયા કરે તે દેખી બીજા અનેક જીવ ધર્મ પામે, પણ પોતાને ન હોય તે ક્રિયાનું ફલ સ્વર્ગાદિક થાય, પણ નિર્જરા અર્થે ન થાય, માટે ઉત્તમ જીવોએ સર્વ આહટ, દોહટ, આલ પંપાલરૂપ, મોહોદયવંત ભવવાસનાનો ત્યાગ કરીને આત્માર્થી સદ્દગુરૂના ચરણકમલમાં ભ્રમરપેઠે સેવનારૂપ નિવાસ કરતાં થકાં શુદ્ધદેવ, ગુરૂ, અને ધર્મની અત્યંત આદર ભકિત સહિત વૈરાગ્યવાસનાએ ચેતનાને વાસિત કરી, સત્સંગમાં તેને કોમલતાને પમાડીને વસ્તુ ધર્મ ઉપર તથા તેના સાધનો-કારણો ઉપર તન્મય, બહુમાન પરિણતિયે અમુલ્ય બોધિબીજરૂપ સમ્યકત્વરત્નની પ્રાપ્તિને માટે સર્વ પ્રકારે, સર્વ ઉપાયે કરીને નિરંતર શુદ્ધ સાધ્ય દ્રષ્ટિએ સાવધાનપણે ઉદ્યમવંતા થવું, અને શુન્યતા તથા મંદતા, જડતાદિ દૂષણોનો ત્યાગ, ગુર્વાદિકના વિનયવડે કરવો, એવી સ ગુરૂ મહારાજની હિત શિક્ષા છે.

શિષ્ય-હે ભગવન્ આ જીવે આ પારાવાર, અનાદિ, અનંત, ચતુર્ગતિભ્રમણરૂપ, સંસારને વિષે કેવી રીતે શાને લીધે પરિભ્રમણ કર્યું। તેનું મારા ઉપર કૃપા કરીને કિંચિત્ સ્વરૂપ કહો.

ગુરૂ—હે વત્સ। આ તારો પ્રશ્ન બહુ ઉપયોગી છે, તો સર્વજ્ઞશ્રી શ્રીજિનેશ્વર પરમાત્માએ પોતાના જ્ઞાનમાં જેવું દીઠું, તેવું પ્રકાશ્યું છે, તે હું કહુ છુ તે તું કાન દઇને ઉપયોગ પૂર્વક સાવધાનપણે સાંભળ. સર્વ જીવોની મુળ સ્થિતિ એહવી છે કે, અનાદિ નિગોદ જે સુક્ષ્મવનસ્પતિકાય જાતિનિગોદ, તેમાં ખાણ સંપન્ન કનકોપલ ન્યાયે અનાદિના રહે છે, એ સર્વ જીવોની મુળસ્થિતિ છે, તેમાં અંગુલને અસંખ્યાતમે ભાગે શરીર હોય, અને બસો છપન્ન આવલિકાનુ આયુ હોય, એટલે રોગરહિત મનુષ્યના એક શ્વાસોશ્વાસમાંહે સત્તર ભવ ઝાઝેરા કરે, એમ કેવલ તુચ્છ આયુષ્યવેદતાં ખુલ્લકભવરૂપે અનાદિ નિગોદમાં ચય ઉપચય એટલે તિહાંજ જન્મ મરણ કરતા રહે છે. એ રીતે સર્વ સંસારી જીવોને નિગોદમાં ભટકતાં અનંતાનંત પુદ્દગલ પરાવર્ત વીતી ગયા તિહાં રહેતાં થકાં કોઈ ઘુણાક્ષરન્યાયે નિયત કરણના પરિપાક થવાથી કોઇ સમયે એકાદિકમ બે અધ્યવસાયનાં તરતમયોગથી તત્તુલ્ય હલુકર્મી થાય, એટલે જેમ અક્ષર ગુણતાં ગુણતાં કોઇ સમયે અચાનક કાંઇ નિયમ સિદ્ધ થઈ જાય છે, એમ નિયતકારણના પરિપાક થવાથી તે જીવ એક બે ઈત્યાદિક, આત્માના અધ્યવસાયની તારતમ્યસહિત થયો થકો તે અધ્યવસાયના જેવા પરિણામ હોય, તેવા પરિણામ તુલ્ય હલુકર્મી થાય

ॐ ह्रीँ श्रीँ अर्हं नमः

## ચિરંતન આચાર્યકૃત પંચસૂત્રમધ્યે પ્રથમં

## પાવપડિગ્ઘાય ગુણ બીજ હાણસુત્તં

(પાપપ્રતિઘાત અને ગુણબીજ આધાન પ્રથમ સુત્ર)

ણમો વીઅરાગાણં સવ્વન્નુણં દેવિંદપૂઇઆણં જહટ્ઠિઅવત્થુવાઇણં તેલુક્ક ગુરૂણં અરૂહંતાણં ભગવંતાણં જે એવમાઇ ક્ખંતિ–ઇહ ખલુ અણાઇ જીવે, અણાઇ જીવસ્સ ભવે, અણાઇ કમ્મસંજોગ નિવ્વત્તિએ દુક્ખરૂવે, દુક્ખફલે દુક્ખાણુબન્ધે. એઅસ્સણં વુચ્છિત્તી સુદ્ધધમ્મસંપત્તી પાવકમ્મ વિગમાઓ પાવકમ્મવિગમો તહાભવ્વત્તાઇ ભાવઓ

અર્થ:–વીતરાગ, સર્વજ્ઞ, સુરેન્દ્રપૂજિત, યથાસ્થિત વસ્તુ–તત્ત્વવાદી અને ત્રૈલોક્ય-ગુરૂ એવા અરૂહંત ભગવંતોને નમસ્કાર હો તેઓ એમ આખ્યાન કરે છે કે 'નિશ્ચે આ લોકમાં અનાદિ જીવાત્મા છે તથા અનાદિ કર્મસંયોગ જનિત જન્મ, જરા, મરણ, રોગ, શોક લક્ષણ, દુઃખરૂપ, દુઃખફલવાળો, અને દુઃખની પરંપરાવાળો અનાદિ સંસાર છે. એ અનાદિ સંસાર–ભ્રમણનો અંત શુદ્ધજ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ ધર્મનું ઔચિત્ય-વડે સતત સત્કાર અને વિધિપૂર્વક સેવન કરવાથી થાય છે. ઉક્ત શુદ્ધ ધર્મની સંપ્રાપ્તિ મિથ્યાત્વમોહનીય પ્રમુખ પાપકર્મનો વિનાશ થવાથી થાય છે અને તે પાપકર્મનો વિનાશ તથાવિધ ભવ્યત્વ, કાળ, નિયતિ કર્મને પુરૂષાર્થવડે થવા પામે છે.

તસ્સ પુણ વિવાગસાહણાણિ ચઉસરણગમણં દુક્કડ ગરિહા સુકડાણા સેવણં, અઓ કાયવ્વમિણં હોઉકામેણં સયા સુપ્પણિહાણં ભુંજો ભુંજો સંકિલેસે તિકાલમસંકિલેસે. જાવજ્જીવં મે ભગવંતો પરમતિલોગનાહા, અણુત્તર પુણ્ણસંભારા, ખીણરાગદોસમોહા, અચિંત ચિંતામણી ભવજલ-હિપોઆ, એગંતમરણા અરહંતા સરણં. તહા પહીણજરમરણા અવેઅ કમ્મકલંકા, પણટ્ઠવાબાહા ! કેવલનાણ દંસણા, સિદ્ધિપુરનિવાસી નિરૂવમસુહ-સંગયા, સવ્વહાકયકિચ્ચા સિદ્ધા સરણં.

અર્થ:–તથાવિધ ભવ્યત્વ પરિપાકનાં સાધન અરિહંતદિક ચાર શરણ દુષ્કૃતનિંદા ગર્હા અને સુકૃત કરણીનું અનુમોદન કરવારૂપ થયા છે, તેથી મોક્ષાર્થી જનોએ સદા સુપ્રણિધાન સંક્લેશ સમયે વારંવાર અને અસંક્લેશ સમયે સામાન્ય રીતે ત્રિકાળ કર્યા કરવું પરમ ત્રિલોકીનાથ પ્રધાન પુણ્યના ભંડાર રાગદ્વેષ મોહથી સર્વથા રહિત અચિન્ત્ય ચિન્તામણીરૂપ ભવસાગરમાં પોત સમાન અને એકાન્ત શરણ કરવા યોગ્ય એવાં અરહંત ભગવતોનું મ્હારે જીવિત પર્યંત શરણ હો તથા જન્મ જરા મરણથી મુક્ત અજરામર કર્મ કલંક રહિત સર્વ પ્રકારની પીડા રહિત કેવલજ્ઞાન દર્શનયુક્ત શિવપુર નિવાસી નિરૂપમ સુખ સંયુક્ત અને સર્વથા કૃતકૃત્ય એવા સિદ્ધોનું મને શરણ હો.

દેવ થયો તો અતિશય વિષયાસક્તિમાં માચીને તીવ્ર સંકલેશે વિષયાસક્ત થકો મરીને પ્રાયે તિર્યંચ પંચેંદ્રિ ગર્ભજ થાય. તિહાં બહુલ હિંસાદિક સેવન કરી નરકે જાય, અથવા પાછો પડી એકેંદ્રિય ચક્રમાં જાય ફરી તિહાંથી નીકળી પંચેંદ્રિયપણું પામતાં ઉત્કૃષ્ટ કાયસ્થિતિયોગે અસંખ્ય પુદ્‌ગલ પરાવર્ત્ત વીતી જાય, અથવા કોઇ દેવ મરી મનુષ્ય થાય. તિહાં કારણ અપરિપાકપણાથી બહુલતાયે અનાર્ય કુલમાં ઉપજે. તિહાં પ્રબલ કષાય વિષયાદિક અશુદ્ધ હેતુના યોગે અઢારે પાપસ્થાનક સેવી કેવારે સાતે નરકોને વિષે, જેવા જેવાં કર્મ બાંધે તેવાં તેવાં કર્માનુસારે તે તે નરકમાં જઇ ઉપજવું થાય, એમ યથા બંધે ઉપજે. તિહાં નરક સંબંધી આકરા દુઃખ અસંખ્ય કાલ પર્યંત સહન કરે, અથવા કોઇ તો મનુષ્યભવ પામી ઘરકુટુંબની તીવ્ર મૂર્છામાં મૂર્છિત થકો અજ્ઞાનયોગે પરિણમ્યો, તો ફરી તિર્યંચગતિ યાવત્ એકેંદ્રિય ચક્રમાં પડે. વળી તે દશા પામતાં અનંતાનંત કાલ વ્યતિક્રમી જાય, તથા કોઇ મનુષ્ય વિશિષ્ટ જ્ઞાન વિના મૂઢ ચેતનાવંત પ્રકૃતિયે સરલ થકો સહેજે કષાયની મંદતાયે મનુષ્ય પણ થાય તિહાં વળી કાલ પરિપાક વિના અશુદ્ધ હેતુની પુષ્ટતાયે કર્મસ્થિતિ ઉત્કૃષ્ટી કરે. તે કર્મ બાંધવાના ચાર હેતુ છે. મિથ્યાત્વ અવિરતિ, કષાય અને યોગ એ ચાર હેતુની પ્રબલતાયે કર્મસ્થિતિ ઉત્કૃષ્ટી બાંધે છે. તિહાં સર્વકર્મનો ઉત્પાદક પોષક મોહનીય કર્મ છે. જેમ ઈંડાથી મુરગી અને મુરગીથી ઇંડુ, તેમ મોહનીય કર્મની પુષ્ટિ કરે માટે મોહનીયકર્મની મુખ્યતા કહી. મોહનીયકર્મને રાજપદની ઉપમા કહી, તે મોહનીય કર્મની અઠ્ઠાવીશ પ્રકૃતિમાં મિથ્યાત્વ મોહનીય એકવાર બાંધ્યું. ઉત્કૃષ્ટો સિત્તેર કોડાકોડી સાગરોપમ સુધી વિપાક આપે. તેહનો વિપાક અત્યંત મદિરાપાનની ઘુમી સરિખો છે. જેમ મદિરાનું પાન કરનાર પુરૂષ મિત્રને શત્રુ બુદ્ધિયે મારવા દોડે અને શત્રુને હસી હસી મળવા દોડે, તેમ તીવ્ર મોહના ઉદયથી જીવને અજીવ જાણે અને અજીવને જીવ જાણે, તથા ધર્મને અધર્મ જાણે, અધર્મને ધર્મ જાણે, માર્ગને ઉન્માર્ગ જાણે, ઉન્માર્ગને માર્ગ જાણે. સાધુને અસાધુ જાણે, અસાધુને સાધુ જાણે, મુક્તને અમુક્ત જાણે, અમુક્તને મુક્ત જાણે, એ દશ પ્રકારે મિથ્યાત્વ વિપાક આપે, એ રીતે આઠે કર્મની પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશ બંધના પરવશપણે અનંતાનંત પુદ્‌ગલ પરાવર્ત થયા જન્મ મરણાદિ રૂપ ભીષણ અટવીમાં ભમ્યો. એમ ભમતાં ભમતાં કોઈક વાર દુર્લભ મનુષ્ય ભવાદિ સામગ્રીનો યોગ મળ્યો, પણ મિથ્યાત્વની પ્રબળતાના હેતુએ. અથવા પાંચ કારણના પરિપાક વિના કયાંય પણ સમ્યકત્વની પ્રાપ્તિ ન થઈ. કેવળ મનુષ્ય ભવ પૂર્ણ થયો. એમ હે વત્સ! એમ આ જીવે પૂર્વે અજ્ઞાન અવસ્થામાં અનંતકાલ રુલ્યો, માટે હવે સમ્યકજ્ઞાને જાગૃત થઈ, સત્સંગમાં રહી, સન્માર્ગના સેવન વડે સ્વસ્થાનકે શીઘ્ર પહોંચવાનો પૂર્ણ પ્રયત્ન ઉત્તમ જીવે રાખવો જરૂરનો છે. કિં બહુના!!!

- -

એ છંડવા યોગ્ય દુષ્કૃત્યને નિંદુ–ગર્હુ છું એ સંબંધે કરેલું પાપ મિથ્યા થાઓ મિથ્યા થાઓ, મિથ્યા થાઓ! અર્થાત મારાં પાપનિવેદન કરી તેની માફી માગું છું.

હોઉ મે એસ: સમ્મં ગરિહા, હોઉમે અકરણ નિઅમો, બહુમયં મમે અંતિ ઇચ્છામિ અણુસટ્ઠિં અરહંતાણં ભગવંતાણં, ગુરૂણં–કલ્લાણમિત્તાણં તિ હોઉમે એએહિં સંજોગો, હોઉમે એસા સુપત્થણા, હોઉ મે ઇત્થ બહુમાણો હોઉ મે ઇઓ મોકખબીઅંતિ પત્તેસુ એએસુ અહં સેવારિહે સિઆ, આણારિહે સિઆ, પડિવત્તિજુત્તે સિઆ, નિરઇઆરપારગે સિઆ.–સંવિગ્ગો જહાસત્તીએ સેવેમિ સુકડં. અણુમોએમિ સવ્વેસિં અરહંતાણં અણુટ્ઠાણં, સવ્વેસિં સિદ્ધાણં સિદ્ધભાવં, સવ્વેસિં આયરિયાણં આયરં, સવ્વેસિ ઉવજ્ઝાયાણં સુત્તપ્પયાણં સવ્વેસિં સાહૂણં સાહુકિરિઅં સવ્વેસિં સાવગાણં મોખસાહણજોગે, સવ્વેસિં દેવાણં સવ્વેસિં જીવાણં હોઉકામાણં કલ્લાણાસયાણં મગ્ગસાહણજોગે.–હોઉ મે એસા અણુમોઅણા સમ્મં વિહિપુવ્વિઆ, સમ્મં સુદ્ધાસયા સમ્મં પડિવત્તિરૂવા સમ્મં નિરઇઆરા પરમગુણ જુત્ત અરહંતાઇ સામત્થઓ, અચિંતસત્તિજુત્તા હિ તે ભગવંતો વીઅરાગા સવ્વન્નૂ, પરમકલ્લાણા, પરમકલ્લાણ હેઉ સત્તાણં, મૂઢે અમ્હિ પાવે, અણાઇ મોહવાસિએ, અણભિન્ને ભાવઓ, હિઆહિઆણં અભિન્ને સિઆ અહિઅ નિવિત્તે સિઆ, હિઅપવિત્તે સિઆ, આરાહગે સિઆ, ઉચિઅ પડિવત્તીએ સવ્વસત્તાણં સંહિઅંતિ, ઇચ્છામિ સુકકડં ઇચ્છામિ સુકકડં ઇચ્છામિ સુકકડં.

**અર્થ**:–ઉક્ત પાપની આલોચના માટે ભાવ રૂપ થાઓ ફરી ફરી તેવાં પાપ ન થવા પામે એમ બનો એ બંને વાત મને બહુ પસંદ પડી છે તેથી અરિહંત ભગવંતો તથા કલ્યાણમિત્ર એવા ગુરૂમહારાજની હિતશિક્ષાને ઇચ્છું છું મને એમની જોડે ઉચિત યોગરૂપ સમાગમ થાઓ. મને એવી રૂડી પ્રાર્થના કરવાનું પ્રાપ્ત થાઓ એ પ્રાર્થના કરતાં મને હૃદયપ્રેમ જાગો અને એ પ્રાર્થનાથી મને મોક્ષબીજ (કલ્યાણકારક સફળ સાધન માર્ગ) પ્રાપ્ત થાઓ! અરિહંતાદિકનો સુયોગ પ્રાપ્ત થયે છતે હું તેમની સેવા કરવા લાયક થાઉં આજ્ઞા પાળવા લાયક થાઉં, ભક્તિયુક્ત થાઉ અને દોષ રહિત તેમની આજ્ઞાનો પારગામી થાઉં અથાત્ તેમની આજ્ઞાને યથાર્થ રીતે પાળી પાર ઉતરી શકું. મુમુક્ષુ–કેવળ મોક્ષાર્થી છતો, શક્તિને ગોપવ્યા (છુપાવ્યા) વગર સુકૃત્યને હું સેવું. સર્વે અરહંતો સંબંધી અનુષ્ઠાન ધર્મદેશનાદિકને અનુમોદુ છું તેમજ સર્વ સિદ્ધોના સિદ્ધભાવને, સર્વ આચાર્યોના આચારને, સર્વ ઉપાધ્યાયોના સૂત્ર પ્રદાનને, સર્વ સાધુજનોની સાધુ ક્રિયાને સર્વ શ્રાવકોના મોક્ષ સાધન યોગોને તેમજ ઇન્દ્રાદિક સર્વ દેવોના અને નિકટ ભાવિ એવા શુદ્ધા શયવાળા સર્વજીવોના માર્ગસાધનયોગો (માર્ગાનુ સારીપણા)ને

તહા પસંનગંભીરાસયા, સાવજ્જજોગ વિરયા, પંચવિહાયારજાણગા, પરો-વયારનિરયા, પઉમાઇ નિદંસણા, ઝાણજ્ઝયણસંગયા, વિસુજ્ઝમાણભાવા સાહૂ સરણં, તહા સુરાસુરમણુઅપુઇઓ, મોહતિમિરંસુમાલી, રાગદોસ-વિસપરમમંતો, હેઉસયલકલ્લાણાણં કમ્મવણ વિહાવસૂ, સાહગો સિદ્ધભાવસ્સ કેવલિ પન્નતો ધમ્મો જાવજ્જીવં મે ભગવં સરણં સરણ સુવગઓઅ એઓસિં ગરહામિ દુક્કડં. જંણં અરહંતેસુવા સિદ્ધેસુ વા આયરિયેસુ વા, ઉવજ્ઝા-એસુ વા સાહસુવા, સાહુણીસુ વા, અન્નેસુ વા ધમ્મટ્ઠાણેસુવા, માણણિજ્જેસુ, પુઅણિજ્જેસુ, તહા માઇસુ વા પિઇંસુ વા બંધુસુ વા.

**અર્થ**:-તથા પ્રશાન્ત ગંભીર આશયવંત સાવદ્ય (પાપ) વ્યાપારથી વિરમેલા પાંચ પ્રકારના આચારમાં કુશળ, પરોપકારમાં રકત (ઉજમાળ) પદ્મકમળ જેવા નિર્લેપ શરદજળ જેવા સ્વચ્છ હૃદયવાળા, જ્ઞાનધ્યાનમાં સાવધાન અને વિશુદ્ધમાન પરિણામવાળા સંતસાધુઓનું મને શરણ હો, તથા સુર અસુર મનુષ્યો વડે પૂજિત મોહ, અંધકારને ટાળવા સૂર્યસમાન રાગદ્વેષરૂપ વિષને ટાળવા પરમમંત્ર સમાન, સમસ્ત કલ્યાણના હેતુરૂપ, કર્મવનને બાળવા અગ્નિ સમાન અને પરમ મોક્ષરૂપ, સિદ્ધિ સાધક સર્વજ્ઞ પ્રણીત ધર્મનું મને જાવજીવ શરણ હો. ઉકત ચારે શરણો આદરી હું દુષ્કૃત્ય (પાપ)ની નિંદા કરૂં છું. અરિહંતો, સિદ્ધો, આચાર્યો, ઉપાધ્યાયો, સાધુઓ, સાધ્વીઓ, કે બીજા અનેરા પૂજનીય માનનીય ગુણાધિક આત્માઓ વિષે તથા માતા, પિતા, બંધુઓ.

મિત્તેસુવા ઉવયારીસુ વા ઓહેણ વા જીવેસુ મગ્ગટ્ઠિએસુ, અમગ્ગટ્ઠિએસુ, મગ્ગસાહણેસુ, અમગ્ગસાહણેસુ, જંકિંચિ વિતહમાઅરિઅં અણાયરિઅવ્વં અણિચ્છિઅવ્વં, પાવં પાવાણુબંધિ સુહુમંવા, બાયરંવા, મણેણ વા, વાયાએ વા, કાએણ વા, કયંવા, કારાવિઅંવા, અણુમોઇઅં વા, રાગેણ વા, દોસેણ વા, મોહેણ વા, ઇત્થવા જમ્મે જમ્મંતરેસુવા, ગરહિઅમેઅં, દુક્કડમેઅં, ઉજ્ઝિ-અવ્વમેઅં, વિઆણિઅંમએ, કલ્લાણમિત્તગુરૂભગવંતવયણાઓ, એવમેઅ તિ રોઇઅં સદ્ધાએ અરિહંત સિદ્ધસમખ્ખં, ગરહામિ અહમિણં દુક્કડમેઅં ઉજ્જિઝયવ્વમેઅં ઇત્થ મિચ્છામિ દુક્કડં મિચ્છામિ દુક્કઠં મિચ્છામિ દુક્કડં.

**અર્થ**-(મત્રો કે ઉપકારી જનો વિષે અથવા ઓછે (સામાન્યતઃ) સમકિતાદિ યુકત કે તેથી રહિત જીવો (વિષે પુસ્તકો વિગેરે કે બહુગાદિ વિષે મેં જે કાંઇ વિપરીત અવિધિ ભોગાદિકવડે નહિ આચરવાયોગ્ય નહિ ઇચ્છવા યોગ્ય પાપાનુબંધિ પાપ-સુક્ષ્મકે સ્થુલ મન વચન કે કાયા વડે, રાગ દ્વેષ કે મોહવડે આ જન્મ કે અન્ય જન્મોમાં કર્યું, કરાવ્યું કે અનુમોદ્યું હોય તે દુષ્કૃત્ય કલ્યાણ મિત્ર ગુરૂ-દેવનાં વચનથી નિંદાગર્હા યોગ્ય અને છંડવા યોગ્ય જાણ્યું. શ્રદ્ધાવડે એ વાત મને ગમી એટલે અરિહંત સિદ્ધની સમક્ષ

ગુણાધિક આચાર્યાદિક પ્રત્યે નમસ્કાર હો ! સર્વજ્ઞ શાસન જયવંત વર્તો ! પરમસંબોધિ-વર બોધિના લાભવડે મિથ્યાત્વ દોષની નિવૃત્તિ યોગે પ્રાણીઓ સુખી થાઓ ! સુખી થાઓ ! સુખી થાઓ ! ઇતિ. પાપ પ્રતિઘાત ગુણબીજાધાન સૂત્રં.

## શ્રીસિદ્ધસેનદિવાકરવિરચિતા

# વર્દ્ધમાનદ્વાત્રિંશિકા ।

(ભુજંગપ્રયાતમ્)

સદા યોગસાત્મ્યાત્સમુદ્ભુતસામ્યઃ પ્રભોત્પાદિતપ્રાણિ પુણ્યપ્રકાશઃ;
ત્રિલોકીશવંદ્યસ્ત્રિકાલજ્ઞનેતા સ એકઃ પરમાત્મા ગતિર્મે જિનેન્દ્રઃ ૧

ભાવાર્થઃ-ક્ષાયિક ભાવથી ઉત્પન્ન થયેલા જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ યોગના તાદાત્મ્ય પણાના અનુભવથી જેમનામાં હમેશાં સમપણું રહેલું છે અને જેઓએ કેવળજ્ઞાન અને કેવલ -દર્શનની પ્રભાથી પોતાના શાસનમાં રહેલા પ્રાણીઓનો ધર્મનો ઉદ્યોત કરેલો છે, જે દેવેંદ્ર, ભૂમીંદ્ર અને ચમરેંદ્રોને વાંદવા યોગ્ય છે, અને મતિ, શ્રુત, અવધિ તથા મનઃપર્યાયજ્ઞાનવાલા પુરૂષોના સ્વામી છે એવા સામાન્ય કેવલીઓના ઇંદ્ર પરમાત્મા શ્રી વર્ધમાનસ્વામી એકજ મારી ગતિ-શરણ થાઓ. ૧.

શિવોઽથાદિસંખ્યોઽથ બુદ્ધઃ પુરાણઃ પુમાનપ્યલક્ષ્યોઽપ્યનેકોઽપ્યથૈકઃ;
પ્રકૃત્યાત્મવૃત્યાપ્યુપાધિસ્વભાવઃ સ એકઃ પરમાત્મા ગતિર્મે જિનેન્દ્રઃ. ૨

ભાવાર્થઃ-ઉપદ્રવ રહિત, પોતાના તીર્થની આદિના કરનાર, તત્ત્વના જાણનાર, નહિ વૃદ્ધ, સર્વ જીવોનું રક્ષણ કરનાર, ઇન્દ્રિયજન્ય જ્ઞાનથી અલક્ષ્ય અનંત પર્યાયાત્મક વસ્તુના જ્ઞાતા હોવાથી અનેક, નિશ્ચયનયથી એક, કર્મપ્રકૃતિ વગેરેના પરિણામથી ઉપાધિરૂપ છતાં આત્મવૃત્તિવડે સ્વભાવમય એવા તે જિનેન્દ્ર મારી ગતિરૂપ હો. ૨.

જુગુપ્સાભયાજ્ઞાનનિદ્રાવિરત્યંગ ભૂહાસ્યશુગ્દ્વેષમિથ્યાત્વરાગૈઃ !
ન યો રત્યરત્યન્તરાયૈઃ સિષેવે સ એકઃ પરમાત્મા ગતિર્મે જિનેન્દ્રઃ ૩

ભાવાર્થઃ-નિંદા, ભય, અજ્ઞાન, નિદ્રા, અવિરતિ, કામાભિલાષ, હાસ્ય, શોક, દ્વેષ, મિથ્યાત્વ, રાગ, રતિ, અરતિ, દાનાંતરાય, લાભાંતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય અને વીર્યાંતરાય એ પ્રમાણેનાં અઢાર દોષો જેને સેવતાં નથી તેવા એક જ પરમાત્મા જિનેન્દ્ર મારી ગતિરૂપ હો. ૩.

ન યો બાહ્યસત્વેન મૈત્રી પ્રપન્નસ્તમોભિર્ન નો વા રજોભિઃ પ્રણુન્નઃ;
ત્રલોકી પરિત્રાણનિસ્તંદ્રમુદ્રઃ સ એક પરમાત્મા ગતિર્મે જિનેન્દ્રઃ. ૪

ભાવાર્થઃ-જે પ્રભુ લૌકિક સત્વગુણની સાથે મૈત્રીને પ્રાપ્ત થયા નથી, જે અજ્ઞાનરૂપ અંધકારથી અને રજોગુણથી પ્રેરાયેલા નથી અને ત્રણ લોકની રક્ષા કરવામાં જેની મૂર્તિ આલસ્ય રહિત છે, તે એક જ શ્રી જિનેન્દ્ર મારી ગતિરૂપ થાઓ. ૪.

હું અનુમોદું છું પ્રશંસું છું ઉક્ત સુકૃત–અનુમોદના માટે સમ્યગ વિધિપૂર્વક (સૂત્રાનુસારે) ખરા શુદ્ધ આશયવાળી, આચરણરૂપે યથાર્થ પાલન કરવારૂપ, તેનો યથાર્થ નિર્વાહ કરવા વડે નિરતિચાર ભાવે પરમગુણયુક્ત અરિહંતાદિકના પ્રભાવથી હો કેમકે અચિન્ત્ય શક્તિવાળા તે ભગવંતો વીતરાગ સર્વજ્ઞ પરમ કલ્યાણરૂપ હોઈ ભવ્યજનોને પરમ કલ્યાણના હેતુભૂત થાય છે મૂઢ પાપી, અનાદિ મોહવાસિત વસ્તુતઃ હિતાહિતનો અજાણ એવો હું હિતાહિતને અસમજતો થાઉં અહિતથી નિવૃત્ત થાઉં. હિત માર્ગમાં પ્રવૃત્ત થાઉં અને સર્વ સત્વ–પ્રાણીવર્ગ સંબંધી ઉચિત સેવાવડે આરાધક થાઉં (સ્વહિતરૂપ) સુકૃત (અનુમોદના)ને અંતઃકરણથી ઇચ્છું છું ઇચ્છું છું—

એવમેઅં સમ્મં પઢમાણસ્સ સુણમાણસ્સ અણુપ્પેહમાણસ્સ સિઢિલીભવંતિ પરિહાયંતિ ખિજ્જંતિ અસુહ કમ્માણુબંધા, નિરણુબંધે વાઽસુહકમ્મે ભગ્ગ-સામત્થે સુહ પરિણામેણં કડગબદ્ધે વિઅ વિસે અપ્પફલે સિઆ, સુહા-વણિજ્જે સિઆ, અપુણભાવે સિઆ; તહા આસગલિજ્જંતિ, પરિપોસિજ્જંતિ, નિમ્મવિજ્જંતિ, સુહકમ્માણુબંધા, સાણુબંધં ચ સુહકમ્મં, પગિટ્ઠં પગિટ્ઠ ભાવજ્જિઅં નિયમફલયં સુપ્પઉત્તે વિઅ મહાગએ, સુફલે સિઆ, સુહપવત્તગે સિઆ, પરમ સુહસાહગે સિઆ, અઓ અપડિબંધ મેઅં અસુહભાવ નિરોહેણં સુહભાવ બીઅંતિ સુપ્પણિહાણં સમ્મં પઢિઅવ્વં, સોઅવ્વં, અણુપ્પેહિ-અવ્વંતિ. નમો નમિઅ નમિઆણં પરમગુરૂ વીઅરાગાણં નમો સેસનમુક્કા-રારિહાણં, જયઉ સવ્વન્નુ સાસણં, પરમ સંબોહીએ, સુહિણો ભવંતુ જીવા,

સુહિણો ભવંતુ જીવા, સુહિણો ભવંતુ જીવા.

અર્થ:–એ રીતે આ સૂત્રને ખુબ વૈરાગ્યપૂર્વક ભણનાર સાંભળનારને ચિંતવ-નારનાં અશુભ કર્મના અનુબંધ ઢીલા પડે છે, ઓછા થાય છે ને ક્ષીણ થાય છે, અથવા ઉક્ત સૂત્ર અભ્યાસજનિત શુભ પરિણામવડે બાકી રહેલાં અશુભ કર્મ અનુબંધ રહિત ફળ પરંપરા આશ્રીને સામર્થ્ય (સત્વ) વગરના થઈ જાય છે. મંત્રના સામર્થ્યવડે કટક–બદ્ધ વિષની પેરે અલ્પ વિપાકવાળાં સુખે ટાળી શકાય એવાં અને ફરી પાછાં ન બંધાય એવાં થવા પામે છે. તથા શુભ કર્મના અનુબંધ સહેજે એકઠ્ઠ થવા પામે છે ભાવની વૃદ્ધિવડે ખૂબ દ્રઢ અને સંપૂર્ણ થવા પામે છે તથા પ્રધાન શુભભાવોર્જિત, નિશ્ચય ફલદાયી સાનુબંધ શુભકર્મ સારીરીતે પ્રયોજેલા મહૌષધની પેરે એકાંત કલ્યાણકારી શુભ પ્રવર્તક અને પરંપરાએ પરમસુખ–મોક્ષસાધક થાય છે. આ કાર-ણથી પ્રતિબંધ રહિત નિયાણા રહિત અશુભ ભાવના નિરોધવડે શુભ ભાવનાના બીજ-રૂપ જાણીને આ સૂત્રને પ્રશાન્ત આત્માએ રૂડી એકાગ્રતા–સ્થિરતાથી સારી રીતે ભણવું. વ્યાખ્યાન વિધિવડે સાંભળવું, અને તેના અર્થ રહસ્યનું ચિંતવન કરવું. દેવવિંવંદિત એવા પરમગુરુ વિતરાગ પરમાત્માઓને નમસ્કાર હો. તેમજ શેષ નમસ્કાર કરવા યોગ્ય

રહ્યાં નથી અને જેના વક્ષસ્થલમાં લક્ષ્મી રહેલાં નથી, તેમજ ઇચ્છાઓથી મુક્ત એવા જે પ્રભુને મોક્ષલક્ષ્મી ભજે છે તે શ્રી જિનેન્દ્રપ્રભુ એકજ મારી ગતિ થાઓ. ૧૦.

જગત્સંભવસ્થેમવિધ્વંસરૂપૈ–રલીકેન્દ્રજાલૈર્નયો જીવલોકમ્ ।
મહામોહકૂપે નિચિક્ષેપ નાથઃ સ એકઃ પરમાત્મા ગતિર્મે જિનેન્દ્રઃ ॥૧૧॥

ભાવાર્થઃ–જે પ્રભુએ જગતની ઉત્પત્તિ, સ્થિરતા અને નાશરૂપ ખોટા ઇન્દ્રજાળો વડે આ લોકને મહામોહરૂપી કૂવામાં નાંખ્યો નથી, તે એકજ પરમાત્મા શ્રી જિનેન્દ્ર મારી ગતિ થાઓ. ૧૧.

સમુત્પત્તિવિધ્વંસનિત્યસ્વરૂપા યદુત્થા ત્રિપધ્યેવ લોકે વિધિત્વં ।
હરત્વં પ્રપેદે સ્વભાવૈઃ સ એકઃ પરમાત્મા ગતિર્મે જિનેન્દ્રઃ ॥૧૨॥

ભાવાર્થઃ–જે તીર્થંકર પ્રભુથી પ્રગટ થએલી ઉત્પત્તિ, વિનાશ અને નિત્યત્વ (ધ્રુવત્વ)રૂપ ત્રિપદી આ લોકમાં સ્વભાવથી બ્રહ્મપણાને, શિવપણાને અને વિષ્ણુપણાને પ્રાપ્ત થયેલી છે, તે શ્રી જિનેન્દ્ર પ્રભુ મારી ગતિરૂપ થાઓ. ૧૨

ત્રિકાલ ત્રિલોકત્રિશક્તિ ત્રિસંધ્ય–ત્રિવર્ગત્રિદેવત્રિરત્નાદિ ભાવૈઃ;
યદુક્તા ત્રિપધ્યેવ વિશ્વાનિ વવ્રે, સ એકઃ પરમાત્મા ગતિર્મે જિનેન્દ્રઃ ॥૧૩॥

ભાવાર્થઃ–જે ભગવંતે પ્રતિપાદન કરેલી ત્રિપદી ત્રિકાલ, ત્રિલોક, ત્રિશક્તિ, ત્રિસંધ્યા, ત્રિવર્ગ ત્રિદેવ અને ત્રિરત્ન વગેરે ભાવોથી સર્વ વિશ્વને વરેલી છે, તે શ્રી જિનેન્દ્ર પ્રભુ એકજ મારી ગતિ થાઓ. ૧૩.

યદાજ્ઞા ત્રિપધ્યેવ માન્યા તતોઽસૌ તદસ્ત્યેવ નો વસ્તુ યન્નાધિતષ્ઠૌ ।
અતો બ્રુમહે વસ્તુ યત્તદ્યદીય, સ એકઃ પરમાત્મા ગતિર્મે જિનેન્દ્રઃ ॥ ૧૪ ॥

ભાવાર્થઃ–જે ભગવંતની આજ્ઞા તે ત્રિપદીજ છે, તેથી એ ત્રિપદી માનવા યોગ્ય છે. જે વસ્તુ ત્રિપદીથી વ્યાપ્ત છે તે વસ્તુ છે અને જે ત્રિપદીથી અધિષ્ઠિત નથી તે વસ્તુ પણ નથી. એ માટે એમ કહીએ છીએ કે, જે વસ્તુ છે તે ત્રિપદીમય છે. એવા શ્રી જિનેન્દ્ર પરમાત્મા એક જ મારી ગતિ હો. ૧૪.

ન શબ્દો ન રૂપં રસો નાપિ ગંધો ન વા સ્પર્શલેશો ન વર્ણો ન લિંગમ્,
ન પૂર્વાપરત્વં ન યસ્યાસ્તિ સંજ્ઞા સ એકઃ પરમાત્મા ગતિર્મે જિનેન્દ્રઃ ૧૫

ભાવાર્થઃ–જે જિનેન્દ્ર પ્રભુને શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ–એ પાંચ વિષયો નથી. જે પ્રભુને શ્વેતાદિ વર્ણ નથી, જેમને સ્રી. પુરુષ કે નપુંસકલિંગ નથી અને આ પહેલો, આ બીજો એવી સંજ્ઞા નથી, તે શ્રી જિનેન્દ્ર પ્રભુ એક જ મારી ગતિ હો. ૧૫

છિદા નો ભિદા નો ન ક્લેદો ન ખેદો ન શોષો ન દાહો ન તાપાદિરાપત્
ન સૌખ્યં ન દુઃખં । યસ્યાસ્તિ વાંછા સ એકઃ પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર ૧૬

ભાવાર્થઃ–જે ભગવંતને શસ્રાદિકથી છેદ નથી, કરવત વગેરેથી ભેદ નથી, જલાદિકથી ક્લેશ નથી, ખેદ નથી, શોષ નથી, દાહ નથી, તાપ વગેરે આપત્તિ નથી, સુખ

હૃષીકેશ વિષ્ણો જગન્નાથ જિષ્ણો મુકુંદાચ્યુત શ્રીપતે વિશ્વરૂપ;
અનંતેતિ સંબોધિતો યો નરાશૈ: સ એક: પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર:. ૫

ભાવાર્થ:–હે ઇંદ્રિયો નિયંતા, હે લોકાલોકમાં વ્યાપ્ત જ્ઞાનવાલા, હે જગતમાં ભવ્ય પ્રાણીઓના નાથ, હે રાગદ્વેષને જિતનાર, હે પાપથી મુકાવનાર, હે સ્ખલના રહિત, હે કેવલ જ્ઞાનરૂપ લક્ષ્મીના પતિ, હે અસંખ્યાત પ્રદેશે અનાવૃત સ્વરૂપવાળા, હે અનંત ! આ પ્રમાણે સંબોધન આપી આશારહિત (નિષ્કામ) એવા પુરૂષોએ જેપ બોધિત કરેલા છે એવા તે શ્રી જિનેન્દ્ર પ્રભુ એક જ મારી ગતિ હો. ૫.

પુરાનંગકાલારિરાકાશ કેશ: કપાલી મહેશો મહાવ્રત્યુમેશ: ।
મતો યોઽષ્ટમૂર્તિ: શિવો ભુતનાથ: સ એક: પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર: ॥ ૬ ॥

ભાવાર્થ:–પૂર્વે ક્ષપકશ્રેણીમાં આરૂઢ થયા ત્યારથી જે કામદેવરૂપી મલિન શત્રુના વૈરી છે, લોકાકાશરૂપી પુરુષાકારના મસ્તકે રહેલી સિદ્ધશિલા ઉપરસ્થાન કરનાર, બ્રહ્મચર્યને પાલનાર, મહત્ ઐશ્વર્યના ભોક્તા, જે મહાવ્રત ધરાવનાર, કેવલજ્ઞાન–કેવલદર્શનરૂપ પાર્વતિના પતિ, અષ્ટકર્મના ક્ષયથી અષ્ટગુણરૂપી મૂર્તિઓવાળા, કલ્યાણરૂપ અને સર્વ પ્રાણીઓના નાથ છે તે પરમાત્મા શ્રી જિનેન્દ્ર એકજ મારી ગતિ હો. ૬.

વિધિબ્રહ્મલોકેશશંભુ સ્વયંભૂ ચતુર્વક્ત્ર મુખ્યાભિધાનાં વિધાનમ્ ।
ધ્રુવોઽથો ય ઉચે જગત્સર્ગહેતુ: સ એક પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર: ॥ ૭ ॥

ભાવાર્થ:–જગતના ભવ્ય પ્રાણીઓને મોક્ષમાર્ગ આપવામાં નિશ્ચળ હેતુરૂપ એવા જે પ્રભુ, વિધિ, બ્રહ્મા, લોકેશ, શંભુ સ્વયંભૂ અને ચતુર્મુખ વગેરે નામોના કરણરૂપ છે તે જિનેન્દ્ર એકજ મારી ગતિરૂપ થાઓ. ૭.

ન શુલં ન ચાપં ન ચક્રાદિ હસ્તે ન હાસ્યં ન લાસ્યં ન ગીતાદિ યસ્ય ।
ન નેત્રે ન ગાત્રે ન વક્ત્રે વિકાર: સ એક: પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર: ૮

ભાવાર્થ:–જેના હાથમાં ત્રિશૂલ, ધનુષ્ય અને ચક્રાદિ આયુધો નથી જેને હાસ્ય, નૃત્ય અને ગીતાદિનું કરવાપણું નથી અને જેના નેત્રમાં ગાત્રમાં અને મુખમાં વિકાર નથી, તે પરાત્મા શ્રી જિનેન્દ્ર એક જ મારી ગતિ થાઓ. ૮.

ન પક્ષી ન સિંહો વૃષો નાપિ ચાપં ન રોષપ્રસાદાદિજન્મા વિડમ્બ: ।
ન નિંદ્યૈશ્ચરિત્રૈર્જને યસ્ય કંપ: સ એક: પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર: ૯

ભાવાર્થ:–જે ભગવતને પક્ષી, સિંહ તથા વૃષભના વાહન નથી, પુષ્પનું પણ ધનુષ્ય નથી જેમને રોષ તથા પ્રસન્નતાથી થયેલી વિડંબના નથી, નિંદવા યોગ્ય ચરિત્રોથી જેમનો લોકમાં ભય નથી તે શ્રી જિનેન્દ્ર પ્રભુ એક જ મારી ગતિ હો. ૯.

ન ગૌરી ન ગંગા ન લક્ષ્મીર્યદીયં વપુર્વા શિરો વાપ્યુરો વા જગાહે । યમિચ્છા વિમુક્તં શિવશ્રીસ્તુ ભેજે સ એક: પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર: ॥૧૦॥

ભાવાર્થ: જેના શરીર ઉપર ગૌરી (પાર્વતી) બેઠાં નથી, જેના મસ્તકમાં ગંગા

અવત્યેવ પાતાલજંબાલપાતાત્ વિધાયાપિ સર્વજ્ઞલક્ષ્મીનિવાસાન્
યદાજ્ઞા વિધિત્સાશ્રિતાનંગભાજઃ સ એકઃ પરમાત્મા ગતિર્મે જિનેન્દ્રઃ ૨૩.

ભાવાર્થ:-શરીરને નહીં ભજનારા એવા સિદ્ધ કરવાની ઇચ્છાને આશ્રિત રહેલી અર્થાત્ સિદ્ધ (મુકત) કરવાને ઇચ્છતી એવી અથવા સિદ્ધોએ પણ જે આજ્ઞાનો આશ્રય ઇચ્છયો હતો એવી જે ભગવંતની આજ્ઞા ભવ્ય પ્રાણીઓને સર્વજ્ઞ લક્ષ્મીના નિવાસરૂપ બનાવીને નરકનિગોદાદિ કાદવમાં પડવાથી બચાવે છે, તે શ્રી સર્વજ્ઞ પરમાત્મા પ્રભુ મારી ગતિ થાઓ. ૨૩.

સુપર્વદ્રુચિંતામણીકામધેનુ પ્રભાવા નૃણાં નૈવ દૂરે ભવન્તિ ।
ચતુર્થે યદુત્થે શિવે ભક્તિભાજાં સ એક: પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર : ॥૨૪॥

ભાવાર્થ:-જે ભગવંતથી પ્રગટ થયેલા ચોથા લોકોત્તર કલ્યાણને વિષે, ભકિત-વન્ત એવા ભવ્ય પ્રાણીઓને કલ્પવૃક્ષ, ચિંતામણી અને કામધેનુના પ્રભાવો પણ દૂર નથી, તે શ્રી જિનેન્દ્ર પ્રભુ એકજ મારી ગતિ થાઓ. ૨૪,

કલિવ્યાલવહ્નિગ્રહવ્યાધિચૌર-વ્યથાવારણ વ્યાઘ્રવીથ્યાદિ વિઘ્નાઃ ।
યદાજ્ઞાજુષાં યુગ્મિનાં જાતુ નસ્યુ : સ એક : પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર: ॥૨૫॥

ભાવાર્થ:-જે ભગવંતની આજ્ઞાને સેવન કરનારા સ્ત્રી પુરુષોને કલેશ, સર્પભય, અગ્નિભય, ગ્રહપીડા, રોગ, ચોરનો ઉપદ્રવ, હસ્તીનો ભય, અને વ્યાઘ્રની શ્રેણીનો ભય ઇત્યાદિ વિઘ્નો કદિપણ થતા નથી, તે શ્રી જિનેન્દ્ર પરમાત્મા એકજ મારી ગતિ હો. ૨૫.

અબંધસ્તથૈકઃ સ્થિરો વા ક્ષયી વાપ્ય સદ્વા મતો યૈર્જડૈઃ સર્વથાત્મા ।
ન તેષાં વિમૂઢાત્મનાં ગોચરો યઃ સ એકઃ પરમાત્મા ગતિર્મે જિનેન્દ્રઃ ॥ ૨૬ ॥

ભાવાર્થ:-જે જડો આત્માને સર્વથા કર્મના બંધરહિત, એક, સ્થિર, વિનાશી અને અસત્ માને છે, તેવા મૂઢ પુરુષોને જે ભગવન્ત ગોચર (જ્ઞાનવિષયી) થતા નથી, તે જિનેન્દ્ર પરમાત્મા મારી ગતિ થાઓ. ૨૬.

ન વા દુઃખગર્ભે ન વા મોહગર્ભે સ્થિતા જ્ઞાનગર્ભે તુ વૈરાગ્યતત્વે ।
યદાજ્ઞાનિલીના યયુર્જન્મપારં સ એક : પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર: ॥૨૭॥

ભાવાર્થ:-જે ભગવંતની આજ્ઞા દુઃખગર્ભિત વૈરાગ્ય કે મોહગર્ભિત વૈરાગ્યમાં રહી નથી પણ તે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય (તત્ત્વ)માં રહેલી છે, વળી જેમની આજ્ઞામાં લીન થયેલા પુરુષો જન્મમરણરૂપ સંસારસમુદ્રના પારને પામી ગયા છે, તે શ્રી જિનેન્દ્ર ભગવંત મારી ગતિ હો. ૨૭.

વિહાયાશ્રવં સંવરં સંશ્રયેવ યદાજ્ઞાપરાભાજિ યૈર્નિર્વિશેષૈઃ;
સ્વકરતેરકાર્યેવ મોક્ષો ભવો વા સ એકઃ પરમાત્મા ગતિર્મે જિનેન્દ્રઃ. ૨૮.

ભાવાર્થ:-જે નિર્વિશેષ (સામાન્ય આશ્રય કરનારી) એવી જે ભગવંતની ઉત્કૃષ્ટ આજ્ઞાને સેવેલી છે, તે પુરુષોએ પોતાનો ભવ મોક્ષરૂપ કર્યો છે. એવા તે શ્રી જિનેન્દ્ર

નથી, દુઃખ નથી અને વાંછા નથી તે એક જ શ્રી જિનેન્દ્ર મારી ગતિ થાઓ. ૧૬.

ન યોગા ન રોગા ન ચોદ્વેગવેગા: સ્થિતિર્નો ગતિર્નો ન મૃત્યુર્ન જન્મ;
ન પુણ્ય ન પાપં ન યસ્યાસ્તિ બંધ: સ એક: પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર: ૧૭.

ભાવાર્થ:-જે પ્રભુને મન વચન કાયાના યોગ નથી, જવરાદિ રોગો થતા નથી, ચિત્તમાં ઉદ્વેગનાવેગ થતા નથી. વળી જેની આયુષ્યની સ્થિતિ (મર્યાદા) નથી, પરભવમાં ગતિ (ગમન) નથી, મૃત્યુ નથી, ચોરાશી લાખ જીવયોનીમાં જન્મ નથી, અને પુણ્ય, પાપ તથા બંધ નથી તે શ્રી જિનેન્દ્ર મારી ગતિ થાઓ. ૧૭.

તપ: સંયમ: સૂનૃતં બ્રહ્મ શૌચં મૃદુત્વાર્જવાકિંચનત્વાનિ મુક્ત:;
ક્ષમૈવં યદુક્તો જયત્યેવ ધર્મ: સ એક: પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર:. ૧૮.

ભાવાર્થ:-જેમનો ઉપદેશેલો તપ, સંયમ, સત્ય વચન, બ્રહ્મચર્ય, અચૌર્યતા, નિરભિમાનીપણું, આર્જવ (સરલતા) અપરિગ્રહ, મુક્તિ (નિર્લોભતા) અને ક્ષમા-આ દશ પ્રકારનો ધર્મ જયવંત વર્તે છે તે શ્રી જિનેન્દ્ર પ્રભુ એક જ મારી ગતિ થઓ. ૧૮.

અહો વિષ્ટપાધારભૂતા ધરિત્રી નિરાલંબનાધારમુક્તા યદાસ્તે;
અચિંત્યૈવ યદ્ધર્મશક્તિ: પરા સા સ એક: પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર:. ૧૯.

ભાવાર્થ:-જે ભગવંતના ધર્મની શક્તિ અચિંત્ય અને ઉત્કૃષ્ટ છે કે જેનાથી સર્વ ત્રૈલોક્ય જનના આધારરૂપ આ પૃથ્વી આલંબન વગર અને આધાર વગર રહેલી છે, તે શ્રી જિનેન્દ્ર પરમાત્મા એક જ મારી ગતિ થાઓ. ૧૯.

ન ચાંભોધિરાપ્લાવયેત્ ભૂતધાત્રીં સમાશ્વાસયત્યેવ કાલેંડબુવાહ:;
યદ્ભૂતસદ્ધર્મસામ્રાજ્યવશ્ય: સ એક: પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર:. ૨૦.

ભાવાર્થ:-જે ભગવંતથી પ્રગટ થયેલા સદ્ધર્મના સામ્રાજ્યને વશ થયેલો સમુદ્ર આ પૃથ્વીને ડુબાવતો નથી, અને મેઘ યોગ્ય કાળે આવ્યા કરે છે તે શ્રી જિનેન્દ્ર પ્રભુ એક જ મારી ગતિ થાઓ. ૨૦.

ન તિર્યગ્ જ્વલત્યેવ યત્ જ્વાલજિહ્વો યદૂર્ધ્વં ન વાતિ પ્રચંડો નભસ્વાન્
સ જાગર્તિ યદ્ધર્મરાજપ્રતાપ: સ એક: પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર: ૨૧.

ભાવાર્થ:-જે ભગવંતના ધર્મરાજાનો પ્રતાપ તેવો જાગૃત છે કે જેથી અગ્નિ તિરછો પ્રજ્વલિત થતો નથી અને પ્રચંડ વાયુ ઊર્ધ્વ ભાગે વાતો નથી તે શ્રી ભગવંત જિનેન્દ્ર મારી ગતિ હો. ૨૧.

ઇમૌ પુષ્પદંતો જગત્યત્ર વિશ્વોપકારા દિષ્ટ્યોદયેતે વહંતો
ઉરીકૃત્ય યત્તુર્યલોકોત્તમાજ્ઞાં સ એક: પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર: ૨૨.

ભાવાર્થ:-જે લોકોત્તમ પ્રભુની આજ્ઞાને અંગીકાર કરી વહન કરતાં આ સૂર્ય, ચંદ્ર આ જગતમાં વિશ્વના ઉપકારને માટે હર્ષથી ઉદય પામે છે તે એક જ પરમાત્મા પ્રભુ મારી ગતિ થાઓ. ૨૨.

પૂ. આ. શ્રી સિદ્ધસેન દિવાકર વિરચિત દ્વાત્રિંશિકાઓમાંથી શ્લોકો.
(અનુવાદ : પૂ. પં. શ્રી સુશીલ વિ. ગણિવર)

સ્વયમ્ભુવં ભૂતસહસ્રનેત્ર મનેકમેકાક્ષર ભાવલિઙ્ગમ્;
અવ્યક્તમવ્યાહત વિશ્વલોક મનાદિ મધ્યાન્ત પુણ્ય પાપમ્. ૧.

સ્વયં બોધ પામેલા, સર્વોત્તમ તીર્થંકરના નામ કર્મના પુણ્ય ફળને ધારણ કરનાર (અથાત્ તીર્થંકર એવા) કેવલજ્ઞાન અને કેવલ દર્શન સ્વરૂપે વીતરાગ દશામાં વર્તતા, બ્રહ્મના ઉપાસકોને પણ ઉપવાસના કરવા લાયક, હિતાહિતના દર્શક હોવાથી પ્રાણિ-ગણના નયનસમા, નિખિલ પ્રાણીઓના નયન જ્યાં ઠરે છે, અખિલ પ્રાણીઓ જેને આપ્ત પુરૂષ તરીકે માને છે વિશ્વની સત્વશાળી ઇન્દ્રાદિ સકલ વિભૂતિ જેમણે અનુભવી છે. ઇન્દ્રાદિ દિગ્પાલના પૂજકોને પણ પૂજનીય વૈષ્ણવોને પણ ઉપાસનીય. શિવના ઉપાસકોને પણ સેવનીય દર્શન જ્ઞાન અને ચારિત્રાદિ ગુણગણથી અલંકૃત કેવલજ્ઞાનાદિની અનન્તા પર્યાય દ્વારા વિશ્વના વ્યાપક શુદ્ધ ઉપયોગવાળા આ વર્ધમાન વિભુ છે એ રીતે જગત્ જેને જાણે છે. ઓમકાર રૂપ એક અક્ષરમાં સમાવેશ પામેલ જે 'અ' તે એકાક્ષરી નિયુ-ક્તિને અનુસારે જેનો વાચક છે હરિહર અને બ્રહ્માથી વિભિન્ન ચતુર્થ બ્રહ્મરૂપ જે સદાશિવ તેના સેવકોને પણ સેવનીય ચર્મચક્ષુને અગોચર, ચર્મચક્ષુને અગોચર જે અનુપમ ગુણો તેના ધામ, અવ્યક્ત જે પ્રકૃતિ તેના ઉપાસક સાંખ્યને પણ ઉપાસનીય. સકલ વસ્તુને પ્રકાશિત કરવામાં અસ્ખલિત પ્રચારવાળું જે કેવલજ્ઞાન તેને ધારન કરનાર લોકાગ્રવતી મુક્તિ ધામને પામેલા ઉપયોગ સ્વરૂપે સર્વદા સ્થાયિપણું હોવાથી આદિ મધ્ય અને અંતથી રહિત. પુણ્યકર્મ અને પાપકર્મ પૈકી કોઇપણ જાતનું જેને કર્મ નથી એવું.

સમન્તસર્વાક્ષગુણું નિરક્ષં સ્વયમ્પ્રભં સર્વગતાવભાસમ્
અતીતસંખ્યાનમનન્ત કલ્પમચિન્ત્યમહાત્મ્યમ લોકલોકમ્ ૨

સર્વાંશે સકલ જીવના ગુણવાળા આવિર્ભાવે આત્માના સકલ ગુણના ધારક સયોગી કેવલી અવસ્થામાં–કેવલજ્ઞાનથી જ સકલ વસ્તુના જાણકાર હોવાથી ઇન્દ્રીયની અપેક્ષા રહિત મોક્ષદશામાં શરીર નહિ હોવાથી ઇન્દ્રીય રહિત સર્વદા અવિચલિત સ્વભાવવાળા સ્વયં નિરૂપમ પ્રકાશવાળા સકલ પર્યાએ કરીને સહિત જે સકલ પદાર્થ તેને જાણનાર અગણિત લોકોત્તર ગુણના નિધાન કૃતકૃત્ય, સર્વાંશે યોગિજનને - પણ અગમ્ય. શિવ, વિષ્ણુ, પિતામહ, બુદ્ધ, કર્મ, જગત્કર્તા, અને અર્હન્ વગેરે વિવિધિ શબ્દોથી વિશ્વ જેને સંબોધી રહ્યુ છે એવા અને યુગોના યુગો સુધી રહેનાર. અચિન્ત્ય માહાત્મ્યશાલી. અલોકાકાશનું પણ અવલોકન કરનારા સામાન્ય જીવોને અગોચર, ચર્મચક્ષુને અગોચર સ્વર્ગાપવર્ગાદિ જે નિખિલ વસ્તુ તેના પણ જાણનાર લોક અને અલોકનું નિરિક્ષણ કરનાર.

કુહેતુતર્કોપરત પ્રપંચ સદ્ભાવ શુદ્ધા પ્રતિવાદ વાદમ્ ।
પ્રણમ્ય સચ્છાશન વર્ધમાનં, સ્તોષ્યે યતીન્દ્રં જિનવર્ધમાનમ્ ॥૩॥

કુહેતુ અને કુતર્કથી રહિત, જગતની વાસ્તવિક અસ્તિતાને જણાવનાર, તથા

ભગવંત એકજ મારી ગતિ થાઓ. ૨૮.

શુભધ્યાનનીરૈરુરીકૃત્ય શૌચં સદાચારદિવ્યાંશુકૈર્ભૂષિતાંગા:;
બુધા: કેચિદર્હંતિ યં દેહગેહે સ એક: પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર:. ૨૯.

ભાવાર્થ:-કેટલાએક વિદ્વાનો શુભ ધ્યાનરૂપ જળથી પવિત્ર થઇ અને સદાચારરૂપી દિવ્ય વસ્ત્રોથી અંગને અલંકૃત કરી પોતાના શરીરરૂપ મંદિરમાં જે ભગવંતના સ્વરૂપની પૂજા કરે છે, તે એકજ જિનેન્દ્ર મારી ગતિ થાઓ. ૨૯.

દયાસુનૃતાસ્તેયનિ:સંગમુદ્રા તપોજ્ઞાનશીલૈર્ગુરુપાસ્તિમુખ્યૈ:
સુમૈરષ્ટભિર્યોઽર્ચ્યતે ધામ્નિ ધન્યૈ: સ એક પરાત્મા ગતિર્મે જિનેન્દ્ર: ૩૦.

ભાવાર્થ:-ધન્ય એવા પુરુષો, દયા, સત્ય, અચૌર્ય, નિ:સંગ, મુદ્રા, તપ, જ્ઞાન, શીલ અને ગુરુની ઉપાસના પ્રમુખ આઠ પુષ્પોથી જે ભગવંતનું જ્ઞાનજ્યોતિમાં પૂજન કરે છે, તે શ્રી જિનેન્દ્ર પરમાત્મા એક જ મારી ગતિ હો. ૩૦.

મહાશ્રિર્ધનેશો મહાજ્ઞા મહેન્દ્રો મહાશાંતિભર્તા મહાસિદ્ધસેન: ।
મહાજ્ઞાનવાન્ પાવનીમૂર્ત્તિરર્હન્ સ એક: પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર: ॥૩૧॥

ભાવાર્થ:-હે અર્હન્! પરમાત્મા પરમ જ્યોતિવાળા, કુબેરરૂપ, મહાન્ આજ્ઞાવાળા મહેન્દ્રરૂપ, મહાશાંતરસના નાયક મહાન્ સિદ્ધોની સંતતિવાળા, મહાજ્ઞાની અને પવિત્ર મૂર્તિવાળા છે, તે શ્રીજિન્દ્ર પ્રભુ મારી ગતિરૂપ થાઓ. ૩૧

મહાબ્રહ્મયોનિર્મહાસત્વમૂર્તિ-ર્મહાહંસરાજો મહાદેવ દેવ: ।
મહામોહજેતા મહાવીરનેતા સ એક: પરમાત્મા ગતિર્મે જિનેન્દ્ર: ॥૩૨॥

ભાવાર્થ:-જે ભગવંત પરબ્રહ્મના ઉત્પત્તિસ્થાન છે, જે મહાન્ ધૈર્યની મૂર્તિ છે, મહાન્ ચૈતન્યના રાજા છે, જે ચાર પ્રકારના કર્મોપાધિવાળા મહાન્ દેવોના પણ દેવ છે, જે મહામોહને જિતનારા છે અને જે મહાવીર-(કર્મને હણવામાં સુભટ)ના પણ સ્વામી છે, તે શ્રી જિનેન્દ્ર ભગવાન્ એકજ મારી ગતિ થાઓ. ૩૨.

ગ્રંથપ્રશસ્તિકાવ્યમ્. (શાર્દૂલવિક્રીડિતમ્.)

ઇત્થયે પરમાત્મરૂપમનિશં શ્રીવર્ધમાનં જિનમ્; વંદંતે પરમાર્હતાસ્ત્રિભુવને શાંતં પરં દૈવતમ્; તેષાં સપ્તભય: ક્વ સન્તિ દલિતં દુ:ખં ચતુર્ધાપિતૈર્મુક્તૈર્યત્ સુગુણાનુપેત્ય વૃણતે તાશ્ચક્રિશક્રશ્રિય:. ૧. ઇતિવર્ધમાનદ્વાત્રીંશિકા સાર્થા.

ભાવાર્થ:-આ પ્રમાણે (આ વર્દ્ધમાનદ્વાત્રિંશિકાનો પાઠ કરી) જે પરમ શ્રાવકો હમેશા ત્રણ ભુવનમાં શાંત પરમાત્મરૂપ અને પરમદૈવત એવા શ્રી વર્ધમાન પ્રભુને વંદના કરે છે તે શ્રાવકોને સાત પ્રકારના ભય તો કયાંથી જ રહે? પણ તેઓ મુક્ત થઈ ચાર પ્રકારના દુ:ખને દળી નાખે છે અને અનંત ચતુષ્ટયાદિ ઉત્તમ ગુણોને પ્રાપ્ત કરાવીને તેમને ચક્રવર્તી અને મોક્ષની લક્ષ્મીઓ વરે છે. ૧.

શરણાગત વત્સલ હે વીર વિભુ! માનસિક વાચિક અને કાયિક કર્મ અત્યંત શુભ ફળવાળું અથવા અત્યંત અશુભ ફળવાળું જ હોય એવો કોઈ નિયમ નથી. કિન્તુ આત્માની પરિણતિને અનુસારે શુભાશુભ ફળની તરતમતાવાળું હોય છે. આ રીતે આપ જે પ્રકારે કહો છો તેજ પ્રકારે આપને નાથ ગણતા સજ્જનો વિચારપૂર્વક કાર્ય કરનારા હોય છે.

ક્રિયાં ચ સંજ્ઞાનવિયોગ નિષ્ફલાં, ક્રિયાવિહીનાં ચ વિબોધ સંપદમ્ ।
નિરસ્યતા ક્લેશસમૂહ શાન્તયે, ત્વયા શિવાયાલિખિતેવ પદ્ધતિઃ ॥૧૦॥

હે વીર વિભુ! જ્ઞાનરહિત ક્રિયા અને ક્રિયારહિત જ્ઞાન ક્લેશ ગણની શાન્તિને અર્થે થતા નથી. કિન્તુ પરસ્પર મિલિત જે જ્ઞાન અને ક્રિયા તેજ સકલ ક્લેશની શાન્તિને અર્થે થાય છે. આ રીતે નિરૂપણ કરતા આપે મુક્તિનો માર્ગ સ્પષ્ટ કરેલ છે.

સુનિશ્ચિતં નઃ પરતન્ત્રયુક્તિષુ, સ્ફુરન્તિ યાઃ કાશ્ચન સૂક્ત સંપદઃ ॥
તવૈવ તાઃ પૂર્વમહાર્ણવોત્થિતા, જગત્પ્રમાણં જિનવાક્ય વિપ્રુષઃ ॥૧૧॥

હે વીર વિભુ! આ વસ્તુ તો અમારે મન નિર્ણીતજ છે કે–અન્ય દર્શનીયની યુક્તિઓમાં જે કંઇ સુભાષિત સંપત્તિઓ ઝળકે છે તે આપનાજ પૂર્વોરૂપી મહાસાગરમાંથી ઉછળેલા વચનરૂપી બિન્દુઓજ છે કે જે જગતને પ્રમાણરૂપ છે.

જગન્નૈકાવસ્થં યુગપદખિલાનન્તવિષયં, યદેતત્પ્રત્યક્ષં તવ ન ચ
ભવાન્ કસ્યચિદપિ; અનેનૈવાચિન્ત્ય પ્રકૃતિરસસિદ્ધેસ્તુ વિદુષાં,
સમીક્ષ્યૈતદ્દ્વારં તવ ગુણકથોત્કા વયમપિ ॥૧૨॥

હે વીર વિભુ! અનેક અવસ્થાવાળું અને પરિપૂર્ણ અનન્ત ભોગના સાધનભૂત પદાર્થવાળું આ જગત આપને તો પ્રત્યક્ષ જ છે. કિન્તુ અમને આપ પ્રત્યક્ષ નથી કે જેથી કરીને આપના દર્શનાદિકથી અચિન્ત્ય સ્વભાવવાળા આનન્દની સિદ્ધિ મેળવી શકીએ હવે તો વિદ્વાનોને અચિન્ત્ય સ્વભાવવાળા આનન્દની સિદ્ધિનું દ્વાર આપનું ગુણગાન જ છે. એમ સમજીને આપના ગુણગાનમાં અમે પણ ઉત્સુક બન્યા છીએ.

પરસ્પરવિલક્ષણાશ્ચ ન ચ નામ રૂપાદયઃ, ક્રિયાપિ ચ ન તાનતીત્ય નચતે ક્રિયૈકાન્તતઃ; નિરોધગતયસ્ત એવ ન ચ વિક્રિયા નિશ્ચયા, નિમીલિતવિલોચનં જગદિદં ત્વયોન્મીલિતમ્ ૧૩

નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ એ ચાર વસ્તુ પરસ્પર એકાન્તભિન્ન નથી પરંતુ કથંચિત તાદાત્મ્યને પામેલી છે. નામ સ્થાપના દ્રવ્ય અને ભાવવિના ક્રિયા પણ હોઈ શક્તિ નથી અર્થાત્ ક્રિયાને પણ તેની સાથે કથંચિત્ તાદાત્મ્ય છે. નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ કેવલ ક્રિયાથી જ છે. એમ નહીં કિન્તુ જ્ઞાન સહકૃત ક્રિયાથી છે. કેવલ સક્રિય એવા નામાદિ કર્મને રોકનાર નથી અર્થાત્ જ્ઞાન સહિત હોય તોજ કર્મને રોકે છે. ક્રિયા વિનાનું જ્ઞાન કર્મને રોકી શકતું નથી અર્થાત્ જ્ઞાન અને ક્રિયા બન્ને મળે તોજ

જેનો પ્રતિઘાતક અપર કોઈ વાદ નથી એવો જે સ્યાદ્વાદ તેને પ્રતિપાદન કરનારા. નિર્દોષ પ્રવચનદ્વારા સર્વ દર્શનીઓમાં અગ્રસ્થાન ભોગવતા. મુનિરૂપ દેવામાં ઇન્દ્રસમાન.

ન કાવ્ય શક્તેર્ન પરસ્પરેર્ષ્યયા, ન વીર કીર્તિ પ્રતિબોધનેચ્છયા
ન કેવલં શ્રાદ્ધ તયૈવ નૂયસે ગુણજ્ઞ પૂજ્યોઽસિ યતોઽય માદરઃ. ૪.

હે વીર વિભુ! મારામાં કાવ્યશક્તિ છે માટે હું આપને સ્તવું છું એમ નહી. અન્ય દર્શનીઓમાં આપની અથવા મારી કીર્તિ ફેલાઇ એ ઇચ્છાથી સ્તવું છું એમ નહી. કેવલ શ્રદ્ધાભાવથી આપને સ્તવું છું એમ પણ નહિ. કિન્તુ ગુણજ્ઞ એવા ઇન્દ્રાદિકો આપને અનુપમ ગુણવાળા સમજીને પૂજે છે માટે આપના પ્રત્યે આ મારો સ્તુતિનો પ્રયત્ન છે, યથાર્થ હું પણ આપને ગુણવન્ત સમજીને સ્તુતિ કરૂં છું.

પરસ્પરં ક્ષુદ્રજનઃ પ્રતીપગા નિહૈવ દણ્ડેન યુનક્તિ વા નવા।
નિરાગસસ્ત્વ પ્રતકૂલાદિનો, દહન્ત્યમુત્રેહ ચ જલ્પવાદિનઃ ॥૫॥

હે વીર વિભુ! ક્ષુદ્ર પ્રાણી પોતાના પ્રતિપક્ષીને આલોક પુરતોજ યષ્ટિપ્રહાર કરે યા ન પણ કરે, કિન્તુ મૂર્ખ એકાન્તવાદીઓ આપનું વિપરીત બોલીને નિરપરાધી એવા અમોને આ ભવ અને પરભવને વિષે પણ સંતાપે છે.

ય એષ ષડ્ જીવાનકાય વિસ્તરઃ; પરૈર નાલીઢપથસ્ત્વયોદિતઃ।
અનેન સર્વજ્ઞ પરીક્ષણ ક્ષમાસ્ત્વયિ પ્રસાદોદયસોત્સવાઃ સ્થતાઃ॥૬॥

હે વીર વિભુ! અન્ય તીર્થીઓ જેનો માર્ગ સ્પર્શી શક્યા નથી એવું આ ષડ્ જીવનીકાયનું વિસ્તૃત ગહન સ્વરૂપ આપે જે પ્રતિપાદન કર્યું છે તેથી સર્વજ્ઞની પીછાણ કરવામાં કુશલ એવા પરીક્ષકો આપને સર્વજ્ઞ સમજે છે, અને પ્રભુની અમારી પર કેવી મ્હેર કે આવા ભાવો અમને બતાવ્યા એમ સમજી અત્યન્ત હર્ષિત થાય છે.

નિસર્ગ નિત્યક્ષણિકાર્થવાદિન સ્તથા મહત્સૂક્ષ્મ શરીરદર્શિનઃ;
યથા ન સમ્યગ્મતયસ્તથા મુને! ભવાનનેકાન્ત વિનીતમુક્તવાન્. ૭.

હે વીરવિભુ! સત્યવાદી એવા આપે પ્રત્યેક વસ્તુને અનેકાન્ત સ્વરૂપવાળી પ્રતિપાદન કરી છે. આની આગળ વસ્તુ નિત્ય જ છે ક્ષણિકજ છે. શરીર વિશાળજ છે સૂક્ષ્મજ છે. આ રીતે એકાન્ત કથન કરતા એવા પરવાદીઓ વમળ બુદ્ધિવાળા હોઈ શકતા નથી.

તપોભિરેકાન્ત શરીર પીડનૈર્વ્રતાનુ બન્ધૈઃ શ્રુતસંપદાપિવા
ત્વદીયવાક્યપ્રતિબોધપેલવૈરવાપ્યતે નૈવશિવં ચરાદપિ ૮

હે વીરવિભુ! ભલે તપતપી શરિરનું શોષણ કરે કઠીન વ્રતોનું પરિપાલન કરે, અથવા વિવિધ શાસ્ત્રોનું અધ્યયન કરે છતાં પણ આપના વચનરહસ્યને નહિ સમજતા જીવો ચીરકાળે પણ મુક્તિને પામી શકતા નથી.

ન માનસં કર્મ ન દેહવાઙ્મયં શુભાશુભ જ્યેષ્ઠફલં વિભાગશઃ।
યદાત્થ તેનૈવ સમીક્ષ્યકારિણઃ; શરણ્ય! સન્તસ્ત્વયિ નાથ બુદ્ધયઃ॥૯॥

અત્યંત જાગનારને સૂનાર અત્યંત સૂનારને જાગનાર, સંજ્ઞાવાળાને (નામવાળા-જ્ઞાનવાળા-અને ચેષ્ટાવાળાને) સંજ્ઞારહિત અતિ મોહવાળાને (મૂર્ચ્છાવાળાને) સચેષ્ટ, આત્માશ્લાઘામાં વાચાલને ભાષણરહિત, અને મુંગાને વાચાળ, એ રીતે આપ કહો છો. તેને અસમ્બદ્ધ જે માને છે તે. આપના મતને-અનેકાન્તવાદને તે જ આપના મતને (ગંભીર સ્યાદ્વાદને) સમજી શક્યો છે.

આનો ભાવ નીચે પ્રમાણે છે.

૧ આત્મકલ્યાણની દ્રષ્ટિએ અત્યંત જાગનાર તે જગતના દ્રષ્ટિએ સૂનાર છે. ૨ દુનીયાની દ્રષ્ટિએ અત્યંત ઉંઘનાર તે આત્મકલ્યાણ દ્રષ્ટિએ જાગનાર છે. ૩ વ્યવહારની દ્રષ્ટિએ જે નામવાળો છે તે નિશ્ચયની દ્રષ્ટિ નામ રહિત છે. ૪ મોહમદિરાથી જે મૂર્ચ્છિત છે તે દુન્યવી પ્રવૃત્તમાં સચેષ્ટ-ચેષ્ટાવન્ છે ૫ આત્માની શ્લાઘા-પ્રશંસા કરનાર પરગુણને કહેવામાં ભાષણ રહિત છે. ૬ પરદૂષણ કહેવામાં મૌન પકડનાર પરગુણ કહેવામાં વાચાળ છે. આ રીતે અપેક્ષા ભેદથી મનોહર એવો આપનાર સ્યાદ્વાદ જગતમાં જયવંતો વર્તે છે.

યદનામ (જગીષયાપિ તે નયતેયુર્વચનેષુ વાદિન; ।
ચિરસંગતમન્ય સંશયં. ક્ષિણુયુર્માન મનર્થ સંચયમ્ ॥૧૮॥

(હે વીર વિભુ!) ભલે એકાન્તવાદીઓ જીતવાની ઇચ્છાથી (જિનમતને નહીં જાણ્યો હોય તો તે કઇ રીતે જીતી શકીશું એ ભાવનાથી) આપના વચનોનું અવગાહન કરે પરંતુ તેથી તેઓ ચિર સંચિત અભિમાન અને અનર્થના સંચયનો જરૂર વિનાશ કરશે.

ઉદધાવિવ સર્વસિન્ધવ; સમુદીર્ણાસ્ત્વયિ: સર્વદૃષ્ટય; ।
ન ચ તાસુ ભવાનુદીક્ષ્યતે, પ્રવિભક્તાસુ સરિત્સ્વિવોદધિ: ॥૧૯॥

સર્વ નદીઓ જેમ મહાસાગરમાં જઇને મળે છે. પરંતુ છૂટી છૂટી રહેલી નદીઓમાં મહાસાગર દેખાતો નથી તેમ સર્વદર્શનરૂપી નદીઓ આપના સ્યાદ્વાદરૂપી મહાસાગરમાં (નયભેદથી) સંમિલિત થાય છે. પરંતુ એકાન્તવાદથી પૃથગ્ પૃથગ્ રહેલ તે તે દર્શનરૂપી નદીઓમાં આપનો સ્યાદ્વાદરૂપી મહાસાગર દ્રષ્ટિગોચર થતો નથી તેજ ખરેખર આપની વિશિષ્ટતા છે

ન પરોઽસ્તિ ન ચાપરસ્ત્વયિ પ્રતિબુદ્ધપ્રતિભસ્યકશ્ચન;
ન ચ તાવદ્વિભજ્ય પશ્યતિ, પ્રતિસંખ્યાન પદાત્તિ પૂરૂષઃ ॥૨૦॥

હે વીર પ્રભુ! આપને વિષે-આપના જિનસ્વરૂપને વિષે જેની પ્રતિભા આવિર્ભાવને (પ્રગટપણાને) પામેલી છે. એવા ઉત્તમજનને કોઈ પર-ઉત્કૃષ્ટ નથી અને અપર-અપદષ્ઠ (જઘન્ય) નથી અર્થાત્ નિશ્ચયનયની દ્રષ્ટિએ સર્વને સમાન ગણે છે. વ્યવહારનયની દ્રષ્ટિએ તો પદે પદે આજીવ છે. આજીવ છે. ઇત્યાદિ વિચારીને પગલું ભરનાર ઉપર જણાવેલ પ્રતિભાસંપન્ન જીવ પર અને અપરના વિવેકને ભૂલીને જોતો નથી. અર્થાત્

કર્મ રોકી શકાય છે. હે ભગવન્ આ રીતે ઉપદેશ આપીને બંધ નયનવાળું જગત્ આપે ખુલ્લા નયનવાળું કર્યું.

મમાહમિતિ યૈષ યાવદભિમાનદાહજ્વરઃ; કૃતાન્તમુખમેવ તાવદતિ ન પ્રશાન્ત્યુદયઃ; યશઃ સુખપિપાસિતૈરયમસાવનર્થોત્તરૈઃ પરૈરપસદઃ કુતોઽપિ કથમપ્યપા કૃષ્યતે? ॥૧૪॥

હે ભગવન! જ્યાં સુધી મારો અને હું એવા પ્રકારનો અભિમાનરૂપી દાહજ્વર છે ત્યાં સુધી પરમ શાન્તિનો ઉદય નથી. યશ અને સુખના પિપાસુ તથા ભાવી અનર્થવાળા એવા પરવડે કરીને અધમ એવો તે આ અભિમાન જ્વર કોઇપણ રીતે દૂર કરી શકાય ખરો? અર્થાત્ દૂર કરી શકાતો નથી.

ન દુઃખસુખ કલ્પના મલિન માનસઃ સિદ્ધતિ, ન ચાગમસદાદરો ન ચ પદાર્થ ભક્તીશ્વરઃ; । ન શુન્યઘટિતસ્મૃતિર્ન શયનોદરસ્થો ન વા, યથાત્થ ન તતઃ પરં હત પરીક્ષકૈ મંન્યતે ॥૧૫॥

હે હિતકારી ભગવન્! સુખદુઃખની કલ્પનાથી જેનું માનસ મલીન છે, એવો પ્રાણી સિદ્ધ થતો-મોક્ષને પામી ..કતો નથી. આગમમાં ઉત્તમ આદરવાળો સિદ્ધ થતો નથી પદાર્થના વર્ગીકરણમાં કુશળ એવો પ્રાણી સિદ્ધ થતો નથી. નિરાકાર અથવા બ્રહ્મસ્વરૂપ જગતને માનનાર સિદ્ધ થતો નથી. નિદ્રા એ મોક્ષસુખનો નમુનો છે એમ સમજી ઉંઘનાર સિદ્ધ થતો નથી પરંતુ જે રીતે આપ કહો છો તે રીતે હિતના પરીક્ષકો મનન કરીને મોક્ષ પ્રાપ્ત કરી શકે છે.

ત્વમેવ પરમાસ્તિકઃ પરમશૂન્યવાદી ભવાન્ ત્વમુ જ્વલત્વાનર્ઘ્યોઽપ્યવચનીયં વાદઃ પુનઃ, પરસ્પરવિરૂદ્ધતત્ત્વ સમયશ્ચ સુશ્લિષ્ટવાક્, વમેવ ભગવન્નકંપ્યસુનયો યથા કસ્તથા? ૧૬

હે ભગવન્! આપજ પરમ આસ્તિક છો, કારણ કે ધર્માસ્તિકાયાદિકની પણ અસ્તિતા આપે જ સ્વીકારી છે (છતાં પણ) હે ભગવન! આપજ પરમશૂન્યવાદી છો. કારણ કે-વિશ્વની નિખિલ વસ્તુને પરદ્રવ્યાદિ સ્વરૂપે આપ અસદ્-એટલે નથી એમ કહો છો હે ભગવન્! આપ જ પ્રકાશમાન એવા ઉત્તમ નિર્ણયવાળા છો. છતાં પણ અવચનીય-અકથનીય વાદવાળા છો (જેનું વર્ણન થઈ શકે એવા સુંદર સ્યાદ્વાદવાળા છો અથવા અનિન્દનીય એવા સ્યાદ્વાદનાજ્ઞાયક છો) પરસ્પર વિરૂદ્ધ એવા સત્વ અને અસત્વ વગેરે જે તત્ત્વો તેને (સમન્વય દૃષ્ટિથી) જણાવનાર આગમના પ્રણેતા છો. છતાં પણ સારી રીતે સંગત છે. (એટલે વિરોધથી રહિત છે, વાણી જેની એવા આપજ છો. હે ભગવાન્! આપ જેવા અબાધ્યા સુંદર નયની ઘટનાવાળા છો તેવો વિશ્વમાં બીજો કોણ છે? અર્થાત્ બીજો કોઇ છે જ નહીં.

શયાનમતિ જાગરૂકમતિ શાયિનં જાગરં સસંજ્ઞમપિ વીતસંજ્ઞમથ મોમુહં સંજ્ઞિનમ્, વિકત્થનમ ભાષિણું વચનમૂકમાભાષિણું દુરુદ્રતમિવ મન્યતે ન તવ યો મતં મન્યતે. ૧૭

ક્વ સિદ્ધસેનસ્તુતયો મહાર્થા, અશિક્ષિતાલાપકલા ક્વ ચૈષાઃ તથાપિ
યૂથાધિપતેઃ પથસ્થઃ, સ્ખલદ્‌ગતિસ્તસ્ય શિશુર્નશોચ્યઃ. ૩.

ભાવાર્થઃ-શ્રી સિદ્ધસેન દિવાકરજી કૃત મહાન્ અર્થ ગર્ભિત સ્તુતિયોની અદ્ભૂત રચના ક્યાં! અને જેને હજી પૂરૂં બોલતાં પણ આવડતું નથી, એવો જે હું હેમચંદ્રસૂરિ તેની આ અશિક્ષિત વાક્યરચનારૂપ અપૂર્ણ કલા તે ક્યાં; તો પણ, હે ભગવન્; જેમ હાથીઓના યૂથનો અધિપતિ માર્ગમાં અગ્રેસરી થઈને ચાલે છે તે વારે તેનું બચ્ચું લડથડતું થકું પણ તે મહાન્ હાથીની પછવાડે માર્ગમાં ચાલતાં થકાં, કાંઈ પણ ખેદને પામતું નથી, તેમ હું પણ તે મહાન્ શ્રી સિદ્ધસેનજી મહારાજની રાહેજ પ્રવર્તતો થકો શોચના પ્રત્યે પામતો નથી ૩.

હવે ગ્રંથકર્તા અયોગ વ્યવચ્છેદ પૂર્વક પ્રભુની સ્તુતિ કરે છેઃ-

જિનેંદ્ર! યાનેવ વિબાધસેસ્મ, દુરંત દોષાન્ વિવિધૈરુપાયૈઃ;
ત એવ ચિત્રં ત્વદસૂયયેવ, કૃતાઃ કૃતાર્થાઃ પરતીર્થ નાથૈઃ ૪

ભાવાર્થઃ-હે જિનેશ્વર ભગવંત, જે રાગ, દ્વેષાદિ મહા દુર્દંત દોષો ને આપે અનેક પ્રકારના ઉપાયોએ કરીને અત્યંત બાધક રૂપ જાણી નિષેધ કર્યા છે, તેજ દૂષણો આપની નિંદા કરતા એવા જે પરતીર્થીઓ, તેમના વડે સાફલ્યતાને પામ્યા છે, એ મ્હોટું આશ્ચર્ય છે.

હવે સ્તુતિકાર, અસત્ ઉપદેશનો વ્યવચ્છેદ કરતાં થકાં કહે છેઃ-

યથાસ્થિતં વસ્તુ દિશન્નધીશ!, ન તાદૃશં કૌશલ માશ્રિતોસિ,
તુરંગ શ્રૃંગાણ્યુપપાદયદ્‌ભ્યો, નમઃ પેરેભ્યો નવપંડિતેભ્ય. ૫.

ભાવાર્થઃ-હે સ્વામીન્, આપે વસ્તુ સ્વરુપનું પ્રતિપાદન કરતાં કોઇ પણ પ્રકારની નવીન કુશળતા કે ચતુરાઈનો આશ્રય કર્યો નથી; પરંતુ વસ્તુ યથાવસ્થિત જેવી જગતમાં છે, તેવીજ તાદૃશ વર્ણવી છે, અર્થાત્ અનંત તીર્થંકરોએ જેમ કહ્યું છે, તેમજ આપે પણ વસ્તુનું સત્ય સ્વરૂપ કહ્યું છે, કાંઇ પણ વિશેષ મિથ્યા પાંડિત્યપણું દાખવ્યું નથી, તેમ દાખવવાનો પ્રયત્ન પણ કર્યો નથી; પરંતુ અશ્વ શૃંગ ઉત્પાદનરૂપ, એટલે ઘોડાને શીંગડાની ઉત્પત્તિ માનવા સમાન નવીન સ્વકપોલકલ્પિત કથન કરનારા દોઢ ચતુર, અન્યતીર્થીઓ રૂપ નવિન પંડિતોને અમારો નમસ્કાર છે. ૫.

હવે સ્તુતિકાર, ભગવંતને વ્યર્થ દયાળુપણાનો વ્યવચ્છેદ કરતાં થકાં કહે છે-

જગત્યનુધ્યાનબલેન શશ્વત. કૃતાર્થયત્સુ પ્રસભં ભવત્સુ;
કિમાશ્રિતોઽન્યૈઃ શરણં ત્વદન્યઃ, સ્વમાંસદાનેન વૃથા કૃપાલુઃ. ૬.

ભાવાર્થઃ-હે ભગવંત્, આપ જગતમાં ધર્મદેશના રૂપ મહા ઉપગારના બળે કરીને ભવ્ય પ્રાણીઓનો અતિશય પ્રયત્ન પૂર્વક મોક્ષ માર્ગને વિષે પ્રવૃત્તિ કરાવીને કૃતાર્થ કરતા થકા દયાળુપણાનું ખરેખરૂં બિરુદ ધરાવો છો, અર્થાત્, આપજ ખરેખરા એક તરણ તારણ. કૃપાળુ પ્રભુ છો, તો પછી આપને છોડીને અન્ય જે, સ્વમાંસના, દાન

ગુણુવંત હોય તેને પર સમજીને નમન કરવું અને ગુણવિકળ હોય તેને અપર સમજીને નમન ન કરવું ઇત્યાદી વ્યવહાર માર્ગનું પરિપાલન કરે છે.

સ્તવ મહર્મનિધાતુ મીશ્વર: કઇવ યથા તવ વકતુમીશ્વર:;
ત્વયિ તુ ભવસહસ્રદુર્લભે, પરિચય એવ યથા તથાસ્તુરન: ॥૨૧॥

જાણેલી વસ્તુને સંપૂર્ણરૂપે કહેવાને માટે જગતમાં કયો પ્રાણી સમર્થ છે? કે જેની જેમ આપની સ્તુતિને કહેવાને માટે તે રીતે હું સમર્થ થાઉ અર્થાત્ આપની યથાર્થ સ્તુતિ તો મારા વડે અશકય છે. છતાં પણ આપની મેં જે આ સ્તુતિ કરી છે તે હજારો ભવમાં દુર્લભ એવા આપને વિષે કોઈ પણ રીતે અમારોપરિચય થાય એ બુદ્ધિથી મેં (સિદ્ધસેન દિવાકરે) આ સ્તુતિ કરી છે. અર્થાત્ આપનું સ્મરણ અહર્નિશ તાજું રહે એ ધ્યેયથી આ સ્તુતિ કરી છે.

# શ્રી હેમચંદ્રાચાર્યજી વિરચિત

## અયોગ વ્યવચ્છેદ દ્વાત્રિંશિકા નામક શ્રીવર્ધમાન સ્તુતિસાર્થ

### ઉપજાતિવૃત્તમ્.

અગમ્ય મધ્યાત્મવિદા મવાચ્યં, વચસ્વિના મક્ષવતાં પરોક્ષમ્;
શ્રીવર્દ્ધમાનાભિધમાત્મરૂપ–મહંસ્તુતેર્ગોચર માનાયામિ. ૧.

ભાવાર્થ:–હું હેમચંદ્ર સૂરિ, અધ્યાત્મવેત્તાઓને અગમ્ય, તથા નિષ્પાપ, વાક્ પટુ, વાણી વિલાસી, અને નિપુણ પંડિત એવા પુરૂષોને અવાચ્ય, અગમ્ય, તેમજ ચર્મચક્ષુવંત પ્રાણીઓની દ્રષ્ટિને અગોચર એવું શુદ્ધાત્મ રૂપ, ચરમ તીર્થંકર શ્રી વર્દ્ધમાન સ્વામિ મહારાજાનું અદ્ભૂત સ્વરૂપ સ્તુતિ ગોચર કરૂ છું, અથાત્, તે પરમાત્માના ગુણ વર્ણન કરવાનો કિંચિત્ પ્રયત્ન કરું છું. ૧.

હવે સ્તુતિકાર, પોતાની લઘુતા પૂર્વક આ સ્તોત્ર રચવામાં પોતાની કિંચિત્ યોગ્યતાનો હેતુ દર્શાવતા થકાં કહે છે:–

સ્તુતાવશકિતસ્વ યોગિનાં ન કિં, ગુણાનુરાગસ્તુ મમાપિ નિશ્ચલ, ઇદં
વિનિશ્ચિત્યે તવ સ્તવં વદન્ન, બાલિશોડપ્યેષ જનોડપરાધ્યતિ. ૨.

ભાવાર્થ:–હે ભગવન્, મન, વચન, કાયાના યોગ આત્મ સ્વરૂપને વિષે જેમના નિશ્ચલ થયા છે, તેવા મહાત્મા યોગી પુરૂષો પણ આપનું ગુણ વર્ણન કરવાને શું સમર્થ થાય છે? અપિતુ, નહિજ; તોપણ તેઓનો આપમાં ગુણાનુરાગ સંપૂર્ણ, દ્રઢ હોવાથી તેઓ આપની સ્તુતિ કરવાને શકિતમાન થાય છે, એમ નિશ્ચય પૂર્વક ચિંતવન કરીને હું–જડમતિ, અલ્પ બુદ્ધિમાન, મૂર્ખ થકો પણ–મ્હારો પણ આપમાં ગુણાનુરાગ નિશ્ચલ હોવાથી, આપની સ્તુતિ કરવાને પ્રવર્તું છું, તેથી હું પણ કાંઈ અપરાધ કરતો નથી. એમ માનું છું. ૨.

હવે ગ્રંથ કર્તા પોતાની લઘુતા, અને પૂર્વના મહાત્માઓનુ બહુમાન દર્શાવતા થકા કહે છે:–

ત્યાગ કરે છે, તેમ અજ્ઞાની, કદાગ્રહી, આપ મતિ પ્રાણીઓ પણ તારા મહા પરમાર્થીક, એકાંત હિતકારી, શિક્ષા વચન રૂપ શાસનને અવગણીને ભવ કૂપમાં પડે છે, તે મહા ખેદની વાત છે. ૯.

હવે સ્તુતિકાર અન્ય આગમો અપ્રમાણ શા માટે છે, તે દેખાડતાં થકાં કહે છેઃ-

હિંસાદ્યસત્કર્મપથોપદેશા-દસર્વવિન્મૂલતયા પ્રવૃત્તેઃ;
નૃશંસદુર્બુદ્ધિપરિગ્રહાચ્ચ, બ્રૂમસ્ત્વદન્યાગમમપ્રમાણમ્. ૧૦.

ભાવાર્થઃ-હે જીનેંદ્ર, આપ પ્રણિત આગમો થકી અન્ય વેદાદિક આગમ, પૂરાણાદિ અપ્રમાણ છે; કારણ કે, તેઓ હિંસાદિ, અસત્મકર્મોના ઉપદેશક છે, વળી અસર્વજ્ઞ, અજ્ઞાની, મોહી, પક્ષપાતિ મત્સરી, એવા દુર્બુદ્ધિ, માયાવી જીવો થકી તો જેઓની મૂલ ઉત્પત્તિ છે, અર્થાત્, તેઓએ કથન કરેલા છે; એટલુંજ નહિ પણ મહાહિંસક, અસત્યવાદી, ચોર, પરસ્ત્રી લંપટ, અત્યંત પરિગ્રહી, તથા મહા આરંભી, એવા મતિહીન, દુરાગ્રહી, જડ પ્રાણીયોથી ગ્રહણ કરેલા હોવાથી, તે અન્ય આગમો સર્વથા અપ્રમાણ છે, એમ અમે કહીએ છીએ ૧૦. હવે શ્રી જીનેંદ્ર પ્રણિત આગમ પ્રમાણભૂત કેવી રીતે છે, તે દેખાડે છેઃ-

હિતોપદેશાત્સકલજ્ઞકલૃપ્તે-ર્મુમુક્ષુસત્સાધુપરિગ્રહાચ્ચ;
પૂર્વાપરાર્થેપ્ય વિરોધાસધ્ધે-સ્ત્વદાગમા એવ સતાં પ્રમાણમ્ ૧૧.

ભાવાર્થઃ-હે પરમાત્મન, આપ પ્રરૂપીત દ્વાદશાંગી રૂપ જે સિદ્ધાંત તેજ સત્પુરૂષોને પ્રમાણ છે, અન્ય નહિ; શા માટે જે, તે આગમ, અર્થાત, તારૂં વચન સર્વત્ર એકાંત હિતકારી, પૂર્વાપર અર્થ વિરોધે કરીને રહિત, સાપેક્ષ સંબંધ યુક્ત છે; એટલુંજ નહિ પણ એક સમયમાં ત્રણે કાળના સર્વ જગત્ ભાવને સમકાળે જાણનાર તથા દેખનાર એવા શુદ્ધ, સાકારી પણ નિર્વિકારી, નિર્મોહી, શુદ્ધ પરમાત્મ સ્વરૂપને પ્રાપ્ત થએલા, તેવા સર્વજ્ઞોથી કથન કરેલા છે, અને ગણધરાદિ સર્વ મોક્ષાર્થી સાધુ મહાત્માઓથી ગ્રહણ થએલ છે માટે હે વીતરાગ પ્રભુ, આપના શિક્ષાવચનરૂપ શાસ્ત્રોજ સમસ્ત સંત પુરૂષોને પ્રમાણભૂત છે. ૧૧.

હવે ભગવંત કથિત શાસ્ત્ર, પરદર્શનીઓથી કોઇ પણ રીતે ખંડન ન થઇ શકે એવું છે, તે દેખાડે છે.

ક્ષિપ્યેત વાન્યૈઃસદૃશી ક્રિયેત વા, તવાંઘ્રિપીઠે લુઠનં સુરેશિતુઃ;
ઇદં યથાવસ્થિતવસ્તુદેશનં, પરૈઃ કથંકારમપાકરિષ્યતે. ૧૨.

ભાવાર્થઃ—હે ભગવંત, આપના આગમન વિષે જે યથાર્થ કથન છે, કે શ્રી વર્દ્ધમાનાદિ પ્રભુઓનાં ચરણ કમળને વિશે ઇંદ્રાદિ દેવો પણ મસ્તક નમાવીને સેવા માગી રહ્યા હતા, એવું જે કથન છે, તેને અન્ય બૌદ્ધાદિ મત ધારકો કોઈ પણ રીતે અન્યથા કે અસત્ય કરી શકે તેમ નથી; તેમ એક શબ્દ માત્ર પણ ફેરફાર કરીને કે કહીને ખંડન કરવાને અસમર્થ છે; એટલુંજ નહિ પરંતુ સદૃશપણું એટલે સમાન કથન જે ગૌતમ બુધાદિ દેવોની આગળ પણ સુરેંદ્રો નમસ્કાર કરી રહ્યા હતા, એમ પણ

વડે કરીને વ્યર્થ કૃપાળુ તારક કહેવાતા પરતિર્થીઓના શરણને અન્ય જીવો કેમ આશ્રય કરી રહ્યા હશે ? ૬.

હવે શ્રીઆચાર્ય ભગવંત અસત્પક્ષપાતીયોનું સ્વરૂપ દેખાડતાં થકાં કહે છે :-

સ્વયં કુમાર્ગં લપતાંનુ નામ, પ્રલમ્ભમન્યાનપિ લમ્ભયન્તિ;
સુમાર્ગગં તદ્વિદમાદિશન્ત-મસુયયાઽન્ધા અવમન્ત તે ચ. ૭.

ભાવાર્થ—હે ભગવન્‌. પરનિંદાએ કરીને અંધ થયેલા, અર્થાત, સુમાર્ગની નિંદા ગુણીજનો ઉપર મત્સર, દ્વેષ, ઇર્ષા, ઇત્યાદિક અનેક દોષોએ કરીને યુકત પોતે પોતાના પ્રબલ દુર્ભાગ્યોદયને લીધે કુમાર્ગ પ્રત્યે પામેલા છે, અને વળી બીજા જગતવાસી જનોને અનેક પ્રકારના માયાવિ વચનોએ કરીને, અર્થાત, અજ્ઞાન, મોહ અને મિથ્યાત્વાદિકને જોરે અનેક કુયુક્તિઓ વડે મુગ્ધ જનોને કુમાર્ગને વિષે પ્રવર્તાવે છે; એટલુંજ નહિ પરંતુ, તે ભારે કર્મી જીવો, તારા સુમાર્ગને, તથા તારા સુમાર્ગના ઉપદેશકોને, અને તારા સુમાર્ગે વર્તનારા ભવ્ય પ્રાણીઓની અવગણના કરે, એ મ્હોટા ખેદની વાત છે. ૭.

હવે ભગવંતના શાસનની મહત્વતા દેખાડતાં થકાં કહે છેઃ-

પ્રાદેશિકેભ્યઃ પરશાસનેભ્યઃ, પરાજયો યત્તવ શાસનસ્ય;
ખદ્યોતપોતદ્યુતિડમ્બરેભ્યો, વિડમ્બનેયં હરિમંડલસ્ય. ૮.

ભાવાર્થઃ-હે પરમાત્મન, એક નયના અંસને એકાંતપણે માનનારા, એકાંત નયાભાસિ પરતીર્થ, જેવો વિશ્વને, કાં તો એકાંત નિત્ય, અગર એકાંત અનિત્ય, એકાંત સત્ય, વા એકાંત અસત્ય, ઇત્યાદિક એકાંત મત ધારક અન્ય દર્શનિયો, જે તારા શાસનનો પરાજય કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે; તે કેવું કરે છે, તો કે, છે,તો કે, જેમ ખદ્યોત, એટલે આગીઓ કીડા, તેનુ બચ્ચું પોતાની પાંખોના પ્રકાશ વડે જેમ સૂર્ય મંડલના પ્રકાસને ઝાંખો કરવાનો પ્રયત્ન કરે છે, તેમ જાણવું; અર્થાત્‌, શુ ખદ્યોતના બચ્ચાંની પાંખોના પ્રકાશે કરીને સૂર્યનો પ્રકાશ કોઇ પણ રીતે લેશ માત્ર પણ નિસ્તેજ થઇ શકશે ? કદાપિ નહિ; તેમ હે પ્રભુ, આપના અનંત નયાત્મક સ્યાદ્વાદ સ્વરૂપી શાસનને એકાંતવાસી પરતીર્થિઓનો કરવામાં આવતો પરાજય તેવોજ નિર્માલ્ય જાણવો. ૮.

હવે સ્તુતિકાર પ્રભુના શાસનને વિષે સંદેહ તથા વિવાદ કરનારને દ્રષ્ટાંત પૂર્વક હિતોપદેશ કરે છે.

શરણ્ય ! પુણ્યે તવ શાસનેઽપિ, સંદેગ્ધિયો વિપ્રતિપદ્યતે વા;
સ્વાદૌ સ તથ્યે સ્વહિતે ચ પથ્યે, સંદેગ્ધિ વા વિપ્રતિપદ્યતે વા. ૯.

ભાવાર્થઃ-શરણ કરવા યોગ્ય તથા મહાપવિત્ર એવા તારા શાસન વિષે હે પ્રભો, જે પ્રાણીઓ સંદેહ કે વિવાદ કરે છે, કે વિપર્યાસ બુદ્ધિ ધારણ કરે છે, તેઓ કેવું કરે છે ? તો કે જેમ સ્વાદિષ્ટ, પથ્ય, આરોગ્યવંત, હિતકારી, ઉત્તમ ભોજનને વિષે મૂઢ બુદ્ધિ જન દૂષણ દેખીને, તેનો ત્યાગ કરે છે, તેમ જાણવું; અર્થાત્‌, આ ભોજન સારૂં હશે કે માઠું, અથવા તો આ ભોજન બિલકુલ નિગુંણી છે, નિઃસાર છે, ઇત્યાદિ રીતે નિંદીને

શેષ તમામ કલ્પના છે, માયામય છે, બુદ્ધિની મંદતા તથા જડતાનું પરિણામ છે. એવા, હીન મતિઓ રૂપ કાકની ચાંચ પણ આપના, કેસરિસિંહ સમાન સ્યાદ્‌વાદી દેહને સ્પર્શ કરવાને પણ અશક્ત છે. ૧૫.

હવે પરમતોને વિષે જે ઉપદ્રવો થાય છે, તેવા જીન શાસનને વિષે થયા નથી; તે દેખાડે છે:-

યદાર્જવાદુક્તમયુક્તમન્યૈ-સ્તદન્યથાકારમકારિ શિષ્યૈ;

ન વિપ્લવોઽયં તવ શાસનેઽભૂ-દહો અ ધ્યા તવ શાસન શ્રી: ૧૬.

ભાવાર્થઃ-હે જિનેંદ્ર, અન્ય વેદાદિક શાસ્રને વિષે જેવી રીતની વિક્રિયા, અર્થાત્, એક બીજાથી વિરોધ કથન તથા ફેરફેર જે તેઓના શિષ્ય પ્રશિષ્યોએ કરેલ છે, તેવું કાંઈ પણ આપના શાસનને વિષે કોઇથી કાંઇ પણ થઈ શકયું નથી. દેશ નિન્હવ, તથા સર્વ નિન્હવો થયા, તે પણ શાસન બહાર થયા, પણ આપનું શાસન તો અસ્ખલિત પ્રવાહે એક સરખુંજ ચાલ્યું આવે છે, તે મહા આશ્ચર્યની વાત છે, પણ સત્ય છે, કેમકે, આપની શાસનરૂપ લક્ષ્મિ અદ્રષ્ટ છે, અભૂત છે, અખંડિત છે, અવિનાશી છે, અચલ છે. ૧૬.

હવે પરવાદીયોના દેવ સંબંધી કથનને વિષે જે જે વિષમવાદ છે, તે તે સ્તુતિકાર દેખાડે છે:-

દેહાદ્યયોગેન સદાશિવત્વં, શરીરયોગાદુપદેશકર્મ;

પરસ્પરસ્પર્ધિ કથં ઘટેત ?; પરોપકલૃપ્તેષ્વધિ વતેષુ. ૧૭.

ભાવાર્થઃ-દેહાદિક ઉપલક્ષણથી કર્મ જનિત રાગ દ્વેષાદિ સર્વ બાહ્ય અને અભ્યંતર ઉપાધિથી રહિત, એવું નિરંતર શિવ સ્વરૂપ છે, એમ છતાં, વળી કહે છે કે, દેહાદિકના સંજોગેજ ઉપદેશ રૂપ ક્રિયા થઈ શકે; આવી રીતે, નિરપેક્ષ, પરસ્પર વિરોધિ, એકાંત નય વાચક કથન વડે પરવાદિઓએ, માનેલા દેવોનું દેવાધિદેવપણું સિદ્ધ થઈ શકે ? કદાપિ નહિં; માટે જૈન મત અનુસારેજ સ્યાદ્‌વાદ રીતે સાકારી તથા નિરાકારી, દેવજ યુક્તિમાન છે. ૧૭.

હવે સ્તુતિકાર શ્રી વીર પરમાત્મા થકી અયોગ વ્યવચ્છેદ કરતાં કહે છે:

પ્રાગેવ દેવાંતર સંશ્રિતાનિ; રાગાદિ રૂપાણ્યવમાંતરાણુ;

ન મોહજન્યાં કરુણામપીશ, સમાધિમાસ્થાય યુગાશ્રિતોસિ. ૧૮.

ભાવાર્થઃ-હે જિનેંદ્ર, રાગ, દ્વેષાદિ, અર્થાત્, મોહ, અજ્ઞાન, મિથ્યાત્વ, કામ, મદ, માયાદિ દૂષણો આપનાથી ભય પામીનેજ, જાણે હોય નહિ, તેમ આપ થકી દૂર થઇને અન્ય પરવાદિ કથિત હરિહરાદિ દેવોને વિષે નિશંચસ્થાન જાણીને અપ્રતિહતપણે, અર્થાત્, પોતાનીજ સંપૂર્ણ શક્તિને દાખવતાં થકાં રહ્યાં છે; વળી હે પ્રભુ, આપમાં તે મોહજનિત રાગ દ્વેષાદિ દૂષણો નથી, એટલુંજ નહિ પરંતુ, પરવાદીઓના દેવોની પેઠે મોહજનિત કરુણાએ કરી જગત્ જીવોના ઉદ્ધાર માટે યુગયુગને વિષે ફરી ફરી અવતાર પણ ધારણ કરતા નથી, અપિતુ, આપ સમસ્ત પ્રકારે નિર્દૂષિત, નિરૂપાધિક સહજ સ્વાભાવિક દયામય મૂર્તિ છો. ૧૮.

હવે જિન ભગવંતને વિષે જેવી કલ્યાણકારી ઉપદેશ શક્તિ છે, તેહવી અન્ય

કહેવાને અસમર્થ છે, કેમકે સત્ય, યથાર્થ, યથાવસ્થિત પદાર્થ સ્વરૂપના કથનને કોઈ પણ જગત્જીવ અસત્ય અન્યથા કહેવાને કે કરવાને સમર્થ થઇ શકે? કદાપિ નહિ ૧૨.

હવે જો પ્રભુનું શાસન કોઇથી પણ સંપૂર્ણ રીતે અસ્ખલિત છે, તો પછી અન્ય મતાવલંબીઓ તેની ઉપેક્ષા કેમ કરે છે? તેનો ઉત્તર હવે કર્તા શ્રી હેમચંદ્રસૂરી મહારાજ આપે છે.

તદુ:ખમાકાલ ખલાયિતંવા, પચેલિમં કર્મ ભવાનુકુલમ્;
ઉપેક્ષતે યત્તવ શાસનાર્થ-મયં જનો વિપ્રતિપદ્યતે વા. ૧૩.

ભાવાર્થ—હે જિનેંદ્ર, જે જીવો, આપના સત્ય, યથાર્થ સમસ્ત પ્રકારે, સાપેક્ષ અનુભવ સિદ્ધ, એકાંત પરમાર્થી, એવા અનેકાંત દર્શનને અવગણે છે, નિંદે છે, શત્રુપણુ દાખવે છે, તેઓ કાં તો; આ મહા વિષમ પંચમ કાળનું મહાત્મ્ય દર્શાવે છે, વા તો, મિથ્યાત્વ મોહિનિયાદી કિલષ્ટ કર્મોનો તેઓને ગાઢ ઉદય હોવાથી, તેમનું ભારે કર્મીપણું. બહુલ સંસારીપણું સૂચવે છે; જેમ ઉંટને દ્રાક્ષ અરુચિકર છે, અને ગધંભને શાકર અપથ્યકારી છે; તેમ જાણવું. ૧૩.

હવે તપસ્યા, યોગાભ્યાસ, આદિ કરવાથીજ મોક્ષ પમાય છે, તો પછી જીન શાસનના અવલંબનનું શું પ્રયોજન છે? એમ જેઓ કહે છે, તેઓને ગુરૂમહારાજા ઉત્તર આપે છે.

પરે: સહસ્રા: શરદસ્તપાંસિ, યુગાંતરં યોગમુપાસતાં વા:
તથાપિ તે માર્ગમનાપતન્તો, ન મોક્ષ્યમાણા અપિયાન્તિ મોક્ષમ્ ૧૪.

ભાવાર્થ—હે સ્વામિન્, ચાહે તો હજારો વર્ષ પર્યંત કોઈ તપ કરો, અથવા તો ભવ યુગાંત પર્યંત, યોગાભ્યાસને વિષે લીન રહો, તથાપિ આપના શુદ્ધ, નિપૂણ, દયામય, ધર્મમાર્ગ પ્રાપ્ત થયા વિના કોઈ પણ પ્રાણી મોક્ષ પામવાને અસમર્થ છે; કેમકે સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન, અને સમ્યક્ ચારિત્ર પરિણિત, વિના જીવની મુક્તિ નથી; અને તે સમ્ક્દર્શનાદિ રત્નત્રયિની પ્રાપ્તિ તો આપના નિર્મળ સ્વાદ્વાદમય, જીનશાસનને વિષેજ છે, માટે તે શાસનની પ્રાપ્તિ વિનાં મોક્ષની પ્રાપ્તિ કદાપિ કાળે થાય નહિ; અહિંયા દ્રવ્ય થકી-પ્રાપ્તિ હો, વા ન હો, પરંતુ ભાવ જૈનપણું તો અવશ્ય પ્રાપ્ત થાય છે.

હવે પર મતાવલંબીઓનો ઉપદેશ જીન શાસનને વિષે કિંચિત્ માત્ર પણ આક્રોશ કે ખંડનાદિ કરવાને અસમર્થ છે, તે દેખાડે છે:-

અનાપ્ત જાડ્યાદિ વિનિર્મિતિત્વ-સંભાવનાસંભવિવિપ્રલમ્ભા:;
પરોપદેશા: પરામાપ્તકલૃપ્ત-પથોપદેશે કિમુ સંરભન્તે? ૧૫.

ભાવાર્થ:-હે જિનેન્દ્ર, પરતીર્થીઓનો ઉપદેશ શ્રી પરમાત્મ કથનને વિષે લેશ પણ આક્રોશાદિ કરવાને અશક્ય છે, જેમ ખજુવો શું સૂર્ય મંડલને કોઈ પણ પ્રકારે વિડંબના કરવાને સમર્થ થાય? કદાપિ નહિ; તેમ યુક્તિહીન, કદાગ્રહી, માયાવી, અનાપ્ત પુરૂષોના સ્વકપોળકલ્પિત કથનો આપના શાસ્ત્રને લેશ માત્ર ખેદ પમાડી શકે તેમ નથી; જે કાંઈ પણ યુક્તિ પૂર્વકનું સત્ય કથન તેઓના શાસ્ત્રને વિષે, ક્વચિત્ દ્રષ્ટિ ગોચર થાય છે, તે પણ આપના સ્યાદ્વાદ સમુદ્રમાંથીજ ગ્રહણ કરેલા અમૂક બિંદુ રૂપ છે;

કથન જેવું સમ્યક્ પ્રકારે આપનું છે, તેવું બીજું જગતમાં કયાંઇ પણ નથી; અને બીજું એ કે જેવું અસમંજસ, અસત્ય, સ્વકપોળકલ્પિત, જેમ આવે તેમ ગોળા ગબડાવવા જેવું, ગપાષ્ટિક કથન અન્ય મતાવલંબીઓનું છે, તેવું અસમ્યક્ કથન પણ જગતમાં બીજા કોઇનું નથી, માટે એ બે વાત અનોપમ છે. ૨૨.

હવે સ્તુતિકાર અજ્ઞાની જીવોને પ્રતિબોધ કરવામાં પોતાની અસમર્થતા દેખાડતા થકા કહે છેઃ-

અનાદ્યવિદ્યોપનિષન્નિષણ્ણૈ-ર્વિશૃંખલૈશ્ચાપલમાચરદ્‌ભિઃ;

અમૂઢલક્ષ્યોપિ પરાકૃિયે યત્ ત્વત્કિંકરઃ કિં કરવાણિ દેવ!. ૨૩.

ભાવાર્થ—હે સ્વામીન, અજ્ઞાન, મોહ, મિથ્યાત્વાદિ દોષોએ આવરિત છે નેત્રો તે જેમનાં, એવા, કદાગ્રહ, મતિઅંધ, સ્વચ્છંદી, નિરંકુશિત, અપ્રમાણિક, આચરણ છે જેમનું, તથા મિથ્યાવાગ્જાળે કરી આગમના રહસ્યો સમજાવામાં મૂઢ અજ્ઞાની જીવોને અમૂઢ લક્ષ, અર્થાત, નિષ્પક્ષપાતિ, પરમાર્થીક, સત્ય સ્વરૂપના કથન કરનાર એવા જે આપ, તેમનો ઉપદેશ નિષ્ફલ થાય, તથા તેઓ આપનો તિરસ્કાર કરે, તેમાં આપનો કે આપના શાસનનો કાંઇ પણ દોષ નથી; જેમ જાત્યંધ પુરુષને સૂર્યનો પ્રકાશ ન જણાય તો તેમાં સૂર્યનો શો દોષ? કાંઇ પણ નહિ; વળી જન્માંધ પ્રાણીને ગમે તેવાં હુંશીયાર નેત્ર વૈદ્યથી કાંઈ પણ ગુણ ન થાય તેમાં પણ નેત્ર વૈદનો શો દોષ? કાંઈ નહિ; તેવીજ રીતે સ્વ સ્વરૂપને વિષે રમણ કરનાર એવા જે આપ વીતરાગ પરમાત્મ પ્રભુ; તેનો જે હું કિંકર, તે પણ આવા પૂર્વોક્ત અજ્ઞાની જીવોને કેવી રીતે સદ્‌બોધ કરી શકું? ૨૩.

હવે સ્તુતિકાર પ્રભુની દેશનાભૂમિની સ્તવના કરે છેઃ-

વિમુક્તવૈરવ્યસનાનુબંધાઃ, શ્રયંતિ યાં શાશ્વત વૈરિણોપિ;

પરૈરગમ્યાં તવ યોગિનાથ!, તાં દેશનાભૂમિમુપાશ્રયેઽહમ્. ૨૪.

ભાવાર્થઃ—હે યોગિંદ્ર, જેમની દેશનાભૂમિના સ્પર્શ માત્રે કરીને અર્થાત્, જેમના ઉપદેશ વચનના શ્રવણ માત્રે અનાદિ જાતિ વૈરવાળા પ્રાણીઓ જેવાં કે ઉંદર ને બિલાડી, વાઘ ને ગાય, સિંહ ને બકરી, નોળીઓ ને સર્પ, હંસ ને બિલાડી, ઇત્યાદિ, પરસ્પર કાયમ વૈરવાળાં પ્રાણીઓ પણ પોતાનો વૈરભાવ, આપના વચનના અતિશયના પ્રતાપે તથા શાંતતાના પસાયે છોડી દઈ, એકત્ર થઈ, આપની સન્મુખ શાંતપણે આશ્રય કરી રહે છે, એવી જે આપની દેશનાભૂમિ, જે મિથ્યાત્વી, અજ્ઞાની, અન્ય દર્શનીઓને અગમ અગોચર છે, તે દેશનાભૂમિનો આશ્રય, આપના આ કિંકર; મને સદા હો, શરણભૂત હો, જેથી આ આપના સેવકનો પણ વૈરભાવ સમસ્ત પ્રકારે સમસ્ત જગતજીવો સાથેથી છૂટે. ૨૪.

હવે સ્તુતિકાર પરદેવોનું સામ્રાજ્ય વૃથા સિદ્ધ કરે છે :-

મદેન માનેન મનોભવેન, ક્રોધેન લોભેન ચ સંમદેન;

પરાજિતાનાં પ્રસભં સુરાણાં, વૃથૈવ સામ્રાજ્યરુજા પરેષામ્. ૨૫.

ભાવાર્થઃ—હે ભગવન્, મદ, અભિમાન, કામ, ક્રોધ, લોભ, માયાદિ મહા દોષો જે આત્માને અત્યંત મલીન કરીને દુર્ગતિના વિવિધ દુઃખ સમુહને આપનારા છે, તે

દેવોને વિષે નથી, તે દેખાડે છેઃ-

જગન્તિ ભિન્દન્તુ સૃજન્તુ વા પુન-ર્યથા તથા તથા વા પતયઃ પ્રવાદિનામ્;
ત્વદેકનિષ્ઠે ભગવન્! ભવક્ષય-ક્ષમોપદેશે તુ પર તપસ્વિનઃ ૧૯.

ભાવાર્થ—હે સ્વામીન, પરવાદિ કથિત હરિહરાદિ દેવો ભલે સૃષ્ટિનો સંહાર કરો, વા નવીન ઉત્પન્ન કરો, વા સૂક્ષ્મ સ્વરૂપે પ્રણમાવીને પોતાને વિષે લીન કરો, ઈત્યાદિ શક્તિયોનુ કલ્પિત ઉપદેશ કથન પરવાદિયો કૃત ગમે તેમ પ્રવર્તો; પરંતુ હે નાથ, ચતુર્ગતિ ભ્રમણરૂપ, વિષય, કષાયાદિ વિકારોનાં મૂળ રુપ, જે આ અનાદિ, અનંત ભયંકર સંસાર, તેનો ક્ષયકારી ઉપદેશ કરવાની શક્તિ તો એક આપનેજ વિષે છે. ૧૯.

હવે અન્ય હરિહરાદિ દેવોએ શ્રી જીનેંદ્રમુદ્રાનો પણ અભ્યાસ કરેલો દેખાતો નથી, તે દેખાડે છેઃ-

વપુશ્ચ પર્યંકશયં શ્લથં ચ, દૃશૌ નાસાનિયતે સ્થિરે ચ;
ન શિક્ષિતેયં પરતીર્થનાથ-ર્જિનેંદ્ર- મુદ્રાપિ તવાન્યાદસ્તામ્. ૨૦.

ભાવાર્થ—હે ભગવંત, પર્યંકાશને સ્થિર, શાંત, થિરભાવ યુક્ત, દ્રઢ, નિશ્ચલ વિશ્રાંતિ પદને પ્રાપ્ત થએલ છે શરિર સ્વરૂપ તે જેમનું, વળી નાસાગ્રે દ્રષ્ટિ સ્થાપન કરીને મહાસમાધિ મય, શુકલ ધ્યાન યોગ રુપ. દેહ સ્થાપનાવંત મુદ્રાએ જે આપ બિરાજો છો, તે શાંત મુદ્રાનો પણ અભ્યાસ અન્ય તીર્થ દેવોએ કરેલ દીસતો નથી, તો પછી આપના અનંત ગુણો માંહેલા કોઈ એકનું પણ ધારણ કરવાની તો વાતજ શી! ૨૦

હવે સ્તુતિકાર શ્રી પરમાત્મ શાસનની સ્તવના કરતાં થકાં કહે છેઃ-

યદીયસમ્યક્ત્વ બલાત્ પ્રતીમો, ભવાદ્દશાનાં પરમસ્વભાવમ્;
કુવાસનાપાશ વિનાશનાય, નમોસ્તુ તસ્મૈ તવ શાસનાય ૨૧.

ભાવાર્થ-હે પરમાત્મન્ આપ સંબંધી તથા આપ પ્રણિત આગમ સબંધી થયું જે સમ્યક્ જ્ઞાન, તેના બળે કરીને આપનો શુદ્ધ પરમાત્મ જીવન મુક્ત નિરૂપાધિક નિષ્કલંક, એકાંત કલ્યાણકારી સ્વભાવને જાણવાને અમે સમર્થ થયા છીએ; જો આપના શાસન રૂપ શિક્ષા વચન અમારા શ્રવણ ગોચર થયાં ન હોત, તો આ જ્ઞાન કયાં થકી થઈ શક્ત? માટે આવુ મહા પ્રભાવિક જે આપનું શાસન, તેને અમારો ત્રિકરણશુદ્ધિએ નમસ્કાર હો, અને તેનુંજ અમને સદા શરણ હો, કેવુ છે તે શાસન? તો કે, જેણે મહા મમતા અને ગાઢ મિથ્યાત્વાદિ અનાદિ કાળની જીવને લાગેલી જે કુવાસના, તેના નિબિડ પાસને લીલા માત્રમાં તોડનાર છે, એવા આપના સર્વોત્તમ શાસનને અમારો ત્રિકરણશુદ્ધિએ નમસ્કાર છે. ૨૧.

અપક્ષપાતેન પરિક્ષમાણા, દ્વયં દ્વયસ્યાપ્રતિમં પ્રતીમઃ;
યથાસ્થિતાર્થપ્રથનં તવૈત-દસ્થાન નિર્બંધરસં પરેષામ્. ૨૨.

ભાવાર્થ-હે ભગવન્ અપક્ષપાતપણે વસ્તુનો નિર્ણય કરતાં અમને બે જણાની બે અનોપમ વાત દ્રષ્ટિ ગોચર થાય છે, એક તો એ કે, યથાવસ્થિત વસ્તુ સ્વરૂપનું

ભાવાર્થ:-હે વીર પરમાત્મન્ કેવળ શ્રદ્ધા માત્રે કરીનેજ, અર્થાત્ આપ અમારા દેવ છો, એવા સ્વપક્ષપાતે કરીનેજ આપને વિષે અમારો રાગ થયો નથી; તેમજ અન્ય હરિહરાદિ દેવોને વિષે, તથા કપિલાદિ મતધારીયો પ્રત્યે કેવળ દ્વેષ માત્રે કરીનેજ અમારી અરૂચી નથી, પરંતુ, તથાવિધ આપ્તપણાની પરિક્ષા કરવે કરીનેજ, અર્થાત્, યથાર્થ સર્વજ્ઞપણું, નિર્દોષપણું, યુક્તિવત્ વચન, વચન અનુસારે ચારિત્ર, અને વચન અને ચારિત્રને અનુસારેજ મુદ્રા, ઈત્યાદિ સર્વ યથાયોગ્ય સ્વરૂપની સમ્યક્ પ્રકારે પરિક્ષા કરીનેજ, હે પ્રભો, અમે આપને સત્ય દેવ પણે સ્વીકારીને આપનો આશ્રય કર્યો છે. ૨૯.

હવે સ્તુતિકાર પરમાત્માની વાણીની સ્તવના કરે છે:-

તમઃસ્પૃશામપ્રતિભાસભાજં, ભવન્ત મપ્યાશુ વિવિન્દતે યાઃ;
મહેમ ચન્દ્રાંશુદશાવતા-સ્તસ્તર્કપુણ્યા જગદીશવાચઃ ૩૦.

ભાવાર્થ:-હે ભગવન્, અજ્ઞાનરૂપ અંધકારે કરીને આચ્છાદિત થએલા અજ્ઞાની પ્રાણીઓને પણ જે વાણીએ આપના સ્વરૂપનો યથાર્થ પ્રતિભાસ કરાવ્યો છે, તેઓના અજ્ઞાનનો નાશ કરીને સુજ્ઞાનવંત બનાવ્યા છે, એવી ચંદ્ર કિરણ સમાન શીતળ ઉજ્જવળ જ્ઞાનોદ્યોવંત તથા વિવિધ પ્રકારના તર્કે કરીને મહા પવિત્ર એવી જે આપની અત્યુત્તમ વાણી, તેને હું હેમચંદ્રસૂરી અત્યંત ભક્તિ, આદર સહિત, બહુ માનપૂર્વક ત્રિકરણ શુદ્ધિએ પૂજું છું. ૩૦.

હવે સ્તુતિકાર નામે કરીને નહિ, પણ ગુણે કરીને વિશિષ્ટ પરમાત્માની સ્તવના કરે છે:-

યત્ર તંત્ર સમયે યથા તથા, યોઽસિ સોઽસ્યભિધયા યયા તયા;
વીતદોષકલુષઃ સ ચેદ્ભવાઽનેક એવ ભગવન્નમોઽસ્તુતે ૩૧.

ભાવાર્થ:-હે સ્વામિન, જે જે મતને વિષે, જે જે શાસ્ત્રને વિષે, જે જે પ્રકારે કરીને, જે જે નામે કરીને, જ્યાં જ્યાં આપનું વર્ણન, સ્તુતિ, પ્રાર્થનાદિ કરવામાં આવે છે, ત્યાં ત્યાં, સર્વત્ર હે ભગવાન, પરમાર્થે એક તુંજ છો; જે જે સિદ્ધાંન્તોને વિષે રાગ, દ્વેષ, મોહાદિ દૂષણોએ કરીને રહિત, નિષ્કલંક, નિર્દૂષિત, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન, સર્વદર્શિ. સર્વવ્યાપક, શાશ્વત, અવિનાશી, સચ્ચિદાનંદ સ્વરૂપી, પૂર્ણાનંદી, બ્રહ્મ સ્વરૂપી, ઈત્યાદિ વિશેષણોએ યુક્ત કથન છે, ત્યાં ત્યાં સર્વત્ર હે પ્રભો, તુંજ છો; એવા હે અનંતજ્ઞાનિ, પરમ પવિત્ર, પરોપકારી જગતવત્સલ વીર પ્રભુ, આપને અમારો ત્રિકરણ શુદ્ધિએ સદા નમસ્કાર હો. ૩૧.

હવે સ્તુતિકાર ગ્રંથનો ઉપસંહાર કરતાં આ સ્તુતિનો પ્રભાવ વર્ણવે છે.

ઇદં શ્રદ્ધામાત્રં તદથ પરનિન્દાં મૃદુધિયો, વિગાહન્તાં હન્ત
પ્રકૃતિપરવાદવ્યસનિનઃ; અરક્તદ્વિષ્ટાના જિનવર! પરીક્ષા
ક્ષમધિયા-મયંતત્વાલોકઃ સ્તુતિમયમુપાધિં વિધૃતવાન્. ૩૨.

ભાવાર્થ:-જે મુગ્ધ, ભદ્રિક પરિણામી, મૃદુબુદ્ધિવાળા છે, અને જેઓને જિન મત ઉપર ઓઘે રાગ છે, એવા ભદ્રિક ભવ્ય પ્રાણીઓ ભલે શ્રદ્ધાએ કરીનેજ આ

દૂષણોએ કરીને અતિશય પરાભવને પામતા એવા જે હરિહરાદિ અન્ય દેવો છે, તેઓનું જગત પિતામહપણું, સૃષ્ટિ કર્તાપણું, તથા અનેક પ્રકારના આયુધાદિ વિભૂતીઓનું જે સામ્રાજ્ય છે તે વૃથા છે, અર્થાત્, તે સામ્રાજ્ય નથી, પણ આત્માને નિરંતર પરવશ-પણામાં રાખનાર અતિશય મલિનતા રૂપ દુષ્ટ પિંડે કરીને ભારભૂત વિડંબના છે. ૨૫.

હવે સ્તુતિકાર અસત્‌વાદી તથા નામધારી પંડિતો જે પંડિતાભાસો છે, તેના અને સત્ય પંડિતોના લક્ષણો ભિન્ન ભિન્ન દેખાડે છેઃ-

સ્વકણ્ઠપીઠે કઠિનં કુઠારં, પરે કિરન્તઃ પ્રલપન્તુ કિંચિત્;
મનીષિણા તુ ત્વયિ વીતરાગ!, ન રાગ માત્રેણ મનોનુરક્તમ્. ૨૬.

ભાવાર્થઃ-હે સ્વામિન્ પોતાના કંઠ પીઠને વિષે અતિ તીક્ષ્ણ, કઠીણ કૂવચન બોલવારૂપ, દુષ્ટ કુહાડાને ધારણ કરીને યદ્વા તદ્વા ગમે તેમ અસમંજસ બોલો, લવારો કરો, વૃથા પાંડિત્યપણાનો ડોળ ધારણ કરીને અનેક પ્રકારની મૃષાવાગજાળ વિસ્તારો, પરંતુ હે પ્રભો, સત્ય, પ્રમાણિક, વાસ્તવિક પંડિતો તો આપને વિષે કાંઈ રાગ માત્રે કરીને નહિ, અર્થાત્, સ્વમત પક્ષપાતે કરીને નહિ, પણ યુક્તિવંશ, અવરોધિ વચનની, ન્યાય પૂર્વક પરિક્ષા કરીનેજ અનુરાગી થાય છે

હવે જેઓ મધ્યસ્થપણાનું બિરૂદ ધારણ કરે છે, પણ ખરી રીતે મત્સરી છે, તેનું સ્વરૂપ દેખાડતાં થકાં ગુરૂ મહારાજા કહે છેઃ-

સુનિશ્ચિતં મત્સરિણો જનસ્ય, ન નાથ! મુદ્રામતિશેરતે તે;
માધ્યસ્થ્યમાસ્થાય પરીક્ષકા યે, મણૌ ચ કાચે ચ સમાનુબન્ધાઃ. ૨૭.

ભાવાર્થઃ-હે સ્વામિન્, જે પુરૂષો પોતાને વિષે રાગ, દ્વેષાદિ રહિતપણા રૂપ મધ્યસ્થતા ધારણ કર્યાનો ડોળ કરે છે, તેઓ ખરી રીતે મધ્યસ્થ નથી, સત્ય પરિક્ષક નથી, કેમકે, કાચ અને મણિરત્નને સરખી રીતે માનવા પ્રમાણે, સરાગી તથા નિરાગી દેવને એક સરખા માને છે, નિર્ગુણી તથા ગુણીને તુલ્ય ગણે છે, એવા અજ્ઞાની મતિહીન પ્રાણીઓ બહાર થકી સમતાનો ડોળ રાખીને પોતાને મધ્યસ્થ કહેવડાવે છે, તેઓ ખરેખર સમવૃત્તિવાળા નથી, પરંતુ મત્સરી કેતાં ગુણ અને ગુણીના દ્વેષી છે ૨૭.

હવે સ્તુતિકાર પ્રતિપક્ષી જનોની આગળ જાહેર ઉદ્‌ઘોષણા કરે છેઃ—

ઇમાં સમક્ષં પ્રતિપક્ષસાક્ષિણા-મુદારઘોષામવઘોષણાં બ્રુવે;
ન વીતરાગાત્પરમસ્તિ દૈવતં, નચાપ્યનેકાન્તમૃતે નય સ્થિતિઃ. ૨૮.

ભાવાર્થઃ—હુ હેમચંદ્રસૂરિ, પરવાદીયો રૂપ પ્રતિપક્ષી સાક્ષીઓ સમક્ષ ખુલ્લી રીતે જાહેર ઉદ્‌ઘોષણા કરૂં છું કે, શ્રી વીતરાગ જીનેંદ્રદેવ વિના અન્ય કોઈ પણ દેવ, સત્ય દેવ છેજ નહિં; તેમજ અનેકાંત કથન રૂપ સ્યાદ્‌વાદ સિવાય અન્ય કોઈ નય સ્થિતિ નથી ૨૮.

હવે સ્તુતિકાર પોતાનું અપક્ષપાતિપણું સિદ્ધ કરતાં થકાં કહે છેઃ-

ન શ્રદ્ધયૈવ ત્વયિ પક્ષપાતો, ન દ્વેષમાત્રાદરુચિઃ પરેષુ;
યથાવદાપ્તત્વ પરીક્ષયા તુ, ત્વામેવ વીરપ્રભુમાશ્રિતાઃ સ્મઃ. ૨૯

સ્વરૂપી એવા આત્માના પ્રગટ અનુભવ વડે કરીનેજ જે આત્માને ગમ્ય છે, એટલે જણાય છે, તે પરમાત્મ સ્વરૂપી દેવને નમસ્કાર થાઓ. ૪.

ન સ્પર્શો યસ્ય નો વર્ણો, ન ગંધો ન રસશ્રુતિ:;
શુદ્ધ ચિન્માત્ર ગુણવાન્, પરમાત્મા સ ગીયતે. ૫.

શબ્દાર્થ:-જેને વિષે કોઈ પણ પ્રકારનો સ્પર્શ, વર્ણ કેતાં રૂપ રંગ, કે રસાદિક કાંઇ નથી, માત્ર શુદ્ધ, એક જ્ઞાનાનંદમયજ, નિર્મળ ગુણવાન આત્મા થયો છે જેનો, એવા નિર્વિકારી, સર્વ ગુણી આત્માને પરમાત્મા કહીએ. ૫.

માધુર્યાતિશયો યદ્વા, ગુણૌઘ: પરમાત્મન:,
તથા ખ્યાતું ન શક્યોઽપિ, પ્રત્યાખ્યાતું ન શક્યતે. ૬.

શબ્દાર્થ:-અતિમાધુર્ય વચન બોલવાના અતિશય ગુણવાલા પુરૂષથી પણ જે મહાત્માના અનંત ગુણોના સમુહોનું વર્ણન થવું અશક્ય છે, તેમજ તેનું સ્પષ્ટ નિરાકરણ એટલે પ્રતિભાસન પણ થવું મહા અશક્ય છે, એવા વળી. ૬.

બુદ્ધો જિનો હૃષીકેશ, શંભુર્બ્રહ્માદિપુરૂષ:;
ઇત્યાદિનામભેદેઽપિ નાર્થત: સ વિભિદ્યતે ૭.

શબ્દાર્થ:-બુધ, જીન, ઋષિકેશ એટલે મુનીશ્વર અથવા યોગીશ્વર, શંભુ, બ્રહ્મા, આદિનાથ ઇત્યાદિક અનેક નામોના ભેદ હોવા છતાં, તે સર્વ નામો, ગુણ નિષ્પન્ન, સિદ્ધ અર્થવાળા હોવાથી પરમાત્માના ભાવ સ્વરૂપમાં અર્થે કરીને કાંઈ પણ ભેદ પડતો નથી, એવું પરમાત્માનું સ્વરુપ છે. ૭.

યાવંતોઽપિ નયા નૈકે, તત્ સ્વરૂપં સ્પૃશન્તિ ન;
સમુદ્રા ઇવ કલ્લોલૈ; કૃતપ્રતિનિવૃત્તય:. ૮.

શબ્દાર્થ:-નાના પ્રકારના અર્થમાં પ્રવૃત્તિ કરનારા એવા નૈગમદિ અનેક પ્રકારના નયો પણ જે પરમાત્મ સ્વરુપને સ્પર્શ કરી શકતા નથી, અથાત્ તે નયોએ પણ, તથા ભંગ પ્રમાણાદિ કથનોને પણ જે સ્વરુપ અગમ અગોચર છે, તે જેમ પરાવર્તન કરનારા એવા સમુદ્રના કલ્લોલો એટલે મોજાઓ જેમ મૂલ સમુદ્રનું સ્વરુપ સ્પર્શતા નથી, તેની પેઠે સર્વ વાગ્જાળ કેતાં વચન કથનીને પરમાત્મ સ્વરૂપ અલભ્ય છે. ૮.

શબ્દોપરક્તતદ્રુપ-બોધકૃન્નયપદ્ધતિ:;
નિર્વિકલ્પં તુ તદ્રુપં, ગમ્યં નાનુભવં વિના. ૯.

શબ્દાર્થ:-સાત નયની પદ્ધતી વડે, એટલે જીન વચનાનુસાર, શબ્દાર્થ પર્યાલોચન રૂપ, કથનવડે પરમાત્મ સ્વરુપ સવિકલ્પ ધ્યાન રુપ પ્રાપ્ત થાય છે, સારાંશ કે, પરમાત્માનું સવિકલ્પ રુપ, સપ્ત નયોના સંપૂર્ણ મિલન વડે બોધગમ્ય છે, અને નિર્વિકલ્પ પરમાત્મ સ્વરુપ તો અનુભવ જ્ઞાન વિના જણાતું નથી, અર્થાત્, પરમાત્મ સ્વરૂપી થઇને પરમાત્માને આરાધે તોજ શુદ્ધ પરમાત્મ દશાને આત્મા અનુભવે છે. ૯.

સ્તુતિનું અવગાહન કરો; તથા જેઓને પોતે ગ્રહણ કરેલા દેવને વિષે સ્વપક્ષપાત આગ્રહ છે, કે અમારે તો આજ કબૂલ છે એવા આગ્રહી જનો, આ સ્તુતિને પર દેવ નિંદક સ્તુતિ માનીને નિંદા કરો, અવગણના કરો, તથા સત્ય પરિક્ષા કરવામાં સમર્થ બુદ્ધિમાન, રાગ, દ્વેષે રહિત, અપક્ષપાતિ, મધ્યસ્થ પરિણામી, સદ્ અસદ્ વસ્તુનો નિર્ણય કરવામાં સમ્યક્ વિવેકવાન સજ્જનો, આ તત્ત્વ પ્રકાશક સ્તુતિને ધર્મ ચિંતવનરૂપ કાર્ય પ્રવૃતિ વિષે ધારણ કરો; તથાસ્તુ. ૩૨.

## ૫. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયજી કૃત
## શ્રી પરમાત્મ દર્શન પંચવિંશતિ સાર્થ

**અનુષ્ટુપ વૃતમ્**

પરમાત્મા પરંજ્યોતિઃ, પરમેષ્ઠિ નિરંજનઃ;
અજઃ સનાતનઃ શંભુઃ, સ્વયંભૂજયતાજ્જિનઃ. ૧.

શબ્દાર્થઃ—સર્વ આત્માઓને વિષે સંપૂર્ણ નિર્મળ આત્મા હોવાથી સર્વોત્કૃષ્ટ, સર્વગુણી મહાત્મા, એવા હે પરમાત્મા, હે પરમ જ્ઞાનજ્યોતિ સ્વરૂપી, હે ઉત્કૃષ્ટ પદને વિષે બિરાજમાન, સર્વ ક્લિષ્ટ કર્મ રૂપી અંજને કરીને રહિત, હે અજરામર પ્રભુ, હે અનાદિ અનંત એક સ્વરૂપી, સર્વ જગસુખ દાતા એવા હે શંભુ, પોતાની મેળેજ પરમાત્મ સ્વરૂપને પામેલા, સ્વરુપમાંજ રમનાર, એવા હે રાગ, દ્વેષાદિ શત્રુઓના જીત-નાર, સર્વજ્ઞ, સર્વદર્શી, અનંત બલી છતાં અત્યંત સમતાવંત, હે ચિદાનંદ પરમાત્મા તમે જયવંતા વર્તો. ૧.

નિત્યં વિજ્ઞાન માનંદં, બ્રહ્મ યત્ર પ્રતિષ્ઠિતં;
શુદ્ધબુદ્ધસ્વભાવાય, નમસ્તસ્મૈ પરાત્મને. ૨.

શબ્દાર્થઃ—જ્યાં નિત્ય શાશ્વત વિજ્ઞાન રુપ આનંદ એટલે જ્ઞાનાનંદ સ્વરૂપી, બ્રહ્મ સ્વરુપજ પ્રકાશી રહ્યું છે, એવા શુદ્ધ બુદ્ધ સ્વભાવવાળા પરમાત્માને નમસ્કાર થાઓ. ૨.

અવિદ્યાજનિતૈઃ સર્વૈ-ર્વિકારૈરનુપદ્રુતઃ;
વ્યક્ત્યા શિવપદસ્થોઽસૌ, શક્ત્યા જયતિ સર્વગઃ. ૩.

શબ્દાર્થઃ—અજ્ઞાન જનિત સર્વ પ્રકારના વિકારોથી જે હણાયા નથી, તથા જે વ્યક્તિરૂપે એટલે પ્રગટ પ્રત્યક્ષપણે સ્વસ્વરૂપે જે મોક્ષ સ્થાનમાં બિરાજે છે, અને શક્તિ-રુપે એટલે સત્તાએ કરી સર્વ જીવ દ્રવ્યમાં રહેલ હોવાથી યોગ્ય ભવ્ય જીવને યોગ્ય ઉપાય સાધન વડે સાધતાં પ્રાપ્ત થાય છે, તે પરમાત્મા દેવનું યથાર્થ સ્વરૂપ જાણવું. ૩.

યતો વાચો નિવર્તન્તે, ન યત્ર મનસો ગતિઃ;
શુદ્ધાનુભવસંવેદ્યં, તદ્રૂપં પરમાત્મનઃ. ૪.

શબ્દાર્થઃ—જ્યાં વાણી એટલે સર્વ પ્રકારના વચનોનું બોલવું પાછું પડે છે, અર્થાત્ જ્યાં કોઈ પણ વાણીનું પ્રયોજન નથી, જ્યાં મનની ગતિ લેશ માત્ર પણ પ્રવૃતિ તકરી શકતી નથી, અર્થાં જ્યાં મન પણ નિરર્થક છે, કેવળ શુદ્ધ નિર્મળ ચિદાનંદ

શબ્દાર્થ:-જેને અંતરાય નથી, મિથ્યાત્વ નથી, હાસ્ય, રતિ અરતિ નથી, ભય નથી, જુગુપ્સા નથી, એવા પરમાત્માનું મને શરણુ થાઓ. ૧૫.

ન શોકો યસ્ય નો કામો, નાજ્ઞાનાવિરતિ સ્તથા;
નોઽવકાશશ્ચ નિદ્રાયાઃ, પરમાત્મા સ મે ગતિઃ. ૧૬.

શબ્દાર્થ:-જેને શોક નથી, કામ નથી, અજ્ઞાન નથી, અવિરતિ (અવ્રત) નથી, તથા નિદ્રાનો અવકાશ નથી, તે પરમાત્માનું મને શરણુ થાઓ. ૧૬.

રાગદ્વેષૌ હતૌ યેન, જગત્ત્રયભયંકરૌ;
સ ત્રાણં પરમાત્મા મે, સ્વપ્નેઽપિ જાગરેઽપિ વા. ૧૭.

શબ્દાર્થ:-આ જગતને મહા વિટંબના પમાડનાર એવા મહા ભયંકર, આત્માના બે મુખ્ય શત્રુઓ જે રાગ દ્વેષ છે, તેને જેણે મૂળમાંથી ઉખેડી નાખ્યા છે, એવા વીતરાગ પરમાત્મા મને સ્વપ્નાવસ્થામાં તેમજ જાગૃત દશામાં સાક્ષાત્કારી થાઓ. ૧૭.

ઉપાધિજનિતા ભાવા, યે યે જન્મજરાદિકાઃ;
તેષાં તેષાં નિષેધેન, સિદ્ધં રૂપં પરાત્મનઃ. ૧૮.

શબ્દાર્થ:-રાગ દ્વેષાદિની ઉપાધિથી ઉત્પન્ન થયેલા અષ્ટ કર્મ વિકાર ભૂત જન્મ, જરા, અને મરણ, રોગ, શોક, સંજોગ, વિજોગ, આધિ, વ્યાધિ, સંતાપાદિક, સર્વ પર પુદ્ગલિ ભાવ એટલે જડભાવ માત્રથી રહિત એવું શુદ્ધ નિષ્પન્ન પરમાત્મ સ્વરૂપ છે. ૧૮.

અતદ્વ્યાવૃત્તિતો ભીતં, સિદ્ધાન્તાઃ કથયન્તિ તમ્;
વસ્તુતસ્તુ ન નિર્વાચ્યં, તસ્ય રૂપં કથંચન. ૧૯.

શબ્દાર્થ:-સિદ્ધાંતો જાણે ભય પામ્યા હોય તેવી રીતે તે પરમાત્માનું સ્વરૂપ કથે છે; વસ્તુતઃ પરમાત્મ સ્વરૂપ વચનને કંથચિત્ અગોચર છે; સારાંશ કે, શાસ્ત્ર તો માત્ર દિશિના દેખાડનાર છે, અને અનુભવજ ખરૂં કામ કરી આપે છે. ૧૯.

જાનન્નપિ યથા મ્લેચ્છો, ન શક્નોતિ પુરીગુણાન્;
પ્રવક્તુમુપમાઽભાવાત્તથા સિદ્ધસુખજનઃ. ૨૦

શબ્દાર્થ:-નગરીના ગુણોને જાણતો છતો પણ મ્લેચ્છ, એટલે ગામડીઓ ભિલ્લ જેમ ઉપમાને અભાવે નગરીનું વર્ણન યથાર્થ કરી શકતો નથી, તેમ જ્ઞાની પુરૂષ પણ પરમાત્મ સ્વરૂપને જાણતા તથા અનુભવતા થકા પણ સંસારમાં સિદ્ધના સુખની યથાથ ઉપમા દેવા યોગ્ય કોઈ પણ વસ્તુ ન હોવાથી સિદ્ધનું સુખ કહેવાને અસમર્થ છે. ૨૦.

સુરાસુરાણાં સર્વેષાં, યત્સુખં પિંડિતં ભવેત્;
એકત્રાપિ હિ સિદ્ધસ્ય, તદનન્તતમાંશગમ્. ૨૧.

શબ્દાર્થ:-દેવો અને અસુરો સર્વેના સુખને ભેગું કરીએ, અને એક તરફ સિદ્ધનું સુખ ભેગું કરીએ તે તે સિદ્ધના સુખના અનંતને ભાગે પણ દેવોનું ઉત્કૃષ્ટ સુખ આવી શકતું નથી; કેમકે પરમાત્મ સ્વરૂપના અનુભવનું સુખ તે તમામ જડ પુદ્-

કેષા ન કલ્પનાદર્વી, શાસ્ત્રક્ષીરાન્નગાહિની?;
સ્તોકાસ્તત્ત્વરસાસ્વાદ વિદોઽનુભવજિવ્હયા. ૧૦.

શબ્દાર્થ:-ક્યા પુરૂષોની કલ્પના રૂપ કડછી, શાસ્ત્રરૂપ ક્ષીરના પાત્રમાં પ્રવેશ કરતી નથી? અર્થાત્, સર્વેની કરે છે, પરંતુ અનુભવ જીભ્હા વડે તત્ત્વ રસનું આસ્વાદન કરનાર તો કોઇ વીરલાજ હોય છે ૧૦.

જિતેન્દ્રિયા જિતક્રોધા, દાન્તાત્માન: શુભાશયા:;
પરમાત્મગતિં યાન્તિ, વિભિન્નૈરપિ વર્ત્મભિ:. ૧૧.

શબ્દાર્થ:-જેઓએ ઇંદ્રીઓને જીતી છે, ક્રોધાદિ કષાયને જીત્યા છે, અને ભલે પ્રકારે આત્માને દમ્યો છે, એટલે પોતાને વશવર્તી રાખ્યો છે, એવા શુભ પરિણામવાળા મહાત્માઓ વિવિધ પ્રકારના માર્ગો વડે પણ પરમાત્માને પ્રાપ્ત કરે છે. ૧૧.

નુનં મુમુક્ષવ: સર્વે, પરમેશ્વરસેવકા;
રાસન્નાદિભેદસ્તુ, તદ્ભૃત્યત્વં નિહન્તિ ન. ૧૨.

શબ્દાર્થ:-સર્વે મુમુક્ષુઓ એટલે મુનીયો, અર્થાત્, શાંત, દાંત, જ્ઞાની મહાત્માઓ ખરેખર પરમેશ્વરના સેવકો છે, દુર્ભવી અને આસન્નભવીના ભેદોને પણ પરમાત્માનું સેવકપણું દૂર નથી, અર્થાત્, તેઓ પણ તેમના સેવકજ છે, પણ એમાં એટલું વિશેષ જે વિમુખીભાવપણું ટળીને સન્મુખીભાવપણું અનુક્રમે થશે, તેથી તેઓ પણ પરમાર્થે સેવક જ છે. ૧૨.

નામ માત્રેણ યે દૃપ્તા, જ્ઞાનમાર્ગવિવર્જિતા:;
ન પશ્યન્તિ પરમાત્માનં, તે ઘૂકા ઇવં ભાસ્કરમ્. ૧૩.

શબ્દાર્થ:- જેઓ પરમાત્માના નામ માત્રથી ગર્વિષ્ટ થયેલા છે, અને જ્ઞાન માર્ગ થકી શૂન્ય છે, તેઓ પરમાત્મ સ્વરૂપ પ્રાપ્તિમાં ઘૂવડ સમાન છે, અર્થાત, જેમ ઘૂવડ સૂર્યને દેખી શકતા નથી, તેમ કેવળજ્ઞાન જ્યોતિ સ્વરૂપી, નિરાવરણી, નિર્મળ એવું જે શુદ્ધ પરમાત્મ સ્વરૂપ, તેને તેવા મિથ્યાડંબરી નામધારીઓ જોઈ શકતા નથી ૧૩.

શ્રમ: શાસ્ત્રાશ્રય: સર્વો, યજ્જ્ઞાનેન ફલેગૃહિ:;
ધ્યાતવ્યોઽયમુપાસ્યોઽયં, પરમાત્મા નિરંજન:. ૧૪.

શબ્દાર્થ:-જ્ઞાન વડે જો જ્ઞાનનું ફલ ગ્રહણ ન થયું, તો શાસ્ત્ર આશ્રિત કરેલો સર્વ અભ્યાસ, શ્રમ કેતાં કષ્ટ એટલે વેઠ રૂપ જાણવો; અને તેજ જ્ઞાનનું ફલ જે વિરતિ છે, તેને ગ્રહણ કરનારજ પરમાત્માનું ધ્યાન કરવાને, એટલે ઉપાસના કરવાને યોગ્ય છે, સારાંશ કે, સંસાર થકી પરાઙ્મુખ-એવા સમ્યગદ્રષ્ટિ વિરતિવંત આત્માઓજ પરમાત્માની ભક્તિને યોગ્ય છે. ૧૪.

નાન્તરાયો ન મથ્યાત્વં, હાસ્યો રત્યરતી ચ ન;
ન ભીર્યસ્ય જુગુપ્સા નો, પરમાત્મા સ મે ગતિ:. ૧૫.

ચિદાનંદઘનસ્વરૂપી જ્યોતિને અમે સ્તવીયે છીયે ૧.

હવે પરમ જ્યોતિનો પ્રકાશ કેટલો વિસ્તારવાળો છે, તે કહે છે.

પ્રભા ચંદ્રાર્કભાદીનાં, મિતક્ષેત્રપ્રકાશિકા;
આત્મવસ્તુ પરં જ્યોતિ-લોકાલોક પ્રકાશકં. ૨.

શબ્દાર્થઃ-ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, તારાદિકની જ્યોતિ તો પરિમિત એટલે અમુક પ્રમાણ વાલા ક્ષેત્રમાંજ એટલે માપેલી જગ્યામાંજ પ્રકાશે છે; પરંતુ શુદ્ધ આત્મ સ્વરૂપની લોકોત્તર જ્યોતિ તો સર્વ લોક અને અલોકને વિષે વિસ્તારને પામી રહી છે ૨.

હવે પરમાત્મિક જ્યોતિનું સ્વરૂપ વર્ણવે છે.

નિરાલંબં નિરાકારં, નિર્વિકલ્પં નિરામય;
આત્મનઃ પરમં જ્યોતિ-ર્નિરૂપાધિનિરંજનં ૩.

શબ્દાર્થઃ-સર્વ આલંબન રહિત, અર્થાત્, કોઈનો પણ આશ્રય નહિ કરનારી એવી સ્વતંત્ર, સમસ્ત સંકલ્પ વિકલ્પથી મુક્ત, અને સર્વ આધિ અને વ્યાધીથી રહિત, સર્વ કર્મરૂપી અંજન કેતાં આવરણ, તથા કલેશ રહિત શુદ્ધાત્મ જ્યોતિ સદાકાળ નિરાબાધ પણે જયવંતી વર્તે છે. ૩.

હવે આત્માની જ્ઞાન જ્યોતિ, પરવસ્તુની અપેક્ષા રહિત, સ્વાધિન પ્રકાશે છે તે કહે છે

દીપાદિપુદ્ગલાપેક્ષં, સમલં જ્યોતિરક્ષજં;
નિર્મલં કેવલં જ્યોતિ-ર્નિરપેક્ષમતિંદ્રિયં. ૪.

શબ્દાર્થ—પ્રાણીઓની ચક્ષુમાં રહેલો પ્રકાશતો દીવા પ્રમુખ પુદ્ગલિક પદાર્થોની અપેક્ષા રાખવાવાલો પરાધિન મલીન છે; પરંતુ આત્માની સંપૂર્ણ જ્ઞાન જ્યોતિ તો સદાકાળ સર્વ પરવસ્તુની અપેક્ષાએ રહિત તેમજ સર્વ ઇંદ્રિયોની પણ સહાયતા વિનાજ સ્વાધિનપણે મહા નિર્મળ પ્રકાશે છે. ૪.

હવે આત્મા સદાકાળ જગત્માં સાક્ષીરૂપ, સ્વતંત્ર, સ્વામિપણે વર્તિ રહ્યો છે તે દેખાડે છે.

કર્મણઃ કર્મ માનેષુ, જાગરૂકેષ્વપિ પ્રભુઃ;
તમસાઽનાવૃતઃ સાક્ષી, સ્ફૂર્તિ જ્યોતિષા સ્વયં ૫.

શબ્દાર્થઃ-જ્ઞાનાવર્ણાદિ કર્મના ઉદયીક ભાવને વિષે આત્મા સદાકાળ સાક્ષી ભૂત તટસ્થ નિર્લેપપણે સ્વસ્વરૂપેજ સર્વ જગ ભાવનો સ્વતંત્ર માલિકપણે પ્રવર્તે છે, તે કદાપી કાળે પણ કોઈ પણ અજ્ઞાન, મોહ, મિથ્યાત્વાદિક અંધકારવડે ઢંકાતોજ નથી, પણ સદા તેજોમય સ્વરમણમાંજ વિલસે છે. ૫.

હવે આત્માની પરમ જ્યોતિ, અન્ય સર્વ આત્મિક શક્તિઓની વૃદ્ધિનું કારણ છે, તે દેખાડે છે.

પરમજ્યોતિષઃ સ્પર્શા—દપરં જ્યોતિરેધતે;
યથા સૂર્યકરસ્પર્શાત, સૂર્યકાંતસ્થિતોઽનલઃ. ૬.

શબ્દાર્થ-જેમ સૂર્યકિરણના સ્પર્શથી સૂર્યકાંતમણિમાં ગુપ્ત રહેલો અગ્નિ વૃદ્ધિ

ગલિક ભાવથી અલગ છે, માટે નિરુપમ છે; અને અગમ અગોચર છે, જ્યારે સર્વ સંસારીક સુખો જડભાવજનિત, પુદ્ગલિક, પરાધીન સુખ છે, તે પરમાર્થે સુખજ નથી, તો પછી ખરા સુખને મુકાબલે તો તે ક્યાંથીજ આવે. ૨૧.

અદેહા દર્શનજ્ઞાનો—પયોગમયમૂર્તય:;
આકાશં પરમાત્મન: સિદ્ધા: સન્ત નિરામયા:. ૨૨.

શબ્દાર્થ:—અશરિરી, અરૂપી, નિરંજન નિરાકાર એવી, અને સદાકાળ કેવળજ્ઞાન તથા કેવળદર્શનના ઉપયોગ મય છે ચિદાનંદ મય મૂર્તિ જેમની એવા, તથા સર્વ કર્મથી મુક્ત, સ્વ સ્વરૂપે, સાદિ અનત ભાંગે સદા કાળ નિરાબાધપણે સિદ્ધ પરમાત્માઓ લોકાગ્ર ભાગે વર્તી રહ્યા છે, તેઓને મારો ત્રિકરણ શુદ્ધિએ નમસ્કાર હો. ૨૨.

લોકાગ્રશિખરારૂઢા:, સ્વભાવસમવવસ્થિતા:;
ભવપ્રપંચાન્મુર્કતા, યુકતાનન્તાવગાહના:. ૨૩.

શબ્દાર્થ:—લોકના અગ્ર ભાગ ઉપર રહેલા સ્વસ્વરુપમાં રમતા, ભવ પ્રપંચથી રહિત, અને અનંત અવગાહનાએ સહિત, એવા સિદ્ધ પરમાત્મા છે. (તેને મારો સદા નમસ્કાર હો.) ૨૩.

ઇલ્લિકા ભ્રમરીધ્યાનાદ્, ભ્રમરીત્વં યથાઽશ્નુતે;
તથા ધ્યાયન્ પરાત્માનં, પરમાત્મત્વમાપ્નુયાત્. ૨૪.

શબ્દાર્થ:—જેમ ઇયલ ભ્રમરીનું એકાગ્ર ધ્યાન કરતી છતી, પોતે ભ્રમરીપણું પામે છે; તેમ ભવ્યાત્મા સિદ્ધ પરમાત્માનુ તન્મય ધ્યાન કરતો છતો પરમાત્મ દશાને પામે છે. ૨૪.

પરમાત્મ ગુણાનેવં, યે ધ્યાયન્તિ સમાહિતા:;
લભન્તે નિભૃતાનંદા—સ્તે યશોવિજય શ્રિયમ્. ૨૫.

શબ્દાર્થ:—જે ભવ્ય પ્રાણીઓ પૂર્વોક્ત શ્લોકમાં વર્ણવેલા, શુદ્ધ, નિરાવર્ણ, સચ્ચિદાનંદઘન સ્વરૂપી પરમાત્મ સ્વરૂપનું અતિ સાવધાનપણે નિર્મળ ઉપયોગપૂર્વક સ્થિરતાએ એકાગ્રપણે ધ્યાન કરે છે, તેઓ અત્યંત આનંદમાં મગ્ન થઈ, યશનો કર્યો છે વિજયતે જેમણે, એવા શ્રી યશોવિજયજી પ્રભુની અનંતી શાશ્વતી જ્ઞાનાદિક ગુણોની જે અખૂટ લક્ષ્મી, તેના ભોક્તા થાય છે. ૨૫.

## ૬. શ્રીમદ્‌યશોવિજયજી ઉપાધ્યાયજી કૃત શ્રી પરમાત્મ જ્યોતિ પંચવિંશતિ

પરમાત્મા દર્શનનું મહાત્મ્ય વખાણે છે.

ઐન્દ્રં તત્પરમં જ્યોતિ—રૂપાધિરહિતં સ્તુમ:;
ઉદીતે સ્યુર્યદંશેઽપિ, સંનિધૌ નિધયો નવ. ૧.

શબ્દાર્થ:—અનંત જ્ઞાનાદિ ગુણની સમૃદ્ધિએ ભરપૂર એવો જે અનંતબળી આત્મા, તેની સર્વોત્કૃષ્ટ કેવળજ્ઞાનરુપ જ્યોતિ જે સર્વ રાગ, દ્વેષાદિ કર્મ જનીત ઉપાધિથી રહિત છે, તે આત્માની જ્યોતિના અંશ માત્ર પ્રકાશ થયે છતે આત્માને પોતાની સમીપેજ નવેનિધિ અને સર્વે સિદ્ધિ પ્રત્યક્ષ પ્રકાશે છે, તે આત્મિક, નિરાવર્ણ, શુદ્ધ

નિર્ગ્રંથિર્ન વભીરૈન્ને-શ્ચતુર્દશભિરપ્યહો;

ન તેજશ્ચક્રિણાં યત્સ્યા, યદાત્માધીનમેવહિ. ૧૧.

શબ્દાર્થઃ-અહો ઇતિ આશ્ચર્યે, એટલે આ કેવી અદભૂત ચમત્કારી બીના છે, કે જે પ્રકાશ સુખ એટલે સ્થિરતારૂપ, આનંદનું સુખ, ચક્રવર્તીને તેના નવ નિધાન, અને ચૌદ રત્નોથી પણ પ્રાપ્ત થઈ શકતું નથી; તે જ્ઞાનાનંદ પ્રકાશ સુખ, સહેજ આત્માને સ્વાધિનપણે સમીપેજ વર્તે છે ૧૧.

હવે મુનિ મહાત્માઓ ઇંદ્રોથી પણ અધિક શોભી રહ્યા છે, તે બતાવે છે.

દંભપર્વતદંભોલિ-ર્જ્ઞાનધ્યાનધનં સદા;

મુનયો વાસવેભ્યોપિ, વિશિષ્ટં ધામ બિભ્રતિ. ૧૨.

શબ્દાર્થઃ-દંભ કેતાં મિથ્યાડંબર, કપટ, વા માયારૂપી, પર્વતને તોડવામાં વજ્ર સમાન, જ્ઞાન ધ્યાનમાંજ સદાકાળ રમતા, દેવેંદ્રોથી પણ અધિક સુખના ભોક્તા, એવા વિશિષ્ટ ગુણના ધામરૂપ મુનિ મહાત્માઓ શોભે છે. ૧૨.

હવે એક વર્ષ સુધીના દિક્ષા પર્યાય અવસ્થામાં કેવું આત્મસુખ પ્રકાશે છે, તે કહે છે.

શ્રમણે વર્ષ પર્યાયાત્, પ્રાપ્તે પરમશુક્લતાં;

સર્વાર્થસિદ્ધિદેવેભ્યો-ડપ્યધિકં જ્યોતિસલ્લસેત. ૧૩.

શબ્દાર્થઃ-માત્ર એક વર્ષના દીક્ષા પર્યાયથી, પરમ વિશુદ્ધિને પામેલા, સાધુ પરણુતિમાં, સર્વાર્થ સિદ્ધ વિમાનવાસી દેવોના સુખ કરતાં પણ અધિક ચિત્ત સુખ લાભ આશયરૂપ અત્યંત આત્મિક આનંદ જ્યોતિ વિસ્ફુરે છે. ૧૩.

હવે જીવનમુક્ત મહાત્માઓની દશાનું સ્વરુપ વખાણે છે.

વિસ્તારી પરમજ્યોતિ,-ર્દ્યોતિતાભ્યંતરાશયાઃ;

જીવન્મુક્તા મહાત્માનો, જયંતે વિગતસ્પૃહાઃ. ૧૪.

શબ્દાર્થઃ-અત્યંત વૃદ્ધિને પામતી, એવી અંતરંગ શુદ્ધાત્મિક, નિર્મળ જ્ઞાન પરિણુતિના પ્રકાશવડે જેમના બાહ્યાભ્યંતર આશયો મહા ચિત્ત સુખ લાભરૂપ વર્તી રહ્યા છે, એવા જીવનમુક્ત મહાત્માઓ જગતની પરપુદ્ગલિક ભાવની મૂર્ચ્છાએ રહિત, સદા નિસ્પૃહી હોય છે ૧૪

હવે આત્મભાવમાં સદા જાગૃત કોણ હોય? તે કહે છે.

જાગૃત્યાત્મનિ તે નિત્યં, બહિર્ભાવેષુ શેરતે;

ઉદાસતેપરદ્રવ્યે, લિંગંતે સ્વગુણામૃતે. ૧૫.

શબ્દાર્થઃ-જે બહિરાતમ ભાવમાંજ પોતાપણું માની પુદ્ગલિક પરાધિન પદાર્થોમાં સુખના ભ્રમે લીન થઇ સૂતા છે, તે તો મૂઢ આત્મા જાગતા છતાં સૂતાજ જાણવા; પરંતુ જે એવા બહિરાતમ ભાવનો ત્યાગ કરીને પોતાના સત્ય આત્મ સુખમાંજ રમતા રહે છે ને સૂતા છતાં પણ જાગતા છે, એવા મહાત્માઓ પરદ્રવ્યમાં ઉદાસીન રહી, સ્વસ્વરૂપ

પામે છે, તેમ આત્માની શુદ્ધ સર્વોત્કૃષ્ટ જ્ઞાન જ્યોતિનો પ્રકાશ થતાં, અન્ય સર્વ આત્મિક જ્યોતિ રૂપ શક્તિઓ પણ પોતાના પ્રકાશમાં વૃદ્ધિગત્ બળને પામે છે, અર્થાત્ આત્માની તીવ્ર જ્ઞાનદશામાં આત્માની સર્વ સમૃદ્ધિઓ સમકાળે સ્ફુરાયમાન થાય છે, અને સર્વ પ્રકારનું સુખ આત્માને અનુભવાવે છે. ૬.

હવે પરમ જ્યોતિ વિવેકને દર્શાવનાર છે તે કહે છે.

પશ્યન્ન પરમં જ્યોતિ–ર્વિવેકાદ્રેઃ પતત્યધઃ;
પરમં જ્યોતિરન્વિચ્છન્, નાવિવેકે નિમજ્જતિ. ૭.

શબ્દાર્થઃ-આત્મિક જ્ઞાન જ્યોતિને દેખતો થકો પ્રાણી કદી પણ વિવેક રૂપી પર્વતથી નીચે પડતો નથી, અર્થાત્, મહા વિવેકે વર્તે છે, એટલે કૃત્યાકૃત્ય, હિતાહિત, લાભાલાભ, ભક્ષાભક્ષ, પેયાપેય, આદિ સર્વમાં મહા વિવેક ચક્ષુ વડે જોઇને પ્રવર્તે છે; તેથી ક્યાંઇ પણ ઠોકર ખાતો નથી; અને પરમ જ્યોતિને નહિ જોતો, આંખો મીંચીનજ ચાલનાર અવિવેકી પ્રાણી અવિવેકમય ભવકૂપમાં ડૂબી મરે છે. ૭

હવે શુદ્ધ પરમ જ્યોતિનેજ નમસ્કાર કરે છે.

તસ્મૈ વિશ્વ પ્રકાશાય, પરમ જ્યોતિષે નમઃ;
કેવલં નૈવ તમસઃ; પ્રકાશાદપિ યત્પરં. ૮.

શબ્દાર્થઃ-જે પુદ્ગલિક અંધકાર માત્રથીજ નહિ, પરંતુ સર્વ પુદ્ગલિક અજવાળાથી પણ ન્યારી છે; એવી આખા વિશ્વના સમસ્ત ભાવોને તથા ધર્મોને પ્રકાશ કરનારી, અર્થાત્ યથાર્થ રીતે દેખાડી આપનારી સર્વોત્કૃષ્ટ લોકોત્તર કેવળજ્ઞાન જ્યોતિ અમારો ત્રિકરણ શુદ્ધિએ નમસ્કાર છે ૮.

હવે કર્તા કેવી જ્યોતિનો પ્રકાશ માગે છે તે કહે છે

જ્ઞાનદર્શન સમ્યક્ત્વ, ચારિત્રસુખવીર્યભૂઃ;
પરમાત્મપ્રકાશો મે, સર્વોત્તમ કલામયઃ ૯.

શબ્દાર્થ—સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન, સમ્યક્ ચારિત્ર રૂપ અખંડ સુખ, અને અખંડ વીર્યરૂપ અનંત ચતુષ્ક લક્ષ્મિની ભૂમિભૂત, સર્વથી ઉત્તમ કલાવાન, સર્વોત્કૃષ્ટ, શુદ્ધ, નિરાવર્ણ પરમાત્મ સ્વરૂપની જ્યોતિનો પ્રકાશ મને હો ૯.

હવે આત્મિક જ્ઞાનકળા વિના બીજી સર્વ કળાઓ નિષ્ફલ છે તે બતાવે છે.

યાં વિના નિષ્ફલાઃ સર્વાઃ, કલા ગુણબલાધિકા ;
આત્મધામકલામેકાં, તાં વયં સમુપાસ્મહે. ૧૦.

શબ્દાર્થ—ગુણો અને પ્રભાવમાં શ્રેષ્ઠ એવી સર્વ સંસારીક કળાઓ, જે એક કળા વિના નિષ્ફળ છે, આત્મ ધ્યાનમાં રહેનારી પરમ જ્યોતિરૂપ આધ્યાત્મિક જ્ઞાન કળાનીજ અમે ઉપાસના કરીએ છીએ. ૧૧.

હવે આત્મજ્ઞાનપ્રકાશનું સુખ સર્વોત્કૃષ્ઠ છે, તે દેખાડે છે.

નિરક્ષણુ, તે નિરર્થક છે, આવા પ્રકારનું વિજ્ઞાન તે શુદ્ધ પરમાત્મ જ્યોતિનું પ્રકાશક છે. ૨૦.

હવે આત્મજ્ઞાન પ્રકાશ કોને હિતકારક છે, તે કહે છે.

સ્તોકમપ્યાત્મનો જ્યોતિ:, પશ્યતો દીપતોવદ્ધિતં;
અંધસ્ય દીપશતવત્, પરં જ્યોતિર્ન બહ્વપિ. ૨૧.

શબ્દાર્થ:–ચક્ષુવંત એવા દેખતા પ્રાણીને દીવાની પેઠે થોડી પણ આત્મ જ્યોતિ એટલે અલ્પ આત્મજ્ઞાન પણ મહા હિતને કરનારૂં થાય છે; પરંતુ અંધને સેંકડો દીવાની પેઠે ઘણી વિદ્યમાન આત્મ જ્યોતિ, અર્થાત્; ગમે તેટલું આત્મજ્ઞાન વાંચે, સાંભળે, ભણે. પણ અંતરંગ ચક્ષુએ હીન, ભેદ જ્ઞાન રહિત, બહિરાત્માઓને નિરર્થક છે. ૨૧.

હવે પરમ જ્યોતિ કોને પ્રગટ થાય છે, અને તે કેવી રીતે? તે કહે છે.

સમતામૃત મગ્નાનાં, સમાધિ ધૂત પાપ્મનાં;
રત્નત્રયમયં શુદ્ધં પરં જ્યોતિ: પ્રકાશતે. ૨૨.

શબ્દાર્થ:–સમતારૂપી અમૃતમાં જે નિમગ્ન છે, અને સમાધિ જળવડે જેના પાપરૂપ મેલ ધોવાઇ ગયા છે; એવા સાધુ જનોને રત્નત્રયમય શુદ્ધ, એવી પરમ જ્યોતિ પ્રગટ થાય છે. ૨૨.

હવે પરમ જ્યોતિના પ્રકાશથી ત્રણ જગતને વંદ્ય કોણ થયા છે, તે કહે છે.

તિર્થંકરા ગણધરા, લબ્ધિસિદ્ધાશ્ચ સાધવ:;
સંજાતાસ્ત્રિજગદ્વંદ્યા:, પરમજ્યોતિ પ્રકાશત:. ૨૩.

શબ્દાર્થ:–શ્રી તીર્થંકર પરમાત્મા, ગણધર મહારાજા, અને લબ્ધિ, સિદ્ધિ, સાધુ મહાત્માઓ પરમ જ્યોતિના પ્રકાશથી ત્રણ જગતને વંદ્ય થયા છે. ૨૩.

હવે પરમ જ્યોતિને કોણ, ક્યારે પામે છે, તે કહે છે.

ન રાગં નાપિ ચ દ્વેષં, વિષમેસુ યદા વ્રજેત્;
ઔદાસીન્ય નિમગ્નાત્મા, તદાપ્નોતિ પરં મહ:. ૨૪.

શબ્દાર્થ:–જ્યારે વિષમ વસ્તુમાં અર્થાત્, મહાવિકટ ભયંકર કસોટીને વખતે એટલે ઘોર મર્ણાંત ઉપસર્ગને વિષે કે અત્યંત પુદ્ગલિક સુખની અવસ્થામાં પણ જીવને જ્યારે રાગ, દ્વેષ થતા નથી, સમભાવજ રહે છે; તેવી ઉદાસીન વૃતિમાંજ વર્તતા આત્માઓનેજ પરમ જ્યોતિની પ્રાપ્તિ થાય છે. ૨૪.

હવે ગ્રંથકર્ત્તા પોતાનું નામ સૂચવતા થકા ગ્રંથનું મહાત્મ્ય વખાણે છે.

વિજ્ઞાય પરમ જ્યોતિ-ર્માહાત્મ્ય મિદમુત્તમં;
ય: સ્થૈર્યં યાતિ લભતે, સ યશોવિજય શ્રિયં. ૨૫.

શબ્દાર્થ:–શુદ્ધ પરમાત્મ સ્વરૂપ રમણરૂપ સ્થિરતા ગુણને પ્રાપ્ત કરે છે, તેવા મહાત્માઓ, કર્યો છે યશનો વિજય તે જેમણે, એવા મહાયશોવિજયજી પરમાત્મ પ્રભુ, તેની પરમ જ્યોતિ રૂપી અનંતી રિદ્ધિને પામે છે. ૨૫.

ગુણરુપ અમૃતનું આસ્વાદન કરે છે. ૧૫.

હવે મુનિ મહારાજના ચારિત્રાત્મા કેવા પ્રકાશે છે, તે કહે છે.

યથૈવાભ્યુદિતસ્યોર્વિ-દધાતિ મહાન્તરં;
ચારિત્રં પરમજ્યોતિ-ર્દ્યોતિતાત્મા તથા મુનિઃ. ૧૬.

શબ્દાર્થઃ-જેમ ઉદય પામેલો સૂર્ય મહીમંડળના મહા વિસ્તારને પ્રકાશ કરે છે, તેમ શુદ્ધ પરમાત્મ સ્વરુપ રમણના આનંદવડે, મુનિ મહાત્માઓ પોતાની શુદ્ધ ચારિત્ર પરિણતિની જ્યોતિ સર્વત્ર પ્રતિબિંબિત કરે છે, અર્થાત્ તેમની ચારિત્રની પ્રભા પોતાની સમીપે રહેલા પ્રાણી માત્ર પદાર્થોમાં નિર્મળપણે ઝબકે છે. ૧૬.

હવે પરમ જ્યોતિ કેમ પ્રગટે છે, તે બતાવે છે.

પ્રચ્છન્નં પરમં જ્યોતિ-રાત્મનાऽજ્ઞાનભસ્મના;
ક્ષણાદાવિર્ભવત્યુગ્ર-ધ્યાનવાતપ્રચારતઃ. ૧૭.

શબ્દાર્થઃ-અજ્ઞાનરૂપી રાખનું જેના ઉપર આચ્છાદન થઇ રહેલું છે, તે આત્મિક જ્યોતિ ઉગ્ર સ્વરૂપ ધ્યાનરૂપી વાયુના પ્રચાર વડે પૂર્વોક્ત રાખને ઉડાડી દઇને એક ક્ષણવારમાં પોતાના સહેજે શુદ્ધ સ્વરૂપને પ્રગટ કરે છે. ૧૭.

હવે આત્માની પરમ જ્યોતિની પ્રાપ્તિ કોણ કરી શકે છે, તે કહે છે.

પરકીય પ્રવૃત્તૌ યે, મૂકાંધબધિરોપમાઃ
સ્વગુણાર્જનસજ્જાસ્તેઃ, પરમજ્યોતિરાપ્યતે. ૧૮.

શબ્દાર્થઃ-જે પરપુદ્ગલિક પદાર્થોના વ્યાપારમાં મૂંગા, બહેરા, તથા અંધ સમાન વર્તે છે, અથાત્, જેઓ પરપુદ્ગલિક વસ્તુઓને વિષે તદ્દન સાક્ષીરૂપેજ નિર્લેપ પણે વર્તે છે, અને પોતાના આત્મિક ગુણો જે કર્મ જનિત ઉપાધિથી ઢંકાયલા છે, તેને સત્વર પ્રગટ કરવામાં સદા સાવધાન પણે તત્પર થઇ રહ્યા છે; તેવા મહાત્માઓજ શુદ્ધાત્મ જ્યોતિને પ્રાપ્ત કરે છે. ૧૮.

હવે પરચિંતકદ્રષ્ટિ અને સ્વચિંતકદ્રષ્ટિના ગુણ દોષનો મુકાબલો કરે છે.

પરેષાં ગુણદોષેષુ, દ્રષ્ટિસ્તે વિષદાયિની;
સ્વગુણાનુભવાલોકાદ્, દ્રષ્ટિઃ પીયૂષવર્ષિણી. ૧૯.

શબ્દાર્થઃ-પરપુદ્ગલિક પદાર્થો તથા જીવોના ગુણ દોષના ચિંતનવાળી દ્રષ્ટિ વિખમયી, ઝેરીલી જાણવી, પરંતુ સ્વાત્મ ગુણોનો અનુભવ કરવાવાળી દ્રષ્ટિ અમૃતને વર્ષાવનારી જાણવી. ૧૯.

હવે શુદ્ધાત્મ સ્વરૂપ પ્રકાશ વિજ્ઞાન કોને કહીએ, તે કહે છે.

સ્વરૂપદર્શનં શ્લાઘ્યં પરરૂપેક્ષણં વૃથા;
એતાવદેવ વિજ્ઞાનં, પરમજ્યોતિઃ પ્રકાશકં. ૨૦.

શબ્દાર્થઃ-સ્વાત્મ સ્વરૂપનુંજ દર્શન પ્રશંસનીય છે, અને પર દ્રવ્યનું સ્વરૂ।

પાર પમાડવા સમર્થ સાર્થવાહ, એવા આપને જ શરણે આવેલો છું, તો પછી કષાય ચોર વડે લુંટાઈ જતાં મારા, દર્શન, જ્ઞાન, અને ચારિત્રરૂપ ત્રણ રત્નોની આપ કેમ ઉપેક્ષા કરી રહ્યા છો? ૬.

લબ્ધોસિ સ ત્વં મયકા મહાત્મા, ભવાંબુધૌ બંભ્રમતા કથંચિત્;
આ: પાપપિંડેન નતો ન ભક્ત્યા ન પૂજિતો નાથ! ન તુ સ્તુતોસિ. ૭.

ભાવાર્થ–ભવસમુદ્રમાં અનેકવાર ભ્રમણ કરતા મને મહા મુશીબતે આપ મહાત્મા મળ્યા છો, તોપણ નાથ! પાપરાશી એવા મેં, આપને ભક્તિ ભાવથી નમસ્કાર, પૂજા, કે સ્તુતિ કશું કર્યું જ નથી. ૭.

સંસાર ચક્રે ભ્રમયન્ કુબોધ–દંડેન માં કર્મમહાકુલાલ:;
કરોતિ દુ:ખપ્રચયસ્થભાંડ, તત: પ્રભો! રક્ષ જગચ્છરણ્ય!. ૮.

ભાવાર્થ–હે સ્વામી! આ અતિ દુષ્ટ કર્મ કુલાલ [કુંભાર] મને સંસારચક્ર ઉપર કુબોધરૂપી દંડવડે ભમાડતો મહા દુઃખનું ભોજન કરે છે તેવી કદર્થના થકી હે શરણલાયક પ્રભુ આપ મારૂં રક્ષણ કરો. ૮.

કદા ત્વદાજ્ઞાકરણાપ્તતત્ત્વ–સ્ત્યક્ત્વા મમત્વાદિભવૈકકન્દમ્;
આત્મૈકસારો નિરપેક્ષવૃત્તિ–ર્મોક્ષેઽપ્યનિચ્છોર્ભવતાઽસ્મિ નાથ. ૯.

ભાવાર્થ–હે નાથ, આપની આજ્ઞાને યથાર્થ અનુસરવાવડે, તત્વસ્વરૂપને પામેલો હું આ ભવભ્રમણને વધારનાર મમત્વાદિક વિકારોને તજી, કેવલ આત્મનિષ્ટ ઉદાસીન વૃત્તિએ પૂર્ણ વિરક્ત અને નિસ્પૃહીપણે સહજ વિલાસી ક્યારે બનીશ? ૯.

તવ ત્રિયામાપતિકાન્તિકાન્તૈ–ર્ગુણૈર્નિયમ્યાત્મમન: પ્લવંગમ્;
કદા ત્વદાજ્ઞામૃતપાનલોલ:, સ્વામિન્ પરબ્રહ્મરતિં કરિષ્યે?. ૧૦.

ભાવાર્થ–ચંદ્રની કાંતિ જેવા મહા ઉજ્વલ આપના ગુણોવડે મારા મનમર્કટને નિયમમાં રાખી આપના પવિત્ર વચનામૃતપાન કરવા અત્યંત આશક્ત થઇ, હે સ્વામિ! હું ક્યારે સ્વ સ્વરૂપ રમણ બનીશ? ૧૦.

એતાવતીં ભૂમિમહં ત્વદંઘ્રિ–પદ્મપ્રસાદાદ્ગતવાનધીશ:;
હઠેન પાપસ્તદપિ સ્મરાદ્યા, હિ મામકાર્યેષુ નિયોજયન્તિ. ૧૧.

ભાવાર્થ–હે નાથ! આપના ચરણકમળના પ્રસાદથી હું આટલી ઉંચી ભૂમી સુધી પહોંચ્યો છું, તોપણ દુષ્ટ કામાદિક વિકારો મને બલાત્કારે અકાર્ય કરવા પ્રેરણા કરે છે, એ ભારે ખેદનો વિષય છે. ૧૧.

ભદ્રં ન કિં ત્વય્યપિ નાથનાથે, સંભાવ્યતે? મે યદપિ સ્મરાદ્યા:;
અપાક્રિયન્તે શુભભાવનાભિ:, પૃષ્ઠિં ન મુઞ્ચન્તિ તથાપિ પાપા: ૧૨.

ભાવાર્થ–હે પ્રભો! વિશ્વનાયક એવા આપ નાથ છતે, મને શું શું હિત ન સંભવે? અપિતુ, સર્વહિત સંભવે; પરંતુ જો કે હું શુભ ભાવનાઓ વડે કામાદિક વિકારો

## ૭. યશસ્વી ધર્મશીલ પરમાર્હત મહારાજાધિરાજ શ્રી કુમારપાલકૃત આત્મનિન્દારૂપ જિનેંદ્ર સ્તુતિ સાર્થ:

ઉપજાતિ વૃતમ્.

નમ્રાખિલાખંડલમૌલિરત્ન–રશ્મિચ્છટાપલ્લવિતાંઘ્રિપીઠ !;
વિધ્વસ્તવિશ્વવ્યસનપ્રબંધ!, ત્રિલોકબંધો! જયતાજ્જિનેન્દ્ર !૧

ભાવાર્થ:–નમી પડેલા સમસ્ત ઇંદ્રના મુકુટ સંબંધી રત્નોની પ્રભારાશી જેમના ચરણપીઠ ઉપર પ્રતિબિંબિત થયેલી છે, અને જેમણે જગતના કષ્ટસમુહને દૂર કરી નાંખ્યો છે, એવા હે ત્રૈલોક્યબંધુ જિનેશ્વર મહારાજ ! આપ જયવંતા વર્તો ૧.

મૂઢોઽસ્મ્યહં વિજ્ઞપયામિ યત્ત્વા–મપેતરાગં ભગવન્! કૃતાર્થમ્;
નહિ પ્રભૂણામુચિતસ્વરૂપ–નિરૂપણાય ક્ષમતેઽર્થિવર્ગ:. ૨.

ભાવાર્થ:–રાગ દ્વેષાદિ મળથી સર્વથા મુક્ત હોવાથી કૃતાર્થ થયેલા આપને જે હું વિનવું છું, તે મારી મુગ્ધતા માત્ર છે, કેમકે સ્વામીના યથાર્થ સ્વરૂપને નિરૂપણ કરવાને અર્થી વર્ગ સમર્થ થઈ શકતોજ નથી ૨.

મુક્તિંગતેપીશ! વિશુદ્ધચિત્તે, ગુણાધિરોપેણ મમાસિ સાક્ષાત્;
ભાનુર્દવીયાનપિ દર્પણેઽશુ–સંગાન્ન કિં દ્યોતયતે? ગ્રહાન્ત:. ૩.

ભાવાર્થ:–હે સ્વામી ! આપ મુક્તિપદને પામ્યા છતાં મારા વિશુદ્ધ ચિત્તમાં ગુણાધિરોપવડે સાક્ષાત વર્તો છો; જેમ અતિ દૂર રહેલો સૂર્ય સુંદર આરશીમાં પ્રતિબિંબિત થઇને ઘરની અંદર ઉદ્યોત કરતો નથી શું ? અપિતુ કરે છેજ તેમ જાણવું. ૩.

તવ સ્તવેન ક્ષયમંગભાજાં, ભજન્તિ જન્માર્જિતપાતકાનિ;
કિયચ્ચિરં ચંડરુચેર્મરીચિ–સ્તોમે તમાંસિ સ્થિતિમુદ્વહન્તિ. ૪.

ભાવાર્થ:–આપની સ્તવના કરવાવડે પ્રાણીઓના અનેક જન્મોમાં ઉપાર્જિત કરેલાં પાપકર્મ ક્ષય પામી જાય છે, અથવા પ્રચંડ સૂર્યની પ્રભારાશી પ્રસરતાં અંધકાર ક્યાં સુધી ટકી શકે? અપિતુ નજ ટકી શકે. ૪.

શરણ્યકારુણ્યપર: પરેષાં, નેહંસિ મોહજ્વરમાશ્રિતાનામ્;
મમત્વદાજ્ઞાં વહતોઽપિમૂધ્ના–શાન્તિં ન યાત્યેષ કુતોઽપિ હેતો:. ૫.

ભાવાર્થ:–હે શરણ લાયક, કરૂણા કરવા સદા કુશળ, એવા આપ સ્વાશ્રિત અન્ય જનોના મોહજવરને મૂળથી દૂર કરી નાંખો છો; તેમ છતાં શિર ઉપર આપની આજ્ઞાને અચુક વહન કરનારો જે હું તેનો આ મોહજવર શા કારણથી ઉપશાંત થતો નથી, તે હું કળી શકતો નથી. ૫.

ભવાટવીલંઘનસાર્થવાહં, ત્વામાશ્રિતો મુક્તિમહં યિયાસુ:;
કષાયચૌરૈર્જિ ! નલુપ્યમાનં, રત્નત્રયંમે તદુપેક્ષસે કિમ્ ? ૬.

ભાવાર્થ:–હે સ્વામી ! મુક્તિપુરી જવા અભિલાષાવાળો હું આ સંસાર અટવીનો

પાર પમાડવા સમર્થ સાર્થવાહ, એવા આપને જ શરણે આવેલો છું, તો પછી કષાય ચોર વડે લુંટાઈ જતાં મારા, દર્શન, જ્ઞાન, અને ચારિત્રરૂપ ત્રણ રત્નોની આપ કેમ ઉપેક્ષા કરી રહ્યા છો? ૬.

લબ્ધોસિ સ ત્વં મયકા મહાત્મા, ભવાંબુધૌ બંભ્રમતા કથંચિત્:
આ: પાપપિંડેન નતો ન ભકત્યા ન પૂજિતો નાથ! ન તુ સ્તુતોસિ. ૭.

ભાવાર્થ-ભવસમુદ્રમાં અનેકવાર ભ્રમણ કરતા મને મહા મુશીબતે આપ મહાત્મા મળ્યા છો, તોપણ નાથ! પાપરાશી એવા મેં, આપને ભક્તિ ભાવથી નમસ્કાર, પૂજા, કે સ્તુતિ કશું કર્યું જ નથી. ૭.

સંસાર ચક્રે ભ્રમયન્ કુબોધ-દંડેન માં કર્મમહાકુલાલ:;
કરોતિ દુ:ખપ્રચયસ્થભાંડ, તત: પ્રભો! રક્ષ જગચ્છરણ્ય!. ૮.

ભાવાર્થ-હે સ્વામી! આ અતિ દુષ્ટ કર્મ કુલાલ [કુંભાર] મને સંસારચક્ર ઉપર કુબોધરૂપી દંડવડે ભમાડતો મહા દુ:ખનું ભોજન કરે છે તેવી કદર્થના થકી હે શરણલાયક પ્રભુ આપ મારૂં રક્ષણ કરો. ૮.

કદા ત્વદાજ્ઞાકરણાપ્તતત્ત્વ-સ્ત્યકત્વા મમત્વાદિભવૈકકન્દમ્:
આત્મૈકસારો નિરપેક્ષવૃત્તિ-ર્મોક્ષેડપ્યનિચ્છોર્ભવતાડસ્મિ નાથ. ૯.

ભાવાર્થ-હે નાથ, આપની આજ્ઞાને યથાર્થ અનુસરવાવડે, તત્વસ્વરૂપને પામેલો હું આ ભવભ્રમણને વધારનાર મમત્વાદિક વિકારોને તજી, કેવલ આત્મનિષ્ટ ઉદાસીન વૃત્તિએ પૂર્ણ વિરક્ત અને નિસ્પૃહીપણે સહજ વિલાસી ક્યારે બનીશ? ૯.

તવ ત્રિયામાપતિકાન્તિકાન્તૈ-ર્ગુણૈર્નિયમ્યાત્મમન: પ્લવંગમ્;
કદા ત્વદાજ્ઞામૃતપાનલોલ:, સ્વામિન્ પરબ્રહ્મરતિં કરિષ્યે?. ૧૦.

ભાવાર્થ-ચંદ્રની કાંતિ જેવા મહા ઉજ્વલ આપના ગુણોવડે મારા મનમર્કટને નિયમમાં રાખી આપના પવિત્ર વચનામૃતપાન કરવા અત્યંત આશક્ત થઇ, હે સ્વામિ! હું ક્યારે સ્વ સ્વરૂપ રમણ બનીશ? ૧૦.

એતાવતીં ભૂમિમહં ત્વદંઘ્રિ-પદ્મપ્રસાદાદ્દગતવાનધીશ:;
હઠેન પાપસ્તદપિ સ્મરાદ્યા, હિ મામકાર્યેષુ નિયોજયન્તિ. ૧૧.

ભાવાર્થ-હે નાથ! આપના ચરણકમળના પ્રસાદથી હું આટલી ઉંચી ભૂમી સુધી પહોંચ્યો છું, તોપણ દુષ્ટ કામાદિક વિકારો મને બલાત્કારે અકાર્ય કરવા પ્રેરણા કરે છે, એ ભારે ખેદનો વિષય છે. ૧૧.

ભદ્રં ન કિં ત્વય્યપિ નાથનાથે, સંભાવ્યતે? મે યદપિ સ્મરાદ્યા:;
અપાક્રિયન્તે શુભભાવનાભિ:, પૃષ્ઠિં ન મુંચન્તિ તથાપિ પાપા: ૧૨.

ભાવાર્થ-હે પ્રભો! વિશ્વનાયક એવા આપ નાથ છતે, મને શું શું હિત ન સંભવે? અપિતુ, સર્વહિત સંભવે; પરંતુ જો કે હું શુભ ભાવનાઓ વડે કામાદિક વિકારો

દૂર કરવા બનતું કરૂં છું, તોપણ તે દુષ્ટ વિકારો મારી પૂંઠ મૂકતા નથી, મારો પરાભવ કરવા મારી પછાડી લાગ્યા રહે છે. ૧૨.

ભવાંબુરાશૌ ભ્રમતઃ કદાઽપિ, મન્યે ન મે લોચનગોચરોઽભૂઃ;
નિસ્સીમસીમન્તકનારકાદિ-દુઃખાતિથિત્વં કથમન્યથેશ !: ૧૩.

ભાવાર્થ-હે પ્રભુ, પૂર્વે ભવસમુદ્રમાં ભમતા એવા મને આપ કદાપિ દ્રષ્ટિગોચર થયા જણાતા નથી, નહિ તો સાતમી નરક વિગેરેનાં ઉત્કૃષ્ટ દુઃખ મારે શા માટે ભોગવવા પડે ? અપિતુ, કદાપિ નજ ભોગવવાં પડે. ૧૩.

ચક્રાસિચાપાંકુશવજ્રમુખ્યૈઃ, સલ્લક્ષણૈર્લક્ષિતમંહ્રિયુગ્મમ્;
નાથ ! ત્વદીયં શરણં ગતોઽસ્મિ, દુર્વારમોહાદિવિપક્ષભીતઃ ૧૪.

ભાવાર્થ-હે નાથ, ચક્ર, ખડ્ગ, ધનુષ્ય, અંકુશ, તથા વજ્ર પ્રમુખ ઉત્તમ લક્ષણોવડે લક્ષિત એવા આપના ચરણ યુગલનુંજ શરણ, હવે દુર્જય એવા મોહાદિ શત્રુથી ભય પામતા એવા મેં, આપના હાસે ગ્રહણ કર્યું છે. ૧૪.

અગણ્યકારુણ્યશરણ્યપુણ્ય-સર્વજ્ઞ !; નિષ્કંટક ! વિશ્વનાથ !,
દીનં હતાશં શરણગતં ચ, માં રક્ષ રક્ષ સ્મરભિલ્લભલ્લેઃ ૧૫.

ભાવાર્થઃ-હે વિશ્વનાથ ! અગાધ કરૂણાવડે શરણ કરવા લાયક પવિત્ર અને સર્વજ્ઞ, વીતરાગ એવા આપ એક દીન હતાશ, એટલે નીરાશ થયેલા, અને આપને શરણે આવેલા એવા મને દુષ્ટ કામ કદર્થનામાંથી બચાવો, બચાવો. ૧૫.

ત્વયા વિના દુષ્કૃતચક્રવાલં, નાન્યઃ ક્ષયં નેતુ મલં મમેશ !;
કિંવા વિપક્ષપ્રતિચક્રમૂલં. ચક્રં વિના છેત્તુમલંભવિષ્ણુઃ ૧૬.

ભાવાર્થઃ-હે નાથ ! આપ વગર બીજો કોઇ પણ મારા સઘળા દુષ્કૃતને છેદવા સમર્થ નથી, અથવા તો શત્રુઓના પ્રતિચક્રનો સામા સમર્થ ચક્ર વગર છેદવાને કોઈ પણ સમર્થ થઇ શકતા નથી; માટે આપનુંજ મને સર્વત્ર શરણ હો. ૧૬.

યદ્દેવદેવોઽસિ મહેશ્વરોઽસિ, બુધ્ધોઽસિ વિશ્વત્રયનાયકોઽસિ; તેનાન્ત-
રંગારિગણાભિભૂત-સ્તવાઽગ્રતો રોદિમિ હા સખેદમ્. ૧૭.

ભાવાર્થઃ-હે સ્વામી ! આપ દેવના પણ દેવ છો, મહેશ્વર છો, બુદ્ધ છો, અને જગતના નાયક છો, તેથીજ અંતરંગ શત્રુ વર્ગ વડે પરાભવ પામેલો હું, આપની આગળ અત્યંત ખેદ સહિત રુદન કરુ છું. ૧૭.

સ્વામિન્નધર્મવ્યસનાનિ હિત્વા, મનઃ સમાધૌ નિદધામિ યાવતઃ
તાવત્ક્રુધેવાન્તરવૈરિણો માઃ-મનલ્પમોહાન્ધ્યવશં નયન્તિ. ૧૮.

ભાવાર્થઃ-હે પ્રભો ! અધર્મ વ્યસનોને તજી દઇને જેટલામાં હું મનને સમાધિમાં સ્થાપું છું, તેવામાં કામાદિક અંતરંગ શત્રુઓ જાણે ક્રોધાતુર થઇને મને અતિ મોહાંધ કરી મુકે છે, મારી શુદ્ધ બુધ ઠેકાણે રહેવા દેતા નથી. ૧૮.

નિમીલ્ય નેત્રે મનસઃ સ્થિરત્વં, વિધાય યાવજ્જિજન ! ચિન્તયામિ;
ત્વમેવ તાવન્ન પરોઽસ્તિ દેવો, નિઃશેષકર્મક્ષયહેતુરત્ર. ૩૦.

ભાવાર્થઃ-હે નાથ! બન્ને નેત્રો મીંચીને, અને મનને સ્થિર કરીને જ્યારે જ્યારે હું ચિંતવું છું, ત્યારે મને સમસ્ત કર્મનો ક્ષય કરવાના હેતુરૂપ આપ સિવાય કેવળ આપજ પ્રતીત થાઓ છો, અર્થાત્ સાક્ષાત્ મનાઓ છો. ૩૦.

ભક્ત્યાસ્તુતા અપિ પરે પરયા પરેભ્યો, મુક્તિં જિનેન્દ્ર!
દદતે ન કથચનાપિ; સિક્તાઃ સુધારસઘટૈરપિ નિમ્બવૃક્ષા,
વિશ્રાણયન્તિ નહિ ચૂતફલં કદાચિત્. ૩૧.

ભાવાર્થઃ-હે જિનેન્દ્ર! ગમે તેટલી ઉત્કૃષ્ટ ભક્તિ વડે સ્તવ્યા છતાં, અન્ય દેવો કોઈ રીતે બીજાઓને એટલે પોતાના ભક્તોને મુક્તિપદ આપી શકતા નથી; કેમકે અમૃતના કુંભોવડે પણ સિંચવામાં આવેલા લીમડાનાં વૃક્ષો શું કદાપિકાલે આમ્રફળ આપીશકે ખરા ? અર્થાત્ કદાપિ નહિ. ૩૧.

ભવજલનિધિમધ્યાન્નાથ! નિસ્તાર્ય કાર્યઃ. શિવનગર કુટુમ્બી
નિર્ગુણોઽપિનિર્ગુણોઽપિ ત્વયાઽહમ્; નહિગુણમગુણ વા સંશ્રિતાનાં
મહાન્તો, નિરુપમકરુણાર્દ્રાઃ સર્વથા ચિન્તયન્તિ. ૩૨.

ભાવાર્થઃ-હે નાથ! ભવસાગરથી મારો નિસ્તાર કરીને નિર્ગુણી છતાં મને આપે મોક્ષવાસી કરવો જોઈએ, કેમકે નિરુપમ કરૂણાવડે આર્દ્ર બનેલા મહાપુરૂષો સ્વાશ્રિત સેવકવર્ગના ગુણદોષને સર્વથા ચિંતવતા નથી, એઓ તો સ્વસેવકોને સ્વાત્મલેખીને આપ સરખાજ કરે છે, કરવાની સદા હિતબુદ્ધિ રાખે છે. ૩૨-

પ્રાપ્તસ્ત્વં બહુભિઃ શુભૈસ્ત્રિજગતશ્ચૂડામણિર્દૈવતા, નિર્વાણપ્રતિભૂરસાવપિ
ગુરુઃ શ્રીહેમચંદ્રપ્રભુઃ; તન્નાતઃ પરમસ્તિ વસ્તુ કિમપિ સ્વામિન્
યદભ્યર્થયે, કિન્તુ ત્વદ્વચનાદરઃ પ્રતિભવં સ્તાદ્વર્ધમાનો મમ. ૩૩.

ભાવાર્થઃ-હે નાથ! મહાપ્રભૂત પુન્ય જોગે, આપ ત્રણ જગતના ચૂડામણી દેવ મને પ્રાપ્ત થયા છો, તેમ એ ઉપરાંત બીજી કોઈ મિષ્ટ વસ્તુ હું જાણતો કે માનતો નથી, કે જેની પ્રાપ્તિ માટે હું આપની પાસે પ્રાર્થના કરું છું; પરંતુ, આપના વચન ઉપર મને ભવોભવ અધિકાધિક આદર થતો જાય, એટલુંજ હું આપની પાસે પ્રાર્થું છું, તથાસ્તુ. ૩૩.

૮. પરમાનંદ પંચવિંશતિ સાથે અનુષ્ટુપ વૃત્તં

પરમાનંદસંપન્નં, નિર્વિકારં નિરામયં;
ધ્યાનહીના ન પશ્યન્તિ, નિજદેહે વ્યવસ્થિતં. ૧.

ભાવાર્થઃ-ઉત્કૃષ્ટ આનંદ યુક્ત, રાગ દ્વેષાદિ સર્વ મનોવિકારે કરીને રહિત, તથા સર્વ પ્રકારના રોગ રહિત, એવો, પોતાના શરીરને વિષે વ્યાપિ રહેલો અનંત શક્તિવંત જે આત્મા, તેને તેના ચિન્તવને કરી રહિત એવા અજ્ઞાની પ્રાણીઓ, દેખતા નથી. ૧.

ત્વત્પાદપદ્મદ્વિતિયં જિનેન્દ્ર!, સ્ફુરત્યજસ્રં હૃદિ યસ્ય પુંસઃ;
વિશ્વત્રયીશ્રીરપિ નૂનમેતિ, તત્રાશ્રયાર્થં સહચારિણીવ. ૨૫.

ભાવાર્થઃ–હે જિનેંદ્ર! આપના ચરણકમળ, જે ભવ્યાત્માના, હૃદય કમળમાં સદાય સ્ફુર્યા કરે છે; તેનો આશ્રય લેવાને ત્રિભુવનની લક્ષ્મી પણ જાણે સહચારિણી, દાસી હોય એમ નિશ્ચય આવી રહે છે, સારાંશ કે જે ભાગ્યવંત ભવ્યજનો આપના ચરણકમળનુ એક નિષ્ઠાથી ધ્યાન ધરે છે, તેમને ત્રણ ભુવનની લક્ષ્મી પણ દાસીરૂપ થઈ રહે છે (માટે હે જગતાત, તે આપના ચરણકમળનું સમ્યક્ સેવન મને સર્વત્ર હો.) ૨૫.

અહં પ્રભો નિર્ગુણ ચક્રવર્તી, ક્રૂરો દુરાત્મા હતકઃ સપાપ્મા;
હીદુઃખરાશૌ ભવવારિરાશૌ, યસ્માન્નિમગ્નોસ્મિ ભવદ્વિમુક્તઃ ૨૬.

ભાવાર્થઃ–હે પ્રભો! હું અત્યંત નિર્ગુણી, ક્રૂર, દુષ્ટ, નિર્દય અને પાપી છું, આપના આલંબન વગરનો હું પ્રચૂર દુઃખવાળા સંસાર સાગરમાં ડુબેલો છું, હવે તો મને આલંબન કેવળ આપનુંજ છે. (માટે અનાથના નાથ! ગરીબ નિવાજ! મારા ખરા માયબાપ! હવે મને ઉવેખવો, તે આપને ઉચિત નથી, પણ મારા સકળ દોષને ટાળી મને આપ જેવો કરો, એજ વિનંતિ છે. ૨૬.

સ્વામિન્નિમગ્નોસ્મિ સુધાસમુદ્રે, યન્નેત્રપાત્રાતિથિરદ્ય મેઽભૂઃ;
ચિન્તામણૌ સ્ફૂર્જતિ પાણિપદ્મે, પુંસામસાધ્યો નહિ કશ્ચિદર્થઃ. ૨૭.

ભાવાર્થઃ–હે નાથ! આજ આપ મને દૃષ્ટિગોચર થયા, તેથી હું અમૃતસાગરમાં નિમગ્ન થયો છું, જેમના હસ્તકમળમાં ચિંતામણી રત્ન આવી રહ્યું છે, તેમને કોઇ પણ અર્થ અસાધ્ય નથી એટલે તેમના સકળ-કાર્યની સહેજે સિદ્ધિ થઈ શકે છે. (તેવોજ ભાગ્યશાળી હું મને પોતાનેજ આપવડે સમજુ છું.) ૨૭.

ત્વમેવ સંસારમહાંબુરાશૌ, નિમજ્જતો મે જિન! યાનપાત્રમ;
ત્વમેવ મે શ્રેષ્ઠસુખૈકધામ, વિમુક્તિરામાઘટનાભિરામઃ. ૨૮.

ભાવાર્થઃ–હે પ્રભો! સંસાર સમુદ્રમાં ડુબતા એવા મને આપજ એક જહાઝ સમાન છો, અને શિવરમણી સાથેના શાશ્વત સંબંધ વડે અભિરામ એવા આપજ મારા શ્રેષ્ઠ સુખના વિશ્રામ સ્થાન છો. ૨૮.

ચિન્તામણિસ્તસ્યજિનેશ! પાણૌ, કલ્પદ્રુમસ્તસ્ય ગૃહાંગણસ્થઃ;
નમસ્કૃતો યેન સદાઽપિ ભક્ત્યા, સ્તોત્રૈઃ સ્તુતો દામભિરર્ચિતોસિ. ૨૯.

ભાવાર્થઃ–હે સ્વામિન્! જે ભવ્યજનોએ આપને ભક્તિ વડે સદાય નમસ્કાર કર્યા છે, સ્તોત્ર સ્તવનો વડે સ્તવ્યા છે, અને અનેક પુષ્પમાળાઓ વડે પૂજ્યા છે, તેમના હાથમાં ચિંતામણી આવેલ છે અને તેમના આંગણામાં કલ્પવૃક્ષ ઉગ્યાં છે એમ હું માનું છું. કેમકે તેમનાં સકળ વાંછિત કાર્ય સહેજે સિદ્ધ થાય છે, (તેઓ ખરેખર ધન્ય છે, કૃતપુન્ય છે, જે આપને દેખી રહ્યા છે.) ૨૯.

દ્રવ્યકર્મવિનિર્મુક્તં, ભાવકર્મવિવર્જિતં;
નોકર્મરહિતં વિધ્ધિ, નિશ્ચયેન ચિદાત્માનં ૮.

ભાવાર્થઃ-જ્ઞાનાવર્ણાદિ આઠે દ્રવ્ય કર્મ રહિત, તથા તે કર્મોને ઉત્પન્ન કરનારા રાગ, દ્વેષાદિરૂપ ભાવ કર્મથી પણ રહિત, અને ઔદારિકાદિ પાંચે શરીરરૂપ નોકર્મથી પણ રહિત, એક જ્ઞાનાનંદમયજ આ આત્મા નિશ્ચયપણે છે, એમ જ્ઞાની કહે છે. (જાણે છે.) ૮.

અનંત બ્રહ્મણોરૂપં, નિજ દેહે વ્યવસ્થિતં;
જ્ઞાન હીના ન પશ્યન્તિ, જાત્યંધા ઇવ ભાસ્કરં. ૯.

ભાવાર્થઃ-અનંત બ્રહ્મજ્ઞાન સ્વરૂપી, સ્વશરીરને વિષે વ્યાપક છતાં, જેમ જન્મથી અંધ પ્રાણી સૂર્યને દેખતો નથી, તેમ જ્ઞાન ચક્ષુએ રહિત પ્રાણી પણ આવા આત્માને દેખતો નથી. ૯.

યદ્ ધ્યાનં ક્રિય તે ભવ્યૈ, યૈંન કર્મ વિલીયતે;
તત્ક્ષણં દ્રવ્યતે શુદ્ધં ચિત્ ચમત્કાર દર્શનં. ૧૦.

ભાવાર્થઃ-જેવો પ્રાણી તન્મય સ્વરૂપે આ આત્માનું ધ્યાન કરે છે, કે તુરતજ તે કર્મનો વિનાશ કરીને તત્કાળ શુદ્ધ, નિર્મળ, સ્ફટિક રત્નની પેઠે સ્વચ્છ દીસે છે; ત્યારે તેનું દર્શન પણ ચિત્તને મહા ચમત્કાર ઉત્પન્ન કરનારૂં થાય છે. ૧૦.

યે ધર્મશીલા મુનયઃપ્રધાના-સ્તે દુઃખહીના નિયમે ભવન્તઃ
સંપ્રાપ્યશીઘ્રં પરમાર્થ તત્ત્વં, વ્રજન્ત મોક્ષં ચિદમેકમેવ. ૧૧.

ભાવાર્થઃ-સદાકાળ ધર્મને વિષેજ લીન રહેનારા ઉત્તમ ધર્માચારી મુનિવરો નિશ્ચયે આ ભવના (સંસારના) દુઃખોથી રહિત થાય છે, અને એક પરમ પદાર્થ, ઉત્કૃષ્ટ સારભૂત, ચિદાનંદઘન સ્વરૂપી જે મોક્ષપદ, તેને શિઘ્ર પામે છે. ૧૧.

આનંદરૂપં પરમાત્મતત્ત્વં, સમસ્તસંકલ્પવિકલ્પમુક્તં;
સ્વભાવલીનાનિવસન્તિનિત્યં, જાનાતિ યોગી સ્વયમેવતત્વં. ૧૨.

ભાવાર્થઃ-એક આનંદમયજ રૂપ છે જેનું એવો પરમાત્મ સ્વરૂપી, મનના સર્વ આહટ્ટદોહટ્ટ વિકલ્પોથી રહિત, પોતાના સ્વભાવને વિષેજ નિરંતર વસનાર, એવો જે શુદ્ધ આત્મ પદાર્થ, તેનેજ યોગીપુરુષો સહજ, શુદ્ધ તત્ત્વ કરી જાણે છે. ૧૨.

ચિદાનંદમયં શુદ્ધં, પરાપાય નિરામયં;
અનંતસુખસંપન્નં, સર્વસંગવિવર્જિતં. ૧૩.

ભાવાર્થઃ-આત્માના શુદ્ધ આનંદાયુક્ત, મહા નિર્મળ સર્વ કષ્ટ, તથા સર્વ વ્યાધિથી મુક્ત, અપાર સુખે કરીને પૂર્ણ, અને સદાકાળ સર્વ પરપુદ્ગલિક સંગે કરીને રહિત, આ આત્માધિરાજ વર્તે છે. ૧૩.

લોકમાત્રપ્રમાણો હિ, નિશ્ચયે નહિ સંશયઃ;
વ્યવહારો દેહ માત્રેણ, કથયન્તિ મુનીશ્વરાઃ. ૧૪.

ભાવાર્થઃ-ચૌદ રાજલોક પ્રમાણે, નિશ્ચયે અવગાહન ક્ષેત્ર છે જેનું, પણ વ્યવહારે

ભાવાર્થ-સર્વ આકાર રહિત, પોતાના સ્વરૂપેજ રહેલો, સિદ્ધના આઠ ગુણોએ સહિત, નિર્વિકારી સર્વ કર્મરૂપી અંજને રહિત, શુદ્ધ નિષ્પન્ન સ્વરૂપી આ આત્મા છે. ૨૧.

તત્ સમં તુ નિજાત્માનં, રાગદ્વેષવિવર્જિતં;
સહજાનંદચૈતન્યં, પ્રકાશયતિ મહાયશે. ૨૨.

ભાવાર્થઃ-એવોજ, એટલે ઉપર કહ્યો તેવોજ, પોતાનો આત્મા રાગ, દ્વેષ, મોહ અજ્ઞાન, મિથ્યાત્વાદિ, વિકારે રહિત છે, સ્વાભાવિક, સ્વાધીન, જ્ઞાન ચેતનાવંત આત્માનું સ્વરૂપ છે, એમ મ્હોટા યશના ધણી શ્રી પરમાત્માએ પ્રકાશ્યું છે. ૨૨.

પાષાણેષુ યથા હેમં, દુગ્ધમધ્યે યથા ધૃતં;
તિલમધ્યે યથા તૈલં, દેહમધ્યે તથા શિવં. ૨૩

ભાવાર્થઃ-જેમ પથ્થરને વિષે સૂવર્ણ, જેમ દૂધને વિષે ઘી, જેમ તલમાં તેલ, સત્તાગત્ એટલે શક્તિરૂપે રહેલાં છે; તેવીજ રીતે આ શરીરને વિષે શક્તિરૂપે વ્યાપી રહેલો શિવ સ્વરૂપી આત્મા છે. ૨૩.

કાષ્ઠમધ્યે યથા વન્હિઃ; શકિત રૂપેણ તિષ્ઠતિ;
અયમાત્મા શરીરેષુ, યો જાનાતિ સ પંડિતઃ. ૨૪.

ભાવાર્થ ઃ-જેમ કાષ્ટને વિષે અગ્નિ શક્તિરૂપે ગુપ્ત રહેલી છે, તેમ આ આત્મા શરીરને વિષે રહેલો છે, એમ જે જાણે છે, અને વર્તે છે, તેજ ખરો જાણકાર પંડિત છે. [પણ આત્મા, આત્મા કરીને પોકારનારા, માત્ર કથની કરનારા, અને આત્માના સ્વરૂપથી વિપરીત વર્તનારા, રાગી, દ્વેષિ, મોહી, વિકારી, મમત્વી, જડાનંદી, ભવવાસિ પ્રાણીઓ પંડિત નામને યોગ્ય નથી, એકલા વચન જાળને વિષે ફસી રહેલા શુકપાઠિ પંડિતાભાસો પોતાના આત્માને ઠગી રહ્યા છે, અને આત્માને નામે આત્માનેજ વગોવે છે; એ ખેદની વાત છે.] ૨૪.

અવ્રતાનિ પરિત્યજ્ય, વ્રતેષુ પરિતિષ્ઠતિ;
ત્યજેત્તાન્યપિ સંપ્રાપ્ય, પરમ પદમાત્મનઃ. ૨૫.

ભાવાર્થ ઃ-અવૃતોનો ત્યાગ કરીને વ્રત નિયમને વિષે સ્થિર થવું, અને પછી વિશેષ પ્રકારે શુદ્ધાત્મ સ્વરૂપને વિષે લીન થતાં, તે વ્રત નિયમને પણ તે સ્વરૂપમાં સમાવી દઈને આત્મા શુદ્ધ પરમાત્મ પદને પામે છે. ૨૫.

## ૯. શ્રી ઋષભ પંચાશિકા.

જય જંતુ કપ્પ પાયવ, ચંદાયવ રાગપંકય વણસ્સ;
સયલ મુણિગામ ગામિણિ, તિલોઅચૂડામણિ નમો તે. ૧.

હે જગતના જીવોને કલ્પવૃક્ષ સમાન કામિત ફળને આપનાર અને રાગરૂપી કમળના વનને નિમીલન કરવા (સંકોચી દેવા) ચંદ્રકાન્તિ સમાન! તથા સમસ્ત મુનિગણના નાયક! હે ત્રિલોકચુડામણિ (મોક્ષના મંડનરૂપ) પ્રભુ! આપશ્રીને અમારો નમસ્કાર હો.

પોત પોતાના શરીર પ્રમાણુ ક્ષેત્રવાળો આત્મા છે, એમ મહા મુનીચો એટલે તીર્થંકર, ગણુધરાદિ મહાત્માઓ કહે છે, તે વાતમાં લેશ માત્ર સંદેહ નથી. ૧૪.

યત્ક્ષણું દ્રશ્યતે શુદ્ધં, તત્ક્ષણું ગતવિભ્રમઃ;
સ્વસ્થચિત્તં સ્થિરિભુતં, નિર્વિકલ્પં સમાધયે. ૧૫.

ભાવાર્થઃ-જે ક્ષણે આ આત્મા જીવને શુદ્ધ દેખાય છે, તેજ ક્ષણે સર્વ કલ્પિત સુખના ભ્રમથી રહિત જીવ માલમ પડે છે; વળી સંપૂર્ણ શાંત, સ્થિર ચિત્તવંત, અચલ, નિર્વિકલ્પ સમાધિને વિષે રહેલો દીસે છે. ૧૫.

સ એવ પરમં બ્રહ્મ, સ એવ જિનપુંગવઃ;
સ એવ પરમં તત્ત્વં, સ એવ પરમં તપઃ ૧૬.

ભાવાર્થઃ-તેજ ઉત્કૃષ્ટો બ્રહ્મ સ્વરૂપી છે, તેજ સામાન્ય કેવલીને વિષે શિરોમણી શિખર સમાન તિર્થંકર સ્વરૂપી છે, તેજ ઉત્કૃષ્ઠ તત્ત્વ છે, સારભૂત પદાર્થ છે, અને તેજ ઉત્કૃષ્ટો, ઇચ્છા નિરોધરૂપ તપમય એવો આ આત્મા છે. ૧૬.

સ એવ પરમં જ્યોતિઃ; સ એવ પરમોગુરુઃ;
સ એવ પરમં ધ્યાનં, સ એવ પરમોત્તમઃ. ૧૭.

ભાવાર્થઃ-તેજ ઉત્કૃષ્ઠ જ્ઞાન જ્યોતિમય છે, તેજ ઉત્કૃષ્ઠ સદ્ગુરૂ એટલે પોતાના આત્માને પોતેજ શિક્ષા આપનાર ઉત્તમગુરૂ છે, વળી તેજ ઉત્કૃષ્ટું ધ્યાન છે, અને તેજ સર્વોત્તમ પદાર્થ આ આત્મા છે. ૧૭.

સ એવ સર્વકલ્યાણું, સ એવ સુખભાજનં;
સ એવ શુદ્ધચિદ્રૂપં, સ એવ પરમં શિવં. ૧૮.

ભાવાર્થઃ-તેજ સમસ્ત કલ્યાણનું નિધાન છે, તેજ સમસ્ત સુખોનું ભાજન છે, તેજ નિર્મળ જ્ઞાનાનંદ સ્વરૂપી છે, અને તેજ સર્વ ઉપદ્રવથી રહિત, અજરામર શિવરૂપ આ આત્મા છે. ૧૮.

સ એવ પરમાનંદઃ, સ એવ સુખદાયકઃ;
સ એવ પરમચૈતન્યં, સ એવ ગુણુસાગરઃ. ૧૯.

ભાવાર્થઃ-તેજ પરમ આનંદ યુક્ત છે, તેજ મહા સુખદાયક છે, તેજ ઉત્કૃષ્ટ ચૈતન્ય એટલે જ્ઞાનશક્તિ છે, અને તેજ સર્વ ગુણ સમુદ્ર આ આત્મા છે. ૧૯.

પરમ આલ્હાદસંપન્નં, રાગદ્વેષવિવર્જિતં;
સોઽહં તુ દેહ મધ્યે તુ, યો જાનાતિ સ પંડિતઃ. ૨૦.

ભાવાર્થ-તેજ ઉત્કૃષ્ટ હર્ષમય છે, તેજ સર્વ રાગદ્વેષાદિ વિકારે રહિત, શરીરને વિષે શોભી રહ્યો છે, તેને જે યથાર્થ જાણે છે, તેજ ખરો પંડિત છે. ૨૦.

આકારરહિતં શુદ્ધં, સ્વસ્વરૂપે વ્યવસ્થિતં;
સિદ્ધમષ્ટગુણોપેતં, નિર્વિકારં નિરંજનં. ૨૧.

હાને પામ્યા તે બંને અષ્ટાપદ શૈલો અન્ય ગિરિવરોના મુકુટરૂપ થયા. [તેમાં અષ્ટાપદ એટલે સુવર્ણ, તેનો શૈલ એટલે મેરૂ, જ્યાં પ્રભુનો જન્માભિષેક દેવોએ કર્યો તે તથા બીજો અયોધ્યાની નજીકમાં રહેલો અષ્ટાપદ નામે પર્વત જ્યાં પ્રભુ મોક્ષે પધાર્યા]

ધન્ના સવિમ્હયં જેહિં, ઝત્તિકયરજ્જમજ્જણો હરિણા;
ચિરધરિ અનલિણ પત્તા, ભિસેઅસલિલે હિં દિટ્ઠો સિ ૯.

ઇંદ્રવડે જલદી રાજ્યાભિષેક કરાયેલા આપને સવિસ્મય દેખનાર યુગલિયાને ધન્ય છે, જેમણે કમળનાં પત્રોવડે અભિષેક જળ ચિરકાળ [હાથમાં] ધરી રાખ્યું હતું.

દાવિઅ વિજ્જા સિપ્પો, વજ્જરિઆસેસ લોઅવવહારો:
જાણિ સિ જાણ સામિઅ, પયાણિ તાણિ કયથ્થાણિ ૧૦.

વિદ્યા અને શિલ્પકળા જેમણે દર્શાવ્યા છે તથા સમસ્ત લોક વ્યવહાર જેમણે સ્પષ્ટ સમજાવ્યો છે એવા આપ જેમના સ્વામી થયા છો તે પ્રજા કૃતાર્થ થયેલી છે.

બંધુ વિહત્ત વસુ મઇ, વચ્છ રમચ્છિન્ન દિન્ન ધણ નિવહો;
જહ તં તહકો અન્નો, નિઅ મધુરં ધીર પડિવન્નો. ૧૧.

જેમણે બંધુઓને [પુત્રોને] પૃથ્વી વહેંચી આપી છે અને એક વર્ષ પર્યંત અવિચ્છિન્નપણે દ્રવ્ય સમૂહનું દાન દીધું છે એવા આપે હે ધીર! જે નિયમધુરા ધારણ કરી છે તે ધુરાને બીજો કોણ ધારી શકે? [ધીર કહેવાથી વર્ષ પર્યંત પ્રભુએ ક્ષુધા પરિષહ સહ્યો એ વાત સૂચવી.]

સોહસિ પસાહિઅંસો, કજ્જલકસિણાહીં જયગુરૂ જડાહિં;
ઉવગૂઢ વિસજ્જિઅ રાયન્ન ચ્છિ બાહથ્થ ડાહિંવ. ૧૨.

હે જગદ્ગુરૂ! રાજ્ય સમયે આલિંગન કરેલી અને દીક્ષા સમયે પરિત્યાગ કરેલી રાજ્ય લક્ષ્મીની અશ્રુધારાજ હોયની! એવી કાજળ જેવી કાળીકેશ જટા વડે ભૂષિત સ્કંધવાળા આપ શોભી રહ્યા છો.

ઉવસામિઆ અણજ્જા, દેસેસુ તએ પવન્નમોણેણં;
અભણંત ચ્ચિઅ કજ્જં, પરસ્સ સાહંતિ સપ્પુરિસા. ૧૩

અનાર્ય દેશોમાં અનાર્ય લોકોને આપે મૌન વ્રત ધારીને ઉપશાન્ત કર્યા [તે યુક્તજ છે કેમકે] સત્ પુરૂષો મૌનપણેજ પરનાં શુભ કાર્ય સાધી આપે છે

મુણિણો વિ તુહલ્લીણા, નમિ વિનમિ ખેઅરાહિવા જાયા;
ગુરૂઆણ ચલણ સેવા, ન નિષ્ફલા હોઇ કઇઆ વિ ૧૪.

મુનિ અવસ્થામાં પણ આપના ચરણમાં લીન થયેલા નમિ અને વિનમિ વિદ્યાધરોના નાયક થયા. ગુરૂની ચરણસેવા કદાપિ નિષ્ફળ થતીજ નથી.

ભદ્દં સે સેઅંસસ્સ, જેણ તવસો વિસણિ નિરાહારો;
વરિસંતે નિવ્વ વિઓ, મેહેણ વ વણ દુમો તં સિ. ૧૫.

જય રોસજલણ જલહર, કુલહર વરનાણ દંસણસિરીણં;
મોહ તિમિરોહ દિણયર, નયર ગુણગણાણ પઉરાણં. ૨.

તેમજ ક્રોધરૂપી અગ્નિને શાન્ત કરવા મેઘ સમાન! શ્રેષ્ઠ એવી જ્ઞાનદર્શનરૂપ લક્ષ્મીના વિલાસ ઘર! મોહરૂપી અંધકારના સમૂહને ટાળવા સૂર્ય સમાન! અને ગુણના સમુદાયરૂપી પૌરજનોને વસવા માટે નગર તુલ્ય એવા હે પ્રભુ! આપ જયવંત વર્તો!

દિટ્ઠો કહ વિ વિહુડએ, ગંથિમ્મિ કવાડસંપુડ ઘણંમિ;
મોહ ધયાર ચારય ગએણ, દિણય રૂવ્વ તુમં. ૩.

મોહરૂપી અંધકારથી વ્યાપ્ત એવા કારાગૃહમાં પૂરાયેલા મુજને, દૈવયોગે મહા આકરા રાગદ્વેષના પરિણામરૂપી ગ્રંથીનો છેદ થવા રૂપ કપાટ સંપુટ ઉઘડી જવાથી, સૂર્ય સમાન આપનું દર્શન થયું અર્થાત્ અપૂર્વ કરણ (અપૂર્વ-વીર્યોલ્લાસ)થી ગ્રંથી ભેદ કરી પછી સમકિત રત્ન પામી સદ્વિવેકવડે આપ પરમાત્માનું હું દર્શન પામ્યો.

ભવિઅ કમલાણ જિણરવ, તુહ દંસણ પહરિ સૂસ સંતાણં;
દઢ બદ્ધા ઇવ વિહંડત, મોહતમ ભમર વિંદાઇં. ૪.

હે જિનરવિ! આપના દર્શનરૂ આનંદથી વિકસિત થતાં ભવ્ય કમલોમાંથી લીલી ભાવને પામેલા મોહાન્ધકારરૂપ ભ્રમરના સમૂહ છૂટા પડી જાય છે એટલે આપના અપૂર્વ દર્શનયોગે ભવ્ય જનોનો મોહાંધકાર દૂર ટળે છે.

લહુતણો વિમાણો સવ્વો સવ્વટ્ઠસુર વિમાણસ્સ;
પઇં નાહ નાહિ કુલગર—ઘરાવયા રૂમ્મુહે નટ્ઠો ૫.

હે નાથ! આપ નાભિ કુલગરના ગૃહમાં અવતર્યા તે વારે સર્વાર્થ (સર્વાર્થ સિદ્ધ) નામના દેવ વિમાનનું શ્રેષ્ટતા સંબંધી સર્વ અભિમાન ગળી ગયું.

પઇં ચિંતા દુલ્લહ મુખ્ખ સુખ્ખ ફલએ અઉવ્વ કપ્પ દુમે;
અવઇન્ને કપ્પતરુ, જયગુરૂ હિટ્ઠા ઇવ પઉટ્ઠા ૬.

અચિંત્ય અને દુર્લભ મોક્ષ સુખ આપનાર અપૂર્વ કલ્પવૃક્ષ એવા આપનો અવતાર થયે છતે હે જગદ્ગુરૂ! કલ્પવૃક્ષો શરમાઇ ગયાં હોય તેમ અંતર્ધાન (અદૃશ્ય) થઇ ગયાં.

અરણં તઇણં, ઇમાઇ ઉસ્સપ્પિણીઇ તુહ જમ્મે;
કુડિઅં કણગમણં વ. કાલચક્ક સ્કંપાસંમિ. ૭

(પ્રભુનાં પાંચે કલ્યાણ સમયે સર્વત્ર ઉદ્યોત થાય છે તે વાત કહે છે.) કાળ ચક્રનાં એક પડખે આ અવસર્પિણી કાળમાં આપનો જન્મ થયે છતે ત્રીજો આરો જાણે સુવર્ણમય હોય એવો દીપી રહ્યો

જંમિ તુમં અહિસિત્તો, જત્થથય સિવ સુખ્ખ સંપય
પત્તો; તે અહાવય સેલા, સીસામેલા ગિરિકુલસ્સ ૮.

જ્યાં આપનો જન્મ અભિષેક થયો અને જ્યાં આપ શિવસુખ સંબંધી સંપા-

પત્તાનિ અસામન્નં, સમુન્નઇં જેહિં દેવયા અન્ને;
તેહિંતિ તુમ્હ ગુણ—સંકહાસુ હાસં ગુણા મજ્ઝ. ૨૨.

જે જગત્ કર્તૃત્વાદિક (કલ્પિત) ગુણોવડે અન્ય દેવો અસામાન્ય સમુન્નતિ (અસાધારણ મોટાઇ) પામ્યા છે, તે (કલ્પિત) ગુણો આપના અદ્ભુત ગુણ સંબંધી કરાતા ગાનમાં મને હાસ્ય પેદા કરે છે. (એવા કારણથી કે ક્યાં કેવળ કલ્પિત મિથ્યા આરોપિત ગુણો વડે અન્ય દેવોએ મેળવેલી મિથ્યા આડંબરવાળી મોટાઈ અને ક્યાં સાચા અદ્ભુત ગુણો પ્રગટ થયાથી આપને સહજ પ્રાપ્ત થયેલી ત્રિભુવન પૂજ્યતા.)

દોસરહિઅસ્સ તુહ, જિણનિંદાવસરંમિ ભગ્ગપસરાએ;
વાયાઇ વયણ કુસલા વિ બાલિં સાયંતિ મચ્છરિણો. ૨૩.

હે જિન! મત્સરી લોકો પ્રથમ વચન વદવામાં કુશળ છતાં દોષ રહિત એવા આપની નિંદા કરવાના પ્રસ્તાવે ભાંગી તુટી વાણી વડે બાળકની જેવી ચેષ્ટા કરે છે. કેમકે આપનામાં લેશમાત્ર પણ દોષ નહિં દેખવાથી તે બાપડા હતાશ બની જાય છે.)

અણુરાય પલ્લ વિલ્લે, રઇવલ્લિ ફુરંત હાસ કુસુમંમિ;
તવતા વિણિવિ ન મણો, સિંગારવણે તુહલ્લીણો. ૨૪.

અનુરાગ (દૃઢ રાગ) રૂપી પલ્લવોવાળા અને રતી રૂપી વેલડી ઉપર સ્ફુરી રહેલ સ્મિત (હાસ્ય) રૂપી ફુલવાળા શ્રૃંગાર વનમાં તપથી તપ્ત થયેલું પણ આપનું મન લીન થયું નથી. (એ આશ્ચર્ય રૂપ છે.)

આણા જસ્સ વિલઇઆ, સીસે સેસવ્વ હરિ હરેહિંપિ;
સો વિ તુહ ઝાણ જલણે, મયણો મયણં વિલિણો. ૨૫.

જે કામદેવની આજ્ઞા હરિહરાદિક દેવોએ પણ શેષા (દેવનિર્માલ્ય ચરણામૃત-પુષ્પમાલાદિક)ની પેરે પ્રેમપૂર્વક મસ્તકે ચઢાવી છે તે કામદેવ પણ આપના ધ્યાનાનલમાં મીણની જેમ ઓગળી ગયો છે.

પઇં નવરિ નિરભમાણા, જાયા જંયદપ્પભિજ્જણત્તાણા;
વમ્મહ નરિંદ જોહા. દિટ્ઠિચ્છોહા મયચ્છીણમ્. ૨૬.

જગતજનોને દર્પ દલવાને સમર્થ એવા મન્મથ રાજા (કામદેવ ના યોદ્ધારૂપ મૃગાક્ષી સ્ત્રીઓનાં નેત્ર કટાક્ષો કેવળ આપના વિષેજ નિષ્ફળ થયાં મતલબ કે આ કટાક્ષો કેવળ આપની ઉપરજ ફાવી શકયા નહિ.

વિસમા રાગદ્દોસા, નિંતા તુરયવ્વ ઉપ્પહેણ મણમ્;
ઠાયંતિ ધમ્મસારહિ, દિટ્ઠે તુહ પવયણે નવરે. ૨૭.

હે ધર્મસારથી! આપનું પ્રવચન દીઠે છતે મનને ઉન્માર્ગે લઇ જનાર (ઉદ્ધત) ઘોડાની જેવા વિષમ રાગદ્વેષ (વિકારો) નિશ્ચિત માર્ગે ચાલે છે. એટલે કે તેઓ મનને મોક્ષમાર્ગ વિના બીજે ખોટે માર્ગે દોરી જઇ શકતા નથી.

મેઘ જેમ વનવૃક્ષને સંતોષે તેમ જેણે તપ શોષિત અને નિરાહાર એવા આપને વર્ષના અંતે [ઇક્ષુરસથી] સંતોષિત કર્યા તે શ્રેયાંસકુમારનું કલ્યાણ થાઓ.

ઉપ્પન્ન વિમલ નાણે, તુમંમિ ભુવણસ્સ વિઅલિઓ મોહો;
મયલુગ્ગયસૂરે વાસરંમિ, ગયણસ્સ વ તમોહો. ૧૬.

'જ્ઞાન કલ્યાણક આશ્રી કહે છે' જેમ સંપૂર્ણ સૂર્યોદયવાળા દિવસમાં ગગન અંતર્વર્તી સમસ્ત અંધકાર નષ્ટ પામે છે તેમ નિર્મળ કેવળ ઉત્પન્ન થયું છે જેને એવા આપ વિદ્યમાન છતે જગતનો મોહ વિલય પામે છે.

પુઆવસરે સરિસો, દિઠ્ઠો ચક્કસ્સ તંસ ભરહેણ;
વિસમા હુ વિસય તિન્હા, ગરૂઆણ વિ કુણઇ મઇમોહં. ૧૭.

કેવળ મહિમા અવસરે ભરતે આપને ચક્ર [રત્ન] સદૃશ લેખ્યા [તેનું કારણ એ છે કે] વિષમ એવી વિષયતૃષ્ણા મ્હોટાને પણ મતિમોહ ઉપજાવે છે.

પઢમસમો સરણં મુહે, તુહ કેવલસુર વહુ કણિજ્જોઆ;
જાયા અગ્ગેઇ દિસા, સેવાસયમાગય સિહિવ્વ. ૧૮.

(કેવળ ઉત્પત્તિ પછી તરત) આપના પ્રથમ સમોવસરણના પ્રારંભમાં કેવળ દેવાંગનાઓ(ની દેહ કાન્તિ) એ કરેલો છે ઉદ્યોત જેનો એવી અગ્નિ દિશા જાણે સેવા નિમિત્તે સાક્ષાત્ આવેલા અગ્નિ દેવતાજ હોય તેવી શોભી રહી હતી.

ગહિઅ વય ભંગમલિણો. ણં દુરોણએહિં મુહરાઓ;
ઠઓ પઠમિલ્લુ અતાવ સેહિં તુહ દંસણે પઢમે. ૧૯.

આપના પ્રથમ દર્શન સમયે (કચ્છ મહાકચ્છ વિના) પ્રથમ ઉત્પન્ન થયેલા અત્યંત નમ્ર તાપસોએ ગ્રહણ કરેલાં વ્રતના ભંગવડે મલીન એવો પોતાનો મુખરાગ નિશ્ચે (નમસ્કારના મિષે) ઢાંકી દીધો. મતલબ કે જગત્જનો સમક્ષ પ્રભુ સાથે વ્રત લહી પોતે નિઃસત્ત્વ થઇ તાપસીપણું આદર્યું. તેથી લજ્જા વડે સ્વમુખ દેખાડવા અસમર્થ છતાં તેમણે પ્રણામને મિષે મસ્તક નમાવી દીધું.

તેહિં પરિવેઢિણય, વૂઢા તુમએ ખણં કુલ વઇસ્સ;
સોહા વિઅડં સત્થલ, ધોલંત જડ કલા વેણ. ૨૦.

તે તાપસો વડે વિંટાયેલા અને વિશાળ સ્કંધ પ્રદેશ ઉપર વિસ્તરેલા જટા કલાપવાળા એવા આપે ક્ષણવાર કુળપતિ (તાપસાચાર્ય)ની શોભા ધારણ કરી (કેમકે પછી તો તાપસોએ પ્રભુના ઉપદેશથી શ્રમણલિંગ સ્વીકારેલું છે.)

તુહ રૂવં પિચ્છંતા, ન હુંતિ જે નાહ હરિસપડિહત્થા;
સમણા વિ ગયમણચ્ચિય, તે કેવલિણો જઇ ન હુંનિ. ૨૧.

હે નાથ! આપની મુખમુદ્રા જોનારા હર્ષ પરિપૂર્ણ થતા નથી તે જો કેવળજ્ઞાની ન હોય તો સંજ્ઞી છતાં પણ અસંજ્ઞીજ સમજવા.

મિહાર ક્રિયા કરતા અનંતકાળ ગમાવે છે.

જેહિંત તવિઆણું તવનિહિ, જાયઇ પરમા તુમમ્મિ પડિવત્તી;
દુખ્ખાઈં તાઈં મન્ને, ન હુંનિ કમ્મં અહમ્મસ્સ ૩૪.

હે તપોનિધિ! જે દુઃખોવડે કદર્થિત થયેલા જનોને આપનામાં પરમ પ્રેમ પ્રગટે છે તે દુઃખો પાપાનુબંધી તો નથીજ કિંતુ પુણ્યાનુબંધી હોવાથી ઉલટાં તે પ્રશંસનીય છે.

હોહિ મોહુચ્છેઓ તુહ, સેવાએ ધુવ ત્તિ નંદામિ;
જં પુણ નં વંદિઅવ્વો, તત્થ તુમં નેણ ઝિજ્જામિ. ૩૫.

આપની સેવાથી મોહનો ઉચ્છેદ અવશ્ય થશે એ વાતથી હું પ્રમોદ પામું છું, પરંતુ મોહનો ઉચ્છેદ થયા બાદ આપને નહિં વંદાય એ વાતથી મને દુઃખ પેદા થાય છે. (કેમકે કેવળી કેવળીને ન નમે એવો નિયમ છે.

જે તુહ સેવાવિમુહસ્સ, હુંતુ મા તાઓ મહ સમિદ્ધીઓ;
અહિગાર સંપયા ઇવ, પેરંત વિડંબણુ કુલાઓ ૩૬.

આપની સેવા વિમુખ એવા જે મિથ્યાદ્રષ્ટિ જનો તેમની રાજ્યાધિકાર સંબંધી સંપદાની જેમ પરિણામે વિંડબના કરી સંપદાઓ મુઝને ન પ્રાપ્ત થાઓ! મતલબ કે પરિણામે નીચી ગતિમાં ખેંચી જનારી સંપદા નથી પણ વિપદારુપજ છે.

ભિત્તુણ તમં દીવો, દેવ પયત્થે જણસ્સ પયડેઇ;
તુહ પુણ વિવરીયમિણં, જઇકઇ દીવસ્સ નિવ્વડિઅમ્. ૩૭.

હે દેવ! અન્ય દીપક તમસ્તોમ (અંધકાર)ને ભેદીને લોકને ઘટાદિક, પદાર્થો પ્રગટ દેખાડે છે, પણ જગતમાં અનન્ય દીપક એવા આપનું દીપકકાર્ય વિપરીત જણાય છે, કેમકે આપ તો પ્રથમ પોતાના ઉપદેશરૂપી કિરણોવડે ભવ્ય જીવોને જીવાદિક પદાર્થો અવબોધો છો અને પછી તત્ત્વાવબોધ ઉત્પન્ન કરીનેજ અજ્ઞાન અંધકારને ભેદો છો.

મિચ્છત્ત વિસપસુત્તા, સચેયણા જિણ ન હુંતિ કિં જીવા;
કન્નમ્મિ કમઇ જઇ, કિત્તિઅં પિ તુહ વયણમન્તસ્સ. ૩૮.

જેમના કર્ણમાં આપના વચન રૂપ મંત્રનું એક પણ પદ પડયું છે તે જીવો મિથ્યાત્વરૂપી વિષથી મૂર્છિત છતાં પણ (ચિલાતિપુત્ર-તથા રોહિણીયા ચોરની પેઠે) શું સચેતન થતા નથી અર્થાત થાય છે.

આયન્નિઆ ખણદ્ધં પિ, પઇં થિરં તે કરિંતિ અણુરાયં;
પરસમયા તહ વિમણં, તુહ સમયન્નણ ન હરંત. ૩૯.

કુતીર્થિકનાં આગમ ક્ષણાર્ધ પણ સાંભળ્યા છતાં આપના વિષે સ્થિર પ્રેમને પ્રગટાવે છે. તેથી તે આપના આગમના જાણકારનું મન હરી શકતા નથી. મતલબ કે પરસ્પર અસંબદ્ધપણાથી અસર હોવાને લીધે જેમ જેમ તે સાંભળવામાં આવે છે તેમ તેમ યથાર્થવાદી એવા આપનામાં પ્રેમ પ્રગટાવે છે એ વાત યુક્તજ છે.

પચ્ચલ કસાય ચોરે, સઇસંનિહિ આસિચક્કધણુરેહા;
હુંતિ તુહ શ્ચિય ચલણા, સરણં ભીઆણ ભવરન્ને. ૨૮.

પ્રબળ કષાયરુપ ચોરો જેમાં (વસે) છે એવા આ ભવ અરણ્યમાં ભયથી ઉભેલા જનોને ખડ્ગ ચક્ર અને ધનુષ્યરુપ રેખાઓ જેમાં સદા સારી રીતે અંકિત છે એવાં આપનાં ચરણોજ શરણભૂત છે.

તુહ સમય સરપ્ભટ્ઠા, ભમંત સયલાસુ રુખ્ખ જાઇસુ;
સારણિ જલં વજીવા, ઠાણ ઠાણેસુ બજ્ઝંતા. ૨૯.

આપના સિદ્ધાન્તરુપી સરોવરથી ભ્રષ્ઠ થએલા જીવો જેમ નીકનું જળ સકળ વૃક્ષ જાતિમાં ઠેકાણે ઠેકાણે બંધાતું છતું ફરે છે તેમ સકળ ૮૪ લક્ષ જીવાયોનિમાં કર્મવડે ઠેકાણે ઠેકાણે બંધાતા છતા પરિભ્રમણ કર્યા કરે છે. મતલબ કે માર્ગ–ભ્રષ્ટ મહા વિટંબના પામે છે.

સલિલિવ્વ પવયણે, તુહ ગહિએ ઉર્દ્ધ અહો વિમુક્કમ્મિ;
વચ્ચંતિ નાહ કૂવયરહ દઘડિ સંનિહા જીવા. ૩૦.

જેમ કૂપના અરહટ્ટની ઘટમાળા જળ ભરેલી ઉચે આવે છે અને ખાલી થયેલી નીચે જાય છે તેમ આપના વચનને આરાધેલા જીવો ઉદ્ધંગતિ પામે છે અને વિરાધેલા નીચી ગતિને પામે છે.

લીલાઇ નિંતિ સુખ્ખં, અન્ને જહ તિત્થિઆ તહા ન તુમમ્
તહ વિ તુહ મગ્ગ લગ્ગા, મગ્ગંતિ બુહા સિવસુહાઈ. ૩૧.

જેમ અન્ય બૌધાદિક દર્શનીઓ સુકોમળ શય્યા ઉપર શયન કરવું, પ્રભાતમાં કાંજી પીવી વિગેરે (શરીરને સુખકારી) અનુષ્ઠાનથી (કષ્ટ વગર) મોક્ષ મેળવી આપે છે તેમ આપ કરતા નથી તો પણ (સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ) આપના સત્ય-માર્ગમાં લાગેલા વિચક્ષણો શિવસુખને ગવેષે છે. મતલબ કે બૌદ્ધાદિકોએકલ્પેલી સહેલી મુક્તિ પાયા વિનાની છે ત્યારે જિનોએ કહેલી પુરુષાર્થ સાધ્ય મુક્તિ તેવી નથી પણ સાચી છે.

સારિવ્વ બંધવહ મરણ ભાઇણો, જિણ નહુંતિ પઈ દિટ્ઠે;
અખ્ખેહિં વિ હીરંતા, જીવા સંસાર ફલયંમિ. ૩૨.

હે જિન! આ સંસારરુપી ચોપાટમાં અક્ષો (ઇંદ્રિયો–પાસા) વડે સંચાર્યમાણ થતા જીવો દેવતત્ત્વ બુદ્ધિથી આપને દીઠે છતે પછડું દીઠે લખોટીઓની પેરે વધ, બંધ કે મરણના ભાગી થતા નથી.

અવહીરિઆ તએ પહુ, નિંતિ નિઓગિક્ક સંખલા બદ્ધા;
કાલમણંતં સત્તા, સમં કયાહારનીહારા. ૩૩.

હે પ્રભુ! (સામગ્રી વિકળતા વડેજ ધર્મોપદેશના અભાવથી) આપના વડે ઉપેક્ષા કરાયેલા જીવો નિગોદરુપ એકજ શ્રૃંખળાથી નિયંત્રિત થયેલા અને સહુ સાથેજ આહાર

સિંચંતેણ ભવવણં, પલટ્ટા પલ્લિઆ રહટ્ટુવ્વ;
ઘડિસંઠાણો ઉસ્સપ્પિણિ અવસપ્પિણિ પરિગયા બહુસો. ૪૭.

[ હે દેવ ! ] ભગવાનને સિંચતા એવા મેં અરહટ્ટ પ્રેરિત ઘટી સંસ્થાન અવસર્પિણી અને ઉત્સર્પિણી સમેત પરાવર્તની પેરે પુદ્દગલ પરાવર્તો બહુ વાર કર્યાં.

ભમિઊ કાલમણંતં, ભવંમિ ભીઊ ન નાહ દુખ્ખાણં;
સંપઇ (ય) તુમંમિ દિટ્ઠે, જાયં ચ ભયં પલાયં ચ. ૪૮.

હે નાથ ! હું સંસારમાં અનંતકાળ ભમ્યો, તો પણ તેમાં દુઃખથી બ્હીનો નહીં. હમણાં આપને દીઠે છતે ભય જાગ્યો; અને [ સાથેજ ] ભય ગયો. મતલબ કે કોપાદિકથી આવી રીતે વિડંબના પામ્યો એમ ભય જાગ્યો અને ક્ષમાદિકથી તેમનું હું નિરાકરણ કરી નાખીશ એમ ભય ટળ્યો.

જઇ વિ કયત્થો જગગુરૂ, મજઝત્થો જઇ વ તહવિ પત્થેમિ;
દાવિજ્જસુ અપ્પાણં, પુણો વિ કઇઆ વિ અમ્હાણં. ૪૯.

હે જગદ્દગુરુ ! યદ્યપિ આપ કૃતાર્થ અને મધ્યસ્થ એટલે સ્વસ્વરૂપસ્થ છો. તથાપિ હું પ્રાર્થું છું કે કદાચિત્ પણ એટલે કોઈક દેશ કાળને વિષે પણ ફરીને અથવા પુનઃ પુનઃ અમને આપનું દર્શન દેશો.

ઇઅ ઝાણગ્ગિ પલીવિઅ કમ્મિન્ધણ બાલબુદ્ધિણા વિમએ;
ભત્તીઇ થુઓ ભવભય સમુદ્ર બોહિત્થ બોહિફ્લો. ૫૦.

ધ્યાનાગ્નિ વડે દગ્ધ કરી નાખ્યા છે કર્મેન્ધન જેણે એવા અને અતિ દુસ્તર ભવ ભયરૂપી સમુદ્રને તરવા પ્રવહણ સમાન એવા હે પ્રભુ ! બાળબુદ્ધિ એવા મેં (ધનપાળે) સમ્યગ્ ધર્મની પ્રાપ્તી રૂપ ફળને આપનાર એવા આપની ભક્તિ વડે સ્તુતિ કરી છે. ( તેથી મને સમ્યગ્ ધર્મની પ્રાપ્તિ, નિર્મળ ધ્યાનયોગે સકળ કર્મોનો ક્ષય અને ભવ ભયનો પ્રણાશ થાઓ. )

## ૧૦ શ્રી રત્નાકર પચ્ચીશી.

શ્રેય: શ્રિયાં મંગલકેલિસદ્મ, નરેંદ્રદેવેંદ્રનતાંધ્રિપદ્મ;
સર્વજ્ઞ ! સર્વાતિશયપ્રધાન ? ચિરં જય જ્ઞાનકલાનિધાન. ૧.

### હરિગીત

મંદિર છો મુક્તિતણી માંગલ્ય ક્રીડાના પ્રભૂ, ને ઇંદ્ર નર ને દેવના સેવા કરે તારી વિભુ; સર્વજ્ઞ છો સ્વામી વળી શિરદાર અતિશય સર્વના, ઘણું જીવ તું ઘણું જીવ તું ભંડાર જ્ઞાનકળા તણા.

જગત્ત્રયાધાર ! કૃપાવતાર ! દુર્વારસંસારવિકારવૈદ્ય !
શ્રી વીતરાગ ! ત્વયિ મુગ્ધ-ભાવ દ્વિજ્ઞ ! પ્રભો ! વિજ્ઞપયામિ કિંચિત્. ૨.

ત્રણ જગતના આધાર ને અવતાર હે કરૂણાતણા, વળી વૈદ્ય હે દુર્વાર આ

વાઇહિં પરિગ્ગહિઆ, કરંતિ વિમુહં ખણેણ પડિવખ્ખમ્;
તુજ્ઝ નયા નાહ મહાગય વ્વ અન્નુન્નસંલગ્ગા. ૪૦.

વાદીઓ વડે (સ્વપક્ષમંડન વડે–પરપક્ષખંડન માટે) અશ્વો સાથે યોજાએલા અન્યો-અન્ય સંલગ્ન હાથીઓની જેવા આપના નયો ક્ષણમાત્રમાં પ્રતિપક્ષ શત્રુને વિમુખ કરી નાખે છે.

પાવંતિ જસં અસમંજસા વિ વયણેહિં જેહિં પરસમયા;
તુહ સમય મહોઅહિણો, તે મંદા બિંદુ નિસ્સંદા ૪૧.

જે જ્યોતિષ વિદ્યા પ્રમુખ વચનો વડે અસમંજસ (પરસ્પર સંબંધ વિનાના) પર સિદ્ધાન્તો શ્લાઘા પામે છે તે આપના (અગાધ) સિદ્ધાન્ત સમુદ્રની પાસે માત્ર બિંદુઓના કણીયા છે.

પઇ મુક્કે પોઅમ્મિ વ, જીવેહિં ભવન્નવમ્મિ પત્તાઉ;
અણુવેલ માવયામુહ પડિએ હિં, વિંડબણા વિવિહા. ૪૨.

જહાજ સમાન આપનો ત્યાગ કર્યે છતે પ્રતિસમય આપદાના મુખમાં પડેલા જીવો ભવ સમુદ્રમાં વિવિધ વિડંબના પામે છે.

વુચ્છં અપત્થિઆગય મચ્છ ભવતો મુહુત્તવસિએણ;
છાવટ્ઠી અયરાઇં નરંતર અપ્પઇટ્ઠાણે. ૪૩.

(હે દેવ!) બીજા જીવોનું તો શું કહેવું?) અણધાર્યા આવેલા તંદુળિયા-મચ્છના ભવમાં અંતર્મુહૂર્ત કાળ વસી મેં સાતમી નરકમાં ૬૬ સાગરોપમ વ્યવધાન રહીત વીતાવ્યા.

સીઉન્હ વાસધારા નિવાય દુખ્ખં સુતિખ્ખમણુ ભૂઅં;
તિરિઅત્તણંમિ નાણાવરણ સમચ્છાઇએણાવિ. ૪૪.

(હે દેવ!) તિર્યંચપણામાં પણ જ્ઞાનાવરણી કર્મથી અત્યંત અવરાયેલા એવા મેં શીત તાપ અને વર્ષા સંબંધી આકરૂં દુઃખ અનુભવ્યું.

અંતો નિખ્ખંતેહિં, પત્તેહિં પિઅકલત્ત પુત્તેહિં;
સુન્ના મણુસ્સ ભવણાડએસુ નિમ્ભાઇઆ અંકા. ૪૫.

હે દેવ! મનુષ્ય ભવ નાટકને વિષે પણ ઉત્પન્ન થયેલા મેં ઉત્સંગના મધ્યથી ચાલી નીકળેલા એટલે આયુષ્ય ક્ષયથી મરણ પામેલા પ્રાપ્ત [પાત્રરૂપ] થયેલા પ્રિય પુત્ર કલત્ર વડે અંકશૂન્ય જોયા. મતલબ કે મનુષ્ય ભવોમાં પણ પ્રિય પુત્ર કલત્રાદિકના વિયોગથી ભારે દુઃખ સહન કર્યું.

દિટ્ઠા રિઉરિદ્ધીઉ, આણાઉં કયા મહડ્ઢિઅસુરાણં:
સહિઆ યહીણ દેવત્તણેસુ દોગચ્ચ સંતાવા. ૪૬

[વળી હે દેવ!] દેવલોકમાં પણ મેં દુશ્મનોની સમૃદ્ધિ દેખી મહર્દ્ધિક [મહા સમૃદ્ધિવંત] દેવોની આજ્ઞાઓ ઉઠાવી અને નીચ એવા કિલ્બિષ પ્રમુખ દેવપણામાં દારિદ્ર [નિઃસત્વ] અને સંતાપ સહ્યા.

વૈરાગ્યરંગઃ પરવંચનાય, ધર્મોપદેશો જનરંજનાય;
વાદાય વિદ્યાઽધ્યયનં ચ મેઽભૂત, કિયદ્‌બ્રુવે હાસ્યકરં સ્વમીશ. ૯.

ઠગવા વિભુ આ વિશ્વને વૈરાગ્યના રંગો ધર્યા, ને ધર્મના ઉપદેશ રંજન લોકને કરવા કર્યા; વિદ્યા ભણ્યો હું વાદ માટે કેટલી કથની કહું? સાધુ થઇ ને બ્હારથી દાંભિક અંદરથી રહું.

પરાપવાદેન મુખં સદોષં, નેત્રં પરસ્ત્રીજનવીક્ષણેન;
ચેતઃ પરાપાય વિચિંતનેન, કૃતં ભવિષ્યામિ કથં વિભોઽહં. ૧૦.

મેં મુખને મેલું કર્યું દોષો પરાયા ગાઇને, ને નેત્રને નિંદિત કર્યા પરનારીમાં લપટાઇને; વળી ચિત્તને દોષિત કર્યું ચિંતી નઠારૂં પરતણું, હે નાથ! મારૂં શું થશે ચાલાક થઇ ચુકયો ઘણું.

વિડંબિતં યત્સ્મરઘસ્મરાર્તિ દશાવશાત્સ્વં વિષયાંધલેન;
પ્રકાશિતં તદ્‌ભવતો હ્રિયૈવ; સર્વજ્ઞ! સર્વં સ્વયમેવ વેત્સિ. ૧૧.

કરે કાળજાને કતલ પીડા કામની બીહામણી, એ વિષયમાં બની અંધ હું વિડંબના પામ્યો ઘણી; તે પણ પ્રકાશ્યું આજ લાવી લાજ આપ તણી કને, જાણો સહુ તેથી કહું કર માફ મારા વાંકને.

ધ્વસ્તોઽન્યમંત્રૈઃ પરમેષ્ઠિ મંત્રઃ, કુશાસ્ત્રવાક્યૈર્નિહતાગમોક્તિઃ;
કર્તું વૃથા કર્મ કુદેવસંગા—દવાંછિ હિ નાથ મતિભ્રમો મે. ૧૨.

નવકાર મંત્ર વિનાશ કીધો અન્ય મંત્રો જાણીને, કુશાસ્ત્રનાં વાકયો વડે હણી આગમોની વાણીને; કુદેવની સંગતથકી કર્મો નકામા આચર્યાં, મતિભ્રમ થકી રત્નો ગુમાવી કાચ કટકા મેં ગ્રહ્યા.

વિમુચ્ય દગલક્ષ્યગતં ભવંતં, ધ્યાતા મયા મૂઢધિયા હૃદંતઃ;
કટાક્ષવક્ષોજગભિરનાભી—કટીતટીયાઃ સુદૃશાં વિલાસાઃ. ૧૩.

આવેલ દ્રષ્ટિમાર્ગમાં મૂકી મહાવીર આપને, મેં મૂઢધિએ હૃદયમાં ધ્યાયા મદનના ચાપને; નેત્રબાણો ને પયોધર નાભી ને સુંદર કટી, શણગાર સુંદરીઓ તણા છટકેલ થઇ જોયા અતિ.

લોલેક્ષણાવક્ત્રનિરીક્ષણેન, યો માનસે રાગલવો વિલગ્નઃ;
ન શુદ્ધ સિદ્ધાંતપયોધિમધ્યે, ધૌતોઽપ્યગાત્તારક! કારણં કિમ્. ૧૪.

મૃગનયની સમ નારીતણા મુખચંદ્ર નીરખવા વતી, મુજમન વિષે જે રંગ લાગ્યો અલ્પપણ ગૂઢો અતિ; શ્રુતરુપ સમુદ્રમાં ધોયા છતાં જાતો નથી, તેનું કહો કારણ તમે બચું કેમ હું આ પાપથી?

અંગં ન ચંગં ન ગુણો ગુણાનાં, ન નિર્મલઃ કોઽપિ કલાવિલાસઃ;
સ્ફુરત્પ્રભા ન પ્રભુતા ચ કાઽપિ, તથાઽપ્યહંકારકદર્થિતોઽહં. ૧૫.

સંસારનાં દુઃખોતણાં; વીતરાગ વલ્લભવિશ્વના તુજ પાસ અરજી ઉચ્ચરૂં, જાણો છતાં પણ કહી અને આ હૃદય હું ખાલી કરું.

કિં બાલલીલાકલિતો ન બાલઃ પિત્રોઃ પુરો જલ્પતિ નિર્વિકલ્પઃ;
તથા યથાર્થં કથયામિ નાથ!, નિજાશયં સાનુશયસ્તવાગ્રે. ૩.

શું બાળકો માબાપ પાસે બાળ ક્રીડા નવ કરે ? ને મુખમાંથી જેમ આવે તેમ શું નવ ઉચ્ચરે ? તેમજ તમારી પાસ તારક આજ ભોળા ભાવથી, જેવું બન્યું તેવું કહું તેમાં કશુ ખોટું નથી.

દત્તં ન દાનં પરિશીલિતં ચ, ન શાલિ શીલં ન તપોભિતડપ્તં;
શુભો ન ભાવોઽપ્યભવદ્ભવેઽસ્મિ , વિભો ! મયા ભ્રાંતમહો મુધૈવ. ૪.

મેં દાન તો દીધું નહિ ને શીયળ પણ પાળ્યું નહિ, તપથી દમી કાયા નહિ શુભ ભાવ પણ ભાવ્યો નહિ; એ ચાર ભેદે ધર્મમાંથી કાંઈ પણ પ્રભુ નવ કર્યું, મ્હારૂં ભ્રમણ ભવ સાગરે નિષ્ફળ ગયું નિષ્ફળ ગયું.

દગ્ધોઽગ્નિના ક્રોધમયેન દષ્ટો, દુષ્ટેન લોભાખ્યમહોરગેણ,
ગ્રસ્તોઽભિમાનાજગરેણ માયાજાલેન બધ્ધોઽસ્મિ કથં ભજે ત્વામ્. ૫.

હું ક્રોધઅગ્નિથી બળ્યો વળી લોભ સર્પ ડશ્યો મને, ગળ્યો માનરૂપી અજગરે હું કેમ કરી ધ્યાવું તને ? મન મારું માયાજાળમાં મોહન ! મહા મુંઝાય છે, ચડી ચાર ચોરો હાથમાં ચેતન ઘણો ચગદાય છે.

કૃતં મયાઽમુત્ર હિતં ન ચેહલોકેઽપિ લોકેશ ! સુખં ન મેઽભૂત;
અસ્માદશાં કેવલમેવ જન્મ, જિનેશ ! જજ્ઞે ભવપૂરણાય. ૬.

મેં પરભવે કે આ ભવે પણ હિત કાંઇ કર્યું નહિ, તેથી કરી સંસારમાં સુખ અલ્પ પણ પામ્યો નહિ; જન્મો અમારા જિનજી ! ભવ પૂર્ણ કરવાને થયા, આવેલ બાજી હાથમાં અજ્ઞાનથી હારી ગયા.

મન્યે મનો યન્ન મનોજ્ઞવૃત્ત ! ત્વદાસ્યપીયુષમયૂખલાભાત;
દ્રુતં મહાનંદરસં કઠોર–મસ્માદશાં દેવ તદશ્મતોઽપિ, ૭.

અમૃત ઝરે તુજ મુખરૂપી ચંદ્રથી તો પણ પ્રભુ, ભિંજાય નહિ મુજ મન અરેરે ? શું કરૂં હું તો વિભુ; પત્થરથકી પણ કઠણ મારૂં મન ખરે ક્યાંથી દ્રવે, મરકટ સમા આ મન થકી હું તો પ્રભુ હાર્યો હવે.

ત્વત્તઃ સુદુષ્પ્રાપ્યમિદં મયાપ્તં, રત્નત્રયં ભૂરીભવભ્રમેણ;
પ્રમાદ નિદ્રાવશતો ગતં તત, કસ્યાગ્રતો નાયક ! પુત્કરોમિ, ૮.

ભમતાં મહા ભવસાગરે પામ્યો પસાયે આપના, જે જ્ઞાન દર્શન ચરણરૂપી રત્નત્રય દુષ્કર ઘણાં; તે પણ ગયા પરમાદના વશથી પ્રભુ કહું છું ખરું, કોની કને ફિરતાર આ પોકાર હું જઈને કરૂં ?

વૈરાગ્યરંગો ન ગુરૂદિતેષુ, ન દુર્જનાનાં વચનેષુ શાંતિઃ;

નાડધ્યાત્મલેશો મમ કોડપિ દેવ! તાર્યઃકથંકારમયં ભવાબ્ધિઃ ૨૨.

ગુરુવાણીમાં વૈરાગ્ય કેરો રંગ લાગ્યો નહિ અને, દુર્જન તણા વાક્યો મહીં શાંતિ મળે ક્યાંથી મને; તરૂં કેમ હું સંસાર આ આધ્યાત્મ તો છે નહિ જરી, તુટેલ તળીયાનો ઘડો જળથી ભરાયે કેમ કરી?

પૂર્વે ભવેડકારિ મયા ન પુણ્ય–માગામિ જન્મન્યપિ નો કરિષ્યે;

યદીદશોડહં મમ તેન નષ્ટા, ભૂતોદ્ભવદ્ભાવિ ભવત્રયીશ!. ૨૩.

મેં પરભવે નથી પુન્ય કીધું ને નથી કરતો હજી, તો આવતા ભવમાં કહો ક્યાંથી થશે હે નાથજી; ભૂત ભાવી ને સાંપ્રત ત્રણે ભવ નાથ હું હારી ગયો, સ્વામી ત્રિશંકુ જેમ હું આકાશમાં લટકી રહ્યો.

કિં વા મુધાડહં બહુધા સુધાભુક્પૂજ્ય ! ત્વદગ્રે ચરિતં સ્વકીયં;

જલ્પામિ યસ્માત્ ત્રિજગત્સ્વરૂપ–નિરૂપકસ્ત્વં કિયદેતદત્ર. ૨૪.

અથવા નકામું આપ પાસે નાથ શું બકવું ઘણું? દેવતાના પૂજ્ય! આ ચરિત્ર મુજ પોતા તણું; જાણો સ્વરુપ ત્રણ લોકનું તો માહરૂં શું માત્ર આ, જ્યાં ક્રોડનો હિસાબ નહિં ત્યાં પાઈની તો વાત ક્યાં?

દીનોદ્ધારધુરં ધરસ્ત્વદપરો નાસ્તે મદન્યઃ કૃપા, પાત્રં નાત્ર જને જિનેશ્વર તથા-પ્યેતાં ન યાચે શ્રિયમ્; કિં ત્વર્હન્નિદમેવ કેવલ મહો, સદ્બોધિરત્નં શિવં,

શ્રીરત્નાકર! મંગલૈક નિલય! શ્રેયસ્કરં પ્રાર્થયે ૨૫.

ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો ઉદ્ધારનારો પ્રભુ! મ્હારાથી નહિ અન્ય પાત્ર જગમાં જોતાં જડે હે વિભુ; મુક્તિ મંગલસ્થાન તોય મુજને ઈચ્છા ન લક્ષ્મીતણી, આપો સમ્યગ્રત્ન શ્યામજીવને તો તૃપ્તિ થાયે ઘણી. ૨૫.

## ૧૧. જીવાનુશાસ્તિ કુલક

રે જીવ! કિં ન બુજ્ઝસિ?, ચઉગઇસંસારસાયરે ઘોરે,

ભમિઓ અણંતકાલં અરહટ્ટઘડિવ્વ જલમજ્ઝે ૧.

અર્થઃ હે જીવ! ચારગતિરુપ ભયંકર સંસાર સમુદ્રમાં, પાણીમાં રેંટના ઘડીઓની પેઠે અંતકાળ સુધી તું ભમ્યો (છતાં) કેમ બોધ પામતો નથી? ૧.

રે જીવ! ચિંતસિ તુમં, નિમિત્તમિતં પરો હવઇ તુજ્ઝ;

અસુહપરિણામજણિયં, ફલમેયં પુવ્વકમ્માણં. ૨.

અર્થઃ–હે જીવ! બીજો તો તને નિમિત્તમાત્રજ છે, અને આ (બધું) અશુભ પરિણામથી ઉત્પન્ન થયેલું, પૂર્વકર્મનું ફલ છે. તે તું ચિંતવે છે? ૨.

રે જીવ! કમ્મભરિઅં, ઉવએસં કુણસિ મૂઢ! વિવરીઅં;

દુગ્ગઇગમણમણાણં, એસચ્ચિયં હોઇ પરણામો. ૩.

સુંદર નથી આ શરીર કે સમુદાય ગુણ તણો નથી, ઉત્તમ વિલાસ કળાતણો દેદિપ્યમાન પ્રભા નથી; પ્રભુતા નથી તો પણ પ્રભુ અભિમાનથી અક્કડ ફરૂ, ચોપાટ ચાર ગતિતણી સંસારમાં ખેલ્યા કરૂં.

આયુર્ગલત્યાશુ ન પાપ બુદ્ધિ-ર્ગતં વયો નો વિષયાભિલાષ:;
યત્નશ્ચભૈષજ્યવિધૌ ન ધર્મે, સ્વામિન્મહામોહ વિડંબનામે. ૧૬.

આયુષ્ય ઘટતું જાય તો પણ પાપબુદ્ધિ નવ ઘટે, આશા જીવનની જાય પણ વિષયાભિલાષા નવ મટે; ઔષધ વિષે કરૂં યત્ન પણ હું ધર્મને તો નવ ગણું, બની મોહમાં મસ્તાન હું પાયા વિનાના ઘર ચણું.

નાઽત્મા ન પુણ્યં ન ભવો ન પાપં, મયા વિટાનાં કટુગીરપીયમ્;
અધારિ કર્ણે ત્વયિ કેવલાર્કે, પરિસ્ફુટે સત્યપિ દેવ ધિઙ્માં. ૧૭.

આત્મા નથી પરભવ નથી વળી પુણ્ય પાપ કશું નથી, મિથ્યાત્વીની કટુ વાણી મેં ધરી કાન પીધી સ્વાદથી; રવિ સમ હતા જ્ઞાને કરી પ્રભુ આપશ્રી તોપણ અરે, દીવો લઇ કુવે પડયો ધિક્કાર છે મુજને ખરે.

ન દેવપૂજા ન ચ પાત્રપૂજા, ન શ્રાદ્ધધર્મશ્ચ ન સાધુધર્મ:;
લબ્ધ્વાઽપિ માનુષ્યમિદં સમસ્તં, કૃતં મય ઽરણ્યવિલાપતુલ્યં. ૧૮.

મેં ચિત્તથી નહિ દેવની કે પાત્રની પૂજા ચહી, ને શ્રાવકો કે સાધુઓનો ધર્મ પણ પાળ્યો નહિ; પામ્યો પ્રભુ નરભવ છતાં રણમાં રડયા જેવું થયું, ધોબીતણા કુત્તા સમું મમ જીવન સહુ એળે ગયું.

ચક્રે મયા સત્સ્વપિ કામધેનુ-કલ્પદ્રુચિંતામણિષુ સ્પૃહાર્તિ:
ન જૈનધર્મે સ્ફુટશર્મદેઽપિ, જિનેશ! મે પશ્ય વિમૂઢભાવમ્. ૧૯.

હું કામધેનું કલ્પતરૂ ચિંતામણિના પ્યારમાં, ખોટાં છતાં ઝંખ્યો ઘણું બની લુબ્ધ આ સંસારમાં; જે પ્રગટ સુખ દેનાર ત્હારો ધર્મ તે સેવ્યો નહિ, મુજ મૂર્ખ ભાવોનો નિહાળી નાથ! કર કરૂણા કંઇ

સદ્ભોગલીલા ન ચ રોગકીલા, ધનાગમો નો નિધનાગમશ્ચ,
દારા ન કારા નરકસ્ય ચિત્તે, વ્યચિંતિ નિત્યં મયકાઽધમેન. ૨૦.

મેં ભોગ સારા ચિંતવ્યા તે રોગ સમ ચિંત્યા નહિ, આગમન ઇચ્છયું ધનતણું પણ મૃત્યુને પ્રીછયું નહિ; નહિ ચિંતવ્યું મેં નર્કકારાગૃહ સમી છે નારીઓ, મધુબિંદુની આશા મહીં ભયમાત્ર હું ભૂલી ગયો.

સ્થિતં ન સાધોર્હૃદિ સાધુવૃત્તાત્, પરોપકારાન્ન યશોઽર્જિતં ચ:
કૃતં ન તીર્થોદ્ધરણાદિકૃત્યં, મયા મુધા હારિતમેવ જન્મ. ૨૧.

હું શુદ્ધ આચારોવડે સાધુ હૃદયમાં નવ રહ્યો, કરી કામ પરઉપકારના યશ પણ ઉપાર્જન નવ કર્યો; વળી તીર્થનાં ઉદ્ધાર આદિ કોઇ કાર્યો નવ કર્યાં, ફોગટ અરે આ લક્ષ ચોરાશી તણા ફેરા ફર્યા.

જીવં મરણેણ સમં, ઉપ્પજ્જઈ જુવ્વણ સહ જરાએ;
રિદ્ધી વિણાસસહિઆ, હરિસ વિસાઓ ન કાયવ્વો ૧૧.

અર્થ—જીવિત મરણની સાથે, યૌવન જરા સાથે અને ઋદ્ધિઓ વિનાશ સાથે ઉત્પન્ન થાય છે, (તેથી) હર્ષ કે વિષાદ ન કરવો. ૧૧.

## ૧૨. પુણ્ય કુલક.

સંપુન્નઇંદિયત્તં, માણુસત્તં ચ આરિયં ખિત્તં;
જાઇકુલજિણધમ્મો, લબ્ભંતિ પભૂયપુણ્ણેહિં. ૧.

અર્થ:—સંપૂર્ણ ઇંદ્રિયપણું કંઇ પણ ખોડ ખાંપણ વગરની સઘળી (પાંચે) ઇન્દ્રિયોની પ્રાપ્તિ, મનુષ્યપણું, આર્યક્ષેત્રમાં અવતાર, ઉત્તમ જાતિ, ઉત્તમ કુળ અને વીતરાગ ભાષિત જૈન ધર્મ એ સઘળાં વાનાં પ્રભુત (પુષ્કળ) પુન્યથી પ્રાપ્ત થઇ શકે. છે. ૧.

જિણચરણકમલસેવા, સુગુરુપાયપજ્જુવાસણં ચેવ;
સજ્ઝાયવાયવડત્તં. લબ્ભંતિ પભૂયપુણ્ણેહિં. ૨.

અર્થ:-જિન અરિહંતના ચરણકમળની સેવા-ભક્તિ, અને સદ્ગુરુના ચરણની પર્યુપાસના, સજ્ઝાય ધ્યાન તથા ધર્મવાદમાં વડાપણું-પરાભવ નહિ પામવાપણું એ સઘળાં વાનાં પ્રભૂત પુન્ય યોગે પ્રાપ્ત થઈ શકે છે. ૨.

સુધ્ધો બોહો સુગુરુહિં, સંગમો ઉવસમં દયાલુત્તં;
દક્ખિન્નં કરણં જં; લબ્ભંતિ પભૂયપુણ્ણેહિં. ૩.

અર્થ:-શુદ્ધબોધી બીજ રૂપ સમકિતરત્નનું પામવું, સુગુરુનો સમાગમ, ઉપસમ ભાવ-શમતા, દયાળુપણું, અને દાક્ષિણ્યતા ગુણનું પાલન એ બધાં વાનાં પ્રભૂત પુન્યયોગે પ્રાપ્ત થાય છે. ૩.

સમમ્ત નિચ્ચલત્તં, વયાણ પરિપાલણં અમાયત્તં;
પઢણં ગુણણં વિણઓ, લબ્ભંતિ પભૂયપુણ્ણેહિં. ૪.

અર્થ:-સમ્યક્ત્વ (સમક્તિ) માં નિશ્ચળતા વ્રતોનું (અથવા બોલેલા વચનોનું) પરિપાલન નિર્માયીપણું, ભણવું, ગણવું અને વિનય એ બધાં વાનાં મહાપુન્ય યોગે પ્રાપ્ત થઈ શકે છે. ૪.

ઉસ્સગ્ગે અવવાએ, નિચ્છયવવહારંમિ નિઉણત્તં;
મણવયણકાયસુદ્ધી, લબ્ભંતિ પભૂયપુણ્ણેહિં. ૫.

અર્થ:-ઉત્સર્ગ-વિધિમાર્ગ અને અપવાદ-નિષેધમાર્ગ તેમાં તથા નિશ્ચય સાધ્યમાર્ગ અને વ્યવહાર સાધનમાર્ગ તેમાં નિપુણપણું, તેમજ મન વચન કાયાની શુદ્ધિ, પવિત્રતા, નિર્દોષતા, નિષ્કલંકતા એ બધાં વાનાં પ્રભૂત પુન્યનાયોગે પ્રાણીને પ્રાપ્ત થઇ શકે છે. ૫.

અવિયારં તારુણ્ણં, જિણાણ રાઓ પરોવયરાત્તં;
નિક્કંપયા ય ઝાણે લબ્ભંત પભૂયપુણ્ણેહિં. ૬.

અર્થ:-હે મૂઢ જીવ! કર્મથી ભરેલો વિપરિત ઉપદેશ તું કરે છે, દુર્ગતિમાં જવાજ ઇચ્છાવાળાના મનમાં આજ પરિણામ હોય છે.

રે જીવ! તુમં સીસે, સવણા દાઉણ સુણસુ મહવયણું;
જં સુખ્ખં નહુ પાવિસિ, તા ધમ્મવિવજ્જિઓ નૂણં. ૪.

અર્થ:-હે શિષ્ય જીવ! તું કાન દઇને મારૂં વચન સાંભળ. તું સુખ પામતોજ નથી માટે ખરેખર ધર્મ રહિતજ છે. ૪.

રે જીવ! મા વિસાયં જાહિ તુમં પિચ્છિઉણ પરરિદ્ધી;
ધમ્મરહિયાણ કત્તો, સંપજ્જઇ? વિવિહસંપત્તી. ૫.

અર્થ:-હે જીવ! બીજાની ઋદ્ધિ જોઇને તું વિષાદ પામ નહિ. ધર્મ વિનાના જીવને વિવિધ પ્રકારની સંપત્તિઓ ક્યાંથી પ્રાપ્ત થાય? ૫.

રે જીવ! કિં ન પિચ્છસિ?, ઝિજ્ઝંતં જુવ્વણં ધણં જીઅં;
તહવિહુ સિગ્ઘં ન કુણસિ, અપ્પહિયં પવરજિણધમ્મં. ૬.

અર્થ:-હે જીવ! યૌવન, ધન, અને જીવિતને નાશ પામતાં શું તું નથી જોતો? તો પણ આત્મહિતકારી શ્રેષ્ઠ જિનધર્મ ખરેખર તું નથી કરતો (નથી આદરતો). ૬.

રે જીવ! માણવજ્જિઅ, સાહસપરિહીણ દીણ ગયલજ્જ!;
અચ્છસિ? કિં વિસત્થો, નહુ ધમ્મે આયરં કુણસિ?. ૭.

અર્થ:-હે માન વિનાના સાહસ રહિત, ગરીબડા નિર્લજ જીવ! વિશ્વાસવાળો થઇને કેમ બેઠો છે? તું ધર્મમાં બિલકુલ આદર કરતોજ નથી. ૭.

રે જીવ! મણુયજમ્મં, અકયત્થં જુવ્વણં ચ વોલીણં;
ન ય ચિન્નં ઉગ્ગતવં, ન ય લચ્છી માણિયા પવરા. ૮.

અર્થ:-હે જીવ! નિષ્ફલ મનુષ્ય જન્મ, અને યૌવન વ્યતીત થયાં, ઉગ્ર તપ પણ ન આચર્યું અને ઉત્તમ પ્રકારની લક્ષ્મી પણ ન મેળવી. ૮.

રે જીવ! કિં ન કાલો, તુજ્ઝ ગઓ? પરમુહ નીયંતસ્સ;
જં ઇચ્છિઅં ન પત્તં, તં અસિધારાવયં ચરસુ. ૯.

અર્થ—હે જીવ! બીજાના મોઢા સામું (જોઇને બેસી રહેતાં) જોતાં તારો વખત (નકામો) નથી ગયો? જે તને ઇચ્છિત હતું તે તો ન મળ્યું માટે ખડ્ગધારા સરખું વ્રત આદર. ૯.

ઇય મા મુણસુ મણેણં, તુજ્ઝ સિરી જા પરસ્સ આયત્તા;
તા આયરેણ ગિન્હસુ, સંગોવય વિવિહ પયત્તેણં. ૧૦.

અર્થ—તારી લક્ષ્મી પારકાને તાબે છે એમ તું મનથી ન માન, માટે આદરપૂર્વક તેને (વ્રતને) ગ્રહણ કર અને વિવિધ પ્રયત્નવડે તેનું રક્ષણ કર. ૧૦.

તાયત્તીસસુરત્તં, પરમાહમ્મિય જુયલમણુઅત્તં;
સંભિન્નસોય તહ પુ–વ્વધરાહારયપુલાયત્તં. ૩.

અર્થ:–ત્રાયત્રિંશક દેવપણું, પંદર જાતિના પરમાધામીપણું, યુગલિયા મનુષ્યપણું, વળી સંભિન્ન શ્રોત લબ્ધિ, પૂર્વધર લબ્ધિ, આહારકલબ્ધિ, અને પુલાકલબ્ધિપણું પણ ન પામે. ૩.

મઇનાણાઇસુલદ્ધી, સુપત્તદાણં સમાહિમરણત્તં;
ચારણદુગમહુસપ્પિય, ખીરાસવખીણઠાણત્તં. ૪.

અર્થ:–મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાનાદિકની લબ્ધિ, સુપાત્રદાન, સમાધિમરણ, વિદ્યાચારણ અને જંઘાચારણની લબ્ધિ, મધુસર્પિ લબ્ધિ, ક્ષિરાશ્રવલબ્ધિ, અક્ષિણમાણસી લબ્ધિ પણ ન પામે.૪.

તિત્થયર તિત્થપડિમા; તણુપરિભોગાઇ કારણેવિ પુણો;
પુઢવાઇય ભાવંમિવિ અભવ્વજીવેહિં નો પ-તં. ૫.

અર્થ:—તીર્થંકર તથા તીર્થંકરની પ્રતિમાના શરીરના પરિભોગાદિ કારણમાં પણ અભવ્ય જીવો પૃથ્વીકાયના ભાવોને ન પામે. ૫.

ચઉદસે રયણતંપિ, પત્તં ન પુણો વિમાણસામિત્ત;
સમ્મત્તનાણસંયમ–તવાઇ ભાવાં ન ભાવદુગે ૬.

અર્થ:—ચૌદ રત્નપણું અને વળી વિમાનનું સ્વામીપણું ન પામે. વળી સમ્યકત્વ જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને તપાદિ બાહ્યાભ્યંતર એ બે ભાવ પણ ન પામે ૬.

અણુભવજુત્તા ભત્તી, જિણાણ સાહમ્મિયાણ વચ્છલ્લં;
નય સાહેઇ અભવ્વો, સંવિગ્ગત્તં સુક્કપખ્ખં. ૭.

અર્થ:—અભવ્ય જીવ અનુભવ યુક્ત ભક્તિ, જિનેશ્વરની આજ્ઞા પ્રમાણે સાધર્મીની સેવા ભક્તિ, સંસારથી વૈરાગ્યપણું તેમજ શુકલપક્ષ ન પામે. ૭.

જિણજણયજણણિજાયા; જિણ જખ્ખા જખ્ખિણી જુગપ્પહાણા;
આયરિયપયાઇ દસગં, પરિમત્થ ગુણઢ્ઢમપ્પત્તં. ૮.

અર્થ:—જિનેશ્વરના માતા, પિતા, સ્ત્રી, જક્ષ, જક્ષણી અને યુગપ્રધાન પણ ન થાય. વળી આચાર્યાદિ દશ પદનો વિનય તેમજ પરમાર્થથી અધિક ગુણવંતપણું ન પામે ૮.

અણુબંધહેઉસરૂવા. તત્થ અહિંસા તિહા જિણદિટ્ઠા;
દવ્વેણ ય ભાવેણ ય, દુહાવિ તેસિં ન સંપત્તા. ૯.

અર્થ:–વળી અભવ્યજીવ અનુબંધ હેતુ અને સ્વરૂપ એવી ત્રણ પ્રકારે શ્રી જિનેશ્વરે કહેલી અહિંસા દ્રવ્ય અને ભાવ એવા બે ભેદથી ન પામે. ૯.

## ૧૪. ભાવકુલક.

કમઠાસુરેણ રઇયંમિ, ભીસણે પલયતુલ્લજલબોલે;
ભાવેણ કેવલલચ્છિં, વિવાહિઓ જયઉ પાસજિણો. ૧.

અર્થ:-નિર્વિકાર વિકાર વગરનું યૌવન, જિન શાસન ઉપર ચોળમજીઠ જેવો રાગ, પરોપકારીપણું અને ધ્યાનમાં નિશ્ચલતા એ બધાં વાનાં મહાપુન્ય યોગે પ્રાપ્ત થઈ શકે છે. ૬.

પરનિંદાપરિહારો, અપ્પસંસા અત્તણો ગુણાણં ચ;
સંવેગો નિવ્વેઓ, લબ્ભંતિ પભૂયપુણ્ણેહિં ૭.

અર્થ:-પરનિંદાનો ત્યાગ અને આપણા ગુણોની શ્લાઘા પ્રશંસાથી દૂર રહેવું. તેમજ સંવેગ મોક્ષાભિલાષ અને નિર્વેદભવ વૈરાગ્ય એ બધાં વાનાં પ્રભૂત પુન્ય યોગે પ્રાપ્ત થાય છે. ૭.

નિમ્મલસીલબ્ભાસો દાણુલ્લાસો વિવેગસંવાસો:
ચઉગઇદુહસંતાસો, લબ્ભંતિ પભૂયપુણ્ણેહિં. ૮.

અર્થ-નિર્મળ શુદ્ધ શીલનો અભ્યાસ, સુપાત્રાદિક દાન દેતાં ઉલ્લાસ, હિતાહિત સંબંધી વિવેક સહિતપણું અને ચાર ગતિનાં દુઃખથકી સંપૂર્ણ ત્રાસ, એ બધા વાનાં મહા પુન્યના યોગે પ્રાપ્ત થાય છે. ૮.

દુક્કડગરિહા સુકડા-ણુમોયણં પાયચ્છિત્તતવચરણં;
સુહઝાણ નમુક્કારો, લબ્ભંતિ પભયપુણ્ણેહિ. ૯.

અર્થ:—કરેલાં પાપ કૃત્યની આલોચના નિંદા, સારાં કૃત્યો કર્યાં હોય તેની અનુમોદના, કરેલાં પાપનો છેદ કરવા માટે ગુરુ મહારાજે બતાવેલા તપનું કરવું-આચરવું, શુભ ધ્યાન ધરવુ અને નવકાર મહામંત્રનો જાપ કરવો, એ સઘળાં વાનાં મહા પુન્ય યોગે પ્રાપ્ત થઈ શકે છે. ૯.

ઇય ગુણમણિભંડારો, સામગ્ગી પાવિઊણ જેણ કઓ;
વિચ્છિન્નમોહપાસા, લહંતિ તે સાસયં સુખ્ખં. ૧૦.

અર્થ:—આ ઉપર બતાવ્યા મુજબ ગુણમણિ રત્નના ભંડાર જેવાં સુકૃત્યો, સઘળી રૂડી સામગ્રી પ્રાપ્ત કરીને જે મહાનુભાવો કરે છે-આચરે છે તે પુણ્યાત્માઓ સઘળા મોહપાસથી સર્વથા મુક્ત થઇને શાશ્વત સુખરુપ મોક્ષ પદને પામે છે. ૧૦.

## ૧૩. અભવ્ય કુલક.

જહ અભવિઅ જીવેહિં, ન ફાસિયા એવમાઇયા ભાવા;
ઇંદત્તમણુત્તરસુર-સિલાયનરનારયત્તં ચ. ૧.

અર્થ:—અભવ્ય જીવોએ આ હવે પછી કહેવામાં આવશે તે ભાવો સ્પર્શ્યા નથી. તે ઇંદ્રપણું, અનુત્તરવાસી દેવપણું ત્રેસઠ શલાકા પુરૂષપણું અને નવ નારદપણું. ૧.

કેવલગણહરહત્થે, પવ્વજ્જા તિત્થવચ્છરં દાણં;
પવયણસુરી સુરત્તં, લોગંતિય દેવસામિત્તં. ૨.

અર્થ:—વળી કેવલી તથા ગણધરને હાથે દિક્ષા, તિર્થંકરનું વાર્ષિકદાન, પ્રવચનની અધિષ્ટાયક દેવી તથા દેવપણું, લોકાંતિક અને દેવપતિપણું ન પામે ૨.

પૂવ્વભવસૂરિવિરઇઅ–નાણાસાયણપભા વહુમ્મેહો;
નિયનામં ઝાયંતો માસતુસો કેવલી જાઓ. ૯.

અર્થ:-પૂર્વ ભવે આચાર્યપણે કરેલી જ્ઞાનની આશાતનાના પ્રભાવથી બુદ્ધિહીન થયેલા માસતુસ' મુનિ નિજ' નામને ધ્યાતા છતાં (કોઇની ઉપર રાગ કે રીસ ન કરવારૂપ ગુરૂ મહારાજાએ બતાવેલા પરમાર્થ સામે દ્રષ્ટિ રાખી રહેતાં) ઘાતિ કર્મનો ક્ષય કરી (શુદ્ધ નિર્મળ ભાવથી) કેવળજ્ઞાન પામ્યા. ૯.

હુથ્થંમિ સમારૂઢા, રિદ્ધિં દટ્ઠૂણ ઉસભસામિસ્સ;
તખ્ખણ સુહઝાણેણં, મરૂદેવી સામિણી સિદ્ધા ૧૦.

અર્થ:-હાથીના સ્કંધ ઉપર આરુઢ થયેલા મરુદેવીમાતા ઋષભદેવ સ્વામિની ઋદ્ધિ દેખીને તત્કાળ શુભ ધ્યાનથી અંતકૃત્ કેવળી થઈ મોક્ષપદ પામ્યા ૧૦.

પાડજાગરમાણીએ, જંઘાબલખીણમણિઆપુત્તં;
સંપત્તકેવલાએ, નમો નમો પુપ્ફચૂલાએ. ૧૧.

અર્થ:—જ ઘાબળ જેનું ક્ષીણ થયું છે એવા અર્ણિકાપુત્ર આચાર્યની સેવા (ઉચિત વેયાવચ્ચ) કરતાં જેને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું તે પુષ્પચુલા સાધ્વીને પુનઃ પુનઃ નમસ્કાર હો। ૧૧.

પન્નરસયતાવસાણં, ગોઅમનામેણ દિન્નદિખ્ખાણં;
ઉપ્પન્નકેવલાણં, સુહભાવાણં નમો તાણં. ૧૨.

અર્થ:—ગૌતમસ્વામીએ જેમને દીક્ષા દીધી છે. અને શુભ ભાવવડે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે એવા પંદરસો તાપસોને નમસ્કાર હો. ૧૨

જીવસ્સ સરીરાઓ, ભેઅં નાઉં સમાહિપત્તાણં;
ઉપ્પાડિઅનાણાણં, ખંદગ સીસાણ તેસિં નમો ૧૩.

અર્થ:—પાપી પાલકવડે યંત્રમાં પીલાતા છતા જીવને શરીરથી જુદો જાણીને સમાધિ પ્રાપ્ત થયેલા જેમને કેવળજ્ઞાન પેદા થયું છે તે સ્કંદકસૂરિના સઘળા શિષ્યોને નમસ્કાર હો. ૧૩.

સિરિવદ્ધમાણપાએ, પૂઅથ્થી સિંદુવારકુસુમેહિં;
ભાવેણં સુરલોએ, દુગ્ગઇનારી સુહં પત્તા. ૧૪.

અર્થ:—શ્રી વર્ધમાન સ્વામીનાં ચરણને સિંધુવારના ફૂલથી પૂજવાને ઇચ્છતી દુર્ગતા નારી શુભ ભાવવડે કાળ કરીને દેવગતિમાં ઉપજીને સુખી થઇ ૧૪

ભાવેણ ભુવણનાહં, વંદેઉ દદ્દુરોવિ સંચલિઓ;
મરિઊણ અંતરાલે નિયનામંકો સુરો જાઓ. ૧૫.

અર્થ:—એક દેડકો પણ ભાવથી ભુવનગુરૂ શ્રી વર્ધમાનસ્વામીને વાંદવા ચાલ્યો ત્યાં માગમાં ઘોડાની ખરી નીચે કચડાઈ મરણ પામીને નિજ નામથીજ દર્દુરાંક્તિ નામે દેવતા થયો. ૧૫.

અર્થ:-કમઠાસુરે રચેલા ભારે ભયંકર પ્રલયકાળના જેવા જળ ઉપદ્રવ કાળે સમભાવને ધારણ કરવાવડે જે કેવળ જ્ઞાન લક્ષ્મીને વર્યા તે શ્રી પાર્શ્વપ્રભુ જયવંતા વર્તો! ૧.

નિચ્ચુન્નો તંબોલો, પાસેણ વિણા ન હોઇ જહ રંગો;
તહ દાણસીલતવ ભાવણાઓ અહલાઓ ભાવવિણા ૨.

અર્થ:-જેમ (કાથા) ચુના વગરનું તાંબુલ (નાગરવેલી પાન) અને પાસ વગરનું વસ્ત્ર ઠીક રંગાતું નથી, તેમ ભાવ વગર દાન શીલ તપ અને ભાવનાઓ પણ ફળદાયી નહિ થતાં-અફળ થાય છે. ૨.

મણિમંત ઓસહીણં, જંતંતાણ દેવયાણં પિ;
ભાવેણ વિણાં સિદ્ધિ, ન હુ દીસઇ કસ્સ વિ લોએ ૩

અર્થ:-મણિ, મંત્ર, ઔષધી તેમજ જંત્ર, તંત્ર અને દેવતાની પણ સાધના દુનીયામાં કોઇને ભાવ વગર સફળ થતી નથી. ભાવ યોગેજ તે તે વસ્તુઓની સિદ્ધ થતી દેખાય છે. ૩.

સુહભાવણાવસેણં, પસન્નચંદો મુહુત્તમિત્તેણં;
ખવિઊણ કમ્મગંઠિં, સંપત્તો કેવલં નાણં. ૪.

અર્થ:-શુભ ભાવના યોગે પસન્નચંદ્ર [રાજર્ષિ] બે ઘડી માત્રમાં રાગદ્વેષમય કર્મની ગુંફીલ ગ્રંથી ગાંઠને ભેદી નાખી કેવળજ્ઞાન પામ્યા. ૪

સુસ્સસંતી પાએ, ગુરુણીણં ગરહિઊણ નિયદોસે;
ઉપ્પન્નદિવ્વનાણા, મિગાવઇ જયઉ સુહભાવા. ૫.

અર્થ:-નિજદોષ [અપરાધ] ની નિંદા, ગર્હા કરીને ગુરૂણીનાં ચરણની સેવા કરતાં જેણીને શુભ ભાવથી કેવળજ્ઞાન ઉપજ્યું તે મૃગાવતી સાધ્વી જયવંતી વર્તો ૫.

ભયવં ઇલાઇપુત્તો, ગુરુંએ વંસંમિ જો સમારૂઢો;
દટ્ઠૂણ મુણિવરિંદં, સુહભાવઓ કેવલી જાઓ. ૬.

અર્થ:-મોટા વાંસ ઉપર નાચવા માટે ચઢયા છતાં કોઇ મહામુનિરાજને દેખી ભાવથી પૂજ્ય ઇલાચિપુત્રને કેવળજ્ઞાન પ્રગટ થયું, એ સદ્ભાવનોજ પ્રભાવ સમજવો. ૬.

કવિલો અ બંભણમુણી, અસોગવણિઆઇ મજ્ઝયારંમિ,
લાહાલ્લોહત્તિ પયં, પઢતો (ઝાયંતો) જાઓ જાઇસરો. ૭.

અર્થ:-કપિલ નામનો બ્રાહ્મણ મુનિ અશોકવાટિકામાં "જહા લાહો તહા લોહો; લાહા લોહો પવડ્ઢઇ" એ પદની વિચારણા કરતો શુભ ભાવથી જાતિસ્મરણ જ્ઞાન પામ્યો, ૭.

ખવગ નિમંતણપુવ્વં, વાસિઅભત્તેણ સુદ્ધભાવેણં;
ભુંજંતો વરનાણં, સંપન્નો કરગડૂત્તિ (કૂરગડૂઓ) ૮

અર્થ:-વાસિત ભાતવડે તપસ્વી સાધુઓને નિમંત્રણ કરવા પૂર્વક ભોજન કરતા શુદ્ધ ભાવથી કુરગડુમુનિ કેવળજ્ઞાન પામ્યા. ૮.

## ૧૫. શ્રી ગુરુપ્રદક્ષિણાકુલક (સદગુરુ પ્રશસ્તિ ગ્રંથ).

ગોયમ સુહમ્મ જંબુ પ્પભવો સિજ્જંભવાઇ આયરિઆ;
અન્નેવિ જુગપ્પહાણા, પઈ દિટ્ઠે સુગુરુ! તે દિટ્ઠા, ૧.

અર્થઃ-શ્રી ગૌતમ પ્રભુ, શ્રી સુધર્માસ્વામી મહારાજ, શ્રી જંબૂસ્વામી, શ્રી પ્રભવાસ્વામિ, તથા શ્રી સિજ્જંભવસૂરી મહારાજ આદિ અનેક અન્ય જુગ પ્રધાન ગુરૂમહાત્માઓને હે ગુરુજી સાહેબ, આપને દિઠે થકે મેં તે સર્વ સુગુરૂ ધર્માત્માઓને દીઠા માનુ છું. ૧.

અજ્જ કયત્થો જમ્મો, અજ્જ કયત્થં ચ જીવિયં મજ્ઝ;
જેહ તુહ દંસણામય-રસેણ સિત્તાઇં નયણાઇં. ૨.

અર્થઃ-આજ મ્હારો જન્મ કૃતાર્થ થયો, આજ મારો અવતાર સફળ થયો, કે આપ સદ્દગુરૂ ભગવાનના ઉત્તમ દર્શનમય સુધારસે કરીને મારાં નેત્રો પ્રફુલ્લિત થયાં, અર્થાત્ મારા નેત્રોની આજ ખરેખરી સફળતા થઇ. ૨.

સો દેસો તં નગરં, સો ગામો સો અ આસમો ધન્નો;
જત્થ પહુ! તુમ્હ પાયા; વિરહંતિ સયાવિ સુપસન્ના. ૩.

અર્થઃ-તે દેશને ધન્ય, તે નગરને ધન્ય, તે ગામને ધન્ય, અને તે આશ્રમને પણ ધન્ય, જ્યાં હે સ્વામિ, આપના મહા સુપ્રસન્ન પાવન ચરણ કમળો સદાકાળ વિચરે છે. ૩.

કુત્થા તે સુકયત્થા, જે કિઈકમ્મં કુણંતિ તુહ ચલણે;
વાણી બહુગુણખાણી, સુગુરુ ગુણા વણ્ણિઆ જીએ. ૪.

અર્થઃ-તે પુરૂષના હસ્તો સુકૃતાર્થે, ધન્ય કૃતપુન્ય જાણવા, કે જે હાથોએ સુગુરૂ મહારાજના ચરણ કમળની મહાવિનય પૂર્વક ભક્તિસહિત વંદના કરી, સેવા કરી, તથા તે પુરૂષની વાણી પણ મહા ગુણની ખાણી જાણવી, કે જે વાણીએ આપ સદ્દગુરૂ મહારાજના ગુણો ગાયા. ૪.

અવયરિયા સુરધેણુ, સંજયા. મહગિહે કણય વુટ્ઠી;
દારિદ્દં અજ્જ ગયં, દિટ્ઠે તુહ સુગુરૂ! મુહકમલે. ૫.

અર્થઃ-વળી હે સદ્દગુરૂ ભગવાન્, આપના મહા પાવન મુખારવિંદને દિઠે થકે આજ મારે ઘરે કામધેનૂ અવતરી, જાણે આજ મારે ઘેર સુવર્ણની વૃષ્ટિ થઇ, અને આજ મારું દારિદ્ર સર્વ નાશ પામ્યું, એવું થયું. ૫.

ચિંતામણિ સારિચ્છં, સમ્મત્તં પાવિયં મયે અજ્જ;
સંસારો દૂરિ કઓ. દિટ્ઠે તુહ સુગુરૂ! મુહકમલે. ૬.

અર્થઃ—વળી હે સ્વામિન્, આપનું પવિત્ર મુખ કમળ દીઠે થકે મને આજ ચિંતામણિ રત્ન સરખા સમ્યક્ત્વ ગુણની પ્રાપ્તિ થઇ, અને તેથીજ મારો આ દીર્ઘ ભયાનક સંસાર સમસ્ત દૂર થયો. ૬.

વિરયાવિરયસહોઅર, ઉદ્દગસ્સ ભરેણુ ભરિઅસરિઆએ;
ભણિયાએ સાવિયાએ, દિન્નો મગ્ગુત્તિ ભાવવસા. ૧૬.

અર્થ :—વિરત સાધુ અને અવિરત શ્રાવક (રાજા) જે બંને સગા ભાઈ હતા તેમને ઉદ્દેશીને આ સાધુ સદાય ઉપવાસી હોય અને આ શ્રાવક સદાય બ્રહ્મચારી હોય હોય તો હે નદી દેવી! માર્ગ આપજે. એમ ઉક્ત મુનિને વંદના કરવા જતાં અને પાછા વળતાં માર્ગમાં પાણીના પૂરથી ભરેલી નદીને સંબોધી તે શ્રાવિકા (રાણીએ) એ કહે છતે તેમના સાચા ભાવથી નદીએ તેમને તરતજ પેલે પાર જવા દેવા માટે માર્ગ કરી આપ્યો હતો ૧૬.

સિરિચંડરુદ્દગુરુણા, તાડિજ્જંતો વિ દંડઘાએણં;
તક્કાલં તસ્સીસો, સુહલેસો કેવલી જાઓ. ૧૭.

અર્થ :—શ્રી ચંડરૂદ્ર ગુરૂવડે દંડપ્રહારથી તાડન કરાતો એવો તેનો (શાન્ત) શિષ્ય શુભ લેશ્યાવંત છતો તત્કાલ કેવળજ્ઞાન પામ્યો. ૧૭.

જં ન હુ ભણિઓ બંધો, જીવસ્સ વહે વિ સમિઇગુત્તાણં;
ભાવો તત્થ પમાણં, ન પમાણં કાયવાવારો. ૧૮.

અર્થ :—સમિતિ ગુપ્તિવંત સાધુઓને કવચિત્ જીવનો વધ થઇ જાય છે તો પણ જે તેમને નિશ્ચે બંધ કહ્યો નથી તેથી તેમાં ભાવજ પ્રમાણ છે પણ કાયવ્યાપાર પ્રમાણ નથી. ૧૮.

ભાવચ્ચિય પરમત્થો, ભાવો ધમ્મસ્સ સાહગો ભણિઓ;
સમ્મત્તસ્સ વિ બીઅં, ભાવચ્ચિય બિંતિ જગગુરુણો. ૧૯.

અર્થ:—ભાવજ ખરો પરમાર્થ છે, ભાવજ ધર્મનો સાધક મેળવી આપનાર છે અને ભાવજ નિશ્ચયને ઉત્પન્ન કરી આપનાર છે; એમ ત્રિભુવન ગુરૂ શ્રી તીર્થંકરો કહે છે. ૧૯.

કિં બહુણા ભણિએણ?, તત્તં નિસુણેહ ભો! મહાસત્તા!
મુક્ખસુહબીયભૂઓ, જીવાણ સુહાવહો ભાવો. ૨૦.

અર્થ:—ઘણું ઘણું શું કહીએ? હે સત્વવંત મહાશયો! હું તમોને તત્વ નિચોડરૂપ વચન કહું છું તે તમે સાવધાનપણે સાંભળો—મોક્ષ સુખના બીજરૂપ જીવોને સુખકારી ભાવજ છે, અર્થાત્ સદ્ભાવ યોગેજ જીવો મોક્ષ સુખ મેળવી શકે છે. ૨૦.

ઇય દાણસીલતવભા—વણાઓ જો કુણઇ સત્તિભત્તિપરો;
દેવિંદવિંદમહિઅં, અઇરાસો લહઇ સિદ્ધિસુહં. ૨૧.

અર્થ:—આ દાન શીલ તપ અને ભાવનાઓને ભવ્યાત્મા શક્તિ અને ભક્તિના ઉલ્લાસ યોગે કરે છે તે મહાશય ઇંદ્રોના સમુહ વડે પૂજિત એવું અક્ષય મોક્ષ સુખ અલ્પકાળમાં મેળવી શકે છે.

આ કુલકમાં છેવટે ગ્રંથકારે પોતાનું દેવેન્દ્રસૂરી એવું નામ ગર્ભિતપણે સૂચવ્યું જણાય છે. ઉક્ત મહાશયનાં અતિહિતકાર વચનોને ખરા ભાવથી આદરવાં એ આપણું ખાસ કર્તવ્ય છે. ૨૧.

બહુયાં બહુયાં દિવસડાં, જઇ મઇ સુહગુરૂ દિઠું;
લોચન બે વિકસી રહ્યાં, હીઅડઇ અમિય પઇઠું. ૧૩.

અર્થ :—હે શાંત સુધારસ પદ્મદ્રહ સમાન સ્વામિ, તે દિવસને ધન્ય છે, તે દિન બહુમાનનીય મ્હારે છે, મારા તે વાસરો (દિવસો) સફળ છે, કે જેમાં આપ એકાંત નિઃસ્વાર્થ હિતકર સદ્ગુરૂ મહારાજનું અમૃતમય દર્શન હું પામ્યો, જે દર્શન દેખતાં મારાં બે નેત્રો મહાવિકસ્વરભાવને પામ્યાં, અને મારા અંતરંગ હૃદયને વિષે અમૃતનો પ્રવાહ વહન થવા લાગ્યો. ૧૩.

અહો ! તે નિજ્જિઓ કોહો, અહો માણો પરાજિઓ;
અહો તે નિરક્કિયા માયા, અહો લોહો વસીકઓ. ૧૪.

અર્થ:-અહો ઇતિ આશ્ચર્યે આપનો નિર્જિતક્રોધ, અર્થાત્, ઉપશમભાવ કેવો છે! અહો ઇતિ આશ્ચર્યે વળી આપે માનને પણ કેવો પરાજયને પમાડ્યો છે ! અર્થાત્, કેવા માનરહિત નમ્ર સુશીલ છો ! અહો ઇતિ આશ્ચર્યે આપનું માયારહિતપણું, સરળપણું કેવું છે ! અને અહો ઇતિ આશ્ચર્યે આપનું નિર્લોભીપણું અર્થાત્, લોભને કેવો વશવર્તી રાખ્યો છે!

અહો તે અંજવં સાહુ!, અહો તે સાહુ! મદ્દવં;
અહો તે ઉત્તમા ખંતી, અહો તે મુત્તિ ઉત્તમા. ૧૫.

અર્થ:-અહો ઇતિ આશ્ચર્યે આપની કેવી આર્જવતા એટલે સરળતા છે! અહો ઇતિ આશ્ચર્યે આપની મૃદુતા એટલે કોમળતા કેવી અદ્ભુત છે! અહો ઇતિ આશ્ચર્યે આપનો ઉત્તમ ક્ષમાગુણ કેવો છે! અહો ઇતિ આશ્ચર્યે આપનું અનુપમ નિર્વાંછકપણું અર્થાત્, નિર્લોભદશા, અપૂર્વ નિર્મમત્વ ભાવ! ૧૫.

ઇહંસિ ઉત્તમો ભંતે!, પચ્છા હોહિસિ ઉત્તમો;
લોગુત્તમુત્તમં ઠાણં, સિદ્ધિં ગચ્છસિ નીરઓ. ૧૬.

અર્થ:-વળી હે ભગવાન્, આપનો મનોરથ પણ કેવો ઉત્તમ છે! અને વળી હે સ્વામિ, આપની ઇચ્છા પણ કેવી નિર્દોષ, શ્રેષ્ઠ, પારમાર્થિક છે કે, અહો! લોકને વિષે સર્વોત્તમ સ્થાનક જે મોક્ષ, તે પ્રત્યે સદા ગમનશીલ છો, ઉત્તમ ચારિત્રાચરણ તે જેમનું, એવા હે જ્ઞાનદાતા સાહેબ ગુરૂજી, આપને ધન્ય છે. ૧૬.

આયરિય નમુક્કારો, જીવં મોએઇ ભવસહસ્સાઓ;
ભાવેણ કીરમાણો, હોઇ પુણો બોહિલાભાએ. ૧૭.

અર્થ:-આચાર્ય ભગવંતને કરેલો નમસ્કાર જીવને આ સંસારના હજારો ભવથી છોડાવે છે. વળી ભાવપૂર્વક ચિત્તની નિર્મળતાએ નમસ્કાર કર્યાં થકાં બોધબીજના લાભને અર્થે થાય છે. ૧૭.

આયરિય નમુક્કારો, સવ્વપાવપ્પણાસણો;
મંગલાણં ય સવ્વેસિં, તઇયં હવઇ મંગલં. ૧૮.

જા રિદ્ધી અમરગણા, ભુંજંતા પિયતમાઇ સંજુત્તા;

સા પુત્તિ કિત્તિયમિત્તા, દિટ્ઠે તુહ સુગુરૂ! મુહકમલે. ૭.

અર્થ:—વળી હે પૂજ્ય, આપની પ્રસન્ન મુખમુદ્રાના દર્શનના સુખ આગળ, દેવતાઓ પોતાની પ્રિયતમા એટલે દેવાંગનાઓ સહિત જે દિવ્ય વિલાસ સુખ ભોગવે છે, તે દેવરિદ્ધિના સુખ, આ અપૂર્વ દર્શનના સુખ આગળ શા હિસાબમાં છે? અર્થાત્, કાંઇ હિસાબમાં નથી. ૭.

મણુવયકાએહિં મએ, જંપાવં અજ્જિયં સયા;

તં સવ્વં અજ્જ ગયં, દિટ્ઠે તુહ સુગુરુ! મુહકમલ. ૮.

અર્થ:—વળી હે કૃપાવંત નેક મહેરબાન ક્ષમા સમુદ્ર, આપના મુખ કમળને દીઠે થકે, અદ્યાપિ પર્યંત મેં મન વચન કાયાએ કરીને જે જે પાપ ઉપાર્જન નિરંતર કર્યું હતું, તે સર્વ પાપ આજ મારૂં વિલય થયું, આપના દર્શનવડે નષ્ટ થયું. ૮.

દુલ્લહો, જિણિંદધમ્મો, દુલ્લહો જીવાણ માણુસો જમ્મો:

લધ્ધેવિ મણુઅજમ્મે, અઇદુલ્લહા સુગુરુસામગ્ગી. ૯.

અર્થ:—હે કરૂણાનિધાન સ્વામિ, શ્રી જિનેશ્વર પ્રણીત ધર્મ પામવો મહા દુર્લભ છે, વળી પ્રાણીઓને મનુષ્યજન્મ પામે છતે પણ સદ્ગુરૂની સામગ્રી એટલે જોગવાઈ મળવી જીવને અત્યંત દુર્લભ છે. (પરંતુ.) ૯.

જથ્થ ન દીસંતિ ગુરૂ, પચ્ચૂસે ઉટ્ઠિએહિં સુપસન્ના

તથ્થ કહં જાણિજ્જઇ ?, જિણવયણં અમિઅસારિચ્છં. ૧૦.

અર્થ:—હે સદા સુપસાય દાતા, જ્યાં પ્રભાત સમયે ઉઠતાં વારને સદ્ગુરૂ મહારાજનું સુપ્રસન્ન વદન દ્રષ્ટિ ગોચર થતું નથી, અર્થાત્, જ્યાં ગુરુ મહારાજની જોગવાઇ નથી, ત્યાં અમૃતસદૃશ એવી જે જિનવાણી, તે કેવી રીતે જાણવામાં આવે? અર્થાત્ નજ આવે. ૧૦.

જહ પાઉસંમિ મોરા, દિણયર ઉદયંમ કમલવણસંડા;

વિહસંતિ તેમતચ્ચિય, તહ અમ્હે દંસણે તુમ્હ. ૧૧.

અર્થ:—હે દયા સાગર, જેમ મેઘને દેખીને મોર, તથા દિનકર એટલે સૂર્યને દેખીને સૂરજમુખી કમળના વનખંડ જેમ વિકસ્વરપણાને પામે છે, તેમ નિશ્ચે કરીને અમે પણ હે પૂજ્ય ગુરૂજી ભગવન્, આપના દર્શનવડે પ્રફુલ્લિતપણાને પામીએ છીએ. ૧૧.

જહ સરઈ સુરહિ વચ્છો, વસંત માસં ચ કોઇલા સરઇ;

વિંઝં સરઇ ગઈંદો, તહ અમ્હ મણં તુમં સરઇ. ૧૨.

અર્થ:—હે મહાન્ ઉપગારી પ્રભુ, જેમ વાછરડો પોતાની માતા ગાયને સંભારે છે, તથા જેમ કોયલ વસંત માસની ઈચ્છા કરે, તથા જેમ ગજેંદ્ર વિંધ્યાચળગિરિને મનમાં ચાહે છે, તેમ હે સ્વામિન્ અમારા મનમાં તમે યાદ આવો છો ૧૨.

સોઊણ ગુણુક્કરિસં, અન્નસ્સ કરેસિ મચ્છરં જઇવિ;
તા નૂણં સંસારે, પરાહવં સહસિ સવ્વત્થ. ૬.

અર્થ:-પરના ગુણુ તો ઉત્કર્ષ શ્રવણુ કરીને જો તું ઇર્ષા ધારણુ કરીશ, તો તું સંસારમાં સર્વત્ર પરાજયને પામીશ. ૬.

ગુણીજનનો લેશમાત્ર પણુ દોષ જોવો નહિ.

ગુણવંતાણ નરાણં, ઈસાભર તિમિર પૂરઓ ભણસિ;
જઇ કહવિ દોસલેસં, તા ભમસિ ભવે અપારંમિ. ૭.

અર્થ:-હે ચેતન, જો તું ગુણીજનોના લેશમાત્ર દોષને ઇર્ષાથી કહીશ, તો તું ખરેખર આ અપાર એવા સંસારમાં પરિભ્રમણુ કરીશ. ૭.

ગુણુ કે દોષ એ બેમાંથી જેનો અભ્યાસ થાય તેજ પરભવમાં પ્રાપ્ત થાય છે.

જં અબ્ભસેઇ જીવો, ગુણં ચ દોસં ચ ઇત્થ જમ્મંમિ;
તં પરલોએ પાવેઇ, અબ્ભાસેણં પુણો તેણં. ૮.

અર્થ:-આત્મા આ ભવમાં ગુણુ કે દોષ એ બેમાંથી જેનો અભ્યાસ કરે છે, તેજ અભ્યાસ તેને પાછો પરલોકમાં પ્રાપ્ત થાય છે. ૮.

ગુણી પરદોષ વદતાં છતાં નિર્માલ્ય ગણાય છે.

જો જંપઇ પરદોસે, ગુણ સય ભરિઓવિ મચ્છર ભરેણં;
સો વિઉસાણ મસારો, પલાલ પુંજવ્વ પડિભાઇ. ૯.

અર્થ:-સેંકડો ગુણુથી ભરેલો એવો પણુ, કોઇ મનુષ્ય ઇર્ષાભરથી પારકાના દોષો બોલે, તો તે એટલો બધો ઉચ્ચ છતાં પણુ, પંડિત ગુણી પુરુષોમાં અસાર પલાલ પુંજની પેઠે શોભે છે, અર્થાત્, નિર્માલ્ય ઘાસના પૂલની પેઠે નકામો છે. ૯.

દુષ્ટભાવથી છતા કે અછતા દોષો ગ્રહણુ કરવાથી પાપાત્મા બને છે.

જો પરદોસે ગિણ્હઇ, સંતા સંતાવિ દુટ્ઠભાવેણં;
સો અપ્પાણં બંધઇ, પાવેણ નિરત્થએણાવિ. ૧૦.

અર્થ:-દુષ્ટભાવથી જે આત્મા પરના છતા કે અછતા દોષોને ગ્રહણુ કરે છે, તે પાપવડે પોતાના આત્માને નિરર્થક બંધનમાં નાખે છે. ૧૦.

કષાયાગ્નિના હેતુઓનો ત્યાગ બતાવે છે.

તં નિયમા મુત્તવ્વં, જત્તો ઉપ્પજ્જએ કસાયગ્ગી;
તં વત્થું ધારિજ્જા, જેણોવસમો કસાયાણં. ૧૧.

અર્થ:-જેથી કષાયરુપ અગ્નિ ઉત્પન્ન થાય, એવું કાર્ય અવશ્ય ત્યાગવું જોઇએ, અને જેથી કષાયો દબાઇ જાય, તેવું કરવું જોઇએ. ૧૧.

હવે કર્તા સર્વ પ્રયત્નથી નિંદા છોડી દેવાનું બતાવે છે.

અર્થ:—આચાર્ય ભગવન્ એટલે સદ્‌વિદ્યા તત્વજ્ઞાન દાતા પરમ ગુરૂ મહારાજને ભાવપૂર્વક જે નમસ્કાર કરવો, તે સર્વ પાપનો નાશ કરનાર થાય છે; વળી તે નમસ્કાર સર્વ માંગલિકોને વિષે ત્રીજું મંગલ છે. ૧૮.

## ૧૯. શ્રી સોમસુંદરસૂરિકૃત ગુણાનુરાગ કુલક.

ગુણાનુરાગના પ્રભાવથી થયેલ શ્રીતીર્થંકર પ્રભુને મંગલાચરણ રૂપે નમસ્કાર કરે છે,

સયલ કલ્લાણ નિલયં, નમિઊણ તિત્થનાહ પય કમલં;
પરગુણ ગહણ સરૂવં, ભણામિ સોહગ્ગ સિરિ જણયં. ૧.

અર્થ:—સકળ કલ્યાણના મંદિર એવા શ્રીતીર્થનાથ જિનેશ્વર ભગવાનના પદ કમળને નમસ્કાર કરીને સર્વ સૌભાગ્ય લક્ષ્મિને આપનાર, એવા પરગુણ ગ્રહણ સ્વરુપને કહું છું. ૧.

ઉત્તમ ગુણાનુરાગથી સર્વ પદવીઓ મળે છે.

ઉત્તમ ગુણાણુરાઓ, નિવસઇ હિયયંમિ જસ્સ પુરિસસ્સ;
આતિત્થયરપયાઓ, ન દુલ્લહા તસ્સ રિદ્ધીઓ. ૨.

અર્થ:—જે પુરુષનાં હૃદયમાં ઉત્તમ ગુણાનુરાગ હોય છે, તે ભવ્યાત્મા તીર્થંકર પર્યંતની સર્વોત્તમ પદવીઓ પ્રાપ્ત કરે છે. તેને કોઈ પણ પ્રકારની રિદ્ધિઓ દુર્લભ નથી. ૨.

ગુણાનુરાગીને ગ્રંથકર્તા સદા નમસ્કાર કરે છે.

તે ધન્ના તે પુન્ના, તેસુ પણામો હવિજ્જ મહ નિચ્ચં;
જેસિં ગુણાણુરાઓ, અકિત્તિમો હોઇ અણુવરયં. ૩.

અર્થ:—જેઓને હમેશાં અકૃત્રિમ ગુણાનુરાગ રહે છે, તેઓને ધન્ય છે, તેઓ ખરેખરા કૃતપુન્ય છે, એવા મહાત્માઓને મારો સદા પ્રણામ હોજો. ૩.

બહુ ભણવા વિગેરેથી શું? ફકત એક ગુણાનુરાગ ધારણ કરવો યોગ્ય છે.

કિં બહુણા ભણિએણં?, કિંવા તવિએણ કિંવા દાણેણ;
ઇક્કં ગુણાણુરાયં, સિખ્ખહ સુખ્ખાણ કુલભવણં. ૪.

અર્થ:—ઘણું ભણવાથી, ઉગ્રતપ કરવાથી, કે અતિ દાન દેવાથી કાંઈ વળવાનું નથી. સર્વ સુખોના સ્થાનરૂપ, આ એક ગુણાનુરાગ ગુણનેજ પ્રથમ શીખો, અર્થાત્, ગુણાનુરાગી થવાની મનને ટેવ પાડો. ૪.

ગ્રથકર્તા ગુણાનુરાગ વિના ધર્મકરણીની નિષ્ફળતા જણાવે છે.

જઇવિ ચરસિ વિઉલં, પઢસિ સુયં કરેસિ વિવિહ કટ્ઠાઇં
ન ધરસિ ગુણાણુરાયં, પરેસુ તા નિપ્ફલં સયલં. ૫.

અર્થ:—જો કે તું ભારે ઉગ્રતપ કરે, અને શાસ્રો ભણે, તથા અનેક પ્રકારનાં કષ્ટો સહન કરે, તો પણ તે સર્વ નિષ્ફલ જાણવા, જો તું ગુણાનુરાગ ધારણ કરતો નથી તો. ૫.

ગુણાનુરાગ વિના અધઃપતન થાય છે.

પિચ્છઇ જુવઇ રૂવં, મણુસા ચિંતેઇ અહવ ખણુમેગં;
જો નાચરઇ અકજ્જં, પત્થિજ્જંતોવિ ઠ્થીહિ. ૧૯.
સાહૂ વા સડ્ઢેવા, સદાર સંતોસ સાયરો હુજ્જ;
સો ઉત્તમો મણુસ્સો, નાયવ્વો થોવ સંસારો. ૨૦.

અર્થ:-રૂપવતી યૌવનાવસ્થાવાળી સ્ત્રીની ક્ષણવાર ઈચ્છા કરે, ભોગવવાની અભિલાષા કરે, સ્ત્રીઓએ પ્રાર્થના કરાયેલો પણ અકાર્યમાં પ્રવૃતિ કરે નહિ. સાધુ હોય તો સાધુ તરીકેનું સ્વકીય બ્રહ્મચર્ય સાચવે, શ્રાવક હોય તો શ્રાવક તરીકેનું બ્રહ્મચર્ય જે સ્વદારા સંતોષ વ્રત તે જો સાચવે, તે સાધુ તથા શ્રાવકને ઉત્તમ પુરૂષ જાણવા; તથા તેઓનો સંસાર પણ અલ્પ જાણવો, અપિતુ, તેઓ મહા હલુકર્મી જાણવા. ૧૯-૨૦,

પુરિસથ્થેસુ પવટ્ટઈ, જો પુરિસો ધમ્મ અથ્થ પમહેસુ;
અન્નુન્નવાબાહં, મજ્ઝિમરૂવો હવઇ એસો. ૨૧.

અર્થ:-ધર્મ, અર્થ અને કામ, એ ત્રણ પુરૂષાર્થને પરસ્પર હાનિ ન થાય, તેવી રીતે જે વર્તે, તે મધ્યમ પુરૂષ ગણાય છે. (સ્ત્રીઓએ પણ તેવીજ રીતે યથાયોગ્ય ઉચિત સમજી લેવું.) ૨૧.

પૂર્વોક્ત ઉત્તમ પુરુષોના બહુમાનથી થતાં ફળ.

એએસિં પુરિસાણું, જઇ ગુણગહણું કરેસિ બહુમાણું;
તો આસન્ન સિવસુહો, હોસિં તુમં નથ્થિ સંદેહો. ૨૨.

અર્થ:—એ ચાર પ્રકારના પુરુષોનું બહુમાન કરીશ, તેમજ તેઓના ગુણોનું ગ્રહણ કરીશ, સુખનો ભોક્તા બનીશ, તો હે ચેતન, અલ્પ કાળમાં તું મોક્ષના સુખનો ભોક્તા બનીશ, એમાં સંદેહ નથી. ૨૨.

હવે કર્ત્તા, પાસથ્થાદિકની પણ નિંદાનો ત્યાગ બતાવે છે

પાસથ્થાઇસુ અહુણા, સંજમ સિઢિલસુ મુક્કજોગેસુ;
તો ગરિહા કાયવ્વા, નેવ પસંસા સહામજ્ઝે. ૨૩.

અર્થ:—હાલમાં ચારિત્ર યોગ પાલવામાં શિથિલ થઇ ગયેલાઓની પણ સભામાં નિંદા વા પ્રશંસા કરવી યોગ્ય નથી. ૨૩.

કર્ત્તા કહે છે કે તેવાઓને માર્ગ બતાવવો, પણ નિંદવા નહિ.

કઊણ તેસુ કરુણું, જઇ મન્નઇ તો પયાસએ મગ્ગં;
અહ રૂસઇ તો નિયમા, ન તેસિ દોસં પયાસેહ. ૨૪.

અર્થ:—પાસથ્થાદિ હીણાચારી વેશધારીઓ ઉપર કરૂણા કરીને જો તેઓ માને એમ લાગતું હોય, તો તેઓને સન્માર્ગ પ્રકાશવો, તેઓ ગુસ્સો કરે એમ લાગતું હોય, તો ગુણાનુરાગીઓએ તેના દોષો પ્રકાશવા નહિ. ૨૪.

કળિકાળમાં અલ્પ ધર્મગુણનું પણ બહુમાન કરવું, એમ કર્ત્તા કહે છે.

જઇ ઇચ્છઇ ગુરુયત્તં, તિહુયણ મજ્ઝંમિ અપ્પણો નિયમા;
તા સવ્વ પયત્તેણં, પરદોસ વિવજ્જણં કુણહ. ૧૨.

અર્થઃ-હે ચેતન, જો તને ત્રણભુવનને વિષે સર્વોત્કૃષ્ટ પરમાત્મપદ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય, તો સર્વ પ્રકારના પ્રયત્ન કરી પારકા દોષ જોવાના તથા બોલવાના છોડી દે. ૧૨.

ભારે કર્મી જીવોની પણ નિંદા કરવી નહિ તો અન્ય જીવોની તો કેમજ કરાય તે જુદા જુદા પુરૂષોના ભેદોદ્વારા જણાવે છે.

ચઉહા પસંસણિજ્જા, પુરિસા સવ્વુત્તમુત્તમા લોએ;
ઉત્તમ ઉત્તમ ઉત્તમ. મજ્જમ ભાવા ય સવ્વેસિં. ૧૩.
જે અહમ અહમઅહમા, ગુરુકમ્મા ધમ્મવજ્જિયા પુરિસા;
તેવિ ય ન નિંદણિજ્જા, કિંતુ દયા તેસુ કાયવ્વા. ૧૪.

અર્થઃ-ચાર પ્રકારના મનુષ્યો પ્રશંસવા યોગ્ય છે. ૧ સર્વોત્તમોત્તમ, ૨ ઉત્તમોત્તમ ૩ ઉત્તમ, ૪ મધ્યમ, આ ચાર ભેદવાળા મનુષ્યોની તો સદાકાળ સ્તુતિ કરવી જોઇએ. અધમ, અધમાધમ એ બે તો ધર્મથી હીન અને ભારે કર્મી જીવો હોય છે. આવા ભારે કર્મી જીવોની પણ નિંદા ન કરવી, પરંતુ તેઓના ઉપર કરૂણા બુદ્ધિ ધારવી જોઇએ. ૧૩-૧૪.

હવે કર્તા, સર્વોત્તમ, આદિ ચાર પુરુષોનાં લક્ષણ કહે છે.

પચ્ચંગુબ્ભડ જુવ્વણ-વંતીણં સુરહિસાર દેહાણં;
જુવઇણં મજ્ઝંગઓ. સવ્વુત્તમ રૂવવંતીણં. ૧૫.
આજમ્મ બંભચારી, મણવયકાએહિં જો ધરઇ સીલં;
સવ્વુત્તમુત્તમો પણ, સો પુરિસો સવ્વનમણિજ્જો. ૧૬.

અર્થઃ-જેના અંગેઅંગમાં યૌવન તનમય નાચી રહ્યું છે, અને સુગંધથી અંગ મ્હેકી રહ્યું છે, અને અત્યંત રૂપવંતી સ્ત્રીઓમાં વસતા છતાં જે બ્રહ્મચર્ય પાળી શીલવત રહ્યો છે, તે સર્વોત્તમ પુરૂષ જાણવો; તે પુરુષ સદા વંદનીય છે. ૧૫-૧૬.

એવંવિહ જુવઇગઓ, જો રાગી હુજ્જ કહવિ ઇગ સમયં;
બીય સમયંમિ નિંદઇ, તં પાવં સવ્વ ભાવેણં. ૧૭.
જમ્મંમિ તમ્મિ ન પુણો, હવિ જ્જ રાગોમણંમિ જસ્સ કયા;
સો હોઇ ઉત્તમુત્તમ-રૂવો પુરિસો મહાસત્તો. ૧૮.

અર્થઃ-રૂપવંતી, યૌવનવંતી સ્ત્રીઓની સાથે સંબંધ થતાં જે કદાચ મનમાં ક્ષણભર ડગે. પણ અકાર્યમાં ઝંપલાતા પહેલાં વૈરાગ્યથી મનને પાછું ખેંચી લે, અને અકાર્યનો પશ્ચાતાપ કરે, આત્મભાવથી ખરેખરી રીતે અંતરમાં પશ્ચાતાપ કરે છે, અને ફરીથી તે જન્મમાં સ્ત્રીઓ પ્રતિ રાગભાવ ન થાય, વૈરાગ્ય ભાવમાં વર્તે, તે ઉત્તમોત્તમ બળવંત પુરૂષ જાણવો. ૧૭-૧૮.

અર્થાઃ સર્વેઽપિ સામાન્ય-વિશેષોભયાત્મકાઃ;
સામાન્યં તત્ર જાત્યાદિ, વિશેષાશ્ચ વિભેદકાઃ. ૩.

અનુવાદ-પદાર્થો સર્વે સામાન્ય અને વિશેષ એ બન્ને ધર્મવાળા છે, એમ આપે પ્રતિપાદન કર્યું છે, એમાં જાતિ ગુણ ઈત્યાદિ વિશેષણ રહિત તે સામાન્ય ધર્મ, અને જુદાપણું જણાવનારા વિવેષણ સહિત તે વિશેષ ધર્મ. ૩.

સામાન્ય અને વિશેષ ધર્મો કેવા છે?

ઐક્ય બુદ્ધિર્ઘટશતે, ભવેત્સામાન્યધર્મતઃ;
વિશેષાચ્ચ નિજં નિજં, લક્ષયન્તિ ઘટં જનાઃ. ૪.

અનુવાદ-હે પ્રભો! આપે કહેલા સામાન્ય ધર્મ વડે સેંકડો ઘડામાં એકાકાર બુદ્ધિ થાય છે, અને આપે કહેલા વિશેષ ધર્મ વડે મનુષ્યો પોતપોતાનો ઘડો ઓળખે છે. (આ સંમોહ ટાળવા માટે તારો મહાન્ ઉપકાર છે.) ૪.

૧ નૈગમનય.

નૈગમો મન્યતે વસ્તુ, તદેતદુભયાત્મકં;
નિર્વિશેષં ન સામાન્યં, વિશેષોપિ ન તદ્વિના. ૫.

અનુવાદ-નૈગમનય, વસ્તુને એ બન્ને ધર્મવાળી, એટલે સામાન્ય રૂપે અને વિશેષ રૂપે માને છે, કારણ કે, આપની આજ્ઞામાં વિશેષ રહિત એવું સામાન્ય નથી, તેમજ સામાન્ય રહિત એવું વિશેષ નથી. ૫.

૨. સંગ્રહનય.

સંગ્રહો મન્યતે વસ્તુ, સામાન્યાત્મક મેવહિ;
સામાન્યવ્યતિરિક્તોઽસ્તિ, ન વિસેષઃ ખપુષ્પવત્. ૬.

અનુવાદ-સંગ્રહ નય, વસ્તુને કેવળ સામાન્ય ધર્મવાળીજ માને છે, કારણ કે, સામાન્યથી જુદું એવું વિશેષ, આકાશ પુષ્પની પેઠે કંઈ છે નહિ. ૬.

સંગ્રહ નયનાં ઉદાહરણો.

વિના વનસ્પતિં કોઽપ, નિમ્બામ્રાદિર્ન દૃશ્યતે;
હસ્તાદ્યન્તર્ભાવિન્યોઽહિ, નાંગુલ્યાદ્યાસ્તતઃ પૃથક્. ૭.

અનુવાદ-વનસ્પતિ, એ જાત વિના લીંબડો, આંબો ઈત્યાદિ કાંઈ જુદા જોવામાં આવતાં નથી; હાથ ઇત્યાદિમાં વ્યાપ્ત એવી આંગળીઓ વગેરે હાથથી જુદી નથી. ૭.

૩. વ્યવહાર નય.

વિશેષાત્મકમેવાર્થં, વ્યવારશ્ચ મન્યતે;
વિશેષભિન્નં સામાન્ય-મસત્ખરવિષાણુવત્. ૮.

અનુવાદ-વસ્તુને વિશેષ ધર્મવાળીજ વ્યવહારનય માને છે; કારણ કે, વિશેષ વિનાનું સામાન્ય ગધેડાના શીંગડા જેવું ખોટું છે. ૮.

સંપઇ દૂસમ સમયે, દીસઇ થોવોવિ જસ્સ ધમ્મગુણો;
બહુમાણો કાયવ્વો, તસ્સ સયા ધમ્મબુદ્ધીએ. ૨૫.

અર્થ:—પંચમ આરામાં (કલિકાળમાં) વર્તમાન સમયમાં જે પુરૂષોમાં અલ્પ ધર્મગુણ દેખાય, તેનું હંમેશાં ધર્મબુદ્ધિથી બહુમાન કરવું. ૨૫.

હવે કર્ત્તા કહે છે કે, સ્વ કે પરગચ્છના સાધુઓની નિંદા કરવી નહિ.

જઉ પરગચ્છિ સગચ્છે, જે સંવિગ્ગા બહુસ્સુયા મુણિણો;
તેસિં ગુણાણુરાયં, મા મુંચસુ મચ્ચરપ્પહએ઼ા. ૨૬.

અર્થ:—હે ચેતન, પારકા કે પોતાના ગચ્છમાં જે સંવિગ્ન અને વિદ્વાન મુનિરાજો હોય, તેઓ ઉપર મત્સરથી હણાયેલો એવો થઇને, એટલે અદેખો થઇને તું ગુણાનુરાગ છોડીશ નહિ ૨૬.

હવે કર્ત્તા કહે છે કે, ગુણીઓનું બહુમાન કરતાં તે તે ગુણો સુલભ થાય છે.

ગુણરયણમંડિયાણં, બહુમાણં જો કરેઇ સુદ્ધમણો;
સુલહા અન્નભવંમિ ય, તસ્સ ગુણા હુંતિ નિયએણં. ૨૭.

અર્થ:—ગુણ રત્નોથી વિભુષિત પુરૂષોનું જે શુદ્ધ મનવાળો છતો બહુમાન કરે છે, તેને અવશ્ય તે તે ગુણો પરભવમાં સુખેથી પ્રાપ્ત થાય છે. ૨૭.

હવે કર્ત્તા સૂરિ કહે છે કે, ગુણાનુરાગ ધારણ કરતો જીવ મોક્ષ પામે છે.

એયં ગુણાણુરાયં, સમ્મં જો ધરેઇ ધરણિમજ્ઝંમિ;
સિરિ સોમસુંદર પયં, સો પાવઇ સવ્વ નમણિજ્જં. ૨૮.

અર્થ:—જે આત્માથી પુરૂષ રૂડી રીતે જગતમાં ગુણાનુરાગ ધારશે, તો તે ચંદ્રમા સમાન મહા શીતળ અને અત્યંત સુખકર, તેજસ્વી અને મનોહર એવી મોક્ષરૂપ ભાવલક્ષ્મિને પામશે, એમ આચાર્યશ્રી સોમસુંદર સૂરિ મહારાજ કહે છે. ૨૮.

## ૧૭. શ્રી વિનય વિજયજી કૃત નયકર્ણિકા.

### મંગલાચરણ અને વિષય.

વર્ધમાનં સ્તુમઃ સર્વ–નયનદ્યર્ણવાગમમ્;
સંક્ષેપતસ્તદુન્નીત–નયભેદાનુવાદતઃ. ૧.

અનુવાદ જે શ્રી વર્ધમાનનું આગમ સર્વ નયરૂપી નદીઓને પ્રવેશવાને સમુદ્રરૂપ છે; તેમના પ્રરૂપેલા નયભેદોનો સંક્ષેપથી અનુવાદ કરી, અમે તેમની સ્તુતિ કરીએ છીએ. ૧.

### નયોનાં નામ.

નૈગમઃસંગ્રહશ્ચૈવ, વ્યવહારર્જુસૂત્રકૌ;
શબ્દઃ સમભિરૂઢૈવં–ભૂતૌ ચેતિ નયા સ્મૃતાઃ. ૨.

અનુવાદ–નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત એમ સાત નયો આપના આગમમાં કહેલ છે. ૨.

પ્રસ્તાવના.

૬. સમભિરૂઢ નય.

બ્રૂતે સમભિરૂઢોऽર્થં, ભિન્નં પર્યાયભેદતઃ;
ભિન્નાર્થાઃ કુંભકલશ-ઘટા ઘટ પટાદિવત્. ૧૫.

અનુવાદ—સમભિરૂઢ નય, શબ્દ કે પર્યાય ભેદથી વસ્તુ ભિન્ન કહે છે, કારણ કે, જેમ ઘટ અને પટ એ ભિન્ન છે, તેમ હે શ્રી વર્ધમાન સ્વામી ભગવાન, આપે કુંભ, કલશ, ઘટ એમને જૂદા પદાર્થો કહ્યા છે. ૧૫.

સમભિરૂઢની ઉપરની વ્યાખ્યાનું કારણ

યદિ પર્યાયભેદેऽપિ, ન ભેદો વસ્તુનો ભવેત્;
ભિન્નપર્યાયયો ર્ન સ્યાત્, સ કુંભપટયોરપિ. ૧૬.

અનુવાદ—જો પર્યાય ભેદથી વસ્તુનો ભેદ ન હોય, તો ભિન્ન પર્યાયવાળા કુંભ અને પટમાં પણ એ ભેદ ન હોય. ૧૬.

૭. એવંભૂત નય.

એક પર્યાયાભિધેય-મપિ વસ્તુ ચ મન્યતે;
કાર્યં સ્વકીયં કુર્વાણ-મેવંભૂતનયો ધ્રુવમ્. ૧૭.

અનુવાદ—એક પર્યાય વડે બોલાતી વસ્તુ બોલતી વખતે પોતાનું કાર્ય કરતી હોય તોજ એવંભૂતનય તેને વસ્તુ કહે છે, બીજી વખતે નહિ; કારણ કે શ્રી જિનેશ્વરનો ઉપદેશ એવો છે, કે વસ્તુ પોતાનું કાર્ય કરે, ત્યારે વસ્તુ ગણાય. ૧૭.

એવંભૂત ઉદાહરણ વડે પોતાનું સ્વરૂપ સ્પષ્ટ કરે છે.

યદિ કાર્યમકુર્વાણો-ऽપીષ્યતે તત્તયા સ ચેત્;
તદા પટેऽપિ ન ઘટ-વ્યપદેશઃ કિમિષ્યતે ?. ૧૮.

અનુવાદ—જ્યારે વસ્તુ પોતાનું કાર્ય ન કરતી હોય, ત્યારે પણ તેને વસ્તુ ગણવામાં આવે, તો પટને પણ ઘટ શબ્દ કાં ન કહેવાય ? ૧૮.

ઉપસંહાર

યથોત્તરં વિશુદ્ધાઃ સ્યુ-ર્નયાઃ સપ્તાપ્યમી તથા;
એકૈકઃ સ્યાચ્છતં ભેદા-સ્તતઃ સપ્તશતાપ્યમી. ૧૯.

અનુવાદ—આ સાત નયો પણ અનુક્રમે એક એકથી વધારે વિશુદ્ધ છે; વળી એક એક નયના સો સો ભેદ થાય છે, તેથી તેના સાતસો ભેદો પણ થાય છે.

૨. નય પાંચ અને તેના ભેદ પાંચસો કેવી રીતે થાય છે ?

અથૈવંભૂતસમભિ—રૂઢયોઃ શબ્દ એવ ચેત્;
અનંતર્ભાવસ્તદા પંચ, નય પંચશતીભિદઃ. ૨૦.

અનુવાદ—જો શબ્દ નયમાં સમભિરૂઢ અને એવંભૂત નયનો સમાવેશ થાય, તો નય પાંચ થાય છે, અને ત્યારે તે પાંચ નયનાં પાંચસે ભેદો ગણાય છે. ૨૦.

વ્યવહાર નયનું ઉદાહરણ.

વનસ્પતિં ગૃહાણેતિ, પ્રોક્તે ગૃહ્યાનિ કોપિ કિમ્,
વિના વિશેષાન્નાગ્રાદીં-સ્તન્નિરર્થકમેવ તત્. ૯.

અનુવાદ–વનસ્પતિ લ્યો, એમ બોલવામાં આવતાં, લીંબડો આંબો એવા વિશેષ વિના કોઈ પણ શું લે છે? એટલા માટે તે સામાન્ય ફોકટનું છે. ૯.

વ્યવહાર નયનાં બીજાં ઉદાહરણો.

વ્રણપિણ્ડીપાદલેપા–દિકે લોકપ્રયોજને;
ઉપયોગો વિશેષૈ: સ્યાત્, સામાન્યેન હિ કર્હિચિત્. ૧૦.

અનુવાદ—ગુમડાંપર મલમ પટ્ટી અને પગે લેપ વગેરે કરવાનું લોકને પ્રયોજન હોય છે; વિશેષ પર્યાયો વડે કામ ચાલે છે, પણ કોઇ દિવસે સામાન્ય વડે નહિજ. ૧૦.

૪. ઋજુસૂત્ર નય.

ઋજુસૂત્રનયો વસ્તુ, નાતીતં નાપ્યનાગતમ્;
મન્યતે કેવલં કિન્તુ, વર્તમાનં તથા નિજમ્. ૧૧.

અનુવાદ—ઋજુસૂત્ર નય, ભૂત અને ભવિષ્ય વસ્તુ પર્યાયને માનતો નથી; પરંતુ કેવળ વર્તમાન વસ્તુ પર્યાયનેજ, અને તે પણ પોતાનાજ, પારકી અન્ય વસ્તુના નહિ, એવા પરિણામ ભાવને માને છે. ૧૧.

ઋજુસૂત્ર નયનું ઉદાહરણ.

અતીતેનાનાગતેન, પરકીયેન વસ્તુના;
ન કાર્ય સિદ્ધિ રિત્યેત–દસદ્ ગગનપદ્મવત્. ૧૨.

અનુવાદ—અતીત અને અનાગત ભાવથી, તેમજ પારકા ભાવથી કાર્યસિદ્ધિ થાય નહિ, એટલા માટે એ ત્રણે આકાશ કમળ જેવા છે. ૧૨.

ઋજુસૂત્રની અને તેની પછીના નયોની બીજી વિશેષ માન્યતા.

નામાદિષુ ચતુર્ષ્વેષુ, ભાવમેવ ચ મન્યતે;
ન નામસ્થાપનાદ્રવ્યા–ણ્યેવમગ્રેતના અપિ. ૧૩.

અનુવાદ—નામાદિ ચાર નિક્ષેપામાં તે ભાવ નિક્ષેપાનેજ માને છે; એજ પ્રમાણે હવે પછીના નયો પણ ભાવ નિક્ષેપાનેજ માને છે. ૧૩.

૫. શબ્દનય.

અર્થં શબ્દનયોઽનેકૈ:, પર્યાયૈરેકમેવ ચ;
મન્યતે કુંભકલશ–ઘટાદ્યેકાર્થ વાચકા:. ૧૪.

અનુવાદ—શબ્દ નય, અનેક શબ્દો વડે એક અર્થવાચક પદાર્થને એકજ પદાર્થ સમજે છે; જેમકે કુંભ, કલશ, ઘટ ઇત્યાદિ એકજ ઘટ પદાર્થને દેખાડનારા છે, એમ સર્વદર્શી જિન ભગવાને કહ્યું છે. ૧૪.

કિન્હાએ જાઇ નિરએ, નીલાએ થાવરો ભવે:
કાપોતાએ તીરીએ, તેયાએ માણુસો ભવે. ૨.
પઉમાએ દેવલોએ, સાસયઠાણં ચ સુક્કલેસાએ;
ઇય લેસા ભાવ ફલ, પન્નત્તા વીયરાગેહિં. ૩.

ભાવાર્થ:—કૃષ્ણ લેશ્યાવંત નરકે જાય; નીલ લેશ્યાએ વર્તતો જીવ તીવ્ર મૂર્છા ભાવને લીધે, એકેંદ્રિ થાવરમાં જઈ ઉપજે, કાપોત લેશ્યાએ વર્તતો તિર્યંચમાં ઉત્પન્ન થાય, અને તેજોલેશ્યાવંત મનુષ્ય ગતિમાં ઉપજે, પદ્મ લેશ્યાવંત દેવ લોકમાં ઉપજે, અને શુકલ લેશ્યાવંત જીવ મોક્ષ પામે, અર્થાત્ સર્વ કર્મથી મુક્ત થઇ શુદ્ધ પરમાત્મા સ્વરૂપને પામે. એમ જાણી ઉત્તમ જીવોએ પોતાના મનના પરિણામ સદા નિર્મળ અને કોમળ રાખવાનો પ્રયત્ન કરવો. ૨–૩.

૧૮. ષટ લેશ્યાવંત જીવ લક્ષણ સ્વરૂપ.

કૃષ્ણ લેશ્યાવંતના લક્ષણ.

અતિરૌદ્ર: સદા ક્રોધી, મત્સરી ધર્મવર્જિત:,
નિર્દયો વૈરસંયુકત:, કૃષ્ણલેશ્યાઽધિકો નર:. ૧.

ભાવાર્થ:-અત્યંત રૌદ્ર એટલે ક્રૂર પરિણામી, નિરંતર ક્રોધે વર્તતો, પરગુણનો દ્વેષી, નિર્મળ પરિણતીરૂપ ધર્મે કરીને રહિત નિર્દયી, જીવોની સાથે વૈરભાવ રાખવાવાળો હોય, તે જીવ કૃષ્ણ લેશ્યાવંત જાણવો.

નીલ લેશ્યાવંતના લક્ષણ.

અલસો મન્દબુદ્ધિશ્ચ, સ્ત્રીલુબ્ધ: પરવંચક:,
કાતરશ્ચ સદા માની, નીલલેશ્યાઽધિકો ભવેત્. ૨.

ભાવાર્થ:—આળસુ, મંદ બુદ્ધિવંત, સ્ત્રી લંપટી, પરને ઠગવાવાળો કાયર, સદા અભિમાની, એવો જીવ નીલલેશ્યાવંત જાણવો. ૨.

કાપોત લેશ્યાવંતના લક્ષણ.

શોકાકુલ: સદા રૂષ્ટ: પરનિંદાત્મશંસક:,
સંગ્રામે પ્રાર્થતે મૃત્યું, કાપોતક ઉદાહૃત:.

ભાવાર્થ:—સદાય શોકે કરીને વ્યાકુળ, સદા રોષી, પરનિંદક, આત્મ પ્રશંસક, સદા સંગ્રામમાં મોતને ઇચ્છતો એવો લડાઇખોર, કપોત લેશ્યાવંત જીવ જાણવો. ૩.

તેજો લેશ્યાવંતના લક્ષણ.

વિદ્યાવાન્ કરુણાયુકત:, કાર્યાકાર્ય વિચારક:;
લાભાલાભે સદા-પ્રીત-સ્તેજોલેશ્યાઽધિકો નર:. ૪.

ભાવાર્થ—વિદ્યાવાન, ગુણવાન, કાર્યાકાર્યનો વિચારક, અને મિત્રની સાથે લાભ તેમજ અલાભ સમયે પણ સરખી પ્રીતિ રાખવાવાળો તેજો લેશ્યાવંત જાણવો. ૪.

પદ્મલેશ્યાવંતના લક્ષણ.

૩. આ સાતે નયો ક્યા બે નયોમાં સમાવેશ પામે છે?

દ્રવ્યાસ્તિક પર્યાયાસ્તિં—ર્કયોરન્તર્ભવન્ત્યમી;
આદ્યાવાદિચતુષ્ટય—મન્ત્યે ચાન્ત્યાસ્ત્રયસ્તઃ. ૨૧.

અનુવાદ—દ્રવ્યાર્થિકનય, અને પર્યાયાર્થિકનય, એ બે નયોમાં આ સાતે નયો સમાવેશ પામે છે; પહેલામાં પહેલા ચાર અને બીજામાં છેલ્લા ત્રણ. ૨૧.

૪. આ સાતે નયો આપના આગમની કેવી રીતે સેવા કરે છે?

સર્વે નયા અપિ વિરોધભૃતો મિથસ્તે, સમ્ભૂય સાધુસમયં ભગવન્! ભજન્તે;
ભૂપાઇવ પ્રતિભટા ભુવિ સાર્વભૌમ—પાદામ્બુજં પ્રધનયુક્તિ પરાજિતા દ્રાક્.૨૨.

અનુવાદ—આ સર્વે નયો પરસ્પર વિરોધ અભિપ્રાય ધરવાવાળા છે, છતાં હે ભગવન્! તે બધા એકઠા થઇ આપના સુંદર આગમનની સેવા કરે છે; જેવી રીતે પૃથ્વી ઉપર રાજાઓ પરસ્પરમાં વિરોધી હોવા છતાં પણ યુદ્ધ રચવામાં પરાજય પામી ચક્રવર્તી મહારાજાના ચરણ કમલની સેવા શીઘ્ર કરે છે. (તેમ જાણવું) ૨૨.

૫. અંતિમ-ઉપસંહાર.

ઇત્થં નયાર્થકવચઃ કુસુમૈર્જિનેન્દુ, વીરોચિતઃ સવિનયં વિનયાભિધેન;
શ્રીદ્વીપમંદર વરે વિજયાદિ દેવસૂરીશિતુર્વિજય સિંહગુરોશ્ચ તુષ્ટયૈ. ૨૩.

અનુવાદ—આ પ્રકારે શ્રી વિનય વિજયજીયે, થી વિજયદેવસૂરીના શિષ્ય અને પોતાના ગુરુ શ્રી વિજયસિંહના સંતોષ માટે ન્યાનાં અર્થને જણાવનારાં વચન પુષ્પો-વડે શ્રીજિનચંદ્ર વર્ધમાન સ્વામીની વિનય સહિત શ્રીદીવબંદરમાં અર્ચા-પૂજા કરી. ૨૩.

૧૮. ષટ્લેશ્યા ફળ સ્વરૂપ તથા તે પ્રત્યેક લેશ્યાવંત જીવના લક્ષણ.

મૂલં સાહપસાહા, ગુચ્છ ફલં પકક પડિય ભખ્ખણયા;
સવ્વં માણુ પુરીસા, સાહુ જુજંત ધરણુ હરણા.

ભાવાર્થ—જંબુ વૃક્ષના દ્રષ્ટાંતે કરીને છ લેશ્યા ઘટાવે છે, તે આંવી રીતે, કે છ પુરૂષો જંબુ વૃક્ષને ફલ્યો ફૂલ્યો દેખીને તેના ફળ ખાવાની ઇચ્છા થઈ. તેમાંથી પહેલો જે કૃષ્ણલેશ્યાવંત હતો તેને મૂલ કેતાં મૂલથકી ઝાડને ઉખેડીને ફળનો ભોગ કરવાની ઇચ્છા થઇ. બીજો નીલલેશ્યાવંત હતો, તેને ઝાડની મોટી મોટી શાખાઓ પાડીને ફળ ખાવાનું મન થયું ત્રીજા કાપોતલેશ્યાવંતને નાની નાની ડાળીઓ તોડીને ફળ આરોગવાની કામના થઇ, ચોથા તેજોલેશ્યાવંતને જુમખા તોડીને, પાંચમા પદ્મલેશ્યાવતે માત્ર પાકાં ફળજ તોડીને ખાવાનું ધાર્યું; જ્યારે છઠ્ઠા શુકલલેશ્યાવંત સર્વોત્તમ પુરૂષે ઝાડને બીલકુલ ઈજા કર્યા વગર ધરતી ઉપર પડેલા હોય, તેજ લેવાનું દુરસ્ત ધાર્યું. આ પ્રમાણે લેશ્યાને અનુસાર જીવોના સ્વભાવ જાણી લેવા. આ દ્રષ્ટાંતમાં તે છ જણામાંથી જેણે ધરતી ઉપરથી ફળો લેવાનુ દુરસ્ત ધાર્યું, તે સર્વોત્તમ પરિણામવાળો જાણવો. અહિયાં લેશ્યા એટલે મનના શુભાશુભ પરિણામ જાણવા.

કઈ લેશ્યાવાળો કઈ ગતિએ જાય તેનુ સ્વરૂપ.

શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયજીએ સમ્યગ્ દર્શનના નિવાસનાં સર્વોત્કૃષ્ટ છ સ્થાનક, સમકિતની સડસઠ બોલની સજ્ઝાયની બારમીઢાળમાં વિવરણ કર્યાં છે તેના ઉપર સરળ ગુજરાતી ભાષામાં વિશેષ પ્રકારે સ્ફુટ વિવેચન "શ્રીમદ્ રાજચંદ્રજીએ કર્યું છે તે"

# ॐ "આત્મસિદ્ધિ શાસ્ત્ર" હ્રીં

**પ્રથમ પદઃ**– "આત્મા છે." જેમ ઘટ પટ આદિ પદાર્થો છે તેમ આત્મા પણ છે અમુક ગુણ હોવાને લીધે જેમ ઘટ પટ આદિ હોવાનું પ્રમાણ છે, તેમ સ્વપરપ્રકાશક એવી ચૈતન્યસત્તાનો પ્રત્યક્ષ ગુણ જેને વિષે છે એવો આત્મા હોવાનું પ્રમાણ છે.

**બીજું પદઃ**–"આત્મા નિત્ય છે." ઘટ પટ આદિ પદાર્થો અમુક કાળવર્ત્તિ છે. આત્મા ત્રિકાળવર્ત્તિ છે. ઘટપટાદિ સંયોગે કરી પદાર્થ છે. આત્મા સ્વભાવે કરીને પદાર્થ છે, કેમકે તેની ઉત્પત્તિ માટે કોઈ પણ સંયોગો અનુભવ યોગ્ય થતા નથી. કોઈ પણ સંયોગીદ્રવ્યથી ચેતનસત્તા પ્રગટ થવા યોગ્ય નથી, માટે અનુત્પન્ન છે. અસંયોગી હોવાથી અવિનાશી છે, કેમકે જેની કોઈ સંયોગથી ઉત્પત્તિ ન હોય, તેનો કોઇને વિષે લય પણ હોય નહીં.

**ત્રીજું પદઃ**–"આત્મા કર્ત્તા છે." સર્વ પદાર્થ અર્થક્રિયા સંપન્ન છે. કંઇ ને કંઈ પરિણામ ક્રિયાસહિતજ સર્વ પદાર્થ જોવામાં આવે છે આત્મા પણ ક્રિયાસંપન્ન છે. ક્રિયાસંપન્ન છે માટે કર્ત્તા છે. તે કર્ત્તાપણું ત્રિવિધ શ્રી જિને વિવેચ્યું છે; પરમાર્થથી સ્વભાવ પરિણતિએ નિજ સ્વરૂપનો કર્ત્તા છે. અનુપચરિત (અનુભવમાં આવવા યોગ્ય–વિશેષ સંબંધ સહિત) વ્યવહારથી તે આત્મા દ્રવ્યકર્મનો કર્ત્તા છે. ઉપચારથી ઘર, નગર આદિનો કર્ત્તા છે.

**ચોથું પદઃ**–"આત્મા ભોક્તા છે." જે જે કંઇ ક્રિયા છે તે તે સર્વ સફળ છે, નિરર્થક નથી. જે કંઇ પણ કરવામાં આવે તેનું ફળ ભોગવવામાં આવે એવો પ્રત્યક્ષ અનુભવ છે. વિષ ખાધાથી વિષનું ફળ; સાકર ખાવાથી સાકરનું ફળ; અગ્નિસ્પર્શથી તે અગ્નિસ્પર્શનું ફળ; હીમને સ્પર્શ કરવાથી હીમસ્પર્શનું જેમ ફળ થયા વિના રહેતું નથી, તેમ કષાયાદિ કે અકષાયાદિ જે કંઈ પણ પરિણામે આત્મા પ્રવર્ત્તે તેનું ફળ પણ થવા યોગ્યજ થાય છે. તે ક્રિયાનો આત્મા કર્ત્તા હોવાથી ભોક્તા છે.

**પાંચમું પદઃ**–"મોક્ષપદ છે." જે અનુપચરિત વ્યવહારથી જીવને કર્મનું કર્ત્તાપણું નિરૂપણ કર્યું, કર્ત્તાપણું હોવાથી ભોક્તાપણું નિરૂપણ કર્યું, તે કર્મનું ટળવાપણું પણ છે, કેમકે પ્રત્યક્ષ કષાયાદિનું તીવ્રપણું અનભ્યાસથી, તેના અપરિચયથી, તેને ઉપશમ કરવાથી, તેનું મંદપણું દેખાય છે, તે ક્ષીણ થવા યોગ્ય દેખાય છે, ક્ષીણ થઇ શકે છે. તે તે બંધભાવ ક્ષીણ થઇ શકવા યોગ્ય હોવાથી તેથી રહિત એવો જે શુદ્ધ આત્મસ્વભાવ તે રૂપ મોક્ષપદ છે.

ક્ષમાવાંશ્ચ સદા ત્યાગી, દેવાર્ચનરતોદ્યમી;
શુચીભૂત: સદાનન્દી, પદ્મલેશ્યાઽધિકો નર:. ૫.

ભાવાર્થઃ-ક્ષમાવંત, સદા ભાવત્યાગી, અર્થાત્ દુખી વૃત્તિવાલો, દયાવાન સદા શુદ્ધ દેવગુરુ ભક્તિવંત, ઉદ્યમી, સદાય પવિત્ર મનવાળો, સદાનંદી સ્વભાવવાળો, જીવ પદ્મલેશ્યાવંત જાણવો. ૫.

શુક્લ લેશ્યાવંતના લક્ષણ.

રાગદ્વેષવિનિર્મુક્ત:, શોકનિન્દાવિવર્જિત:;
પરમાત્મતાસંપન્ન:, શુક્લલેશ્યો ભવેન્નર:. ૬.

ભાવાર્થઃ-રાગદ્વેષના વિકારે રહિત, શોક તથા નિંદાઓ કરીને સદા રહિત, પરમાત્મ સ્વરૂપના ધ્યાને કરીને યુક્ત, પરમાત્મ પરિણતી વાળો, અત્યંત નિર્મળ, તે જીવ શુક્લ લેશ્યાવંત જાણવો. ૬.

કઈ ગતિથી જીવ આવેલ છે તેના લક્ષણ.

સ્વર્ગાચ્ચ્યુતાનામિહ જીવલોકે, ચત્વારિ ચિન્હાનિ તનૌ વસંતિ;
દાનપ્રસંગો મધુરા ચ વાણી, દેવાર્ચનં સદ્ગુરુસેવનં ચ. ૧.

ભાવાર્થઃ-દાન દેવાને સદા આતુર, મધુર વાણીવંત, સદા દેવ પૂજા કરવાવાળો, અને સદ્ગુરૂની સેવાકારક એવા ચાર લક્ષણવાલો જીવ સ્વર્ગથકી આવેલ જાણવો. (અને તેવીજ રીતે પુનઃ વર્તે, તો તે ફરી સ્વર્ગગામી થઈ અનુક્રમે મોક્ષ પામે) ૧.

વિરોધતા બંધુજનષુ નિત્યં, સરોગતા મૂર્ખજનેષુ સંગ:;
અત્યંતકોપી કટુકા ચ વાણી, નરસ્ય ચિન્હં નરકાગતસ્ય ૨.

ભાવાર્થઃ-નિરંતર સ્વજન, મિત્રો, બંધુ વર્ગ સાથે ક્લેશ કરનાર, શરીરે રોગી, અને મૂર્ખ જનોનો સંગતી, અત્યંત ક્રોધ રાખનાર. અને મહા કડવા વચનનો બોલનાર જીવ નરક ગતિથકી આવેલ જાણવો. (અને પુઃન તેવોજ રહે તો ત્યાંજ જાય પરંતુ જો સત્સંગ કરીને સુધરે અને સદાચારી થાય તો સદ્ગતિ પણ પામે.)

ઇર્ષ્યાલુર્નૈવસંતુષ્ટ, માયાલુબ્ધ: ક્ષુધાધિક:;
મૂર્છાસુપ્તોઽલસશ્ચેવ, તિર્યગ્યોન્યાગતો નર:. ૩.

ભાવાર્થઃ-ઇર્ષ્યાળુ, અસંતોષી, કપટી, ક્ષુધાતુર, નિદ્રાશક્ત, આળસુ, તે જીવ તિર્યંચ ગતિ થકી આવેલ જાણવો. ૩.

નાસ્તિ લોભ વિનીતશ્ચ, દયા દાનરુચિર્મૃદુ:;
પ્રશસ્તવદનશ્ચૈવં, મનુષ્યાદાગતો નર:. ૪.

ભાવાર્થઃ-અલોભી, વિનીત, દયાવંત, દાન રુચિવાળો, કોમલપરિણામી, સરળ સ્વભાવી, સદા આનંદી મુખવાળો, મંદ કષાયવંત, મધ્યમગુણી, તે મનુષ્યગતિથી આવેલો જીવ જાણવો.

છઠ્ઠું પદ :–તે "મોક્ષનો ઉપાય છે." જો કદી કર્મબંધ માત્ર થયા કરે એમ જ હોય તો તેની નિવૃત્તિ કોઈ કાળે સંભવે નહીં; પણ કર્મબંધથી વિપરીત સ્વભાવવાળાં એવાં જ્ઞાન, દર્શન, સમાધિ, વૈરાગ્ય, ભક્ત્યાદિ સાધન પ્રત્યક્ષ છે. જે સાધન પ્રત્યક્ષ છે. જે સાધનના બળે કર્મબંધ શિથિલ થાય છે, ઉપશમ પામે છે, ક્ષીણ થાય છે. માટે તે જ્ઞાન, દર્શન, સંયમાદિ મોક્ષ પદના ઉપાય છે.

શ્રી જ્ઞાનીપુરૂષોએ સમ્યક્દર્શનના મુખ્ય નિવાસભૂત કહ્યાં એવાં આ છ પદ અત્રે સંક્ષેપમાં જણાવ્યા છે.

## ૐ આત્મસિદ્ધિ શાસ્ત્ર હ્રીં

જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત; સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત ૧. વર્તમાન આ કાળમાં, મોક્ષમાર્ગ બહુ લોપ; વિચારવા આત્માર્થીને, ભાખ્યો અત્ર અગોપ્ય. ૨. કોઈ ક્રિયાજડ થઈ રહ્યા, શુષ્ક જ્ઞાનમાં કોઈ; માને મારગ મોક્ષનો, કરુણા ઉપજે જોઇ. ૩. બાહ્ય ક્રિયામાં રાચતા, અંતરભેદ ન કાંઇ; જ્ઞાનમાર્ગ નિષેધતા, તેહ ક્રિયાજડ આંહિ. ૪. બંધ મોક્ષ છે કલ્પના, ભાખે વાણી માંહિ; વર્તે મોહાવેશમાં, શુષ્કજ્ઞાની તે આંહિ. ૫. વૈરાગ્યાદિ સફળ તો, જો સહ આતમજ્ઞાન; તેમજ આતમજ્ઞાનની, પ્રાપ્તિતણાં નિદાન. ૬. ત્યાગ-વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન; અટકે ત્યાગ વિરાગમાં, તો ભૂલે નિજ ભાન. ૭. જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ; ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ. ૮. સેવે સદ્ગુરુ ચરણને, ત્યાગી દઇ નિજ પક્ષ; પામે તે પરમાર્થને, નિજપદનો લે લક્ષ. ૯. આત્મજ્ઞાન સમદર્શિતા, વિચરે ઉદયપ્રયોગ; અપૂર્વવાણી પરમશ્રુત, સદ્ગુરુ લક્ષણ યોગ્ય. ૧૦. પ્રત્યક્ષ સદ્ગુરુ સમ નહીં, પરોક્ષ જિન ઉપકાર; એવો લક્ષ થયા વિના, ઉગે ન આત્મવિચાર. ૧૧. સદ્ગુરુના ઉપદેશવણ, સમજાય ન જિનરૂપ; સમજ્યાવણ ઉપકાર શો, સમજ્યે જિનસ્વરૂપ. ૧૨. આત્માદિ અસ્તિત્વનાં, જેહ નિરૂપક શાસ્ત્ર; પ્રત્યક્ષ સદ્ગુરુ યોગ નહીં, ત્યાં આધાર સુપાત્ર. ૧૩. અથવા સદ્ગુરુએ કહ્યાં, જે અવગાહન કાજ; તે તે નિત્ય વિચારવાં, કરી મતાંતર ત્યાજ. ૧૪. રોકે જીવ સ્વછંદ તો, પામે અવશ્ય મોક્ષ. પામ્યા એમ અનંત છે, ભાખ્યું જિન નિર્દોષ. ૧૫. પ્રત્યક્ષ સદ્ગુરુ યોગથી, સ્વછંદ તે રોકાય; અન્ય ઉપાય કર્યા થકી, પ્રાયે બમણો થાય. ૧૬. સ્વછંદ, મત આગ્રહ તજી, વર્તે સદ્ગુરુલક્ષ; સમકિત તેને ભાખિયું, કારણ ગણી પ્રત્યક્ષ. ૧૭. માનાદિક શત્રુ મહા, નિજ છંદે ન મરાય; જાતાં સદ્ગુરુ શરણમાં, અલ્પ પ્રયાસે જાય. ૧૮. જે સદ્ગુરુ ઉપદેશથી, પામ્યો કેવળજ્ઞાન; ગુરુ રહ્યા છદ્મસ્થ પણ, વિનય કરે ભગવાન. ૧૯. એવો માર્ગ વિનયતણો, ભાખ્યો શ્રી વીતરાગ; મૂળ હેતુ એ માર્ગનો, સમજે કોઈ સુભાગ્ય. ૨૦. અસદ્ગુરુ એ વિનયનો, લાભ લહે જો કાંઈ; મહામોહિની કર્મથી, બૂડે ભવજળ માંહી. ૨૧. હોય મુમુક્ષુ જીવ તે, સમજે એહ વિચાર; હોય મતાર્થી જીવ

તે, અવળો લે નિર્ધાર. ૨૨, હોય મતાર્થી તેહને, થાય ન આતમલક્ષ; તેહ મતાર્થી લક્ષણો, અહીં કહ્યાં નિર્પક્ષ. ૨૩.

## મતાર્થી લક્ષણ

બાહ્યત્યાગ પણ જ્ઞાન નહિ, તે માને ગુરુ સત્ય; અથવા નિજકુળધર્મના, તે ગુરુમાં જ મમત્વ. ૨૪. જે જિન દેહ પ્રમાણ ને, સમવસરણાદિ સિદ્ધિ; વર્ણન સમજે જિનનું, રોકી રહે નિજબુદ્ધિ. ૨૫. પ્રત્યક્ષ સદ્‌ગુરુ યોગમાં, વર્તે દૃષ્ટિ વિમુખ; અસદ્‌ગુરુને દૃઢ કરે, નિજ માનાર્થે મુખ્ય. ૨૬. દેવાદિ ગતિ ભંગમાં, જે સમજે શ્રુતજ્ઞાન; માને નિજ મત વેષનો, આગ્રહ મુક્તિનિદાન. ૨૭. લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું વ્રત અભિમાન; ગ્રહે નહીં પરમાર્થને, લેવા લૌકિક માન. ૨૮. અથવા નિશ્ચય નય ગ્રહે, માત્ર શબ્દની માંય; લોપે સદ્‌વ્યવહારને, સાધન રહિત થાય. ૨૯. જ્ઞાનદશા પામે નહીં, સાધનદશા ન કાંઈ; પામે તેનો સંગ જે, તે બૂડે ભવમાંહિ. ૩૦. એ પણ જીવ મતાર્થમાં, નિજ માનાદિકાજ, પામે નહિ પરમાર્થને, અન અધિકારીમાંજ. ૩૧. નહિ કષાય ઉપશાંતતા, નહીં અંતર વૈરાગ્ય; સરળપણું ન મધ્યસ્થતા, એ મતાર્થી દુર્ભાગ્ય. ૩૨. લક્ષણ કહ્યાં મતાર્થીનાં, મતાર્થ જાવા કાજ; હવે કહું આત્માર્થીનાં, આત્મ-અર્થ સુખસાજ. ૩૩.

## આત્માર્થી લક્ષણ

આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરુ હોય; બાકી કુળગુરુ કલ્પના, આત્માર્થી નહિ જોય. ૩૪. પ્રત્યક્ષ સદ્‌ગુરુ પ્રાપ્તિનો. ગણે પરમ ઉપકાર; ત્રણે યોગ એકત્વથી, વર્તે આજ્ઞાધાર. ૩૫. એક હોય ત્રણ કાળમાં, પરમારથનો પંથ; પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમંત. ૩૬. એમ વિચારી અંતરે, શોધે સદ્‌ગુરુયોગ; કામ એક આત્મનું, બીજો નહિ મન રોગ. ૩૭. કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ; ભવે ખેદ પ્રાણીદયા ત્યાં આત્માર્થનિવાસ. ૩૮. દશા ન એવી જયાંસુધી, જીવ લહે નહિ જોગ્ય; મોક્ષમાર્ગ પામે નહીં, મટે ન અંતર રોગ. ૩૯. આવે જ્યાં એવી દશા, સદ્‌ગુરુબોધ સુહાય; તે બોધે સુવિચારણા, ત્યાં પ્રગટે સુખદાય. ૪૦. જ્યા પ્રગટે સુવિચારણા, ત્યાં પ્રગટે નિજ જ્ઞાન; જે જ્ઞાને ક્ષય મોહ થઈ, પામે પદ નિર્વાણ. ૪૧. ઉપજે તે સુવિચારણા, મોક્ષમાર્ગ સમજાય; ગુરુશિષ્ય સંવાદથી, ભાખું ષટ્‌પદ આંહિ. ૪૨.

## ષટ્‌પદનામકથન

'આત્મા છે,' તે 'નિત્ય છે,' 'છે કર્ત્તા નિજકર્મ'; 'છે ભોક્તા,' વળી 'મોક્ષ છે,' 'મોક્ષ ઉપાય સુધર્મ.' ૪૩. ષટ્‌સ્થાનક સંક્ષેપમાં, ષટદર્શન પણ તેહ; સમજાવા પરમાર્થને, કહ્યાં જ્ઞાનીએ એહ. ૪૪.

## ૧. શંકા-શિષ્ય ઉવાચ:

નથી દૃષ્ટિમાં આવતો, નથી જણાતું રૂપ; બીજો પણ અનુભવ નહીં, તેથી ન જીવસ્વરૂપ. ૪૫. અથવા દેહજ આતમા, અથવા ઇન્દ્રિય પ્રાણ; મિથ્યા જુદો માનવો, નહીં જુદું એંધાણ. ૪૬. વળી જો આત્મા હોય તો, જણાય તે નહિ કેમ? જણાય

જો તે હોય તો, ઘટ પટ આદિ જેમ. ૪૭. માટે છે નહિ આતમા. મિથ્યા મોક્ષ ઉપાય; એ અંતર શંકા તણો, સમજાવો સદુપાય.

## ૧. સમાધાન–સદ્ગુરુ ઉવાચ:

ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહસમાન; પણ તે બન્ને ભિન્ન છે, પ્રગટ લક્ષણે ભાન. ૪૯. ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહસમાન; પણ તે બન્ને ભિન્ન છે, જેમ અસિ ને મ્યાન. ૫૦. જે દ્રષ્ટા છે દ્રષ્ટિનો, જે જાણે છે રૂપ; અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવસ્વરૂપ. ૫૧. છે ઇન્દ્રિય પ્રત્યેકને, નિજ નિજ વિષયનું જ્ઞાન; પાંચ ઇન્દ્રિયના વિષયનું. પણ આત્માને ભાન. ૫૨. દેહ ન જાણે તેહને, જાણે ન ઇન્દ્રિય પ્રાણ; આત્માની સત્તા વડે, તેહ પ્રવર્તે જાણ. ૫૩. સર્વ અવસ્થાને વિષે, ન્યારો સદા જણાય; પ્રગટ રૂપ ચૈતન્યમય, એ એંધાણ સદાય. ૫૪. ઘટ, પટ આદિ જાણ તું, તેથી તેને માન; જાણનાર તે માન નહિ, કહીએ કેવું જ્ઞાન? ૫૫. પરમ બુદ્ધિ કૃષ દેહમાં સ્થૂળ દેહ મતિ અલ્પ; દેહ હોય જો આતમાં ઘટે ન આમ વિકલ્પ. ૫૬. જડ ચેતનનો ભિન્ન છે, કેવળ પ્રગટ સ્વભાવ; એકપણું પામે નહીં, ત્રણે કાળ દ્વય ભાવ. ૫૭. આત્માની શંકા કરે, આત્મા પોતે આપ; શંકાનો કરનાર તે, અચરજ એહ અમાપ. ૫૮.

## ૨. શંકા શિષ્ય–ઉવાચ:

આત્માના અસ્તિત્વના આપે કહ્યા પ્રકાર; સંભવ તેનો થાય છે, અંતર કર્યે વિચાર. ૫૯. બીજી શંકા થાય ત્યાં, આત્મા નહીં અવિનાશ; દેહ–યોગથી ઉપજે, દેહ–વિયોગે નાશ. ૬૦. અથવા વસ્તુ ક્ષણિક છે, ક્ષણે ક્ષણે પલટાય; એ અનુભવથી પણ નહીં, આત્મા નિત્ય જણાય. ૬૧.

## ૨. સમાધાન–સદ્ગુરુ ઉવાચ:

દેહ માત્ર સંયોગ છે, વળી જડરૂપી દૃશ્ય; ચેતનનાં ઉત્પત્તિ લય, કોના અનુભવ વશ્ય? ૬૨. જેના અનુભવ વશ્ય એ ઉત્પન્ન–લયનું જ્ઞાન; તે તેથી જુદા વિના થાય ન કેમેં ભાન. ૬૩. જે સંયોગો દેખીએ, તે તે અનુભવ દશ્ય; ઉપજે નહીં સંયોગથી, આત્મા નિત્ય પ્રત્યક્ષ. ૬૪. જડથી ચેતન ઉપજે, ચેતનથી જડ થાય; એવો અનુભવ કોઇને, ક્યારે કદી ન થાય. ૬૫ કોઈ સંયોગોથી નહીં જેની ઉત્પત્તિ થાય; નાશ ન તેનો કોઇમાં, તેથી 'નિત્ય' સદાય. ૬૬. ક્રોધાદિ તરમ્યતા, સર્પાદિકની માંય; પૂર્વજન્મ સંસ્કાર તે, જીવ નિત્યતા ત્યાંય. ૬૭. આત્મા દ્રવ્યે નિત્ય છે, પર્યાયે પલટાય; બાળાદિ વય ત્રણ્યનું, જ્ઞાન એકને થાય. ૬૮. અથવા જ્ઞાન ક્ષણિકનું, જે જાણી વદનાર; વદનારો તે ક્ષણિક નહિ, કર અનુભવ નિર્ધાર. ૬૯. ક્યારે કોઇ વસ્તુનો, કેવળ હોય ન નાશ; ચેતન પામે નાશ તો, કેમાં ભળે તપાસ ૭૦.

## ૩. શંકા–શિષ્ય ઉવાચ:

કર્તા જીવ ન કર્મનો, કર્મજ કર્તા કર્મ; અથવા સહજ સ્વભાવ કાં કર્મ જીવનો ધર્મ. ૭૧. આત્મા સદા અસંગ ને, કરે પ્રકૃતિ–બંધ; અથવા ઈશ્વર–પ્રેરણા, તેથી જીવ અબંધ. ૭૨. માટે મોક્ષ ઉપાયનો, કોઈ ન હેતુ જણાય; કર્મતણું કર્તાપણું, કાં નહીં, કાં નહીં જાય. ૭૩.

ઉપાય તો ઉદય ઉદય સદ્‌ભાગ્ય. ૯૬.

### ૬. સમાધાન–સદ્‌ગુરુ ઉવાચ:

પાંચે ઉત્તરની થઇ, આત્મા વિષે પ્રતીત; થાશે મોક્ષોપાયની, સહજ પ્રતીત એ રીત. ૯૭. કર્મભાવ અજ્ઞાન છે, મોક્ષભાવ નિજવાસ; અંધકાર અજ્ઞાનસમ, નાશે જ્ઞાન પ્રકાશ. ૯૮. જે જે કારણ બંધનાં, તેહ બંધનો પંથ; તે કારણ છેદક દશા, મોક્ષપંથ ભવઅંત. ૯૯. રાગ, દ્વેષ, અજ્ઞાન એ, મુખ્ય કર્મની ગ્રંથ; થાય નિવૃત્તિ જેહથી, તેજ મોક્ષનો પંથ. ૧૦૦. આત્મા સત્ ચૈતન્યમય, સર્વાભાસ રહિત; જેથી કેવળ પામીએ, મોક્ષપંથ તે રીત. ૧૦૧. કર્મ અનંત પ્રકારનાં, તેમાં મુખ્યે આઠ; તેમાં મુખ્યે મોહિનિય, હણાય તે કહું પાઠ. ૧૦૨. કર્મ મોહિનિય ભેદ બે, દર્શન ચારિત્ર નામ; હણે બોધ વીતરાગતા, અચૂક ઉપાય આમ. ૧૦૩. કર્મબંધ ક્રોધાદિથી, હણે ક્ષમાદિક તેહ; પ્રત્યક્ષ અનુભવ સર્વને, એમાં શો સંદેહ? ૧૦૪. છોડી મત દર્શન તણો આગ્રહ તેમ વિકલ્પ; કહ્યો માર્ગ આ સાધશે, જન્મ તેહના અલ્પ. ૧૦૫. ષટ્‌પદનાં ષટ્‌પ્રશ્ન તેં, પૂછ્યા કરી વિચાર; તે પદની સર્વાંગતા, મોક્ષમાર્ગ નિરધાર. ૧૦૬. જાતિ વેષનો ભેદ નહિ, કહ્યો માર્ગ જો હોય; સાધે તે મુક્ત લહે, એમાં ભેદ ન કોય. ૧૦૭. કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ; ભવે ખેદ, અંતર દયા, તે કહીએ જિજ્ઞાસ. ૧૦૮. તે જિજ્ઞાસુ જીવને, થાય સદ્‌ગુરુબોધ; તો પામે સમકિતને, વર્તે અંતરશોધ. ૧૦૯. મત દર્શન આગ્રહ તજી, વર્તે સદ્‌ગુરુલક્ષ; લહે શુદ્ધ સમકિત તે, જેમાં ભેદ ન પક્ષ. ૧૧૦. વર્તે નિજ સ્વભાવનો, અનુભવ લક્ષ પ્રતીત; વૃત્તિ વહે નિજભાવમાં, પરમાર્થે સમકીત. ૧૧૧. વર્ધમાન સમકિત થઈ, ટાળે મિથ્યાભાસ; ઉદય થાય ચારિત્રનો. વીતરાગપદ વાસ. ૨૧૨. કેવળ નિજસ્વભાવનુ, અખંડ વર્તે જ્ઞાન; કહીએ કેવળ જ્ઞાન તે, દેહ છતાં નિર્વાણ. ૧૧૩. કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતાં સમાય; તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય. ૧૧૪. છૂટે દેહાધ્યાસ તો, નહિ કર્તા તું કર્મ; નહિ ભોકતા તું તેહનો, એજ ધર્મનો મર્મ. ૧૧૫. એજ ધર્મથી મોક્ષ છે. તું છો મોક્ષસ્વરૂપ; અનંત દર્શન જ્ઞાન તું, અવ્યાબાધ સ્વરૂપ. ૧૧૬. શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ; બીજું કહીએ કેટલું? કર વિચાર તો પામ. ૧૧૭. નિશ્ચય સર્વે જ્ઞાનીનો, આવી અત્ર શમાય; ધરી મૌનતા એમ કહી, સહજ સમાધિમાંય. ૧૧૮.

### શિષ્ય બોધબીજપ્રાપ્ત કથન

સદ્‌ગુરુના ઉપદેશથી, આવ્યું અપૂર્વ ભાન; નિજપદ નિજમાંહી લહ્યું, દૂર થયું અજ્ઞાન. ૧૧૯. ભાસ્યું નિજસ્વરૂપ તે, શુદ્ધ ચેતનારૂપ; અજર અમર, અવિનાશી ને, દેહાતીત સ્વરૂપ. ૧૨૦. કર્તા ભોકતા કર્મનો વિભાવ વર્તે જ્યાંય; વૃત્તિ વહી નિજભાવમાં, થયો અકર્તા ત્યાંય. ૧૨૧. અથવા નિજપરિણામ જે, શુદ્ધ ચેતનારૂપ; કર્તા ભોકતા તેહનો, નિર્વિકલ્પસ્વરૂપ. ૧૨૨. મોક્ષ કહ્યો નિજશુદ્ધતા, તે પામે તે પંથ; સમજાવ્યો સંક્ષેપમાં, સકળ માર્ગ નિર્ગ્રંથ. ૧૨૩. અહો! અહો! શ્રી સદ્‌ગુરુ, કરુણાસિંધુ અપાર; આ પામર પર પ્રભુ કર્યો, અહો! અહો! ઉપકાર. ૧૨૪. શું પ્રભુચરણ કને ધરું, આત્માથી સૌ

હીન; તે તો પ્રભુએ આપીઓ, વર્તું ચરણાધીન ૧૨૫. આ દેહાદિ આજથી, વર્તો પ્રભુ આધીન; દાસ, દાસ, હું દાસ છું, તેહ પ્રભુનો દીન. ૧૨૬. ષટ્ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ; મ્યાન થકી તરવારવત્, એ ઉપકાર અમાપ. ૧૨૭.

## ઉપસંહાર

દર્શન ષટે શમાય છે, આ ષટ્ સ્થાનક માંહિં; વિચારતાં વિસ્તારથી, સંશય રહે ન કાંઇ. ૧૨૮. આત્મભ્રાંતિ સમ રોગ નહિ, સદ્દગુરુ વૈદ્ય સુજાણ; ગુરુઆજ્ઞા સમ પથ્ય નહિ, ઔષધ વિચાર ધ્યાન. ૧૨૯. જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરૂષાર્થ; ભવસ્થિતિ આદિ નામ લઇ; છેદો નહિ આત્માર્થ. ૧૩૦. નિશ્ચયવાણી સાંભળી, સાધન તજવાં નોય; નિશ્ચય રાખી લક્ષમા, સાધન કરવાં સોય. ૧૩૧. નય નિશ્ચય એકાંતથી, આમાં નથી કહેલ; એકાંતે વ્યવહાર નહિ, બન્ને સાથ રહેલ. ૧૩૨. ગચ્છ મતની જે કલ્પના, તે નહિ સદ્વ્યવહાર; ભાન નહીં નિજરૂપનું, તે નિશ્ચય નહીં સાર. ૧૩૩. આગળ જ્ઞાની થઈ ગયા, વર્તમાનમાં હોય; થાશે કાળ ભવિષ્યમાં, માર્ગ ભેદ નહીં કોય. ૧૩૪. સર્વ જીવ છે સિદ્ધસમ, જે સમજે તે થાય; સદ્દગુરુઆજ્ઞા જિનદશા, નિમિત્ત કારણ માંય. ૧૩૫. ઉપાદાનનું નામ લઇ, એ જે તજે નિમિત્ત; પામે નહિં સિદ્ધત્વને, રહે ભ્રાંતિમાં સ્થિત. ૧૩૬. મુખથી જ્ઞાન કથે અને, અંતર છૂટ્યો ન મોહ; તે પામર પ્રાણી કરે, માત્ર જ્ઞાનીનો દ્રોહ. ૧૩૭. દયા, શાંતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ, વૈરાગ્ય; હોય મુમુક્ષુ ઘટ વિષે, એહ સદાય સુજાગ્ય. ૧૩૮. મોહ ભાવ ક્ષય હોય જ્યાં, અથવા હોય પ્રશાંત; તે કહીએ જ્ઞાનીદશા, બાકી કહીએ ભ્રાંત. ૧૩૯. સકલ જગત તે એઠવત્, અથવા સ્વપ્ન સમાન; તે કહીએ જ્ઞાનીદશા, બાકી વાચા જ્ઞાન. ૧૪૦. સ્થાનક પાંચ વિચારીને, છઠ્ઠે વર્તે જેહ; પામે સ્થાનક પાંચમું, એમાં નહીં સંદેહ. ૧૪૧. દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત; તે જ્ઞાનીનાં ચરણમાં, હો ! વંદન અગણિત. ૧૪૨.

સાધન સિદ્ધ દશા અહીં, કહી સર્વ સંક્ષેપ; ષટ્ દર્શન સંક્ષેપમાં ભાખ્યા નિર્વિક્ષેપ.

## ક્ષ મા પ ના

હે ભગવાન! હું બહુ ભૂલી ગયો, મેં તમારા અમૂલ્ય વચનને લક્ષમાં લીધાં નહીં. તમારાં કહેલાં અનુપમ તત્ત્વનો મેં વિચાર કર્યો નહીં. તમારા પ્રણીત કરેલા ઉત્તમ શીલને મેં સેવ્યું નહીં. તમારાં કહેલાં દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા મેં ઓળખ્યાં નહીં. હે ભગવાન! હું ભૂલ્યો. આથડયો, રઝળ્યો અને અનંત સંસારની વિટંબનામાં પડ્યો છું. હું પાપી છું. હું બહુ મદોન્મત્ત અને કર્મરજથી કરીને મલિન છું. હે પરમાત્મા! તમારાં કહેલાં તત્ત્વ વિના મારો મોક્ષ નથી. હું નિરંતર પ્રપંચમાં પડ્યો છું. અજ્ઞાનથી અંધ થયો છું, મારામાં વિવેકશક્તિ નથી અને હું મૂઢ છું. હું નિરાશ્રિત છું, અનાથ છું. નિરાગી પરમાત્મા! હવે હું તમારું, તમારા ધર્મનું અને તમારા મુનિનું શરણ ગ્રહું છું. મારા અપરાધ ક્ષય થઈ હું તે સર્વ પાપથી મુક્ત થઉં, એ મારી અભિલાષા છે. આગળ કરેલાં પાપોનો હું હવે પશ્ચાતાપ કરું છું. જેમ જેમ હું સૂક્ષ્મ વિચારથી

ઊંડો ઊતરું છું તેમ તેમ તમારા તત્ત્વના ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે.

તમે નિરાગી, નિર્વિકારી, સચ્ચિદાનંદસ્વરૂપ, સહજાનંદી, અનંતજ્ઞાની, અનંતદર્શી અને ત્રૈલોક્યપ્રકાશક છો. હું માત્ર મારા હિતને અર્થે તમારી સાક્ષીએ ક્ષમા ચાહું છું.

એક પળ પણ તમારાં કહેલાં તત્ત્વની શંકા ન થાય, તમારા કહેલા રસ્તામાં અહોરાત્ર હું રહું, એજ મારી આકાંક્ષા અને વૃત્તિ થાઓ! હે સર્વજ્ઞ ભગવાન! તમને હું વિશેષ શું કહું? તમારાથી કંઇ અજાણ્યું નથી. માત્ર પશ્ચાત્તાપથી હું કર્મજન્ય પાપની ક્ષમા ઇચ્છું છું.

## જેણે આત્માને જાણ્યો તેણે સર્વ જાણ્યું "મુમુક્ષુ" "સેવના સ્વાધ્યાય."

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું, દીનાનાથ દયાળ; હું તો દોષ અનંતનું, ભાજન છું કરૂણાળ. ૧. શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વ તુજ રૂપ; નથી લઘુતા કે દીનતા શું કહું પરમસ્વરૂપ? ૨. નથી આજ્ઞા ગુરૂદેવની, અચળ કરી ઊર માંહિ; આપતણો વિશ્વાસ દૃઢ, ને પરમાદર નાંહિ. ૩. જોગ નથી સત્સંગનો, નથી સત્સેવા જોગ; કેવળ અર્પણતા નથી નથી આશ્રય અનુયોગ. ૪. 'હું પામર, શું કરી શકું,' એવો નથી વિવેક; ચરણ, શરણ, ધીરજ નથી, મરણ સુધીની છેક. ૫. અચિંત્ય તુજ માહાત્મ્યનો, નથી પ્રફુલ્લિત ભાવ, અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ. ૬. અચળરૂપ આસક્તિ નહી, નહી વિરહનો તાપ; કથા અલ્પ તુજ પ્રેમની નહી તેનો પરિતાપ. ૭. ભક્તિમાર્ગ પ્રવેશ નહિ, નહિ ભજન દૃઢ ભાન; સમજ નહી નિજ ધર્મની, નહી શુભ દેશે સ્થાન. ૮. દોષકાળકળિથી થયો, નહી મર્યાદા ધર્મ; તોય નહી વ્યાકુળતા, જુઓ પ્રભુ મુજ કર્મ. ૯. સેવાને પ્રતિકૂળ જે, તે બંધન નથી ત્યાગ; દેહેંદ્રિય માને નહી, કરે બાહ્યપર રાગ. ૧૦. તુજ વિયોગ સ્ફુરતો નથી, વચન, નયન, યમ નાંહિ; નહી ઊદાસ અનભક્તથી, તેમ ગૃહાદીક માંહિ. ૧૧. અહંભાવથી રહિત નહિ, સ્વધર્મસંચય નાંહિ; નથી નિવૃત્તી નિર્મળપણે, અન્ય ધર્મની કાંઇ. ૧૨. એમ અનંત પ્રકારથી, સાધન રહીત હુંય; નહી એક સદ્‌ગુણ પણ, મુખ બતાવું શુંય. ૧૩. કેવળ કરૂણા–મૂર્ત્તિ છો, દીનબંધુ, દીનનાથ; પાપી પરમ અનાથ છું ગ્રહો પ્રભુજી હાથ. ૧૪. અનંત કાળથી આથડયો, વિના ભાન ભગવાન; સેવ્યા નહી ગુરૂ સંતને મૂકયું નહી અભિમાન. ૧૫. સંતચરણઆશ્રય વિના, સાધન કર્યાં અનેક; પાર ન તેથી પામિયો, ઊગ્યો ન અંશ વિવેક. ૧૬. સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઊપાય; સત્ સાધન સમજ્યો નહિ, ત્યાં બંધન શું જાય. ૧૭. પ્રભુ પ્રભુ લય લાગી નહિ, પડયો ન સદ્‌ગુરૂ પાય; દીઠા નહિ નિજ દોષ તો, તરિયે કોણ ઊપાય? ૧૮. અધમાધમ અધીકો પતિત, સકળ જગતમાં હુંય; એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય? ૧૯. પડી પડી તુજ પદપંકજે, ફરિ ફરિ માગું એજ; સદ્‌ગુરૂ, સંત, સ્વરૂપ તુંજ, એ દૃઢતા કરિ દેજ. ૨૦.

## ગુણસ્થાનક સ્વાધ્યાય.

અપૂર્વ અવસર એવો કયારે આવશે? કયારે થઇશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો? સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને, વીચરશું કવ મહત્પુરૂષને પંથજો? અપૂર્વ. ૧. સર્વ

ભાવથી ઔદાસીન્યવૃત્તિ કરી; માત્ર દેહ તે સંયમહેતુ, હોય જો; અન્ય કારણે અન્ય કશું કલ્પે નહીં, દેહે પણ કિંચીત્ મૂર્છા નવ જોય જો. અપૂર્વ. ૨. દર્શનમોહ વ્યતીત થઈ ઊપજ્યો બોધ જે, દેહ ભિન્ન કેવલ ચૈતન્યનું જ્ઞાન જો; તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે, વર્તે એવું શુદ્ધસ્વરૂપનું ધ્યાન જો. અપૂર્વ. ૩. આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની, મુખ્યપણે તો વર્તે દેહપર્યંત જો; ઘોર પરિષહ કે ઊપસર્ગભયે કરી, આવી શકે નહીં તે સ્થિરતાનો અંત જો. અપૂર્વ. ૪. સંયમના હેતુથી યોગપ્રવર્ત્તના, સ્વરૂપલક્ષે જિનઆજ્ઞા આધાન જો, તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં, અંતે થાયે નિજ સ્વરૂપમાં લીન જો. અપૂર્વ. ૫. પંચ વિષયમાં રાગદ્વેશ વીરહિતતા, પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો દ્રવ્ય, ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબંધવણ, વિચરવું ઊદયાધીન પણ વીત લોભ જો. અપૂર્વ. ૬. ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધસ્વભાવતા, માન પ્રત્યે તો દીન પણાનું માન જો; માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની, લોભ પ્રત્યે નહીં લોભ સમાન જો. અપૂવ. ૭. બહુ ઉપસર્ગકર્તા પ્રત્યે પણ ક્રોધ નહીં, વંદે ચક્રી તથાપિ ન મળે માન જો; દેહ જાય પણ માયા થાય ન રોમમાં, લોભ નહીં છો પ્રબળ સિદ્ધિ નિદાન જો અપૂવ. ૮. નગ્નભાવ, મુંડભાવ, સહ અસ્નાનતા, અદંતધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો, કેશ, રોમ, નખ, કે અંગે શૃંગાર નહીં, દ્રવ્ય લાભ સયંમમય નિગ્રંથ સિદ્ધ જો. અપૂર્વ. ૯. શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શિતા, માન અમાને વર્તે તેજ સ્વભાવ જો, જીવિત કે મરણ નહીં ન્યૂ નાધિક્તા, ભવ મોક્ષે પણ શુદ્ધ તેં સમભાવજો, અપૂર્વ. ૧૦. એકાકી વિચરતો વળી સ્મશાનમાં, વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ જો; અડોલ આસન, ને મનમાં નહીં ક્ષોભતા, પરમમિત્રનો જાણે પામ્યા યોગ જો અપૂવ. ૧૧. ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહીં, સરસ અન્ને નહીં મનને પ્રસન્નભાવજો; રજકણ કે ઋદ્ધિ વૈમાનિક દેવની, સર્વે માન્યા પુદ્‌ગલ એક સ્વભાવ જો. અપૂર્વ. ૧૨. એમ પરાજય કરીને ચારિત્રમોહનો, આવ્યું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવ જો. શ્રેણી ક્ષપકતણી કરીને આરૂઢતા, અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વભાવ જો અપૂર્વ. ૧૩. મોહ સ્વયંભૂરમણ સમુદ્ર તરી કરી, સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણમોહ ગુણસ્થાન જો; અંતસમય ત્યાં પૂર્ણ સ્વરૂપ વીતરાગ થઈ, પ્રગટાવું નિજ કેવલજ્ઞાનનિધાન જો. અપૂર્વ. ૧૪. ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં, ભવના બીજતણો આત્યાંતિક નાશ જો; સર્વભાવ જ્ઞાતા દ્રષ્ટા સહ શુદ્ધતા, કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો. અપૂર્વ. ૧૫. વેદનિયાદિ ચાર કર્મ વર્તે જહાં, બળી સીંદરીવત્ આકૃતિ માત્ર જો; તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે, આયુષ પૂર્ણે, મટિયે દૈહિકપાત્ર જો. અપૂર્વ. ૧૬. મન, વચન, કાયા ને કર્મની વર્ગણા, છૂટે જહાં સકળ પુદ્‌ગલ સંબંધ જો; એવું અયોગી ગુણ સ્થાનક ત્યાં વર્તતું, મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો. અપૂર્વ. ૧૭. એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા, પુર્ણકલંકરહિત અડોલસ્વરૂપ જો; શુદ્ધ નીરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય, અગુરૂલઘુ, અમૂર્ત સહજપદરૂપ જો. અપૂર્વ. ૧૮. પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી; ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો; સાદી અનંત અનંત સમાધિસુખમાં, અનંત દર્શન, જ્ઞાન, અનંત સહિત જો. અપૂર્વ. ૧૯. જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં, કહી

શકયા નહીં પણ તે શ્રી ભગવાન જો; તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે! અનુભવ ગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો. અપૂર્વ. ૨૦. એહ પરમપદપ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં, ગજાવગર ને હાલ મનોરથરૂપ જો; તોપણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો, "પ્રભુઆજ્ઞાએ" થાશું તેજ સ્વરૂપ જો. અપૂર્વ. ૨૧.

## અમૂલ્ય તત્ત્વવિચાર (હરિગીત છંદ)

બહુ પુણ્યકેરા પુંજથી, શુભ દેહ માનવનો મળ્યો, તોયે અરે! ભવચક્રનો, આંટો નહિ એકે ટળ્યો; સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે, લેશ એ લક્ષે લહો; ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે, કાં અહો રાચી રહો? ૧. લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો? શું કુટુંબ કે પરિવારથી, વધવાપણું એ નય ગ્રહો; વધવાપણું સંસારનું, નરદેહને હારી જવો; એનો વિચાર નહીં અહોહો! એક પળ તમને હવો!!! ૨. નિર્દોષ સુખ નિર્દોષ આનંદ, લ્યો ગમે ત્યાંથી ભલે, એ દિવ્ય શક્તિમાન જેથી, જંજીરેથી નીકળે; પર વસ્તુમાં નહિ મૂંઝવો, એની દયા મુજને રહી; એ ત્યાગવા સિદ્ધાંત કે, પશ્ચાતદુઃખ તે સુખ નહીં. ૩. હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારું ખરું? કોના સબંધે વળગણા છે? રાખું કે એ પરિહરું? એના વિચાર વિવેકપૂર્વક, શાંત ભાવે જો કર્યા; તો સર્વ આત્મિકજ્ઞાનનાં, સિદ્ધાંતતત્ત્વ અનુભવ્યાં. ૪. તે પ્રાપ્ત કરવા વચન કોનું, સત્ય કેવળ માનવું? નિર્દોષ નરનું કથન માનો, 'તેહ' જેણે અનુભવ્યું; રે! આત્મ તારો! આત્મ તારો! શીઘ્ર એને ઓળખો; સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો; આ વચનને હૃદયે લખો. ૫.

ઇચ્છે છે જે જોગી જન, અનંત સુખ સ્વરૂપ; મુળ શુદ્ધ તે આત્મપદ, સયોગી જીનસ્વરૂપ. ૧. આત્મ સ્વભાવ અગમ્ય તે, અવલંબન આધાર; જીનપદથી દર્શાવિયો, તેહ સ્વરૂપ પ્રકાર. ૨. જીનપદ નિજપદ એકતા, ભેદભાવ નહિ કોય; લક્ષ થવાને તેહનો, કહ્યાં શાસ્ત્ર સુખદાઈ ૩. જીન પ્રવચન દુર્ગમ્યતા, થાકે અતિમતિમાન; અવલંબન શ્રી સદ્ગુરૂ, સુગમ અને સુખખાણ. ૪. ઉપાસના જીન ચરણની, અતિશય ભક્તિ સહિત; મુનિજન સંગતિ રતિ અતિ, સંયમ યોગ ઘટિત. ૫. ગુણપ્રમોદ અતિશય રહે, રહે અંતર્મુખ યોગ; પ્રાપ્તિ શ્રી સદ્ગુરૂવડે, જીનદર્શન અનુયોગ. ૬. પ્રવચન સમુદ્રબિંદુમાં, ઉલસી આવે એમ; પૂર્વ ચૌદની લબ્ધિનું, ઉદાહરણ પણ તેમ. ૭. વિષય વિકાર સહિત જે, રહ્યા મતિના યોગ; પરિણામની વિષમતા, તેને યોગ અયોગ. ૮. મંદ વિષયને સરળતા, સહઆજ્ઞા સુવિચાર; કરૂણા કોમળતાદિ ગુણ, પ્રથમ ભૂમિકા ધાર. ૯. રોકયા શબ્દાદિક વિષય, સંયમ સાધન રાગ; જગત ઇષ્ટ નહિ આત્મથી, મધ્ય પાત્ર મહાભાગ. ૧૦. નહિ તૃષ્ણા જીવ્યા તણી, મરણ યોગ નહિ ક્ષોભ; મહા પાત્ર તે માર્ગના, પરમ યોગ જીત લોભ. ૧૧.

આવ્યે બહુ સમદેશમાં, છાયા જાઈ સમાય; આવ્યે તેમ સ્વભાવમાં, મન સ્વરૂપ પણ જાય. ૧. ઉપજે મોહ વિકલ્પથી, સમસ્ત આ સંસાર; અંતર્મુખ અવલોકતા, વિલય થતાં નહિ વાર. ૨.

મુળ મારગ સાંભળો જીનનોરે, કરીવૃત્તિ અખંડ સન્મુખ, મૂળ. નોંય પુજાદિની જો કામનારે, નોંય વ્હાલું અંતરભવ દુઃખ. મુળ. ૧. કરી જોજો વચનની તુલનારે, જોજો શોધીને જીન સિદ્ધાંત. મુળ. માત્ર કહેવું પરમારથ હેતુથી રે, કોઈ પામે મુમુક્ષુ વાત. મુળ ૨. જ્ઞાન, દર્શન, ચારિત્રની શુદ્ધતારે, એકપણે અને અવિરૂદ્ધ, મુળ. જીન મારગ તે પરમાર્થથી રે, એમ કહ્યું સિદ્ધાંતે બુધ. મુળ ૩. લિંગ અને ભેદો જે વ્રતનારે, દ્રવ્ય દેશકાળાદિ ભેદ. મુળ. પણ જ્ઞાનાદિની જે શુદ્ધતારે, તે તો ત્રણે કાળે અભેદ. મુળ. ૪. હવે જ્ઞાન દર્શનાદિ શબ્દનોરે, સંક્ષેપ સુણો પરમાર્થ. મુળ. તેને જોતાં વિચારી વિશેષથી રે, સમજાશે ઉત્તમ આત્માર્થ મુળ ૫. છે દેહાદિથી ભિન્ન આતમારે ઉપયોગી સદા અવિનાશ. મુળ એમ જાણે સદ્ગુરૂ ઉપદેશથી રે, કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ મુળ. ૬. જે જ્ઞાને કરીને જાણીયું રે, તેની વરતે છે શુદ્ધ પ્રતીત. મુળ. કહ્યું ભગવંતે દર્શન તેહને રે, જેનું બીજું નામ સમકિત મુળ. ૭. જેમ આવી પ્રતીતિ જીવીની રે, જાણ્યો સર્વેથી ભિન્ન અસંગ. મુળ. તેવો સ્થિર સ્વભાવ તે ઉપજે રે, નામ ચારિત્ર તે અણુલિંગ. મુળ. ૮. તે ત્રણે અભેદ પરિણામથી રે, જ્યારે વર્તે તે આત્મારૂપ. મુળ. તેહ મારગ જીનનો પામીયો રે, કિંવા પામ્યો તે નિજ સ્વરૂપ. મુળ. ૯. એવાં મુળ જ્ઞાનાદિ પામવા રે, અને જવા અનાદિબંધ. મુળ. ઉપદેશ સદ્ગુરૂનો પામવો રે, ટાળી સ્વચ્છંદને પ્રતિબંધ. મુળ. ૧૦. એમ દેવજીણંદે ભાખીયું રે, મોક્ષમારગનું શુદ્ધ સ્વરૂપ. મુળ. ભવ્યજનોના હિતને કારણે રે. સંક્ષેપે કહ્યું સ્વરૂપ. મુળ. ૧૧.

## નમસ્કારના અર્થની ભાવના અને નમસ્કારનો બાલાવબોધ

### શ્રી શંખેશ્વર-પાર્શ્વનાથાય નમઃ

'નમો અરિહંતાણં" મારો નમસ્કાર શ્રી અરિહંતને હો! જે શ્રી અરિહંત ભગવંતો ૩૪ અતિશય સહિત ૩૫ વચનાતિશય પરિકલિત, ૧૮ દોષ અદૂષિત-(તે ૧૮ દોષો અનુક્રમે ૫-અંતરાય, હાસ્યાદિષટ્ક, કામ, મિથ્યાત્વ, અજ્ઞાન, નિદ્રા, અવિરતિ, રાગ અને દ્વેષ) અષ્ટ મહાપ્રાતિહાર્ય સહિત. (તે પ્રાતિહાર્યો) (૧) બાર ગુણું ઉંચું અશોક વૃક્ષ, (૨) કુસુમની વૃષ્ટિ (૩) પરમેશ્વરની વાણી યોજન લગી ગુહરી ગાજે (૪) ૨૪ જોડા ચામરો ઢળે (૫) ચાર સુવર્ણમય સિંહાસન (૬) પૂર્વ વિભાગે ૧૨ આદિત્ય થકી અધિક તેજે કરી ભામંડળ ઝળહળે (૭) મસ્તક ઉપર (આકાશમાં) દેવદુંદુભિ વાજે અને (૮) ઉપરા ઉપર ત્રણ ત્રણ છત્ર એવંકારે ચાર દિશામાં ૧૨ છત્ર ધરાવે, એ આઠ પ્રાતિહાર્યો યુક્ત) ત્રણ ગઢ, તેમાં પહેલો ગઢ રત્નમય અને મણીમય કોશીસાં બીજો ગઢ સુવર્ણમય અને રત્નમય કાંગરા, ત્રીજો ગઢ રજતમય અને સુવર્ણમય કોશીસાં હોય, સુવર્ણમય ભૂપીઠ બાંધીયું. ઉંધેબીંટે પંચવર્ણી કુલના પગર બાર પર્ષદા પૂરાય તે કેવી? સાધુ વૈમાનિક દેવી અને સાધ્વી, એ ત્રણ પર્ષદા આગ્નેય ખૂણે રહે જ્યોતિષ ભવનપતિ, વ્યંતર, એ ત્રણેના દેવો નૈઋત્ય ખૂણે રહે. જ્યોતિષી, ભવનપતિ અને વ્યન્તર, એ ત્રણેની દેવીઓ વાયવ્ય ખૂણે રહે અને વૈમાનિક દેવો, પુરૂષો અને મનુષ્યની સ્ત્રીઓ, એ ત્રણ ઇશાન

ખૂણે, એ રીતે પર્ષદા પૂરાય, ૮૦૦૦૦ પાવડીયાં ચિહું પાસે ત્રણ ત્રણ પોળે એ પ્રમાણે ૧૨ પોળ, અપૂર્વ તોરણ, કળાકૃત સમવસરણ માંહી ત્રિભુવન લક્ષ્મી સહિત અંતરંગ વૈરી રહિત, વિશ્વાધીશ પરમ જગદીશ સુવર્ણમયી કમળે બેઠા, સમસ્ત જીવરાશિ દીઠા, યોજન ગામિની વાણી, સર્વભાષાનુંસારિણી, અનંત દુઃખ નિવારિણી, સકલ-સૌખ્ય-કારિણી ઈસ્યી વાણીએ ચિહું મુખે ચિહું પ્રકારે પરમેશ્વર ધર્મોપદેશ દેતા, કેવળજ્ઞાન ધરતા, ચૌદ રાજલોકના મસ્તક ઉપર ૪૫ લાખ યોજન પ્રમાણ મુક્તિ શિલા તીહાં પુહુતા અનંત બલ, અનંત ગુણ, અનંત જ્ઞાન, પુરુષમાંહી ઉત્તમોત્તમ એવા જિનનું જે નામ તેને નામ અરિહંત કહીએ, જે ત્રિભુવનમાંહી શ્રી વીતરાગની મૂર્તિ તેને સ્થાપના-અરિહંત કહીએ, જે શ્રી શ્રેણીકાદિ મહાપુરૂષો (ભાવી) તીર્થંકર પદવી યોગ્ય જીવ તે દ્રવ્ય અરિહંત કહીએ, જે વિહરમાન પરમેશ્વર શ્રી સીમંધરસ્વામી પ્રમુખ તીર્થંકરો તે ભાવ અરિહંત કહીએ. એહવા જે અરિહંત અનંતાનંત હુઇઆ અને થશે અને થઈ રહ્યા છે. તેહનું ધ્યાન પંચવર્ણ અષ્ટદલ કમલરૂપે ધ્યાઇએ તે પરી સાંભળો-

નાભિકમળે, તિહાં કમળનું નાળ, તિહાંથી (નાભિથી) વૃદ્ધિ પામી બ્રહ્મ પ્રદેશે વિકાસ પામ્યું, અરિહંત શ્વેતવર્ણ જિસ્યુ મુક્તાફલનો હાર, જિમ વૈતાઢય પર્વત, જિમ પૂર્ણિમાનો ચંદ્ર, જિમ ક્ષીરસમુદ્રનું ફીણ, જિમ સ્ફટિકરત્ન, જિસી સિદ્ધશિલા નિર્મળ, જિસ્યું શ્વેત આતપત્ર (છત્ર), જિસ્યો ઐરાવણ ગજેન્દ્ર, જિમ દેવદૂષ્ય વસ્ત્ર, જિસ્યો દક્ષિણાવર્તશંખ જિસ્યું કામધેનુ દૂધ, તિસ્યા પરમેશ્વર નિર્મળ, દુષ્ટાષ્ટકર્મ ૧૫૮ પ્રકૃતિ રહિત, ઇસ્યા ઉજ્જવળ અરિહંત જે જગન્નાથ આકાશની પરે નિરાલંબ, પૃથ્વીની પરે સર્વસહ, મેરૂની પરે નિષ્પ્રકંપ, સમુદ્રની પરે ગંભીર ચંદ્રમાની પરે સૌમ્ય, સૂર્યની પરે તપ તેજ, સિંહની પરે અક્ષોભ્ય ભાવના ચંદનની પરે શીતલ, વાયુની પરે અપ્રતિબદ્ધ, ભારંડપક્ષીની પરે અપ્રમત, જગત્રય વંદનિક, મહામુનીશ્વરને ધ્યાવવા યોગ્ય કેવળજ્ઞાને કરી ત્રિભુવન દિનકર ઇસ્યાશ્રી વીતરાગ રહે. 'નમો અરિહંતાણ' એ પદમાં તેમને મારો નમસ્કાર હો.

'નમોસિદ્ધાણં' એ પદથી મારો નમસ્કાર શ્રી સિદ્ધોને હો! જે સિદ્ધો સિદ્ધાંતે ૧૫ ભેદે કહ્યા છે (૧) તીર્થંકર સિદ્ધ-શ્રી ઋષભદેવાદિ (૨) અતીર્થંકર સિદ્ધ-પુંડરિક-ગણધરાદિ (૩) તીર્થસિદ્ધ-મરુદેવામાતા (૫) ગૃહસ્થ લિંગે સિદ્ધ-શ્રી ભરતેશ્વરાદિ (૬) અન્યલિંગેસિદ્ધ-વલ્કલચિરી (૭) સ્વલિંગસિદ્ધ-અનેક સાધુઓ (૮) સ્રીલિંગસિદ્ધ-આર્યા ચંદનબાલાદિ (૯) પુરૂષ લિંગસિદ્ધ-અનંત પુરૂષો (૧૦) નપુંસક લિંગસિદ્ધ-ગાંગેય (૧૧) પ્રત્યેક બુદ્ધસિદ્ધ-કરકંડુ (૧૨) સ્વયં બુદ્ધસિદ્ધ (૧૩) બુદ્ધ બોધિતસિદ્ધ (૧૪) એકસિદ્ધ (૧૫) અનેકસિદ્ધ જિહાં એક સિદ્ધ છે તિહાં અનંતા સિદ્ધો રહેલા છે. જે શરીર રહિત, સમ્પૂર્ણ જ્ઞાન-દર્શન ચારિત્ર ધરતા કેવળજ્ઞાને કરી સર્વ જીવના ભેદાનુ ભેદ જાણતા, અનંત ગુણ-અનંત બળ-અનંત વીર્ય સહિત જન્મ-જરા-મરણ-રોગ-શોક-વિયોગ-આધિ-વ્યાધિ પ્રમુખ સકલ દુઃખ થકી મુક્ત ઇન્દ્ર-ઉપેન્દ્રાદિ સર્વ દેવતાના સુખ અને ચક્રવર્તી આદિ મનુષ્યોના સુખ તે એકત્રિત કીજે, તે પિંડ અનંત ગુણ કીજે

(તો પણ) તે એક સિદ્ધને (સુખને) અનંતમે ભાગે ન આવે એવા સિદ્ધનાં સુખ આકાશે ન માય. સિદ્ધ થયા, બુદ્ધ થયા, ચૌદરાજને પારે સમય સમય પ્રત્યે અનંતાનંત સુખ ભોગવતા, જે સિદ્ધ રક્તકાન્તિ ધરતા જિસ્યું ઉગતો સૂર્ય, હિંગુળનોવર્ણ, દાડિમ જાસુલનું ફુલ અર્ધગુંજારંગ, નિષધપર્વત, રક્તોપલ, કમલ, મરકતરત્ન ચોળનોરંગ, કંકુનોરોળ, ચુના સહિત તંબોળ, ઇસી રક્તવર્ણે સિદ્ધની પાંખડી ધ્યાઇએ.

સંસ્થાન, સંઘયણ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, જે સિદ્ધને રહ્યા નથી, ૪૫ લાખ યોજન પ્રમાણ મુક્તિશિલા ઉપર યોજનના ૨૪ મા ભાગમાં અવસ્થાન કરતાં શરીર રહિત કેવળ તેજઃપુંજાકાર, ત્રૈલોક્યના સાર એવા સિદ્ધો 'નમો સિદ્ધાણં' એ પદમાં રહ્યા છે તેને મારો નમસ્કાર હો !

'નમો આયરિયાણં' મારો નમસ્કાર શ્રી આચાર્યોને હો, જે શ્રી આચાર્ય પંચવિધિ આચાર પરિપાળે, રાગદ્વેષ અંગથકી ટાળે, સકલ સિદ્ધાન્ત સૂત્રના અર્થને જાણે, ભવ્યજીવ પ્રતિબોધી માર્ગે આણે, દંભરહિત, છત્રીશ ગુણસહિત (તે છત્રીશ ગુણ–પાંચ ઇન્દ્રિયને સંવરે નવ બ્રહ્મચર્યની વાડમાં વસે ક્રોધ, માન, માયા લોભ ૪ કષાય પરિહરે, સર્વ પ્રાણાતિપાત વિરમણવ્રત, સર્વ મૃષાવાદ વિરમણ વ્રત, સર્વ પરિગ્રહ વિરમણ વ્રત, એ પાંચ મહાવ્રત ધરે ઇર્યાસમિતિ આદિ અષ્ટ પ્રવચન માતા પરિપાલે, એ ૩૬ ગુણ ધારે) શુદ્ધ પ્રરૂપક, જ્ઞાનક્રિયા, સંયમના આધાર, શ્રી જિનશાસન સાધાર સકલ–વિદ્યા–નિધાન યુગ પ્રધાન ગુણગણ રત્નાકર, મહિમા મહોદધિ, અતિશય સમુદ્ર, મહાગીતાર્થ, જ્ઞાનપરમાર્થ શ્રી સુરિમંત્ર સ્મરણ કરણ તત્પર, શ્રી સૂરિવર, તેહનોવર્ણ–જિસ્યો તપાવ્યું સુવર્ણ, હરિદ્રાનો રંગ, આઉલનું ફુલ, હરિયાલનો વાન, પરિપક્વ સહકારનું ફલ, શિખરી પર્વત, પીતવર્ણરત્ન, તિસ્યાશ્રી આચાર્ય પીળી કાંતિ ધરતા, 'નમો આયરિયાણં' ઇણીપદે શ્રી આચાર્યને મારા નમસ્કાર હો.

'નમો ઉવજ્ઝાયાણં' પદથી મારો નમસ્કાર ઉપાધ્યાયને હોજો. શ્રી ઉપાધ્યાય દ્વાદશાંગ સિદ્ધાંત ભણે (તે કિસ્યાં ? શ્રી 'આચારાંગ' આદિ અગીયાર અંગ તથા 'રાજપ્રશ્ન' આદિ ૧૨ ઉપાંગ ૧૪ પૂર્વ (તેમાં) પહેલું પૂર્વ જે અંબાડી સહિત હાથી જેવડો મશીનો પૂંજ કીજે, તેટલે થોળી 'ઉત્પાદ' પૂર્વ લખાય, બીજું 'આગ્રાયણી' પૂર્વ એવા બે હાથી પ્રમાણ મશી હોય (ત્યારે લખાય) ત્રીજું ચાર હાથી પ્રમાણ (મશીથી) એમ ઉત્તરોત્તર વધતાં ૧૪ મું લોકબિંદુસાર લખતાં (૮૧૯૨ હાથી પ્રમાણ મશીનો ઢેર કીજે તો લિખાય.) એ ૧૪ પૂર્વને ધરે તથા કુશલાનુંબંધ, આઉર પચ્ચક્ખાણ, મરણ વિધિ; ઇત્યાદિ દશ પયન્ના, ૪ મૂલસૂત્ર; છ છેદ, એ સિદ્ધાંત શિષ્યોને ભણાવે અને પોતે ગુણે, જે ઉપાધ્યાય (પોતે) ગુણે કરી આચાર્યપદ યોગ્ય, નિર્વિકાર, વિદ્યાનાસત્રકાર શ્રી ઉપાધ્યાય તેહનો વર્ણ, જિસ્યો પાંચીરત્ન, નીલપર્વત વસંત માસે વનખંડ, અશોકવૃક્ષ, નીલોત્પલકમલ, નીલા નગીનાનો વીજો, મેઘ ઉઠે મેહની, નવે અંકુરે નીલવર્ણ તિસ્યા ઉપાધ્યાયે નીલ કાંતિએ કરી દીપ્તિવંત હુતા. 'નમો ઉવજ્ઝાયાણં' એ પદમાં શ્રી ઉપાધ્યાયને મારો નમસ્કાર રહો !

'નમો લોએ સવ્વસાહૂણં' લોકમાંહો સર્વ સાધુને મારા નમસ્કાર હો ! જે સાધુ

૧૬ દોષ ઉત્પાદનના, ૧૬ ઉદ્ગમના, ૧૦ એષણાના, એવં ૪૨ દોષ વિશુદ્ધ આહાર લીએ, સમસ્ત ઇંદ્રિય દમે, સંસારેન રમે, ૨૨ પરિષહ સહે, નવકલ્પે વિહરતા રહે જે સાધુ સંસાર થકી ઉપરાંઠા [અળગા] ચાલે, ભવ્યજીવને મુક્તિ સુખ હેલા માત્રમાં આપે, જે મુનીશ્વર તણા ૨૭ ગુણધરે [તે કેવા ? વ્રતષટ્ક ધરે, પાંચ ઇંદ્રિય નિગ્રહે, ભાવસત્ય, કરણસત્ય, ક્ષમા, નિર્લોભતા, યથોક્ત ક્રિયાકરણ, મનવચન, કાયનિરોધ, કાય-ષટ્ક (રક્ષણ) સયમયોગ (રમણ) શીતાદિ વેદના સહન, મરણાંત ઉપસર્ગ સહે, એ ૨૭ ગુણયુક્ત હોય) એવા શાંત-દાંત-કાંત, વૈરાગ્યના સમુદ્ર સાહસિક શિરોમણી, ગુણવંત માંહી અગ્રેસર, સજ્જન સદાપ્રસન્ન, જીવલોકના બાંધવ, કુગતિરૂપી સમુદ્રના શોષણહાર, કેવળધરા, ઋજુમતિ, વિપુલમતિ, શ્રુતધર, ક્ષીરાસીવ, સંભિન્નસ્તેત, કોષ્ઠબુદ્ધિ, ચારણશ્રમણ, વૈક્રિય, પદાનુસારિણી, આશિવિષા, આકાશ ગામિની, બહુરૂપિણી, અક્ષીણ મહાનસીલબ્ધિ આદિ ૨૮ લબ્ધિના ધરનારાં, મોહ, માયા લોભ, સ્નેહના પ્રતિબંધ ખંડિયા, મહંત, ઉત્તમ સત્પુરૂષના ચિન્હને પોતે આચરણ કરી હર્ષ ઉપજાવે, પચ પ્રકારે વિષય, ૧૬ કષાય ૯ નોકષાય અને ઘરબાર, કુટુંમ્બ પરિવાર, હર્ષ, વિષાદ, જેણે મુનીશ્વરે સર્વ પરહિર્યો, સર્વ સંગ પરિત્યાગ કરી મોક્ષમાર્ગ સાધે, બિહું પ્રકારે યતિધર્મ-શ્રાવકધર્મ બોલે તીન રત્ન જ્ઞાન દર્શન ચારિત્ર ધરે, ચાર વિકથા છાંડે, પાંચ નિંદ્રા ટાળે, પાંચ સમિતિ, પાંચ મહાવ્રત, પાંચ સ્વાધ્યાય, પાંચ જ્ઞાન આરાધે, પંચ પરમેષ્ઠિ ધ્યાતા, પંચમગતિને માટે ઉત્કઠીયા, અનેક દેવતા, મનુષ્ય તિર્યંચના કીધાં ઉપસર્ગ સહે છ બાહ્ય છ અભ્યંતર એ બારે પ્રકારે તપ કરે, ક્ષમાના ભંડાર ધર્મના લિંગ, પુણ્યે કરી પવિત્ર ગાત્ર, સૂક્ષ્મ-બાદર સર્વ જીવની રક્ષા કરે, આર્ત રૌદ્ર ધ્યાન દૂરિ છાંડે, ધર્મધ્યાન-શુક્લ ધ્યાન ધરતાં. સર્વસહ સમ તૃણ-મણિ, સમ લોષ્ટ-કાંચન, વાસી ચંદન કલ્પસમાન અને સમ શત્રુ મિત્ર, પરબ્રહ્મસ્વરૂપ ભાવતા કૃષ્ણકાન્તિ ધરતા જિસ્યો અરિષ્ટરત્ન શ્યામ-વર્ણ ગજેન્દ્ર, કાજલવાન, સજલમેઘ, કૃષ્ણરાજી વિમાન તિસ્યા શ્રી સાધુગરૂઆ સત્તરે ભેદે સંયમ સેવતાં, સસાર માર્ગ રૂંધતા, પાંચ ભરત, ઐરવત' મહાવિદેહ પદર ક્ષેત્ર-માંહી જે સાધુ તે 'નમોલોએ સવ્વસાહૂણં' પદ્મમા રહે છે. તેમને મારો નમસ્કાર હો !

'એસો પંચ નમુક્કારો' આ પરમેષ્ટિ કિસ્સો છે ? એ પાંખડી જમણે પાસે નીલાડને કાનની વચ્ચે રાતી પીળી કાંતિ ધરતા ધ્યાયે.

'સવ્વ-પાવપ્પણાસણો' એણી જપે અનંતાંનંત ભવ પ્રતિસાત વ્યસન સેવીયા, પદર કર્માદાન પોષીયા, મિથ્યાત્વ પ્રવર્તાવીયા, અધર્મ કરવે કરી શ્રી જિનધર્મની અવહેલના કીધી, ષટ્કાય અનેક યંત્ર જોહરવે કરી બ્રહ્મવ્રત ખંડીવઈ, દીનોદ્ધાર-જિર્ણો-દ્ધાર ન કરવી. દાનને અણદેવે, ભાવના ન સેવે સહસ લાખ-કોટી-અનંતભવે કર્મ બાંધીયા તે કીસ્યા છે ? જ્ઞાનાવરણ પાંચ ભેદે, તેની ઉત્કૃષ્ટી સ્થિતિ ૩૦ કોડાકોડી સાગરોપમ પ્રમાણ જિસ્યું, ચક્ષુ આગળ પદ, તીસ્યું, જ્ઞાનાવરણીય પહેલું જાણવું, બીજું દર્શનાવરણીયના નવ ભેદ, ૩૦ કોડાકોડી સાગર ઉત્કૃષ્ટ સ્થિતિ, પ્રતિહાર સરિખું ત્રીજું વેદનીયકર્મ,

તેના બે ભેદ ૨૦(૩૦ કોડાકોડી સાગર સ્થિતિ, મધુલિપ્ત. ખડ્ગધારા સદૃશ જાણવું, ચોથું મોહનીયકર્મ ૭૦ કોડાકોડી સાગરોપમ પ્રમાણ, તેના ૨૮ ભેદ મદિરા સરિખું જીવને પરાભવે. પાંચમું આયુકર્મ ચિહું ભેદ તેની તેત્રીસ સાગર પ્રમાણ સ્થિતિ હડિસમાન. છઠું નામકર્મ, તેહના ૧૦૩ ભેદ. ૨૦ કોડાકોડી સાગર પ્રમાણ સ્થિતિ, ચિત્ર (કાર) સમાન, સાતમું ગોત્રકર્મ તેના બે ભેદ ૨૦ કોડાકોડી સાગર પ્રમાણ કુંભકાર સરિખું, આઠમું અંતરાયકર્મ ૩૦ કોડાકોડી સાગર સ્થિતિ, તેના પાંચ ભેદ, ભંડારી સરિખું એવા કર્મ સ્પૃષ્ટ બદ્ધ, નિધત્ત, નિકાચિત, તે કર્મની પ્રકૃતિ કેટલી? બંધ ઉદય, ઉદીરણા, સત્તા તે ચિહું પ્રકારે છે. તે પ્રકારે ૧૫૮ પ્રકૃતિના બંધ સબલ તે પાપ જીવને મોહ તે છે. સઘળાય પાપનો ફેડણ હાર છે. એ પદની પાંખડી જમણા કાન પાછલ કોટ વચ્ચે પીલી નીલી કાંતિ ધરતા ધ્યાઈએ, વલી એવાં પચ પરમેષ્ટિ કીસ્યું વર્તે?

"મંગલાણું ચ સવ્વેસીં પઢમં હવઈ મંગલં!" સર્વ માંગલિક છે, પ્રથમ માંગલિક ઘણા બોલાય, દધિ, દૂર્વા, સિદ્ધાક્ષ, અક્ષત, વિવાહ ઉત્સવ પ્રકરણ, બિંબ પ્રતિષ્ઠા, પ્રાસાદ, સાધુ, સાધર્મિક–વાત્સલ્ય, સંઘવીપદ, એહવાં માંગલિક માંહી શ્રી નવકાર ઉત્કૃષ્ટ માંગલિક છે, એ પાંખડી ડાબા કાન પાછળ કોટ વચ્ચે નીલીકાલી કાંતિ ધરતા ધ્યાઇએ, જિમ પર્વતમાંહી મેરૂ પર્વત, ગજેન્દ્રમાંહી ભદ્રજાતિય, સમુદ્રમાંહી સ્વયંભૂરમણ સમુદ્ર, દેવમાંહી શ્રી વીતરાગ દેવ, ગ્રહગણમાંહી ચન્દ્રમા, સરોવરમાંહી માનસરોવર, સર્વ આભરણમાંહી મુકટપ્રધાન, અને તીર્થમાંહી શ્રી સિદ્ધક્ષેત્ર, વૃક્ષમાંહી કલ્પવૃક્ષ, કુસુમમાંહી ચંપક, રતીમાંહી રંભા, વાંજીંત્રમાંહી ભંભા, પર્વમાંહી પર્યુષણા પર્વ, વ્રત માંહી શીલવ્રત, રસમાંહી અમૃત, તિમ મંત્રમાંહી નવકાર મંત્ર, રાજાધિરાજ જેહને પ્રભાવે શાકિની, ડાકિની, ભૂત, પ્રેત, પિશાચ, ઝોટિંગ, મોગા વ્યંતર, યક્ષ રાક્ષસ, સિંહ, વ્યાઘ્ર, અષ્ટાપદ, સર્પ, પ્રમુખનો ભય ફિટે, અગ્નિના, ઠાકુરના. વૈરિના ઇહ લોકના ભય, પર લોકે નરકના; નિગોદના, તિર્યંચના દુઃખ હીનજાતિ, હીનકુલ, દારિદ્રય, દૌર્ભાગ્ય, સર્વ રોગનો શમાવણહાર, સમસ્ત વાંછિત, રાજઋદ્ધિ, ભોગ સંયોગ, પરિવાર ધન ધાન્યની પ્રાપ્તિ જે મંત્રથી હોય, જેવાં છે તે પામે એ પાંખડી કાલી–રાતી કાંતિ–ધરતી દીપે.

શ્રીનવકાર નવપદ, આઠ સંપદા, અડસઠ અક્ષર–પ્રમાણ તેમાંહી ૭ અક્ષર ભારે, ૬૧ અક્ષર હળવા જાણવા ઇસ્યા શ્રી પંચ પરમેષ્ઠિ મહામંત્ર માંહી આકાશ ગામની વિદ્યા, સુવર્ણસિદ્ધિ, રૂપસિદ્ધિ, રસસિદ્ધિ. છે. ઇસ્યું અષ્ટ દલકમલ મન–વચન–કાય સહિત ભાવે એક નવકાર ગુણે, લાખ નવકાર ગુણ્યાનું ફલ પામે, ઇસ્યો શ્રી પંચ પરમેષ્ઠિ મહામંત્ર નવકાર જે જીવ સમરઇ, ધ્યાયઇ, ચિંતવઈ સદૈવ નિરંતર આરાધઇ, તે જીવ સંસારમાંહી ન ભમઈ અને સકલ વાંછિત સિદ્ધિ ફળ પામઇ. ઇતિ નવકાર બાલાવબોધ.

## નિત્ય પ્રણિધાન–પ્રભુને પ્રાર્થના

સ્વકૃતં દુષ્કૃતં ગર્હન્, સુકૃતં ચાનુમોદયન્। નાથ। ત્વચ્ચરણં યામિ શરણં શરણોજ્ઝિતઃ॥૧॥
મનોવાક્કાયજે પાપે, કૃતાનુમતિકારિતૈઃ। મિથ્યા મે દુષ્કૃતં ભૂયા દપુનઃ ક્રિયયાન્વિતમ્॥૨॥
યત્કૃતં સુકૃતં કિંચિ–દ્રત્નત્રિતયગોચરમ્। તત્સર્વં મનુ મન્યેઽહં માર્ગમાત્રાનુ સાર્યપિ ॥૩॥
સર્વેષા મર્હદાદીનાં યો યોઽર્હત્ત્વાદિકો ગુણઃ। અનુમોદયામિ તં તં સર્વં તેષાં મહાત્મનામ્॥૪॥

ત્વાં ત્વત્ફલભૂતાન્ સિદ્ધાં–સ્ત્વચ્છાસનરતાન્ મુનીન્।
ત્વચ્છાસનં ચ શરણં પ્રતિપન્નોઽસ્મિ ભાવતઃ ॥૫॥

ક્ષમયામિ સર્વાન્ સત્ત્વાન્ સર્વે ક્ષામ્યન્તુ તેમયિ। મૈત્ર્યસ્તુ તેષુ સર્વેષુ, ત્વદેકશરણસ્ય મે ॥૬॥
એકોઽહં નાસ્તિ મે કશ્ચિ-ન્ન ચાહમપિ કસ્યચિત્। ત્વદઙ્ઘ્રિશરણસ્થસ્ય, મમ દૈન્યં ન કિન્ચન ॥૭॥
યાવન્નાપ્નોમિ પદવી, પરાં ત્વદનુભાવજામ્। તાવન્મયિ શરણ્યત્વં, મા મુચ્ચ શરણંશ્રિતે ॥૮॥

## 'આત્મવેદનાનું પ્રભુને નિવેદન'

ત્વન્મતા મૃતપાનો ત્થા, ઇત : શમરસોર્મય : પરાણયન્તિ માંનાથ ! પરમાનન્દ સમ્પદમ્॥૧॥
ઇતશ્ચાનાદિ સંસ્કાર–મૂર્ચ્છિયા મૂર્ચ્છયત્યલમ્। રાગોરગ વિષાવેગો, હતાશ : કરવાણિકિમ્॥૨॥

રાગાહિ ગરલાઘ્રાતો–ઽકાર્ષં યત્કર્મવૈશસમ્।
તદ્વક્તુમપ્યશક્તોઽસ્મિ, ધિગ્ મે પ્રચ્છન્નપાપતામ્॥૩॥

ક્ષણં સક્તઃ ક્ષણં મુક્તઃ ક્ષણં ક્રુદ્ધઃ ક્ષણંક્ષમી !
મોહાદ્યૈઃ ક્રીડયૈવાહં, કારિતઃ કપિચાપલમ્ ॥૪॥

પ્રાપ્યાઽપિ તવ સમ્બોધિં મનોવાક્કાયકર્મજૈઃ। દુશ્ચેષ્ટિતૈર્મયાનાથ। શિરસિ જ્વાલિતોઽનલઃ॥૫॥
ત્વય્યપિ ત્રાતરિ ત્રાત યન્મોહાદિમલિમ્લુચૈઃ। રત્નત્રયં મે હ્રિયતે હતાશોહા ! હતોઽસ્મિતત્॥૬॥

ભ્રાન્તસ્તીર્થાનિ દૃષ્ટસ્ત્વં મયૈક સ્તેષુ તારકઃ।
તત્તવાઙ્ઘ્રૌ વિલગ્નોઽસ્મિ નાથ। તારય તારય ॥૭॥

ભવત્પ્રસાદે નૈવાહ-મિયતીં પ્રાપિતો ભુવમ્! ઔદાસીન્યેન નેદાની, તવ યુક્તમુપે ક્ષિતુમ્॥૮॥
જ્ઞાતા ત્રાતસ્ત્વમેવૈક–સ્ત્વત્તોનાન્યઃ કૃપાપરઃ। નાન્યોમત્તઃ કૃપાપાત્ર–મેધિ યત્કૃત્યકર્મઠઃ ॥૯॥

હે નાથ! મારાં પૂર્વ દુષ્કૃત્યની ગર્હા અને સુકૃત્યની અનુમોદના કરતો, શરણ રહિત અનાથ દીન એવો હું તમારા ચરણોનું શરણું સ્વીકારૂં છું. ૧.

હે પ્રભુ ! આજ સુધી મન વચન અને કાયાથી કરેલાં કરાવેલાં અતે અનુમોદેલાં દુષ્કૃત્યોનો હવે પછી નહિ કરવાના નિશ્ચય પુર્વક આપની સમક્ષ મારે મિચ્છામિ દુક્કડં થાઓ. ૨.

હે વીતરાગ દેવ! જ્ઞાન–દર્શન–ચારિત્રરૂપ–ત્રણ રત્નો સબંધી મેં અલ્પમાત્ર પણ મોક્ષ માર્ગાનુસારી કંઈ સુકૃત્ય કર્યું હોય તે સર્વનું હું અનુમોદન કરૂં છું. ૩.

શ્રી અરિહંત–સિદ્ધ–આચાર્ય–ઉપાધ્યાય અને સાધુઓના ક્રમશઃ અરિહંતપણું, સિદ્ધપણું, પંચાચાર પાલન, સૂત્રપ્રદાન, સાધુક્રિયા તથા શ્રાવક–શ્રાવિકા–દેવ–દેવી કે બીજા પણ માર્ગાનુસારી વગેરે મહાત્માઓના તે તે દેશવિરતિ, સમ્યક્ત્વ કે દાન–શીલ–તપ આદિ સર્વગુણોની હું અનુમોદના કરૂં છું. ૪.

હે ભગવંત! તમારૂં તમારા (જીવનના) ફળ સ્વરૂપ સિદ્ધોનું, તમારા શાસનના રાગી (સાધક) સાધુઓનું અને તમારા શાસનનું(આજ્ઞાનું) હું ભાવથી શરણ સ્વીકારૂં છું.૫.

હે દેવાધિદેવ! હું આપની સાક્ષીએ સર્વજીવોને ખમાવું છું તેઓ પણ મને ક્ષમા આપો, તમારા જ એક શરણે રહેલા મારે તે સર્વ જીવોમાં મૈત્રી થાઓ. ૬.

હે જિનેશ્વર દેવ! હું એકલો છું. મારૂં કોઇ નથી અને હું પણ કોઇનો નથી એમ છતાં આપના ચરણના શરણે રહેલા મારે લેશ પણ દીનતા નથી. ૭.

હે તરણતારણ પ્રભુ! તમારા પ્રભાવથી પ્રાપ્ત થનારી પરમપદવીને (મોક્ષને) પામું નહિ ત્યાં સુધી તમારા શરણે રહેલા મને આપ છોડી ન દેશો! ૮.

હે ભગવંત! એક બાજુ આપનાં વચનામૃતનું પાન કરવાથી પ્રગટેલી પ્રશમ-રસની [ઉપશમ ભાવની] ઉર્મિઓ મોક્ષરૂપી પરમાનન્દની પ્રાપ્તિ કરવા મને પ્રેરે છે. ૧.

ત્યારે બીજી બાજુ અનાદિ (રાગ–દ્વેષ–મોહ વિગેરેના) સંસ્કારોની મૂર્છાથી રાગ રૂપી મહાફણિધરના ઝેરનો આવેગ મને પર પદાર્થમાં [વિષય–કષાયોમાં] સર્વથા બેભાન કરે છે એથી હતાશ થઇ ગએલો હું શું કરૂં? લાચાર છું [અર્થાત્ તમારૂં પરમ-પાવનીય વચન ગમવા છતાં તે પ્રમાણે હું આચરણ કરી શકતો નથી, એ મારી નિર્બળતા છે તેને દૂર કરવા આપને હું પુનઃ પુનઃ પ્રાર્થના કરૂં છું.] ૨.

હે મારા પ્રભુ! સમજવા છતાં રાગરૂપી મહાસર્પના ઝેરથી બેભાન બનેલા મેં જે જે દુષ્કર્મો કર્યાં છે, તે સ્વમુખે કહ્યાં પણ જાય તેમ નથી. મારા એ ગુપ્તપાપીપણાને ધિક્કાર થાઓ! આપ તો બધું જાણો જ છો, આપની સમક્ષ હું તેને ધિક્કારૂં છું. ૩.

હે ભગવંત! ક્ષણરાગી અને ક્ષણવિરાગી ક્ષણ ક્રોધી અને ક્ષણમાં ક્ષમાવંત, એમ મોહ વગેરે અંતરંગ શત્રુઓએ જેમ મદારી માંકડાને નચાવે તેમ મને વારંવાર નાચ કરાવ્યો છે.૪.

આપનું સમ્યગ્દર્શન પામવા છતાં મન વચન અને કાયાથી દુષ્ટ ચેષ્ટાઓ કરીને હે ભવોદધિ તારક પ્રભુ! મેં મારા માથે દુઃખોનો દાવાનળ સળગાવ્યો છે, અર્થાત્ ભયંકર દુઃખોને ભોગવવાં પડે તેવાં પાપો કરીને મેં આત્માને ખૂબ ભારે કર્યો છે. ૫.

હે મારા ત્રાતા પ્રભુ! તમે મારા રક્ષક હોવા છતાં મોહ–અજ્ઞાન વગેરે ચોરો મારાં જ્ઞાન-દર્શન ચારિત્રરૂપ ત્રણ રત્નોને લૂંટે છે, તેથી હે નાથ! હતાશ થએલો હું જીવવા છતાં મરેલો છું.

હે નાથ! હું ઘણાં તીર્થોમાં ભટક્યો, ઘણા ઘણા દેવોને પૂજ્યા, માન્યા, પણ મારૂં રક્ષણ કોઇએ કર્યું નહિ, એ બધાયમાં એક આપને જ મેં સમર્થ ઉપકારી [આધાર–તારક] દેખ્યા છે, તેથી હું તમારા ચરણોમાં વળગ્યો છું. હે પ્રભો! હે નાથ! મારૂં રક્ષણ કરો! મને તારો મને બચાવો! ૭.

આપના પ્રભાવે જ મને આટલી ઉંચી ભૂમિકાએ પહોંચાડયો છે. [આપના દર્શનને યોગ્ય કર્યો છે.] હવે ઉદાસીનતા કરી મારી ઉપેક્ષા કરવી તે આપને યોગ્ય નથી. અર્થાત આપ કૃપાળુ મારા દીન ઉપર દયા નહિ કરો તો હું પુનઃ સંસારમાં રઝળતો થઇ જઇશ. ૮.

હે મારા પરમ આધારભૂત કેવળજ્ઞાની રક્ષક પ્રભુ! તમે મારી સ્થિતિના પૂર્ણ-જ્ઞાતા છો તમારા સિવાય મારી દયા કરનાર બીજો કોઇ નથી, મારા જેવો બીજો કોઈ કૃપા પાત્ર પણ નથી માટે હે કાર્યાકાર્યના જાણ પ્રભો! હવે આપને યોગ્ય લાગેતેમ કરો! ૯.

ॐ ह्रीं श्रीं अर्हं शंखेश्वर पार्श्वनाथाय नमः

# યોગ સ્વાધ્યાય

સંપાદક : શ્રી કિરણ

નમો દુર્વારરાગાદિ વૈરિવાર નિવારિણે ।
અર્હતે યોગિનાથાય મહાવીરાય તાયિને ॥
—યોગશાસ્ત્ર

ઘણા પરિશ્રમે દૂર કરી શકાય એવા રાગાદિ શત્રુઓના સમુહનું નિવારણ કરનાર એવા અર્હંત, યોગીઓના સ્વામિ અને જગતના જીવોનું રક્ષણ કરનાર મહાવીરને નમસ્કાર કરૂં છું.

શ્રુતસ્કંધ નભશ્ચન્દ્રં સંયમ શ્રી વિશેષકમ્ ।
ઇન્દ્રભૂતિ નમસ્યામિ યોગીન્દ્રં ધ્યાનસિદ્ધયે ॥
—જ્ઞાનાર્ણવ

શ્રુતસ્કંધ રૂપી આકાશમાં પ્રકાશ કરનારા ચંદ્ર સમાન અને સંયમરૂપી લક્ષ્મીમાં વૃદ્ધિ કરનારા, યોગીઓમાં ઇન્દ્ર સમાન ઇન્દ્રભૂતિને ધ્યાનની સિદ્ધિને અર્થે હું નમસ્કાર કરૂં છું.

## પ્રવેશ

યોગ સંબંધી આ લેખન માત્ર સ્વાધ્યાયની નોંધ રૂપે છે. અનેક સાધુ સંતોના અનુભવમાંથી પ્રાપ્ત થયેલું અને અનેક શાસ્ત્ર ગ્રંથોના અધ્યયનમાંથી એકત્ર કરેલું આ નવનિત મુમુક્ષોઓને તેમની અનુપ્રેક્ષા self reflection માટે સહાયક બને એવા એક માત્ર હેતુથી અહિં સંગૃહિત કર્યું છે.

સર્વ અભિષ્ટ આપનાર યોગાભ્યાસનું આ વિવરણ મહાત્માઓના અનુભવનો નિચોડ છે. લેખકનું કાર્ય તો માત્ર સંપાદનનું છે.

યોગ સંબંધી સંપાદનના કે સંગ્રહના કાર્યની પણ કોઇ યોગ્યતા લેખકમાં નથી, તેથી વાંચકને આ લેખન નીરસ કે નિરૂપયોગી લાગે તો લેખકને અવશ્ય ક્ષમા કરે. પરંતુ એકાદ વિચાર કોઇ જીજ્ઞાસુને સદ્‌માર્ગે આગળ વધવામાં સહાયક બને અથવા કોઇ વ્યક્તિને યોગ વિષયમાં વિશેષ રસ જાગ્રત થાય તો તે પરમકૃપાળુ પરમાત્માની કૃપા માનવી.

આ લેખનમાં જ્યાં સદ્‌વિચારનો પ્રકાશ દેખાય તે અન્યને આભારી છે. તે સર્વ પ્રત્યે હું કૃતજ્ઞભાવ દર્શાવું છું. સિદ્ધાંતથી વિરૂદ્ધ જે કંઇ લખાયું હોય તે માટે મિચ્છામિ દુક્કડં દઉં છું.

## યોગનું સામર્થ્ય

Spiritual Splendour

યોગઃ કલ્પતરૂ શ્રેષ્ટો, યોગશ્ચિંતામણિ પરઃ ।
યોગઃપ્રધાનં ધર્માણાં, યોગઃસિદ્ધેઃસ્વયંગ્રહઃ ॥
—યોગબિન્દુ

યોગ જ શ્રેષ્ટ કલ્પવૃક્ષ છે. અને યોગ જ સર્વ ધર્મોમાં પ્રધાન છે. તેમજ યોગ અણિમાદિ સર્વ સિદ્ધિઓનું ઘર છે.

યોગશાસ્ત્રમાં અનેક ગૂઢ વિષયો આવેલા છે. આ વિષયોની સમ્યક્‌સમજણ વડે જ ધર્મધ્યાનમાં પ્રવેશ શકય બને છે.

યોગ વિદ્યા એ શક્તિ અને સામર્થ્યના અપૂર્વ ભંડારની ગુપ્ત કૂંચી છે આત્મ ઐશ્વર્ય યોગ દ્વારા પ્રગટે છે.

મનુષ્યની પૂર્ણતા યોગાભ્યાસ વિના નથી.

તથા ચ જન્મબીજાગ્નિ જંરસોડપિ જરા પરા ।
દુઃખાનાંરાજયક્ષ્માડયં, મૃત્યોર્મૃત્યુરૂદાહૃતઃ ॥
—યોગબિન્દુ

વળી આ યોગ જન્મબીજ માટે અગ્નિ સમાન છે. તેમજ જરા અવસ્થાને માટે જરા સમાન છે. તથા દુઃખનો રાજ્યક્ષ્મા

છે અને મૃત્યુનો પણ મૃત્યુ છે.

યોગ કર્મબીજને બાળે છે યોગ વડે વૃદ્ધત્વ આવતું નથી. યોગ દુઃખનો ક્ષય કરે છે જન્મ મરણનો નાશ કરે છે.

કુણ્ઠી ભવન્તિ તીક્ષ્ણાનિ, મન્મથાસ્ત્રાણિ સર્વથા।
યોગ વર્માવૃતે ચિત્તે, તપશ્છિદ્રકરાણ્યપિ ॥
—યોગબિન્દુ

યોગ રૂપી બખ્તર જેણે ધારણ કર્યું છે તેવા યોગી મહાત્માઓના ચિત્ત ઉપર કામદેવના અત્યંત તીક્ષ્ણ ધારવાળા શસ્ત્રો સર્વથા બુઠા થઈ જાય છે.

જો કે તપરૂપી ઢાલમાં ઝીણા કાણા પાડવામાં કામદેવના ભાલાઓ સમર્થ છે પણ યોગ તત્ત્વના અભ્યાસથી તે નિષ્ફલ બને છે.

મનુષ્યની પૂર્ણતા સંયમશક્તિ વડે છે. સંયમશક્તિ મનુષ્યને મનુષ્ય બનાવે છે.

સંયમશક્તિનું પૂર્ણ પ્રાગટ્ય અને શ્રેષ્ઠ ઉપયોગ એજ યોગાભ્યાસનો ઉદ્દેશ છે.

## યોગાભ્યાસનો હેતુ

### How to Open the Soul to God

ભગવદ્ગીતામાં કહ્યું છે કે,

તપસ્વિભ્યોઽધિકો યોગી,
જ્ઞાનિભ્યોઽપિ મતોઽધિકઃ।
કર્મિભ્યશ્ચાધિકો યોગી,
તસ્માદ્યોગી ભવાર્જુન ॥

તપસ્વી થકી પણ યોગી અધિક છે, જ્ઞાની થકી પણ યોગી અધિક છે, કર્મી થકી પણ યોગી અધિક છે. માટે હે અર્જુન તું યોગી થા!

પ્રયત્નાદ્યત માનસ્તુ, યોગી સંશુદ્ધ કિલ્વિષઃ।
અનેક જન્મ સંસિદ્ધ, -સ્તતો યાતિ પરાંગતિમ્॥

પ્રયત્ન થકી યત્ન કરતો એવો યોગી અનેક જન્મ સસિદ્ધ થઇને પરમાત્મપદને પામે છે.

અસંયતાત્મના યોગો દુષ્પ્રાપ ઇતિ મે મતિઃ।
વશ્યાત્મના તુ યતતા શક્યોઽવાપ્તુમુપાયતઃ॥

અસંયત જેનો આત્મા છે તેના વડે યોગ સાધી શકાય નહિ. જે સંયત આત્મા છે અર્થાત્ યમાદિવડે પાંચ ઇન્દ્રિયોને વશમાં રાખે છે, તે યોગ સાધી શકે છે.

યતો યતો નિશ્ચરતિ મનશ્ચંચલમસ્થિરમ્।
તતસ્તતો નિયમ્યૈત-દાત્મન્યેવ વશં નયેત્॥

જે જે માર્ગથી અસ્થિર-ચંચલ એવું મન થાય તેને, તેના પ્રતિપક્ષી એવા માર્ગ વડે રૂંધીને યોગી આત્મામાં જ મનને સ્થાપીને તેને વશ કરે છે.

યોગબિન્દુમાં યોગનું માહાત્મ્ય વર્ણવતા કહ્યું છે કે,

અક્ષરદ્વય મપ્યેત-ચ્છ્રૂયમાણ વિધાનતઃ।
ગીતં પાપક્ષયાયોચ્ચૈ-ર્યોગ સિદ્ધૈ, મહાત્મભિઃ॥

યોગ એ શબ્દ બે અક્ષર માત્ર છે, તો પણ તે શબ્દને વિધિપૂર્વક સાંભળનાર, ઉચ્ચારનાર પાપનો ક્ષય કરે છે, એમ યોગ સિદ્ધ મહાત્માઓ વડે ગવાયું છે.

યોગ એ બે અક્ષરનો મંત્રમય શબ્દ છે. આ શબ્દને શ્રદ્ધા તથા સંવેગાદિ શુભભાવના ઉલ્લાસપૂર્વક સાંભળનારા તથા શુભભાવ યુક્ત યોગનું ગાન કરનારા પાપનો ક્ષય કરે છે.

યોગઃ સર્વવિપદ્વલ્લીઃ વિતાને પરશુ શિતઃ
અમૂલમંત્ર તંત્રં ચ, કાર્મણં નિર્વૃત્તિશ્રિયઃ॥
—યોગશાસ્ત્ર

સર્વ વિપત્તિઓ રૂપી વેલાઓને કાપવા માટે યોગ તીક્ષ્ણ ધારવાળા કુહાડા તુલ્ય છે અને મોક્ષ લક્ષ્મીનું મૂળ અને મંત્ર તથા તંત્ર વિનાનું વશીકરણ છે.

ભૂયાંસોપિ હિ પાપ્માનઃ પ્રલયં યાંતિ યોગતઃ।
ચંડવાતાદ્ ઘનઘના, ઘનાઘન ઘટા ઈવ॥
—યોગશાસ્ત્ર

જેમ પ્રચંડ પવનથી ગાઢ વાદળાની ઘટાંઓ વીખરાઈ જાય છે તેમ યોગના પ્રભાવથી ઘણા પાપ હોય તો પણ તેનો નાશ થઈ જાય છે.

ક્ષિણોતિ યોગઃ પાપાની, ચિરકાલાર્જિતાન્યપિ।
પ્રચિતાનિ યથૈધાંસિ, ક્ષણાદેવાશુશૂક્ષણિ ॥

ઘણા સમયથી એકઠા કરેલ લાકડાઓને પ્રબળ અગ્નિ એક ક્ષણવારમાં બાળીને ભસ્મ કરી શકે છે તેમ ઘણા કાળથી પેદા કરેલા કર્મોનો, પાપોનો યોગ ક્ષય કરે છે.

યોગ વડે પાપ કર્મો ભસ્મ થાય છે, યોગ વડે પુણ્ય પ્રગટે છે. યોગ વડે મોક્ષ પ્રાપ્તિના સર્વ સાધનો પ્રાપ્ત થાય છે, યોગ વડે આત્મગુણો પ્રકાશે છે.

પૂર્ણ માનવતા પ્રાપ્ત કરી સ્વરૂપ જ્ઞાન પ્રગટાવવા જેઓ ઇચ્છતા હોય તેમને યોગ સાધના અવશ્ય કરવી પડશે.

## પ્રયોગસિદ્ધ વિજ્ઞાન

### Spirituality in the Test Tube

યોગ વિજ્ઞાન પ્રયોગ સિદ્ધ વિજ્ઞાન છે તેમાં જે વાતોનું વિવરણ છે તે સર્વ અનુભવ ગમ્ય છે.

ધ્યાનનો અનુભવ જેવા જેવા પ્રકારનો જે જે મહાપુરૂષોને થયો તેવા તેવા પ્રકારે તેમણે તેનુ વર્ણન કર્યું છે.

આજે પણ જો કોઇ સાધક તે પ્રકારે અભ્યાસ કરી શકે તો તેને તે પ્રકારનો અનુભવ અવશ્ય પ્રાપ્ત થશે.

પુસ્તકો વાંચી જવા માત્રથી યોગની સમજણ પ્રાપ્ત થતી નથી. પુસ્તકો વડે યોગનો વિષય પરિચય પણ શકય નથી. પુસ્તકો યોગ માર્ગનો નકશો Road Map નહિ પણ માર્ગના નામનું પાટીયું Sign Board માત્ર છે.

કોઈ પણ વિષયને સાંભળવા કે વાંચવા માત્રથી સાધન વિધિનું યથાર્થ જ્ઞાન થતું નથી.

જીવનના વ્યવહારમાં સુયોગ્યપણે આ જ્ઞાનનો પ્રયોગ કરવા માટે સાધનવિધિની સમજણ એવા અનુભવીઓ પાસેથી પ્રાપ્ત કરવી જોઇએ કે જેમને આ તત્ત્વને જીવનના આચરણમાં મૂકી વ્યવહાર દશામાં લાવી તેની સફળતા પોતાના જીવનમાં પ્રત્યક્ષ કરી હોય. આવા અનુભવીઓ યથાર્થ ભાવથી, પૂર્ણભાવથી જીજ્ઞાસુને સહજપણે સમજાવી શકે છે અને શીખવી શકે છે.

અનેક સાધકો આધ્યાત્મિક વિકાસ માટે ભિન્નભિન્ન અનુષ્ઠાનો કરતા છતાં તેમાંના ઘણાને ઇચ્છાનુસાર ફલપ્રાપ્તિ થતી નથી તેનું કારણ તે દિશામાં યોગ્ય માર્ગ દર્શનનો અભાવ છે.

## ગુરૂની અનિવાર્ય આવશ્યકતા

### Total Surrender to God and Guru

યોગ સાધના અત્યંત કઠિન છે. યોગના આરંભ માટે સાધકે પોતામાં યોગ્યતા કેળવવી જોઇએ. સર્વ પ્રથમ શ્રદ્ધા, વિશ્વાસ અગત્યના છે. ત્યાર પછી આત્મશુદ્ધિની તાલાવેલી, કર્મથી મુક્ત થવાની ઝંખના, આત્મત્વની ઉત્ક્રાંતિની ઇચ્છા જોઇશે. આ બંન્નેની સાથે આત્મસમર્પણ અનિવાર્ય છે.

યોગ સાધના માટે જેના અંતરાત્મામાંથી અવાજ ઉઠતો ન હોય એવો કોઇ મનુષ્ય આ માર્ગ ઉપર ન આવે. આ માર્ગ ઉપર અંત સુધી ચાલવાની જેની તૈયારી ન હોય તે કૃપા કરીને યોગ સાધના શરૂ ન કરે.

યોગ સંબંધી કંઇ પણ સાધન સુયોગ્ય

ગુરૂના માર્ગદર્શન વડે કરવું. યોગનો પંથ એવો કપરો છે કે જાણકાર ભોમિયા વિના આ માર્ગમાં જવું અહિતકારી છે.

યોગની પરિભાષા રહસ્યમયી છે. શબ્દો પાછળના ભાવ માત્ર અનુભવગમ્ય હોઇ સદ્‌ગુરૂ તેનું રહસ્યોદ્‌ઘાટન કરી શકે છે.

કોઇ પણ કલાનું પુસ્તક વાંચવાથી તે કલા આવડતી નથી. યોગ એ જીવનની કલા છે. સર્વ કલાઓમાં શ્રેષ્ઠ કલા છે. સદ્‌ગુરૂના શરણમાં રહીને આ કલા શીખી શકાશે.

## યોગ એટલે શું?

### Perspectives of Yoga

"યોગ" શબ્દ "યુજ્," ધાતુથી બન્યો છે. "યુજ્," એટલે યોજવું–જોડવું મોક્ષ સાથે જોડાણ કરાવે તે યોગ. "મોક્ષેણ યોજનાદ્ યોગઃ"

યુજ્ એટલે સમાધિ, સમતામાં સ્થિર થવું તે સમાધિ, સમ્યક્ સ્થાપન તે સમાધિ,

યુજ્ એટલે સંથમન–મનનો સંયમ, યુજ્ એટલે સંયોગ. મનનો આત્મા સાથે સંયોગ તે સમાધિ.

પ્રણવો ધનુઃ શરો હ્યાત્મા બ્રહ્મ તલ્લક્ષ્ય મુચ્ય તે।
અપ્રમત્તેન વેદ્ધવ્યં, શરવત્તન્મયો ભવેત્ ॥

પ્રણવ ધનુષ્ય છે. આત્મા બાણ સ્વરૂપ છે અપ્રમત્તપણે બ્રહ્મને લક્ષ્ય કરીને વીંધવાથી તન્મયતા આવે છે.

આ લક્ષ્યવેધ સંયોગ સુચવે છે "જે ક્રિયા વડે આત્મા મોક્ષ પદને પામે તે યોગ."

આત્માનો પરમાત્મા સાથે સંયોગ તે યોગ.

જીવ અને બ્રહ્મનું એકત્વ તે યોગ, ગણિત શાસ્ત્રમાં સરવાળા Addition ને "યોગ" કહે છે.

વ્યાકરણમાં ધાતુ પ્રત્યય ગત અર્થ, યૌગિક અર્થ (રૂઢ નહિ) Etymological meaning ને "યોગ" કહે છે.

રસાયણ ક્રિયામાં બે ભિન્ન પદાર્થોના મળવાથી નવો પદાર્થ થાય તેને "યોગ" Chemical Combination કહે છે. જેમ હાઇડ્રોજન અને ઓકસીજન મળવાથી જલ રૂપે પરિણત થાય છે.

આ લેખમાં "યોગ" શબ્દ મોક્ષ માર્ગમાં સહાયક ધર્મ વ્યાપારના અર્થમાં છે. મુકખેણ જોયણાઓ જોગો.

સવ્વો વિધમ્મવાવારો ॥

મોક્ષની સાથે યોજના કરવાથી સર્વ પ્રકારનો પણ ધર્મનો વ્યાપાર યોગ કહેવાય છે.

ચતુર્વર્ગેડગ્રણીર્મોક્ષો, યોગસ્તસ્યચ કારણમ।
જ્ઞાનશ્રદ્ધાનચારિત્ર રૂપરત્નત્રયં ચ સઃ ॥

ધર્મ અર્થ કામ અને મોક્ષ આ ચાર પુરૂષાર્થમાં મોક્ષ સર્વ શ્રેષ્ઠ છે એ મોક્ષનું કારણ યોગ છે. જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્ર રૂપ ત્રણ રત્નો તે યોગ કહેવાય છે.

"યોગ" શબ્દનો સંબંધ લેટિન ભાષાના Jungere, jugum, jungo (join) અને જર્મન ભાષાના joch (yoke) કે ફ્રેંચ ભાષાના joug સાથે છે.

જૈનશાસ્ત્રોમાં યોગ સંબંધી અનેક ગ્રંથો છે. દેશ વિરતિ યોગ અને સર્વ વિરતિ યોગમાં હઠયોગ, જપ યોગ, લય યોગ, ક્રિયા યોગ, રાજ યોગ, ભક્તિ યોગ વિગેરે સર્વ યોગનો સમાવેશ થાય છે.

તીર્થંકર નામ કર્મનું ઉપાર્જન પણ વીશ સ્થાનક રૂપ યોગના આ સાધન વડે જ થાય છે. ચરણ સિત્તરી અને કરણ સિત્તરીમાં યોગ ભરેલો છે. શ્રાવકના બાર વ્રત અને સાધુના પંચ મહાવ્રતનો સમાવેશ યોગના

પ્રથમ પગલા રૂપ "યમ"માં થાય છે.

ષડ્ આવશ્યક અને અષ્ટ પ્રવચન માતા યોગ રૂપ છે. નિર્જરા માટેના તપના બાર ભેદ યોગને દર્શાવે છે.

યોગનો અભ્યાસ કરીને શાસ્ત્રગ્રંથોના વાંચનથી ષડ્ આવશ્યકની ક્રિયાઓમાં યોગના રહસ્યો સમજાય છે.

## નિશ્ચય તથા વ્યવહારથી યોગનું સ્વરૂપ

**Centre and Circumference**

પૂ. શ્રી હરિભદ્રસૂરિજી યોગશતકમાં ફરમાવે છે કે,

નિચ્છયઓઇહ જોગો,સન્નાણાઇણ તિણ્હ સંબંધો।
મોક્ખેણ જોયણાઓ નિદ્દિટ્ઠો જોગિનાહેહિં॥

યોગીશ્વરોએ અહીં સમ્યગ્જ્ઞાનાદિ ત્રણના આત્મા સાથેના સંબંધને નિશ્ચય-દ્રષ્ટિએ યોગ કહેલ છે. કેમકે તે મોક્ષ સાથે યોગ-સંબંધ કરી આપે છે.

સન્નાણં વત્થુગઓ બોહો સદ્દંસણં તુતત્થ રૂઈ।
સચ્ચરણમણુટ્ઠાણં વિહિપરિસેહાણુગં તત્થ॥

વસ્તુનો યથાર્થ બોધ તે સદ્જ્ઞાન તેના વિષયમાં રૂચિ ધરાવવી તે સદ્દર્શન અને તેજ વિષયમા શાસ્ત્રોકત વિધિ નિષેધોને અનુસરી આચરણ કરવું તે સચ્ચારિત્ર.

વવહારઓ ય એસો વિન્નેઓ એયકારણાણં પિ।
જો સંબંધો સોવિય કારણ કજ્જોવયારાઓ॥

કારણમાં કાર્યના ઉપચારની દ્રષ્ટિએ સમ્યગ્જ્ઞાનાદિના કારણોનો આત્મા સાથેનો જે સંબંધ તેને પણ વ્યવહારથી યોગ સમજવો.

ગુરૂવિણઓ સુસ્સૂસાઇયા ય
વિહિણા ઉ ધમ્મસત્થેસુ।
તહ ચેવાણુટ્ઠાણં
વિહિપડિસેહેસુ જહસત્તી॥

અને એ વ્યવહાર યોગ આ પ્રમાણે-ધર્મશાસ્ત્રોમાં કહેલ વિધિ પ્રમાણે ગુરૂનાં વિનયપરિચર્યા વગેરે કરવાં તથા યથાશક્તિ વિધિનિષેધોનું પાલન કરવું.

નિશ્ચયથી યોગનું સ્વરૂપ સમ્યક્ પ્રકારે સમજી વ્યવહારથી તેનું પાલન કરવાનું છે. નિશ્ચય અને વ્યવહાર એકબીજાને સહાયક છે.

પૂ. શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે 'નિશ્ચયદ્રષ્ટિ હૃદય ધરીજી, પાળે જે વ્યવહાર; પુણ્યવંત તે પામશેજી, ભવ સમુદ્રનો પાર.'

## આત્મદર્શન માટે યોગ

**Singleness of Purpose**

મહર્ષિ યાજ્ઞવલ્કય કહે છે કે, યોગ દ્વારા આત્મદર્શન એ પરમ ધર્મ છે.

"અયં તુ પરમો ધર્મો અદ્યોગેનાત્મ દર્શનમ્"

—યાજ્ઞવલ્કય સંહિતા

આત્મદર્શન એજ જીવનું ચરમ લક્ષ્ય છે તેમાં કોઈ સંદેહ નથી.

આત્મદર્શન એટલે આત્મત્વનું દર્શન. જ્યાં જ્યાં આત્મત્વ છે ત્યાં ત્યાં આત્મત્વનો સુયોગ્ય પરિચય એટલે આત્મદર્શન.

આત્મદર્શન એટલે જીવમાત્રમાં પોતાની તુલ્ય આત્મા રહેલો છે તથા પોતાનો આત્મા શુદ્ધ સ્વરૂપે પરમાત્મા તુલ્ય છે. આ આત્મૈકયદર્શન તથા પરમાત્મૈકયદર્શન છે.

બહિરાત્મા કર્મપ્રકુતિની સત્તામાં રહે છે બહિરાત્મામાં સંકીર્ણ ચેતના છે. વિશિષ્ટ ચેતના સંયમશક્તિ દ્વારા પ્રગટે છે.

સંકીર્ણ ચેતના સંસ્કાર શક્તિની પ્રેરણાને વશીભૂત થઇને વર્તે છે: વિશિષ્ટ ચેતના સંયમ શક્તિની પ્રેરણાથી વિવેકને વશીભૂત થઇને કાર્ય કરે છે.

મનુષ્યમાં જેટલી જેટલી માત્રામાં સંયમશક્તિ વિકાસ પામે છે તેટલી તેટલી માત્રામાં મનુષ્યત્વ પ્રગટે છે.

મહર્ષિ પતંજલિ કહે છે કે સંયમ એટલે ધારણા, ધ્યાન અને સમાધિ.

"ત્રયમેકત્ર સંયમઃ" સંયમ શબ્દ વડે ધારણા, ધ્યાન, સમાધિ ત્રણનો બોધ થાય છે.

આ ત્રણ વડે આત્માની શુદ્ધિ થાય છે, આત્મ દર્શન થાય છે, આત્મામાં તન્મય થવાય છે.

તચ્છ્રુતં તચ્ચ વિજ્ઞાનં તદ્ધ્યાનં તત્પરં તપઃ।
અયમાત્મા યદાસાદ્ય સ્વસ્વરૂપે લયં વ્રજેત॥
—જ્ઞાનાર્ણવ

તે શાસ્ત્રનું શ્રવણ છે, તે ભેદવિજ્ઞાન છે, તે ધ્યાન છે, તે તપ છે જેને પ્રાપ્ત કરીને આ આત્મા સ્વરૂપમાં લયલીન થાય છે.

અયમાત્મા મહામોહકલંકી યેન શુદ્ધ્યતિ।
તદેવ સ્વહિતં ધામ તચ્ચ જ્યોતિ પરંમતમ્॥
—જ્ઞાનાર્ણવ

આ આત્મા મહામોહથી કલંકી અને મલીન છે તેથી જેના વડે આત્મા શુદ્ધ થાય તે આપણું હિત છે, તે આપણું ઘર છે અને તેજ પરમજ્યોતિ કે પરમપ્રકાશ છે.

આપણું આ પરમહિત મનુષ્યભવમાંજ શક્ય છે.

નહિ કાલકલૈકાપિ વિવેકવિકલાશયૈ।
અહો પ્રજ્ઞાધનૈર્નેયા નૃજન્મન્યતિ દુર્લભે॥
—જ્ઞાનાર્ણવ

આ મનુષ્ય જન્મ અત્યંત દુર્લભ છે. વારંવાર મળવો કઠિન છે. તેથી બુદ્ધિમાનો વિચારશૂન્ય હૃદયવાળા થઇ કાલની એક કલાને પણ વ્યર્થ ન ગૂમાવે !

## યોગ માર્ગના અધિકારી

## Don't Look for Truth in the Wrong Direction

"યોગ શતક"માં પૂ. શ્રી હરિભદ્રસૂરિએ યોગ માર્ગના અધિકારી વિશે સૂચન કર્યું છે.

પાવં ન તિવ્વભાવા કુણઇ ન
બહુ મન્નઇ ભવં ઘોરં।
ઉચિયટ્ઠિઈં ચ સેવઇ સવ્વત્થ વિ
અપુણ બંધો ત્તિ॥

જે ઉત્કટ કલેશ પૂર્વક પાપકર્મ ન કરે, જે ભયાનક દુઃખપૂર્ણ સંસારમાં રચ્યો-પચ્યો ન રહે અને કૌટુંબિક લૌકિક ધાર્મિક વગેરેમાં ન્યાયયુક્ત મર્યાદા પાળે તે અપુનર્બંધક છે.

સુસ્સૂસ ધમ્મરાઓ ગુરૂદેવાણં
જહા સમાહીએ।
વેયાવચ્ચે નિયમો
સમ્મદિટ્ઠિસ્સ લિંગાઇં॥

ધર્મ સાંભળવાની ઇચ્છા, ધર્મ પ્રત્યે પ્રીતિ, સમાધાન કે સ્વસ્થતા સચવાય એ રીતે ગુરૂને દેવની નિયમિત પરિચર્યા કરવી, આ બધાં સમ્યગ્દ્રષ્ટિ જીવનાં લિંગો-ચિહ્નો છે.

મગ્ગાણુસારી સદ્ધો પન્નવણિજ્જો કિયાવરો ચેવ।
ગુણરાગી સક્કારંભસંગઓ તહ ય ચારિત્તી॥

માર્ગાનુસારી, શ્રદ્ધાળુ, ધર્મનાં ઉપદેશને યોગ્ય ક્રિયા તત્પર, ગુણાનુરાગી. અને શક્ય હોય એવીજ બાબતમાં પ્રયત્ન કરનાર તે ચારિત્રી છે.

એસો સામાઇયસુદ્ધિભેય ઓડણેગહા મુણેયવ્વો।
આણાપરિણઇભેયા અંતે જા વીયરાગો ત્તિ॥

આ ચારિત્રી-છેવટની વીતરાગ દશા પ્રાપ્ત થતા સુધીમાં સામાયિક-સમત્વની

શુદ્ધિના તારતમ્ય પ્રમાણે તેમજ શાસ્ત્ર-જ્ઞાનને જીવનમાં ઉતારવા રૂપ પરિણમનના તારતમ્યથી–અનેક પ્રકારનો જાણવે'.

યોગ્યતાના તારતમ્ય પ્રમાણે અધિકાર અનેક પ્રકારનો હોય છે. અહિં યોગના સાધકોનું અપુનર્બંધક સમ્યગ્દૃષ્ટિ, દેશ-વિરતિ અને સર્વવિરતિ આ ચાર વિભાગમાં વર્ગીકરણ કર્યું છે.

યોગ માટે સર્વ પ્રથમ પોતાની યોગ્યતા કેળવવી પડશે.

જે અપુનર્બંધક છે તે ગ્રંથિભેદની પૂર્વ સ્થિતિમાં હોય છે. તે ઉત્કટ સંક્લેશથી પાપ નથી આચરતો, ભોગનું બહુમાન નથી કરતો, અને જીવન વ્યવહારમાં ન્યાય પૂર્વક વર્તે છે તેનામાં આત્મદર્શન માટેની યોગ્યતાનો સંકેત છે.

મિથ્યાત્વની ગાઢ અવસ્થામાં તો યોગના વિષય પરત્વે રૂચિ પણ નહિ થાય.

## ભૂમિકાને યોગ્ય અનુષ્ઠાન

## Step by Step, for a Mile or a Thousand

એએસિ નિયનિયભૂમિગાએ,
ઉચિયં જમેત્થડણુટ્ઠાણ ।
આણામયસંજુત્તં તં
સવ્વં ચેવ જોગો ત્તિ ॥

ઉપર વર્ણિત ભિન્ન ભિન્ન અપુનર્બંધક આદિ જીવોનું પોતપોતાની ભૂમિકાને યોગ્ય અને આજ્ઞારૂપ અમૃતથી યુક્ત જે અનુષ્ઠાન છે તે સર્વ અહીં યોગ જ છે

તલ્લકખણજોગાઓ,
ચિત્તવિત્તીનિરોહઓ ચેવ ।
તહ કુસલપવિત્તીએ,
મોકખમ્મિય જોઅણાઓત્તિ ॥

કારણ કે સર્વદર્શન સંમત યોગનાં લક્ષણો–જેવાં કે ચિત્તવૃત્તિનો નિરોધ, કુશલ પ્રવૃત્તિ, મોક્ષ સાથે સંબંધ કરાવવો એ ઉપર્યુક્ત ભિન્ન ભિન્ન કોટિના બધા જીવોના અનુષ્ઠાનમાં ઘટે છે.

આરાધકની ભૂમિકા અનુસારનું પ્રત્યેક સદ્અનુષ્ઠાન એ યોગ છે. મોક્ષ સાથે સંબંધ કરાવે તે સર્વ કંઇ યોગ છે.

ગુરૂણા લિંગેહિં તઓ એએસિં ભૂમિગં મુણેઉણં ।
ઉવએસો દાયવ્વો જહોચિયં ઓસહાહરણા ॥

તેથી જ ભિન્ન ભિન્ન યોગ્યતાવાળા સાધકોની ભૂમિકાલિંગ–લક્ષણો વડે જાણીને ગુરૂએ ઔષધના દ્રષ્ટાન્તને અનુસરી યથાયોગ્ય ઉપદેશ આપવો.

પઢમસ્સ લોકધમ્મે પરપીડાવજ્જણાઈ ઓહેણં
ગુરૂદેવાતિહિપૂયાઈ દીણદાણાઈ અહિગિચ્ચ ॥

પ્રથમ કોટિના (અપુનર્બંધક જેવા) સાધક યોગીને સામાન્યપણે લોકધર્મનો ઉપદેશ આપવો–જેમ કે બીજાનું દુઃખ દૂર કરવું, ગુરૂ, દેવ તેમજ અતિથિની પૂજા કરવી, દીનને દાન આપવું વગેરે.

'એવં' ચિય અવયારો જાયઇ
મગ્ગમ્મિ હંદિ એયસ્સ
રણ્ણે પહપબ્ભટ્ઠો
વટ્ટાએ વટ્ટમોયરઇ ॥

જેવી રીતે અરણ્યમાં માર્ગ ભ્રષ્ટ વ્યકિત કેડી બતાવવાથી માર્ગમાં પ્રવેશ કરે છે, તેજ રીતે લૌકિક ધર્મને આધારે એ પ્રથમાધિકારીનો મોક્ષમાર્ગમાં અવશ્ય પ્રવેશ થાય છે

બીયસ્સ ઉ લોગુત્તર ધમ્મમ્મિ
અણુવ્વયાઈ અહિ ગિચ્ચ ।
પરિસુદ્ધાણાજોગા તસ્સ
તહા ભાવમાસજ્જ ॥

બીજી કક્ષાના યોગીને વિશુદ્ધ આજ્ઞા

યોગને આધારે તેના યથાવત્ પરિણામ-ભાવ સમજીને અણુવ્રત વગેરેને ઉંચી લોકોત્તર–આધ્યાત્મિક–મોક્ષગામી ધર્મના ઉપદેશ આપવો.

તસ્સાડડસન્નત્તણુઓ તમ્મિ
દઢં પકખવાયજોગાઓ ।
સિગ્ઘં પરિણામાઓ સમ્મં
પરિપાલણાઓય ॥

કારણ કે એજ ઉપદેશ એને નજીક છે અને તેમાંજ એને દ્રઢ રૂચિ સંભવે છે એમાંથી જ પરિણામ યા ફળ ત્વરિત લાધે છે અને તે સરળતાથી પાળી પણ શકે છે

તઈયસ્સ પુણ વિચિત્તો,
તદુત્તર સુજોગ સાહણો ભણિઓ ।
સામાઇવાઇવિસઓ નયનિઉણં
ભાવસારો ત્તિ ॥

ત્રીજી કક્ષાના યોગીને સામાયિક આદિ વિશે અનેક પ્રકારનો ભાવ પ્રધાન–પરમાર્થ લક્ષી અને સુક્ષ્મ અપેક્ષા બુદ્ધિપૂર્વક ઉપદેશ આપવો, કેમકે એવો ઉપદેશ જ તેને ઉત્તરોત્તર ઉત્તમ યોગ ભૂમિકા માટે સાધક મનાયેલ છે.

જેમ કુશળ વૈદ્ય બિમારના રોગ અનુસાર તેને ઔષધ આપે છે, તેમ સદ્દગુરૂ સાધકને તેની યોગ્યતા અનુસાર માર્ગ દર્શાવે છે.

કુશળ વૈદ્ય રોગને જાણે છે, રોગના કારણો જાણે છે, રોગની પ્રકૃતિ જાણે છે. ઔષધને જાણે છે, ઔષધની માત્રાને જાણે છે, ઔષધની પ્રતિઅસરો જાણે છે, અને પ્રતિઅસરોના મારણને પણ જાણે છે.

સદ્દગુરૂ એ અધ્યાત્મ વૈદ્ય છે

સદ્ધમ્માણુવરોહા વિત્તી
દાણં ચ તેણ સુવિસુદ્ધં ।
જિણપૂય-ભોયણવિહી
સંઝાનિયમો યજોગં તું ॥
ચિયવંદણ–જઈ વિસ્સામણાય
સવણં ચધમ્મવિસયંતિ ।
ગિહિણો ઇમો વિજોગો કિં.
પુણ જો ભાવણામગ્ગો ॥

સદ્ધર્મમાં બાધા ન આવે એ રીતે ગૃહસ્થે આજીવિકા કરવી, નિર્દોષદાન આપવું, વીતરાગ પૂજા, વિધિપૂર્વક ભોજન, સંધ્યાનો નિયમ, ચૈવિવંદન, ત્યાગીને સ્થાનપાત્ર આદિની મદદ આપવી, ધર્મવિષયનું શ્રવણ, આ બધું ગૃહસ્થ માટે યોગ જ છે. તો પછી ભાવનામાર્ગ યોગ છે, એમાં તો કહેવું જ શું ? અર્થાત એ તો અવશ્ય યોગ જ છે.

એમાઈ વત્થુવિસઓ ગહીણ સુવ-
એસઓ મુણેયવ્વો ।
જઈણો પુણ ઉવએસો
સામાયારી તહા સવ્વા ॥

ઉપર્યુક્ત બાબતોમાં અપાનારો ઉપદેશ ગૃહસ્થ માટે જાણવો. તે જ રીતે મુનિને આપવાના ઉપદેશમાં બધી સામાચારી આવી જાય છે.

યોગ એ જીવન જીવવાની કલા છે, પૂર્ણ જીવન પ્રગટાવવા માટે સમ્યક્ પ્રકારે કઇ રીતે જીવવું એ યોગ દર્શાવે છે

ગુરૂણો અજોગિજોગો,
અચ્ચંતવિવાગદારૂણો નેઓ ।
જોગિગુણહીલણા-નટ્ઠનાસણા
ધમ્મલાઘવઓ ॥

ઉપદેશક ગુરૂ અપાત્ર કે અયોગ્યને યોગ આપે તો તે અત્યંત કટુક ફળ આપનારો સમજવો. કારણ કે એમાં યોગી-ઓના ગુણની અવહેલના સંભવે છે. પોતે

નષ્ટ થઈ બીજાને નષ્ટ કરવાનો સંભવ છે, તેમજ ધર્મની હીણપત પણ સંભવે છે.

## મોક્ષનો માર્ગ

**Path of Spiritual Transmutation**

એ માર્ગ છે એક ઉર્ધ્વમુખી, બીજો અધોમુખી. એક પરિધિથી કેન્દ્ર પ્રત્યે જવાનો (Spiral), બીજો માત્ર પરિધિ પર વર્તુળાકાર ઘુમવાનો (circle).

ભેદવિજ્ઞાન કે વિવેકજ્ઞાન આ બન્ને માર્ગોને સ્પષ્ટ કરે છે. ચેતન અને જડનુ વાસ્તવિક પૃથકત્વ દર્શાવે છે ચેતનની સક્રિયતા અને જડની નિષ્ક્રિયતાનું દર્શન ઉઘાડે છે.

ચેતનત્વની ચરમપ્રાપ્તિ ઉર્ધ્વમુખી માર્ગમાં છે. અધોમુખી વર્તુળાકાર ભ્રમણમાં નહિ. એક માર્ગ પ્રકાશપુંજની તરફ લઈ જાય છે. બીજો માર્ગ સર્વાચ્છાદક ઘનાંધકાર તરફ. માનવીના પોતાના પર નિર્ભર છે કે તે કયો માર્ગ સ્વીકારે ! ચેતનત્વને ગુમાવીને જડત્વનો કે જડત્વને મીટાવીને પૂર્ણજીવનનો ?

એક માર્ગ સર્વ સ્વભાવની સહજ સ્ફૂરણાનો છે. બીજો માર્ગ ગાઢ અહંકારની અવાસ્તવિક ભ્રમણાનો છે. એક માર્ગ સ્વભાવને પ્રગટાવવાનો છે. બીજો માર્ગ અંધકારમાં પડયા રહેવાનો છે.

એક માર્ગ પ્રેમનો, સર્જનનો છે. બીજો માર્ગ અપ્રેમનો, વિધ્વંસનો છે.

એક માર્ગ અહિંસાનો, અભયનો, અમૃતનો, આત્મજાગૃતિનો છે. બીજો માર્ગ હિંસાનો, ભયનો, વિષનો, ગાઢ મૂર્છાનો છે

જો માનવી અલ્પસ્થાયી ભોગોપભોગમાં વ્યસ્ત રહી ચિરસ્થાયી ભાવજ્ઞાન પ્રકાશથી ર થતો જાય તો તેનો માર્ગ જીવનનો નહિ, મૃત્યુનો છે.

જો માનવી માનવભવને સાર્થક કરવા યોગના માર્ગે પ્રયાણ કરશે તો જડાણું ગુણોનું આંતર રહસ્ય તેની સામે ઉઘડશે, નિસર્ગનું સહજ પ્રભુત્વ તેને પ્રાપ્ત થશે અને વિચારભાવની પ્રધાનતા પ્રમાણિત કરતો, આ મહામનીષિ પરાપ્રકૃતિના પ્રાંગણમાં પહોંચીને સમગ્ર (Totality)નો દ્રષ્ટા અને નિયંતા બનશે.

આધ્યાત્મ વિકાસના આ પરમ પરિમાણ (Ultimate Dimension)માં દેશકાળનું કોઇ બંધન નથી. એવી કોઇ સીમા નથી જ્યાં પહોંચીને આગળનો અવકાશ ન હોય! પ્રકાશની, જ્ઞાનની રેખાને રૂંધતો જ્યાં કાલપ્રવાહ અટકતો હોય!

માનવ મનની જેમ સમગ્રની પણ કોઈ સીમા નથી. તત્ત્વની જેમ આત્માને પણ દેશકાળનું કોઇ બંધન નથી.

યોગ–માર્ગના પ્રવાસીને અંતર પ્રકાશનો અવસર અવશ્યઆવે છે. જ્ઞાનની ધારા ક્રમશઃ સર્વ કંઇ આલોકિત કરે છે. પરિણામે સત્યનો ગૂઢ તત્ત્વબોધ પ્રગટે છે. અહિં પહોંચીને સાધક સર્વના પ્રાણ સ્વરૂપ એ જ્ઞાનોત્પાદિની શક્તિના ઉગમ સ્થાનને શોધે છે, જે સર્વ કંઇનું કારણ કહેવાય છે.

અહિંથી પ્રારંભ થાય છે, જડ પ્રભાવથી મહાભિનિષ્ક્રમણ અને લોકાલોકને આલોકિત કરનાર મહાપ્રકાશ પ્રત્યે મહાપ્રયાણ !

પ્રકાશનો આ પંથ મોક્ષનો માર્ગ છે.

નિષ્કલંકં નિરાબાધં આનંદસ્વસ્વભાવજમ્ ।
વદંતિ યોગિનો મોક્ષ વિપક્ષં જન્મ સંતતેઃ॥

—જ્ઞાનાર્ણવ.

મોક્ષ નિષ્કલંક છે, સ્વ સ્વભાવથી ઉત્પન્ન

છે, સંસારનું નિવારણ-શમ છે. યોગીઓએ યોગનું સ્વરૂપ આ પ્રકારે કહ્યું છે.

સાપેક્ષ દ્રષ્ટિની સમજણ

In Perspective Vision

આત્માની પરમ શુદ્ધ અવસ્થા–મોક્ષ પ્રત્યે લઈ જનાર સાધનસામગ્રી પણ યોગ કહેવાય છે

અધિકાર ભેદ અનુસાર ભિન્ન ભિન્ન સાધકો માટે ભિન્ન ભિન્ન સાધનો સદ્‌ગુરૂ યોજે છે; જેમ જૂદા જૂદા રોગો માટે વૈદ્ય જૂદા જૂદા ઔષધો આપે છે.

જે જે સાધન સામગ્રી જીવનું શીવત્વ પ્રગટાવે, આત્માને પરમ પદે પહોંચાડે, તે યોગ છે. પરમ કલ્યાણ માર્ગ ઉપરનું પ્રત્યેક પગલું યોગ છે.

અધિકારી ભેદથી જ્ઞાનયોગ, ભક્તિયોગ જપયોગ, લયયોગ, મંત્રયોગ, હઠયોગ, સમાધિયોગ, કુંડલિનીયોગ, ધ્યાનયોગ, કર્મયોગ, રાજયોગ આદિ યોગના અનેક ભેદો પ્રાપ્ત થાય છે. પરંતુ સમ્યગ્ દર્શનજ્ઞાનચારિત્ર રૂપ મોક્ષમાર્ગમાં સર્વનો સમન્વય સુયોગ્ય રીતે થઈ જાય છે.

મોક્ષહેતુર્યતો યોગો, ભિદ્યતે ન તતઃ ક્વચિત્।
સાધ્યાભેદાત્તથા ભાવે, તૂક્તિભેદો ન કારણમ્॥
—યોગબિન્દુ

યોગ એટલે મોક્ષનો હેતુ એવો અર્થ થતો હોવાથી અનેક દર્શનના યોગ શાસ્ત્રો માટે જરા પણ ભેદ પડતો નથી. સાધ્યમાં ભેદ ન હોવાથી વચનમાં ભેદ દેખાતો હોય તો પણ વચન ભેદ તેમાં કારણ નથી.

કુત્રૈતુ તત્ર નૈવાસૌ, બાધકઃ સ્યાદ્વિપશ્ચિતામ્।
હિંસાદિ-વિરતાવર્થે, યમવ્રતગતે યથા॥
—યોગબિન્દુ

જ્યાં ફક્ત વિપક્ષ છે ત્યાં વચનથી આખાથી ભેદ પડતો હોવા છતાં પણ તત્ત્વનો ભેદ પડતો નથી. તે કારણે બાધક ભાવ નથી. જેમકે હિંસાદિ દોષની વિરતિ તેને જૈનો વ્રત કહે છે, અને સાંખ્ય યોગીઓ યમ કહે છે. તેમ ઉક્તિભેદ બાધક નથી પણ ગ્રાહ્ય છે.

યોગ પ્રક્રિયાઓમાં બાહ્યરીતે ભિન્નતા દેખાતી હોવા છતાં તાત્વિક રીતે તેનો સમન્વય કરવાથી સાધકનું કાર્ય સરલ થઈ જાય છે.

શબ્દોને છોડી શબ્દ પાછળના અર્થમાં જવું પડશે અને અર્થના સરખાપણાને તથા તફાવતને સૂક્ષ્મપણે સમજવો પડશે ત્યારે ભાવમાં પ્રવેશ શકય બને છે.

## માર્ગાનુસારિપણું

Basic Index of Human Virtues

જેને યોગની સાધના કરવી છે તેને જીવનને પવિત્ર બનાવવું પડશે, સંયમિત કરવું પડશે.

માનવભવ જે આપણને પ્રાપ્ત થયો છે તે અત્યંત દુર્લભ છે, આ વિચાર સર્વ પ્રથમ દ્રઢ થવો જોઇએ. ત્યાર પછીજ ધર્મરૂપી શ્રેષ્ઠ રત્ન પ્રાપ્ત થવું અધિક દુર્લભ છે, તે સત્ય સમજાશે.

ભવજલહિમ્મિ અપારે,
દુલહં મણુયત્તણં પિ જંતૂણં।
તત્થ વિ અણત્થહરણં,
દુલહં સદ્ધમ્મવરરયણં॥
–ધર્મરત્ન પ્રકરણ

અપાર ભવ સાગરમાં ભ્રમણ કરતા પ્રાણીઓને પ્રથમ મનુષ્યપણું પામવું એ પણ દુર્લભ છે. તેમાં પણ અનર્થને દૂર કરનાર સદ્ધર્મરૂપી શ્રેષ્ઠ રત્ન પામવું એ તો અતિ દુર્લભ છે.

ઇગવીસ ગુણ સમેઓ,
જોગો એયસ્સ જિણમયે ભણિયો ।
તદુવજ્જણમ્મિ પઢમં,
તા જઇયવ્વં જઓ ભણિયં ॥
—ધર્મરત્ન પ્રકરણ.

એકવીશ ગુણવાળો જીવ આ ધર્મ-રત્નને યોગ્ય છે, એમ જિન મતને વિષે કહેલું છે. તેથી તેને ઉપાર્જન કરવામાં જ પ્રથમ યત્ન કરવો જોઇએ.

તે ગુણો આ પ્રમાણે છે.

૧ અક્ષુદ્ર (ક્ષુદ્ર એટલે ગંભિરતા રહિત તે બુદ્ધિની નિપુણતા રહિત હોય તેથી ધર્મ સાધી શકતો નથી. અક્ષુદ્રએટલે સ્વપરનો ઉપકાર કરવામાં શક્તિમાન જે હોય તે અહિં યોગ્ય છે.)

૨ રૂપવાન (સંપૂર્ણ અંગોપાંગવાળો, પાંચે ઇદ્રિયો વડે સુંદર અને સારા સંઘયણવાળો જે હોય તે રૂપવાન કહેવાય છે. તેવો પુરૂષ ધર્મને દીપાવી શકે છે. તથા ધર્મ પાળવામાં સમર્થ હોય છે.)

૩ પ્રકૃતિ વડે સૌમ્ય (જે સ્વભાવથી જ સૌમ્યપ્રકૃતિવાળો હોય તે પ્રાયે કરીને પાપકર્મમાં પ્રવર્તતો નથી.

૪ લોકપ્રિય (આ લોક અને પરલોકમાં વિરૂદ્ધ એવું કાર્ય સેવતો ન હોય તથા દાન, વિનય અને શીળે કરીને સહિત હોય તે લોકપ્રિય કહેવાય છે. તેથી તે બીજા માણસોને પણ ધર્મને વિષે બહુમાન ઉત્પન્ન કરે છે.)

૫ અ ્ર (ક્રૂર મનુષ્ય ક્લિષ્ટ પરિણામવાળો હોવાથી, તે સમ્યક્પ્રકારે ધર્મનું આરાધન કરી શકતો નથી.)

૬ પાપભીરૂ

૭ અશઠ (જે અન્યને છેતરતો નથી)

૮ દાક્ષિણ્યતાવાળો

૯ લજ્જાળુ

૧૦ દયાળુ

૧૧ મધ્યસ્થ અને સૌમ્યદૃષ્ટિવાળો

૧૨ ગુણનો રાગી

૧૩ સુકથા કરનારો

૧૪ સુપક્ષ યુક્ત

૧૫ દીર્ઘદ્રષ્ટિવાળો

૧૬ વિશેષજ્ઞ

૧૭ વૃદ્ધોને અનુસરનારો

૧૮ વિનયવંત

૧૯ કૃતજ્ઞ

૨૦ પરહિતકારી

૨૧ લબ્ધલક્ષ્ય

અહિં જેમ એકવીશ ગુણો દર્શાવ્યા છે, તેમ માર્ગાનુસારિના પાંત્રીશ ગુણો છે.

માનવભવ પામ્યા પછી સર્વ પ્રથમ મનુષ્યત્વ કેળવવાનું છે. તે માટે સર્વનું હિત જેમનાં હૈયે વસ્યું છે, એવા શાસ્ત્રકાર ભગવંતોએ માર્ગાનુસારિના ગુણો દર્શાવ્યા છે.

આ ગુણો જે પોતામાં પ્રગટાવે તે "માનવી"

માર્ગાનુસારિપણાના ગુણો એ માનવતાની કસોટી છે, આધ્યાત્મિક વિકાસનો પાયો છે. આ ગુણોમાં વિશ્વના સર્વ નીતિ શાસ્ત્રોનું સત્ત્વ સમાએલું છે. આ ગુણોનું મહત્વ કોઈ ઓછું ન આંકે, આ ગુણોની ઉપેક્ષા કરીને કોઈ યોગના માર્ગે પ્રયાણ કરવાનુ દુઃસાહસ ન કરે.

ધર્મની પ્રાપ્તિ માટે તથાભવ્યત્વ વગેરેને પકાવવાનો માર્ગ "પંચસૂત્ર"માં આ પ્રમાણે દર્શાવ્યો છે.

## ધર્મ પ્રવેશની ચાવી

Human Fundamentals

પૂ. શ્રી ચિરંતનાચાર્ય 'પંચસૂત્ર'મા

ફરમાવે છે કે,

'એઅસ્સ ણું વુચ્છિત્તી સુદ્ધધમ્માઓ,
સુદ્ધધમ્મસંપત્તી પાવકમ્મવિગમાઓ,
પાવકમ્મવિગમો તહાભવ્વત્તાઇભાવઓ !'

આ સંસારનો વિચ્છેદ શુદ્ધ ધર્મથી થાય છે. આવા શુદ્ધ ધર્મની પ્રાપ્તિ પાપ-કર્મોનો વિગમ થવાથી થાય છે અને પાપ કર્મોનો વિગમ તથાભવ્યત્વાદિ અનુકૂળ યોગ મળવાથી થાય છે.

'તસ્સ પુણ વિવાગસાહણાણિ ચઉસ-રણગમણં દુક્કડગરિહા, સુકડાણુસેવણં !'

આ તથાભવ્યત્વ વગેરેને પકાવવાના ત્રણ સાધનો છે. એક ચાર શરણોનો સ્વીકાર, બીજુ દુષ્કૃત્યોની નિંદા અને ત્રીજુ સુકૃત્યોનું સેવન.

'અઓ કાયવ્વમિણં હોઉકામેણં
સયા સુપ્પણિહાણં,
ભુજ્જો ભુજ્જો સંકિલેસે,
તિકાલમસંકિલેસે !'

માટે દુઃખમુક્ત થવાની ઇચ્છાવાળાએ એ ઉપાયોનું હંમેશા સુપ્રણિધાન (નિશ્ચય પૂર્વક સેવન ) કરવું જોઇએ. સંકલેશ હોય ત્યારે તે વારંવાર અને સંકલેશના અભાવે પણ દિવસમાં ત્રણવાર અવશ્ય કરવું જોઇએ.

પૂ. શ્રી ચિરંતનાચાર્યે તથાભવ્યત્વાદિને પકાવવાનો આ અમોઘ ઉપાય દર્શાવ્યો છે. જે વડે યોગમાર્ગના પ્રવેશની ચાવી પ્રાપ્ત થશે.

તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે અદ્વેષ આદિ આઠ અંગો છે.

૧ અદ્વેષ એટલે બીજા જીવો અથવા તત્ત્વ ઉપર અપ્રિયતાનો અભાવ.

૨ જિજ્ઞાસા એટલે તત્ત્વને જાણ-વાની ઇચ્છા.

૩ શુશ્રૂષા એટલે તત્ત્વને સાંભળ-વાની ઇચ્છા.

૪ શ્રવણ એટલે તત્ત્વને સાંભળવું.

૫ બોધ એટલે શ્રવણ કરેલ તત્ત્વનો અવગમ.

૬ મીમાંસા એટલે અવગમ પછીનું તત્ત્વનું મનન.

૭ પ્રતિપત્તિ એટલે મનન પછી તત્ત્વનો સ્વીકાર, અર્થાત્ તત્ત્વ નિશ્ચય. "આવું જ છે", એવો નિર્ણય.

૮ પ્રવૃત્તિ એટલે તત્ત્વ નિર્ણય પછીનું તદનુસાર અનુષ્ઠાન.

'યોગબિન્દુ'માં કહ્યું છે કે,

લિગં માર્ગાનુસાર્યેષ, શ્રાધઃ પ્રજ્ઞાપના પ્રિયઃ।
ગુણરાગી મહાસત્ત્વઃ, સચ્છક્ત્યારંભસંગતઃ ॥

શ્રદ્ધાવત, ઉપદેશ સાંભળવામાં પ્રેમ-વાળા, મહાન પુરૂષોના ગુણાનુરાગી, ધર્મના અનુષ્ઠાનમાં મહાપરાક્રમ કરનારા, તેમજ શક્તિ અનુસાર ધર્મપ્રવૃત્તિ કરનારા, ભવ્યાત્મા માર્ગાનુસારિપણાને પામેલા જાણવા, કારણ કે તે માર્ગાનુસારિ-પણાના ચિહ્ન છે.

આ પ્રમાણે માનવતાની યોગ્યતા (Human Fundamentals) પ્રાપ્ત થયા પછી જ શ્રાવકપણું પ્રગટી શકે, સાધનાનો અધિકાર પ્રાપ્ત થાય. માનવતાની યોગ્યતા વિના યોગનો પ્રવેશ શક્ય જ નથી.

## ધર્મસિદ્ધિના સાધન
## Heart of Sadhana

ધર્મરત્નની પ્રાપ્તિના સાધનો પૂ. શ્રી હરિભદ્રસૂરિજી ફરમાવે છે કે,

સાધુ સેવા સદા ભક્ત્યા, મૈત્રી સત્ત્વેષુ ભાવતઃ।
આત્મીયગ્રહ મોક્ષશ્ચ ધર્મહેતુ પ્રસાધનમ્॥

નિરંતર ભક્તિપૂર્વક જ્ઞાનવૃદ્ધ સાધુ

પુરૂષોની સેવા, ભાવપૂર્વક પ્રાણીમાત્રના હિતની ચિંતા અ મારાપણાની બુદ્ધિનો સર્વથા ત્યાગ, એ ધર્મસિદ્ધિના સાધન છે. સદ્ધત્તાણુસ્સ જુગ્ગો

ભદ્દગપગઈ વિસેસનિપુણમઇ ।
નયમગ્ગરઈ તહ દઢ,
–નિયવયણુઠિઇ વિણ્ણિ હિટ્ઠો ॥

ધર્મની સાધના માટે આ ચાર ગુણો મહત્વના છે ૧ ભદ્રક પ્રકૃતિ, ૨ વિશેષ નિપુણ મતિ, ૩ ન્યાય માર્ગ રતિ, ૪ દઢનિજવચનસ્થિતિ.

ધર્મો મે કેવલજ્ઞાનિ–પ્રણીતઃ શરણં પરમ્ ।
ચરાચરસ્ય જગતો ય આધારઃ પ્રકીર્ત્તિતઃ ॥
–શ્રી સિદ્ધસેનસૂરિકૃત 'નમસ્કાર માહાત્મ્ય'

કેવલીભાષિત ધર્મ જ પરમ શરણ છે અને તેજ ચરાચર વિશ્વનો આધાર છે.

ધર્મ, આજ્ઞા, શાસન વગેરે શબ્દો એકાર્થક છે.

ધર્મ'પદનો અર્થ અતિ ગંભીર છે તે જુદા જુદા નયોથી સમજવો જોઇએ.

ધર્મની કેટલીક વ્યાખ્યાઓ આ પ્રમાણે છે.

'સદ્દૃષ્ટિજ્ઞાનવૃત્તાનિ ધર્મં ધર્મેશ્વરા વિદુઃ ।'

શ્રી તીર્થંકર ભગવંતોએ સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રને ધર્મ કહ્યો છે.

'આત્મનઃ પરિણામો યો, મોહક્ષોભ-વિવર્જિતઃ સ ચ ધર્મઃ ।' મોહના વિકારથી રહિત આત્મ પરિણામ તે ધર્મ છે.

'વસ્તુ સ્વરૂપં હિ, પ્રાહુર્ધર્મં મહર્ષયઃ'

મહર્ષિઓ વસ્તુ સ્વરૂપને જ ધર્મ કહે છે.

'ધર્મો હિ વસ્તુયાથાત્મ્યમ્ ।'

વસ્તુનું યાથાત્મ્ય સ્વરૂપ તે ધર્મ છે.

'વત્થુ સહાવો ધમ્મો ।'

વસ્તુસ્વભાવ તે ધર્મ છે.

શ્રી ચિદાનંદજીએ કહ્યું છે કે,

'મૂરખ કુલઆચારકું,
માનત ધર્મ સદીવ;
વસ્તુસ્વભાવ ધર્મ શુદ્ધ,
કહત અનુભવી જીવઃ'

સામાન્ય માણસો કુલાચાર ને ધર્મ માને છે. અનુભવી મહાપુરૂષો વસ્તુસ્વભાવને ધર્મ કહે છે.

## કાર્ય અને કારણ

Find Him Where You Are

"ધર્મબિંદુ"માં આગમોક્ત અનુષ્ઠાનને ધર્મ કહ્યો છે. તે અનુષ્ઠાન મૈત્ર્યાદિ ભાવોથી સંયુક્ત હોવું જોઇએ. અનુષ્ઠાન એટલે પ્રવૃત્તિ.

"ધર્મબિંદુ"માં એ પણ કહ્યું છે કે અનુષ્ઠાનને ઉપચારથી ધર્મ કહેવાય છે, પરમાર્થથી તો આત્મશુદ્ધિ તેજ ધર્મ છે. અનુષ્ઠાનથી આત્મશુદ્ધિ થાય છે. અહીં અનુષ્ઠાન તે કારણ અને આત્મશુદ્ધિ તે કાર્ય છે.

"ધર્મબિંદુ"માં કહ્યું છે કે "ધર્મ ધનના અર્થીઓને ધન આપે છે. કામના અર્થીઓને કામ (પ્રશસ્ત શબ્દાદિ ઇંદ્રિયાર્થો) આપે છે અને મોક્ષના અર્થીઓને મોક્ષ આપે છે.

પૂ. શ્રી હરિભદ્રસૂરિજી કહે છે કે,

'ધર્મ એવાપવર્ગસ્ય પારમ્પર્યેણ સાધકઃ ।'

ધર્મ એજ પરંપરાએ મોક્ષનો સાધક છે.

ચિત્તની શુદ્ધિ અને પુષ્ટિ ધર્મ વડે થાય છે.

શાસ્ત્રકાર મહર્ષિઓ કહે છે કે 'રાગ દ્વેષ અને મોહરૂપ મળો જેમાંથી દૂર થયા છે અને જે પુષ્ટિ અને શુદ્ધિવાળું છે, તે ચિત્ત ધર્મ છે.

જેને યોગમાં રસ છે તે સ્વાર્થવશ અનુચિત, અયુક્ત કે અપકારાર્થ પ્રવૃત્તિઓથી બીલકુલ બચે અને પોતાના જીવન વ્યવહારમાં સૌમ્યતા, શિષ્ટતા, ભદ્રતા, સહાનુભૂતિ, સૌહાર્દ આદિ ગુણો ઉદારતા પૂર્વક પ્રગટાવે. નિરર્થક પ્રવૃત્તિઓને તજે, પરોપકારના ભાવને અપનાવે, પ્રમાદને ખંખેરે, સર્વ જીવોનું પારમાર્થિક હિત ચાહે.

મોહાંધકારથી આચ્છાદિત કરનારી ધારણાઓ હૃદયમાં રાખીને યોગમાર્ગનું અવલંબન ક્યારેય શક્ય નથી જ.

માનવભવનું સાર્થકપણું ધર્મરત્નની પ્રાપ્તિમાં છે.

દુર્ગતિપ્રપતત્પ્રાણિ ધારણાદ્ધર્મ ઉચ્યતે।
સંયમાદિર્દશવિધઃ સર્વજ્ઞોક્તો વિમુક્તયે॥
—યોગ શાસ્ત્ર

દુર્ગતિમાં પડતાં પ્રાણીઓને તેમાંથી બચાવી, તેઓનું રક્ષણ કરે તેનું નામ ધર્મ છે અને તે સંયમાદિ દશ પ્રકારનો સર્વજ્ઞનો કહેલો ધર્મ મોક્ષ માટે થાય છે.

ક્ષમા, નમ્રતા, સરલતા, નિર્લોભતા, તપ સંયમ, સત્ય, શૌચ, અકિંચન અને બ્રહ્મચર્ય આ દશ પ્રકારનો ધર્મ છે.

શુશ્રૂષાં ધર્મરાગશ્ચ, ગુરુદેવા દિ પૂજનમ્।
યથાશક્તિ વિનિર્દિષ્ટં, લિંગમસ્ય મહાત્મભિઃ॥
—યોગબિન્દુ

શુશ્રૂષા, ધર્મરાગ, યથાશક્તિ દેવગુરૂની પૂજાભક્તિ, સાધર્મિજનની ભક્તિ વગેરે ધર્મપ્રાપ્તિના ચિન્હો મહાપુરૂષોએ શાસ્ત્રોમાં જણાવ્યા છે. તે આપણી શક્તિ અનુસાર આચરતાં આત્મામાં સમ્યક્ત્વ પ્રગટે છે.

## સાધનાના માર્ગે
## Experiments in Spirituality

સમ્યક્ત્વ મૂલાનિ પંચાણુવ્રતાનિ ગુણાસ્ત્રયઃ।
શિક્ષાપદાનિ ચત્વારિ વ્રતાનિ ગૃહ મેધિનાં॥
—યોગ શાસ્ત્ર

સમ્યક્ત્વપૂર્વક પાંચ અણુવ્રતો, ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતો એમ ગૃહસ્થ ધર્મના ચાર વ્રતો છે.

શમસંવેગ નિર્વેદાનુકંપાસ્તિકય લક્ષણૈઃ।
લક્ષણૈઃ પંચભિસમ્યક્ સમ્યક્ત્વમુપલક્ષ્યતે॥
—યોગ શાસ્ત્ર

શમ એટલે ઉપશમ ભાવ. પોતાના અપરાધીનું પણ પ્રતિકૂળ ન ચિંતવે.

સંવેગ એટલે દેવોના અને મનુષ્યોના સુખોને દુઃખરૂપ માને અને મોક્ષ સુખ અર્થાત્ આત્મસુખ ને જ સુખ કરી જાણે.

નિર્વેદ એટલે આ ભવને નરક સમાન કે બંદીખાના સમાન માને અને ઉદાસીનવૃત્તિથી રહે. જેમ બને તેમ સંસારથી નીકળવાનો પ્રયત્ન કરે.

અનુકંપાના બે પ્રકાર છે. દ્રવ્યથી દુઃખી પ્રાણીને પોતાથી બનતી મહેનતે અને શક્તિ અનુસારે દુઃખથી મુક્તકરવા તે. ભાવથી ધર્મરહિત જીવોને શક્તિ અનુસારે ધર્મમાં જોડવા પ્રયત્ન કરવો તે. આસ્તિકતા એટલે વીતરાગના વચનો ઉપર પૂર્ણ શ્રદ્ધા.

આ પાંચ લક્ષણોએ કરી સારી રીતે સમકિત ઓળખી શકાય છે.

ગૃહસ્થના બાર વ્રત આ પ્રમાણે છે.

પાંચ અણુવ્રત.

૧ સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રત—સ્થૂલ જીવહિંસા નહિ કરવાનું વ્રત.

૨ સ્થૂલ મૃષાવાદ વિરમણવ્રત—સ્થૂલ અસત્ય નહિ બોલવાનું વ્રત.

૩ સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત—સ્થૂલ અણદીધું ન લેવાનું વ્રત.

૪ સ્વદાર સંતોષ પરદાર ગમન

વિરમણ વ્રત-સ્વસ્ત્રીથી સંતોષ રાખી પરસ્ત્રી સાથે ગમન નહિ કરવાનું વ્રત.

૫ સ્થૂલ પરિગ્રહ પરિમાણ વ્રત–સ્થૂલ પરિગ્રહને મર્યાદિત રાખવાનું વ્રત.

ત્રણ ગુણવ્રત

મૂળ ગુણની પુષ્ટિ કરનારા વ્રતો તે ગુણવ્રતો.

૬ દિક્‌પરિમાણ વ્રત–દરેક દિશામાં અમુક હદથી અધિક ન જવું તેવું વ્રત.

૭ ભોગોપભોગ પરિમાણ વ્રત–ભોગ અને ઉપભોગના પદાર્થોની મર્યાદા કરનારૂં વ્રત

૮ અનર્થદંડ વિરમણ વ્રત–વિશિષ્ટ પ્રયોજન વિના આત્મા દંડાય તેવી પ્રવૃત્તિ કરવાથી અટકવાનું વ્રત.

ચાર શિક્ષા વ્રત

જીવને સર્વવિરતિ ચારિત્રનું કે સાધુ જીવનનું શિક્ષણ આપે તે શિક્ષા વ્રત.

૯ સામાયિક વ્રત–બે ઘડી પર્યંત સાવદ્ય વ્યાપારોનો ત્યાગ કરવાનું વ્રત.

૧૦ દેશાવકાશિકવ્રત–વ્રતોમાં રાખેલી છૂટોની મર્યાદા કરવાનું વ્રત.

૧૧ પૌષધોપવાસ વ્રત–પર્વના દિવસોએ ઉપવાસ આદિ કરવાનું વ્રત.

૧૨ અતિથિ સંવિભાગ વ્રત–અતિથિ એટલે સાધુ, મુનિરાજ આદિને શુદ્ધ પાણી સંવિભાગ દાન કરવાનું વ્રત.

સાધક આ દર્શનયોગ, જ્ઞાનયોગ અને ચારિત્રયોગને યથાશક્તિ આચરતો યોગ માર્ગમાં આગળ વધે છે. જેમ કર્મના ભારથી મુક્ત બને છે તેમ તેમ વિશેષ આત્મગુણો પ્રગટ થાય છે.

આવશ્યક ક્રિયાઓમાં યોગ ભરેલો છે. "અવશ્યં કર્મ આવશ્યકમ્" અવશ્ય કરવા યોગ્ય તે આવશ્યક.

શ્રી વિશેષાવશ્યક ભાષ્યમાં કહ્યું છે કે "સાધુએ અને શ્રાવકે રાત્રિના અને દિવસના અંતે અવશ્ય કરવા યોગ્ય છે, તે કારણથી આ આવશ્યક કહેવાય છે.

શ્રી નંદીસૂત્રમાં તેના છ પ્રકાર નીચે મુજબ છે.

'સે કિંતં આવસ્સયં? આવસ્સયં છવ્વિહં પણ્ણત્તં, તં જહા ૧ સામાઇઅં, ૨ ચઉવીસત્થો, ૩ વંદણયં, ૪ પડિક્કમણં, ૫ કાઉસ્સગ્ગો, ૬ પચ્ચક્ખાણં, સે તં આવસ્સયં ॥'

તે આવશ્યક કેવું છે? આવશ્યક છ પ્રકારનું કહેલું છે, તે આ રીતે ૧ સામાયિક, ૨ ચતુર્વિંશતિસ્તવ, ૩ વંદનક, ૪ પ્રતિક્રમણ, ૫ કાયોત્સર્ગ અને ૬ પ્રત્યાખ્યાન, આ રીતે આવશ્યક કહ્યું.

વંદિત્તુ સૂત્રમાં કહ્યું છે કે,

આવસ્સએણ એએણ,
સાવઓ જઇવિ બહુરઓ હોઈ।
દુક્ખાણમંત કિરિઅં,
કાહી અચિરેણ કાલેણ ॥

શ્રાવક સાવદ્ય કર્મોને કરનારો હોવાથી ઘણા પાપોને બાંધનાર છે, તેમ છતાં આ આવશ્યક ક્રિયા વડે તે સકલ દુઃખોનો અંત અલ્પ સમયમાંજ કરે છે એટલે કે તે મુક્તિને પામે છે.

જીનો દેવઃ કૃપા ધર્મો ગુરવો યત્ર સાધવઃ।
શ્રાવકત્વાય કસ્તસ્મૈ નશ્લાઘેતાવિમૂઢધીઃ॥

જીનેશ્વર જેનો દેવ છે, દયામય ધર્મ છે, અને જ્યાં નિર્ગ્રંથો ગુરૂ તરીકે છે. તેવા શ્રાવકપણાની કયો બુદ્ધિમાન પ્રશંસા ન કરે?

## શ્રાવકના મનોરથ

Signposts on the Path

કઇઆ સંવિગ્ગાણું, ગીઅત્થાણું
ગુરૂણુ પય-મૂલે ।
સયણાઇ સંગ રહિઓ,
પવ્વજ્જં સંપવજ્જિસ્સં ? ॥

હું સ્વજનાદિકનો સંગ મૂકીને કયારે ગીતાર્થ ગુરૂના ચરણ કમલ પાસે પ્રવજ્યા ગ્રહણ કરીશ ?

ભય ભૈરવ નિક્કંપો,
સુસાણુમાઈસુ વિહિઅઉસ્સગ્ગો ।
તવ તણુ અંગો કઇઆ,
ઉત્તમચરિઅં ચરિસ્સામિ ॥

હું તપસ્યાથી દુર્બલ શરીરવાળો થઇને કયારે ભયથી અથવા ઘોર ઉપસર્ગથી ન ડરતાં સ્મશાન વગેરેને વિષે કાયોત્સર્ગ કરી ઉત્તમ પુરૂષોની કરણી કરીશ ?

જિનધર્મવિનિર્મુક્તો,
માભૂવં ચક્રવર્ત્યપિ ।
સ્યાં ચેટોપિ દરિદ્રોપિ,
જિનધર્માધિવાસિત: ॥

જૈન ધર્મથી રહિત થઇ ચક્રવતી પણ હું ન થાઉં પણ જૈન ધર્મથી વાસિત દાસ કે દરિદ્ર થાઉં તો તે પણ મને સંમત છે.

ત્યક્તસંગો જીર્ણવાસા મલક્લિન્નકલેવર: ।
ભજન્ માધુકરીં વૃત્તિં મુનિચર્યાં કદાશ્રયે ॥

અહો ! હું આ સર્વ સંયોગોનો ત્યાગ કરી, જીર્ણ પ્રાય વસ્ત્રવાળો થઈ મળથી ક્લિન્ન-ભિંજાએલા શરીરવાળો (શરીર ઉપરથી નિરપેક્ષ બની,) માધુકરી વૃત્તિવાળી મુનિચર્યાનો કયારે આશ્રય કરીશ ?

ત્યજન્ દુ:શીલસંસર્ગં ગુરૂપાદરજ: સ્પૃશન્ ।
કદાહં યોગમભ્યસ્યન્ પ્રભવેયં ભવચ્છિદે ॥

દુ:શીલોની સોબતનો ત્યાગ કરી, ગુરૂ-મહારાજની પાદરજનો સ્પર્શ કરતો, યોગનો અભ્યાસ કરી આ ભવોનો નાશ કરવાને હું કયારે સમર્થ થઇશ ?

મહાનિશાયાં પ્રકૃતે કાયોત્સર્ગે પુરાદ્બહિ: ।
સ્તંભવત્સ્કંધકર્ષણં વૃષા: કુર્યુ: કદામયિ ॥

મધ્યરાત્રીએ શહેરની બહાર કાયોત્સર્ગ મુદ્રાએ ધ્યાનમાં રહેલા મને સ્થંભની માફક સ્થિર રહેલાને સ્થંભ જાણી બળદો પોતાના સ્કંધનુ કયારે કર્ષણ (ઘર્ષણ) કરશે ?

વને પદ્માસનાસીનં ક્રોડસ્થિતમૃગાર્ભકં ।
કદાઘ્રાસ્યંતિ વક્ત્રે માં જરંતો મૃગયૂથપા: ॥

વનની અંદર પદ્માસનમાં બેઠેલાં અને ખોળામાં મૃગના બચ્ચાંઓ રહેલા મને મોઢા ઉપર વૃદ્ધ મૃગયૂથપતિઓ (અચેતન વસ્તુ જાણી) કયારે સૂંઘશે ?

શત્રૌ મિત્રે તૃણે સ્ત્રૈણે સ્વર્ણેશ્મનિ મણૌમૃદિ ।
મોક્ષેભવે ભવિષ્યામિ નિર્વિશેષમતિ કદા ॥

શત્રુ અને મિત્ર ઉપર, તૃણ અને સ્ત્રી સમુદાય ઉપર, સુવર્ણ અને પથ્થર ઉપર, મણિ અને માટી ઉપર, મોક્ષ અને સંસાર ઉપર સમભાવવાળો (રાગદ્વેષ વિનાનો) હું કયારે થઇશ ?

અધિરોઢું ગુણશ્રેણિનિશ્રેણીં મુક્તવેશ્મન: ।
પરાનંદલતા કંદાન્ કુર્યાદિતિ મનોરથાન્ ॥

આ પ્રમાણે મોક્ષ ઉપર ચઢવાને શ્રેણિરૂપ નિસરણી સરખ તથા પરમ આનંદ રૂપ લતાના કંદ સરખા મનોરથો શ્રાવકોએ કરવા.

મંત્રી વસ્તુપાળ નીચેની ભાવના પ્રતિદિન કરતા.

શાસ્ત્રાભ્યાસો જિનપતિનતિ: સંગતિ સર્વદાર્યૈ:,
સદ્વૃત્તાનાં ગુણગણકથા દોષવાદે ચ મૌનમ્ ।
સર્વસ્યાપિ પ્રિયહિતવચો ભાવનાચાત્મતત્ત્વે,
સમ્પદ્યન્તાં મમ ભવભવે યાવદાપ્તોડપવર્ગ: ॥

જ્યાં સુધી મને અપવર્ગ એટલે જન્મ, જરા, મરણાદિનો સર્વથા નાશ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી પ્રત્યેકભવમાં ૧ શાસ્ત્રોનો અભ્યાસ, શ્રવણ, મનન પરિશીલન ૨ ત્રિભુવનતારક અરિહંતોને નમસ્કાર ૩ હંમેશ આર્યપુરૂષોનો સમાગમ–સત્સંગ ૪ સચ્ચારિત્રપાત્ર પુરૂષોના ગુણગણનું કથન–ગાન ૫ કોઇના પણ દોષ કથનમાં મૌન ૬ સર્વને પ્રિય અને હિતકર વચન અને ૭ આત્મતત્ત્વમાં ભાવના, આત્મ સ્વરૂપમાં રમણતા, જીવમાત્રના હિતની ભાવના, આત્મતત્ત્વમાં થતાં ષટ્કારકોની વિચારણા-પ્રાપ્ત થાઓ.

દુસ્યાં ભવસ્થિતિ સ્થેમ્ના, સર્વજીવેષુ ચિંતવન્।
નિસર્ગ સુખસર્ગ'તેષ્વપવર્ગે' વિમાર્ગચેત્॥

સંસારની દુઃખમય સ્થિતિનો સ્થિરતા પૂર્વક વિચાર કરતો શ્રાવક ભાવના ભાવે કે 'સર્વ જીવો સંસારના સર્વ દુઃખોથી મુક્ત બની જ્યાં સ્વાભાવિક રીતે નિરતિશય સુખ છે એવો મોક્ષ પ્રાપ્ત કરો.'

## યોગનું ચઢાણ
## Spiritual Ascent

યોગ શબ્દના અનેક ભાવાર્થ ભિન્ન-ભિન્ન દાર્શનિક વ્યવસ્થાઓમાં કહ્યા છે.

આત્માને સત્ય યા તત્ત્વથી જોડવો, એકાકાર કરવો, તદાકાર કરવો એ યોગ છે.

આત્મા અને પરમાત્માનું મિલન, આત્માનું મોક્ષ સાથે જોડાણ એ યોગ છે.

સત્ય કે તત્ત્વના પ્રાગટ્યનો માર્ગ એ યોગ છે. એ અનિર્વચનિય, અપરિમેય, વિશાલ, સર્વવ્યાપી તત્ત્વમાં આત્માનું વ્યક્તિત્વ પૂર્ણ રૂપે મેળવી દેવું એ યોગ છે.

અધુરી ભાષાના અપંગ શબ્દો ભાવ પ્રદેશના વર્ણનને યોગ્ય રીતે રજુ નહિ કરી શકે.

ભાવનાની અસીમ પ્રવાહશક્તિને સમજનારા મેધાવિઓએ જ્ઞાનની ઉપલબ્ધિનેજ યોગની ચરમ સાર્થકતા કહિ છે.

સમ્યગ્જ્ઞાન પ્રગટતા, દર્શનની અધિક અધિક નિર્મળતા થતાં આત્માના સ્વરૂપમાં, સ્વભાવમાં, દૃષ્ટિકોણમાં, ક્રિયાકલાપમાં પરિવર્તન આવે છે. તેની ધારણા સ્પષ્ટ થાય છે કે જ્ઞાનનો જ્ઞાતા પોતે સ્વયં છે. જ્ઞેય પોતાથી પૃથક્ છે. સર્વ પદાર્થો અને પરિવર્તનો જ્ઞેયના અંગ છે.

શારિરિક પ્રચેષ્ટાઓથી કર્મેન્દ્રિયોના વિષયોમાં પશુની જેમ ઉપભોગ કરવાનું માનવીનું ધ્યેય નથી. માત્ર આટલા માટે જ માનવમનનું સર્જન થયું નથી. નિસર્ગની સર્વશ્રેષ્ઠ રચના માનવ દેહ છે, માનવમન છે. માનવમનના પૂર્ણ વિકાસની શક્યતા માનવદેહમાં છે માત્ર માનવ ભવમાં જ મોક્ષ પ્રાપ્ત થઇ શકે.

પ્રથમ માનવમન દ્વારા કર્મેન્દ્રિયોને સંયત્ બનાવવાની પરમ આવશ્યકતા છે, જેથી અસ્ખલિત જળધારાની જેમ અધોમુખ વહિ જતી જીવનશક્તિનો અપવ્યય ન થાય.

યોગ એટલે અધોમુખ વહેતી જીવન-શક્તિને ઉર્ધ્વમુખ બનાવવાની પ્રક્રિયા.

## Process for Transmutation of Self

યોગના પ્રવેશ પછી યમ નિયમના કિનારાઓ વચ્ચે વહેતા જીવન પ્રવાહમાં મહામોહનો ગાઢ અંધકાર સમસ્ત ચેતનાના જાગૃતિપુંજોને પરાસ્ત કરવામાં સમર્થ થતો નથી.

યોગ માર્ગનો પથિક વિકાસ પ્રત્યે આગળ વધે છે. પ્રકાશ વડે એક પછી એક અજ્ઞાત આંતરક્ષેત્રોને આલોકિત કરે છે.

## યમ અને નિયમ

**The Foundations of Successful Training of the Consciousness**

યમ અને નિયમની સાધન પ્રણાલી બાહ્ય રીતે જોતાં સરલ દેખાય છે, પરંતુ તેનો અભ્યાસ અત્યંત કઠિન છે.

સાધક યોગની બીજી કોઈ સાધનાઓ ભલે ન કરી શકે પણ જો યમ નિયમનું દ્રવ્ય અને ભાવથી સુયોગ્ય પાલન થાય તો યોગ સાધનાનો અનુભવ સ્વયં તેને સમજાશે.

અષ્ટાંગ યોગમાં સર્વ પ્રથમ યમ છે.

પાતંજલ યોગસૂત્રના સાધન પાદમાં કહ્યું છે કે 'અહિંસાસત્યાસ્તેયબ્રહ્મચર્યાપરિગ્રહાયમા:।' અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ ને 'યમ' કહે છે.

"જાતિદેશકાલસમયાનવચ્છિન્ના: સાર્વભૌમા મહાવ્રતમ્" જાતિ, દેશ, કાલ અને સમયની સીમાથી રહિત, સર્વ અવસ્થાઓમાં પાલન કરવા યોગ્ય યમ મહાવ્રત કહેવાય છે.

સાધનપાદના બત્રીસમા સૂત્રમાં 'નિયમ' માટે કહ્યું છે કે,

"શૌચસંતોષતપઃસ્વાધ્યાયેશ્વર પ્રણિધાનાનિ નિયમા:।"

શૌચ, સંતોષ, તપસ્યા, સ્વાધ્યાય અને ઈશ્વર પ્રણિધાન આ "નિયમ" છે.

યમ નિયમમાં એટલું બળ છે કે તેમાંના એકાદ અહિંસા કે સત્યની સાધના જો સદા સર્વદા સર્વાવસ્થામાં પૂર્ણ રૂપે થઈ શકે તો યોગની સિદ્ધિ થઈ જાય અને જીવન સાર્થક બની જાય.

યમનિયમની સાધના કર્યા વિના યોગમાર્ગમાં ઉન્નતિ કરવી કે મોક્ષના અધિકારી થવું અસંભવ છે.

અહિંસા સત્યમસ્તેય, બ્રહ્મચર્યા પરિગ્રહા:।
પંચભિઃ પંચભિર્યુક્તા, ભાવનાભિર્વમુક્તયે ॥
—યોગશાસ્ત્ર

અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આ પાંચ મહાવ્રત છે. એક એક મહાવ્રતની પાંચ પાંચ ભાવના છે ભાવના સહિત મહાવ્રતો મુક્તિને માટે થાય છે.

ન યત્પ્રમાદયોગેન, જીવિતવ્યપરોપણમ્।
ત્રસાનાં સ્થાવરાણાં ચ તદહિંસાવ્રતમ્ મતમ્॥
—યોગશાસ્ત્ર

પ્રમાદના કારણથી ત્રસ અને સ્થાવર જીવોનું જીવિતવ્ય નાશ ન કરવું તે અહિંસાવ્રત માનેલું છે.

પ્રિયં પથ્યં વચસ્તથ્યં સૂનૃતવ્રતમુચ્યતે।
તત્તથ્યમપિનો તથ્યમપ્રિયંચાહિતં ચ.॥
—યોગશાસ્ત્ર

અન્યને પ્રિય લાગે તેવું અને હિતકારી સત્ય વચન બોલવું તે સત્ય નામનું મહાવ્રત કહેવાય છે. અપ્રિય અને અહિતકર વચન સત્ય હોય તો પણ તે સત્ય નથી.

અનાદાનમદત્તસ્યા, સ્તેયવ્રતમુદીરિતમ્।
બાહ્યાઃ પ્રાણા નૃણામર્થો, હરતા તં હતાહિતે ॥
—યોગશાસ્ત્ર

આપ્યા સિવાય કંઇ નહિ લેવું તે અચૌર્ય વ્રત કહેલું છે ધન એ મનુષ્યોના બાહ્ય પ્રાણ છે. તે હરણ કરતાં તે મનુષ્યોના દ્રવ્ય પ્રાણોનો નાશ કર્યો કહી શકાય છે.

દિવ્યૌદારિકકામાનાં કૃતાનુમતિ કારિતૈ:।
મનોવાક્કાયતસ્ત્યાગો બ્રહ્માષ્ટાદશધા મતમ્॥
—યોગશાસ્ત્ર

દિવ્ય અને ઔદારિક વિષયોનો મન, વચન કાયાથી કરવા, કરાવવા, અનુમોદવાનો ત્યાગ કરવો તે બ્રહ્મચર્ય અઢાર પ્રકારનું કહેલું છે.

સર્વભાવેષુ મૂર્ચ્છાયા, સ્ત્યાગઃ સ્યાદ પરિગ્રહઃ ।
યદસત્સ્વપિ જાયેન, મૂર્ચ્છયા ચિત્તવિપ્લવઃ ॥
—યોગશાસ્ત્ર

સર્વ પદાર્થોને વિષે આસક્તિનો ત્યાગ કરવો તે અપરિગ્રહ કહેવાય છે. પાસે વસ્તુ ન હોય તો પણ આસક્તિથી ચિત્તમાં અનેક વિકૃતિઓ જાગે છે.

## અષ્ટપ્રવચન માતા

## Path of Love-Wisdom

ઈર્યાભાષૈષણાદાન નિક્ષેપોત્સર્ગ સંજ્ઞકાઃ ।
પંચાહુઃ સમિતિસ્તિસ્રો ગુપ્તિ સ્ત્રિયોગનિગ્રહાત્ ॥
—યોગશાસ્ત્ર

૧ ઈર્યા સમિતિ ૨ ભાષા સમિતિ ૩ એષણા સમિતિ ૪ આદાન નિક્ષેપ સમિતિ ૫ ઉત્સર્ગ સમિતિ આ પાંચને સમિતિ કહે છે અને મન, વચન કાયાના ત્રણ યોગોનો નિગ્રહ કરવો તેને ત્રણ ગુપ્તિ કહે છે.

પાંચ સમિતિ અને ત્રણ ગુપ્ત અષ્ટ પ્રવચન માતા કહેવાય છે.

સમિતિ સમ્યક્ ક્રિયારૂપ છે અને ગુપ્તિ નિગ્રહ રૂપ છે. એકમાં પ્રવૃત્તિ કેવી રીતે કરવી તેનું વિધાન છે અને બીજામાં પ્રવૃત્તિના જે મુખ્ય સાધનો મન, વચન અને કાયા તેનો નિગ્રહ કેવી રીતે કરવો તેનું વિધાન છે.

એતાશ્ચારિત્ર ગાત્રસ્ય જનનાત્ પરિપાલનાત્ ।
સંશોધનાચ્ચ સાધૂનાં માતરોડષ્ટૌ પ્રકીર્ત્તિતાઃ ॥
—યોગશાસ્ત્ર

આ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ સાધુઓના ચારિત્ર રૂપી શરીરને (માતાની માફક) જન્મ દેતી હોવાથી, તેનું પરિપાલન કરતી હોવાથી, તેમજ તેની અશુદ્ધિઓ દૂર કરી તેને સ્વચ્છ નિર્મળ રાખતી હોવાથી તેમની આઠ માતા રૂપે શાસ્ત્રોમાં કથન કરાયેલી છે.

બૌદ્ધ દર્શનમાં પાંચ યમના સ્થાને પંચશીલ બતાવ્યા છે. જેમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય તો સમાન છે, કેવલ અપરિગ્રહના સ્થાને મદ્યનો નિષેધ દર્શાવ્યો છે.

જ્યારે આ યમનિયમના પાલનમાં વિઘ્ન ઉપસ્થિત થાય ત્યારે તે દૂર કરવા માટે મહર્ષિ પતંજલિએ યોગ સૂત્રમાં કહ્યું છે કે 'વિતર્કબાધને પ્રતિપક્ષ ભાવનમ્ ।' વિતર્કોદ્વારા યમનિયમને બાધા આવતાં તેના પ્રતિપક્ષનું ચિંતન કરવું જોઈએ.

'વિતર્કા હિંસાદયઃ કૃતકારિતાનુમોદિતા લોભક્રોધમોહપૂર્વકા મૃદુમધ્યાધિમાત્રા દુઃખાજ્ઞાનાનન્તફલા ઇતિ પ્રતિપક્ષભાવનમ્ ।

યમનિયમના વિરોધી હિંસા આદિ વિતર્ક કહેવાય છે વિતર્ક ત્રણ પ્રકારના છે પોતે કરેલા, કરાવેલા, અનુમોદન કરેલા. વિતર્કના કારણ લોભ, મોહ અને ક્રોધ છે. જે મૃદુ, મધ્ય અને તીવ્ર ભેદવાળા હોય છે. આ સર્વ દુઃખ અને અજ્ઞાનરૂપી અપરિમિત ફળોને આપનાર છે આ પ્રકારે પ્રતિપક્ષની ભાવના કરવી.

## યમનિયમની સિદ્ધિઓ

## Pointers to the Way

યમનિયમ દ્વારા જે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તેનું યોગસૂત્રમાં આ પ્રમાણે વર્ણન છે. "અહિંસા પ્રતિષ્ઠાયાં તત્સંનિધૌ વૈરત્યાગઃ"

અહિંસામાં પ્રતિષ્ઠા થતા તે અહિંસક યોગીની સમીપ સર્વ પ્રાણીઓમાંથી વૈરનો ત્યાગ થાય છે. આવા યોગીના અંતરમાંથી અહિંસાની સાત્ત્વિક ધારા વહે છે ત્યારે નિકટવર્તી હિંસક પ્રાણીઓ અહિંસક બને છે.

અહિંસાના પ્રથમ મહાવ્રતની આટલી તાકાત છે.

સૂત્ર કૃતાંગ સૂત્રમાં કહ્યું છે કે,
"એવં ખુ નાણિણો સારં, જં ન હિસઇ કિંચણુ।
અહિંસા સમયં ચેવ એયાવંતં વિયાણિયા॥
જ્ઞાની હોવાનો સાર એજ છે કે તે કોઇ પણ પ્રાણીની હિંસા ન કરે. આટલુંજ અહિંસાના સિદ્ધાંતનું જ્ઞાન પુરતું છે. આ અહિંસાનું વિજ્ઞાન છે.

સત્યનું ફળ કહે છે.

"સત્ય પ્રતિષ્ઠાયાં ક્રિયાફલાશ્રયત્વમ્।"
યોગીની સત્યમાં દૃઢ સ્થિતિ થતા તેની વાણી અમોઘ બને છે. આવા પ્રકારના યોગીના કેવલ વચનથી ફલ મળે છે.

"અસ્તેયપ્રતિષ્ઠાયાં સર્વરત્નોપસ્થાનમ્।
અસ્તેયની દઢ સ્થિતિ થતા સર્વ રત્નોની પ્રાપ્તિ થાય છે.

બ્રહ્મચર્ય પ્રતિષ્ઠાયાં વીર્યલાભ: ।
બ્રહ્મચર્યની દૃઢ સ્થિતિ થતા વીર્ય લાભ થાય છે.

અપરિગ્રહસ્થૈર્યે જન્મકથન્તાસંબોધઃ।
અપરિગ્રહની સ્થિરતામાં યોગીને પોતાના જન્મોનો સમ્યક્ બોધ થાય છે.

ત્યારપછી નિયમોની સિદ્ધિ કહે છે.

'શૌચાત્ સ્વાંગજુગુપ્સા પરૈરસંસર્ગ:।
શૌચના અભ્યાસથી પોતાના અંગોની ઘૃણા અને અન્યના સંસર્ગનો અભાવ થાય છે.

'સત્ત્વશુદ્ધિસૌમનસ્યૈકાગ્રયેન્દ્રિયજયાત્મદર્શનયોગ્યત્વાનિચ।' સત્ત્વશુદ્ધિ, મનની સ્વચ્છતા, એકાગ્રતા, ઇંદ્રિયોનું જીતવું અને આત્મદર્શનની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

'સંતોષાદનુત્તમસુખલાભઃ।' સંતોષથી અનુત્તમ સુખ પ્રાપ્ત થાય છે.

'કાયેન્દ્રિયસિદ્ધિરશુદ્ધિક્ષયાત્તપસઃ।'
તપ વડે અશુદ્ધિ દૂર થવાથી શરીર અને ઇંદ્રિયોની શુદ્ધિ થાય છે.

'સ્વાધ્યાયાદિષ્ટદેવતાસમ્પ્રયોગ:।'
સ્વાધ્યાયથી ઇષ્ટ દેવતા સાક્ષાત્ થાય છે.

'સમાધિ સિદ્ધિરીશ્વરપ્રણિધાનાત્।'
સમાધિની સિદ્ધિ ઇશ્વર પ્રણિધાનથી થાય છે.

અહિં યમનિયમની સિદ્ધિઓ વર્ણવી છે.

પૂ. શ્રી હરિભદ્રસૂરિએ 'યોગદૃષ્ટિસમુચ્ચય'માં પ્રત્યેક યમનિયમના ચાર ચાર પ્રકાર દર્શાવ્યા છે. ૧ ઇચ્છા ૨ પ્રવૃત્તિ ૩ સ્થિર અને ૪ સિદ્ધિ. ઇચ્છાયમ અને પ્રવૃત્તિયમ પ્રયત્નસાધ્ય (Efforts) છે. સ્થિરયમ સહજ (Effortless Effort) છે. સિદ્ધિયમમાં શુદ્ધ અંતરાત્માનું પ્રાગટ્ય (Transmutations of self) છે.
અહિં અહિંસા માત્ર હિંસાત્યાગ નહિ, આત્મ જાગરણ છે. સત્ય માત્ર મૃષાવાદવિરમણ નહિ, સ્વસત્તાની અનુભૂતિ છે. અહિંસાદિ નકારાત્મક Negative નહિ, ભાવાત્મક Positive છે.

અહિં અહિંસા પ્રાપ્ત કરવા માટે આત્મતત્ત્વ પ્રાપ્ત કરવું પડશે. અહિંસા તેના સાક્ષાત્કારનું પરિણામ છે. આત્મસાક્ષાત્કારના પ્રકાશમાં મિથ્યાત્વ અને અવિરતિ વિલીન થઇ જાય છે.

બધા યમ નિયમનું આ પ્રમાણે છે

આરાધક શબ્દોના સ્થૂલ અર્થને ન પકડતા તેના સૂક્ષ્મ અર્થને પામવાનો પ્રયાસ કરે. શબ્દોની સપાટી પર ન રહેતા શબ્દોની પારના અર્થ દ્વારા ભાવને જગાડે. જેમ બહિરાત્મપણામાંથી અંતરાત્મા દ્વારા પરમાત્મ ભાવ જગાડવાનો છે.

યોગ પરિભાષા જે સાધક–વૈજ્ઞાનિક વિચારભાવના પ્રયોગો દ્વારા અનુભૂતિમાં જવા મથે છે, તેને માટે છે, ચર્ચાની પંડિતાઇ માટે નથી.

## પાયાનું ચણતર

Dynamics of Spiritual Advancement

યોગની પ્રક્રિયા એવી રીતે દર્શાવાઈ છે કે જેથી માનવમનમાં સુષુપ્ત રહેલી સર્વ શક્તિઓ પ્રગટ થાય અને માનવ આત્માના સર્વગુણો પૂર્ણ વિકાસ પામે. મોટે ભાગે પોતાની અંદર જે પરમનિધાન ભરેલું છે તેનાથી માનવી જીવનભર અજાણ રહે છે.

માનવજીવન મનદ્વારા સર્વ આત્મગુણો પ્રગટાવવા અર્થે છે. "યોગ" આત્મગુણો પ્રગટાવવાની પ્રક્રિયા છે. તે માટે સર્વ પ્રથમ અસંયત જીવનને સંયત કરવું પડશે. પ્રમાદના કાટથી મુક્ત થઈ ઉચ્ચ જીવન જીવવાની તીવ્ર ઇચ્છાશક્તિ જગાડવી પડશે.

ઉત્સાહાત્સાહસાદ્વૈર્યાત્
તત્ત્વજ્ઞાનાચ્ચ નિશ્ચયાત્।
જનસંગ પરિત્યાગા-
ચ્છડ્ભિર્યોગઃ પ્રસિદ્ધયતિ ॥
—હઠયોગ પ્રદીપિકા

૧ ઉત્સાહ—'વિષયોમાં લાગેલા ચિત્તને હું યોગમાં અવશ્ય વાળીશ' આવા મક્કમ વિચાર સાથે યોગમાર્ગે વળવાનો ઉત્સાહ.

૨ સાહસ—સાધ્ય તથા અસાધ્ય કાર્યનો વિચાર કરી તેમાં પ્રવૃત્ત થવા રૂપ સાહસ.

૩ ધૈર્ય—'ક્યારે પણ કાર્ય પુરૂ થશેજ' એ પ્રકારનો ખેદરહિત વિચાર તે ધૈર્ય.

૪ તત્ત્વજ્ઞાન — વસ્તુ સ્વરૂપની સમ્યક્ સમજણ.

૫ નિશ્ચય—સુદેવ, સુગુરૂ, સુધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા.

૬ જનસંગ પરિત્યાગ—યોગના વિરોધી મનુષ્યોના સંસર્ગનો ત્યાગ.

આ છ તાત્ત્વિક ઉપાયોથી યોગ સત્વર સિદ્ધ થાય છે.

## યમ દ્વારા સાધકનો વિશ્વ સાથે સંબંધ

Relation with Cosmos

યોગના માર્ગમાં આગળ વધવા માટે યમનિયમ (Spiritual Disciplines) નું પાલન અનિવાર્ય છે.

યમનિયમના પાયાને મજબુત કર્યા વિના સાધના સફળ થતી નથી, કારણ કે યમનિયમ જીવમાં રહેલા સૂક્ષ્મ મલોને દૂર કરે છે.

જ્યારે સામાન્ય મનુષ્યો યમનિયમના પગથિયા ચઢયા વિના ધ્યાનના નિષ્ફળ પ્રયત્નો કરે છે, ત્યારે લાભને સ્થાને હાનિ થાય છે. જ્યાં ભાવ મલો ભરેલા છે, ત્યાં યોગ બીજ નહિ ઉગે.

"યોગદૃષ્ટિસમુચ્ચય"માં પૂ. શ્રી હરિભદ્રસૂરિજીએ કહ્યું છે કે,

ઇહાહિંસાદયઃ પંચ સુપ્રસિદ્ધા યમાસતામ્।
અપરિગ્રહપર્યન્તાસ્તથેચ્છાદિ ચતુર્વિધા ॥

અહિંસાથી અપરિગ્રહ પર્યંત એમ પાંચ યમો સંતોને સુપ્રસિદ્ધ છે, તે પ્રત્યેક યમ ઇચ્છા આદિ ચાર પ્રકારનો છે.

પૂ. વાચક ઉમાસ્વાતિ મહારાજ "તત્ત્વાર્થસૂત્ર"માં હિંસાદિ માટે આ પ્રમાણે કહે છે.

"પ્રમત્તયોગાત્ પ્રાણવ્યપરોપણં હિંસા"
પ્રમત યોગથી પ્રાણનું હરવું એ હિંસા છે.
"અસદભિધાનમ્।"
અસદ્ કથન તે અનૃત—અસત્ય છે
"અદત્તાદાનં સ્તેયમ્।"
ચોરીની બુદ્ધિથી પારકી અણદીધેલી વસ્તુનું ગ્રહણ તે સ્તેય છે.
"મૈથુનમબ્રહ્મ।"
મૈથુન તે અબ્રહ્મચર્ય.
"મૂર્છા પરિગ્રહઃ"

મૂર્છા તે પરિગ્રહ.

'હિંસાનૃતસ્તેયાબ્રહ્મપરિગ્રહેભ્યો વિરતિર્વ્રતમ્।' હિંસા, અસત્ય, ચોરી, મૈથુન તથા પરિગ્રહ તેનાથી નિવૃત્ત થવું તે વિરતિ (વ્રત) છે.

'નિઃશલ્યો વ્રતી।'

શલ્ય રહિત હોય તેજ વ્રતી થઇ શકે છે. સત્‌ને અસત્ અને અસત્‌ને સત્ માનવું એ મિથ્યા દર્શન શલ્ય છે. કપટ કરવું તે માયા શલ્ય છે. ભોગોની અભિલાષા કરવી તે નિદાન શલ્ય છે. આ શલ્યોનો ત્યાગ કર્યા પછી જ વ્રતી બની શકે છે.

અહિંસાદિ પાંચમાંથી પ્રત્યેક યમના ચાર પ્રકાર છે.

'તદ્વત્કથા પ્રીતિયુતા તથા વિપરિણામિની।
યમેષ્વિચ્છાવસેયેહ પ્રથમો યમ એવતુ॥
—યોગદૃષ્ટિ સમુચ્ચય.

યમવંતોની કથા પ્રત્યે પ્રીતિયુકત તથા ભાવપૂર્વક સ્થિર એવી જે યમોમાં ઇચ્છા, આ ઇચ્છાયમ છે એમ જાણવું.

ઇચ્છાયોગ વિના માર્ગ પ્રવેશ નથી.

"સર્વત્ર શમસારં તુ યમપાલનમેવ યત્।
પ્રવૃત્તિરિહ વિજ્ઞેયા દ્વિતીયો યમ એવ તત્॥
—યોગ દૃષ્ટિ સમુચ્ચય

સર્વત્ર શમસાર–શમપ્રધાન એવું જે યમપાલન તેજ અહીં પ્રવૃત્તિ જાણવી. આ પ્રવૃત્તિ યમ છે.

યમપાલનરૂપ પ્રવૃત્તિનું–ક્રિયાનું સારભૂત ફળ આ "શમ" જ છે.

વાચકવર્ય શ્રી ઉમાસ્વાતિ "પ્રશમરતિ" માં કહે છે કે "લોક–વ્યાપારરહિત સાધુને જે સુખ છે તે સુખ ચક્રવર્તીને પણ નથી કે ઇંદ્રને પણ નથી."

'વિપક્ષ ચિન્તારહિતં યમપાલનમેવ યત્।
તત્સ્થૈર્યમિહ વિજ્ઞેયં તૃતીયો યમ એવહિ॥
—યોગદૃષ્ટિ સમુચ્ચય.

અતિચારાદિ વિપક્ષ ચિન્તાથી રહિત એવું જે યમપાલન તે સ્થિરયમ છે.

સત્ત્વની શુદ્ધિ થતા વ્યવહાર આપમેળે બદલાઇ જાય છે. જ્ઞાન પરિવર્તિત થતા આચાર પરિવર્તિત થાય છે.

'પરાર્થસાધકં ત્વેતત્સિધિઃ શુદ્ધાન્તરાત્મનઃ।
અચિન્ત્યશક્તિયોગેન ચતુર્થો યમ એવતુ॥
—યોગદૃષ્ટિ સમુચ્ચય.

પરોપકારનું સાધક એવું જે આ યમપાલન છે તે શુદ્ધ અંતરાત્મની સિદ્ધિ છે, કારણકે (તેની સંનિધિમાં વૈરત્યાગ હોય છે એવું) તે સિદ્ધિનું અચિન્ત્ય સામર્થ્ય છે, આ ચોથો સિદ્ધિયમ છે,

સૂક્ષ્મ રીતે જોતા સમજાશે કે પ્રત્યેક યમમાં યોગની સમગ્ર પ્રક્રિયા કઈ રીતે સંકળાએલી છે!

## નિયમ દ્વારા સાધકનો "સ્વ" સાથે સંબંધ

### Relation with Self

"આઠ યોગ દૃષ્ટિ"ની સજ્ઝાયમાં પૂ. શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે,

"શૌચ સંતોષને તપ ભલું; મનમોહન મેરે
સજ્ઝાય ઇશ્વર ધ્યાન–મનમોહન મેરે
નિયમ પંચ ઇહાં સંપજે; મનમોહન મેરે
નહિ કિરિયા ઉદ્વેગ–મનમોહન મેરે"

યમ જીવન પર્યંત ધારણ કરવાના હોય છે. નિયમ પરિમિત કાલ પર્યંત હોય છે.

"રત્ન કરંડ શ્રાવકાચાર"માં કહ્યું છે કે, 'નિયમઃ પરિમિતકાલો યાવજ્જીવં યમો ધ્રીયતે।'

પ્રથમ નિયમ "શૌચ" આંતરિક શુદ્ધિ

માટે છે ધ્યાનરૂપ જલવડે, કર્મમલની શુદ્ધિ કરવારૂપ ભાવસ્નાન તે શૌચ છે.

ધમ્મે હરએ બંભે સ તિતિત્થે,
અણાઇલે અત્તપસન્નલેસે।
જહિંસિ ણ્હાઓ વિમલો વિસુદ્ધો,
સુસીતિભૂઓ પજહામિ દોસં॥
—શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર

ધર્મરૂપ દ્રહની અંદર બ્રહ્મચર્યરૂપ નિર્મલ શાંતિતીર્થમાં તેઓ સ્નાન કરી વિમલ વિશુદ્ધ થાય છે, દોષનો ત્યાગ કરી શીતલ થાય છે.

પરપરિણતિરૂપ અંતરમેલને સાફ કરી આત્માનો શુચિ-નિર્મલ-પવિત્ર શુદ્ધ સ્વભાવને પ્રગટ કરવો એ ભાવ શૌચ સર્વતંત્ર સંમત છે.

શૌચ એટલે નિર્લોભતા, જેમ જેમ નિર્લોભીપણું આવે તેમ તેમ આત્માનું શુચિપણું-પવિત્રપણું પ્રગટે.

પૂ. શ્રી યશોવિજયજીએ "દ્વાત્રિંશત દ્વાત્રિંશિકા"માં કહ્યું છે કે,

શૌચભાવનયા સ્વાંગ-
જુગુપ્સાડન્યૈરસંગમઃ।
સત્ત્વશુદ્ધિઃ સૌમનસ્યૈ-
કાગ્ર્યાક્ષજયયોગ્યતા॥

શૌચ ભાવન વડે સ્વઅંગ જુગુપ્સા, અન્ય સાથે અસંગમ, સત્વવૃદ્ધિ, ચિત્ત પ્રસન્નતા, એકાગ્રપણું, ઇંદ્રિયજય અને આત્મદર્શનની યોગ્યતા આવે છે.

બીજો નિયમ 'સંતોષ' છે

સમ્યક્ પ્રકારનો તોષ-પ્રસન્નતા એટલે સંતોષ.

'તિણ્હા હુ આગાસસમા અણંતિયા।'
—શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર

તૃષ્ણા તો આકાશ જેવી અનંત છે.

'આશાગર્તઃપ્રતિપ્રાણિ,યસ્મિન વિશ્વમણૂપમમ્
કસ્ય કિં કિયદાયાતિ વૃથા વો વિષયૈષિતા॥'
—શ્રી ગુણભદ્રસ્વામી કૃત આત્માનુશાસન

પ્રત્યેક પ્રાણી દીઠ તૃષ્ણારૂપ ઊંડો ખાડો છે, તેમાં આખું વિશ્વ એક અણુ જેટલું છે, તો પછી કોના ભાગે કેટલું આવશે?

## તપના અગ્નિવડે નિર્જરા
## Mystic Fire

શ્રીજો નિયમ "તપ" છે

"તપ્યન્તે રસાદિધાતવઃ કર્માણિ વા અનેનેતિ તપઃ। જેનાથી શરીરની રસાદિ ધાતુ અથવા કર્મ તપે તે તપ.'

તપ કર્મ નિર્જરાનું સાધન છે.

"તપસા નિર્જરા ચ।"
—તત્ત્વાર્થ સૂત્ર.

તપથી સંવર નિર્જરા થાય છે.

"ભવકોડી-સંચિયં કમ્મં,
તવસા નિજ્જરિજ્જઇ।"
—શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર.

ક્રોડો વર્ષથી સંચિત કરેલુ કર્મ તપવડે ક્ષીણ થાય છે.

"બારસ વિહમ્મિ તવે,
સબ્ભિંતર-બાહિરે કુશલ-દિટ્ઠે।
અગિલાઈ અણા જીવી,
નાયવ્વો સો તવાયારો॥
—પ્રતિક્રમણ સૂત્ર (અઇયાર-વિયારણગાહા)

જિનેશ્વરોએ કહેલું "બાહ્ય અને આભ્યંતર તપ" બાર પ્રકારનું છે. તે જ્યારે ગ્લાનિ રહિત અને આજીવિકાના હેતુ વિના થતું હોય, ત્યારે તેને તપ-આચાર જાણવો.

અણસણમૂણોઅરિઆ,
વિત્તી-સંખેવણં રસ-ચ્ચાઓ।

કાય-કિલેસો સંલીણયા,
ય બજ્જો તવો હોઈ॥
-પ્રતિક્રમણ સૂત્ર (અઇયાર-વિયારણ-ગાહા)

૧ અનશન ૨ ઊનોદરતા ૩ વૃત્તિ સંક્ષેપ ૪ રસત્યાગ ૫ કાયકલેશ ૬ સંલીનતા એ બાહ્ય તપ છે.

પાયચ્છિત્તં વિણઓ,
વેયાવચ્ચં તહેવ સજ્ઝાઓ ।
ઝાણં ઉસ્સગ્ગો વિ અ,
અબ્ભિંતરઓ તવો હોઈ ॥
-પ્રતિક્રમણ સૂત્ર (અઇયાર-વિયારણ-ગાહા)

૧ પ્રાયશ્ચિત, ૨ વિનય, ૩ વૈયાવૃત્ય, ૪ સ્વાંધ્યાય, ૫ ધ્યાન અને ૬ ઉત્સર્ગ એ આભ્યંતર તપ છે.

૧ અનશન એટલે આહાર ત્યાગ.

૨ ઊનોદરતા એટલે પ્રમાણથી ઓછુ ખાવાનો નિયમ.

૩ વૃત્તિ સંક્ષેપ એટલે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ ભાવથી જુદા જુદા અભિગ્રહ.

૪ રસત્યાગ એટલે રસ સેવનનો, વિકૃતિનો ત્યાગ.

૫ કાયકલેશ એટલે સમજણપૂર્વક તિતિક્ષા.

૬ સંલીનતા એટલે પ્રવૃત્તિઓનો સંકોચ.

આ છ પ્રકારના બાહ્ય તપ છે. તપની સૂક્ષ્મતામાં જનારને યમનિયમનું મહત્વ સમજાશે.

૧ પ્રાયશ્ચિત એટલે પાપનો છેદ અથવા ચિત્તનું શોધન.

૨ વિનય એટલે 'વિનીયતેડનેનાષ્ટ-પ્રકારં કર્મેતિ વિનય ઇતિ' જેનાથી આઠ પ્રકારના કર્મો દૂર કરી શકાય તે વિનય.

વિનયની મહત્તા વાચક શ્રી ઉમાસ્વાતિએ પ્રશમરતિ પ્રકરણમાં જણાવી છે કે, 'વિનયનું ફલ શુશ્રૂષા છે. ગુરૂશુશ્રૂષાનું ફલ શ્રુતજ્ઞાન છે. શ્રુતજ્ઞાનનું ફલ આસ્રવનિરોધ છે. આસ્રવ નિરોધ એટલે સંવર, તેનું ફલ તપોબલ છે અને તપોબલનું ફલ નિર્જરા કહેલી છે. તેનાથી ક્રિયાનિવૃત્તિ થાય છે અને ક્રિયાનિવૃત્તિથી અયોગિપણું પ્રાપ્ત થાય છે અયોગિપણું એટલે યોગનિરોધ તેથી ભવસંતતિ, ભવપરંપરાનો ક્ષય થતા મોક્ષ મળે છે. એ રીતે સર્વ કલ્યાણોનું ભાજન 'વિનય' છે.'

૩ વૈયાવૃત્ય એટલે સેવા

૪ સ્વાધ્યાય પાંચ પ્રકારનો છે.

વાચના એટલે સૂત્રપાઠ અને તેનો અર્થ ગ્રહણ કરવો.

પ્રચ્છના એટલે પોતાને ઉગતા પ્રશ્નો પૂછવા.

પરિવર્તના એટલે તેનું પુનરાવર્તન કરવું.

અનુપ્રેક્ષા એટલે તેનું તત્ત્વ ચિંતવવું.

ધર્મકથા એટલે તેનો અન્યને યોગ્ય વિનિમય કરવો.

મોક્ષમાર્ગનું પ્રતિપાદન કરનારા શાસ્ત્રો સ્વાધ્યાયનો વિષય મનાયા છે.

૫ ધ્યાનના ચાર ભેદો છે. ૧ આર્તધ્યાન ૨ રૌદ્રધ્યાન ૩ ધર્મધ્યાન ૪ શુક્લધ્યાન તેમાં પહેલા બે અપ્રશસ્ત છે. ધર્મ તથા શુકલ પ્રશસ્ત છે.

૬ ઉત્સર્ગ એટલે ત્યાગભાવ. તેમાં દ્રવ્ય વ્યુત્સર્ગના ચાર પ્રકાર છે.

૧ ગણ-વ્યુત્સર્ગ (લોકસમુહનો ત્યાગ કરી એકાકી વિચરવું)

૨ શરીર-વ્યુત્સર્ગ (કાયોત્સર્ગ)

૩ ઉપધિ-વ્યુત્સર્ગ

૪ ભક્તપાન-વ્યુત્સર્ગ

ભાવ વ્યુત્સર્ગના ત્રણ પ્રકાર છે.

૧ કષાય-વ્યુત્સર્ગ એટલે કષાયનો ત્યાગ.

૨ સંસાર-વ્યુત્સર્ગ એટલે સંસારનો ત્યાગ.

૩ કર્મ-વ્યુત્સર્ગ એટલે આઠ પ્રકારના કર્મોનો ત્યાગ.

ચોથો નિયમ સ્વાધ્યાય છે.

જેનું વર્ણન તપમાં જણાવ્યું છે.

સ્વ + અધ્યાય એટલે આત્માનું અધ્યયન.

પાંચ સ્વાધ્યાયમાં અનુપ્રેક્ષા સ્વાધ્યાયને ભાવ સ્વાધ્યાય કહ્યો છે.

સ્વાધ્યાય કાલ એટલે જ્ઞાન-પ્રાપ્તિ માટે સ્વાધ્યાય કરવાનો જે "કાલ" સમય નિયત થયો છે તે. તેનો વિશિષ્ટ અધિકાર દશ-વૈકાલિકસૂત્ર, નિશીથસૂત્ર, વ્યવહારસૂત્ર વગેરેમાં છે.

લોક વ્યવહારમાં પણ સ્વાધ્યાય સંધ્યાકાલે વર્જ્ય ગણેલો છે.

"ચત્વારિ ખલુ કર્માણિ, સંધ્યાકાલે વિવર્જયેત્ ।
આહારં મૈથુનં નિંદ્રા, સ્વાધ્યાયં ચ વિશેષતઃ ॥

સંધ્યા સમયે ચાર કર્મોનો ત્યાગ કરવો જોઇએ, આહાર, મૈથુન, નિંદ્રા અને વિશેષે કરીને સ્વાધ્યાય.

પાંચમો નિયમ ઇશ્વર પ્રણિધાન છે.

એકાગ્રચિત્તે ઇશ્વરનું પ્રણિધાન કરવું, તેમાં તન્મય થવું.

ઈશ્વર એટલે જેનામાં જ્ઞાનાદિ અનંત ઐશ્વર્ય આવિર્ભૂત થયું છે, પ્રગટ થયું છે. તિરોભાવે જે શક્તિ રહિ હતી તે સકલ શક્તિ જેને આવિર્ભાવે પ્રગટ કરી છે તે ઇશ્વર.

## જીવનશુદ્ધિ અનિવાર્ય
## Golden Rule

હેતુને લક્ષ્યમાં રાખી પ્રયત્નપૂર્વક આ યમનિયમનું પાલન કરવાનું છે અને વિના પ્રયત્ને-સહજ આ યમનિયમને જીવનમાં પ્રગટાવવાના છે.

જીવનની શુદ્ધિ કર્યા વિના ધ્યાન શક્ય નથી, યોગનો પરિચય શક્ય નથી, માનવતાનું પ્રાગટ્ય શક્ય નથી. સર્વપ્રથમ જીવનશુદ્ધિ અનિવાર્ય છે.

વ્યવહારશુદ્ધિ કર્યા વિના, હ્રદય નિર્મલ થયા વિના, કૃતજ્ઞતા, ભદ્રતા આદિ સદ્-ભાવો ઉગ્યા વિના જેઓ આધ્યાત્મ અને ધ્યાન પ્રત્યે વળે છે, તેઓ ક્યારેય પણ સફળ થતા નથી.

વ્યવહારશુદ્ધિના પ્રાથમિક પાયા ઉપરજ આત્મશુદ્ધિનું કાર્ય અવલંબે છે.

વ્યવહારશુદ્ધિ પ્રત્યે જેમની ઉપેક્ષા છે, જેઓએ મનની મલિનતા અને બુદ્ધિની વક્રતા દૂર કર્યા નથી, ભવાભિનંદિપણું જેમનામાં ભર્યું છે, મહા આરંભ સમારંભમાં જેમનો તીવ્ર રસ છે, તેમનું પોતાને ધ્યાની કે ધર્મી કહેવડાવવાપણું પણ માત્ર દંભ છે.

પ્રત્યેક વ્યક્તિ કોઇનીય ટીકા અર્થે નહિ, માત્ર પોતાની જાગૃતિ અર્થે પોતાના જીવનની અશુદ્ધિઓ વારવાર તપાસે, ચેતે અને દૂર કરવાનો યથાયોગ્ય પ્રયત્ન કરે

જેમનામાં અનેક બિમારીઓ ભરી હોય તેમને પણ સંપૂર્ણ સ્વાસ્થ્ય પ્રદાન કરવાની તાકાત "યોગ"માં છે. પરંતુ બિમાર પોતે બિમાર છે એમ સ્વીકારે, એ અનિવાર્ય છે.

## અધ્યાત્મ એટલે શું ?
## What is Spirituality

આધ્યાત્મ વિના યોગ સમ્યક્પણે સફળ થતો નથી. તેથી જીવનશુદ્ધિ કર્યા પછી અધ્યાત્મ પ્રગટાવવાની આવશ્કતા છે,

સામાયિકં યથા સર્વચારિત્રેષ્વનુવૃત્તિમત્।
અધ્યાત્મં સર્વયોગેષુ તથાઽનુગતમિષ્યતે ॥
—અધ્યાત્મસાર

જેમ સર્વ ચારિત્રોને વિષે સામાયિકની અનુવૃત્તિ છે, તેમ સર્વ યોગોને વિષે અધ્યાત્મની અનુવૃત્તિ ઇચ્છાય છે.

અધ્યાત્મ એટલે શુદ્ધ પરિણામના પ્રકારવાળુ અંતઃકરણ, સર્વ યોગોને વિષે એટલે મોક્ષસાધક જ્ઞાન ક્રિયાના સર્વ વ્યાપારોને વિષે અનુગત–સંયુક્ત હોય એવું જ તીર્થંકરાદિકો ઇચ્છે છે. અધ્યાત્મ વિના કોઈ પણ ધર્મક્રિયા મોક્ષસાધક થતી નથી.

ગતમોહાધિકારાણામ્
આત્માનમધિ કૃત્ય યા।
પ્રવર્તતે ક્રિયા શુદ્ધા।
તદધ્યાત્મં જગુર્જિના ॥
—અધ્યાત્મસાર

મોહનીય કર્મના સામર્થ્યથી રહિત થયેલા મનુષ્યની આત્માને આશ્રીને જે શુદ્ધ ક્રિયા પ્રવર્તે છે, તેને તીર્થંકરો અધ્યાત્મ કહે છે.

## અધ્યાતમ વિણ જે ક્રિયા, તનુમલ તોલે

## Only Aim Spirituality

વને વેશ્મ ધનં દૌઃસ્થ્યે
તેજો ધ્વાન્તે જલં મરૌ।
દુરાપમાપ્યતે ધન્યૈઃ
કલૌ વધ્યાત્મવાઙ્મયમ્ ॥
—અધ્યાત્મ સાર

વનને વિષે ઘરની જેમ, દારિદ્રને વિષે ધનની જેમ, અંધકારને વિષે પ્રકાશની જેમ આ કલિયુગને વિષે અધ્યાત્મ શાસ્ત્ર દુર્લભ છે, છતાં પણ તેને ભાગ્યવંત પુરૂષો કલિયુગમાં પણ પામે છે.

રસોભોગાવધિઃ કામે સદ્ભક્ષ્યે ભોજનાવધિઃ।
અધ્યાત્મશાસ્ત્રસેવાયામસૌ નિરવધિઃ પુનઃ॥
—અધ્યાત્મસાર

મૈથુનને વિષે ભોગની અવધિ સુધી રસ રહેલો છે, તથા ઉત્તમ ભોજનને વિષે ભોજન કર્યા સુધી રસ રહેલો છે, પરંતુ અધ્યાત્મ શાસ્ત્રની સેવામાં જે રસ છે તે રસ તો અવધિ વિનાનો છે.

જેમના હૃદયમાં અધ્યાત્મશાસ્ત્રના અર્થનું તત્ત્વ પરિણમ્યું છે તેમને કદાપિ કષાય અને વિષયોના આવેશનો ક્લેશ થતો જ નથી.

જે જીવ ફરીથી તીવ્ર પરિણામ વડે પાપકર્મ ન બાંધે તે અપુનર્બંધક કહેવાય છે. જે પ્રાયે તીવ્ર પરિણામ ન કરે, ઘોર સંસારને બહુ ન માને અને સર્વત્ર ઉચિત સ્થિતિનું સેવન કરે તે અપુનર્બંધક ચોથું ગુણસ્થાનક છે.

આ પ્રમાણેના લક્ષણવાળા ચોથા ગુણસ્થાનકથી આરંભી અયોગી કેવળી નામના ચૌદમા ગુણસ્થાનક સુધી ભવ્ય મુમુક્ષુ જીવોએ કરાતી જે ક્રમશુદ્ધિવાળી ક્રિયા પ્રવર્તે છે, એટલે જેમ જેમ કષાયની હાનિ થાય તેમ તેમ શુભ શુભતર અને શુભતમ પરિણામે કરીને, જ્ઞાનની વિમળતાએ કરીને, વિધિક્રિયાને બહુ માનવા વડે કરીને ક્રમે ક્રમે વિશેષ શુદ્ધતાવાળી–ઉજ્જવળ એટલે વધતા શુભ પરિણામના ઉત્કર્ષવાળી જે ક્રિયા પ્રવર્તે છે, તે સર્વ ક્રિયા અધ્યાત્મમયી જિનેશ્વરોએ કહેલી છે.

અધ્યાત્મસાર'માં અધ્યાત્મશાસ્ત્રના માહાત્મ્યનો ઉપસંહાર કરતા પૂ. શ્રી યશોવિજયજીએ કહ્યું છે કે,

અધ્યેતવ્યં તદધ્યાત્મશાસ્ત્રં ભાવ્ય પુનઃ પુનઃ।
અનુષ્ઠેયસ્તદર્થશ્ચ દેયો યોગ્યસ્ય કસ્યચિત્ ॥

મુમુક્ષુએ અધ્યાત્મશાસ્ત્રનો અભ્યાસ કરવો, વારંવાર તે સંબંધી વિચાર કરવો, તેમાં કહેલા અર્થોનું અનુષ્ઠાન કરવું અને કોઇ પણ યોગ્ય પ્રાણીને તેનો અર્થ આપવો.

## કપટ રહિત થઇ, આતમઅરપણા
## Open Yourself to That

શાંતો દાન્તઃ સદા ગુપ્તો મોક્ષાર્થી વિશ્વવત્સલઃ।
નિર્દમ્ભાયાં ક્રિયાં કુર્યાત્ સાઽધ્યાત્મગુણવૃદ્ધયે ॥
—અધ્યાત્મસાર

શાંત, દાન્ત, નિરંતરગુપ્ત, મોક્ષનો અર્થી અને વિશ્વવત્સલ એવો મનુષ્ય જે નિર્દંભ ક્રિયાને કરે છે તે અધ્યાત્મની વૃદ્ધિને માટે થાય છે.

જ્ઞાન અને ક્રિયા બંન્ને રૂપ અધ્યાત્મ રહેલું છે એ સાધકે ન ભૂલવું અને તેથી અધ્યાત્મની ઇચ્છાવાળાએ દંભનો ત્યાગ કરવો.

'દુર્બલ નગ્નને માસ ઉપવાસી,
જો છે માયા રંગરે;
તો પણ ગર્ભ અનંતા લેશે,
બોલે બીજુ અંગરે.
—શ્રી યશોવિજયજી કૃત સાડા ત્રણસો ગાથાનુ સ્તવન.

આત્માર્થિના તતસ્ત્યાજ્યો
દંભોનર્થનિબંધનમ્।
શુદ્ધિઃ સ્યાદૃજુભૂતસ્યે–
ત્યાગમે પ્રતિપાદિતમ્॥
—અધ્યાત્મસાર

આત્માર્થીએ અનર્થનાકારણરૂપ દંભનો ત્યાગ કરવો, કેમકે સરલ માણસની જ શુદ્ધિ થાય છે, એમ આગમમાં કહ્યું છે.

જિનૈર્નાનુમતં કિંચિન્નિષિદ્ધં વા ન સર્વથા।
કાર્યે ભાવ્યમદંભેનેત્યેષાજ્ઞા પારમેશ્વરી ॥
—અધ્યાત્મસાર

જિનેશ્વરોએ સર્વથા એકાંતપણે કાંઇ પણ અનુજ્ઞા કરી નથી, તેમજ કાંઇ પણ સર્વથા નિષેધ કર્યો નથી પરંતુ "કાર્યને વિષે દંભરહિત થવું" એવી જ પરમેશ્વરની આજ્ઞા છે. દંભરહિત–સરળ ચિત્તવાળા થવું–કપટ કરવું નહિ. એ પ્રમાણે આગમ-વાણી છે.

કપટરહિત થવાથી ભવસ્વરૂપનો યથાર્થ ભાસ થાય છે.

જે તત્ત્વને જાણતા નથી તે પામર છે, તત્ત્વને જાણવાથી વિકલ્પો શાંત થઇ બુદ્ધિ સ્થિર થાય છે.

ભવસ્વરૂપનો યથાર્થ ભાસ થવાથી વૈરાગ્ય જાગે છે અને વિષયોના ત્યાગથી ટકે છે.

અકૃત્વ વિષય ત્યાગં યો વૈરાગ્યં દિધીર્ષતિ।
અપથ્યમપરિત્યજ્ય સ રોગોચ્છેદમિચ્છતિ ॥
—અધ્યાત્મસાર

જે કોઇ મનુષ્ય વિષયોનો ત્યાગ કર્યા વિના વૈરાગ્યને ધારણ કરવા ઇચ્છે છે, તે મનુષ્ય કુપથ્યનો ત્યાગ કર્યા વિના રોગનો નાશ કરવા ઇચ્છે છે.

જ્ઞાનગર્ભ વૈરાગ્યના લક્ષણો અધ્યાત્મ સારમાં આ પ્રમાણે કહ્યા છે.

"સૂક્ષ્મદષ્ટિ, મધ્યસ્થપણું, સર્વત્રહિતનું ચિંતવન, ક્રિયાને વિષે અત્યંત આદર, લોકોને ધર્મમાં જોડવા. અન્ય જનોના વૃતાંતને વિષે મૂક, અંધ અને બધિર જેવી ચેષ્ટા તથા દરિદ્રને જેમ ધન ઉપાર્જનમાં હોય તેમ આત્મગુણો પ્રાપ્ત કરવાના અભ્યાસમાં ઉત્સાહ, કામદેવના ઉન્માદનું દમન, આઠ મદની સંકીર્ણતાનુ મર્દન,

અસૂયાના તંતુનો નાશ, સમતારૂપી અમૃતને વિષે સ્નાન તથા નિરંતર ચિદાનંદમય એવા આત્મ સ્વભાવથી નહીં ચળવાપણું એ સર્વ જ્ઞાનગર્ભ વૈરાગ્યના લક્ષણોની શ્રેણી છે.

વૈરાગ્ય મમતાનો ત્યાગ કરવાથી સ્થિરતા પામે છે.

વિષયૈઃ કિં પરિત્યક્તૈર્જાગર્તિ મમતા યદિ।
ત્યાગાત્ કંચકમાત્રસ્ય ભુજગો નહિ નિર્વિષઃ ॥

—અધ્યાત્મસાર

જો હૃદયમાં મમતા જાગૃત હોય તો વિષયોનો ત્યાગ કરવાથી શું ફળ? કેમકે માત્ર કાંચળીનો ત્યાગ કરવાથી સર્પ વિષ રહિત થતો નથી.

## યઃ પશ્યતિ સ પશ્યતિ

### Light of Discrimination

જીજ્ઞાસા તત્ત્વની સન્મુખ થાય છે ત્યારે મમતા રહેતી નથી. જેને તત્ત્વની જીજ્ઞાસા છે તેને તત્ત્વ પ્રાપ્તિ વિના બીજે ક્યાંય પ્રીતિ થતી નથી.

ભિન્નાઃ પ્રત્યેકમાત્માનો
વિભિન્નાઃ પુદ્ગલા અપિ।
શૂન્યઃ સંસર્ગ ઇત્યેવં
યઃ પશ્યતિ સ પશ્યતિ ॥

—અધ્યાત્મ સાર

પ્રત્યેક આત્માઓ ભિન્ન છે તથા પુદ્ગલો પણ આત્માથી ભિન્ન છે, તેમને કોઈ પ્રકારનો સંબંધ છે જ નહિ, એ પ્રમાણે જે જુવે છે તે જ જુએ છે!

અહંતામમતે સ્વત્વસ્વીયત્વભ્રમહેતુકે।
ભેદજ્ઞાનાત પલાયેતે રજ્જુજ્ઞાનાદિવાહિભીઃ

—જ્ઞાનસાર

જેમ રજ્જુના જ્ઞાનથી સર્પની ભીતિ નષ્ટ થાય છે, તેમ ભેદજ્ઞાનથી સ્વત્વ અને સ્વકીયસ્વરૂપ ભ્રાંતિના હેતુરૂપ અહંતા અને મમતા નષ્ટ થાય છે.

અધ્યાત્મ પ્રાપ્તિના સાધન દર્શાવતા પૂ. શ્રી હેમચંદ્રાચાર્ય યોગશાસ્ત્રના ચોથા પ્રકાશમાં ફરમાવે છે કે,

આત્મૈવ દર્શનજ્ઞાનચારિત્રાણ્યથવા યતેઃ।
યત્ તદાત્મક એવૈષ શરીરમધિતિષ્ઠતિ ॥

સંયમીનો આત્માજ દર્શન જ્ઞાન અને ચારિત્રરૂપ છે. કારણ કે દર્શનાદિરૂપ આત્મા જ શરીરમાં વસે છે.

આત્માનમાત્મના વેત્તિ
મોહત્યાગાદ્ય આત્મનિ।
તદેવ તસ્ય ચારિત્રં
તજ્જ્ઞાનં તચ્ચ દર્શનમ્ ॥

મોહનો ત્યાગ કરીને જે આત્મા આત્મામાં આત્મા વડે આત્માને જાણે છે તે જ તેનું ચારિત્ર તે જ તેનું જ્ઞાન અને તે જ તેનું દર્શન છે.

ઉક્તં જિનૈર્દ્વાદશભેદભંગ,
શ્રુતં તતોઽપ્યદનેકભેદકમ્।
તસ્મિન્નુપાદેયતયા ચિદાત્મા,
શેષં તુ હેયત્વધિયાભ્યધાયિ ॥

—શ્રી પદ્મનંદિ પંચ વિંશતિકા

દ્વાદશાંગી શ્રી જિનેશ્વરદેવે કહી છે તેમાં પણ એક આત્મા જ આદેય–ગ્રહણ કરવા યોગ્ય છે અને બાકી હેય–ત્યાગવા યોગ્ય છે.

યોગશાસ્ત્રમાં કહ્યું છે,

આત્માજ્ઞાનભવં દુઃખમાત્મજ્ઞાનેન હન્યતે।
તપસાઽપ્યાત્મવિજ્ઞાન હીનૈશ્છેત્તું ન શક્યતે ॥

આત્માના અજ્ઞાનથી ઉત્પન્ન થતું દુઃખ આત્મજ્ઞાનથી નાશ પામે છે. આત્મજ્ઞાન વિનાના માણસો તપથી પણ તે દુઃખ દૂર કરી શકતા નથી, કારણ કે જ્ઞાન સિવાયનું તપ અલ્પ ફળવાળું છે. બધું દુઃખ આત્માના અજ્ઞાનના કારણે થયેલું છે. અને

તે તેના પ્રતિપક્ષરૂપ આત્મજ્ઞાનથી નાશ પામે છે. માટે બાહ્ય વિષયોનો મોહ દૂર કરી આત્મજ્ઞાન મેળવવા પ્રયત્ન કરવા યોગ્ય છે.

અયમાત્મૈવ ચિદ્રૂપઃ શરીરી કર્મયોગતઃ।
ધ્યાનાગ્નિદગ્ધકર્મા તુ સિદ્ધાત્મા સ્યાન્નિરંજનઃ॥

આ આત્મા ચૈતન્યસ્વરૂપ છે અને તે કર્મના સંયોગથી શરીરી થાય છે તેજ આત્મા જ્યારે ધ્યાનરૂપ અગ્નિથી કર્મોને બાળી નાંખે છે ત્યારે તે નિરંજન, અશરીરી સિદ્ધ થાય છે.

કલેશે વાસિત મન સંસાર
કલેશ રહિત મન તે ભવપાર

Spiritual Foundations of the Freedom

અયમાત્મૈવ સંસારઃ કષાયેન્દ્રિયનિર્જિતઃ।
તમેવ તદ્વિજેતારં મોક્ષમાહુર્મનીષિણઃ॥

ક્રોધ, માન, માયા અને લોભ એ ચારે કષાયો અને ઇન્દ્રિયો વડે જીતાયેલો આ આત્માજ સંસાર છે, અને તે કષાયો અને ઇન્દ્રિયોને જીતનારો આત્માજ મોક્ષ છે એમ બુદ્ધિમાન પુરૂષો કહે છે. સ્વરૂપના લાભ સિવાય બીજો મોક્ષ નથી. આત્મા આનન્દ સ્વરૂપ છે તે પણ સ્વરૂપની પ્રાપ્તિ જ છે. માટે આત્મ જ્ઞાનનોજ આશ્રય કરવો.

ક્ષાન્ત્યા ક્રોધો મૃદુત્વેન માનો માયાઽઽર્જવેન ચ,
લોભશ્ચાનિહયા જેયાઃ કષાયા ઇતિ સંગ્રહઃ॥

એમ ક્ષમાથી ક્રોધને. નમ્રતાથી માનને, સરલતાથી માયાને અને સંતોષથી લોભને જીતવો.

'અમૃતબિંદુ ઉપનિષદ'માં કહ્યું છે કે,

'મન એવ મનુષ્યાણામ્ કારણં બંધ મોક્ષયો'

મન એજ મનુષ્યના બંધનું કારણ છે, અને મોક્ષનું પણ કારણ છે.

યોગશાસ્ત્રમાં કહ્યું છે કે,

વિનેન્દ્રિયજયં નૈવ કષાયાઞ્જેતુમીશ્વરઃ
હન્યતે હૈમનં જાડ્યં ન વિના જ્વલિતાનલમ્॥

ઇન્દ્રિયોને જીત્યા સિવાય મનુષ્ય કષાયો ઉપર વિજય મેળવવા સમર્થ થતો નથી. કેમકે શિયાળાની ઠંડી પ્રજવલિત અગ્નિ વિના દૂર કરી શકાતી નથી.

તદ્વિન્દ્રિયજયં કુર્યાદ્ મનઃશુદ્ધ્યા મહામતિઃ।
યાં વિના યમનિયમૈઃ કાયકલેશો વૃથાનૃણામ્॥

માટે બુદ્ધિમાન પુરૂષે મનની વિશુદ્ધિ વડે ઇન્દ્રિયો ઉપર વિજય મેળવવો કારણ કે મનની શુદ્ધિ વિના મનુષ્યોને યમનિયમો વડે નકામો કાયકલેશ થાય છે.

અનિરૂદ્ધમનસ્કઃ સન્ યોગશ્રદ્ધાં દધાતિ યઃ।
પદ્ભ્યાં જિગમિષુર્ગ્રામં સપંગુરિવ હસ્યતે॥

મનનો નિરોધ કર્યા વિના જે માણસ 'હું યોગી છું' એવું અભિમાન રાખે છે તે પગે ચાલીને બીજે ગામ જવા ઇચ્છતા પાંગળાં માણસની પેઠે હાસ્યપાત્ર બને છે.

મનોરોધે નિરૂધ્યન્તે કર્માણ્યપિ સમન્તતઃ।
અનિરૂદ્ધમનસ્કસ્ય પ્રસરન્તિ હિ તાન્યપિ॥

મનનો નિરોધ થતાજ જ્ઞાનાવરણીયાદિ અતિ પ્રબળ કર્મોનો પણ સર્વથા નિરોધ થઈ જાય છે.જેનું મન નિરોધ પામ્યું નથી તેનાં કર્મો ઉલટાં વધી જાય છે.

દીપિકા ખલ્વનિર્વાણા નિર્વાણપથદર્શિની।
એકૈવ મનસઃ શુદ્ધિઃ સમામ્નાતા મનીષિભિઃ॥

પૂર્વાચાર્યોએ એકલી મનની શુદ્ધિનેજ મોક્ષમાર્ગ બતાવનારી, કદી ન ઓલવાય એવી દીવી કહેલી છે.

સત્યાં હિ મનસઃ શુદ્ધૌ
સન્ત્યસન્તોઽપિ યદ્ગુણાઃ।
સન્તોઽપ્યસત્યાં નો સન્તિ
સૈવ કાર્યા બુધસ્તતઃ॥

જો મનની શુદ્ધિ હોય તો અવિદ્યમાન

ગુણો પણ અસ્તિત્વમાં આવે છે પરંતુ તે ન હોય તો વિદ્યમાન ગુણોનો પણ અભાવ થાય છે. માટે બુદ્ધિમાન પુરૂષે મનશુદ્ધિ-જ કરવી.

મનઃ શુદ્ધિમબિભ્રાણા યે
તપસ્યન્તિ મુક્તયે।
ત્યક્ત્વા નાવં ભુજાભ્યાં તે
તિતીર્ષન્તિ મહાર્ણવમ્॥

જે લોકો મનની શુદ્ધિ કર્યા વિના મુક્તિ માટે તપ તપે છે તે લોકો નાવને છોડીને હાથવડે સમુદ્ર તરવાની ઇચ્છા રાખે છે.

તપસ્વિનો મનઃ શુદ્ધિવિના ભૂતસ્ય સર્વથા।
ધ્યાનં ખલુ મુધા ચક્ષુર્વિકલસ્યેવ દર્પણઃ॥

જેમ આંખો વિનાનાને દર્પણ નકામું છે તેમ થોડી પણ મનની શુદ્ધિ વિનાના તપસ્વિને ધ્યાન નકામું છે.

## મન સાધ્યું તેને સઘળુ સાધ્યું

Release of Spiritual Energy.

તદવશ્યં મનઃ શુદ્ધિઃ કર્તવ્યા સિદ્ધિમિચ્છતા।
તપઃ શ્રુતયમપ્રાયૈઃ કિમન્યૈઃ કાયદણ્ડનૈઃ॥

માટે સિદ્ધિની ઇચ્છાવાળાએ મનની શુદ્ધિ જ કરવી જોઇએ. તે સિવાય બીજા દેહદમન કરનારા તપ શ્રુત, યમ નિયમાદિ ઉપાયો વ્યર્થ છે.

મનઃ શુદ્ધ્યૈ ચ કર્તવ્યો રાગદ્વેષ વિનિર્જયઃ।
કાલુષ્યં યેન હિત્વાऽऽત્મા સ્વસ્વરૂપેऽવતિષ્ઠતે॥

મનની શુદ્ધિ કરવા માટે રાગ દ્વેષનો જય કરવો, રાગ દ્વેષ જીતવાથી આત્મા મલિનતા દૂર કરીને પોતાના શુદ્ધ સ્વરૂપમાં સ્થિર થાય છે.

આત્માયત્તમપિ સ્વાન્તં કુર્વતામત્ર યોગિનામ્।
રાગાદિભિઃ સમાક્રમ્ય પરાયત્તં વિધીયતે॥

આત્મામાં લીન કરવા પ્રયત્ન કરતા યોગીઓના મનને પણ રાગદ્વેષ અને મોહ ચડી આવીને પરાધીન બનાવે છે.

રક્ષ્યમાણમપિ સ્વાન્તં સમાદાય મનાગ્ મિષમ્।
પિશાચા ઇવ રાગાદ્યાશ્છલયન્તિ મુહુર્મુહુઃ॥

ગમે તેટલું રક્ષણ કરવામાં આવે છતાં પિશાચનાં જેવા રાગાદિ થોડું પણ પ્રમાદ-રૂપ બહાનું મળતાં મનને વારંવાર છેતરે છે.

રાગાદિતિમિરધ્વસ્તજ્ઞાનેન મનસા જનઃ।
અન્ધેનાન્ધ ઇવાકૃષ્ટઃ પાત્યતે નરકાવટે॥

જેમ આંધળો માણુસ આંધળા માણુસને ખાડામાં નાંખે છે તેમ રાગાદિ અંધકારથી નાશ પામેલ વિવેકજ્ઞાનવાળું મન માણુસને ખેંચીને નરકરૂપ ખાડામાં નાંખે છે.

અસ્તતન્દ્રૈરતઃ પુંભિર્નિર્વાણપદકાંક્ષિભિઃ।
વિધાતવ્યઃ સમત્વેન રાગદ્વેષદ્વિષજ્જયઃ॥

માટે નિર્વાણપદની ઇચ્છાવાળા પુરૂષોએ પ્રમાદનો ત્યાગ કરી સમભાવ વડે એટલે રાગદ્વેષના હેતુઓમાં મધ્યસ્થ પરિણામ વડે રાગ દ્વેષરૂપી શત્રુને જીતવો જોઇએ.

અમન્દાનન્દજનને સામ્ય વારિણિ મજ્જતામ્।
જાયતે સહસા પુંસાં રાગદ્વેષમલક્ષયઃ॥

અતિ આનંદજનક સમતારૂપી પાણીમાં ડુબકી મારનાર પુરૂષોનો રાગદ્વેષરૂપી મેલ તત્કાળ નાશ પામે છે.

પ્રણિહન્તિ ક્ષણાર્ધેન સામ્યમાલમ્બ્ય કર્મ તત્।
યન્ન હન્યાન્નરસ્તીવ્રતપસા જન્મકોટીભિઃ॥

માણુસ જે કર્મને, કોટી જન્મની કઠિન તપશ્ચર્યાથી પણ નાશ ન કરી શકે તે કર્મને તે સમભાવનો આશ્રય લઇને એક અર્ધા ક્ષણમાં નાશ કરે છે.

## મનઃશુદ્ધિનો માર્ગ

Path of Purity–Truth

પૂ. શ્રી યશોવિજયજી ઉપાધ્યાય 'અધ્યાત્મસાર'માં મનઃશુદ્ધિ કરવાનો ઉપાય સુંદર રીતે દર્શાવે છે.

મનસ એવ તતઃ પરિશોધનં
નિયમતો વિદધીત મહામતિઃ ।
ઇદમભેષજસંવનનં મુનેઃ
પરપુમર્થરતસ્ય શિવશ્રિયઃ ॥

તેથી કરીને મતિમાન પુરૂષે અવશ્ય મનની શુદ્ધિ કરવી જોઇએ, કેમકે તે (મનની શુદ્ધિ) પરમ પુરૂષાર્થ (મોક્ષ)માં આસક્ત થયેલા મુનિને મોક્ષલક્ષ્મીનું આકર્ષણ કરવામાં ઔષધ વિનાનું વશીકરણ છે.

પ્રવચનાબ્જવિલાસરવિપ્રભા
પ્રશમનીરતરંગતરંગિણિ ।
હૃદયશુદ્ધિરુદીર્ણમદજ્વર
પ્રસરનાશવિધૌ પરમૌષધમ્ ॥

મન શુદ્ધિ એ જિનાગમરૂપી કમળનો વિકાસ કરવામાં સૂર્યની પ્રભા સમાન છે. પ્રશમરૂપી જળના તરંગવાળી નદી છે. અને ઉદય પામેલા અષ્ટ પ્રકારના મદરૂપી જ્વરના પ્રચારનો નાશ કરવામાં મહા રસાયન સમાન છે.

અનુભવામૃતકુંડમનુત્તર
વ્રત મરાલવિલાસપયોજિની ।
સકલકર્મકલંકવિનાશિની
મનસ એવ હિ શુદ્ધિરુદાહૃતા ॥

અનુભવરૂપી અમૃતના કુંડ સમાન, મહાવ્રતરૂપી રાજહંસને ક્રીડા કરવાની કમલિની સમાન તથા સકળ કર્મના કલંકને નાશ કરનારી એવી એક મનની જ શુદ્ધિ કહેલી છે.

પ્રથમતો વ્યવહારનયસ્થિતોઽ
શુભવિકલ્પ નિવૃત્તિપરો ભવેત્ ।
શુભવિકલ્પમયવ્રતસેવયા
હરતિ કંટક એવ હિ કંટકમ્ ॥

પ્રથમ વ્યવહાર નયમાં રહીને શુભ સંકલ્પમય મહાવ્રતોનું પાલન કરવાવડે અશુભ સંકલ્પની નિવૃતિ કરવામાં તત્પર થવું (અહીં કોઇને શંકા થાય કે વ્રત સેવન રૂપ પ્રવૃત્તિએ કરીને બીજી પ્રવૃત્તિની નિવૃતિ શી રીતે થાય? તેનો જવાબ આપે છે કે) કાંટો જ કાંટાનું હરણ કરે છે.

વિષયધીત્ય પદાનિશનૈઃશનૈઃ
હરતિ મંત્રપદાવધિ માંત્રિકઃ ।
ભવતિ દેશનિવૃત્તિરપિ સ્ફુટા,
ગુણકરી પ્રથમં મનસસ્તથા ॥

જેમ માંત્રિક મંત્રના પદોની સમાપ્તિ સુધી ધીમે ધીમે પદો (શબ્દો) બોલીને વિષનું હરણ કરે છે-વિષ ઉતારે છે, તેમ પ્રથમ મનની દેશ નિવૃત્તિ પણ પ્રગટ પણે ગુણકારક થાય છે.

ચ્યુતમસદ્વિષયવ્યવસાયતો,
લગતિ યત્ર મનોઽધિકસૌષ્ઠવાત્ ।
પ્રતિકૃતિ પદમાત્મવદેવ વા,
તદવલંબનમત્ર શુભં મતમ્ ॥

અશુભ વિષયના વ્યાપારથી નિવૃત્તિ પામેલું મન અતિ પ્રસન્નતાને લીધે જે પદાર્થપર લાગે છે-તન્મય થાય છે તે પદાર્થ પણ આત્માની જ જેમ અથવા જિનપ્રતિમાની જેમ આ મનશુદ્ધિમાં શુભ અવલંબનરૂપ માનેલો છે.

તદનુ કાચન નિશ્ચયકલ્પના
વિગલિત વ્યવહારપદાવધિઃ ।
ન કિમપીતિ વિવેચનસંમુખી
ભવતિ સર્વનિવૃત્તિ સમાધયે ॥

ત્યારપછી 'મારે વ્યવહાર કાંઇ પણ કામનો નથી' એ પ્રમાણેનું વિવેચન કરવામાં સન્મુખ તથા જેમાં વ્યવહારના સ્થાનનો છેડો-અંતપરિપૂર્ણ થયો છે, એવી કોઇ-અપૂર્વ નિશ્ચય નયની કલ્પના સર્વ

નિવૃત્તિની સમાધિને માટે થાય છે.

ઇહ હિ સર્વં બહિર્વિષયચ્યુતં

હૃદયમાત્મનિ કેવલમાગતમ્।

ચરણદર્શનબોધપરંપરા

પરિચિતં પ્રસરત્ય વિકલ્પકમ્॥

આ નિર્વિકલ્પ દશામાં સર્વ બાહ્ય વિષયોથી રહિત, કેવળ આત્માને વિષે જ લય પામેલું જ્ઞાન દર્શન અને ચારિત્રની પરંપરાથી પરિચિત થયેલું તથા વિકલ્પોથી રહિત એવું મન પ્રસરે છે.

તદિદમન્ય દુરૈત્યધુનાપિ નો

નિયત વસ્તુવિલાસ્યપિ નિશ્ચયાત્।

ક્ષણમસંગમુદીત નિસર્ગધી

હતબહિર્ગ્રહમન્તરુદાહૃતમ્॥

તેથી કરીને હમણાં પણ આ યોગીનું મન નિયત વસ્તુ (ચૈતન્ય)ને વિષે વિલાસવાળું થઈને નિશ્ચય સ્વભાવને લીધે બીજું કાંઈ પણ ગ્રહણ કરતું નથી. કેમકે ક્ષણવાર અસંગ થયેલું અને ઉદય પામેલી નિસર્ગ બુદ્ધિવડે જેનું બહિર્મુખ જ્ઞાન નાશ પામ્યું છે, એવું ચિત્ત (આ નિશ્ચય કલ્પનાને વિષે) કહેલું છે.

કૃતકષાયજયઃ સગભીરિમ,

પ્રકૃતિશાન્તમુદાત્તમુદારધીઃ।

સ્વમનુગૃહ્ય મનોઽનુભવત્યહો,

ગલિતમોહતમઃ પરમં મહઃ॥

અહો ! ક્રોધાદિક કષાયોનો જય કરનાર ઉદાર બુદ્ધિવાળો મનુષ્ય પોતાના ચિત્તને અનુકૂળ કરીને ગંભીરતાવાળું, પ્રકૃતિથી જ શાંત, ઉદાત્ત અને જેમાંથી મોહરૂપી અંધકાર નષ્ટ થયું છે. એવું પરમ જ્યોતિમય જે આત્મસ્વરૂપ તેને અનુભવે છે.

ગલિત દુષ્ટ વિકલ્પ પરંપરં

ધૃતવિશુદ્ધિ મનોભવતીદશમ્।

ધૃતિમુપેત્ય તતશ્ચ મહામતિઃ

સમધિગચ્છતિ શુભ્રયશઃ શ્રિયમ॥

જેમાંથી દુષ્ટ વિકલ્પોની પરંપરા નાશ પામી છે તથા જેણે વિશુદ્ધિને ધારણ કરી છે એવું મન ઉપર કહ્યું છે તેવા પ્રકારનુ થાય છે અને તેથી કરીને મહા બુદ્ધિમાન યોગી ધૈર્યને પામીને ઉજ્વળ યશલક્ષ્મી (મોક્ષ) ને મેળવે છે.

યોગશાસ્ત્રમાં કહ્યું છે કે,

કર્મ જીવં ચ સંશ્લિષ્ટં પરિજ્ઞાતાત્મનિશ્ચયઃ।

વિભિન્નીકુરુતે સાધુઃ સામાયિકશલાકયા॥

જેને આત્મસ્વરૂપનો નિશ્ચય થયો છે એવા સાધુ સામાયિકરૂપી સળી વડે પરસ્પર મળેલા જીવ અને કર્મને જુદાં કરે છે. આત્મજ્ઞાનનો અભ્યાસ કરતાં તથાવિધ આવરણો દૂર થવાથી પુનઃપુનઃ સ્વસંવેદનથી આત્માનો દૃઢ નિશ્ચય થાય છે અને તેથી આત્મસ્વરૂપનું આવરણ કરનારા અને આત્મ સ્વરૂપથી ભિન્ન એવા કર્મોને પરમ સામાયિકના બળથી નિર્જરે છે.

રાગાદિધ્વાન્તવિધ્વંસે કૃતે સામાયિકાંશુના।

સ્વસ્મિન્સ્વરૂપં પશ્યન્તિ યોગિનઃ પરમાત્મનઃ॥

સામાયિકરૂપી સૂર્યથી રાગાદિ અંધકારનો નાશ થતાં યોગીઓ પોતાનામાં પરમાત્માનું સ્વરૂપ દેખે છે બધા આત્માઓ તત્ત્વદૃષ્ટિથી પરમાત્મા જ છે. કેવળ રાગ દ્વેષાદિથી મલિન થયેલા હોવાથી પરમાત્મ સ્વરૂપની અભિવ્યક્તિ થતી નથી, પરંતુ સમભાવરૂપ સૂર્યના પ્રકાશથી રાગાદિ અંધકારનો નાશ થતાં આત્માને વિશે જ પરમાત્મ સ્વરૂપ પ્રગટ થાય છે.

સ્નિહ્યન્તિ જન્તવો નિત્યં

વૈરિણોઽપિ પરસ્પરમ્।

અપિ સ્વાર્થકૃતે સામ્ય–
ભાજઃ સાધોઃ પ્રભાવતઃ ॥

પોતાના સ્વરૂપની પ્રાપ્તિ માટે સમત્વનું સેવન કરનાર સાધુના પ્રભાવથી નિત્ય વેર વૃત્તિવાળાં પ્રાણીઓ પણ પરસ્પર પ્રેમ કરે છે.

સામ્યં સ્યાન્નિર્મમત્વેન તત્કૃતે ભાવનાઃ શ્રયેત્।
અનિત્યતામશરણં ભવમેકત્વમન્યતામ્ ॥
અશૌચમાશ્રવવિધિં સંવરં કર્મનિર્જરામ્।
ધર્મસ્વાખ્યાતતાં લોકં દ્વાદશીં બોધિભાવનામ્॥

સમભાવની પ્રાપ્તિ નિર્મમત્વ પ્રાપ્ત થવાથી જ થાય છે અને નિર્મમત્વ પ્રાપ્ત થવા માટે અનિત્યાદિ બાર ભાવનાઓનું અવલંબન કરવું આવશ્યક છે.

'અનિત્ય ભાવના, અશરણ ભાવના, સંસાર ભાવના, એકત્વ ભાવના, અન્યત્વ-ભાવના, અશુચિત્વભાવના, આસ્રવ ભાવના, સંવરભાવના, નિર્જરાભાવના, ધર્મસ્વાખ્યાત ભાવના, લોકભાવના અને બોધિ દુર્લભ ભાવના એ બાર ભાવના છે ॥

## મુક્તિલક્ષ્મીની સખીરૂપી બાર ભાવનાઓ

Pathway of the Soul

સમભાવ કેળવવા માટે નિર્મમત્વ થવું જોઈએ. તે માટે બાર ભાવનાઓ અગત્યની છે.

પહેલી અનિત્ય ભાવના છે.

વસ્તુજાતમિદં મૂઢ
પ્રતિક્ષણ વિનશ્વરમ્।
જાનન્નપિ ન જાનાસિ
ગ્રહઃ કોઽયમનૌષધઃ ॥
—જ્ઞાનાર્ણવ

હે મૂઢ પ્રાણી ! સંસારમાં વસ્તુઓનો સમુહ પર્યાયથી ક્ષણક્ષણ વિનશ્વર છે. આ વાત તું જાણે છે તો પણ તું અજાણ રહે છે. શું તને કોઈ પિશાચ વળગ્યો છે જેની ઔષધિ નથી ?

શરીરં શીર્યતે નાશા ગલત્યાયુર્ન પાપધીઃ
મોહઃસ્ફુરતિ નાત્માર્થઃ પશ્યવૃત્તં શરીરિણામ્॥
—જ્ઞાનાર્ણવ

સંસારમાં જીવોનું પ્રવર્તન કેટલું આશ્ચર્યકારક છે કે શરીર તો પ્રતિદિન ક્ષીણ થતું જાય છે પણ આશા ક્ષીણ થતી નથી. આયુષ્ય તો ઘટતું જાય છે પણ પાપ કાર્યોમાં બુદ્ધિ વધે છે. મોહ તો નિત્ય સ્ફુરાયમાન થાય છે પણ જીવ પોતાના હિત કે કલ્યાણના માર્ગે વળતો નથી. આ કેવું અજ્ઞાન છે !

ગગનનગરકલ્પં સંગમં વલ્લભાનામ્
જલદપટલતુલ્યં યૌવનં વા ધનં વા।
સુજનસુતશરીરાદીનિ વિદ્યુચ્ચલાનિ
ક્ષણિકમિતિ સમસ્તં વિદ્ધિ સંસાર વૃતમ્ ॥
—જ્ઞાનાર્ણવ

પ્રિય સ્ત્રીઓનો સંગમ તો તરત વિલુપ્ત થનારા આકાશમાં રચાયેલા નગર સમાન છે. યૌવન અને ધન તો વરસાદના વાદળા જેવાં છે. સ્વજન, પુત્ર, શરીર આદિ વિજલી સમાન ચંચળ છે.

આવી જગતની વ્યવસ્થા અનિત્ય જાણીને તેમાં તું નિત્યતાની બુદ્ધિ ન રાખ,

બીજી અશરણ ભાવના છે.

શોચન્તિ સ્વજનાનન્તં નીયમાનાન્ સ્વકર્મભિઃ
નેષ્યમાણં તુ શોચન્તિ નાત્માનં મૂઢબુદ્ધયઃ ॥
–યોગશાસ્ત્ર

મૂઢ બુદ્ધિવાળા લોકો પોતાના કર્મોએ મૃત્યુ પામતા સ્વજનોનો શોક કરે છે, પણ સ્વકર્મવડે મૃત્યુ પામનાર પોતાના આત્માનો શોક કરતા નથી.

ત્રીજી સંસાર ભાવના છે.

યોગ શાસ્ત્રમાં કહ્યું છે કે "સમસ્ત લોકાકાશમાં વાળના અગ્રભાગ જેટલું પણ કોઈ સ્થાન નથી કે જ્યાં જીવ પોતાના કર્મથી એકેન્દ્રિયાદિ વિવિધ રૂપો ધારણ કરવા વડે ઉત્પન્ન ન થયો હોય."

ચોથી એકત્વ ભાવના છે.

"જીવ એકલો જ ઉત્પન્ન થાય છે, અને એકલો જ મરણ પામે છે, તથા ભવાંતરમા કરેલા કર્મ એકલો જ ભોગવે છે."

પાંચમી અન્યત્વ ભાવના છે.

"જ્યાં આત્માથી શરીરની વિલક્ષણતા હોવાથી અન્યપણું છે, ત્યાં ધન, બંધુ અને સહાયકોનું આત્માથી અન્યત્વ હોય એ કહેવું મુશ્કેલ નથી."

છઠ્ઠી અશુચિ ભાવના છે.

"બે આંખ, બે નાક, બે કાન, મુખ, જનનેન્દ્રિય રૂપી નવ દ્વારમાંથી વહેતા અધોદ્વાર અને દુર્ગંધી ચીકણા રસના સતત્ આવવાથી મલિન રહેતા શરીરમાં પવિત્ર-પણાનું અભિમાન કરવું એ મહામોહનું લક્ષણ છે."

સાતમી આશ્રવ ભાવના છે

'ક્રોધાદિ કષાયો, સ્પર્શાદિ વિષયો, મન-વચનકાયાની પ્રવૃત્તિરૂપ યોગો, અજ્ઞાન, સંશય, વિપર્યય, રાગ, દ્વેષ, સ્મૃતિભ્રંશ, ધર્મનો અનાદર અને યોગ-દુષ્પ્રણિધાનરૂપ આઠ પ્રકારનો પ્રમાદ, અવિરતિ, મિથ્યાત્વ, આર્તધ્યાન અને રૌદ્રધ્યાન બધાં અશુભ કર્મના હેતુઓ છે.'

"મન, વચન અને કાયાની પ્રવૃત્તિરૂપ મનોયોગ, વચનયોગ અને કાયયોગથી શુભાશુભ કર્મ આત્મામાં પ્રવેશ કરે છે તેથી તે યોગોને આસ્રવ કહે છે."

આઠમી સંવર ભાવના છે.

આસ્રવોને નિરોધ કરવાનો ઉપાય સંવર કહેવાય છે.

નવમી નિર્જરા ભાવના છે.

સંસારના કારણભૂત કર્મને ખેરવી નાખવા તેને નિર્જરા કહે છે.

બાર પ્રકારનો તપ નિર્જરા માટે છે.

'સંયમી પુરૂષ બાહ્ય અને આભ્યંતર તપરૂપી પ્રજ્વલિત અગ્નિમાં કષ્ટથી ક્ષય થાય એવાં તીવ્ર કર્મોનો પણ તત્કાલ નાશ કરી નાખે છે.'

દશમીધર્મસ્વાખ્યાત ભાવના છે.

"કેવલજ્ઞાની ભગવંત જિનોએ ધર્મ સારી રીતે કહેલો છે, જેનું અવલંબન લેનારો પ્રાણી ભવસાગરમાં બૂડતો નથી એમ વિચારવું તે ધર્મસ્વાખ્યાત ભાવના છે"

અગીઆરમી લોક ભાવના છે

કેડે હાથ મૂકીને પહોળા પગ રાખી ઊભેલા પુરૂષ જેવી આકૃતિવાળા તથા સ્થિતિ ઉત્પતિ, અને વિનાશ સ્વરૂપવાળા દ્રવ્યોથી પરિપૂર્ણ લોકના સ્વરૂપનું ચિંતન કરવું.

બારમી બોધિ દુર્લભ ભાવના છે

"યથા પ્રવૃત્તિ કરણથી મોક્ષની અભિ-લાષા સિવાય કર્મનો ક્ષય થતાં સ્થાવર યોનિમાંથી નીકળી ત્રસયોનિ કે પશુપણું પામે છે. તેમાં પણ અશુભ કર્મનો ક્ષય થવાથી પુણ્યના યોગે મનુષ્ય પણું, આર્ય-દેશ, ઉત્તમજાતિ, પાંચે ઇન્દ્રિયોની પૂર્ણતા અને આયુષ્ય પ્રાપ્ત થાય છે, તેમાં પણ પુણ્યથી ધર્મની અભિલાષા, ધર્મોપદેશક ગુરૂ અને તેમના વચનનું શ્રવણ પ્રાપ્ત થવા છતાં તત્ત્વ વિનિશ્ચય રૂપ બોધિરત્ન પ્રાપ્ત થવું અતિદુર્લભ છે.'

એતા દ્વાદશ ભાવનાઃ ખલુસખે
સખ્યોઽપવર્ગશ્રિય-
સ્તસ્યાઃ સંગમલાલસૈર્ઘટયિતું
મૈત્રીં પ્રયુક્તા બુધૈઃ ।
એતાસુ પ્રગુણીકૃતાસુ નિયત,
મુક્ત્યંગના જાયતે,
સાનંદા પ્રણયપ્રસન્નહૃદયા,
યોગીશ્વરાણાં મુદે ॥
—જ્ઞાનાર્ણવ

હે મિત્ર ! આ બાર ભાવનાઓ નિશ્ચયથી મુક્તિરૂપી લક્ષ્મીની સખી છે. તેથી મોક્ષલક્ષ્મીની લાલસા જેમને હોય તેમને તેની મૈત્રી કરવી જોઈએ. આ ભાવનાઓનો અભ્યાસ કરવાથી મુક્તિરૂપી સ્રી હર્ષ સહિત પ્રણયપ્રસન્ન હૃદયે આનંદદાયિની થાય છે.

ભાવનાભિરવિશ્રાન્તમિતિ ભાવિતમાનસઃ ।
નિર્મમઃ સર્વભાવેષુ સમત્વમવલમ્બતે ॥
—યોગશાસ્ત્ર

આમ આ બાર ભાવનાઓ વડે નિરંતર મનને સુવાસિત કરતો, મમત્વરહિત થઈને બધા પદાર્થોમાં સમત્વને પામે છે.

વિષયેભ્યો વિરક્તાનાં સામ્યવાસિત ચેતસામ્ ।
ઉપશામ્યેત્ કષાયાગ્નિર્બોધિ દીપઃ સમુન્મિષેત્ ॥
—યોગશાસ્ત્ર

વિષયોથી વિરક્ત થએલા, સમભાવથી સુવાસિત ચિત્તવાળા પુરૂષોનો કષાયરૂપી અગ્નિ શાંત થાય છે અને બોધિરૂપી દીપક પ્રગટે છે.

## સમતા એજ યોગ છે

*Let God take Possession of you*

"અધ્યાત્મસાર"માં કહ્યું છે કે

સમતા પરિપાકે સ્યાદ્વિષયગ્રહ શૂન્યતા ।
યયા વિષદ યોગાનાં વાસીચન્દન તુલ્યતા ॥

સમતાનો પરિપાક થવાથી વિષયોને વિષે આગ્રહનો અભાવ થાય, અને તેથી કરીને નિર્મળ યોગવાળા યોગીઓને કુઠારના પ્રહારમાં તથા ચંદનની પૂજામાં તુલ્યતા થાય છે.

કિંસ્તુમઃ સમતા સાધો
યા સ્વાર્થં પ્રગુણી કૃતા ।
વૈરાણિ નિત્યવૈરાણામપિ
હન્ત્યુપતસ્થુષામ્ ॥

હે સાધુ ! અમે સમતાની કેટલી સ્તુતિ કરીએ ? કે જે સમતા આત્માને અર્થે સજ્જ કરવાથી પાસે રહેલા નિત્ય વિરોધી જીવોના વૈરનો પણ નાશ કરે છે.

કિંદાનેન તપોભિર્વા યમૈશ્ચ નિયમૈશ્ચ કિમ્ ।
એકૈવ સમતા સેવ્યા તરી સંસારવારિધૌ ॥

દાન વડે અથવા તપ વડે કરીને શું ? તથા યમ અને નિયમે કરીને પણ શું ? માત્ર સંસારરૂપી સમુદ્રને વિષે વહાણ સમાન એક સમતાનું જ સેવન કરવું.

દૂરે સ્વર્ગ સુખં મુક્તિપદવી સા દવીયસી ।
મનઃ સંનિહિતં દૃષ્ટં સ્પષ્ટં તુ સમતાસુખમ્ ॥

સ્વર્ગનું સુખ તો દૂર છે, અને મોક્ષ સ્થાન તો વળી અતિ દૂર છે, પરંતુ મનની સમીપે જ રહેલું સમતાનું સુખ તો સ્પષ્ટ રીતે જ જોયેલું છે.

કુમારી ન યથા વેત્તિ સુખં દયિતભોગજમ્ ।
ન જાનાતિ તથા લોકો યોગિનાં સમતાસુખમ્ ॥

જેમ કુમારી કન્યા પતિના ભોગથી ઉત્પન્ન થયેલું સુખ જાણતી નથી, તેમજ લોકો યોગીજનોના સમતાના સુખને જાણતા નથી—જાણી શકતા નથી.

સામ્યં વિના યસ્ય તપઃ ક્રિયાદે-
ર્નિષ્ઠા પ્રતિષ્ઠાર્જનમાત્ર એવ ।

સ્વર્ધેનુચિંતામણિકામકુંભાન્,
કરોત્યસૌ કાણુકપર્દિમૂલ્યાન્ ॥
—અધ્યાત્મોપનિષદ્

સમતા વિના જે તપક્રિયા પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાના હેતુએ થાય, તો તે કામધેનુ, ચિંતામણિ કે કામકુંભનું કાણી કોડી જેટલું મૂલ્ય કરવા બરાબર છે.

અન્યલિંગાદિ સિદ્ધાનામાધારઃ સમતૈવ હિ ।
રત્નત્રયફલપ્રાપ્તેર્યયાસ્યાદ્ભાવજૈનતા ॥

અન્ય લિંગાદિકે કરીને સિદ્ધ થયેલા જીવોને એક સમતા જ આધાર—અવલંબન છે, કે જે સમતા વડે ત્રણ રત્નના ફળની પ્રાપ્તિ થવાથી ભાવ જૈનપણું ઉત્પન્ન થાય છે.

સંત્યજ્ય સમતામેકાં સ્યાદ્યત્કષ્ટમનુષ્ઠિતમ્ ।
તદીપ્સિતકરં નૈવ બીજમુપ્તમિવોષરે ॥

એક સમતાને તજીને જે જે કષ્ટકારી ક્રિયાઓ કરી હોય, તે ઉખર ભૂમિમાં વાવેલા બીજની જેમ વાંછિત ફળને દેનારી થતી નથી.

ઉપાયઃ સમતૈવૈકા મુક્તેરન્યઃ ક્રિયાભરઃ ।
તત્તત્પુરુષભેદેન તસ્યા એવ પ્રસિદ્ધયે ॥

મુક્તિનો ઉપાય માત્ર એક સમતાજ છે, અને તે સિવાયનો બીજો ક્રિયાસમુહ, તે તે પુરૂષના ભેદે કરીને તે સમતાનીજ સિદ્ધિને માટે છે.

દિઙ્માત્ર દર્શને શાસ્ત્રવ્યાપારઃ સ્યાન્ન દૂરગઃ ।
અસ્યાઃ સ્વાનુભવઃ પારં સામર્થ્યાખ્યોઽવગાહતે ॥

શાસ્ત્રનો વ્યાપાર માત્ર દિગ્દર્શનને વિષેજ હોય છે પણ તેથી દૂર જતો નથી. તેથી સામર્થ્ય નામનો આત્માનો અનુભવ જ આ સમતાના પારને પામે છે.

પરસ્માત્પરમેષા યન્નિગૂઢં તત્ત્વમાત્મનઃ ।
તદધ્યાત્મપ્રસાદેન કાર્યોઽસ્યામેવ નિર્ભરઃ ॥

આ સમતા આત્માનું સર્વથી ઉત્કૃષ્ટ અને અતિ ગૂઢ તત્ત્વ છે, તેથી સમતાને વિષે અધ્યાત્મના પ્રસાદ વડે અતિ ઉદ્યમ કરવો.

સમતા આત્માનું નિગૂઢ એટલે સર્વ પ્રદેશો વડે વ્યાપ્ત એવું પરમ રહસ્ય છે, તથા સર્વ યોગો કરતા ઉત્કૃષ્ટ યોગરૂપ છે. તેથી અધ્યાત્મ પ્રસાદ એટલે મનની પ્રસન્નતા વડે આ સમતાને વિષે ઉદ્યમ કરવો.

તે સમતા આ વિચાર વડે ઉત્પન્ન કરવી. "સર્વ પ્રાણીને સુખ પ્રિય છે, દુઃખપર દ્વેષ છે, સંસારનો ભય અને જીવવાની ઇચ્છા છે, તેથી મારે સર્વ પ્રાણીનું હિત જ કરવું કેમકે તે સર્વ મારી સમાન-જ ધર્મવાળા છે" આ પ્રમાણેના વિચારથી સર્વત્ર સર્વ જીવ ઉપર સમદૃષ્ટિ રાખવી.

## જિનશાસનનો સાર

Infinite Love is God

જં ઇચ્છસિ અપ્પણતો,
જં ચ ણ ઇચ્છસિ અપ્પણતો ।
તં ઇચ્છ પરસ્સ વિ યા,
એત્તિયગં જિણસાસણયં ॥
—શ્રી બૃહત્કલ્પ

આ ગાથામાં શ્રી જિનશાસનનો સાર છે.

આપણે જે સુખાદિક ઇચ્છતા હોઇએ તે સુખાદિક જગતના જીવ માત્રને મળે એવું ઇચ્છીએ અને જે દુઃખાદિક આપણે ઇચ્છતા ન હોઇએ તે દુઃખાદિક જગતના જીવ માત્રને ન મળે એવું ઇચ્છીએ; એ જ આપણે શ્રી જૈનશાસનને પામ્યાનો ખરો પરમાર્થ છે.

યોગની પ્રાથમિક ભૂમિકા માટે આ ચાર ચીજો અગત્યની છે ૧. કૃતજ્ઞતા ૨. પરાર્થવૃત્તિ ૩. આત્મસમદર્શિત્વ ૪.

પરમાત્મસમદર્શિત્વ.

નમવા યોગ્ય ઉપકારીને જે નમતો નથી, તે કૃતઘ્ન બને છે. કૃતઘ્નતા એ ઘણું મોટું પાપ છે સર્વ પાપના પ્રાયશ્ચિત છે, પણ કૃતઘ્નને માટે કોઈ પ્રાયશ્ચિત નથી. 'કૃતઘ્નસ્ય નાસ્તિ નિષ્કૃતિ'–યોગશાસ્ત્ર ટીકા

કૃતજ્ઞતા અને પરાર્થવૃત્તિ એકબીજા સાથે સંકળાયેલા છે.

આત્મસમદર્શિત્વ અને પરમાત્મસમદર્શિત્વ એકબીજા સાથે સંકળાયેલા છે.

પરોપકાર અને કૃતજ્ઞતા ગુણનું પ્રાધાન્ય જણાવવા માટે શ્રી ધર્મરત્ન–પ્રકરણ ટીકામાં કહ્યું છે કે,

'દો પુરિસે ધરઉ ધરા.
અહવા દોહિંપિ ધારિયા વસુહા ।
ઉવયારે જસ્સ મઈ,
ઉવયરિઅં જો ન પમ્હુસઈ ॥''

પરોપકારમાં જેની બુદ્ધિ છે અને કરેલા ઉપકારને જે ભૂલતો નથી એવા માત્ર બે જ પુરુષોથી આ પૃથ્વી ટકી રહી છે અથવા આવા માત્ર બે જ પુરુષોને પૃથ્વી ધારણ કરે.

ધર્મસ્ય તત્ત્વં સુસ્પષ્ટં મૈત્રીભાવ વિકાસનમ્।
પરોપકાર નિર્માણં, શમવૃત્તેરૂપાસનમ્॥

મૈત્રીભાવનો વિકાસ, પરોપકાર કરવો અને શમભાવની ઉપાસના કરવી એ ધર્મનું અતિ સ્પષ્ટ સ્વરૂપ છે.

આ ત્રણમાં પરોપકાર મુખ્ય છે, કારણ કે મૈત્રી અને શમભાવને ટકાવી રાખનાર, વધારે પવિત્ર બનાવનાર પરોપકાર ભાવ છે.

'અષ્ટાદશ પુરાણાનાં, સારાત્સાર સમુદ્ધૃતઃ।
પરોપકારઃ પુણ્યાય, પાપાય પરપીડનમ્॥
—વેદવ્યાસ.

સર્વ શાસ્ત્રોના સારનો સાર એ છે કે પરોપકાર–પારકાનું ભલું કરવું એ જ પુણ્ય અને પરને પીડા કરવી એ જ પાપ.

પ્રણિધાનાદિ આશય પૂર્વકની ક્રિયાનેજ શાસ્ત્રકારો ફલ સાધક કહે છે. પ્રણિધાનાદિ આશય વિનાની ધર્મ પ્રવૃત્તિને અસાર–''દ્રવ્ય ક્રિયા તુચ્છા'' કહી છે.

પ્રણિધાન આશયનું સ્વરૂપ બતાવતા શ્રી હરિભદ્રસૂરિજી કહે છે કે,

''નિરવદ્ય વસ્તુ વિષયં પરાર્થનિષ્પત્તિ સારંચા''
—ષોડશક

જેમાં પ્રવૃત્તિનો વિષય નિરવદ્ય હોય અને જેમાં પરોપકાર મુખ્ય હોય, કારણ કે ''સર્વસ્યાઅપિ સતાં પ્રવૃત્તે રૂપ સર્જનીકૃત સ્વાર્થપ્રધાનીકૃત પરાર્થત્વાત્'' -સજ્જનોની પ્રત્યેક પ્રવૃત્તિમાં સ્વાર્થ ગૌણ અને પરાર્થ મુખ્ય હોય છે.

—ઉપા૦ શ્રી યશોવિજયજી, ષોડશક ટીકા

આત્મસમદર્શિત્વ

આત્મસમદર્શિત્વ એટલે જગતના સર્વ આત્માઓ આપણા આત્માની સમાન છે એવો ભાવ,.

'સવ્વભૂઅપ્પભૂયસ્સ સમ્મં'
ભૂયાઇં પાસઓ।
પિહિઆસવસ્સ દંતસ્સ
પાવં કમ્મં ન બંધઇ ॥
—શ્રી દશવૈકાલિક સૂત્ર

સર્વ જીવોને આત્મતુલ્ય જાણે, જુએ, સંયમ પાળે તેને પાપકર્મ ન બંધાય.

શ્રી મહાનિશીથ સૂત્રમાં કહ્યું છે કે, 'ગોયમા! પઢમં નાણં તઓ દયા, દયાએ ય સવ્વજગ જીવપાણ ભૂયસત્તાણં અત્તસમદરિસિત્તં, સવ્વજગજીવપાણ ભૂયસત્તાણં અત્તસમ દંસણાઓ ય તેસિં ચેવ સંઘટ્ટણ પરિયાવણ કિલાવણોદ્દાવણાઇ દુક્ખુપ્પાયણ ભવ

વિવર્જણું, તઓ અણુાસવો....!"

"હે ગૌતમ! પ્રથમ જ્ઞાન થાય પછી દયા આવે છે, અને દયાથી જગતના સર્વ જીવ-પ્રાણી-ભૂત અને સત્ત્વો પ્રત્યે આત્મસમદર્શિપણું આવે છે અને જગતના સર્વ જીવ-પ્રાણી-ભૂત અને સત્ત્વો પ્રત્યે આત્મદ્રષ્ટિ થવાથી તેમને સંઘટ્ટાથી દુઃખ ઉપજાવનાર કે ભય પમાડનાર પ્રવૃત્તિનો તે આત્મા ત્યાગ કરે છે, તેથી અનાશ્રવ થાય...."

પરમાત્મ સમદર્શિત્વ

પરમાત્મ સમદર્શિત્વ એટલે મારો આત્મા પરમાત્મા સમાન છે. સિદ્ધનો જે સ્વભાવ છે તે જ સાધકની યોગ્યતા છે.

મારો આત્મા પરમાત્મા સમાન છે, એ શુદ્ધ નિશ્ચય છે અને સર્વ જીવો મારા આત્મા સમાન છે, માટે તેમને પીડારૂપ ન થાય તેવો યોગ્ય વ્યવહાર મારે કરવો જોઈએ એ શુદ્ધ વ્યવહાર છે.

નિશ્ચયના લક્ષ્ય પૂર્વકનો શુદ્ધ વ્યવહાર મોક્ષ પ્રત્યે લઈ જાય છે.

## અમૃત અનુષ્ઠાન

### Being and Becoming

ઉપમિતિ ભવપ્રપંચા કથામાં શ્રી સિદ્ધર્ષિગણિ 'આગમાર્થનો સર્વ સાર દ્વાદશાંગીનો નિચોડ શો?' એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે,

'આર્ય! સારોऽત્ર વિજ્ઞેયો, ધ્યાનયોગઃ સુનિર્મલઃ
યતઃ મુલોત્તરગુણાઃ સર્વે, સર્વચેયં બહિષ્ક્રિયા।
મુનીનાં શ્રાવકાણાંચ, ધ્યાનયોગાર્થમીરિતા ॥
—ઉપમિતિ ભવપ્રપંચા કથા

હે આર્ય! સાગર જેવી વિસ્તીર્ણ દ્વાદશાંગીનો સાર નિર્મળ ધ્યાનયોગ છે. શ્રાવકના અને સાધુઓના જે મૂલગુણો કે ઉત્તરગુણો બતાવ્યા છે તે સર્વે, અને જે કંઈ બાહ્ય ક્રિયાઓ છે તે બધીજ, ધ્યાનયોગની સિદ્ધિ અર્થે કહેલ છે.

શ્રી સિદ્ધર્ષિગણિએ ધ્યાન સિદ્ધિનો ક્રમ અને ઉપાય આ પ્રમાણે કહ્યા છે.

"તથાહિ-મનઃ પ્રસાદ સાધ્યોऽત્ર
મુક્ત્યર્થં જ્ઞાન (ધ્યાન) સિદ્ધયે।
અહિંસાદિ વિશુધ્ધેન, સોऽનુષ્ઠાનેન સાધ્યતે॥
અતઃ સર્વમનુષ્ઠાનં ચેતઃ શુદ્ધયર્થમિષ્યતે।
વિશુદ્ધં ચ યદેકાગ્ર, ચિત્તં તદ્ધ્યાનમુત્તમમ્॥
—ઉપમિતિ ભવ પ્રપંચા કથા

મુક્તિ માટે જરૂરી ધ્યાનની સિદ્ધિ માટે પ્રથમ મનઃપ્રસાદ-ચિત્તની પ્રસન્નતા સાધવી જોઈએ અને તે અહિંસાદિ વિશુદ્ધ અનુષ્ઠાનોના આસેવનથી સધાય.

'અમૃતાનુષ્ઠાન' માટે 'અધ્યાત્મસાર' માં કહ્યું છે કે,

'ચંદનના ગંધની જેમ શુદ્ધ એવો ભાવધર્મ છે, તે ભાવધર્મથી મિશ્રિત એવું જે અનુષ્ઠાન તે અમૃતાનુષ્ઠાન કહેવાય છે.'

'જિનેશ્વરની આજ્ઞાને આગળ કરીને ચિત્તની શુદ્ધિથી જે કાર્ય અત્યંત સંવેગ સહિત પ્રવર્ત્યું હોય, તેને તેના જાણનારા (તીર્થંકરાદિક) અમૃતાનુષ્ઠાન કહે છે.'

'સારી રીતે શાસ્ત્રના અર્થનું ચિંતવન, ક્રિયાને વિષે મનની એકાગ્રતા તથા કાલાદિક અધ્યયન ક્રિયાનો અવસર, વિષય, બહુમાન વગેરે ચોવીસ અંગોનો અવિપર્યાસ એટલે તેમાં અન્યથા આચરણ ન થાય, તે અમૃતાનુષ્ઠાનનું લક્ષણ જાણવું.'

"પાંચ પ્રકારના અનુષ્ઠાનમાં પ્રથમના ત્રણ ૧-વિષ, ૨-ગરલ, ૩-અનનુષ્ઠાન

એ ત્રણ અસત્ છે. છેલ્લા બે ૪–તદ્દહેતુ અને ૫–અમૃત એ સત્ છે. તે બે માં પણ છેલ્લુ અમૃતાનુષ્ઠાન મોહરૂપી ઉગ્ર વિષનો નાશ કરનાર હોવાથી શ્રેષ્ઠ છે,"

સત્ અનુષ્ઠાનનું લક્ષણ કહે છેઃ "આદર, ક્રિયા કરવામાં પ્રીતિ, અવધિ, જ્ઞાનાદિક સંપત્તિની પ્રાપ્તિ, જાણવાની ઈચ્છા તથા તેના જાણનારની સેવા એ સદ્દઅનુષ્ઠાનનું લક્ષણ છે".

દશસંજ્ઞાવિષ્કંભણયોગે,
સત્યવિકલં હ્યતો ભવતિ ।
પરહિતનિરતસ્ય સદા,
ગંભીરોદાર ભાવસ્ય ॥
—ષોડશક

દશ સંજ્ઞાઓના નિરોધથી કે નિરોધના ઉત્સાહથી સદા પરહિતમાં રત રહેનાર, ગંભીર અને ઉદાર વ્યક્તિનું સદનુષ્ઠાન પરિપૂર્ણ બને છે.

દટ્ઠુણ પાણિનિવહ,
ભીમે ભવસાગરમ્મિ દુકખત્તં ।
અવિસેસઓડણુકંપં
દુહાવિ સામત્થઓ કુણઇ ॥
—સદ્ધમંવિંશિકા

ભયાનક ભવસાગરમાં પ્રાણીસમુહને દુઃખાર્ત્ત જોઇને પોતાનું કે પરાયું એવો કોઇ ભેદ પાડયા વિના પોતાના સામર્થ્ય અનુસારે તે દ્રવ્ય અને ભાવ અનુકંપા કરે છે.

યોગશાસ્રમાં અનુકંપાની ઓળખાણ આ રીતે કરાવી છે.

'દુઃખિતેષુ અપક્ષપાતેન દુઃખપ્રહાણેચ્છા અનુકંપા । સાચ દ્રવ્યતઃ શકતૌ સત્યાં દુઃખપ્રતિકારેણ ભાવતઃ આર્દ્ર હૃદયત્વેન ॥'

પક્ષપાત વિના દુઃખીનું દુઃખ દૂર કરવાની ઇચ્છા તે અનુકંપા. દ્રવ્યથી શક્તિ અનુસાર દુઃખ દૂર કરવું તથા ભાવથી કોઇનું પણ દુઃખ જોતાં હૃદય આર્દ્ર બનવું.

ધ્યાનસિદ્ધિ માટે સામ્યભાવ
સામ્યભાવ પ્રગટાવવા માટે ધ્યાન
Journey With God

સમત્વની પ્રાપ્તિ માટે ચિત્તશુદ્ધિ અને ધ્યાનની સિદ્ધિ માટે સમત્વ અનિવાર્ય છે. જ્ઞાનાર્ણવમાં કહ્યું છે કે,

એક એવ મનોરોધઃ સર્વાભ્યુદયસાધકઃ
યમેવાલમ્બ્ય સંપ્રાપ્તા યોગિનસ્તત્ત્વનિશ્ચયમ્ ॥

માત્ર મનને રોકવું એ જ સમસ્ત અભ્યુદયને સાધનારૂ છે કારણ કે મનોરોધના આલંબનથી યોગીશ્વર તત્ત્વનિશ્ચયતાને પ્રાપ્ત થાય છે.

પાદપંકજસંલીનં તસ્યૈતદ્દભુવનત્રયમ્ ।
યસ્ય ચિત્તં સ્થિરીભૂય સ્વસ્વરૂપે લયંગતમ્ ॥

જે મુનિનું મન સ્થિર થઇ આત્મરૂપમાં લીન થઇ ગયું છે તેના ચરણકમલમાં આ ત્રણે જગત લીન થયા સમજવાં.

તદ્ધ્યાનં તદ્ધિ વિજ્ઞાનં તદ્ધ્યેયં તત્ત્વમેવવા ।
યેનાવિદ્યામતિક્રમ્ય મનસ્તત્ત્વે સ્થિરી ભવેત્ ॥

તે જ ધ્યાન છે, તે જ વિજ્ઞાન છે, તે જ ધ્યેયતત્ત્વ છે–જેના પ્રભાવથી અવિદ્યાને ઓળંગી મન નિજસ્વરૂપમાં સ્થિર થઈ જાય.

અધ્યાત્મસારમાં કહ્યું છે કે,

ઉચિતમાચરણં શુભમિચ્છતાં
પ્રથમતો મનસઃ ખલુ શોધનમ્ ।
ગદવતામકૃતે મલશોધને
કમુપયોગમુપૈતુ રસાયનમ્ ॥

શુભને ઈચ્છનાર પુરુષોએ પ્રથમ ચિત્તને શુદ્ધ કરવું એ ઉચિત આચરણ છે કેમકે રોગી મનુષ્યના મળની શુદ્ધિ કર્યા વિના જો તેને રસાયણ આપ્યું હોય તો તે શા ઉપયોગને પામે? એને શું ઉપયોગી થાય? કાંઈજ ન થાય.

અનિગૃહીતમના વિદધત્પરાં
ન વપુષા વચસા ચ શુભક્રિયામ્।
ગુણમુપૈતિ વિરાધનયાનયા
બત દુરન્તભવ ભ્રમમંચતિ ॥

જેણે મનનો નિગ્રહ કર્યો નથી એવો પુરુષ શરીર અને વચનવડે અત્યંત શુભ ક્રિયા કરે તો પણ તે આ મનની વિરાધનાને લીધે કાંઈ પણ ગુણને પામતો નથી. પરંતુ દુરંત એવા ભવના ભ્રમણને પામે છે.

સમત્વનું અવલમ્બન કરીને યોગી ધ્યાન કરી શકે છે. સમબુદ્ધિ પ્રાપ્ત કર્યા વિના જો ધ્યાનની શરૂઆત કરે તો પોતાના આત્માની વિડંબના કરે છે.

મોક્ષઃ કર્મક્ષયાદેવ સ ચાત્મજ્ઞાનતો ભવેત્।
ધ્યાન સાધ્યં મતં તચ્ચ તદ્ધ્યાનં હિતમાત્મનઃ॥

મોક્ષ કર્મોના ક્ષયથી જ પ્રાપ્ત થાય છે. કર્મનો ક્ષય આત્મજ્ઞાનથી થાય છે અને આત્મજ્ઞાન ધ્યાનથી સધાય છે તેથી ધ્યાન આત્માનું હિતકારી છે.

સામ્યમેવ પરં ધ્યાનં પ્રણીતં વિશ્વદર્શિભિઃ।
તસ્યૈવ વ્યક્તયે નૂનં મન્યેઽયં શાસ્ત્રવિસ્તરઃ॥

'જ્ઞાનાર્ણવ'માં પૂ. આચાર્ય મહારાજ કહે છે કે સર્વજ્ઞ ભગવાને સામ્યભાવને જ ઉત્કૃષ્ટ ધ્યાન કહ્યું છે અને જે આ શાસ્ત્રોનો વિસ્તાર છે તે નિશ્ચયથી સામ્ય ભાવને પ્રગટ કરવા માટે જ છે એવું હું માનું છું.

સામ્યભાવિતભાવાનાં
સ્યાત્સુખં યન્મનીષિણામ્।
તન્મન્યે જ્ઞાનસામ્રાજ્ય
સમત્વમવલમ્બતે ॥

સામ્યભાવોથી પદાર્થોનો વિચાર કરનાર બુદ્ધિમાનને જે સુખ થાય છે તે હું માનું છું કે જ્ઞાનસામ્રાજ્ય (કેવલજ્ઞાન) ની સમતાનું અવલંબન કરે છે.

તમેવ સેવસ્વ ગુરું પ્રયત્ના,
દધીષ્વ શાસ્ત્રાણ્યપિ તાનિ વિદ્વન્!
તદેવ તત્ત્વં પરિભાવયાત્મન્,
યેભ્યો ભવેત્સામ્યસુધોપભોગઃ ॥
—અધ્યાત્મ કલ્પદ્રુમ

તે જ ગુરૂની પ્રયત્નથી સેવા કર, તે જ શાસ્ત્રોનો અભ્યાસ કર અને હે આત્મન્! તે જ તત્ત્વનું તું ચિંતવન કર કે જેનાથી તને સમતારૂપ અમૃતનો સ્વાદ આવે.

## સમતાસહિતનું ધ્યાન એજ મોક્ષનું સાધન
### Secret of Secrets

યસ્ય ધ્યાનં સુનિષ્કમ્પં
સમત્વં તસ્ય નિશ્ચલમ્।
નાનયોર્વિદ્ધ્યધિષ્ઠાનમ્,
અન્યોઽન્યં સ્યાદ્વિભેદતઃ ॥
—જ્ઞાનાર્ણવ

જે પુરુષનું ધ્યાન નિશ્ચલ છે તેનો સમભાવ પણ નિશ્ચલ છે ધ્યાનનો આધાર સમભાવ છે અને સમભાવનો આધાર ધ્યાન છે.

સામ્યમેવ ન સદ્ધ્યાનાત્સ્થિરી ભવતિ કેવલમ્।
શુદ્ધયત્યપિ ચ કર્મૌઘકલંકી યંત્રવાહકઃ ॥
—જ્ઞાનાર્ણવ

પ્રશસ્ત ધ્યાનથી કેવલ સમતાજ સ્થિર થાય છે એમ નહિ કિંતુ કર્મસમુહથી મલિન

# આધારચક્ર

ચતુર્દલ પદ્મ







ધ્યાનફળ : વક્તા શ્રેષ્ટ પુરુષ વિનોદી આનંદિત આરોગ્ય સિધ્ધિ પ્રાપ્ત થાય છે.

# સ્વાધિષ્ઠાન ચક્ર

ષટદલ પદ્મ







ધ્યાન ફળ: અવિકારી સંત પુરુષ બને છે.

આ યંત્રવાહક જીવ પણ શુદ્ધ થાય છે.

યદૈવ સંયમી સાક્ષાત્સમત્વમવલમ્બતે।
સ્યાત્તદૈવ પરં ધ્યાનં તસ્ય કર્મૌઘઘાતકમ્॥

જ્યારે સંયમી સાક્ષાત્ સમભાવનું અવલંબન કરે છે, ત્યારે તે સમયે તેના કર્મસમૂહનો ઘાત કરનારૂં ધ્યાન થાય છે.

સમયાએ સમણો હોઇ, બંભચેરેણ બંભણો।
નાણેણ ઉ મુણી હોઈ, તવેણ હોઈ તાવસો॥
—શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર

સમતાના પાલનવડે "શ્રમણ" થવાય છે, બ્રહ્મચર્યના પાલનવડે "બ્રાહ્મણ" થવાય છે, જ્ઞાનવડે "મુનિ" થવાય છે અને તપવડે "તાપસ" થવાય છે.

યોગસ્થઃ કુરૂ કર્માણી સંગં ત્યક્ત્વા ધનંજય।
સિદ્ધ્યસિદ્ધ્યોઃ સમો ભૂત્વા સમત્વ યોગ ઉચ્યતે॥
—ભગવદ્દગીતા

યોગસ્થ રહી, સંગ–પ્રીતિ છોડી, સિદ્ધિ અને અસિદ્ધિમાં, સફળતા તથા નિષ્ફળતામાં સમાન થઇ, હે અર્જુન! કર્મો કર. એ જ સમત્વ યોગ કહેવાય છે.

ઇહૈવ તૈર્જિતઃ સર્ગો યેષાં સામ્યે સ્થિતિમનઃ
નિર્દોષઃહિ સમં બ્રહ્મ તસ્માદ્ બ્રહ્મણિતે સ્થિતાઃ॥
—ભગવદ્દગીતા

જેમનું મન સામ્યભાવમાં રહ્યું છે તેઓએ અહીં જ સંસાર જીત્યો છે; કેમ કે બ્રહ્મ નિર્દોષ અને સમ છે, તેથી તેઓ બ્રહ્મમાં સ્થિત–રહેલા છે.

ન સામ્યેન વિના ધ્યાનં ન ધ્યાનંવિના ચ તત્।
નિષ્કમ્પં જાયતે તસ્માદ્ દ્વયમન્યોન્યકારણમ્॥
—યોગશાસ્ત્ર

સમભાવ વિના ધ્યાન સંભવતું નથી અને ધ્યાન વિના નિષ્કંપ સમભાવ પ્રાપ્ત થતો નથી, તેથી બન્ને એક બીજાનાં કારણરૂપ છે.

## ધ્યાનસિદ્ધિ માટેનું રસાયન

Selfishness is replaced
by selfless Love

ધ્યાન એ ચિત્તની સ્થિરતા છે. અસ્થિર બનતા ચિત્તને ફરીફરી સ્થિર બનાવવા માટે ચાર ભાવનાઓ અગત્યની છે. યોગશાસ્ત્રમાં કહ્યું છે કે,

મુહૂર્તાન્તર્મનઃ સ્થૈર્યં ધ્યાનં
છદ્મસ્થયોગિનામ્।
ધર્મ્યં શુક્લં ચ તદ્ દ્વેધા
યોગરોધસ્ત્વયોગિનામ્॥

એક આલંબનમાં અંતર્મુહૂર્ત પર્યંત ચિત્તની સ્થિરતા તે ધ્યાન. તેના બે ભેદ છે. ધર્મધ્યાન અને શુક્લધ્યાન. તે બન્ને પ્રકારના ધ્યાન કેવલજ્ઞાન રહિત સયોગીને છે અને અયોગીને યોગના નિરોધરૂપ ધ્યાન હોય છે. સયોગી કેવલીને માત્ર યોગનિરોધ કરવાના સમયે એક શુક્લ ધ્યાન હોય છે.

મુહૂર્તાત્ પરતશ્ચિન્તા તદ્વા ધ્યાનાન્તરં ભવેત્।
બહ્વર્થસંક્રમે તુ સ્યાદ્ દીર્ઘાઽપિ ધ્યાનસંતતિ॥

ધ્યાન એક આલંબનમાં મુહૂર્ત સુધી સંભવે છે; ત્યારબાદ ચિન્તા હોય અથવા બીજું આલંબન લેવામાં આવે તો બીજું ધ્યાન હોય. એમ જુદા જુદા વિષયના આલંબનથી ધ્યાનનો પ્રવાહ લંબાવી શકાય.

મૈત્રી પ્રમોદકારુણ્યમાધ્યસ્થ્યાનિ નિયોજયેત્।
ધર્મ્યધ્યાનમુપસ્કર્તુ તદ્ધિ તસ્ય રસાયનમ્॥

ધર્મધ્યાનનો પ્રવાહ ચાલુ રાખવા માટે એટલે તૂટતા ધ્યાનને ધ્યાનાન્તરની સાથે અનુસંધાન કરવા મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય એ ચાર ભાવનાઓને આત્મામાં જોડવી. કારણ કે મૈત્રી આદિ ભાવનાની યોજના તૂટતા ધ્યાન માટે રસાયન રૂપ છે.

મા કાર્ષીત્ કોઽપિ પાપાનિ
મા ચ ભૂત્ કોઽપિ દુઃખિતઃ।
મુચ્યતાં જગદપ્યેષા
મતિર્મૈત્રી નિગદ્યતે॥

કોઈ પ્રાણી પાપ ન કરો, કોઈ દુઃખી ન થાઓ, આ જગત મુક્ત થાઓ' આવી બુદ્ધિ તે મૈત્રી ભાવના કહેવાય છે.

અપાસ્તાશેષદોષાણાં વસ્તુતત્ત્વાવલોકિનામ્।
ગુણેષુ પક્ષપાતો યઃ સ પ્રમોદઃ પ્રકીર્તિત॥

જેમના દોષો દૂર થઈ ગયા છે અને જેઓ વસ્તુતત્ત્વનું અવલોકન કરનારા છે, તેના ગુણો વિષે જે પક્ષપાત તે પ્રમોદ ભાવના છે.

દીનેષ્વાર્તેષુ ભીતેષુ યાચમાનેષુ જીવિતમ્।
પ્રતીકારપરા બુદ્ધિઃ કારુણ્યમભિધીયતે॥

દીન, પીડિત, ભીત અને જીવિત માગનારાં પ્રાણીઓનાં દીનતા વગેરે દૂર કરવાની બુદ્ધિ તે કરુણા ભાવના કહેવાય છે.

ક્રૂરકર્મસુ નિઃશંકં દેવતાગુરુનિન્દિષુ।
આત્મશંસિષુ યોપેક્ષા તન્માધ્યસ્થ્યમુદીરિતમ્॥
આત્માનં ભાવયન્નાભિર્ભાવનાભિર્મહામતિઃ
ત્રુટિતામપિ સંધત્તે વિશુદ્ધ ધ્યાન સંતતિમ્॥

નિઃશંકપણે ક્રૂર કર્મો કરનારા, દેવગુરુની નિંદા કરનારા, તથા આત્મપ્રશંસા કરનારા જીવો પ્રત્યે ઉપેક્ષા બુદ્ધિ તે માધ્યસ્થ્ય ભાવના કહેવાય છે.

આ ભાવનાઓવડે આત્માને ભાવિત કરનાર બુદ્ધિમાન પુરુષ તૂટેલ વિશુદ્ધ ધ્યાનના પ્રવાહને પણ સાંધી શકે છે.

[illegible] પરહિત ચિંતા મૈત્રીઃ [illegible],
[illegible] ગુણપક્ષપાતઃ।
[illegible] પ્રતિ [illegible]-
[illegible] માધ્યસ્થ્યમનાર્યદોષે॥
—અધ્યાત્મ કલ્પદ્રુમ

બીજાં સર્વ પ્રાણીઓ પર હિત કરવાની બુદ્ધિ તે મૈત્રી ભાવના. ગુણનો પક્ષપાત તે પ્રમોદ ભાવના. ભવરૂપ વ્યાધિથી હેરાન થતાં પ્રાણીઓને ભાવઔષધિથી સારૂં કરવાની ઇચ્છા તે કૃપા ભાવના. ન ટળી શકે તેવા દેષવાળા પ્રાણી ઉપર ઉદાસીન ભાવ તે માધ્યસ્થ ભાવના.

વિશ્વજંતુષુ યદિ ક્ષણમેકં,
સામ્યતો ભજસિ માનસ! મૈત્રીમ્।
તત્સુખં પરમમંત્ર પરત્રાપ્ય-
શ્રુષે ન યદભૂત્તવ જાતુ॥
—અધ્યાત્મકલ્પદ્રુમ

હે મન તું સર્વ પ્રાણી ઉપર સમતાપૂર્વક એક ક્ષણવાર પણ પરહિત ચિંતારૂપ મૈત્રીભાવ રાખીશ તો તને આ ભવ અને પરભવમાં એવું સુખ મળશે કે જેવું તેં કદિ પણ અનુભવ્યું હશે નહિ.

પરહિત ચિંતા મૈત્રી,
પરદુઃખ વિનાશિની તથા કરૂણા।
પરસુખ તુષ્ટિર્મુદિતા,
પરદોષોપેક્ષણમુપેક્ષા॥
—શ્રી હરિભદ્રસૂરિ–ષોડશક

પરહિત ચિંતા એટલે મૈત્રી, પારકાના દુઃખો નાશ કરવાની ઇચ્છા તે કરુણા, બીજાના સુખને જોઇ આનંદ પામવો તે પ્રમોદ, બીજાના દોષોની ઉપેક્ષા કરવી તે ઉપેક્ષા.

મૈત્રી કરુણામુદિતોપેક્ષાણાં સુખદુઃખ-પુણ્યાપુણ્યવિષયાણાં ભાવનાતશ્ચિત-પ્રસાદનમ્। —પાતઞ્જલયોગસૂત્ર.

સુખી જીવો વિષે મૈત્રી, દુઃખી પ્રત્યે કરૂણા. પુણ્યવાનો વિષે મુદિતા અને નિષ્પુણ્યજનોને વિષે ઉપેક્ષાને ભાવવાથી ચિત્ત પ્રસન્ન બને છે

સબ્બે સત્તા ભવન્તુ સુખિતત્તા

—સુત્તનિપાત

—સર્વ સત્ત્વો સુખી અંતઃકરણવાળા થાઓ.

મેત્તા, કરૂણા, મુદિતા ઉપેકખા તિ ઇમે
અત્તારો બ્રહ્મવિહારા। —વિશુદ્ધિમગ્ગ

મૈત્રી, કરૂણા, મુદિતા અને ઉપેક્ષા એ ચારબ્રહ્મવિહારો છે.

તિટ્ઠં ચરં નિસિન્નો વા,
સયાનો વા યાવતસ્સ વિગત મિદ્ધો।
એતં સતિ અધિટ્ઠેય્ય,
બ્રહ્મમેતં વિહાર મિધમાહુ॥

ઉભાં, ચાલતાં, બેસતાં, સૂતાં કે જ્યાં સુધી ઉંઘ ન આવે ત્યાં સુધી સર્વ અવસ્થાઓમાં મૈત્રીની સ્મૃતિ કાયમ રહેવી જોઇએ. એને જ આ લોકમાં બ્રહ્મ વિહાર કહે છે. —સુત્તનિપાત

મુચ્યમાનેષ્ઠ સત્ત્વેષુ યે તે પ્રામોદ્યસાગરાઃ।
તૈરેવ નનુ પર્યાપ્તં મોક્ષેણારસિકેન કિમ્॥

જીવોને દુઃખના બંધનોથી મુક્ત થતાં જોઇને બોધિસત્ત્વનાં હૃદયમાં જે આનંદરસનો સમુદ્ર ઉછળે છે, તે પર્યાપ્ત છે. તેને મોક્ષથી શું? —બોધિચર્યાવતાર

સબ્બે પાણા સબ્બે ભૂયા સબ્બે
પુગ્ગલા સબ્બે અત્ત ભાવય પરિયાપન્ના॥
અનીઘા સુખી અત્તાનં પરિહરન્તુ।

—પટિસ ભિદા

—સર્વ પ્રાણીઓ, સર્વ ભૂતો, સર્વ દેહધારીઓ, સર્વ આત્મભાવ (વ્યક્તિત્વ) પામેલા (જીવો) વૈરરહિત, દુઃખરહિત અને ચિંતારહિત તથા સુખી થઇને વિચરે.

નહિ વેરેન વેરાનિ, સમંતીધ કદાચન।
અવેરેન ચ સંમતિ, એસ ધમ્મો સનાતનો॥

—ધમ્મપદ.

વૈરવડે વૈરો કદિ પણ સમતા નથી મૈત્રીથી જ સમે છે, એ સનાતન ધર્મ છે.

સર્વભૂતેષુ યઃ પશ્યેદ્ ભગવદ્ ભાવમાત્મનઃ।
ભૂતાનિ ભગવત્યાત્મન્યેષ ભાગવતોત્તમઃ॥
ઇશ્વર તદધીનેષુ બાલિશેષુ દ્વિષત્સુ ચ।
પ્રેમમૈત્રીકૃપોપેક્ષા યઃ કરોતિ સ મધ્યમઃ॥

જે પ્રાણી માત્રમાં પોતાના વિરાટ સ્વરૂપને અને પોતાના વિરાટ સ્વરૂપમાં પ્રાણીમાત્રને જુએ છે, તે ભાગવતોમાં ઉત્તમ છે. ઇશ્વર પર પ્રેમ, તેના ભક્તો પ્રત્યે મૈત્રી, અજ્ઞાનીઓ પર કૃપા અને દુષ્ટો-પર જે ઉપેક્ષાને કરે છે, તે મધ્યમ (ભાગવત) છે. —ભાગવત

'પુમાન્ પુમાંસં પરિપાતુ વિશ્વતઃ'

એક મનુષ્ય બીજા મનુષ્યની સર્વ રીતે રક્ષા કરો. —ઋગ્વેદ

'ગુણવાન એવા એક જ પુત્રવાળા કોઇ શ્રેષ્ઠિને અથવા ગૃહપતિને તે પુત્ર પ્રત્યે જેવો મજ્જાગત પ્રેમ હોય છે, તેવો જ મજ્જાગત પ્રેમ મહાકારૂણિક બોધિસત્ત્વોને જગતના સર્વ જીવો વિષે હોય છે.'

—શિક્ષાસમુચ્ચય

સ્કંદપુરાણના વૈષ્ણવખંડ ઉત્કલખંડમાં વૈષ્ણવોના લક્ષણો આ પ્રમાણે દર્શાવ્યા છે.

'મન, વચન અને કાયાથી પરદ્રોહને નહિ ઇચ્છાનારા, દયાર્દ્રમનવાળા, ગુણોમાં પક્ષપાતવાળા અને પરનાં હિતકારી કાર્યોમાં આનંદવાળા, બીજાના સુખને પોતાનું સુખ માનનારા, દીન દુઃખી પર અનુકંપાવાળા, બીજાના હિતને ઇચ્છનારા, ઉપકાર કરવામાં નિપુણ, બીજાના કુશલોને પોતાના માનનારા, બીજા પરાભવ કરનાર પ્રત્યે પણ દયાર્દ્ર મનવાળા, શિવ (પવિત્ર)

મનવાળા, પારકાના ગુણો જોવામાં ઉન્મુખ, બીજાની ગુહ્ય વાતને પ્રગટ નહિ કરનારા, પ્રિય વચન બોલનારા, સુખ દુઃખમાં સમાન વૃત્તિવાળા વગેરે.'

પાપેઽપ્યપાપઃ પરૂષે હ્યભિધત્તે પ્રિયાણિ ચ।
મૈત્રી દ્રવાન્તઃકરણસ્તસ્ય મુક્તિઃ કરે સ્થિતા ॥

જે પાપી પ્રત્યે પણ પાપાચરણ કરતો નથી અને કઠોર પ્રત્યે પણ પ્રિય વચન વ્યવહાર કરે છે, તે પ્રાણી માત્ર પ્રત્યે મૈત્રીભાવથી દ્રવિત અંતઃકરણવાળાને મુક્તિ પોતાના હાથમાં છે. –વિષ્ણુ પુરાણ

મા વિયૌષ્ટ અન્યો અન્યસ્મૈ વલ્ગુ વદન્ત એત।

અલગ અલગ ન થાઓ એકબીજાને પ્રેમપૂર્વક, સત્ય, પ્રિય અને હિતકર બોલતા તમે આગળ વધો! –અથર્વવેદ

'સંગચ્છધ્વં સંવદધ્વં સં વો મનાંસિ જાનતામ્।
–તૈત્તિરીય બ્રાહ્મણ, અથર્વવેદ, ઋગ્વેદ

તમે સૌ હળી મળીને રહો, પ્રેમપૂર્વક બોલો અને સૌનું શુભ ચિંતવો!

ઉપરના સૂત્રની 'અધ્યાત્મ જ્યોત્સ્ના' વિવૃત્તિમાં જણાવ્યું છે કે,

સર્વ દુઃખોનાં અને વિપત્તિઓનાં મૂલ કારણ ભૂત વક્રતા અને વિરોધને છોડીને, સર્વસુખોના અને સંપત્તિઓના મૂલ કારણ ભૂત મૈત્રીનો તમે આશ્રય કરો. તમે વિશ્વનું હિત ઇચ્છો, જગતના બંધુ બનો અને પરનાં હિતમાં પોતાનું હિત માનો. મન, વચન અને કાયાથી યથાશક્તિ પરંતુ હિત જ કરો. જે જે પોતાને પ્રતિકૂળ છે, તે તે ક્યારે પણ કોઈ પણ રીતે બીજા પ્રત્યે ન આચરો અને જે જે તમને અનુકૂળ છે, તે તે બીજાઓને પ્રાપ્ત થાઓ, એવી કામના રાખો.

સુખી, દુઃખી, પુણ્ય કરનારા અને પાપીઓ પ્રત્યે અનુક્રમે મૈત્રી, કરૂણા, મુદિતા અને ઉપેક્ષા રૂપ ભાવના ચતુષ્ટયીને 'પ્રણયના કારણે મધુર અને પ્રિય એવી સુંદરીને આલિંગન કરવાની જેમ' આલિંગન કરીને તમે સૌજન્યરૂપ અમૃતના સિંધુ બનો.

પારકાના સુખ અને સંપત્તિનો ભંગ કરવો તે પોતાનાં સુખ અને સંપત્તિના ભંગ માટે જ થાય છે, તથા બીજાઓને દુઃખ અને વિપત્તિ આપવાં તે પોતાના દુઃખ અને વિપત્તિ માટે જ થાય છે, એમ મનમાં નિર્ધારણ કરીને પારકાનાં સુખ અને સંપત્તિનો ભંગ તથા બીજાને દુઃખ અને વિપત્તિનું પ્રદાન એ કદી પણ ન કરવા જોઇએ.

'ન કામયેઽહં ગતિમીશ્વરાત્ પરા,
–મષ્ટર્ધિયુક્તામપુનર્ભવં વા।
આર્તિં પ્રપદ્યેઽખિલદેહ ભાજા–
મન્તઃસ્થિતો યેન ભવન્ત્ય દુઃખાઃ ॥
—શ્રીમદ્ ભાગવત

હું ઈશ્વર પાસેથી અષ્ટઋદ્ધિયુક્ત ઉચ્ચ-ગતિ માગતો નથી, તેમજ મુક્તિ પણ માગતો નથી; એટલું જ ચાહું છું કે 'સમસ્ત પ્રાણીઓમાં જે દુઃખ-પીડા છે, તે મને પ્રાપ્ત થાઓ! જેથી તેઓ દુઃખ-રહિત થાય તાત્પર્ય કે તેઓ સુખી થાય એ જ મારૂં સુખ છે. ઉપર વિશ્વના સમસ્ત પ્રાણીઓના દુઃખ પોતે ભોગવવાની અશક્ય કલ્પના રાજા રંતિદેવનો ઉદાત્ત કરૂણાભાવ દર્શાવે છે.

Love Your enemies"—બાઇબલ
તમારાશત્રુઓ સાથે પ્રેમ કરો

"શૂ"–કોન્ફ્યુશિઅસ

ચીની ભાષામાં "શૂ"નો અર્થ થાય છે "સર્વ જીવોને આત્મ તુલ્ય સમજો"

મૈત્રી પવિત્ર પાત્રાય, મુદિતા મોદશાલિને।
કૃપોપેક્ષા પ્રતીક્ષાય, તુભ્યં યોગાત્મને નમઃ॥
—વીતરાગ સ્તોત્ર

મૈત્રીના પવિત્ર ભાજનભૂત, મુદિતાથી પ્રાપ્ત થયેલ સદાનંદ વડે શોભતા અને કૃપા, ઉપેક્ષા વડે જગત્પૂજ્ય બનેલા, યોગસ્વરૂપ હે વીતરાગ! તને નમસ્કાર હો!

## મોક્ષમાર્ગની દીપિકા

### Lamp in the Darkness

ચતસ્રો ભાવના ધન્યાઃ પુરાણપુરૂષાશ્રિતાઃ।
મૈત્ર્યાદયશ્ચિરં ચિત્તે ધ્યેયા ધર્મસ્ય સિદ્ધયે॥

મૈત્રી પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ આ ચાર ભાવનાઓ પુરાણપુરુષો તીર્થંકરાદિકથી આશ્રિત થયેલી છે. તે કારણે પ્રશસનીય છે. —જ્ઞાનાર્ણવ

ધર્મધ્યાનની સિદ્ધિ માટે આ ચાર ભાવનાઓ ચિત્તમાં ધ્યાવવી જોઇએ.

એતા મુનિજનાનન્દ સુધાસ્યન્દૈક ચંદ્રિકાઃ।
ધ્વસ્તરાગાદ્યુરુક્લેશા લોકાગ્રપથ દીપિકાઃ॥

આ ચાર ભાવનાઓ મુનિજનોને આનંદરૂપ અમૃતના ઝરણાને ચંદ્રની ચંદ્રિકા સમાન છે. તેથી રાગાદિકનો ગાઢ ક્લેશ નાશ પામે છે. આ ભાવનાઓ મોક્ષમાર્ગમાં પ્રકાશ કરનાર દીપિકા છે.

એતાભિરનિશં યોગી ક્રીડન્નત્યન્તનિર્ભરમ્।
સુખમાત્મોત્થમત્યક્ષમિહૈવાસ્કન્દતિ ધ્રુવમ્॥

આ ભાવનાઓમાં રમતો યોગી અત્યંત સાતિશય આત્માથી ઉત્પન્ન અતીન્દ્રિય સુખ આ લોકમાં નિશ્ચય પ્રાપ્ત કરે છે.

યોગનિદ્રા સ્થિતિં ધત્તે મોહનિંદ્રાપસર્પતિ।
આસુ સમ્યક્પ્રણીતાસુ સ્યાન્મુનેસ્તત્ત્વ નિશ્ચયઃ॥

આ ભાવનાઓમા અભ્યસ્ત મુનિને મોહનિંદ્રા નષ્ટ થાય છે, અને યોગનિદ્રા પ્રાપ્ત થાય છે. તથા સમ્યક્પ્રકારે તત્ત્વ-નિશ્ચય થાય છે.

આભિર્યદાનિશં વિશ્વં ભાવયત્યખિલં વશી
તદૌદાસીન્યમાપન્નશ્ચરત્યત્રૈવ મુક્તવત્॥

જ્યારે મુનિ આ ભાવનાઓને વશ થઇ સમસ્ત જગતને ભાવે છે ત્યારે તે મુનિ ઉદાસીનતા પ્રાપ્ત કરી આ લોકમાં મુક્તની સમાન પ્રવર્ત્તે છે.

આત્માયત્ત વિષયવિરસં તત્વ ચિંતાવિલીનં
નિર્વ્યાપારં સ્વહિતનિરતં નિર્વૃતાનન્દપૂર્ણં।
જ્ઞાનારૂઢં શમયમતપો ધ્યાનલબ્ધાવકાશં
કૃત્વાઽઽત્માનં કલય સુમતે દિવ્યબોધાધિપત્યમ્॥

હે સુબુદ્ધિ! પ્રથમ તને પોતાને આત્માયત્ત એટલે પરાધીનતાથી છોડાવી સ્વાધીન કર. બીજું ઇંદ્રિયોના વિષયથી વિરક્ત કર. ત્રીજું તત્ત્વ ચિંતામાં મગ્ન કર. ચોથુ સંસારિક વ્યાપારથી રહિત નિશ્ચળ કર. પાંચમું સ્વહિતમાં લગાડ. છઠ્ઠું નિવૃત એટલે ક્ષોભરહિત આનંદથી પરિપૂર્ણ કર. સાતમું જ્ઞાનારૂઢ કર. આઠમું અવકાશ મળે તે પ્રમાણે શમ, યમ, દમ, તપમાં લાગી દિવ્ય બોધ અર્થાત્ કેવળ જ્ઞાન પ્રગટ કર.

## ધ્યાનરૂપી અમૃતરસ

### In the Silence of Soul

અપાસ્ય કલ્પનાજાલં મુનિભિર્મોક્તુમિચ્છુભિઃ
પ્રશમૈકપરૈર્નિત્યં ધ્યાનમેવાવલંબિતમ્॥

આત્માનું હિત ધ્યાન જ છે, માટે કર્મોથી મુક્ત થવા જે મુનિ ઇચ્છે છે તેને પ્રશમ–કષાયોની મંદતા માટે તત્પર થઇ, કલ્પના જાળનો નાશ કરીને નિત્ય ધ્યાનનું અવલંબન કરવું. —જ્ઞાનાર્ણવ

પ્રથિં મોહમહાનિદ્રા જગત્રય વિસર્પિણી।
યદિ ક્ષીણા તદા ક્ષિપ્રં પિબ ધ્યાનસુધારસં॥

ત્રણ જગતમાં વ્યાપ્ત આ મહામોહ નિદ્રા જો તારી ક્ષીણ થઇ ગઈ હોય તો તું ધ્યાનરૂપી અમૃતરસનું પાન કર.

બાહ્યાન્તર્ભૂતનિઃશેષસંગમૂર્છા ક્ષયં ગતા।
યદિ તત્ત્વોપદેશેન ધ્યાને ચેતસ્તદાર્પય॥

જો તત્ત્વોપદેશથી તારી બાહ્ય અને અભ્યંતર સમસ્ત મૂર્છા (મમત્વ પરિણામ) નષ્ટ થયા હોય, તો તું તારા ચિત્તને ધ્યાનમાં જોડ. —જ્ઞાનાર્ણવ

યદિ સંવેગનિર્વેદ વિવેકૈર્વાસિતં મનઃ।
તદાધીર સ્થિરીભૂય સ્વસ્મિન્ સ્વાન્ત નિરૂપય॥

હે ધીર પુરુષ ! જો સંવેગ એટલે મોક્ષ અને મોક્ષમાર્ગથી અનુરાગ, નિર્વેદ એટલે સંસાર દેહ ભોગોથી વૈરાગ્ય તથા વિવેક એટલે સ્વપરના ભેદ વિજ્ઞાનથી તારું મન વાસિત છે તો તું સ્થિર થઇને તારામાં તને પોતાને જો. —જ્ઞાનાર્ણવ

વિરજ્ય કામ ભોગેષુ વિમુચ્ય વપુષિ સ્પૃહામ્।
નિર્મમત્વં યદિ પ્રાપ્તસ્તદા ધ્યાતાસિ નાન્યથા॥

જો તું કામ ભોગોથી વિરક્ત થઇને શરીરની સ્પૃહા છોડીને નિર્મમત્વ બન્યો હોય તો તું ધ્યાન કરનાર ધ્યાતા થઈ શકે છે. અન્યથા નહિજ.

સાધક સર્વ પ્રથમ ધ્યાન માટેની પાત્રતા કેળવે તોજ ધ્યાતા બની શકશે.

પુનાત્યાકર્ણિતં ચેતો
દત્તે શિવમનુષ્ઠિતમ્।
ધ્યાનતન્ત્રમિદં ધીર
ધન્યયોગીન્દ્રગોચરમ્॥

હે ધીર પુરુષ ! આ ધ્યાનનું તંત્ર (શાસ્ત્ર) સાંભળવાથી ચિત્તને પવિત્ર કરે છે. અને આચરણમાં ઉતારવાથી મોક્ષને આપે છે યોગીશ્વરોએ આ જણાવેલું છે, માટે તું તેનો આસ્વાદ કર, તેને ધારણ કર, સાંભળ અને ધ્યાનનું આચરણ કર.

યસ્ય પ્રજ્ઞા સ્ફુરત્યુચ્ચૈરનેકાન્તે ચ્યુતભ્રમા।
ધ્યાનસિદ્ધિર્વિનિશ્ચેયા તસ્યસાધ્વી મહાત્મનઃ॥

જેની બુદ્ધિ અનેકાંતમાં ભ્રમરહિત અતિ સ્ફુરાયમાન છે, તે મહાત્માને ઉત્તમ ધ્યાનની સિદ્ધિ નિશ્ચયથી થાય છે.

## ધ્યાન માટે અપાત્ર
No admission

યત્કર્મણિ ન તદ્વાચિ વાચિયત્તન્ન ચેતસિ।
યતેર્યસ્ય સ કિં ધ્યાનપદવીમધિરોહતિ॥

જેને જે ક્રિયામાં છે, તે વચનમાં નથી; જે વચનમાં છે, તે ચિત્તમાં નથી તે ધ્યાનપદવી કઈ રીતે પ્રાપ્ત કરી શકશે ?

ન ચેતઃ કરુણાક્રાન્તં ન ચ વિજ્ઞાનવાસિતમ્।
વિરતં ચ ન ભોગેભ્યો યસ્ય ધ્યાતું ન સ ક્ષમઃ॥

જેનું મન કરુણાથી વ્યાપ્ત નથી થયું, ભેદ વિજ્ઞાનથી વાસિત નથી થયું, તથા વિષય ભોગોથી વિરકત નથી થયું તે ધ્યાન કરવામાં સમર્થ નથી.

'લોક રંજન માટે પાપકાર્યોમાં જેને ગૌરવ છે અને પોતાના આત્મામાં જેનું ચિત્ત રંજિત થયું નથી, જે ઇન્દ્રિયોના વિષયોની ગહનતામાં લીન છે, જેને મનનું શલ્ય દૂર કર્યું નથી, જેને અધ્યાત્મનો નિશ્ચય કર્યો નથી તથા પોતાના ભાવોથી દુર્લેશ્યાને દૂર કરી નથી તે ધ્યાનસાધનમાં નિષેધિત છે. કારણ કે તેનામાં ધ્યાનની યોગ્યતા નથી.'

'જે હાસ્ય, કુતુહલ, કુટિલતા તથા હિંસાદિ પાપ પ્રવૃત્તિના શાસ્ત્રોના ઉપદેશક છે. જે અજ્ઞાન જ્વરથી રોગી છે. મોહરૂપ

નિંદ્રાથી જેની ચેતના નષ્ટ થઈ છે. જે તપ કરવામાં પ્રયત્નશીલ નથી. વિષયોની જેનામાં અતિશય લાલસા છે. જે પરિગ્રહ અને શંકાસહિત છે. જેને વસ્તુ નિર્ણય થયો નથી. જે ભયભીત છે આવા પુરુષોને ધ્યાન કઈ રીતે થઈ શકે !'

આવા પુરુષો પોતાના હિતને તૃણ સમાન સમજ્યા છે, મુક્તિરૂપી સ્ત્રીસંગ કરવાની ઇચ્છાથી નિસ્પૃહ થઈ ગયા છે, તેઓ સદ્‌ધ્યાનનું અનુસંધાન કરવામાં એક ક્ષણ માત્ર પણ સમર્થ નહિ થઈ શકે.

'જેઓ સાતાવેદનિય જનિત સુખ, અણિમાદિ સિદ્ધિ, ધનાદિક ઋદ્ધિના રસમાં લંપટ છે, મોહથી પાપાભિચાર કર્મ કરે છે, તેમને પોતાના જીવનને હણ્યું છે.'

"અધ્યાત્મસાર"ના અનુભવ અધિકારમાં પૂ. શ્રી યશોવિજયજી સાધના માટેના સુવર્ણ-નિયમો દર્શાવે છે.

કર્ત્તવ્યનો ઉપદેશ

He who has ears to hear,
let him hear

બાલઃ પશ્યતિ લિંગં,
મધ્યમબુદ્ધિ વિચારયતિ વૃત્તમ્।
આગમતત્ત્વ તુ બુધઃ
પરીક્ષતે સર્વયત્નેન ॥

બાળક લિંગને જુએ છે, મધ્યમ બુદ્ધિવાળો માણસ આચરણને વિચારે છે, પણ પંડિત પુરૂષ તો સર્વ પ્રયત્નવડે આગમના તત્ત્વની જ પરીક્ષા કરે છે

નિશ્ચિત્યાગમતત્ત્વં તસ્માદુત્સૃજ્ય લોકસંજ્ઞા।
શ્રદ્ધાવિવેકસારં યતિતવ્યં યોગિના નિત્યમ્॥

તેથી આગમના તત્ત્વનો નિશ્ચય કરીને તથા લોકસંજ્ઞાનો ત્યાગ કરીને યોગીએ નિરંતર શ્રદ્ધા અને વિવેક પરત્વે યત્ન કરવો.

'કોઈપણ લોકની નિંદા કરવી નહિ, પાપીને વિષે પણ ભવસ્થિતિનું ચિંતવન કરવું, ગુણોના ગૌરવવડે પૂર્ણ એવા જનોની પૂજા કરવી, ગુણના લેશને વિષે પણ રાગ ધારણ કરવો.'

'બાળક પાસેથી પણ હિત વચનને ગ્રહણ કરવું, દુર્જનના પ્રલાપ સાંભળી દ્વેષભાવ ન કરવો, પારકી આશાનો ત્યાગ કરવો, સર્વ સંયોગો પાશની જેવા જાણવા.'

બીજા માણસોએ કરેલી સ્તુતિવડે ગર્વ ન કરવો, અને તેમની કરેલી નિંદા વડે કોપ પણ ન કરવો, ધર્માચાર્યનું સેવન કરવું, તત્ત્વને જાણવાની ઇચ્છા કરવી.'

શૌચં સ્થૈર્યમદંભો વૈરાગ્ય આત્મનિગ્રહઃકાર્યઃ
દૃશ્યા ભગવતદોષાશ્ચિન્ત્યં દેહાદિ વૈરૂપ્યમ્ ॥

શૌચ (વ્રતને વિષે પવિત્રતા), અદંભ, વૈરાગ્ય તથા આત્મ નિગ્રહ (મનનો જય) કરવો. સંસારમાં રહેલા દોષો જોવા અને દેહાદિકનું વિરૂપપણું ચિંતવવું.

'ભગવાન્ જિનેશ્વર ઉપર ભક્તિ ધારણ કરવી, એકાંત પ્રદેશનુ નિરંતર સેવન કરવું, સમ્યક્‌ત્વને વિષે સ્થિર રહેવું. પ્રમાદરૂપી શત્રુનો વિશ્વાસ કરવો નહિ.'

'આત્મજ્ઞાનની નિષ્ઠાનું ધ્યાન કરવું, સર્વત્ર આગમને આગળ કરવા, કુવિકલ્પોનો ત્યાગ કરવો, વૃદ્ધજનોની અનુવૃત્તિથી પરંપરાને અનુસારે રહેવું.'

સાક્ષાત્કાર્યં તત્ત્વં
ચિદ્રૂપાનન્દમે દુરૈભાવ્યમ્।
હિતકારી જ્ઞાનવતામ
અનુભવવેદ્યઃ પ્રકારોડયમ્॥

તત્ત્વનો સાક્ષાત્કાર કરવો, તથા

આત્માનંદ વડે પૂર્ણ થવું, આ શિક્ષાના અનુક્રમથી કહેલો અને અનુભવવડે જાણવા લાયક પ્રકાર એટલે આત્મસ્વરૂપને અનુરૂપ વર્તના જ્ઞાનીઓને હિતકારી છે.

## આસન

Maintenance of a Proper Relationship with Things.

પર્યંકવીરવજ્રાબ્જ–ભદ્રદંડાસનાનિ ચ।
ઉત્કટિકા ગોદોહિકા કાયોત્સર્ગસ્તથાસનમ્॥
–યોગશાસ્ત્ર

પર્યંકાસન, વીરાસન, વજ્રાસન પદ્માસન, ભદ્રાસન, દંડાસન, ઉત્કટિકાસન, ગોદોહિકાસન, અને કાયોત્સર્ગાસન વગેરે આસનો કહેલા છે. આસન સમયે શરીર સ્થિર રહેવું જોઇએ અને ચિત્તમાં કોઇ પ્રકારનો ઉદ્વેગ ન થવો જોઇએ. (Relaxation of Body and Mind)

આસનના અભ્યાસથી શરદિ–ગરમી. ભૂખ–તરસ, રાગ–દ્વેષ વગેરે દ્વંદ્વ છૂટી જાય છે.

"સ્થિરસુખમાસનમ્"–પાતંજલ યોગ-સૂત્ર 'જે સ્થિર અને સુખદાયી છે તે આસન છે.'

આસન શરીરને સ્વસ્થ, હલકુ અને યોગ સાધના માટે યોગ્ય બનાવવામાં સહાયક છે.

આસન તે છે જેમાં સુખપૂર્વક નિશ્ચલપણે અધિકથી અધિક સમય ધ્યાનમાં બેસી શકાય.

પાતંજલ યોગસૂત્રમાં આસન સિદ્ધિનો ઉપાય બતાવે છે.

"પ્રયત્ન શૈથિલ્યાનન્ત્યસમાપત્તિભ્યામ્"

પ્રયત્ન શિથિલતા અને અનંતતામાં ચિત્તની તદ્રુપતા વડે આસન સિદ્ધ થાય છે.

શરીરને પ્રયત્નશૂન્ય કરવું, શિથિલ કરવું તથા અનંતતામાં ચિત્તને તદાકાર કરવાથી ચિત્ત નિર્વિષય થઈ સ્થિર થઇ જાય છે. આ દેહ અને મનનું શિથિલીકરણ (Profound Relaxation) છે. જેમા દેહ અને મન ક્રિયા રહિત થાય છે

"તતો દ્વન્દ્વાનભિઘાતઃ"

આસનની સિદ્ધિથી દ્વંદ્વોના આઘાત લાગતા નથી.

શરીરને સાધના માટે યોગ્ય બનાવવું તે આસનનું અંગ છે.

જૂદિ જૂદિ સાધનાઓ માટે, દેહ અને મનના વિશેષ પ્રકારના સંબંધ માટે જૂદા જૂદા આસનો અગત્યના છે

યોગાભ્યાસ સમયે સાધકના દેહમાં નવીનવી ક્રિયાઓ ઉત્પન્ન થાય છે. તેથી મેરૂદંડ, છાતી, ગળુ, મસ્તક વગેરે સુયોગ્ય રીતે રહે તે આસનનો હેતુ છે.

પ્રાણાયામ વગેરે કરનારા સાધકોએ અવશ્ય મેરૂદંડ સીધો રાખવો, નહિ તો હાનિ થશે.

આસન વડે નસનસમાં રક્તનો પ્રવાહ ચાલે છે. સર્વ ઇંદ્રિયો અને નાડીઓ જડતાનો ત્યાગ કરી ચૈતન્યમય બને છે.

કઠોર બ્રહ્મચર્યની સાધનામાં જે અસમર્થ છે તેમને સિદ્ધાસન ન કરવું સિદ્ધાસન સંસાર વિમુખ સાધકો માટે સર્વશ્રેષ્ઠ છે.

શરીર સ્વાસ્થ્ય માટે શિર્ષાસન ભલે થાય, બાકિ ધ્યાનમાં તે સહાયક નથી.

## મુદ્રા

Language of Symbols

અમુક પ્રકારનો અંગ–વિન્યાસ કરવો, તે "મુદ્રા" કહેવાય છે. યૌગિક પ્રક્રિયામાં તેને મહત્વ વિશેષ પ્રાપ્ત થયેલું છે.

પૂ. શ્રી હરિભદ્રસૂરિ વિરચિત ત્રીજા પંચાશકમાં જિન ચૈત્યનો વંદન વિધિ દર્શાવતા જણાવ્યું છે કે,

પંચંગો પણિયાચો, થય-પાઢો હોઈ જોગમુદ્દાએ।
વંદણ જિણમુદ્દાએ, પણિહાણં મુત્તસુત્તીએ ॥

પંચાગ પ્રણિપાતવાળો શક્ર સ્તવનો પાઠ "યોગ મુદ્રા"એ બોલવો, વંદન "જિન મુદ્રા" વડે કરવું.

વિશેષ કરીને મુદ્રાઓનો ઉપયોગ મંત્ર યોગમાં થાય છે. નીચેની સત્તર મુદ્રાઓ મંત્ર ઉપયોગ માટે દર્શાવી છે.

૧–પરમેષ્ઠિ મુદ્રા, ૨–ગરૂડ મુદ્રા, ૩–ચક્ર મુદ્રા, ૪–મધ્યમ સૌભાગ્ય મુદ્રા, ૫–સબીજ મહાસૌભાગ્ય મુદ્રા, ૬–પ્રવચન મુદ્રા, ૭–પર્વત મુદ્રા, ૮–સુરભિ મુદ્રા, ૯– ધેનુ મુદ્રા, ૧૦–અંજલી મુદ્રા, ૧૧–આહ્વાની મુદ્રા, ૧૨–સ્થાપની મુદ્રા, ૧૩–સંનિરોધિની મુદ્રા, ૧૪–અવગૂંઠન મુદ્રા ૧૫–મુષ્ટિ મુદ્રા, ૧૬–અસ્ત્ર મુદ્રા, ૧૭–વિસર્જન મુદ્રા,

"હઠયોગ પ્રદીપિકા"માં કહ્યું છે કે,

'મહામુદ્રા, મહાબંધ, મહાવેધ, ખેચરી, ઉડ્ડિયાન, મૂલબંધ, જાલધર બંધ, વિપરીત-કરણી, વજ્રોલી, શક્તિચાલન–આ દશ મુદ્રાઓ જરા અને મરણનો નાશ કરે છે.'

સહિત, સૂર્યભેદી, ઉજ્જાયી, ભસ્ત્રિકા વગેરે કુંભકો, સબીજ પ્રાણાયામ, નાડીશોધન પ્રાણાયામ, કપાલભાતિ વગેરેનો વિસ્તાર અભ્યાસી પાસેથી સમજી લેવો.

શાંભવી મુદ્રાનું લક્ષણ આ પ્રમાણે છે

અંતર્લક્ષ્યબહિર્દૃષ્ટિ નિંમેષોન્મેષવર્જિતા ।
સા ભવેચ્છામ્ભવી મુદ્રા સર્વતન્ત્રેષુ ગોપિતા ॥

જેમાં ચિત્તનું લક્ષ્ય અંતર્મુખ ધ્યેયાકાર રહે છે, અને દૃષ્ટિ બાહ્ય તરફ રહે છે અર્થાત નેત્ર ખુલ્લા હોય તો પણ કોઈ બાહ્ય પદાર્થ દેખાતો નથી, આ સંપૂર્ણ શાસ્ત્રોમાં છુપાયેલી 'શાંભવી મુદ્રા' કહેવાય છે.

"હઠયોગ પ્રદીપિકા"માં કહ્યું છે કે અંતરલક્ષ્યમાંજ જેના ચિત્ત અને પ્રાણલય પામ્યા છે, તેમજ સ્થિર દૃષ્ટિથી બાહ્ય જોવા છતાં ન જોનાર જેવો શાંભવી મુદ્રામાં સ્થિત યોગી છે. ગુરૂ કૃપાએ પ્રાપ્ત થતી આ મુદ્રામાં શૂન્ય અને અશૂન્યથી વિલક્ષણ એવું પરમ તત્ત્વ ભાસમાન થાય છે.

હઠયોગમાં શરીરશોધનના છ સાધન દર્શાવ્યા છે.

ધૌતિબંસ્તિસ્તથા નેતિર્નૌલિકિસ્ત્રાટકસ્તથા ।
કપાલભાતિશ્ચૈતાનિ ષટ્ કર્માણિ સમાચરેત્ ॥

ધૌતિ, બસ્તિ, નેતિ, નૌલી, ત્રાટક, અને કપાલભાતિ આ છ કર્મો શરીર શોધન માટે કરે. –ગોરક્ષ સંહિતા

અભ્યાસી પાસેથી આ છ કર્મોનો વિસ્તાર સમજી લેવો.

યોગ સાધનમાં બેસવાના આસન માટે 'કુલાર્ણવ તંત્ર" "સંમોહન તંત્ર" "ગન્ધર્વ તંત્ર" તથા "ઘેરંડ સંહિતા"માં કહ્યું છે કે, "બુદ્ધિમાન સાધકોએ સૌભાગ્ય અને જ્ઞાનની વૃદ્ધિ માટે રૂ અથવા ઉનના આસન ઉપર બેસવું. પૃથ્વી પર આસન વિના બેસીને ભજન, પૂજન, જાપ ધ્યાન ન કરવાં.

## સર્વ ક્ષેત્ર સર્વ કાલ ધ્યાન માટે ઉપયોગી

Space, Time and Object

'ધ્યાનની સિદ્ધિ માટે જેણે આસનોનો અભ્યાસ કર્યો છે એવો યોગી તીર્થંકરોનાં જન્મ, દીક્ષા, જ્ઞાન કે નિર્વાણનું કોઇ તીર્થ-સ્થાન અથવા ચિત્તની સ્વસ્થતાનું કારણ

પર્વતની ગુફા વગેરે કોઈ એકાંત સ્થાનનો આશ્રય કરે.'

સુખાસન સમાસીનઃ સુશ્લિષ્ટાધરપલ્લવઃ।
નાસાગ્રન્યસ્તદગ્દ્વન્દ્વો દન્તૈર્દન્તાનસંસ્પૃશન્॥

'સુખકર આસન કરી બેઠેલો, હોઠ-બીડી નાસિકાના અગ્રભાગ ઉપર બન્ને આંખો સ્થિરકરી, દાંતોને દાંતો સાથે અડકવા નહિ દેતો, પ્રસન્ન મુખવાળો પૂર્વ કે ઉત્તર દિશામાં મોઢું રાખી સારી રીતે ટટાર બેસનાર અપ્રમાદી ધ્યાની ધ્યાન કરવાનો પ્રયત્ન કરે"

જ્ઞાનાર્ણવમાં કહ્યું છે કે,

યેન યેન સુખાસીના વિદધ્યુર્નિશ્ચલં મનઃ।
તત્તદેવ વિધેયં સ્યાન્મુનિભિર્બન્ધુ શાસનમ્॥

જે જે આસનથી સુખરૂપ બેઠેલા મુનિ પોતાના મનને નિશ્ચલ કરી શકે તે સુંદર આસનનો સ્વીકાર કરવો જોઇએ.

સ્થાન અને આસન ધ્યાનમાં સહાયક છે. પરંતુ જે સમયે સાધકનું ચિત્ત સ્થિરતા ધારે તે સમય, સર્વ અવસ્થા, સર્વક્ષેત્રમાં ધ્યાનની યોગ્યતા છે. નિષેધ નથી.

સંવિગ્નઃ સંવૃતો ધીરઃ સ્થિરાત્મા નિર્મલાશયઃ।
સર્વાવસ્થાસુ સર્વત્ર સર્વદા ધ્યાતુમર્હતિ॥

જે મુનિ સંવેગ વૈરાગ્ય યુક્ત છે, સંવરરૂપ છે, ધીર છે, જેનો આત્મા સ્થિર છે, ચિત્ત નિર્મલ છે તે મુનિ સર્વ અવસ્થા, સર્વક્ષેત્ર સર્વ કાલમાં ધ્યાન કરવા યોગ્ય છે.

કાલોડવિ સોચ્ચિયજહિંજોગ-
સમાહાણમુત્તમ લહઈ।
ન ઉ દિવસ નિસાવેલાઇ,
નિયમણં ઝાયિણો ભણિયં॥
—ધ્યાનશતક

ધ્યાનને માટે કાલ પણ તેજ ઉચિત છે કે જે કાલમાં, મન-વચન-કાયાના યોગોનું ઉત્તમ સમાધાન થાય. ધ્યાન કરનાર માટે દિવસ, રાત્રિ કે વેળાનો નિયમ તીર્થંકર ગણધરાદિકે કહ્યો નથી.

"આતુર પ્રત્યાખ્યાન" નામના પ્રકીર્ણક સૂત્રમાં દુર્ધ્યાનના ત્રેસઠ સ્થાનકો ગણાવ્યા છે. અનેક પ્રકારના કર્મોનું બંધન કરાવનારા આ ત્રેસઠ દુર્ધ્યાનનાં સ્વરૂપને સાંભળીને વિવેકીએ યોગ માર્ગમાં પ્રવૃત્તિ કરતાં તેનો સર્વથા ત્યાગ કરવો.

જેટલા પ્રકારના જીવો છે તેટલા પ્રકારના આસન છે. પ્રત્યેક યોનિના જીવોની બેઠક, જેમાં તે આરામ (Relaxation) કરી શકે તે આસન છે.

જીવે ચોરાસી લાખ યોનિઓમાં ભ્રમણ કર્યું છે તેથી તે તે યોનિઓના અતિસૂક્ષ્મ સંસ્કાર જીવમાં હોય છે.

ચોરાસી લાખ જીવાયોનિ સાથે ચોરાસી આસનોનો સંબંધ છે. ચોરાસી આસન દ્વારા ચોરાસી લક્ષ્ય સાધીને સહજ આત્મસ્વરૂપનું ભાવ આસન સિદ્ધ કરવાનું છે.

## દ્રષ્ટા બનો
## Experiments in Awareness

આસનની સિદ્ધિ થવાથી કર્મેન્દ્રિયના વ્યાપારનો નિરોધ થાય છે.

આસન વડે આરોગ્ય પ્રાપ્ત થશે, સંકલ્પબળની વૃદ્ધિ થશે તથા જ્ઞાનેન્દ્રિયના વ્યાપારનો નિરોધ કરવાનું બળ આવશે,

આ માટે ત્રાટક આદિ ક્રિયાઓ પણ સાધન રૂપે દર્શાવાય છે. નિશ્ચય કરેલા બિંદુ ઉપર દૃષ્ટિને નિમેષોન્મેષ રહિતપણે સદ્ગુરુએ દર્શાવેલા વિધિ પ્રમાણે સ્થાપવી, તેને ત્રાટક કહે છે. ત્રાટકની ક્રિયા યથાર્થ-

પણે સિદ્ધ થતા સાધકના પ્રાણની ગતિ અત્યંત મંદ થાય છે. પ્રાણ અને મનનો સંબંધ હોવાથી પ્રાણની ગતિ મંદ થતા મનની ગતિ પણ મંદ થાય છે.

કર્મેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિયોનો નિરોધ થતા મનના વેગનો નિરોધ કરવા માટે મનના દૃષ્ટા થવું પડશે.

મનના દૃષ્ટા થતા જ્યારે મનના વેગનો નિરોધ થાય છે ત્યારે જ્ઞાનેન્દ્રિયોનો અને કર્મેન્દ્રિયોનો સહજ નિરોધ થાય છે.

એકાંત સ્થલમાં શરીર સ્વસ્થ રહે તે રીતે બેસવું. નેત્રો બંધ કરવા (Relaxation of Body) શ્વાસ ધીરે ધીરે લેવા અને ધીરે ધીરે મૂકવાથી વૃત્તિ શાંત થઈ અંતરમાં ઉતરવા યોગ્ય થાય છે. શરીરના સર્વ અંગોને શીથીલ કરવા અને મનમાં જે વિચારો આવે તેના દ્રષ્ટા થવું. વિચારો જે આવે તેને આવવા દેવા, અક્રિય થવા માટે પરાણે મનના વ્યાપારને રોકવાનો નથી. માત્ર દૃષ્ટા રહેવાનું છે.

## એકલો જાને રે

## Gradual Stages of Ego—Transformation.

સદ્બુદ્ધેઃ પરરંજનાકુલ વિધિ-
ત્યાગસ્ય સામ્યસ્ય ચ,
ગ્રંથાર્થગ્રહણસ્ય માનસવચો-
રોધસ્ય બાધાહતેઃ ।
રાગાદિત્યજનસ્ય કાવ્યજમતે-
શ્ચેતો વિશુદ્ધેરપિ,
હેતુઃ સ્વોત્થસુખસ્ય નિર્જનમહો,
ધ્યાનસ્ય વા સ્થાનકં ॥
—તત્ત્વજ્ઞાન તરંગિણી

મુમુક્ષુઓને એકાંત સ્થાન કેવું લાભકારક છે તે કહે છે.

એકાંત નિર્જન સ્થાનના સેવનથી સદ્બુદ્ધિરૂપ વિવેકજ્ઞાન પ્રગટે છે. અન્યજનોને રંજન કરવાની આકુળતા રહેતી નથી. સમતાભાવ, શાસ્ત્ર અર્થોનું ગ્રહણ, મન-વચનનો નિરોધ, અન્યની આધાનો અભાવ, રાગ-દ્વેષ આદિનો ત્યાગ, કાવ્યમાં મતિ (અતિન્દ્રિય વિષયનું અનુપ્રેક્ષન બળ), ચિત્તની નિર્મળતા, ધ્યાનમાં સ્થિરતા અને આત્મસુખ પ્રગટે છે.

સંગ ત્યાગો નિર્જનસ્થાનકં ચ
તત્ત્વજ્ઞાનં સર્વ ચિંતા વિમુક્તિઃ ।
નિર્બાધત્વં યોગરોધો મુનીનાં
મુક્ત્યૈ ધ્યાને હેતવોઽમી નિરૂક્તાઃ॥
—તત્ત્વજ્ઞાન તરંગિણી

સંગત્યાગ, એકાંત નિર્વિકાર નિર્જન સ્થાન, તત્ત્વજ્ઞાન, સર્વચિંતાનો અભાવ, બાધાનો અભાવ, મન-વચન-કાયાના યોગનો સંયમ એ મુનિને મુક્તિ માટે ધ્યાનના હેતુઓ કહ્યા છે.

વૈરાગ્યં ત્રિવિધં નિધાય હૃદયે,
હિત્વા ચ સંગ ત્રિધા ।
શ્રિત્વા સદ્ગુરૂમાગમં ચ વિમલં
ધૃત્વા ચ રત્નત્રયં ।
ત્યક્ત્વાન્યૈઃ સહસંગતિ ચ સકલં
રાગાદિકં સ્થાનકે,
સ્થાતવ્યં નિરૂપદ્રવેઽપિ વિજને
સ્વાત્મોત્થસૌખ્યાપ્તયે ॥
—તત્ત્વજ્ઞાન તરંગિણી

આત્મિક સુખની અભિલાષાવાળાએ મન-વચન-કાયાથી ત્રિવિધ વૈરાગ્ય ધારણ કરીને ચેતન, અચેતન અને મિશ્ર ત્રણ પ્રકારના પરિગ્રહ છોડીને, સદ્ગુરૂ અને સુશાસ્ત્રનો આશ્રય કરીને રત્નત્રય ધારણ કરીને તથા અન્ય સાથેની સંગતિ અને

સકલ રાગાદિ ભાવો તજીને ઉપદ્રવ રહિત નિર્જન સ્થાનકમાં રહેવું.

શરીર સ્થિત વાયુનું નામ પ્રાણ છે. તેનો આયામ એટલે નિરોધ કરવો તે પ્રાણાયામ છે. તે મનને વશ કરવાનું સાધન છે.

## પ્રાણાયામ

Technique of Prana-Control

ચોગશાસ્ત્રમાં કહ્યું છે કે,

પ્રાણાયામસ્તતઃ કૈશ્ચિત્ આશ્રિતો ધ્યાનસિદ્ધયે।
શક્યો નેતરથા કર્તું મનઃ પવનનિર્જયઃ ॥

આસન જય કર્યા પછી કોઈ પતંજલિ પ્રમુખ ધ્યાન સિદ્ધિ માટે પ્રાણાયામનો આશ્રય લીધો છે કેમકે પ્રાણાયામ કર્યા સિવાય મન અને પવનનો જય થઈ શકતો નથી.

મનો યત્ર મરુત્તત્ર મરુધત્ર મનસ્તતઃ।
અતસ્તુલ્યક્રિયાવેતૌ સંવીતૌ ક્ષીરનીરવત્ ॥

મન જે ઠેકાણે છે તે ઠેકાણે પવન છે અને જ્યાં પવન છે ત્યાં મન છે. આ કારણથી સરખી ક્રિયાવાળા મન અને પવન દુધને પાણીની માફક એકઠાં મળેલાં રહે છે.

એકસ્યનાશેઽન્યસ્ય સ્યા-
નાશૌ વૃત્તૌ ચ વર્તનમ્।
ધ્વસ્તયોરિંદ્રિયમતિ-
ધ્વંસાન્મોક્ષશ્ચ જાયતે ॥

મન-પવન બેમાંથી એકનો નાશ થયે બીજાનો નાશ થાય છે. અને બેઉમાંથી એક હોય તો બીજો પણ બન્યો રહે છે. બેઉનો નાશ થવાથી ઇંદ્રિય અને બુદ્ધિના વ્યાપારનો નાશ થાય છે અને ઇંદ્રિયની પ્રવૃત્તિ તથા મનના વિચારો બંધ થવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે.

પ્રાણાયામો ગતિચ્છેદઃ શ્વાસપ્રશ્વાસયોર્મતઃ।
રેચકઃ પૂરકશ્ચૈવકુંભકશ્ચેતિ સ ત્રિધા ॥

શ્વાસ ઉચ્છવાસની ગતિનો નિરોધ કરવો તેને પ્રાણાયામ કહે છે. તે પ્રાણાયામ રેચક, પૂરક અને કુંભક એમ ત્રણ પ્રકારનો છે. પાતંજલ યોગ સૂત્રમાં કહ્યું છે કે,

"તસ્મિન્ સતિ શ્વાસપ્રશ્વાસયોર્ગતિ
વિચ્છેદઃ પ્રાણાયામઃ।"

આસન સ્થિર થતા શ્વાસપ્રશ્વાસની ગતિ રોકવી તે પ્રાણાયામ છે.

"બાહ્યાભ્યન્તરસ્તમ્ભવૃત્તિર્દેશકાલ-સંખ્યાભિઃ પરિદૃષ્ટો દીર્ઘસૂક્ષ્મઃ"

બાહ્યવૃત્તિ, આભ્યંતર વૃત્તિ અને સ્તંભવૃત્તિ આ ત્રણ પ્રકારનો પ્રાણાયામ, દેશ-કાલ-સંખ્યા વડે પરિદૃષ્ટ-માપેલો દીર્ઘ અને સૂક્ષ્મ છે.

જેમ જેમ સાધકનો અભ્યાસ વધે છે, તેમ તેમ રેચક, પૂરક અને કુંભક પ્રાણાયામ, દેશ, કાલ અને સંખ્યાના પરિમાણમાં દીર્ઘ (લાંબો) અને સૂક્ષ્મ (પતલો, હલકો) થતો જાય છે.

રેચકો બાહ્ય નિશ્વાસાત્પુરકસ્ત ન્નિરોધતઃ।
સામ્યેન સંસ્થિતિર્યાસા કુંભકપરિગીયતે ॥

યથાશક્ય શ્વાસ બહાર રોકવો તે રેચક છે. યથા સાધ્ય ઉપર ખેંચવો તે પૂરક છે અને સ્વશક્તિ અનુસાર અંદર રોકવો તે કુંભક પ્રાણાયામ છે. —કૂર્મપુરાણ

"બાહ્યાભ્યંતર વિષયાક્ષેપી ચતુર્થઃ।"
—પાતંજલ યોગસૂત્ર

બાહ્ય વિષય તથા આભ્યતંર વિષયના આક્ષેપપૂર્વક, આલોચનાપૂર્વક, જ્ઞાનપૂર્વક, વિચારપૂર્વક હોય તે ચોથુ પ્રાણયામ છે.

ચોથા પ્રાણયામની વિધિ રાજયોગના ઉત્તમ અધિકારી માટે છે તથા ગોપનીય અને ગુરૂ ગમ્ય છે.

દશ પ્રકારના વાયુ કહ્યા છે.

પ્રાણોડપાનઃ સમાનશ્ચ ઉદાનવ્યાનૌ ચ વાયવઃ।
નાગઃ કૂર્મોડથ કૃકરો દેવદત્તો ધનંજયઃ॥
—ગોરક્ષ સંહિતા

પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન, નાગ, કૂર્મ, કૃકર, દેવદત્ત અને ધનંજય—આ દશ પ્રકારના વાયુ છે. આગળના પાંચ મુખ્ય છે. પાછળના પાંચ તેમાં અંતર્ગત છે.

હૃદયમાં પ્રાણવાયુ, ગુહ્યદેશમાં અપાન, નાભિ–મંડલમાં સમાન, કંઠમાં ઉદાન અને સારા શરીરમાં વ્યાન વ્યાપ્ત છે.

પાર્થિવ મંડળ વારૂણ મંડળ, વાયવ્ય મંડળ, અને આગ્નેય મંડળનું સ્વરૂપ, મંડળોના રંગ, ચંદ્ર નાડી, સૂર્યનાડી તથા સુષુમણા નાડીમાં વાયુસંચારના ફળ, સ્વરોદય દ્વારા કાળજ્ઞાન, નાડી શોધન, પવનસાધન, પરકાય પ્રવેશ વગેરે વિષયોનો વિસ્તાર સદ્‌ગુરૂ પાસેથી સમ્યક્‌પ્રકારે સમજી લેવો.

## પ્રાણાયામનું ફળ

O inexpressible revelation,
feeling, rapture!

"તતઃ ક્ષીયતે પ્રકાશાવરણમ્‌!"
—પાતંજલ સૂત્ર

પ્રાણાયામથી પ્રકાશનું આવરણ ક્ષીણ થાય છે.

"તપો ન પરં પ્રાણાયામાત્‌
તતો વિશુદ્ધિ મંલાનાં દીપ્તિશ્ચ જ્ઞાનસ્ય।"
—શ્રી પંચશિખાચાર્ય

પ્રાણાયામથી પર કોઈ તપ નથી. તેનાથી મલની વિશુદ્ધિ થાય છે અને જ્ઞાનનો પ્રકાશ થાય છે.

પ્રાણાયામેન સિધ્યન્તિ
દિવ્યાઃ શાન્ત્યાદયઃ ક્રમાત્‌।
શાન્તિ પ્રશાન્તિ દીપ્તિશ્ચ
પ્રસાદશ્ચ તતઃ પરમઃ॥
—વાયવીય સંહિતા

પ્રાણાયામથી શાંતિ એટલે વર્તમાન અને આવનારા પાપોની નિવૃત્તિ, પ્રશાંતિ એટલે અંતર અને બાહ્ય અંધકાર–તમનો નાશ, દીપ્તિ એટલે સૂર્ય–ચંદ્ર–ગ્રહ–તારા જેવી જ્યોતિઓના દર્શન, મહાત્માઓના દર્શન, જ્ઞાનની સમકક્ષતાનો લાભ, પ્રસાદ એટલે આત્મતુષ્ટિ, આત્મામાં બુદ્ધિનું અવસ્થાન, અને પરમ શાંતિ વગેરે દિવ્ય ગુણો પ્રાણાયામથી સાધકમાં પ્રકાશિત થાય છે

દ્વે બીજે ચિત્તવૃક્ષસ્ય પ્રાણસ્પન્દનવાસને।
એકસ્મિંશ્ચ તયોઃ ક્ષીણે ક્ષિપ્રં અપિ નશ્યતઃ॥
—યોગવાશિષ્ઠ

ચિત્તરૂપી વૃક્ષનાં બે બીજ છે. પ્રાણસ્પંદન અને વાસના. જેમાંથી એક ક્ષીણ થતા બીજુ શીઘ્ર ક્ષીણ થાય છે.

દહ્યન્તે ધ્માયમાનાનાં ધાતૂનાં હિ યથા મલાઃ।
તથેન્દ્રિયાણાં દહ્યન્તે દોષાઃ પ્રાણસ્ય નિગ્રહાત્‌॥
—મનુસ્મૃતિ

જેમ અગ્નિસંયોગથી ધાતુઓનો મલ નષ્ટ થાય છે, તેમ ઇન્દ્રિયાદિકના દોષ પણ પ્રાણના રોકવાથી નષ્ટ થાય છે.

જં અન્નાણી કમ્મં,
ખવેઈ બહુઆહિં વાસકોડીહિં।
તં નાણી તિહિં ગુત્તો
ખવેઇ ઉસાસ મિત્તેણં॥
—પંચ વસ્તુ

અજ્ઞાની ક્રોડો વર્ષોમાં જે કર્મો ખપાવે તે કર્મોને ત્રણ ગુપ્તિથી ગુપ્ત જ્ઞાની એક ઉચ્છ્‌વાસ માત્રમાં ખપાવે છે.

વર્ણત્રયાત્મકા હ્યેતે રેચકપૂરકકુંભકાઃ।
સ એવ પ્રણવઃ પ્રોક્તઃ પ્રાણાયામશ્ચ તન્મયઃ॥
—યોગી યાજ્ઞવલ્ક્ય

જેમ પ્રણવમાં "અ–ઉ–મ્' આ ત્રણ વર્ણ છે તેમ રેચક પૂરક કુંભકમાં ત્રણ ત્રણ વર્ણ છે તેથી પ્રાણાયામમાં પ્રણવ ઉપાસનાની ભાવના કરવી જોઇએ.

જ્ઞાનાર્ણવમાં કહ્યું છે કે,

અત્રાભ્યાસ પ્રયત્નેન પ્રાસ્તન્દ્રઃ પ્રતિક્ષણમ્।
કુર્વન્યોગી વિજાનાતિ યંત્રનાથસ્ય ચેષ્ટિતમ્॥

પ્રાણાયામનો અભ્યાસ પ્રયત્નપૂર્વક નિષ્પ્રમાદી થઇને નિત્ય કરનાર યોગી જીવની સમસ્ત ચેષ્ટાઓને જાણે છે. આ પ્રમાણે નાસિકાગ્રહને જાણનારા પુરાતન પુરૂષોએ કહ્યું છે.

## પ્રત્યાહાર
## The Withdrawal of the Senses

પ્રાણનો સંયમ પ્રાપ્ત થતાં 'પ્રત્યાહાર'ની સાધના થાય છે. પ્રત્યાહાર (પ્રતિ+આહાર) એટલે ઇંદ્રિયોનું વિષયોમાંથી પાછુ ખેંચાવુ તે.

તતઃ પરમા વશ્યતેન્દ્રિયાણામ્।"

પ્રત્યાહારથી ઇંદ્રિયોનું પરમ વશીકરણ થાય છે.

પાતંજલ યોગસૂત્રમાં કહ્યું છે કે,

સ્વવિષયાસમ્પ્રયોગે ચિત્તસ્ય સ્વરૂપાનુકાર ઇવેન્દ્રિયાણાં પ્રત્યાહારઃ।

ઇન્દ્રિયોનો પોતાના વિષયો સાથે સબંધ ન થતા ચિત્તના સ્વરૂપનું અનુકરણ થવું તે પ્રત્યાહાર છે.

જ્ઞાનાર્ણવમાં કહ્યું છે કે,

પ્રત્યાહૃતં પુનઃ સ્વસ્થં
સર્વોપાધિવિવર્જિતમ્।
ચેતઃ સમત્વમાપન્નં
સ્વસ્મિન્નેવ લયં વ્રજેત્॥

પ્રત્યાહારથી સ્થિર થયેલું મન સમસ્ત ઉપાધિ એટલે રાગદ્વેષરૂપ વિકલ્પોથી રહિત સમભાવને પ્રાપ્ત કરી આત્મામાં જ લય થાય છે.

'પ્રાણાયામ અણિમાદિ સિદ્ધિઓના કારણ રૂપે મનને કદર્થના કરનારૂ હોઈ જે મુનિ સંસાર દેહ ભોગોથી વિરક્ત છે, વિશુદ્ધભાવયુક્ત છે, વીતરાગ છે, અને જિતેન્દ્રિય છે, તેને માટે પ્રશંસા કરવા યોગ્ય નથી.'

પ્રાણાયામ વગેરે હઠયોગની ક્રિયાઓ માત્ર જિતેન્દ્રિય સંયમી જીવોને મનસ્થિરતા માટે અને શરીરશુદ્ધિ માટે સહાયક બને છે.

યોગ શાસ્ત્રની સ્વોપજ્ઞ ટીકામાં કહ્યું છે કે "ન ચ પ્રાણાયામો મુક્તિસાધને ધ્યાને ઉપયોગી, અસ્વાસ્થ્યકારિત્વાત્।" મોક્ષના સાધનરૂપ ધ્યાનને વિષે પ્રાણાયામ ઉપયોગી નથી, કારણ કે ચિત્તને અસ્વાસ્થ્ય ઉપજાવનાર છે.

ગુણસ્થાન ક્રમારોહમાં પૂ. શ્રી રત્નશેખરસૂરિ કહે છે કે 'અહિં પ્રાણાયામના ભેદોની પ્રગલ્ભતા રૂઢિથીજ દર્શાવી છે, કારણ કે ક્ષપક જીવને શ્રેણિ ઉપર ચઢવામાં, મોક્ષપ્રાપ્તિમાં નિશ્ચય ભાવ જ કારણ છે.'

ધ્યાનસિદ્ધિ માટે આત્માના વિશુદ્ધ અધ્યવસાયો જ અવશ્ય ઉપયોગી છે.

વિના મનઃ શુદ્ધિમશેષ ધર્મ–
કર્માણિ કુર્વન્નપિ નૈતિ સિદ્ધિમ્।
દૃગ્ભ્યાં વિના કિં મુકુરં કરેણ
વહન્નપીક્ષેત જનઃ સ્વરૂપમ્॥
—કસ્તૂરી પ્રકરણમ્

મનશુદ્ધિ વિના સમગ્ર ધર્મકાર્યોને કરતો એવો પ્રાણી મોક્ષમાં જઈ શકતો

નથી, કેમ કે હાથમાં અરીસો હોય તો પણ જેને આંખો નથી તે પોતાનું સ્વરૂપ જોઈ શકતો નથી.

ધનં દત્તં વિત્તં જિનવચનમભ્યસ્તમખિલં
ક્રિયાકાંડં ચંડ રચિતમવનૌ સુપ્તમસકૃત્।
તપસ્તીવ્રં તપ્તં ચરણમપિ ચીર્ણં ચિરતરં
નચેચ્ચિત્તે ભાવસ્તુષવપનવત્સર્વમફલમ્॥

—શ્રી સોમપ્રભાચાર્ય કૃત સિંદૂર પ્રકર

ઘણું દાન આપ્યું, સમસ્ત જિન-વચનનું અધ્યયન કર્યું, ભયંકર ક્રિયાકાંડ રચ્યો, વારંવાર ભૂમિ વિષે શયન કર્યું, તીવ્ર તપશ્ચર્યા કરી, ચિરકાળ પર્યંત ચારિત્ર પાળ્યું, પરંતુ જો ચિત્તને વિષે ભાવ નથી તો તે સર્વ ફોતરાં ખાંડવાની પેઠે નિષ્ફલ છે.

ષટખંડરાજ્યે ભરતો નિમગ્ન,
સ્તંબૂલવક્લઃ સવિભૂષણશ્ચ।
આદર્શહર્મ્યે જડિતે સુરત્નૈ
-ર્જ્ઞાનં સ લેભે વરભાવતોઽત્ર ॥

—હિંગુલ પ્રકરણમ્

છ ખંડના રાજ્યમાં નિમગ્ન, મુખમાં તાંબૂલવાળા, તથા આભૂષણવાળા એવા ભરત મહારાજે રત્નોથી જડેલા એવા આરિસા ભુવનમાં પણ ઉત્તમ ભાવથી કેવળજ્ઞાન મેળવ્યું છે.

પ્રાણાયામ આદિનો અભ્યાસ અનુભવીના માર્ગદર્શન નીચે શરીરશુદ્ધિ અને મનશુદ્ધિના હેતુને લક્ષ્યમાં રાખીને કરવો જોઇએ. અહિં માત્ર અંગુલીનિર્દેશ કર્યો છે. યોગશાસ્ત્રમાં કહ્યું છે કે,

'શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શ એ પાંચે વિષયોમાંથી ઇંદ્રિયો સાથે મનને પણ બરોબર ખેંચી લઈ, અત્યંત શાંત બુદ્ધિવાળાએ ધર્મ ધ્યાન કરવા માટે મનને નિશ્ચલ કરી રાખવું.'

## ધારણા

## Art of Concentration

ગોચરેભ્યો હૃષીકાણિ તેભ્યશ્ચિત્તમનાકુલમ્।
પૃથક્કૃત્ય વશી ધત્તે લલાટેઽત્યન્ત નિશ્ચલમ્॥

"ઇંદ્રિયો જેને વશ કરી છે એવા મુનિ વિષયોથી ઇંદ્રિયોને પૃથક કરે, ઇંદ્રિયોથી મનને પૃથક કરે, અને મનને નિરાકુલ કરીને પોતાના લલાટ પર નિશ્ચલતાપૂર્વક ધારણ કરે. —જ્ઞાનાર્ણવ

નેત્ર દ્વન્દ્વે શ્રવણ યુગલે નાસિકાગ્રે લલાટે,
વક્ત્રે નાભૌ શિરસિ હૃદયે તાલુનિ ભ્રૂયુગાન્તે।
ધ્યાનસ્થાનાન્યમલમતિભિઃ કીર્તિં તાન્યત્ર દેહે
તેષ્વેકસ્મિન્વિગતવિષયં ચિત્તમાલમ્બનીમ્॥

નિર્મલમતિ યોગીઓ ધ્યાન કરવા માટે નેત્રયુગલ, બંન્નેકાન, નાસિકાનો અગ્ર ભાગ, લલાટ, મુખ, નાભિ, મસ્તક, હૃદય, તાલુ, બંન્ને ભ્રમરનો મધ્ય ભાગ આ દશ સ્થાનોમાંથી કોઇ પણ એક સ્થાનમાં પોતાના મનને વિષયોથી રહિત કરી આલંબિત કરે.

"ઉપર બતાવેલ સ્થળોમાંથી કોઇપણ એક ઠેકાણે મનને લાંબો વખત સ્થાપન કરવાથી નિશ્ચય સ્વસંવેદન થાય (પ્રતીતિ થાય છે) તેવા અનેક પ્રત્યયો (પ્રતીતિયો) ઉત્પન્ન થાય છે.

ધારણાના અનેક પ્રકારો છે. હઠ યોગની ધારણામાં ઇંદ્રિયોના સંવેદનો (Bodily sensations) થી છુટા પડવાનું છે. સર્વ ધારણાઓનો હેતુ એકજ છે, અને તે ધ્યાન છે

યોગ દ્વારા આત્મ દર્શન કરવાનું છે. અહીં આત્મા દ્રષ્ટા છે અને આત્મા દ્રશ્ય છે. તેથી "આત્મ દર્શન" કે "સ્વદર્શન" જેવા શબ્દો ભાવને રજુ નહી કરી શકે.

જે કંઈ જોવાનું છે, જાણવાનું છે, તે આત્મામાંજ જાણવાનું છે.

યોગ બહિરાત્મપણામાંથી અંતરાત્મા દ્વારા પરમાત્માને પ્રગટાવવાની પ્રક્રિયા છે. The process is one of becoming–of a transformation of the subject himself. આ પ્રક્રિયા દ્વારા માનવીમાં કંઈ ઉમેરવાનું નથી, તેનામાંથી કંઈ દૂર કરવાનું છે. અગ્નિ દ્વારા સુવર્ણની માટીમાંથી જ્યારે કચરો દૂર કરવામાં આવે છે, ત્યારે શુદ્ધ સુવર્ણ પ્રાપ્ત થાય છે. માનવીમાંથી મિથ્યાત્વ અને અજ્ઞાનનો–સ્વાર્થ અને વિકૃતિનો કચરો દૂર કરવો પડશે. Than he is restored to what he really is before and beyond his individual existence. This is his Conversion to the Real.

ગ્રન્થી ભેદની આ પ્રક્રિયા (Process of dismantling of the normal ego પછી જ આધ્યાત્મનો માર્ગ શરૂ થાય છે. ધ્યાનમાં જે શૂન્યતા પ્રગટે છે તે અભાવાત્મક (Negation) નથી પણ સંપૂર્ણ ભાવાત્મક (State of pure consciousness) છે. ભાષાના અધુરાપણાને લીધે આ શૂન્યતાને પ્રકાશ (Light) આનંદ (Bliss) નિર્વાણ વગેરે ગમે તે શબ્દોમાં સંબોધાય છે.

ધ્યાન

Dynamics of Meditation

"તત્ત્વાર્થ સૂત્ર"માં કહ્યું છે કે,

"ઉત્તમસંહનનસ્યૈકાગ્રચિન્તા નિરોધો ધ્યાનમ્। આમુહૂર્તાત્।"

ઉત્તમ સંહનનવાળાનું જે એક વિષયમાં અંતઃકરણની વૃત્તિનું સ્થાપન તે ધ્યાન.

તે મુહૂર્ત સુધી એટલે અંતર્મુહૂર્ત પર્યંત રહે છે.

"આર્તરૌદ્રધર્મશુક્લાનિ। પરે મોક્ષહેતૂ।"

આર્ત, રૌદ્ર, ધર્મ અને શુક્લ એ ચાર પ્રકાર ધ્યાનના છે.

તેમા પર–પછીના બે મોક્ષના કારણ છે.

હવે આર્ત ધ્યાનનું નિરૂપણ કરે છે.

આર્તમમનોજ્ઞાનાં સમ્પ્રયોગે તદ્વિપ્રયોગાયસ્મૃતિ–સમન્વાહારઃ। વેદનાયાશ્ચ। વિપરીતં મનોજ્ઞાનામ્। નિદાનં ચ। તદવિરતદેશવિરતપ્રમત્તસંયતાનામ્॥

અપ્રિય વસ્તુ પ્રાપ્ત થાય ત્યારે તેના વિયોગ માટે જે ચિંતાનું સાતત્ય તે પ્રથમ આર્તધ્યાન.

દુઃખ આવ્યે તેને દૂર કરવાની જે સતત્ ચિંતા, તે બીજું આર્તધ્યાન.

પ્રિય વસ્તુનો વિયોગ થાય ત્યારે તેને મેળવવા માટે જે સતત્ ચિંતા થાય તે ત્રીજું આર્તધ્યાન.

નહિ પ્રાપ્ત થયેલ વસ્તુની પ્રાપ્તિનો સંકલ્પ કરવો કે સતત્ ચિંતા કરવી, તે ચોથું આર્તધ્યાન.

તે આર્તધ્યાન અવિરત દેશસંયત અને પ્રમત્ત સંયત એ ગુણસ્થાનોમાં જ સંભવે છે.

હવે રૌદ્રધ્યાનનું નિરૂપણ કરે છે:–
હિંસાનૃતસ્તેય વિષય સંરક્ષણેભ્યો રૌદ્રમવિરત દેશવિરતયો :

હિંસા, અસત્ય, ચોરી અને વિષય રક્ષણ માટે જે સતત ચિંતા, તે રૌદ્રધ્યાન છે તે અવિરત અને દેશવિરતમાં સંભવે છે.
હવે ધર્મધ્યાન નિરૂપણ કરે છે:
આજ્ઞાપાયવિપાક સંસ્થાનવિચયાય ધર્મમપ્રમત્તસંયતસ્ય ।

ઉપશાન્ત ક્ષીણકષાયયોશ્ચ।

આજ્ઞા, અપાય, વિપાક અને સંસ્થાનની વિચારણા માટે જે એકાગ્ર મનોવૃત્તિ કરવી તે ધર્મધ્યાન છે; એ અપ્રમત્ત સંયતને સંભવે છે.

વળી તે ધર્મધ્યાન ઉપશાંત મોહ અને ક્ષીણમોહ ગુણસ્થાનમાં સંભવે છે.

હવે શુકલ ધ્યાનનું નિરૂપણ કરે છે;

શુકલે ચાદ્યે પૂર્વવિદઃ। પરે કેવલિનઃ।

પૃથક્ત્વૈકત્વવિતર્ક સૂક્ષ્મક્રિયા પ્રતિપાતિ વ્યુપરતક્રિયાનિવૃત્તીનિ।

તત્ર્યેકકાયયોગાયોગાનામ્।

એકાશ્રયે સવિતર્કે પૂર્વે।

અવિચારં દ્વિતીયમ્। વિતર્કઃ શ્રુતમ્।

વિચારોઽર્થવ્યંજનયોગસંક્રાન્તિઃ।

ઉપશાંત અને ક્ષીણ મોહમાં પહેલાં બે શુકલધ્યાન સંભવે છે. બંને પહેલાં શુકલધ્યાન પૂર્વધરને હોય છે.

પછીનાં બે કેવલીને હોય છે

પૃથક્ત્વવિતર્ક, એકત્વ વિતર્ક, સૂક્ષ્મ ક્રિયા પતિપાતી અને વ્યુપરત ક્રિયા નિવૃત્તિ એ ચાર શુકલધ્યાન છે.

તે શુકલધ્યાન અનુક્રમે ત્રણ યોગવાળા, કોઇપણ એક યોગવાળા, કાયયોગવાળા અને યોગ વિનાનાને હોય છે.

પહેલા બે, એક આશ્રયવાળાં તેમજ સવિતર્ક છે, એમાંથી બીજું અવિચાર છે. અર્થાત્ પહેલું સવિચાર છે

વિતર્ક એટલે ત.

વિચાર એટલે અર્થ, વ્યંજન અને યોગની સંક્રાંતિ.

આર્ત્ત અને રૌદ્ર–ધર્મ અને શુકલ

Spiritual Unfoldment of Soul

ધ્યાન એટલે મનનો સ્થિર અધ્યવસાય, અર્થાત્ મનનું અંતર્મુહૂર્ત સુધી એક વિષયમાં એકાગ્ર આલંબન. તેના ચાર પ્રકાર છે.

૧. 'આર્ત્ત' એટલે વિષયોના અનુરાગથી થતું,

૨. 'રૌદ્ર' એટલે હિંસાદિના અનુરાગથી થતું,

૩. 'ધર્મ' એટલે ક્ષમાદિ દશ પ્રકારના ધર્મનું, શ્રી જિનવચનના નિર્ણય રૂપ.

૪ 'શુકલ' એટલે શોકને દૂર કરનારૂં જેમાં રાગનું બળ ન હોય તેવું રાગ વિનાનું ધ્યાન.

આર્ત્ત ધ્યાનનાં ચાર પ્રકાર

૧. અનિષ્ઠ વિયોગ–અનિષ્ઠ વિષયોને વિયોગ થાય અને ભવિષ્યમાં એવો યોગ ન થાય તો સારૂં એવી અભિલાષા કરવી

૨. રોગ ચિન્તા–વેદનાથી વ્યાકુળપણું પામેલાનું ચિંતવન.

૩. ઇષ્ટ સંયોગ–મનગમતા શબ્દાદિ વિષયોનો વિયોગ ન થવાની કે તેવું સુખ કે સુખના સાધનનો યોગ કરવાની ચીંતા કરવી તે.

૪. નિદાન–અન્ય ભવમાં ચક્રવર્ત્તિ આદિની ઋદ્ધિની ઇચ્છા કરવી.

રૌદ્ર ધ્યાનના ચાર પ્રકાર

૧. હિંસાનુબંધી–અત્યંત ક્રોધ વડે નિર્દય રીતે બીજા પ્રત્યે વધ બંધન વગેરેનું જે ચિંતવન કરવું તે.

૨. મૃષાનુબંધી-ચાડી, અસભ્ય, અસત્ય કે કોઇનો ઘાત થાય તેવું વચન બોલવાનું વિચારવું.

૩. સ્તેયાનુબંધી–ક્રોધ લોભ વગેરેથી બીજાનું ધન હરણ કરવાનું ચીંતવવુ.

૪. વિષયસંરક્ષાનુબંધી–ધનના રક્ષણ

માટે સર્વ પ્રત્યે શંકા કરીને થતું મલિન ચિત્ત.

ધર્મ ધ્યાનના ચાર પ્રકાર

૧. આજ્ઞાવિચય–જ્ઞાન, દર્શન, ચારિત્ર, વૈરાગ્ય અને ભાવનાઓનો અભ્યાસ કરી જેણે આત્માને તે તે ગુણોનો અભ્યાસી કર્યો હોય તેવો આત્મા નય, નિક્ષેપ, સપ્તભઙ્ગી, વિગેરે તે તે અપેક્ષાઓથી ગહન–અતિગહન એવાં શ્રીજિનવચનોને તુચ્છ બુદ્ધિના કારણે ન સમજી શકે તો પણ તે 'સત્ય જ છે' એમ માને–સમજે (વિચારે) તે.

૨. અપાયવિચય–રાગ, દ્વેષ–કષાયો તથા તેના યોગે હિંસા, જુટ્ઠ, ચોરી, વિગેરે આશ્રવોને સેવનારા જીવો તેના ફળ તરીકે આ લોક કે પરલોકમાં જે જે દુઃખો પામે છે તેનું ધ્યાન (ચિન્તન) કરવું તે.

૩. વિપાકવિચય–આઠ કર્મોનું સ્વરૂપ તેના પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશો, એ ચાર ભેદોથી વિચારવું તે.

૪. સંસ્થાનવિચય–શ્રી જિનેશ્વરોએ કહેલાં ધર્માસ્તિકાયાદિ છ દ્રવ્યોનાં લક્ષણો, આકાર, આધાર, ભેદો અને પ્રમાણ, વિગેરેનું ધ્યાન કરવું તે.

અધ્યાત્મસાર

Spiritual Essence

પૂ. શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે 'અધ્યાત્મસાર' નામનો અધ્યાત્મરસનું ઉત્તમ રીતે પોષણ આપનારો ગ્રંથ રચ્યો છે. આ ગ્રંથમાં પ્રસંગાનુસાર યોગ અધિકાર ધ્યાન અધિકાર, ધ્યાનસ્તુતિ દર્શાવતા ૧૮૩ સુંદર શ્લોક છે. તેમાંથી કેટલાક અહિં દર્શાવીએ છીએ.

અધ્યાત્મસારમાં કહ્યું છે કે,

લોક સંસ્થાનને વિષે પોતાના કર્મનો કર્ત્તા, ભોક્તા, અરૂપી, અવિનાશી અને ઉપયોગરૂપી સ્વ લક્ષણવાળા જીવદ્રવ્યનું ચિંતવન કરવું તથા દુઃખે કરીને ઓળંગી શકાય એવા મહાભયાનક સંસારસમુદ્રનું ચિંતવન કરવું.

'આ સંસાર સમુદ્રમાંથી ચારિત્રરૂપી વહાણ નિર્વિઘ્ને મોક્ષે પહોંચાડે છે આ પ્રમાણે ધ્યાન કરવું.'

'ધર્મધ્યાનને વિષે જેની બુદ્ધિ લય પામી છે. એવા મુનિએ આ પ્રકારે સર્વ-ધ્યાન કરવું અને તેવો બીજો પણ પદાર્થસમૂહ કે જે આગમને વિષે કહ્યો હોય તેનું પણ ધ્યાન કરવું.'

'જે યોગી મન અને ઈંદ્રિયોના જયથી નિર્વિકાર બુદ્ધિવાળા થયા હોય તેવા શાંત અને દાંત મુનિઓ ધર્મધ્યાનના ધ્યાતા (ધ્યાન કરનાર) કહેલા છે.'

'આ પ્રમાણે આત્માને વિષે રમણ કરનાર યોગી શાંત અને દાંત હોય છે. કારણ કે સિદ્ધનો જે સ્વભાવ છે તે જ સાધકની યોગ્યતા છે.'

'આ જ અપ્રમત્ત સાધુ શુકલ ધ્યાનના પહેલા બે પાદના ધ્યાતા છે. પણ જો તે પૂર્વવિદ્ હોય તો. બીજા બે પાદના ધ્યાતા અનુક્રમે સયોગી કેવળી અને અયોગી કેવળી છે.'

ગુણસ્થાનને હિસાબે શુકલ ધ્યાનમાં ચાર ભેદોમાંથી પહેલા બે ભેદના સ્વામી અગિયારમા–બારમા ગુણસ્થાનવાળા અને તે પણ પૂર્વધર હોય છે. જે પૂર્વધર ન હોય અને અગિયાર આદિ અંગોના ધારક હોય તેમને તો અગિયારમા–બારમા ગુણ

સ્થાન વખતે શુક્લ નહિ પણ ધર્મ ધ્યાન હોય છે.

આમાં એક અપવાદ પણ છે. પૂર્વધર ન હોય તેવા આત્માઓને જેમ કે માષ-તુષ, મરૂદેવામાતા વગેરેને પણ શુક્લધ્યાન સંભવે છે. શુક્લધ્યાનના છેલ્લા બે ભેદોના સ્વામી ફક્ત કેવલી અર્થાત્ તેરમાં-ચૌદમાં ગુણસ્થાનવાળા છે

યોગના હિસાબે ત્રણ યોગવાળા હોય તે જ ચારમાંથી પહેલા શુક્લધ્યાનના સ્વામી છે. મન, વચન અને કાયામાંથી કોઈ પણ એક જ યોગવાળા હોય, તે શુક્લધ્યાનના બીજા ભેદના સ્વામી છે, એના ત્રીજા ભેદના સ્વામી માત્ર કાય-યોગવાળા અને ચોથા ભેદના સ્વામી માત્ર અયોગી જ છે.

'ભ્રાંતિ રહિત એવા સાધુએ ધ્યાનના ઉપરમને વિષે પણ નિરંતર અનિત્યત્વાદિ અનુપ્રેક્ષા (ભાવના)નું ધ્યાન કરવું, કારણ કે તે (અનુપ્રેક્ષા) ધ્યાનના પ્રાણ રૂપ છે.'

'ત્યારપછી ક્ષમા, માર્દવ, આર્જવ અને મુક્તિ (નિઃસ્પૃહપણું) એ કરીને યુક્ત એવા છદ્મસ્થ મુનિઓએ પરમાણુંને વિષે મનને લગાડીને શુક્લધ્યાન ધ્યાવવું અને કેવળીએ મનનો રોધ કરીને શુક્લધ્યાન ધ્યાવવું.'

## પૃથક્ત્વવિતર્કસવિચાર
## એકત્વવિતર્કઅવિચાર
## Expression of Beyond by Cosmic Meditation

પ્રથમનાં બે શુક્લ ધ્યાનોનો આશ્રય એક છે અર્થાત્ એ બન્ને ધ્યાન 'વિતર્ક' એટલે શ્રુતજ્ઞાન સહિત છે. બન્નેમાં વિત-ર્કનું સામ્ય હોવા છતાં બીજું વૈષમ્ય પણ છે અને તે એ કે પહેલામાં 'પૃથક્ત્વ' અર્થાત્ ભેદ છે. જ્યારે બીજામાં 'એકત્વ' અર્થાત્ અભેદ છે એ જ રીતે પહેલામાં વિચાર અર્થાત્ સંક્રમ (એટલે પરસ્પર અર્થમાં, વ્યંજનમાં, મન-વચન કાયાના યોગોમાં પણ પરસ્પર સંક્રમણ) છે. જ્યારે બીજામાં વિચાર નથી. તેથી બંને ધ્યાનના નામ અનુક્રમે 'પૃથક્ત્વ વિતર્ક-સવિચાર' અને 'એકત્વ વિતર્ક અવિચાર' છે.

જ્યારે કોઇ ધ્યાન કરનાર પૂર્વધર હોય ત્યારે પૂર્વગત શ્રુતને આધારે, અને પૂર્વધર ન હોય ત્યારે પોતામાં સંભવિત શ્રુતને આધારે કોઇપણ પરમાણુ આદિ જડ કે આત્મરૂપ ચેતન એવા એક દ્રવ્યમાં ઉત્પત્તિ, સ્થિતિ, નાશ, મૂર્તત્વ, અમૂર્તત્વ, આદિ અનેક પર્યાયોનું દ્રવ્યાસ્તિક, પર્યાયા-સ્તિક આદિ વિવિધ નયો વડે, ભેદપ્રધાન ચિંતન કરે, અને યથાસંભવિત શ્રુતજ્ઞાનના આધારે કોઈ એક દ્રવ્યરૂપ અર્થ ઉપરથી બીજા દ્રવ્યરૂપ અર્થ ઉપર કે એક દ્રવ્ય ઉપરથી પર્યાયરૂપ અન્ય અર્થ ઉપર કે એક પર્યાયરૂપ અર્થ ઉપરથી અન્ય પર્યાય-રૂપ અર્થ ઉપર ચિંતન માટે પ્રવૃત્ત થાય, તેવી જ રીતે અર્થ ઉપરથી શબ્દ ઉપર ચિંતન માટે પ્રવર્તે, તેમજ મનઆદિ કોઇપણ એક યોગ છોડી અન્ય યોગને અવલંબે, ત્યારે તે ધ્યાન પૃથક્ત્વવિતર્કસ-વિચાર કહેવાય છે.

આ ધ્યાનમાં 'વિતર્ક' અર્થાત્ શ્રુત-જ્ઞાનને અવલંબી કોઈ પણ એક દ્રવ્યમાં તેના પર્યાયોનો ભેદ અર્થાત્ પૃથક્ત્વ વિવિધ દૃષ્ટિએ ચિંતવાય છે. શ્રુતજ્ઞાનને જ અવલંબી એક અર્થ ઉપરથી બીજા અર્થ ઉપર, એક શબ્દ ઉપરથી બીજા શબ્દ

ઉપર, શબ્દ ઉપરથી અર્થ ઉપર, અર્થ ઉપરથી શબ્દ ઉપર અને એક યોગ ઉપરથી બીજા યોગ ઉપર 'સંક્રમ' એટલે સંચાર કરવાનો હોય છે.

અધ્યાત્મસારમાં કહ્યું છે કે,

'વિતર્કસહિત, વિચારસહિત અને પૃથક્ત્વ સહિત એમ શુકલધ્યાનનો પહેલો પાદ ત્રણ પ્રકારે યુક્ત હોય છે. તેમાં વિવિધનયનો આશ્રય કરીને રહેલું અને પૂર્વગત જે શ્રુત તે વિતર્ક કહેવાય છે.

અર્થવ્યંજનયોગાનાં વિચારોઽન્યોઽન્યસક્રમઃ।
પૃથક્ત્વં દ્રવ્યપર્યાય ગુણાન્તરગતિઃ પુનઃ॥

અર્થ, વ્યંજન અને યોગોનો જે પરસ્પર સંક્રમ તે વિચાર કહેવાય છે. અને દ્રવ્ય, પર્યાય તથા ગુણોનો જે સંક્રમ તે પૃથક્ત્વ કહેવાય છે.

એકત્વેન વિતર્કેણ વિચારેણ ચ સંયુતમ્।
નિર્વાતસ્થપ્રદીપાભં દ્વિતીયં ત્વેકપર્યયમ્॥

એકપણાએ કરીને, વિતર્કે કરીને અને વિચારે કરીને યુક્ત એવું એક પર્યાયવાળું બીજું શુકલ ધ્યાન વાયુ રહિત પ્રદેશમાં રહેલા દીવાની જેવું નિશ્ચળ હોય છે. —એકત્વ વિતર્ક નિર્વિચાર.

તેથી ઊલટું જ્યારે કોઇ ધ્યાન કરનાર પોતામાં સંભવિત શ્રુતને આધારે કોઇપણ એકજ પર્યાયરૂપ અર્થને લઇ તેમાં એકત્વ અભેદપ્રધાન ચિંતન કરે, અને મન આદિ ત્રણ યોગોમાંથી કોઇપણ એક જ યોગ ઉપર અટળ રહી શબ્દ અને અર્થના ચિંતનનું તેમજ ભિન્ન ભિન્ન યોગોમાં સંચરવાનું પરિવર્તન ન કરે, ત્યારે તે ધ્યાન 'એકત્વવિતર્ક–અવિચાર' કહેવાય છે.

તેમાં વિતર્ક અર્થાત શ્રુતજ્ઞાનનું અવલંબન હોવા છતાં 'એકત્વ' અર્થાત્ અભેદપ્રધાનપણે ચિંતવાય છે અને અર્થ, શબ્દ કે યોગોનું પરિવર્તન હોતું નથી.

પ્રથમ ભેદપ્રધાન ધ્યાનનો અભ્યાસ દૃઢ થયા પછી જ બીજા અભેદ પ્રધાન ધ્યાનની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

ઉપરના ક્રમે એક વિષય ઉપર સ્થિરતા આવતાં મન નિષ્પ્રકંપ બને છે અને પરિણામે સર્વજ્ઞપણું પ્રગટે છે.

## અંતિમ શુકલધ્યાન

## Face of Silence

જ્યારે સર્વજ્ઞ ભગવાન યોગ નિરોધના ક્રમમાં છેવટે સૂક્ષ્મ શરીર યોગનો આશ્રય લઇ બીજા બાકીના યોગોને રોકે છે ત્યારે તે 'સૂક્ષ્મક્રિયાપ્રતિપાતી' ધ્યાન કહેવાય છે. તેમાં શ્વાસ–પ્રશ્વાસ જેવી સૂક્ષ્મ જ શરીરક્રિયા બાકી રહેલી હોય છે. તેમાંથી પતન પણ થવાનો સંભવ નથી.

'સૂક્ષ્મ ક્રિયાની નિવૃત્તિ નામનું ત્રીજું શુકલધ્યાન બે યોગોને રૂંધનાર અને ત્રીજા યોગને જેણે અર્ધો રૂંધ્યો છે, એવા સર્વજ્ઞને હોય છે.' —સૂક્ષ્મક્રિયા પ્રતિપાતી.

તુરીયં ચ સમુચ્છિન્ન ક્રિયમપ્રતિપાતિ તત્।
શૈલવન્નિષ્પ્રકંપસ્ય શૈલેશ્યં વિશ્વવેદિનઃ॥

સર્વથા ઉચ્છિન્ન વ્યાપારવાળું ફરીથી કદાપી ન પડે તેવું અને શૈલેશી અવસ્થામાં ઉત્પન્ન થનારૂં ચોથું શુકલ ધ્યાન સમુચ્છિન્ન ક્રિયા અપ્રતિપાતિ નામનું છે. તે ધ્યાન પર્વતની જેવા કંપરહિત સર્વજ્ઞને હોય છે.—વ્યુપરત ક્રિયા નિવૃત્તિ અથવા સમુચ્છિન્ન ક્રિયા નિવૃત્તિ.

ઉપર કહ્યા પ્રમાણે શુકલધ્યાન ચાર પ્રકારનું છે. તેમાં પહેલા બે ધ્યાનનું ફળ દેવલોકની પ્રાપ્તિરૂપ છે, તથા છેલ્લા બે ધ્યાનનું ફળ મહોદયમોક્ષ છે.

શુકલધ્યાનના વિશ્રમને વિષે આશ્રવ વડે પ્રાપ્ત થતા દુઃખને, સંસારના અનુભવને, જન્મની પરંપરાને તથા પદાર્થને વિષે થતા પરિણામને પછીથી જોવા–તેનું ધ્યાન કરવું.

નિર્મળ યોગવાળા શુકલધ્યાની યોગીનાં અવધ, અસંમોહ, વિવેક અને વ્યુત્સર્ગ એ ચારૂ લિંગ કહ્યા છે.

'અવધ હોવાથી ઉપસર્ગોથી કંપતા નથી, તથા ભય પામતા નથી. અસંમોહ હોવાથી સૂક્ષ્મ અર્થને વિષે તથા દેવમાયા વિગેરેને વિષે મોહ પામતા નથી. શુકલધ્યાની મુનિનું ત્રીજું વિવેકરૂપી લિંગ હોવાથી સર્વ સંયોગોથી જૂદો પોતાના આત્માને જુએ છે તથા વ્યુત્સર્ગરૂપ લિંગ હોવાથી શરીર અને ઉપકરણને વિષે અસંગ હોય છે.'

જ્યારે શરીરની શ્વાસ–પ્રશ્વાસ આદિ સૂક્ષ્મ ક્રિયાઓ પણ અટકી જાય, અને આત્મ પ્રદેશનું સર્વથા અકંપપણું પ્રગટે, ત્યારે તે 'સમુચ્છિન્નક્રિયા–નિવૃત્તિ' કહેવાય છે.

એમાં સ્થૂલ કે સૂક્ષ્મ કોઇપણ જાતની માનસિક, વાચિક, કાયિકક્રિયા હોતી જ નથી અને તે સ્થિતિ પાછી જતી પણ નથી.

આ ચતુર્થ ધ્યાનના પ્રભાવે સર્વ કર્મક્ષય થઇ મોક્ષ પ્રાપ્ત થાય છે. ત્રીજા અને ચોથા શુકલધ્યાનમાં કોઇપણ જાતના શ્રુતજ્ઞાનનુ આલંબન નથી હોતું, તેથી તે બંને અનાલંબન પણ કહેવાય છે.

'આ પ્રમાણે જે યોગી ભગવાનની આજ્ઞા વડે શુદ્ધ ધ્યાનના ક્રમને જાણીને તે ધ્યાનનો અભ્યાસ કરે, તે સંપૂર્ણ અધ્યાત્મને જાણનારો થાય છે.'

'જે ધ્યાનનો પ્રકૃષ્ટ પરિપાક થતાં ઇંદ્રનું પદ તૃણ સમાન લાગે છે, તે આત્મપ્રકાશરૂપ, સુખના બોધમય અને ભવ ભ્રમણને નાશ કરનારા ધ્યાનને જ ભજો.'

'સમસ્ત પ્રાણી સમૂહની જે રાત્રી છે. તે ધ્યાનીને દિવસ સબંધી મહા ઉત્સવ છે. તથા જેને વિષે અભિનિવેશવાળા તેઓ જાગૃત રહે છે તેમાં ધ્યાની પુરૂષો સુઈ રહે છે.'

પ્રેમનું સત્ય, સત્યનુંજ્ઞાન, જ્ઞાનનું તત્ત્વ
Three Faces of Reality

ગુણસ્થાનકના ક્રમ મુજબ અજ્ઞાનદોષ ચોથા ગુણસ્થાનકે ચાલ્યો જાય છે, જ્યારે પ્રમાદદોષની સત્તા છઠ્ઠા ગુણસ્થાનક પર્યંત રહેલી છે.

"ગુણસ્થાન ક્રમારોહ"માં કહ્યું છે કે,

યાવત્પ્રમાદસંયુક્તસ્તાવત્તસ્ય ન તિષ્ઠતિ ।
ધર્મધ્યાનં નિરાલમ્બમિત્યૂચુર્જિનભાસ્કરાઃ ॥

જ્યાં સુધી જીવ પ્રમાદયુક્ત છે ત્યાં સુધી તેને નિરાલંબન ધ્યાન ટકી શકતું નથી, એમ જિનેશ્વર ભગવંતો કહે છે. (નિરાલબન ધ્યાન એટલે ક્રિયાદિના આલંબન વિનાનું ધ્યાન.)

પ્રમાદ્યાવશ્યકત્યાગાન્નિશ્ચલં ધ્યાનમાશ્રયેત્ ।
યોડસૌ નૈવાગમં જૈનં, વેત્તિમિથ્યાત્વમોહિતઃ॥

પ્રમાદદોષ ટળ્યા વગરનો મુનિ આવશ્યક ક્રિયાને તજી કેવળ નિશ્ચલ ધ્યાનનો આશ્રય લે, તો તે જૈન આગમ જાણતો જ નથી, અને મિથ્યાત્વથી મોહિત છે.

"તે કારણે જ્યાં સુધી અપ્રમત્ત ગુણસ્થાનોને યોગ્ય એવા ઉત્કૃષ્ટ ધર્મધ્યાન અને શુકલધ્યાનની પ્રાપ્તિ ન થાય ત્યાંસુધી આવશ્યક ક્રિયાઓવડે પ્રાપ્ત દોષોનું દૂરિકરણ કરવું જોઇએ.',

ભજે છે તેને મેં અત્યંત યોગ્ય માન્યો છે.'

'જે જ્ઞાની પુરૂષ નિરંજન અને અવ્યય (નાશરહિત) દેવની ઉપાસના કરે છે, તે ધ્યાનવડે પાપનો નાશ કરીને તે દેવમય –દેવસ્વરૂપ થાય છે.'

'સર્વજ્ઞ મુખ્ય છે. એકજ છે અને જેટલા ભવ્યોને તેના પર ભક્તિભાવ છે તે સર્વે પંડિતો સામાન્યથી મુખ્યપણે તે સર્વજ્ઞનેજ પામેલા છે.'

સર્વજ્ઞપ્રતિપત્ત્યંશાત્તુલ્યતા સર્વયોગિનામ્।
દૂરાસન્નાદિભેદસ્તુ તદ્‌ભૃત્યત્વં નિહન્તિ ન ॥

'સર્વ યોગીઓની સર્વજ્ઞની સેવારૂપ અંશથી તુલ્યતા છે પરંતુ દૂર અને આસન્ન (સમીપ) ઇત્યાદિક ભેદ તેના સેવકપણાને હણતો નથી.'

જિન સંબંધી ધ્યાન અને ક્રિયાદિકના પ્રયત્નમાં પ્રવર્તેલા તથા સંક્ષિપ્ત રૂચિવાળા સર્વજ્ઞના સેવકને મોક્ષપ્રાપ્તિ સમીપે સંભવે છે. વૃત્તિ નિરોધનો કલેશ, ઇંદ્રિયજય, અષ્ટાંગયોગ વગેરેમાં પ્રવર્તેલા અન્ય દર્શનમાં રહેલા સર્વજ્ઞના સેવકને મોક્ષપ્રાપ્તિ ચિરકાલે સંભવે છે. તેઓ પણ સર્વજ્ઞના સેવક જ કહેવાય છે.

'સત્પુરૂષોને જિજ્ઞાસા પણ યોગ્ય છે. કેમકે બીજાઓ પણ આ પ્રમાણે કહે છે કે યોગનો જિજ્ઞાસુ પણ શબ્દબ્રહ્મનુ ઉલ્લંઘન કરે છે'

## ધ્યાન અધિકાર

To walk on the Razor's Edge

'ભય રહિત, સ્થિર, નાસિકાના અગ્રભાગ પર જેણે દૃષ્ટિ રાખી છે તેવો, વ્રતને વિષે રહેલો, સુખકારક આસનવાળો, પ્રસન્ન મુખવાળો તથા દિશાઓ તરફ નહીં જોનારો, દેહનો મધ્યભાગ મસ્તક અને ગ્રીવાને અવક્ર–સરલપણે ધારણ કરતો, મુખ, દાંતવડે દાંતને નહીં સ્પર્શ કરતો, જેના બન્ને ઓષ્ટપલ્લવ સારી રીતે મળેલા હોય તેવો, આર્ત તથા રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરીને ધર્મ તથા શુક્લ ધ્યાનને વિષે બુદ્ધિને (સ્થિર) રાખનારો, અપ્રમાદી તથા ધ્યાનને વિષે તલ્લીન એવો મુની જ્ઞાનયોગી કહેવાય છે.'

'કર્મ યોગનો અભ્યાસ કરીને, જ્ઞાન યોગમાં સાવધાન થઈને અને પછી ધ્યાન યોગ પર આરૂઢ થઈને મુક્તિયોગ પામે છે.'

'જે સ્થિર ચિત્ત છે. તેને ધ્યાન સમજવું અને જે અસ્થિર ચિત્ત છે તેને ભાવના અથવા અનુપ્રેક્ષા અથવા ચિંતા સમજવી. આ પ્રમાણે અસ્થિર ચિત્તના ત્રણ પ્રકાર કહ્યા છે'

'મનની એક આલંબનને વિષે અંતર્મૂહૂર્ત સુધી જે સ્થિતિ તે ધ્યાન કહેવાય છે. અને ઘણા આલંબનના સંક્રમને વિષે લાંબી અને અવિચ્છિન્ન એવી જે સ્થિતિ તે ધ્યાન શ્રેણી કહેવાય છે.'

'ભાવના, દેશ, કાળ, સારૂં આસન, આલંબન, અનુક્રમ, ધ્યાન કરવા યોગ્ય, ધ્યાન કરનાર, અનુપ્રેક્ષા, લેશ્યા, લિંગ અને ફળ તે સર્વેને જાણીને પછી ધર્મ ધ્યાન ધ્યાવવું. તેને વિષે જ્ઞાન, દર્શન ચારિત્ર અને વૈરાગ્ય નામની ચાર ભાવનાઓ કહી છે'

'નિશ્ચળપણું ૧, અસંમોહ ૨. પૂર્વકર્મની નિર્જરા ૩, તથા સંગની આશંસાનો અને ભયનો નાશ ૪, એ આ ભાવનાઓનાં અનુક્રમે ફળ જાણવાં'

'આ ભાવનાઓવડે સ્થિર ચિત્તવાળો

પુરુષજ ધ્યાનની યોગ્યતાને પામે છે, બીજાની યોગ્યતા હોતી નથી.'

સ્ત્રી, પશુ, નપુંસક અને કુશીળથી રહિત, એવું સ્થાન નિરંતર યોગીઓને માટે આગમમાં કહ્યું છે. અને ધ્યાન વખતે તો વિશેષ કરીને તેવું સ્થાન કહ્યું છે

સ્થિર યોગવાળા યોગીને તો ગ્રામને વિષે, અરણ્યને વિષે, તેમજ ઉપવનને વિષે કાંઈ પણ વિશેષ નથી, તેથી કરીને જ્યાં તેનાં મનનું સમાધાન રહે, તે જ પ્રદેશ ધ્યાનીને માટે યોગ્ય માનેલો છે.

જે સમયે યોગનું સમાધાન થાય તે જ કાળ પણ ઈષ્ટ છે. ધ્યાનીને દિવસ રાત્રિ કે ક્ષણાદિકનો કાંઇપણ નિયમ નથી.

જે જીતેલી અવસ્થા (આસન) ધ્યાનનો ઉપઘાત કરનારી ન થાય તે જ અવસ્થાએ કરીને બેઠેલા ઉભેલા અથવા સુતેલા યોગીએ ધ્યાન કરવું.

સર્વદેશ કાળ અને અવસ્થાને વિષે મુનિઓ કેવળ જ્ઞાન પામેલા છે. માટે તેના દેશકાળ ને આસનનો નિયમ નથી, પરંતુ યોગની સ્થિરતાનોજ માત્ર નિયમ છે.

આ ધ્યાનના આરોહણને વિષે વાચના પૃચ્છા, આવૃતિ, ચિંતના, ક્રિયા, સદ્ધર્મ અને આવશ્યક એ આલંબન રૂપ છે.

જેમ દ્રઢ વસ્તુના આલંબનવાળો પુરૂષ, વિષમ સ્થાન પર આરોહણ કરે છે. તે જ પ્રમાણે સુત્રાદિક આલંબનને આશ્રય કરનાર યોગી સદ્ધ્યાન પર આરૂઢ થાય છે.

આલંબનને વિષે આદર કરવાથી ઉત્પન્ન થયેલા વિઘ્નોનાં નાશના યોગને લીધે યોગીઓને ધ્યાનરૂપી પર્વત પર આરોહણ કરતાં ભ્રંશ-પાત થતો નથી.

મનોરોધાદિકો ધ્યાનપ્રતિપત્તિક્રમો જિને ।
શેષેપુ તુ યથાયોગં સમાધાન પ્રકીર્તિતમ્ ॥

કેવળીને વિષે મનના રોધને આદિ લઈને ધ્યાનની પ્રાપ્તિનો ક્રમ છે. અને બીજાઓને વિષે તો યથાયોગ્ય સમાધાન કહેલું છે.

યોગ એક કલા Art practise છે એટલે પુસ્તકોના વાંચનથી નહિ સમજાય. સદ્ગુરૂ સાધકના અધિકાર Psychological Type પ્રમાણે તેને દોરવશે. સદ્ગુરૂના શબ્દોમાં રહેલું ઓજસ સાધકના અંતરમાં પ્રવેશી ત્યાં રહસ્યનો પ્રકાશ કરે છે.

રહસ્યની જ્યોતિ અંતરમાં પ્રગટયા વિના માત્ર શબ્દો વિસંવાદ જગાડશે.

મનમાં જે વિચારો અને ભાવો આવે છે તેના દ્રષ્ટા, માત્ર જોનારા થવાથી સંકલ્પ વિકલ્પનો વેગ મંદ પડે છે.

નિયત સમયે, નિશ્ચિત સ્થાને આ ક્રિયા કરવાથી મન, વચન, કાયાની અક્રિયતા પ્રત્યે સહજ જવાય છે.

વિચાર અને ભાવથી પૃથક થવાનો પ્રયત્ન, દ્દષ્ટા થવાનો પ્રયત્ન જો ધીરજ અને આગ્રહથી કરવામાં આવશે તો એક વિચારનો અંત અને બીજા વિચારનો આરંભ, આ બંનેની મધ્યમાં જે અવસ્થા વિશેષ રહેલી છે, તેનો અનુભવ થશે.

આ અવસ્થા 'શુન્ય શિખર' કહેવાય છે.

આ નિઃસંકલ્પ અવસ્થામાં અંતર્જ્ઞાનની જ્યોતિ નિર્વાત સ્થાનમાં રાખેલા દિપકની જેમ પ્રકાશે છે.

નિઃસંકલ્પ અવસ્થા સ્વરૂપ સાક્ષાત્કાર તથા અખંડ સ્વરૂપાકાર વૃત્તિ માટે સહાયક છે.

## તત્ત્વાનુશાસન

### The Cosmic Way

શ્રી નાગસેનાચાર્ય પ્રણીત "તત્ત્વાનુશાસન" ધ્યાનના વિષયનો સુંદર ગ્રંથ છે. આ ગ્રંથમાંથી કેટલાક શ્લોકો અહિં આપ્યા છે. .

ધ્યાતા ધ્યાનં ફલં ધ્યેયં, યસ્ય યત્ર યદા યથા।
ઇત્યેતદત્ર બોદ્ધવ્યં ધ્યાતુકામેન યોગિના ॥

'ધ્યાતા, ધ્યાન, ધ્યાનનું ફળ, ધ્યેય જેનું, જ્યાં, જ્યારે, અને જે પ્રકારે—એ આઠ અંગો ધ્યાનની ઇચ્છાવાળા યોગીએ જાણવા જોઈએ'

'ઇન્દ્રિયો અને મનને વશ કરનાર તે ધ્યાતા, યથાસ્થિત—અકાલ્પનિક વસ્તુ તે ધ્યેય, એકાગ્રચિંતન તે ધ્યાન અને નિર્જરા—સંવર તે ફળ સમજવાં.'

'જ્યારે, જ્યાં, જે પ્રકારે વિઘ્ન વિના ધ્યાન સિદ્ધ થાય, તે કાળ, તે પ્રદેશ અને તે અવસ્થાને શોધો અને અનુસરો.'

'મુક્તિની નજીક આવેલો (આસન્નભવ્ય) કોઈપણ નિમિત્તને પામીને કામભોગોથી વિરક્ત થયેલો, સર્વપરિગ્રહનો ત્યાગી, આચાર્ય ભગવાન પાસે ભાવપૂર્વક આવીને જેણે જૈનેશ્વરી દીક્ષા લીધી છે એવો, તપ અને સંયમથી સંપન્ન, પ્રમાદ રહિત ચિત્તવાળો, જીવાદિ ધ્યેય વસ્તુઓની વ્યવસ્થાનો જેણે સારી રીતે નિર્ણય કર્યો છે એવો, આર્ત અને રૌદ્રધ્યાનના પરિત્યાગથી ચિત્તની પ્રસન્નતાને સહન કરનાર, ક્રિયાયોગને વિધિપૂર્વક કરી ચૂકેલો, ધ્યાન યોગમાં ઉદ્યમશીલ, સત્ત્વશાળી અને અશુભ લેશ્યાઓ તથા ભાવનાઓથી રહિત એવો ધ્યાતા ધર્મધ્યાનને માટે યોગ્ય મનાયો છે.'

## ધર્મ અને ધર્મધ્યાન

### The Spiritual Adventure

'શ્રી તીર્થંકર ભગવંતોએ સમ્યગ્‌-દર્શન-જ્ઞાન-ચારિત્રને ધર્મ કહ્યો છે, તે ધર્મથી યુક્ત તેને ધર્મધ્યાન કહ્યું છે.'

'અથવા મોહના વિકારથી રહિત આત્માનો જે પરિણામ તે ધર્મ છે. તેનાથી યુક્ત (જે ધ્યાન) તે ધર્મધ્યાન છે. એમ પણ કહ્યું છે.'

શૂન્યીભવદિદં વિશ્વં સ્વરુપેણ ધૃતં યતઃ
તસ્માદ્વસ્તુસ્વરૂપં હિ, પ્રાહુર્ધર્મં મહર્ષયઃ॥

અથવા શૂન્ય બની જતા આ વિશ્વને સ્વરૂપે ધારણ કરી રાખ્યું—ટકાવ્યું છે, તેથી મહર્ષિઓ વસ્તુ સ્વરૂપને જ ધર્મ કહે છે.

'વસ્તુ સ્વરૂપથી યુક્ત જે જ્ઞાન થાય છે, તે ધર્મ ધ્યાન કહેવાય છે. આગમમાં પણ 'વસ્તુનું—યાથાત્મ્ય (સ્વરૂપ) તે ધર્મ છે.' એમ કહેલું છે.'

'અથવા તો ક્ષમા વગેરે દશ પ્રકારના શ્રેષ્ઠ યતિ ધર્મથી યુક્ત જે ધ્યાન તે ધર્મ ધ્યાન કહેલું છે.'

એકાગ્રચિન્તારોધોયઃ પરિસ્પન્દેન વર્જિતઃ।
તદ્ધ્યાનં નિર્જરાહેતુઃ સંવરસ્ય ચ કારણમ્‌॥

'પરિસ્પંદ (ચંચલતા—ચિત્તના વિષયાંતરગમન)થી રહિત એવો એક જ વસ્તુના સ્થિર ચિંતનઅધ્યવસાનરૂપ ચિત્તનિરોધ તે ધ્યાન છે. તે નિર્જરાનું અને સંવરનું કારણ છે.'

એકં પ્રધાનમિત્યાહુરગ્રમાલમ્બનં મુખમ્‌।
ચિન્તાં સ્મૃતિં નિરોધં તુ,તસ્યાસ્તત્રૈવ વર્ત્તનમ્‌॥

'એકાગ્રચિન્તારોધમાં એક એટલે પ્રધાન—શ્રેષ્ઠ, અગ્ર એટલે આલંબન અથવા મુખ (એ બન્નેનો અર્થ ધ્યેયવસ્તુ, ઉપાય,

દ્વાર વગેરે થાય છે), ચિન્તા એટલે સ્મૃતિ અને નિરોધ એટલે સ્મૃતિનું એક પ્રધાન આલંબનમાં જ સ્થિર થવું', એમ મહર્ષિ-ઓએ કહ્યું છે.'

'દ્રવ્ય અને પર્યાય પૈકી જેને (ધ્યાનમાં) મુખ્યપદ આપ્યું હોય (ધ્યાનમાં જેની મુખ્યતા રાખી હોય), તેમાં ચિંતાનો નિરોધ (સ્થિર સ્મરણ) તેને શ્રી જીનેશ્વર ભગવંતો ધ્યાન કહે છે.'

'અથવા નિરોધ એટલે (અભાવ) અન્ય વિષયોની ચિન્તાના અભાવરૂપ કોઈ એકજ પદાર્થની સ્મૃતિરૂપ સમજવો, અથવા સર્વ ચિન્તાઓ (સ્મૃતિઓ) થી રહિત માત્ર આત્મસંવેદન (આત્માનુભાવ) રૂપ સમજવો.'

## ષટ્કારકમય આત્મા એ જ ધ્યાન

Losing "I" ness in I

તત્રાત્મન્યસહાયે,
યચ્ચિન્તાયા : સ્યાન્નિરોધનમ્।
તદ્ધ્યાનં તદ્ભાવો,
વા સ્વસંવિત્તિમયશ્ચ સ : ॥

'તેમાં અસહાય–કેવળ આત્મામાં ચિન્તાનું જે રોકાણ તે ધ્યાન છે અથવા તેવી ચિન્તાનો અભાવ તે ધ્યાન છે. આવો અભાવ સ્વ (આત્મ) સંવેદનામય હોય છે.'

'રાગ–દ્વેષથી રહિત, યથાર્થ અને અત્યંત નિશ્ચલ એવા શ્રુતજ્ઞાનને ધ્યાન કહેવાય છે, તે અંતર્મુહૂર્તમાં સ્વર્ગ અથવા મોક્ષરૂપ ફળને આપનારું છે.'

ધ્યાયતે યેન તદ્ધ્યાનં,
યો ધ્યાયતિ સ એવ વા।
યત્ર વા ધ્યાયતે યદ્વા
ધ્યાતિર્વા ધ્યાનમિષ્યતે ॥

'જેના વડે અથવા જેમાં ધ્યાન કરાય છે, અથવા જે ધ્યાન કરે છે તેને અથવા 'ધ્યાતિ'–ધ્યાનક્રિયાને ધ્યાન કહેવાય છે.'

'યોગીઓ શ્રુતજ્ઞાન સહિત મન વડે ધ્યાન કરતા હોવાથી સ્થિર એવું મન ધ્યાન કહેવાય છે. અને તાત્ત્વિક એવું શ્રુતજ્ઞાન પણ ધ્યાન કહેવાય છે.'

ધ્યાતરિ ધ્યાયતે ધ્યેયં યસ્માન્નિશ્ચયમાશ્રિતૈઃ॥
તસ્માદિદમપિ ધ્યાનં કર્માધિકરણદ્વયમ્॥

'જે કારણે નિશ્ચયનયનો આશ્રય લેનારાઓવડે ધ્યાતામાં ધ્યેયનું ધ્યાન કરાય છે તેથી કર્મ (કારક) અને અધિકરણ (કારક) બન્ને પણ ધ્યાન છે.

ઇષ્ટે ધ્યેયે સ્થિરા બુદ્ધિર્યા સ્વાત્સંતાનવર્તિનિ।
જ્ઞાનાન્તરાઽપરામૃષ્ટા સા ધ્યાતિ ર્ધ્યાનમીરિતા॥

ઇષ્ટ ધ્યેય (વસ્તુ)માં સ્મૃતિની પરંપરાવાળી અને અન્ય જ્ઞાનને (આલંબનને) નહિ સ્પર્શતી (જ્ઞાનાન્તરવડે અસંબદ્ધ) એવી જે સ્થિર બુદ્ધિ તે ધ્યાતિ છે, તેને ધ્યાન કહ્યું છે.

એકં ચ કર્તા કરણં કર્માધિકરણં ફલમ્।
ધ્યાનમેવેદમખિલં નિરુક્તં નિશ્ચયાન્નયાત્॥

વધુ શું કહીએ? નિશ્ચય નયથી જે કાંઈ છે તે ધ્યાન જ છે. તે જ કર્તા, કરણ, કર્મ, અધિકરણ અને ફળ છે.

સ્વાત્માનં સ્વાત્મનિ સ્વેન,
ધ્યાયેત્ સ્વસ્મૈ સ્વતોયતઃ।
ષટ્કારકમયસ્તસ્માદ્
ધ્યાન માત્મૈવ નિશ્ચયાત્॥

નિશ્ચયથી તો આત્મા–પોતાને, પોતામાં, પોતાના બળે, પોતાના, માટે, પોતાની મેળે જ ધ્યાન કરે છે તેથી ષટ્કારકમય આત્મા જ ધ્યાન છે.

'અ' થી 'હ' સુધીના અક્ષરો ઈહલોક અને પરલોકના ફળને આપનારા પરમ-શક્તિવાળા મંત્રો છે. તેમનું આધારાદિ સ્વચક્રોમાં ધ્યાન કરવું.

ઈત્યાદિ-મન્ત્રિણો મન્ત્રાનર્હન્મન્ત્રપુરસ્સરાન્।
ધ્યાયન્તિ યદિહ સ્પષ્ટં નામધ્યેયમવેહિ તત્॥

'અર્હ' મંત્રથી પુરસ્કૃત એવા પૂર્વોક્ત અને બીજા મંત્રો જેમનું માંત્રિકો ધ્યાન કરે છે તે બધાને તમે અહીં નામ ધ્યેય તરીકે સ્પષ્ટ રીતે જાણો.

'શાશ્વત અને અશાશ્વત એવી જિન-પ્રતિમાઓનું આગમમાં જેવી રીતે વર્ણન કર્યું છે, તેવી રીતે શંકા વિના ધ્યાન કરો.'

## દ્રવ્ય ધ્યેય—ભાવ ધ્યેય
## Path of Unification

'જેમ એક દ્રવ્ય એકજ વખતે ઉત્પાદ-શીલ, ધ્રુવ અને નશ્વર છે તેવી જ રીતે સર્વ દ્રવ્યો સર્વદા (ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય યુક્ત) છે, એ તત્ત્વને ચિંતવવું.'

ચેતનોઽચેતનો વાર્થો યો યથૈવ વ્યવસ્થિતઃ।
તથૈવ તસ્ય યો ભાવો યથાત્મ્યં તત્ત્વમુચ્યતે॥

'ચેતન કે અચેતન પદાર્થ, જેવી રીતે વ્યવસ્થિત છે, તેનો તે પ્રકારનો જે ભાવ (સ્વરૂપ) તે 'યાથાત્મ્ય' તત્ત્વ કહેવાય છે.'

અનાદિનિધને દ્રવ્યે સ્વપર્યાયાઃ પ્રતિક્ષણમ્।
ઉન્મજ્જન્તિ નિમજ્જન્તિ જલકલ્લોલવજ્જલે॥

જલમાં જલતરંગોની જેમ અનાદિ-અનંત એવા દ્રવ્યમાં પોતાના પર્યાયો પ્રતિક્ષણ ઉત્પન્ન થાય છે અને લય પામે છે.

'જેવી રીતે જે (દ્રવ્ય) પૂર્વે વિવર્ત્યું (ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યને પામ્યું) હતું. જે (દ્રવ્ય) પછી વિવર્ત (ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય)ને પામશે અને જે (દ્રવ્ય) આજે વર્તમાનમાં વિવર્તે (ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યને પામે) છે તે જ આ છે અને આજ તે છે. તાત્પર્ય કે પ્રત્યેક દ્રવ્ય દ્રવ્ય રૂપે સર્વકાળ એક સરખું જ રહે છે.'

'તેમાં સહભાવી તે ગુણો છે અને ક્રમભાવી તે પર્યાયો છે. દ્રવ્ય ગુણપર્યાયાત્મક છે, ગુણ પર્યાયો દ્રવ્યાત્મક છે.'

'એવી જાતની આ વસ્તુ પ્રતિક્ષણ ઉત્પત્તિ સ્થિતિ તથા વ્યયાત્મક અને અનાદિ અનંત છે. સર્વ ધ્યેયનું યથાસ્થિતિરૂપે (જે જેવું હોય તેનું તે પ્રકારે) ધ્યાન કરવું જોઇએ.

'જે દ્રવ્યમાં અર્થ પર્યાયો, વ્યંજન પર્યાયો અને મૂર્ત કે અમૂર્ત ગુણો જેવી રીતે રહેલા હોય, તેવી રીતે તેમનું સ્મરણ કરવું.'

'આત્મા, પુદ્ગલ, કાલ, ધર્મ, અધર્મ અને આકાશ એ છ પ્રકારનું દ્રવ્ય માન-વામાં આવ્યું છે. તેમાં આત્મા તે ધ્યેયતમ (શ્રેષ્ઠ ધ્યેય) છે.'

'જ્ઞાતા હોય તો જ જ્ઞેય ધ્યેયતાને પામે છે. તેથી જ્ઞાન સ્વરૂપ આ આત્માને ધ્યેયતમ કહ્યો છે.'

## શ્રી પંચ પરમેષ્ઠિ ધ્યાન
## One Surrender After Another

તત્રાઽપિ તત્ત્વતઃ પંચ ધ્યાતવ્યાઃ પરમેષ્ઠિનઃ।
ચત્વારઃ સકલાસ્તેષુ સિદ્ધઃસ્વામીતિ નિષ્કલઃ॥

જીવદ્રવ્યોમાં પણ તત્ત્વથી પાંચ પરમે-ષ્ઠિઓ ધ્યેય છે. તેમાં અરિહંત-આચાર્યાદિ સકલ-કર્માદિ ઉપાધિસહિત છે અને સિદ્ધ-સ્વામી (?) હોવાથી નિષ્કલ નિરુપાધિ છે.

'અનંત એવા દર્શન, જ્ઞાન, સમ્યક્ત્વ વગેરે ગુણોવાળા, ચરમભવમાં જે દેહ પોતાને

પ્રાપ્ત થયો હતો અને જે પોતે તજી દીધો તેના આકાર [ ચરમદેહાકાર ] ને ધારણ કરનારા [ એ અપેક્ષાએ ] સાકાર, નિરાકાર, અમૂર્ત. જરારહિત, મૃત્યુરહિત, નિર્મલ સ્ફટિક રત્નમાં પ્રતિબિંબિત થયેલ જિનબિંબસદૃશ, લોકના અગ્રભાગરૂપ શિખર પર આરૂઢ સુખસંપત્તિને વરેલા, પીડારહિત અને નિષ્કર્મ એવા શ્રી સિદ્ધાત્માનું ધ્યાન કરવું.'

'તથા આપ્તોમાં આદ્ય આપ્ત, દેવોના પણ અધિદૈવત, ઘાતિ કર્મ રહિત, અનંત ચતુષ્ટયને પામેલા, પૃથ્વી તલને દૂર છોડીને (ઊંચે) આકાશ પ્રદેશમાં રહેલા, પોતાના પરમ ઔદારિક શરીરની પ્રભાથી સૂર્ય કરતાં પણ અધિક તેજસ્વી, મહાશ્ચર્યભૂત ચોત્રીશ અતિશયો અને આઠ પ્રાતિહાર્યોથી શોભતા, મુનિવરો, તિર્યંચો, મનુષ્યો અને દેવતાઓની પર્ષદાઓથી ઘેરાયેલા, જન્માભિષેક વગેરેમાં પ્રાપ્ત થયેલ પૂજાના કારણે સૌથી ચઢિયાતા, કેવળ જ્ઞાન વડે નિર્ણીત એવાં વિશ્વના તત્ત્વોના ઉપદેશક, ઉજ્જવલ એવા અનેક લક્ષણોથી વ્યાપ્ત, સર્વાંગ પરિપૂર્ણ અને ઉન્નત દેહવાળા, નિર્મલ ( મહાન ) સ્ફટિક રત્નમાં પ્રતિબિંબિત પ્રદીપ્ત જવાલાઓવાળા અગ્નિ સમાન ઉજ્જવલ, સર્વ તેજોમાં ઉત્તમ તેજ અને સર્વ જ્યોતિઓમાં ઉત્તમ જ્યોતિ સ્વરૂપ એવા શ્રી અરિહંત પરમાત્માનું મોક્ષની પ્રાપ્તિ માટે ધ્યાન કરવું'

'મુમુક્ષુઓ વડે ધ્યાન કરાતા એવા આ દેવાધિદેવ વીતરાગ હોવા છતાં સ્વર્ગ કે મોક્ષ સુખને આપનારા છે. કારણ કે તેમની શક્તિ જ તે પ્રકારની અચિંત્ય છે.'

'સમ્યગ્જ્ઞાનાદિથી સંપન્ન, સાત મહાઋદ્ધિઓવાળા (?) અને શાસ્ત્રોક્ત લક્ષણોવાળા આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ ભગવંતોનું ધ્યાન કરવું.'

## એકીકરણ તેજ સમાધિ

Finger Pointing to the Moon.

'એવી રીતે નામાદિ ભેદોથી ચાર પ્રકારનું ધ્યેય કહ્યું. અથવા તે (ધ્યેય) દ્રવ્ય અને ભાવ ભેદે બે પ્રકારનું જ છે.'

'ચેતન કે જડરૂપી બાહ્ય વસ્તુ તે દ્રવ્યધ્યેય છે. અને ધ્યેય (અરિહંતાદિ) સદૃશ જે ધ્યાનનો પર્યાય તે ભાવધ્યેય છે.'

'ધ્યાન જ્યારે સ્થિરતાને ધારણ કરે છે ત્યારે ધ્યેય નજીક ન હોવા છતાં પણ જાણે (સામે) આલેખિત હોય એવું અત્યંત સ્પષ્ટ ભાસે છે.'

ધાતુપિણ્ડે સ્થિતશ્ચૈવં ધ્યેયોઽર્થો ધ્યાયતેયતઃ।
ધ્યેયં પિણ્ડસ્થમિત્યાહુરત એવ ચ કેવલમ્॥

'એ જ પ્રકારે જ્યારે સાત ધાતુનાં પિંડમાં–દેહમાં ધ્યેય વસ્તુનું ધ્યાન કરાય છે ત્યારે તે ધ્યેયને (ધ્યાનને) પિંડસ્થ કહેવાય છે એથી જ કેવલ (કૈવલ્ય–કેવલજ્ઞાન) પ્રાપ્ત થાય છે.'

યદા ધ્યાન બલાદ્ધ્યાતા,
શૂન્યીકૃત્ય સ્વવિગ્રહમ્।
ધ્યેય સ્વરૂપાવિષ્ટત્વાત્,
તાદૃક્ સંપદ્યતે સ્વયમ્॥

'જ્યારે ધ્યાતા ધ્યાનના બળે સ્વદેહને (સ્વઆકૃતિને) શૂન્ય કરીને ધ્યેયના સ્વરૂપમાં આવિષ્ટ–પ્રવેશેલ હોવાથી સ્વય તેના જેવો બની જાય છે, ત્યારે તેવા પ્રકારના ધ્યાનના સંવેદનથી નાશ પામ્યા છે સર્વ વિકલ્પો જેના એવો તે પોતેજ ધ્યેય સ્વરૂપ બની જાય છે

સોયં સમરસીભાવસ્તદેકીકરણં સ્મૃતમ્।
એતદેવ સમાધિઃ સ્યાલ્લોકદ્વય ફલ પ્રદ : ॥

(આવી રીતે પરમાત્મા સાથેનો ધ્યાતાનો અભેદ) તે આ 'સમરસીભાવ' છે તેજ 'એકીકરણ' કહેવાયું છે. તે જ ઉભય લોકનાં ફળોને આપનારી 'સમાધિ' છે.

'અહીં બહુ કહેવાથી શું ? તાત્ત્વિક રીતે જાણીને, તેવી જ રીતે તેના પર શ્રદ્ધા કરીને અને એ વિષયમાં માધ્યસ્થ્ય ધારણ કરીને આ બધું ધ્યાન કરવું જોઇએ.'

માધ્યસ્થ્ય, સમતા, ઉપેક્ષા, વૈરાગ્ય, સામ્ય, નિસ્પૃહતા, વૈતૃષ્ણ્ય, પરમ–શાન્તિ –એ બધા શબ્દો વડે એક જ અર્થ કહેવાય છે.'

સંક્ષેપેણ યદત્રોક્તં વિસ્તારાત્ પરમાગમે ।
તત્સર્વં ધ્યાનમેવ સ્યાદ્ધ્યાતેષુ પરમેષ્ઠિષુ ॥

પંચપરમેષ્ઠિઓનું ધ્યાન થતાં જ અહીં (પૂર્વે) જે સંક્ષેપમાં કહ્યું છે અને પરમ આગમોમાં જે વિસ્તારથી કહેવામાં આવ્યું છે, તે બધું ધ્યાન થઇ જ જાય છે. (અર્થાત્ પરમેષ્ઠિ ધ્યાનમાં બીજું બધું સદ્ધ્યાન આવી જ જાય છે.)

## સ્વાત્માલંબન ધ્યાન

Flight of the Alone to the Alone

'એવી રીતે વ્યવહારનયથી પરાલંબન ધ્યાન કહ્યું, હવે નિશ્ચયથી સ્વાત્માલંબન ધ્યાન કહેવાય છે.'

દિધ્યાસુઃ સ્વં પરં જ્ઞાત્વા,
શ્રદ્ધાય ચ યથાસ્થિતમ્ ।
વિહાયાન્યદનર્થિત્વાત્,
સ્વમેવાવૈતુ પશ્યતુ ॥

ધ્યાન કરવાની ઇચ્છાવાળો પુરૂષ, 'સ્વાત્મા સર્વશ્રેષ્ઠ છે એમ જાણીને, તેમાં યથાસ્થિત રીતે શ્રદ્ધા કરીને અને (આત્મ-ભિન્ન) બીજું બધું અનુપયોગી હોવાથી (તેનો) ત્યાગ કરીને સ્વાત્માને જ સમ્યગ્ જાણે અને જુએ.

પૂર્વં શ્રુતેન સંસ્કારં સ્વાત્મન્યારોપયેત્તતઃ।
તત્રૈકાગ્ર્યં સમાસાદ્ય ન કિઞ્ચિદપિ ચિન્તયેત્॥

પ્રથમ પોતાના આત્મામાં શ્રુત વડે સંસ્કારનું આરોપણ કરે (શ્રુતમાં વર્ણવેલ આત્મસ્વરૂપની પુનઃ પુનઃ ભાવના કરે) પછી તેમાં એકાગ્રતાને મેળવીને કંઈ પણ ચિંતવે નહીં.

યસ્તુ નાલમ્બતે શ્રૌતીં,
ભાવનાં કલ્પનાભયાત્ ।
સોઽવશ્યં મુહ્યતિ સ્વસ્મિન્,
બહિશ્ચિન્તાં બિભર્તિ ચ ॥

જે શ્રુતોક્ત ભાવનાનો કાલ્પનિક ભયથી આલંબન લેતો નથી તે આત્માના વિષયમાં અવશ્ય મોહ પામે છે. અને બાહ્ય ચિંતાને ધારણ કરે છે. (પરવસ્તુના અશુભ ધ્યાનમાં પડી જાય છે.)

'તેથી મોહના નાશ માટે, બાહ્ય ચિંતાની નિવૃત્તિ માટે અને એકાગ્રતાની સિદ્ધિ માટે સ્વાત્માને ભાવે.'

'હું ચેતન, અસંખ્ય પ્રદેશી, અમૂર્ત, શુદ્ધાત્મા, જ્ઞાનદર્શન સ્વરૂપ અને સિદ્ધરૂપ, છું.'

'હું અન્ય (પર, બીજો, ભિન્નરૂપ, અસિદ્ધરૂપ, અનાત્મરૂપ, વિગેરે) નથી અન્ય તે હું નથી, હું અન્યનો નથી, અન્ય મારો નથી, અન્ય તો અન્ય છે, હું હું જ છું, અન્ય અન્યનો છે, હું જ મારો છું.'

'શરીર જુદું છે, હું જુદો છું, હું ચેતન છું, તે અચેતન છે, તે અનેક છે, હું એક છું, એ વિનશ્વર છે, હું અવિનાશી છું.'

'હું અચેતન થતો નથી, હું અચેતન પણ નથી, હું જ્ઞાન સ્વરૂપ છું, મારૂં કોઈ પણ નથી, હું પણ કોઇનો નથી.'

'અહીં પૂર્વે મને શરીરની સાથે જે સ્વસ્વામિ સંબંધ (શરીર એ મારૂં સ્વ, અને હું એનો સ્વામી એવો સંબંધ) હતો અને જે (તેની સાથેના મારા) એકત્વનો ('શરીર તે હું છું' એવો) ભ્રમ હતો, તે પણ પર (કર્મ) ના કારણે હતો, સ્વરૂપથી નહીં.'

'હવે અહી જીવાદિ દ્રવ્યોના યથાર્થ જ્ઞાનરૂપ આત્માને આત્મા વડે આત્મામાં જોતો હું પર વસ્તુઓને વિષે ઉદાસીન છું.'

'હું સત દ્રવ્ય છું, હું ચેતન છું, જ્ઞાતા છું, દ્રષ્ટા છું, સદા પણ ઉદાસીન છું, પોતે ઉપાર્જેલા દેહના આકારવાળો છું, તેથી (દેહથી) ભિન્ન છું અને આકાશની જેમ અમૂર્ત છું'

'સ્વરૂપાદિ(સ્વ–દ્રવ્ય–ક્ષેત્ર–કાળ-ભાવ) ચતુષ્ટયથી હું સર્વદા પણ 'સત્' જ છું અને પરરૂપ (પર દ્રવ્ય–ક્ષેત્ર કાળ–ભાવ) આદિની અપેક્ષાએ હું અત્યંત (સર્વથા) 'અસત્' છું'

'જે કંઇ પણ જાણતું નથી, પૂર્વે કંઇ પણ જાણતું ન હતું અને કંઈ પણ જાણશે જ નહિ તે શરીરાદિ (રૂપ) હું નથી.'

'પૂર્વે જે તથા પ્રકારે જાણતું હતું', ભવિષ્યમાં જે બીજી રીતે જાણશે અને આજે અહીં આ પ્રકારે જાણે છે, તે ચેતન દ્રવ્ય હું જ છું'

'આ જગત સ્વય ઇષ્ટ અને દ્વેષ્ય નથી કિન્તુ ઉપેક્ષ્ય છે. હું સ્વયં રાગી અને દ્વેષી નથી કિન્તુ ઉપેક્ષિતા (મધ્યસ્થ) છું.'

'નિશ્ચયથી મારાથી શરીરો ભિન્ન છે અને હું પણ તેમનાથી ભિન્ન છું હું એમનો કંઇ પણ નથી અને મારા પણ એઓ કંઈ પણ નથી'

એ રીતે 'આત્મા અન્યથી ભિન્ન છે' એમ સારી રીતે નિશ્ચય કરીને અને સ્વરૂપમય ભાવ કરીને કાંઇ પણ ચિંતવવું નહિ.

## સ્વસંવેદન

'On the Borderlands of the Soul

વેદ્યત્વ વેદકત્વં ચ યત્સ્વસ્ય સ્વેન યોગિનઃ।
તત્સ્વસંવેદનં પ્રાહુરાત્મનોનુભવં દૃશમ્॥

યોગીને આત્માવડે આત્માનું જે વેદ્યત્વ અને વેદકત્વ થાય છે તેને યોગીશ્વરોએ સ્વસંવેદન, આત્માનુભવ અથવા આત્મદર્શન કહ્યું છે

સ્વપરજ્ઞપ્તિરુપત્વાન્ન તસ્ય કારણાન્તરમ્।
તતશ્ચિન્તા પરિત્યજ્ય સ્વસંવિત્ત્યૈવ વેદ્યતામ્॥

તે સ્વપરજ્ઞપ્તિ (પ્રકાશ) રૂપ હોવાથી તેનું બીજું કોઇ કારણ નથી (કેવળ આત્મા જ કારણ છે); તેથી ચિંતાને છોડીને સ્વસંવેદનથી જ અનુભવવું જોઇએ

દૃગ્બોધસામ્યરૂપત્વાજ્જાનન્ પશ્યન્નુદાસિતા।
ચિત્સામાન્યવિશેષાત્મા સ્વાત્મનૈવાનુભૂયતામ્॥

આત્મા દર્શન, જ્ઞાન, અને સમતા (ચારિત્ર) રૂપ હોવાથી જુવે છે, જાણે છે અને મધ્યસ્થ રહે છે, તે સામાન્ય (દર્શન) અને વિશેષ (જ્ઞાન) ઉપયોગ સ્વરૂપ છે તેને સ્વાત્માવડે જ અનુભવો'

કર્મજેભ્યઃ સમસ્તેભ્યો, ભાવેભ્યો ભિન્નમન્વહમ્।
જ્ઞસ્વભાવ મુદાસીનં પશ્યેદાત્માનમાત્મના॥

હું કર્મજન્ય સમસ્ત ભાવોથી ભિન્ન, જ્ઞાનસ્વભાવ અને ઉદાસીન છું" એમ આત્માને આત્માવડે જુએ

યન્મિથ્યાભિનિવેશેન મિથ્યા-જ્ઞાનેન ચોજ્ઝિતમ્।
તન્મધ્યસ્થં નિજં રૂપં સ્વસ્મિન્ સંવેદ્યતાં સ્વયમ્॥

માધ્યસ્થ્ય (જ) આત્માનું સ્વરૂપ છે, મિથ્યાભિનિવેશ અને મિથ્યા જ્ઞાનથી રહિત એવું તેને આત્માએ આત્મામાં અનુભવવું જોઈએ

ન હીન્દ્રિયધિયા દૃશ્યં રૂપાદિરહિતત્વતઃ
વિતર્કાસ્તન્ન પશ્યન્તિ તે હ્યવિસ્પષ્ટતર્કણઃ॥

તે આત્મસ્વરૂપ ઇન્દ્રિયજન્ય જ્ઞાનથી જ્ઞેય નથી, કારણ કે તે રૂપાદિથી રહિત છે. તેને વિતર્કો (તર્કાત્મક મનોવૃત્તિઓ) પણ જોઈ શકતા નથી, કારણ તેઓ પોતે જ અસ્પષ્ટ તર્કરૂપ છે.

ઉભયસ્મિન્નિરુદ્ધે તુ સ્યાદ્વિસ્પષ્ટમતીન્દ્રિયમ્।
સ્વસંવેદ્યં હિ તદ્રૂપં સ્વસંવિત્યૈવ દ્રશ્યતામ્॥

ઇન્દ્રિયજન્યજ્ઞાન (ઇન્દ્રિયો) અને વિતર્કો (મન) બન્નેનો નિરોધ થાય તો જ અત્યંત સ્પષ્ટ અને અતીન્દ્રિય એવું તે (આત્મસ્વરૂપ) દેખાય. તે કેવળ સ્વસંવેદ્ય છે. તેથી સ્વસંવેદન વડે જ તેને અનુભવો.

વપુષોઽપ્રતિભાસેઽપિ સ્વાતન્ત્ર્યેણ ચકાસતે।
ચેતનાજ્ઞાનરૂપોઽયં સ્વયં દ્રશ્યતે એવ હિ॥

શરીરનું ભાન ન હોય તો પણ તે ચૈતન્ય સ્વયં સ્વતંત્ર પ્રકાશે છે. કારણ કે તે જ્ઞાનરૂપ હોવાથી સ્વયં દેખાય છે જ.

સમાધિસ્થેન યદ્યાત્મા,
બોધાત્મા નાનુભૂયતે।
તદા(હિ ન તસ્ય તદ્ધ્યાનં,
મૂર્છાવાન્ મોહ એવ સઃ॥

સમાધિસ્થ પુરૂષ વડે જો જ્ઞાન સ્વરૂપ આત્મા ન અનુભવાય તો તે તેનું ધ્યાન જ નથી કિન્તુ મૂર્છાથી યુક્ત એવો મોહ જ છે.

તદેવાનુભવશ્ચાયમૈકાગ્ર્યં પરમૃચ્છતિ।
તથાત્માધીનમાનન્દમેતિ વાચામગોચરમ્॥

તે આત્મસ્વરૂપનો જ અનુભવ કરતો આ આત્મા પરમ એકાગ્રતાને પામે છે, તથા વચનાતીત અને સ્વાધીન પરમાનંદને પામે છે

યથા નિર્વાત દેશસ્થઃ પ્રદીપો ન પ્રકમ્પતે.
તથા સ્વરૂપ નિષ્ઠોઽયં યોગી નૈકાગ્ર્યમુજ્ઝતિ॥

જેમ નિર્વાત પ્રદેશમાં રહેલો દીવો કંપતો નથી તેમ સ્વરૂપમાં નિષ્ઠ એવો આ યોગી એકાગ્રતાનો ત્યાગ કરતો નથી.

તદા ચ પરમૈકાગ્ર્યાદ્બહિરર્થેષુ સત્સ્વપિ।
અન્યન્ન કિંચનાભાતિ સ્વમેવાત્મનિ પશ્યતઃ॥

તે વખતે પરમ એકાગ્રતાથી આત્માને જ આત્મામાં જોતા એવા તેને (યોગીને) બાહ્ય અર્થો વિદ્યમાન હોવા છતાં કાંઈ પણ ભાસતું નથી. (કિન્તુ કેવળ આત્મા જ ભાસે છે.)

પશ્યન્નાત્માનમૈકાગ્ર્યાત્ક્ષપયત્યર્જિતાન્મલાન્।
નિરસ્તાહંમમીભાવઃ સંવૃણોત્યપ્યનાગતાન્॥

એ રીતે પરમ એકાગ્રતાથી આત્માને જોતો યોગી પૂર્વસંચિત કર્મોની ક્ષપણા (ક્ષય) કરે છે તથા અહંકાર અને મમકારથી રહિત એવો તે નવા આવતા કર્મોનો સંવર કરે છે.

યથા યથા સમાધ્યાતા,
લપ્સ્યતે સ્વાત્મનિ સ્થિતિમ્।
સમાધિપ્રત્યયાશ્ચાસ્ય,
સ્ફુટિષ્યન્તિ તથા તથા॥

જેમ જેમ સારી રીતે અત્યંત એકાગ્રતાથી ધ્યાન કરનાર ધ્યાતા આત્મામાં અધિક અધિક સ્થિર થતો જશે, તેમ તેમ સમાધિવિષયક અનુભવો વધુ વધુ સ્પષ્ટ થતા જશે.

એતદ્દ્વયોરપિ ધ્યેયં ધ્યાનયોર્ધર્મ્ય–શુક્લયોઃ।
વિશુદ્ધિ સ્વામિ ભેદાત્તુ તયોર્ભેદોઽવધાર્યતામ્॥

આ સ્વસંવેદન ધર્મધ્યાન અને શુક્લ ધ્યાન બન્નેનું ધ્યેય છે, પણ વિશુદ્ધિ અને

સ્વામી (ધ્યાતા)ના ભેદથી તે બે ધ્યાનોમાં ભેદ સમજવો.

ઇદં હિ દુઃશકં ધ્યાતું સૂક્ષ્મજ્ઞાનાવલંબનાત્।
બોધ્યમાનમપિ પ્રાજ્ઞૈર્ન ચ દ્રાગવલક્ષ્યતે ॥

આ સ્વાત્માધ્યાન અત્યંત દુઃશક્ય છે, કારણ કે એમાં સૂક્ષ્મજ્ઞાનનું અવલંબન લેવું પડે છે. આ ધ્યાન મહાન બુદ્ધિમાન પુરૂષો વડે સમજાવવામાં આવે તો પણ શીઘ્રતઃ સંપૂર્ણપણે લક્ષમાં આવતું નથી.

તસ્માલ્લક્ષ્યં ચ શક્યં ચ દૃષ્ટાદૃષ્ટફલં ચ યત્।
સ્થૂલં વિતર્કમાલમ્બ્ય, તદભ્યસ્યંતુ ધીધનાઃ ॥

તેથી જે લક્ષ્ય હોય, જે કરવું શક્ય હોય અને જેનું ફળ પ્રત્યક્ષ અને અનુમાનથી જાણી શકાય એવું હોય, એવું ધ્યાન બુદ્ધિમાન પુરૂષોએ સ્થુલ વિતર્કને અવલંબીને કરવું જોઇએ.

## 'અર્હં'નું અભેદ પ્રણિધાન

## Becoming of Godhead

'અ'કારં મરુતાપૂર્ય કુમ્ભિત્વા રેફે વહ્નિના।
દગ્ધ્વા સ્વવપુષા કર્મ,સ્વતો ભસ્મ વિરેચ્ય ચ॥
'હ'મન્ત્રો ન (મ)ભસિ ધ્યેયઃક્ષરન્નમૃતમાત્મનિઃ।
તેનાઽન્યત્તદ્વિનિર્માય પીયૂષમયમુજ્જ્વલમ્॥
તત્રાદૌ પિણ્ડસિદ્ધ્યર્થં, નિર્મલીકરણાય ચ।
મારૂતીં તૈજસીમાપ્યાં, વિદધ્યાદ્ધારણાં ક્રમાત્॥
તતઃ પઞ્ચનમસ્કારૈઃ પઞ્ચપિણ્ડાક્ષરાન્વિતૈઃ।
પઞ્ચસ્થાનેષુ વિન્યસ્તૈ ર્વિધાય સકલીક્રિયામ્॥
પશ્ચાદાત્માનમર્હન્તં, ધ્યાયેન્નિર્દિષ્ટલક્ષણમ્।
સિદ્ધંવા ધ્વસ્તકર્માણમમૂર્ત્તં, જ્ઞાનભાસ્વરમ્॥

(પૂરકના) વાયુવડે 'અ' કારને પૂરિત કરીને અને (કુંભકવડે) કુંભિત કરીને રેફમાંથી નીકળતા અગ્નિ વડે પોતાના શરીરની સાથે (શરીર અને) કર્મોને બાળવાં. પછી શરીર અને કર્મોના દહનથી થયેલ ભસ્મનું પોતામાંથી વિરેચન કરવું (તે ભસ્મને પોતામાંથી દૂર કરવી. પછી જે આત્મા ઉપર અમૃત ઝરાવી રહ્યું છે એવા 'હ'કાર મંત્રનું આકાશમાં ધ્યાન કરવું. પછી તે અમૃતથી એક નવા અમૃતમય ઉજ્જવલ શરીરનું નિર્માણ કરવું. તેમાં પ્રથમ દેહ (પિંડ)ની રચનાં માટે મારુતી (વાયવીય) ધારણા કરવી અને પછી નિર્મળ બનાવવા માટે તૈજસી અને જલીય ધારણા ક્રમશઃ કરવી, તે પછી પાંચ પિંડાક્ષરોથી યુક્ત અને શરીરના પાંચ સ્થાનોમાં ન્યાસ કરાયેલા એવા પંચ નમસ્કારો વડે સકલીકરણ કરવું-તે પછી જેમનું સ્વરૂપ પૂર્વે કહેવામાં આવ્યું છે, એવા શ્રી અરિહંત પરમાત્મા રૂપે અથવા કર્મ રહિત, અમૂર્ત અને જ્ઞાન વડે પ્રકાશમાન એવા શ્રી સિદ્ધ ભગવતરૂપે પોતાના આત્માનું ધ્યાન કરવું.

જો તમારો આત્મા અરિહંત નથી તો પછી તેનું અરિહતરૂપે ધ્યાન કરતા એવા તમને 'અતત્'માં (જે જેવો નથી તેમાં) 'તત્'ની (તેવાની) ભ્રાન્તિ તો નથી થતીને? આત્માની ભાવ અરિહંતરૂપે અર્પણા (ચિંતવના) કરીએ છીએ. અરિહંતના ધ્યાનમાં નિષ્ઠ એવો આત્મા તે નોઆગમથી ભાવ અરિહત છે. તેથી 'અતત્'માં તદ્ગ્રહરૂપ ભ્રાન્ત નથી કિંતુ 'તત્'માં (તેમાં) જ'તત્'ની (તેની) યથાર્થ માન્યતા છે.

જે (અરિહંતાદિ) ભાવ વડે તે આત્મા પરિણમે છે તે (અરિહંતાદિ) ભાવ વડે તો (આત્મા) તન્મય (અરિહંતાદિમય) બને છે. તેથી અરિહંતના ધ્યાનમા નિષ્ઠ એવો આત્મા તે (અરિહંતભાવ) થકી પોતે જ ભાવઅરિહંત થાય છે. ઉપાધિસહિત એવા સ્ફટિકરત્નની જેમ આત્મજ્ઞ પુરૂષ જે (અરિહંતાદિ) ભાવ વડે જે (અરિહં-

તાદિ) રૂપે આત્માનું ધ્યાન કરે છે, તે (અરિહંતાદિ) ભાવ વડે તન્મયતા (તદ્‌ભાવરૂપતા) ને પામે છે. (અર્થાત જેમ સ્ફટિકમણિ સામે રહેલી વસ્તુનું રૂપ ધારણ કરે છે તેમ આત્મા પણ ધ્યાન વડે ધ્યેયમય બને છે)

'અથવા સર્વ દ્રવ્યોમાં દ્રવ્યાત્મક એવા ભૂત અને ભવિષ્યના સ્વપર્યાયો દ્રવ્યરૂપે સદા રહે છે. (અર્થાત્ પ્રત્યેક દ્રવ્યમાં તેના ભૂતભાવિ સર્વ પર્યાયો વર્તમાનમાં દ્રવ્યરૂપે રહેલા છે); તેથી સર્વ ભવ્યોમાં ભવિષ્યમાં થનારા એવા 'અર્હત્ પર્યાય' (કેવલિ પર્યાય) દ્રવ્યરૂપે સદા રહેલા છે. તો પછી વિદ્યમાન એવા એ પર્યાયનું ધ્યાન કરવામાં ભ્રાન્તિ શી ?'

'જો આ ધ્યાનને ભ્રાન્ત માનવામાં આવે તો, જેમ કલ્પિત જલથી તૃષાનો નાશ કદાપિ ન જ થાય, તેવી રીતે એ ધ્યાનથી ફલ પ્રાપ્તિ ન થવી જોઇએ. કિન્તુ એથી ધ્યાનીઓને ધારણાના બળે શાંત અને ક્રૂરરૂપ અનેક પ્રકારના ફલોની પ્રાપ્તિ થતી દેખાય છે. એથી આત્માનું અર્હદ્‌રૂપે ધ્યાન કરવું તે ભ્રાન્તિ નથી.'

'(ભુક્તિને બતાવે છે–) તે તે પ્રકારનું ધ્યાન કરનારને આ લોકમાં અને પરલોકમાં જે જે પ્રશંસનીય છે તે બધુ– જ્ઞાન લક્ષ્મી, દીર્ઘાયુ, આરોગ્ય, તૃષ્ટિ, પુષ્ટિ, સુંદર શરીર, ધૈર્ય વગેરે પ્રાપ્ત થાય છે.'

'પૂરક, કુંભક, રેચક, દહન, પ્લાવન, સકલીકરણ, મુદ્રા, મંત્ર, મંડલ, ધારણા, તે તે કર્મના અધિષ્ઠાયક દેવતાઓના સંસ્થાન, ચિહ્ન, આસન, પ્રમાણ, વાહન, વીર્ય, જાતિ, નામ, કાન્તિ, દિશા, ભુજા–મુખ–નેત્રોની સંખ્યા, ક્રૂર તથા શાંતભાવ, વર્ણ, સ્પર્શ, સ્વર, અવસ્થા, વસ્ત્ર, આભૂષણ, આયુધ વગેરે અને બીજું જે કાંઈ મન્ત્રશાસ્ત્રાદિમાં શાંત તથા ક્રુર કર્મ માટે કહ્યું છે. તે બધું ધ્યાનનું સાધન સમજવું'

'જે કાંઈ ઇહલૌકિક ફળ છે અને જે કાંઇ પારલૌકિક ફળ છે તે બન્નેનું મુખ્ય કારણ ધ્યાન જ છે.'

### અચરમશરીરીનો મુકિત ક્રમ

### The Journey Within.

'ધ્યાનના આ ચાર મુખ્ય હેતુઓછે– ગુરૂનો ઉપદેશ, શ્રદ્ધા, સદા અભ્યાસ અને સ્થિર મન.'

શુભ અને અશુભ કર્મમલ દૂર થવાથી અપૂર્વકરણાદિ ગુણસ્થાનોમાં રાગદ્વેષરહિત એવું તત્ત્વજ્ઞાન હોય છે, તે વિશુદ્ધ હોવાથી શુકલ કહેવાય છે.'

'આ ધ્યાન શુચિ–પવિત્ર ગુણોના સંયોગથી શુકલ કહેવાય છે. અથવા કષાયરૂપ રજના ક્ષય કે ઉપશમથી શુકલ કહેવાય છે. આ ધ્યાન માણિક્યરત્નની શિખાની જેમ અત્યંત નિર્મલ હોય છે અને નિશ્ચલ હોય છે.'

'હે યોગિન ! જો તને મુક્ત થવાની ઇચ્છા હોય તો કર્મબંધન (પરિગ્રહાદિ) કારણોનો ત્યાગ કરીને અને રત્નત્રયનો અંગીકાર કરીને તું સદા ધ્યાનનો અભ્યાસ કર.'

'ધ્યાનના અભ્યાસની ઉત્તરોત્તર વૃદ્ધિ થવાથી નાશ પામી રહ્યો છે મોહ જેનો એવો યોગી જો તે ચરમ શરીરી હોય તો તેજ ભવમાં તેનો મોક્ષ થાય છે, બીજાની ક્રમશઃ થોડાક ભવોમાં મુક્તિ થાય છે.'

અચરમ શરીરીની મુક્તિ આ ક્રમે થાય છે:–

'સદા ધ્યાનનો અભ્યાસ કરતા અચરમ-શરીરી યોગીને સર્વ અશુભ કર્મોની નિર્જરા અને સંવર થાય છે, અને પ્રતિ-ક્ષણ પ્રચુર પુણ્યકર્મનો આશ્રવ થાય છે. તેમના ઉદયથી તે ભવાંતરમાં કલ્પવાસી દેવોમાં મહર્દ્ધિક દેવ થાય છે ત્યાં (સ્વર્ગમાં) સર્વ ઇન્દ્રિયોને આહ્‌લાદક તથા મનને પ્રસન્નતા આપનાર એવા શ્રેષ્ઠ સુખ-રૂપ અમૃતનું પાન કરતો અને ચિરકાળ સુધી દેવોથી સેવાતો તે સુખેથી રહે છે. તે પછી ત્યાંથી ચ્યવીને મર્ત્ય લોકમાં પણ ચક્રવર્તિ આદિપદોની સંપત્તિઓને લાંબા કાળ સુધી ભોગવીને પોતેજ (વૈરાગ્યથી) છોડી દે છે અને દિગંબર દીક્ષાને અંગીકાર કરે છે. તે કાળે વજ્રઋષભનારાચ સંઘયણ-વાળો તે ચાર પ્રકારના શુક્લધ્યાનને આરા-ધીને અને તેથી આઠે પ્રકારના કર્મોનો નાશ કરીને અંતે અક્ષય એવા મોક્ષને પામે છે.

'સ્વ સ્વ હેતુઓથી જીવ અને કર્મનો જે આત્યંતિક (સર્વથા) વિશ્લેષ તે મોક્ષ છે. એનું ફળ જ્ઞાનાદિ ક્ષાયિક ગુણોની પ્રાપ્તિ છે.'

## યોગ પ્રદીપ

### Light of Yoga

'યોગ પ્રદીપ'માં પરમાત્મા સાથે અભેદ કેવી રીતે થાય, સર્વસંકલ્પથી વર્જિત એવું પરમપદ ક્યારે પ્રાપ્ત થાય તે દર્શાવ્યું છે.

યોગને સ્પર્શતા ઉન્મની ભાવ, સમ-રસી ભાવ, સામાયિક, શુક્લ ધ્યાન, રૂપા-તીત ધ્યાન, અનાહતનાદ, નિરાકાર ધ્યાન વગેરે વિષયો તેમાં આલેખાયા છે.

યોગ પ્રદીપમાંથી કેટલાક શ્લોક અહિં રજુ કર્યા છે.

તત્સામાયિકદીપેન કાયદુર્ગસમાશ્રિતઃ।
અજ્ઞાનાચ્છાદિતઃસ્વાત્મા નિરીક્ષ્યોયોગિભિઃસદા॥

શરીરરૂપી કિલ્લામાં સારી રીતે આશ્રિત થઇ રહેલા અને અજ્ઞાનથી આચ્છાદિત બનેલા એવા પોતાના આત્માને યોગીઓ હંમેશાં સામાયિકરૂપ દીપકથી નિહાળવા યોગ્ય છે.

મોક્ષની આકાંક્ષાવાળાએ સર્વ ધાતુથી રહિત જ્ઞાનરૂપ, નિરંજન, અને કર્મમુક્ત એવા આત્માનું જ ધ્યાન ધરવું જોઇએ.

સંતોષરૂપી અમૃતમાં નિમગ્ન બની શત્રુ અને મિત્રને સદા સમાન ગણી સુખ અને દુઃખના સંપૂર્ણ જ્ઞાતા બની ધ્યાનીએ રાગદ્વેષથી વિમુક્ત થવું જોઇએ.

પ્રભારાશિ (તેજના સમૂહ–સૂર્ય) સમાન શોભાવાળા, સકલ વિશ્વના ઉપ-કારક તેમજ સદા આનંદ અને સુખથી પૂર્ણ એવા પોતાના આત્માને (ધ્યાનીએ) ધ્યાવવો જોઇએ.

ષટચક્ર ચતુઃપીઠાદિ સર્વં ત્યક્ત્વા મુમુક્ષુભિઃ।
આત્મા ધ્યાતવ્ય એવાયં ધ્યાને રૂપવિવર્જિતે॥

રૂપવિવર્જિત (રૂપાતીત) ધ્યાનમાં છ ચક્ર, ચાર પીઠ વગેરે સર્વનો ત્યાગ કરીને મુમુક્ષુએ (મોક્ષના અભિલાષીએ) (ઉપર કહ્યા એવા ગુણોવાળા) આ આત્માનું જ ધ્યાન કરવું.

આ પ્રમાણે યોગના અભ્યાસથી તેમજ આ (ઉપર સૂચવેલ રૂપવિવર્જિત) ધ્યાનથી યોગીઓ શરીરની અંદર રહેલા પોતાના આત્માને જેવું આત્માનું સાચું સ્વરૂપ છે તેજ સ્વરૂપે અવલોકે છે.

## ભાવ પૂજા
### Release God

શમરસસ્વચ્છગંગાજલેન સ્નાપયેત્પ્રભું ।
પૂજયેત્તં તતો યોગી ભાવપુષ્પૈઃ સુગંધિભિ ॥

સમરસીભાવરૂપી (શમતારૂપી) સ્વચ્છ ગંગાજળથી યોગીએ (આત્મ) પ્રભુને સ્નાન કરાવવું (સ્નાત્ર વિધિ કરવી) ત્યારપછી ભાવરૂપી સુવાસિત પુષ્પો વડે તે (આત્મ-પ્રભુ)ની પૂજા કરવી.

વિશાળ ભક્તિસ્થાનમાં (બેસીને) અને મનને વશીકૃત (કરવા દ્વારા) સ્થિર કરીને પરમાનંદરૂપી ઘી સ્નેહપૂરરૂપી (ઘેવર) અને સુધારૂપી (કપુર) વગેરે નાખીને–

આ પ્રમાણે ક્રમસર સારી રીતે દીપતી એવી દીપકશ્રેણીને જ્ઞાનરૂપી તેજથી પ્રગટાવીને પ્રભુની પવિત્ર આરતી ઉતારવી જોઇએ.

(ઉપર વર્ણવી તે) આ વિધિપૂર્વક દેવાધિદેવ પ્રભુનો હું હંમેશનો ભાવપૂજારી બનું એમ (મનમાં) ચિંતવવું.

સ્વહંસમંતરાત્માનં ચિદ્રૂપં પરમાત્મનિ ।
યોજયેત્પરમે હંસે નિર્વાણપદમાશ્રિતે ॥

જ્યારે આપણો હંસરૂપી અંતરાત્મા પરમાત્મામાં ચિદ્રૂપ (તન્મય–એકરૂપ) થાય ત્યારે (તે) પરમહંસ સ્વરૂપ નિર્વાણ-પદને પામે છે.

દ્વ ભ્યામેક વિધાયાથ શુભધ્યાનેન યોગવિત્ ।
પરમાત્મસ્વરૂપં તં સ્વમાત્માનં વિચિંત યેત્ ॥

હવે યોગનો જાણકાર (યોગી પુરૂષ) શુભ ધ્યાન વડે તે બન્નેને (અંતરાત્મા અને પરમાત્મા–અથવા ધ્યાતા અને ધ્યેયને) એકરૂપી કરી પોતાના આત્માને પર-માત્મસ્વરૂપ ચિંતવે.

સુલબ્ધાનંદ સામ્રાજ્યઃ કેવલજ્ઞાન ભાસ્કરઃ ।
પરમાત્મસ્વરૂપોઽહં જાતસ્ત્યક્તભવાર્ણવઃ ॥

'સારી રીતે પ્રાપ્ત થયેલ આનંદ (ના કારણે ચૌદ લોકના) સામ્રાજ્યવાળો, સૂર્ય સમાન (તેજવાળા) કેવલજ્ઞાનને પામેલો અને સંસારરૂપી સમુદ્રથી મુક્ત થયેલો એવો હું પરમાત્મસ્વરૂપ બન્યો છું.'

અહં નિરંજનો દેવઃ સર્વલોકાગ્રમાશ્રિતઃ ।
ઇતિ ધ્યાનં સદા ધ્યાયેદક્ષય સ્થાનકારણં ॥

'હું નિરંજન દેવાધિદેવ છું. સર્વ લોકના અગ્રસ્થાને પહોંચ્યો છું'–એ પ્રમાણે અક્ષયસ્થાનને (પ્રાપ્ત કરવાના) હેતુથી (કારણથી) સદાધ્યાન ધરવું.

આત્માનો ધ્યાનલીનસ્ય દૃષ્ટે દેવે નિરંજને ।
આનંદાશ્રુપ્રપાતઃ સ્યાદ્રોમાંચશ્ચેતિ લક્ષણં ॥

જ્યારે નિરંજન દેવાધિદેવનાં દર્શન થાય છે ત્યારે આત્મધ્યાનમાં લીન બનેલા (યોગીની આંખોથી) આનંદના અશ્રુ પડે છે. અને રોમાંચ ખડાં થાય છે. (યોગીને દેવાધિદેવનું સાચું દર્શન થયાનું) આ લક્ષણ છે.

## યોગના આઠ અંગ
### Cosmic Man

યમ, નિયમ, કરણ, પ્રાણાયામ, પ્રત્યા-હાર, સમાધિ, ધારણા, અને ધ્યાન–એ પ્રમાણે અહીં યોગના આઠ અંગો પંડિતોએ (ડાહ્યા મનુષ્યોએ-સજ્જનોએ) જાણવાં. પૂર્ણ અંગથી (સંપૂર્ણ વિધિપૂર્વક) કરાતો તે (યોગ) સજ્જનોની (પંડિત પુરૂષોની–ડાહ્યા પુરૂષોની મુક્તિ માટે (કારણરૂપ) બને છે.

તદ્ધર્મં તદ્વ્રતં ધ્યાનં તત્તપો યોગ એવ સઃ ।
સ એવ હિ પદારોહો ન યત્ર ક્લિશ્યતે મનઃ ॥

જેમાં મન ક્લેશ ન પામે (પરંતુ પરમ સુખ અને શાંતિ પામે) તે જ ધર્મ

છે, તે જ વ્રત છે, તે જ ધ્યાન છે, તે જ તપ છે, તે જ યોગ છે. અને પદારોહ (ગુણસ્થાન) પણ તે જ છે.

સંકલ્પેન વિકલ્પેન હીને હેતુવિવર્જિતે।
ધારણાધ્યેયનિર્યુક્તે નિર્મલસ્થાનકે ધ્રુવે॥
નિર્યુંજીત સદા ચિત્તં સભાવં ભાવનાં કુરુ।
પદે તત્ર ગતો યોગી ન પુનર્જન્મતાં વ્રજેત્॥

(કોઈપણ પ્રકારના) સંકલ્પવિકલ્પથી રહિત થઇ (કોઈ પણ પ્રકારના) હેતુથી મુક્ત બની (માત્ર) ધારણા અને ધ્યેયમાં યુક્ત થઈ નિર્મળ સ્થાનમાં (બેસી) હંમેશાં ચિત્તનો નિયોગ કરી ભાવના ભાવવી. તે પદમાં રહેલો યોગી (આવી ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત કરનાર યોગી) કદી પુનર્જન્મ પામતો નથી.

જ્ઞેયં સર્વં પદાતીતં જ્ઞાનં ચ મન ઉચ્યતે।
જ્ઞાનં જ્ઞેયં સમં કુર્યાન્નાન્યો મોક્ષપથઃ પુનઃ॥

પદાતીત સર્વ જ્ઞેય છે અને મન એ જ્ઞાન કહેવાય છે–(આ) જ્ઞાન અને જ્ઞેયને સમાન ગણવાં (એકરૂપ માનવાં) એજ મોક્ષ માર્ગ છે, તે વિના બીજો કોઇ મોક્ષ માર્ગ નથી.

ભ્રૂવોપરિ મનો નીત્વા તત્પરં ચાવલોક્યતે।
પરાત્પરતરં તચ્ચ તત્સૂક્ષ્મં તન્નિરંજનં॥

ભ્રૂભાગ પર મનને લાવીને (સ્થિર કરવું) અને (ત્યાર પછી) તેથી (મનથી) પરનું અવલોકન થાય છે. (ત્યાર પછી) પરથી પણ પરતરનું (અવલોકન) થાય છે. (ત્યાર પછી) તેથી (પરાત્પરથી પણ) સૂક્ષ્મનું અવલોકન થાય છે અને (છેવટે) નિરંજનનું દર્શન થાય છે

પવનો મ્રિયતે યત્ર મનો યત્ર વિલીયતે।
વિજ્ઞેયં સહજ સ્થાનં તત્સૂક્ષ્મમજરામરં॥

જ્યાં પવન મરે (અર્થાત્ સ્થગિત થાય છે) અને મન વિલીન થાય છે તેને સૂક્ષ્મ અજરામર એવું સહજ સ્થાન જાણવું.

મનોવ્યાપારનિર્મુક્તં સદૈવાભ્યાસ યોગતઃ।
ઉન્મનીભાવમાયાતં લભતે તત્પદં ક્રમાત્॥

હંમેશના અભ્યાસયોગ વડે (યોગાભ્યાસ વડે) (સર્વ પ્રકારના) વ્યાપારથી મુક્ત થયેલું એવું મન ઉન્મનીભાવને પામતાં તે (સૂક્ષ્મ અજરામર સહજ તત્વ) પદને અનુક્રમે પ્રાપ્ત કરે છે.

વિમુક્ત વિષયાસંગં સન્નિરુદ્ધં મનોહૃદિ।
યદાયાત્યુન્મનીભાવં તદા તત્પરમં પદં॥

(પાંચ ઇંદ્રિયોના) વિષયોના સંસર્ગથી વિમુક્ત બની હૃદયમાં (હૃદયકમલમાં) સારી રીતે નિરૂંધાયેલું મન જ્યારે ઉન્મનીભાવને પામે છે ત્યારે (યોગી) તે પરમ પદને (પ્રાપ્ત કરે છે.)

ધ્યાતૃધ્યાનોભયાભાવે ધ્યેયેનૈક્ય યદા વ્રજેત્।
સોઽયં સમરસીભાવસ્તદેકીકરણં મતં॥

ધ્યાતા અને ધ્યાન એ બન્નેનો અભાવ થઈ (તે બન્નેનુ) જ્યારે ધ્યેયની સાથે ઐક્ય થાય તે જ સમરસીભાવ છે અને તે જ (પ્રક્રિયાને) એકીકરણ માનવામાં આવે છે.

## મૂગાનું સ્વપ્ન
## Dreamland of Dumb

શુભધ્યાનસ્ય સૂક્ષ્મસ્ય નિરાકારસ્ય કિંચન।
અથાત : પ્રોચ્યતે તત્ત્વં દુર્જ્ઞેયં મહત્તામપિ॥

નિરાકારના સૂક્ષ્મ શુભ ધ્યાનનું કાંઇક સ્વરૂપ હવે અમે કહીએ છીએ–એ તત્ત્વ 'મહાન પુરૂષોને પણ દુર્જ્ઞેય છે (મહાનપુરૂષો પણ જાણી શકતા નથી)

રાત્રે સુપ્તદશામાં કોઈક મૂગાને સ્વપ્ન આવ્યું હોય પણ તે મૂગો હોવાને કારણે બોલી શકતો નથી અને તેથી

સ્વપ્ન પણ ( કોઇ ) સમજી શકતું નથી. ( અર્થાત્ તે મૂગો પોતાને આવેલું સ્વપ્નું કોઇને સમજાવી શકતો નથી. )

અહીં મૂગો તે ( કોણ છે ) રાત્રિ તે ( કેવી છે ) સ્વપ્ન તે ( કેવું છે ) અને તેનું ફળ તે ( કેવું છે ) તે હે સૌમ્ય પ્રાજ્ઞ ! ( હું તને કહું છું ) એ આદરપૂર્વક સાંભળ.

(તેમાં) અવિદ્યા એ રાત્રિ છે, યોગીનું સૂતેલું ચિત્ત એ મૂક (મૂગા મનુષ્ય સમાન છે) અને માત્ર તેનેજ (યોગીનેજ) આનંદદાયક એવી ભાવમયતા જે પ્રાપ્ત થઇ છે તે સ્વપ્ન છે.

કૃતસ્તેન તિરોભાવઃ પરબ્રહ્મણિ યોગિના।
પરબ્રહ્મ ગતો ભાવસ્તસ્ય મુક્તિફ્લો ભવેત્॥

તે યોગીએ પરબ્રહ્મમાં તિરોધાન કર્યું છે. (આવી રીતે) પરબ્રહ્મમાં ગયેલો ભાવ મુક્તિરૂપી ફ્લ આપનારો બને છે.

સોમસૂર્યદ્વયાતીતં વાયુસંચારવર્જિતં।
સંકલ્પવર્જિતં ચિત્તં પરં બ્રહ્મ નિગદ્યતે॥

ચંદ્ર (નાડી) અને સૂર્ય (નાડી)-એ બન્નેથી દૂર થયેલ, વાયુસંચારથી વર્જિત અને (સર્વપ્રકારના) સંકલ્પ (વિકલ્પ) થી રહિત એવું ચિત્ત પરબ્રહ્મસ્વરૂપ કહેવાય છે.

પરબ્રહ્મૈવ તદ્જ્ઞેયં સિદ્ધયર્થં વિબુધૈઃ સદા।
સ્વપ્નાર્થઃ કથિતઃ પ્રાજ્ઞ યોગયુક્તયા તવાગ્રતઃ॥

માટે ડાહ્યા માણસોએ સિદ્ધિને અર્થે તે પરબ્રહ્મને જ સદા જાણવું હે પ્રાજ્ઞ ! (આ રીતે તારા હિત માટે) યોગ યુક્તિથી તારી સમક્ષ સ્વપ્નનો અર્થ કહ્યો છે.

ન કિંચિચ્ચિંતયેચ્ચિત્તમુન્મનીભાવસંગતં।
નિરાકારં મહાસૂક્ષ્મં મહાધ્યાન તદુચ્યતે॥

ઉન્મનીભાવને પામેલું ચિત્ત (બીજું) કંઇ જ ચિંતવતું નથી. તેને ( ઉત્કૃષ્ટ પરિસ્થિતિને—ઉન્મનીભાવને ) નિરાકાર, મહાસૂક્ષ્મ મહાધ્યાન કહેવામાં આવે છે.

પિંડપદરૂપભેદાઃ શુકલ ધ્યાનસ્ય ચે પુગ।
ઉકતાસ્તસ્યૈવ રોહાર્થં પ્રાસાદે પદિકં યથા॥

જેમ મહેલ ઉપર ચઢવા માટે પગથિયાં ( સોપાન ) હોય તેમ અગાઉ કહેલા પિંડસ્થ, પદસ્થ અને રૂપસ્થ-શુકલધ્યાનના એ ( ત્રણ ) ભેદો આ ( રૂપાતીત ધ્યાનને )જ પહોંચવા માટેનાં પગથિયાં છે.

કીદશોઽસ્મિ કગંતાસ્મિકિં કરોમિ સ્મરામિ કિં
ઇતિ યોગી ન જાનાતિ લયલીનો નિરંજને॥

નિરંજનમાં લયલીન થયેલો યોગી-'હું કેવો છું'.' 'ક્યાં જવાનો છું,' શું કરૂં છું,' 'શું સ્મરૂં છું—' એ કાંઇ જાણતો નથી.

અહીં તે (ચાર) કષાયો અને (પાંચ) ઇંદ્રિયોનો ઉપશમ કર્યા પછી પણ ધ્યાનની સ્થિરતા માટે (યોગીએ) ચિત્તને (સર્વ પ્રકારના) સંકલ્પથી વર્જિત કરવું.

યચ્છુભં કર્મકર્તૃત્વં તત્કુર્યાન્મનસાસહ।
મનસ્તુલ્યં ફ્લં યસ્માત્ શૂન્યે શૂન્યં ભવેત્પુનઃ॥

જે કાંઇ શુભ કાર્ય કરવાનું હોય તે મનથી ( અર્થાત્ તે કાર્યમાં જ મનને સ્થિર કરીને ) કરવું જોઇએ ( કારણ કે ) જેવું મન એવું ફળ મળે છે. ( અર્થાત્ મનમાં જે કાંઈ નિશ્ચિત કર્યું હોય તે ફળ પ્રાપ્ત થાય છે. ) અને ( જો મન ) શૂન્ય થાય તો ( ફળ પણ ) શૂન્ય થાય છે.

## સમરસીભાવ સામાયિક

Living In Through' and By the Spirit

જન્મલક્ષૈર્તૈરુગ્રૈર્યન્નૈવ ક્ષીયતે કવચિત્।
મનઃ શમરસે મગ્નં તત્કર્મ ક્ષપયેત્ ક્ષણાત્॥

લાખો જન્મસુધી ઉગ્ર વ્રતો આચરવા છતાં પણ જે કર્મોનો કદી ક્ષય ન થાય તે (કર્મોને) શમરસમાં નિમગ્ન થયેલું મન

# મણિપૂરચક્ર
## દશદલપદ્મ


ચક્રસ્થાન આંતર




ધ્યાનફળ સરસ્વતિની પૂર્ણ કૃપા પામે છે.

# અનાહતચક્ર
## દ્વાદશદલપદ્મ


ચક્રસ્થાન હૃદય




ધ્યાનફળ
વચન રચનામાં સમર્થ યોગીશ્વર
જ્ઞાનવાન ઈન્દ્રિય જિત બને છે.

(અર્થાત્ સમરસીભાવને પામેલું મન) એક ક્ષણમાં ખપાવી નાખે છે.

સર્વારંભપરિત્યાગાત્ ચિત્તે સમરસં ગતે।
યા સિદ્ધિઃ સ્યાત્સતાં સા નો સર્વતીર્થાવગાહને ॥

સર્વ આરંભનો સંપૂર્ણ ત્યાગ કરવાથી જ્યારે ચિત્ત સમરસીભાવને પામે ત્યારે સજ્જનોને જે સિદ્ધિ પ્રાપ્ત થાય છે તે સર્વ તીર્થોનું અવગાહન કરવા છતાં પ્રાપ્ત થતી નથી.

વિદ્યમાને પરે મૂઢા યોગે શમરસાત્મકે।
યોગં યોગં પ્રકુર્વાણાઃ ભ્રમન્તિ દિશો દિશં ॥

શમરસાત્મક યોગ વિદ્યમાન હોવા છતાં (અર્થાત્ સમરસીભાવરૂપી યોગ પ્રાપ્ત કરી શકાય એમ હોવા છતાં) મૂર્ખ લોકો બીજા (યોગની શોધમાં) 'યોગ'–'યોગ' કરતા દિશે દિશ (ચારે બાજુ) ભમ્યા કરે છે.

સંકલ્પકલ્પના મુક્તં રાગદ્વેષવિવર્જિતં।
સદાનંદલયે લીનં મનઃ સમરસં સ્મૃતં ॥

(સર્વ પ્રકારના) સંકલ્પ અને વિકલ્પથી મુક્ત રાગદ્વેષથી રહિત અને હંમેશાં આનંદમાં લયલીન એવા મનને સમરસ કહેવામાં આવ્યું છે (અર્થાત્ મનની એવી ઉત્કૃષ્ટ અવસ્થાને સમરસીભાવ કહેવામાં આવે છે)

અતીતં ચ ભવિષ્યચ્ચ યત્ર શોચતિ માનસં।
તં સામાયિકમિત્યાહુર્નિર્વાતસ્થાનદીપવત્ ॥

નિર્વાત પ્રદેશમાં (પવન વિનાના સ્થાનમાં) રહેલા દીપકની જેમ (સ્થિર-થયેલું) મન ભૂત કે ભવિષ્યનો વિચાર કરતું નથી તે (ઉત્કૃષ્ટ પરિસ્થિતિ) સામાયિક છે એમ કહેવામાં આવ્યું છે.

નિઃસંગં યન્નિરાભાસં નિરાકારં નિરાશ્રયં।
પુણ્યપાપવિનિર્મુક્તં મનઃ સામાયિકં સ્મૃતં ॥

સંગ (સંસર્ગ) વિહીન, નિરાભાસ, નિરાકાર, નિરાશ્રય અને પુણ્યપાપથી નિર્મુક્ત એવા મનને સામાયિક કહેવામાં આવ્યું છે.

ગતે શોકો ન યસ્યાસ્તિ ન ચહર્ષઃ સમાગતે।
શત્રુમિત્રસમચિત્તં સામાયિકમિહોચ્યતે ॥

ગયેલાનો જેને શોક નથી અને પ્રાપ્તનો જેને હર્ષ નથી તેમજ શત્રુ અને મિત્ર (એ બન્ને) પ્રત્યે જેનું ચિત્ત એકસરખુ છે (અર્થાત્ બન્ને પ્રતિ સમ-દૃષ્ટિ છે) તેને અહીં (આ જગતમાં) સામાયિક કહેવાય છે

યઃ સદા સ્નાતિ યોગીન્દ્રો ધ્યાનસ્વચ્છમહાજલે।
લક્ષમેકં કથં તિષ્ઠેત્ તસ્મિન્ કર્મરજોમલઃ ॥

જે યોગીન્દ્ર હમેશાં ધ્યાનરૂપી સ્વચ્છ મહાજલમાં એક લક્ષ બાંધીને ઊભો રહી સ્નાન કરે તેના (આત્મ શરીર પર) કર્મરજરૂપી મેલ કેવી રીતે રહે? (અર્થાત ધ્યાનરૂપી નિર્મલ જલમાં કર્મરૂપી મેલ ધોવાઇ જાય છે)

શુકલધ્યાનના સુંદર યોગથી બ્રહ્માનંદની બ્રહ્મમાં સ્થિર થાય છે અને યોગી પૃથ્વી-પર રહ્યા છતાં શાખાના અગ્રભાગ પર રહેલું ઉત્તમ ફળ પામે છે.

મુક્તિશ્રીપરમાનંદ ધ્યાનેનાનેન યોગિના।
રૂપાતીત નિરાકારં ધ્યાનં ધ્યેયં તતોઽનિશં ॥

તેથી આ (શુકલ) ધ્યાનથી મુક્તિરૂપ લક્ષ્મીનો પરમ આનંદ પ્રાપ્ત કરવા માટે યોગીએ સદૈવ રૂપાતીત તથા નિરાકાર એવુ (આત્મ) ધ્યાન ધ્યાવવું.

તત્ત્વની પ્રાપ્તિ માટે ગ્રંથોનો અભ્યાસ કર્યા બાદ તત્ત્વનું જ્ઞાન થતાં બુદ્ધિશાળી પુરૂષ ધાન (અનાજ)નો અર્થી પરાર છોડી દે એવી રીતે સર્વ ગ્રંથોનો ત્યાગ કરે છે. (અર્થાત જેવી રીતે ખેડૂત

અનાજ મેળવવા માટે ઘાસ ઉગાડે છે અને અનાજ મેળવી લીધા પછી ઘાસનો ત્યાગ કરે છે તેવી રીતે યોગી પુરૂષ તત્ત્વની પ્રાપ્તિ માટે ગ્રંથોનો આશ્રય લે છે, પરંતુ તત્ત્વ પ્રાપ્ત થતાં તે સર્વ ગ્રંથો ત્યજી દે છે.

ક્ષીયંતે યાનિ કાલેન કિં તૈઃ કર્તવ્યમક્ષરૈઃ।
યાવન્નોઽનક્ષરં પ્રાપ્તં તાવન્મોક્ષ સુખ કુતઃ॥

જે કાળે કરીને નાશ પામે એવા અક્ષરોથી શું? (અર્થાત્ ક્ષય પામે એવા અક્ષરોથી કંઈ લાભ થતો નથી) જ્યાંસુધી અનક્ષર નથી પ્રાપ્ત થયો ત્યાંસુધી મોક્ષનું સુખ ક્યાંથી? (અર્થાત્ અક્ષય એવા અનક્ષર વિના મોક્ષની પ્રાપ્તિ થતી નથી).

## સહજજ્યોતિ અને અનાહતનાદ
## Infinity and Eternity

મણિહુતવહતારાસોમસૂર્યાદયોઽપિ।
ક્ષિતિવિષયમિહાલ્પં બાહ્યમુદ્યોતયંતિ॥
સહજલયસમુત્થં દ્યોતયેજ્જ્યોતિરંત-
સ્ત્રિભુવનમપિ સૂક્ષ્મસ્થૂલભેદં સદૈવ॥

મણિ, અગ્નિ, તારા, ચંદ્ર, સૂર્ય -વગેરે પણ અહીં પૃથ્વીને વિશે (તેના માત્ર બહુ જ) થોડાક (ભાગને) બહારથી પ્રકાશિત કરે છે. જ્યારે સ્વાભાવિક લયમાંથી સમુત્પન્ન થયેલ આંતરજ્યોતિ તો (અર્થાત્ આત્માની સહજ જ્યોતિ તો) સૂક્ષ્મ અને સ્થૂલ એવા ભેદવાળા ત્રણે ભુવનને સદૈવ જ્યોતિર્મય કરે છે.

પરમાનંદાસ્પદં સૂક્ષ્મં લક્ષ્યં સ્વાનુભવાત્પરં।
અધસ્તાદ્ દ્વાદશાંતસ્ય ધ્યાયેન્નાદમનાહતં॥

દ્વાદશાંતની (બ્રહ્મરંધ્ર) નીચે આવેલા પરમ આનંદના સ્થાનરૂપ, સૂક્ષ્મ, સ્વાનુભવથી લક્ષ્ય અને પર એવા અનાહતનાદને ધ્યાવવો જોઇએ.

તૈલધારામિવાચ્છિન્નં દીર્ઘઘંટાનિનાદવત્।
લયં પ્રણવનાદસ્ય યસ્તં વેત્તિ સ યોગવિત્॥

તેલની ધાર જેવા અખંડિત (અવિરત) અને દીર્ઘ ઘંટના નિનાદ (રણકાર) જેવા પ્રણવનાદના લયને જે જાણે છે તે યોગનો જાણકાર છે.

ઘંટાનાદો યથા પ્રાંતે પ્રશામ્યન્મધુરો ભવેત્।
અનાહતોઽપિનાદોઽથ તથા શાંતો વિભાવ્યતાં॥

જેવી રીતે ઘંટનો રણકાર (ધીમે ધીમે) છેવટે ખૂબ શાંત થાય ત્યારે (વિશેષ) મધુર લાગે છે તેવી રીતે અનાહતનાદ પણ (અંતે) શાંત થતાં (ખૂબ માધુર્યસભર) અનુભવાય છે.

નદત્યવ્યક્તરૂપેણ સર્વભૂતહૃદિ સ્થિતઃ।
સ નાદોઽનાહતસ્તેન ન નાદો વ્યક્તિસંભવઃ॥

સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલો અનાહતનાદ તે છે કે જે અવ્યક્ત સ્વરૂપે ધ્વનિત થાય છે. પરંતુ વ્યક્તિના (મુખમાંથી વ્યક્ત સ્વરૂપે) પેદા થનો (અવાજ તે) નાદ (અર્થાત્ અનાહતનાદ) નથી.

સ નાદઃ સર્વદેહસ્થો નાસાગ્રે તુ વ્યવસ્થિતઃ।
પ્રત્યક્ષઃ સર્વભૂતાનાં દૃશ્યતે નૈવ લક્ષ્યતે॥

તે (અનાહત) નાદ (સામાન્ય રીતે) સર્વ (પ્રાણીઓના) શરીરમાં રહેલો છે. પરંતુ નાસિકાના અગ્ર ભાગપર (વિશેષ) વ્યવસ્થિત (રહેલો છે) સર્વ પ્રાણીઓ તેને પ્રત્યક્ષ જોઈ શકતાં નથી કે લક્ષી શકતાં નથી.

અક્ષરધ્વનિનિર્મુક્તં નિસ્તરંગં સમે સ્થિતં।
ચિત્તં સહજાવસ્થં સ નાદ સ્તેન ભિદ્યતે॥

અક્ષરધ્વનિથી સંપૂર્ણ મુક્ત, તરંગવિહીન, સમતાભાવમાં સ્થિત અને સહજ અવસ્થાને પામેલું જે ચિત્ત તેના વડે તે (અનાહત) નાદ ભેદી શકાય છે. (અર્થાત્

એવા ચિત્ત વડે અનાહતનાદ પ્રકટ થાય છે.)

ઈંદ્રિયો ત્યાંસુધી જ છે, કષાયો પણ ત્યાંસુધી જ છે કે જ્યાંસુધી યોગીનું મન અનાહત નાદમાં લીન નથી થયું.

(વિષય સુખ ત્યાંસુધી સારૂં ભાસે છે જ્યાંસુધી અનાહતના લયથી ઉત્પન્ન થયેલ સુખ પ્રાપ્ત નથી થયું.

જેમ સૂર્યોદયથી અંધકાર નાશ પામે છે તેમ યોગીના આ ધ્યાનથી લાખો જન્મમાં એકત્રિત કરેલ સર્વ કર્મ ક્ષણવારમાં નષ્ટ પામે છે.

## નિરાકાર ધ્યાન
## Transformation and Realization of Completeness

નિરાકારમપિ ધ્યાનં રૂપાતીત સમુજ્જવલં।
સ્થૂલ સૂક્ષ્મ વિભેદેન દ્વિવિધં પરિકીર્તિતં॥

નિરાકાર ધ્યાન પણ રૂપાતીત (જેવું) સમુજ્જવળ છે. અને તે સ્થૂલ તથા સૂક્ષ્મ એમ બે પ્રકારનું કહેવામાં આવ્યું છે.

શરીરં સકલં ત્વા બ્રહ્મદ્વારે સ્થિરં મનઃ।
ક્રિયતે યદિ તત્યકસૂક્ષ્મં નિરાકારમિહોચ્યતે॥

સકલ શરીરનો ત્યાગ કરી મનને બ્રહ્મદ્વારમાં સ્થિર કરવામાં આવે તેને (અર્થાત્ તે પ્રક્રિયાને) અહીં (આ જગતમાં) સૂક્ષ્મ નિરાકાર (ધ્યાન) કહેવામાં આવે છે.

ધ્યાને ત્વનાહતે શુદ્ધે નિત્યાભ્યાસ પ્રયોગતઃ।
દ્વાદશાંતે નિરાકારે મનોયોગં નિવેશયેત્॥

નિત્ય અભ્યાસ કરવા પૂર્વક જ્યારે અનાહતનાદનું ધ્યાન શુદ્ધ થાય ત્યારે નિરાકાર દ્વાદશાંતમાં (બ્રહ્મરંધ્રમાં) મનોયોગ કરવો. (અર્થાત્ નિરાકાર બ્રહ્મરંધ્રમાં મનને સ્થાપિત કરવું–જોડવું.)

બાહ્યમાભ્યંતરં યોગી ત્યક્ત્વાત્માનં દ્વિધાપ્ય ચ।
બ્રહ્મદ્વારં નિરાકારં પરમાત્મપદં શ્રયેત્॥

બાહ્ય અને આભ્યંતર (બહિરાત્મા અને અંતરાત્મા) એમ બન્ને પ્રકારના (પોતાના) આત્માને ત્યજીને યોગી બ્રહ્મદ્વાર (માં રહેલ) નિરાકારસ્વરૂપ (માત્ર) પરમાત્માપદને અવલંબે.

એકાંગુલપરીમાણં સુવૃતં વ્યોમસન્નિભં।
યોગીન્દ્રઃ પ્રથમં યાવદ્ દ્વાદશાંતં વિચિંતયેત્॥

એક આંગળ પરિમાણવાળા ગોળ આકાશ જેવા બ્રહ્મદ્વારને (દ્વાદશાંતને–બ્રહ્મરંધ્રને) યોગીન્દ્ર સૌથી પ્રથમ (અર્થાત્ શરૂઆતમાં) ચિંતવે.

નેત્રમંડળસંસ્થાયી દ્વાદશાત્મા નિગદ્યતે।
તસ્માદપ્યૂર્ધ્વગં બ્રહ્મ દ્વાદશાંતે તથા સ્મૃતં॥

નેત્ર મંડળમાં રહેનાર (યોગીને) દ્વાદશાત્મા કહેવાય છે. બ્રહ્મ તેથી પણ (અર્થાત્ નેત્ર મંડળથી પણ) ઊર્ધ્વ રહેલું છે. (અને તેથી તેવે સ્થાને અર્થાત્ બ્રહ્મને સ્થાને રહેલો યોગી) દ્વાદશાંતે છે. એમ કહેવામાં આવે છે.

નાદબિંદુકલાતીતં પરમાત્મકલાયુતં।
દ્વાદશાંતં સદા ધ્યાયેત્ સદાનંદૈકમંદિરં॥

નાદ, બિંદુ અને કલાથી અતીત, પરમાત્માની કલાથી યુક્ત અને સદૈવ આનંદના એક મંદિરરૂપ એવા દ્વાદશાંતનું હંમેશા ધ્યાન ધરવું.

જેની તંદ્રા વિનષ્ટ થઈ છે એવો શુદ્ધધર્મી યોગી કષાયોના પ્રસારને રોકી, અતિ ચંચળ એવી પોતાની ઇંદ્રિયોને નિયમ બદ્ધ કરી, અથવા અન્ય (પ્રકારનો) સંગ છોડી, બુદ્ધિને (માત્ર) પરમપદના સુખની પ્રાપ્તિ માટે બદ્ધ કરી (અર્થાત્ પરમપદનું સુખ મેળવવાનો દૃઢ નિશ્ચય કરી) પોતાના સ્થિર ચિત્તને સમરસીભાવવાળું બનાવી તેમજ સત્ત્વ (ગુણ)નું આલંબન લઈ

હમેશાં નિર્મળ ધ્યાન ધ્યવવાનો પ્રયત્ન કરે.

(આ રીતે) પ્રયત્નશીલ બનેલો તે પંડિત પુરુષ (યોગી) સંસારના પાશને છેદીને (શરીરની) અંદર રહેલ મોહાદિ (શત્રુઓની) સેનાને જીતીને, મોક્ષદાયિની એવી દીક્ષા પ્રભુ (ગુરુ) પાસે અંગીકાર કરીને, બ્રહ્મજ્ઞાનના લય વડે કેવળજ્ઞાન (કેવલીએ માન્ય કરેલ જ્ઞાન) ઉપાર્જીને (અને એ રીતે) આઠ કર્મોને ક્રમશઃ ક્ષીણ કરીને પાપમાંથી મુક્તિ મેળવી સદા સુખમય એવા પદને પ્રાપ્ત કરે.

## અષ્ટાંગ યોગ

## Experiments in Eight Dimensions

સંસારમાં (સર્વ પ્રકારના) વ્યાપારોને છેદનાર અને મુક્તિ સાથે જોડનાર એવો સમ્યગ્ યોગ સંયમાદિ અંગોમાં વિભાજિત છે, (અને) તેના પણ આઠ પ્રકાર છે,

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અપરિગ્રહ—એ પાંચ (મહા) વ્રતોથી અહીં સંયમ પાંચ પ્રકારનો કહેવામાં આવ્યો છે.

શૌચ, તપ, સંતોષ, સ્વાધ્યાય અને દેવસ્મરણ—એ પાંચ પ્રકારનો નિયમ જાણવો, ત્યારપછી આસન એ કરણ (જાણવું)

શ્વાસોશ્વાસની સ્થિરતા એ પ્રાણાયામ છે વિષયોથી ઇંદ્રિયોને ખેંચી લેવી એ પ્રત્યાહાર છે.

(સમાધિભં) વહંતૃણાં વાક્યાનામર્થચિંતનં ।
સ્થૈર્યહેતોર્નિવેદ્ધયેગો ધારણા ચિત્તયોજના ॥

સંસારનો નાશ કરનાર વાક્યોના અર્થનું ચિંતન કરવું એ સમાધિ છે. જેનો હેતુ સ્થિરતા છે. ધ્યેયમાં ચિત્તને જોડવું એ ધારણા છે.

સ્થૂલે વા યદિ વા સૂક્ષ્મે સાકારે વા નિરાકૃતે।
ધ્યાનં ધ્યાયેત્ સ્થિરં ચિત્તં એક પ્રત્યયસંગતે ॥

સ્થૂલ કે સૂક્ષ્મ અથવા સાકાર કે નિરાકારમાં સ્થિર ચિત્તને એકાકાર કરી (તે સ્થૂલ, સૂક્ષ્મ, સાકાર કે નિરાકારને) ધ્યાવવું એ ધ્યાન છે.

આ પ્રમાણે સંયમાદિ યોગોથી યોગ આઠ પ્રકારનો છે. (તે આઠ પ્રકારમાં) સર્વ અતિશયોથી સંપન્ન એવું ધ્યાન (વિશેષ) કલ્યાણકારી છે.

સર્વસંકલ્પસન્ન્યસ્તમેકાંતઘનવાસનં ।
ન કિંચિદ્ ભાવનાકારં તદ્બ્રહ્મ પરમં પદં ॥

સર્વ સંકલ્પોથી વર્જીત, એકાંતમાં ઘન વાસનાવાળુ (એકાંતમાં સર્વ વાસનાથી વિમુક્ત ?) અને કોઇપણ પ્રકારની ભાવઓના આકર વિનાનું એવુ (બ્રહ્મ) તત્ત્વ એ પરમ પદ છે.

## સમાધિ શતક

## Transcendental Silence

પૂજ્યપાદસ્વામિના 'સમાધિશતક'માંથી કેટલાક શ્લોક અહિં રજુ કર્યા છે.

બહિરન્તઃ પરશ્ચેતિ, ત્રિધાત્મા સર્વ દેહિષુ।
ઉપેયાત્તત્ર પરમં મધ્યોપાયાદ્ બહિસ્ત્યજેત॥

આત્મા સર્વ જીવોમાં ત્રણ પ્રકારે છે એટલે કે બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા, એ ત્રણમાંથી અંતરાત્મા વડે પરમાત્માને પામવો અને બહિરાત્માને ત્યાગવો.

મૂલં સંસારદુઃખસ્ય દેહ એવાત્મધીસ્તતઃ।
ત્યક્ત્વૈનાં પ્રવિશેદન્તર્બહિરવ્યાવૃતેન્દ્રિયઃ ॥

દેહમાં જ આત્મબુદ્ધિ એ સંસાર દુઃખનું મૂળ છે. માટે એ બુદ્ધિ છોડીને બહારના વિષયો તરફ જતી ઇન્દ્રિઓને રોકી (મનથી) અંતર આત્મામાં પ્રવેશ કરવો એથી સંસાર દુઃખનું મૂળ છેદાય છે.

એવં ત્યક્ત્વા બહિર્વાચં, ત્યજેદન્તર શેષતઃ।
એષ યોગઃ સમાસેન પ્રદીપઃ પરમાત્મનઃ॥

એ પ્રકારે બાહીરના વિષયોને સમૂળગા છોડી દેવા એવો યોગ એક મહિનો કરવાથી પરમાત્માની જ્યોતિના દર્શન થાય છે.

યદભાવે સુષુપ્તોઽહં યદ્ભાવે વ્યુત્થિતઃ પુનઃ।
અતીન્દ્રિયમનિર્દેશ્યં, તત્સ્વસંવેદ્યમસ્મ્યહમ્॥

જેની સમજણ વિના હું સુતો હતો અને જેની સમજણથી હવે જાગૃત થયો છું, એવો ઇન્દ્રિયોથી પર અને કોઇથી ન બતાવી શકાય એવો સ્વસંવેદ્ય હું છું.

ત્યક્ત્વૈવં બહિરાત્માનમન્તરાત્મવ્યવસ્થિતઃ।
ભાવયેત્પરમાત્માનં સર્વસંકલ્પવર્જિતમ્॥

આ પ્રમાણે બહિરાત્માને છોડી અંતરાત્મામાં રહી સર્વ સંકલ્પથી રહિત એવા પરમાત્માની ભાવના કરવી. અથવા સર્વ સંકલ્પથી રહિત થઈ પરમાત્માની ભાવના કરવી.

સર્વેન્દ્રિયાણિ સંયમ્ય સ્તિમિતેનાન્તરાત્મના।
યત્ક્ષણં પશ્યતો ભાતિ, તત્તત્વં પરમાત્મનઃ॥

સર્વ ઇન્દ્રિયોનો સંયમ કરી શાન્ત આત્મા વડે એક ક્ષણવાર જે સ્વરૂપનું ભાન થાય છે તે તત્વથી પરમાત્માનું સ્વરૂપ છે.

યદા મોહાત્પ્રજાયેતે, રાગ દ્વેષૌ તપસ્વિનઃ।
તદૈવ ભાવયેત્સ્વસ્થમાત્માનં શામ્યતઃ ક્ષણાત્॥

જ્યારે મોહથી (અજ્ઞાનથી) રાગદ્વેષ તપસ્વીને ઉત્પન્ન થાય ત્યારે સ્વસ્થ એવા આત્માની ભાવના કરવી કે જેથી ક્ષણવારમાં મન શાન્ત થાય.

અચેતનમિદં દૃશ્યમદૃશ્યં ચેતનં તતઃ।
ક્વ રૂષ્યામિ ક્વ તુષ્યામિ, મધ્યસ્થો હું ભવામ્યતઃ॥

આજે દૃશ્ય છે તે અચેતન છે અને જે અદૃશ્ય છે તે ચેતન છે માટે ક્યાં હું રોષ કરૂં અને ક્યાં હું તોષ કરૂં માટે હું તો મધ્યસ્થ થઈ રહુ ન કરૂં રોષ કે ન કરૂં તોષ.

યુઞ્જીત મનસાઽઽત્માનં,
વાક્કાયાભ્યાં વિયોજયેત્।
મનસા વ્યવહારં તુ,
ત્યજેદ્વાક્કાયયોજિતમ્॥

આત્માને મનની સાથે જોડવું અને મનથી વાણી અને કાયાના વ્યાપાર છોડવા.

સ્વબુદ્ધયા યાવદ્ગૃહ્ણીયાત્કાયવાક્ ચેતસાં ત્રયમ્।
સંસારસ્તાવદેતેષાં ભેદાભ્યાસે તુ નિવૃતિઃ॥

જ્યાં સુધી કાયા, વાણી અને મન એ ત્રણેને આત્મબુદ્ધિથી ગ્રહણ કરે છે ત્યાં સુધી સંસાર છે અને તેઓના ભેદના અભ્યાસથી (સંસાર મુકાય છે) મુક્ત છે.

વ્યવહારે સુષુપ્તો યઃ સ જાગર્ત્યાત્મગોચરે।
જાગર્તિ વ્યવહારેઽસ્મિન્, સુષુપ્તશ્ચાત્મગોચરે॥

વ્યવહારમાં જે સૂતો છે તે આત્મામાં જાગે છે અને જે આત્મામાં સૂતો છે તે વ્યવહારમાં જાગે છે.

આત્માનમન્તરે દૃષ્ટ્વા દૃષ્ટ્વા દેહાદિકં બહિઃ
તયોરંતર વિજ્ઞાના દભ્યાસા દચ્યુતો ભવેત્॥

આત્માને અંતરમાં જોઇ અને દેહાદિકને બાહ્ય જોઇ, એ બન્નેના ભેદ વિજ્ઞાનના અભ્યાસથી આત્મા મુક્ત થાય છે.

તથૈવ ભાવયેદ્ દેહાદ્ વ્યાવૃત્યાત્માનમાત્મનિ।
યથા ન પુનરાત્માનં દેહે સ્વપ્નેઽપિ યોજયેત્॥

દેહથી આત્માને અલગ પાડી આત્મામાં ભાવના કરવી કે જેથી દેહની સાથે સ્વપ્નામાં પણ આત્મા જોડાય નહિ.

અવ્રતી વ્રતમાદાય, વ્રતી જ્ઞાનપરાયણઃ।
પરાત્મજ્ઞાન સંપન્નઃ સ્વયમેવ પરો ભવેત॥

અવ્રતીએ વ્રત ગ્રહણ કરવા અને વ્રતીએ જ્ઞાન પરાયણ થવું, આમ પરમાત્મજ્ઞાન સંપન્ન થવાથી પોતે જ પરમાત્મા થાય

## પરમાત્મ દ્વાંત્રિંશિકા

### Open Mind, Open Heart

આચાર્ય અમિતગતિની 'પરમાત્મ દ્વાંત્રિંશિકા'માંથી કેટલાક શ્લોકો અહિં રજુ કર્યા છે.

યો વ્યાપકો વિશ્વજનીન વૃત્તે:
સિદ્ધો વિબુદ્ધો ધૂત કર્મબન્ધઃ।
ધ્યાતો ધૂનીતે સકલં વિકારં
સ દેવ દેવો હૃદયે મમા સ્તામ્॥

વિશ્વને હિતકારી વૃત્તિથી જે વ્યાપક છે, જે સિદ્ધ છે, જે બુદ્ધ છે, જે કર્મબન્ધથી રહિત છે તથા ધ્યાન કરનારના સકલ વિકારોને દૂર કરે છે તે દેવાધિ દેવ મારા હૃદયને વિષે રહો.

ન સ્પૃશ્ય તે કર્મ કલંક દોષૈ:
યોધ્વાન્તસંઘૈરિવ તિગ્મરશ્મિઃ।
નિરઞ્જનં નિત્યમનેકમેકં,
તં દેવમાપ્તં શરણં પ્રપદ્યે॥

અંધકારના સમૂહોવડે જેમ સૂર્ય સ્પર્શ કરાતો નથી તેમ કર્મરૂપી કલંક અને દોષોવડે જે અસ્પૃશ્ય છે, નિરંજન છે નિત્ય છે, અનેક છે, અને એક છે તે આપ્ત એવા દેવનું હું શરણ અંગીકાર કરૂં છું.

ન સંસ્તરોऽશ્મા ન તૃણં ન મેદિની
વિધાન તો નો ફલકો વિનિર્મિતઃ।
યતો નિરસ્તાક્ષકષાયવિદ્વિષઃ
સુધીભિરાત્મૈવ સુનિર્મલો મતઃ॥

વિધિપૂર્વક ઘડેલો પત્થર, ઘાસ, પૃથ્વી કે પાટીયું એ સંથારો નથી કિન્તુ ઇન્દ્રિય અને કષાયરૂપી વૈરિઓને જેણે દૂર કરી નાંખ્યા છે એવા પુરૂષને અત્યંત નિર્મળ આત્મા એજ સંથારો માનેલો છે.

આત્માનમાત્મન્યવલોકયમાન-
સ્ત્વં દર્શનજ્ઞાનમયોવિશુદ્ધઃ।
એકાગ્રચિત્તઃ ખલુ યત્ર તત્ર,
સ્થિતોऽપિ સાધુર્લભતે સમાધિમ્॥

આત્માને વિષે આત્માને જોતો એવો તું વિશુદ્ધ દર્શન-જ્ઞાનમય છે. એ રીતે આત્માને વિષે એકાગ્રચિત્તવાળો એવો સાધુ ગમે ત્યાં રહેલો હોય તો પણ સમાધિને પામે છે.

સર્વં નિરાકૃત્ય વિકલ્પજાલં,
સંસારકાન્તારનિપાતહેતુમ્।
વિવિક્તમાત્માનમવેક્ષ્યમાણો,
નિલીયસે ત્વં પરમાત્મતત્ત્વે॥

સંસાર અટવીમાં પડવાના હેતુભૂત સઘળી વિકલ્પ જાલને દૂર કરીને એકલા આત્માને જોતો એવો તું પરમાત્મતત્ત્વને વિષે લીન થઇશ.

## યોગ અષ્ટક

### Living in the Spiral

શ્રી યશોવિજયજી ઉપાધ્યાય વિરચિત યોગ અષ્ટક અહિં આપ્યું છે.

મોક્ષેણ યોજનાદ્ યોગ : સર્વોऽપ્યાચાર ઇષ્યતે।
વિશિષ્ય સ્થાન વર્ણાર્થાલમ્બનૈ કાગ્ર્યગોચરઃ॥

મોક્ષની સાથે આત્માને જોડવાથી યોગ શબ્દનો અર્થ સઘળો ય આચાર ઇષ્ટ છે વિશેષે કરીને (સામાન્ય શબ્દને વિશેષ પરક કરીને) સ્થાન-મુદ્રા વર્ણ-અક્ષર-શબ્દ વાચ્ય અર્થ, કાયોત્સર્ગાદિનું આલમ્બન અને એકાગ્રતા-સિદ્ધસ્મરણ એ પાંચ બાબતને ગોચર જે આચાર તે યોગ કહેવા યોગ્ય છે.

કર્મયોગદ્વયં તત્ર જ્ઞાનયોગત્રયં વિદુઃ।
વિરતેષ્વેવ નિયમાદ્ બીજમાત્રં પરેષ્વપિ॥

તે પાંચ યોગમાં બે કર્મયોગ-ક્રિયા-યોગ અને ત્રણ જ્ઞાન યોગ છે એમ જ્ઞાની પુરૂષો જાણે છે. એ પાંચ પ્રકારનો યોગ વિરતિવંતમાં નિશ્ચયથી હોય છે અને બીજા માર્ગાનુસારીપ્રમુખમાં કેવળ બીજરૂપ હોય છે.

કૃપાનિર્વેદસંવેગપ્રશમોત્પત્તિકારિણઃ।
ભેદાઃ પ્રત્યેકમત્રેચ્છાપ્રવૃત્તિસ્થિરસિદ્ધયઃ॥

અહીં સ્થાનાદિ પ્રત્યેક યોગના ઈચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા અને સિદ્ધિ એ ચાર ભેદો છે, તે કૃપા-અનુકંપા, નિર્વેદ-સંસારનો ભય, સંવેગ-મોક્ષની ઈચ્છા અને પ્રશમ-ઉપશમની ઉત્પત્તિ કરનારા છે. સ્થાનાદિ યોગના પાંચ પ્રકારને ચાર ગુણા કરતાં વીશ ભેદો થાય છે.

ઈચ્છા તદ્વત્કથાપ્રીતિઃ પ્રવૃત્તિઃ પાલનં પરમ્।
સ્થૈર્યં બાધકભીહાનિઃ સિદ્ધિરન્યાર્થસાધનમ્॥

તે યોગવાળા યોગીની કથા-વાર્તા સાંભળતાં પ્રીતિ ઉપજે તે ઈચ્છાયોગ. અધિક પ્રયત્નથી શુભ ઉપાયોનું પાલન કરવું તે પ્રવૃત્તિયોગ. બાધક-અતિચારના ભયની હાનિ (ત્યાગ) એટલે જ્યાં અતિચાર લાગે નહિ તે સ્થિરતાયોગ. 'તેના-સંગે વૈરનો ત્યાગ થાય' ઇત્યાદિ પરાર્થનું સાધન થાય તે સિદ્ધિયોગ કહેવાય.

અર્થાલમ્બનયોશ્ચૈત્ય વન્દનાદૌ વિભાવનમ્।
શ્રેયસે યોગિનઃ સ્થાનવર્ણયોર્યત્ન એવ ચ॥

ચૈત્યવન્દનાદિ ક્રિયામાં અર્થ અને આલમ્બન એ બે યોગનું વિભાવન-વારંવાર સ્મરણ કરવું તથા સ્થાન અને વર્ણને વિષે ઉદ્યમ જ યોગીના કલ્યાણ માટે થાય છે.

આલમ્બનમિહ જ્ઞેયં દ્વિવિધં રૂપ્યરૂપિ ચ।
અરૂપિગુણસાયુજ્યયોગોઽનાલમ્બનઃ પરઃ॥

અહીં આલંબન રૂપી અને અરૂપી એમ બે પ્રકારે જાણવું. અરૂપિગુણ-સિદ્ધસ્વરૂપના તાદાત્મ્યપણે યોગ તે ઇષત્-થોડું અવલમ્બન હોવાથી ઉત્કૃષ્ટ અનાલંબન યોગ કહેવાય છે.

તત્રા પ્રતઘિત : ખલુ યત :
પ્રવૃત્તશ્ચ તત્ત્વતસ્તત્ર।
સર્વોત્તમાનુજ :
ખલુ તેનાનાલમ્બનો ગીત :॥

ષોડશકમાં કહ્યું છે કે જ્યાં સુધી પરમાત્મતત્ત્વનું દર્શન થાય ત્યાં સુધી પરમાત્મતત્ત્વનાં દર્શનની અસંગભાવે ઇચ્છારૂપ અનાલંબન યોગ છે. તે પરમાત્મતત્ત્વમાં સ્થિરતા રહિત છે અને જેથી ધ્યાનદ્વારા પરમાત્મદર્શનમાં પ્રવૃતિ થાય છે. તેથી યોગ નિરોધરૂપ સર્વોત્તમ યોગના પૂર્વભાવી અનાલંબન યોગ કહેલો છે.

નિરાલંબન યોગ તે ધારાવાહી પ્રશાન્તવાહિતા નામ ચિત્ત છે. તે યત્ન સિવાય સ્મરણની અપેક્ષાએ સ્વરસથી જ સદૃશ ધારાએ પ્રવર્તે છે એમ જાણવું.

પ્રીતિ-ભક્તિ-વચો-ડસંગૈઃ
સ્થાનાદ્યપિ ચતુર્વિધમ્।
તસ્માદયોગયોગાપ્તે
મોક્ષયોગઃ ક્રમાદ્ભવેત્॥

પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ અનુષ્ઠાનના ભેદે સ્થાનાદિક વીશ યોગ પણ ચાર પ્રકારે છે. તે સકલ યોગથી અયોગ નામે શૈલેશી યોગની પ્રાપ્તિ થવાથી અનુક્રમે મોક્ષયોગ પ્રાપ્ત થાય છે.

સ્થાનાદ્યયોગિનસ્તીર્થોચ્છેદાદ્યાલમ્બનાદપિ।
સૂત્રદાને મહાદોષ ઈત્યાચાર્યાઃ પ્રચક્ષતે॥

સ્થાનાદિ કોઈપણ યોગરહિત પુરૂષને 'તીર્થનો ઉચ્છેદ થશે' ઈત્યાદિ કારણે ચૈત્ય

વન્દનાદિ સૂત્ર ભણાવવામાં સૂત્રની આશાતનારૂપ મોટો દોષ થાય છે. એમ હરિભદ્રાદિ આચાર્યો કહે છે 'તીર્થનો ઉચ્છેદ થાય' ઇત્યાદિ કારણે પણ જેવા તેવાને ન ભણાવીએ.

:ધ્યાન અષ્ટક

Final Him Where You Are

શ્રી યશોવિજયજી ઉપાધ્યાય વિરચિત ધ્યાન અષ્ટક અહિં આપ્યું છે.

ધ્યાતાધ્યેયં તથા ધ્યાનં ત્રયં યસ્યૈકતાં ગતમ્।
મુનેરનન્યચિત્તસ્ય તસ્ય દુઃખં ન વિદ્યતે ॥

ધ્યાતા–ધ્યાન કરનાર, ધ્યેય–ધ્યાન કરવા યોગ્ય અને ધ્યાન એ ત્રણે જેને એકતાને પ્રાપ્ત થયેલ છે–એટલે ધ્યાનાવસ્થામાં સ્વસ્વરૂપને પામેલ છે, જેનું અન્ય સ્થળે ચિત્ત નથી એવા મુનિને દુઃખ હોતું નથી.

ધ્યાતાઽન્તરાત્મા ધ્યેયસ્તુ પરમાત્મા પ્રકીર્તિતઃ।
ધ્યાનં ચૈકાગ્ર્યસંવિત્તિઃ સમાપત્તિસ્તદેકતા ॥

ધ્યાન કરનાર અન્તરાત્મા–સમ્યગ્દર્શન પરિણામવાળો આત્મા છે, ધ્યાન કરવા યોગ્ય પરમાત્મા સિદ્ધ ભગવાન્ અથવા ઘાતી કર્મ જેમનાં ક્ષીણ થયાં છે એવા અરિહંત કહ્યા છે, તે ધ્યાન–એકાગ્ર બુદ્ધિ, વિજાતીયજ્ઞાનના અન્તર રહિત સજાતીય જ્ઞાનનીધારા, એ ત્રણેની એકતા તે યોગાચાર્યના મતે વક્ષ્યમાણ લક્ષણ સમાપત્તિ કહી છે.

પ્રવચનસારમાં કહ્યું છે કે

જો જાણદિ અરિહંતે દવ્વત્ત–
ગુણત્ત–પજ્જવત્તેહિં ।
સો જાણદિ અપ્પાણં
મોહો ખલુ જાદિ તસ્સ લયં ॥

"જે અરિહંતને દ્રવ્ય, ગુણ અને પર્યાયરૂપે જાણે છે તે આત્માને જાણે છે અને તેનો મોહ નાશ પામે છે.'

ધ્યાનશતકમાં કહ્યું છે કે

જં થિરમજ્ઝવસાણં તં
ઝાણં જં ચલં તયં ચિત્તં।
તં હોજ્જ ભાવણા વા
અણુપ્પેહા વા અહવ ચિંતા ॥

'જે સ્થિર અધ્યવસાન–મન છે તે ધ્યાન છે, જે ચલાયમાન મન છે તે ચિત્ત છે, તે ભાવના–ધ્યાનની અભ્યાસક્રિયા, અનુપ્રેક્ષા–મનન કે ચિન્તનરૂપ હોય છે.'

મણાવિવ પ્રતિચ્છાયા સમાપત્તિઃ પરાત્મનઃ।
ક્ષીણવૃત્તૌ ભવેદ્ ધ્યાનાદન્તરાત્મનિ નિર્મલે ॥

જેમ મણિને વિષે પ્રતિબિમ્બ–પ્રતિછાયા પડે તેમ ધ્યાનથી અત્યન્ત મળરૂપ વૃત્તિ જેની ક્ષીણ થયેલી છે એવા, અને તેથી જ નિર્મળ અન્તરાત્માને વિષે પરમાત્માની પ્રતિચ્છાયા (પ્રતિબિમ્બ) પડે તે સમાપત્તિ કહી છે.

મણેરિવાભિજાતસ્ય
ક્ષીણવૃત્તેર સંશયમ્।
તાત્સ્થ્યાત્ તદઞ્જનત્વાચ્ચ
સમાપત્તિઃ પ્રકીર્તિતા ॥

ઉત્તમ મણિની જેમ ક્ષીણ વૃત્તિવાળાને પરમાત્માના ગુણના સંસર્ગારોપથી અને પરમાત્માના અભેદ આરોપથી નિઃસંશય સમાપત્તિ કહી છે.

અહીં 'તાત્સ્થ્ય' એટલે અન્તરાત્માને વિષે પરમાત્માના ગુણનો સંસર્ગારોપ અને 'તદઞ્જનત્વ' એટલે અન્તરાત્મામાં પરમાત્માનો અભેદારોપ જાણવો. એ ધ્યાનનું ફળ સમવિરૂપ અતિવિશુદ્ધ છે.

આપત્તિશ્ચ તતઃ પુણ્યતીર્થકૃત્કર્મબન્ધતઃ।
તદ્ભાવાભિમુખત્વેન સંપત્તિશ્ચ ક્રમાદ્ ભવેત્॥

તે સમાપત્તિથી પુણ્ય પ્રકૃતિરૂપ તીર્થંકર નામકર્મના બન્ધથી આપત્તિ

નામે ફળ થાય, એટલે જિનનામકર્મના બન્ધરૂપ આપત્તિ જાણવી. અને તીર્થંકરપણાના અભિમુખપણાથી (નજીકપણાથી) સંપત્તિ નામે ફળ અનુક્રમે થાય.

ઇત્થં ધ્યાનફલાદ્ યુક્તં વિંશતિસ્થાનકાદ્યપિ।
કષ્ટમાત્રં ત્વભવ્યાનામપિ નો દુર્લભં ભવે॥

એમ ધ્યાનના ત્રિવિધ ફળથી વીશ સ્થાનક તપ પ્રમુખ પણ ઘટે છે, ઉક્ત ત્રિવિધ ધ્યાનરૂપ રહિત કષ્ટ તો અભવ્યોને પણ સંસારમાં દુર્લભ નથી.

જિતેન્દ્રિયસ્ય ધીરસ્ય પ્રશાન્તસ્ય સ્થિરાત્મનઃ।
સુખાસનસ્થસ્ય નાસાગ્રન્યસ્તનેત્રસ્ય યોગિનઃ॥

જેણે ઇન્દ્રિયોને જીતી છે, ધીર–સત્ત્વવંત, પ્રશાન્ત–ઉપશમવંત એટલે ધીર-શાન્ત નામે નવમા રસના નાયક, જેનો આત્મા સ્થિર છે, જેનું આત્માસન સાધનથી સુખાવહ છે, જેણે નાસિકાના અગ્રભાગમાં લોચન સ્થાપ્યાં છે, જે પ્રવૃત્તચક્ર યોગી છે,

રુદ્ધબાહ્યમનોવૃત્તે ર્ધારણાધારયા રયાત્।
પ્રસન્નસ્યાપ્રમત્તસ્ય ચિદાનન્દસુધાલિહઃ॥

ધારણા એટલે કોઈક ધ્યેયને વિષે ચિત્તના સ્થિર બન્ધનની ધારાએ જેણે વેગથી બાહ્ય ઇન્દ્રિયને અનુસરનારી મનની વૃત્તિ રોકી છે, પ્રસન્ન–અકલુષિત ચિત્તવાળા, પ્રમાદરહિત, જ્ઞાનાનન્દરૂપ અમૃતનો આસ્વાદ લેનારા,

સામ્રાજ્યમપ્રતિદ્વન્દ્વમન્તરેવ વિતન્વતઃ।
ધ્યાનિનો નોપમા લોકે સદેવમનુજેઽપિ હિ॥

આત્મા રામમાં જ વિપક્ષ (શત્રુ) રહિત મોટા સામ્રાજ્યને વિસ્તારતા એવા ધ્યાનવંત યોગીની દેવ અને મનુષ્ય સહિત લોકમાં ખરેખર ઉપમા નથી.

## શ્રી દશવૈકાલિક સૂત્ર

## BE LOVE

શ્રી દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે કે,

કહં ચરે કહં ચિટ્ઠે, કહમાસે કહં સએ।
કહં ભુંજંતો ભાસંતો પાવં કમ્મં ન બંધઈ॥

કેવી રીતે ચાલે, કેવી રીતે ઉભો રહે, કેવી રીતે બેસે, કેવી રીતે શયન કરે, કેવી રીતે ભોજન કરે અને કેવી રીતે બોલે, તો પાપકર્મ ન બાંધે ?

જયં ચરે જયં ચિટ્ઠે, જયમાસે જયં સએ।
જયં ભુંજંતો ભાસંતો, પાવં કમ્મં ન બંધઈ॥

યતનાથી ચાલે, યતનાથી ઉભો રહે, યતનાથી બેસે, યતનાથી શયન કરે, યતનાથી ભોજન કરે તથા યતનાથી બોલે, તો પાપકર્મ બાંધે નહિ.

પઢમં નાણં તઓ દયા,
એવં ચિટ્ઠઇ સવ્વસંજએ।
અન્નાણી કિં કાહી ?
કિં વા નાહીઇ છેઅ–પાવગં॥

પ્રથમ જ્ઞાન અને પછી દયા (સંયમ), એ રીતે સર્વ ત્યાગીઓમાં સંયત (સંયમી) રહી શકે, અજ્ઞાની શું કરશે ? અથવા હિત અહિતને શું જાણશે ?

સજ્ઝાયસજ્ઝાણરયસ્સ તાઇણો,
અપાવભાવસ્સ તવે રયસ્સ।
વિસુજ્ઝઇ જં સિ મલં પુરેકડં,
સમીરિઅં રૂપ્પમલં વ જોઇણા॥

કારણ કે સ્વાધ્યાયરૂપ ઉત્તમ ધ્યાનમાં રક્ત, સ્વપર રક્ષક, શુદ્ધ ચિત્તવાળા અને બાર પ્રકારના તપમાં યથાશક્તિ રક્ત આત્માનો પૂર્વકૃત કર્મરૂપ મેલ અગ્નિ વડે પ્રેરિત રૂપાના મેલની જેમ દૂર થાય છે.

એવા [illegible] ભગવંત [illegible],

[illegible] ક્રિયેહિ।

[illegible] ઉદેવું;

[illegible] ત્રિયેનિ॥

ઉત્તમ [illegible] પરમેષ્ઠી સર્વ [illegible] [illegible] આત્માનું અને બીજાનું રક્ષણ કરવું. [illegible] આત્મા જન્મ [illegible] પામે છે, અને રક્ષણ કરેલો સર્વ દુઃખોથી [illegible] થાય છે.

## તત્ત્વજ્ઞાન તરંગિણી

### Spiritual Significance Latent In Every Moment

ભટ્ટારક શ્રી જ્ઞાનભૂષણ વિરચિત તત્ત્વજ્ઞાન તરંગિણીના કેટલાક શ્લોકો અત્રે રજુ કર્યા છે.

[illegible] જગત્યસ્મિન્ ચિદ્રૂપરુચિકારકઃ।
[illegible] શાસ્ત્રં ચિદ્રૂપપ્રતિપાદકં॥
[illegible] દુર્લભો લોકે ગુરુસ્તદુપદેશકઃ।
[illegible] ભેદજ્ઞાનં ચિંતામણિર્યથા॥

આ જગતમાં ચિદ્રૂપમાં રૂચિ કરે [illegible] દુર્લભ છે. તેથી અધિક [illegible] ચિદ્રૂપને વર્ણવનાર શાસ્ત્ર છે, [illegible] તેને ઉપદેશનાર ગુરૂ તેથી અધિક [illegible] ચિંતામણિ તુલ્ય ભેદજ્ઞાન તેથી [illegible]

[illegible] શુદ્ધચિદ્રૂપલક્ષણં।
[illegible] પરમેષ્ઠિસ્મરણં [illegible]॥

જે [illegible] શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ [illegible] લક્ષણને કે સ્વરૂપને [illegible] પંચનમસ્કાર આદિ [illegible] છે.

[illegible] મુખ્યકારણં।
[illegible] જિનેન્દ્રૈઃ નિરૂપિતં॥

શુદ્ધ ચિદ્રૂપનું ઉત્તમ ધ્યાન એ આત્મ વિશુદ્ધિનું અનન્ય કારણ છે સંકલેશ એ આત્મ વિશુદ્ધિનો નાશ કરનાર છે. એમ **શ્રી** જિન ભગવાને કહ્યું છે

વદન્નન્યૈર્હસન્ ગચ્છન્ પાઠયન્નાગમં પઠન્।
આસનં શયનં કુર્વન્ શોચનં રોદનં ભયં॥
ભોજનં ક્રોધલોભાદિ કુર્વન્ કર્મવશાત્ સુધીઃ।
ન મુંચતિ ક્ષણાર્દ્ધં સ શુદ્ધચિદ્રૂપચિંતનં॥

અન્યજનો સાથે વાતચીત કરતાં, હાસ્ય કરતાં, ગમન કરતાં, શાસ્ત્રાભ્યાસ કરતાં, અન્યને અભ્યાસ કરાવતાં, બેસતાં, સૂતાં કે પ્રારબ્ધવશે શોક, રૂદન, ભય, ભોજન કરતાં અથવા ક્રોધ લોભ આદિ કષાય યુક્ત ભાવ થતાં ગમે તે બાહ્ય ક્રિયામાં કર્મવશે પ્રવર્તતા પણ સમ્યગ્ જ્ઞાની સજ્જનો અર્ધો ક્ષણ પણ શુદ્ધ ચિદ્રૂપના ચિંતનને તજતા નથી.

શ્રુત્વા શ્રદ્ધાય વાચા
ગ્રહણમપિ દૃઢં ચેતસા યો વિધાય।
કૃત્વાંતઃ સ્થૈર્યબુદ્ધયા
પરમનુભવનં તલ્લયં યાતિ યોગી।
તસ્ય સ્યાત્કર્મનાશ
સ્તદનુ શિવપદં ચ ક્રમેણેતિ શુદ્ધ-
ચિદ્રૂપોઽહં હિ સૌખ્યં
સ્વભવમિહ સદા સન્નભવ્યસ્ય નૂનં॥

શુદ્ધ જ્ઞાન સ્વરૂપ આત્મા હું છું, એમ સાંભળીને, નિઃશંકપણે એ સત્ છે એમ શ્રદ્ધા રાખીને, વાણીથી અને અંતવૃંત્તિથી પણ દૃઢપણે ધારણ કરીને અંતરમાં મનની સ્થિરતા કરી સ્વપર વિવેક કરનાર પ્રજ્ઞાવડે, સર્વથી પર, સર્વોત્તમ એવા શુદ્ધાત્માનો અનુભવ કરીને જે યોગી તે સર્વાનુભવનાં લય પામે છે. ક્રમે કરીને

તે સમીપ મુક્તિગામીના કર્મનો અવશ્ય નાશ થાય ત્યારપછી શિવપદ અને સદા સ્વાભાવિક આત્મસુખ અહિં જ થાય.

ગૃહિભ્યો દીયતે શિક્ષા પૂર્વં ષટ્કર્મપાલને।
વ્રતાંગીકરણે પશ્ચાત્સંયમગ્રહણે તતઃ॥

ગૃહસ્થોને પહેલા છ નિત્યકર્મ પાલવા બોધ અપાય છે. પછી વ્રતો અંગીકાર કરવા અને ત્યારપછી સયમ ગ્રહણ કરવા શિક્ષા અપય છે.

યતિભ્યો દીયતે શિક્ષા પૂર્વં સંયમપાલને।
ચિદ્રૂપચિંતને પશ્ચાદયમુક્તો બુધૈઃ ક્રમઃ॥

મુનિયોને પ્રથમ સંયમ પાલન કરવાની અને ત્યારપછી શુદ્ધ ચિદ્રુપના ચિંતનની શિક્ષા દેવામાં આવે છે. આ પ્રમાણે જ્ઞાનીઓએ મોક્ષ માટે ક્રમ બતાવ્યો છે.

સંસારભીતિતઃ પૂર્વં રૂચિર્મુક્તિસુખે દૃઢા।
જાયતે યદિ તત્પ્રાપ્તેરૂપાયઃ સુગમોસ્તિ તત।
યુગપજ્જાયતે કર્મમોચનં તાત્વિકં સુખં।
લયાચ્ચ શુદ્ધચિદ્રુપે નિર્વિકલ્પસ્ય યોગિનઃ॥

જો સર્વ પ્રથમ સંસારના ભયથી મોક્ષ સુખમાં દૃઢ રૂચિ ઉત્પન્ન થાય તો તે તીવ્ર રૂચિ મોક્ષ સુખની પ્રાપ્તિનો સૌથી સુગમ અને પ્રથમ ઉપાય છે.

શુદ્ધ ચિદ્રુપમાં તલ્લીન થવાથી નિર્વિકલ્પ યોગીને કર્મથી મુક્તિ અને તાત્વિક સુખ એક સાથે પ્રગટે છે.

## ધ્યાન વિચાર

### The Elixir of Life

ધ્યાન વિષયક આ અમૂલ્ય ગ્રંથ જૈન સાહિત્ય વિકાસ મંડલ તરફથી પ્રકાશિત નમસ્કાર સ્વાધ્યાયના પ્રાકૃત વિભાગમાંથી લઇને અહિં રજુ કરીએ છીએ. સાધક વિચારકને અત્યંત સહાયક વિચાર બીજો આમાંથી અવશ્ય પ્રાપ્ત થશે. આ સુંદર કૃતિના કર્તા વિશે કોઈ ઉલ્લેખ મળતો નથી.

ધ્યાનં, પરમધ્યાનમ્, શૂન્યં, પરમશૂન્યમ્, કલા, પરમકલા, જ્યોતિઃ, પરમજ્યોતિઃ, બિન્દુઃ, પરમબિન્દુઃ, નાદં, પરમનાદઃ, તારા, પરમતારા, લયઃ, પરમલયઃ, લવઃ, પરમલવઃ, માત્રા, પરમ માત્રા, પદં, પરપમદમ્, સિદ્ધિઃ; પરમસિદ્ધિઃ, ઇતિ ધ્યાનમાર્ગ ભેદાઃ॥ ઉક્તં ચ—

'સુન્નં કલ જોઈ બિંદૂ નાદો તારા લઓ લવો મત્તા।
પય સિદ્ધિ પરમજુયા ઝાણાંઈ હુંતિ ચઉવીસં'॥

૧ ધ્યાન, ૨ પરમધ્યાન, ૩ શૂન્ય, ૪ પરમશૂન્ય, ૫ કલા, ૬ પરમકલા, ૭ જ્યોતિ, ૮ પરમજ્યોતિ, ૯ બિન્દુ, ૧૦ પરમબિન્દુ, ૧૧ નાદ, ૧૨ પરમનાદ, ૧૩ તારા, ૧૪ પરમતારા, ૧૫ લય, ૧૬ પરમલય, ૧૭ લવ, ૧૮ પરમલવ, ૧૯ માત્રા, ૨૦ પરમમાત્રા, ૨૧ પદ, ૨૨ પરમપદ, ૨૩ સિદ્ધિ, ૨૪ પરમસિદ્ધિ, આ પ્રમાણે ધ્યાનના માર્ગો ૨૪ પ્રકારના છે.

બીજે સ્થળે પણ કહ્યું છે કે—૧ ધ્યાન, ૨ શૂન્ય, ૩ કલા, ૪ જ્યોતિ, ૫ બિન્દુ, ૬ નાદ, ૭ તારા, ૮ લય, ૯ લવ, ૧૦ માત્રા, ૧૧ પદ, ૧૨ સિદ્ધિ—આ પ્રમાણે બાર તથા દરેકની સાથે 'પરમ' શબ્દ લગાડવાથી 'પરમધ્યાન' વગેરે (બીજા) બાર એમ ચોવીસ ભેદો થાય છે.

## ધ્યાન, શૂન્ય અને કલા

### Only the Master can give

તત્રધ્યાનં-ચિન્તા-ભાવનાપૂર્વકઃ સ્થિરોઽધ્યવસાયઃ। દ્રવ્યતશ્ચાર્ત-રૌદ્રે; ભાવતસ્તુ

આજ્ઞાડપાય વિપાકસંસ્થાન વિચયભિદં ધર્મધ્યાનમ્ ॥

ધ્યાનઃ-ચિંતા (ચિંતન) અને ભાવનાથી ઉત્પન્ન થયેલો જે સ્થિર અધ્યવસાય તે 'ધ્યાન' કહેવાય છે. તેના બે ભેદ છેઃ દ્રવ્ય ધ્યાન તથા ભાવધ્યાન. દ્રવ્યથી-ધ્યાન આર્તધ્યાન અને રૌદ્રધ્યાન. અને આજ્ઞાવિચય, અપાયવિચય, વિપાકવિચય તથા સંસ્થાનવિચય એમ ચાર પ્રકારનું ધર્મધ્યાન એ ભાવથી ધ્યાન છે.

પરમધ્યાનં-શુક્લસ્ય પ્રથમો ભેદઃ પૃથક્ત્વવિતર્કં સવિચારમ્ ॥

પરમધ્યાન-શુકલધ્યાનનો 'પૃથકત્વવિતર્કસવિચાર' નામનો જે પ્રથમ ભેદ તે 'પરમધ્યાન' કહેવાય છે.

શૂન્યં-ચિન્તાયા ઉપરમઃ દ્રવ્યશૂન્યં ક્ષિપ્તચિત્તાદિના દ્વાદશધા-

ખિત્તે દિત્તુમ્મત્તે રાગ સિણેહાઈ ભયમહડવ્વત્તે।
નિદ્દાઈ-પંચગેણું બારસહા દવ્વસુન્નતિ ॥૨॥

ભાવતો વ્યાપારયોગ્યસ્યાપિ ચેતસઃ સર્વથા વ્યાપારોપરમઃ ॥૩॥

શૂન્યઃ-જેમાં ચિંતનનો ઉપરમ (અભાવ) હોય તેને 'શૂન્ય' કહેવામાં આવે છે. તેના બે ભેદ છે-દ્રવ્ય શૂન્ય તથા ભાવશૂન્ય. તેમાં દ્રવ્યશૂન્યના 'ક્ષિપ્તચિત્ત' વગેરે નીચે મુજબ ૧૨ ભેદો છે. (૧) ક્ષિપ્ત (૨) દીપ્ત (૩) ઉન્મત્ત (૪) રાગ (૫) સ્નેહ (૬) અતિભય (૭) અવ્યક્ત (૮) નિદ્રા (૯) નિદ્રા નિદ્રા (૧૦) પ્રચલા (૧૧) પ્રચલા પ્રચલા (૧૨) સ્ત્યાનર્દ્ધિ. ચિત્ત વ્યાપારને યોગ્ય હોવા છતાં તેના વ્યાપારનો જે સર્વથા ઉપરમ કરવામાં આવે તે 'ભાવશૂન્ય' કહેવાય છે. ॥૨-૩॥

પરમશૂન્યં-ત્રિભુવનવિષયવ્યાપિ ચેતો વિધાય એકવસ્તુવિષયતયા સંકોચ્ય તતસ્તસ્માદપ્યપનીયતે ॥

પરમશૂન્ય-ચિત્તને પ્રથમ ત્રણ ભુવન રૂપી વિષયમાં વ્યાપક કરીને પછી તેમાંથી એક વસ્તુમાં સંકોચી લઈને પછી તે એક વસ્તુમાંથી પણ ચિત્તને ખસેડી લેવામાં આવે તે 'પરમશૂન્ય' કહેવાય છે.

કલા-દ્રવ્યતો મલ્લાદિભિર્નાડીચમ્પનેન યા ચટાપ્યતે ભાવતસ્તુ અત્યન્તાભ્યાસતઃ સ્વયમેવ દેશકાલ-કરણાદ્યનપેક્ષ્ય યા સમારોહતિ અન્યેન ત્વવતાર્યતે, યથા પુષ્પભૂતેરાચાર્યસ્ય પુષ્પ (ષ્ય ?) મિત્રેણ કલાજાગરણં કૃતમ્ ॥

કલાઃ-કલાના બે પ્રકાર છે-દ્રવ્યકલા અને ભાવકલા. મલ્લ વગેરે લોકો નાડી દબાવીને (ઉતરી ગયેલ અંગને) ચડાવે છે તે દ્રવ્યકલા જાણવી. પરંતુ અત્યંત અભ્યાસને લીધે દેશ, કાલ, તથા કરણ આદિની અપેક્ષા વિના પોતાની મેળે જ ચડે પરંતુ બીજા વડે ઉતારાય તે ભાવથી કલા જાણવી. જેમકે આચાર્ય પુષ્પભૂતિની કલાને (સમાધિને) મુનિ પુષ્પમિત્રે જાગૃત કરી હતી-ઉતારી હતી.

પરમકલા-યા સુનિષ્પન્નત્વાદભ્યાસસ્ય સ્વયમેવ જાગર્તિ યથા ચતુર્દશપૂર્વિણાં મહાપ્રાણધ્યાને ॥

પરમકલાઃ-અભ્યાસ સુનિષ્પન્ન થયો હોવાથી જે (સમાધિ) પોતાની મેળેજ જાગૃત થાય (ઉતરી જાય) જેમ ચૌદ પૂર્વધરોને મહાપ્રાણ ધ્યાનમાં થાય છે-તે 'પરમકલા' કહેવાય છે.

## જયોતિ, બિન્દુ અને નાદ
### All Ways lead to That

જ્યોતિ : ચન્દ્ર-સૂર્ય-મણિ-પ્રદીપ-વિદ્યુદાદિ દ્રવ્યત : ભાવતોઽભ્યાસાદનુલીનમનસો ભૂત-ભવદ્ ભવિષ્યદ્ બહિર્વસ્તુસૂચા વિષયપ્રકાશઃ ॥

જયોતિ :-જયોતિ બે પ્રકારે છે-દ્રવ્યજયોતિ તથા ભાવજયોતિ. ચંદ્ર, સૂર્ય, મણિ, પ્રદીપ તથા વીજળી વગેરે 'દ્રવ્યથી જયોતિ' છે। અભ્યાસથી જેનું મન લીન થયું છે તેવા મનુષ્યને-ભૂતકાળ, વર્તમાનકાળ, તથા ભવિષ્યકાળની બાહ્ય વસ્તુઓને સૂચવનારો જે વિષયપ્રકાશ ઉત્પન્ન થાય છે તે 'ભાવથી જયોતિ' છે.

પરમજયોતિ:-યેનસહ્રાઽપ્ય યત્નેનાપિ સમાહિતાવસ્થાયાં પૂર્વં સ્માચ્ચિરકાલ ભાવી પ્રકાશો જન્યતે ॥

પરમજયોતિ :- ઉપર કહેલ 'જયોતિ' કરતાં ચિરકાળ સુધી ટકનારો પ્રકાશ હમેશાં પ્રયત્ન વિના સમાધિ અવસ્થામાં જે ધ્યાનથી ઉત્પન્ન થાય તે 'પરમજયોતિ' કહેવાય છે.

બિન્દુ :-દ્રવ્યતો જલાદે : ભાવતો યેન પરિણામ વિશેષેણ જીવાત્ કર્મ ગલતિ ॥૯॥

બિન્દુ:-જલ વગેરેનું બિન્દુ તે 'દ્રવ્યથી બિન્દુ' છે। અને જે પરિણામ વિશેષથી આત્મા ઉપરથી કર્મ ઝરી જાય-ખરી પડે તેવો પરિણામ વિશેષ અધ્યવસાય) 'ભાવથી બિન્દુ' કહેવાય છે।

પરમ બિન્દુ :-સમ્યક્ત્વ-દેશ વિરતિ-અનન્તાનુબન્ધિ વિસંયોજન-સપ્તકક્ષય-ઉપશામકાવસ્થં-ઉપશાન્ત મોહાવસ્થા-મોહક્ષપકાવસ્થા-ક્ષીણ મોહાવસ્થા ભાવિગુણ શ્રેણય: ઉપરિતને તુ દ્વે ગુણ શ્રેણી કેવલિન એવ ભવતઃ ઇહં તુ છદ્મસ્થસ્યૈવ નિરુપ્યતે । ગુણશ્રેણિર્નામ બહૂ પરિતનકાલ વેદ્યસ્ય દલિકસ્યાધઃ સ્વલ્પકાલેનૈવ વેદનમ્ ॥૧૦॥

પરમ બિન્દુ :-સમ્યકત્વ, દેશવિરતિ, સર્વવિરતિ અનંતાનુબન્ધી (ક્રોધ, માન, માયા, લોભ )ની વિસંયોજના, સપ્તકનો ક્ષય, ઉપશામક અવસ્થા, ઉપશાંત મોહાવસ્થા, મોહક્ષપકાવસ્થા તથા ક્ષીણમોહાવસ્થા પ્રાપ્ત થતી વખતે એ ગુણ શ્રેણિઓ પ્રાપ્ત થાય છે. તે 'પરમબિન્દુ' સમજવી. ત્યાર પછીની બે ગુણ શ્રેણિઓ કેવળજ્ઞાનીને જ હોય છે. અને અહીં તો છદ્મસ્થના ધ્યાનનું જ નિરૂપણ ચાલી રહ્યું છે. એટલે એ બે ગુણ શ્રેણિઓ પરમબિન્દુમાં ગણી નથી. કર્મના જે દલિયાનું ઘણા લાંબા સમયે વેદન થવાનું હોય તેને નીચેની સ્થિતિમાં નાખી દઈને અલ્પ સમયમાં જ જે વેદન કરવામાં આવે તેને ગુણ શ્રેણિ કહેવામાં આવે છે.

નાદઃ-દ્રવ્યતો બુભુક્ષાતુરાણામઙ્ગુલી સ્થગિતકર્ણાનાં સુસૂત્કારઃ ભાવતઃ સ્વશરીરોત્થ એવ તૂર્ય નિર્ઘોષ ઈવ સ્વયં શ્રુયતે ॥

નાદઃ-ભૂખથી પીડાતા મનુષ્યો કાનમાં આંગળી નાખીને જે સુસકારો કરે છે તે 'દ્રવ્યથી નાદ' છે. અને પોતાના શરીરમાંજ ઉત્પન્ન થયેલો જે નિર્ઘોષ (નાદ) વાજિંત્રના અવાજની જેમ સ્વયં સંભળાય છે તે 'ભાવથી નાદ' સમજવો.

પરમનાદઃ-પૃથગ્વાદ્યમાનવાદિત્રશબ્દા ઇવ વિભિન્ના વ્યક્તાઃ શ્રૂયન્તે ॥

પરમનાદઃ-જુદાં જુદાં વાગતાં વાજિંત્રોના શબ્દોની જેમ વિભિન્ન અને વ્યક્ત શબ્દો સંભળાય તે 'પરમનાદ' કહેવાય છે.

## તારા, લય, લવ અને માત્રા
### Truth-Realization

તારા–દ્રવ્યતો વિવાહાદૌ વધૂ-વરયોસ્તારામેલકઃ ભાવતઃ કાયોત્સર્ગં વ્યવસ્થિતસ્ય નિશ્ચલા દૃષ્ટિઃ ॥૧૩॥

તારા :–વિવાહ આદિ પ્રસંગમાં વધૂ અને વરનું જે પરસ્પર તારા મૈત્રક–તારા મેલક (આંખની કીકીઓનું મિલન) થાય છે તે 'દ્રવ્યથી તારા' છે। કાર્યોત્સર્ગમાં રહેલ મનુષ્યની જે નિશ્ચલ દૃષ્ટિ તે 'ભાવથી તારા' છે।

પરમતારા–દ્વાદશ્યાં પ્રતિમાયામિવાનિમેષા શુષ્કપુદ્ગલન્યસ્તા દૃષ્ટિઃ ॥૧૪॥

પરમતારા :–બારમી પ્રતિમાની જેમ શુષ્ક પુદ્ગલ ઉપર જે અનિમેષ દૃષ્ટિ સ્થાપવામાં આવે તે 'પરમતારા છે।

લયઃ–વજ્રલેપાદિદ્રવ્યેણ સંશ્લેષો દ્રવ્યતઃ ભાવતોઽર્હદાદિ ચતુઃશરણરૂપશ્ચેતસોનિવેશઃ

લયઃ–વજ્રલેપ આદિ દ્રવ્યથી વસ્તુઓનો જે પરસ્પર ગાઢ સંયોગ તે 'દ્રવ્યથી લય' છે અને અરિહંત સિદ્ધ, સાધુ તથા કેવલીપ્રરુપિત ધર્મ–આચારનું શરણુ અંગીકાર કરવારૂપ જે ચિત્તનો નિવેશ તે 'ભાવથી લય' છે.'

પરમલયઃ–આત્મન્યેવાત્માનં લીનં પશ્યતીત્યેવંરુપઃ ॥

પરમલયઃ–આત્મામાંજ આત્માને લીન થયેલો જોવો તે 'પરમલય' છે.

લવ :– દ્રવ્ય તો દાત્રાદિભિઃ શસ્યાદેર્લવનમ્; ભાવતઃ કર્મણાં શુભધ્યાનાનુષ્ઠાનૈર્લવનમ્ ॥

લવ :– દાતરડા આદિથી ઘાસ આદિનું જે કાપવું તે 'દ્રવ્યથી લવ' છે। શુક્લધ્યાન અને અનુષ્ઠાનો વડે કર્મોને જે છેદવાં તે 'ભાવથી લવ' છે।

પરમલવ :– ઉપશમશ્રેણિ–ક્ષપકશ્રેણિ ॥

પરમલવ :– ઉપશમશ્રેણિ તથા ક્ષપકશ્રેણિ 'પરમલવ' છે।

માત્રા–દ્રવ્યત ઉપકરણાદિ પરિચ્છેદઃ ભાવત : સમવસરણાન્તર્ગતં સિંહાસનોપવિષ્ટં દેશનાં કુર્વાણું તીર્થંકરમિવાત્માનં પશ્યત ॥૧૯॥

માત્રા :–ઉપકરણ આદિનો જે પરિચ્છેદ (મર્યાદા) તે 'દ્રવ્યથી માત્રા' છે। સમવસરણની અંદર સિંહાસન ઉપર વિરાજીને દેશના આપતાં તિર્થંકર ભગવાનની જેમ પોતાના આત્માને જોવો તે 'ભાવથી માત્રા' છે।

પરમમાત્રા–ચતુર્વિંશત્યા વલયૈઃ પરિવેષ્ટિતમાત્માનં ધ્યાયતિ તદ્ યથા–

પરમમાત્રા :–ચોવીશ વલયોથી વીંટાયેલ પોતાના આત્માનું જે ધ્યાન કરવું તે 'પરમમાત્રા' છે। તે વલયોનું સ્વરૂપ નીચે મુજબ છેઃ

## પરમમાત્રાના ૨૪ વલય
### More about Meditations

પ્રથમ 'શુભાક્ષરવલય' છે જેમાં ધર્મધ્યાનના ૪ ભેદોના 'આજ્ઞાવિચય, અપાય વિચય, વિપાક વિચય, સંસ્થાન વિચય' એમ ૨૩ અક્ષરો તથા શુકલધ્યાનના પ્રથમ ભેદના 'પૃથકત્વ વિતર્ક સવિચાર' એમ ૧૦ અક્ષરો મળીને કુલ ૩૩ અક્ષરોનો ન્યાસ કરવો.

બીજું 'અનક્ષરવલય' છે। આગમ ગ્રંથોમાં અનક્ષરશ્રુતજ્ઞાન વિષે 'ઉસસિંય નિસસિય'' આદિ જે ગાથા મળે છે તેના

અક્ષરો આ વલયમાં સ્થાપવામાં આવે છે। સંપૂર્ણ ગાથા નીચે મુજબ છે :

ઊસસિયં નીસસિયં નિચ્છૂઢં
ખાસિઅં ચ છીઅં ચ ।
નિસ્સિંઘિઅમણુસારં
અણુકખરં છેલિ આઈઅં ॥

ત્રીજા 'પરમાક્ષરવલય'માંખા ॐ અર્હં-અરિહંત સિદ્ધ આયરિય ઉવજ્ઝય સાહૂ નમઃ 'આ અક્ષરોનો ન્યાસ કરવામાં આવે છે.

ચોથું 'અક્ષરવલય' છે. તેમાં અ થી હ સુધીના ૪૯ તેમજ ઈષત્સ્પૃષ્ટ-તર 'ય લ વ' આ ત્રણ અક્ષરો એમ કુલ પર માતૃકા–અક્ષરોનો ન્યાસ કરવામાં આવે છે.

પાંચમુ નિરક્ષર વલય છે. ધ્યાનના "ધ્યાન" "પરમધ્યાન" વગેરે ૨૪ ભેદો છે તે પૈકીના પ્રથમ બે ભેદ–ધ્યાન અને પરમ-ધ્યાન પ્રથમ શુભાક્ષરવલયમાં આવી જાય છે તેથી બાકી રહેલા ૨૨ ભેદોનો પાંચમા નિરક્ષર વલયમાં ન્યાસ કરવામાં આવે છે.

છઠ્ઠું સકલી કરણ વલય છે, તે પૃથ્વી મંડલ, અપ મંડલ, તેજોમય મંડલ, વાયુ મંડલ તથા આકાશ મંડલ–આ પાંચ મંડલ સ્વરૂપ છે

સાતમાં વલયમાં જેઓ પરસ્પર અવલોકન કરવામાં વ્યગ્ર છે, તેમજ જેમણે ડાબા ઢીંચણ ઉપર પોતાના બાળકો તીર્થંકરોને બેસાડેલા છે. તેવી ૨૪ તીર્થંકરોની માતાઓની સ્થાપના છે.

આઠમું વલય ૨૪ તીર્થંકરોના પિતાઓનુ છે.

નવમાં વલયમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળની ચોવીશીઓના ભાવ તિર્થં-કરોના નામોના અક્ષરોની સ્થાપના કર-વામા આવે છે.

દશમું વલય રોહિણી આદિ ૧૬ વિદ્યાદેવીઓનું છે.

અગ્યારમાં વલયમાં ૨૮ નક્ષત્રોના નામાક્ષરોની સ્થાપના કરવામાં આવે છે.

બારમા વલયમાં ૮૮ ગ્રહોની સ્થાપના કરવામાં આવે છે.

તેરમાં વલયમાં ૫૬ દિક્કુમારિકા-ઓની સ્થાપના કરવામાં આવે છે.

ચૌદમાં વલયમાં ૬૫ ઇન્દ્રોની સ્થાપના કરવામાં આવે છે.

પંદરમાં વલયમાં ૨૪ યક્ષિણીઓની સ્થાપના કરવામાં આવે છે.

સોળમા વલયમાં ૨૪ યક્ષોની સ્થાપના કરવામાં આવે છે.

સત્તરમું વલય અસંખ્યાત શાશ્વત અને અશાશ્વત સ્થાપના અર્હિતોના એટલે જિન પ્રતિમાઓના ચૈત્યોનું છે.

અઢારમું વલય શ્રી ઋષભદેવાદિ તીર્થંકરોના પરિવારભૂત ગણધર વગેરે સાધુ-ઓની સંખ્યાનું છે.

ઓગણીસમું વલય મહત્તરા વગેરે સાધ્વીઓની સંખ્યાનું છે.

વીસમા વલયમાં શ્રાવકોની સંખ્યા સ્થાપવામાં આવે છે.

એકવીસમાં વલયમાં શ્રાવિકાઓની સંખ્યા સ્થાપવામાં આવે છે.

બાવીસમા વલયમાં ૯૬ ભવન યોગની સ્થાપના કરવામાં આવે છે.

ત્રેવીસમાં વલયમાં ૯૬ કરણ યોગની સ્થાપના કરવામાં આવે છે.

ચોવીસમા વલયમાં ૯૬ કરણની સ્થાપના કરવામાં આવે છે.

## પદ અને સિદ્ધિ

**In the World, but not of It**

પદં-દ્રવ્યતો લૌકિકં રાજાદિ ૫, લોકોત્તરમાચાર્યાદિ ૫, ભાવત: પઞ્ચાનાં પરમેષ્ટિપદાનાં ધ્યાનમ્ ॥૨૧॥

પદ :-દ્રવ્યથી 'પદ' લૌકિક રાજા આદિ પાંચ પદવીઓ (રાજા, મંત્રી, કોષાધ્યક્ષ, સેનાપતિ, પુરોહિત) છે. લોકોત્તર પદ આચાર્યાદિ (આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, ગણાવચ્છેદક અને સ્થવિર) પાંચ પદવીઓ છે. પાંચ પરમેષ્ટિપદોનું ધ્યાન કરવું તે ભાવથી 'પદ' છે।

પરમપદં :-પઞ્ચાનાં પરમેષ્ઠિપદાનામાત્મની ન્યાસઃ આત્મનસ્તદધ્યારોપેણ પરમેષ્ઠિરૂપતયા ચિન્તનમિત્યર્થઃ ॥૨૨॥

પરમપદ :-પાંચ પરમેષ્ટિ પદોનો આત્મામાં ન્યાસ અર્થાત્ આત્મામાં તેનું આરોહણ કરીને આત્માને પંચપરમેષ્ઠીરૂપે ચિંતવવો એ 'પરમપદ' છે।

સિદ્ધિઃ-લૌકિકાણિમાદિરષ્ટધા, લોકોત્તરા રાગ-દ્વેષમાધ્યસ્થરૂપપરમાનન્દલક્ષણા: ભાવતો મુક્તિપદ પ્રાપ્ત જીવાનાં-'સે ન દીહે ન હસ્સે' ઈત્યાદિ (૩૧)-અહુવા કમ્મે ણુવ દરિસણમ્મિ' ઈત્યાદિ (૩૧)-મીલને (૬૨) દ્વાષષ્ટિ ગુણચિન્તનમ્ ॥૨૩॥

સિદ્ધિ:-લૌકિક 'સિદ્ધિ' લઘિમા, વશિતા, ઇશત્વ, પ્રાકામ્ય, મહિમા, અણિમા, યત્ર કામાવસાયીત્વ અને પ્રાપ્તિ એમ આઠ પ્રકારની છે. રાગ અને દ્વેષમાં માધ્યસ્થ્ય ભાવરૂપ પરમાનંદ તે લોકોત્તર સિદ્ધિ છે. અને મુક્તિ પામેલા આત્માઓના ૬૨ ગુણોનું ધ્યાન એ ભાવથી સિદ્ધિ છે.

પરમસિદ્ધિ :-મુક્તગુણાના માત્માન્યધ્યારોપણમ્ ॥૨૪॥

પરમ સિદ્ધિ :-સિદ્ધોના ગુણોનો પોતાના આત્મામાં અધ્યારોપ કરવો તે 'પરમ સિદ્ધિ' છે.

## ચિન્તા—ભાવના—અનુપ્રેક્ષા

**Approach to Sprituality**

ભાવના અને અનુપ્રેક્ષાથી ભિન્ન જે ચલચિત્ત તે 'ચિન્તા' કહેવાય છે. તે ચિન્તા સાત પ્રકારે છે.

તેમાં પ્રથમ પ્રકારના વળી બે પેટા પ્રકારો છે.

'તત્ત્વચિન્તા' અને 'પરમતત્ત્વચિન્તા' જીવાજીવાદિ તત્ત્વોનું ચિન્તન કરવું તે 'તત્ત્વચિન્તા.' ધ્યાન આદિ ૨૪ ભેદોનું ચિન્તન કરવું તે 'પરમતત્ત્વચિન્તા'.

મિથ્યાત્વ સાસ્વાદન તથા મિશ્ર દૃષ્ટિ ગુણઠાણામાં રહેલા ગૃહસ્થોના વિષયસંસદિ સ્વરૂપનું ચિન્તન કરવું તે ચિન્તાનો બીજો પ્રકાર છે.

૧૮૦ ક્રિયાવાદી, ૮૪ અક્રિયાવાદી, ૬૭ અજ્ઞાનવાદી તથા ૩૨ વિનયવાદી એમ ૩૬૩ પાખંડીઓના સ્વરૂપનું ચિંતન કરવું તે ચિન્તાનો ત્રીજો પ્રકાર છે.

પાર્શ્વસ્થ આદિ પોતાના જુથના સાધુઓના સ્વરૂપનું ચિંતન કરવું તે ચિન્તાનો ચોથો પ્રકાર છે.

નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતાઓમાં જે અવિરતિ સમ્યગ્દૃષ્ટિઓ હોય તેઓના સ્વરૂપનું ચિંતન કરવું તે ચિન્તાનો પાંચમો પ્રકાર છે.

મનુષ્યોમાં જે દેશવિરત સમ્યગ્દૃષ્ટિઓ હોય તેઓના સ્વરૂપનું ચિંતન કરવું તે ચિન્તાનો છઠ્ઠો પ્રકાર છે.

(છઠ્ઠા) પમત્ત ગુણસ્થાનકથી (ચૌદમા)

અયોગી કેવલી સુધીના નવગુણસ્થાનકોમાં રહેલા અવિરતિ સાધુઓના તેમજ ૧૫ પ્રકારના અનંતર સિદ્ધ અને અનેક પ્રકારના પરંપર સિદ્ધોના સ્વરૂપનું ચિંતન કરવું તે ચિન્તાનો સાતમો પ્રકાર છે.

હવે ગ્રંથકાર ભાવનાનું સ્વરૂપ કહે છે.

યોગ ઉપર આરુઢ થવાની જે મુનિની ઇચ્છા હોય તેને 'નિષ્કામ-કર્મ' સાધન છે અને જ્યારે યોગારુઢ થાય છે ત્યારે 'શમ' એ મોક્ષનું સાધન છે. યોગ ઉપર આરોહણ કરવાની ઇચ્છા રાખનાર મનુષ્યના અભ્યાસ, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તથા વૈરાગ્ય ભાવનાના ભેદથી ચાર પ્રકાર છે:

જ્ઞાનભાવના: સૂત્ર, અર્થ અને ઉભય એમ ત્રણ પ્રકારે છે, જ્ઞાન ભાવનાનું સ્વરૂપ 'ધ્યાનશતક'માં નીચે પ્રમાણે જણાવેલું છે:

શ્રુતજ્ઞાનનો સદા અભ્યાસ મનના અશુદ્ધ વ્યાપારનો નિરોધ કરીને મનને સ્થિર કરે છે અને સૂત્ર તથા અર્થના જ્ઞાનની વિશુદ્ધિ કરે છે. જ્ઞાનવડે જીવ અને અજીવમાં રહેલા ગુણો અને પર્યાયોનો જેણે પરમાર્થ જાણેલો છે એવો પુરૂષ અત્યંત નિશ્ચલ બુદ્ધિવાળો થઇને ધ્યાન કરે છે.

દર્શન ભાવના: આજ્ઞારુચિ, નવતત્ત્વની રુચિ, તથા ૨૪ પરમતત્ત્વોની રુચિ, (અર્થાત્ ધ્યાનના ૨૪ ભેદોની રુચિ) આ રીતે ત્રણ પ્રકારે છે. ધ્યાન ભાવનાનું સ્વરૂપ 'ધ્યાનશતક'માં નીચે મુજબ છે.

શંકા આદિ દોષથી રહિત, તેમજ પ્રશમ અને સ્થૈર્ય વગેરે ગુણોથી સહિત એવો મનુષ્ય દર્શન શુદ્ધિના લીધે ધ્યાન કરતી વખતે જરાપણ મોહ પામતો નથી. જરાપણ ભ્રાંતચિત્ત થતો નથી.

ચારિત્રભાવના: સર્વવિરત, દેશવિરત અને અવિરત એમ ત્રણ પ્રકારે છે. ચારિત્રભાવનાનું સ્વરૂપ 'ધ્યાનશતક'માં નીચે મુજબ છે

જ્ઞાનાવરણીયાદિ નવા કર્મોને જીવ ચારિત્ર ભાવનાથી ગ્રહણ કરતો નથી. જૂના કર્મોને ખપાવે છે તેમજ ધ્યાનને પણ અનાયાસે પ્રાપ્ત કરે છે.

પ્રશ્ન:-અવિરતને પણ ચારિત્ર ભાવનામાં શી રીતે અહીં ગણેલ છે?

ઉત્તર:-અવિરતમાં પણ અનંતાનુબંધીના ક્ષયોપશમ વગેરેથી ઉત્પન્ન થયેલ ઉપશમાદિ રૂપ ચારિત્રનો અંશ હોય છે. તેથી તેનો પણ અહીં ચારિત્રભાવનામાં સમાવેશ કરવામાં આવ્યો છે.

વૈરાગ્યભાવના:-અનાદિ ભવભ્રમણનું ચિન્તન, વિષયો પ્રત્યે વિમુખતા તથા શરીરની અશુચિતાનું ચિન્તન એ રીતે ત્રણ પ્રકારે છે. વૈરાગ્યભાવનાનુ સ્વરૂપ 'ધ્યાનશતક'માં નીચે મુજબ છે.

જેણે જગતનો સ્વભાવ સારી રીતે જાણેલો છે જે નિસંગ, નિર્ભય તેમજ આશંસાથી રહિત છે તેવો વૈરાગ્યભાવિત મનવાળો મનુષ્ય ધ્યાનમાં અત્યંત નિશ્ચળ બને છે

ધ્યાન દશામાંથી ઉતર્યા પછી અનુપ્રેક્ષા હોય છે તે અનિત્યભાવનાદિ ભેદથી ૧૨ પ્રકારે છે. તેનું (બાર ભાવનાનુ) સ્વરૂપ 'મરણસમાધિપયન્ના'માં નીચે પ્રમાણે છે.

(૧) અનિત્ય ભાવના (૨) અશરણ ભાવના (૩) એકત્વ ભાવના (૪) અન્યત્વ ભાવના (૫) સંસાર ભાવના (૬) અશુચિ ભાવના (અશુભ ભાવના) (૭) વિવિધ લોક

સ્વભાવ ભાવના (૮) કર્મ-આશ્રવ ભાવના (૯) કર્મ-સંવર ભાવના (૧૦) કર્મ-નિર્જરા ભાવના (૧૧) ઉત્તમ ગુણોની ભાવના (૧૨) શ્રી જિનશાસન સંબંધી બોધિ (સમ્યક્ત્વ) મળવી તે દુર્લભ છે તે ભાવના. એ પ્રમાણે બાર ભાવનાઓ છે.

### ૧૬ વિદ્યાદેવીઓ

(૧) રોહિણી (૨) પ્રજ્ઞપ્તિ (૩) વજ્રશૃંખલા (૪) વજ્રાંકુશી (૫) અપ્રતિચક્રા (૬) પુરૂષદત્તા (૭) કાલી (૮) મહાકાલી (૯) ગૌરી (૧૦) ગાંધારી (૧૧) જ્વાલામાલિની (૧૨) માનવી (૧૩) વૈરોટ્યા (૧૪) અચ્છુપ્તા (૧૫) માનસી (૧૬) મહામાનસી એ સોળ વિદ્યાદેવીઓ છે.

### ભવનયોગનું સ્વરૂપ

In Walled Garden of Truth

ભવનયોગાદિના ૮ ભેદ નીચે મુજબ છે.

૧ યોગ–રાજા જેમ પોતાના અધિકારીઓને કાર્યશીલ બનાવે તેમ જીવ આત્મપ્રદેશોને કર્મના ક્ષય માટે કાર્યશીલ બનાવે તે યોગ કહેવાય છે.

૨ વીર્ય–જેમ દાસી દ્વારા કચરો બહાર નખાવી દેવામાં આવે છે તેમ જીવ આત્મપ્રદેશો દ્વારા કર્મોને ધ્યાનાગ્નિમાં નાખવા માટે પ્રેરણા કરે તે વીર્ય કહેવાય છે.

૩ સ્થામ–જેમ દંતાલીથી કચરાને ખેંચીને લાવવામાં આવે છે તેમ જીવ આત્મ પ્રદેશોમાંથી કર્મ પ્રદેશોને ખપાવવા માટે ખેંચી લાવે તે સ્થામ કહેવાય છે.

૪ ઉત્સાહ–જેમ નળી વડે પાણીને ઉંચુ ચઢાવવામાં આવે છે તેમ આત્મપ્રદેશોમાંથી કર્મને ઉંચા લઈ જવા તે ઉત્સાહ છે.

૫ પરાક્રમ–કુહલામાંથી જેમ તેલને નીચે રેડવામાં આવે અથવા અમૃતકલામાંથી જેમ અમૃત ઘંટિકામાં–પડજીભમાં ઝરે તેમ ઉંચે ગયેલા કર્મોને નીચે લઇ-જવા તે પરાક્રમ કહેવાય છે.

૬ ચેષ્ટા–તપેલા લોખંડના ભાજનમાં રહેલું જલ જેમ સુકાય જાય છે તેમ પોતાના સ્થાનમાં રહેલા કર્મોને સૂકવી નાખવા તે ચેષ્ટા કહેવાય છે.

૭ શક્તિ–તલમાંથી તેલને છૂટું પાડવા માટે જેમ તલને ઘાણીમાં પીલવામાં આવે છે તેમ જીવ અને કર્મોનો વિયોગ કરવા માટે અભિમુખ થવું તે શક્તિ કહેવાય છે.

૮ સામર્થ્ય–જેમ ખોલ અને તેલ જુદા પાડવામાં આવે છે તેમ જીવ અને કર્મોનો જે સાક્ષાત વિયોગ કરવો તે સામર્થ્ય કહેવાય છે.

આ આઠે ભેદોના દરેકના ત્રણ પ્રકારો છે. જેમ કે યોગમાં જઘન્ય હોય તે 'યોગ', મધ્યમ હોય તે 'મહાયોગ', અને ઉત્કૃષ્ટ હોય તે 'પરમયોગ' છે આ રીતે ૮×૩=૨૪ ભેદો થાય છે. તે દરેકના પણ પ્રણિધાન (એટલે અશુભ કાર્યમાંથી નિવૃત્તિ લેવી), સમાધાન એટલે શુભ કાર્યોમાં પ્રવૃત્તિ કરવી), સમાધિ (એટલે રાગદ્વેષમાં માધ્યસ્થ ભાવ રાખવો), કાષ્ઠા (એટલે ધ્યાન વડે મનની એકાગ્રતાથી ઉચ્છ્વાસ આદિનો નિરોધ કરવો) આ ચાર પ્રકાર છે.

પ્રણિધાન–સમાધાન–સમાધિ–કાષ્ઠાના સંબંધમાં અનુક્રમે પ્રસન્નચંદ્ર રાજર્ષિ, ભરત ચક્રવર્તી, દમદંત મુનિ, તથા પુષ્યભૂતિ આચાર્યના દૃષ્ટાંતો છે.

આ પ્રકારે ચોવીશને ચારે ગુણતા ૨૪×૪=૯૬ પ્રકારો થાય છે.

આ જ ૯૬ પ્રકારો મરુદેવા માતાની જેમ સ્વાભાવિક રીતે-સહજ સ્વભાવે થાય તો તે 'ભવનયોગ' કહેવાય છે. અને એ જ ૯૬ પ્રકારો જાણી જોઈને થાય તો તે 'કરણયોગ' કહેવાય છે.

## કરણયોગનું સ્વરૂપ
## Spiritual Alchemy

(૧) મન (૨) ચિત્ત (૩) ચેતન (૪) સંજ્ઞા (૫) વિજ્ઞાન (૬) ધારણા (૭) સ્મૃતિ (૮) બુદ્ધિ (૯) ઈહા (૧૦) મતિ (૧૧) વિતર્ક (૧૨) ઉપયોગ—આ બાર વસ્તુ સંબંધી ૯૬ કરણ થાય છે. 'મણાઈ' એટલે મન. આ બધાં કરણોમાં મનને પ્રથમ ગણ્યું.

મન વિષયકકરણના ૮ પ્રકારો છે.

(૧) ઉન્મનીકરણ (૨) મહોન્મનીકરણ (૩) પરમોન્મની કરણ (૪) સર્વોન્મનીકરણ (૫) ઉન્મનીભવન (૬) મહોન્મનીભવન (૭) પરમોન્મનીભવન (૮) સર્વોન્મનીભવન.

ચિન્તન એ મનનો ખોરાક છે. તે ચિંતનનો અભાવ તે મનનું અનશન છે. જેમાં પ્રબળતાથી મન ચાલ્યું ગયું હોય અર્થાત્ ચિંતાના અભાવથી જાણે મન નાશ પામ્યું હોય એવી અવસ્થાને ઉન્મના અવસ્થા કહે છે. એવી અવસ્થા જે ધ્યાન વડે કરાય તેને 'ઉન્મનીકરણ' કહેવાય છે. બીજા શબ્દોમાં કહીએ તો જેના મનનું મૃત્યુ તે જઘન્ય ઉન્મનીકરણ છે. આ જ ઉન્મની કરણ જો મધ્યમ કોટિનું હોય તો બીજા પ્રકારમાં અને ઉત્કૃષ્ટ કોટિનું હોય તો ત્રીજા પ્રકારમાં અને જઘન્ય આદિ ત્રણેના મિશ્રણવાળું હોય તો ચોથા પ્રકારમાં સમજવું. ભવનના ચાર પ્રકાર પણ તે જ રીતે સમજવા.

જેમ તીર્થંકર ભગવંતો ઉપયોગપૂર્વક કરે છે તેમ ઉપયોગપૂર્વક કરાય તે 'કરણ' કહેવાય છે. અને મરુદેવીમાતાની જેમ ઉપયોગ (પ્રયત્ન) કર્યાવિના પોતાની મેળે જ જે થાય તે 'ભવન' કહેવાય છે.

ચિત્તવિષયક કરણના ૮ પ્રકાર છે.

(૧) નિશ્ચિત્તીકરણ ૨) મહાનિશ્ચિતીકરણ (૩) પરમનિશ્ચિતીકરણ (૪) સર્વ નિશ્ચિતીકરણ (૫) નિશ્ચિતીભવન (૬) મહાનિશ્ચિતીભવન (૭) પરમનિશ્ચિતીભવન (૮) સર્વ નિશ્ચિતીભવન. ચિત્ત એટલે ત્રણ કાળ સંબંધી ચિંતન. તેના અભાવથી ઉચ્છ્વાસ વગેરેનો અભાવ થાય છે.

'ચેતના'ના નિશ્ચેતનીકરણ વગેરે ૮ પ્રકારો છે.

'નિશ્ચેતનીકરણ' સમગ્ર શરીરની અંદર ચેતનાના અભાવરૂપ છે અને તે રાગ વગેરેના અભાવનું કારણ છે.

નિઃસંજ્ઞીકરણ વગેરે ૮ પ્રકારો છે.

'નિઃસંજ્ઞીકરણ' એટલે આહાર આદિની લોલુપતાનો અભાવ. આથી પ્રમત્ત આદિ યોગીઓ આહાર ગ્રહણ કરે છે છતાં પણ તેમાં તેમને લોલુપતાનો અભાવ હોય છે.

'નિર્વિજ્ઞાનીકરણ' વગેરે ૮ પ્રકારો છે.

'નિર્વિજ્ઞાનીકરણ' વિજ્ઞાનના અભાવરૂપ છે. અર્થાત જાગ્રત અવસ્થામાં વેદન હોતું નથી. તેમ આ કરણ વખતે જાગ્રત અવસ્થામાં પણ વસ્તુના વિજ્ઞાનનો અભાવ હોય છે.

'ધારણા'ના નિર્ધારણીકરણ વગેરે ૮ ભેદ છે.

'ધારણા' એટલે (વસ્તુના વિજ્ઞાનની અવિચ્યુતિ. તેનો અભાવ તે નિર્ધારણી-કરણ. કહ્યું છે કેઃ 'ચિત્ત' ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળ એમ ત્રણે કાળના અર્થોને સામાન્યથી જાણે છે. 'ચેતના' પ્રત્યક્ષ વર્તમાનકાલીન અર્થોને જાણે છે. 'સંજ્ઞા' તે અનુસ્મરણને કહે છે કે જે પદાર્થ પહેલાં જોયો હોય. 'વિજ્ઞાન' અનેક પ્રકારનું છે. અનેક ધર્મવાળા પદાર્થમાં તે તે વિશિષ્ટ ધર્મરૂપે જે અનેક પ્રકારનું જ્ઞાન થાય તે 'વિજ્ઞાન કહેવાય છે. 'ધારણા' અસંખ્યાત અથવા સંખ્યાત કાળ સંબંધી હોય છે.

વિસ્મૃતીકરણ વગેરે આઠ પ્રકારો છે.

'સ્મૃતિ' શબ્દથી અહીં ધારણાનો બીજો ભેદ સમજવો, કારણકે ધારણાના ત્રણ ભેદો છે. અવિચ્યુતિ, સ્મૃતિ અને વાસના. અહીં બીજો ભેદ વિવક્ષિત છે.

નિબુદ્ધિકરણ વગેરે આઠ પ્રકારો છે.

બુદ્ધિ શબ્દથી અવાયસ્વરૂપ ઔત્પાતિકી, વૈનયિકી, કાર્મણિકી અને પારિણામિકી એમ ચાર પ્રકારની બુદ્ધિ લેવી. નિશ્ચયને અવાય કહેવામાં આવે છે. તેનો અભાવ તે નિબુર્દ્ધિકરણ.

નિરીહીકરણ વગેરે ૮ પ્રકારો છે.

ઈહા' એટલે વિચારણા અર્થાત્ આ ઠુંઠું છે એવી જે વિચારણા જાગે તે ઈહા. તેનો અભાવ તે નિરીહીકરણ.

નિર્મતીકરણ વગેરે ૮ પ્રકારો છે.

'મતિ' શબ્દથી દશ પ્રકારનો અવગ્રહ સમજવો. (પાંચ ઇંદ્રિય, છઠ્ઠું મન-એટલાનો અર્થાવગ્રહ તથા મન અને ચક્ષુ સિવાયની બાકીની ચાર ઇંદ્રિયોથી થતો વ્યગ્જનાવગ્રહ-એમ દશ પ્રકાર થાય છે.)

નિર્વિતર્કીકરણ વગેરે ૮ પ્રકારો છે.

વિતર્ક-જે ઈહા પછી અને અવાય (અપાય) પૂર્વે તર્ક થાય તે વિતર્ક.

નિરુપયોગીકરણ વગેરે આઠ પ્રકારો છે.

વાસનારૂપ જે 'ઉપયોગ' તેનો અભાવ તે નિરૂપયોગીકરણ.

આના મહા, પરમ આદિ વિશેષણોથી તેમજ તેના જઘન્ય આદિ સંયોગથી થતા ભેદો સમજી લેવા.

પહેલાં કહ્યાં પ્રમાણે 'ઉપયોગ'ના 'કરણ' અને 'ભવન'ના ભેદો પણ સમજી લેવા.

આ રીતે કરણના ૧૨×૮=૯૬ પ્રકાર છે. તેની (કરણના ૯૬ ભેદો) સાથે ધ્યાનના ૨૪ ભેદોને ગુણતાં ૯૬×૨૪=૨૩૦૪ થાય. તેને ૯૬ કરણયોગવડે ગુણતાં ૨૨૧૧૮૪· ભેદો થાય છે. એ જ રીતે ૨૩૦૪ ને ૯૬ ભવનયોગ વડે ગુણતાં ૨૨૧૧૮૪ ભેદો થાય છે. આમ બન્ને મળીને ૪૪૨૩૬૮ પ્રકારો થાય છે. કહ્યું છે કે-ચારલાખ બેતાલીસ હજાર, ત્રણસો ને અડસઠ-એ છદ્મસ્થના ધ્યાનના પ્રકારો જાણવા. મનથી ચિંતન કરતી વખતે ૫૮ પ્રકારનો મનોયોગ બને છે અને બોલતી વખતે ૫૮ પ્રકારનો ભાષાયોગ બને છે.

ઔદારિક કાયયોગ જીવોના ભેદો અનુસાર ૩૨ પ્રકારે છે જેમકે-

પૃથ્વી, અપ, તેજ, વાયુ, સાધારણ વનસ્પતિ અને પંચેન્દ્રિય એ બધા ચાર ચાર પ્રકારે છે. પ્રત્યેક વનસ્પતિ અને વિકલેંદ્રિય (બેઇન્દ્રિય-તેઇન્દ્રિય તથા ચઉરિન્દ્રિ) બબ્બે પ્રકારે છે. બધા મલીને ૩૨ ભેદો થાય છે. (૬×૪=૨૪) (૧+૩)× ૨=૮, ૨૪+૮=૩૨ ભેદો થાય છે) અર્થાત પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાયુકાય અને

અનંતકાય–એ પાંચે સૂક્ષ્મ તેમજ બાદર અને પર્યાપ્ત તેમજ અપર્યાપ્ત એમ ચાર ભેદોથી વીશ પ્રકારે છે પંચેંદ્રિયના સંજ્ઞી, અસંજ્ઞી પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ ચાર ભેદો છે. પ્રત્યેક વનસ્પતિકાય તેમજ વિકલેંદ્રિય–અર્થાત્ બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય તે ચારેના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે ભેદો હોવાથી આઠ પ્રકારે છે. (૨૦+૪+૮=૩૨)

વૈક્રિયયોગ ૨૫ પ્રકારે છે. નારકી (જીવો)ના સાત ભેદો છે. તે દરેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત બે ભેદ હોવાથી બધા મળીને ચૌદ ભેદો થાય છે
વાયુકાયનો એક ભેદ છે પંચેદ્રિય તિર્યંચ અને મનુષ્યનો અકેકે ભેદ છે. ચાર પ્રકારના (ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક) દેવોના દરેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત બે ભેદ હોવાથી એકંદરે આઠ પ્રકાર થાય છે. એમ બધા મળીને ૨૫ પ્રકારો થાય છે. (૧૪+૧+૨+૮=૨૫)

આહારક એક પ્રકારનો છે. એ રીતે ત્રણેકાય, ઔદારિક, વૈક્રિય, આહારકના મળીને ૫૮ ભેદો થાય છે. તેજસકાય તેમાં અંતર્ગત હોવાથી તેના પણ ભેદો છે. એજ પ્રકારે કાર્મણ શરીરના પણ ૫૮ ભેદો છે. કુલ મળીને
૫૮ + ૫૮ + ૫૮ + ૫૮ + ૫૮ = ૨૯૦
આલંબનો છે.

જેમ વસ્ત્રમાં રંગ કરવા માટે પ્રથમ પાશ આપવામાં આવે છે તેમ અહીં યોગરુપ મહેલ ઉપર ચઢવા માટે મન વગેરે આલંબનો છે.

વીર્યયોગનાં આલંબનો–જ્ઞાનાચાર ૮, દર્શનાચાર ૮, ચારિત્રાચાર ૮, તપાચાર ૧૨, વીર્યાચાર ૩૬–કુલ ૭૨ પ્રકારના છે.

સ્થામ યોગનાં આઠ આલંબનો નીચે મુજબ છે—

(૧) બંધનકરણ (૨) સંક્રમકરણ (૩) ઉદ્ધર્તનાકરણ (૪) અપવર્તનાકરણ (૫) ઉદીરણાકરણ (૬) ઉપશમનાકરણ (૭) નિધત્તિકરણ અને (૮) નિકાચનાકરણ.

ઉર્ધ્વલોકમાંની વસ્તુઓની ચિંતા તે ઉત્સાહનું આલબન છે અધોલોકમાંની વસ્તુઓની ચિંતા તે પરાક્રમનું આલંબન છે તિર્યગ્ લોકમાંની વસ્તુઓની ચિંતા તે ચેષ્ટાનુ આલબન છે. તત્ત્વ અને પરમતત્ત્વની ચિંતા તે શક્તિનું આલબન છે. સિદ્ધોનુ સ્થાન અને સિદ્ધોના સ્વરૂપની ચિંતા તે સામર્થ્યનું આલંબન છે.

## ચઉવ્વિહજ્ઝાણથુત્તં

## Significance of Inner Space

બાર ગાથાના આ 'ચતુર્વિધધ્યાન સ્તોત્ર'ના કર્તા કોણ છે તે જાણી શકાયું નથી.

કુંડલિનીના વિષયમાં અહિં ઉલ્લેખ છે. જૈનેતર સાહિત્યમાં કુંડલિનીના ઉત્થાન માટે ષટ્ચક્રભેદની પ્રક્રિયા સબંધી વિગતો વિસ્તારથી મળે છે. આ સ્તોત્રમાં દશ ચક્રોની માહિતિ આપી છે.

પિંડત્થં ચ પયત્થં રૂવત્થં રૂવ વજ્જિયં સરૂવં ।
તત્ત પરમિટ્ઠિમયં ગુરૂવઇટ્ઠં થુણિસ્સામિ ॥

ધ્યાનનું સ્વરૂપ ચાર પ્રકારનું છે–(૧) પિંડસ્થ (૨) પદસ્થ (૩) રૂપસ્થ અને (૪) રૂપાતીત–તે પ્રકારે પરમેષ્ઠીમય વર્ણો (અક્ષરો) વડે કેવીરીતે ધ્યાન થાય તે ગુરૂએ જે પ્રમાણે ઉપદેશ્યું છે તે પ્રમાણે સ્તવીશ ॥૧॥

નમઃ સિદ્ધંતસમિદ્ધો

ચઉદલિયાહાર ચકિક (છ્ક) મજ્ઝઠિઓ ।

પણુવો પરમિટ્ઠિમઓ
પણુ તત્તજુઓ સુહં દેઉ ॥

મૂલાધાર ચક્રનાં ચાર પત્રો છે, તે 'નમઃસિદ્ધમ્'ના ચાર અક્ષરોથી સમૃદ્ધ છે અને કણિંકામાં પ્રણુવ (ૐકાર) જે પરમેષ્ઠીના પાંચ વર્ણ (પ્રથમાક્ષર)થી નિષ્પન્ન છે–તેનું ધ્યાન સુખ આપનારૂં થાય છે ॥૨॥

ચક્કે સાહિટ્ઠાણે છક્કોણેમજ્ઝઠિઓ પયાહિણુઓ।
સત્તસરમહુમંતો ઝાઇજ્જતો દુહં હરઉ॥

સ્વાધિષ્ઠાન ચક્ર છ ખૂણાની આકૃતિવાળું છે. તે આકૃતિની મધ્યથી લઈને પ્રદક્ષિણામાં (ફરતાં ક્રમશઃ) 'ણુમો અરિહંતાણુ'' એ સપ્તાક્ષરી મહામંત્ર છે તે પ્રકારે ધ્યાન ધરવામાં આવે તો તે દુઃખને હરનારું નીવડે છે. ॥૩॥

મણિપૂરચક્કિ અડદલિ,
મજ્ઝદિસાસુ ય પંચપરમિટ્ઠી।
વિદિસાસુ નાણુ–દંસણુ–
ચારિત્ત–તવાઈં ઝાએમિ ॥

મણિપૂર ચક્ર આઠ પત્રવાળું છે. તેની મધ્યમાં 'શ્રી અર્હદ્ભ્યો નમઃ' તથા દિશાઓમાં 'શ્રી સિદ્ધેભ્યો નમઃ' 'શ્રી સૂરિભ્યો (શ્રી આચાર્યેભ્યો) નમઃ' 'શ્રી ઉપાધ્યાયેભ્યો નમઃ' 'શ્રી સર્વસાધુભ્યો નમઃ' એ પંચ પરમેષ્ઠી, તેમજ વિદિશાઓમાં 'શ્રી દર્શનાય નમઃ' 'શ્રી જ્ઞાનાય નમઃ' 'શ્રી ચારિત્રાય નમઃ' 'શ્રી તપસે નમઃ' એ પ્રકારે છે તેમ હું ધ્યાન કરૂં છું.

સોલસસરસોલસએ
મહાવિજ્જા વિજ્જદેવકલિયદલે।
ચક્કે અણાહયક્ખે,
ગોયમસામિં નમંસામિ ॥

અનાહત ચક્ર સોળ પત્રવાળું છે. તેમાં ષોડશાક્ષરી 'અરિહંત–સિદ્ધ–આયરિય–ઉવજ્ઝાય–સાહુ' મહાવિદ્યા છે તેમજ સોળ સ્વરોથી સૂચિત (સોળ) વિદ્યાદેવીઓથી યુક્ત એવાં સોળ પત્રો છે, તેની કણિંકામાં 'શ્રી ગૌતમસ્વામિને નમઃ' છે, તે પ્રકારને હું નમસ્કાર કરૂં છું

ચઉવીસદેવ–જિણુજણણિ
જક્ખ જક્ખિણિપવિત્તપત્તમ્મિ।
સુદ્ધે વિશુદ્ધ ચક્કે,
ઝાએમિ સયાવિ જિણુસત્તિં ॥

વિશુદ્ધચક્ર જે કંઠમાં છે અને જેના ચોવીશ પત્રો છે, તેમાં ચોવીશ દેવ (તીર્થંકરો) તથા જિનેશ્વરોની ચોવીશ માતાઓ, તેમના ચોવીશ યક્ષો અને ચોવીશ યક્ષણીઓ તથા કણિંકામાં જિનશક્તિ એટલે 'અર્હં નમઃ' છે તેમ હું સદા ધ્યાન ધરૂં છું.

બત્તીસદલે લ (લ)ણા ચક્કે,
બત્તીસસુરવઈસમિદ્ધા।
હ–રહિયવંજણસિદ્ધા,
સરસ્સઈ મહ સુહં દેઉ ॥

લલના ચક્ર જેનાં બત્રીશ પત્રો છે. તે બત્રીશ ઈંદ્રોથી સમૃદ્ધ અને 'હ' રહિત એટલે 'ક'થી 'સ' પર્યંત (૩૨) તેમજ તે મંત્રથી ('સરસ્વત્યૈ નમઃ'થી) સિદ્ધ થતી સરસ્વતી દેવી મને સુખ આપો.

હ–ળ–ક્ષજુઆ પણુવ–
નમંતકલિઆ ય તિદલચક્કમ્મિ।
આણુક્ખે એગક્ખર,
મહવિજ્જા સયલસિદ્ધિકરી।

આજ્ઞા ચક્રને ત્રણ પત્રો છે તેમાં 'હ' 'ળ' 'ક્ષ'થી યુક્ત અને 'ૐ નમઃ'થી આકલિત (હ્રીંકારરૂપી) એકાક્ષરી મહાવિદ્યા સમગ્ર સિદ્ધિને આપનારી છે.

અસિઆઉસા નમંતા,
સોમકલા રૂવસોમચક્કમ્મિ।
સોમસિયવન્નઝાણેણ,
ઝાઇઆ હુંતિ સિવહેઊ ॥

સોમચક્ર જે સોમકળા (અર્ધ ચન્દ્રની આકૃતિ) સ્વરૂપ છે તેમાં 'અસિઆઉસા નમઃ' મંત્રનું ચંદ્ર જેવા શ્વેતવર્ણરૂપે ધ્યાન કરતાં તે શિવના (એટલે મોક્ષના) કારણ રૂપ બને છે.

ચક્કમ્મિ બંભબિંદુ ત્તિ,
નામએ બંભનાડિસંહભૂએ।
ઝાણાપુરિયપણવો,
ભવિયાણં કુણઉ કલ્લાણં ॥

બ્રહ્મબિંદુચક્ર, જે બ્રહ્મનાડી (સુષુમ્ણા નાડી) સાથે સંયુક્ત છે, તેનું પ્રણવથી આપૂરિત ધ્યાન ભવ્ય પુરૂષોનું કલ્યાણ કરે છે.

સિરિહંસનાદ ચક્કે
હંસંવિસુદ્ધ ફલિહસંકાસ ।
જો પિકખઇ ગલિઅમણો,
તસ્સ વસે સયલસિદ્ધિઓ ॥

શ્રીહંસનાદ ચક્રમાં હંસ (જીવ)ને અત્યંત શુદ્ધ સ્ફટિક (મણિ) જેવો, જે ગલિત મનવાળો યોગીપુરૂષ ધ્યાન કરે છે. તેવા (યોગીને) સમગ્ર સિદ્ધિઓ વશીભૂત થાય છે.

ચઉવ્વિહઝાણગયં પરમિટ્ઠિમયપહાણતરતત્તં।
ઝાયઈ અણુવરયં સો પાવઇ પરમાણંદં ॥

ધ્યાનના ચાર પ્રકાર (પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત) પ્રમાણે સાલંબન (એટલે વર્ણાત્મક) અને નિરાલંબન (વધારે સૂક્ષ્મ થતું આલંબન વિનાનું) ધ્યાન (ધ્યાતા અને ધ્યાન એ બંનેનો અભાવ થતાં ધ્યેય સાથે જ એકરૂપ બની જાય એવું) જે અવિરતપણે કરે છે તે પરમ આનંદને પ્રાપ્ત કરે છે.

આ પ્રકારના ધ્યાન સદ્‌ગુરૂના માર્ગદર્શન નીચે જ સહાયક બને છે શરીરના મર્મસ્થાનોમાં મન એકાગ્ર કરવાથી ત્યાં ત્યાં શક્તિ કેન્દ્રિભૂત થાય છે અને કેન્દ્રિભૂત શક્તિનું સમજણપૂર્વક ઉર્ધ્વીકરણ ન કરાય તો શક્તિવિસ્ફોટ થાય છે.

અહિં કુંડલિની યોગના વિષયનો માત્ર સામાન્યપણે સ્પર્શ કર્યો છે.

## પરમેષ્ઠિવિદ્યાયન્ત્રકલ્પ :

## Human Body as Mandal of Wisdom

શ્રી સિંહતિલકસૂરિના પરમેષ્ઠિ વિદ્યાયન્ત્ર કલ્પમાંથી અહિં કુંડલિની વર્ણન સંબંધી ગાથાઓ રજુ કરી છે.

અત્ર વિશેષ : (કુંડલિની વર્ણન વિશેષ :)

ગુદમધ્ય–લિઙ્ગમૂલે
નાભૌ હૃદિ કંઠ–ઘણ્ટિકા–ભાલે।
મૂર્ધન્યૂર્ધ્વં નવષટ્કં (ચક્રં ?)
ઠાન્તાઃ પઞ્ચ ભાલે (લ ?) ગુતાઃ ॥

આધારાખ્યં સ્વાધિષ્ઠાનં મણિપૂર્ણં મનાહતમ્।
વિશુદ્ધ લલનાઽઽજ્ઞા બ્રહ્મ–સુષ્કમ્ણાખ્યયા નવ ॥

૧ ગુદાના મધ્ય ભાગ પાસે આધાર ચક્ર ૨ લિંગમૂળ પાસે સ્વાધિષ્ટાનચક્ર ૩ નાભિ પાસે મણિપૂર ચક્ર ૪ હૃદય પાસે અનાહત ચક્ર ૫ કંઠ પાસે વિશુદ્ધ ચક્ર ૬ પડજીભ (ઘટિકા) પાસે લલના ચક્ર ૭ ભાલ પાસે (બે ભ્રમરવચ્ચે) આજ્ઞા ચક્ર ૮ મૂર્ધા પાસે બ્રહ્મરન્ધ્રચક્ર જેને સોમચક્ર પણ કહે છે. ૯ ઊર્ધ્વ ભાગમાં (બ્રહ્મબિન્દુચક્ર) (સુષુમ્ણાચક્ર–એમ નવ ચક્રો છે. મૂલાધારથી ઉર્ધ્વગણના કરીએ તો નવ ચક્રો થાય, તેમાં કંઠ (વિશુદ્ધચક્ર) સુધી પાંચ

ચક્રો અને આજ્ઞાચક્ર નામે છઠ્ઠું ચક્ર ગણાય ॥

અમ્બુધિ–રસ–દશ–સૂર્યા :
ચૌદશ–વિશંતિ–ગુણાસ્તુ–ષોડશકમ્ ।
દશશતદલમથ વાડન્ત્યં (વાચ્યં ?)
ષટ્કોણં મનસાડ–ક્ષપદમ્ ॥

(એ પ્રત્યેક ચક્ર–કમલનાં દલ ક્રમશ :) ચાર (મૂલા ધારની) છ (સ્વાધિષ્ઠાનનાં) દશ (મણિપૂરના) બાર (અનાહતના સોળ (વિશુદ્ધના) વીસ (લલનાનાં) ત્રણ (આજ્ઞાનાં) સોળ (બ્રહ્મરંધ્રનાં) અને છેલ્લાં હજાર પત્રો (બ્રહ્મબિન્દુચક્રનાં) હોય છે. અથવા આ સહસ્રાર તે મન અને ઇન્દ્રિય પદવાળું ષટ્કોણ છે. ( ? )

દલસંખ્યા ઈહ સાધા હ
–ક્ષાન્તા માતૃકાક્ષરા : ષટ્સુ ।
ચક્રેષુ વ્યસ્તમિતા,
દેહમિદં ભારતીયન્ત્રમ્ ॥

અહીં દલ સંખ્યામાં 'અ'થી લઈને 'હ' અને ક્ષ સુધીના માતૃકાક્ષરો છયે ચક્રોમાં વિભાજિત છે. તેથી આ શરીર ભારતી–સરસ્વતીના યંત્રરૂપ બની જાય છે.

આધારાદ્યા વિશુદ્ધયન્તાઃ
પઞ્ચાઙ્ગાસ્તાલુશક્તિભૃત્ ( તઃ ? ) ।
આજ્ઞા ભ્રૂમધ્યતો ભાલે,
મનો બ્રહ્માણ ચન્દ્રમાઃ ॥

આધારચક્રથી માંડીને વિશુદ્ધચક્ર સુધીનાં (આધાર–સ્વાધિષ્ઠાન–મણિપૂર–અનાહત–વિશુદ્ધ) ચક્રો શરીરનાં પાંચ અંગો (અવયવો–ગુદા–મધ્યા લિંગમૂલ, નાભિ, હૃદય અને કંઠ સ્થાને રહેલાં) છે ! તાલુસ્થાનીય (ઘંટિકાસ્થાનીય) લલનાચક્ર સરસ્વતીની વાક્શક્તિને ધારણ કરે છે ! આજ્ઞાચક્ર ભાલપ્રદેશમાં ભ્રમધ્યસ્થાને છે ! એ સ્થાનમાં મન રહેલું છે ! બ્રહ્મચક્રમાં ચન્દ્રમા–પરમાત્મશક્તિનું પ્રતિક છે.

રક્તારૂણં સિતં પીતં સિતં રક્તત્રયં સિતમ્ ।
ચક્રં વર્ણાઈતિ : પ્રાગ્વદાદૌ પત્રાણિ પઞ્ચસુ ॥
ચતુષ્ટયે ક્રમાત્ સૂર્યા : ત્રિ-ષટ્-દ્વયષ્ટદલાવલી ।
તદન્તનંવબીજાનિ ત્રિષ્વાદૌ ત્રિપુરાડ થવા ॥

૧ આધાર ચક્રનો રંગ રક્ત, ૨ સ્વાધિષ્ઠાન ચક્રનો રંગ અરૂણ, ૩ મણિપૂર ચક્રનો રંગ શ્વેત, ૪ અનાહત ચક્રનો રંગ પીળો, ૫ વિશુદ્ધ ચક્રનો રંગ શ્વેત, ૬–૭–૮ લલનાં ચક્ર, આજ્ઞા ચક્ર અને બ્રહ્મ ચક્રનો રંગ રાતો તેમજ સહસ્રાર (બ્રહ્મબિંદુ) ચક્રનો રંગ શ્વેત છે। આદિનાં પાંચ ચક્રોમાં અગાઉ જણાવ્યા મુજબ પત્રો હોય છે, (એટલે આધાર ૪, સ્વાધિષ્ઠાન ૬, મણિપૂર ૧૦, અનાહત ૧૨, વિશુદ્ધ ૧૬) જ્યારે બાકીના ચક્રોમાં ક્રમશ : ૧૨–૩–૬ અને ૧૬ (એટલે લલના ૧૨, આજ્ઞા ૩, બ્રહ્મ ૬ અને સહસ્રારમાં ૧૬ હોય છે. । તેના અંતર્ભાગ (કર્ણિકા) માં તે દરેકમાં અકેકે એમ નવ બીજો હોય છે, અથવા આદિનાં ત્રણ ચક્રોમાં 'ત્રિપુરા' (દેવતા વિશેષ ?) છે ॥

## નવચક્રોમાં મંત્ર બીજનું ધ્યાન
## Mantre Meditations

નવચક્રાન્તઃ ક્રમશો
વાગ્ભવમુખ્યાનિમન્ત્રબીજાનિ ।
તત્રાદ્યે રવિરોચિષિ
ત્રિકોણમર્કેન્દુનાડીભ્યામ્ ॥
ભગબીજમેતદુદ્ભવં
કુંડલિનીતન્તુ માત્રમબ્રકલમ્ ॥
વાગ્ભવવીજ'શ્વેત' ધ્યાતં,
સરસ્વતી સિદ્ધિ ॥

નવચક્રોમાં ક્રમશઃ વાગ્ભવ–'ઐં' વગેરે મંત્ર બીજો રહેલા છે, તેમાં સૂર્યકિરણ જેવા મુલાધાર ચક્રમાં સૂર્ય (પિંગલા) અને ચંદ્ર (ઇડા) નાડીદ્વારા ત્રિકોણ થાય છે, તે ભગબીજ–'ઐં' સ્વરૂપ અને તેની ઉપર કુંડલિનીના તંતુ જેવી અને તેજે અભ્રકલા આકાશ (મેઘ) જેવી ઝાંખી કલા–માત્રારૂપ થઇને 'ઐં' બનાવે છે. તે વાગ્ભવબીજ–'ઐં'નું શ્વેતવર્ણી ધ્યાન કરતાં સરસ્વતી દેવી સિદ્ધ થાય છે.

અરૂણમિદં વહ્નિપુરં ધ્યાતં
માત્રાં વિયાડપિ વશ્યકૃતે।
કિન્તુ સમાત્ર યદ્વા
માયાન્તઃકામબીજ મધ્યે વા ॥

આ વહ્નિપુર–અરૂણવર્ણ છે, તેનું માત્રા વિના પણ ધ્યાન કરવામાં આવે તો તે વશીકરણ માટે થાય છે, પણ જ્યારે માત્રા સહિત અથવા માયાબીજ હ્રીં કારમાં અથવા કામબીજ 'ક્લીં' કારમાં એનું (ઐંકારનું) ધ્યાન કરવામાં આવે તો વિશેષ વશીકરણ માટે થાય છે.

ધ્યાતં સા (સ્વા) ધિષ્ઠાને,
ષટ્કોણે હ્રીં સ્મરબીજભૂ (યુ)તંસ્(મ્)।
ઇકારાઙ્કુશતાણિતશિરોડમ્બર-
સ્ત્રીક (સ્રિકલ ?) મિહ વશ્યમ્ ॥

પણ જ્યારે સ્વાધિષ્ઠાન ચક્રમાં આ ઐંનું માત્રા સહિત અથવા 'હ્રીં'કારમાં અથવા ક્લીંકારમાં અથવા ષટ્કોણમાં હ્રીં અને ક્લીંની અંદર ધ્યાન કરવામાં આવે તો તે વશીકરણ માટે થાય છે. 'ઈ' કાર (?) ને અંકુશારૂપે ચિંતવવો. 'ઇ' કારરૂપ અંકુશથી ખેંચાયું છે મસ્તકનું વસ્ત્ર જેનું એવું વશ્ય (સ્ત્રી અથવા પુરૂષ) વશીભૂત થાય છે.

મણિપૂર્ણે શ્રીબીજં જપારૂણં,
વર્ણં (ર્ણં ?) દશકદિગ્ભ્યઃ।
ઈશ્વરતાણિત વસ્તૂચ્ચ્
મિહ વશ્યં ચ લાભ કરમ્ ॥

મણિપૂર ચક્રમાં 'શ્રીં' બીજનું જપા કુસુમની માફક અરૂણ વર્ણનું ધ્યાન દશે દિશાઓમાંથી 'ઈ' સ્વર (અંકુશ)થી ખેંચાયો છે વસ્તુસમૂહ જેનો એવા વશ્ય (સ્ત્રી કે પુરૂષ)ને વશ કરે છે, અને લાભ માટે થાય છે. (?)

ભાલાન્તભ્રૂમધ્યે ત્રિકોણ,
કોદણ્ડ ખેચરી ત્યા ખ્યમ્।
અસ્યાધ્વં મધ્યે વા,
માયા–સ્મર બીજયોરેકમ્ ॥

ભાલની વચ્ચે ભ્રૂમધ્યમાં રહેલ આજ્ઞા ચક્રનાં ત્રિકોણ, કોદંડ અથવા ખેચરી એવાં નામો છે તેના ઊર્ધ્વ ભાગમાં અથવા મધ્ય ભાગમાં માયા બીજ–'હ્રીં' અને સ્મરબીજ–'ક્લીં' એ બેમાંથી એકનું ધ્યાન કરાય છે.

આધારાન્તરવાગ્ભવં કુણ્ડલિની
તન્તુબદ્ધવશ્યશિરઃ।
કૃત્વાડધઃ સ્થિતમરૂણં
ધ્યાતં બીજાન્તરુતવશ્યમ ॥

આધાર ચક્રમાં અરૂણવર્ણ 'ઐં'માં કુંડલિની રૂપતંતુ વડે વશ્યનું શિર બંધાયેલ છે, એમ ચિંતવવું અથવા વશ્યને બીજ નીચે અથવા બીજની વચ્ચે ચિંતવવો; એથી વશીકરણ થાય છે (?)

યદિ વા ભ્રૂમધ્યાન્તઃઝ્વીં,
બીજ નિયંદમૃતવર્ષભરમ્।
ધ્યાત વિષરોગહરં ત્રિકોણકે
મૂર્ધ્નિ પૂર્વવત્ સ્વરમ્ ॥

અથવા તો ભ્રૂમધ્યમાં 'ઝ્વૌં' બીજમાંથી ઝરતા અમૃતના વરસાદથી ભરપૂર એવા એ બીજનું ધ્યાન વિષ અને રોગને હરનારૂં થાય છે. અથવા આજ્ઞા ચક્રના ઉપરના ચક્રોમાં પૂર્વવત્ સ્વરોનું ધ્યાન કરવું.

કુણ્ડલિનીતન્તુદ્યુતિસંભૂત
મૂર્તીનિ સર્વ બીજાનિ ।
શાન્ત્યાદિ-સંપદે સ્યુરિત્યેષો
ગુરૂક્રમોઽસ્માકમ્ ॥

અથવા (જ્યોતિર્મયી) કુંડલિની તંતુની જ્યોતથી પ્રકાશિત વર્ણ–દેહવાળાં અથવા કુંડલિની તંતુની કાંતિમાંથી પ્રાપ્ત થયો છે આકાર જેમને એવાં સઘળા બીજાક્ષરો શાન્તિ આદિ (તુષ્ટિ–પુષ્ટિ) ની સંપત્તિ માટે થાય છે, એવો અમારો ગુરૂક્રમ–આમ્નાય છે.

કિં બીજૈરિહ શક્તિઃ
કુણ્ડલિની સર્વદેવવર્ણજનુઃ ।
રવિ–ચન્દ્રાન્તર્ધ્યાતા
ભુક્ત્યૈ, મુક્ત્યૈ ચ ગુરૂસારમ્ ॥

અથવા બીજોથી શું? અહીં તો એક કુંડલિની શક્તિ જ સર્વદેવસ્વરૂપ વર્ણોને ઉત્પન્ન કરનારી છે. સૂર્ય અને ચન્દ્ર નાડીમાં (સુષુમ્ણામાં) તેનું ધ્યાન કરવાથી તે ભુક્તિ–ભોગ અને મુક્તિ–મોક્ષ માટે બને છે. એમ ગુરૂએ આપેલું રહસ્ય છે.

ભ્રૂમધ્ય–કણ્ઠ–હૃદયે
નાભૌ કોણે ત્ર્યાન્તરા ધ્યાતમ્ ।
પરમેષ્ઠિપંચકમયં
માયા બીજં મહાસિદ્ધ્યૈ ॥૭૭॥

ભ્રૂમધ્ય (આજ્ઞાચક્ર)માં, કંઠ (વિશુદ્ધચક્ર)માં, હૃદય (અનાહતચક્ર)માં, નાભિ (મણિપૂરચક્ર)માં, કોણદ્વય (સ્વાધિષ્ઠાન અને મૂલાધારચક્ર)માં પંચપરમેષ્ઠિમય માયા બીજ 'હ્રીં'નું ધ્યાન મહાસિદ્ધિ માટે થાય છે.

શ્રી વિબુધચંદ્રગણભૃચ્છિષ્યઃ
શ્રી સિંહતિલક સૂરિરિમમ્ ।
પરમેષ્ઠિયન્ત્રકલ્પં
લિલેખ સાહ્લાદદેવતાભક્ત્યા ॥૭૮॥

શ્રી વિબુધચંદ્ર આચાર્યના શિષ્ય શ્રી સિંહતિલકસૂરિએ આ 'પરમેષ્ઠિયન્ત્ર કલ્પ' પ્રસન્ન થયેલા દેવતાની ભક્તિથી લખ્યો છે.

## સુષુમ્ણામાં ધ્યાન
## Discovery of Self In Inner Universe

હ્રીંકાર વિદ્યાસ્તવનમાં કુંડલિની સ્વરૂપે ધ્યાનનું ફળ આ પ્રમાણે જણાવ્યું છે.

આધાર કન્દોદ્ગતતન્તુ
સૂક્ષ્મલક્ષ્યોદ્ભલં બ્રહ્મસરોજવાસમ્ ।
યોધ્યાયતિ ત્વાં સ્રવદિન્દુ બિમ્બામૃતં,
સ ચ સ્યાત કવિસાર્વભૌમઃ ॥

જે મૂલાધાર કંદ (ચક્ર)માંથી નીકળતી તન્તુસમાન સૂક્ષ્મ સુષુમ્ણા–નાડીમાં રહેલાં લક્ષ્યો (ચક્રો)ને ભેદીને ઉપર જતા અને અંતે સહસ્રારકમલમાં રહીને (સ્થિર થઇને) ત્યાં ચંદ્રના બિંબસમાન અમૃત-ઝરાવતા તારૂં ધ્યાન કરે છે તે કવિઓમાં ચક્રવર્તી (શ્રેષ્ઠ) થાય છે.

શ્રી સિંહતિલકસૂરિના મંત્રરાજ-રહસ્યમાં કહ્યું છે કે,

કુણ્ડલિની ભુજગાકૃતિ (તી)
રેફાઞ્ચિત 'હઃ' શિવઃ સ તુ પ્રાણઃ ।
તચ્છક્તિ દીર્ઘકલા માયા,
તદ્વેષ્ટિતં જગદ્વશ્યમ્ ॥

રેફથી યુક્ત હ (હ્ર) તે ભુજગ (સર્પ) ની આકૃતિવાળી કુંડલિની છે,

કેવલ 'હ્' તે શિવ છે, તે જ પ્રાણ છે, દીર્ઘકલા (દીર્ઘ ઈકાર) એ તેની શક્તિ –માયા છે, માયાથી વેષ્ટિત (મોહિત) જગત છે. જગત 'હ્રીં'ના ધ્યાનથી વશ થાય છે. (?)

નાભૌ હૃદયે કણ્ઠે આજ્ઞાચક્રેઽથ યોનિમધ્યે વા।
સિન્દૂરારુણમાયાબીજધ્યાનાદ્ જગદ્વશ્યમ્॥

નાભિ (મણીપૂરચક્ર) માં, હૃદય (અનાહત ચક્ર) માં, કંઠ (વિશુદ્ધ ચક્ર) માં, આજ્ઞા ચક્ર (ભ્રૂમધ્ય ભાગ) માં અથવા યોનિમધ્ય (સ્વાધિષ્ઠાન ચક્ર) માં સિંદૂર સમાન અરૂણવર્ણવાળા માયાબીજ (હ્રીંકાર) નું ધ્યાન કરવાથી જગત વશ થાય છે.

આદ્યં હાન્તં શબ્દબ્રહ્મો–
દ્વર્ધો 'ર' તસ્ત્રિરત્નયુતમ્।
ચન્દ્રકલા સિદ્ધિપદં
બિન્દુનિ સોઽનાહતઃ સોઽહંન્॥
ષોડશ ચતુરધિવિંશતિરષ્ટૌ
નાભૌ દલાનિ હૃદિમૂર્ધ્નિ।
આદ્યં હાન્તં વર્ણાઃ
શરદિન્દુકલા–નભઃ પ્રભવાઃ॥
નાદસ્ત્વાત્મોર્ધ્વાધો
રેફાજ્જિનરત્નયુક્તાઇત્યર્હમ્।
દશ્યોઽન્તબ્રહ્માબ્જંનાભ્યન્ત:
શક્તિ કુણ્ડલિની॥
ઇતિ સર્વવર્ણમૂર્તિં અર્હન્તં
સર્વં મેરુગત મન્તઃ।
ધ્યાયન્ સૂરિઃ સકલાગમાર્થવક્તા
ગતભ્રાન્તિઃ॥

અર્હં માં અ અને હ્ (અથીમાંડી ને હ્ સુધીની માતૃકારૂપ) શબ્દ બ્રહ્મના સૂચક છે, રેફ રત્નત્રિત્રયને બતાવે છે, ચન્દ્રકલા (˘) તે સિદ્ધિપદ છે અને બિન્દુ સદશ જે અનાહત (નાદ) છે તે અરિહંત છે

'અ' થી 'હ્' સુધીના (૪૯) વર્ણો છે. તેમાંથી 'અ'થી અઃ' સુધીના સોળ સ્વરો નાભિકમલ (મણિપૂર)નાં સોળ દલોમા 'ક્' થી 'ભ્' સુધીના ચોવીશ વ્યંજનો હૃદયકમલ (અનાહતચક્ર) નાં ચોવીશ દલોમાં અને 'ય્'થી 'હ્' સુધીના આઠ વ્યઝજનો લલાટ કમલ (આજ્ઞાચક્ર)ના આઠ દલોમાં–એ પ્રકારે ૪૮ વર્ણો શરદ ઋતુના ચન્દ્રસદૃશ કલા (˘) અને બિન્દુથી યુક્ત ચિંતવવા. કલા (વક્રરેખા) બિંદુ અને નાદ (સરલરેખા)ની સંયોજનાથી માતૃકાના વર્ણો ઉત્પન્ન થાય છે. (તે 'મ્') સિવાયના 'અ' થી 'હ્' સુધીના ૪૮ વર્ણો થાય, તેમના ઊપર જે કલા અને બિન્દુ રૂપે નાદ છે તે 'મ્' છે. 'મ્'ને હૃદય કમલની વચ્ચે ચિંતવવો. આ પ્રમાણે નાભિકમલનો પહેલો વર્ણ 'અ' લલાટ-કમલનો છેલ્લો વર્ણ 'હ્' અને હૃદય-કમલનો વચલો વર્ણ 'મ્' મળીને 'અર્હું' થાય. અર્હું તે સ્વાત્મા છે ઉપરનો અને નીચેનો 'ર' કાર શ્રી જિનેશ્વર ભગવંતના રત્નત્રયનો સૂચક છે. તેનાથી સહિત થતા સ્વાત્મા–અર્હુંને બ્રહ્માબ્જ (બ્રહ્મરંધ્ર)માં ચિંતવવો અને નાભિકમલની મધ્યમા કુંડલિની શક્તિ ચિંતવવી.

એ રીતે 'અર્હું'એ અરિહંતની સાક્ષાત સર્વવર્ણમય મૂર્તિ છે. એ અર્હુંનુ સંપૂર્ણ મેરૂદંડમાં (મેરૂદંડગતસુષુમ્ણાનાડીમાં) ધ્યાન કરનાર સૂરિ ભ્રાંતિરહિત થઇને સર્વ આગમોના અર્થના પ્રવક્તા બને છે.

## પિંડ અને બ્રહ્માંડ
## Microcosm and Macrocosm

કુંડલિની માટેની પરિભાષા હઠ

મેળવે છે. સાધનાની રીતિથી દેહ અને વિશ્વના, પિંડ અને બ્રહ્માંડના સંબંધનો ઉલ્લેખ કેટલાક ગ્રંથોમાં વારંવાર આવે છે.

પિંડ અને બ્રહ્માંડનો આ સંબંધ પણ અવશ્ય વિચારણીય છે.

માનવ તત્ત્વનું મહત્વ શાસ્ત્રોએ ગાયું છે. માનવ દેહનું મહત્વ પણ ઓછું નથી.

શિવસંહિતામાં કહ્યું છે કે,

દેહેઽસ્મિન્વર્તતે મેરુઃ સપ્તદ્વીપ સમન્વિતઃ।
સરિતઃ સાગરાઃ શૈલાઃ ક્ષેત્રાણિ ક્ષેત્રપાલકાઃ॥
ઋષયો મુનયઃ સર્વે નક્ષત્રાણિ ગ્રહાસ્તથા।
પુણ્યતીર્થાનિ પીઠાનિ વર્તન્તે પીઠદેવતાઃ॥
સૃષ્ટિસંહારકર્તારૌ ભ્રમન્તૌ શશિભાસ્કરૌ।
નભો વાયુશ્ચ વહ્નિશ્ચ જલં પૃથ્વી તથૈવ ચ॥
ત્રૈલોક્યે યાનિ ભૂતાનિ તાનિ સર્વાણિ દેહતઃ।
મેરું સંવેષ્ટ્ય સર્વત્ર વ્યવહારઃ પ્રવર્તતે॥
જાનાતિ યઃ સર્વમિદં સ યોગી નાત્ર સંશયઃ।
બ્રહ્માણ્ડસંજ્ઞકે દેહે યથાદેશં વ્યવસ્થિતઃ॥

આ દેહમાં સાતદ્વીપોથી યુક્ત એવો મેરુ, સર્વનદીઓ, સાગરો, પર્વતો, ક્ષેત્રો, ક્ષેત્રપાલો, ઋષિઓ, મુનિઓ, નક્ષત્રો, ગ્રહો, પવિત્રતીર્થો, દેવતા (ગહ્વચૈતન્ય)થી અધિષ્ઠિત પીઠો, પીઠદેવતાઓ, સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિવિનાશ કરનારા બ્રહ્માદિ, પરિભ્રમણ કરનારા સૂર્યચંદ્ર, આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી વગેરે ત્રણે લોકની અંદર જેટલી પણ સદ્વસ્તુઓ છે, તે બધી આ દેહમાં છે. દેહની મધ્યમાં મેરુ અને તેને વીંટીને ઉપરની સર્વ વસ્તુઓ પોતાની રીતથી આ દેહ વડે સર્વત્ર વ્યવહાર પ્રવર્તે છે. (?) આ બધું જે જાણે છે, તે બ્રહ્માંડનામક દેહમાં ઉચિત રીતે વ્યવસ્થિત (રહેલો) યોગી છે, એમાં સંદેહ નથી.

મનુષ્ય શરીરરૂપી પિંડ વિશાલ બ્રહ્માંડની પ્રતિમૂર્તિ છે. જે શક્તિઓ આ વિશ્વને ચાલુ રાખે છે તે સઘળી આ દેહમાં વિદ્યમાન છે. આ કારણે સ્થાને સ્થાને મનુષ્ય દેહનો મહિમા ગાવામાં આવે છે.

જે પ્રકારે ભૂમંડલનો આધાર મેરુ પર્વત છે તે પ્રકારે મનુષ્ય દેહનો આધાર મેરુદંડ અથવા કરોડ રજ્જુ છે. કરોડ રજ્જુ તેત્રીસ અસ્થિખંડોના જોડાવાથી બન્યું છે. કરોડ રજ્જુ અંદરથી પોલું છે અને નીચેનો ભાગ નાના નાના અસ્થિર ખંડોનો છે. ત્યાં કંદ છે અને તેની આસપાસ જગતના આધાર મહાશક્તિ રૂપ કુંડલિની અથવા પ્રાણ શક્તિ રહે છે.

'શાક્તાનંદ તરંગણી'માં કહ્યું છે કે,

હવે પિંડ અને બ્રહ્માંડની એકતાને કહું છું તે સાંભળો. પાતાળથી સ્વર્ગાદિ પર્યત જેટલા લોક છે તે સર્વ તથા સાત દ્વીપ, સાત સાગર, અષ્ટ કુલાચલ અને આદિત્યાદિ ગ્રહ જે કંઇ બહાર બ્રહ્માંડમાં દેખાય છે તે સર્વ શરીરમાં વિદ્યમાન છે આ સર્વને પોતાના શરીરમાં જે જાણે છે તે મનુષ્ય સર્વ સિદ્ધિઓનો સ્વામી થાય છે.

## ચૌદ ભુવન

### Inner Cosmos.

નિર્વાણ તંત્ર, તત્ત્વસાર તથા પ્રાણ-તોષણી તંત્રમાં કહ્યું છે કે,

હે દેવી! શરીરમાં જે જે સ્થાનમાં જે વસ્તુ જ્યાં જ્યાં છે તે સાંભળો:–ભૂલોક, ભુવર્લોક, સ્વર્ગલોક, મહર્લોક, જનલોક,

તપલોક અને સત્યલોક એ સાત લોક કહેવાય છે. તલ, તલાતલ, મહાતલ, રસાતલ, સુતલ, વિતલ તથા પાતાલ એ સાત પાતાલ છે. સપ્ત લોક અને સપ્તપાતાલ મળી ચૌદ ભુવન કહેવાય છે.

મૂલાધારમા ભૂલોક, સ્વાધિષ્ઠાનમાં ભુવર્લોક, નાભિમાં સ્વર્ગલોક, હૃદયમાં મહર્લોક, કંઠમા જનલોક, લલાટમાં તપલોક, અને બ્રહ્મરન્ધ્રમાં સત્યલોક છે. આ પ્રકારે કટિદેશથી ઉપરના સ્થાનમા પૃથક્ પૃથક્ ઉપર આ સાત લોક છે. પગના તળીયે તલલોક, પગના ઉપરના ભાગમાં તલાતલ લોક, બન્ને જંઘાનાં મધ્યમાં સુતલલોક, જાનુ મધ્યમા વિતલલોક, અને ઉરૂ મધ્યમાં પાતાલ લોક છે આ પ્રકારે સપ્ત પાતાલ કહેવાય છે.

નીચેના સાત પાતાલ અને ઉપરના સાત લોક મળી ચૌદ ભુવનોનું નામ બ્રહ્માંડ છે.

## સપ્ત દ્વિપ, સપ્ત સમુદ્ર, અષ્ટ કુલાચલ
Within and Without

હે દેવી, પૃથ્વી પરનાં સાત દ્વીપ અને સાત સમુદ્ર શરીરમાં છે. તેના નામ અને સ્થાન કહું છું-જંબૂ દ્વીપ, શાક દ્વીપ, શાલ્મલી દ્વીપ, કુશ દ્વીપ, ક્રૌંચ દ્વીપ, ગોમય દ્વીપ, અને શ્વેત દ્વીપ, પ્રત્યેક દ્વીપની આસપાસ એક એક સમુદ્ર છે. લવણ, ઈક્ષુરસ, મદિરા, ઘૃત, દહીં, દૂધ, અને જલના સમુદ્ર છે.

અસ્થિ સ્થાનમાં જંબુદ્વીપ સ્થિત છે. માંસમાં કુશદ્વીપ, શિરાઓમાં ક્રૌંચદ્વીપ, શરીરના સર્વ સંધિસ્થાનના રક્તમાં શાકદ્વીપ તેની ઉપર ચામડીમાં શાલ્મલી દ્વીપ, લોમ સમુહમાં ગોમયપ્લક્ષ દ્વીપ અને નાભિમાં શ્વેત પુષ્કરદ્વીપ છે.

શરીરમાં સાત સાગર આ પ્રમાણે છે. પ્રસ્વેદ યા મૂત્રમાં ખારા જલનો લવણ સમુદ્ર છે. શુક્રમાં દૂધનો ક્ષીરસાગર, મજ્જામાં દહીનો સમુદ્ર તેથી પર મેદમાં ઘૃતનો સમુદ્ર કહેવાય છે. નાભિ દેશના રક્તમાં ઈક્ષુરસનો મીઠો સમુદ્ર છે. અને રક્તમાં સુરાનો સમુદ્ર છે. આ પ્રકારે શરીરમાં સપ્ત સાગર છે.

હવે તીર્થરૂપ અષ્ટ કુલાચલ (આઠ મોટા પર્વતો) માટે કહું છું.

મેરૂ દંડમાં સુમેરૂ પર્વત છે, પીઠમાં હિમાલય છે, વામસ્કન્ધમાં મલયાચલ અને દક્ષિણસ્કન્ધમાં મન્દરાચલ છે. જમણા કાનમાં વિંધ્યાચલ અને ડાબા કાનમાં મયનાક પર્વત છે. લલાટના મધ્ય દેશમાં શ્રીશૈલ પર્વત અને બ્રહ્મકપાટમાં મહાન કૈલાસ પર્વત છે.

નિર્વાણતંત્ર, તત્વસાર તથા પ્રાણતોષણી તંત્રમાં કહ્યું છે કે

આ શરીરમા ગંગા, યમુના, સરસ્વતી, ગોદાવરી, નર્મદા, સિન્ધુ, કાવેરી, ચન્દ્રભાગા, વિતસ્તા અને ઈરાવતી ઈત્યાદિ નદિઓ છે, શરીરમાં બોતેર હજાર નાડિયો છે તે સર્વ નદી અને નદરૂપે વહે છે, આ શરીરમાં પંદર તિથિ, સાતવાર અને સત્તાવીશ નક્ષત્ર, રાશિ તથા અઠ્ઠાવીસ યોગ, સાત કરણ, ગ્રહ-ઉપગ્રહ સમગ્ર નક્ષત્ર મંડલ સાથે તેત્રીસ કોટિ દેવતા આ શરીરના સર્વ અંગોમાં પોતપોતાના સ્થાનમાં નિવાસ કરે છે.

શરીરમાં પાંચ પ્રાણ, મન, નાદ, બિન્દુ, કલા જ્યોતિ તથા ષટ્ ચક્ર, મેરૂદંડ

અને ઉડ્ડીયાન, જાલંધર, પૂર્ણગિરિ અને શ્રી હટ્ટક મહાપીઠ આદિ સર્વ કંઈ દેહના મધ્યમાં સ્થિત છે.

શરીરસ્થ હૃદયાકાશમાં અનંત ગંધર્વ, કિન્નર, રક્ષ, વિદ્યાધર, અપ્સરા, ગુહ્યક આદિ નાના પ્રકારની જાતિના દેવતા નિવાસ કરે છે અને અનેક પ્રકારના તીર્થ દેહમાં છે. કારણ કે પ્રકુતિ પુરૂષરૂપ આ માનવ-દેહમાં બ્રહ્મા વિષ્ણુ અને શિવ બિરાજે છે. અનંત સામર્થ્યસિદ્ધિનું જ્ઞાન આપનાર પ્રકાશ સર્વદા હૃદયમાં રહ્યો છે. બ્રહ્માંડમાં જે ગુણો છે તે સર્વે દેહમાં છે.

## ત્રિવેણી સંગમ

### All Sacred Places are inwithin

શિવસંહિતામાં કહ્યું છે કે,

આ દેહરૂપ બ્રહ્માંડમાં જોવા લાયક અને જાણવા લાયક ઘણા સ્થાનો છે જે સર્વનું યથાતથ્ય કથન થઈ શકતું નથી. જે કંઈ દૃશ્ય–અદૃશ્ય બાહ્ય બ્રહ્માંડમાં છે તે સર્વ પ્રાણમાં સંલગ્ન છે તેથી પ્રાણ વડે દેખી શકાય છે, જાણી શકાય છે, તે સર્વ પ્રાણની અંતર્ગત છે પરંતુ નિરંજન પરમાત્મા પ્રાણથી પણ પર છે.

જ્ઞાન સંકલિની તંત્રમાં કહ્યું છે કે,

'આ તીર્થ' અને 'તે તીર્થ' કરતા જે તામસીક લોકો ભમે છે અને આત્મ-તીર્થને જાણતા નથી તેઓ કઇ રીતે મુક્ત થશે !'

જ્યાં ગંગા યમુના અને સરસ્વતીનો સંગમ થાય છે તે પ્રયાગ તીર્થ છે.

રૂદ્રયામલ તંત્ર–પટલ ૨૫ માં કહ્યું છે કે,

ઇડા નાડીનું નામ ભાગીરથી ગંગા છે, પિંગલા નાડી તે યમુના નદી છે, મધ્યમાં સુષુમ્ણા તે સરસ્વતી કહેવાય છે. જે કોઇ ત્યાં સ્નાન કરે છે તે સર્વ પાપોથી મુક્ત થાય છે.

શરીરમાં ત્રણે નાડીઓનું ઉત્પત્તિ સ્થાન મૂલાધાર કમલ છે મૂલાધારથી નીકળી ભ્રૂમધ્ય સ્થિત આજ્ઞાચક્રમાં ત્રણેનો સંગમ થાય છે, આ ત્રિવેણી યોગ છે. અહિંથી ઈડા પિંગલા–ગંગા યમુના શ્વાસ પ્રશ્વાસથી બહાર વહે છે, અંદર સુષુમ્ણા–સરસ્વતી ગુપ્ત રહી સહસ્ત્રારમાં સમાય છે.

રૂદ્રયામલ તંત્ર–પટલ ૨૧ માં કહ્યું છે કે,

'મૂલાધારમાં રહેનારી ચન્દ્રાત્મિકા ઈડા નાડી અને સૂર્યાત્મિકા પિંગલા નાડી ગંગા યમુના રૂપથી તથા સુષુમ્ણા સર-સ્વતી રૂપથી વહે છે. સ્વર્ગમાં મંદાકિની ગંગા વગેરે જેટલા તીર્થ છે તે સર્વ શરીરસ્થ બીજા સ્વાધિષ્ઠાન ચક્રમાં છે. ત્રીજા નાભિસ્થાનના મણિપૂર ચક્રમાં પંચકુંડ સરોવર અને કામના તીર્થ છે. સૂર્યમંડલ–મધ્યવર્તી ચોથા અનાહત ચક્ર હૃદયમાં સર્વ તીર્થો છે. કંઠમાં પાંચમા વિશુદ્ધ ચક્રમાં અષ્ટતીર્થ પ્રગટ થાય છે. ભ્રૂમધ્યમાં છઠ્ઠા આજ્ઞા ચક્રમાં માનસરોવર, બિન્દુસરોવર, પંપાસરોવર અને નારાયણ સરોવર છે. અહિં કાલિકુંડ તીર્થ તથા કેલાધર સોમેશ્વર મહાદેવ છે.

આ તીર્થોમાં કુંડલિનીના જાગરણથી માનસિક દિવ્ય સ્નાન થાય છે.

યોગ શિખોપનિષદ્‌માં કહ્યું છે કે,

શરીરમાં જે બોતેર હજાર નાડીઓ છે તે સર્વે તીર્થરૂપ કહેવાય છે, પરંતુ ઈડા, પીંગલા અને સુષુમ્ણા–ગંગા, યમુના, અને સરસ્વતી મુખ્ય તીર્થ છે, તેમાંય

સુષુમ્ણા–સરસ્વતી મહાતીર્થ છે, આ આ સુષુમ્ણા જ પરમ તત્ત્વ સાથે યોગ કરનાર શાંભવી શક્તિ છે.

જે સુષુમ્ણાના માર્ગથી નિરામય બ્રહ્મ-સ્થાનમાં જવાય છે તેના દ્વારપર કુંડલિની શક્તિસુતેલી છે, કુંડલિની શક્તિને જગાડ્યા વિના ત્રિવેણી તીર્થમાં નહિ જવાય.

યોગ ચૂડામણિ ઉપનિષદ તથા રૂદ્રયા-તંત્રમાં કહ્યું છે કે જેમ ચાવી વડે સહજ પણે તાળુ ઉઘડે છે તેમ કુંડલિની વડે યોગી મોક્ષદ્વારને ઉઘાડે છે.

## કુંડલિની જાગરણ
## Awakening

જ્ઞાનસંકલિની તંત્ર તથા જાબાલ દર્શનોપનિષદ્‌માં કહ્યું છે કે,

'મનને નિર્વિષય કરવાનું નામ ધ્યાન છે. નિર્વિષય અવલંબન, શૂન્ય–એકાગ્ર મન કરવું તે જ ધ્યાન છે. જે ધ્યાનના પ્રસાદથી નિસંદેહ પરમાનંદ સુખ અને મોક્ષ પ્રાપ્ત થાય છે.

વાયવીય સંહિતા–ઉત્તરખંડમાં કહ્યું છે કે,

''ધ્યાન વિના જ્ઞાન નહિ થાય અને યોગ યુક્ત થયા વિના ધ્યાન નહિ થાય યોગ સાધના વડે જેઓ જ્ઞાન ધ્યાન સંપન્ન છે તેઓ ભવસાગરથી પાર થાય છે.

ભાગવતના એકાદશ સ્કંધમાં કહ્યું છે કે,

'ધ્યાન કરનાર સુખપૂર્વક આસનમાં પ્રાણાયામ દ્વારા પ્રાણનો નિરોધ કરે. યોગસાધના વડે અધોમુખી હૃદય કમલ ઉર્ધ્વમુખી થશે જ્યારે મન શાંત અને શૂન્ય એકાગ્ર થાય છે, ત્યારે ધ્યાન સહજ થાય છે.

હૃદય કમલની પાંખડીઓમાં ક્રમશઃ સૂર્ય, ચંદ્ર, અગ્નિ અને વિદ્યુતનું ધ્યાન કરવું અને કમલના મધ્યમાં જ્યોતિર્મય આત્મતત્ત્વનું ધ્યાન કરી તન્મય થવું.

યોગ શિખોપનિષદ્‌માં કહ્યું છે કે.

મંત્રો લયો હઠો રાજયોગોઽન્તર્ભૂમિકાઃ ક્રમાત્‌।
એક એવ ચતુર્ધાડ્યં મહાયોગોઽભિધીયતે॥

મંત્ર, લય, હઠ અને રાજયોગ જૂદા જૂદા નથી. કુંડલિની જાગરણ થતાં આ ચારે યોગ સ્વતઃ થાય છે. તેથી તેની 'મહાયોગ' યા 'સિદ્ધ ઉપાય' એવી સંજ્ઞા છે.

કુંડલિનીશક્તિ, મન, પ્રાણ અને દેહને સંગઠિત કરે છે.

હઠયોગપ્રદીપિકામાં કહ્યું છે કે,

'જેમ વન, પર્વત, નદી, સરોવર અને સમુદ્ર સહિત પૃથ્વીનો આધાર શેષ (બ્રહ્માંડની શક્તિ) છે, તેમ સર્વ યોગ અને તંત્રનો આધાર કુંડલિની શક્તિ છે.

કુંડલિની, મન, પ્રાણ, નાદ અને બિન્દુ આ પાંચ વિષય બ્રહ્માંડના તત્ત્વનું જ્ઞાન કરાવે છે.

રૂદ્રયામલ તંત્ર તથા શિવસંહિતામાં કહ્યું છે કે મૂલાધારમાં નિવાસ કરનારી સૂક્ષ્મ શક્તિ–ઇષ્ટદેવતા–કુંડલિનીનું ધ્યાન કરવાનું છે સાડાત્રણ આંટા વાળીને સુતેલી નાગણ સમાન આ સૂક્ષ્મ શક્તિ મૂલાધારમાં નિષ્ક્રિય, નિર્જીવ જેવી રહેલી છે.

આ મહાશક્તિ સત્ત્વ, રજ અને તમો-ગુણની જનની છે. પ્રાણીઓમાં પ્રાણરૂપે પ્રકાશતી એ જીવશક્તિ છે, જ્ઞેય શક્તિ છે, પરબ્રહ્મ સ્વરૂપીણી મહા શક્તિ છે.'

''શબ્દબ્રહ્મમયી દેવી એકાનેકાક્ષરાકૃતિઃ।
શક્તિ કુંડલિની નામ વિસતંતુ નિભા શુભા॥''

આ શબ્દ બ્રહ્મમયી દેવીના રૂપની એક અને અનેક અક્ષરાકૃતિઓ છે. સ્વયં અનુભવગમ્ય આ જે શકિત છે તેનું નામ કુંડલિની છે, જે મૂલાધાર કમલના ગર્ભમાં નિહિત છે અને સર્વ શુભકામનાઓ પરિપૂર્ણ કરનાર છે.

યોગશિખોપનિષદ્‌માં કહ્યું છે કે 'આ આત્મશક્તિ મૂલાધાર કંદ ઉપર સુતેલી છે અજ્ઞાની તેને જાણી શકતા નથી તેથી તેમના માટે તે બંધનનો હેતુ છે. યોગી આ શક્તિને જાણે છે તેમના માટે તે મોક્ષ આપનાર છે.

આ પરાશક્તિમાંથી પ્રાણવાયુ, અગ્નિ અને બિન્દુ ઉત્પન્ન થાય છે. જેના વડે નાદની પ્રવૃત્તિ થાય છે, જ્યાંથી હંસ ઉત્પન્ન થાય છે. જ્યાંથી મન ઉત્પન્ન થાય થાય છે. સર્વ કામનાઓના ફલ આપનારૂં કામરૂપ નામનું પીઠસ્થાન આ મૂલાધાર કમલ છે.

આ શક્તિને કોઈ આધાર કહે છે, કોઈ સુષુમ્નાં, કુંડલિની, સરસ્વતી, આધારશક્તિ, મહામાયા, મહાલક્ષ્મી, મહાદેવી કહે છે. આ અવ્યક્ત આધારશક્તિને લીધે મન, પ્રાણ શરીરની સર્વક્રિયાઓ સંપાદિત થાય છે.

ગૌતમીય તંત્રમાં કહ્યું છે કે

મૂલપદ્મે કુંડલિની યાવત્ સા નિદ્રિતા પ્રભો।
તાવત્ કિંચિન્ન સિદ્ધયેત મંત્રયંત્રાર્ચનાદિકમ્॥

જ્યાં સુધી કુંડલિનીશકિત મૂલાધારમાં નિંદ્રિત છે ત્યાંસુધી મંત્ર, યંત્ર, અર્ચન વગેરે સાધનો સિદ્ધ થતાં નથી.

આ કુંડલિની શકિત જ્યારે જાગૃત થઇ ક્રિયાશીલ થાય છે ત્યારે વાસ્તવિક યોગોનો પ્રારંભ થાય છે. આ સિદ્ધયોગ અથવાં મહાયોગ કહેવાય છે.

આ કુંડલિની શકિત વર્ણ, પદ અને મંત્ર આ ત્રણ શબ્દરૂપથી અને ભુવન, તત્ત્વ તથા કલા આ ત્રણ અર્થરૂપથી પ્રકાશિત થાય છે.

કુંડલિની શક્તિ જાગૃત થતાં અશ્રુત શાસ્ત્રોનું જ્ઞાન અને અજ્ઞાત ભાવ–સમૂહ સ્વયં પ્રકાશિત થાય છે, અને આ ભાવાવેશમાં સાધક આનંદ વિભોર રહે છે. અવ્યક્ત ચૈતન્યશક્તિથી સાધકના મનમાં સૂક્ષ્માતિસૂક્ષ્મ તથા કયારેક તીવ્ર ભાવની પ્રેરણાઓ થાય છે. પ્રાકૃતિક તત્ત્વો સાધકને અનુકૂલ થઇ જાય છે. તેમના સ્થાન, કાર્ય, સ્થિતિ અને સ્વરૂપ સાધકને સ્વયં સમજાય છે તથા પોતાની આવશ્યકતાનુસાર સાધક તેમાંથી આધ્યાત્મિક સહાય લે છે.

પરમશાંતિનો ઉપાય આધ્યાત્મ યોગવિદ્યા છે અને કુંડલિની જાગરણનો હેતુ પણ તે માટેનોજ છે.

## નાદબ્રહ્મ

## Voice of the Silence

શારદાતિલકતંત્રમાં કહ્યું છે કે,

સદ્‌ગુરૂ પાસે મંત્રદિક્ષા વડે જ્યારે સાધકમાં સ્વપ્રકાશિકા કુંડલિની શક્તિ જાગૃત થાય છે ત્યારે તે આ શબ્દ બ્રહ્મમયી શક્તિથી ધ્વનિ, નાદ, નિબોધિકા, અર્ધેન્દુ, બિન્દુ, પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી વાણીને ઉત્પન્ન કરે છે તથા વાણી અને વર્ણમાલાની સૃષ્ટિ રચે છે.

સર્વ પ્રથમ સાધકને લાગે છે કે તેના શરીર, મન, પ્રાણ શકિતહીન થઈ ગયા છે, તો પણ ચેતના જાગૃતપણે અનુભવાય છે. ત્યાર પછી અંતરમાં

અવ્યક્ત ધ્વનિ સંભળાય છે. જ્યારે કુંડલિની નાદનું રૂપ ધારણ કરે છે ત્યારે સાધક અંતરમાં વ્યક્ત સૂક્ષ્માતિસૂક્ષ્મ નાદનું સ્પષ્ટ શ્રવણ કરે છે. પછી નિરોધિકા અવસ્થામાં જ્યોતિદર્શન થાય છે. પછી અર્ધેન્દુ-ચંદ્રના દર્શન થાય છે. ત્યાર પછી બિન્દુરૂપ જ્યોતિનો પ્રકાશ પ્રગટે છે. જે વડે સર્વ પ્રકારના નાદ સુસ્પષ્ટ થઇ પરા, પશ્યન્તી, મધ્યમામાં અનુભવાય છે અને વૈખરી દ્વારા વ્યક્ત થાય છે.

જાગૃત થયેલી આ પરમદેવતા કુંડલિની શક્તિ સાધકના શરીરમાં વ્યાપ્ત થઇ મંત્રમય જગત રચે છે.

આ અનુભવ થતાં મંત્ર પ્રતિપાદ્ય કુંડલિની શક્તિ અને મંત્ર ચૈતન્યનું ઐક્ય સમજાય છે.

કુંડલિની જાગરણ થતાં સાધકને પ્રથમ-ધ્વનિ રૂપ પ્રણવનો બોધ પરાવાણીમાં થાય છે, અને પ્રણવ સ્વતઃસિદ્ધ બને છે.

વારાહોપનિષદ્‌માં કહ્યું છે કે,

હ્રસ્વો દહતિ પાપાનિ દીર્ઘો મોક્ષદાયકઃ ।
આપ્યાયનઃ પ્લુતોવાપિ ત્રિવિધોચ્ચરણેન તુ ॥

મંત્ર સ્વરોના હ્રસ્વ ઉચ્ચારણથી પાપોનો નાશ થાય છે, દીર્ઘસ્વર મોક્ષદાયક છે અને પ્લુત સ્વરના ઉચ્ચારણથી શરીર-મન-પ્રાણ તૃપ્તિ લાભ પામે છે.

સ્વપ્રકાશિકા સમ્યક્ જ્ઞાનશક્તિ એ કુંડલિની છે.

જે શબ્દ બ્રહ્મમયી શક્તિથી ધ્વનિ, નાદ, નિરોધિકા, અર્ધેન્દુ, બિન્દુ, પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી વાણી પ્રગટે છે એ કુંડલિની છે.

જીવની જીવત્વશક્તિ તેજરૂપ થઇ ઇચ્છા, જ્ઞાન અને ક્રિયારૂપે પ્રકાશિત થઇ ઉપરના ક્રમમાં વાણી અને વર્ણમાલાની સૃષ્ટિ રચે છે.

કુંડલિની જાગરણ થયા પછી પ્રથમ સાધક અવ્યક્ત ધ્વનિ સાંભળે છે.

નાદ સુસ્પષ્ટ થતા ભિન્ન ભિન્ન શબ્દ, વીણા, બંશી, ભ્રમર આદિ રૂપે પરા, પશ્યંતિ, મધ્યમામાં અનુભવાય છે અને વર્ણમાલાના રૂપમાં વ્યક્ત થાય છે.

શારદાતિલક તંત્રમાં કહ્યું છે કે,

આ પરમ દેવતા કુંડલિની સાધકના દેહમાં વ્યાપ્ત થઇ મંત્રમય જગત રચે છે અને બીજ મંત્રનો ધ્વનિ પ્રગટે છે. આ સ્થિતિમાં કોઈ પણ મંત્ર ચૈતન્ય પ્રાપ્ત કરે છે, સિદ્ધ થાય છે.

કઠોપનિષદ્‌માં કહ્યું છે કે,

કુંડલિની જાગરણ થતાં પ્રણવનો બોધ પરાવાણીમાં થાય છે. પ્રણવથી જ મંત્ર સૃષ્ટિનો પ્રારંભ છે. આ પ્રણવ અક્ષર બ્રહ્મ છે, મહાશ્રેષ્ઠ છે. જેના અંતર-આત્મામાં સ્વતઃ સ્ફુરિત થાય છે તેની સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ થાય છે. આ ૐકાર જ પરમશ્રેષ્ઠ અવલંબન છે.

આ ૐકાર બ્રહ્મનું સ્વરૂપ છે. આ ૐકાર શ્રી પંચપરમેષ્ઠિનું સ્વરૂપ છે. જેમ બ્રહ્મનું રૂપ વાણીથી વ્યક્ત થતું નથી. તેમ ૐકાર પણ વાણીથી વ્યક્ત થતો નથી.

શ્રી પંચપરમેષ્ઠિના સ્વરૂપનો ૐકારની જેમ અંતરમાં બોધ થાય છે.

## ત્રિકૂટી ભેદ

### Beyond Nature

યોગ ચૂડામણિ ઉપનિષદ્ તથા યોગ સ્વરોદયમાં કહ્યું છે કે,

ષટ્ચક્રં ષોડશાધારં ત્રિલક્ષ્યં વ્યોમપંચકમ્ ।
સ્વદેહે યો ન જાનાતિ તસ્ય સિદ્ધિઃકથં ભવેત્ ॥

નવચક્રં ષોડશાધારં ત્રિલક્ષ્યં વ્યોમ પંચકમ્ ।
સમ્યગેતન્ન જાનાતિ સ યોગી નામતો ભવેત્ ॥

પોતાના શરીરમાં સ્થિત ષટ્ચક્ર, સોળ આધાર, ત્રિલક્ષ્ય અને પંચ વ્યોમને જે સાધક સમ્યગ્ રૂપે જાણતો નથી, તેને સિદ્ધિ કઈ રીતે પ્રાપ્ત થશે ?

શાક્તાનંદ તરંગિણીમાં કહ્યું છે કે,

મૂલાધાર ચક્રમાં ભૂમિતત્ત્વ, સ્વાધિષ્ઠાનમાં જલતત્ત્વ, મણિપૂરમાં તેજ-તત્ત્વ, અનાહતમાં વાયુતત્ત્વ, તથા વિશુદ્ધ ચક્રમાં આકાશતત્ત્વ છે. આજ્ઞા ચક્રમાં સર્વાર્થનું સાધન મન છે.

ભૂમિતત્વનું બીજ 'લ' છે. જલ-તત્ત્વનું બીજ 'વ' છે. અગ્નિતત્ત્વનું બીજ 'ર' છે. વાયુતત્ત્વનું બીજ 'ય' છે. આકાશતત્ત્વનું બીજ 'હ' છે.

પૃથ્વીતત્ત્વનો રંગ પીળો છે, જલ-તત્ત્વનો રંગ શ્વેત છે, તેજતત્ત્વનો રંગ લાલ છે, વાયુતત્ત્વનો રંગ લીલો છે, આકાશમંડલનો રંગ ભિન્ન ભિન્ન પ્રકારનો છે.

'ત્રિકુટી ભેદ' એ યોગની પરિભાષા છે. ત્રણ સૃષ્ટિ તે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ; ત્રણ વાણી તે વૈખરી, મધ્યમા અને પશ્યંતિ; ત્રણ અવસ્થા તે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ; પ્રકૃતિના ત્રણ ગુણ તે સત્ત્વ, રજ અને તમ આ ત્રણનો ભેદ તે ત્રિકુટી ભેદ છે.

## નિગોદમાંથી સિદ્ધત્વ પ્રત્યે
## From Unconscious to Superconscious

કુંડલિની જાગરણની પ્રક્રિયા હઠયોગનો પ્રકાર છે. સ્યાદ્વાદ દૃષ્ટિએ વિચારનારને કુંડલિનીનું સમ્યક્ સ્વરૂપ સ્પષ્ટ થશે.

મૂલાધાર કમલમાં સુતેલી કુંડલિની એ સુષુપ્ત જીવશક્તિ છે. આ સુતેલી ચેતનાને જગાડવાની છે મૂલાધારમાંથી સહસ્રારમાં કુંડલિનીનું ઉત્થાન એ અજાગૃત મન Unconscious Mindનું પરિપૂર્ણ જાગૃત અવસ્થા Superconscious બોધમાં ઉર્ધ્વીકરણ છે.

નિગોદમાંથી સિદ્ધત્વ પ્રત્યે, મિથ્યા-ત્વમાંથી કૈવલ્ય પ્રત્યે, મૂર્છામાંથી જાગૃતિ પ્રત્યે, મૂલાધારમાંથી સહસ્રાર પ્રત્યે, જીવ-ત્વમાંથી શીવત્વ પ્રત્યે, સંસારમાંથી મોક્ષ પ્રત્યે જવાના માર્ગનું સમ્યગ્દર્શન-જ્ઞાન થયા પછી સાધના સરળ બને છે.

સદ્ગુરૂ પાસેથી પોતાની પ્રકૃતિ અને પાત્રતા અનુસારનું સાધનાનું માર્ગદર્શન સ્પષ્ટ કરી લેવું.

સદ્ગુરૂની સ્હાય વડે-કૃપા વડે જ આ માર્ગનું પ્રત્યેક પગલું સહજ બને છે. સર્વ ધર્મ શાસ્ત્રોએ અને ઉપદેશ-કોએ આ સત્યનો સ્વીકાર કર્યો છે.

'ઉદ્ધરેદાત્મનાત્માનમ્' (આત્માવડે આત્માનો ઉદ્ધાર કરવો) એમ કહેનાર શ્રી શંકરાચાર્ય પણ 'ઉપસીદેદ્ગુરું પ્રાજ્ઞમ્' (પ્રાજ્ઞ ગુરૂ પાસે જિજ્ઞાસુએ જવું) તથા 'તમારાધ્ય ગુરું ભક્ત્યા' (ભક્તિ વડે તે ગુરૂનું આરાધન કરીને આત્મતત્ત્વનું જ્ઞાન સંપાદન કરવું) એવો આગ્રહથી ઉપદેશ આપે છે. તેઓ કહે છે કે 'દૃષ્ટાંતો નૈવદૃષ્ટઃ' (અંતરાત્માના અનુભવજ્ઞાનને પ્રગટાવનાર સદ્ગુરૂને ત્રણ ભુવનમાં કોઇ ઉપમા આપી શકાતી નથી).

પૂ. શ્રી યશોવિજયજી મહારાજ 'સમ-કિતના સડસઠ બોલની સજ્ઝાયમાં' કહે છે કે,

'સમકિતદાયક ગુરૂતણો પચ્ચુવાર ન થાય;
ભવ કોડાકોડે કરી કરતા કોટિ ઉપાય.'

વર્ણન કરવામાં આવે છે તેવા ચક્રો માનવદેહના અંદરના ભાગમાં શોધવાનો કંઇ અર્થ નથી.

જે મહર્ષિઓએ આ વર્ણન કર્યાં છે તેમને જો ધાર્યું હોત તો માનવ દેહની અંદરના પ્રત્યેક ભાગનું તથા સૂક્ષ્મ રક્તવાહિનીઓનું સ્પષ્ટ વર્ણન તેઓ કરી શકત.

ચક્રોનું આ વર્ણન સ્થુલ દેહની અંદરની હકિકતોનું નથી. (not a factual diagram of body's Interior) આવી હકિકતોનું વર્ણન યોગના હેતુમાં સહાયક ન થઈ શકે.

આ વર્ણન ઇંદ્રિયોના સંવેદનથી ભિન્ન થઈ વિચાર તથા ભાવનું દર્શન કરાવવામાં અત્યંત ઉપયોગી છે. ઇંદ્રિયોથી, મનથી, ચિત્તથી, અહંથી ભિન્ન થઈ સ્વયંનો પરિચય કરાવવામાં અત્યંત ઉપયોગી છે. Only a diagram of the body interior with but a superficial resemblance to real anatomic conditions, is capable of exteriorizing the sensations.

A picture reflecting the interior of the body as it really is might at best facilitate the awakening of sensations. But it would never succeed in separating them and therewith the body itself, from the consciousness of the subject.

The Destiny of the Mind
William S. Haras

## મહાવ્રતની આરાધનામાં અષ્ટાંગયોગ

### Spiritual Visualizations

યમનિયમના દિર્ઘકાલના અભ્યાસ પછી જડત્વ ઓછુ થઇ જાય અને આંતર જીવન પવિત્ર બને ત્યારે આસનનો અભ્યાસ થાય છે.

આસન એ સાધનાના માર્ગમાં સ્થિરતા છે. આસનની સિદ્ધિ થતાં એક પ્રકારનો અનિર્વચનિય આનંદ અનુભવાય છે અને ચિત્ત પ્રસ્ફુરિત થાય છે. પછી પ્રાણાયામની સાધના કરવાની છે.

સંયમની આરાધનામાં આ યમ નિયમ, આસન, પ્રાણાયામ આદિ અંગો સહજ આવી જાય છે.

પ્રાણાયામની સાધના કરનારે નાડિયોનું તત્ત્વ સદ્‌ગુરૂ પાસેથી સમ્યક્ પ્રકારે સમજી લેવું.

મૂલાધારમાંથી સાડા ત્રણ લાખ નાડિયો નીકળે છે. તેમાં ૧૪ નાડિઓ મુખ્ય છે.

ઇડા, પિંગલા, સુષુમણા, ગાંધારી, હસ્તિજિહ્વા, કુહૂ, સરસ્વતી, પૂષા, શંખિની, પયસ્વિની, વારૂણી, અલમ્બુષા, વિશ્વોદરી અને યશસ્વિની આ ચૌદ નાડિયોમાં ઇડા, પિંગલા, સુષુમ્ણા મુખ્ય છે. નાડિશક્તિ Nervous Power પ્રાણાયામ દ્વારા કેન્દ્રિત બને છે.

પ્રાણાયામ પછી પ્રત્યાહારની ધારણા વિશેષ કઠિન છે. પોતપોતાના બાહ્ય વિષયોનો ત્યાગ કરીને ઇંદ્રિયો અવિકૃત અવસ્થામાં ચિત્તને વશ થાય તે પ્રત્યાહાર છે.

ઇંદ્રિયો સ્વભાવથી વિષયો તરફ દોડે છે. ઇંદ્રિયોને આ વિષયોથી નિવૃત્ત કરવી તે પ્રત્યાહાર છે.

પ્રત્યાહારનું સાધન કઠિન છે પરંતુ જે સાધકની સંયમ શક્તિ વિશેષ દૃઢ થઈ હોય છે એટલે કે કુંડલિની શક્તિ મૂલાધાર, સ્વાધિષ્ઠાન અને મણિપૂર ચક્રનો ભેદ કરી અનાહતમાં પહોંચે છે તેને પ્રત્યાહારનું સાધન સરલ છે.

ભૂઃ ભુવઃ તથા સ્વઃ આ ત્રણ લોકનો સંબંધ મૂલાધાર, સ્વાધિષ્ઠાન અને મણિપૂર ચક્ર સાથે છે. આ ત્રણ લોકમાં સર્વ કામના, વાસનાની જંજાલ છે. કુંડલિની શક્તિ જ્યારે ત્રણ ચક્રોને ભેદી અનાહતમાં પહોંચે છે ત્યારે કામના, વાસનાનો લય થાય છે.

અન્ય વિષયથી ચિત્તને નિવૃત્ત કરી એક વિષયમાં સ્થિર કરવું તે 'ધારણા' છે. ધારણાના અભ્યાસથી ચિત્ત એકાગ્ર બને છે. ધારણા સ્થિર થતાં તે ધારણાજ ક્રમશઃ ધ્યાન રૂપમાં પરિણત થાય છે.

ધ્યેયાકારમાં ચિત્ત વૃત્તિનો એકતાન પ્રવાહ 'ધ્યાન' કહેવાય છે.

ચિત્ત દ્વારા આત્મસ્વરૂપનું ચિંતન કરવું તે ધ્યાન છે.

કોઈ વિશિષ્ટ તીર્થંકરભગવંતનું કે ષટ્ચક્રમાં શ્રી જીન-પ્રતિમાનું ધ્યાન તે સગુણ ધ્યાન છે.

પરબ્રહ્મનું અથવા સહસ્રારમાં પરમ-વિશુદ્ધ આત્મસ્વરૂપનું ધ્યાન કરવું તે નિર્ગુણ ધ્યાન છે.

## સ્થાન, આસન, દિશા અને સમય
### Preliminaries

સ્થાન :–સાધના માટે એકાંત સ્થાન ઉચિત છે. સાધનાનું સ્થાન પવિત્ર હોવું જોઈએ.

જ્યાં નિત્ય નિયમિતરૂપે સાધના કરવામાં આવે છે તે સ્થાન કેટલાક સમય પછી દિવ્યશક્તિથી પૂર્ણ બને છે. કોઈ કારણથી સાધકનું મન ચંચલ બની જાય તો પણ તે સ્થાનમાં આવતા ત્યાંના વાતાવરણના પ્રભાવથી ચંચલતા તરત દૂર થાય છે.

સાધનાગૃહ સાધકે પોતાના હાથે જ સાફ કરવું જોઈએ તથા આ સ્થાનનું સૂક્ષ્મ વાતાવરણ ખંડિત ન થાય તે માટે કાળજી રાખવી જોઈએ.

આસન :–બેસવા માટેનું આસન એટલું લાંબુ પહોળું હોવું જોઈએ કે સાધનાના સમયમાં સાધકનું શરીર જમીનને ન અડે. સાધના વડે સાધકના શરીરમાં જે વિદ્યુત ઉત્પન્ન થાય છે તે શરીરનું અંગ જમીનને અડવાથી તે અંગની વિદ્યુત શક્તિ ચાલી જાય છે અને ધીરે ધીરે સાધકમાં શિથિલતા આવે છે.

દિશાઃ–મોક્ષની ઇચ્છાવાલા સાધકે ઉત્તર દિશા તરફ મુખ રાખીને બેસવું જોઈએ.

વૈજ્ઞાનિક દૃષ્ટિએ ઉત્તર દિશામાંથી પ્રાપ્ત થતાં ચુંબકિય વિદ્યુતપ્રવાહો Magnetic Currents મનને સ્થિર કરવામાં વિશેષ સહાયક બને છે.

સંસારમાં ઉન્નતિ ઈચ્છનાર સાધકે પૂર્વ દિશા તરફ મુખ રાખીને બેસવું જોઈએ.

સમય :–નિત્ય નિયમિત રૂપથી દિવસમાં ચાર વાર સાધન કરવાનું કહેવાય છે.

પ્રથમ બ્રાહ્મ મુહૂર્તમાં સૂર્યોદયની ૧ કલાક ૫૬ મિનિટ પહેલાં, બીજીવાર બપોરે, ત્રીજીવાર સૂર્યાસ્ત પછી, ચોથીવાર મધ્ય રાત્રી પછી સાધન કરવાથી શીઘ્ર સાધના ફળવતી બને છે.

રાત્રીએ બાર વાગ્યા પછી સૂર્યોદય સુધી જો કોઈ સાધક એકાગ્ર ચિત્તથી નિષ્ઠાપૂર્વક સાધન કરે તો અવશ્ય સફળતા પ્રાપ્ત થાય છે.

સાધનાના આગળના અંગો સિદ્ધ થયા પછી જ મન સહસ્રારમાં સ્થિર થઈ શકે છે તથા પૂર્ણ વિશુદ્ધ પ્રેમભાવનો ઉદય થાય છે અને હૃદય અનિર્વચનીય આનંદથી ભરાઈ જાય છે.

### ચક્રોમાં ધ્યાન
### Meditations

માત્ર પુસ્તકો વાંચીને સાધનાના માર્ગમાં આગળ વધવાની ભ્રમણા કોઈ ન રાખે.

સદ્‌ગુરૂ પાસેથી અથવા અનુભવી કલ્યાણમિત્ર પાસેથી આ અંગેનું માર્ગ-દર્શન સ્પષ્ટ કરી લેવું. અહિં સ્પષ્ટપણે ધ્યાનનો કોઈ વિધિ દર્શાવ્યો નથી કારણકે અનુભવી ગુરૂ સાધકની યોગ્યતા અનુસાર તેની સંયમ આરાધનામાં સહાયક બને તે પ્રકારનો સમ્યક્ માર્ગ તેને દર્શાવશે. તે જ વિશેષ ઉચિત તથા હિતકારી છે.

પરમ આત્મવિશુદ્ધિના હેતુને લક્ષમાં રાખીને અધ્યવસાયો અધિક નિર્મલ બને તે માટે વિશ્વોપકારી શ્રીજીનેશ્વર ભગવં-તોની આજ્ઞાને દૃઢપણે અનુસરી સદ્‌ગુરૂએ દર્શાવેલી વિધિ અનુસાર જ સાધકે ધ્યાન કરવું.

અહિંતો માત્ર અંગુલી નિર્દેશ કરીએ છીએ.

આસન પર બેસીને સાધકે ધ્યાન શરૂ કરતાં પહેલાં શ્રી જિનેશ્વર ભગવતને અત્યંત ભાવપૂર્વક પ્રણામ તથા પ્રાર્થના કરવા જોઈએ.

પ્રાર્થનાના કે સ્તુતિના કે આવશ્યક સૂત્રોના શબ્દો તમે જ્યારે ઉચ્ચારો ત્યારે જાણે સ્વર્ગનું સુખ આ શબ્દોમાં ભર્યું હોય તે રીતે અત્યંત ભાવથી ઉચ્ચારો. શબ્દો તમે જીભ ઉપર મૂક્યા છે તેમ નહિ પણ જાણે તમે તમારી સમગ્રતા સાથે આ શબ્દોમાં પ્રવેશ્યા છો તે રીતે ઉચ્ચારો.

પ્રાર્થના સમયે સાધકની આંખોમાંથી આંસુ ઝરતા હોય અને હૃદય પુલકિત બન્યું હોય.

આસન સ્થિર કરી મન એકાગ્ર થયે આંખો બંધ કરી ધ્યાન કરવું જોઇએ.

અસંખ્ય ચન્દ્રોના તેજથી અધિક શાંત અને અસંખ્ય સૂર્યોના તેજથી અધિક ઉજ્જવળ જ્યોતિ પ્રકાશી રહી છે.

આ અલૌકિક જ્યોત અત્યંત શીતલ અને અત્યંત પ્રકાશિત સુમધુર છે.

જાણે શ્રી તીર્થંકર ભગવંત પ્રત્યક્ષ બિરાજમાન છે. અતિ સુંદર, અતિ કમનીય, અપાર કરૂણામય છે. તેમની પ્રસન્ન મુદ્રા છે.

તેમના સર્વાંગમાંથી અત્યંત શુભ્ર સુમધુર સ્નિગ્ધ પ્રકાશ નીકળી રહ્યો છે.

ભગવાન એટલા પ્રેમમય, સ્નેહમય, આનંદમય, વાત્સલ્યમય, કરૂણામય છે કે ચૌદ રાજલોકમાં કોઈની સાથે તેમની તુલના થઇ શકતી નથી.

ભગવંત અતુલનિય છે.

અહિં માત્ર દિશા સુચન તરીકે આધારચક્રમાં શ્રી સુવિધિનાથ ભગવંતનું ધ્યાન, સ્વાધિષ્ઠાન ચક્રમાં શ્રી પાર્શ્વનાથ ભગવંતનું ધ્યાન, મણિપૂર ચક્રમાં શ્રી મુનિસુવ્રતસ્વામિનું ધ્યાન, અનાહત ચક્રમાં શ્રી નેમનાથ ભગવંતનું ધ્યાન, વિશુદ્ધચક્રમાં

શ્રી ચંદ્રપ્રભુસ્વામિનું ધ્યાન, આજ્ઞાચક્રમાં શ્રી શાંતીનાથ ભગવંતનું ધ્યાન અને સહસ્રારમાં શ્રી પદ્મપ્રભુનું ધ્યાન દર્શાવ્યા છે.

જૂદા જૂદા ચક્રોમાં શ્રી પંચપરમેષ્ઠિ-ભગવંતોમાંથી જે જે પરમેષ્ઠિનું અથવા જે જે તીર્થંકરનું અથવા જે જે મંત્ર-પદનું અથવા જે જે તત્ત્વનું અથવા જે જે માતૃકાઓનું ધ્યાન સદ્ગુરૂ સુચવે છે તેમાં ઘણા ઊંડા રહસ્યો રહેલા છે.

તે તે ચક્ર સાથે તે તે તીર્થંકર ભગવંતના વર્ણનો, લાંછનનો, અધિષ્ઠાયક દેવીદેવનો તથા તેમના વાંહન, ભૂજાચિહ્નો, મુખ આદિનો જે કંઇ ગૂઢ સંબંધ છે તેના સૂક્ષ્મ આધ્યાત્મિક અર્થો સદ્ગુરૂ ઉઘાડશે.

## યોગની પરિભાષા
### Inner Pictograms

સદ્ગુરૂના સુયોગ્ય સાર્ગદર્શન નીચે જ્યારે સમ્યક્ પ્રકારે ધ્યાનમાર્ગમાં પ્રવેશ થાય છે ત્યારે યોગની જટિલ પરિભાષાના રહસ્યો સહજ ઉઘડે છે અને શબ્દો પાછળના અર્થોનું તત્ત્વ સ્પર્શે છે.

પ્રત્યેક ચક્રના પદ્મોની સંખ્યા ચક્રના રંગ, ચક્રના સ્થાન, પત્રોમાં રહેલી માતૃકાઓ, ચક્રના તત્ત્વબીજ, ચક્રની દેવીઓ, ચક્રના મંત્રબીજ, ચક્રના નામ આટલા, આ પ્રમાણે, આવી રીતે શા માટે છે?

સમ્યગ્દર્શન અને કુંડલિની જાગરણ કે ગ્રંથીભેદ અને ચક્રભેદનો સંબંધ શું છે?

શ્રી પાર્શ્વનાથ ભગવંતની પ્રતિમાઓમાં સર્પની ફેણ શું કુંડલિની યોગની સુચક છે?

–યોગમાર્ગ અને અયોગમાર્ગનો ભેદ.

–ભેદવિજ્ઞાન, ગ્રંથીભેદનું રહસ્ય તથા બ્રહ્મગ્રંથી, વિષ્ણુગ્રંથી, રૂદ્રગ્રંથી.

–પિપિલિકામાર્ગ અને વિહંગમમાર્ગ.

–દેવતત્ત્વ, ગુરૂતત્ત્વ, ધર્મતત્ત્વનું રહસ્ય.

–ભક્તિ અને પ્રપત્તિનો પારિભાષિક ભેદ તથા ભક્તિ યોગમાં રસોનો સોપાન ક્રમ.

–શુકલ, નીલ, પીત પ્રભાવલી રહસ્ય અને લેશ્યાશુદ્ધિ.

–મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવલનો પ્રકાશપૂંજ.

–અષ્ટાંગયોગ અને યોગદૃષ્ટિઓનો સમન્વય.

–હઠયોગના ષટ્કર્મ તથા ષડ્આવશ્યક વચ્ચેનો લૌકિક લોકોત્તર ભેદ.

–પંચસ્વર તત્ત્વ, સ્વરોદય તત્ત્વ.

–મૂદ્રાભેદ, મુદ્રાઓ સાથે પાંચ તત્ત્વોનો સંબંધ.

–ષટ્ચક્રભેદન

–ક્ષપકશ્રેણિ આરોહણ

–પ્રજ્ઞાની સપ્તભૂમિકા

–અષ્ટ મહાસિદ્ધિ

–અધોમુખ સહસ્રાર અને ઉર્ધ્વમુખ સહસ્રાર

–પરકાય પ્રવેશ

–કાયા કલ્પ

–કુલકુંડલિની ઉત્થાન દ્વારા શિવ-શક્તિ સંયોગ

–શક્તિપાત રહસ્ય

–ભ્રમર ગુફા

–અ–ક–થ ત્રિકોણ

–શૈલેશીકરણનું રહસ્ય

આ પારિભાષિક શબ્દોના ભાવ અર્થો ઉઘાડવાનો પ્રયત્ન આ 'યોગ સ્વાધ્યાય' પછીના 'યોગ અનુપ્રેક્ષા' નામના ગ્રંથમાં કરવામાં આવ્યો છે.

સ્વાધ્યાય માટેની કંઈક સામગ્રી યોગ સ્વાધ્યાય'માં રજુ થઈ છે. આમાંના અનેક મહત્ત્વના વિષયો પરની વિચારણા 'યોગઅનુપ્રેક્ષા'માં પ્રાપ્ત થશે.

કુલકુંડલિની, શબ્દબ્રહ્મ, શક્તિપાત, શિવશક્તિસંયોગ જેવા શબ્દોથી ભય પામવાનું કે ભડકવાનું કંઇ કારણ નથી. સદ્‌ગુરૂના સાનિધ્યમાં સ્યાદ્વાદદૃષ્ટિએ પરમ ઉપકારી શ્રી વીતરાગ ભગવંતોની વાણીની અનુપ્રેક્ષા કરનારને યોગની ભીન્ન ભીન્ન પરિભાષાનું સમ્યગ્ સ્વરૂપ સ્પષ્ટ થાય છે. ત્યારે પૂ. શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણના ધ્યાનશતકમાં દર્શાવાયેલ જિનાજ્ઞાનું સ્વરૂપ સ્પર્શે છે.

## મંત્રસાધના
## Mantra Yoga

મંત્ર સાધનાનો સંબંધ પણ યોગની સાથે જ છે.

મંત્રોમાં અદ્‌ભુત સામર્થ્ય રહેલું છે. આ શક્તિ સામર્થ્યને પ્રગટ કરવા માટે મંત્ર સાધના અનુભવ સિદ્ધ ગુરૂના દર્શાવ્યા મુજબ થવી જોઇએ. માત્ર પુસ્તકો વાંચીને સ્વમતિ કલ્પનાનુસાર મંત્રો ગણનારાને સફળતા પ્રાપ્ત ન થાય તેથી મંત્રશક્તિમાં સંદેહ કરવો યોગ્ય નથી.

પ્રત્યેક અક્ષરમાં શક્તિ રહેલી છે. કહ્યું છે કે,

નિર્બીજમક્ષરં નાસ્તિ,
નાસ્તિ મૂલમનૌષધમ્ ।
નિર્ધના પૃથિવી નાસ્તિ,
આમ્નાયા ખલુ દુર્લભાઃ ॥

પ્રત્યેક અક્ષરમાં શક્તિ છે. પ્રત્યેક વનસ્પતિ કોઇ રોગનું ઔષધ છે. પૃથ્વીમાં ધન ભરેલું છે, આમ્નાય એટલે તે માટેની યોગ્ય પ્રક્રિયા પ્રાપ્ત થવી દુર્લભ છે.

ચૌદ પૂર્વમાં વિદ્યા પ્રવાહ નામના પૂર્વમાં અનેક વિદ્યાઓ હતી. જૈન માન્યતાનુસાર આ અનેક વિદ્યાઓમાં નીચે લખેલી સોળ વિદ્યાઓ મુખ્ય છે. ૧ રોહિણી, ૨ પ્રજ્ઞપ્તિ, ૩ વજ્ર શૃંખલા, ૪ વજ્રાંકુશી, ૫ અપ્રતિચક્ર, ૬ નરદત્તા, ૭ કાલી, ૮ મહાકાલી, ૯ ગૌરી, ૧૦ ગાંધારી, ૧૧ મહાજ્વાલા, ૧૨ માનવી, ૧૩ વૈરુટ્યા, ૧૪ અચ્છુપ્તા, ૧૫ માનસી, અને ૧૬ મહામાનસી આ સોળ વિદ્યાઓની અધિષ્ઠાયક સોળ દેવીઓ પણ એ જ નામની માનેલી છે.

સ્ત્રી દેવતાધિષ્ઠિત તે વિદ્યા અને પુરૂષ દેવતાધિષ્ઠિત તે મંત્ર એમ કહેવાય છે. જપહોમાદિ વિધિ સાધ્ય તે વિદ્યા અને જેનો પાઠ કરવા માત્રથી જ કાર્યની સિદ્ધિ થાય તે મંત્ર એમ પણ કહેવાય છે.

અહિં પૂજ્યશ્રી જિનપ્રભસૂરિ વિરચિત 'માયાબીજ(હ્રીંકાર) કલ્પ' રજુ કરીએ છીએ.

શ્રી જિનપ્રભસૂરિએ આ 'હ્રીંકાર-કલ્પ'નો 'માયાબીજ–બૃહત્કલ્પ'માંથી ઉદ્ધાર કર્યો હોવાનો ઉલ્લેખ પ્રથમ-શ્લોકમાં છે.

ત્રીશ શ્લોકોમાં આ કલ્પની રચના છે.

## હ્રીંકારકલ્પ

### Way of Cosmic Sound

માયાબીજબૃહત્કલ્પાત્ શ્રીજિનપ્રભસૂરિભિઃ।
લોકાનામુપકારાય, પૂર્વવિદ્યા પ્રચક્ષ્યતે ॥

આચાર્ય ભગવાન શ્રીજિનપ્રભસૂરિ વડે 'માયાબીજ બૃહતકલ્પ'માંથી લોકોના ઉપકાર માટે પૂર્વવિદ્યા કહેવાય છે.

સુપ્રકાશે તામ્રમયે, પટ્ટે માયાક્ષરં ગુરુ।
કારિતં પરમાત્મત્વમમલં લભતે સ્ફુટમ્ ॥

જે સુપ્રકાશિત તાંબાના પટ ઉપર મોટો 'હ્રીં'કાર કરાવે તે નિર્મલ એવા પરમાત્મપણાને નિશ્ચયથી પામે છે (?)

ધ્યાનાશ્રયો યથામ્નાયં, શુભાશુભ ફલોદયઃ।
તથાઽયં વર્ણભેદેન, કાર્યકાલે પ્રજાયતે ॥

કાર્યકાલે આમ્નાયને અનુસારે (વિધિપૂર્વક) જુદા જુદા વર્ણોથી ધ્યાન કરાતો આ (મંત્રરાજ) શુભાશુભ ફલના (?) ઉદયને કરનારો થાય છે.

પૂર્ણાયા સત્તિથૌ શુક્લ પક્ષે ચંદ્રબલે તથા।
કારયેત્ સર્વં નૈવેદ્યં પઞ્ચામૃત સમન્વિતમ્ ॥
પક્વાન્નાન્ વિવિધાન્ ચાન્યાનાનયેત્ સુમનાંસિ ચ
સર્વૈઃ કણૈઃ ફલૈઃ સર્વૈઃ સર્વૈર્વસ્ત્રૈઃકયાણકૈઃ ॥
સુવર્ણ-રત્ન-રૂપ્યૈશ્ચ, કર્પૂરાદિ સુગન્ધિભિઃ।
પ્રતિષ્ઠા દિવસે પૂજ્યો, મન્ત્રરાજઃ શુભાશયૈઃ ॥

શુક્લ પક્ષની શુભ એવી પૂર્ણા (૫-૧૦-૧૫) તિથિઓમાં તેમજ ઉત્તમ પ્રકારના ચંદ્ર બલમાં પંચામૃતથી સહિત સર્વ પ્રકારનું નૈવેદ્ય, વિવિધ પ્રકારના પકવાન્નો કરાવવાં તથા સુંદર પુષ્પો મંગાવવાં તે સર્વ વડે, અને સર્વ ધાન્યો વડે, સર્વ ફળો વડે, સર્વ વસ્ત્રો વડે, સર્વ કયાણકો વડે (?) સોનું; રત્ન અને ચાંદી વડે; કપૂર વગેરે સુગંધી દ્રવ્યો વડે પ્રતિષ્ઠાના દિવસે શુભ-આશયો સહિત મન્ત્રરાજ 'હ્રીં' કારની પૂજા કરવી ॥

આમ્નાયદાયકં નત્વા, દાનૈઃ સત્કૃત્ય તં ગુરુમ્।
પ્રતિષ્ઠાપ્યઃ પરો મન્ત્રેણાને નૈવ વિપશ્ચિતા ॥

આમ્નાય આપનાર ગુરૂને નમસ્કાર કરીને અને ઉચિત દાનથી તેમનો સ્વીકર કરીને વિદ્વાન પુરૂષે આજ ('હ્રીં'-કાર) મંત્રથી શ્રેષ્ઠ એવા 'હ્રીં' કારની પ્રતિષ્ઠા કરાવવી ॥

સર્વમન્ત્રમયત્વાચ્ચ, સર્વદેવમયત્વતઃ।
નાન્યમન્ત્રમયસ્ય સંન્યાસમયમર્હતિ તીર્થરાટ્ ॥

આ 'હ્રીં'કાર સ્વયં તીર્થરાજ, સર્વમંત્રમય અને સર્વદેવમય હોવાથી પ્રતિષ્ઠા માટે કોઇ પણ બીજા મંત્રોના ન્યાસની એને અપેક્ષા નથી.

કૃતસ્નાનેન સદ્ધર્મ (બ્રહ્મ) ચારિણા ચૈકભોજિના।
સાધકેન સદા ભાવ્યં, વિજને ભૂમિશાયિના ॥

સાધક સદા (ઉચિત રીતે) સ્નાન કરનાર, સદ્ધર્મને આચરનાર, એક વખત ભોજન કરનાર અને ભૂમિપર શયન કરનાર હોવો જોઇએ. તેણે વિજન (એકાન્ત) પ્રદેશમાં સાધના કરવી જોઇએ.

ષટ્કર્મણાં વિધાનાર્થં, જાગર્તિ યસ્ય માનસમ્।
પ્રત્યેકં પૂર્વં સેવાયાં, લક્ષસ્તેન વિધીયતે ॥

ષટકર્મના વિધાન માટે જેનું મન ઉત્સાહિત છે તેણે પૂર્વ સેવામાં પ્રત્યેક કર્મ માટે ('ૐ હ્રીં નમઃ।' એ મંત્રનો) એક લાખ વાર જાપ કરવો જોઇએ.

સિત શ્રીખણ્ડ લુલિતઃ સિત વસ્ત્રઃ સિતાશનઃ।
સિત સદ્ધ્યાન જાપ સ્રક સિત જાપાઙ્ગ સંયુતઃ ॥

સાધકે શ્વેત ચન્દનથી દેહનું વિલેપન કરવું. શ્વેત વસ્ત્ર, શ્વેત (ધાન્યનું) ભોજન શ્વેત (વર્ણમાં) ધ્યાન અને જાપ માટે

## વિશુદ્ધાખ્યાચક્ર
## ષોડશદલપદ્મ



ચક્રસ્થાન કંઠ




ધ્યાનફળ
ઉત્તમ વક્તા, કાવ્ય રચનામાં સમર્થ શાંત ચિત આરોગ્યવાન બને છે.

## આજ્ઞાચક્ર
## દ્વિદલપદ્મ



ચક્રસ્થાન નેત્ર




ધ્યાનફળ· વાક્ય સિધ્ધિ

શ્વેત માલા એમ જાપનું પ્રત્યેક અંગ શ્વેત હોવું જોઇએ.

સિતપક્ષે સુધાશ્વેતે, ગૃહે કૃત્સર્વ (ાર્હં) ભવેત્।
વિપદ્ રોગહતિં શાન્તિં, લક્ષ્મીં સૌભાગ્યમેવ ચ॥
બન્ધમોક્ષં ચ કાન્તિં ચ ક્રમાત્.કાવ્યં નવં તથા।
પુરક્ષોભં સભાક્ષોભમાસૈશ્વર્યમ ભઙ્ગુરમ્॥

શુક્લપક્ષમાં કલીચૂનાથી રંગેલ શ્વેત ઘરમાં જાપ કરવાથી વિપત્તિ અને રોગોનો નાશ, લક્ષ્મી અને સૌભાગ્યની પ્રાપ્તિ, બંધનથી મુક્તિ, નવીનકાવ્ય, પુરક્ષોભ અને સભાક્ષોભ કરવાની શક્તિ અને આજ્ઞાનું ચિરકાલીન ઐશ્વર્ય વગેરે ફળોની પ્રાપ્તિ થાય છે.

કિં બહુકતૈર્નિરાલમ્બં સિતધ્યાનં કરોત્યહઃ।
સર્વપાપક્ષયં પુંસાં નાત્ર કાર્યા વિચારણા॥
મોહાકૃષ્ટિવશ ક્ષોભમિત્થં રક્તઃ કરોત્યયમ્।
પીતઃ સ્તમ્ભં રિપોર્વક્ત્રબન્ધં સમ્યક્ કરોત્યયમ્॥
નીલો વિદ્વેષણં ચૈવોચ્ચાટનં તુ પ્રયોગતઃ।
કૃષ્ણવર્ણો ગુરોર્વાક્યાદરે મૃત્યુવિધાયકઃ॥

બહુ કહેવાથી શું? આ 'ક્ષ્રીં' કારનું બાહ્ય આલંબન રહિત એવું નિરાલંબન શ્વેત (શુક્લ?) ધ્યાન મનુષ્યના સર્વ પાપનો ક્ષય કરે છે. વળી વિશિષ્ટ ધ્યાનના પ્રયોગથી રક્તવર્ણવાળો (આ મંત્રરાજ) સમ્મોહન, આકર્ષણ, વશીકરણ અને આક્ષોભ કરે છે. પીતવર્ણવાળો સ્તંભન અને શત્રુનું મુખ (વચન) બંધ કરે છે. નીલવર્ણવાળો વિદ્વેષણ અને ઉચ્ચાટન કરે છે. અને કૃષ્ણવર્ણવાળો શત્રુનું મારણ કરે છે, એ નિઃસંદેહ છે. એમાં (વચાર (વિકલ્પ) કરવો નહી॥

ભ્રૂવોર્મધ્યે તુ સાધ્યસ્ય ચિન્તનીયો ગુરુઃક્રમાત્।
ગૃહીતસ્ય ચ ચન્દ્રસ્યાકૃષ્ટયા પ્રાણપ્રયોગતઃ॥

ચંદ્રનાડી દ્વારા પ્રાણાયામના પ્રયોગ પૂર્વક-ગ્રહણ-કરાયેલ શ્વાસનો કુંભક કરીને (સાધકે) સાધ્યના ભ્રૂમધ્યમાં 'હ્રીં'કાર ક્રમે ક્રમે મોટો ચિંતવવો (?)

સાલમ્બાચ્ચ નિરાલમ્બં,
નિરાલમ્બાત્ પરાશ્રયમ્।
ધ્યાનં ધ્યાયન્ વિલોમાચ્ચ
સાધકઃસિદ્ધિમાન્ ભવેત્॥

સાલંબન ધ્યાનમાંથી નિરાલંબન ધ્યાન કરવું, નિરાલંબન ધ્યાનમાંથી પરાશ્રિત ધ્યાન કરવું. તે પછી વિલોમથી-ઉલટા ક્રમથી (પરાશ્રિતમાંથી નિરાલંબન અને નિરાલંબનમાંથી સાલંબન) ધ્યાન કરવું. એ રીતે ધ્યાન કરનાર સાધક સિદ્ધિને પ્રાપ્ત કરે છે.

ક્ષીરપૂર્ણાં મહીં પશ્યેત્ શ્વેતકલ્લોલમાલિનીમ્।
અવૃક્ષપર્વતામેકામર્ણવાત્માદ્વિતીયકામ॥
બાધ-સંબાધરહિતાં, શાન્તામાનન્દદાયિનીમ્।
ચિન્તયેદ્ દેકમેવાત્રામલં કુસુમમુત્તમમ્॥
પત્રાષ્ટકૈસ્તુ ક્ષ્રીંકારં સ્ફાટિકં વર્ણકોપરિ।
સ્મરેદાત્માનમત્રોપવિષ્ટં ધવલવિગ્રહમ્॥
ચતુર્મુખં ચતુર્વેદગનિવિચ્છેદકારકમ્।
સર્વકર્મવિનિર્મુક્તં સર્વસત્ત્વાભયપ્રદમ્॥
નિરઞ્જનં નિરાબાધં સર્વવ્યપરવર્જિતમ્।
પદ્માસનસમાસીનં શ્વેતવસ્ત્રવિરાજિતમ્॥
'ક્ષ્રીં'કારેણ શિરઃસ્થેન સ્ફાટિકેનોપરિ સ્થિતમ્।
ક્ષરદ્ભિરમૃતૈર્માંયા(?)આયાભીઆક્ષરાઙ્કૈ (જૈઃ)॥

(સાધક) વૃક્ષો અને પર્વતો વિનાની બાધા અને સંબાધાથી રહિત (નિરૂપદ્રવ) શાંત, આનંદ આપનાર, અદ્વિતીય, ક્ષીરથી પરિપૂર્ણ, ક્ષીરના શ્વેતકલ્લોલના સમૂહથી શોભતી અને જાણે કેવળ એક ક્ષીરનો મહાસાગર હોય, તેવી પૃથ્વીને જુએ. તેમાં વચ્ચે અષ્ટદલ કમલ છે દરેક દલપર 'ક્ષ્રીં'કાર છે અને વચ્ચે કર્ણિકામાં

ઉજ્જવલ કાંતિવાળો પોતે પદ્માસને બેઠેલ છે, એમ ચિંતવે. ત્યાં તે પોતાને (સમવસરણમાં બેઠેલા શ્રી તીર્થંકરની જેમ) ચતુર્મુખ, ચારે ગતિનો વિચ્છેદ કરનાર, સર્વ કર્મોથી રહિત, પદ્માસને બેઠેલ અને શ્વેતવસ્ત્રોથી શોભતો જુએ. તે પછી બ્રહ્મરંધ્રમાં સ્થાપન કરેલા સ્ફટિક વર્ણના 'હ્રીં'કારની વચ્ચે બિરાજમાન પોતાના આત્માને જુએ. તે પછી 'હ્રીં'કારના દરેક અંગમાંથી ઝરતા અમૃતથી સિંચાતો પોતાના આત્માને ચિંતવે.

ઇતિ ધ્યાનમયો ધ્યાતા સમ્યક્ સંસાર ભેદકઃ।
ભવૈસ્ત્રિભિશ્ચતુર્ભિર્વા મોક્ષમાર્ગં ચ ગચ્છતિ॥

આ પ્રકારે 'હ્રીં'કારના ધ્યાનમાં પરિણમેલો ધ્યાતા સંસારનો સારી રીતે વિચ્છેદ કરનારો થાય છે. તે ત્રીજા ભવે અગર ચોથા ભવે મોક્ષને અવશ્ય પામે છે.

ચતુર્વિંશતિ તીર્થેશૈ જૈનશક્ત્યા વિભૂષિતઃ
પરમેષ્ઠિમય શ્રેષ્ઠ સિદ્ધચક્રમયો હ્યયમ્॥
ત્રયીમયો ગુણમયઃ સર્વતીર્થમયો હ્યયમ્।
પંચ ભૂતાત્મકો હ્યેષ લોકપાલૈરધિષ્ઠિતઃ॥
ચંદ્ર સૂર્યાદિગ્રહયુગ્ દશદિક્પાલ પાલિતઃ।
ગૃહે તુ પૂજ્યતે યસ્ય તસ્ય સ્યુઃ સર્વસિદ્ધયઃ॥

'હ્રીં'કારને ચોવીશ તીર્થંકરોએ જૈનશક્તિથી વિભૂષિત કરેલ છે. એ પરમેષ્ઠિમય, શ્રી સિદ્ધચક્ર સ્વરૂપ, ત્રયી (દેવ–ગુરૂ–ધર્મમય), જ્ઞાનદર્શન ચારિત્ર ગુણાત્મક, સર્વતીર્થમય, પંચભૂતાત્મક, અને લોકપાલોથી અધિષ્ઠિત છે. એ ચંદ્ર, સૂર્ય વગેરે નવે ગ્રહોથી યુક્ત અને દશ દિક્પાલોથી સુરક્ષિત છે. એવા આ 'હ્રીં'કાર બીજનું જેના ઘરમાં પૂજન થાય છે તેને બધી સિદ્ધિઓ મળે છે.

ઊર્ધ્વં કલા સિદ્ધિકલા બિન્દુરૂપમિદં મતમ્।
સ્વરૂપં સર્વસિદ્ધાનાં નિરાબાધપદાત્મકમ્॥

'હ્રીં'કાર ઉપર આ કલા છે તે સિદ્ધિની કલા (સિદ્ધશીલા) છે અને આ બિંદુ તે સર્વ સિદ્ધોનું નિરાબાધપદાત્મક સ્વરૂપ છે, એમ કહેવાય છે.

કરજાપં લક્ષમિતં હોમં ચ તદ્દશાંશતઃ।
કુર્યાદ્ યઃ સાધકો મુખ્યઃ સ સર્વવાંછિતં લભેત॥

જે સાધક વિધિપૂર્વક એક લાખ પ્રમાણ કરજાપ અને દશમા ભાગનો (દશ હજારનો) હોમ કરે છે તે સર્વદા સર્વ વાંછિતોને પ્રાપ્ત કરે છે.

## ॐકાર વિદ્યાસ્તવનમ્

### Realization in Cosmic Totality

પ્રણવસ્ત્વં પરબ્રહ્મન્ લોકનાથ જિનેશ્વર।
કામદસ્ત્વં મોક્ષદસ્ત્વં ॐકારાય નમો નમઃ॥

હે પરમબ્રહ્મ, લોકનાથ, જિનેશ્વર તમે પ્રણવ (ॐકાર) સ્વરૂપ છો. હે ॐકાર! તું શુભ ઇચ્છાઓને પૂર્ણ કરનાર છે અને મોક્ષ આપનાર પણ તું જ છે; તેથી હું પુનઃ પુનઃ નમસ્કાર કરૂં છું.

પીતવર્ણઃ શ્વેતવર્ણો રક્તવર્ણો હરિદ્રઃ।
કૃષ્ણવર્ણો મતો દેવઃ ॐકારાય નમો નમઃ॥

જે (ઇષ્ટ દેવ ॐકાર)નું ધ્યાન પીતવર્ણમાં, શ્વેતવર્ણમાં, રક્તવર્ણમાં, હરિત વર્ણમાં અથવા કૃષ્ણવર્ણમાં કરાય છે, તે ॐકારને વારંવાર નમસ્કાર થાઓ.

નમસ્ત્રિ ભુવનેશાય રજોડપોહાય ભાવતઃ।
પંચદેવાય શુદ્ધાય ॐકારાય નમો નમઃ॥

જે ત્રણે ભુવનનો સ્વામી છે, જેનું ભાવપૂર્વક ધ્યાન કરતાં રજ–કર્મનો નાશ થાય છે, જે પંચદેવ–પંચપરમેષ્ઠિમય છે અને જે શુદ્ધ છે એવા ॐકારને વારંવાર નમસ્કાર થાઓ.

માયાદ્યે નમોઽન્તાય પ્રણવાન્તમધ્યાય ચ ।
બીજરાજાય હે દેવ ! ૐકારાય નમો નમઃ ॥

હે દેવ ! જે માયા એટલે 'હ્રીં'કારની આદિમાં છે, જેના અંતમાં નમઃ છે, જે સર્વ બીજોમાં અંતર્ગત છે—વ્યાપ્ત છે અને જે બીજરાજ છે એવા પ્રણવસ્વરૂપ ૐકારને નમસ્કાર થાઓ.

મંત્ર :— 'ૐ હ્રીં નમ :'

ઘનાન્ધકારનાશાય ચરતે ગગનેઽપિ ચ ।
તાલુરન્ધ્રસમાયાતે સપ્રાન્તાય નમો નમઃ ॥

અજ્ઞાનરૂપ ગાઢ અંધકારનો નાશ કરવા માટે ગગનમાં સંચરતા અને ત્યાંથી તાલુરંધ્રમાં આવતા 'સ'ની નજીકમાં રહેલા 'હ'કારને (?) (ૐકારને) વારંવાર નમસ્કાર થાઓ.

ગર્જન્તં મુખરન્ધ્રેષુ લલાટાન્તરસં સ્થિતમ્ ।
પિધાનં કર્ણરન્ધ્રેષુ પ્રણવંતં વયં નુમઃ ॥

વળી મુખરંધ્રમાં ગર્જતા, લલાટના મધ્યમાં સ્થિર થતા અને કર્ણરંધ્રથી ઢંકાતા (?) એવા તે પ્રણવ ૐકારને અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ

શ્વેતે શાન્તિક–પુષ્ટ્યાખ્યાઽનવદ્યાદિકરાય ચ ।
પીતે લક્ષ્મીકરાયાપિ ૐકારાય નમો નમઃ ॥
રક્તે વશ્યકરાયાપિ કૃષ્ણે શત્રુક્ષયકૃતે ।
ધૂમ્રવર્ણે સ્તમ્ભનાય ૐકારાય નમો નમઃ ॥

જે શ્વેતવર્ણથી ધ્યાન કરતાં નિર્દોષ એવા શાંતિ તુષ્ટિ પુષ્ટિ વગેરે કાર્યો કરે છે, અને પીતવર્ણથી ધ્યાન કરતાં લક્ષ્મી આપે છે, તે ૐકારને વારંવાર નમસ્કાર થાઓ ! જે લાલ વર્ણથી ધ્યાન કરતા વશીકરણ કરે છે, કૃષ્ણ વર્ણથી ધ્યાન કરતાં શત્રુનો ક્ષય કરે છે અને ધુમ્રવર્ણથી ધ્યાન કરતાં સ્તમ્ભન કરે છે તે ૐકારને વારંવાર નમસ્કાર થાઓ.

બ્રહ્મા વિષ્ણુઃ શિવો દેવો ગણેશો વાસવસ્તથા ।
સૂર્યશ્ચન્દ્રસ્ત્વમેવાતઃ ૐકારાય નમો નમઃ ॥

હે પ્રણવ ! તું જ બ્રહ્મા છે, તું જ વિષ્ણુ છે, તું જ શિવદેવ છે, તું જ ગણેશ છે, તું જ ઇંદ્ર છે, તું જ સૂર્ય છે અને ચંદ્ર પણ તું જ છે, તને વારંવાર નમસ્કાર થાઓ.

ન જપો ન તપો દાનંનવ્રતંસંયમો ન ચ ।
સર્વેષાં મૂલહેતુસ્ત્વં ૐકારાય નમોનમઃ ॥

સર્વ સિદ્ધિઓ (સુખો)નું મૂળ કારણ જપ નથી, તપ નથી, દાન નથી, વ્રત નથી અને સંયમ પણ નથી; કિંતુ હે પ્રણવ ! તું છે. તને વારંવાર નમસ્કાર થાઓ.

ઇતિ સ્તોત્રં જપન્ વાઽપિપઠન્ વિદ્યામિમાં પરામ્ ।
સ્વર્ગમોક્ષં પદં ધત્તે વિધેયં ફલદાયિની ॥

આ સ્તોત્રને જપતો અથવા આ પરમવિદ્યાનો પાઠ કરતો મનુષ્ય સ્વર્ગ અથવા મોક્ષની પદવી પામે છે. આ ૐકારવિદ્યા શ્રેષ્ઠ ફળને આપનારી છે.

કરોતિમાનવં વિજ્ઞમજ્ઞંમાનવિવર્જિતમ્ ।
સમાનં સ્યાત્ પંચગુરુરો વિદ્યૈકાસુખદાપરા ॥

એ અજ્ઞાનીને વિદ્વાન કરે છે. એનાથી માનવિનાનો પુરૂષ માનવાળો (લોકપ્રિય) થાય છે. પંચગુરૂઓના પ્રથમાક્ષરોમાંથી નિષ્પન્ન થયેલી આ વિદ્યા અદ્વિતિય અને પરમ સુખદાયક છે.

## પરમાક્ષર 'અર્હં'

## Essence of All Essences

પૂ. શ્રી હેમચન્દ્રસૂરિજીએ તેમના સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસનમાં 'અર્હં' માટે જણાવ્યું છે કે,

અર્હં

અર્હં ઇત્યેતદક્ષરમ્, પરમેશ્વરસ્ય પરમેષ્ઠિનો વાચકમ્ સિદ્ધચક્રસ્યાદિબીજમ્, સકલા

અમોપનિષદ્ભૂતમ્, અશેષવિઘ્નવિઘાતનિઘ્નમ્, અખિલદૃષ્ટાદૃષ્ટફલસંકલ્પકલ્પદ્રુમોપમમ્, આશાસ્ત્રાધ્યયનાધ્યાનપનાવધિ પ્રણિધેયમ્। પ્રણિધાનં ચાનેનાત્મન: સંવત: સંભેદસ્તદભિધેયેન ચાભેદ:। વયમપિ ચૈતચ્છાઆરમ્ભે પ્રણિદધ્મહે। અયમેવ હિ તાત્ત્વિકો નમસ્કાર ઇતિ ॥

'અર્હં' એ અક્ષર, પરમેશ્વર પરમેષ્ઠિનો વાચક, સિદ્ધચક્રનું આદિબીજ, સકલ આગમોનું રહસ્ય, સર્વ વિઘ્નોનો નાશ કરવામાં સમર્થ અને સકલ દૃષ્ટ કે અદૃષ્ટ ફળોના સંકલ્પને પૂરવા માટે કલ્પવૃક્ષ સમાન છે. એનું શાસ્ત્રના અધ્યયન અને અધ્યાપન વખતે પ્રણિધાન કરવું જોઇએ. એની સાથે આત્માનો સર્વતઃ સંભેદ અને એના અભિધેય (પ્રથમ પરમેષ્ઠિ) સાથે આત્માનો અભેદ, એમ બે પ્રકારનું પ્રણિધાન છે. અમે પણ એનું શાસ્ત્રના આરંભમાં પ્રણિધાન કરીએ છીએ. 'અર્હં' એજ તાત્ત્વિક નમસ્કાર છે.

પ્રણવ, માયાબીજ તથા અર્હં સંબંધી વિસ્તારને અહિં સ્થાન નથી. આ ત્રણેય મંત્ર બીજોની સાધના જ્યારે સફળ બને છે, ત્યારે આત્માની સંપૂર્ણ સમૃદ્ધિ પ્રગટાવે છે.

વિશ્વવ્યવસ્થામાં આ ત્રણ મંત્ર બીજોના સ્થાન અને કાર્ય સમજીને વ્યક્તિગત સાધનામાં તેનો સમ્યક્ ઉપયોગ આત્મસિદ્ધિ અર્થે સાર્થક થય છે.

અહિં તો માત્ર દિશાસુચનનો સંકેત છે.

## શ્રી લોગસ્સ કલ્પ.

### Way to Cosmic Light

૧. ॐ હ્રીં શ્રીં ઐં લોગસ્સ ઉજ્જોઅગરે, ધમ્મતિત્થયરે જિણે અરિહંતે કિત્તઇસ્સં, ચઉવીસંપિ કેવલિ મમ મનોભીષ્ટં કુરૂકુરૂ સ્વાહા.

આ મંત્રનો જાપ પૂર્વદિશા સન્મુખ ઉભા રહી કાઉસગ્ગ ધ્યાને ૧૦૮ (એક નવકારવાળી)નો ચૌદ દિવસ સુધી કરવો. મન-વચન-કાયાની શુદ્ધિ રાખવી. બ્રહ્મચર્ય પાળવું. જાપના પ્રભાવે માન-પ્રતિષ્ઠા વધે, રાજ્યભય, ચોરાદિ ભય, હિંસક પશુ ભય ન આવે, ઋદ્ધિ-સિદ્ધિની વૃદ્ધિ થાય. સંપદા-મહત્વ વધે. પ્રથમ મંડલમ્।

૨. ॐ ક્રૌં ક્રીં હ્રૂં હ્રીં ઉસભમજિઅંચ વંદે, સંભવમભિણંદણંચ સુમઇંચ, પઉમપ્પહં સુપાસં, જિણં ચ ચંદપ્પહં વંદે સ્વાહા. આ મંત્રનો જાપ સોમવારથી સાત દિવસ સુધી કરવો. રોજ ત્રણ ત્રણ માળા ઉત્તર દિશા સન્મુખ મુખરાખી પદ્માસને બેસીને ગણવી. શ્વેતાન્નનું એકાસણું કરવું. અસત્ય બોલવું નહિ. ફલ સર્વજનવશ્યકારક, દુર્જન-શત્રુનાશક, સર્વ જનવલ્લભ. સર્વ કાર્યો જય થાય. દ્વિતીય મંડલમ્।

૩. ॐ ઐં હ્રૌં ઝ્રૂં ઝ્રૌં સુવિહિંચ પુપ્ફદંતં, સીઅલ સિજ્જંસ વાસુપુજ્જંચ વિમલમણંતં ચ જિણં ધમ્મં સંતિં ચ વંદામિ। કુંથું અરંચ મલ્લિં વંદે મુણિસુવ્વયં સ્વાહા.

આ મંત્રનો જાપ ૧૦૮ નો કરવો મંત્ર જાપકરતી વખતે આસન-વસ્ત્ર-માળાલલ રંગના રાખવા. ધૂપ-દીપ કરવા. મંત્ર જાપથી રાજ્યમાં મહાન લાભ થાય, વચન સિદ્ધિ થાય, યશ મળે. સર્વકાર્ય સિદ્ધિદાયક મંત્ર. તૃતીય મંડલમ્।

૪. ॐ હ્રીં નમઃ નમિ જિણં ચ વંદામિ

રિઠ્ઠનેમિં પાસં તહ વદ્ધમાણું ચ મમ મનોવાંચ્છિતં પૂરય પૂરય હ્રીં સ્વાહા.

આ મંત્રનો જાપ બારહજાર પ્રમાણ છે. જાપ કરતાં આસન–વસ્ત્ર–અંતરવાસીયું માળા બધી સામગ્રી પીળારંગની રાખવી, દીપક અખંડ રાખવો. ધૂપ ઉખેવવો. શારિરીક શુદ્ધતાપૂર્વક ઉત્તર દિશા તરફ મુખ રાખી જાપ કરવો ત્રણ દિવસમાં જાપ કરવો. ત્રણ ઉપવાસ કરવા, તે ન થઈ શકે તો આયંબિલ કે સાત્વિક અન્નના એકાસણા કરવા. સિદ્ધથઈ ગયા પછી દરરોજ એક માળા ગણવી. સર્વતો વૃદ્ધિ, લક્ષ્મી, યશ, શોભા વધે, વચન સિદ્ધિ થાય.

આ મંત્રમાં છેલ્લા બીજાક્ષર હ્રીં પછી 'ફટ્ ફટ્ સ્વાહા' આ અક્ષરો ઉમેરી મંત્ર ગણે તો ભૂત–પ્રેત–ડાકિની–શાકિની વગેરે કોઇ દુષ્ટદેવ છળે નહિ.

આ મંત્રને કાગળ ઉપર લખી ગળે બાંધે તો સર્વ પ્રકારના જ્વર જાય. ચતુર્થં મંડલમ્।

૫. ૐ ઐં હ્રીં હ્રૌં એવં મએ અભિથુઆ વિહુય રયમલા પહીણ જરમરણા ચઉવી સંપિ જિણવરા તિત્થયરા મે પસીયંતુ સ્વાહા. આ મંત્ર પૂર્વદિશા સન્મુખ ઉભા રહી આકાશ સામે ઊંચુ મસ્તક રાખી ૫૦૦ મંત્રનો જાપ કરવો. જાપ કર્યા પછી ત્રણવાર નમસ્કાર કરવો. સર્વ કાર્યોમાં દેવો સંતુષ્ટ થઈ સહાય કરે. સર્વજન વલ્લભ થાય, પંચમ મંડલમ્।

૬ ૐૐ અંબરાય કિત્તિયવંદિય સહિયા જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા આરૂગ્ગ બોહિલાભં સમાહિવર મુત્તમં દિંતુ સ્વાહા.

આ મત્રનો જાપ દિવાળીમાં ચઉવિહાર છઠ્ઠ (બે ઉપવાસ) કરી ૧૫૦૦૦ (પંદર હજાર) નો કરવો આ જાપ કર્યા પછીથી અંત સમય સુધી જીવન ધર્મવંત રહે અને અંત સમયે સમાધિપૂર્વકનું મરણ થાય ષષ્ઠ મંડલમ્।

૭. ૐ હ્રીં ઐં ક્લૂં ઝૂઁ ચંદેસુ નિમ્મલયરા આઈચ્ચેસુ અહિયં પયાસયરા, સાગરવર ગંભીરા સિદ્ધાસિદ્ધિમમ દિસંતુ મમ મનોવાંચ્છિતં પૂરય પૂરય સ્વાહા.

આ મંત્રનો જાપ બિલિપત્રના પાનથી ગાયના ઘીનો હોમ ૧૦૦૦૦ (દશ હજાર) વાર કરવો. મન ઇચ્છિત કામ સર્વ સિદ્ધ થાય, મનમાં ધારેલું કામ સફલ થાય. સપ્તમમંડલમ્।

ઇતિ શ્રીચતુર્વિંશતિ જિનસ્તવ મંત્રાક્ષર કલ્પ સમાપ્તમ્।

## શ્રી ભૈરવપદ્માવતીકલ્પ

### Invocation to the Sentinels of the Threshold

પૂ. શ્રી મલ્લિષેણસૂરિવિરચિત ભૈરવપદ્માવતીકલ્પ: સુપ્રસિદ્ધ છે. અનુભવી સદ્‌ગુરૂના માર્ગદર્શન નીચે જ આવા કલ્પોની સાધના સાર્થક થાય છે.

અહિં આ સુપ્રસિદ્ધ કલ્પમાંથી કેટલાક શ્લોકો આપ્યા છે. આ કલ્પ શ્રી સારાભાઈ મ. નવાબ તરફથી બીજા અનેક સ્તોત્રો સાથે પ્રસિદ્ધ થયો છે. પદ્‌માવતી સ્વરૂપઃ–

જેના હાથમાં પાશ, ફળ, વરદ અને અંકુશ રહેલા છે એવી, પદ્મરૂપ આસનવાળી ત્રણ લોચનવાળી અને રાતા પુષ્પના જેવા વર્ણવાળી પદ્માવતી દેવી મારૂં રક્ષણ કરો. (પદ્માવતી દેવીનું સ્વરૂપઃ–પદ્માવતી દેવીને ચાર હાથ છે. તેણીની ડાબી બાજુના ઉપરના હાથમાં પાશ, નીચેના હાથમાં ફળ તથા જમણી બાજુના ઉપરના હાથમાં

અંકુશ અને નીચેના હાથમાં વરદ હોય છે અને આસન કમળનું છે.

(૧) તોતલા (૨) ત્વરિતા (૩) નિત્યા (૪) ત્રિપુરા (૫) કામસાધિની (૬) ત્રિપુર ભૈરવી એ પદ્માવતી દેવીના (જુદા જુદા સ્વરૂપોના) નામો છે.

મંત્ર સાધકના લક્ષણો :–

જેણે કામના આડંબરને જીત્યો છે, ક્રોધને શાંત કર્યો છે, વિકથા–મિથ્યા આલાપનો ત્યાગ કર્યો છે, એવો પદ્માવતી દેવીના પુજનમાં અનુરકત અને જિનેશ્વર-દેવના ચરણકમલનો ઉપાસક, મન્ત્રનું આરાધન કરવામાં શૂરવીર, પાપકર્મોથી નિવૃત થએલો, સર્વ પ્રકારના ગુણો વડે મૌન ધારણ કરનાર, મહાઅભિમાની, સદગુરુ પાસેથી જેને મન્ત્રનો ઉપદેશ મળ્યો છે એવો, નિદ્રા અને આળસ રહિત તથા પરિમિત ભોજન કરનાર, વિષય અને કષાયને જિતનાર, ધર્મરૂપી અમૃતના સેવનવડે જેનું શરીર હર્ષયુક્ત છે એવો અને વિશિષ્ટ ગુણો વડે યુક્ત, બાહ્ય અને અભ્યન્તર પવિત્ર, પ્રસન્ન ચિત્તવાળો, દેવ અને ગુરૂને વિષે ભક્તિવાળો, લીધેલ વ્રતને પાળવાવાળો, સત્ય બોલવાવાળો અને દયાએ કરીને સહિત, ચતુર, મન્ત્રના બીજ ભૂત પદોનું અવધારણ કરનારો પુરૂષ મંત્રસાધક હોય.

આત્મરક્ષણની વિધિનો અધિકાર : –

મન્ત્ર સાધકે પ્રથમ સ્નાન કરીને પછી ધોયેલા સ્વચ્છ લાલ (લોહી જેવા) વસ્ત્ર પહેરી છાણ વડે લીંપેલી જમીન ઉપર બેસી આત્મરક્ષા કરવી જોઇએ.

ડાબા હાથના અંગુઠાના અગ્ર ભાગે હ્રૂઁ તર્જની આંગળીના અગ્ર ભાગે હ્રીં મધ્યમા આંગળીના અગ્ર ભાગે હ્રૂઁ અનામિકા આંગળીના અગ્ર ભાગે હ્રૌં અને કનિષ્ઠિકા આંગળીના અગ્ર ભાગે હ્રઃ એ પ્રમાણે (પાંચ શૂન્ય બીજની) સ્થાપના કરવી.

જેની આદિમાં ૐકાર અને અંતમાં સ્વાહા શબ્દ છે એવા પંચપરમેષ્ઠિના પાંચ નમસ્કાર પદો વડે અને પહેલાં કહેલા પાંચ શૂન્ય બીજ વડે અનુક્રમે મસ્તક, મુખ, હૃદય, નાભિ અને બંને પગોનું 'રક્ષ રક્ષ' પદથી મન્ત્ર સાધક હંમેશાં પોતે અંગન્યાસ કરે.

બિંદુ સહિત બીજી કલા આકાર, ચોથી કલા ઈકાર. છટ્ઠી કલા ઊકાર, ચૌદમી કલા ઔકાર અને છેલ્લો સ્વર અઃ એ વડે સહિત કૂટ ક્ષકાર વડે દિશાબંધન કરી સર્વ સ્વરે કરીને સહિત શૂન્ય હકાર વડે ચાર ખુણાવાળા, ઊંચા, વીશ હાથ પ્રમાણવાળા સુવર્ણમય કિલ્લાનું ધ્યાન કરીને સર્વસ્વરોએ કરીને સહિત કૂટક્ષકાર વડે નિર્મલ જલથી ભરેલી અને અત્યંત ભયંકર (મત્સ્ય, મગર, કાચબા વગેરે) જલચર જીવોથી વ્યાપ્ત એવી ખાઇની આકૃતિનું ધ્યાન કરીને દેદીપ્યમાન ૐકાર અને જવાલા વડે બળી ગયેલા રકાર વડે, અગ્નિમંડલની મધ્યમાં રહેલા પોતાનું ધ્યાન કરીને પછી અમૃત મન્ત્ર વડે સ્નાન કરીને, પોતાના મસ્તક રૂપી મેરુ પર્વતના અગ્રભાગમાં ઇન્દ્રોના સમુદાયથી ક્ષીરસમુદ્રના દૂધ વડે સ્નાન કરાવાયેલા (એવા) શ્રી પાર્શ્વજિનેશ્વરના સ્નાત્ર જળ વડે શુદ્ધ થયેલા પોતાને મન્ત્રવાદી ચિંતવે.

આ ધ્યાનવડે ભૂત, ગ્રહ અને શાકિની ઉપસર્ગ કરી શકતા નથી તથા પૂર્વે સંચય કરેલું દુષ્કૃત પણ જલદીથી નાશ પામે છે.

પદ્માવતી દેવીનું ધ્યાન :–

પર્યંકાસને બેસી પોતાની પાસે
પૂજનના (આઠ પ્રકારના) દ્રવ્યો રાખીને
(પૂર્વાદિ આઠ) દિગ્વધૂઓને તથા પોતાને
સુંદર એવા ચંદનથી તિલક કરીને, જેના
મુગટના અગ્રભાગમાં ધરણેન્દ્ર છે,
(વસ્તીર્ણ) રાતું કમળ જેનું આસન છે,
કુર્કુટ સર્પ જેનું વાહન છે એવી, રાતા
વર્ણવાળી, કમળના સરખા મુખવાળી,
ત્રણ નેત્રવાળી, વરદ, અંકુશ, પાશ અને
દિવ્ય ફૂલ જેના હાથમાં છે એવી, (તથા)
જાપ કરનાર મનુષ્યોને ફળ આપનારી
પદ્માવતી દેવીનું (સાધકે-મંત્રવાદીએ)
ધ્યાન કરવું.

દેવીપૂજાક્રમ આહ્વાન :–

દીપન વડે શાંતિ કર્મ, પલ્લવ વડે
વિદ્વેષ કર્મ, સંપુટ વડે વશીકરણ કર્મ,
રોધન વડે બંધ કર્મ, ગ્રથન વડે સ્ત્રી
આકર્ષણ કર્મ અને વિદર્ભન વડે સ્તંભન
કર્મ કરવું. ૧.

મન્ત્રની આદિમાં નામ લખવું તે પલ્લવ,
દીપન, અંતમાં નામ લખવું તે સંપુટ, આદિ,
મધ્યમાં નામ લખવું તે
મધ્ય અને અંતમાં નામ લખવું તે
રોધન, મન્ત્રના એક એક અક્ષરના
અંતરે નામનો એક એક અક્ષર લખવો
તે ગ્રન્થન, મન્ત્રના બે અક્ષર પછી નામ
લખવું તે વિદર્ભણ, એ પ્રમાણે શાંતિ
કર્માદિ ૭ કર્મની વિધિ જાણીને મન્ત્ર-
વાદી અનુષ્ઠાન કરે. ૨–૩

દિશા, કાળ, મુદ્રા, આસન અને
પલ્લવના ભેદોને બરાબર જાણીને મન્ત્ર-
વાદી જાપ કરે, (કારણ કે) દિશા કાળા-
દિના ભેદને નહિ જાણતો એવો તે હંમેશાં
જાપ અને હોમ કરવા છતાં પણ મન્ત્રની
સિદ્ધિ પ્રાપ્ત કરી શકતો નથી. ૪

હવે ગ્રંથકાર દિશા, કાળ વગેરેના
ભેદ વડે ૭ કર્મની વ્યાખ્યા કહે છે

ઉત્તર દિશાના સન્મુખ રહીને આકર્ષણ
કર્મ, પૂર્વ દિશાના સન્મુખ રહીને સ્તંભન
કર્મ, ઇશાન દિશાના સન્મુખ રહીને
નિષેધ કર્મ, વાયવ્ય દિશાના સન્મુખ રહીને
ઉચ્ચાટન કર્મ, પશ્ચિમ દિશાના સન્મુખ
રહીને શાંતિ કર્મ અને નૈઋત્ય દિશાના
સન્મુખ રહીને પૌષ્ટિક કર્મ કરવું ૫
સન્મુખ રહીને પૌષ્ટિક કર્મ કરવું ૫

દિવસના પૂર્વ ભાગમાં વશીકરણ,
આકર્ષણ અને સ્તંભન કર્મ, મધ્યાહ્ન
સમયે વિદ્વેષણ કર્મ, દિવસના પાછલા
ભાગમાં ઉચ્ચાટન કર્મ, સંધ્યા વખતે
નિષેધ કર્મ, અર્ધરાત્રિના સમયે શાંતિ
કર્મ અને પ્રભાત સમયે પૌષ્ટિક કર્મ
કરવું, વશીકરણને છોડી આકર્ષણાદિ બધા
કર્મો જમણા હાથથી કરવા અને
વશીકરણ કર્મ ડાબા હાથે કરવું ૬–૭

આકર્ષણ કર્મમાં અંકુશ મુદ્રા, વશી-
કરણમાં સરોજમુદ્રા, શાંતિ અને પૌષ્ટિક
કર્મમાં જ્ઞાનમુદ્રા, વિદ્વેષણ કર્મમાં પ્રવાલ-
મુદ્રા, સ્તંભન કર્મમાં શંખમુદ્રા અને
વધપ્રતિષેધ કર્મમાં વજ્ર મુદ્રાનો ઉપયોગ
કરવો–૮.

આકર્ષણ કર્મમાં દંડાસન, વશિકરણમાં
સ્વસ્તિકાસન, શાંતિ અને પૌષ્ટિક કર્મમાં
પદ્માસન, વિદ્વેષણ અને ઉચ્ચાટનમાં
કુક્કુટાસન, સ્તંભન કર્મમાં વજ્રાસન
અને નિષેધ કર્મમાં ઉચ્ચ ભદ્રપીઠ
સનની યોજના કરવી આકર્ષણ
કર્મમાં ઉદય પામતા સૂર્ય જેવો રક્તવર્ણ,
વશીકરણ કર્મમાં રાતા જાસુદના પુષ્પ જેવો
વર્ણ, શાંતિક અને પૌષ્ટિક કર્મમાં ચન્દ્ર

જેવો શ્વેતવર્ણ, વિદ્વેષણ અને ઉચ્ચાટન કર્મમાં ધૂમ્ર શખોડીઓ વર્ણ, સ્તંભન કર્મમાં હળદર જેવો પીળો વર્ણ અને નિષેધકર્મ-મારણમાં કાળો વર્ણ કહેલો છે–૯.

વિદ્વેષણ કર્મમાં હું, આકર્ષણમાં 'વૌષટ્', ઉચ્ચાટનમાં 'ફટ્', વશીકરણમાં 'વષટ્', શત્રુનો વધ કરવામાં તથા સ્તંભનમાં પણ 'ઘેઘે', શાંતિકર્મમા 'સ્વાહા' અને પૌષ્ટિક કર્મમાં 'સ્વધા' પલ્લવની યોજના કરવી.

શાંતિકર્મમાં સ્ફટિકના મણકાની માળા, વશીકરણ અને આકર્ષણમાં પરવાળાના મણકાની, પૌષ્ટિકકર્મમાં સાચાં મોતીના મણકાની, સ્તંભન કર્મમાં સોનાના મણકાની, વિદ્વેષણ, ઉચ્ચાટન અને પ્રતિષેધ મારણ કર્મમાં પુત્રજીવકના મણકાની માળા વડે ખુંદમાને એકસો આઠ વાર જાપ કરવો.

મોક્ષ, અભિચાર, શાંતિ, વશીકરણ અને આકર્ષણ કર્મમાં અનુક્રમે અંગુષ્ઠાદિ આંગળીઓ યોજવી, એટલે કે મોક્ષાર્થી અંગુઠાવડે, અભિચાર કર્મ (સ્તંભન, વિદ્વેષણ, ઉચ્ચાટન અને પ્રતિષેધ)માં તર્જની આંગળી વડે, શાંતિ અને પૌષ્ટિક કર્મમાં મધ્યમા આંગળી વડે, વશીકરણમાં અનામિકા આંગળી વડે અને આકર્ષણ કર્મમાં કનિષ્ઠા આંગળી વડે (ઉપર કહેલા) મણકા ચલાવવા.

એ પ્રમાણે દિશા અને કાલ વિગેરેના ભેદો વડે છ કર્મની વ્યાખ્યા કરી.

હવે દેવીનું આરાધન કરવા માટે ગૃહયન્ત્રોદ્ધાર બતાવાય છે.

સમચોરસ વિસ્તારવાળો, ત્રણ રેખા સહિત અને ચાર બારણાવાળો દેવીનો આ મંત્ર સોનાની લેખણથી કેસર, કસ્તુરી વગેરે સુગંધી દ્રવ્યોથી આળેખીને (લખીને) 'ૐ હ્રીં ધરણેન્દ્રાય નમઃ' એ પદ પૂર્વના બારણે, 'ૐ હ્રીં અધચ્છદનાય નમઃ' એ પદ દક્ષિણ દિશાના બારણે, 'ૐ હ્રીં ઉર્ધ્વચ્છદનાય નમઃ' એ પદ પશ્ચિમ દિશાના બારણે અને 'ૐ હ્રીં પદ્મચ્છદનાય નમઃ' એ પદ ઉત્તર દિશાના બારણે લખીને, આ પ્રમાણે પૂર્વાદિ ચારે દિશાઓનાં દ્વારપીઠોના રક્ષણ માટે મન્ત્રો લખીને પૂર્વે આળેખેલી ત્રણ રેખામાંની પ્રથમ રેખામાં દશ દિક્પાલોને લખવા. ૧૩–૧૪–૧૫.

ૐકાર જેની આદિમાં છે અને નમઃ છે અંતમાં જેને એવા આઠ દિક્પાલ–લોકપાલને અનુસ્વાર સહિત લ, ર, શ, ષ, વ, ય, સ અને હ વર્ણોએ કરીને સહિત લખીને (સાથે–સાથે) 'ૐ હ્રીં અધચ્છદનાય નમઃ' તથા 'ૐ હ્રીં ઉર્ધ્વચ્છદનાય નમઃ' એ સંજ્ઞા પણ લખવી.

દશ લોકપાલની સ્થાપનાનો ક્રમ આ પ્રમાણે છે:–

પૂર્વ દિશામાં ૐ લં ઇન્દ્રાય નમઃ,
અગ્નિ ખુણામાં ૐ રં અગ્નેય નમઃ,
દક્ષિણ દિશામાં ૐ શં યમાય નમઃ,
નૈઋત્ય ખુણામાં ૐ ષં નૈઋત્યાય નમઃ,
પશ્ચિમ દિશામાં ૐ વં વરૂણાય નમઃ,
વાયવ્ય ખુણામાં ૐ યં વાયવે નમઃ,
ઉત્તર દિશામાં ૐ સં કુબેરાય નમઃ,
ઇશાન ખુણામાં ૐ હં ઇશાનાય નમઃ,
અધો દિશામાં ૐ હ્રીં અધચ્છદનાય નમઃ,
અને ઊર્ધ્વ દિશામાં ૐ હ્રીં ઊર્ધ્વચ્છદનાય નમઃ આ પ્રમાણે દશ લોકપાલની સ્થાપનાનો ક્રમ જાણવો.

(ઉપર આળેખેલી ત્રણ રેખાઓમાંની)

મધ્ય રેખામાં દિશા અને વિદિશાઓમાં
અનુક્રમે ૐકાર અને હ્રીંકાર છે. જેની
આદિમાં તથા નમઃ છે અંતમાં જેના
એવી જયાદિ અને જંભાદિ દેવીઓનાં
નામ લખવાં (તેમાં) પ્રથમ જયા પછી
વિજયા, અજિતા અને અપરાજિતા એ
ચાર દિશાઓની દેવીઓ તથા જંભા,
મોહા, સ્તંભા અને સ્તંભિની એ ચાર
વિદિશાઓની દેવીઓ જાણવી.

આઠ દેવીઓની સ્થાપનાનો ક્રમ
આ પ્રમાણે :-

પૂર્વ દિશામાં ૐ હ્રીં જયે નમઃ દક્ષિણ
દિશામાં ૐ હ્રીં વિજયે નમઃ પશ્ચિમ
દિશામાં ૐ હ્રીં અજિતે નમઃ અને ઉત્તર
દિશામાં ૐ હ્રીં અપરાજિતે નમઃ અગ્નિ
ખુણામાં ૐ હ્રીં જમ્ભે નમઃ નૈઋંત્ય ખુણામાં
ૐ હ્રીં મોહે નમઃ વાયવ્ય ખુણામાં ૐ હ્રીં
સ્તમ્ભે નમઃ અને ઇશાન ખુણામાં ૐ હ્રીં
સ્તમ્ભિનિ નમઃ એ પ્રમાણે આઠ
દેવીઓની સ્થાપના કરવી. ૧૭-૧૮.

પૂર્વોક્ત ત્રણ રેખાના મંડળના મધ્ય
ભાગમાં આઠ પાંખડીવાળું કમળ આલેખીને
તેની દરેક પાંખડીઓમાં અનુક્રમે
ૐકાર અને હ્રીંકાર છે જેના શરૂઆતમાં
અને નમઃ શબ્દ છે જેના અંતમાં
એવી અનંગકમલા, પદ્મગન્ધા, પદ્માસ્યા,
પદ્મમાલા, મદનોન્માદિની, કામોદ્દીપની,
પદ્મવર્ણા નામની તથા ત્રૈલોકયક્ષોભિણી
એ દેવીઓ લખવી.

દેવીઓની સ્થાપનાનો ક્રમ આ
પ્રમાણે :-ૐ હ્રીં અનંગકમલાયૈ નમઃ;
ૐ હ્રીં પદ્મગન્ધાયૈ નમઃ, ૐ હ્રીં પદ્માસ્યાયૈ
નમઃ, ૐ હ્રીં પદ્મમાલાયૈ નમઃ, ૐ હ્રીં
મદનોન્માદિન્યૈ નમઃ, ૐ હ્રીં કામોદ્દીપનાયૈ
નમઃ, ૐ હ્રીં પદ્મવર્ણાયૈ નમઃ, ૐ હ્રીં
ત્રૈલોકયક્ષોભિણ્યૈ નમઃ। એ પ્રમાણે પૂર્વાદિ
આઠ પાંખડીઓમાં અનુક્રમે સ્થાપન કરવી
અને કર્ણિકામાં અ થી શરૂ કરીને હ સુધીના
વર્ણોની સ્થાપના કરવી. ૧૯-૨૦-૨૧.

કમળની બહાર પૂર્વાદિ ચાર દિશાઓમાં
ભક્તિ-ૐકાર, ભુવનેશ-હ્રીંકાર સહિત, (તથા)
આ. ઈ ઊ. એ. એ ચાર કલા સહિત
કૂટ-ક્ષકાર અને નમઃ શબ્દ છે અંતમાં
જેના એવા (પ-દ્મા-વ-તી) ચાર વર્ણનું
સ્થાપન કરવું.

મંત્રોદ્ધાર :-ૐ હ્રીં ક્ષાં પ નમઃ પૂર્વ
દિશામાં, ૐ હ્રીં ક્ષીં દ્મા નમઃ દક્ષિણ દિશામાં,
ૐ હ્રીં ક્ષૂં વ નમઃ. પશ્ચિમ દિશામાં અને
ૐ હ્રીં ક્ષૈં તી નમઃ ઉત્તર દિશામાં લખવું ૨૨.

એ પદ્માવતી દેવીનું ચક્ર ચતુષ્ય કહ્યું,
એ પદ્માવતી દેવીની આહ્‌વાહ્‌નાદિ પાંચ
પ્રકારે હંમેશાં પૂજા કરવી. દેવીનું આહ્‌વાહન
કરવું, દેવીની સ્થાપના કરવી,
દેવીની સન્નિધિ કરવી, દેવીની પૂજા કરવી
અને દેવીનું વિસર્જન કરવું તેને પંડિતો
પંચોપચાર કહે છે. ૨૩-૨૪

તે પંચોપચાર આ પ્રમાણે :-
'ૐ હ્રીં નમોઽસ્તુ ભગવતિ! પદ્માવતિ!
એહિ એહિ સંવૌષટ્' આમ ત્રનું ચિંતવન
કરતો દેવીનું આહ્‌વાહન કરે-૨૫.

દેવીની સ્થાપના કરવામાં પૂર્વોક્ત
મંત્રની સાથે તિષ્ઠ તિષ્ઠ એ બે પદ અને
ઠઃ ઠઃ એ બે ઠકારને યોજવા-જોડવા,
પૂર્વોક્ત મન્ત્રની સાથે 'મમ સન્નિહિતા
ભવભવ વષટ્' એ પદને દેવીની સન્નિધી
કરવામાં જોડવું. દેવીની પૂજન વિધિમાં
પૂર્વોક્ત મન્ત્રની સાથે 'ગન્ધાદીન્ ગૃહ્ણ
ગૃહ્ણ નમઃ' એ પદને જોડવું અને દેવીનું

વિસર્જન કરવામાં પૂર્વોક્ત મન્ત્રની સાથે 'સ્વસ્થાન ગચ્છ ગચ્છ' અને 'જઃ જઃ જઃ' એ ત્રણ વાર જોડવું.

મન્ત્રોદ્ધારઃ-ૐ હ્રીં નમોઽસ્તુ ભગવતિ! પદ્માવતિ! એહિએહિ સંવૌષટ્-આહ્વાહનમાં.

ૐ હ્રીં નમોઽસ્તુ ભગવતિ! પદ્માવતિ! તિષ્ઠ તિષ્ઠ ઠઃ ઠઃ—સ્થાપના કરવામાં.

ૐ હ્રીં નમોઽસ્તુ ભગવતિ! પદ્માવતિ! મમસન્નિહિતા ભવ ભવવષટ્ સન્નિધીકરવામાં.

ૐ હ્રીં નમોઽસ્તુ ભગવતિ! પદ્માવતિ! ગન્ધાદીન્ ગૃણ્હ ગણ્હ નમઃ-પૂજા વિધિમાં.

ૐ હ્રીં નમોઽસ્તુ ભગવતિ! પદ્માવતિ! સ્વસ્થાનં ગચ્છ ગચ્છ જઃ જઃ જઃ -વિસર્જન કરવામાં-૨૬-૨૭

આ પંચોપચાર ક્રમ જાણવો.

બુદ્ધિમાન મનુષ્ય પૂરકયોગથી દેવીનું આહ્વાહન, રેચક યોગથી દેવીનું વિસર્જન અને કુંભકયોગથી પૂજા વિધિ, સન્નિધીકરણ અને સ્થાપના કરે.-૨૮

શરૂઆતમાં બ્રહ્મ-ૐકાર, લોકનાથ-હ્રીંકાર, હૈંકાર, આકાશબીજ-હકાર, મનો અંત સકાર, કામબીજ ક્લીંકાર (મળીને હ્સ્ક્લીં) પદ્મે પદ્મકટિનિ અને નમઃ પદ છે અંતમાં જેના એવો આ મૂલ મન્ત્ર છે.

મન્ત્રોદ્ધાર :- ૐ હ્રીં હૈં હ્સ્ક્લીં પદ્મે! પદ્મકટિનિ, નમ : ॥૨૯॥

(આ મન્ત્રનો) પદ્મપુષ્પથી ત્રણ લાખ જાપ કરવાથી પદ્મના અભાવમાં રાતા કણેરના ડાળી સહિત પુષ્પના જાપ કરવાથી પદ્માવતી દેવી સિદ્ધ થાય છે-૩૦.

બ્રહ્મ-ૐકાર, માયા-હ્રીંકાર, હૈંકાર, હ્સ્ક્લીં, શ્રીંબીજ પદ્મે! એ પદ તથા નમઃ એ પદ, (થી બનેલા) આ મન્ત્રને (મન્ત્રવાદીઓ) ષડક્ષરી વિદ્યા કહે છે.

મંત્રોદ્ધારઃ-ૐ હ્રીં હૈં હ્સ્ક્લીં શ્રીં પદ્મે નમઃ। એ ષડક્ષર મન્ત્ર છે. ૩૧.

વાગ્ભવ-ઐંકાર, ચિત્તનાથ-ક્લીંકાર, હ્રૌંકાર, ત્યાર પછી આવેલા સકાર અને વિસર્ગ સહિત હ્સૌં એ બીજ, આ મન્ત્રને પંડિતો ત્ર્યક્ષરી વિદ્યા કહે છે.

મન્ત્રોદ્ધાર :-ૐ ઐં ક્લીં હ્સૌં નમઃ। આ ત્ર્યક્ષર મન્ત્ર છે-૩૨.

વર્ણાન્ત-હ કાર પાર્શ્વજિનવાચી છે, તેની નીચે રહેલો રેફ ધરણેન્દ્રવાચી છે અને અનુસ્વાર સહિત ચોથો સ્વર ઈકાર પદ્માવતી સંજ્ઞક છે. એ પ્રમાણે હ્રીં એકાક્ષરી વિદ્યા છે. શરૂઆતમાં પ્રણવ-ૐકાર અને નમઃ પદ છે જેના અંતમાં એવી આ હ્રીંકાર રૂપ વિદ્યા (તે) ત્રણ ભુવનના મનુષ્યોને માટે મોહ પમાડનારી અને જાપ કરનારને હંમેશાં ફળ આપનારી એકાક્ષરી વિદ્યા છે ॥૩૩-૩૪॥

મન્ત્રોદ્ધારઃ- ૐ હ્રીં નમઃ એ એકાક્ષરી વિદ્યા છે. હવે હોમનો ક્રમ કહે છેઃ-

તાંબાના પતરાં ઉપર હ્રીંકારથી વીંટાએલું દેવદત્તનું નામ લખીને અને તેની ફરતાં દ્રાં દ્રીં ક્લીં બ્લૂં સઃ એ પાંચ કામ બાણ લખીને, તે નામની બહારની બાજુ ફરી હ્રીંકારથી વીંટેલા એવા તે તામ્રપત્રને ત્રણ ખુણાવાળા હોમકુંડમાં દાટીને ઘી, દૂધ અને સાકરે કરીને સહિત ગુગળની ચણા જેવડી ત્રીશ હજાર ગોળીનો હોમ કરવાથી પદ્માવતી દેવી સિદ્ધ થાય છે. દેવીને આરાધન કરવાની વિધિમાં મન્ત્રના અંતે નમઃ શબ્દ અને મન્ત્રનું આરાધન કરી રહ્યા પછી હોમ વખતે સ્વાહા શબ્દ જોડવો ૩૫-૩૬-૩૭.

વડના ઝાડના મૂળમાં રહેનારો, શ્યામ-

વર્ણું અને ત્રણ નેત્રવાળો એવો પાર્શ્વ નામનો યક્ષ દશ લાખ જાપ અને (૧૦૦૦૦૦ એક લાખ) હોમ કરવાથી નિશ્ચયે કરીને સાક્ષાત્ પ્રત્યક્ષ થાય છે.

(અને તે પ્રગટ થયેલો પાર્શ્વયક્ષ) માયાથી ઉત્પન્ન થએલા એટલે હ્રીંકાર વડે કરેલા કિલ્લાથી ઉભા થએલા એવા પોતાના સૈન્યની આગળ રહેલા શત્રુની સેનાના સમૂહને યુદ્ધમાં ક્ષણમાત્રમાં પરાજિત કરે છે.

મન્ત્રોદ્ધાર : ૐ હ્રીં પાર્શ્વયક્ષ દિવ્ય-રૂપ મહર્ષણ એહિ એહિ ૐ ક્રોં હ્રીં નમઃ આ યક્ષારાધનવિધિનો મન્ત્ર છે ૩૮-૩૯.

બિન્દુ અને રેફ સહિત હકાર એટલે હ્ઁ બીજ લખીને તેની બહારની બાજુમાં વિસ્તીર્ણ આઠ પાંખડીવાળું કમળ આળેખીને, તે કમળની પૂર્વાદિ ચારે દિશાઓમાં ઐં, શ્રીં, ૐ અને કલીં લખીને (એટલે પૂર્વ દિશાની પાંખડીમાં ઐં, દક્ષિણ દિશાની પાંખડીમાં શ્રીં, પશ્ચિમ દિશાની પાંખડીમાં હ્રીં અને ઉત્તર દિશાની પાંખડીમાં કલી લખીને) બીજી ચાર વિદિશાઓમાં રહેલી ચાર પાંખડીઓમાં અનુક્રમે અગ્નિ ખુણાની પાંખડીમાં ગજ-વશકરણ-ક્રોં, નૈઋત્ય ખુણામાં હ્રૌં, વાયવ્ય ખુણામાં બ્લૈં અને ઈશાન ખુણામાં યૂ લખીને, તે યંત્રની બહારનો ભાગ હ્રીંકાર વડે વીટીને, પૂર્વાદિ ચાર દિશામાં જેના ઐં શ્રીં હ્રીં કલીં એ ચાર બીજ છે. એવું ૐ નમોડર્હં મ્ એ પદ સ્વાહા શબ્દ સહિત એટલે ૐ નમોડર્હં ઐં શ્રીં હ્રીં કલીં સ્વાહા એ મન્ત્ર થયો (આ પ્રમાણે તૈયાર થયેલા) એ ચિંતામણિ નામના મંત્રને જે પૂજે તે પુરૂષ મુક્તિરૂપી પ્રિયાને વલ્લભ થાય છે એટલું જ નહિ પણ લોકો પણ તેને વશ થાય છે-૪૦.

## મંત્રસાધનવિધિ

## Super Creativity Beyond Sound

યોગ, ઉપદેશ, દેવતા, સકલીકરણ, ઉપચાર, જપ, હોમ અને દિશા, કાલ વગેરે તથા પૃથ્વી આદિ મંડલ, શાંતિ આદિ સંજ્ઞા-આ સર્વેનો મંત્ર સાધનામાં વિચાર કરીને મંત્ર સિદ્ધિ કરવી જોઈએ.

દિશા, કાલ, મુદ્રા, આસન, પલ્લવ આદિનો ભેદ જાણીને મંત્ર જપ કરવો યોગ્ય છે. જે જાણ્યા સિવાય નિત્ય જપ હોમ કરો તો પણ મંત્ર સિદ્ધ થતો નથી.

સાધક અને મંત્રના આદિ અક્ષરોથી નક્ષત્ર, તારા અને રાશિની અનુકૂળતા મેળવવી. જો વિરોધ ન હોય તો સમજવું કે મંત્ર સિદ્ધ થશે તે યોગ કહેવાય છે.

પુસ્તકમાં મંત્ર લખ્યો હોય તો પણ મંત્ર વિધિ જાણનારા ગુરૂ પાસેથી મંત્ર લેવો. સદ્‌ગુરૂને અવશ્ય પૂછવું.

સ્વમતિ કલ્પનાએ ન કરવું-આ ઉપદેશ છે.

ચોવીસ તીર્થંકરોમાંથી કોઇનો પણ જપ કરે તો તેમના અધિષ્ઠાયક દેવ, દેવી સાધકના મનોવાંછિતની સિદ્ધિમાં સહાયક બને છે. ચોવીસ યક્ષો તથા ચોવીસ યક્ષિણી શ્રી જિનશાસનની સેવા કરે છે. રોહિણી આદિ વિદ્યાઓના પ્રભાવથી વિદ્યાધર મનુષ્ય દેવતુલ્ય સુખ ભોગવે છે. તે પ્રમાણે પરમભક્તિથી વિદ્યાદેવતાઓનું ધ્યાન કરવું જોઇએ. પરંતુ તે પહેલા સકલીકરણ ક્રિયા અવશ્ય જરૂરી છે.

તે આ પ્રમાણે છે. પ્રથમ દિશાબંધન કરે. શુદ્ધ જલથી અમૃતમંત્ર ભણું

પોતાના શરીર પર છાંટે. આ પ્રકારે જલસ્નાન, મંત્રસ્નાન કરીને શુદ્ધ વસ્ત્રો પહેરી એકાંત-પવિત્ર સ્થાનમાં બ્રહ્મચર્યાદિ પાંચ અણુવ્રતોનું પાલન કરતો સાધક ભૂમિશુદ્ધિ કરી પર્યંકાસન-પદ્માસનથી બેસે. સમીપમાં પૂજા દ્રવ્યો રાખે અને પૃથિવીધારણા આદિ પાંચ ધારણા વડે પોતાને શુદ્ધ ચિંતવતો પોતાનો આત્માજ પ્રાતિહાર્યોથી યુક્ત અર્હંત પરમાત્મા છે એવું ધ્યાન કરે.

સકલીકરણ ક્રિયા કરીને પંચોપચાર વિધિથી મંત્રના અધિષ્ઠાતા દેવતાનાપાંચ ઉપચાર આ પ્રમાણે છે. આહ્વાહન, સ્થાપન, સાક્ષાત્કરણ, અષ્ટદ્રવ્યથી પૂજન, વિસર્જન. પૂરકથી આહ્વાહન, રેચકથી વિસર્જન અને બાકીના કર્મ કુંભક પ્રાણાયામથી આરંભ કરવાં.

મંત્રજપની સંખ્યા ૧૦૮ કે ૧૦૦૮ કહી છે. સર્વમંત્રો મનમાં જપવાં કે અત્યંત ધીરા સ્વરે જપવાં. જપવડે મંત્ર પોતાની શક્તિને પ્રાપ્ત કરે છે અને પૂજા, હોમ આદિથી મંત્રસ્વામી દેવતા તૃપ્ત થાય છે.

## જપ હોમવિધિ
## Fire Offerings.

જેમ અગ્નિને હવાની સહાય મળે તો ફેલાતો જ જાય તેમ મંત્રજપ હોમ સહિત થાય તો શું ન કરી શકે!

જપ સમયે 'નમઃ' શબ્દ લગાડે અને હોમ સમયે 'સ્વાહા' શબ્દ લગાડે. મૂલ મંત્રની સંખ્યાથી દશમો ભાગ, હોમ કરતી વખતે આહુતિ મંત્રની સંખ્યા છે. જો એક હજાર મંત્ર જપ થયો હોય તો સો વાર તે મંત્રને નમઃ ને બદલે સ્વાહા જોડીને આહુતિ આપવી.

જપ પૂરા થયા પછી હોમ કરવો. હોમના વિધિ આ પ્રમાણે છે. હોમકુંડ ત્રણ પ્રકારના-ચોરસ, ત્રિકોણ અને ગોળ હોય છે. મારણ, આકર્ષણ, વશ્ય કર્મમાં ત્રિકોણ કુંડ છે, વિદ્વેષણ, ઉચ્ચાટનમાં ગોળ કુંડ છે, શાંતિ, પૌષ્ટિક, સ્તંભન કર્મમાં ચોરસ કુંડ કહ્યો છે. હોમ કુંડની ઉંડાઇ તથા પહોળાઈ એક હાથ પ્રમાણ કહી છે. તેની પ્રથમ મેખલાનો વિસ્તાર તથા ઉંચાઈ પાંચ અંગુલ, બીજીનો ચાર અંગુલ, ત્રીજીનો ત્રણ અંગુલ પ્રમાણ છે.

હોમ કરનાર સકલીક્રિયાથી મન શુદ્ધ કરીને નવા વસ્ત્ર પહેરી, પદ્માસને બેસી, ઈષ્ટ સિદ્ધિ માટે હોમ ક્રિયા કરે.

હોમમાં પલાશની લાકડીઓ મુખ્ય માની છે. તે ન મળે તો પીપલ આદિ દુધવાળા વૃક્ષોના સુકા લાકડા જોઇએ. સાથે સફેદ ચંદન, લાલ ચંદન અને શમી (અરણી)ની લાકડી પણ હોવી જોઇએ અને પલાશ તથા પીપલના પાંદડા હોવા જોઇએ. સર્વ હોમ ક્રિયાઓમાં દુધવાળા વૃક્ષોની સુકી લાકડી, જીવજંતુ રહિત પવિત્ર લેવી.

હોમમાં એકશેર દૂધ, એકશેર ઘી તથા અષ્ટાંગ ધૂપ આદિ મેળવેલું બશેર હોમદ્રવ્ય લેવું.

વધ, વિદ્વેષણ, ઉચ્ચાટન કર્મમાં આઠ અંગુલ લાંબી લાકડી, પુષ્ટિ કર્મમાં નવ અંગુલ લાંબી, શાંતિ. આકર્ષણ, વશીકરણ, સ્તંભનનાં બાર અંગુલ લાંબી લાકડી હોવી જોઇએ.

મારણ આદિ અશુભકર્મોમાં ક્રોધ-

સહિત થઇને અશુભ દ્રવ્યોનો હોમ થાય છે. શાંતિ આદિ શુભ કાર્યોમાં પ્રસન્નચિત્ત થઇને ઉત્તમ સામગ્રીથી હોમ કરવો.

જલ, ચંદન આદિ આઠ દ્રવ્યોથી મંત્ર જપતાં અગ્નિની પૂજા કરવી. પછી દૂધ, ઘી, ગોળ સહિત એક લાકડી પોતાના હાથથી હોમ કુંડમાં રાખી, ફરી અગ્નિ સ્થાપન કરી, ઘીની આહુતિ આપવી. સ્તોત્ર–શ્લોક બોલવા, પછી લાકડીઓ મુકી આહુતિ દ્રવ્ય મેળવી જાપ મંત્ર ઉચ્ચારતા આહુતિ આપવી. લાકડીઓની સંખ્યા ૧૦૮ કહિ છે. આ પ્રકારે હોમ વિધિ મંત્ર શાસ્ત્રોમાં કહિ છે, તે અનુસાર પાંચ કળશ સ્થાપન કરીને કરવી જોઇએ. જેણે સંપુર્ણ વિધિથી બરાબર રીતે એક મંત્ર પણ સિદ્ધ કર્યો છે તેને થોડા સમયમાં બીજા મંત્રો સિદ્ધ થઈ જાય છે.

## મંત્રકાર્યભેદ

## Occult Means to transcend the Self

મંત્રસાધનના દિશા, કાલ આદિ ભેદ અને મંત્રોના કાર્યભેદ આ પ્રમાણે કહ્યા છે. મંત્રના કાર્યોના આઠ ભેદ કહ્યા છે. ૧ સ્તંભન, ૨ વિદ્વેષણ, ૩ આકર્ષણ, ૪ પૌષ્ટિક, ૫ શાંતિ, ૬ ઉચ્ચાટન, ૭ વશ્ય, ૮ મારણ કર્મ આ કર્મો માટે પૂર્વ આદિ ક્રમથી દિશાઓ સમજવી. તે આ પ્રમાણે છે.

૧. શાંતિ કર્મ:-પશ્ચિમ દિશા, મધ્ય રાત્રિનો સમય, જ્ઞાન મુદ્રા, પદ્માસન, નમઃ પલ્લવ, શ્વેત વસ્ત્ર, શ્વેત પુષ્પ (ચમેલી આદિ), પૂરક યોગ, સ્ફટિક મણિની માલા, જમણો હાથ, મધ્યમ અંગુલિ, જલ મંડલ.

૨. પૌષ્ટિક કર્મ:- નૈઋત્ય દિશા, પ્રભાત કાલ, જ્ઞાન મુદ્રા, સ્વસ્તિકાસન, સ્વધા પલ્લવ, શ્વેત વસ્ત્ર, શ્વેત પુષ્પ, પૂરક યોગ, મોતીની માલા, દક્ષિણ હસ્ત (જમણો), જલ મંડલ.

૩. વશ્ય કર્મ:- ઉત્તર દિશા, પ્રાતઃ કાલ, કમલ મુદ્રા, પદ્માસન, વષટ્ પલ્લવ, લાલ વસ્ત્ર, લાલ પુષ્પ, પૂરક યોગ, પ્રવાલ મણિની માલા, વામ હસ્ત (ડાબો), અનામિકા, અગ્નિ મંડલ.

૪. આકર્ષણ કર્મ:-દક્ષિણ દિશા, પ્રાતઃકાલ, અંકુશ મુદ્રા, દંડાસન, વૌષટ્ પલ્લવ, લાલ વસ્ત્ર, લાલ પુષ્પ, પૂરકયોગ, પ્રવાલ મણિનીમાલા કનિષ્ઠિકા અંગુલિ. વામહસ્ત, વામવાયુ, અગ્નિમંડલ.

૫. સ્તંભન કર્મ:-પૂર્વદિશા, પ્રભાત-કાલ, શંખમુદ્રા, વજ્રાસન, ઠઠ પલ્લવ, પીતવસ્ત્ર, પીત પુષ્પ, કુંભકયોગ, સ્વર્ણ-મણિની માલા, કનિષ્ઠિકા અંગુલિ, દક્ષિણ હસ્ત, દક્ષિણવાયુ, પૃથ્વી મંડલ.

૬. મારણકર્મ:-ઇશાનદિશા, સંધ્યા-કાલ, વજ્રમુદ્રા, ભદ્રાસન, ઘેઘે પલ્લવ, શ્યામવસ્ત્ર, શ્યામપુષ્પ, રેચકયોગ, પુત્ર જીવીમણિની શ્યામમાલા, તર્જની અંગુલી, દક્ષિણ હસ્ત, વાયુમંડલ.

૭. વિદ્વેષણકર્મ:-આગ્નેય દિશા, મધ્યાનકાલ, પ્રવાલમુદ્રા, કુકુંટાસન, હું પલ્લવ, ધુમ્રવસ્ત્ર, ધુમ્રપુષ્પ, રેચકયોગ, પુત્રજીવીમણિની માલા, તર્જની અંગુલી, દક્ષિણ હસ્ત, વાયુમડલ.

૮. ઉચ્ચાટન કર્મ:-વાયવ્ય દિશા, અપરાહ્ન કાલ (ત્રીજો પ્રહર) પ્રવાલમુદ્રા, કુકુંટાસન, ફટ્પલ્લવ, ધૂમ્રવસ્ત્ર, ધૂમ્રપુષ્પ, રેચકયોગ, કાલામણિની માલા, તર્જની

અંગુલી, દક્ષિણ હસ્ત, વાયુમંડલ.

આ પ્રમાણે દિશા આદિ જાણવા.

ચતુષ્કોણ પૃથ્વી મંડલ–પૃથ્વી બીજ 'લ' —પીતવર્ણ.

વર્તુલાકાર જલ મંડલ–જલ બીજ 'વ' —શ્વેતવર્ણ.

ત્રિકોણાકાર અગ્નિમંડલ–અગ્નિબીજ 'ર' —રક્તવર્ણ.

વર્તુલાકાર વાયુમંડલ–વાયુબીજ 'ય' —શ્યામવર્ણ.

પ્રત્યેક મંત્રના અંતે નમઃ પલ્લવ લગાડવાથી મારણાદિ કર્મવાળો તેજસ્વભાવી મંત્ર શાંત થઇ જાય છે, અને શાંત સ્વભાવી મંત્રમાં ફટ્ પલ્લવ લગાડવાથી ક્રૂર સ્વભાવી થઇ જાય છે.

મંત્ર સાધકે સાધના સમયે એક ટંક ભોજન, બ્રહ્મચર્યપાલન, ભૂમિશયન કરવું. નિર્જીવ સ્થાનમાં બેસી પૂજા, જપ, હોમ કરવા.

શ્રી ભૈરવ પદ્માવતી કલ્પમાં હોમદ્રવ્યનું વિધાન આ પ્રમાણે કહ્યું છેઃ–

શાંતિકર્મ અને પુષ્ટિકર્મના માટે કોલમના ચોખા, સફેદ ધરોના અંકુરા તથા ચંદનનો હોમ કરવો. વશીકરણ કર્મના માટે કરેણના ફૂલનો હોમ કરવો. ક્ષોભન કર્મ માટે બેંસાગુગળ અને કમળનો હોમ કરવો. સોપારી તથા નાગરવેલના પાનનો હોમ કરવાથી સઘળા રાજાઓ વશ થાય છે. તલ તથા ડાંગરનો ઘી સહિત હોમ કરવાથી ધનધાન્યની વૃદ્ધિ થાય છે. ગાયના ઘી સહિત મોગરાના ફૂલનો હોમ કરવાથી ખેચરી નામની દેવી વશ થાય છે. અને ખાખરાના ફૂલનો હોમ કરવાથી વટયક્ષિણી નામની દેવી વશ થાય છે.

## લક્ષ નમસ્કાર ગુણન વિધિ :

Initiation, First & Last

કોઇ પણ પ્રકારની મંત્ર સાધના કરતાં પહેલાં શ્રી નમસ્કાર મહામંત્રનું આરાધન અનિવાર્ય છે.

આ મહામંત્રના આરાધનથી ભૂમિકા શુદ્ધિ થાય છે અને સાધના અવશ્ય સફળ બને છે.

જૈન સાહિત્ય વિકાસ મંડલ તરફથી ઘણા પરિશ્રમે 'નમસ્કાર સ્વાધ્યાય'ના ત્રણ ગ્રંથો તૈયાર થયા છે. તેમાંથી લક્ષ નમસ્કાર ગુણન વિધિ અહિં રજુ કરીએ છીએ. પ્રાચિન પ્રતમાં સંસ્કૃત વિધિ તથા નીચે જુની ગુજરાતીમાં તેનો અનુવાદ છે. અહિં માત્ર અનુવાદ રજુ કર્યો છે.

લક્ષ નઉકાર જાપ વિધિ:–પ્રભાતિ મૂલનાયકરહઈ સ્નાત્ર કરી પૂજા કરી પંચ શક્રસ્તવ દેવ વાંદીઇ. પછઇ પંચપરમેષ્ઠિ આરાધનાર્થ ચઉવીસ લોગસ્સ કાઉસ્સગ્ગ કીજઇ. પછઇ પંચપરમેષ્ઠિ પાંચ પ્રતિમા માંડી, પૂજા વાસકપુરઈ કરી કીજઇ.

નઉકાર ગુણતાં પંચ પરમેષ્ઠિના પાંચ વર્ણ ચીંતવીઇ. યથા–અરિહંત ધવલવર્ણ, સિદ્ધ રક્તવર્ણ, આચાર્ય સુવર્ણવર્ણ, ઉપાધ્યાય નીલવર્ણ, મહાત્મા શ્યામવર્ણ. એ પાંચે વર્ણ હિઆમાહિ ચિંતવીઈ.

નઉકાર ગુણતાં નઉકારિ નઉકારિદેવ રહિઇ ટીલી કીજઇ, ફૂલ ચડાવીઇ, વાસક્ષેપ કીજઈ, ધૂપ ઉગાહીઈ, દીવઉ કીજઇ, ચોખઉ ઢોઇઈ, જેતી કીજઇ સહસ્ર પૂરઈ

હુઇ. સોપારી ઢોઇઇ, દેવ વાંદીઇ. સાંઝઇ ગુણવઉ મૂંકતાં પંચશક્રસ્તવે દેવ વાંદીઇ.

પંચ પરમેષ્ઠિ આરાધનાર્થં ચઉવીસ લોગસ્સ કાઉસ્સગ્ગ કીજઇ, મૂકતા 'અવિધિ આશાતના હુઈ તે સવિ હું મનિ વચનિ કાય કરી મિચ્છામિ દુક્કડં.'

યથાશક્તિ નિવી, આંબિલ, ઉપવાસ તપ કરિવઉ, પુરૂષઇ સીસંઘટ્ટ વર્જિવઉ. એ નવકાર લાખ ગુણઈ જિકો વિધિપૂર્વક તેહનઉ જીવ એકાગ્રભાવ છતઈ તીર્થંકર કર્મ ઉપાર્જઈ. મધ્યમભાવ છતઈ વિદ્યાધર, ચક્રવર્ત્તિ, વાસુદેવ, પ્રતિવાસુદેવ કર્મ ઉપાર્જઈ. થોડઈ ભાવ છતઇ એકાતપત્ર રાજ્ય પામઈ.

ઇતિ લક્ષ નઉકાર જાપવિધિઃ
શુભં ભવતુ શ્રી ચતુર્વિધ સંઘસ્ય.
નવકાર ઇક્ક અક્ખર,
પાવં ફેડઈ સત્ત અયરાણું।
પન્નાસં ચ પએણું,
સાગર પણસય સમગ્ગેણું ॥
શ્રીરસ્તુ શ્રમણસંઘસ્ય.

'નમસ્કાર મંત્રસ્તોત્રમ'માં કહ્યું છે કે 'શ્રી જિનેશ્વર ભગવંતને વિષે બદ્ધ લક્ષ્ય છે હૃદય જેનું (અર્થાત્ શ્રી જિનેશ્વર ભગવંતરૂપ ધ્યેયમાં એકાગ્ર મનવાળો), સુસ્પષ્ટ વર્ણક્રમવાળો (અર્થાત જેનો નમસ્કાર મહામંત્રના વર્ણોના ઉચ્ચારાદિનો ક્રમ સૂત્રોચ્ચારણના ગુણોથી યુક્ત છે એવો), શ્રદ્ધાવાન અને જિતેંદ્રિય એવો જે શ્રાવક ભવનાશક એવા આ મંત્રનો એક લાખ શ્વેત સુગંધી પુષ્પો વડે સુંદર વિધિપૂર્વક જાપ કરે અને પૂજા કરે તે વિશ્વ પૂજ્ય તીર્થંકર થાય.

શારદા તિલકમાં તાંત્રિક કર્મો મુખ્યત્વે છ પ્રકારના કહ્યાં છે. શાંતિ કર્મ, વશ્ય કર્મ, સ્તંભન કર્મ, વિદ્વેષ કર્મ, ઉચ્ચાટન કર્મ અને મારણ કર્મ.

શાસ્ત્રોમાં શ્રી નમસ્કાર મહામંત્ર વડે છ તાંત્રિક કર્મો સુંદર રીતે કહ્યાં છે.

'આકર્ષન્ મુક્તિકાન્તાં
સુરપતિ કમલાં દુર્વિધસ્યાપિ વશ્યં,
કુર્વન્નુચ્ચાટયંશ્ચા–
શુભમથ રચયન્ દ્વેષમન્ત દ્વિષાં ચ।
તન્વાન: સ્તમ્ભમુચ્ચૈ–
ર્ભવ ભવ વિપદાં કિંચ મોહસ્ય મોહં,
પુંસસ્તીર્થેશ લક્ષ્મી–
મુપનયતિ નમસ્કાર મંત્રાધિરાજઃ॥

મુક્તિરૂપી સ્ત્રીનું આકર્ષણ કરનાર, દેવેન્દ્રોની લક્ષ્મીને પણ વશ કરનાર, અશુભનું ઉચ્ચાટન કરનાર, અંતરંગ શત્રુઓ પ્રત્યે દ્વેષ પેદા કરનાર, સંસારની વિપત્તિઓનું સ્તંભન કરનાર અને મોહનું પણ મોહન કરનાર આ નમસ્કાર મંત્રાધિરાજ મનુષ્યને તિર્થંકરની લક્ષ્મી ભેટ આપે છે.

રક્ષા–કવચઃ–રક્ષા માટે યોજાયેલા મંત્રમય સ્તોત્રને રક્ષા કે કવચ કહેવામાં આવે છે. આ સ્તોત્રનું સ્મરણ એક પ્રકારની રક્ષા કે કવચ રૂપે છે. જિન–વજ્રપંજરસ્તોત્ર મંત્રસાધનામાં રક્ષા-કવચ તરીકે પ્રસિદ્ધ છે.

મંત્રનો યોગ્ય મુદ્રાઓ વડે જાપ કરવાથી, તેના બીજમંત્રોની વિધિપૂર્વક ધારણા કરવાથી, તેના અક્ષરોનો દેહમાં ન્યાસ કરવાથી અને તેના વિનિયોગ પ્રમાણે અર્થ ભાવના કરવાથી મંત્ર અવશ્ય સફળ થાય છે.

પૂ. શ્રી. આનંદઘનજી મહારાજે તેમની

ચોવીશીમાં કહ્યું છે કે,

'મુદ્રા, બીજ–ધારણા, અક્ષર–
ન્યાસ અરથવિનિયોગેરે,
જે ધ્યાવે તે નવિ વંચિજે
ક્રિયા અવંચક યોગેરે'

'મુદ્રા, મંત્રબીજની ધારણા, મંત્રાક્ષરોનો ન્યાસ અને તેના વિનિયોગ પ્રમાણે અર્થની ભાવનાપૂર્વક જે શ્રી જિનેશ્વરનું ધ્યાન કરે છે, તે કદી ફલથી વંચિત થતો નથી, કારણ કે તે યોગસાધનામાં 'ક્રિયા અવંચક' છે.'

## જપયોગ

Beyond Ultrasonic and Supersonic

પૂ. શ્રી હરિભદ્રસૂરિજીએ યોગબિન્દુમાં કહ્યું છે કે,

યોગ માર્ગમાં પ્રથમ ક્રિયાનો આધાર જપ છે. તેથી જપને અધ્યાત્મ કહેવાય છે. તે વડે તેના અધિષ્ઠાતા દેવનો અનુગ્રહ ઇચ્છવાયોગ્ય જપ એ પણ યોગનું અંગ થાય છે તેથી જપ આધ્યાત્મ યોગ કહેવાય છે.

જપ સાચા મંત્રનો વિષય હોવાથી દેવતાના સ્તવન રૂપ છે, તેમ યોગીઓ કહે છે. જપ પાપને હરનારો છે. જેવી રીતે સર્પદંશનું વિષ તે દેવના મંત્ર જાપથી નષ્ટ થાય છે, તેમ આ પણ જાણવું.

પરમાત્માના મંદિરમાં તેમની સન્મુખ અથવા વાવ, કુવા, તલાવ, નદી, દ્રહ પાસે કષાયથી લેપાયા વિના જપ કરવા. વિશિષ્ટ મંગલિક વૃક્ષ નીચે, કુંજમાં, બગીચામાં જપ કરવો એમ સાધુઓનો મત છે.

હાથની આંગળીના વેઢાવડે કે રૂદ્રાક્ષની માલાવડે નાશિકાના અગ્ર ભાગ ઉપર દૃષ્ટિ રાખીને આત્માના અર્થીઓએ ચિત્તની અત્યંત શાંતિપૂર્વક જપ કરવા.

જપ કરતાં મનની વૃત્તિ તથા મંત્રના વર્ણની શુદ્ધિ તથા અર્થનું આલંબન કરવું અને મનની ચંચળતા થતાં જપનો ત્યાગ કરવો.

તેવી ચચળતામાં મંત્ર ગણવાનો ત્યાગ કરતાં મિથ્યા આચરણાનો ત્યાગ થાય છે. શ્વાસોશ્વાસમાં તેનું જ રટન રહે છે, તેમજ શુદ્ધતાની ઇચ્છા રહેતી હોવાથી જપનો ત્યાગ હોવા છતાં પણ જપની પ્રવૃત્તિ કાયમ કહેવાય છે.

જપની જેટલી પ્રતિજ્ઞા કરાતી હોય તેટલા કાલના માપ સુધી જપ સ્થિરતાપૂર્વક કરવો. તેથી અન્ય સમયમાં જપ ન કરે તો પણ અહિ ભાવ વૃત્તિની શુદ્ધિ છે એમ યોગી વિશારદો જણાવે છે.

આગ્નેય પુરાણમાં કહ્યું છે કે જકારનો અર્થ છે જન્મનો વિચ્છેદ અને પકારનો અર્થ જન્મરૂપી પાપનો નાશ કરનાર છે.

શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે સંકેતમાં હસવામાં, તિરસ્કારમાં કે ઠઠ્ઠામશ્કરીમાં પણ ભગવાનનું નામ લેવામાં આવે તો તે બધા દુઃખોને હરી લેનારૂં છે.

મંત્ર સિદ્ધિ માટે દૃઢનિશ્ચયની અગત્ય છે. તુકારામે કહ્યું છે કે 'નિશ્ચયાચેંબલ તુકામ્હણે હેચિ ફળ'–નિશ્ચય દૃઢ હોય તો તેના બળથી ફળ અવશ્ય મળે જ.

મંત્ર સિદ્ધિ માટે પાંચ પગથિયા ગણાય છે. ૧ અભિગમન એટલે જ્યાં મંત્રસાધના કરવાની હોય તે સ્થાનની શુદ્ધિ, ૨ ઉપાદાન એટલે જરૂરી ઉપકરણો ભેગા કરવા, ૩ ઇજ્યા એટલે ભૂત શુદ્ધિ, આણાયામ અને ન્યાસપૂર્વક

પંચોપચાર (પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય અને ફળ) આદિ ઉપચારો કરવા, ૪ સ્વાધ્યાય એટલે મંત્રનો વિધિપૂર્વક જપ, ૫ યોગ એટલે મંત્ર દેવતાનું ધ્યાન.

મંત્ર યોગના સોળ અંગો આ પ્રમાણે ગણાય છે. ૧ ભક્તિ, ૨ શુદ્ધિ, ૩ આસન, ૪ પંચાંગસેવન, ૫ આચાર, ૬ ધારણા, ૭ દિવ્યદેશસેવન, ૮ પ્રાણક્રિયા, ૯ મુદ્રા, ૧૦ તર્પણ, ૧૧ હવન, ૧૨ બલિ, ૧૩ યોગ, ૧૪ જપ, ૧૫ ધ્યાન, ૧૬ સમાધિ.

મંત્રની અર્થ અને રહસ્યને અનુલક્ષીને સાત ભૂમિકાઓ મંત્રમહાર્ણવમાં કહિ છે.

૧ પ્રગટઅર્થ, ૨ ગુપ્તઅર્થ, ૩ ગુપ્તતર રહસ્ય, ૪ સંપ્રદાય રહસ્ય, ૫ કુલ રહસ્ય, ૬ નિગર્ભ રહસ્ય, ૭ પરાપર રહસ્ય.

આમાં પહેલી બે અર્થની ભૂમિકાઓ છે અને પછીની બે રહસ્યની ભૂમિકાઓ છે. તેમાં નિગર્ભ રહસ્ય એટલે મંત્રનું પરંપરા પ્રમાણે આવેલું રહસ્ય છે. જ્યારે પરાપર રહસ્ય એટલે અંતિમ સૂક્ષ્માતિસૂક્ષ્મ રહસ્ય પ્રગટે છે, ત્યારે મંત્ર ચૈતન્ય જાગૃત થાય છે, અને તે જ કાર્ય સિદ્ધિ કરે છે.

## મંત્રદેવતા

### Multiple Divinities

આચારદિનકરના પૌષ્ટિક અધિકારમાં કહ્યું છે કે–

પૌષ્ટિકના સમયે શ્રી હ્રી, ધૃતિ, કીર્તિ, બુદ્ધિ, અને લક્ષ્મી એ ૭ મહાદેવીઓ સંઘની કામના આનંદથી પૂર્ણ કરો.

સૂરિમંત્રમાં આ ૭ દેવીઓની સાધના આવે છે.

સૂરિમંત્રમાં પાંચ પીઠો છે

૧ વિદ્યાપીઠ, ૨, મહવિદ્યાપીઠ, ૩ ઉપવિદ્યાપીઠ, ૪ મંત્રપીઠ, ૫ મંત્રરાજપીઠ

સોળ વિદ્યાદેવીઓ :–વિદ્યાદેવી એ મંત્રરૂપા વિદ્યાની અધિષ્ઠાત્રી છે સિદ્ધહેમ બૃહન્ન્યાસમાં કહ્યું છે કે 'તથા અકારાદિભિઃ ષોડશ સ્વરૈર્મંડલેષુ ષોડશ રોહિણ્યાદ્યા દેવતા અભિધીયન્તે।'

સિદ્ધચક્રયંત્રમાં 'અ' વગેરે સોળ સ્વરોની સ્થાપના થાય છે, તે સ્વરો આ સોળ વિદ્યાદેવીઓના વાચક છે.

આ સોળ વિદ્યાદેવીઓનાં સ્વરૂપનો પરિચય પૂ. શ્રી બપ્પભટ્ટિસૂરિએ સ્તુતિ ચતુર્વિંશતિકામાં પૂ શ્રી પાદલિપ્તાચાર્યે નિર્વાણકલિકામાં અને પૂ શ્રી વર્દ્ધમાનસૂરિએ આચાર દિનકરમાં આપેલો છે.

નવગ્રહ:–જૈનશાસ્ત્રોમાં ગ્રહોની સંખ્યા ૮૮ની આવે છે તેનો વિસ્તાર સૂર્યપ્રજ્ઞપ્તિમાં દર્શાવ્યો છે. આ ગ્રહોમાંથી સાત ગ્રહોની મુખ્યતા છે. ૧ અંગારક (મંગલ), ૪ શનૈશ્ચર (શનિ), ૪૧ બુધ, ૪૨ શુક્ર, ૪૩ બૃહસ્પતિ (ગુરૂ) ૪૪ રાહુ, ૮૮ કેતુ તેમાં ચન્દ્ર તથા સૂર્યને ઉમેરતા સંખ્યા નવની થાય છે.

નિર્વાણ કલિકામાં નવગ્રહોનું સ્વરૂપ તથા તેના પૂજા મન્ત્રો આપેલા છે.

ચાર લોકપાલ:–જૈન સૂત્રોમાં ઇન્દ્રના સામ્રાજ્યની ચાર દિશાના ચાર રક્ષક દેવ સોમ, યમ વરૂણ અને વૈશ્રવણ (કુબેર)ને લોકપાલ કહ્યા છે.

વૈદિક સંપ્રદાયમાં આઠ લોકપાલ કહ્યા છે. વહ્નિ પુરાણમાં કહ્યું છે કે ઇન્દ્ર, અગ્નિ, યમ, નિર્ઋતિ, વરૂણ, વાયુ, કુબેર અને શંકર એ આઠ લોકપાલો પુરાતન છે

ચોવીસ દેવ દેવી :–શ્રી જિનેશ્વર ભગવંતોની ભક્તિ કરનારા વિશિષ્ટ શાસનદેવ તથા શાસનદેવી પ્રત્યેક તીર્થંકર પરમાત્માના શાસનમાં એક એક હોય છે, તેથી ચોવીસ દેવ દેવી એ, તેઓ યક્ષ કે યક્ષણીઓ છે. તેમનું સ્વરૂપ વિસ્તારથી નિર્વાણ કલિકામાં કહ્યું છે.

ચોસઠ યોગિનીઓ તથા બાવન વીર:–

યોગિનીઓની સંખ્યા ૬૪ની મનાય છે વિધિ પ્રપામાં કહ્યું છે કે કામરૂપિણી તે ઇચ્છા પ્રમાણે રૂપ કરનારી યોગિનીઓ ચોસઠ પ્રકારની કહેલી છે. તે વિવિધ સ્વરૂપે પૂજાય છે અને પૂજાયેલી એવી તે સદા વરદાન દેનારી થાય છે.

આચાર દિનકરના દેવી પ્રતિષ્ઠા અધિકારમાં ૬૪ યોગિનીઓ તથા ૫૨ વીરના નામો આપેલા છે.

## ગાથાઓ પાછળનું મંત્ર રહસ્ય

## Inner Mantra Significance

આપણા પ્રાચીન સૂત્રોની ગાથાઓ મંત્રમય છે. ગાથાઓમાં મંત્રો રહેલા હોય છે. સદ્‌ગુરૂ દ્વારા આ મંત્રાર્થો પ્રાપ્ત થાય છે.

અજિત શાંતિસ્તવમાં ત્રીજી ગાથા આ પ્રમાણે છે.

સવ્વદુક્ખપ્પસંતીણં, સવ્વપાવપ્પસંતીણં ।
સયાઅજિયસંતીણં, નમો અજિય સંતીણં ॥

સર્વ દુઃખોનું પ્રશમન કરનાર, સર્વ પાપોનું પ્રશમન કરનાર અને સદા અખંડ શાંતિ ધારણ કરનાર શ્રી અજિતનાથ તથા શ્રી શાંતિનાથને નમસ્કાર હો.

આ ગાથામાં ત્રણ ષોડશાક્ષરી મંત્રો આ પ્રમાણે છે.

૧ ઉપસર્ગહરનામ મંત્ર:–
'નમો સવ્વદુક્ખપ્પસંતીણં અજિયસંતીણં'। નમસ્કાર હો સર્વ દુઃખોનું પ્રશમન કરનાર શ્રી અજિતનાથ તથા શ્રી શાંતિનાથને.

૨ મંગલકર નામ મંત્ર :–
'નમો સવ્વપાવપ્પસંતીણં અજિયસંતીણં !' નમસ્કાર હો સર્વ પાપોનું પ્રશમન કરનાર શ્રી અજિતનાથ તથા શ્રી શાન્તિનાથને.

૩ સૌભાગ્યકર નામ મંત્ર :–
'નમો સયા અજિયસંતીણં અજિય સંતીણં !' નમસ્કાર હો સદા અખંડ શાંતિ ધારણ કરનાર શ્રી અજિતનાથને તથા શ્રી શાંતિનાથને.

શાંતિ–સ્તવ (લઘુ શાંતિ)માં પણ 'ॐ ભગવતેઽર્હતે શાન્તિજિનાય નમો નમઃ' આ સોળ અક્ષરવાળો 'ષોડશી મંત્ર' ગુપ્ત રહેલો છે તે અત્યંત ચમત્કારિક છે અને સર્વ પ્રકારની સિદ્ધિને આપનારો છે

શ્રી ગૌતમસ્વામિના છંદમાં નીચેનો મંત્ર છુપાયેલો છે

'ॐ હ્રીં શ્રીં અરિહંત ઉવઝ્ઝાય ગોયમસામિને નમઃ'

## મંત્ર, યંત્ર અને તંત્ર

## Mantra, Yantra and Tantra

શ્રી નમસ્કાર મહામંત્ર' એ મંત્ર છે. શ્રી સિદ્ધચક્ર એ યંત્ર છે. સામાયિક એ આત્માની પરમવિશુદ્ધિ પ્રાપ્ત કરવા માટેનું તંત્ર છે.

આપણામાં રહેલું આત્મતત્ત્વ એ મંત્ર છે. આ આત્મચૈતન્યને જાગૃત કરવું પડશે. માનવદેહ એ બહુમૂલ્ય, પ્રાપ્તથવું અતિ દુર્લભ યંત્ર છે, અને પરિપૂર્ણ સ્વરૂપે

પ્રાગટ્યની સર્વોચ્ચ પ્રક્રિયારૂપી ધર્મ એ તંત્ર છે.

ભાવનોપનિષદમાં આ માનવદેહને શ્રીયંત્ર કહ્યું છે.

પરમેષ્ઠિમંત્ર-કલ્પમાં પુ. શ્રી. સિંહતિલકસૂરિજીએ કહ્યું છે કે,

'દેહમિદં ભારતી યંત્રમ'

–આ દેહ સરસ્વતીનું યંત્ર છે.

આ દેહ ભારતી—સરસ્વતીનું યંત્ર છે, અર્થાત્ આ દેહની રચના શ્રીસિદ્ધચક્રાદિ યંત્ર જેવી છે. શ્રીસિદ્ધચક્ર દ્વારા જેમ શ્રીઅરિહંત પરમાત્માનું ધ્યાન કરાય છે, તેમ દેહરૂપ યંત્ર દ્વારા સરસ્વતીનું ધ્યાન કરી શકાય.

દેહમાં સરસ્વતીનું ધ્યાન કરવાની અનેક રીતો છે. શ્રીસિંહતિલકસૂરિએ 'પરમેષ્ઠિ મંત્રકલ્પ'માં બે રીતો બતાવી છે. પ્રથમ રીત આધારાદિ ચક્રોમાં માતૃકા (બારાખડી—જે સરસ્વતી, શ્રુતજ્ઞાનની વાચક છે)ના વર્ણોના ન્યાસની છે. બીજી રીત આધારાદિ ચક્રોમાં ઐં આદિ સરસ્વતી બીજોના ધ્યાનની છે.

પ્રથમ રીત મુજબ અ થી ક્ષ સુધીના માતૃકાક્ષરોનુ અનુક્રમે આધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂર્ણ, અનાહત, વિશુદ્ધ અને આજ્ઞા ચક્રોના દળોમાં ધ્યાન કરવાનું હોય છે.

બીજી રીત મુજબ આધાર ચક્રની કર્ણિકામાં વાગ્ભવબીજ ઐંનુ શ્વેત વર્ણમાં ધ્યાન કરવાનું છે. આધાર ચક્રમાં સૂર્યનાડી અને ચંદ્રનાડી એવી રીતે રહેલી છે કે જેથી તે બે નાડી વડે એની રચના થાય છે. તેની ઉપર કલા (ँ) છે, તે કુંડલિનીનું પ્રતીક છે. એ રીતે આધાર ચક્રમાં વાગ્ભવબીજ ए ની રચના કુદરતી રીતે થયેલી છે સારાંશ એ છે કે આ સ્થાપનમાં જો ઐં બીજનુ વિશિષ્ટ પદ્ધતિએ ધ્યાન કરવામાં આવે તો તેથી શ્રુતની અધિષ્ઠાત્રી સરસ્વતી દેવી પ્રસન્ન થાય છે. શ્રીબપ્પભટ્ટસૂરિ વગેરે અનેક સમર્થ આચાર્યોએ આ રીતે ધ્યાન કર્યું હોય, તેવા પ્રમાણ મળે છે

ઐંકારનું માત્રારહિત પણ ધ્યાન કરી શકાય છે. તેનું ત્રૈલોક્યબીજ હ્રીંકાર અથવા કામબીજ ક્લીંકાર સાથે પણ ધ્યાન કરી શકાય છે. દરેક ધ્યાનનાં ભિન્ન ભિન્ન પ્રયોજનો શાસ્ત્રોમાં બતાવવામાં આવ્યાં છે.

સ્વાધિષ્ઠાન ચક્રની કર્ણિકામાં ષટ્કોણમાં કામબીજ ક્લીં સહિત હ્રીંકારનું ધ્યાન કરાય છે. મણિપૂર્ણમાં અરુણવર્ણના શ્રીં બીજનું ધ્યાન અનેક રીતે લાભપ્રદ છે. આજ્ઞા ચક્રમાં હ્રીંકાર અથવા ક્લીંકારનું ધ્યાન કરી શકાય છે. અથવા આજ્ઞા ચક્રમાં અમૃતને વરસાવતા 'ઝ્રૌં' બીજનુ ધ્યાન કરી શકાય છે; તે સર્વપ્રકારના વિષ અને રોગને હરનારું છે.

મંત્ર મહોદધિ નામના તંત્ર ગ્રંથમાં સરસ્વતીની નવ પીઠશક્તિઓ આ પ્રમાણે કહેલી છે.

મેધા, પ્રજ્ઞા, પ્રભા, વિદ્યા, શ્રી, ધૃતિ, સ્મૃતિ, બુદ્ધિ, અને વિદ્યેશ્વરી ને માતૃકા પીઠની શક્તિઓ કહેલી છે.

## ભાવનોપનિષદ

## Human Symbolism

ભાવનોપનિષદ શ્રીયંત્રને દેહ સાથે ઘટાવે છે. દેહમાં રહેલી નાડીઓ વગેરેનો શ્રીયંત્રના તેતાલીસ ત્રિકોણોમાં રહેલી

શ્રી મહાત્રિપુર સુંદરીની આવરણ દેવતાઓ સાથેનો તેમાં સમન્વય છે. સોપાધિક આત્માનો ત્રિપુર સુંદરી તરીકે અને નિરૂપાધિક આત્માનો પરમ શિવ તરીકે સમન્વય છે.

'શ્રી ગુરૂઃ સર્વ કારણ ભૂતા શક્તિઃ'

શ્રી ગુરૂ એ જ જ્ઞાનનું કારણ હોવાથી પરમ શક્તિ છે.

'તેન નવરંધ્રરૂપો દેહઃ'

તેથી નવ છિદ્રવાળો દેહ એ જ ગુરૂ છે.

તંત્રમાં નવ ગુરૂ કહ્યા છે. તેથી દેહમાં બે કાન અને વાણી-મુખ એ દિવ્ય ગુરૂ છે, બે આંખો અને લિંગ એ સિદ્ધ ગુરૂ છે તથા બે નાસિકા અને ગુહ્ય એ માનવ ગુરૂ છે.

દેહમાં રહેલા પરમદેવનો દર્શક દેહ પોતે જ ગુરૂ છે.

'નવચક્રરૂપં શ્રીચક્રમ્'

૧-ભૂપુર ૨-ત્રણવૃત્ત ૩-ષોડશદલ ૪-અષ્ટદલ ૫-ચતુર્દશાર ૬-બહિર્દશાર ૭-અંતર્દશાર ૮-અષ્ટાર ૯-ત્રિકોણ આમ નવચક્રરૂપી શ્રીચક્ર છે.

યંત્રોમા પણ જે ભૂમંડલ હોય છે, તને ભૂમંડલ કહેવામાં આવે છે. અનુભવસિદ્ધ મન્ત્ર દ્વાત્રિંશિકાના ત્રીજા અધિકારમાં કહ્યું છે કે—

'ભૂમંડલં તતઃ કૃત્વા, યથાવિધિ-સમન્વિતમ્' પછી વિધિપૂર્વક ભૂમંડલ દોરીને.

ભૂમંડલને ભૂપુર પણ કહેવામા આવે છે. શ્રીયંત્ર સાથે શ્રીવિદ્યાનો સબંધ છે.

વ્યાડિકોશમાં શ્રીવિદ્યાનો અર્થ આ પ્રમાણે આપેલો છે.

લક્ષ્મી, સરસ્વતી, બુદ્ધિ, ધર્મ, અર્થ, કામ, સંપત્તિ, વિભૂતિ, શોભા, ઉપકરણ, વેષરચના અને વિદ્યા એ અર્થોમાં શ્રીવિદ્યા પ્રસિદ્ધ છે.

તંત્ર ગ્રંથોમાં ૐકારનાં ૩૪ નામો આ પ્રમાણે મળે છે.

ૐકારનાં વર્તુલ, તાર, વામ, હંસકારણ, મન્ત્રાદ્ય, પ્રણવ, સત્ય, બિંદુ, શક્તિ, ત્રિદૈવત, સર્વબીજોત્પાદક, પંચદેવ, ધ્રુવ, ત્રિક, સાવિત્રી, ત્રિશિખ, બ્રહ્મ, ત્રિગુણ, ગુણજીવક, આદિબીજ, વેદસાર, વેદબીજ, પંચરશ્મિ, ત્રિકૂટ, ત્રિભવ, ભવનાશન, ગાયત્રીબીજ, પંચાંશ, મન્ત્ર-વિદ્યા-પ્રસૂ, પ્રભુ, અક્ષર, માતૃકાસૂ, અનાદિ, અદ્વૈત, મોક્ષદ એ ચોત્રીસ પર્યાય નામો છે-મન્ત્રાભિધાન.

લલિતા-ત્રિશતીમાં કહ્યું છે કે 'શબ્દ બ્રહ્મ દ્વારા લક્ષિત તેનો લક્ષક એવો જે શબ્દ, તે પ્રણવ-ૐ.

સ્કંદપુરાણના યજ્ઞવૈભવ ખંડમાં પ્રણવને બે પ્રકારનો કહ્યો છે. પર અને અપર. પર-પ્રણવ પ્રજ્ઞાનંદ સ્વરૂપ છે. અને અપર પ્રણવ શબ્દ બ્રહ્મરૂપ છે

લલિતા સહસ્રનામ-સૌભાગ્ય ભાસ્કર ટીકામાં મંત્રનો વ્યાખ્યા આ પ્રમાણે છે.

'જે મનનધર્મથી પૂર્ણ અહંતા સાથે અનુસંધાન કરીને આત્મામાં સ્ફુરણાઓ ઉત્પન્ન કરે છે, અને સંસારનો ક્ષય કરનારા ત્રાણ-ગુણવાળો છે, તે મંત્ર કહેવાય છે.

ભૈરવ વિરચિત બીજ નિઘંટુમાં કહ્યું છે કે—

ક્ષતજ એટલે 'ર' તેના ઉપર રહેલું વ્યોમકત્ર એટલે 'હ' અને ધૂમ્રભૈરવ 'ઘ' તેનાથી અલંકૃત, વળી નાદ અને

બિન્દુથી સહિત એવું જે 'હ્રીં'–બીજ તે સૌથી પહેલું સ્મરાય છે.

માતૃકા પ્રકરણ

Magic in Alphabets

શ્રી જયસિંહસૂરિ કૃત 'ધર્મોપદેશ-માલા'માં કહ્યું છે કે,

'અથી શરૂ થતી અને હમાં અંત પામતી એવી માતૃકા–બારાખડી શ્રી ઋષભદેવ ભગવંતે યુગની આદિમાં સ્વયં કહી હતી. તેમાંનો પ્રત્યેક અક્ષર તત્ત્વરૂપ છે તેમાં પણ અ, ર, અને હ એ ત્રણ તત્ત્વો પ્રધાન છે, કારણ કે તેમાં શ્રીસર્વજ્ઞ ભગવાન રહે છે.

શ્રી રત્નચંદ્રગણિ કૃત માતૃકા–પ્રકરણ-માંથી અહિં આઠ શ્લોક રજુ કર્યા છે.

અરિહંત, અજ, આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ એ પાંચે જ્યાં સમ્મિલિત રીતે શોભે છે, તેને વિદ્વાનો ૐકાર પદ કહે છે (પાંચે નામોના પ્રથમ અક્ષરોની સંધિથી ૐકાર નિષ્પન્ન થાય છે.)

'ૐ નમઃ સિદ્ધમ્' એ મંત્રમાં ત્રણ પદ છે. પહેલું પદ જે એકાક્ષર ૐ તે પ્રણવ છે. અને તે મંત્રનું 'બીજ' છે. પહેલું અને બીજું પદ 'ૐ નમઃ' ત્રણ અક્ષરવાળું છે, તે મંત્રનું 'મૂલ' છે. અને ત્રીજું પદ 'ૐ સિદ્ધમ્' પણ ત્રણ અક્ષરવાળું છે. તે મંત્રની 'શિખા' છે. આખો સળંગ અથવા સંપૂર્ણ મંત્ર 'ૐ નમઃ સિદ્ધમ્' પાંચ અક્ષરનો છે. એ પ્રમાણે અક્ષરના વિભાગથી અનુક્રમે ચાર પ્રકારે જો મંત્રનો જાપ થાય તો તે અનન્ત ફૂલ આપનાર થાય છે.

(ધારો કે મંત્રનો ૧૨૫૦૦ સંખ્યા પ્રમાણ જાપ કરવાનો હોય તો પહેલાં 'બીજ' એટલે કેવલ ૐકારનો ૧૨૫૦૦ સંખ્યા પ્રમાણ જાપ કરવો. પછી 'મૂલ' એટલે 'ૐ નમઃ'નો ૧૨૫૦૦ સંખ્યા પ્રમાણ જાપ કરવો. પછી 'શિખા' એટલે 'ૐ સિદ્ધમ્'નો ૧૨૫૦૦ સંખ્યા પ્રમાણ જાપ કરવો અને અંતે સંપૂર્ણ મંત્ર 'ૐ નમઃ સિદ્ધમ્'નો પણ ૧૨૫૦૦ સંખ્યા પ્રમાણ જાપ કરવો. આ પ્રમાણે જાપ કરવાથી ફળ અનંતગુણું થાય છે.)

એક નમે છે અને બીજો પ્રશંસા (અનુમોદના) કરે છે. પ્રશંસક ઇચ્છિત વસ્તુને અવશ્ય પામે છે, નમનાર પામે અથવા ન પામે.

બીજાક્ષર 'હ્રૂઁ'કારમાં પાંચ વર્ણો આ પ્રમાણે છે. હ્ + ર્ + ઊ + ઉ + મ્ –આ પાંચ અંશમાંથી પહેલા અંશ 'હ'કરથી અર્હંત્ (અરિહંત) બીજા અંશ 'ર'કારથી ધરણ (ધરણેન્દ્ર?) ત્રીજા અંશ 'ઊ'કારથી સૂરિ ચોથા અંશ 'ઉ'કારથી ઉપાધ્યાય અને પાંચમાં અંશ 'મ'કારથી મુનિના અર્થને બતાવે છે.

બીજાક્ષર 'ૐ'કારમાં સૂરિ આદિના ત્રણ વર્ણો આ પ્રમાણે છે. ઊ + ઉ + મ –આ ત્રણ અંશમાથી પહેલા અંશ 'ઊ'કારથી સૂરિ, બીજા અંશ 'ઉ'કારમાં ઉપાધ્યાય અને ત્રીજા અંશ 'મ'થી મુનિ ૐકારને આદરપૂર્વક સ્પર્શે છે.

બીજાક્ષર 'ૐ'કારમાં ચાર વર્ણો આ પ્રમાણે છે-અ+અ+આ+મ્ આ ચાર અંશ-માંથી પહેલો અંશ 'અ' અરિહંતથી બીજો અંશ 'અ' અજનું અર્થાત્ સિદ્ધથી, ત્રીજો અંશ 'અ' આચાર્યથી અને ચોથો અંશ 'મ્' મુનિ શબ્દથી ઉત્પન્ન થયેલ છે."

બીજાક્ષર 'હ્રીં'કારમાં ત્રણ વર્ણો આ પ્રમાણે છે.-હ્ + ર્ + ઈ આ ત્રણ અંશમાંથી પહેલો અંશ 'હ' અરિહંતથી, બીજો અંશ 'ર્' ધરણ (ધરણે-દ્ર?) થી અને ત્રીજો અંશ 'ઇ' વાગ્દેવી એટલે સરસ્વતીથી નિષ્પન્ન થાય છે.

અર્હં પદમાં ત્રણ વર્ણો આ પ્રમાણે છે—અ + ર્ + હં —આ ત્રણ અંશોમાં આદિ અંશ 'અ' ઉપાન્ત્ય અંશ 'ર્' અને અન્તિમ અંશ 'હં'—એ ત્રણ અંશો મળીને બનેલો 'અર્હં' અક્ષર અરિહંતનો વાચક છે, અને વાણી એટલે વાઙ્મય વર્ણમાલા ('અ'થી 'હ્' સુધીના વર્ણો)નો વાચક છે. અથવા તે પદમાં પ્રથમ અશ 'અ' થી જ્ઞાન, 'ર' થી દર્શન અને 'હ્' થી ચારિત્ર—એ ત્રણ રત્નો અને તેમનું ફલ 'મુક્તિ' શોભે છે, એમ થાય છે.

('નવકારસારસ્તવનમ્' માં કહ્યું છે કે અર્હંનો આદ્ય અક્ષર જ બારાખડીના પ્રથમ અક્ષરને, હ્ બારાખડીના અંતિમ અક્ષરને અને ર્ બાકીના વર્ણોના સમુચ્ચયને સૂચવે છે. 'અર્હં'થી સંપૂર્ણ માતૃકા સૂચવાય છે અથવા અર્હં રત્નત્રયથી શોભતા અરિહંતને સૂચવે છે.)

બીજાક્ષર 'શ્રીં'કારમાં ચાર વર્ણો આ પ્રમાણે છે. શ્ + ર્ + ઈ + મ્– આ ચાર અંશોમાંથી પહેલો અંશ 'શ્' શ્રુતજ્ઞાનનો, બીજો અંશ 'ર્' ધરણે-દ્રનો, ત્રીજો અંશ 'ઈ' પદ્માવતીનો અને ચોથો અંશ 'મ્' મુનિનો વાચક છે. બીજાક્ષર 'હ્રૂં'કારમાં પ્રથમ અંશ 'હ' અરિહંતનો બીજો અંશ 'ર્' ધરણેન્દ્રનો (?) ત્રીજો અંશ 'અ' અદેહ એટલે સિદ્ધનો, ચોથો અંશ 'ઉ' ઉપાધ્યાયનો અને પાંચમો અંશ 'મ' મુનિનો વાચક છે એમ (વિદ્વાનો)એ કહેલું છે.

બીજાક્ષર 'હ્રઃ' માં ચાર વર્ણો આ પ્રમાણે છે. હ્+ર્+અ+સ્–આ ચાર અંશોમાંથી પ્રથમ અંશ 'હ્' અરિહંતવડે બીજો અંશ 'ર્' ધરણે-દ્રવડે (?) ત્રીજો અંશ 'અ' અદેહ એટલે સિદ્ધવડે અને ચોથો અંશ 'સ્' (વિસર્ગ) તપવડે સમાશ્રિત છે.

'હંસઃ' પદમાં છ વર્ણો આ પ્રમાણે છે-હ્+અ+મ્+સ્+અ+સ્-આ છ અંશોમાંથી પ્રથમ અંશ 'હ્' અરિહંતનો, બીજો અંશ 'અ' સિદ્ધનો, ત્રીજો અંશ 'મ્' મુનીનો ચોથો અંશ 'સ્' શ્રદ્ધાનો પાંચમો અંશ 'અ' શ્રુતજ્ઞાનનો અને છઠ્ઠો અંશ 'સ્' (વિસર્ગ) તપસ્નો વાચક છે.

'આ અલ્પાક્ષરી યક્ષોની (સંકેત) વાણી (?) છે.

મંત્ર આરાધનામાં જાપ પછી શ્રી સિદ્ધસેન દિવાકર વિરચિત શક્રસ્તવનો આ શ્લોક બોલાય છે.

ગુહ્યાતિગુહ્ય ગોપ્તા, ત્વં ગૃહાણા-
સ્મત્કૃતં જપમ્।
સિદ્ધિઃ શ્રયતિ માં યેન,
ત્વત્પ્રસાદાત્ત્વયિ સ્થિતમ્॥

મંત્ર આરાધનાના અંતે શ્રી વર્દ્ધમાન વિદ્યા સંપ્રદાયનો નીચેનો શ્લોક બોલાય છે.

ૐ આજ્ઞાહીનં ક્રિયાહીનં
મન્ત્રહીનં ચ યત્ કૃતમ્।
તત્ સર્વં કૃપયા દેવ!
ક્ષમસ્વ પરમેશ્વર!॥

## મંત્રાક્ષરોનો બીજ કોષ

### Sound as Creative Reality

ૐ–પ્રણવ બીજ, ધ્રુવબીજ. વિનય પ્રદીપ તથા તેજોબીજ, બ્રહ્મબીજ, વેદબીજ.

ઐં-વાગ્ બીજ, તત્ત્વબીજ.

ક્લીં-કામબીજ, સ્મરબીજ, કુસુમ આયુધબીજ, ચિત્તનાથબીજ, વિશેષબીજ.

હ્મ્રૌં, હ્સ્રૌં તથા હ્સૈં-શક્તિબીજ.

હ્રો-શીરબીજ તથા શાસનબીજ.

ક્ષિં, ક્ષી - પૃથ્વી બીજ.

પ-અપ બીજ

સ્વા-વાયુ બીજ.

હા, હં આકાશ બીજ, જ્ઞાન બીજ.

હ્રીં-માયા બીજ, ત્રૈલોક્યનાથ બીજ.

ક્રોં-અંકુશબીજ, નિરોધ બીજ, ગજવશકર બીજ.

જ, આ-પાશ બીજ.

ફટ્-વિસર્જન બીજ, ચાલન બીજ, અસ્ત્ર બીજ, પીશાચાદિ ઉચ્ચાટન બીજ.

વષટ્-દહન બીજ

વૌષ -પુજાગ્રહણબીજ, આકર્ષણબીજ.

સંવૌષટ્-આકર્ષણ બીજ.

બ્લૂઁ-વૈરીબંધન બીજ, દ્રાવણબીજ.

હ્રીં-શક્તિબીજ, કામબાણ બીજ, પરમતત્ત્વબીજ, ઇચ્છાબીજ, અદ્વૈતબીજ, અખંડબીજ, ગુહ્યબીજ, એકાક્ષરબીજ, લોકપતિબીજ મંત્રાધિપબીજ.

ઠઃ-આકર્ષણબીજ, સંજ્ઞાબીજ.

ગ્લૌં-સ્તંભનબીજ.

ક્ષ્મા-મહાશક્તિબીજ.

વૌષટ્-આહ્વાનનબીજ.

ક્ષ્વીં-વિષાપહારબીજ.

ઠઃ-ચંદ્રબીજ.

ગ.-ગ્રહણબીજ, મારણબીજ.

ए-છલનબીજ.

દ્રાં, દ્રીં, , ક્લીં, સઃ-પંચબાણબીજ.

હૂ-વિદ્વેષણ, દ્વેષબીજ, કવચ, આત્મ રક્ષક બીજ.

સ્વાહા-શાંતિબીજ, હોમબીજ, પૌષ્ટિક બીજ.

સ્વધા-પૌષ્ટિકબીજ, તુષ્ટિક, મંત્રાણું પલ્લવે

નમઃ-શોધનબીજ, સંપત્તિકર બીજ.

શ્રીં-લક્ષ્મીબીજ. કમળબીજ, સ્વીકાર બીજ, જ્ઞાનબીજ, યોનિબીજ.

અર્હં-સિદ્ધચક્રબીજ. જ્ઞાનબીજ, જીનપતિબીજ, અષ્ટમહાસિદ્ધિબીજ.

ઠઁ-વિષ્ણુબીજ.

ઈ-હુરબીજ.

ल -તંત્ર બીજ

ક્ષ. ફટ્:-અસ્ત્ર બીજ.

य-વિસર્જન બીજ, મંત્ર બીજ, ઉચ્ચાટન બીજ.

य-વાયુ બીજ.

जू-વિદ્વેષણ બીજ.

ઝ્રૌં-અમૃત બીજ.

હ્સાં-સોમ બીજ.

ख-ખાદન, સ્વાદન બીજ.

ह्म-વિષાપહર બીજ.

क्ष्म्ल्व्र्यूं-પિંડ બીજ.

ल-પૃથ્વી બીજ.

व-જલ બીજ.

-અગ્નિ બીજ.

य-વાયુ બીજ.

हं-આકાશ બીજ.

ઝ્રૌં-ભૂ બીજ.

ત્રીં-તારા બીજ.

ક્ષ્રાં-ચંડી બીજ.

ઝ્રીં-શ્રી બીજ, અમૃતબીજ, ચાંદબીજ.

-વૈરીબંધ બીજ.

બ્લીં-શત્રુબંધબીજ, આકર્ષણબીજ.

ठः-ચાંદ્રબીજ, સંપુટબીજ.

સુ-સર્વદુરિત નાશકબીજ, શામકબીજ.

ફ્રુ-ઉચ્ચાટનબીજ.

ક્ષ્મ્ર્યૂં-મહાશક્તિબીજ.

ક્ષ્મા-શક્તિબીજ, પ્રેતનાશન બીજ.

ક્ષા, ગ્રી, ગ્રૂ ગ્રૌ ગ્રૂઃ-પંચશુન્યાનિબીજ.

હ્રીં-વિષાપહારબીજ.

પ્રે-ગ્રહણબીજ, વૈરીબીજ, નિરોધબીજ.

લઃ-ઈંદુબીજ, સ્તંભનબીજ.

જૂં-વિદ્વેષણબીજ.

સ્રો-અમૃતબીજ, ચાંદ્રબીજ.

ગ્લૈં-સ્તભનબીજ.

ઘ-મારણબીજ.

ક્લીં, ક્લૂ-રત્નયુગલ બીજ.

ઘ, ઘે-ગ્રહણબીજ, મારણબીજ.

રઃ-જવલનબીજ, અગ્નિબીજ, દહન-બીજ, તેજોબીજ, દીપનબીજ.

ઑ-પાસબીજ, ભવબીજ.

હ્લૈઁ-શક્તિબીજ, સદાશિવબીજ, પ્રેતાસનબીજ, સારસ્વતબીજ.

## પરમાનંદ સંપદાઓનું બીજ

### Seed of Supper Bliss

જીવનના વિકાસ માટેનું માત્ર એક ધર્મ ધ્યાન જ અનિવાર્ય સાધન છે. તેથી ધર્મ ધ્યાનને જ જીવનનું લક્ષ્ય બનાવવું જોઇએ ધર્મ ધ્યાનની સિદ્ધિ અરિહંતો, સિદ્ધો, આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુ ભગવંતોના અનુગ્રહ વિના કદાપિ થતી નથી, તેથી તે અનુગ્રહ માટે સદાચિત્ત તલસતું જ રહેવું જોઇએ.

અનુગ્રહને પ્રાપ્ત કરવાનું સર્વ શ્રેષ્ઠ સાધન અનુરાગ છે તેથી પાંચે પરમેષ્ઠિ ભગવંતોને વિશે પ્રતિક્ષણ પ્રવર્ધમાન, ગાઢ, અવિચળ અને વિનયસહિત એવો અનુરાગ હૃદયમાં હોવો જોઇએ.

ભગવંતની ભક્તિ એ મોક્ષનું બીજ છે. ભક્તિના નવ પ્રકાર કહ્યા છે. ભક્તિ યોગમાં સર્વ સમર્પણભાવ ભર્યો છે

'સારમેતન્મયા લબ્ધં', શ્રુતાબ્ધેરવગાહનાત્।
ભક્તિર્ભાગવતીબીજં', પરમાનંદસંપદમ્॥'

—શ્રી યશોવિજયજી

'શ્રુત સમુદ્રનું અવગાહન કરતા મને આ સાર મળ્યો છે કે ભગવત્‌ની ભક્તિ એ જ પરમાનંદ સંપદાઓનું બીજ છે.'

હરિભક્તિરસામૃત સિન્ધુમાં ભાવભક્તિનું લક્ષણ નવ પ્રકારે દર્શાવ્યું છે

૧ ક્ષાન્તિ-ક્ષોભના કારણો ઉપસ્થિત થવા છતાં ચિત્ત ચંચળ ન થાય.

૨ અવ્યર્થ-ક્ષણમાત્ર જેટલો સમય વ્યર્થ ન વીતાવતાં મન, વચન, કાયાથી ભગવત્ સેવામાં મગ્ન રહેવું

૩ વિરક્તિ-સમસ્ત ભોગોમાં સ્વાભાવિક અરૂચિ.

૪ માનશૂન્યતા-પોતે માન ઇચ્છે નહિ અને સર્વ કોઇને માન આપ્યા વિના રહે નહિ

૫ આશાબંધ-ભગવત્ પ્રેમ પ્રાપ્ત થવાની ચિત્તમાં દૃઢ અને બદ્ધમૂલ આશા.

૬ સમુત્કંઠા-ભગવત્ પ્રાપ્તિ માટેની પ્રબલ અને અનન્ય ઉત્કંઠા

૭ નામકીર્ત્તનમાં સદા રૂચિ.

૮ ભગવાનના ગુણ કથનમાં આસક્તિ.

૯ ભગવત્ ચરણ સ્પર્શથી પવિત્ર સ્થાનમાં પ્રીતિ.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની ટીકામાં કહ્યું છે કે,

જેમના રાગ અને દ્વેષ ક્ષીણ થયા છે, તેવા વીતરાગ, જિનેશ્વરોની પરમભક્તિ કરવાથી આરોગ્ય અને બોધિનો લાભ થાય

છે, તથા સમાધિ મરણ પામી શકાય છે.
વૈષ્ણવી ષોડશ ગ્રંથે માં કહ્યું છે કે,
યસ્ય વા ભગવત્કાર્યં યદા સ્પષ્ટં ન દૃશ્યતે।
તદા વિનિગ્રહસ્તસ્ય કર્તવ્ય ઇતિ નિશ્ચયઃ॥
જે ઇન્દ્રિય હરિકાર્યે ન દર્શે સ્પષ્ટ વર્તતી
ત્હેનો વિનિગ્રહ ત્યહારે કરવો, એજ નિશ્ચય.
નાતઃ પરતરો મન્ત્રો નાતઃ પરતરઃ સ્તવઃ।
નાતઃ પરતરા વિદ્યા તીર્થં નાતઃ પરાત્પર॥
ન આથી અધિકો મન્ત્ર,
ન આથી મ્હોટું સ્તોત્ર કો;
ન આથી વધુ કો વિદ્યા,
ન તીર્થ આથી કો વડું.

## ધર્મનું રહસ્ય
## Heart of Religion

શ્રુયતાં ધર્મ સર્વસ્વ, શ્રુત્વા ચૈવાવધાર્યતામ્।
આત્મનઃ પ્રતિકૂલાનિ પરેષાંન સમાચરેત્॥
શ્રી જયશેખરસૂરિ–ધર્મસર્વસ્વાધિકાર
ધર્મનું રહસ્ય સાંભળો તથા તે સાંભ-
ળીને ધારણ કરો. પોતાને જે બાબતો
પ્રતિકૂળ હોય, તે અન્ય પ્રત્યે આચરવી નહિ.
યોગદૃષ્ટિસમુચ્ચયમાં પૂ. શ્રી હરિ-
ભદ્રસૂરિજીએ કહ્યું છે કે,
સૂક્ષ્મ પણ પરપીડા પ્રયત્નથી વર્જવી.
તેમજ અન્ય જીવોના ઉપકારમાં પણ
સદૈવજ યત્ન કરવો.
આમે ઘડે નિહત્તં જહાજલં તં,
ઘડં વિણાસેઈ।
ઇઅ સિદ્ધંતરહસ્સં,
અપ્પાહારં વિણાસેઈ॥
–પંચવસ્તુક

જેમ કાચા ઘડામાં ભરેલું પાણી, તે
ઘડાનો નાશ કરે તેમ અલ્પ આધારને
–અપાત્રને આપેલું સિદ્ધાંતનું રહસ્ય પણ
તે આત્મનો નાશ કરે છે.



જહ જહ બહુસ્સુઅસંમઓ અ,
સિસગણસંપરિવુડો અ।
અવિણિચ્છિઓ અ સમએ,
તહ તહ સિદ્ધંતપડિણી ઓ॥
–શ્રી. સિદ્ધસેન દિવાકરસૂરિ કૃત
સન્મતિ તર્ક.
જિમ જિમ બહુ શ્રુત બહુ જન સંમત
બહુ શિષ્યે પરવરિયો,
તિમ તિમ જિન શાસનનો વૈરિ
જો નવિ નિશ્ચય દરિયો
–શ્રી. યશોવિજયજી કૃત ૩૫૦
ગાથાનું સ્તવન.
જઇ જિણમયં પવજ્જહ
તા મા વવહાર ણિચ્છએ મુયએ।
એગેણ વિણા છિજ્જઇ તિત્થં
અણ્ણેણ ઉણ તચ્ચં॥
જે નિશ્ચયને છેદે છે તે તત્ત્વને છેદે
છે, જે વ્યવહારને છેદે છે તે તીર્થને છેદે છે.
માટે જેનામાં સ્યાદ્વાદ પ્રગટ
થયો નથી તેને સિદ્ધાંતનું રહસ્ય પણ
હિત કરતું નથી.
ભવોદ્દામ પ્રવાહેણ, વાહ્યન્તે સર્વ જન્તવઃ
પ્રતિસ્ત્રોતોગામી કોઽપિ કૃષ્ણચિત્રકમૂલવત્॥
–પાર્શ્વચરિત
ભવના ઉદ્દામ પ્રવાહે સર્વ જીવો
વહાય છે, પણ સંસારના સામા પ્રવાહે
કૃષ્ણચિત્રક મૂળની પેઠે કોઇ જ્ઞાની
પુરૂષ હોય છે.
જેમ જેમ સાધક યોગમાં આગળ
વધે છે તેમ તેમ આ અકૃત્રિમ ગુણસમૂહ
પ્રગટે છે. 'અલોલુપપણું, આરોગ્ય, અનિ-
ષ્ઠુરપણું, શુભ ગન્ધ, અલ્પ મૂત્ર-પુરીષ-
આ યોગ પ્રવૃત્તિનું પ્રથમ ચિહ્ન છે.
મૈત્રી આદિથી યુક્ત ચિત્ત, વિષયોમાં

અર્થાત્ એવું ચિત્ત, પ્રભાવવંત ચિત્ત, ધૈર્યથી યુક્ત ચિત્ત, લાભ-અલાભ, ઇષ્ટ-અનિષ્ટ આદિ દ્વંદ્વોથી ન ગભરાવું. જનપ્રિયત્વ-આ યોગ પ્રવૃત્તિનું બીજું ચિન્હ છે. દોષ દૂર થવા, પરમ તૃપ્તિ, ઔચિત્યયોગ, ભારી સમતા, વૈરાદિકનો નાશ અને ઋતંભરા બુદ્ધિ-આ નિષ્પન્ન યોગનું ચિન્હ છે.

પૂ. શ્રી મુનિસુંદરસૂરિજીએ 'અધ્યાત્મ કલ્પદ્રુમ'માં કહ્યું છે કે,

વશો મનો યસ્ય સમાહિતં સ્યાત્,
કિં તસ્ય કાર્યં નિયમૈર્યમૈશ્ચ।
હતં મનો યસ્ય ચ દુર્વિકલ્પૈઃ,
કિં તસ્ય કાર્યં નિયમૈર્યમૈશ્ચ॥

જેનું મન સમાધિવંત હોઈ પોતાના વશમાં વ છે તેને પછી યમનિયમથી શું? તેમજ જેનું મન દુર્વિકલ્પોથી હણાયું છે તેને પણ યમનિયમથી શું? યમનિયમ પામીને મનને વશ કરવાની જરૂર છે.

પ્રણિહન્તિ ક્ષણાર્ધેન, સામ્યમાલમ્બ્ય કર્મ તત્।
યન્ન હન્યાન્નરસ્તીવ્ર-તપસા જન્મકોટિભિઃ॥
—પાર્શ્વચરિત

સમતાના આલંબનથી અધ્યાત્મ જ્ઞાની અર્ધ ક્ષણમાં જેટલા કર્મો ખપાવે છે, તેટલાં અજ્ઞાની કોટિ જન્મોએ હણી શકતો નથી.

સામાયિકં ચ મોક્ષાંગં, પરં સર્વજ્ઞભાષિતમ્।
વાસીચંદન કલ્પાનાં મુક્તમેતન્મહાત્મનામ॥
—પૂ. શ્રી હરિભદ્રસૂરિ કૃત અષ્ટક

વાંસલા પ્રત્યે ચંદન તુલ્ય એવા મહાત્માઓ માટે સર્વજ્ઞ પ્રભુએ કહેલું એવું સામાયિક મોક્ષનું અંગ છે.

ધ્યાતા ધ્યાનં તથા ધ્યેયમેકતાવગતં ત્રયમ્।
તસ્ય હ્યનન્યચિત્તસ્ય સર્વદુઃખક્ષયો ભવેત્॥
—ઉપદેશ પ્રસાદ

ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ ત્રણેની ઐક્યતા જેણે કરી છે એવા અનન્ય ચિત્તવાળા યોગીનાં સર્વ દુઃખનો ક્ષય થઈ જાય છે.

જો જાણઇ અરિહંતે
દવ્વ ગુણ પજ્જવેહિં ચ।
સો જાણઇ નિય અપ્પા,
મોહો ખલુ જાઇય તસ્સ લયં॥
—પ્રવચનસાર,

જે અરિહંતનું સ્વરૂપ દ્રવ્ય, ગુણ અને પર્યાયથી જાણે, તે પોતાના આત્માનું સ્વરૂપ જાણે, અને તેનો નિશ્ચયે કરીને મોહ નાશ પામે.

## યોગબિન્દુ

### Essence of Yoga

પૂ. શ્રી હરિભદ્રસૂરિજીએ યોગબિન્દુમાં પાંચ પ્રકારના યોગ દર્શાવ્યા છે. તેમાં પહેલા અધ્યાત્મયોગને જણાવે છે

ઉચિત આચરણા યુક્ત સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાના વ્રતો પાળવાં અને પરમાત્માએ કહેલા જીવાદિક તત્ત્વનું ચિન્તન કરવું. મૈત્રી આદિ ભાવના સારરૂપે વિચારવી. અધ્યાત્મજ્ઞાનીઓ આ ભાવનાને અધ્યાત્મયોગ કહે છે

તે અધ્યાત્મ યોગથી પાપનો ક્ષય થાય છે તેમજ સત્ત્વ તથા શીલ શાશ્વતભાવે પ્રગટે છે અને અમૃતસમાન જ્ઞાનાદિનો સત્ય અનુભવ પ્રગટ થાય છે.

અધ્યાત્મ યોગનો વારંવાર અભ્યાસ કરતાં અનુક્રમે યોગભાવની વૃદ્ધિ થતાં તેના ફલરૂપે સારી મનની સ્થિરતાયુક્ત ભાવના પ્રગટે છે.

આ ભાવનાયોગના અભ્યાસથી અશુભ

ભાવના નષ્ટ થાય છે, શુભ ભાવનાના અભ્યાસની અનુકુળતા થાય છે. તથા મનના સારા પરિણામની વૃદ્ધિ થાય છે. તેજ ભાવનાનું સુંદર ફળ જાણવું.

સારી ભાવનાયુક્ત એક પરમાત્માનું ધ્યેય જ ચિત્તમાં અવલંબન કરીને સ્થિર દીપકની પેઠે રહેવું તેને જ્ઞાનીઓ ધ્યાનયોગ કહે છે. આ સ્થિરતા આત્મસ્વરૂપના અત્યંત સૂક્ષ્મ ઉપયોગ વડે સમન્વિત છે.

ધ્યાનથી જગતના સર્વ ભાવ વશ થાય છે. મનની સ્થિરતા થાય છે. સંસાર સંબંધ તૂટી જાય છે, આત્મામાં સૂર્યના ઉદયસમાન તેજશક્તિ પ્રગટે છે; તેજ તે ધ્યાનનું ફળ છે, એમ યોગના અભ્યાસીઓ કહે છે.

અવિદ્યાવડે વસ્તુમાં ઇષ્ટ અનિષ્ટની જે કલ્પનાઓ થાય છે, તેને સમ્યગ્ જ્ઞાનના બળથીદૂર કરી સમભાવની જે વૃત્તિ પ્રગટાવવી તે સમતાયોગ કહેવાય છે.

ઋદ્ધિને પ્રવર્તાવે નહિ, સૂક્ષ્મ કર્મનો પણ ક્ષય કરે, તેમજ અન્ય કર્મોની અપેક્ષાવાળી પરંપરાનો નાશ થવો તે સમભાવનું ફળ જાણવું.

હવે પાંચમો વૃત્ત સંક્ષયયોગ કહે છે.

અન્ય પુદ્ગલનો જે સંયોગ આત્માની સાથે થાય તેવી વૃત્તિનો જેમ જેમ વિશેષ સંવરભાવે થાય તેમ તેમ ફરીને તેવી વૃત્તિને ન થવા રૂપે જે ક્ષય થવો તે વૃત્તિ સંક્ષય કહેવાય છે.

આ વૃત્તિ સંક્ષયથી કેવળજ્ઞાન થાય ત્યારપછી યોગ નિરોધરૂપ શૈલીશીકરણનો સ્વીકાર થાય. અંતે બાધારહિત સદા આનંદ આપનારી મોક્ષની પ્રાપ્તિ થાય છે.

## ધ્યાનની પાંચ ભૂમિકાઓ
## Five levels of Meditation

ક્યારેક ધ્યાનની પાંચ ભૂમિકાઓ આ પ્રમાણે દર્શાવાય છે.

૧ ધારણા Concentration is the use of the Conscious mind, holding awareness steadily to a subject ધારણામાં જાગ્રત મનની એકાગ્રતા છે.

૨ ધ્યાન In Reflection awareness is centred in the subconscious. ધ્યાન એટલે ઉપયોગપૂર્વક with awareness અજાગ્રતમાં પ્રવેશ.

૩ સમાધિ Contemplation is the absorbing of the conscious mind into the Superconscious mind દિવ્ય મનમાં તદાકારતા.

૪ ઋતંભરા પ્રજ્ઞા Intuition is the use of Total mind the conscious, the subconscious and Superconscious.

યોગસૂત્રના સમાધિપાદમાં કહ્યું છે કે,

ઋતંભરા તત્ર પ્રજ્ઞા ।

અધ્યાત્મપ્રસાદનો લાભ થતાં જે સમાધિજન્ય પ્રજ્ઞા પ્રગટે છે તે ઋતંભરા પ્રજ્ઞા છે.

૫ અનુભૂતિ Illumination results when the Individual Mind is in rapport with the Cosmic Mind. સાક્ષાત્કારનો સ્વાનુભવ.

આ અનુસાર.

૧ ધારણા એટલે આધ્યાત્મમાં પ્રવેશ.

૨ ધ્યાન એટલે આધ્યાત્મમાં પ્રયાણ.

૩ સમાધિ એટલે આધ્યાત્મ પ્રાપ્તિ.

૪ ઋતંભરા પ્રજ્ઞા એટલે આધ્યાત્મનું પરિણામ.

૫ અનુભૂતિ એટલે આધ્યાત્મનું પ્રાગટ્ય.

## રૂપસ્થ અને રૂપાતીત

## Multi Dimensionality in Meditations

પૂ. શ્રી હેમચદ્રાચાર્ય મહારાજે યોગ શાસ્ત્રમાં પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત આ ચાર પ્રકારનું ધ્યાનના અવલંબનરૂપ ધ્યાન કહ્યું છે.

૧પિંડસ્થ ધ્યેયમાં પાર્થીવી, આગ્નેયી, મારૂતિ, વારૂણી તથા તત્ત્વભૂ—આ પાંચ ધારણાઓ છે.

પવિત્ર પદોનું—મંત્રાક્ષરાદિનું અવલંબન લઇને જે ધ્યાન કરવામાં આવે છે તેને, સિદ્ધાંતના પારગામી પુરૂષોએ પદસ્થ ધ્યાન કહેલું છે.

જિનેશ્વર ભગવાનની પ્રતિમાંનું, નિર્મલ મન કરી નિમેષોન્મેષ રહિત ધ્યાન કરનાર રૂપસ્થ ધ્યાનવાન કહેવાય છે.

રૂપસ્થ ધ્યાનના અભ્યાસે કરી યોગી તન્મયપણાને પામી પ્રગટપણે પોતાને સર્વજ્ઞરૂપે જુએ છે.

જે સર્વજ્ઞ ભગવાન છે તે આ હું જ નિશ્ચયે કરીને છું. આ પ્રમાણે (તે સર્વજ્ઞ સાથે) તન્મયપણાને પામે છે તે યોગી સર્વજ્ઞ મનાય છે.

રાગરહિતનું ધ્યાન કરતાં પોતે રાગ રહિત થઇ (કર્મોથી) મુક્ત થાય છે. અને રાગીઓનું અવલંબન લેનાર, કામ ક્રોધ હર્ષ શોક રાગ, દ્વેષાદિ વિક્ષેપને કરનાર સરાગતાને પામે છે.

જે જે ભાવે કરી, જે જે ઠેકાણે આત્માને યોજવામાં આવે છે તે તે નિમિત્તોને પામી આત્મા તે તે ઠેકાણે તન્મયતા પામે છે.

માટે ઇચ્છા વિના, કેવળ કૌતુક માટે પણ અસદ્ ધ્યાનોનું અવલંબન લેવું નહિ. કેમ કે તે અસદ્ ધ્યાનો સેવવાથી પોતાના જ વિનાશને માટે થાય છે.

મોક્ષને માટે જ ક્રિયા કરનારને અષ્ટ સિદ્ધિઓ વગેરે સર્વ સિદ્ધિઓ પોતાની મેળે જ સિદ્ધ થાય છે. બીજાઓને તે સિદ્ધિઓ સિદ્ધ થાય કે ન પણ થાય, તથાપિ સ્વાર્થનો નાશ તો અવશ્ય થાય જ, માટે કર્મક્ષયને અર્થે પ્રયત્ન કરવો.

આકૃતિ રહિત, જ્ઞાનાનંદ સ્વરૂપ, નિરંજન (કર્મરહિત) સિદ્ધ પરમાત્માનું ધ્યાન, તે રૂપાતીત ધ્યાન કહેવાય છે.

તે નિરંજન સિદ્ધ સ્વરૂપનું અવલંબન લઇ નિરંતર તેનું ધ્યાન કરનાર યોગી, ગ્રાહ્યગ્રાહક (લેવું અને લેનાર) ભાવ વિનાનું તન્મયપણું પામે છે,

યોગી જ્યારે ગ્રાહ્યગ્રાહકભાવ વિનાનું તન્મયપણું પામે છે ત્યારે તેને કોઇ પણ આલંબન રહેલું ન હોવાથી તે યોગી તે સિદ્ધાત્માસાં તે પ્રકારે લય પામે છે. ધ્યાન કરનાર અને ધ્યાન એ બેઉના અભાવે ધ્યેય જે સિદ્ધ તેની સાથે એક રૂપ થઇ જાય છે.

યોગીનાં મનનું પરમાત્માની સાથે જે એકાકારપણું તે સમરસી ભાવ છે. અને તેને જ એકીકરણ માનેલું છે. કે જેથી આત્મઅભિન્નપણે કરી, પરમાત્માને વિષે લીન થાય (લય પામે).

પ્રથમ પિંડસ્થાદિ લક્ષ્યોવાળાં ધ્યાન ક્રમે અલક્ષ જે નિરાલંબન ધ્યાન તેમાં આવવું, પ્રથમ સ્થૂલ (મોટા) ધ્યેયો લઇ,

અનુક્રમે (અનાહત કલા વિગેરે) સૂક્ષ્મ ધ્યેયોનું ચિંતન કરવું અને રૂપસ્થાદિ આલંબન ધ્યેયોથી નિરાલંબન (સિદ્ધ-અરૂપિ) ધ્યેયમાં આવવું આ ક્રમે અભ્યાસ કરવામાં આવે તો તત્ત્વનો જાણકાર યોગી થોડા વખતમાં તત્ત્વ પામી શકે.

આ પ્રમાણે પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ, અને રૂપાતીત આ ચાર પ્રકારના ધ્યાનામૃતમાં મગ્ન થયેલું મુનિનું મન જગતના તત્ત્વોને સાક્ષાત કરી (તત્ત્વોનો અનુભવ કરી) આત્માની વિશુદ્ધિ કરે છે.

## નિરપેક્ષ યતિધર્મ

## Beyond the Bounds

શાસ્ત્રમાં નિરપેક્ષ યતિધર્મનું વર્ણન આ પ્રમાણે કહ્યું છે.

'પ્રમાદ પરિહારાર્થ, મહા સામર્થ્ય સંભવો કૃતાર્થાનાં નિરપેક્ષં-યતિધર્મોઽતિસુન્દરઃ॥'
–પૂ. શ્રીમાનવિજયજી ગણિવર–ધર્મસંગ્રહ

ગચ્છવાસના પૂર્ણ પાલનથી કૃતાર્થ થયેલા અતિ સામર્થ્યવાળા સાધુઓને પ્રમાદનો પરિહાર કરવા માટે નિરપેક્ષ-યતિધર્મ (સ્વીકારવો) અતિ સુંદર છે.

નિરપેક્ષ યતિધર્મ સ્વીકારવાની ઈચ્છાવાળો પોતે પાંચ તુલનાઓ વડે આત્માને તોળે અર્થાત્ પોતાની શક્તિને કેળવે, તે માટે–'પ્રવચન સારોદ્ધાર'માં કહ્યું છે કે, 'તવેણ સત્તેણ, સુત્તેણ એગત્તેણ બલેણય। તુલણા પંચહા વુત્તા, જિણકપ્પં પડિવજ્જઓ॥ તપ, માનસિક ધૈર્ય, શ્રુત, એકત્વ (અને કાયિક) તથા માનસિક બળ, એ પાંચ પ્રકારની તુલનાઓ 'જિનકલ્પનો સ્વીકાર કરનારને કરવાની કહી છે.

તપ–આત્માને એવો યોગ્ય બનાવે કે ઉપસર્ગમાં શુદ્ધ આહાર ન મળે તો છ મહિના સુધી ક્ષુધાને સહન કરી શકે.

સત્ત્વ–ભય અને નિંદ્રાનો વિજય કરે. સત્ત્વ તુલના પાંચ પ્રકારે છે. ૧ સર્વ સાધુઓ રાત્રે નિંદ્રાધિન થાય ત્યારે ઉપાશ્રયમાં જ કાયોત્સર્ગ કરે, ૨ ઉપાશ્રયની બહાર, ૩ ચોકમાં, ૪ શૂન્ય ઘરમાં, ૫ સ્મશાનમાં, (અર્થાત્ ઉત્તરોત્તર ધૈર્યને કેળવતા છેલ્લી રાત્રિએ સ્મશાનમાં પણ ભય ન લાગે તેવી નિર્ભયતા કેળવે.)

સૂત્ર ભાવના–સૂત્રને અતિપરિચિત–દૃઢ કરે કે જેમ સૂત્ર પરાવર્તન કરી સમય જાણી શકે, કાળનું માપ કાઢી શકે.

એકત્વ ભાવના–એકાંતમાં રહી શકાય એવો પ્રયત્ન કરે. પ્રથમ ગુર્વાદિક સાથે બોલવાનું બંધ કરે, પછી દર્શન બંધ કરે, તે રીતે બાહ્ય વસ્તુનું મમત્વ મૂળમાંથી તૂટી જાય ત્યારે આત્માને શરીરાદિથી ભિન્ન સમજતો ઉત્તરોત્તર શરીરનો, ઉપધિનો પણ રાગ તોડી નાંખે, બળ ભાવના–શરીર અને મન બન્નેનું બળ કેળવે.

## ભેદ છેદ કરી આતમા, અરિહંતરૂપી થાયરે

## Path of Total Integration

શ્રી સિદ્ધચક્રના નવપદોની આરાધનાનો ધ્યાનમાર્ગ પૂ. શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે સુંદર રીતે દર્શાવ્યો છે, જે આરાધક સાધકને અત્યંત ઉપયોગી છે.

અરિહંત પદ ધ્યાતોથકો,<br>
દવ્વહ ગુણ પજ્જાયરે,<br>
ભેદ છેદ કરી આતમા,<br>
અરિહંતરૂપી થાયરે.

વીર જિણેસર ઉપદિસે,
સાંભળજો ચિત્ત લાઈરે,
આતમધ્યાને આતમા,
ઋદ્ધિ મળે સવિઆઈ રે. વી-૨
રૂપાતીત સ્વભાવ જે,
કેવળદંસણ નાણિરે,
તે ધ્યાતાં નિજ આતમા,
હોયે સિદ્ધગુણ ખાણીરે વી-૩
ધ્યાતાં આચાર્ય ભલા,
મહામંત્ર શુભ ધ્યાનીરે,
પંચ પ્રસ્થાને આતમા,
આચાર્ય હોયે પ્રાણીરે વી-૪
તપ સજ્ઝાયેં રત સદા,
દ્વાદશ અંગના ધ્યાતારે,
ઉપાધ્યાય એ આતમા,
જગબંધવ જગભ્રાતારે વી-૫
અપ્રમત્તેં જે નિત રહે,
નવિ હરખે નવિ શોચેરે,
સાધુ સુધા તે આતમા,
શું મૂંડયે શું લોચેરે વી-૬
સમ સંવેગાદિક (ગુણા,)
ક્ષય ઉપશમ જે આવે રે,
દર્શન તેહિજ આતમા,
શું હોય નામ ધરાવેરે વી-૭
જ્ઞાનાવરણી જે કર્મ છે,
ક્ષય ઉપશમ તસ થાયરે.
તો હોયે એહિજ આતમા,
જ્ઞાન અબોધતા જાયરે—વી૮
જાણો ચારિત્ર તે આતમા,
નિજ સ્વભાવમાંહિ રમતોરે,
લેશ્યા શુદ્ધ અલંકર્યો,
મોહવને નવિ ભમતોરે વી-૯
ઇચ્છારોધેં સંવરી,
પરિણતિ સમતા યોગે રે
તપતે એહિજ આતમા
વરતે નિજ ગુણ ભોગે રે વી-૧૦
આગમનો આગમતણો
ભાવ તે જાણો સાચો રે
આતમ ભાવે થિર હોજો,
પરભાવેં મત રાચો રે વી-૧૧
અષ્ટ સકળ સમૃદ્ધિની
ઘટમાંહે ઋદ્ધિ દાખી રે
તિમ નવપદ ઋદ્ધિ જાણજો,
આતમરામ છે સાખી રે વી-૧૨
યોગ અસંખ્ય છે જિન કહ્યા,
નવપદ મુખ્ય તે જાણો રે;
એહ તણે અવલંબને,
આતમ ધ્યાન પ્રમાણો રે-વી-૧૩
ઢાળ બારમી એહવી,
ચોથે ખંડે પૂરી રે
વાણી વાચક જસતણી,
કોઈ નયે ન અધુરી રે વી-૧૪

## ઉપનિષદ્‌સાર

### Essence of Upanishad

'બૃહદારણ્યકોપનિષદ્'ના મૈત્રેયી બ્રાહ્મણમાં કહ્યું છે કે.

'આત્મા વા અરે દ્રષ્ટવ્ય: શ્રોતવ્યો મંતવ્યો નિદિધ્યાસિતવ્ય:'

અરે આત્માનું જ દર્શન, શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવું જોઇએ.

વિદ્યાંચ્ચા વિદ્યાંચ્ચ યસ્તદ્વેદોભયં સહ।
અવિદ્યયા મૃત્યું તીર્ત્વા વિદ્યયાઽમૃતમશ્નુતે ॥
—ઇશોપનિષદ્

જે જ્ઞાન અને કર્મ આ બંન્નેને સાથે સાથે જાણે છે તે કર્મથી મૃત્યુને તરીને જ્ઞાનથી અમરતાને પ્રાપ્ત કરે છે.

કુંડિકોપનિષદ્‌માં કહ્યું છે કે, મુનિએ

જતાં, ઉભા રહેતાં, બેસતાં, સુતાં, બીજા કોઈ પણ પ્રકારે પોતાની ઇચ્છા પ્રમાણે સદા આત્મામાંજ રમણ કરવું.

નિરાલંબોપનિષદ્‌માં કહ્યું છે કે, હરકોઇ પ્રકારનો સંકલ્પ કરવાથી જ બંધન થાય છે.

યોગચૂડામણિ ઉપનિષદ્‌માં કહ્યું છે કે, મમત્વથી આત્મા જીવ રૂપબને છે અને નિર્મમત્વથી કેવળ બ્રહ્મરૂપે જ રહે છે.

સંન્યાસોપનિષદ્‌માં કહ્યું છે કે, કર્મથી જીવ બંધાય છે અને જ્ઞાનથી મુક્ત થાય છે.

યોગશિખોપનિષદ્‌માં કહ્યું છે કે, ચિત્ત ચંચળ રહે તે સંસાર અને નિશ્ચળ બને તે મોક્ષ.

છાંદોગ્યોપનિષદ્‌માં કહ્યું છે કે, 'તત્ત્વમસિ' તે બ્રહ્મ તું છે. પૈંગલોપનિષદ્‌માં કહ્યું છે કે 'त्वं तदसि' તું તે શુદ્ધ પરબ્રહ્મ છે.

વરાહોપનિષદ્‌માં કહ્યું છે કે તું ગ્રહણ કરવા યોગ્ય રૂપ ન થા, અને ગ્રહણ કરનાર રૂપ પણ ન થા, પરંતુ સર્વ ભાવના તજીને જે છેવટે બાકી રહે, તે પરમ તત્ત્વમય થા

સંન્યાસોપનિષદ્‌માં કહ્યું છે, કે ધર્મ અધર્મનો ત્યાગ કર, સત્ય અસત્યનો ત્યાગ કર, અને સત્ય અસત્યનો ત્યાગ કરી જેના વડે તે તજે છે તેનો પણ ત્યાગ કર. તેજોબિંદુપનિષદ્‌માં કહ્યું છે કે સર્વ વ્યાપારનો ત્યાગ કરી 'હું બ્રહ્મ છું' આવો વિચાર કર, અને 'હું બ્રહ્મ છું' આવો નિશ્ચય કરી, 'હું'પણાનો પણ ત્યાગ કર, કેવળ બ્રહ્મરૂપે જ રહે.

શુકરહસ્યોપનિષદ્‌માં કહ્યુ છે કે આ શાસ્ત્રમાં સ્વયંપૂર્ણ પરમાત્માને 'બ્રહ્મ' શબ્દથી વર્ણવ્યા છે, તેમની સાથે ઐક્યનું અનુસંધાન કરવાથી હું બ્રહ્મરૂપ થાઉં છું.

મહોપનિષદ્‌માં કહ્યું છે કે, જીવન્મુક્ત જ્ઞાની આત્મા ઉપર જ પ્રીતિવાળો હોઈ, આત્મામાં જ સ્થિતિ કરે છે, પૂર્ણ બને છે, અને તેનું મન પવિત્ર હોય છે. કૈવલ્યોપનિષદ્‌માં કહ્યું છે કે તે પરમાત્માને જાણી મૃત્યુને ઓળંગે છે મુક્તિ માટે અન્ય કોઇ જ માર્ગ નથી રુદ્રહૃદયોપનિષદ્‌માં કહ્યું છે કે, તે પરબ્રહ્મને જે જાણે છે, તે પરબ્રહ્મ જ છે. મહાવાક્ય રત્નાવલિમાં કહ્યું છે કે અનુભવની ઉત્કૃષ્ટતાનો જે સાર છે તે જ બ્રહ્મ કહેવાય છે.

માંડૂક્યોપનિષદ્, રામોપનિષદ્, નૃસિંહપૂર્વકપનિષદ્, નૃસિંહઉત્તરઉપનિષદ્, ગણેશોપનિષદ્‌માં કહ્યું છે કે 'अयमात्मा ब्रह्म' આ આત્મા બ્રહ્મ છે. ઐતરેયોપનિષદ્‌માં કહ્યું છે કે જે હું આ છું તે જ એ પરબ્રહ્મ છે, અને જે એ છે, તે જ હું છું.

'ब्रह्मैवेदममृतं पुरस्ताद् ब्रह्म पश्चाद् ब्रह्म दक्षिणतश्चोत्तरेण। अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम्॥

—મુંડકોપનિષદ્

આ અમૃતરૂપ બ્રહ્મ જ છે. આગળ બ્રહ્મ છે, પાછળ બ્રહ્મ છે. જમણી બાજુ બ્રહ્મ છે, ડાબી બાજુ બ્રહ્મ છે, નીચે અને ઉપર પણ બ્રહ્મ જ છે, આ સર્વ વિશ્વ આ અત્યંત શ્રેષ્ઠ બ્રહ્મ જ છે

ત્રિપાદ્વિભૂતિમહાના૦ ઉપનિષદમાં કહ્યું છે કે, હું સત્-ચિત્-આનંદમય છું, હું અજન્મા છું અને પરિપૂર્ણ છું. અધ્યાત્મોપનિષદમાં કહ્યું છે કે, હું શુદ્ધ જ્ઞાનસ્વરૂપ છું, હું કેવળ છું, સર્વદા મંગળ સ્વરૂપ છું.

બ્રહ્મવિદ્યોપનિષદ્‌માં કહ્યું છે કે, હું જ્ઞાન અને આનંદરૂપ છું. હું જ્ઞાતા છું. ચૈતન્યથી પૂર્ણ છું. ચૈતન્ય મય છું.

જાબાલ દર્શનોપનિષદ્‌માં કહ્યું છે કે, પરમાત્મા અને જીવાત્માની એકતા જણાવનારા જ્ઞાનની ઉત્પત્તિ તે સમાધિ છે.

અવધૂતોપનિષદ્‌માં કહ્યું છે, સંકલ્પ વિકલ્પરહિત જે સ્થિતિ તે સમાધિ છે.

મુક્તિકોપનિષદમાં કહ્યું છે કે, ઉપર પૂર્ણ, નીચે પૂર્ણ અને વચમાં પૂર્ણ એમ કેવળ મંગળ સ્વરૂપ જ બની જવાય તે જ પારમાર્થિક સમાધિ છે.

## ભાવ અપૂર્વ કહે તે પંડિત

### Inner Experience

અનુભવ એટલે શાસ્ત્રમાં કહેલાં અર્થનું ગ્રહણ કર્યા પછી વસ્તુ સ્વરૂપને પ્રાપ્ત કરનારૂં પરિપક્વ જ્ઞાન.

પાયસમાં જિમ વૃદ્ધિનું કારણ,
ગોરસનો અંગુઠો,
જ્ઞાન માંહિ અનુભવ તિમ જાણો,
તે વિણુજ્ઞાનતે જૂઠોરે,
મુઝ સાહિબ જગનો તૂઠો–૨
ઉદયપયોમૃત કલ્પજ્ઞાન તિહાં,
ત્રીજો અનુભવ મીઠો,
તે વિણુ સકળ તૃષા કિમ ભાંજે,
અનુભવ પ્રેમ ગરીઠોરે,
મુઝ સાહિબ જગનો તૂઠો–૩
પ્રેમતણી પરે શીખો સાધો,
જોઇ શેલડી સાંઠો,
જિહાં ગાંઠ તિહાં રસ નવ દીસે,
જિહાં રસ તિહાં નવ ગંઠોરે
મુઝ સાહિબ જગનો તૂઠો–૪
જિનહી પાયા તિનહી છિપાયા,
એ પણુ એક છે ચીઠો,
અનુભવ મેરૂ છિપે કિમ મહોટો,
તે તો સઘળે દીઠોરે,
મુઝ સાહિબ જગનો તૂઠો–૫
પૂરવ લિખિત લખે સવિ કોઇ,
મસી કાગળને કાંઠો,
ભાવ અપૂરવ કહે તે પંડિત,
બહુ બોલે તે બાંઠોરે,
મુઝ સાહિબ જગનો તૂઠો–૬
સંશય નવિ ભાંજે શ્રુતજ્ઞાને,
અનુભવ નિશ્ચય જેઠો,
વાદ વિવાદ અનિશ્ચિત કરતો,
અનુભવ વિણુ જાય હેઠોરે,
મુઝ સાહિબ જગનો તૂઠો–૭

## અનુભવ અષ્ટક

### Words cannot Express IT

પૂ. શ્રી યશોવિજયજી ઉપાધ્યાય વિરચિત જ્ઞાનસારમાં અનુભવ અષ્ટક આ પ્રમાણે છે.

સન્ધ્યેવ દિનરાત્રિભ્યાં કેવલશ્રુતયોઃ પૃથક્।
બુધૈરનુભવો દૃષ્ટઃ કેવલાર્કારુણોદયઃ॥

જેમ દિવસ અને રાત્રિથી સંધ્યા જુદી છે. તેમ કેવલજ્ઞાન અને શ્રુતજ્ઞાનથી ભિન્ન કેવલજ્ઞાનરૂપ સૂર્યના અરૂણોદયરૂપ અનુભવ પંડિતોએ દીઠો છે એટલે મતિ–શ્રુતજ્ઞાનના ઉત્તરભાવી અને કેવલજ્ઞાનથી અવ્યવહિત (અન્તર રહિત) પૂર્વભાવી પ્રકાશને અનુભવ કહે છે, તેનું બીજું નામ પ્રાતિભજ્ઞાન છે.

ખરેખર સઘળા શાસ્ત્રોનો વ્યાપાર ઉપાયપ્રવર્તન દિશા બતાવવાનો જ છે, પરન્તુ એક અનુભવ સંસાર–સમુદ્રનો પાર પમાડે છે.

ઇન્દ્રિયોને અગોચર સર્વોપાધિરહિત શુદ્ધ બ્રહ્મ–આત્મા વિશેષ શુદ્ધ અનુભવ

વિના શાસ્ત્રની સેંકડો યુક્તિઓ વડે પણ જાણી શકાય તેમ નથી જેથી પંડિતોએ કહ્યું છે.

જો યુક્તિઓએ કરીને ઇન્દ્રિયોને અગોચર ધર્માસ્તિકાયાદિ પદાર્થો હથેળીમાં રહેલા આમળાની પેઠે જાણી શકાય તો એટલા કાળે અતીન્દ્રિય પદાર્થોને વિષે પંડિતોએ અસંદિગ્ધ અને અભ્રાન્ત નિર્ણય કર્યો હોત.

આત્મા પણ અતીન્દ્રિય પદાર્થ છે, તેના પર્યાય પણ અતીન્દ્રિય છે, માટે તે તે વ્યક્તિને ચોક્કસ મોક્ષના ઉપાયનું પરિજ્ઞાન થવાને માટે સામર્થ્ય યોગરૂપ અનુભવ પ્રમાણ અવશ્ય માનવું એ ભાવાર્થ છે.

કોની કલ્પનારૂપ કડછી શાસ્ત્રરૂપ ક્ષીરાન્નમાં અવગાહનારી–પ્રવેશ કરનારી નથી? અર્થાત્ સર્વની કલ્પના શાસ્ત્રમાં પ્રવેશ કરે છે. પરન્તુ અનુભવરૂપ જીભવડે શાસ્ત્રરૂપ ક્ષીરના રસનો આસ્વાદ-રહસ્ય ચર્વણાના જાણનારા થોડા છે. એટલે શાસ્ત્રજ્ઞાન તે બાહ્ય અને અનુભવ તે અંતરંગ એમ જાણવું.

નિર્દ્વંદ્વ–સર્વ પ્રકારના ક્લેશ રહિત બ્રહ્મ આત્મસ્વરૂપને દ્વન્દ્વરહિત–શુદ્ધ અપરોક્ષ (પ્રત્યક્ષ) અનુભવ વિના લિપિમયી સંજ્ઞાક્ષરરૂપ, વાગ્મયી–વ્યંજનાક્ષર ઉચ્ચારણ કરવા) રૂપ અને મનોમયી–લબ્ધ્યક્ષર (અર્થના પરિજ્ઞાન) રૂપ દૃષ્ટિ કેવી રીતે દેખે? શાસ્ત્ર દૃષ્ટિએ બ્રહ્મ ન જણાય, ચર્મ દૃષ્ટિએ તો ન જ જણાય. પરન્તુ કેવલ (અનુભવ) દૃષ્ટિ એ જ જણાય.

અનુભવ એ સુષુપ્તિ દશા નથી કારણ કે તે મોહ રહિત છે. અને સુષુપ્તિ તો નિર્વિકલ્પ છે પણ મોહ સહિત છે. વળી તે સ્વપ્નદશા અને જાગ્રતદશા પણ નથી. કારણ કે કલ્પના રૂપ શિલ્પ-કારીગરીની વિશ્રાન્તિ–અભાવ છે અને સ્વપ્ન તથા જાગ્રતદશા તો કલ્પનારૂપ છે. માટે અનુભવ એ ચોથી જ દશા–અવસ્થા છે.

મુનિ શાસ્ત્ર દૃષ્ટિથી સઘળું શબ્દબ્રહ્મ જાણીને અનુભવ વડે અન્ય નિરપેક્ષ સ્વપ્રકાશરૂપ પરમ બ્રહ્મને જાણે છે.

## સ્વાનુભવ કથન

પૂજ્ય શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના અંતિમ પ્રકાશમાં જે સ્વાનુભવ કથન કહ્યું છે તે આરાધનામાં સહાયક બને એ હેતુએ અહિં રજુ કર્યું છે.

શ્રુતસિન્ધોર્ગુરુમુખતો
યદધિગતં તદિહ દર્શિતં સમ્યક્ ।
અનુભવસિદ્ધમિદાનીં
પ્રકાશ્યતે તત્ત્વમિદમમલમ્ ॥

સિદ્ધાન્તરૂપ સમુદ્રથી અને ગુરૂના મુખથી જે મેં યોગનું તત્ત્વ જાણ્યું હતું તે અહિં યથાર્થ રૂપે દર્શાવ્યું છે. હવે જે નિર્મળ યોગનું તત્ત્વ મને અનુભવ-સિદ્ધ છે તેને અહિં પ્રકાશિત કરૂં છું.

અહીં વિક્ષિપ્ત, યાતાયાત, શ્લિષ્ટ અને સુલીન એમ ચાર પ્રકારનું મન છે, અને તે તેના જાણનારના ચિત્તને ચમત્કાર કરનારૂં છે.

જ્યાં ત્યાં ભમતું અસ્થિર મન વિક્ષિપ્ત કહેવાય છે. બાહ્ય વિષયમાં જતું અને વળી કંઈક આનન્દયુક્ત ચિત્ત યાતાયાત કહેવાય છે. તેમાં જેટલે અંશે આત્મામાં સ્થિર થાય છે, તેટલે અંશે આનન્દસહિત હોય છે. તે બન્ને પ્રકારના મન પ્રથમ અભ્યાસીને હોય છે અને તે વિકલ્પપૂર્વક બાહ્ય

વિષયને ગ્રહણ કરે છે.

સ્થિર અને આનન્દવાળું ચિત્ત શ્લિષ્ટ કહેવાય છે કારણ કે આત્મામાં સ્થિરતા હોવાથી તે આનન્દયુક્ત હોય છે. તથા નિશ્ચલ-અત્યન્ત સ્થિર અને પરમાનન્દ યુક્ત ચિત્ત સુલીન કહેવામાં આવે છે તે બન્ને પ્રકારનું ચિત્ત માત્ર ચિત્તગત ધ્યેયરૂપ વિષયને ગ્રહણ કરે છે પણ બાહ્ય વિષયને ગ્રહણ કરતું નથી, એમ જ્ઞાની પુરૂષે એ કહ્યું છે.

આ પ્રમાણે વારંવાર અભ્યાસથી યોગી નિરાલંબન ધ્યાનને પ્રાપ્ત થાય છે. પ્રથમ સ્વાભાવિક વિક્ષિપ્ત ચિત્તથી યાતાયાત ચિત્તનો અભ્યાસ કરે, યાતયાત ચિત્તથી શ્લિષ્ટ ચિત્તનો અભ્યાસ કરે અને શ્લિષ્ટ ચિત્તથી સુલીન ચિત્તનો અભ્યાસ કરે. એમ પુનઃ પુનઃ અભ્યાસ કરવાથી નિરાલંબન ધ્યાન પ્રાપ્ત થાય છે. ત્યારબાદ સમરસ ભાવની પ્રાપ્તિથી પરમાનન્દને અનુભવે છે.

યોગી બાહ્યાત્મભાવને દૂર કરી પ્રસન્નતાયુક્ત-અન્તરાત્મા વડે પરમાત્મામાં તન્મય થવા માટે પરમાત્માનું ચિન્તન કરે.

આત્મબુદ્ધિથી (અહંભાવ અને મમત્વબુદ્ધિથી) શરીરાદિકને ગ્રહણ કરનાર બહિરાત્મા કહેવાય છે અને કાયાદિકનો અધિષ્ટાતા-સાક્ષી (તટસ્થ દ્રષ્ટા) અન્તરાત્મા કહેવાય છે.

જ્ઞાનસ્વરૂપ, આનન્દમય, સમગ્ર ઉપાધિથી રહિત, પવિત્ર, ઇન્દ્રિયોને અગોચર અને અનન્તગુણોનું ભાજન પરમાત્મા તેનાં જાણનાર પુરૂષોએ કહ્યો છે.

## આત્મવિનિશ્ચય
## Realization of SELF

શરીરથી આત્માને ભિન્ન જાણે અને સત્ એવા આત્માથી શરીરને જુદું જાણે, એમ જે આત્મા અને શરીરનો ભેદ જાણે છે તે યોગી આત્માનો નિશ્ચય કરવામાં સ્ખલના પામતો નથી.

જેની આત્મજ્યોતિ આવરણોને લીધે ઢંકાયેલી છે, એવા મૂઢ-અવિવેકી જનો આત્માથી અન્ય બાહ્ય વિષયોમાં સંતોષ પામે છે. પરન્તુ બાહ્ય વિષયોમાં જેની સુખની ભ્રાન્તિ દૂર થયેલી છે એવા જ્ઞાનીપુરૂષ આત્માને વિષે જ સંતુષ્ટ થાય છે.

જો જ્ઞાની પુરૂષોને વિના પ્રયત્ને પ્રાપ્ત થઇ શકે તેવું મોક્ષપદ ખરેખર આત્મામાં જ છે તેથી તો આ જ્ઞાની પુરૂષો માત્ર આત્મજ્ઞાન મેળવવા ઇચ્છે છે.

જેમ સિદ્ધ રસના સ્પર્શથી લોઢું સુવર્ણપણાને પામે છે તેમ પરમાત્માના ધ્યાનથી આત્મા પરમાત્માપણાને પામે છે.

જેમ નિદ્રામાંથી જાગૃત થયેલા મનુષ્યને પૂર્વે અનુભવેલા પદાર્થનું કોઇના કહ્યા સિવાય જ્ઞાન થાય છે તેમ પૂર્વ જન્મના સંસ્કારથી કોઇના ઉપદેશ સિવાય પણ સ્વયમેવ આત્મતત્ત્વ પ્રકાશિત થાય છે તાત્પર્ય એ છે કે જેણે અન્ય જન્મમાં આત્મતત્ત્વનો અભ્યાસ કર્યો છે તેને આ જન્મમાં ગુરૂના ઉપદેશ સિવાય પણ આત્મજ્ઞાન થાય છે

અથવા જન્માન્તરના સંસ્કાર સિવાય પણ આ જન્મમાં ગુરુના ચરણની સેવા કરનાર, પ્રશમયુક્ત અને શુદ્ધચિત્તવાળાને ગુરુની કૃપાથી ખરેખર આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

## ગુરૂ શરણે
## Surrender to Guru

તેમાં જેણે જન્માન્તરમાં તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો છે, તેને ગુરૂ તે તત્ત્વ-

જ્ઞાનની બાબતમાં દૃઢ પ્રતીતિ કરાવનારા થાય છે. અને જેને જન્માન્તરના તત્ત્વજ્ઞાનના સંસ્કાર નથી તેને તત્ત્વજ્ઞાનમાં ગુરૂ માર્ગદર્શક થાય છે, માટે બન્ને કારણે ગુરુની સદા ઉપાસના કરવી યોગ્ય છે.

જેમ સૂર્ય ગાઢ અન્ધકારમાં પડેલી વસ્તુને પ્રકાશિત કરે છે, તેમ અહીં પણ સદ્‌ગુરુ અજ્ઞાનરૂપ અન્ધકારમાં પડેલા તત્ત્વને પ્રકાશિત કરે છે.

માટે યોગીએ પ્રાણાયામ વગેરેના કલેશનો ત્યાગ કરી ગુરૂનો ઉપદેશ પામી આત્માના અભ્યાસમાં પ્રીતિ કરવી.

સાધક શાન્ત થઈ મન, વચન અને કાયાના ક્ષોભનો પ્રયત્ન વડે ત્યાગ કરી રસથી ભરેલાં પાત્રની પેઠે આત્માને હંમેશા નિશ્ચલ (સ્થિર) રાખે.

ઉદાસીનતામાં તત્પર થયેલો તે કોઈ પણ વસ્તુનું ચિન્તન ન કરે, કારણ કે સંકલ્પોથી વ્યાકુલ થયેલું ચિત્ત સ્થિર થતું નથી.

યાવત્પ્રયત્ન લેશો,
યાવત્સંકલ્પકલ્પના કાઽપિ ।
તાવન્ન લયસ્યાપિ,
પ્રાપ્તિસ્તત્ત્વસ્ય કા નુ કથા ॥

જ્યાં સુધી સાધકના પ્રયત્નની ન્યૂનતા છે અને સંકલ્પ વિકલ્પો થયા કરે છે ત્યાં સુધી ચિત્તની લીનતા પણ થતી નથી, તો પછી આત્મજ્ઞાનની વાત જ શી કરવી!

યદિદં તદિતિ ન વક્તું
સાક્ષાદ્ ગુરૂણાઽપિ હન્ત શક્યેત ।
ઔદાસીન્યપરસ્ય
પ્રકાશતે તત્સ્વયં તત્ત્વમ્ ॥

જે તત્ત્વને 'તે આ છે' એમ સાક્ષાત ગુરુ પણ કહી શકતા નથી તે તત્ત્વ ઉદાસીનતામાં તત્પર થયેલાને સ્વયમેવ પ્રગટ થાય છે.

એકાન્તે, અતિપવિત્ર અને રમણીય સ્થળમાં હમેશાં સુખપૂર્વક બેસી પગથી માથા સુધીના શરીરના બધા અવયવોને શિથિલ કરી સુન્દરરૂપ જુએ, મધુર મનોહર વાણી સાંભળે, સુગન્ધી પદાર્થોને સુંઘે, સ્વાદિષ્ટ રસોનો આસ્વાદ લે, કોમળ પદાર્થોનો સ્પર્શ કરે અને ચિત્તની વૃત્તિ બીજે જાય તો પણ તેને વારે નહિ. પણ રાગદ્વેષરહિત ઉદાસીનતાને ધારણ કરી વિષયની ભ્રાન્તિને તજી, હમેશા બહાર અને અન્તરમાં ચિન્તા અને ચેષ્ટાથી રહિત થઇ તન્મયતાને પ્રાપ્ત થયેલો યોગી અત્યન્ત ઉન્મનીભાવને પામે છે.

ગૃહ્ણન્તિ ગ્રહણાનિ સ્વાનિ
સ્વાનીન્દ્રિયાણિ નો રુન્ધ્યાત્ ।
ન ખલુ પ્રવર્તયેદ્વા
પ્રકાશતે તત્ત્વમચિરેણ ॥

ઉદાસીનતાને પ્રાપ્ત થયેલા યોગીએ પોતપોતાના વિષયોને ગ્રહણ કરતી ઇન્દ્રિયોને રોકવી નહિ, તેમજ તેને વિષયોમાં પ્રવર્તાવવી નહિ. તેથી થોડા સમયમાં આત્મજ્ઞાન પ્રકાશિત થાય છે.

## મનની સાધના

## Discipline for Mind

ચેતોઽપિ યત્ર યત્ર,
પ્રવર્તતે નો તતસ્તતો વાર્યમ્ ।
અધિકીભવતિ હિ,
વારિતમવારિતં શાન્તિમુપયાતિ ॥

મન પણ જ્યાં જ્યાં પ્રવૃત થાય ત્યાંથી તેને વારવું નહિ, કારણ કે તેને જો વાર્યું હોય તો તે પ્રબળ થાય છે,

અને ન વાર્યું હોય તો શાન્ત થાય છે.

મત્તો હસ્તી યત્નાન્નિવાર્યં,

માણોઽધિકીભવતિ યદ્વત્।

અનિવારિતસ્તુ કામાન્,

લબ્ધ્વા શામ્યતિ મનસ્તદ્વત્॥

જેમ મહોન્મત્ત હાથીને પ્રયત્નથી નિવારો તો તે વધારે જોર કરે છે અને ન નિવારો તો તે ઇચ્છિત વસ્તુને મેળવી શાન્ત થાય છે, તેમ મન સંબન્ધે પણ જાણવું.

યર્હિં તથા યત્ર યતઃ

સ્થિરીભવતિ યોગિનશ્ચલં ચેતઃ।

તર્હિં તથા તત્ર તતઃ

કથંચિદપિ ચાલયેન્નૈવ॥

જ્યારે, જેમ, જે સ્થળે અને જેથી યોગીનું ચંચલ ચિત્ત સ્થિર થાય ત્યારે, તેમ, તે સ્થળે અને તેનાથી જરાપણ ચલાવવું નહિ, અર્થાત્ અમુક દેશ કાળમાં અને અમુક રીતે ચિત્તને સ્થિર કરવાનો આગ્રહ રાખવો નહિ.

અનયા યુક્ત્યાઽભ્યાસં,

વિદધાનસ્યાતિલોલમપિ ચેતઃ।

અંગુલ્યગ્રસ્થાપિતદણ્ડ ઇવ,

સ્થૈર્યમાશ્રયતિ॥

આ યુક્તિ વડે અભ્યાસ કરનારનું અતિ ચંચળ ચિત્ત પણ આંગળીના અગ્રભાગ ઉપર રાખેલા દંડની પેઠે સ્થિર થાય છે.

પ્રારંભમાં દૃષ્ટિ નીકળીને કોઇપણ ધ્યેય પદાર્થમાં લીન થાય છે અને ત્યાંજ સ્થિરતા પામીને ધીમે ધીમે વિલય પામે છે.

ચારે તરફ ફેલાયેલી પરન્તુ ધીમે ધીમે અંદર વળેલી દૃષ્ટિ પરમાત્મતત્ત્વરૂપ નિર્મલ આરિસામાં આત્મા વડે આત્માને જુએ છે.

ઔદાસીન્યનિમગ્નઃ

પ્રયત્નપરિવર્જિતઃ સતતમાત્મા।

ભાવિતપરમાનન્દઃ ક્વચિદપિ,

ન મનો નિયોજયતિ॥

કરણાનિ નાધિતિષ્ઠત્યુપેક્ષિતં,

ચિત્તમાત્મના જાતુ।

ગ્રાહ્યે તતો નિજનિજે,

કરણાન્યપિ ન પ્રવર્તન્તે॥

નાત્મા પ્રેરયતિ મનો ન મનઃ

પ્રેરયતિ યર્હિં કરણાનિ।

ઉભયભ્રષ્ટં તર્હિં સ્વયમેવ,

વિનાશમાપ્નોતિ॥

ઉદાસીનતામાં નિમગ્ન, પ્રયત્ન વિનાનો તથા નિરન્તર પરમાનંદની ભાવનાવાળો આત્મા કોઇપણ સ્થળે મનને જોડતો નથી એમ આત્મા વડે ઉપેક્ષા કરાયેલું મન કદી પણ ઇન્દ્રિયોનો આશ્રય કરતું નથી. તેથી પોતપોતાના વિષયમાં ઇન્દ્રિયો પ્રવૃત્ત થતી નથી. જ્યારે આત્મા મનને પ્રેરણા કરતો નથી, મન ઇન્દ્રિયોને પ્રેરતું નથી ત્યારે ઉભય ભ્રષ્ટ થયેલું મન સ્વયં વિનાશ પામે છે.

જ્યારે મન ભસ્મથી ઢંકાયેલા અગ્નિની પેઠે દેખાતું નથી અને કલા રહિત સર્વથા પાણીના પ્રવાહની અંદર પડેલા અગ્નિની પેઠે વિલય પામે છે ત્યારે પવન વિનાના સ્થાનમાં રહેલા દીવાની પેઠે સંપૂર્ણ આત્મજ્ઞાનરૂપ તત્ત્વ પ્રગટ થાય છે.

આત્મજ્ઞાન જેને પ્રાપ્ત થાય છે તેનું શરીર સ્વેદન અને મર્દન સિવાય પણ કોમળતા ધારણ કરે છે, અને તેલ વિના પણ સ્નિગ્ધતા પ્રાપ્ત કરે છે.

અમનસ્કતાની પ્રાપ્તિ વડે મનરૂપ શલ્ય નાશ પામે છે ત્યારે શરીર

છત્રની પેઠે જડતાને તજી શિથિલ થાય છે.

હંમેશા ક્લેશ આપનાર શલ્યરૂપે થયેલા અન્તઃકરણને શલ્યરહિત કરવા માટે અમનસ્કતા સિવાય બીજું ઔષધ નથી.

ચંચળ ઇન્દ્રિયોરૂપ પાંદડાવાળી અને મનરૂપ કન્દવાળી કેળરૂપ અવિદ્યા અમનસ્કતા રૂપ ફળનું દર્શન થતાં સર્વથા નાશ પામે છે.

## ઉન્મનીભાવરૂપી શસ્ત્ર

### Razor's Edge

મન અતિ ચંચલ છે, અતિસૂક્ષ્મ છે અને વેગવાળું હોવાથી લક્ષ્યમાં આવે તેવું નથી. તેને પ્રમાદ રહિતપણે થાક્યા સિવાય ઉન્મનીભાવરૂપ શસ્ત્ર વડે ભેદી નાંખવું.

જ્યારે અમનસ્કભાવની પ્રાપ્તિ થાય છે ત્યારે યોગી પોતાનું શરીર છૂટું પડી ગયેલું હોય, બળી ગયેલું હોય, ઉડી ગયેલું હોય અને હોય જ નહિ તેમ જાણે છે.

મદોન્મત ઇન્દ્રિય રૂપ સર્પોરહિત અમનસ્કતા રૂપ નવીન અમૃતકુંડમાં મગ્ન થયેલા યોગી અનુપમ પરમ અમૃતનો આસ્વાદ અનુભવે છે.

અમનસ્કતા પ્રાપ્ત થતાં રેચક, પૂરક અને કુંભક ક્રિયાના અભ્યાસ વિના પ્રયત્ન સિવાય વાયુ સ્વયમેવ નાશ (સ્થિરતા) પામે છે.

લાંબા કાળ સુધી પ્રયત્ન કરવા છતાં જે વાયુ સ્થિર કરી શકાતો નથી તે અમનસ્કતા પ્રાપ્ત થતાં તત્કાળ સ્થિર થાય છે.

અભ્યાસ સ્થિર થતાં અને નિર્મલ અને આવરણ રહિત તત્ત્વ પ્રકાશિત થતાં મૂળથી શ્વાસનું ઉન્મૂલન કરનાર યોગી મુક્ત જેવો લાગે છે.

જે જાગૃત અવસ્થામાં સ્વસ્થ અને લયની અવસ્થામાં સુતેલા જેવો રહે છે તે શ્વાસોશ્વાસ રહિત યોગી મુક્ત જીવ કરતાં કોઈ પણ રીતે ઉતરતો નથી.

પૃથ્વી ઉપર રહેનારા લોકો છે તે હંમેશા જાગરણ અને સ્વપ્ન (નિદ્રા) ની અવસ્થામાં હોય છે. પરન્તુ લયની અવસ્થામાં મગ્ન થયેલા તત્ત્વજ્ઞાનીઓ જાગતા નથી તેમ ઉંઘતા પણ નથી.

ભવતિ ખલુ શૂન્યભાવઃ
સ્વપ્ને વિષયગ્રહશ્ચ જાગરણે।
એતદ્દ્વિતયમતીત્યાનન્દ-
મયમવસ્થિતં તત્ત્વમ્॥

ઉંઘમાં શૂન્યભાવ હોય છે અને જાગ્રતઅવસ્થામાં વિષયનું ગ્રહણ થાય છે, પરન્તુ એ બન્ને અવસ્થાઓથી પર આનન્દમય તત્ત્વ રહેલું છે.

કર્મો દુઃખ માટે અને નિષ્કર્મપણું (કર્મ રહિત શુદ્ધ આત્મજ્ઞાન) સુખને માટે થાય છે, એ પ્રસિદ્ધ છે, તો પછી જેમાં મોક્ષ સુલભ છે એવા આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે કોણ પ્રયત્ન ન કરે?

## અનુભવઅમૃત મીઠું

### Light and More Light

મોક્ષોઽસ્તુ માસ્તુ યદિ વા,
પરમાનન્દસ્તુ વેદ્યતે સ ખલુ।
યસ્મિન્નિખિલસુખાનિ,
પ્રતિભાસન્તે ન કિંચિદિવ॥

ભલે મોક્ષ પ્રાપ્ત થાઓ કે ન થાઓ પણ શુદ્ધ આત્મજ્ઞાન પ્રાપ્ત થયે ખરેખર પરમાનન્દનો અનુભવ થાય છે,

જેની પાસે સંસારના બધા સુખો તૃણ તુલ્ય પણ લાગતાં નથી.

મધુ ન મધુરં નૈતાઃ શીતાસ્ત્વિષસ્તુહિનદ્યુતે
રમૃતમમૃતં નામૈવાસ્યાઃ ફલે તુ મુધાસુધા ।
તદલમમુના સંરમ્ભેણ પ્રસીદ સખે મનઃ
ફલમવિકલં ત્વય્યેવૈતત્પ્રસાદમુપેયુષિ ॥

તે અમનસ્કતાના ફળરૂપ પરમાનન્દની આગળ મધુ પણ મધુર નથી, ચંદ્રના કિરણો પણ શીતલ નથી, અમૃત તો નામનું જ અમૃત છે, સુધા પણ વૃથા છે, તો હે મિત્ર મન! સુખપ્રાપ્તિના બધા નિષ્ફળ પ્રયત્નો છોડી પ્રસન્ન થા અને તું પ્રસન્ન થઈશ એટલે તને સંપૂર્ણ સુખની પ્રાપ્તિરૂપ ફળ પ્રાપ્ત થશે.

જો મન છે, તો પ્રિય અને અપ્રિય વસ્તુ દૂર હોય તો પણ ગ્રહણ કરાય છે, અને જો મન નથી તો વસ્તુ નજીકમાં રહેલી હોવા છતાં પણ ગ્રહણ કરાતી નથી. આમ જાણનારા પુરૂષોને ઉન્મનીભાવ (અમનસ્કપણું) પ્રાપ્ત કરવા માટે સદ્‌ગુરુની ઉપાસના કરવામાં તીવ્ર ઇચ્છા કેમ ન થાય?

તાં સ્તાના પરમેશ્વરાદપિ પરાન્
ભાવૈઃ પ્રસાદં નયન્
તૈસ્તૈસ્તત્તદુપાયમૂઢ ભગવન્
નાત્મન્ કિમાયસ્યસિ ।
હન્તાત્માનમપિ પ્રસાદય મનાગ્
યેનાસતાં સંપદઃ
સામ્રાજ્યં પરમેઽપિ તેજસિ તવ
પ્રાજ્યં સમુજ્જૃમ્ભતો ।

હે ઐશ્વર્યયુક્ત આત્મા! સુખપ્રાપ્તિના અને દુઃખને દૂરકરવાના ઉપાયનો અજાણ હોવાથી તું ધન, યશ, વિદ્યા, રાજ્ય અને સ્વર્ગાદિની પ્રાપ્તિ, તથા રોગ, દારિદ્ર, ઉપદ્રવાદિ અનર્થને દૂર કરવાના તે તે પ્રકારના અભિપ્રાયથી આત્મા સિવાયના પરમેશ્વર સુધીના પર પદાર્થોને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરવો વૃથા મહેનત શા માટે કરે છે? એક આત્માને જ રજસ અને તમોગુણને દૂર કરી જરા પ્રસન્નકર, જેથી સંપત્તિ તો શું પણ પરમજ્યોતિ સ્વરૂપ પરમાત્માનું પ્રચુર સામ્રાજ્ય તને પ્રાપ્ત થશે.

યા શાસ્ત્રાત્સુગુરોર્મુખાદનુભવાચ્ચ
આજ્ઞાયિ કિંચિત્ ક્વચિત્,
યોગસ્યોપનિષદ્વિવેકપરિષત્
ચેતશ્ચમત્કારિણી ।
શ્રી ચૌલુક્યકુમારપાલ નૃપતે
રત્યર્થમભ્યર્થના-
દાચાર્યેણ નિવેશિતા પથિગિરાં
શ્રીહેમચન્દ્રેણસા ॥

વિવેકી પુરૂષોની પરિષદના ચિત્તને આનન્દ આપનાર, શાસ્ત્ર, સુગુરુ અને અનુભવથી જે યોગનું રહસ્ય જાણ્યું હતું તે ચૌલુક્ય કુમારપાલ રાજાની અત્યન્ત પ્રાર્થનાથી શ્રી હેમચંદ્રાચાર્યે વાણીના માર્ગમાં ઉતાર્યું.

## અધ્યાત્મસારમાં અનુભવાધિકાર

પૂ. શ્રી યશોવિજયજી 'અધ્યાત્મસાર'માં કહે છે કે,

શાસ્ત્રોપદર્શિતદિશા,
ગલિતાસદ્ગ્રહકષાયકલુષાણામ્ ।
પ્રિયમનુભવૈકવેદ્યં,
રહસ્યમાવિર્ભવતિ કિમપિ ॥

શાસ્ત્રે દેખાડેલી દિશા વડે જેનો અસદ્ગ્રહ, કષાય અને કલુષતા નાશ પામ્યા છે, એવા પુરૂષોને અનુભવ વડે જ

જાણવા લાયક કંઈક ઇષ્ટ રહસ્ય પ્રગટ થાય છે.

જેથી કરીને પ્રશસ્ત આલંબનો વડે પ્રાયે કરીને પ્રશસ્ત ભાવ જ થાય છે, તેથી કરીને આલંબનના ખપવાળા યોગીએ મનને શુભ આલંબનવાળું કરવું.

મનને ક્ષણવાર આલંબનવાળું કરવું અને ક્ષણવાર આલંબન રહિત કરવું એમ કરતાં કરતાં અનુભવનો પરિપાક થવાથી મન જીવન પર્યંત આલંબનરહિત થાય છે.

જ્યારે મન એક પદાર્થનો આશ્રય કરીને તે વિના બીજું કંઈપણ ચિંતવે નહિ, ત્યારે જેને ઇંધન પ્રાપ્ત થયા નથી એવા અગ્નિની જેમ તે મન શાંત થાય છે.

શાંત હૃદયવાળાના શોક, મદ, કામ, મત્સર, કલહ, કદાગ્રહ, વિષાદ અને વૈર એ સર્વે ક્ષીણ થાય છે. આ બાબતમાં અમારો અનુભવ જ સાક્ષી રૂપ છે.

મન શાંત થતાં આત્માની સ્વાભાવિક અને શાંત જ્યોતિ પ્રકાશે છે, અવિદ્યા પરિભૂત થાય છે, અને મોહરૂપી અંધકારનો લય થાય છે.

શાંત હૃદયવાળા અંતરાત્માને બાહ્ય આત્માનો અધિકાર હોતો નથી અને ધ્યાન કરવા યોગ્ય પરમાત્મા ધ્યાનવડે તેને સમીપવર્તી થાય છે.

શરીર આદિક બાહ્ય આત્મા છે, તેમનો અધિષ્ઠાતા અંતરાત્માપણાને પામે છે તથા સમગ્ર ઉપાધિરહિત એવો આત્મા તે પરમાત્મા છે, એમ આત્મજ્ઞાનીઓએ કહ્યું છે.

જ્યારે વિષયો અને કષાયોનો આવેશ થાય છે, તત્ત્વને વિષે અશ્રદ્ધા થાય છે, ગુણપર દ્વેષ થાય છે અને આત્માનું અજ્ઞાતપણું હોય છે, ત્યારે બાહ્ય આત્મા સ્પષ્ટ થાય છે

જ્યારે તત્ત્વ પર શ્રદ્ધા, આત્માનું જ્ઞાન, મહાવ્રતો, અપ્રમાદિપણું તથા મોહનો જય થાય છે. ત્યારે અંતરાત્મા સ્પષ્ટ થાય છે.

જ્યારે કેવલજ્ઞાન, યોગનો નિરોધ, સમગ્ર કર્મનો ક્ષય અને મોક્ષમાં નિવાસ થાય છે ત્યારે પરમાત્મા સ્પષ્ટ થાય છે.

જે પુરુષ આત્મા અને મનના ગુણોની વૃત્તિઓને દરેક પદે વિવેચન કરવાપૂર્વક જાણે છે, કુશળ અનુબંધે કરીને યુક્ત એવો તે પુરુષ બ્રહ્મપણાને પામે છે.

બ્રહ્મમાં રહેલો બ્રહ્મજ્ઞાની બ્રહ્મને પામે, તેમાં શું આશ્ચર્ય! પરંતુ બ્રહ્મજ્ઞાનીના વચનથી પણ અમે બ્રહ્મના વિલાસને અનુભવીએ છીએ.

બ્રહ્મ અધ્યયનમાં અઢાર હજાર પદના ભાવો વડે જે બ્રહ્મ કહેલું છે (શ્રી આચારાંગમાં કહેલા આચાર રૂપ બ્રહ્મને) તેને જે યોગીએ સંપૂર્ણ પ્રાપ્ત કર્યું છે તે યોગી બ્રહ્મથી પર એટલે પ્રકૃષ્ટ છે.

પંડિત પુરુષે આ ધ્યાન કરવા લાયક છે આ સેવવા લાયક છે, અને તેની જ ભક્તિ કરવા લાયક છે તથા તેને વિષે ગુરુબુદ્ધિ રાખવાથી સંસાર સાગર સુખે તરવા લાયક થાય છે.

પૂર્ણ આચારને પાળવામાં અસમર્થ એવા અમે ઇચ્છા યોગનું અવલંબન કરીને પ્રધાન મુનિઓની ભક્તિ વડે તેમના માર્ગને જ અનુસરીએ છીએ.

આ ઇચ્છા યોગમાં કિંચિત પણ જે યતના તે શુભ અનુબંધને કરનારી છે

તથા આત્માના પરિણામનું જે વિવેચન તે અજ્ઞાનરૂપી વિઘ્નનો નાશ કરનારું છે.

શક્તિ પ્રમાણે સિદ્ધાંત અને તેના અંગોરૂપ શાસ્ત્રોનો પરિચય હો ! આ અમારો પરમ આલંબન રૂપ દર્શનનો પક્ષ છે.

વિધિનું કહેવું, વિધિ પરની પ્રીતિ, વિધિની ઇચ્છા રાખનાર પુરૂષોને વિધિમાર્ગમાં પ્રવર્તાવવા તથા અવિધિનો નિષેધ કરવો વગેરે અમારી જિન પ્રવચન પરની ભક્તિ પ્રસિદ્ધ જ છે.

અધ્યાત્મની ભાવના વડે ઉજ્જ્વળ ચિત્તની વૃત્તિને યોગ્ય એવું અમારૂં કર્ત્તવ્ય છે તથા અમોને પૂર્ણ ક્રિયા કરવાનો અભિલાષ છે-આ બે બાબતો આત્માની શુદ્ધિ કરનારી છે

શક્ય ક્રિયાનો આરંભ અને શુદ્ધ પક્ષ એ બે અહિં શુભ અનુબંધરૂપ છે, અને તેથી બીજો માર્ગ અહિતકારક છે. એ પ્રમાણે આ અમારો અનુભવ સિદ્ધ માર્ગ છે.

## ક્ષમા યાચના

આ સંપાદનમાં જ્યાં જે કંઈ સ્ખલના થઇ હોય તેની આપ સર્વે ઉદારચિત્ત ક્ષમા આપશો અત્યંત ગભિર એવા યોગવિષયનું આ લેખન જો એકાદ સુયોગ્ય પાત્રમાં ધર્મની આરાધનાનો રસ જગાડશે તો સંપાદકનો પ્રયત્ન સફળ ગણાશે.

ન ભવતિ ધર્મઃ શ્રોતુઃ
સર્વસ્યૈકાન્ત તો હિત શ્રવણાત્।
બ્રુવતેઽનુગ્રહબુદ્ધયા
વક્તુ સ્ત્વેકાન્તતો ભવતિ ॥
–શ્રી ઉમાસ્વાતિજી–તત્ત્વાર્થભાષ્ય

હિત શ્રવણથી સર્વ શ્રોતાને એકાન્તથી ધર્મ હોય નહિ, પણ અનુગ્રહ બુદ્ધિથી વક્તાને તો એકાન્તે ધર્મ હોય જ છે.

યદ્યપ્યત્યન્તગંભીરમભૂમિર્માદૃશામિદમ્।
પ્રવર્ત્તિંતિ તથાપ્યત્ર ધ્યાનભક્તિ પ્રચોદિતઃ ॥

જો કે આ ધ્યાનવિષય અત્યંત ગંભીર છે, મારા જેવાની તેમાં પહોંચ નથી; છતાં પણ અહીં કેવળ ધ્યાન પરની ભક્તિથી પ્રેરાયેલા મેં પ્રયત્ન કર્યો છે.

યદત્ર સ્ખલિતં,
કિંચિચ્છાદ્મસ્થ્યાદર્થશબ્દયો।
તન્મે ભક્તિપ્રધાનસ્ય,
ક્ષમતાં શ્રુતદેવતા ॥

છદ્મસ્થતાના કારણે અહીં શબ્દોમાં કે અર્થમાં જે કાંઇ સ્ખલન થયું હોય તેની ભક્તિપ્રધાન એવા મને શ્રુતદેવતા ક્ષમા આપે.

વસ્તુયાથાત્મ્ય વિજ્ઞાન–
શ્રદ્ધાન–ધ્યાનસંપદઃ।
ભવન્તુ ભવ્યસત્વાનાં,
સ્વસ્વરૂપોપલબ્ધયે ॥

ભવ્ય જીવોને સ્વસ્વરૂપની પ્રાપ્તિ માટે યથાર્થ વિજ્ઞાન, યથાર્થ શ્રદ્ધાન ધ્યાનરૂપ સંપત્તિઓ પ્રાપ્ત થાઓ.

શિવમસ્તુ સર્વ જગતઃ
પરહિતનિરતા ભવન્તુ ભૂતગણાઃ।
દોષાઃ પ્રયાન્તુ નાશં,
સર્વત્ર સુખી ભવતુ લોકઃ ॥

જગતના સર્વ જીવોનું કલ્યાણ થાઓ સર્વે પ્રાણીગણો પરનું હિત કરવાની ભાવનાવાળા બનો, સર્વના સર્વ દોષો નાશ પામો અને સર્વત્ર સમગ્ર લોક સુખી બનો.




ધ્યાનફળ: આકાશગામી સમાધી યુક્ત મહાતપસ્વિ થાય છે.



# 'યોગસ્વાધ્યાય'માં નિર્દેશ થયેલા ગ્રંથોની સૂચી

યોગશાસ્ત્ર
જ્ઞાનાર્ણવ
યોગબિન્દુ
ભગવદ્ગીતા
યોગવિંશિકા
યોગશતક
સવાસો ગાથાનું સ્તવન
યાજ્ઞવલ્ક્ય સંહિતા
પાતંજલ યોગસૂત્ર
ધર્મરત્ન પ્રકરણ
પંચસૂત્ર
હઠયોગ પ્રદીપિકા
નમસ્કાર માહાત્મ્ય
ધર્મબિંદુ
શ્રી વિશેષાવશ્યક ભાષ્ય
શ્રી નંદીસૂત્ર
વંદિતા સૂત્ર
શ્રી સૂત્ર કૃતાંગ સૂત્ર
યોગદૃષ્ટિ સમુચ્ચય
તત્ત્વાર્થસૂત્ર
પ્રશમરતિ
યોગદૃષ્ટિની સજ્ઝાય
રત્નકરંડ શ્રાવકાચાર
શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર
દ્વાત્રિંશત્ દ્વાત્રિંશિકા
આત્માનુશાસન
પ્રતિક્રમણસૂત્ર
શ્રી દશવૈકાલિકસૂત્ર
શ્રી નિશીથસૂત્ર
શ્રી વ્યવહારસૂત્ર
અધ્યાત્મસાર
શ્રી આનંદઘન ચોવિશી
સાડાત્રણસો ગાથાનું સ્તવન
જ્ઞાનસાર
શ્રી પદ્મનંદિ પંચવિંશતિકા
શ્રી યશોવિજયજી ચોવિશી
અમૃતબિંદુ ઉપનિષદ્
અધ્યાત્મોપનિષદ્
શ્રી બૃહત્કલ્પ
શ્રી યોગશાસ્ત્ર સ્વોપજ્ઞટીકા
ષોડશક
ષોડશક ટીકા
શ્રી મહાનિશીથ સૂત્ર
ઉપમિતિભવ પ્રપંચા કથા
સદ્ધર્મવિંશિકા
અધ્યાત્મ કલ્પદ્રુમ
સુત્તનિપાત
વિશુદ્ધિમગ્ગ
બોધિચર્યાવતાર
પાટિસ ભિદા
ધમ્મ પદ
ભાગવત
ઋગ્વેદ
શિક્ષા સમુચ્ચય
વિષ્ણુ પુરાણ
અથર્વવેદ
તૈત્તિરીય બ્રાહ્મણ
અધ્યાત્મ જ્યોત્સના વિવૃત્તિ
બાઇબલ
વીતરાગ સ્તોત્ર
પંચાશક
બૃહદ્ધારણા યંત્ર
ગોરક્ષસંહિતા
કુલાર્ણવ તંત્ર
સંમોહન તંત્ર
ગન્ધર્વતંત્ર
ઘેરંડસંહિતા
ધ્યાનશતક
આતુર પ્રત્યાખ્યાન
તત્ત્વજ્ઞાન તરંગિણી
કૂર્મપુરાણ
વાયવીયસંહિતા
યોગવાશિષ્ઠ
મનુસ્મૃતિ
પંચવસ્તુ
યોગી યાજ્ઞવલ્ક્ય
ગુણસ્થાન ક્રમારોહ
કસ્તુરી પ્રકરણ
સિંદૂરપ્રકરણ
હિંગુલપ્રકરણ
તત્ત્વાનુશાસન
યોગ પ્રદીપ
સમાધિશતક
પરમાત્મ દ્વાત્રિંશિકા
યોગ અષ્ટક
ધ્યાન અષ્ટક
ધ્યાન વિચાર
મરણ સમાધિ પયન્ના
ચતુર્વિંધ ધ્યાન સ્તોત્ર
પરમેષ્ઠિ વિદ્યા યન્ત્ર કલ્પ
હ્રીંકાર વિદ્યાસ્તવન
મન્ત્રરાજ રહસ્ય
શિવ સંહિતા
શાક્તાનંદ તરંગિણી
નિર્વાણતંત્ર
તંત્રસાર
પ્રાણ તોષણી તંત્ર
જ્ઞાન સંકલિની તંત્ર
વૈષ્ણવી ષોડશ ગ્રંથ
ધર્મસર્વસ્વાધિકાર
સન્મતિ તર્ક
પાર્શ્વચરિત્ર
ઉપદેશ પ્રસાદ
પ્રવચન સાર
ધર્મ સંગ્રહ

| | | |
|---|---|---|
| શ્રીપાલરાસ | ભૈરવ પદ્માવતી કલ્પ | આચારદિનકર |
| બૃહદારણ્યકોપનિષદ | લક્ષનવકાર ગુણનવિધિ | શ્રી સૂરિમંત્રકલ્પ |
| ઇશોપનિષદ | નમસ્કારમંત્ર સ્તોત્રમ્ | સિદ્ધહેમબૃહન્યાસ |
| કુંડિકોપનિષદ | જિન વજ્ર પંજર સ્તોત્ર | સ્તુતિચતુર્વિંશતિકા |
| નિરાલંબોપનિષદ | આગ્નેય પુરાણ | નિર્વાણકલિકા |
| સંન્યાસોપનિષદ | તુકારામ ગાથા | વહ્નિપુરાણ |
| છાંદોગ્યોપનિષદ | મહોપનિષદ | શ્રી અજિતશાંતિસ્તવ |
| પૈંગલોપનિષદ | કૈવલ્યોપનિષદ | શ્રી ગૌતમસ્વામિછંદ |
| તેજોબિંદુપનિષદ | રુદ્રહૃદયોપનિષદ | શ્રી શાંતિસ્તવ |
| શુકરહસ્યોપનિષદ | મહાવાક્ય રત્નાવલિ | ભાવનોપનિષદ |
| રુદ્રયામલ તંત્ર | માંડુક્યોપ નિષદ | પરમેષ્ઠિમંત્રકલ્પ |
| યોગ શિખોપનિષદ | રામોપનિષદ | અનુભવમંત્રદ્વાત્રિંશિકા |
| યોગ ચૂડામણિ ઉપનિષદ | નૃસિંહપૂર્વ ઉપનિષદ | વ્યાડિકોશ |
| ગોતમીય તંત્ર | નૃસિંહઉત્તર ઉપનિષદ | લલિતાત્રિંશતી |
| શારદા તિલક તંત્ર | ગણેશોપનિષદ | સ્કંદપુરાણ |
| વારાહોપનિષદ | ઐતરેયોપનિષદ | લલિતાસહસ્રનામ-ટીકા |
| કઠોપ નિષદ | મૂંડકોપનિષદ | બીજનિઘંટુ |
| યોગ સ્વરોદય | ત્રિપાદ્વિભૂતિ-ઉપનિષદ | ધર્મોપદેશમાલા |
| સમકિતના ૬૭ બોલની સજ્ઝાય | બ્રહ્મવિદ્યોપનિષદ | માતૃકાપ્રકરણ |
| હ્રીંકાર કલ્પ | જાબાલ દર્શનોપનિષદ | નવકારસાર સ્તવનમ્ |
| ઈંકાર વિદ્યા સ્તવનમ્ | અવધૂતોપનિષદ | શ્રી સિદ્ધસેન-શક્રસ્તવ |
| સિદ્ધહેમ શબ્દાનુશાસન | મુક્તિકોપનિષદ | હરિભક્તિ રસામૃતસિન્ધુ |
| લોગસ્સ કલ્પ | અનુભવ અષ્ટક | શ્રી વર્ધમાન વિદ્યા |

# વિનંતિ

'યોગ સ્વાધ્યાય'ના આ વિભાગમાં યોગ સંબંધી અનેક મહત્ત્વના વિષયોના સંકેત પણ થઇ શક્યો નથી. તથા સ્થળ સંકોચને લીધે જે વિષયોનો ઉલ્લેખ કર્યો છે તેનું સ્પષ્ટિકરણ વિષદ પણે કરવાનું શક્ય બન્યું નથી તે માટે સુજ્ઞ વાંચકો અમને ક્ષમા કરે.

યોગ વિષયક એક સ્વતંત્ર પ્રકાશન આશરે એક હજાર પાનાથી અધિક તથા અનેક ચિત્રો સહિત તૈયાર થઇ રહ્યું છે.

માત્ર મર્યાદિત સંખ્યામાં પ્રતો છપાવાની હોવાથી જેઓની આ વિષયમાં જિજ્ઞાસા હોય તેમને આ પુસ્તકના અંતે મૂકેલી જાહેરાત જોવા વિનંતિ છે.

## યોગ અનુપ્રેક્ષા

સંપાદક : શ્રી. કિરણ

એક હજાર પાનાથી અધિક તથા અનેક ચિત્રો સાથે



ॐ ह्रीँ

અર્હં નમઃ

શ્રી

સજ્જન સન્મિત્ર

નવમ મહા નિધિ

# મંત્ર વિભાગ



## શારદા–સરસ્વતી આમ્નાય મંત્રો

### શ્રી બપ્પભટ્ટિસૂરીશ્વરાણાં શારદામંત્ર

૧ ॐ હ્રીં ક્લીં બ્લૌં શ્રીં હ–સ–ક–લ હ્રીં ઐં નમઃ

આ પ્રભાવિક મંત્ર પવિત્રપણે શુદ્ધ–સ્વચ્છ સામગ્રી સમેત એકલાખ મંત્રનો જાપ કરી તેનાં દશમા ભાગે (૧૦૦૦૦) ઘીનો હોમ કરીને સિધ્ધ કરવો. બૃહસ્પતિ સમાન બુદ્ધિ થાય છે. દરરોજ ૧૦૮ની માળા ગણવાથી વિદ્યા વધે છે.

૨ શ્રી બપ્પભટ્ટિસૂરિણાં સારસ્વત મંત્ર. (પ્રાચીન પત્ર પરથી ઉતારેલો છે.)

ॐ અ–સિ–આ–ઉ–સા નમો અર્હદ્વાચિનિ સત્યવાચિનિ વાગ્વાદિનિ વદ વદ મમ વક્ત્રે વાચયસિ હ્રીં સત્યં બ્રૂહિ બ્રાહ સત્યં વદ વદ અસ્ખલિત પ્રચારં સદેવ–મનુજા–સુર સદસિ હ્રીં અસિ–આ–ઉ–સા નમઃ સ્વાહા। લક્ષ જાપાત્ સિદ્ધિઃ॥

૩ શ્રી હેમચન્દ્રાચાર્ય સારસ્વતામ્નાય મંત્ર.

ॐ અર્હંન્ મુખકમલવાસિનિ પાપાત્માક્ષયં કરી શ્રુત જ્ઞાન જ્વાલા સહસ્ર જ્વલિતે ભગવતિ સરસ્વતિ મત્પાપં હન–હન દહ–દહ ક્ષાં ક્ષીં ક્ષૌં ક્ષઃ ક્ષીર ધવલે અમૃત સંભવે વં વં હૂં હૂં, હ્લં ૐ હ્રીં ક્લીં હ્સૌઁ વદ વદ વાગ્વાદિનિ હ્રીંસ્વાહા॥

ચન્દ્ર ચન્દન ગુટિકેમિત્વા ભક્ષયેદનુદ્ગતં સુપઠિત્વા બુધિ વૈભવ કુતે વિહિતેય॥

૪ ॐ હ્રીં શ્રીં ક્લીં બ્લૂં વદ વદ વાગ્વાદિની સરસ્વતીનમઃ સ્વાહા॥

નિત્ય ૧૦૦૮ જાપ્ય સરસ્વતી સ્મરણં સિધ્ધિ।

### સરસ્વતી મંત્ર મય સ્તુતિ

૭ હ્રાં હ્રીં હ્રૂં હ્રઃ જાપ તુષ્ટે હેમરુચિ મુકુટે વલ્લકી વિભ્રહસ્તે, માતુર્માતુર્નમસ્તે દહ દહ જડતાં દેહિ બુદ્ધિ પ્રશસ્તાં। વન્દે વેદાન્ત ગીતે સ્મૃતિ પરિણુતે મુક્તિ

દે મોક્ષ માર્ગે, માર્ગાતીત સ્વરુપે ભવસમવરહા શારદે શુદ્ધ ભાવે ॥

અસ્યકાવ્ય પ્રભાવેણ સ્મરણમાત્રેણ વિદ્યા આગચ્છતિ.

૮ ॐ હ્રીં વદ વદ વાગ્વાદિની ભગવતી સરસ્વતી શ્રુતદેવી મમજાડ્યં હર હર શ્રી ભગવત્યૈ ઠઃ ઠઃ ઠઃ ઠઃ સ્વાહા.

પ્રત્યહં ૧૦૮ જાપાત્ બુદ્ધિ વિકાશાર્થે ત્રણ માસ સુધી ગણવો.

૯ ॐ હ્રીં શ્રીંકલીં વાગ્વાદિની સરસ્વતી મમ જિહ્વાગ્રે વાસં કુરુ કુરુ સ્વાહા.

આ મંત્ર ૨૯ (ઓગણત્રીશ) દિવસ સુધી સવારમાં ૧૦૮ વાર શુદ્ધતાપૂર્વક ગણવો જડબુદ્ધિવાળાને સારી બુદ્ધિ અને વિદ્યા પ્રાપ્ત થાય છે.

૧૦ શ્રી અભયદેવ સૂરિ આમ્નાય મંત્ર (પ્રાચીન પત્ર પરથી)

ॐ હ્રીં એ ક્ષ્મૌંક્ષ્મૌંસઃ સરસ્વત્યૈ નમઃ

## સરસ્વતી ચૂર્ણ મંત્રવાનો મંત્ર

૫ ॐ ઐં હ્રીં શ્રીંકલીં વદ વદ વાગ્વાદિની ભગવતી સરસ્વતી મમ બુદ્ધિ વર્ધની નમઃ સ્વાહા.

આ મંત્ર શરીર શુદ્ધિ પૂર્વક દીપ-ધૂપાદિ સમેત રવિવાર અથવા ગુરૂવારે પ્રાતઃ સમયે પૂર્વ દિશા સન્મુખ સરસ્વતી ચૂર્ણ સ્વચ્છ પાત્રમાં રાખી ૧૦૦૮ વાર ગણી રાખવું. તે ચૂર્ણને સવારમાં ૧૦૮ વાર ઉપરનો મંત્ર ગણી ગાયના ઘી-સાકર સાથે ખાય તો ઘણી જ બુદ્ધિ પ્રાપ્ત થાય છે તે સરસ્વતી ચૂર્ણના શ્લોકમાં જણાવ્યું છે.

## સરસ્વતી ચૂર્ણ

ગડુચ્યપામાર્ગ વિડંગ શાંકીની, બ્રાહ્મી વચા સુંઠ સતાવરીસમા। ધૃતેના લિઢા પ્રકરોતી માનવાઃ ત્રિભિર્દિનૈઃ ગ્રન્થસહસ્ત્ર ધારણા ॥ અર્થ-ગળો (લીંબડાની ગળો) ૧ અઘાડો ૨ વાવડિંગ ૩ શંખાવલી ૪ બ્રાહ્મી ૫ વજ ૬ સુંઠ ૭ સત્તાવરી ૮ આ પ્રમાણે આઠ ચીજો સમ ભાગે લઇ ચૂર્ણ કરી કપડછાણ કરવું. તેને ઉપરના પાંચમાં મંત્રથી કહ્યા પ્રમાણે મંત્રી સવારે ગાયના ઘી સાકર સાથે પ્રાસન કરે ઉપરથી દુધ પીવે તો ત્રણ દિવસમાં એક હજાર શ્લોક કંઠસ્થ કરી શકે તેવી બુદ્ધિ પ્રાપ્ત થાય છે.

૬ ॐ નમો સરસ્વતી બુદ્ધિ બલવર્ધિની સ્વાહા.

ગુરુવાર-રવિવારે સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર પહેરી દીપ ધૂપ સમેત પૂર્વ દિશામાં ૧૨૫૦નો જાપ કરવો. કાર્ય પ્રસંગે ૭-૨૧ મંત્રના જાપથી સ્વચ્છ પાણી મંત્રી પાઇએ તો વિદ્યા વધે બુદ્ધિ વધે, સુખશાંતિ થાય.

**શુભાશુભ જાણવાનો મંત્ર-'ॐ હ્રીં અર્હં ક્ષ્વીં સ્વાહા.'**

કોઇપણ કાર્યમાં લાભ-હાની, નફો-તોટો, થશે કે કેમ ? તે જાણવું હોય ત્યારે ત્યારે રાત્રે કપાળે ચંદનનું વિલેપન કરી તે સુકાઇ જાય પછી ૧૦૮ વાર આમંત્રનો જાપ કરી. અરિહંત ભગવાનનું નવકારમંત્રનું સ્મરણ કરતાં કરતાં ભૂમિ ઉપર ગરમ કામળી કે શેત્રંજી પાથરી સુઈ જવું એટલે સ્વપ્નમાં ધારેલા કામના ફળની ખબર પડશે.

## વિદ્યા પ્રાપ્તિ મંત્ર:-

ૐ ह्रीं અસિઆઉસા નમો ह्रीं વાદિની સત્યવાદિની વદ વદ મમ વક્ત્રે-કણ્ઠયે વાચયા સત્યં બ્રૂહિ બ્રૂહિ સત્યં વદ વદ અસ્ખલિત પ્રચારા સહૈવ મનુજા સુર સદસિ ह्रीं અર્હં અસિઆઉસા નમઃ-સ્વાહા

આ મંત્રનો વિધિપૂર્વક એક લાખ જાપ કરવાથી સિદ્ધ થાય છે, સિદ્ધ થયેલા મંત્રથી મહાબુદ્ધિશાલી, અચિંત્યસ્મરણ શક્તિશાળી, વાદવિવાદે જયપ્રાપ્તકારક, બુદ્ધિગમ્ય કાર્યે સફળતા મળે છે. પઠન-પાઠન-પરીક્ષામાં ૧૦૮ વાર ગણી કાર્યમાં જાય તો પાસ થાય છે.

## જવરનાશન મંત્ર:-

ૐનમો લોએ સવ્વસાહૂણં, ૐનમો ઉજ્ઝાયાણં, ૐનમો આયરિયાણં, ૐનમો સિદ્ધાણં. ૐનમો અરુહંતાણં ૐ ह्रीं સ્વાહા.

આ નવકાર પરાવર્તની વિદ્યામંત્રને ૧૦૮ વાર જપતાં કોરી સફેદ ચાદરના ખૂણાને મસળતા જવું. મંત્ર જપ પૂરો થતાં તે ખૂણાની ગાંઠવાળી દેવી. પછી તે ચાદરની ગાંઠવાળો છેડો તાવવાળાના મસ્તક તરફ રાખીને તે ચાદર તાવવાળાને ઓઢાડવી. તેથી કોઈપણ તાવ-રોજીંદો, એકાંતરીયો, ચોથીઓ, ટાઢિઓ, ગમેતેવો તાવ ઉતરી જાય છે.

## મસ્તક રોગ મટાડનાર મંત્ર:-

ૐનમો અરુહંતાણં ૐનમો સિદ્ધાણં ૐનમો આયરિયાણં, ૐનમો ઉવજ્ઝાયાણં ૐનમોલોએ સવ્વસાહૂણં ૐનમો નાણાય ૐનમો દંસણાય ૐનમો ચારિતાણં ૐનમો તવાય ૐह्रीं ત્રૈલોકય વશ્યંકુરુકુરુह्रीं સ્વાહા.

એક સ્વચ્છ વાટકી-પ્યાલી કે લોટીમાં ચોખ્ખું પાણી ભરી આ મંત્ર એકવીશ વાર ભણી તે પાણીમાં દરેક મંત્રે ફૂંક મારીને પાણી મંત્રવું. તે મંત્રેલું પાણી માથુ દુખતું હોય કે આધાશીશી હોય તેને પીવા આપવું તેથી મસ્તકના દરેક રોગ શાંત થાય છે.

## ભૂત-પ્રેત-ડાકિની-શાકિની નિવારણ મંત્ર.

ૐ ह्रीं અ-સિ-આ-ઉ-સા સર્વ દુષ્ટાન્ સ્તંભય સ્તંભય મોહય મોહય અંધય અંધય મૂકવત્ કારય કારય કુરુ કુરુ ह्रीं દુષ્ટાન્ ઠઃ ઠઃ ઠઃ ઠઃ।

પ્રથમ આ મંત્ર કાળીચૌદશ-સૂર્ય-ચન્દ્ર ગ્રહણ કે નવરાત્રિમાં મંત્ર સાધક દિવસોમાં સિદ્ધ કરવો. પછી જ્યારે કામ પડે ત્યારે. સ્ત્રી-બાળક કે કોઇને ભૂત-પ્રેત-ચૂડેલ, ડાકિની, શાકિનીનો વળગાડ લાગ્યો હોય, નજર લાગી હોય ત્યારે સવાર સાંજ આ મંત્રથી મોરપિચ્છના ગુચ્છાથી કે ચરવલાથી મસ્તકથી પગ સુધી ૨૧ વાર ઉંજવું તેથી ત્રણ કે સાત દિવસમાં તેની પીડા વળગાડ-નજર છૂટી જશે.

## પરદેશ ગમને લાભ મંત્ર:-

ૐનમો અરિહિંતાણં ૐનમો ચંદવઇએ ચંદાવઈએ સત્તદ્રાએ ગિરે મોરમોર હુલુ હુલુ ચુલુ ચુલુ મયુરવાહિનિએ સ્વાહા

જ્યારે પરદેશમાં વેપાર-રોજગાર-ધંધો કરી દ્રવ્ય કમાવા સારૂં જવું હોય ત્યારે આ મંત્રનો જાપ શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા સામે ઉભા રહી દશ હજાર પ્રમાણ દીપ-ધૂપ સમેત કરવો પછી શુભ મુહૂર્ત્ત શુભ શુકને ચંદ્ર સ્વર ચાલતે જવું, જતી વખતે ૧૦૮ વાર આ મંત્રનો જાપ કરવો અને જે શહેર-નગર-ગામમાં પ્રવેશ કરતાં ૧૦૮ નો જાપ કરી પ્રવેશ કરવો, તેથી ધારેલા વેપાર ધંધામાં ઘણો લાભ થશે કોઈ પણ ધંધો લાભદાયક થશે આ મંત્ર રોજ ચાલુ રાખવાથી ચાલુ વેપારમાં વૃદ્ધિ થશે.

ચેતવણી:-જે શહેર-ગામમાં ધંધો-રોજગાર-વેપાર માટે જવું હોય તે શહેર ગામમાં મંગળવારે પ્રવેશ કરવો નહિ, તે ખાસ ધ્યાન રાખવું. દશ હજારનો જાપ કરવો-ઉપવાસ-આયંબિલ કે એકાસણું કરવું, મન-વચન-કાયાથી પવિત્રપણે જાપ કરવો. પરદેશગમને સર્વસિદ્ધિદાયક મંત્ર છે.

## સુખ-સમૃદ્ધિ-સંપદા-પુત્ર પ્રાપ્તિ મંત્ર [ત્રિભુવન સ્વામિની વિદ્યા]

ॐ ह्रीं श्रीं ह्रीं क्लीं અ-સિ-આ-ઉ-સા ચુલુ ચુલુ હુલુ હુલુ મુલુ મુલુ ઇચ્છિયં મે કુરૂ કુરૂ સ્વાહા.

આ મંત્રને ચોવીસ હજાર સુગંધી પુષ્પોથી જાપ કરવો, દરેક પુષ્પ દીઠ એક એક મંત્ર બોલી જાપ કરવો જાપ ત્રણ દિવસમાં ઉપવાસ આયંબિલ કે એકાસણાથી દીપક ધૂપ અખંડ રાખી કરવો તેથી આ મંત્ર સિદ્ધ થશે. પછી દરરોજ એક માળા ૧૦૮ની ગણવી. આ મંત્રના પ્રતાપથી-દ્રવ્ય-સમૃદ્ધિ-સંપદા-પુત્ર-સ્ત્રી-સ્થાવર જંગમ મિલકત દરેકમાં વૃદ્ધિ થશે યશ-કીર્ત્તિ-ઋદ્ધિ-સિદ્ધિ મળશે પૂર્ણ શ્રદ્ધાપૂર્વક નિયમિત જાપ કરતા રહેવું.

## દ્રવ્ય પ્રાપ્તિ મંત્ર

ॐ ह्रीं અરહંત સિદ્ધ આયરિય ઉવજ્ઝાય સવ્વ સાહૂણં નમઃ.

આ મંત્રનો પવિત્રપણે વિધિપૂર્ણ મન-વચન કાયાના શુભ યોગથી સવાલાખ જાપ કરી સિદ્ધ કરવો પછી દરરોજ ત્રણ માળા ગણવી તો અખૂટ દ્રવ્યની પ્રાપ્તિ થાય છે.

## સર્વ સિદ્ધિદાયક મંત્ર

અ-સિ-આ-ઉ-સા-નમઃ। આ મંત્રનો વધિ પૂર્વક સવાલાખ જાપ કરવાથી સિદ્ધ થાય છે દરરોજ ત્રણ માળા ગણવી. દરેક કાર્યમાં લાભ મળે છે.

## સર્વ સિદ્ધિદાયક મંત્ર

ॐ ह्रीं નમો અરિહંતાણં સિદ્ધાણં આયરિયાણં ઉવજ્ઝાયાણં સવ્વ સાહૂણં મમ ઋદ્ધિ-વૃદ્ધિ સમીહિતં કુરુકુરુ સ્વાહા.

આ મંત્ર સ્થિર બુદ્ધિપૂર્વક સવાર-બપોર અને રાત્રે ૧૦૮ ની દરેક વખતે એક એક માળા ગણવી. તેવી રીતે ૨૧ દિવસ સુધી લાગલાગટ જાપ કરવાથી સર્વ પ્રકારે મન ઇચ્છિત લાભ થાય છે અને ચિંતવેલું કાર્ય ફળે છે.

## મન ઇચ્છિત કાર્ય સિદ્ધિ મંત્ર

ॐ ह्रां ह्रीं ह्रूं ह्रौं ह्रः અસિઆઉસા સ્વાહા.

જે કાર્યની સિદ્ધિ મેળવવી હોય તે કાર્ય મનમાં ચિંતવવું, અને સવાલાખ મંત્રનો જાપ કરવો. જ્યાંસુધી જાપ ચાલે ત્યાંસુધી દશાંગ ધૂપ ચાલુ રાખવો મન ઇચ્છિત કાર્ય સિદ્ધ થાય છે.

## સર્વ સિદ્ધિ દાયક મંત્ર

ૐ નમો અરહંતાણં ૐ નમો સિદ્ધાણં ૐ નમો આયરિયાણં. ૐ નમો ઉવજ્ઝાયાણં ૐ નમો લોએસવ્વસાહૂણં ૐ હ્રાઁ હ્રીં હ્રૂઁ હ્રૌં હ્રઃ સ્વાહા.

આ મંત્રનો પવિત્રપણે મન–વચન–કાયાની એકાગ્રતાથી વિધિપૂર્વક સવાલાખનો જાપ કરી સિદ્ધ કરવો પછી હરરોજ એક માળા ૧૦૮ની ગણવી. લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે.

## દ્રવ્ય પ્રાપ્તિનો સરલ ઉપાય

લક્ષ્મી મેળવવાની ઇચ્છાવાળાએ નીચેના નિયમો પાળે તો તેને ધીમે ધીમે લક્ષ્મી મળે છે અને સર્વ રીતે સુખ મળે છે. અઠવાડીયામાં ફક્ત દર બુધવાર ક્ષુરકર્મ (હજામત) કરાવવી, હાથમાં રૂપાનાણું લઇ નવકાર મંત્ર સાત વાર ગણી બન્ને હાથની હથેળી મુખ પર ફેરવવી. અને પથારીમાંથી ઉઠતા જે સ્વર ચાલતો હોય તે બાજુનો પગ પહેલા પથારીમાંથી બહાર મૂકવો આવી રીતે હરરોજ કરવાથી લક્ષ્મી–યશ–કીર્તિ મળે છે શરીર સુખી રહે છે.

## મહા સિદ્ધિ દાયક મંત્ર

ૐ હ્રીં હ્રઃ અ–સિ–આ–ઉ–સા અપ્રતિહત વિદ્યે ૐ હ્રીં અર્હૂં નમઃ

ઇદં પરમેષ્ઠિ મહામંત્ર એક વિંશતિ અક્ષરાણિ દશ સહસ્ર (૧૦૦૦૦) જાપાત્ મહાસિદ્ધિભંવતિ મહાલાભકારક મંત્ર.

## નમુત્થુણં સ્વપ્ન વિદ્યા મંત્ર

ૐ હ્રીં નમો જિણાણં, લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિયાણં, લોગપઇવાણં, લોગપજ્જોઅગરાણં, મમ શુભાશુભં દર્શય દર્શય કર્ણપિશાચિની સ્વાહા.

આ વિદ્યા–મંત્રને પ્રહર રાત્રિ પછી સ્વચ્છ થાળીમાં અષ્ટગંધથી લખવો દીપક–ધૂપ કરવો. લખી લીધા પછી તરત તે થાળીની આસપાસ ચારદિશામાં ૧૦૮ ની એક એક માળા આ મંત્રની ગણવી. પછી "કર્ણપિશાચિની આરાધનાર્થં કાઉસ્સગ્ગ કરું"! એમ કહી અન્નત્થ૦ કહી ૨૦ વીશ લોગસ્સનો (ચંદેસુનિમ્મલયરા સુધીનો) કાઉસ્સગ્ગ કરી. પારી તેજ જગ્યાએ ભૂમિશયન કરવું ચંદનાદિ–સુગંધી દ્રવ્યથી હાથ–મસ્તક–કાન વગેરે સુગંધ યુક્ત કરવા, સુગંધી ધૂપથી તથા સુગંધી દ્રવ્યથી આસપાસનું વાતાવરણ કરવું. કાઉસ્સગ્ગ પારી લીધા પછી મૌનપણે સુવું આ વિદ્યા–મંત્ર રવિવાર કે ગુરુવારે ગણવો મારેલું કામ થાળીમાં અષ્ટગંધથી લખવું. સ્વપ્નને વિષે શુભાશુભ કહેશે.

## લક્ષ્મી અર્થે લબ્ધિ મંત્ર

ૐ હ્રીં બીયબુદ્ધિણં, ૐ હ્રૂઁ કુટ્ઠબુદ્ધિણં, ૐ હ્રૂઁ સંભિન્નસોઆણં, ૐ હ્રૂઁ અક્ખીણ મહાણસસિ

લબ્ધિણં, સવ્વલદ્ધિણં નમઃ સ્વાહા.

. . આ લબ્ધિમંત્ર પવિત્રપણે ત્રણ ઉપવાસ કરી રોજના દશમાલા (૧૦૦૮) ગણવી ત્રણ દિવસમાં ૩૦૦૦ ત્રણ હજાર જાપ કરવો પછી દરરોજ ૧૦૮ એક માળા ગળવી અખૂટ લક્ષ્મી મળે-રહે-યશ-કીર્ત્તિ-બુદ્ધિ-વિદ્યા-સત્કાર-સન્માનમાં વૃદ્ધિ થયા કરે.

## આગમિક સ્વપ્ન વિદ્યા મંત્ર

ૐ નમો અરહઓ ભગવઓ પઙહ સમણસ્સ અમલે વિમલે નિમ્મલે નાણ પયાસણી ૐ નમો સચ્ચં ભાસઈ અરિહા સચ્ચં ભાસઇ કેવલીએ એણ સચ્ચ વયણેણં સવ્વં હવઉ મે સ્વાહા.

પ્રહર રાત્રે કાર્યોત્સર્ગેણ પવિત્રી ભૂત્વા સુગંધ દ્રવ્ય સમેત ૧૦૮ જાપં કર્તવ્ય તત્રૈવ ભૂમિશયનીયં સ્વપ્ને શુભાશુભં દર્શયિતિ

## સર્પ વિષાપહર મંત્ર.

ૐ ઇલ-મિત્તે, તિલમિત્તે ઇલિતિલિમત્તે, ડુંબે-ડુંબેલિએ, ડુસ્સે-ડુસ્સેલિએ, ડુગ્ગે-ડુગ્ગેલિએ, તક્કે-તક્કરણે, જક્કે જક્કરણે, અક્કે-અક્કરણે, મમ્મે-મમ્મરણે, સિંઝે-સિંઝકરણે, કશ્મીરે-કશ્મીરમંડને, અનઘે-અનઘાઘને, અઘને-અઘનાઘને, અઘાયંતે, અખયંતે, પેયં-પાયંતે, શ્વેતે-શ્વેતતુંડે અનુરક્તે ઠઃ ઠઃ ઠઃ સ્વાહા

આ મંત્ર ચોરાશી વાદમાં જય પતાકા મેળવનાર પરમ પ્રભાવક આચાર્યશ્રી વાદિ દેવસૂરિ મહારાજે કુરુકુલ્લા દેવીની આમ્નાય યુક્ત રચેલો છે. આ મંત્ર વિધિપૂર્વક સિધ્ધ કરે તો તેઓ કોઇપણ જાતના સર્પોના વિષને ઉતારી શકે છે અન્યથા આ મંત્રને નિરંતર ત્રણવાર-સાતવાર-એકવીશવાર ગણનારને સર્પ કરડતો નથી કદાચ પૂર્વકર્મના યોગે કરડે તો પણ વિષ ચડતું નથી-ઉતરી જાય છે.

## વ્યાધિહર માતંગિની મંત્ર

. ૐ વં. લં રં યં ક્ષ હંસ માતંગિની સ્વાહા

[ ચઉદહ અક્ખર વિજ્જા, જવિયંજલં સત્ત વારાઓ। જલવિસદાહ વિસાણ, વાહિહર તોય પીએણ ] અર્થ-આ ચૌદ અક્ષરી માતંગિની વિદ્યાથી શુદ્ધ જલને સાત વાર મંત્રી તે પાણી પીવાથી પાણીવિકાર, વિષ-ઝેર, શરીર દાહ, વિસર્પ વગેરે વ્યાધિઓ નષ્ટ થાય છે-મટી જાય છે. શરીર શુદ્ધ કરી, શુદ્ધ વાસણમાં સ્વચ્છ પાણી લઇ ઉપરનો મંત્ર સાત વાર બોલતા જવું અને પાણીમાં ફૂંક મારતા જવું સાથે ધૂપ કરવો તેથી શરીના-વિકારો, ઝેર, દાહ વગેરે રોગ મટી જાય છે.

## શ્રી અંબિકાદેવી મંત્ર

ૐ હ્રીં ક્લીં અંબે-જગદંબે, શુભે-શુભંકરે, અમુંબાલં ભૂતેભ્યો રક્ષ રક્ષ ગ્રહેભ્યો રક્ષ રક્ષ, પિશાચેભ્યો રક્ષ રક્ષ, વેતાલેભ્યો રક્ષ રક્ષ, શાકિનીભ્યો રક્ષ રક્ષ, ગગનદેવીભ્યો રક્ષ રક્ષ, દુષ્ટેભ્યો રક્ષ રક્ષ, શત્રુભ્યો રક્ષ રક્ષ, કાર્મણેભ્યો રક્ષ રક્ષ, દૃષ્ટિ દોષેભ્યો રક્ષ રક્ષ, જયંકુરુ. વિજયંકુરુ, તુષ્ટિંકુરુ, પુષ્ટિંકુરુ, કુલવૃદ્ધિંકુરુ ક્લીં હ્રીં ૐ ભગવતી શ્રી અંબિકે નમઃ

આ અંબિકાદેવીનો મંત્ર સિદ્ધ કરી દરરોજ ૭-૨૧ વાર ગણે તો તને કોઇ પણ દુષ્ટદેવ-દેવી હરકત કરતા નથી અને અંબિકાદેવી સર્વ પ્રકારે સહાય કરે છે

શ્રી ચન્દ્રપ્રભજિન અધિષ્ઠના જ્વાલામાલિની મંત્ર-ઇચ્છિત કાર્યસિધિ મંત્ર

૧ ॐ હ્રીં શ્રીં અર્હં ચન્દ્રપ્રભ શ્રીં હ્રીં કુરૂકુરૂ સ્વાહા.

આ મંત્ર અષ્ટમહાસિદ્ધિ ફલ દાયક છે અનુરાધા નક્ષત્રમાં જાપ કરવાવાળાના અનુકૂલ ચન્દ્રબલ હોય ત્યારે શ્રી ચન્દ્રપ્રભજિનની મૂર્ત્તિ અથવા પ્રતિકૃતિ સન્મુખ શરીર શુદ્ધિપૂર્વક મન-વચન- કાયાની સ્થિરતાથી ઘીનો અખંડ દિવો-ધૂપ અને વસ્ત્ર-આસન-માલા સફેદ વર્ણની (સુતરની માલા) લેવી ત્રણ દિવસમાં ૧૨૦૦૦ (બારહજાર)નો જાપ પૂરો કરવો. જાપ જપતી પહેલા આ પ્રમાણે બોલવું.

"શ્રી જ્વાલામાલિની પ્રાસાદત્ એષઃ યોગઃ ફલતુ." ત્રણ સફેદ અન્નના એકાસણુ કરવા મન ઇચ્છિત ફલ પ્રાપ્ત થાય છે.

૨ ॐ હ્રાં ક્લીં શ્રીં ચન્દ્રપ્રભજિનેન્દ્રાય જ્વાલામાલિન્યૈ નમઃ

આ મંત્ર નીચેની વિધિપૂર્વક દરરોજ ૧૦૮ વાર ગણે તો મન ઇચ્છિત વાન્છિત ફલ સિદ્ધિ થાય છે ચન્દ્રપ્રભજિનપ્રતિમાને દુધનો પખાલ કરી બરાસમિશ્રિત કેશર અંદન ઘસીને પૂજા કરવી સફેદ પુષ્પ ચડાવવા ઘીનો દીવો-ધૂપ કરવા સર્વ ઉપકરણ ચાંદીના સફેદ રાખવા નવકારવાળી ચાદી કે સુતરની રાખવી તેથી ધારેલું કાર્ય તત્કાલ ફલીભૂત થશે.

ભક્તામર ૧૧ શ્લોક મંત્ર

દૃષ્ટવા ભવન્ત મનિમેષ વિલોકનીયં, નાન્યત્ર તોષ મુપયાતિ જનસ્ય ચક્ષુઃ।
પીત્વા પયઃ શશિકરદ્યુતિ દુગ્ધ સિન્ધોઃ, ક્ષારંજલં જલ નિધેરશિતુ કઇચ્છેત? ॥૧૧॥

ॐ હ્રાં હ્રીં ક્લીં શ્રીં શ્રીં કુમતિ નિવારિણ્યૈ મહામાયાયૈ નમઃ સ્વાહા॥

આ મંત્ર ૧૦૮ વાર જાપ કરવો. મૂલ નાયક શ્રી ઋષભદેવ પ્રસાદે ત્રણ પ્રદક્ષિણા દઇ દીપ-ધૂપ પ્રગટાવી પવિત્ર થઇને આ મંત્રનો જાપ કરતા પહેલા ત્રણવાર ઉપરનો શ્લોક બોલવો પછી જાપ કરવો-બ્રહ્મચર્ય પાળવુ, એકાસણું અથવા સચિત્તનો ત્યાગ કરવો, એકપણ દિવસ ખંડિત કર્યા વગર છમાસ સુધી ગણવાથી અપૂર્વ લાભ-સર્વકામ સિધ થાય છે.

શ્રી ચંન્દ્રપ્રજ્ઞપ્તિસૂત્રાંતર્ગત મંત્ર

ॐ હ્રાં હ્રીં ક્લીં બ્લું નમિઊણ અસુરસુર ગરૂલ ભુયંગ પરિવંદિયં ગયકિલેસં અરિહે સિદ્ધાયરિએ ઉવજ્ઝાયે સવ્વસાહૂણએભ્યો નમઃ સ્વાહા.

આ સૂત્રાંતર્ગત મંત્ર પુષ્યાર્કથી ગણવો દરરોજ પવિત્ર થઇ પચવર્ણના ફુલોથી પુજા કરવી દરરોજ એકાસણું સાત્વિક ભોજન કરવું, પ્રથમ દિવસે ૧૦૮ એક માલા, બીજે દિવસે બે એમ સાતમા દિવસે સાત માલા ગણવી. પછી આઠમા દિવસે ૬ નવમા દિવસે છ-પછી પાંચ એમ ઉતરતા જવું તે છેલ્લા દિવસે એક માલા ગણવી અસુરેન્દ્ર સર્પરૂપે આવે, ડરવું નહિ મનોઇચ્છિત કામ પૂર્ણ કરે.

## હ્રીંકાર મંત્ર સત્યામ્નાય કલ્પ.

૧ ૐ હ્રીં નમઃ (અથવા) ૨, ૐ હ્રીં અર્હં નમઃ

આ બે મંત્રમાંથી કોઇ એકનો જાપ કરવો. દીવાળીના દિવસોમાં અઠમ કરી અથવા બીજા શુભ દિવસે પોતાના શુભ દિવસે પોતાના શુભ ચંદ્રબલ જોઈ ત્રણ દિવસ સુધી સવાર બપોર અને રાત્રે દરેક વખતે સત્યાવીશ સત્યાવીશ માળા ગણવી. જાપ વખતે અખંડ દીવો ધૂપ કરવો પૂર્વ અથવા ઉત્તર દિશા સન્મુખ મુખરાખી સ્ફેદ-પીળા રાન-પાટલા ઉપર સ્વચ્છ થાળ રાખી તેમાં ઉપરના મંત્રને અષ્ટગંધથી આલેખન કરવું તે સ્થાળ સન્મુખ બેસવું આસન-વસ્ત્ર-માળા સફેદ રાખવા ઉપવાસ ન થાય તો આયંબેલ કે એકાસણું કરવું બ્રહ્મચર્ય પાળવું ભૂમિશયન કરવું. જાપમાં બેઠા પહેલા સ્નાન કરી પવિત્ર થઇ શરીર પર સુગંધી દ્રવ્ય લગાવવું આ પ્રમાણે ત્રણ દિવસમાં ૨૫૦૦૦ હજારનો જાપ કરવાથી તે મંત્ર સિદ્ધ થશે મનઇચ્છિત સર્વકાર્ય સિદ્ધ મંત્ર છે પછી દરરોજ ત્રણ માલા ગણવી.

કોઇ વખતે કામ પડે ત્યારે આ મંત્રને બે હાથની હથેળીમાં મુખ સામે રાખી ૨૧ વાર ગણી હથેળીમાં ફુંક દઈ તે હથેલી મૂખ ઉપર ફેરવવી જેથી જે કામનો વિચાર કર્યો હોય તે કામ સિદ્ધ થાય એ શુભ કાર્યો જ કરવા આ મંત્ર સાત્વિક શુભ કર્મકર છે.

## શાન્તિકારક-શાન્તિજિનમંત્ર

ૐ નમઃ શ્રી શાન્તિ દેવાય સર્વોરિષ્ટ શાન્તિકરાય હ્રાં હ્રીં હ્રૂં હ્રૌં હ્રઃ અ સિ આ ઉ સા મમ સર્વવિઘ્ન શાન્તિ કુરૂ કુરૂ, તુષ્ટિ પુષ્ટિ કુરૂ કુરૂ સ્વાહા.

આ મંત્રની માળાગણવાથી સર્વ વિઘ્નો નાશ થઇ શાંતિ મળે છે.

## સંતિકર સ્તવ આમ્નાય મંત્ર

સંતિકર સ્તવને ત્રિકાલ સંપૂર્ણ ગણવું તેની બીજી અને ત્રીજી ગાથા-ૐ સ ... નિરુપે મહિ ॥ ૐ સતિ નમુક્કરો સ્વાહા ॥ ૭-૨૧-૪૧-૫૧ કે ૧૦૮ વાર ગણીએ તો ... ભૂતાદિનો વિકાર, શાકની આદિના દોષો થતા સર્વ પ્રકારે સુખ શાંતિ રહે છે તરત ફળદાયક મંત્ર છે.

## સંતિકરં સ્તવનો મૂલ મંત્ર

ૐ હ્રીં શ્રીં શાન્તિજિન સર્વાસિવ દુરિય હરણાણં હ્રીં શ્રીં ક્લીં ઐં નમઃ।

ઇદં ચતુર્વિંશતિમન્ત્રાક્ષરિ પ્રત્યહં પ્રાતઃ કાલે ૧૦૮ જાપાત શારીરિક માનસિક શાન્તિ પ્રપ્યતે, શરીર નિરોગી માનસિક પરિતાપ વગરની સુખશાંતિ રહે છે.

## દશવૈકાલિક પ્રથમ અધ્યયન કલ્પ

મંત્ર- ૐ હ્રીં શ્રીં ક્લીં ધમ્મો મંગલ મુક્કીટ્ઠંની પાંચ ગાથા ૨૧ દિવસ સુધી ૧૦૮ની માળા ગણવી. ૨૧ દિવસના એકાસણા કરવા તેથી સુવર્ણ સિદ્ધિ જેવી ઋદ્ધિ પ્રાપ્ત થશે. દીવાળીનો છઠ્ઠ કરી કેસર, કસ્તુરી, અંબર બરાસાદિ અષ્ટગંધથી પવિત્ર પણે નીચેનો યંત્ર લખી પાસે રાખે કે ગંલ્લામાં રાખે તો સર્વનો લાભ થશે

## દશ વૈકાલિક પ્રથમ અધ્યયન કલ્પયંત્ર

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધ | મ્મો | મ | ગ | લ | મુ | ક્કિ | ટ્ઠં | અ | હિ | સા | સં | જ |
| મો | ત | વો | દે | વા | વિ | તં | ન | મ | સ | તિ | જ | સ્સ |
| ધ | મ્મે | સ | યા | મ | ણો | ૐ | જ | હા | દુ | મ્મ | સ્સ | પુ |
| પ્ફે | સુ | ભ | મ | રો | આ | વિ | અ | ઇ | ર | સ | ન | ય |
| પુ | પ્ફ | કિ | લા | મે | ઇ | સો | ય | પી | ણે | ઇ | અ | પ્પ |
| ય | હ્રીં | એ | મે | એ | સ | મ | ણા | મુ | ત્તા | જે | લો | એ |
| સ | તિ | સા | હૂ | ણો | વિ | હ | ગ | મા | વ | પુ | પ્ફે | સુ |
| દા | ણુ | ભ | ત્તે | સ | ણે | ર | યા | શ્રી | વ | ય | ચ | રિ |
| તિ | લ | ભા | મો | ન | ય | ક્કો | ઇ | ઉ | વ | હ | મ્મ | ઇ |
| અ | હા | ગ | ડે | સુ | રી | યં | તે | પુ | પ્ફે | સુ | ભ | અ |
| રા | જ | હા | ક્લીં | મ | હુ | કા | ર | સ | મા | ણુ | ધા | જે |
| ભ | વ | નિ | અ | ભિ | સિ | યા | ના | ણા | પિ | ડ | ર | યા |
| દં | તા | તે | ણ | વુ | ચ્ચં | તિ | સા | હૂ | ણો | નિ | બે | બિ |

**ધમ્મો-મંગલની સુવર્ણસિદ્ધિ માટે** પ્રાચીન પત્ર ઉપરથી નીચે પ્રમાણે ઉતારા કર્યો છે.

ધમ્મો-પારો, મંગલ-સોનું, મુક્કીટ્ઠં-નેપાલ તાંબુ. અહિંસા-કથે, સંજમો-રાનો અંગથિઓ. દેવાવિત્ત-કાલો ધત્તુરો, નમંસંતિ-પીલી હીરાળી હીરેલી)ના કુર પારો ધતુરા સમઈઈ, હેમરતુ અગથીઆ ઓમ ઇઇ, ત્રાબુ કથરેસું મહંઇ, એટલ સઘલા ઓષધ, પીલી દીરલીયુ મહંઈ, તેટલે રસ નિપજે. ત્રાંબુ રૂપું ધમી મહિ કલક મુકીઇ એટલે હેમ નિપજે-ચૌમાં પૂર્વ માહેલી વિદ્યા.

ઉપર પ્રમાણે જુની બાજમા ઉતારેલું છે. તે પ્રમાણે અહીં આપ્યું છે.

ગૌતમ સ્વામિના રાસમાં ગર્ભિત મંત્ર.

ૐ હ્રીં શ્રીં અરિહંત ઉવજ્ઝાય ગૌતમ સ્વામિને નમઃ

### શ્રી મહાલક્ષ્મીના મંત્રો

૧ આદ્ય પ્રણવસ્તતઃ શ્રીં, મયા કામાક્ષરં તથા। મહાલક્ષ્મ્યૈ નમશ્ચાન્તે, મન્ત્રોયં દશ સંખ્યકમ્॥ પ્રત્યુગ્ર સદ્ય કુસુમૈઃ સંભૃતૈઃ પીતવર્ણ કૈઃ

અર્થ-આ શ્લોકમાં જણાવેલા મહાલક્ષ્મી મંત્રના દશ અક્ષરોનો જાપ કરવાનો છે તે આ પ્રમાણે ॐ શ્રી હ્રીં ક્લીં મહાલક્ષ્મ્યૈ નમઃ।

આ મંત્રનો જાપ ત્રણ દિવસમાં ૧૨૫૦૦ સાડાબાર હજારનો કરવો. દરરોજ મહાલક્ષ્મીની પ્રતિકૃતિ (છબી) ની સામે કરવો ત્યારે સફેદ વર્ણના સુગંધી ફૂલોથી પૂજા કરવી ત્રણ દિવસ ઉપવાસ અથવા સાત્વિક ચીજનું એકાસણાં કરવાં આસાન વસ્ત્ર-માળા પીળા વર્ણની રાખવી માળા કેરબાની જોઈએ દીપ-ધૂપ અખંડ રાખવો મહાલક્ષ્મીની છબી સુવર્ણાંગી-પીળા વસ્ત્રવાળી પદ્મ કમલ હાથમાં હોય તેવી લેવી પછી રોજ ૧૦૮ની માળા ગણવી, અખૂટ લક્ષ્મી-ધન-ધાન્યથી ઘણો લાભ રાજ્યમાં-પ્રજામાં પ્રતાપ વધે. શરીરે સૌખ્ય વધે. લોકોમાં આદર-સત્કાર પામે.

૨ ॐ હ્રીં શ્રીં ઐં ક્લીં મહાલક્ષ્મી મમ ગૃહે આગચ્છ આગચ્છ ॐ સ્વાહા.
આ મંત્રનો દીવાળીના દિવસોમાં ૧૨૫૦૦ (સાડાબાર હજાર) નો જાપ કરવો
૩ ॐ હ્રીં યં-રં-લં-વં અર્હં હંસઃ।

આ મંત્ર જિનેશ્વરદેવની પ્રાતઃ કાલે પૂજા કરી ૧૦૮ વાર ગણવો તેથી લક્ષ્મીની વૃદ્ધિ થશે વેપાર-વાણિજ્યમાં લાભ મળશે.

## શ્રી અષ્ટોત્તરી સ્નાત્રમાં બોલવાની મંત્ર ગાથાઓ

ॐ વરકણય-સંખ-વિદ્રુમ, મરગયઘણ સન્નિહં વિગયમોહં।
સત્તરિસયં જિણાણં, સવ્વામર પૂઇઅં વંદે સ્વાહા। ૧.
ॐ તં સંતિં સંતિકરં, સંતિણ્ણં સવ્વભયા સંતિં થુણામિ જિણં, સંતિં વિહેઉમે સ્વાહા ॥૨
ॐ રોગ જલજલણ વિસહર, ચોરારિ મઇંદ ગયરણ ભયાઇં।
પાસ જિણનામ સંકિત્તણેણ, પંસમંતિ સવ્વાઈં સ્વાહા।
ॐ ભવણવઇ વાણવંતર, જોઇસવાસી વિમાણવાસીઅ।
જે કેવિ દુટ્ઠદેવા, તે સવ્વે ઉવસમંતુ મમ સ્વાહા॥

## શ્રી શાન્તિસ્નાત્રમાં બોલવાની મંત્ર ગાથાઓ

ॐ તં સંતિં સંતિકરં સંતિણ્ણં સવ્વભયા। સંતિં, થુણ મિજિણં સંતિંવિહેઉમે સ્વાહા।
ॐ રોગ જલજલણ વિસહર, ચોરારિ મઇંદ ગયરણ ભયાઇં,
પાસજિણનામ સંકિત્તણેણ પસમંતિ સવ્વાઈં સ્વાહા॥
ॐ વરકણય સંખ વિદ્રુમ-મરગયઘણસંનિહં વિગયમોહં,
સત્તરિસયં જિણાણં, સવ્વામર, પૂઇઅંવંદે સ્વાહા।
ॐ ભવણવઇવાણવંતર, જોઇસવાસી વિમાણવાસીઅ,
જે કેઈ દુટ્ઠદેવા, તે સવ્વે ઉવસમંતુ મમ સ્વાહા.॥

## બૃહત્ સ્નાત્રમાં બોલવાનો અર્હત્ મંત્ર

ॐ નમોઽર્હતે પરમેશ્વરાય, ચતુર્મુખાય, પરમેષ્ઠિને, દિક્કુમારી પરિપૂજિતાય, ત્રૈલોક્ય મહિતાય. દિવ્યશરીરાય, દેવાધિદેવાય, અસ્મિન્, જંબૂદ્વીપે, ભરતક્ષેત્રે, દક્ષિણાર્ધભરતે, મધ્યખંડે, અમુક દેશે શ્રી....અમુક....નગરે, અમુક જિનપ્રસાદે, શ્રી સંઘગૃહે (અથવા અમુક શ્રેષ્ઠિ....) શ્રી શાંતિસ્નાત્રવિધિ મહોત્સવે, શ્રીસ્નાત્રસ્ય કર્તુઃ કારયિતુશ્ચ ઋદ્ધિવૃદ્ધિં કલ્યાણં કુરુકુરુ સ્વાહા.



ॐ ह्रीं

अर्हं नमः

श्री

# સજ્જન સન્મિત્ર

## દશમ મહાનિધિ

## અંતિમ આરાધના

## આત્મબોધ



### પંડિત શ્રી દેવચંદ્રજી કૃત સ્નાત્ર પુજા

ચઉતિસે અઇસય જુઓ, વચનાતિસય જુત્ત; સો પરમેસર દેખી ભવિ, સિંહાસણ સંપત્ત (ઢાલ) સિંહાસણ બેઠા જગભાણ, દેખી ભવિક જન ગુણ મણિ ખાણ; જે દીઠે તુજ નિરમલ નાણ, લહિએ પરમ મહોદય ઠાણ; કુસુમાંજલિ મેલો આદિ જિણંદા. તોરા ચરણ કમલ સેવે ચોસઠ ઈંદા. ૧. (ગાથા) જો નિયગુણ પજ્જવ રમ્યો, તસુ અનુભવ એગંત; સુદ્ધ પુગ્ગલ અરોપતાં, જોતસુ રંગ નિરંત્ત ૨. (ઢાલ) જે નિજ આતમ ગુણ આણંદી, પુગ્ગલ સગે જેહ અફંદી; જે પરમેશ્વર નિજ પદ લીનો, પૂજો પ્રણમો ભવ્ય અદીનો; કુસુમાંજલિ મેલો શાતિ જિણદા. તોરા૦ ૨. (ગાથા) નિમ્મલ નાણ પયાસકર, નિમ્મલ ગુણ સંપન્ન, નિમ્મલ ધમ્મોવએસ કર, સો પરમપ્પા ધન્ન ૩ (ઢાલ) લોકાલોક પ્રકાશક નાણી, ભવિજન તારણ જેહની વાણી; પરમાનંદ તણી નીશાણી, તસુ ભગતે મુજ મતિય ઠહરાણી; કુસુમાંજલિ મેલો નેમિ જિણંદા. તોરા૦ ૩. (ગાથા) જે સિદ્ધા સિઝ્ઝંતિ જે, સિઝ્ઝં સંતિ અણંત; જસુ આલંબન ઠવિય મણ, સો સેવો અરિહંત. (ઢાલ) શિવ સુખ કારણ જે ત્રિકાલે, સમપરિણામે જગત નિહાલે; ઉત્તમ સાધન માર્ગ દેખાડે, ઈંદ્રાદિક જસુ ચરણ પખાલે; કુસુમાંજલિ મેલો પાસ જિણંદા. તોરા૦ ૪. (ગાથા) સમ્મદ્દિઠ્ઠી દેસ જય, સાહુ સાહુણી સાર; આચારજ ઉવઝાય મુણિ, જો નિમ્મત આધાર (ઢાલ) ચઉવિહ સઘે જે મન ધાર્યું મોક્ષ તણું કારણ નિરધાર્યું; વિવિહ કુસુમ વર જાતિ ગહેવી, તસુ ચરણે પ્રણમંત ઠવેવી; કુસુમાંજલિ મેલો વીર જણંદા. તોરા૦ ૬. (વસ્તુછંદ) સયલ જિનવર સયલ જિનવર, નમિય મનરંગ; કલ્લાણક વિહિ સંઠવિય, કરિણ ધમ્મ સુપવિત્ત; સુંદર સય ઇગસત્તરિ તિથ્થંકરં, ઇગ સમય વિહરંતિ મહીયલ; ચવણ સમય ઇગવીસ જિણ, જમ્મ સમય ઇગવીસ; ભત્તિય ભાવે પુજીયા, કરો સંઘ સુજગીસ. ૧.

ઢાલ બીજી–ભવ ત્રીજે સમકિત ગુણ રમ્યા, જિનભક્તિ પ્રમુખ ગુણ પરિણમ્યા; તજી ઇંદ્રિય સુખ આસંશના, કરી સ્થાનક વીશની સેવના. ૧. અતિ રાગ પ્રશસ્ત પ્રભાવતા, મન ભાવના એહવી ભાવતા; સવિ જીવ કરૂં શાસન રસી, ઇસી ભાવદયા મન ઉલ્લસી. ૨. લહી પરિણામ એહવું ભલું, નિપજાવી જિનપદ નિર્મલું; આયુ બંધ વિચે એક ભવ કરી, શ્રદ્ધા સંવેગે તે થિર ધરી ૩. ત્યાંથી ચવિય લહે નરભવ ઉદાર, ભરતે તેમ ઐરવતેજ સાર; મહાવિદેહે વિજયે વર પ્રધાન, મધ્ય ખંડે અવતરે જિન નિધાન. ૪

ઢાલ ત્રીજી–પુણ્યે સુપનાહ દેખે, મન માંહે હર્ષ વિશેષે; ગજવર ઉજ્વલ સુંદર, નિર્મલ વૃષભ મનોહર. ૧. નિર્ભય કેસરી સિંહ, લક્ષ્મી અતિહી અબીહી; અનુપમ ફૂલની માલ, નિર્મલ શશિ સુકોમલ. ૨. તેજે તરણી અતિ દીપે, ઇંદ્ર ધ્વજા જગઝીપે; પૂરણ કલશ પંડુર, પદ્મ સરોવર પૂર. ૩. અગ્યારમે રયણાયર, દેખે માતા ગુણ સાયર; બારમે ભુવન વિમાન, તેરમે અનુપમ રત્ન નિધાન. ૪. અગ્નિશિખા નિર્ધૂમ, દેખે માતાજી અનોપમ; હરખી રાયને ભાસે, રાજા અરથ પ્રકાશે. ૫. જગપતિ જિનવર સુખકર, હોશે પુત્ર મનોહર; ઇંદ્રાદિક જસુ નમશે, સકલ મનોરથ ફલશે. ૬. (વસ્તુ છંદ) પુણ્યઉદય પુણ્યઉદય ઉપન્ન જિનનાહ, માતા તવ રયણી સમે; દેખી સુપન હરખંતી જાગીય, સુપન કહી નિજ કંતને; સુપન અરથ સાંભલો સોભાગીય, ત્રિભુવન તિલક મહાગુણી; હોશે પુત્ર નિધાન, ઇંદ્રાદિક જસુ પાય નમી, કરશે સિદ્ધિ વિધાન. ૧.

ઢાલ ચોથી–સોહમપતિ આસન કંપીઓ એ, દેઇ અવધિ મન આણંદીઓ એ; નિજ આતમ નિર્મલ કરણ કાજ, ભવજલ તારણ પ્રગટ્યો જહાજ. ૧. ભવઅટવી પારગ સત્થવાહ, કેવલનાણાઇય ગુણ અગાહ; શિવ સાધન ગુણ અંકૂરો જેહ, કારણ ઉલટ્યો આસાઢ મેહ. ૨. હરખે વિકસી તવ રોમરાય, વલયાદિકમાં નિજ તનુ ન માય; સિંહાસનથી ઉઠ્યો સુરિંદ, પ્રણમંતો જિન આણંદ કંદ. ૩ સગ અડ પય સાહમો આવિ તથ્ય, કરી અંજલિ પ્રણમીય મથ્થ; મુખે ભાખે એ ક્ષણ આજ સાર, તિયલોય પહુ દીઠો ઉદાર. ૪. રે રે નિસુણો સુર લોય દેવ, વિષયાનલ તાપિત તુમ સવેવ; તસુ શાંતિ કરણ જલધર સમાન, મિથ્યા વિષ ચુરણ ગુરૂડવાન. ૫. તે દેવ સકલ તારણ સમથ્થ. પ્રગટ્યો તસ પ્રણમી હુવો સનાથ; એમ જંપી શક્ર સ્તવ કરેવિ, તવ દેવ દેવી હરખે સુણેવિ. ૬. ગાવે તવ રંભા ગીત ગાન, સુરલોક હુવો મંગલ નિધાન; નરક્ષેત્રે આરજ વંશ ઠામ, જિનરાજ વધે સુર હર્ષ ધામ. ૭. પિતા માતા ઘરે ઓચ્છવ અશેષ, જિનશાસન મંગલ અતિ વિશેષ; સુરપતિ દેવાદિક હર્ષ સંગ, સંયમ અર્થિજનને ઉમંગ. ૮ શુભ વેલા લગને તીર્થ નાથ, જનમ્યા ઇંદ્રાદિક હર્ષ સાથ; સુખ પામ્યા ત્રિભુવન સર્વ જીવ, વધાઇ વધાઇ થઇ અતીવ ૯.

ઢાલ પાંચમી–શ્રી તીર્થંપતિનું કલસ મજ્જન, ગાઇએ સુખકાર, નરખિત્ત મંડણ દુહ વિહંડણ, ભવિક મન આધાર; તિહાં રાવ રાણા હર્ષ ઓચ્છવ, થયો જગ જયકાર, દિશિ કુમરી અવધિ વિશેષ જાણી, લહ્યો હર્ષ અપાર. ૧. નિય અમર અમરી

સંગ કુમરી, ગાવતી ગુણ છંદ, જિન જનની પાસે આવી પોહોતી, ગહગહતી આણંદ; હે માય! તેં જિનરાજ જાયો. શુચિ વધાવો રમ્મ, અમ ધમ્મ નિમંલ કરણ કારણ, કરીશ સુઇકમ્મ ૨ તિહાં ભૂમિ શોધન દીપ દર્પણ વાય વીંજણ ધાર. તિહાં કરીય કદલીગેહ જિનવર, જનની મજ્જનકાર; વરરાખડી જિન પાણિ બાંધી, દીએ એમ આશીષ, જુગ કોડા કોડિ ચિરંજીવો ધર્મ દાયક ઇશ ૩.

ઢાલ છઠ્ઠી-જિન રયણીજી, દશોદિશિ, ઉજ્જવલતા ધરે, શુભ લગ્નેજી, જ્યોતિષ ચક્ર તે સંચરે; જિન જનમ્યાજી, જેણે અવસર માતા ઘરે, તેણે અવસરજી, ઇંદ્રાસન પણ થરહરે. (ત્રોટક) થરહરે આસન ઇંદ્ર ચિંતે, કોણ અવસર એ બન્યો, જિન જન્મ ઉત્સવ કાલ જાણી, અતિહી આનંદ ઉપન્યો; જિન સિદ્ધિ સંપત હેતુ જિનવર, જાણી, ભગતે ઉમહ્યો, વિકસિત વદન પ્રમોદ વધતે, દેવનાયક ગહગહ્યો. ૧ (ઢાલ) તવ સુરપતિ જી, ઘંટા નાદ કરાવ એ, સુરલોકે જી, ઘોષણા એહ દેવરાવ એ; નરક્ષેત્રે જી, જિનવર જન્મ હુઓ અછે, તસ ભગતે જી, સુરપતિ મંદિર ગિરિ ગચ્છે (ત્રોટક) ગચ્છેતિ મંદર શિખર ઉપર, ભુવન જીવન જિન તણો, જિન જન્મ ઉત્સવ કરણ કારણ, આવજો સવિ સુરગણો; તુમ શુદ્ધ સમકિત થાશે નિર્મલ, દેવાધિદેવ નિહાલતાં, આપણા પાતક સર્વ જાશે, નાથ ચરણ પખાલતાં ૨. (ઢાલ) એમ સાંભળી જી, સુરવર કોડિ બહુ મલી, જિન વંદનજી, મંદિરગિરિ સામા ચલી; સોહમપતિ જી, જિનજનની ઘરે આવિયા, જિન માતાજી, વંદી સ્વામી વધાવિયા. (ત્રોટક) વધાવિયા જિન હર્ષ બહુલે, ધન્ય હું કૃત પુણ્ય એ, ત્રૈલોક્ય નાયક દેવ દીઠો, મુજ સમો કોણ અન્ય એ; હે જગત જનની! પુત્ર તુમચો, મેરૂ મજ્જન વર કરી, ઉત્સંગ તુમચે વલીય આપીશ, આતમા પુન્યે ભરી. ૩. (ઢાલ) સુર નાયકજી, જિન નિજકર કમલે ઠવ્યા, પંચ રૂપેજી, અતિશે મહિમાએ સ્તવ્યા; નાટક વિધિજી, તવ બત્રીશ આગલ વહે, સુર કોડિજી, જિન દર્શનને ઉમહે. (ત્રોટક) સુર કોડા કોડિ નાચતી વલી, નાથ શુચિ ગુણ ગાવતી, અપ્સરા કોડી હાથ જોડી, હાવ ભાવ દેખાવતી; જયો જયો તું જિનરાજ જગગુરૂ, એમ દે આશીષ એ, અમ્હ ત્રાણ શરણ આધાર જીવન, એક તું જગદીશ એ. ૪ (ઢાલ) સુર ગિરિવર જી, પાંડુક વનમેં ચિહું દિશે, ગિરિ શૈલ પર જી, સિંહાસન સાસય વસે; તિહાં આણી જી, શક્રે જિન ખોલે ગ્રહ્યા, ચોસઠે જી, તિહાં સુરપતિ આવી રહ્યા. (ત્રોટક) આવિયા સુરપતિ સર્વ ભગતે, કલશ શ્રેણિ બનાવ એ, સિદ્ધાર્થ પમુહા તીર્થ ઔષધી, સર્વ વસ્તુ અણાવ એ; અચ્યુતપતિ તિહાં હુકમ કીનો, દેવ કોડા કોડિને, જિન મજ્જનાર્થ નિર લાવો, સર્વે સુર કર જોડીને ૫

ઢાલ સાતમી-આત્મસાધન રસી દેવકોડી હસી, ઉલ્લસીને ધરી ખીરસાગર દિશી; પદ્મદ્રહ આદિદહ ગંગપમુહા નઈ, તીર્થજલ અમલ લેવા ભણી તે ગઇ ૧. જાતિ આઠ કલશ કરી સહસ્સ અઠોત્તરા, છત્ર ચામર સિંહાસણ શુભતરા; ઉપગરણ પુષ્ફ ચંગેરિ પમુહા સવે, આગમે ભાખિયા તેમ આણી ઠવે ૨. તીર્થજલ ભરિય કર કલશ કરી દેવતા, ગાવતા વાવતા ધર્મ ઉન્નતિરતા; તિરય નર અમરને હર્ષ ઉપજાવતા, જન્મ અરિહ

શક્તિ શુચિ ભક્તિ એમ ભાવતા. ૩. સમકિત બીજ નિજ આત્મ આરોપતા, કલશ પાણી મિષે ભક્તિજલ સીંચતા; મેરૂ સિહરોસરે સર્વ આવ્યા વહી; શક્ર ઉત્સંગ જિન દેખી મન ગહગહી ૪ (વસ્તુ છંદ) કુંહો દેવા કુંહો દેવા, અણુઈ કાલો, અદિકુ પુળ્વો; તિલોય તારણો તિલોય બધુ, મિચ્છત્તા મોહ વિદ્ધંસણો; અણાઇ તિણ્હા વિણાસણો, દેવાહિ દેવો દીઠઓહિય કામેહિ. ૫ એમ પભણંત વણ ભવણ જોઇસર, દેવ વેમાણિયા ભત્તિ ધમ્માયરા; કેવિ કપ્પઠિયા કેવિ મિત્તાણુગા, કેવિ વર રમણિ વયણેણ અઇ ઉચ્છગા ૬ (વસ્તુ છંદ) તથા અચ્ચુઅ ઇંદ્ર આદેસ, કરજોડી સવિ દેવગણ, લેય કલસ આદેશ પાણીય; અદ્ભુત રૂપ સરૂપ જૂઅ, કવણ એહ ઉત્સંગ સામિય, ઇંદ્ર કહે જગત.રણો, પારગ અમ પરમેસ; નાયક દાયક ધમ્મનિહિ. કરીએ તસુ અભિષેક

ઢાલ આઠમી-પૂર્ણ કલશ શુચિ ઉદકની ધારા, જિનવર અંગે નામે; આતમ નિર્મલ ભાવ કરંતાં, વધતે શુભ પરિણામે; અચ્યુતાદિક સુરપતિ મજ્જન, લોકપાલ લોકાંત; સામાનિક ઇંદ્રાણી પમુહા, એમ અભિષેક કરંત. ૧. (ગાહા) તવ ઇસાણ સુરિંદો સક્કં પભણેઇ કરઇ સુપસાઓ; તુમ અંકે મહનાહો, ખિણમિત્તં અમ્હ અપ્પેહ ૨. તા સક્કિંદો પભણેઇ, સાહમિવચ્છલંમિ બહુ લાહો; આણા એવં તેણ, ગિણ્હ્યોહા ઉચ્છયથાઓ. ૩. (ઢાલ તેહીજ) સોહમ સુરપતિ વૃષભ રૂપ કરી, ન્હવણ કરે પ્રભુ અંગે; કરિય વિલેપણ પુષ્પમાલ ઠવિ, વર આભરણ અભંગ; તવ સુરવર બહુ જય જય રવ કરી નાચે ધરી આણંદ; મોક્ષમાર્ગ સારથપતિ પામ્યો, ભાંજ શું હવે ફંદ ૪ કોડ બતીશ સોવન ઉવારી, વાજંતે વર નાદે; સુરપતિ સંઘ અમર શ્રી પ્રભુને, જનનીને સુપ્રસાદે; આણી થાપી એમ પયંપે, અમ નિસ્તરિયા આજ; પુત્ર તુમારો ધણીઈ હમારો, તારણ તરણ જહાજ ૫ માત જતન કરી રાખજો એહને, તુમ સુત અમ આધાર; સુરપતિ ભક્તિ સહિત નંદીશ્વર, કરે જિનભક્તિ ઉદાર; નિય નિય કપ્પ ગયા સવિ નિર્જર, કહેતાં પ્રભુ ગુણસાર; દીક્ષા કેવલ જ્ઞાન કલ્યાણક, ઇચ્છા ચિત્ત મઝાર. ૬. ખરતરગચ્છ જિન આણારંગી, રાજસાગર ઉવજ્ઝાય; જ્ઞાન ધર્મ દીપચંદ સુપાઠક, સુગુરૂતણે સુપસાય; દેવચંદ્ર જિન ભકતે ગાયો, જન્મ મહોત્સવ છંદ; બોધ બીજ અંકુરો ઉલસ્યો સંઘ સકલ આનંદ. ૭.

કળશઃ-ઇમ પૂજા ભગતે કરો, આતમ હિત કાજ; તજિય વિભાવ નિજ ભાવમે, રમતા શિવ રાજ. ૧. કાલ અનંતે જે હુઆ, હોશે જેહ જિણંદ; સંપય સીમંધર પ્રભુ, કેવલ નાણ દિણંદ. ૨. જન્મ મહોત્સવ એણી પરે, શ્રાવક રુચિવંત; વિરચે જિન પ્રતિમા તણો, અનુમોદન ખંત. ૩. દેવચંદ્ર જિન પૂજના, કરતાં ભવ પાર; જિન પડિમા જિનસારખી, કહી સૂત્ર મઝાર. ૪.

## ૧. સમાધિ મરણ વિચાર ગ્રંથ

દોહાઃ-પરમાનંદ પરમ પ્રભુ, પ્રણમું પાસ જિણંદ; વંદુ વીર આદે સહુ, ચોવીશે જિણચંદ. ૧. ઇંદ્રભૂતી આદે નમું, ગણધર મુનિ પરિવાર; જિનવાણી હિયડે ધરી, ગુણવંત ગુરૂ નમું સાર ૨. આ સંસાર અસારમાં, ભમતા કાલ અનંત; અસમાધિ

કરી આતમા, કીમહી ન પામ્યો અંત. ૩. ચઉગતિમાં ભમતાં થકા, દુઃખ અનંતા અનંત; ભોગવીયાં એણે જીવડે, તે જાણે ભગવંત ૪. કોઈ અપૂરવ પુણ્યથી, પામ્યો નર અવતાર; ઉત્તમ કુલ ઉત્પન્ન થયો, સામગ્રી લહિ સાર ૫. જિન વાણી શ્રવણે સુણી, પ્રણમી તે શુભ ભાવ; તીણથી અશુભ ટલ્યાં ઘણાં, કાંઈક લહ્યા પ્રસ્તાવ. ૬. વીરુઆ ભવ દુઃખ ભાસીયાં, સુખ તો સહેજ સમાધ; તેહ ઉપાધી મટે હુએ, વિષય કષાય અગાધ. ૭. વિષય કષાય ટલ્યા થકી, હોય સમાધિ સાર; તીણ કારણ વિવરી કહું, મરણ સમાધિ વિચાર. ૮. મરણ સમાધિ વરણવું, તેની સુણો ભવી સાર; અત સમાધિ આદરે, તસ લક્ષણ ચિત્ત ધાર. ૯. જે પરિણામ કષાયનાં, તે ઉપશમ જબ થાય; તેહ સ્વરૂપ સમાધિનું એ છે પરમ ઉપાય. ૧૦. સમ્યગ્દૃષ્ટિ જીવ જે, તેહનો સહજ સ્વભાવ; મરણ સમાધિ વંછે સદા, થિર કરી આતમ ભાવ. ૧૧. અરુચી ભઈ અસમાધિકી, સહજ સમાધિશું પ્રીત; દિન દિન તેહની ચાહના, વરને એહીજ રીત. ૧૨. કાલ અનાદિ અભ્યાસથી, પરિણતી વિષય કષાય; તેહની શાન્તિ જબ હુએ, તેહ સમાધિ કહાય. ૧૩. અવસર નિકટ મરણ તણો, જબ જાણે મતિવંત; તવ વિશેષ સાધન ભણી, ઉલસિત ચિત્ત અત્યંત. ૧૪. જેસે સારદુલ સિંહકું, પુરૂષ કહે કોઈ જાય; તુને કહું નિભંય હુઈ, ખબર કહું સુખદાય. ૧૫ શત્રુકી ફેજાં ઘણી, આવે છે અતિ જોર; તુમ ઘેરણ કે કારણે, કરતી અતિ ઘણો સોર. ૧૬. કેતેક તુંમસે દુર હે, તે વેરીકી ફોજ; ગુફા થકી નિકસો તુરત, કરો સંગ્રામકી મોજ. ૧૭. તુમ આગે સબ રકહે, શત્રુકો પરિવાર; પ્રાક્રમ દાખો આપણું, તુમ બલ શક્તિ અપાર. ૧૮ મહંત પુરૂષકી રીતીએ, શત્રુ આવે જાંહી; તવ તતખિણ સનમુખ હુએ, જીત લીયે ખિણ માંહી. ૧૯. વચન સુણી તે પુરૂષકા, ઉઠ્યા સાર્દુલ સિંહ; નિકસ્યો બાહીર તતખિણે, માનું અકલ અબીહ ૨૦. ગર્જારવ કરે એહવો, મહા ભયંકર ઘોર; માનુ માસ અસાઢકો, ઈંદ્ર ધનુષકો જોર. ૨૧. શબ્દ સુણી કેશરી તણો, શત્રુકો સમુદાય; હસ્તિ તુરંગ પાયદલ, ત્રાસ લહે કપાય. ૨૨ શત્રુ હૃદયમાં સકમ્યો, સિંહ તણો આકાર; તેણે ભયભીત થયા સહુ; ડગ ન ભરે તે લગાર. ૨૩ સિંહ પ્રાક્રમ સહનકું, સમરથ નહિ તલ માત્ર; જીતનકી આશા ગઈ, શિથિલ ભયાં સવી ગાત્ર. ૨૪. સમ્યગ્ દ્રષ્ટિ જીવ છે, શત્રુ મોહાદિક આઠ; અષ્ટ કર્મકી વર્ગણાં, તે સેનાનો ઠાઠ ૨૫ દુઃખદાયક એ સર્વદા, મરણ સમય સુવિશેષ; જોર કરે અતિ જાલમી, સુદ્ધિ ન રહે લવલેશ. ૨૬. કર્મોકા અનુસાર એમ, જાણી સમકિતવંત; કાયરતા દૂરે કરી, ધિરજ ધરે અતિ સંત. ૨૭ સમ્યગ્દ્રષ્ટિ જીવકું, સદા સ્વરૂપકો ભાસ; જડ પુદ્‌ગલ પરિચય થકી. ન્યારો સદા સુખવાસ ૨૮ નિશ્ચે દ્રષ્ટિ નિહાલતાં, કર્મ કલંક ન કોય; ગુણ અનંતનો પીંડ એ, પરમાનંદમય હોય. ૨૯. અમુર્તિક ચેતન દ્રવ્યએ, લખે આપકુ આપ; જ્ઞાન દશા પ્રગટ ભઇ મિટો ભમંકો તાપ. ૩૦. આતમ જ્ઞાનકી મગનતા તિનમે હોય લયલીન; રંજન નહીં પર દ્રવ્યમેં, નિજ ગુણમેં હોય પીન ૩૧. વિનાશીક પુદ્‌ગલ દશા, ક્ષિણ ભંગુર સ્વભાવ; મેં અવીનાશી અનંત હું, શુદ્ધ સદા થિર ભાવ. ૩૨. નિજ

સ્વરૂપ જાણે હસો, સમકિત દ્રષ્ટિ જીવ; મરણ તણો ભય નહિં મને, સાધ્ય સદા છે શિવ. ૩૩. એસે જ્ઞાની પુરૂષકે, મરણ નિકટ જબ હોય; તવ વિચાર અંતરંગમે, કરે તે લખીયે સોય. ૩૪. થિરતા ચિત્તમાં લાયકે, ભાવના ભાવે એમ; અથિર સંસાર એ કારમો, ઇણશું મુજ નહિ પ્રેમ ૩૫. એ શરીર શિથિલ હુઆ શક્તિ હુઇ સબ ખીણ; મરણ નજીક અબ જાણીએં, તેણે નહિ હોના દિન. ૩૬. સાવધાન સબ વાતમેં, હુઇ કરૂ આતમ કાજ; કાલ કૃતાંતકુ જીતકે, વેગે લહુ શિવરાજ. ૩૭. રણ ભંભા શ્રવણે સુણી, શુભટ વીર જે હોય; તે તતખિણ રણમેં ચડે, શત્રુ ને જીતે સોય. ૩૮. એમ વિચાર હિયડે ધરી, મૂકી સબ જંજાલ; પ્રથમ કુટુંબ પરિવારકુ, સમજાવે સું રસાલ. ૩૯. સુણો કુટુંબ પરિવાર સહુ, તુમકું કહું વિચિત્ર, એહ શરીર પુદ્ગલ તણો, કેસો ભયો ચરિત્ર. ૪૦. ભયા દેખતહી ઉત્પન્ન ભયા, દેખત વિલય તે હોય; તેણે કારણ એ શરીરકા, મમત ન કરના કોય. ૧૧. એહ સંસાર અસારમેં, ભમતા વાર અનંત; નવ નવ ભવ ધારણ કર્યા, શરીર અનંતા અનંત. ૪૨. જન્મ મરણ દોય સાથ છે, ખિણ ખિણ મરણ તે હોય; મોહ વિકલ એ જીવને, માલુમ ન પડે કોય. ૪૩. મેં તો જ્ઞાન દ્રષ્ટિ કરી, જાણું સકલ સરૂપ; પાડોશીમેં એહકા, નાહ મારૂં એ રૂપ. ૪૪. મેં તો ચેતન દ્રવ્ય હું, ચિદાનંદ મુજ રૂપ; એ તો પુદ્ગલ પીંડ હે, ભરમ જાલ અંધ કૂપ. ૪૫. સડન પડન વિધ્વંસનો, એહ પુદ્ગલકો ધર્મ; સ્થિતિ પાકે ખિણ નવિ રહે, જાણે એહીજ મર્મ. ૪૬. અનંત પ્રમાણુ મલી કરી, ભયા શરીર પરજાય; વરણાદિક બહુવિધ મીલા, કાલે વિખરી જાય. ૪૭. પુદ્ગલ મોહિત જીવકુ, અનુપમ ભાસે એહ; પણ જે તત્વ વેદી હોએ, તિણકુ નહીં કછુ નેહ. ૪૮. ઉપની વસ્તુ કારમી, ન રહે તે સ્થિર વાશ; એમ જાણી ઉત્તમ જના, ધરે ન પુદ્ગલ આશ. ૪૯. મોહ તજી સમતા ભજી, જાણે વસ્તુ સ્વરુપ; પુદ્ગલ રાગ ન કીજીએ, નવી પડીએ ભવ કૂપ. ૫૦. વસ્તુ સ્વભાવે નીપજે, કાલે વિણસી જાય; કરતા ભોગતા કો નહિ, ઉપચારે કહેવાય. ૫૧. તીણ કારણ એ શરીરસું, સંબંધ ન મ્હારે કોય; મેં ન્યારા એહથી સદા, એ પણ ન્યારા હોય. ૫૨. એહ જગતમાં પ્રાણીઆ, ભરમે ભૂલ્યા જેહ; જાણી કાયા આપણી મમત ધરે અતિ તેહ. ૫૩ જબ સ્થિતિ એહ શરીરકી, કાલ પહોચે હોય ખિણ; તબ ઝુરે અતિ દુઃખ ધરે, કરે વિલાપ એમ દિન ૫૪. "હાહા" પુત્ર ? તું કીયાં ગયો, મુકી એ સહુ સાથ; "હાહા" પતિ ? તુમે કીયાં ગયા, મુજકુ મુકી અનાથ ૫૫ "હા" પીતા ? તુમ કીયાં ગયા, અમ કુણ કરશે સાર; "હા" બંધવ ? તુમ કીયાં ગયા, શુન્ય તુમ વિણ સંસાર. ૫૬. "હા" માતા ? તું કિહાં ગઈ અમ ઘરની રખવાળ; "હા" બેહની ? તું કીયાં ગઈ, રોવત મુકી બાળ ૫૭. મોહ વિકલ એમ જીવડા, અજ્ઞાને કરી અંધ; મમતા વશ અણી આકરા, કરે કલેશનાં ધંધ. ૫૮. એણ વિધ શોક સંતાપ કરી, અતિ સંકલેશ પરિણામ; કર્મ બંધ બહુ વિધ કરે, ના લહે ખિણ વિશ્રામ. ૫૯. જ્ઞાનવંત ઉત્તમ જના, ઉનકા એહ વિચાર, જગમાં કોઇ કીસકા નહીં, સંજોગીક સહુ ધાર. ૬૦. ભવમાં ભમતા પ્રાણીયા, કરે અનેક સંબંધ; રાગ દ્વેષ પરિણતી વશી, બહુ વિધ બાંધે

બંધ. ૬૧. વેર વિરોધ બહુવિધ કરે, તેમ પ્રીતિ પરસ્પર હોય; સંબંધે તેહ આવી મીલે, ભવ ભવને વિષે સોય. ૬૨. વનકે બિચ એક તરુ વિષે, સંધ્યા સમય જબ હોય; દસો દીશથી આવી મીલે, પંખી અનેક તે જોય ૬૩. રાત્રે તિહાં વાસો વસે, સવી પંખી સમુદાય; પ્રાતઃકાલે ઉડી ચલે, દશો દીશુ તીહુ જાય. ૬૪. ઇણુવિધ એહ સંસારમેં, સવિ કુટુંબ પરિવાર; સંબધે સહુ આવી મીલે, સ્થિતિ પાકે રહે ન કૈવાર. ૬૫. કીસકા બેટા બાપ હે, કીસકા માત ને ભ્રાત; કીસીકા પતિ કીસીકી પ્રિયા, કીસકી ન્યાત ને જાત. ૬૬. કીસકા મંદીર માલીયા, રાજ રિદ્ધિ પરિવાર; ક્ષિણ વિણાસી એ સહુ, એમ નિશ્ચે ચિત્ત ધાર. ૬૭. ઇંદ્રજાળ સમ એ સહુ, જેસો સુપનકો રાજ; જેસી માયા ભૂતકી, તેસો સકલ એ સાજ. ૬૮. મોહ મદીરાના પાનથી, વિકલ ભયા જે જીવ; તીનકુ અતિ રમણીક લગે, મગન રહે તે સદૈવ. ૬૯. મિથ્યા મતિના જોરથી, નવી સમજે ચિત્ત માંહી; કોડ જતન કરે બાપરો, એ રહેવેકો નાંહિ. ૭૦ એમ જાણી ત્રણુલોકમાં, જે પુદ્ગલ પરજાય; તીનકી હું મમતા તજું ધરૂં સમતા ચિત્ત લાય. ૭૧. એહ શરીર નહિ માહરૂં, એ તો પુદ્ગલ ખંધ; હું તો ચેતન દ્રવ્ય છું. ચિદાનંદ સુખ કંદ. ૭૨. એહ શરીરકા નાશથી, મુજકુ નહિ કોઈ ખેદ; હું તો અવિનાશી સદા, અવિચલ અકલ અભેદ ૭૩. દેખો એ સ્વભાવથી, પરતક્ષ જૂઠે જેહ; અતિ મમતા ધરી ચિત્તમાં, રાખણુ ચાહે તેહ. ૭૪. પણુ તે રાખી નવી રહે, ચપલ જેહ સ્વભાવ; દુઃખદાઈ એહ ભવ વિષે, પરભવ અતિ દુઃખદાય. ૭૫. એસા સ્વભાવ જાણી કરી, મુજકું નહિ કછુ ખેદ, શરીર એહ અસારકા, ઇણુ વિધ લહો સહુ ભેદ. ૭૬. સડો પડો વિધ્વંશ હો, જલો ગલો હુઓ છાર; અથવા થિર થઇને રહો, પણુ મુજકુ નહિ પ્યાર. ૭૭. જ્ઞાનદ્રષ્ટિ પ્રગટ ભઇ, મીટ ગયા મોહ અંધાર; જ્ઞાન સ્વરૂપી આતમા, ચિદાનંદ સુખકાર. ૭૮. નિજ સરુપ નીરધારકે, મેં ભયા ઇનમે લીન; કાલકા ભય મુજ ચિત્ત નહીં, કયા કર શકે એ દીન. ૭૯. ઇનકા બલ પુદ્ગલ વિષે, મોપર ચલે ન કાય; મેં સદા થિર શાસ્વતા, અક્ષય આતમ રાય. ૮૦. આતમ જ્ઞાન વિચારતાં, પ્રગટ્યો સહજ સ્વભાવ; અનુભવ અમૃત કુંડમેં, રમણુ કરૂ લહી દાવ. ૮૧. આતમ અનુભવ જ્ઞાનમાં, મગન ભયા અંતરંગ; વિકલ્પ સવિ દૂરે ગયા, નિર્વિકલ્પ રસ રંગ. ૮૨. આતમ સત્તા એકતા, પ્રગટ્યો સહજ સ્વરૂપ; તે સુખ ત્રણુ જગમેં નહિ, ચિદાનંદ ચિદ્રૂપ. ૮૩. સહેજાનંદ સહેજ સુખ, મગન રહુ નિશદિશ; પુદ્ગલ પરિચય ત્યાગકે, મે ભયા નિજગુણુ ઇશ. ૮૪ દેખો મહીમાં એહકો, અદ્ભૂત અગમ અનુપ; તીન લોક કી વસ્તુકા, ભાસે સકલ સ્વરુપ ૮૫. જ્ઞેય વસ્તુ જાણે સહુ, જ્ઞાન ગુણે કરી તેહ; આપ રહે નિજ ભાવમે, નહિ વિકલ્પકી રેહ. ૮૬. એઇસા આતમ રુપમેં, મેં ભયા ઇણુ વિધ લીન; સ્વાધીન એ સુખ છોડકે, વંછુ ન પર આધીન. ૮૭. એમ જાણી નિજ રુપમેં, રહું સદા હુશીયાર; બાધા પીડા નહિ કછુ, આતમ અનુભવ સાર. ૮૮. જ્ઞાન રસાયણુ પાયકે, મીટ ગઇ પુદ્ગલ આશ; અચલ અખંડ સુખમેં રમુ, પૂરણાનંદ પ્રકાશ. ૮૯. ભવ ઉદધિ મહા ભયકર દુઃખ જલ અગમ અગાધ; મોહે સુછિત પ્રાણીકું, સુખ ભાસે અતિ સાર ૯૦ અસંખ્ય પ્રદેશી આતમા, નિશ્ચે લોક પ્રમાણુ;

વ્યવહારે દેહ માત્ર છે, સંકોચ ધકી સત આણુ ૯૧ સુખ વીરજ જ્ઞાનાદિ ગુણ, સર્વાંગે પ્રતી પૂર; જેસે લુંચ સાકર હલી, સરવાંગે રસ ભૂર. ૯૨. જેસે કચુંક ત્યાગથી, બિનશત નાહિ ભુજંગ; દેહ ત્યાગથી જીવ પણ, તેસે રહત અભંગ ૯૩. એમ વિવેક હિયડે ધરી, જાણી શાશ્વત રૂપ; સ્થિર હુઓ નિજ રૂપમેં, તજી વિકલ્પ ભ્રમકુપ ૯૪. સુખમય ચેતન પીંડ હૈ, સુખમેં રહે સદૈવ; નિરમલતા નિજ રૂપકી, નીરખે ખિણુ ખિણુ જીવ ૯૫ નિરમલ જેમ આકાશકુ, લગે ન કીણુવિધ રંગ; છેદ ભેદ હુવે નહિ, સદા રહે તે અભંગ. ૯૬. તેંસે ચેતન દ્રવ્ય હૈ, ઇનકુ કબહુ ન નાશ; ચેતન જ્ઞાનાનંદમય, જડ ભાવી આકાશ. ૯૭ દરપણુ નિરમલકે વિષે, સબ વસ્તુ પ્રતિભાશ; તિમ ચેતન નિરમલ વિષે, સબ વસ્તુ પ્રકાશ. ૯૮. ઇણુ અવસર એમ જાણકે, મેં ભયા અતિ સાવધાન; પુદ્‌ગલ મમતા છાંડકે, ધરું શુદ્ધ આતમ ધ્યાન. ૯૯ આતમ જ્ઞાનકી મગનતા, એહીજ સાધન મૂલ; એમ જાણી નિજ રૂપમેં, કરૂ રમણુ અનુકૂલ. ૧૦૦. નિરમલતા નિજ રૂપકી, કિનહિ કહી ન જાય; તીન લોકકા ભાવ જબ, ઝલકે તિન મેં આય ૧૦૧. એસા મેરા સહેજ રૂપ, જિન વાણી અનુસાર; આતમ જ્ઞાને પાયકે, અનુભવ મેં એક તાર. ૧૦૨. આતમ અનુભવ જ્ઞાન જે, તેહિજ મોક્ષ સરૂપ; તે છંડી પુદ્‌ગલ દશા, કુણુ ગ્રહે ભવ કૂપ ૧૦૩. આતમ અનુભવ જ્ઞાન તે, દુવિધા ગઈ અબ દૂર; તબ થિર થઇ નિજ રૂપકી, મહિમા કહુ ભરપૂર. ૧૦૪. શાંત સુધારસ કુંડ એ, ગુણુ રત્નોકી ખાણુ; અનંત સિદ્ધિ આવાસ એ, શિવ મંદિર સોપાન. ૧૦૫. પરમ દેવ પણુ એહ છે, પરમ ગુરૂ પણુ એહ; પરમ ધરમ પરકાશકો, પરમ તત્ત્વ ગુણુ ગેહ. ૧૦૬. એસો ચેતન આપકો, ગુણુ અનંત ભંડાર; અપની મહીમા બિરાજતો, સદા સરૂપ આધાર. ૧૦૭. ચિદ્‌રૂપી ચિન્મય સદા, ચિદાનંદ ભગવાન; શિવ શંકર શંભુ નમુ, પરમ બ્રહ્મ વિજ્ઞાન. ૧૦૮. ઇણુ વિધ આપ સરૂપકી, લખી મહીમા અતિ સાર; મગન ભયા નિજ રૂપમેં, સબ પુદ્‌ગલ પરિહાર. ૧૦૯. ઉદધિ અનત ગુણો ભર્યો, જ્ઞાન તરંગ અનેક; મર્યાદા મૂકે નહિ, નિજ સરૂપકી ટેક. ૧૧૦. અપની પરિણુતિ આદરી, નિરમલ જ્ઞાન તરંગ; રમ કરણુ નિજ રૂપમેં, અબ નહિ પુદ્‌ગલ રંગ. ૧૧૧. પુદ્‌ગલ પીંડ શરીર એ, મેં હું ચેતન રાય; મેં અવિનાશી એહતો, ખિણુમેં વીણુસી જાય. ૧૧૨ અન્ય સ્વભાવે પરિણમે, વિણુસંતા નહિ વાર; તીનસું મુજ મમતા કીસી, પાડોસી વ્યવહાર. ૧૧૩. ઇનકી સ્થિતિ પુરણુ ભઈ, રહેનેકી નહિ આશ; વર્ણ ગંધ રસ ફરસ સહુ, ગીલન લગા ચીહું પાસ. ૧૧૪. એહ શરીનકી ઉપરે, રાગ દ્વેષ મુજ નાંહિ; રાગ દ્વેષકી પરિણુતિસેં, ભમીએ ચિહું ગતિ માંહી. ૧૧૫. રાગ દ્વેષ પરિણામથી, કર્મ બધ બહુ હોય; પરભવ દુઃખદાયક ઘણાં, નરકાદિક ગતિ જોય ૧૧૬. મોહે મુછિંત પ્રાણીકુ, રાગ દ્વેષ અતિ થાય; અહંકાર મમકાર પણ, તિણુથી સુધ બુધ જાય. ૧૧૭. મદિરા મોહ અજ્ઞાનથી, વિકલ ભયા સવિ જીવ; પુદ્‌ગલિક વસ્તુ વિષે, મમતા ધરે સદીવ. ૧૧૮. પરમેં નિજપણું માનકે, નિવડ મમત ચિત્ત ધાર; વિકલ દશા વરતે સદા, વિકલ્પનો નહિં પાર. ૧૧૯. મેં મેરા એ ભાવથી, ફીર્યો અનતો કાલ; જિનવાણી ચિત્ત પરિણુમે, છૂટે મોહ

જંજાલ ૧૨૦ મોહ વિકલ એ જીવકું. પુદ્ગલ મોહ અપાર; પણ ઇતની સમજે નહિં. ઇનમે કચ્છુ નહિં સાર. ૧૨૧ ઇચ્છાથી નવિ સંપજે, કલ્પે વિપત ન જાય; પણ અજ્ઞાની જીવકુ, વિકલ્પ અતિશય થાય ૧૨૨ એમ વિકલ્પ કરે ઘણાં, મમતા અંધ અનંતણુ, મે તો જિન વચને કરી, પ્રથમ થકી હુઆ જાણુ. ૧૨૩. મેં શુદ્ધાતમ દ્રવ્ય હું. એ સબ પદ્ગલ ભાવ; સડત પડન વિધ્વંશનો. ઇસકા એહ સ્વભાવ. ૧૨૪. પદ્ગલ રચના કારમી, વીણસતાં નહિં વાર; એમ જાણી મમતા તજી, સમતાસું મુજ પ્યાર. ૧૨૫ જનની મોહ અંધારકી, માયા રજની પૂર; ભવ દુઃખકી એ ખાણુ હે, ઇણસું રહીએ દૂર. ૧૨૬. એમ જાણી નિજ રૂપમેં, રહુ સદા સુખવાસ; ઓર સબ ભવ જાલ હે, ઇણસું ભયા ઉદાસ. ૧૨૭. ઇણ અવસર કોઇ આય કે, મુજકુ કહે વિચાર; કાયાસું તુમ કચ્છુ નહિં, એહ વાત નિરધાર. ૧૨૮. પણ એહ શરીર નિમિત્ત હે, મનુષ્ય ગતિકે માંહી; શુદ્ધ ઉપયોગકી સાધના, ઇણસું બને ઉચ્છાહી. ૧૨૯. એહ ઉપગાર ચિત્ત આણકે. ઇનુકા રક્ષણ કાજ; ઉદ્યમ કરના ઉચિત હે, એહ શરીરકી સાંજ. ૧૩૦ ઇણમેં ટોટા નહિં કચ્છુ, એહ કહેનેકી બાત; તિનસું ઉત્તર અબ કહુ, સુણો સજન ભલી ભાત ૧૩૧. તુમને જો બાતાં કહી, અમ ભી જાણું સર્વ; એહ મનુષ્ય પરજાયથે, ગુણ બહુ હોત નિગર્વ. ૧૩૨ શુદ્ધ ઉપયોગ સાધન બને, ઓર જ્ઞાન અભ્યાસ; જ્ઞાન વૈરાગકી વૃદ્ધિકો, એહી નિમિત્ત હે ખાસ. ૧૩૩ ઇત્યાદિક અનેક ગુણ, પ્રાપ્તિ ઇણથી હોય; અન્ય પરજાય એહવા, ગુણ બહુ દુર્લભ જોય. ૧૩૪ પણ એહ વિચારમેં, કહેનેકા એહ મર્મ; એહ શરીર રહો સુખે, જો રહે સંજમ ધર્મ. ૧૩૫. અપના સંજમાદિક ગુણા, રખના એહીજ સાર; તે સંયુક્ત કાયા રહે, તિનમેં કો ન અસાર. ૧૩૬. મોકું એહ શરીરસું, વેર ભાવ તો નહિં; એમ કરતાં જો નવિ રહે, ગુણ રખના તો ઉચ્છાંહિ. ૧૩૭ વિઘન રહિત ગુણ રાખવા, તિન કારણ સુણ મિત્ર; સ્નેહ શરીરકા છાંડીએ, એહ વિચાર પવિત્ર. ૧૩૮. એહ શરીરકે કારણે, જો હોય ગુણકા નાશ; એહ કદાનિ ના કીજીએ, તુમકું કહું શુભ ભાશ. ૧૩૯ એહ સંબંધકી ઉપરે, સુણો સુગુણ દ્રષ્ટાંત; જીણથી તુમ મનકે વિષે ગુણ બહુમાન હોય સંત. ૧૪૦. કોઇ વિદેશી વણીકસું, ફરતા ભૂતલ માંહી; રતનદ્વિપ આવી ચઢયો, નિરખ્યો હરખ્યો તાંહિ. ૧૪૧. જાણું રતનદ્વિપ એહ છે, રતન તણો નહિં પાર; કરૂં વિવસાય ઇહાં કને, મેલવું રતન અપાર. ૧૪૨. તૃણ કષ્ટાદિક મેલવી કુટિર કરી મનોહાર; તિણમેં તે વાસો વસે, કરે વણીજ વ્યાપાર. ૧૪૩. રતન કમાવે અતિ ઘણાં, કુટીરમેં થાપે તેહ; એમ કરતા કઇ દિન ગયા, એક દિન ચિંતા અછેહ. ૧૪૪. કુટીર પાસ અગ્નિ લગી, મનમેં ચિંતે એમ બૂજવું અગ્નિ ઉદ્યમ કરી, કુટીર રતન રહે જેમ. ૧૪૫. કિણ વિધ અગ્નિ શમી નહિં, તવ તે કરે વિચાર; ગફલ રહેનાં અબ નહિં, તરત હુઆ હુશીયાર. ૧૪૬. એ તરણાદિક ઝુંપડી, અગ્નિ તણે સંજોગ, ક્ષિણમેં એહ જલી જાયગી, અબ કહા ઇસકા ભાગ. ૧૪૭. રતન સંભાલુ આપણા, એમ ચિંતી સવિ રતન, લેઇ નિજ પુર આવીયો, કરતો બહુ વિધ જતન. ૧૪૮. રતન વિક્રય તેણે પુરે, લક્ષ્મી લહી અપાર; મંદિર મહેલ બનાવીયા,

બાગ બગીચા સાર. ૧૪૯ સુખ વિલસે ચખ જાતકા, કિસી ફીકીમ નહિં તાસ; દેવ લોક પરે માનતો, સદા પ્રસન્ન સુખવાસ. ૧૫૦. ભેદ વિજ્ઞાની પુરૂષમેં, એહ શરીરકે કાજ; દૂષણ કોઇ સેવે નહીં, અતિચારસી ત્યાજ. ૧૫૧ આતમ ગુણ રક્ષણ ભણી, દૃઢતા ધરે અપાર; દેહાદિકે મૂર્છા તજી, સેવે શુદ્ધ વ્યવહાર. ૧૫૨ સંજમ ગુણ પરભાવથી, ભાવી ભાવ સંજોગ; મહાવિદેહ ક્ષેત્ર વિષે, જન્મ હોવે શુભ જોગ. ૧૫૩ જીહાં સીમંધર સ્વામીજી, આદે વીશ જિણંદ, ત્રિભુવન નાયક શોભતા; નિરખું તસ મુખચંદ. ૧૫૪. કેવલ જ્ઞાન દીવા કરૂ, બહુ કેવલી ભગવાન; વલી મુનીવર મહા સંજમી, શુદ્ધ ચરણ ગુણવાન. ૧૫૫. એહવા ઉત્તમ ક્ષેત્રમાં. જો હોય માહરો વાસ; તો પ્રભુ ચરણ કમલ વિષે, નિશ દીન કરૂ નિવાસ. ૧૫૬. અતિ ભક્તિ બહુ માનથી, પુજી પદ અરવિંદ; શ્રવણ કરૂ જીનવર ગીર, સાવધાન ગત દંદ. ૧૫૭. સમોવસરણ સૂરવર રચે, રતન સિંહાસન સાર; બેઠા પ્રભુ તસ ઉપરે, ચોત્રીશ અતિશય ધાર. ૧૫૮. વાણી ગુણ પાંત્રીશ કરી, વરસે અમરીત ધાર; તે નિસુણી હૃદયે ધરી, પામું ભવજલ પાર. ૧૫૯. નિવડ કર્મ મહા રોગ જે, તીનકુ છેદણ હાર; પરમ રસાયણ જિનગીરા, પાન કરૂં અતિ પ્યાર. ૧૬૦. ક્ષાયક સમકિત શુદ્ધતા, કરવાનો પ્રારંભ; પ્રભુ ચરણ સુપસાયથી, સહેલ હોવે સારંભ. ૧૬૧. એમ અનેક પ્રકારકે, પ્રશસ્ત ભાવ સુવિચાર; કરકે ચિત્ત પ્રસન્નતા, આણંદ લહુ અપાર. ૧૬૨. ઓર અનેક પ્રકારકે, પ્રશ્ન કરૂં પ્રભુ પાય; ઉત્તર નિસુણી તેહના, સંશય સવિ દૂર જાય. ૧૬૩. નિઃસંદેહ ચિત્ત હોય કે, તત્વાતત્વ સરૂપ; ભેદ જથારથ પાય કે, પ્રગટ કરું નિજ રૂપ. ૧૬૪. રાગ દ્વેષ દોય દોષ હૈ, અષ્ટ કર્મ જડ એહ; હેતુ એહ સંસારકા, તિનકો કરવો છેહ. ૧૬૫. સીઘપણે જડ મૂલથી, રાગ દ્વેષકો નાશ; કરકે શ્રી જિનચંદ્રકે, નીરખું શુદ્ધ વિલાસ. ૧૬૬. પરમ દયાલ આણંદમય, કેવલ શ્રી સંયુક્ત; ત્રિભુવનમેં સુરજ પરે, મિથ્યા તિમિર હરંત ૧૬૭. એહવા પ્રભુકે દેખકે, રોમ રોમ ઉલસંત; વચન સુધારસ શ્રવણ તે, હૃદય વિવેક વધંત. ૧૬૮. શ્રી જિન દરિશન જોગથી, વાણી ગંગા પ્રવાહ; તિણથી પાતિક મલ ટલે, ધોઇશ અતિ ઉછાહ. ૧૬૯. પવિત્ર થઇ જિન દેવકે, પાસે લેશુ દીક્ષ; દુધંર તપ અંગી કરુ, ગ્રહણ આસેવન શીક્ષ. ૧૭૦. ચરણ ધર્મ પરભાવથી, હોસે શુદ્ધ ઉપયોગ; શુદ્ધાતમકી રમણતા, અદ્ભૂત અનુભવ જોગ. ૧૭૧. અનુભવ અમરીત પાનમેં, આતમ ભયે લયલીન; ક્ષપક શ્રેણિસિનમુખે, ચઢત પ્રયાણ તે કીન. ૧૭૨ આરોહણ કરી શ્રેણિકું, ઘાતિ કર્મકો નાશ; ઘનઘાતી છેદી કરી; કેવલ જ્ઞાન પ્રકાશ. ૧૭૩. એક સમય ત્રણ કાલકે, સકલ પદાર્થ જેહ; જાણે દેખે તત્વથી, સાદી અનંત અછેહ. ૧૭૪. એહી પરમપદ જાણીએ, સો પરમાતમ રૂપ; શાશ્વત ગદ થિર એહ છે, ફિરી નહીં ભવ જલ કૂપ. ૧૭૫. અવિચલ લક્ષ્મીકો ધણી, એહ શરીર અસાર; તીનકી મમતા કિમ કરે, જ્ઞાનવંત નિરધાર. ૧૭૬. સમ્યગ્દ્રષ્ટિ આતમા, એસો વિધ કરી વિચાર; થિરતા નિજ સ્વભાવમેં, પર પરિણતિ પરિહાર. ૧૭૭ મુજકુ દોનુ પક્ષમેં, વરતે આણંદ આય; જો કદી એહ શરીરકો, રેહણે ક્ષણિક થાય. ૧૭૮ તો નિજ શુદ્ધ ઉપયોગકો, આરાધન કરૂ સાર; વિનમેં વિઘન દીસે

નહિ, નહિ સંકલેશકો ચાર. ૧૭૯. જો કદી સ્થિતિ પુરણ ભઇ, હોયે શરીરકો નાશ; તો પરલોક વિષે કરૂં, શુદ્ધ ઉપયોગ અભ્યાસ. ૧૮૦ મેરે શુદ્ધ ઉપયોગમેં, વિઘ્ન ન દીસે કોય; તો મેરે પરિણામમેં, હલ ચલ કાહકું હોય. ૧૮૧. મેરે પરિણામ કે વિષે, શુદ્ધ સરૂપકી ચાહ; અતિ આસક્ત પણે રહે, નિશ દિન એહિજ રાહ. ૧૮૨. એ આશક્તિ મિટાવવા, બ્રહ્મા વિષ્ણુ મહેશ; આદિ કોઈ સમરથ નહિં, તેણે કરી ભય નહિં લેશ. ૧૮૩. ઇંદ્ર ધરણીંદ્ર નરેંદ્રકા મુજકું ભય કછુ નાંહિ; યા વિધ શુદ્ધ સરૂપમેં, મગન રહું ચિત્ત માંહી. ૧૮૪ સમરથ એક મહા બલી, મોહ સુભટ જગ જાણ; સવિ સંસારી જીવકું. પટકે સિહુ ગતિ ખાણ. ૧૮૫. દુષ્ટ મોહ ચંડાલકી, પરિણતિ વિષમ વિરુપ; સંજમ ધર મુની શ્રેણિ ગત. પટકે ભવજલ કૂપ. ૧૮૬. મોહ કર્મ મહા દુષ્ટકુ, પ્રથમકી પહીછાણ; જિનવાણી મહા મોઘરે. અતિસે કિધ હેરાન. ૧૮૭. જજંરીભૂત હુઈ ગયા, નાઠા મુજસુ દૂર; અબ નજીક આવે નહીં, દૂરપે મુજસું ભુર. ૧૮૮. તેણે કરી મેં નિશ્ચંત હું, અબ મુજ ભય નહીં કોય; ત્રણલોક પ્રાણી વિષે, મિત્ર ભાવ મુજ હોય. ૧૮૯. સુણો સર્જન પરિવાર તુમ, સભા લોક સુણો વાત; મરનેકા ભય મુજ નહિ, એ નિશ્ચે અવદાત. ૧૯૦. અવસર લહી અબ મેં લયા નિર્ભય સર્વ પ્રકાર; આતમ સાધન અબ કરૂ, નિઃસંદેહ નિરધાર. ૧૯૧. શુદ્ધ ઉપયોગી પુરુષકુ, આસે મરણ નજીક; તવ જંજાલ સબ પરિહરી, આપ હોવે નિરભીક. ૧૯૨. એણી વિધ ભાવ વિચારકે, આણંદમય રહે સોય; આકુલતા કિણવિધ નહિં, નિરાકુલ થિર હોય. ૧૯૩. આકુલતા ભવ બીજ હે, ઇણથી વધે સંસાર; જાણી આકુલતા તજે, એ ઉત્તમ આચાર. ૧૯૪. સંજમ ધરમ અંગી કરે. કિરીયા કષ્ટ અપાર; તપ જપ બહું વરસાં લગે, કરી ફલ સંશય સાર. ૧૯૫ આકુલતા પરિણામથી, ખિણમેં હોય સહુ નાશ; સમકિત મત એમ જાણીને, આકુલતા તજે આશ. ૧૯૬. નિરઆકુલ થિર હોય કે, જ્ઞાનવંત ગુણ જાણ; હિત સીખ એક હૃદયે ધરી, તજે આકુલતા ખાણ. ૧૯૭. આકુલતા કોઈ કારણે, કરવી નહી લગાર; એ સંસાર દુઃખ કારણો, ઇણકુ દૂર નિવાર. ૧૯૮. નિશ્ચેં શુદ્ધ સરૂપકી, ચિંતન વારંવાર; નિજ સરૂપ વિચારણા, કરવી ચિત્ત મઝાર. ૧૯૯ નિજ સરૂપકો દેખલો અવલોકન પણ તાસ; શુદ્ધ સરૂપ વિચારવો, અંતર અનુભવ ભાસ. ૨૦૦. અતિ થિરતા ઉપયોગકી, શુદ્ધ સરૂપ કે માંહી; કરતા ભવ દુઃખ સવિ ટલે, નિર્મલતા લહે તાંહી ૨૦૧. એમ નિર્મલ નિજ ચેતના, અમલ અખંડ અનુપ; ગુણ અનંતનો પિંડએહ, સહજાનંદ સરૂપ ૨૦૨. એહ ઉપયોગે વરતતાં, થિર ભાવે લય લીન; નિર્વિકલ્પ રસ અનુભવે, નિજ ગુણમાં હોય લીન. ૨૦૩ જબ લગે શુદ્ધ સરૂપમેં, વરતે થિર ઉપયોગ; તબ લગે આતમ જ્ઞાનમાં, રમણ કરણકો જોગ. ૨૦૪. જબ નિજ જોગ ચલિત હોવે, તબ કરે એહ વિચાર; એ સંસાર અનિત્ય હે, ઇણમે નહિ કછુ સાર. ૨૦૫. દુઃખ અનંતકી ખાણ એ, જનમ મરણ ભય લોગ; વિષમ જાલ પૂરિત સદા, ભવ સાગર ચિહું ઓર. ૨૦૬. એહ સરૂપ સંસારકો, જાણી ત્રિભુવન નાથ; તિર્થંકર પણ છોડકે, ચલવે શિવ પુર સાથ.

૨૦૭. નિશ્ચે દ્રષ્ટિ નિહાળતાં, ચિદાનંદ ચિદ્રૂપ; ચેતન દ્રવ્ય સાધર્મતા, પુરણાનંદ સરૂપ. ૨૦૮. પ્રગટ સિદ્ધતા જેહની, આલંબન લહી તાસ; શરણ કરૂં મહા પુરૂષકો, જેમ હોએ વિકલ્પ નાશ ૨૦૯. અથવા પંચ પરમેષ્ટિએ, પરમ શરણ મુજ એહ; વળી જિન વાણી શરણ છે, પરમ અમરીત રસ મેહ ૨૧૦ જ્ઞાનાદિક આતમ ગુણ, રત્નત્રયથી અભિરામ; એહ શરણ મુજ અતિ ભલું, જેહથી લહું શિવધામ ૨૧૧. એમ શરણ દ્રઢ ધારકે થિર કરનાં પરિણામ જબ થિરતા હોવે ચિત્તમાં, તબ નિજ રૂપ વિસરામ ૨૧૨. આતમ રૂપ નિહાળતાં, કરતા ચિંતન તાસ; પરમાનંદ પદ પામીએ, સકલ કર્મ હોવે નાશ. ૨૧૩. પરમ જ્ઞાન જગ એહ છે, પરમ ધ્યાન પણ એહ: પરમ બ્રહ્મ પ્રગટ કરે, પરમ જ્યોતિ ગુણ ગેહ. ૨૧૪ તેણ કારણ નિજ રૂપમાં, ફિરી ફિરિ કરો ઉપયોગ; ચિંહુ ગતિ ભ્રમણ મીટાવવા, એહ સમ નહિં કોઇ જોગ. ૨૧૫. નિજ સરૂપ ઉપયોગથી ફિર ચલિત જો થાય; તો અરિહંત પરમાત્મા, સિદ્ધ પ્રભુ સુખ દાય ૨૧૬. તિણકો આતમ સરૂપકો, અવલોકન કરો સાર; દ્રવ્ય ગુણ પર્જવ તેહના. ચિંત્તવો ચિત્ત સંભાર. ૨૧૭. નિર્મલ ગુણ ચિંતન કરત, નિર્મલ હોય ઉપયોગ; તવ ફિર નિજ સરૂપકો, ધ્યાન કરો થિર જોગ. ૨૧૮ જે સરૂપ અરિહંતકો, સિદ્ધ સરૂપ. વલી જેહ; તેહવો આતમ રૂપ છે, તિણમેં નહિં સંદેહ. ૨૧૯. ચેતન દ્રવ્ય સાધર્મતા, તેણે કરી એક સરૂપ; ભેદ ભાવ ઇણમેં નહિં, એહવો ચેતન ભૂપ. ૨૨૦. ધન જગતમેં તે નરા, રમે આતમ સરૂપ; નિજ સરૂપ જેણે નવી લખ્યું, તે પડલા ભવ કૂપ. ૨૨૧. ચેતન દ્રવ્ય સ્વભાવથી, આતમ સિદ્ધ સમાન; પરજાયે કરી ફેરજે, તે સવિ કર્મ વિધાન ૨૨૨ તેણે કારણ અરિહંતકો, દ્રવ્ય ગુણ પરજાય; ધ્યાન કરતાં તેહનું, આતમ નિર્મલ થાય ૨૨૩ પરમ ગુણી પરમાતમા, તેહના ધ્યાન પસાય; ભેદ ભાવ દૂરે ટલે, એમ કહે ત્રિભુવન રાય. ૨૨૪. જેહ ધ્યાન અરિહંતકો, સોહી આતમ ધ્યાન; ફીર કછુ ઇણમેં નહિં, એહીજ પરમ નિધાન. ૨૨૫. એમ વિચાર હિયડે ધરી, સમ્યગ્દ્રષ્ટિ જેહ; સાવધાન નિજ રૂપમેં, મગન રહે નિત્ય તેહ. ૨૨૬. આતમ હિત સાધક પુરૂષ, સમ્યગ્વંત સુજાણ; કહા વિચાર મનમેં કરે, વરણવું સુણો ગુણ ખાણ. ૨૨૭ જેહ કુટુંબ પરિવાર સહુ, બેઠે હે નિજ પાસ; તિનકો મોહ છોડાવવા, એણી પરે બોલે ભાસ. ૨૨૮. એહ શરીર આશ્રિતહો, તુમ મુજ માતને તાત; તેણ કારણ તુમકુ કહુ, અબ નિસુણો એક વાત. ૨૨૯. એતા દિન શરીર એહ, હોત તુમારા જેહ; અબ તુમારા નાંહી હે, ભલી પરે જાણો તેહ. ૨૩૦. અબે એહ શરીરકા, બલ સ્થિતિ જેહ; પુરણ ભઇ અબ નવિ રહે, કિણવિધ રાખી તેહ ૨૩૧. થિતી પ્રમાણે તે રહે, અધિક ન રહે કેણી ભાત; તો તસ મમતા છોડવી, એ સમજણકી વાત. ૨૩૨. જો અબ એહ શરીરકી, મમતા કરીયે ભાય; પ્રીતિ રાખીએ તેહસું, દુઃખદાયક બહુ થાય. ૨૩૩. સુર અસુરાંકો દેહ એ, ઇંદ્રાદિકકો જેહ; સબહી વિનાશી એહ છે, તો કયું કરવો નેહ ૨૩૪. ઇંદ્રાદિક સુર મહા બલી, અતિશય શક્તિ ધરંત; થિતી પૂરણ થએ તેહ પણ, ક્ષિણ એક કોઉ ન રહંત ૨૩૫ ઇંદ્રાદિક સુર

જેહ છે, તિનકી રિદ્ધિ અપાર; બત્રીસ લાખ વિમાનકે, સવિ સુગ આણાકાર. ૨૩૬. તિન લખ છત્રીશ સહસ છે, મહા બલવંત જુજાર; આતમ રક્ષ, જેહુના, અનમિષ રહે હુશીયાર. ૨૩૭. સાત કટક બલનો ધણી, રિદ્ધિ તણો નહિ પાર; સામાનિક સુરનર પ્રમુખ, જીહાં છે બહુ વિસ્તાર ૨૩૮. એહવા પ્રાક્રમકા ધણી, જબ થિતી પૂરણ હોય; કાલ પિસાચ જબ સંગ્રહે, રાખી ન શકે કોય. ૨૩૯. કાલ કૃતાંતકે આગલે, કીસકા ચાલે ન જોર; મોહે મુંજા પ્રાણીયા, વીલવંતા કરે સોર. ૨૪૦. તેણે કારણ માવીત્ર તુમ, તજો મોહકું દૂર; સમતા ભાવ અંગી કરી, ધરમ કરો થઇ શૂર. ૨૪૧. પુદ્ગલ રચના કારમી, બીનસંતા નહિં વાર; તે ઉપર મમતા કીસી, ધરમ કરો જગ સાર. ૨૪૨. જાૂઠ એહ સંસાર છે, તિનકું જાણો સાચ; ભૂલ અનાદિ અજ્ઞાનકી, મોહ કરાવે નાચ. ૨૪૩. કરમ સંજોગ આવી મલે, સ્થિતિ પાકે સહુ જાય; કોડ જતન કરી એકઠા, પણ ખિણુ એક ન રહાય. ૨૪૪ સુપન સરીખા ભોગ છે, રિદ્ધિ ચપલા જબકાર; ડાભઅણી જલ બિંદુ સમ, આયુ અથિર સંસાર. ૨૪૫. તે જાણો તુમે શુભ પેરે, છંડો મમતા જાલ; આતમ હિત અંગી કરી, પાપ કરો વિસરાલ. ૨૪૬. રાગ દ્વેષથી જીવકું નીવડ કરમ હોએ બંધ; વલી દુર્ગતિમાં જઇ પડે, જીહાં દુઃખનાં સહુ ધંધ. ૨૪૭ મુજ ઉપર બહુ મોહથી, તુમકું અતિ દુઃખ થાય; પણ આયુ પૂરણ થએ, કીસીસું તે ન રખાય. ૨૪૮. અલ્પ કાલ આણુ તમે, દેખો દ્રષ્ટિ નીહાલ; સંબંધ નહિં તુમ મુજ બિચે, મેં ફીરતા સંસાર ૨૪૯. ભાવી ભાવ સંબંધથી, મેં ભયા તુમકા પુત્ર; પંથી મેલાપ તેણી પરે, એ સંસાર હે સુત્ર. ૨૫૦. એણી વિધ સવિ સંસારી જીવ, ભટકે ચિહુ ગતિ માંહી; કરમ બંધે આવી મીલે પણુ ન રહે થિર કાંયાંહી. ૨૫૧. એહ સરૂપ સંસારકા, પ્રતક્ષ તુમ દેખાય; તેણુ કારણુ મમતા તજી, ધરમ કરો ચિત્ત લાય. ૨૫૨. પુન્ય સંજોગે પામીયા, નરભવ અતિ સુખકાર; ધરમ સામગ્રી સવિ મીલી, સફલ કરો અવતાર. ૨૫૩ કાલ આહેડી જગતમેં, ભમતો દિવસ ને રાત; તુમકું પણુ ગ્રહસે કદા, એ સાચો અવદાત ૨૫૪ એમ જાણી સંસારકી, મમતા કીજે દૂર; સમતા ભાવ અંગી કરો, જેમ લહો સુખ ભરપૂર. ૨૫૫. ધરમ ધરમ જગ સહુ કહે, પણુ તસ ન લહે મર્મ; શુદ્ધ ધર્મ સમજ્યા વિના, નવિ મીટે તસ ભર્મ. ૨૫૬. ફટક મણી નિર્મલ જીસો, ચેતનકો જે સહભાવ; ધરમ વસ્તુ ગત તેહ છે, અવર સર્વ પરભાવ. ૨૫૭. રાગ દ્વેષકી પરિણુતિ, વિષય કષાય સંજોગ; મલીન ભયા કર્મો કરી, જનમ મરણુ આ ભોગ. ૨૫૮ મોહ કરમકી ગહેલતા, મિથ્યા દ્રષ્ટિ અંધ; મમતાસુ માચે સદા, ન લહે નિજ ગુણુ સંધ. ૨૫૯ તીન કારણુ તુમકું કહ્યું, સુણો એ ચિત્ત લગાય; મમતા છાંડો મૂલથી, જેમ તુમકું સુખ થાય. ૨૬૦. પરમ પંચ પરમેષ્ટિકો, સમરણુ અતિ સુખદાય; અતિ આદરથી કીજીએ, જેહથી ભવ દુઃખ જાય. ૨૬૧. અરિહંત સિદ્ધ પરમાતમા, શુદ્ધ સરૂપી જેહ; તેહના ધ્યાન પ્રભાવથી, પ્રગટે નિજ ગુણ રેહ. ૨૬૨ શ્રી જિન ધરમ પસાયથી, હોઇ સુજ નિર્મલ બુધ; આતમ ભલી પરે ઓલખી, અબ કરૂ તેહની શુદ્ધ. ૨૬૩. તુમે પણ એ અંગી

કહે, શ્રી જિનવરકો ધર્મ; નિજ આતમકું ભલી પરે જાણી લહો સવિ મર્મ. ૨૬૪. ઓર સર્વ ભ્રમ જાલ હે. દુઃખ દાયક સવિ સાજ; તિનકી મમતા ત્યાગકે, અબ સાધો નિજ કાજ. ૨૬૫. ભવ ભવ મેલી મુકીયાં, ધન કુટુંબ સંજોગ; વાર અનંતી અનુભવ્યા, સવિ સંજોગ વિજોગ. ૨૬૬. અજ્ઞાની એ જાતિ ઘણાં જીસ જીસ ગતિમેં જાય; મમતાવશ ત્યાં તેહ ક્રોધ, રહી બહુ દુઃખ થાય. ૨૬૭. મહાતમ એસવિ જીવકો, કીણવિધ કહ્યો ન જાય; અનંત કાલ એણીપરે ભમેં જનમ મરણ દુઃખદાય. ૨૬૮. એમ પુદ્‌ગલ પરજાય જેહ, સર્વ વિનાશી જાય; ચેતન અવિનાશી સદા, એતા લખે ન અજાણ. ૨૬૯. મિથ્યા મોહને વશ થઇ, જુડેકું ભી સાચ; કહે તિહાં અચરીજ કીઓ, ભવ મંડપકો નાચ. ૨૭૦. જીનકે મોહ મલી ગયો, ભેદ જ્ઞાન લહો સાર; પુદ્‌ગલકી પરિણતિ વિષે, નવી રાચે નીરધાર. ૨૭૧. ભિન્ન લખે આતમ થકી, પુદ્‌ગલકી પરજાય; કીનહી ચલાવ્યો નવિ ચલે, કિસી પરે તેહ ન ઠગાય. ૨૭૨. ભયા જથારથ જ્ઞાન જબ, જાણે નિજ પરભાવ; થિરતા ભઇ નિજ રૂપમેં, નવિ રૂચે તસ પરભાવ. ૨૭૩. માત તાત તુમકું કહું, એ દાખ સંચી વાત; તે ચિત્તમેં ધરજો સદા, સફલ કરો અવદાત. ૨૭૪. મુજકું તુમ સાથે હુતો, એતા દિન સંબંધ; અબ તે સવિ પુરણ હુઓ, ભાવી ભાવ પ્રબંધ. ૨૭૫ વિકલ્પ કોઇ તુમે મત કરો, ધરમ કરો થઈ ધીર; મેં પણ આતમ સાધના, કરૂં નિજ મન કરી થિર. ૨૭૬. આતમ કારજ સાધવો, તુમકું ઉચિત હે સાર; મોહ કરો કિસી કારણે, જીણથી દુઃખ અપાર. ૨૭૭. સહજ સરૂપ જે આપણું, તે છે અપણી પાસ; નહિ કીસીકું જાચના, નહિ પરકી કીસી આશ. ૨૭૮. આપણા ઘટમાંહીજ છે, સદા અમૂલ નિધાન; તે સંભાલો શુભ પરે, ચિતન કરો બુદ્ધિમાન ૨૭૯. જનમ મરણકો દુઃખ ટલે, જબ નિરખે નિજ રૂપ; અનુક્રમે અવિચલ પદ લહે, પ્રગતિ સિદ્ધ સરૂપ ૨૮૦. નિજ સરૂપ જાણ્યા વિના, જીવ ભમ્યા સંસાર; જબ નિજ રૂપ પીછાણીયો, જાણું લહી ભવકો પાર. ૨૮૧. સકલ પદારથ જગતકો, જાણણ દેખણહાર; પ્રત્યક્ષ ભિન્ન શરીરસે, જ્ઞાયક ચેતન સાર. ૨૮૨. દ્રષ્ટાંત એક સુણો ઇહાં, બારમા સ્વર્ગકો દેવ; કૌતિક મિષ મધ્ય લોકમેં, આવી વસીયો હેવ. ૨૮૩. કોઇક રંક પુરૂષ તણી, શરીર પંજરમેં સોય; પેસી ખેલ કરે કીસા, તે દેખો સહુ કોય. ૨૮૪. કબહીક શાનમેં જાયકે, કાષ્ટકી ભારી લેય; નગરમેં બેચન ચાલીયો, મસ્તકે ધરીને તેય ૨૮૫. કરે મજુરી કોઈ દિન, કબહીક માગે ભીખ; કબહીક પરસેવા વિષે, દક્ષ થઈ ધરે સીખ. ૨૮૬. કબહીક નાટકીયો હુઈ, રીજવે નરકાવૃંદ; કબહીક વણીક બન બેસો, કરે વેપાર સ્વછંદ. ૨૮૭ કબહીક આલ ગુમાયકે, રૂદન કરે બહુ તેહ; કબહીક નફા પાયકે, હાસ વિનોદ સનેહ. ૨૮૮. એણી વિધ ખેલ કરે ઘણા, પુત્ર પુત્રી પરિવાર; સ્ત્રી આદિ સાથે રહે, નગર માંહી તેણી વાર. ૨૮૯. વેરી કટક આવ્યું ઘણું, નાસન લાગ્યા લોક; તવ તે સુર એમ ચિંતવે, ઇહાં હોશે બહુ શોક. ૨૯૦. એમ વિચાર કરી સવે, ચાલે આધી રાત; એક પુત્રકું કાંધપર, બીજાકું ગ્રહે હાથ. ૨૯૧. ઘર વખરીકો પોટલો, સ્ત્રી લીયે શીર પર તેહ; પુત્રીકું આગલ કરી, એણીપેરે ચાલે તેહ. ૨૯૨. ફાટે તુટે ગોદડાં, તીણકી બાંધી ગાંઠ; શિર

પર ધરી આપણે, એણી વિધિ તીહાંથી નાઠ. ૨૯૩. મારગ ચાલતા તેહને, વાટ બટાઉ મીલે જેહ; પૂછે કહાં ચાલ્યા તુમે, તવ એમ ભાંખે તેહ. ૨૯૪ નગર અમકું ઘેરીયું, વયરી લશ્કર આય; તેણ કારણ અમે નાશીયા, લઈ કુટુંબ સમવાય. ૨૯૫ કે ઈક ગામમેં જાયકે, જીમ તિમ કરૂં ગુજરાણ; કર્મ વિપાક બને ઈસા, તેણે કરી બધા હેરાણ. ૨૯૬. એમ અનેક પ્રકારકા ખેલ કરે જગમાંહી. પણ ચિત્તમેં જાણે ઈસું, મેં સદા સુખ માંહી. ૨૯૭. મેં તો બારમા કલ્પકો, દેવ મહા રિદ્ધિવંત; અનોપમ સુખ વિલસું સદા અદ્‌ભૂત એહ વીરવંત. ૨૯૮. એ ચેષ્ટા જે મેં કરી, તે સવિ કૌતક કાજ; કુંક પરજાય ધારણ કરી, તીનકો એ સવિ સાજ. ૨૯૯. જેમ સુર એહ ચરિત્રને, નવી ધરે મમતા ભાવ; દીન ભાવ પણ નવી કરે, ચિંતવે નિજ સુર ભાવ. ૩૧૦. એણી વિધ એહ પરજાયમેં જે ચેષ્ટા કરંત; પણ નિજ શુદ્ધ સરૂપકું, કબહું નહિં વિસરંત ૩૦૧. શુદ્ધ હમારો રૂપહે, શોભિત સિદ્ધ સમાન; કેવલ લક્ષ્મીકો ધણી, ગુણ અનંત નિધાન. ૩૦૨. એણપિરે એહ સરૂપકો, અનુભવ કીયો બહુ વાર; અબ કોઈ વિધ મુજ નહિં, એ જાણો નિરધાર. ૩૦૩. અબ આગે નિજ નારીકુ, સમજાવે શુભ રીત; મમતા ન કરો એહકી, ન કરો પુદ્‌ગલ પ્રીત. ૩૦૪. થિતિ પૂરણ ભઈ એહકી, આગ રહેણેકા નાહિં; તો ક્યું મોહ ધરો ઘણો, દુઃખ કરણ હિલ માંહી. ૩૦૫. મેરા તેરા સંબંધ જે, એતા દિનકા હોય; બધ ઘટ કો ન કરી શકે, એણો વિધ જાણો સોય ૩૦૬. એહ શરીર અસાર છે, બીનસંતા નહિં વાર; થિતિ બલ સવિ પૂરણ હુઆ, ખિણમેં હોવેગી છાર. ૩૦૭. તિણ કારણ તુમકુ કહું, મ ધરો એણીકી આશ; ગરજ સરે નહિં તાહરો, ઇનકા હુવે અબ નાશ ૩૦૮. એમ જાણી મમતા તજી, ધર્મ કરો ધરી પ્રીત; જેમ આતમ સુખ સંપજે, એ ઉત્તમકી રીત. ૩૦૯. કાલ જગતમેં સહુ શીરે, આકુલ દેણાં નાહી; કબહિક તુમકું પણ ગ્રહે, સંશય ઇણમેં નાંહી ૩૧૦. તું મુજ પ્યારી નારી છે, એ સવિ મોહ વિલાસ; લોગ વિટંબના જાણીએ, આતમ ગુણકો નાશ. ૩૧૧. સ્ત્રી ભરથાર સંજોગ જે, ભવ નાટક એહ જાણ; ચેતન તુજ મુજ સારીખો કરમ વિચિત્ર વખાણ. ૩૧૨. એમ વિચાર ચિત્તમેં ધરી, મમતા મૂકો દૂર; નિજ સ્વારથ સાધન ભણી; ધરમ કરો થઇ શૂર. ૩૧૩. જો મુજ ઉપર રાગ છે, તો કરો ધર્મમેં સાજ; ઇણે અવસર તુજ ઉચિત હે, એ સમો અવર ન કાજ. ૩૧૪. ધર્મ ઉપદેશ એણી પરે, તેરાં હિતકે કાજ; મેં કહ્યો કરૂણા લાયકે, તેણે સાધો શિવરાજ. ૩૧૫. કોઇક ખેદ ન કિજીએ, કર્મ બંધ બહુ થાય; જાણી એમ મમતા તજી, ધર્મ કરો સુખદાય. ૩૧૬. હવે નિજ કુટુંબ જાણી કહે હિત શિક્ષા સુવિચાર; મમતા મોહ છોડાવવા, એણી વિધ કરે ઉપચાર ૩૧૭. સુણો કુટુંબ પરિવાર સહુ, કહુ તુમકુ હિત લાય; આયુ થિતિ પૂરણ ભઈ, એહ શરીરકી ભાય. ૩૧૮. તણે કારજ મુજ ઉપરે, રાગ ન ધરના કોય; રાગ કર્યા દુઃખ ઉપજે, ગરજ ન સરણી જોય. ૩૧૯. એહ થિતિ સંસારકી, પંખીકા મેલાપ; ખિણ ખિણમેં ઉડી ચલે, કહા કરના સંતાપ. ૨૨૦. કોઇ રહ્યા ઇહાં થિર થઈ કેહ્ણુકાર નહી કોય; પ્રત્યક્ષ દીસે એણી પરે, તુમે પણ જાણો સોય.

૩૨૧ મેરે તુમ સહુ સાથસું, ક્ષમા ભાવ છે સાર; આણંદમાં તુમ સહુ રહો, ધર્મ ઉપર ધરો પ્યાર. ૩૨૨. ભવસાગરમાં બૂડતાં, ન કોઈ રાખણહાર; ધર્મ એક પ્રવહણ સમો, કેવલી ભાખી સાર ૩૨૩. એ સેવો તુમ ચિત્તધરો, જેમ પામો સુખસાર; દુર્ગતિ સવિ દૂરે ટલે, અનુક્રમે ભવ નિસ્તાર. ૩૨૪. એમ કુટુંબ પરિવારકું, સમજાવી અવદાત; પીછે પુત્ર બોલાયકે, ભાખે એણીપરે વાત. ૩૨૫. સુણો પુત્ર શાણા તુમે, કેહવેકો એહ સાર; મોહ ન કરવો માહરો, એહ અથિર સંસાર. ૩૨૬. શ્રીજિનધર્મ અંગીકરો, સેવો બહુ ધરી રાગ; તુમકુ સુખદાયક ઘણો, લહે સો મહા સોભાગ. ૩૨૭. વ્યવહારિક સંબંધથી, આણા માનો સાર; તેણે કારણ તુમને કહું, તે ધારો ચિત્ત મોઝાર. ૩૨૮. પ્રથમ દેવ ગુરૂ ધર્મકી, કરો અતિ ગાઢ પ્રતીત; મિત્રાઈ કરો સુજનકી, ધરમી સું ધરો પ્રીત. ૩૨૯. દાન શીયલ તપ ભાવના, ધરમ એ ચાર પ્રકાર; રાગ ધરો નિત એહસું, કરો શક્તિ અનુસાર. ૩૩૦. સ્વજનતા પરજન વિષે, ભેદ વિજ્ઞાન જેમ હોય; એહ ઉપાય કરો સદા, શિવ સુખદાયક સોય. ૩૩૧. જે સંસારી પ્રાણીયા, મગન રહે સંસાર; પ્રીત ન કીજે તેહુની, મમતા દૂર નિવાર. ૩૩૨. રાગી જીવકી સંગતે, એહ સંસાર મઝાર; કાલ અનાદિ ભટકતાં, કિમહી ન લહીયે પાર, ૩૩૩. રાગે રાગ દશા વધે, તેમ વલી વિષય વિકાર; મમતા મૂર્છા બહુ વધે, એ દુર્ગતિ દાતાર. ૩૩૪. તેણે સંસારી જીવકી. તજી સંગત ઢીલ ધાર; જ્ઞાનવંત પુરૂષાં તણી, કરો સંગતિ સુવિચાર. ૩૩૫. ધર્માત્મા પુરૂષ તણી, સંગતે બહુ ગુણ થાય; જશ કીર્તિ વાધે ઘણી, પરિણતિ સુધરે ભાય. ૩૩૬. એમ અનેક ગુણ સંપજે, એહ લોકમેં સુખકાર; વળી પરલોકમેં પામીયે, સ્વર્ગાદિક શ્રીકાર. ૩૩૭. વળી ઉત્તમ પુરૂષ તણી, સંગતે લહીએ ધર્મ; ધર્મ આરાધી અનુક્રમે, પામીએ શિવ પુર સર્મ. ૩૩૮. ધર્મી ઉત્તમ પુરુષકી, સંગતિ સુખની ખાણ; દોષ સકલ દુરે ટલે, અનુક્રમે પદ નિર્વાણ. ૩૩૯. એણી વિધ તુમકુ હિત ભણી, વચન કહ્યા સુરસાલ; જો તુમકુ સચ્ચા લગે, તો કીજો ચિત્ત વિશાલ. ૩૪૦. દયા ભાવ ચિત્ત આણકે, મેં કહ્યા ધર્મ વિચાર; જો તુમ હૃદયમાં ધારશો, તો લેશો સુખ અપાર. ૩૪૧. એમ સબકું સમજાયકે, સબસે અલગા હોય, અવસર દેખી આપણા, ચિત્તમેં ચિંતે સોય. ૩૪૨. આયુ અલ્પ નિજ જાણકે, સમકિત દ્રષ્ટિવંત; દાન પુન્ય કરૂણાજીકે, નિજ હાથે કરે સંત. ૩૪૩. મહાવ્રત ધારી મુનિવરા, સમ્યગ જ્ઞાન સંયુક્ત; ધારક દશવિધ ધર્મના, પંચ સમિતિ ત્રણ ગુપ્તિ. ૩૪૪. બાહ્ય અભ્યંતર ગ્રંથી જે, તેહથી ન્યારા જેહ; બહુ શ્રૂત આગમ અર્થના, મર્મ લહો સહુ તેહ. ૩૪૫. એહવા ઉત્તમ ગુણ તણો, પુન્યથી જોગ જો હોય; અંતર ખુલ્લી એકાંતમેં, નિઃશલ્ય ભાવ હોય સોય. ૩૪૬. એહવા ઉત્તમ પુરૂષનો, જોગ કદી નવી હોય; તો સમકિત દ્રષ્ટિ પુરુષ, મહા ગંભિર તે જોય. ૩૪૭. એહવા ઉત્તમ પુરૂષકી, આગે અપની વાત; હૃદય ખોલકે કીજીએ, મર્મ સકલ અવદાત ૩૪૮. જોગ જીવ ઉત્તમજીકે, ભવ ભિરૂ મહાભાગ્ય; એહવો જોગ ન હોય કદા, તો કહણેકો નહિં લાગ. ૩૪૯. અપના મનમેં ચિંતવે, દુષ્ટ કરમ વશ જેહ; પાપી કર્મ જે હોઈ ગયું, બહુ વિધ નિંદે તેહ. ૩૫૦. શ્રી અરિહંત પરમાતમા, વળી શ્રી

સિદ્ધ ભગવંત; જ્ઞાનવંત મુનિરાજની, વળી સુર સમકિત વંત. ૩૫૧. ઇત્યાદિક મહા પુરૂષકી, સાખ કરી સુવિશાલ; વળી નિજ આતમ સાંખસું, દુરિત સર્વ અસરાલ. ૩૫૨ મિથ્યા દુક્કૃત ભલીપરે, દીજે ત્રિકરણ શુદ્ધિ; એણી વિધ પવિત્ર થઈ પછે, કીજે નિર્મલ બુદ્ધિ. ૩૫૩. અવશ્ય મરણ નિજ મન વિષે, ભાસન હુએ જામ; સર્વ પરિગ્રહ ત્યાગકે, આહાર ચાર તજે તામ ૩૫૪. જો કદી નિર્ણય નવિ હુવે, મરણ તણો મનમાંહી; તો મરજાદા કીજીએ, ઇતર કાલકી તાંહી. ૩૫૫ સર્વ આરંભ પરિગ્રહ સહુ, તીનકો કીજે ત્યાગ; ચાર આહારવલી પચ્ચખીયે, એણી વિધ કરી મહાભાગ. ૩૫૬. હુવે તે સમકિત દ્રષ્ટિવંત, થિર કરી મનવચ કાય; ખાટથી નીચે ઉતરી, સાવધાન અતિ થાય. ૩૫૭. સિંહ પરે નિર્ભય થઇ, કરે નિજ આતમ કાજ; મોક્ષ લક્ષ્મી વરવા ભણી, લેવા શિવ પુર રાજ. ૩૫૮. જેહ મહા સુભટ સંગ્રામમાં, વયરી જીતણ કાજ; રણભૂમીમેં સંચરે, કરતા અતિહી ગાજ. ૩૫૯. ઇણી વિધ સમકિતવંત જે, કરી થિરતા પરિણામ; આકુલતા આંસે નહીં, ધીરજતણું તે ધામ. ૩૬૦. શુદ્ધ ઉપયોગમેં વરતતો, આતમ ગુણ અનુરાગ; પરમાતમકે ધ્યાનમેં, લીન ઓર સબ ત્યાગ. ૩૬૧. ધ્યાતા ધ્યેયની એકતા, ધ્યાન કરંતાં હોય; આતમ હોય; પરમાતમા, એમ જાણે તે સોય. ૩૬૨ સમ્યગ્ દ્રષ્ટિ શુભ મતિ, શિવ સુખ ચાહે તેહ; રાગાદિ પરિણામમેં, ખિણ નવિ વરતે તેહ. ૩૬૩. કિનહિ પદાર્થકી નહી, વંછા તસ ચિત માંહ; મોક્ષ લક્ષ્મી વરવા ભણી, ધરતો અતિ ઉચ્છાહ. ૩૬૪. એણી વિધ ભાવ વિચારતા, કાલ પૂરણ કરે સોય; આકુલતા કોણ વિધ નહીં, નિરાકુલ થિર હોય. ૩૬૫. આતમ સુખ આણંદમય, શાંત સુધારસ કુંડ; તામેં તે જીલી રહ્યા, આતમ વીરજ ઉદંત. ૩૬૬ આતમ સુખ સ્વાધીન છે, ઓર ન એહ સમાન; એમ જાણી નિજ રૂપમેં, વરતે ધરી બહુ માન. ૩૬૭. એમ આણંદમેં વરતતાં, શાન્ત પરિણામ સંજુત; આયુ નિજ પૂરણ કરી, મરણ લહે મતિવંત. ૩૬૮. એહ સમાધિ પરભાવથી, ઇંદ્રાદિકકી રિદ્ધિ; ઉત્તમ પદવી તે લહે, સર્વ કાજકી સિદ્ધિ. ૩૬૯. મહા વિભૂતિ પાયકે, વિચરંતા ભગવાન; વળી કેવલી મુનિરાજને; વંદે સ્તવે બહુ માન. ૩૭૦. સુરલોકે શાશ્વત પ્રભુ, નિત્ય ભક્તિ કરે તાસ; કલ્યાણક જિન રાજમાં, ઓચ્છવ કરત ઉલ્લાસ. ૩૭૧. નંદીશ્વર આદે ઘણાં, તીરથ વંદે સાર; સમકિત નિર્મલ તે કરે, સફલ કરે અવતાર. ૩૭૨. સુર આયુ પૂરણ કરી, તીહાંતી ચવીને તેહ; મનુષગતિ ઉત્તમ કુલે, જનમ લહે ભવી તેહ. ૩૭૩. રાજ રિદ્ધિ સુખ ભોગવી, સદ્ગુરૂ પાસે તેહ; સંજમ ધર્મ અંગી કરી, ગુરૂ સેવે ધરી નેહ. ૩૭૪. શુદ્ધ ચરણ પરિણામથી, અતિ વિશુદ્ધતા થાય; ક્ષપક શ્રેણિ આરોહિને, ઘાતિ કર્મ ખપાય. ૩૭૫. કેવલ જ્ઞાન પ્રકટ ભયો, કેવલ દરશણ ભાસ; એક સમય ત્રણ કાલકી, સવિ વસ્તુ પ્રકાશ ૩૭૬. સાદિ અનંત સ્થિતિ કરી, અવિચલ સુખ નિરધાર; વચન અગોચર એહ છે, કેણ વિધ લહીએ પાર. ૩૭૭. મહિમા મરણ સમાધિનો, જાણે અતિ ગુણ ગેહ; તેણ કારણ ભવિ પ્રાણીયા, ઉદ્યમ કરીએ તેહ. ૩૭૮. એણી વિધ મરણ સમાધિકો, સંક્ષેપ

સુવિચાર; દુહા બાદ્ધ રચના કરી, નિજ પરને ઉપગાર. ૩૭૯ મરણ સમાધિ વિચારની, પ્રત મળી મુજ એક; તેહુમેં સમાધિ મરણકે વરણુવ કર્યો અતિ છેક. ૩૮૦. પણ ભાષા મરૂ દેશકી, તીણુમેં લખીયે તેહ; તેણુ કારણુ સુગમ કરી, દુહા બંધ કીયો એહ ૩૮૧. ભાવનગરવાસી ભલા, સેવક શ્રી ભગવંત; ભગવાનસુત ભગવાનકું, બેચરદાસ પ્રણમંત. ૩૮૨. અલ્પ મતિ અનુસારથી, બીજા ઉપયોગે જેહ; વિરૂદ્ધ ભાવ લખીયો જી કે, મિથ્યા દુષ્કૃત તેહ. ૩૮૩.

૫૦

## ઉપાધ્યાય શ્રી યશોવિજયજી કૃત

### સમતા-શતક.

દોહા:-સમતા-ગંગા-મગનતા, ઉદાસીનતા જાત; ચિદાનંદ જયવંત હો, કેવલ ભાનુ પ્રભાત ૧. સકલ કલામેં સાર લય, રહો દૂર સ્થિતિ એક; સકલ યોગમેં ભી સકલ, લય હૈ બ્રહ્મ વિદેહ. ૨. ચિદાનંદ-વિધુકી કલા, અમૃત-બીજ અનપાય; જાનિ કેવલ અનુભવિ, કિનહિ કહી ન જાય. ૩. તોભી આશ્રવ-તાપકે, ઉપશમ-કારણુ-નિદાન; ઝરઘરૂં તાકે બચન, અમૃત-બિંદુ અનુમાન. ૪. ઉદાસીનતા સુરિલતા, જ્ઞાન ધ્યાન રંગરોલ; આઠ અંગ મુનિયોગકો, એહી અમૃત નિચોલ. ૫. અનાસંગ મતિ વિષયમેં રાગદ્વેષકો છેદ; સહજ ભાવમેં લીનતા, ઉદાસીનતા ભેદ. ૬. તાકો કારણુ અમમતા, તામેં મન વિશ્રામ; કરે સાધુ આનંદઘન, હોવત આતમરામ ૭. મમતા થિર-સુખ શાકિની, નિર્મમતા સુખમૂલ; મમતા શિવ-પ્રતિકૂલ હૈ, નિર્મમતા અનુકૂલ. ૮. મમતા વિષ-મૂર્છિત ભયે, અંતરંગ ગુણુ-વૃંદ; જાગે ભાવ-નિરાગતા, લગત અમૃતકે બુંદ; ૯. પરિણુતિ-વિષય-વિરાગતા, ભવતરૂ-મૂલ-કુઠાર; તા આગે ક્યું કરિ રહે ?, મમતા-વેલિ પ્રચાર. ૧૦. હાહા મોહકી વાસના, બુધકુ ભી પ્રતિકૂલ; યા કેવલ શ્રુત-અંધતા, અહંકારકો મૂલ. ૧૧. મોહ-તિમિર મનમેં જગે, યાકે ઉદય અછેહ; અંધકાર પરિણામ હૈ, શ્રુતકે નામેં તેહ. ૧૨. કરે મૂઢ મતિ પુરૂષકું, શ્રુતભી મદ ભય રોષ; જ્યું રોગીકે ખીર ઘૂત, સન્નિપાતકો પોષ. ૧૩. ટાલે દાહ તૃષા હરે, ગાલે મમતા-પંક; લહરી ભાવ-વૈરાગકી, તાકું ભજો નિઃશંક. ૧૪. રાગ-ભુજંગમ-વિષહરન, ધારો મંત્ર વિવેક; ભવ-વન-મૂલ-ઉચ્છેદકું, વિલસે યાકી ટેક. ૧૫ રવિ દૂજો તીજો નયન, અંતર-ભાવ-પ્રકાશ; કરો ધંધ સબ પરિહરી, એક વિવેક-અભ્યાસ. ૧૬. પ્રથમ પુષ્કરાવર્ત હૈ, બરષત હરષ વિશાલ; દ્વેષ હુતાશ બુઝાઈએ, ચિંતા-જાલ જ ટાલ. ૧૭. કિનકે વશ ભવવાસના, દોરે વેશ્યા ધૂત ? મુનિભી જીનકે વશભયે હાવભાવ અવધૂત. ૧૮. જબલો ભવકી વાસના, જાગે મોહ નિદાન; તબલો રૂચે ન લોકકું, નિર્મમ ભાવ-પ્રધાન. ૧૯. વિષમ તાપ ભવ-વાસના, ત્રિવિધ દોષકો જોર; પ્રગટે યાકી પ્રબળતા, ક્વાથ કષાયેં ઘોર. ૨૦. તાતેં દુષ્ટ કષાયકે, છેદે હિત નિજ ચિત્ત; ધરો એહ શુભ ભાવના, સહજ ભાવમેં મિત્ત ! ૨૧ સિદ્ધ ઔષધિ ઇક ક્ષમા, તાકો કરો પ્રયોગ; જ્યું મિટિ જાયે મોહઘર, વિષમ ક્રોધ-જ્વર રોગ. ૨૨ ચેતનકું કોમલ લલિત, ચિદાનંદમય દેહ સુર ભરે

સુખ કહે, ધૂર્ત જગત દુઃખકાર. ૫૨. ઠગે કામકે સુખ ગિને, પાવ વિષયકી ભીખ; સહજ રાજ પાવત નહિ, લગી ન સદ્‌ગુરૂ-શીખ. ૫૩. અપ્રમાદ પવિ-દંડથેં; કરી મોહ ચકચુર; જ્ઞાની આતમ-પદ લહેં, ચિદાનંદ ભરપૂર. ૫૪. જાકે રાજ વિચારમેં, અબલા એક પ્રધાન; સો ચાહત હે જ્ઞાન જય, કૈસે કામ અયાન. ૫૫. ઔર ભ્રાંતિ મિટિ જાત હે. પ્રકટત જ્ઞાન-ઉદ્યોત; જ્ઞાનીકુ ભિ વિષય-ભ્રમ, દિશા મોહ સમ હોત. ૫૬. દાખે આપ વિલાસ કરિ, જૂઠકુ ભી સાચ; ઇંદ્રજાલ પરેં કામની, તાસું તું મત રાચ. ૫૭. હસિત ફુલ પલ્લવ અધર, કુચ ફલ કઠિન વિશાલ; પ્રિયા દેખી મત રાચ તું, યા વિષવેલિ રસાલ. ૫૮. ચર્મ-મઢિત હે કામિની, ભાજન મૂત પૂરીખ; કામ-કીટ-આકુલ સદા, પરિહર સુનિ ગુરૂ-શીખ. ૫૯. વિષય તજે સો સબ તજે, પાતક દોષ વિતાન; જલધિ તરત, નવિ કયું તરે, તટિની ગંગ સમાન? ૬૦. ચાટે નિજ લાલા મિલિત, શુષ્ક હાડ જયું શ્વાન; તેસેં રાચે વિષયમેં, જડ નિજ રૂચિ અનુમાન ૬૧. ભૂષન બહુત બનાવતેં, ચંદન ચરચત દેહ; વંચત આપહી આપકું, જડ ધરિ પુદ્‌ગલ નેહ. ૬૨. દુદંમનકે જય કિયે, ઇંદ્રિય જન-સુખ હોત; તાતેં મન-જય કરનકું, કરો વિચાર-ઉદ્યોત. ૬૩ વિષય-ગ્રામકી સીમમેં, ઇચ્છાચારી ચરંત; જિન-આણા-અંકુશ ધરી, મન-ગજ વશ કરો સંત. ૬૪. એક ભાવ-મન પોનકો, જૂઠ કહે અંથકાર; યાતેં પવનહિતેં અધિક, હોત ચિત્તકો ચાર. ૬૫. જામેં રાચે તાહિમેં, વિરચે કરિ ચિત્તચાર; ઇષ્ટ અનિષ્ટ ન વિષયકો, યૂ. નિશ્ચય નિરધાર. ૬૬. કેવલ તામેં કર્મકો, રાગ-દ્વેષતેં બંધ; પરમેં નિજ અભિમાન ધરિ, કયા ફિરત? હો અંધ! ૬૭ જેસે લલના લલિતમેં, ભાવ ધરતુ હે સાર; તેસે મૈત્રી પ્રમુખમે, ચિત્ત ધરિ કરિ સુવિચાર. ૬૮. બાહેર બહુરી કહા ફિરે?, આપહિમેં હિત દેખ; મૃગ-તૃષ્ણા સમ વિષયકો, સુખ સબજાતિ ઉવેખ. ૬૯. પ્રિય અપ્રિય વ્યવહાર નિજ, રૂચિરસ સાચો નાહિ; અંગજ વલ્લભ સુત ભયો, યૂકાદિક નહિ કાહિ. ૭૦. હોવત સુખ નૃપ રંકકું, નોબત સુનત સમાન; ઇક ભોગે ઇક નાહિ સો, બઢયો ચિત્ત અભિમાન. ૭૧. ભવકો સુખ સંકલ્પ ભવ, કૃત્રિમ જિસો કપૂર; રંજત હે જન મુગધકું, વર્જિત જ્ઞાન-અંકુર ૭૨. ગુન મમકાર ન વસ્તુકો, સો વાસના નિમિત્ત; માને સુતમેં સુત અધિક; દોરત હે હિત ચિત્ત. ૭૩. મન-કૃત મમતા જૂઠ હે, નહિ વસ્તુ-પરજાય; નહિ તો વસ્તુ બિકાયથેં, કયું મમતા મિટિ જાય?. ૭૪. જન જનકી રૂચિ ભિન્ન હે, ભોજન કૂર કપૂર; ભોગવંતકું જો રૂચે, કરભ કરે સો દૂર. ૭૫. કરભ હસે નૃપ ભોગકું, હસે કરભકું ભૂપ; ઉદાસીનતા બિનું નહિ, દોનુંકું રતિ રૂપ ૭૬. પરમેં રિચે પર રૂચિ, નિજ રૂચિ નિજ ગુણ માંહિ; ખેલે પ્રભુ આનંદઘન, ધરિ સમતા ગલે બાંહિ. ૭૭. માયા-મય જગકો કહ્યો, જહાં સબહિ વિસ્તાર; જ્ઞાનીકું હોવત કહાં, તહાં શોકકો ચાર? ૭૮. શોચત નહિ અનિત્ય-મતિ, હોવત માલ મલાન; ભાંડેભી શોચત ભગે, ધરત નિત્ય અભિમાન. ૭૯ ફૂટ વાસના મઢિત હે, આશા-તંતુ-વિતાન; છેદે તાકું શુભમનિ, કર ધરિ બોધ-કૃપાન. ૮૦. જનની મોહ-અંધારકી, માયા-રજની કૂર; જ્ઞાન-ભાનુ-આલોકતેં, તાકો કીજે દૂર. ૮૧.

ઉદાસીનતા મગન હુઈ,' અધ્યાતમ-રસ-કૂપ; દેખે નહિ કછુ ઓર જબ, તબ દેખે નિજરૂપ. ૮૨. આગે કરી નિઃસંગતા, સમતા સેવત જેહ; રમે પરમ આનંદ-રસ, સત્ય-યોગમેં તેહ. ૮૩. ઇંદ્રહી જનિત અસંગતા, ઇહ ભવકે સુખ દેત; દંભ રહિત નિઃસંગતા, કૌન દૂર સુખ હેત. ૮૪. મત હો સંગ નિવૃત્તકું, પ્રેમ પરમ અતિ પાઈ; તદ્દો સમતા-રંગ પુનિ, કિનહી કહ્યો ન જાય. ૮૫. તિસના વિદ્રુમ વલ્લિ ઘન વિષય ઘુમર બહુ જોર; ભીમ ભયંકર ખેદ જલ, ભવસાગર ચિહું ઓર ૮૬. ચાહે તાકો પાર તો, સજ કર સમતા નાઉ; શીલ-અંગ દૃઢ પાટીએ, સહસ અઠાર બનાઉ ૮૭ કૂઆ-થંભ શુભ યોગ ધરિ, ભેઠે અભિમ જ્ઞાન; અધ્યાતમ સઢ બધેં ચલે, સંયમ પવન પ્રમાણ ૮૮. યોગી જબહુ તપ કરે, ખાઈ જુરે તરૂપાત; ઉદાસીનતા બિનુ ભસમ, હુતિમેં સોબિ જાત. ૮૯ છુટે ભવકે જાલમેં, જિનહિ તપ કરિ લોક; સોભી મોહે કાહુકું, દેત જનમકો થોક. ૯૦ વિષય ઉપદ્રવ સબ મિટયો, હોવત સુખ સંતોષ; તાતે વિષયાતીત હે, દેત શાંત રસ પોષ ૯૧ બિનુ લાલચ બશ હોત હે, જયા બાલ બહુ સાચ; યાતે કરે નિરીહકે, આગે સમ-રતિ નાચ ૯૨ હે પરીમલ સમતા લતા, વચન અગોચર સાર; નિત્ય વૈરિભી જિહાં વસે, લહતુ પ્રેમ મહકાર ૯૩ યેના શાખસ મેહકી, છીપે સુખે પ્રબુદ્ધઃ બ્રહ્મ બાનિ ઇંદ હોઇકે, સમતા અંતર શુદ્ધ. ૯૪ કવિ-મુખ કલ્પિત અમૃતકે, રસમેં મુઝત કાહિ? ભજો એક સમતા સુધા, રતિ ધરિ શિવપદ માહિ ૯૫ યોગ ગ્રંથ જલનિધિ મથો, મન કરિ મેરૂ મથાન; સમતા અમૃત પાઇકે, હો અનુભવ રસ જાન. ૯૬ ઉદાસીન મતિ પુરૂષ જો, સમતા નિધિ શુભ વેષ; છોરત તાકું કોધકી ધુ, આપ કર્મ અશેષ ૯૭ શુદ્ધ યોગ શ્રદ્ધાન ધરિ, નિત્ય કરમકો ત્યાગ; પ્રથમ કરે જો મૂઢ સો, ઉભય ભ્રષ્ટ નિભાગ ૯૮ ક્રિયા-મૂઢ જુઠી ક્રિયા, કરે ન થાપે જ્ઞાન; ક્રિયા-ભ્રષ્ટ એક જ્ઞાન મતિ, છેદે ક્રિયા અજ્ઞાન. ૯૯ તે દોનુંસેં દૂરિ શિવ, જે નિજ બલ અનુસાર; યોગ રૂચિ આદર ગહે, સો શિવ સાધનહાર. ૧૦૦ નિવૃત્તિ લલનાકું સહજ, અચરજકારી કોઉ? જો નર યાકું રૂચત હે, યાકું દેખે સોઉ. ૧૦૧ મન પારદ મૂર્છિત ભયો, સમતા ઓષધ આઇ; સહજ વેધ રસ પરમ ગુન, સોવન-સિદ્ધિ કમાઇ ૧૦૨ બહુત ગ્રંથ નય દેખિકે, મહા પુરૂષ કૃત સાર; વિજયસિંહ સૂરિ કીઓ, સમતા-શતક ઉદાર ૧૦૩ ભાવત જાકું તત્વ મન, હો સમતા-રસ-લીન; જ્યું પ્રગટે તુજ સહજ સુખ, અનુભવ-ગમ્ય અહીન. ૧૦૪ કવિ જશવિજય સુશિખ એ, આપ આપકું હેત; સામ્ય-શતક ઉદ્ધર કરી, હેમવિજય મુનિ હેત. ૧૦૫

ઉપાધ્યાય શ્રીયશોવિજયજી કૃત

૩ સમાધિ તંત્ર દોધક શતક

દોહા :-સમરી ભગવતી ભારતી, પ્રણમી જિન જગ-બંધુ; કેવળ આતમ-બોધકો, કરશું સરસ પ્રબંધ ૧. કેવળ આતમ-બોધ હે, પરમારથ શિવ-પંથ; તામેં જિનકું મગનતા, સોઇ ભાવ-નિગ્રંથ. ૨. ભોગ જ્ઞાન જ્યું બાલકો; બાહ્ય જ્ઞાનકી દોર; તરૂણ ભોગે

અનુભવ જિમ્યો, મગન-ભાવ કછુ ઔર. ૩. આતમ-જ્ઞાને મગન જો, સો સબ પુદ્ગલ ખેલ; ઇંદ્રજાલ કરિ લેખવે, મિલે ન તિહાં મન-મેલ. ૪. જ્ઞાન બિના વ્યવહારકો, કહા બનાવત નાચ? રત્ન કહો કોઉ કાચકું, અંત કાચ સો કાચ. ૫. રાચે સાચે ધ્યાનમેં યાચે વિષય ન કોઈ; નાચે માચે મુગતિ-રસ, 'આતમ-જ્ઞાની' સોઈ. ૬. બહિર અંતર પરમ એ, આતમ-પરિણતિ તીન; દેહાદિક આતમ-ભરમ, બહિરાતમ બહુ દીન ૭. ચિત્તદોષ આતમ-ભરમ, અંતર આતમ ખેલ; અતિ નિર્મલ પરમાતમા, નાહિ કર્મકો મેલ. ૮. નરદેહાદિક દેખકે, આતમ-જ્ઞાને હીન; ઇંદ્રિય બલ બહિરાતમા, અહંકાર મન લીન. ૯. અલખ નિરંજન અકલ ગતિ, વ્યાપી રહ્યો શરીર; લખ સુજ્ઞાને આતમા, ખીર લીન જ્યું નીર. ૧૦. અરિ મિત્રાદિક કલ્પના, દેહાતમ અભિમાન; નિજ પર તનુ સંબંધ મતિ, તાકો હોત નિદાન. ૧૧. દેહાદિક આતમ-ભ્રમેં, કલ્પે નિજ પર ભાવ; આતમ-જ્ઞાની જગ લહે, કેવલ શુદ્ધ સ્વભાવ. ૧૨ સ્વ પર વિકલ્પે વાસના, હોત અવિદ્યારૂપ; તાતેં બહુરી વિકલ્પમય ભરમ-જાલ અંધકૂપ ૧૩. પુત્રાદિકકી કલ્પના, દેહાતમ-ભ્રમ મુલ; તાકું જડ સંપતિ કહે, હાહા મોહ પ્રતિકૂલ. ૧૪. યા ભ્રમ-મતિ અબ છાંડિ દો, દેખો અંતર-દૃષ્ટિ; મોહ-દૃષ્ટિ જો છોડિયે, પ્રગટે નિજ-ગુણ-સૃષ્ટિ. ૧૫. રૂપાદિકકો દેખવો, કહન કહાવન કૂટ; ઇંદ્રિય યોગાદિક બલે, એ સબ લૂટાલૂટ. ૧૬. પરપદ આતમ દ્રવ્યકું, કહન સુનન ન કછુ નાંહિ; ચિદાનંદ-ઘન ખેલહી, નિજપદ તો નિજ માંહિ. ૧૭. ગ્રહણ અયોગ્ય ગ્રહે નહિ, ગ્રહ્યા ન છોડે જેહ, જાણે સર્વ સ્વભાવને, સ્વપર-પ્રકાશક તેહ, ૧૮. પેંકે ભ્રમ સીપમેં જ્યું જડ કરે પ્રયાસ; દેહાતમ-ભ્રમતેં ભયો, ત્યું તુજ કૂટ અભ્યાસ. ૧૯. મિટે રજત-ભ્રમ સીપમેં, જન-પ્રવૃત્તિ જિમ નાંહિ; ન રહૈં આતમ-ભ્રમ મિટે, ત્યું દેહાદિકમાંહિ. ૨૦. ફિરે અબોધે કંઠગત, ચામીકરકે ન્યાય; જ્ઞાન-પ્રકાશે મુગતિ તુજ. સહજ સિદ્ધિ નિરૂપાય. ૨૧. યા બિન તું સૂતો સદા, યોગે જાગે જેણ; રૂપ અતીંદ્રિય તુજ તે, કહી શકે કહો કેણ? ૨૨. દેખે ભાખે ઔર કરે, જ્ઞાની સબહિ અચંભ; વ્યવહારે વ્યવહારસ્યું, નિશ્ચયમેં થિર થંભ. ૨૩. જગ જાણે ઉન્મત્ત એ, એ જાણે જગ અંધ; જ્ઞાનીકું જગમેં રહ્યો યું નહિ કોઈ સંબંધ. ૨૪. યા પર છાંડિ જ્ઞાનકી, વ્યવહારે જ્યું કહાઈ; નિર્વિકલ્પ તુજ રૂપમેં, દ્વિધા ભાવ ન સુહાઈ ૨૫. યું બહિરાતમ છાંડકે, અંતર-આતમ હોઈ; પરમાતમ મતિ ભાવિયે, જિહાં વિકલ્પ ન કોઈ. ૨૬. સોમેંઘા દૃઢ વાસના, પરમાતમ પદ હેત; ઇલિકા ભમરી ધ્યાન ગતિ, જિન-મતિ જિન પદ દેત. ૨૭. ભારે ભય પદ સોઈ હે, જિહાં જડકો વિશ્વાસ; જિનસૂં એ ડરતો ફિરે, સોઈ અભય પદ તાસ. ૨૮. ઇંદ્રિય-વૃત્તિ-નિરોધ કરી, જો ખિનુ ગલિત વિભાવ; દેખે અંતર આતમા, સો પરમાતમ-ભાવ. ૨૯, દેહાદિકતેં ભિન્ન મેં, મોમેં ન્યારે તેહુ; પરમાતમ-પથ-દીપિકા, શુદ્ધ ભાવના એહુ ૩૦. ક્રિયા કષ્ટભી નહુ લહે, ભેદ-જ્ઞાન-સુખવંત; યાબિન બહુવિધિ તપ કરે, તોભિ નહિ ભવઅંત. ૩૧. અભિનિવેશ પુદ્ગલ વિષય, જ્ઞાનીકું કહાં હોત? ગુણકો ભી મદ મિટ ગયો, પ્રકટત સહજ ઉદ્યોત. ૩૨. ધર્મ ક્ષમાદિક ભી મિટે, પ્રકટત ધર્મ-સંન્યાસ; તો કલ્પિત ભવ-ભાવમેં, ક્યું નહિ હોત

ઉદાસ ? ૩૩. રજ્જુ અવિદ્યા-જનિત અહિ, મિટે રજ્જુકે જ્ઞાન; આતમજ્ઞાને ત્યું મિટે, ભાવ-અબોધ નિદાન. ૩૪. ધર્મ અરૂપી દ્રવ્યકે, નહિ રૂપી પર હેત; અપરમ ગુન રાચે નહીં, યું જ્ઞાની મતિ દેત. ૩૫. નૈગમ નયકી કલ્પના, અપરમ-ભાવ વિશેષ; પરમ-ભાવમેં મગનતા, અતિ વિશુદ્ધ નયરેખ. ૩૬. રાગાદિક જબ પરિહરી, કરે સહજ ગુણ ખોજ; ઘટમેં ભી પ્રગટે તદા, ચિદાનંદકી મોજ. ૩૭. રાગાદિક પરિણામ-યુત, મનહિ અનંત સંસાર; તેહિજ રાગાદિક રહિત, જાને પરમ પદ સાર. ૩૮ ભવ પ્રપંચ મન જાલકી, બાજી જૂઠી મૂલ; ચાર પાંચ દિન ખુશ લગે, અંત ધૂલકી ધૂલ. ૩૯. મોહ બાગુરી જાલ મન, તામેં મૃગ મત હોઉ; યામેં જે મુનિ નહિ પરે, તાકું અસુખ ન કોઉ. ૪૦. જબ નિજ મન સન્મુખ હુએ, ચિંતે ન પર ગુણ દોષ; તબ બહુરાઇ લગાઇએ, જ્ઞાન ધ્યાન રસ પોષ. ૪૧ અહંકાર પરમેં ધરત, ન લહે નિજ ગુણ ગંધ; અહંજ્ઞાન નિજ ગુણ લગે, છૂટે પરહિ સંબંધ. ૪૨ અર્થ ત્રિલિંગી પદ લહે, સો નહિ આતમરૂપ; તો પદ કરી ક્યું પાઇએ ? અનુભવ-ગમ્ય સ્વરૂપ. ૪૩ [ દિસિ દાખી નવિ ડગ ભરે, નય પ્રમાણ પદ કોડિ; સંગ ચલે શિવપુર લગેં, અનુભવ આતમ જોડિ. ] ૪૪ આતમ-ગુણ અનુભવતભી, દેહાદિકતેં ભિન્ન; ભૂલે વિભ્રમ-વાસના, જોરેં ફિરે ન ખિન્ન ૪૫ દેખે સો ચેતન નહિ, ચેતન નાહિં દિખાય; રોષ તોષ કિનસું કરે ? આપહિ આપ બુઝાય. ૪૬ ત્યાગ ગ્રહણ બાહિર કરે, મૂઢ કુશલ અંતરંગ; બાહિર અંતર સિદ્ધકું, નહિ ત્યાગ ગ્રહ સંગ. ૪૭ આત્મજ્ઞાને મન ધરે, વચન-કાય-રતિ છોડ; તો પ્રગટે શુભ વાસના, ગુણ અનુભવકી જોડ. ૪૮ યોગારંભીકું અસુખ, અંતર બાહિર સુખ; સિદ્ધ-યોગકું સુખ હે, અંતર બાહિર દુઃખ. ૪૯ સો કહીએ સો પૂછીએ, તામેં ધરિયે રંગ; યાતેં મિટે અબોધતા, બોધરૂપ હુઇ ચંગ. ૫૦ નહિ કછુ ઇંદ્રિય વિષયમેં ચેતનકું હિતકાર; તોભી જન તામેં રમેં, અંધો મોહ-અંધાર. ૫૧ મૂઢાતમશું તે પ્રબલ, મોહે છાંડિ શુદ્ધિ; જાગત હે મમતા ભરે, પુદ્ગલમેં નિજ બુદ્ધિ. ૫૨ તાકું બોધન-શ્રમ અફલ, જાકું નહિ શુભ યોગ; આપ આપકું બૂઝવે, નિશ્ચય અનુભવ ભોગ ૫૩ પરકો કિસ્યો બુઝાવનો ? તૂં પર-ગ્રહણ ન લાગ; ચાહે જેસેં બુઝનો; સો નહિ તુઝ ગુણ ભાગ. ૫૪ જબલોં પ્રાની નિજ મતેં, ગ્રહે વચન મન કાય; તબલોં હિ સંસાર થિર, ભેદ-જ્ઞાન મિટિ જાય. ૫૫ સૂક્ષ્મ ઘન જીરન નવે, જ્યું કપરે ત્યું દેહ; તાતેં બુધ માને નહિ, અપની પરિણતિ તેહ. ૫૬ [ હાનિ વૃદ્ધિ ઉજવલ મલિન, જ્યું કપરે ત્યું દેહ; તાતેં બુધ માને નહી, અપની પરિણતિ તેહ. ] ૫૭ જૈસે નાશ ન આપકો, હોત વસ્ત્રકો નાશ; તેસે તનુકે નાશતેં, ચેતન અચલ અનાશ. ૫૮ જંગમ જગ થાવર પરે, જાકું ભાસે નિત્ત; સો ચાખે સમતા-સુધા, અવર નહિ જડ-ચિત્ત. ૫૯ મુગતિ દૂર તાકૂં નહિ, જાકું સ્થિર સંતોષ; દૂર મુગતિ તાકૂં સદા, જાકૂ અવિરતિ-પોષ; ૬૦ હોત વચન મન ચપલતા, જનકે સંગ નિમિત્ત; જન-સંગી હોવે નહિ, તાતેં મુનિ જગ-મિત્ત ૬૧. વાસ નગર વનકે વિષે માને દુવિધ અબુદ્ધ; આતમ-દર્શીકું વસતિ, કેવલ આતમ શુદ્ધ. ૬૨. આપ-ભાવના દેહમેં, દેહાંતર ગતિ હેત; આપ-બુદ્ધિ જો આપમેં, સો 'વિદેહ' પદ દેત.

૬૩. ભવિ શિવપદ દિઈ આપકું, આપહિ સન્મુખ હોય; તાતેં ગુરૂ હૈ આતમા, અપનો ઓર ન કોઈ. ૬૪. સોવત હૈ નિજ ભાવમેં, જાગે તે વ્યવહાર; સૂતો આતમ-ભાવમેં, સદા સ્વરૂપાધાર. ૬૫. અંતર ચેતન દેખકે, બાહિર દેહ સ્વભાવ; તાકે અંતર-જ્ઞાનતેં, હોઈ અચલ દૃઢ ભાવ. ૬૬. ભાસે આતમજ્ઞાન ધુરિ, જગ ઉન્મત્ત સમાન; આગેં દૃઢ અભ્યાસતેં, પથ્થર તૃણ અનુમાન. ૬૭. ભિન્ન દેહતેં ભાવિયે, ત્યું આપહીમેં આપ; જ્યું સ્વપ્નહીમેં નહિ હુવે, દેહાતમ-ભ્રમ-તાપ. ૬૮ પુણ્ય પાપ વ્રત અવ્રત. મુગતિ દેઉ હૈ ત્યાગ, અવ્રત પરવ્રત ભી ત્યજે, તાતે ધરિ શિવ-રાગ. ૬૯. પરમ-ભાવ-પ્રાપ્તિ લગે, વ્રત ધરિ અવ્રત છોડિ; પરમ-ભાવ-રતિ પાયકે, વ્રત ભી ઇનમેં જોડિ ૭૦ દહન સમે જ્યું તૃણ દહે, ત્યું વ્રત અવ્રત છોડ; ક્રિયા શકિત ઇનમે નહિ, યા ગતિ નિશ્ચય ભેદ. ૭૧ વ્રત ગુણ ધારત અવ્રતિ, વ્રતિ જ્ઞાન ગુન હોઈ; પરમાતમકે જ્ઞાનતેં, પરમ-આતમા હોઈ ૭૨. લિંગ દેહ આશ્રિત રહે, ભવકો કારણ દેહ; તાતેં ભવ છેદે નહિ, લિંગ-પક્ષ-રત જેહ ૭૩. જાતિ દેહ આશ્રિત રહે, ભવકો કારણ દેહ; તાતેં ભવ છેદે નહિ, જાતિ-પક્ષ-રત જેહ. ૭૪. જાતિ લિંગકે પક્ષમેં જિનકું હૈ દૃઢ રાગ; મોહ-જાલમેં સો પરે, ન લહે શિવ-સુખ ભાગ. ૭૫. લિંગ દ્રવ્ય ગુન આદરે, નિશ્ચય મુખ વ્યવહાર; બાહ્ય લિંગ હઠ નય મતિ કરે મૂઢ અવિચાર. ૭૬. ભાવ લિંગ જાતેં ભયે, સિદ્ધા પનરસ ભેદ; તાતેં આતમકું નહિ. લિંગ ન જાતિ ન વેદ. ૭૭. પંગુ દૃષ્ટિ જ્યું અંધમેં, દૃષ્ટિ-ભેદ નહુ હેત; આતમ-દૃષ્ટિ શરીરમેં ત્યું ન ધરે ગુન હેત. ૭૮. સ્વપ્ન વિકલતાદિક દશા, ભ્રમ માને વ્યવહાર; નિશ્ચય નયમેં દોષ-ક્ષય, વિના સદા ભ્રમચાર. ૭૯ છૂટે નહિ બહિરાતમા, જાગતભી પઢિ ગ્રંથ; છૂટે ભવસેં અનુભવી, સુપન-વિકલ નિગ્રંથ ૮૦ પઢિ પાર કહા પાવનો ?, મિટયો ન મનકો ચાર; જ્યું કોલ્હુકે બેલકું, ઘરહી કોસ હજાર. ૮૧. જિહાં બુદ્ધિ થિર પુરૂષકી, તિહાં રૂચિ તિહાં મન લીન; આતમ-મતિ આતમ-રૂચિ, કાહુ કોન આધીન ? ૮૨. સેવત પરમ પરમાતમા, લહે ભવિક તસ રૂપ; બતિયાં સેવત જ્યોતિકું, હોવત જ્યોતિ-સરૂપ. ૮૩. આપ આપમેં સ્થિત હુએ, તરૂમેં અગ્નિ-ઉદ્યોત; સેવત આપહિ આપકું, ત્યું પરમાતમ હોત. ૮૪. કાહિ પરમ પદ ભાવિકે, વચન અગોચર સાર; સહજ જ્યોતિ સો પાઈએ, ફિર નહિ ભવ-અવતાર. ૮૫. જ્ઞાનીકું દુઃખ કછુ નહિ, સહજ સિદ્ધ નિર્વાણ; સુખ પ્રકાશ અનુભવ ભએ, સબહિ ઠોર કલ્યાણ. ૮૬. સુપન-દૃષ્ટિ સુખ-નાશતેં, જ્યું દુઃખ ન લહે લોક; જાગર દૃષ્ટ વિનષ્ટમેં, ત્યું બુધકું નહિ શોક. ૮૭. સુખ-ભાવિત દુઃખ પાયકે, ક્ષય પાવે જગજ્ઞાન; ન રહે સો બહુ તાપમેં, કોમલ ફૂલ સમાન. ૮૮ દુઃખ-પરિતાપેં નવિ ગલે, દુઃખ-ભાવિત મુનિ-જ્ઞાન; વજ્ર ગલે નહિ દહનમેં, કંચનકે અનુમાન. ૮૯. તાતેં દુઃખસું ભાવિએ, આપ શક્તિ અનુસાર; તો દૃઢતર હુઈ ઉલ્લસે, જ્ઞાન ચરણ આચાર. ૯૦. રનમેં લરતે સુભટ જ્યું, ગિને ન બાન-પ્રહાર; પ્રભુ-રંજનકે હેત ત્યું, જ્ઞાની અસુખ-પ્રચાર. ૯૧. વ્યાપારી વ્યાપારમેં; સુખ કરિ માને દુઃખ; ક્રિયા-કષ્ટ સુખમેં ગિને, ત્યું વંછિત મુનિ-મુખ્ય. ૯૨. ક્રિયા યોગ અભ્યાસ હૈ, ફલ હૈ જ્ઞાન અબંધ; દોઉકું જ્ઞાની ભજે, એક-મતિ મતિ-અંધ. ૯૩. ઇચ્છા શાસ્ત્ર સમર્થતા, ત્રિવિધ યોગ

કે સાર; ઇચ્છા નિજ શક્તેં કરી, વિકલ યોગ વ્યવહાર. ૯૪. શાસ્ત્ર-યોગ ગુન-ઠાણકો, પૂરન વિધિ આચાર; પદ અતીત અનુભવ કહ્યો, યોગ તૃતીય વિચાર. ૯૫. રહે યથા બલ યોગમેં, ગહે સકલ નય સાર; ભાવ-જૈનતા સો લહે, વહે ન મિથ્યાચાર. ૯૬ આગમ-અનુસારી ક્રિયા, છેદે સો અતિહીન; કપટ-ક્રિયા-બલ જગ ઠગે, સો ભી ભવજલ-મીન. ૯૭. નિજ નિજ મતમેં લરિ પરે, નયવાદી બહુ રંગ; ઉદાસીનતા પરિણમે, જ્ઞાનીકું સરવંગ ૯૮ દોઉ લરે તિહાં એક પરે. દેખનમેં દુખ નાહિં; ઉદાસીનતા સુખ સદન, પર પ્રવૃત્તિ દુઃખ છાંહિ. ૯૯. ઉદાસીનતા સુરલતા, સમતારસફલ ચાખ; પર-પેખનમેં મત પરે, નિજ ગુણ નિજમેં રાખ. ૧૦૦. ઉદાસીનતા જ્ઞાન-ફલ, પર-પ્રવૃત્તિ હૈ મોહ, શુભ જાનો સો આદરો, ઉદિત વિવેક-પ્રરોહ. ૧૦૧. દોધક શતકે ઉદ્ધર્યું, તંત્ર સમાધિ વિચાર; ધરો એહ બુધ! કંઠમેં, ભાવ-રતનકો હાર. ૧૦૨. જ્ઞાન વિમાન ચારિત્ર પવિ, નંદન સહજ-સમાધિ; મુનિ સુરપતિ સમતા શચી, રંગે રમે અગાધિ ૧૦૩. કવિ જશવિજયે એ રચ્યો; દોધક શતક-પ્રમાણ; એહ ભાવ જો મન ધરે, સો પાવે કલ્યાણ ૧૦૪.

## શ્રી પુણ્ય પ્રકાશનું સ્તવન

દોહા:-સકલ સિદ્ધિ દાયક સદા, ચોવીશે જિનરાય; સદ્ગુરુ સ્વામિની સરસ્વતી, પ્રેમે પ્રણમું પાય. ૧. ત્રિભુવન પતિ ત્રિશલા તણો, નંદન ગુણ ગંભીર; શાસન નાયક જગ જયો વર્દ્ધમાન વડ વીર. ૨. એક દિન વીર જિણંદને, ચરણે કરી પ્રણામ; ભવિક જીવના હિત ભણી, પૂછે ગૌતમ સ્વામ. ૩. મુક્તિ માર્ગ આરાધીએ, કહો કિણ પરે અરિહંત; સુધા સરસ તવ વચન રસ, ભાખે શ્રી ભગવંત. ૪. અતિચાર આલોઈએ, વ્રત ધરીએ ગુરુ સાખ; જીવ ખમાવો સયલ જે, યોનિ ચોરાશી લાખ. ૫. વિધિશું વળી વોસરાવીએ, પાપસ્થાન અઢાર; ચાર શરણ નિત્ય અનુસરો, નિંદો દુરિત આચાર. ૬. શુભ કરણી અનુમોદીએ, ભાવ ભલો મન આણ; અણસણ અવસર આદરી, નવપદ જપો સુજાણ. ૭. શુભ ગતિ આરાધન તણા, એ છે દસ અધિકાર; ચિત્ત આણીને આદરો, જેમ પામો ભવ પાર. ૮.

ઢાળ ૧ લી જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વિરજ, એ પાંચે આચાર; એહતણા ઇહ ભવ પરભવના, આલોઈએ અતિચાર રે પ્રાણી, જ્ઞાન ભણો ગુણખાણી; વીર વદે એમ વાણી રે પ્રા. ૧. એ આંકણી ગુરુ ઓળવીએ નહીં ગુરુ વિનય, કાળે ધરી બહુમાન; સૂત્ર અરથ તદુભય કરી સુધં; ભણીએ વહી ઉપધાન રે. પ્રા. જ્ઞા. ૨. જ્ઞાનોપગરણ પાટી પોથી, ઠવણી નોકારવાળી; તેહ તણી કીધી આશાતના, જ્ઞાનભક્તિ ન સંભાળી રે. પ્રા. જ્ઞા. ૩. ઇત્યાદિક વિપરીતપણાથી જ્ઞાન વિરાધ્યું જેહ; આ ભવ પરભવ વળી રે ભવોભવ, મિચ્છામિદુક્કડં તેહ રે, પ્રા. જ્ઞા. ૪. પ્રાણી સમકિત લ્યો શુદ્ધ જાણી વીર વદે એમ વાણી રે, પ્રા. સ. જિનવચને શંકા નવિ કીજે, નવિ પરમત અભિલાખ; સાધુતણી નિંદા પરિહરજો, ફળ સંદેહ મ રાખ રે. પ્રા. સ. ૫. મૂઢપણું છંડો પરશંસા, ગુણવંતને આદરીએ; સ્વામીને ધરમે કરી થિરતા, ભક્તિ પ્રભાવના કરીએ રે, પ્રા. સ. ૬. સંઘ ચૈત્યપ્રાસાદતણો જે, અવર્ણવાદ મન લેખો; દ્રવ્ય દેવકો જે વિણસાડ્યો, વિણસંતો ઉવેખ્યો રે પ્ર સ. ૭ ઇત્યાદિક વિપરીતપણાથી. સમકિત ખંડ્યું જેહ, આ ભવ

પરભવ વળી રે ભવોભવ; મિચ્છામિદુક્કડં તેહરે પ્રા. સ. ૮ આણી ચારિત્ર હવે ચિત્ત આણી. વીર. પંચ સમિતિ ત્રણ ગુપ્તિ વિરાધી, આઠે પ્રવચનમાય; સાધુ તણે ધરમે પરમાદે, અશુદ્ધ વચન મન કાયરે પ્રા. સા. ૯. શ્રાવકને ધર્મે સામાયિક પોસહમાં મન વાળી; જે જયણાપૂર્વક એ આઠે, પ્રવચનમાય ન પાળીરે પ્રા. સા. ૧૦. ઇત્યાદિક વિપરીતપણાથી, ચારિત્ર ડોહોળ્યું જેહ; આ ભવ પરભવ વળીરે ભવોભવ, મિચ્છામિદુક્કડં તેહરે પ્રા. ચા. ૧૧ બારે ભેદે તપ નવિ કીધો, છતે જોગે નિજ શક્તે; ધર્મે મન વચ કાયા વિરજ નવિ ફોરવીઉં ભગતેરે પ્રા૦ ચા૦ ૧૨. તપ વિરજ આચાર એણી પેરે, વિવિધ વિરાધ્યાં જેહ; આ ભવ પરભવ વળીરે ભવોભવ, મિચ્છામિદુક્કડં તેહરે; પ્રા૦ ચા૦ ૧૩. વળીય વિશેષે ચારિત્ર કેરા, અતિચાર આલોઈએ; વીર જિણેસર વયણ સુણીને, પાપ મેલ સવી ધોઇએરે પ્રા૦ ચા૦ ૧૪.

ઢાળ ૨ જી:–પૃથ્વી પાણી તેઉ, વાયુ વનસ્પતિ; એ પાંચે થાવર કહ્યાએ. ૧. કરી કરસણ આરંભ, ખેત્ર જે ખેડીયાં; કુવા તળાવ ખણાવીયાએ. ૨. ઘર આરંભ અનેક, ટાંકા, ભોંયરાં; મેડી માળ ચણાવીઆએ. ૩. લીંપણ ગુંપણ કાજ, એણીપરે પરપરે; પૃથ્વીકાય, વિરાધીયારે. ૪. ધોયણ નાયણ પાણી, ઝીલણ અપકાય, છોતિ ધોતિ કરી દુહવ્યાએ. ૫. ભાઠીગર કુંભાર, લોહ સુવનગરા; ભાડભુંજા લિહાલાગરાએ. ૬. તાપણ શેકણ કાજ, વસ્ત્ર નિખારણ, રંગણ, રાંધન રસવતીએ. ૭ એણી પરે કર્માદાન પરે પરે કેળવી તેઉ વાયુ વિરાધીયાએ ૮. વાડી વન આરામ, વાવી વનસ્પતિ; પાન ફુલ ફળ ચુંટીયાએ. ૯ પોંખ પાપડી શાક; શેકયાં, સુકાવ્યાં, છેદ્યાં છુંદ્યા આથીયાંએ. ૧૦. અળશી ને એરંડ, ઘાણી ઘાલીને; ઘણા તિલાદિક પીલીયાંએ. ૧૧. ઘાલી કોલું માંહે, પીલી શેલડી; કંદમૂળ ફળ વેચીયાંએ. ૧૨. એમ એકેંદ્રિય જીવ, હણ્યા હણાવીયા; હણતાં જે અનુમોદિયા એ. ૧૩. આ ભવ પરભવ જેહ, વળીય ભવોભવે; તે મુજ મિચ્છામિદુક્કડં એ ૧૪ કુમી સરમીયા કીડા, ગાડર ગંડોલા; ઇયળ પુરા ને અલસીયાંએ ૧૫ વાળા જળો ચુડેલ, વિચલિત રસતણા; વળી અથાણા પ્રમુખનાંએ. ૧૬. એમ બેઇંદ્રિય જીવ, જેહ મેં દુહવ્યાં; તે મુજ, મિચ્છામિદુક્કડં એ. ૧૭. ઉધેહી જુ લીખ, માંકડ મંકોડા; ચાંચડ કીડી કુંથુઆએ ૧૮. ગદ્દહીયાં ઘીમેલ, કાનખજુરીઆ; ગીંગોડા ધનેરીયાંએ. ૧૯ એમ તેઇંદ્રિય જીવ, જેહ મેં દુહવ્યાં; તે મુજ મિચ્છામિદુક્કડં એ. ૨૦. માંખી મચ્છર ડાંસ, મસા, પતંગીયા; કંસારી કોલિયાવડાંએ ૨૧. ઢીંકણ વિંછુ તીડ, ભમરા ભમરીયો; કોતાં બગ ખડમાંકડીએ. ૨૨. એમ ચૌરેંદ્રિય જીવ, જેહ મેં દુહવ્યા; તે મુજ મિચ્છામિદુક્કડંએ. ૨૩ જળમાં નાંખી જાળ, જળચર દુહવ્યાં; વનમાં મૃગ સંતાપીઆએ. ૨૪ પીડ્યા પંખી જીવ, પાડી પાસમાં; પોપટ ઘાલ્યા પાંજરેએ. ૨૫. એમ પંચેંદ્રિય જીવ, જે મેં દુહવ્યા; તે મુજ મિચ્છામિદુક્કડંએ ૨૬.

ઢાળ ૩ જી:-ક્રોધ લોભ ભય હાસ્યથીજી, બોલ્યાં વચન અસત્ય; કૂડ કરી ધન પારકાંજી, લીધાં જેહ અદત્તરે, જિનજી, મિચ્છામિદુક્કડં આજ. તુમ સાખે મહારાજરે જિનજી, દેઈ સારૂ કાજરે; જિનજી મિચ્છામિદુક્કડં આજ. ॥૧॥ એ આંકણી॥ દેવ

મનુષ્ય તિર્યંચનાંજી, મૈથુન સેવ્યાં જેહ; વિષયારસ લંપટ પણેજી, ઘણું વિડંબ્યો દેહરે-જિનજી. ૨. પરિગ્રહની મમતા કરીજી, ભવે ભવે મેલી આથ; જે જિહાં તે તિહાં રહીજી, કોઈ ન આવે સાથરે-જિનજી. ૩. રયણી ભોજન જે કર્યાંજી, કીધાં ભક્ષ્ય અભક્ષ્ય; રસના રસની લાલચેજી, પાપ કર્યાં પ્રત્યક્ષરે-જિનજી. ૪. વ્રત લેઇ વિસારીયાંજી, વળી ભાંગ્યા પચ્ચક્ખાણ, કપટહેતુ કિરિયા કરીજી, કીધાં આપ વખાણ રે—જિનજી. ૫. ત્રણ ઢાળે આઠે દુહેજી, આલોયા અતિચાર, શિવગતિ આરાધન તણોજી, એ પહેલો અધિકારરે જિનજી; મિચ્છામિદુક્કડં આજ. ૬.

ઢાળ ૪ થી પંચ મહાવ્રત આદરો સાહેલડીરે, અથવા લ્યો વ્રત બાર તો; યથાશક્તિ વ્રત આદરી સાહેલડીરે, પાળો નિરતિચાર તો. ૧. વ્રત લીધાં સંભારીએ સા., હૈડે ધરીય વિચાર તો; શિવગતિ આરાધનતણો સા., એ બીજો અધિકાર તો. ૨. જીવ સર્વે ખમાવીએ સા., યોનિ ચોરાશી લાખ તો; મન શુદ્ધ કરી ખામણાં સા., કોઇશું રોષ ન રાખતો. ૩. સર્વ મિત્ર કરી ચિંતવો સા., કોઇ ન જાણો શત્રુ તો; રાગ દ્વેષ એમ પરિહરો સા., કીજે જન્મ પવિત્ર તો. ૪. સાહમ્મિ સંઘ ખમાવીએ સા., જે ઉપની અપ્રીતિ તો; સજ્જન કુટુંબ કરી ખામણાં સા., એ જિનશાસન રીતિ તો. ૫. ખમીએ ને ખમાવીએ સા., એહ જ ધર્મનું સાર તો; શિવગતિ આરાધન તણો સા., એ ત્રીજો અધિકાર તો. ૬. મૃષાવાદ હિંસા ચોરી સા., ધનમૂર્છા મૈથુન તો, ક્રોધ માન માયા તૃષ્ણા સા., પ્રેમ દ્વેષ પૈશૂન્ય તો ૭ નિંદા કલહ નકીજીએ સા., કુડા ન દીજે આળ તો; રતિ અરતિ મિથ્યા તજો સા., માયામોસ જંજાળ તો. ૮. ત્રિવિધત્રિવિધ વોસરા-વિએ સા., પાપસ્થાન અઢાર તો; શિવગતિ આરાધનતણો સા., એ ચોથો અધિકાર તો. ૯.

ઢાળ ૫ મી જનમ જરા મરણે કરી એ, આ સંસાર અસાર તો; કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઇ ન રાખણહાર તો ૧ શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંત તો; શરણ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણ ગુણવંત તો. ૨. અવર મોહ સવિ પરિહરી એ, ચાર શરણ ચિત્ત ધાર તો; શિવગતિ આરાધનતણો એ, એ પાંચમો અધિકાર તો. ૩. આ ભવ પરભવ જે કર્યાં એ, પાપ કર્મ કઇ લાખ તો; આત્મ સાખે તે નિંદીએ એ, પડિક્કમિએ ગુરૂ સાખ તો ૪. મિથ્યામતિ વર્તાવિયાએ, જે ભાખ્યાં ઉત્સૂત્ર તો; કુમતિ કદાગ્રહને વશે એ, જે ઉથાપ્યાં સૂત્ર તો. ૫. ઘડયાં ઘડાવ્યાં જે ઘણાંએ, ઘંટી હળ હથિઆર તો; ભવ ભવ મેલી મુકીયાં એ, કરતાં જીવ સંહાર તો. ૬ પાપ કરીને પોષીયા એ, જનમ જનમ પરિવાર તો; જનમાંતર પહોત્યા પછી એ, કોઇએ ન કીધી સાર તો. ૭. આ ભવ પરભવ જે કર્યાં એ, એમ અધિકરણ અનેક તો; ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ, આણી હૃદય વિવેક તો. દુષ્કૃત નિંદા એમ કરીએ, પાપ કરો પરિહાર તો, શિવગતિ આરાધન તણો એ, એ છઠ્ઠો અધિકાર તો. ૯.

ઢાળ ૬ ઠ્ઠી :-ધન ધન તે દિન માહરો, જીહાં કીધો ધર્મ; દાન શિયળ તપ ભાવના, ટાળ્યાં દુષ્કૃત કર્મ. ધ૦ ૧. શેત્રુંજાદિક તીર્થની, જે કીધી જાત્ર જુગતે જિનવર પૂજીયા, વળી પોષ્યાં પાત્ર. ધન૦ ૨. પુસ્તક જ્ઞાન લખાવીયાં જીર્ણોદ્ધાર જિન-

સેવ્ય; મંત્ર અનુબંધ માગવા, એ ગાતે ભેદ. ધન૦ ૩. પડિક્કમણાં સુપરે કર્યાં અનુકંપા દાન; સાધુ સૂરિ ઉવજ્ઝાયને, દીધાં બહુ માન. ધન૦ ૪. ધર્મ કાજ અનુમોદિએ, એમ વારંવાર; શિવગતિ આરાધનતણો, એ સાતમો અધિકાર. ધન૦ ૫. ભાવ ભલો મન આણીએ, ચિત્ત આણી ઠામ, સમતા ભાવે ભાવિએ, એ આતમરામ. ધન૦ ૬. સુખ દુઃખ કારણ જીવને, કોઇ અવર ન હોય; કર્મ પાપ જે આચર્યાં, ભોગવીએ સોય ધન૦ ૭ સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુણ્યકામ છાર ઉપર તે લીંપણું, ઝાંખર ચિત્રામ. ધન૦ ૮. ભાવભલી પરે ભાવીએ, એ ધર્મનો સાર; શિવગતિ આરાધનતણો, એ આઠમો અધિકાર. ધન૦ ૯.

ઢાળ ૭ મી :–હવે અવસર જાણી. કરી સંલેખણ સાર; અણસણ આદરિયે, પચ્ચક્ખી ચારે આહાર; લલુતા સવિ મૂકી, છાંડી મમતા અંગ એ આતમ ખેલે, સમતા જ્ઞાનતરંગ. ૧ ગતિ ચારે કીધાં, આહાર અનંત નિઃશંક, પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચીઓ રંક; દુલહો એ વળી વળી, અણસણનો પરિણામ; એહથી પામીજે, શિવપદ સુરપદ ઠામ. ૨. ધન ધન્નાશાલિભદ્ર, ખંધો મેઘકુમાર; અણસણ આરાધી પામ્યા ભવનો પાર; શિવ મંદિર જાશે, કરી એક અવતાર, આરાધનકેરો, એ નવમો અધિકાર. ૩. દશમે અધિકારે, મહામંત્ર નવકાર મનથી નવી મૂકો, શિવસુખ ફલ સહકાર; એહ જપતાં જાયે, દુર્ગતિ દોષ વિકાર; સુપરે એ સમરો, ચૌદ પુરવનો સાર. ૪. જનમાંતર જાતાં, જો પામે નવકાર; તો પાતિક ગાળી, પામે સુર અવતાર; એ નવપદ સરિખો, મંત્ર ન કોઇ સાર; ઇહ ભવ ને પરભવે, સુખ સંપત્તિ દાતાર. ૫. જુઓ ભીલ ભીલડી, રાજા રાણી થાય; નવપદ મહિમાથી, રાજસિંહ મહારાય; રાણી રતનવતી બેહુ, પામ્યા છે સુરભોગ; એક ભવ પછી લેશે, શિવ વધુ સંજોગ. ૬. શ્રીમતીને એ વળી; મંત્ર ફળ્યો તત્કાળ; ફણીધર ફીટીને, પ્રગટ થઇ ફુલમાળ, શિવકુમરે જોગી, સોવન પુરિસો કીધ, એમ એણે મંત્રે, કાજ ઘણાનાં સિદ્ધ. ૭. એ દશ અધિકારે વીર જિણેસર ભાખ્યો; આરાધન કેરો, વિધિ જેણે ચિત્તમાંહી રાખ્યો; તેણે પાપ પખાળી, ભવ ભય દૂરે નાંખ્યો, જિનવિનય કરંતા, સુમતિ અમૃત- રસ ચાખ્યો. ૮.

ઢાળ ૮ મી સિદ્ધારથ રાય કુળતિલોએ, ત્રિશલા માતમલ્હાર તો; અવનીતલે તમે અવતર્યાં એ, કરવા અમ ઉપકાર તો. જયો જિનવીરજીએ. ૧. મેં અપરાધ કર્યા ઘણા એ, કહેતા ન લહું પર તો; તુમ ચરણે આવ્યા ભણી એ, જો તારે તો તાર તો. જયો. ૨. આશ કરીને આવીયો એ, તુમ ચરણે મહારાજ તો; આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજ તો. જયો. ૩. કરમ અલુંજણ આકરાએ, જન્મ મરણ જંજાળ તો; હું છું એહથી ઉભગ્યો એ, છોડવ દેવદયાળ તો. જયો. ૪. આજ મનોરથ મુજ ફળ્યા એ, નાઠાં દુઃખ દંદોલ તો; તુઠયો જિન ચોવીશમો એ, પ્રગટયા પુણ્ય કલ્લોલ તો. જયો. ૫ ભવે ભવે વિનય તુમારડો એ, ભાવ ભક્તિ તુમ પાય તો, દેવ દયા કરી દીજીએ એ, બોધિબીજ સુપસાય તો. જયો. ૬.

કળશ: ઇહ તરણતારણ સુગતિકારણ, દુઃખનિવારણ જગ જયો; શ્રી વીર જિનવર ચરણ થુણતાં, અધિક મન ઉલટ થયો. ૧. શ્રી વિજયદેવસૂરીંદ પટધર, તીરથ જંગમ એણી જગે; તપગચ્છપતિ શ્રી વિજયપ્રભસૂરિ, સૂરિ તેજે ઝગમગે. ૨.

શ્રી હિરવિજયસૂરિ શિષ્ય વાચક, કીર્તિવિજય સુરગુરુ સમો; તસ શિષ્ય વાચક વિનયવિજયે, થુણ્યો જિન ચોવીશમો. ૩. સયસત્તર સંવત ઓગણત્રીશે, રહી રાંદેર ચોમાસ એ; વિજયદશમી વિજયકારણ, કીયો ગુણ અભ્યાસ એ. ૪. નરભવ આરાધન સિદ્ધિ સાધન, સુકૃત લીલવિલાસ એ; નિર્જરા હેતે સ્તવન રચિયું, નામે પુણ્યપ્રકાશ એ ૫.

## શ્રી પદ્માવતી આરાધના

હવે રાણી પદ્માવતી, જીવરાશી ખમાવે; જાણપણું જગ તે ભલું, ઇણ વેળા આવે. ૧. તે મુજ મિચ્છામિદુક્કડં, અરિહંતની સાખ; જે મેં જીવ વિરાધીયા, યોનિ ચઉરાશી લાખ તે મુજ. ૨. સાત લાખ પૃથ્વી તણા, સાતે અપકાય; સાત લાખ તેઉકાયના, સાતે વળી વાય. તે. ૩. દશ પ્રત્યેક વનસ્પતિ, ચઉદહ સાધારણ; બિ–તિ ચઉરિંદ્રિ જીવના, બે બે લાખ વિચાર. તે. ૪. દેવતા તિર્યંચ નારકી, ચાર ચાર પ્રકાશી; ચઉદહ લાખ મનુષ્યના, એ લાખ ચોરાશી. તે. ૫. ઇહ ભવ-પરભવે સેવીયા, જે પાપ અઢાર; ત્રિવિધ ત્રિવિધ કરી પરિહરું, દુર્ગતિના દાતાર. તે. ૬. હિંસા કીધી જીવની, બોલ્યા મૃષાવાદ; દોષ અદત્તાદાનના, મૈથુન ઉન્માદ. તે. ૭ પરિગ્રહ મેલ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ; માન માયા લોભ મેં કીયા, વળી રાગ ને દ્વેષ, તે. ૮. કલહ કરી જીવ દુહવ્યા, દીધાં કુડાં કલંક; નિંદા કીધી પારકી, રતિ અરતિ નિઃશંક. તે ૯ ચાડી કીધી ચોતરે, કીધો થાપણમોસો; કુગુરુ કુદેવ કુધર્મનો, ભલો આણ્યો ભરોસો. તે. ૧૦. ખાટકીને ભવે મેં કીયા, જીવ નાનાવિધ ઘાત; ચીડીમાર ભવે ચરકલાં, માર્યાં દિનરાત. તે. ૧૧. કાજી મુલ્લાંને ભવે, પઢી મંત્ર કઠોર; જીવ અનેક ઝબ્બે કીયા, કીધાં પાપ અઘોર. તે. ૧૨. માછીને ભવે માછલાં, ઝાલ્યાં જળવાસ; ધીવર ભીલ કોળી ભવે, મૃગ પાડ્યા પાસ. તે. ૧૩. કોટવાળ ભવે મેં કીયા, આકરા કર દંડ; બંદીવાન મરાવીઆ, કોરડા છડી દંડ. તે. ૧૪. પરમાધામીને ભવે, દીધાં નારકી દુઃખ; છેદન ભેદન વેદના, તાડન અતિ તિક્ખ. તે. ૧૫. કુંભારને ભવે મેં કીયા. નીમાહ દકર્મ; તેલી ભવે તીલ પીલીયા, ભૂલી જિન ધર્મ. તે. ૧૬. હાલી ભવે હળ ખેડીયાં, ફાડ્યાં પૃથ્વીનાં પેટ; સુડ નિદાન ઘણા કીયાં, દીધા બળદ ચપેટ તે ૧૭. માળીને ભવે રોપીયાં, નાનાવિધ વૃક્ષ; મૂળ પત્ર ફળ ફુલનાં, લાગ્યાં પાપ તે લક્ષ તે ૧૮ અધોવાઈઆને ભવે, ભર્યાં અધિક ભાર; પોઠી પુંઠે કીડા પડ્યા, દયા નાણી લગાર તે. ૧૯. છીપાને ભવે છેતર્યાં, કીધાં રંગણ પાસ; અગ્નિ આરંભ કીધા ઘણા, ધાતુર્વાદ અભ્યાસ. તે. ૨૦. શુરપણે રણ ઝુંઝતાં, માર્યાં માણસ વૃંદ; મદિરા માંસ માખણ ભખ્યાં, ખાધાં મૂળ ને કંદ તે ૨૧ ખાણ ખણાવી ધાતુની, પાણી ઉલેચ્યાં; આરંભ કીધા અતિ ઘણાં, પોતે પાપજ સંચ્યાં. તે. ૨૨. કર્મ અંગાર કીયા વળી, વનમેં દવ દીધ; સમ ખાધા વીતરાગના, કુડા કોસજ કીધ. તે. ૨૩ બીલી ભવે ઉંદર લીયા, ગીરોલી હત્યારી; મૂઢ ગમાર તણે ભવે, મેં જુ લીખ મારી. તે ૨૪. ભાડભુંજા તણે ભવે, એકેંદ્રિય જીવ; જુવારી ચણા ગહું શેકીયા, પાડંતા રીવ. તે ૨૫. ખાંડણ પીસણ ગારના, આરંભ કીધ અનેક; રાંધણ ઇંધણ અગ્નિનાં, કીધાં પાપ અનેક. તે. ૨૬. વિકથા ચાર

કીધી વળી, સેવ્યા પાંચ પ્રમાદ; ઇષ્ટ વિયોગ પાડ્યા કીયા, રૂદન વિખવાદ. તે. ૨૭. સાધુ અને શ્રાવક તણાં, વ્રત લહીને ભાંગ્યાં; મૂળ અને ઉત્તર તણાં, મુજ દૂષણ લાગ્યાં. તે. ૨૮. સાપ વીંછી સિંહ ચીતરા, શકરા ને સમળી; હિંસક જીવ તણે ભવે, હિંસા કીધી સબળી. તે. ૨૯. સુવાવડી દૂષણ ઘણાં, વળી ગર્ભ ગળાવ્યા; જીવાણી ઢોળ્યાં ઘણાં, શીલ વ્રત ભંજાવ્યાં. તે. ૩૦. ભવ અનંત ભમતાં થકાં, કીધા દેહ સંબંધ; ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરૂં, તીણશું પ્રતિબંધ તે. ૩૧. ભવ અનંત ભમતાં થકાં, કીધા પરિગ્રહ સંબંધ; ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરૂં, તીણશું પ્રતિબંધ. તે. ૩૨. ભવ અનંત ભમતાં થકાં, કીધા કુટુંબ સંબંધ; ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરૂં, તીણશું પ્રતિબંધ તે. ૩૩. ઇણી પરે ઇહ ભવ પરભવે, કીધાં પાપ અખત્ર; ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરૂં, કરૂં જન્મ પવિત્ર. તે. ૩૪. એણી વિધે એ આરાધના, ભવિ કરશે જેહ; સમય સુંદર કહે પાપથી, વળી છૂટશે તેહ. તે. ૩૫. રાગ વેરાડી જે સુણે, એહ ત્રીજી ઢાળ, સમય સુંદર કહે પાપથી, છૂટે તત્કાળ. તે. ૩૬.

## ચાર શરણા

મુજને ચાર શરણાં હોજો, અરિહંત સિદ્ધ સુસાધુજી; કેવલી ધર્મ પ્રકાશીયો, રત્ન ત્રય અમુલખ લાધોજી. મુ. ૧. ચઉગતિતણાં દુઃખ છેદવા, સમર્થ શરણાં એ હોજી; પૂર્વે મુનિવર જે હુઆ, તેણે કીધાં શરણાં તે હોજી. મુ. ૨. સંસાર માંહી જીવને, સમરથ શરણાં ચારોજી; ગણી સમય સુંદર એમ કહે, કલ્યાણ મંગળ કારોજી. મુ. ૩.

લાખ ચોરાસી જીવ ખમાવીએ, મન ધરી પરમ વિવેકજી; મિચ્છામિ દુક્કડં દીજીએ, જીનવચને લહિએ ટેકજી. લા. ૧. સાત લાખ ભુ દગ તેઉ વાઉના, દશ ચૌદે વનના ભેદોજી; ખટ વિગલ સુર તીરી નારકી, ચઉ ચઉ ચઉદે ભેદો નરનારજી. લા. ૨. જીવા જોણીએ જાણીને, સહુ સહુ મિત્ર સંભાવોજી; ગણી સમય સુંદર એમ કહે, પામીયે પુન્ય પ્રભાવોજી. લા. ૩.

પાપ અઢારે જીવ પરીહરો, અરિહંત–સિદ્ધની સાખેજી; આલોવ્યાં પાપ છૂટીએ, ભગવંત એણીપેરે ભાખેજી. પા. ૧. આશ્રવ કષાય દોય બંધન, વળી કલહ અભ્યાખ્યાનજી; રતિ અરતિ પૈશુન નિંદના, માયા મોહ મિથ્યાતજી. પા. ૨ મન વચન કાયાએ જે કર્યાં, મિચ્છામિ દુક્કડં તે હોજી; ગણી સમય સુંદર એમ કહે, જૈન ધર્મનો મર્મ એ હોજી. પા. ૩.

ધન ધન તે દીન મુજ કદી હોસ્યે, હું પામીશ સંજમ સુધોજી; પૂર્વઋષિપંથે ચાલશું, ગુરૂ વચને પ્રતિબુધોજી. ધન. ૧. અંત પંત ભિક્ષા ગોચરી, રણવને કાઉસ્સગ્ગ કરશુંજી, સમતા શત્રુ મિત્ર ભાવશું, સંવેગે સુધો ધરશુંજી. ધન. ૨. સંસારના સંકટ થકી, હું છુટીશ અવતારોજી; ધન ધન સમય સુંદર તે ઘડી, તો હું પામીશ ભવનો પારોજી. ધન. ૩.

## શ્રી આત્મભાવના

અહો આત્મા ! તું વિચારી જો જે કે–તું અનંતકાળ થયાં રઝળે છે, પણ તારા દુઃખનો અંત આવ્યો નહીં. હવે તું મનુષ્યનો જન્મ પામ્યો છે, તો ધર્મસાધન કર, કે જેથી સર્વ સંતાપ મટી જાય. એવી રીતનું ધર્મ સાધન કર, કે-જેથી નહેલા

મુક્તિ મળે. શાથી? જે હવે તારે સંસારમાં રખડવું તે ઠીક નહીં; મુક્તિના સાચા કારણ પામ્યા છો, તો આ અવસર ચૂકવો નહીં. આબૂ અષ્ટાપદ ગિરનાર, સમેતશિખર શત્રુંજય સાર; પંચે તીરથ ઉત્તમ ઠામ, સિદ્ધિ ગયા તેને કરૂં પ્રણામ. ૧. નામજિણા જિણનામા, ઠવણજિણા પુણ જિણિંદપડિમાઓ, દવ્વજિણા જિણજીવા ભાવજિણા સમવસરણત્થા. ૨. જેમ મંત્રથી ઝેર ઉતરી જાય, રોગ મટી જાય, તેમ પ્રભુનામથી મિથ્યાત્વ, અવ્રત, જોગ, કષાય, કર્મરોગ સર્વ મટી જાય છે. પ્રભુના નામો—કેવલજ્ઞાની, નીર્વાણી, સાગર, મહાયશ, વિમલ, સર્વાનુભૂત, શ્રીધર, શ્રીદત્ત, દામોદર, સુતેજ, સ્વામીક, મુનિસુવ્રત, સુમતિ, શિવગતિ, અસ્તગતિ, નમીશ્વર, અનિલ. યશોધર, કૃતાર્થ, જિનેશ્વર, શુદ્ધમતિ, શિવંકર, સ્યંદન, સંપ્રતિ—એ અતીતકાલે થઈ ગયા તે સર્વને મ્હારી અનંતી કોડાણુ કોડવાર ત્રિકાલ વંદના હોજો. ઋષભ, અજિત, સંભવ, અભિનંદન, સુમતિ પદ્મપ્રભુ, સુપાર્શ્વ, ચંદ્રપ્રભુ, સુવિધિ, શીતલ શ્રેયાંસ, વાસુપૂજ્ય, વિમલ, અનંત, ધર્મ શાંતિ, કુંથુ, અર, મલ્લિ, મુનિસુવ્રત, નેમિ, નેમિ, પાર્શ્વ, વર્ધમાનાંતાઃ જિના । શાંતાઃ શાંતિકરા ભવંતુ સ્વાહા ॥ જે રીતે તમો શાંતિ પામ્યા તે રીતે સર્વ જીવને શાંતિકરો, એમ મારી વિનંતિ છે. પદ્મનાભ, સુરદેવ, સુપાર્શ્વ, સ્વયંપ્રભુ, સર્વાનુભૂતિ, દેવશ્રુત, ઉદયનાથ પેઢાલ, પોટ્ટિલ, શતકીર્ત્તિ, સુવ્રત, અમમ, નિષ્કષાય, નિઃપુલાક, નિર્મમ, ચિત્રગુપ્ત, સમાધિ, સંવર, યશોધર, વિજયદેવ, મલ્લીજિન, દેવજિન, અનંતજિન, ભદ્રંકર એ ચોવીશ પ્રભુ જીવને રાગદ્વેષે કરીને, વઢવાડે કરીને, કામવશે કરીને, કલહ કરીને, ક્રોધ કરીને દુહવ્યા હોય, મરાવ્યા હોય, બંદીખાને નંખાવ્યા હોય, દંડાવ્યા હોય, જીવથી રહિત કર્યા હોય, કરાવ્યા હોય, અશાતા ઉપજાવી હોય આભવે, પરભવે, ભવોભવે તે મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં

મ્હારે જીવે પડિસિદ્ધાણં કરણે—પ્રતિષેધ કરેલ વસ્તુનું આચરણ કર્યું હોય, જીવાજીવાદિક નવતત્ત્વ, ષડ્દ્રવ્ય, સાત નય, ચાર નિક્ષેપા, નિગોદાદિકના સૂક્ષ્મ પુદ્ગલ વિચાર સદ્દહ્યા નહિં; આપણી કુમતિ લગે ઉત્સૂત્ર પ્રરૂપણા કીધી, મિથ્યાત્વીના ધર્મ પ્રવર્ત્તાવ્યા; પરદર્શનની ઉન્નતિ વધારી હોય; મહા આરંભ કરાવ્યા હોય; આકરા કર કીધા હોય, નિંદા કરી હોય; તીર્થ ઉથાપ્યાં હોય, અનેરી આશાતના કીધી હોય, અઢાર પાપસ્થાનક સેવ્યાં હોય, સેવરાવ્યાં હોય, અનેરૂં વીતરાગની આજ્ઞા વિરૂદ્ધ કર્યું હોય, બહુબીજ, બાવીસ અભક્ષ્ય, બત્રીશ અનંતકાયનું ભક્ષણ કર્યું હોય, ચોરાશી લાખ જીવાયોનિ માંહે મ્હારે જીવે જે કોઈ જીવ હણ્યા હોય, હણાવ્યા હોય, હણતાં પ્રત્યે અનુમોદ્યા હોય, શ્રાવકતણે ધર્મે સમ્યક્ત્વમૂલ બારવ્રત એકસો ચોવીસ અતિચાર લાગ્યા હોય તે સર્વે મન વચન કાયાએ કરીને શ્રી સિદ્ધાચલની શાખે, સીમંધર સ્વામીની શાખે, બેક્રોડી કેવલીની શાખે, બેહજાર ક્રોડી મુનિવરની શાખે, ચતુર્વિધ સંઘની શાખે, આત્માની શાખે તસ્સ મિચ્છામિ દુક્કડં. ઇતિ આલોયણા (મુનિશ્રી કલ્યાણવિમલજીકૃત) એ રીતે આલોયણા કરે તે પ્રાણી થોડા ભવમાં સિદ્ધિ વરે, ભદ્રક પરિણામી થાય; શ્રી સિદ્ધાચલનો આલંબન લે તેને ઘેર બેઠાં શ્રી સિદ્ધાચલની જાત્રાનું

ફળ થાય એ રીતે આલોયણા કરવી કરાવવી તે મોટા લાભનું કારણ છે.

## શ્રી પર્યન્તારાધના.

અહિં મનુષ્ય નમસ્કાર કરીને આ પ્રમાણે કહે–ભગવન્ હવે અવસરને ઉચિત ફરમાવો. ત્યારે ગુરૂ છેવટની આરાધના આ પ્રમાણે કહે છે. ૧. અતિચારને આલોવવા જોઇએ, વ્રતો ઉચ્ચારવા જોઇએ, જીવોને ક્ષમા આપવી જોઇએ અને ભવ્ય આત્માઓએ અઢાર પાપસ્થાનક વોસિરાવવાં જોઇએ ૨. ચાર શરણ ગ્રહણ કરવાં જોઇએ; દુષ્કૃત (પાપ)ની નિંદા કરવી જોઇએ; અને સારા કામોની અનુમોદના કરવી જોઇએ, અનશન કરવું જોઇએ, અને પંચ પરમેષ્ઠિને નમસ્કાર કરવો જોઇએ. ૩. જ્ઞાનમાં, દર્શનમાં, ચારિત્રમાં. તપમાં, વીર્યમાં, એ રીતે પંચવિધ આચારમાં લાગેલા અતિચારો આલોવવા જોઇએ. ૪. સામર્થ્ય છતાં પણ જ્ઞાનીઓને વસ્ત્ર અન્ન વગેરે ન આપ્યું હોય અથવા તેમની અવજ્ઞા કરી હોય તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૫. પાંચ પ્રકારના જ્ઞાનની નિંદા કરી હોય અથવા ઉપહાસ (મશ્કરી) કરી હોય અથવા ઉપઘાત કર્યો હોય તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૬. જ્ઞાનોપકરણ–પાટી, પોથી વગેરેની જે કોઇ આશાતના થઇ હોય તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૭ નિઃશંકા વગેરે આઠ પ્રકારના ગુણસહિત જે સમ્યક્ત્વ રૂડે પ્રકારે મેં પાળ્યું ન હોય તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૮. જિનેશ્વરની યા જિનપ્રતિમાની ભાવથી પૂજા કરી ન હોય તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૯. દેવદ્રવ્યનો મેં જો વિનાશ કર્યો હોય અથવા બીજાને નાશ કરતા જોઇ ઉપેક્ષા કરી હોય તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૦. જિનેંદ્રમંદિર વગેરેમાં આશાતના કરનારને પોતાની શક્તિ છતાં ન નિષેધ્યો હોય તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૧ પાંચ સમિતિ તથા ત્રિગુપ્તિ સહિત નિરંતર ચારિત્ર ન પાળ્યું હોય તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૨. કોઈ પણ રીતે પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાયુકાય અને વનસ્પતિકાયાદિ એકેંદ્રિય જીવોનો વધ કર્યો હોય તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૩. કોહા, શંખ, છીપ, પૂરા, જળો, અળશીઆ વગેરે બેઇંદ્રિય જીવોનો વધ થયો હોય તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૪. કુંથુઆ, જુ, માંકડ, મંકોડા, વગેરે જે તેઇંદ્રિય જીવોનો વધ થયો હોય તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૫. વીંછી, માખી, ભ્રમર વગેરે ચઉરિંદ્રિય જીવોનો વધ થયો હોય તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૬. પાણીમાં વસનાર, જમીન ઉપર વસનાર કે આકાશમાં ઉડનાર કોઇ પણ પંચેન્દ્રિય જીવોનો વધ થયો હોય તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૭. ક્રોધથી, લોભથી, ભયથી, હાસ્યથી અથવા પરવશપણાથી મેં મૂઢ થઇને જે અસત્ય વચન કહ્યું હોય તે હું નિંદુ છું, તેની ગર્હા કરૂં છું. ૧૮. કપટકળાથી બીજાને છેતરીને થોડું પણ અદત્ત ધન મેં ગ્રહણ કર્યું હોય તે હું નિંદુ છું–તેની ગર્હા કરૂં છું. ૧૯. રાગથી અથવા દ્વેષથી દેવતા સંબંધી, મનુષ્ય સંબંધી અથવા તિર્યંચ સંબંધીનું જે મૈથુન મેં આચર્યું હોય તેની હું નિંદા ને ગર્હા કરૂં છું. ૨૦. ધન, ધાન્ય, સુવર્ણ વગેરે નવ પ્રકારના પરિગ્રહ સંબંધમાં જે મમત્વભાવ મેં ધારણ કર્યો

હોય તેની હું નિંદા ને ગર્હા કરું છું. ૨૧. જુદી જુદી જાતનાં રાત્રિ ભોજન ત્યાગ આદિના નિયમોમાં મારાથી જે ભૂલ થઇ હોય તેની હું નિંદાને ગર્હા કરું છું. ૨૨. જિનેશ્વર ભગવાને કહેલો બાહ્ય અને અભ્યંતર બાર પ્રકારનો તપ જે મારી શક્તિ પ્રમાણે ન કર્યો હોય તેની હું નિંદા અને ગર્હા કરું છું. ૨૨. જિનેશ્વર ભગવાને કહેલો બાહ્ય અને અભ્યંતર બાર પ્રકારનો તપ જે મારી શક્તિ પ્રમાણે ન કર્યો હોય તેની હું નિંદા ને ગર્હા કરું છું. ૨૩. મોક્ષપદને સાધવાવાળા યોગોમાં મન, વચન અને કાયાથી સદા જે વીર્ય ન ફોરવ્યું તેની હું નિંદા અને ગર્હા કરું છું. ૨૪. પ્રાણાતિપાત-વિરમણવ્રત વિગેરે બાર વ્રતોનો સમ્યક્ વિચાર કરી જયાં ગ્રહણ કરેલામાં ભંગ થયો હોય તે હવે જણાવ, શું કોપરહિત થઇને સર્વે જીવોને ક્ષમા આપ અને પૂર્વનું વેર દૂર કરીને સર્વેને મિત્ર હોય તેમ ચિન્તવ. ૨૫. મોક્ષમાર્ગની સન્મુખ જતાં વિઘ્નભૂત અને દુર્ગતિના કારણભૂત પ્રાણાતિપાત, મૃષાવાદ, મિથ્યાત્વશલ્ય, આદિ અઢાર પાપ-સ્થાનકોનો ત્યાગ કર. ૨૬. જે ચોત્રીશ અતિશય યુક્ત છે અને જેમણે કેવળજ્ઞાનથી પરમાર્થને જાણ્યા છે અને દેવતાઓએ જેમનું સમોવસરણ રચ્યું છે, એવા અર્હંતોનું મને શરણ હોજો. ૨૭. જે આઠ કર્મથી મુક્ત છે, જેમની આઠ મહાપ્રાતિહાર્યોએ શોભા કરી છે અને આઠ પ્રકારના મદના સ્થાનકોથી જે રહિત છે, તે અર્હંતોનું મને શરણ હોજો. ૨૮. સંસારરૂપી ક્ષેત્રમાં જેમને ફરી ઉગવાનું નથી, ભાવ શત્રુઓને નાશ કરવાથી અરિહંત બન્યા છે અને જે ત્રણ જગતને પૂજનીય છે તે અર્હંતોનું મને શરણ હોજો. ૨૯. ભયંકર દુઃખરૂપી લાખો લહરીઓથી દુઃખે કરી તરી શકાય એવો સંસારસમુદ્ર જે તરી ગયા છે, અને જેઓને સિદ્ધસુખ મળ્યું છે તે સિદ્ધોનું મને શરણ હોજો. ૩૧. ધ્યાનરૂપી અગ્નિના સંયોગથી સકળ કર્મરૂપ મળ જેમણે બાળી નાંખ્યો છે અને જેમનો આત્મા સુવર્ણસમ નિર્મળ થયો છે તે સિદ્ધોનું મને શરણ હોજો. ૩૨. જેમને જન્મ નથી, જરા નથી, મરણ નથી તેમજ ચિત્તનો ઉદ્વેગ નથી, ક્રોધાદિ કષાય નથી તે સિદ્ધોનું મને શરણ હોજો. ૩૩. બેંતાલીસ દોષરહિત ગોચરી કરીને જે અન્ન-પાણી (આહાર) લે છે તે મુનિઓનું મને શરણ હોજો. ૩૪. પાંચ ઇંદ્રિયોને વશ રાખવામાં તત્પર, કામદેવના અભિમાનનો પ્રચાર જીતનારા, બ્રહ્મચર્યને ધારણ કરનારા મુનિઓનું મને શરણ હોજો. ૩૫ જે પાંચ સમિતિઓ સહિત છે, પાંચ મહાવ્રતનો ભાર વહન કરવાને જે વૃષભ સમાન છે, અને જે પંચમ ગતિ (મોક્ષ)ના અનુરાગી છે તે મુનિઓનું મને શરણ હોજો. ૩૬. જેમણે સકળ સંગનો ત્યાગ કર્યો છે, જેમને મણિ અને તૃણ, મિત્ર અને શત્રુ સમાન છે, જે ધીર છે અને મોક્ષમાર્ગને સાધવાવાળા છે તે મુનિઓનું મને શરણ હોજો. ૩૭. કેવળજ્ઞાનને લીધે દિવાકર સરખા તીર્થંકરોએ પ્રરૂપેલા અને જગતના સર્વ જીવોને હિતકારી એવા ધર્મનું મને શરણ હોજો. ૩૮. કરોડો કલ્યાણને ઉત્પન્ન કરનારી અને અનર્થ સમૂહનો નાશ કરનારી જીવદયાનું જેમાં વર્ણન થાય છે એવા ધર્મનું મને શરણ હોજો. ૩૯. પાપના ભારથી દબાએલા જીવને કુગતિરૂપી કુવામાં પડતાં જે ધારણ કરી રાખે છે, તેવા ધર્મનું મને શરણ હોજો. ૪૦

સ્વર્ગ અને મોક્ષરૂપ નગરે જવાના માર્ગમાં ગુંચાએલા લોકોને સાર્થવાહરૂપ છે, અને સંસારરૂપ અટવી પસાર કરાવી આપવામાં સમર્થ છે તે ધર્મનું મને શરણ હોજો. ૪૧. આ પ્રમાણે ચાર પ્રકારના શરણને ગ્રહણ કરનાર અને સંસારના માર્ગથી વિરક્ત ચિત્તવાળા મેં જે કાંઈ પણ દુષ્કૃત કર્યું હોય તેની હમણાં આ ચાર (અરિહંત, સિદ્ધ, સાધુ અને સર્વજ્ઞભાષિત ધર્મ) ની સમક્ષ નિંદા કરૂં છું. ૪૨. મિથ્યાત્વથી વ્યામોહ પામીને ભમતાં મેં મન, વચન કે કાયાથી કુતીર્થ (અસત્ય મત) નું સેવન કર્યું હોય તે સર્વની અત્ર હમણાં નિંદા કરૂં છું. ૪૩. જિનધર્મમાર્ગને જો મેં પાછળ પાડયો હોય અથવા તો અસત્ય માર્ગને પ્રગટ કર્યો હોય, અને જો હું બીજાને પાપના કારણભૂત થયો હોઉં તો તે સર્વની હમણાં હું નિંદા કરૂં છું. ૪૪. જન્તુઓને દુઃખ આપનારાં હળ, સાંબેલું, વિગેરે જે મેં તૈયાર કરાવ્યાં હોય અને પાપીઓનું જે મેં ભરણપોષણ કર્યું હોય તે સર્વની હમણાં હું નિંદા કરૂં છું. ૪૫. જિનચૈત્ય, પ્રતિમા, પુસ્તક અને ચતુર્વિધ સંઘરૂપ સાત ક્ષેત્રમાં જે ધનબીજ મેં વાવ્યું હોય તે સુકૃતની હું અનુમોદના કરૂં છું. ૪૬. આ સંસારરૂપી સમુદ્રમાં વહાણ સમાન જ્ઞાન, દર્શન અને ચારિત્ર જે સમ્યગ્ રીતે પાળ્યાં હોય તે સુકૃતની હું અનુમોદના કરૂં છું. ૪૭. અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધર્મિક અને જૈન સિદ્ધાંતને વિષે જે બહુમાન મેં કર્યું હોય તે સુકૃતની હું અનુમોદના કરૂં છું. ૪૮. સામાયિક, ચતુર્વિંશતિ સ્તવન (ચોવીશ ભગવાનની સ્તુતિ) આદિ ૭ આવશ્યકમાં જે મેં ઉદ્યમ કર્યો હોય તે સર્વ સુકૃતની હું અનુમોદના કરૂં છું. ૪૯. આ જગતમાં પૂર્વે કરેલાં પુણ્ય-પાપ એ જ સુખદુઃખનાં કારણો છે, બીજું કોઈ પણ કારણ નથી એમ જાણીને શુભ ભાવ રાખ. ૫૦. પૂર્વે નહિ ભોગવાયેલા કર્મનો ભોગવવાથીજ છુટકારો છે, પણ ભોગવ્યા વિના છુટકારો નથી એમ જાણીને શુભ ભાવ રાખ. ૫૧. જે ભાવ વિના ચારિત્ર, શ્રુત, તપ, દાન, શીલ વગેરે સર્વ આકાશના ફુલની માફક નિરર્થક છે, તેમ માનીને શુભ ભાવ રાખ. ૫૨. સુરશૈલ (મેરૂપર્વત)ના સમુહ જેટલો આહાર ખાઈને પણ તને સંતોષ ન વળ્યો માટે ચતુર્વિધ આહારનો ત્યાગ કર. ૫૩. મેં નરકનું નારકીપણે તીક્ષ્ણ દુઃખ અનુભવ્યું તે વખતે કોણ મિત્ર હતો તેમ માનીને શુભ ભાવ રાખ. ૫૪. દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક આ ચાર ગતિમાં મનુષ્યને આહાર સુલભ છે, પણ વિરતિ દુર્લભ છે એમ માનીને ચતુર્વિધ આહારનો ત્યાગ કર. ૫૫. કોઈ પ્રકારના જીવ સમુદાયનો વધ કર્યા વગર આહાર થઈ શકે નહિ. તેથી ભવમાં ભ્રમણ કરવારૂપ દુઃખના આધારભૂત ચારે પ્રકારના આહારનો ત્યાગ કર. ૫૬. જે આહારનો ત્યાગ કરવાથી દેવોનું ઇંદ્રપણું પણ હાથના તળીયામાં હોય તેવું થાય છે અને મોક્ષસુખ પણ સુલભ થાય છે તે ચારે પ્રકારના આહારનો ત્યાગ કર. ૫૭. જુદા જુદા પ્રકારનાં પાપ કરવામાં તત્પર એવો જીવ પણ નમસ્કાર મંત્રને અંત સમયે પણ પામીને દેવપણું પામે છે, તે નમસ્કાર મંત્રનું મનની અંદર સ્મરણ કર. ૫૮. સોનું મળવું સુલભ છે, રાજ્ય મળવું સુલભ છે પણ નમસ્કાર મંત્ર પામવો તે દુર્લભમાં દુર્લભ છે; તેથી મનની અંદર નવકાર મંત્રનું સ્મરણ કર. ૫૯. એક ભવમાંથી

બીજા ભવમાં જતાં ભવિકોને જે નવકારમંત્રની સહાયથી પરભવને વિષે મનોવાંછિત સુખ સાંપડે છે, તે નવકાર મંત્રનું મનની અંદર સ્મરણ કર. ૬૦. જે નવકાર મંત્રને પામવાથી ભયરૂપ સમુદ્ર ગાયની ખરી જેટલો થાય છે અને જે મોક્ષના સુખને સત્ય કરી આપે છે તે નમસ્કાર મંત્રને મનની અંદર તું સ્મરણ કર. ૬૧. આ પ્રકારની ગુરૂએ ઉપદેશેલી પર્યન્તારાધના સાંભળીને સકળ પાપ વોસિરાવીને આ નમસ્કાર મંત્રનું સેવન કર. ૬૨. પંચપરમેષ્ઠિ સ્મરણ કરવામાં તત્પર એવો રાજસિંહ કુમાર મરણ પામીને પાંચમા દેવલોકમાં ઈંદ્રપણું પામ્યો. ૬૩. તેની સ્ત્રી રત્નવતી પણ તે જ પ્રકારે આરાધીને પાંચમા કલ્પને વિષે સામાનિક દેવપણું પામી, ત્યાંથી ચ્યવીને બન્ને મોક્ષે જશે. ૬૪. આ સંવેગ ઉત્પન્ન કરનાર શ્રી સોમસૂરિજી રચેલી આ પર્યંતારાધના જે રૂડી રીતે અનુસરશે તે મોક્ષસુખ પામશે. ૬૫.

## સમ્યક્ત્વધારી જીવની અંતિમ ભાવના

(૧)

આપ્તોષ્ટાદશદોષ શૂન્યજિનપશ્ચાર્હન્સુદેવો મમ
ત્વસ્તારમ્ભપરિગ્રહઃ સુવિહિતો ચાચંયમઃ સદ્ગુરુઃ ।
ધર્મઃ કેવલિભાષિતો વરદયઃ કલ્યાણ હેતુઃ પુન-
રર્હત્સિદ્ધ સુસાધુ ધર્મ શરણં ભૂયા ત્રિશુદ્ધ્યા ભવમ્ ॥

અર્થ-હે નાથ! મારી અંતિમ એ ભાવના છે કે, અઢાર દોષ રહિત એવા જિનેશ્વર ભગવાન મારા આરાધ્ય દેવ હો, આરંભ અને પરિગ્રહના ત્યાગી, સુવિહિત મુનિ મારા ગુરુ હો, કેવલિ ભગવાને પ્રરૂપેલો, દયા પ્રધાન અને કલ્યાણ સાધક એવો મારો ધર્મ હો, મને શ્રી અરિહંત, સિદ્ધ, સાધુ અને ધર્મનું શરણ ત્રિકરણ યોગે હો.

(૨)

ભૂતાના ગત વર્તમાન સમયે યદ્દુષ્પ્રયુક્તૈ ર્મનો-
વાક્કાયૈઃ કૃત કારિતાનુ મતિભિ ર્દેવાદિતત્ત્વત્રયે ।
સર્વે પ્રાણિષુ ચાત્માવાચ્યનુચિતં હિંસાદિ પાપાસ્પદમ્
મોહાન્ધેન મયા કૃતં તદધુના ગર્હાપિ નિન્દામ્યહમ્ ॥

અર્થ-હે નાથ! દેવ, ગુરુ અને ધર્મની બાબતમાં મેં ભૂત, ભવિષ્ય અને વર્તમાન-કાળમાં મન, વચન તેમજ કાયાના યોગોને ખોટી રીતે પ્રવર્તાવ્યા હોય અગર શ્રી સંઘ પ્રતિ કે કોઇ પણ પ્રાણી પ્રતિ વીતરાગ વચન વિરુદ્ધ પાપનાં નિમિત્તરૂપ હિંસાદિ અસતો આચર્યાં હોય તો તેની નિંદા કરું છું-પશ્ચાત્તાપ કરૂં છું.

(૩)

અર્હત્સિદ્ધ ગણીન્દ્ર પાઠક મુનિ શ્રાદ્ધાઽવ્રતિ શ્રાવકા,
ઘર્હત્વાદિકભાવ તદ્ગત ગુણાન્ માર્ગાનુસારીન્ ગુણાન્ । . . .

શ્રી અર્હદ્ વચનાનુસારિ સુકૃતાનુષ્ઠાન સદ્દર્શન-
જ્ઞાનાદીનનુ મોદયામિ સુહિતૈ યોગૈઃ પ્રશંસામ્યહમ્ ॥

**અર્થ**-હે નાથ! હું અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, મુનિવરો, શ્રાવકો તેમજ ભાવ શ્રાવકોના ગુણોની તેમજ માર્ગાનુસારિપણાના ગુણોની તેમજ ભગવંતે ફરમાવેલા રત્નત્રય રૂપ-સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યગ્ ચારિત્રની અનુમોદના કરું છું-પ્રશંસા કરું છું.

(૪)

સંસારેઽત્રમયા સ્વકર્મ વશગા જીવા ભ્રમન્તોઽખિલા,
ક્ષામ્યન્તે ક્ષમિતાઃ ક્ષમન્તુ મયિ તે કેનાપિ સાર્ધં મમ ।
વૈરં નાસ્તિ ચ મિત્રતાસ્તિ સુખદા જીવેષુ સર્વેષુ મે
યદ્દુશ્ચિન્તિત ભાષિત પ્રવિહિતં મિથ્યાસ્તુ તદ્દુષ્કૃતમ્ ॥

**અર્થ**-હે નાથ! આ સંસારમાં જીવમાત્ર પોતપોતાના કર્મને અનુસારે ફળ ભોગવતાં છતાં અહિં તહિં ભમે છે તે સર્વને હું ખમાવું છું તેઓ મને ક્ષમા આપે, તેમની કોઈની પણ સાથે મારે લેશમાત્ર પણ વેરભાવ નથી, તેઓ બધા મારા મિત્ર છે. એ જીવો સંબંધે મેં કંઈપણ ખરાબ ચિંતવ્યું હોય, બોલાયું હોય, અગર તો કરાયું હોય તો તે મારા પાપની હું ક્ષમા માગું છું.

(૫)

તચ્ચાયાસ્યતિ મે કદા દિન મહં યત્પાલયિષ્યેઽમલં
ચારિત્રં જિનશાસનં ગતમુને માર્ગે ચરિષ્યામ્યહમ્ ।
મુક્તો જન્મજરાદિ દુઃખનિવહાત્સંવેગ નિર્વેદતા-
ઽઽસ્તિક્યદયાલતા પ્રશમતા બર્તા ભવિષ્યામ્યહમ્ ॥

**અર્થ**-હે નાથ! હે ભગવત્! હે કૃપાળુ દેવ, મારો એવો દિવસ ક્યારે આવશે કે જ્યારે હું નિરતિચારપણે ચારિત્ર ધર્મનું પાલન કરતો હોઈશ. જિન શાસનની શોભારૂપ પૂર્વ મુનિઓના માર્ગે ચાલતો હોઈશ જન્મ, જરા અને મરણનાં દુઃખોથી મુક્ત થયેલો હોઈશ તેમજ શમ, સંવેગ, આસ્તિક્ય, નિર્વેદ અને કારૂણ્ય જેવા સમકિતના લક્ષણોનો ધરનાર થઈશ.



ॐ ह्रीं

अर्हं नमः

શ્રી

સજ્જન સન્મિત્ર

# એકાદશ મહાનિધિ

યાને

## જ્યોતિષ સાર સંગ્રહ



આ વિષય ધારવા કરતાં ઘણો ગહન છે, તેમ એકજ બાબતમાં કેટલાએક મતમતાંતર હોવાથી જો તેનો વિચારપુર્ણ ઉપયોગ કરવામાં આવે તો લાભદાયક થઇ પડે તેમ છે.

તેમાં પણ સૌથી પ્રથમ આ પ્રકરણમાં જણાવેલ બાબતો માટે શુદ્ધ પંચાંગ એ અગત્યનું સાધન છે. અને પંચાંગ શુદ્ધ કયું સમજવું, તે સામાન્ય જનતાને ખ્યાલ ન જ હોય તે સ્વભાવીક છે.

સામાન્ય રીતે આકાશના ગ્રહો સાથે સંપૂર્ણ મેળ ખાય તેમ સુક્ષ્મ પદ્ધતિથી તૈયાર કરેલ પંચાંગ જ શુદ્ધ રીતે મેળ ખાતું હોવાથી તે પંચાંગ જ શુદ્ધ છે. જો પંચાંગ શુદ્ધિ પરત્વે દુર્લક્ષ કરવામાં આવે તો જે અને ગમે તે પંચાંગનો ઉપયોગ મુહુર્ત પ્રતિષ્ઠા દિક્ષાદિ મુહુર્તોમાં ઉપયોગ કરવામાં આવે તો પરિણામે તિથી-વાર-નક્ષત્ર-કરણ યોગ ચંદ્ર વિગેરે જે તે પંચાંગમાં જે સમયે આપેલ હોય તે સમય કરતાં આગળ પાછળ હોય અથવા તેની સમપ્તિ પ્રારંભકાળમાં ફેર હોય તો તે મુહુર્તમાં પણ તેટલો જ ફેર આવવા સંભવ છે વૃશ્ચિક લગ્ન એક પચાંગ પ્રમાણે આવતું હોય અને બીજા પંચાંગ પ્રમાણે તુલા લગ્ન યા ધન લગ્ન આવતું હોય તો આખી કુંડલી જ ખોટી બની જાય છે વળી ગ્રહોના ઉદય અસ્ત વિગેરેમાં પણ ફેર હોય તો પરિણામે ફલાદેશ ખોટું પડે છે અને જ્યોતિષ પરની શ્રદ્ધાથી ચલિત થવા પ્રસંગ આવે છે માટે જ્યારે મુહુર્તાદિ પ્રસંગ કે જન્મ કુંડલી ઇત્યાદિ પ્રસંગે પ્રથમ પંચાંગ શુદ્ધિ લક્ષમાં રહેવી જોઇએ

જન્મ કુંડલીમાં જન્મ ટાઇમ બરાબર લીધેલો હોવો જોઇએ ત્યારે વર્તમાન સમયમાં સેંકડે એંસી ટકા જન્મ ટાઇમ ફેરફારવાળો હોય છે આ માટે તેના જાણકાર પાસે અનુભવ લેવો જોઇએ જેથી યોગ્ય પરિણામ મેળવી શકાય નીચે આપેલ

શુભકાર્યોમાં પંચાંગ શુદ્ધિનું ધ્યાન આપી ઉપયોગ કરવામાં આવશે તો ઘણો લાભ થશે અત્યારે આકાશના ગ્રહો સાથે બરાબર મળી રહેલું પંચાંગ શ્રીવિકાશ વિજયજી કૃત મહેન્દ્ર જૈન પંચાંગ શુદ્ધ જણાય છે.

સંવત્—વીર સંવત્-પ્રભુ શ્રી મહાવીર સ્વામીના નિર્વાણથી શરૂ થયેલ છે, તે કાર્તિક સુદ ૧ થી શરૂ થાય છે. વિક્રમ-સંવત્ ગુજરાત કાઠિયાવાડ આદિ દેશોમાં કાર્તિક સુદ ૧ થી; ઉત્તર હિન્દુસ્તાનમાં ચૈત્ર સુદ ૧ થી તથા કોઈ દેશોમાં અશાડ સુદ ૧ થી શરૂ થાય છે શક સંવત્ ચૈત્ર સુદ ૧ થી શરૂ થાય છે, તે દક્ષિણ દેશમાં બહુ પ્રચલિત છે.

અયન-તા. ૨૧ જુને દક્ષિણાયન અને તા. ૨૨ મી ડીસેંબરે ઉત્તરાયન શરુ થાય છે. તા. ૨૧ જુને મોટામાં મોટો દિવસ અને તા. ૨૨ ડીસેંબરે નાનામાં નાનો દિવસ હોય છે.

ઋતુઓની સમજ-સાયન મીનને સાયન મેષનો સૂર્ય વસંત ઋતુ; સાયન વૃષભને સાયન મિથુનનો સૂર્ય ગ્રીષ્મ ઋતુ; સાયન કર્ક ને સાયન સિંહનો સૂર્ય વર્ષા ઋતુ; સાયન કન્યાને સાયન તુલાનો સૂર્ય શરદ ઋતુ; સાયન વૃશ્ચિક ને સાયન ધનનો સૂર્ય હેમંત ઋતુ; સાયન મકર ને સાયન કુંભનો સૂર્ય-શિશિર ઋતુ

તિથિઓનાં નામ-૧ પ્રતિપદા, ૨ દ્વિતીયા, ૩ તૃતીયા, ૪ ચતુર્થી. ૫ પંચમી, ૬ ષષ્ઠી. ૭ સપ્તમી, ૮ અષ્ટમી, ૯ નવમી, ૧૦ દશમી, ૧૧ એકાદશી, ૧૨ દ્વાદશી, ૧૩ ત્રયોદશી. ૧૪ ચતુર્દશી, ૧૫ પુર્ણિમા, ૩૦ અમાવાસ્યા

નક્ષત્રોનાં નામ-૧ અશ્વિની, ૨ ભરણી, ૩ કૃત્તિકા, ૪ રોહિણી. ૫ મૃગશીર્ષ, ૬ આર્દ્રા. ૭ પુનર્વસુ, ૮ પુષ્ય, ૯ આશ્લેષા, ૧૦ મઘા, ૧૧ પુર્વા ફાલ્ગુની, ૧૨ ઉત્તરા ફાલ્ગુની. ૧૩ હસ્ત, ૧૪ ચિત્રા, ૧૫ સ્વાતિ, ૧૬ વિશાખા, ૧૭ અનુરાધા, ૧૮ જ્યેષ્ઠા, ૧૯ મૂલ, ૨૦ પુર્વાષાઢા, ૨૧ ઉત્તરાષાઢા, ૨૨ શ્રવણ, ૨૩ ધનિષ્ઠા, ૨૪ શતભિષા. ૨૫ પુર્વાભાદ્રપદ, ૨૬ ઉત્તરા ભાદ્રપદ, ૨૭ રેવતી.

યોગોનાં નામ ૧ વિષ્કંભ, ૨ પ્રીતિ, ૩ આયુષ્યમાન, ૩ સૌભાગ્ય, ૫ શોભન, ૬ અતિગંડ ૭ સુકર્મા, ૮ ધૃતિ, ૯ શૂલ, ૧૦ ગંડ, ૧૧ વૃદ્ધિ, ૧૨ ધ્રુવ, ૧૩ વ્યાઘાત, ૧૪ હર્ષણ, ૧૫ વજ્ર, ૧૬ સિદ્ધિ, ૧૭ વ્યતિપાત, ૧૮ વરીયાન, ૧૯ પરિઘ ૨૦ શિવ, ૨૧ સિદ્ધિ, ૨૨ સાધ્યા, ૨૩ શુભ, ૨૪ શુક્લ, ૨૫ બ્રહ્મ, ૨૬ ઐંદ્ર, ૨૭ વૈધૃત્તિ.

કરણનાં નામ-૧ બવ, ૨ બાલવ, ૩ કૌલવ, ૪ તૈતિલ, ૫ ગર, ૬ વણિજ, ૭ વિષ્ટિ ભદ્રા આ સાત કરણ ચર છે ૧ શકુનિ, ૨ ચતુષ્પદ, ૩ નાગ, ૪ કિંતુઘ્ન આ ચાર કરણ સ્થિર છે. તિથિના અર્ધ ભાગને કરણ કહે છે. આ અગીઆર કરણોમાં ૧ વિષ્ટિ (ભદ્રા) કરણ અશુભ વર્જ્ય છે બાકીનાં કરણો શુભ છે, તથા સક્રાંતિના શુભાશુભ ફલ જોવામા પણ કરણ ઉપયોગી છે.

રાશિઓનાં નામ-૧ મેષ, ૨ વૃષભ, ૩ મિથુન, ૪ કર્ક, ૫ સિંહ, ૬ કન્યા, ૭ તુલા, ૮ વૃશ્ચિક ૯ ધન, ૧૦ મકર, ૧૧ કુંભ, ૧૨ મીન.

સૂર્યદગ્ધાતિથિ-ધનને મીન સંક્રાંતિ બીજ, મિથુન ને કન્યા સક્રાંત આઠમ. વૃષભ ને કુંભ સંક્રાંતિ ચોથ, સિંહને વૃશ્ચિક સંક્રાંતિ દશમ મેષ ને કર્ક સંક્રાંતિ છઠ, તુલા ને મકર સંક્રાંતિ બારશ.

ચંદ્રાદગ્ધા તિથિ-કુંભને ધન રાશિમા બીજ, મકર ને મીન રાશિમાં આઠમ, મેષ ને મિથુન રાશિમાં ચોથ, વૃષભને કર્ક રાશિમાં દશમ, તુલા ને સિંહ રાશિમાં છઠ, વૃશ્ચિક ને કન્યા રાશિમાં બારશ

નક્ષત્રોની સંજ્ઞા—ચર-ચલ—સ્વાતી, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, લઘુ-શિપ્ર-હસ્ત, અશ્વની, અભિજીત, પુષ્ય મૃદુ-મૈત્ર-મૃગશીર્ષ, અનુરાધા, ચિત્રા, રેવતી ધ્રુવ-સ્થિર-ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, રોહિણી. દારૂણ-તીક્ષ્ણ-આશ્લેષા, મૂલ, આર્દ્રા, જ્યેષ્ઠા કુર-ઉગ્ર-ભરણી.મઘા. પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ મિશ્ર-સાધારણ—વિશાખા, કૃત્તિકા, સૌમ્ય ગ્રહ—ચંદ્ર, ગુરૂ, શુક્ર, બુધ, કુરગ્રહ-રવિ, મંગળ, શની રાહુ કેતુ.

અધોમુખ નક્ષત્રો-ત્રણ પૂર્વા, મૂલ, આશ્લેષા. મઘા, ભરણી, કૃત્તિકા, વિશાખા, આ નક્ષત્રો ખાતાદિ કાર્યની સિદ્ધિ કરનાર છે

તિર્યગ્મુખ નક્ષત્રો-પુનર્વસુ, અનુરાધા, જ્યેષ્ઠા, હસ્ત, ચિત્રા, સ્વાતી, અશ્વિની, મૃગશીર્ષ, રેવતી. આ નક્ષત્રો યાત્રાદિ કાર્યની સિદ્ધિ કરનાર છે

ઉર્ધ્વ મુખ નક્ષત્રો-ઉ-ફાલ્ગુની, ઉ-ષાઢા, ઉ-ભાદ્રપદ, પુષ્ય, રોહિણી, ધનિષ્ઠા, શતભિષા, આર્દ્રા, આ નક્ષત્રો ધ્વજ, અભિષેકાદિ કાર્યમાં શુભ છે.

નક્ષત્રોની યોનિ અવકહડા ચક્રમાં બતાવી છે, તે યોનિમાં પરસ્પર વૈર કોને કોને છે તે કહે છે.

કુતરો (શ્વાન) અને મૃગ; સિંહ અને હાથી (ગજ); સૂર્ય અને નોળીઓ (નકુલ); બકરો (મેષ) અને વાનરઃ બળદ (ગૌ) અને વાઘ (વ્યાઘ્ર) ઘોડો (અશ્વ) અને પાડો (મહિષી); બીલાડો (માર્જાર) અને ઉંદર (મૂષક); આ વૈર ગુરૂ શિષ્યાદિમાં વર્જવું.

નક્ષત્રોના ગણ અવકહડા ચક્રમાં બતાવેલ છે, ગુરૂ શિષ્યાદિ બન્નેને એકજ ગણ હોય તો અત્યંત પ્રીતિ રહે, એકનો દેવ ગણ અને બીજાનો મનુષ્ય ગણ હોય તો મધ્યમ પ્રીતિ રહે. રાક્ષસ અને દેવ ગણ હોય તો વૈર રહે, તથા મનુષ્ય અને રાક્ષસ ગણ હોય તો મૃત્યુ થાય.

રાશિઓની પરસ્પર મૈત્રી અને શત્રુતા, ષડષ્ટક, દ્વિદ્વાદશક, નવમ પંચમ. તૃતીય એકાદશ, સપ્તમ અને દશમ ચતુર્થ રાશી કુટ હોય તો શ્રેષ્ઠ છે.

નાડી વેધ-એક નાડીમાં નક્ષત્ર રહેલું હોય તો ગુરૂ શિષ્યાદિને શુભ છે. આદ્ય નાડી-અશ્વિની, આર્દ્રા, પુનર્વસુ, ઉ. ફાલ્ગુની, હસ્ત, જ્યેષ્ઠા, મૂળ; શતભિષા પૂ. ભાદ્રપદ. મધ્ય નાડી-ભરણી, મૃગશીર્ષ, પુષ્ય પૂ. ફાલ્ગુની, ચિત્રા, અનુરાધા, પૂર્વાષાઢા, ધનિષ્ઠા, ઉ. ભાદ્રપદ

| શત્રુ ષડષ્ટક | | પ્રીતિ ષડષ્ટક | | શુભ દ્વિદ્વાદશક | |
|---|---|---|---|---|---|
| ૬ | ૭ | ૮ | ૮ | ૨ | ૧૨ |
| વૃષભ | ધન | મેષ | વૃશ્ચિક | મેષ | મીન |
| કર્ક | કુંભ | મિથુન | મકર | મિથુન | વૃષભ |
| કન્યા | મેષ | સિંહ | મીન | સિંહ | કર્ક |
| વૃશ્ચિક | મિથુન | તુલા | વૃષભ | તુલા | કન્યા |
| મકર | સિંહ | ધન | કર્ક | ધન | વૃશ્ચિક |
| મીન | તુલા | કુંભ | કન્યા | કુંભ | મકર |
| | | | | કન્યા | સિંહ |

| અશુભ દ્વિદ્વાદશક | | શુભ નવ પંચમ | | મધ્યમ નવ પંચમ | |
|---|---|---|---|---|---|
| ૨ | ૧૨ | ૯ | ૫ | ૯ | ૫ |
| વૃશ્ચિક | તુલા | મેષ | સિંહ | કુંભ | મિથુન |
| | | વૃષભ | કન્યા | | |
| મકર | ધન | મિથુન | તુલા | મીન | કર્ક |
| મીન | કુંભ | સિંહ | ધન | | |
| | | તુલા | કુંભ | કર્ક | વૃશ્ચિક |
| વૃષભ | મેષ | વૃશ્ચિક | મીન | | |
| | | ધન | મેષ | કન્યા | મકર |
| કર્ક | મિથુન | મકર | વૃષભ | | |

અંત્ય નાડી-કૃત્તિકા, રોહિણી, આશ્લેષા, મઘા, સ્વાતી, વિશાખા, ઉ. ષાઢા, શ્રવણ, રેવતી.

## નક્ષત્રોની આંધળાં આદી સંજ્ઞા તથા તેનું ફળ.

આંધળા-રેવતી, રોહિણી, પુષ્ય, ઉ-ફાલ્ગુની, વિશાખા, પૂ. ષાઢા, ધનિષ્ઠા. પૂર્વમાં શીઘ્ર મળે, કાણાં-અશ્વિની, મૃગશીર્ષ, આશ્લેષા, હસ્ત, અનુરાધા, ઉ-ષાઢા, શતભિષા. દક્ષિણમાં યત્નથી મળે. ચીબડાં-ભરણી, આદ્રા, મઘા, ચિત્રા, જ્યેષ્ઠા, અભિજીત, પૂ. ભાદ્રપદ. પશ્ચિમાં ખબર મળે. દેખતાં-કૃત્તિકા, પુનર્વસુ, પૂ. ફાલ્ગુની, સ્વાતી, મૂળ, શ્રવણ, ઉ. ભાદ્રપદ. ઉત્તરમાં ખબર પણ ન મળે.

## યોગોની સમજણ.

સિદ્ધિ યોગઃ-શુક્રવારે ૧-૬-૧૧, બુધવારે ૨-૭-૧૨. મંગળવારે, ૩-૮-૧૩, શનિવારે ૪-૯-૧૪, ગુરૂવારે ૫-૧૦-૧૫ તિથિ હોય તો સિદ્ધિ યોગ થાય છે, તે શુભ છે. રવિવારે હસ્ત, ત્રણ ઉત્તર; કે મૂળ, સોમવારે રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, અનુરાધા કે શ્રવણ; મંગળવારે ઉત્તરાભાદ્રપદ, અશ્વિની કે રેવતી; બુધવારે કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, કે અનુરાધા; ગુરૂવારે અશ્વિની પુષ્ય, પુનર્વસુ, અનુરાધા કે રેવતી; શુક્રવારે પુનર્વસુ અશ્વિની પૂર્વાફાલ્ગુની, રેવતી, અનુરાધા કે શ્રવણ; શનિવારે રોહિણી, શ્રવણ કે સ્વાતી નક્ષત્ર હોય તો સિદ્ધિયોગ થાય છે. આ યોગ શુભ છે.

રાજયોગ-મંગળ, બુધ, શુક્ર અને રવિ આમાંનો કોઈ વારે બીજ સાતમ, બારસ, ત્રીજ અને પૂનમ એમાંની કોઈ પણ તિથિ હોય અને ભરણી, મૃગશીર્ષ, પુષ્ય, પૂ ફાલ્ગુની, ચિત્રા, અનુરાધા, પૂર્વાષાઢા, ધનિષ્ઠા, ઉ. ભાદ્રપદ; એમાંનું કોઈ પણ નક્ષત્ર હોય તો રાજયોગ થાય છે. આ યોગ માંગલીક કાર્ય, ધર્મ કાર્ય, પૌષ્ટિક આદિ કાર્યમાં શુભ છે.

કુમાર યોગ-મંગળ, બુધ, સોમ અને શુક્ર એમાંના કોઈવારે; એકમ, છઠ; અગીઆરસ, પાંચમ, અને દશમ એમાંથી કોઈ પણ તિથિ હોય અને અશ્વિની. રોહણી, પુનર્વસુ, મઘા, હસ્ત, વિશાખા, મૂળ, શ્રવણ અને પૂ. ભાદ્રપદ; એમાંનું કોઈ પણ નક્ષત્ર હોય તો કુમાર યોગ થાય છે. આ યોગ મૈત્રી વિદ્યા, દીક્ષા, ગૃહ અને વ્રત

આદિ કાર્યોમાં શુભ છે. ઉપરના બન્ને યોગોમાં અશુભ યોગ ન હોવો જોઇએ.

**સ્થિર યોગ :**–ગુરુવાર કે શનિવારે, તેરશ, ચોથ, નોમ, ચૌદશ કે આઠમ હોય અને કૃતિકા, આદ્રા, આશ્લેષા, ઉ. ફાલ્ગુની, સ્વાતી, જ્યેષ્ઠા, ઉ. ષાઢા, શતભિષા કે રેવતી નક્ષત્રમાંથી કોઇ પણ નક્ષત્ર હોય તો સ્થિર (સ્થિવર) યોગ થાય છે.

**ઉપગ્રહ યોગ**–સૂર્યના નક્ષત્રથી દૈનિક નક્ષત્ર પાંચમું, ૮મું, ૧૪મું, ૧૮મું, ૧૯મું, ૨૨મું, ૨૩ મું, અને ૨૪ મું, હોય તો ઉપગ્રહ યોગ કાર્ય થાય છે. તે શુભ કાર્યમાં વર્જ્ય છે.

સૂર્યના નક્ષત્રથી દૈનિક નક્ષત્ર પહેલું, પાંચમું, સાતમું, આઠમું, અગીઆરમું, પંદરમું, કે સોળમું હોય તો તે યોગ આણુ હરણુ કરનારો છે. સૂર્ય નક્ષત્રથી દૈનિક નક્ષત્ર ચોથું, છઠું, નવમું, દશમું, તેરમું અને વીશમું હોય તો **રવિયોગ** થાય છે.

રવિ–હસ્તાં, સોમ–મૃગશિર્ષ, મંગળ–અશ્વિની, બુધ–અનુરાધા, ગુરુ–પુષ્ય, શુક્ર–રેવતી, શનિ–રોહિણી નક્ષત્ર હોય તો **અમૃતસિદ્ધિ યોગ** થાય છે. પણ જો નક્ષત્ર નીચે જણાવેલ તિથિ સહિત હોય તો વિષ યોગ થાય છે

**મૃત્યુ યોગ**–રવિ અને મંગળવારે ૧–૬–૧૧, સોમ અને ગુરૂવારે ૨–૭–૧૨, બુધવારે ૩–૮–૧૩, શુક્રવારે ૪–૯–૧૪, શનીવારે ૫–૧૦–૧૫, તિથિ હોય તો મૃત્યુ યોગ થાય છે.

**સ્થિર યોગ**–રોગાદિકનો નાશ કરવામાં શુભકારક છે. **રવિ યોગ**–આ યોગ સેંકડો અશુભોનો નાશ કરનાર છે. **અમૃતસિદ્ધિ યોગ**–અત્યંત શુભ છે.

**જ્વાલામુખી યોગ**–એકમે મૂળ, પાંચમે ભરણી, આઠમે કૃત્તિકા, નવમે રોહિણી અને દશમે આશ્લેષા નક્ષત્ર હોય તો જ્વાલામુખી યોગ થાય છે. આ યોગ અશુભ છે.

**કાળમુખી યોગ**–ચોથને દિવસે ત્રણ ઉતરા, પાંચમને મઘા, નોમને કૃત્તિકા, ત્રીજને અનુરાધા તથા આઠમને રોહિણી હોય તો કાળમુખી નામનો યોગ થાય છે. આ યોગ અશુભ છે.

**વ્યતિપાત અને વૈધૃતિ મહાપાત** પંચાગમાં આપેલ છે તે પણ અશુભ છે. આ બન્ને મહાપાતોનો સમય શુભ કાર્યોમાં અવશ્ય તજવા યોગ્ય છે.

**યોગિનીનું કોષ્ટક :**–

| પૂર્વ | ઉત્તર | અગ્નિ | નૈઋત્ય | દક્ષિણ | પશ્ચિમ | વાયવ્ય | ઈશાન |
|---|---|---|---|---|---|---|---|
| ૧–૯ | ૨–૧૦ | ૩–૧૧ | ૪–૧૨ | ૫–૧૩ | ૬–૧૪ | ૭–૧૫ | ૮–૩૦ |

યોગિનીમાં જનાર માણસને પછવાડી તથા ડાબી બાજુએ સારી અને સન્મુખ તથા જમણી અશુભ જાણવી.

**વત્સ ચાર**–મીન, મેષ અને વૃષભ સંક્રાંતમાં વત્સ પશ્ચિમ દિશાએ ઉગે છે, મિથુન, કર્ક અને સિંહ સંક્રાંતિ હોય ત્યારે વત્સ ઉત્તરમાં ઉગે છે. કન્યા, તુલા અને વૃશ્ચિક સંક્રાંતિ હોય ત્યારે વત્સ પૂર્વમાં ઉગે છે, તથા ધન, મકર અને કુંભ સંક્રાંતિ હોય ત્યારે વત્સ દક્ષિણમાં ઉગે છે, તે વત્સ પ્રયાણ તથા પ્રવેશ સમયે સન્મુખ કે પાછળ સારો નથી એટલે ડાબે તથા જમણે પાસે હોય તો તે સારો છે.

**અન્ય વિધિ**–વત્સવાળી દિશાના સાત ભાગ કરવાં: તે સાતે ભાગોમાં અનુક્રમે

વત્સ ૫, ૧૦, ૧૫, ૩૦, ૧૫, ૧૦, અને ૫ દિવસ રહે છે તેમાંથી મધ્યના (ચોથા ભાગના) ત્રીશ દિવસોમાં વત્સ ઉદય ત્યારે તેની સન્મુખનો વર્જ્ય છે, અર્થાત મધ્યનો જ દિશામાં વત્સ ઉદય પામે ત્યારે વર્જ્ય સમજવો.

**શુક્ર વિચાર**-શુક્ર જે દિશામાં ઉગે તે દિશા સન્મુખ ગણાય છે શુક્ર સન્મુખ તથા જમણો બન્ને વર્જ્ય કહ્યો છે.

**રાહુ ચાર**-રાહુ સૂર્યોદયથી આરંભીને દિવસે અને રાત્રિ અર્ધો અર્ધો પહર નીચે આપેલ દિશા અને વિદિશામાં ક્રમથી ચાલે છે. પૂર્વ વાયવ્ય, દક્ષિણ, ઈશાન, પશ્ચિમ, અગ્નિ, ઉત્તર અને નૈઋત્ય: તે રાહુ ગમન કરવાની પછવાડે અથવા ડાબી બાજુએ શુભકારક છે.

**રાહુનું વાર ગમન**-રવિવારે નૈઋત્ય, સોમવારે ઉત્તર, મંગળવારે અગ્નિ, બુધવારે પશ્ચિમ, ગુરૂવારે ઈશાન, શુક્રવારે દક્ષિણ, અને શનિવારે પૂર્વમાં: રાહુ ગમન કરનારની પછવાડે તથા ડાબી બાજુએ શુભ છે.

પ્રયાણ શુભ તિથિ-૧-૨-૩-૪-૫-૬-૭-૧૦-૧૧ અને ૧૩.

,, શુભ વાર-સોમ, ગુરુ, શુક્ર અને બુધવાર ૧-૪-૬-૮ તિથિ સિવાય.

,, શુભ નક્ષત્ર:- પુષ્ય, અશ્વિની, મૃગશીર્ષ, રેવતી હસ્ત, પુનર્વસુ, શ્રવણ, અનુરાધા, ધનિષ્ઠા.

,, મધ્યમ નક્ષત્ર:-રોહિણી ત્રણ ઉત્તરા, ત્રણ પૂર્વા, શતભિષા, જ્યેષ્ઠ અને મૂળ.

**વિહાર તથા પ્રવેશમાં**-ફક્કડુ અથવા ચોથાનું ઘર વર્જ્ય છે તે આ પ્રમાણે:- એકમ શનિવાર, બીજ શુક્રવાર, ત્રીજ ગુરૂવાર, ચોથ બુધવાર, પાંચમ મંગળવાર, છઠ્ઠ સોમવાર અને સાતમને રવિવાર.

**નગર પ્રવેશ**-હસ્ત, અશ્વિની, ચિત્રા, અનુરાધા, ઉત્તરાત્રણ રોહિણી, પુષ્ય, મૃગશીર્ષ, મૂળ અને રેવતિ નક્ષત્ર; સોમ, બુધ, ગુરુ, શુક્ર, અને રવિવાર શુભ છે.

**વિદ્યારંભનું મુહુર્ત**-ગુરૂ, બુધ, શુક્ર અને રવિવારે, અશ્વિની, ત્રણે પૂર્વા, હસ્ત, મૂળ, ચિત્રા, સ્વાતિ, શ્રવણ, ધનિષ્ઠા, શતતારકા, મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય અને આશ્લેષા; આ નક્ષત્રો વિદ્યારંભ માટે શ્રેષ્ઠ છે.

**જ્ઞાનની વૃદ્ધિ કરનાર નક્ષત્રો**-મૃગશીર્ષ આર્દ્રા પુષ્ય, ત્રણ પૂર્વા, મૂળ, અશ્લેષા, હસ્ત અને ચિત્રા.

**નંદિનું-(નાંદ માંડવાનું) મુહૂર્ત**-રવિ, સોમ, બુધ, ગુરૂ કે શુક્રવારમાંથી કોઇ વાર સ્વાતી, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, હસ્ત, અશ્વિની, અભિજીત, પુષ્ય, મૃગશીર્ષ, અનુરાધા, ચિત્રા, રેવતી, રોહિણી અને ત્રણ ઉત્તરામાંથી કોઇ નક્ષત્ર હોય તો વતોચ્ચારણાદિ ક્રિયા માટે નાંદ માંડવી.

**શાંતિક પૌષ્ટિક કાર્ય**-બુધ, ગુરૂ, શુક્ર અને રવિવારે; રોહિણી, મૃગશીર્ષ, મઘા, ફાલ્ગુની, હસ્ત, સ્વાતી; અનુરાધા, મૂળ, ઉત્તરાષાઢા, ઉ. ભાદ્રપદ, રેવતી, અશ્વિની અને શ્રવણ નક્ષત્રોમાં કરવું.

**લોચના નક્ષત્રો**-પુનર્વસુ, પુષ્ય, શ્રવણ અને ધનિષ્ઠા શુભ છે, કૃતિકા, વિશાખા,

મઘા અને ભરણી વર્જ્ય છે. બાકીના નક્ષત્રો મધ્યમ છે. શનિવાર, મંગળવાર, વર્જ્ય છે. રિક્તા ૬, ૮, ૦)) તિથિ વર્જ્ય છે.

**વાસ્તુ પ્રારંભ**–એટલે સુત્રપાત તથા ખાત મુહુર્ત માટે વૈશાખ, શ્રાવણ, માગશીર્ષ, પોષ અને ફાલ્ગુન કહે છે બીજાની મનાઇ કરે છે, અન્યમતથી કાર્તિક અને માઘ પણ લઇ શકાય છે.

**દેવાલય ખાત**–મીન, મેષ અને વૃષભ એ ત્રણે સંક્રાંતિમાં અગ્નિ કોણમાં ખાત. મિથુન, કર્ક, સિંહ એ ત્રણે સંક્રાંતિમાં ઇશાન કોણમાં ખાત. કન્યા તુલા, અને વૃશ્ચિક એ ત્રણ સંક્રાંતિમાં વાયવ્ય કોણમાં ખાત ધન, મકર, અને કુંભ એ ત્રણે સંક્રાંતિમાં નૈઋત્ય કોણમાં ખાત; તથા ખાતમાં મૃગશીર્ષ, અનુરાધા ચિત્રા, રેવતિ, ત્રણ ઉત્તરા, રોહિણી, હસ્ત, પુષ્ય, ધનિષ્ઠા, શતભિષા, અને સ્વાતી નક્ષત્રો લેવાં.

**શિલા સ્થાપન**–પુષ્ય, ત્રણ ઉત્તરા, રોહિણી, હસ્ત, મૃગશીર્ષ અને શ્રવણ નક્ષત્રમાં થાય.

**પૃથ્વી બેઠી છે કે સુતી છે તે જોવાની રીત**–સુદ ૧ થી તિથિ, રવિવારથી વાર અને અશ્વિનીથી નક્ષત્ર ગણી, ત્રણનો સરવાળો કરી ચારે ભાગતાં જો ૧ શેષ રહે તો પૃથ્વી ઉભી, બે શેષ રહે તો બેઠી, ત્રણ શેષ રહે તો સુતા શેષ રહે તો જાગતી જાણવી, ૧ શેષ રહે અને ૦ શેષ રહે તો પૃથ્વી સારી નહી.

**બીજી રીત**–સૂર્યના મહા નક્ષત્રથી દિવસના નક્ષત્ર સુધી ગણતાં ૫, ૭, ૯, ૧૨, ૧૮, ૨૬. એ નક્ષત્રોમાં પૃથ્વી સૂઇ રહે છે જેથી તે નક્ષત્રો લેવાં નહિ.

**વાસ્તુ**–(ગૃહારંભથી પ્રવેશ સુધી) માં ત્રણ ચક્ર લેવાય (જોવાય) છે તેમાં આરંભ (ખાત)માં વૃષભ ચક્ર, સ્તંભમાં કૂર્મ ચક્ર, તથા પ્રવેશમાં કળશ ચક્ર લેવાય છે.

**વૃષભ ચક્રઃ**–સૂર્યના નક્ષત્રથી મુહુર્તના દિવસ સુધી અભિજીત નક્ષત્ર ગણવાં તેમાં તે (મુહૂર્તના) દીવસે જેટલામું નક્ષત્ર હોય ત્યાં સુધીનું ફળ–પહેલાં ૭ અશુભ, પછી ૧૧ શુભ પછી ૧૦ અશુભ.

**બીજી રીતઃ**–નિરભિજીત ગણનાથી પહેલાં ૩ શુભ, પછી ૪ અશુભ, પછી ૭ શુભ, પછી ૬ અશુભ, પછી ૨ શુભ, પછી ૫ અશુભ છે

**કુર્મ ચક્રઃ**–જે દિવસે સ્થંભ રોપવો હોય તે દિવસની તિથિને ૫ વડે ગુણવી અને કૃત્તિકાથી તે દિવસના નક્ષત્ર સુધીના આંકડા જોડવા અને ૧૨ તેમાં ઉમેરવા; પછી ૯ થી ભાગતાં શેષ ૪–૭–૧ રહે તો કૂર્મ જળમાં છે, તેનું ફળ લાભ, શેષ ૫–૨–૮ રહે તો કૂર્મ સ્થળમાં છે. તેનું ફળ હાની અને શેષ ૩–૬–૯ રહે તો કૂર્મ આકાશમાં છે તેનું ફળ મરણ, એમ ત્રણ પ્રકારે કૂર્મ ફળ જોઇ શુભ ફળ આવતાં મુહૂર્ત લેવું

**કુંભ ચક્રઃ**–સૂર્યના નક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર સુધી ગણતાં પહેલાં પાંચ નક્ષત્રો નેષ્ઠ, પછીનાં આઠ સારાં અને તે પછીનાં આઠ નેષ્ઠ, અને બાકી છ નક્ષત્રો સારાં જાણવાં.

**પ્રતિમા પ્રવેશઃ**–પુષ્ય, ધનિષ્ઠા, મૃગશીર્ષ રોહિણી, ત્રણે ઉત્તરા શતભિષા, ચિત્રા, અનુરાધા, રેવતી એ નક્ષત્રોમાં, શુભવારમાં સ્થિર લગ્નમાં તથા ચંદ્ર, ગુરૂ શુક્રનો ઉદય

હોય ત્યારે પ્રતિમાનો પ્રવેશ થઈ શકે.

કેવળજ્ઞાનોત્પત્તિ:-ત્રણ ઉત્તરા, આર્દ્રા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, શતભિષા, રોહિણી અને પુષ્યમાં થાય છે.

દીક્ષા તથા પ્રતિષ્ઠાનાં મુહૂર્ત:-માસ, દિવસ અને નક્ષત્ર ત્રણની શુદ્ધિ જાણીને ધ્રુવ (સ્થિર) લગ્નમાં દીક્ષા અને પ્રતિષ્ઠા વિગેરે શુભ કાર્યો કરવા.

શુભ માસ:-માગશીર્ષ, માહ. ફાગણ વૈશાખ, જેઠ, અષાઢ માસ બન્નેમાં શુભ છે.

શુભવાર:-રવિ, બુધ, ગુરૂ અને શુક્ર, શની દીક્ષામાં શુભ છે. સોમ, બુધ, ગુરૂ, શુક્ર, પ્રતિષ્ઠામાં શુભ છે.

શુભતિથિ:-૨-૩-૫-૭-૧૦-૧૧-૧૩ દીક્ષામાં શુભ છે

શુભનક્ષત્ર:-ત્રણ ઉત્તરા, રોહિણી, હસ્ત. અનુરાધા, શતભિષા, પૂર્વાભાદ્રપદ, પુષ્ય પુનર્વસુ, રેવતી, અશ્વિની, મૂળ, શ્રવણ, સ્વાતી આ નક્ષત્રો દીક્ષામાં શુભ છે.

મઘા, મૃગશીર્ષ, હસ્ત, ત્રણ ઉત્તરા, અનુરાધા, રેવતી, શ્રવણ. મૂળ, પુષ્ય, પુનર્વસુ, રોહિણી; સ્વાતી અને ધનિષ્ઠા પ્રતિષ્ઠામાં શુભ છે.

પ્રતિષ્ઠા લગ્ન:-જીનેશ્વરની પ્રતિષ્ઠાને વિષે દ્વિસ્વભાવ લગ્ન શ્રેષ્ઠ છે, સ્થિર લગ્ન મધ્યમ છે અને ચર લગ્ન કનિષ્ઠ છે.

પ્રતિષ્ઠા નવમાંશ:-પ્રતિષ્ઠાને વિષે મિથુન, કન્યા અને ધનનો પ્રથમ અર્ધ એટલા અંશો [ઉત્તમ] સારા છે, તથા વૃષભ, સિંહ, તુલા અને મીન એટલા અંશો મધ્યમ, દેવાલયના કર્તા અને પ્રતિષ્ઠા કરનારને સુખકર્તા છે.

દીક્ષા લગ્ન તથા નવમાંશ:-દીક્ષાને વિષે લગ્નમાં તથા નવમાંશમાં દ્વિસ્વભાવ રાશિઓ, વૃષભ વિનાની સ્થિર રાશિઓ અને મકર રાશિ એટલી રાશિઓ શુભ છે, તે સિવાય બીજી રાશિ શુભ નથી.

શુક્ર-લગ્નમાં રહ્યાં હોય, શુક્રવાર હોય લગ્નમાં શુક્રનો નવમાંશ હોય, શુક્રનું ભવન વૃષભ અને તુલા લગ્ન હોય તથા શુક્ર લગ્ન હોય કે સાતમાં સ્થાને સંપૂર્ણ જોતો હોય તે સમય દીક્ષાને માટે વર્જ્ય છે.

ચંદ્ર-લગ્નમાં હોય, સોમવારે હોય, ચંદ્રનો નવમાંશ તથા ચંદ્ર લગ્નને જોતો હોય તે સમય દીક્ષાને માટે વર્જ્ય છે દીક્ષા કુંડળીમાં ચંદ્ર સાથે કોઈપણ ગ્રહ હોવો જોઈએ નહિં અર્થાત્ ચંદ્ર એકલોજ જોઈએ

બિંબ પ્રતિષ્ઠા-ને વિષે પ્રતિષ્ઠા કરાવનારના જન્મ નક્ષત્રથી ૧૦ મું, ૧૬,મું, ૧૮ મું, ૨૩,મું અને ૨૫ મું નક્ષત્ર વર્જવુ..

પંચાગમાં-વિષ્કુંભાદિ ૨૭ યોગો આપેલ છે, તેમાંથી વૈધૃતિ અને વ્યતિપાત સંપૂર્ણ ત્યાજ્ય છે. પરિઘનો પહેલાંનો અર્ધોભાગ ત્યાજ્ય; વિષ્કંભ ગંડ, અતિગંડ, શૂલ, વ્યાઘાત અને વજ્રયોગનો પ્રથમ ચરણ ત્યાજ્ય છે.

ત્યાજ્ય-ચાતુર્માસમાં, અધિક માસમાં, ગુરૂ-શુક્રનો અસ્ત, ગુરૂ-શુક્રની બાલ્યાવસ્થા અને વૃદ્ધાવસ્થા હોય ત્યારે દીક્ષા પ્રતિષ્ઠા કરવી નહી. શુક્ર અસ્તમાં દીક્ષા થઈ

શકે છે. તથા અવજોગ, કુલિક, ભદ્રા (વિષ્ટિ) તથા ઉલ્કાપાત વિગેરેના દિવસોને વર્જવા. સંક્રાંતિના ત્રણ દિવસ તથા ગ્રહણના નવ દિવસ વર્જવા; શુભ નક્ષત્ર પણ સંધ્યાગત હોય, સુર્યગત હોય, ક્રૂર હોય, ગ્રહ સહિત હોય, વિલંબિત હોય, રાહુથી હણાયેલ હોય કે ગ્રહથી ભેદાયેલ હોય આ સાત પ્રકારના નક્ષત્રો વર્જવાં

કૃષ્ણપક્ષમાં ચંદ્ર ક્ષીણ થતો હોવાથી આઠમ પછી તારાનું બલ જોવું.

જન્મ સમયે ચંદ્ર જે નક્ષત્રમાં હોય તે જન્મ નક્ષત્ર (તારા) કહેવાય છે. તે નક્ષત્રથી ઈષ્ટ દિવસની ૩-૫-૭-૧૨-૧૪-૧૬-૨૧-૨૩-૨૫ મી તારા (નક્ષત્ર) અશુભ જાણવી. તથા જન્મ અને આધાન તારા ગમનમાં વર્જવા યોગ્ય છે.

તારાઓનું યંત્ર.

| જન્મ ૧ | સંપત્ ૨ | વિપત્ ૩ | ક્ષેમા ૪ | યમા ૫ | સાધના ૬ | નિધના ૭ | મૈત્રી ૮ | પરમ મૈત્રી ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| કર્મ ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ |
| આધાન ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ |

ગ્રહોનાં ઉચ્ચ, નીચ સ્થાનની રાશિ અને અંશ તથા (સ્વગ્રહી) પોતાની રાશિઓ.

| | સુર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | રાહુ |
|---|---|---|---|---|---|---|---|---|
| ઉચ્ચ રા. | ૧ | ૨ | ૧૦ | ૬ | ૪ | ૧૨ | ૭ | ૩ |
| અં. | ૧૦ | ૩ | ૨ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ | ૦ |
| નીચ રા. | ૭ | ૮ | ૪ | ૧૨ | ૧૦ | ૬ | ૧ | ૯ |
| અં. | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ | ૦ |
| સ્વગૃહી રા | ૫ | ૪ | ૧ | ૩ | ૯ | ૨ | ૧૦ | ૬ |
| સ્વામી રા. | ૦ | ૦ | ૮ | ૬ | ૧૨ | ૭ | ૧૧ | ૦ |

સપ્ત શલાકા યંત્ર

કૃ રો મૃ આ પુ પુ આ
ભ ... શ
પૂ ... અ
ઉ ... રે
હ ... ઉ
ચિ ... પૂ
સ્વા ... શ
વિ ... ધ
શ્ર અભિ ઉ પૂ મૂ જ્યે અનુ

પંચ શલાકા યંત્ર.

કૃ રો મૃ આ પુ પુ અ
અ ... ભ
રે ... મ
ઉ ... પુ
પૂ ... ઉ
શ ... ચિ
ધ ... સ્વા
શ્ર અભિ ઉ પૂ મૂ જ્યે અ વિ

## આનંદાદિક યોગોનું કોષ્ટક

| યોગનામ | રવિ | સોમ | ભોમ | બુધ | ગુરૂ | શુક્ર | શની | ફલ | ત્યાજ્ય ઘટી |
|---|---|---|---|---|---|---|---|---|---|
| આનંદ | અશ્વિ. | મૃગ. | અશ્લે | હસ્ત | અનુ | ઉ પા. | શત | સિદ્ધિ | |
| કાલદંડ | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા | જ્યેષ્ઠા | અભિ | પૂ ભા. | મૃત્યુ | ૧૦ |
| ધૂમ્ર | કૃતિકા | પુનર્વ | પૂ ફા | સ્વાતિ | મૂળ | શ્રવણ | ઉ. ભા. | અસુખ | ૧ |
| પ્રજાપતિ | રોહિ | પુષ્ય | ઉ. ફા | વિશા | પૂ પા | ધાન | રેવતી | સૌભાગ્ય | |
| સૌમ્ય | મૃગ. | અશ્લે | હસ્ત | અનુ | ઉ પા | શત | અશ્વિ | મહાસૌ | |
| ધ્વાંક્ષ | આર્દ્રા | મઘા | ચિત્રા | જ્યેષ્ઠા | અભિ | પુ. ભા. | ભરણી | ધનક્ષય | ૫ |
| ધ્વજ | પુન | પૂ ફા | સ્વાતિ | મૂલ | શ્રવણ | ઉ. ભા | કૃતિકા | સૌખ્ય | |
| શ્રીવત્સ | પુષ્ય | ઉ ફા. | માન | પૂ શા. | ધનિ | રેવતી | રોહિ | સુખ | |
| વજ્ર | અશ્લે | હસ્ત | અનુ | ઉ પા | શત. | અશ્વિ | મૃગ | ક્ષય | |
| મુદ્ગર | મઘા | ચિત્રા | જ્યેષ્ઠા | અભિ | પૂ ભા | ભરણી | આર્દ્રા | શ્રીનાશ | ૫ |
| છત્ર | પૂ ફા | સ્વાતિ | મૂલ | શ્રવણ | ઉ ભા. | કૃતિકા | પુનર્વ | રાજસન્મા | ૫ |
| મિત્ર | ઉ ફા | વિશા | પૂ પા. | ધનિ | રેવતી. | રોહિ | પુષ્ય | પુષ્ટિ | |
| માનસ | હસ્ત | અનુ. | ઉ. પા. | શત. | અશ્વિ | મૃગ | અશ્લે. | સૌભાગ્ય | |
| પદ્મ | ચિત્રા | જ્યેષ્ઠા | અભિ. | પૂ. ભા | ભરણી | આર્દ્રા | મઘા | ધનલાભ | |
| લુંબક | સ્વાતિ | મૂલ | શ્રવણ | ઉ. ભા | કૃતિકા | પુન. | પૂ ફા. | ધનનાશ | ૪ |
| ઉત્પાત | વિશા | પૂ. પા. | ધનિ | રેવતી | રોહિ | પુષ્ય | ઉ. ફા. | પ્રાણનાશ | ૧૦ |
| મૃત્યુ | અનુ. | ઉ પા | શત. | અશ્વિ. | મૃગ | અશ્લે | હસ્ત | મૃત્યુ | ૧૦ |
| કાણ | જ્યેષ્ઠા | અભિ | પૂ ભા. | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા | ક્લેશ | ૨ |
| સિદ્ધિ | મૂલ | શ્રવણ | ઉ ભા | કૃતિ | પુનર્વ | પૂ ફા | સ્વાતિ | કાર્યસિદ્ધિ | |
| શુભ | પૂ પા | ધનિ | રેવતી | રોહિ. | પુષ્ય | ઉ ભા | વિશા | કલ્યાણ | |
| અમૃત | ઉ પા. | શત | અશ્વિ | મૃગ. | અશ્લે | હસ્ત | અનુ | રાજયોગ | |
| મુસલ | અભિ | પૂ ભા. | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા | જ્યેષ્ઠા | ધનનાશ | |
| ગદ | શ્રવણ | ઉ ભા | કૃતિ | પુનર્વ | પૂ ફા | સ્વાતિ | મૂલ | ક્ષય | ૨ |
| માતંગ | ધાન | રેવતી | રોહિ | પુષ્ય | ઉ ફા. | વિશા. | પૂ પા | કુળવૃદ્ધિ | ૭ |
| રાક્ષસ | શત | અશ્વિ | મૃગ | અશ્લે | હસ્ત | અનુ. | ઉ. પા | મહાક્લેશ | ૧૦ |
| ચર | પૂ ભા | ભરણી | આર્દ્રા | મઘ | ચિત્રા | જ્યેષ્ઠા | અભિ | કાર્યસિદ્ધિ | |
| સ્થિર | ઉ ભા | કૃતિકા | પુન | પૂ ફા. | સ્વાતી | મૂલ | શ્રવણ | ગૃહારંભ | |
| વર્ધમાન. | રેવતી | રોહિ | પુષ્ય | ઉ ફા | વિશા | પૂ. પા. | ધનિષ્ઠ | લગ્ન | |

વિષ્ટિ (ભદ્રા) કરણ—અશુભ છે સુદ પક્ષમાં ચતુર્થી તથા એકાદશીની રાત્રીએ (પશ્ચિમ દળમાં) અને અષ્ટમી તથા પૂર્ણિમાએ દિવસે (પૂર્વ દળમાં) ભદ્રા હોય છે, અને વદ પક્ષમાં ત્રીજ અને દશમીની રાત્રે (પશ્ચિમ દળમાં) અને સાતમ તથા ચૌદશે દિવસે (પૂર્વ દળમાં) ભદ્રા હોય છે. રાત્રિની ભદ્રા જો દિવસે હોય અને દિવસની ભદ્રા જો રાત્રે હોય તો તે વખતે ભદ્રાનો દોષ નથી, આ સપ્ત શલાકા ચક્ર દીક્ષા, પ્રતિષ્ઠાદિ શુભ કાર્યોમાં જોવામાં આવે છે. અને પંચ શલાકા ફક્ત દીક્ષામાંજ જોવામાં આવે છે. ઇષ્ટ નક્ષત્રની (ઇષ્ટ દિવસે જે નક્ષત્ર હોય તેની) સામેના નક્ષત્રમાં જો કોઈ ક્રુર ગ્રહ [illegible] હોય તો તે ગ્રહવડે ઇષ્ટ નક્ષત્રનો વેધ થાય છે. આ પ્રમાણે ઇષ્ટ નક્ષત્ર જો ગ્રહથી વિંધાયેલ હોય તો તે નક્ષત્ર અશુભ છે. વેધમાં પહેલા ચરણનો ચોથા ચરણની સાથે અને બીજા ચરણનો વેધ ત્રીજા ચરણ સાથે ક્રમથી થાય છે,

